

# श्रीमद् भगवतीभागवत

अथवा

## देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર




ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨




ચોવીસ રૂપિયા

સંવત ૨૦૩૨ ઈ. સ. ૧૯૭૬

| આવૃત્તિ | સને | પ્રત | આવૃત્તિ | સને | પ્રત | આવૃત્તિ | સને | પ્રત |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧લી | ૧૯૧૫ | ૨૩૦૦ | ૫મી | ૧૯૫૩ | ૨,૫૦૦ | ૯મી | ૧૯૬૮ | ૭૫૦૦ |
| ૨જી | ૧૯૨૯ | ૨૩૦૦ | ૬ઠ્ઠી | ૧૯૫૬ | ૩૫૦૦ | ૧૦મી | ૧૯૭૦ | ૮૦૦૦ |
| ૩જી | ૧૯૪૦ | ૫૫૦૦ | ૭મી | ૧૯૫૯ | ૪૫૦૦ | ૧૧મી | ૧૯૭૬ | ૬૦૦૦ |
| ૪થી | ૧૯૪૭ | ૫૫૦૦ | ૮મી | ૧૯૬૫ | ૩૬૦૦ | | | |


★

या देवी सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः॥
જે દેવી સર્વ ભૂતોમાં શક્તિરૂપે વસી રહી;
નમું તેને, નમું તેને, નમું તેને ફરી ફરી.

★

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ લ૦ શાહ,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, ભદ્ર : અમદાવાદ

# નિવેદન

આ ગ્રંથની પુનર્મુદ્રણરૂપે આ ૧૧ મી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

જગતનું મૂળ તત્ત્વ પરમાત્મા અને તેમની શક્તિ એકબીજાથી જુદાં નથી. પરંતુ પરમાત્માની પ્રકૃતિ અથવા શક્તિરૂપ દેવીના સ્વરૂપમાં નિષ્ઠાવાળા સાધકો માટે આ પુરાણગ્રંથમાં 'આદ્યશક્તિ'ના નામ અને રૂપમાં પરબ્રહ્મ પરમાત્માનું જ વર્ણન કરવામાં આવ્યું છે. દેવી-ભક્તોને આ ગ્રંથના વાચન-મનનથી પરમાત્માની એ શક્તિના સ્વરૂપનો બોધ સુલભ બનશે.

સને ૧૯૭૪થી છાપવાના કાગળો, પ્રિન્ટિંગ શાહી, દોરાના ભાવો, પૂંઠાં, છીંટ, ટાઈપો તથા મહેનતાણું વગેરે પ્રતિવર્ષે વધતાં રહ્યાં છે અને કાગળના ભાવ તો બમણા ઉપરાંત વધી ગયા છે. આમ છતાં સંસ્થા તેના મુખ્ય ઉદ્દેશ અનુસાર ધર્મગ્રંથો બને તેટલા સસ્તા મૂલ્યે પ્રસિદ્ધ કરે છે. એ મુજબ આ આવૃત્તિનું મૂલ્ય માત્ર રૂ. ૨૪–૦૦ રાખ્યું છે. અન્યત્ર પ્રકાશિત થતા ગ્રંથોની સાથે સરખામણી કરતાં આ મૂલ્ય ઘણું ઓછું છે, તેની ખાતરી થયા વિના રહેશે નહિ.

આ પછીનાં પૃષ્ઠોમાં સદ્ગત ભિક્ષુ અખંડાનંદજીનું આગલી આવૃત્તિમાં છપાયેલું નિવેદન આપ્યું છે. તેમાં તેમણે આ ગ્રંથની ઉપકારકતા વિષે સવિસ્તર જણાવ્યું છે. તે ઉપરાંત પાન ૧૯ મા ઉપર સંસ્કૃત ટીકાકારનો ઉપોદ્ઘાત ટૂંકાવીને સારરૂપે આપેલો છે. પુસ્તક વાંચવાનું શરૂ કરવા અગાઉ તે વાંચી જવા માટે વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

આવા દળદાર ગ્રંથો છાપવાનું અત્યારના સંજોગોમાં મુશ્કેલ હોવા છતાં જિજ્ઞાસુઓની માગણી લક્ષમાં લઈને આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું સંસ્થાએ સાહસ કર્યું છે. આશા છે કે દેવીભક્તો અને શક્તિના ઉપાસકો અગાઉની જેમ આનો આદર કરશે.

વલ્લભવિદ્યાનગર
તા. ૨૫–૫–'૭૯

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
(પ્રમુખ) એચ. એમ. પટેલ



# नमस्ते नमस्ते नमस्ते भवानि

त्वमर्कस्त्वमग्निस्त्वमिंदुस्त्वमापस्त्वमाकाशभूवायवस्त्वं चिदात्मा ।
त्वदन्यो न कश्चित्प्रकाशोऽस्ति सर्वं सदानंदसंवित्स्वरूपं तवेदम् ॥

હે દેવિ! સૂર્ય, અગ્નિ ચંદ્ર, જળ, આકાશ, પૃથ્વી, વાયુ અને ચિદાત્મારૂપ પણ તમે જ છો. આપની સત્તાસ્ફૂર્તિ વિના કોઈ પણ પદાર્થ કે પ્રકાશ અસ્તિત્વમાં જ આવી શકે તેમ નથી. આથી આ સમગ્ર વિશ્વમાં જે કાંઈ પણ પ્રાણી–પદાર્થ, વસ્તુ–સ્થિતિ કે પદ–પદાર્થ ઇત્યાદિ છે, તે આપનું જ સદાનંદ સંવિત્ સ્વરૂપ છે.

गुरुस्त्वं शिवस्त्वं च शक्तिस्त्वमेव त्वमेवासि माता पितासि त्वमेव ।
त्वमेवासि विद्या त्वमेवासि बुद्धिर्गतिर्मे मतिर्देवि सर्वं त्वमेव ॥

હે દેવિ! મારા ગુરુ, મારું કલ્યાણ અને મારી શક્તિ પણ તમે જ છો. મારાં માતા અને પિતા પણ તમે જ છો. મારી વિદ્યા, બુદ્ધિ, ગતિ અને મતિ પણ તમે જ છો. એટલું જ નહિ, પણ હે ભવાનિ! મારું સર્વસ્વ પણ તમે જ છો.

श्रुतीनामगम्यं सुवेदागमाद्यैर्महिम्नो न जानाति पारं तवेदम् ।
स्तुतिं कर्तुमिच्छामि ते त्वं भवानि क्षमस्वेदमंब प्रमुग्धः किलाहम् ॥

હે વિશ્વેશ્વરિ! શ્રુતિઓને પણ તમારો મહિમા અગમ્ય છે અને વેદશાસ્ત્રાદિ પણ તમારા મહિમાનો પાર પામી શકતાં નથી. આપ આવાં અપાર મહિમાવાળાં છો; તોપણ હે ભવાનિ! હું આપની સ્તુતિ કરવા ઇચ્છું છું, તેને માટે આપ મને ક્ષમા કરજો; કેમ કે હે અનંત ઐશ્વર્યોના ભંડારસ્વરૂપ માત અંબે! ખરે, હું આપનો જરાતરા મહિમા જાણવાથી મુગ્ધ જ બની ગયો છું!

शरण्ये वरण्ये सुकारुण्यपूर्णे हिरण्योदराद्यैरगम्येऽतिपुण्ये ।
भवारण्यभीतं च मां पाहि भद्रे नमस्ते नमस्ते नमस्ते भवानि ॥

હે શરણાગતવત્સલ માતેશ્વરિ! હે પરમપૂજ્ય અને અત્યંત કરુણાપૂર્ણ પરમેશ્વરિ! હે હિરણ્યગર્ભાદિથી પણ અગમ્ય અને અત્યંત પવિત્ર એવાં કલ્યાણિ! હે ભવાનિ! આ સંસારરૂપી અરણ્યથી ભયભીત થયેલો હું આપને શરણે છું, મુજ દીન–હીનનું આપ રક્ષણ કરો; આપને અનેકાનેક નમસ્કાર છે, નમસ્કાર છે, નમસ્કાર છે.

(શ્રીમત્ શંકરાચાર્ય વિરચિત 'ભવાની-ભુજંગ-સ્તોત્ર'માંથી)

# નિવેદન

## [ આગલી આવૃત્તિમાંથી સારાંશરૂપે ]

અઢાર મહાપુરાણોમા આ ગ્રંથની ગણના કરવી કે વિષ્ણુભાગવતની? એ પ્રશ્ન પર મહાવિદ્વાન સસ્કૃત ટીકાકાર નીલકંઠે એક વિનાગ્રહીય ઉપોદ્ઘાત લખીને તેમા તેમણે 'ભગવતી ભાગવત'ના પક્ષમા મત દર્શાવ્યો છે એ ઉપોદ્ઘાતનું ગુજરાતી ભાષાંતર આ પછીનાં પૃષ્ઠોમા આપેલું જણાશે.

વેદ, ઉપનિષદ અને દર્શનાદિ મહાન ગ્રંથોમા ટૂકમા ગૂઢ સ્વરૂપે સમાયેલો તત્ત્વોપદેશ પુરાણગ્રંથોમા અનેક આખ્યાનો ઇત્યાદિ દ્વારા સરળ અને સુગમ રૂપે પ્રાપ્ત થાય છે, એ લાભ જેવોતેવો નથી આ પૃથ્વી લક્ષાવધિ વર્ષોથી ઉદ્ભવેલી હોવાના પ્રત્યક્ષ પ્રમાણો હવે બુદ્ધિમાન શોધકોને જ્ઞાત થતા આવે છે તે જોતા તેનો અને માનવજાતિનો અતિપ્રાચીન ઇતિહાસ જાણવાની સ્વાભાવિક રીત જે જિજ્ઞાસા ઉપજે, તેને પૂર્ણ કરવાના સાધનો ભારતવર્ષના વેદો અને પુરાણોમાથી—સ્પષ્ટ તેમ જ અસ્પષ્ટ—જેવા અને જેટલા મળી શકે, તેવા અને તેટલા જગતના કોઈ પણ દેશના સાહિત્યમાથી મળવા અશક્ય છે જગતમા જ્યા ત્યા ફેલાવો કરાતો ક્રિશ્ચિયન ધર્મ તો પૃથ્વીને માત્ર થોડા હજાર વર્ષ પૂર્વે જ સ્થાપેલી જણાવે છે!

આ પ્રમાણે ખગોળ, ભૂગોળ, ભૂસ્તર તેમ જ પ્રાણી પદાર્થ વિદ્યાઓના ઉપાસકો અને શોધકો માટે તથા મોક્ષમાર્ગના અનુગામી જિજ્ઞાસુ અને ભક્તજનો માટે પુરાણો એ એક ઉપકારક સાધન હોવા ઉપરાંત, જગતના અનિત્ય પદાર્થોમા નિત્યબુદ્ધિ તથા પ્રામવ્ય બુદ્ધિપૂર્વક નિરત થઈ રહેવા 'વિષયી' વર્ગ માટે પણ તેની ઉપકારકતા ઓછી નથી દરેક માણસને અતે તો આ બધુ છોડી જવાનુ જ હોવાથી, પરલોકનુ તેમ જ પુનર્જન્મનુ જીવન અધિકાધિક ઉન્નત અને સુખી નીવડે, તેને ખાતર વર્તમાન જીવનને બને તેટલુ વધાર ધાર્મિક અને નીતિમય બનાવવાનો અને નિષ્કામ નહિ તો સકામભાવે પણ પરહિતાર્થે પોતાના તન મન-ધનનો, દાન-સેવાદિ પ્રકારે બને તેટલો સદુપયોગ કરી લેવાનો અસરકારક સુબોધ પુરાણોમા અનેક સ્થળે સમાયેલો જણાશે. ભગવતીભાગવત તો સ્ત્રીવર્ગ માટે બોધપ્રદ થઈ પડે એવા સતી-સાધ્વીઓના અનેક આખ્યાનોની પણ વિશેષતા ધરાવે છે

બાકીમા રહ્યો હવે અનીતિયુક્ત જીવન ગાળનાર પામર વર્ગ મીઠાશ ચોપડેલી કડવી દવાની પેઠે તેમને પણ ગમી જાય એવી થોડીક વાતો ગૂથી લઈને તેમને પણ પુરાણગ્રંથો તરફ આકર્ષવા કે જેથી એવા પ્રકારની વાતોમા તથા બીજી વાતોમા મોટા પ્રમાણમા રહેલા હિતાવહ ઉપદેશો પણ તેમની જાણમા આવતા ચાલે અને તેમના હૃદયમા ઊતરતા ચાલે. એવા ઉદ્દેશથી હો કે ગમે તે કારણથી હો, પરતુ એ પામર વર્ગને પણ ગમી જાય એવી અર્થાત્ સજ્જ નોને ન ગમે એવી વાતો* પણ પુરાણોમા ઘઉંના કાકરાની પેઠે થાડીઘણી આવ્યા વિના રહેતી નથી

'દેવી સપ્રદાય' એ ભારતવર્ષમા પ્રચલિત ભક્તિપ્રધાન સપ્રદાયોમાનો એક છે પાચ ઉપાસ્ય દેવોમા 'દેવી'ની ગણના છે પાંચમાના પ્રત્યેક દેવનુ જે વર્ણન અને મહત્તા તે તે દેવના પુરાણોમા આવે છે તે જોતા, તે પ્રત્યેકમા તે તે દેવ દ્વારા તે સર્વનુ અધિષ્ઠાન અને સર્વશ્રેષ્ઠ એવા પરમાત્મદેવને જ—પોતપોતાને ગમી જાય તેવા તેવાં નામરૂપાદિ દ્વારા ઉપાસવા ને પ્રેરવા, એવો જ હેતુ રહેલો સમજાય છે પ્રત્યેક પુરાણમા પોતપોતાના ઉપાસ્ય સ્વરૂપની સર્વોચ્ચ મહત્તા વર્ણવવા સાથે અન્ય દેવોની ગૌણતા અને કોઈ સ્થાને નિંદા જેવુ પણ જણાશે, પરતુ એથી કરીને પણ જો ઉપાસક પોતાના ઉપાસ્ય દેવનો એકનિષ્ઠાવાળો અને સતત ભક્ત બને તો તો ક્રમે ક્રમે તેના બાહ્ય નામરૂપની ઉપાસના પણ પામી શકે અને તેના પરિણામે તે દેવનું ઉપાસનામાથી તેમના શ્રેષ્ઠ ગુણસ્વભાવ અને જ્ઞાન ચારિત્ર્યની

---

* આ ગ્રંથમા કોઈ કોઈ સ્થળે પામર વર્ગને ગમે અને સજ્જનોને ન ગમે એવા અશ્લીલ જેવા પ્રકારના પ્રસગો પણ ઘઉંમાં આવતા કાકરાની જેમ થોડા ઘણા આવ્યા વિના રહેતા નથી એમાના કોઈ કોઈ સ્થળે તો તરતમા જ ટિપ્પણી યા ખુલાસારૂપે ટીકાકારે અથવા ભાષાતરકર્તાએ નિરસન કરેલુ જણાશે. કોઈ કોઈ એવા પ્રસગો પણ છે, કે જેમાથી આધ્યાત્મિક અર્થ પણ ઘટાવી શકાય, પરતુ એનુ પણ પરિણામ તો મોટે ભાગે જ્ઞાનને બદલે દુરાચાર જ ફેલાવવા જેવુ આવે છે માટે એમ કરવા કરતા તો એવુ તેવુ પડયું મૂકતા ચાલવુ અને સીધીરીતે જ્ઞાનચરિત્રના અને બોધના જે અનેકાનેક પ્રસગો આવા ગ્રંથામા હોય તેના તરફ જ વધારે ધ્યાન આપવું, એ જ સાત્ત્વિક કથાકાર, ઉપદેશક અને સજ્જનોને ગમે અને શોભે તેવુ છે હા, એટલુ તો ખરુ કે એમ કરવાથી વામમાર્ગી જેવા માનવોનો ઊંડો સ્વાર્થ અને વિષયલોલુપતાનો હેતુ કાંઈ થોડો જ સધાવાનો હતો? પ્રભુ એવા પાખંડીઓથી સર્વને બચાવે!!

સર્વશ્રેષ્ઠ મૂળસ્વરૂપ કે જે અન્ય દેવોનુ અને પ્રાણીમાત્રનુ એક અદ્વૈત મૂળસ્વરૂપ છે, તેને પણ પ્રાપ્ત થાય એમા સશય નથી 'આધળાને હાથી દેખ ઝઘડો મચાવ્યા છે' એટલે કે એક દૃષ્ટાતમા જણાવ્યા પ્રમાણે પૂંછડુ, પગ, સૂઢ, ઇત્યાદિ સર્વ અવયવો એક જ હાથીના હોવા છતા ચક્ષુના અભાવે જેના હાથમા જે કોઈ અગ આવ્યુ તે ઉપરથી—કોઈ કહે હાથી સાબેલા જેવો, તો કોઈ કહે થાભલા જેવો, ઇત્યાદિ ઝઘડો કેટલાક આધળાઓએ મચાવ્યો હતો, અને આખર કોઈના કહેવાથી પોતપોતાના હાથમા આવેલા અગોના મૂળ તરફ પ્રત્યેક આધળો આગળ વધ્યો, ત્યારે જ છેવટે તે બધા આધળાઓ હાથીની વિશાળ પીઠ પર ભેગા થઈ ગયા હતા હવે પરમાત્મદેવની મહત્તા તો અનેકાનેક અગ અને આકાર—પ્રકારવાળી હોવાથી મનુષ્યહૃદયમા તે સર્વાશે તો એકાએક ઠસવી જ મુશ્કેલ છે અને તેથી કોઈ થોડીઘણી મહત્તા સમજાય તેને અનુસરતા નામ રૂપ દ્વારા અમુક દેવ તરીકે તેને જે કોઈ સર્વશ્રેષ્ઠ માનીને ઉપાસે, તે પણ જો ખરા આતુર ઉપાસક હોય, અને સર્વભાવથી તથા એકનિષ્ઠાથી સતત વળગ્યો રહે, તો તેને પણ ઉપર જણાવ્યુ તેમ તે સર્વાધિષ્ઠાન પરમાત્મદેવનો સાક્ષાત્કાર અવશ્ય પ્રાપ્ત થાય અને પોતાના અગાઉના મનની ખેંચતાણ પર હસે એમા પણ આશ્ચર્ય નથી

આ ગ્રથમા 'ભગવતી'ની જ મહત્તા અને ઉપાસનાનુ પ્રાધાન્ય જણાશે. બીજા શબ્દોમા કહીએ તો વિશ્વની ઉત્પાદક, પોષક અને સહારક મહાન સત્તાઓના અધિષ્ઠાતાસ્વરૂપ પરમાત્માને જ 'ભગવતી', 'આદ્યશક્તિ' અથવા 'મહામાયા'નું નામ તથા રૂપ આપીને આમા વર્ણવેલા જણાશે. જીવો પ્રત્યેનુ પ્રભુનુ અનુપમ વાત્સલ્ય, સર્વ વ્યાપકતા, સર્વશક્તિમત્તા અને અન્ય મહત્તા સમજી શકનાર ભક્તહૃદય તેને 'પિતા' કરતા 'માતા'ની ઉપમા આપે તો તે પણ ઉચિત જ છે, એટલુ જ નહિ પવિત્ર અને ઉન્નત માનવો માટે તો તે વધારે અનુકૂળ, પ્રેરક અને સ્પષ્ટ પણ નીવડે છે બગાળમા વીસ પચ્ચીસ વર્ષ પર થઈ ગયેલા મહાત્મા શ્રીરામકૃષ્ણ પરમહસ દેવ તથા ભક્તરાજ કેશવચદ્ર સેન જેવા વિશુદ્ધચિત્ત મહાપુરુષો તો પ્રભુને માટે 'માજી' શબ્દથી વ્યવહાર કરવામા ગદ્‌ગદકઠ અને સમાધિસ્થ બની જતા, એ પણ વાચકો જાણતા જ હશે

દુરુપયોગ તો જગતમાંની હરકોઈ વસ્તુ કે સ્થિતિનો થઈ શકે છે, તેમ ધાર્મિકતાનો પણ થઈ શકે છે જગત પરના હરકોઈ મોટા ધર્મ કે સપ્રદાયમા ધાર્મિકતાનો દુરુપયોગ કરનારા એટલે કે ધર્મનો પુષ્કળ બાહ્યાડબર રાખીને તેને બહાને પોતાની અધમ વિષયેચ્છાઓ પૂર્ણ કરનારા વામાચારી મનુષ્યો પણ નીકળવાના જ પછી કોઈ સ્થળે અને કોઈ સમયે તે થોડા હોય કે બહુ હોય અથવા ગુપ્ત હોય કે પ્રકટ હોય, તે વાત જુદી છે દેવીની ઉપાસનાને બહાને કેટલાકોમા અયોગ્ય આહાર—વિહારાદિરૂપે ચાલતો ભ્રષ્ટાચાર પણ ધાર્મિકતા અથવા ઉપાસનાનો એક તિરસ્કારપાત્ર દુરુપયોગ જ છે ભારતમાના અન્ય સપ્રદાયોના કોઈ કોઈ આચાર્યો, ઉપદેશકો તેમ જ અનુયાયીઓના એવા દુરાચારોની સરકાર—દરબાર ઇત્યાદિ દ્વારા પ્રસિદ્ધ થયેલી વાતો, તેમ જ ખ્રિસ્તીધર્માવલબી ધર્મગુરુઓના અને કુમારિકાઓના મઠોના અત્યારે પ્રસિદ્ધિમા આવેલા દુરાચાર અને અત્યાચારો તથા ધર્મને નામે સેંકડો વર્ષ સુધી ચાલેલી ક્રૂર લડાઈઓ અને ખ્રિસ્તીઓના યહૂદી જાતિ પર તથા મુસલમાનોના હિંદુ જાતિ પર ધર્મને નામે થયેલ નિર્દય જુલમો તથા કાપાકાપી, એ સર્વ ધાર્મિકતાનો જ જાણે-અજાણે થયેલો દુરુપયોગ છે તાત્પર્ય કે, એક વસ્તુનો દુરુપયોગ થઈ ખરાબ પરિણામ નીપજે, તેથી કંઈ તે વસ્તુ જ અયોગ્ય છે અને તેનો સદુપયોગ પણ નિષિદ્ધ છે એમ જરા પણ ઠરતું નથી. આમ છતાં દુરાગ્રહથી કોઈ તેમ જ માની લે, તો તો આખા જગતમા પણ તે માટે સસર્ગ રાખવા યોગ્ય એકે પ્રાણી—પદાર્થ, ખુદ તેનું પોતાનું ગૃહ, શરીર કે પ્રાણને પણ ગણી શકાશે નહિ, કેમ કે તે પ્રત્યેકનો દુરુપયોગ થઈ શકે છે

પુરાણોમાં આવતી કેટલીક વહેમભરેલી અને અયોગ્ય વાતો વિષે સદ્‌ગત સુપ્રસિદ્ધ વિદ્વાન મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ પોતાના 'સિદ્ધાન્તસાર' નામક ગ્રથમાં જે મનન કરવા જેવા વિચાર જણાવ્યા છે, તેમાના કેટલાક આ સ્થળે વાચકોની જાણ માટે ઉતારવામા આવે છે

× × × × 'પુરાણોમા અનેક, દેવાદિ, કલ્પના, અવતારાદિ વ્યવસ્થા, ધર્મના ફાંટા વગેરે નાના પ્રકારની વિરુદ્ધ વિરુદ્ધ, અદ્‌ભુત, માનવામાં પણ ન આવે તેવી વહેમભરેલી અને ખરી ખરી અયોગ્ય પણ વાતો આવે છે—એ સરવે પુરાણો ખોટા છે, સ્વાર્થી બ્રાહ્મણોના રચેલા છે, ધર્મસ્વરૂપ એવું હોય જ નહિ ઇત્યાદિ આપણે બોલીએ છીએ, પણ આપણે જે વિચાર કરી ગયા, તે ઉપરથી જણાયું સહજ છે કે, એ પુરાણો કોઈને જાણી જોઈને ખોટું સમજાવવા રચ્યા નથી. એ જેવા રચાયાં છે, તેવા જ રચવાની આવશ્યકતા હતી. એ આવશ્યકતાને અનુસરીને, પ્રાચીન ધર્મની વાત ઉચ્છેદ ન પામતાં સ્થિર થઈ સમજનારને કાળાન્તરે પણ સમજાય, એવી રચના કરવામા ઋષિઓએ પરમાર્થબુદ્ધિથી જ સયુક્તિક વ્યવસ્થા કરી છે અમે તો એટલે

સુધી પણ માનીએ છીએ ને સિદ્ધ કરી બતાવીશું, કે પુરાણોમાં જે સ્થૂલ અતિશયોક્તિ અને રૂપક રચ્યા છે, તે જાણી જોઈને જ તેવે રૂપે રચ્યા છે, કે તે તે વાતના અસંભવિતપણા ઉપરથી બુદ્ધિમાન માણસો તેને અક્ષરશ સત્ય ન માનતા તરત તેમનુ રહસ્ય વિચારવા માટે અને પરમાર્થરૂપ સત્ય સમજી જાય, પણ બધા લોકો આવા બુદ્ધિમાન હોતા નથી ને હોય પણ નહિ તથા મધ્યકાળની અવ્યવસ્થાના સમયમા તો થોડા જ હશે એટલે કે જેમ એક પાસાથી સસ્કારવાનને માટે પુરાણોની અસગત ભવ્ય કલ્પનાઓમા પણ સત્ય માર્ગ સૂચવી દીધો છે, તેમ તે જ અસગતિવાળા રૂપકાદિથી પ્રાકૃત લોકની બુદ્ધિ ને ભકિતભાવ બતાવી ધર્મભ્રષ્ટ થતા અટકાવવાની સબલ શૃંખલા પણ બાધી દીધી છે આ પ્રમાણે જોતા પુરાણ રચનારની સ્વાર્થપરાયણતા કરતા નિસીમ પરમાર્થતા જ રહેલી સમજાય છે, અજ્ઞાનરૂપ સ્વલ્પ દૃષ્ટિ કરતા પરમ જ્ઞાનરૂપ ભવ્ય દૃષ્ટિ સ્પષ્ટ થાય છે અને આર્યબુદ્ધિનુ આર્યત્વ પ્રતિપાદિત થાય છે જો એ જ પુરાણો વચમા આવ્યા ન હોત, તો આ જ આપણે યવન હોત, મુસલમાન હોત, ફિરગી હોત કે અગ્રેજ હોત, એમાનુ કાઈ કહી શકાતું નથી—પણ કોઈ ને કોઈ રીતે આપણે અધમતાને પામ્યા હોત રાગ્રેજ, ફિરગી, મુસલમાન કે યવન એ નામમા કાઈ આભડછેટ ભરાઈ બેઠી નથી, પણ કહેવાનુ તાત્પર્ય એ છે, કે આપણે ગમે તેવી દીનતા તથા હીનતાએ પહોચ્યા છતા પણ ધર્મપરાયણતારૂપ મહાનિયમ અને તેના ફળ જે સાચવી રહ્યા છીએ, તે સચવાયા ન હોત જે જે પ્રજા પોતાની પ્રાચીન મહત્તાથી ભ્રષ્ટ થતા તે મહત્તાને વીસરી જઈ પોતાની દીનતા સ્વીકારતી ચાલે છે, તે તે પ્રજા નિરતર અધોગતિને પામતી જાય છે, એવું ઇતિહાસમા અનેક દૃષ્ટાતોથી સિદ્ધ થાય છે આવાં સર્વ અનિષ્ટ પરિણામથી ઉગારનાર પુરાણો છે ભકિતપ્રધાન વહેમરૂપ ધર્મ તે જ આપણો ત્રાતા છે પુરાણમાત્રના પ્રણેતા વ્યાસ મુનિને નારદે ખરુ જ કહ્યુ છે કે, તેમણે ભગવદ્ગુણ ગાયા નથી, માટે જ તેમના આત્માને સતોષ થતો નથી—અર્થાત્ પુરાણપ્રતિપાદિત ધર્મની એવી ગૂઢ મહત્તા છે કે, તે જ ધર્મ જેમ આર્યત્વનો ત્રાતા છે, તેમ પરમાત્મા સર્વનો બોધક છે અને એ રીતે પરમ મોક્ષરૂપ છે ભકિત અને જ્ઞાન ઉભય એક જ છે આ એકતા પુરાણોમાં સ્પષ્ટ સમજાય છે ને તેને જ લીધે પુરાણોની ગૂઢ મહત્તા સિદ્ધ થાય છે પછી સપ્રદાયને વળગીને કોઈ ભકિતમાત્રનુ જ જ્ઞાન ઉપર પ્રધાનપણુ બતાવે તો ભલે ભકિત અને જ્ઞાન જુદા પડી શકતા જ નથી, જ્ઞાન વિના ભકિત અધ રહે છે ભકિત વિના જ્ઞાન શુષ્ક રહે છે, પાગળુ રહે છે, જે જાણવુ તે જ ભજવુ જાણ્યા વિના ભજાય નહિ ને ભજ્યા વિના જાણ્યુ કહેવાય નહિ વેદાતનું જે અપરોક્ષ જ્ઞાન તે જ ભકિત છે ભકિતમાર્ગવાળાની પ્રેમલક્ષણા પરાભકિત તે જ અપરોક્ષ જ્ઞાન છે જ્ઞાન તે ભકિત ને ભકિત તે જ જ્ઞાન—એ જ અપરાક્ષ કૈવલ્ય. શ્રીગીતાજીમાં પણ એ જ કહ્યું છે કે, 'સાખ્ય—જ્ઞાન અને યોગ કર્મ, ભકિત ઇત્યાદિને એકરૂપ જાણનાર જ જાણે છે ' શ્રીમદ્ભાગવતમા પણ કહેલું છે કે 'આત્મારામ મુનિઓ જે કર્મ—ગ્રથિથી મુકત છે, તે પણ પરમ પુરુષની કેવળ અહૈતુકી ભકિત આદરે છે ' આમ ભકિતજ્ઞાનના એકતાપરાયણ પુરાણો સર્વથા સાર્થક છે, ઉપયોગી છે ને ધર્મવ્રત આર્યોને સર્વ પ્રકારે પૂજ્ય છે

× × × ×

'પુરાણોની વાર્તાઓ તો સર્વના જાણવામા છે પણ તેનું તત્ત્વ શુ છે? તેવી નવી જ વાર્તાઓ એકાએક કયાથી આવી પડી? એ પણ સમજવાની આવશ્યકતા છે એમ ન થાય ત્યાં સુધી પુરાણની વાતો કા તો કેવળ ગપ જેવી મનાઈ નાસ્તિકતા પ્રસરાવે કે કાં તો અક્ષરે અક્ષર સાચી મનાઈ અગાધ વહેમ—સમુદ્રમા ભોળા માણસોને ડુબાવે છે જે સમયમા પુરાણો થવાનો સંભવ આપણે સ્વીકાર્યો છે, તે સમયમાં એ પુરાણ જેવા છે તેવાં જ કોઈ વૃતાત્તો થવાની આવશ્યકતા હતી એમ સિદ્ધ કરીને, પુરાણકલ્પના રચવામા કોઈએ સ્વાર્થ કે એવી નીચ વૃત્તિ સાધવાનો યત્ન કર્યો છે એ વાતને આપણે ખોટી ઠરાવી ચૂકયા છીએ, તેમ પુરાણોની અસગત જેવી ગણાતી જે વાતો છે તે પણ મૂળ સત્યની બોધક છે ને જ્ઞાનમાર્ગ તેમ જ ભકિતમાર્ગ ઉભયમા પુરુષને વાળી પરમ મોક્ષે લઈ જનારી છે એમ પણ સમજાવ્યું છે આ ઉભય વાત લક્ષમા રાખવાથી પુરાણકલ્પનાઓ કયાંથી થઈ? કેમ થઈ? તેનું રહસ્ય શું છે? ઇત્યાદિ અનેક વિષયની સ્પષ્ટતા સહજમાં થઈ શકશે. પુરાણો છે તેવાં જ પારમાર્ગિક સત્યરૂપ નથી, તેમ કેવળ અસત્યરૂપ નથી, એ ઉભય વિરોધી અંશનું સહજ સમાધાન બનશે. પુરાણોનો અગાધ સમુદ્ર માપવાનુ કામ મારી અલ્પ મતિથી તો અશકય જ લાગે છે, છતાં જે માર્ગે પુરાણોની વાતો વિચારવી જોઈએ એવું મને સમજાયું છે, તે માર્ગ માત્ર સૂચવવાને થોડીઘણી વાત અત્રે વિસ્તારુ છુ પુરાણનું આવશ્યક અસ્તિત્વ તથા તેમાં સમાયેલા અર્થની પારમાર્થિક મહત્તા—એ માર્ગે જવાથી સમજી શકાય છે માટે તે માર્ગનું યથામતિ દિશાસૂચન કરું છુ, બાકી પુરાણના અગાધ સમુદ્રના બિન્દુએબિન્દુને યથાર્થ અવલોકવાની શકિત તો મારામા નથી '

સર્વશ્રેષ્ઠ મૂળસ્વરૂપ કે જે અન્ય દેવોનુ અને પ્રાણીમાત્રનુ એક અદ્વૈત મૂળસ્વરૂપ છે, તેને પણ પ્રાપ્ત થાય એમા સંશય નથી 'આંધળાને હાથી દેખ ઝઘડો મચાયો હૈ' એટલે કે એક દૃષ્ટાંતમા જણાવ્યા પ્રમાણે પૂછડુ, પગ, સૂઢ, ઇત્યાદિ સર્વ અવયવો એક જ હાથીના હોવા છતા ચક્ષુના અભાવે જેના હાથમા જે કોઈ અંગ આવ્યુ તે ઉપરથી—કોઈ કહે હાથી સાંબેલા જેવો, તો કોઈ કહે થાંભલા જેવો, ઇત્યાદિ ઝઘડો કેટલાક આંધળાઓએ મચાવ્યો હતો, અને આખર કોઈના કહેવાથી પોતપોતાના હાથમા આવેલા અંગોના મૂળ તરફ પ્રત્યેક આંધળો આગળ વધ્યો, ત્યારે જ છેવટે તે બધા આંધળાઓ હાથીની વિશાળ પીઠ પર ભેગા થઈ ગયા હતા હવે પરમાત્મદેવની મહત્તા તો અનેકાનેક અંગ અને આકાર—પ્રકારવાળી હોવાથી મનુષ્યહૃદયમા તે સર્વાંશે તો એકાએક ઠસવી જ મુશ્કેલ છે અને તેથી કોઈ થોડીઘણી મહત્તા સમજાય તેને અનુસરતા નામ રૂપ દ્વારા અમુક દેવ તરીકે તેને જે કોઈ સર્વશ્રેષ્ઠ માનીને ઉપાસે, તે પણ જો ખરો આતુર ઉપાસક હોય, અને સર્વભાવથી તથા એકનિષ્ઠાથી સતત વળગ્યો રહે, તો તેને પણ ઉપર જણાવ્યુ તેમ તે સર્વાધિષ્ઠાન પરમાત્મદેવનો સાક્ષાત્કાર અવશ્ય પ્રાપ્ત થાય અને પોતાના અગાઉના મતની ખેંચતાણ પર હસે એમા પણ આશ્ચર્ય નથી

આ ગ્રંથમા 'ભગવતી'ની જ મહત્તા અને ઉપાસનાનુ પ્રાધાન્ય જણાશે બીજા શબ્દોમા કહીએ તો વિશ્વની ઉત્પાદક, પોષક અને સંહારક મહાન સત્તાઓના અધિષ્ઠાતાસ્વરૂપ પરમાત્માને જ 'ભગવતી', 'આદ્યશક્તિ' અથવા 'મહામાયા'નું નામ તથા રૂપ આપીને આમા વર્ણવેલા જણાશે જીવો પ્રત્યેનુ પ્રભુનુ અનુપમ વાત્સલ્ય, સર્વ વ્યાપકતા, સર્વશક્તિમત્તા અને અન્ય મહત્તા સમજી શકનાર ભક્તહૃદય તેને 'પિતા' કરતા 'માતા'ની ઉપમા આપે તો તે પણ ઉચિત જ છે, એટલુ જ નહિ, પવિત્ર અને ઉન્નત માનવો માટે તો તે વધારે અનુકૂળ, પ્રેરક અને સ્પષ્ટ પણ નીવડે છે બંગાળમા વીસ પચ્ચીસ વર્ષ પર થઈ ગયેલા મહાત્મા શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવ તથા ભક્તરાજ કેશવચંદ્ર સેન જેવા વિશુદ્ધચિત્ત મહાપુરુષો તો પ્રભુને માટે 'માજી' શબ્દથી વ્યવહાર કરવામા ગદ્ગદકંઠ અને સમાધિસ્થ બની જતા, એ પણ વાચકો જાણતા જ હશે.

દુરુપયોગ તો જગતમાની હરકોઈ વસ્તુ કે સ્થિતિનો થઈ શકે છે, તેમ ધાર્મિકતાનો પણ થઈ શકે છે જગત પરના હરકોઈ મોટા ધર્મ કે સંપ્રદાયમા ધાર્મિકતાનો દુરુપયોગ કરનારા એટલે કે ધર્મનો પુષ્કળ બાહ્યાડંબર રાખીને તેને બહાને પોતાની અધમ વિષયેચ્છાઓ પૂર્ણ કરનારા વામાચારી મનુષ્યો પણ નીકળવાના જ પછી કોઈ સ્થળે અને કોઈ સમયે તે થોડા હોય કે બહુ હોય અથવા ગુપ્ત હોય કે પ્રકટ હોય, તે વાત જુદી છે દેવીની ઉપાસનાને બહાને કેટલાકોમા અયોગ્ય આહાર—વિહારાદિરૂપે ચાલતો ભ્રષ્ટાચાર પણ ધાર્મિકતા અથવા ઉપાસનાનો એક તિરસ્કારપાત્ર દુરુપયોગ જ છે ભારતમાના અન્ય સંપ્રદાયોના કોઈ કોઈ આચાર્યો, ઉપદેશકો તેમ જ અનુયાયીઓના એવા દુરાચારોની સરકાર—દરબાર ઇત્યાદિ દ્વારા પ્રસિદ્ધ થયેલી વાતો, તેમ જ ખ્રિસ્તીધર્માવલંબી ધર્મગુરુઓના અને કુમારિકાઓના મઠોના જાહેર પ્રસિદ્ધિમા આવેલા દુરાચાર અને અત્યાચારો તથા ધર્મને નામે સેંકડો વર્ષ સુધી ચાલેલી ક્રૂર લડાઈઓ અને ખ્રિસ્તીઓના યહૂદી જાતિ પર તથા મુસલમાનોના હિંદુ જાતિ પર ધર્મને નામે થયેલ નિંદ્ય જુલમો તથા કાપાકાપી, એ સર્વ ધાર્મિકતાનો જ જાણે-અજાણે કરાયેલો દુરુપયોગ છે તાત્પર્ય કે, એક વસ્તુનો દુરુપયોગ થઈ ખરાબ પરિણામ નીપજે, તેથી કંઈ તે વસ્તુ જ અયોગ્ય છે અને તેનો સદુપયોગ પણ નિષિદ્ધ છે એમ જરા પણ ઠરતું નથી આમ છતાં દુરાગ્રહથી કોઈ તેમ જ માની લે, તો તો આખા જગતમા પણ તે માટે સંસર્ગ રાખવા યોગ્ય એકે પ્રાણી—પદાર્થ, ખુદ તેનું પોતાનું કુળ, શરીર કે પ્રાણને પણ ગણી શકાશે નહિ, કેમ કે તે પ્રત્યેકનો દુરુપયોગ થઈ શકે છે

પુરાણોમાં આવતી કેટલીક વહેમભરેલી અને અયોગ્ય વાતો વિષે સદ્ગત સુપ્રસિદ્ધ વિદ્વાન મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ પોતાના 'સિદ્ધાંતસાર' નામક ગ્રંથમાં જે મનન કરવા જેવા વિચાર જણાવ્યા છે, તેમાના કેટલાક આ સ્થળે વાચકોની જાણ માટે ઉતારવામાં આવે છે

× × × × 'પુરાણોમા અનેક, દેવાદિ, કલ્પના, અવતારી વ્યવસ્થા, ધર્મના કૃત્ય વગેરે નાના પ્રકારની વિરુદ્ધ વિરુદ્ધ, અદ્ભુત, માનવામા પણ ન આવે તેવી વહેમભરેલી અને કહીં કહીં અયોગ્ય પણ વાતો આવે છે—જે કારણે પુરાણો ખોટાં છે, સ્વાર્થી બ્રાહ્મણોના રચેલાં છે, ધર્મસ્વરૂપ એનું હોય જ નહિ ઇત્યાદિ આપણે બોલીએ છીએ, પણ આપણે જે વિવેક કરી ગયા, તે ઉપરથી જાણવું સહજ છે કે, એ પુરાણો કોઈએ જાણી જોઈને ખોટું સમજાવવા રચ્યાં નથી. એ જેવાં રચાયાં છે, તેવાં જ રચવાની આવશ્યકતા હતી. એ આવશ્યકતાને અનુસરીને, પ્રાચીન ધર્મની વાત ઉચ્છેદ ન પામતાં સ્થિર થઈ સમજનારને કાળાંતરે પણ સમજાય, એવી રચના કરવામાં ઋષિઓએ પરમાર્થબુદ્ધિથી જ સયુક્તિક વ્યવસ્થા કરી છે અમે તો એટલે

સુધી પણ માનીએ છીએ ને સિદ્ધ કરી બતાવીશુ, કે પુરાણોમા જે સ્થૂલ અતિશયોકિત અને રૂપક રચ્યા છે, તે જાણી જોઈને જ તેવે રૂપે રચ્યા છે, કે તે તે વાતના અસભવિતપણા ઉપરથી બુદ્ધિમાન માણસો તેને અક્ષરશ સત્ય ન માનતા તરત તેમનુ રહસ્ય વિચારવા માડે અને પરમાર્થરૂપ સત્ય સમજી જાય, પણ બધા લોકો આવા બુદ્ધિમાન હોતા નથી ને હોય પણ નહિ તથા મધ્યકાળની અવ્યવસ્થાના સમયમા તો થોડા જ હશે એટલે કે જેમ એક પાસાથી સસ્કારવાનને માટે પુરાણોની અસગત ભવ્ય કલ્પનાઓમા પણ સત્ય માર્ગ સૂચવી દીધો છે, તેમ તે જ અસગતિવાળા રૂપકાદિથી પ્રાકૃત લોકની બુદ્ધિ ને ભકિતભાવ બતાવી ધર્મભ્રષ્ટ થતા અટકાવવાની સબલ શૃ ખલા પણ બાધી દીધી છે આ પ્રમાણે જોતા પુરાણ રચનારની સ્વાર્થપરાયણતા કરતા નિસીમ પરમાર્થતા જ રહેલી સમજાય છે, અજ્ઞાનરૂપ સ્વલ્પ દૃષ્ટિ કરતા પરમ જ્ઞાનરૂપ ભવ્ય દૃષ્ટિ સ્પષ્ટ થાય છે અને આર્યબુદ્ધિનુ આર્યત્વ પ્રતિપાદિત થાય છે જો એ જ પુરાણો વચમા આવ્યા ન હોત, તો આ જ આપણે યવન હોત, મુસલમાન હોત, ફિરગી હોત કે અગ્રેજ હોત, એમાનુ કાઈ કહી શકાતુ નથી—પણ કોઈ ને કોઈ રીતે આપણે અધમતાને પામ્યા હોત. અગ્રેજ, ફિરગી, મુસલમાન કે યવન એ નામમા કાઈ આભડછેટ ભરાઈ બેઠી નથી, પણ કહેવાનુ તાત્પર્ય એ છે, કે આપણે ગમે તેવી દીનતા તથા હીનતાએ પહોચ્યા છતા પણ ધર્મપરાયણતારૂપ મહાનિયમ અને તેના ફળ જે સાચવી રહ્યા છીએ, તે સચવાયા ન હોત જે જે પ્રજા પોતાની પ્રાચીન મહત્તાથી ભ્રષ્ટ થતા તે મહત્તાને વીસરી જઈ પોતાની દીનતા સ્વીકારતી ચાલે છે, તે તે પ્રજા નિરતર અધોગતિને પામતી જાય છે, એવુ ઈતિહાસમાં અનેક દૃષ્ટાતોથી સિદ્ધ થાય છે આવા સર્વ અનિષ્ટ પરિણામથી ઉગારનાર પુરાણો છે ભકિતપ્રધાન વહેમરૂપ ધર્મ તે જ આપણો ત્રાતા છે પુરાણમાત્ર-ના પ્રણેતા વ્યાસ મુનિને નારદે ખરુ જ કહ્યુ છે કે, તેમણે ભગવદ્ગુણ ગાયા નથી, માટે જ તેમના આત્માને સતોષ થતો નથી—અર્થાત્ પુરાણપ્રતિપાદિત ધર્મની એવી ગૂઢ મહત્તા છે કે, તે જ ધર્મ જેમ આર્યત્વનો ત્રાતા છે, તેમ પરમાત્મા સર્વનો બોધક છે અને એ રીતે પરમ મોક્ષરૂપ છે ભકિત અને જ્ઞાન ઉભય એક જ છે આ એકતા પુરાણોમા સ્પષ્ટ સમજાય છે ને તેને જ લીધે પુરાણોની ગૂઢ મહત્તા સિદ્ધ થાય છે પછી સપ્રદાયને વળગીને કોઈ ભકિત-માત્રનુ જ જ્ઞાન ઉપર પ્રધાનપણુ બતાવે તો ભલે. ભકિત અને જ્ઞાન જુદા પડી શકતા જ નથી, જ્ઞાન વિના ભકિત અધ રહે છે ભકિત વિના જ્ઞાન શુષ્ક રહે છે, પાગળુ રહે છે, જે જાણવુ તે જ ભજવુ જાણ્યા વિના ભજાય નહિ ને ભજ્યા વિના જાણ્યુ કહેવાય નહિ વેદાતનુ જે અપરોક્ષ જ્ઞાન તે જ ભકિત છે ભકિતમાર્ગવાળાની પ્રેમલક્ષણા પરાભકિત તે જ અપરોક્ષ જ્ઞાન છે જ્ઞાન તે ભકિત ને ભકિત તે જ જ્ઞાન—એ જ અપરાક્ષ કેવ ય. શ્રીગીતાજીમા પણ એ જ કહ્યુ છે કે, 'સાખ્ય—જ્ઞાન અને યોગ કર્મ, ભકિત ઈત્યાદિને એકરૂપ જાણનાર જ જાણે છે ' શ્રીમદ્ભાગવતમા પણ કહેલુ છે કે 'આત્મારામ મુનિઓ જે કર્મ—ગ્રથિથી મુકત છે, તે પણ પરમ પુરુષની કેવળ અહૈતુકી ભકિત આદરે છે ' આમ ભકિતજ્ઞાનના એકતાપરાયણ પુરાણો સર્વથા સાર્થક છે, ઉપયોગી છે ને ધર્મવ્રત આર્યોને સર્વ પ્રકારે પૂજ્ય છે

× × × ×

'પુરાણોની વાર્તાઓ તો સર્વના જાણવામા છે પણ તેનુ તત્ત્વ શુ છે? તેવી નવી જ વાર્તાઓ એકાએક કયાથી આવી પડી? એ પણ સમજવાની આવશ્યકતા છે એમ ન થાય ત્યા સુધી પુરાણની વાતો કા તો કેવળ ગપ જેવી મનાઈ નાસ્તિકતા પ્રસરાવે કે કા તો અક્ષરે અક્ષર સાચી મનાઈ અગાધ વહેમ—સમુદ્રમા ભોળા માણસોને ડુબાવે છે જે સમયમા પુરાણો થવાનો સભવ આપણે સ્વીકાર્યો છે, તે સમયમા એ પુરાણ જેવા છે તેવાં જ કોઈ વૃતાન્તો થવાની આવશ્યકતા હતી એમ સિદ્ધ કરીને, પુરાણકલ્પના રચવામાં કોઈએ સ્વાર્થ કે એવી નીચ વૃત્તિ સાધવાનો યત્ન કર્યો છે એ વાતને આપણે ખોટી ઠરાવી ચૂકયા છીએ, તેમ પુરાણોની અસગત જેવી ગણાતી જે વાતો છે તે પણ મૂળ સત્યની બોધક છે ને જ્ઞાનમાર્ગ તેમ જ ભકિતમાર્ગ ઉભયમા પુરુષને વાળી પરમ મોક્ષે લઈ જનારી છે એમ પણ સમજાવ્યુ છે આ ઉભય વાત લક્ષમા રાખવાથી પુરાણકલ્પનાઓ કયાથી થઈ? કેમ થઈ? તેનું રહસ્ય શુ છે? ઈત્યાદિ અનેક વિષયની સ્પષ્ટતા સહજમા થઈ શકશે. પુરાણો છે તેવા જ પારમાર્થિક સત્યરૂપ નથી, તેમ કેવળ અસત્યરૂપ નથી, એ ઉભય વિરોધી અશનુ સહજ સમાધાન બનશે. પુરાણોનો અગાધ સમુદ્ર માપવાનુ કામ મારી અલ્પ મતિથી તો અશકય જ લાગે છે, છતા જે માર્ગે પુરાણોની વાતો વિચારવી જોઈએ એવું મને સમજાયુ છે, તે માર્ગ માત્ર સૂચવવાને થોડીઘણી વાત અત્રે વિસ્તારુ છુ પુરાણનુ આવશ્યક અસ્તિત્વ તથા તેમા સમાયેલા અર્થની પારમાર્થિક મહત્તા—એ માર્ગે જવાથી સમજી શકાય છે માટે તે માર્ગનુ યથામતિ દિશાસૂચન કરુ છુ, બાકી પુરાણના અગાધ સમુદ્રના બિન્દુએબિન્દુને યથાર્થ અવલોકવાની શકિત તો મારામા નથી '

# સૃષ્ટિ

બધા પુરાણોમાં સૃષ્ટિ કેમ થઈ તેનું તથા સૃષ્ટિના પ્રલય અને સર્ગના કાલમાનનું વર્ણન આવે છે. તેમાં સામાન્ય વાત એવી જ નજરમાં જણાય છે કે, નારાયણને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ અને તે જળમાં શેષ ઉપર સૂતા, તેમની નાભિમાંથી ચતુર્મુખ સ્વયંભૂ બ્રહ્મા થયા અને તેમણે સર્ગ વિસ્તાર્યો, એ બ્રહ્માના રાત્રિદિવસ તે પ્રલય અને સ્થિતિ, ને તે બે મળીને બે કલ્પ— એવા બ્રહ્માના ૩૬૦ દિવસ તે એક બ્રાહ્મ વર્ષ ને સો બ્રાહ્મ વર્ષ તે એક મહાકલ્પ. કલ્પમાં પણ ચૌદ મનુના ચૌદ મન્વંતર અને પ્રતિમન્વંતરમાં ૭૧ મહાયુગ તથા પ્રતિમહાયુગમાં ચાર યુગ* આવી વ્યવસ્થા આપણે દેખીએ છીએ તે બહુ જ આશ્ચર્યકારક લાગે છે. આ અથવા એવી જ વ્યવસ્થા સર્વ ધર્મમાં—દુનિયાના ધર્મમાં રમી છે એટલે કે સર્ગ, સ્થિતિ અને પ્રલય, એ ત્રણ સમજાવવાનો સર્વ ધર્મમાં પ્રયત્ન થયેલો જ છે, ને યથામતિ યથા પ્રસંગ સર્વએ વ્યવસ્થા રચેલી છે. પુરાણોમાં જે આવી અર્થમતિ રચાઈ છે, તે નવીન નથી. પ્રાચીન વેદસમયથી જ ચાલી આવેલી ભાવનાઓને અનુસરીને ચાલેલી છે. પ્રાકૃત લોકને અવતું આવે તેવું કરવામાં માત્ર રૂપાન્તર થઈ સ્થૂલ ભાવ આવી પડ્યો છે, પણ સત્યનો શુદ્ધ અંશ છેક નિર્મૂળ થઈ ગયો નથી. વેદસંહિતામાં જ આપણે જગતની ઉત્પત્તિ વિશે ઘણાં ગૂઢ સૂક્તો જોઈએ છીએ. नासदासीन्नो सदासीत्तदानीं किंस्विद्भूत्तम ઇત્યાદિ તથા हिरण्यगर्भः समवर्त्तताग्रे । ઇત્યાદિ ઘણાં સૂક્તોમાં સૃષ્ટિના નિદાનનો નિર્ણય કરવા માટે ઋષિઓ મથ્યા છે, ને છેવટ એમ જ વિરમ્યા છે કે सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् । पुरुष एवेदं सर्वम् । ઇત્યાદિ. એ વૈદિક પુરુષ તે જ ઉપનિષદોમાં સત્‌ એ શબ્દથી તત્ત્વદૃષ્ટિમાં વાસ્તવિક રીતે વ્યવહરાય છે. એ सत् ऐक्षत बहु स्यां प्रजायेय તેણે બહુ થાઉં એમ સંકલ્પ કર્યો ને સૃષ્ટિ નભાવવા લાગી. આ જ વાતને વિસ્તારી સૂક્ષ્મ રીતે વિવેક કરી ઈશ્વરાદિ વ્યવસ્થા અદ્વૈત દર્શનમાં આપણે જોઈ આવ્યા છીએ, ને ત્યાં કોઈ કલ્પાતાદિમાન પુરુષની ઇચ્છાથી કે રમત કરવાની લીલાથી નહિ, પણ સ્વતઃ પ્રવૃત્ત, જડચેતન ઉભયાત્મક, સત્‌માંથી જ સૃષ્ટિ બતાવી ચૂક્યા છીએ. હવે આ બધા સૂક્ષ્મ તત્ત્વવિચાર ઉપરથી પુરાણભાવનાને ઘટાવી લો.' × × ×

નેવું વર્ષ પર અનેક સંસ્કૃત ગ્રંથો પર સરળ ટીકા લખી ઉત્તમ પ્રતિષ્ઠાને પામેલા સમર્થ પંડિત નીલકંઠે આ ગ્રંથને ટીકા લખવા માટે પસંદ કર્યો હતા, ગ્રંથોની પસંદગી માગણીથી કરનારી વેદધર્મસભા જેવી પરોપકારી સંસ્થાએ પણ આ ગ્રંથને ઉપયોગી ગણી તેનું ભાષાંતર કરાવી પ્રગટ કર્યું હતું. અઢાર વર્ષ પછી છપાયેલી તેની પ્રથમાવૃત્તિની પ્રતો કેટલાં વર્ષથી મળવી બંધ પડી હતી અને તેથી કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનો તરફથી ગ્રંથની ઉપયોગિતાની ભલામણપૂર્વક તેને ફરીથી સસ્તામાં છપાવવા સૂચના થયા કરતી હતી. આ ભલામણોને લીધે સંયોગોની અનુકૂળતાએ આ સંસ્થા દ્વારા તેની બીજી આવૃત્તિ સ્વલ્પ મૂલ્યે પ્રસિદ્ધ થયેલી છે. × × ×

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર મહાન સત્તાઓ, જે મહાશક્તિની સત્તાસ્ફૂર્તિ પામવાથી જ પ્રવર્તે છે અને એ સર્વ થવાની પૂર્વે, મધ્યે અને પશ્ચાત્ પણ—અધ્યાસમાં સર્પ છતાં અવિકૃત રહેતી રજ્જુની પેઠે—જે પરમ શક્તિ પોતાના અનુપમ સચ્ચિદાનંદસ્વરૂપમાં સદોદિત એકરસ રહેલી છે, જે ચિત્‌—શક્તિને અથવા તેના અમુક અંશોને ભિન્ન ભિન્ન અધિકારવાળા ઉપાસકો, બ્રહ્મા, શિવ, વિષ્ણુ, ભગવતી, સૂર્ય, ગણેશ, ખુદા, ગૉડ, અર્હંત, બુદ્ધ, ઇત્યાદિ નામોથી ઉપાસે છે, જ્ઞાની પુરુષો જે શક્તિ સાથે પોતાના સ્વરૂપસિદ્ધ નિત્ય અભેદ જાણીને જીવન્મુક્તિના વિલક્ષણ આનંદ અનુભવે છે અને ઉપાધિનો લય થવાથી જળમાં તરંગ શાંત થાય તેમ, જે નિર્વાણાનંદ મયી મહાશક્તિમાં તદ્રૂપતાને પામે છે, ગૌણ પરાભક્તિના પરિણામે ભક્તજનો અને નિષ્કામ સાત્ત્વિક કર્મોના વિપાકે કર્મયોગીઓ જે મહાશક્તિના સત્‌સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, વિશ્વના સકળ ચૈતન્ય અને આનંદને એકત્ર કરવામાં આવે તોપણ જે ભગવતી મહાશક્તિના નિરતિશય ચૈતન્ય અને આનંદના કરોડમા અંશ બરાબર પણ થાય તેમ નથી, તે દિવ્ય મહાશક્તિસ્વરૂપ પરમાત્મા સર્વ પાઠકોના અને પ્રાણીમાત્રના હૃદયમાં પોતાની અનુપમ મહત્તાનું દિવસાનુદિવસ અધિકાધિક ભાન કરાવો એ ભાવનાપૂર્વક ॐ તત્‌ સત્‌ !

સંવત—૧૯૭૧ જેઠ આઠમી ને ૧૯૧૫, સપ્ટેમ્બર

—ભિક્ષુ અખંડાનંદ

---

*૩૬૦ દિવસ=૧ વર્ષ (માનુષ) ૧૭,૨૮,૦૦૦ વર્ષ=કૃતયુગ ૧,૨૯૬,૦૦૦=ત્રેતાયુગ ૮,૬૪,૦૦૦=દ્વાપર ૪,૩૨,૦૦૦=કલિયુગ—૧ મહાયુગ=૪,૩૨૦,૦૦૦ એવા ૭૧ મહાયુગ=૧ મન્વંતર=૩૦૬,૭૨૦,૦૦૦ આવા ૧૪ મન્વંતર=૧ કલ્પ ૪,૩૨૦,૦૦૦,૦૦૦ વર્ષ. આવા ૨ કલ્પ=બ્રહ્માનો ૧ દિવસ ને આવા ૩૬૦ દિવસ=૧ વર્ષ અને ૧૦૦ વર્ષ=મહાકલ્પ =૩૧૧૦૪૦ ૦૦૦ ૦૦૦ ૦૦૦ (માનુષ) વર્ષ. આ ગણનામાં યુગસંધ્યા, મન્વંતરસંધ્યા તથા કલ્પસંધ્યા પણ હિસાબમાં લઈ વરસો મૂક્યાં છે. × × × ('સિદ્ધાંતસાર'માંથી)

# અનુક્રમણિકા

| અધ્યાય | વિષય | પૃષ્ઠ |
|---|---|---|

## स्कंध चोथो



## स्कंध पांचमो



## स्कंध छट्ठो

## स्कंध सातमो



## स्कंध आठमो

## સ્કંધ નવમો



## સ્કંધ દશમો

# સંસ્કૃત ટીકાકારનો ઉપોદ્ઘાત+

પ્રથમ વિચાર કરતા પુરાણોમા, એક મહાપુરાણોમાનુ અને એક ઉપપુરાણોમાનુ એવી રીતે બે ભાગવત પ્રસિદ્ધ છે લોકમા પણ એક 'ભગવતીભાગવત' નામથી અને બીજુ 'વિષ્ણુભાગવત' નામથી એમ બન્ને ભાગવત મળે છે તેમા એક મહાપુરાણ છે અને બીજુ ઉપપુરાણ છે, એમા પણ કાઈ વાંધો નથી, પરન્તુ ભગવતીભાગવતને મહાપુરાણ ગણવુ અને બીજાને ઉપપુરાણ ગણવુ કે વિષ્ણુભાગવતને મહાપુરાણ ગણવુ અને બીજાને ઉપપુરાણ ગણવુ? એવો સંશય થતા કેટલાક કહે છે કે, 'વિષ્ણુભાગવત જ મહાપુરાણ છે' અને કેટલાક કહે છે કે, 'દેવીભાગવત જ મહાપુરાણ છે' તેમા પહેલા પક્ષમાના કેટલાક કહે છે કે, 'ઉપપુરાણોમા બીજુ ભાગવત નથી જ, પણ મહાપુરાણોમા જ એક ભાગવત પ્રસિદ્ધ છે અને તે વિષ્ણુભાગવત જ, પણ ભગવતીભાગવત નહિ. ભગવતીભાગવત તો નિર્મૂલ જ છે બીજા પક્ષમાના કેટલાક કહે છે કે, 'વિષ્ણુભાગવત તો બોપદેવે કરેલુ છે' વાસ્તવિક રીતે વિચાર કરતા તો પુરાણોના મતભેદથી બન્ને ભાગવતનુ મહાપુરાણપણુ અને ઉપપુરાણપણુ સિદ્ધ થાય છે

શંકા. મહાપુરાણોમા જ એક ભાગવત પ્રસિદ્ધ છે, પણ ઉપપુરાણોમા બીજુ ભાગવત પ્રસિદ્ધ નથી.

સમાધાન: કૂર્મપુરાણ, ગરુડપુરાણ અને પદ્મપુરાણ આદિ ગ્રંથોમા સ્પષ્ટ રીતે બીજા ભાગવતને ઉપપુરાણોની અંદર ગણેલુ છે, જેમ કે, હેમાદ્રિના દાનપ્રકરણમા કૂર્મપુરાણના વચન છે, તેમા અઢાર પુરાણના નામ કહીને પછી કહ્યુ છે કે,' બીજા ઉપપુરાણ મુનિઓએ કહેલા છે, તેઓમા પહેલુ સનત્કુમારપુરાણ છે અને બીજુ નારસિંહપુરાણ છે (આદિ ઉપક્રમ કરીને) ઉત્તમ પારાશરપુરાણ અને ભાગવત નામનું પુરાણ પણ ઉપપુરાણ છે;' તેમ જ ગરુડપુરાણના તત્ત્વરહસ્યમાના બીજા અંશના ધર્મખંડના પહેલા અધ્યાયમા, પ્રથમ મહાપુરાણોનો સાત્ત્વિકાદિ ભેદથી વિભાગ કરીને પછી ઉપપુરાણોનો સાત્ત્વિકાદિ ભેદથી વિભાગ દેખાડ્યો છે

+ આનંદી આવૃત્તિમાંથી નીલકંઠકૃત 'તિલક' ટીકા ઉપરથી ટૂંકાવીને.

તે પ્રકરણમા ભાગવતપુરાણ, દુર્ગાપુરાણ, નન્દિપુરાણ, પશુપતિપુરાણ, રેણુકાપુરાણ અને ભૈરવપુરાણના નામ આપ્યા છે એથી પહેલા પણ વિષ્ણુધર્મોત્તર અને ભાગવતના નામ આપેલા છે એ નામ જેમા આપ્યા છે, એ શ્લોકમા 'तन्त्र भागवत तथा' એવો એક બીજો પાઠ છે, તેમા પણ તન્ત્ર એટલે 'શાસ્ત્ર' એવો અર્થ અને એ વિશેષણથી ઉત્તમપણુ સૂચવેલુ સમજવુ, તેમ જ પદ્મપુરાણમા શકુનપરીક્ષાના પ્રકરણમાં બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, માર્તંડપુરાણ, નારદપુરાણ ઈત્યાદિ નામો આપ્યા પછી લખ્યુ છે કે, 'શામ્બપુરાણ, કપિલપુરાણ, વરાહપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, દુર્ગાપુરાણ અને ભવિષ્યોત્તરપુરાણ શકુનમા ઉત્તમ ગણાય છે' વળી પદ્મપુરાણમાના ભાગવતમાહાત્મ્યના ઓગણીસમા અધ્યાયમા ઉપપુરાણો ગણાવતા લખ્યુ છે કે, શિવપુરાણ, આદિ પુરાણ અને ભગવતીભાગવત પણ ઉપપુરાણ છે,' તેમ જ મધુસૂદન સરસ્વતીએ કરેલા 'સર્વશાસ્ત્રાર્થસંગ્રહ' નામના ગ્રંથમા પણ ભાગવતને ઉપપુરાણોમા લખ્યુ છે નાગોજી ભટ્ટ આદિ વિદ્વાનોએ ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં એમ લખ્યુ છે અને બીજા પણ ગ્રંથકારોએ તેમ જ લખ્યુ છે

શંકા ભગવતીભાગવત કે જે પોતાના જ પાંચમા અધ્યાયમા 'પુરાણોમા પાંચમુ ભાગવત પવિત્ર અને વેદ સમાન છે' એ વચનથી અઢાર મહાપુરાણોમા આ પાંચમુ પુરાણ છે, એમ પોતાનુ મહાપુરાણપણુ જણાવે છે, તેને બીજુ પુરાણ ઉપપુરાણ કેમ કહે?

સમાધાન નારદીયપુરાણ, શિવપુરાણ, વાયુપુરાણ અને આદિત્યપુરાણ કે જેઓ પોતાના અને બીજા પુરાણોના વચનથી પણ મહાપુરાણ જણાય છે, તેઓને અન્ય પુરાણોએ ઉપપુરાણ કહેલા છે; માટે પુરાણોના મતભેદથી એક જ પુરાણને પણ મહાપુરાણપણુ અને ઉપપુરાણપણુ સિદ્ધ થવાને લીધે તે વિષેનો વિરોધ રહેતો નથી પુરાણભેદથી તો ઘણીવાર મતભેદ જોવામા આવે છે વિષ્ણુ સંબંધી પુરાણોના મતથી વિષ્ણુપુરાણો સાત્ત્વિક છે અને શિવ સંબંધી પુરાણો તામસ છે એમ જણાય છે; તેમ જ શિવ સંબંધી પુરાણોના મતથી શિવ

સંબંધી પુરાણો સાત્ત્વિક છે અને વિષ્ણુ સંબંધી પુરાણો તામસ છે, એમ જણાય છે સ્કંદપુરાણમાં લખ્યું છે કે, 'શિવ સંબંધી દશ પુરાણોને પંડિતો સાત્ત્વિક કહે છે અને વિષ્ણુ સંબંધી ચાર પુરાણોને તામસ કહે છે, ઇત્યાદિ ' નારદીયપુરાણ કે જે પોતામાંની મહાપુરાણ ગ્રંથોની સૂચિ પ્રમાણે પોતે જ પોતાનું મહાપુરાણપણું સમજાવે છે, તેના એ વચનથી તથા હવે પછી જે મુદ્ગલપુરાણનું વચન લખીશું તે ઉપરથી ભાગવત મહાપુરાણોમાંથી બહાર જણાય છે, તેમ જ શિવ પુરાણ કે જે પોતાને મહાપુરાણ જણાવે છે, તેનું 'मद्वय मद्वय એ વચન ભાગવતને મહાપુરાણોથી બહાર જણાવે છે

मद्वय भद्वय चैव ब्रत्रय वचतुष्टयम् ।
आलिपाग्निपुराणानि कूर्माङ्गारुडमेव च× ॥

શંકા શિવપુરાણ એટલે વાયુપુરાણ જ સમજવું, કેમ કે વાયુપુરાણમાં શિવનું પ્રતિપાદન કરેલું છે અને 'वचतुष्टय પદમાં એ આવી જાય છે, માટે શિવપુરાણનું ઉદાહરણ સંભવતું નથી

સમાધાન મુદ્ગલપુરાણમાં બ્રહ્મપુરાણ વિષ્ણુપુરાણ, પદ્મપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કણ્ડેયપુરાણ, વામનપુરાણ, વાયુપુરાણ અને મત્સ્યપુરાણ એ વચનથી શિવપુરાણ અને વાયુપુરાણને પરસ્પરથી નોખાં ગણેલાં છે

તેમ જ વાયુપુરાણ કે જે પોતાના વચનથી પોતાને મહાપુરાણ કહે છે, તેને જ હવે પછી લખવામાં આવનારું શિવ પુરાણનું વચન મહાપુરાણોથી બહિર્ભૂત જણાવે છે આદિત્ય પુરાણ પણ आलिपाग्निपुराणानि અને मनापलिंग कूर्माख्य એવા કોઈ પુરાણના સંમત પાઠથી મહાપુરાણોમાંથી બહિર્ભૂત જણાય છે જેમ આ ચાર પુરાણોને કોઈ પુરાણમાં મહાપુરાણ અને કોઈમાં ઉપપુરાણ માનેલાં છે તેમ ભગવતીભાગવતનું પણ હોય એમાં શો વિરોધ છે? મત ભેદને લીધે બંને પ્રકારનાં વચન પ્રમાણ છે

શંકા બીજાં ઉપપુરાણ મુનિઓએ કહેલાં છે, ઇત્યાદિક વચનો પ્રમાણે ઉપપુરાણો વ્યાસ સિવાયના મુનિઓએ કરેલાં છે અને ભગવતીભાગવત તો વ્યાસે કરેલું છે, માટે તેને ઉપપુરાણોમાં શી રીતે ગણાય?

સમાધાન નારદપુરાણ, શિવપુરાણ, વાયુપુરાણ અને આદિત્યપુરાણ એ વ્યાસે કરેલાં છે, તોપણ કોઈ પુરાણના મતમાં તે ઉપપુરાણ દેખાય છે, તેથી ઉપપુરાણો વ્યાસ વિના બીજા મુનિઓએ કરેલાં છે, એવો નિયમ સ્વીકારવામાં આવતો નથી 'મુનિઓએ બીજાં ઉપપુરાણ કહેલાં છે' એ વચનનો અભિપ્રાય એવો છે કે, 'ઘણું કરીને તે પ્રમાણે છે'

શંકા આ રીતે બંને ભાગવત મહાપુરાણોમાં પણ છે અને ઉપપુરાણોમાં પણ છે એમ સિદ્ધ થયું, ત્યારે કયા પુરાણના મતમાં કયું ભાગવત મહાપુરાણ છે?

સમાધાન શિવપુરાણના ને મત્સ્યપુરાણના મતમાં ભગવતીભાગવત જ મહાપુરાણ છે શિવપુરાણના ઉત્તર ખંડમાં મધ્યમેશ્વરના માહાત્મ્યમાં 'શિવ પાસેથી વરદાન મેળવીને વ્યાસે મહાપુરાણો કર્યાં છે' એમ કહ્યા પછી તેઓનાં અઢાર નામ કહીને તો યોગરૂઢ નામોનો અર્થ તેમાં જ કર્યો છે કે, 'હે તંડ મુનિ! પહેલા પુરાણના વક્તા સાક્ષાત્ ચાર મુખવાળા બ્રહ્મા છે, માટે પહેલા પુરાણનું નામ બ્રહ્મ છે, બીજા પુરાણમાં પદ્મકલ્પનું માહાત્મ્ય કહ્યું છે, તેથી તેનું નામ પાદ્મ છે, ત્રીજા પુરાણમાં વિષ્ણુનું પ્રતિપાદન કરેલું છે, તેથી તેનું નામ વિષ્ણુપુરાણ છે જોકે એ પુરાણ પરાશરે કરેલું છે, તોપણ પિતા અને પુત્રના અભેદને લીધે તે વ્યાસે કહેલું મનાય છે ચોથા પુરાણના પૂર્વોત્તર ખંડમાં શિવનું ચરિત્ર ઘણું છે, તેથી તેનું શિવપુરાણ નામ પૌરાણિક લોકો કહે છે પાંચમું પુરાણ કે જેમાં દુર્ગા ભગવતીનું ચરિત્ર છે, તેને જ ભાગવત કહેલું છે, એને ભગવતી ભાગવત સિવાયનું બીજું કોઈ દેવીપુરાણ સમજવું નહિ છઠ્ઠા પુરાણના વક્તા નારદ છે, માટે તેનું નામ નારદીય કહેવાય છે સાતમા પુરાણના વક્તા મહામુનિ માર્કંડેય છે તેથી તેનું નામ માર્કંડેયપુરાણ છે આઠમામાં અગ્નિનું વર્ણન છે, તેથી તે અગ્નિપુરાણ કહેવાય છે નવમામાં ભવિષ્ય કહ્યું છે, તેથી તે ભવિષ્યપુરાણ કહેવાય છે દસમામાં બ્રહ્મના વિવર્તનું વર્ણન કર્યું છે, તેથી તે બ્રહ્મવૈવર્તપુરાણ કહેવાય છે અગિયારમામાં લિંગનું ચરિત્ર કહ્યું છે, તેથી તે લિંગપુરાણ કહેવાય છે બારમામાં વરાહનું ચરિત્ર કહ્યું છે, તેથી તે વરાહપુરાણ કહેવાય છે તેરમામાં સ્કંદ શ્રોતા છે અને મહાદેવ વક્તા છે, તેથી તે સ્કંદપુરાણ કહેવાય છે ચૌદમામાં વામનજીનું ચરિત્ર કહ્યું છે, તેથી તે વામનપુરાણ કહેવાય છે પંદરમામાં કૂર્મનું ચરિત્ર કહ્યું છે, તેથી તે કૂર્મપુરાણ કહેવાય છે સોળમામાં મત્સ્યાવતારનું ચરિત્ર કહ્યું છે, તેથી તે મત્સ્યપુરાણ કહેવાય છે સત્તરમામાં ગરુડ પોતે વક્તા છે તેથી તે ગરુડપુરાણ કહેવાય છે અને અઢારમા પુરાણમાં બ્રહ્માંડનું ચરિત્ર કહ્યું છે, તેથી તે બ્રહ્માંડપુરાણ કહેવાય છે' આમાં કોઈ પુરાણમાં વક્તાનો સંબંધ, કોઈ પુરાણમાં શ્રોતાનો સંબંધ અને કોઈ પુરાણમાં પ્રતિપાદન કરવાના મુખ્ય દેવનો સંબંધ જુદાં જુદાં નામ પાડવામાં કારણ છે, એમ સ્પષ્ટ જ દેખાડ્યું છે તેમાં 'ભાગવત' એ નામનો અર્થ આ રીતે થાય છે કે, 'જેમાં

× આ શ્લોકનો અર્થ એવો છે કે, આદિ અક્ષર મવાળાં બે, ભવાળાં બે, બ્રવાળાં ત્રણ, વવાળાં ચાર, અવાળું એક, લિંવાળું એક, પવાળું એક તથા અગ્નિ, કૂર્મ, સ્કંદ અને ગરુડ એવી રીતે અઢાર પુરાણ છે

# સંસ્કૃત ટીકાકારનો ઉપોદ્ઘાત+

પ્રથમ વિચાર કરતા પુરાણોમા, એક મહાપુરાણોમાનુ અને એક ઉપપુરાણોમાનુ એવી રીતે બે ભાગવત પ્રસિદ્ધ છે લોકમા પણ એક 'ભગવતીભાગવત' નામથી અને બીજુ 'વિષ્ણુભાગવત' નામથી એમ બને ભાગવત મળે છે તેમા એક મહાપુરાણ છે અને બીજુ ઉપપુરાણ છે, એમા પણ કાઈ વાધા નથી, પરન્તુ ભગવતીભાગવતને મહાપુરાણ ગણવુ અને બીજાને ઉપપુરાણ ગણવુ કે વિષ્ણુભાગવતને મહાપુરાણ ગણવુ અને બીજાને ઉપપુરાણ ગણવુ? એવો સશય થતા કેટલાક કહે છે કે, 'વિષ્ણુભાગવત જ મહાપુરાણ છે' અને કેટલાક કહે છે કે, 'દેવીભાગવત જ મહાપુરાણ છે' તેમા પહેલા પક્ષમાના કેટલાક કહે છે કે, 'ઉપપુરાણોમા બીજુ ભાગવત નથી જ, પણ મહાપુરાણોમા જ એક ભાગવત પ્રસિદ્ધ છે અને તે વિષ્ણુભાગવત જ, પણ ભગવતીભાગવત નહિ. ભગવતીભાગવત તો નિર્મૂલ જ છે બીજા પક્ષમાના કેટલાક કહે છે કે, 'વિષ્ણુભાગવત તો બોપદેવે કર્યુ છે' વાસ્તવિક રીતે વિચાર કરતા તો પુરાણોના મતભેદથી બન્ને ભાગવતનું મહાપુરાણપણુ અને ઉપપુરાણપણુ સિદ્ધ થાય છે

શકા. મહાપુરાણોમા જ એક ભાગવત પ્રસિદ્ધ છે, પણ ઉપપુરાણોમા બીજુ ભાગવત પ્રસિદ્ધ નથી.

સમાધાન: કૂર્મપુરાણ, ગરુડપુરાણ અને પદ્મપુરાણ આદિ ગ્રથોમા સ્પષ્ટ રીતે બીજા ભાગવતને ઉપપુરાણોની અંદર ગણેલુ છે; જેમ કે, હેમાદ્રિના દાનપ્રકરણમા કૂર્મપુરાણના વચન છે, તેમા અઢાર પુરાણના નામ કહીને પછી કહ્યુ છે કે, 'બીજા ઉપપુરાણ મુનિઓએ કહેલા છે, તેઓમા પહેલુ સનત્કુમારપુરાણ છે અને બીજુ નારસિહપુરાણ છે (એવા ઉપક્રમ કરીને) ઉત્તમ પારાશરપુરાણ અને ભાગવત નામનું પુરાણ પણ ઉપપુરાણ છે,' તેમ જ ગરુડપુરાણના તત્ત્વ પ્રસ્તાવમાના બીજા અશના ધર્મકાંડના પહેલા અધ્યાયમા, પ્રથમ મહાપુરાણોનો સાત્ત્વિકાદિ ભેદથી વિભાગ કહીને પછી ઉપપુરાણોનો સાત્ત્વિકાદિ ભેદથી વિભાગ દેખાડ્યો છે તે પ્રકરણમા ભાગવતપુરાણ, દુર્ગાપુરાણ, નદિપુરાણ, પશુપતિપુરાણ, રેણુકાપુરાણ અને ભૈરવપુરાણના નામ આપ્યા છે એથી પહેલા પણ વિષ્ણુધર્મોત્તર અને ભાગવતના નામ આપેલા છે એ નામ જેમા આપ્યા છે, એ શ્લોકમા 'तन्त्र भागवत तथा' એવો એક બીજો પાઠ છે, તેમા પણ તન્ત્ર એટલે 'શાસ્ત્ર' એવો અર્થ અને એ વિશેષણથી ઉત્તમપણુ સૂચવેલુ સમજવુ, તેમ જ પદ્મપુરાણમા શકુનપરીક્ષાના પ્રકરણમાં બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, માર્કંડપુરાણ, નારદપુરાણ ઇત્યાદિ નામો આપ્યા પછી લખ્યુ છે કે, 'રામપુરાણ, કપિલપુરાણ, વરાહપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, દુર્ગાપુરાણ અને ભવિષ્યોત્તરપુરાણ શકુનમા ઉત્તમ ગણાય છે' વળી પદ્મપુરાણમાના ભાગવતમાહાત્મ્યના ઓગણીસમા અધ્યાયમા ઉપપુરાણો ગણાવતા લખ્યું છે કે, શિવપુરાણ, આદિ પુરાણ અને ભગવતીભાગવત પણ ઉપપુરાણ છે,' તેમ જ મધુસૂદન સરસ્વતીએ કરેલા 'સર્વ શાસ્ત્રાર્થસગ્રહ' નામના ગ્રથમા પણ ભાગવતને ઉપપુરાણોમા લખ્યુ છે નાગોજી ભટ્ટ આદિ વિદ્વાનોએ ધર્મશાસ્ત્રના ગ્રથોમાં એમ લખ્યુ છે અને બીજા પણ ગ્રથકારોએ તેમ જ લખ્યુ છે

શકા ભગવતીભાગવત કે જે પોતાના જ પાચમા અધ્યાયમા 'પુરાણોમા પાચમું ભાગવત પવિત્ર અને વેદ સમાન છે' એ વચનથી અઢાર મહાપુરાણોમા આ પાચમુ પુરાણ છે, એમ પોતાનુ મહાપુરાણપણુ જણાવે છે, તેને બીજુ પુરાણ ઉપપુરાણ કેમ કહે?

સમાધાન નારદીયપુરાણ, શિવપુરાણ, વાયુપુરાણ અને આદિત્યપુરાણ કે જેઓ પોતાના અને બીજા પુરાણોના વચનથી પણ મહાપુરાણ જણાય છે, તેઓને અન્ય પુરાણોએ ઉપપુરાણ કહેલા છે; માટે પુરાણોના મતભેદથી એક જ પુરાણને પણ મહાપુરાણપણુ અને ઉપપુરાણપણુ સિદ્ધ થવાને લીધે તે વિષેનો વિરોધ રહેતો નથી. પુરાણભેદથી તો ઘણીવાર મતભેદ જોવામા આવે છે વિષ્ણુ સબધી પુરાણોના મતથી વિષ્ણુ પુરાણો સાત્ત્વિક છે અને શિવ સબધી પુરાણો તામસ છે એમ જણાય છે, તેમ જ શિવ સંબંધી પુરાણોના મતથી શિવ

+ બાજરી આવૃત્તિમાંથી નીલકંઠકૃત 'તિલક ટીકા' ઉપરથી ફેરવીને.

સબધી પુરાણો સાત્ત્વિક છે અને વિષ્ણુ સબધી પુરાણો તામસ છે, એમ જણાય છે સ્કદપુરાણમા લખ્યુ છે કે, 'શિવ સબધી દશ પુરાણોને પડિતો સાત્ત્વિક કહે છે અને વિષ્ણુ સબધી ચાર પુરાણોને તામસ કહે છે, ઈત્યાદિ ' નારદીયપુરાણ કે જે પોતામાની મહાપુરાણ ગ્રથોની સૂચિ પ્રમાણે પોતે જ પોતાનુ મહાપુરાણપણુ સમજાવે છે, તેના એ વચનથી તથા હવે પછી જે મુદગલપુરાણનુ વચન લખીશુ તે ઉપરથી ભાગવત મહાપુરાણોમાથી બહાર જણાય છે, તેમ જ શિવ પુરાણ કે જે પોતાને મહાપુરાણ જણાવે છે, તેનુ 'मद्वयं मद्वय એ વચન ભાગવતને મહાપુરાણોથી બહાર જણાવે છે

मद्वय भद्वयं चैव ब्रत्रयं वचतुष्टयम् ।
नालिपाग्निपुराणानि कूर्माङ्गारुडमेव च× ॥

શકા શિવપુરાણ એટલે વાયુપુરાણ જ સમજવુ, કેમ કે વાયુપુરાણમા શિવનું પ્રતિપાદન કરલુ છે અને 'वचतुष्टय પદમા એ આવી જાય છે, માટે શિવપુરાણનુ ઉદાહરણ સભવતુ નથી

સમાધાન મુદગલપુરાણમા બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, પદ્મપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કણ્ડેયપુરાણ, વામનપુરાણ, વાયુપુરાણ અને મત્સ્યપુરાણ એ વચનથી શિવપુરાણ અને વાયુપુરાણને પરસ્પરથી નોખા ગણેલા છે

તેમ જ વાયુપુરાણ કે જે પોતાના વચનથી પોતાને મહાપુરાણ કહે છે, તેને જ હવે પછી લખવામા આવનારુ શિવ પુરાણનુ વચન મહાપુરાણોથી બહિર્ભૂત જણાવે છે આદિત્ય પુરાણ પણ नालिपाग्निपुराणानि અને मनापलिंग कूर्माख्य એવા કોઈ પુરાણના સમત પાઠથી મહાપુરાણોમાથી બહિર્ભૂત જણાય છે જેમ આ ચાર પુરાણોને કોઈ પુરાણમા મહાપુરાણ અને કોઈમા ઉપપુરાણ માનેલા છે તેમ ભગવતીભાગવતનું પણ હોય એમા શો વિરોધ છે? મત ભેદને લીધે બને પ્રકારના વચન પ્રમાણ છે

શકા બીજા ઉપપુરાણ મુનિઓએ કરેલા છે, ઈત્યાદિક વચનો પ્રમાણે ઉપપુરાણો વ્યાસ સિવાયના મુનિઓએ કરેલા છે અને ભગવતીભાગવત તો વ્યાસે કરેલુ છે, માટે તેને ઉપપુરાણોમા શી રીતે ગણાય?

સમાધાન. નારદપુરાણ, શિવપુરાણ, વાયુપુરાણ અને આદિત્યપુરાણ એ વ્યાસે કરેલા છે, તોપણ કોઈ પુરાણના મતમા તે ઉપપુરાણ દેખાય છે, તેથી ઉપપુરાણો વ્યાસ વિના બીજા મુનિઓએ કરેલા છે, એવો નિયમ સ્વીકારવામા આવતો નથી 'મુનિઓએ બીજા ઉપપુરાણ કહેલા છે' એ વચનનો અભિપ્રાય એવો છે કે, 'ઘણુ કરીને તે પ્રમાણે છે '

શકા આ રીતે બને ભાગવત મહાપુરાણોમા પણ છે અને ઉપપુરાણોમા પણ છે એમ સિદ્ધ થયુ, ત્યારે કયા પુરાણના મતમા કયુ ભાગવત મહાપુરાણ છે?

સમાધાન શિવપુરાણના ને મત્સ્યપુરાણના મતમાં ભગવતીભાગવત જ મહાપુરાણ છે શિવપુરાણના ઉત્તર ખડમા મધ્યમેશ્વરના માહાત્મ્યમા 'શિવ પાસેથી વરદાન મેળવીને વ્યાસે મહાપુરાણો કર્યા છે ' એમ કહ્યા પછી તેઓનાં અઢાર નામ કહીને તો યોગરૂઢ નામોનો અર્થ તેમા જ કર્યો છે કે, 'હે તડ મુનિ! પહેલા પુરાણના વક્તા સાક્ષાત્ ચાર મુખવાળા બ્રહ્મા છે, માટે પહેલા પુરાણનું નામ બ્રહ્મ છે, બીજા પુરાણમા પદ્મક ૫નુ માહાત્મ્ય કહેલુ છે, તેથી તેનું નામ પાદ્મ છે, ત્રીજા પુરાણમા વિષ્ણુનુ પ્રતિપાદન કરેલુ છે, તેથી તેનુ નામ વિષ્ણુપુરાણ છે જોકે એ પુરાણ પરાશરે કરેલુ છે, તોપણ પિતા અને પુત્રના અભેદને લીધે તે વ્યાસે કહેલુ મનાય છે ચોથા પુરાણના પૂર્વોત્તર ખડમા શિવનુ ચરિત્ર ઘણુ છે, તેથી તેનુ શિવપુરાણ નામ પૌરાણિક લોકો કહે છે પાચમુ પુરાણ કે જેમા દુર્ગા ભગવતીનુ ચરિત્ર છે, તેને જ ભાગવત કહેલુ છે, એને ભગવતી ભાગવત સિવાયનુ બીજુ કોઈ દેવીપુરાણ સમજવુ નહિ છઠ્ઠા પુરાણના વક્તા નારદ છે, માટે તેનુ નામ નારદીય કહેવાય છે સાતમા પુરાણના વક્તા મહામુનિ માર્કણ્ડેય છે તેથી તેનું નામ માર્કણ્ડેયપુરાણ છે આઠમામા અગ્નિનું વર્ણન છે, તેથી તે અગ્નિપુરાણ કહેવાય છે નવમામા ભવિષ્ય કહ્યુ છે, તેથી તે ભવિષ્યપુરાણ કહેવાય છે દસમામા બ્રહ્મના વિવર્તનુ વર્ણન કર્યું છે, તેથી તે બ્રહ્મવૈવર્તપુરાણ કહેવાય છે અગિયારમામા લિંગનુ ચરિત્ર કહ્યુ છે, તેથી તે લિંગપુરાણ કહેવાય છે બારમામા વરાહનું ચરિત્ર કહ્યુ છે, તેથી તે વરાહપુરાણ કહેવાય છે તેરમામા સ્કદ શ્રોતા છે અને મહાદેવ વક્તા છે, તેથી તે સ્કદપુરાણ કહેવાય છે ચૌદમામા વામનજીનુ ચરિત્ર કહ્યુ છે, તેથી તે વામનપુરાણ કહેવાય છે પદરમામા કૂર્મનું ચરિત્ર કહ્યુ છે, તેથી તે કૂર્મપુરાણ કહેવાય છે સોળમામા મત્સ્યાવતારનુ ચરિત્ર કહ્યુ છે, તેથી તે મત્સ્યપુરાણ કહેવાય છે સત્તરમામા ગરુડ પોતે વક્તા છે તેથી તે ગરુડપુરાણ કહે વાય છે અને અઢારમા પુરાણમા બ્રહ્માડનું ચરિત્ર કહ્યુ છે, તેથી તે બ્રહ્માડપુરાણ કહેવાય છે ' આમા કોઈ પુરાણમા વક્તાનો સબધ, કોઈ પુરાણમા શ્રોતાનો સંબધ અને કોઈ પુરાણમા પ્રતિપાદન કરવાના મુખ્ય દેવનો સબધ જોઈ જુદા નામ પાડવામા કારણ છે, એમ સ્પષ્ટ જ દેખાડયુ છે તેમાં 'ભાગવત' એ નામનો અર્થ આ રીતે થાય છે કે, 'જેમાં

× આ શ્લોકનો અર્થ એવો છે કે, આદિ અક્ષર મકારના બે, ભકારના બે, બ્રકારના ત્રણ, વકારના ચાર, અકારનું એક, લિંગાનુ એક, પકારનુ એક તથા અગ્નિ, કૂર્મ, સ્કદ અને ગરુડ એવી રીતે અઢાર પુરાણ છે

દુર્ગા ભગવતીનું ચરિત્ર છે તે જ ભાગવત કહેવું છે ' આ વાક્યે 'જે ભગવતીનું છે તે જ ભાગવત' એવી વ્યુત્પત્તિથી, ગ્રંથમાં પ્રતિપાદન કરવાના મુખ્ય દેવના ચરિત્રનો સંબંધ 'ભાગવત' એવું નામ પાડવાનું કારણ છે, એમ સ્પષ્ટ જ દેખાડયું છે અને તે ભગવતી કોણ ?' એ અપેક્ષાને શાંત કરવા સારુ 'દુર્ગા' એ વિશેષણ આપ્યું છે 'તે જ ભાગવત' એમાં જ શબ્દ નિશ્ચયાર્થક છે, એટલે તે જ ભાગવત છે, પણ બીજા પુરાણોના મતથી પ્રાપ્ત થયેલું વિષ્ણુભાગવત મહાપુરાણ નથી, એમ શિવપુરાણે પોતાનો મત દેખાડયો છે કોઈ ભગવતીભાગવતને પુરાણાંતરના મતથી ઉપપુરાણ સમજી લે તેને વાસ્તે વળી શિવપુરાણે કહ્યું છે કે, 'દેવી પુરાણક ' સમજવું નહિ 'પુરાણક ' એ શબ્દમાં 'अल्पे' સૂત્ર પ્રમાણે क પ્રત્યયનો અર્થ અલ્પ છે, માટે પુરાણક એટલે અલ્પપુરાણ એવો અર્થ થાય છે દેવીનું જે પુરાણક તે દેવીપુરાણક સમજવું એટલે સઘળો અર્થ એવો થાય છે કે, 'જે આ ભાગવત કહ્યું તે દેવીનું ઉપપુરાણ નથી ' વેદવ્યાસ આ વાક્યથી બીજાના મહાપુરાણપણાનો નિષેધ કરીને અને પોતે ધારેલાના ઉપપુરાણપણાનો નિષેધ કરીને શ્રીભગવતીભાગવતનું જ મહાપુરાણપણું જણાવે છે, કારણ કે મહાપુરાણોમાં મુખ્યત્વે કરી દેવીના ચરિત્રનું પ્રતિપાદન કરનારું બીજું કોઈ પુરાણ નથી

શંકા . નારદ આદિ પુરાણોના વચનોના બળથી 'વિષ્ણુભાગવત જ મહાપુરાણોની અંદર ગણાય છે ' એવો નિર્વિઘ્ન નિશ્ચય થાય છે, માટે મતભેદથી બન્ને ભાગવતને મહાપુરાણ માનવાની કલ્પના છોડી દઈને તે જ વચનોના બળથી આ શિવપુરાણના વચનમાં થોડાઘણા ભગવતીના ચરિત્રનું ગ્રહણ કરેલું માની એ વિષ્ણુભાગવતના નામનો જ અર્થ કરશો છે એવી કલ્પના શા માટે કરતા નથી ? વિષ્ણુભાગવતમાં પણ દશમ સ્કંધમાં વિંધ્યવાસિનીનું ચરિત્ર છે

સમાધાન જો એ પ્રમાણે વેદવ્યાસનું વિષ્ણુભાગવત વિષે જ તાત્પર્ય હોત તો વેદવ્યાસ 'જે ભગવાનનું છે તે ભાગવત ' એવી જ વ્યુત્પત્તિ કરત. વેદવ્યાસના માથા ઉપર કોઈએ બોજો મૂક્યો ન હતો કે જેથી એમણે પોતે ધારેલી યુક્તિવાળી વ્યુત્પત્તિ છોડી દઈને પ્રયોજન વિના પોતાના અભિપ્રાય વિરુદ્ધ વ્યુત્પત્તિ કરી હોય. શિવપુરાણના આ વચનના સઘળા પ્રકરણમાં ચોથા પુરાણમાં પૂર્વોત્તર ખંડમાં શિવનું ચરિત્ર ઘણું છે, તેથી તેનું શિવપુરાણ એવું નામ પૌરાણિક લોકો કહે છે ' ઇત્યાદિ વચનોથી ઘણાં ચરિત્ર અને મુખ્ય ચરિત્રનો સંબંધ જ નામ પાડવાનું કારણ છે, એવો જ મુનિનો અભિપ્રાય જણાય છે મતભેદથી પુરાણભેદની કલ્પના કાંઈ અમે જ આ પુરાણને વાસ્તે નવી કરી છે એમ નથી, કારણ કે આગળ કહેલી યુક્તિથી નારદપુરાણ, શિવપુરાણ, વાયુપુરાણ અને આદિત્યપુરાણ વિષે પણ તેવી કલ્પના કરવી પડે છે કદાચ આ કલ્પના ભારે પડતી હોય તોપણ તેની બીકથી વ્યાસના તાત્પર્યને ફેરવવાને કોઈ સમર્થ નથી આવા કારણથી ઉપર કહેલું તાત્પર્ય છોડી દઈને બીજા તાત્પર્ય માની બીજો અર્થ કરવો એ મોટું સાહસ જ છે

શંકા ઉપર કહેલું શિવપુરાણનું વચન એક લક્ષણ વાક્ય છે, માટે તેનો 'જેમાં દુર્ગાનું ચરિત્ર છે તે ભાગવત છે' એવો અર્થ છે આ ઉપરથી તે ભગવતીભાગવત ન હોવું જોઈએ, કારણ કે જો એ લક્ષણ ભગવતીભાગવતનું હોય તો જેનો વિધિ કર્યો તેનો નિષેધ નહિ હોવો જોઈએ અને 'એ દેવીપુરાણક સમજવું નહિ' એ નિષેધ તો સ્પષ્ટ કરેલો છે, માટે એ લક્ષણ વિષ્ણુભાગવતનું જ છે કદાચ તમે એમ કહેશો કે, 'એવી રીતે થોડું દુર્ગાનું ચરિત્ર તો બીજા પુરાણોમાં પણ છે, તો તેથી તેઓને પણ કહેવા જોઈએ.' તો આ વાત યોગ્ય નથી, કારણ કે જેમ વૃત્રાસુરના વધની કથા બીજા પુરાણોમાં છે, તોપણ તેને ભાગવતના લક્ષણરૂપ માની છે, તેમ દુર્ગાનું ચરિત્ર બીજા પુરાણોમાં હોવા છતાં પણ તેને ભાગવતના લક્ષણરૂપ માનવામાં વિરોધ નથી

સમાધાન ' આવી કલ્પના કરવાથી, પ્રથમ જે પુરાણોના નામ પાડવા વિષેનું શિવપુરાણનું પ્રકરણ કહ્યું છે, તેને વિરોધ આવે છે એ માત્ર લક્ષણ વાક્ય છે એ પક્ષમાં પણ એ લક્ષણ મહાપુરાણના ઉદ્દેશથી જ છે, તેથી ઉપપુરાણોમાં તે લાગુ પડતું ન હોવાથી અને દેવીપુરાણ તથા કાલિકાપુરાણ એ બન્ને ઉપપુરાણ જ છે, એવો નિશ્ચય થવાથી, તેઓમાં તે લક્ષણ જતું જ નથી, તો 'એ દેવીપુરાણક સમજવું નહિ ' એ નિષેધ વ્યર્થ જ થાય છે, માટે એ નિષેધનો અર્થ અમે જે ઉપર કહ્યો છે તે જ યોગ્ય છે વળી તમને પૂછીએ છીએ કે માત્ર લક્ષણવાક્ય છે એ પક્ષમાં થોડુંઘણું ચરિત્ર લેવાનું છે કે સઘળું ચરિત્ર લેવાનું છે ? થોડુંઘણું ચરિત્ર તો સઘળા મહાપુરાણમાં છે, તેથી માત્ર દેવીપુરાણનો નિષેધ કરવાથી નિર્વાહ થતો નથી નિષેધ તો માત્ર દેવીપુરાણનો જ કરેલો છે, તેથી તમારે સઘળું દેવીનું ચરિત્ર જ લેવું પડશે અને એમ થવાથી તમારું ધારેલું જ સિદ્ધ થતું નથી, પણ વિષ્ણુભાગવતમાં દુર્ગાનું ચરિત્ર મુખ્યપણે નહિ હોવાથી મારું ધારેલું સિદ્ધ થાય છે 'વિધિ અને નિષેધનો એક વિષય ન હોવો જોઈએ' એ દૂષણ તો સંભવતું જ નથી, કારણ કે પ્રકરણના બળથી તાત્પર્યનો નિશ્ચય થતાં તે તાત્પર્યના વિષયને છોડીને જ નિષેધ પ્રવૃત્ત થાય છે 'વૃત્રાસુરના વધવાળું' એ લક્ષણ તો ગાયત્રીથી આરંભરૂપ લક્ષણની સાથે છે, તેથી તે લક્ષણ બીજા પુરાણોમાં જતું નથી, માટે ઉપર કહેલો જ તે વચનનો અર્થ છે, તો તે વચન ઉપરથી ભગવતીભાગવત મહાપુરાણ છે અને વિષ્ણુભાગવત મહાપુરાણ નથી, એવો શિવ

પુરાણનો મત છે. ભગવતીભાગવતમાં ઉપર કહેલા બે નિયમ છે અને વિષ્ણુભાગવતમાં તે પ્રમાણે બે નિયમ નથી; માટે શિવપુરાણનો મત જ મુખ્ય છે અને બીજાં પુરાણોનો મત તો એકદેશી છે, એવું એ બે નિયમ દેખાડનારા વ્યાસવાકયે સ્પષ્ટ જ સમજાવ્યું છે, એમ વિદ્વાનો વિચાર કરે. × × ×

ભગવતીભાગવતમાં કોઈ કોઈ સ્થળે દ્રાવિડ અને ભેદથી દ્વિવિધપણું છે ગૌડસંપ્રદાયના તોપણ ગૌડપાઠ સારો હોવાથી તેના આધારે યથામતિ વ્યાખ્યાન કરું છું.

ભગવતીની ઉપાસનામાં કેટલાક ભ્રમિત મનવાળા કહે છે કે, 'ગ્રંથોમાં માયારૂપ ભગવતીની ઉપાસના કહી છે, માયામાં મિથ્યાપણું હોવાથી અને મુકિતમાં માયાનો સંબંધ નહિ હોવાથી ભગવતીની ઉપાસનામાં શ્રદ્ધા રાખવી યોગ્ય નથી. આ વાતમાં અમો ભૂલતા નથી; કારણ કે તાપનીય ઉપનિષદમાં 'આ નૃસિંહની માયા આ સઘળા જગતને સરજે છે, પાળે છે અને સંહાર કરે છે. એટલા માટે આ માયાને શકિત જાણવી. જે પુરુષ આ માયાને શકિત જાણે છે તે પુરુષ મૃત્યુને જીતે છે, પાપને તરે છે, મુકિત પામે છે અને મોટી લક્ષ્મીને ભોગવે છે.' એ શ્રુતિએ વિષ્ણુની શકિતરૂપ જડ માયાની જ ઉપાસના કરવાનું કહ્યું છે તથા 'વિષ્ણુની શકિતરૂપ અનંત બળવાળાં અને જગતના બીજરૂપ તમે જ પરમ માયા છો. હે દેવિ! આ સમસ્ત જગતને તમે જ મોહ કર્યો છે.' ઇત્યાદિ સ્મૃતિઓએ પણ તેમ જ કહ્યું છે.

આ વાતમાં એ લોકો મોટી ભૂલ કરે છે; કારણ કે દેવ્યથર્વશિરસ નામના ઉપનિષદમાં સર્વે દેવતાઓ દેવીની પાસે ગયા અને તેઓએ પૂછયું કે, 'તમે કોણ છો?' તે મોટાં દેવીએ કહ્યું કે, 'હું બ્રહ્મરૂપ છું. પ્રકૃતિ--પુરુષરૂપ જગત મારાથી થયું છે.' એ શ્રુતિએ તથા ભુવનેશ્વરી ઉપનિષદમાં 'હવે અમે રહસ્ય કહીએ છીએ. બ્રહ્મરંધ્રમાં એ બ્રહ્મરૂપ દેવીને પામે છે, જગતને મોહ કરનાર ભુવનેશ્વરી દેવી ચોથી અવસ્થાથી પણ અતીત છે.' એ શ્રુતિએ તથા ભાવનોપનિષદમાં 'જે પોતાનો આત્મા છે તે જ લલિતાદેવી છે, એ શ્રુતિએ બ્રહ્મરૂપ ભગવતીની ઉપાસના કહી છે. ત્રિપુરતાપનીય અને સુંદરીતાપનીય આદિ ઉપનિષદોમાં परोरजसे सावदोम् ગાયત્રીના ચોથા ચરણે જેનું પ્રતિપાદન કર્યું છે, એવા બ્રહ્મને કહેનાર હ્રીંકાર બીજના દેવ પરમાત્મા બ્રહ્મ છે. એમ પ્રતિપાદન કરનારી શ્રુતિએ તથા કાલી ઉપનિષદ અને તારોપનિષદ આદિની શ્રુતિઓએ પણ બ્રહ્મરૂપ ભગવતીની જ ઉપાસના કહી છે. સ્મૃતિઓ પણ બ્રહ્મરૂપ ભગવતીની જ ઉપાસના કરવાનું કહે છે. જેમ કે 'એટલા માટે સંસારનો નાશ કરવા સાક્ષીરૂપ, પ્રપંચના ઉલ્લાસથી રહિત અને આત્મરૂપ પરમ શકિતની આરાધના કરવી.' એ વચન સૂતસંહિતાના પાંચમા અધ્યાયનું છે. 'પર અને સત્, ચિત્, આનંદરૂપ જે જગદંબા છે, તે જ સ્વરૂપમાં જગતરૂપ ભ્રાંતિના અધિષ્ઠાનરૂપ છે.' એ વચન સ્કંદપુરાણમાંના વેદારણ્યેશ્વર માહાત્મ્યનું છે. 'હે બ્રાહ્મણો! આ દેવીનું ઉત્તમ માહાત્મ્ય દેખાડયું; મહાદેવીનું પરમ પદ કે જે સર્વ વેદાંત અને વેદમાં બ્રહ્મવાદીઓએ નિશ્ચય કરેલું, એક સર્વવ્યાપક, સૂક્ષ્મ, કૂટસ્થ, અચલ અને ધ્રુવ છે, તેને યોગીઓ પ્રત્યક્ષ રીતે જાણે છે. પરથી પણ પર, શાશ્વત, મંગલરૂપ, અખંડ, અનંત અને પ્રકૃતિમાં રહેલું જે તત્ત્વ છે, તે જ દેવીનું પરમપદ છે. સ્વચ્છ, નિરંજન, શુદ્ધ, નિર્ગુણ, દીનતાથી રહિત અને સ્વરૂપપણે જાણવાના વિષયરૂપ જે તત્ત્વ છે, તે જ દેવીનું પરમપદ છે.' એ વચન કૂર્મપુરાણના બારમા અધ્યાયમાં છે. 'હ્રીંકારમાં જે હકાર છે તે ધર્મમાં તત્પર, સત્‌રૂપ અને સદાકાર છે; જે રેફ છે તે સર્વ મનોરથની સિદ્ધિ આપનાર, ચિદાકાર અને શિવાકાર છે. આનંદરૂપ બંને પદાર્થની એકતાને લીધે ઈકાર સઘળી કામના આપનાર છે; હ, ર અને ઈના અંતમાં જે બિંદુ અને નાદ છે તે બંને મોક્ષ આપનાર છે. વિદ્વાનોએ કહેલું હ્રીં બીજ સચ્ચિદાનંદરૂપ છે અને જે સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ છે તે એ જ છે.' એ વચન હાલાસ્યેશ્વરના માહાત્મ્યમાં માયાબીજના અર્થના પ્રકરણમાં છે. 'ભગવતી સગુણ છે અને નિર્ગુણ પણ છે, એમ વિદ્વાનોએ બે પ્રકાર કહેલા છે; તેમાં રાગી લોકોએ સગુણનું સેવન કરવું અને રાગરહિત લોકોએ નિર્ગુણનું સેવન કરવું.' એ ભગવતીભાગવતનું વચન છે. 'તત્પદના લક્ષ્યાર્થરૂપ અને ચૈતન્યૈકરસ જે ચિતિ છે તે જ જગદંબા છે.' એ વચન બ્રહ્માંડપુરાણમાંના લલિતોપાખ્યાનનું છે. આના જેવી દેવીનું પરબ્રહ્મપણું કહેનારી બીજી સ્મૃતિઓ અઢાર પુરાણોમાં અને ઉપપુરાણમાં પણ છે તે જોઈ લેવી.

શંકા: ષોડશી નામના પાત્રનું ગ્રહણ અને અગ્રહણ એ બંને ક્રિયાના વિષય છે, માટે શાખાઓના ભેદથી તેઓમાં વિકલ્પ માનવો સંભવે છે, પણ જ્યાં વસ્તુનું સ્વરૂપ એક હોય ત્યાં વિકલ્પ સંભવતો નથી; માટે ભગવતીને બ્રહ્મસ્વરૂપ કહેનારી શ્રુતિને ભગવતીના માયાસ્વરૂપપણાનું પ્રતિપાદન કરનારી શ્રુતિની સાથે વિરોધ આવે છે.

સમાધાન: વેદાંતોમાં માયાને મિથ્યા કહેલી છે, તો તે મિથ્યા પદાર્થ અધિષ્ઠાનમાં કલ્પિત હોવાને લીધે તેની સત્તા અધિષ્ઠાનની સત્તાથી નોખી નહિ હોવાથી માયામાં અધિષ્ઠાનની સત્તાનો પ્રવેશ છે, માટે માયાસ્વરૂપની ઉપાસનામાં પણ સત્તારૂપ બ્રહ્મની જ ઉપાસના થાય છે; એવા અભિપ્રાયથી ભગવતીને માયાસ્વરૂપ કહેવામાં પણ વિરોધ નથી. જેમ બ્રહ્મની ઉપાસનામાં પણ કેવળ બ્રહ્મનું ગ્રહણ થતું નથી, પણ શકિત બ્રહ્મથી ભિન્ન નહિ હોવાને લીધે અને કેવળ

બ્રહ્મની ઉપાસનાનો અસંભવ હોવાને લીધે શક્તિવિશિષ્ટ બ્રહ્મનું જ ગ્રહણ થાય છે, તેમ માયાની ઉપાસનામાં પણ કેવળ માયાની સ્થિતિ નથી કે જેથી તે એકલીની ઉપાસના સંભવે, પરંતુ બ્રહ્મરૂપ અધિષ્ઠાન સહિત માયાની જ સ્થિતિ છે, માટે ભગવતીનું માયાસ્વરૂપપણું પ્રતિપાદન કરતાં પણ ફલિતાર્થરૂપે તેનું બ્રહ્મસ્વરૂપપણું જ સિદ્ધ થાય છે, તેથી શ્રુતિઓને પરસ્પર વિરોધ નથી. કહ્યું છે કે, 'અગ્નિમાં ઉષ્ણતા, સૂર્યમાં પ્રભા અને ચંદ્રમાં ચંદ્રિકા જેમ સ્વાભાવિક રીતે નિશ્ચિત છે, તેમ માયા પણ બ્રહ્મમાં સ્વાભાવિક રીતે ધ્રુવ છે.' વળી કહ્યું છે કે, 'પોતાના પગ વડે પોતાના માથાની છાયાને ઓળંગી જવા ઇચ્છે તો પગના પ્રદેશમાં માથું ન આવવાને લીધે તે ઇચ્છા જેમ વ્યર્થ છે, તેમ માયા વિના એકલા બ્રહ્મની ઉપાસના કરવાની ઇચ્છા પણ વ્યર્થ છે.' આમ હોવાથી જેમ અગ્નિમાં હોમ કરવાથી અગ્નિની શક્તિમાં જ હોમાર્થ સિદ્ધ થાય છે અને અગ્નિની શક્તિમાં હોમ કરવાનું ધારતાં અગ્નિમાં જ હોમાર્થસિદ્ધિ થાય છે, તેમ બ્રહ્મની ઉપાસના કરતાં માયાની ઉપાસના થાય છે અને માયાની ઉપાસના કરતાં બ્રહ્મની ઉપાસના થાય છે. માટે માયાનું ભગવતીપણું છતાં પણ બ્રહ્મનું જ ભગવતીપણું સિદ્ધ થયું. તેથી ભગવતીની ઉપાસનામાં બ્રહ્મનું જ ગ્રહણ થાય છે. જે વચનો માયાનું મિથ્યાપણું કહે છે, તે વચનોમાં તો બ્રહ્મને મિથ્યાપણાનો અસંભવ હોવાથી કેવળ માયાનું જ મિથ્યાપણું લેવું. તે વચનો પ્રમાણે માયાનું મિથ્યાપણું થાય છે, તોપણ માયાનું અધિષ્ઠાન સત્ય હોવાથી ઉપાસક પુરુષને ઉપાસ્યરૂપ માયા પદાર્થની અંદર રહેલા બ્રહ્મરૂપ અંશનું મોક્ષદશામાં અનુસ્યૂતપણું રહેવાને લીધે મુક્તિમાં ઉપાસ્ય સ્વરૂપનો ત્યાગ થતો નથી. એટલા માટે જ અંતર્યામી બ્રાહ્મણમાં 'જે પૃથ્વીમાં રહે છે, પૃથ્વી જેને જાણતી નથી, પૃથ્વી જેનું શરીર છે અને પૃથ્વીની અંદર રહીને જે તેને નિયમમાં રાખે છે' ઇત્યાદિક વચનોથી અંતર્યામી ચેતનના સંબંધને લઈને જ પૃથ્વીથી તે માયા સુધીના પદાર્થોનું દેવતાપણું કહ્યું છે. ન્યાય દેખાવાથી 'આ સઘળું જગત બ્રહ્મ છે' એ શ્રુતિ પણ સાચી ઠરે છે. એ સઘળું ધારીને સૂતસંહિતામાં કહ્યું છે કે, 'ચૈતન્યરૂપ આત્મામાં રહેલી માયાના શક્તિરૂપ આત્મામાં નિર્વિકલ્પ, સ્વયંપ્રકાશ, સદાકાર, સદાનંદ અને સનાતનના નામે કહેવાતી જે સંવિદ્ જાણી ગઈ છે, તે સંવિત જ મંગળરૂપ, શિવથી અભિન્ન અને કલ્યાણ કરનાર પરમ દેવી છે.' અહીં ભગવતીસ્વરૂપનું પ્રતિપાદન કરનારા વાક્યોમાં રહેલા માયા, શક્તિ અને કલા આદિ શબ્દો છે, તેના બળથી માયાવિશિષ્ટ, શક્તિવિશિષ્ટ અને કલાવિશિષ્ટ બ્રહ્મને જણાવનારા છે. માટે માયાવિશિષ્ટ, શક્તિવિશિષ્ટ અને કલાવિશિષ્ટ જે બ્રહ્મ છે, તે જ 'ભગવતી' શબ્દનો અર્થ છે એવો ફલિતાર્થ નીકળે છે. આ ઉપરથી 'જે દેવી ક્ષુધારૂપે, નિદ્રારૂપે અને સ્મૃતિરૂપે રહેલાં છે' ઇત્યાદિક કેવળ શક્તિને કહેનારા પદોનું વ્યાખ્યાન થઈ જાય છે કે 'તે તે પદાર્થરૂપે તે તે શક્તિથી વિશિષ્ટ બ્રહ્મનું જ સર્વત્ર ગ્રહણ કરવું.' આ જ અર્થ કાલોત્તર નામના ગ્રંથમાં કહ્યો છે. જેમ કે સદાશિવને દેવીએ પૂછ્યું કે, 'હે ભગવન્! માયા તો મિથ્યા કહેવાય છે, માટે તેનો મુક્તિમાં સંભવ નહિ રહેવાને લીધે તેની ઉપાસના કરવી કેમ ઘટે? કોઈ સ્થળમાં પણ કોઈ મિથ્યા વસ્તુમાં શ્રદ્ધા થાય નહિ અને આ દેવીની ઉપાસના તો માયાના સંબંધમાં કહેવામાં આવે છે, માટે મારો આ સંશય કાપો અને હે પ્રભુ! મને રહસ્ય કહો.' આ પ્રમાણે દેવીનું વચન સાંભળીને મહાત્મા સદાશિવે સર્વ લોકોને હિત આપનારું દિવ્ય વચન કહ્યું કે, 'હે સુંદરિ! હું માયાનું ઉપાસ્યપણું કદી કહેતો નથી. મેં તે માયાના અધિષ્ઠાનરૂપ ચૈતન્યને જ ઉપાસ્ય કહ્યું છે. માયા અને શક્તિ આદિ શબ્દો માયા અને શક્તિથી વિશિષ્ટ બ્રહ્મને જ જણાવનારા છે, એટલા માટે માયા આદિ શબ્દોથી બ્રહ્મ જ ઉપાસ્ય કહેવાય છે.' આમાં સદાશિવે પહેલાં બે વાક્યોથી પહેલો પક્ષ કહ્યો છે અને બીજાં બે વાક્યોથી બીજા પક્ષનું ઉપપાદન કર્યું છે. આ અભિપ્રાયથી જ બ્રહ્માંડપુરાણમાં માયા શબ્દના અર્થરૂપ હ્રીંકારને જ માયાવિશિષ્ટ બ્રહ્મના અંગરૂપ કહ્યો છે કે હ્રીંકાર શિવશક્તિરૂપ છે અને બાકીના સઘળા અક્ષરો શક્તિરૂપ છે.

કેવળ માયાને ઉપાસ્ય કહેનારા ભ્રમિત વાદીને પૂછવું જોઈએ કે, જો જડ જ ઉપાસ્ય હોય, તો દેવીઓના શરીરોને પ્રાણ, ઇન્દ્રિય, મન, અહંકાર અને જીવ આદિ હોવાપણું કેમ સંભવશે? સ્થૂલ અને સૂક્ષ્મ એ રીતે ભગવતીનું રૂપ બે પ્રકારનું છે. તેમાં સૂક્ષ્મ રૂપ મુખ્ય છે અને સ્થૂલ રૂપ તો તે ઉપાસકોને દર્શનાદિ વ્યવહાર થવાને વાસ્તે છે. તે તે ઉપાસકોએ ઉપાસેલું સૂક્ષ્મ રૂપ જ સ્થૂલ રૂપનું ગ્રહણ કરે છે. આમ છે એટલા માટે જો સૂક્ષ્મ રૂપમાં ચૈતન્યનો પ્રવેશ ન હોય તો તેને લીધેલા સ્થૂલ રૂપમાં પણ ચૈતન્યનો પ્રવેશ ન હોવો જોઈએ, અને તે ન હોય તો તે તે દેવીઓના જીવવા અને બોલવા આદિ વ્યવહારનો ઉચ્છેદ જ થઈ જાય, માટે વાદીએ પોતાની ઇચ્છા વગર પણ ચૈતન્યવિશિષ્ટ શક્તિને જ ઉપાસ્ય માની પડશે.

શંકા– તમારા કહેવા પ્રમાણે હોય તો શાસ્ત્રમાં માયા આદિ શબ્દોથી ભગવતીનો વ્યવહાર શા માટે કરવામાં આવે છે? ભ્રમમાં આદિ દોષો નહિ થવા વાસ્તે અને સ્પષ્ટ જણાવવાને વાસ્તે બ્રહ્મ આદિ શબ્દોથી જ શા માટે વ્યવહાર કરવામાં આવતો નથી?

સમાધાન– વિરાટ્, હિરણ્યગર્ભ, અવ્યાકૃત અને બ્રહ્મ એ રીતે બ્રહ્મનું સ્વરૂપ ચાર વ્યૂહરૂપ છે; તેમાં દેવીની જે

ઉપાસના છે તે એ વ્યૂહની અંદરના કયા પદાર્થની છે? એવી શંકા થતાં તેનો ઉત્તર એ છે કે વિરાટ, હિરણ્યગર્ભ અને અવ્યાકૃતને તથા તેઓના અધિષ્ઠાતા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને મૈત્રાયણી શાખાની શ્રુતિમાં એકએક ગુણમય કહ્યા છે અને ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપ માયા, પ્રકૃતિ શબ્દનો અર્થ હોવાથી તેને શાસ્ત્રોમાં ચોથા બ્રહ્મમાં રહેલી કહી છે. માટે માયાવિશિષ્ટ તે ચોથું બ્રહ્મ જ ભગવતીની ઉપાસનામાં ગ્રહણ કરવા યોગ્ય છે; એમ દેખાડવા સારુ માયા આદિ શબ્દોથી વ્યવહાર કર્યો છે. **तमो वा इदमेकमग्र आसीत्तत्परे स्यात्तत्परेरितं विषमत्वं प्रयात्येतद्वै रजस्तद्रजः खल्वीरितं विषमत्वं प्रयात्येतद्वै सत्त्वस्य रूपमिति ॥** એ મૈત્રાયણી શાખાની શ્રુતિના વાક્યે तमः એ શબ્દથી કહેલી માયાનો બ્રહ્મની સાથે નિત્ય સંબંધ દેખાડીને જગતના કારણરૂપ જે સામ્યાવસ્થાત્મક વસ્તુ છે તેને જણાવી છે. એ જ શાખાની શ્રુતિએ 'એ માયાના ત્રણ અંશ થયા, તેઓમાં જે તામસ થયો તે રુદ્ર છે, જે રાજસ અંશ થયો તે બ્રહ્મા છે અને સાત્ત્વિક અંશ થયો તે વિષ્ણુ છે.' એ વચનથી બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને એકએક ગુણની ઉપાધિવાળું પ્રતિપાદન કર્યું છે; તેમ જ 'સત્ત્વ, રજ અને તમ—એ ત્રણ પ્રકૃતિના ગુણો છે. તેઓથી જોડાઈને એક જ પુરુષ જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલય કરવા સારુ વિષ્ણુ, બ્રહ્મા અને રુદ્ર એવાં નામો ધરે છે. તેઓમાં સત્ત્વગુણવાળા વિષ્ણુથી જ મનુષ્યોનું કલ્યાણ થાય છે' ઇત્યાદિ વચનોથી સર્વ પુરાણોમાં પણ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને એક એક ગુણવાળાપણું પ્રતિપાદન કર્યું છે. માયા, પ્રકૃતિ, અને શક્તિ આદિ શબ્દોથી કહેવામાં આવતી વસ્તુનો આશ્રય બ્રહ્મથી જુદો નથી, કે જેથી માયા આદિ શબ્દોથી ઉપાસના કરવામાં આવતી વસ્તુ માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ ન હોય અને માયાવિશિષ્ટ બ્રહ્મથી જુદી હોય; માટે એ શબ્દોથી ઉપાસ્ય વસ્તુનું પ્રતિપાદન થતાં ભગવતીનું સ્વરૂપ કે જે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ જ છે તે જ ઉપાસ્ય ઠરે છે, એમ સમજાવવા સારુ જ માયા આદિ શબ્દોથી ભગવતીની ઉપાસના કહી છે.

શંકા: ત્યારે 'તમે વિષ્ણુની માયાશક્તિરૂપ અને અનંત બળવાળાં છો' એ વાક્યમાં પણ માયા શબ્દ માયાવિશિષ્ટ બ્રહ્મને કહેનારો થશે. આ વાત અનુકૂળ છે એમ કહી શકાતું નથી. કારણ કે તેમાં એકલી માયાને ભોગ ધારેલો છે.

સમાધાન: સર્વ સ્થળમાં માયા શબ્દથી માયાવિશિષ્ટ બ્રહ્મનું જ ગ્રહણ કરવું એવી અમે પ્રતિજ્ઞા કરતા નથી, કે જેથી ઉપર કહ્યા પ્રમાણે અતિપ્રસંગ થાય; પરંતુ એમ કહીએ છીએ કે કોઈ ઠેકાણે સંબંધ જણાવનારો શબ્દ સાથે કહ્યો હોય ત્યાં એકલી માયાનું પણ ગ્રહણ કરવું. જેમ કે તમે કહેલા વાક્યમાં 'વિષ્ણુની' એવો શબ્દ સાથે છે, તેથી તેમાં એકલી માયાનું જ ગ્રહણ કરવું, પ્રલયના પ્રકરણમાં એકલી માયાનું ગ્રહણ કરવું અને 'હે બ્રાહ્મણો! સઘળું ચરાચર જગત મારી માયારૂપ શક્તિએ કરેલું છે અને તે માયા પણ વાસ્તવિક રીતે મારાથી જુદી નથી જ.' ઇત્યાદિ સૃષ્ટિના સ્થળમાં પણ એકલી માયાનું ગ્રહણ કરવું. ઉપાસનાના સ્થળમાં તે માયાવિશિષ્ટ બ્રહ્મનું ગ્રહણ કરવું. આ પ્રમાણે સ્થળની યોગ્યતા જોઈ ઉચિત કલ્પના કરી લેવી, એટલે 'તમે વિષ્ણુની શક્તિ (માયા) છો' ઇત્યાદિ સ્થળમાં 'તમે કે જે અધિષ્ઠાન બ્રહ્મરૂપ છો, તે જ વિષ્ણુની માયાશક્તિરૂપ છો,' એવો અર્થ કરવો. આથી જેમ ભગવતીના બ્રહ્મરૂપપણાનું પ્રતિપાદન થયું, તેમ બીજે ઠેકાણે પણ સમજી લેવું અથવા જગતના કારણરૂપ બ્રહ્મ ઉભયાત્મક હોવાને લીધે કોઈ સ્થળમાં જેના પેટામાં માયા છે એવા બ્રહ્મનું ઉપાસન સમજવું અને કોઈ સ્થળમાં બ્રહ્મ જેના પેટામાં છે એવી માયાનું ઉપાસન સમજવું. પહેલો પક્ષ કે જેમાં શક્તિને સહાયભૂત ગણવામાં આવે છે; તે શિવપુરાણાદિમાં 'એ કારણને લીધે જે પુરુષો માયા સહિત શિવનું હૃદયમાં ધ્યાન કરે છે, તેઓને અવિચળ શાંતિ મળે છે, બીજાઓને કદી મળતી નથી.' ઇત્યાદિ વચનોના સમૂહથી સ્પષ્ટ છે અને બીજો પક્ષ કે જેમાં બ્રહ્મને સહાયભૂત ગણવામાં આવે છે તે ભુવનેશ્વરી પારિજાત આદિ તંત્રગ્રંથોમાં શિવ સહિત ભુવનેશ્વરી દેવીનું ધ્યાન કરવું.' ઇત્યાદિ વચનોના સમૂહથી સ્પષ્ટ છે. ભગવતીના વિષયમાં આ બીજા મતને લઈને જેના પેટામાં બ્રહ્મ છે એવી માયાનું ઉપાસન છે, એમ દેખાડવા સારુ માયા અને શક્તિ આદિ શબ્દોથી શાસ્ત્રમાં ભગવતીનો વ્યવહાર કરવામાં આવે છે. આ બીજો પક્ષ જેમ સર્વ તંત્રગ્રંથોને અભિમત છે, તેમ પુરાણોમાં પણ અભિમત છે. કૂર્મપુરાણમાં કહ્યું છે કે, 'માયાનું અનાદિસિદ્ધ અને અતુલ મોટું ઐશ્વર્ય છે. તેના સંબંધથી પરમાત્મા રુદ્રને એવા ગણીને તે માયાનું ઉપાસન થાય છે. આના જેવાં બીજાં પણ અનેક વચનો ભગવતી-ભાગવત આદિ સર્વ પુરાણોમાં છે, તે જોઈ લેવાં. બંને પક્ષમાં પણ બ્રહ્મનો યેનકેન ઉપાસનામાં આવે જ છે, તેથી

મુક્તિમાં ઉપાસ્યસ્વરૂપનો સંબંધ નથી.' એ દૂષણ નથી અને શ્રદ્ધા રાખનારને અયોગ્યપણું પણ નથી.

આ પ્રમાણે ભગવતીની ઉપાસનામાં સ્વરૂપનો નિર્ણય કર્યો. હવે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને શક્તિ એઓની ઉપાસનાઓમાં કોની ઉપાસના અત્યંત શ્રેષ્ઠ છે, એ વિષે વિચાર કરીએ છીએ; તેમાં 'આ સઘળું જગત બ્રહ્મ છે' એ શ્રુતિ પ્રમાણે સામાનાધિકરણ્યથી સઘળા પદાર્થો બ્રહ્મરૂપ છે તોપણ ભક્તોના ચિત્તને અવલંબન દેવાને પરમેશ્વરે મલિન, શુદ્ધ, શુદ્ધતર અને શુદ્ધતમ વિભૂતિઓ શુદ્ધિના ફેરફારથી કલ્પેલી છે. એ વિભૂતિઓ ભગવદ્‌ગીતા આદિ શાસ્ત્રોમાં વિભૂતિના અધ્યાયોથી અને છાંદોગ્યાદિ ઉપનિષદોમાં 'આ પ્રાણ બ્રહ્મ છે અવિભાજ્ય બ્રહ્મ છે અને મન બ્રહ્મ છે.' ઇત્યાદિ વાક્યોથી છે. એ સઘળી વિભૂતિઓમાં બ્રહ્મ સમાનપણાથી રહેલ છે તોપણ જેમ પાત્ર, મણિ, તલવાર અને દર્પણ આદિમાં શુદ્ધિના વત્તા-ઓછાપણાને લીધે પ્રતિબિંબ પડવાનો ફેરફાર થાય છે, તેમ વિભૂતિઓમાં શુદ્ધિના તફાવતને લીધે પરમાત્માનું પ્રતિબિંબ પડવાનો ફેરફાર અને તેને લીધે પ્રસન્ન થવામાં પણ ફેરફાર છે. જે જે વિભૂતિમાં જેમ જેમ પ્રતિબિંબ પડવાનો અને પ્રસન્ન થવાનો ફેરફાર છે, તેમ તેમ તે તે વિભૂતિઓ ઉત્કૃષ્ટ, ઉત્કૃષ્ટતર અને ઉત્કૃષ્ટતમપણાનો વ્યવહાર શાસ્ત્રો કોઈ પણ જાતના વાંધા વગર કરવામાં આવેલો છે. આ પ્રમા[ણે] બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એકેક ગુણની ઉપાધિવાળા છે, [પણ] તે એક એક ગુણ કરતાં તે ગુણોની મૂળભૂત સામ્યાવસ્[થા] અધિક હોવાને લીધે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર કરતાં સામ્યાવસ્થારૂપ ઉપાધિવાળાં ભગવતીનું જ ઉપાસન સર્વોત્કૃષ્ટ છે[;] સામ્યાવસ્થા કે જે સર્વના કારણરૂપ છે, તે સર્વથી ઉત્કૃષ્ટ હો[વી] જ જોઈએ. વળી બ્રહ્મમાં પ્રથમથી માયા છે; માટે માયાને બ્રહ્મની સાથે અવ્યવહિત સંબંધ છે; ગુણો તો તે પછ[ી] પ્રકટ થયા છે, માટે ગુણોને બ્રહ્મની સાથે સંબંધ માયાને લઈ[ને] છે. આ પ્રમાણે સામ્યાવસ્થામાં બ્રહ્મનો અવ્યવહિત સંબં[ધ] હોવાને લીધે તેની ઉપાસના જ મુખ્ય અને સર્વોત્કૃષ્ટ છે[.]

આ ઉપોદ્ઘાતમાં જે વિષય કહ્યો તે જ વિષય અમે ભગવતી ભાગવતમાં અને સપ્તશતીનાં છ અંગના વ્યાખ્યાનમ[ાં] કહ્યો છે. હવે ગૌડપાદને અનુસરીને, ભગવતીભાગવત [કે] જે ભગવતીનું પુરાણ છે, તેનું યથામતિ ઉત્તમ વ્યાખ્યા[ન] કરવાનો આરંભ કરીએ છીએ.

[ સંસ્કૃત ટીકાકારના ઉપોદ્ઘાતમાંથી ]

# श्रीमद् भगवतीभागवत

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## માહાત્મ્ય–અધ્યાય ૧ લો.

### મંગલાચરણ

सृष्टौ या सर्गरूपा जगदवनविधौ पालनी या च रौद्री । संहारे चापि यस्या जगदिदमखिलं क्रीडनं या पराख्या ॥
पश्यन्ती मध्यमाऽथो तदनु भगवती वैखरी वर्णरूपा । साऽस्मद्वाचं प्रसन्ना विधिहरिगिरिशाराधिताऽलङ्करोतु ॥

જે ભગવતી સૃષ્ટિસમયે ઉત્પત્તિરૂપ છે, જગતનું રક્ષણ કરવામાં પાલની શક્તિરૂપ છે, સંહારસમયે રૌદ્રી શક્તિરૂપ અથવા રુદ્રસ્વરૂપધારિણી છે, આ સમસ્ત જગત જેમની ક્રીડારૂપ છે; જે પરા, પશ્યંતી, મધ્યમા તથા વૈખરી વાણીરૂપ છે તથા વર્ણસ્વરૂપ છે અને બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરે પણ જેમનું આરાધન કર્યું છે, તે ભગવતી પ્રસન્ન થઈ અમારી વાણીને સુશોભિત કરો.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम । देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥

શ્રી નારાયણને, નરોમાં ઉત્તમ નર ભગવાનને, દેવી સરસ્વતીને તથા વ્યાસને નમી 'જય' શબ્દનો ઉચ્ચાર કરવો; અથવા 'જય' નામનો ઐતિહાસિક ગ્રંથ આરંભવો.

### દેવીભાગવત–માહાત્મ્ય

ઋષિઓ બોલ્યા 'હે સૂત! તમે ઘણાં વર્ષો સુધી જીવો; (કેમ કે) હે મહાબુદ્ધિમાન વ્યાસશિષ્ય! તમે અમને મનોહર પવિત્ર કથાઓ અહીં સંભળાવો છો. સર્વ પાપોને દૂર કરનાર પવિત્ર અને અદ્ભુત વિષ્ણુચરિત્ર, અવતારકથાઓ સહિત અમે ભક્તિથી (તમારી પાસેથી) સાંભળ્યું; તેમ જ શિવનું દિવ્ય ચરિત્ર અને ભસ્મ તથા રુદ્રાક્ષનું માહાત્મ્ય ઈતિહાસ સહિત તમારા મુખકમલથી (અમે) સાંભળ્યું. હવે પવિત્ર કરતાં (પણ) પરમ પવિત્ર અને મનુષ્યોને અનાયાસે ભોગ તથા મોક્ષ આપનારું (જે હોય તે) અમે સંપૂર્ણ સાંભળવા ઈચ્છીએ છીએ. હે મહાભાગ! કલિયુગમાં પણ મનુષ્યો જેથી સિદ્ધ થાય છે તે તમે કહો. તમારાથી બીજો સંશય દૂર કરનાર અમે જાણતા નથી.

સૂત બોલ્યા : હે મહાભાગો ! લોકોના હિતની ઈચ્છાથી તમે ઠીક પૂછ્યું છે. સર્વ શાસ્ત્રોનો જે સાર છે તે હું તમને સંપૂર્ણ કહું છું. જ્યાં સુધી મનુષ્યો દેવી ભાગવતને સારી રીતે સાંભળતાં નથી, ત્યાં સુધી (તેમની આગળ) તીર્થો, પુરાણો તથા વ્રતો ગાજે છે. દેવીભાગવત નામની ફરશી જ્યાં સુધી પ્રાપ્ત કરી નથી) ત્યાં સુધી મનુષ્યોને પુષ્કળ (દુઃખોરૂપી) કાંટાવાળું પાપરૂપી જંગલ દુઃખદાયી છે. દેવીભાગવતરૂપી સૂર્ય જ્યાં સુધી ઉદય પામ્યો નથી, ત્યાં સુધી મનુષ્યોને ઉપદ્રવોરૂપી મોટો અંધકાર દુઃખદાયી છે.

ઋષિઓ બોલ્યા : હે મહાભાગ સૂત ! હે વક્તાઓમાં શ્રેષ્ઠ સૂત ! તે પુરાણ કેવું છે? અને તેના શ્રવણમાં કયો વિધિ છે, તે અમને કહો. કેટલા દિવસોએ તે સાંભળવું જોઈએ? એનું પૂજન કઈ રીતનું છે? કયા મનુષ્યોએ પૂર્વે તે સાંભળ્યું છે? કઈ કઈ કામનાઓને તે પામ્યા છે?

સૂત બોલ્યા : પૂર્વે વિષ્ણુના અંશરૂપ મુનિ (વેદવ્યાસ) સત્યવતીમાં પરાશરથી જન્મ્યા હતા; તેમણે વેદના વિભાગ કરી ચાર શિષ્યોને ભણાવ્યા હતા; (તે) ભગવાન વેદવ્યાસે 'વેદમાં અનધિકારી વ્રાત્યોને,× અધમ દ્વિજોને, સ્ત્રીઓને તથા દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યોને જ્ઞાન કેવી રીતે થાય' આમ મનથી વિચારી તેઓમાં ધર્મપ્રચારની ઈચ્છાથી પુરાણસંહિતા(રચવા)નો વિચાર કર્યો (પછી) તે ભગવાન (વ્યાસ) મુનિ એ અઢાર પુરાણો તથા ભારતાખ્યાન રચી મને જ ભણાવ્યું. તેમા ભોગ તથા મોક્ષ આપનારું દેવીભાગવતપુરાણ તેમણે પોતે જ જનમેજય રાજાને સંભળાવ્યું. પૂર્વે એ (જનમેજય)ના પિતા પરીક્ષિત રાજાને તક્ષક નાગ કરડ્યો હતો. (જેથી તેમનું અકાળ મૃત્યુ થતા) તેમની શુદ્ધિ (સદ્ગતિ) માટે રાજા જનમેજયે વિશ્વની માતા દેવીને વિધિથી પૂજી શ્રીમાન વેદવ્યાસના મુખકમળથી નવ દિવસ સુધી (દેવી)ભાગવત સાંભળ્યું હતું. (એ) નવાહયજ્ઞ સંપૂર્ણ થયો ત્યારે પરીક્ષિત રાજા પણ (સદ્ગતિ પામી) દિવ્ય રૂપ ધરી તે જ ક્ષણે દેવીના સાલોક્યને પામ્યા હતા. પિતા પરીક્ષિતની દિવ્ય ગતિ જોઈ રાજા જનમેજય વ્યાસ મુનિને સારી રીતે પૂજી પરમ હર્ષ પામ્યો હતો. દેવીભાગવત નામનુ પુરાણ અઢાર પુરાણોની મધ્યે અતિશય સર્વોત્તમ હોઈ ધર્મ, કામ, અર્થ તથા મોક્ષને આપનારું છે. જેઓ દેવીભાગવતની કથા નિત્ય ભક્તિથી સાંભળે છે, તેઓથી સિદ્ધિ દૂર રહેતી નથી; માટે મનુષ્યોએ સદા તે સેવવા યોગ્ય છે. આખો દિવસ, અર્ધો દિવસ, પા દિવસ, એક મુહૂર્ત કે એક ક્ષણ પણ જે મનુષ્યો (દેવીભાગવતની કથા) ભક્તિથી સાંભળે છે, તેઓની કદી દુર્ગતિ થતી નથી. સર્વ યજ્ઞોમાં, તીર્થમાં તથા સર્વ દાનમાં જે ફળ પમાય છે, તે ફળને મનુષ્ય એકવાર (દેવીભાગવત) પુરાણ સાંભળવાથી પામે છે. સત્યયુગ વગેરેમા અનેક ધર્મો હોય છે. પરંતુ કલિયુગમાં કેવળ પુરાણશ્રવણથી બીજો મનુષ્યોનો ધર્મ નથી. કળિયુગમાં ધર્મ તથા આચારથી રહિત તથા અલ્પ આયુષવાળા મનુષ્યોના હિત માટે વ્યાસે પુરાણ નામનો અમૃત રસ રચ્યો છે. અમૃતને પીતો એક જ મનુષ્ય અજરામર થાય છે, ત્યારે દેવીની કથારૂપ અમૃત (તો આખા) કુળને અવશ્ય અજરામર કરે છે. આ(કથાશ્રવણ)મા મહિનાઓનો કે દિવસોનો કઈ નિયમ નથી (એટલે કે અમુક જ મહિનામા કે અમુક જ દિવસે આ દેવીકથા સાભળવી એવુ કઈ છે જ નહિ). લોકોએ દેવીભાગવત સદા સેવવા યોગ્ય છે આશ્વિન, ચૈત્ર, અષાડ અને માઘ માસમા (આવતા) ચાર નવરાત્રમા (આ દેવીકથાનું શ્રવણ) વિશેષ ફળદાયક છે. માટે આ નવાહયજ્ઞ સર્વ પુણ્યકર્મો કરતા અધિક ફળ આપનાર હોવાથી મનુષ્યોને પુણ્ય આપનાર કહ્યો છે. જેઓ દુષ્ટ હૃદયવાળા, પાપમા આસક્ત, અતિશય મૂઢ, મિત્રોનો દ્રોહ કરનાર, વેદોને નિંદનાર, હિંસામાં તત્પર અને નાસ્તિકમાર્ગમા આસક્ત હોય છે, તેઓ કલિયુગમાં નવાહયજ્ઞથી પવિત્ર થાય છે. જે પુરુષો પારકુ ધન તથા પારકી સ્ત્રીને હરી લેવા અતિશય લાલચુ હોય,

પાપના સમૂહથી યુક્ત હોય અને ગાયો, દેવતાઓ તથા બ્રાહ્મણોની ભક્તિથી રહિત હોય તેઓ નવાહ-યજ્ઞથી શુદ્ધ થાય છે ઉગ્ર તપશ્ચર્યાઓથી, વ્રતો તથા તીર્થોને સેવવાથી, દાનોથી, અનેક નિયમોથી, યજ્ઞોથી હવનહોમથી અને જપથી મનુષ્યોને જે ફળ નથી મળતુ, તે ફળ નવાહયજ્ઞથી મેળવાય છે હે બ્રાહ્મણો ! આ દેવીયજ્ઞ જે પ્રમાણે જલદી પવિત્ર કરે છે તે પ્રમાણે ગગા, ગયા, કાશી, નૈમિષારણ્ય, મથુરા, પુષ્કર કે બદરીવન પવિત્ર કરતા નથી, માટે આ દેવીભાગવત પુરાણ શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનુ ઉત્તમ સાધન મનાય છે જે મનુષ્ય આશ્વિન માસના અજવાળિયામા સૂર્ય જ્યારે કન્યા રાશિમા ગયો હોય, ત્યારે મહાષ્ટમીના દિવસે સુવર્ણના સિંહાસન પર પધરાવેલુ અને દેવીને પ્રીતિદાયક શ્રી( દેવી ) ભાગવતનુ પુસ્તક પૂજી યોગ્ય બ્રાહ્મણને ભક્તિથી આપે છે, તે દેવીની પદવી પામે છે જે મનુષ્ય દેવીભાગવતના એક શ્લોક કે અર્ધા શ્લોકનો નિત્ય ભક્તિથી પાઠ કરે છે, તે દેવીની પ્રીતિને પામનારો થાય છે ( આ દેવીભાગવત ) માત્ર શ્રવણ કરવાથી જ ઘોર ઉપદ્રવોના ભયનો, મહામારી( મરકી—કોલેરા વગેરે )થી ઉત્પન્ન થયેલા ભયનો તથા સમગ્ર ઉત્પાતોનો પણ નાશ કરે છે બાલગ્રહોએ કરેલો ભય અને ભૂતપ્રેતોએ કરેલો ભય આ દેવીભાગવતના શ્રવણથી દૂર થાય છે જે મનુષ્ય દેવીભાગવતનો ભક્તિથી પાઠ કરે અથવા શ્રવણ કરે, તો તે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને પામે છે આ ( દેવીભાગવત )ના શ્રવણથી વસુદેવ, પ્રસેન( નામના યાદવ )ની શોધ કરવા ગયેલા અને ઘણા સમય સુધી રોકાઈ રહેલા પ્રિય પુત્ર શ્રીકૃષ્ણને પામી આનદ પામ્યા હતા આ શ્રીમદ્ ભાગવતની કથાને ભક્તિથી જે સાભળે અને ભક્તિથી આનો જે પાઠ કરે, તે ભોગ તથા મોક્ષને પામે છે (આ) ભાગવતરૂપ અમૃતનુ શ્રવણ કરી પુત્ર વિનાનો પુત્ર પામે, દરિદ્ર ધનવાન થાય અને રોગી રોગથી મુક્ત થાય છે જે સ્ત્રી વાઝણી હોય, કાકવધ્યા (માત્ર એક જ વાર પ્રસવેલી) હોય અથવા જેના છોકરા જીવતા ન હોય તેવી હોય, તે પણ દેવીભાગવતનુ શ્રવણ કરી લાબા આયુષવાળા પુત્રને પામે છે જે ઘરમા શ્રી( દેવી )-ભાગવતનુ પુસ્તક નિત્ય પૂજાય છે, તે ઘર તીર્થરૂપ થઈ વસનારાઓના પાપનો નાશ કરનારુ થાય છે આઠમ, ચોદશ કે નોમના દિવસે જે મનુષ્ય ભક્તિયુક્ત થઈ આનો પાઠ કરે કે શ્રવણ પણ કરે, તે પરમ સિદ્ધિ પામે છે આનો પાઠ કરતો બ્રાહ્મણ વેદવેત્તાઓમા મુખ્ય થાય છે, ક્ષત્રિય રાજા થાય છે, વૈશ્ય ધનસમૃદ્ધિને પામે છે અને શૂદ્ર પણ જો શ્રવણ કરે તો પોતાના કુળમા ઉત્તમ થાય છે ૧–૫૦

पठन् द्विजो वेदविदग्रणीर्भवेद् ।
बाहुप्रजातो धरणीपतिः स्यात्
वैश्यः पठन् वित्तसमृद्धिमेति ।
शूद्रोऽपि शृण्वन् स्वकुलोत्तमः स्यात् ॥ ५० ॥

ઇતિ શ્રીસ્કદપુરાણમા માનસખડ વિષે શ્રી દેવીભાગવત માહાત્મ્યમા અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો

### દેવીભાગવતના શ્રવણથી વસુદેવને મળેલું ફળ

ऋषय ऊचुः

वसुदेवो महाभागः क्व पुत्रमवाप्तवान् ।
प्रसेनः कुत्र कृष्णेन भ्रमताऽन्वेषितः कथम् ॥ १ ॥

ઋષિઓએ પૂછ્યુ મહાભાગ્યશાળી વસુદેવે કઈ રીતે પુત્રને મેળવ્યો હતો ? કયે સ્થળે ભમતા શ્રીકૃષ્ણે પ્રસેનને કઈ રીતે શોધી કાઢયો હતો ? હે શ્રેષ્ઠ બુદ્ધિવાળા સૂત ! વસુદેવે કયા વિધિથી અને કોની પાસેથી શ્રીદેવીભાગવત સાભળ્યુ હતુ ? આ કથા તમે કહો

સૂત બોલ્યા દ્વારકામા સુખથી રહેનો ભોજવશી સત્રાજિત ( નામે યાદવ ) હતો તે સૂર્યને આરાધવા તત્પર રહેતો, (તેથી તેનો) ભક્ત અને પરમ મિત્ર થયો હતો પછી કેટલાક કાળે તેની ભક્તિથી અને પ્રેમથી સૂર્ય ( તેના પર ) પ્રસન્ન થયા અને ( તને ) પોતાના લોકના દર્શન કરાવ્યા. ભગવાન સૂર્યે તેના પર પ્રસન્ન થઈ સ્યમતક નામનો મણિ તેને આપ્યો, તે મણિને કઠમા ધરી તે (સત્રાજિત) દ્વારકામા આવ્યો. ( તેજથી પ્રકાશતા ) તેને જોઈ ભ્રાંતિ પામેલા

નગરવાસીઓ (તેને) સૂર્ય માની સુધર્મા (સભા)-મા બેઠેલા શ્રીકૃષ્ણની પાસે જઈ કહેવા લાગ્યા, કે 'હે જગન્પતિ! આપનુ દર્શન કરવા ઈચ્છતો આ સૂર્ય આવે છે' (આવી) તેમની વાણી સાભળી શ્રીકૃષ્ણ ખૂબ હસીને સભામા બોલ્યા કે, 'હે અજ્ઞાનીઓ! આ સૂર્ય નથી, પણ સૂર્યે આપેલા તેજસ્વી 'સ્યમતક'મણિથી પ્રકાશતા સત્રાજિત આવે છે' પછી સત્રાજિતે બ્રાહ્મણોને બોલાવી સ્વસ્તિવાચન પૂર્વક પૂજા કરીને મણિને પોતાના ઘરમા પ્રવેશાડ્યો કાયમ આઠ ભાર સોનુ આપનારો તે મણિ જ્યા હોય છે ત્યા મરકી, દુષ્કાળ કે ઉપદ્રવોનો ભય રહેતો નથી કોઈક સમયે પ્રસેન નામનો સત્રાજિતનો ભાઈ કઠમા મણિ બાધી સિંધી ઘોડા પર સવાર થઈને તરત મૃગયા માટે વનમા ગયો, ત્યા (એક) સિંહે તે પ્રસેનને જોયો ને ઘોડા સાથે તેને મારી નાખી પેલો મણિ લઈ લીધો પછી રીંછોના રાજા પરાક્રમી જાબવાને મણિને ધારણ કરતા તે સિંહને જોઈ (પોતાની) ગુફાના દ્વારમા તેને મારી નાખી મણિ લઈ લીધો મહાસમર્થ તે જાબવાને એ મણિ પોતાના પુત્રને રમવા માટે આપ્યો, એટલે બાળક પણ તેજસ્વી એ મણિને મેળવી રમવા લાગ્યો (બીજી તરફ) જ્યારે પ્રસેન (ઘેર) ન આવ્યો ત્યારે સત્રાજિત સતાપ કરવા લાગ્યો કે, 'હુ સમજી શકતો નથી કે મણિને ઈચ્છનાર કોણે પ્રસેનને મારી નાખ્યો હશે?' પછી લોકોના મુખથી ફેલાયેલી (આવી) ઊડતી વાત નગરમા થવા લાગી કે, 'મણિ મેળવવા ઈચ્છના શ્રીકૃષ્ણે જ પ્રસેનને મારી નાખ્યો છે' શ્રીકૃષ્ણે પણ પોતા પર આવેલો એ અપયશ સાભળી તેને ધોઈ નાખવા નગરવાસીઓની સાથે પ્રસેનના માર્ગે તેની (શોધ કરવા) તે નીકળી ગયા, વનમા જઈ તેમણે જોયુ, (તો) પ્રસેનને સિંહે મારી નાખ્યો હતો, ત્યારે લોહીના ટીપાની નિશાનીવાળા માર્ગે સિંહને શોધતા તે (આગળ) ગયા (તેવામા) એક ગુફાના દ્વારમા સિંહને મરણ પામેલો જોઈ ભગવાન શ્રીકૃષ્ણે કૃપાથી નગરવાસીઓને કહ્યુ કે 'એ મણિ લઈ જનારની તપાસ માટે હુ આ ગુફામા પ્રવેશુ છુ (માટે) જ્યા સુધી હુ ન આવુ ત્યા સુધી તમે અહીં જ ઊભા રહો.' 'બહુ સારુ,' એમ કહી દ્વારકાવાસીઓ ત્યા જ ઊભા રહ્યા, એટલે શ્રીકૃષ્ણ ગુફાની અદર જ્યા જાબવાનનુ ઘર હતુ ત્યા ગયા તે વખતે મણિને ધારણ કરી રહેલા જાબવાનના પુત્રને જોઈ શ્રીકૃષ્ણે મણિ લઈ લેવાની જેટલામા ઈચ્છા કરી, તેટલામા તો જાણે ભય પામી હોય, તેમ (બાળકની) ધાવમાતાએ ચીસ પાડી ત્યારે ધાવનો (એ) શબ્દ સાભળી તરત જ જાબવાન (ત્યા) આવી શ્રીકૃષ્ણ સાથે દિવસરાત અટક્યા વિના યુદ્ધ કરવા લાગ્યો. એ રીતે સત્તાવીસ દિવસ તે બન્નેનુ મહાન યુદ્ધ થયા કર્યુ. (ગુફાના) દ્વારમા નગરવાસીઓ શ્રીકૃષ્ણના આવવાની રાહ જોતા ઊભા રહ્યા બાર દિવસ (સુધી એમ રાહ જોયા) પછી તેઓ ભયને લીધે પોતાના ઘર તરફ ચાલ્યા ગયા, ત્યા (જઈ) તેઓએ સર્વ વૃત્તાત પહેલેથી કહી સભળાવ્યુ ને સત્રાજિતને ગાળો દેતા તે બધા અત્યત શોકાકુલ થયા મહાભાગ વસુદેવ (પણ) પુત્રની તે વાત સાભળી, અત્યત શોકને લીધે પરિવાર સહિત મૂઝાવા લાગ્યા તેમણે અનેક પ્રકારે વિચાર કર્યો કે, 'મારુ કલ્યાણ કઈ રીતે થાય?' તેવામા ભગવાન દેવર્ષિ (નારદ) બ્રહ્મલોકમાથી ત્યા આવ્યા, એટલે ઊભા થઈ પ્રણામ કરીને વસુદેવે તેમની પૂજા કરી. (ત્યારે) નારદજીએ મહાબુદ્ધિમાન યદુશ્રેષ્ઠ વસુદેવજીને કુશળ પ્રશ્ન પૂછી પૂછ્યુ કે, 'તમે શુ વિચારો છો તે કહો'

વસુદેવ બોલ્યા મારો અતિપ્રિય પુત્ર કૃષ્ણ પ્રસેનની શોધ કરવા નગરવાસીઓ સાથે વનમા ગયો હતો, ત્યારે ત્યા તેણે પ્રસેનને મરેલો જોયો હતો, પછી પ્રસેનને મારી નાખનારા સિંહને પણ (એક) ગુફાના દ્વારમા મરેલો જોઈ નગરવાસીઓને દ્વારમા ઊભા રાખી પોતે ગુફાની અદર ગયેલો છે (એ વાતને) ઘણા દિવસો થઈ ગયા, તોપણ મારો પુત્ર હજી સુધી આવ્યો નથી માટે હુ શોક કરુ છુ તો હે મુનિ! તમે એવુ કઈ કહો કે જેથી હુ પુત્રને મેળવુ

નારદ બોલ્યા હે યદુશ્રેષ્ઠ! તમે પુત્રપ્રાપ્તિ માટ અબિકાદેવીનુ આરાધન કરો; કારણ કે તેમના આરાધનથી જ તમે જલદી પુત્રને મેળવશો

વસુદેવે પૂછ્યુ 'હે ભગવન્! તે દેવી કોણ છે?

એ મહેશ્વરી કેવા પ્રભાવવાળા છે? હે દેવર્ષિ ! તેમનુ આરાધન કઈ રીતે કરાય છે, તે કૃપા કરી તમે કહો.

નારદ બોલ્યા . 'હે મહાભાગ વસુદેવ ! દેવીનુ અતુલ માહાત્મ્ય તમે ટૂકમા સાભળો, તેને વિસ્તારથી કહેવા કોણ સમર્થ છે? જે ભગવતી દેવી નિત્યા હોઈ સચ્ચિદાનદરૂપ છે, પરથી પણ પર છે, જેમના વડે આ જગત વ્યાપ્ત છે, જેમના આરાધનથી બ્રહ્મા સ્થાવરજગમ આ જગતને સરજે છે, જેમની સ્તુતિ કરી (તે બ્રહ્મા) મધુકૈટભના ભયથી મુક્ત થયા છે, જેમની કૃપાથી વિષ્ણુ ભગવાન આ વિશ્વનુ રક્ષણ કરે છે અને જેમના કૃપાકટાક્ષના દર્શનથી રુદ્ર વિશ્વનો સહાર કરે છે, તે જ સર્વ ઈશ્વરોના પણ ઈશ્વરી દેવી સસારરૂપ બધનનુ કારણ છે તે જ મુક્તિ આપનાર અને તે જ પરમ વિદ્યારૂપ છે નવરાત્રિના વિધાનથી જગદબાને પૂજી નવ દિવસ સુધી દેવીનુ ભાગવતપુરાણ તમે સાભળો જેના શ્રવણમાત્રથી તમે તરત જ પુત્રને પામશો એ પુરાણનો પાઠ કરનારા તથા શ્રવણ કરનારા મનુષ્યોને ભોગ તથા મોક્ષ દૂર રહેતા નથી,' નારદજીએ એમ કહ્યુ , એટલે વસુદેવજી પરમ પ્રીતિથી મુનિશ્રેષ્ઠ તે નારદને પ્રણામ કરી કહેવા લાગ્યા

વસુદેવ બોલ્યા હે ભગવન્ ! આપના વાક્ય ઉપરથી મને પોતાનુ વૃત્તાત યાદ આવ્યુ છે, તે દેવીમાહાત્મ્યને લગતુ હોઈ હુ તમને કહુ છુ, સાભળો. પૂર્વે આકાશવાણી દ્વારા દેવકીના આઠમા ગર્ભથી પોતાનુ મૃત્યુ જાણી પાપી કસે ભયને લીધે મને સભામા પૂરી રાખ્યો હતો એ કેદખાનામા હુ પત્ની દેવકી સાથે રહેતો હતો ને પાપી કસ પણ જન્મેલા પુત્રને મારી નાખતો હતો એમ છ પુત્રો તેણે મારી નાખ્યા ત્યારે અત્યત શોકાકુલ થયેલા નિર્દોષ દેવી દેવકી રાતદિવસ સતાપ કરવા લાગ્યા તે વખતે મે ગર્ગમુનિને બોલાવી નમી—પૂજીને દેવકીનુ દુ ખ જણાવી પુત્રની ઈચ્છાથી કહ્યુ કે, 'હે ભગવન ! હે કરુણાનિધો ! આપ યાદવોના ગુરુ છો, તો હે મુને ! (લાબા) આયુષવાળા પુત્રની પ્રાપ્તિનુ સાધન તમે મને કહો પછી પ્રસન્નચિત્ત થયેલા દયાનિધિ ગર્ગમુનિએ મને કહ્યુ કે, 'હે મહાભાગ વસુદેવ! તે શ્રેષ્ઠ સાધન તમે સાંભળો : ભગવતી દુર્ગા ભક્તોની દુર્ગતિનો નાશ કરનારા છે, તે કલ્યાણીનુ તમે આરાધન કરો, તેથી તરત જ કલ્યાણ પામશો જેમના આરાધનથી બધા લોકો સર્વ કામનાઓને પામે છે, તે દુર્ગાનુ પૂજન કરનારા મનુષ્યોને લોકમા કઈ પણ દુર્લભ નથી ' એમ મને કહ્યુ એટલે હર્ષયુક્ત થયેલી સ્ત્રી સહિત મેં , તે શ્રેષ્ઠ મુનિને પરમ ભક્તિથી પ્રણામ કરી હાથ જોડીને કહ્યુ કે, 'હે ભગવન્ ! હે કરુણાનિધાન ! જો આપની મારા પર પ્રીતિ છે, તો મારા માટે પ્રથમ જ ચડિકાનુ આરાધન કરો હુ કસના ઘરમા પુરાયો છુ, તેથી કઈ પણ ઉત્સાહ ધરી શકુ તેમ નથી, માટે હે મહા બુદ્ધિમાન્ ! આપ જ દુ ખરૂપી સમુદ્રમાથી મારો ઉદ્ધાર કરો ' મે એમ કહ્યુ એટલે પ્રસન્ન થયેલા મુનિશ્રેષ્ઠ ગર્ગ બોલ્યા કે, 'હે વસુદેવ ! તમારા ઉપરની પ્રીતિને લીધે હુ તમારુ હિત કરીશ ' તે પછી મે પ્રીતિથી પ્રાર્થના કરેલા ગર્ગમુનિ બ્રાહ્મણો સાથે દુર્ગાનુ આરાધન કરવાની ઈચ્છાથી વિ ધ્યાચળ તરફ ગયા ત્યા જઈ જપ તથા પાઠ કરવામા તત્પર રહેતા એ મુનિએ ભક્તોને ઇષ્ટ આપનારા ને જગતનુ રક્ષણ કરનારાં દેવીનુ આરાધન કર્યુ પછી નિયમ સમાપ્ત થયો, ત્યારે આકાશવાણીએ કહ્યું કે, 'હે મુનિ ! હુ પ્રસન્ન થઈ છુ, તમારા કાર્યની સિદ્ધિ થશે પૃથ્વીનો ભાર દૂર કરવા મેં પ્રેરેલા શ્રીહરિ પોતાના અશ વડે વસુદેવની સ્ત્રી દેવકીમા અવતરશે પછી વસુદેવ કસના ભયથી તે બાળકને લઈને તરત જ ગોકુળમા નદને ઘેર પહોચાડશે અને (ત્યા જન્મેલી) યશોદાની પુત્રીને પોતાને ઘેર લાવી કસરાજને આપશે, એટલે કસ તેને મારી નાખવા પૃથ્વી પર જેવી પછાડશે કે તરત જ મારા અશસ્વરૂપ તે (કન્યા) તેના હાથમાથી નીકળી જઈ દિવ્ય શરીર ધારણ કરી વિ ધ્યાચળ ઉપર (રહી) જગતનુ હિત કરશે ' એવુ તે (આકાશવાણી)નુ વચન સાભળી જગદબાને પ્રણામ કરી પ્રસન્નચિત્ત થયેલા ગર્ગમુનિ મથુરા આવ્યા. પછી ગર્ગાચાર્યના મુખથી મહાદેવીનુ વરદાન સાભળી સ્ત્રી સહિત અત્યત પ્રસન્ન થયેલો હુ પરમ હર્ષ પામ્યો. ત્યાથી માંડી દેવીનું ઉત્તમ માહાત્મ્ય હું ઉત્કૃષ્ટ તરીકે

જાણું છું અને હે દેવર્ષિ ! હમણા તમારા મુખકમળથી પણ મેં સાભળ્યુ છે માટે હે પ્રભો ! દેવીનુ ભાગવત તમે જ સભળાવો હે દયાનિધિ દેવર્ષિ ! મારા ભાગ્યથી જ આપ (અહીં) પધાર્યા છો

વસુદેવનુ એ વચન સાભળી પ્રસન્નચિત્ત થયેલા નારદે શુભ દિવસે શુભ નક્ષત્રમા કથાનો આરભ કર્યો કથામા વિઘ્નોનો નાશ કરવા બ્રાહ્મણો નવાક્ષર મત્રનો જપ કરવા લાગ્યા ને માર્કંડેયપુરાણમા કહેલા દેવીના સ્તોત્રનો પાઠ કરવા લાગ્યા વસુદેવે પ્રથમ નીકળેલુ શ્રી (દેવી) ભાગવતરૂપ અમૃત ભક્તિથી સાભળ્યુ નવમે દિવસે કથા સમાપ્ત થઈ, ત્યારે મોટા મનવાળા વસુદેવે પ્રસન્ન થઈ, પુસ્તકની તથા કથા વાચનારની પૂજા કરી

હવે (પેલી તરફ) ગુફાની અદર શ્રીકૃષ્ણ તથા જાબવાનના યુદ્ધમા શ્રીકૃષ્ણની મુઠ્ઠીઓના પ્રહારથી જાબવાન ઢીલા અગોવાળો થઈ ગયો પછી તેને સ્મરણ થયુ, એટલે તેણે પણ ભગવાનને પ્રણામ કરી પરમ ભક્તિથી પોતાના અપરાધની ક્ષમા માગી કહ્યુ કે, 'હે શ્રીકૃષ્ણ ! જેમના રોષથી સમુદ્ર તથા લકા ખળભળ્યા હતા અને અનુયાયીઓ સાથે રાવણ મરાયો હતો, તે જ આપ રામચદ્ર છો, મેં આપને ઓળખ્યા છે, મારી દુષ્ટતાને આપ ક્ષમા કરો, હુ આપનો સપૂર્ણ સેવક છુ, જે કામ હોય તે મને કહો ' જાબવાનની વાણી સાભળી જગદીશ્વર શ્રીકૃષ્ણ બોલ્યા 'હે રીંછોના રાજા ! અમે મણિ માટે આ ગુફામા આવ્યા છીએ ' પછી જાબવાને પોતાની જાબવતી નામની કન્યા તથા સ્યમતક મણિ શ્રીકૃષ્ણને પૂજીને પ્રીતિથી અર્પણ કર્યા એટલે શ્રીકૃષ્ણ તે પત્નીને સાથે લઈ જાબવાનની સમતિ લઈ મણિને કઠમા ધારણ કરતા દ્વારકા તરફ ચાલ્યા (પેલી તરફ) ઉદાર બુદ્ધિવાળા વસુદેવે કથાસમાપ્તિના દિવસે બ્રાહ્મણોને જમાડયા ને દક્ષિણાઓથી પ્રસન્ન કર્યા જે સમયે (તે) બ્રાહ્મણો આશીર્વાદ આપી ગયા હતા, તે જ ક્ષણે મણિને ધારણ કરતા શ્રીહરિ પત્ની સાથે આવી પહોચ્યા ત્યારે વસુદેવ વગેરે પત્ની સહિત શ્રીકૃષ્ણને (આવેલા) જોઈ હર્ષના આસુથી પૂર્ણ નેત્રવાળા થઈ પરમ હર્ષ પામ્યા પછી દેવર્ષિ નારદ શ્રીકૃષ્ણના આવવાથી હર્ષિત થઈને વસુદેવ તથા શ્રીકૃષ્ણની સમતિ લઈ બ્રહ્માની સભામા જતા રહ્યા શ્રીહરિનુ આ ચરિત્ર જે કહ્યુ, તે અપયશનો નાશ કરનાર છે જે મનુષ્ય શુદ્ધ ચિત્તવાળો થઈ નિર્મળ ભક્તિથી આનો પાઠ તથા શ્રવણ કરે છે તે સર્વ કાળ સુખપૂર્ણ થાય છે, તેની કામનાઓ જગતમા સિદ્ધ થાય છે અને શરીર (ત્યાગ)ના અતે મોક્ષમાર્ગને પામે છે ૧-૮૨

हरिचरितमिदं यत्कीर्तितं दुर्यशोघ्नं ।
पठति विमलभक्त्या शुद्धचित्त. शृणोति ॥
स भवति सुखपूर्णः सर्वदा सिद्धकामो ।
जगति च वपुषोऽन्ते मुक्तिमार्गं लभेत ॥ ८२ ॥

ઈતિ શ્રી સ્કદપુરાણમા માનસખડ વિષે શ્રીદેવી ભાગવત માહાત્મ્યમા અધ્યાય ૨ જો સમાપ્ત

# અધ્યાય ૩ જો

## દેવીભાગવત સાભળીને સુદ્યુમ્ન કાયમી પુરુષ થયો

सूत उवाच

अथेतिहाससमन्यच्च शृणुध्व मुनिसत्तमाः ।
देवीभागवतस्यास्य माहात्म्य यत्र गीयते ॥ १ ॥

સૂત બોલ્યા હે શ્રેષ્ઠ મુનિઓ ! હવે જેમા આ દેવીભાગવતનુ માહાત્મ્ય ગવાય છે, તે આ બીજો ઈતિહાસ તમે સાભળો એક સમયે લોપામુદ્રાના પતિ અગસ્ત્યમુનિ કુમાર કાર્તિકેય પાસે જઈ તેમની પૂજા કરીને જાતજાતની કથાઓ પૂછવા લાગ્યા ભગવાન કાર્તિકસ્વામીએ (પણ) દાન, તીર્થ તથા વ્રતો વગેરેના માહાત્મ્યથી ભરપૂર અનેક કથાઓ તેમને કહી તેમ જ કાશીનુ, મણિકર્ણિકાનુ તથા ગગાનુ માહાત્મ્ય અને બીજા તીર્થોનુ માહાત્મ્ય પણ ઘણા વિસ્તારપૂર્વક વર્ણવ્યુ તે સાભળી અગસ્ત્યમુનિ પ્રસન્ન થયા પછી ફરી પણ તેમણે લોકોના હિત માટે મહાતેજસ્વી કાર્તિકસ્વામીને પૂછ્યુ

અગસ્ત્ય બોલ્યા હે તારકાસુરના શત્રુ ભગવન્ ! હે પ્રભો ! દેવીભાગવતનુ માહાત્મ્ય અને તેના શ્રવણની વિધિ પણ આપ કહો જેમા સાક્ષાત્ ત્રૈલોક્યની માતા સનાતની (દેવી) ગવાય છે, તે દેવી-

ભાગવત નામનુ પુરાણુ પરમ ઉત્તમ છે

કાર્તિકસ્વામી બોલ્યા હે બ્રહ્મન્ ! શ્રી (દેવી) ભાગવતનુ માહાત્મ્ય વિસ્તારથી કહેવા કોણ સમર્થ છે ? માટે હમણા ટકમા હુ તમને કહુ છુ, તમે સાભળો જે જગદબા નિત્ય, સચ્ચિદાનદરૂપ અને ભોગ તથા મોક્ષ આપનાર છે, તે એ દેવીભાગવતમા સાક્ષાત રહ્યા છે, માટે હે મુનિ ! તે દેવીભાગવત (જગદબાની) વાણીમય મૂર્તિ છે, જેના પાઠથી તથા શ્રવણથી આ જગતમા કઈ દુર્લભ નથી (પૂર્વે) વિવસ્વતનો પુત્ર શ્રાદ્ધદેવ નામે પ્રખ્યાત (મનુ) રાજા હતો તે સતાનરહિત હતો, તેથી વસિષ્ઠની સમતિથી તેણે પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો તે વેળા (એ) મનુની પત્ની શ્રદ્ધાએ (યજ્ઞમા) હોમ કરનાર (બ્રાહ્મણ)ને પ્રાર્થના કરી કે, 'હે બ્રહ્મન્ ! મને કન્યા થાય એવો ઉપાય તમે કરો ' પછી મનથી કન્યાનુ જ ચિંતન કરતા હોતાએ હુતદ્રવ્યનો હોમ કર્યો, એટલે તે (કન્યાના સકલ્પરૂપ) વ્યભિચારકર્મથી 'ઈલા' નામની કન્યા ઉત્પન્ન થઈ પછી રાજા તે પુત્રીને જોઈ ઉદાસ મનવાળો થયો તેણે ગુરુને કહ્યુ 'હે પ્રભો ! આમા આપનો સકલ્પ વિપરીત કેમ થયો ?' તે સાભળી (વસિષ્ઠ) મુનિએ ધ્યાન ધર્યું, (તેથી) પોતાનો અપરાધ જાણી તે ઈલાને પુરુષપણુ પ્રાપ્ત થાય એવી ઈચ્છાથી તે ઈશ્વરને શરણે ગયા, એટલે મુનિના તપના પ્રભાવથી અને પરમેશ્વરની કૃપાથી સર્વ લોકોના દેખતા ઈલા પુરુષપણુ પામી પછી ગુરુએ જેના સસ્કાર કર્યા હતા એવો તે, 'સુદ્યુમ્ન' નામનો મનુનો પુત્ર થયો જેમ સમુદ્ર નદીઓનો ભડાર છે, તેમ એ વિદ્યાઓનો ભડાર થયો, પછી સમય જતા સુદ્યુમ્ન યૌવન પામી (એક વેળા) સિંધી ઘોડા પર બેસી મૃગયા માટે વનમા ગયો ત્યા એક વનથી બીજા વનમા જતો તે કુમાર અનુયાયીઓ સાથે ભમ્યો ને દૈવયોગે હિમાલયની નીચેના વનમા જઈ ચઢ્યો (જ્યા પ્રથમ) કોઈ સમય દેવોના દેવ ભગવાન શકર પત્ની પાર્વતી સાથે આનદથી ક્રીડા કરતા હતા, તે વખતે શિવદર્શનની ઈચ્છાવાળા મુનિઓ ત્યા આવ્યા હતા, એટલે તેઓને જોઈને પાર્વતી શરમાઈ ગયા તીક્ષ્ણ વ્રતવાળા મુનિઓ (પણ) શકર પાર્વતીને રમતા જોઈને તે જ સમયે પાછા ફર્યા ને વૈકુઠમા ચાલ્યા ગયા પછી પ્રિયાનુ પ્રિય (કરવા) ઈચ્છતા શકરે તે વનને (ઉદ્દેશી) શાપ દીધો 'આજથી માડી જે પુરુષ આ વનમા પ્રવેશ કરશે તે સ્ત્રી થઈ જશે ' ત્યારથી માડી તે પ્રદેશને પુરુષો ત્યજતા જ હતા, (પણ એ વાતથી અજાણ્યા) સુદ્યુમ્ને ત્યા પ્રવેશ કર્યો કે, તરત તે ઉત્તમ સ્ત્રી થઈ ગયો પછી પોતાના અનુયાયીઓને પણ સ્ત્રી થયેલા જોઈ તેમ જ ઘોડાને પણ ઘોડી થયેલ જોઈ તે વિસ્મય પામ્યો ને સુદર સ્ત્રીરૂપે વનેવન ફરવા લાગ્યો એક વખતે તે (સ્ત્રી) બુધના આશ્રમ પાસે જઈ ચડી ત્યારે સર્વસુદર અગોવાળી, પુષ્ટ ઊંચા સ્તનવાળી, પાકા ઘિલોડા જેવા હોઠવાળી, મોગરા જેવા દાતવાળી, સુદર મુખવાળી અને કમળ જેવા નેત્રવાળી તે સ્ત્રીને જોઈ, ભગવાન બુધ કામદેવના બાણોથી વીંધાયેલા અગવાળા થઈ તેને ઈચ્છવા લાગ્યા સુદર ભ્રૂકુટિવાળી તે સ્ત્રીએ પણ સોમપુત્ર તે (બુધ) કુમારની ઈચ્છા કરી, ને પછી બુધ સાથે રમતી તે સ્ત્રી તેના આશ્રમમા રહેવા લાગી હે અગસ્ત્ય ! પછી કેટલાક સમયે તે બુધે એ સ્ત્રીમા 'પુરૂરવા' નામનો પુત્ર ઉત્પન્ન કર્યો એમ કેટલાક વર્ષો વીત્યા, ત્યારે કોઈક સમયે બુધના આશ્રમમા પોતાનુ પૂર્વ વૃત્તાત યાદ કરી દુ ખી થયેલી તે સ્ત્રી ત્યાથી નીકળી ગઈ ને વસિષ્ઠ ગુરુના આશ્રમમા જઈ તેમને પ્રણામ કરી (પોતાનુ) વૃત્તાત જણાવીને પુરુષપણુ ઈચ્છતી તેમને શરણે ગઈ ત્યારે વસિષ્ઠે તે વૃત્તાત જાણી કૈલાસ પર્વતમા જઈ શકરનુ પૂજન કરી પરમ ભક્તિ સહિત આમ સ્તુતિ કરી

વસિષ્ઠ બોલ્યા 'જટા ધારણ કરતા, પાર્વતીના અર્ધા અગરૂપ શરીરવાળા તથા મસ્તકે ચદ્ર ધારણ કરતા આપ મગળમૂર્તિ શકરને વારવાર નમસ્કાર હો સુખસ્વરૂપ, સુખ આપનાર, કૈલાસમા વસનાર, શ્યામ કઠવાળા અને ભક્તોને ભોગ તથા મોક્ષ આપનાર આપને નમસ્કાર હો કલ્યાણમૂર્તિ મગળસ્વરૂપ, શરણાગતનો ભય હરનાર, વૃષભવાહન અને અને શરણ લેવા યોગ્ય આપ પરમાત્માને નમસ્કાર

હો. ઉત્પત્તિ, સ્થિતિ ને લયના સમયે બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રસ્વરૂપ, દેવોના પણ મહાદેવ, વર આપનાર તથા ત્રિપુરશત્રુ આપને નમસ્કાર હો. યજ્ઞસ્વરૂપ, યજ્ઞ કરનારાઓને ફળ આપનાર, ગંગાને ધારણ કરનાર અને સૂર્ય, ચંદ્ર તથા અગ્નિરૂપ નેત્રવાળા આપને નમસ્કાર હો એમ તેમણે સ્તુતિ કરી ત્યારે જગત્પતિ (શંકર) ભગવાન (ત્યાં) પ્રગટ થયા. તે વૃષભ ઉપર બેઠેલા, પાર્વતી સહિત, કરોડો સૂર્ય સમાન કાંતિવાળા, રૂપાના પર્વત જેવા, ત્રણ નેત્રોવાળા તેમ જ મસ્તક પર ચન્દ્રને ધારણ કરી રહ્યા હતા. તેમણે પ્રણામ કરતા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠને પ્રસન્ન ચિત્તે આમ કહ્યું.

શ્રી (શંકર) ભગવાન બોલ્યા: 'હે બ્રહ્મર્ષિ! તમારા મનમાં જે હોય તે વર માગો' એમ તેમણે કહ્યું, ત્યારે વસિષ્ઠમુનિએ તેમને પ્રણામ કરી ઇલા માટે પુરુષપણાની પ્રાર્થના કરી. ત્યારે પ્રસન્ન થયેલા શંકર ભગવાને મુનિશ્રેષ્ઠ વસિષ્ઠને કહ્યું: 'તે એક માસ સ્ત્રી અને એક માસ પુરુષ થયા કરશે' એમ શંકર પાસેથી વર મેળવી મહર્ષિ વસિષ્ઠે વર આપવા તત્પર, જગતના માતા, કરોડ ચન્દ્રકળા જેવી કાંતિવાળાં ને સુંદર હાસ્ય કરતા દેવી મહેશ્વરીનું પૂજન કરી તેમને પ્રણામ કર્યા અને ઇલાને કાયમી પુરુષપણું પ્રાપ્ત થાય એવી ઇચ્છાથી ભક્તિપૂર્વક તેમની સ્તુતિ કરી કે, 'હે દેવી! તમે જય પામો! હે મહાદેવી! હે ભક્તો પર અનુગ્રહ કરનાર! તમે જય પામો! હે સર્વ દેવો વડે આરાધવા યોગ્ય! હે અનન્ત ગુણોના આશ્રયસ્થાનરૂપ! તમે જય પામો. હે દેવોના પણ ઈશ્વરિ! આપને નમસ્કાર હો. હે શરણાગતવત્સલે! આપને નમસ્કાર હો. હે દુર્ગે! હે દુઃખને હરનાર! હે દુષ્ટ દૈત્યોનો નાશ કરનાર! આપ જય પામો! હે ભક્તિ વડે પ્રાપ્ત કરવા યોગ્ય! હે મહામાય! હે જગદમ્બે! હે સંસારરૂપ સમુદ્રને તરવા માટેની નૌકારૂપ ચરણકમળવાળા! આપને નમસ્કાર હો. બ્રહ્માદિ દેવો પણ આપના ચરણકમળની સેવાને લીધે જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરવાનું સામર્થ્ય પામ્યા છે. હે દેવેશ્વરિ! આપ પ્રસન્ન થાઓ. હે ચારે પુરુષાર્થો આપનાર દેવી! આપની સ્તુતિ કરવા કોણ સમર્થ છે! કેવળ આપને હું પ્રણામ કરું છું.' એમ વસિષ્ઠ મુનિએ ભક્તિથી સ્તુતિ કરેલાં સર્વોત્કૃષ્ટ ભગવતી દુર્ગા નારાયણી તે જ ક્ષણે પ્રસન્ન થયાં. તે વેળા નમેલાંનાં દુઃખને હરનારાં મહાદેવીએ વસિષ્ઠ મુનિને કહ્યું: 'તમે સુદ્યુમ્નને ઘેર જઈ મારું પૂજન કરો. હે ઉત્તમ બ્રાહ્મણ! મને પ્રીતિ કરનારું દેવીભાગવત નામનું પુરાણ તમે પ્રેમથી નવ દિવસોમાં સુદ્યુમ્નને સંભળાવો. તેનું શ્રવણ કરવાથી જ એ સુદ્યુમ્નને કાયમી પુરુષપણું પ્રાપ્ત થશે.' એમ કહી તે શિવા ને શંકર અદૃશ્ય થયાં. વસિષ્ઠે (પણ) તે દિશાને નમસ્કાર કરી પોતાના આશ્રમમાં આવી સુદ્યુમ્નને બોલાવી દેવીનું આરાધન તેને કહ્યું: અને આશ્વિન માસના શુક્લપક્ષમાં જગદમ્બાને પૂજી નવરાત્રના વિધાનથી રાજાને (દેવીભાગવત) સંભળાવ્યું. સુદ્યુમ્ન પણ શ્રીમદ્ (દેવી) ભાગવતરૂપ અમૃતને શક્તિથી સાંભળી ગુરુને પ્રણામ કરી પૂજીને કાયમી પુરુષત્વ પામ્યો. પછી મહર્ષિ વસિષ્ઠે રાજ્યાસન પર અભિષેક કરેલો તે રાજા પ્રજાને આનંદ ઉપજાવતો ધર્મપૂર્વક રાજ્ય કરવા લાગ્યો. તેણે સંપૂર્ણ શ્રેષ્ઠ દક્ષિણાઓવાળા અનેક યજ્ઞથી (ઈશ્વરનું) પૂજન કર્યું ને (છેવટે) પુત્રોને રાજ્ય સોંપી તે દેવીના લોકને પામ્યો. હે બ્રાહ્મણો! એમ ઇતિહાસ સહિત સમગ્ર આ (માહાત્મ્ય) જે કહ્યું, તેના ખૂબ ભક્તિથી મનુષ્ય જો પાઠ કે શ્રવણ કરે તો આ લોકમાં સમગ્ર કામનાઓ મેળવીને અંતે દેવીની કૃપાથી પરમ મોક્ષરૂપ દેવીનો લોક પામે છે ૧-૫૮

इति कथितमशेषं सेतिहासं च विप्राः ।
यदि पठति सुभक्त्या मानवो वा शृणोति ॥
स इह सकलकामान् प्राप्य देव्याः प्रसादात् ।
परमसुखमथान्ते याति देव्याः सलोकम् ॥ ५८ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાં માનસખંડ વિષે શ્રીદેવીભાગવત માહાત્મ્યમાં અધ્યાય ૩ જો સમાપ્ત

## અધ્યાય ૪ થો

### દેવીભાગવતને પાંચ વાર સાંભળવાથી ઉત્તમ પુત્રની પ્રાપ્તિ

सूत उवाच

इति श्रुत्वा कथां दिव्यां विचित्रां कुमारसंभवः ।
मुमुदुः पुनराहेदं विनयान्वितः ॥ १ ॥

સૂત બોલ્યા. એવી અદ્ભુત દિવ્ય કથા સાંભળી

ચારાપણામા કારણ છે હે મુનિ ! (એ) દુષ્ટ કાળમા તમારા પુત્રનો જન્મ થયો છે, તેથી જ તે તમને દુઃખદાયી થયો છે, બીજુ લગારે કારણ નથી હે બ્રહ્મન્ ! તે દુઃખની શાતિ માટે જગતની માતા, મગલરૂપ અને દુર્ગતિનો નાશ કરનારા દુર્ગાનુ તમે યત્નથી આરાધન કરો ગર્ગાચાર્યનુ (તે) વચન સાભળી ઋતવાક્ ક્રોધથી વ્યાપ્ત બન્યા, તેમણે રેવતી નક્ષત્રને શાપ દીધો 'રેવતી આકાશમાથી પડી જાઓ' તે પ્રકાશમાન રેવતી નક્ષત્ર સર્વ લોકના દેખતા આકાશમાથી કુમુદ પર્વત પર પડ્યુ તેથી એ કુમુદ પર્વત 'રૈવતક' (હાલ ગિરનાર) નામે પ્રખ્યાત થયો અને ત્યારથી માડી તે અત્યત સુદર થયો ઋતવાક્ મુનિ રેવતીને એમ શાપ આપી ગર્ગાચાર્યે કહેલા વિધિથી અબિકાદેવીનુ સારી રીતે આરાધન કરી સુખ તથા સૌભાગ્ય પામ્યા

કાર્તિકસ્વામી બોલ્યા રેવતી નક્ષત્રનુ જે તેજ હતુ તેમાથી એક કન્યા ઉત્પન્ન થઈ હતી, તે રૂપમા અનુપમ હોઈ જાણે બીજી લક્ષ્મી હોય તેવી હતી રેવતીની કાતિથી ઉત્પન્ન થયેલી તે કન્યાને જોઈ 'પ્રમુચ નામના મુનિએ તેનુ હર્ષપૂર્વક 'રેવતી' નામ પાડ્યુ તેમ જ બ્રહ્મર્ષિ પ્રમુચ એ કન્યાને કુમુદ પર્વતમા પોતાના આશ્રમમા લાવ્યા ને પુત્રીની પેઠે ધર્મથી તેનુ પોષણ કરવા લાગ્યા પછી સમય જતા તે રૂપાળી કન્યાને પ્રૌઢ બનેલી જોઈ તે મુનિ 'આનો યોગ્ય વર કોણ હશે ?' એવી ચિંતા કરવા લાગ્યા અનેક પ્રકારે શોધ કરવા છતા તેનો યોગ્ય પતિ પોતે ન મેળવ્યો ત્યારે એ (પ્રમુચ) મુનિએ અગ્નિશાળામા જઈ અગ્નિની સ્તુતિ કરી, ત્યારે પ્રસન્ન થયેલા અગ્નિએ તે મુનિને કન્યાનો વર બતાવ્યો કે, 'હે મુનિ ! ધર્મિષ્ઠ બળવાન, પ્રિયભાષી, અજિત અને વીર રાજા 'દુર્દમ' આ કન્યાનો પતિ થશે' એવુ અગ્નિનુ વચન સાભળી મુનિ પ્રસન્ન થયા, અને તે જ સમયે બુદ્ધિમાન દુર્દમ રાજા પણ શિકારના બહાને તે જ ક્ષણે એ મુનિના આશ્રમમા આવી ચડ્યો એ રાજા વિક્રમશીલ(નામના રાજા)નો પુત્ર હોઈ 'કાલિંદી'(રાણી)ના ઉદરે જન્મ્યો હતો પ્રિયવ્રતના કુળમા ઉત્પન્ન થયેલ હોઈ બળવાન તથા મહાપરાક્રમી હતો મુનિના આશ્રમમા પ્રવેશ કરી તે રાજાએ મહામુનિને (ત્યા) ન જોઈ 'હે પ્રિયે !' એમ સબોધી રેવતીને આમ પૂછ્યુ

રાજાએ પૂછ્યુ હે પ્રિયે ! ભગવાન મહર્ષિ આ આશ્રમમાથી ક્યા ગયા છે ? તેમના ચરણના દર્શન કરવા હુ ઈચ્છુ છુ (માટે) હે કલ્યાણિ ! તુ સાચુ કહે

કન્યાએ કહ્યુ 'હે મહારાજ ! મહામુનિ અગ્નિ-શાળામા ગયા છે' તે સાભળી તરત જ રાજા આશ્રમમાથી બહાર નીકળી ગયો પછી રાજાના લક્ષણથી યુક્ત અને વિનયનમ્ર તે દુર્દમ રાજાને (પ્રમુચ) મુનિએ અગ્નિશાળાના દ્વારમા ઊભેલો જોયો ત્યારે રાજાએ તેમને પ્રણામ કર્યા પછી મુનિએ શિષ્યને કહ્યુ 'હે ગૌતમ ! અર્ઘ્ય લાવ, આ રાજા અર્ઘ્યને યોગ્ય છે વળી તે ઘણે સમયે આવેલ છે અને જમાઈ હોવાથી ખાસ અર્ઘ્ય યોગ્ય છે' એમ કહી તેમણે (રાજાને) અર્ઘ્યપ્રદાન કર્યુ એટલે તે રાજાએ પણ વિચાર કરતા કરતા (અર્ઘ્યનો) સ્વીકાર કર્યો પછી અર્ઘ્ય ગ્રહણ કરી આસન પર બેઠેલા રાજાને આશી-ર્વાદથી અભિનદન આપી મુનિએ (આમ) કુશળ પણ પૂછ્યુ હે રાજા ! તમારુ સૈન્ય ધનભડાર, મિત્રો, સેવકો, પ્રધાનો, નગર, દેશ તથા તમે પોતે કુશળ છો ને ? હે રાજન, તમારી સ્ત્રી તો કુશળ જ છે, કારણ કે તે અહીં જ છે, માટે એનુ હુ કુશળ પૂછતો નથી, (એ સિવાય) બીજી સ્ત્રીઓનુ તથા તમારુ કુશળ તમે કહો

રાજાએ કહ્યુ હે ભગવન્ ! આપની કૃપાથી મારુ બધુ કુશળ છે (પણ) હે બ્રહ્મન્ ! આ મને કુતૂહલ થાય છે કે, મારી પત્ની અહીં કઈ છે ?

ઋષિ બોલ્યા રૂપમા પૃથ્વી પર અતુલ્ય 'રેવતી'

ધન, મીન તથા મેષનો આદિ ભાગ 'ગંડાંત' કહેવાય છે, તેમા શુભ કર્મ ન કરાય, તેમ જ રેવતી તથા અશ્વિનીની વચ્ચેની બે ઘડી અને આશ્લેષા, મઘા, જ્યેષ્ઠા તથા મૂળની વચ્ચેની ચાર ઘડી તે 'નક્ષત્રગંડાંત' કહેવાય છે આ ત્રણે ગંડાંત [illegible] તથા [illegible] વર્જ્યા છે ગંડાંતમા જો બાળક જન્મે, તો તેનુ [illegible] મહિના સુધી તેને જોવું નહિ, રેવતીના [illegible] દુઃખદાયી થાય છે

થઈ છે, માટે તને ધન્ય છે જે જગતમાં સર્વશ્રેષ્ઠ હોઈ દેવો, અસુરો તથા મનુષ્યો વડે આરાધવા યોગ્ય છે, તેમના પર જો ભક્તિ થઈ છે, તો કાર્યસિદ્ધિ થશે જ, માટે હે રાજા! હું તમને શ્રીમદ્(દેવી) ભાગવત સંભળાવીશ કે, જેના શ્રવણમાત્રથી કંઈ પણ દુર્લભ નથી.' હે બ્રહ્મન્ (અગસ્ત્ય)! એમ કહી (લોમશ મુનિએ) કથાનો આરંભ કર્યો ને (રાજાએ પણ) પાંચ વાર પોતાની પત્ની સાથે વિધિપૂર્વક કથાનું શ્રવણ કર્યું. પછી સમાપ્તિના દિવસે ધર્માત્મા રાજાએ, પરમ હર્ષયુક્ત થઈ પુરાણનું તથા મુનિનું પૂજન કર્યું, તેમ જ નવાર્ણ મંત્રથી હવન કરી કુમારિકાઓને જમાડીને પત્ની સહિત બ્રાહ્મણોને દક્ષિણાઓ વડે પ્રસન્ન કર્યા. પછી કેટલાક સમયે ભગવતીની કૃપાથી તે (રેવતી) રાણીએ રાજ્યનું કલ્યાણ કરનાર ગર્ભ ધારણ કર્યો. પછી સર્વમંગલયુક્ત પવિત્ર સમય પ્રાપ્ત થતાં અને સર્વ ગ્રહો શુભસ્થાનમાં જ્યારે હતા ત્યારે (એ) રેવતીએ પુત્રને જન્મ આપ્યો. પુત્રનો જન્મ સાંભળીને રાજાએ હર્ષયુક્ત થઈ સ્નાન કરીને સુવર્ણ સહિત જળ વડે જાતકર્મ આદિ ક્રિયાઓ કરી, અને વિધિપૂર્વક દાન દઈ બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યા. પછી (યોગ્ય વયે) પુત્રને ઉપનયન સંસ્કાર કરાવી અંગ સહિત વેદોનું અધ્યયન કરાવ્યું. જેથી તે રૈવત નામનો પુત્ર સર્વવિદ્યાઓનો પારગ, બળવાન, અને ધર્મિષ્ઠ, અસ્ત્રશસ્ત્રોમાં શ્રેષ્ઠ, સર્વનો વક્તા, કર્તા તથા વીર્યવાન થયો. પછી બ્રહ્માએ તેને મનુ પદે સ્થાપિત કર્યો, એટલે તે શ્રીમાન રાજા મન્વંતરનો અધિપતિ થઈ ધર્મથી પૃથ્વી પર રાજ્ય કરવા લાગ્યા. એવો આ દેવીનો પ્રભાવ વર્ણવ્યો. (દેવી) પુરાણનું માહાત્મ્ય વિસ્તારથી કહેવા કોણ સમર્થ છે?

સૂત બોલ્યા: અગસ્ત્ય મુનિ દેવીભાગવતનું આવું માહાત્મ્ય તથા વિધિ સાંભળી કાર્તિકસ્વામીની પૂજા કરી ફરી પોતાના આશ્રમમાં આવ્યા. હે બ્રાહ્મણો! તમારી સમક્ષ મેં આ (દેવી) ભાગવતનું માહાત્મ્ય જે કહ્યું છે, તેને જે ભક્તિથી શ્રવણ કે પઠન કરે છે, તે આ લોકમાં સમગ્ર ભોગો ભોગવી છેવટ મુક્તિ પામે છે. ૧-૯૧

इदं मया भागवतस्य विप्रा माहात्म्यमुक्तं भवतां समक्षम्। शृणोति भक्त्या पठतीह भोगान् भुक्त्वाऽखिलान् मुक्तिमुपैति चान्ते ॥ ९१ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાં માનસખંડ વિષે શ્રીદેવીભાગવત-માહાત્મ્યમાં અધ્યાય ૪ થો સમાપ્ત

## અધ્યાય ૫ મો

### શ્રીદેવીભાગવત-શ્રવણવિધિ

ऋषय ऊचुः

सूत सूत महाभाग श्रुतं माहात्म्यमुत्तमम्।
अधुना श्रोतुमिच्छामः पुराणश्रवणे विधिम्॥

ઋષિઓ બોલ્યા: હે મહાભાગ સૂત! હે સૂત! દેવીભાગવતનું ઉત્તમ માહાત્મ્ય અમે સાંભળ્યું. હવે દેવીભાગવતપુરાણની શ્રવણવિધિ અમે સાંભળવા ઇચ્છીએ છીએ.

સૂત બોલ્યા: હે મુનિઓ! તમે બધા દેવીભાગવતપુરાણની શ્રવણવિધિ (હવે) સાંભળો, કેમ કે આ પુરાણનું વિધિપૂર્વક શ્રવણ કરતાં મનુષ્યોની સર્વ કામનાઓ સિદ્ધ થાય છે. ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્યે પ્રથમ જ્યોતિષીને બોલાવી આષાઢ માસથી આરંભી છ મહિના સુધીમાં શુભ મુહૂર્ત કઢાવવું. હસ્ત, અશ્વિની, મૂલ, પુષ્ય, રોહિણી, અનુરાધા, મૃગશીર્ષ કે શ્રવણ આ નક્ષત્રોમાં શુભ તિથિએ તથા શુભ વારે પુરાણનું શ્રવણ શુભ ગણાય છે. ગુરુના નક્ષત્રથી ચોથા, પહેલા, પાંચમા, છઠ્ઠા, ચોથા તથા ત્રીજા નક્ષત્ર વડે અનુક્રમે ધર્મપ્રાપ્તિ, લક્ષ્મીપ્રાપ્તિ, કાર્યસિદ્ધિ, પરમ સુખ, પીડા, રાજભય તથા જ્ઞાનપ્રાપ્તિ એવાં ફળ મળે છે. માટે પુરાણશ્રવણમાં શિવે કહેલું ચક્ર શોધવું જોઈએ. અથવા દેવીની પ્રીતિ માટે ચારે નવરાત્રમાં શ્રવણ કરવું. તેમ જ તિથિ વાર અને નક્ષત્રની શુદ્ધિવાળા બીજા કોઈ મહિનામાં પણ કરવું. વિવાહ આદિ પ્રસંગે જેવી સામગ્રી કરાય છે, તેવી આ નવાહયજ્ઞમાં પણ સમજુ મનુષ્યોએ કાળજીથી કરવી જોઈએ, અને દંભ—લોભ વિનાના, ચતુર, ઉદાર તથા દેવીભક્તિમાં પરાયણ અનેક મનુષ્યોને સહાયક કરવા. દેશદેશમાં પ્રત્યેક મનુષ્યોને એ ખબર યત્નપૂર્વક પહોંચાડવી કે, 'અહીં દેવીની કથા થશે, માટે અવશ્ય આવવું.' સૂર્યભક્તો, ગણપતિના ઉપાસકો, શૈવભક્તો તથા વૈષ્ણવો—એ

સર્વને આ દેવીની કથા સેવવા યોગ્ય છે, કારણ કે તે તે દેવો શક્તિ સહિત જ છે શ્રીમદ્ દેવીભાગવતરૂપ અમૃતના રસના લાલચુ પ્રેમતત્પર લોકોએ તો ખાસ કરીને કથાશ્રવણ માટે આવવુ બ્રાહ્મણ આદિ વર્ણોએ, સ્ત્રીઓએ, આશ્રમીઓએ તથા સકામ, નિષ્કામ હર કોઈએ પણ આ કથારૂપ અમૃત પીવુ જોઈએ નવે દિવસ શ્રવણ કરવા માટે જેઓને કદાચ અવકાશ ન હોય, તેઓએ જેમ સમય મળે તેમ પણ આવવુ જોઈએ, કારણ કે 'યજ્ઞમા એક ક્ષણ પણ સ્થિતિ કરી હોય તે પુણ્યનુ કારણ થાય છે ' એમ વિનયથી જ મનુષ્યોને આમત્રણ કરવુ અને જેઓ આવેલા હોય તેઓને યથાયોગ્ય ઉતારાના સ્થાન કરી આપવા વિશાળ ભૂમિ પર પ્રથમ સાફસૂફ કરી છાણથી સુદર લીંપણ કરવુ ને પછી ત્યા કથાસ્થાન કરવુ કેળના સ્તભોથી શોભતો ને ધ્વજાપતાકાઓથી શણગારેલો સુદર કથામડપ કરવો ને તેમા ઉપર ચદરવો બાધવો વક્તાનુ આસન પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ કાળજીથી ગોઠવવુ, જે આસન દિવ્ય અને સુખકારક બિછાનાથી યુક્ત હોવુ જોઈએ શ્રોતા પુરુષો તથા સ્ત્રીઓને પણ કથાશ્રવણ માટે યથાયોગ્ય આસનો કરવા ઉત્તમ વાણીવાળો, ઇંદ્રિયો પર કાબૂ રાખનારો, શાસ્ત્ર જાણનારો, દેવીના આરાધનમા તત્પર, દયાળુ, નિ સ્પૃહ, ચતુર અને ધૈર્યવાળો વક્તા શ્રેષ્ઠ મનાય છે, તેમ જ શ્રોતા પણ બ્રાહ્મણભક્ત, દેવભક્ત, કથારસ પરાયણ, ઉદાર, લાલચ વિનાનો, નમ્ર તથા હિંસાદિ રહિત હોવો જોઈએ પાખડમા આસક્ત, લોભી, સ્ત્રીલપટ, ધર્મદ્રોહી, ક્રૂર અને ક્રોધી વક્તા દેવીયજ્ઞમા પ્રશસાપાત્ર નથી સશયો દૂર કરવા તેવા જ ગુણોવાળો (બીજો) એક પડિત વક્તાને સહાય કરનારો રાખવો કે જે શ્રોતાઓને સમજાવી શકે તેવો ને સભયગ્ય નહિ તેવો હોવો જોઈએ (કથારભના) મુહૂર્તના દિવસની પહેલા વક્તા, શ્રોતા વગેરે મનુષ્યાએ ક્ષૌર કર્મ (હજામત) આદિ કરાવી લેવુ, કેમ કે તે (મુહૂર્તના) દિવસ પછી નિયમ લેવાના હોય છે (કથારભના દિવસે) અરુણોદય વેળા શૌચ કરી સ્નાન કરી લેવુ પછી સધ્યા—તર્પણરૂપ કાર્ય હમેશ ટૂકમા કરવુ કથાશ્રવણની યોગ્યતાની સિદ્ધિ માટે પ્રથમ ગાયોના દાન કરવા, ને સમસ્ત વિઘ્નો હરનારા ગણપતિનુ પ્રથમ પૂજન કરવુ કળશોનુ સ્થાપન કરી તેમા દિક્પાલોનુ, બટુકભૈરવનુ, ક્ષેત્રપાલનુ, યોગિનીઓનુ તથા માતૃકાઓનુ પૂજન કરવુ, તેમ જ તુલસીનુ, ગ્રહોનુ, વિષ્ણુનુ તથા શકરનુ પણ પૂજન કરી નવાક્ષર મત્રથી જગદબાનુ પૂજન કરવુ પછી શ્રીદેવીની વાણીમય મૂર્તિરૂપ અને બરાબર સુદર અક્ષરોવાળા શ્રી(દેવી)ભાગવતના પુસ્તકને સર્વ ઉપચારોથી પૂજી કથામા વિઘ્નોની શાતિ માટે પાચ બ્રાહ્મણોનુ વરણ કરવુ તે બ્રાહ્મણો પાસે નવાર્ણ મત્રનો જપ અને સપ્તશતી સ્તોત્રનો પાઠ કરાવવો પછી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરી છેવટે (આમ) સ્તુતિ કરવી 'હે કાત્યાયનિ ! હે મહામાયા ! હે ભવાનિ ! હે ભુવનેશ્વરી !' સસારસાગરમા ડૂબેલા મારો તમે ઉદ્ધાર કરો હે કૃપામયી ! બ્રહ્મા, વિષ્ણુ તથા શિવને આરાધવા યોગ્ય, હે જગદબા ! તમે પ્રસન્ન થાઓ હે દેવિ ! મનનુ ઇચ્છિત વરદાન તમે મને આપો, તમને નમસ્કાર હો ' એમ પ્રાર્થના કરી સાવધાનચિત્ત થઈ કથાશ્રવણ કરવુ માળા, અલકાર, વસ્ત્રો વગેરેથી શણગારી વક્તાનુ પણ વ્યાસબુદ્ધિથી પૂજન કરી એકાગ્રચિત્તે તેમને આવી પ્રાર્થના કરવી કે, 'હે સર્વ શાસ્ત્રો તથા ઇતિહાસોને જાણનાર વ્યાસરૂપ ! તમને નમસ્કાર હો, કથારૂપ ચદ્રનો ઉદય કરી તમે અમારા અજ્ઞાનરૂપ અધકારનો સમૂહ દૂર કરો ' પછી તે વખતે એ વક્તાની આગળ નવ દિવસ સુધીના નિયમો લેવા, ને બ્રાહ્મણો વગેરેનુ પૂજન કરી તેમને બેસાડી પોતે બેસવુ તે વેળા ઘર, પુત્ર, સ્ત્રી તથા મેળવેલા ધનની ચિંતા ત્યજી દઈ, ચાર પુરુષાર્થરૂપ ફળ મેળવવા સાવધાન થઈ કથાશ્રવણ કરવુ ઉત્તમ બુદ્ધિવાળા વક્તાએ સૂર્યોદયથી માડી વચ્ચે બપોરના વિશ્રાતિ લઈ સૂર્યાસ્તને એક મુહૂર્ત વાર હોય ત્યા સુધી કથા વાચવી એ વક્તા વગેરેએ મળમૂત્રને નિયમિત કરવા હલકો ખોરાક લેવો અને કથાના અર્થી—વક્તા—શ્રોતાએ તો એક જ વાર ઉત્તમ હવિષ્યાન્ન જમવુ, અથવા ફલાહારી થવુ, દૂધ પી લેવુ કે ઘી ખાઈ લેવુ તાત્પર્ય આ છે કે કથામા જેમ વિઘ્ન ન આવે તેમ ચતુર મનુષ્યોએ (તે વેળા)

કરવું હવે હે બ્રાહ્મણો! કથા શ્રવણ માટે એમનાર-ઓના નિયમો હું કહું છું જેઓ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશમાં ભેદ જોતા હોય, દેવીની ભક્તિથી રહિત હોય, પાખંડી, હિંસક, દુષ્ટ, બ્રાહ્મણોના દ્રોહી અને નાસ્તિક હોય તેઓ કથાશ્રવણ માટે યોગ્ય નથી, તેમ જ બ્રાહ્મણોનું ધન હરી લેનારા, પરકી સ્ત્રી તથા પારકું ધન લઈ લેનારા અને દેવદ્રવ્ય હરી લેનારા જેઓ વાસનું હોય તેઓને કથાશ્રવણનો અધિકાર નથી (આ નવાહ્યજ્ઞમાં વક્તા—શ્રોતા બન્નેએ) બ્રહ્મચારી રહેવું, પૃથ્વી પર સૂવું, સત્ય બોલવું, જિતેન્દ્રિય રહેવું, નિત્ય કથા સમાપ્ત થાય ત્યારે પતરાવળીમાં જમવું ને મનને વશ રાખવું આ કથારૂપ વ્રત ધરનાર રીંગણું, કાલીંગડાં, તેલ, કોદરા, મધ, વાસી અન્ન, વાની અન્ન તથા ભાવદુષ્ટ અન્ન છોડવું તેમ જ આ કથારૂપ વ્રત કરનારે માંસ, મસૂરનું અન્ન, રજસ્વલા સ્ત્રીએ જોયેલું અન્ન, લસણ, મૂળા, હિંગ, ડુંગળી, ગાજર, કોળું અને પેહાનાલીનું શાક ન ખાવું, તેમ જ કામ, ક્રોધ, મદ, લોભ, દંભ તથા માન છોડવા વળી જેણે કથાવ્રત ધર્યું હોય, તેણે બ્રાહ્મણનો દ્રોહ કરનાર, પતિત, વ્રાત્ય, ચંડાળ, યવન, અંત્યજો, રજસ્વલા સ્ત્રી તથા વેદબાહ્ય લોકોની સાથે બોલવું નહિ, તેમ જ વેદની, ગાયોની, ગુરુની, બ્રાહ્મણોની, સ્ત્રીઓની, રાજાઓની, મોટા પુરુષોની સ્વામી કે દેવોના ભક્તોની પણ નિંદા ન સાંભળવી વળી જેણે કથાવ્રત લીધું હોય તેણે વિનય, સરલતા, બાહ્ય—આભ્યંતર પવિત્રતા, દયા, મિતભાષણ તથા ઉદાર મન રાખવું વિત્તકોઢવાળાએ, હરકોઈ જાતના કોઢ રોગવાળાએ, ક્ષયરોગવાળાએ, હરકોઈ રોગવાળાએ, ભાગ્યહીન મનુષ્યે, પાપીએ, દરિદ્રે અને જેને સંતાન ન હોય તેવા મનુષ્યે ભક્તિથી આ કથા સાંભળવી વાંઝણી, જેને એક જ વાર સંતાન થયું હોય તેવી, દુર્ભાગા, જેનાં સંતાન મરી જતાં હોય તેવી અને જેનો ગર્ભ પડી જતો હોય તેવી સ્ત્રીઓએ આ કથા સાંભળવી જે મનુષ્ય ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને શ્રમ વિના ઇચ્છતો હોય તેણે યત્નપૂર્વક ભગવતી-ભાગવત સાંભળવું કથાના આ નવ દિવસો યજ્ઞ સમાન છે, તેમાં (કરેલા) દાન, હોમ તથા જપ અનંત ફળ આપનાર થાય છે. એમ નવ દિવસ સુધી આ વ્રત કરી (તેનું) ઉદ્યાપન કરવું જેવું મહાષ્ટમીનું વ્રત કરાય છે, તેવું જ ફળ મેળવવા ઇચ્છનારે આ કરવું નિષ્કામ મનુષ્યો આના શ્રવણમાત્રથી જ પવિત્ર થઈ મુક્તિ પામે છે, કારણ કે સર્વશ્રેષ્ઠ દેવી ભગવતી મનુષ્યોને ભોગ તથા મોક્ષ આપનારાં છે પુસ્તકની તથા વક્તાની પૂજા હમેશ કરવી, તેમ જ વક્તાએ આપેલો પ્રસાદ ભક્તિપૂર્વક લેવો જે મનુષ્ય કાયમ કુમારીઓને, સુવાસિની સ્ત્રીઓને તથા બ્રાહ્મણોને પૂજે છે, તેઓને જમાડે છે અને પ્રાર્થના કરે છે, તેની (હરકોઈ કાર્યની) સિદ્ધિ થાય છે, એમાં સંશય નથી કથાની સમાપ્તિ વખતે સર્વ દોષોની શાંતિ સારુ ગાયત્રીસહસ્રનામનો અથવા વિષ્ણુસહસ્રનામનો પાઠ કરવો એમના સ્મરણથી તથા નામકીર્તનથી તપ, યજ્ઞ અને બીજી સર્વ ક્રિયાઓમાં જે કાંઈ અપૂર્ણતા હોય, તેની સંપૂર્ણતા થાય છે, માટે વિષ્ણુનું કીર્તન કરવું વળી સમાપ્તિસમયે દેવીના સપ્તશતીમંત્રો વડે હોમ કરવો અથવા દેવીમાહાત્મ્યના મૂળરૂપ નવાર્ણ-મંત્રથી કે ગાયત્રીમંત્રથી ઘી સહિત દૂધપાકનો હોમ કરવો, કારણ કે આ (દેવી) ભાગવત ગાયત્રીમંત્રમય કહેવાય છે વસ્ત્રો, અલંકાર તથા ધન વગેરેથી કથા વાંચનારને સંતુષ્ટ કરવો, કેમ કે કથા વાંચનાર જેના પર પ્રસન્ન થાય છે, તેના પર સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે વળી બ્રાહ્મણોને ભક્તિથી જમાડવા ને દક્ષિણાઓ વડે સંતુષ્ટ કરવા, કેમ કે પૃથ્વી પર તેઓ દેવરૂપ છે, તેઓ જો પ્રસન્ન થાય છે, તો ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે, તેમ જ સુવાસિનીઓ તથા કુમારિકાઓને પણ દેવી તુલ્ય (ગણી) ભક્તિથી જમાડવી ને તેઓને પણ દક્ષિણા આપી પોતાની (કાર્ય) સિદ્ધિ માટે પ્રાર્થના કરવી ઉપરાંત બીજાં પણ દાનો દેવાં જે મનુષ્ય તે વખતે સુવર્ણ, દૂઝણી ગાયો, ઘોડા, હાથીઓ તથા પૃથ્વીનું દાન કરે છે, તેને અક્ષય ફળ મળે છે, જે મનુષ્ય હસ્તલિખિત, સુંદર અક્ષરોવાળું આ દેવી ભાગવત સુવર્ણના સિંહા-સન પર સ્થાપી, પાટિયાં તથા વસ્ત્રથી વીંટીને આઠમ કે નોમને દિવસે પૂજેલા કથાકારને આપે છે, તે આ લોકમાં ભોગો ભોગવી (છેવટે) દુર્લભ મોક્ષને

(પશુ) પામે છે પુરાણ જાણનારો દરિદ્ર, દુર્બલ, બાળક, યુવાન કે વૃદ્ધ હોય તોપણ સર્વદા તે વંદ્ય, પૂજ્ય ને માન્ય છે ગુણોથી તથા જન્મથી લોકોના ઘણા ગુરુ હોય છે, પણ તેઓ સર્વમા પુરાણ જાણનારો શ્રેષ્ઠ ગુરુ છે વ્યાસના આસન બેઠેલા પુરાણ વાચનાર બ્રાહ્મણે એ કથાપ્રસગ સમાપ્ત ન થાય ત્યા સુધી કોઈને નમસ્કાર ન કરવા જેઓ (આ) દિવ્ય પુરાણકથાને અભક્તિથી સાભળે છે, તેઓ દુખ તથા દારિદ્રય પામે છે અને તેમને પુષ્કળ મળતુ નથી તાબૂલ—પુષ્પ વગેરેથી પુરાણની પૂજા કર્યા વિના જેઓ આ દેવીની કથા સાભળે છે તેઓ દરિદ્ર થાય છે જે મનુષ્યો કહેવાતી કથા છોડી (વચ્ચે) બીજી તરફ જાય છે તેઓના ભોગોની વચ્ચે તેની સ્ત્રી તથા સપત્તિ નાશ પામે છે જે દાભિક મનુષ્યો (વક્તા કરતા) ઊંચા આસને બેસી કથા સાભળે છે, તેઓ આ લોકમા નરક જેવી વેદનાઓ ભોગવી (અતે) કાગડા થાય છે જેઓ કિંમતી આસને બેસી અથવા વીરાસને બેસી (આ દિવ્ય) કથા સાભળે છે, તેઓ (મરીને) સાદડના અથવા આજર્ણાના ઝાડ થાય છે જેઓ કથા કહેવાતી હોય ત્યારે ખરાબ ઉત્તર—પ્રત્યુત્તર કરે છે તેઓ (મૂઆ પછી) આ લોકમા (પ્રથમ) ગધેડા થાય છે ને તે પછી કાચડા થાય છે જેઓ પુરાણ જાણનારાઓને તથા પાપ હરનારી કથાને નિંદે છે, તે દુષ્ટો (મૂઆ પછી) સો જન્મ સુધી કૂતરા થાય છે એમા સશય નથી જેઓ વક્તાની સમાન આસને બેસી કથા શ્રવણ કરે છે, તેઓ ગુરુપત્નીગમનના પાપને પામે છે, ને (મૂઆ પછી) નરકમા વસનારા થાય છે જેઓ (વક્તાને) પ્રણામ ન કરી કથા શ્રવણ કરે છે, તેઓ ઝેરી વૃક્ષો થાય છે, અને જેઓ સૂતા સૂતા (કથા) સાભળે છે, તેઓ અજગર-સર્પો થાય છે જે મનુષ્યો (આ) પુરાણની કથાને કદી સાભળતા નથી, તેઓ ઘોર નરકને ભોગવી જગની ભૂંડો થાય છે જે લુચ્ચા લોકો કથામા અનુમોદન આપતા નથી, ને (ઊલટા) વિઘ્ન કરે છે, તેઓ એક કરોડ વર્ષ સુધી નરક ભોગવી ગામડાના ભૂંડો થાય છે જેઓ પુરાણ જાણનારને આસન, પાત્ર, દ્રવ્ય, ફળ, વસ્ત્રો તથા કમળો આપે છે, તેઓ શ્રીહરિના પદને પામે છે જે મનુષ્યો પુરાણના પુસ્તકને (બાધવા માટે) પાટિયા, નવુ વસ્ત્ર તથા સુદર દોરી આપે છે, તેઓ સુખભાગી થાય છે સર્વ પુરાણોનુ શ્રવણ કરવાથી જે ફળ (મનુષ્ય) પામે છે, તેથી સોગણુ પુણ્ય દેવીભાગવત(સાભળવા)થી પામે છે જેમ નદીઓમા ગગા, દેવોમા શકર, કાવ્યમા રામાયણ, તેજસ્વીઓમા સૂર્ય, ખુશકારક પદાર્થોમા ચદ્ર, દરેક જાતના ધનમા યશ, ક્ષમાવાળાઓમા ભૂમિ, ગાભીર્યમા સમુદ્ર, મત્રોમા ગાયત્રી અને પાપનો નાશ કરનારાઓમા હરિસ્મરણ શ્રેષ્ઠ છે, તેમ અઢાર પુરાણોમા દેવીભાગવત શ્રેષ્ઠ છે જે હરકોઈ ઉપાયે નવ વાર જો આનુ શ્રવણ કરે તો તેનુ ફળ કહેવુ અશક્ય નથી, તે ખરેખર જીવન્મુક્ત બની રહે છે રાજા કે શત્રુનો ભય આવે, મહામારીનો ભય આવી પડે અથવા દુષ્કાળ કે રાષ્ટ્રભગ પ્રાપ્ત થાય, ત્યારે તેની શાતિ માટે આ ભાગવત સાભળવુ હે બ્રાહ્મણો! ભૂત—પ્રેતનો વિનાશ કરવા, શત્રુ પાસેથી રાજ્ય મેળવવા તથા પુત્રપ્રાપ્તિ માટે દેવીભાગવત સાભળવુ જે મનુષ્ય (આ) શ્રીમદ્ દેવીભાગવતનો પાઠ કે શ્રવણ કરે અથવા આનો અર્ધો શ્લોક કે શ્લોકનુ એક જ ચરણ ભણે કે સાભળે, તે પરમ ગતિને પામે છે ભગવતી દેવીએ પોતે જ અર્ધા શ્લોકથી (આ ભાગવતપુરાણ) પ્રગટ કર્યુ છે અને તે જ શિષ્ય—પ્રશિષ્યો દ્વારા વિસ્તૃત કર્યુ છે ગાયત્રીથી શ્રેષ્ઠ (કોઈ) ધર્મ નથી, ગાયત્રીથી શ્રેષ્ઠ તપ નથી, ગાયત્રી સમાન દેવ નથી અને ગાયત્રીથી શ્રેષ્ઠ મત્ર નથી (એ મત્ર) ગાનાર એટલે જપ કરનારનુ રક્ષણ કરે છે માટે 'ગાયત્રી' કહેવાય છે તે ગાયત્રી દેવી રહસ્ય સાથે આ ભાગવતમા રહ્યા છે. માટે દેવીને પ્રીતિકારક આ ભાગવતના સોળમા અશને પણ (પામવાને બીજા) મોટા પુરાણો યોગ્ય નથી (આ) શ્રીમદ્ દેવીભાગવત કે જે બ્રાહ્મણોનુ નિર્મળ ધન છે અને જેમા ધર્મપુત્ર શ્રીનારાયણે નિર્મળ ધર્મ કહ્યો છે, તેમા ગાયત્રીનુ રહસ્ય કહ્યુ છે, મણિદ્વીપ સારી રીતે વર્ણવ્યો છે અને શ્રીદેવીએ પોતે હિમાચળ પાસે ભગવતીગીતા ગાયેલ છે તેથી લોકમા

આ પુરાણ જેવું બીજું (કંઈ) શ્રેષ્ઠ નથી, માટે હે બ્રાહ્મણો! દેવીભાગવત સર્વ કાળે માણસોને સેવવા યોગ્ય છે. જેના પ્રભાવને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ કે શેષનાગ પણ સંપૂર્ણ જાણતા નથી, તો પછી (તેમના) આગના પાન અગરૂપ બીજા દેવો તો ક્યાંથી જાણે? તે જગદંબાને નિત્ય નમસ્કાર હો. જેમના ચરણકમળને પામી બ્રહ્મા જગત સર્જે છે, વિષ્ણુ નિરંતર રક્ષણ કરે છે અને રુદ્ર સંહાર કરે છે? નહિ તો (દેવીની ચરણરજ પામ્યા વિના) બીજા કોઈ પણ પ્રકારે તેઓ (પોતપોતાનું એ કાર્ય કરવા) સમર્થ નથી. તે જગદંબાને નિત્ય નમસ્કાર હો. ક્ષીરસમુદ્રની અંદર દેવોના કલ્પવૃક્ષોની વાડીથી શોભીતો મણિદ્વીપ આવેલો છે, ત્યાં કેવળ ચિંતામણિ-રત્નથી જ બનેલા અદ્ભુત સુંદર મંદિરમાં સર્વથી શ્રેષ્ઠ એવા શંકરના હૃદય પર વિરાજતા અને પ્રફુલ્લ મુખવાળા અંબાદેવીનું ધ્યાન કરી મનુષ્ય ભોગો પામે છે અને (અંતે) અવશ્ય મોક્ષ મેળવે છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા ઇંદ્રાદિ દેવો અને મહર્ષિઓએ ઉપાસેલા તે મણિદ્વીપના અધિષ્ઠાત્રી દેવી જગતના કલ્યાણ માટે થાઓ. ૧-૧૦

ब्रह्मेशाच्युतशक्राद्यैर्महर्षिभिरुपासिता ।
जगतां श्रेयसे साऽस्तु मणिद्वीपाधिदेवता ॥

ઇતિ શ્રીસ્કંદમહાપુરાણમાં માનસખંડ વિષે શ્રીદેવીભાગવત-માહાત્મ્યમાં 'શ્રવણવિધિવર્ણન' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

## श्रीमद् भगवतीभागवत–माहात्म्य समाप्त

# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## पहेलो स्कंध

## અધ્યાય ૧ લો*

### ઋષિઓના પુરાણ વિષે પ્રશ્ન

**ॐ सर्वचैतन्यरूपां तामाद्यां विद्यां च धीमहि। बुद्धिं या नः प्रचोदयात्॥ १॥**

ॐ સર્વ ચૈતન્યરૂપ અને આદ્ય વિદ્યારૂપ તે ભગવતીનું અમે ધ્યાન કરીએ છીએ કે, જે ભગવતી અમારી બુદ્ધિનું (ધ્યાન કરવાની) પ્રેરણા કરે!

શૌનકે પૂછ્યું હે સૂત! હે મહાભાગ્યશાળી સૂત! હે પુરુષશ્રેષ્ઠ! તમે ધન્ય છો, કારણ કે તમે પુરાણોની શુભ સંહિતાઓ સારી રીતે ભણ્યા છો હે નિર્દોષ! વ્યાસમુનિએ મહાદિવ્ય અઢાર પુરાણો કહ્યા છે, તેને તમે ભણ્યા છો હે માન આપનારા! પાંચ લક્ષણોયુક્ત અને રહસ્યો સહિત તે સર્વ પુરાણો સત્યવતીના પુત્ર પાસેથી તમે જાણ્યા છે અમારા પુણ્યયોગે આ 'વિશ્વમન'× નામના ઉત્તમ ક્ષેત્રમાં આવ્યા છો કે જે ક્ષેત્ર દિવ્ય, પવિત્ર અને કલિયુગના દોષોથી રહિત છે હે સૂત! આ મુનિઓનો સમાજ પુણ્યદાયી પુરાણસંહિતા સાંભળવા ઇચ્છે છે, માટે તમે સાવધાન થઈ તે અમને કહો હે સર્વજ્ઞ! તમે લાંબા આયુષવાળા અને ત્રણે તાપથી રહિત થાઓ હે મહાભાગ! તમે આજે અમને વેદતુલ્ય પુરાણ કહો હે સૂત! જે મનુષ્યો સ્વાદ લેવામાં ચતુર અને શ્રોત્રેંદ્રિયથી યુક્ત હોય છે, છતાં જો પુરાણો સાંભળતા નથી, તો ખરેખર, તેઓ દૈવ વડે ઠગાયા છે જેમ જિહ્વા ઇંદ્રિયને છ રસો વડે આનંદ મળે છે, તેમ પંડિતોના વચનો વડે શ્રોત્રેંદ્રિયને આનંદ મળે છે કાન વિનાના સર્પો પણ આકાશના ગુણ—શબ્દથી જો અત્યંત મોહ પામે છે, તો જેઓ કાનવાળા હોવા છતાં (ઉત્તમ કથાઓ વગેરે) સાંભળતા નથી, તેઓ કાન વિનાના—

---

* આ પહેલા અધ્યાયમાં પચીસ શ્લોકોથી ઋષિઓના પુરાણ વિષેના પ્રશ્ન કહેવાશે.

× નૈમિષારણ્ય ક્ષેત્રનું જ આ બીજું નામ શા ઉપરથી પડ્યું છે, તે વિષે અન્ય સ્થળે કહ્યું છે કે 'मुनिविश्रामदेशो यस्तद्धि विश्वसनं स्मृतम्'—મુનિઓને વિશ્રામ લેવાનો જે પ્રદેશ છે તે 'વિશ્વમન' કહેવાય છે

બહેરા જ કેમ ન કહેવાય! માટે હે સૌમ્ય! કલિયુગના ભયથી ગભરાતા સર્વ બ્રાહ્મણો (આ) નૈમિષારણ્ય ક્ષેત્રમા સાવધાન થઈ (કથા) શ્રવણ કરવા ઈચ્છે છે હરકોઈ ઉપાયે સમય વિતાવવા કહેલો છે, એમા મૂર્ખાઓનો સમય વ્યસનથી ને વિદ્વાનોનો સમય શાસ્ત્રચિંતનથી વીતે છે શાસ્ત્રો પણ જાતજાતના વ્યર્થ ભાષણ તથા વાદોથી યુક્ત, અનેક અર્થવાદવાળા તથા હેતુવાળા હોઈ ઘણા મોટા હોય છે [પુરાણો તથા જાતજાતના શાસ્ત્રો ત્રણ પ્રકારના હોય છે (સાત્ત્વિક, રાજસ ને તામસ) વળી કેટલાક તો વિતંડા અને છળથી યુક્ત હોઈ ગર્વ તથા અદેખાઈવાળા હોય છે]+ તેમા વેદાંત (શાસ્ત્ર) સાત્ત્વિક છે, મીમાસાશાસ્ત્ર રાજસ મનાયુ છે અને હેતુવાદથી યુક્ત ન્યાયશાસ્ત્ર તામસ છે તેમ જ હે સૌમ્ય! પાચ લક્ષણોવાળા પુરાણો (પણ) કથાનકોને લીધે ત્રણ ગુણવાળા તમે કહ્યા છે, તેમા 'ભાગવત' નામનુ પાચમુ પુરાણ વેદતુલ્ય તથા પવિત્ર છે, જેને તમે પ્રથમ સર્વ લક્ષણોથી યુક્ત કહ્યુ છે, પરંતુ પરમ અદ્ભુત, મુમુક્ષુઓને મુક્તિ આપનાર તથા કામનાઓ અને ધર્મ આપનાર તે (ભાગવતપુરાણ તે સમયે માત્ર નામકીર્તનથી જ તમે) કહ્યુ છે, તો હવે તે ઉત્તમ પુરાણ તમે વિસ્તારથી કહો (આ) સર્વ બ્રાહ્મણો તે શુભ અને દિવ્ય ભાગવત—પુરાણ સાભળવા ઈચ્છે છે હે ધર્મજ્ઞ! સત્ત્વગુણના આશ્રયરૂપ તમે ગુરુભક્ત હોવાથી વેદવ્યાસે કહેલી પુરાણોની સહિતા સારી રીતે જાણો છો, હે સર્વજ્ઞ! તમારા મુખથી નીકળેલા બીજા પુરાણો અમે સાભળ્યા છે, પણ જેમ દેવો અમૃત પીવામા તૃપ્ત થતા નથી તેમ અમે હજી તૃપ્ત થતા નથી હે સૂત! અમૃતને ધિક્કાર હો કે, જેને પીનારાઓની કદી મુક્તિ થતી નથી, ભાગવતનુ પાન (શ્રવણ) કરતો મનુષ્ય તો તરત જ (સસારરૂપ) સકટથી મુક્ત છે હે સૂત! અમૃત પીવા નિમિત્તે અમે જોકે હજારો યજ્ઞો કર્યા છે, તોપણ કોઈ પ્રકારે પૂર્ણ શાંતિ અમે [illegible]) પામતા નથી યજ્ઞોનુ ફળ સ્વર્ગ [illegible] થી તો ફરી સસારમા આવવુ [illegible] [illegible]ના વડે તો) આ [illegible]

+ - [illegible] આપો છે

સસારચક્રમા કાયમી ભમવાનુ રહે છે હે સર્વજ્ઞ! ત્રિગુણાત્મક આ કાળચક્રમા ભમતા મનુષ્યોની જ્ઞાન વિના કદી મુક્તિ જ થતી નથી, માટે સર્વ રસોથી યુક્ત, પવિત્ર કરનાર, મુક્તિ આપનાર, ગુહ્ય અને મુમુક્ષુઓને સદા પ્રિય એવુ ભાગવત તમે કહો

**अत सर्वरसोपेतं पुण्य भागवत वद।**
**पावनं मुक्तिदं गुह्यं मुमुक्षुणां सदा प्रियम्॥२५॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

# અધ્યાય ૨ જો*

## ગ્રંથસંખ્યા ને વિષયકથન

સૂત ઉવાચ

**धन्योऽहमतिभाग्योऽहं पावितोऽहं महात्मभिः।**
**यत्पृष्टं सुमहत् पुण्य पुराणं वेदविश्रुतम्॥१॥**

સૂત બોલ્યા હુ ધન્ય છુ, અત્યત ભાગ્યશાળી છુ અને મહાત્માઓ (એવા તમારા) વડે પવિત્ર કરાયો છુ, કારણ કે વેદવિખ્યાત અત્યત મહાપવિત્ર પુરાણ (તમે મને) પૂછ્યુ છે સર્વ શ્રુતિઓના અર્થો વડે માન્ય થયેલુ અને સર્વ શાસ્ત્રો તથા આગમોનુ સર્વોત્તમ રહસ્ય તે (પુરાણ) હુ (તમને) કહીશ હે બ્રાહ્મણો! અતિશય સુદર, યોગીઓને મુક્તિ આપનાર, બ્રહ્મા વગેરેએ પણ સેવેલા અને સ્તુતિપરાયણ મુનિઓ વડે સદા ધ્યાન કરવા યોગ્ય, તે ભગવતીના ચરણકમળને નમસ્કાર કરી હુ ઘણા રસવાળુ સર્વ રસોના સ્થાનરૂપ અને ભગવતીના નામથી પ્રસિદ્ધ 'શ્રીમદ્ ભગવતીભાગવત' નામનુ ઉત્તમ પુરાણ તમને ભક્તિપૂર્વક વિસ્તાર સાથે કહુ છુ જે આદ્યશક્તિ શ્રુતિઓના માર્ગમા 'વિદ્યા' એમ સદા કહેવાય છે, સર્વથી પર મર્મજ્ઞ, સસારરૂપ બાધનને છેદવામા નિપુણ, સર્વના હૃદયમા રહેલા, અત્યત દુષ્ટાત્મા મનુષ્યોને દુર્જ્ઞેય અને મુનિઓ વડે ધ્યાનમાર્ગે પ્રાપ્ત કરેલા હોઈ પ્રત્યક્ષ થાય છે, તે ભગવતી આ લોકમા સદા સિદ્ધિ આપનારા થાઓ મત્×

* આ બીજા અધ્યાયમાં ચાલીસ શ્લોકોથી સાચી ગ્રંથસંખ્યા ને વિષય કહેવાશે

× આ વિશેષણ જગતને લાગુ છે, અર્થાત્ વ્યવહાર

અસત્ સ્વરૂપ આ સમગ્ર જગતને પોતાની ત્રણ ગુણવાળી શકિતથી સરજીને જે પાળે છે અને પ્રલયકાળે તેને સહારી પોતે એકલા રમે છે, તે સર્વ વિશ્વની જનની—જગદબાને હુ મનથી સ્મરુ છુ 'બ્રહ્મા આ સમસ્ત વિશ્વને સર્જે છે' એમ જોકે પ્રસિદ્ધ છે અને પૌરાણિકોએ તથા વેદવેત્તાઓએ પણ તેમ જ કહેલુ છે, પરતુ તેઓએ જ (પાછુ) કહેલુ છે કે, 'વિષ્ણુના નાભિકમળમા તે(બ્રહ્મા)નો જન્મ થયો છે,' આથી (આ વાત સિદ્ધ થાય છે કે,) તે બ્રહ્મા સ્વતત્ર હોઈ (જગત) સરજતા નથી 'વિષ્ણુ તો પ્રલયકાળે શેષનાગરૂપ શયનમા સૂએ છે અને તેમના નાભિકમળની કળીમા તે (બ્રહ્મા) જન્મે છે' આ(કથન)મા પણ શેષનાગ વિષ્ણુનો આધાર થાય છે, આથી (એ રીતે પરતત્ર રહેતા) ભગવાન વિષ્ણુને (જગતના સ્રષ્ટા તરીકે) કેમ સમજી શકાય? (કદાચ માનીએ કે, તે વિષ્ણુ જ જગત્સ્રષ્ટા તરીકે હોય, તોપણ એ પ્રલયકાળે) એકાકાર થયેલા સમુદ્રનુ પાણી કેવળ રસરૂપ જ હોઈ તે રસની સ્થિતિ પાત્ર વિના કદી હોઈ શકે જ નહિ એટલે જે સર્વ ભૂતોની આધારશકિત તરીકે અવશ્ય રહેલા જ છે, તે સર્વ ભૂતોના જનની સર્જનાર—ભગવતીને શરણે હુ જાઉ છુ યોગનિદ્રાથી મિચાયેલા નેત્રોવાળા વિષ્ણુને જોઈ (તેમની નાભિમાથી ઉત્પન્ન થયેલા) કમળમા બેઠેલા બ્રહ્માએ જેમની સ્તુતિ કરી હતી, તે દેવીને હુ શરણે જાઉ છુ હે મુનિઓ! મુકિત આપનારા તે સગુણ* તથા નિર્ગુણ માયાનુ ધ્યાન કરી હુ સમગ્ર પુરાણ કહુ છુ તમે સાભળો શ્રીમદ્ (દેવી)ભાગવત નામનુ પવિત્ર પુરાણ ઉત્તમ છે, તેમા અઢાર હજાર સસ્કૃત શ્લોકો છે શ્રીવેદવ્યાસે એના ઉત્તમ બાર સ્કધો અને ત્રણસો અઢાર અધ્યાયો રચ્યા છે હે શ્રેષ્ઠ મુનિઓ! તેમા પ્રથમ સ્કધમા વીસ, દ્વિતીય સ્કધમા બાર, તૃતીય સ્કધમા ત્રીસ, ચતુર્થ સ્કધમા પચીસ, પચમ સ્કધમા પાત્રીસ, ષષ્ઠ સ્કધમા એકત્રીસ, સપ્તમ સ્કધમા ચાળીસ, અષ્ટમ સ્કધમા ચોવીસ, નવમ સ્કધમા પચાસ, દશમ સ્કધમા તેર, એકાદશ સ્કધમા ચોવીસ અને દ્વાદશ સ્કધમા ચૌદ અધ્યાયો શ્રીવ્યાસ મુનિએ રચ્યા છે આમ આ પુરાણમા મહાત્મા વ્યાસે અધ્યાયોની અને અઢાર હજાર(શ્લોકો)ની સખ્યા કહી છે સર્ગ, પ્રતિસર્ગ, વશ, મન્વતરો તથા વશનુ ચરિત્ર—આ પાચ લક્ષણોવાળુ 'પુરાણ' કહેવાય છે જે સદા નિર્ગુણ, નિત્ય, વ્યાપક, અવિકૃત, મગલરૂપ, યોગ વડે પ્રાપ્ત કરવા યોગ્ય, સમગ્રના આધારરૂપ અને તુરીય બ્રહ્મસ્વરૂપે રહેલા છે, તે સચ્ચિદાનદ બ્રહ્મ સ્વરૂપ ભગવતીની સાત્ત્વિકી, રાજસી ને તામસી શકિત મહાલક્ષ્મી, મહાસરસ્વતી ને મહાકાલી એમ ત્રણ સ્ત્રીઓ છે સૃષ્ટિ માટે આ ત્રણ શકિતઓના દેહનો જે સ્વીકાર થાય છે, તેને જ શાસ્ત્રવિશારદોએ 'સર્ગ' કહ્યો છે તે પછી સૃષ્ટિનુ પાલન, ઉત્પત્તિ તથા નાશ માટે વિષ્ણુ, બ્રહ્મા તથા રુદ્રની જે ઉત્પત્તિ કહેવાઈ છે, તેને 'પ્રતિસર્ગ' કહ્યો છે ચદ્ર તથા સૂર્યથી ઉત્પન્ન થયેલા રાજાઓના તથા હિરણ્યકશિપુ આદિના જે વશો કહ્યા છે, તે જ 'વશ' કહેલો છે સ્વાયભુવ આદિ મનુઓનુ વર્ણન તથા તેઓના કાળની જે સખ્યા તે 'મન્વતર' જાણવા અને તેઓના વશોનુ જે કથન છે તેને 'વશાનુચરિત' કહેલુ છે હે શ્રેષ્ઠ મુનિઓ! (પુરાણો) આ પાચ લક્ષણોવાળા હોય છે વળી સવા લાખ શ્લોકોનુ ભારત પણ વ્યાસ મુનિએ રચ્યુ છે, જે ઈતિહાસરૂપ હોઈ પાચમા વેદ જેવુ છે

શૌનકે પૂછ્યુ હે સૂત! તે પુરાણો ક્યા છે અને કેટલી સખ્યાવાળા છે, તે તમે વિસ્તારથી કહો હે નરોત્તમ! અમે તે સાભળવા ઈચ્છીએ છીએ કલિ કાળથી ભય પામેલા અમે (આ) નૈમિષારણ્યમા રહ્યા છીએ બ્રહ્માએ મનોમય ચક્ર આપી (અહીં રહેવા માટે) અમને આજ્ઞા કરેલી છીએ તેમણે અમને સૌને કહ્યુ હતુ કે, 'આ ચક્રની ધાર તમે જાઓ જ્યા (આ ચક્રની) ધાર ઘસાઈ જાય તે દેશ પવિત્ર કહેવાશે છે, તે પ્રદેશ પર કલિયુગનો પ્રવેશ કદી નહિ થાય જ્યા સુધી કરી સત્યયુગ પ્રાપ્ત થાય

દૃષ્ટિએ જગત સત્—સત્ય છે ને રૂપ માત્ર દૃષ્ટિએ અસત્—મિથ્યા છે

* એક એક ગુણથી યુક્ત માયા ... રૂપે માયા સગુણ છે અને ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપે માયા નિર્ગુણ છે

ત્યાં સુધી તમે ત્યાં જ રહેજો ' બ્રહ્માનું એ વચન સાંભળી એ વાત ધ્યાનમાં લઈ હું ચક્રને ચલાવતો ચલાવતો સર્વ દેશોને જોવાને ઈચ્છાથી જલદી નીકળ્યો, અને (એમ) ચક્રને ચલાવતો હું અહીં આવ્યો, ત્યાં મારા દેખતાં તેની ધાર ઘસાઈ ગઈ, જેથી પરમ પવિત્ર આ ક્ષેત્ર 'નૈમિષ' નામે કહેવાયું અહીં કલિયુગનો પ્રવેશ નહિ જ થાય, તેથી મેં કલિયુગથી ભય પામેલા મહાત્મા, મુનિઓ તથા સિદ્ધોના સમૂહ સાથે અહીં સ્થિતિ કરી છે. અમે (અહીં) પશુરહિત યજ્ઞોને પુરોડાશ વગેરેથી જ કર્યા છે, અને જ્યાં સુધી સત્યયુગ આવે, ત્યાં સુધી (અહીં જ) અમારે સમય ગાળવો છે હે સૂત! (અમારા) પૂર્ણ ભાગ્યયોગે તમે અહીં આવ્યા છો, તો હવે વેદતુલ્ય પવિત્ર પુરાણ તમે કહો હે સૂત! તમે બુદ્ધિમાન વક્તા છો તેમ જ અમે બધા વ્યાપાર રહિત હોઈ એકચિત્તે શ્રવણ ઈચ્છીએ છીએ હે સૂત! તમે લાંબા આયુષ્યવાળા અને ત્રણે તાપથી રહિત થાઓ હવે તમે પવિત્ર ને માંગલિક ભાગવત પુરાણ કહો, જેમાં ધર્મ, અર્થ તથા કામનું વિધિપૂર્વક વર્ણન છે અને વિદ્યા પ્રાપ્ત કરી તે દ્વારા મોક્ષ મેળવવા વ્યાસ મુનિએ કહેલું છે હે સૂત! વ્યાસમુનિએ જે પવિત્ર (પુરાણ) રચેલું છે, તેની સુંદર કથા સાંભળી અમે તૃપ્ત થતા નથી જે સમગ્ર ગુણસમૂહોનું એક પાત્ર, પવિત્ર, સમસ્ત વિશ્વની માતા ભગવતીની લીલાવાળું અદ્ભુત, સમગ્ર (પાપરૂપ) મેલના સમુદાયનો નાશ કરનાર અને કામનાઓના કલ્પરૂપ છે, તે ભગવતીના નામયુક્ત (દેવી ભાગવત) પુરાણ તમે પ્રગટ કરો

सकलगुणगणानामेकपात्रं पवित्रं
मखिलभुवनमातुर्नाट्यवद् यद् विचित्रम् ।
निखिलमलगणानां नाशकृत् कामकन्दं
प्रकटय भगवत्या नामयुक्तं पुराणम् ॥ ४० ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પ્રથમ સ્કંધ વિષે
અધ્યાય ૨ જો સમાપ્ત

# અધ્યાય ૩ જો*

## પુરાણોનાં નામ, સંખ્યા તથા તે તે યુગના વ્યાસો.

सूत उवाच

शृण्वन्तु सम्प्रवक्ष्यामि पुराणानि मुनीश्वराः ।
यथा श्रुतानि तत्त्वेन व्यासात् सत्यवतीसुतात् ॥

સૂત બોલ્યા . હે મુનીશ્વરો! સત્યવતીના પુત્ર વ્યાસ પાસેથી જે ખરેખર સાંભળ્યાં છે, તે પુરાણો હું તમને કહું છું, સાંભળો 'म' કારાદિ બે, 'भ' કારાદિ બે, 'ब्र' કારાદિ ત્રણ, 'व' કારાદિ ચાર, 'अ' કારાદિ એક 'ना' કારાદિ એક, 'प' કારાદિ એક, 'लिं' કારાદિ એક, 'ग' કારાદિ એક 'कू'-કારાદિ એક અને 'स्क' કારાદિ એક—એમ જુદાં જુદાં (અઢાર) પુરાણો છે તેમાં (પહેલું) મત્સ્યપુરાણ ચૌદ હજાર શ્લોકનું કહ્યું છે તેમ જ (બીજું) મહાઅદ્ભુત માર્કંડેયપુરાણ નવ હજાર શ્લોકનું છે, (ત્રીજું) ભવિષ્યપુરાણ ચૌદ હજાર ને પાંચસો શ્લોકનું તત્ત્વદૃષ્ટા મુનિઓએ ગણ્યું છે, (ચોથું) પવિત્ર ભાગવતપુરાણ અઢાર હજાર શ્લોકોનું છે; (પાંચમું) બ્રહ્મપુરાણ દશ હજાર શ્લોકોનું છે; (છઠ્ઠું) બ્રહ્માંડપુરાણ બાર હજાર ને એક સો શ્લોકનું છે, તેમ જ (સાતમું) બ્રહ્મવૈવર્તપુરાણ અઢાર હજાર શ્લોકનું છે, (આઠમું) વામનપુરાણ દશ હજાર શ્લોકનું છે અને હે શૌનક! (નવમું) વાયુપુરાણ ચોવીસ હજાર ને છસો શ્લોકનું છે (દશમું) પરમ અદ્ભુત વિષ્ણુપુરાણ ત્રેવીસ હજાર શ્લોકનું છે, (અગિયારમું) પરમ અદ્ભુત વરાહપુરાણ ચોવીસ હજાર શ્લોકનું છે, (બારમું) અગ્નિપુરાણ સોળ હજાર શ્લોકનું છે, (તેરમું) શ્રેષ્ઠ નારદપુરાણ પચીસ હજાર શ્લોકનું માન્યું છે, (ચૌદમું) પદ્મપુરાણ પંચાવન હજાર શ્લોકનું વિશાળ મનાયું છે, (પંદરમું) લિંગપુરાણનું અગિયાર હજાર શ્લોકનું અનિવિસ્તૃત છે, (સોળમું) વિષ્ણુએ કહેલું ગરુડપુરાણ ઓગણીસ હજાર શ્લોકનું છે, (સત્તરમું)

* આ ત્રીજા અધ્યાયમાં તેતાલીસ શ્લોકોથી પુરાણોના નામ, તેની સંખ્યા અને તે તે યુગના વ્યાસો કહેવાશે.

કૂર્મપુરાણ સત્તર હજાર શ્લોકનુ છે, અને (અઢારમુ) પરમ અદ્ભુત સ્કદપુરાણ એકાશી હજાર શ્લોકનુ છે હે નિર્દોષ મુનિઓ! આ પુરાણોના નામ તથા સખ્યા મે વિસ્તારથી કહ્યા, હવે તે જ પ્રમાણે હે શ્રેષ્ઠ ઋષિઓ! તમે ઉપપુરાણો સાભળો (પહેલુ) સનત્કુમાર પુરાણ, તે પછી (બીજુ) નૃસિહપુરાણ, (ત્રીજુ) નારદીયપુરાણ, (ચોથુ) શિવપુરાણ, (પાચમુ) સર્વોત્તમ દુર્વાસાપુરાણ, (છઠ્ઠુ) કપિલ પુરાણ, (સાતમુ) મનુપુરાણ, (આઠમુ) શુક્રપુરાણ, (નવમુ) વરુણપુરાણ (દશમુ) કાલિકાપુરાણ, (અગિયારમુ) સામ્બપુરાણ, (બારમુ) સુદર નદિ પુરાણ, (તેરમુ) સૂર્યપુરાણ, (ચોદમુ) પરાશર પુરાણ, (પદરમુ) અતિવિસ્તૃત આદિત્યપુરાણ, (સોળમુ) મહેશ્વરપુરાણ, (સત્તરમુ) ભાગવત(શ્રી કૃષ્ણચરિત્ર) પુરાણ અને (અઢારમુ) મોટુ વસિષ્ઠ પુરાણ—આ ઉપપુરાણો મહાત્માઓએ કહ્યા છે સત્યવતીના પુત્ર વ્યાસે અઢાર પુરાણો રચી તેઓથી વૃદ્ધિ પામેલુ ભારતાખ્યાન (મહાભારત) રચ્યુ છે સર્વ મન્વતરોમા ધર્મને ઇચ્છતા વેદવ્યાસ દરેક દ્વાપર યુગમા વિધિ પ્રમાણે પુરાણોને પ્રકટ કરે છે દરેક દ્વાપરયુગમા વિષ્ણુ વ્યાસરૂપે (અવતરી લોકોનુ) હિત કરવાની ઇચ્છાથી એક વેદને અનેક પ્રકારે કરે છે પછી કલિયુગમા થોડા આયુષ્યવાળા તથા થોડી બુદ્ધિવાળા બ્રાહ્મણોને જાણી એ વેદવ્યાસ યુગે યુગે પવિત્ર પુરાણ સહિતાઓ રચે છે સ્ત્રીઓ, શૂદ્રો તથા હલકા દ્વિજોને વેદશ્રવણ શાસ્ત્રસમત નથી, તેથી તેઓનુ જ હિત કરવા (વ્યાસે) પુરાણો રચ્યા છે હે શ્રેષ્ઠ મુનિઓ! આ વૈવસ્વત નામના સાતમા ઉત્તમ મન્વતરમા અઠ્ઠાવીસમો દ્વાપરયુગ આવ્યો, ત્યારે ધર્મવેત્તાઓમા શ્રેષ્ઠ મારા ગુરુ સત્યવતીના પુત્ર વ્યાસ થયા, (હવે પછી) ઓગણત્રીસમો દ્વાપરયુગ આવશે, ત્યારે દ્રોણપુત્ર અશ્વત્થામા વ્યાસ થશે (આ સત્યવતીના પુત્ર વ્યાસની પહેલા) સત્તાવીસ વ્યાસો થઈ ગયા છે તેઓએ યુગે યુગે પુરાણસહિતાઓ રચી છે

ઋષિઓ બોલ્યા હે મહાભાગ સૂત! દરેક દ્વાપરયુગમા પુરાણો રચનારા વ્યાસો, પૂર્વ યુગોમા જે ઉત્પન્ન થયા હોય તેઓને તમે કહો

સૂત બોલ્યા પહેલા દ્વાપરયુગમા બ્રહ્માએ પોતે વેદોના વિભાગ કર્યા હતા બીજા દ્વાપરયુગમા પ્રજાપતિએ વ્યાસનુ કામ કર્યુ હતુ ત્રીજામા શુક્રાચાર્ય વ્યાસ થયા હતા ચોથામા બૃહસ્પતિ, પાચમામા સૂર્ય અને છઠ્ઠામા મૃત્યુ વ્યાસ થયા હતા પછી સાતમો (દ્વાપર) યુગ આવ્યો ત્યારે ઇન્દ્ર વ્યાસ થયા હતા આઠમામા વસિષ્ઠ, નવમામા સારસ્વત, દશમામા ત્રિધામા, અગિયારમામા ત્રિવૃષ, બારમામા ભરદ્વાજ, તે પછી તેરમામા અતરિક્ષ, ચૌદમામા ધર્મ, પદરમામા ત્ર્યારુણિ, સોળમામા ધનજય, સત્તરમામા મેધાતિથિ, અઢારમામા વ્રતી, ઓગણીસમામા અત્રિ, વીસમામા ગૌતમ અને તે પછી એકવીસમામા ઉત્તાર હર્યાત્મા વ્યાસ કહેવાયા હતા પછી બાવીસમામા વાજશ્રવા વેન વ્યાસ થયા હતા ત્રેવીસમામા આમુષ્યાયણ સોમ વ્યાસ થયા હતા ચોવીસમામા તૃણબિન્દુ વ્યાસ થયા હતા અને તે પછી પચ્ચીસમામા ભાર્ગવ નામે વ્યાસ થયા હતા પછી છવ્વીસમા (દ્વાપર) યુગમા શક્તિ નામના વ્યાસ થયા હતા, સત્તાવીસમામા જાતુકર્ણ્ય નામે વ્યાસ થયા હતા અને અઠ્ઠાવીસમામા કૃષ્ણદ્વૈપાયન નામે વ્યાસ થયા હતા આ અઠ્ઠાવીસની સખ્યા જે મે સાભળી છે તે કહી છે શ્રીકૃષ્ણદ્વૈપાયને રચેલુ શ્રીમદ્ભાગવત નામનુ પવિત્ર પુરાણ (પણ) મે સાભળ્યુ છે કે, જે સર્વ દુખો તથા પાપોનો નાશ કરનારુ, કામનાઓ તથા મોક્ષ આપનારુ, વેદના અર્થથી વૃદ્ધિ પામેલુ, સર્વ શાસ્ત્રોના રસનુ વિશ્રાતિ સ્થાન અને મુમુક્ષુઓને સદા પ્રિય છે અતિ શુભ તે પુરાણ રચીને વ્યાસે અરણિથી ઉત્પન્ન થયેલા, વૈરાગ્યયુક્ત અને જ્ઞાની પોતાના પુત્ર મહાત્મા શુકદેવજીને ભણાવ્યુ હતુ હે મુનીદ્રો! તે વખતે વ્યાસના મુખથી આ સમગ્ર પુરાણરહસ્ય મે સાભળ્યુ છે અને કરુણાનિધિ તે ગુરુની કૃપાથી બધુ બરાબર ગ્રહણ કર્યુ છે યોનિથી ઉત્પન્ન નહિ થયેલા અને અદ્ભુત બુદ્ધિવાળા પુત્ર શુકદેવજી વડે પુછાયેલા વ્યાસે તે વેળા મહાપ્રભાવવાળુ સમગ્ર પુરાણરહસ્ય કહ્યુ હતુ, તે મે સાભળ્યુ હતુ હે ઉત્તમ મુનિઓ! શ્રીમદ્ભાગવત નામના કલ્પવૃક્ષના ફળનો સ્વાદ લેવામા આદરવાળા અને સસારરૂપી સમુદ્રના ઊડા જળને

તરવા ઈચ્છતા શુકદેવજીએ અનેક આખ્યાનોના રત્નુ સ્થાન આ અદ્ભુત પુરાણ કાનરૂપી પડિયા વડે પ્રેમથી સાભળ્યુ હતુ તે આ સાભળી કલિયુગના ભયથી જે ન છૂટી જાય એવો પૃથ્વી પર કોણ છે? જે મનુષ્ય મહાપાપી, વેદધર્મથી રહિત અને પોતાના આચારથી રહિત અત કરણવાળો હોય, છતા કપટથી પણ શ્રીમદ્ ભગવતીના નામથી અકિત આ સુદર અને શ્રેષ્ઠ ઉત્તમ પુરાણને જો સાભળે છે, તો આ લોકમા મોટા પુણ્યશાળી ભોગો ભોગવી દેહના અતે યોગીઓ વડે પ્રાપ્ત કરવા યોગ્ય અચળ મોક્ષપદને પામે છે જે મનુષ્ય આ દેવીપુરાણને કાયમ સાભળે છે, તેના ચિત્તરૂપી ગુફાના પ્રદેશમા તેવી વિદ્યા રહ્યા કરે છે કે, જે નિર્ગુણ હોઈ બ્રહ્માદિને પણ અલભ્ય, સત્પુરુષોને અતિશય પ્રિય અને કેવળ સમાધિથી જ પ્રાપ્ત કરવા યોગ્ય છે સમગ્ર અગોથી યુક્ત મનુષ્યજન્મ પામીને તેમ જ (કોઈ) પુરાણવક્તાને મેળવીને પણ જે મૂઢ મનુષ્ય સસારરૂપ સમુદ્રના જળને ઊતરી જવા માટેના ઈચ્છિત વહાણરૂપ અને સુખ આપનાર આ પુરાણને સાભળતો નથી, તે આ જગતમા દૈવ વડે ઠગાયેલો હોઈ ભાગ્યહીન છે જે માણસ મનુષ્યપણામા બને સારા કાન પામી રાગી થઈને નિરતર બીજાઓની નિદા સાભળે છે, તે પૃથ્વી પર નાશ પામેલો મદબુદ્ધિ છે એ મનુષ્ય સર્વ અર્થોને આપનાર, રસના ભડાર રૂપ અને નિર્મળ આ પુરાણને કેમ નથી સાભળતો?

यः प्राप्य कर्णयुगलं पटु मानुषत्वे
रागी शृणोति सततं च परापवादान् ॥
सर्वार्थदं रसनिधिं विमलं पुराणं ।
नष्टः कुतो न शृणुते भुवि मन्दबुद्धिः ॥२८॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

## અધ્યાય ૪ થો*

### શુકજન્મપ્રસંગ

ઋષય ઊચુ

सौम्य व्यासस्य भार्यायां कस्यां जातः सुतः शुकः ।
कथं वा कीदृशो येन पठितेयं सुसंहिता ॥१॥

ઋષિઓએ પૂછ્યુ : હે સૌમ્ય! વ્યાસની કઈ સ્ત્રીમા, કેવી રીતે શુકદેવ પુત્રરૂપે જન્મ્યા હતા? વળી તે કેવા (ગુણવાળા) હતા કે, જે આ ઉત્તમ પુરાણ સહિતા ભણ્યા હતા? હે મહાબુદ્ધિમાન! (હમણા જ) તમે શુકદેવજીને યોનિથી નહિ જન્મેલા તથા અરણિથી ઉત્પન્ન થયેલા કહ્યા, તેમા અમને મોટો સદેહ છે માટે તે કહો મહાતપસ્વી શુકદેવજીને તમે પ્રથમ ગર્ભમાથી જ ત્યાગી સાભળ્યા છે છતા મોટા વિસ્તારવાળુ પુરાણ તે શા માટે ભણ્યા હતા?

સૂત બોલ્યા પૂર્વે સરસ્વતીના તીર પર સત્યવતીના પુત્ર વ્યાસ બે કલવિક (ચકલા) પક્ષીઓને આશ્રમમા જોઈ વિસ્મય પામ્યા (તે પક્ષીયુગલે) પોતાના માળામા એક સુદર બચ્ચુ ઈંડામાથી મૂક્યુ હતુ તેનુ મોઢુ લાલ હતુ, સર્વાંગે તે સુદર હતુ અને પીંછાના અકુરોથી પણ રહિત હતુ, એ બન્ને પક્ષીઓ ખોરાક મેળવવા અત્યત પરિશ્રમ કરતા હોઈ તે જ કામમા લાગી ગયા હતા અને બચ્ચાની ચાચમા વારવાર ખોરાક મૂકતા હતા વળી તે બને ચકલા પોતાના બચ્ચાના અગ સાથે પોતાના અગો ઘસતા આનદ પામતા હતા અને પ્રેમથી બચ્ચાનુ સુદર મોઢુ ચૂમતા હતા તે વખતે એ બાળક બચ્ચા પર ચકલાનો અદ્ભુત પ્રેમ જોઈ વ્યાસ અત્યત ચિંતાતુર થઈ મન સાથે વિચારવા લાગ્યા કે, 'પશુ—પક્ષીઓનો પણ પોતાના સતાન પર જો (આવો) પ્રેમ જણાય છે, તો સેવારૂપ ફળને ઈચ્છતા મનુષ્યોનો (પોતાના સતાનો પર આવા) પ્રેમ હોય એમા શુ કહેવાનુ હોય? આ ચકલા આ સતાનના સુખનુ સાધન (તેનો) વિવાહ કરી વહુનુ સુદર મોઢુ જોઈ શુ સુખી થવાના છે? અથવા વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થશે, ત્યારે (આ) ચકલાનુ (આ) બચ્ચુ પરમ ધર્મિષ્ઠ થઈ પુણ્ય માટે (મા-બાપની) સેવા શુ કરશે? અથવા ધન કમાઈ માતાપિતાને આપશે? અથવા વિધિ પ્રમાણે પ્રેત કાર્યો કરશે? અથવા આ બાળક વિધિ પ્રમાણે નીલોત્સર્ગ કરશે? (શુ નીલ પરણાવશે?) આ સસારમા પુત્રના અગોને ભેટવા અને ખાસ કરી તેને લાડ લડાવવા, એ જ (દરેક) સુખમા ઉત્તમ સુખ કહેવાય

* આ આખા અધ્યાયમાં પાઠ ઉપરથી શુકદેવજીના જન્મને પ્રસગ જણાવી 'દૈવ સર્વોત્તમ છે' એ વાત કહેવાશે.

છે પુત્રરહિત મનુષ્યની ગતિ થતી નથી અને સ્વર્ગ તો તેને મળતુ જ નથી (ખરેખર) પુત્ર સિવાય બીજુ પરલોકનુ (કોઈ) સાધન નથી મનુ આદિ મુનિઓએ ધર્મશાસ્ત્રોમા કહ્યુ છે કે, પુત્રવાળો મનુષ્ય સ્વર્ગને પામે છે, પણ પુત્રરહિત કોઈ રીતે સ્વર્ગને પામતો નથી આ લોકમા જે પ્રત્યક્ષ છે તે અનુમાનથી સિદ્ધ કરાતુ નથી 'પુત્રવાળો મનુષ્ય પાપથી છૂટે છે,' આ હિતેચ્છુઓનુ વાક્ય (પણ) સનાતન અથવા જૂનામા જૂનુ છે મૃત્યુસમયે ભોયે લેવાયેલો મનુષ્ય પણ જો પુત્રરહિત હોય તો મનથી દુ ખી થઈ આ જ ચિંતા કરે છે કે, 'મારા ઘરમા પુષ્કળ ધન છે, જાતજાતના પાત્રો છે અને વર પણ સુદર છે, આનો માલિક કોણ થશે?' આમ મૃત્યુ સમયે તેનુ મન દુ ખથી ભમ્યા કરે છે અને તેથી ભમતા ચિત્તવાળા તેની બધી રીતે દુર્ગતિ જ થાય છે' એમ અનેક પ્રકારની ચિંતા કરી સત્યવતીના પુત્ર વ્યાસ ઘણા ઘણા ઊના નિ શ્વાસ મૂકી ઉદાસ મનવાળા થઈ ગયા મનથી ખૂબ વિચાર કર્યા પછી મનમા નિશ્ચય કરી તપશ્ચર્યા કરવા માટે મેરુ પર્વત પાસે તે ચાલ્યા ગયા (ત્યા ગયા પછી) મનથી તે વિચારવા લાગ્યા કે, 'વરદાન આપનામા કુશળ તથા ઈચ્છિત પદાર્થ આપનાર ક્યા દેવની અમે ઉપાસના કરીએ? વિષ્ણુ, રુદ્ર, ઇદ્ર, બ્રહ્મા, સૂર્ય, ગણેશ, કાર્તિકસ્વામી, અગ્નિ કે વરુણની ઉપાસના કરવી?' આમ તે વિચારતા હતા, તેવામા જેમના હાથમા વીણા હતી એ સમાધિનિષ્ઠ મહર્ષિ નારદ દૈવેચ્છાએ ત્યા આવી ચડયા તેમને જોઈ સત્યવતીના પુત્ર વ્યાસ પરમ પ્રસન્ન થયા, તેમણે અર્ઘ્ય કરી આસન આપીને (નારદ) મુનિને કુશળ પૂછ્યુ મહર્ષિ નારદે કુશળ પ્રશ્ન સાભળ્યા પછી (સામેથી) પૂછ્યુ કે, 'હે વ્યાસ! તમે ચિતાતુર કેમ છો, તે મને કહો'

વ્યાસે કહ્યુ પુત્રરહિત મનુષ્યની સદ્ગતિ થતી નથી, તેથી (તેના) મનમા સુખ હોતુ નથી, તે માટે હુ દુ ખી થઈ વારવાર વિચાર કર્યા કરુ છુ ઈચ્છિત વસ્તુ આપનારા ક્યા દેવને હવે હુ તપથી પ્રસન્ન કરુ? આમ આજે હુ ચિંતાતુર થયો છુ અને (તેથી) આપને શરણે આવ્યો છુ હે મહર્ષિ! તમે સર્વજ્ઞ છો, માટે હે દયાનિધિ! તમે જલદી કહો, હુ ક્યા દેવને શરણે જઉં કે જે મને પુત્ર આપશે?

સૂત બોલ્યા વ્યાસે એમ પૂછેલા વેદવેત્તા નારદ મુનિ જે મોટા મનવાળા હતા, તેમણે પરમ પ્રીતિથી વ્યાસ પ્રત્યે કહ્યુ

નારદ બોલ્યા હે પરાશરના પુત્ર! હે મહાભાગ્યશાળી! તમે મને અહીં જે પૂછો છો, તે જ વિષય મારા પિતાએ પૂર્વે વિષ્ણુને પૂછ્યો હતો દેવોના ઈશ્વર, લક્ષ્મીના પતિ, જગતના સ્વામી, કૌસ્તુભ મણિથી પ્રકાશી રહેલા, દિવ્ય શખ—ચક્ર—ગદા ધારણ કરનારા, પીળા વસ્ત્રોવાળા, ચાર બાહુઓવાળા, શ્રીવત્સના નિશાનવાળી છાતીવાળા, સર્વ લોકના કારણરૂપ, દેવોના દેવ, જગતના ગુરુ અને જગતના નાથ વાસુદેવ શ્રીહરિને ધ્યાનમા રહી મોટુ તપ કરતા જોઈ વિસ્મય પામેલા મારા પિતા(બ્રહ્મા)એ આ જ પૂછ્યુ બ્રહ્માએ પૂછ્યુ 'હે દેવોના દેવ! હે જગતના નાથ! હે ભૂત ભવિષ્ય તથા વર્તમાનના પ્રભુ! હે જનાર્દન! તમે શા માટે તપ કરો છો? કોનુ ધ્યાન કરો છો? હે દેવોના ઈશ્વર! તમે સર્વ જગતના ઈશ્વર છો, છતા ધ્યાનયુક્ત છો, એ (વિષે) મને અત્યત આશ્ચર્ય થાય છે, આથી બીજુ આશ્ચર્ય શુ હોય? સમગ્ર જગતનો કર્તા હુ(પણ) તમારા નાભિકમળમાથી ઉત્પન્ન થયો છુ, તો હે લક્ષ્મીપતિ! તમારાથી અધિક દેવ આ જગતમા કોણ છે તે મને કહો હે જગતના નાથ! હુ જાણુ છુ કે તમે આદિ, સર્વનુ કારણ, કર્તા, પાલક, સહારક, સમર્થ અને સર્વ કાર્ય કરનારા છો હે મહારાજ! તમારી ઈચ્છાથી હુ આ જગત સરજુ છુ અને સમય થતા મહાદેવ સહાર કરે છે, પણ તે તમારા વચનમા સદા રહે છે હે ઈશ્વર! તમારી આજ્ઞાથી સૂર્ય આકાશમા ભમે છે, શુભ—અશુભ વાયુ વાય છે, અગ્નિ તપે છે ને મેઘ વરસે છે (છતા) તમે ક્યા દેવનુ ધ્યાન કરો છો? આ (વિષે) મને મોટો સશય છે ત્રણે જગતમા તમારાથી શ્રેષ્ઠ દેવને હુ જોતો નથી હે ઉત્તમ વ્રતવાળા! તમે હમણા કૃપા કરી તે કહો. હુ તમારો ભક્ત છુ ઘણુ કરી મોટાઓને કઈ પણ ગુપ્ત રાખવા યોગ્ય હોતુ નથી, એમ કહેવાય છે' બ્રહ્માનુ તે વચન

સાંભળી શ્રીહરિએ પ્રજાપતિ તે બ્રહ્માને કહ્યું 'હે બ્રહ્મન્! તમે એકચિત્ત થઈ સાંભળો, મારા મનમાં જેવું હું તમને કહું છું જોકે દેવો, અસુરો, તથા મનુષ્યો સહિત બધા લોકો તમને, શંકરને તથા મને ઉત્પત્તિ, તથા પાલનનું કારણ જાણે છે, પણ વેદના પારગત પુરુષો આવો ઉત્તમ તર્ક કરે છે કે, 'શક્તિએ તમને સ્રષ્ટા, મને પાલક તથા શંકરને સંહાર કરનાર કર્યા છે' જગતને ઉત્પન્ન કરનારામાં તમારામાં રાજસી શક્તિ, મારામાં સાત્ત્વિકી શક્તિ અને રુદ્રમાં તામસી શક્તિ એવી કહી છે તે શક્તિથી રહિત તમે તે કર્મ કરવા સમર્થ નથી, હું પાલન કરવા સમર્થ નથી ને શંકર પણ સંહાર કરવા સમર્થ નથી હે વિભો! આપણે બધા પ્રત્યક્ષ કે પરોક્ષમાં કાયમ તેને આધીન થઈ વર્તીએ છીએ હે સુવ્રત! તે માટે દૃષ્ટાંત સાંભળો (પ્રલયસમયે) હું પરતંત્ર થઈ શેષનાગરૂપ પલંગ પર સૂઈ રહું છું ને સૃષ્ટિસમયે સદા તે (શક્તિને) આધીન થઈ કાળને વશ થયેલો હું ઊઠું છું વળી તેને આધીન હોઈને જ હું નિત્ય તપ કરું છું, કોઈ વખતે લક્ષ્મી સાથે સુખપૂર્વક વિહાર કરું છું કોઈ વેળા દાનવો સાથે દેવને દમનારો અને સર્વ લોકોને ભયંકર દારુણ સંગ્રામ કરું છું હે ધર્મજ્ઞ! પૂર્વે એકાકાર થયેલા તે સમુદ્રમાં તમારી સમક્ષ પાંચ હજાર વર્ષ સુધી મેં બાહુયુદ્ધ કર્યું હતું હે દેવ! (મારા) કાનના મેલથી ઉત્પન્ન થયેલા ને મદથી ગર્વિત તે દુષ્ટ દાનવ મધુ કૈટભને દેવીની કૃપાથી મેં માર્યા હતા હે મહાભાગ! તે વખતે શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ શક્તિરૂપ કારણ શું તમે જાણતા નથી? (તો) વારંવાર શું પૂછો છો? (મણિદ્વીપમાં પ્રથમ હું સ્ત્રીરૂપે રહ્યો હતો પણ) જે ભગવતીની ઇચ્છાથી પુરુષ થઈ હું મહાસમુદ્રમાં ફરું છું ને યુગે યુગે કાચબો, વરાહ, સિંહ તથા વામન થાઉં છું લોકમાં પશુપક્ષીની યોનિઓમાં જન્મ લેવો તે કોઈને પણ પ્રિય ન હોય, છતાં વરાહ વગેરેની ખરાબ યોનિઓમાં હું પોતાની ઇચ્છાથી જન્મ્યો ન હતો? કયો સ્વતંત્ર પુરુષ લક્ષ્મી સાથેનો સુંદર વિહાર ત્યજી મત્સ્ય આદિ હલકી યોનિઓમાં જાય? અને શય્યા છોડી ગરુડાસને બેસી કોણ મોટું યુદ્ધ કરે? હે બ્રહ્મા પૂર્વે તમારી સમક્ષ મારું મસ્તક ધનુષની દોરી તૂટતા ક્યાંય ઊડી ગયું હતું, તે વખતે તમે ઘોડાનું મસ્તક લઈ શિલ્પીઓમાં શ્રેષ્ઠ વિશ્વકર્મા પાસે ફરી જોડાવ્યું હતું હે લોકોના કર્તા! ત્યારથી હું ઘોડા જેવા મુખવાળો–હયગ્રીવ કહેવાયો, એ તો તમને પ્રત્યક્ષ છે જો હું સ્વતંત્ર હોઉં તો લોકોમાં આ મારી વિડંબના અથવા ફજેતી કેમ થાય! માટે હું સ્વતંત્ર નથી, સર્વ રીતે શક્તિને આધીન છું અને તે શક્તિનું જ નિરંતર અસ્ખલિત ધ્યાન કરું છું હે બ્રહ્મા! એ શક્તિથી શ્રેષ્ઠ કંઈ પણ હું જાણતો નથી

નારદજીએ કહ્યું એમ તે વિષ્ણુએ બ્રહ્માને કહ્યું હતું અને હે મુનિશ્રેષ્ઠ! તે બ્રહ્માએ મને પણ તેમ જ કહ્યું છે માટે તમે પણ કલ્યાણકારી પુરુષાર્થ પ્રાપ્ત કરવા સંશયરહિત થઈ હૃદયકમળમાં દેવીના ચરણકમળનું ભજન કરો તે દેવી તમને જે ઇચ્છિત હશે, તે સર્વ આપશે

સૂત બોલ્યા નારદે એમ કહેલા સત્યવતીના પુત્ર વ્યાસ દેવીના ચરણકમળમાં એકાગ્ર થઈ તપ કરવા વનમાં જતા રહ્યા ૧–૬૫

नारदेनैवमुक्तस्तु व्यासः सत्यवतीसुतः ।
देवीपादाब्जनिष्णातस्तपसे प्रययौ वनम् ॥ ६५॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પ્રથમ સ્કંધ વિષે અધ્યાય ૪થો સમાપ્ત

# અધ્યાય ૫ મો*

## હયગ્રીવકથા અને મહાદેવીનો મહિમા

ऋषय ऊचुः

सूतास्माकं मनः काम मग्नं संशयसागरे ।
यथोक्तं महदाश्चर्यं जगद्विस्मयकारकम् ॥ १ ॥

ઋષિઓ બોલ્યા હે સૂત! અમારું મન સંશય સમુદ્રમાં અત્યંત ડૂબી ગયું છે, કારણ કે જગતને વિસ્મયકારક મોટું આશ્ચર્ય તમે કહ્યું છે વિષ્ણુનું મસ્તક પણ તેમના દેહથી જુદું થયું હતું અને તેથી સર્વના કર્તા જે જનાર્દન 'હયગ્રીવ' થયા!' જે દેવને વેદ પણ સ્તવે છે, સર્વ દેવોને જેમનો આશ્રય

* આ અધ્યાયમાં હયગ્રીવ–વિષ્ણુની તથા હયગ્રીવ દૈત્યની કથા લોકો ને બાર શ્લોકથી કહી મહાદેવીનો સઘન મહિમા કહેવાશે

છે અને જે આદિદેવ જગતના નાથ હોઈ સર્વ કારણના પણ કારણ છે, તેમનુ પણ મુખ તે વેળા દૈવયોગે કેમ છેદાયુ હતુ ? હે મહાબુદ્ધિમાન ! તે સર્વ તમે વિસ્તારથી જલદી કહો

સૂત બોલ્યા તમે બધા મુનિઓ ચારે તરફથી સાવધાન થઈ દેવોના દેવ પરમ તેજસ્વી વિષ્ણુનુ ચરિત્ર સાભળો કોઈ વખતે સનાતન દેવ વિષ્ણુ દશ હજાર વર્ષ સુધી દારુણ યુદ્ધ કરી થાકયા હતા, એટલે સપાટ પ્રદેશવાળા ઉત્તમ સ્થાન પર, પદ્માસન કરી પૃથ્વી પર રાખેલા પણછ સહિત ધનુષને કઠ—પ્રદેશમા ટેકવી ધનુષની અણી પર ભાર દઈ પ્રભુ લક્ષ્મીપતિ નિદ્રા પામ્યા હતા અને થાકેલા હોઈ ત્યા જ દૈવયોગે ખૂબ ઊંઘી ગયા હતા તે વેળા કેટલાક કાળે ઇન્દ્ર, બ્રહ્મા તથા શકર સહિત સર્વ દેવો યજ્ઞ કરવા તૈયાર થયા પછી તેઓ બધા દેવોના કાર્યરૂપ અર્થની સિદ્ધિ માટે યજ્ઞોના અધિપતિ પ્રભુ વિષ્ણુદેવનુ દર્શન કરવા વૈકુઠમા ગયા ત્યારે તે સ્થળે તેમને ન જોઈ, જ્ઞાનદૃષ્ટિથી તપાસી તે દેવો જ્યા વિષ્ણુ ભગવાન હતા ત્યા ગયા તે વખતે યોગનિદ્રાને વશ હોઈ ચેતના રહિત થયેલા પ્રભુ વિષ્ણુને દેવોએ જોયા એટલે તેઓ ત્યા બેઠા સર્વ દેવો એમ બેસી રહ્યા અને જગત્પતિ વિષ્ણુ નિદ્રા લઈ રહ્યા હતા, ત્યારે બ્રહ્મા, રુદ્ર વગેરે સર્વ દેવો ચિંતામા પડયા પછી ઇન્દ્રે તેઓને કહ્યુ કે, 'હે ઉત્તમ દેવો ! હવે શુ કરવુ ? હે શ્રેષ્ઠ દેવો ! આ (વિષ્ણુ)ની નિદ્રાનો ભગ કેવી રીતે કરવો, તેનો વિચાર કરો,' ત્યારે શકરે તેને કહ્યુ કે, 'નિદ્રાનો ભગ કરવામા દોષ છે, પણ હે શ્રેષ્ઠ દેવો ! યજ્ઞનુ કાર્ય તો કરવાનુ જ છે' ત્યારે પરમેષ્ઠી બ્રહ્માએ પૃથ્વી પર રહેલા ધનુષની અણીનો ભાગ ખાઈ જવા માટે વમ્રી નામનો એક જાતનો કીડો ઉત્પન્ન કર્યો 'આ અણીનો ભાગ ખવાઈ જશે, એટલે ધનુષ નીચુ જશે તે વખતે દેવોના દેવ વિષ્ણુ નિદ્રારહિત થશે ને દેવોનુ સર્વ કાર્ય થશે, એમા સશય નથી' એમ ધારી સનાતન દેવોના દેવ બ્રહ્માએ વમ્રીને આજ્ઞા કરી ત્યારે વમ્રીએ તેમને કહ્યુ કે, 'જગતના ગુરુ અને દેવોના દેવ લક્ષ્મીપતિનો નિદ્રાભગ મારે કેમ કરવો ? કારણ કે નિદ્રાનો ભગ, કથાનો ભગ તથા દપતીની પ્રીતિનો ભગ કરવો અને માતા તથા બાળકને જુદા પાડવા—તે (પાપ) બ્રહ્મહત્યા સમાન કહેવાય છે તો દેવોના દેવ વિષ્ણુના સુખનો નાશ હુ કેમ કરુ ? હે દેવ ! (ધનુષની અણી) ખાઈ જવાથી શુ ફળ મળે છે, જેથી હુ પાપ કરુ ? બધા લોકો સ્વાર્થને વશ થઈ પાપ કરે છે, માટે હુ પણ (મારો કોઈ) સ્વાર્થ હોય તો જ (ધનુષ્યની અણીને) ખાઉં

બ્રહ્મા બોલ્યા સાભળ, અમે તારો યજ્ઞમા ભાગ કરીશુ તુ અમારુ કાર્ય કર વિષ્ણુને જગાડ, વિલબ ન કર હોમકાર્યમા હુતદ્રવ્ય આપતા જે કઈ બાજુ પર પડશે તેને તુ તારો ભાગ જાણજે હવે જલદી તુ કાર્ય કર

સૂત બોલ્યા બ્રહ્માએ એમ કહ્યુ એટલે તે વમ્રી કીડો પૃથ્વી પર રહેલી ધનુષની અણીના ભાગને ઉતાવળો ખાઈ ગયો એટલે તે જ ક્ષણે ધનુષની દોરી છૂટી ગઈ એમ દોરી છૂટી જતા ઉપરની અણી પણ મુકાઈ ગઈ, જેથી ઘોર શબ્દ થયો અને તેને લીધે દેવો ત્રાસ પામ્યા તે વખતે આખુય બ્રહ્માડ ખળભળી ગયુ, પૃથ્વી કપી ગઈ, સમુદ્રો ઊછળી રહ્યા, જળજતુઓ ત્રાસ પામ્યા, ઉગ્ર વાયરા વાવા લાગ્યા ને દુ ખસૂચક મોટા ઉત્પાતો થઈ રહ્યા, તેમ જ દિશાઓ અતિશય ઘોર બની ગઈ અને સૂર્ય અસ્ત પામ્યો સર્વ દેવતાઓ ચિંતામા પડયા કે '(આ) દુર્દિનમા (હવે) શુ થશે ?' હે તપસ્વીઓ ! એમ તેઓ ચિંતા કરી રહ્યા હતા તેવામા દેવોના દેવ વિષ્ણુનુ કુડળ તથા મુકુટ સહિત મસ્તક પણ કયાય ઊડી ગયુ પછી એ ઘોર અધકાર શાત થયો, ત્યારે બ્રહ્મા તથા શકરે મસ્તકરહિત (વિષ્ણુના) શરીરને બેડોળ થયેલુ જોયુ વિષ્ણુના ધડને જોઈ વિસ્મય પામેલા તે શ્રેષ્ઠ દેવો ચિંતારૂપી સમુદ્રમા ડૂબી ગયા ને શોકથી દુર્બળ થઈ રડવા લાગ્યા (તેઓ વિષ્ણુને ઉદ્દેશી કહેવા લાગ્યા કે) હે નાથ ! હે પ્રભો ! હે સનાતન ! હે દેવોના દેવ ! સર્વ દેવોને દુ ખકારક આ અતિ અદ્ભુત અમાનુષ (વૃત્તાત) શુ બન્યુ ? આ કયા દેવની માયા છે જેણે આજે તમારુ મસ્તક હર્યુ છે ? તમે તો સર્વ કાળ અચ્છેદ્ય, અભેદ્ય તથા અપ્રદાહ્ય (એટલે બાળવા પણ અશકય) છો હે પ્રભો ! તમે આ

સ્થિતિને પામ્યા, એટલે હવે દેવતાઓ મરી જશે તમારા પર અમારો સ્નેહ કેવો છે? અમે કેવળ સ્વાર્થ માટે જ રડીએ છીએ હે લક્ષ્મીપતે! આ વિઘ્ન દૈત્યોએ, યક્ષોએ કે ગન્ધર્વોએ કર્યું નથી, પરન્તુ દેવોએ જ કર્યું છે. એટલે (તમા) કોનો દોષ કાઢીએ? હે દેવેશ્વર! અમે બધા દેવો પરાધીન થયા છીએ હવે ક્યાં જઈએ? મૂઢચિત્ત થયેલા દેવોનું (હવે) કોઈ શરણ નથી માયાના નિયન્તા અને જગતના ગુરુ આપનું જેણે આજે મસ્તક છેદ્યું છે, તે આ નાસ્તિકી, રાજસી કે તામસી માયા ન હોય! એમ વિલાપ કરતા શિવ વગેરે દેવોને જોઈ વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ બૃહસ્પતિ (તેઓને) શાંત કરતા તે વખતે બોલ્યા કે, 'હે મહાભાગો! (આમ) રડવાથી કે વિલાપ કરવાથી પણ (હવે) શું વળવાનું? આમાં સંપૂર્ણ બુદ્ધિગમ્ય (કોઈ) ઉપાય કરવો જોઈએ હે દેવોના રાજા ઈન્દ્ર! દૈવ અને પુરુષાર્થ એ બન્ને સમાન છે, (માટે એવો કોઈ) ઉપાય કરવો જોઈએ (કે જે) દૈવયોગે સંપૂર્ણ સફળ થાય'

ઈન્દ્રે કહ્યું (તો) દૈવને જ શ્રેષ્ઠ માનું છું? નકામા પુરુષાર્થને ધિક્કાર હો (કારણ કે) દેવોના દેખતા વિષ્ણુનું પણ મસ્તક હમણાં છેદાયું છે

બ્રહ્માએ કહ્યું જે કંઈ નસીબયોગે પ્રાપ્ત થયું હોય તે અવશ્ય ભોગવવું પડે છે, શુભ કે અશુભ દૈવને કોણ ઓળંગી શકે છે? (કોઈ) પ્રાણી સુખ—દુખનો ભોક્તા છે એમાં સંશય જ નથી જેમ કે પૂર્વે કાળને વશ થતા શંકરે મારું મસ્તક કાપ્યું હતું અને શાપને લીધે મહાદેવનું લિંગ પડી ગયું હતું તે જ પ્રમાણે (હમણાં) વિષ્ણુનું મસ્તક લવણ સમુદ્રમાં પડ્યું છે વળી ઇન્દ્રને (પણ) હજાર યોનિની પ્રાપ્તિ તથા દુખ થયું હતું માનસસરોવરમાં કમળની અંદર (ગુપ્ત) રહેવું, તેને પણ સ્વર્ગમાંથી ભ્રષ્ટ થવું પડ્યું હતું. આવા (મોટા દેવો પણ) દુખના ભોક્તા થયા છે, તો આ સંસારમાં કોણ દુખ ભોગવતું નથી? માટે હે મહાભાગો! શોકનો ત્યાગ કરો અને સનાતની મહામાયા શિવાદેવીનું ચિંતન કરો, તે નિર્ગુણા પરાપ્રકૃતિ આપણું કાર્ય કરી દેશે જગતનું પાલન કરનારી અને સર્વની માતા તે બ્રહ્મવિદ્યાનું તમે ચિંતન કરો, કે જેના વડે સ્થાવર—જંગમ સહિત આ સર્વ ત્રૈલોક્ય વ્યાપ્ત છે

સૂત બોલ્યા બ્રહ્માએ દેવોને આમ કહી આગળ સનાતન શરીરધારી થઈ ઊભેલા દેવોને દેવોના કાર્યની સિદ્ધિ માટે (આવી) આજ્ઞા કરી

બ્રહ્માએ કહ્યું સનાતની બ્રહ્મવિદ્યારૂપ શુભ અંગવાળા અને સર્વ કાર્યો તથા અર્થોને સિદ્ધ કરનાર, શ્રેષ્ઠ દેવી મહામાયાની તમે સ્તુતિ કરો બ્રહ્માનું તે વચન સાંભળી સર્વાંગસુંદર એ વેદો જ્ઞાન વડે પ્રાપ્ત કરતા અને જગતમાં રહેલા તે મહામાયાની સ્તુતિ કરવા લાગ્યા

વેદો બોલ્યા હે દેવિ! હે મહામાયા! હે જગતની ઉત્પત્તિ કરનાર! હે શિવા! હે નિર્ગુણા! હે સર્વ ભૂતોના ઈશ્વરી! હે માતા! હે શંકરની કામનાઓ આપનાર! તમે ભૂમિરૂપ છો, પ્રાણયુક્ત સર્વ ભૂતોના પ્રાણરૂપ છો, તેમ જ બુદ્ધિ, લક્ષ્મી, કાંતિ, ક્ષમા, શાંતિ શ્રદ્ધા, મેધા, ધૃતિ અને સ્મૃતિરૂપ છો તમે ૐકારમાં અર્ધમાત્રારૂપ અને ગાયત્રીમાં (ભૂર્, ભુવર્ સ્વર્, એ ત્રણ) વ્યાહૃતિરૂપ તથા જયા, વિજયા ધાત્રી, લજ્જા, કીર્તિ, સ્પૃહા અને દયા છો હે અમ્બે! ત્રણે જગતની રચના કરવામાં ચતુર, દયારસથી યુક્ત, લોકોની માતા વિદ્યારૂપ, કલ્યાણસ્વરૂપ, સકલ લોકોનું હિત કરનાર શ્રેષ્ઠ, સરસ્વતીના બીજમંત્ર (ઐં)માં વાસ કરવા ચતુર અને સંસારનો નાશ કરનાર તમારી અમે સ્તુતિ કરીએ છીએ બ્રહ્મા, શંકર, વિષ્ણુ ઈન્દ્ર, સરસ્વતી, અગ્નિ, સૂર્ય તથા જે લોકપાલો છે, તેઓને તમે ઉત્પન્ન કર્યા છે, તેથી તેઓ મુખ્ય નથી કારણ કે તમે સ્થાવર—જંગમની માતા છો હે જનનિ! સમગ્ર જગતને તમે ઉત્પન્ન કરવા ઈચ્છો છો, ત્યારે વિષ્ણુ તથા બ્રહ્મા વગેરે દેવોને સરજો છો. અને એકસ્વરૂપ એવા તમે તે (દેવો) દ્વારા સ્તુતિ, નાશ તથા ઉત્પત્તિ કરાવો છો, (જેથી) હે દેવી! તમને સંસારનો લેશ પણ કોઈ રીતે રહેતો નથી તમારું સ્વરૂપ જાણવા સમગ્ર જગતમાં કોઈ પુરુષ સમર્થ નથી અને તમારા નામોની સંખ્યા કહેવા આ જગતમાં કોઈ યોગ્ય નથી અલ્પબુદ્ધિ મનુષ્ય થોડા પાણીને પણ તરી જવા અસમર્થ હોય, તે સમુદ્રનું પાણી તરી જવા કેમ

સમર્થ થાય ? હે ભગવતી ! દેવોમાંનો એક પણ (દેવ) તમારા અનંત વૈભવને જાણતો નથી, તમે એક જ આજ 'ભુવનેશ્વરી' નામે લોકમાતા છો, અને તમે એક જ છો, છતાં સમગ્ર મિથ્યા જગતને કેમ રચો છો ? (એ કાંઈ સમજાતું નથી) હે દેવી ! (તમે મિથ્યા જગત સર્જો છો) આ વાતમાં વેદોનું વચન પ્રમાણભૂત છે હે ભગવતિ ! તમે નિઃસ્પૃહ છો છતાં જગતનું કારણ (પણ) છો અહો (આ) તમારું અદ્ભુત ચરિત્ર અમારા મનને મૂંઝવી નાખે છે સમગ્ર વેદોને પણ અવિષય તમારો ગુણપ્રભાવ કઈ રીતે કહી શકાય તેમ છે ? કારણ કે તમે પોતે પોતાના શ્રેષ્ઠ મહિમાને જાણતા નથી ! હે જનનિ ! વિષ્ણુનું મસ્તક આમ ઊડી પડ્યું, એ શું તમે નથી જાણતા ? અથવા હે શિવા ! એ જાણીને પણ શું તમે વિષ્ણુની શક્તિ જાણવા ઈચ્છો છો ? અથવા હે માતા ! વિષ્ણુના આ પાપનો સમૂહ શું બળવાન છે ? (પણ) આપના ચરણકમળનું ભજન કરવામાં આસક્ત આ વિષ્ણુ વિષે પાપ છે જ ક્યાં ? હે માતા ! દેવોના સમૂહ તરફ તમારી આ અતિ ભયંકર બેદરકારી કેમ થઈ ? વિષ્ણુના મસ્તકનો નાશ થવો એ મહાઆશ્ચર્યજનક (બનાવ) અહીં મનાયેલો છે અને (તે અમને) મોટા દુઃખરૂપ થયેલો છે તમે જન્મ (રૂપ મોટા દુઃખ)નો નાશ કરવા સમર્થ છો, છતાં (વિષ્ણુના) મસ્તકને સાંધી દેવામાં વિલંબ કેમ થયો ? (તે) અમે જાણી શકતા નથી અથવા હે દેવિ ! સમગ્ર દેવોએ ઉપજાવેલા દોષને ચિત્તમાં જાણી લઈ દેવોએ કરેલું પાપ (આ) વિષ્ણુ પર તમે નાખ્યું છે કે શું ? અથવા વિષ્ણુને યુદ્ધનો કોઈ ગર્વ થયો હતો કે શું ? જેથી તેનો એકદમ નાશ કરવા તમારી આ લીલા થઈ ? હે માતા ! આમાં (તમારો) ભાવ અમે સમજી શકતા નથી અથવા હે ભગવતિ ! યુદ્ધમાં પરાજય પામેલા અને અતિ રમ્ય તીર્થ પ્રદેશમાં ઘોર તપશ્ચર્યા કરી આપની પાસેથી વરદાન પામેલા દૈત્યોએ હમણાં વિષ્ણુનું મસ્તક શું અદૃશ્ય કર્યું છે ? અથવા હે ભવાનિ ! મસ્તકરહિત થયેલા વિષ્ણુને જોવા (આ તમારો) વિનોદ છે કે શું ? હે આદ્ય શક્તિ ! સમુદ્રની પુત્રી—લક્ષ્મી પર તમે શું રોષ પામ્યા છો ? સ્વામીરહિત થયેલી લક્ષ્મીને તમે કેમ જોઈ રહ્યા છો ? પોતાના અંશથી ઉત્પન્ન થયેલી (લક્ષ્મી)નો અપરાધ તમારે ક્ષમા કરવો જોઈએ, (માટે)આ વિષ્ણુને ઉઠાડી તમે લક્ષ્મીને ખુશી કરો હે દેવિ ! સૃષ્ટિરચના આદિ કાર્યોમાં મુખ્ય અને પ્રસિદ્ધ પ્રભાવવાળા આ દેવો તમને નિરંતર નમે છે, તો સમગ્ર લોકોના નાથ દેવ વિષ્ણુને ઉઠાડી (તે) દેવોને શોકસમુદ્રમાંથી તારો હે દેવિ ! વિષ્ણુનું મસ્તક ક્યાં ગયું તે અમે જાણતા નથી ને હવે (તેમને) જિવાડવામાં બીજો (કોઈ) ઉપાય જ નથી જેમ અમૃત જિવાડવામાં સમર્થ છે, તેમ તમે જગતને જીવિત આપનારા છો

સૂત બોલ્યા અંગો સહિત અને સામનું ગાન કરતા વેદો વડે એમ તે વખતે સ્તુતિ કરાઈ, ત્યારે નિર્ગુણ પરમ માયાસ્વરૂપ દેવી મહેશ્વરી પ્રસન્ન થયાં તે વેળા શરીર વિનાની શુભ આકાશવાણી સુખકારક શબ્દો વડે લોકોને આનંદ કરતી તે દેવોને કહેવા લાગી કે, 'હે દેવો ! તમે ચિંતા કરો મા, સ્વસ્થ રહો વેદો વડે સ્તુતિ કરાયેલી હું અત્યંત પ્રસન્ન થઈ છું, એમાં સંશય નથી મનુષ્યલોકમાં જે પુરુષ સદા ભક્તિથી મારી આ સ્તુતિ કરશે અથવા આનો પાઠ કરશે તે સર્વ કામનાઓને પામશે જે મનુષ્ય કાયમ ત્રણે કાળ આ મારું સ્તોત્ર ભક્તિથી સાંભળશે તે દુઃખમુક્ત થઈ સુખી થશે કેમ કે વેદોએ કહેલું આ (સ્તોત્ર) વેદતુલ્ય જ છે હવે વિષ્ણુનું મુખ જે ગયું છે, તેનું કારણ તમે સાંભળો આ સંસારમાં કારણ વિનાનું કાર્ય કેમ હોઈ શકે ? એક સમયે વિષ્ણુ પોતાની પાસે બેઠેલા સમુદ્રની પુત્રી પ્રિયા લક્ષ્મીને તથા તેના સુંદર મુખને જોઈ હસ્યા ત્યારે તેમણે જાણ્યું કે 'પ્રભુ શ્રીહરિ મને કેમ હસે છે ? નક્કી, કોઈ પણ કારણથી શ્રીહરિએ મારા મુખને વિરૂપ જોયું હશે (નહિ તો) કારણ વિના આજે હાસ્યનો સંભવ કેમ થાય ? અથવા હું માનું છું કે તેમણે બીજી કોઈ સુંદરીને (મારી) શોક્ય જેવી કરી હોય ?' પછી તે મહાલક્ષ્મી તમોગુણી બની ગુસ્સે થયાં કેમ કે તે વખતે તેમના શરીરમાં તામસી શક્તિ પ્રવેશી હતી કાળના કોઈ યોગથી દેવોની કાર્યસિદ્ધિ માટે અતિ દારુણ તામસી

શક્તિ તેમના શરીરમા પ્રવેશી હતી, (જેથી) તે સમયે તામસી શક્તિના આવેશયુક્ત શરીરવાળા તે મહાલક્ષ્મી અતિશય કોપી ઊઠયા તેમણે ધીમેથી કહ્યુ કે, 'તમારુ આ મસ્તક પડી જજો' સ્ત્રીસ્વભાવને લીધે, ભાવિપણાથી અને કાળના યોગથી નીકળેલો એ શાપ પોતાના જ સુખનો નાશ કરનાર હતો, છતા વિચાર કર્યા વિના જ તે વખતે અપાયો હતો વાક્યથી ઉત્પન્ન થનારુ દુઃખ વિધવાપણાથી પણ અધિક છે, આમ મનથી વિચારી તામસી શક્તિના યોગથી એવુ (શાપ વચન) તેમણે કહ્યુ હતુ અસત્ય ભાષણ, સાહસ, કપટ, મૂર્ખતા, અતિશય લોભ, અપવિત્રતા અને નિર્દયપણુ—આ દોષો સ્ત્રીઓમા સ્વાભાવિક હોય છે હવે હુ વિષ્ણુને પૂર્વની પેઠે મસ્તકવાળા કરુ છુ (પણ) શાપના યોગથી આખુ મસ્તક લવણસમુદ્રમા ડૂબી ગયુ છે વળી હે ઉત્તમ દેવો ! બીજુ પણ કંઈક કારણ છે જેથી તમારુ મહાન કાર્ય થશે, એમા સશય નથી પૂર્વે મહાબાહુ હયગ્રીવ દૈત્ય અત્યત પ્રખ્યાત હતો તેણે સરસ્વતીના તીર પર પરમ દારુણ તપ કર્યુ હતુ મારુ માયાબીજ (હ્રીં) એકાક્ષર મત્ર તે જપ્યા કરતો હતો નિરાહાર રહી મનને તેણે જીત્યુ હતુ અને સર્વ ભોગોથી રહિત થઈ, સર્વ આભૂષણોથી શણગારેલી તામસી શક્તિરૂપ મારુ તે ધ્યાન કરતો હતો એમ એક હજાર વર્ષ સુધી તેણે અતિ દારુણ તપ કર્યુ તે વેળા તેણે જેવા સ્વરૂપનુ ધ્યાન કર્યુ હતુ તેવુ તામસીરૂપ (ધારણ) કરી હુ તેની આગળ પ્રત્યક્ષ થઈ તે સમય સિંહ ઉપર બેઠેલી મે દયાયુક્ત થઈ તેને કહ્યુ કે 'હે મહાભાગ ! હે ઉત્તમ વ્રતવાળા ! તુ વરદાન માગ, હુ તને (ઇચ્છિત) આપીશ' દેવીનુ આ વચન સાભળી તે દાનવ પ્રેમપૂર્ણ થઈ તરત જ તે વેળા મને પ્રદક્ષિણા તથા પ્રણામ કર્યા ને મારુ સ્વરૂપ જોઈ તેના નેત્રો પ્રેમ સાથે પ્રફુલ્લ બન્યા અને હર્ષના આસુથી ઉભરાઈ જવા લાગ્યા પછી તેણે મારી આમ સ્તુતિ કરી

હયગ્રીવ બોલ્યો 'હે મહામાયા ! હે સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનાર ! હે ભક્ત પર કૃપા કરવામા ચતુર ! હે કામનાઓ આપનારા ! હે મોક્ષ દેનાર ! હે શિવા ! તમને દેવીને નમસ્કાર હો તમે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ—એ પાચ (મહાભૂતો)નુ અને ગધ, રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ (એ પાચ તન્માત્રાઓ)નુ કારણ છો મહેશ્વરિ ! ઘ્રાણ, રસના, ચક્ષુ, ત્વચા તથા શ્રોત્ર એ જ્ઞાનેદ્રિયો અને બીજી કર્મેદ્રિયો એ સર્વ તમારાથી ઉત્પન્ન થાય છે' (એમ તેણે સ્તુતિ કરી ત્યારે—)

શ્રીદેવીએ કહ્યુ તને કયુ વરદાન ઇષ્ટ છે ? કહે, તારુ જે ઇચ્છિત હશે તે હુ આપીશ તારી ભક્તિથી ને અદ્ભુત તપથી હુ પ્રસન્ન થઈ છુ

હયગ્રીવ બોલ્યો હે માતા ! મારુ જેમ મરણ ન થાય તેમ કરો હુ અમર, યોગી તથા દેવો અને અસુરો વડે અજેય થાઉં

દેવી બોલ્યા 'જન્મેલાનુ મૃત્યુ અવશ્ય છે' અને 'મરેલાનો જન્મ પણ અવશ્ય છે' આવી લોકમા જે મર્યાદા છે, તે ઊલટ કેમ થઈ શકે ? માટે હે રાક્ષસોમા ઉત્તમ ! મરણના વિષયમા એવો (કોઈ) નિશ્ચય કરી તુ વરદાન માગ કારણ કે (વિદ્વાનો) મનથી વિચારી વર્તન કરે છે

હયગ્રીવે કહ્યુ હે જગદબા ! જેની ડોક ઘોડાની હોય તેનાથી મારુ મૃત્યુ થાઓ, બીજા કોઈથી નહિ, આ મારી મનવાછિત કામના તમે પૂર્ણ કરો

દેવી બોલ્યા 'હે મહાભાગ ! તુ ઘેર જા અને સુખેથી રાજ્ય કર ઘોડાની ડોકવાળા (પુરુષ) સિવાય તારુ મૃત્યુ જરૂર નહિ થાય' એમ તેને વરદાન આપી હુ અદૃશ્ય થઈ અને તે પણ પરમ હર્ષ પામી પોતાને ઘેર ગયો હમણા તે દુષ્ટાત્મા દૈત્ય સર્વ મુનિઓને તથા વેદોને પીડી રહ્યો છે, આજે ત્રણે જગતમા તેને મારનારો કોઈ પણ નથી માટે આ ઘોડાનુ મનોહર મસ્તક કાપી વિષ્ણુના આ દેહ પર વિશ્વકર્મા જોડી દેશે પછી ભગવાન હયગ્રીવ દેવોનુ હિત કરવાની ઇચ્છાથી આસુરી સ્વભાવના તે પાપિષ્ઠ ક્રૂર દાનવને મારશે

સૂત બોલ્યા એમ દેવોને કહી ભગવતી તે વેળા વિરામ પામ્યા, ત્યારે અત્યત સતોષ પામેલા દેવોએ દેવશિલ્પી વિશ્વકર્માને તે સમયે (આમ) કહ્યુ

દેવો બોલ્યા વિષ્ણુના મસ્તકને જોડી દેવારૂપ દેવકાર્ય તમે કરો, (એટલે) ઘોડાની ડોકવાળા થઈ

(વિષ્ણુ) દાનવશ્રેષ્ઠ (હયગ્રીવ) દૈત્યનો નાશ કરશે સૂત બોલ્યા એવુ તેઓનુ વચન સાભળી અત્યત ઉતાવળા થઈ વિશ્વકર્માએ દેવોની સમક્ષ તલવાર વડે ઘોડાનુ મસ્તક એકદમ કાપ્યુ ને વિષ્ણના શરીર પર તે ઘોડાનુ મસ્તક જોડી દીધુ એમ શ્રીહરિ ઘોડાના મસ્તકવાળા થયા હતા પછી તેમણે કેટલાક કાળે મહામાયાની કૃપાથી મદ વડે ગર્વિષ્ઠ થયેલા દેવ શત્રુ (હયગ્રીવ) દાનવને યુદ્ધમા બળ અને પરાક્રમથી માર્યો હતો પૃથ્વી પરના જે મનુષ્યો આ શુભ આખ્યાન સાભળશે તેઓ સર્વ દુ ખોથી મુક્ત થશે, એમા સશય નથી મહામાયાનુ આ પવિત્ર ચરિત્ર પાઠ કરનાર તથા સાભળનારાઓના પાપોનો નાશ કરનાર તથા સર્વસપત્તિકારક છે ૧—૧૧૨

**महामायाचरित्रं च पवित्रं पापनाशनम् ।**
**पठतां शृण्वतां चैव सर्वसंपत्तिकारकम् ॥११२॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ કધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

# અધ્યાય ૬ ઠ્ઠો*

## મધુ–કૈટભની યુદ્ધ માટે તૈયારી

ऋषय ऊचु

**सौम्य यच्च त्वया प्रोक्तं शौरेर्युद्धं महार्णवे**
**मधुकैटभयो सार्धं पञ्चवर्षसहस्रकम् ॥१॥**

ઋષિઓએ પૃછ્યુ હે સૌમ્ય ! તમે કહ્યુ કે (પ્રલયકાળે) મહાસમુદ્રમા પાચ હજાર વર્ષ સુધી મધુ કૈટભ સાથે વિષ્ણુનુ યુદ્ધ થયુ હતુ તો કેવળ સમુદ્રરૂપ થયેલા તે (પ્રલયકાળના) જળમા દેવોથી પણ અતિ દુર્જય મહાપરાક્રમી અને હરાવવા અશક્ય તે બને દાનવો ક્યાથી ઉત્પન્ન થયા હતા ? તે બને અસુરો કઈ રીતે જન્મ્યા હતા ? અને શ્રીહરિએ તેમને કઈ રીતે માર્યા હતા ? હે મહાબુદ્ધિમાન ! પરમ અદ્ભુત તે ચરિત્ર તમે કહો અમે બધા તે સાભળવા ઈચ્છીએ છીએ તમે મહાવિદ્વાન વક્તા છો, એટલે આપણો બન્નેનો (આ) સમાગમ અહીં દૈવયોગે જ થયો છે મૂર્ખ સાથેનો સમાગમ ઝેરથી પણ મહા ભયકર છે અને વિદ્વાન સાથેનો સમાગમ અમૃતના રસ તુલ્ય કહ્યો છે બધા પશુઓ પણ જીવે છે, ખાય છે, મળ–મૂત્ર કરે છે, વિષયોનુ સ્વરૂપ જાણે છે અને અદ્ભુત મૈથુનસુખને પણ અનુભવે છે, પરતુ તેઓને સારા–નરસાનુ જ્ઞાન હોતુ નથી કે મોક્ષદાયી વિવેક પણ હોતો નથી, એટલે જેઓને (કથા) સાભળવામા આનદ નથી તેઓને પશુ સમાન જાણવા અરે ! મૃગ વગેરે પશુઓ પણ સાભળવાનુ સુખ જાણે છે ને સર્પો કાન વિનાના હોય છે, છતા નાદશ્રવણથી મોહ પામે છે પાચ ઇદ્રિયોમા શ્રવણેન્દ્રિય (કાન) તથા દર્શનેન્દ્રિય (નેત્ર) ઉત્તમ ગણાય છે, કેમ કે શ્રવણેન્દ્રિયથી વસ્તુનુ વિશેષ જ્ઞાન થાય છે ને દર્શનેન્દ્રિયથી ચિત્ત ખુશ થાય છે હે મહાભાગો ! સુજ્ઞ પુરુષોએ નિશ્ચય સાથેનુ શ્રવણ ત્રણ પ્રકારનુ કહ્યુ છે સાત્ત્વિક, રાજસ ને તામસ તેમા વેદ–શાસ્ત્રાદિનુ શ્રવણ સાત્ત્વિક છે સાહિત્ય(કાવ્ય–નાટક વગેરે)નુ શ્રવણ રાજસ છે અને યુદ્ધવાર્તા તથા બીજાના દોષો ખુલ્લા કરવા કે સાભળવા તે તામસ છે બુદ્ધિમાન પડિતોએ સાત્ત્વિક શ્રવણ પણ ઉત્તમ, મધ્યમ તથા અધમ એમ ત્રણ પ્રકારનુ કહ્યુ છે તેમા મોક્ષફળ આપનાર ઉત્તમ, સ્વર્ગ આપનાર મધ્યમ તથા ભોગ આપનાર અધમ કહ્યુ છે, વિદ્વાનોએ (એ) નિર્ણય કરી જાણ્યુ છે સાહિત્ય પણ (રાજસ શ્રવણ તરીકે) ત્રણ પ્રકારનુ છે, તેમા પોતાની સ્ત્રી વિષેનુ (શૃગારાદિ સાહિત્ય) ઉત્તમ કહ્યુ છે, વેશ્યા વિષેનુ મધ્યમ છે તથા પરસ્ત્રી વિષેનુ અધમ છે (યુદ્ધવાર્તારૂપ) તામસ શ્રવણ પણ શાસ્ત્રદ્રષ્ટા વિદ્વાનોએ ત્રણ પ્રકારનુ જાણ્યુ + આતતાયી સાથેનુ જે યુદ્ધ તેને ઉત્તમ કહ્યુ છે, પાડવોની પેઠે દ્વેષને લીધે શત્રુઓ સાથેનુ જે યુદ્ધ તે મધ્યમ છે અને

* હવે આ અધ્યાયમા ચુમાળીસ શ્લોકથી મધુકૈટભની યુદ્ધ માટેની તૈયારી સારી રીતે વર્ણવાશે.

+ अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारापहर्ता च षडेते आततायिनः ॥
आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ।
नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥

આગ લગાડનાર, ઝેર આપનાર, હાથમા હથિયાર લઈ મારવા ધસી આવનાર, ધન ચોરનાર અને ખેતર કે સ્ત્રીને પડાવી લેનાર–એ છ 'આતતાયી' કહેવાય છે આવા આતતાયીને આવતો જોઈ વિચાર કર્યા વિના જ મારી નાખવો જોઈએ આવા આતતાયીનો વધ કરવામા વધ કરનારને કોઈ જાતનો દોષ લાગતો નથી.

સ્વામિની છે જેણે સ્વામીને વશ કર્યા છે એવા લક્ષ્મીને પણ આ (વિષ્ણુ) જે વશ છે, તો (યોગનિદ્રાને વશ થાય એમાં શું આશ્ચર્ય છે?) આ સર્વ જગત ભગવતી વડે જ વશ કરાયું છે હું, વિષ્ણુ ને મહાદેવ તેમ જ સાવિત્રી, લક્ષ્મી તથા પાર્વતી આ અમે બધા આ ભગવતીને વશ છીએ, એમાં કંઈ વિચારવા જેવું નથી જેમ બીજો કોઈ સામાન્ય મનુષ્ય સૂઈ રહે તેમ જેના વડે દબાયેલા વિષ્ણુ પરપરાધીન થઈ જે સૂતા છે, તો બીજા મહાત્માઓની વાત જ શી? માટે હવે હું યોગનિદ્રાની સ્તુતિ કરું કે, જેનાથી મુક્ત થઈ સનાતન વાસુદેવ વિષ્ણુ યુદ્ધમાં જોડાય' આવો નિશ્ચય કરી તે વખતે કમળના નાળ પર બેઠેલા બ્રહ્મા, વિષ્ણુના અંગોમાં રહેલી યોગનિદ્રાની સ્તુતિ કરવા લાગ્યા

બ્રહ્મા બોલ્યા હે દેવિ! તમે જ આ જગતનું કારણ છો, એમ બધા વેદવચનોથી મેં જાણ્યું છે, કારણ કે હે અંબા! સમગ્ર લોકને પ્રગટ કરનાર પુરુષોત્તમ વિષ્ણુને પણ આજે તમે નિદ્રાવશ કર્યા છે! હે જનનિ! હે સમગ્ર પ્રાણીઓના મનમાં વસનાર! હું (આમ જો) મૂઢ થયો છું અને આ વિષ્ણુ પરવશ થઈ સૂતા છે, તો કરોડો દેવોમાં એવો કયો મહાવિદ્વાન દેવ છે કે, જે તમારા નિર્ગુણ મોહવિલાસની લીલાને 'આ આવી જ છે' એમ જાણે છે! સાંખ્ય પંડિતો પુરુષને (ચૈતન્યસ્વરૂપ કહે છે) અને પ્રકૃતિને ચૈતન્ય ભાવથી રહિત છતાં જગતને રચનારી કહે છે, પણ શું તમે તેવા (જડ) છો? (નહિ જ જો એમ હોય તો) જગતના નિવાસરૂપ આ વિષ્ણુને આજે તમે ચૈતન્યરહિત (જડ) કેમ કર્યા છે? હે ભવાનિ! જેનું મુનિગણો 'સંધ્યા' એવું નામ જપી તથા (તેવા જ ઉત્તમ) ગુણો જપી કાયમ ત્રણે કાળ ધ્યાન કરે છે, તે જ સગુણસ્વરૂપ તમે અનેક પ્રકારનું (આ જગતરૂપ) નાટક કરો છો, છતાં તમારા કાર્યનો કારણ સમય કોઈ પણ જાણતું નથી! હે દેવી! જગતને સદ્ બોધ કરનારી બુદ્ધિ અને દેવોને પણ હમેશાં સુખ આપનારી લક્ષ્મી તમે જ છો; તેમ જ હે માતા! સકળ મનુષ્યોમાં કીર્તિ, મતિ, ધૃતિ, કાંતિ, શ્રદ્ધા તથા જે રતિ છે, તે પણ તમે જ છો. અહીં દુઃખના માર્ગને પામેલા મેં, આ નિદ્રાધીનપણું પામેલા વિષ્ણુને લીધે આ(બ્રહ્માંડ)માં 'તમે માયાશબલ બ્રહ્મરૂપ હોઈ સર્વ જગતની જનની છો,' એમ ખરેખર પ્રત્યક્ષ જોયું છે, જેથી આનાથી અધિક સેંકડો તર્કોથી ઉત્પન્ન થયેલું (બીજું અનુમાનાદિ) પ્રમાણ (મને) મળ્યું નથી + હે દેવિ! વેદને જાણનારાઓને પણ તમે જાણવા મુશ્કેલ છો, કારણ કે વેદ પણ સંપૂર્ણ સ્વરૂપે (તમને) જાણતા નથી, કેમ કે એ વેદ તો તમારાથી જ જન્મેલા છે ને! (જેથી તમારી પાછળ જન્મેલા વેદો તમારા સ્વરૂપને ક્યાંથી જાણી શકે?) આ સમગ્ર જગત તમારું કાર્ય છે, (સર્વ દ્વૈતપદાર્થ તમારાથી જ ઉત્પન્ન થયેલો છે, તો તેમાં સમાઈ જતા વેદો પણ તમારાથી જ ઉત્પન્ન થયેલા હોય) એ પ્રત્યક્ષ જ છે પૃથ્વી પર કયો બુદ્ધિમાન (મનુષ્ય) તમારું સંપૂર્ણ ચરિત્ર જાણે છે? (કોઈ પણ નહિ) હું, વિષ્ણુ, મહાદેવ, બીજા દેવો, મુનિઓ તથા મારા પુત્રો (પણ તમારા ચરિત્રને) જાણતા નથી ખરેખર, તમારો મહિમા સર્વ લોકમાં વર્ણવવો અશક્ય છે હે દેવિ! યજ્ઞોમાં હવન—હોમ કર્યા હોય, તોપણ વેદવેત્તાઓ '*સ્વાહા*' એવું તમારું નામ જો નથી બોલતા, તો દેવતાઓ યજ્ઞભાગને કાયમ જાળવી શકતા નથી. (આ ઉપરથી સિદ્ધ થાય છે કે,) દેવોને પણ આજીવિકા આપનાર તમે જ છો હે ભગવતિ! પ્રથમ દેવશત્રુઓથી ઉત્પન્ન થયેલા ભયથી તમે જ અમારું રક્ષણ કર્યું છે, તે જ પ્રમાણે હમણાં મધુ સહિત ઘોર કૈટભને જોઈ હું ભય પામ્યો છું, જેથી હે વરદાન દેનાર દેવિ! હું તમારે શરણે આવ્યો છું હું માનું છું કે, જેના દેહને તમે વશ કર્યો છે, એવા આ વિષ્ણુ હમણાં મારું દુઃખ જાણી શકતા નથી માટે હે મહાપ્રભાવવાળા! આદિ દેવ વિષ્ણુને તમે છોડી દો અથવા આ બંને દાનવ રાજાઓને તમે મારો, જે તમને ગમે તે કરો હે દેવિ! જેઓ તમારા ઉત્કૃષ્ટ પ્રભાવને નથી જાણતા, તે મંદબુદ્ધિ પુરુષો હરિ તથા હરનું ધ્યાન

+ અર્થાત્ પ્રત્યક્ષ પ્રમાણ જ બળવાન હોવાથી બીજાં અનુમાન વગેરે નિર્બળ પ્રમાણો મને ધ્યાનમાં આવતાં જ નથી; માટે મેં આ પ્રત્યક્ષ જોયેલું જ સાચું છે જો એમ ન હોય તો બીજાઓને સન જડ સ્વભાવની પ્રકૃતિ સર્વેશ્વરને કેમ બાંધી શકે?

કરે છે હે જનનિ ! મે આજે પ્રત્યક્ષ પ્રકટ પ્રમાણથી જાણ્યુ છે કે, વિષ્ણુ પણ ( તમને ) અત્યત પરવશ થઈ ઊંઘ્યા કરે છે હે ભગવતિ ! લક્ષ્મી પણ તમને વશ થયેલા પોતાના પતિ વિષ્ણુને જગાડવા આજે સમર્થ નથી, હુ માનુ છુ કે, શકિતરૂપ તમે લક્ષ્મીને બળાત્કારે ઊંઘાડી દીધા છે જેથી પરવશ થયા હોય તેમ તે જાગતા નથી હે દેવિ ! સર્વના જનની તથા કામધેનુ રૂપ તમને સપૂર્ણ જાણી જેઓ તમારામા લીનચિત્ત થઈ બીજા દેવોનુ ભજન છોડે છે અને તમારા ચરણમા જ ભકિતપરાયણ રહે છે તેમ જ તમારુ જ સપૂર્ણ ભજન કરે છે તેઓ જ પૃથ્વી પર ધન્ય છે હે ભગવતિ ! બુદ્ધિ, કાતિ, કીર્તિ, શુભ વૃત્તિ તથા શુભ ગુણ વગેરે વિષ્ણુના ગુણો આજે ( તેમનો ) ત્યાગ કરી કયા ગયા છે ? ખરેખર, અત્યત માનવાળા તેમની શકિતરૂપ નિદ્રાએ આ વિષ્ણુને અહીં કેદી જેવા કર્યા છે ( માટે ) સપૂર્ણ પ્રભાવવાળા તમે જ જગતની શકિત છો અને સમગ્ર દરેક પદાર્થ તમે જ રચ્યા છે જેમ નટ પોતે કરેલા નાટકમા રમે છે, તેમ તમે પણ પોતે નિર્માણ કરેલી મોહજાળમા રમો છો હે અબ ! પ્રથમ યુગના આદિ સમયે તમે વિષ્ણુને પ્રકટ કર્યા છે, (સર્વનુ) પાલન કરવા માટેની નિર્મળ શકિત તમે જ તેમને આપી છે, ( તે શકિત દ્વારા ) સમસ્ત વિશ્વનુ ( તેમણે ) રક્ષણ કર્યુ છે, અને આજે તેમને તમે જ પરવશ કર્યા છે ખરેખર, તમને રુચે છે, તે તમે કરો છો હે ભગવતિ ! મને ઉત્પન્ન કરી મારી નાખવાની જો તમારી ઈચ્છા ન હોય, તો મૌન ત્યજીને દયા કરો આ કાળરૂપ દૈત્યોને તમે શા માટે પ્રકટ કર્યા છે ? હે ભવાનિ ! તમે મારી હાસી કરવા ઇચ્છો છો કે શુ ? મે તમારુ અદ્ભુત ચરિત્ર જાણ્યુ છે આ સમગ્ર જગતને ઉત્પન્ન કરી તમે સ્વતત્ર રહી રમો છો ને પાછુ બધુ લય પામેલુ કરો છો, તે જ પ્રમાણે હે ભવાનિ ! મને ( ઉત્પન્ન કરી પાછો ) મારી નાખવા તમે ઇચ્છો છો, આમા શુ આશ્ચર્ય છે ? હે માતા ! ભલે, આજે જ તમે મારો ઈચ્છાનુસાર વધ કરો, મને મરણનુ દુ ખ નથી, પણ હે જગદબ ! તમે જ જગત્કર્તા ( મને ) પ્રથમ ઉત્પન્ન કર્યો ને તે જ દૈત્યો દ્વારા માર્યો ગયો, આવો ( તમારો પોતાનો જ ) અપયશ આ જગતમા ઘણો મોટો થશે ( એ જ મને ચિતા થાય છે ) હે કોમળ ક્રીડા કરનારા દેવિ ! ઊઠો, અહીં અદ્ભુત સ્વરૂપ કરો તમે જેમ ઇચ્છતા હો, તેમ મને અથવા આ બન્ને દૈત્યોને મારી નાખો, નહિ તો વિષ્ણુને તમે જગાડો કે, જે આ બન્નેનો નાશ કરે, આ સમગ્ર કાર્યસમુદાય તમારાથી જ થાય છે

સૂત બોલ્યા એમ તે વેળા બ્રહ્માએ સ્તુતિ કરાયેલા તામસી દેવી યોગનિદ્રા વિષ્ણુના દેહમાથી નીકળી બાજુ પર ઊભા રહ્યા અતુલ તેજવાળા વિષ્ણુના સર્વ અગો ત્યજીને તે યોગનિદ્રા તે સમયે ( ફાગણ સુદ બારસના દિવસે ) મધુ—કૈટભનો નાશ કરવા નીકળ્યા* હતા પછી વિષ્ણુ ચેષ્ટાયુકત શરીરવાળા સચેત થયા ત્યારે બ્રહ્મા વિષ્ણુને જોઈ પરમ હર્ષ પામ્યા

**विस्पन्दिशरीरोऽसौ यदा जातो जनार्दन ।**
**धाता परमिका प्राप्तो मुद दृष्ट्वा हरिं तत ॥५०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો×

## સર્વોત્કૃષ્ટ આરાધ્યનો નિર્ણય

ऋषय ऊचु

**सन्देहोऽत्र महाभाग कथाया तु महाद्भुत ।**
**वेदशास्त्रपुराणैश्च निश्चितं तु सदा बुधै ॥१॥**

ઋષિઓએ પૂછ્યુ હે મહાભાગો ! આ કથામા મહાઅદ્ભુત સદેહ થાય છે વિદ્વાનોએ તો વેદો, શાસ્ત્રો તથા પુરાણોથી સદા નિશ્ચય કર્યો છે કે, ' બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર આ ત્રણ દેવો સનાતન છે ' હે મહાબુદ્ધિમાન !

---

* આ વાત શિવપુરાણમા છે

' ब्रह्मणा सस्तुता सेय मधुकैटभनाशने ।
महाविद्या जगन्माता सर्वविद्याधिदेवता ॥
द्वादश्या फाल्गुनस्यैव शुक्लाया समभून्नृप ।

હે રાજા ! મધુ—કૈટભનો નાશ કરવા બ્રહ્મા વડે સ્તુતિ કરાયેલા, સર્વ વિદ્યાઓના અધિષ્ઠાત્રી જગન્માતા મહાવિદ્યા ફાગણ સુદ બારસના દિવસે પ્રકટ થયા હતા, ' ત્યારથી જ સારસ્વત—કલ્પ પ્રગટ થયો એમ અહીં વ્યાસ જણાવે છે

× હવે આ આઠમા અધ્યાયમાં એકાવન શ્લોકથી આરાધ્યનો નિર્ણય સારી રીતે કહેવાશે

એમનાથી શ્રેષ્ઠ આ બ્રહ્માડમા કઈ પણ નથી બ્રહ્મા લોકોને સર્જે છે, વિષ્ણુ સમગ્ર જગતને પાળે છે ને રુદ્ર (પ્રલય)કાળે સહારે છે આ ત્રણ (દેવો) આ (જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય)મા કારણ છે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર એ ત્રણ દેવો એક જ મૂર્તિરૂપ છે રજોગુણ, સત્ત્વગુણ તથા તમોગુણથી યુક્ત થઈ તેઓ કાર્ય કરે છે તેઓમા લક્ષ્મીના પતિ, પુરુષોત્તમ, આદિ દેવ અને જગતના નાથ વિષ્ણુ શ્રેષ્ઠ છે, તે સર્વ કર્મો કરવા સમર્થ છે અતુલ તેજવાળા વિષ્ણુથી બીજો કોઈ પણ સમર્થ નથી, તે સ્વામીને યોગમાયાએ પરવશ કરી કેમ સુવાડી દીધા? તે જીવતા હતા છતા તેમનુ વિશેષ જ્ઞાન તથા ચેષ્ટા કયા કારણથી કયા (ગયા) હતા? હે મહાભાગ! આ અમને સદેહ છે, તો સારી રીતે તમે કહો તમે પ્રથમ જે શક્તિ કહી તે કોણ છે? જેણે પ્રભુ વિષ્ણુને જીતી લીધા, તે ક્યાથી ઉત્પન્ન થઈ છે? એવી સમર્થ કેમ છે? હે સુવ્રત! તે શક્તિ કઈ છે તે તમે કહો જે વિષ્ણુ સર્વના ઈશ્વર, સર્વવ્યાપક, જગતના ગુરુ, પરમાત્મા, પરમ આનદસ્વરૂપ, સચ્ચિદાનદમય શરીરવાળા, સર્વના કર્તા, સર્વના પાલક, શ્રેષ્ઠ, રજોગુણરહિત, સર્વગામી, પવિત્ર અને શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ છે, તેમને નિદ્રાએ પરતત્ર કેમ કર્યા? હે વ્યાસના મહાબુદ્ધિમાન શિષ્ય! આ આશ્ચર્યરૂપ સદેહ અમને અત્યત તપાવી રહ્યો છે, તમે જ્ઞાનરૂપ તલવારથી તેને કાપી નાખો

સૂત બોલ્યા સ્થાવર-જગમ સહિત ત્રૈલોક્યમા આ સશયને કોણ કાપી શકે, જ્યા બ્રહ્માના પુત્ર સનાતન મુનિઓ પણ મોહ પામે છે! હે મહાભાગ્યશાળી ઉત્તમ મુનિઓ! આ પ્રશ્નમા નારદ તથા કપિલ પણ મોહ પામે, તો આ દુર્ઘટ વિચારમા હુ શુ કરુ? દેવોમા વિષ્ણુને સર્વવ્યાપક તથા સર્વપાલક કહ્યા છે, જેનાથી આ વિરાટસ્વરૂપ સ્થાવર—જગમ સહિત બધુ ઉત્પન્ન થયુ છે સઘળા દેવો તે પર કરતા પણ પર, ઇંદ્રિયોના નિયતા અને સર્વવ્યાપી જનાર્દન દેવ નારાયણને નમસ્કાર કરી સારી રીતે ઉપાસે છે તેમ જ કેટલાક દેવો ચદ્રશેખર, ત્રણ નેત્રવાળા, પાચ મુખવાળા, હાથમા ત્રિશૂળ રાખનારા ને ધ્વજમા વૃષભ ચિહ્નવાળા મહાદેવ શકરને નમી ઉપાસે છે જે શકર દેવ સર્વ વેદોમા 'ત્રિયમ્બક' એવા નામથી ગવાય છે, જટાજૂટ ધારણ કરે છે, પાચ મુખવાળા છે, પાર્વતીના અર્ધા દેહને ધારણ કરે છે, કૈલાસમા રહેવામા પ્રસન્ન છે, સર્વ શક્તિઓથી અને ભૂતોના ટોળાથી યુક્ત છે તથા દક્ષના યજ્ઞનો નાશ કરનારા છે વળી કેટલાક મહાભાગ્યશાળી વેદવેત્તાઓ દરરોજ સવારે, બપોરે તથા સાજે વિવિધ સ્તોત્રોથી સૂર્યની સ્તુતિ કરે છે સર્વ વેદોમા સૂર્યનુ ઉપાસન ઉત્તમ કહ્યુ છે, કેમ કે તે મહાત્માનુ 'પરમાત્મા' એવુ નામ પ્રખ્યાત છે; તેમ જ વેદોમા સર્વ સ્થળે મોટા વેદવેત્તાઓએ અગ્નિની, ત્રૈલોક્યસ્વામી ઇદ્રની તથા બીજા વરુણની પણ સ્તુતિ કરી છે જેમ ગગા અનેક પ્રવાહોથી વહે છે, તેમ મહર્ષિઓએ સર્વ દેવોમા વિષ્ણુને (અનેક પ્રકારે) કહ્યા છે ઉત્તમ પડિતોએ પ્રત્યક્ષ, અનુમાન તથા ત્રીજુ શબ્દ એમ ત્રણ જ પ્રમાણો કહ્યા છે બીજા (નૈયાયિકોના અમુક ભાગો) ઉપનામ સહિત ચાર જ પ્રમાણો કહે છે, બીજા મહાબુદ્ધિમાન પડિતો અર્થાપત્તિ સાથે પાચ પ્રમાણો કહે છે, અને પૌરાણિક વિદ્વાનો ઉપર કહેલા પાચ પ્રમાણો સાથે છઠ્ઠુ સાક્ષીરૂપ પ્રમાણ તથા સાતમુ ઈતિહાસ પ્રમાણ મેળવીને સાત પ્રમાણો કહે છે આ સર્વ પ્રમાણથી જેને જાણવા મુશ્કેલ છે, તે પરબ્રહ્મ જ (જગતનુ) મુખ્ય કારણ છે (એમ વેદાતીઓ કહે છે) (એમ આ સર્વ મતો વેદાતમા જ છે, એટલે તેમા કયો મત મુખ્ય છે, એવો વિચાર કરવો જ મુશ્કેલ છે, તોપણ) એમાં નિશ્ચયાત્મક બુદ્ધિથી, આગમથી તથા યુક્તિથી વારવાર વિચારી અનુમાન કરવુ જોઈએ વળી બુદ્ધિમાન પુરુષે પ્રત્યક્ષ પ્રમાણથી જે જણાતુ હોય, તે પણ (પ્રમાણ તરીકે) સદા સ્વીકારવુ જોઈએ, અને શિષ્ટાચારને અનુસરતા (વ્યાપ્તિગ્રાહક) દૃષ્ટાત વડે પણ નિરતર (અનુમેય) સ્વીકારવુ જોઈએ (અર્થાત્ અનુમાન પ્રમાણથી પણ અનુમેયનુ જ્ઞાન કરવુ જોઈએ). વિદ્વાનો તથા પુરાણો પણ કહે છે કે, બ્રહ્મામા સૃષ્ટિરચનાની શક્તિ છે, વિષ્ણુમા પાલનશક્તિ છે, શિવમાં સહાર કરવાની શક્તિ છે, સૂર્યમા પ્રકાશ કરવાની શક્તિ છે અને શેષનાગમા તથા કૂર્માવતારમા પૃથ્વીને ધારણ કરવાની શક્તિ છે, તેમ જ અગ્નિમા દાહક શક્તિ ને

વાયુમા પ્રેરણાત્મક શકિત રહેલી છે, એમ સર્વમા જે આદ્યશકિત રહેલી છે, તે જ શકિતરૂપે પરિણામ પામેલ છે શિવ પણ 'કુંડલિની' નામની શકિતથી જો રહિત થાય છે, તો શવપણુ પામે છે (મુડદા જેવા થઈ જાય છે), એમ જે કોઈ શકિતહીન થાય છે, તેને વિદ્વાનો અસમર્થ કહે છે હે મહાતપસ્વી મુનિઓ! એમ આ બ્રહ્માડમા બ્રહ્માથી માડી વનસ્પતિ સુધીના સ્થાવર—જગમ સર્વ ભૂતોમા જે શકિતહીન હોય છે, તે હરકોઈ સ્થાવર-જગમ વસ્તુ નિંદ્ય ગણાય છે, જેમ કે શત્રુઓને જીતવામા કોઈ અશકત કહેવાય છે, કોઈ ચાલવામા અશકત ગણાય છે અને કોઈ ખાવામા અશકત કહેવાય છે એમ સર્વમા જે શકિત રહેલી છે, તે જ 'બ્રહ્મ' તરીકે (પોતાના આશ્રયથી અભેદરૂપે) સ્પષ્ટ જણાય છે, જે વિવિધ પ્રકારે ઉપાસવા યોગ્ય અને ઉત્તમ બુદ્ધિવાળાએ સર્વ કાળ સારી રીતે વિચારવા યોગ્ય છે વિષ્ણુમા સાત્ત્વિકી શકિત છે, તે વિના તે કર્મ કરી શકે નહિ, બ્રહ્મામા રાજસી શકિત છે, તે વિના તે સૃષ્ટિ કરી શકે નહિ, શિવમા તામસી શકિત છે, તે વિના તે સહાર કરી શકે નહિ, એમ બધુ વારવાર વિચારી મનથી તર્ક કરવો જોઈએ (જેથી જણાશે કે) શકિત પોતાની ઈચ્છાથી બ્રહ્માડ ઉત્પન્ન કરે છે, તે જ પોતાની ઈચ્છાથી સર્વનુ પાલન કરે છે અને તે જ આ સ્થાવર—જગમ જગતને ઈચ્છાથી સહારે છે વિષ્ણુ શિવ, ઇદ્ર, બ્રહ્મા, અગ્નિ, સૂર્ય કે વરુણ (શકિત વિના) પોત પોતાના કાર્યમા કોઈ રીતે સમર્થ નથી શકિતથી યુકત થઈને જ તે દેવો પોતાના કાર્યો કરે છે, એ રીતે તે શકિત જ કારણ તથા કાર્યોમા પ્રત્યક્ષ જણાય છે પડિતોએ તે શકિતને સગુણ* તથા નિર્ગુણ એમ બે પ્રકારની કહી છે, તેમા રાગી લોકોએ સગુણ શકિત સેવવી જોઈએ અને વિરાગીઓએ નિર્ગુણ શકિત સેવવી જોઈએ તે શકિત ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની સ્વામિની છે અને વિધિપૂર્વક પૂજાયેલી તે સ્વસ્થ શકિત ઈચ્છિત કામનાઓ આપે છે માયાથી મદા ઘેરાયેલા મૂઢ મનુષ્યો તેને જાણતા નથી અને કેટલાક જાણે છે, છતા બીજાઓને મોહ પમાડે છે—ગોટાળામા નાખે છે કલિયુગ વડે પ્રેરાયેલા મદચિત્ત પડિતો પણ પોતાના પેટ માટે જુદા જુદા પાખડો ચલાવે છે હે મહાભાગો! આ કલિયુગમા અનેક મતભેદથી ઉપજેલા વેદબાહ્ય ધર્મો જેવા પ્રસર્યા છે, તેવા બીજા યુગમા કોઈ રીતે પ્રસરતા નથી બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર એ ત્રણે દેવો કોઈ પણ અચર સ્વરૂપનુ ધ્યાન કરતા અનેક વર્ષો સુધી ઉગ્ર તપ કરે છે વળી તે ત્રણે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર સદા કઈ કામનાને ઈચ્છતા સર્વ કાળ અનેક પ્રકારના યજ્ઞો પણ કર્યા કરે છે એમ તે દેવો બ્રહ્મ નામની શકિત—દેવીને જ સર્વથી પર, પરમાત્મસ્વરૂપ, નિત્ય તથા સનાતન માની નિત્ય મનથી તેનુ ધ્યાન કર્યા કરે છે હે ઉત્તમ મુનિઓ! વિદ્વાનોએ નિશ્ચય કરી શકિતને જ સદા સેવવી જોઈએ અને એ જ સર્વ શાસ્ત્રોનો નિશ્ચય જાણવો મે વેદવ્યાસ પાસેથી આ સાભળ્યુ છે, તેમણે નારદજી પાસેથી જાણ્યુ છે, નારદજીએ પોતાના પિતા બ્રહ્મા પાસેથી જાણ્યુ છે અને બ્રહ્માએ વિષ્ણુના કહેવાથી જાણ્યુ છે વિદ્વાનોએ બીજાઓનુ વચન સાભળવુ નહિ કે માનવુ નહિ, પણ નિશ્ચય કરી સદા શકિતનુ જ સેવન કરવુ આ શકિતનુ વર્તન પ્રત્યક્ષ પણ જોઈ શકાય છે માટે સર્વ ભૂતોમા શકિતને જ (સર્વોત્કૃષ્ટ) જાણવી ૧–૫૧

**प्रत्यक्षमपि रुण्यमशक्तस्य विचेष्टितम् ।**
**अत सर्वेषु भूतेषु ज्ञातव्या शक्तिरेव हि ॥५१॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

## અધ્યાય ૯ મો×

### મધુકૈટભ-વધ

सूत उवाच

*यदा विनिर्गता निद्रा देहात् तस्य जगद्गुरोः ।*
**नेत्रास्यनासिकाबाहुहृदयेभ्यस्तथोरस ॥ १ ॥**

સૂત બોલ્યા જગદ્ગુરુ તે વિષ્ણુના દેહમાથી નિદ્રા (દેવી) બહાર નીકળ્યા અને તેમના નેત્ર, મુખ,

* એક એક ગુણથી યુકત જે સાત્ત્વિકી, રાજસી ને તામસી શકિત તે સગુણ છે અને ગુણોની સામ્યાવસ્થારૂપ ઉપાધિવાળી જે બ્રહ્મરૂપ શકિત તે નિર્ગુણ છે

× આ અધ્યાયમા દેવીની કૃપાથી વિષ્ણુએ મધુકૈટભનો વધ કર્યો, એ વાત ત્યાથી સ્વોગેશી કહેવાશે

નાસિકા, બાહુ, હૃદય તથા વક્ષ સ્થળમાથી નીકળી તે ઉત્તમ તામસી શક્તિ આકાશમા ઊભા રહ્યા, ત્યારે જગતના નાથ વિષ્ણુ વારવાર બગાસા ખાતા ઊભા થયા તે વખતે મહાતેજસ્વી તે વિષ્ણુએ પ્રજાપતિ બ્રહ્માને ત્યા ભયભીત ઊભેલા જોયા ને મેઘ સમાન ગભીર વાણીથી કહ્યુ

વિષ્ણુ બોલ્યા હે ભગવન્ ! તપ છોડીને તમે અહીં કેમ આવ્યા છો ? હે બ્રહ્મન્ ! તમે ભયથી ગભરાયેલા મનવાળા અને ચિંતાતુર કેમ છો ?

બ્રહ્માએ કહ્યુ હે દેવ ! તમારા કાનના મેલમાથી ઉત્પન્ન થયેલા મહાબળવાન અને ભયકર રૂપવાળા આ મધુ—કૈટભ દૈત્યો મને મારી નાખવા આવ્યા છે તો હે જગતના પતિ ! તેમના ભયથી હુ તમારી પાસે આવ્યો છુ માટે હે વાસુદેવ ! ભયભીત અને બેભાન બનેલા મારુ તમે હવે રક્ષણ કરો

વિષ્ણુ બોલ્યા હવે તમે નિર્ભય થઈ ઊભા રહો, હુ તે બન્નેનો અવશ્ય નાશ કરીશ ગયેલા આયુષવાળા એ બને મૂઢ થઈ યુદ્ધ માટે મારી પાસે આવ્યા છે

સૂત બોલ્યા દેવોના ઈશ્વર વિષ્ણુ એમ કહેતા હતા, તેવામા બ્રહ્માને શોધતા, મહાબળવાન અને મદગર્વિત તે બને દાનવો ત્યા આવી પહોચ્યા હે ઉત્તમ મુનિઓ ! તે જળમા નિરાધાર ઊભેલા અને મદોન્મત્ત તે બન્નેએ નિર્ભય થઈ બ્રહ્માને કહ્યુ કે, 'તુ નાસી જઈ આની પાસે આવ્યો છે, તેથી શુ ? યુદ્ધ કર, આના દેખતા આની પાસે જ અમે તને (પ્રથમ) મારીશુ અને પછી સર્પના શરીર પર રહેલા આને મારીશુ તુ હવે યુદ્ધ કર અથવા 'દાસ છુ' એમ કહે

સૂત બોલ્યા તે વચન સાભળી જનાર્દન વિષ્ણુએ તે બાનેને કહ્યુ કે, 'હે શ્રેષ્ટ દાનવો ! તમે બને મારી સાથે ઇચ્છા પ્રમાણે યુદ્ધ કરો મદોન્મત્ત તમારા બાનેનો મદ હુ દૂર કરીશ હે મહાબળવાન મહાભાગો ! જો તમને શ્રદ્ધા હોય તો આવો '

સૂત બોલ્યા તે વચન સાભળી ક્રોધથી વ્યાકુળ નેત્રવાળા અને જળમા નિરાધાર રહેલા તેઓ બાને યુદ્ધ માટે તૈયાર થયા તેમા (પ્રથમ) કોપાયમાન થયેલો મધુ વિષ્ણુ સાથે યુદ્ધ કરવા જલદી આવ્યો અને કૈટભ તેમનો તેમ ઊભો રહ્યો પછી મદોન્મત્ત મલ્લ જેવા તેઓ બાનેનુ બાહુયુદ્ધ થયુ, ત્યારે મધુ થાક્યો એટલે કૈટભ યુદ્ધ કરવા લાગ્યો એમ કરી મધુ ને ફરી કૈટભ બાને રાગાધ બની મહાસમર્થ એ વિષ્ણુ સાથે બાહુયુદ્ધથી લડવા લાગ્યા તે સમયે બ્રહ્મા અને અતરિક્ષમા રહેલી દેવી પ્રેક્ષક તરીકે જોઈ રહ્યા હતા, ત્યારે તે બાને (દૈત્યો) થાક્યા નહિ, પણ વિષ્ણુ થાકી ગયા એમ પાચ હજાર વર્ષો વીતી ગયા, ત્યારે યુદ્ધ કરતા વિષ્ણુએ તેઓ બાનેના મરણ માટેના કારણોનો ત્યા વિચાર કર્યો કે, 'પાચ હજાર વર્ષો સુધી મે યુદ્ધ કર્યુ છતા આ ભયકર દાનવો થાક્યા નથી ને હુ થાકી ગયો, એ આશ્ચર્ય છે ! મારુ બળ ને શૌર્ય કયા ગયા ? આ બાને કુશળક્ષેમ કેમ છે ? આમા કારણ શુ છે ? તે મનથી વિચારવા જેવુ છે ' આમ ચિતાપરાયણ વિષ્ણુને જોઈ હર્ષ પામેલા મદોન્મત્ત અને મેઘ જેવા ગભીર શબ્દવાળા તેઓ બાને કહેવા લાગ્યા કે, 'હે વિષ્ણુ ! તારામા જો બળ ન હોય અને યુદ્ધથી તુ થાક્યો હોય, તો મસ્તક પર હાથ જોડી તુ કહે કે, 'હુ તમારો દાસ છુ,' નહિ તો હજી સમર્થ હો તો યુદ્ધ કર હે મહાબુદ્ધિમાન ! તને મારી ચાર મુખવાળા આ પુરુષને અમે મારીશુ

સૂત બોલ્યા તે બાનેનુ એ વચન સાભળી તે મહાસાગરમા મોટા મનવાળા વિષ્ણુએ શાતિપૂર્વક સુદર વચન કહ્યુ

વિષ્ણુ બોલ્યા થાકેલા, ભયભીત, શસ્ત્રને છોડેલા, પડી ગયેલા તથા બાળક ઉપર જેઓ પ્રહાર કરતા નથી તે વીર છે, અને એ સનાતન ધર્મ છે મે પાચ હજાર વર્ષો સુધી અહીં યુદ્ધ કર્યુ છે, હુ એકલો છુ ને તમે બે ભાઈઓ બળવાન અને સરખા છો વળી તમે બાનેએ વચ્ચે વારવાર વિસામો લીધો છે, તે પ્રમાણે હુ પણ વિસામો લઈ યુદ્ધ કરીશ, એમા સશય નથી ત્યા સુધી બળવાન અને મદોત્કટ તમે બાને ઊભા રહો, વિસામા લઈ હુ તમારી બાનેની સાથે ન્યાયમાર્ગે યુદ્ધ કરીશ

સૂત બોલ્યા એવુ તેમનુ વચન સાભળી વિશ્વાસ પામેલા તે બાને ઉત્તમ દાનવો સગ્રામ માટે નિશ્ચય કરી ત્યા દૂર ઊભા રહ્યા તેઓ બાનેને ઘણે દૂર

(ઊભેલા) જોઈ ચાર ભુજાઓવાળા વિષ્ણુએ તેઓ બાનેના મરણનુ કારણ મનથી વિચારવા માડયુ, અને વિચાર કરતા (તેમને) જ્ઞાન થયુ કે, 'આ બાનેને દેવીએ વરદાન આપ્યુ છે, તેથી પોતાની ઇચ્છાથી મરનાર આ બાને થાકયા નથી, મે નકામુ યુદ્ધ કર્યુ અને મારો આ શ્રમ વ્યર્થ ગયો છે આમ નિશ્ચય જાણ્યા પછી (હવે) હુ કેમ લડુ ? પણ યુદ્ધ નહિ કરાય તો આ બાને દાનવો કાયમ દુખદાયી અને વરદાનથી ગર્વિષ્ઠ હોઈ વિનાશ કેમ પામશે ? ભગવતીએ જે વરદાન દીધુ છે, તેમ થવુ પણ મુશ્કેલ છે, (હરકોઈ) દુખી થયેલો પણ પોતાની ઇચ્છાથી મરણ ઇચ્છતો નથી, અરે ! રોગગ્રસ્ત કે દીન હોય તે પણ કોઈ મરવા ઇચ્છતો નથી, તો પછી આ બાને તો મરવાની ઇચ્છાવાળા થશે જ કેમ ? માટે કામનાઓને આપનારા તે વિદ્યાશકિતને હવે હુ શરણે જાઉં, તે સારી રીતે પ્રસન્ન થયા વિના કામનાઓ સિદ્ધ થતી નથી ' એવો વિચાર કરતા ભગવાન વિષ્ણુએ મગળ સ્વરૂપ અને મનોહર એ યોગનિદ્રાને આકાશમા ઊભેલા જોયા, એટલે યોગ જાણનારા અને અમાપ સ્વરૂપવાળા વિષ્ણુ તે બાનેનો વિનાશ કરવા વર આપનારા ભુવનેશ્વરીની ત્યા સ્તુતિ કરવા લાગ્યા

વિષ્ણુ બોલ્યા 'હે દેવિ ! હે મહામાયા ! હે સૃષ્ટિ તથા સહાર કરનારા ! હે આદિઅતરહિત ! હે ચડિ ! હે ભોગ તથા મોક્ષ આપનારા ! તમને નમસ્કાર હો હુ તમારા સગુણ કે નિર્ગુણ સ્વરૂપને જાણતો નથી તો હે દેવિ ! તમારા જે અસખ્ય ચરિત્રો છે, તેઓને હુ ક્યાથી જાણુ ? મે તમારો અતિદુર્ધર પ્રભાવ અનુભવ્યો છે, કારણ કે હુ નિદ્રાથી લીન થઈ બેભાન બન્યો હતો બ્રહ્માએ મને અતિ યત્નથી વારવાર જગાડયો, છતા સકોચ પામેલી છયે ઇંદ્રિયોવાળો હુ કોઈ રીતે જાગ્યો ન હતો હે અબિકે ! તમારા પ્રભાવથી હુ અચેતનપણુ પામ્યો હતો, પણ તમે મને છોડયો ત્યારે હુ જાગ્યો છુ ને મે અનેક પ્રકારે યુદ્ધ (પણ) કર્યુ છે, પરતુ હુ થાક્યો છુ ને તમે વરદાન આપેલા આ શ્રેષ્ઠ દાનવો થાકયા નથી મદથી ગર્વિત (આ) બાને દાનવો બ્રહ્માને મારી નાખવા આવ્યા છે હે માન આપનારા દેવિ ! મે ઇચ્છા પ્રમાણે દ્વદ્વયુદ્ધ કરવા આ બાનેને બોલાવ્યા છે ને મહાસમુદ્રમા મે તે બાને સાથે મહાઘોર યુદ્ધ કર્યુ છે પછી (વિચાર કરતા તેમના) મરણ માટેનુ તમારુ મહા અદ્ભુત વરદાન મે જાણ્યુ છે અને તે જાણીને હુ શરણ આપનારા તમારે શરણે આજે આવ્યો છુ હે માતા ! દેવોની પીડાનો નાશ કરવા તમે મને સહાય કરો, હુ યુદ્ધ કરવાથી થાકયો છુ અને આ બાને (દાનવો) તમારા વરદાનથી ગર્વિષ્ઠ બન્યા છે, તે પાપીઓ મને મારી નાખવા તૈયાર થયા છે, (તો હવે) હુ શુ કરુ ? કયા જાઉ ?' વિષ્ણુએ એમ કહેલા તે દેવીએ તે વખતે પ્રણામ કરતા, જગતના નાથ, સનાતન વિષ્ણુને કહ્યુ કે, 'હે દેવોના દેવ વિષ્ણુ ! હે હરિ ! તમે ફરી યુદ્ધ કરો આ બાને શૂરાઓને ઠગીને મારવા જોઈશે અત્યત મૂઢ તે બાને દાનવોને હુ વક્રદૃષ્ટિથી મોહ પમાડીશ (પછી) હે નારાયણ ! મારી માયાથી મોહ પામેલા તે બાનેને તમે જલદી મારી નાખજો '

સૂત બોલ્યા દેવીનુ પ્રીતિરસથી યુકત તે વચન સાભળી વિષ્ણુ તે મહાસમુદ્રમા સગ્રામના સ્થળ પર ગયા, ત્યારે યુદ્ધની ઇચ્છાવાળા, મહાબળવાન અને ધીર તે (દૈત્યો) પણ ત્યા આવ્યા વિષ્ણુને ત્યા ઊભેલા જોઈ તેઓ હર્ષ પામ્યા, (ને બોલ્યા કે,) 'હે મોટી ઇચ્છાવાળા ! તુ ઊભો રહે, ઊભો રહે હે ચાર ભુજાવાળા જય તથા પરાજયને અવશ્ય દૈવાધીન જાણી આજે તુ યુદ્ધ કર દૈવયોગે બળવાન જીતે છે અને દુર્બળ (પણ) જીતે છે માટે મોટા મનવાળા પુરુષે લગારે હર્ષ કે શોક ન કરવો દાનવોના શત્રુ તે પૂર્વે ઘણા દૈત્યોને જીત્યા છે, ત્યારે હમણા અમારી સાથે યુદ્ધ કરતા તુ હાર્યો છે (તોય શુ ?) '

સૂત બોલ્યા એમ કહી મોટી ભુજાઓવાળા તે બાને યુદ્ધ માટે આવ્યા, એટલે અદ્ભુત કર્મ કરનારા વિષ્ણુએ તેઓને જોઈ જલદી મુઠ્ઠીઓનો માર માર્યો એટલે અતિબળથી ઉન્મત્ત તેઓએ પણ (સામેથી) વિષ્ણુને મુઠ્ઠીઓ મારવા માડી એમ પરસ્પર મહા દારુણ યુદ્ધ થયુ, ત્યારે મહાપરાક્રમી તેઓ બાનેને યુદ્ધ કરતા જોઈ નારાયણ હરિએ દીન દૃષ્ટિ કરી દેવીની સામે જોયુ

સૂત બોલ્યા વિષ્ણુને તેના કરુણા રસથી યુકત

જોઈ દેવી હસ્યા, તેમણે અત્યંત લાલ નેત્રો કરી તે વખતે બીજુ જાણે કામબાણ હોય તેવા, મદહાસ્ય સહિત અને કામ તથા પ્રેમભાવથી યુક્ત કટાક્ષો વડે તે બન્ને અસુરોને પ્રહાર કર્યો, એટલે તે દેવીનુ એ વક્રદર્શન જોઈ તે બાને પાપીઓ મોહ પામ્યા અને 'આ વિશેષ છે।' એમ માનતા તેઓ કામબાણથી અત્યંત પીડાઈને નિર્મળ કાંતિવાળા તે દેવીને જોતા ત્યા ઊભા રહ્યા વિષ્ણુએ પણ દેવીએ ત્યા જે કરવા ઈચ્છ્યુ હતુ, તે જોઈ લીધુ ને પેલા બાનેને મોહિત થયેલા જાણી મહાન કાર્યવેત્તા તે ભગવાન મધુર હાસ્ય કરતા મેઘ સમાન ગભીર વાણીથી બોલ્યા કે, 'હે વીરો। તમે જે ઈચ્છતા હો તે વરદાન માગો હુ તમને તે આપીશ, તમારા યુદ્ધથી હુ અત્યત પ્રસન્ન થયો છુ, મે પૂર્વે અનેક દાનવોને યુદ્ધ કરતા જોયા છે પણ તમારા બાને જેવા કોઈ જોયા નથી કે સાભળ્યા પણ નથી, માટે તમારા અતુલ બળથી હુ અત્યત પ્રસન્ન થયો છુ હે મહાબળવાનો। તમને બાને ભાઈઓને હુ ઈચ્છિત વર આપીશ'

સૂત બોલ્યા વિષ્ણુનુ તે વચન સાભળી જગતને આનંદકારક એ મહામાયા સામે જોતા કામથી આતુર તથા પીડાયેલા તેઓ બાને અભિમાનીઓ વિષ્ણુને કહેવા લાગ્યા હે વિષ્ણુ। અમે બાને માગણ નથી, તમે અમને શુ આપવા ઈચ્છો છો? અમે જ તમને આપીશુ હે દેવેશ્વર। અમે માગનાર નથી, પણ દાતા છીએ હે હૃષીકેશ। મનમા જે ઈચ્છ્યુ હોય તે વરદાન તમે જ માગો, હે વાસુદેવ। તમારા અદ્ભુત યુદ્ધથી અમે પ્રસન્ન થયા છીએ' તે બાનેનુ એ વચન સાભળી વિષ્ણુએ સામેથી કહ્યુ કે, 'તમે બાને મારા પર જો પ્રસન્ન થયા છો, તો હુ તમને મારી શકુ એવા તમે થાઓ'

સૂત બોલ્યા વિષ્ણુનુ તે વચન સાભળી બાને દાનવો અત્યંત વિસ્મય પામ્યા અને 'આપણે એ ઠગાયા છીએ' એમ માનતા શોકયુક્ત થઈ ઊભા રહ્યા પછી મનથી વિચારી તે બાને દાનવોએ બધુ જળમય જોઈ તથા જળરહિત ભૂમિ ન જોઈને વિષ્ણુને કહ્યુ કે 'હે વિષ્ણુ। તમે સત્ય વાણીવાળા છો હે દેવેશ્વર। જનાર્દન। તમે પ્રથમ અમને જે વરદાન આપેલુ છે તે ઈચ્છિત વરદાન તમે પણ અમને આપો હે મધુસૂદન। જળરહિત વિશાળ પ્રદેશ પર તમે અમારો નાશ કરો અમે તમારાથી મરાઈએ તેવા થઈએ છીએ, અને હે માધવ। તમે પણ સત્ય વાણીવાળા થાઓ' પછી તે સમયે ચક્રનુ સ્મરણ કરી હાસ્ય કરતા વિષ્ણુ શ્રીહરિએ તેઓ બાનેને કહ્યુ કે, 'હે મહાભાગો। નિર્જળ વિશાળ સ્થળ પર આજે હુ તમારો નાશ કરીશ' એમ કહી દેવોના દેવેશ્વર વિષ્ણુએ પોતાની બાને સાથળોને અતિશય વિશાળ કરી ત્યા જળની ઉપર નિર્જળ સ્થળ બનાવ્યુ (ને કહ્યુ કે,) 'હે દાનવો। અહીં જળ નથી, આ ઉપર તમારા બાનેના મસ્તકો તમે મૂકો, હુ હમણા સત્ય વાણીવાળો થઈશ અને તમારી બાનેની વાણી પણ સત્ય થશે' તે સત્ય વચન સાભળી મનથી વિચારી તેઓ બાનેએ પોતાના દેહને એક હજાર યોજન વધારી દીધો, તે વખતે ભગવાન વિષ્ણુએ પણ પોતાની સાથળને તેથી બેગણી વિશાળ કરી દીધી એટલે વિસ્મય પામેલા તેઓ બાનેએ પોતાના બન્ને મસ્તક, પરમ અદ્ભુત તે સાથળ પર મૂક્યા તે વખતે મહાસમર્થ વિષ્ણુએ પોતાની વિશાળ સાથળ પર તે બાનેના મોટા—મસ્તકોને ચક્ર વડે કાપી નાખ્યા, એમ મધુ—કૈટભ દાનવો પ્રાણરહિત થયા, ત્યારે તે બાનેની ચરબી વડે આખો સમુદ્ર વ્યાપ્ત થઈ ગયો હે મુનીશ્વરો। ત્યારથી આ પૃથ્વીનુ 'મેદિની' નામ સર્વત્ર પ્રસિદ્ધ થયુ અને તે જ કારણથી માટી અભક્ષ્ય ગણાઈ છે એમ તમે મને જે પૂછ્યુ હતુ તે બધુ બરાબર ચોક્કસ તમને મે કહ્યુ વિદ્વાનોએ મહાવિદ્યારૂપ મહામાયાને સર્વ કાળ સેવવા જોઈએ બધા દેવો તથા અસુરોએ પણ તે પરમા શક્તિનુ આરાધન કરવુ જોઈએ, કેમ કે ત્રણે જગતમા એથી વધારે મોટુ કઈ જ નથી ખરેખર, આ સત્ય છે, આ જ સત્ય છે અને વેદો તથા શાસ્ત્રોના અર્થનો આ જ નિર્ણય છે કે, નિર્ગુણ અથવા સગુણ પરાશક્તિ પૂજવા યોગ્ય છે ૧—૮૭

**सत्यं सत्यं पुन सत्यं वेदशास्त्रार्थनिर्णयः ।**
**पूजनीया परा शक्तिर्निर्गुणा सगुणाऽथवा ॥८७॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિશે
અધ્યાય ૯ મો સમાપ્ત

# અધ્યાય ૧૦ મો*

## વ્યાસને શિવનું પુત્ર માટે વરદાન

ऋषय ऊचुः

**सूत पूर्वं त्वया प्रोक्तं व्यासेनामिततेजसा ।**
**कृत्वा पुराणमखिलं शुकायाध्यापितं शुभम् ॥ १ ॥**

ઋષિઓએ પૂછ્યું : હે સૂત ! તમે પહેલાં કહ્યું કે, અમાપ તેજવાળા વ્યાસે શુભ પુરાણ રચી તે સમગ્ર શુકદેવજીને ભણાવ્યું; પણ વ્યાસે તપ તપી શુકદેવજીને કેવી રીતે ઉત્પન્ન કર્યા, તે બધું વ્યાસ પાસેથી તમે જે સાંભળ્યું હોય તે વિસ્તારથી કહો.

સૂત બોલ્યા : સત્યવતીના પુત્ર વ્યાસથી યોગીઓમાં શ્રેષ્ઠ શુક મુનિ જે રીતે સાક્ષાત્ જન્મ્યા છે, તે શુકની ઉત્પત્તિ હું કહું છું. સત્યવતીના પુત્ર વ્યાસ મેરુ પર્વતના મહારમણીય શિખર પર પુત્ર માટે નિશ્ચય કરી અતિ ઉગ્ર તપ કરતા હતા. પુત્રની ઇચ્છાવાળા તે તપોનિધિ નારદજી પાસેથી સાંભળેલો એકાક્ષર વાગ્બીજ મંત્ર (ऐं) જપતા હતા અને શ્રેષ્ઠ મહામાયાનું ધ્યાન કરતા હતા. (મંત્રજપ વખતે તે આવી ભાવના કરતા હતા કે) 'શક્તિથી મને અગ્નિ, પૃથ્વી, વાયુ તથા આકાશ જેવો પુત્ર પ્રાપ્ત થાઓ.' મહાદેવનું તથા મહાશિવા(દેવી)નું આરાધન કરતા પ્રભુ વ્યાસ સો વર્ષ સુધી નિરાહાર રહ્યા હતા. લોકમાં અશક્ત નિંદાય છે અને શક્તિવાળો પૂજાય છે, માટે સર્વત્ર શક્તિ જ પૂજવા યોગ્ય છે.' આમ વારંવાર વિચારી તે શક્તિને પૂજતા હતા. કરેણનાં વનથી અદ્ભુત જે પર્વતના શિખર પર સર્વ દેવતાઓ રમે છે અને તપથી મોટા મુનિઓ, આદિત્યો, વસુઓ, રુદ્રો, મરુદ્ગણો, અશ્વિનીકુમારો તથા બીજા મોટા બ્રહ્મજ્ઞાની મુનિઓ જ્યાં વસે છે, તે હેમગિરિમેરુ પર્વતનું શિખર સંગીતના ધ્વનિથી ગાજી રહેલું છે. તેના પર સત્યવતીના ધર્માત્મા પુત્ર વ્યાસ તપ કરતા હતા. પછી એમના તેજથી સર્વ સ્થાવરજંગમ જગત વ્યાસ બન્યું અને બુદ્ધિમાન વ્યાસની જટાઓ (પણ) અગ્નિ જેવા વર્ણવાળી થઈ ગઈ. ત્યારે તેમનું તેજ જોઈ શચીપતિ ઇંદ્ર ભય પામ્યો એટલે ઇંદ્રને ભયભીત તથા શ્રમાતુર જોઈ ભગવાન શંકરે તે સ્થિતિમાં રહેલા તેને કહ્યું.

શંકર બોલ્યા : 'હે ઇંદ્ર ! આજે તું ભય કેમ પામ્યો છે ? હે દેવોના રાજા ! તને શું દુઃખ છે ? મને શક્તિ સહિત જાણી મુનિઓ તપ કરે છે; તે તપસ્વીઓ પર તારે અદેખાઈ કરવી નહિ એ તાપસો કોઈ પણ રીતે કોઈનું યે અહિત ઇચ્છતા નથી.' એમ તેમણે કહ્યું ત્યારે ઇંદ્રે મહાદેવને પૂછ્યું : 'વ્યાસ શા માટે તપ કરે છે ? તેમના મનમાં શી ઇચ્છા છે ?'

શિવ બોલ્યા : પરાશરના પુત્ર વ્યાસ પુત્રની ઇચ્છાથી કઠિન તપ કરે છે. આજે સો વર્ષ પૂર્ણ થયા છે, માટે તેમને હું ઉત્તમ પુત્ર આપીશ.

સૂત બોલ્યા : ઇંદ્રને એમ કહી દયાને લીધે આનંદિત મુખવાળા જગતગુરુ શંકર વ્યાસ ઋષિ પાસે જઈ બોલ્યા : 'હે સત્યવતીના પુત્ર ઊઠો, તમને ઉત્તમ પુત્ર પ્રાપ્ત થશે. હે નિર્દોષ ! તમારો તે પુત્ર સર્વમાં તેજોમય, જ્ઞાની, તમારી કીર્તિને કરનારો, સર્વલોકને પ્રિય, સાત્ત્વિક ગુણોથી પૂર્ણ અને સત્યપરાક્રમી થશે.'

સૂત બોલ્યા : તે મધુર વચન સાંભળી વ્યાસ તે વેળા શંકરને નમસ્કાર કરી પોતાના આશ્રમ તરફ ગયા. આશ્રમમાં જઈ તરત અનેક વર્ષના શ્રમાતુર તે વ્યાસે અગ્નિ પ્રકટ કરવાની ઇચ્છાથી અરણિ સહિત ગુપ્ત અગ્નિમથન કરવા માંડ્યું. અગ્નિનું મથન કરતાં કરતા તે મહાત્માના ચિત્તમાં પુત્રની ઉત્પત્તિ માટેનો ચિંતાનો ભાર એકદમ પ્રકટ થયો કે, 'અગ્નિમંથનના દંડનો તથા અરણિનો સંયોગ થવાથી તથા મંથન કરવાથી જેમ અગ્નિની ઉત્પત્તિ થાય છે, તેમ મને પુત્રની ઉત્પત્તિ શી રીતે થશે ? કેમ કે પુત્ર માટે જે અરણિરૂપ કહેવાય છે, તે સ્ત્રી તો હમણાં મારે છે નહિ તરુણ વયની, રૂપાળી, ઉત્તમ કુળમાં જન્મેલી, પતિવ્રતા સ્ત્રી હોવી તો જોઈએ; પણ પુત્ર ઉત્પન્ન કરવામાં ચતુર અને સદા પતિવ્રત ધર્મમાં રહેનારી છતાં પગમાં બેડી સરખી સ્ત્રી હું કેમ કરું ? સ્ત્રી પતિવ્રતા, ચતુર અને રૂપાળી હોય, તોપણ સદા બંધનરૂપ છે અને પોતાની ઇચ્છા પ્રમાણે સુખ કરનારી છે. શિવ પણ સ્ત્રીરૂપ પાશથી નિત્ય બંધાયેલા રહે છે; તો આ લોકમાં મુજેવો બ્રહ્મચારી

* આ અધ્યાયમાં વ્યાસને શિવથી પુત્ર માટેનું વરદાન મળ્યું, એ વાત [illegible] કહેવાશે.

ગૃહસ્થાશ્રમ હું કેમ કરું ?' આમ તે વિચારતા હતા, તેવામાં દિવ્ય રૂપવાળી ધૃતાચી નામની અપ્સરા ત્યાં પાસે જ આકાશમાં ઊભેલી દેખાઈ. તે ચપળ કટાક્ષવાળી સુંદર અપ્સરાને પાસે ઊભેલી જોઈ વ્રતધારી વ્યાસ તરત જ કામથી વ્યાસ આગવાળા થઈ વિચારવા લાગ્યા. હવે હું શું કરું ? ધર્મની આગળ આ દુર્જય કામભાવ જાગ્યો છે. ઠગવા આવેલી આ સ્ત્રીને જો હું સ્વીકારું છું, તો વિહ્વળ થયેલા મને મહાત્મા તાપસો હસશે કે 'પૂરાં સો વર્ષ સુધી મહાઘોર તપ તપી મહાતપસ્વી વ્યાસ અપ્સરાને જોઈ તેને વશ કેમ થયા ?' છતાં ગૃહસ્થાશ્રમથી ઉત્પન્ન થતું અતુલ સુખ જે સુખદાયી, પુત્રરૂપ કામના આપનારું, સ્વર્ગ દેનારું તથા જ્ઞાનીઓને મોક્ષદાયક પણ જે કહ્યું છે, તે પ્રાપ્ત થતું હોય તો (પૂર્વોક્ત) મારી નિંદા પણ ભલે થાઓ, પરંતુ તે સુખ આ દેવકન્યાથી થશે જ નહિ, મેં નારદ પાસેથી પૂર્વે કથા સાંભળેલી છે કે, 'ઉર્વશીને વશ થયેલો રાજા પુરુરવા હેરાન થયો હતો.' ૧—૩૬

**नारदाच्च मया पूर्वं श्रुतमस्ति कथानकम् ।**
**यथोर्वशीवशो राजा पराभूत पुरूरवा ॥ ३६ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પ્રથમ સ્કંધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૧ મો*

### બુધની ઉત્પત્તિ

ऋषय उचु

**कोऽसौ पुरूरवा राजा कोर्वशी देवकन्यका ।**
**कथं कष्टं च संप्राप्तं तेन राज्ञा महात्मना ॥ १ ॥**

ઋષિઓ પૂછ્યું. એ પુરુરવા રાજા કોણ હતો, અને ઉર્વશી દેવકન્યા કોણ હતી ? તે મહાત્મા રાજાએ કઈ રીતે કષ્ટ પ્રાપ્ત કર્યું હતું ? હે લોમહર્ષણના પુત્ર સૂત ! એ સર્વ કથા હમણાં તમે કહો. અમે બધા તમારા મુખકમળમાંથી ઝરેલો (કથા)રસ સાંભળવા ઈચ્છીએ છીએ. હે સૂત ! રસરૂપ તમારી વાણી અમૃત કરતાં પણ મીઠી છે. જેમ દેવો અમૃતથી તૃપ્ત થતા નથી, તેમ અમે બધા (તમારી વાણીથી) તૃપ્ત થતા નથી.

સૂત બોલ્યા. હે મુનિઓ ! તમે બધા દિવ્ય હોઈ મનને આનંદ આપનારી કથા સાંભળો. ઉત્તમ મુનિ વ્યાસ પાસેથી સાંભળેલી એ કથા હું બુદ્ધિ પ્રમાણે કહું છું. બૃહસ્પતિની પ્રિય પત્ની 'તારા' નામે પ્રખ્યાત છે. એ રૂપયૌવનયુક્ત, સુંદર અંગોવાળી અને મદવિહ્વળ છે. તે સ્ત્રી એક દિવસ પોતાના યજમાન ચંદ્રને ઘેર ગઈ, ત્યારે રૂપ તથા યૌવનથી અત્યંત શોભતી તેને ચંદ્રમાએ જોઈ. તે વેળા ચંદ્ર જેવા મુખવાળી તે સ્ત્રી પ્રત્યે ચંદ્રમા કામાતુર થયો અને તે સ્ત્રી પણ ચંદ્રને જોઈ કામથી અત્યંત પીડા પામી. એમ તેઓ બંને પરસ્પર પ્રેમયુક્ત તથા કામપીડિત થયાં અને કામબાણથી અત્યંત પીડાઈને તે તારા તથા ચંદ્ર એક બીજા પર સ્પૃહાવાળાં ને મદમત્ત થઈ કામક્રીડા કરવા લાગ્યાં. એમ ત્યાં ક્રીડા કરતાં તેમના કેટલાક દિવસો વીતી ગયા. (બીજી બાજુ) બૃહસ્પતિ દુઃખથી પીડાયા અને તારાને ઘેર લાવવા તેમણે શિષ્યને મોકલ્યો, પણ વશ કરેલી તારા આવી નહિ. શિષ્યને વારંવાર ચંદ્રમાએ પાછો વાળ્યો, ત્યારે બૃહસ્પતિ પોતે જ ક્રોધાયમાન થઈ ત્યાં ગયા. ચંદ્રને ઘેર જઈ ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિએ હસતાં હસતાં એ ગર્વિષ્ઠ પ્રત્યે ક્રોધાયમાન થઈ કહ્યું, હે ચંદ્ર ! ધર્મદૃષ્ટિએ નિંદ્ય આ કર્મ તેં શું કર્યું ? આ મારી સુંદર સ્ત્રીને તેં કયા કારણે રાખી છે ? હે દેવ ! હું તારો ગુરુ છું અને તું બધી રીતે (મારો) યજમાન છે. હે મૂઢ ! તેં ગુરુની પત્નીને કેમ ભોગવી ? અથવા કેમ રાખી ? બ્રહ્મહત્યા કરનારા, સોનું ચોરનાર, દારૂ પીનાર અને ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનાર (આ ચારે) મહાપાપી છે અને તેનો સંબંધ રાખનાર (પાંચમો) પણ મહાપાપી છે. તેં આ સ્ત્રીને જો ભોગવી છે તો તું મહાપાપી, દુરાચારી અને અતિનિંદ્ય હોઈ દેવસદન—સ્વર્ગને યોગ્ય નથી. કાળા કટાક્ષવાળી આને તું છોડી દે, હું એને મારે ઘેર લઈ જાઉં, નહિ તો હે દુષ્ટાત્મા ! ગુરુપત્નીને હરનાર તને હું શાપ દઈશ.' એમ કહેતા, સ્ત્રીવિરહથી દુઃખી અને ક્રોધયુક્ત તે ગુરુને ચંદ્રમાએ કહ્યું.

ચંદ્ર બોલ્યો. ક્રોધથી તો બ્રાહ્મણો અપૂજ્ય થાય છે, ક્રોધ વિનાના અને ધર્મશાસ્ત્ર જાણનાર બ્રાહ્મણો

* આ અધ્યાયમાં 'ભોગીઓ પણ સમતાપૂર્વક વીંધાઈ જાય છે.' એ વાત અને બુધની ઉત્પત્તિ છત્રીસ શ્લોકોથી કહેવાઈ.

જ પૂજાને યોગ્ય છે, પણ તેથી વિપરીત (ક્રોધી ને મૂર્ખ) ત્યજવા યોગ્ય છે આ સુંદર વર્ણવાળી સ્ત્રી તેની ઈચ્છા થશે ત્યારે તમારે ઘેર આવશે (હાલ) અહીં જ રહી છે તેમા હે નિર્દોષ! તમને શી હાનિ છે? તે પોતાની ઈચ્છાથી અહીં રહી છે અને અત્યંત સુખને ઈચ્છે છે, (માટે) કેટલાક દિવસ રહી પોતાની ઈચ્છાથી આવશે, પૂર્વે તમે જ ધર્મશાસ્ત્રનો મત કહ્યો છે કે, (વ્યભિચારિણી હોય તોપણ ફરી) રજોદર્શનથી સ્ત્રી દૂષિત રહેતી નથી, અને બ્રાહ્મણ (હિંસક હોય છતા) વેદકર્મને લીધે દૂષિત થતો નથી '

ચંદ્રમાએ ત્યા એમ કહ્યુ ત્યારે ગુરુ અત્યંત દુ ખી થઈ તરત પોતાને ઘેર ગયા ને ચિંતાથી ઘેરાઈને કામાતુર રહેવા લાગ્યા એમ કેટલાક દિવસ ત્યા રહી ચિંતાતુર ગુરુ બૃહસ્પતિ (ફરી) ઉતાવળા ચંદ્રને ઘેર ગયા (પણ) દ્વારપાળે (અંદર જતા) તેમને અટકાવ્યા, એટલે ક્રોધયુક્ત થઈ દરવાજામા જ તે ઊભા રહ્યા, છતા ચંદ્ર ત્યા આવ્યો નહિ, એટલે બૃહસ્પતિ અત્યંત ગુસ્સે થયા (તેમણે મનમા વિચાર્યું કે,) 'આ અધર્મી મારો શિષ્ય છે, છતા પોતાની માતા (તુલ્ય) ગુરુપત્નીને બળથી રાખી બેઠો છે (માટે) હવે મારે તેને શિક્ષા કરવી જોઈએ ' (આમ વિચારી) બહાર દરવાજા પર ઊભેલા તેમણે કોપથી આ વાણી કહી કે, 'ઓ મંદ! ઓ પાપાચારી અધમ દેવ! ઘરની અંદર શુ સૂઈ રહ્યો છે? મારી સ્ત્રીને જલદી આપી દે, નહિ તો હુ તને શાપ દઈશ મારી સ્ત્રીને તુ નહિ આપે તો નક્કી હુ તને ભસ્મ કરીશ '

સૂત બોલ્યા. બૃહસ્પતિના એવા ક્રૂર વચનો સાંભળી ચંદ્ર તરત જ ઘરમાથી બહાર નીકળ્યો ને હસતો હસતો તેમને કહેવા લાગ્યો· 'આમ વધારે પડતુ શુ બોલો છો? શ્યામ કટાક્ષવાળી અને મોટા નયનોવાળી આ સ્ત્રી તમને યોગ્ય નથી હે બ્રાહ્મણ! પોતાને યોગ્ય બીજી કદરૂપી સ્ત્રી તમે સ્વીકારી લો, આવા સુંદર વર્ણવાળી સ્ત્રી ભિક્ષુકને ઘેર યોગ્ય નથી સ્ત્રીની પ્રીતિ પોતાના સમાન પતિ પર રહેલી છે હે મહાત્મા! કામશાસ્ત્રના નિર્ણયને તમે જાણતા નથી હે દુષ્ટ બુદ્ધિવાળા! તમે ઈચ્છા પ્રમાણે ચાલ્યા જાઓ, હુ તમને તમારી સ્ત્રી આપીશ નહિ જે થઈ શકે તે તમે મરજી પ્રમાણે ભલે કરો, મારે એ સ્ત્રી તમને આપવી નથી કામથી પીડાયેલા તમારો શાપ મને પીડા ઉપજાવી શકશે નહિ હે ગુરુ! તમારી પત્ની હુ નહિ આપુ તમે જેમ ઈચ્છતા હો તેમ કરો '

સૂત બોલ્યા ચંદ્રે એમ કહેલા ગુરુ બૃહસ્પતિ ચિંતામા પડયા ને ક્રોધયુક્ત થઈ તરત ઇંદ્રને ઘેર ગયા પરમ ઉદાર ઇંદ્રે ત્યા દુ ખાતુર ઊભેલા ગુરુને જોઈ પાદ્ય, અર્ઘ્ય તથા આચમનીય વગેરેથી પૂજા કરી તેમને બરોબર સ્વસ્થ કર્યા ને પછી તેમ ઊભેલા એ ગુરુને પૂછ્યુ કે, 'મહાભાગ્યશાળી! મહામુનિ! તમને શી ચિંતા છે! તમે શોકથી પીડાયા છો? મારા રાજ્યમા તમારુ કોણે અપમાન કર્યુ છે? તમે મારા ગુરુ છો, લોકપાલો સહિત આ મારુ સૈન્ય તમારે અધીન છે બ્રહ્મા, વિષ્ણુ, શંકર અને બીજા જે શ્રેષ્ઠ દેવો છે, તેઓ તમને સહાય કરશે, તમને શી ચિંતા છે? હમણા જ કહો '

બૃહસ્પતિ બોલ્યા સુંદર નેત્રોવાળી મારી સ્ત્રી તારાને ચંદ્રે હરી છે, વારવાર પ્રાર્થના કરવા છતા તે દુષ્ટાત્મા તેને આપતો નથી હે દેવેશ્વર! હુ શુ કરુ? તુ જ મારુ શરણ છે હે દેવરાજ ઇંદ્ર! હુ દુ ખી થયો છુ, તુ મને સહાય કર

ઇંદ્રે કહ્યુ હે ધર્મજ્ઞ! તમે શોક કરો મા હુ તમારો દાસ છુ હે સુવ્રત! હે મહાબુદ્ધિમાન! હુ તમારી સ્ત્રીને નક્કી લાવીશ હુ દૂત મોકલીશ, છતા મદથી છકેલો તે ચંદ્ર નહિ આપે, તો દેવોના સૈન્યોથી વીંટાઈને હુ યુદ્ધ કરીશ

એમ ગુરુને આશ્વાસન આપી ઇંદ્રે આશ્ચર્યકારક વાર્તા કહેવામા ચાલાક દૂત ચંદ્ર પાસે (સંદેશો) લઈ મોકલ્યા મહાચતુર તે દૂત ઉતાવળો ચંદ્રલોકમા જઈ ચંદ્રને વચન કહેવા લાગ્યો કે, 'હે મહાભાગ! ઇંદ્રે તમને કંઈ કહેવાની ઈચ્છાથી મને મોકલ્યો છે હે મહાબુદ્ધિમાન! પ્રભુએ જે કહ્યુ છે, તે હુ તમને કહુ છુ હે મહાભાગ! તમે ધર્મજ્ઞ છો હે સુવ્રત! તમે નીતિને જાણો છો ધર્માત્મા અત્રિ તમારા પિતા થાય તમે નિંદ્ય કર્મ કરવાને યોગ્ય નથી સર્વ પ્રાણીઓએ આત્મ રક્ષિત થઈ શક્તિ પ્રમાણે પોતાની પત્નીનુ રક્ષણ કરવુ જોઈએ, તે માટે (બૃહસ્પતિની તમારી સામે)

ભોગે ઝઘડો થશે, એમા સશય નથી જેમ સ્ત્રીઓ તમારું માટે તમારુ યત્ન હોય તેમ તેનો પણ લેવો જોઈએ હે ચદ્ર ! ના પ્રાણીઓને તમે પોતાની પેઠ માનો અઠ્ઠાવીસ સુદર દક્ષપુત્રીઓ તમારી સ્ત્રીઓ છે, છતા હે ચદ્ર ! ગુરુપત્નીને ભોગવવા તમે કેમ ઇચ્છો છો ? આ મેનકા વગેરે સુદર સ્ત્રીઓ સ્વર્ગમા રમતા રહે છે, તેમને પોતાની ઇચ્છા પ્રમાણે તમે ખૂબ ભોગવો, પણ ગુરુપત્નીને છોડી દો સમર્થ પુરુષો આનદથી જે નિંદ્ય કર્મ કરે, તો અજ્ઞાનીઓ તેને અનુસરે અને તે જ સમયે ધર્મનો નાશ થાય, માટે હે મહાભાગ ! મનોહર ગુરુપત્નીને તમે છોડી દો તમારા નિમિત્તે આજે દેવોમા ઝઘડો ન થાય તેમ કરો '

સૂત બોલ્યા ઇદ્રનુ તે વચન સાભળી ચદ્ર કઈક ક્રોધાયમાન થઈ તે વેળા ઇદ્રના દૂત પ્રત્ય (આવુ) કઠણવચન બોલ્યો

ચદ્રે કહ્યુ હે મહાબાહુ ! (ઇદ્રને તુ કહેજે કે) તમે પોતે દેવોના અધિપતિ તથા ધર્મજ્ઞ છો, તમારા પુરોહિત (બૃહસ્પતિ) પણ તેવા જ છે તમારી બન્નેની બુદ્ધિ સમાન છે ઘણા લોકો બીજાને ઉપદેશ દેવામા કુશળ હોય છે, પણ એવુ કર્મ આવે ત્યારે પોતે આચરનારા તો દુર્લભ છે બૃહસ્પતિએ એવા શાસ્ત્રોનો લોભે સ્વીકાર કર્યો છે, તો હે દેવેશ્વર ! પોતાની મેળે ઇચ્છતી સ્ત્રીને હરકોઈ ભોગવે છે તેમા (મને) શો દોષ છે ? બળવાનોને બધુ પોતાનુ છે દુર્બળોનુ કઈ જ નથી 'આ સ્ત્રી પોતાની છે અને આ પારકી છે ' આવો ભ્રમ મદચિત્તવાળા અજ્ઞાનીઓને હોય છે તારા મારા પર જેવી પ્રેમવાળી છે તેવી બૃહસ્પતિ પર નથી, તો પ્રેમવાળી સ્ત્રીને ધર્મથી તથા ન્યાયથી કેમ ત્યજવી ? સ્ત્રી પ્રેમવાળી હોય તો ઘરનો આરભ થઈ શકે, પ્રેમ વિનાની સ્ત્રી હોય તો કેમ થઈ શકે ? પ્રેમ વિનાની પોતાના નાના ભાઈની સ્ત્રીને* (બૃહસ્પતિએ) જ્યારથી ઇચ્છી હતી ત્યારથી આ તારા તેના પર પ્રેમ વિનાની થઈ છે, માટે હે દૂત ! સુદર નિતબવાળી (તારા)ને હુ નહિ આપુ જા, તુ પોતે કહે કે, ' હે ઇદ્ર ! તુ સમર્થ છે, જે ઇચ્છે તે તુ કરજે '

સૂત બોલ્યા ચદ્રે એમ કહેલો દૂત ઇદ્રની પાસે ગયો અને ચદ્રે જે કહ્યુ હતુ તે ઇદ્રને તેણે કહ્યુ ઇદ્ર પણ તે સાભળી ક્રોધાયમાન થયો સમર્થ હોઈ તેણે ગુરુને સહાય કરવા યુદ્ધની તૈયારી કરી (બીજી તરફ) એ લડાઈ સાભળી શુક્રાચાર્ય, બૃહસ્પતિ ઉપરના દ્વેષથી ચદ્ર પાસે ગયા અને તેને કહ્યુ કે, ' તારાને તમે આપશો મા હે મહાબુદ્ધિમાન ! આચાર્ય ! જો તમારે ઇદ્રની સાથે યુદ્ધ થશે, તો મત્રશક્તિથી હુ તમને સહાય કરીશ ' શકરે પણ ગુરુપત્નીનો તે પરાભવ સાભળી શુક્રાચાર્યને બૃહસ્પતિનો શત્રુ જાણી (બૃહસ્પતિને) તે વખતે સહાય કરી પછી તુરત જ ત્યા તારકાસુરના યુદ્ધ જેવુ અનેક વર્ષો સુધી દેવો તથા દાનવોનુ યુદ્ધ થયુ દેવો તથા અસુરોએ કરેલુ તે યુદ્ધ જોઈ પિતામહ બ્રહ્મા હસ પર બેસી ક્લેશની શાતિ માટે તરત જ તે પ્રદેશ પર જઈ પહોચ્યા તેમણે ચદ્રને તે વખતે કહ્યુ કે ' ગુરુપત્નીને તુ છોડી દે, નહિ તો વિષ્ણુને બોલાવી હુ તારો નાશ કરીશ ' તેમ જ લોકપિતામહ બ્રહ્માએ શુક્રાચાર્યને અટકાવ્યા કે ' હે મહાબુદ્ધિમાન ! સગના દોષથી તમારી બુદ્ધિ પણ અન્યાયમા કેમ થઈ છે ? ' પછી શુક્રાચાર્યે ચદ્રને અટકાવ્યા કે ' બૃહસ્પતિની પત્નીને તુ છોડી દે તારા પિતા અત્રિએ (તને અન્યાય માર્ગથી રોકવા) આજે મને મોકલ્યા છે '

સૂત બોલ્યા ચદ્રમાએ શુક્રાચાર્યનુ એ અદ્ભુત વચન સાભળી બૃહસ્પતિની સુદર પત્ની તારા કે જે સગર્ભા હતી તે તેમને પાછી આપી પત્નીને મેળવી હર્ષ પામેલા બૃહસ્પતિ ખુશ થઈ પોતાને ઘેર ગયા પછી દેવો તથા દૈત્યો પણ પોતપોતાને ઘેર ગયા બ્રહ્મા પોતાના ધામમા ગયા, શકર પણ કૈલાસમા ગયા ને તે સુદર પત્નીને પામી બૃહસ્પતિ પણ સતુષ્ટ થયા પછી કેટલાક કાળે તારાએ સારા દિવસે અને શુભ નક્ષત્રે ગુણોમા ચદ્ર સરખા ઉત્તમ પુત્રને જન્મ આપ્યો પુત્રને જન્મેલો જોઈ, બૃહસ્પતિએ હર્ષ પામેલા અતકરણથી જાતકર્માદિ સર્વ સસ્કાર વિધિપૂર્વક કર્યા હે ઉત્તમ મુનિઓ ! ચદ્રમાએ પુત્રનો જન્મ સાભળ્યો,

* બૃહસ્પતિએ પોતાના નાના ભાઈ સવર્તની સ્ત્રીને ભોગવી હતી, એ કથા પદ્મપુરાણમા છે, તેમ જ બૃહસ્પતિએ પોતાના મોટા ભાઈ ઉતથ્યની 'મમતા' નામની સ્ત્રી ભોગવી હતી, એ કથા મહાભારતમા છે

એટલે મહાબુદ્ધિમાન તેણે ગુરુ પાસે દૂત મોકલ્યો, (અને તેના મારફત કહાવ્યુ કે,) 'આ પુત્ર તમારો નથી, પણ મારા વીર્યથી ઉત્પન્ન થયેલો છે, છતા તમે તમારી ઇચ્છા પ્રમાણે જાતકર્માદિ વિધિ કેમ કર્યો?' તે દૂતનુ એ વચન સાભળી બૃહસ્પતિએ કહ્યુ કે, 'આ મારો પુત્ર છે, કેમ કે તે મારા જેવો છે, એમા સશય નથી' આ સબધી ફરી પાછો ઝઘડો થયો દેવો તથા દાનવો ભેગા થઈ યુદ્ધ માટે આવ્યા ને તેઓની સભા થઈ તેમા બ્રહ્મા પોતે શાતિ ઇચ્છતા ત્યા આવ્યા અને યુદ્ધ માટે ઉદ્ધત તેઓને મોખરે ઊભેલા તેમણે અટકાવ્યા ધર્માત્મા બ્રહ્માએ તારાને પૂછ્યુ કે, 'હે સુદરી! આ પુત્ર કોનો છે? હે સુદર નિતબવાળી! તુ સત્ય કહે, જેથી કલેશ શાત થાય' શ્યામ કટાક્ષવાળી તારાએ શરમાતા શરમાતા નીચુ મુખ રાખી ધીમેથી કહ્યુ કે, 'ચદ્રનો છે' એમ કહી સુદર વર્ણવાળી તે અદર ચાલી ગઈ પછી ચદ્રમાએ તે પુત્રને સ્વીકાર્યો અને હર્ષ પામેલા અત કરણથી તેનુ 'બુધ' એવુ નામ પાડ્યુ ને ફરી તે પોતાને ઘેર ગયો, તેમ જ બ્રહ્મા પોતાના ધામમા ગયા ને ઇદ્ર સહિત સર્વ દેવો, સર્વ પ્રેક્ષકો લોકોની સાથે જેમ આવ્યા હતા તેમ ગયા બૃહસ્પતિની સ્ત્રીમા ચદ્રથી (થયેલી) બુધની આ ઉત્પત્તિ, સત્યવતીના પુત્ર વ્યાસ પાસેથી પૂર્વે જે પ્રમાણે મે સાભળી હતી, તે પ્રમાણે કહી ૧-૮૬

**કથિતેયં બુધોત્પત્તિર્ગુરુક્ષેત્રે ચ સોમત. ।**
**યથા શ્રુતા મયા પૂર્વં વ્યાસાત્ સત્યવતીસુતાત્ ॥ ૮૬**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૨ મો*

### પુરૂરવાની ઉત્પત્તિ ને ઇલાની મુક્તિ

સૂત ઉવાચ

**તત. પુરૂરવા જજ્ઞે ઇલાયા કથયામિ વ ।**
**બુધપુત્રોઽતિધર્માત્મા યજ્ઞકૃદ્દાનતત્પર' ॥ ૧ ॥**

તે પછી 'ઇલા' નામની સ્ત્રીમા અતિ ધર્માત્મા, યજ્ઞ કરનાર અને દાન દેવામા તત્પર બુધનો પુત્ર 'પુરૂરવા' થયો, તે (કથા) હુ તમને કહુ છુ 'સુદ્યુમ્ન' નામનો સત્યવાદી ને જિતેદ્રિય રાજા સિંધુ દેશના ઘોડા પર ચડી વનમા શિકાર માટે ફરતો હતો કેટલાક અમાત્યો સહિત, બખતરધારી, સુદર કુડળોવાળો તે રાજા બકરા ને બળદના આતરડાનુ બનાવેલુ, મજબૂત ધનુષ તથા અદ્ભુત બાણવાળો ભાથો બાધી વનપ્રદેશમા રુરુઓને, મૃગોને સમલાઓને ભૂડોને, ગેડાઓને, રોઝોને, અષ્ટાપદોને, પાડાઓને સામર નામના જગલી પ્રાણીઓને તથા વનના કૂકડાઓને મારતો ભમતો હતો, તેમ જ યજ્ઞોપયોગી પવિત્ર પશુઓને મારતો તે રાજા કાર્તિકસ્વામીના વનમા દાખલ થયો તે વન મેરુ પર્વતની તળેટીમા આવેલુ, દિવ્ય કલ્પવૃક્ષોથી શોભી રહેલુ, આસોપાલવના ઝાડથી વ્યાપ્ત, બોરસલીથી સુગધિત, સાગ, તાલ, તમાલ, ચપા, કણુમ, આબા, કદબ, મહુડા તથા માધવીના મડપથી વીંટાયલુ તેમ જ દાડમ, નાળિયેર અને કેળના વનથી શોભી રહ્યુ છે, જૂઈ, માલતી, મોગરા અને બીજી ફૂલવેલીઓથી તે વીંટાયેલુ છે હસો તથા બતકોથી વ્યાપ્ત છે પોલા વાસના અવાજોથી ગાજી રહ્યુ છે ભમરાઓની પક્તિના ગુજારવથી આનદદાયક છે અને સર્વ પ્રકારના સુખ આપનારુ છે સેવકોથી વીંટળાયેલો રાજા સુદ્યુમ્ન (તે વનમા) સુદર પુષ્પોવાળા અને કોયલોના શબ્દોથી શોભતા વૃક્ષોને જોઈ અત્યત આનદ પામ્યો (પણ) એ રાજર્ષિ તે વનમા જેવો પ્રવેશ્યો કે તે જ ક્ષણે સ્ત્રી બની ગયો ને તેનો ઘોડો પણ ઘોડી થઈ ગયો, એટલે તે રાજા ચિંતાથી ઘેરાઈ ગયો 'આ શુ થયુ?' એમ ચિંતાતુર થઈ વારવાર વિચાર કરતો સુદ્યુમ્ન શરમાઈને અતિશય દુ ખ પામ્યો (તે) વિચારમા પડયો કે 'હુ શુ કરુ? સ્ત્રીપણા સાથે હુ ઘેર કેમ જાઉં અને હુ રાજ્ય શી રીતે કરીશ? અથવા હુ કોના વડે ઠગાયો છુ?'

ઋષિઓએ પૂછ્યુ હે સૂત! દેવ સરખો રાજા સુદ્યુમ્ન સ્ત્રીપણાને પામ્યો, એ તમે આશ્ચર્ય કહ્યુ છે એમા કારણ શુ હતુ? તે સુદર વનમા એ રાજાએ શુ કર્યુ હતુ? હે સુવ્રત! તે તમે વિસ્તારથી કહો

સૂત બોલ્યા એક સમયે દિશાઓને અધકાર

* આ અધ્યાયમા પુરૂરવા ઉત્પન્ન થયો ને દેવીની કૃપાથી ઇલા મુક્ત થઈ, એ કથા ઉત્તમ ત્રેપન શ્લોકોથી કહેવાશે

મલિન અને પ્રકાશમાન કરતા સનકાદિ ઋષિઓ શકરના દર્શન કરવા (તે વનમા) આવ્યા તે વેળા મહાદેવ શકર સ્ત્રી સહિત ત્યા રમતા હતા ને દેવી પાર્વતી વસ્ત્રરહિત હોઈ પતિના ખોળામા બેસી રમતા હતા સુદર દેવી અબિકા વસ્ત્રરહિત હતા તેથી તેઓને જોઈને અત્યત શરમાઈ ગયા પતિના ખોળામાથી એકદમ ઊઠી જઈ વસ્ત્રો લઈ તેમણે પહેરી લીધા અને અતિ માનવાળા તે દેવી લજ્જાથી ઘેરાઈને ધ્રૂજતા ત્યા ઊભા રહ્યા ઋષિઓ પણ ક્રીડા કરતા તે બન્નેનો એ પ્રસગ જોઈ તરત પાછા ફરી નરનારાયણના આશ્રમમા ચાલ્યા ગયા પત્નીને લજ્જાયુક્ત જોઈ ભગવાન શકરે કહ્યુ કે, ' તમે લજ્જાતુર કેમ થયા છો? હુ તમને સુખ કરી આપુ છુ હે સુદર મુખવાળી! આજથી માડી કોઈ પણ પુરુષ જો આ વનમા પ્રવેશ કરશે, તે સ્ત્રી થઈ જશે ' એમ મહાદેવે તે વનને ઉદ્દેશી શાપ દીધો છે, એ જેઓ જાણે છે, તેઓ દોષની ભરેલા તે વનનો તરત ત્યાગ કરે છે પણ સુદ્યુમ્ન અજ્ઞાનથી (આ વાત ન જાણવાથી) પ્રધાનો સાથે તે વનમા પ્રવેશ્યો હતો અને તેઓની સાથે એમ સ્ત્રીપણાને પામ્યા હતો, આમા સશય નથી ચિંતાથી ઘેરાયેલો તે રાજર્ષિ લજ્જાને લીધે ઘેર ન ગયા અને તે વનપ્રદેશની બહાર આમતેમ ફરવા લાગ્યો એ મહાત્માએ સ્ત્રીપણાને લીધે ' ઈલા ' એવુ નામ પ્રાપ્ત કર્યુ હતુ, એવામા ચદ્રનો યુવાન પુત્ર બુધ ફરતો ફરતો ત્યા આવી ચડ્યો ભગવાન બુધે સ્ત્રીઓથી વીંટળાયેલી જોઈ તેની ઇચ્છા કરી એટલે તે સ્ત્રીએ પણ ચદ્રના તે સુદર પુત્રને પતિ તરીકે ઇચ્છ્યો, એમ પરસ્પર પ્રેમને લીધે ત્યા તે બન્નેનો સયોગ થયા તે બુધે એ સ્ત્રી(ઈલા)મા ' પુરૂરવા ' નામના પુત્રને ઉત્પન્ન કર્યો તે બાળાએ પુત્રને પ્રસવ્યો, તે પછી ચિંતાથી ઘેરાઈને તે વનમા રહેવા લાગી તેણે (એક સમયે) પોતાના કુલાચાર્ય મુનિશ્રેષ્ઠ વસિષ્ઠનુ સ્મરણ કર્યું ત્યારે વસિષ્ઠે (ત્યા આવી) એ સુદ્યુમ્નની દશા જોઈ કૃપાયુક્ત થઈ લોકનુ કલ્યાણ કરનારા મહાદેવ શકરને પ્રસન્ન કર્યા તે ભગવાને પ્રસન્ન થઈ વસિષ્ઠને ઇચ્છિત વરદાન માગવા કહ્યુ, એટલે પોતાને પ્રિય રાજા(સુદ્યુમ્ન)નુ પુરુષપણું તેમણે માગ્યુ શકરે પોતાની વાણીને સત્ય કરતા કહ્યુ કે, ' રાજા (સુદ્યુમ્ન) એક મહિનો પુરુષ ને એક મહિનો સ્ત્રી રહેશે ' એવુ વરદાન મેળવી રાજા પોતાને ઘેર ગયો અને વસિષ્ઠની કૃપાથી તે ધર્માત્મા રાજ્ય પણ કરવા લાગ્યો સ્ત્રીપણામા ઘરની અદર તે રહેતો અને પુરુષપણામા રાજ્ય કરતો હતો, પરતુ પ્રજા તેના પર પ્રેમરહિત થઈ તે રાજાને પસદ કરતી ન હતી, સમય જતા (તેનો) પુત્ર પુરૂરવા યૌવન પામ્યો, ત્યારે (સુદ્યુમ્ન) રાજા પ્રતિષ્ઠાનપુર (રાજધાની) તથા રાજ્ય તેને આપી વનમા ગયો અનેક વૃક્ષોથી વ્યાપ્ત તે વનમા જઈ તેણે નારદજી પાસેથી નવ અક્ષરોવાળો સર્વોત્તમ (નવાર્ણ) મત્ર મેળવી અત્યત પ્રેમપૂર્ણચિત્તે તે મત્રનો જપ કરવા માડ્યો, ત્યારે (ભક્તને) તારનારા સગુણ શિવાદેવી (તેના પર) પ્રસન્ન થયા, તે દેવી સિંહ પર સવાર થઈને આગળ ઊભેલા, દિવ્ય રૂપવાળા તથા સુદર હોઈ વારુણી—મદિરા પીવાથી અત્યત મદયુક્ત હતા, જેથી તેમના નેત્રો મદથી ઘૂમતા હતા દિવ્ય રૂપવાળા તે જગદબાને જોઈ પ્રેમથી વ્યાકુળ નેત્રવાળા તેણે મસ્તક વડે પ્રણામ કરી પ્રીતિથી (આમ) સ્તુતિ કરી

ઈલા બોલી હે ભગવતિ! સમગ્ર લોકના હિત માટે યોગ્ય તમારુ પ્રસિદ્ધ સ્વરૂપ મે (આજે) જોયુ છે હે જનનિ! દેવોના સઘોએ સેવવા યોગ્ય, કામનાઓ આપનાર તથા મોક્ષને દેનાર આપના ચરણકમળને હુ વદન કરુ છુ હે અબ! જેમા સર્વ મુનિઓ તથા દેવો મોહ પામે છે, તે તમારા આ સપૂર્ણ ઐશ્વર્યને પૃથ્વી પર મનુષ્યદેહધારી કોણ જાણે છે? હે દેવિ! આ સપૂર્ણ ઐશ્વર્યને તથા દીન એવા મારા પર આપની દયા જોઈ મને વિસ્મય થાય છે શકર, વિષ્ણુ, બ્રહ્મા, ઇદ્ર, સૂર્ય, કુબેર, અગ્નિ, વરુણ, પવન, ચદ્રમા તથા વસુઓ પણ તમારા પ્રભાવને જો જાણતા નથી, તો ગુણરહિત મનુષ્ય તમારા ગુણોને કેમ જાણે? હે અબ! સમુદ્રથી ઉત્પન્ન થયેલા અને સમગ્ર અર્થો આપનારાં તમને અમાપ કાંતિવાળા સાક્ષાત્ વિષ્ણુ સાત્ત્વિકી શક્તિ લક્ષ્મીરૂપે જ જાણે છે, બ્રહ્મા રાજસી શક્તિ સાવિત્રીરૂપે જ જાણે છે અને શકર તામસી શક્તિ

પાર્વતીરૂપે જ જાણે છે, પણ હે અમ્બિકે ! નિર્ગુણ તમને ( ખરી રીતે કોઈ) જાણતા નથી હે ભવાનિ ! અત્યત મદબુદ્ધિવાળો હુ કયા ? અને અનુપમ પ્રભાવ વાળો તથા અતિ નિપુણ તમારો મારા પરનો આ મહાન અનુગ્રહ કયા ? ( છતા ) દયાયુક્ત તમારુ ચરિત્ર હુ જાણુ છુ કે, તમે તમારા પર ભાવવાળા સેવકો પર દયા કરો છો, શ્રીલક્ષ્મીસ્વરૂપે તમે વર્યા છતા મધુદૈત્યનો નાશ કરનાર વિષ્ણુ હર્ષ પામતા નથી (પણ હુ યોગ્ય નથી એમ માની સદા ધ્યાનમા જ રહે છે, અને કેમે કરતા હુ પવિત્ર થાઉં એવા વિચારથી) તે આદિ પુરુષ તમારા પવિત્ર હાથથી પોતાના બાને પગને ( ચાપી કરાવવાના બ્હાને ) પોતાને પવિત્ર તથા શુભ કરે છે અહો ! પુરાણપુરુષ તે વિષ્ણુ આસોપાલવની× પેઠે અત્યત આનદી થઈ તમારા ચરણપ્રહારને ઈચ્છે છે, અને સકલ દેવોથી સ્તવાયેલા પોતાના તે પતિને કામપીડિત થઈ ( પોતાના ) ચરણમા નમતા જોઈ તમે ક્રોધાયમાન થઈ તેમને ચરણપ્રહાર કરો છો હે દેવિ ! સુદર મેઘ પર જેમ વીજળી વસે, તેમ પર્વત જેવા સુદર વિશાળ અતિ શાત અને સારી રીતે શણગારેલા વિષ્ણુના વક્ષ સ્થળ પર તમે વસો છો, તેથી જગતના ઈશ્વર છતા એ વિષ્ણુ તમારા શુ વાહન– ન થયા ? હે અબ ! મધુ સૂદન વિષ્ણુને તમે જો કોપથી ત્યજી દો, તો શકિતહીન થઈ તે પૂજ્ય પણ નહિ કેમ કે ( જગતમા એ ) પ્રત્યક્ષ જ છે કે શાત શોભાહીન તથા ગુણરહિત પુરુષને સ્વજનો પણ ત્યજી દે છે હે અનત શકિત વાળા ! ( કદાચ તમે કહેશો કે તુ સ્ત્રીભાવને પામ્યો છે તેથી મારી કૃપાને યોગ્ય નથી, તો ) જેઓ તમારા ચરણકમળનો કાયમ આશ્રય કરે છે તે બ્રહ્માદિ દેવગણો શુ સ્ત્રીઓ ન હતા ? હુ માનુ છુ કે તેઓને તમે જ પુરુષો કર્યા છે તમારી શકિતને હુ શુ વર્ણવુ ? હે દેવિ ! તમે સ્ત્રી નથી, પુરુષ નથી કે નપુસક પણ નથી, આવો વિતર્ક મારા મનમા રહ્યા જ કરે છે, ( કેમ કે તમે ખુદ પરબ્રહ્મ છો, એટલે તેમા ત્રણે લિંગ છે જ નહિ ) તમે સગુણ કે નિર્ગુણ જે કોઈ છો, તે તમને નિરતર ભાવયુકત થઈ હુ નમુ છુ અને હે માતા ! છેવટે તમારા વિષે અચળ ભકિત ઈચ્છુ છુ

સૂત બોલ્યા એમ સ્તુતિ કરી રાજા (સુદ્યુમ્ન) શરણે ગયો, ત્યારે પ્રસન્ન થયેલા દેવીએ તેને પોતાના વિષેનુ સાયુજ્ય ત્યા આપ્યુ પછી એ દેવીની કૃપાથી સુદ્યુમ્ન મુનિઓને પણ દુર્લભ એવુ સ્થિર પરમ પદ પામ્યો ૧—૫૨

**सुद्युम्नस्तु तत प्राप्त पद परमक स्थिरम् ।**
**तस्या देव्या प्रसादेन मुनीनामपि दुर्लभम् ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૩ મો*

## પુરૂરવા ને ઉર્વશીનુ ચરિત્ર

સૂત ઉવાચ

**सुद्युम्ने तु दिव याते राज्य चक्रे पुरूरवा ।**
**सुगुणश्च सुरूपश्च प्रजारञ्जनतत्पर ॥ १ ॥**

સૂત બોલ્યા સુદ્યુમ્ન ( પરમપદરૂપ ) સ્વર્ગમા ગયા, ત્યારે ઉત્તમ ગુણવાળો તથા સુદર રૂપવાળો પુરૂરવા પ્રજાના રજનમા તત્પર રહી રાજ્ય કરવા લાગ્યો સર્વ ધર્મોને જાણનારો તે રાજા સુદર પ્રતિષ્ઠાનપુર નગરમા પ્રજાના રક્ષણમા તત્પર રહી સર્વથી પૂજાતો રાજ્ય કરતો હતો તેનો વિચાર અતિ ગુપ્ત રહેતો, બીજાના વિચારો તે જાણતો અને ઉત્તમ ઉત્સાહ શકિત તથા પ્રભુશકિત તેનામા હમેશા રહેતી સામ દાન વગેરે સર્વ ( ઉપાયો ) તે રાજાને વશ રહેતા અને વર્ણો તથા આશ્રમોને પોતપોતાના ધર્મમા તે સ્થિર કરતો રાજ્ય કરતો હતો તે રાજા પુષ્કળ દક્ષિણાવાળા અનેક યજ્ઞો કરતો હતો ને અદભુત દાન આપતો હતો એના રૂપ, ગુણ, ઉદારતા, સ્વભાવ, ધન તથા પરાક્રમો સાભળી વશ થયેલી ઉર્વશી ( અપ્સરા ) તે રાજાને ઈચ્છવા લાગી બ્રહ્માના શાપથી સતાપ પામેલી તે અભિમાની ઉર્વશી મનુષ્યલોકમા આવી તે રાજાને ગુણવાન માની

× આસોપાલવનુ ઝાડ કોઈ ઉત્તમ સ્ત્રીના પગના પ્રહારથી વિકસિત થવા ઈચ્છે છે, એવી લોકકહેવત છે.

– તમારા એક અશરૂપ શકિત લક્ષ્મીનો પણ આવો જે પ્રભાવ છે, તો તમારો—મૂળ પ્રકૃતિનો પ્રભાવ અતિશય અધિક હોય એમા કહેવાનુ શુ ? એ ભાવ છે

* આ અધ્યાયમા પુરૂરવા તથા ઉર્વશીનુ ઉત્તમ ચરિત્ર ચોત્રીસ શ્લોકોથી વૈરાગ્ય માટે કહેવાશે

વળી તે સમયે એ સુંદર સ્ત્રી આવી શરત કરીને ત્યાં રહી હતી કે, 'હે માન આપનારા રાજા! આ બે ઘેટાંની તમે રક્ષા કરજો હે રાજા! માત્ર કાયમી ખોરાક ઘી રહેશે, બીજું કંઈ પણ હું ખાઈશ નહિ હે મહારાજ! મૈથુન વિના બીજા સમયે હું તમને નગ્ન જોઈશ નહિ હે રાજા! આ શરત જો ભાગશો, તો તે જ સમયે હું તમને ત્યજી જઈશ, આ હું સત્ય કહું છું' રાજાએ તે સ્ત્રીનું કહેવું કબૂલ કર્યું, ત્યારે એ શરત કરીને શાપથી છૂટકારો ઈચ્છતી તે (ઉર્વશી) ત્યાં રહી હતી તે વેળા એ રાજા મદમોહિત થઈ ધર્મ કર્માદિ ત્યજી ઉર્વશીની સાથે અનેક વર્ષો સુધી લીન થઈ રમ્યા કર્યો તે રાજા અત્યંત મોહિત એવા એકચિત્ત અને તેમાં લીન મનવાળા થયા કે, જેથી તે ઉર્વશી વિના ક્ષણ પણ રહી ન શકતો એમ અનેક વર્ષોને અંતે સ્વર્ગમાં રહેતા દેવરાજ ઇંદ્રે ઉર્વશીને નહિ આવેલી જોઈ ગંધર્વોને કહ્યું કે, 'હે ગંધર્વો! તે રાજાને ઘેરથી (એ ન જાણે તે) સમયે બે ઘેટા હરી લઈ તમે બધા ઉર્વશીને અહીં લાવો જ, મારું આ સ્થાન ઉર્વશી વિના બિલકુલ શોભતું નથી, માટે ગમે તે ઉપાયે તે સ્ત્રીને તમે લાવો' એમ આજ્ઞા કરાયેલા વિશ્વાવસુ વગેરે ગંધર્વો જ્યારે અતિગાઢ અંધકાર થયો, ત્યારે ત્યાંથી જઈને રાજાને રમતો જોઈ તેમણે પેલા બન્ને ઘેટાનું હરણ કર્યું, ત્યારે આકાશમાં લઈ જવાતા એ બંને ઘેટાએ બૂમો પાડવા માંડી પોતાના પુત્ર જેવા એ ઘેટાની તે બૂમો સાંભળી ઉર્વશીએ કોપાયમાન થઈ રાજાને કહ્યું કે, 'મે આ શરત કરી હતી, છતાં હું તારા વિશ્વાસથી નાશ પામી છું ચોરોએ મારા પુત્ર સમાન આ ઘેટાને પકડ્યા છે, છતા હે રાજા! તું સ્ત્રીની પેઠે તું સૂઈ રહ્યો છે? અરેરે! પોતાને વીર માનતા નપુંસક નિર્બળ પતિથી હું મરાઈ છું, મને સદા પ્રાણ જેવા પ્રિય મારા બંને ઘેટા આજે ગયા છે' આમ વિલાપ કરતી તેને જોઈ અત્યંત મોહિત થયેલો રાજા તરત નગ્ન જ (પેલા ગંધર્વોની) પાછળ ગયો તે વખતે ગંધર્વોએ રાજાના ઘર ઉપર વીજળીને પ્રકાશિત કરી, એટલે (ત્યાંથી) ચાલી જવા ઈચ્છતી ઉર્વશીએ રાજાને નગ્ન થયેલો જોયા (બીજી તરફ) બધા ગંધર્વો ઘેટાને રસ્તામાં છોડી દઈ જતા રહ્યા, એટલે રાજાએ ઘેટાને પકડ્યા ને નગ્ન તથા થાકેલો તે પોતાને ઘેર ગયા તે સમયે ઉર્વશીને ગયેલી જોઈ અત્યંત દુઃખી થઈને તે વિલાપ કરવા લાગ્યો. સુંદર વર્ણવાળી તે સ્ત્રી તો પતિને નગ્ન જોઈ ચાલી ગઈ હતી પછી તે રાજા પોતે બૂમો પાડતો તેમાં જ ચિત્તવાળો, વિહ્વળ, શોક કરતો, પરવશ તથા કામમોહિત થઈ દેશદેશમાં ભમવા લાગ્યો આખી પૃથ્વી પર ભટકતા તેણે કુરુક્ષેત્રમાં તે સ્ત્રીને જોઈ અને તેને જોઈ અત્યંત હર્ષ પામેલા મુખવાળા તે ઉત્તમ રાજાએ આવું સુંદર વચન કહ્યું 'અરે! ઓ સ્ત્રી! તું ઊભી રહે, ઊભી રહે! ઓ ભયંકર સ્ત્રી! તારામાં મનવાળા, તને વશ થયેલા મને નિરપરાધી પતિને ત્યજી દેવા તું યોગ્ય નથી હે દેવી! તે દૂર સુધી આકર્ષેલું આ મારું શરીર (હવે) અહીં પડી જાય છે એને વરુઓ તથા કાગડા ખાઈ જશે, કેમ કે હે સુંદર માથાળાવાળી! તેં એને ત્યજી દીધું છે' એમ વિલાપ કરતા, દીન દુઃખી, થાકેલા, કામપીડિત અને અતિશય વિવશ આ રાજાને ઉર્વશી કહેવા લાગી

ઉર્વશી બોલી 'હે રાજાઓમાં સિંહ સમાન! તું મૂર્ખ છે, તારું જ્ઞાન ક્યાં ગયું છે? હે રાજા! વરુ જેવી સ્ત્રીઓની મિત્રતા ક્યાંય પણ હોતી નથી. રાજાઓએ સ્ત્રીઓ તથા ચોરો પર વિશ્વાસ ન જ કરવો જોઈએ માટે ઘેર જા સુખ ભોગવ અને મનને ખેદમુક્ત કર એમ સમજાવ્યા છતા અત્યંત મોહિત થયેલો રાજા સમજ્યા નહિ અને સ્વેચ્છાચારિણી સ્ત્રીના સ્નેહથી બંધાઈ પરમ દુઃખ પામ્યા

સૂત બોલ્યા એ પ્રમાણે ઉર્વશીચરિત્ર બધું કહ્યું આ મોટું ચરિત્ર વેદમાં વિસ્તારથી કહ્યું છે, (અહીં) મે ટૂંકમાં કહ્યું છે ૧—૩૪

**इति सर्वं समाख्यातमुर्वशीचरितं महत्।**
**वेदे विस्तरितं चैतत् सङ्क्षेपात् कथितं मया॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પ્રથમ સ્કંધ વિષે
અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો*

## શુકની ઉત્પત્તિ અને ગૃહસ્થધર્મ

सूत उवाच

**दृष्ट्वा तामसितापाङ्गीं व्यासश्चिन्तापरोऽभवत् ।**
**किं करोमि न मे योग्या देवकन्येयमप्सराः ॥१॥**

સૂત બોલ્યા શ્યામ કટાક્ષવાળી તે ઘૃતાચી અપ્સરાને જોઈ વ્યાસ ચિંતાપરાયણ થયા કે, 'હુ શુ કરુ ? આ દેવકન્યા અપ્સરા મને યોગ્ય નથી' આમ ચિંતા કરતા વ્યાસને જોઈ તે વખતે પેલી અપ્સરા 'આ મને શાપ આપશે' એમ ભયભીત થઈ પછી ભયથી ગભરાયેલી તે પોપટીનુ રૂપ કરી નીકળી ગઈ, ત્યારે વ્યાસ તો તે પક્ષિણીને જોતા વિસ્મય પામ્યા વ્યાસના દેહમા (અપ્સરાના) દર્શનથી જ કામ તો લાગુ થયો હતો તેમનુ મન અત્યત વિસ્મય પામ્યુ હતુ ને સર્વ ગાત્રોમા તે રોમાચિત થયા હતા તે મુનિ મોટા ધૈર્યથી મનને વશ કરવા લાગ્યા, છતા વિષયોમા ફેલાયેલા મનને વશ કરવા સમર્થ ન થયા અમાપ તેજવાળા વ્યાસનુ મન ઘૃતાચીએ મોહિત કરે્યુ હોઈ ઘણા પ્રકારે વશ કરાયુ, છતા ભાવિભાવને લીધે વશ ન થયુ (આખરે) અગ્નિ પ્રગટ કરવાની ઈચ્છાથી મથન કરતા તે મુનિનુ વીર્ય અરણિકાષ્ઠ ઉપર જ એકાએક પડ્યુ વ્યાસ તે એમ થયેલા વીર્યપાતને નહિ જાણી અરણીને મથ્યા જ રહ્યા, તેવામા એ વીર્યમાથી વ્યાસ જેવી આકૃતિવાળા મનો હર શુકદેવજી ઉત્પન્ન થયા અરણિમાથી ઉત્પન્ન થઈ વિસ્મય ઉપજાવતો તે બાળક યજ્ઞમા હોમદ્રવ્યથી પ્રદીપ્ત થયેલા અગ્નિની પેઠે કાતિમાન હોઈ પ્રકાશવા લાગ્યો તે પુત્રને જોઈ વ્યાસ પરમ વિસ્મય પામ્યા અને 'આ શુ' ? એમ વિચારી શિવના વરદાનથી આ તેજોમય શુકદેવ જન્મ્યા છે, એમ તેમણે તર્ક કર્યો અરણિના ગર્ભમાથી ઉત્પન્ન થયેલા શુકદેવ પણ બીજા અગ્નિની પેઠે પોતાના તેજથી અત્યત દીપવા લાગ્યા તે વખતે વ્યાસ બીજા ગાર્હપત્ય અગ્નિની પેઠે દિવ્ય તેજથી યુક્ત અને પ્રસન્ન એ પુત્રને જોઈ રહ્યા હે તાપસો ! ગગાજીએ પર્વતમાથી આવી શુકદેવજીને સ્નાન કરાવ્યુ, તે વખતે એ બાળક પર આકાશમાથી પુષ્પવૃષ્ટિ થઈ વ્યાસે તે મહાત્માના જાતકર્માદિ સસ્કાર કર્યા અને શુકજન્મસમયે દેવોના દુદુભિ—નગારા વાગવા લાગ્યા, અપ્સરાઓના સમૂહો નાચ કરવા લાગ્યા અને દર્શન કરવા ઈચ્છતા વિશ્વાવસુ, નારદ તથા તુમ્બુરુ વગેરે ગધર્વપતિઓ પ્રસન્ન થઈ ગાન કરવા લાગ્યા બધા દેવો તથા વિદ્યાધરો અરણિના ગર્ભમાથી ઉત્પન્ન થયેલા વ્યાસના એ દિવ્ય પુત્રને જોઈ પ્રસન્ન થઈને સ્તુતિ કરવા લાગ્યા હે ઉત્તમ બ્રાહ્મણો ! શુકદેવજી માટે આકાશમાથી દડ, કાળા મૃગનુ પવિત્ર ચર્મ તથા દિવ્ય કમડળુ પૃથ્વી પર પડ્યા અતિશય તેજસ્વી તે બાળક જેવો જન્મ્યો કે તરત જ મોટો થઈ ગયો, એટલે વિદ્યાવિધાન જાણનારા દિવ્ય વ્યાસે તેમને જનોઈ દીધુ ઉત્પન્ન થયા કે તરત જ એ મહાત્મા શુકદેવને રહસ્ય તથા સગ્રહ સહિત વેદો, જેમ એમના પિતાને પ્રાપ્ત થયા હતા, તેમ પ્રાપ્ત થયા હે ઉત્તમ મુનિઓ ! પુત્રની ઉત્પત્તિ સમયે ઘૃતાચી અપ્સરાનુ પોપટીનુ રૂપ (વ્યાસે) જોયુ હતું, તેથી એ પુત્રનુ 'શુક' એવુ નામ પાડ્યુ વ્યાસના પુત્ર શુકદેવજીએ બૃહસ્પતિને ગુરુ કરી વિધિપૂર્વક બ્રહ્મચર્યના વ્રતો કર્યા ગુરુગૃહે રહી રહસ્યો તથા સગ્રહ સહિત સમગ્ર વેદો તથા સર્વ ધર્મશાસ્ત્રો ભણી ગુરુને દક્ષિણા આપીને સમાવર્તન સસ્કાર પામેલા શુકમુનિ પિતા વ્યાસ પાસે આવ્યા ત્યારે શુકને આવેલા જોઈ આવેશ સાથે ઊભા થઈ વ્યાસે પ્રેમથી તેમને આલિગન કર્યું અને વારવાર તેમનુ મસ્તક સૂધ્યુ તેમ જ પવિત્ર વ્યાસે કુશળ પૂછ્યુ અને 'ઠીક અભ્યાસ કર્યો' એમ આશ્વાસન આપી શુકદેવજીને તે પવિત્ર આશ્રમમા રાખ્યા પછી વ્યાસે શુકદેવજીના વિવાહ માટે વિચાર કર્યો અને સુદર મુનિકન્યાની ઉતાવળા પૂછપરછ કરી, તેમ જ પોતાના પુત્ર શુકદેવજીને કહ્યુ કે, 'હે નિર્દોષ ! તે વેદોનો તથા બધા ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો છે, તો હવે હે મહાબુદ્ધિમાન ! તુ પત્ની કર હે પુત્ર ! ગૃહસ્થાશ્રમને સ્વીકારી તુ દેવો તથા પિતૃઓનુ પૂજન કર અને સુદર સ્ત્રી મેળવી મને કરજમાથી છોડાવ પુત્રરહિતની ગતિ નથી અને

* આ અધ્યાયમાં નિત્તેર શ્લોકોથી શુકની ઉત્પત્તિ કહેવાશે, જેમાં ગૃહસ્થનો ધર્મ પણ કર્તવ્યરૂપે કહેવાશે.

સ્વર્ગ તો નથી જ નથી, માટે હે ભાગ્યશાળી પુત્ર! તુ હવે ગૃહસ્થાશ્રમ માંડ હે શુકપુત્ર! ગૃહસ્થાશ્રમ માંડી તુ મને સુખી કર હે મહાબુદ્ધિમાન પુત્ર! મને મોટી આશા છે, તેને તુ પૂર્ણ કર મહાઘોર તપ તપી મે દેવ સમાન રૂપવાળા અને યોનિથી નહિ જન્મેલા તને મેળવ્યો છે, તો હે મહાબુદ્ધિમાન શુક! તુ પિતાનુ રક્ષણ કર '

સૂત બોલ્યા એમ કહેતા અતિશય રાગી પોતાના પિતાની પાસે જઈ શુકદેવજી તે વખતે આમ સ્પષ્ટ કહેવા લાગ્યા

શુકદેવજી બોલ્યા હે ધર્મ જાણનાર વેદવ્યાસ! તમે શુ કહો છો? હે મહાબુદ્ધિમાન! મને શિષ્યને તમે સાચો ઉપદેશ આપો હુ તમારી આજ્ઞા સપૂર્ણ કરીશ

વ્યાસ બોલ્યા હે પુત્ર! તારા માટે મે સો વર્ષ સુધી તપ કર્યુ છે અને અતિશય દુ ખથી તથા શિવના આરાધનથી તુ મળ્યો છે હે મહાબુદ્ધિમાન! કોઈ રાજા પાસે માગી હુ તને ધન આપુ, ઉત્તમ યૌવન પામી તુ સુખ ભોગવ

શુકદેવજી બોલ્યા હે પિતા! મનુષ્યલોકમા દુ ખથી મિશ્ર ન હોય એવુ કયુ સુખ છે? દુ ખથી મિશ્ર હોય તેને વિદ્વાનો સુખ કહેતા નથી હે મહાભાગ! સ્ત્રી કરી હુ તેને વશ થાઉં, તેથી પરાધીન થયેલા મને શુ સુખ થાય? તેમાયે સ્ત્રીવશ થયેલાને ખાસ સુખ શુ હોય છે? લોઢા ને લાકડા વગેરેથી બધાયેલો કદાચ છૂટો થાય, પણ સ્ત્રી—પુત્રોથી બધાયેલો કદી છૂટતો નથી વિષ્ઠા તથા મૂત્રથી શરીર ઉત્પન્ન થયેલુ છે, તે જ પ્રમાણે સ્ત્રીઓનુ શરીર પણ તેમય છે, તો હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! ક્યો વિદ્વાન પુરુષ તેમા પ્રીતિ કરવા ઇચ્છે? હે બ્રહ્મર્ષિ! હુ યોનિથી જન્મ્યો નથી, તો મારી બુદ્ધિ યોનિમા કેમ જાય? આગળ—ભવિષ્યમા પણ હુ યોનિમા જન્મ ઇચ્છતો નથી આત્માનુ અદ્ભુત સુખ છોડી હુ વિષ્ઠાનુ સુખ કેમ ઇચ્છુ? વળી આત્મામા રમનારો પુરુષ (બાહ્યસુખમા) અતિશય લોલુપ પણ ન જ થાય તમે વિસ્તરેલા વેદોનો મે પ્રથમ અભ્યાસ કર્યો હતો, પણ મે ભણેલા તે વેદો હિંસામય અને કર્મમાર્ગમા જોડનારા છે મે બૃહસ્પતિ ગુરુ મેળવ્યા, પરતુ તે પણ ઘરરૂપી સમુદ્રમા ડૂબેલા અને અવિદ્યાથી ઘેરાયેલા હૃદયવાળા છે, જેથી તે (બીજાને) તારવા કેમ સમર્થ થાય? જેમ રોગથી ઘેરાયેલો વૈદ્ય બીજાના રોગની ચિકિત્સા કરે તેમ મુમુક્ષુ મારા ગુરુ આ (ગૃહસ્થ બન્યા) તે (ખરેખર) ફજેતી છે (આ ત્રાસને લીધે જ) ગુરુને પ્રણામ કરી હુ તમારી પાસે આવ્યો છુ, તો સસારરૂપ સર્પથી ત્રાસેલા મને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરી બચાવો મહાઘોર આ સસારમા નક્ષત્રમડળની પેઠે ભમ્યા કરવુ પડે છે જેમ સૂર્યને દિવસે કે રાત્રે વિશ્રાતિ નથી, તેમ (જીવને પણ) વિશ્રાતિ નથી હે તાત! આત્મતત્ત્વના વિચારથી જુદુ કયુ સુખ સસારમા છે? મૂઢ મનુષ્યોને (વિષયમા) જે સુખબુદ્ધિ થાય છે, તે તો વિષ્ઠાના કીડાને જેવુ સુખ થાય છે તેવુ છે જેઓ વેદશાસ્ત્રો ભણી સસારમા રાગી થાય છે તેઓથી બીજા કોઈ મૂર્ખ નથી, અને તેઓ કૂતરા, ઘોડા તથા ડુક્કરો જેવા છે દુર્લભ મનુષ્યપણુ પામી વેદશાસ્ત્રો ભણીને મનુષ્ય જો સસારમા બધાય તો કયો મુક્ત થાય? લોકમા ક્યાયે આથી ઘણુ જ વધારે અદ્ભુત કે આશ્ચર્ય નથી કે, પડિત થઈને પણ જે પુત્ર, સ્ત્રી તથા ઘરમા આસક્ત થાય! જે મનુષ્ય માયાના ત્રણ ગુણો વડે સસારમા બધાતો નથી, તે વિદ્વાન છે તે જ બુદ્ધિમાન અને તે શાસ્ત્રોનો પાર પામેલો છે આ સસારમા (ઊલટુ) મજબૂત બાધનાર વ્યર્થ ભણવાથી શુ? (તેવુ ભણે તો યે શુ?) જે સસાર બાધનથી જલદી છોડાવે તે જ ભણવુ જોઈએ જે કારણથી પુરુષને પકડી—જકડી રાખે છે, તે જ કારણથી (ઘરને) 'ગૃહ' કહ્યુ છે તે કેદખાનામા સુખ ક્યા છે? માટે હે પિતા! તેથી હુ નાસુ છુ જેઓ મૂર્ખ, મદ બુદ્ધિવાળા અને દૈવ વડે લૂટાયા કે ઠગાયા છે, તેઓ જ મનુષ્યજન્મ પામી ફરી બાધનમા ફસાય છે

વ્યાસ બોલ્યા ઘર એ કેદખાનુ કે બધનનુ કારણ નથી જે મનુષ્ય મનથી મુક્ત છે તે ગૃહસ્થ હોય તોપણ મુક્ત જ છે ન્યાયથી મેળવેલા ધનવાળો, વેદોક્તકર્મોને વિધિપૂર્વક અનુક્રમે કરતો, શ્રાદ્ધ કરતો ને સત્ય બોલતો પવિત્ર ગૃહસ્થ પણ મુક્ત થાય છે બ્રહ્મચારી, સન્યાસી કે વ્રતમા રહેલો વાનપ્રસ્થ હમેશા બપોર થયા પછી ગૃહસ્થને સેવે છે—ગૃહસ્થ પાસે ભિક્ષા લેવા આવે છે

ધર્મમા રહેનારા ગૃહસ્થાશ્રમવાસીઓ શ્રદ્ધાપૂર્વક અન્નદાન તથા સત્ય વાણી વડે ( અન્ય સર્વનો ) ઉપકાર કરી શકે છે ગૃહસ્થાશ્રમથી શ્રેષ્ઠ ધર્મ જોયો નથી ને સાભળ્યો પણ નથી, ( માટે જ ) વસિષ્ઠાદિ જ્ઞાની આચાર્યોએ તેનો આશ્રય કર્યો છે હે મહાભાગ ! વેદોક્ત કર્મ કરનારને શુ અસાધ્ય છે ? સ્વર્ગ, મોક્ષ કે ઉત્તમ જન્મ જે કઈ ઈચ્છે છે તે તેને મળે છે ધર્મવેત્તાઓ કહે છે કે, આશ્રમમાથી આશ્રમમા જવુ, માટે તુ અગ્નિહોત્ર લઈ આળસરહિત થઈ કર્મો કર હે ધર્મ જાણનાર પુત્ર ! દેવો, પિતૃઓ તથા મનુષ્યોને વિધિ પ્રમાણે તૃપ્ત કરી, પુત્રને ઉત્પન્ન કરી, તેને ગૃહસ્થાશ્રમમા જોડી, ઘર છોડી વનમા જઈ વાન પ્રસ્થાશ્રમ સ્વીકારી તુ ઉત્તમ વ્રત કરજે અને પછી સન્યાસ લેજે હે મહાભાગ ! ઇન્દ્રિયો મદ ઉપજાવનારી છે, એ વાત અત્યત નક્કી થયેલી છે જે પુરુષ સ્ત્રીરહિત હોય તેની મન સહિત પાચે ઇદ્રિયો ખરાબ પરિણામ લાવનારી છે. માટે હે મહાબુદ્ધિમાન ! ઈન્દ્રિયોને જીતવા સારુ સ્ત્રી કરવી જોઈએ વૃદ્ધાવસ્થામા તપ કરવુ એમ શાસ્ત્રવચન છે હે મહાભાગ ! ત્રણ હજાર વર્ષ સુધી નિરાહાર અને જિતેન્દ્રિય રહી અતિકઠિન તપ કરીને ( પણ ) મહાતેજસ્વી વિશ્વામિત્ર મોહિત થયા હતા અને મેનકા સાથે વનમા રહ્યા હતા તેમના વીર્યથી શકુતલા નામની પવિત્ર પુત્રી જન્મી હતી મારા પિતા પરાશરે હોડીમા બેસી મચ્છીમારની કાળી પુત્રીને જોઈ કામબાણથી પીડાઈને તે કન્યાને પકડી હતી બ્રહ્મા પણ પોતાની પુત્રીને જોઈ કામબાણથી અત્યત પીડાઈને બેભાન બની ( તેની પાછળ ) દોડયા હતા, ત્યારે શકરે તેમને અટકાવ્યા હતા, માટે તુ પણ કલ્યાણકારી ને હિતકારક મારુ વચન માન અને સત્કુળમા જન્મેલી કન્યા પરણીને વેદમાર્ગનો આશ્રય કર ૧–૭૦

तस्मात्त्वमपि कल्याणं कुरु मे वचनं हितम् ।
कुलजां कन्यकां वृत्वा वेदमार्गं समाश्रय ॥७०॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કન્ધ વિષે અધ્યાય ૧૪ મો સમાપ્ત

# અધ્યાય ૧૫ મો*

## શુકદેવનો વૈરાગ્ય ને દેવીના વિષ્ણુને ઉપદેશ

श्रीशुक उवाच

नाहं गृहं करिष्यामि दु खदं सर्वदा पितः ।
वागुरासदृशं नित्यं बन्धनं सर्वदेहीनाम् ॥ १ ॥

શ્રીશુકદેવજી બોલ્યા હે પિતા ! સર્વકાળ દુ ખ દાયી અને સર્વ પ્રાણીઓની જાળની પેઠે કાયમી બધનરૂપ ઘર હુ નહિ કરુ હે તાત ! ધનની ચિતાથી આતુર મનુષ્યોને કયા સુખ છે ? નિર્ધન લાલચુ મનુષ્યો સ્વજનો વડે ( પણ ) પીડાય છે નિસ્પૃહ ભિક્ષુક જેવો સુખી છે, તેવો ઇદ્ર પણ સુખી નથી ત્રણે લોકનો વૈભવ હોય છતા જો ઇદ્ર સુખી નથી, તો સસારમા બીજો કોણ સુખી હોય ? તપ કરતા તપસ્વીને જોઈ ઇદ્ર દુ ખી થાય છે અને તેને અનેક જાતના વિઘ્નો કરે છે બ્રહ્મા પણ સુખી નથી અને વિષ્ણુ પણ સુદર લક્ષ્મીને મેળવી નિરતર અસુરો સાથે સગ્રામોથી ખેદ પામે છે લક્ષ્મીના પતિ શ્રીમાન વિષ્ણુ મોગ યત્નો કરે છે અને કઠિન તપ કરે છે, તો પછી મોટુ સુખ કોને હોય ? શકર પણ સદાય દુ ખી જ છે, એ હુ જાણુ છુ તે તપશ્ચર્યા કર્યા કરે છે અને હમેશ દૈત્યો સાથે લડે છે હે તાત ! ધનવાન પણ લાલચુ હોઈ કદી સુખે સૂતો નથી, તો પછી નિર્ધન મનુષ્ય તો સુખ કેમ પામે ? હે મહાભાગ ! તમે જાણો છો છતા પોતાના વીર્યથી જન્મેલા પુત્રને સદા દુ ખદાયી મહાઘોર સસારમા કેમ જોડો છો ? જન્મ દુ ખરૂપ છે, વૃદ્ધાવસ્થા દુ ખરૂપ છે, મરણમા દુ ખ છે અને વિષ્ઠા તથા મૂત્રમય ગર્ભવાસમા પણ દુ ખ છે, તૃષ્ણા તથા લોભથી થનારુ દુ ખ તેનાથી પણ ચડિયાતુ છે અને હે માન આપનારા ! યાચનામા મરણથી પણ ઘણુ વધારે દુ ખ છે બ્રાહ્મણો પ્રતિગ્રહરૂપ ધનવાળા હોય છે, બુદ્ધિ કે બળ ઉપર જીવનારા હોતા નથી પારકી આશા રાખવી તે મોટુ દુ ખ છે અને દરરોજ મરણ થવારૂપ છે બધા વેદો તથા સમગ્ર શાસ્ત્રો ભણી પડિતોએ ધનવાનોને ઘેર જઈ

* આ અધ્યાયમા સત્તર શ્લોકથી શુકદેવનો વૈરાગ્ય તથા શ્રીદેવીએ વિષ્ણુને કરેલો ઉપદેશ કહેવાશે.

બધી રીતે તેમની સ્તુતિ જ કરવાની હોય છે એક પેટની શી ચિંતા ? તે તો પાદડા, મૂળ, ફળ વગેરે હરકોઈ ઉપાયે સતોષથી ભરી શકાય છે સ્ત્રી, પુત્રો તથા પૌત્રો એમ મોટુ કુટુબ થાય, ત્યારે તેઓના પેટ ભરવાનુ મોટુ દુ ખ થાય છે, તો હે પિતા ! અદ્ભુત સુખ કયા છે ? હે તાત ! તમે મને યોગશાસ્ત્ર તથા સુખદાયક જ્ઞાનશાસ્ત્ર કહો પણ આખાય કર્મકાડમા હુ કદી આનદ પામતો નથી માટે કર્મના નાશનો ઉપાય તમે મને કહો કે જેથી પ્રારબ્ધ, સચિત તથા વર્તમાન એ ત્રણે પ્રકારના અવિદ્યાથી થતા કર્મો નાશ પામે જળોની પેઠે સ્ત્રી હમેશ લોહી પી રહી છે, પણ તેની ભાવચેષ્ટાઓથી મોહિત થયેલો મૂર્ખ માણસ સમજતો નથી, વીર્યરૂપી ધનને સ્ત્રી ભોગો વડે હરી લે છે, કપટી ભાષણોથી સપૂર્ણ ધન તથા મન હરી લે છે, એમ બધુ સ્ત્રી લઈ લે છે, તો પછી તેના જેવો બીજો ચોર કોણ છે ? દૈવ વડે ઠગાયેલો મૂર્ખ મનુષ્ય નિદ્રાના સુખનો નાશ કરવા સ્ત્રીને પરણે છે, આમ સ્ત્રી પરણવી તે દુ ખ માટે છે, સુખ માટે નથી

સૂત બોલ્યા શુકદેવજીના એવા વાક્યો સાભળી વ્યાસ 'હવે હુ સશય વિનાનુ શુ કરુ ' એમ મોટી ચિંતા પામ્યા તેમના નેત્રમાથી દુ ખના આસુ ઝરવા લાગ્યા, શરીરમા કપ થયો તથા મન ઉદાસ થયુ એમ શોક કરતા, દીન તથા શોકથી પ્રાપ્ત પોતાના પિતા વ્યાસને જોઈ વિસ્મયથી વિકસિત નેત્રે શુકદેવજી ( મનમા ) કહેવા લાગ્યા 'અહો ! માયાનુ બળ ઉગ્ર છે ! જે વેદાતના કર્તા, સર્વજ્ઞ તથા સમાન પ્રમાણભૂત વાક્યોવાળા પડિત વ્યાસને ( પણ ) મોહ પમાડે છે ! તે માયા કઈ છે તે હુ જાણી શકતો નથી શુ તે અત્યત આકરી હશે ? કે સત્યવતીના પુત્ર વિદ્વાન વ્યાસને પણ મોહ પમાડી રહી છે ! પુરાણોના જે વક્તા, ભારતના રચનાર અને વેદોના વિભાગકર્તા છે તે પણ મોહ પામ્યા છે ! જગતને જે મોહ પમાડે છે, તે દેવીને હુ શરણે જાઉ છુ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરેને પણ જેણે મોહ પમાડ્યા છે, તો પછી બીજાઓની તો વાત જ શી ? માયા વડે જે મોહ નથી પામતો એવો ત્રણે લોકમા કોઈ પણ છે ? ( નથી જ,) કારણ કે પૂર્વકાળના બ્રહ્મા, વિષ્ણુ તથા શકર વગેરે પણ મોહ પામ્યા છે અહો ! દેવીનુ બળ તથા પરાક્રમ આશ્ચર્યકારક નિર્માણ થયા છે સર્વજ્ઞ ઈશ્વર, પ્રભુ પણ માયા વડે જ વશ કરાયા છે. પૌરાણિકો કહે છે કે, વ્યાસ વિષ્ણુના અશથી જન્મ્યા છે, તે પણ વહાણ ભાગી ગયેલા વાણિયાની પેઠે મોહરૂપી સમુદ્રમા ડૂબી જઈ સામાન્ય મનુષ્યની પેઠે આજે પરવશ થઈ આસુ પાડે છે અહો ! આ માયાનુ બળ પડિતોથી પણ છોડવુ મુશ્કેલ છે આ કોણ છે ? હુ કોણ છુ ? પાચ ભૂતોરૂપ આ શરીરમા પિતા તથા પુત્રની વાસના કેમ થાય છે ? આ કેવો ભ્રમ છે ? ખરેખર, આ માયા અતિબળવાન છે, જે માયાવીઓને પણ મોહ પમાડનારી છે, જેના વડે હારી ગયેલા બ્રાહ્મણ વ્યાસ પણ રડે છે

સૂત બોલ્યા સર્વ કારણોનુ કારણ અને બ્રહ્માદિ સર્વ દેવોની માતા તથા ઈશ્વરી તે દેવીનેન મસ્કાર કરી અરણિકાષ્ઠથી જન્મેલા શુકદેવજી શોકસમુદ્રમા ડૂબેલા અને દીન થયેલા પિતા વ્યાસને હેતુવાળુ શુભ વચન કહેવા લાગ્યા - 'હે પરાશરના પુત્ર ! હે મહાભાગ ! સ્વામિન્ ! તમે સર્વને બોધ આપનારા છો, છતાં સામાન્ય અજ્ઞાની મનુષ્યની પેઠે શોક કેમ કરો છો ? આજે હુ તમારો પુત્ર છુ, પણ હુ નથી જાણતો કે પૂર્વજન્મમા હુ કોણ હતો ને તમે કોણ હતા ? હે મહાભાગ ! તમારા જેવા મહાત્મા વિષે આવી ભ્રાતિ શી ? ધૈર્ય ધરો, બોધ પામો, મનને ખેદયુક્ત ન કરો હે મહાબુદ્ધિમાન ! આ બધુ મોહજાળ માની શોક છોડો ખોરાકથી ભૂખ દૂર થાય છે, પુત્રના દર્શનથી થતી નથી પાણી પીવાથી તરસ છીપે છે, પુત્રને જોવાથી છીપતી નથી જ ઘ્રાણેન્દ્રિયનુ સુખ સુગધથી મળે છે, કર્ણેન્દ્રિયનુ સુખ સાભળવાથી મળે છે, સ્ત્રીનુ સુખ સ્ત્રીથી પ્રાપ્ત થાય છે, પણ હુ પુત્ર તમને શુ ( સુખી ) કરવાનો છુ ? અજીગર્ત ( નામના ) બ્રાહ્મણે યજ્ઞ માટે નરપશુને ઈચ્છતા હરિશ્ચદ્ર રાજાને પોતાનો પુત્ર પણ કિંમત લઈ આપી દીધો હતો, માટે સુખોનું સાધન ધન છે અને ધનથી સુખસગ્રહ થઈ શકે છે, તેથી જો લોભ હોય તો ધન મેળવો, હુ પુત્ર શુ કરવાનો છુ ? હે મહાબુદ્ધિમાન ! તમે મને બુદ્ધિથી બોધ આપો, તમે દૈવજ્ઞ છો; જેથી હે મુનિ ! હુ ગર્ભવાસના

ભયથી છૂટી જાઉં હે નિર્દોષ ! આ કર્મભૂમિ પર મનુષ્યજન્મ દુર્લભ છે અને તેમા પણ ઉત્તમ કુળમા બ્રાહ્મણપણુ દુર્લભ છે સસારની વામતાજાળમા દાખલ થયેલી અને વૃદ્ધોને અનુસરનારી 'હુ બધાયો છુ' એવી મારી બુદ્ધિ ચિત્તમાથી ખસતી નથી

સૂત બોલ્યા અમાપ બુદ્ધિવાળા પુત્ર શુકદેવે એમ કહેલા વ્યાસે તે વખતે ચોથા આશ્રમમા મન વાળા શાત શુકદેવજીને કહ્યુ

વ્યાસ બોલ્યા હે મહાભાગ્યશાળી પુત્ર ! અતિ વિસ્તાર વિનાનુ છના વેદતુલ્ય પવિત્ર મે રચેલુ ભાગ વતપુરાણ તુ ભણ તેમા બાર સ્કધો છે, પાચ લક્ષ ણોથી તે યુક્ત છે અને સર્વ પુરાણોના ભૂષણરૂપે મને તે માન્ય છે હે મહાબુદ્ધિમાન ! જે ભાગવત માત્ર સાભળવાથી સત્ (બ્રહ્મ) તથા અસત્ (જગત)રૂપ વસ્તુનુ જ્ઞાન તથા વિજ્ઞાન થાય છે, તેને તુ ભણ વડના પાદડા પર સૂતેલા બાલમુકુદસ્વરૂપ વિષ્ણુ 'ક્યા દ્રવ્યથી શા માટે મને બાળભાવે સર્જ્યો છે ?' આમ વિચારતા હતા એ વખતે મુકુદ મહાત્માને ભગવતીએ અર્ધા શ્લોકથી સમગ્ર તાત્પર્યાર્થ સમ જાવી દેતુ આ વાક્ય કહ્યુ હતુ

'सर्वं खल्विदमेवाहं नान्यदस्ति सनातनम् ।

'આ સર્વ હુ જ છુ, બીજુ સનાતન (ચૈતન્ય) નથી ' તે વચનને વિષ્ણુએ પ્રથમ તો મનમા સારી રીતે સમજી લીધુ અને પછી મનથી વિચાર્યુ કે, 'આ સત્ય વાણી કોણે કહી ? આ વાણી બોલનાર સ્ત્રી, પુરુષ કે નપુસક છે, એમ હુ શી રીતે જાણુ ?' એમ વિચારતા તેમણે (એ અર્ધાશ્લોકરૂપ) ભાગ વતને હૃદયમા જપવા માડયુ, અને તેમા ચિત્ત સ્થાપી દેતા તેમણે વડના પાદડા પર સૂતા સૂતા વારવાર તે ઉચ્ચારવા માડયુ અને (તેનુ જ) ચિંતન તે કરવા લાગ્યા તે વખતે ચાર ભુજાઓવાળા, શખ, ચક્ર, ગદા ને પદ્મરૂપી શ્રેષ્ઠ આયુધો ધારણ કરતા, દિવ્ય વસ્ત્રો પહેરેલા, દિવ્ય ભૂષણોથી શણગારેલા, પોતાની વિભૂતિઓરૂપ સમાન સખીઓથી યુક્ત, સુદર શાત મુખવાળા, શાત અને કલ્યાણકારી ભગવતી મહા લક્ષ્મી દેવી મદ હાસ્ય કરતા અમાપ તેજવાળા વિષ્ણુ આગળ પ્રકટ થયા

સૂત બોલ્યા કમળ સમાન નેત્રોવાળા વિષ્ણુ તે જળમા નિરાધાર રહેલા તે સુદર દેવીના દર્શન કરી હૃદયમા વિસ્મય પામ્યા એ મહાદેવીની સર્વ બાજુ રતિ, ભૂતિ, બુદ્ધિ, મતિ, કીર્તિ, સ્મૃતિ, ધૃતિ, શ્રદ્ધા, મેધા, સ્વધા, સ્વાહા, સુધા, નિદ્રા, દયા, ગતિ, તુષ્ટિ, ક્ષમા, લજ્જા, જૃભા તથા તદ્રા નામની જુદી જુદી શક્તિઓ ઊભી હતી એ બધી શક્તિઓ શ્રેષ્ઠ આયુધો ધારણ કરતી, જાતજાતના આભૂષણોથી શણગાર- યેલી, કલ્પવૃક્ષોની માળાઓથી વ્યાપ્ત અને મોતીના હારથી શોભાયમાન હતી જનાર્દન વિષ્ણુ તે એક સમુદ્રરૂપ થયેલા જળમા દેવીને તથા શક્તિઓને જોઈ વિસ્મયથી વ્યાપ્ત હૃદયવાળા થયા એ રીતે જેમણે માયાના દર્શન કર્યા હતા તે સર્વાત્મા વિષ્ણુ અત્યત વિસ્મય પામી વિચારવા લાગ્યા 'આ બધી સ્ત્રીઓ ક્યાથી જન્મી અને હુ આ વડરૂપી શય્યામા ક્યાથી આવ્યો ? આ એક ઘોર સમુદ્રમા વડ કઈ રીતે ઉત્પન્ન થયો અને અહીં મને સુદર આકૃતિવાળો બાળક કોણે બનાવી મૂક્યો ? આ મારી માતા તો નહિ હોય ? અથવા કોઈ પણ દુર્ઘટ માયા છે કે શુ ? ક્યા કારણે આજે કોઈએ આ દર્શન દીધુ છે ! અહીં મારે શુ બોલવુ ? મારે ક્યાય જવુ કે નહિ ? અથવા સાવધાન રહી બાલપણાથી મૌન ધરીને રહેવુ ?' ૧—૬૭

किं मया चात्र वक्तव्यं गन्तव्यं वा न वा क्वचित् ।
मौनमास्थाय तिष्ठेयं बालभावादतन्द्रितः ॥६७॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે અધ્યાય ૧૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૬ મો*

### દેવીનું ભાષણ અને શુકને પુરાણનો ઉપદેશ

व्यास उवाच

दृष्ट्वा तं विस्मितं देवं शयानं वटपत्रके ।
उवाच सस्मितं वाक्यं विष्णो किं विस्मितो ह्यसि ॥१॥

વ્યાસ બોલ્યા વડના પાદડા પર સૂતેલા તે દેવને વિસ્મય પામેલા જોઈ, દેવીએ મદહાસ્ય સાથે વાક્ય કહ્યુ 'હે વિષ્ણુ ! તમે વિસ્મય કેમ પામ્યા છો ? પ્રથમ જગતની સૃષ્ટિ સમયે તથા પ્રલય વખતે વાર

* આ અધ્યાયમાં દેવીના ભાષણપૂર્વક શુકદેવજીને આ પુરાણનો ઉપદેશ કર્યો, એ કથા એકસઠ શ્લોકોથી કહેવાશે.

વાર ઉત્પન્ન થઈ તમે મહાશક્તિના પ્રભાવથી મને ભૂલી ગયા છો તે પરાશક્તિ નિર્ગુણ છે અને તમે તથા હુ સગુણ છીએ જે સાત્ત્વિકી શક્તિ છે, એને તમે મારી શક્તિ જાણો તમારા નાભિકમળમાથી પ્રજાપતિ બ્રહ્મા ઉત્પન્ન થશે અને તે રજોગુણથી યુક્ત હોઈ સર્વ લોકને રચશે તે બ્રહ્મા એ વેળા તપ કરી સર્વોત્તમ શક્તિ પામીને રજોગુણથી લાલ રગના ત્રણ જગતને ઉત્પન્ન કરશે ગુણો સહિત પાચ ભૂતોને ઉત્પન્ન કરી મહાબુદ્ધિમાન તે બ્રહ્મા મનને, ઇદ્રિયોને તથા ઇદ્રિયોના દેવોને ચારે બાજુથી ઉત્પન્ન કરશે, પછી સૃષ્ટિને રચશે માટે તે વિશ્વના કર્તા કહેવાય છે, અને હે મહાભાગ ! તમે આ જગતનુ પાલન કરનાર કહેવાઓ છો તે બ્રહ્માને ક્રોધ થતા તેમની બન્ને ભ્રૂકુટિના મધ્યભાગમાથી રુદ્ર ઉત્પન્ન થશે અને તે પણ મહાઘોર તપ કરી તામસી શક્તિ પામીને કલ્પના અતે જગતનો સહાર કરશે હે મહા બુદ્ધિમાન ! તે સૃષ્ટિ આદિના નિમિત્તે હુ તમારી પાસે આવી છુ, તમે મને સાત્ત્વિકી શક્તિ જાણો હે મધુ સૂદન ! હુ હમેશ તમારી પાસે રહીશ અને તમારા હૃદયમા કાયમ વાસ કરીશ '

વિષ્ણુ બોલ્યા હે દેવિ ! પહેલા સ્પષ્ટ અક્ષરો વાળો જે અર્ધો શ્લોક મે સાભળ્યો હતો, તે કોણે કહ્યો હતો ? હે સુદર નિતબોવાળા ! તે પરમ કલ્યાણ કારી રહસ્યરૂપ છે તે તમે મને કહો હે સુદર મુખ વાળા ! એ મને સશય છે, જેમ નિર્ધન મનુષ્ય દ્રવ્યને સભારે છે, તેમ હુ વારવાર તે અર્ધા શ્લોકનુ સ્મરણ કરુ છુ

વ્યાસ બોલ્યા વિષ્ણુનુ તે વચન સાભળી મદ હાસ્યયુક્ત મુખવાળા તથા સુદર હાસ્ય કરતા મહા લક્ષ્મીએ એ પરમ પ્રેમથી વચન કહ્યુ

મહાલક્ષ્મી બોલ્યા હે વિષ્ણુ ! તમે મારુ વચન સાભળો ચાર ભુજાઓવાળી હુ સગુણ છુ તમે મને જાણો છો, પણ સગુણસ્વરૂપના સ્થાનરૂપ નિર્ગુણ દેવીને તમે જાણતા નથી હે મહાભાગ ! તે નિર્ગુણ મહાદેવીએ અર્ધો શ્લોક પ્રકટ કર્યો હતો, એમ તમે જાણો જે શ્લોક પવિત્ર ભાગવત નામનો વેદના સારરૂપ તથા શુભકારક છે, એમ તમારે જાણવુ હે શત્રુઓનો નાશ કરનાર ! તમારા પર દેવીની મોટી કૃપા છે, એમ હુ માનુ છુ હે સુવ્રત ! જેમણે તમારું હિત કરવા પરમ ગુહ્ય રહસ્ય કહ્યુ છે સર્વ શાસ્ત્રોના સારરૂપ અને મહાવિદ્યાએ પ્રકાશેલુ તે ( અર્ધશ્લોકાત્મક ભાગવત ) ચિત્તમા સર્વકાળ રાખવુ ને કદી ભૂલવુ નહિ ત્રણે જગતમા એનાથી બીજુ કઈ જાણવા જેવુ નથી તમે દેવીને પ્રિય છો, તેથી તેમણે તે ( ભાગવતરૂપ ) વચન કહ્યુ છે

વ્યાસ બોલ્યા મહાલક્ષ્મી દેવીનુ તે વચન સાભળી ચાર ભુજાઓવાળા વિષ્ણુએ તે( અર્ધ શ્લોકાત્મક ભાગવત )ને સર્વોત્તમ મત્રરૂપ માની નિત્ય હૃદયમા ધરી રાખ્યુ છે પછી કેટલાક કાળે તેમના નાભિકમળમાથી જન્મેલા બ્રહ્મા ( મધુ—કૈટભ ) દૈત્યોના ભયથી ત્રાસ પામી વિષ્ણુને શરણે ગયા હતા પછી ભગવાન વિષ્ણુએ મોટુ યુદ્ધ કરી તે મધુકૈટભને મારી, સ્પષ્ટ અક્ષરોવાળો તે અર્ધશ્લોક જપવા માડયો હતો, ત્યારે કમળમા જન્મેલા દેવ બ્રહ્માએ વાસુદેવને જપ કરતા જોઈ પરમ પ્રસન્ન થઈ તે કમલાપતિ—વિષ્ણુને પૂછ્યુ 'હે દેવેશ્વર ! તમે શુ જપો છો ? તમારાથી પણ અધિક કોણ છે, જેનુ સ્મરણ કરી હે કમલનયન જગદીશ્વર ! તમે પ્રસન્ન થયા છો ?'

વિષ્ણુ બોલ્યા હે મહાભાગ ! મારામા ને તમારામા જે શક્તિ ક્રિયા તથા કારણરૂપ છે, તે મગળ સ્વરૂપ ભગવતીનો તમે વિચાર કરો આ મહાસમુદ્રમા જેના આધારે સર્વ જગત રહ્યુ છે, જે મહાશક્તિ સાકાર, અમાપ અને સનાતની છે અને જેના વડે સ્થાવર—જગમ આ જગત સરજાય છે, તે આ મહાશક્તિ પ્રસન્ન થઈને મનુષ્યોને વરદાન દેનારા તથા મુક્તિ માટે થાય છે વળી તે જ શક્તિ મુક્તિનુ કારણ શ્રેષ્ઠ વિદ્યા છે, અને તે જ સર્વ ઈશ્વરોના ઈશ્વરી સસારમા બધનનુ કારણ પણ છે હુ, તમે તથા આખુય જગત તે ચૈતન્યશક્તિથી જન્મીએ છીએ 'હે નિર્દોષ બ્રહ્મા ! તેમા તમારે સર્વકાળ સદેહ ન કરવો તે દેવીએ અર્ધા શ્લોકથી જે ભાગવતમા કહ્યુ છે, તેનો વિસ્તાર દ્વાપરયુગના આદિમા તથા સત્યયુગમા થશે *

* અહીં આટલું વિશેષ સમજવું કે દ્વાપરયુગના આદિમાં વ્યાસે કરેલો અને સત્યયુગમાં બ્રહ્માએ કરેલો વિસ્તાર થશે.

વ્યાસ બોલ્યા પછી વિષ્ણુના નાભિકમળમાથી જન્મેલા બ્રહ્માએ વિષ્ણુ પાસેથી તે (અર્ધશ્લોકાત્મક) ભાગવતપુરાણ ગ્રહણ કર્યું અને તે બ્રહ્માએ અમાપ બુદ્ધિવાળા પુત્ર નારદને તે કહ્યુ, તેમ જ મુનિ નારદે પૂર્વે તે મને આપ્યુ હતુ અને મે બાર સ્કધના વિસ્તારવાળુ આ પૂર્ણ કર્યુ છે હે મહાભાગ ! તે વેદ તુલ્ય તુ ભણ , જે પાચ લક્ષણોથી યુક્ત, દેવીના ઉત્તમ ચરિત્રરૂપ, તત્ત્વજ્ઞાનના રસથી યુક્ત, સર્વમા ઉત્તમોત્તમ, ધર્મશાસ્ત્ર સમાન, પવિત્ર વેદના અર્થથી વધેલુ, વૃત્રાસુરવધના આખ્યાનવાળુ, અનેક આખ્યાનો તથા કથાઓથી ભરપૂર, બ્રહ્મવિદ્યાના ખજાનારૂપ અને સસારસમુદ્રથી તારનારુ છે હે મહાભાગ ઉત્તમ પુરુષ ! તુ યોગ્ય અને અતિશય બુદ્ધિમાન છે, માટે પવિત્ર ભાગવત નામનુ પુરાણ ગ્રહણ કર એ અઢાર હજાર શ્લોકોનો તુ સગ્રહ કર, જે અજ્ઞાનનો નાશ કરનાર, દિવ્ય તથા જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય કરનાર છે આ પુરાણ સાભળનારાઓ તથા પાઠ કરનારાઓને સુખ આપનાર, શાતિ આપનાર, ધન આપનાર, લાબુ આયુષ્ય કરનાર, કલ્યાણસ્વરૂપ તથા પુત્રપૌત્રોની વૃદ્ધિ કરનાર છે મારો ધર્માત્મા શિષ્ય લોમહર્ષણ–પુત્ર આ સૂત તારી સાથે આ શુભ પુરાણ સહિતા ભણશે

સૂત બોલ્યા એમ તે વ્યાસે પોતાના પુત્રને તથા મને આ પુરાણ કહ્યુ હતુ અને મે પણ અતિ વિસ્તારવાળુ તે આખુ ય પુરાણ ગ્રહણ કર્યુ હતુ શુકદેવજી તો બીજા સનત્કુમાર જેવા હતા, તે આ પુરાણ ભણી વ્યાસના આશ્રમમા રહ્યા, પણ તેમનુ ચિત્ત સન્યાસમા આસક્ત હતુ, તેથી તે શાતિ ન પામ્યા તે એકાતસેવન કરતા, ગાડાઘેલા અને શૂન્ય જેવા જણાતા, ખૂબ ખાવામા આસક્ત ન થતા તેમ ઉપવાસ પરાયણ પણ ન રહેતા શુકદેવજીને એમ ચિંતાથી વ્યાપ્ત જોઈ વ્યાસે તે પુત્ર પ્રત્યે કહ્યુ ‘ હે માન આપનારા પુત્ર ! તુ કાયમ શુ વિચારે છે ? કયા કારણથી વ્યગ્ર છે ? કરજથી ઘેરાયેલા નિર્ધનની પેઠે કાયમ કોના ધ્યાનમા તત્પર રહે છે ? હે પુત્ર ! હુ પિતા હયાત છતા તને શી ચિતા છે ? જેવી ઈચ્છા થાય તેવા સુખ ભોગવ મનમા રહેલો શોક ત્યજી દે શાસ્ત્રોક્ત જ્ઞાનનુ ચિંતન કર અને અનુભવજ્ઞાનમા બુદ્ધિ રાખ. હે ઉત્તમ વ્રતવાળા પુત્ર ! મારા વચનથી જો તને શાતિ થતી ન હોય, તો જનક રાજાએ રક્ષેલી મિથિલાનગરીમા તુ જા હે મહાભાગ ! તે જનકરાજા ધર્માત્મા, દેહાભિમાનથી રહિત અને સત્યનો સમુદ્ર છે, તે તારા મોહનો નાશ કરશે હે પુત્ર ! તે રાજા પાસે જઈ તુ તારો સદેહ દૂર કર અને વર્ણાશ્રમોના ધર્મ તુ તેને બરાબર પૂછ તે રાજર્ષિ જીવન્મુક્ત, બ્રહ્મજ્ઞાનમા બુદ્ધિવાળો, પવિત્ર, સત્યવક્તા, અતિશય શાત, યોગી અને સદા યોગપ્રિય છે ’

સૂત બોલ્યા અમાપ તેજવાળા વ્યાસનુ તે વચન સાભળી અરણિકાષ્ઠથી જન્મેલા મહાતેજસ્વી શુકદેવજી તેમને કહેવા લાગ્યા ‘ હે ધર્માત્મા ! મારા ચિત્તમા તો હમણા આ દભ લાગે છે કે, જે જીવન્મુક્ત વિદેહ છતા હર્ષયુક્ત થઈ રાજ્ય કરે છે !* હે પિતા ! આ જનક રાજા વાઝણીના પુત્ર જેવો જણાય છે, કારણ કે વિદેહ છતા તે રાજ્ય કરે છે, આ મને અદ્ભુત સદેહ છે રાજાઓમા શ્રેષ્ઠ તે વિદેહ રાજાને હુ જોવા ઇચ્છુ છુ જેમ કમળનુ પાદડુ પાણીમા રહે છે, તેમ સસારમા તે કઈ રીતે રહે છે ? હે તાત ! વિદેહ રાજાના સબધમા આ સદેહ છે હે વક્તાઓમા શ્રેષ્ઠ ! બૌદ્ધોના જેવો બીજો આ મોક્ષ છે કે શુ ?× ભોગવેલુ હોય તે ન ભોગવેલુ કેમ થાય ? અને કરેલુ ન હોય તે કરેલુ કેમ થાય ? હે મહાબુદ્ધિમાન ! ઇંદ્રિયોનો વ્યવહાર ત્યજાય કઈ રીતે ? માતા, પુત્ર, સ્ત્રી, બહેન અને વેશ્યા સ્ત્રી, એવો ભેદાભેદ કેમ ન થાય ? અને જો તે થાય તો મુક્તપણુ કઈ રીતે ગણાય ? કડવુ, ખારુ, તીખુ, કષાયેલુ અને મીઠુ જ—એમ જીભ જો જાણે છે, સર્વોત્તમ ભોગો ભોગવે છે, ટાઢ, તાપ, સુખ, દુ ખ આદિનુ જ્ઞાન જો થાય છે, તો એ મુક્તપણુ કેવુ ? હે તાત ! આ મને અદ્ભુત

* અર્થાત્ જો જીવન્મુક્ત છે, તો કામક્રોધાદિ હોય નહિ, તો રાજ્ય કઈ રીતે કરી શકે? અને જો કામક્રોધાદિ હોવા છતા રાજ્ય કરે છે, તો જીવન્મુક્ત કેમ હોઈ શકે? અધકાર અને તેજની પેઠે બને વ્યવહાર પરસ્પર વિરુદ્ધ સ્વભાવના છે !

× અર્થાત્ બૌદ્ધોના મતે જેમ દેહપાત એ જ મોક્ષ છે તેમ જીવનપર્યંત રાજ્ય કરી આત્માનો અનુભવ ન થયો હોય, તોપણ મોક્ષ થાય એવો જનકરાજાનો મત છે કે શુ ?

સંદેહ છે, તે રાજા મોટા વ્યવહારમાં રહ્યો છે, છતાં સદા વેર અને પ્રેમ કરનાર શત્રુ તથા મિત્ર એનું જ્ઞાન શું નથી કરતો? ચોરને કે તાપસને શું તે સમાન માને છે? અને જો વિષમબુદ્ધિ હોય (એટલે કે ચોર તથા તાપસને સમાન ન માનતો હોય) તો એ મુક્તપણું કેવું? મેં કોઈ પણ રાજાને પહેલાં જીવન્મુક્ત કદી જોયો નથી હે તાત! આ મોટી શંકા છે કે, ઘેર રહી (કર્મસંન્યાસ કર્યા વિના જ) તે રાજા મુક્ત કેમ થયો? એ રાજાને તેવો સાંભળી મને તેને જોવાની મોટી ઇચ્છા થઈ છે, માટે સંદેહ દૂર કરવા હું મિથિલા તરફ જાઉં છું ૧૬૧

दिदृक्षा महती जाता श्रुत्वा तं भूपतिं तथा।
संदेहविनिवृत्त्यर्थं गच्छामि मिथिलां प्रति ॥१॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પ્રથમ સ્કંધ વિષે અધ્યાય ૧૬ મો સમાપ્ત

# અધ્યાય ૧૭ મો*

## જનકની પરીક્ષા માટે શુકદેવજી મિથિલા ગયા

મૂલ ઉતાર

इत्युक्त्वा पितरं पुत्रः पादयोः पतितः शुकः ।
बद्धाञ्जलिरुवाचेदं गन्तुकामो महामनाः ॥१॥

રાજાનું આ) વર્ણન જણાય છે માટે શત્રુને તપાવનારા હે મહાભાગ! હું તમારી આજ્ઞા લઉં છું અને જાઉં છું

સૂત બોલ્યા શુકદેવને જવાની ઇચ્છાવાળા જોઈ સત્યવતીના પુત્ર વ્યાસ જ્ઞાની, નિઃસ્પૃહ તથા દૃઢ તે પુત્રને ભેટી કહેવા લાગ્યા

વ્યાસ બોલ્યા હે મહાબુદ્ધિમાન પુત્ર શુકદેવ! તારું કલ્યાણ થાવ તું લાંબા આયુષ્યવાળો થા હે તાત! (હું પાછો આવીશ, આવી) સત્યવાણી મને આપી તું સુખેથી જા ત્યાં જઈ મારા આ સર્વોત્તમ આશ્રમમાં પાછા આવવું હે પુત્ર! કોઈ પણ રીતે બીજે ક્યાંય તારે જવું નહિ હે પુત્ર! તારા મુખકમળને જોઈ હું સુખેથી જીવું છું, જો તને હું નથી જોતો તો દુઃખ પામું છું હે પુત્ર! તું મારો પ્રાણ છે હે પુત્ર! જનકને મળી, સંદેહ દૂર કરી, અહીં આવી વેદાધ્યયનમાં તત્પર રહી તું સુખેથી રહેજે

સૂત બોલ્યા - એમ કહેલા તે શુકદેવજી પિતાને પ્રણામ તથા પ્રદક્ષિણા કરી ધનુષમાંથી છૂટેલા બાણની પેઠે અત્યંત વેગથી ચાલ્યા અનેક પ્રકારના દેશોને, ધનરૂપ ધર્મવાળા લોકોને, વનોને, વૃક્ષોને, ફાલેલાં ખેતરોને તપ કરતા તાપસોને, દીક્ષા લઈ યજ્ઞ કરનારાઓને, યોગાભ્યાસમાં આસક્ત યોગીઓને તથા વનવાસીઓને, વાનપ્રસ્થોને જોતા, અને શિવના, પશુપતિના, સૂર્યના, શક્તિના તથા વિષ્ણુના એમ અનેક પ્રકારના ધર્મોને જોઈ અત્યંત હર્ષના મુનિ શુકદેવજી જવા લાગ્યા બે વર્ષે મેરુ પર્વતને તથા એક વર્ષે હિમાચળને ઓળંગી મહાબુદ્ધિમાન શુકદેવજી મિથિલા પધાર્યા ઉત્તમ નગરી સમૃદ્ધિને તથા સુખી, સદાચારી નગરી સારી રીતે [illegible] પ્રજાઓને જોતા તેમણે મિથિલામાં પ્રવેશ કર્યો એટલે દ્વારપાળે તેમને ત્યાં અટકાવ્યા અને 'તમે કોણ છો? અહીં કેમ આવ્યા છો? તમારું શું કામ છે તે કહો' એમ પૂછ્યું ત્યારે તે બોલ્યા નહિ અને નગરના દ્વારમાંથી બહાર નીકળી દૃઢતાની પેઠે સ્થિર ઊભા રહ્યા, વિસ્મય પામી ખૂબ હસવા લાગ્યા ને કંઈ પણ વચન બોલ્યા નહિ

* દંડ ન હોય તો ધર્મ પણ ન જ હોય અને જે દંડ છે, તો કર્મમાર્ગ કંઈ હોય જ નહિ, તેથી જ્ઞાન પણ ન જ હોય, એ સાર છે.

દ્વારપાળે પૂછ્યુ હે બ્રાહ્મણ ! બોલો, તમે શુ મૂગા છો ? અહીં તમે શા માટે આવ્યા છો ? કામ વિના ક્યાય જવાનુ હોય નહિ, એવુ મારુ માનવુ છે હે બ્રાહ્મણ ! આ નગરમા રાજાની આજ્ઞાથી સદા પ્રવેશાય છે જેના કુળ તથા શીલ અજાણ્યા હોય, તેવાનો કોઈ રીતે અહીં પ્રવેશ થતો નથી તમે તેજસ્વી દેખાઓ છો , તેથી ચોક્કસ વેદ જાણનારાઓમા શ્રેષ્ઠ બ્રાહ્મણ છો, છતા હે માન આપનારા ! તમારુ કુળ અને કાર્ય તમે મને કહો, પછી તમે જાઓ

શુકદેવજી બોલ્યા 'જ્યા પ્રવેશ પણ દુર્લભ છે તે વિદેહ રાજાનુ નગર જોવા હુ જે માટે અહીં આવ્યો છુ, તે તારા વચનથી જ મને મળી ચૂક્યુ છે મારી દુર્બુદ્ધિનો આ મોહ હતો કે જેથી બે પર્વતો ઓળગી હુ રાજાને જોવાની ઈચ્છાથી ભટકતો ભટકતો અહીં આવ્યો ! મારા પિતાએ પોતે જ મને છેતર્યો છે, ત્યા દોષ કોને દઉં ? અથવા હે મહાભાગ ! (મારા) કર્મોએ મને પૃથ્વી પર ભમાવ્યો છે પુરુષને આ જગતમા ભમવાનુ કારણ ધનની આશા હોય છે, પણ મને તો તે છે જ નહિ, હુ કેવળ ભ્રમથી અહીં આવ્યો છુ, આશારહિત મનુષ્યને કાયમી સુખ જોકે હોય જ છે કે તે મોહમા ડૂબતો નથી પણ હે મહા ભાગ ! હુ તો આશારહિત છુ છતા આ મોહસાગરમા ડૂબ્યો છુ ! મેરુપર્વત ક્યા અને આ મિથિલા ક્યા ? હુ પગે ચાલતો આવ્યો છુ મારા ભટકવાનુ ફળ શુ આવ્યુ છે ? ખરેખર દૈવે મને ઠગ્યો છે શુભ અથવા અશુભ પ્રારબ્ધકર્મ અવશ્ય ભોગવવુ પડે છે, ઉદ્યમ હમેશા તેને અધીન છે અને તે પ્રારબ્ધ જ બધા ઉદ્યમ કરાવે છે અહીં કોઈ તીર્થ નથી કે દેવ નથી જેને માટે મારો (અહીં સુધી આવવાનો) પરિશ્રમ હોય ! અફસોસ ! જ્યા વિદેહ નામનો રાજા છે તે નગરમા મારો પ્રવેશ પણ થતો નથી ' એમ કહી શુકદેવજી બોલતા બધ થયા અને જાણે મૂગા હોય તેમ ઊભા રહ્યા દ્વારપાળે પણ 'આ કોઈ ઉત્તમ જ્ઞાની બ્રાહ્મણ છે' એમ જાણ્યા પછી એ દ્વારપાળે સારી રીતે ઊભા રહેલા તે શુક મુનિને શાતિપૂર્વક કહ્યુ કે, 'હે ઉત્તમ બ્રાહ્મણ ! તમારે જ્યા કામ હોય ત્યા ભલે જાઓ હે બ્રાહ્મણ ! મે તમને જે અટકાવ્યા તે મારો અપરાધ થયો છે હે મહાભાગ ! તેની તમારે ક્ષમા આપવી જોઈએ, કેમ કે ક્ષમા એ મુક્ત પુરુષોનુ બળ છે '

શુકદેવજી બોલ્યા હે દ્વારપાળ ! આમા તારો શો દોષ છે ? તુ સર્વકાળ પરાધીન છે, સેવકે સ્વામીનુ કાર્ય યથાયોગ્ય કરવુ જોઈએ વળી તે મને અટકાવ્યો, એમા રાજાનો પણ દોષ નથી, કેમ કે સમજુ લોકોએ ચોર તથા શત્રુને બરાબર—સપૂર્ણ ઓળખવા જોઈએ આમા મારો જ સપૂર્ણ દોષ છે, જેથી હુ અહીં આવ્યો ! પારકે ઘેર જવુ તે હલકગતાનુ કારણ થાય છે

દ્વારપાળે પૂછ્યુ હે બ્રાહ્મણ ! સુખ શુ ? દુ ખ શુ ? શુભ ઈચ્છતા મનુષ્યે શુ કરવુ જોઈએ ? શત્રુ કોણ ? અને હિતકર્તા કોણ ? આ બધુ આજે મને કહો

શુકદેવજી બોલ્યા બધા લોકોમા બે પ્રકાર હોય છે, તેમ જ સર્વ સ્થળે મનુષ્યો બે પ્રકારના હોય છે રાગી અને વિરાગી એ બનેનુ ચિત્ત પણ બે પ્રકારનુ હોય છે તેમા વિરાગી ત્રણ પ્રકારનો હોય છે* : અત્યત જ્ઞાત, અજ્ઞાત અને મધ્ય રાગી બે પ્રકારનો કહેવાય છે મૂર્ખ તથા ચતુર ચતુરાઈ બે પ્રકારની કહી છે શાસ્ત્રથી થતી તથા બુદ્ધિથી થતી બુદ્ધિ પણ લોકમા બે પ્રકારની હોય છે યુકત અને સપૂર્ણ અયુક્ત

દ્વારપાળે પૂછ્યુ હે વિદ્વન્ ! આપે જે કહ્યુ તેનો અર્થ હુ સમજી શકતો નથી, માટે હે ઉત્તમ બ્રાહ્મણ તે બધુ હવે તમે વિસ્તારથી મારુ કહો

શુકદેવજીએ કહ્યુ જેને સસારમા રાગ (પ્રેમ) છે તે જ રાગી કહેવાય છે, તેને અનેક પ્રકારનુ દુ ખ અને અનેક જાતનુ સુખ પણ હોય છે ધન, પુત્ર, સ્ત્રી, માન તથા વિજય પામી તેને સુખ થાય છે અને તે નહિ પામી દરેક ક્ષણે મોટુ દુ ખ થાય છે સુખનો ઉપાય તેનુ કાર્ય છે જેથી સુખનુ સાધન તેણે કરવુ જોઈએ સુખમા જે વિઘ્ન કરે તેને તેનો

* જેના વૈરાગ્યને લોકો સ્પષ્ટ જાણી શકે તે તીવ્ર વૈરાગ્યવાળો અત્યત જ્ઞાત કહેવાય છે, જેના વૈરાગ્યને લોકો જાણી શક્યા ન હોય તે અજ્ઞાત કહેવાય છે અને જેના વૈરાગ્યને લોકોએ કઈક જાણ્યો હોય તે મધ્ય કહેવાય છે

શત્રુ જાણવો સર્વકાળ સુખ ઉપજાવનારો રાગી મનુષ્યનો મિત્ર છે (આમા) ચતુર માણસ મોહ પામતો નથી, (પણ) મૂર્ખ બધે મોહ પામે છે આત્મા પર પ્રીતિવાળા વૈરાગ્યવાળાને એકાંતસેવન, આત્મચિંતન તથા વેદાંતનુ ચિંતન સુખરૂપ છે અને સંસારની વાત વગેરે બધુ દુઃખરૂપ છે વિશેષ જાણનાર અને શુભ ઈચ્છતા તેના શત્રુઓ ઘણા હોય છે કામ, ક્રોધ અને પ્રમાદ વગેરે અનેક પ્રકારના (તેના) શત્રુઓ કહ્યા છે, માત્ર સંતોષ જ તેનો બંધુ છે, બીજા ત્રણે જગતમા તેના બંધુ નથી

સૂત બોલ્યા તેમનુ એ વચન સાભળી, તેમને જ્ઞાની બ્રાહ્મણ જાણી દ્વારપાળે સુંદર દરવાજામા તેમનો પ્રવેશ કરાવ્યો એટલે ત્રણ પ્રકારના મનુષ્યોથી વ્યાપ્ત, જાતજાતના વેચવાના દ્રવ્યોથી ભરપૂર, (અનેક જાતની) લેવડ—દેવડ કરનારુ, રાગદ્વેષથી યુક્ત કામ લોભ તથા મોહથી વ્યાકુળ, વિવાદ કરતા ઘણા માણસોથી વ્યાપ્ત, ધનથી પૂર્ણ અને અતિશય મોટુ એ નગર તથા ત્રણ પ્રકારના (ત્યાના) લોકોને જોતા પરમ તેજસ્વી તે શુકદેવજી બીજા સૂર્યની પેઠે જવા લાગ્યા ને રાજમંદિર પાસે જઈ પહોચ્યા, પરતુ ત્યાયે દ્વારપાળે તેમને અટકાવ્યા, જેથી તે દરવાજામા જ મોક્ષનુ ચિંતન કરતા ઠૂંઠાની પેઠે ઊભા રહ્યા છાયામા અને તાપમા સમાન દૃષ્ટિવાળા મહાતપસ્વી શુકદેવજી તે જ પ્રમાણે પહેલાની જેમ ધ્યાન ધરી એકાંતમા ઠૂંઠા ની પેઠે સ્થિર ઊભા રહ્યા એટલે એક મુહૂર્ત પછી રાજા નો પ્રધાન તેમની પાસે આવ્યો ને તેણે હાથ જોડી તેમનો રાજમંદિરના બીજા દરવાજામા પ્રવેશ કરાવ્યો ત્યા દિવ્ય, મનને આનંદ ઉપજાવનાર પુષ્પોથી યુક્ત અને દિવ્ય વૃક્ષોવાળુ વન હતુ, તેને બતાવી તેમ જ અતિથિસત્કાર કરી ત્યા રાજસેવામા તત્પર રહેનારી, ગીતવાદિત્રમા કુશળ અને કામશાસ્ત્રમા કુશળ જે વેશ્યાઓ હતી, તેઓને શુકદેવની સેવા માટે આજ્ઞા કરી, એ શ્રેષ્ઠ રાજમંત્રી તે ઘરમાથી નીકળી ગયો અને વ્યાસપુત્ર ત્યા રહ્યા. તે વખતે પેલી સ્ત્રીઓએ પરમ ભક્તિથી વિધિ પ્રમાણે તેમની પૂજા કરી અને દેશ—કાળને યોગ્ય અન્ન વડે તેમને ઘણો જ સંતોષ પમાડ્યો પછી અંતઃપુરમા વસનારી અને કામથી મોહિત થયેલી તે સ્ત્રીઓએ તેમને સુંદર અંતઃપુર બતાવ્યું. તે શુકદેવજી યુવાન, રૂપવાન, સુંદર, કોમળ ભાષણ કરનાર અને મનોહર હતા, જેથી બીજા કામદેવ સરખા તેમને જોઈ તે બધી સ્ત્રીઓ મોહ પામી, પરતુ તેમને જિતેન્દ્રિય મુનિ જાણી સર્વ સ્ત્રીઓ તેમની સેવા કરવા લાગી, ત્યારે અરણિથી જન્મેલા શુદ્ધાત્મા શુકદેવજીએ પણ (તે સ્ત્રીઓ પર) માતૃભાવ જ માન્ય કર્યો આત્મામા રમનાર અને ક્રોધને જીતનાર તે શુકદેવજી પેલી સ્ત્રીઓના વિકારોને જોયા છતા હર્ષ પામતા ન હતા, તેમ તપી જતા પણ ન હતા, કેવળ સ્વસ્થ જ રહ્યા હતા એ સ્ત્રીઓએ તેમને અતિશય સુંદર, સારી રીતે સાફ કરેલી કિંમતી બિછાનાવાળી અને જાતજાતના સાધનોથી યુક્ત શય્યા આપી, પણ શુકદેવજીએ પગ ધોઈ હાથમા દર્ભ રાખી પ્રમાદરહિત રહીને પાછલી સાયસંધ્યા કરી ધ્યાન જ કરવા માંડ્યુ એક પ્રહર સુધી (એમ) તે ધ્યાનમા રહ્યા, પછી સૂઈ ગયા ને બે પ્રહર સુધી ઊંઘીને પાછા ઊઠી ગયા રાત્રિના પાછલા પ્રહરે પાછુ ધ્યાન જ કર્યુ ને પ્રાતઃકાળમા નાહી, ક્રિયાઓ કરી લઈ ફરી સમાધિનિષ્ઠ જ રહ્યા ૧—૬૬

पाश्चात्यं यामिनीयामं ध्यानमेवान्वपद्यत ।
स्नात्वा प्रातः क्रियाः कृत्वा पुनरास्ते समाहितः ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કંધ વિષે અધ્યાય ૧૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૮ મો×

### શુકને જનકનો ઉપદેશ

सूत उवाच

श्रुत्वा तमागतं राजा मन्त्रिभिः सहितः शुचिः ।
पुरः पुरोहितं कृत्वा गुरुपुत्रं समभ्ययात् ॥ १ ॥

સૂત બોલ્યા ગુરુના પુત્ર તે શુકદેવજીને આવેલા સાભળી રાજા જનક સાવધાન અને પવિત્ર થઈ પુરોહિતને આગળ કરી મંત્રીઓની સાથે તેમની પાસે આવ્યો સારી રીતે પૂજા કરીને રાજાએ તેમને સર્વોત્તમ આસન આપ્યુ અને દૂઝણી ગાય આપીને કુશળ પૂછ્યુ એટલે શુકદેવે પણ રાજાની પૂજા વિધિ

× આ અધ્યાયમાં ત્રીજાથી અંત સુધી શ્લોકથી મહાત્મા જનકે વૈરાગ્યથી શુકદેવને ઉપદેશ કર્યો, એ કથા કહેવાશે

પ્રમાણે સ્વીકારી, અને પોતાનુ કુશળ જણાવી રાજાને કુશળ પૂછ્યુ (એમ) કુશળપ્રશ્ન પૂછી સુખાસને બેઠેલા એ શાત વ્યાસપુત્ર શુકદેવને રાજાએ પૂછ્યુ કે, 'હે મહાભાગ ! નિસ્પૃહ છતા આપનુ કયા કારણે મારી પાસે આવવુ થયુ છે? હે મુનિશ્રેષ્ઠ ! તે કાર્ય તમે કહો '

શુકદેવજી બોલ્યા હે મહારાજ ! વ્યાસે મને કહ્યુ છે કે, 'તુ સ્ત્રીનો સ્વીકાર કર, કેમ કે સર્વ આશ્રમોમા ગૃહસ્થાશ્રમ ઉત્તમ છે ' પણ પિતાનુ એ વાક્ય બધનરૂપ માની મે સ્વીકાર્યું નહિ, ત્યારે તેમણે મને કહ્યુ કે, 'આ બધનરૂપ નથી, છતા મે તે માન્યુ નહિ આમ મને સદેહયુક્ત મનવાળો જાણી મુનિશ્રેષ્ઠ વ્યાસે સત્ય વચન કહ્યુ કે, 'તુ મિથિલા જા, શોક કર મા, ત્યા (આપણો) યજમાન જનક નામનો જીવન્મુક્ત રાજા છે, તે લોકમા વિદેહ તરીકે પ્રખ્યાત હોઈ નિષ્કટક રાજ્ય પાળે છે એ રાજા એવી રીતે રાજ્ય કરે છે કે, માયાના પાશોથી બધાતો નથી, તો હે શત્રુઓને તપાવનારા પુત્ર ! તુ તો વનમા રહેવાની વૃત્તિવાળો છે, છતા ભય કેમ પામે છે? હે મહાભાગ ! રાજાઓમા સિંહ જેવા તેને તુ મળ અને મનમા રહેલા મોહનો ત્યાગ કર, તુ સ્ત્રીનો સ્વીકાર કર અથવા તારા મનમા થયેલો સદેહ તે રાજાને પૂછી જો, તે તને કહેશે હે પુત્ર ! તેનુ વચન સાભળી તરત તુ મારી પાસે આવજે ' હે મહારાજ ! એમ તેમણે કહેલો હુ તેમની આજ્ઞાથી તમારા નગરમા આવ્યો છુ હે રાજેન્દ્ર ! હુ મોક્ષની ઈચ્છાવાળો છુ, માટે હે નિર્દોષ ! તમે મને જે કર્તવ્ય હોય તે કહો હે રાજેન્દ્ર ! તપ, તીર્થ, વ્રત, યજ્ઞ, સ્વાધ્યાય, તીર્થસેવન અથવા જ્ઞાન—એમાનુ જે (કઈ) મોક્ષનુ કારણ હોય તે તમે કહો—

જનકે કહ્યુ મોક્ષમાર્ગનો આશ્રય કરતા બ્રાહ્મણે જે કરવાનુ છે, તે તમે સાભળો જનોઈ પામેલા બ્રાહ્મણે પ્રથમ વેદાભ્યાસ માટે ગુરુ પાસે રહેવુ, ત્યા વેદ અને વેદાત ભણી ગુરુને દક્ષિણા દઈ સમાવર્તન સસ્કાર પામ્યા પછી તેણે સ્ત્રી સાથે ગૃહસ્થાશ્રમમા રહેવુ (યજન—યાજનાદિ છ પ્રકારની આજીવિકા વિના) બીજી આજીવિકા નહિ કરતો, સતોષી, આશા વિનાનો, પાપરહિત, અગ્નિહોત્રાદિક કર્મોને કરતો, સત્ય વાણીવાળો અને પવિત્ર તે બ્રાહ્મણ પુત્ર તથા પૌત્રને પામ્યા પછી વાનપ્રસ્થ આશ્રમમા રહે ત્યા તપ વડે છયે શત્રુઓને જીતી, પુત્રોને પત્ની સોપી, સર્વ અગ્નિઓને ન્યાય પ્રમાણે આત્મામા આરોપી જો તેને શુદ્ધ વૈરાગ્ય થયો હોય, તો (સસારથી) થાકેલા તે ધર્મવેત્તાએ ચોથા સન્યાસ આશ્રમમા રહેવુ વૈરાગ્ય ન થયો હોય તો સન્યાસમા કદી અધિકાર નથી, આ વેદવાક્ય સત્ય છે, ખોટુ નથી, એવુ મારુ માનવુ છે હે શુકદેવજી ! અડતાળીસ સસ્કારો વેદે જણાવ્યા છે તેમા ગૃહસ્થના ચાળીસ સસ્કારો મહાત્માએ કહ્યા છે અને શમદમાદિ આઠ સસ્કારો મોક્ષ ઈચ્છનારના કહ્યા છે એક આશ્રમમાથી બીજા આશ્રમમા જવુ, એવી શ્રેષ્ઠ પુરુષોની આજ્ઞા છે

શ્રીશુકદેવજીએ પૂછ્યુ · હૃદયમા વૈરાગ્ય થયો હોય અને જ્ઞાન તથા વિજ્ઞાન પણ મળ્યા હોય, તો અવશ્ય આશ્રમોમા જ રહેવુ કે વનમા રહેવુ?×

જનકે કહ્યુ + હે માન આપનારા ! (જ્ઞેયવસ્તુમા સપૂર્ણ) નહિ જોડાયેલી ઈન્દ્રિયો અત્યત બળવાન હોય છે, તેઓ અપક્વ મનુષ્યને અનેક જાતના

— જો કે દેવીભાગવત સાભળવાથી પોતે તૃપ્ત છે, છતાં ઉપદેશ લેવા પોતે આવેલ છે, તેથી ગુરુ પાસે પોતાનું જ્ઞાન છુપાવીને જ આમ કહે છે

× અર્થાત્ બુદ્ધિમા વૈરાગ્ય થયો હોય અને પરોક્ષ જ્ઞાન તથા અપરોક્ષ જ્ઞાન પણ મળી ચૂક્યાં હોય તો શું કરવું? તેઓએ પણ અનુક્રમે આશ્રમોમા રહેવું કે સીધો વનવાસ કરવો? પ્રશ્નનો ભાવ આ છે કે, મને દેવીભાગવત સાંભળવાથી અનુભવ તો થયો જ છે હવે તે અનુભવનો જ અભ્યાસ કરવા જો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરુ છુ, તો વિક્ષેપો (હરકત) ઘણા નડે છે, માટે જ નિશ્ચય વૈરાગ્યને લીધે ચિત્ત વનમાં જવા ઉત્સુક થાય છે, ત્યારે મારા પિતા વ્યાસનો આવો મત છે કે, 'અનુભવના અભ્યાસને માટે પ્રથમ ગૃહસ્થાશ્રમમાં જ રહેવું, તે પછી વાનપ્રસ્થ આશ્રમમા રહી છેવટે સંન્યાસ લઈને વનમા જવું ' આ સશય નિર્ણય કરવા હુ અહીં આવ્યો છુ, માટે તમે નિર્ણય કરો.

+ અનુક્રમે એક આશ્રમમાથી બીજા આશ્રમમાં જવું, પણ સીધો સંન્યાસ લઈ વનમાં ન જવું, એ વ્યાસના મતને જ જનકરાજા અનુભવ તથા યુક્તિથી દૃઢ કરે છે

વિકારો કરે છે* (વાસનાને લીધે) જો વિકાર થાય તો સન્યાસી થઈ ભોજનની ઈચ્છા, સુખની ઈચ્છા, શય્યાની ઈચ્છા તથા પુત્રની ઈચ્છા કેમ કરી શકે? વાસનાઓની જાળ મહામુશ્કેલીએ તોડી શકાય તેવી છે, જેવી તે શાંતિ પામતી નથી, માટે તેને શાંત કરવા અનુક્રમે (આશ્રમોનો) ત્યાગ કરવો અર્થાત્ પાકો વૈરાગ્ય થાય ત્યાં સુધી આશ્રમોનો ક્રમ જ આશ્રય કરવા યોગ્ય છે ઉંચે સૂતેલો (કોઈક વખતે) પડે જ છે, પણ નીચે સૂતેલો પડતો નથી (તેમ) સન્યાસ લઈ જો ભ્રષ્ટ થાય તો ફરી માર્ગને પામતો નથી (કેમ કે તેને માટે કોઈ પ્રાયશ્ચિત્ત નથી) જેમ કીડી ધીમે ધીમે પગે ચાલતી મૂળથી શાખા પર ચડે છે અને સુખેથી ફળ મેળવે છે (તેમ ક્રમથી આશ્રમોમા ચડનારો છેવટે સુખેથી મોક્ષફળ મેળવે છે) જેમ પક્ષી વિ તોની શકા છોડીને વેગથી જાય છે તો થાકી જાય છે, ત્યારે કીડી વિસામો લઈ સુખેથી પહોચી જાય છે મન તો મહાબળવાન છે એને અજિતેન્દ્રિય મનુષ્યો કદી જીતી શકતા નથી, માટે આશ્રમોના ક્રમથી તેને જીતવુ જોઈએ ગૃહસ્થાશ્રમમા રહ્યો હોય, છતા શાંત, સારી બુદ્ધિવાળો, જિતેન્દ્રિય હોય, તે (પ્રિય વસ્તુ મેળવી) હર્ષ ન પામે, (અપ્રિય વસ્તુ પામી) સતાપ ન કરે, લાભ તથા હાનિ મા સમભાવવાળો રહે, શાસ્ત્રોક્ત કર્મો કર્યા કરે, ચિંતા છોડી દે અને આત્મલાભથી સતુષ્ટ રહે તો મુક્ત થાય છે, એમા સશય નથી હે નિષ્પાપ! તમે જુઓ, હુ રાજ્ય પર રહ્યો છુ, છતા જેમ જીવન્મુક્ત થયો છુ અને ઈચ્છા પ્રમાણે વર્તુ છુ છતા મને કઈ થતુ નથી, વળી અનેક જાતના ભોગો હુ ભોગવી રહ્યો છુ અને અનેક કાર્યો કરી રહ્યો છુ, છતા જેમ હુ મુક્ત છુ, તેમ હુ નિષ્પાપ! તમે પણ મુક્ત થાઓ (જડ જગત) જે દૃશ્ય કહેવાય છે, તેનાથી (વસ્તુત) અદૃશ્ય (આત્મતત્ત્વ) કેમ બધાય? પાચ ભૂતો અને તેઓના (શબ્દાદિ) ગુણો દૃશ્ય છે, આત્મા તો અનુમાનથી જાણવા યોગ્ય છે (તેથી જ અદૃશ્ય છે) અને કદી પ્રત્યક્ષ થતો જ નથી હે બ્રાહ્મણ! નિર્વિકાર અને નિર્લેપ તે આત્મા કેવી રીતે બધાય? હે બ્રાહ્મણ મન એ જ મોટા સુખદુ ખોનુ કારણ છે, એ જ્યારે નિર્મળ થાય છે ત્યારે બધુ નિર્મળ થાય છે બધા તીર્થોમા વારવાર સ્નાન કરી ભટક્યા કરે, પણ જ્યા સુધી મન નિર્મળ થયુ નથી, ત્યા સુધી બધુ નકામુ છે હે શત્રુઓને તપાવનાર! દેહ, જીવાત્મા કે ઇન્દ્રિયો બધ તથા મોક્ષના કારણ નથી, પણ મન જ મનુષ્યોના બધ તથા મોક્ષનુ કારણ છે, આત્મા સર્વે કાળ શુદ્ધ અને મુક્ત છે તે કદી બધાતો જ નથી બધ તથા મોક્ષ મનમા જ રહ્યા છે જેથી તે મન શાંત થતા (બધુ ય) શાંત થાય છે શત્રુ, મિત્ર ને ઉદાસીન એ બધા ભેદો મનમા રહ્યા છે, પણ દ્વૈતદર્શન છોડી એકાત્મભાવ થાય, તો ભેદ કેમ સભવે? 'હુ જીવ સદા બ્રહ્મ છુ' એમા (બીજો) કઈ પણ વિચાર કરવો નહિ, ભેદબુદ્ધિ તો સસારમા વર્ત્યા કરે છે (અર્થાત્ જીવ તથા બ્રહ્મની ભેદબુદ્ધિ અવિદ્યાવસ્થામા ઉત્પન્ન થાય છે) હે મહાભાગ! સસારનું કારણ આ અવિદ્યા છે અને તેનો નાશ કરનાર વિદ્યા છે વિદ્વાન પુરુષોએ વિદ્યા તથા અવિદ્યાને હમેશા જાણવી જોઈએ તડકા વિના છાયાનુ સુખ કેમ જણાય? તેમ અવિદ્યા વગર વિદ્યાને કોણ જાણે? ગુણો (શબ્દાદિ વિષયો) ગુણોમા વર્તે છે, પાચ ભૂતો ભૂતોમા વર્તે છે અને ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિષયોમા વર્તે છે અર્થાત્ તે તે તેના કામ કરે છે, તેમા આત્માનો શો દોષ છે? (તે તો અસગ છે) હે નિષ્પાપ!× મર્યાદા રક્ષા કરવા વેદોમા સર્વ પ્રકારની મર્યાદા કરી છે જો એમ ન હોય તો બૌદ્ધોની પેઠે ધર્મનો નાશ થાય અને ધર્મનો જો નાશ થાય તો તો વર્ણોના આચાર નાશ પામે માટે વેદોએ દર્શાવેલા માર્ગે જનારાઓનુ કલ્યાણ થાય છે

શુકદેવજીએ પૂછ્યુ હે રાજન્! તમે જે કહ્યુ તે સાભળવા છતા મને જે સદેહ છે, તે કોઈ રીતે

* કહેવાનો સાર એ છે કે, અપક્વ દશામા કોમળ વૈરાગ્યને લીધે જોકે ઇન્દ્રિયજય થાય છે, પણ તેના પર વિશ્વાસ રાખી શકાતો નથી; એવો કોઈ સમય આવતાં વાસનાને લીધે તે જ પુરુષનો વિપરીત વ્યવહાર દેખાય છે.

× જોકે આમ છે, તોપણ મોટા પુરુષોએ લોકવ્યવસ્થા જળવાય તે માટે વેદમર્યાદા અવશ્ય પાળવી જોઈએ એ અભિપ્રાયથી કહે છે

દૂર થતો નથી વેદધર્મોમા હિંસા હોય છે અને તે ઘણા ભાગે અધર્મવાળી હોય છે, તો હે રાજા ! આશ્ચર્યની વાત છે કે વેદોક્ત ધર્મ મુકિત આપનાર કઈ રીતે છે ? હે રાજા ! સોમરસ પીવો, પશુઓની હિંસા કરવી તથા માસ ખાવુ તે પ્રત્યક્ષ અનાચાર છે સૌત્રામણિ યજ્ઞમા મદિરા પીવા ખુલ્લુ કહ્યુ છે, જુગાર રમવાનો હોય છે અને જાતજાતના વ્રતો કહ્યા છે ( તે પણ અનાચાર જ છે ) મે સાભળ્યુ છે કે પૂર્વે શશબિંદુ નામનો ઉત્તમ રાજા હતો તે યજ્ઞ કરનાર, નિત્ય ધર્મપરાયણ, દાતા, સત્યનો સમુદ્ર, ધર્મમર્યાદાઓ પાળનાર અને અવળે માર્ગે જનારાઓને શિક્ષા કરનાર હતો તે રાજાએ પુષ્કળ દક્ષિણાઓવાળા અનેક યજ્ઞો કર્યા હતા (યજ્ઞોમા તેણે મારેલા પશુઓના) ચામડાનો વિન્ધ્યાચળ જેવો પર્વત થયો હતો, જે વરસાદના પાણીથી ભીંજાતા 'ચર્મણ્વતી' નામે પવિત્ર નદી થઈ છે તે રાજા પણ સ્વર્ગે ગયો છે ( મોક્ષ પામ્યો નથી ) એની કીર્તિ પૃથ્વી પર અચળ છે એમ વેદોક્ત ધર્મોમા મારી બુદ્ધિ પ્રવર્તતી નથી ( વળી તમે જીવન્મુક્તપણુ કહ્યુ તેમા પણ મને સદેહ છે, કેમ કે ) સ્ત્રીનો હમેશ રાગ કરવાથી ભોગ મળતા મનુષ્ય સુખ પામે છે, પણ તે ભોગ ન મળે ત્યારે અત્યત દુ ખ પામે છે ( આમ થતા ) જીવન્મુક્ત કેમ થવાય ?

જનકે કહ્યુ યજ્ઞોમા હિંસા પ્રત્યક્ષ છે, પણ તેને અહિંસા જ કહી છે, કારણ કે રાગરૂપ ઉપાધિના યોગથી હિંસા ગણાય છે, એવો નિર્ણય કરાયો છે* જેમ લાકડાના સયોગથી અગ્નિમા ધુમાડો થાય છે, પણ લાકડુ દૂર થતા જ તે જ અગ્નિ ધુમાડા વિનાનો જણાય છે, તેમ હે શ્રેષ્ઠ મુનિ ! વેદોક્ત હિંસાને તમે અહિંસા જાણો તે ( વેદોક્ત હિંસા ) પણ રાગીઓને તો હિંસારૂપ જ છે, પરતુ જેઓ નિ સ્પૃહ હોય છે તેઓ માટે જ તે (વેદોક્ત હિંસા) અહિંસારૂપ મનાઈ છે વેદને જાણનાર વિદ્વાનો કહે છે કે, જે કર્મ રાગ તથા અહકાર વિના કર્યુ હોય, તે ન કરેલુ જ ગણાય છે હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! યજ્ઞમા ગૃહસ્થોએ કરેલી હિંસા જો રાગયુક્ત હોય, તો તે હિંસા જ છે, પણ હે મહાભાગ ! જિતેન્દ્રિય મુમુક્ષુઓનુ જે કર્મ રાગ અહકાર વિના કરાયુ હોય છે, તે ( હિંસાયુક્ત હોય છતા ) અહિંસારૂપ જ મનાય છે'

**अरागेण च यत्कर्म तथाऽहंकारवर्जितम् ।**
**सोऽहिंसैव महाभाग मुमुक्षूणा जितात्मनाम् ॥६२॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે અધ્યાય ૧૮ મો સમાપ્ત

# અધ્યાય ૧૯ મો+

## શુકદેવજીનો વિવાહ વગેરે

श्रीशुक उवाच

**सदेहोऽयं महाराज वर्तते हृदये मम ।**
**मायामध्ये वर्तमान स कथं नि स्पृहो भवेत् ॥ १ ॥**

*શુકદેવજીએ પૂછ્યુ મારા હૃદયમા આ સદેહ છે કે, માયાની વચ્ચે રહેતો મનુષ્ય નિ સ્પૃહ કેમ રહી શકે ? શાસ્ત્રોનુ જ્ઞાન તથા નિત્ય—અનિત્યનો વિચાર સારી રીતે પામીને ( પણ ) મનુષ્યના મનનો મોહ જો ન છોડે તો તે મુક્ત કઈ રીતે થાય ?× હૃદયમા રહેલુ ( અજ્ઞાનરૂપ ) અધારુ દૂર કરવા કેવળ શાસ્ત્રજ્ઞાન

---

* અર્થાત્ अहिंसन् सर्वभूतानि अन्यत्र तीर्थेभ्य । ધર્મનિમિત્ત વિના બીજા કોઈ પણ પ્રસગે કોઈ પ્રાણીની હિંસા ન કરવી ' એ વેદવચનથી જણાય છે કે ધર્મનિમિત્તે હિંસા તે હિંસા નથી, પણ રાગનિમિત્તે હિંસા તે હિંસા છે

+ આ અધ્યાયમા જનકના વાક્યથી શાત થયેલા શુકદેવજીનો વિવાહ વગેરે સાડા અઠ્ઠાવન શ્લોકથી કહેવાશે

* પૂર્વના અધ્યાયમા કહ્યુ કે રાગરહિત નિ સ્પૃહ મનુષ્ય દેવોની તથા ઈશ્વરની પ્રીતિનિમિત્તે કર્મ કરે, તો તેમાં કરેલી હિંસા પણ અહિંસા જ છે, પરતુ એવા નિ સ્પૃહપણા ઉપર જ આક્ષેપ કરતા શુકદેવજી પૂછે છે કે, 'જેમ જળમા રહેલો મનુષ્ય જળના સબધ વિનાનો રહે નહિ, તેમ માયામા રહેનારો માયાના ગુણોના સબધ વિનાનો કેમ રહે ?

× શાસ્ત્રજ્ઞાન પામ્યા છતા જો યોગાદિ સાધનો ન કરે તો મન મોહને છોડતુ નથી, કેમ કે શાસ્ત્રનુ જ્ઞાન તે પરોક્ષ જ્ઞાન છે, એમ શુકદેવ અભિમાનથી કહે છે વળી કેવળ શાસ્ત્રના જ્ઞાનથી નિ સ્પૃહતા સભવતી નથી, જેથી સમાજમાં રહેતો મનુષ્ય મુક્ત થાય જ કેમ ? માટે સંસાર છોડી યોગાદિમા તત્પર રહેવુ જોઈએ, એવો પોતાનો સિદ્ધાંત સ્પષ્ટ કરવા શુકદેવજી તત્પર થઈ કહે છે

સમર્થ નથી જ (કેમ કે તે પરોક્ષજ્ઞાન છે), જેમ દીવાની વાત કરવાથી અંધારું નાશ પામતું નથી હે રાજાઓમાં સિંહ સમાન ! જ્ઞાની વિદ્વાનોએ સર્વ પ્રાણીઓ તરફ કદી દ્રોહ ન કરવો જોઈએ તે ગૃહસ્થથી કેમ બની શકે ? (તમે પોતાને જીવન્મુક્ત કહો છો, પરંતુ) તમારી ધનની ઇચ્છા, રાજ્યસુખની ઈચ્છા તથા સંગ્રામમાં જય કરવાની ઈચ્છા શાંત થઈ નથી, તો તમે જીવન્મુક્ત કેમ હોઈ શકો ? હે રાજા ! તમને ચોરો પર ચોરબુદ્ધિ છે, તપસ્વી પર સાધુબુદ્ધિ છે, અને પોતાનાપણું તથા પારકાપણું પણ (હજી) છે, છતાં તમે વિદેહ કેમ હોઈ શકો ? હે રાજા ! કડવા, તીખા, તૂરા અને ખાટા શુભઅશુભ રસો તમે જાણો છો અને તમારું ચિત્ત શુભ પદાર્થોથી આનંદ પામે છે ને અશુભ પદાર્થોથી આનંદ પામતું નથી વળી હે રાજન્ ! જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓ સમયાનુસાર તમને પ્રાપ્ત થાય જ છે, તો ચોથી અવસ્થા તમને કેમ હોઈ શકે ? ' બધા પાયદળ, ઘોડા, રથ અને હાથીઓ મને વશ છે અને હું તે સર્વનો સ્વામી છું ' એમ તમે માનો છો કે નથી માનતા ? (તે કહો ) હે રાજા ! તમે હમેશાં મીઠા પદાર્થ ખાઓ છો ત્યારે પ્રસન્ન થાઓ છો અને ( અનિષ્ટ પદાર્થ મળતાં) ઉદાસ મનવાળા થાઓ છો, તો હે ઉત્તમ રાજા ! માળા પર ને સર્પ ઉપર તમારી સમદૃષ્ટિ ક્યાં રહી ? હે રાજન્ ! જીવન્મુક્ત તો તે જ હોઈ શકે કે, જે માટીનું ઢેફું, પથ્થર તથા સોના પર સમાન ભાવવાળો હોય, સર્વમાં કેવળ એક જ આત્મા છે એવી બુદ્ધિવાળો હોય અને સર્વ પ્રાણીઓ તરફ હિતકારી હોય આજે મારું ચિત્ત ઘર, સ્ત્રી વગેરે કોઈ પદાર્થમાં આનંદ પામતું નથી અને હું એકલો નિઃસ્પૃહ થઈ ફર્યા કરું એવું મારું માનવું છે હું સંગરહિત, મમતારહિત, શાંત, પાદચારી, મૂળ તથા ફળ ખાનારો, રાગ-દ્વેષાદિ જોડકાં વિનાનો અને પરિગ્રહરહિત હોઈ મૃગની પેઠે ફર્યા કરીશ હે રાજા ! રાગરહિત મનવાળા તથા અત્યંત ગુણાતીત થયેલા મને ઘર, ધન તથા સુંદર રૂપવાળી સ્ત્રીની શી જરૂર છે ? તમે તો અનેક જાતના રાગથી વ્યાપ્ત હોઈ અનેક પ્રકારના આકારના વિચાર કરો છો, છતાં કહો છો કે ' હું વિમુક્ત છું ' મને આ તમારો દંભ જ જણાય છે હે રાજા ! તમને કોઈ વખતે શત્રુની ચિંતા રહે છે કોઈ વખતે ધનની ચિંતા રહે છે અને કોઈ વખતે સૈન્યની ચિંતા રહે છે, તમે કયે વખતે નિશ્ચિંત રહો છો ? વૈખાનસ મુનિઓ, જેઓ મિતાહારી તથા જિતેન્દ્રિય હોઈ (સંસારની) અસત્યતા જાણે છે તેઓ પણ સંસારમાં મોહ પામે છે ! હે રાજા ! તમારા વંશમાં જન્મેલા રાજાઓનું ' વિદેહ ' એવું જે નામ છે, તે દાંભિક છે, એમ તમે જાણો, એમાં કદી ફેરફાર નથી જેમ મૂર્ખ હોય છતાં ' વિદ્યાધર ', જન્મથી આંધળો હોય છતાં ' દિવાકર ' અને દરિદ્ર હોય છતાં લક્ષ્મીધર ' એ નામ વ્યર્થ છે, તેમ તમારા વંશમાં જન્મેલા જે જે પૂર્વના રાજાઓને ' વિદેહ ' એમ પ્રખ્યાત થયેલા સાંભળ્યા છે, તેઓ કેવળ નામથી જ ' વિદેહ ' હતા પણ કર્મથી ' વિદેહ ' ન હતા હે રાજા ! તમારા કુળમાં પૂર્વે ' નિમિ ' નામે રાજા હતો તે રાજર્ષિએ પોતાના ગુરુ વસિષ્ઠ મુનિને યજ્ઞ માટે નોતર્યા ત્યારે તે મુનિએ રાજાને કહ્યું કે, ' હમણાં દેવોના ઇંદ્રે મને યજ્ઞ માટે નોતર્યો છે, તેથી તેનો યજ્ઞ પૂર્ણ કરીશ, ત્યાં સુધીમાં હે રાજેન્દ્ર ! તું ધીમેથી તૈયારી કર ' એમ કહ્યા પછી તે મુનિ મહેન્દ્રના યજ્ઞમાં જતા રહ્યા એટલે ( પાછળથી ) નિમિએ બીજા ગુરુ કરી ઉત્તમ યજ્ઞ કર્યો હતો તે સાંભળી અત્યંત કોપાયમાન થયેલા વસિષ્ઠ ઋષિએ રાજાને શાપ આપ્યો કે, ' હે ગુરુનો અનાદર કરનાર ! આજે તારો દેહ પડી જાઓ ' પછી રાજાએ પણ તેમને શાપ દીધો કે તમારું શરીર પણ પડી જાઓ ' એમ એકબીજાના શાપથી તેઓ બંને પડ્યા હતા, એમ મેં સાંભળ્યું છે હે રાજેન્દ્ર ! ( જો એ નિમિ રાજા ) વિદેહ હતો, તો તેણે પોતાના ગુરુને શાપ કેમ દીધો ? હે ઉત્તમ રાજા ! તમારા કુળનું આ વિદેહપણું મારા ચિત્તમાં વિનોદ અથવા હાંસી જેવું લાગે છે

જનકે કહ્યું તમે સત્ય કહ્યું છે, આમાં તમારો મત કંઈ પણ ખોટો નથી, તોપણ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તમે સાંભળો મારા પૂજ્ય ગુરુ વ્યાસે જે કહ્યું છે, તે જ સત્ય છે પિતાનો સંગ છોડી તમે વનમાં જવા ઇચ્છો છો, પરંતુ ત્યાં પણ મૃગો સાથે તમારો સારી રીતે સંબંધ થશે, એમાં સંશય નથી સર્વ સ્થળે મહા

ભૂતો રહેલા છે, તો પછી તમે નિ સગ ક્યા થશો ? વળી હે મુનિ ! તમને આહાર માટે હમેશ ચિંતા રહે વાની, જેથી તમે નિશ્ચિત ક્યારે થશો ? તમે બીજી ચિંતા કરો કે ન કરો, પરતુ તમને વનમા દડ તથા મૃગચર્મની પણ ચિંતા તો રહેવાની જ, તે જ પ્રમાણે મને રાજ્યની ચિંતા છે તમે સકલ્પોથી હેરાન થઈ દૂર દેશ સુધી આવ્યા છો, ત્યારે મને સકલ્પ કે સદેહ છે જ નહિ, જેથી બધી રીતે હુ નિર્વિકલ્પ છુ, હે બ્રાહ્મણ ! હુ સુખે સૂઈ જાઉં છુ અને સુખે હમેશા જમુ છુ હે મુનિ ! હુ બધાયેલો નથી, એવી બુદ્ધિથી હમેશા સુખી જ છુ તમે તો 'હુ બધાયો છુ' એવી શકાથી હમેશા દુખી જ છો માટે એ શકા છોડી (હુ બધાયેલો નથી એમ) સાવધાન રહીને તમે સુખી થાઓ 'આ દેહ મારો છે' એમ જાણવુ તે બધન છે અને આ દેહ મારો નથી, તેમ જ ધન, ઘર કે રાજ્ય પણ મારા નથી' આવો જે નિશ્ચય તે જીવન્મુક્તપણુ છે

સૂત બોલ્યા જનક રાજાનુ તે વચન સાભળી શુકદેવજી પ્રસન્નચિત્ત થયા તરત જ તેમની રજા લઈ તે વ્યાસના ઉત્તમ આશ્રમમા ગયા પુત્રને આવતો જોઈ વ્યાસ પણ સુખ પામ્યા ને તેમને ભેટી મસ્તક સૂઘીને તેમણે કુશળ પૂછ્યા શુકદેવજી તે સુદર આશ્રમમા પિતાની પાસે સાવધાન થઈ રહ્યા અને વેદાધ્યયનમા તત્પર રહી સર્વ શાસ્ત્રોમા કુશળ થયા રાજ્ય પર રહેલા મહાત્મા જનકની દશા જોઈ તે પરમ શાતિ પામી પિતાના આશ્રમમા રહેવા લાગ્યા એમ શુકદેવજી જોકે યોગમાર્ગમા રહ્યા હતા, છતા તેમણે પિતૃઓની 'પીવરી' નામની ઉત્તમ ભાગ્ય શાળી, સુદર કન્યાને પત્ની કરી હતી તે સ્ત્રીમા તેમણે કૃષ્ણ, ગૌરપ્રભ, ભૂરિ અને દેવશ્રુત નામના ચાર પુત્રો ઉત્પન્ન કર્યા હતા, તેમ જ કીર્તિ નામની કન્યા ઉત્પન્ન કરી, વ્યાસના તે પ્રતાપી પુત્ર શુકદેવે વિભ્રાજના પુત્ર મહાત્મા અણુહ રાજાને તે આપી હતી શુકદેવની તે કન્યામા ઉત્પન્ન થયેલા અણુહનો પુત્ર શ્રીમાન્ બ્રહ્મદત્ત નામે હતો, જે પ્રતાપી બ્રહ્મવેત્તા થયો હતો કેટલેક કાળે નારદજીના ઉપદેશથી પરમ જ્ઞાન તથા સર્વો ત્તમ યોગમાર્ગે ત્યા (ગૃહસ્થાશ્રમમા જ) મેળવ્યા પછી તે બ્રહ્મદત્ત રાજા પુત્રને રાજ્ય પર બેસાડી પોતે બદરિકાશ્રમમા ગયો હતો, જ્યા નારદજીની કૃપાથી માયાબીજનો ઉપદેશ પામી તે દ્વારા તેને જલદી મુક્તિ આપનારુ નિર્દોષ જ્ઞાન થયુ હતુ (બીજી તરફ) શુકદેવજી પિતાનો સગ છોડી કૈલાસના સુદર શિખર પર ઉત્તમ ધ્યાનનો આશ્રય કરી સગરહિત રહ્યા હતા પછી પરમ સિદ્ધિને પામેલા તે શુકદેવજી એક સમયે પર્વતના શિખર ઉપરથી ઊડયા, ત્યારે આકાશમા રહેલા મહાતેજસ્વી સૂર્ય જેવા શોભવા લાગ્યા શુક દેવજીના તે ઊડવાના સમયે પર્વતના શિખરના બે ભાગ થઈ ગયા, તેમ જ ઘણા ઉત્પાતો થવા લાગ્યા એ વેળા શુકદેવજી અતરિક્ષમા રહેલા વાયુની પેઠે આકાશમા જ રહ્યા હતા, દેવર્ષિઓ તેમની સ્તુતિ કરતા હતા અને તેજ વડે અત્યત શોભતા બીજા સૂર્ય જેવા જણાતા હતા એમ પર્વતના શિખર પર જ્યા શુકદેવજી રહ્યા હતા ત્યા વિરહને વશ થયેલા વ્યાસ તો 'હે પુત્ર !' એમ વારવાર બૂમો પાડતા હતા, ત્યારે શ્રમથી વ્યાકુળ અને દીન થયેલા વ્યાસને બૂમો પાડતા જાણી, સર્વ પ્રાણીઓમા સાક્ષીરૂપે વ્યાપી રહેલા શુકદેવજીએ તે વખતે જે પ્રત્યુત્તર આપ્યો હતો તે હજી પણ એ પર્વતના શિખર પર સ્પષ્ટ થાય છે 'હે પુત્ર ! હે પુત્ર !' એમ કહેતા, વિરહથી વ્યાપ્ત અને શોકથી યુક્ત એ વ્યાસને રડતા જોઈ શકરે ત્યા આવી વ્યાસને બોધ આપ્યો હતો કે, 'હે વ્યાસ ! તમે શોક કરો મા યોગવેત્તાઓમા શ્રેષ્ઠ તમારો પુત્ર અજિતેન્દ્રિય પુરુષોને દુર્લભ પરમ ગતિને પામ્યો છે માટે શોકરહિત બ્રહ્મતત્ત્વને જાણનારા તમારે તેનો શોક ન કરવો જોઈએ હે નિર્દોષ ! તે પુત્રને લીધે તમારી વિશાળ કીર્તિ થઈ છે '

વ્યાસે કહ્યુ હે દેવેશ્વર ! શોક જતો નથી હે જગત્પતિ ! હુ શુ કરુ ? હજી પુત્રદર્શનની ઇચ્છાવાળા મારા બન્ને નેત્રો અતૃપ્ત જ છે

મહાદેવે કહ્યુ હે શ્રેષ્ઠ મુનિ ! અતિ મનોહર પુત્રની છાયા(પુત્ર જેવી આકૃતિ)ને તમે પાસે ઊભેલી જોશો અને તેને જોઈ હે પરતપ ! તમે શોક છોડશો

સૂત બોલ્યા તે જ વખતે વ્યાસે સુદર કાતિવાળા પુત્રની છાયાના દર્શન કર્યા, ને મહાદેવ તેમને વરદાન

આપી ત્યાં જ અદૃશ્ય થયા, એટલે વ્યાસ પણ શુકદેવજીના વિરહથી તપીને પરમ દુખી થઈ પોતાના આશ્રમે ગયા. ૧—૬૦

अन्तर्हिते महादेवे व्यासः स्वाश्रममभ्यगात् ।
शुकस्य विरहेणापि ततः परमदुःखितः ॥ ६० ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પ્રથમ સ્કંધ વિષે અધ્યાય ૧૯ મો સમાપ્ત

## અધ્યાય ૨૦ મો*

### શુકદેવના ગયા પછી વ્યાસનું કાર્ય

ऋषय ऊचुः

शुकस्तु परमां सिद्धिमाप्तवान् देवसत्तमः ।
किं चकार ततो व्यासस्तन्नो ब्रूहि सविस्तरम् ॥१॥

ઋષિઓ પૂછ્યું દેવોમાં શ્રેષ્ઠ શુકદેવજીએ પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી, તે પછી વ્યાસે શું કર્યું તે અમને વિસ્તાર સાથે કહો

સૂત બોલ્યા . વ્યાસના તપોવન શિષ્યો અસિત, દેવલ, વૈશંપાયન તથા જૈમિનિ, જેઓ વેદાભ્યાસમાં તત્પર રહેતા તેઓ બધા વ્યાસની આજ્ઞા લઈ પ્રથમ જ પૃથ્વી પર (જ્યાં ત્યાં) જતા રહ્યા હતા એમ તેઓને ગયેલા જોઈ તેમ જ પુત્રને પણ પરલોકમાં અદૃશ્ય થયેલો જોઈ વ્યાસ શોકથી દબાઈ ગયા તેમણે પોતાના આશ્રમમાંથી જતા રહેવા વિચાર કર્યો પછી તેમણે પોતાની પવિત્ર માતા સત્યવતી, જે મચ્છીમારની પુત્રી હતી અને જેને શોકયુક્ત સ્થિતિમાં ગંગાકિનારે પોતે ત્યજી હતી તેનું મનથી સ્મરણ કર્યું અને તેને યાદ કરી તે ઉત્તમ પર્વત છોડી મહાતેજસ્વી તે વ્યાસ મુનિ પોતાના (મૂળ) જન્મસ્થાનમાં જઈ પહોંચ્યા ત્યાં એ બેટ પર આવી વ્યાસે પૂછ્યું કે, 'સુંદર મુખવાળી તે (મારી માતા) ક્યાં ગઈ?' એટલે મચ્છીમારોએ તેમને કહ્યું કે, 'એમને તો કન્યાવસ્થામાં જ શંતનુ રાજાને પરણાવી દીધા છે વળી મચ્છીમારોના રાજાએ પણ વ્યાસને પ્રીતિપૂર્વક સારી રીતે પૂજી સ્વાગતથી સત્કારી હાથ જોડીને કહ્યું

મચ્છીમારોનો રાજા બોલ્યો 'હે મુનિ! દેવોને પણ દુર્લભ આપનું દર્શન આજે થયું, તેથી આજે મારો જન્મ સફળ થયો છે અને અમારું કુળ પવિત્ર થયું છે હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! જે માટે તમે આવ્યા છો તે (કાર્ય) તમે કહો હે પ્રભો! આ મારી સ્ત્રી, ધન તથા પુત્રો પણ તમારે આધીન છે.'

(તેની એ પ્રાર્થના સાભળી યોગ્ય ઉત્તર આપીને) વ્યાસે સરસ્વતીના સુંદર કિનારે આશ્રમ કર્યો અને ત્યાં જ તપમાં જોડાઈ સમાધિમાં રહેવા લાગ્યા. અમાપ કાંતિવાળા શંતનુ રાજાને સત્યવતીથી બે પુત્રો થયા હતા, તેઓને પોતાના ભાઈ જાણી વનમાં રહેલા વ્યાસ સુખ પામ્યા શંતનુ રાજાનો પહેલો પુત્ર ચિત્રાંગદ નામે હતો તે રૂપવાન, શત્રુઓને તપાવનારો તથા સર્વ લક્ષણોથી યુક્ત હતો બીજો વિચિત્રવીર્ય નામનો પુત્ર હતો, તે પણ સર્વ ગુણોથી યુક્ત હોઈ શંતનુને સુખ વધારનાર હતો વળી તે શંતનુ રાજાને (પ્રથમની સ્ત્રી ગંગામાં જન્મેલો પહેલો) સૌથી મહાવીર અને ઘણો બળવાન ગાંગેય (ભીષ્મ) નામનો પુત્ર પણ હતો, અને (પાછળથી બીજી સ્ત્રી) સત્યવતીમાં તે બન્ને (ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય) પુત્રો જન્મ્યા હતા મોટા મનવાળો શંતનુ રાજા સર્વ લક્ષણોથી યુક્ત તે પુત્રોને જોઈ પોતાને દેવ વગેરેથી પણ ન જીતી શકાય તેવો (અજેય) માનતો હતો. પછી કેટલેક કાળે ધર્માત્મા શંતનુ રાજાએ કાળના નિયમ પ્રમાણે જેમ માણસ જૂનાં વસ્ત્ર છોડે તેમ દેહ છોડયો રાજા મરણ પામ્યા એટલે ભીષ્મે વિધિથી સર્વ પ્રેતકાર્યો તથા જાતજાતનાં દાન કર્યાં પછી પરાક્રમી ભીષ્મે ચિત્રાંગદને રાજ્ય પર સ્થાપ્યો પણ પોતે રાજ્ય ન જ કર્યું, તેથી તે 'દેવવ્રત' નામે પ્રસિદ્ધ થયા સત્યવતીનો પવિત્ર પુત્ર ચિત્રાંગદ બળવાન તથા વીર હતો, પરંતુ (પાછળથી) પરાક્રમને લીધે પ્રમાદી ને બીજાને દુખ દેનાર થયો એક સમયે મોટા સૈન્યથી વીંટળાયેલો તે મહાબાહુ મારવાયોગ્ય રુરુ મૃગોની તપાસ કરતો વનપ્રદેશમાં ભમી રહ્યો હતો, તેવામાં ઉત્તમ વિમાનમાં બેઠેલો ચિત્રાંગદ ગંધર્વ માર્ગમાં રહેલા તે રાજાને જોઈ પૃથ્વીની નજીક ઊતર્યો હે તાપસો! ત્યાં કુરુક્ષેત્ર નામના મોટા સ્થાન પર સમાન પરાક્રમવાળા તે બન્નેનું ત્રણ વર્ષ સુધી મોટું યુદ્ધ થયું.

* આ અધ્યાયમાં શુકદેવજીના ગયા પછી વ્યાસે જે કૃત્ય કર્યું તે ટૂંકમાં ચુમ્મોતેર શ્લોકોથી કહેલ છે

એ રણમા ગધર્વે મારી નાખેલો ચિત્રાગદ સ્વર્ગને પામ્યો, એટલે ભીષ્મે તે સાભળી તુરત જ તેની મરણ ક્રિયા કરી, તેમ જ મત્રીઓથી વીંટળાયેલા ભીષ્મે શોક કરી (બીજા ભાઈ) વિચિત્રવીર્યને રાજ્યનો સ્વામી કર્યો પછી મત્રીઓએ તથા ગુરુઓએ સમજાવેલી સુદર વર્ણવાળી સત્યવતી પુત્રના શોકથી જોકે વ્યાકુળ હતી તોપણ પોતાના (બીજા) પુત્રને રાજ્ય પર આવેલો જોઈ અત્યત સતોષ પામી વ્યાસ પણ ભાઈને રાજા થયેલો સાભળી ખુશ થયા સત્યવતીનો સુદર પુત્ર (વિચિત્રવીર્ય) ઉત્તમ યૌવનને પામ્યો, એટલે ભીષ્મે પોતાના નાના ભાઈના વિવાહ માટે ચિંતા કરવા માડી તેવામા કાશીના રાજાએ સર્વ લક્ષણોથી યુક્ત પોતાની ત્રણ પુત્રીઓને વિવાહ માટે સ્વયવરમા ઊભી કરી એ ઇચ્છાપૂર્વકના સ્વયવરમા હજારો રાજાઓને તથા રાજપુત્રોને બોલાવ્યા તે વખત મહાતેજસ્વી પરાક્રમી ભીષ્મે માત્ર એક રથથી જ સર્વ રાજસમૂહને હરાવી બળથી તે કન્યાઓનુ હરણ કર્યું મહારથી તેજસ્વી તે ભીષ્મ પોતાના બાહુબળથી સર્વ રાજાઓને જીતી તે કન્યાઓને લઈ હસ્તિનાપુર પહોચ્યા તેમણે સુદર નેત્રોવાળી ત્રણે કન્યાઓને માતા, બહેન તથા પુત્રીઓની પેઠે માની આણી હતી પછી તરત જ સત્યવતીને જણાવી વેદ જાણનારા જ્યોતિષી બ્રાહ્મણોને બોલાવી, તેમણે જલદી (ભાઈના લગ્ન માટે) શુભ દિવસ પૂછયો, અને વિવાહની તેયારી કરી પોતાના ધર્મિષ્ઠ ભાઈ વિચિત્રવીર્યને તે કન્યાઓ જ્યારે પરણાવવા માડી ત્યારે તે ત્રણે કન્યાઓમા શ્યામકટાક્ષવાળી તથા સુદર નેત્રોવાળી જે મોટી કન્યા હતી તેણે શરમાતા શરમાતા ભીષ્મને આ વચન કહ્યુ 'હે ગગાપુત્ર! હે કુરુક્ષેત્ર! હે ધર્મજ્ઞ! હે કુલદીપક! હુ સ્વયવરમા શાલ્વ રાજાને મનથી વરી છુ અને તે જ પ્રમાણે તે રાજાએ પ્રેમથી વ્યાપ્ત અત કરણમા મને વરી છે, માટે હે શત્રુતાપન! હવે તમારા આ કુળને જે યોગ્ય હોય તે તમે કરો તે શાલ્વ રાજા પ્રથમ મને વરી ચૂક્યા છે અને તમે ધાર્મિક પુરુષોમા શ્રેષ્ઠ તથા બળવાન છો, તો હે ગાગેય! હવે તમે જે ઇચ્છતા હો તે કરો

સૂત બોલ્યા તે કન્યાએ એમ કહેલા ભીષ્મે તે સમયે વૃદ્ધ બ્રાહ્મણોને, માતાને તથા મત્રીઓને પૂછ્યુ, અને સર્વનો મત જાણી ધર્મવેત્તાઓમા શ્રેષ્ઠ તે ભીષ્મે એ કન્યાને કહ્યુ 'હે સુદર મુખવાળી! જેમ તારી ઇચ્છા હોય તેમ તુ જા' પછી ભીષ્મે રજા આપેલી તે કન્યા શાલ્વને ઘેર ગઈ અને સુદર નિતબવાળી તેણે મનથી ઇચ્છેલા તે રાજાને કહ્યુ 'હે મહારાજ! હુ તમારામા મનવાળી છુ, એ કારણથી ભીષ્મે ધર્મદૃષ્ટિએ મને છોડી દીધી છે અને હુ તમારી પાસે આવી છુ, માટે હવે તમે મને પરણો. હે શ્રેષ્ઠ રાજા! હુ તમારી કાયમી ધર્મપત્ની થાઉં છુ, કેમ કે મેં પ્રથમ તમારુ ચિંતન કર્યું છે અને તમે મારુ ચિંતન કર્યું છે એમા સશય નથી'

શાલ્વે કહ્યુ હે સુદર નિતબવાળી મારા દેખતા ભીષ્મે તને પકડીને રથમાથી બેસાડી તેથી હુ તને પરણીશ નહિ કયો બુદ્ધિમાન પુરુષ બીજાએ એઠી કરેલી કન્યાને સ્વીકાર કરે? માટ ભીષ્મે છોડેલી તને માતાની પેઠે હુ નહિ સ્વીકારુ (એમ કહી) તે મહાત્માએ રડતી તથા વિલાપ કરતી તે કન્યાને છોડી દીધી એટલે ફરી તે કન્યા ભીષ્મ પાસે રડતી આવી, આવુ વચન બોલી 'હે વીર! તમે છોડી દીધેલી મને શાલ્વ રાજા સ્વીકારતો નથી, માટે હવે તમે સ્વીકારો હે મહાભાગ! તમે ધર્મને જાણનારા છો જો તમે મને નહિ સ્વીકારો તો હુ મરણ પામીશ'

ભીષ્મે કહ્યુ હે સુદર વર્ણવાળી! બીજામા ચિત્તવાળી તને હુ કઈ રીતે સ્વીકારુ? માટે હે સુદર નિતબવાળી! હવે તુ સ્વસ્થ થઈ જલદી સત્વર પોતાના પિતા પાસે જા ભીષ્મે એમ કહેલી તે કન્યા વનમા જ ચ લી ગઈ અને પરમ પવિત્ર એકાત તીર્થમા તપ કરવા લાગી એ રીતે અત્યત રૂપવાળી અને પવિત્ર કાશી રાજાની બે પુત્રીઓ—અબાલિકા તથા અબિકા તે વિચિત્રવીર્ય રાજાની સ્ત્રીઓ થઈ હતી મહાબળવાન એ વિચિત્રવીર્ય રાજા તે બન્ને સ્ત્રીઓ સાથે ઘરમા તથા ઉપવનમા અનેક જાતના ભોગવિલાસોથી રમવા લાગ્યો એમ નવ વર્ષ સુધી સુખે ક્રીડા કરતા તે મહારાજા ક્ષયરોગથી અત્યત ઘેરાઈ ગયો ને મરણ પામ્યો એમ પુત્ર મરણ પામ્યો ત્યારે સત્યવતી દુ ખથી પીડા પામી અને તેણે મત્રીઓ પાસે પુત્રના મરણકાર્યો

કરાવ્યા પછી તે વખતે અત્યત દુ:ખી થયેલી તેણે એકાતમા ભીષ્મને આ વચન કહ્યુ 'હે મહાભાગ ! તુ શાતનુનો પુત્ર છે, માટે પિતાનુ રાજ્ય કર અને ભાઈની સ્ત્રીનો સ્વીકાર કર તથા વશની રક્ષા કર જેથી યયાતિનો (આ) વશ નાશ ન પામે '

ભીષ્મે કહ્યુ હે માતા ! મે પિતા માટે જે પ્રતિજ્ઞા કરી છે, તેને તમે સાભળી છે, માટે હુ રાજ્ય નહિ કરુ, તેમ જ સ્ત્રીનો સ્વીકાર પણ નહિ કરુ

સૂત બોલ્યા તે વખતે સત્યવતી ચિતાતુર બની કે, 'હવે વશ કેમ રહેશે ? વળી અરાજકતા ઊભી થઈ છે, ત્યારે આળસ રાખવાથી મને સુખ નહિ થાય ' પછી ભીષ્મે તેને કહ્યુ કે, 'હે માતા તમે ચિંતા કરો મા, વિચિત્રવીર્યની સ્ત્રીમા (કોઈ બીજા પુરુષથી) ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન કરવો કોઈ કુળવાન બ્રાહ્મણને બોલાવી વહુ સાથે સમાગમ કરાવો એમા દોષ નથી, કેમ કે કુળની રક્ષા કરવા વેદમા પણ એમ કહ્યુ છે હે પવિત્ર હાસ્યવાળા ! એ રીતે પૌત્ર ઉત્પન્ન કરાવી તેને તમે રાજ્ય આપો, હુ તેની આજ્ઞાને પાળીશ ' તેનુ એ વચન સાભળી પોતાની કન્યાવસ્થાના નિષ્પાપ પુત્ર દ્વૈપાયન—વ્યાસ મુનિનુ મનથી તેણે સ્મરણ કર્યું, એટલે એમ યાદ કરતા જ તપસ્વી, તેજસ્વી વ્યાસ મુનિ આવી પહોચ્યા અને માતાને પ્રણામ કરી ઊભા રહ્યા ત્યારે ભીષ્મે તેમની પૂજા કરી ને સત્યવતીએ પણ અત્યત માન આપ્યુ, પછી મહાતેજસ્વી તે વ્યાસ ધુમાડા વિનાના બીજા અગ્નિની જેમ ત્યા ઊભા રહ્યા પછી માતા સત્યવતીએ તે મુનિને કહ્યુ 'વિચિત્રવીર્યની સ્ત્રીમા તમારા વીર્યથી જન્મેલો સુદર પુત્ર તમે ઉત્પન્ન કરો ' માતાનુ એ વચન સાભળી વ્યાસે સાચો ઉપદેશ આપનારા વાક્ય તરીકે તેને પ્રમાણ માન્યુ અને બહુ સારુ ' એમ કહી ત્યા રહી ઋતુકાળની તે રાહ જોવા લાગ્યો અંબિકા સ્ત્રી જ્યારે રજસ્વલા થઈ ત્યારે સ્નાન કરી મુનિનો સગ પામી તેમણે મહાબળવાન આધળા પુત્રને જન્મ આપ્યો ત્યારે એ જન્માધ પુત્રને જોઈ સત્યવતી દુ:ખી થઈ, તેણે બીજી વહુને કહ્યુ કે, 'તુ જલદી પુત્રને ઉત્પન્ન કર ' પછી ઋતુકાળ આવતા રાત્રિના સમયે અબાલિકા સ્ત્રીએ પણ વ્યાસની સાથે સમાગમ કરી ગર્ભ ધારણ કર્યો (સમય થતા)તે પુત્ર પણ પાડુવર્ણો જન્મ્યો અને રાજ્યને યોગ્ય ન મનાયો ત્યારે એક વર્ષ પછી ફરી પુત્ર માટે વહુને તેણે પ્રેરણા કરી તે પછી મુનિશ્રેષ્ઠ વ્યાસને બોલાવી તેમની સારી રીતે પ્રાર્થના કરી, રાત્રે ઉત્તમ શયનગૃહમા તેમને મોકલ્યા, પરતુ તે વેળા વહુ તેમની પાસે ગઈ નહિ પણ તેણે એક દાસીને ત્યા મોકલી, એટલે તે દાસીમા ધર્મના અશથી પવિત્ર 'વિદુર' નામનો પુત્ર જન્મ્યો એમ વ્યાસે વશની રક્ષા કરવા ધૃતરાષ્ટ્ર વગેરે ત્રણ મહાવીર પુત્રોને ઉત્પન્ન કર્યા હતા હે નિર્દોષ મુનિઓ ! આ બધુ તેમના વશમા બનેલુ વૃત્તાત મે તમને કહ્યુ ભ્રાતૃધર્મને જાણનારા વ્યાસે એ રીતે વશની રક્ષા કરી હતી ૧—૭૮

**एतद्‌ सर्वमाख्यातं तस्य वंशसमुद्भवम् ।**
**व्यासेन रक्षितो वंशोर्भ्रातृधर्मविदाऽनघाः ॥ ७८ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પ્રથમ સ્કધ વિષે
અધ્યાય ૨૦મો સમાપ્ત

# प्रथम स्कंध समाप्त



# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## बीजो स्कंध

## અધ્યાય ૧ લો*

### મત્સ્યગંધાનો જન્મ

ऋषय ऊचु

आश्चर्यकरमेतत्ते वचन गर्भहेतुकम् । सदेहोऽत्र समुत्पन्न सर्वेषा नस्तपस्विनाम् ॥ १ ॥

ઋષિઓએ પૂછ્યુ આ અસ્પષ્ટ કારણવાળુ તમારુ વચન આશ્ચર્યકારક છે આમા અમને બધા તપસ્વીઓને સદેહ થયો છે હે બુદ્ધિમાન સૂત ! વ્યાસની માતા સત્યવતી, પ્રથમ (પરાશરને) પરણેલી રાજા શતનુએ જાણી જ હશે, એવી પોતાના ઘરમા રહેલી સતી સત્યવતીને રાજા શતનુ ફરી કેમ પરણ્યા હતા ? વ્યાસ તેણીના પુત્ર કેવી રીતે થાય ? હે સુવ્રત ! તે સત્યવતીમા (શતનુથી) બે પુત્રો જન્મ્યા હતા હે મહા ભાગ ! તે પરમપવિત્ર કથા તમે વિસ્તારથી કહો તીક્ષ્ણ વ્રતવાળા બધા ઋષિઓ વેદવ્યાસની તથા સત્યવતીની ઉત્પત્તિ સાભળવા ઈચ્છે છે

સૂત બોલ્યા ચારે પુરુષાર્થો આપનારા પરમશક્તિ આદિશક્તિને પ્રણામ કરી પુરાણની શુભ કથા હુ કહીશ વાણીથી ઉત્પન્ન થયેલા (ऐं) બીજનુ કપટથી પણ માત્ર ઉચ્ચારણ કરતા અવશ્ય શાશ્વતી સિદ્ધિ (મોક્ષ) થાય છે, તે બીજમત્રપૂર્વક સારી રીતે સ્મરણ કરેલા દેવી ખરેખર ઈચ્છિત કામનાને આપનારા થાય છે, માટે સર્વ મનુષ્યોએ સર્વ પ્રકારની સર્વ કામનાઓ તથા અર્થોની સિદ્ધિ માટે તે બીજમત્રથી દેવીનુ સ્મરણ કરવુ 'ઉપરિચર' નામે ધાર્મિક રાજા ચેદી દેશનો સ્વામી હતો તે સત્ય પ્રતિજ્ઞાવાળો, શ્રીમાન તથા બ્રાહ્મણોની પૂજા કરનારો હતો તેના તપથી પ્રસન્ન થયેલા ઇદ્રે તેનુ પ્રિય કરવાની ઈચ્છાથી તેને

* આ અધ્યાયમા અડતાળીસ શ્લોકોથી બુદ્ધિમાન વ્યાસનો જન્મ કહેવાશે, જેમા દેવીનો મહિમા અતિશય પ્રકાશે છે

સ્ફટિકનુ સુદર ઉત્તમ વિમાન આપ્યુ હતુ તે દિવ્ય વિમાન પર ચઢી નિત્ય ધર્મનિષ્ઠ તે રાજા બધે જતો અને પૃથ્વી પર ન રહી ઉપર જ રહેતો, તેથી તે 'ઉપરિચર વસુ' નામે સર્વ લોકોમા પ્રખ્યાત થયો તેને સુદર નિતબોવાળી 'ગિરિકા' નામે સુદર સ્ત્રી હતી અને મહાપરાક્રમી તથા અમાપ બળવાળા પાચ પુત્રો હતા એ રાજાએ તે પુત્રોને જુદા જુદા દેશોમા રાજાઓ તરીકે સ્થાપ્યા હતા એક સમયે તે વસુની સ્ત્રી ગિરિકાએ ઋતુકાળ પ્રાપ્ત કરી, નાહી પવિત્ર થઈને પુત્રોત્પત્તિ માટે રાજાને ઈચ્છા જણાવી, અને તે જ દિવસે પિતૃઓએ એ રાજાને કહ્યુ કે, (અમારા શ્રાદ્ધ નિમિત્તે) તમે મૃગોને મારો તે સાભળી રાજા ઋતુમતી પત્નીનો વિચાર કરવા લાગ્યો, પણ છેવટે પિતૃઓના વાક્યને અવશ્ય શ્રેષ્ઠ માની તે જ કરવાનો નિશ્ચય કરી મનથી ગિરિકાનુ સ્મરણ કરતો વનમા મૃગયા માટે ફરવા લાગ્યો તે રાજર્ષિ વનમા રહ્યો રહ્યો સાક્ષાત્ બીજી લક્ષ્મી હોય તેવી અત્યત રૂપાળી તે સ્ત્રીનુ ચિત્તમા સ્મરણ કરતો હતો, તેટલામા તેનુ વીર્ય સ્ખલિત થઈ ગયુ, એટલે સ્ખલિત થતા જ તે વીર્યને રાજાએ વડના પાદડામા લઈ લીધુ અને વિચાર્યુ કે 'સ્ખલિત થયેલુ મારુ આ વીર્ય કઈ રીતે વ્યર્થ ન જાય ?' પછી પત્નીનો ઋતુકાળ જાણી રાજાએ નિશ્ચય કર્યો કે, 'મારુ આ વીર્ય સપૂર્ણ સફળ છે, એમા સશય નથી, માટે આને મારી સ્ત્રી પાસે મોકલુ' પછી રાણીને વીર્ય મોકલવાનો તે જ સમય જોઈ વડના પડિયામા મૂકેલા તે વીર્યને પ્રધાનની પાસે રહેલા એક બાજપક્ષીને બોલાવી તે પક્ષીને રાજાએ કહ્યુ કે, 'હે મહાભાગ ! આ લે અને જલદી તુ મારે ઘેર જા હે સૌમ્ય ! મારી પ્રિયા માટે તુ આને ઘેર લઈ જા અને ગિરિકા નામની મારી સ્ત્રીને તુ જલદી આપ, આજે તેનો ઋતુસમય છે'

સૂત બોલ્યા એમ કહી રાજાઓમા શ્રેષ્ઠ તેણે એ પડિયો બાજપક્ષીને આપ્યો એટલે તે પક્ષી તે લઈને પોતે ગતિ જાણનારાઓમા શ્રેષ્ઠ હોઈ તરત જ આકાશમા ઊડયો ચાચમા પડિયો પકડી તે પક્ષી આકાશમા જતો હતો, તેવામા બીજા બાજપક્ષીએ તેને આવતો જોયો તેથી માસ જાણી તરત જ પેલા પક્ષી તરફ ધસારો કર્યો એટલે તે બને આકાશમાં ચાચો વતી લડવા લાગ્યા એમ તેઓના લડતા પેલુ વીર્ય યમુનાના જળમા પડી ગયુ અને તે બને પક્ષીઓ પણ તે પડિયો પડી જતા ઈચ્છા પ્રમાણે જતા રહ્યા એ વેળા અદ્રિકા નામની કોઈ અપ્સરા (યમુનાના) જળમા રમતી ડૂબકીઓ મારીને ફરતી હતી, તે જ સમયે ત્યા આવેલા અને સધ્યાવદનમાં તત્પર એક બ્રાહ્મણનો તે સુદર વર્ણવાળી સ્ત્રીએ પગ પકડયો, એટલે પ્રાણાયામમા તત્પર તે બ્રાહ્મણે ઘૂમતી તે સ્ત્રીને જોઈ શાપ દીધો કે 'તુ માછલી થઈ જા, કેમ કે તે મારા ધ્યાનમા વિઘ્ન કર્યુ છે' એ રીતે બ્રાહ્મણોમા મુખ્ય તેણે યમુનામા ફરતી તે સુદર અદ્રિકા અપ્સરાને શાપ દીધો એટલે તે માછલીના રૂપને પ્રાપ્ત થઈ એમ માછલીરૂપે થયેલી તે અદ્રિકા અપ્સરાએ બાજપક્ષીના પગમાથી પડી ગયેલુ પેલું વીર્ય એકદમ પાસે જઈ ખાઈ લીધુ પછી કેટલાક કાળે દસમો મહિનો થયો, ત્યારે તે સુદર માછલીને (એક) મચ્છીમારે પકડી ને તરત જ તેણે એ માછલીનુ પેટ ચીર્યુ, એટલે તેમાથી મનુષ્યના આકારનુ જોડકુ નીકળ્યુ તેમા એક કાર્તિક સ્વામી જેવો સુદર કુમાર હતો અને એક સુદર મુખવાળી કન્યા હતી. એ આશ્ચર્ય જોઈ તે મચ્છીમાર અત્યત વિસ્મય પામ્યો તેણે માછલીમા જન્મેલા તે બન્ને બાળકો (ઉપરિચર) રાજાને જણાવ્યા એટલે રાજાએ પણ વિસ્મય પામી તેમાના સુદર પુત્રને લઈ લીધો એ જ વસુ પુત્ર (પાછળથી) ધર્મનિષ્ઠ, સત્ય પ્રતિજ્ઞાવાળો, મહા તેજસ્વી અને પિતાતુલ્ય પરાક્રમવાળો 'મત્સ્ય' નામે રાજા થયો ઉપરિચર વસુએ (એ જોડકામાની) કાલિકા નામની જે કન્યા હતી, તે તો મચ્છીમારને જ સોપી દીધી હતી, જે (પાછળથી) 'કાલી' નામે, 'મત્સ્યોદરી' નામે તથા 'મત્સ્યગધા' નામે પોતાના ગુણવડે પ્રખ્યાત થઈ અને તે સુદર વસુપુત્રી મચ્છીમારને ઘેર જ ઉછરીને મોટી થઈ

ઋષિઓએ પૂછ્યુ મુનિએ શાપ આપેલી એ અદ્રિકા નામની શ્રેષ્ઠ અપ્સરા જે માછલી થઈ હતી, તેને મચ્છીમારે ચીરી હશે, ત્યારે તે મરણ જ પામી હશે અને ખવાઈ જ ગઈ હશે તે અપ્સરાનુ શુ થયુ

હતુ, તેના શાપનો અત કઈ રીતે આવ્યો હતો, છેવટે ફરી તે સ્વર્ગને કઇ રીતે પામી, તે કહો

સૂતે કહ્યુ મુનિએ તે અપ્સરાને શાપ દીધો, ત્યારે તેણે વિસ્મય પામી દીનની પેઠે રડતા રડતા તે બ્રાહ્મણની સ્તુતિ કરી, એટલે તે દયાળુ બ્રાહ્મણે એ રડતી સ્ત્રીને કહ્યુ કે, 'હે કલ્યાણિ ! તુ શોક કર મા, હુ તારા શાપનો અત કહુ છુ હે કલ્યાણિ ! ક્રોધથી થયેલા મારા શાપથી માછલાની યોનિને પામેલી તુ બે મનુષ્યોને જન્મ આપી શાપથી છૂટી જઈશ ' તે બ્રાહ્મણે એમ કહેલી એ અપ્સરા નદીના જળમા માછલાનુ શરીર પામી હતી અને એ બે બાળકોને જન્મ આપી મરીને શાપથી છૂટી હતી શાપના અતે માછલાનુ રૂપ છોડી દિવ્ય સ્વરૂપ પામીને તે સુદર વર્ણવાળી અપ્સરા દેવમાર્ગે ગઈ હતી એમ સુદર મુખવાળી તે મત્સ્યગધા મચ્છીમારની પુત્રી તરીકે જન્મી હતી અને મચ્છીમારને ઘેર જ ઊછરીને મોટી થઈ હતી એ મત્સ્યગધા કિશોર વયની થઈ, ત્યારે અત્યત સુદર કાતિવાળી હતી અને મહાતેજસ્વી તે વસુપુત્રી તે મચ્છીમારના કામ કરતી હતી ૧—૪૮

**मत्स्यगंधा तदा जाता किशोरी चातिसुप्रभा ।**
**तस्य कार्याणि कुर्वाणा वासवी चातिसुप्रभा ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

# અધ્યાય ૨ જો*

## વ્યાસનો જન્મ

सूत उवाच

**कदा तीर्थयात्रायां व्रजन् पराशरो मुनि ।**
**आजगाम महातेजाः कालिंद्यास्तटमुत्तमम् ॥ १ ॥**

સૂત બોલ્યા એક સમયે તીર્થયાત્રા માટે જતા મહાતેજસ્વી પરાશર મુનિ યમુનાના ઉત્તમ કિનારા પર આવ્યા એ ધર્માત્માએ તે વખતે ભોજન કરતા (મત્સ્યગધાના પાલક પિતા) મચ્છીમારને કહ્યુ કે, 'તુ મને હોડીથી યમુનાના સામા કિનારે પહોચાડ ' મુનિનુ એ વચન સાભળી કિનારા પર જમતા મચ્છીમારે સોળ વર્ષની સુદર પુત્રી મત્સ્યગધાને કહ્યુ 'હે પુત્રી ! તુ આ મુનિને હોડીથી સામે કિનારે લઈ જા હે પવિત્ર હાસ્યવાળી ! આ ધર્માત્મા તપસ્વી ત્યા જવા ઇચ્છે છે ' પિતાએ એમ કહેલી તે વસુપુત્રી મત્સ્યગધા હોડીમા બેઠેલા મુનિને (નદીમા) લઈ જવા લાગી એ વેળા યમુનાના જળમા જતા તે મુનિ સુદર નેત્રોવાળી તે કન્યાને જોઈ ભાવિભાવથી અને દૈવના યોગથી કામપીડિત થયા પ્રકટ યૌવનવાળી તેને જોઈ પકડવા ઇચ્છતા મુનિએ પોતાના જમણા હાથથી તેના જમણા હાથનો સ્પર્શ કર્યો તે વખતે શ્યામ કટાક્ષવાળી તે કન્યાએ એ મુનિને હાસ્યપૂર્વક આ વચન કહ્યુ 'તમારા કુળને, શાસ્ત્રજ્ઞાનને તથા તપને શુ આ યોગ્ય છે ? તમે વસિષ્ઠના પુત્ર હોઈ કુળ તથા શીલથી યુક્ત છો, છતા હે ધર્મજ્ઞ ! કામથી અત્યત પીડાઈને શુ કરવા ઇચ્છો છો ? હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! પૃથ્વી પર મનુષ્યજન્મ દુર્લભ છે અને તેમા પણ બ્રાહ્મણપણુ વધારે દુર્લભ છે, એમ હુ માનુ છુ હે વિપ્રેન્દ્ર ! કુળ, શીલ તથા શાસ્ત્રજ્ઞાનથી તમે બ્રાહ્મણોમા ઉત્તમ અને ધર્મવેત્તા છો, છતા માછલાની ગધવાળી મને જોઈ દુષ્ટ ભાવના કેમ પામ્યા છો ? હે અમોઘ બુદ્ધિવાળા બ્રાહ્મણ ! મારા શરીરમા કઈ વસ્તુ સુદર જોઈ તમે કામાતુર થઈ હાથ પકડવા પાસે આવો છો ? પોતાના ધર્મને તમે કેમ નથી જાણતા ? (મુનિને એમ કહી તે કન્યા મનમા વિચારવા લાગી કે,) 'અહો ! આ બ્રાહ્મણ ! આજે મને ગ્રહણ કરતો મદ બુદ્ધિ બન્યો છે અને મને પકડી શુ ગારગ્સમા ડૂબ્યો જ છે આનુ મન કામદેવના બાણથી અત્યત વીધાઈને વ્યાકુળ થયુ છે (અને શાપના ભયથી) આની વિરુદ્ધ કરવા અહીં કોઈ સમર્થ પણ નથી ' આમ વિચારી તે બાળાએ એ મહામુનિને કહ્યુ કે, 'હે મહાભાગ ! ધૈર્ય ધરો, હુ તમને સામે પાર લઈ જાઉં છુ '

સૂત બોલ્યા પરાશર તો હિતપૂર્વક તેનુ એ વચન સાભળી હાથ છોડી દઈ ત્યા ઊભા રહ્યા ને નદીના કિનારા પર પહોચ્યા, પરતુ ફરી કામાતુર થઈ મુનિએ મત્સ્યગધાને પકડી, ત્યારે ધ્રૂજતી તે કન્યાએ સામે ઊભેલા તે મુનિને કહ્યુ 'હે શ્રેષ્ઠ મુનિ ! હુ દુર્ગંધી છુ, તમે કેમ સૂગ કરતા નથી ? સમાન રૂપવાળા સ્ત્રી

* આ અધ્યાયમાં સાગરકાઠે નૌકામાં મત્સ્યગંધાના પેટમાં પરાશરથી વેદવ્યાસનો જન્મ કહેવાયો.

પુરુષોનો જ કામસયોગ સુખકારી થાય છે' એમ કહે વાયેલા તે મુનિએ ક્ષણવારમા તે કન્યાને એક યોજન સુધી સુગધ ફેલાવતી, સુદર રૂપવાળી તથા સુદર મુખવાળી કરી દીધી એમ તેને કસ્તૂરી જેવી સુગધી, સુદર અને મનોહર કરી કામથી પીડાયેલા મુનિએ જમણા હાથથી તેને પકડી, ત્યારે સત્યવતી નામની તે સુદરીએ પોતાને પકડવા ઈચ્છતા તે મુનિને કહ્યુ 'હે મુનિ! આ લોકો જોઈ રહ્યા છે અને મારા પિતા કિનારે ઊભા છે, અતિ દારુણ આ પશુધર્મ (મૈથુન) મને પ્રીતિ ઉપજાવતો નથી, માટે હે શ્રેષ્ઠ મુનિ! તમે ગઇ જુઓ તેટલામા રાત થાય છે મનુષ્યને રાત્રે મૈથુન કરવા કહ્યુ છે, દિવસે મૈથુન કરવામા મોટો દોષ છે વળી મનુષ્યો પણ જોઈ રહ્યા છે, માટે હે મહા બુદ્ધિમાન! તમે કામને વશ કરો લોકોની નિંદાને પહોચી શકાતુ નથી' તે સાભળી તેનુ કહેવુ યોગ્ય છે એમ માની ઉદાર બુદ્ધિવાળા તે મુનિએ જલદી પોતાના તપના બળથી ઝાકળ ઉત્પન્ન કર્યુ એ રીતે ઝાકળ થયુ અને કિનારો મોટા અધકારથી છવાઈ ગયો, ત્યારે સત્યવતીએ કોમળતાપૂર્વક આ વચન કહ્યુ 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હુ કન્યા છુ તમે તો મને ભોગવીને ઈચ્છા પ્રમાણે ચાલ્યા જશો વળી હે બ્રાહ્મણ! તમે અમોઘ વીર્યવાળા છો, જેથી હુ જો સગર્ભા થાઉં, તો મારી શી દશા થાય? મારા પિતાને આજે હુ શુ કહુ? તમે મને ભોગવીને ચાલ્યા જાઓ પછી હુ શુ કરુ? તે તમે કહો

પરાશર બોલ્યા 'હે પ્રિયે! આજે મારુ પ્રિય કરી તુ કન્યા જ રહીશ હે બીકણ સ્ત્રી! તુ જે ઈચ્છતી હોય તે વરદાન માગ'

સત્યવતીએ કહ્યુ 'હે માન આપનારા! લોકમા મારા માતાપિતા ન જાણે અને મારુ કન્યાવ્રત નાશ ન પામે તેમ કરો વળી હે બ્રાહ્મણોમા ઉત્તમ! તમારા જેવો અતિ અદ્ભુત પરાક્રમી પુત્ર મને થાઓ અને મારી આ આ સુગધ તથા નવુ નવુ યૌવન કાયમ રહો'

પરાશરે કહ્યુ 'હે સુદરિ! સાભળ, તારો પુત્ર વિષ્ણુના અશથી જન્મેલો, પવિત્ર અને ત્રણે લોકમા પ્રખ્યાત થશે હે સુદર વર્ણવાળી! કોઈ વિશેષ કારણને લીધે જ હુ તારે વિષે કામાતુર થયો છુ હે સુદર મુખવાળી! આવો મોટો મોહ પૂર્વે મને કદી થયો નથી, અપ્સરાઓના રૂપ જોઈને પણ મે ધૈર્ય ધર્યું છે માટે દૈવના યોગથી જ હુ તને જોઈ કામવશ થયો છુ, માટે તેમા કોઈ વિશિષ્ટ કારણ તારે જાણવુ ખરેખર દૈવને ઓળખવુ મુશ્કેલ છે (જો એમ ન હોય તો) અત્યત દુર્ગંધવાળી તને જોઈ હુ મોહ કેમ પામુ? હે સુદર મુખવાળી! તારો પુત્ર પુરાણોનો કર્તા, વેદોનો જાણનાર, વેદોના વિભાગ કરનાર અને ત્રણે જગતમા પ્રખ્યાત થશે'

સૂત બોલ્યા એમ કહી વશ થયેલી તે સત્યવતીને ભોગવી મુનિશ્રેષ્ઠ પરાશર તરત જ યમુનાના જળમા સ્નાન કરી નાહીને જતા રહ્યા અને સત્યવતી પણ તરત જ સગર્ભા થઈ તેણે યમુનાના બેટ પર બીજા કામદેવ જેવા પુત્રને જન્મ આપ્યો, જે તેજસ્વી પુત્રે જન્મ્યો કે તરત જ પોતાની તે માતાને કહ્યુ 'હે માતા! તમારી ઈચ્છા પ્રમાણે તમે જાઓ, હુ હવે તપ કરવા જાઉં છુ હે મહાભાગ્યવાળા! તમે મને યાદ કરશો, એટલે હુ તમને મારુ સ્વરૂપ બતાવીશ હે માતા! જ્યારે તમારુ ઘણુ મોટુ કાર્ય હોય ત્યારે મને તમારે યાદ કરવો, જે વખતે હુ તરત જ આવીશ તમારુ કલ્યાણ થાઓ ચિંતા છોડી તમે સુખેથી રહો' એમ કહી મહાપરાક્રમી તે વ્યાસ તપ કરવા વનમા ચાલ્યા ગયા અને તે સત્યવતી પણ પિતાની પાસે ગઈ તેણે એ બાળકને (જન્મ આપી) દ્વીપ(બેટ)મા મૂકી દીધો હતો, તેથી તે 'દ્વૈપાયન' નામે પ્રસિદ્ધ થયો. વળી તે વિષ્ણુના અશના સબધથી જેવો જન્મ્યો કે તરત જ વધી ગયો હતો અને તીર્થે તીર્થે સ્નાન કરી ઉત્તમ તપ કરતો હતો એમ દ્વૈપાયન વ્યાસ સત્યવતી વિષે પરાશરથી જન્મ્યા હતા તેમણે કલિયુગને આવેલો જાણી વેદની શાખાઓ કરી અને વેદનો વિસ્તાર કરવાથી તે મુનિ 'વ્યાસ' નામે પણ કહેવાયા. વળી તેમણે પુરાણસહિતાઓ રચી તેમ જ ઉત્તમ મહાભારત રચ્યુ, તેમ જ વેદના વિભાગ કરી સુમતુ, જૈમિનિ, પૈલ, વૈશપાયન અસિત, દેવલ—એ શિષ્યોને તથા પોતાના પુત્ર શુકદેવજીને તેમણે ભણાવ્યા

સૂત બોલ્યા હે ઉત્તમ મુનિઓ! આ બધુ કારણ મે તમને કહ્યુ અને સત્યવતીની શુભ ઉત્પત્તિ પણ કહી, આ ઉત્પત્તિ વિષે સશય કરવો નહિ મોટા-

ઓના ચરિત્રોમા ગુણો જ ગ્રહણ કરવા યોગ્ય છે મત્યવતીથી વ્યાસ મુનિની ઉત્પત્તિ, સત્યવતીની માછલાના પેટમા ઉત્પત્તિ તેમ જ એ સત્યવતીનો પરાશર સાથે તથા શતનુ રાજા સાથે જે સયોગ થયો હતો તે બધુ કારણને લીધે બન્યુ હતુ, જો એમ ન હોય તો પરાશર મુનિનુ ચિત્ત કામાધીન કેમ થાય? તે મુનિ ધર્મને જાણતા હતા, છતા દુષ્ટ પુરુષોએ સેવેલુ કર્મ તેમણે કેમ કર્યુ? માટે આ આશ્ચર્યકારક ઉત્પત્તિને કારણયુક્ત કહી છે આને સાભળી મનુષ્ય સર્વ પ્રકારે પાપથી છૂટી જાય છે કાનવાળો જે મનુષ્ય આ શુભ આખ્યાન સાભળે છે, તે દુર્ગતિ પામતો નથી અને હમેશા સુખી થાય છે ૧-૫૨

**य एतच्छुभमाख्यानं शृणोति श्रुतिमान्नरः ।**
**न दुर्गतिमवाप्नोति सुखी भवति सर्वदा ॥५२॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

# અધ્યાય ૩ જો

## મહાભિષ, ગંગા તથા વસુઓને શાપ

ऋषय ऊचु

**उत्पत्तिस्तु त्वया प्रोक्ता व्यासस्यामिततेजसः ।**
**सत्यवत्यास्तथा सूत विस्तरेण त्वयाऽनघ ॥ १ ॥**

ઋષિઓએ પૂછ્યુ 'હે નિર્દોષ સૂત! અમાપ તેજવાળા વ્યાસની તથા સત્યવતીની ઉત્પત્તિ તમે વિસ્તારથી કહી, તોપણ અમારા ચિત્તમા એક સદેહ રહ્યો છે, હે નિર્દોષ ધર્મજ્ઞ! તમારા કહેવાથી તે દૂર થતો નથી સત્યવતી નામની વ્યાસની જે ઉત્તમ માતા તમે કહી તે ધર્મવેત્તાઓમા શ્રેષ્ઠ શતનુ રાજાને કઈ રીતે મળી? તે પુરુવશી રાજા પોતે ધર્મિષ્ઠ હતો, છતા કુલહીન મચ્છીમારની પુત્રીને કેમ પરણ્યો? વળી તે શતનુની પહેલી પત્ની કઈ હતી તે હવે કહો, તેમ જ શતનુના બુદ્ધિમાન પુત્ર ભીષ્મ વસુના અશરૂપ કેવી રીતે હતા? હે સૂત! તમે પહેલા કહ્યુ કે અમાપ તેજવાળા ભીષ્મે સત્યવતીના વીર પુત્ર ચિત્રાગદને રાજા બનાવ્યો અને વીર ચિત્રાગદ માર્યો ગયો, ત્યારે તેના નાના ભાઈ વિચિત્રવીર્ય નામના સત્યવતીના (બીજા) પુત્રને તેમણે રાજા બનાવ્યો હતો, તો ધર્મિષ્ઠ અને રૂપવાન પોતાનો મોટો ભાઈ હયાત હતો, છતા તે ચિત્રાગદે અને વિચિત્રવીર્યે પ્રથમ તો રાજ્ય જ કેમ કર્યુ અને તે ભીષ્મે પણ પોતે જાણવા છતા તેમને રાજ્ય પર કેમ સ્થાપ્યા? વળી વિચિત્રવીર્ય મરણ પામ્યો, ત્યારે અત્યત દુ ખી થયેલી તે સત્યવતીએ ગોલક× પુત્રો કેમ ઉત્પન્ન કરાવ્યા? સુદર વર્ણવાળી તે મત્યવતીએ ભીષ્મને રાજ્ય કેમ ન આપ્યુ? અને તે વીર ભીષ્મે સ્ત્રીસગ્રહ (વિવાહ) કેમ નહોતો કર્યો? અમાપ તેજવાળા વ્યાસે પોતે મોટા ભાઈ થઈ (નાના) ભાઈની (વિધવા) સ્ત્રીમા (બે) પુત્રો ઉત્પન્ન કર્યા, એ અધર્મ કેમ કર્યો? પુરાણોના કર્તા અને ધર્માત્મા તે (વ્યાસ) મુનિએ પરસ્ત્રીનુ અને તેમા પણ ખાસ ભાઈની (વિધવા) સ્ત્રીનુ સેવન કેમ કર્યુ? તે મુનિએ આ નિદ્ય કર્મ કેમ કર્યુ? હે સૂત! વેદનુ અનુમાન કરાવનાર શિષ્ટાચાર શુ આવો હોય? હે બુદ્ધિમાન! તમે વ્યાસના શિષ્ય છો, માટે (અમારો) સદેહ દૂર કરવાને યોગ્ય છો અમે બધા આ ધર્મક્ષેત્ર—નૈમિષારણ્યમા વ્યાપારરહિત સ્થિતિ કરી તે સાભળવા ઇચ્છીએ છીએ

સૂત બોલ્યા ઇક્ષ્વાકુવશમા જન્મેલો, 'મહાભિષ' નામે કહેવાતો, સત્યપરાયણ, ધર્મશીલ અને ચક્રવર્તી એક ઉત્તમ રાજા હતો મહાબુદ્ધિમાન તેણે હજાર અશ્વમેધ યજ્ઞોથી તથા સો વાજપેય યજ્ઞોથી ઇદ્રને પ્રસન્ન કર્યો હતો જેથી તે સ્વર્ગને પામ્યો હતો એક સમયે તે મહાભિષ રાજા બ્રહ્મલોકમા ગયો, ત્યા બ્રહ્માની સેવા કરવા સર્વ દેવતાઓ આવ્યા હતા મહા નદી ગગા પણ (દેવીસ્વરૂપે) બ્રહ્માની સેવા કરવા ત્યા હાજર હતી, તે વખતે મહાબળવાન વાયુએ તે ગગાનુ વસ્ત્ર (ચણિયો) ઉડાડી દીધુ, ત્યારે સર્વ દેવતાઓ તેને (નગ્ન સ્થિતિમા) ન જોવા નીચુ મુખ કરી ઊભા રહ્યા, પણ મહાભિષ રાજાએ તો નિ શક થઈ તેને જોયા જ કરી તે નદી પણ એ રાજાને (પોતાના પર) પ્રેમવાળો જાણી ગઈ, ત્યારે બ્રહ્મા તેઓ બન્નેને

– આ અધ્યાયમા શતનુ સાથે સત્યવતી તથા ગગાના વિવાહનુ વર્ણન સાડીઓગણસાઠ શ્લોકથી કહેવાય છે

× ધણી મરી ગયા પછી વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર 'ગોલક' કહેવાય છે

એમ પ્રેમયુક્ત, નિર્લજ્જ તથા કામમોહિત જોઈ કોપાયમાન થયા તેમણે ક્રોધયુક્ત થઈ તે બંનેને એકદમ શાપ દીધો કે, 'હે રાજા! મનુષ્ય લોકમા જન્મી સપૂર્ણ મોટા પુણ્યથી યુક્ત થઈ તુ ફરી સ્વર્ગને પામજે' તે જ પ્રમાણે બ્રહ્માએ રાજા ઉપર પ્રેમવાળી ગગાને જોઈ તેને પણ (શાપ આપતા) તેમ જ કહ્યુ ત્યારે ઉદાસ મનવાળા તે બંને બ્રહ્મા પાસેથી જતા ર્હ્યા મહાભિષ રાજાએ પૃથ્વી પર ધર્મતત્પર રાજાઓનો વિચાર કરી પુરુવશમા જન્મેલા 'પ્રતીપ' નામના રાજાને પોતાના પિતા તરીકે (સ્વીકારવા) વિચાર્યું * એ જ સમયે આઠ વસુઓ સ્વેચ્છાથી રમતા સ્ત્રીઓ સાથે વસિષ્ઠના આશ્રમમા આવ્યા પૃથુ આદિ તે વસુઓમા 'દ્યો' નામનો એક વસુ હતો તેની સ્ત્રીએ 'નદિની' નામની (વસિષ્ઠની) ગાયને ત્યા જોઈ, તેને જોઈ તે સ્ત્રીએ પતિને પૂછ્યુ કે, 'આ ઉત્તમ ગાય કોની છે?' ત્યારે દ્યોએ તેને કહ્યુ 'આ ગાય વસિષ્ઠની છે હે સુદરિ! તુ સાભળ જે પુરુષ અથવા સ્ત્રી આ ગાયનુ દૂધ પીએ છે, તેનુ આયુષ દશ હજાર વર્ષનુ થાય છે અને તેનુ યૌવન હમેશ કાયમ રહે છે' તે સાભળી તેની સ્ત્રીએ કહ્યુ 'મૃત્યુલોકમા ઉશીનર રાજાની પરમ સુદર પુત્રી મારી સખી છે, તેના માટે હે મહાભાગ! આ દૂઝણી કામનાઓ આપનારી અને ઉત્તમ નદિની ગાયને વાછરડા સાથે આપણા શ્રેષ્ઠ આશ્રમમા લાવો જેથી આનુ દૂધ પી મારી સખી એકલી મનુષ્યમા ઘડપણ અને રોગ વિનાની થાય' સ્ત્રીનુ તે વચન સાભળી દ્યોએ જિતેન્દ્રિય મુનિ વસિષ્ઠને નહિ ગણકારી (તેમની ગેરહાજરીમા) પૃથુ વગેરે વસુઓની સાથે રહી નદિની ગાયનુ હરણ કર્યું એમ નદિનીના હરણ પછી મહાતપસ્વી નિર્દોષ મુનિ વસિષ્ઠ ફળો લઈ ઉતાવળા પોતાના આશ્રમમા આવ્યા તેમણે પોતાના આશ્રમમા વાછરડા સહિત ગાયને ન જોઈ, ત્યારે ઝાડીઓમા ને જગલોમા શોધ કરી, પરતુ ગાય ન મળી એટલે તે તેજસ્વી મુનિ અતિશય કોપાયમાન થયા વસુઓએ હરેલી ગાયને ધ્યાનથી જાણી લઈ, તે ધર્માત્મા વસિષ્ઠે વસુઓને આવો શાપ આપ્યો કે, 'મારુ અપમાન કરી વસુઓએ મારી ગાય હરી છે, તેથી તેઓ બધા મનુષ્યોમા ઉત્પન્ન થશે એમા સશય નથી' તે સાભળી 'આપણને શાપ અપાયો છે,' એમ જાણતા તેઓ બધા ઉદાસ મનવાળા થઈ ગયા અને દુ ખી થઈ તે ઋષિની પાસે જઈ તેમને પ્રસન્ન કરવા માડયા એ રીતે તે ઋષિને પ્રસન્ન કરતા વસુઓ તેમને શરણે ગયા, ત્યારે ધર્માત્મા એ મુનિએ દીન થઈ આગળ ઊભેલા તે વસુઓને કહ્યુ 'તમે બધા એક એક વર્ષે શાપથી છૂટી જશો, પણ જેણે મારી આ પ્રિય ગાય નદિનીને હરી છે, તે દ્યો તો લાંબો કાળ સુધી મનુષ્યશરીરમા રહેશે' એમ શાપ અપાયેલા તેઓએ માર્ગમા જતી શ્રેષ્ઠ નદી ગગાને પણ શાપ અપાયેલી તથા ચિંતાતુર જોઈ પ્રણામ કરી કહ્યુ 'હે દેવી! અમે અમૃત ખાનારા દેવો મનુષ્યોના ઉદરમા કેમ રહી શકીશુ? આ અમને મોટી ચિંતા થાય છે, માટે હે શ્રેષ્ઠ નદી! તમે મનુષ્ય સ્ત્રી થઈ અમને જન્મ આપો હે નિર્દોષ ગગા! શતનુ નામનો રાજર્ષિ છે, તેની તમે સ્ત્રી થાઓ અને જન્મેલા અમને જળમા ફેંકી દો એમ કરવાથી અમારો શાપમાથી છુટકારો થશે, એમા સશય નથી' 'બહુ સારુ', એમ ગગાએ તેઓને કહ્યુ એટલે તેઓ બધા પોતાના લોકમા ગયા અને દેવી ગગા પણ વારવાર વિચારતી ચાલી ગઈ પછી તે સમયે મહાભિષ રાજા પ્રતીપનો પુત્ર શાતનુ નામે રાજર્ષિ થયો, જે ધર્માત્મા અને સત્ય પ્રતિજ્ઞાવાળો હતો એક સમયે પ્રતીપ રાજા (ગગાના જળમા રહી) અમાપ તેજવાળા સૂર્યની સ્તુતિ કરતો હતો, તે વેળા વરની ઈચ્છાવાળી એક સ્ત્રી (ગગા) પાણીમાથી નીકળી અને સુદર મુખવાળી તે સ્ત્રી (પ્રતીપ રાજાના) સાગ વૃક્ષ જેવા વિશાળ જમણા સાથળ પર બેસી ગઈ ત્યારે પોતાના ખોળામા બેસી ગયેલી તે સ્ત્રીને તેણે કહ્યુ 'હે સુદર મુખવાળી! મને પૂછ્યા વિના તુ મારી પવિત્ર જમણી સાથળ પર કેમ બેસી ગઈ?' ત્યારે સુદર નિતબવાળી તે સ્ત્રીએ તેને કહ્યુ 'હે શ્રેષ્ઠ રાજા! જે માટે હુ તમારા ખોળામા બેઠી છુ, તે એ જ છે કે,

* એમ પ્રતીપ રાજાને ત્યાં મહાભિષનો શંતનુ રાજા તરીકે અવતાર સૂચવી ગંગાનો પણ અવતાર તથા તેના પેટે આઠ વસુઓના અવતાર થવાનું જણાવે છે

હે કુરુશ્રેષ્ઠ ! તમને ઇચ્છતી મને ( પોતાની સ્ત્રી તરીકે ) તમે સ્વીકારશો ' પછી રૂપ તથા યૌવનથી શોભતી એ સ્ત્રીને રાજાએ કહ્યુ 'સુંદર હોય છતા પરસ્ત્રી તરફ હુ કામનાથી જોતો નથી વળી હે સ્ત્રી ! તુ મારી જમણી સાથળને વળગી તે પર બેઠી પણ તે તો સતાનો તથા સતાનોની સ્ત્રીઓનુ સ્થાન છે, એમ તુ જાણ, માટે હે પવિત્ર હાસ્યવાળી કલ્યાણિ ! મને અત્યત ઇચ્છિત પુત્ર ( મારે ત્યા ) જન્મે, ત્યારે તેની તુ વહુ થજે તારા પુણ્યથી મને પુત્રપ્રાપ્તિ થશે, એમા સશય નથી ' બહુ સારુ ' એમ કહી તે દિવ્ય દેખાવવાળી સ્ત્રી જતી રહી અને રાજા પણ તે સ્ત્રીનો વિચાર કરતો ઘેર આવ્યો પછી કેટલેક કાળે પુત્ર ઉંમરલાયક થયો, ત્યારે વનમા જવા ઇચ્છતા રાજાએ પુત્રને એ વૃત્તાત જણાવ્યો અને ફરી પોતાના પુત્રને તેણે કહ્યુ ' જો, સુદર હાસ્યવાળી તે બાળા વનમા તારી પાસે આવે તો પોતાની ઇચ્છાથી આવતી તે સુદર નિતબવાળી સુદરીનો મારી આજ્ઞાથી તુ સ્વીકાર કરજે અને હે રાજા ! તે સ્ત્રીને ' તુ કોણ છે ? ' એમ તારે ન પૂછવુ તેને ધર્મપત્ની કરી તુ સુખી થઈશ '

સૂત બોલ્યા એમ તે પુત્રને કહી પ્રસન્નચિત્ત થયેલો રાજા સર્વ રાજ્યલક્ષ્મી પુત્રને આપી વનમા ગયો અને ત્યા તપ તપી સર્વોત્કૃષ્ટ અબાદેવીને આરાધી પોતાના તેજથી દેહ છોડી સ્વર્ગે ગયો તે પછી મહા તેજસ્વી શતનુ ચક્રવર્તી રાજ્યને પામ્યો અને ધર્મ પ્રમાણે દડ કરતો તે રાજા પ્રજાનુ રક્ષણ કરવા લાગ્યો

**राज्य प्राप्त महातेजाः शतनु. सार्वभौमिकम् ।**
**प्रजा वै पालयामास धर्मदण्डो महीपति ॥६०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

## અધ્યાય ૪ થો*

### શંતનુનો ગંગા સાથે વિવાહ તથા વસુઓનો જન્મ

सूत उवाच

**प्रतीपेऽथ दिवं याते शतनुः सत्यविक्रम ।**
**बभूव मृगयाशीलो विघ्नन् व्याघ्रान् मृगानृप ॥१॥**

સૂત બોલ્યા પ્રતીપ રાજા સ્વર્ગે ગયો, તે પછી સત્ય પરાક્રમી શતનુ રાજા વાઘ અને મૃગોને મારતો શિકાર કરવાના સ્વભાવવાળો થયો કોઈ સમયે ગગાના કિનારા પર ઘોર વનમા ફરતા તે રાજાએ મૃગના બચ્ચાના જેવા નેત્રોવાળી અને સુદર અલકારોવાળી સુદરીને જોઈ તેને જોઈ રાજા તેનામા મગ્નચિત્ત બન્યો ને વિચારવા લાગ્યો કે " રૂપયૌવનવાળી અને સાક્ષાત્ બીજી લક્ષ્મી જેવી આ સુદર મુખવાળી સ્ત્રી મારા પિતાએ કહી હતી તે જ જણાય છે ' તેના મુખકમળને જોતો રાજા તૃપ્ત ન પામ્યો અને તેમા મગ્નચિત્ત થયો હોય તેમ એ નિર્દોષ રાજા રોમાચિત બન્યો તે સ્ત્રી પણ એને મહાભિષ રાજા જાણી પ્રેમયુક્ત થઈ અને કઈક ધીમુ હસી રાજાની આગળ ઊભી રહી શ્યામ કટાક્ષવાળી તેને જોઈ રાજા અત્યત પ્રસન્નચિત્ત થયો તેણે સુદર વાણીથી સાન્ત્વન આપતા મધુર વાક્ય કહ્યુ હે સુદર સાથળવાળી ! તુ દેવી છે કે માનુષી છે ? અથવા હે સુદર મુખવાળી ! તુ ગધર્વ સ્ત્રી, યક્ષ સ્ત્રી, નાગકન્યા કે અપ્સરા છે ? હે સુદર નિતબોવાળી ! તુ હરકોઈ હો, પણ હે સુદરિ ! તુ મારી સ્ત્રી થા પ્રેમયુક્ત હાસ્યવાળી તુ આજે જ મારી ધર્મપત્ની થા '

સૂત બોલ્યા રાજા તેને ' આ ગગા છે ' એમ નક્કી જાણતો ન હતો, પણ ગગા તો તેને આ મહાભિષ રાજા જન્મ્યો છે, એમ જાણતી જ હતી પૂર્વના પ્રેમસબધથી રાજાની તે વાણી સાભળી એ સ્ત્રીએ મદહાસ્યપૂર્વક રાજાને આ વચન કહ્યુ

સ્ત્રી બોલી ' હે શ્રેષ્ઠ રાજા ! પ્રતીપ રાજાના શ્રેષ્ઠ પુત્ર તમને હુ જાણુ છુ કઈ સુદર અગવાળી સ્ત્રી× ભાવિભાવને લીધે તમને યોગ્ય પતિ તરીકે ન ઇચ્છે ? પરતુ હે શ્રેષ્ઠ રાજા ! હુ આવા વચનબધનથી તમને પતિ કરીશ હે રાજન્ ! તમે મારી શરત સાભળો હે ઉત્તમ રાજા ! ( તમે તે કબૂલશો એટલે ) હુ તમને વરીશ હે રાજન્ ! હુ જે કઈ શુભ કે અશુભ કાર્ય કરુ,

* આ અધ્યાયમાં ઓગણસિત્તેર શ્લોકથી ગગા સાથે શતનુનો વિવાહ તથા વસુઓનો જન્મ કહેવાશે

× સ્ત્રીજાતિને પતિ તો અવશ્ય હોવો જ જોઈએ એટલે હરકોઈ એક સ્ત્રીને પતિની તો જરૂર રહે જ છે, તો પછી પોતાને યોગ્ય મનગમતો પતિ જો મળી આવે તો કઈ સ્ત્રી ન ઇચ્છે ?

તેમા તમારે મને રોકવી નહિ અને અપ્રિય વચન કહેવુ નહિ હે ઉત્તમ રાજા ! જ્યારે તમે મારુ વચન નહિ કરો, ત્યારે તમને છોડી હુ ઈચ્છિત સ્થાને ચાલી જઈશ ' ' બહુ સારુ ' એમ રાજાએ કહ્યુ, ત્યારે (પોતાને) પ્રાર્થનાપૂર્વક (જણાવેલો) વસુઓનો જન્મ હૃદયમા યાદ કરી, તેમ જ મહાભિષના પ્રેમને વિચારી દેવી ગગાએ શતનુ રાજાને પોતાનો પતિ કર્યો એમ રાજાએ વરેલી તે મનુષ્યરૂપ ગગા ઉત્તમ ભાગ્યવાળી તથા સુદર વર્ણવાળી હોઈ તે રાજાને ઘેર આવી એટલે રાજા તેને મેળવી સુદર બગીચામા રમવા લાગ્યો ને ભાવ જાણનારી તે સુદરી પણ તે રાજાને રમાડવા લાગી જેમ ઇંદ્ર—ઇંદ્રાણી સાથે રમે, તેમ મૃગના બચ્ચા જેવા નેત્રવાળી તે ગગા સાથે રમતા રાજાએ અનેક વર્ષો ક્યા પસાર થઈ ગયા તે જાણુ નહિ તે સ્ત્રી સર્વગુણસપન્ન હતી અને તે રાજા પણ કામકળામા કુશળ હતો, એટલે તે બન્ને દિવ્ય રાજમહેલમા લક્ષ્મી તથા નારાયણની પેઠે રમતા હતા એમ કેટલોક સમય જતા ગગાએ રાજાથી ગર્ભ ધારણ કર્યો અને સુદર નેત્રવાળી તેણે (પહેલા) વસુ પુત્રને જન્મ આપ્યો, પણ તે પુત્ર જન્મ્યો કે, તે જ વખતે તેને પાણીમા ફેંકી દીધો, એમ બીજો, ત્રીજો, ચોથો, પાચમો, છઠ્ઠો ને સાતમો પુત્ર પણ તેણે મારી નાખ્યો, ત્યારે રાજા ચિંતાપરાયણ થયો કે, ' હવે હુ શુ કરુ ? મારો વશ પૃથ્વી પર સ્થિર કેમ રહેશે ? આ પાપિણીએ સાત પુત્રોને તો મારી નાખ્યા છે જો હુ આને રોકીશ તો તે મને અવશ્ય છોડી ચાલી જશે આ આઠમો ગર્ભ મારા મનમા ઈચ્છેલો આને રહ્યો છે, છતા જો નહિ રોકુ તો આ સ્ત્રી ખરેખર આને પણ જળમા નાખી દેશે અને પછી આગળ જતા ગર્ભ રહેશે કે કેમ, એ મને ઘણો સશય છે કદાચ ગર્ભ રહે, તો યે આ દુષ્ટા તેની રક્ષા કરે કે ન કરે ! આ સશય ભરેલા કાર્યમા હવે મારે શુ કરવુ ? વશની રક્ષા માટે મારે મહાન યત્ન કરવો જોઈએ ' પછી સમય થતા હવે સ્રીવશ થઈ વસિષ્ઠ મુનિની નદની ગાયને જેણે હરી હતી તે આઠમો વસુ જ્યારે પુત્ર તરીકે જન્મ્યો, ત્યારે તે પુત્રને જોઈ રાજા સ્રીના પગમા પડતો કહેવા લાગ્યો ' હે સુદરાંગિ ! હુ તારો દાસ છુ, હે પવિત્ર હાસ્યવાળી હુ તને પ્રાર્થના કરુ છુ કે હવે એક પુત્રને હુ ઉછેરીશ, આજે તેને જીવતો તુ મને આપી દે હે હાથીની સૂઢના જેવી સાથળોવાળી ! તે મારા સાત સુદર પુત્રો મારી નાખ્યા છે, તો હે સુદર નિતબવાળી ! આ આઠમાની તુ રક્ષા કર, હુ તારા પગમા પડુ છુ જે કઈ દુર્લભ તુ માગીશ તે પણ હુ તને આપીશ, પણ હવે હે પરમ સુદર સ્ત્રી ! તારે મારા વશની રક્ષા કરવી ઘટે છે વેદ જાણનારાઓ કહે છે કે, ' પુત્રરહિત મનુષ્યની સ્વર્ગમા ગતિ થતી નથી ' માટે હે સુદર નિતબવાળી ! આજે આઠમા પુત્રની હુ માગણી કરુ છુ ' એમ કહ્યા છતા તે પુત્રને લઈ એ સ્ત્રી જવા માટે તયાર થઈ ત્યારે કોપાયમાન થયેલા રાજાએ અતિ દુખી થઈ તેને કહ્યુ ' ઓ અતિ પાપિણી ! આજે હુ શુ કરુ ! તુ નરકથી પણ નથી ડરતી કે શુ ? તુ કોણ છે ? ખરેખર સદા પાપમા તત્પર રહેતી તુ પાપ કરનારાઓની પુત્રી છે તારી ઈચ્છા પ્રમાણે ભલે તુ ચાલી જા અથવા રહે, પણ મારા પુત્રને અહી રહેવા દે હે પાપિણી ! વશનો નાશ કરનારી, આ તારો મને શો ખપ છે ? ' રાજા એમ કહેતો હતો, ત્યારે બાળક પુત્રને લઈને જતી તે સ્ત્રીએ કોપાયમાન થઈ તેને આ વચન કહ્યુ ' હુ પણ આ પુત્રની ઈચ્છાવાળી છુ વનમા (જઈ) હુ આનુ રક્ષણ કરીશ , કેમ કે તમે જે શરત કબૂલી હતી, તે આજે નાશ પામી છે, માટે હુ જઈશ, તમે મારુ વચન ઉથાપ્યુ છે તમે મને દેવોના કાર્ય માટે આવેલી ગગા જાણો પૂર્વે મહાત્મા વસિષ્ઠે વસુઓને શાપ આપ્યો હતો કે, ' તમે મનુષ્ય યોનિને પામો ' ત્યારે ચિંતાતુર થયેલા તેઓએ મને (ત્યા) ઊભેલી જોઈ આવી પ્રાર્થના કરી હતી કે, ' હે નિર્દોષ ! તમે અમારા માતા થાઓ ' હે શ્રેષ્ઠ રાજા ! તેઓને વરદાન આપી હુ તમારી પત્ની થઈ હતી અને દેવોના કાર્યરૂપ અર્થની સિદ્ધિ માટે મારો જન્મ હતો, એમ તમે જાણો સાત વસુઓ તો તમારા પુત્રો થઈ ઋષિના શાપથી છૂટી ગયા છે અને આ એક કેટલાક કાળ સુધી તમારા પુત્ર તરીકે રહેશે હે શતનુ ! ગગાએ આપેલા આ પુત્રને તમે સ્વીકારજો અને આને ' વસુ ' નામનો દેવ જાણી પુત્રથી થનારુ સુખ તમે ભોગવજો હે મહાભાગ ! ગાગેય નામનો આ બાળક બળથી અધિક થશે, પણ

હમણા તો જ્યા મે તમને વર્યા હતા તે સ્થળે આને હુ લઈ જાઉં છુ હે રાજા ! આને ઉછેરી જ્યારે આ યૌવન પામશે, ત્યારે હુ તમને સોપીશ, કેમ કે માતા વિનાનો પુત્ર જીવે નહિ અને સુખી થાય નહિ ' એમ કહી ગગા તે બાળકને લઈ અદૃશ્ય થઈ ગઈ અને રાજા અત્યત દુ ખપીડિત થઈ પોતાને ઘેર રહ્યો સ્ત્રીના તથા પુત્રના વિરહથી ઉત્પન્ન થયેલુ અદ્ભુત દુ ખ હમેશા વિચારતો તે રાજ્ય કરતો હતો એમ કેટલોક કાળ ગયો તે પછી શિકાર કરવા ગયનો તે કેટલાક બાણો વડે મૃગોના ટોળાને, પાડાઓને તથા ભૂંડોને પણ મારતો ગગાના કિનારા પર પહોચ્યો ત્યા થોડા પાણીવાળી તે નદી જોઈ તે રાજા વિસ્મય પામ્યો વળી ત્યા એ નદીના કિનારા પર મોટુ ધનુપ ખે ચી ઘણા બાણોને છોડતા અને રમતા એક કુમારને તેણે જોયો તેને જોઈને વિસ્મય પામેલો રાજા કઈ સમજી શકયો નહિ અને ' આ પુત્ર મારો છે કે નહિ, ' એવુ સ્મરણ પણ તેને થયુ નહિ તેનુ અમાનુષી કર્મ, બાણ ફેંકવામા ઝડપદાર હાથ, અનુપમ વિદ્યા તથા કામદેવ જેવુ રૂપ જોઈ વિસ્મય પામેલા રાજાએ પૂછ્યુ, ' હે નિર્દોષ, તુ કોનો પુત્ર છે ? ' ત્યારે બાણોને ફેંકતો તે વીર કુમાર બોલ્યો નહિ, પણ અદૃશ્ય થઈ ગયો પછી રાજા ચિંતાતુર થયો કે ' આ બાળક કોણ હશે ? મારો પુત્ર હશે કે બીજો કોઈ હશે ? હુ શુ કરુ ? કોની પાસે જાઉં ? ' પછી ત્યા ઊભેલા રાજાએ એકાગ્ર ચિત્તે ગગાની સ્તુતિ કરી, એટલે પ્રથમ જેવા સુદર રૂપવાળી તે ગગાએ દર્શન દીધુ ત્યારે તે રાજાએ પોતે સર્વાંગસુદર તેને જોઈ કહ્યુ કે, ' હે ગગે ! આ ગયેલો બાળક કોણ હતો ? તુ હમણા જ તેનુ મને દર્શન કરાવ ' ગગાએ કહ્યુ ' હે રાજેન્દ્ર ! આ પુત્ર તમારો છે તે આઠમો વસુ છે અને મે તેનુ રક્ષણ કર્યુ છે, મહાપ્રતાપી આ ગાગેયને હવે હુ તમારા હાથમા સોપુ છુ ઉત્તમ વ્રતવાળો આ કુમાર તમારા કુળની કીર્તિ કરનારો થશ, સમગ્ર વેદો તથા સનાતન ધનુર્વેદ આને ભણાવેલો છે આ તમારો પુત્ર વસિષ્ઠના દિવ્ય આશ્રમમા રહ્યો હતો, તેથી સર્વ વિદ્યાઓની ક્રિયા તે જાણે છે, સર્વ વિષયામા કુશળ અને પવિત્ર છે જામદગ્ન્ય—પરશુરામ જે જાણે છે, તે તમારો આ પુત્ર પણ જાણે છે હે રાજેન્દ્ર ! તમે આને સ્વીકારો હે રાજા ! જાઓ અને સુખી થાઓ ' એમ કહી ગગા રાજાને તે પુત્ર સોપી અદૃશ્ય થઈ ગઈ અને રાજા પણ હર્ષયુક્ત થઈ અત્યત સુખી થયો પુત્રને ભેટી તેનુ મસ્તક સૂઘી રથમા બેસાડીને તે રાજા પોતાના નગર તરફ ચાલી નીકળ્યો હસ્તિનાપુરમા જઈને રાજાએ ઉત્તમ ઉત્સવ કર્યો અને જ્યોતિષીને બોલાવી શુભ દિવસ પૂછ્યો પછી સર્વ પ્રજાઓને તથા સર્વ ઉત્તમ મત્રીઓને એકઠા કરી રાજાએ ( જોષીએ કહેલા દિવસે ) ગાગેયને યુવરાજપદે સ્થાપ્યો એમ સર્વ ગુણોથી યુક્ત તે પુત્રને યુવરાજ બનાવી તે ધર્માત્મા રાજા સુખેથી રહેવા લાગ્યો તેણે ગગાનુ સ્મરણ પણ ન કર્યુ

સૂત બોલ્યા વસુઓના શાપવાળુ આ સર્વ કારણ ગાગેયની ઉત્પત્તિ અને ગગાનુ પ્રાકટ્ય મે તમને કહ્યુ જે મનુષ્ય આ પવિત્ર ગગાવતાર તથા વસુઓનો જન્મ સાભળે છે, તે પાપથી છૂટી જાય છે એમા સશય નથી હે ઉત્તમ મુનિઓ ! પુણ્યકારક અને પવિત્ર આ પ્રાચીન આખ્યાન વેદતુલ્ય હોઈ વ્યાસ પાસેથી જે પ્રમાણે મે સાભળ્યુ છે તે જ પ્રમાણે તમને કહ્યુ છે આ પવિત્ર શ્રીમદ ભાગવત ( આવા ) અનેક આખ્યાનો તથા કથાઓથી યુક્ત વ્યાસના મુખથી ઉત્પન્ન થયેલુ પાચ લક્ષણોવાળુ સાભળનારાઓના સર્વ પાપોનો નાશ કરનાર, શુભદાયી તથા સુખદાયી છે હે ઉત્તમ મુનિઓ ! આને પવિત્ર ઈતિહાસરૂપ કહેલ છે ૧—૬૯

शृण्वतां सर्वपापघ्नं शुभदं सुखदं तथा ।
इतिहासमिमं पुण्यं कीर्तितं मुनिसत्तमाः ॥ ६९ ॥

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

## અધ્યાય ૫ મો×

### શતનુનો સત્યવતી સાથે વિવાહ

ऋषय ऊचुः

वसूनां सम्भवः सूत कथितः शापकारणात् ।
गाङ्गेयस्य तथोत्पत्तिः कथिता लोमहर्षणे ॥ १ ॥

ઋષિઓએ પૂછ્યુ હે લોમહર્ષણના પુત્ર સૂત !

× આ અધ્યાયમા રસપ્રેરણાત્મક શ્લોકોથી ' શતનુ રાજા અતિ સુદર સત્યવતીને પરણ્યો ' એ કથા કહવાશે

શાપના કારણથી વસુઓના જન્મ તથા ગાંગેયની ઉત્પત્તિ તમે કહી હવે હે ધર્મજ્ઞ ! વ્યાસની પવિત્ર માતા સત્યવતી, જે (પાછળથી) સુગંધીવાળી થઈ હતી, તેને શંતનુએ સ્ત્રી તરીકે કઈ રીતે મેળવી હતી ? હે ઉત્તમ વ્રતવાળા ! ધર્મ વડે શ્રેષ્ઠ છતા તે રાજા મચ્છીમારની પુત્રીને કેમ પરણ્યા હતા, એ (કથા)નો વિસ્તાર તમે અમને કહો અને સશય દૂર કરો

સૂત બોલ્યા શંતનુ નામના એ રાજર્ષિ શિકારમા તત્પર રહી હમેશા મૃગો પાડા તથા રુરુ નામના મૃગોને મારવા વનમા જતા હતા તે રાજા ચાર જ વર્ષ સુધી પુત્ર સાથે આનદ કરતા રહ્યા હતા અને કાર્તિકસ્વામી સાથે શિવ જેમ નાકર સુખ પામે તેમ સુખ પામ્યા હતા એક સમયે બાણો ફેંકતા અને ગેંડા તથા રુરુને મારતા તે રાજા વનમા શ્રેષ્ઠ નદી યમુના પર ગયા તે વેળા જેનો નિર્ણય કરવો અશક્ય હતો એવી ઉત્તમ સુગધને સૂઘતા તે રાજાએ ગધની ઉત્પત્તિની તપાસ કરતા વનમા ફરવા માડ્યુ ' આ મનોહર ગધ કલ્પવૃક્ષની, કસ્તૂરીની, ચપાની માલતી ની કે કેવડાની નથી માની પ્રાણેન્દ્રિયને મોહ ઉપજાવતો આ વાયુ ક્યાથી આવે છે ? ' આમ વિચારતા એ શંતનુ રાજાએ ગધના લોભથી મોહિત થઈ તેના પવનને અનુસરી વનમા ભમવા માડ્યુ તેવામા નદીના કિનારા પર ઊભેલી, સુદર દેખાવની, શણગાર વિનાની અને મેલુ વસ્ત્ર પહેરેલી સુદર સ્ત્રી તેમણે જોઈ કામ ઉપજાવનારી તે સ્ત્રીને જોઈ વિસ્મય પામ્યા અને ' આ સ્ત્રીના દેહની આ સુગધ છે ' એવો તેમને નિશ્ચય થયો અતિ અદ્ભુત તે સુદર રૂપ, સમગ્ર લોકને અતિ પ્રિય તે સુગધ, તેવી વય અને નવુ શુભ યૌવન જોઈને જ રાજા વિસ્મય પામ્યા અને ' આ સ્ત્રી કોણ હશે ? રમા ! અહીં ક્યાથી (આવીને) રહી હશે ? શુ આ દેવાગના, મનુષ્ય-સ્ત્રી, ગધર્વપુત્રી કે નાગકન્યા હશે ? સુગધવાળી આ સુન્દરીને હુ શી રીતે ઓળખુ ? ' આમ મનથી વિચારી એ રાજા જ્યારે નિશ્ચય ન પામ્યા, ત્યારે કામાનુ સ્મરણ કરતા કામને વશ થઈ તેમણે પોતે કિનારા ઉપર ઊભેલી તે સુદરીને પૂછ્યુ ' હે પ્રિયે ! તુ કોણ છે ? કોની પુત્રી છે ? આ નિર્જન સ્થાનમા તુ એકલી કેમ ઊભી છે ? હે કમળનાં જેવી આંખોવાળી ! હે સુદર નેત્રોવાળી ! તુ કહે, તુ પરણેલી છે કે કુવારી છે ? હે વ્રાસા—સુદર નેત્રોવાળી ! મનમા આનદ ઉપજાવતી તને સુદરીને જોઈ મને કામના ઉત્પન્ન થઈ છે, હે પ્રિય ! તુ જે કોઈ હોય અને જે કરવા ઇચ્છતી હોય ત સર્વ મને વિસ્તારથી કહે ' સુદર સ્મિતવાળી ને કમળ સમાન નેત્રવાળી તે સ્ત્રીને રાજાએ એમ કહ્યુ ત્યારે તે બોલી ' હે રાજન્ ! હુ મચ્છીમારની પુત્રી, કન્યા તથા પિતાની આજ્ઞામા રહેનારી છુ, એ તમે જાણો હે રાજાઓના ઇન્દ્ર ! કેવળ ધર્મનિમિત્તે જ આ હોડીને અહીં જળમા હુ હકારી રહી છુ, મારા પિતા હમણા જ ઘેર ગયા છે, હે સ્વામિન્ ! તમારી આગળ હુ આ ખરેખર સાચુ કહુ છુ ' એમ કહી તે બાળા બોલતી બધ થઈ ત્યારે કામાતુર થયેલા તે રાજાએ તેને કહ્યુ ' કુરુવશીઓમા મહાવીર મને તુ પતિ કર જેથી તારુ યૌવન વ્યર્થ ન જાય હે મૃગ જેવા નેત્રવાળી ! મારે બીજી પત્ની નથી એટલે તુ મારી ધર્મપત્ની થા, હુ તારો દાસ છુ અને કાયમ તને વશ રહેનારો છુ હે પ્રિય ! કામદેવ મને તપાવે છે મારી સુદર પ્રિયા મને છોડીને જતી રહી છે ને બીજી સ્ત્રી પરણ્યો નથી હે સુદરિ ! હુ વિધુર છુ અને સર્વ અવયવોમા અતિ સુદર તને જોઈ મારુ મન પરવશ બન્યુ છે ' રાજાનુ અમૃતના સ્વાદ જેવા રસવાળુ અતિ સુદર તે વચન સાભળી સાત્ત્વિક ભાવથી યુક્ત થયેલી તે મચ્છીમારની સુગધીવાળી કન્યા અતિશય ધૈર્ય ધરીને રાજાને કહેવા લાગી ' રાજન્ ! મારા વિષે તમે જે કહો છો તે હુ તેમ જ માનુ છુ, પણ તમારુ જે આ વચન છે, તે પ્રમાણે હુ સ્વતત્ર નથી, તમે સારી રીતે જાણો કે, મારા પિતા મને આપનાર છે માટે તમે જલદી તેમની પાસે મારુ માગુ કરો હુ માછીમારની પુત્રી છુ, તોપણ સ્વેચ્છાચારિણી નથી, હુ કાયમ મારા પિતાના વશમા રહુ છુ, તે માન પ્રસિદ્ધ પિતા જો તમને આપે, તો મને ભલે પરણો હુ તમને વશ છુ ને રાજા ! કામદેવ નવા યૌવનવાળી મને જેવુ દુ ખ દે છે તેવુ શુ તમને પણ દે છે ? (નહિ જ, કેમ કે પુરુષો કરતા સ્ત્રીઓમા આઠગણો કામ હોય છે, છતા) તે વખતે પણ પોતાના કુળાચારની પરપરાઓને ઘટે એવી ધીરજ રાખવી જોઈએ '

સૂત બોલ્યા એવું તેનું વચન સાભળી રાજા કામથી મોહિત થઈ તેનું માગું કરવા મચ્છીમારને ઘેર ગયો રાજાને આવતો જોઈ મચ્છીમાર અત્યંત વિસ્મય પામ્યો અને રાજાને પ્રણામ કરી બે હાથ જોડી કહેવા લાગ્યો

મચ્છીમાર બોલ્યો હે રાજા ! હું તમારો દાસ છું તમારા આવવાથી કૃતાર્થ થયો છું હે મહારાજ ! તમે જે માટે આવ્યા હો, તે તમે આજ્ઞા આપો

રાજાએ કહ્યું 'હે નિર્દોષ ! આ તારી પુત્રી જો તું આપે, તો હું તેને ધર્મપત્ની કરું, આ હું તને સાચું કહું છું

મચ્છીમારે કહ્યું આ રત્ન જેવી કન્યા જે મારી છે અને તમે તેનું માગું કરો છો, તો મારે તે આપવી જ છે, તે કદી ન આપવા યોગ્ય હોય જ નહિ, પણ હે મહારાજ ! તમારા પછી તેના પુત્રનો રાજા તરીકે અભિષેક ખરેખર થવો જોઈએ, તમારો બીજો પુત્ર રાજા થઈ શકે નહિ

સૂત બોલ્યા મચ્છીમારનું તે વચન સાભળી રાજા ચિંતાતુર થયો, મનથી ગાંગેયનો વિચાર કરી તે વખતે કંઈ જ બોલ્યો નહિ કામાતુર અને ચિંતાથી ઘેરાયેલો એ રાજા ઘેર આવ્યો, તેણે ઘેર જઈ સ્નાન ન કર્યું ને નિદ્રા પણ ન લીધી તે વેળા દેવવ્રત પુત્ર–ગાંગેય રાજાને ચિંતાતુર જોઈ પાસે જઈને તેના અસંતોષનું કારણ પૂછવા લાગ્યો 'હે રાજાઓમા સિંહ સમાન ઉત્તમ રાજા ! તમારો કયો શત્રુ દુર્જય છે ? હું તેને વશ કરું તમે સત્ય કહો તમને શી ચિંતા છે ? હે રાજન્ ! જે પુત્ર પિતાના દુઃખને જાણતો નથી અને તેના દુઃખનો નાશ કરતો નથી, તે પુત્ર તરીકે જન્મ્યો તેથી શું ? એ તો પૂર્વજન્મનું માગણું લેવા જ આવ્યો છે, એમા કંઈ વિચારવા જેવું નથી દશરથના પુત્ર રઘુનંદન રામચંદ્ર પણ પિતાની આજ્ઞાથી રાજ્ય છોડી લક્ષ્મણ તથા સીતાની સાથે વનમા ચિત્રકૂટ પર્વતમા ગયા હતા હે રાજન્ ! હરિશ્ચંદ્ર રાજાનો પુત્ર જે 'રોહિત' એવા નામે પ્રસિદ્ધ હતો, તેને પિતાએ વેચી નાખવા તૈયાર થઈ વેચ્યો પણ હતો અને બ્રાહ્મણને ઘેર દાન તરીકે આપી દીધો પણ હતો તેમ જ અજીગર્તનો શ્રેષ્ઠ પુત્ર 'શુનઃશેપ' નામે પ્રસિદ્ધ હતો તેને પણ પિતાએ વેચ્યો હતો, જેથી યજ્ઞમા પશુ બાંધવાના ખીલે (પશુ તરીકે) તે બંધાયો હતો, પણ પાછળથી વિશ્વામિત્રે તેને છોડાવ્યો હતો જમદગ્નિના પુત્ર પરશુરામે પિતાની આજ્ઞાથી માતાનું મસ્તક પ્રથમ કાપ્યું હતું એ વાત પ્રસિદ્ધ છે, તેમણે એ અકાર્ય પણ આચર્યું હતું અને પિતાની આજ્ઞાને સર્વ કરતા શ્રેષ્ઠ કરી હતી હે રાજા ! આ (મારું) શરીર તમારું છે, જોકે હું (તમારું પ્રિય કરવા) સમર્થ નથી જ તોપણ તમે કહો, હું શું કરું ? હયાત છું, છતા તમારે શોક કરવા યોગ્ય નથી, અસાધ્ય બાબત પણ હું સિદ્ધ કરી આપીશ હે રાજન્ ! તમે કહો, તમને શી ચિંતા છે ? આજે ધનુષ લઈ હું તેને દૂર કરીશ, તમારી કર્તવ્યેચ્છા સફળ થાઓ (જો કદાચ તમારું કામ કરવામા મારું શરીર પડી જાય તો) ખરેખર મારા દેહની મેં સાર્થકતા જ પ્રાપ્ત કરી ગણાય જે પુત્ર સમર્થ હોવા છતા પિતાની ઈચ્છિત વસ્તુ સિદ્ધ કરી આપતો નથી, તે પુત્રને ધિક્કાર હો, પુત્ર તરીકે જન્મ્યો તેથી શું ?'

સૂત બોલ્યા તે પુત્રનું એવું વચન સાભળી શંતનુ રાજા મનથી શરમાતો તરત તે પુત્રને કહેવા લાગ્યો

રાજાએ કહ્યું હે પુત્ર ! શૂરવીર, મહાબળવાન, અભિમાની અને સંગ્રામમા પીઠ ન દેખાડનાર તું મારો એક જ પુત્ર છે, એ મને મોટી ચિંતા છે હે તાત ! એક સંતાનવાળા મારું આ જીવન વ્યર્થ છે કોઈ યુદ્ધમા તું કદાચ માર્યો જાય, તો આશ્રયરહિત થયેલો હું શું કરું ? આ મને મોટી ચિંતા છે અને તેથી જ આજે હું દુઃખી થયો છું, મને બીજી ચિંતા નથી હે પુત્ર ! તારી આગળ જે હું કહું છું તે જ (ખરું) છે

સૂત બોલ્યા તે સાભળી ગાંગેયે વૃદ્ધ મંત્રીઓને પૂછ્યું કે 'રાજા લજ્જાથી વ્યાપ્ત થઈ આજે મને કહેતા નથી માટે તમે રાજાને પૂછી ચોક્કસ વાત જાણી લો અને પછી મને સત્ય કહો એટલે હું ગભરાટ વિના તે બધું કરું ' તે વચન સાભળી મંત્રીઓએ રાજા પાસે જઈ બધું જાણી લઈ ગાંગેયને કહ્યું એટલે ગાંગેયે તે વાત જાણીને વિચારી પછી તરત જ તે વખતે એ મંત્રીઓ સાથે મચ્છીમારને ઘેર ગયા અને અતિ નમ્ર તે ગાંગેયે પ્રેમપૂર્વક આ વચન કહ્યું

ગાંગેય બોલ્યા : હે શત્રુઓને તપાવનાર ! હું તને પ્રાર્થના કરું છું કે સુંદર મધ્યભાગવાળી આ તારી પુત્રી તું મારા પિતાને આપ. આ તારી પુત્રી મારી માતા થાઓ અને હું આનો દાસ થાઉં.

મચ્છીમાર બોલ્યો : હે મહાભાગ્યશાળી રાજપુત્ર ! તમે પોતે આને સ્વીકારો ને પત્ની કરો (તમારા પિતાને જો હું આપું તો) તમે જ્યાં સુધી હયાત છો, ત્યાં સુધી આનો પુત્ર રાજા ન થઈ શકે.

ગાંગેયે કહ્યું : હે મચ્છીમાર, તારી પુત્રી મારી માતા છે. હું રાજ્ય નહિ કરું, આનો પુત્ર જ આખું રાજ્ય કરશે, એમાં સંશય નથી.

મચ્છીમાર બોલ્યો : તમારું વાક્ય સત્ય છે, એ તો મેં જાણ્યું, પણ તમારો પોતાનો પુત્ર બળવાન થાય અને તે જ બળથી રાજ્ય લઈ લે, એ વાત પણ નક્કી છે.

ગાંગેયે કહ્યું : હે તાત ! હું અવશ્ય સ્ત્રીનો સ્વીકાર જ નહિ કરું. આ મારું વચન સત્ય છે, ખરેખર આ મેં ભીષ્મવ્રત સ્વીકાર્યું છે.

સૂત બોલ્યા : એમ તેણે કરેલી પ્રતિજ્ઞા સાંભળી મચ્છીમારે સર્વાંગ સુંદર સત્યવતીને તે શાંતનુ રાજાને આપી. આ રીતે શાંતનુ રાજા સત્યવતી પ્રિયાને પરણ્યા હતા, પરંતુ (તેની કન્યાવસ્થામાં થયેલો) વ્યાસનો જન્મ તે શ્રેષ્ઠ રાજા જાણતો ન હતો. ૧—૫૯

**अनेन विधिना तेन वृता सत्यवती प्रिया ।**
**न जानाति परं जन्म व्यासस्य नृपसत्तमः ॥५९॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દ્વિતીય સ્કંધ વિષે ૫મો અધ્યાય સમાપ્ત.

# અધ્યાય ૬ ઠ્ઠો*

## પાંડવોની ઉત્પત્તિ

सूत उवाच

**एवं सत्यवती तेन वृता शंतनुना किल ।**
**द्वौ पुत्रौ च तथा जातौ मृतौ कालवशादपि ॥१॥**

સૂત બોલ્યા : એમ શાંતનુ રાજા સત્યવતીને પરણ્યા હતા. તેના બે પુત્રો થયા હતા અને તેઓ બંને કાળને વશ થવાથી મરણ પણ પામ્યા હતા. (પાછળથી વંશને રાખવા માટે સત્યવતીની આજ્ઞા થતાં) વ્યાસના વીર્યથી ધૃતરાષ્ટ્ર જન્મ્યો હતો, પણ તે આંધળો જ હતો, કેમ કે વ્યાસ મુનિને જોઈ (વિચિત્રવીર્યની) સ્ત્રીએ નેત્રો મીંચી દીધાં હતાં. (વિચિત્રવીર્યની બીજી સ્ત્રી) રાજપુત્રી વ્યાસને જોઈ ફિક્કી થઈ ગઈ હતી, જેથી વ્યાસના કોપને લીધે પાંડુ (ફિક્કા રંગનો) પુત્ર તેને જન્મ્યો હતો, એમાં સંશય નથી. પણ કામકળાને જાણનારી દાસીએ વ્યાસને સંતોષ્યા હતા. તેથી ધર્મના અંશરૂપ અને સત્ય બોલનારો વિદુર નામે પવિત્ર પુત્ર જન્મ્યો હતો. મંત્રીઓએ નાનો છતાં પાંડુને રાજ્ય પર સ્થાપ્યો હતો, પણ આંધળા હોવાથી ધૃતરાષ્ટ્રને (મોટા હોવા છતાં) રાજ્યાધિકાર પર નીમ્યો ન હતો. એમ ભીષ્મની સંમતિથી મહાબળવાન પાંડુ રાજ્યને પામ્યો હતો અને બુદ્ધિમાન વિદુરને મંત્રીકાર્યમાં નીમ્યો હતો. ધૃતરાષ્ટ્રને બે સ્ત્રીઓ હતી. એક તો સુબલની પુત્રી ગાંધારી ને બીજી ગૃહસ્થાશ્રમના કાર્યમાં હોશિયાર વૈશ્ય જાતિની સ્ત્રી કહેવાય છે. વેદવાદીઓએ પાંડુની પણ બે સ્ત્રીઓ કહી છે. એક તો શૂરસેનની પુત્રી કુંતી ને બીજી મદ્રદેશમાં જન્મેલી માદ્રી. ગાંધારીએ અત્યંત સુંદર સો પુત્રોને જન્મ આપ્યો હતો. જે વૈશ્યજાતિની હતી તેણે પણ 'યુયુત્સુ' નામના પ્રિય સુંદર પુત્રને જન્મ આપ્યો હતો. કુંતીએ પ્રથમ કન્યાવસ્થામાં સૂર્યથી કર્ણ નામના સુંદર પુત્રને પિતાને ઘેર રહી જન્મ આપ્યો હતો ને પાછળથી તે પાંડુની સ્ત્રી થઈ હતી.

ઋષિઓએ પૂછ્યું : 'હે મુનિશ્રેષ્ઠ સૂત ! આ તમે શું આશ્ચર્ય કહો છો ! પહેલાં તે કુંવારી કુંતીએ પુત્રને ઉત્પન્ન કર્યો ને પછી તેને પાંડુ પરણ્યો ? એ કન્યામાં સૂર્યથી કર્ણ કેવી રીતે જન્મ્યો હતો ને ફરી તે કન્યા કઈ રીતે થઈ ગઈ હતી, જેથી તેમને પાંડુ પરણ્યો ? આ તમે વિસ્તારથી કહો.'

સૂત બોલ્યા : હે બ્રાહ્મણો ! શૂરસેનની સુંદર પુત્રી કુંતીને બાળપણમાં કુંતિભોજ રાજાએ (દત્તક) કન્યા તરીકે સ્વીકારી હતી. અને તે કુંતિભોજે સુંદર હાસ્યવાળી તે બાળપુત્રીને અગ્નિહોત્રમાં રહેવા અગ્નિની

* આ અધ્યાયમાં એકોતેર શ્લોકોથી 'વ્યાસથી ત્રણ પુત્રોની ઉત્પત્તિ તથા પાંડવોની ઉત્પત્તિ' ટૂંકમાં કહેવાઈ.

સેવા માટે તીમી હતી એ અરસામા દુર્વાસા મુનિ ત્યા આવ્યા હતા ને ચાતુર્માસ રહ્યા હતા, તે વખતે કુતીએ મુનિની સેવા કરી હતી, જેથી તે સતોષ પામ્યા હતા તેમણે કુતીને એક ઉત્તમ મત્ર આપ્યા હતો, (ને કહ્યુ હતુ કે,) 'આ મત્ર વડે બોલાવેલો દેવ જાતે આવશે અને તારી જે ઇચ્છા હશે તે પૂર્ણ કરશે ' એમ કહી મુનિ ગયા પછી ઘરમા રહેલી કુતીએ મત્રની ખાતરી કરવા મનથી વિચાર્યું કે, ' કયા દેવનુ ચિ તન કરુ ?' તે જ વખતે તેણે સૂર્યને ઉદય પામેલો જોયો ને મનોચ્ચાર કરી તે જ વેળા સૂર્યને બોલાવ્યો, એટલે સૂર્ય પોતાના મડળમાથી સર્વ કરતા અતિ સુદર મનુષ્યરૂપ ધરી આકાશમાથી તે ઘરની અદર પાસે જ ઊતર્યો સૂર્યદેવને આવતા જોઈ કુતી અત્યત વિસ્મય પામી અને તુરતમા જ પોતે રજસ્વલા થઈ હતી, તેથી (ભયને લીધે) ધ્રૂજવા લાગી સુદર નેત્રવાળી તેણે હાથ જોડી ઊભી થઈને સૂર્યને કહ્યુ 'તમારા દર્શનથી હુ અત્યત પ્રસન્ન થઈ છુ, હવે તમે પોતાના મડળમા પધારો '

સૂર્યે કહ્યુ હે કુતિ ! તે મત્રબળથી મને કેમ બોલાવ્યો ? અને બોલાવીને પાસે આવેલા મને તુ કેમ સગ નથી આપતી ? હે શ્યામ કટાક્ષવાળી ! હુ કામપીડિત થયો છુ માટે પ્રેમવાળા મને તુ (તારો) સગ આપ મત્રથી અધીન થયેલા મને ક્રીડા કરવા (ઘરની અદર) લઈ જા

કુતી બોલી હે ધર્મ જાણનારા ! હે સર્વના સાક્ષી ! હુ કન્યા છુ તમને નમસ્કાર કરુ છુ હે ઉત્તમ વ્રતવાળા ! હુ કુળવાન કન્યા છુ તમારે મને ખરાબ વાક્યો ન કહેવા જોઈએ

સૂર્યે કહ્યુ 'આજે હુ ખાલી જાઉ છુ તો મને મોટી શરમ થાય છે સર્વ દેવોમા હુ નિદાપાત્ર પામીશ, એમા સશય નથી હે કુતિ ! જો તુ મને સગ નહિ આપે તો જેણે તને મત્ર આપ્યો છે તે બ્રાહ્મણને અને તને પણ આજે શાપ દઈશ હે સુદર મુખવાળી ! તારો કન્યાધર્મ સ્થિર રહેશે, લોકો (આ વાત) જાણશે નહિ અને મારા જેવો પુત્ર પ્રાપ્ત થશે' તેને એમ કહી દેવેશ્વર સૂર્ય અત્યત લાજેલી છતા તેનામા મનવાળી કુતીને ભોગવી અત્યત ઈષ્ટ વરદાન આપી જતા રહ્યા સુદર નિતબવાળી કુતીએ ગર્ભ ધારણ કર્યો અને તે અતિ ગુપ્ત ઘરમા રહેતી હતી, જેથી તેનો પ્રિય ધાવ માતા એકલી જ (આ વાત) જાણતી હતી, પણ તેની માતા કે બીજા લોકો એ જાણતા ન હતા તેને ઘરમા પુત્ર પુત્ર જન્મ્યો, જે અતિ મનોહર અને ઘણા જ સુદર કવચ તથા બે કુડળોથી યુક્ત હોઈ બીજા સૂર્ય જેવો તથા બીજા કાર્તિકસ્વામી જેવો હતો પછી અત્યત શરમાયેલી તે કુતીને હાથમા પકડી ધાવમાતાએ કહ્યુ 'હે હાથીની સૂઢના જેવા સાથળોવાળી ! આજે તારી પાસે હુ ઊભી છુ, છતા તુ શી ચિંતા કરે છે ? (તુ જે આજ્ઞા કરીશ તે હુ કરીશ )' પછી પુત્રને પેટીમા મૂકતી કુતી આ વાક્ય બોલી 'હે પુત્ર ! હુ શુ કરુ ? મૂઢાઈ છુ જેથી પ્રાણપ્રિય હોવા છતા તને તજુ છુ ખરેખર હુ મદભાગી છુ, કારણ કે સર્વ લક્ષણોથી યુક્ત તને તજુ છુ હે પ્રાણપ્રિય પુત્ર ! સગુણ તથા નિર્ગુણ સર્વેશ્વરી ભગવતી અબિકા તારુ રક્ષણ કરો અને કામનાઓને આપનારા તે કાત્યાયની જગદબા તને ધાવણ આપો દુષ્ટ વ્યભિચારિણી સ્ત્રીની પેઠે સર્યપુત્ર તને નિર્જન વનમા ત્યજી દઈ તારુ સુદર યોગ્ય મુખ કમળ હુ ક્યારે જોઈશ ? મે પૂર્વજન્મમા પણ ત્રણ જગતની માતાને આરાધ્યા નથી અને શિવાદેવીના સુખકારક ચરણકમળનુ લાબા કાળ સુધી ધ્યાન ધર્યુ નથી તેથી હે પ્રિય પુત્ર ! હુ નિત્ય દુર્ભાગી છુ તને વનમા ત્યજી મે બુદ્ધિપૂર્વક જે પાપ કર્યુ છે તેને હુ વારવાર યાદ કરતી સતાપ પામીશ '

સૂત બોલ્યા એમ કહી કુતીએ લોકોના જોઈ જવાથી ડરીને પેટીમા મૂકેલા તે પુત્રને ધાવમાતાના હાથમા આપી દીધો પછી તે વખતે ત્રાસ પામેલી તે કુતી સ્નાન કરી પિતાને ઘેર રહેવા લાગી (ધાવમાતાએ તે પેટીને ગગાના જળમા ગુપ્ત રીતે વહેવડાવી મૂકી એટલે) તે વહેતી પેટી અધિરથ નામના સારથિને મળી આવી એ સારથિને રાધા નામની સ્ત્રી હતી તેણે (એ પેટીમાથી નીકળેલા તે કુમારને) પુત્ર તરીકે સ્વીકારી લીધો એમ સારથિને ઘેર ઊછરેલો તે કર્ણ બળવાન અને વીર થયો (બાજી તરફ) કન્યા તરીકે જ રહેલી કુતીને પાડુ રાજા સ્વયવરમા પરણ્યા અને મદ્ર દેશના રાજાની સુદર પુત્રી માદ્રીને બીજી સ્ત્રી

તરીકે તે પરણ્યા. એક સમયે મહાબળવાન પાંડુ વનમાં શિકાર ખેલતા હતા ત્યારે ( મૃગરૂપ ધરી મૃગલી સાથે ) વનમાં રમતા મુનિને મૃગબુદ્ધિથી તેમણે માર્યા હતા. ત્યારે કોપેલા તે મુનિએ પાંડુને શાપ દીધો હતો કે 'તું જ્યારે સ્ત્રીસંગ કરીશ ત્યારે તારું ચોક્કસ મરણ થશે.' એમ મુનિએ શાપ આપ્યો ત્યારે પાંડુ રાજા શોકયુક્ત થઈ અત્યંત દુઃખી થયો, તેણે રાજ્ય છોડી દઈ વનમાં વાસ કર્યો હતો. હે ઉત્તમ મુનિઓ ! તે સમયે કુંતી ને માદ્રી બન્ને સતીધર્મનો આશ્રય કરી સેવા કરવા પાંડુ રાજાની સાથે જ ગઈ હતી. પાંડુરાજા ગંગાના કિનારા પર મુનિઓના આશ્રમોમાં રહ્યા હતા ને ધર્મશાસ્ત્રો સાંભળતા આકરું તપ કરતા હતા. કોઈક સમયે કથા ચાલતી હતી તેમાં ( કારણપૂર્વક ) સારી રીતે પુષ્ટિ અપાયેલું ને મુનિઓએ કહેલું ધર્મ-સંબંધી વચન તેમણે સાંભળ્યું કે, 'હે શત્રુતાપન રાજન ! પુત્રરહિત મનુષ્યની સ્વર્ગમાં ગતિ નથી, માટે હરકોઈ ઉપાયે પુત્ર ઉત્પન્ન કરવો જોઈએ. પોતાના વીર્યથી જન્મેલો પુત્ર, ( આ મારી પુત્રીને જે પુત્ર થાય તે મને આપી દેવો, એવો ઠરાવ કરી પરણાવેલી ) પુત્રીનો પુત્ર, ક્ષેત્રજ* પુત્ર ( વિધવા સ્ત્રીમાં વ્યભિચારથી જન્મેલો ) ગોલક પુત્ર, ( ધણીની હયાતીમાં વ્યભિચારથી જન્મેલો ) કુંડ પુત્ર, ( પરણતી વખતે સગર્ભા હોય તેવી સ્ત્રીનો ) સહોઢ પુત્ર, કુંવારીનો પુત્ર, વેચાતો લીધેલો પુત્ર, વનમાં જડેલો પુત્ર અને ( પોષણ કરવાની ) અશક્તિ હોવાથી કોઈએ આપી દીધેલો પુત્ર —આ ( દશ પ્રકારના ) પુત્રોને ( પિતાનું ) ધન લેનારા ( વારસ ) કહ્યા છે અને તેઓ ઉત્તરોત્તર હલકા ગણાય છે, એવો ( શાસ્ત્રીય ) નિશ્ચય છે.' એમ સાંભળી પાંડુ રાજાએ કમળ જેવા નેત્રોવાળી કુંતીને તે વેળા કહ્યું 'કોઈ તપસ્વી મુનિ પાસે જઈ તું જલદી પુત્ર ઉત્પન્ન કર. મારી આજ્ઞા હોવાથી તને દોષ નહિ લાગે. પૂર્વે 'સૌદાસ' નામના મહાત્મા રાજાએ વસિષ્ઠ પાસે પુત્ર ઉત્પન્ન કરાવ્યો હતો, એમ મેં સાંભળ્યું છે.' તે વચન સાંભળી કુંતીએ કહ્યું : 'હે રાજા ! મારી પાસે ઈચ્છિત વસ્તુ આપનારો મંત્ર છે, પૂર્વે દુર્વાસા મુનિએ મને તે આપ્યો છે અને બધી સિદ્ધિને આપનારો છે. હે રાજા ! એ મંત્ર વડે જે દેવને હું બોલાવીશ તે સંપૂર્ણ વશ થઈ મારી પાસે આવશે.' પછી પતિના કહેવાથી તે કુંતીએ દેવોમાં ઉત્તમ—ધર્મદેવનું સ્મરણ કરી તેની સાથે સમાગમ કરીને પહેલા યુધિષ્ઠિર પુત્રને ઉત્પન્ન કર્યો. તેમ જ વાયુથી ભીમસેન પુત્રને તથા ઇંદ્રથી અર્જુન નામના પુત્રને ઉત્પન્ન કર્યો, એમ કુંતીમાં મહાબળવાન એ ત્રણ પુત્રો વર્ષે વર્ષે જન્મ્યા હતા. પછી માદ્રીએ પોતાના સ્વામી પાંડુને કહ્યું કે, 'હે કુરુશ્રેષ્ઠ મહારાજ ! મને પુત્ર આપો; હે રાજન ! હું શું કરું ? મારા દુઃખનો તમે નાશ કરો.' પછી પતિના કહેવાથી કુંતીએ દયાળુ થઈ એક પુત્ર થાય તે કારણે માદ્રીને મંત્ર પણ આપ્યો. તેથી સુંદર વર્ણવાળી તે માદ્રીએ પણ પતિની સંમતિથી તે વેળા બે અશ્વિનીકુમારોનું સ્મરણ કરી નકુલ તથા સહદેવ નામના બે પુત્રોને ઉત્પન્ન કર્યા. એમ તે પાંચે પાંડવો દેવોના ક્ષેત્રજ પુત્રો હતા અને હે ઉત્તમ બ્રાહ્મણો ! તે વનમાં એક એક વર્ષને અંતરે તેઓ જન્મ્યા હતા. એક સમયે જેમનું મરણ આવી પહોંચ્યું હતું, તે પાંડુ રાજાએ એકાંતમાં માદ્રીને જોઈ કામપીડિત થઈને તેને પકડી, ત્યારે 'નહિ, નહિ, નહિ.' એમ અનેક પ્રકારે માદ્રીએ ઘણા જ વાર્યા છતાં દૈવયોગે તે પ્રિયાને ભેટ્યા ને પૃથ્વી પર પડ્યા. એટલે વૃક્ષ પર રહેલી વેલડી વૃક્ષ કપાતાં જેમ ઢળી પડે, તેમ એ બાળા પણ ખૂબ રડતી ઢળી પડી. તે વખતે કુંતી પણ રડતી ત્યાં આવી પહોંચી અને તે કોલાહલ સાંભળીને તેના બાળકો તથા મહાભાગ મુનિઓ પણ ત્યાં જઈ પહોંચ્યા. એ પ્રમાણે પાંડુ મરણ પામ્યા ત્યારે તીક્ષ્ણ વ્રતવાળા સર્વે મુનિઓએ ગંગાના કિનારા પર વિધિ કરીને અગ્નિઓ સાથે તેમની દહનક્રિયા કરી. તે વેળા માદ્રી પોતાના બન્ને બાળક પુત્રોને કુંતીને સોંપી ધર્મપૂર્વક સતીઓનું સત્ય જાળવી રાખવાની ઇચ્છાથી પતિની સાથે જ બળી ગઈ. પછી ત્યાં વસતા મુનિઓ જલપ્રદાન આદિ ક્રિયા કરીને પાંચે પુત્રો સહિત કુંતીને હસ્તિનાપુર

* यस्तल्पजः प्रमीतस्य क्लीबस्य व्याधितस्य वा ।
स्वधर्मेण नियुक्तायां स पुत्रः क्षेत्रजः स्मृतः ॥

મરણ પામેલા, નપુંસક અથવા રોગી પુરુષની ધર્માનુસાર આજ્ઞા પામેલી સ્ત્રીમાં પર પુરુષથી જે પુત્ર જન્મે, તે ક્ષેત્રજ કહેવાય છે.

લઈ ગયા, એટલે કુતીને આવેલી જાણી ભીષ્મ, વિદુર તથા ધૃતરાષ્ટ્રના સર્વ નગરવાસીઓ ત્યાં સામા આવ્યા અને પાડુનો શાપ જાણી તેઓ તેને પૂછવા લાગ્યા કે, 'હે સુદર મુખવાળી ! આ બધા કોના પુત્રો છે ?' તે વખતે દુ ખી થયેલી કુતીએ તેઓને કહ્યુ કે, 'કુરુકુળમા જન્મેલા આ બધાય દેવોના પુત્ર છે,' પછી બધાને વિશ્વાસ થાય તે માટે કુતીએ સર્વને બોલાવ્યા, એટલે તેઓએ આકાશમા આવી કહ્યુ કે, 'આ પુત્રો અમારા છે' પછી ભીષ્મે દેવોના વાકયનો સત્કાર કરી તે પુત્રોનો પણ સત્કાર કર્યો અને તે પુત્રોને તથા વહુ કુતીને લઈ પ્રસન્નચિત્ત થયેલા ભીષ્મ વગેરે બધા હસ્તિનાપુરમા ગયા ને ધન વગેરે બધા પદાર્થોથી તેમનુ પાલન કરવા લાગ્યા એ રીતે પાડવો જન્મ્યા હતા ને ભીષ્મે તેઓને પાળ્યા હતા ૧-૭૦

**गता नागपुर सर्वे तानादाय सुतान् वधूम् ।**
**भीष्मादय प्रीतचित्ताः पालयामासुरर्थतः ॥**
**एवं पार्था समुत्पन्ना गागेयेनाथ पालिता ॥ ७० ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭ મો*

## પાંડવોની કથા-દેવીની કૃપાથી મરેલાના દર્શન

सूत उवाच

**पञ्चानां द्रौपदी भार्या सामान्या सा पतिव्रता ।**
***पञ्च पुत्रास्तु तस्याः स्युर्भर्तृभ्योऽतीव सुन्दराः ॥१॥***

સૂત બોલ્યા દ્રૌપદી પાચે પાડવોની સામાન્ય (સહિયારી) સ્ત્રી હતી છતા પતિવ્રતા હતી તેને પોતાના પતિઓ કરતા પણ અત્યત સુદર પાચ પુત્રો (એક એક પતિથી) થયા હતા કૃષ્ણની સુદર બહેન સુભદ્રા જેને અર્જુને કૃષ્ણની સમ્મતિથી હરી હતી, તે અર્જુનની (બીજી) સ્ત્રી હતી તે સુભદ્રામા મહાવીર અભિમન્યુ જન્મ્યો હતો, એ રણના મોખરે મરાયો હતો ને દ્રૌપદીના પાચે પુત્રો પણ રણમા મરાયા હતા વિરાટ રાજાની પુત્રી ઉત્તરા અભિમન્યુની અતિ સુદર શ્રેષ્ઠ સ્ત્રી હતી, તેને કુળનો નાશ થયો, ત્યારે (અશ્વત્થામાના) બાણના અગ્નિથી મરેલા પુત્ર(પરીક્ષિત)ને જન્મ આપ્યો હતો, જેને શ્રીકૃષ્ણે પોતાના ભાણેજ(અભિમન્યુ)ના પુત્ર તરીકે (ગણી) અશ્વત્થામાના બાણના અગ્નિથી બળી ગયેલ છતા પોતાના અદ્ભુત પ્રતાપથી જિવાડયો હતો એ ઉત્તમ પુત્ર પોતાના વશજો નાશ પામ્યા પછી જન્મ્યો હતો, તેથી પૃથ્વી પર 'પરીક્ષિત' નામે પ્રખ્યાત થયો પોતાના પુત્રો મરાયા ત્યારે અત્યત દુ ખી થયેલો ધૃતરાષ્ટ્ર પાડવોના રાજ્યમા રહ્યો હતો, પરતુ ભીમસેન રૂપ બાણોથી તે પીડાતો હતો તેમ જ ગાધારી પણ પુત્રોના શોકથી અત્યત દુ ખી રહેતા હતા, જેથી (તેમના દુ ખથી) દુ ખી થઈ યુધિષ્ઠિર તેઓ બન્નેની દિવસરાત સેવા કરતા હતા અતિ ધર્માત્મા વિદુર પણ આધળા ધૃતરાષ્ટ્રને (પુત્રોનો શોક ભૂલી જવા) સમજાવતા અને યુધિષ્ઠિરની સમતિથી ભાઈ પાસે રહ્યા હતા ધર્માત્મા ધર્મપુત્ર પણ પુત્રોના શોકથી થયેલા તેમના દુ ખને જાણે વિસરાવતા હોય, તેમ પિતા ધૃતરાષ્ટ્રની સેવા કરતા હતા, પણ ભીમસેન તો એ ડોસો જેમ સાભળે તેમ અત્યત ક્રોધે ભરાઈ (પાસે) ઊભેલા માણસોને સભળાવતા વચનબાણ વડે તેમને માર્યા કરતો કે, 'આ દુષ્ટ આધળાના બધા પુત્રને મે રણમા મારી નાખ્યા છે અને દુ શાસનનુ લોહી મન ગમતુ ખૂબ પીધુ છે આ આધળો માણસ મે આપેલુ અન્ન નિર્લજ્જ થઈ ખાય છે અને કાગડા તથા કૂતરાની પેઠે વ્યર્થ જીવે છે' આવા કઠોર વચનો દરરોજ તે સભળાવતો હતો પણ ધર્માત્મા યુધિષ્ઠિર 'આ તો મૂર્ખ છે' એમ કહી તેમનુ સાત્વન કરતા હતા એમ અઢાર વર્ષો સુધી ત્યા રહ્યા પછી દુ ખી ધૃતરાષ્ટ્રે વનમા જવા યુધિષ્ઠિર પાસે સમતિ માગી કે, 'હવે હુ પુત્રોને વિધિપૂર્વક જલપ્રદાન કરુ કેમ કે ભીમસેને અહી સર્વના પ્રેતકાર્યો કર્યા છે, પણ પૂર્વના વેરને સભારી મારા પુત્રોનુ પ્રેતકાર્ય કર્યું નથી જો તમે મને ધન આપો તો (પુત્રોની) મરણક્રિયા કરી હુ સ્વર્ગરૂપ ફળ આપનારુ તપ કરવા વનમા ચાલ્યો જાઉં વિદુરે પણ પવિત્ર રાજા યુધિષ્ઠિરને એકાતમા ભલામણ કરી હતી તેથી માગણી કરતા ધૃતરાષ્ટ્રને ધન આપવા

* આ અધ્યાયમા અડસઠ શ્લોકોથી પાડવોની કથા અને દેવીની કૃપાથી મરેલાના દર્શનની વાત કહેવાઈ ‌ ‌ '

યુધિષ્ઠિરે મન કર્યું તેમણે પોતાના સર્વ સબધીઓને બોલાવી કહ્યુ કે, 'હે મહાભાગો! (પુત્રોની) જલ પ્રેતક્રિયા કરવા ઇચ્છતા પિતા ધૃતરાષ્ટ્રને હુ ધન આપુ છુ' અમાપ તેજવાળા મોટાભાઈનુ તે વચન સાભળી મહાબાહુ ભીમસેન એમને અટકાવવા કોપાયમાન થઈ બોલ્યો કે, 'હે મહાભાગ! દુર્યોધનનુ હિત કરવા ધન આપો છો કે શુ? આધળો પણ (એથી) સુખ પામે છે, આથી બીજી મૂર્ખતા કઈ છે? તમારી દુષ્ટ મત્રણાથી વનમા અમે દુ ખ પામ્યા છીએ અને મહાભાગ્યશાળી દ્રૌપદીને દુરાત્મા દુ શાસને (સભામા) આણી હતી હે ઉત્તમ વ્રતવાળા! તમારી કૃપાથી જ આપ પરાક્રમવાળા અમે બધા વિરાટને ઘેર વાસ કર્યો હતો અને મત્સ્યરાજનુ દાસપણ કર્યું હતુ તમે મોટા ભાઈ, જો જુગાર ન રમ્યા હોત તો આ વિનાશ કેમ થાત? અને મગધરાજ—જરાસધને મારી હુ વિરાટ રાજાનો રસોઈયો કેમ થાત? તેમ જ મહાબાહુ અર્જુન ઇદ્રનો પુત્ર છતા સ્ત્રીવેશ ધરી બૃહન્નલારૂપે બાળકોને નચાવનાર કેમ થાત? અર્જુને ગાડીવથી શોભીતા હાથને ચૂડીઓથી શોભીતા કર્યા હતા! તો મનુષ્યજન્મ પામી આનાથી વધારે બીજુ કયુ દુ ખ હોય? અર્જુને મસ્તક પર વેણી ધરી હતી ને નેત્રમા કાજળ પણ આજ્યુ હતુ, તે જોઈ (મને એમ જ થતુ કે) તલવાર લઈ બળથી (ધૃતરાષ્ટ્રનુ મસ્તક) કાપી નાખુ (તો જ મને સુખ થાય) નહિ તો સુખ થશે નહિ હે રાજા! ભીષ્મ વગેરેને પૂછ્યા વિના જેણે મયદાનવને વિદ્યાથી બનાવેલા લાક્ષાગૃહમા (આપણને બાળી નાખવાની ઇચ્છાથી) અગ્નિ નખાવ્યો હતો અને પાપાત્મા પેલો પુરોચન પણ આપણને બાળી નાખવા ઇચ્છતો હતો છતા (આપણા સદ્ભાગ્યે) એ જ બળી ગયો હતો (આવા મોટા દુ ખ તમારી કૃપાથી જ અમે મેળવ્યા છે!) હે રાજા! (મારા મનમા હજી પણ આ વાત સાલે છે કે) તમને પૂછ્યા વિના બધા કીચકોને મે માર્યા હતા, તેમ ધૃતરાષ્ટ્રના બધા પુત્રોને સ્ત્રીઓ નાવે મે કેમ ન માર્યા! હે રાજેન્દ્ર દુર્યોધનાદિ શત્રુઓ સારી રીતે કેદ કરાયા હતા, છતા તમે ગધર્વો પાસેથી છોડાવ્યા એ તમારી મૂર્ખતા જ હતી આજે તમે દુર્યોધનનુ હિત કરવા ધન આપવા ઇચ્છો છો, પણ હે રાજા! તમે સપૂર્ણ પ્રેરણા કરો, છતા હુ આપવાનો નથી' એમ કહી ભીમસેન ત્યાથી નીકળી ગયો, એટલે (અર્જુન, નકુલ તથા સહદેવ) ત્રણ ભાઈઓથી વીંટાયેલા યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રને પુષ્કળ ધન આપ્યુ, પછી અબિકાના જ પુત્ર ધૃતરાષ્ટ્રે વિધિ પ્રમાણે પુત્રોની મરણક્રિયા કરાવી ને બ્રાહ્મણોને દાન આપ્યા એમ બધા પ્રેતકાર્ય કરી ગાધારી સહિત રાજા ધૃતરાષ્ટ્રે કુતી તથા વિદુરની સાથે જલદી વનમા પ્રવેશ કર્યો મહાબુદ્ધિમાન એ ધૃતરાષ્ટ્ર (ઘરથી છાના) નીકળી ગયા હતા, (એકલા) સજય (તેમને નીકળી ગયેલા) જાણ્યા હતા તે સમયે પુત્રોએ વાર્યા છતા કુતી (તેમની પાછળ) નીકળી ગઈ હતી વિલાપ કરતો ભીમસેન અને બીજા બધા પાડવો પણ ગગાના કિનારેથી પાછા વળી હસ્તિનાપુર ગયા હતા ત્યારે ધૃતરાષ્ટ્ર વગેરે એ ગગાના કિનારા પર શતયૂપના પવિત્ર આશ્રમમા જઈ ત્યા ઘાસની ઝૂપડી બાધી એકાગ્ર ચિત્તે તપશ્ચર્યા કરવા માડી હે તાપસો! એમ તેઓને ગયે છ વર્ષ થયા, ત્યારે યુધિષ્ઠિરે વિરહથી નાના ભાઈઓને કહ્યુ 'મે સ્વપ્નમા વન વિષે રહેલા કુતીને દુર્બળ થયેલા જોયા છે, તેથી માતાના અને ધૃતરાષ્ટ્ર તથા ગાધારીના દર્શન કરવાનુ મને મન થાય છે તેમ જ મહાત્મા વિદુર તથા મહાબુદ્ધિમાન સજયને મળવાનુ મન થાય છે તો તમને બધાને જો ગમતુ હોય તો આપણે જઈએ એવો મારો અભિપ્રાય છે' પછી એ સર્વ ભાઈઓ સુભદ્રા, દ્રૌપદી, મહાભાગ્યશાળી ઉત્તરા અને નગરવાસી લોકો ત્યાથી નીકળ્યા અને દર્શન કરવા આતુર તે સર્વ લોકો સાથે શતયૂપના આશ્રમમા ગયા ને ત્યા જઈ તેમના દર્શન કર્યાં તે વખતે વિદુર ન દેખાયા, ત્યારે યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રને પૂછ્યુ 'બુદ્ધિમાન વિદુર ક્યા?' એટલે ધૃતરાષ્ટ્રે કહ્યુ 'વૈરાગ્ય પામેલા વિદુર નિ સ્પૃહ તથા પરિગ્રહરહિત થઈ કોઈ એકાતપ્રદેશમા રહે છે ને હૃદયમા સનાતન બ્રહ્મનુ ધ્યાન કરે છે' બીજે દિવસે વનમા ગગા પર જતા રાજા યુધિષ્ઠિરે તપ વડે દૂબળા થયેલા તીક્ષ્ણ વ્રતધારી વિદુરને જોયા તેમને જોઈને યુધિષ્ઠિરે કહ્યુ 'હુ યુધિષ્ઠિર રાજા તમને વદન કરુ છુ' તે સાભળી નિર્દોષ વિદુરજી, જાણે ઠૂઠુ થઈ ગયા

હોય તેમ ઊભા રહ્યા. પછી એક ક્ષણવારમા વિદુરના મુખમાથી અદ્ભુત તેજ નીકળ્યુ અને પરસ્પર ધર્મના અંશરૂપ હોવાથી યુધિષ્ઠિરના મુખમા પેસી ગયુ તે જ સમયે વિદુરે પ્રાણ છોડયા અને યુધિષ્ઠિર રાજા અત્યત શોક કરવા લાગ્યા પછી તેમણે તેમના દેહની દહનક્રિયા માટે ઉદ્યમ કરવા માડયો તે વેળા શરીર વિનાની (આકાશ)વાણીએ રાજાના સાભળતા કહ્યુ ' હે રાજા ! આ વિરકત હતા, તેથી બાળવા યોગ્ય નથી, માટે તમે ઇચ્છાનુસાર જતા રહો ' તે સાભળી સર્વ ભાઈઓએ ગગાના નિર્મળ જળમા સ્નાન કર્યુ ને ત્યાથી જઈને તે વાત ધૃતરાષ્ટ્રને વિસ્તારથી જણાવી પછી સર્વ પાડવો નગરવાસીઓની સાથે તે આશ્રમમા રહ્યા, ત્યા સત્યવતીના પુત્ર વ્યાસ, નારદ અને બીજા મહાત્મા મુનિઓ ધર્મપુત્ર યુધિષ્ઠિરની પાસે આવ્યા તે વેળા સારી રીતે બેઠેલા અને જેમનુ દર્શન શુભ હતુ, તે વ્યાસને કુતીએ કહ્યુ 'હે વ્યાસ ! મારા પુત્ર કર્ણને તો જન્મ્યો ત્યારે જ માત્ર મેં જોયો છે તેથી મારુ મન દુ ખ પામે છે તો હે તપોધન ! કર્ણના મને દર્શન કરાવો હે મહાભાગ ! તમે સમર્થ છો માટે મારું ઈચ્છિત કરો પછી ગાધારીએ (પણ) કહ્યુ 'હે મુનિ ! દુર્યોધન રણમા ગયો ત્યારે મે તેને જોયો નથી, તો હે મુનિશ્રેષ્ઠ નાનાભાઈઓ સહિત તે મારા પુત્રના તમે મને દર્શન કરાવો. પછી સુભદ્રાએ પણ કહ્યુ પ્રાણથી પણ અધિક પ્રિય મહાવીર અભિમન્યુને હુ જોવા ઈચ્છુ છુ તો હે સર્વજ્ઞ તપોધન ! તેના આજ દર્શન કરાવો

સૂત બોલ્યા એવા વાકયો સાભળી સત્યવતીના પુત્ર વ્યાસે પ્રાણાયામ કરી સનાતની (ભુવનેશ્વરી) દેવીનુ ધ્યાન કર્યુ અને પછી સાયકાળ થયો, ત્યારે ગગાકિનારે મુનિશ્રેષ્ઠ વ્યાસે યુધિષ્ઠિર વગેરેને બોલાવી તે પવિત્ર નદીના જળમા સ્નાન કરી પ્રકૃતિરૂપ, ચૈતન્યથી અભિન્ન, સગુણ, નિર્ગુણ, બ્રહ્મસ્વરૂપ,દેવોના પણ દેવી અને મણિદ્વીપમા વસનારા જગદબાની આમ સ્તુતિ કરી 'હે દેવિ ! બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઈન્દ્ર, વરુણ, કુબેર, યમ તથા અગ્નિ પણ જ્યારે ન હતા ત્યારે તમે જ હતા, તે તમને હુ નમું છુ હે દેવિ ! જ્યારે જળ, વાયુ, પૃથ્વી, આકાશ, તેઓના (શબ્દાદિ) ગુણો ઈન્દ્રિયો, અહકાર, મન, બુદ્ધિ, સૂર્ય તથા ચદ્ર પણ ન હતા, ત્યારે તમે હતા, તે તમને હુ નમુ છુ આ જીવસમુદાયને ચિત્તમા સ્થાપી દઈ (અર્થાત્ હિરણ્યગર્ભરૂપ સમષ્ટિ શરીરમા એકતા પમાડો) તે લિંગકોશને (એટલે સમષ્ટિ લિગ શરીરરૂપ તે હિરણ્યગર્ભને જુદા જુદા સત્ત્વાદિ) ગુણોની સાથે (સામ્યાવસ્થા રૂપ) સમાધિમા (સુષુપ્તિ દ્વારા) લઈ જઈ સ્વતત્ર રહેલા તમે કલ્પકાળને ગાળો છો, તે સમયે વિવેકને પામેલો કોઈ (જ્ઞાની) પણ તમને જાણી શકતો નથી હે માતા ! આ લોકો મરેલાના દર્શન માટે મને પ્રાર્થના કરે છે પણ હુ સમર્થ નથી, માટે તમે એ મરેલા મનુષ્યોના જલદી દર્શન કરાવો

સૂત બોલ્યા એમ (વ્યાસે) સ્તુતિ કરી, ત્યારે માયાદેવી શ્રીભુવનેશ્વરીએ (મરેલા) સર્વ રાજાઓને સ્વર્ગમાથી બોલાવી ત્યા બતાવ્યા ત્યારે કુતી, ગાધારી, સુભદ્રા, ઉત્તરા, અને સર્વ પાડવો પોતાના સબધીઓને પાછા આવેલા જોઈ આનદ પામ્યા પછી અમાપ તેજવાળા તે વ્યાસે મહામાયા દેવીનુ સ્મરણ કરી પ્રકટ કરેલી ઈન્દ્રજાળની પેઠે ફરી તેઓને વિદાય કર્યા, એટલે તે પાડવો તથા મુનિઓ જવાની રજા લઈ (ત્યાથી) નીકળ્યા ને રસ્તામા વ્યાસની વાત કરતા યુધિષ્ઠિર રાજા હસ્તિનાપુર પહોચ્યા ૧—૬૮

**તદા પૃષ્ટ્વા યયુ સર્વે પાણ્ડવા મુનયસ્તથા ।**
**રાજા નાગપુર પ્રાપ્ત કુર્વન્ વ્યાસકથાં પથિ ॥૬૮॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

## અધ્યાય ૮ મો*

### પરીક્ષિતનું વૃત્તાંત

સૂત ઉવાચ

**તતો દિને તૃતીયે ચ ધૃતરાષ્ટ્ર સ ભૂપતિ ।**
**દાવાગ્નિના વને દગ્ધ સભાર્ય કુન્તિસંયુત ॥૧॥**

સૂત બોલ્યા તે પછી ત્રીજે દિવસે સ્ત્રી સહિત ધૃતરાષ્ટ્ર રાજા કુતીની સાથે વનમા દાવાનળથી

* આ અધ્યાયમા ઓગણપચાસ શ્લોકથી કૃષ્ણનું કુળ નાશ પામ્યુ' તે કથા કહી ઉત્તરાપુત્ર પરીક્ષિતનું વૃત્તાંત કહેવાશે.

બળી ગયા. સંજય તો (પ્રથમ જ) ધૃતરાષ્ટ્ર રાજાને છોડી તીર્થયાત્રા માટે જતો રહ્યો હતો, (એટલે) એ વાત નારદજી પાસેથી સાંભળી યુધિષ્ઠિર રાજા દુઃખ પામ્યા. કૌરવોના વિનાશ પછી છત્રીસમું વર્ષ ગયું, ત્યારે બ્રાહ્મણના શાપને લીધે સર્વ યાદવો પ્રભાસમાં નાશ પામ્યા તે મહાત્માઓ મદિરા પીને મદમત્ત થયા હતા અને બળરામ તથા શ્રીકૃષ્ણના દેખતાં પરસ્પર યુદ્ધ કરી નાશ પામ્યા હતા પછી બળરામે પણ દેહ છોડયો હતો ને કમળ સમાન નેત્રવાળા શ્રીહરિકૃષ્ણ ભગવાને પણ શાપનું પાલન કરતા પારધીના બાણથી ઘવાઈને દેહ છોડયો હતો પછી શ્રીહરિનો દેહત્યાગ સાંભળી વસુદેવે પણ ચિત્તમાં શ્રીભુવનેશ્વરીનું ચિંતન કરી પવિત્ર થઈ પ્રાણ ત્યજ્યા હતા પછી અર્જુને અત્યંત દુઃખી થઈ પ્રભાસમાં જઈ ત્યાં સર્વના યથાયોગ્ય સંસ્કાર કર્યા હતા, તેમ જ શ્રીહરિના દેહની તપાસ કરી અર્જુને લાકડાનો ઢગલો કરી આઠ પત્નીઓ સાથે તેમની દહનક્રિયા કરી હતી અને બળરામના શરીરને રેવતીની સાથે અગ્નિમાં બાળી અર્જુને દ્વારકામાં આવી લોકોને નગરમાંથી બહાર કાઢયા હતા પછી સમુદ્રે શ્રીકૃષ્ણની તે નગરીને બોળી દીધી હતી ને અર્જુન સર્વ લોકોને લઈ નીકળી ગયો હતો તે વેળા માર્ગમાં ચોરોએ તથા આહીરોએ કૃષ્ણની સ્ત્રીઓને લૂંટી હતી ને સર્વ ધન લઈ લીધું હતું, એ વખતે અર્જુન નિસ્તેજ થઈ ગયો હતો પછી અમાપ તેજવાળા અર્જુને ઇન્દ્રપ્રસ્થમાં આવી, અનિરુદ્ધના પુત્ર વજ્રનાભને રાજા બનાવ્યો હતો તેણે પોતાનું (નિસ્તેજ થયાનું) દુઃખ વ્યાસને કહ્યું ત્યારે તેમણે એ મહારથીને કહ્યું હતું કે, 'હે મહાબુદ્ધિમાન! ફરી ત્યારે શ્રીહરિ પ્રકટ થશે, ત્યારે તું પણ ઉત્પન્ન થઈશ અને તે વખતે ફરી તે (દ્વાપર) યુગમાં તારું તેજ અતિ ઉગ્ર થશે.' તે વચન સાંભળી અર્જુને હસ્તિનાપુરમાં જઈ દુઃખી થઈ તે સર્વ વૃત્તાંત યુધિષ્ઠિરને કહ્યું હતું, ત્યારે રાજા યુધિષ્ઠિરે શ્રીહરિનો દેહત્યાગ તથા યાદવોનો વિનાશ સાંભળી હિમાલયમાં જવા વિચાર કર્યો હતો ને ઉત્તરાના છ વર્ષના પુત્ર (પરીક્ષિત)ને રાજ્ય પર સ્થાપી યુધિષ્ઠિર દ્રૌપદી સહિત તથા ભાઈઓની સાથે વનમાં નીકળી ગયા હતા એમ છત્રીસ વર્ષ સુધી હસ્તિનાપુરમાં રાજ્ય કરી (છેવટે) હિમાલયમાં જઈ (દ્રૌપદી સહિત) તે છયે પાંડવોએ પ્રાણ ત્યજ્યા હતા અત્યંત ધાર્મિક રાજર્ષિ પરીક્ષિતે પણ સાઠ વર્ષ સુધી આળસરહિત થઈ સર્વ પ્રજાઓનું પાલન કર્યું હતું તે મહારાજા શિકાર કરવાના સ્વભાવવાળો હતો, તેથી (એક વેળા) મોટા વનમાં ગયો હતો બપોરના સમયે તે ઉત્તરાપુત્ર રાજા વીંધેલા મૃગને જાતે શોધતો ભૂખ્યો ને તરસ્યો થઈ ઘણો જ થાકી ગયો, ત્યારે તાપથી અત્યંત અકળાયેલા તે રાજાએ સમીપમાં ધ્યાનમાં બેઠેલા મુનિને જોઈ આતુરતાથી તેમને જળ માટે પૂછ્યું. છતાં મૌન રહેલા મુનિ બોલ્યા નહિ, એટલે રાજા કોપાયમાન થયો. તે તરસથી પીડાતો હતો અને તેનું ચિત્ત કલિયુગથી ઘેરાયું હતું, જેથી તેણે ધનુષની અણી પર મરેલો સર્પ લઈ તે મુનિના કંઠમાં નાખ્યો, એમ તેણે સર્પ નાખ્યો છતાંયે શ્રેષ્ઠ મુનિ કંઈ બોલ્યા નહિ અને સમાધિમાં રહી હાલ્યા પણ નહિ, ત્યારે રાજા પોતાને ઘેર ગયો. પણ તે મુનિનો 'ગવિજાત' નામનો અતિ તેજસ્વી પુત્ર હતો તે મહાતપસ્વી હોઈ મહાશક્તિનો ઉપાસક પણ હતો તેણે વનની પાસે રમતાં તે વૃત્તાંત સાંભળ્યું મિત્રોએ તે મુનિપુત્રને કહ્યું 'હે મુનીશ્વર! હમણાં તમારા પિતાના કંઠમાં કોઈએ મરેલો સાપ નાખ્યો છે' તેઓનાં એ વચન સાંભળી તે અતિશય કોપાયમાન થયો તરત જ તેણે હાથમાં જળ લઈ ક્રોધે ભરાઈ રાજાને શાપ દીધો કે, 'મારા પિતાના કંઠમાં આજે જેણે મરેલો સર્પ નાખ્યો છે, તે પાપી પુરુષને (આજથી) સાત રાત જતાં તક્ષક નાગ કરડશે' પછી મુનિના એક શિષ્યે ઘેર રહેલા રાજાની પાસે જઈ મુનિપુત્રે આપેલો તે શાપ તેને જણાવ્યો, એટલે તે બ્રાહ્મણે આપેલો શાપ સાંભળી અભિમન્યુના પુત્ર પરીક્ષિતે તેને રોકવો અશક્ય જાણી વૃદ્ધ મંત્રીઓને કહ્યું 'મારા અપરાધને લીધે બ્રાહ્મણ બાળકે મને શાપ આપ્યો છે, એમાં સંશય નથી તો હે મંત્રીઓ! મારે હવે શું કરવું જોઈએ? તેનો ઉપાય અહીં તમે વિચારો વેદવાદીઓ કહે છે કે, 'આ મૃત્યુ વારવું અશક્ય છે, તોપણ સમજુ માણસોએ શાસ્ત્રોક્ત યત્ન સારી રીતે કરવો જોઈએ, એમ કેટલાક ઉપાયરૂ

વદી વિદ્વાનો કહે છે કેમ કે સમજુ માણસે કરેલા ઉપાયથી કાર્યો સિદ્ધ થાય છે, પણ બીજાના (એટલે મૂર્ખના) કાર્યો સિદ્ધ થતા નથી અને એ નક્કી છે કે મણિ, મત્ર તથા ઔષધિઓનો પ્રભાવ અચિંત્ય છે તે સારી રીતે સાધેલા તે મણિ, મત્ર તથા ઔષધિઓ વડે એવુ શુ છે કે જે ન બને ? પૂર્વે સર્પે કરડેલી મરણ પામેલી મુનિની સ્ત્રી જીવતી કરાઈ હતી તે મુનિએ (પોતાની પત્ની) એ સુદર અપ્સરાને આયુષ્યનો અર્ધભાગ આપીને જિવાડી હતી, માટે સમજુ લોકોએ છેક જ ભવિતવ્યતા પર વિશ્વાસ ન કરવો હે પ્રધાનો, તેમા પ્રત્યક્ષ દૃષ્ટાત તમે જુઓ સ્વર્ગમા કે પૃથ્વી પર તેવો કોઈ પણ પુરુષ ક્યાય દેખાય છે કે, જે દૈવ પર આધાર રાખી નિરુદ્યમી રહે છે ! વિરક્ત સન્યાસી હોય તે પણ ગૃહસ્થોને ઘેર બોલાવેલો કે ન બોલાવેલો પોતાની ઈચ્છા પ્રમાણે ભિક્ષા માટે અવશ્ય જાય છે દૈવેચ્છાથી મળેલુ અથવા કોઈએ મુખમા નાખેલુ પણ ઉદ્યમ વિના મુખમાથી પેટમા કઈ રીતે પેસે ? માટે ઉદ્યમરૂપ પ્રયત્ન કરવો જ જોઈએ, છતા તે કાર્ય જો સિદ્ધ ન થાય તો સમજુ મનુષ્યે 'દૈવ ઊભુ છે' એમ પોતાના ચિત્તને આશ્વાસન આપવુ '

મત્રીઓ બોલ્યા 'હે મહારાજ ! એ મુનિ કયા હતા કે જેમણે આયુષનો અર્ધભાગ આપી પોતાની પ્રિયાને જિવાડી હતી ? તે સ્ત્રી કેવી રીતે મરણ પામી હતી, તે તમે વિસ્તારથી અમને કહો '

રાજાએ કહ્યુ સુદર કેડવાળી પુલોમા નામની સુદર ભૃગુ ઋષિની સ્ત્રી હતી, તેનાથી ચ્યવન નામના અતિ પ્રખ્યાત મુનિ જન્મ્યા હતા શર્યાતિ રાજાની સુકન્યા નામની પુત્રી એ ચ્યવન ઋષિની સ્ત્રી હતી તેમા શ્રીમાન પ્રમતિ નામનો પ્રખ્યાત પુત્ર જન્મ્યો હતો પ્રમતિની 'પ્રતાપી' નામે પ્રિય પત્ની પ્રસિદ્ધ હતી તેનાથી 'રુરુ' નામે પરમ તપસ્વી પુત્ર જન્મ્યો હતો તે જ સમયે સ્થૂલકેશ નામના વિખ્યાત મુનિ તપ કરતા હતા એ ધર્માત્મા અને સત્યપ્રિય હતા એક વખતે ત્રણે લોકમા સુદર, માનીતી અને શ્રેષ્ઠ મેનકા નામની અપ્સરા નદીના કિનારા પર રમતી હતી તે સુદરીએ વિશ્વાવસુથી ગર્ભ ધારણ કરી સ્થૂલકેશના આશ્રમમા જઈ નદીના કિનારા પર ત્રણે લોકમા સુદર એવી એક કન્યાને જન્મ આપી ત્યા જ તે કન્યાને છોડી દઈ ત જતી રહી હતી તે વેળા એ અનાથ કન્યાને જોઈ મુનિશ્રેષ્ઠ સ્થૂલકેશે તેને લીધી હતી, ઉછેરી હતી ને 'પ્રમદ્વરા' નામ પાડયુ હતુ સમય થતા તે યૌવન પામી અને સર્વ લક્ષણોથી યુક્ત થઈ, પછી તે બાળાને જોઈ રુરુ મુનિ કામદેવના બાણોથી પીડિત થયા ૧—૪૯

सा काले यौवन प्राप्ता सर्वलक्षणसंयुता ।
रुरुदृष्ट्वाऽथ ता बाला कामबाणार्दितो ह्यभूत ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## રુરુનુ વૃત્તાંત અને પરીક્ષિતનો ગુપ્ત ઘરવાસ

परीक्षिदुवाच

कामार्त्त स मुनिर्गत्वा रुरुः सुप्तो निजाश्रमे ।
पिता पप्रच्छ दीनं तं किं रुरो विमना असि ॥ १ ॥

પરીક્ષિતે કહ્યુ કામથી પીડાયેલા તે રુરુ મુનિ પોતાના આશ્રમમા જઈ સૂઈ રહ્યા, એટલે તેના પિતાએ દીન થયેલા તેને પૂછ્યુ 'હે રુરુ ! તુ ઉદાસ મનવાળો કેમ છે ? 'ત્યારે કામથી ખૂબ પીડાયેલા તેણે કહ્યુ 'સ્થૂલકેશના આશ્રમમા પ્રમદ્વરા નામની જે કન્યા છે તે મારી સ્ત્રી થવી જોઈએ ' પ્રમતિએ તરત જ જઈ મહામુનિ સ્થૂલકેશને (પોતાના ભાષણથી) મોહ પમાડી (મહામુશ્કેલીએ) પ્રસન્ન કરીને તે સુદર મુખવાળી કન્યાનુ માગુ કર્યુ, એટલે સ્થૂલકેશે પણ વચન આપ્યુ કે, 'સારે દિવસે હુ કન્યાદાન કરીશ ' પછી બન્ને જણાએ વનમા વિવાહ માટેની સામગ્રી (તૈયારી) કરવા માડી તપોવનમા પાસે રહેતા મહાત્મા પ્રમતિ ને સ્થૂલકેશ બન્ને વિવાહ માટે તૈયાર થઈ રહ્યા તેવામા ઘરના આગણામા રમતી સુદર નેત્રવાળી કન્યાએ ત્યા સૂતેલા સર્પને પગથી સ્પર્શ કર્યો એટલે તે તેને કરડયો, જેથી સુદર આગવાળી તે કન્યા મરણ પામી તે વેળા પ્રમદ્વરાને મરેલી જોઈ કોલાહલ થઈ રહ્યો સર્વ મુનિઓ એકઠા

* આ અધ્યાયમા સાતમેઆઠમ શ્લોકોમાં પહેલાં રુરુનુ વૃત્તાન્ત કહી રાજા પરીક્ષિતનો ગુપ્ત ઘરમાં વસવાટ કહેવાશે

થયા ને શોકયુક્ત થઈ પોકારો કરવા લાગ્યા પ્રમદ્વરાનો પિતા તેને પડેલી જોઈ અત્યત દુ ખી થયો પ્રાણ રહિત થયેલી છતા અત્યત તેજથી દીપતી તેને જોઈ તેનો પિતા રડવા લાગ્યો ત્યારે તેની ચીસો સાભળી રુરુ તેને જોવા માટે આવ્યો તેણે ત્યા જીવતી હોય તેમ પડેલી તે સ્રીને જોઈ અને રડતા સ્થૂલકેશને તથા બીજા શ્રેષ્ઠ ઋષિઓને જોઈ રુરુ પણ તે સ્થાનમાથી બહાર નીકળી જઈ વિરહવ્યાકુળ થઈ રડવા લાગ્યો 'અહો ! દૈવે મારા સુખનો નાશ કરવા જ દુ ખનુ કારણ અતિ અદ્ભુત આ સર્પને મોકલ્યો છે અરેરે ! મારી પ્રાણપ્રિયા મરી ગઈ, તો હવે હુ શુ કરુ ? કયા જાઉં ? આ પ્રિયાનો વિયોગી બની હુ જીવવા ઇચ્છતો જ નથી સુદર નિતબવાળી આ સ્રીને હુ ભેટયો નથી અને મુખ પર ચુબન પણ મે કર્યું નથી, મદભાગી મે આનુ પાણિગ્રહણ કોઈ રીતે પ્રાપ્ત ન કર્યું, તેમ જ આની સાથે અગ્નિમા લાજાહોમ* પણ ન કર્યો મારા આ મનુષ્યપણાને ધિક્કાર છે ! મારા પ્રાણ આજે ભલે ચાલ્યા જાઓ અથવા દુ ખી મનુષ્યને ઇચ્છિત મૃત્યુ પણ આવતુ નથી, તો પૃથ્વી પર ઈચ્છેલુ દિવ્ય સુખ તો ક્યાથી જ મળે ? હાય, હુ પાણીના ધરામા પડુ કે ઘોર અગ્નિમા ઝપલાવુ ? અથવા ઝેર ખાઉં કે ગળામા ફાસો નાખી પ્રાણ છોડુ ?' આમ ત્યા વિલાપ કરી રુરુએ મનથી વિચારી ત્યા નદીના કિનારા પર બેસી ઉપાય વિચારવા માડયો 'મરણથી મને શુ ફળ મળશે ? તેથી તો ટાળવી મુશ્કેલ આત્મહત્યા જ થશે વળી મારા પિતા દુ ખી થાય, માતા તો અત્યત દુ ખી થાય અને મને મરેલો જોઈ દૈવ અત્યત રાજી થાય ! તેમ જ મારા નાશથી બધા ખુશી થાય, એમા સશય નથી વળી પરલોકમા પ્રિયાનો પણ શો ઉપકાર થાય ? વિરહથી પીડાઈને પણ હુ જો આત્મઘાતથી મરી જાઉં તો પ્રિયા ન જ મળે આમ જો હુ મરી જાઉં તો દોષો છે, પણ મરણ ન પામુ તો દોષો નથી' આમ વિચારી ત્યા સ્નાન કરી, આચમન કરી, પવિત્ર થઈ ઊભા રહી હાથમા જળ લઈને એ રુરુ મુનિએ આ વચન કહ્યુ 'મે જે કઈ પુણ્ય કર્યું હોય, દેવપૂજા આદિ કરેલા હોય, ભક્તિથી ગુરુઓને પૂજ્યા હોય, હોમ, જપ તથા તપ કર્યું હોય, સમગ્ર વેદોનુ અધ્યયન કર્યું હોય, શુદ્ધ રીતે ગાયત્રી જપી હોય અને સૂર્યનુ જે આરાધન કર્યું હોય, તો તેને લીધે મારી પ્રિયા જીવતી થાઓ જો મારી પ્રિયા જીવતી નહિ થાય તો હુ પ્રાણોનો ત્યાગ કરીશ' એમ કહી તે જળને તેણે પોતાના તે આરાધ્ય દેવોને ઉદ્દેશી પૃથ્વી પર નાખ્યુ એમ તે વિલાપ કરી રહ્યો અને સ્રીના કારણે દુ ખી થયો, તેવામા દેવોના એક દૂતે આવી રુરુને કહેવા માડયુ

દેવદૂત બોલ્યો હે બ્રાહ્મણ ! તુ સાહસ ન કર, મરેલી પ્રિયા કઈ રીતે જીવે ! ગધર્વ ને અપ્સરાની પુત્રી આ સુદર નિતબવાળી સ્રી આયુષરહિત થઈ છે અને તેથી જ તે અવિવાહિત સ્થિતિમા મરણ પામી છે, માટે તુ સુદર અગવાળી બીજી સ્રીની ઇચ્છા કર ઓ દુષ્ટબુદ્ધિવાળા તુ રડે છે શુ ? આની સાથે તારી શી પ્રીતિ છે ?

રુરુએ કહ્યુ હે દેવદૂત ! બીજી સ્રી હુ પરણીશ નહિ આ જીવશે કે નહિ જીવે પણ મારે તો હવે આની સાથે મરવુ છે

પરીક્ષિત રાજાએ કહ્યુ એમ તેની હઠ જાણી દેવદૂતે હર્ષયુક્ત થઈ સત્યવચન કહ્યુ 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! પૂર્વે દેવોએ જે ઉપાય કર્યો હતો તે તુ સાભળ આયુષનો અર્ધો ભાગ આપી તુ પ્રમદ્વરાને જલદી જીવતી કર'

રુરુએ કહ્યુ 'આ કન્યાને આયુષનો અર્ધો ભાગ હુ આપુ છુ એમા સશય નથી હવે મારી પ્રિયામા પ્રાણ પાછા આવો અને તે એકદમ ઊભી થાઓ' તે જ વખતે વિશ્વાવસુ ગધર્વ પોતાની પુત્રી પ્રમદ્વરાને મરેલી જાણી તરત જ વિમાનમા બેસી સ્વર્ગલોકમાથી ત્યા આવ્યો, અને પછી એ ગધર્વરાજે તથા શ્રેષ્ઠ તે યમદૂતે ધર્મરાજા પાસે જઈ આ વચન કહ્યુ 'હે ધર્મરાજા ! રુરુની પત્ની ને વિશ્વાવસુની પુત્રી પ્રમદ્વરા કન્યા સર્પ કરડવાથી હમણા મરણ પામી છે, પણ હે સૂર્યપુત્ર ! તેનો પતિ (મરવા ઇચ્છતા રુરુના) આયુષના અર્ધા ભાગ વડે તેમ જ વ્રતાચરણના પ્રભાવથી તે સુદર અગવાળી થઈ ઊભી થાઓ'

* લગ્નક્રિયામાં અગ્નિની અંદર ડાંગરનો હોમ કરવો પડે છે તે.

ધર્મરાજાએ કહ્યુ હે દેવદૂત ! વિશ્વાવસુની પુત્રી તે કન્યાને જો તુ (ઉઠાડવા) ઈચ્છે છે, તો આયુષના અર્ધભાગથી ભલે તે ઊભી થાય, ને તુ ત્યા જઈને રુરુને આપી દેજે

પરીક્ષિત રાજાએ કહ્યુ 'એમ કહેલા દેવદૂતે ત્યાથી પાછા જઈ પ્રમદ્વરાને જિવાડી ને તરત રુરુને સોપી દીધી પછી શુભ દિવસે રુરુ પણ વિધિપૂર્વક તેને પરણ્યો આ રીતે તે વેળા એ મરેલી છતા ઉપાયથી જીવી હતી, માટે મણિ, મન્ત્ર કે ઔષધથી વિધિ પ્રમાણે પ્રાણની રક્ષા કરવા શાસ્ત્રમાન્ય ઉપાય તો અવશ્ય કરવો જોઈએ એમ મન્ત્રીઓને કહી સારા રક્ષકોની ગોઠવણ કરી, સાત મજલાવાળો ઉત્તમ મહેલ કરાવી, તરત ઉત્તરાનો પુત્ર તે રાજા મન્ત્રીઓની સાથે તેના પર ચડી ગયો ત્યા મણિ—મન્ત્રોને ધારણ કરતા શૂરા પુરુષોને રક્ષણ માટે રાખી દીધા પછી તે રાજાએ (જેણે શાપ આપ્યો હતો તેની પાસે) 'સેવકને ક્ષમા કરો,' એમ વારવાર કૃપા પ્રાર્થના માટે ગૌરમુખ નામના મુનિને મોક ્યા, તેમ જ સિદ્ધ મન્ત્રો જાણનારા બ્રાહ્મણોને ચોપાસથી રક્ષણ માટ તેડાવ્યા વળી અત્યત સુરક્ષિત તે મહેલ પર કોઈ ચડી ન જાય, તે માટે ત્યા ઊભા રહેલા મન્ત્રીપુત્રે (ચારે બાજુ) હાથીઓને ગોઠવી દીધા એમ ત્યા પ્રવેશ કરવા વાયુ પણ ન આવી શકે, આ રીતે (સિપાઈ દરેકને) અટકાવતા હતા, (તો પછી બીજાને તો ત્યા પ્રવેશ કરવાની વાત જ શી ?) ત્યા રહીને જ રાજા ભક્ષ્ય—ભોજ્ય આ દિ કરવા લાગ્યો અને સ્નાન—સન્ધ્યાદિકર્મ પણ ત્યા જ આટોપી લઈ ત્યા જ રહ્યો રહ્યો બધા રાજકાર્યો તે કરતો, તેમ જ મન્ત્રીઓ સાથે મન્ત્રણા કરી દિવસો પણ ગણ્યા કરતો, તે અરસામા મન્ત્ર જાણનારાઓમા શ્રેષ્ઠ 'કશ્યપ' નામના કોઈ બ્રાહ્મણે તે મહાત્મા રાજાને એ શાપ થયેલો સાભળ્યો એટલે ધનની ઇચ્છાવાળા તે શ્રેષ્ઠ બ્રાહ્મણે વિચાર્યું 'બ્રાહ્મણે જેને શાપ આપ્યો છે એવો તે રાજા, જ્યા છે ત્યા હુ જાઉ આમ વિચારી મન્ત્રને જાણનાર વિદ્વાન, ધનની ઇચ્છાવાળો ને મુનિ ઓમા શ્રેષ્ઠ તે કશ્યપ બ્રાહ્મણ પોતાને ઘેરથી માર્ગ પર નીકળ્યો ૧—૫૧

**इति कृत्वा मतिं विप्र स्वगृहाद्विसृत पथि ।**
**कश्यपो मन्त्रविद् विद्वान् धनार्थी मुनिसत्तम ॥५१॥**

અધ્યાય ૯ મો સમાપ્ત

# અધ્યાય ૧૦ મો×

## તક્ષક તથા કશ્યપનો સંવાદ અને પરીક્ષિતનું મરણ

सूत उवाच

**तस्मिन्नेव दिने नाम्ना तक्षकस्तु नृपोत्तमम् ।**
**शप्तं ज्ञात्वा गृहात्तूर्णं निसृत पुरुषोत्तम ॥ १ ॥**

સૂત બોલ્યા તે જ દિવસે તક્ષક નામનો નાગ રાજાઓમા શ્રેષ્ઠ તે પરીક્ષિતને શાપ અપાયેલો જાણી ઉત્તમ પુરુષાકૃતિ ધારણ કરી ઘેરથી જલદી નીકળ્યો વૃદ્ધ બ્રાહ્મણના વેશથી રસ્તે નીકળેલા તક્ષકે માર્ગમા રાજા તરફ જઈ રહેલા કશ્યપને જોયો એટલે તે સર્પે મન્ત્રવાદી એ બ્રાહ્મણને પૂછ્યુ 'તમે ઉતા વળા ક્યા જાઓ છો ? ક્યુ કાર્ય કરવા તમે ઇચ્છો છો ?'

કશ્યપે કહ્યુ રાજાઓમા શ્રેષ્ઠ પરીક્ષિતને તક્ષક બાળી નાખશે માટે રાજાને શાત કરવા હુ ઉતાવળો ત્યા જ ઉં છુ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! મારી પાસે ઝેરનો નાશ કરનાર મન્ત્ર છે, તેથી આયુષ હશે તો હમણા હુ તેને જીવતો કરીશ

તક્ષકે કહ્યુ હે બ્રાહ્મણ ! હુ પોતે જ એ તક્ષક છુ તે રાજાને હુ બાળી નાખીશ, મારા કરડેલાની ચિકિત્સા કરવા તુ સમર્થ નથી માટે પાછો ફર

કશ્યપે કહ્યુ હે સર્પ ! બ્રાહ્મણે શાપ આપેલા અને તે ડસેલા એ રાજાને મન્ત્રના બળથી હુ અવશ્ય સારી રીતે જિવાડીશ

તક્ષકે કહ્યુ મે ડસેલા તે ઉત્તમ રાજાને જિવાડવા જો તુ જાય છે, તો હે નિર્દોષ બ્રાહ્મણ ! મન્ત્ર શકિતનુ બળ તુ મને બતાવ આ વડને ઝેરી દાઢો વડે હુ હમણા જ બાળી નાખુ છુ

કશ્યપે કહ્યુ હે સર્પોમા ઉત્તમ ! તે ડસેલા અથવા બાળી નાખેલા હરકોઈને હુ જિવાડીશ

સૂત બોલ્યા પછી તક્ષક નાગ વૃક્ષને કરડયા ને તેને બાળી નાખ્યુ, પછી ફરી તેણે કશ્યપને કહ્યુ 'હે ઉત્તમ બ્રાહ્મણ ! આને તુ જિવાડ' ઝેરના અગ્નિથી બળી ગયેલા તે વૃક્ષને જોઈ બધી રાખ

× આ અધ્યાયમા અડસઠ શ્લોકથી તક્ષક ને બ્રાહ્મણની કથા સમાપ્ત કરી તક્ષકથી રાજા મરણ પામ્યો, એ વાત કહેવાશે.

એકદી ફરી કશ્યપે કહ્યુ 'હે શ્રેષ્ઠ સર્પ! મારા મન્ત્રનુ બળ આજે તુ જો, હે મહાઝેરી! તારા દેખતા આ વડના ઝાડને હમણા જ જીવતુ કરુ છુ' એમ કહી મન્ત્ર જાણનારાઓમા શ્રેષ્ઠ તે કશ્યપે જળ લઈ મન્ત્રેલુ એ જ જળ પેલા રાખના ઢગલા પર છાટ્યુ, એટલે તે જળ છાટવાથી તે પહેલાના જેવુ ઉત્તમ વડનુ ઝાડ બની ગયુ, એમ તેને જીવતુ થયેલુ જોઈ તક્ષક વિસ્મય પામ્યો તે સર્પે કશ્યપને કહ્યુ 'હે બ્રાહ્મણ! શા માટે તારે પરિશ્રમ કરવો પડે છે, તારુ જે ઇચ્છિત હોય તે તુ કહે, હુ તે પૂર્ણ કરીશ કશ્યપે કહ્યુ હે સર્પ! ધન ઇચ્છતો હુ રાજાને શાપ અપાયેલો જાણી વિદ્યા વડે તે શ્રેષ્ઠ રાજાનો ઉપકાર કરવા ઘેરથી નીકળ્યો છુ

તક્ષકે કહ્યુ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! રાજા પાસેથી જેટલુ ધન તુ ઇચ્છે છે, તેટલુ તુ ગ્રહણ કર, હુ તને આપુ છુ (તે લઈ) તુ પોતાને ઘેર જા, (એથી રાજાને મારી નાખવાની) મારી ઈચ્છા પૂર્ણ થશે

સૂત બોલ્યા તેનુ એ વચન સાભળી પરમાર્થને જાણનાર કશ્યપે મનથી વારવાર વિચાર્યુ કે, 'હવે હુ શુ કરુ ધન લઈને હુ પોતાને ઘેર ચાલ્યો જાઉં તો લોભનો આશ્રય કરવાથી લોકમા મારી કીર્તિ નહિ થાય પણ શ્રેષ્ઠ રાજા પરીક્ષિત જીવતો રહેશે, તો મારી કીર્તિ અચળ થશે, ધનપ્રાપ્તિ પુષ્કળ થશે અને જિવાડવાથી પુણ્ય થશે વળી યશની તો અત્યત રક્ષા કરવી જોઈએ, યશ વિનાના ધનને ધિક્કાર હો પૂર્વે રઘુ રાજાએ કીર્તિ માટે બ્રાહ્મણને સર્વસ્વ આપી દીધુ હતુ હરિશ્ચન્દ્રે અને કર્ણે પણ કીર્તિ માટે પુષ્કળ દાન કર્યા છે તો ઝેરના અગ્નિથી બળતા રાજાની હુ ખેદરહિત કેમ કરુ? આજે હુ જિવાડીશ, તો સર્વ લોકોને સુખ થશે, નહિ તો રાજાના અભાવે પ્રજાનો નાશ થશે, એમા સશય નથી રાજા મરણ પામતા પ્રજાના નાશનુ પાપ મને લાગશે અને ધનના લોભથી લોકોમા મારી અપકીર્તિ થશે આમ મનથી વિચારી મહાબુદ્ધિમાન તે કશ્યપે ધ્યાન ધરી (જ્ઞાનદૃષ્ટિથી જોઈને) રાજાને આયુષ્યરહિત થયેલ જાણી લીધો એમ ધ્યાનથી રાજાને તરતમા મૃત્યુ પામનાર જાણી ધર્માત્મા કશ્યપ તક્ષક પાસેથી ધન લઈ ઘેર ગયો એમ કશ્યપને પાછો વાળી તક્ષકનાગ સાતમે દિવસે રાજાને મારવા ઈચ્છતો જલદી હસ્તિનાપુર ગયો ત્યા નગરના છેડે મહેલમા રહેલા પરીક્ષિતને મણિ, મન્ત્ર તથા ઔષધોથી સારી રીતે રક્ષણ કરાતો તથા સાવધાન રહેલો તેણે સાભળ્યો ત્યારે એ તક્ષક નાગ ચિંતાથી ઘેરાઈ ગયો અને બ્રાહ્મણના શાપના ભયથી ગભરાવા લાગ્યો તેણે વિચાર્યુ કે, કયા ઉપાયથી, કઈ રીતે ઘરમા હુ પ્રવેશ કરુ? પાપ કરનારા બ્રાહ્મણના શાપથી મરાયેલા, મૂઢ અને બ્રાહ્મણને પીડનારા આ લુચ્ચા રાજાને હુ કેવી રીતે છેતરુ? પાડવોના કુળમા જન્મેલો આવો કોઈ પણ ન હતો કે, જેણે તપસ્વીના ગળામા મરેલો સાપ નાખ્યો હોય! આ રાજા નિંદ્ય કર્મ કરી પોતે કાળની ગતિ જાણે છે, છતા મહેલમા રક્ષકો રાખી, તેમ જ મહેલને શરણે જઈ મૃત્યુને ઠગવા ધારે છે અને આજે નિશ્ચિત રહ્યો છે, તો બ્રાહ્મણના વાક્યથી પ્રેરાયેલો હુ તેને કેવી રીતે બાળીશ? મદબુદ્ધિ આ રાજા મરણના વિષયમા તેનુ નહિ અટકવુ, એટલે મૃત્યુ કદી અટકાવી શકાતુ નથી, એ જાણતો નથી, તેથી આજે રક્ષકો રાખી મહેલ પર ચડી આનદ કરે છે! અમાપ તેજવાળા દૈવે મૃત્યુ જો નક્કી કર્યુ છે તો કરોડો યત્નો કર્યા છતા તે કેમ પાછુ કરે? પાડવોનો વશજ આ રાજાને મૃત્યુ ગયેલુ જાણી જીવવાની બુદ્ધિ રાખીને (આજે) નિરાતે (આ) સ્થાને બેઠો છે આ રાજાએ તો અવશ્ય દાનપુણ્યાદિ કરવા યોગ્ય છે, કેમ કે ધર્મથી વ્યાધિ નાશ પામે છે અને આયુષ કાયમી થાય છે પણ એમ જો ન કરે, તો મૃત્યુકાળની વિધિ અને સ્નાનદાન આદિ ક્રિયાઓ કરી સ્વર્ગલોકમા જવા મરણની વાટ જોવી જોઈએ, નહિ તો (સ્નાન દાનાદિ ક્રિયા ન થાય ને મરણ થઈ જાય તો) એ મરણ નરક માટે જ થાય છે વળી આ રાજાને તો બ્રાહ્મણને પીડવાથી થયેલુ જુદુ પાપ લાગ્યુ છે, અને બ્રાહ્મણનો ઘોર શાપ પણ થયો છે મરણ નજીક આવ્યુ હોય, તો જ (આ બન્ને) થાય છે (માટે જરૂર આનુ મરણ પાસે છે છતા એ વાતને પોતે સમજતો નથી, એવો આ મૂઢ છે) આની પાસે એવો કોઈ બ્રાહ્મણ પણ નથી કે જે 'વિધાતાએ નિર્માણ કરેલુ મૃત્યુ કોઈ રીતે ટાળી શકાતુ નથી,' એમ આને સમજાવે

આમ વિચારી તક્ષક નાગે પોતાની પાસે ઊભેલા પોતાના (સેવક) નાગોને તાપસના વેશ ધારી કરી ફળમૂળાદિ લઈને રાજાની પાસે મોકલ્યા અને પોતે કીડાના રૂપે ફળની અંદર પેસી ગયો પછી એ નાગો ફળો લઈ ઉતાવળા ત્યાંથી નીકળ્યા અને રાજદરબારમાં જઈ રાજમહેલની પાસે ઊભા રહ્યા રક્ષકોએ તાપસોને જોઈ તેઓ શું કરવા ઇચ્છે છે, તે પૂછ્યું, ત્યારે તેઓએ કહ્યું 'રાજાનું દર્શન કરવા આજે અમે તપોવનથી આવ્યા છીએ વળી કુળમાં સૂર્ય જેવા અને સુંદર દેખાવના વીર અભિમન્યુપુત્ર પરીક્ષિત રાજાને અથર્વવેદના મંત્રોથી આશીર્વાદ દેવા અમે આવ્યા છીએ માટે રાજાને તમે જણાવો કે, મુનિઓ દર્શન કરવા આવ્યા છે અમે અભિષેક કરી તથા મોઠાં ફળ આપી ચાલ્યા જઈશું ભરતવંશી રાજાઓના કુળમાં અમે કોઈ પણ ઠેકાણે (આવા) દ્વારરક્ષકો જોયા નથી, તેમ જ તાપસોને રાજાનું દર્શન ન થાય, એવું પણ સાભળ્યું નથી જ્યાં પરીક્ષિત રાજા છે, ત્યાં અમે જઈશું અને આશીર્વાદોથી એમને વૃદ્ધિ પમાડી તેમની આજ્ઞા થતાં પાછા વળીશું

સૂત બોલ્યા તાપસોનું તે વચન સાંભળી રક્ષકો એ તેમને બ્રાહ્મણો જાણી રાજાની જેવી આજ્ઞા હતી, તેને અનુસરી કહ્યું 'હે બ્રાહ્મણો આજે રાજાનું દર્શન તમને નહિ થાય, એવું અમારું માનવું છે, માટે સર્વ તાપસોએ આવતી કાલે અહીં રાજમંદિરમાં આવવું હે ઉત્તમ મુનિઓ' બ્રાહ્મણના શાપના ભયથી રાજાએ બ્રાહ્મણોને મહેલ પર નહિ ચડવા ફરમાન કર્યું છે, એમાં સંશય નથી ' પછી તે વખતે એ બ્રાહ્મણોએ તે રક્ષકોને કહ્યું 'હે રક્ષકો! આ ફળ, મૂળ, જળ તથા અમારાં–બ્રાહ્મણોના આશીર્વાદ તો તમે રાજાને પહોંચાડો!' ત્યારે તે રક્ષકોએ જઈને રાજાને જણાવ્યું કે, 'વનમાંથી તપસ્વીઓ આવ્યા છે ' એટલે રાજાએ કહ્યું 'એમની પાસે ફળ મૂળ વગેરે જે કંઈ હોય તે તમે લાવો અને તે તપસ્વીઓને કાર્ય પૂછો, પછી સવારમાં આવવાનું કહો અને મારા પ્રણામ કહો, આજે મારું દર્શન નહિ થાય ' પછી રક્ષકોએ (તાપસોની પાસે) જઈ ફળ મૂળ વગેરે જે કંઈ તેમની પાસે હતું, તે લઈ બહુ માનપૂર્વક રાજાને આપ્યું પછી બ્રાહ્મણોના વેશથી ઢંકાયેલા તે નાગો ગયા, ત્યારે ફળો લઈ રાજાએ મંત્રીઓને કહ્યું 'હે મંત્રીઓ! આ બધાં ફળો આજે તમે ખાઈ જાઓ, બ્રાહ્મણોએ આપેલું આ એક મોટું ફળ છે તે હું ખાઉં છું એમ કહી ઉત્તરાના પુત્ર રાજાએ તે ફળો મંત્રીઓને આપી દઈ એ પાકું ફળ હાથમાં લઈ પોતે જાતે ચીર્યું, રાજાએ ફળ ચીર્યું, તેમાં એક સૂક્ષ્મ કીડો હતો, તે કાળા નેત્રવાળો ને લાલ હતો અને રાજાએ પોતે તેને જોયો હતો તેને જોઈ રાજાએ વિસ્મય પામેલા મંત્રીઓને કહ્યું 'સૂર્ય અસ્ત પામે છે, એટલે હવે ઝેરથી મને ભય નથી તે શાપ હું સ્વીકારું છું, તો આ કીડો મને ભલે કરડે ' એમ કહી તે રાજાએ કીડાને ડોક પર મૂક્યો સૂર્ય અસ્ત પામ્યો ને કીડાને ડોક પર મૂક્યો કે તે જ સમયે એ કાળરૂપ ભયાનક તક્ષક થઈ ગયો તેણે રાજાને વીંટી લીધો ને દંશ પણ કર્યો, ત્યારે મંત્રીઓ વિસ્મય પામ્યા ને અત્યંત દુઃખી થઈ રડવા લાગ્યા ભયંકર સ્વરૂપવાળા સર્પને જોઈ તેઓ ભયભીત થઈ નાસી ગયા બધા રક્ષકો બૂમો પાડવા લાગ્યા ને મોટો હાહાકાર થઈ રહ્યો સર્પના શરીર વડે રાજા ઉત્તરાપુત્ર( પરીક્ષિત )નું મોટું પરાક્રમ નાશ પામ્યું, જેથી તે કંઈ બોલી શક્યો નહિ તેમ હાલી–ચાલી પણ શક્યો નહિ તક્ષકના મુખમાંથી નીકળેલી અને ઝેરથી જન્મેલી ઘોર અગ્નિશિખા બળવા લાગી ને તેણે તરત જ રાજાને પ્રાણરહિત કર્યો એ રીતે રાજાના જીવનનો નાશ કરી તક્ષક નાગ આકાશમાં જતો રહ્યો તે વેળા જગતને જાણે બાળી નાખતો હોય એવા તેને લોકો જોઈ રહ્યા રાજા પરીક્ષિત બળી ગયેલા ઝાડની પેઠે પ્રાણરહિત થઈ પડી ગયો અને સર્વ મનુષ્યો રાજાને મરેલો જોઈ ચીસો પાડી રહ્યા

**स पपात गतप्राणो राजा दग्ध इव द्रुमः ।**
**चुक्रुशुश्च जना. सर्वे मृत दृष्ट्वा नराधिपम् ॥६८॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દ્વિતીય સ્કંધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

# અધ્યાય ૧૧ મો*

## જનમેજયનો સર્પયજ્ઞ

सूत उवाच

**गतप्राणं तु राजानं बालं पुत्रं समीक्ष्य च ।**
**चक्रुश्च मन्त्रिणः सर्वे परलोकस्य सत्क्रिया ॥ १ ॥**

સૂત બોલ્યા રાજાને મરેલો જોઈ તેમ જ તેના પુત્રને બાળક જોઈને મંત્રીઓએ (રાજાની) ઉત્તમ મરણક્રિયાઓ કરી. જેનો દેહ બળી ગયા જેવો અને લગભગ ભસ્મ થયો હતો, એવા તે રાજાને ગંગાના તીર પર અગરની ચિતા પર સુવાડયો અને પુરોહિતોએ ખરાબ મરણથી મરેલા તે રાજાની વેદમંત્ર વડે વિધિપૂર્વક મરણક્રિયા કરી તે વખતે બ્રાહ્મણોને ગાયો, સુવર્ણ, અનેક પ્રકારના અન્ન તથા જાતજાતના વસ્ત્રોના યથાયોગ્ય દાન કર્યાં પછી મંત્રીઓએ સારા મુહૂર્તે પ્રજાઓની પ્રીતિ વધારનાર બાળક પુત્રને ઉત્તમ સિંહાસન પર સ્થાપ્યો નગરવાસી તથા દેશવાસી લોકોએ રાજાના લક્ષણોથી યુક્ત તે જનમેજય નામના બાળકને (પણ) રાજા બનાવ્યો ધાત્રમાતાએ રાજાના સર્વ ચિહ્નો તેને શીખવ્યા ને હમેશા મોટા થતો તે (જનમેજય) મહાબુદ્ધિમાન થયો તેને અગિયારમુ વર્ષ બેઠું ત્યારે કુળપુરોહિતે યથાયોગ્ય વિદ્યા આપી, જેને તેણે સારી રીતે ગ્રહણ કરી જેમ અર્જુનને દ્રોણાચાર્યે તથા કર્ણને પરશુરામે ધનુર્વેદ આપ્યો હતો, તેમ કૃપાચાર્યે અત્યત શુદ્ધ પૂર્ણ ધનુર્વેદ તેને આપ્યો એમ વિદ્યાઓ મેળવી તે બળવાન તથા અજિત થયો અને ધનુર્વેદમા તથા વેદમા પારગામી થઈ સાચી વસ્તુનો જાણકાર થયો ધર્મશાસ્ત્રોના અર્થમા કુશળ સત્યવાદી, જિતેન્દ્રિય અને ધર્માત્મા તેણે જેમ ધર્મગુરુ યુધિષ્ઠિરે પહેલા રાજ્ય કર્યું હતુ તેમ રાજ્ય કરવા માડયુ પછી 'સુવર્ણવર્માક્ષ' નામના કાશીપતિ રાજાએ 'વપુષ્મા' નામની શુભ કન્યા પરીક્ષિતના પુત્રને આપી શ્યામ કટાક્ષ વળી તે કાશીરાજની પુત્રીને સ્ત્રી તરીકે મેળવી તે જનમેજય રાજા પૂર્વે જેમ વિચિત્રવીર્ય કાશીરાજાની પુત્રીને તથા અર્જુન સુભદ્રાને પામી આનદ પામ્યો હતો, તેમ આનદ પામ્યો અને ઇન્દ્રાણી સાથે ઇન્દ્રની પેઠે કમળની પાખડીઓ જેવા નેત્રવાળી ને સ્ત્રી સાથે બાગબગીચાઓમા તે આનદ કરવા લાગ્યો તેની પ્રજાઓ સારી રીતે સતોષ પામી સુખમા લાડ લડાવતી હતી કામ કરવામા કુશળ મંત્રીઓ તેના સર્વે રાજકાર્યો કર્યા કરતા એ જ સમયે ઉત્તક નામના મુનિ તક્ષકથી દુ ખ પામી 'આ વેરનો બદલો કોણ વાળી શકે?' આમ વિચારતા હસ્તિનાપુરમા આવ્યા પરીક્ષિતના પુત્રને રાજા જાણી તેની પાસે તે આવ્યા; (ને કહેવા લાગ્યા) 'હે ઉત્તમ રાજા! તુ યોગ્ય સમયે કરવાનુ ને નહિ કરવાનુ જાણતો નથી આજે તુ નહિ કરવાનુ કરે છે અને કરવાનુ કરતો નથી જેનો ક્રોધ જતો રહ્યો છે, નિરુદ્યમી, વેરને નહિ જાણનારા, શાસ્ત્રોને નહિ સમજનારા અને બાળચેષ્ટાવાળા તારી પાસે આજે હુ શુ માગુ?'

જનમેજય કહ્યુ હે મહાભાગ! કયુ વેર મેં જાણ્યુ નથી અને કયા વેરનો બદલો મે લીધો નથી ત તમે કહો પછી હુ (કરવાનુ) કરુ

ઉત્તકે કહ્યુ હે રાજા! તક્ષકે તારા પિતાને મારી નાખ્યા છે મંત્રીઓને બોલાવી તુ તારા પિતાનો નાશ પૂછી જો

સૂત બોલ્યા તે વચન સાભળી રાજાએ ઉત્તમ મંત્રીઓને પૂછ્યુ એટલે તેઓએ કહ્યુ કે, 'બ્રાહ્મણના શાપને લીધે તક્ષક નાગે કરડેલા ને મરણ પામ્યા છે'

જનમેજય કહ્યુ હે શ્રેષ્ઠ મુનિ! મુનિએ શાપ આપેલા એ રાજાના મરણમા શાપ જ કારણ છે, તેમા તક્ષકનો શો દોષ છે, મને કહો

ઉત્તકે કહ્યુ તક્ષકે ધન આપી કશ્યપને અટકાવ્યો હતો, તો હે રાજા! તે તક્ષક તારા પિતાનો નાશ કરનાર શુ વેરી નહિ? હે રાજા! પૂર્વે રુરુની સ્ત્રી સર્પ કરડવાથી કુંવારી મરણ પામી હતી પણ તે મુનિએ પોતાની તે પ્રિયાને ફરી જીવતી કરી હતી; તે સમયે રુરુએ પણ ઘણી ક્રૂર પ્રતિજ્ઞા કરી હતી કે, 'જે જે સર્પને હુ જોઈશ, તેને તેને હથિયારથી મારી નાખીશ એમ પ્રતિજ્ઞા કરી હાથમા શસ્ત્ર લઈ તે

* આ અધ્યાયમા જનમેજયે સર્પયજ્ઞ કરવાની તૈયારી કરી અને આસ્તીકે તેને અટકાવ્યો, એ કથા સાંભળી આનંદ થયેલો કહેવાશે

વખતે રુરુ પૃથ્વી પર ફર્યા કરતો અને હે રાજન્ ! જ્યા ત્યા સર્પોને માર્યા કરતો હતો એક સમયે વનમા ઘરડો ભયકર અજગર તેણે જોયો, એટલે લાકડી ઉગામી તે રોષે ભરાયેલા બ્રાહ્મણ તેને મારી નાખવા દોડયો ને મારવા લાગ્યો, ત્યારે અજગરે તેને કહ્યુ 'હે બ્રાહ્મણ ! હુ તારો અપરાધ કરતો નથી, છતા તુ શા માટે મને મારી નાખે છે ?' રુરુએ કહ્યુ 'મારી વહાલી પ્રાણપ્રિયા સર્પ કરડવાથી મરણ પામી હતી, તે વખતે હે સર્પ ! દુખી થયેલા મે આ પ્રતિજ્ઞા કરી છે ' અજગરે કહ્યુ 'હુ કોઈને કરડતો નથી, જે સર્પો કરડે છે તે બીજા હોય છે, માટે શરીરની સમાનતાના કારણે મને મારી નાખવા તુ યોગ્ય નથી '

ઉત્તકે કહ્યુ એ સર્પે કહેલી સુદર મનુષ્યવાણી સાભળી રુરુએ તેને પૂછ્યુ 'તુ કોણ છે ? કયા કારણથી અજગરપણુ પામ્યો છે ?' ત્યારે તે સર્પે કહ્યુ 'હે બ્રાહ્મણ ! પૂર્વે હુ બ્રાહ્મણ હતો, મારો મિત્ર 'ખગમ' નામે બ્રાહ્મણ હતો, તે ધાર્મિકોમા શ્રેષ્ઠ, સત્યવાદી અને જિતેન્દ્રિય હતો અગ્નિહોત્રના ઘરમા ઊભેલા તેને મે ઘાસનો સર્પ કરી મૂર્ખાઈથી છેતર્યો હતો ને બિવડાવ્યો હતો, જેથી અત્યત ભય પામી એક વેળા ગભરાઈને ખૂબ ધ્રૂજતા તેણે મને શાપ દીધો કે, 'હે મદબુદ્ધિ ! તે મને બિવડાવ્યો છે તેથી તુ સર્પ થઈ જા ' પછી સર્પ થયેલા મે એ ઉત્તમ બ્રાહ્મણ ને ખૂબ રાજી કર્યો, ત્યારે ક્રોધથી કઈક શાતિ પામી તેણે મને કહ્યુ 'હે સર્પ ! પ્રમતિનો પુત્ર રુરુ તને આ શાપ છોડાવનારો થશે ' એમ તેણે મને ચોક્કસ વચન કહ્યુ હતુ, તો હુ તે જ સર્પ છુ અને તુ રુરુ છે તુ મારુ શ્રેષ્ઠ વચન સાભળ અહિંસા એ બ્રાહ્મણોનો પરમ ધર્મ છે માટે સમજુ બ્રાહ્મણે યજ્ઞ સિવાય બધે દયા કરવી હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! યજ્ઞ નિમિત્તે હિંસા તે હિંસા મનાયેલી નથી '

ઉત્તક બોલ્યા 'પછી એ બ્રાહ્મણ સર્પયોનિથી છૂટી ગયો અને રુરુએ તેના શાપનો અત આણી હિંસા તજી હતી અને મરણ પામેલી તે બાળા કની જિવાડીને તેને તે પરણ્યો હતો એમ વેરને યાદ રાખી રુરુએ બધા સર્પોનો નાશ કર્યો હતો ત્યારે હે ભરતશ્રેષ્ઠ ! તુ તો પિતાનો નાશ કરનાર સર્પો ઉપરનુ વેર છોડી ક્રોધરહિત થઈ વર્તે છે હે રાજેન્દ્ર ! તારો પિતા સ્નાનદાનથી રહિત સ્થિતિએ અતરિક્ષમા મરણ પામ્યો છે, માટે સર્પોને મારી તુ તેના ઉદ્ધાર કર જે મનુષ્ય પિતાના વેરને જાણતો નથી, તે જીવતા જ મૂએલો છે હે ઉત્તમ રાજા ! જ્યા સુધી તુ સર્પોનો નાશ નહિ કરે, ત્યા સુધી તારા પિતાની દુર્ગતિ રહેશે, માટે હે મહારાજ ! અબામખ( એટલે નવરાત્રિ–મહોત્સવ )નુ બહાનુ કરી તુ પિતાના વેરને સભારીને 'સર્પસત્ર' નામે યજ્ઞ કર

સૂત બોલ્યા એવુ ઉત્તકનુ વચન સાભળી રાજા જનમેજય તે વખતે ઘણો દુખી થઈ આખોમાથી આસુ પાડવા લાગ્યા (ને બોલ્યો) 'જેનો પિતા સર્પોથી પીડાઈ દુસ્તર ગતિ પામ્યા છે, એ મિથ્યા અભિમાની તથા દુષ્ટ બુદ્ધિવાળા મને ધિક્કાર હો હુ સદેહરહિત થઈ યજ્ઞ આરભી બળબળતા અગ્નિમા સર્પોનો નાશ કરી પિતાના વેરનો બદલો લઉં (એમ વિચારી) રાજાએ સર્વ મત્રીઓને બોલાવી કહ્યુ 'હે શ્રેષ્ઠ મત્રીઓ ! યજ્ઞને યોગ્ય તમે સામગ્રી તયાર કરો, ગગાકિનારે બ્રાહ્મણો પાસે સારી જમીન મપાવી કાળજી રાખીને તમે સો સ્તભોવાળો સુદર મડપ કરો હે મત્રીઓ ! આજે મારે યજ્ઞની વેદી કરવી છે અને તેના ભાગ તરીકે ખૂબ વિસ્તારવાળો સર્પયજ્ઞ કરવો છે તે યજ્ઞમા તક્ષક નાગ પશુરૂપ થશે ને મહામુનિ ઉત્તક કામનાર થશે વેદનો પાર પામેલા સર્વજ્ઞ બ્રાહ્મણોને બોલાવો '

સૂત બોલ્યા ચતુર મત્રીઓએ રાજાના વાક્યથી યજ્ઞની સર્વ સામગ્રી એકઠી કરી અને વિશાળ વેદિકા પણ કરી પછી સર્પોનો હોમ ચાલુ થયો ત્યારે તક્ષક ઈન્દ્ર પાસે જઈ આમ કહ્યુ 'ભયથી મારી રક્ષા કરો ' ત્યારે ઈન્દ્રે ભયભીત થયેલા તેને આશ્વાસન આપી પોતાના આસન પર બેસાડી ખૂબ અભય આપ્યુ કે, 'હે સર્પ ' તુ નિર્ભય થા ' એમ તક્ષકને ઇન્દ્રના ઘરમા રહેવા તથા ઈન્દ્રે અભય આપેલો જાણી ઉદ્વેગ પામેલા ઉત્તકે ઈન્દ્ર સહિત તક્ષકનુ નિમત્રણ કરી આવાહન કર્યુ ને સમય તક્ષક યાયાવર કુળમા જન્મેલા અને જરત્કારુના પુત્ર ધર્માત્મા આસ્તીક મુનિનુ સ્મરણ કર્યુ ત્યારે તે મુનિબાળકે ત્યા (વનમા) આવી જનમેજય રાજાની સ્તુતિ કરી ના[illegible] મ[illegible]

પાડિત તે બાળકને જોઈ તેમની પૂજા કરી અને પૂજન કરી ઇચ્છિત વસ્તુઓથી તેમને અનુકૂળ કર્યા (એટલે ઈચ્છિત માગી લેવા કહ્યુ) ત્યાર આસ્તીકે માગ્યુ "હે મહાભાગ! આ યજ્ઞ બંધ થાઓ" સત્યથી બંધાયેલા રાજા પાસ વારવાર તેમણે એ જ માગ્યુ; એટલે તે મુનિનાક્યને અનુસરી રાજાએ સર્પોનો હોમ બંધ કરાવ્યા પછી વેનપાયન મુનિએ જનમેજયને વિસ્તારથી મહાભારત સભળાવ્યુ પણ તે સાભળી રાજા અત્યત શાંતિ ન પામ્યા, તેણે વ્યાસને પૂછ્યુ કે મને શાતિ શી રીતે થાય? મારુ મન અત્યત બળે છે તો હુ શુ કરુ, તે તમે મને કહો મારા દુર્ભાગી પિતા અજ્ઞ તના પુત્રના પુત્ર થાય, તે આવા બગખ મ ગુથી મરણ પામ્યા! હે મહાભાગ વ્યાસ! ક્ષત્રિયોનુ મરણ કોઈ મોટા યુદ્ધમા અથવા સામાન્ય યુદ્ધમા સારુ ગણાય અથવા ઘેર વિધિપૂર્વક મરણ થાય તે ઠીક ગણાય પણ મારા પિતાનુ મરણ સારુ થયુ નથી, તે તો અતરિક્ષમા પરવશ થઈ મરણ પામ્યા છે, માટે હે સત્યવતીના પુત્ર! આ વિષયમા તમે શાતિનો ઉપાય કહો, જેથી દુર્ગતિ પામેલા મારા પિતા જલદી સ્વર્ગને પામે" ૧—૬૫

**मरणं न पितुर्मेऽभूदन्तरिक्षे मृतोऽवशः ।**
**शान्त्युपायं वदस्वात्र त्वं च सत्यवतीसुत ॥६५॥**
**यथा स्वर्गं व्रजेदाशु पिता मे दुर्गतिं गतः ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૨ મો*

### આસ્તીકની ઉત્પત્તિ ને શ્રીમદ્ ભાગવતમાહાત્મ્ય

सूत उवाच

**वचस्तथा वचनं तस्य व्यासः सत्यवतीसुतः ।**
**उवाच वचनं तत्र सभायां नृपतिं च तम् ॥ १ ॥**

સૂત બોલ્યા તેનુ એ વચન સાભળી સત્યવતીના પુત્ર વ્યાસે તે સભામા એ રાજાને વચન કહ્યુ

વ્યાસ બોલ્યા હે રાજન! ગુહ્ય, અદ્ભુત, પવિત્ર, અનેક પ્રકારના આખ્યાનોવાળુ અને કલ્યાણકારી ભાગવત નામનુ પુરાણ હુ કહુ છુ તે તું સાભળ પૂર્વે મારા પુત્ર શુકદેવને મે એ ભણાવ્યુ હતુ અને હે રાજા! મારા પરમ રહસ્યરૂપ તે (હમણા) તને સભળાવુ છુ સર્વ વેદોમાથી સાર લઈ એ રચાયુ છે; તે શ્રવણ કરવાથી જ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનુ કારણ બને છે અને નિત્ય શુભદાયી તથા સુખદાયી થાય છે

જનમેજયે પૂછ્યુ હે પ્રભો! આ આસ્તીક કોનો પુત્ર છે? તે વિઘ્ન કરવા અહીં કેમ આવ્યો છે? અને સર્પોનુ રક્ષણ કરવામા એને શુ પ્રયોજન છે? હે મહાભાગ! આ કથા તમે મને વિસ્તારથી કહો, તેમ જ હે ઉત્તમ વ્રતવાળા! સર્વ પુરાણ પણ વિસ્તારથી કહો

વ્યાસ બોલ્યા જરત્કારુ નામે શાત મુનિ હતા તેમણે ગૃહસ્થાશ્રમ કર્યો ન હતો (એક વેળા) તેમણે વનમા ખાડાની અદર લટકતા પોતાના પૂર્વજોને જોયા ત્યારે એ પૂર્વજોએ તેમને કહ્યુ- 'હે પુત્ર! તુ સ્ત્રી કર જેથી અમને ઘણી તૃપ્તિ થાય અને સદાચારી પુત્ર થાય તો દુ ખમુક્ત થઈ અમે સ્વર્ગમા જઈએ' પછી જરત્કારુએ તે પૂર્વજને કહ્યુ 'હે મારા પૂર્વજો! મારા સમાન નામવાળી, વગર માગેલી અને અત્યત વશ રહેનારી સ્ત્રી મને જો મળે, તો હુ ગૃહસ્થાશ્રમ શરૂ કરુ, આ હુ તમને સત્ય કહુ છુ' એમ કહી જરત્કારુ બ્રાહ્મણ તીર્થો તરફ ચાલ્યો ગયો, તે જ સમયે સર્પોને તેની માતા(કદ્રૂ)એ શાપ આપ્યો કે, તમે અગ્નિમા પડો કશ્યપ મુનિને બે પત્નીઓ હતી કદ્રૂ અને વિનતા તેઓ બન્ને સૂર્યના રથમા ઘોડો જોઈ પરસ્પર કહેવા લાગી પ્રથમ તે વખતે એ ઘોડો જોઈ કદ્રૂએ વિનતાને કહ્યુ 'હે ભદ્રે! આ ઘોડો કેવા રગનો છે, તે તુ સત્ય કહે વાર ન કર' વિનતાએ કહ્યુ 'આ શ્રેષ્ઠ ઘોડો ધોળો જ છે હે કલ્યાણિ! તુ કેવો માને છે? તુ પણ આનો રગ કહે પછી આપણે શરત કરીએ' કદ્રૂ બોલી હે પવિત્ર હાસ્યવાળી સ્ત્રી! હુ આને કાબરો માનુ છુ ચાલ તુ મારી સાથે દાસાપણા કરવા શરત કર. (જે હારે તે દાસી)'

સૂત બોલ્યા- કદ્રૂએ (પોતાને) વશ રહેનારા પોતાના પુત્ર નાગ સર્પોને કહ્યુ: 'આ ઘોડાના શરીરમા

* આ અધ્યાયમા ચોતક શ્લોકોથી આસ્તીકની ઉત્પત્તિ તથા શ્રીમદ્ ભાગવતનું માહાત્મ્ય પુકાર કહેવાશે.

જેટલા વાળ છે, તેને તમે કાળા કરી દો ' ત્યારે કેટલાકે ના કહી, તેઓને કદ્રૂએ શાપ આપ્યો કે, 'જનમેજયના યજ્ઞમા તમે અગ્નિમા પડશો ' બીજા કેટલાક સર્પોએ માતાનુ પ્રિય કરવાની ઇચ્છાથી અનેક જાતના રગવાળા પોતાના શરીર વડે ઘોડાને વીંટી લઈ કાળા રગનો—કાબરચીતરો કરી દીધો પછી બન્ને બહેનોએ સાથે જઈ ઘોડાને જોયો, ત્યારે તે ઘોડાને કાબરચીતરો જોઈ વિનતા અત્યત દુ ખી થઈ તે સમય તેના મહાબળવાન પુત્ર ગરુડ જે સર્પો ખાઈ જાય છે, તે ત્યા આવ્યો તેણે માતાને ઉદાસ જોઈ પૂછ્યુ હે માતા! તુ વણી ઉદાસ કેમ છે? જાણે રડી હોય તેવી જણાય છે! હુ અને બીજો સૂર્યસારથિ અમે બે પુત્રો જીવતા છીએ, છતા તુ દુ ખી છે, તો અમારા બન્નેના જીવતરને ધિક્કાર હો! હે સુદર નેત્રોવાળી! જો માતા વણી દુ ખી હોય, તો જન્મેલા પુત્રથી શુ ફળ હે માતા! તુ મને કારણ કહે, એટલે હુ તને દુ ખરહિત કરુ ' વિનતા બોલી 'હે પુત્ર! હુ વ્યર્થ દુ ખ પામી છુ અને શોક્યની દાસી થઈ છુ, તો શુ કહુ? હે પુત્ર! હવે તે મને કહે છે કે, (મને ખાધ પર બેસાડી જે દેશમા હુ જવા ઇચ્છુ, ત્યા) તુ મને લઈ જા ' તે કારણે હુ દુ ખી થઈ છુ ' ગરુડે કહ્યુ 'તે જ્યા જવા તૈયાર હશે ત્યા હુ તેને લઈ જઈશ, માટે હે કલ્યાણિ! તુ શોક કર મા હુ તને નિશ્ચિત કરુ છુ '

વ્યાસે કહ્યુ એમ તેણે કહ્યુ ત્યારે વિનતા કદ્રૂની પાસે ગઈ અને મહાબળવાન ગરુડે પણ (માતાનુ) દાસીપણુ દૂર કરવા પુત્રો સહિત કદ્રૂને (પોતાની ખાધ પર) ઉઠાવી અને સમુદ્રના કાઠે તે ગયો ત્યા જઈ ગરુડે કહ્યુ 'હે માતા! તમને નમસ્કાર હો, મારી માતા દાસીપણામાથી કેવી રીતે છૂટે તે તમે નક્કી કહો '

કદ્રૂ બોલી હે પુત્ર! તુ બળાત્કારે દેવલોકમાથી અમૃત લાવી મારા પુત્રોને આપ અને તરત જ પોતાની નિર્બળ માતાને છોડાવ

વ્યાસ બોલ્યા એમ કહેલો મહાબળવાન તે ઉત્તમ પક્ષી જલદી ઇન્દ્રલોકમા ગયો અને યુદ્ધ કરી તરત જ અમૃતનો કળશ લઈ આવ્યો, એમ તે ગરુડે અમૃત લાવી માતાને સોપ્યુ ને વિનતાને દાસીપણામાથી તે જ વખતે અવશ્ય છોડાવી પછી સર્પો સ્નાન કરવા ગયા ત્યારે ઇન્દ્ર અમૃત લઈ ગયો અને ગરુડના બળથી વિનતા દાસીપણામાથી છૂટી ગઈ (એ અમૃતનો કળશ જ્યા મૂક્યો હતો) ત્યા પાથરેલા દર્ભોને મોટા મોટા સર્પોએ ચાટ્યા, એટલે દર્ભની અણીનો માત્ર સ્પર્શ થતા તેઓ બે જીભવાળા થઈ ગયા વાસુકિ વગેરે જે સર્પોને માતાએ શાપ આપ્યો હતો, તેઓએ શોક કરી બ્રહ્માને શરણે જઈ શાપનો ભય તેમને કહ્યો ત્યારે ભગવાન બ્રહ્માએ તેઓને કહ્યુ 'જરત્કારુ નામે એક મહામુનિ છે તેમને તમના સમાન નામવાળી વાસુકિની બહેન (જરત્કારુ કન્યા) તમે આપો તે સ્ત્રીમા 'આસ્તીક' નામનો જે પુત્ર થશે, તે તમારુ રક્ષણ કરનાર થશે એમા સશય નથી ' બ્રહ્માનુ તે કલ્યાણકારી વચન સાભળી વાસુકિએ વનમા જઈ તરત જ પોતાની બહેન તેમને વિનયપૂર્વક અર્પણ કરી મુનિ જરત્કારુએ તે સ્ત્રીને પોતાની સમાન (નામવાળી) જાણી 'આ સ્ત્રી જે સમયે મારુ અપ્રિય કરશે તે જ સમયે હુ તેનો ત્યાગ કરીશ ' આવી શરત કરી પોતે તેને સ્વીકારી, એટલે વાસુકિ પણ તેને તે આપી ઇચ્છા પ્રમાણે પોતાને ઘેર ગયો હે શત્રુતાપન રાજન! જરત્કારુ મોટા વનમા સુદર ઝૂપડી કરી તે સ્ત્રી સાથે રમતા સુખ પામ્યા એક વખત ભોજન કરી એ શ્રેષ્ઠ મુનિ સૂતા હતા ને સુદર વાળવાળી વાસુકિની બહેન ત્યા બેઠી હતી તે વખતે 'હે પ્રિયે! તારે મને કોઈ રીતે જગાડવો નહિ,' એમ સુદર દાતવાળી તેને કહી મુનિ ઊઘી ગયા સૂર્ય અસ્તાચળ પર પહોચ્યા ને સધ્યાકાળ સમીપ આવ્યો, ત્યારે ધર્મના નાશના ભયથી ભય પામેલી જરત્કારુ વિચારવા લાગી કે, 'હુ શુ કરુ? મને શાતિ થતી નથી, જગાડનારા (મારા પતિ) મને ત્યજી દેશે અને જો હુ આમને જગાડતી નથી, તો સધ્યાકાળ વ્યર્થ જાય છે પણ! ધર્મનો નાશ કરવા કરતા મારો ત્યાગ થાય તો તે સારુ છે, કેમ કે ધર્મનો નાશ મનુષ્યોને નરક માટે જ થાય છે ' આમ વિચારી તે બાળાએ મુનિને જગાડવા માડ્યા 'હે ઉત્તમ વ્રતવાળા! ઊઠો, ઊઠો, સધ્યાકાળ થયો છે ' પછી [illegible]

મુનિએ ક્રોપથી તેને કહ્યુ 'હે નિદ્રાનો નાશ કરનારી ! હુ આજે જાઉં છુ, તુ ભાઈના ઘેર જતી રહે ' મુનિએ એમ કહ્યુ, ત્યારે તે વ્રૂજતી આવુ વાક્ય બોલી 'હે અમાપ કાંતિવાળા ! ભાઈએ મને જે માટે આપી છે તેનુ હવે કેમ થશે ?' મુનિએ શાંત થઈ જરત્કારુને કહ્યુ 'તે થઈ ગયુ છે ' ત્યારે મુનિએ ત્યજેલી તે સ્ત્રી એ બેળા વાસુકિને ઘેર ગઈ ભાઈએ પૂછ્યુ, ત્યારે પતિએ જે કહ્યુ હતુ તે વાક્ય તે બોલી કે, 'તે થઈ ગયુ છે' એમ કહી તે શ્રેષ્ઠ મુનિ મને ત્યજીને ચાલ્યા ગયા છે ' તે સાભળી વાસુકિએ મુનિ સત્યવાણીવાળા છે ' એમ વિશ્વાસ કરી તે વખતે એ બહેનને આશ્રય આપ્યો (એટલે પોતાને ઘેર રાખી ) પછી હે નૃપશ્રેષ્ઠ ! કેટલાક કાળ એ મુનિબાળક જન્મ્યો, જે આસ્તીક નામે પ્રખ્યાત થયા હે રાજાઓમા ઉત્તમ ! શુદ્ધ આત્માવાળા તે મુનિએ પોતાના મોસાળ પક્ષની રક્ષા કરવા તારા આ યજ્ઞને અટકાવ્યો છે હે મહારાજ ! યાયાવરકુળમા જન્મેલા ને વાસુકિની બહેનના પુત્ર આ મુનિને તે માન્યા તે ઠીક કર્યું છે હે મહાબાહુ ! તારુ કલ્યાણ થાઓ તે આખુ ય મહા ભારત સાભળ્યુ છે, પુષ્કળ દાનો દીધા છે અને મુનિ ઓને પૂજ્યા છે, છતા તે કરેલા એ પુણ્યથી તારો પિતા સ્વર્ગગતિને ન પામ્યો અને હે શ્રેષ્ઠ રાજા ! તે આખા કુળને પવિત્ર ન કર્યું માટે હે જનમેજય રાજા ! તુ ભક્તિથી દેવીનુ વિશાળ મદિર કર, જેથી તને સમગ્ર સિદ્ધિ પ્રાપ્ત થશે પરમ ભક્તિથી પૂજેલા શિવાદેવી બધી વસ્તુ હમેશા આપે છે, કુળની વૃદ્ધિ કરે છે અને રાજ્યને કાયમી સારી રીતે સ્થિર કરે છે હે ઉત્તમ રાજા ! વિધિપૂર્વક દેવીનો યજ્ઞ કરી શ્રીમદ્ ભાગવત નામના શ્રેષ્ઠ પુરાણ તુ સાભળ પરમ પવિત્ર, સસારથી તારનાર, દિવ્ય તથા અનેક પ્રકારના રસથી સારી રીતે આદર પામેલી તે કથા હુ કહુ તને સભળાવીશ હે રાજન્ ! પૃથ્વી પર આ પુરાણથી બીજુ કઈ સાભળવા જેવુ નથી અને દેવીના ચરણકમળ વિના બીજુ સેવવા જેવુ નથી હે શ્રેષ્ઠ રાજા ! જેઓના પ્રેમપૂર્ણ ચિત્તમા દેવી સદા વસે છે, તેઓ ભાગ્યશાળી, બુદ્ધિમાન અને ધન્ય છે હે ભરતવંશી રાજા ! જે લોકોએ ભરતખડમા મહામાયા અબિકાનુ સદા સેવન કર્યું નથી, તેઓ પૃથ્વી પર ઘણા જ દુખી જણાય છે હે રાજન્ ! બ્રહ્માદિ બધા દેવો જેનુ પૂજન કરવા હમેશા તત્પર રહે છે, તે દેવીને કયો મનુષ્ય ન સેવે ? આ સર્વોત્તમ પુરાણ ભગવતીએ વિષ્ણુને કહ્યુ છે, તેને કાયમ જે સાભળે છે, તે સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરે છે હે રાજન્ ! તે સાભળવાથી તારા ચિત્તને શાંતિ થશે અને પિતૃઓને અક્ષય સ્વર્ગ પ્રાપ્ત થશે ૧—૬૪

**तेन श्रुतेन ते राजँश्चित्तशांतिर्भविष्यति ।**
**पितॄणा चाक्षयः स्वर्गः पुराणश्रवणाद् भवेत् ॥६४॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વિતીય સ્કધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

**बीजो स्कंध समाप्त**

# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## त्रीजो स्कंध

## અધ્યાય ૧ લો.*

### ભુવનેશ્વરી કોણ ?

जनमेजय उवाच

**भगवान् भवता प्रोक्तं यज्ञमम्बाभिधं महत् । सा का कथं समुत्पन्ना कुत्र कस्माच्च किंगुणा ॥**

જનમેજયે પૂછ્યું હે ભગવન્ ! આપે પૂજવા યોગ્ય ‘ અંબા ’ નામનું જે મહાતત્ત્વ કહ્યું તે કયું છે ? કેવી રીતે ઉત્પન્ન થયેલ છે ? ક્યાં છે ? કયા કારણે ઉત્પન્ન થયેલ છે ? અને કયા ગુણવાળા છે ? તેમનો યજ્ઞ કેવો છે ? તે યજ્ઞનું સ્વરૂપ કયું છે ? તેનો વિધિ કયો છે ? હે દયાના ભંડાર ! તે બધું વિધિ પ્રમાણે તમે મને કહો, તમે બધું જાણનારા છો તેમ જ બ્રહ્માંડની ઉત્પત્તિ તમે વિસ્તારથી કહો હે બ્રહ્મન્ ! મેં જે પ્રમાણે પૂછ્યું છે, તે બધું હે ભૂદેવ ! તમે જાણો છો બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર, એ ત્રણે દેવો મેં સાંભળ્યા છે, તેઓ સૃષ્ટિ, પાલન તથા સંહાર કરનારા હોઈ સગુણ છે હે પરાશરના પુત્ર ! તમે કહો કે તે મહાત્મા સ્વતંત્ર છે કે પરતંત્ર છે, તે સાંભળવા હવે હું ઈચ્છું છું તેઓ મરણધર્મવાળા છે કે નહિ ? અથવા શું સચ્ચિદાનંદ સ્વરૂપ છે ? વળી તેઓ અધિભૂત આદિ ત્રણ પ્રકારના દુ:ખોથી યુક્ત છે કે નહિ ? મહાબળવાન તે દેવેન્દ્રો કાળને વશ થનારા છે કે નહિ ? તેઓ કઇ રીતે જન્મ્યા છે અથવા શાથી ઉત્પન્ન થયા છે ? એવો સંશય થાય છે વળી તેઓ હર્ષ તથા શોકથી યુક્ત છે કે નહિ ? તેમ જ નિદ્રા અને આળસવાળા છે કે નહિ ? હે મુનિ ! તેમનાં શરીર માત્ર ધાતુમય છે કે બીજી જાતનાં છે ? તેઓ કયા દ્રવ્યો વડે, કયા ગુણો વડે અને કઈ ઇન્દ્રિયો વડે બનેલા છે ? તેઓનો ભોગ કેવા છે ? તેમના આયુષ્યનું માપ કેટલું છે ? તેમનું રહેવાનું

* આ અધ્યાયમાં [illegible] શ્લોકોથી ભુવનેશ્વરી વિષે પ્રશ્ન કરતા રાજાને સારી રીતે તેનો નિર્ણય કહેવાશે.

અને ઐશ્વર્ય પણ તમે મને કહો હે બ્રહ્મન્ ! આ કથા વિસ્તારથી સાભળવા હુ ઇચ્છુ છુ

વ્યાસે કહ્યુ હે મહાબુદ્ધિમાન રાજન્ ! બ્રહ્મા વગેરેની ઉત્પત્તિ શાથી થઈ વગેરે હમણા તમે કરેલો આ પ્રશ્નસમૂહ સમજવો મુશ્કેલ છે પૂર્વે નારદમુનિને મે આ જ પૂછ્યુ હતુ, ત્યારે વિસ્મય પામેલા તેમણે હે રાજા ! ત્યા પ્રકટ થઈ મને આ કહ્યુ હતુ, તમે સાભળો એક સમયે મે ગગાકિનારે બેઠેલા શાત, સર્વજ્ઞ અને વેદવેત્તાઓમા શ્રેષ્ઠ નારદ મુનિને જોયા હતા તેમને જોઈ હુ હર્ષ પામ્યો અને તેમની પાસે જઈ મુનિના પગમા પડયા, પછી તેમની આજ્ઞા થતા એમની પાસે શ્રેષ્ઠ આસન પર બેઠો એકાત અને સૂક્ષ્મ રેતીવાળા ગગાના કિનારા પર બેઠેલા તે બ્રહ્માના પુત્રની કુશળ વાર્તા સાભળ્યા પછી મે તેમને પૂછ્યુ હે મહાબુદ્ધિમાન મુનિ ! અતિ વિશાળ આ બ્રહ્માડનો શ્રેષ્ઠ કર્તા કોણ કહેવાય છે તે મને વિધિથી કહો હે મુનિશ્રેષ્ઠ ! આ બ્રહ્માડ કોનાથી ઉત્પન્ન થયુ છે ? હે ઉત્તમ બ્રાહ્મણ ! તે નિત્ય છે કે અનિત્ય છે, તે કહો આ બ્રહ્માંડ એક કર્તાવાળુ છે કે અનેક કર્તાવાળુ છે ? જો એમ ન હોય (એટલે જગત કર્તા વિનાનુ હોય) તો કોઈ પણ કાર્ય કર્તા વિનાનુ હોતુ જ નથી, એ મને વિરોધ જણાય છે એમ સદેહના સમૂહમા ડૂબી અતિ વિશાળ આ સસારના વિષયમા કરોડો વિચારો કરતા મને હવે આપ તારો કેટલાક શકરને કારણના પણ કારણ માની તેમને સદા મગલસ્વરૂપ, મહાન દેવ પ્રલય તથા ઉત્પત્તિરહિત, આત્મારામ, દેવોના ઈશ્વર, ત્રણ ગુણોવાળા, નિર્મળ (દુ:ખને) હરનાર, સસારથી તારનાર, નિત્ય અને સૃષ્ટિ, સ્થિતિ તથા નાશનુ કારણ કહે છે બીજાઓ વિષ્ણુને સર્વના પ્રભુ ઈશ્વર, પરમાત્મા, અવ્યક્ત, સર્વ શક્તિયુક્ત ભાન આપનાર, મોક્ષ આપનાર, શાત, સર્વના આદિ, સર્વ તરફ મુખવાળા, વ્યાપક, જગતના શરણરૂપ, આદિ—અતરહિત અને (દુ:ખને) હરનાર (માની) એમને સ્તવે છે તેમ જ બીજાઓ બ્રહ્માને સૃષ્ટિનુ કારણ માને છે અને ચાર મુખવાળા તેમને બધુ જ જાણનાર, સર્વ ભૂતોના પ્રવર્તક, દેવોના ઈશ્વર (વિષ્ણુના) નાભિકમળમાથી જન્મેલા, વ્યાપક, સર્વલોકના સ્રષ્ટા અને સત્યલોકમા વસનાર કહે છે વળી બીજા વેદવાદીઓ રાજાને સર્વનો ઈશ્વર કહે છે અને સાજ-સવાર આળસરહિત થઈ તેમની જ સ્તુતિ તથા ગાન કરે છે તેમ જ કેટલાક હજાર નેત્રોવાળા, દેવોના દેવ સર્વના પ્રભુ, ઇન્દ્ર, યજ્ઞોના અધીશ્વર, દેવોના અધીશ્વર, ત્રણે લોકના ઈશ્વર ઇદ્રાણીના સ્વામી, યજ્ઞોના ભોક્તા, સોમરસ પીનાર અને સોમપાન કરનારાઓને પ્રિય શતક્રતુ ઇન્દ્રને યજ્ઞમા પૂજે છે, વળી બીજાઓ વરુણને, ચદ્રને, અગ્નિને, વાયુને, યમને, ધન આપનાર કુબેરને તથા ગણપતિને પૂજે છે તેમ જ બીજાઓ હાથી જેવા મુખવાળા ગણપતિને સર્વ કાર્ય સાધનાર અને સ્મરણથી જ સિદ્ધિ આપનાર, કાર્યની કામના આપનાર, ઈચ્છાનુસાર ગતિ કરનાર તથા (સર્વથી) પર કહે છે કેટલાક આચાર્યો ભવાની દેવીને સમગ્ર વસ્તુ આપનાર, આદિમાયા, મહાશકિત, પુરુષને અનુ-સરનાર – પ્રકૃતિ, બ્રહ્મ સાથે એકતા પામેલ, સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનાર સર્વ ભૂતોના તથા દેવતાઓના માતા, આદિ--અતરહિત, પૂર્ણ સર્વ પ્રાણીઓમા વ્યાપક, સવ લોકના ઈશ્વરી નિર્ગુણ, સગુણ, કલ્યાણ-સ્વરૂપ, વિષ્ણુશકિત, શિવશકિત, બ્રહ્માની શકિત, ઇન્દ્રની શકિત, વરુણની શકિત, વરાહાવતારની શકિત, નૃસિહાવતારની શકિત, મહાલક્ષ્મી, અદ્ભુત વેદોના માતા, એકસ્વરૂપ, સસારરૂપ વૃક્ષની સ્થિર વિદ્યારૂપ, સર્વ દુ:ખોનો નાશ કરનાર, સ્મરણથી જ સર્વ કામનાઓ પૂર્ણ કરનાર મુમુક્ષુઓને મોક્ષ આપનાર ફળની ઇચ્છાવાળાઓને કામનાઓ આપનાર, ત્રિગુણાતીત સ્વરૂપવાળા, ગુણોનો વિસ્તાર કરનાર, નિર્ગુણ તથા સગુણ કહે છે અને તેવી ફળની ઇચ્છા રાખનારાઓ તે દેવીનુ ધ્યાન કરે છે કેટલાક (વેદાતી) મુનિશ્વરો નિરજન, નિરાકાર નિર્લેપ, નિર્ગુણ, રૂપરહિત અને વ્યાપક બ્રહ્મને જ જગતનુ કારણ કહે છે વેદના ઉપનિ-ષદમા કોઈક સ્થળે હજાર મસ્તકોવાળા, હજાર નેત્રોવાળા, હજાર હાથવાળા, હજાર મુખોવાળા અને હજાર પગોવાળા પુરુષને જગતનુ કારણ કહેલ છે જે પરમ આકાશ છે તેને વિષ્ણુના પગ કહેલ છે વળી વિદ્વાનો કહે છે કે, તે પુરુષ વિરાટ, રજોગુણરહિત અને શાત છે. તેમ જ બીજા પૂર્વકાળના વિદ્વાનો પુરુષોત્તમને જગતનુ

કારણ કહે છે, અને બીજાઓ કહે છે કે, એક પ્રભુ અથવા ઈશ્વર કદી હોય જ નહિ ( માટે ઈશ્વર અનેક છે ) કેટલાક કહે છે કે, આ સર્વ બ્રહ્માંડ ઈશ્વરરહિત છે, કારણ કે આ જગત અચિન્ત્ય– અનિર્વચનીય છે, માટે ઈશ્વરથી ઉત્પન્ન થતુ નથી, ( પણ સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે ) એટલે આ જગત સર્વકાળ ઈશ્વરરહિત, સ્વભાવથી જ ઉત્પન્ન થયે છુ ને હમણા આવુ જ છે વળી કપિલ વગેરે સાખ્યશાસ્ત્રોના મુનિઓ કહે છે કે, 'આ પુરુષ અકર્તા છે અને તે પ્રકૃતિ કર્ત્રી છે ' આવા સદેહના સમૂહો તથા બીજા પણ સદેહો મને થયા કરે છે હે મુનીશ્વરો ! મારુ ચિત્ત સદેહયુક્ત વિચારોથી મારૂં ગયુ છે, 'હુ શુ કરુ ? ધર્મ તથા અધર્મ કહેવામા મારુ મન સ્થિર થતુ નથી ધર્મ કયો અને અધર્મ કયો હોય એનુ ચિહ્ન કઈ જ મળતુ નથી, સત્ત્વગુણથી જન્મેલા અને સત્યધર્મમા રહેલા દેવો પાપી દાનવો વડે પીડાય છે, તો ધર્મની વ્યવસ્થા ક્યા રહી ? મારા વશજ પાડવો ધર્મમા રહેલા તથા સદાચારી હતા, છતા અનેક પ્રકારનુ દુ ખ પામ્યા હતા, તો એમા ધર્મની કઈ સ્થિતિ રહી ! માટે હે તાત ! મારું હૃદય સશયના વિષયમા અત્યાત બ્રમે છે. હે મહામુનિ ! મારા ચિત્તને તમે સશયરહિત કરો, તમે સમર્થ છો હે મુનિ ! જ્ઞાનરૂપી વહાણ વડે તમે સસારરૂપ સમુદ્રમાથી મારુ રક્ષણ કરો, મોહરૂપી મેલથી મેલા આ સમુદ્રમા ડૂબકા ખાતા ને ઊચે આવતા મારુ તમે રક્ષણ કરો ૧—૪૯

कुरु मेऽद्य संशयं चेतः समर्थोऽसि महामुने ।
पाहि संसारवार्धेस्त्वं ज्ञानयानेन मां मुने ॥
मज्जन्तं चोत्पतन्तं च मग्नं मोहमलाविले ॥ ४९ ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો*

### વિમાનથી બ્રહ્માદિનું જવું

व्यास उवाच

पृष्टस्त्वया च महाबाहो यत्पृष्टोऽहं कुरुसत्तम ।
तान् प्रश्नान्नारदः प्राह मया पृष્ટો मुनीश्वरः ॥ १ ॥

વ્યાસ બોલ્યા હે મહાબાહુ ! હે કુરુશ્રેષ્ઠ ! તમે મને જે પૂછ્યુ, તે જ પ્રશ્નો મુનીશ્વર નારદને મે પૂછ્યા હતા, ત્યારે તેમણે આમ કહ્યુ હતુ

નારદ બોલ્યા હે વ્યાસ ! આજે હુ તમને શુ કહુ ? પૂર્વે આ સશય મારા જ હૃદયમા થયો હતો, ત્યારે ( ઉપરાઉપરી ) સદેહની ધારાઓ પડવાથી અત્યત પીડાઈને હુ અમાપ તેજવાળા પિતા બ્રહ્મા પાસે તેમના સ્થાનમા ગયો અને તમે જે પૂછ્યા છે તે જ ઉત્તમ પ્રશ્ન મે તેમને પૂછ્યો . 'હે પિતા ! આ સમગ્ર બ્રહ્માડ કોનાથી ઉત્પન્ન થયુ છે ? તમારા વ્યાપારથી આ બરાબર ઉત્પન્ન થયુ છે કે વિષ્ણુએ આ કર્યુ છે કે રુદ્રે કર્યુ છે ? હે વિશ્વાત્મન્ ! હે જગતના પતિ ! તમે સત્ય કહો અત્યત આરાધવા યોગ્ય કોણ છે ? અને સર્વોત્કૃષ્ટ પ્રભુ કયો છે ? હે બ્રહ્મન્ ! તે સર્વ તમે મને કહો હે નિષ્પાપ ! એ સદેહો તમે દૂર કરો. હુ આ દુ ખરૂપ અને અસત્ય જેવા સસારમા ડૂબી ગયો છુ સદેહોએ ડોલાવેલુ મારુ ચિત્ત કોઈ તીર્થોમા, દેવોમા કે બીજા સાધનોમા શાત થતુ નથી. હે શત્રુઓને તપાવનાર ! પરમ તત્ત્વને જાણ્યા વિના શાતિ ક્યાથી થાય ? અનેક પ્રકારે વીખરાયેલુ ચિત્ત કોઈ પણ પદાર્થમા સ્થિરતા પામતુ નથી હુ કોનુ સ્મરણ કરુ ? કોનુ સેવન કરુ ? કોને શરણે જાઉં ? કોને પૂજુ અને કોની સ્તુતિ કરુ ? સર્વ ઈશ્વરોના પણ ઈશ્વર હવે હુ જાણતો નથી ' હે સત્યવતીના પુત્ર વ્યાસ ! એમ અતિ કઠિન પ્રશ્ન મે કર્યો, ત્યારે લોકોના દાદા બ્રહ્માએ મને આ ( વચન ) કહ્યુ

બ્રહ્મા બોલ્યા હે પુત્ર ! આજ તે કરેલા આ ઉત્તમ પ્રશ્ન સમજવો મુશ્કેલ છે. તો હુ શુ કહુ ? હે મહાભાગ ! વિષ્ણુ પણ આ પ્રશ્નને બરાબર નિશ્ચયથી કહી શકે તેમ નથી હે મહાબુદ્ધિમાન ! આ સસારમા કોઈ પણ રાગી પુરુષ આ જાણતો નથી, જે પુરુષ વિરક્ત, નિસ્પૃહ તથા દ્વેષરહિત હોય છે, તે જ આ (વસ્તુ) જાણે છે પૂર્વે ( પ્રલયકાળે સર્વ વિશ્વ) કેવળ સમુદ્રરૂપ થયુ, સ્થાવર–જગમ નાશ પામ્યા અને પચ મહાભૂતો જ ઉત્પન્ન થયા ત્યારે હુ કમળમાથી જન્મ્યો હતો તે સમય(કમળની) કળી પર બેઠેલા મે સૂર્ય, ચદ્ર, વૃક્ષો કે પર્વતોને જોયા નહિ, ત્યારે હુ વિચારવા લાગ્યો કે, 'આ મહાસમુદ્રરૂપ

* આ અધ્યાયમાં તારિકાદિક ગ્લોકોથી વિમાન દ્વારા બ્રહ્માદિનું જવું કહેવાશે.

જળમા હુ કઈ રીતે જન્મ્યો ? યુગના આ વિનાશ સમયે મને ઉત્પન્ન કરનાર, મારુ રક્ષણ કરનાર તથા (છેવટ) સંહારનાર પ્રભુ કોણ છે ' જેના આધારે આ જળ રહ્યુ છે, તે પૃથ્વી સ્પષ્ટ નથી તો રૂઢિ અને વ્યુત્પત્તિથી (કાદવમા થનાર તરીકે) પ્રસિદ્ધ આ પંકજ— કમળ કઈ રીતે ઉત્પન્ન થયુ છે? હવે આ કમળના કાદવની તથા મૂળની હુ તપાસ કરુ, ત્યા આનુ મૂળ પૃથ્વી હશે, એમા સંશય નથી (એમ વિચારી) હુ તે જળમા ઊતર્યો ને એક હજાર વર્ષ સુધી શોધ કરી છતા પૃથ્વી ન મેળવી ત્યારે આકાશમા 'તુ તપ કર' એવી શરીર વિનાની વાણી થઈ પછી તપ કર્યું તે સમયે ફરી તુ 'સૃષ્ટિ કર' એવી વાણી ત્યા થઈ અને મે તે સાભળી એ સાભળી હુ અત્યત મૂઢ બન્યો કે, 'હુ મને સરજુ ને શુ કરુ ?' તે વખતે અતિ ક્રૂર મધુ તથા કૈટભ નામના બે દૈત્યો ત્યા આવ્યા તેઓ બન્નેએ સમુદ્રમા યુદ્ધ કરવા મને બિવડાવ્યો પછી હુ કમળનુ નાળ પકડી પાણીની અંદર ઊતર્યો, ત્યા પરમ અદ્ભુત પુરુષ મે જોયા તે મેઘ જેવા કાળા શરીરવાળા, પીળા વસ્ત્રવાળા, ચાર ભુજાઓવાળા, શેષનાગ પર સૂઈ રહેલા, જગતના નાથ, વનમાલાથી શોભીતા અને શખ ચક્ર, ગદા તથા પદ્મ વગેરે આયુધોથી અત્યત પ્રકાશી રહ્યા હતા શેષનાગરૂપ શયન પર સૂતેલા તે મહાવિષ્ણુને મે યોગનિદ્રાથી દબાયેલા તથા ચેષ્ટારહિત જોયા, ત્યારે સર્પના શરીર પર સૂતેલા ત અચ્યુતને જોઈ, હે નારદ! હવે હુ શુ કરુ ?' એવી મને અદ્ભુત ચિતા થઈ, તે વળા મે નિદ્રારૂપ સ્વરૂપવાળા દેવીનુ સ્મરણ કર્યું ને સ્તુતિ કરી, એટલે અતર્ક્ય શરીરવાળા તથા દિવ્ય અલકારોથી શણગારેલા તે શિવાદેવી (વિષ્ણુના) દેહમાથી નીકળી આકાશમા ઊભા રહ્યા એમ વિષ્ણુનો દેહ છોડી આકાશમા ઊભેલા એ દેવી શોભી રહ્યા ત્યારે તેમનાથી છૂટા થયેલા જનાર્દન વિષ્ણુ તરત જ ઊભા થયા તેમણે પાચ હજાર વર્ષ સુધી (મધુકૈટભ સાથે) ઉત્તમ યુદ્ધ કર્યું ત્યારે દેવીએ (પ્રથમ) કટાક્ષથી જોઈને (ને મોહિત કરેલા) તે બને દૈત્યોને વિષ્ણુએ પોતાના ખોળાને (એટલે સાથળોને) વિશાળ કરી તેના પર જ મારી નાખ્યા પછી અમે બને જ્યા ઊભા હતા, ત્યા જ રુદ્ર* આવ્યા, એટલે અમે ત્રણેએ સ્વસ્થ ને સુદર એ દેવીના દર્શન કર્યા ને સારી રીતે સ્તુતિ કરી, ત્યારે એ પરમ શક્તિએ ત્યા ઊભેલા અમને પવિત્ર કૃપાદૃષ્ટિથી પ્રસન્ન કરી આમ કહ્યુ

દેવી બોલ્યા હે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર! આ મહાસુરો મરાયા છે, તો હવે આળસરહિત થઈ તમે સૃષ્ટિ સ્થિતિ તથા નાશરૂપ પોતાના કાર્યો કરો અને પોતાના સ્થાનો કરી નિશ્ચિત થઈ (ત્યા) રહો તમે પોતપોતાના સામર્થ્યથી ચાર પ્રકારની બધી પ્રજાઓ ઉત્પન્ન કરો

બ્રહ્માએ કહ્યુ તેમનુ કોમળ, સુદર ને સુખદાયી તે વચન સાભળી અમે તેમને કહ્યુ 'હે માતા! અમે અસમર્થ છીએ, તો એ પ્રજાઓને કઈ રીતે ઉત્પન્ન કરીએ ? વિશાળ પૃથ્વી પણ નથી અને બધે જળ ફેલાયુ છે, તેમ જ ભૂતો, ગુણો તન્માત્રાઓ તથા ઇન્દ્રિયો પણ નથી ' આ સાભળી શિવાદેવી હાસ્યયુક્ત મુખવાળા થયા, એટલે તરત જ આકાશમાથી સુદર વિમાન ત્યા આવ્યુ પછી તે દેવીએ કહ્યુ 'હે દેવો! આ વિમાનમા તમે નિર્ભય થઈ સુખેથી બેસી જાઓ હે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ! આજે હુ તમને અદ્ભુત (વસ્તુ) બતાવુ છુ ' તેમનુ એ વચન સાભળી 'બહુ સારુ ' એમ કહી અમે ત્રણે જણ રત્નોથી શણગારેલા, મોતીઓની માળાઓથી ચોપાસ વીંટાયેલા, ઘૂઘરીઓના સમૂહથી ગાજતા ને દેવમદિર જેવા સુદર તે વિમાનમા નિ શક થઈ બેઠા પછી તે દેવીએ જિતેન્દ્રિય અમને બેસી ગયેલા જોઈ પોતાની શક્તિથી તે વિમાન આકાશમા ચલાવ્યુ ૧—૪૦

**सोपविष्टस्ततो दृष्ट्वा देव्यस्मान् विजितेन्द्रियान् ।**
**स्वशक्त्या तद् विमानं वै नोदयामास चाम्बरे ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં તૃતીય સ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

* આ રુદ્ર તે બ્રહ્માના લલાટમાથી જન્મેલા રુદ્રથી જુદા જ છે, એમ ચોક્કસ જણાય છે, માટે જ કૂર્મપુરાણ આદિ પુરાણોમાં બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્રરૂપ ત્રણ મૂર્તિઓથી જુદા ચોથા રુદ્ર છે, એમ કહ્યું છે, છતાં આટલી વિશેષતા છે કે કોઈ પુરાણોમાં બ્રહ્માના લલાટમાથી જન્મેલાને ત્રણ મૂર્તિની અંદર ગણેલ છે અને આને ચોથા કહેલા છે વળી કોઈક સ્થળે તો આને જ ત્રણ મૂર્તિઓની અંદર ગણી બ્રહ્માના લલાટમાંથી જન્મેલા ચોથા કે ત્રીજા ગણાતા નથી.

# અધ્યાય ૩ જો×

## બ્રહ્માદિને મહાદેવીના દર્શન

ब्रह्मोवाच

**विमानं तन्मनोवेगं यत्र स्थानान्तरे गतम् ।**
**न जलं तत्र पश्यामो विस्मिताः स्मो वयं तदा ॥१॥**

બ્રહ્મા બોલ્યા 'મન સમાન વેગવાળુ તે વિમાન બીજે સ્થાને જ્યા ગયુ ત્યા અમે વિસ્મય પામ્યા ત્યા કોયલોના શબ્દોથી શોભીતા અને બધી જાતના ફળ વાળા અતિ સુદર વૃક્ષો હતા, તેમ જ પૃથ્વી, પર્વતો, વનો, ઉપવનો, સ્ત્રીઓ, પુરુષો, પશુઓ, શ્રેષ્ઠ નદીઓ, વાવો, કૂવા, નાના—મોટા તળાવો તથા ઝરણા પણ હતા ત્યા આગળ સુદર નગર દિવ્ય કિલ્લાથી શોભી રહ્યુ હતુ, જે યજ્ઞશાળાઓથી યુક્ત અને જાતજાતની હવેલીઓથી પ્રકાશતુ હતુ તે વખતે એ નગર જોઈ અમને ઓળખાણ પણ થઈ કે, 'આ તો સ્વર્ગ છે!' પણ આને કોણે બનાવ્યુ, એમ તે વેળા અમને આશ્ચર્ય થયુ વળી ત્યા દેવ સરખો કોઈ રાજા વનમા શિકાર માટે જતો અમે જોયો ને વિમાનની ઉપર અંબિકાદેવીને રહેલા જોયા પછી ક્ષણવારમા પવનથી પ્રેરાયેલુ તે વિમાન આકાશમા ચાલ્યુ ને લગભગ બે ઘડીમા ત્યાથી બીજા સુદર પ્રદેશમા પહોચ્યુ ત્યા અમે ઉત્તમ નદનવન જોયુ ને કલ્પવૃક્ષની છાયાનો આશ્રય કરી ઊભેલી કામધેનુ ગાય જોઈ તેની પાસે ચાર દાતવાળો હાથી ઊભો હતો ને મેનકા વગેરે અપ્સરાઓના ટોળા ગાન તથા નૃત્ય સાથે અનેક ભાવોથી ત્યા રમતા હતા, તેમ જ સેકડો યક્ષો તથા વિદ્યાધરો ત્યા કલ્પ-વૃક્ષોની વાડીઓમા ગાતા હતા ને રમતા હતા વળી ઇંદ્રાણી સહિત પ્રભુ ઇદ્રને પણ ત્યા અમે જોયો. અમે તો સ્વર્ગને જોઈ તેમ જ વરુણ, કુબેર, યમ, સૂર્ય, અગ્નિ તથા બીજા દેવોને પણ ત્યા રહેલા જોઈ તે વેળા વિસ્મિત થઈ બેસી જ રહ્યા હતા, તેટલામા તો સારી રીતે શણગારેલા તે નગરમાથી (એક) રાજા નીકળ્યો, જે દેવોનો રાજા જ હોઈ ક્ષોભરહિત હતો અને પાલખીમા બેઠો હતો અમે તો વિમાનમા જ બેઠા હતા, તેવામા એ વિમાન વેગથી ચાલ્યુ ને સર્વ દેવોથી નમાયેલા દિવ્ય બ્રહ્મલોકમા ગયુ ત્યા બ્રહ્માને જોઈ શિવ તથા વિષ્ણુ તો વિસ્મય જ પામ્યા વળી સભામા અગ સહિત સર્વ વેદો સાક્ષાત્ સ્વરૂપધારી હતા ને સમુદ્રો, નદીઓ, પર્વતો તથા સર્પો પણ હતા પછી શિવ અને વિષ્ણુએ મને કહ્યુ 'આ સનાતન બ્રહ્મા કયો છે?' મે તેઓને કહ્યુ 'અહીંના સ્વામી આ બ્રહ્માને હુ જાણતો નથી! હે ઈશ્વરો! હુ કોણ છુ? આ કોણ છે? આ ભ્રમ મને કેમ થયો છે?' પછી ક્ષણવારમા મન જેવા વેગવાળુ તે વિમાન જલદી ચાલ્યુ અને યક્ષગણોથી યુક્ત, કલ્પવૃક્ષોની વાડીઓથી સુદર, પોપટો તથા કોયલોના શબ્દવાળા, વીણા ને નરઘા વગેરે વાદિત્રોથી ગાજી રહેલ સુખદાયી તથા કલ્યાણકારી સુદર કૈલાસશિખર પર આવી પહોચ્યુ એ વિમાન ત્યા આવ્યુ કે, તે જ વખતે પોઠિયા પર બેઠેલા, ત્રણ નેત્રોવાળા, પાચ મુખોવાળા, દશ ભુજાઓવાળા મુકટરૂપે અર્ધચદ્રને ધારણ કરતા, વ્યાઘ્રચર્મને પહેરી રહેલા અને હાથીના ચામડારૂપ ઉપરના વસ્ત્રવાળા ભગવાન શકર સુદર ઘરમાથી બહાર નીકળ્યા, તે સમયે ગણપતિ ને કાર્તિકસ્વામી નામના બે મહાવીર પુત્રો શિવની સાથે પાસેના રક્ષક તરીકે જતા શોભતા હતા, તેમ જ નદિ વગેરે બધા શ્રેષ્ઠ ગણનાયકો 'જય' શબ્દ ઉચ્ચારતા શિવની પાછળ ચાલતા હતા હે નારદમુનિ! માતૃકાઓ સહિત તે બીજા શકરને જોઈ અમે તો વિસ્મય જ પામ્યા અને હુ પણ સશય પામી ત્યા બેસી રહ્યો હતો, તેવામા તે પર્વતના શિખર પરથી એ વિમાન વાયુ સરખા વેગથી ક્ષણવારમા લક્ષ્મીપતિ (વિષ્ણુ)ના ઘરરૂપ વૈકુઠલોકમા જઈ પહો-ચ્યુ હે પુત્ર! ત્યા ને ન સમજી શકે એવુ ઐશ્વર્ય જોયુ તે વેળા એ ઉત્તમ નગર જોઈ વિષ્ણુ તો વિસ્મય પામ્યા. તેટલામા (એ વિષ્ણુલોકના સ્વામી) વિષ્ણુ પોતાના એ ધામની આગળ આવ્યા તે કમળ સમાન નેત્રોવાળા, અળસીના પુષ્પ જેવી (શ્યામ) કાંતિવાળા પીળા વસ્ત્રવાળા, ચાર ભુજાઓવાળા, પક્ષીરાજ ગરુડ પર બેઠેલા, દિવ્ય અલંકારથી શણગારેલા અને રત્નો લક્ષ્મી વડે સુદર નામવાળા તે વખતે શોભતા હતા એ

× આ અધ્યાયમાં વિમાનમાં બેઠેલા હર વગેરેએ મહાદેવનાં દર્શન કર્યાં, એ ... ... જોવાયું છે.

સનાતન વિષ્ણુને જોઈ અમે બધા વિસ્મય પામ્યા એટલીજ વારમાં જોતા અમે તે શ્રેષ્ઠ વિમાનમા ઉભા હતા, તેટલામા તે વિમાન વાયુ સમાન વેગથી આગળ (આગળ જતા) મીઠા પાણીના મોટા તરંગોવાળો, જળચરોના સમૂહથી વ્યાપ્ત અને ચાલતા તરંગોથી શોભીતો સુધાસમુદ્ર આવ્યો (તે સમુદ્રમા મણિદ્વીપનો પ્રદેશ અમે જોયો), તે મંદાર ને પારિજાત આદિ વૃક્ષોથી અત્યંત શોભીતો, અનેક જાતના બિછાનાથી યુક્ત, જાતજાતના ચિત્રોથી વિચિત્ર, મોતીઓની માળાઓથી ચારે બાજુ વીંટાયેલો, જાતજાતની માળાઓથી શોભતો અને આમ્રપલ્લવ, મોગરાની વેલી, કુરબક, કેવડા તથા ચંપાના સુંદર વૃક્ષોથી ચોપાસ વીંટાયેલો હતા વળી તે કોયલોના શબ્દથી ભારી રીતે ગાજી રહ્યો દિવ્ય ગંધથી યુક્ત, ભમરાઓના ગુંજારવથી વ્યાપ્ત તથા પરમ અદ્ભુત હતો તે દ્વીપમા શિવાકાર* એક પલંગ હતો તે અત્યંત મનોહર, રત્નોની પંક્તિથી જડેલો અને જાતજાતના રત્નોથી અત્યંત શોભતો હતો વિમાનમા બેઠેલા અમે તે પલંગને દૂરથી જોયો જે ચારે બાજુથી શણગારેલો અને જાતજાતના બિછાનાથી બિછાવેલો હતો, તેવી ઇંદ્રધનુષથી યુક્ત હોય તેવો જણાતો હતો તે ઉત્તમ પલંગ પર એક સુંદર સ્ત્રી બેઠી હતી તેણે લાલ માળા તથા લાલ વસ્ત્રો પહેર્યાં હતા લાલ ચંદનનુ લેપન લગાડ્યુ હતુ, તેના નેત્ર અત્યંત લાલ હતા (દેખાવમા) તે સુંદર, કરોડો વીજળીઓ જેવી કાંતિવાળી, અતિ સુંદર મુખવાળી, લાલ હોઠથી શોભતી, કરોડો લક્ષ્મીઓથી અધિક અને કાંતિ વડે સવારના સૂર્યના બિંબ જેવી હતી વર, પાશ, અંકુશ તથા અભય (એ ચારને ચાર હાથમા) ધારણ કરતા તે સુંદરી શ્રીભુવનેશ્વરી દેવી હતા પૂર્વે કદી નહિ જોયેલા તેમને અમે જોયા ત્યારે મંદ હાસ્ય વડે તે નમી રહ્યા હતા હ્રીંકારનો જપ કરતા પક્ષીઓના ટોળા તેમની સેવી રહ્યા હતા તે ગોળાકાર નેત્રવાળા કરોડો અરુણો જેવી મૂર્તિ હતા ને કુમારી તથા નવયૌવના હતા વળી સર્વ પ્રકારના શણગાર તથા વેષથી તે યુક્ત અને મંદહાસ્યયુક્ત મુખકમળવાળા હતા ઊગતા પુષ્ટ બન્ને સ્તન વડે તેમણે કમળની કળીઓને જીતી લીધી હતી. અનેક જાતના મણિઓના સમૂહથી વ્યાપ્ત અલંકારો વડે તે શણગારેલા હતા સુવર્ણના બાજુબંધ, બેરખા તથા મુકુટ વડે શોભતા હતા તેમનુ મુખકમળ દેદીપ્યમાન, શોભાવાળા (ત્રિપુરસુંદરીના) ચક્ર જેવી આકૃતિના બે કુંડળોથી સુંદર હતુ 'હૃલ્લેખા, ભુવનેશ્વરી' એવા નામોનો જપ કરવામા તત્પર સખીઓના ટોળા કાયમ એ ભુવનેશ્વરીની સ્તુતિ કરતા હતા 'હૃલ્લેખા' વગેરે દેવકન્યાઓ તથા 'અનંગકુસુમા' આદિ દેવીઓ વડે તે મહેશ્વરી ચારે બાજુ વીંટાયા હતા ષટ્કોણ યંત્રની વચ્ચે રહી તે દેવીએ એ યંત્રરાજ ઉપર બિરાજ્યા હતા તેમના દર્શન કરી વિસ્મય પામેલા અમે બધા ત્યા ઊભા રહ્યા અને 'અહો! રહેલી આ સ્ત્રી કોણ હશે, આનુ નામ શુ હશે, તે આપણે જાણતા નથી. આ સ્ત્રી દૂરથી હજારો નેત્રોવાળી, હજારો હાથવાળી અને હજારો મુખવાળી સુંદર દેખાય છે, એમા સંશય નથી આ અપ્સરા નથી, ગંધર્વ નથી કે દેવાંગના પણ નથી' આવા સંશયને પામેલા અમે હે નારદ! ત્યા ઉભા રહ્યા તે વખતે સુંદર હાસ્યવાળા તે અંબાને જોઈ ભગવાન વિષ્ણુ પોતાના જ્ઞાનથી મનમા નિશ્ચય કરી બોલ્યા 'આ ભગવતી દેવી આપણા બધાનુ કારણ છે અને આ જ દેવી મહાવિદ્યા, મહામાયા, પૂર્ણ પ્રકૃતિ, વિનાશરહિત, અલ્પ બુદ્ધિવાળાઓને જાણવા મુશ્કેલ, યોગ વડે પામવા યોગ્ય, દુઃખે આશય રહિત પરમાત્માની ઇચ્છારૂપ, અત્યંત નિત્ય તથા અનિત્ય સ્વરૂપવાળા, અલ્પ ભાગ્યવાળાઓ વડે આરાધના મુશ્કેલ, વિશ્વના ઈશ્વરી, કલ્યાણસ્વરૂપ, વેદોને ઉત્પન્ન કરનાર, વિશાળ નેત્રોવાળા તથા સર્વના આદિ ઈશ્વરી છે આ દેવી પ્રલયકાળે સકળ વિશ્વને સંહારી સર્વ જીવોના લિંગશરીરોને પોતાના શરીરમા સ્થાપી લઈ ક્રીડા કરે છે હે બન્ને દેવો! ધ્યાનમા સર્વ બીજમય સ્વરૂપે આ દેવી શોભે છે જુઓ, કરોડો વિભૂતિઓ તેમની પાસે અનુષ્ઠાને ઉભી છે. હે બ્રહ્મા તથા શંકર! દિવ્ય અલંકારો તથા શણગારોથી યુક્ત અને દિવ્ય ચંદનના વિલેપનવાળી

* આ પલંગનુ બીજુ નામ આ કામપૂરી છે તેના ચાર પાયાને ઠેકાણે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર તથા ઈશ્વર બન્યા અને સદાશિવ સ્વચ્છ સ્થાને બન્યા આ વાત સપ્તમ સ્કંધમા સ્પષ્ટ થશે.

સર્વ સ્ત્રીઓ એમની સેવામા તત્પર છે, તેઓને તમે જુઓ આપણે ધન્યવાદપાત્ર, મહાભાગ્યશાળી અને હવે કૃતકૃત્ય થયા છીએ, કારણ કે અહીં આ ભગવતી ના દર્શન આપોઆપ પામ્યા છીએ પૂર્વે આપણે કાળજીથી તપ કર્યુ હશે, તેનુ આ ઉત્તમ ફળ પ્રાપ્ત થયુ છે જો એમ ન હોય તો આપણને આદરથી દર્શન ક્યા થાય? જે જે લોકો પુણ્યના સમૂહવાળા દાતા તથા તપસ્વી હોય છે, તેઓ જ મગલમૂર્તિ ભગવતી દેવીને જોઈ શકે છે, પણ રાગી લોકો તેમને જોઈ શકતા નથી પુરુષ સાથે સદા જોડાઈ રહેતી મૂળ પ્રકૃતિ તે આ જ છે અને આ જ પરમાત્માને બ્રહ્માડ રચી બતાવે છે હે બન્ને દેવો! દ્રષ્ટા—આ જીવ, દૃશ્ય—સમગ્ર બ્રહ્માડ તથા સર્વ દેવતાઓ, આ સર્વેનુ કારણ આ સર્વેશ્વરી માયા છે અને સપૂર્ણ મગલસ્વરૂપ છે હુ ક્યા? સર્વ દેવો ક્યા અને લક્ષ્મી વગેરે દેવાગનાઓ ક્યા? આપણે આના એક લાખમા ભાગ સાથે પણ કોઈ રીતે તુલના પામીએ તેમ નથી સુદર અગવાળા આ મહાદેવી તે એ છે કે જેને મે બાળપણમા મહાસમુદ્રની અદર આનદથી મને જાણે ડોલાવતા હોય તેવા જોયા હતા જે વેળા બાળપણમા હુ કોમળ અગવાળો હોઈ અત્યત સ્થિર તથા મજબૂત વડના પાદડારૂપી પલગમા સૂતો હતો ને પગનો અગૂઠો હાથમા લઈ મુખકમળમા રાખી ચાટતો હતો અને અનેક બાળચેષ્ટાઓથી ખેલતો—રમતો હતો, તે વેળા મને ઝુલાવતા જે ગાતા હતા, તે જ આ દેવી છે, એમ મને હાલ આનદદર્શનથી જ ખૂબ નિશ્ચયરૂપ જ્ઞાન થયુ છે તમે બન્ને સાભળો, પૂર્વે મે જે અનુભવ્યુ છે, તે જ હુ તમને કહુ છુ કે, આ દેવી અવશ્ય આપણી માતા છે, એમ (મને આની મૂર્તિના દર્શનથી) ઓળખાણ થઈ છે ' ૧—૬૭

**कामं नो जननी सैरा शृणुत प्रवदाम्यहम्।**
**अनुभूत मया पूर्वं प्रत्यभिज्ञा समुत्थिता ॥६७॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

# અધ્યાય ૪ થો×

## વિષ્ણુએ કરેલી દેવીની સ્તુતિ

ब्रह्मोवाच

**इत्युक्त्वा भगवान् विष्णु पुनराह जनार्दनः।**
**वय गच्छेम पार्श्वेऽस्याः प्रणमन्त पुन पुन ॥१॥**

બ્રહ્મા બોલ્યા એમ કહી જનાર્દન વિષ્ણુ ભગવાન ફરી બોલ્યા 'આપણે વારવાર પ્રણામ કરતા આની પાસે જઈએ તે આ શ્રેષ્ઠ મહામાયા આપણને વરદાનો આપશે જ, માટે નિર્ભય થઈ એમના ચરણ પાસે જઈ આપણે તેમની સ્તુતિ કરીએ દરવાજામા ઊભેલા સેવકો જો આપણને અટકાવશે, તો ત્યા ઊભા રહી એકાગ્ર થઈ સ્તુતિપાઠ કરીશુ

બ્રહ્માએ કહ્યુ વિષ્ણુએ એ વાક્ય કહ્યુ, ત્યારે અમે અત્યત હર્ષ પામ્યા અને સ્વસ્થ થયા પછી (દેવીની પાસે જવા) અત્યત ઉત્સુક થયા 'બહુ સારુ,' એમ વિષ્ણુને કહી અમે ત્રણે ઉતાવળા વિમાનમાથી ઊતર્યા, ને મનમા ઘણી જ શકા કરતા દરવાજા તરફ (જવા) નીકળ્યા તે વેળા ભગવતી દેવીએ અમને બધાને દરવાજામા ઊભેલા જોઈ મદહાસ્ય કરી તરત જ અમને સ્ત્રીરૂપ ધારણ કરતા કરી દીધા એમ અમે સુદર રૂપવાળી તથા સુદર અલકારોવાળી સ્ત્રીઓ થઈ ગયા અને પરમ વિસ્મય પામી કરી તેમની પાસે ગયા સુદર અગવાળા તે દેવીએ ત્યા (પોતાના) ચરણ પાસે રહેલા અને સ્ત્રીરૂપધારી અમને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોયા, એટલે તે મહાદેવીને પ્રણામ કરી અમે પરસ્પર જોતા, સ્ત્રીરૂપધારી તથા સુદર અલકારોથી યુક્ત હોઈ આગળ ઊભા રહ્યા જાતજાતના મણિઓથી સુશોભિત અને કરોડો સૂર્યસમાન (ભગવતીનો) પગ મૂકવાનો બાજઠ જોતા અમે ત્રણે ત્યા ઊભા રહ્યા ત્યા તે દેવીની ચારે બાજુ સેવા કરવામા તત્પર હજારો સહચરી દેવીઓ શોભતી હતી તેમા કેટલીક લાલ વસ્ત્રોવાળી, કેટલીક કાળા વસ્ત્રોવાળી અને કેટલીક પીળા વસ્ત્રોવાળી હતી તેઓ

× આ અધ્યાયમા સ્ત્રીપણુ પામ્યા પછી વિષ્ણુએ શ્રીદેવીની સ્તુતિ કરી એ કથા જોનાનુપલાન ગ્લાકોમાં કહેવાય.

બધી સુંદર અને શુભ આકારવાળી હતી બીજી કેટલીક સ્ત્રીઓ વીણા ને વાંસળી વગેરે વાદિત્રો વગાડતી હર્ષ સાથે ગાતી અને નાચતી હતી, તેમ તેઓ (ભગવતીને) સેવતી હતી હે નારદ! (બીજું) જે આશ્ચર્ય મેં ત્યાં જોયું, તે હું તમને કહું છું, સાંભળો દેવીના ચરણકમળના નખરૂપ દર્પણમાં સ્થાવર—જંગમ આખું બ્રહ્માંડ મેં જોયું, તેમ જ હું, વિષ્ણુ, મહાદેવ, વાયુ, અગ્નિ, યમ, સૂર્ય, વરુણ, ચંદ્ર, વિશ્વકર્મા, કુબેર, ઈન્દ્ર, પર્વતો, સમુદ્રો, નદીઓ, ગંધર્વો, અપ્સરાઓ, વિશ્વાવસુ, ચિત્રકેતુ, શ્વેત, ચિત્રાંગદ, નારદ, તુંબુરુ, હાહા, હૂહૂ અને અશ્વિની કુમાર, વસુઓ, સાધ્યો, સિદ્ધો, પિતૃઓ, શેષનાગ વગેરે નાગો, બધા કિન્નરો, સર્પો, રાક્ષસો, વૈકુંઠલોક, બ્રહ્મલોક અને પર્વતોમાં ઉત્તમ કૈલાસ—આ બધું દેવીના નખની અંદર રહેલું મેં જોયું તેમ જ મારું જન્મસ્થાન કમળ પણ તેમાં હતું તેની ઉપર ચાર મુખવાળો હું બેઠો હતો અને શેષનાગ પર સૂતેલા જગન્નાથ નારાયણ તથા મધુકૈટભ પણ તેમાં હતા એમ ચરણકમળના એ નખમાં રહેલું મેં જોયું, તેથી હું વિસ્મય પામ્યો અને તે જોયા પછી 'આ શું?' એમ શંકિત થયો, તેમ જ વિષ્ણુ તથા શંકર પણ વખતે વિસ્મયયુક્ત થઈ ઊભા રહ્યા અને અમે (ત્રણે) તે દેવીને વિશ્વની માતા માનવા લાગ્યા એમ અમૃતમય તે કલ્યાણકારી દ્વીપમાં તે વેળા વિવિધ વિહારને જોતા અમારાં સો વર્ષો વીતી ગયાં, અને તે ત્યાં રહેલ અમને અનેક જાતના અલંકારોથી સુશોભિત તથા પ્રસન્ન આકારવાળી દેવીઓ સખીઓ જેવા માનવા લાગી અમે બધા પણ અત્યંત રમણીયતાથી મનને આનંદ પમાડતા પદાર્થોને જોતા અત્યંત મોહિત તથા પ્રસન્નચિત્ત થયા એક સમયે સ્ત્રીપણામાં રહેલા ભગવાન વિષ્ણુએ તે ભુવનેશ્વરી મહાદેવીની આમ સ્તુતિ કરી

શ્રીવિષ્ણુભગવાન બોલ્યા પ્રકૃતિરૂપ દેવીને નમસ્કાર હો, સૃષ્ટિ રચતા આપને નિરંતર નમસ્કાર હો, કલ્યાણસ્વરૂપ કામનાઓ આપનારા, વૃદ્ધિરૂપ તથા સિદ્ધિરૂપ આપ દેવીને વારંવાર નમસ્કાર હો, સચ્ચિદાનંદરૂપ અને સંસારના ઉત્પત્તિસ્થાનરૂપ આપ ભગવતીને નમસ્કાર હો, તેમ જ પાંચ* કૃત્યો કરનારા આપ ભુવનેશ્વરીને વારંવાર નમસ્કાર હો સર્વના આશ્રયસ્થાનરૂપ અને કૂટસ્થ—નિર્વિકાર આપને વારંવાર નમસ્કાર હો, તેમ જ પરબ્રહ્મ તથા પ્રત્યગાત્મારૂપ આપને નમસ્કાર હો હે માતા! આ સમગ્ર જગત આપમાં રહ્યું છે અને આપથી આ જગતની ઉત્પત્તિ તથા સંહાર પણ થાય છે, આ મેં આજે જાણ્યું છે, આ જગતને રચવામાં આપની શકિત વિશાળ પ્રભાવવાળી તથા સમગ્ર લોકમય છે, એમ મેં હમણાં ચોક્કસ જાણેલું છે સત્× અને અસત્ના+ વિકારરૂપ સર્વ જગતને સંપૂર્ણ વિસ્તારી આપ યોગ્ય સમયે (ભોક્તા) પુરુષ—જીવાત્માને રંજન કરવા (અર્થાત્ અનેક પ્રકારે ભોગ કરવા) બતાવો છો આમ સોળ− તથા સાત તત્ત્વોરૂપે પરિણામ પામેલા આપ ઈન્દ્રજાળ જેવા વિલક્ષણ જ અમને ભાસો છો હે જનનિ! આપ સિવાય કોઈ પણ વસ્તુ રહેલી જણાતી નથી, એટલે સર્વ જગતને વ્યાપીને જ આપ રહ્યાં છો વ્યવહારમાં પણ બુદ્ધિમાન મનુષ્ય શકિતરહિત પુરુષને અશકત કહે છે† હે દેવિ! આપ પોતાના પ્રભાવોથી અને તેજથી સમગ્ર વિશ્વને પ્રગટ કરો છો અને આખાય જગતને પ્રસન્ન કરો છો (અર્થાત્ પાળો છો, આથી આપ દયાળુ દેખાઓ છો), તેમ જ પ્રલયકાળે એકદમ વેગથી બધું ખાઈ જાઓ છો (અર્થાત્ સંહારો છો, તેથી ક્રૂર જણાઓ છો) તો હે દેવિ! આપના ઐશ્વર્યનું ચરિત્ર કોણ જાણી શકે છે? હે જનનિ! મધુકૈટભથી અમારું રક્ષણ કર્યું, અત્યંત વિશાળ આપના લોકનું દર્શન કરાવ્યું, સુખના

---

* સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, તિરોભાવ તથા અનુગ્રહ આ પાંચ કૃત્યો.

× આકાશ તથા વાયુ એ બંને અમૂર્ત તત્ત્વ 'સત્' કહેવાય છે

+ તેજ, જળ તથા ભૂમિ એ ત્રણ મૂર્ત તત્ત્વ 'અસત્' કહેવાય છે

− શબ્દાદિ પાંચ તન્માત્રાઓ ને અગિયાર ઈન્દ્રિયો એ સોળ અને મહત્તત્ત્વ, અહંકાર તથા પાંચ મહાભૂત એ સાત

† કહેવાનો ભાવ આ છે કે, જે વસ્તુ ભાસે છે, તે નામ—રૂપ સહિત જ છે અને તે નામ—રૂપ આપનાં સ્વરૂપ જ છે, જેથી આપની વ્યાપ્તિ અસ્ખલિત છે

ઘરરૂપ—આ મણિદ્વીપમા અમને આણ્યા અને અમને આવી ઉચ્ચ કોટીએ પહોચાડયા કે, જેથી હે ભવાનિ ! મહાપ્રભાવશાળી આપનુ દર્શન અમને થયુ (માટે ખરેખર, આપ અમારા પર અત્યત દયાળુ છો). હે માતા ! જાણવુ મુશ્કેલ એવુ આપનુ ચરિત્ર હુ, શકર કે બ્રહ્મા જો જાણતા નથી, તો બીજો કોણ જાણે ? હે મોટા પ્રભાવવાળા ! રચનાઓના સમૂહરૂપ આ આપના ચરિત્રમા કેટલા ભુવનો છે ? (એમ કોણ જાણે છે ?) હે દેવિ ! અમે જેમ આ ભુવનમા બીજા પ્રસિદ્ધ પ્રભાવશાળી વિષ્ણુને, શિવને તથા બ્રહ્માને જોયા, તેમ બીજા ભુવનોમા પણ શુ તેઓ નહિ હોય ? આપનો વિશાળ પ્રભાવ અમે શુ જાણીએ ? હે અબા ! આપના ચરણકમળમા પ્રણામ કરી હુ પ્રાર્થના કરુ છુ કે, આપનુ આ રૂપ અમારા ચિત્તમા સર્વ કાળ રહો, આપનુ નામ પણ કાયમ મુખમા રહી અને આપના ચરણકમળનુ દર્શન હમેશા થાઓ હે દેવિ-'આ મારો દાસ છે,' આમ મારા પર આપે કાયપ ભાવના રાખવી અને હુ પણ આપને 'આ મારા સ્વામિની છે,' એમ હમેશ મનથી માનુ છુ હે પૂજ્ય દેવિ ! માતા ને પુત્રની પેઠે આપણો આ સબધ કાયમ ચાલુ રહો હે જગદબ ! આખા ય ભુવનવિસ્તારને તમે સપૂર્ણ જાણો છો, (કારણ કે) તમે સર્વજ્ઞ પણાની પૂર્ણ સમાપ્તિની છેલ્લી ભૂમિ છો, તો પામર મારે આપને શુ જણાવવાનુ હોય ? હે ભવાનિ ! આપને જે ગમે તથા યોગ્ય લાગે તે આપ કરો હે અજન્મા દેવિ ! 'બ્રહ્મા સરજે છે, વિષ્ણુ પાળે છે અને ઉમાપતિ—શકર સહારે છે' આમ લોકમા પ્રસિદ્ધિ છે, તે શુ સત્ય છે ? (નથી જ) અમે આપની શકિતથી યુક્ત હોઈ આપની ઇચ્છાથી જ (તે તે કાર્યો) કરવા સમર્થ છીએ હે હિમાલયના પુત્રિ ! આ પૃથ્વી જગતને ધારણ કરતી નથી, પણ આપની આધારશકિત જ બધુ ધારણ કરે છે હે વરદાન આપનારા ! (પ્રથમ તો) નિર્ગુણ આત્મસ્વરૂપ આપ આ સમગ્ર વિશ્વને પ્રકાશમાન કરો છો અને (પછી) આપની કાતિથી યુક્ત થઈને જ સૂર્ય પણ આ બધુ પ્રકાશમાન કરે છે બ્રહ્મા, હુ અને મહેશ્વર પણ આપના પ્રભાવથી જ જન્મ પામેલા હોઈ તે નિત્ય નથી, તો ઇન્દ્ર વગેરે બીજા સર્વ કયા દેવો નિત્ય હોઈ શકે ? પુરાણપ્રકૃતિરૂપ આપ (સર્વને) ઉત્પન્ન કરનારા નિત્ય છો હે ભવાનિ ! (બ્રહ્માકાર મનોવૃત્તિ-રૂપ બ્રહ્મવિદ્યા આપીને) પુરાણપુરુષ (મારા) ઉપર આપે જો દયા કરી છે, તો જ આજે હુ આપની પાસે આવી (આપને) જાણી શકયો છુ, નહિ તો 'હુ વ્યાપક, અનાદિ, ચેષ્ટારહિત, ઈશ્વર અને સર્વજ્ઞ છુ,' આવી મૂઢ બુદ્ધિવાળો જ સદા રહેત વિદ્યાવાળા પુરુષોની વિદ્યા અને શકિતવાળાઓની શકિત આપ જ છો મનુષ્યલોકમા કીર્તિ, કાતિ, લક્ષ્મી અને નિર્મળ તુષ્ટિરૂપ સદા આપ જ છો અને મોક્ષ આપનાર વૈરાગ્ય પણ આપ જ છો વેદની પ્રથમ કલારૂપી ગાયત્રી આપ જ છો અને સગુણ ભગવતી આપ જ સ્વાહા, સ્વધા તથા (ૐકારમા રહેલી છેલ્લી) અર્ધમાત્રા છો આપે જ દેવોના પૂર્વ-જોને પણ નિરતર જિવાડવા (અર્થાત્ તેમના રક્ષણ માટે) શાસ્ત્રરૂપ વેદને રચ્યો છે જેમ મહાસાગરના તરગો વિસ્તાર પામ્યા હોય, તેમ આદિ—અત-રહિત અને નિર્દોષ પૂર્ણબ્રહ્મના જે અશો જે કારણથી જીવભાવને પામ્યા છે, તેઓના મોક્ષને માટે જ આપ (પોતાને કઈ પ્રયોજન ન હોવા છતા) સમગ્ર સસારને રચો છો જ્યારે જીવ(પોતામા ભાસતા કર્તૃત્વ આદિ) કૃત્યને આપનુ જ (કરેલુ) જાણે છે અને પોતાને તો વિવેકથી સગરહિત (ઉદાસીન જ સમજે છે,) તેમ જ આ સમગ્ર(કર્તૃત્વાદિ કૃત્ય)ને આપ જ સહારો છો (દૂર કરો છો), એમ જગજાહેર છે ત્યારે જ પ્રસિદ્ધ પ્રભાવવાળા આપ (એ જીવમા અસગ-પણુ વગેરે જ્ઞાન થતા) જેમ નટે રચેલુ નાટક આદરથી મિથ્યા કાર્યરૂપે કરાયા છતા (છેવટે) વિરામ પામે છે, તેમ (માયારૂપે આપ) વિરામ પામો છો (અર્થાત્ જીવમા આપે પોતે જ ઉપજાવેલા કર્તૃત્વ આદિ ધર્મોને આપ પોતે જ બાધ પાડો છો) હે અબિકે ! મોહમય આ સસારસમુદ્રથી મારુ નિત્ય રક્ષણ કર-નાર આપ જ છો, હુ આપને શરણે આવ્યો છુ રાગ વગેરેથી રચાયેલા આ જૂઠા સસારમા તેમ જ ઘણી પીડા આપનાર અને બહુ દુ ખકારક અતકાળે પણ આપ જ મારુ રક્ષણ કરજો. હે દેવિ ! આપને નમસ્કાર

હો, હે મહાવિદ્યા ! હુ આપના ચરણોને નમુ છુ, હે સર્વ પુરુષાર્થ આપનારા કલ્યાણમૂર્તિ ! આપ મને સર્વકાળ જ્ઞાનપ્રકાશ આપો ૧—૪૯

**नमो देवि महाविद्ये नमामि चरणौ तव ।**
**सदा ज्ञानप्रकाशं मे देहि सर्वार्थदे शिवे ॥ ४९ ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કંધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

# અધ્યાય ૫ મો

## શિવ તથા બ્રહ્માએ કરેલી દેવીની સ્તુતિ

ब्रह्मोवाच

**इत्युक्त्वा विरते विष्णौ देवदेवे जनार्दने ।**
**उवाच शंकरः शर्वः प्रणतः पुरतः स्थितः ॥ १ ॥**

બ્રહ્માએ કહ્યુ એમ કહી દેવોના દેવ જનાર્દન વિષ્ણુ (બોલતા) બંધ થયા ત્યારે પ્રણામ કરી આગળ ઊભેલા શંકરે કહ્યુ

શિવ બોલ્યા હે દેવિ ! જો વિષ્ણુ આપના પ્રભાવથી જન્મેલા છે અને તેમના પછી (જન્મેલા) બ્રહ્મા પણ આપ થકી જ ઉત્પન્ન થયા છે, તો શુભ ગુણરહિત અર્થાત્ તમોગુણવાળો હુ પણ શુ આપથી જ ઉત્પન્ન થયો છુ, એમા કાઈ પૂછવાનુ રહે છે ? (અર્થાત્ રજોગુણી તથા સત્ત્વગુણી પણ જો આપથી જ જન્મ્યા છે, તો દુષ્ટ તમોગુણવાળો હુ પણ આપથી જ જન્મ્યો હોઉં, એમા શંકા કઈ છે ?) કારણ કે હે શિવે ! આપ સર્વ લોકરચનામા ચતુર છો (તેથી અમારી ઉત્પત્તિ પણ આપે જ કરી, એમા આશ્ચર્ય નુ છે ?) હે જનનિ ! પૃથ્વી, જળ, પવન, આકાશ, અગ્નિ, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, બુદ્ધિ મન તથા અહંકાર પણ આપ જ છો છતા જેઓ આમ ઊલટુ કહે છે કે, સમગ્ર જગતને વિષ્ણુ શિવ તથા બ્રહ્માએ કર્યું છે, તેઓ કઈ સમજતા નથી, કેમ કે ખરી રીતે આપે રચેલા જ તે ત્રણે સ્થાવર—જંગમ સહિત જગતને સદા રચે છે હે અંબ ! (શબ્દાદિ) વિષયો તથા ગુણો સહિત પૃથ્વી, વાયુ, આકાશ, અગ્નિ, તથા જળ વગેરેથી જો જગત બનુ હોય તો હમણા આપના (ચેતનરૂપ) અંશ વિના તે કેમ સ્પષ્ટ થાય* ? હે અંબ ! બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ આકૃતિઓથી કલ્પાયેલુ આ સર્વ સ્થાવર—જંગમ સહિત વિશ્વ આપ છો અને પોતાની ઈચ્છા પ્રમાણે અનેક પ્રકારના વેશોથી વિલાસો કરવાના કુતૂહલ વડે આપ ક્રીડા કરો છો હે અંબિકે ! વિષ્ણુ અને બ્રહ્મા સમગ્ર લોક સૃષ્ટિ કરવાની ઈચ્છાવાળા થયા હતા, ત્યારે આપના ચરણકમળની રજ સ્વીકારીને (પ્રથમ) અમુક તેનો આકાર અમે કર્યો હતો હે અંબિકે ! આપ હમેશા દયાથી નરમ મનવાળા જો ન હો, તો તમોગુણી હુ કેવી રીતે રચાયો હોત, બ્રહ્મા રજોગુણમાથી જન્મેલા કેમ થાત અને વિષ્ણુ સત્ત્વગુણયુક્ત શરીરવાળા કેમ થાત ?* હે અંબિકે ! જો આપની બુદ્ધિ વિષમ નથી (એટલે કે આપના ભક્તો પર પક્ષપાતવાળી નથી) તો મંત્રી, રાજા, સેવકો વગેરે મનુષ્યોથી વ્યાપ્ત આ બહુ પ્રકારનુ જગત આપે કેમ રચ્યુ ? (અર્થાત્ પ્રાણીઓએ કરેલા કર્મને વશ થઈ આપની બુદ્ધિ પણ જો વિષમ છે તો ભક્તિરૂપ પ્રેમવાળા આપે દયા કરવી જોઈએ) આપના ત્રણ ગુણો જ સદા સૃષ્ટિ, પાલન તથા સંહાર કરવા સમર્થ છે અને તે ત્રણ ગુણોમાથી જ ત્રણે જગતનુ કારણ વિષ્ણુ, શિવ તથા બ્રહ્માને અનુક્રમે આપે સર્જ્યા છે હે ભવાનિ ! (જો આપના ગુણો જ સૃષ્ટિ આદિ કરનાર ન હોય તો) વિમાનની ગતિ દ્વારા રસ્તે જતા મેં, વિષ્ણુએ તથા બ્રહ્માએ જે નવા ભુવનો જોયા, તે કોણે બનાવ્યા છે, તે આપ કહો હે જગદંબિકે ! આપ પોતાના અંશ વડે જગતને સરજો છો, પાળો છો અને કેંલાકનો નાશ કરવા ઈચ્છો છો તેમ જ પોતાના પતિ પુરુષને સદા રમાડો છો હે મંગલમૂર્તે ! અમે આપની ગતિને ગતિને ખરેખર જાણતા નથી હે

* પૂર્વ અધ્યાયમા સ્તોત્રપણાને પામેલા વિષ્ણુએ શ્રીદેવીની સ્તુતિ કર્યા પછી આ અધ્યાયમા બ્રહ્મા તથા શિવે પણ સ્તુતિ કરી, એ કથા ઓનાકુપનાર શ્લોકોથી કહેવાશે.

* અર્થાત્ દૃશ્ય ભૂતસમુદાય કાર્યરૂપ છે અને જે કાર્ય હોય તે કર્તા વિના બને જ નહિ. તેથી કોઈ ચેતન કર્તા હોવો જ જોઈએ અને તે કર્તા બીજો કોઈ પણ નથી, પણ આપ જ છો.

* અર્થાત્ તે વેળા પ્રલય સમો સુષુપ્તિની મૂર્છાને પામેલ અમને તે તે ગુણરૂપ ઉપાધિવાળો જ્ઞાનયોગ દેહ કોણ આપત ? માટે દયાળુપણાથી આપે જેમ દેહ આપ્યો છે, તેમ હમણાં પણ દયા કરો.

જનનિ! સ્ત્રીભાવને પામેલા પણ અમને આપના ચરણકમળની સેવા સર્વકાળ આપ આપો, કારણ કે પુરુષપણુ પામીને પણ આપના ચરણકમળથી જો અમે છૂટા પડીએ, તો (આવુ) પ્રકટ સુખ ક્યા પામીએ? હે કલ્યાણમૂર્તિ માતા! આપનુ ચરણકમળ છોડી પુરુષદેહ પામીને ત્રિભુવનનુ સ્વામીપણુ મેળવી ભુવનોમા ખૂબ રહેવાની મને ઈચ્છા નથી+ હે સુદર દાતવાળા! સ્ત્રીપણુ પામી આપની પાસે મને જે આનદ છે, તે બીજે સ્થળે લેશમાત્ર પણ થતો નથી આપના ચરણના જો દર્શન ન થાય, તો પુરુષપણુ કયે સ્થળે અત્યત સુખ માટે થાય? હે અબિકે! સ્ત્રી પણ પામીને સસારનો નાશ કરનારા આપના ચરણ કમળની મે સેવા કરી, આ મારી નિર્મળ કીર્તિ નણે ભુવનમા સદા હયાત રહો આપની પાસે સેવા છોડીને આ પૃથ્વી પર નિષ્કટક રાજ્યને પણ કોણ ઇચ્છે? જો આપનુ ચરણકમળ સમીપ ન હોય તો આ એક ત્રુટિકાળ= પણ યુગરૂપ થઈ પડે હે જનનિ! જે નિર્મળ મુનિઓ આપના ચરણકમળનુ પૂજન છોડી તપ કરવામા આસકત થાય છે, તેઓ દૈવ વડે ઠગાયા જ છે અને તપરૂપ ઐશ્વર્ય હોવા છતા તેઓ મોક્ષને હારી ગયા છે હે અજન્મા દેવિ! આપના ચરણકમળની રજ સેવવાથી જેવી સસારસમુદ્રથી મુકિત થાય છે તેવી તપશ્ચર્યા, ઈન્દ્રિયનિગ્રહ, સમાધિ કે યજ્ઞો કરવાથી થતી નથી હે દેવિ! દયા કરો, જો દયા કરો તો નિર્મળ અદ્ભુત મત્ર આપ મને કહો પૂર્વે અતિ નિર્મળ અને સર્વોત્તમ આપનો નવાર્ણમત્ર જપતા હુ સુખી થયો હતો હે જનનિ! નવ અક્ષરવાળો તે મત્ર પૂર્વ જન્મમા મે (ગુરુ પાસેથી) મેળવ્યો હતો, પણ હમણા તે મને યાદ આવતો નથી, તો તે હમણા આપ મને કહો અને હે તારનાર! સસારસમુદ્રથી તમે મને તારો

બ્રહ્મા બોલ્યા અદ્ભુત તેજવાળા શિવે એમ કહેલા તે અબિકા દેવીએ તે સમયે નવાક્ષર મત્રનો અતિસ્પષ્ટ ઉચ્ચાર કર્યો એટલે તે મત્ર સ્વીકારી મહાદેવ પરમ હર્ષ પામ્યા ને દેવીના ચરણોને નમી ત્યા જ ઊભા રહ્યા કામના તથા મોક્ષને આપનારા તે બીજયુકત નવાક્ષર મત્રનો ઉત્તમ ઉચ્ચારપૂર્વક જપ કરતા શકર તે વેળા ત્યા ઊભા હતા ત્યારે લોકને સુખ કરનાર તે શકરને તેમ ઊભેલા જોઈ મે ભગવતીના ચરણ સમીપ ઊભા રહી તે મહામાયાને કહ્યુ 'હે જનનિ! વેદો આપને આમ (સર્વજ્ઞત્વ ધર્મયુકત) જાણવા સમર્થ નથી થયા એમ નથી, પણ સમર્થ થયા જ છે, કારણ કે સમગ્ર લોકના માતા અને પૂર્ણ સ્વરૂપ આપને (યજ્ઞાદિ ક્ષુદ્ર કર્મોમા) કહ્યુ નથી, (જો વેદોને આપના મહિમાનુ જ્ઞાન ન હોય, તો શુ એવુ સભવે? માટે જરૂર વેદો આપને જાણે જ છે) અને તેથી જ સમગ્ર યજ્ઞ સબધી હોમકર્મમા આપના એક અશરૂપ સ્વાહા દેવીનુ વિધાન કરેલુ છે, (આ ઉપરથી સાબિત થાય છે કે, વેદો આપને જાણે જ છે અને કોઈ ક્ષુદ્ર કર્મોમા વેદોએ આપને ક્યારે નથી લીધા) ત્યારે જ આપ ત્રિભુવનમા સર્વજ્ઞ તથા સર્વોત્કૃષ્ટ ગણાયા છો (પણ ઇન્દ્રાદિ ક્ષુદ્ર દેવગણોની પકિતમા આપ નથી ગણાયા) 'હુ કર્તા છુ, તેથી અતિ અદભુત આખુ બ્રહ્માડ રચ્યુ છુ, આ સ્થાવરજગમ ત્રિભુવનમા મારાથી બીજો ક્યો પુરુષ સમર્થ છે? હુ ધન્ય છુ એમા સશય નથી, કારણ કે સર્વ લોકોથી અધિક હુ બ્રહ્મા છુ' આવા ગર્વના દુરાગ્રહથી હુ વિશાળ ભવસમુદ્રમા ડૂબી ગયો હતો, પણ આજે આપની કૃપાથી આપના ચરણકમળની રજને સ્વીકારવાના ગર્વથી 'હુ ધન્ય છુ', આમ સત્ય કહેવા સમર્થ થયો છુ (આજે હુ ભાગ્યશાળી છુ એવો સાચો ગર્વ હુ કરી શકુ છુ,) તો હવે સમારના ભયનો નાશ કરવામા ચતુર અને મુકિત આપનાર આપ ઈશ્વરીને હુ પ્રાર્થના કરુ છુ કે, મોહે કરેલી મહાદુ ખદાયક (સસારરૂપ) બેડી છોડીને આપની ભકિતમા મને જોડાયેલો કરો હે મગલમૂર્તે! આપે પ્રકટ કરેલા આ વિશાળ કમળથી જ્યારે હુ ઉત્પન્ન થયો ત્યારે જ 'હુ આમાથી કઈ રીતે છૂટીશ?' આવી ચિતા મને થયા કરતી હતી, પરતુ હવે તો આપની આજ્ઞા કરનારો હુ આપનો દાસ જ છુ,એમ ચોક્કસ જાણી મોહને લીધે

+ અર્થાત્ આપના ચરણકમળની પાસે હું સ્ત્રીદેહને ઇચ્છું છું, પણ આપના ચરણકમળ છોડી પુરુષપણું કે ત્રણે જગતનું સ્વામીપણું ઇચ્છતો નથી.

= એક લવ જેટલો ઘણો થોડો કાળ.

સસારસમુદ્રમા ડૂબતા મારુ આપ રક્ષણ કરો જે મનુષ્યો આદ્ય ને પવિત્ર આપના ચરિત્રને જાણતા નથી, તેઓ મને પ્રભુ કહે છે અને જેઓ આપના પ્રભાવને સારી રીતે જાણતા નથી તે યાજ્ઞિકો જ સ્વર્ગની ઈચ્છાવાળા થઈ આ પૃથ્વી પર (યજ્ઞાદિ દ્વારા) બીજા દેવોને પૂજે છે હે આદિમાયા ! ચાર× પ્રકારની આદિ સૃષ્ટિ રચીને (સસારસર્જનરૂપ) વિહાર કરવા આપે મને બ્રહ્માપદે સ્થાપ્યો છે, છતા (અહમત્વથી) હુ તો એમ જ જાણુ છુ કે, (આવી સૃષ્ટિરચના) બીજો કોણ જાણે છે ? આ અહકારથી થયેલા મારા અપરાધ માટે આપ ક્ષમા કરો હે માતા ! અમુક કોઈક જ વખતે અમુક કોઈ બહાનાથી પણ ઉચ્ચારેલુ આપનુ નામ મોક્ષ આપનારુ થાય છે, આમ જેઓ જાણતા નથી, તે મૂઢ (યોગમાર્ગી) લોક આઠ પ્રકારના યોગમાર્ગમા તત્પર થઈ સમાધિમા ત્યા ત્યા પરિશ્રમ કર્યા કરે છે હે ભવાની ! આપના નામને છોડી, જે (સાખ્યો) તત્ત્વોની સખ્યા કરવારૂપ ઉચ્ચવિચારમા અને (તેથી પ્રાપ્ત થતા) સ્વાનમા મોહિત થયા છે, તેઓ સમાર સમુદ્રમા અત્યાત મૂઢ નુ નથી બન્યા ? (બન્યા જ છે), કારણ કે સસારથી મુક્તિ આપનારા તો આપ જ છો (આ રહસ્યને તેઓ ક્યા જાણે છે ?) હે અજન્મા દેવિ ! આદિકાળના જે લોકોએ પરમ તત્ત્વવિજ્ઞાન અનુભવ્યુ છે, તેઓ પણ હે અબ ! આપના માન અર્ધી પળ કરા જેટલા કાળ સુધી પણ આપના પવિત્ર ચરિત્રને તથા 'શિવા, અમ્બિકા, શક્તિ, ઈશા' એવા નામોને શુ છોડે છે ? (નહિ જ) ચાર પ્રકારે વિભાગ પામેલા સર્વ વિશ્વને કેવળ દૃષ્ટિથી જ તરત ઉત્પન્ન કરી દેવા શુ આપ સમર્થ નથી ? (છો જ), છતા આદિસૃષ્ટિ સમયે કેવળ વિનોદ માટે મને આમ બ્રહ્મા બનાવી (મારા દ્વારા) પોતાની ઈચ્છાનુસાર આ વિશ્વને આપ રચો છો સમુદ્રની વચ્ચે મધુ તથા કૈટભથી જેની આપે રક્ષા કરી છે, તે આ સૃષ્ટિના વિષ્ણુ શુ પાલક છે ? (નથી જ જે પોતાની રક્ષા કરવા સમર્થ નથી તે બીજાનુ શુ પાલન કરે ?) તેમ જ પ્રલયકાળે આ રુદ્રનો આપે શુ સહાર કર્યો ન હતો ? (જો તેનો સહાર ન કર્યો હોય તો) મારા ભમ્મરના મધ્ય પ્રદેશમાથી તે કેમ જન્મ્યા ? (જેનો વિનાશ ન હોય તે જન્મે કેમ ? આમ રુદ્ર ! સર્વને સહારનાર હોય એમ લાગતુ નથી કેમ કે જે સર્વને સહારનાર હોય, તેનો કોઈ સહાર કરી શકે નહિ, માટે આપ જ સૃષ્ટિ, સ્થિતિ ને સહાર કરનારા છો,) આપનો જન્મ ક્યાય જોયો નથી કે સાભળ્યો પણ નથી, ઉત્પત્તિ ક્યાથી થઈ છે, એમ આ લોકમા કોઈ પણ જાણતુ નથી, માટે હે ભવાનિ ! આપ આદ્યશક્તિ છો અને તેથી જ બધા વેદોએ આપને મુખ્ય જણાવ્યા છે હે અબ ! આપની સાથે જોડાઈને જ હુ સૃષ્ટિ કરવા સમર્થ છુ, આપની સાથે જોડાઈને જ વિષ્ણુ રક્ષણ કરવા સમર્થ છે અને આપની સાથે જોડાઈને જ રુદ્ર સહાર કરવા સમર્થ છે, પણ આપથી જુદા પડેલા એ બધા (કઈ પણ કરવા) સમર્થ નથી હુ, વિષ્ણુ ને શકર જેવા છીએ તેવા બીજાઓ શુ નથી જન્મ્યા ? હાલમા શુ જન્મતા નથી અને ભવિષ્યમા શુ નહિ જન્મે ? એવા તો ઘણા થયા છે, થાય છે અને થશે પણ ખરા, છતા થોડી બુદ્ધિવાળાઓને વિવાદનુ સ્થાન અને અતિ અદ્ભુત આપના આ વિનોદમા કોણ મોહ નથી પામતા ? (પામે જ છે) ને ઈશ્વર સદા અકર્તા, નિર્ગુણ, અસ્પષ્ટ નિષ્ક્રિય, નિરુપાધિ અને અખડ જ છે, તે આદિદેવ પણ આપે વિસ્તારેલા વિનોદને સારી રીતે જોયા કરે છે, એમ શાસ્ત્ર જાણનારાઓ કહે છે× પ્રમાણસિદ્ધ પદાર્થો જ્યારે સારી રીતે વિચારવામા આવે છે ત્યારે દૃશ્ય અને અદૃશ્ય એવા બે ભેદવાળા આ સસારમા આપથી પહેલા એક પર-પુરુષ અને બીજા આપ એમ બે પદાર્થો જ સિદ્ધ થાય છે, આ બે પદાર્થોથી જુદો ત્રીજો કોઈ પદાર્થ જ નથી (છતા વેદ તો આ કહે છે કે, **एकमेवाद्वितीयं ब्रह्म, नेह नानास्ति किञ्चन** । અદ્વિતીય બ્રહ્મ એક જ

× અંડજ, સ્વેદજ, જરાયુજ અને ઉદ્ભિજ્જ એમ ચાર પ્રકારની મુખ્ય સૃષ્ટિ છે તેમા જેઓ ઈંડામાથી જન્મે છે—તે પક્ષી વગેરે અંડજ કહેવાય છે, જેઓ પરસેવાથી ઉત્પન્ન થાય છે—તે જૂ વગેરે સ્વેદજ કહેવાય છે, જેઓ ઓરથી વીંટાયેલ ચાર—અન્ન વગેરે જન્મે છે તે જરાયુજ કહેવાય છે અને જેઓ પૃથ્વી ફાડીને ઊંચી નીકળે છે—તે વનસ્પતિ વગેરે ઉદ્ભિજ્જ કહેવાય છે

× અર્થાત્ આપ કેવાં ચમત્કાર કરનારાં છો કે જે ચમત્કારોને નિસ્પૃહ પરમેશ્વર પણ જોયા કરે છે.

છે, આ જગતમા જુદ જુદ કઈ છે જ નહિ ' આ) વેદવાક્યને કદી મિથ્યા ન માનવુ જોઈએ (જોકે વેદ એક જ વસ્તુ કહે છે, પણ અનુભવથી બે જણાય છે, તેથી) આ વિરોધની મે હૃદયમા અત્યત શકા કરી છે (કે અનુભવ સત્ય કે વેદવાક્ય સત્ય ?) વેદો તો આમ જ કહે છે કે, **एकमेवाद्वितीयं ब्रह्म ।** બ્રહ્મ એક જ અદ્વિતીય છે ' તો તે બ્રહ્મ શુ આપ જ છો કે એ પરપુરુષ છે ? આ મારો સદેહ આપ દૂર કરો મારુ ચિત્ત ખરેખર શકારહિત થતુ નથી અને દ્વૈત તથા અદ્વૈતના આ વિચારમા તે ક્ષુદ્ર મન ડૂબ્યુ જ રહે છે માટે મારા આ સદેહને સ્વમુખે જ દૂર કરવા આપ યોગ્ય છો આપના ચરણનો સમાગમ મને પુણ્યયોગથી મળ્યો છે આપ પુરુષ છો કે સ્ત્રી છો, તે મને વિસ્તારથી કહો, આપને પરમ શકિત તરીકે જાણી હુ સસારસમુદ્રથી મુક્ત થાઉ ? ૧—૪૬

**पुमानसि त्वं स्त्री वाऽसि वद विस्तरतो मम ।**
**ज्ञात्वाऽहं परमां शक्तिं मुक्तः स्यां भवसागरात् ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં તૃતીય સ્કધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

# અધ્યાય ૬ ઠ્ઠો*

## દેવીનો બ્રહ્માને ઉપદેશ

**ब्रह्मोवाच**

**इति पृष्टा मया देवी विनयावनतेन च ।**
**उवाच वचनं श्लक्ष्णमाद्या भगवती हि सा ॥ १ ॥**

બ્રહ્મા બોલ્યા વિનયથી નમેલા મે એમ પૂછ્યુ, ત્યારે આદ્યા ભગવતીદેવી આ સુદર વચન બોલ્યા

દેવી બોલ્યા ' મારુ અને આ પરપુરુષનુ સદા એકપણુ જ છે અમારો ભેદ કદી છે જ નહિ, જે તે છે તે જ હુ છુ અને હુ છુ તે જ તે છે, બુદ્ધિના ભ્રમથી જ ભેદ જણાય છે જે બુદ્ધિમાન પુરુષ અમારા બનેના સૂક્ષ્મ ભેદને જાણે છે, તે સસારમાથી છૂટી જઈ મુક્તિને પામે છે, એમા સશય નથી × સનાતન બ્રહ્મ એક જ અદ્વિતીય તથા નિત્ય છે, છતા સૃષ્ટિકાળે દ્વૈતવાદભાવને પામે છે જેમ દીવો એક જ હોય છે છતા ઉપાધિના સબધથી અનેક પ્રકારનો જણાય છે તેમ આત્મા એક જ છે, છતા માયા અને માયાના કાર્યરૂપ ઉપાધિના સબધથી દૃશ્ય તથા અદૃશ્યરૂપ દ્વૈતભાવને પામે છે, અથવા જેમ મુખ એક જ હોય છે છતા દર્પણરૂપ ઉપાધિના ભેદથી પ્રતિબિબરૂપે અનેક પ્રકારનુ જણાય છે, અથવા જેમ પુરુષની છાયા ઉપાધિના સબધથી અનેક પ્રકારની થાય છે, તેમ અમારુ બનેનુ પ્રતિબિમ્બ પણ માયાના કાર્યરૂપ અત કરણોરૂપ ઉપાધિઓનો સબધ થતા અનેક પ્રકારે થાય છે હે બ્રહ્મા ! ઉત્પત્તિકાળે સૃષ્ટિ માટે ભેદ થાય છે, એમ બે પ્રકાર ઉપજે છે, ત્યારે બધી રીતે દૃશ્ય તથા અદૃશ્યરૂપ ભેદ પણ થાય છે સૃષ્ટિના પ્રલય સમયે હુ, સ્ત્રી, પુરુષ કે નપુસક ન હતી, પણ (માયા વિશિષ્ટ બ્રહ્મરૂપ જ હતી) જ્યારે સૃષ્ટિ થાય છે, ત્યારે આ ભેદ (મે) પોતાની વૃત્તિરૂપ બુદ્ધિથી કલ્પેલો છે હુ બુદ્ધિ, લક્ષ્મી, ધૃતિ, કીર્તિ, તૃષ્ણા, ક્ષમા, કાતિ, શાતિ, તૃષા, નિદ્રા, આળસ, વૃદ્ધાવસ્થાનો અભાવ, વિદ્યા, અવિદ્યા, સ્પૃહા, વાછા, શકિત, અશક્તિ, ચરબી, મેદ, ત્વચા, દૃષ્ટિ, સત્ય તથા અસત્ય, વાણી અને પરા, પશ્યતી તથા મધ્યમા વાણી છુ અને (શરીરમા રહેલી) જુદી જુદી નાડીઓ પણ હુ છુ સસારમા હુ શુ નથી ? મારાથી રહિત શુ છે ? હે કમળમા જન્મેલા ! બધુ હુ જ છુ, એમ તમે નક્કી જાણો આ મારા નિશ્ચિત સ્વરૂપોથી રહિત શુ છે તે તમે મને કહો માટે હે બ્રહ્મા ! આ સૃષ્ટિમા હુ જ (બધે) વિસ્તાર પામેલી છુ હુ જ સર્વ દેવોમા જુદા જુદા નામો ધારણ કરનારી શકિતરૂપે થાઉ છુ અને પરાક્રમ કરુ છુ ગૌરી, બ્રાહ્મી, રૌદ્રી, વારાહી, વૈષ્ણવી, શિવા, વારુણી, કૌબેરી, નારસિંહી એન્દ્રી શકિત હુ છુ બધા કાર્યો થાય છે ત્યારે હુ તેઓમા પ્રવેશુ છુ અને તે પુરુષને નિમિત્તરૂપ કરી હુ જ સર્વ કાર્યો કરુ છુ જળમા શીતળતા, અગ્નિમા ઉષ્ણતા, સૂર્યમા તેજ અને ચદ્રમા ચાદની જે પ્રમાણે જોઈએ તે પ્રમાણે હુ જ મારી ઇચ્છાનુસાર થાઉ છુ હે બ્રહ્મા ! મે છોડેલો કોઈ પણ જીવ સસારમા ચેષ્ટા કરવા સમર્થ

---

* આ અધ્યાયમા તાત્પર્યવાળા શ્લોકોથી દેવીએ બ્રહ્માને કહેલ ઉપદેશ કહેવાશે.

× અર્થાત્ કાર્યરૂપે શકિત બ્રહ્મથી જુદી છે, પણ કારણરૂપે શકિત બ્રહ્મથી જુદી નથી એમ જે જાણે છે તે સસારથી મુક્ત થાય છે—વિદેહ કૈવલ્ય પામે છે

થતો નથી આ હુ તમને ખરુ કહુ છુ મે છોડેલા શકર દૈત્યોને મારવા સમર્થ થતા જ નથી અને (મે છોડેલા જ) અતિ દુર્બળ મનુષ્યને લોકો શકિતહીન કહે છે (મે છોડેલા) તુચ્છ માણસને સર્વે લોકો શકિતહીન કહે છે, પણ રુદ્રહીન કે વિષ્ણુહીન કહેતા નથી પડી ગયેલા, ઠોકર ખાધેલા, ભય પામેલા, શાત અને શત્રુને વશ થયેલા મનુષ્યને લોકો અશકત કહે છે, પણ રુદ્રહીન કોઈ કહેતુ નથી, માટે તે શકિતને જ તમે કારણ જાણો, જેમ તમે સૃષ્ટિ કરવા ઇચ્છો છો ત્યારે જો શકિતયુકત હશો તો જ બધુ કરી શકશો તે જ પ્રમાણે વિષ્ણુ શકર, ઇન્દ્ર, અગ્નિ, ચદ્ર, સૂર્ય, યમ, વિશ્વકર્મા, વરુણ તથા પવન શકિતયુકત હશે, તો જ પોતપોતાના કાર્ય કરી શકશે પૃથ્વી જો શકિત યુકત છે, તો જ સ્થિર રહી (બધુ) ધારણ કરવા સમર્થ છે, નહિ તો પરમાણુને પણ ધારણ કરવા સમર્થ ન હોત તેમ જ શેષનાગ, કાચબો અને બીજા બધા દિગ્ગજો પણ (શકિતરૂપ) ભાગથી યુકત છે, તો જ પોતાના કાર્યો સિદ્ધ કરવા સમર્થ છે હુ જો ઇચ્છુ, તો બધુ પાણી પી જાઉં, સૂર્યનો નાશ કરી નાખુ અને પવનને પણ થોભાવી દઉં, એમ જે ઇચ્છુ તે હમણા જ કરી શકુ હે કમળમા જન્મેલા! સર્વે તત્ત્વો જે ન હતા, તેઓની ઉત્પત્તિ થઈ છે, આવો સદેહ કદી ન કરવો, (કેમ કે ન હોય તે વસ્તુની ઉત્પત્તિ હોઈ શકે નહિ માટે સત્‌રૂપે હયાત જ તત્ત્વોની ઉત્પત્તિ થઈ છે, એમ સમજવુ) જેમ માટીના પિંડામા (પ્રથમથી જ હયાત એવા) ઘડાનો જે પ્રાગભાવ છે તે જ ઘડાને પ્રકટ સ્વરૂપ કરે છે અને ઠીકરીઓમા પ્રથમથી જ રહેલા ઘડાનો જે પ્રધ્વસાભાવ છે તે જ તેના સ્વરૂપને અદૃશ્ય કરે છે, (તે કારણરૂપે હયાત એવા તત્ત્વોનુ જે પ્રકટ સ્વરૂપે થવુ તથા અદૃશ્ય થવુ તે જ ઉત્પત્તિ તથા પ્રલય છે, બીજો કોઈ ઉત્પત્તિ કે પ્રલય નથી, એમ સત્કારણવાદમા નવીનપણાને હરકત આવતી નથી) આજે અહીં (ઘડારૂપ) પૃથ્વી નથી, તો તે ક્યા ગઈ? આવો વિચાર ચાલતા લોકો કહે છે કે, તેના પરમાણુ થઈ ગયા એમ સમજવુ (આ ઉપરથી સિદ્ધ થાય છે કે, પરમાણુરૂપે ઘડો હયાત જ છે, તેથી સત્કાર્યવાદ લોકસિદ્ધ જ સાબિત થાય છે)

અહકારની પહેલા રહેલુ જે મહત્તત્ત્વ છે, તે શાશ્વત, ક્ષણિક, શૂન્ય, નિત્ય, અનિત્ય અને સકર્તૃક (આવા પરસ્પર વિરુદ્ધ વિશેષણોથી અનિર્વચનીય) અથવા અમુક નિશ્ચય—સ્વરૂપે અવર્ણનીય છે, તેમ જ સાત ભેદો વડે તે વિવક્ષિત* છે હે બ્રહ્મા! આ મહત્તત્વને તમે સ્વીકારો, અહકાર તેનાથી ઉત્પન્ન થશે છે અને તેમાથી સર્વ ભૂતોને પૂર્વની પેઠે તમે રચો પ્રારબ્ધે ઉત્પન્ન કરેલા તમે (ત્રણે) જાઓ, તે પોતપોતાના સ્થાનો રચી ત્યા રહો અને પોતપોતાના કાર્યો કરો હે બ્રહ્મા! સુદર રૂપવાળી, સુદર હાસ્યવાળી અને રજોગુણથી યુકત આ મહાસરસ્વતી નામની શ્રેષ્ઠ શકિત તમે સ્વીકારો ધોળા વસ્ત્રો ધારણ કરતી, દિવ્ય શણગારોથી શણગારેલી અને સુદર આસને બિરાજેલી આને તમે ક્રીડા માટે સહચારિણી તરીકે સ્વીકારો આ સુદર સ્ત્રી હમેશ તમારી સહચારિણી થશે, આ મારી વિભૂતિને અતિ પૂજ્ય તથા પ્રિય માની તમે અવગણના કે તેનુ અપમાન ન કરશો તમે આની સાથે જલદી સત્યલોકમા જાઓ ને મહત્તત્ત્વમાથી ચાર પ્રકારનુ સર્વ જગત હવે ઉત્પન્ન કરો (આ મહત્તત્ત્વરૂપ બીજમા) તે તે જીવો તથા કર્મો સાથે લિંગશરીરો રહ્યા છે તેઓને જેમ પૂર્વકાળે તમે સરજ્યા હતા તેમ સરજો કાળ, કર્મ તથા સ્વભાવ નામના કારણો દ્વારા સમગ્ર સ્થાવર—જગમ સહિત જગતને પોતપોતાના સ્વભાવ તથા ગુણો સહિત પૂર્વની પેઠે તમે રચો તમારે વિષ્ણુને માનવા ને હમેશા પૂજવા કેમ કે તેમા સત્ત્વગુણ મુખ્ય હોવાથી, સર્વ કરતા તે સદા અધિક છે જ્યારે જ્યારે તમારુ કોઈ મુશ્કેલ કાર્ય હશે, ત્યારે ત્યારે વિષ્ણુ પૃથ્વી પર અવતાર લેશે પશુપક્ષીની યોનિમા કે બીજી કોઈ યોનિમા અવતરીને અથવા મનુષ્યદેહ ધારણ કરી વિષ્ણુ દાનવોનો નાશ કરશે, તેમ જ મહાબળવાન આ શકર પણ તમને સહાય કરનાર થશે, માટે સર્વ દેવોને ઉત્પન્ન કરી તમે જેમ સુખ થાય તેમ વિહાર કરો બ્રાહ્મણો, ક્ષત્રિયો ને વૈશ્યો દક્ષિણા સહિત અનેક જાતના યજ્ઞો કરી, વિધિપૂર્વક તમારુ બધાનુ સાવ

* અર્થાત્ સાખ્યની દૃષ્ટિએ મહત્તત્ત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગધ આવા સાત ભેદો કહેવા ઠીક છે

ધાન થઈને પૂજન કરશે હે દેવો ! બધા સપૂર્ણ યજ્ઞોમા મારા (સ્વાહા) નામના ઉચ્ચારથી હમેશા તૃપ્ત ને સતુષ્ટ રહેશો તમે આ શિવને પણ સપૂર્ણ માનજો ને બધા યજ્ઞ કાર્યોમા કાળજીથી પૂજજો, કારણ કે તે તમોગુણી છે દેવોને જ્યારે દૈત્યોથી ભય થશે, ત્યારે સુદર શરીરવાળી વારાહી, વૈષ્ણવી, ગૌરી, નારસિહી તથા સદાશિવા આ અને બીજી પણ મારી શકિતઓ ઉત્પન્ન થઈ એ (ભય) દૂર કરશે, માટે હે કમળમા જન્મેલા ! તમે તમારા કાર્ય કરો હે બ્રહ્મા ! બીજ અને ધ્યાન સહિત ('ऐं ह्रीं क्लीं चामुण्डायै विच्चे') આ નવાક્ષર મત્રનો કાયમ જપ કરતા તમે બધા કાર્યો કરજો હે મહાબુદ્ધિમાન ! આ મત્ર સર્વ મત્રોમા ઉત્તમ છે, એમ તમે જાણો, સર્વ કામનાઓરૂપ અને અર્થની સિદ્ધિ માટે તમારે હમેશ આ મત્રને હૃદયમા ધારણ કરવો ' એમ મને કહી પવિત્ર હાસ્યવાળા તે જગદબાએ વિષ્ણુને કહ્યુ, ' હે વિષ્ણુ ! તમે પણ જાઓ અને આ સુદર મહાલક્ષ્મીને સ્વીકારો ક્રીડા કરવા માટે મે તમને આપેલી શકિત દરેક પદાર્થો આપનારી અને કલ્યાણકારી હોઈ કાયમ તમારી છાતીરૂપ સ્થાનમા રહેશે, એમા સશય નથી તમારે આનુ અપમાન કરવુ નહિ, પણ હમેશ સન્માન કરવુ આ 'લક્ષ્મીનારાયણ' નામનો યોગ મે રચ્યો છે મે દેવોના કેવળ જીવન માટે જ યજ્ઞ કર્યા છે, માટે તમારે ત્રણેએ હમેશ વિરોધ કર્યા વિના સપથી વર્તવુ તમે, બ્રહ્મા અને શિવ—આ ત્રણે દેવો મારા ગુણોથી જન્મ્યા છો, તેથી દરેકને માન્ય તથા પૂજ્ય થશો, એમા સશય નથી જે મૂઢ ચિત્તવાળા મનુષ્યો તમારા ત્રણેમા ભેદભાવ કરશે, તેઓ એ ભેદભાવ કરવાના કારણે નરકે જશે એમા સશય નથી જે વિષ્ણુ છે તે સાક્ષાત્ શિવ જ છે અને જે શિવ છે તે જ વિષ્ણુ પોતે છે, આ બન્નેમા ભેદ કરનાર મનુષ્ય નરકમા જ જનારો થાય છે એ જ પ્રમાણે બ્રહ્માએ પણ જાણવા, તેમા વિચાર ન કરવો હે વિષ્ણુ ! બીજો ગુણભેદ છે તેને હુ કહુ છુ ! તમે સાભળો પરમાત્માનુ ચિતન કરવામા તમારો સત્ત્વગુણ મુખ્ય થાઓ ! અને બીજા રજોગુણ તથા તમોગુણ પણ ગૌણ તરીકે પ્રખ્યાત થાઓ (અર્થાત્ તમારામા સત્ત્વગુણ મુખ્ય રહેશે ને બીજા બે ગુણ ગૌણ તરીકે રહેશે ) જુદા જુદા ભેદોવાળા વિકારોમા તમે કાયમ રજોગુણથી યુકત થઈ આ લક્ષ્મી સાથે વિહાર કરો હે લક્ષ્મીના પતિ ! વાગ્બીજ (ऐं), કામબીજ (क्लीं) ને ત્રીજુ માયાબીજ (ह्रीं) આ મે આપેલો (ત્રણ અક્ષરોવાળો ભુવનેશ્વરીનો) મત્ર પરમાર્થ (મોક્ષને) આપનારો છે, તેને સ્વીકારી કાયમ તમે જપજો અને જેમ સુખ થાય તેમ વિહાર કરજો હે વિષ્ણુ ! (જગતની સૃષ્ટિ આદિરૂપ) મારી આ ક્રીડા જ્યા સુધી રહેશે, ત્યા સુધી તમને મૃત્યુનો કે કાળનો ભય નહિ રહે, એ બરાબર ચોક્કસ છે, પછી સ્થાવરજગમ સર્વ જગતનો હુ સહાર કરીશ, ત્યારે તમે પણ મારામા લીન થશો હે પુરુષોત્તમ ! કામનાઓ તથા મોક્ષ આપનાર આ (પૂર્વોક્ત ત્રણ અક્ષરવાળા ભુવનેશ્વરીના) મત્રને કલ્યાણ ઈચ્છતા પુરુષે પ્રથમ ૐકારથી યુકત કરવો અને પછી હમેશા તેનુ સ્મરણ કરવુ, તમારે વૈકુઠલોક કરાવી તેમા વાસ કરવો, અને સનાતની દેવી મારુ ચિતન કરતા ઈચ્છાનુસાર આનદ કરવો '

બ્રહ્મા બોલ્યા વિષ્ણુને એમ કહી ત્રણ ગુણોવાળાં તથા નિર્ગુણ તે પરા પ્રકૃતિએ શકરદેવને અમૃતરૂપ આ વચન કહ્યુ

દેવી બોલ્યા હે શકર ! તમે આ મનોહર મહાકાલિ—ગૌરીને સ્વીકારો અને કૈલાસ કરાવી જેમ સુખ થાય તેમ આનદ કરો તમારો તમોગુણ મુખ્ય થાઓ ને સત્ત્વગુણ તથા રજોગુણ ગૌણ થાઓ (જગતસૃષ્ટિરૂપ) ક્રીડા તથા અસુરોનો નાશ કરવા, તમારે રજોગુણ તથા તમોગુણ સ્વીકારવા અને હે નિર્દોષ મહાદેવ ! તપ તથા પરમાત્માનુ સ્મરણ કરવા તમારે શાત સત્ત્વગુણ હમેશ સ્વીકારવો આમ સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનારા તમે ત્રણે દેવો સપૂર્ણ ત્રણ ગુણોવાળા રહેશો આ સસારમા આ ત્રણ ગુણોથી રહિત વસ્તુ કોઈ સ્થળે નથી, સસારમા દરકોઈ જે દૃશ્ય વસ્તુ છે તે ત્રણ ગુણોવાળી જ છે લોકમા જે દૃશ્ય વસ્તુ છે તે કદી નિર્ગુણ થઈ નથી ને થશે પણ નહિ, નિર્ગુણ તો (એક) એ પરમાત્મા છે, તે કદી દૃશ્ય નથી હે શકર ! ઉત્તમ એવી હુ, સૃષ્ટિ આદિના સમયે સગુણ છુ ને સમાધિના સમયે નિર્ગુણ છુ વળી

હે શંભો! હુ સદા કારણરૂપ જ છુ કાર્યરૂપ કદી નથી કારણપણાને લીધે હુ સગુણ છુ અને પુરુષ પરમાત્માની પાસે (તેમનાથી અભિન્ન સ્વરૂપે ત્રણે ગુણોની સામ્યાવસ્થામા) નિર્ગુણ છુ મહત્તત્ત્વ, અહકાર તથા શબ્દાદિ ગુણો જ કાર્ય—કારણરૂપે પ્રથમ પરિણામ પામ્યા કરે છે અહકાર બે પ્રકારનો છે એક પરાહતારૂપ છે અને બીજો મહત્તત્ત્વથી ઉત્પન્ન થયો છે તેમા 'अहं ब्रह्मास्मि'। એ વૃત્તિરૂપ જે (પરાહતારૂપ) અહકાર છે, તે સત્ વસ્તુથી ઉત્પન્ન થયેલો છે, તેથી કલ્યાણમૂર્તિ હુ તે અહકારનુ કારણ છુ મારા કાર્યરૂપ તે અહકાર ત્રિગુણાત્મારૂપે પ્રતિષ્ઠા પામ્યો છે—ત્રણ ગુણમય છે એ અહકારથી મહત્તત્ત્વ ઉત્પન્ન થયુ તે સમષ્ટિ બુદ્ધિ કહેવાય છે આમ મહત્તત્ત્વ કાર્ય છે ને (તે પરાહતારૂપ) અહકાર કારણ છે શબ્દાદિ તન્માત્રાઓ, હમેશા (મહત્તત્ત્વમાથી થયેલા બીજા) અહકારથી જ ઉત્પન્ન થયા છે તે તન્માત્રાઓ પાચ મહાભૂતોનુ કારણ છે જ્યારે સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે, ત્યારે (પાચ ભૂતોના સાત્ત્વિક અશોમાથી) પાચ જ્ઞાનેન્દ્રિયો અને (પાચ ભૂતોનો રાજસ અશોમાથી) પાચે કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે (મન તો પાચ ભૂતોના એકઠા મળેલા સાત્ત્વિક અશોથી જ થાય છે તથા પ્રાણ રાજસ અશોમાથી થાય છે) તેમા પાચ કર્મેન્દ્રિયો, પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ મહાભૂતો ને સોળમુ મન—એ કાર્ય તથા કારણરૂપ સમુદાય સોળની સખ્યાવાળો થાય છે (જે વિકાર કહેવાય છે) આદ્ય પુરુષ પરમાત્મા તો કાર્ય નથી ને કારણ પણ નથી (માત્ર વિવર્ત જ કારણ છે) એમ હે શકર! આદિ સૃષ્ટિ વેળા સર્વની ઉત્પત્તિ (મારાથી જ) થાય છે તે સમયે સૃષ્ટિની જે ઉત્પત્તિ થાય છે, (એ રીતે) ટૂકમા મે તમને કહી. હવે હે ઉત્તમ દેવો! તમે મારુ કાર્ય કરવા વિમાનમા બેસીને જાઓ તમારા પર સકટ આવે, ત્યારે સ્મરણ કરતા જ હુ તમને દર્શન દઈશ, માટે હે દેવો! મારુ તથા સનાતન પરમાત્માનુ તમારે હમેશા સ્મરણ કરવુ (અર્થાત્ માયાવિશિષ્ટ બ્રહ્મનુ જ સદા સ્મરણ કરવુ, કેવળ બ્રહ્મ કે કેવળ માયાનુ નહિ, કેમ કે શકિત તથા શકિતમાનનો કાયમી અભેદ જ હોય છે) મારુ બન્નેનુ જ સ્મરણ કરવાથી અવશ્ય કાર્યસિદ્ધિ થાય છે

બ્રહ્મા બોલ્યા એમ કહી બરાબર સત્કારી કરેલા અમને શકિતઓ આપીને તેમણે વિદાય કર્યા પછી વિષ્ણુને મહાલક્ષ્મી, શિવને મહાકાળી તથા મને મહાસરસ્વતી આપી ત્યાથી વિદાય કરાયેલા અને બીજા સ્થળે આવી પુરુષ થયા પછી તે સ્વરૂપનો તથા પરમ અદ્ભુત પ્રભાવનો વિચાર કરતા અમે ત્રણે તે વિમાન પાસે આવી તેમા જેવા બેઠા કે તે જ સમયે ત્યા એ દ્વીપ અમે ન જોયો, એ દેવીને ન જોયા, અમૃતનો સમુદ્ર ન જોયો, કે વિમાન પણ ન જોયુ, આ કઈ પણ વિપરીત કે ખોટી વાત નથી તે વિશાળ વિમાનમા આવ્યા પછી અમે મહાસાગરમા જ્યા પેલા દુર્જય મધુકૈટભ નામના દૈત્યોને વિષ્ણુએ માર્યા હતા, ત્યા આવી પહોચ્યા ૧—૮૫

**आसाद्य तस्मिन् वितते विमाने प्राप्तावयौ पङ्कजसन्निधौ च। महार्णवे यत्र हतौ दुरत्ययौ मुरारिणा तौ मधुकैटभाख्यौ ॥ ८५ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭ મો+

## અધિદેવ સહિત તત્ત્વોનુ સ્વરૂપ

ब्रह्मोवाच

**एवंप्रभावा सा देवी मया दृष्टाऽथ विष्णुना।**
**शिवेनापि महाभागा तास्ता देव्य पृथक् पृथक् ॥१॥**

બ્રહ્મા બોલ્યા હે મહાભાગ! એવા પ્રભાવવાળા તે દેવીને તથા જુદી જુદી તે તે દેવાઓને મે, વિષ્ણુએ તથા શકરે જોયા હતા

વ્યાસે કહ્યુ પિતાનુ વાક્ય સાભળી મુનિશ્રેષ્ઠ નારદે ખૂબ પ્રસન્ન થઈ બ્રહ્માને આ વચન પૂછ્યુ

નારદે પૂછ્યુ હે પિતામહ! જે આદ્ય પુરુષ અવિનાશી, નિર્ગુણ, અખડ તથા અવિકારી છે, તેમને તમે જોયા છે કે અનુભવ્યા છે. તે તમે કહો હે પિતા! તમે ત્રણ ગુણોવાળા શકિતને જોયા, તો તે નિર્ગુણ શકિત કેવા છે? હે કમળમા જન્મેલા! તેમનુ તથા

+ આ અધ્યાયમા બાવન શ્લોકોથી ગુણોના ભેદાની સાથે અધિદેવ સહિત તત્ત્વોનુ સ્વરૂપ કહેવાયુ છે.

પુરુષનુ સ્વરૂપ તમે કહો જેમના દર્શન માટે મે શ્વેતદ્વીપમા મોટુ તપ કર્યું હતુ, તે સમયે ક્રોધરહિત અને સિદ્ધ મહાત્મા તપસ્વીઓને મે જોયા હતા, પણ એ પરમાત્મા પ્રત્યક્ષ થયા ન હતા, એટલે હે પ્રજા પતિ! ત્યા મે વાગ્વાર તીવ્ર તપ કર્યું હતુ હે તાત! આપે સુદર સગુણ શકિતને જોયા, પણ નિર્ગુણ શકિત અને નિર્ગુણ પુરુષ કેવા છે, તે મને કહો

વ્યાસે કહ્યુ એમ નારદે પિતા પ્રજાપતિને પૂછ્યુ, ત્યારે તે પિતામહ હાસ્યપૂર્વક સત્ય વચન બોલ્યા

બ્રહ્મા બોલ્યા હે મુનિ! નિર્ગુણનુ રૂપ પ્રત્યક્ષ દેખાતુ નથી અને જે પ્રત્યક્ષ દેખાતુ હોય તે નાશવત હોય છે, માટે જે રૂપરહિત છે, તે દેખાય કેમ? નિર્ગુણ શકિત ને નિર્ગુણ પુરુષ જાણવા મુશ્કેલ છે, તે તો કેવળ મુનિઓને જ્ઞાનથી જણાય છે અને વારવાર ભાવના કરવા યોગ્ય છે પ્રકૃતિ તથા પુરુષને તમે આદિ—અતરહિત જાણો, તેઓ બને વિશ્વાસથી પામવા યોગ્ય છે અવિશ્વાસથી કોઈ પણ કાળે તે પમાતા નથી હે નારદ! સર્વ ભૂતોમા તથા જુદા જુદા જીવોમા જે ચૈતન્ય છે, જ્યોતિરૂપે જે બધે રહે છે તથા નિત્ય છે એને તમે પરમાત્મા જાણો હે મહા ભાગ! તે પરમાત્માને તથા તે શકિતને તમે વ્યાપક તથા સર્વમા રહેલા જાણો, તે બનેથી રહિત કોઈ વસ્તુ સસારમા નથી સદા અવિનાશી, એકરૂપ, ચિદાત્મા, નિર્ગુણ તથા નિર્મળ તે બનેને દેહમા મિશ્ર રહેલા ચિતવવા જોઈએ (અર્થાત્ તેઓ બને જુદા જુદા ઉપાસવા યોગ્ય નથી, પણ મિશ્ર જ ઉપાસાય છે) હે નારદ! જે શકિત છે તે પરમાત્મા છે અને જે પરમાત્મા છે તે પરમ શકિત છે, તે બનેમા સૂક્ષ્મ ભેદ પણ કોઈ જાણતુ નથી હે નારદ! સર્વ શાસ્ત્રો તથા અગ સહિત વેદો ભણીને પણ વૈરાગ્ય વિના તે બનેના સૂક્ષ્મ ભેદ કોઈ જાણતુ નથી અર્થાત્ સપૂર્ણ વૈરાગ્યવાળો પુરુષ જ તેઓ બનેના સ્વરૂપભેદને બરાબર સમજી શકે છે, પણ તેવો વૈરાગ ખરેખર દુર્લભ છે, કારણ કે હે પુત્ર! સ્થાવર—જગમ સર્વ જગત અહ કારથી બન્યુ છે, તેથી સે કડો કલ્પોએ પણ તે અહ કારથી રહિત કેમ થાય? હે મહાબુદ્ધિમાન પુત્ર! પોતે સગુણ પુરુષ નિર્ગુણન ચક્ષુ વડે કેમ જોઈ શકે? માટે (હાલ યોગ્યતા નહિ હોવાથી અધિકાર થાય ત્યા સુધી) ચિત્ત વડે તમે સગુણની ઉપાસના કરો જેમ પિત્ત વડે ઢકાયેલી જીભ (હરકોઈ) રસને કડવો જાણે છે, પણ સાચા રસને જાણતી નથી, અને તે જ પ્રમાણે પિત્ત વડે ઢકાયેલી આખ (હરકોઈ) રૂપને પીળુ દેખે છે, પણ સાચુ રૂપ દેખતી નથી તેમ ગુણો વડે ઢકાયેલુ ચિત્ત નિર્ગુણને કેવી રીતે જાણે? ચિત્ત અહકારથી જન્મ્યુ છે, તે અહકારરહિત કેમ થાય? જ્યા સુધી ગુણોનો નાશ ન થાય ત્યા સુધી નિર્ગુણ પરમાત્માના તથા નિર્ગુણ દેવીના દર્શન ક્યાથી થાય? જ્યારે ચિત્ત અહકારરહિત થાય છે ત્યારે તેમને જોઈ શકાય છે

નારદે પૂછ્યુ 'હે દેવ! ત્રણે ગુણોનુ સ્વરૂપ તમે વિસ્તારથી કહો, કારણ કે હે દેવેશ્વર! અહકાર એ ગુણોરૂપ છે અને તેથી જ તે સાત્ત્વિક, રાજસ ને તામસ એવા ત્રણ સ્વરૂપવાળો થયો છે માટે હે પુરુષોત્તમ! તેઓના સ્વરૂપોને જુદા જુદા ભેદથી તમે કહો હે પ્રભો! જે જાણી હુ મુકત થાઉં, તે જ્ઞાન તથા વિભાગપૂર્વક ગુણોના લક્ષણો તમે વિસ્તારથી મને કહો

બ્રહ્માએ કહ્યુ હે નિર્દોષ! ત્રણ અહકારોની ત્રણ શકિતઓ હુ તમને કહુ છુ એક તો જ્ઞાનશકિત, બીજી ક્રિયાશકિત ને ત્રીજી અર્થશકિત છે તેમા જ્ઞાનશકિત સાત્ત્વિક અહકારની, ક્રિયાશકિત રાજસ અહકારની અને દ્રવ્યશકિત (અર્થશકિત) તામસ અહકારની બની છે આ ત્રણ શકિતઓ તમને કહી હે નારદ! હવે તેઓના કાર્યો હુ બરાબર કહુ છુ, તમે સાભળો તામસ અહકારની દ્રવ્યશકિતથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગધ ઉત્પન્ન થાય છે, જેઓને તન્માત્રા કહે છે, તેમા આકાશ શબ્દરૂપ એક ગુણવાળુ, વાયુ સ્પર્શગુણવાળો, અગ્નિ રૂપગુણવાળો, જળ રસગુણ વાળુ અને પૃથ્વીને ગધગુણવાળી જાણવી હે નારદ! (આ શબ્દાદિ પાચ) સૂક્ષ્મ ભૂતો છે (અને આકા શાદિ પાચ મહાભૂતો છે) દ્રવ્યશકિતથી યુકત આ દશે મળી તામસ અહકારથી જન્મેલી અને તેના અનુસરણવાળી સૃષ્ટિ કહેવાય છે

હવે રાજસ અહકારની ક્રિયાશકિતથી થયેલા

તત્ત્વો તમે મારી પાસેથી સાભળો. શ્રોત્ર, ત્વચા, રસના, ચક્ષુ અને પાચમુ ઘ્રાણ આ જ્ઞાનેન્દ્રિયો તેમ જ વાણી, હાથ, પગ, ગુદા, તથા લિંગ—આ પાચ કર્મેન્દ્રિયો અને પ્રાણ, અપાન, વ્યાન, સમાન તથા ઉદાન—આ પાચ વાયુઓ મળી પદર રાજસી સૃષ્ટિ કહેવાય છે. આ સૃષ્ટિ ક્રિયાશક્તિમય છે, તેથી સાધન (અથવા કરણ) કહેવાય છે અને આ સર્વનુ (વિવર્ત) ઉપાદાનકારણ ચૈતન્યનુ અનુસરણ એટલે બ્રહ્મ જ કહેવાય છે.

હવે સાત્ત્વિક અહકારથી થયેલા અને જ્ઞાનશક્તિથી યુક્ત દિશા, વાયુ, સૂર્ય, વરુણ ને બે અશ્વિનીકુમારો-એ પાચ, પાંચ જ્ઞાનેન્દ્રિયોના અધિષ્ઠાયક અથવા અધિપતિ દેવો છે અને (અગ્નિ, ઇન્દ્ર, ઉપેન્દ્ર, મિત્ર તથા પ્રજાપતિ—એ પાચ કર્મેન્દ્રિયોના અધિપતિઓ છે) ચદ્ર, બ્રહ્મા, રુદ્ર તથા ચોથો ક્ષેત્રજ્ઞ—આ ચાર, (જેની અત કરણ*સજ્ઞા છે, તે) બુદ્ધિ આદિના અધિપતિ દેવો છે. આમ મન સહિત પાચ જ્ઞાનેન્દ્રિય, પાચ કર્મેન્દ્રિય ને પાચ પ્રાણ—આ પંદર સાત્ત્વિક અહકારની સૃષ્ટિ છે, માટે તે સાત્ત્વિક સર્ગ કહેવાય છે. સ્થૂલ તથા સૂક્ષ્મ આદિ ભેદથી પરમાત્માનાં બે રૂપો છે. જ્ઞાનરૂપ તે નિરાકાર છે અને તેને જગતનુ 'વિવર્તોપાદાન કારણ' કહે છે (આ રૂપ તો ઉત્તમ અધિકારીને જ કેવળ જ્ઞાનથી જણાય છે, માટે) સાધકને તો સ્થૂળરૂપ જ ધ્યાન આદિમા (ઉપયોગી) કહેલુ છે પુરુષ—પરમાત્માનુ (લિંગદેહની અપેક્ષાએ) જે આ સૂક્ષ્મ શરીર (બહિર્મુખ માયાકાર સ્વરૂપ) છે; તે જ અંતર્મુખ (માયાકારની અપેક્ષાએ તો સ્થૂળ) કહ્યુ છે (તેથી તે ઉપાસવા યોગ્ય છે). મારુ બ્રહ્માનુ જે શરીર છે, તે જ સૂત્રશરીર કહેવાય છે, (જે પરમાત્માનુ સ્થૂળ શરીર કહેવાય છે, અર્થાત્ તે સૂત્રશરીરયુક્ત પરમાત્મા પણ ઉપાસવા યોગ્ય છે.) હવે પરબ્રહ્મ પરમાત્માનુ અત્યત સ્થૂળ—વિરાટ શરીર હુ કહુ છુ. હે નારદ ! તેને તમે સાભળો; જે સાભળી (સનાગ્વી) મુક્ત થવાય છે.

* વૃત્તિના ભેદે કરી અંતઃકરણ ચાર પ્રકારનું થાય છે જેમ કે બુદ્ધિ, મન, અહંકાર અને ચિત્ત. આના અધિપતિ દેવો અનુક્રમે બ્રહ્મા, ચંદ્ર, રુદ્ર તથા ક્ષેત્રજ્ઞ છે

પ્રથમ જે તન્માત્રાઓ અથવા સૂક્ષ્મ ભૂતો કહ્યા, તેઓનું જ પચીકરણ કરી પાચ મહાભૂતોની ઉત્પત્તિ થાય છે પચીકરણનો આ ભેદ હુ કહુ છુ, તે મારી પાસેથી તમે સાભળો. પ્રથમ રસતન્માત્રાને મતમાં લઈ તેના બે ભાગ કલ્પવા. પછી તે સ્થૂલ જળરૂપ થાય તેવી કલ્પના કરવી. (હવે કઈ કલ્પનાથી તેમ થાય છે, તે જુઓ. જેમ રસતન્માત્રાના બે ભાગ કર્યા તેમ) બાકી રહેલી ચારે તન્માત્રાઓના બે બે ભાગો કરી તેઓના એક એક અર્ધભાગને જુદા જુદા બાજુ પર રહેવા દેવા ને બીજા અર્ધ ભાગોમાથી એક એક ભાગના ચાર ચાર ભાગો કરી તેમાના એક એક ભાગને પ્રથમ જુદા જ રહેવા દીધેલા પોતાના સિવાયના એક એક અર્ધભાગમા મેળવી દેવા. જેમ રસતન્માત્રાના એક અર્ધભાગરૂપ જળમાં, તે રસતન્માત્રા સિવાયની તન્માત્રાઓના એક એક અર્ધભાગનો એક અષ્ટમાશ મેળવવાથી રસમય સ્થૂળ જળ તૈયાર થાય છે, તે જ પ્રમાણે બીજાં એક એક સૂક્ષ્મ ભૂતના અર્ધ વિભાગમા બીજાં ચારચાર સૂક્ષ્મ ભૂતોના એક એક અષ્ટમાશ મેળવવાથી પંચીકરણ કરાયેલાં, એક એક જુદા મહાભૂતો તૈયાર થાય છે; તેમાં (એટલે તે પચીકૃત પચભૂતાત્મક સમષ્ટિ શરીરમાં તેના અધિષ્ઠાન અથવા મૂળ આશ્રય તરીકે) ચૈતન્ય પ્રકાશિત થાય છે અને તે ચૈતન્યના પ્રવેશથી તે વેળા 'હું છુ' એવો સશય થાય છે, અર્થાત્ હુ એવુ મનોવૃત્તિરૂપ તાદાત્મ્યાભિમાન જન્મે છે એમ તે જ વિશેષ (સમષ્ટિસ્થૂલદેહના) અભિમાનથી એ ચૈતન્ય (પ્રકટ) જણાય છે, ત્યારે (તે જ સ્થૂળદેહના અભિમાનવાળું ચૈતન્ય વૈશ્વાનર) આદિનારાયણ દેવ, ભગવાન એવાં નામોથી કહેવાય છે એ રીતે સૂક્ષ્મ ભૂતોનો એક એક અર્ધવિભાગ (પોતાના સિવાયના બીજા સૂક્ષ્મ ભૂતોના એક એક અષ્ટમાશના મિશ્રણથી પચીકૃત થઈ) દૃઢ થાય છે, ને (આકાશાદિરૂપે સ્પષ્ટતાને પામે છે, ત્યારે) ગુણો વડે વૃદ્ધિ પામી એક ગુણની વૃદ્ધિથી યુક્ત એવા એક એક મહાભૂત થાય છે. જેમ કે આકાશના એક જ શબ્દ ગુણ જે, બીજો નથી; વાયુના શબ્દ ને સ્પર્શ બે ગુણો કહ્યા છે; અગ્નિના શબ્દ, સ્પર્શ ને રૂપ એ ત્રણ ગુણો છે; જળના શબ્દ,

સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણો છે અને પૃથ્વીના સ્પર્શ, શબ્દ, રસ, રૂપ તે ગંધ એ પાંચ ગુણો છે આમ મળેલા સૂક્ષ્મ ભૂતોના અંશોના સબંધથી (પંચીકૃત મહાભૂતોરૂપ) બ્રહ્માંડની ઉત્પત્તિ કહેવાય છે આમ સર્વ જીવો મળી, સર્વ જીવોની અવિદ્યાઓ વડે જ બ્રહ્માંડરૂપ અંશની ઉત્પત્તિ થઈ છે અને જીવોની જાતિઓ ચોરાશી લાખ કહી છે ૧–૫૨

**सर्वे जीवा मिलित्वैव ब्रह्माण्डांशसमुद्भवः ।**
**चतुरशीतिलक्षाश्च प्रोक्ता वै जीवजातयः ॥५२॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં તૃતીય સ્કંધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો×

## ગુણોનાં સ્વરૂપ

ब्रह्मोवाच

**सर्गोऽयं कथितस्तात यत्पृष्टोऽहं त्वयाऽधुना ।**
***गुणानां रूपसंस्थां वै शृणुष्वैकाग्रमानसः ॥१॥***

બ્રહ્મા બોલ્યા હે તાત ! તમે મને જે પૂછી હતી, તે આ સૃષ્ટિ મેં તમને કહી, હવે ગુણોના રૂપની સ્થિતિ તમે એકાગ્રચિત્તે સાંભળો (સત્ત્વગુણથી બધે સુખ થાય છે અને) સુખથી પ્રીતિ ઊપજે છે, માટે સત્ત્વગુણને પ્રીતિરૂપ જાણવો સરળતા, સત્ય, પવિત્રતા, શ્રદ્ધા, ક્ષમા, ધૈર્ય, દયા, લજ્જા, શાંતિ તથા સંતોષ આ (સત્ત્વગુણના કાર્યરૂપ લક્ષણો) ઉપરથી સત્ત્વગુણનો ચોક્કસ નિશ્ચય થાય છે (આ લક્ષણોથી જાણી શકાય છે કે, મારામાં નિશ્ચળ સત્ત્વગુણ ઊપજ્યો છે) વળી સત્ત્વગુણ ધોળા રંગનો, ધર્મમાં સદા પ્રીતિ કરનાર, ઉત્તમ શ્રદ્ધા ઉપજાવનાર તથા દુષ્ટ શ્રદ્ધાને અટકાવનાર છે તત્ત્વદ્રષ્ટા મુનિઓએ સાત્ત્વિકી, રાજસી ને તામસી એમ ત્રણ પ્રકારની શ્રદ્ધા કહી છે રજોગુણને લાલ રંગનો, પ્રીતિ કરનાર તથા અદ્ભુત કહ્યો છે, (રજોગુણ દુઃખરૂપ છે અને) દુઃખનો યોગ થવાથી કાયમ અપ્રીતિ થાય છે પુષ્કળ દ્વેષ, દ્રોહ, અદેખાઈ, અક્કડપણું, ઉત્કંઠા, નિદ્રા, રજોગુણી, શ્રદ્ધા, માન, અજિતેંદ્રિયપણું ને ગર્વ—આ રજોગુણથી ઊપજે છે, માટે આ લક્ષણો ઉપરથી ચતુર પુરુષોએ રજોગુણનો નિશ્ચય કરી લેવો તમોગુણને કાળા રંગનો કહ્યો છે, તે મોહ ઉપજાવનાર તથા ખેદ કરનાર છે આળસ, અજ્ઞાન, નિદ્રા, દીનતા, ભય, વિવાદ, કંજૂસાઈ, કપટીપણું, રોષ, ભેદભાવ અત્યંત નાસ્તિકતા અને પારકા દોષો જોવા—આ લક્ષણો ઉપરથી વિદ્વાનોએ તામસી શ્રદ્ધાથી યુક્ત અને બીજાઓને સંતાપ ઉપજાવનાર તમોગુણનો બરાબર નિશ્ચય કરવો કલ્યાણ ઈચ્છતા મનુષ્યે સત્ત્વગુણને પ્રકાશમાં લાવવો રજોગુણને દબાવી દેવો ને તમોગુણનો અત્યંત નાશ કરવો આ ગુણો એકબીજાને દબાવી પરસ્પર વિરોધ કરે છે (એવો એમનો સ્વભાવ છે માટે સત્ત્વગુણને પ્રથમ સ્થિર કરી તે દ્વારા બીજા બેને દબાવી દેવા) છતાં એ બધા એકબીજાના આશ્રયવાળા છે, તેથી એક એકના આશ્રય વિના રહી શકતા નથી કેવળ સત્ત્વગુણ, રજોગુણ કે તમોગુણ કોઈ પણ સ્થળે રહી શકતા નથી, પણ એકબીજા સાથે મળીને સદા રહે છે, માટે બધાને એકબીજાના આશ્રયવાળા કહ્યા છે હે નારદ ! તેઓ પરસ્પર જોડાયલા જ રહે છે, એ સંબંધે હું વિસ્તારથી કહું છું, તમે સાંભળો, જે જાણી જીવ સંસારબંધનથી છૂટી જાય છે મેં આવું જે આ વચન કહ્યું, તે જાણી તેમાં સંદેહ કરશો નહિ હે મહાબુદ્ધિમાન ! સાંભળવાથી તથા જોવાથી જો તરત જ ફળ થાય, તો જ જે જાણ્યું હોય તે જાણેલું તથા અનુભવેલું ગણાય છે, પણ સંસ્કારથી થતા સ્મરણથી જે જાણ્યું હોય (તેમાં તત્કાળ તે પદાર્થનો અનુભવ ન હોય, તેથી ફળ પણ ન હોય, માટે) તે સારી રીતે જાણેલું થઈ શકતું નથી, અર્થાત્ જે કામમાં ફળ દેખાય નહિ તે કામ કર્યું હોય તોપણ ન કરેલું જ છે રાજસી તથા તામસી કામ એવા જ હોય છે જેમ કોઈ મનુષ્યે પવિત્ર તીર્થ સાંભળ્યું હોય, એટલે તેને રાજસી શ્રદ્ધા થાય છે, તેથી તે તીર્થ તરફ જવા તે નીકળે છે, ત્યાં જઈ જેવું પોતે સાંભળ્યું હોય તેવું દેખે છે, ત્યાં સ્નાન તથા કરવાનું કૃત્ય કરી રાજસ દાન પણ કરે છે અને રજોગુણથી ઘેરાઈ કેટલોક કાળ ત્યાં રહે છે પણ ખરો, છતાં રાગદ્વેષથી રહિત થયા વિના કામ—ક્રોધથી વીંટાયેલો જ કરી ઘેર આવી પૂર્વની પેઠે જેવો હતો

× આ અધ્યાયમાં એકાવન શ્લોકોથી ગુણોના રૂપની સ્થિતિ બ્રહ્માએ વિસ્તારથી કહી છે

તેવો જ રહે છે હે મુનીશ્વર નારદ! ખરી રીતે એ મનુષ્યે તીર્થ નાહ્યું જ ન ગણાય અને અનુભવ્યું પણ ન ગણાય, કેમ કે (રજોગુણના સહવાસથી) તેણે ફળ મેળવ્યું નથી, એટલે તે તીર્થને તેણે નાહ્યું જ નથી, એમ તમે જાણો હે મુનિશ્રેષ્ઠ! જેમ લોકમાં પાકેલું અન્ન ખાવા મળે એ જ ખેતીનું ફળ ગણાય છે; તેમ પાપરહિતપણું થાય, એ જ તીર્થનું ફળ તમે જાણો કામ, ક્રોધ વગેરે અને બીજા લોભ, મોહ, તૃષ્ણા, દ્વેષ, રાગ, મદ, અસૂયા, ઈર્ષ્યા, ક્ષમા અને અશાંતિ—આ બધા પાપી દેહના વિકારો છે અને આ પાપો જ્યાં સુધી દેહમાંથી નીકળ્યા નથી, ત્યાં સુધી મનુષ્ય પાપયુક્ત ગણાય છે તીર્થાટન કર્યાં છતાં જો આ પાપ દેહમાંથી ન જાય, તો કેવળ નિષ્ફળ પરિશ્રમ જ વધે છે, એમ જાણું જેમ ખેડૂતે મહેનત કરી ખેતરને (વાડ વગેરેથી) ચોતરફ બાંધ્યું હોય, વેરાન જમીન ખેડી મહાકિંમતી બી વાવ્યું હોય અને ફળ મેળવવા ઉત્સુક થઈ રાતદિવસ રક્ષા કરી ઘણું જ દુઃખ પામ્યો હોય, એ તેની વૃત્તિ જોકે હિતકારી કહેવાય, પણ હેમંત ઋતુનો સમય આવતાં તે જો સૂઈ જવા લાગે, તો જંગલી વાઘ વગેરે તથા તીડો તેનું બધું અનાજ ખાઈ જાય અને તેને નિરાશ કરે હે પુત્ર! એમ તે ખેડૂતની મહેનત કેવળ નિષ્ફળ જ થાય છે, તેમ રાગ—દ્વેષાદિથી રહિત નહિ થયેલાનું તીર્થાટન પણ ફળ આપનાર ન થતાં ઊલટું દુઃખદાયી (અને નિષ્ફળ) થાય છે હે નારદ! વેદાંતશાસ્ત્રના શ્રવણ—મનનથી સત્ત્વગુણ જો અત્યંત તીવ્ર બની વધે છે, તો તામસ ને રાજસ પદાર્થો તરફ વૈરાગ્ય થવારૂપ તેનું ફળ ઊપજે છે એ (વધેલો) સત્ત્વગુણ બળાત્કારે રજોગુણ તથા તમોગુણને દાબી દે છે, પણ લોભના સંબંધથી ચાનું રહેલો રજોગુણ જો અત્યંત વધી જાય છે તો તે તમોગુણ તથા સત્ત્વગુણ બન્નેને દાબી દે છે; અને તે જ પ્રમાણે મોહના સંબંધથી વધી પડેલો તમોગુણ પણ તીવ્ર બની સત્ત્વગુણ તથા રજોગુણ બન્નેની સામે જઈ તેઓને દાબી દે છે હવે તેઓ એકબીજાને જે રીતે દાબી દે છે, તે હું તમને વિસ્તારપૂર્વક કહું જ્યારે સત્ત્વગુણ વધ્યો હોય, ત્યારે ધર્મમાં સ્થિર થયેલી બુદ્ધિ રજોગુણથી થયેલા બહારના પદાર્થોનો વિચાર કરતી નથી, પરંતુ સત્ત્વગુણથી થયેલા પદાર્થને જ ગ્રહણ કરે છે, એમાં કેરફાર થતો નથી અને અનાયાસે આચરેલા ધર્મને તથા યજ્ઞને ઇચ્છે છે મોક્ષને ઇચ્છતો મનુષ્ય સાત્ત્વિક ભોગો માટે જ ઇચ્છા કરે છે, પણ રાજસ ભોગો માટે ઇચ્છા કરતા નથી, તો તામસ પદાર્થો માટે તો ઇચ્છા કેમ જ કરે? એમ હે પુત્ર! પ્રથમ રજોગુણને જીત્યા પછી તમોગુણને જીતે ત્યારે જ કેવળ સત્ત્વગુણ નિર્મળ થાય છે રજોગુણ જ્યારે વધ્યો હોય, ત્યારે રાજસી શ્રદ્ધા પ્રાપ્ત કરી સનાતન ધર્મો છોડી દે છે અને અવળા ધર્મો આચરે છે રજોગુણથી ધન વધે છે પણ ભોગ તો રજોગુણી જ હોય છે, તેથી સત્ત્વગુણ ત્યાંથી નીકળી જાય છે, ને તમોગુણ દબાઈ જાય છે જ્યારે તમોગુણ વધીને તીવ્ર બન્યો હોય, ત્યારે વેદ તથા ધર્મશાસ્ત્ર પર વિશ્વાસ રહેતો નથી તેમ જ તમોગુણી શ્રદ્ધાને પામી ધનનો નાશ કરે છે, બધા પર દ્રોહ કરે છે અને શાંતિ પામતો નથી વળી સત્ત્વગુણ તથા રજોગુણને દાબી દઈ તે (તમોગુણી મનુષ્ય) ક્રોધી, દુષ્ટબુદ્ધિ તથા લુચ્ચો બની વિશાળ પદાર્થો માટે ઇચ્છાનુસાર વર્તે છે સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણ ક્યાંયે એકલા હોતા નથી, પણ જોડાઈને જ રહેવાના સ્વભાવવાળા હોઈ તે ગુણો એકબીજાનો આશ્રય કરી સાથે જ રહે છે હે પુરુષશ્રેષ્ઠ! રજોગુણ વિના સત્ત્વગુણ ક્યાંયે હોતો નથી, સત્ત્વગુણ વિના રજોગુણ ક્યાંયે હોતો નથી અને તમોગુણ વિના સત્ત્વગુણ તથા રજોગુણ પણ ક્યાંયે હોતો નથી, તેમ જ તે સત્ત્વગુણ તથા રજોગુણ એ બન્ને વિના કેવળ તમોગુણ પણ કદી હોતો નથી, એટલે બધા ગુણો જુદાં જુદાં કાર્યોમાં એકબીજા સાથે જોડાઈને જ રહેવાના ધર્મવાળા છે એકબીજાનો આશ્રય કરીને રહેતા એ બધા ગુણો છૂટા પડીને રહેતા જ નથી માત્ર જ તેઓ એકબીજાને ઉત્પન્ન કરનારા હોઈ પ્રસવધર્મી છે કોઈ સમયે સત્ત્વગુણ રજોગુણ તથા તમોગુણને ઉત્પન્ન કરે છે, કોઈ વેળા રજોગુણ સત્ત્વગુણ તથા તમોગુણને ઉત્પન્ન કરે છે અને કોઈ વખતે તમોગુણ રજોગુણ તથા સત્ત્વગુણ બન્નેને ઉત્પન્ન કરે છે, આમ માટીનો પિંડો જેમ વાસણ ઉત્પન્ન કરે

છે, તેમ એ ગુણો એકબીજાને ઉત્પન્ન કરે છે જેમ દેવદત્ત, વિષ્ણુમિત્ર તથા યજ્ઞદત્ત વગેરે પુરુષો એકબીજા સાથે રહી કાર્ય કરે છે, તેમ બુદ્ધિમા રહેતા આ ગુણો પરસ્પર (મળી) વિષયોને જગાડે છે જેમ સ્ત્રી તથા પુરુષ પરસ્પર જોડકારૂપે હોય છે, તેમ ગુણો પરસ્પર જોડકારૂપે જ હોય છે જેમ કે રજોગુણના જોડકામા સત્ત્વગુણ હોય છે, સત્ત્વગુણના જોડકામા રજોગુણ હોય છે અને તે બન્ને સત્ત્વગુણ તથા રજોગુણ તમોગુણના જોડકા હોય છે*

નારદ બોલ્યા એમ આ સર્વોત્તમ ગુણોનુ સ્વરૂપ (મને મારા) પિતાએ કહ્યુ હતુ, ત્યારે તે સાભળ્યા પછી પણ મે જ પિતામહ બ્રહ્માને આમ પૂછ્યુ હતુ ૧—૫૧

**इत्येतत्कथितं पित्रा गुणरूपमनुत्तमम् ।**
**श्रुत्वाप्येतत् स पवाह ततोऽपृच्छं पितामहम् ॥ १ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

## અધ્યાય ૯ મો+

### ફરી ગુણોનાં લક્ષણોનુ વર્ણન

नारद उवाच

**गुणाना लक्षण तात भवता कथित किल ।**
**न तृप्तोऽस्मि पिबन् मिष्टं त्वन्मुखात् प्रच्युतं रसम् ॥१**

નારદ બોલ્યા હે તાત! તમે ગુણોનુ લક્ષણ કહ્યુ, પણ તમારા મુખથી ઝરતા મધુર રસને પીતો હુ તૃપ્ત થયો નથી, માટે ગુણોનુ ચોપાસનુ જ્ઞાન તમે બરાબર વર્ણવો, જેથી હુ ચિત્તમા પરમ શાતિ પામુ

વ્યાસે કહ્યુ મહાત્મા પુત્ર નારદે એમ પૂછેલા અને રજોગુણથી જન્મેલા જગત્કર્તા બ્રહ્માએ કહ્યુ

બ્રહ્મા બોલ્યા હે નારદ! ગુણોનુ વર્ણન હુ તમને કહુ છુ, સાભળો, જોકે હુ તે સારી રીતે જાણતો નથી, તોપણ બુદ્ધિ પ્રમાણે તમને કહુ છુ કેવળ સત્ત્વગુણ કોઈ પણ ઠેકાણે જણાતો નથી; ગુણોના પરસ્પર મિશ્રણને લીધે મિશ્રપણુ જ (બધે) દેખાય છે જેમ કોઈ સુદર સ્ત્રી બધા શણગારથી યુક્ત હોઈ પતિને અત્યત પ્રીતિ કરનારી, માતાપિતાને તથા બધુ વર્ગને પણ પ્રીતિ આપનારી થાય છે, પણ તે જ સ્ત્રી શોક્યોને દુઃખ તથા મોહ ઉપજાવે છે, એ જ રીતે સ્ત્રીપણુ અથવા ગૌણપણુ પામેલો સત્ત્વગુણ જ ઊલટો રજોગુણ તથા તમોગુણની વૃત્તિ ઉત્પન્ન કરે છે× તે જ પ્રમાણે સ્ત્રીરૂપે (ગૌણ) થયેલો રજોગુણ તથા સ્ત્રીરૂપે (ગૌણ) થયેલો તમોગુણ પણ એકબીજાના સબધને લીધે ઊલટા જણાય છે. અર્થાત્ પોતાના સ્વભાવથી ઊલટી વૃત્તિ ઉત્પન્ન કરે છે હે નારદ! (જો ગુણો કેવળ એકલા જ સ્વતત્ર રહી શકતા હોય એટલે કોઈ પણ બીજા ગુણ સાથે મિશ્ર ન થતા હોય તો) પોતપોતાના સ્વભાવોમા જ કાયમ રહેતા તેઓમા બીજાઓના સબધથી બીજી જાતિઓ કોઈ પણ સ્થળે જોવામા ન જ આવે (અર્થાત્ કોઈ વેળા એકનો એક જ ગુણ સુખરૂપે, કોઈ વેળા દુ ખરૂપે અને કોઈ વેળા મોહરૂપે દેખાય છે, તેથી સિદ્ધ થાય છે કે, ગુણો હમેશા મિશ્ર જ થયેલા દેખાય છે ) જેમ કોઈ રૂપાળી, યૌવનથી શોભતી, શરમાળ, મીઠાશવાળી, વિનયવાળી, કામશાસ્ત્રના વિધિને જાણતી અને ધર્મશાસ્ત્રમા પણ હોશિયાર સ્ત્રી પોતાના પતિને પ્રીતિ કરનારી થઈ શોક્યોને દુ ખ આપનારી થાય છે પણ તે જ સ્ત્રીને (બીજા) લોકો મોહ તથા દુ ખકારક સ્વભાવવાળી કહે છે, તે જ પ્રમાણે (બીજા ગુણના સબધથી) વિકાર પામલો સત્ત્વગુણ જુદા ભાવવાળો જણાય છે જેમ (રાજાની) સેના ચોર લોકોથી હેરાન થતા સજ્જનોને સુખ આપનારી થાય છે, પણ તે જ સેના ચોર લોકને દુ ખકારક તથા મોહ ઉપજાવનારી થાય છે, તે જ પ્રમાણે ગુણો

* અર્થાત્ કોઈ વેળા રજોગુણ પાસે સત્ત્વગુણ ગૌણ હોય છે, કોઈ વખતે સત્ત્વગુણની આગળ રજોગુણ ગૌણ હોય છે, કોઈ સમયે તમોગુણ પાસે રજોગુણ તથા સત્ત્વગુણ ગૌણ હોય છે અને કોઈ વખ્ત રજોગુણ તથા સત્ત્વગુણ પાસે તમોગુણ ગૌણ હોય છે

+ આ અધ્યાયમા નારદે પૂછેલુ ગુણોનુ લક્ષણ ફરી અડતાલીસ શ્લોકોથી વર્ણવાશે

× અર્થાત્ એકનો એક જ સત્ત્વગુણ જ્યારે બીજા ગુણો સાથે પોતે મુખ્ય હોય, ત્યારે સુખકારક વૃત્તિ ઉત્પન્ન કરે છે, પણ તે જ જ્યારે ગૌણ બને છે, ત્યારે ઊલટી દુ ખકારક તથા મોહકારક વૃત્તિ ઉત્પન્ન કરે છે

(બીજાના સબંધથી) પોતાના સ્વભાવ કરતા ઊલટું ભાન કરાવે છે જેમ મોટા વાદળાથી ઘેરાયેલો, વીજળીઓ તથા મેઘગર્જનાઓથી યુક્ત, અંધકારથી છવાયેલો, પૃથ્વીને છાંટતો અને વરસતો વાદળિયો દિવસ અવદારરૂપ થયેલો કહેવાય છે, પણ તે જ ખરાબ દિવસ ખિયા વગેરે સામગ્રીવાળા ખેડૂતોને સુખદાયી થાય છે અને જેઓના ઘર ઢંકાયેલા નથી હોતા અને ધાન તથા લાકડાનો જેઓએ સઘરો કર્યો ન હોય, તેવા દુર્ભાગી ગૃહસ્થોને ઘણો જ દુ ખદાયી થાય છે વળી તે જ ખરાબ દિવસ જેઓના પતિ પરદેશ ગયા હોય તેની સ્ત્રીઓને મોહદાયી પણ થાય છે, તે જ પ્રમાણે પોતાના (મૂળ) સ્વભાવમા રહેલા છતા બધા યે ગુણો (બીજા ગુણના સબધને લીધે) ઊલટા સ્વભાવના જણાય છે (એથી સાબિત થાય છે કે, ગુણો કાયમ મિશ્ર થઈને જ રહે છે) હે પુત્ર! હવે ફરી તે ગુણોના લક્ષણો હુ કહુ છુ, તમે સાભળો સત્ત્વગુણ હમેશા હલકો પ્રકાશક, નિર્મળ તથા સ્વચ્છ છે જે વેળા શરીરના અગો હલકા જ હોય અને નેત્રાદિ ઇંદ્રિયો તથા ચિત્ત નિર્મળ હોઈ તે તે (રાજસ તથા તામસ) વિષયોને ગ્રહણ કરતા નથી, ત્યારે શરીરમા સત્ત્વગુણ વધેલો માનવો જ્યારે (મનુષ્ય પોતાના શરીરમા) બગાસા, ભારેપણુ તથા આળસ અનુભવે, ત્યારે ચચળ રજોગુણને વધેલો જાણવો જ્યારે હરકોઈ મનુષ્યના શરીરમા તમોગુણ વધ્યો હોય ત્યારે તે કજિયો કરવાનુ શોધે છે, પરગામ જવા તૈયાર થાય છે અત્યત ચચળ ચિત્તવાળા થાય છે અને વિવાદ કરવા તૈયાર થાય છે આમ (શરીરમા) અત્યત ભારે તથા આવરણરૂપ તમોગુણ જ્યારે (વધ્યો) હોય ત્યારે અગો એકદમ ભારે થઈ ઇંદ્રિયો તમોગુણથી ઢંકાઈ જાય તથા મન શૂન્ય બની જઈ નિદ્રાને પણ ઇચ્છતુ નથી હે નારદ! એમ ગુણોના લક્ષણો અહીં સમજવા

નારદે પૂછ્યુ હે પિતામહ! ત્રણે ગુણોને જુદા જુદા લક્ષણોવાળા તમે કહ્યા, તો તેઓ એક જ સ્થળે મળી પોતાનુ કાર્ય કઈ રીતે કરી શકે? જુદા જુદા શત્રુઓ શી રીતે પરસ્પર મળીને કાર્ય કેમ કરી શકે, એ મને કહો

બ્રહ્માએ કહ્યુ 'હે પુત્ર! હુ કહુ છુ, તમે સાભળો. તે ગુણો દીવા જેવી વૃત્તિવાળા છે જેમ દીવો, દિવેટ, જ્વાળા તથા તેલ પરસ્પર વિરુદ્ધ (સ્વભાવના) છે, છતા અગ્નિની સાથે જોડાયેલા હોય છે અને તેલ, દિવેટ તથા અગ્નિ પણ પરસ્પર વિરુદ્ધ (સ્વભાવના) છે, છતા એક સ્થળે રહી પદાર્થોને દેખાડવારૂપ કાર્ય કરે છે, (તે જ પ્રમાણે પરસ્પર વિરુદ્ધ સ્વભાવના હોવા છતા ગુણો એક સ્થળે રહી કાર્ય કરે છે)

નારદે કહ્યુ હે સત્યવતીના પુત્ર વ્યાસ! એમ પૂર્વે જેમ મેં સાભળ્યુ છે, તેમ પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણો (તમને) કહ્યા, તેઓ જ જગતનુ કારણ છે

વ્યાસ બોલ્યા હે જનમેજય રાજા! એમ ગુણોનુ લક્ષણ તથા કાર્ય એ સઘળુ નારદજીએ મને વિભાગ પ્રમાણે વિસ્તાર સાથે કહ્યુ હતુ (તેને બરાબર જાણી) આ સર્વ જગત જેમનાથી વ્યાપ્ત છે તે પરમશક્તિનુ આરાધન કરવુ* તે દેવી જુદા જુદા કાર્યમા સગુણ તથા× નિર્ગુણ પણ છે અને પરમ પુરુષ તો હમેશા અકર્તા, પૂર્ણ નિશ્ચેષ્ટ તથા નિર્વિકાર જ છે આ મહા-

* એમ બ્રહ્મા તથા નારદનો સવાદ સાભળી જનમેજયના સર્વ પ્રશ્નોનુ સમાધાન જોકે થયુ હતુ, તોપણ આ સવાદના નિચોડના અર્થરૂપે ઉપસહારમા વ્યાસ કહે છે કે, હે રાજા! જે દેવી વડે સર્વ જગત વ્યાપ્ત છે, જે દેવી ઉત્પત્તિ, સ્થિતિ, નાશ, તિરોધાન તથા અનુગ્રહ આ પાચ કાર્યો કરે છે, પોતે ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશથી રહિત છે, છતા ત્રણ ગુણોથી ઉત્પન્ન થતા પાચ ભૂતોમય શરીરવાળા સર્વ પ્રાણીઓની તથા એક એક ગુણના અભિમાની બ્રહ્માદિ જીવોની પણ સૃષ્ટિ, સ્થિતિ તથા નાશને કરનારા છે, તે જ દેવી સામ્યાવસ્થાવાળા માયોપાધિક બ્રહ્મરૂપ છે, માટે સત્ત્વાદિ ગુણો તથા તેમના કાર્ય જાણીને, કર્મ ઉપાસના વગેરે દ્વારા જ્ઞાન વેદાતશાસ્ત્રના શ્રવણ વગેરે દ્વારા છોડવા લાયક ગુણોને તથા તેમના કાર્યોને છોડી સત્ત્વગુણ તથા તેના કાર્યોને સ્વીકારવા યોગ્ય જાણી, તેને પ્રાપ્ત કરી સત્ત્વગુણની વૃદ્ધિ યુક્ત થયેલા મુમુક્ષુ પુરુષે સર્વ વેદાતોની તાત્પર્ય ભૂમિરૂપ તે જ સર્વોત્કૃષ્ટ દેવીનુ આરાધન તથા ધ્યાન કરવુ

× અર્થાત્ મોક્ષરૂપ કાર્યમા બ્રહ્મસ્વરૂપ નિર્ગુણ દેવી આરાધ્ય છે અને તે સિવાયના કાર્યમાં માયાવિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ સગુણ દેવી આરાધ્ય છે આ કેવળ સગુણ દેવી જગતના કર્તા છે પણ કેવળ પરબ્રહ્મ અથવા કેવળ બ્રહ્માદિ દેવો કઈ પણ કરી શકતા નથી એ વાત હવે પછીના શ્લોકોમાં કહે છે

માયા જ સત્ તથા અસત્‌રૂપ જગતને ઉત્પન્ન કરે છે અને બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, સૂર્ય, ચદ્ર, ઇદ્ર, અશ્વિની કુમારો, વસુઓ, વિશ્વકર્મા, કુબેર, વરુણ, અગ્નિ, વાયુ, પૂષા, કાર્તિકસ્વામી તથા ગણપતિ આ બધા દેવો શકિતથી યુકત થઈને જ કાર્યો કરવા સમર્થ થાય છે, નહિ તો તેઓ ચેષ્ટા કરવા પણ સમર્થ નથી હે રાજન્ ! તે પરમેશ્વરી જગતનુ કારણ છે માટે તેનુ તુ આરાધન કર, અને હે રાજા ! તે દેવીનો (અબ્બા મખ) યજ્ઞ કર એ ભગવતીનુ જ પરમ ભકિતથી તથા વિધિથી તુ પૂજન કર તે દેવી મહાલક્ષ્મી, મહાકાલી તથા મહાસરસ્વતી સર્વ પ્રાણીઓના ઈશ્વરી, સર્વ કારણોનુ પણ કારણ, સર્વ કામનાઓ તથા પુરુષાર્થોને આપનારા, શાત, સુખપૂર્વક સેવવાયોગ્ય, દયાળુ, માત્ર નામનુ જ ઉચ્ચારણ કરવાથી ઈચ્છિત અર્થરૂપ ફળ આપનારા છે અને બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર એ દેવોએ અને મોક્ષ ઈચ્છતા જિતેન્દ્રિય તાપસોએ પણ પૂર્વે એ દેવીને આરાધ્યા છે એમનુ નામ કોઈ પણ પ્રસગે અસ્પષ્ટ રીતે પણ જો ઉચ્ચાર્યુ હોય તોપણ હરકોઈ દુર્લભ પણ ઈચ્છિત પદાર્થોને આપે છે, વનમા વાઘ વગેરેને જોઈ ભયપીડિત મનુષ્ય વડે અનુસ્વાર વિના પણ 'ए ए' એમ બોલાઈ જવાયુ હોય, તોપણ તે ઈચ્છિત વસ્તુ આપે જ છે હે ઉત્તમ રાજા ! તેમા સત્યવ્રતનુ જ દૃષ્ટાત (પ્રસિદ્ધ) છે શુદ્ધ અત કરણવાળા અમે મુનિઓ તથા બ્રાહ્મણોના સમાજમા પડિતો તે દૃષ્ટાત કહે છે હે રાજા ! તે સર્વ મે વિસ્તારથી સાભળ્યુ છે સત્યવ્રત નામે (એક) બ્રાહ્મણ નિરક્ષર અભણ હોઈ મહામૂર્ખ હતો તે ભૂડના મુખથી ('ऐ' એવો) અક્ષર સાભળી અનુસ્વાર વિના તેનુ પોતે ઉચ્ચારણ કરી પડિતોમા ઉત્તમ થયો હતો દયાથી આપ ભગવતીદેવી 'ऐ' કારના માત્ર ઉચ્ચારણથી તે વખતે પ્રસન્ન થયા હતા અને તે પરમેશ્વરીએ તેને કવિરાજ બનાવ્યો હતો

**ऐकारोच्चारणाद्देवी तुष्टा भगवती तदा ।**
**चकार कविराजं तं दयार्द्रा परमेश्वरी ॥ ४८ ॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૯ મો સમાપ્ત

# અધ્યાય ૧૦ મો*

## વાગ્બીજનો મહાન મહિમા

जनमेजय उवाच

**कोऽसौ सत्यव्रतो नाम ब्राह्मणो द्विजसत्तम ।**
**कस्मिन् देशे समुत्पन्नः कीदृशश्च वदस्व मे ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ એ સત્યવ્રત નામનો બ્રાહ્મણ કોણ હતો, કયા દેશમા તે જન્મ્યો હતો ને કેવો હતો, એ મને કહો તેણે 'ऐ' શબ્દ કેવી રીતે સાભળ્યો હતો અને તેનુ ઉચ્ચારણ કેવી રીતે કર્યુ હતુ ? તે બ્રાહ્મણને તત્કાળ સિદ્ધિ કેમ થઈ હતી ? સર્વમા રહેલા સર્વજ્ઞ ભવાની દેવી કઈ રીતે પ્રસન્ન થયા હતા ? આ સુદર કથા હવે તમે વિસ્તારથી મને કહો

સૂત બોલ્યા તે રાજાએ એમ પૂછેલા સત્યવતીના પુત્ર વ્યાસ તે વેળા પરમ ઉદાર ને રસવાળુ પવિત્ર વચન બોલ્યા

વ્યાસે કહ્યુ હે કુરુવશી રાજા ! પૂર્વે મુનિઓની સભાઓમા જે મે પુરાણ સબધી શુભ કથા સાભળી છે, તે હુ કહુ છુ, તમે સાભળો હે કુરુશ્રેષ્ઠ ! પવિત્ર તીર્થાટન કરતો હુ એક સમયે મુનિઓએ સેવેલા પવિત્ર નૈમિષારણ્યમા જઈ પહોચ્યો ત્યા ઉત્તમ આશ્રમમા રહેલા સર્વ મુનિઓને પ્રણામ કરી મોટા વ્રતવાળા અને જીવન્મુકત બ્રહ્માના (સનકાદિ) પુત્રો જ્યા હતા, ત્યા હુ બેઠો તે સ્થળે બ્રાહ્મણોના એ સમાગમમા કથા પ્રસગો જ ચાલી રહ્યા હતા, તેમા ત્યા બેઠેલા જમદગ્નિએ મુનિઓને આમ પૂછ્યુ

જમદગ્નિએ પૂછ્યુ હે મહાભાગ્યશાળી તપસ્વીઓ ! મારા ચિત્તમા એક સદેહ છે, તો મુનિઓની સભામા (આ પ્રશ્ન પૂછી) હુ સદેહરહિત થાઉ છુ. બ્રહ્મા, વિષ્ણુ, શકર, ઇદ્ર, વરુણ, અગ્નિ, કુબેર, પવન, વિશ્વકર્મા, કાર્તિકસ્વામી, ગણપતિ, સૂર્ય, અશ્વિનીકુમારો, ભગ, પૂષા, ચદ્ર તથા ગ્રહો—આમા અત્યત આરાધવા યોગ્ય, ઈચ્છિત પુરુષાર્થરૂપ ફળ આપનાર, સુખથી સેવવા યોગ્ય અને જલદી પ્રસન્ન થનાર કોણ છે ? હે માન આપનારા મુનિઓ ! બધુ

* આ અધ્યાયમા ૬૫ શ્લોકોથી ભકિતકારક વાગ્બીજનો મહાન મહિમા સત્યવ્રતની કથાના સમર્થથી કહેવાશે.

જાણનાર અને તીક્ષ્ણ વ્રતવાળા તમે તે જલદી કહો

એ પ્રમાણે ત્યા પ્રશ્ન પુછાયો, ત્યારે લોમશમુનિ આ વાક્ય બોલ્યા 'હે જમદગ્નિ! તમે હમણા જે પૂછ્યુ તે સાભળો શુભ ઈચ્છતા મર્ત્ય લોકોએ અત્યત સેવવા યોગ્ય શક્તિ છે, જે પરાપ્રકૃતિ, આદ્ય, સર્વવ્યાપક, સર્વ આપનાર અને કલ્યાણમૂર્તિ છે તે આદિ પ્રકૃતિ બ્રહ્માદિ મહાત્મા દેવોની માતા છે અને સસાર રૂપ વૃક્ષનુ મૂળ છે સ્મરણ કરેલા તથા નામોચ્ચાર કરેલા તે દેવી ઈચ્છિત વસ્તુ આપે છે અને સેવેલા તે દેવી વરદાન આપવા કાયમ દયાળુ ચિત્તવાળા છે હે મુનિઓ! એક બ્રાહ્મણે માત્ર અક્ષરના ઉચ્ચારણથી જ જે રીતે ફળ મેળવ્યુ હતુ, તે સબધી શુભ ઇતિહાસ હુ કહુ છુ, તમે સાભળો કોશલ દેશમા 'દેવદત્ત' નામે પ્રખ્યાત કોઈ બ્રાહ્મણ હતો તે સતાનરહિત હતો, તેથી તેણે પુત્ર માટે વિધિપૂર્વક ઈષ્ટિ કરી તમસા નદીના કિનારા પર રહી, ઉત્તમ મડપ બાધી, વેદોને જાણનાર તથા યજ્ઞકર્મમા કુશળ બ્રાહ્મણોને બોલાવી, વિધિથી વેદી રચીને તેમા અગ્નિનુ સ્થાપન કરી એ શ્રેષ્ઠ બ્રાહ્મણે ત્યા વિધિ પ્રમાણે પુત્રેષ્ટિ કરી તેમા મુનિશ્રેષ્ઠ સુહોત્રને બ્રહ્મા કર્યા, યાજ્ઞવલ્ક્યને અધ્વર્યુ કર્યા ને બૃહસ્પતિને હોતા કર્યા તેમ જ પૈલમુનિને પ્રસ્તોતા, ગોભિલને ઉદ્ગાતા અને બીજા મુનિઓને સભ્યો કરી વિધિ પ્રમાણે પુષ્કળ ધન આપ્યુ તે ઈષ્ટિમા સામગાન કરનાર શ્રેષ્ઠ ઉદ્ગાતાએ સાત સ્વરો સહિત તથા સ્વસ્તિસ્વર સાથે રથતર સામ જ્યારે ગાવા માડ્યુ, ત્યારે વારવાર શ્વાસ લેતા તેમનો સ્વરભગ થઈ ગયો સ્વરોચ્ચાર ત્રુટક થયો, એટલે દેવદત્ત ગુસ્સે થયો તેણે તરત જ ગોભિલને કહ્યુ 'હે મુનિમુખ્ય! તમે મૂર્ખ છો પુત્ર માટે યજ્ઞ કરતા મારુ આમ કામ્યકર્મ ચાલી રહ્યુ છે, તેમા આજે તમે સ્વરભગ કર્યો છે' તે (સાભળી) ગોભિલે પણ અત્યત ક્રોધાયમાન થઈ દેવદત્તને તે વેળા કહ્યુ 'તારો પુત્ર મૂર્ખ, શઠ તથા શબ્દરહિત થશે સર્વ પ્રાણીઓના શરીરના શ્વાસોચ્છ્વાસની ક્રિયા કેટલી ઘણી મુશ્કેલ છે, માટે હે મહાબુદ્ધિમાન! આ સ્વરભગ થવામા મારો કઈ દોષ નથી' મહાત્મા ગોભિલનુ તે વચન સાભળી શાપથી ભય પામી અતિ દુખી થયેલા દેવદત્તે તેને કહ્યુ 'હે બ્રાહ્મણશ્રેષ્ઠ! નિરપરાધી મારા પર તમે વ્યર્થ ક્રોધાયમાન કેમ થયા? મુનિઓ હમેશા ક્રોધ નહિ કરનારા અને સુખદાયી હોય છે હે બ્રાહ્મણોમા ઉત્તમ! વળી જ થોડો અપરાધ થતા તમે મને શાપ કેમ આપ્યો? હુ પુત્રરહિત હોઈ પ્રથમથી જ અત્યત તપ્યા કરતો હતો, તેને તમે ફરી તાપયુક્ત કર્યો છે વેદવેત્તાઓ કહે છે કે, મૂર્ખ પુત્ર કરતા પુત્રરહિતપણુ વધારે સારુ છે; વળી તેમા પણ મૂર્ખ બ્રાહ્મણ તો સર્વમા નિંદાયોગ્ય જ છે અને પશુની પેઠે તથા શૂદ્રની પેઠે સર્વ કર્મોમા તે યોગ્ય નથી હે બ્રાહ્મણશ્રેષ્ઠ! મૂર્ખ પુત્ર વડે આ જગતમા હુ શુ કરીશ? આ લોકમા જેવો શૂદ્ર છે તેવો જ મૂર્ખ બ્રાહ્મણ છે એમા સશય નથી તે પૂજાને યોગ્ય નથી, દાનને યોગ્ય નથી તથા સર્વ કર્મોમા નિંદ્ય છે પોતાના દેશમા વેદરહિત બ્રાહ્મણ જો વસતો હોય, તો રાજાએ (તેને) શૂદ્રની પેઠે જ કર આપનાર તરીકે માનવો. કર્મનુ ફળ ઇચ્છનારાએ તે મૂર્ખ બ્રાહ્મણને પિતૃકાર્યમા તથા દેવકાર્યમા આસન પર ન બેસાડવો. વેદરહિત તે બ્રાહ્મણને રાજાએ શૂદ્ર સમાન જાણવો જોઈએ અને હરકોઈ કર્મમા તેને યોજવો ન જોઈએ, પણ ખેતી કરનાર ખેડૂત જ કરવો જોઈએ બ્રાહ્મણ વિના કેવળ દર્ભના બટથી જ શ્રાદ્ધ કરી લેવુ તે ઠીક છે, પણ મૂર્ખ બ્રાહ્મણ દ્વારા કદી શ્રાદ્ધ ન કરવુ મૂર્ખ બ્રાહ્મણને આહારથી અધિક અન્ન ન આપવુ જોઈએ (છતા જો કોઈ આપે તો) દાન કરનારો નરકને પામે છે, ને દાન લેનારો તો અવશ્ય નરકને પામે જ છે જેના દેશમા મનુષ્યો મૂર્ખ રહે છે અને મૂર્ખ બ્રાહ્મણો દાન—માનાદિથી પૂજાય છે, તે રાજાના રાજ્યને ધિક્કાર હો જ્યા આસન, પૂજા તથા દાનમા મૂર્ખ ને પડિત વચ્ચે લેશ પણ ભેદ ન રખાતો હોય અને જ્યા મૂર્ખાઓ દાન—માન તથા પરિગ્રહથી અત્યત ગર્વિષ્ઠ બન્યા હોય, તે દેશમા પડિતે કોઈ પણ પ્રકારે રહેવુ નહિ, કેમ કે મૂર્ખ તથા પડિત વચ્ચેનો ભેદ તો વિદ્વાને જાણવો જ જોઈએ દુર્જનોની સપત્તિઓ દુષ્ટોના ઉપકાર માટે જ હોય છે લીંબડો ફળયુક્ત થાય તોપણ કાગડાઓ વડે જ ભોગવાય છે. વેદવેત્તા બ્રાહ્મણ જેનુ અન્ન જમી વેદાભ્યાસ કરે છે

તેના પૂર્વજો સ્વર્ગલોકમા પ્રસન્ન થઈ આનદ કરે છે, માટે હે વેદવેત્તાઓમા ઉત્તમ ગોભિલ ! તમે આ શુ કહ્યુ ? સસારમા પુત્રનુ મૂર્ખપણુ તો મરણ કરતા પણ વધારે ખરાબ છે હે મહાભાગ ! શાપનો અનુગ્રહ કરવા તમે કૃપા કરો, દીનનો ઉદ્ધાર કરવામા તમે સમર્થ છો, હુ તમારા પગમા પડુ છુ '

લોમશ બોલ્યા એમ કહી સ્તુતિ કરતો, દીન હૃદયવાળો, અત્યત ગરીબ અને આસુ પડતા નેત્રવાળો દેવદત્ત તેમના પગમા પડયો, ત્યારે ગોભિલ તેને દીનચિત્ત થયેલો જોઈ શાત થયા, કેમ કે મહાપુરુષો માત્ર ક્ષણવાર કોપવાળા હોય છે અને અતિ પાપી લોકો ઘણા જ લાબા કાળ સુધી કોપવાળા રહે છે જળ સ્વભાવથી જ શીતળ છે, માત્ર અગ્નિ કે તાપના સબધથી જ ઉષ્ણ બને છે, પણ અગ્નિ કે તાપ વિના તરત જ પાછુ શીતળ થાય છે દયાળુ ગોભિલે અત્યત દુ ખી થયેલા દેવદત્તને કહ્યુ 'તારો પુત્ર મૂર્ખ થઈ (પાછો) વિદ્વાન પણ થશે ' એમ તેમણે વરદાન આપ્યુ, ત્યારે તે શ્રેષ્ઠ બ્રાહ્મણ દેવદત્ત પ્રસન્ન થયો પછી તેણે વિધિ પ્રમાણે ઈષ્ટિ સમાપ્ત કરી બ્રાહ્મણોને વિદાય કર્યા પછી કેટલાક કાળે રોહિણી સમાન રૂપાળી તેની પત્ની રોહિણીએ ગર્ભ ધારણ કર્યો, એટલે બ્રાહ્મણ દેવદત્તે ગર્ભાધાનાદિ કર્મ, પુસવનવિધિ, શૃ ગાર કરણ તથા સીમતોન્નયનસસ્કાર વેદની વિધિ પ્રમાણે કર્યા અને ઈષ્ટિને સફળ થયેલી માની પ્રસન્ન થઈને દાન દીધા પછી રોહિણી નક્ષત્રવાળા સારા દિવસે અને શુભ લગ્ને (તેની પત્ની) રોહિણીએ પુત્રને જન્મ આપ્યો, ત્યારે તેણે જાતકર્મસસ્કાર કર્યા, તેમ જ પુરાતની તત્ત્વ જાણનાર તે બ્રાહ્મણે પુત્રનુ દર્શન કરી તે પુત્રનુ 'ઉતથ્ય' એવુ નામ પાડયુ આઠમુ વર્ષ બેઠુ ત્યારે પવિત્ર શુભ દિવસે પિતાએ તે પુત્રને જનોઈ દેવાની ક્રિયા વિધિ પ્રમાણે કરી, ને (બ્રહ્મચર્ય) વ્રતને પાળતા તેને એ પિતાએ વેદ ભણાવવો શરૂ કર્યો, પણ ઉતથ્યે પિતાના ભણાવવા પ્રમાણે ઉચ્ચાર ન કર્યો અને (જે વખતે ભણાવે) તે વખતે મૂર્ખની પેઠે તે બેસી રહેવા લાગ્યો, છતા પિતાએ તેને અનેક પ્રકારે ભણાવવા માડયો પણ તે લુચ્ચા છોકરાઓ (ભણવામા) બુદ્ધિ જ ધારણ ન કરી ને મૂઢની પેઠે બેસી રહેવા માડયુ, ત્યારે પિતા અત્યત શોક કર્યો કરતો એમ હમેશ અભ્યાસ કરતા તે બાર વર્ષનો થયો, છતા તે સધ્યાવદન કરવાની વિધિને પણ જાણી ન શકયો લોકોમા તે અત્યત મૂર્ખ થયો આ વાત સર્વે બ્રાહ્મણોમા તથા બીજા તપસ્વીઓમા ઘણી જ ફેલાઈ ગઈ જ્યા ત્યા વનમા ગયેલા તે (ઉતથ્ય) બ્રાહ્મણને લોકો હસવા લાગ્યા અને પિતા તથા માતા પણ તે મૂર્ખનો અત્યત તિરસ્કાર કરતા તેને નિંદવા લાગ્યા એમ લોકો, માતાપિતા તથા સગાસબધીઓએ નિંદા કરેલો તે બ્રાહ્મણ વૈરાગ્ય પામ્યો ને પછી વનમા ચાલ્યો ગયો 'આધળો કે પાગળો પુત્ર સારો, પણ મૂર્ખ પુત્ર સારો નહિ, એમ માતાપિતાથી કહેવાયેલો એ ઉતથ્ય એ રીતે વનમા દાખલ થયો અને ગગાના કિનારા પર પવિત્ર સ્થાને સર્વોત્તમ ઝૂપડી બાધી વનની આજીવિકા પર રહેવા સક૫ કરી ત્યા સાવધાનપણે રહેવા લાગ્યો તેણે 'હુ અસત્ય નહિ બોલુ,' આવો શ્રેષ્ઠ નિયમ લઈ બ્રહ્મચર્યવ્રત ધારણ કરી તે સુદર આશ્રમમા રહેવા માડયુ ૧-૬૫

**नियमं च पर कृत्वा नासत्य प्रब्रवीम्यहम् ।**
**स्थितस्तत्राश्रमे रम्ये ब्रह्मचर्यव्रतो हि स ॥६५॥**

ઇતિ શ્રીદેવી ભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

# અધ્યાય ૧૧ મો*

## વાગ્બીજના ઉચ્ચારણથી સત્યવ્રતને થયેલી સિદ્ધિ

लेमश उवाच

**न वेदाध्ययनं किंचिज्जानाति न जप तथा ।**
**ध्यान न देवताना च न चैवाराधनं तथा ॥१॥**

લોમશ બોલ્યા તે લગારે વેદાધ્યયન જાણતો ન હતો, તેમ જ જપ, દેવતાઓનુ ધ્યાન કે આરાધન પણ જાણતો ન હતો એ બ્રાહ્મણ પ્રાણાયામને, વિષયો તરફથી ઇદ્રિયોને પાછી વાળવાને ભૂતશુદ્ધિને કે સર્વના કારણ પરમેશ્વરને પણ જાણતો ન હતો, તેમ જ જપવા યોગ્ય મનને, કીલકને, ગાયત્રીને, શૌચને,

* આ અધ્યાયમા સત્યવ્રતને વાગ્બીજના ઉચ્ચારણથી સિદ્ધિ પ્રાપ્ત થઈ એ કથા અઠ્ઠાવન શ્લોકોથી કહેવાશે.

સ્નાનવિધિને તથા આચમનને પણ જાણતો ન હતો. વળી તે મુનિ પ્રાણાગ્નિહોત્રને, બલિદાનને, અતિથિ સત્કારને, સંધ્યાને કે સમિધના હોમને પણ જાણતો ન હતો, કેવળ પ્રાતઃકાળમાં ઊઠી હરકોઈ દાતણ તે કરતો અને શૂદ્રની પેઠે મંત્ર વિના જ ત્યાં ગંગામાં સ્નાન કરતો બપોરના સમયે પોતાની ઈચ્છા પ્રમાણે વનના ફળો તે લાવતો, પણ ભક્ષ્ય કે અભક્ષ્યનું જ્ઞાન તે મૂર્ખને ન હતું એમ ત્યાં રહી તે સત્ય બોલતો હતો પણ અસત્ય બોલતો નહિ, જેથી લોકોએ તે બ્રાહ્મણનું 'સત્યતપા' એવું નામ પાડ્યું 'કોઈનું અહિત ન કરવું જોઈએ' એમ તે જાણતો હતો અશાસ્ત્રીય કર્મ તે કોઈ વખતે ન કરતો અને ત્યાં જ નિર્ભય થઈને સુખેથી તે સૂઈ રહેતો ને આવો વિચાર કર્યા કરતો કે, 'મારું મરણ ક્યારે થશે? વનમાં હું દુઃખથી જીવી રહ્યો છું, મૂર્ખના જીવતરને ધિક્કાર હો, તેનું તો તરત જ મરણ થવું જોઈએ મને મારા નસીબે મૂર્ખ કર્યો છે; એમાં બીજું કોઈ કારણ નથી; ઉત્તમ જન્મ પામ્યા છતાં નાહક મારો જન્મ વ્યર્થ થયો છે સુંદર રૂપવાળી છતાં વાંઝણી સ્ત્રીની પેઠે, ફળ વિનાના વૃક્ષની પેઠે અને જેને દોહતાં દૂધ ન મળતું હોય એવી ગાયની પેઠે હું નિષ્ફળ રહ્યો છું હું નસીબની પણ શું નિંદા કરું? મારું કર્મ જ આવું હશે! મેં પૂર્વજન્મમાં પુસ્તક તૈયાર કરી શ્રેષ્ઠ બ્રાહ્મણને નહિ આપ્યું હોય અને નિર્મળ વિદ્યા કોઈને નહિ જ આપી હોય, તે કર્મના યોગથી હું મૂર્ખ અધમ બ્રાહ્મણ થયો છું મેં તીર્થમાં તપ નહિ કર્યું હોય, સાધુઓને નહિ સેવ્યા હોય ને દ્રવ્ય વડે બ્રાહ્મણોને નહિ પૂજ્યા હોય, તેથી હું દુષ્ટ બુદ્ધિવાળો જન્મ્યો છું મુનિઓના પુત્રો વેદ તથા શાસ્ત્રોના અર્થમાં પારંગત હોય છે, ત્યારે હું કોઈ દૈવયોગે અત્યંત મૂઢ જન્મ્યો છું હું તપશ્ચર્યા કરવાનું જાણતો નથી, તો શું ઉત્તમ સાધન કરું? આ વિષયમાં મારે આ સંકલ્પ વ્યર્થ છે, મારું ભાગ્ય જ સારું નથી. હું તો ભાગ્યને જ શ્રેષ્ઠ માનું છું, નિરર્થક પુરુષાર્થને ધિક્કાર હો. શ્રમથી કરેલું કાર્ય પણ ભાગ્યને લીધે વ્યર્થ થાય છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને ઇંદ્રાદિ સર્વ દેવો કાળને વશ રહેનાર છે. ખરેખર કાળને ઓળંગવો મુશ્કેલ છે' આવા વિતર્કોને કાયમ કરતો તે બ્રાહ્મણ ત્યાં ગંગાના કિનારા પર પવિત્ર સ્થળે આશ્રમમાં રહેતો હતો. ત્યાં આશ્રમમાં રહી એ બ્રાહ્મણ વિરક્ત બની, શાંત રહી નિર્જન વનમાં વખત ગાળતો હતો. નિર્મળ જળવાળા તે વનમાં એમ રહેતાં તે (ઉતથ્ય)ના ચૌદ વર્ષો ચાલ્યાં ગયાં. આરાધન, જપ કે મંત્રને તે બિલકુલ જાણતો ન હતો અને વનમાં વખત ગાળતો હતો પણ 'આ સત્ય જ બોલે છે' એવા તેના વ્રતને લોકો જાણતા હતા, તેથી 'આ મુનિ સત્યવ્રત છે' આવું તેનું નામ અને 'આ મુનિ અસત્ય બોલતા નથી' આવો તેનો યશ બધા લોકોમાં કાયમ ફેલાઈ રહ્યો હતો. એક સમયે ધનુષ તથા બાણ ધારણ કરતો, અતિ વિશાળ વનમાં રમતો, યમ જેવા શરીરવાળો, ક્રૂર આકૃતિવાળો તથા હણવાના કર્મમાં ઘણો ચતુર એક દુષ્ટ ભીલ શિકાર ખેલતો ત્યાં આવી ચડ્યો. તે ધનુર્ધારી ભીલે જોરથી ખેંચેલા બાણથી એક ડુક્કરને વીંધી નાખ્યું એટલે ભયથી વ્યાકુળ થઈ નાસતું તે ડુક્કર લોહીલુહાણ થઈ મુનિ(સત્યવ્રત)ની પાસે ગયું અતિશય કંપતું અને લોહીથી તરબોળ શરીરવાળું તે ડુક્કર આશ્રમમાં જ્યારે આવ્યું, ત્યારે તે ગરીબને જોઈ મુનિને (સત્યવ્રતને) તેના પર અત્યંત દયા આવી અને દયાના આવેશથી અત્યંત ધ્રૂજતા એ મુનિએ લોહીથી ભીના શરીરે આગળ દોડી જતા તે ભૂંડને (બાણથી) વીંધાયેલું જોઈ તરત જ 'ऐं' એવા સારસ્વત બીજને (અકસ્માત્) ઉચ્ચાર્યું પૂર્વે કદી નહિ જાણેલું કે નહિ સાંભળેલું એ બીજ દૈવયોગે તેના મુખમાં આવી ગયું, પણ અતિશય અત્યંત મૂઢ તે મુનિએ તે જાણ્યું નહિ, તે મહાત્મા મુનિ તો (દયાને લીધે) શોકમાં ડૂબી ગયા પેલું ભૂંડ પણ તે આશ્રમમાં પ્રવેશી કોઈ માર્ગ ન મળતાં અત્યંત વ્યાકુળચિત્ત થઈ બાણથી અત્યંત પીડાઈને ખૂબ ધ્રૂજતું ઝાડીમાં સંતાઈ ગયું પછી એક ક્ષણવારમાં કાન સુધી ખેંચેલું ધનુષ ધારણ કરતો અતિ ભયંકર શરીરવાળો પેલો ભીલ જાણે કાળ હોય તેમ એ ભૂંડને શોધતો તે મુનિ પાસે આવ્યો ત્યાં દર્ભના આસન પર બેઠેલા, સત્યવ્રત નામના તે મુનિને એકલા જોઈને શિકારી તેમને પ્રણામ કરી સામે ઊભો રહ્યો અને તેણે પૂછ્યું કે, 'હે બ્રાહ્મણશ્રેષ્ઠ! ભૂંડ ક્યાં ગયું? હું

તમારુ ઉત્તમ પ્રસિદ્ધ વ્રત જાણુ છુ અને તેથી જ પૂછુ છુ કે, મારા બાણથી વીંધાયેલુ એ ભૂડ ક્યા ગયુ ? મારુ આખુ કુટુ બ ભૂખથી પીડાયેલુ છે, તેનુ પોષણ કરવા ઈચ્છતો હુ (અહીં) આવ્યો છુ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! વિધાતાએ મારી આ આજીવિકા નિર્માણ કરી છે, તેથી બીજી કોઈ પણ મારી જીવિકા નથી, આ હુ સત્ય કહુ છુ હર કોઈ સારાનરસા ઉપાયથી મારે મારા કુટુમ્બનુ ભરણપોષણ અવશ્ય કરવુ જોઈએ હમણા તમે સત્ય કહો, તમે સત્યવ્રતવાળા છો, મારુ પોષ્ય કુટુ બ ભૂખથી પીડાય છે, માટે હે બ્રાહ્મણ ! તમે જલદી કહો હુ તમને પૂછુ છુ કે, મારા બાણથી વીંધાયેલુ એ ભૂડ ક્યા ગયુ ?' તેણે એમ પૂછ્યુ ત્યારે તે મહાત્મા મુનિ ખૂબ જ વિચારમા ડૂબી ગયા કે, 'મે ભૂડ જોયુ નથી' એમ કહેવાથી મારુ સત્યવ્રત આજે શુ નહિ ભાગે ? બાણથી વીંધાયેલા શરીરવાળુ ભૂડ અહીંયા ગયુ છે, તો હવે અસત્ય કે સત્ય હુ કેમ કહી શકુ ? આ શિકારી ભૂખથી પીડાયેલો હોઈ પૂછે છે અને ભૂડને જોઈ તેને તે મારી પણ નાખશે જેમા હિંસા હોય તે સત્ય હોય છતા સત્ય નથી, પણ દયાયુક્ત જે અસત્ય હોય છતા તે જ સત્ય છે, જેનાથી પ્રાણીઓનુ હિત થાય તે જ સત્ય છે, પણ જો અહિત થાય તો તે સત્ય હોવા છતા સત્ય નથી (એટલે બીજાનુ કલ્યાણ કરવા અસત્ય બોલાય તે પણ સત્ય જ છે તેથી આ વેળા મને અસત્ય બોલવામા દોષ લાગે તેમ નથી, છતા મારુ સત્યવ્રત જળવાય ને પ્રાણીની હિંસા પણ ન થાય, એમ બેય વસ્તુ બને તો વધારે સારુ પરતુ) આ બન્ને વિરુદ્ધ પ્રસગે મારુ હિત કેમ થાય ? એવો કયો ઉત્તર હોઈ શકે કે, જેથી મારુ વચન અસત્ય ન ગણાય ' આમ વિચારતા તે બ્રાહ્મણ એ ધર્મસકટમા યથાયોગ્ય વચન કહેવા સમર્થ ન થયા, પરતુ તે સમયે ભૂડને બાણથી ઘવાયેલુ જોઈ તેની પાસે ('ऐ ऐ' એવુ) જે દયાયુક્ત વચન તેમણે ઉચ્ચાર્યું હતુ, તેથી પોતાના એ બીજના ઉચ્ચારણ વડે પ્રસન્ન થઈ શિવાદેવીએ તેમને દુર્લભ વિદ્યા અર્પણ કરી જેમ પૂર્વે વાલ્મીકિને બધી વિદ્યાઓ સ્ફુરી હતી, તેમ દેવીના બીજનુ ઉચ્ચારણ કરવાથી તેમને બધી વિદ્યાઓ અત્યત સ્ફુરિત થઈ અને તે કવિ બની ગયા પછી સત્યને ઈચ્છતા તે દયાપરાયણ ધર્માત્મા બ્રાહ્મણે ધનુષ ધારણ કરી સામે ઊભેલા તે શિકારીને આવો એક શ્લોક કહ્યો

'या पश्यति न सा ब्रूते सा न पश्यति ।
अहो व्याध स्वकार्यार्थिन् किं पृच्छसि पुनः पुनः ॥

'જે (આખ) જુએ છે, તે બોલતી નથી અને જે (જીભ) બોલે છે, તે દેખતી નથી, છતા આશ્ચર્યની વાત છે કે, પોતાનુ કાર્ય ઈચ્છતા હે શિકારી ! તુ વારવાર શુ પૂછે છે ?' એમ તે બ્રાહ્મણે કહેલો તે પશુહત્યારો શિકારી તે સમયે પેલા ભૂડ માટે નિરાશ થઈ પોતાના ઘર તરફ પાછો ફર્યો, એ બ્રાહ્મણ તો જાણે બીજા વાલ્મીકિ હોય તેવા કવિ થઈ ગયા અને સર્વ લોકોમા 'સત્યવ્રત' નામે પ્રસિદ્ધ થયા પછી એ બ્રાહ્મણે સરસ્વતીના બીજનો વિધિપૂર્વક જપ કરવા માડ્યો, જેથી પૃથ્વી પર તે અતિ વિખ્યાત પડિત થયા દરેક પર્વના દિવસે બ્રાહ્મણો તેનો યશ કાયમ ગાય છે અને મુનિઓ અતિ વિશાળ તેના આખ્યાનની સ્તુતિ કરે છે તેનો પિતા, જેણે પહેલા તેનો ત્યાગ કર્યો હતો, તે એ વાત સાભળી તેના આશ્રમમા આવી અત્યત માનપૂર્વક તેને ઘેર લઈ ગયો

માટે હે જનમેજય રાજા ! સર્વશ્રેષ્ઠ તે આદ્ય શક્તિનુ હમેશ સેવન કરવુ ને ભક્તિથી પૂજન કરવુ, કેમ કે તે દેવી જગતનુ કારણ છે હે મહારાજા ! તુ તે દેવીનો વિધિથી યજ્ઞ કર, જે યજ્ઞ કાયમ સર્વ કામનાઓ આપનાર તરીકે અવશ્ય પ્રથમ કહેવાયો છે સ્મરણ કરેલા, સારી રીતે પૂજાયેલા, ભક્તિથી ધ્યાયેલા, ઉચ્ચારેલા તથા સ્તવેલા તે દેવી ઈચ્છિત પુરુષાર્થો આપે છે તેથી 'कामदा' કહેવાય છે હે રાજન્ ! રોગી, ગરીબ, ભૂખ્યા, નિર્ધન, લુચ્ચા, મૂર્ખ, વેરીઓથી કાયમ પીડાતા, દાસ, પારકી આજ્ઞાઓ ઉઠાવતા, હલકા, ખોડખાપણ વાળા, વિહ્વળ, ભોજનમા તથા ભોગમા સદા અતૃપ્ત, સદા પીડિત, અજિતેન્દ્રિય, અધિક તૃષ્ણાવાળા, અશક્ત અને માનસિક પીડાઓથી પીડાતા લોકોને જોઈને તેમ જ વૈભવપૂર્ણ પુત્રો તથા પૌત્રોથી વધતા, પુષ્ટ દેહવાળા, સારા ભોગોથી યુક્ત, વેદવાદી, રાજલક્ષ્મીથી યુક્ત, શૂરા, લોકોને વશ કરનારા, સ્વજનો સાથે વિયોગ વિનાના અને સર્વ લક્ષણોથી યુક્ત લોકોને

જોઈ ચતુર વિદ્વાનોએ બરાબર આ અનુમાન કરવુ જોઈએ, તેમ જ અન્વય તથા વ્યતિરેકથી નિશ્ચય કરવો જોઈએ કે આ (પ્રથમ ગણાવેલા) લોકોએ સર્વ પુરુષાર્થરૂપ ફળ આપનારા શિવાદેવીને પૂજ્યા નથી અને આ (બીજા ગણાવેલા) લોકોએ અંબિકા કાયમ પૂજ્યા છે, જેથી આ (બીજા વર્ગના) સર્વ લોકો આ સસારમા સુખી છે, એમા સશય નથી '

વ્યાસ બોલ્યા હે રાજન્ ! એમ ત્યા મુનિઓના સમાગમમા લોમશના મુખથી દેવીનુ અતિ ઉત્તમ માહાત્મ્ય મેં સાભળ્યુ હતુ હે પુરુષશ્રેષ્ઠ રાજેન્દ્ર ! એ વિચારી પરમ ભક્તિથી ને પ્રીતિથી હમેશા દેવીનુ પૂજન કરવુ ૧—૫૮

**इति संचिन्त्य राजेन्द्र कर्तव्यं च सदार्चनम् ।**
**भक्त्या परमया देव्याः प्रीत्या च पुरुषर्षभ ॥५८॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કંધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૨ મો*

### અંબા-યજ્ઞવિધિ

राजोवाच

**वद यज्ञविधिं सम्यग् देव्यास्तस्याः समंततः ।**
**श्रुत्वा करोम्यहं स्वामिन् यथाशक्ति ह्यतन्द्रितः ॥१॥**

રાજાએ પૂછ્યુ હે સ્વામિન્ ! તે દેવીના યજ્ઞનો વિધિ બરાબર સપૂર્ણ તમે મને કહો, જેને સાભળી હુ આળસરહિત થઈ શક્તિ પ્રમાણે તે કરુ તેમા ચોક્કસ પ્રકારે પૂજાનો વિધિ મત્રો તથા હોમવાનુ દ્રવ્ય શુ હોય છે? બ્રાહ્મણોની સખ્યા કેટલી અને દક્ષિણા કેટલી હોવી જોઈએ?

વ્યાસ બોલ્યા હે રાજન્ ! દેવીનો યજ્ઞ હુ વિધિથી કહુ છુ તે તમે સાભળો હરકોઈ કર્મ શાસ્ત્રમા કહેલા વિધિથી સાત્ત્વિક, રાજસ ને તામસ એમ ત્રણ પ્રકારે જાણવુ તેમા મુનિઓનુ કર્મ સાત્ત્વિક, રાજાઓનુ રાજસ અને રાક્ષસોનુ તામસ કહ્યુ છે જ્ઞાનીઓનુ કર્મ ગુણરહિત હોય અને મુક્ત થયેલા (જીવન્મુક્તો) નુ કર્મ જ્ઞાનમય હોય છે, તે હુ તમને વિસ્તારથી કહુ છુ જેમા દેશ, કાળ, દ્રવ્ય, મત્રો, બ્રાહ્મણો તથા શ્રદ્ધા સાત્ત્વિક હોય તે યજ્ઞને સાત્ત્વિક કહે છે હે રાજા ! દ્રવ્યશુદ્ધિ, ક્રિયાશુદ્ધિ તથા મત્રશુદ્ધિ જો હોય, તો પૂર્ણ ફળ થાય છે, નહિ તો પૂર્ણ ફળ મળતુ નથી અન્યાયથી મેળવેલા દ્રવ્ય વડે જે પુણ્યકર્મ કર્યુ હોય, તો આ લોકમા કીર્તિ મળતી નથી ને પરલોકમા તેનુ ફળ પણ મળતુ નથી, માટે ન્યાયમાર્ગે મેળવેલા દ્રવ્યથી જ પુણ્યકર્મ કરવુ, જેથી તે કર્મ, યશ, પરલોક તથા સુખ માટે થાય છે હે રાજેન્દ્ર ! તમે જાણો જ છો કે, પાડવો એ સપૂર્ણ શ્રેષ્ઠ દક્ષિણાઓવાળો ઉત્તમ રાજસૂય યજ્ઞ કર્યો હતો જેમા મોટા મનવાળા યાદવેન્દ્ર ભગવાન શ્રીકૃષ્ણ સાક્ષાત્ પ્રકટ હતા અને પૂર્ણ વિદ્યાઓવાળા દ્રોણાચાર્ય વગેરે બ્રાહ્મણો હતા, છતા યજ્ઞને બરાબર પૂર્ણ કર્યા પછી માત્ર એક જ મહિને પાડવોએ અતિ મહાન કષ્ટ તથા ભયકર વનવાસ મેળવ્યો હતો, દ્રૌપદીને પીડા થઈ હતી, જુગારમા હાર થઈ હતી અને વનવાસમા મોટુ કષ્ટ ભોગવવુ પડ્યુ હતુ, તો એ યજ્ઞનુ ફળ ક્યા ગયુ? વળી મહાત્મા સર્વ પાડવોએ વિરાટ રાજાનુ દાસપણુ કર્યુ હતુ, ને (તે સમયે) સ્ત્રીઓમા શ્રેષ્ઠ દ્રૌપદીને કીચકે અત્યત દુ ખી કરી હતી, તો શુદ્ધ ચિત્તવાળા બ્રાહ્મણોના આશીર્વાદો ક્યા ગયા? ને તે સકટવેળા વાસુદેવ શ્રીકૃષ્ણની ભક્તિ ક્યા ગઈ? તે વેળા સુદર વર્ણવાળી સાધ્વી દ્રૌપદીના જ્યારે વાળ ખેચાયા હતા ત્યારે કોઈએ પણ તે બાળા દ્રુપદ પુત્રીની રક્ષા કરી ન હતી દેવોના ઈશ્વર શ્રીકૃષ્ણ તથા ધર્મપુત્ર યુધિષ્ઠિર હોવા છતા એમા શુ કારણ ધારવુ? (આનો ઉત્તર જ આ છે કે,) તેમા રાજસૂય યજ્ઞરૂપ ધર્મ વિષે કાઈક ભૂલ થઈ હોય તે જ કારણ હોવુ જોઈએ સિવાય જો 'નસીબ જ તેમા કારણ હોય' એમ કહેવાય તો તે યજ્ઞ સબધી શાસ્ત્ર જ નિષ્ફળ થાય, તેમ જ વેદના મત્રો અને બીજા (ઉપાયો વગેરે) પણ વ્યર્થ થાય, એમા સશય નથી 'જે થવાનુ હોય તે થાય છે' એવુ વચન જો (તેમા) પ્રમાણ ઠરે, તો સર્વ સાધન નિષ્ફળ થાય, ઉપાય નિરર્થક બને, વેદશાસ્ત્રાદિ આગમ કેવળ અર્થવાદરૂપે જ (માત્ર વખાણ પૂરતા) થાય, સર્વ ક્રિયાઓ નકામી થાય અને સ્વર્ગ માર્ગનુ તપ તથા વર્ણધર્મ પણ વ્યર્થ થાય વળી નસીબને જ હૃદયમા રખાય, સર્વ પ્રમાણો

* આ અધ્યાયમા જેનાથી મનુષ્ય મુક્ત થાય છે તે અબાયજ્ઞનો મહાન વિધિ બતાવ્યાથી શ્લોકોની બરાબર કહેવાશે.

વ્યર્થ થાય, માટે નસીબ અને ઉપાય—બન્નેને અવશ્ય માનવા જોઈએ કર્મ કર્યા છતા ફળ જો ઊલટુ થાય, તો પડિતોના મુકુટરૂપ વિદ્વાનોએ (તે કર્મમા કઈ) ભૂલ કે દોષ માનવા જ જોઈએ કર્મ કરનારા વિદ્વાનોએ તે તે કર્મને કર્તાના, મન્ત્રના તથા દ્રવ્યના ભેદથી અનેક પ્રકારે કહ્યુ છે જેમ પૂર્વે ઇદ્રે વિશ્વરૂપને ગુરુ તરીકે સ્વીકાર્યો હતો, ત્યારે તે વિશ્વરૂપે માતાનુ હિત કરવા (એટલે મોસાળ પક્ષના દૈત્યોનુ હિત કરવા) 'દેવો તથા દાનવોનુ કલ્યાણ થાઓ' એમ વારવાર કહી ઊલટુ કર્મ કર્યુ હતુ અને માતાના પક્ષના તે અસુરોનુ પણ રક્ષણ કર્યુ હતુ પછી દૈત્યોને અત્યત બળવાન થયેલા જોઈ ઇદ્ર તે વેળા કોપ્યો હતો અને વજ્ર વડે તે વિશ્વરૂપનુ મસ્તક એકદમ કાપ્યુ હતુ તે જ પ્રમાણે આ (પાડવોના યજ્ઞ)મા કર્તાના ભેદથી ક્રિયામા થયેલી કઈક ભૂલ અવશ્ય માનવી જ જોઈએ જો ક્રિયામા ભૂલ ન થઈ હોય, તો (ફળપ્રાપ્તિમા ધાર્યા કરતા અધિકતા જોવામા આવે છે, જેમ કે) દ્રુપદ રાજાએ દ્રોણાચાર્યનો નાશ કરવા પુત્રની ઉત્પત્તિ સારુ રોષથી ક્રિયા કરી હતી, તોપણ (તે ક્રિયા સર્વાંશપૂર્ણ હતી, તે) વેદિકામાથી ધૃષ્ટદ્યુમ્ન જન્મ્યો હતો, ને (વધારામા) દ્રૌપદી પણ જન્મી હતી (એટલે એક પુત્ર ઉપરાત પુત્રી પણ થઈ હતી) પૂર્વે દશરથ રાજાએ પણ પુત્ર માટે જ્યારે યજ્ઞ કર્યો હતો, ત્યારે (પણ કર્મમા સર્વાંશપૂર્ણતા હોવાથી) પુત્રરહિત તેને ચાર પુત્રો (પ્રાપ્ત) થયા હતા, માટે યુક્તિથી ક્રિયા જો (સર્વાંશપૂર્ણ) કરી હોય, તો તે સર્વાંશે સિદ્ધિ આપનારી થાય છે, પણ હે શ્રેષ્ઠ રાજા! (તે જ ક્રિયા) જો અયુક્તિથી અપૂર્ણ કે ખામીવાળી કરી હોય તો ખરેખર અવળી થાય છે જેમ પાડવોના યજ્ઞમા કઈક ખામી રહેલી હોવાથી ઊલટુ ફળ મળ્યુ હતુ અને તેથી જ તેઓ જુગારમા હાર્યા હતા હે રાજન્! ધર્મપુત્ર યુધિષ્ઠિર સત્યવાદી હતા, દ્રૌપદી સાધ્વી હતા અને બીજા નાના ભાઈઓ સારા હતા (છતા યજ્ઞ કર્યા પછી તેઓ દુ ખી થયા હતા, તેનુ કારણ યજ્ઞકર્મમા થયેલી ખામી જ સભવે છે) અથવા ખરાબ દ્રવ્યોના યોગથી યજ્ઞમા ખામી થયેલી હોવી જોઈએ અથવા તેઓએ અભિમાન સહિત યજ્ઞ કરેલો હોવો જોઈએ અને તેથી જ તેમાથી દોષ ઊભો થયો હશે માટે હે મહારાજ! સાત્ત્વિક યજ્ઞ ખરેખર દુર્લભ કહ્યો છે, એ મહાયજ્ઞ વૈખાનસ મુનિઓને જ કરવા માટે (શાસ્ત્રકારોએ) કહેલો છે (કેમ કે તે લોકોથી જ તે બની શકે છે) જે (વૈખાનસ) તપસ્વીઓ કાયમ સાત્ત્વિક ભોજન જ કરે છે, જે ન્યાયથી મેળવેલુ, ઋષિઓને હિતકારી, વનમા થયેલુ અને સારી રીતે સસ્કાર કરેલુ હોય છે* હે રાજન્! જે યજ્ઞો પુરોડાશ પરાયણ હોય, (એટલે જેમા બલિદાન તરીકે જવના રોટલાનો જ ઉપયોગ હોય, પશુનો નહિ અને તેથી જ) પશુ બાધવાના ખીલાઓથી રહિત હોય, મત્રો ચ્ચારપૂર્વક કરાતા હોય અને અધિક શ્રદ્ધાથી યુક્ત હોય, તે શ્રેષ્ઠ યજ્ઞોને સાત્ત્વિક કહ્યા છે, પણ જે પુષ્કળ દ્રવ્યોવાળા હોય, પશુ બાધવાના ખીલાઓથી યુક્ત હોય અને સારી રીતે સસ્કાર કરેલા હોય તે યજ્ઞોને રાજસ કહ્યા છે ને અભિમાન સહિત તે યજ્ઞોને ક્ષત્રિયોએ તથા વૈશ્યોએ કરવાના હોય છે, અને ક્રોધ સહિત મદને વધારનારા, ક્રોધથી યુક્ત સસ્કાર કરેલા તથા ક્રૂર તામસ યજ્ઞો દાનવોએ કરવાના હોય છે, એમ મહાત્માઓએ કહ્યુ છે પણ મોક્ષને ઇચ્છતા વિરક્ત મહાત્મા મુનિઓને સાધનયુક્ત માનસયજ્ઞ જ કરવાનો કહ્યો છે કેમ કે બીજા સર્વ યજ્ઞોમા દ્રવ્યોથી, શ્રદ્ધાથી, ક્રિયાથી, બ્રાહ્મણોથી અથવા દેશ, કાળ કે જુદા જુદા દ્રવ્યોના સમગ્ર સાધનોથી કઈક પણ ખામી હોય જ છે, એટલે માનસયજ્ઞ જેવો (સર્વાંશે) પૂર્ણ થાય છે, તેવો બીજો યજ્ઞ પૂર્ણ થતો નથી (તે માનસયજ્ઞમા) મનને શુદ્ધ અને ગુણરહિત કરવુ જોઈએ, કેમ કે મન શુદ્ધ હોય છે, તો દેહ શુદ્ધ જ છે, એમા સશય નથી ઇદ્રિયોના વિષયોથી છૂટેલુ મન જ્યારે પવિત્ર થયુ હોય, ત્યારે મનુષ્ય તે માનસયજ્ઞનો અધિકારી થાય છે (એટલે મન શુદ્ધ થાય) ત્યારે એ (માનસયજ્ઞનો અધિકારી) મનુષ્ય અનેક યોજનના વિસ્તારવાળો (માનસ) મડપ કરી તે મડપને યજ્ઞમા ઉપયોગી વૃક્ષોથી બનેલા લીસા ને મોટા સ્તભોથી યુક્ત કલ્પે અને તેમા નિર્મળ વેદિકાને મનથી કલ્પે તે જ પ્રમાણે અગ્નિઓને પણ મનથી જ વિધિ પ્રમાણે સ્થાપી દે વળી બ્રાહ્મણોનુ

* માટે તેઓથી જ સાત્ત્વિક યજ્ઞ થઈ શકે છે

જોઈ ચતુર વિદ્વાનોએ બરાબર આ અનુમાન કરવું જોઈએ; તેમ જ અન્વય તથા વ્યતિરેકથી નિશ્ચય કરવો જોઈએ કે આ (પ્રથમ ગણાવેલા) લોકોએ સર્વ પુરુષાર્થરૂપ ફળ આપનારા શિવાદેવીને પૂજ્યા નથી અને આ (બીજા ગણાવેલા) લોકોએ અંબિકા કાયમ પૂજ્યાં છે, જેથી આ (બીજા વર્ગના) સર્વ લોકો આ સંસારમાં સુખી છે, એમાં સંશય નથી.'

વ્યાસ બોલ્યા : હે રાજન્ ! એમ ત્યાં મુનિઓના સમાગમમાં લોમશના મુખથી દેવીનું અતિ ઉત્તમ માહાત્મ્ય મેં સાંભળ્યું હતું. હે પુરુષશ્રેષ્ઠ રાજેન્દ્ર ! એ વિચારી પરમ ભક્તિથી ને પ્રીતિથી હમેશાં દેવીનું પૂજન કરવું ૧—૫૮

**इति संचिन्त्य राजेन्द्र कर्तव्यं च सदार्चनम् ।**
**भक्त्या परमया देव्याः प्रीत्या च पुरुषर्षभ ॥५८॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં તૃતીય સ્કંધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૨ મો*

### અંબા-યજ્ઞવિધિ

राजोवाच

**वद यज्ञविधिं सम्यग् देव्यास्तस्याः समंततः ।**
**श्रुत्वा करोम्यहं स्वामिन् यथाशक्ति ह्यतन्द्रितः ॥१॥**

રાજાએ પૂછ્યું હે સ્વામિન્ ! તે દેવીના યજ્ઞનો વિધિ બરાબર સંપૂર્ણ તમે મને કહો, જેને સાંભળી હું આળસરહિત થઈ શક્તિ પ્રમાણે તે કરું તેમાં ચોક્કસ પ્રકારે પૂજનનો વિધિ, મંત્રો તથા હોમવાનું દ્રવ્ય શું હોય છે? બ્રાહ્મણોની સંખ્યા કેટલી અને દક્ષિણા કેટલી હોવી જોઈએ?

વ્યાસ બોલ્યા હે રાજન્ ! દેવીનો યજ્ઞ હું વિધિથી કહું છું, તે તમે સાંભળો હરકોઈ કર્મ શાસ્ત્રમાં કહેલા વિધિથી સાત્ત્વિક, રાજસ ને તામસ એમ ત્રણ પ્રકારે જાણવું તેમાં મુનિઓનું કર્મ સાત્ત્વિક, રાજાઓનું રાજસ અને રાક્ષસોનું તામસ કહ્યું છે જ્ઞાનીઓનું કર્મ ગુણરહિત હોય અને મુક્ત થયેલા (જીવન્મુક્તો)-નું કર્મ જ્ઞાનમય હોય છે, તે હું તમને વિસ્તારથી કહું છું જેમાં દેશ, કાળ, દ્રવ્ય, મંત્રો, બ્રાહ્મણો તથા શ્રદ્ધા સાત્ત્વિક હોય તે યજ્ઞને સાત્ત્વિક કહે છે. હે રાજા ! દ્રવ્યશુદ્ધિ, ક્રિયાશુદ્ધિ તથા મંત્રશુદ્ધિ જો હોય, તો પૂર્ણ ફળ થાય છે, નહિ તો પૂર્ણ ફળ મળતું નથી. અન્યાયથી મેળવેલા દ્રવ્ય વડે જો પુણ્યકર્મ કર્યું હોય, તો આ લોકમાં કીર્તિ મળતી નથી ને પરલોકમાં તેનું ફળ પણ મળતું નથી; માટે ન્યાયમાર્ગે મેળવેલા દ્રવ્યથી જ પુણ્યકર્મ કરવું, જેથી તે કર્મ, યશ, પરલોક તથા સુખ માટે થાય છે હે રાજેન્દ્ર ! તમે જાણો જ છો કે, પાંડવોએ સંપૂર્ણ શ્રેષ્ઠ દક્ષિણાઓવાળો ઉત્તમ રાજસૂય યજ્ઞ કર્યો હતો જેમાં મોટા મતવાળા યાદવેન્દ્ર ભગવાન શ્રીકૃષ્ણ સાક્ષાત્ પ્રકટ હતા અને પૂર્ણ વિદ્યાઓવાળા દ્રોણાચાર્ય વગેરે બ્રાહ્મણો હતા; છતાં યજ્ઞને બરાબર પૂર્ણ કર્યા પછી માત્ર એક જ મહિને પાંડવોએ અતિ મહાન કષ્ટ તથા ભયંકર વનવાસ મેળવ્યો હતો, દ્રૌપદીને પીડા થઈ હતી; જુગારમાં હાર થઈ હતી અને વનવાસમાં મોટું કષ્ટ ભોગવવું પડ્યું હતું; તો એ યજ્ઞનું ફળ ક્યાં ગયું? વળી મહાત્મા સર્વ પાંડવોએ વિરાટ રાજાનું દાસપણું કર્યું હતું, ને (તે સમયે) સ્ત્રીઓમાં શ્રેષ્ઠ દ્રૌપદીને કીચકે અત્યંત દુ:ખી કરી હતી; તો શુદ્ધ ચિત્તવાળા બ્રાહ્મણોના આશીર્વાદો ક્યાં ગયા? ને તે સંકટવેળા વાસુદેવ શ્રીકૃષ્ણની ભક્તિ ક્યાં ગઈ? તે વેળા સુંદર વાળવાળી સાધ્વી દ્રૌપદીના જ્યારે વાળ ખેંચાયા હતા, ત્યારે કોઈએ પણ તે બાળા દ્રુપદપુત્રીની રક્ષા કરી ન હતી દેવોના ઈશ્વર શ્રીકૃષ્ણ તથા ધર્મપુત્ર યુધિષ્ઠિર હોવા છતાં એમાં શું કારણ ધારવું? (આનો ઉત્તર જ આ છે કે,) તેમાં રાજસૂય યજ્ઞરૂપ ધર્મ વિષે કાંઈક ભૂલ થઈ હોય તે જ કારણ હોવું જોઈએ સિવાય જો 'નસીબ જ તેમાં કારણ હોય' એમ કહેવાય તો તે યજ્ઞ સંબંધી શાસ્ત્ર જ નિષ્ફળ થાય, તેમ જ વેદના મંત્રો અને બીજા (ઉપાયો વગેરે) પણ વ્યર્થ થાય, એમાં સંશય નથી. 'જે થવાનું હોય તે થાય છે' એવું વચન જો (તેમાં) પ્રમાણ ઠરે, તો સર્વ સાધન નિષ્ફળ થાય, ઉપાય નિરર્થક બને, વેદશાસ્ત્રાદિ આગમ કેવળ અર્થવાદરૂપે જ (માત્ર વખાણ પૂરતા) થાય, સર્વ ક્રિયાઓ નકામી થાય અને સ્વર્ગ માટેનું તપ તથા વર્ણધર્મ પણ વ્યર્થ થાય વળી નસીબને જ હૃદયમાં રખાય, સર્વ પ્રમાણો

* આ અધ્યાયમાં જેનાથી મનુષ્ય મુક્ત થાય છે તે અંબાયજ્ઞનો મહાન વિધિ હોવાથી શ્લોકોની બરાબર જોવાશે.

વરણ પણ તે જ પ્રમાણે કરી, બ્રહ્મા, અધ્વર્યુ, હોતા, પ્રસ્તોતા, ઉદ્દગાતા, પ્રતિહર્તા અને બીજા જે ઉત્તમ સભ્ય બ્રાહ્મણોને મનથી જ કલ્પ્યા હોય, તેઓનુ કાળજીથી વિધિપૂર્વક મન વડે જ પૂજન કરે પ્રાણ, અપાન, વ્યાન, સમાન તથા ઉદાન આ પાચ વાયુ ઓને જ વેદિકામા અગ્નિ તરીકે વિધિથી સ્થાપવા, તે સમયે પ્રાણને ગાર્હપત્ય અગ્નિ તરીકે, અપાનને આહવનીય અગ્નિ તરીકે, વ્યાનને દક્ષિણાગ્નિ તરીકે, સમાનને આવસથ્યક અગ્નિ તરીકે અને ઉદાનને સભ્ય અગ્નિ તરીકે કહ્યો છે આ પરમ શ્રેષ્ઠ વાયુઓને અગ્નિઓરૂપે કલ્પવા અને પરમ પવિત્ર નિર્ગુણદ્રવ્ય પણ મનથી જ કલ્પવુ તે વેળા મન જ હોતારૂપ હોય અને યજમાન તે જ હોય, એ (માનસ) યજ્ઞના અધિપતિ દેવ સનાતન નિર્ગુણ બ્રહ્મ જ હોય છે, તેમ જ કાયમ વૈરાગ્ય આપનારા, મગલમૂર્તિ બ્રહ્મ વિદ્યારૂપ, સર્વના આધારરૂપ, અને બધે વ્યાપી રહેલા જે નિર્ગુણ શક્તિ છે, તે જ (એ યજ્ઞના) ફળ આપ નારા હોય છે, તેમન ઉદ્દગાતા દ્વિજવર્ગ— બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યે તે તે (માનસ) દ્રવ્યનો પ્રાણરૂપ અગ્નિ ઓમા હોમ કરવો અને પછી હે રાજા ! ચિત્તને આલ બનરહિત કરી પ્રાણોને પણ કુડલિનીના મુખમાર્ગે (સુષુમ્ણા નાડીના છિદ્ર દ્વાર) સનાતન બ્રહ્મમા હોમી દેવા, પછી સ્વભાવથી સાક્ષાત્ પોતાના આત્મા રૂપ મહેશ્વરીનુ સમાધિયોગ વડે જ પોતાના ચિત્તમા નિરાકુલ થઈ ધ્યાન કરવુ પ્રાણીમાત્રનો આત્મારૂપ થયેલો (પુરુષ) જ્યારે પોતાના આત્માને સર્વ ભૂતોમા રહેલો જુએ અને સર્વ ભૂતોને પોતાના આત્મા મા રહેલા જુએ, ત્યારે તે શિવા ભગવતીના દર્શન કરે છે, એમ સચ્ચિદાનદ સ્વરૂપ ભગવતીના દર્શન કરી જ્યારે તે બ્રહ્મવેત્તા થાય છે ત્યારે હે રાજા ! માયા વગેરે બધુ બળી જાય છે, પછી માત્ર પ્રારબ્ધકર્મ હોય ત્યા સુધી (તે) દેહ રહે છે તે સમયે પુરુષ જીવન્મુક્ત થાય છે અને તે મરે છે ત્યારે મોક્ષ પામે છે હે તાત ! એમ જગદબાને જે ભજે છે, તે કૃતાર્થ થાય છે, માટે ગુરુના કહેવા પ્રમાણે મોટા પ્રયત્નથી ભુવનેશ્વરીનુ ધ્યાન, શ્રવણ તથા મનન કરવુ હે રાજન્ ! એમ કરેલો તે ધ્યાનયજ્ઞ મોક્ષ આપનાર થાય છે, એમા સશય નથી, બીજા સકામ યજ્ઞો તો નાશવત જ હોય છે (જેમ કે) 'સ્વર્ગ ઈચ્છનારે અગ્નિષ્ટોમ યજ્ઞથી વિધિ પ્રમાણે યજન કરવુ' આવી વેદની આજ્ઞા વિદ્વાનો કહે છે, તેમ જ 'પુણ્ય નાશ પામતા પાછા મૃત્યુલોકમા દાખલ થાય છે,' એમ પણ બુદ્ધિશાળી વિદ્વાનો કહે છે, માટે માનસયજ્ઞ જ શ્રેષ્ઠ અને અવિનાશી છે, પરન્તુ વિજય ઈચ્છતા રાજાથી આ (માનસ) યજ્ઞ થાવી શકાતો નથી અને તામસ સર્પયજ્ઞ તો હમણા જ પ્રથમ તમે કર્યો છે હે રાજન્ ! (એ તામસ યજ્ઞ દ્વારા) તમે દુષ્ટાત્મા તક્ષકનુ વેર વાળ્યુ છે, જેના માટે બીજા કરોડો સર્પોને અગ્નિમા તમે બાળી નાખ્યા છે, માટે હવે હે શ્રેષ્ઠ રાજા ! તમે વિશાળ દેવીનો યજ્ઞ વિધિપૂર્વક કરો, જે યજ્ઞને પૂર્વે સૃષ્ટિની આદિમા વિષ્ણુએ કર્યો હતો, હે રાજેન્દ્ર ! તે યજ્ઞ તમે કરો હુ તમને તેનો વિધિ કહુ છુ એ વિધિને જાણનાર, વેદવેત્તાઓમા શ્રેષ્ઠ, માયાબીજનુ વિધાન જાણનાર અને મત્રમાર્ગમા કુશળ જે બ્રાહ્મણો છે, તેઓ એ યજ્ઞને કરાવનારા થશે અને તમે જ યજમાન થાઓ હે મહારાજ ! વિધિથી એ યજ્ઞ કરી તે યજ્ઞથી મેળવેલુ પુણ્ય અર્પણ કરી દુર્ગતિમા ગયેલા પોતાના પિતાનો તમે ઉદ્ધાર કરો હે નિર્દોષ રાજા ! બ્રાહ્મણના અપમાનથી થયેલુ પાપ ટાળવુ મુશ્કેલ હોઈ નરક આપનાર થાય છે, તેમ જ તમારા પિતાએ પણ શાપથી થતો દોષ મેળવ્યો હતો વળી સર્પ કરડવાને લીધે રાજાઓ દુષ્ટ મરણ પ્રાપ્ત કર્યુ છે અને તે મૃત્યુ પણ અતરિક્ષમા થયુ છે પૃથ્વી પર કે દર્ભની શય્યા પર થયુ નથી, અથવા સગ્રામમા કે ગગામા પણ થયુ નથી, પરન્તુ હે કુરુવશી રાજા—! તમારા પિતાનુ મરણ સ્નાનદાનાદિ વિના તે રાજમહેલ ઉપર થયુ હતુ હે ઉત્તમ રાજા ! નરકના સર્વ નિગ્રહ સાધનો ભલે હોય, તોપણ તેમા અતિ દુર્લભ એક જ સાધન જો હોય તોયે મનુષ્ય મુક્ત થાય છે, પરન્તુ તારા પિતાથી તો તે એકે સાધન પણ થયુ નથી પ્રાણી જ્યા જ્યા રહ્યો હોય ત્યા ત્યા કાળને આવેલો જાણી, સાધનોનો ભલે અભાવ હોય અને પોતે પરવશ હોઈ અતિ સકટમા આવી પડ્યો હોય, તોપણ નિર્મળ મનથી આનો જો વૈરાગ્ય પામે કે, 'આ દેહ પાચ ભૂતોરૂપ છે, આમા મને દુ ખ આપનાર શુ છે?

ઈચ્છા થાય તેમ ભલે તે આજે જ પડી જાઓ, હુ, તો મુક્ત, નિર્ગુણ તથા અવિનાશી છુ, બીજા તત્ત્વો નાશવત જ છે, તેમા શોક શો ? હુ તો કાયમ મુક્ત સનાતન બ્રહ્મ છુ, સસારી નથી, દેહ સાથેનો મારો સબધ કર્મોએ કરાવ્યો છે, તે સર્વ શુભ—અશુભ કર્મોને સુખદુખનુ સાધન એવા આ મનુષ્યદેહથી મે ભોગવી લીધા છે, એટલે અતિ ભયકર તથા ઘોર આ સસારરૂપ સકટથી પણ હુ મુક્ત છુ ' આમ વિચારતો જે મનુષ્ય સ્નાનદાનાદિથી રહિત હોય છતા જો મરણ પામે, તોય જન્મના દુ ખથી તે છૂટી જાય છે, કેમ કે આ સ્થિતિને સર્વોત્કૃષ્ટ કહી છે અને તે યોગીઓને પણ દુર્લભ છે હે રાજાઓમા સિહ જેવા ! તારા પિતાએ બ્રાહ્મણે કરેલો શાપ સાભળી દેહ ઉપર મમતા કરી હતી, પણ તે વૈરાગ્ય પામ્યો ન હતો 'મારો આ દેહ નીરોગી છે અને રાજ્ય નિષ્કટક છે, તો હું મારી ઈચ્છા પ્રમાણે કઈ રીતે જીવુ ? મત્રને જાણનારાઓને લાવો ' (એમ કહી) તે રાજાએ તે વેળા ઓષધ, મણિ, મત્ર તથા શ્રેષ્ઠયત્ર કર્યા હતા ને પોતે મહેલ ઉપર ચઢી ગયા હતા પણ તેમણે સ્નાન, દાન કે દેવીનુ સ્મરણ કર્યું ન હતુ, પૃથ્વી પર શયન કર્યું ન હતુ અને દૈવને શ્રેષ્ઠ માની વૈરાગ્ય પણ વર્યો ન હતો તેથી ભયકર મોહસમુદ્રમા ડૂબેલા તમારા પિતા કલિયુગના સબધથી તાપસના અપમાનવી વધારુ પાપ કરી મહેલ ઉપર સર્પ દ્વારા હણાઈને મરણ પામ્યા હતા આ આચરણોથી જ તેમને અવશ્ય નરક જ મળેલુ હોવુ જોઈએ, માટે હે ઉત્તમ રાજા ! તે પાપથી તમારા પિતાનો ઉદ્ધાર કરો

સૂત બોલ્યા અમાપ તેજવાળા વ્યાસનુ એવુ વચન સાભળી જનમેજય રાજા આસુ ભરેલા કઠવાળો થઈ અત્યત દુ ખથી પીડાઈ રહ્યો (અને તે વિલાપ કરવા લાગ્યો કે,) 'મારા પિતાજી હજી નરકમા છે, તો આ મારા જીવિતને ધિક્કાર હો હવે હું એવુ કરુ કે જેથી ઉત્તાનના પુત્ર (મારા પિતા) આજે જ સ્વર્ગમા જાય ' ૧—૭૮

**धिगिद जीवित मेऽद्य पिता मे नरके स्थित ।**
**तद् करोमि यथैवाद्य स्वर्ग यात्युत्तरासुतः ॥७८॥**

અધ્યાય ૧૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૩ મો+

## વિષ્ણુએ કરેલો દેવીનો યજ્ઞ

राजोवाच

**हरिणा तु कथ यज्ञ कृतः पूर्वं पितामह ।**
**जगत्कारणरूपेण विष्णुना प्रभविष्णुना ॥ १ ॥**

જનમેજય રાજાએ પૂછ્યુ હે દાદા ! વ્યાસ ! જગતના કારણરૂપ, મહાપ્રભાવશાળી અને વ્યાપક શ્રીહરિએ પૂર્વે શા માટે યજ્ઞ કર્યો હતો ? હે મહાબુદ્ધિમાન ! તેમા સહાયક કોણ હતા અને વેદનુ તત્ત્વ જાણનારા યાજ્ઞિક બ્રાહ્મણો કયા હતા ? હે પરતપ ! તે તમે મને કહો વિષ્ણુએ કરેલો દેવીનો યજ્ઞ સાભળ્યા પછી હુ પણ સાવધાન થઈ શાસ્ત્રોક્ત કર્મથી તે યજ્ઞ કરીશ

વ્યાસ બોલ્યા હે મહાભાગ્યશાળી રાજા ! ભગવાન વિષ્ણુએ વિધિપૂર્વક જે રીતે યજ્ઞ કર્યો હતો, તે પરમ અદ્‌ભુત વિસ્તાર તમે સાભળો જે વેળા ત્રણ શક્તિઓ આપીને બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રને દેવીએ વિદાય કર્યા ત્યારે તે પુરુષો થઈ ગયા ને શ્રેષ્ઠ વિમાનમા બેઠા પછી તે ત્રણે ઉત્તમ દેવો ઘોર મહાસાગરમા આવ્યા ને ત્યા રહેવા માટે પૃથ્વી ઉત્પન્ન કરી, સ્થાનો કર્યા ને ત્યા રહ્યા પછી દેવીએ પોતે પોતાની અચલ આધારશક્તિ મૂકી ત્યારે (મધુ—કૈટભના) મેદવાળી પૃથ્વી સ્થિર થઈ હતી મધુ—કૈટભના મેદના સયોગથી તે મેદિની કહેવાઈ, ધારણ કરવાને લીધે 'ધરા' કહેવાઈ વિસ્તારના યોગથી 'પૃથ્વી' કહેવાઈ, અને અત્યત મોટી હોવાથી 'મહી' કહેવાઈ તે પૃથ્વીને શેષનાગના મસ્તક પર મૂકવામા આવી અને તેને ધારણ કરવા મોટા વિસ્તારવાળા સર્વ પર્વતો કરવામા આવ્યા જેમ લાકડામા લોઢાના ખીલા નાખવામા આવે, તેમ એ પર્વતોને (પૃથ્વીમા) નાખ્યા છે અને તેથી જ હે મહારાજ ! પડિત લોકો પર્વતોને 'મહીધર' કહે છે તેમા અનેક યોજનના વિસ્તારવાળા મેરુ પર્વત ને સુવર્ણમય પરમ અદ્‌ભુત તથા મણિમય શિખરોથી શોભિતો કર્યો છે પછી મરીચિ, નારદ, અત્રિ, પુલસ્ત્ય,

+ ૧ આ અધ્યાયમા સાડત્રીસ શ્લોકોથી વિષ્ણુએ પોતાને માટે દેવીના યજ્ઞ કેવી રીતે કર્યા, એ કથા કહેવાઈ

પુલહ, ક્રતુ, દક્ષ ને વસિષ્ઠ આ બ્રહ્માના પ્રસિદ્ધ પુત્રો થયા તેઓમા મરીચિના કશ્યપ થયા ને દક્ષની તેર કન્યાઓથી અનેક દેવો તથા દૈત્યો થયા પછી મનુષ્યો, પશુઓ, સર્પો આદિ જાતિઓના ભેદોથી અનેક પ્રકારે ઘણી વિસ્તાર પામેલી કશ્યપની સૃષ્ટિ ચાલુ થઈ પછી બ્રહ્માના દેહના અર્ધા (જમણા) ભાગમાથી 'સ્વાયંભુવ' મનુ તથા (અર્ધા) ડાબા ભાગમાથી 'શતરૂપા' નામે સ્ત્રી ઉત્પન્ન થઈ તેના પ્રિયવ્રત ને ઉત્તાનપાદ નામે બે પુત્રો થયા અને શ્રેષ્ઠ નિતંબો વાળી તથા ઘણી સુદર ત્રણ કન્યાઓ ઉત્પન્ન થઈ એમ સૃષ્ટિ ઉત્પન્ન કરીને ભગવાન બ્રહ્માએ મેરુ પર્વતના શિખર પર મનોહર બ્રહ્મલોક કર્યો ભગવાન વિષ્ણુએ લક્ષ્મીને આનદ ઉપજાવનાર અતિશય સુદર અને સર્વ લોકોની ઉપર રહેલુ 'વૈકુઠ' નામનુ ઉત્તમ ક્રીડાસ્થાન કર્યું, તેમ જ શકરે પણ કૈલાસ નામનુ શ્રેષ્ઠ સ્થાન કર્યું ને ત્યા ભૂતગણોને મેળવી પોતાની ઈચ્છા પ્રમાણે તે આનદ કરવા લાગ્યા મેરુના શિખર પર સ્વર્ગ નામે ત્રીજો લોક રચાયો અને જાતજાતના રત્નોથી શોભીતુ તે સ્થાન દેવોના ઇદ્રનુ થયુ પછી સમુદ્રને મથવાથી 'પારિજાત'નામે ઉત્તમ કલ્પવૃક્ષ મળી આવ્યુ અને ચાર દાતવાળો (ઐરાવત) હાથી, કામનાઓ આપનારી કામધેનુ, ઉચ્ચૈ:શ્રવા ઘોડા તથા રભા વગેરે અપ્સરાઓ પ્રાપ્ત થઈ, તે બધુ ઇદ્રે લીધુ, જેથી તેઓ સ્વર્ગને શોભાવનાર થયા ધન્વતરિ તથા ચદ્રમા એ બન્ને દેવો સમુદ્રમાથી ઉત્પન્ન થયા, જેઓ પોતાના સેવકગણોથી વીંટાઈ સ્વર્ગમા રહીને હજી પણ પ્રકાશી રહ્યા છે હે શ્રેષ્ઠ રાજા! એમ દેવ, પશુ, પક્ષી તથા મનુષ્ય આદિ ભેદથી ત્રણ પ્રકારે થયેલી સૃષ્ટિ અનેક પ્રકારે રચાઈ છે પોતપોતાના કર્મોથી યુક્ત એ જીવો અડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ તથા જરાયુજ એમ ચાર ભેદોથી જન્મ્યા છે એમ સૃષ્ટિને પામી, બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર એ સર્વ દેવો પોતપોતાના સ્થાનોમા ઇચ્છાનુસાર આનદ કરવા લાગ્યા મહાનસમર્થ ભગવાન વિષ્ણુ એમ સૃષ્ટિ ચાલુ થઈ ત્યારે મહાલક્ષ્મી સાથે પોતાના વૈકુઠ ભુવનમા આનદ કરી રહ્યા હતા.

એક સમયે વૈકુઠમા રહેલા વિષ્ણુએ પૂર્વે જ્યા મહામાયાના દર્શન કરી શુભ મત્ર મેળવ્યો હતો, તે સુધાસમુદ્રમા રહેલો મણિસુશોભિત મણિદ્વીપ યાદ કર્યો અને જેમણે પોતાને સ્ત્રીપણુ પમાડયુ હતુ, તે પરમ શક્તિને યાદ કરી લક્ષ્મીપતિ વિષ્ણુએ દેવીનો યજ્ઞ કરવા મન કર્યું પછી પોતાના તે ભુવનમાથી ઊતરી મહેશ્વર, બ્રહ્મા, વરુણ, ઇદ્ર, કુબેર, અગ્નિ, યમ, વસિષ્ઠ, કશ્યપ, દક્ષ, વામદેવ તથા બૃહસ્પતિને બોલાવી યજ્ઞ માટે મોટા વૈભવ સહિત સાત્ત્વિક તથા સુદર ઘણી મોટી સામગ્રી તૈયાર કરી તેમ જ ત્યા કારીગરો પાસે વિશાળ મડપ કરાવ્યો, ઉત્તમ વ્રતવાળા સત્યાવીસ ઋત્વિજોનુ વરણ કર્યું અગ્નિચયન તથા મોટા વિસ્તાર વાળી વેદિકાઓ કરાવી બ્રાહ્મણો દેવીના બીજ સહિત મત્રો જપવા લાગ્યા અને વિધિ પ્રમાણે તૈયાર કરેલા હોમ–દ્રવ્યો સારી રીતે હોમવા લાગ્યા પછી એ વિશાળ હોમ થઈ રહ્યો, ત્યારે સુદર સ્વરવાળી તથા મધુર અક્ષરવાળી શરીર વિનાની (આકાશ) વાણીએ વિષ્ણુને સબોધી કહ્યુ 'હે વિષ્ણુ! હે હરિ! તમે દેવોમા કાયમ અતિ શ્રેષ્ઠ થાઓ અને દેવોમા પણ માન્ય, પૂજ્ય તથા સમર્થ થાઓ ઇદ્ર સહિત બ્રહ્માદિ સર્વ દેવો તમને પૂજશે હે વિષ્ણુ! પૃથ્વી પર ચારે બાજુના મનુષ્યો તમારા પર અત્યત ભક્તિવાળા થશે અને તમે બધા મનુષ્યોને વરદાન દેનારા થશો, એટલુ જ નહિ, પણ સર્વ દેવોને કામના આપનારા થઈ તમે ઉત્તમ પરમેશ્વર થશો અને યજ્ઞોમા મુખ્ય તરીકે સર્વ યાજ્ઞિકો વડે પૂજવા યોગ્ય થશો તેમ જ લોકો તમારી પૂજા કરશે, તમે વરદાન દેનારા થશો અને દાનવોથી ખૂબ પીડાયેલા દેવો તમારો જ આશ્રય કરશે હે પુરુષોત્તમ! તમે બધાનુ શરણ થશો, સર્વ પુરાણોમા તથા વિસ્તાર પામેલા વેદોમા તમે અત્યત પૂજ્ય થશો અને તમારી કીર્તિ થશે, પૃથ્વી પર જ્યારે જ્યારે ધર્મ ઘટવા લાગે ત્યારે ત્યારે તરત જ અશથી અવતરી તમારે ધર્મનુ રક્ષણ કરવુ, અને તમારા જુદા જુદા અવતારો પૃથ્વી પર સારી રીતે પ્રખ્યાત થઈ મહાત્માઓને માન આપવા યોગ્ય થશે હે માધવ! જુદી જુદી યોનિઓમા (સ્વીકારેલા) સર્વ અવતારોથી તમે સર્વ લોકમા પ્રખ્યાત થશો અને દરેક અવતારમા તમારી શક્તિ તમારી સાથે જ રહેશે.

વારાહી તથા નારસિંહી વગેરે અનેક ભેદથી અનેક પ્રકારની તે શકિત મારા અશને લીધે બધુ કાર્ય સિદ્ધિ કરનારી થશે વળી તે શકિતઓ જાતજાતના હથિયારો વાળી, શુભ આકારવાળી તથા સર્વ અલકારોથી સુશોભિત હશે અને હે વિષ્ણુ ! તે શક્તિઓની સાથે રહી તમે દેવોના કાર્યો સિદ્ધ કરશો એ બધુ મે આપેલા આ વરદાનથી થશે તમારે થોડો પણ ગર્વ કરી તે શકિતઓનુ કદી અપમાન ન કરવુ પણ હરકોઈ યત્નથી તેઓનુ પૂજન તથા માન કરવુ ભરતખડ પર પ્રતિમાઓમા પૂજાયેલી તે શકિતઓ મનુષ્યની સર્વ કામનાઓ અવશ્ય આપશે હે દેવેશ્વર ! તે શકિતઓની તથા તમારી કીર્તિ પૃથ્વી પર સાતે દ્વીપોમા સર્વ સ્થળે પ્રખ્યાત થશે હે મહાભાગ ! પૃથ્વી પર સકામ મનુષ્યો પોતાની ઈચ્છા પૂર્ણ થાય તે માટે તમારુ તથા તે શકિતઓનુ કાયમ પૂજન કરશે હે હરિ ! અનેક ભાવોથી યુકત તે મનુષ્યો વેદોક્ત મત્રો તથા નામજપ દ્વારા નૈવેદ્ય અર્પણ કરી પ્રતિમાઓમા તમારુ તથા શકિતઓનુ પૂજન કરશે અને હે મધુસૂદન ! હે દેવોના પણ દેવેશ્વર ! મનુષ્યોના પૂજવાથી તમારો મહિમા પૃથ્વીલોકમા તથા સ્વર્ગલોકમા વધશે '

વ્યાસ બોલ્યા એમ વરદાન દઈ આકાશવાણી બધ પડી, એટલે ભગવાન વિષ્ણુ પણ તે સાભળી પ્રસન્નચિત્ત થયા પછી ભગવાન વિષ્ણુ વિધિ પ્રમાણે યજ્ઞ સમાપ્ત કરી, દેવોને તથા બ્રહ્માના પુત્ર મુનિઓને પણ વિદાય દઈ સેવકો સાથે વૈકુઠમા ગયા સર્વ દેવો પોતપોતાના સ્થાનોમા ગયા અને મુનિઓ પણ વિસ્મય પામી પ્રસન્નચિત્ત થઈને પરસ્પર વાતો કરતા ઈચ્છાનુસાર પોતાના આશ્રમોમા ગયા પરમ નિર્મળ અને કાનને ગમતી તે આકાશવાણી સાભળ્યા પછી દરેકને મૂલપ્રકૃતિ ભુવનેશ્વરી પર ભકિતભાવ થયો અને સર્વ બ્રાહ્મણો તથા મુનીંદ્રો ભકિતયુકત થઈ બધી કામનાઓ આપનારુ ભગવતીનુ તે વેદોક્ત પૂજન સારી રીતે કરવા લાગ્યા ૧-૫૮

**श्रुत्वा वाणीं परमविशदां व्योमजां श्रोत्ररम्यां ।**
**सर्वेषां वै प्रकृतिविषये भक्तिभावश्च जातः ॥**
**चक्रु सर्वे द्विजमुनिगणा पूजनं भक्तियुक्ता-**
**स्तस्याः कामं निखिलफलदं चागमोक्तं मुनीन्द्राः ॥**

# અધ્યાય ૧૪ મો*

## રાજા ધ્રુવસંધિનો ઇતિહાસ

जनमेजय उवाच

**श्रुतो वै हरिणा क्लृप्तो यज्ञो विस्तरतो द्विज ।**
**महिमानं तथाम्बाया वद विस्तरतो मम ॥ १ ॥**

જનમેજયે કહ્યુ હે બ્રાહ્મણ ! વિષ્ણુએ કરેલો યજ્ઞ મે વિસ્તારથી સાભળ્યો, હજી પણ અબાનો મહિમા તમે મને વિસ્તારથી કહો હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! તમારી કૃપાથી દેવીનુ ચરિત્ર સાભળી હુ પવિત્ર થઈશ અને દેવીનો સર્વોત્તમ યજ્ઞ કરીશ

વ્યાસ બોલ્યા હે રાજન્ ! દેવીનુ ઉત્તમ ચરિત્ર હુ કહુ છુ, તમે સાભળો (આ સબધી) ખૂબ લાબો પ્રાચીન ઈતિહાસ હુ કહુ છુ કોશલ દેશમા સૂર્યવંશમા જન્મેલો, પુષ્પનો પુત્ર, મહાતેજસ્વી 'ધ્રુવસધિ' નામે શ્રેષ્ઠ રાજા હતો તે રાજા ધર્માત્મા, સત્ય પ્રતિજ્ઞાવાળો, વર્ણાશ્રમના હિતમા તત્પર અને પવિત્ર વ્રત ધારી થઈ સમૃદ્ધિશાળી અયોધ્યાનગરીમા રાજ્ય કરતો હતો તેના રાજ્યમા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો તથા બીજા દ્વિજવર્ણો પોતપોતાની આજીવિકાનો આશ્રય કરી ધર્મથી રહેતા હતા વળી તેના રાજ્યમા ચોર, ચાડિયા, ધુતારા, દભી, કૃતઘ્ની કે મૂર્ખ મનુષ્યો કયાયે રહેતા ન હતા હે કુરુશ્રેષ્ઠ ! એમ વર્તતા એ રાજાને રૂપાળી હોઈ કામભોગને આપતી બે પત્નીઓ હતી પહેલી મનોરમા નામની અત્યત રૂપાળી તથા ઘણી જ વિચક્ષણ ધર્મપત્ની હતી અને બીજી પણ લીલાવતી નામની રૂપ તથા ગુણથી યુક્ત હતી તે રાજા બન્ને સ્ત્રીઓ સાથે ઘરમા રહી, બગીચાઓમા, રમવાના પર્વતો પર, વાવડીઓમા અને ઘણા પ્રકારના મહેલોમા આનદ કરતો હતો મનોરમાએ શુભ કાળે રાજાના લક્ષણોથી યુકત સુદર્શન નામના ઉત્તમ પુત્રને જન્મ આપ્યો તે પછી એક મહિને રાણી લીલાવતીએ પણ શુભ પખવાડિયામા શુભ દિવસે (શત્રુજિત નામના) સુદર પુત્રને જન્મ આપ્યો તે સમયે પુત્ર જન્મથી ખુશી થયેલા રાજાએ બાને પુત્રોના જાત-

* આ અધ્યાયમા ત્રેપન શ્લોકોથી રાજાના પ્રશ્નોના ઉત્તર કહી ભુવનેશ્વરીનો વૈભવ બરાબર રીતે કહેવાયો

કર્મોદિ સંસ્કારો કર્યા અને બ્રાહ્મણોને દાન દીધા હે રાજન્ ! તે બન્ને પુત્રો ઉપર રાજા સમાન પ્રીતિ કરતો, સ્નેહમા કદી ભેદભાવ ન કરતો શત્રુઓને તપાવનાર એ પ્રેમી શ્રેષ્ઠ રાજાએ પોતાના વૈભવ પ્રમાણે વિધિથી તે બન્ને પુત્રોનુ ચૂડાકર્મ કર્યું ચૂડાકર્મ કરવામા આવેલા તે બન્ને સુદર પુત્રો ખૂબ હર્ષપ્રદ હતા અને રમતા રમતા રાજાના મનને ખૂબ આકર્ષતા હતા તેઓ બન્નેમા સુદર્શન મોટો હતો, છતા લીલાવતીનો શુભ પુત્ર 'શત્રુજિત' ઘણુ જ સુદર ને પ્રિય બોલનારો હતો સુદર વાણીવાળો તથા સુદર દેખાવનો તે શત્રુજિત રાજાને પ્રેમ ઉપજાવનાર થઈ પ્રજાઓ તથા મંત્રીવર્ગને પણ વહાલો થઈ પડયો ગુણોના સબધથી રાજા તેના પર જેવી પ્રીતિ કરતો, તેવી સુદર્શન પર પ્રીતિ કરતો ન હતો, તેનુ ભાગ્ય ઓછુ હોવાથી તેના પર રાજા ઓછા ભાવવાળો થયો એ પ્રમાણે સમય જતા શિકારમા સદા તત્પર રહેતો ઉત્તમ રાજા ધ્રુવ સધિ એક વેળા વનમા ગયો ત્યા મૃગોનો, સસલાઓનો, હાથીઓને, ભૂંડોનો, રોઝનો, સમલાનો, પાડાઓને, અષ્ટાપદોનો તથા ગેંડાઓનો શિકાર કરતો રાજા વનમા ફરવા લાગ્યો અતિ ભયકર એ ઘોર વનમા તે રાજા રમ્યા કરતો હતો, તેવામા ઝાડીમાથી અતિ ક્રોધી એક સિંહ નીકળી આવ્યો રાજાએ પ્રથમ તો તેને બાણથી વીંધ્યો એટલે તે ક્રોધવશ થઈ ગયો એ સિંહે રાજાને પોતાની આગળ જોઈ મેઘ જેવો અવાજ કરતી ગર્જનાઓ કરવા માડી તેણે પૂછડુ ઊંચુ કરી મોટી કેશવાળી ફફડાવીને રાજાને મારી નાખવા અત્યત કોપ કરી અદ્ધરથી છલગ મારી તે જોઈ રાજાએ ઝડપથી હાથમા તલવાર લીધી અને ડાબા હાથમા ઢાલ લઈ બીજા સિંહની જેમ તે ઊભો રહ્યો તેના જે સેવકો હતા, તેઓ બધાયે અત્યત કોપાયમાન તથા વેગયુક્ત થઈ એ સિંહ પર જુદા જુદા બાણો છોડવા લાગ્યા પછી તો મોટો હાહાકાર થઈ રહ્યો ભયકર લડાઈ ચાલુ થઈ અને પેલો ક્રૂર સિંહ રાજાના ઉપર કૂદ્યો તેને પડતો જોઈ રાજા તલવારથી પ્રહાર કર્યો, પણ તે સિંહે ત્યા આવી ક્રૂર નખના અગ્ર ભાગોથી તે રાજાને ચીરી નાખ્યો એમ નખોથી મરાયેલો તે રાજા ત્યા પડયો ને મરણ પામ્યો; ત્યારે તેના સૈનિકોએ ચીસો પાડવા માડી ને બાણો વડે તે સિંહને પણ મારી નાખ્યો એ રીતે સિંહ પણ મરાયો ને રાજા પણ ત્યા જ મરી ગયો, એટલે સૈનિકોએ ત્યા (નગરમા) આવી મુખ્ય મંત્રીઓને તે જણાવ્યુ. શ્રેષ્ઠ મંત્રીઓએ રાજાને મરી ગયેલો સાભળી, ત્યા વનની પાસે જઈ (મરણ) સસ્કાર કરાવ્યા વસિષ્ઠે પરલોકમા સુખકારક તેની બધી પરલોકની ક્રિયા વિધિપૂર્વક ત્યા કરાવી પછી પ્રજા, પ્રધાનમડળ તથા વસિષ્ઠ મહામુનિ સુદર્શનને રાજા બનાવવા પરસ્પર વિચારવા લાગ્યા, તે વેળા મુખ્ય મંત્રીઓએ કહ્યુ : (આ સુદર્શન) ધર્મપત્નીનો પુત્ર શાંત પુરુષ અને સુદર લક્ષણવાળો છે, માટે રાજાના આસનને યોગ્ય છે વસિષ્ઠે પણ તેમ જ કહ્યુ કે, 'આ રાજપુત્ર યોગ્ય છે, જોકે તે બાળક છે, તોપણ ધર્મવાન છે, તેથી અહીં રાજા બની રાજાના આસનને યોગ્ય છે ' વૃદ્ધ મંત્રીઓએ એમ (સુદર્શનને રાજા બનાવવા) વિચાર કર્યો તેવામા 'યુધાજિત' નામનો ઉજ્જયિનીનો રાજા તે સાભળી એકદમ ત્યા આવ્યો તે લીલાવતીનો પિતા થાય, એટલે જમાઈને મરણ પામેલો સાભળી ઉતાવળો પોતાની પુત્રીના પુત્રનુ પ્રિય કરવાની ઈચ્છાથી ત્યા આવી પહોચ્યો તે જ પ્રમાણે મનોરમાનો પિતા વીરસેન જે કલિંગ દેશનો રાજા હતો, તે પણ સુદર્શનનુ હિત કરવાની ઈચ્છાથી ત્યા આવી પહોચ્યો સૈન્ય સહિત તે બન્ને ભયકર રાજાઓ રાજ્યના કારણે મુખ્ય મંત્રીઓ સાથે મંત્રણા કરવા લાગ્યા : તે વેળા યુધાજિતે પૂછ્યુ બન્ને પુત્રોમા (ગુણોથી) મોટો કોણ છે ? (ગુણોથી) મોટો હોય તે રાજ્યને મેળવી શકે, (ગુણોથી) જે નાનો હોય, તેને રાજ્ય કદી પણ ન મળી શકે '* ત્યારે વીરસેને પણ કહ્યુ . 'હે રાજન્ ! ધર્મપત્ની(મુખ્ય રાણી)નો જે પુત્ર હોય તે જ રાજ્યને યોગ્ય ગણાય છે, એમ મે શાસ્ત્ર જાણનારાઓ પાસેથી સાભળ્યુ છે ' એટલે યુધાજિતે ફરી આમ કહ્યુ 'રાજાના લક્ષણોથી યુક્ત આ (શત્રુજિત) ગુણો વડે જેવો મોટો છે, તેવો સુદર્શન નથી ' એમ તે બન્ને લોભી રાજાઓ વચ્ચે એ બાબતમા

* જોકે ઉમરથી મોટો સુદર્શન જ છે, તોપણ ગુણોથી મોટો શત્રુજિત જ છે, એમ યુધાજિત કહેવા માગે છે

ઘણો મોટો ઝઘડો થયો અને તે ઘણી મુશ્કેલીમા સદેહ દૂર કરવા કોણ સમર્થ થાય ? યુધાજિતે મત્રીઓને કહ્યુ ' તમે સ્વાર્થપરાયણ જ છો, સુદર્શનને રાજા કરી ધન ભોગવવા જ ઇચ્છો છો આ તમારો વિચાર તમારી ચેષ્ટાઓ ઉપરથી મે જાણી લીધો છે, પણ શત્રુજિત બળવાન છે, તેથી રાજ્યાસન માટે તેને જ તમારે માન્ય કરવો જોઈએ હુ જીવુ છુ, તો ગુણોથી યોગ્ય અને મેના સહિત (સાચા) મોટાને છોડી (ગુણોથી) નાના (સુદર્શન)ને કોણ રાજા કરે તેમ છે? હુ નક્કી યુદ્ધ કરીશ અને તે યુદ્ધમા તલવારની ધારથી પૃથ્વીના પણ બે ટુકડા થઈ જશે, તો તમારી તો વાત જ શી ?' તે સાભળી વીરસેને યુધાજિતને કહ્યુ -' હે ચતુર રાજા ! બને બાળકો સમાન બુદ્ધિવાળા છે, તેમા ભેદ શો છે ? એમ બને રાજાઓ હમેશા ઝઘડો કરતા હતા ત્યા રહ્યા અને પ્રજાઓ તથા ઋષિઓ મનમા ગભરાવા લાગ્યા ખડિયા રાજાઓ પણ ઝઘડો કરવા તત્પર થઈ માહોમાહે લડાઈ ઇચ્છતા સૈન્યો સાથે તૈયાર થઈ ત્યા આવી પહોચ્યા, તેમ જ શૃગવેર પુરમા રહેતા ભીલો પણ રાજાને મરણ પામેલો સાભળી રાજ્યનુ દ્રવ્ય લૂટી લેવા ત્યા આવી પહોચ્યા બને પુત્રો બાળક છે અને અદર અદર લડાઈ જાગી છે તે સાભળી ચોર લોકો પણ જુદા જુદા દેશોમાથી ત્યા આવી ચડયા એ રીતે ત્યા ઝઘડો ઊભો થતા મોટી ધમાલ મચી રહી અને યુધાજિત તથા વીરસેન યુદ્ધ કરવા તૈયાર થયા ૧-૫૩

**समर्दस्तत्र सजातः कलहे समुपस्थिते ।**
**युधाजिद्वीरसेनश्च युद्धकामौ बभूवतु ॥५३॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૧૪ મો સમાપ્ત

## અધ્યાય ૧૫ મો*

### યુધાજિત તથા વીરસેનનુ યુદ્ધ

व्यास उवाच

**सयुगे च सति तत्र भूपयोराहवाय समुपात्त-शस्त्रयो । क्रोधलोभवशयो समन्तत सबभूव तुमुलस्तु विमर्दः ॥१॥**

વ્યાસ બોલ્યા ત્યા ક્રોધ અને લોભને વશ થઈ યુદ્ધ માટે જેઓએ શસ્ત્રો ઉઠાવ્યા હતા, એવા તે બાને રાજાઓ વચ્ચે યુદ્ધ ચાલુ થયુ, ત્યારે ચારે તરફ ભયકર ધસારો થઈ રહ્યો પુષ્ટ બાહુઓવાળો યુધાજિત રાજા યુદ્ધ કરવા નિશ્ચય કરી હાથમા ધનુષ લઈ પોતાના સૈન્યો તથા વાહનો સાથે યુદ્ધ માટે ઊભો રહ્યો, તે જ પ્રમાણે ઇદ્ર સમાન તેજવાળો વીરસેન રાજા પોતાના સૈન્યો સાથે ક્ષત્રિયધર્મને અનુસરી પુત્રીના પુત્રનુ હિત કરવા યુદ્ધ માટે ઊભો રહ્યો સત્ય પરાક્રમવાળા એ રાજાએ યુધાજિતને રણમા ઊભેલો જોઈ ક્રોધયુક્ત થઈ, જેમ મેઘ જળના વરસાદ વડે પર્વતને ઢાકી દે તેમ બાણો વરસાવવા માડયા વીરસેને શિલા પર સજેલા અને સીધી ગતિવાળા ઝડપદાર બાણોથી યુધાજિતને ઢાકી દીધો એટલે તેણે પણ અત્યત વેગથી ધસી આવતા તે તે બાણોને બાણોથી જ કાપવા માડયા બીજી તરફ હાથીઓ, રથો તથા ઘોડાઓનુ અતિઘોર મોટુ યુદ્ધ થઈ રહ્યુ, જેને દેવો, મનુષ્યો તથા મુનિઓના ટોળા જોઈ રહ્યા અને માસને ખાવા ઇચ્છતા કાગડા, ગીધ વગેરે પક્ષીઓના ટોળાથી તુરત જ આકાશ છવાઈ ગયુ, ત્યા હાથીઓ, યોદ્ધાઓ તથા ઘોડાઓના લોહીથી થયેલી અદ્ભુત ઘોર નદી વહેવા લાગી, જે યમલોકના માર્ગે વહેતી અને પાપી લોકોથી જોવાતી વૈતરણી નદીની પેઠે અત્યત ત્રાસ આપતી હતી કિનારાઓને તોડી પાડતા એ લોહીના પ્રવાહમા વાળથી ઢકાઈને વીખરાઈ પડેલા માથા જાણે યમુના કિનારે જન્મેલા અને રમવા ઇચ્છતા બાળકોએ એ યમુનામા નાખેલા તુબડા હોય તેવા દેખાતા હતા, જ્યારે કોઈ યોદ્ધો મરણ પામ્યો અને રથ ઉપરથી ગબડી પૃથ્વી પર પડયો, ત્યારે તેને જોઈને માસ માટે ગીધ પક્ષી તેના પર ભમ્યા કરતુ હતુ જેથી પોતાના એ સુદર શરીરને જોઈ ' અહો ! અત્યત પરવશ આ જીવ ફરી પણ તે શરીરમા પ્રવેશ કરવા શુ ઇચ્છે છે ? એમ લાગતુ હતુ કોઈ ઉત્તમ પુરુષ યુદ્ધમા મરાયો, પણ (સ્વર્ગમા જઈ) સુદર વિમાન પર ચડી ગયો ને પોતાના ખોળામા બેઠેલી દેવાગનાને પ્રિય વચન કહેવા લાગ્યો કે, ' હે કરભ* જેવા સાથળવાળી ! તુ

* આ અધ્યાયમા એકસઠ શ્લોકોથી પોતાના દૌહિત્રો માટે યુધાજિત તથા વીરસેનનું મહાન યુદ્ધ વર્ણવાશે.

* હાથના કાડાથી માડી ટચલી આગળી સુધીનો હાથનો

જો તો ખરી ! આ મારુ સુદર શરીર હમણા જ બાણથી નાશ પામી પૃથ્વી પર પડયુ છે !' કોઈક પુરુષ શત્રુ થી મરાયો ને અતરિક્ષમા ગયો, ત્યા દેવાગનાને મેળવી તેની સાથે જેવો વિમાનમા બેઠો કે તે જ વખતે તેની પોતાની (પ્રથમની) પ્રિય સ્ત્રીએ અગ્નિમા દેહ બાળી નાખી(દિવ્ય દેહ પામી) બળવાન થઈને (ત્યા પતિ પાસે જઈ પહોચી) પોતાના એ પતિને સ્વીકારી લીધો કોઈ બે યોદ્ધા યુદ્ધમા એકબીજાના શસ્ત્રોથી મરીને સાથે જ ચાલ્યા ને સ્વર્ગમા મળ્યા, તો ત્યા પણ એક અપ્સરા માટે લડયા ને ઉત્તમ હથિયારો લઈ ઝઘડીને ખૂબ પ્રહારો કરવા લાગ્યા કોઈ યુવાન પુરુષ (યુદ્ધમા મરીને સ્વર્ગમા પોતાના કરતા) અધિક રૂપાળી અને ગુણવાળી દેવાગનાને પામી (આ સ્ત્રી મારામા અધિક ગુણ નહિ હોવાથી મારા પર કદાચ પ્રેમ નહિ રાખે તો ? એવા ભયથી તેમા) ભકિતયુકત થઈ પોતાના વિશાળ ગુણો (તેની પાસે) કહેવા લાગ્યો અને પ્રેમયુકત થઈ તે વેળા તે જ સ્ત્રીને ઉદ્દેશી (તેના ગુણોને યોગ્ય) અથવા નકલ કરવા લાગ્યો પૃથ્વીની જે ધૂળે આકાશમા ખૂબ ફેલાઈને (અધારી) રાત કરી મૂકી હતી ને સૂર્યને ઢાકી દીધો હતો, તે જ ધૂળ લોહીના સમુદ્રમા અકસ્માત ડૂબી ગઈ જેથી સૂર્ય પણ અત્યત કાતિયુકત થઈ પ્રકાશી રહ્યો કોઈ ચતુર પુરુષ (મરણ પામી) સ્વર્ગમા ગયો અને ત્યા સુદર મુખવાળી ભકિતયુકત દેવકન્યાને પામ્યો, છતા પોતાના (બ્રહ્મચર્ય) વ્રતનો નાશ થશે એવો ભય પામી તેમ જ (આ બ્રહ્મચારી છે' એવો) મારો અનુકૂળ કીર્તિ શબ્દ વ્યર્થ થશે, એવી બીકથી (તે સ્ત્રીને) તેણે સ્વીકારી નહિ એવુ તે યુદ્ધ થઈ રહ્યુ હતુ તેમા યુધાજિત રાજાએ અતિ ભયકર તીવ્ર બાણોથી વીરસેનને મારી નાખ્યો એટલે કપાયેના મસ્તકવાળા તે રાજા મરીને જમીન પર પડયો, જેથી તેનુ નાયક સૈન્ય ભગાણ પામી ચારે દિશાઓમા નાસી ગયુ એમ એ યુદ્ધમા પિતાને મરાયેનો સાભળી મનોરમા ભયભીત બની અને વિચારવા લાગી કે' માન પિતાનુ વેર યાદ કરી દુષ્ટાત્મા યુધાજિત મારા પુત્રને ચોક્કસ મારી નાખશે, કેમ કે રાજ્યના લોભથી તે પાપી બન્યો છે હુ શુ કરુ ? કયા જાઉ ? મારો પિતા રણમા મરાયો, ધણી પણ મરણ પામ્યો છે અને મારો આ પુત્ર હજી બાળક જ છે લોભ અત્યત પાપી છે, તેણે કોને વશ નથી કર્યો ? તેનાથી ઘેરાયેલો ઉત્તમ રાજા પણ કયુ પાપ ન કરે ? લોભથી ઘેરાયેલો મનુષ્ય પિતાને, માતાને, ભાઈઓને, વડીલોને, સ્વજનોને તથા બાધવોને મારી નાખે છે, એમા વિચારવા જેવુ છે જ નહિ લોભને લીધે માણસ અભક્ષ્યને ખાય, અગમ્ય સ્ત્રી સાથે ગમન કરે અને તૃષ્ણાથી વ્યાપ્ત થઈ ધર્મને પણ છોડે જ છે આ નગરમા મહા બળવાન કોઈ પણ મારો સહાયક નથી, જેના આધારે રહી હુ મારા શુભ પુત્રનુ રક્ષણ કરુ જો મારા પુત્રને હવે તે મારી નાખશે તો હુ શુ કરીશ ? જગતમા મારુ કોઈ રક્ષણ કરનાર નથી કે જેને લીધે હુ સારી રીતે રહી શકુ મારી શોકય તે લીલાવતી તો હમેશા ખૂબ વેરવાળી જ હોય, એટલે તે પણ મારા પુત્ર પર દયાળુ થશે નહિ જો યુધાજિત આવી પહોચશે, તો મારાથી અહીંથી નીકળાશે નહિ, કેમ કે પુત્રને બાળક જાણી આજે તે કેદમા જ લઈ જશે મેં સાભળ્યુ છે કે, પૂર્વે ઇદ્રે માતાના પેટમા પેસી હાથમા નાનુ વજ્ર લઈને માતાના ગર્ભમા રહેલા બાળકના સાત ટુકડા કર્યા હતા અને તે સાતેના પણ સાત સાત ટુકડા કર્યા હતા, એમ ઓગણપચાસ (ટુકડા) પાછળથી સ્વર્ગમા વાયુ થયા હતા વળી પૂર્વે એક રાજાની રાણીએ શોકયના ગર્ભનો નાશ કરવા શોકયને ઝેર આપ્યુ હતુ એ પણ મે સાભળ્યુ છે પાછળથી એના શરીરમા ઝેર સાથે બાળક જન્મ્યો હતો તેથી પૃથ્વી પર 'સગર' એવા નામે તે પ્રખ્યાત થયો હતો. કૈકેયી રાણીએ પોતાના ધણીના જીવતા જ (શોકયના) મોટા પુત્ર રામચદ્રને વનમા કાઢયા હતા, જેથી દશરથ રાજા મરણ પામ્યા હતા જેઓ મારા પુત્ર સુદર્શનને રાજા કરવા ઈચ્છતા હતા, તે મત્રીઓ પણ અત્યત પરવશ થયા છે, કેમ કે તેઓ યુધાજિતના તાબામા ગયા છે મારો ભાઈ તેવો શૂરવીર નથી, જે મને બધનથી છોડાવે ખરેખર, દૈવના યોગે હુ મોટુ કષ્ટ પામી છુ, છતા હરકોઈ ઉદ્યમ તો કરવો જ જોઈએ, (કદાચ) દૈવયોગે તે સિદ્ધ પણ થાય પુત્રની રક્ષા કરવા હવે

છેડાનો ભાગ 'કરભ' કહેવાય છે, જેની આકૃતિ હાથની જેવી હોય છે

'હુ જલદી ઉપાય કરુ ' આમ વિચારી તે બાળાએ અત્યાન માનવાળા, સર્વ કાર્યોમા કુશળ, સલાહ લેવા લાયક અને શ્રેષ્ઠ મત્રીઓમા ઉત્તમ વિદલ્લ નામના મત્રીને એકાતમા બોલાવી બાળકને હાથમા લઈ રડતા રડતા બહુ દુ ખી તથા દીનચિત્ત બની કહેવા માડ્યુ 'મારો પિતા યુદ્ધમા મરાયો છે, આ પુત્ર બાળક છે અને રાજા યુધાજિત બળવાન છે, તો શુ કરવુ, તે મને કહો ' પછી એ વિદલ્લે કહ્યુ 'હવે અહીં રહેવુ જ નહિ, આપણે કાશીના વનમા આપણી ઈચ્છા પ્રમાણે ચાલ્યા જઈએ ત્યા 'સુબાહુ' નામનો મારો મામો શ્રીમત તથા ઘણો જ બળવાન હોઈ પ્રખ્યાત છે, તે આપણુ રક્ષણ કરશે ' 'યુધાજિતને મળના મારુ મન ઉત્કઠિત છે,' એમ (ઉપરથી જણાવી) નગરની બહાર નીકળી જઈ રથમા બેસી ચાલ્યા જવુ એમા સશય નથી ' એમ તેણે કહ્યુ, ત્યારે તે રાણીએ લીલાવતીની પાસે જઈ આમ કહ્યુ 'હે સુદર નેત્રવાળી ! આજે મારા પિતાને મળવા હુ જાઉ છુ' એમ કહી રથ ઉપર બેસી એક દાસી તથા વિદલ્લની સાથે નગરની બહાર તે નીકળી ગઈ ત્રાસ પામી દુ ખી થયેલી અતિદીન અને પિતાના શોકથી ઉભરાયેલી તે રાણી યુધાજિત રાજાને મળી મરણ પામેલા પિતાના અગ્નિસસ્કાર કરાવી ઉતાવળી, ધ્રૂજતી ભયભીત હોઈ બે દિવસે ગગાના કિનારે જઈ પહોચી ત્યા ભીલ લોકોએ તેને લૂટીને તેનુ સઘળુ ધન લઈ લીધુ અને તે લુચ્ચા લૂટારુઓ તેનો રથ પણ લઈને નાસી ગયા પછી સુદર વસ્ત્રવાળી એ મનોરમા પુત્રને લઈને રડવા લાગી ને ગગાકિનારે દાસીનો હાથ પકડી ચાલી નીકળી ભયથી ગભરાતી એ રાણી ભયને લીધે જતી હોડીમા બેસી જઈ પવિત્ર ગગા નદીને તરી ગઈ અને ચિત્રકૂટ પર્વત તરફ જઈ રહી એમ ભયાકુલ હોઈ ઉતાવળથી જતી તે તરત જ ભારદ્વાજના આશ્રમમા જઈ પહોચી અને ત્યા તપસ્વીઓને જોઈને તે વેળા નિર્ભય થઈ પછી મુનિએ તેને પૂછ્યુ કે, 'તુ કોની છે? કોની સ્ત્રી છે? હે પવિત્ર હાસ્યવાળી ! તુ સત્ય કહે, કષ્ટથી અહીં કેમ આવી છે? તુ દેવી છે? કે મનુષ્યસ્ત્રી છે? બાળક પુત્રવાળી તુ વનમા કેમ આવી છે? હે સુદર સાથળોવાળી ! હે કમળ જેવા નેત્રવાળી ! તુ રાજ્યભ્રષ્ટ થયેલી હોય તેવી જણાય છે ' એમ મુનિએ પૂછેલી તે સુદર વર્ણવાળી સ્ત્રી કઈ બોલી શકી નહિ, પછી દુ ખને લીધે અત્યત પીગળેલી તે સ્ત્રીએ રડતા રડતા વિદલ્લને આજ્ઞા કરી, એટલે તે વિદલ્લે મુનિને આવુ વચન કહ્યું 'ધ્રુવસધિ નામે ઉત્તમ રાજા હતો, તેની આ મનોરમા નામની ધર્મપત્ની છે સૂર્યવશના મહાબળવાન તે રાજાને સિંહે મારી નાખ્યો છે તે રાજાનો આ સુદર્શન નામનો પુત્ર છે આ રાણીનો પિતા અત્યત ધર્માત્મા હતો, તે પણ પોતાના (આ) ભાણેજ માટેના યુદ્ધમા મરાયો છે, તેથી યુધાજિતના ભયથી ત્રાસીને આ રાણી નિર્જન જગલમા આવી છે બાળક પુત્રવાળી આ રાજપુત્રી તમારે જ શરણે આવી છે, તો હે મહાભાગ ! હે મુનિશ્રેષ્ઠ ! તમે આનુ રક્ષણ કરો દુ ખીનુ રક્ષણ કરવામા યજ્ઞથી પણ અધિક પુણ્ય કહ્યુ છે અને તેમા પણ ભયથી ત્રાસેલા દીન મનુષ્યનુ રક્ષણ કરવુ તે વિશેષ ફળદાયી કહ્યુ છે '

ઋષિ બોલ્યા હે કલ્યાણિ ! તુ નિર્ભય થઈ અહીં રહે, હે સુદર વ્રતવાળી ! તુ તારા પુત્રનુ પાલન કર, હે વિશાળ નેત્રોવાળી ! તારે શત્રુનો ભય રાખવો નહિ તુ તારા સુદર પુત્રનુ રક્ષણ કર, આ તારો પુત્ર રાજા થશે, અહીં તને દુ ખ તથા શોક કદી નહિ થાય

વ્યાસ બોલ્યા મુનિએ એમ કહેલી તે રાણી સ્વસ્થ થઈ મુનિએ આપેલા ઝૂપડામા શોકરહિત થઈને તે વખતે રહેવા લાગી સુદર્શનનુ પાલન કરતી તે મનોરમા દાસી તથા વિદલ્લની સાથે ત્યા રહી હતી.

सैरन्ध्रीसहिता तत्र विदल्लेन च संयुता।
सुदर्शनं पालयाना न्यवसत् सा मनोरमा ॥ ६१ ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે
અધ્યાય ૧૫ મો સમાપ્ત

# અધ્યાય ૧૬ મો*

## ભારદ્વાજના આશ્રમમાં યુધાજિત

વ્યાસ ઉવાચ

**युधाजित्त्वथ संग्रामाद् गत्वाऽयोध्यां महाबलः ।**
**मनोरमां च पप्रच्छ सुदर्शनजिघांसया ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તે પછી મહાબળવાન યુધાજિત અયોધ્યામા જઈ સુદર્શનને મારી નાખવાની ઈચ્છાથી મનોરમાની પૂછપરછ કરવા લાગ્યો 'તે ક્યા ગઈ ?' એમ વારવાર કહેતા તેણે (તેની શોધ માટે) સેવકોને મોકલી દીધા અને શુભ દિવસે પોતાની પુત્રીના પુત્ર શત્રુજિતને રાજ્યાસને બેસાડયો તે વેળા મત્રીઓએ તથા વસિષ્ઠે અથર્વવેદના શુભ મત્રોપૂર્વક જળભરેલા પૂર્ણ કળશો વડે તેનો રાજ્યાભિષેક કર્યો હે કુરુશાર્દુલ રાજા ! ભેરીઓ તથા શખોના અવાજે અને વાદિત્રોના ગડગડાટોથી નગરીમા ઉત્સવ થઈ રહ્યો બ્રાહ્મણોના વેદપાઠોથી, બદિજનોની સ્તુતિઓથી અને અતિ માગલિક જય શબ્દોથી અયોધ્યા જાણે હર્ષ પામી હોય તેવી થઈ એ નવો રાજા જાહેર થયો, ત્યારે હૃષ્ટપુષ્ટ મનુષ્યોથી વ્યાપ્ત અને સ્તુતિઓ તથા વાદિત્રોના શબ્દોથી યુક્ત તે નગરી જાણે નવી થઈ હોય તેવી શોભી રહી કેટલાક સારા માણસો (પોતપોતાના) ઘરમા રહી સુદર્શનનો વિચાર કરી 'અત્યારે એ રાજપુત્ર ક્યા ગયો હશે ?' આમ શોક કરતા હતા 'મહા પતિવ્રતા તે મનોરમા પુત્ર સહિત ક્યા ગઈ હશે ?' એના પિતાને શત્રુએ રાજ્યના લોભથી યુદ્ધમા મારી નાખ્યો છે' એવો વિચાર કરતા તે સમબુદ્ધિવાળા નગરજનો દુ ખી થઈ ત્યા શત્રુજિતને વશ બની રહેવા લાગ્યા યુધાજિત પણ ભાણેજને વિધિથી રાજ્યાસને સ્થાપી, રાજ્યમત્રીઓને સ્વાધીન કરી પોતાની નગરી તરફ ચાલ્યા તેવામા સુદર્શનને મુનિઓના આશ્રમમા રહેલો સાભળી તેને મારી નાખવાની ઈચ્છાથી એ યુધાજિત તરત જ ચિત્રકૂટ પર્વત તરફ ગયો ભીલોનો શૂરવીર રાજા 'બળ' નામનો કે જે 'દુર્દમ' એવા બીજા નામે પણ પ્રખ્યાત હતો, તે શૃગવેર નગરનો અધિપતિ હતો તેને આગળ કરીને ચિત્રકૂટ પહોચ્યો ત્યા બાળક પુત્રવાળી મનોરમા તેને સૈન્ય સહિત આવતો સાભળી અત્યત દુ ખી ને ભયભીત થઈ ઘણા જ શોકથી પીડાઈને આસુભીના નેત્રવાળી તે મનોરમા ભારદ્વાજ મુનિને કહેવા લાગી કે, 'યુધાજિત આવી પહોચ્યો છે તો હવે હુ શુ કરુ અને ક્યા જાઉ ? આણે મારા પિતાને મારી નાખ્યા છે અને પુત્રીના પુત્રને રાજા કર્યો છે, હવે મારા આ પુત્રને પણ મારી નાખવાની ઈચ્છાથી સૈન્ય સાથે તે અહીં આવે છે હે સ્વામી ! મે સાભળ્યુ છે કે પૂર્વે પાડવો વનમા મુનિઓના પવિત્ર આશ્રમમા દ્રૌપદી સાથે રહ્યા હતા, તે વેળા એ પાચે પાડવ ભાઈઓ એક વેળા મૃગયા કરવા ગયા હતા તથા દ્રૌપદી મુનિઓના તે પવિત્ર આશ્રમમા રહી હતી ધૌમ્ય, અત્રિ, ગાલવ, પૈલ, જાબાલિ, ગૌતમ, ભૃગુ, ચ્યવન, અત્રિગોત્રી કણ્વ, જતુ, ક્રતુ, વીતિહોત્ર, સુમતુ, યજ્ઞદત્ત, વત્સલ, રાશાસન, કહોડ, યવક્રી અને યજ્ઞકૃત આ અને બીજા ભારદ્વાજ વગેરે પવિત્ર મુનિઓ વેદપાઠ કરતા હોઈ આશ્રમમા ત્યા બેઠા હતા હે મુનિ ! દાસીઓ સહિત દ્રૌપદી સર્વાંગે સુદર હતી છતા તે મુનિઓથી વ્યાપ્ત તે આશ્રમમા નિર્ભય હતી તે સમયે પાચે વીર પાડવો મૃગોની પાછળ જઈ ધનુષબાણ ધારણ કરતા અને શત્રુઓને તપાવતા એક વનથી બીજા વનમા નીકળી ગયા હતા તેટલામા સિંધુ દેશનો શ્રીમાન રાજા જયદ્રથ સૈન્ય સાથે માર્ગે (જતા) ઊભો રહી સમીપમા વેદનો અવાજ સાભળી ત્યા ગયો એ રાજા શુદ્ધ આત્માવાળા મુનિઓનો વેદધ્વનિ સાભળી તરત જ દર્શનની ઈચ્છાથી રથમાથી ઊતર્યો અને બે સેવકોની સાથે એ ઉદ્યમી જયદ્રથ રાજા ત્યા જવા માટે નીકળ્યો, ત્યારે વેદપાઠમા જોડાયેલા મુનિઓને જોઈ હાથ જોડી ઊભો રહ્યો અને પછી હે સ્વામિન્ ! મુનિઓથી સેવાતા તે આશ્રમમા એ દાખલ થયો તે વખતે ત્યા બેઠેલા એ રાજાને જોવા ઈચ્છતી સ્ત્રીઓ તથા મુનિપત્નીઓ પણ ત્યા આવી અને 'આ કોણ છે ? એમ તે રાજા સબધી પૂછી રહી તેઓની વચ્ચે સુદર નિતબોવાળી દ્રૌપદી પણ આવી હતી. તેને રૂપથી બીજી લક્ષ્મી હોય તેવી જયદ્રથે જોઈ, શ્યામ કટાક્ષોવાળી અને બીજી દેવ-

* આ અધ્યાયમા સુદર્શનને મારી નાખવાની ઈચ્છાથી યુધાજિત ભારદ્વાજના આશ્રમમા ગયો એ કથા કહેવાશે.

તરફ ચાલ્યો જા હે રાજાઓમા શ્રેષ્ઠ ! આ મનોરમા બાળક પુત્રવાળી હોઈ અત્યત દુ ખી છે, તે તારી સાથે નહિ આવે ’

યુધાજિતે કહ્યુ હે મુનિ ! હઠ છોડી દો, હે સૌમ્ય ! મનોરમાને વિદાય કરો, હુ એને છોડીને જવાનો નથી, આજે બળથી પણ હુ એને લઈ જઈશ

ઋષિ બોલ્યા પૂર્વે વસિષ્ઠની ગાયને જેમ વિશ્વામિત્ર લઈ ગયો હતો, તેમ તારી જો શક્તિ હોય, તો મારા આશ્રમમાથી એને બળથી આજે તુ લઈ જા –

**नयस्व यदि शक्तिस्ते बलेनाद्य ममाश्रमात् ।**
**विश्वामित्रो यथा धेनु वसिष्ठस्य मुनेः पुरा ॥६०॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૧૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૭ મો×

### સુદર્શનને કામબીજની પ્રાપ્તિ

व्यास उवाच

**इत्याकर्ण्य वचस्तस्य मुनेस्तत्रावनीपतिः ।**
**मन्त्रिवृद्धं समाहूय पप्रच्छ तमतन्द्रितः ॥ १ ॥**

વ્યાસે કહ્યુ તે મુનિનુ એ વચન સાભળી રાજા યુધાજિતે મત્રીને ત્યા બોલાવી સાવધાન થઈ તેને પૂછ્યુ ‘ હે ઉત્તમ બુદ્ધિમાન ! અહીં મારે શુ કરવુ તે આજે તમે કહો હે ઉત્તમ વ્રતવાળા ! ( મારો તો આવો મત છે કે,) સુદર બોલનારી તે મનોરમાને મારી ઈચ્છા પ્રમાણે બળથી પુત્ર સહિત હુ લઈ જાઉં, કારણ કે કલ્યાણ ઈચ્છતા મનુષ્યે નાના શત્રુની પણ કદી બેદરકારી ન કરવી, કેમ કે ક્ષયરોગની પેઠે વધી જઈ તે શત્રુ મૃત્યુ માટે થાય છે અહીં સૈન્ય નથી કે યુદ્ધ કરનાર પણ નથી જે મને અટકાવશે માટે મારા ભાણેજના શત્રુને લઈ જઈ ત્યા એને મારી નાખુ, જેવી રાજ્ય નિષ્કટક થાય સુદર્શન માર્યો જાય એટલે એ મારો ભાણેજ નિર્ભય થાય, માટે આજે બળથી ( એને લઈ જવા ) હુ પ્રયત્ન કરુ ’

પ્રધાને કહ્યુ હે રાજન્ ! સાહસ ન કરવુ મુનિનુ વચન તમે સાભળ્યુ છે હે રાજા ! તેમણે વિશ્વામિત્રનુ દૃષ્ટાત કહ્યુ છે ( તે ચેતવણીરૂપ છે) પૂર્વે ગાધિના પુત્ર શ્રીમાન વિશ્વામિત્ર ઘણા પ્રખ્યાત હતા તે શ્રેષ્ઠ રાજા ફરતા ફરતા વસિષ્ઠના આશ્રમમા ગયા એટલે તે મુનિએ આસન આપ્યુ, ત્યારે પ્રતાપી રાજા વિશ્વામિત્ર તેમને નમસ્કાર કરી ત્યા બેઠા મહાત્મા વસિષ્ઠે ભોજન માટે નોતરુ આપ્યુ, એટલે મહાયશસ્વી ગાધિપુત્ર વિશ્વામિત્ર રાજા સૈન્ય સહિત ત્યા રહ્યા ભક્ષ્ય, ભોજ્ય આદિ જે કઈ જોઈએ, તે બધુ ( વસિષ્ઠ પાસે રહેલી કામધેનુની પુત્રી ) ‘ નદિની ’ નામની ગાય દ્વારા ( દરેકે ) મેળવ્યુ, એટલે સૈન્ય સહિત રાજાએ ત્યા ઈચ્છાનુસાર ભોજન કરી તે નદિનીનો પ્રતાપ જાણી મુનિશ્રેષ્ઠ વસિષ્ઠ પાસે નદિનીની તેમણે માગણી કરી

વિશ્વામિત્રે કહ્યુ હે શત્રુતાપન મુનિ ! ઘડા જવા અડાણવાળી એક હજાર ગાયો હુ તમને આપુ. તમે મને નદિની ગાય આપો, હુ માગણી કરુ છુ

વસિષ્ઠે કહ્યુ રાજન્ ! આ ગાય હોમક્રિયા માટે ( ઉપયોગી ) છે, માટે કોઈ રીતે હુ નહિ આપુ તમારી હજારો ગાયો તમારી પાસે ભલે રહી

વિશ્વામિત્રે કહ્યુ હે સત્પુરુષ ! તમારા મનની ઇચ્છા હોય તો દસ હજાર અથવા એક લાખ ગાયો હુ તમને આપુ, તમે મને નદિની ગાય આપો, નહિ તો હુ બળથી લઈ જઈશ

વસિષ્ઠે કહ્યુ હે રાજા ! તમારી ઈચ્છા પ્રમાણે બળથી હમણા તમે ભલે લઈ જાઓ પણ હુ ‘પોતાની’ ઈચ્છાથી નદિનીને (મારા) આશ્રમમાથી આપતો નથી

તે સાભળી રાજાએ મહાબળવાન સેવકોને આજ્ઞા કરી કે, ‘ બળ તથા ગર્વમા બરાબર રહેતા તમે નદિનીને લઈ જાઓ ’ એટલે તે સેવકોએ હઠથી ધસી જઈ તે બાધેલી ગાયને પકડી ત્યારે આખોમાથી આસુ વહાવતી એ ગાય ધ્રૂજતી ધ્રૂજતી મુનિને કહેવા લાગી ‘ હે મુનિ ! તમે મને શા માટે તજો છો ? ’ આ લોકો બરાબર બાધેલી મને કેમ ખેચે

– કહેવાનું તાત્પર્ય આ છે કે, વસિષ્ઠની ગાયને વિશ્વામિત્રે બળથી હરી હતી અને પછી તેની જેમ દુર્દશા થઈ હતી, તેવી જ દુર્દશા જો તું બળથી આને લઈ જઈશ તો તારી જરૂર થશે

× આ અધ્યાયમા વિશ્વામિત્રની કથા કહ્યા પછી રાજા ... સુદર્શનને કામબીજની પ્રાપ્તિ થઈ એ કથા બાનક ની ફરેવાલે

છે?' પછી વસિષ્ઠ મુનિએ તે ગાયને કહ્યુ 'હે ઉત્તમ દૂધ આપનારી! હુ તારો ત્યાગ કરતો નથી, પણ હે પવિત્ર ગાય! મે આજે સત્કાર કરેલો રાજા બળથી તને લઈ જાય છે હુ શુ કરુ? હુ તો મનથી તને ત્યજવા ઇચ્છતો નથી' મુનિએ એમ કહેલી તે ગાય ક્રોધાયમાન થઈ ગઈ તેણે તરત જ મહા-ભયકર અને ક્રૂર 'હભા' એવો શબ્દ કર્યો, એટલે તે જ સમયે એ ગાયના શરીરમાથી હથિયારો સાથે બખ્તર ધારી અતિઘોર દૈત્યો 'ઊભો રહે, ઊભો રહે' એમ બોલતા ઉત્પન્ન થયા તેઓએ બધા સૈન્યને મારી નાખ્યુ ને નદિનીને છોડાવી, એટલે પાપી રાજા વિશ્વામિત્ર ઘણો જ દુખી થઈ બ્રાહ્મણના બળને મોટુ તથા પહોચાુ મુશ્કેલ સમજી, ક્ષત્રિયના બળને નિંદતો, ઉદાસચિત્તે એકલો ત્યાથી નીકળી ગયો ને તપ કરવા લાગ્યો ઘણા વર્ષો સુધી મોટા વનમા ઘોર તપ કરી વિશ્વામિત્રે ક્ષત્રિયવિધિ ત્યજી દઈ ઋષિપણુ પ્રાપ્ત કર્યુ હતુ માટે હે રાજેન્દ્ર! તમે પણ આશ્ચર્યકારક વેર ન કરો તપસ્વીઓ સાથેનુ યુદ્ધ નક્કી કુળનો નાશ કરનાર થાય છે હે રાજાઓના ઇન્દ્ર! તપના ભડાર મુનિશ્રેષ્ઠ (ભારદ્વાજ)ને શાત પાડી તમે આજે જતા રહો અને સુદર્શન પણ સુખેથી અહીં ભલે રહે હે રાજા! આ નિર્ધન બાળક શુ તમારુ અહિત કરશે? અનાથ અને દુર્બળ બાળક પર તમારો આ વેરભાવ વ્યર્થ છે હે શ્રેષ્ઠ રાજા! બધા ઉપર દયા કરવી આ જગત દૈવાધીન છે ઈર્ષ્યા કરવાથી શુ થાય? જે થવાનુ હશે તે થશે હે રાજન્! કોઈ સમયે દૈવયોગે વજ્ર પણ ઘાસ જેવુ થાય છે ને ઘાસ પણ વજ્ર જેવુ થાય છે હે બુદ્ધિમાન! (કોઈ વેળા દૈવયોગે) સસલો સિંહને મારી નાખે છે ને મચ્છર પણ હાથીને મારી નાખે છે, માટે નાહસ છોડી દો ને મારા હિતકારક વચન પ્રમાણે કરો'

વ્યાસે કહ્યુ 'રાજાઓમા શ્રેષ્ઠ યુધાજિત તેનુ એ વચન સાભળી તે મુનિને પ્રણામ કરી પોતાના નગર તરફ ચાલ્યો ગયો મનોરમા પણ નિશ્ચિત થઈ અને તે આશ્રમમા રહી સત્યવ્રતવાળા ને સુદર્શન પુત્રનુ પાલન કરવા લાગી તે પછી મુનિઓના બાળકોની વચ્ચે રહી રમતો, સર્વ તરફથી નિર્ભય એ ઉત્તમ કુમાર દિવસે દિવસે મોટો થવા લાગ્યો એક સમયે ત્યા આવેલા વિદલ્લને 'હે ક્લીબ (નપુસક)!' એમ (કોઈ) મુનિપુત્રે તે(સુદર્શન)ની સમક્ષ સબોધ્યો ત્યારે સુદર્શને તો તે સાભળી સ્પષ્ટ એકાક્ષર (મત્ર) લઈ લીધો અને અનુસ્વારરહિત તેને વારવાર બોલવા લાગ્યો કામરાજ નામનુ તે બીજ તેણે મનથી તે વેળા સ્વીકારી લીધુ અને તે બાળક અત્યત આદર સાથે તેને ચિત્તમા ધારણ કરી જપવા લાગ્યો હે મહારાજ! એમ ભાવિના યોગથી કામરાજ નામનુ તે અદ્ભુત બીજ એ બાળકે સ્વભાવથી જ સ્વીકારી લીધુ ઋષિ, છદ, ધ્યાન તથા ન્યાસરહિત છતા એ સર્વોત્તમ બીજ તે વેળા—પાચમે વર્ષે મેળવી તે બાળક કાયમ પોતાના મનમા તેનો જપ કર્યા કરતો હતો પોતે રમતો હોય કે ઊઘતો હોય, છતા 'આ જ સાર વસ્તુ છે' એમ જાણી તે મત્રને પોતે ભૂલતો ન હતો અગિયારમુ વર્ષ બેઠુ, ત્યારે એ રાજપુત્ર કુમારને મુનિએ જનોઈ દીધુ ને પછી વેદ ભણાવ્યા અગ સહિત ધનુર્વેદ, નીતિશાસ્ત્ર તથા સમગ્ર વિદ્યાઓ-નો તેણે જાણે મત્રના બળથી હોય, તેમ વિધિથી અભ્યાસ કરી લીધો કોઈક સમયે તેણે દેવીનુ રૂપ પ્રત્યક્ષ પણ જોયુ હતુ, જે લાલ વસ્ત્રોવાળુ, લાલ રગનુ તથા સર્વાંગે લાલ આભૂષણોવાળુ હતુ, ગરુડના વાહન પર બિરાજેલા તે અદ્ભુત વૈષ્ણવી શક્તિના દર્શન કરી રાજપુત્ર (સુદર્શન) પ્રસન્ન મુખવાળો થયો હતો પછી સર્વ વિદ્યાઓનુ અર્થતત્ત્વ સમજી લઈ તે કુમાર એ વનમા રહી માતાનુ સેવન કરતો નદીકિનારે રમ્યા કરતો હતો

અબિકાદેવીએ તેને એ વનમા ધનુષ તથા પથ્થર પર ઘસેલા તીક્ષ્ણ બાણો ભાથો અને બખ્તર આપ્યા હતા એ જે સમયે કાશીરાજાને શશીકલા નામની અતિપ્રિય પુત્રી હતી તે દિવ્ય હોઈ સર્વ લક્ષણોથી યુક્ત હતી તેણે વનમા રહેતા રાજપુત્ર સુદર્શનને સર્વ લક્ષણોથી યુક્ત, શૂરવીર તથા બીજા કામદેવ જેવો સાભળ્યો વળી, ભાગ્યારણોના મુખથી અતિમાન્ય તે રાજપુત્રને સાભળી તેણે તેને વર તરીકે વરવાની મન તથા બુદ્ધિથી ઇચ્છા કરી, ત્યારે રાત્રિના મધ્યસમયે જગદબાએ તેના સ્વપ્નમા આવી અતિસ્થિર થઈ બરાબર આશ્વાસન આપી આ

વચન કહ્યુ 'હે સુદર નિતબવાળી સ્ત્રી ! તુ વરદાન માગ મારો ભક્ત સુદર્શન મારા વચનથી તને સર્વ કામનાઓ આપનાર થશે એમ સ્વપ્નમા અબાનુ સુદર સ્વરૂપ જોઈ તેમ જ તેમનુ એ વચન (જાગ્રત અવસ્થામા) સભારી ઘણુ માન ધરાવતી શશીકલા હર્ષ પામી તે આનદયુક્ત થઈ ઊઠી, ત્યારે તેની માતાએ વારવાર તેને પૂછ્યુ, છતા અતિશય શરમાળ તે બાળાએ પોતાના હર્ષનુ કારણ (માતાને) કહ્યુ નહિ સ્વપ્નને સભારી આનદ પામતી તે વારવાર હસવા લાગી અને પછી તે વેળા એક સખીને એ સ્વપ્નનુ વૃત્તાત સવિસ્તર તેણે કહ્યુ એક સમયે વિશાળ નેત્રવાળી તે (શશીકલા) ચપાથી શોભતા સુદર બગીચામા રમવા માટે સખીઓ સહિત જઈ પહોચી, અને ત્યા ચપાની નીચે ઊભી પુષ્પો વીણતી તે બાળાએ માર્ગમા ઉતાવળ સાથે આવતા (એક) બ્રાહ્મણને જોયો, એટલે તે બ્રાહ્મણને પ્રણામ કરી તે સુદરીએ આ મધુર વચન કહ્યુ 'હે મહાભાગ ! ક્યા દેશમાથી તમે આવો છો ?'

બ્રાહ્મણે કહ્યુ હે બાળા ! કોઈ કાર્યયોગે ભારદ્વાજના આશ્રમથી હુ આવુ છુ તુ મને શુ પૂછે છે, કહે'

શશીકલા બોલી 'હે મહાભાગ ! તે આશ્રમમા લોક કરતા અતિશય ચડિયાતુ અને ખાસ કરીને અત્યત જોવાલાયક તથા વર્ણન કરવા યોગ્ય શુ છે ?'

બ્રાહ્મણે કહ્યુ 'હે સુદર નિતબવાળી ! ધ્રુવસધિનો પુત્ર શ્રીમાન સુદર્શન રાજા (હાલ ત્યા) છે, તે સાચા નામવાળો હોઈ પુરુષોમા ઉત્તમ છે હે સુદર સાથળોવાળી ! જેણે કુમાર સુદર્શનને જોયો નથી, તેના નેત્ર અત્યત નિષ્ફળ છે, એમ મને લાગે છે સૃષ્ટિ રચવા ઇચ્છતા બ્રહ્માએ ગુણોના સમુદાયને એક સ્થળે જોવા માટના કૌતુકથી તે એકલામા જ સર્વ ગુણો મૂક્યા છે, એમ હુ માનુ છુ એ કુમાર તને યોગ્ય છે અને તારો સ્વામી થવાને લાયક છે મણિ તથા સુવર્ણના જેવો (સમાન બનેનો) આ યોગ વિધાતાએ નક્કી પા[ ]ર્યો હોય (એમ સભવે છે)

तव योग्य. कुमारोऽसौ भर्ता भवितुमर्हति ।
योगोऽ[1] विहितोऽप्यासीन्मणिकाचनयोरिव ॥६२॥

અધ્યા. ૧૭ મો સમાપ્ત

# અધ્યાય ૧૮ મો*

## પુત્રને પરણાવવા કાશીરાજની તૈયારી

વ્યાસ ઉવાચ

श्रुत्वा तद्वचन श्यामा प्रेमयुक्ता बभूव ह ।
प्रतस्थे ब्राह्मणस्तस्मात्स्थानादुक्त्वा समाहितः ॥१॥

વ્યાસ બોલ્યા એ વચન સાભળી તે સુદરી (શશીકલા) પ્રેમયુક્ત થઈ અને બ્રાહ્મણ પણ એમ કહી સાવધાન થઈ તે સ્થાનેથી ચાલી નીકળ્યો તે ઉત્તમ બ્રાહ્મણ ગયો, ત્યારે પ્રેમથી અત્યત સ્થિર થયેલી તે શશીકલા પૂર્વના સ્નેહમા મગ્ન થઈ, કામબાણથી જાણે ઘવાઈ હોય તેવી થઈ પછી કામથી પીડાતી તેણે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તતી સખીને કહ્યુ 'જેને સાભળ્યા પછી દેહમા વિકાર થયો છે, તે ઉત્તમ કુળમા જન્મેલા અને જેના શૃગાર રસનો અનુભવ લોકોએ જાણ્યો નથી– એવા કુમાર સુદર્શનને પાપી કામદેવ શુ પીડતો હશે ? (મને તો પીડે છે) હુ ક્યા જાઉં ? અથવા બીજા કામદેવ જેવા એ કુમારને મે સ્વપ્નમા જોયો છે, તેથી વિરહથી વ્યાકુળ થયેલુ મારુ કોમળ મન અત્યત તપે છે હે સખિ ! મારા દેહ ઉપર લાગેલુ ચદન મને ઝેર જેવુ જણાય છે, આ પુષ્પમાળા સર્પ જેવી લાગે છે અને ચદ્રના કિરણો અગ્નિ જેવા જણાય છે મને મહેલમા, વનમા, વાવમા કે પર્વતમા સુખ નથી, તેમ જ દિવસે કે રાતે પણ સુખના સાધનો છતા સુખ થતુ નથી, હવે મારા મનને શય્યા તાબૂલ, ગીત કે વાદિત્ર પ્રસન્ન કરી શકતા નથી અને મારા નેત્રો તૃપ્ત થતા નથી એ ઠગ જે વનમા છે ત્યા આજે હુ ચાલી જાઉં, પણ કુળની શરમથી હુ ડરુ છુ અને પિતાને વશ છુ હજી મારા પિતા મારો સ્વયવર કરતા નથી, હુ શુ કરુ ? હુ તો (મારુ શરીર) રાજપુત્ર સુદર્શનને મારી ઇચ્છા પ્રમાણે અર્પણ કરીશ બીજા સેકડો રાજાઓ જોકે ભરપૂર સમૃદ્ધિવાળા છે, તોપણ રાજ્યરહિત છતા એ સુદર્શન કુમાર મને જેવો સુદર લાગે છે, તેવા એ રાજાઓ સુદર

* આ અધ્યાયમા પોતાની પુત્રીને પરણાવવા કાશીરાજ તૈયાર થયો, એ વાત પ[ ]ાવન શ્લોકોથી કહેવાશે.

[1] – અર્થાત્ જેને હમણા જ યુવાવસ્થા પ્રાપ્ત થઈ છે તેવા.

લાગતા નથી અર્થાત્ મને બીજા કોઈ ગમતા જ નથી

વ્યાસ બોલ્યા : એમ નિર્ધન, બલહીન, વનવાસી તથા ફલાહાર કરતો છતા એકલો સુદર્શન જ તેના ચિત્તમા અત્યત સ્થિર થઈ રહ્યો પછી તેને પણ વાગ્બીજના જપથી આ સિદ્ધિ પ્રાપ્ત થઈ અને તે સુદર્શન પણ ધ્યાનપરાયણ રહી ઉત્તમ મત્રનો અત્યત જપ કરી રહ્યો એ કુમાર દેવી વિષ્ણુમાયાને સ્વપ્નમા અખડિત જોતો, જે અખા વિશ્વની માતા, અવ્યકત માયા તથા સર્વ સપત્તિને કરનારા છે પછી શૃગવેરપુરના રાજા ભિલ્લે તે કુમારની પાસે આવી સર્વ સામગ્રીઓ સહિત ઉત્તમ રથ તેને આપ્યો તે રથ ચાર ઘોડીઓથી જોડેલો અને ઉત્તમ પતાકાઓથી શણગારેલો હોઈ રાજપુત્રને જય આપનાર થશે, એમ જાણી તેણે એ વેળા (સુદર્શનને) ભેટ તરીકે આપ્યો હતો, કુમાર સુદર્શને પણ તે ભિલ્લની પ્રીતિથી એ રથ સ્વીકાર્યો અને અતિ સ્થિર મિત્ર થયેલા તે ભિલ્લનો વનમા ફળમૂળાદિથી સારી રીતે સત્કાર કર્યો એમ અતિથિસત્કાર કરેલો તે ભિલ્લ ગયો ત્યારે પ્રીતિયુકત મુનિઓએ તપના પ્રભાવથી તે કુમારને એકાતમા કહ્યુ 'હે રાજપુત્ર ! બરાબર સાવધ રહે તો તુ ઘણા જ થોડા દિવસોમા પોતાના પ્રતાપથી અવશ્ય રાજ્ય પામીશ, એમા સશય નથી વર આપનારા અને વિશ્વને મોહ પમાડનારા અબિકાદેવી તારા પર પ્રસન્ન થયા છે, જેથી (આ ભિલ્લ) તને સહાય તરીકે મળી આવ્યો છે, માટે હે ઉત્તમ વ્રતવાળા ! તુ ચિંતા ન કર ' વળી તીક્ષ્ણ વ્રતવાળા તે મુનિઓએ મનોરમાને પણ કહ્યુ 'હે પવિત્ર હાસ્યવાળી ! તારો પુત્ર હવે રાજા થશે ' પછી સુદર અગવાળી મનોરમાએ તે મુનિઓને કહ્યુ 'તમારુ ઉત્તમ વચન સફળ થાઓ હે બ્રાહ્મણો ! આ કુમાર તમારો દાસ છે અને સત્પુરુષોની સેવાથી (ઈષ્ટસિદ્ધિ થાય એમા) શુ આશ્ચર્ય છે? જોકે (મારા પુત્ર પાસે) સૈન્ય, પ્રધાનો, ભડાર કે કોઈ સહાયક નથી, તેથી અહીં કયા યોગે મારો પુત્ર રાજ્ય પામવાને યોગ્ય છે? તોપણ તમારા આશીર્વાદોથી મારો આ પુત્ર અવશ્ય રાજા થશે, એમા સદેહ નથી, કેમ કે તમે મત્ર જાણનારાઓમા અત્યત શ્રેષ્ઠ છો '

વ્યાસે કહ્યુ બુદ્ધિમાન તે સુદર્શન રથમા બેસી જ્યા જતો ત્યા તેજને લીધે અક્ષૌહિણી સેનાથી જાણે વીંટાયો હોય તેવો જણાતો હતો કારણ કે હે રાજા ! તે સુદર્શન બરાબર પ્રીતિયુકત થઈ મનબીજનો જપ કર્યા કરતો, તેનો જ એ પ્રતાપ હતો, બીજુ કઈ પણ (કારણ) ન હતુ, જે મનુષ્ય કામરાજ નામના અદ્ભુત બીજને સદ્ગુરુ પાસેથી મેળવી, પવિત્ર ને શાત થઈ જો જપે છે, તો સર્વ કામનાઓ પામે છે હે ઉત્તમ રાજા ! એવી કોઈ પણ વસ્તુ પૃથ્વી પર કે સ્વર્ગમા અતિ દુર્લભ નથી કે જે વસ્તુ પ્રસન્ન થયેલા શિવાદેવીથી પામી ન શકાય ! જેમના ચિત્તમા દેવીના પૂજન વગેરે પર વિશ્વાસ ન હોય તેઓ મદ, અતિશય દુર્ભાગી અને રોગો વડે અત્યત પીડાયેલા રહે છે હે કુરુવશી રાજા ! જે દેવી યુગના આદિમા સર્વ દેવોના માતા કહેવાયા છે, તે જ કારણથી એ 'આદિ માતા ' એવા નામથી પ્રખ્યાત થયા છે તે જ દેવી સર્વ પ્રાણીઓમા બુદ્ધિ, કીર્તિ, ધીરજ, લક્ષ્મી, શકિત, શ્રદ્ધા, મતિ તથા સ્મૃતિથી પ્રત્યક્ષ જણાય છે મનુષ્યો માયાથી મોહિત થયા છે, તેઓ કુતર્કને જાણનાર હોઈ વિશ્વેશ્વરી શિવાદેવીને જાણતા નથી ને ભજતા પણ નથી બ્રહ્મા, વિષ્ણુ, શકર, ઇન્દ્ર, વરુણ, યમ, વાયુ, અગ્નિ, કુબેર, ત્વષ્ટા, પૂષા, બન્ને અશ્વિનીકુમારો, ભગ, આદિત્યો, વસુઓ, રુદ્રો, વિશ્વેદેવાઓ, મરુદ્ગણો—આ બધાયે ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ કરનારા તે દેવીનુ ધ્યાન કરે છે કયા વિદ્વાન મનુષ્ય પરમાત્મસ્વરૂપ એ શકિતને ન સેવે ! સર્વ પુરુષાર્થોને આપનાર તે શિવાદેવીને સુદર્શને જાણ્યા હતા અતિ દુર્લભ તે દેવી બ્રહ્મ જ છે, વિદ્યા તથા અવિદ્યાસ્વરૂપ છે, યોગ વડે પામવા યોગ્ય છે, પરાશકિતરૂપ છે અને મુમુક્ષુઓને પ્રિય છે જે દેવી ત્રણ પ્રકારની સૃષ્ટિ રચી સર્વાત્મપણુ બતાવે છે, તે દેવી (ના શરણ) વિના કયો પુરુષ પરમાત્માનુ સ્વરૂપ જાણવા યોગ્ય છે? સુદર્શન તો તે દેવીનુ મનથી ચિતન કરતો રાજ્યલાભ કરતા પણ શ્રેષ્ઠ સુખ પામી વનમા રહ્યો હતો, કામના બાણોથી અત્યત પીડાતી પેલી શશીકલા પણ નિરતર દુ ખી રહેતા શરીરને અનેક જાતના ઉપચારોથી ધારણ કરી રહી હતી તેટલામા

તેના પિતા સુબાહુએ પોતાની કન્યાને પુત્ર તથા વરની ઈચ્છાવાળી જાણી આળસરહિત થઈ સ્વયંવર કરાવ્યો વિદ્વાનોએ સ્વયંવરને ત્રણ પ્રકારનો કહ્યો છે અને તે રાજાઓ માટે જ વિવાહયોગ્ય છે, બીજાઓ માટે નથી એક 'ઈચ્છાસ્વયંવર' છે (જેમા રાજકન્યા પોતાની ઈચ્છા પ્રમાણે વરને વરી શકે છે), બીજો 'પણ સ્વયંવર' નામે છે (જેમા અમુક શરતે રાજકન્યા મેળવાય છે), જેમ શ્રી રામચદ્રે શકરનુ ધનુષ ભાગ્યુ હતુ (ત્યારે સીતાને પરણી શક્યા હતા), અને ત્રીજો 'શૌર્યશુલ્કસ્વયંવર' છે (જેમા પરાક્રમ જ રાજકન્યાનુ મૂલ્ય હોઈ સૌથી વધારે પરાક્રમી હોય તે જ રાજકન્યાને લઈ જાય છે), આ (છેલ્લો) સ્વયંવર શૂરાઓ માટે કહ્યો છે રાજશ્રેષ્ઠ સુબાહુએ તે (ત્રણ સ્વયંવરો) પૈકી ઈચ્છાસ્વયંવર કર્યો તે વેળા કારીગરો પાસે સુદર બિછાનાવાળા મચો કરાવ્યા અને જુદા જુદા આકારના ઉત્તમ સભામડપો કરાવ્યા એમ વિવાહ માટે અતિ વિશાળ ભારે સામગ્રી કરી ત્યારે સુદર નેત્રોવાળી શશીકલાએ દુખી થઈ સખીને કહ્યુ 'તુ મારી માતાને એકાતમા મારુ આ વચન કહે કે, 'મે ધ્રુવસધિના ઉત્તમ પુત્રને ચિત્તમા પતિ તરીકે વર્યો છે, માટે તે સુદર્શન વિના બીજા કોઈ વરને હુ વરીશ જ નહિ, ભગવતીએ તે રાજપુત્રને મારા પતિ તરીકે નક્કી કર્યો છે

વ્યાસે કહ્યુ 'એમ કહેલી તે સુદર બોલનારી સખીએ જલદી માતા વૈદર્ભી પાસે જઈ એકાતમા આ મધુર વાક્ય કહ્યુ 'હે પતિવ્રતા! તમારી દુખી પુત્રીએ મારા મોઢેથી જે કહાવ્યુ છે તે તમે સાભળો અને પછી હે કલ્યાણિ! હમણા તરત જ તમે તેનુ હિત કરો ભારદ્વાજના પવિત્ર આશ્રમમા ધ્રુવસધિનો જે પુત્ર છે તેને મે ચિત્તમા પતિ તરીકે વર્યો છે, માટે હુ બીજા રાજાને વરીશ નહિ

વ્યાસ બોલ્યા રાણીએ તે વચન સાભળી પોતાનો પતિ જ્યારે ઘેર આવ્યો, ત્યારે તે પુત્રીનુ વાક્ય જેવુ હતુ તેવુ જણાવ્યુ ત્યારે તે સાભળી વિસ્મય પામેલા રાજા સુબાહુએ વારવાર ખૂબ હસતા પોતાની પત્ની વૈદર્ભીને આ સત્ય વચન કહ્યુ 'હે સુદર ભમરવાળી! તુ જાણે છે કે એ બાળકને રાજ્યમાથી વનમા કાઢી મૂક્યો છે અને એકલો માતાની સાથે નિર્જન વનમા રહે છે તેના માટે યુધાજિતે વીરસેન રાજાને મારી નાખ્યો છે, તો હે સુદર નેત્રવાળી! તે નિર્ધનકુમાર પતિ તરીકે યોગ્ય કેમ થઈ શકે? માટે તુ પુત્રીને કહે કે, આ સ્વયંવરમા પ્રતિષ્ઠિત રાજાઓ આવશે, તેથી આવુ અપ્રિય વાક્ય તારે કદી પણ ન કહેવુ ' ૧-૫૫

ब्रूहि पुत्री ततो वाक्यं कदाचिदपि विप्रियम् ।
आगमिष्यन्ति राजानः स्थितिमन्त. स्वयंवरे॥५५॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૧૮ મો સમાપ્ત

# અધ્યાય ૧૯ મો*

## સુદર્શન અને બીજા રાજાઓ સ્વયંવરમા

व्यास उवाच

भर्त्रा साऽभिहिता बालां पुत्रीं कृत्वाङ्कसंस्थिताम् ।
उवाच वचनं श्लक्ष्ण समाश्वास्य शुचिस्मिताम् ॥१

વ્યાસ બોલ્યા સ્વામીએ એમ કહેલી રાણી વૈદર્ભી પવિત્ર હાસ્યવાળી પોતાની બાળા પુત્રીને ખોળામા બેસાડી આશ્વાસન આપીને આવુ સુદર વચન કહેવા લાગી 'હે સુદર દાતવાળી! તુ આવુ અપ્રિય વચન મને વ્યર્થ કેમ કહે છે? હે ઉત્તમ વ્રતવાળી! તારા આ વાક્યથી તારા પિતા દુખ પામે છે સુદર્શન અત્યત દુર્ભાગી, રાજ્યભ્રષ્ટ આશ્રય વિનાનો સૈન્ય કે ધન-ભડાર વગરનો બાધવોથી ત્યજાયેલો અને માતા સાથે વનમા જઈ ફળ—મૂળ ખાઈને રહેતો હોઈ (શરીરે પણ) દૂબળો છે માટે એ વનવાસી દુર્ભાગી વર તને યોગ્ય નથી હે પુત્રિ! બીજા બુદ્ધિશાળી રાજપુત્રો રૂપાળા ખૂબ પ્રતિષ્ઠા પામેલા અને રાજચિહ્નોથી શણગારેલા છે, તેઓ તારે લાયક છે વળી સુદર્શનનો ભાઈ પણ સુદર છે કોસલ દેશ પર તે રાજ્ય કરે છે, રૂપાળો અને સર્વ લક્ષણોથી યુક્ત છે હે સુદર ભમરવાળી! બીજુ પણ એક કારણ જે મે સાભળ્યુ છે, તે તુ સાભળ યુધાજિત રાજા કાયમ તે સુદર્શનને મારી નાખવા ઈચ્છે છે તેણે મોટુ યુદ્ધ કરી, વીરસેન રાજાને મારી મત્રીઓ સાથે મત્રણા કરીને પોતાની

* આ અધ્યાયમા સુદર્શન તથા બીજા રાજાઓ સ્વયંવરમાં આવ્યા એ કથા બારાક ઉત્તમ શ્લોકોથી સારી રીતે કહેવામાં આવશે.

પુત્રીના પુત્રને રાજ્ય પર સ્થાપ્યો છે સુદર્શનને મારી નાખવા ઈચ્છતો તે યુધાજિત ભારદ્વાજના આશ્રમમા ગયો હતો, પણ મુનિએ તેને વાર્યો એટલે તે પોતાને ઘેર પાછો ગયો છે '

શશીકલા બોલી હે માતા ! એ રાજપુત્ર વનમા રહ્યો છે, છતા મને અત્યત ગમે છે જેમ શર્યાતિના વચનથી પતિવ્રતા સુકન્યા ચ્યવન ઋષિને પતિ તરીકે મેળવી પતિસેવામા તત્પર બની હતી તેમ હુ પણ સુદર્શનને પતિ તરીકે મેળવી તેની સેવામા તત્પર થઈશ, કેમ કે પતિની સેવા એ જ સ્ત્રીઓને સ્વર્ગદાયી તથા મોક્ષદાયી છે નિષ્કપટભાવે કરેલી પતિની સેવા સ્ત્રીને અવશ્ય સુખદાયી થાય છે વળી ભગવતીએ સ્વપ્નમા આજ્ઞા કરેલા તે સર્વોત્તમ વર સિવાય બીજા રાજપુત્રનો હુ કઈ રીતે આશ્રય કરુ ? મારી ચિત્તરૂપી ભીંતમા ભગવતીએ સુદર્શનને આલેખી દીધો છે, માટે તેને છોડી હુ બીજાને પ્રિય પતિ નહિ કરુ

વ્યાસે કહ્યુ તે શશીકલાએ ઘણા દૃષ્ટાતો દ્વારા વદર્ભીને ના પાડી, એટલે તેણે પુત્રીએ કહેલુ સર્વ વચન પોતાના પતિને જણાવ્યુ પછી વિવાહના દિવસ પહેલા શશીકલાએ શાસ્ત્રોને જાણતા હિતૈષી બ્રાહ્મણને જલદી ત્યા મોકલ્યો ને કહ્યુ કે, ' મારા પિતા ન જાણે તેમ તમે સુદર્શન પાસે જાઓ, અને ભારદ્વાજના આશ્રમમા મારા વાક્યથી તેને એકદમ કહો કે, ' હે સ્વામિન્ ! મારા પિતાએ મારા માટે ભારે સ્વયવર આરભ્યો છે તેમા સૈન્યો સાથે અનેક રાજાઓ *આવશે પણ મે તો ચિત્તમા સપૂર્ણ પ્રીતિપૂર્વક તમને* જ વર્યા છે હે દેવ સમાન સુદર્શન ! ભગવતીએ સ્વપ્નમા તમે જ ( પતિ તરીકે ) મને જણાવાયા છો, તેથી હુ ઝેર ખાઈશ અથવા બળતા અગ્નિમા પડીશ, પણ માતા–પિતાએ પ્રેરણા કર્યા છતા તમારા વિના બીજાને કદી હુ વરીશ નહિ મન, વચન તથા કર્મથી મે તમને વર તરીકે સ્વીકાર્યા છે ભગવતીની કૃપાથી આપણા બેયનુ કલ્યાણ થશે, માટે તમારે દૈવને જ સર્વોત્કૃષ્ટ બળ માની અહીં આવવુ સ્થાવર–જગમ સહિત આખુ જગત અને શકર આદિ સર્વ દેવો જેને વશ છે, તે ભગવતીએ જે આજ્ઞા કરી છે, તે ખોટી થશે નહિ આમ હે બ્રાહ્મણ ! એ રાજપુત્રને તમારે એકાતમા કહેવુ હે નિર્દોષ ! જે રીતે મારુ કાર્ય થાય તે રીતે તમારે કરવુ ' એમ કહી દક્ષિણા આપીને તે બ્રાહ્મણને તેણે વિદાય કર્યો એટલે તે બ્રાહ્મણ પણ ત્યા જઈ સર્વ વૃત્તાત જણાવી તરત જ ( જ્યા શશીકલા હતી ) ત્યા પાછો આવ્યો અને ભારદ્વાજ મુનિએ પરમ આદરથી પ્રેરણા કરેલા સુદર્શનને પણ તે વૃત્તાત જાણી તે સમયે જ જવાનો નિશ્ચય કર્યો તે વેળા જવા માટે તૈયાર થયેલા એ પુત્રને મનોરમા અત્યત દુ ખથી પીડાઈને ત્રાસ પામતી, ધ્રૂજતી અને આસુ ભરેલા નેત્રોવાળી થઈ કહેવા લાગી 'તે રાજાઓની સભામા આજે તુ કયા જાય છે ? તુ એકલો છે ( અનેકની સાથે ) તે વેર કર્યા છે, તો શુ વિચારી તે સ્વયવરમા તુ જાય છે ? રાજા યુધાજિત તને મારી નાખવાની ઈચ્છાથી ત્યા આવશે તારી પાસે બીજો કોઈ સહાયક નથી, માટે હે પુત્ર ! તુ ન જા હુ એક પુત્રવાળી અતિ કગાલ છુ, મને તારો જ આધાર છે ( બીજી બધી રીતે ) હુ આશ્રય વિનાની છુ, માટે હે મહાભાગ ! આજે મને નિરાશ કરવા તુ યોગ્ય નથી વળી જેણે મારા પિતાને મારી નાખ્યો છે, તે યુધાજિત રાજા પણ ત્યા આવ્યો હશે, જેથી ત્યા એકલા ગયેલા તને તે મારી નાખશે '

સુદર્શને કહ્યુ 'જે થવાનુ હોય તે થાય જ છે, એમા વિચાર ન કરવો જગદબાની આજ્ઞાથી આજે હુ સ્વયવરમા જાઉં છુ, માટે હે કલ્યાણિ ! તુ શોક કર મા હે સુદર મુખવાળી ! તુ ક્ષત્રિય જાતિની છે *( તેનો વિચાર કર ) ભગવતીની કૃપાથી હુ કદી ડરતો* નથી

વ્યાસ બોલ્યા એમ કહી રથમા બેસીને જવા ઇચ્છતા સુદર્શનને જોઈ મનોરમાએ આશીર્વાદપૂર્વક ત્યા જવા પુત્રને સમતિ આપી કહ્યુ કે, 'અબિકા તારી આગળ રક્ષા કરે, પાર્વતી તારુ પાછળ રક્ષણ કરો તારી બને બાજુ પણ પાર્વતી રક્ષા કરો ને શકર સર્વ સ્થળ હમણા તારુ રક્ષણ કરો ખગમ્ય માર્ગમા વારાહી તારુ રક્ષણ કરો, જવા મુશ્કેલ કોઈ સ્થળોમા દુર્ગાદેવી તારી રક્ષા કરો અને ઘોર લડાઈમા પરમેશ્વરી કાલિકા તારુ રક્ષણ કરો ત્યા મડપમા માતગી તારી રક્ષા કરો સ્વયવરમા સૌમ્યા રક્ષણ કરો, અને સસારની

છોડાવનારા ભવાની રાજાઓની વચ્ચે તારુ રક્ષણ કરો પર્વતના દુર્ગમ પ્રદેશોમા ગિરિજા રક્ષણ કરો ચૌટાઓમા ચામુડા રક્ષા કરો અને વનોમા સનાતની શ્રમગા તારુ રક્ષણ કરો હે રઘુવશી કુમાર ! વૈષ્ણવી શકિત વિવાદમા તારી રક્ષા કરો અને હે સૌમ્ય ! રણમા શત્રુઓનો સમાગમ થતા ભૈરવી તારુ રક્ષણ કરો. જગતને ધારણ કરનારા સચ્ચિદાનદસ્વરૂપ મહામાયા ભુવનેશ્વરી સર્વ કાળ સર્વ દેશોમા તારી રક્ષા કરો

વ્યાસ બોલ્યા એમ કહી તે સમયે ધ્રૂજતી ને ભયભીત થયેલી એ માતાએ તેને કહ્યુ કે, 'હુ ખરેખર તારી સાથે જ આવીશ તારા વિના આખનો અર્ધો પલકારો પણ હુ અહીં રહેવા ઉત્સાહ કરતી નથી માટે હે પુત્ર ! તારો જ્યા જવા વિચાર હોય ત્યા તુ મને સાથે જ લઈ જા,' એમ કહી માતા (મનો રમા) ધાવતી સાથે જ્યારે નીકળી, ત્યારે બ્રાહ્મણોએ આશીર્વાદ આપેલા તેઓ બધા હર્ષભેર ત્યાથી ચાલ્યા પછી રઘુવશી સુદર્શન એકલા રથવી કાશીમા આવી પહોચ્યો અને ત્યા સુબાહુ રાજાએ તેને આવેલો જાણ્યો, ત્યારે પૂજનસામગ્રી વગેરેથી તેનો સત્કાર કર્યો તેમ જ સેવા માટે સેવકને આજ્ઞા કરી, ઉતારા માટે તેને ઘર આપ્યુ તથા ખોરાકપાણી વગેરેની વ્યવસ્થા કરી પછી જુદા જુદા દેશના અધિપતિ રાજાઓ ત્યા એકઠા થયા અને યુધાજિત પણ પોતાના ભાણેજ સાથે ત્યા આવ્યો કરૂષ દેશનો રાજા, મદ્ર દેશનો રાજા, સિંધુ દેશનો વીર રાજા, યોદ્ધો માહિષ્મતીનો રાજા પાચાલ દેશનો રાજા, પર્વત પ્રદેશનો રાજા, અતિ પરાક્રમી કામરૂપ દેશનો રાજા, કર્ણાટક દેશનો રાજા, ચોલ દેશનો રાજા અને મહાબળવાન વિદર્ભ દેશનો રાજા પણ ત્યા આવ્યો તે વેળા ગણતરી કરતા અક્ષૌહિણી સેના ત્યા એકઠી મળી હતી અને બધે ગયેલા સૈન્યોથી તે નગરી ઘેરાઈ ગઈ હતી આ ઉપરાત બીજા પણ ઘણા રાજાઓ સ્વયવર જોવાની ઈચ્છાથી શ્રેષ્ઠ હાથીઓ સાથે ત્યા એકઠા થયા હતા તે વખતે ત્યા મળેલા રાજ પુત્રો પરસ્પર આમ કહેવા લાગ્યા કે, 'રાજપુત્ર સુદ ર્શન ગભરાયા વિના અહીં આવ્યા છે મહાબુદ્ધિમાન આ કાકુત્સ્થ સુદર્શન એકલો રથમા એની માતાની સાથે શાને નુ વિવાહ માટે અહીં આવ્યો હશે ? સૈન્યો તથા આયુધો સહિત આ રાજપુત્રોને છોડીને તે રાજપુત્રી મોટી ભુજાઓવાળા આને શુ વરશે ? પછી રાજાઓના અધિપતિ યુધાજિતે એ રાજાઓને કહ્યુ 'કન્યા માટે આ સુદર્શનને હુ મારી નાખીશ, એમા સશય નથી' તે વખતે નીતિથી ઉત્તમ કેરલ દેશના રાજાએ તેને કહ્યુ 'હે રાજન્ ! આ ઈચ્છાસ્વયવરમા યુદ્ધ ન કરાય, અહીં શુલ્કસ્વયવર નથી, માટે બળથી હરણ થઈ શકે નહિ, અહીં તો કન્યાની ઈચ્છા પ્રમાણે વરવાનુ થશે, એમા વિવાદ શો ? હે રાજાઓમા શ્રેષ્ઠ ! તમે પહેલા અન્યાયથી આને રાજ્યભ્રષ્ટ કર્યો છે અને પોતાના ભાણેજને બળવાન રાજ્ય આપ્યુ છે હે મહાભાગ ! કાકુત્સ્થનો વશજ આ કોસલ દેશના રાજાનો પુત્ર છે, તો આ નિરપરાધી રાજપુત્રને તમે કેમ મારશો ? હે ઉત્તમ રાજા ! તમ તે અનીતિનુ ફળ અવશ્ય પામશો, કેમ કે પૂર્ણ આયુષ્યવાળો જગતનો કોઈ પતિ આ જગત પર સત્તાધારી અવશ્ય છે ધર્મ જય પામે છે, અધર્મ જય પામતો નથી, સત્ય જય પામે છે, અસત્ય જય પામતુ નથી, માટે હે રાજેન્દ્ર ! અનીતિ ન કરો અને પાપબુદ્ધિ છોડી દો, તમારો ભાણેજ પણ આવેલો છે અને તે પણ રૂપવાન, રાજ્યયુક્ત તથા શ્રીમાન છે, તો રાજકન્યા તેને કેમ નહિ વરે ? બીજા પણ રાજપુત્રો મહાબળવાન છે, તો આ કન્યાસ્વયવરમા પોતાની ઈચ્છા પ્રમાણે હરકોઈને કન્યા સ્વીકારે (એમા વિવાદ કરવાથી શુ ફળ ? કન્યાની ઈચ્છા સ્વતત્ર છે) હે રાજાઓ ! તમે કહો, એમ કન્યા પોતાની ઈચ્છા પ્રમાણે કોઈને વરે, એમા વિવાદ શો છે ? આમા સમજુ મનુષ્યે પરસ્પર વિરોધ ન કરવો જોઈએ ' ૨—૬૨

**वृते तथा विवादः कः प्रवदन्तु महीभुजः ।**
**परस्परं विरोधोऽत्र न कर्तव्यो विजानता ॥ ६२ ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં તૃતીય સ્કંધ વિષે અધ્યાય ૧૯ મો સમાપ્ત

# અધ્યાય ૨૦ મો*

## રાજકન્યાનો દૃઢ નિશ્ચય

व्यास उवाच

**इति वादिनि भूपाले केरलाधिपतौ तदा ।**
**प्रत्युवाच महाभाग युधाजिदपि पार्थिव ॥ १ ॥**

વ્યાસ બોલ્યા હે મહાભાગ જનમેજય ! કેરલ દેશના અધિપતિ રાજાએ એમ કહ્યુ, ત્યારે યુધાજિત રાજાએ પણ સામેથી ઉત્તર આપ્યો 'હે રાજા ! તમે સત્યવાદી અને જિતેન્દ્રિય છો, છતા રાજાઓની આ સભામા જે આ બોલો છો, તે શુ નીતિ છે ! હે કુલધુરંધર રાજા ! રત્ન જેવી યોગ્ય આ કન્યા માટે જે અયોગ્ય હોય, તે યોગ્ય થાય, આ ન્યાય તો તમને જ ગમે (બીજાને ગમે નહિ) સિંહનો ભાગ ભોગવવા શિયાળ કેમ યોગ્ય થાય ? તે જ પ્રમાણે આ કન્યારત્નને સુદર્શન શુ યોગ્ય છે ? હે મહારાજા ! બ્રાહ્મણોનુ બળ વેદ છે અને રાજાઓનુ બળ ધનુષ છે, આમા હુ અન્યાયભરેલુ હમણા શુ કહી રહ્યો છુ ? વિવાહમા રાજાઓની કિંમત બળ જ કહેલુ છે, તેથી બળવાન જ કન્યાને લઈ શકે, નિર્બળ કદી ન લઈ શકે, માટે કન્યાને (બળવાન હોય તે જ ગ્રહણ કરે, નિર્બળ કદી ગ્રહણ ન કરે આવી) શરત કરી આમા ન્યાય કરો, નહિ તો રાજાઓમા મોટો ઝઘડો થશે ' એમ ત્યા રાજાઓની અંદર અંદરોઅંદર વિવાદ થયો ત્યારે રાજાઓમા શ્રેષ્ઠ સુબાહુને સભાની વચ્ચે બોલાવવામા આવ્યો તેને બોલાવી તત્ત્વદર્શી બધા રાજાઓએ કહ્યુ 'હે રાજન્ ! આ વિવાહમા તમારે (રાજાઓએ) મારી રીતે નિશ્ચય કરેલો ન્યાય કરવો યોગ્ય છે હે રાજા ! તમે શુ કરવા ઇચ્છયુ છે તે તમે સાવધાન થઈ કહો હે રાજન ! તમારા ચિત્તમા પુત્રી કોને આપવી ગમે છે ?

સુબાહુએ કહ્યુ મારી પુત્રીએ મનથી સુદર્શનને વર્યો છે, મે તેને ઘણી અટકાવી, છતા તે મારુ વચન માનતી નથી હુ શુ કરુ ? મારી પુત્રીનુ મન મારે વશ નથી, તેમ જ સુદર્શન એકલો ગભરાયા વિના અહીં આવ્યો પણ છે

વ્યાસ બોલ્યા પછી સર્વ ઉત્તમ રાજાઓએ સાવધાન થઈ એકલા આવેલા શાંત સુદર્શનને કહ્યુ – 'હે મહાભાગ્યશાળી રાજપુત્ર ! હે ઉત્તમ વ્રતવાળા ! આ રાજાઓની સભામા તુ જે એકલો આવ્યો છે, તો તને કોણે બોલાવ્યો છે ? હે મહાબુદ્ધિમાન ! તારી પાસે રક્ષકો, પ્રધાનો, ખજાનો કે મોટુ સૈન્ય નથી; છતા તુ શા માટે આવ્યો છે તે કહે આ સમાગમમા સૈન્યો સહિત રાજાઓ કન્યા માટે યુદ્ધ કરવા ઇચ્છે છે, તો તુ અહીં શુ કરવા ઇચ્છે છે ? મહાબળવાન અને શૂરો તારો ભાઈ કન્યા લેવાની ઇચ્છાથી આવ્યો છે અને મહાબાહુ યુધાજિત તેને સહાય કરવા આવેલા છે હે ઉત્તમ વ્રતવાળા રાજેન્દ્ર ! તુ સૈન્યથી રહિત છે, માટે જતો રહે અથવા રહે, અમે તો જેવુ છે તેવુ કહ્યુ છે, હવે તુ તારી ઇચ્છા પ્રમાણે કર '

સુદર્શને કહ્યુ મારી પાસે સૈન્ય નથી કે સહાય નથી, ખજાના નથી કે કિલ્લાનો આશ્રય નથી, મિત્રો નથી કે કોઈ સ્નેહી નથી અને મારુ રક્ષણ કરનારા રાજાઓ પણ નથી હુ તો અહીં સ્વયંવર સાભળી તે જોવાની ઇચ્છાથી આવ્યો છુ ભગવતી દેવીએ સ્વપ્નમા મને પ્રેરણા કરી છે, એમા સંશય નથી. મે હમણા કઈ પણ કરવા ધાર્યુ નથી, મને જગદીશ્વરી એ કહ્યુ છે તે ભગવતીએ જે કરવા ધાર્યુ હશે તે હવે, થશે એમા સંશય નથી હે રાજાઓ ! સર્વ સ્થળે જગદંબા ભવાનીને હાલ જોતા મારો આ સસાર મા કોઈ પણ શત્રુ નથી, હે રાજપુત્રો ! મારી સાથે જે શત્રુતા કરશે તેને શિક્ષા કરનારા મહાવિદ્યા છે, હુ શત્રુપણુ જાણતો નથી હે ઉત્તમ રાજાઓ ! જે થવાનુ છે તેમા ફેરફાર નહિ થાય તો આમા ચિંતા શી કરવી ? હુ સર્વકાળ દૈવાધીન છુ હે શ્રેષ્ઠ રાજાઓ ! દેવો, ભૂતો, મનુષ્યો અને સર્વ પ્રાણીઓમા સર્વકાળ સર્વને તે ભગવતીએ શક્તિ આપી છે, એમા કઈ ફેરફાર નથી હે રાજાઓના અધિપતિઓ ! તે દેવી જે પુરુષને રાજા કરવા ઇચ્છે છે, તેને પોતાની ઇચ્છા પ્રમાણે રાજા કરે છે અથવા નિર્ધન પણ કરે છે, તો મને શી ચિંતા છે ? હે રાજાઓ ! તે પરમ શક્તિ વિના બ્રહ્મા, વિષ્ણુ કે રુદ્ર વગેરે દેવો પણ ચેષ્ટા કરવા સમર્થ નથી, તો મને શી ચિંતા હોય ? હે

* આ અધ્યાયમાં એકોતેર શ્લોકોથી રાજાઓને પર સ્પર નવાદ જણાવી કન્યાનો બોધ કહેવાશે.

રાજાઓ ! હુ અશકત છુ કે સશકત છુ, જેવો છુ તેવો છુ, પણ તે દેવીની આજ્ઞાથી આ સ્વયવરમા આજે આવ્યો છુ તે ભગવતી જે ઈચ્છે તે ભલે કરે, મારે તે વિચાર કરવાથી શુ ફળ છે ? આ હુ સત્ય કહુ છુ, આમા શકા કરવી નહિ હે રાજાઓ ! અહી જયમા કે પરાજયમા મને લેશ પણ શરમ નથી, શરમ તો ભગવતીને છે, હુ તો હમેશા તેમને અધીન છુ '

વ્યાસ બોલ્યા એવુ તેનુ એ વચન સાભળી નિશ્ચયને જાણતા ઉત્તમ રાજાઓ એકબીજા સામે જોઈ તેને કહેવા લાગ્યા ' હે સત્પુરુષ ! તે સત્ય કહ્યુ છે, તે કદી ખોટુ થાય જ નહિ, તોપણ ઉજ્જયિનીનો રાજા યુધાજિત તને મારી નાખવા ઈચ્છે છે હે મહાબુદ્ધિમાન ! તારા આચરણને લીધે દયાથી પ્રેરા ઈને અમે તને ( આ ) કહીએ છીએ, માટે હે નિર્દોષ જે યોગ્ય હોય તે મનથી વિચારી તારે કરવુ '

સુદર્શને કહ્યુ હે ઉત્તમ રાજાઓ ! કૃપાળુ તથા મિત્રરૂપ તમે સત્ય કહ્યુ છે, પણ ( એક વાર કહી ) ફરી કયુ વાકય કહુ ? કોઈનુ પણ મૃત્યુ કોઈના વડે કદી થઈ શકતુ નથી, સર્વ સ્થાવર–જગમ જગત દૈવાધીન છે આ જીવ પોતાને વશ નથી, પણ પોતાના કર્મને સદા વશ રહેનારો છે તત્ત્વદર્શી વિદ્વાનોએ તે કર્મને સચિત, વર્તમાન અને ત્રીજુ પ્રારબ્ધ એમ ત્રણ પ્રકારનુ કહ્યુ છે, તેમ જ આ સર્વ જગત કાળ, કર્મ તથા સ્વભાવથી પણ વ્યાપ્ત છે કાળ જ્યા સુધી ન આવ્યો હોય ત્યા સુધી દેવ પણ મનુષ્યનો નાશ કરવા સમર્થ નથી, માત્ર કોઈ નિમિત્તથી નાશ પામેલાને જ સનાતન કાળ મારી શકે છે જેમ શત્રુઓનો નાશ કરનારા મારા પિતાને સિંહે મારી નાખ્યા અને તે જ પ્રમાણે મારી માતાના પિતાને યુદ્ધમા યુધાજિતે મારી નાખ્યા, એટલે કરોડો યત્નો કરે, તોપણ મનુષ્ય દૈવયોગે જ મરાય છે અને રક્ષણ વિના પણ દૈવયોગે હજારો વર્ષ જીવી શકે છે હે ધાર્મિક રાજાઓ ! હુ યુધાજિતથી કદી ડરતો નથી, પણ દૈવને જ સર્વોત્કૃષ્ટ માની સ્વસ્થ રહ્યો છુ હુ કાયમ અસ્ખલિતપણે ભગવતીનુ સ્મરણ કરુ છુ, એટલે વિશ્વની માતા તે દેવી કલ્યાણ જ કરશે પૂર્વજન્મમા જે કઈ શુભ–અશુભ કર્મ કરેલુ હોય તે અવશ્ય ભોગવવુ જ પડે છે, તો પછી પોતે કરેલુ ભોગવવાથી સમજુ મનુષ્યોને શોક શો ? પોતાના કર્મફળના યોગથી દુખ પામી ઓછી બુદ્ધિવાળો મૂઢ મનુષ્ય જ નિમિત્તકારણ ઉપર વેર કરે છે વળી હુ વેર, શોક તથા ભયને જાણતો નથી અને તેથી જ નિશક થઈ આ રાજાઓની સભામા હુ આવ્યો છુ હુ એકલો છુ, છતા સર્વોત્તમ સ્વયવરને જોવા ઈચ્છુ છુ જે થવાનુ હશે તે થશે ચડિકાની આજ્ઞાથી હુ આવ્યો છુ ભગવતીનુ વાકય મને પ્રમાણ છે અને તેનાથી બધાયેલો હુ બીજાને જાણતો નથી સુખ કે દુખ તેણે કરેલુ થશે, એમા ફેરફાર નથી હે ઉત્તમ રાજાઓ ! યુધાજિત સુખ પામો, મને ( તેના પર ) વેર નથી, જે મારા પર વેર કરશે તે તેવુ ફળ પામશે

વ્યાસ બોલ્યા તેણે એમ કહેલા રાજાઓ સતુષ્ટ થઈ ત્યા રહ્યા અને તે ( સુદર્શન ) પણ પોતાના ઉતારે આવી સ્વસ્થ રહ્યો બીજે દિવસે શુભ સમયે સુબાહુ રાજાએ પોતાના સુદર મડપમા રાજાઓને બોલાવ્યા એટલે ત્યા ગોઠવી રાખેલા દિવ્ય બિછાનાવાળા મચો ઉપર શુભ અલકારોવાળા એ રાજાઓ બેઠા દિવ્ય વેશને ધારણ કરતા દેવો જેમ વિમાનોમા અત્યત શોભે, તેમ ત્યા સ્વયવર જોવાની ઈચ્છાથી બેઠેલા રાજાઓ શોભતા હતા તેઓ બધા આમ વિચારી રહ્યા હતા કે, ' તે કન્યા કયારે આવશે અને કયા ભાગ્યશાળી તથા પુણ્યશાળી શ્રેષ્ઠ રાજાને વરશે ? દૈવયોગે જો તે સુદર્શનને માળા વડે શોભાવશે, તો અહીં રાજાઓમા વિવાદ જ થશે, એમા સશય નથી ' એમ વિચારતા તે રાજાઓ મચો પર બેઠા હતા, તેવામા રાજમડપમા વાદિત્રોનો ઘણો મોટો અવાજ થઈ રહ્યો પછી નાહેલી, સારી રીતે શણગારેલી, સુગધિત પુષ્પોની માળાથી યુકત, રેશમી વસ્ત્રોથી શોભતી, વિવાહની સામગ્રીથી યુકત, દિવ્ય, લક્ષ્મીના જેવી, ચિંતાપરાયણ અને સુદર વસ્ત્રોવાળી પુત્રીને કાશીપતિ સુબાહુએ મદ હાસ્યપૂર્વક આ વચન કહ્યુ ' હે સુદર નાકવાળી પુત્રિ ! તુ ઊઠ, હાથમા પવિત્ર માળા લઈ મડપની વચ્ચે જા અને રાજાઓના સમૂહને જો હે સુદર મધ્યભાગવાળી ! ગુણવાન, રૂપવાન અને કુળવાન જે ઉત્તમ રાજા તારા ચિત્તમા વસે તેને તુ વર હે સુદર અગવાળી !

દેશદેશના અધિપતિ બધા રાજાઓ ગોઠવેલા મચો ઉપર બેઠા છે, તેઓને તુ જો અને ઇચ્છા પ્રમાણે વર

વ્યાસ બોલ્યા એમ કહેતા પિતાને માપસર બોલનારી તે બાળાએ આવુ ધર્મયુક્ત વચન કહ્યુ

શશીકલા બોલી હે પિતા ! હુ રાજાઓની નજર સામે જઈશ નહિ, કામી રાજાઓની પાસે બીજી સ્ત્રીઓ જાય છે (કુળવાન જતી નથી) હે તાત ! ધર્મશાસ્ત્રમા આ વચન મે સાભળ્યુ છે કે, 'સ્ત્રીએ એક જ વર જોવો જોઈએ, બીજો નહિ' જે સ્ત્રી અનેક પુરુષો પાસે જાય છે, તેનુ સતીપણુ ચાલ્યુ જાય છે, કેમ કે તે બધા પુરુષો તે સ્ત્રીને જોઈ 'આ મારી થાઓ' એવો સકલ્પ કરે છે જે સ્ત્રી સ્વયવરમા માળા લઈ મડપમા જાય છે ત્યારે તે સામાન્ય બીજી વેશ્યા સ્ત્રી જેવી જ થાય છે જેમ વેશ્યા સ્ત્રી બજારમા જઈ ત્યા ઊભેલા પુરુષને જોઈ પોતાના મનમા ગુણઅવગુણનુ જ્ઞાન કરે છે તેમ કુળવાન રાજકન્યા કેમ કરી શકે ? જેમ અનેક ભાવવાળી વેશ્યા કામી પુરુષને વ્યર્થ જુએ છે, તેમ હુ મડપમા જઈ વેશ્યાનુ કામ કેમ કરુ ? આ (સ્વયવર) ધર્મ જોકે વૃદ્ધોએ કર્યો છે, તો પણ હાલ હુ તે નહિ કરુ હુ તો વ્રતધારી થઈ પતિવ્રતાનુ વ્રત સારી રીતે આચરીશ જેમ કોઈ સામાન્ય સ્ત્રી પ્રથમ (સભામા) જઈ અનેક (પુરુષ સબધી) સકલ્પો કરી પછીથી (પોતાના ભાગ્યમા લખેલા) એક પુરુષને વરે છે, તેમ આજે હુ કેમ વરુ ? હે રાજશ્રેષ્ઠ પિતા ! મે સર્વ પ્રકારે સુદર્શનને પ્રથમ વર્યો છે, તો તેના વિના બીજા પ્રકારે (પર-પુરુષને) પતિ કરવા હુ ઈચ્છતી નથી માટે હે રાજા ! તમે મારુ જો શુભ ઈચ્છતા હો, તો શુભ દિવસે વિવાહવિધિથી સુદર્શનને કન્યાદાન આપો ૧-૭૧

**विवाहविधिना देहि कन्यादानं शुभे दिने ।**
**सुदर्शनाय नृपते यदीच्छसि शुभं मम ॥७१॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૨૦ મો સમાપ્ત

# અધ્યાય ૨૧ મો*

## રાજાઓમા ખળભળાટ અને યુધાજિતનો કોપ

વ્યાસ ઉવાચ

**सुबाहुरपि तच्छ्रुत्वा युक्तमुक्तं तया तदा ।**
**चिन्ताविष्टो बभूवाशु किं कर्तव्यमतः परम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તે વખતે એ કન્યાએ યોગ્ય કહ્યુ હતુ, તે સાભળી સુબાહુ પણ તુરત જ ચિંતાથી ઘેરાઈ ગયો કે, 'હવે શુ કરવુ ? રાજાઓ સૈન્યો ને હથિયારો સહિત એકઠા મળ્યા છે અને મહાબળવાન તેઓ યુદ્ધ કરવાની ઈચ્છાવાળા હોઈ મચો ઉપર બેઠા છે તે બધાને જો હુ કહુ કે, 'કન્યા હમણા આવતી નથી' તોપણ દુષ્ટ બુદ્ધિવાળા તેઓ ક્રોપયુક્ત થઈ મને મારી જ નાખે મારી પાસે તેવુ સૈન્યબળ કે અદ્ભુત કિલ્લાનુ બળ પણ નથી કે જેથી હુ બધા રાજાઓનો સામનો કરવા અહીં ઉત્સાહ કરી શકુ ! વળી સુદર્શન પણ એકલો, સહાય વિનાનો, નિર્ધન તથા બાળક છે, તો હવે મારે શુ કરવુ ? હુ બધી રીતે દુ ખસમુદ્રમા ડૂબી ગયો છુ આવી ચિંતા કરતો એ રાજા સર્વ રાજાઓની પાસે ગયો અને તેમણે પ્રણામ કરી વિનયનમ્ર થઈને આમ કહેવા લાગ્યો 'હે રાજાઓ ! મારે શુ કરવુ ? મે અને તેની માતાએ ઘણી ઘણી પ્રેરણા કરી છતા મારી પુત્રી પોતાની ઈચ્છા પ્રમાણે મડપમા આવતી નથી હુ રાજાઓના પગમા મસ્તક નમાવુ છુ અને દાસ થયો છુ, તો હવે પૂજા વગેરે સ્વીકારી તમે આજે તમારે ઘેર જાઓ હુ અનેક રત્નો, વસ્ત્રો, હાથીઓ તથા રથો તમને આપુ છુ, તે લઈ કૃપા કરી આજે તમે તમારે ઘેર જાઓ મારી પુત્રી મારે વશ નથી અને મોહ પમાડતી તે બાળા જો મરી જાય, તો મને મોટુ દુ ખ થાય, આ કારણે હુ ચિંતાતુર થયો છુ તમે દયાળુ, મહાભાગ્યશાળી અને મહાબળવાન છો, તો આ મારી મૂર્ખ ઉદ્ધત છોકરીથી તમને શુ ફળ મળશે ? (માટે આગ્રહ છોડી દો) હુ તમારો દાસ છુ, તેથી તમારી કૃપાનો

* આ અધ્યાયમા રાજાઓમા ખળભળાટ થયો અને સુબાહુ રાજા કન્યાની સમતિમા રહ્યો, એ કથા નાઠસાઠ શ્લોકોથી કહેવાશે

અત્યંત પાત્ર છુ, તમારે મારી પુત્રીને સંપૂર્ણ પુત્રી જેવી માનવી યોગ્ય છે ’

વ્યાસ બોલ્યા · સુબાહુનુ વચન સાભળી કેટલાક રાજાઓ કઈ બોલ્યા નહિ પણ યુધાજિત રોષયુક્ત થઈ ક્રોધથી લાલ નેત્રો કરી તેને કહેવા લાગ્યો · ‘હે રાજા ! તુ મૂર્ખ છે; અતિ નિંદ્ય કાર્ય કરી તુ શુ બોલે છે? જો સંશય હતો, તો મોહથી સ્વયંવર શા માટે રચ્યો? તે બોલાવેલા બધા રાજાઓ સ્વયંવરમા એકઠા થયા છે, તો હવે તે રાજાઓ પોતાના ઘર તરફ જવા કેમ યોગ્ય છે? નરો રાજાઓનુ અપમાન કરી તુ સુદર્શનને પુત્રી આપવા ઈચ્છે છે તો આનાથી વધારે ખરાબ બીજુ શુ હોઈ શકે? શુભ ઈચ્છતા પુરુષે પ્રથમ વિચારીને કાર્ય આરભવુ જોઈએ, પણ તે તો હે રાજન્ ! વિચાર કર્યા વિના જ આ કાર્ય કર્યુ છે, માટે (તેનુ ફળ) તને મળશે જ સૈન્યો અને વાહનો સહિત આ રાજાઓને છોડી હમણા તુ સુદર્શનને વર કરવા કેમ ઈચ્છે છે? મહાપાપી તને હુ પ્રથમ મારીશ અને પછી સુદર્શનને મારી, કન્યા ભાણેજને આપીશ આ મારો નિશ્ચય છે. હુ ઊભો છુ, તો બીજો કોણ છે કે જે કન્યાને વરવા ઈચ્છે છે? નિર્ધન, નિર્બળ અને બાળક સુદર્શન આજે શી વિસાતમા છે? પૂર્વે ભારદ્વાજના આશ્રમમા મુનિને લીધે મે તેને છોડી દીધો હતો; પણ આજે તે બાળકનુ જીવતર હુ કોઈ રીતે નહિ છોડુ માટે પુત્રી તથા સ્ત્રીની સાથે બરાબર વિચારી તુ સુદર ભમ્મરવાળી પ્રિય કન્યા મારા ભાણેજને અર્પણ કર આ સુદર પુત્રી આપીને તુ (અમારો) સબંધી થા કલ્યાણ ઈચ્છતા પુરુષે હમેશા મોટાનો આશ્રય કરવો જોઈએ સુદર્શન એકલો ને રાજ્યરહિત છે, તેને પ્રાણપ્રિય સુદર પુત્રી આપીને તુ કયુ સુખ પામવા ઈચ્છે છે? (કુળ, ધન, બળ, રૂપ, રાજ્ય, કિલ્લો અને મિત્રવર્ગ તપાસી કન્યા આપવી જોઈએ, નહિ તો સુખ મળતુ નથી *) તુ ધર્મનો તથા સનાતન રાજ્યનીતિનો બરાબર વિચાર કર અને યથાયોગ્ય કાર્ય કર, અવળી બુદ્ધિ ન કર તુ મારો મિત્ર છે, તેથી હુ તને અત્યંત હિત કહુ છુ હે રાજન્ ! તે તારી પુત્રીને સખીઓ સહિત મંડપમા લઈ આવ એ કન્યા સુદર્શન વિના બીજા કોઈને પણ જો વરશે, તો તેથી મારો (તારી સાથે) ઝઘડો નહિ થાય, અને (એ રીતે) તારો ઈચ્છાસ્વયંવર ભલે થાઓ હે શ્રેષ્ઠ રાજા ! બીજા સર્વ રાજાઓ સરખા જ કુળવાન તથા બળવાન છે, તેથી (તેઓમાથી કોઈને પણ જો તે વરે તો) એમા વાધો શો છે? માત્ર એ સુદર્શનને જો વરે તો જ વાંધો છે હે ઉત્તમ રાજા ! આમા કોઈ પણ જો ફેરફાર થશે, (એટલે જો તુ સુદર્શનને જ કન્યા આપીશ,) તો આ ઉત્તમ કન્યાનુ આજે હુ બળથી હરણ કરીશ, માટે અતિશય મુશ્કેલીભર્યો વિરોધ તુ ન કર ’

વ્યાસ બોલ્યા યુધાજિતે આજ્ઞા કરેલો સુબાહુ શોકયુક્ત થઈ નિસાસા નાખતો ઘેર ગયો અને ત્યા જઈને શોકથી ઘેરાઈને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો ‘હે ઉત્તમ ધર્મ જાણનારી ! તુ પુત્રીને કહે કે, ઝઘડો ઊભો થયો છે, તો મારાથી શુ થઈ શકે? હે સુદર નેત્રોવાળી ! હુ તો તારે વશ છુ ’ પતિનુ એ વાક્ય સાભળી તે સ્ત્રી પુત્રી પાસે જઈને તેને કહેવા લાગી · ‘હે પુત્રિ ! તારા પિતા રાજા હજી પણ અત્યંત દુ.ખથી પીડાઈ રહ્યા છે તારા માટે રાજાઓમા આજે મોટો ઝઘડો ઊભો થયો છે, માટે હે સુદર નિતબોવાળી ! સુદર્શન વિના તુ બીજા રાજાને વર હે પુત્રિ ! તુ જો હઠથી સુદર્શનને વરીશ તો બળવાન યુધાજિત તને તથા મને મારી નાખશે, ઉપરાંત એ બળગર્વિત સુદર્શનને પણ મારી નાખશે અને (કદાચ તને નહિ મારે તો) પાછળથી ઝઘડો થતા કોઈ બીજો જ તારો પતિ થશે આથી તુ મારા અને તારા માટે જો સુખ ઈચ્છતી હોય તો હે મૃગ જેવા નેત્રોવાળી ! સુદર્શનને છોડી બીજા ઉત્તમ રાજાને તુ વર ’ એમ માતાએ સમજાવેલી તે કન્યાને પછીથી (તેના પિતા) એ રાજાએ પણ સમજાવી પછી એ બન્નેનુ વચન સાભળી કન્યા નિર્ભય થઈ બોલી ‘હે શ્રેષ્ઠ રાજન્ ! તમે સત્ય કહ્યુ છે, પણ તમે મારો નિયમ જાણો છો ને? સુદર્શન વિના બીજા રાજાને હુ કદી વરીશ નહિ હે રાજેન્દ્ર ! તમે કાયર થઈ રાજાઓથી જો ડરતા હો તો મને સુદર્શનને આપી દઈ નગરની બહાર વિદાય કરી દો, તે સુદર્શન મને

* આ કૌંસમા આપેલો શ્લોક ક્ષેપક છે, મૂળમાં અધ્યાયમાના શ્લોકોની સખ્યામા તે લીધો નથી.

રથમા બેસાડી તમારા નગરમાથી નીકળી જશે પાછળથી જે થવાનુ હશે તે થશે, એમા ફેરફાર નથી હે ઉત્તમ રાજા ! થનાર ભાવિ વિષે તમારે કઈ ચિતા કરવી નહિ. જે થવાનુ હોય છે તે હરકોઈ રીતે થાય જ છે એમા સશય નથી '

સુબાહુરાજાએ કહ્યુ હે પુત્રિ ! બુદ્ધિમાન મનુષ્યોએ કદી સાહસ ન કરવું અને ઘણાઓની સાથે વિરોધ પણ ન કરવો, એમ વેદવેત્તાઓ કહે છે હું કન્યાદાન કરી રાજપુત્ર સુદર્શનને કેમ વિદાય કરી શકુ ? કેમ કે વેરી રાજાઓ શુ અયોગ્ય ન કરે ? હે પુત્રિ ! જો તને ગમે તો પૂર્વે જેમ જનકે સીતાના સ્વયવરમા શિવના ધનુષને શરત તરીકે મૂક્યુ હતુ, તેમ હું પણ હે સુદરાગિ ! આજે કોઈ મોટી શરત કરુ કે જેથી એમ કરતા રાજાઓનો વિવાદ શાત થાય જે કોઈ તે શરત પાળશે તે તારો સ્વામી થશે સુદર્શન કે બીજો મહાબળવાન કોઈ રાજપુત્ર બરાબર શરત પાળીને જ તને વરશે, એટલે એમ કરતા રાજાઓનો વિવાદ શાત થશે, અને તે પછી સુખેથી હુ તારો વિવાહ કરીશ '

કન્યાએ કહ્યુ હુ સદેહમા ડૂબીશ નહિ, કારણ કે એ મૂર્ખનુ કામ છે મે સુદર્શનને ચિત્તમા ધારણ કર્યો છે, એમા ફેરફાર થશે નહિ હે રાજા ! પુણ્ય કે પાપનુ કારણ મન જ છે હે પિતા ! મનથી ધારણ કરેલાને છોડી હુ બીજાને કેમ વરુ ? હે મહારાજા ! એમ શરત કરવામા આવે, તો સર્વને વશ થઈ ગણાઉં, એટલે એક, બે અથવા ઘણા પણ એ શરત પાળનાર જો થાય, તો હે તાત ! વિવાદ ઊભો થતા તે વખતે શુ કરવુ ? માટે સશયભરેલા કાર્યમા હુ બુદ્ધિ નહિ કરુ. હે રાજેન્દ્ર ! તમે ચિતા ન કરો, વિધિથી વિવાહ કરી તમે મને સુદર્શનને આપી દો, ચડિકા કલ્યાણ કરશે જેમના નામકીર્તનથી દુ ખોનો સમુદાય નાશ પામે છે, તે પરમ શક્તિનુ સ્મરણ કરી સાવધાન થઈ તમે કાર્ય કરો હમણા જ રાજાઓની પાસે જઈ બે હાથ જોડી તમે કહો કે, ' આવતી કાલે અહીં સ્વયવરમા બધા રાજાઓએ આવવુ એમ કહી સર્વ રાજમડળને વિદાય કરી જલદી આજે રાત્રિમા જ વેદોક્તવિધિથી તમે વિવાહ કરી દો અને હે રાજા ! યથાયોગ્ય પહેરામણી આપી તે સુદર્શનને વિદાય કરો એટલે ધ્રુવસધિનો પુત્ર મને લઈને ઘેર જશે કદાચ તે રાજાઓ ક્રોધાયમાન થઈ યુદ્ધ કરવા તૈયાર થશે, તો દેવી આપણને સહાય કરશે, તે સુદર્શન પણ એ રાજપુત્રો સાથે યુદ્ધ કરશે અને એ યુદ્ધમા દૈવયોગે તે મરશે, તો હુ પણ મરીશ તમારુ કલ્યાણ થાઓ, મને આપી દઈ તમે સૈન્ય સાથે ઘેર રહેજો હ એકલી જ તેની સાથે ક્રીડા કરવાની ઈચ્છાથી જઈશ '

વ્યાસ બોલ્યા એવુ તેનુ વચન સાભળી એ રાજાએ નિશ્ચય કર્યો અને વિશ્વાસ પામી તેમ જ કરવાનો વિચાર કર્યો ૧–૬૦

**इति तस्या वचः श्रुत्वा राजाऽसौ कृतनिश्चयः ।**
**मतिं चक्रे तथा कर्तुं विश्वासं प्रतिपद्य च ॥६०॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૨૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૨ મો*

## શશીકલા સાથે સુદર્શનનો વિવાહ

व्यास उवाच

**श्रुत्वा सुतावाक्यमनिन्दितात्म· नृपांश्च गत्वा नृपतिर्जगाद । व्रजन्तु कामं शिबिराणि भूपाः श्वो वा विवाह किल सविधास्ये ॥ १ ॥**

વ્યાસ બોલ્યા પુત્રીનુ વાક્ય સાભળી અનિંદ્ય ચિત્તવાળા રાજા સુબાહુએ રાજાઓ પાસે જઈને કહ્યુ ' હે રાજાઓ ! તમે પોતપોતાની છાવણીમા જાઓ હુ આવતી કાલે જ ( સૌની ) ઈચ્છા પ્રમાણે વિવાહ કરીશ મારા પર પ્રસન્ન થઈ તમે બધા મે અર્પણ કરેલા ખાનપાનના પદાર્થો ગ્રહણ કરો આવતી કાલે જ આ મડપમા ( વિવાહરૂપ ) કાર્ય થશે, માટે અહીં આવી બધાએ તે કાર્ય સારી રીતે કરવુ હે રાજાઓ ! આજે મારી પુત્રી મડપમા આવતી જ નથી, તો હુ શુ કરુ ? સવારમા ઈચ્છા મુજબ આશ્વાસન આપી પુત્રીને હુ અહીં લાવીશ, માટે હે રાજાઓ તમે પોતપોતાની છાવણીઓમા જાઓ બુદ્ધિમાન મનુષ્યોએ ઝઘડો કરવો યોગ્ય નથી અને પોતાના આશ્રિત સતાન પર નિરતર કૃપા જ કરવી જોઈએ,

* આ અધ્યાયમા અઠતાલીસ શ્લોકોને સુબાહુની કન્યા સાથે સુદર્શનનો વિવાહ વર્ણવ્યો છે.

એટલે સવારમા તે પુત્રીને હુ અહીં લાવીશ, માટે હે રાજાઓ! તમે કૃપા કરી હમણા ઈચ્છા પ્રમાણે છાવણીમા જાઓ હુ ઈચ્છાસ્વયવર કે શરતનો સ્વય વર મનમા વિચારી લઈ સવારમા સારી રીતે વિવાહ કરીશ અહીં એકઠા મળેલા સર્વ રાજાઓએ ભેગા થઈ સર્વના અભિપ્રાય પ્રમાણે સ્વયવર કરવાનો છે ' એ વચન સાભળી તે રાજાઓ તે સાચુ માની પોતપોતાના ઉતારાઓમા ગયા અને (સુબાહુ કઈક કપટ કરશે તો ? આવી શકા લાવી) આજુબાજુ નગરની રક્ષા કરીને બપોરની ક્રિયાઓ કરવા લાગ્યા સુબાહુ પણ પૂજ્ય મનુષ્યોની સાથે રહી વેદવેત્તાઓમા શ્રેષ્ઠ પુરોહિતની સાથે પુત્રીને ગુપ્તઘરમા બોલાવી વિવાહકાળના કાર્યો કરવા લાગ્યો વરના સ્નાનાદિ કર્મ વિવાહના શણગાર કરાવી વેદી રચેલા ઘરમા તેને લાવી રાજાએ તેની પૂજા કરી, તેમ જ વિષ્ટર સહિત આચમનીય, અર્ઘ્ય, બે વસ્ત્રો, ગાય અને બે કુ ડળો તેને આપી ઉદાર મનવાળા રાજાએ વિધિ પ્રમાણે કન્યાદાન કરવાની ઈચ્છા કરી, ઉદાર ચિત્તવાળા તે સુદર્શને પણ એ સર્વ સ્વીકાર્યુ, પછી (સુદર્શનની માતા) મનોરમાની ચિંતા શાત થઈ, તેણે સુદર કેશ વાળી કન્યાને કુબેરની કન્યા જેવી માની ને પોતાના આત્માને તેથી નાનો માન્યો તે સમયે હર્ષયુક્ત અને નિર્ભય થયેલા સર્વ પ્રધાનો આભૂષણો તથા વસ્ત્રોના દાનથી સારી રીતે સત્કારેલા તે ઉત્તમ વરને કૌતુક મડપની અદર લઇ ગયા વિધિ જાણનારી સ્ત્રીઓ વિધિ પ્રમાણે સપૂર્ણ શણગારેલી તે રાજપુત્રીને ઉત્તમ વાહનમા બેસાડી ચોરી બાધેલા મડપમા વરની પાસે લઈ ગઈ, ત્યારે પુરોહિતે સારી રીતે અગ્નિ સ્થાપી વિધિ પ્રમાણે તેમા હોમ કર્યો અને પછી જેમનુ કૌતુકમગળ કર્યું હતુ એવા અત્યત પ્રેમી તે વરકન્યાને બોલાવ્યા પછી વિધિ પ્રમાણે લાજાહોમ તથા અગ્નિ ની પ્રદક્ષિણા કરીને તે બન્નેએ ત્યા કુલાચારની સર્વ ક્રિયા યથાયોગ્ય કરી રાજા સુબાહુએ સારી રીતે શણગારેલા, બાણોના સમૂહથી ભરેલા અને સારી રીતે પૂજેલા ઘોડા જોડેલા બસો રથો, વિવાહમા સુદર્શનને પહેરામણી તરીકે આપ્યા, તેમ જ પ્રેમયુક્ત એ રાજાએ રાજપુત્ર સુદર્શનને સુવર્ણથી શણગારેલા, પર્વતના શિખરો સમાન દેહવાળા અને મદોન્મત્ત સવાસો હાથીઓ આપ્યા તેમ જ સોનાથી શણ ગારેલી સો દાસીઓ તથા અતિશય સુદર સો હાથણી ઓ પણ અત્યત પ્રસન્ન થયેલા તે રાજાએ વિવાહ કાળમા વરને આપી વળી સર્વ આયુધોથી સજ્જ અને શણગારેલા એક હજાર ચાકરો, રત્નો, વસ્ત્રો તથા જાતજાતના દિવ્ય ઊનના વસ્ત્રો પણ યથાયોગ્ય આપ્યા, તેમ જ સુદર, વિશાળ અને જાતજાતના ચિત્રોવાળા રહેવાના ઘર તથા સિંધુ દેશમા ઉત્પન્ન થયેલા બે હજાર અતિ સુદર ઉત્તમ ઘોડા આપ્યા ઉપરાત ભાર ઉપાડનારા ત્રણસો સુદર ઊટ અને ધાન્યો તથા રસોથી ભરેલા ત્રણસો ઉત્તમ ગાડા તેને આપ્યા પછી બે હાથ જોડી રાજપુત્રી મનોરમાને પ્રણામ કરી તેની આગળ—રાજાએ આ વાક્ય કહ્યુ 'હે શ્રેષ્ઠ રાજપુત્રી! હુ તમારો દાસ છુ માટે તમારા મનમા જે કઈ (ઇચ્છિત) હોય તે તમે કહો,' એટલે તેણે પણ આવુ સુદર વચન કહ્યુ 'હે રાજા! તમારુ કલ્યાણ થાઓ અને તમારા કુળની વૃદ્ધિ થાઓ, તમે મારુ અત્યત માન કર્યું છે, કારણ કે તમે રત્ન જેવી શ્રેષ્ઠ પોતાની કન્યા મારા પુત્રને આપી છે હે રાજા! હુ ભાટચારણોની કે સ્તુતિપાઠકોની પુત્રી નથી એટલે સૌથી મોટા સ્વજન તમારી અહીં શુ સ્તુતિ કરુ ? છતા (આટલુ જ કહુ છુ કે) ઉત્તમ સબધી (થયેલા) તમે રાજાએ મારા પુત્રને આજે સુમેરુ જેવો કર્યો છે અહો! હે રાજા તમારુ અતિ અદ્ભુત પરમ પવિત્ર ચરિત્ર તમારી પોતાની આગળ હુ શુ કહુ ? કારણ કે હે પૂજ્ય! રાજ્યભ્રષ્ટ મારા પુત્રને તમે આજે અતિશ્રેષ્ઠ પુત્રી આપી છે આ સર્વ રાજાઓને છોડી તમે વનમા વસતા નિર્ધન પિતા વિનાના સૈન્યરહિત, ફળ ખાતા અને સર્વ પદાર્થોથી રહિત મારા પુત્રને પોતાની ઉત્તમ પુત્રી આપી! (એ તમારી કેટલી ઉદારતા છે ?) હે રાજા! ઘણે ભાગે રાજા પોતાના સમાન ધન, કુળ તથા બળવાળાને પુત્રી આપે છે, ધનહીન મારા પુત્રને ગુણવાન તથા રૂપાળી કન્યા કોઈ પણ (રાજા) આપે જ નહિ અતિ ઉત્તમ અને બળવાન રાજાઓ સાથે વેર કરી મારા સુદર્શનને તમે પુત્રી આપી, આ તમારા ધૈર્યને

"હુ શુ વર્ણવુ ?' આ વાક્યો સાભળી રાજા અત્યત હર્ષ પામ્યો તેણે કરી બે હાથ જોડી આ વાક્ય કહ્યુ 'મારુ અતિ સુપ્રસિદ્ધ રાજ્ય સ્વીકારો, હુ સેનાપતિ થઈશ જો એમ કરવુ ન હોય, તો અર્ધુ રાજ્ય સ્વીકારીને પણ તમે અહીં પુત્ર સાથે રાજ્યના ફળ (સુખો) ભોગવો હવે તમે આ કાશીનિવાસ છોડી વનમા રહો કે બીજા કોઈ નગરમા રહો, તે મને ગમતુ નથી રાજાઓ તો રોષે ભરાયા જ છે, એટલે તેઓની પાસે જઈ પ્રથમ તો હુ તેમનુ સાત્વન કરીશ અને પછી બીજા બે ઉપાયો (દાન તથા ભેદ) પણ કરી જોઈશ, છતા જો નહિ સમજે તો હુ યુદ્ધ કરીશ, (તમારે ગભરાવાનુ કારણ નથી) જય તથા પરાજય દૈવાધીન છે, છતા ધર્મ હોય ત્યા જય છે, અધર્મ કર્યાથી જય થતો જ નથી, એ અધર્મી રાજાઓનુ ધાર્યુ કેમ થશે ?' તે અર્થવાળુ ભાષણ સાભળી તેમ જ તેનાથી સર્વ પ્રકારે માન પામી હર્ષયુક્ત તથા પ્રસન્ન થયેલી મનોરમાએ તેને હિતકારી વાક્ય કહ્યુ 'હે રાજા! તમારુ કલ્યાણ થાઓ, તમે ભય તજી પોતાના પુત્રોની સાથે રાજ્ય કરો મારો પુત્ર પણ (ભુવનેશ્વરી ભગવતીની કૃપાથી અવશ્ય રાજ્ય) મેળવી અયોધ્યા નગરીમા આનદ કરશે, માટે તમે અમને પોતાને ઘેર જવા વિદાય કરો ભવાની તમારુ કલ્યાણ કરશે હે રાજા! સર્વશ્રેષ્ઠ અબિકાનુ ચિંતન કરતી મને કોઈ પણ જાતની ચિંતા નથી એવા અમૃત જેવા રસયુક્ત સામસામા વિવિધ વચનોથી તથા ભાષણોથી જ રાત્રિ વીતી ગઈ; પછી સવારમા વિવાહ થઈ ગયો જાણી નગરીની બહાર રહેલા રાજાઓ રોષયુક્ત થઈ કહેવા લાગ્યા. 'રાજાઓને ડાઘ લગાડનાર તે સુબાહુને તથા વિવાહને અયોગ્ય બાળક સુદર્શનને આજે જ મારી, શશીકલાને તથા સુબાહુ રાજાની લક્ષ્મીને આપણે લઈ લઈએ (જો એમ ન કરીએ તો આ રીતે) શરમાઈને આપણે ઘેર કેમ જઈશુ ? વાગતા વાદિત્રોના શબ્દો સાભળો! મૃદગોના શબ્દો શખોના અવાજને પણ દાબી દે છે અને ગીતોનો અનેક જાતનો શબ્દ તથા વેદોની ગર્જના પણ સાભળો (આ ઉપરથી) આપણે માની લઈએ છીએ કે, રાજાએ અહીં વિવાહ કરી નાખ્યો છે વચનોથી આપણ ને ઠગી વિવાહના વિધિથી વિધિ પ્રમાણે (કન્યાનુ) લગ્ન (રાજાએ) કરાવી દીધુ છે તો હે રાજાઓ! હવે આપણે શુ કરવુ, તે તમે વિચારો અને એક બીજાની બુદ્ધિને સમર્થ કરો ' એમ રાજાઓ કહેતા હતા, ત્યારે કન્યાનો વિવાહવિધિ કરી અનુપમ પ્રભાવ વાળો કાશીપતિ સુબાહુ રાજા પ્રસિદ્ધ પ્રભાવવાળા પોતાના મિત્રોની સાથે તરત જ રાજાઓને નોતરા દેવા ગયો તે વખતે એ કાશીરાજને આવતો જોઈ રાજાઓ ક્રોધથી કઈ બોલ્યા નહિ પણ મૌન ધરીને બેસી રહ્યા સુબાહુએ જઈને પ્રણામ કરી બે હાથ જોડી આમ કહ્યુ 'સર્વ રાજાઓએ મારે ઘેર ભોજન માટે પધારવુ કન્યાએ આ સુદર્શન રાજાને વર્યો છે, તેમા (તમારા) હિત કે અહિત માટે હુ શુ કરુ ? તમારે શાતિ રાખવી જોઈએ કેમ કે મોટા પુરુષો દયાળુ હોય છે ' તેનુ એ વચન સાભળી ક્રોધથી વ્યાપેલા રાજાઓએ સામેથી કહ્યુ 'હે રાજા! અમે ભોજન કર્યુ છે, તમે પોતાને ઘેર જાઓ અને ઈચ્છા પ્રમાણે સઘળા કાર્યો કરો તમે બહુ સારુ કામ કર્યુ છે!' આમ કહી તેઓ માહોમાહે કહેવા લાગ્યા 'સર્વ રાજાઓ આજે પોતપોતાના ઘેર ચાલ્યા જાઓ' તે સાભળી સુબાહુ પણ 'દુઃખી અને ક્રોધયુક્ત થયેલા આ ઉદ્દામ રાજાઓ શુ કરશે ?' એમ શકિત થઈ પોતાને ઘેર ગયો તે સુબાહુ ગયો એટલે રાજાઓએ માહોમાહે સકેત કર્યો કે, 'આપણે માર્ગ રોકી સુદર્શનને મારીને કન્યા લઈ લઈશુ કેટલાકે વળી કહ્યુ કે, 'તે રાજાએ આપણુ શુ બગાડયુ છે ? આપણે તો બધુ આશ્ચર્ય જોઈ જેમ આવ્યા છીએ તેમ જતા રહીશુ ' એમ કહી તે સર્વ રાજાઓ માર્ગ રોકી પડી રહ્યા અને સુબાહુએ પોતાને ઘેર જઈ (વરવહુને વળાવવા માટેના) પછીના કાર્યો કરવા માડયા ૧–૪૮

**इत्युक्त्वा ते नृपाः सर्वे मार्गमाक्रम्य संस्थिताः।**
**चकारोत्तरकार्याणि सुबाहुः स्वगृहं गतः ॥ ४८॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૨૨ મો સમાપ્ત

# અધ્યાય ૨૩ મો×

## સુદર્શનના શત્રુઓનો દેવીએ નાશ કર્યો

व्यास उवाच

**तस्मै गौरवभोज्यानि विधाय विधिवत् तदा ।**
**वासराणि च षड् राजा भोजयामास भक्तितः ॥**

વ્યાસે કહ્યુ . રાજા સુબાહુએ તે વેળા એ સુદર્શનને માન આપવા માટેના ભોજન વિધિ પ્રમાણે કરી છ દિવસો સુધી ભક્તિથી જમાડયા એમ વિવાહના સર્વ કાર્યો કરી, પહેરામણી આપીને તે રાજા મત્રીઓ સાથે મત્રણા કરવા લાગ્યો તેવામા પેલા રાજાઓએ માર્ગ રોકયો છે, એમ દૂતોનુ કહેલુ સાભળી અમાપ કાતિવાળો રાજા સુબાહુ મનમા ઉદાસ થઈ ગયો તે સમયે તીક્ષ્ણ વ્રતવાળા સુદર્શને સમરાને કહ્યુ . ' તમે જલદી અમને વિદાય કરો, અમે નિ શક થઈ જતા રહીશું હે રાજા ! ભારદ્વાજના પવિત્ર આશ્રમમા જઈ સાવધાન થયા પછી ત્યા રહેવુ ( કે બીજે રહેવુ ) તે બરાબર વિચારવુ યોગ્ય છે હે નિર્દોષ રાજા ! રાજાઓથી તમારે લગારે ડરવુ નહિ જગતની માતા ભવાની મને અવશ્ય સહાય કરશે '

વ્યાસે કહ્યુ પોતાના જમાઈનો એવો મત જાણી રાજાઓમા શ્રેષ્ઠ સુબાહુએ ધન આપી તેને વિદાય કર્યો, એટલે તે પણ ઉતાવળો ચાલ્યો મોટા સૈન્યથી વીંટાયેલો શ્રેષ્ઠ રાજા સુબાહુ તેની પાછળ ગયો તેમ જ રથો વડે વીંટાયેલો અને સ્ત્રી સાથે રથમા બેઠેલો શૂરો સુદર્શન ત્યા માર્ગમા નિર્ભય થઈ જવા લાગ્યો એમ જતા જતા તે રઘુવશી સુદર્શને રાજાઓના સૈન્યોને જોયા સુબાહુ પણ તેઓને જોઈ ચિંતાથી ઘેરાઈ ગયો પછી એ સુદર્શન નવોઢા પત્ની સાથે નિર્ભય અને શોકરહિત થઈ ચિત્તમા હર્ષથી વિધિ પ્રમાણે શિવાદેવીને શરણે ગયો અને સર્વોત્તમ એકાક્ષર કામરાજ મત્ર જપવા લાગ્યો પછી બધા રાજાઓ કોલાહલ કરી તે વેળા કન્યાને હરી લેવાની ઈચ્છાથી સૈન્યો સાથે તૈયાર થયા, તેમને જોઈ કાશીરાજ સુબાહુ તેમને મારવા તૈયાર થયો, ત્યારે જય મેળવવા ઈચ્છતા રઘુવશી સુદર્શને તેને અટકાવ્યો, છતા પરસ્પર સહાર ઈચ્છતા સુબાહુના તથા રાજાઓના શખો, ભેરીઓ, ઢોલ તથા નગારા ત્યા વાગવા લાગ્યા શત્રુજિત પણ ( ભાઈને ) ત્યા મારી નાખવાની ઈચ્છાથી સારી રીતે તૈયાર થઈ ઊભો હતો અને યુધાજિત તેને સહાય કરવા તૈયાર થયો તે વેળા કેટલાક તો તે યુદ્ધના પ્રેક્ષક બની સૈન્યો સાથે ઊભા રહ્યા અને યુધાજિત આગળ જઈ સુદર્શન પાસે ઊભો રહ્યો તેની સાથે નાનો ભાઈ શત્રુજિત પોતાના ( મોટા ) ભાઈને મારી નાખવા તૈયાર થયો પછી તે રાજાઓ ક્રોધથી વ્યાપ્ત થઈ બાણોના સમૂહ વડે પરસ્પર પ્રહારો કરવા લાગ્યા ત્યા અતિ ઉત્તમ બાણોથી ઘણો મોટો સગ્રામ ચાલુ થયો, ત્યારે ઘણા સૈન્યથી વીંટાયેલો કાશી રાજા તરત જ પોતાના નિર્દોષ જમાઈને સહાય કરવા જઈ પહોચ્યો. એવુ રુવાટા ઊભા કરી દે તેવુ ભયકર યુદ્ધ ચાલુ થયુ, એટલે તરત જ તે સ્થળે સિંહ ઉપર બેઠેલા, જાતજાતના આયુધો ધારણ કરતા શ્રેષ્ઠ અલકારોથી શણગારેલા, દિવ્ય વસ્ત્રોને અને કલ્પવૃક્ષના પુષ્પોની માળાને ધારણ કરતા સુદર દેવી પ્રકટયા તેમને જોઈ રાજાઓ, ' સિંહ ઉપર બેઠેલી આ કોણ છે ? કયાથી ઉત્પન્ન થઈ ? ' એમ પરસ્પર કહેતા વિસ્મય પામ્યા સુદર્શને તો તે દેવીને જોઈ સુબાહુને આમ કહ્યુ, ' હે રાજન્ ! દિવ્ય દર્શનવાળા મહાદેવીના તમે દર્શન કરો, મારા પર કૃપા કરવા માટે જ આ દયાળુ દેવી પ્રકટયા છે હે મહારાજા ! હવે હુ નિર્ભયથી પણ નિર્ભય થયો છુ ' સુદર્શન તથા સુબાહુ તે સુદર મુખવાળા દેવીને જોઈને તેમના દર્શનથી આનદ પામી તેમને પ્રણામ કરી રહ્યા તેવામા દેવીના સિંહે એવી મોટી ગર્જના કરી કે જેથી હાથીઓ ત્રાસ પામી કપવા લાગ્યા મહાઘોર વાયરા વાવા લાગ્યા અને દિશાઓ અતિ ભયકર બની તે વેળા સુદર્શને પોતાના સેનાપતિને કહ્યુ ' જ્યા રાજાઓ ઊભા છે, તે માર્ગે તુ જલદી ચાલ, કોપેલા દુષ્ટ ચિત્ત રાજાઓ શુ કરવાના છે ? ભગવતી દેવી આપણા શરણ તરીકે આવી પહોચ્યા છે, એટલે હવે આપણે નિર્ભય થઈ આ રાજાઓએ ઘેરેલા માર્ગે જવુ જોઈએ મે સ્મરણ કરેલા મહાદેવી રક્ષણ કરવા

× આ અધ્યાયમા દેવીએ શત્રુઓનો માર્ગમા વધ કર્યો, એ વાત ૫૦ સરલ શ્લોકોથી વર્ણવાશે.

આવી પહોચ્યા છે ' એ વચન સાભળી સેનાપતિ તે માર્ગે જઈ રહ્યો એટલે યુધાજિતે પણ અત્યત ક્રોધાયમાન થઈ તે રાજાઓને કહ્યુ 'ભયથી અત્યત ત્રાસ પામેલા તમે શુ ઊભા છો ? કન્યા સહિત સુદર્શનને મારી નાખો બળહીન છતા આ બાળક અધિક બળવાન આપણા બધાનુ અપમાન કરી, નિર્ભય થઈ કન્યાને લઇનિ વેગથી ચાલ્યો જાય છે સિંહ ઉપર બરાબર બેઠેલી સ્ત્રીને જોઈ તમે ભય કેમ પામ્યા છો ? હે મહાભાગ્યશાળીઓ ! આ બેદરકારી કરવા યોગ્ય નથી, પણ સાવધાન થઈ આ વેળા તે મારી નાખવાને યોગ્ય છે આને મારી સુદર શણગારવાળી કન્યાને આપણે લઈ લઈશુ આ શિયાળ, કેસરી સિંહે સ્વીકારેલી વસ્તુ પડાવી લેવાને યોગ્ય નથી ' એમ કહી ક્રોધથી ઘેરાયેલો યુધાજિત તે વેળાએ શત્રુજિતની સાથે સૈન્યોથી જોડાઈને યુદ્ધ કરવા ઈચ્છતો આવી પહોચ્યો અતિ દુષ્ટબુદ્ધિ તેણે કાન સુધી ધનુષ ખેચી લુહારોએ સર્જેલા, શિલા ઉપર ઘસેલા અને સમાન પૂછડાવાળા બાણો સુદર્શનને મારી નાખવાની ઈચ્છાથી તેના પર ઝડપથી છોડવા માડયા, પણ સુદર્શને ક્ષણવારમા તે આવતા બાણોને બાણો વડે કાપી નાખ્યા એમ યુદ્ધ ચાલ્યુ ત્યારે દુર્ગાદેવી ચડિકા અત્યત કોપાયમાન થયા તેમણે યુધાજિત સામે બાણો છોડવા માડયા તે સમયે શિવાદેવી અનેક રૂપવાળા તથા જાતજાતના શસ્ત્રો ધારણ કરનારા થઈ ગયા ને ત્યા આવી એ જગદબાએ ભારે યુદ્ધ કરવા માડયુ તેમા શત્રુજિત મરાયો અને યુધાજિત રાજા પણ માર્યો ગયો તેઓ બન્ને રથમાથી પડયા, ત્યારે જય જય શબ્દ થઈ રહ્યો બધા રાજાઓ તે દેવીને જોઈ પરમ વિસ્મય પામ્યા અને મામાનો તથા ભાણેજનો યુદ્ધમા નાશ થયેલો જોઈ આશ્ચર્ય પામ્યા સુબાહુ પણ યુદ્ધમા તેઓ બનેનો નાશ જોઈ ઘણો જ પ્રસન્ન થઈ દુર્ગતિનો નાશ કરનારા દુર્ગાદેવીની સ્તુતિ કરવા લાગ્યો

સુબાહુ બોલ્યો જગતનુ ધારણ–પોષણ કરતા દેવીને નમસ્કાર, શિવાદેવીને હમેશ નમસ્કાર થાઓ અને કામનાઓ આપનારા ભગવતી દુર્ગા તમને નમસ્કાર—નમસ્કાર હો, હે મોક્ષદાત્રિ ! શાતિસ્વરૂપ તમને શિવાને નમસ્કાર, વિદ્યાદેવીને નમસ્કાર, હે જગન્માતા ! હે શિવે ! વિશ્વમા વ્યાપી રહેલા અને જગતને ધારણ કરતા તમને નમસ્કાર હો હે દેવિ ! સગુણ એવો હુ બુદ્ધિથી વિચારુ છુ છતા નિર્ગુણ તમારી ગતિને જાણી શકતો નથી હે વિશ્વની માતા ! ભકતોથી પીડાનો નાશ કરનારા, પરમ શકિતસ્વરૂપ તમારી હુ શુ સ્તુતિ કરુ ? તમે સર્વવ્યાપક સરસ્વતી છો અને સર્વ પ્રાણીઓની બુદ્ધિ, વિદ્યા, મતિ તથા ગતિરૂપ તમે છો હુ તમારી શુ સ્તુતિ કરુ ? તમે સર્વના મનના નિયતા છો છો (એટલે મનના વિષયરૂપ જે નથી, તો) સર્વ વ્યાપક આત્મસ્વરૂપ તમારી કઈ રીતે સ્તુતિ થઈ શકે ? (કેમ કે આપ મનના અવિષય છો) દેવોમા શ્રેષ્ઠ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ પણ તમારા ગુણોની કાયમ સ્તુતિ કર્યા કરે છે, છતા હજી પાર પામ્યા નથી, તો અહો ! હે માતા ! અત્યત ભેદબુદ્ધિવાળો, અવગુણોથી ઘેરાયેલો અને અપ્રસિદ્ધ છતા હુ તમારા ચરિત્રનુ વર્ણન કરવા ક્યા સમર્થ છુ ? અહો ! પ્રાસગિક કરેલો પણ સત્સમાગમ મનોરથને કેમ પૂરા ન કરે ? (કરે જ છે) ખરેખર, ચિત્તશુદ્ધિ પણ સત્સગથી અનાયાસે સિદ્ધ થાય છે (જુઓ) આ (આપના ભકત) જમાઈનો સમાગમ કર્યાથી મે આપનુ આ અદ્ભુત દર્શન મેળવ્યુ છે હે માતા ! આપના જે દર્શનને બ્રહ્મા, શિવ, વિષ્ણુ, ઇદ્ર સહિત દેવો અને અર્થતત્ત્વને જાણી ચૂકેલા મુનિઓ પણ ઝખે છે, તે આપનુ દુર્લભ દર્શન, મે આજે શમ, દમ આદિ વિના તથા સમાધિઓ વિના પણ મેળવ્યુ છે ખરેખર ! મારા જેવો ભાગ્યશાળી બીજો કોણ છે ? હે ભવાનિ ! અતિ મદબુદ્ધિવાળો હુ ક્યા અને સસારના અદ્વિતીય ઔષધરૂપ આપનુ આ તાત્કાલિક દર્શન ક્યા ? હે દેવિ ! ભાવયુકત ભકતો પર દયા કરવા નિરતર તત્પર અને દેવવર્ગને પૂજ્ય છતા તમે મારા વડે જણાયા છો (તો ખરેખર મારાથી બીજો ક્યો ધન્યવાદપાત્ર છે ?) હે દેવિ ! તમારુ આ ચરિત્ર હુ શુ વર્ણવુ ? કારણ કે આ વિષમ સકટમા સુદર્શનની તમે રક્ષા કરી છે અને અતિ બળવાન તેના બન્ને શત્રુઓને તમે જલદી માર્યા છે ખરેખર, ભકતો પર દયાયુક્ત તમારુ ચરિત્ર પરમ પવિત્ર છે હે દેવિ ! ખરેખર વિચારતા આ કઈ

આશ્ચર્ય નથી, જે સ્થાવરજગમ સર્વ જગતનુ તમે રક્ષણ કરો છો હમણા આ ધ્રુવસધિના પુત્ર સુદર્શનનુ દયાથી તમે રક્ષણ કર્યું છે અને તેના શત્રુને પણ મારી (પોતાના દર્શન દ્વારા સસારથી) તેને બચાવી લીધો છે હે ભવાનિ ! એવામા તત્પર ભકતના યશને પ્રદીપ્ત કરવા તમે આ ચરિત્ર રચ્યુ છે, જો એમ ન કર્યું હોત તો નિર્દોષ સ્વભાવવાળો આ સુદર્શન મારી પુત્રીનો સ્વીકારી યુદ્ધમા કુશળ કેમ રહેત ? તમે ભકતના જન્મ મરણ આદિ ભયનો નાશ કરવા સમર્થ છો તો ભકતના મનોરથ પૂર્ણ કરવા સમર્થ હો, એમા શુ આશ્ચર્ય છે ? માટે જ હે માતા ! ભકતજનો તમને પાપપુણ્યરહિત, અપાર, સગુણ તથા નિર્ગુણ કહે છે અહો ! હે ભુવનેશ્વરિ દેવિ ! તમારા દર્શનથી હુ પુણ્યશાળી, કૃતાર્થ અને ધન્ય જન્મવાળો થયો છુ હે માતા ! હુ તમારા બીજને કે ભજનને જાણતો નથી, છતા મે આજે પ્રકટ પ્રભાવવાળો તમારો મહિમા જાણ્યો (એ મારા અહોભાગ્ય છે)

વ્યાસ બોલ્યા 'એમ સ્તુતિ કરેલા શિવાદેવીએ પ્રસન્ન થઈ રાજાને કહ્યુ 'હે ઉત્તમ વ્રતવાળા ! તુ વરદાન માગ ' ૧–૫૫

**एवं स्तुता तदा देवी प्रसन्नवदना शिवा ।**
**उवाच तं नृपं देवी वरं वरय सुव्रत ॥ ५५ ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૨૩ મો સમાપ્ત

## અધ્યાય ૨૪ મો*

### શ્રીદેવીનો મહિમા ને કાશીવાસ

વ્યાસ ઉવાચ

**तस्यास्तद्वचनं श्रुत्वा भवान्याः स नृपोत्तमः ।**
**प्रोवाच वचनं तत्र सुबाहुर्भक्तिसंयुतः ॥ १ ॥**

વ્યાસ બોલ્યા ને ભવાનીનુ એ વચન સાભળી રાજાઓમા ઉત્તમ તે સુબાહુએ ભકિતયુક્ત થઈ વચન કહ્યુ

સુબાહુ બોલ્યો એક તરફ દેવલોકનુ તથા પૃથ્વીનુ રાજ્ય ને એક તરફ તમારુ દર્શન, એ બન્ને કદી તુલ્ય થાય નહિ, (પણ તમારુ દર્શન અધિક થાય છે) ત્રણે લોકમા તમારો દર્શન જેવુ મને કઈ પણ લાગતુ નથી, તો હે દેવિ ! હુ કયુ વરદાન માગુ ? હુ તો (તમારા દર્શનથી જ) પૃથ્વી પર કૃતાર્થ થયો છુ હે માતા ! હુ આ ઈચ્છિત વર માગવા ઈચ્છુ છુ કે, મને તમારી નિશ્ચળ અવિનાશી ભકિત સદા રહો હે માતા ! આ મારા નગરમા તમારે સર્વદા રહેવુ, 'દુર્ગાદેવી ' એ નામથી તમે અહીં શકિતરૂપે સદા રહો તમે નિર્દોષ સુદર્શનનુ શત્રુઓના સમૂહથી જેમ રક્ષણ કર્યું, તેમ તમારે સર્વકાળ નગરની રક્ષા કરવી હે અમ્બિકે ! અહીં (રહીને) તમારે કાશીની રક્ષા કરવી અને હે કૃપાના ભડાર દુર્ગાદેવી ! જ્યા સુધી આ નગરી પૃથ્વી પર મારી પ્રતિષ્ઠાવાળી તથા સારી સ્થિતિવાળી રહે, ત્યા સુધી તમારે અહીં રહેવુ બસ, આ વરદાન તમારે મને આપવુ યોગ્ય છે બીજુ હુ શુ માગુ ' (છતા) મને સમગ્ર વિવિધ કામનાઓ આપો, મારા શત્રુઓનો નાશ કરો અને લોકના અમગલોનો હમેશા નાશ કરો

વ્યાસે કહ્યુ એમ સારી રીતે પ્રાર્થના કરેલા અને ભયકર પીડાઓનો નાશ કરનારા દુર્ગાદેવી ત્યા સ્તુતિ કરીને આગળ ઊભેલા તે રાજાને કહેવા લાગ્યા

દુર્ગાદેવી બોલ્યા હે રાજન્ ! જ્યા સુધી પૃથ્વી રહેશે, ત્યા સુધી સર્વે લોકોનુ રક્ષણ કરવા માટે મુકિતપુરી (કાશી)મા મારો હમેશા વાસ રહેશે

તે પછી સુદર્શને હર્ષભેર ત્યા આવીને પરમ ભકિતથી જગદમ્બાને પ્રણામ કરી તેમની સ્તુતિ કરવા માડી 'અહો ! તમારી કૃપાને હુ શુ કહુ ? કારણ કે ભકિતહીન છતા મારુ તમે રક્ષણ કર્યું છે સમગ્ર લોકો ભકતો પર કૃપા કરનારા હોય છે, પણ ભકિત રહિત હોય તેનુય રક્ષણ કરવુ, એ તમારુ વ્રત છે હે દેવિ ! મે સાભળ્યુ છે કે, આખી સૃષ્ટિ તમે સર્જો છો, પોતે સર્જેલાનુ તમે પાલન કરો છો અને સહારપરાયણ (પ્રલય)કાળે તમે સર્વનો સહાર કરો છો, તો તમે મારુ રક્ષણ કર્યું, એમા (કઈ) આશ્ચર્ય નથી હે દેવિ ! હુ તમારુ કયુ કાર્ય કરુ અને કયા જાઉં ? તે તમે કહો અને જલદી મને સલાહ આપો હે માતા ! હુ કામ કરવામા અત્યત મૂઢ થયો છુ, એટલે તમારી

* આ અધ્યાયમા પચાસ શ્લોકવડે શ્રીદેવીનો મહિમા તથા દુર્ગાદેવીનો કાશીમાં વાસ કર્યા એ કથા કહેવાશે.

આજ્ઞાથી હુ જઈ શકીશ, ઊભો રહી શકીશ અને આનદ કરી શકીશ '

વ્યાસ બોલ્યા એમ કહેતા તેને દયાળુ દેવીએ કહ્યુ 'હે મહાભાગ ! તુ અયોધ્યા જા અને કુળને યોગ્ય રાજ્ય કર હે ઉત્તમ રાજા ! તારે નિત્ય મારુ સ્મરણ કરવુ ને કાળજીથી પૂજન કરવુ તારા રાજ્યમા હુ હમેશા કલ્યાણ કરીશ આઠમ, ચૌદશ અને નોમના દિવસે બલિદાનના વિધિથી મારી વિશેષ પૂજા કરવી હે નિર્દોષ ! નગરમા તારે મારી પ્રતિમા સ્થાપવી અને ત્રણ વખત કાળજીથી ભક્તિપૂર્વક પૂજન કરવુ શરદઋતુના સમયે હમેશા ભક્તિભાવથી યુક્ત થઈ નવરાત્રની વિધિથી મારી મહાપૂજા કરવી અને હે મહારાજા ! ચૈત્ર, આશ્વિન, આષાઢ તથા માઘ માસના નવરાત્રમા મહોત્સવ કરવો અને વિશેષ પૂજા કરવી હે રાજાઓમા સિંહ સમાન ! દરેક કૃષ્ણ પક્ષની ચૌદશે તથા આઠમે ભક્તિયુક્ત થઈ સમજુ મનુષ્યોએ મહોત્સવ સહિત મારી પૂજા કરવી '

વ્યાસ બોલ્યા પછી સુદર્શને નમસ્કાર કરેલા બહુ વિસ્તારથી સ્તુતિ કરેલા અને ભયકર પીડાઓનો નાશ કરનારા દુર્ગાદેવી એમ કહી અદૃશ્ય થયા તે દેવીને અદૃશ્ય થયેલા જોઈ સર્વ રાજાઓ જેમ ઇન્દ્રને દેવો પ્રણામ કરે, તેમ તે સુદર્શન પાસે આવી તેને પ્રણામ કરવા લાગ્યા સુબાહુ પણ તેને નમી હર્ષયુક્ત થઈ આગળ ઊભો રહ્યો, ત્યારે સર્વ રાજાઓ અયોધ્યાના અધિપતિ સુદર્શનને કહેવા લાગ્યા 'હે ઉત્તમ રાજા ! તમે અમારા શાસક પ્રભુ છો, અમે તમારા હમેશા સેવક છીએ તમે અયોધ્યામા રાજ્ય કરો અને અમારુ પાલન કરો હે મહારાજા ! તમારી કૃપાથી અમે વિશ્વના ઈશ્વરી શિવાદેવીના દર્શન કર્યા છે, તે આદિશક્તિ ભવાની ચાર પુરુષાર્થોરૂપ ફળને આપનારા છે તમે પૃથ્વી પર ધન્ય, કૃતકૃત્ય અને ઘણા જ પુણ્યશાળી છો, કારણ કે તમારા માટે સનાતની દેવી (અહીં) પ્રકટ થયા હતા હે શ્રેષ્ઠ રાજા ! તમો ગુણથી યુક્ત અને માયાથી સદા મોહિત અમે બધા ચડિકાદેવીનો પ્રભાવ જાણતા નથી અમે ધન, સ્ત્રી તથા પુત્રોના વિચારમા સદા તત્પર હોઈ કામક્રોધરૂપી માછલાઓથી ખદબદતા ઘોર (સસારરૂપ) મહા સાગરમા ડૂબ્યા છીએ હે મહાભાગ ! મહાબુદ્ધિમાન ! તમે સર્વજ્ઞ છો, તેથી અમે તમને પૂછીએ છીએ કે, આ શક્તિ કોણ છે, ક્યાથી ઉત્પન્ન થયા છે અને કેવા પ્રભાવવાળા છે, તે તમે કહો સસાર(રૂપ સમુદ્ર)-મા તમે નૌકારૂપ થાઓ, સત્પુરુષો અત્યત દયાપરાયણ હોય છે, માટે હે કાકુત્સ્થવશી ! તમે અમને દેવીનુ ઉત્તમ માહાત્મ્ય કહો તે દેવી જેવા પ્રભાવવાળા, જેવી ઉત્પત્તિવાળા અને જેવા સ્વરૂપવાળા છે, તે સર્વ સાભળવા અમે ઇચ્છીએ છીએ, માટે હે પુરુષોમા ઉત્તમ—તમે અમને તે કહો '

વ્યાસ બોલ્યા ધ્રુવસધિના પુત્ર સુદર્શન રાજાને તેઓએ એમ પૂછ્યુ, ત્યારે તેણે મનથી દેવીનુ ચિંતન કરી હર્ષયુક્ત થઈ તેઓને કહ્યુ

સુદર્શને કહ્યુ હે રાજાઓ ! તે દેવીનુ ઉત્તમ ચરિત્ર હુ શુ કહુ ? શકર સહિત બ્રહ્માદિ દેવગણો પણ તેમના ચરિત્રને જાણતા નથી હે રાજાઓ ! શ્રેષ્ઠ અને ઉત્તમ મહાલક્ષ્મી શક્તિ સૌથી પહેલા છે આ સાત્ત્વિકી શક્તિ જગતનુ પાલન કરવામા તત્પર રહે છે જે રજોગુણયુક્ત રૂપવાળા થઈ સૃષ્ટિને ઉત્પન્ન કરે છે પાલન વખતે સત્ત્વગુણી રૂપવાળા થાય છે અને સહાર સમયે તમોગુણી સ્વરૂપવાળા થાય છે, તે શક્તિ (મહાસરસ્વતી, મહાલક્ષ્મી ને મહાકાલી) હમેશા ત્રણ ગુણોવાળા મનાયા છે હે ઉત્તમ રાજાઓ ! જે સર્વોત્કૃષ્ટ શક્તિ નિર્ગુણ છે તે સર્વ કામનાઓરૂપ ફળને આપનારા હોઈ બ્રહ્માદિ સર્વનુ કારણ છે હે રાજાઓ ! યોગ નહિ જાણનારાઓ વડે તે નિર્ગુણ શક્તિને જાણવા ખરેખર અશક્ય છે, માટે સમજુ પુરુષોએ સુખેથી સેવવા યોગ્ય સગુણ શક્તિનુ સદા ચિંતન કરવુ

રાજાઓએ કહ્યુ તમે તો બાળક જ હતા, ત્યારે ભયાતુર થઈ વનમા ચાલ્યા ગયા હતા, તો તમે એ ઉત્તમ પરમશક્તિરૂપ દેવીને કેવી રીતે જાણ્યા ? હે રાજા ! જે દેવીએ પ્રસન્ન અને ઉતાવળા થઈ તમને સહાય કરી, તે દેવીની તમે કેવી રીતે ઉપાસના તથા પૂજા કરી છે ?

સુદર્શને કહ્યુ હે રાજાઓ ! બાળપણથી જ મે અતિશય માન્ય કામબીજ નામનુ તે દેવીનુ બીજ

પ્રાપ્ત કર્યું છે; તેને જપ્યા કરતો હું કાયમ તેનું સ્મરણ કર્યા કરુ છું, તેમ જ ઋષિઓએ વર્ણવાતાં અંબિકા શિવાને મે જાણ્યા છે અને રાત્રિદિવસ પરમ ભક્તિથી તે શ્રેષ્ઠ દેવીનુ હુ સ્મરણ કર્યા કરું છુ.

વ્યાસ બોલ્યા : તેનું એ વચન સાભળી રાજાઓ ભક્તિતત્પર થઈ તે દેવીને પરમ શક્તિરૂપ માની પોતપોતાના વર તરફ ચાલ્યા ગયા. સુબાહુ રાજા તે સુદર્શનને પૂછી કાશી તરફ ગયો અને ધર્માત્મા સુદર્શન પણ ઉત્તમ કોમલ દેશમા ચાલ્યો ગયો. ત્યા મત્રીઓ પણ શત્રુજિત રાજાને યુદ્ધમા મરાયેલો અને સુદર્શનને જીતેલો સાભળી પ્રેમયુક્ત થયા. તે સુદર્શન રાજાને આવતો સાભળી અયોધ્યાવાસી લોકો ભેટો લઈને સામા ગયા, તેમ જ સર્વ મહાજનો તથા પ્રજાઓ તેને ધ્રુવસધિનો પુત્ર જાણી આનદિત થઈ જાતજાતની ભેટો હાથમા લઈ સામા ગયા સ્ત્રી સહિત રાજા સુદર્શન અયોધ્યામા આવી સર્વ લોકોનુ સન્માન કરી રાજમહેલમા ગયો. તે વેળા ભાટચારણો તેની સ્તુતિ કરવા લાગ્યા, મંત્રીઓ તેને વદન કરી રહ્યા હતા અને કન્યાઓ ડાગરથી તથા પુષ્પોથી તેને વધાવવા લાગી ૧—૫૦

बन्दिभिः स्तूयमानस्तु वंद्यमानश्च मन्त्रिभिः ।
कन्याभिः कीर्यमाणश्च लाजैः सुमनसैस्तथा ॥ ५०

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૨૪ મો સમાપ્ત

## અધ્યાય ૨૫ મો*

### સુદર્શને શત્રુજિતની માતાને સંતોષી નગરમા દેવીની સ્થાપના કરી

व्यास उवाच

गत्वाऽयोध्यां नृपश्रेष्ठो गृह राज्ञः सुहृद्वृतः ।
शत्रुजिन्मातर प्राह प्रणम्य शोकसकुलाम् ॥ १ ॥

વ્યાસ બોલ્યા રાજાઓમા શ્રેષ્ઠ સુદર્શન અયોધ્યામા મિત્રોથી વીંટાઈને રાજમદિરમા જઈ શોકથી વ્યાકુળ શત્રુજિતની માતાને પ્રણામ કરી કહેવા લાગ્યો - 'હે માતા! મેં તમારા પુત્રને તેમ જ તમારા પિતા યુધાજિતને પણ યુદ્ધમા માર્યા નથી; આ બાબતમાં હું તમારા ચરણના સોગંદ ખાઉં છુ. તે બન્નેને યુદ્ધમા દુર્ગાદેવીએ માર્યા છે, એમા મારો અપરાધ નથી, અથવા અવશ્ય થનારા બનાવોમા કોઈ ઉપાય નથી હે માનિનિ! મરણ પામેલા પુત્રનો અહીં તમારે શોક કરવો યોગ્ય નથી; કેમ કે પોતાના કર્મને વશ થતાંજ જીવ સુખકારક તથા દુ ખકારક ભોગો ભોગવે છે માતા! હુ તમારો દાસ છુ હે ધર્મને જાણનારા! જેમ મારે મનોરમા છે તેમ જ તમે પણ છો, એમા લગારે ભેદ નથી શુભ કે અશુભ જે કર્મ કર્યું હોય, તે અવશ્ય ભોગવવુ જ પડે છે, માટે સુખદુ:ખના વિષયમા તમારે કદી શોક ન કરવો જોઈએ દુઃખમા પોતાના કરતા અધિક દુ ખવાળાને જોવા અને સુખમા પોતાના કરતા અધિક સુખવાળાને જોવા; પરતુ શત્રુ સમાન શોક તથા હર્ષને પોતાનો આત્મા સ્વાધીન ન કરવો, અર્થાત્ શોક તથા હર્ષને વશ ન થવું આ સર્વ જગત દૈવાધીન છે, પોતાને આધીન કદી નથી; માટે બુદ્ધિમાન મનુષ્યે શોકથી આત્માને શોષવવો નહિ જેમ લાકડાની સ્ત્રી (પૂતળી) નટ વગેરેને વશ રહી ચેષ્ટા કરે છે, તેમ પ્રાણી પોતાના કર્મને વશ રહી વર્તે છે હે માતા! હુ વનમા ગયો હતો, ત્યારે પોતે કરેલા કર્મનો વિચાર કરતા દુ ખયુક્ત મનવાળો થયો ન હતો અને પોતે કરેલુ કર્મ ભોગવવુ જ જોઈએ, એમ પણ હુ સમજુ છુ મારી માતા અહીં જ વિધવા થઈ અને મારી માતાના પિતા પણ અહીં જ મરણ પામ્યા ત્યારે મારી માતા ભયાતુર થઈ મને લઈને ગીચ વનમા નીકળી ગઈ હતી. તે વેળા માર્ગમા ચોરોએ તેને લૂટી હતી ને વસ્ત્રરહિત કરી હતી, બધુ ભાતુ પણ લઈ લીધુ હતુ, પછી બાળક પુત્રવાળી અને નિરાશ્રિત થયેલી મારી માતા મને લઈને ભારદ્વાજના આશ્રમમા પહોચી હતી, ત્યારે આ વિહ્વલ અને અબળા આ ધાત્રેયી પણ ત્યા સાથે જ આવ્યા હતા મુનિઓએ તથા મુનિપત્નીઓએ બધી રીતે દયાયુક્ત થઈ ફળો તથા સામા—ધાન્ય વડે અમને પોષ્યા હતાં અને ત્રણે ત્યા રહ્યા હતા. તે વેળા મને દુ ખ ન હતુ અને આજે ધનની પ્રાપ્તિ થતાં મને સુખ પણ નથી માન

* આ અધ્યાયમા સુદર્શને શત્રુજિતની માતાને સંતોષી નગરમાં સર્વશ્રેષ્ઠ દેવીની સ્થાપના કરી; એ કથા છેંતાલીશ શ્લોકોથી કહેવાશે.

ચિત્તમા કદી વેર કે દ્વેષ છે જ નહિ હે શત્રુને તપાવ નારા ! રાજાઓના ભોગો ભોગવવા કરતા (વનમા) સામો—ધાન્ય ખાવુ શ્રેષ્ઠ છે, કેમ કે રાજભોગ ભોગ વનારો નરકમા જાય છે, પણ સામાનુ ભોજન કરનારો કદી નરકમા જતો નથી સમજુ પુરુષે ઇંદ્રિય વર્ગને જીતી ધર્મ જ આચરવો જોઈએ, જેથી નરકમા જવુ ન પડે હે માતા ! આ સર્વોત્તમ ભરતખંડમા મનુષ્યપણુ દુર્લભ છે, કેમ કે આહારાદિનુ સુખ તો બધી યોનિઓમા હોઈ શકે છે, માટે તે મનુષ્યદેહ પામી સ્વર્ગ તથા મોક્ષ આપનારુ ધર્મસાધન કરી લેવુ જોઈએ, કેમ કે બીજી યોનિઓમા મનુષ્યોનુ ધર્મસાધન દુર્લભ હોય છે

વ્યાસ બોલ્યા તેણે એમ કહેલી તે લીલાવતી તે વેળા અત્યત શરમાઈ ગઈ અને પુત્રનો શોક છોડી દઈ આસુ ભરેલા નેત્રોથી યુક્ત થઈ તેને કહેવા લાગી 'હે પુત્ર ! મારા પિતા યુધાજિતે તમારી માતાના પિતાનો નાશ કરી તમારુ રાજ્ય લઈ લીધુ, જેથી મને તેણે (મારા પિતાએ તમારી) અપરાધી કરી છે હુ એ વેળા તે મારા પિતાને કે પુત્રને રોકવા સમર્થ થઈ ન હતી તેથી જ તેઓએ જે કર્મ કર્યું, તેમા હે પુત્ર ! મારો અપરાધ નથી તેઓ બન્ને પોતાના જ કર્મથી મરણ પામ્યા છે, તમે તેમના મરણમા કારણ નથી હુ તે પુત્રનો શોક કરતી નથી, પણ તેણે કરેલા કર્મનો હમેશા શોક કરુ છુ હે કલ્યાણમૂર્તિ ! તમે મારા પુત્ર છો અને મનોરમા મારી બહેન છે હે પુત્ર ! તમારા પર મને લગારે ક્રોધ કે શોક નથી હે મહાભાગ ! તમે રાજ્ય કરો અને પ્રજાઓનુ પાલન કરો હે ઉત્તમ વ્રતવાળા ! ભગવતીની કૃપાથી આ નિષ્કટક રાજ્ય તમે મેળવ્યુ છે

માતાનુ તે વચન સાભળી તેમને નમન કરી રાજપુત્ર સુદર્શન પહેલા જ્યા મનોરમા રહેતી હતી તે સુદર મહેલમા ગયો ત્યા જઈને તેણે વાસ કર્યો અને સર્વ મત્રીઓને તથા જોશીઓને બોલાવી શુભ મુહૂર્તવાળો દિવસ પૂછયો અને કહ્યુ 'સોનાનુ સુદર સિંહાસન કરાવી તેના પર સિંહના આસને બેઠેલા દેવીનુ હમેશા હુ પૂજન કરીશ તેમ જ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને આપનારા દેવીને આસન પર (પ્રથમ) સ્થાપી પછીથી હુ, રામ વગેરેએ જેમ રાજ્ય કર્યુ હતુ તેમ રાજ્ય કરીશ સર્વ નગરવાસી લોકોએ શિવા દેવીનુ હમેશ પૂજન કરવુ અને તે શક્તિને સર્વ કામ નાઓ તથા અર્થસિદ્ધિને આપનારા માનવા' એમ કહેલા તે મત્રીઓએ રાજાની આજ્ઞા (માન્ય) કરી, ને કારીગરો પાસે અતિ સુદર મદિર તૈયાર કરાવ્યુ પછી પ્રતિમા કરાવીને રાજાએ શુભ મુહૂર્તે ને શુભ દિવસે વેદ જાણનારા બ્રાહ્મણોને બોલાવી (તેઓ દ્વારા) પ્રતિષ્ઠા કરાવી બુદ્ધિમાન રાજા સુદર્શને વિધિ પ્રમાણે હવન કરી, દેવતાનુ પૂજન કરી, મદિરમા દેવીની મૂર્તિની સ્થાપના કરી તે સમયે હે જનમે જય રાજા ! વાદિત્રોના શબ્દો, બ્રાહ્મણોના વેદઘોષો તથા વિવિધ ગાયનો સાથે ત્યા ઉત્સવ થયો, એમ વેદવાદીઓ દ્વારા વિધિ પ્રમાણે શિવાદેવીની પ્રતિષ્ઠા કરાવ્યા પછી રાજાએ અતિશય વિધિપૂર્વક અનેક જાતની પૂજા કરી પૂજાનો વિધિ કર્યા પછી પોતાના બાપદાદાઓનુ રાજ્ય મેળવી તે રાજા અને અબિકા દેવી કોસલ દેશમા પ્રખ્યાત થયા રાજ્ય પામ્યા પછી સદ્ધર્મથી વિજય પામતા તે રાજાએ સર્વ ખડિયા રાજાઓને વશ કર્યા ને અત્યત ધર્મિષ્ઠ કર્યા રામના, દિલીપના તથા રઘુના રાજ્યમા પ્રજાઓને જેવુ સુખ હતુ, તેવુ જ સુદર્શનના રાજ્યમા પણ સુખ તથા તેવી જ મર્યાદા પણ હતી વર્ણો તથા આશ્રમોનો ધર્મ ચારે પાયાવાળો પૂર્ણ હતો અને પૃથ્વી પર કોઈનુ પણ ચિત્ત અધર્મમા રમતુ ન હતુ બધા રાજાઓએ ગામેગામ દેવીના મદિરો કર્યા, અને કોસલ દેશમા પ્રીતિથી દેવીની પૂજા ચાલુ થઈ સુબાહુએ પણ કાશીમા દુર્ગાની સુદર પ્રતિમા તથા મદિર કરાવી ભક્તિથી પ્રતિષ્ઠા કરાવી ત્યા સર્વ લોકો પ્રેમભક્તિમા તત્પર થઈ, જેમ વિશ્વનાથની પૂજા વિધિથી કરતા હતા, તેમ વિધિથી તે દેવીની પણ પૂજા કરવા લાગ્યા હે મહારાજા ! તે દુર્ગાદેવી પૃથ્વી પર પ્રખ્યાત થયા ને દેશદેશમા તેમની ભક્તિ વધવા લાગી તે વેળા આખાય ભરતખડમા સર્વ વર્ણના લોકોમા ભવાનીદેવી ભજન કરવા યોગ્ય થયા હતા હે રાજા ! બધા લોકો શક્તિની ભક્તિમા તત્પર થઈ માનપાત્ર થયા હતા અને શાસ્ત્રમા કહેલા સ્તોત્રો વડે જપ તથા ધ્યાનમા તત્પર રહેતા હતા

દરેક નવરાત્રમા બધા લોકો ભકિતપરાયણ થઈ દેવીનુ પૂજન હવન તથા યજ્ઞ વિધિથી કરતા હતા ૧—૪૬

**नवरात्रेषु सर्वेषु चक्रुः सर्वे विधानतः ।**
**अर्चनं हवनं याग देव्या भक्तिपरा जना ॥४६॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૨૫ મો સમાપ્ત

## અધ્યાય ૨૬ મો+

### નવરાત્રવિધિ

जनमेजय उवाच

**नवरात्रे तु संप्राप्ते किं कर्तव्यं द्विजोत्तम ।**
**विधान विधिवद् ब्रूहि शरत्काले विशेषत ॥१॥**

જનમેજયે પૂછ્યુ હે બ્રાહ્મણોમા ઉત્તમ! નવરાત્ર આવે ત્યારે કયુ કર્તવ્ય વિધિ પ્રમાણે કરવુ જોઈએ? અને શરદઋતુના સમયે નવરાત્ર આવે, ત્યારે ખાસ શુ કરવુ જોઈએ, તે કહો હે મહાબુદ્ધિમાન શ્રેષ્ઠ બ્રાહ્મણ! નવરાત્રનુ શુ ફળ છે અને તેમા કઈ વિધિ કરવી જોઈએ, એ કૃપા કરી તમે વિસ્તારથી કહો.

વ્યાસે કહ્યુ હે રાજન્! નવરાત્રનુ શુભ વ્રત હુ કહુ છુ, સાભળો શરદઋતુના સમયે તથા વસતઋતુમા તે વ્રત ખાસ વિધિપૂર્વક તથા પ્રેમપૂર્વક અવશ્ય કરવુ જોઈએ, કેમ કે શરદ અને વસત એ બન્ને ઋતુઓ સર્વલોકમા 'યમની દાઢ' નામે કહેવાય છે, કેમ કે આ લોકમા તે બન્ને ઋતુઓ પ્રાણીઓએ વિતાવવી કઠિન ગણાય છે, માટે સર્વકાળે શુભ ઈચ્છતા મનુષ્યે કાળજીથી આ નવરાત્ર વ્રત કરવુ જોઈએ વસત ને શરદ એ બન્ને ઋતુઓ મનુષ્યાને (લગભગ) મહા ઘોર રોગ કરનારી તથા નાશકારક થાય છે, માટ હે રાજન! સમજુ મનુષ્યોએ ચૈત્ર ને આશ્વિન એ શુભ માસોમા ભકિતપૂર્વક ચડિકાનુ પૂજન કરવુ અમાવાસ્યાના દિવસે શુભ સામગ્રી મેળવી તૈયાર કરી રાખવી અને તે દિવસે એક વાર (સાદુ ને હલકુ અનાજ) હવિષ્યાન્ન જમવુ (વળી તે દિવસે) શુભ સ્થળે સપાટ પ્રદેશ પર સ્તભો તથા ધ્વજાઓવાળો સોળ હાથ માપનો મડપ કરવો ધોળી માટી ને છાણ વડે લીંપણ કરવુ અને પછી તે મડપની વચ્ચે સરખી, સ્થિર અને ઉજ્જ્વળ વેદિકા કરવી તે વેદિકા ચાર હાથ પહોળી ને એક હાથ ઊંચી જોઈએ, પીઠને માટે ત્યા ઉત્તમ સ્થાન કરવુ અને ભાતભાતના તોરણો તથા ચદરવો બાધવા (તે જ અમાસની) રાત્રે દેવીનુ તત્ત્વ જાણનારા, આચાર પાળવામા તત્પર, જિતેન્દ્રિય અને વેદવેદાગના પારગત બ્રાહ્મણોને નોતરી પડવાના દિવસે સવારમા નદીએ, નદે, વાવે, કૂવે અથવા ઘેર વિધિથી સ્નાન કરવુ દરરોજ સવારમા પ્રથમ બ્રાહ્મણોનુ વરણ કર્યા પછી મધુપર્ક પૂર્વક અર્ધ્ય પાદ્ય આદિ સર્વ કર્મ કરવુ શકિત પ્રમાણે વસ્ત્રો, અલકારો વગેરે આપવા, વૈભવ હોય તો ધન(વાપરવા)ની કજૂસાઈ કદી ન કરવી, કેમ કે સતુષ્ટ કરેલા બ્રાહ્મણો દ્વારા હરકોઈ રીતે કાર્ય સપૂર્ણ થાય છે દેવીનો પાઠ કરવા માટે નવ, પાચ, ત્રણ કે એક બ્રાહ્મણ કહેલો છે તે સમયે પારાયણ માટે શાત બ્રાહ્મણનુ વરણ કરવુ અને વેદમત્રની ક્રિયાથી સ્વસ્તિવાચન કરવુ વેદિકા પર રેશમી વસ્ત્ર સહિત સિંહાસન સ્થાપી તેના પર ચાર હાથવાળા, આયુધો સહિત, રત્નોના આભૂપણોવાળા, મોતીના હારથી શોભતા, દિવ્ય વસ્ત્રો ધારણ કરતા, સૌમ્ય, સર્વ લક્ષણોવાળા, શખ, ચક્ર, ગદા, પદ્મને ધારણ કરતા ને સિંહ પર બેઠેલા શિવાદેવીને સ્થાપવા, અથવા તે સનાતની દેવીને અઢાર ભુજાવાળા પણ સ્થાપી શકાય છે જો મૂર્તિ ન હોય, તો નવાર્ણ મત્રયુકત યત્ર સ્થાપવુ ને ત્યા પીઠપૂજા માટે કળશ સ્થાપવો તે કળશ પચપલ્લવથી યુકત, વેદમત્રોથી સારી રીતે શણગારેલો, ઉત્તમ તીર્થના જળથી ભરેલો અને સુવર્ણ તથા રત્નોથી યુકત હોવો જોઈએ પોતાની પાસે ચારે બાજુ પૂજા માટેની સામગ્રી તૈયાર રાખી મગલ માટે ગીતો તથા વાદિત્રોની ધૂન કરવી હે રાજન્! પહેલે દિવસે—હસ્ત નક્ષત્રયુકત પડવાની તિથિએ વિધિ પ્રમાણે પૂજન કરવુ, તે શ્રેષ્ઠ અને મનુષ્યોને કામનાઓ આપનાર છે પ્રથમ ઉપવાસ, રાત્રિભોજન અથવા એક વખત ભોજનનો નિયમ લઈ પછી પૂજા કરવી 'હે માતા! હુ સર્વોત્તમ નવરાત્ર વ્રત કરીશ, માટે હે દેવી! હે જગદબા! મને સપૂર્ણ સહાય કરજે'

+ આ અધ્યાયમા રાજા જનમેજયે નવરાત્રની વિધિ પૂછી, એટલે વ્યાસે તે વિધિ તેને કહી, એ બાબત શ્લોકોથી કહ્યાવે

(એમ પ્રાર્થના કરી) વ્રત માટે શકિત પ્રમાણે નિયમ કરવો અને પછી મંત્રપૂર્વક વિધિ પ્રમાણે પૂજા કરવી ચંદન, અગર, કપૂર, સુગંધી પુષ્પો, મંદારના તથા કરંજના પુષ્પો, આસોપાલવ, ચંપો, કરેણ, માલતી તથા બ્રાહ્મીના પુષ્પો વડે, સુંદર બિલ્વપત્રો, ધૂપ તથા દીપકો વડે વિધિથી જગદંબાનું પૂજન કરવું તેમાં નાળિયેર, બિજોરાં, દાડમ, કેળાં, નારંગી, ફણસ, બીલાં તથા અનેક જાતનાં ઉત્તમ ફળો વડે અર્ધ્યપ્રદાન કરવું, અને હે રાજા! ભકિતપૂર્વક અન્નદાન કરવું જેઓ માંસાહાર કરતા હોય, તેઓએ* પશુહિંસા કરવી, તેમાં પાડા, બકરા તથા ભૂંડનું બલિદાન ઉત્તમ ગણાય છે દેવીની આગળ મારેલા પશુઓ અવિનાશી

* જોકે ઘણા બ્રાહ્મણો પણ માંસાહાર કરે છે, પરંતુ બ્રાહ્મણોએ સાક્ષાત્ માંસનું બલિદાન ન આપવું, એમ કાલિપુરાણ આદિમાં નિષેધ કર્યો છે, એટલે આ વિધિ ક્ષત્રિયને ઉદ્દેશીને જ કહેલો સમજવો શારદાતિલક નામના ગ્રંથમાં કહ્યું છે 'ब्राह्मणो नियतः शुद्धः सात्त्विकं बलिमाहरेत् । हिंसायुक्तो बलिस्त्वाद्यवर्णं हित्वा प्रशस्यते ॥ નિયમનિષ્ઠ શુદ્ધ બ્રાહ્મણે સાત્ત્વિક બલિદાન જ આપવું જોઈએ, કેમ કે હિંસાયુકત બલિદાન બ્રાહ્મણવર્ણને છોડી બીજા વર્ણ માટે જ ઠીક છે.' તે પ્રમાણે કાલિકાપુરાણમાં કહ્યું છે सिंहव्याघ्रादिकं दत्वा चात्महत्यामवाप्नुयात् । मद्यं दत्वा ब्राह्मणस्तु ब्राह्मण्यादेव हीयते । अवश्यं विहितो यत्र बलिस्तत्र द्विजः पुनः । पिष्टेनापि घृतेनापि निर्मितं तु समर्पयेत् ॥' સિંહ, વાઘ વગેરે પશુનું બલિદાન આપીને બ્રાહ્મણને આત્મહત્યાનું પાપ લાગે છે અને મદ્ય અર્પણ કરવાથી બ્રાહ્મણપણાથી જ ભ્રષ્ટ થાય છે જે સ્થળે બલિદાન આપવા અવશ્ય કહ્યું હોય, ત્યાં બ્રાહ્મણે લોટનું તથા ઘીનું જ બનેલું બલિદાન અર્પણ કરવું' છાંદોગ્ય શ્રુતિ પણ કહે છે 'अहिंसन् सर्वभूतान्यन्यत्र तीर्थेभ्यः न हिंस्यात् सर्वभूतानि ।' દેવમંદિર વગેરે તીર્થો બાંધવા સિવાય બીજા કોઈ પણ પ્રસંગે કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી જોઈએ કદાચ કોઈને શંકા થાય કે દેવી સિવાય કોઈ પણ દેવોને બલિદાન આપવાનું શાસ્ત્રમાં કહ્યું નથી, માત્ર દેવીની જ ઉપાસનામાં બલિદાન આપવાનું શાસ્ત્રોમાં કહ્યું છે, તેનું શું કારણ? આનું કારણ દુર્ગાપ્રદીપગ્રંથમાં આ પ્રમાણે છે 'ब्रह्मविद्या जीवदयाभिहन्त्री श्रुतौ श्रुतम् । तत्तस्मात् कारणाद्देव्या बलिदानं प्रियं मतम् ॥' દેવી બ્રહ્મવિદ્યાસ્વરૂપ છે અને જીવની ઉપાધિના નાશ કરવા, એ બ્રહ્મવિદ્યાનો સ્વભાવ છે, આ કારણે દેવીને બલિદાન પ્રિય માન્યું છે

સ્વર્ગમાં જાય છે, માટે હે નિર્દોષ રાજા! દેવીની પૂજા નિમિત્તે પશુનો વધ કરનારાઓને તે નિમિત્તે હિંસા લાગતી+ નથી સર્વ શાસ્ત્રોના નિર્ણયમાં યજ્ઞ સંબંધી હિંસાને અહિંસા કહી છે અને દેવતાઓ માટે અર્પણ કરાયેલા પશુઓની અવશ્ય સ્વર્ગગતિ કહી છે હોમ માટે (શાસ્ત્રોકત) માપ પ્રમાણે ત્રણ ખૂણાવાળો કુંડ કરવો, અથવા ત્રણ ખૂણાવાળું ઉત્તમ સ્થંડિલ કરવું એમાં હમેશાં ત્રણે કાળે જાતજાતનાં સુંદર દ્રવ્યોથી પૂજન કરવું અને ગીત, વાદિત્ર તથા નૃત્ય સાથે મહોત્સવ કરવો હમેશાં જમીન પર પાથર્યા વિના જ સૂવું અને વસ્ત્રો, અલંકારો તથા અમૃતમય દિવ્ય ભોજનો વડે કુમારિકાઓને પૂજવી દરરોજ એક એક કન્યાને પૂજવી, અથવા દરરોજ એક કન્યાને વધારતા જઈ પૂજવી, અથવા હમેશાં બેગણી કે ત્રણગણી વધારતા જઈ પૂજવી, કે દરરોજ નવ નવ કુમારિકાઓની પૂજા કરવી હે રાજન્, વૈભવ અનુસાર પૂજા કરવી, પણ દેવીના યજ્ઞમાં હમેશાં ધનની બાબતમાં કંજૂસાઈ ન કરવી હે રાજા! પૂજા-વિધિમાં એક વર્ષની કન્યા ન લેવી, કેમ કે તે બાલિકા ભોજનાદિની તથા ગંધ વગેરેથી તદ્દન અજાણી હોય' છે બે વર્ષની જે હોય તેને કુમારિકા કહી છે, ત્રણ વર્ષની ત્રિમૂર્તિ, ચાર વર્ષની કલ્યાણી, પાંચ વર્ષની રોહિણી, છ વર્ષની કાલિકા, સાત વર્ષની ચંડિકા, આઠ વર્ષની શાંભવી, નવ વર્ષની દુર્ગા, ને દશ વર્ષની સુભદ્રા કહેવાય છે, એ ઉપરની ઉંમરની કન્યાને પૂજામાં ન લેવી, કેમ કે તે સર્વ કાર્યોમાં નિંદ્ય ગણાય છે આ નામો વડે વિધિપૂર્વક કુમારિકાઓની હમેશાં પૂજા કરવી એ નવ કન્યાઓના પૂજનમાં જે ફળ છે, તે હું કહું છું કુમારિકાને પૂજી હોય તો દુઃખ, દારિદ્ર્ય

+ આ વાત પણ ક્ષત્રિયને ઉદ્દેશીને જ કહી છે બ્રાહ્મણને ઉદ્દેશીને નહિ જ ક્ષત્રિયના મનમાં કદાચ હિંસાની શંકા થાય, તો તેના સમાધાન માટે આમ કહ્યું છે, ખરી રીતે હરકોઈ વર્ણના મનુષ્યે હરકોઈ દેવદેવીને ઉદ્દેશીને સાત્ત્વિક બલિદાન આપવું, તે જ વધારે ઉત્તમ છે કોઈ પણ પ્રાણીને મારી નાખી તે દ્વારા ધર્મ કરવો, એ રાજસ કે તામસ કર્મરૂપ બની ચિત્ત શુદ્ધ ન જ કરી શકે, તે સહજ સમજી શકાય તેવું છે

દરેક નવરાત્રમાં બધા લોકો ભક્તિપરાયણ થઈ દેવીનું પૂજન હવન તથા યજ્ઞ વિધિથી કરતા હતા.૧—૪૬

**नवरात्रेषु सर्वेषु चक्रुः सर्वे विधानतः ।**
**अर्चनं हवनं यागं देव्या भक्तिपरा जनाः ॥४६॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં તૃતીય સ્કંધ વિષે અધ્યાય ૨૫ મો સમાપ્ત

# અધ્યાય ૨૬ મો+

## નવરાત્રવિધિ

जनमेजय उवाच

**नवरात्रे तु संप्राप्ते किं कर्तव्यं द्विजोत्तम ।**
**विधानं विधिवद् ब्रूहि शरत्काले विशेषतः ॥१॥**

જનમેજયે પૂછ્યું: હે બ્રાહ્મણોમાં ઉત્તમ! નવરાત્ર આવે ત્યારે શું કર્તવ્ય વિધિ પ્રમાણે કરવું જોઈએ? અને શરદઋતુના સમયે નવરાત્ર આવે, ત્યારે ધ્યાન શું કરવું જોઈએ, તે કહો હે મહાબુદ્ધિમાન શ્રેષ્ઠ બ્રાહ્મણ! નવરાત્રનું શું ફળ છે અને તેમાં કઈ વિધિ કરવી જોઈએ, એ કૃપા કરી તમે વિસ્તારથી કહો.

વ્યાસે કહ્યું હે રાજન્! નવરાત્રનું શુભ વ્રત હું કહું છું, સાંભળો. શરદઋતુના સમયે તથા વસંતઋતુમાં તે વ્રત ધ્યાન વિધિપૂર્વક તથા પ્રેમપૂર્વક અવશ્ય કરવું જોઈએ, કેમ કે શરદ અને વસંત એ બન્ને ઋતુઓ નરલોકમાં 'યમની દાઢ' નામે કહેવાય છે, કેમ કે આ લોકમાં તે બન્ને ઋતુઓ પ્રાણીઓએ વિતાવવી કઠિન જણાય છે, માટે સર્વકાળે શુભ ઈચ્છતા મનુષ્યે કાળજીથી આ નવરાત્ર વ્રત કરવું જોઈએ. વસંત ને શરદ એ બન્ને ઋતુઓ મનુષ્યોને (લગભગ) મહા રોગ રોગ કરનારી તથા નાશકારક થાય છે, માટે હે રાજન! સમજુ મનુષ્યોએ ચૈત્ર ને આશ્વિન એ શુભ મહિનામાં ભક્તિપૂર્વક ચંડિકાનું પૂજન કરવું. અમાવાસ્યાના દિવસે શુભ સામગ્રી મેળવી તૈયાર કરી રાખવી અને તે દિવસે એક વાર (સાદું ને હલકું અનાજ) હવિષ્યાન્ન જમવું (વળી તે દિવસે) શુભ સ્થળે સપાટ પ્રદેશ પર સ્તંભો તથા ધજાઓવાળો સોળ હાથ માપનો મંડપ કરવો. ધોળી માટી ને છાણ વડે લીંપણ કરવું અને પછી તે મંડપની વચ્ચે સરખી, સ્થિર અને ઉજ્જ્વળ વેદિકા કરવી. તે વેદિકા ચાર હાથ પહોળી ને એક હાથ ઊંચી જોઈએ, પીઠને માટે ત્યાં ઉત્તમ સ્થાન કરવું અને ભાતભાતનાં તોરણો તથા ચંદરવો બાંધવા (તે જ અમાસની) રાત્રે દેવીનું તત્ત્વ જાણનારા, આચાર પાળવામાં તત્પર, જિતેન્દ્રિય અને વેદવેદાંગના પારગત બ્રાહ્મણોને નોતરી પડવાના દિવસે સવારમાં નદીએ, નદે, વાવે, કૂવે અથવા ઘેર વિધિથી સ્નાન કરવું. દરરોજ સવારમાં પ્રથમ બ્રાહ્મણોનું વરણ કર્યા પછી મધુપર્ક પૂર્વક અર્ઘ્ય, પાદ્ય આદિ સર્વ કર્મ કરવું. શક્તિ પ્રમાણે વસ્ત્રો, અલંકારો વગેરે આપવા; વૈભવ હોય તો ધન(વાપરવા)ની કંજૂસાઈ કદી ન કરવી; કેમ કે સંતુષ્ટ કરેલા બ્રાહ્મણો દ્વારા હરકોઈ રીતે કાર્ય સંપૂર્ણ થાય છે. દેવીનો પાઠ કરવા માટે નવ, પાંચ, ત્રણ કે એક બ્રાહ્મણ કહેલો છે. તે સમયે પારાયણ માટે શાંત બ્રાહ્મણનું વરણ કરવું અને વેદમંત્રની ક્રિયાથી સ્વસ્તિવાચન કરવું. વેદિકા પર રેશમી વસ્ત્ર સહિત સિંહાસન સ્થાપી તેના પર ચાર હાથવાળાં, આયુધો સહિત, રત્નોના આભૂષણોવાળાં, મોતીના હારથી શોભતાં, દિવ્ય વસ્ત્રો ધારણ કરતાં, સૌમ્ય, સર્વ લક્ષણોવાળાં, શંખ, ચક્ર, ગદા, પદ્મને ધારણ કરતાં ને સિંહ પર બેઠેલાં શિવાદેવીને સ્થાપવાં, અથવા તે સનાતની દેવીને અઢાર ભુજાવાળાં પણ સ્થાપી શકાય છે. જો મૂર્તિ ન હોય, તો નવાર્ણ મંત્રયુક્ત યંત્ર સ્થાપવું ને ત્યાં પીઠપૂજા માટે કળશ સ્થાપવો. તે કળશ પંચપલ્લવથી યુક્ત, વેદમંત્રોથી સારી રીતે શણગારેલો, ઉત્તમ તીર્થના જળથી ભરેલો અને સુવર્ણ તથા રત્નોથી યુક્ત હોવો જોઈએ. પોતાની પાસે ચારે બાજુ પૂજા માટેની સામગ્રી તૈયાર રાખી મંગલ માટે ગીતો તથા વાદિત્રોની ધૂન કરવી. હે રાજન્! પહેલે દિવસે—હસ્ત નક્ષત્રયુક્ત પડવાની તિથિએ વિધિ પ્રમાણે પૂજન કર્યું, તે શ્રેષ્ઠ અને મનુષ્યોને કામનાઓ આપનાર છે. પ્રથમ ઉપવાસ, રાત્રિભોજન અથવા એક વખત ભોજનનો નિયમ લઈ પછી પૂજન કરવી 'હે માતા! હું સર્વોત્તમ નવરાત્ર વ્રત કરીશ, માટે હે દેવી! હે જગદંબા! મને સંપૂર્ણ સહાય કરજે'

+ આ અધ્યાયમાં રાજા જનમેજયે નવરાત્રની વિધિ પૂછી, એટલે વ્યાસે તે વિધિ તેને કહી, એ બાબત શ્લોકોથી કહ્યો

(એમ પ્રાર્થના કરી) વ્રત માટે શકિત પ્રમાણે નિયમ કરવો અને પછી મન્ત્રપૂર્વક વિધિ પ્રમાણે પૂજા કરવી ચદન, અગર, કપૂર, સુગધી પુષ્પો, મદારના તથા કરૂજના પુષ્પો, આસોપાલવ, ચપો, કરેણ, માલતી તથા બ્રાહ્મીના પુષ્પો વડે, સુદર બિલ્વપત્રો, ધૂપ તથા દીપકો વડે વિધિથી જગદબાનુ પૂજન કરવુ તેમા નાળિયેર, બિજોરા, દાડમ, કેળા, નારગી, ફણસ, બીલા તથા અનેક જાતના ઉત્તમ ફળો વડે અર્ધ્યપ્રદાન કરવુ, અને હે રાજા ! ભકિતપૂર્વક અન્નદાન કરવુ જેઓ માસાહાર કરતા હોય, તેઓએ* પશુહિંસા કરવી, તેમા પાડા, બકરા તથા ભૂડનુ બલિદાન ઉત્તમ ગણાય છે દેવીની આગળ મારેલા પશુઓ અવિનાશી સ્વર્ગમા જાય છે, માટે હે નિર્દોષ રાજા ! દેવીની પૂજા નિમિત્તે પશુનો વધ કરનારાઓને તે નિમિત્તે હિંસા લાગતી+ નથી સર્વ શાસ્ત્રોના નિર્ણયમા યજ્ઞ સબધી હિંસાને અહિંસા કહી છે અને દેવતાઓ માટે અર્પણ કરાયેલા પશુઓની અવશ્ય સ્વર્ગગતિ કહી છે હોમ માટે (શાસ્ત્રોકત) માપ પ્રમાણે ત્રણ ખૂણાવાળો કુડ કરવો અથવા ત્રણ ખૂણાવાળુ ઉત્તમ સ્થડિલ કરવુ એમા હમેશા ત્રણે કાળે જાતજાતના સુદર દ્રવ્યોથી પૂજન કરવુ અને ગીત, વાદિત્ર તથા નૃત્ય સાથે મહોત્સવ કરવો હમેશા જમીન પર પાથર્યા વિના જ સૂવુ અને વસ્ત્રો, અલકારો તથા અમૃતમય દિવ્ય ભોજનો વડ કુમારિકાઓને પૂજવી દરરોજ એક એક કન્યાને પૂજવી, અથવા દરરોજ એક કન્યાને વધારતા જઈ પૂજવી, અથવા હમેશા બેગણી કે ત્રણગણી વધારતા જઈ પૂજવી, કે દરરોજ નવ નવ કુમારિકાઓની પૂજા કરવી હે રાજન્, વૈભવ અનુસાર પૂજા કરવી, પણ દેવીના યજ્ઞમા હમેશા ધનની બાબતમા કજૂસાઈ ન કરવી હે રાજા ! પૂજાવિધિમા એક વર્ષની કન્યા ન લેવી, કેમ કે તે બાલિકા ભોજનાદિની તથા ગધ વગેરેથી તદ્દન અજાણી હોય છે બે વર્ષની જે હોય તેને કુમારિકા કહી છે, ત્રણ વર્ષની ત્રિમૂર્તિ, ચાર વર્ષની કલ્યાણી, પાચ વર્ષની રોહિણી છ વર્ષની કાલિકા, સાત વર્ષની ચડિકા, આઠ વર્ષની શાભવી નવ વર્ષની દુર્ગા, ને દશ વર્ષની સુભદ્રા કહેવાય છે, એ ઉપરની ઉંમરની કન્યાને પૂજામા ન લેવી, કેમ કે તે સર્વ કાર્યોમા નિંદ્ય ગણાય છે આ નામો વડે વિધિપૂર્વક કુમારિકાઓની હમેશા પૂજા કરવી એ નવ કન્યાઓના પૂજનમા જે ફળ છે, તે હુ કહુ છુ કુમારિકાને પૂજી હોય તો દુખ, દારિદ્રય

* જોકે ઘણા બ્રાહ્મણો પણ માસાહાર કરે છે, પરન્તુ બ્રાહ્મણોએ સાક્ષાત્ માસનુ બલિદાન ન આપવુ, એમ કાલિપુરાણ આદિમા નિષેધ કર્યો છે, એટલે આ વિધિ ક્ષત્રિયને ઉદ્દેશીને જ કહેલો સમજવો શારદાતિલક નામના ગ્રથમા કહ્યુ છે 'ब्राह्मणो नियत शुद्ध सात्त्विक वलि माहरेत् । हिंसायुक्तो वलिस्त्वाद्यवर्ण हित्वा प्रशस्यते ॥ નિયમનિષ્ઠ શુદ્ધ બ્રાહ્મણે સાત્ત્વિક બલિદાન જ આપવુ જોઈએ, કેમ કે હિંસાયુક્ત બલિદાન બ્રાહ્મણવર્ણને છોડી બીજા વર્ણ માટે જ ઠીક છે ' તે પ્રમાણે કાલિકાપુરાણમા કહ્યુ છે 'सिंहव्याघ्रादिक दत्वा चात्महत्यामवाप्नुयात् । मद्य दत्वा ब्राह्मणस्तु ब्राह्मण्यादेव हीयते । अवश्य विहितो यत्र बलिस्तत्र द्विज पुन । पिष्टेनापि घृतेनापि निर्मितं तु समर्पयेत् ॥' સિહ, વાઘ વગેર પશુનુ બલિદાન આપીને બ્રાહ્મણને આત્મહત્યાનુ પાપ લાગે છે અને દારૂ અર્પણ કરવાથી બ્રાહ્મણપણાથી જ ભ્રષ્ટ થાય છે જે સ્થળે બલિદાન આપવા અવશ્ય કહ્યુ હોય, ત્યા બ્રાહ્મણે લોટનુ તથા ઘીનુ જ બનેલુ બલિદાન અર્પણ કરવુ ' છાદોગ્ય શ્રુતિ પણ કહે છે 'अहिंसन् सर्वभूतान्यन्यत्र तीर्थेभ्य. न हिंस्यात् सर्वभूतानि ।' દેવમદિર વગેરે તીર્થો બાધવા સિવાય બીજા કોઈ પણ પ્રસગે કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી જોઈએ કદાચ કોઈને શકા થાય કે દેવી સિવાય કોઈ પણ દેવાને બલિદાન આપવાનુ શાસ્ત્રમા કહ્યુ નથી, માત્ર દેવીની જ ઉપાસનામા બલિદાન આપવાનુ શાસ્ત્રોમા કહ્યુ છે, તેનુ શુ કારણ? આનુ કારણ [illegible]પિચ્છલતન્ત્રમા આ પ્રમાણે છે 'ब्रह्मविद्या जीवदशाभिहन्त्री श्रुतौ श्रुतम् । तत्तस्मात् कारणाद्देव्या वल्दिान प्रिय मतम् ॥' દેવી બ્રહ્મવિદ્યાસ્વરૂપ છે અને જીવની જીવદશાનો નાશ કરવો, એ બ્રહ્મવિદ્યાનો સ્વભાવ છે, આ કારણે દેવીને બલિદાન પ્રિય માન્યુ છે

+ આ વાત પણ ક્ષત્રિયને ઉદ્દેશીને જ કહી છે બ્રાહ્મણને ઉદ્દેશીને નહિ જ ક્ષત્રિયના મનમા કદાચ હિંસાની શકા થાય તો તેના સમાધાન માટે આમ કહ્યુ છે, ખરી રીતે હરકોઈ વર્ણના મનુષ્યે હરકોઈ દેવદેવીને ઉદ્દેશીને સાત્ત્વિક બલિદાન આપવુ, તે જ વધારે ઉત્તમ છે કોઈ પણ પ્રાણીને મારી નાખી તે દ્વારા ધર્મ કરવો, એ રાજસ કે તામસ કર્મરૂપ બની ચિત્ત શુદ્ધ ન જ કરી શકે, તે નહિ જ સમજી શકાય એનુ છે

અને શત્રુઓનો નાશ કરે છે, તેમ જ ધન, આયુષ તથા કુળની વૃદ્ધિ કરે છે ત્રિમૂર્તિના પૂજનથી આયુષ, ધર્મ, અર્થ ને કામ એ ત્રિવર્ગનુ ફળ, ધનધાન્યની પ્રાપ્તિ અને પુત્રપૌત્રાદિની વૃદ્ધિ થાય છે વિદ્યા ઈચ્છનારે, વિજય ઈચ્છનારે રાજ્ય ઈચ્છતા રાજાએ અને સુખ ઈચ્છનારે સર્વ કામનાઓ આપનારી કલ્યાણીને હમેશા પૂજવી શત્રુઓનો નાશ કરવા ભક્તિપૂર્વક કાલિકાનુ અને ઐશ્વર્ય તથા ધન ઈચ્છનારે ચડિકાનુ પૂજન કરવુ રાજાને મોહ પમાડવા, દુ ખ તથા દારિદ્ર્યનો નાશ કરવા તથા યુદ્ધમા વિજય મેળવવા શાભવીનુ હમેશા પૂજન કરવુ ક્રૂર શત્રુઓનો વિનાશ કરવા, ઉગ્રકર્મ સિદ્ધ કરવા તથા પરલોકમા સુખ માટે ભક્તિથી દુર્ગાનુ પૂજન કરવુ ઈચ્છિત અર્થની સિદ્ધિ માટે સુભદ્રાનુ હમેશા પૂજન કરવુ અને રોગોનો નાશ કરવા મનુષ્યે વિધિ પ્રમાણે રોહિણીનુ પૂજન કરવુ ભક્તિતત્પર થઈ 'શ્રીરસ્તુ' એ મત્રથી પૂજન કરવુ, અથવા શ્રીમત્રયુક્ત બીજા મત્રો વડે કે બીજમત્રો વડે પૂજન કરવુ

[१]*कुमारस्य च तत्त्वानि या सृजत्यपि लीलया। कादीनपि च देवास्तान् कुमारीं पूजयाम्यहम् ॥५३॥

જે દેવી કુમારના તત્ત્વોને લીલાથી સરજે છે અને બ્રાહ્મણાદિ દેવોને પણ સરજે છે તે કુમારિકાને હુ પૂજુ છુ ૫૩

[२]सत्त्वादिभिस्त्रिमूर्तिर्या तैर्हि नानास्वरूपिणी। त्रिकालव्यापिनी शक्तिस्त्रिमूर्ति पूजयाम्यहम् ।५४

જે શક્તિ સત્ત્વાદિ ત્રણ ગુણો વડે ત્રણ મૂર્તિ વાળા તે જ ગુણો વડે અનેક સ્વરૂપવાળા અને ત્રણ કાળમા વ્યાપ્ત છે, તે ત્રિમૂર્તિને હુ પૂજુ છુ ૫૪

[३]कल्याणकारिणी नित्य भक्ताना पूजताऽनिशम्। पूजयामि च ता भक्त्या कल्याणीं सर्वकामदाम् ॥५५॥

હમેશા પૂજેલા જે દેવી ભકતોનુ કલ્યાણ કરનારા થાય છે, ને સર્વ કામનાઓ આપનારા કલ્યાણીને હુ ભક્તિથી પૂજુ છુ ૫૫

* આ નવ મંત્રો નવ કન્યાના પૂજન વખતે બોલવાના છે

[४]रोहयन्ती च बीजानि प्राग्जन्मसचितानि वै। या देवी सर्वभूताना रोहिणीं पूजयाम्यहम् ॥५६॥

જે દેવી સર્વ પ્રાણીઓને પૂર્વજન્મમા એકઠા કરેલા (કર્મરૂપ) બીજોને ઉગાડનાર છે, ને રોહિણીને હુ પૂજુ છુ ૫૬

[५]काली कालयते सर्वं ब्रह्माण्ड सचराचरम्। कल्पान्तसमये या तां कालिका पूजयाम्यहम् ॥५७

જે કાલિદેવી સૃષ્ટિના અત સમયે સ્થાવરજગમ સહિત સર્વ બ્રહ્માડનો નાશ કરે છે, તે કાલિકાને હુ પૂજુ છુ ૫૭

[६]चण्डिका चण्डिरूपां च चण्डमुण्ड विनाशिनीम्। तां चण्डपापहारिणीं चण्डिकां पूजयाम्यहम् ॥ ५८ ॥

જે ચડિકાદેવી ઉગ્ર સ્વરૂપવાળા ચડમુડનો નાશ કરનારા તથા ઉગ્ર પાપોને હરનારા છે, તે ચડિકાને હુ પૂજુ છુ ૫૮

[७]अकारणात् समुत्पत्तिर्यन्मयैः परिकीर्तिता। यस्यास्ता सुखदा देवीं शांभवीं पूजयाम्यहम् ॥५९

જે દેવીસ્વરૂપ વેદોએ જેમની ઉત્પત્તિ અકારણથી જ કહી છે—જેમની ઉત્પત્તિ પોતાથી જ છે, બીજા કોઈ કારણથી નથી તે સુખ આપનારા શાભવીદેવીને હુ પૂજુ છુ ૫૯

[८]दुर्गा त्रायति भक्तं या सदा दुर्गार्तिनाशिनी। दुर्ज्ञेया सर्वदेवाना ता दुर्गां पूजयाम्यहम् ॥ ६० ॥

જવી મુશ્કેલ પીડાઓનો નાશ કરનારા જે દુર્ગા દેવી ભકતનુ સદા રક્ષણ કરે છે અને સર્વ દેવોને જે જાણવા મુશ્કેલ છે, તે દુર્ગાને હુ પૂજુ છુ ૬૧

[९]सुभद्राणि च भक्ताना कुरुते पूजिता सदा। अभद्रनाशिनीं देवीं सुभद्रां पूजयाम्यहम् ॥ ६१ ॥

પૂજેલા જે દેવી ભકતોના સદા શ્રેષ્ઠ કલ્યાણો કરે છે તે અમગલોનો નાશ કરનારા સુભદ્રાદેવીને હુ પૂજુ છુ

આ મત્રો વડે સમજુ મનુષ્યોએ વસ્ત્રો, અલકારો, પુષ્પો તથા જાતજાતના સુગધી પદાર્થોથી પણ કન્યાઓનુ હમેશા પૂજન કરવુ ૬૧

एभिर्मन्त्रैः पूजनीया कन्यका सर्वदा बुधैः। वस्त्रालकरणैर्माल्यैर्गन्धैरुच्चावचैरपि ॥ ६२ ॥

અધ્યાય ૨૬ મો સમાપ્ત

# અધ્યાય ૨૭ મો*

## નવરાત્રમાહાત્મ્ય

વ્યાસ ઉવાચ

**हीनाङ्गीं वर्जयेत् कन्यां कुष्ठयुक्तां व्रणाङ्किताम् ।**
**गन्धस्फुरितहीनाङ्गीं विशालकुलसम्भवाम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા વિશાળ કુળમા જન્મેલી છતા ઓછા અગવાળી, કોઢવાળી, ઘાવ કે ગડગૂમડની નિશાનીઓવાળી તથા દુર્ગંધ વડે યુક્ત હોઈ ખોડ વાળા અગવાળી કન્યાનો (પૂજનમા) ત્યાગ કરવો તેમ જ જન્મથી આધળી, ત્રાસી આખવાળી, કાણી, કદ્રૂપી, ઘણા રુવાટાવાળી, રોગી અને રક્તપુષ્પ (સ્રીરજ) આદિ (યૌવનના ચિહ્નોની) નિશાની વાળી કન્યાનો ત્યાગ કરવો વળી દુર્બળગર્ભથી ઉત્પન્ન થયેલી (એટલે અધૂરા દિવસોમા જન્મેલી), વિધવા સ્રીમા વ્યભિચારથી જન્મેલી અને નહિ પરણેલી કન્યામા જન્મેલી આ કન્યાઓ સર્વ પૂજન આદિ કર્મોમા સદા ત્યજવા યોગ્ય છે રોગ વિનાની, રૂપાળી, સારા અગોવાળી, ગડગૂમડ કે ઘારા વિનાની અને એક વશમા જન્મેલી (એટલે વ્યભિચારથી નહિ જન્મેલી) સુદર કન્યાનુ સારી રીતે પૂજન કરવુ સર્વ કાર્યોમા બ્રાહ્મણકન્યાને, જય માટે રાજવશમા જન્મેલી કન્યાને અને લાભ માટે વૈશ્યવશમા જન્મેલી અથવા શૂદ્રવશમા જન્મેલી કન્યાને પૂજવી બ્રાહ્મણોએ બ્રાહ્મણ કન્યાઓને, ક્ષત્રિયોએ બ્રાહ્મણ તથા ક્ષત્રિય વશમા જન્મેલી કન્યાઓને, વૈશ્યોએ બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્યકન્યાઓને અને શૂદ્રોએ ચારે વર્ણોની કન્યાઓએને પૂજવી, કારીગરોએ પોતપોતાના વશમા જન્મેલી કન્યાઓને યથાયોગ્ય પૂજવી આમ નવરાત્રની વિધિથી ભક્તિપૂર્વક સદા પૂજન કરવુ જે મનુષ્ય નવરાત્રમા નિયમપૂર્વક પૂજન કરવા અશક્ત હોય, તેણે કાયમ આઠમના દિવસે વિશેષ પૂજન કરવુ પૂર્વે આઠમના દિવસે દક્ષના યજ્ઞનો વિનાશ કરનાર મહાઘોર ભદ્રકાલી કરોડો યોગિનીઓ સાથે પ્રકટ્યા હતા, તેથી આઠમના દિવસે ચદન, પુષ્પ તથા વિલેપન આદિ અનેક જાતના સાહિત્યો વડે ખાસ કરી હમેશા પૂજન કરવુ, અને દૂધપાક, માસ, હોમ, બ્રાહ્મણભોજન તથા ફળ—પુષ્પના અર્પણ વડે જગદબાને પ્રસન્ન કરવા હે રાજા! નવરાત્રના વ્રતમા (દરરોજ) ઉપવાસ કરવા, પણ જેઓ અશક્ત હોય તેઓ માટે (આતરે આતરે) ત્રણ ઉપવાસો કહ્યા છે અને તે પણ ઉપર કહ્યા પ્રમાણે ફળ આપનારા થાય છે સાતમ, આઠમ તથા નોમના દિવસે ભક્તિ-ભાવથી ત્રણે રાતે પૂજન કરવાથી સર્વ ફળ મળે છે. એમ પૂજા, હોમ, કુમારીપૂજન તથા બ્રહ્મભોજન કરવાથી તે વ્રત સપૂર્ણ થયેલુ કહેવાય છે પૃથ્વી પર બીજા જે વ્રતો અને જાતજાતના દાનો છે, તે આ નવરાત્ર વ્રતની સમાન નથી આ વ્રત કાયમ ધનધાન્ય આપનાર, સુખની પરપરા વધારનાર, આયુ તથા આરોગ્ય આપનાર અને સ્વર્ગદાયી તથા મોક્ષ-દાયી છે જે મનુષ્ય વિદ્યાની ઇચ્છાવાળો, ધનની ઇચ્છાવાળો તથા પુત્રની ઇચ્છાવાળો હોય તેણે સૌભાગ્ય આપનારુ આ કલ્યાણકારી વ્રત વિધિ પ્રમાણે કરવુ આ વ્રતરૂપ સાધનથી વિદ્યાની ઇચ્છાવાળો સર્વ વિદ્યાને પામે છે અને રાજ્યભ્રષ્ટ થયેલો રાજા અવશ્ય રાજ્યને પામે છે જેઓએ પૂર્વજન્મમા આ ઉત્તમ વ્રત કર્યું જ નથી, તેઓ રોગી, દરિદ્ર અને પુત્રરહિત થાય છે જે સ્રી વાઝણી, વિધવા તથા ધન વિનાની હોય, તેના સબધી અનુમાન કરી લેવુ કે 'તેણે આ વ્રત કર્યું નથી' જેણે ઉપર કહેલુ નવ-રાત્રવ્રત કર્યું નથી, તે પૃથ્વી પર તથા સ્વર્ગમા વૈભવ પામી આનદ કેમ કરે? (ન જ કરે) જેણે રક્તાજલી સહિત કોમળ બિલ્વપત્રો વડે ભવાનીને પૂજ્યા છે, તે પૃથ્વી પર રાજા થાય છે જેણે દુ ખ તથા પીડાઓનો નાશ કરનાર, સિદ્ધિ કરનાર અને જગતમા શ્રેષ્ઠ સનાતની શિવાદેવીને આરાધ્યા નથી, તે મનુષ્ય આ પૃથ્વી પર દુ ખથી વીંટાયેલો, શત્રુઓથી યુક્ત અને અવશ્ય દરિદ્ર થાય છે સર્વ પુરુષાર્થોની પ્રાપ્તિથી પ્રસન્ન થયેલા વિષ્ણુ, ઇન્દ્ર, શકર, બ્રહ્મા, અગ્નિ, કુબેર, વરુણ તથા સૂર્ય પણ જે ચડિકાનુ ધ્યાન કરે છે, તેને મનુષ્યો કેમ ભજતા નથી? સ્વાહા તથા સ્વધા —એ નામરૂપ મત્રના પ્રભાવ વડે દેવો તથા પિતૃઓ

* આ અધ્યાયમાં સત્તાવન શ્લોકોથી પૂજામા છોડવા યોગ્ય કુમારિકાઓ કહી નવરાત્રનું માહાત્મ્ય પણ કહેવાયું.

તૃપ્ત થાય છે, માટે જ મોટા મુનિઓ તથા યજ્ઞોમા વેદમત્રોના અને દેવીના નામરૂપ એ બને મત્રોને હર્ષથી ઉચ્ચારે છે જેની ઈચ્છાથી પ્રજાપતિ—બ્રહ્મા આ વિશ્વને સર્જે છે, વિષ્ણુ અનેક પ્રકારના અવતારો ધરે છે અને શકર જગતને ભસ્મ કરે છે, તે સુખદાયી દેવીને મનુષ્ય કેમ નથી ભજતો ? સર્વ ભુવનોમા તે શકિત વિનાનો એક પણ દેવ, મનુષ્ય, પક્ષી કે સર્પ નથી, અને ગધર્વ, રાક્ષસ, પિશાચ તથા સ્થાવર પ્રાણીઓમા પણ એવો એકે નથી કે જે પોતાની ઈચ્છા પ્રમાણે ચેષ્ટા કરવા સમર્થ હોય ! સર્વ કામનાઓરૂપ સમર્થ આપનારા તે ચડી—શિવાને ક્યો મનુષ્ય ન સેવે ? અને ચારે પુરુષાર્થોને ઈચ્છતો ક્યો મનુષ્ય તેનુ વ્રત ન કરે ! મહાપાપથી યુક્ત હોય તેણે નવરાત્રનુ વ્રત કરવુ, જેથી સર્વ પાપોથી તે મુક્ત થાય છે, એમા વિચાર ન કરવો

હે રાજાઓમા ઉત્તમ ! પૂર્વે કોસલ દેશમા કોઈ વાણિયો કુટુબી હોઈ દુખી અને ધનરહિત હતો તેને ઘણા સતાનો હતા તેઓ ભૂખથી પીડાતા હતા તેના એ બાળકો સાયકાળે કઈક ( થોડુ જ) ખાવાનુ પામતા હતા. પારકા કામ કરતો ને ભૂખ્યો એ વાણિયો પણ સાયકાળે જ ખાતો છતા અત્યત વ્યાકુળ થયા વિના ત્યા તે કુટુબપોષણ કરતો ધર્મમા સદા પ્રીતિવાળો, શાત, સદાચારી, સત્યવક્તા, ક્રોધરહિત, ધીરજવાળો, મદરહિત અને અદેખાઈ વિનાનો તે વાણિયો હમેશા દેવો, પિતૃઓ તથા અતિથિઓનુ પૂજન કરી પોતાનુ કુટુબ જમી રહે, તે પછી જ પોતે જમતો હતો એમ સમય જતા નામ તથા ગુણોથી સુશીલ તે વાણિયાએ દારિદ્ર્યથી તથા ભૂખથી અત્યત પીડાઈને ( એક વેળા કોઈ) શાત બ્રાહ્મણને પૂછ્યુ

સુશીલે પૂછ્યુ હે મહાબુદ્ધિમાન બ્રાહ્મણ ! કૃપા કરી તમે આજે મને નિશ્ચયપૂર્વક કહો 'દારિદ્ર્યનો નાશ કઈ રીતે થાય ?' હે માન આપનાર ! હુ ધનવાન થાઉ, એવી મને ધનની ઈચ્છા નથી, હે ઉત્તમ બ્રાહ્મણ ! હુ તો માત્ર કુટુબનુ પોષણ કરવા માટે જ પૂછુ છુ. મારી પુત્રીનો બાળક પુત્ર છે, તે ખાવાની ઈચ્છાથી અત્યત રડ્યા કરે છે, પણ તેટલુયે અનાજ ઘરમા નથી કે જેથી તેને એક મૂઠી પણ હુ આપુ જ્યારથી મે મારા ઘરમાથી તેને કાઢી મૂક્યો છે અને તે રડતો બાળક મારે ઘેરથી ગયો છે, ત્યારથી મારુ મન અત્યત બળ્યા કરે છે, તો ધન વિના હુ શુ કરુ ? મારી (એક) પુત્રીનો વિવાહ (કરવાનો) છે, પણ ધન નથી, હુ શુ કરુ ? દસ વર્ષથી વધારે ઉમરની તે કન્યાનો કન્યાદાનકાળ પણ લગભગ ચાલ્યો જાય છે, તેથી હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! હુ શોક કરુ છુ હે દયાના ભડાર ! તમે સર્વજ્ઞ છો, માટે કોઈ તપ, દાન, વ્રત કે મત્રજપ કહો, કે જેથી હે બ્રાહ્મણ ! હુ કુટુબવર્ગનુ પોષણ કરુ, તેટલા જ ધનની મને પ્રાપ્તિ થાય ( એટલે બસ છે) વધારે હુ ઈચ્છતો નથી હે મહાભાગ ! તમારી કૃપાથી મારુ કુટુબ સુખી થવુ જોઈએ, માટે જ્ઞાનથી વિચારી તમે તે કહો.

વ્યાસે કહ્યુ હે ઉત્તમ રાજા ! તેણે એમ પૂછેલા તે તીક્ષ્ણ વ્રતવાળા બ્રાહ્મણે પરમ પ્રસન્ન થઈ તે વાણિયાને કહ્યુ 'હે વૈશ્યવર્ય ! તુ આજે નવરાત્રનુ શુભ વ્રત કર અને ભગવતીનુ પૂજન, હવન તથા (બ્રાહ્મણ)ભોજન કર તેમ જ વેદનુ પારાયણ, શકિતનો જપ તથા હોમ વગેરે આજે તુ યથાશકિત કર, એટલે તારુ કાર્ય થશે હે વૈશ્ય ! પૃથ્વી પર આનાથી ( શ્રેષ્ઠ) બીજુ કોઈ વ્રત નથી, નવરાત્ર નામનુ આ વ્રત પવિત્ર તથા સુખદાયી છે વળી તે નવરાત્રવ્રત હમેશ જ્ઞાન અને તથા મોક્ષ આપનાર, સુખ તથા સતાનની વૃદ્ધિ કરનાર અને શત્રુઓનો અત્યત નાશ કરનાર છે રાજ્યથી ભ્રષ્ટ થઈ સીતાનો વિરહ પામેલા શ્રીરામચદ્રે દુખાતુર હોઈ કિષ્કિંધામા આ વ્રત કર્યુ હતુ સીતાના વિરહરૂપ અગ્નિથી તપેલા છતા શ્રીરામચદ્રે નવરાત્રવ્રત વડે દેવીને વિધિ પ્રમાણે પૂજ્યા હતા, તેથી તેમણે મહાસમુદ્ર પર પુલ બાધી મદોદરીના પતિ રાવણને તથા મહાબળવાન કુભકર્ણને મારી સીતાને મેળવ્યા હતા તેમ જ રાવણના પુત્ર મેઘનાદને મારી વિભીષણને રાજા બનાવ્યા પછી અયોધ્યામા આવી નિષ્કટક રાજ્ય પણ મેળવ્યુ હતુ હે શ્રેષ્ઠવૈશ્ય ! આ નવરાત્રવ્રતના પ્રભાવથી અમાપ તેજવાળા શ્રીરામચદ્ર પૃથ્વી પર સુખ પામ્યા હતા '

વ્યાસ બોલ્યા હે રાજા ! બ્રાહ્મણનુ એ વચન સાભળી તે જ બ્રાહ્મણને ગુરુ કરીને તે વૈશ્યે (તેની

પામેથી) માયાબીજ નામનો ઉત્તમ મન ગ્રહણ કર્યો, અને નવરાત્ર સુધી સાવધાન થઈ પરમભકિતથી તે મનનો જપ કર્યો ને જાતજાતના સાહિત્યોથી આદર પૂજા કરી નવ વર્ષ સુધી માયાબીજના જપમા ર રહ્યો, એટલે નવમા વર્ષના અતે મહાષ્ટમીની ત્રિ થઈ ત્યારે મહેશ્વરીએ પ્રત્યક્ષ દર્શન ને અનેક પ્રકારના વરદાનથી તે(વૈશ્ય)ને ો ૧—૭

तु सञ्जाते प्रत्यक्ष दर्शनं ददौ ।
यदानैश्च कृतकृत्य चकार तम् ॥५७॥

દેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કધ વિષે અધ્યાય ૨૭ મો સમાપ્ત

## અધ્યાય ૨૮ મો+

### રાત્રવ્રત પ્રસગે શ્રીરામાયણકથા

जनमेजय उवाच

ण तच्चीर्णे व्रत देव्याः सुखप्रदम् ।
: कथ सोऽय कथ सीता हृता पुनः ॥१॥

જયે પૂછ્યુ શ્રીરામચદ્રે દેવીનુ સુખ કેમ કર્યુ હતુ? તે રાજ્યભ્રષ્ટ કેમ થયા હતા? કેવી રીતે હરાયા હતા?

કહ્યુ પૂર્વે શ્રીમાન દશરથ રાજા અયો ા હતા તે સૂર્યવશમા શ્રેષ્ઠ હતા ને દેવો ોને પૂજતા હતા તેમને રામ, લક્ષ્મણ, ત્રુઘ્ન નામના લોકપ્રખ્યાત ચાર પુત્રો હતા । રાજાનુ પ્રિય કરનારા અને ગુણ તથા રૂપથી । તેમા રામ કૌશલ્યાના પુત્ર, ભરત કૈકેયીના (લક્ષ્મણ તથા શત્રુઘ્ન) બે સુમિત્રાના જોડલા તરીકે જન્મ્યા હતા તે પુત્રો કિશોર , એટલે તેમના (જનોઈ વગેરે) સસ્કારો તેઓ ધનુષ તથા બાણને ધારણ કરનાર ે સુખ વધારનારા થયા તે વખતે વિશ્વા ાવી યજ્ઞની રક્ષા કરવા સોળ વર્ષના પુત્ર શ્રીરામચદ્રની દશરથ રાજા પાસે માગણી કરી, એટલે તેમણે લક્ષ્મણ સહિત શ્રીરામચદ્રને વિશ્વામિત્રને સોપ્યા સુદર દેખાવના તે બન્ને ભાઈઓ મુનિ વિશ્વામિત્રની સાથે માર્ગમા જવા લાગ્યા ત્યારે માર્ગમા શ્રીરામચદ્રે મુનિઓને હમેશા દુ ખ દતી ઘોર દેખાવની રાક્ષસી તાડકાને એક જ બાણથી મારીને યજ્ઞની રક્ષા કરી તેમા નીચ સુબાહુને માર્યો ને મારીચને મરણતોલ કરી બાણના વેગથી ફેંકી દીધો એમ યજ્ઞના રક્ષણરૂપ મહાન કર્મ કરી તે રામ, લક્ષ્મણ તથા વિશ્વામિત્ર બધા મિથિલા તરફ ગયા તે વખતે નિષ્પાપ અબલા અહલ્યાને (શ્રીરામચદ્રે) શાપથી મુક્ત કરી અને પછી તે બન્ને (ભાઈઓ) મુનિની સાથે જનકપુરમા ગયા ત્યા જનક રાજાએ (સીતાના સ્વયવરમા) શરતરૂપે કરેલા શિવધનુષ્ ને (શ્રીરામચદ્રે) ભાગ્યુ ને તે પછી લક્ષ્મીના અશથી જન્મેલી જાનકી—સીતાને તે પરણ્યા રાજા જનકે ઊર્મિલા નામની (બીજી) એક પુત્રી લક્ષ્મણને આપી, ને ઉત્તમ સ્વભાવવાળા તથા શુભ લક્ષણોવાળા ભરત ને શત્રુઘ્ન બન્ને ભાઈઓએ (જનક રાજાના ભાઈ) કુશધ્વજની પુત્રી બે કન્યાઓને (સ્ત્રી તરીકે) પ્રાપ્ત કરી હે રાજા। એમ તે ચારે ભાઈઓની લગ્નક્રિયા વિધિ પ્રમાણે મિથિલા નગરીમા થઈ હતી પછી તે વેળા રાજા દશરથે પુત્ર(રામ)ને રાજ્યયોગ્ય જોઈ, તેમણે પોતાના પુત્ર રામચદ્રને રાજ્યભાર સોપવા મન કર્યુ, એટલે તે સામગ્રીને તૈયાર કરેલી જોઈ કૈકેયીએ પ્રથમ (અનામત) રાખેલા બે વરદાનો પોતાને વશ વર્તતા સ્વામી દશરથ રાજા પાસે માગ્યા તેમા એક વરદાનથી મહાત્મા ભરતપુત્ર માટે રાજ માગ્યુ ને બીજા વરદાનથી ચૌદ વર્ષ સુધી રામ માટે વનવાસ માગ્યો રામ તો તેના વચન ઉપરથી સીતા તથા લક્ષ્મણની સાથે રાક્ષસોથી વસાયેલા દડકારણ્યમા ગયા (પાછળથી) પુત્રના વિરહથી અત્યત પીડાયેલા મહાત્મા દશરથ રાજાએ પહેલાનો શાપ યાદ કરતા પ્રાણ છોડયા હતા પછી ભરતે માતાના કૃત્યને લીધે પિતાને મરણ પામેલા જોઈ (નોગ) ભાઈનુ પ્રિય કરવાની ઈચ્છાથી એ સમૃદ્ધિવાળુ (પણ) રાજ્ય લીધુ ન હતુ શ્રીરામચદ્રે વનમા પચવટીમા રહીને રાવણની નાની બહેન શૂર્પણખા, જે અત્યત

+ આ અધ્યાયમા નવરાત્રવ્રત પ્રસગથી રાજા જનમેજયે નવરાત્રના પ્રસગમાં રામાયણ કથા પૂછી ને વ્યાસે તે કહી છે

તૃપ્ત થાય છે, માટે જ મોટા મુનિઓ તથા યજ્ઞોમા વેદમત્રોના અને દેવીના નામરૂપ એ બને મત્રોને હર્ષથી ઉચ્ચારે છે જેની ઈચ્છાથી પ્રજાપતિ—બ્રહ્મા આ વિશ્વને સર્જે છે, વિષ્ણુ અનેક પ્રકારના અવતારો ધરે છે અને શકર જગતને ભસ્મ કરે છે, તે સુખદાયી દેવીને મનુષ્ય કેમ નથી ભજતો ? સર્વ ભુવનોમા તે શક્તિ વિનાનો એક પણ દેવ, મનુષ્ય, પક્ષી કે સર્પ નથી, અને ગધર્વ, રાક્ષસ, પિશાચ તથા સ્થાવર પ્રાણીઓમા પણ એવો એકે નથી કે જે પોતાની ઈચ્છા પ્રમાણે ચેષ્ટા કરવા સમર્થ હોય ! સર્વ કામનાઓરૂપ અમર્થ આપનારા તે ચડી—શિવાને ક્યો મનુષ્ય ન સેવે ? અને ચારે પુરુષાર્થોને ઈચ્છતો કયો મનુષ્ય તેનુ વ્રત ન કરે ! મહાપાપથી યુક્ત હોય તેણે નવરાત્રનુ વ્રત કરવુ, જેથી સર્વ પાપોથી તે મુક્ત થાય છે, એમા વિચાર ન કરવો

હે રાજાઓમા ઉત્તમ ! પૂર્વે કોસલ દેશમા કોઈ વાણિયો કુટુબી હોઈ દુખી અને ધનરહિત હતો તેને ઘણા સતાનો હતા તેઓ ભૂખથી પીડાતા હતા તેના એ બાળકો સાયકાળે કઈક ( થોડુ જ) ખાવાનુ પામતા હતા પારકા કામ કરતો ને ભૂખ્યો એ વાણિયો પણ સાયકાળે જ ખાતો છતા અત્યત વ્યાકુળ થયા વિના ત્યા તે કુટુબપોષણ કરતો ધર્મમા સદા પ્રીતિવાળો, શાત, સદાચારી, સત્યવક્તા, ક્રોધરહિત ધીરજવાળો, મદરહિત અને અદેખાઈ વિનાનો તે વાણિયો હમેશા દેવો, પિતૃઓ તથા અતિથિઓનુ પૂજન કરી પોતાનુ કુટુબ જમી રહે, તે પછી જ પોતે જમતો હતો એમ સમય જતા નામ તથા ગુણોથી સુશીલ તે વાણિયાએ દારિદ્રયથી તથા ભૂખથી અત્યત પીડાઈને ( એક વેળા કોઈ) શાત બ્રાહ્મણને પૂછ્યુ

સુશીલે પૂછ્યુ હે મહાબુદ્ધિમાન બ્રાહ્મણ ! કૃપા કરી તમે આજે મને નિશ્ચયપૂર્વક કહો ' દારિદ્રયનો નાશ કઈ રીતે થાય ? ' હે માન આપનારા ! હુ ધનવાન થાઉ, એવી મને ધનની ઈચ્છા નથી, હે ઉત્તમ બ્રાહ્મણ ! હુ તો માત્ર કુટુબનુ પોષણ કરવા માટે જ પૂછુ છુ મારી પુત્રીનો બાળક પુત્ર છે, તે ખાવાની ઈચ્છાથી અત્યત રડ્યા કરે છે, પણ તેટલુયે અનાજ ઘરમા નથી કે જેથી તેને એક મૂઠી પણ હુ આપુ જ્યારથી મે મારા ઘરમાથી તેને કાઢી મૂક્યો છે અને તે રડતો બાળક મારે ઘેરથી ગયો છે, ત્યારથી મારુ મન અત્યત બળ્યા કરે છે, તો ધન વિના હુ શુ કરુ ? મારી ( એક) પુત્રીનો વિવાહ ( કરવાનો) છે, પણ ધન નથી, હુ શુ કરુ ? દસ વર્ષથી વધારે ઉંમરની તે કન્યાનો કન્યાદાનકાળ પણ લગભગ ચાલ્યો જાય છે, તેથી હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! હુ શોક કરુ છુ હે દયાના ભડાર ! તમે સર્વજ્ઞ છો, માટે કોઈ તપ, દાન, વ્રત કે મત્રજપ કહો, કે જેથી હે બ્રાહ્મણ ! હુ કુટુબવર્ગનુ પોષણ કરુ , તેટલા જ ધનની મને પ્રાપ્તિ થાય ( એટલે બસ છે) વધારે હુ ઈચ્છતો નથી હે મહાભાગ ! તમારી કૃપાથી મારુ કુટુબ સુખી થવુ જોઈએ, માટે જ્ઞાનથી વિચારી તમે તે કહો

વ્યાસે કહ્યુ હે ઉત્તમ રાજા ! તેણે એમ પૂછેલા તે તીક્ષ્ણ વ્રતવાળા બ્રાહ્મણે પરમ પ્રસન્ન થઈ તે વાણિયાને કહ્યુ ' હે વૈશ્યવર્ય ! તુ આજે નવરાત્રનુ શુભ વ્રત કર અને ભગવતીનુ પૂજન, હવન તથા (બ્રાહ્મણ)ભોજન કર તેમ જ વેદનુ પારાયણ, શક્તિનો જપ તથા હોમ વગેરે આજે તુ યથાશક્તિ કર, એટલે તારુ કાર્ય થશે હે વૈશ્ય ! પૃથ્વી પર આનાથી ( શ્રેષ્ઠ) બીજુ કોઈ વ્રત નથી, નવરાત્ર નામનુ આ વ્રત પવિત્ર તથા સુખદાયી છે વળી તે નવરાત્રવ્રત હમેશ જ્ઞાન અને તથા મોક્ષ આપનાર, સુખ તથા સતાનની વૃદ્ધિ કરનાર અને શત્રુઓનો અત્યત નાશ કરનાર છે રાજ્યથી ભ્રષ્ટ થઈ સીતાનો વિરહ પામેલા શ્રીરામચદ્રે દુખાતુર હોઈ કિષ્કિધામા આ વ્રત કર્યું હતુ સીતાના વિરહરૂપ અગ્નિથી તપેલા છતા શ્રીરામચદ્રે નવરાત્રવ્રત વડે દેવીને વિધિ પ્રમાણે પૂજ્યા હતા, તેથી તેમણે મહાસમુદ્ર પર પુલ બાધી મદોદરીના પતિ રાવણને તથા મહાબળવાન કુભકર્ણને મારી સીતાને મેળવ્યા હતા તેમ જ રાવણના પુત્ર મેઘનાદને મારી વિભીષણને રાજા બનાવ્યા પછી અયોધ્યામા આવી નિષ્કટક રાજ્ય પણ મેળવ્યુ હતુ હે શ્રેષ્ઠવૈશ્ય ! આ નવરાત્રવ્રતના પ્રભાવથી અમાપ તેજવાળા શ્રીરામચદ્ર પૃથ્વી પર સુખ પામ્યા હતા '

વ્યાસ બોલ્યા હે રાજા ! બ્રાહ્મણનુ એ વચન સાભળી તે જ બ્રાહ્મણને ગુરુ કરીને તે વૈશ્યે ( તેની

પામેથી) માયાબીજ નામનો ઉત્તમ મંત્ર ગ્રહણ કર્યો, અને નવરાત્ર સુધી સાવધાન થઈ પરમભક્તિથી તે મંત્રનો જપ કર્યો ને જાતજાતના સાહિત્યોથી આદર સહિત પૂજા કરી નવ વર્ષ સુધી માયાબીજના જપમા તે તત્પર રહ્યો, એટલે નવમા વર્ષના અંતે મહાષ્ટમીની મધ્યરાત્રિ થઈ ત્યારે મહેશ્વરીએ પ્રત્યક્ષ દર્શન દીધું ને અનેક પ્રકારના વરદાનથી તે(વૈશ્ય)ને કૃતાર્થ કર્યો ૧—૭

**अर्धरात्रे तु सञ्जाते प्रत्यक्षं दर्शनं ददौ ।**
**नानावरप्रदानैश्च कृतकृत्यं चकार तम् ॥५७॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા તૃતીય સ્કંધ વિષે અધ્યાય ૨૭ મો સમાપ્ત

# અધ્યાય ૨૮ મો+

## નવરાત્રવ્રત પ્રસંગે શ્રીરામાયણકથા

जनमेजय उवाच

**कथं रामेण तच्चीर्णं व्रतं देव्याः सुखप्रदम् ।**
**राज्यभ्रष्टः कथं सोऽथ कथं सीता हृता पुनः ॥१॥**

જનમેજયે પૂછ્યું શ્રીરામચંદ્રે દેવીનું સુખ દાયી વ્રત કેમ કર્યું હતું ? તે રાજ્યભ્રષ્ટ કેમ થયા હતા ? વળી સીતા કેવી રીતે હરાયા હતા ?

વ્યાસે કહ્યું પૂર્વે શ્રીમાન દશરથ રાજા અયોધ્યાના રાજા હતા તે સૂર્યવંશમા શ્રેષ્ઠ હતા ને દેવો તથા બ્રાહ્મણોને પૂજતા હતા તેમને રામ, લક્ષ્મણ, ભરત ને શત્રુઘ્ન નામના લોકપ્રખ્યાત ચાર પુત્રો હતા તેઓ બધા રાજાનું પ્રિય કરનારા અને ગુણ તથા રૂપથી સમાન હતા તેમા રામ કૌશલ્યાના પુત્ર, ભરત કૈકેયીના પુત્ર અને (લક્ષ્મણ તથા શત્રુઘ્ન) બે સુમિત્રાના સુંદર પુત્ર જોડલા તરીકે જન્મ્યા હતા તે પુત્રો કિશોર વયના થયા, એટલે તેમના (જનોઈ વગેરે) સંસ્કારો કર્યા અને તેઓ ધનુષ તથા બાણને ધારણ કરનાર થઈ રાજાને સુખ વધારનારા થયા તે વખતે વિશ્વામિત્રે આવી યજ્ઞની રક્ષા કરવા સોળ વર્ષના પુત્ર શ્રીરામચંદ્રની દશરથ રાજા પાસે માગણી કરી, એટલે તેમણે લક્ષ્મણ સહિત શ્રીરામચંદ્રને વિશ્વામિત્રને સોંપ્યા સુંદર દેખાવના તે બન્ને ભાઈઓ મુનિ વિશ્વામિત્રની સાથે માર્ગમા જવા લાગ્યા ત્યારે માર્ગમા શ્રીરામચંદ્રે મુનિઓને હમેશા દુઃખ દેતી ઘોર દેખાવની રાક્ષસી તાડકાને એક જ બાણથી મારીને યજ્ઞની રક્ષા કરી તેમા નીચ સુબાહુને માર્યો ને મારીચને મરણતોલ કરી બાણના વેગથી ફેંકી દીધો એમ યજ્ઞના રક્ષણરૂપ મહાન કર્મ કરી તે રામ, લક્ષ્મણ તથા વિશ્વામિત્ર બધા મિથિલા તરફ ગયા તે વખતે નિષ્પાપ અબલા અહલ્યાને (શ્રીરામચંદ્રે) શાપથી મુક્ત કરી અને પછી તે બન્ને (ભાઈઓ) મુનિની સાથે જનકપુરમા ગયા ત્યા જનક રાજાએ (સીતાના સ્વયંવરમા) શરતરૂપે કરેલા શિવધનુષને (શ્રીરામચંદ્રે) ભાંગ્યું ને તે પછી લક્ષ્મીના અંશથી જન્મેલી જાનકી—સીતાને તે પરણ્યા રાજા જનકે ઊર્મિલા નામની (બીજી) એક પુત્રી લક્ષ્મણને આપી, ને ઉત્તમ સ્વભાવવાળા તથા શુભ લક્ષણોવાળા ભરત ને શત્રુઘ્ન બન્ને ભાઈઓએ (જનક રાજાના ભાઈ) કુશધ્વજની પુત્રી બે કન્યાઓને (સ્ત્રી તરીકે) પ્રાપ્ત કરી હે રાજા ! એમ તે ચારે ભાઈઓની લગ્નક્રિયા વિધિ પ્રમાણે મિથિલા નગરીમા થઈ હતી પછી તે વેળા રાજા દશરથે પુત્ર(રામ)ને રાજ્યયોગ્ય જોઈ, તેમણે પોતાના પુત્ર રામચંદ્રને રાજ્યભાર સોંપવા મન કર્યું, એટલે તે સામગ્રીને તૈયાર કરેલી જોઈ કૈકેયીએ પ્રથમ (અનામત) રાખેલા બે વરદાનો પોતાને વશ વર્તતા સ્વામી દશરથ રાજા પાસે માગ્યા તેમા એક વરદાનથી મહાત્મા ભરતપુત્ર માટે રાજ માગ્યું ને બીજા વરદાનથી ચૌદ વર્ષ સુધી રામ માટે વનવાસ માગ્યો રામ તો તેના વચન ઉપરથી સીતા તથા લક્ષ્મણની સાથે રાક્ષસોથી વસાયેલા દંડકારણ્યમા ગયા (પાછળથી) પુત્રના વિરહથી અત્યંત પીડાયેલા મહાત્મા દશરથ રાજાએ પહેલાનો શાપ યાદ કરતા પ્રાણ છોડયા હતા પછી ભરતે માતાના કૃત્યને લીધે પિતાને મરણ પામેલા જોઈ (મોટા) ભાઈનું પ્રિય કરવાની ઈચ્છાથી એ સમૃદ્ધિવાળું (પણ) રાજ્ય લીધું ન હતું શ્રીરામચંદ્રે વનમા પંચવટીમા રહીને રાવણની નાની બહેન શૂર્પણખા, જે અત્યંત

+ ૨૫ અધ્યાયમા અગણોતેર શ્લોકોથી રાજા જનમેજયે નવરાત્રના પ્રસંગમા રામાયણ કથા પૂછી ત્યારે વ્યાસે તે કહી છે

શામ, દામ આદિ ઉપાયો કર્યા છતા તે પોતાના સ્ત્રી વ્રતથી ચલિત ન થઈ (બીજી તરફ) રામ પણ તે મૃગને મારી સાથે લઈ શાત થઈને (ઝૂપડી તરફ) જતા હતા તેવામા લક્ષ્મણને આવતા જોઈ આવુ વચન બોલ્યા 'હે ભાઈ! તે આ અયોગ્ય કામ શુ કર્યું? એ પાપીનો શબ્દ સાભળી તુ સ્ત્રીને એકલી છોડી અહીં કેમ આવ્યો?' ત્યારે લક્ષ્મણે આ વાક્ય કહ્યુ 'હે પ્રભો! સીતાના વચનરૂપ બાણોથી પ્રહાર કરાયેલો હુ કાળના યોગે અહીં આવ્યો છુ, એમા સશય નથી' પછી તેઓ બને ઝૂપડીમા જઈ સીતાને નહિ જોઈ અત્યત દુ ખી થયા અને સીતાની શોધ માટે યત્ન કરવા તૈયાર થયા શોધતા શોધતા તેઓ બને જ્યા જટાયુ પક્ષી કઈક બાકી રહેલા પ્રાણવાળો પૃથ્વી પર પડયો હતો, ત્યા જઈ પહોચ્યા એટલે તેણે કહ્યુ 'જનકની પુત્રી એ સીતાને આજે રાવણે હરી છે મે એ પાપાત્માને અટકાવ્યો, પણ તેણે યુદ્ધમા મને પાડયો છે.' એમ કહી મરણ પામેલા તે જટાયુનો રામે અગ્નિસસ્કાર કર્યો ને તેના મરણ પછીની ક્રિયા કરીને રામ તથા લક્ષ્મણ બન્ને ત્યાથી નીકળી ગયા પછી પ્રભુ રામચદ્રે કબધને મારી એને શાપથી છોડા વ્યો ને તેના વચનથી સુગ્રીવ સાથે મિત્રતા કરી, અને વીર વાલીનો નાશ કરી શ્રી રામચદ્રે કાર્યને લીધે મિત્રતા કરનાર સુગ્રીવને કિષ્કિધાનુ ઉત્તમ રાજ્ય આપ્યુ પછી રાવણે હરેલી પ્રિયા સીતાનુ ચિત્તમા ચિતન કરતા શ્રીરામચદ્ર લક્ષ્મણની સાથે વર્ષાઋતુના મહિના ત્યા જ રહ્યા તે વેળાના સીતાના વિરહથી પીડાતા શ્રીરામચદ્રે લક્ષ્મણને કહ્યુ 'હે લક્ષ્મણ! કૈકેયી પૂર્ણ મનોરથવાળી થઈ છે કેમ કે સીતા મળ્યા નહિ એટલે તેના વિના હુ જીવીશ નહિ ને અયોધ્યામા આવીશ નહિ રાજ્ય ગયુ, વનવાસ થયો, પિતા મર્યા ને પ્રિયા પણ હરાઈ, મને પીડતુ એ દુષ્ટાત્મા દૈવ આગળ વળી શુ કરશે? હે ભરતના નાના ભાઈ! પ્રાણીઓનુ ભાવી ખરેખર જાણવુ મુશ્કેલ છે હે તાત! બન્નેની આવી વધારે દુ ખદાયી કઈ દશા થશે? મનુના વશમા જન્મી આપણે બેઉ રાજપુત્રો પૂર્વકર્મને લીધે અત્યત દુ ખ ભોગવનાર થયા છીએ હે લક્ષ્મણ! તુ પણ ભોગોને છોડી દૈવયોગે મારી સાથે નીકળ્યો, તો હવે તુ પણ અપાર દુ ખ ભોગવ આપણા કુળમા મારા જેવો દુ ખભાગી, નિર્ધન, અસ મર્થ અને કલેશપાત્ર કોઈ પણ પુરુષ પૂર્વે થયો નથી અને (ભવિષ્યમા થશે નહિ) હે લક્ષ્મણ! હવે હુ શુ કરુ? દુ ખના સમુદ્રમા હુ ડૂબ્યો છુ સહાય વિનાના મને (આ દુ ખમાથી) તરવાનો કોઈ ઉપાય (સૂઝતો) નથી હે વીર! મારી પાસે ધન નથી કે સૈન્ય નથી, માત્ર તુ એક જ સહચારી છે હે નાના ભાઈ! પોતે કરેલા આ (કર્મફળના) ભોગમા હુ કોના પર કોપુ? ઇદ્રની સભા જેવુ રાજ્ય હાથમા આવેલુ, છતા ક્ષણવારમા ચાલ્યુ ગયુ ને વનવાસ મળ્યો! દૈવે નિર્માણ કરેલુ કોણ જાણી શકે છે? વૈદેહી સીતા બાળપણથી સાથે ચાલી તો દુષ્ટ દૈવે એ સુદરીને દુ ખકારક દશામા લાવી મૂકી પતિવ્રતા, સુશીલ અને મારા પર ઘણી જ પ્રીતિવાળી તે સોળ વર્ષની સુદરી લકાના રાજાને ઘેર કઈ રીતે દુ ખ ભોગવશે? હે લક્ષ્મણ! તે વૈદેહી એ રાવણને વશ તો થશે જ નહિ, સુદર કેડના પાછલા ભાગવાળી તે જનકપુત્રી વ્યભિચારિણી જેવી કેમ થાય? હે ભરતના નાના ભાઈ! જો રાવણ તેના પર બળ જબરી કરશે, તો સીતા પ્રાણ છોડશે, પણ રાવણને વશ નહિ થાય, એ વાત નક્કી છે હે વીર લક્ષ્મણ! જો સીતા મરી જશે, તો હુ અવશ્ય પ્રાણ ત્યજીશ, કેમ કે કાળા કટાક્ષવાળી તે સીતા જો મરી ગઈ હોય, તો મારે આ દેહનુ શુ કામ છે?' એમ કમળ સમાન નેત્રવાળા શ્રીરામ વિલાપ કરતા હતા, તેમને ધર્માત્મા લક્ષ્મણ સત્ય વાણીથી શાત પાડતા કહેવા લાગ્યા 'હે મહાબાહુ! આ સમયે કાયરપણુ છોડી તમે ધૈર્ય ધરો તે નીચ રાક્ષસને મારી હુ સીતાને લાવીશ ધીર પુરુષો ધૈર્યને લીધે આપત્તિમા તથા સપત્તિમા સમાન રહે છે, પણ ઓછી બુદ્ધિવાળો વૈભવ હોય છતા દુ ખ મા ડૂબ્યો રહે છે સયોગ તથા વિયોગ એ બને દૈવા ધીન છે, અને શરીર જો કદીયે આત્મા નથી, તો તેમા શોક શો? જેમ રાજ્યથી વનવાસ થયો અને સીતાનુ હરણ થયુ, તેમ યોગ્ય સમયે (સીતાનો) સમાગમ પણ થશે હે સીતાપતિ! કોઈ વેળા સુખદુ ખની સમાપ્તિ ભોગવી થાય છે, એમા ફેરફાર થતો નથી, માટે હવે શોક કરવો છોડી દો વાનરો ઘણા છે, તેઓ ચારે

દિશાઓમા જશે અને સીતાની શોધ અવશ્ય લાવશે માર્ગની માહિતી મેળવી ત્યા જઈ પરાક્રમ કરીને તે પાપકર્મી રાવણનો નાશ કરી હું સીતાને લાવીશ અથવા સૈન્ય અને નાના ભાઈ સહિત ભરતને બોલાવી આપણે શત્રુને મારીશુ તો હે મોટાભાઈ ! તમે વ્યર્થ શોક શુ કરો છો ? પૂર્વે રઘુરાજાએ માત્ર એક રથથી જ બધી દિશાઓ જીતી હતી, તો હે રાઘવ ! તમે તેના વશમા જન્મી શોક કરવાને યોગ્ય કેમ છો ? હું એકલો બધા દેવો તથા અસુરોને જીતવા સમર્થ છુ, તો સહાય સહિત હોઈ હુ તે કુલદૂષણ રાવણને જીતુ એમા શુ કહેવાતુ છે ? અથવા હે રઘુનંદન ! જનકને મદદમા લાવી દેવોને કંટક સરખા તે દુરાચારી રાવણને હું મારીશ હે રઘુનંદન ! સુખ પછી દુ ખ ને દુ ખ પછી સુખ હોય જ છે ચક્રની ધારની પેઠે તે કદી એક જ ધારા હોતા નથી (એ તો વારાફરતી આવ—જા કર્યા જ કરે છે) જે મનુષ્યનુ મન કાયર હોય, તે સુખદુ ખથી થયેલા શોકસમુદ્રમા ડૂબી જાય છે ને કદીયે સુખી થતો નથી હે રઘુનંદન ! પૂર્વે ઇદ્રે પણ દુ ખ પ્રાપ્ત કર્યુ હતુ, તે વેળા બધા દેવોએ ઇદ્રને સ્થાને નહુષ રાજાને સ્થાપ્યો હતો એ વેળા ઘણા વર્ષો સુધી ઇદ્રે પોતાનુ સ્થાન છોડી ભયભીત થઈને કમળની વચ્ચે રહી ગુપ્તવાસ કર્યો હતો પછી સમય પલટાતા તે જ ઇદ્રે પોતાનુ સ્થાન ફરી મેળવ્યુ હતુ અને નહુષ રાજા અજગરની આકૃતિવાળો થઈ પૃથ્વી પર પડયો હતો એ નહુષ રાજાએ ઇદ્રાણીને ઇચ્છી હતી અને બ્રાહ્મણોનુ અપમાન કર્યુ હતુ, જેથી તે અગસ્ત્યના કોપથી સર્પના શરીરવાળો થયો હતો, માટે હે રાઘવ ! દુ ખ આવે ત્યારે શોક ન કરવો, પણ સમજુ મનુષ્યે ચિત્તમા ઉદ્યમ ધરી (ધીર) રહેવુ હે મહાભાગ ! તમે સર્વજ્ઞ છો, હે જગત્પતિ ! તમે સમર્થ છો, તો સામાન્ય મનુષ્યની પેઠે મનમા અતિશય શોક કેમ કરો છો ?'

વ્યાસ બોલ્યા લક્ષ્મણના એવા વાક્યથી સમજેલા શ્રીરામચદ્ર શોકનો ત્યાગ અત્યત કરી સતાપ રહિત થયા હતા ૧—૫૫

**इति लक्ष्मणवाक्येन बोधितो रघुनन्दन ।**
**त्यक्त्वा शोक तथाऽत्यर्थं बभूव विगतज्वर ॥५५॥**

અધ્યાય ૨૯ મો સમાપ્ત

# અધ્યાય ૩૦ મો×

## શ્રી રામચંદ્રે નવરાત્રવ્રત કર્યું

ब्रह्मोवाच

**एव तौ सविदं कृत्वा यावत्तूष्णीं बभूवतुः ।**
**आजगाम तदाकाशान्नारदो भगवानृषिः ॥ १ ॥**

વ્યાસ બોલ્યા એમ વિચારી તેઓ બને મૌન રહ્યા, તેવામા ભગવાન નારદ ઋષિ આકાશમાથી આવ્યા સ્વરોના સમૂહથી શોભતી મહતી નામની વીણાને વગાડતા અને બૃહદ્રથ નામનુ સામ ગાતા તે નારદજી તે વેળા તેમની પાસે આવ્યા, એટલે તેમને જોઈ અમાપ કાતિવાળા શ્રીરામચદ્રે ઊભા થઈ ઉત્તમ આસન આપી અર્ઘ્ય તથા પાદ્ય કર્યું પછી શ્રેષ્ઠ પૂજા કરી બે હાથ જોડી શ્રીરામચદ્ર ઊભા ત્યારે મુનિની આજ્ઞા થતા તેમની પાસે તે બેઠા તે વેળા નાનાભાઈ સાથે બેઠેલા અને દુ ખી મનવાળા રામને મુનિશ્રેષ્ઠ નારદે કુશળ પૂછ્યુ કે, 'હે રાઘવ ! અજ્ઞાની મનુષ્યની પેઠે તમે શોકપીડિત કેમ થયા છો ? દુષ્ટાત્મા રાવણે સીતાને હરી છે, એ હું જાણુ છુ મોહને લીધે પોતાનુ મરણ નહિ જાણતા રાવણે જનકની પુત્રીને હરી છે એમ હું દેવલોકમા હતો ત્યારે મે સાભળ્યુ છે હે રામચદ્ર ! તમારો જન્મ રાવણનો નાશ કરવા માટે જ થયો છે, અને હે રાજા એ માટે જ સીતાનુ હરણ થયુ પણ છે સીતા પૂર્વ જન્મમા તપસ્વિની મુનિપુત્રી હતી, તે પવિત્ર હાસ્યવાળી મનમા તપ કરતી હતી, ત્યારે રાવણે તેને જોઈ હતી, અને હે રામ ! રાવણે તેને પ્રાર્થના કરી હતી કે, 'મારી પત્ની થા ' ત્યારે તેણે તેનો તિરસ્કાર કર્યો હતો, એટલે રાવણે બળથી તેનો ચોટલો પકડયો હતો તે જ ક્ષણે હે રામ ! અત્યત કોપેલી તે તાપસીએ રાવણના સ્પર્શથી દૂષિત થયેલુ શરીર છોડવાની ઈચ્છા કરી રાવણને શાપ દીધો કે, 'હે દુષ્ટાત્મા ! તારો નાશ કરવા હું દેહ છોડી પૃથ્વી પર યોનિથી નહિ જન્મેલી શ્રેષ્ઠ સ્ત્રીરૂપે ઉત્પન્ન થઈશ ' એમ કહી

× આ અધ્યાયમાં નારદે રામચદ્રને નવરાત્રવ્રત કહ્યુ, એટલે રામચદ્રે તે સારી રીતે કર્યું, એ કથા ત્રેસઠ શ્લોકમાથી કહેવાયે

તેણે શરીર છોડયુ હતુ તે જ આ લક્ષ્મીના અંશથી જન્મેલી સીતાને રાક્ષસ રાવણે પોતાના કુળનો જ વિનાશ કરવા ભ્રાંતિથી નાગણને જેમ પુષ્પમાળાની પેઠે કોઈ પકડે તેમ હરી છે હે રામ ! તે રાવણનો નાશ કરવા દેવોએ પ્રાર્થના કરેલા, અજન્મા છતા વિષ્ણુના અંશભાવી અજ રાજાના વંશમા તમે જન્મ્યા છો હે મહાબાહુ ! તમે ધૈર્ય ધરો, તે સીતા ત્યા જોકે પરાધીન છે, તો પણ સતીધર્મમા તત્પર રહી રાત દિવસ તમારુ ધ્યાન કર્યા કરે છે ઇંદ્રે પોતે કામધેનુનુ દૂધ પાત્રમા ભરી તેને પીવા મોકલ્યુ છે અને તે અમૃતરૂપ દૂધ પીધુ છે કમળની પાંખડીઓ જેવા નેત્રોવાળી તે સીતા એ કામધેનુનુ દૂધ પીવાથી ભૂખ અને તરસના દુ ખથી રહિત થઈ છે, તેને મે જોઈ પણ છે હે રાઘવ ! તે રાવણનો નાશ કરવા આજે હુ ઉપાય કહુ છુ, હમણા આસો મહિનામા તમે શ્રદ્ધા યુક્ત થઈ વ્રત કરો હે રામ ! નવરાત્રમા ઉપવાસ અને ભગવતીનુ પૂજન કરવુ, તે જપ તથા હોમની વિધિથી સર્વ સિદ્ધિને કરનાર થાય છે મારેલા પવિત્ર પશુઓ વડે દેવીને બલિદાન આપી દશાંશ હોમ કરી તમે અત્યંત શક્તિમાન બનો. પૂર્વે આ વ્રત વિષ્ણુએ, મહાદેવે, બ્રહ્માએ તથા સ્વર્ગમા રહેતા ઇંદ્રે પણ કર્યુ હતુ હે રામ ! સુખી મનુષ્યે પણ નવરાત્રનુ શુભ વ્રત કરવુ અને દુ ખ પામેલા મનુષ્યે તો ખાસ કરવુ જોઈએ હે રામચંદ્ર ! વિશ્વામિત્રે, ભૃગુએ, વસિષ્ઠે તથા કશ્યપે પણ આ વ્રત કરેલુ છે, એમા સંશય નથી જેમની સ્ત્રી હરાઈ હતી, તે ગુરુ બૃહસ્પતિએ આ મહાવ્રત કરેલુ છે, માટે હે નરેન્દ્ર ! રાવણનો નાશ કરવા તમે પણ આ વ્રત કરો ઇંદ્રે વૃત્રાસુરનો નાશ કરવા આ સર્વોત્તમ વ્રત કર્યુ અને ત્રિપુરાસુરનો નાશ કરવા શંકરે પણ પૂર્વે આ વ્રત કર્યુ હતુ હે મહા બુદ્ધિમાન રામ ! મધુ દૈત્યનો નાશ કરવા વિષ્ણુએ સાવધાન થઈ મેરુ પર્વત ઉપર વિધિ પ્રમાણે આ વ્રત કર્યુ હતુ

શ્રીરામે પૂછ્યુ એ દેવી કોણ છે ? કેવા પ્રભાવ વાળા છે ? ક્યાથી ઉત્પન્ન થયા છે ? અને તે વ્રત કયુ છે ? તે તમે વિધિ પ્રમાણે કહો હે દયાના ભંડાર તમે સર્વજ્ઞ છો

નારદે કહ્યુ હે રામ ! તમે સાભળો હમેશા નિત્ય, આદ્ય અને સનાતન તે શક્તિરૂપ દેવીને જો પૂજ્યા હોય તો તે સર્વ કામનાઓ આપનારા તથા દુ ખોનો નાશ કરનારા થાય છે હે રઘુવંશી રામચંદ્ર ! બ્રહ્માદિ સર્વ પ્રાણીઓનુ તે કારણ છે, તેમની શક્તિ વિના કોઈ પણ ચેષ્ટા કરવા સમર્થ નથી વિષ્ણુની પાલનશક્તિ તે છે, તે મારા પિતા (બ્રહ્મા)ની કર્તૃશક્તિ તે છે અને રુદ્રની સંહારશક્તિ પણ તે જ છે, જે (શિવા પરબ્રહ્મશક્તિરૂપે) કોઈ જુદી જ અથવા અવર્ણનીય શક્તિ છે (અર્થાત્ પરબ્રહ્મ શક્તિ જ વિષ્ણુ આદિની ત્રણ શક્તિઓરૂપ છે) ત્રણે ભુવનોમા જે કોઈ ઠેકાણે જે કઈ સત્—અસત્ વસ્તુ છે, તે જે સર્વની શક્તિ છે, તેની ઉત્પત્તિ ક્યાથી હોય ? (અર્થાત્ પરબ્રહ્મ સ્વરૂપ એ ભગવતીની ઉત્પત્તિ ન જ હોય જે સમયે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, સૂર્ય, ઇંદ્રાદિ સર્વ દેવો, પૃથ્વી કે પર્વતો નથી હોતા, તે યુગાદિ સમયે પણ તે પૂર્ણ પ્રકૃતિરૂપ અને નિર્ગુણ શિવાદેવી પરપુરુષ—પરમાત્માની સાથે જ વિહાર કરે છે પછીથી (સૃષ્ટિ સમયે) તે જ દેવી સગુણ થઈ પ્રથમ બ્રહ્માદિને સર્જે છે, પછી તેઓને સર્વ શક્તિઓ આપી ત્રણે ભુવનને સર્જે છે તેમને જાણી પ્રાણી જન્મરૂપ સંસારબંધનથી છૂટી જાય છે, કેમ કે તે જ જાણવા યોગ્ય પરમ વિદ્યા છે, વેદના આદ્ય અને વેદોને રચનાર છે બ્રહ્માદિએ તે દેવીના ગુણકર્મના ચરિત્ર ઉપરથી અસખ્ય નામો કલ્પ્યા છે હુ શુ કહુ ? (તે સર્વ નામોને કહેવા હુ સમર્થ નથી) હે રઘુનંદન ! ‘अ’થી તે ‘क्ष’ સુધીના સ્વર તથા વર્ણો (વ્યજનો) જોડાયાથી તે ભગવતીના અસખ્ય નામો થાય છે

શ્રીરામે કહ્યુ હે બ્રહ્મર્ષિ ! આ વ્રતની વિધિ તમે મને ટૂકમા કહો, જેથી આજે જ હુ શ્રદ્ધાયુક્ત થઈ શ્રીદેવીનુ પૂજન કરુ

નારદ બોલ્યા હે રામ ! સમાન સ્થાન પર આસન ગોઠવી તેના પર જગદબાને સ્થાપી તમે વિધિથી નવ જ ઉપવાસો કરો. હે રાજન ! આ કર્મનો હુ આચાર્ય થઈશ, કેમ કે દેવોનુ કાર્ય કરવા હુ ઉત્સાહી છુ

વ્યાસ બોલ્યા. પ્રતાપી શ્રીરામચદ્રે તે વચન સત્ય માની આસો માસ આવ્યો ત્યારે તો શ્રેષ્ઠ પર્વત

પર શુભ આસન ગોઠવી, જગદબા શિવાદેવીને સ્થાપી વ્રતનિષ્ઠ થઈ વિધિ પ્રમાણે તે દેવીનુ પૂજન કર્યુ રામે ઉપવાસપરાયણ રહી ઉત્તમ વ્રત કર્યુ અને વિધિ પ્રમાણે પૂજન, હોમ તથા બલિદાન કર્યા બને ભાઈઓ એ નારદજીની સમતિ પ્રમાણે પ્રેમથી વ્રત કર્યુ, એટલે આઠમના દિવસે તે ભગવતીદેવીએ સિંહ પર બેસી દર્શન દીધુ, અને પર્વતના શિખર પર ઊભા રહી સામેથી પૂજાઈને ભકિતભાવથી પ્રસન્ન થઈ નાનાભાઈ સહિત રામચદ્રને મેઘ જેવી ગભીર વાણીથી આમ કહ્યુ

દેવીએ કહ્યુ હે રામ! હે રામ! હે મહાબાહુ! તમારા વ્રતથી આજે હું પ્રસન્ન થઈ છુ તમારા મનમા જે ઈચ્છા હોય તે વર તમે માગો તમે નિર્દોષ મનુના વશમા નારાયણના અશથી જન્મ્યા છો રાવણનો નાશ કરવા જ દેવતાઓએ તમને પ્રાર્થના કરી છે પૂર્વે દેવોનુ હિત ઈચ્છતા તમે માછલાનુ શરીર ધરી ઘોર રાક્ષસનો નાશ કરી વેદોની રક્ષા કરી હતી, તેમ જ કાચબાનુ રૂપ લઈ લઈ મદરાચલ પર્વતને ધર્યો હતો અને સમુદ્રમા (તે પર્વતને) રવૈયો કરી દેવોને પોષ્યા હતા વળી પૂર્વે વરાહનુ રૂપ કરી દાતની અણી પર પૃથ્વીને તમે ધરી હતી, અને હે રામ! હિરણ્યાક્ષને તમે માર્યો હતો, તેમ જ નૃસિંહ શરીર ધરી પ્રહ્લાદનુ રક્ષણ કરી હિરણ્યકશિપુને માર્યા હતો હે રાઘવ! વળી પૂર્વે વામન શરીર ધરી બલિ રાજાને છળ્યો હતો, ને ઇદ્રના નાનાભાઈ બની ઈચ્છા નુસાર દેવોના કાર્ય સાધ્યા હતા મારા તથા વિષ્ણુના અશથી યુક્ત હોઈ તમે જમદગ્નિના પુત્ર (પરશુરામ) થયા હતા અને ક્ષત્રિયોનો નાશ કરી બ્રાહ્મણ (કશ્યપ) ને પૃથ્વીનુ દાન આપ્યુ હતુ, તેમ જ હે કાકુત્સ્થ! હમણા રાવણે અત્યત પીડેલા સર્વ દેવોથી પ્રાર્થના કરેલા તમે દશરથના પુત્ર તરીકે અવતર્યા છો હે પુરુષ શ્રેષ્ઠ! દેવોના અશરૂપ મહાબળવાન અને મારી શકિતથી આ વાનરો તમને સહાય કરનારા થશે હે નિર્દોષ રામ! શેષનાગના અશરૂપ આ તમારા નાનાભાઈ પણ રાવણના પુત્રનો નાશ કરનાર થશે એમા તમારે સદેહ કરવો નહિ તમારે વસતઋતુમા પણ અત્યત શ્રદ્ધાથી મારુ ત્યા સેવન કરવુ પછી પાપી રાવણનો નાશ કરી અગિયાર હજાર વર્ષ સુધી પૃથ્વી પર સુખ પૂર્વક રાજ્ય કરજો હે રઘુશ્રેષ્ઠ! એમ રાજ્ય કરી ફરી તમે સ્વર્ગમા જશો

વ્યાસે કહ્યુ એમ કહી દેવી અદૃશ્ય થયા અને પ્રસન્નચિત્ત થયેલા રામચદ્રે તે વ્રત સમાપ્ત કરી વિજયાદશમીના દિવસે વિજયા દેવીને પૂજી અનેક દાનો દઈને (યુદ્ધ માટે) પ્રયાણ કર્યુ વાનરોના સૈન્ય સહિત નાનાભાઈથી યુક્ત, લક્ષ્મીના પતિ, પ્રકટ શકિતથી પ્રેરાયેલા, પૂર્ણકામ અને (લોકો વડે) ગવાયેલી કીર્તિવાળા શ્રીરામચદ્રે સમુદ્રના કિનારા પર જઈ સેતુ બાધીને દેવોના શત્રુ રાવણનો નાશ કર્યો હતો જે મનુષ્ય દેવીનુ આ ઉત્તમ ચરિત્ર ભકિતથી સાભળે છે, તે વિશાળ ભોગો ભોગવી પરમપદ પામે છે જોકે વિસ્તારવાળા બીજા ઘણા પુરાણો છે, પણ તેઓ આ શ્રીમદ્ દેવીભાગવતની તુલ્ય નથી, એમ મારુ માનવુ છે ૧—૬૩

सन्त्यन्यानि पुराणानि विस्तराणि बहूनि च ।
श्रीमद्भागवतस्यास्य न तुल्यानीति मे मतिः ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા તૃતીય સ્કંધ વિષે અધ્યાય ૩૦મો સમાપ્ત

## त्रीजो स्कंध समाप्त



# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ચોથો સ્કંધ

## અધ્યાય ૧ લો*

### શ્રીકૃષ્ણાવતાર સંબંધી જનમેજયના પ્રશ્નો

जनमेजय उवाच

**वासवेय मुनिश्रेष्ठ सर्वज्ञाननिधेऽनघ । प्रष्टुमिच्छाम्यहं स्वामिन्नस्माकं कुलवर्धन ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ હે સત્યવતીના પુત્ર ! હે નિર્દોષ શ્રેષ્ઠ મુનિ ! હે સર્વ જ્ઞાનના ભડાર સ્વામિન્ ! હે અમારા કુલ વધારતાર ! હુ તમને પૂછવા ઈચ્છુ છુ મે સાભળ્યુ છે કે શૂરસેનના પુત્ર શ્રીમાન વસુદેવ પ્રતાપી હતા, જેમનુ પુત્રપણુ વિષ્ણુ ભગવાને સ્વીકાર્યુ હતુ વળી, એ દેવોને પણ પૂજ્ય હોઈ 'આનકદુદુભિ' એવા (બીજા) નામે પ્રખ્યાત હતા અને ધર્મમા તત્પર હતા છતા કસના કેદખાનામા કેમ બધાયા હતા ? એમણે પત્ની દેવકી સાથે કયો અપરાધ કર્યો હતો ? વળી તે કસ યયાતિના કુળમા જન્મ્યો હતો, છતા તેણે દેવકીના છ બાળક-પુત્રોનો નાશ કેમ કર્યો હતો ? વસુદેવના પુત્ર શ્રીહરિ-કૃષ્ણનો જન્મ કેદખાનામા કેવી રીતે થયો હતો ? ભક્તોના પતિ ભગવાનને ગોકુળમા કેમ લઈ જવાયા હતા ? (ક્ષત્રિયવશમા તે જન્મ્યા, છતા લોકદૃષ્ટિએ ગોવાળના વશમા જન્મવારૂપ) બીજો જન્મ કેમ પામ્યા હતા ? અમાપ તેજવાળા શ્રીકૃષ્ણના માતાપિતા દેવકી ને વસુદેવ કેદખાનામા રહ્યા હતા, છતા તે શ્રીહરિએ પોતે જગત રચવા સમર્થ તથા (ગર્ભધારણસમયે) પિતાના ઉદરમા રહ્યા છતા વૃદ્ધ માતાપિતાને કેમ ન છોડાવ્યા ? જેમનામા પરમાત્મા

* આ અધ્યાયમા રાજા જનમેજયે શ્રીકૃષ્ણાવતાર વિષે પ્રશ્ન કર્યો, એ વાત અડતાળીસ શ્લોકોથી કહેવાશે.

શ્રીકૃષ્ણ જન્મ્યા હતા તે બન્ને-દેવકી-વસુદેવનું એવું કયું પૂર્વજન્મનું કર્મ હતું કે જે મહાત્માઓને પણ જાણવું મુશ્કેલ હતું? જેઓને શિલા પર પછાડી મારી નાખ્યા હતા, તે (દેવકીના) પુત્રો (પૂર્વજન્મમાં) કોણ હતા? અને જે કન્યાને શિલા પર પછાડી, ત્યારે આકાશમાં ચાલી ગઈ ને આઠ ભુજાઓવાળી થઈ ગઈ તે કોણ હતી? અને હે નિર્દોષ! ઘણી સ્ત્રીઓવાળા શ્રીકૃષ્ણનો ગૃહસ્થાશ્રમ તમે કહો તે ગૃહસ્થાશ્રમમાં તેમણે જે કાર્યો કર્યાં હતાં અને (છેવટે) તેમનો જે દેહત્યાગ થયો તે પણ કહો આ સંબંધે મેં લોકકહેવતથી જે સાંભળ્યું છે, તે મારા મનને મોહ પમાડતું હોય તેવું લાગે છે વાસુદેવ શ્રીકૃષ્ણનું ચરિત્ર જેવું હોય તેવું તમે કહો ઋષિઓમાં શ્રેષ્ઠ, પુરાણદેવ અને ધર્મપુત્ર મહાત્મા નરનારાયણ મુનિ, જેઓ બન્ને નિરાહાર, જિતેન્દ્રિય, નિઃસ્પૃહ, કામ ક્રોધાદિ છયે દોષોને જીતનાર અને વિષ્ણુના અંશરૂપ હોઈ જગતના કલ્યાણ માટે પવિત્ર બદરિકાશ્રમમાં અનેક વર્ષો સુધી ઉત્તમ તપ કરતા હતા, નારદાદિ સર્વજ્ઞ મુનિઓએ મહાબળવાન પ્રસિદ્ધ અર્જુન તથા શ્રીકૃષ્ણને તેઓના અંશાવતાર કહ્યા છે, તો એ બન્ને નર-નારાયણ દેવ દેહથી હયાત હતા, (છતાં શરીર ત્યજ્યા વિના જ) ફરી શ્રીકૃષ્ણ તથા અર્જુન રૂપે બીજો દેહ કેવી રીતે પામ્યા? એ બન્ને શ્રેષ્ઠ મુનિઓએ મુક્તિ માટે ઉગ્ર તપ કર્યું હતું અને મહા તપસ્વી થઈ યોગ મેળવ્યો હતો, છતાં તેઓ સીધો મોક્ષ નહિ પામતા બીજો દેહ કેમ પામ્યા હતા? (બીજા દેહની પ્રાપ્તિરૂપ વિરુદ્ધ ફળ તેમને કેમ મળ્યું?) શૂદ્ર પણ જો સ્વધર્મપરાયણ હોય, તો દેહ છોડયા પછી ક્ષત્રિય થાય, એટલું જ નહિ, પણ તે શૂદ્ર શુભ આચારવાળો રહી જો મરણ પામ્યો હોય, તો બ્રાહ્મણ પણ થાય છે, તેમ જ નિઃસ્પૃહ અને શાંત બ્રાહ્મણ તો સંસારરૂપ રોગથી છૂટી જ જાય છે, છતાં આ તો અવળું દેખાય છે કે, તે બંને નરનારાયણે તપથી શરીર શોષવી નાખ્યાં હતાં, છતાં તેઓ પાછા ક્ષત્રિય થયા! કયા કર્મથી અથવા શાપથી તેઓ બન્ને શાંત બ્રાહ્મણો છતાં ક્ષત્રિય થયા? હે મુનિ, તે કારણ તમે કહો વળી, બ્રાહ્મણના શાપથી યાદવોનો નાશ થયો હતો, એમ મેં સાંભળ્યું છે અને કૃષ્ણના કુળનો નાશ પણ ગાંધારીના શાપથી જ થયો હતો! (તો ઈશ્વરને પણ શાપ લાગે ખરો, તે કહો) વળી દેવોના દેવ જનાર્દન શ્રીકૃષ્ણ હયાત હતા, છતાં શંબર સુરે પ્રદ્યુમ્નનું હરણ કઈ રીતે કર્યું હતું? દ્વારકાના કિલ્લાની વચ્ચે આવેલું શ્રીકૃષ્ણનું ઘર કોઈથી ઓળંગાવું અથવા પેસવું મુશ્કેલ હતું, છતાં તેવા એ ઘરરૂપ સૂતિકાગૃહમાંથી પુત્રનું હરણ થયું તે તો બનવું જ ઘણું મુશ્કેલ લાગે છે, છતાં તે થયેલા હરણને દિવ્ય દૃષ્ટિવાળા શ્રીકૃષ્ણે કેમ ન જાણ્યું? આ મોટો સંદેહ છે, તો હે બ્રાહ્મણ, હે પ્રભો, તમે મને સંદેહ રહિત કરો હે મુનિશ્રેષ્ઠ, દેવોના દેવ શ્રીકૃષ્ણ સ્વર્ગમાં ગયા, ત્યારે તેમની પત્નીઓને ચોરોએ લૂંટી લઈ હરી હતી, તે કેમ બન્યું? હે બ્રહ્મન્! ચિત્તને ડોલાવી નાખે એવો આ સંશય મને થાય છે કે, શ્રીકૃષ્ણ પૃથ્વીનો ભાર દૂર કરનાર વિષ્ણુના અંશરૂપે જન્મ્યા હતા, છતાં તે જનાર્દન ભયથી મથુરાનું રાજ્ય છોડી સૈન્યો સાથે તથા મિત્રગણો સાથે દ્વારકામાં કેમ ગયા હતા? હે સત્પુરુષ, શ્રીહરિનો અવતાર પૃથ્વીનો ભાર દૂર કરવા, પાપીઓનો વિનાશ તથા ધર્મનું સ્થાપન કરવા કહેવાય છે, છતાં જેઓએ શ્રીકૃષ્ણની જ પત્નીઓને લૂંટી હતી, તે ચોરોને શ્રીકૃષ્ણ કેમ ન મારી શક્યા? અને પોતે સર્વજ્ઞ છતાં તે ચોરોને કેમ જાણી ન શક્યા? ભીષ્મ તથા દ્રોણનો નાશ તો પૃથ્વીનો ભાર દૂર કરવામાં પોતે ઈચ્છિત માન્યો હતો! (તો એ ચોર લોકોના નાશ કેમ ઈચ્છિત ન માન્યો?) વળી ધર્મમાં તત્પર, શ્રીકૃષ્ણના ભક્ત અને સદાચારી છતાં યુધિષ્ઠિર વગેરે મહાત્મા પાંડવો શ્રીકૃષ્ણથી રક્ષાયા છતાં રાજસૂય નામનો શ્રેષ્ઠ યજ્ઞ વિધિથી કરીને તેમ જ બ્રાહ્મણોને અત્યંત ભાવથી વિવિધ દક્ષિણાઓ આપીને ઘોર દુઃખ કેમ પામ્યા હતા? તેમનું એ પુણ્ય ક્યાં ગયું હતું? હે મુનિ! પાંડુના પુત્રો તે દેવોના અંશરૂપ હતા અને શ્રીકૃષ્ણના આશ્રિત હતા, છતાં તેઓનું મહાભયંકર એવું કયું પાપ હતું કે, જેથી તેઓ કાયમ પીડાતા હતા? અને સાધ્વી દ્રૌપદી મહાભાગ્યશાળી હોઈ વેદીની વચ્ચેથી જન્મી હતી લક્ષ્મીના અંશરૂપ હોઈ શ્રીકૃષ્ણ ઉપરની ભક્તિથી

યુક્ત હતી છતા તે વારવાર અતુલ ઘાર દુ ખ કેમ પામી હતી ? દુ શાસનને તેને ચોટલાથી પકડી અત્યત પીડી હતી અને તે વેળા રજસ્વલા હોઈ તે એક વસ્ત્ર વાળી તથા ભયભીત હતી છતા તેને સભામા આણી હતી, વિરાટનગરમા મત્સ્યરાજની તે દાસી બની હતી, અને ત્યા પણ કીચકે તેને હેરાન કરી હતી, તે વેળા ટિટોડીની પેઠ તે રડતી હતી, પછી જયદ્રથે તેને હરી ત્યારે પણ અત્યત દુ ખી થઈ ત બૂમો પાડતી હતી અને પાછળથી બળવાન મહાત્મા પાડવોએ તેને છોડાવી હતી, તો પૂર્વજન્મમા તેવુ કયુ પાપ તેમણે કર્યું હતુ કે જેથી તેઓ પીડાતા હતા અને અનેક દુ ખો પામ્યા હતા, આજે તે કહો હે મહાબુદ્ધિમાન વ્યાસ ! તે મારા પૂર્વજો રાજસૂય નામનો શ્રેષ્ઠ યજ્ઞ કરીને પણ ઘણુ મોટુ દુ ખ પામ્યા, તે પૂર્વજન્મમા કરેલા પાપથી જ પામ્યા હતા, ( એમ જો કહીએ તો ) પણ દેવાશી જ હતા, છતા તેઓને તેવુ દુ ખ હોઈ– શકે ? આ મને મોટો સશય છે વળી કુતીના તે પુત્રો સદાચારી હોઈ જગતને નાશવત જાણતા હતા, છતા તેઓએ ધનના લોભથી ભીષ્મ, દ્રોણ વગેરેને કપટથી કેમ માર્યા હતા ? તેમ જ મહાત્મા શ્રીકૃષ્ણે તેઓને ઘોર પાપમા કેમ પ્રેર્યા ? અને પરમાત્મા શ્રીહરિની સાથે રહી તેઓના કુળનો નાશ કેમ કર્યો ? સજ્જન માટે ભિક્ષાભ્રમણ સારુ છે, નીવાર નામના જગલી ધાન્ય વડે જીવવુ શ્રેષ્ઠ છે અથવા કોઈ કળાથી જીવવુ તે ઉત્તમ છે, પણ લોભથી યોદ્ધાઓને મારી જીવવુ તે સારુ નથી હે મુનિશ્રેષ્ઠ શત્રુઓનો નાશ કરવા ગોલક* પુત્રો ઉત્પન્ન કરી તમે તરત જ ( શતનુના ) તૂટી જતા વશની રક્ષા કરી હતી ( એમ તમારા જેવા મહાપ્રતાપી પુરુષથી ઉત્પન્ન થયેલા વશમા જન્મેલા ) તે ઉત્તરાપુત્ર ( મારા પિતા ) પરીક્ષિતે થોડા જ સમયમા તપસ્વીના ગળામા સર્પ કેમ નાખ્યો હતો ? એ આશ્ચર્ય છે હે મુનિ ! ક્ષત્રિયના કુળમા જન્મેલો કોઈ પણ પુરુષ બ્રાહ્મણનો દ્વેષ ન કરે, છતા મારા પિતાએ મૌન વ્રતધારી તપસ્વી તરફ કેવુ વર્તન કર્યું હતુ ? હે સજ્જન પિતા ! આ અને બીજા સદેહોથી મારુ મન હમણા વ્યાકુળ થયુ છે, તો તેને તમે સ્થિર કરો કેમ કે હે દયાના ભડાર ! તમે સર્વજ્ઞ છો ૧–૪૮

– અર્થાત્ જેઓ દેવાશી હોય, તેઓને પૂર્વજન્મ હોય નહિ, અને જે દેવો છે, તે તો પરમેશ્વરના અધિકારી જ અંશરૂપ છે, તેથી તેઓમા પાપનો સભવ જ હોય નહિ, તો પછી તેઓને દુઃખ કેમ હોય ?

* मृते भर्तरि गोलकः। જેનો ધણી મરણ પામ્યો હોય તેવી સ્ત્રીમા તેની સાસુ વગેરે વડીલોની સમતિથી પર પુરુષ દ્વારા જે પુત્ર ઉત્પન્ન કરાય, તે 'ગોલક' કહેવાય છે.

**एतैरन्यैश्च संदेहैर्विकलं मे मनोऽधुना ।**
**स्थिरं कुरु पितः साधो सर्वज्ञोऽसि दयानिधे ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

# અધ્યાય ૨ જો–

## સર્વનુ કારણ કર્મ જ છે

सूत उवाच ।

**एवं पृष्टः पुराणज्ञो व्यासः सत्यवतीसुतः ।**
**परीक्षित्सुतं शान्तं ततो वै जनमेजयम् ॥ ॥ १**

સૂત બોલ્યા પુરાણને જાણનાર સત્યવતીપુત્ર વ્યાસને એમ પુછાયુ, તે પછી બોલવામા કુશળ તેમણે પરીક્ષિતના શાત પુત્ર જનમેજયનો સશય દૂર કરનારુ આ વાક્ય કહ્યુ

વ્યાસ બોલ્યા હે રાજન્ ! આ ( તમે પૂછ્યુ તેમા ) શુ કહેવુ ? કર્મોની ગતિ ગહન છે તે દેવોને પણ જીતવી મુશ્કેલ છે, તો મનુષ્યોની વાત જ શી ? આ ત્રિગુણાત્મક બ્રહ્માડ જ્યારે ઉત્પન્ન થયુ, ત્યારે કર્મથી જ સર્વની ઉત્પત્તિ થઈ છે, એમા સશય નથી જીવો તો આદિ–અતરહિત છે, છતા કર્મોરૂપી બીજોથી જન્મ્યા કરે છે તેઓ અનેક પ્રકારની યોનિઓમા વારવાર જન્મે છે ને મરે છે, દેહનો સબધ કર્મથી રહિત કદી હોતો નથી શુભ,* અશુભ× ને મિશ્ર+ એમ ત્રણ પ્રકારના કર્મોથી આ જગત વીંટાયુ છે જે વિદ્વાનો તત્ત્વને જાણે છે, તેઓ કહે છે કે, તે ( પ્રત્યેક ) કર્મો ત્રણ પ્રકારના જ હોય છે.

– આ અધ્યાયમા વિચિત્ર સૃષ્ટિરચનાનુ તથા સર્વ દેવાદિનું કારણ કર્મ જ છે, એ વાત આઠ શ્લોકોથી કહેવાશે.

* સાત્ત્વિક કર્મ, × તામસ કર્મ, + રાજસ કર્મ.

સંચિત પ્રારબ્ધ તથા વર્તમાન, આમ આ દેહમા કર્મોના ત્રણ જ પ્રકાર હોય છે હે રાજા! બ્રહ્માદિ સર્વ પ્રાણીઓ આ કર્મને વશ છે હે રાજન! સુખ, દુ ખ, ઘડપણ, મૃત્યુ, હર્ષ, શોક વગેરે, તેમ જ કામ, ક્રોધ અને લોભ આ બધા દેહના ગુણો દરેકને કર્માધીન જ થાય છે રાગદ્વેષાદિ ભાવો સ્વર્ગમા પણ હોય છે, એટલે દેવો, મનુષ્યો તથા પશુ—પક્ષીઓને આ સર્વ વિકારો પૂર્વના વેરના સબધથી કે સ્નેહબધથી દેહની સાથે જ જોડાયા છે સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ કર્મ વિના હોતી નથી કર્મને લીધે સૂર્ય ભમ્યા કરે છે ને ચદ્ર ક્ષયરોગવાળો છે, તેમ જ રુદ્રદેવ કર્મને લીધે જ ખોપરીઓ ધારણ કરે છે, એમા સશય નથી આદિઅતરહિત આ કર્મ જ (સર્વની) ઉત્પત્તિમા કારણ છે, અને તે (કર્મ રૂપ) કારણને લીધે જ આ સર્વ સ્થાવર—જગમ જગત (પ્રવાહરૂપે) કાયમી છે (જગતના) આ નિત્ય-અનિત્યના વિચારમા હમેશા ડૂબેલા રહેતા મુનિઓ 'આ જગત નિત્ય છે કે અનિત્ય' તે સમજી શકતા નથી માયા જ્યા સુધી હોય છે, ત્યા સુધી જગત નિત્ય જણાય છે, કેમ કે જ્યા સુધી કારણ હોય છે, ત્યા સુધી (તેના) કાર્યનો સપૂર્ણ અભાવ કેમ કહી શકાય? માયા સદા નિત્ય છે અને સર્વનુ તે કારણ છે, તેથી કર્મરૂપ બીજ પણ નિત્ય છે, એમ વિદ્વાનોએ સદા વિચારવુ જોઈએ હે રાજન્! સર્વ જગત કર્મને વશ થઈ ભમ્યા જ કરે છે હે રાજેન્દ્ર! (દેહાદિ ભાવ જો કર્માધીન ન હોય તો) અમાપ તેજવાળા વિષ્ણુના અનેક જાતની યોનિઓમા તથા અનેક અધર્મમય દેહોમા જે જન્મ થાય છે, તે તેમની ઇચ્છાથી થતો હશે? વૈકુંઠમા વાસ તથા અનેક પ્રકારના સુખભોગના છોડી પુ ો પુન અનેક હીન યોનિઓમા તે જન્મ (પોતાની ઇચ્છાથી) કેમ લઈ શકે? (પોતાની ઇચ્છાથી કોઈ દુ ખમા પડે ખરુ?) કયો સ્વતત્ર પુરુષ વિષ્ઠા તથા મૂત્રના મંદિરમા વાસ ઇચ્છે? કયો બુદ્ધિમાન પુરુષ પુષ્પો વીણવાની લીલા, જળક્રીડા તથા સુખાસન છોડી ગર્ભરૂપ કેદખાનામા રહેવાનુ ઇચ્છે? કયો પડિત પુરુષ તે સાર રૂપી પ્રેમ તથા રૂપ દિવ્ય શય્યા છોડી (ગર્ભમા) નીચા મોઢે રહેવાનુ ઇચ્છે? અનેક પ્રકારના ભાવવાળા ગીત, નૃત્ય તથા વાદિત્ર છોડી કયો પુરુષ નરકમા રહેવાનો વિચાર મનથી પણ કરે? લક્ષ્મીના અદ્ભુત વિલાસોનો ત્યજવો અતિ મુશ્કેલ રસ તજી કયો બુદ્ધિમાન પુરુષ વિષ્ઠા તથા મૂત્રનો રસ પીવા ઇચ્છે? ત્રણે ભુવનોમા ગર્ભવાસથી અધિક (કોઈ) નરક નથી, તે(ગર્ભવાસ)થી ભય પામેલા મુનિઓ ઘોર તપ કરે છે અને તેનાથી જ ભય પામેલા મનસ્વી શૂરાઓ ભોગ તથા રાજ્ય ત્યજી વનમા જતા રહે છે, તે(ગર્ભવાસ)ને સેવવા કયો મૂઢાત્મા ઇચ્છા કરે? હે રાજા! ગર્ભમા તો કીડા કરડે છે, નીચે જઠરાગ્નિ તપ્યા કરે છે અને ચરબીનુ ક્રૂર આવરણ (આસપાસ) હોય છે, તેમા સુખ શુ છે? કેદખાનામા રહેવુ સારુ અને બેડીઓથી બધાવુ પણ સારુ, પરંતુ થોડી ક્ષણ સુધી પણ ગર્ભમા રહેવુ તે સારુ નથી જ ગર્ભવાસમા દસ મહિના રહેવુ એ મહાદુ ખ છે; તેમ જ અતિદારુણ ખૂબ સાકડા યોનિયત્રમાથી બહાર નીકળવામા પણ દુ ખ છે, તે વેળા બાળપણામા મૂગાપણુ તથા અજ્ઞાનપણુ એ બનેથી યુક્ત દુ ખ હોય છે બાળક ભૂખ અને તરસની વેદના કહેવા અશક્ત, પરતત્ર અને અતિ કાયર હોય છે, ભૂખ્યુ બાળક જ્યારે રડે છે, ત્યારે માતા ચિંતાતુર થઈ રોગની મજબૂત પીડા માની ઓસડ પાવા ઇચ્છે છે, આવા અનેક પ્રકારના દુ ખો બાળપણામા હોય છે કયુ સુખ જોઈ દેવો પોતાની ઇચ્છાથી જન્મ ઇચ્છે છે! કયો મૂઢ પુરુષ નિરતર સુખ તજી અસુરો સાથે શ્રમદાયી તથા સુખનાશક સગ્રામ કરવા ઇચ્છે? માટે હે શ્રેષ્ઠ રાજા! બ્રહ્માદિ સર્વ દેવો કરેલા કર્મના ફળને લીધે જ સુખદુ ખ હમેશા પામે છે હે ઉત્તમ રાજા! દેહધારી મનુષ્યો, દેવો તથા પશુપક્ષીઓએ કરેલુ શુભ-અશુભ કર્મ અવશ્ય ભોગવવુ જ પડે છે. તપથી, દાનથી કે યજ્ઞોથી મનુષ્ય ઇદ્રપણાને પામે છે અને પછી પુણ્ય નાશ પામે છે, ત્યારે ઇદ્ર પણ પડે છે, એમા સશય નથી રામાવતારને પ્રસગે દેવો વાનરપણુ પામ્યા હતા અને તે જ પ્રમાણે શ્રીકૃષ્ણને સહાય કરવા દેવો યાદવપણુ પામ્યા હતા એમ યુગે યુગે બ્રહ્માએ અત્યત પ્રેરેલા વિષ્ણુ ધર્મની રક્ષા

કરવા અનેક અવતારો ધરે છે હે રાજા! એમ વારવાર અનેક પ્રકારની યોનિઓમા વિષ્ણુના બીજા અદ્ભુત અવતારો ચક્રની પેઠે થયા કરે છે, કેમ કે મહાત્મા વિષ્ણુને પોતાના અંશના અંશથી પૃથ્વી પર જન્મ લઈ દૈત્યોને મારવારૂપ કર્મ કરવુ પડે છે માટે હુ કૃષ્ણજન્મની શુભ કથા કહુ છુ તે જ ભગવાન વિષ્ણુ યદુના કુળમા અવતર્યા હતા પ્રતાપી વસુદેવ કશ્યપમુનિનો અંશ હતા, પણ પૂર્વના શાપના પ્રભાવથી ગોવાળની આજીવિકાવાળા થયા હતા હે રાજા! અદિતિ તથા સુરસા નામે કશ્યપની બે સ્ત્રીઓ હતી, તે બને બહેનો હતી અને શાપને લીધે આ પૃથ્વી પર દેવકી તથા રોહિણીરૂપે જન્મી હતી હે ભરતશ્રેષ્ઠ! અમે સાભળ્યુ છે કે, વરુણે કોપથી (તે બનેને) શાપ આપ્યો હતો

જનમેજય રાજાએ પૂછ્યુ હે મહાબુદ્ધિમાન! કશ્યપે કયો અપરાધ કર્યો હતો કે જેથી તે મહર્ષિને શાપ અપાયો હતો? તે સ્ત્રી સહિત શા માટે જન્મ્યા હતા, તે કહો તેમ જ વૈકુઠધામમા રહેનાર, લક્ષ્મીના પતિ અખડિત ભગવાન તે વિષ્ણુ ગોકુળમા કેમ જન્મ્યા હતા? દેવોમા શ્રેષ્ઠ, સર્વને ધારણ કરનારા, યુગના આદિ અને અવિનાશી પ્રભુ ભગવાન નારાયણ કોની આજ્ઞામા વર્તે છે? તે વિષ્ણુ જાણે કર્મયુક્ત હોય તેમ પોતાનુ ધામ છોડી મનુષ્યલોકમા જન્મ શા માટે લે છે? આમા મને મોટો સશય છે મનુષ્યદેહ પામીને તે દુષ્ટ મનુષ્ય જન્મમા અનેક પ્રકારના ભાવો તથા ભાજગડ શા માટે કરે છે? કામ ક્રોધ, અસહિષ્ણુતા, શોક, વેર, પ્રીતિ, કોઈ વેળા સુખ, દુખ, ભય દીનતા, સરળતા, પાપ પુણ્ય, વિશ્વાસ, ભાષણ, હિસા, પોષણ, અવરજવર, તાપ, વિચાર, બડાઈ લોભ, દભ, મોહ, કપટ તથા શોક આ અને બીજા ભાવો મનુષ્યપણામા થાય છે, તે વિષ્ણુ ભગવાન અવિનાશી સુખ છોડી આ ભાવોથી દુખમય થતો મનુષ્યજન્મ કેમ લે છે? હે મુનીશ્વર! પૃથ્વી પર મનુષ્યજન્મ પામી કયુ સુખ છે? છતા સાક્ષાત્ વિષ્ણુ કયા કારણે ગર્ભવાસ કરે છે? બાળકપણામા ગર્ભનુ દુખ તથા જન્મનુ દુખ, જુવાનીમા કામનુ દુખ તેમ જ ગૃહસ્થપણામા તો ઘણુ જ મોટુ દુખ હોય છે હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મનુષ્યપણામા પ્રાણી એવા દુખો પામે છે, છતા તે વિષ્ણુભગવાન વારવાર અવતારો લઈ શા માટે આ દુખો ભોગવે છે? બ્રહ્માના ઉત્પત્તિસ્થાન વિષ્ણુએ રામાવતાર લઈ અતિ દારુણ વનવાસમા ઘણુ જ મોટુ દુખ ભોગવ્યુ હતુ સીતાના વિરહનુ દુખ, વારવાર યુદ્ધ અને સ્ત્રીનો ત્યાગ પણ આ જ મહાત્માએ અનુભવ્યો હતો, તેમ જ કૃષ્ણાવતારમા પણ કેદખાનામા જન્મ, ગોકુળમા જવુ, ગાયોને ચારવી, કસને મારવો અને કષ્ટને લીધે જ દ્વારકામા જવુ, એવા અનેક જાતના સસારના દુખો ભગવાને કેમ ભોગવ્યા? મુક્ત અને જ્ઞાની હોય છતા કયા પુરુષ પોતાની ઈચ્છાથી દુખો ભોગવે? મારા ચિત્તની શાતિ માટે આ સશય તમે દૂર કરો

**स्वेच्छया कः प्रतीक्षेत मुक्तो दुःखानि ज्ञानवान् ।**
**संशयं छिन्धि सर्वज्ञ मम चित्तप्रशान्तये ॥६०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા ચતુર્થસ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

## અધ્યાય ૩ જો*

### અદિતિ તથા કશ્યપનો શાપ

व्यास उवाच ।

**कारणानि बहून्यत्राप्यवतारे हरेः किल ।**
**सर्वेषां चैव देवानामंशावतरणेष्वपि ॥ १ ॥**

વ્યાસે કહ્યુ વિષ્ણુના અવતારમા તથા સર્વ દેવોના અંશાવતારમા પણ (મુખ્ય કારણ તો કર્મ જ છે, છતા બીજા) ઘણા કારણો છે વસુદેવના, દેવકીના અને રોહિણીના અવતારનુ કારણ સાચેસાચુ તમે સાભળો એક સમયે શ્રીમાન કશ્યપ યજ્ઞ માટે (વરુણની) ગાય લાવ્યા તે ઉત્તમ ગાયની (વરુણે) અનેક પ્રકારે (પાછળથી) માગણી કરી છતા (કશ્યપે) તે આપી નહિ પછી મનમા ઉદાસ થયેલા વરુણે જગતના પ્રભુ બ્રહ્મા પાસે જઈ પ્રણામ કરી વિનયયુક્ત થઈને પોતાનુ દુખ કહ્યુ . 'હે મહાભાગ! હુ શુ કરુ? મદોન્મત્ત થયેલા એ કશ્યપ (મારી) ગાય આપતા નથી, જેથી મે એમને શાપ આપ્યો છે કે,

* આ અધ્યાયમાં ત્રણપંચાવન શ્લોકોથી અદિતિના શાપની કથા વિસ્તારથી વર્ણવાશે.

સચિત, પ્રારબ્ધ તથા વર્તમાન, આમ આ દેહમા કર્મોના ત્રણ જ પ્રકાર હોય છે હે રાજા ! બ્રહ્માદિ સર્વ પ્રાણીઓ આ કર્મને વશ છે હે રાજન ! સુખ, દુ ખ, ઘડપણ, મૃત્યુ, હર્ષ, શોક વગેરે, તેમ જ કામ, ક્રોધ અને લોભ આ બધા દેહના ગુણો દરેકને કર્માધીન જ થાય છે રાગદ્વેષાદિ ભાવો સ્વર્ગમા પણ હોય છે, એટલે દેવો, મનુષ્યો તથા પશુ—પક્ષીઓને આ સર્વ વિકારો પૂર્વના વેરના સબધથી કે સ્નેહસબધથી દેહની સાથે જ જોડાયા છે સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ કર્મ વિના હોતી નથી કર્મને લીધે સૂર્ય ભમ્યા કરે છે ને ચદ્ર ક્ષયરોગવાળો છે, તેમ જ રુદ્રદેવ કર્મને લીધે જ ખોપરીઓ ધારણ કરે છે, એમા સશય નથી આદિઅતરહિત આ કર્મ જ ( સર્વની ) ઉત્પત્તિમા કારણ છે, અને તે ( કર્મ રૂપ ) કારણને લીધે જ આ સર્વ સ્થાવર—જગમ જગત ( પ્રવાહરૂપે ) કાયમી છે ( જગતના ) આ નિત્ય-અનિત્યના વિચારમા હમેશા ડૂબેલા રહેતા મુનિઓ 'આ જગત નિત્ય છે કે અનિત્ય' તે સમજી શકતા નથી માયા જ્યા સુધી હોય છે, ત્યા સુધી જગત નિત્ય જણાય છે, કેમ કે જ્યા સુધી કારણ હોય છે, ત્યા સુધી ( તેના ) કાર્યનો સપૂર્ણ અભાવ કેમ થઈ શકાય ? માયા સદા નિત્ય છે અને સર્વનુ તે કારણ છે, તેથી કર્મરૂપ બીજ પણ નિત્ય છે, એમ વિદ્વાનોએ સદા વિચારવુ જોઈએ હે રાજન્ ! સર્વ જગત કર્મને વશ થઈ ભમ્યા જ કરે છે હે રાજેન્દ્ર ! ( દેવાદિ પણ જો કર્માધીન ન હોય તો ) અમાપ તેજવાળા વિષ્ણુનો, અનેક જાતની યોનિઓમા તથા અનેક અધર્મમય દેશોમા જે જન્મ થાય છે, તે તેમની ઈચ્છાથી થતો હશે ! વૈકુઠમા વાસ તથા અનેક પ્રકારના સુખભોગો છોડી યુગે યુગ અનેક નીચ યોનિઓમા તે જન્મ ( પોતાની ઈચ્છાથી ) કેમ હોઈ શકે ? ( પોતાની ઈચ્છાથી જોઈ દુ ખમા પડે ખરુ ? ) ક્યો સ્વતત્ર પુરુષ વિષ્ઠા તથા મૂત્રના મદિરમા વાસ ઇચ્છે ? ક્યો બુદ્ધિમાન પુરુષ પુષ્પો વીણવાની લીલા, જળક્રીડા તથા સુખાસન છોડી ગર્ભરૂપ કેદખાનામા રહેવાનુ ઇચ્છે ? ક્યા પડિત પુરુષ તૈયાર કરેલી કોમળ તળાઈરૂપ દિવ્ય શય્યા છોડી ( ગર્ભમા ) નીચા મોઢે રહેવાનુ ઇચ્છે ? અનેક પ્રકારના ભાવવાળા ગીત, નૃત્ય તથા વાદિત્ર છોડી ક્યો પુરુષ નરકમા રહેવાનો વિચાર મનથી પણ કરે ? લક્ષ્મીના અદ્ભુત વિલાસોનો ત્યજવો અતિ મુશ્કેલ રસ તજી ક્યો બુદ્ધિમાન પુરુષ વિષ્ઠા તથા મૂત્રનો રસ પીવા ઈચ્છે ? ત્રણે ભુવનોમા ગર્ભવાસથી અધિક ( કોઈ ) નરક નથી, તે( ગર્ભવાસ )થી ભય પામેલા મુનિઓ ઘોર તપ કરે છે અને તેનાથી જ ભય પામેલા મનસ્વી શૂરાઓ ભોગ તથા રાજ્ય ત્યજી વનમા જતા રહે છે, તે( ગર્ભવાસ )ને સેવવા ક્યો મૂઢાત્મા ઈચ્છા કરે ? હે રાજા ! ગર્ભમા તો કીડા કરડે છે, નીચે જઠરાગ્નિ તપ્યા કરે છે અને ચરબીનુ ક્રૂર આવરણ ( આસપાસ ) હોય છે, તેમા સુખ શુ છે ? કેદખાનામા રહેવુ સારુ અને બેડીઓથી બધાવુ પણ સારુ, પરતુ થોડી ક્ષણ સુધી પણ ગર્ભમા રહેવુ તે સારુ નથી જ ગર્ભવાસમા દસ મહિના રહેવુ એ મહાદુ ખ છે, તેમ જ અતિદારુણ ખૂબ સાકડા યોનિયત્રમાથી બહાર નીકળવામા પણ દુ ખ છે, તે વેળા બાળપણામા મૂગાપણુ તથા અજ્ઞાનપણુ એ બનેથી યુકત દુ ખ હોય છે બાળક ભૂખ અને તરસની વેદના કહેવા અશકત, પરતત્ર અને અતિ કાયર હોય છે, ભૂખ્યુ બાળક જ્યારે રડે છે, ત્યારે માતા ચિંતાતુર થઈ રોગની મજબૂત પીડા માની ઓસડ પાવા ઇચ્છે છે, આવા અનેક પ્રકારના દુ ખો બાળપણામા હોય છે ક્યુ સુખ જોઈ દેવો પોતાની ઈચ્છાથી જન્મ ઈચ્છે છે ? ક્યો મૂઢ પુરુષ નિરતર સુખ તજી અસુરો સાથે શ્રમ દાયી તથા સુખનાશક સગ્રામ કરવા ઈચ્છે ? માટે હે શ્રેષ્ઠ રાજા ! બ્રહ્માદિ સર્વ દેવો કરેલા કર્મોના ફળને લીધે જ સુખદુ ખ હમેશા પામે છે હે ઉત્તમ રાજા ! દેહધારી મનુષ્યો, દેવો તથા પશુપક્ષીઓએ કરેલુ શુભ-અશુભ કર્મ અવશ્ય ભોગવવુ જ પડે છે. તપથી, દાનથી કે યજ્ઞોથી મનુષ્ય ઇદ્રપણાને પામે છે; અને પછી પુણ્ય નાશ પામે છે, ત્યારે ઇદ્ર પણ પડે છે, એમા સશય નથી રામાવતારને કારણે દેવો વાનરપણુ પામ્યા હતા અને તે જ પ્રમાણે શ્રીકૃષ્ણને સહાય કરવા દેવો યાદવપણુ પામ્યા હતા. એમ યુગે યુગે બ્રહ્માએ અત્યત પ્રેરેલા વિષ્ણુ ધર્મની રક્ષા

પામે ગયો હે રાજા! પાપી બુદ્ધિવાળા ઇદ્રે વિનયથી દિતિના ચરણોમા વદન કર્યું અને પછી તેણે વિનયથી ઝેરી મીઠુ વચન કહ્યુ

ઇદ્ર બોલ્યો 'હે માતા! તમે વ્રતયુકત છો, તેથી ઘસાતા શરીરવાળા થઈ અતિ દૂબળા થઈ ગયા છો, માટે હુ સેવા કરવા અહીં આવ્યો છુ, તો મારે શુ કરવુ, તે મને કહો હે પતિવ્રતા! તમારા પગ દાબીશ કેમ કે વડીલોની સેવાથી પુણ્ય તથા અક્ષયગતિ પમાય છે હુ સોગદ ખાઉં છુ કે, મને તમારામા તથા (મારી માતા) અદિતિમા કઈ પણ ભેદ નથી ' એમ કહી બને ચરણોનો સ્પર્શ કરી (ઇદ્ર) પગ દાબવા મડી પડયો સુદર નેત્રોવાળી મહાસતી દિતિ થાકેલી અને વ્રત વડે દૂબળી થયેલી હોઈ વિશ્વાસુ થઈ સૂતી અને પગ દબાવ્યાનુ સુખ પામી ઊંઘી ગઈ, ત્યારે તેને ઊઘી ગયેલી જોઈ ઇદ્ર અતિ સૂક્ષ્મ રૂપ કરી હાથમા શસ્ત્ર લઈ સાવધાનપણે તેના શરીરમા પેઠો ને યોગના બળથી તરત જ પેટમા પેસી ગયા ત ઇદ્રે વજ્રથી ગર્ભના સાત ટુકડા કર્યા તે વેળા વજ્રથી મરાયેલો બાળક રડવા લાગ્યો, ત્યારે ઇદ્રે 'તુ રડ મા' એમ ધીમેથી તેને કહ્યુ અને ફરી તે સાતે ટુકડાના સાત સાત ટુકડા કર્યા, જેથી તે સમયે એ ટુકડા ઓગણપચાસ વાયુ થયા પછી સુદર દાતવાળી દિતિ તે વેળા જાગી ઊઠી, ને કપટ રૂપવાળા ઇદ્રે ગર્ભને એમ કાપી નાખેલો જાણી અત્યત દુ ખી થઈ ગુસ્સે થઈ, સત્યવ્રતપરાયણ તેણે એ કામ પોતાની બ્હેને કરેલુ જાણી ક્રોધ કરી અદિતિને તથા ઇદ્રને શાપ આપ્યો કે, 'તારા પુત્રે કપટથી જે રીતે મારા ગર્ભના ટુકડા કર્યા છે, તે રીતે તેનુ ત્રણે જગતનુ ગન્ય નાશ પામો પાપ કરનારી અદિતિએ ગુપ્ત પાપી દ્વારા મારો ગર્ભ જે રીતે પડાવ્યો અને મારા પુત્રનો નાશ કરાવ્યો તે રીતે તેણીના પુત્રો જન્મી જન્મી વારવાર નાશ પામો અને એ પુત્રોના શોકથી અત્યત દુ ખી થઈ અદિતિ કેદખાનામા રહે વળી બીજા જન્મે પણ તે મરેલા સતાનોવાળી થાઓ '

વ્યાસે કહ્યુ એમ તેણે આપેલો શાપ સાભળી મરીચિના પુત્ર કશ્યપે સ્નેહયુકત થઈ શાત પાડતા હોય તેમ વચન કહ્યુ. 'હે કલ્યાણિ! તુ કોપ કર મા, તારા પુત્રો મહાબળવાન દેવો થશે અને તેઓ બધા વાયુઓ થઈ ઇદ્રના મિત્રો થશે હે સુદર સાથળોવાળી! અઠ્ઠાવીસમા દ્વાપર યુગમા આ અદિતિ અશથી મનુષ્યજન્મ પામી તારો શાપ ભોગવશે વળી દુ ખ પમાડલા વરુણે પણ (અમને) બનેને શાપ દીધો છે, એટલે એ શાપના કારણે આ અદિતિ મનુષ્ય સ્રી થશે '

વ્યાસ બોલ્યા. 'પતિએ એમ આશ્વાસન આપેલી તે દેવી સતોષ પામી, પણ સુદર વર્ણવાળી તે દિતિ એ વેળા કઈ પણ અપ્રિય (વચન) ન બોલી એમ હે રાજન્! પૂર્વના શાપનુ કારણ મે તમને કહ્યુ હે શ્રેષ્ઠ રાજા! અદિતિ પોતાના અશ વડે દેવકી થયા હતા ૧–૫૫

**नोवाच विप्रियं किंचित् ततः सा वरवर्णिनी।**
**इति ते कथितं राजन् पूर्वशापस्य कारणम्॥**
**अदितिर्देवकी जाता स्वांशेन नृपसत्तम॥५५॥**

ઇતિ શ્રી દેવીભાગવતમહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

# અધ્યાય ૪ થો*

## આખું જગત અધર્મી!

राजोवाच।

**विस्मितोऽस्मि महाभाग श्रुत्वाऽऽख्यान महामते।**
**सवारोऽय पापरूपः कथ मुच्येत बंधनात्॥१॥**

જનમેજય રાજાએ પૂછ્યુ હે મહાભાગ! (પૂર્વોકત) આખ્યાન સાભળી હુ વિસ્મય પામ્યો છુ. હે મહાબુદ્ધિમાન! આ સસાર પાપરૂપ છે, એ બધનથી પ્રાણ કેમ છૂટે? કશ્યપના પુત્રે (એવા ઉત્તમ કુળમા જન્મેલા ઇદ્ર) પણ ત્રણે લોકનો વૈભવ હોવા છતા એવુ નિંદ્ય કર્મ કર્યુ, તો (બીજો) કોણ ન કરે? માતાની સેવા કરવાના બહાને અદ્ભુત સોગદ લઈને પણ ગર્ભમા પેસી જઈ તેણે બાળકની હત્યા કરી, તે ખરેખર ક્રૂર કર્મ છે ધર્મનો નાસક, રક્ષક અને ત્રણ લોકોનો સ્વામી છતા ઇદ્રે પાપ એવુ અયોગ્ય કર્મ કર્યુ, તો (બીજો) કોણ નહિ કરે? હે જગતના

* આ અધ્યાયના સર્વ જગત નિરતર અધર્મમા રહ્યુ છે એ વાત તાત્પર્યાત્મક શ્લોકોથી કહેવાશે.

તું મનુષ્યપણામાં ગોવાળ થા અને તારી એ પત્નીઓ પણ ત્યાં જ ખૂબ દુઃખી થાઓ. અહીં (મારે ત્યાં) માતા વિનાના વાછરડાં ઘણાં જ દુઃખી થયા છે, તેવી અદિતિ પણ પૃથ્વી પર મરણ પામેલા છોકરાવાળી, કેદખાનામાં રહેનારી અને વળી જ દુઃખી થશે.'

વ્યાસ બોલ્યા : વરુણનું તે વચન સાંભળી પ્રજાપતિ બ્રહ્માએ (કશ્યપ) મુનિને ત્યાં બોલાવી કહ્યું : 'હે મહાભાગ ! લોકપાલની ગાયો તમે શા માટે લીધી છે ? ને કેમ પાછી આપી નથી ? તમે અન્યાય કેમ કરો છો ? હે મહાભાગ ! ન્યાય જાણતા તમે બધું સમજો છો, છતાં હે મહાબુદ્ધિમાન ! પારકા ધનને લઈ લેવારૂપ અન્યાય તમે કેમ કર્યો ? અહો ! લોભનો મહિમા મોટા પુરુષોને પણ છોડતો નથી. નરકને આપનાર, પાપની ખાણરૂપ અને દરેકને અપ્રિય લોભ છોડવા કશ્યપ પણ સમર્થ નથી, તો હું શું કરું ? ખરેખર ! લોભને જ મેં હેવો કરતા મેં અધિક જાણ્યો છે. શમપરાયણ અને પ્રતિગ્રહથી રહિત રહેતા જે વખાનસ મુનિઓએ લોભને જ જીત્યો છે, તે શાંત મુનિઓને ધન્ય છે. સંસારમાં લોભ એ બળવાન શત્રુ છે અને અપવિત્ર વસ્તુઓમાં હમેશા મુખ્ય છે, એ દુરાત્મા સાથે જેમણે સ્નેહ કર્યો છે, તે કશ્યપ દુરાચારી બન્યા છે.' પછી બ્રહ્માએ પણ મર્યાદા જાળવવા પરમ પ્રિય પૌત્ર મુનિશ્રેષ્ઠ કશ્યપને શાપ આપ્યો : 'તમે પૃથ્વી પર પર યદુના કુળમાં અને સ્ત્રીઓ સાથે અંશથી જન્મી ગોવાળપણું કરશો.'

વ્યાસે કહ્યું : એમ પૃથ્વીનો ભાર દૂર કરવા તેમ જ અવતાર માટે વરુણે તથા બ્રહ્માએ કશ્યપને શાપ આપ્યા હતો, તેમ જ ક્રોધી અત્યંત તાપવી દિતિએ, અદિતિને પણ શાપ દીધો હતો, કે 'જન્મી જન્મીને તારા સાત પુત્રો નાશ પામશે.'

જનમેજયે પૂછ્યું : હે મુનિ ! દિતિએ પોતાની બહેન ઇંદ્રની માતાને શાપ શા માટે આપ્યો હતો ? હે મુનિશ્રેષ્ઠ ! એ શાપનું કારણ કહો. આ વિષે મને શોક થાય છે.

સૂત બોલ્યા : 'પરીક્ષિતના પુત્ર જનમેજયે એમ પૂછ્યું ત્યારે બુદ્ધિવાળા સત્યવતીના પુત્ર વ્યાસ સારી રીતે સાવધાન થઈ આ કારણ રાજાને કહેવા લાગ્યા.

વ્યાસ બોલ્યા : હે રાજન્ ! દક્ષની બે ઉત્તમ પુત્રી દિતિ તથા અદિતિ કશ્યપની પ્રિય પત્નીઓ હતી. જેઓ મહાપરાક્રમી હતી. અદિતિમાં ઘણો જ પરાક્રમી ઇંદ્ર પુત્ર થયો, ત્યારે તેવા જ પુત્રને દિતિએ પણ બળાત્કાર ઇચ્છયો. કાળા કટાક્ષવાળી તેણે પતિને કહ્યું : 'હે માન આપનાર ! ઇંદ્ર તુલ્ય બળવાળો, વીર, ધર્મિષ્ઠ અને પરાક્રમીઓમાં શ્રેષ્ઠ પુત્ર તમે મને આપો.' મુનિ કશ્યપે તેને કહ્યું : 'હે પ્રિયે ! તું શાંત થા, મેં કહેલા વ્રતના અંતે તને ઇંદ્ર જેવો પુત્ર થશે.' પછી તે દિતિએ 'બહુ સારું' એમ પ્રતિજ્ઞા કરી. તે મુનિના વીર્ય દ્વારા સ્થાપેલો અતિ સુંદર ગર્ભ ધારણ કરતા ઉત્તમ વ્રત કર્યું. એ પયોવ્રત કરવામાં તત્પર તે સુંદર વર્ણવાળી દિતિ વગેરે પાથરેલી જમીન પર સૂઈ રહેવા લાગી અને પવિત્ર ધારણાયુક્ત રહી. એમ અતિ વીર્યવાન ગર્ભ બરાબર તૈયાર થયો, ત્યારે ઉજ્જવળ વર્ણવાળી હોઈ અત્યંત તેજસ્વી શરીરવાળી દિતિને જોઈ અદિતિ અત્યંત દુઃખી થઈ, (ને વિચારવા લાગી :) દિતિનો પુત્ર જો ઇંદ્ર જેવો મહાબળવાન થશે તો મારા પુત્ર તેજરહિત થશે.' આમ ચિંતાપરાયણ થઈ તે અભિમાની અદિતિએ પુત્ર ઇંદ્રને કહ્યું : હવે દિતિના ગર્ભમાં અતિ વીર્યવાન તારો શત્રુ ઉત્પન્ન થઈ ચૂક્યો છે માટે આજે વિચાર કરી શત્રુના નાશ માટે તું ઉપાય કર. હે ઉત્તમ ! દિતિના ગર્ભના જન્મતાં જ નાશ કરવો જોઈએ. કાળા કટાક્ષવાળી અને ગાત્ર્ય થયેલી તે દિતિને જોઈ મારા હૃદયમાં સુખનો તથા મર્મસ્થાનનો નાશ કરનારી ચિંતા સાથે જ નવી જન્મેલા ક્ષયરોગની પેઠે વધી ગયેલો શત્રુ નાશ પામતો જ નથી, માટે બુદ્ધિમાન મનુષ્ય શત્રુને ઉત્પન્ન થતા જ મારી નાખતા. દિતિનો ગર્ભ મારા હૃદયમાં ઠોકી બેસાડેલા લોઢાના ખીલા જેવો લાગે છે, માટે હે ઇંદ્ર ! હરકોઈ ઉપાયે તે ગર્ભને તું પાડી નાખ. હે મહાભાગ ! જો તું મારું પ્રિય કરવા ઇચ્છે છે, તો શામથી, દામથી કે બળથી પણ દિતિના ગર્ભરૂપ પુત્રનો આજે તારે નાશ કરવો જોઈએ.' દેવોનો અધિપતિ ઇંદ્ર માતાનું તે વચન સાંભળી, મનથી વિચાર કરી પોતાની સાવકી માતા દિતિની

પાસે ગયો હે રાજા ! પાપી બુદ્ધિવાળા ઇદ્રે વિનયથી દિતિના ચરણોમા વદન કર્યું અને પછી તેણે વિનયથી જોરી મીઠુ વચન કહ્યુ

ઇદ્ર બોલ્યો 'હે માતા ! તમે વ્રતયુક્ત છો, તેથી ઘસાતા શરીરવાળા થઈ અતિ દૂબળા થઈ ગયા છો, માટે હુ સેવા કરવા અહીં આવ્યો છુ તો મારે શુ કરવુ, તે મને કહો હે પતિવ્રતા ! તમારા પગ દાબીશ કેમ કે વડીલોની સેવાથી પુણ્ય તથા અક્ષયગતિ પમાય છે હુ સોગદ ખાઉં છુ કે, મને તમારામા તથા (મારી માતા) અદિતિમા કઈ પણ ભેદ નથી ' એમ કહી બને ચરણોનો સ્પર્શ કરી (ઇદ્ર) પગ દાબવા મડી પડયો સુદર નેત્રોવાળી મહાસતી દિતિ થાકેલી અને વ્રત વડે દૂબળી થયેલી હોઈ વિશ્વાસુ થઈ સૂતી અને પગ દબાવ્યાનુ સુખ પામી ઊંઘી ગઈ, ત્યારે તેને ઊઘી ગયલી જોઈ ઇદ્ર અતિ સૂક્ષ્મ રૂપ કરી હાથમા શસ્ત્ર લઈ સાવધાનપણે તેના શરીરમા પેઠો ને યોગના બળથી તરત જ પેટમા પેસી ગયા ત ઇદ્રે વજ્રથી ગર્ભના સાત ટુકડા કર્યા તે વેળા વજ્રથી મરાયેલો બાળક રડવા લાગ્યો, ત્યારે ઇદ્રે 'તુ રડ મા' એમ ધીમેથી તેને કહ્યુ અને ફરી તે સાતે ટુકડાના સાત સાત ટુકડા કર્યા જેથી તે સમયે એ ટુકડા ઓગણપચાસ વાયુ થયા પછી સુદર દાતવાળી દિતિ તે વેળા જાગી ઊઠી, ને કપટ રૂપવાળા ઇદ્રે ગર્ભને એમ કાપી નાખેલો જાણી અત્યત દુખી થઈ ગુસ્સે થઈ, સત્યવ્રતપરાયણ તેણે એ કામ પોતાની બ્હેને કરેલુ જાણી ક્રોધ કરી અદિતિને તથા ઇદ્રને શાપ આપ્યો કે, 'તારા પુત્રે કપટથી જે રીતે મારા ગર્ભના ટુકડા કર્યા છે, તે રીતે તેનુ ત્રણે જગતનુ રાજ્ય નાશ પામો પાપ કરનારી અદિતિએ ગુપ્ત પાપી દ્વારા મારો ગર્ભ જે રીતે પડાવ્યો અને મારા પુત્રનો નાશ કરાવ્યો તે રીતે તેણીના પુત્રો જન્મી જન્મી વારવાર નાશ પામો અને એ પુત્રોના શોકથી અત્યત દુખી થઈ અદિતિ કેદખાનામા રહો વળી બીજા જન્મે પણ તે મરેલા સતાનોવાળી થાઓ '

વ્યાસે કહ્યુ એમ તેણે આપેલો શાપ સાભળી મરીચિના પુત્ર કશ્યપે સ્નેહયુક્ત થઈ શાત પાડતા હોય તેમ વચન કહ્યુ 'હે કલ્યાણિ ! તુ કોપ કર મા, તારા પુત્રો મહાબળવાન દેવો થશે અને તેઓ બધા વાયુઓ થઈ ઇદ્રના મિત્રો થશે હે સુદર સાથળોવાળી ! અઠ્ઠાવીસમા દ્વાપર યુગમા આ અદિતિ અશથી મનુષ્યજન્મ પામી તારો શાપ ભોગવશે વળી દુખ પમાડલા વરુણે પણ (અમને) બનેને શાપ દીધો છે, એટલે એ શાપના કારણે આ અદિતિ મનુષ્ય સ્ત્રી થશે '

વ્યાસ બોલ્યા 'પતિએ એમ આશ્વાસન આપેલી તે દેવી સતોષ પામી, પણ સુદર વર્ણવાળી તે દિતિ એ વેળા કઈ પણ અપ્રિય (વચન) ન બોલી એમ હે રાજન્ ! પૂર્વના શાપનુ કારણ મે તમને કહ્યુ હે શ્રેષ્ઠ રાજા ! અદિતિ પોતાના અશ વડે દેવકી થયા હતા ૧–૫૫

**नोवाच विप्रियं किंचित् ततः सा वरवर्णिनी ।**
**इति ते कथितं राजन् पूर्वशापस्य कारणम् ॥**
**अदितिर्देवकी जाता स्वांशेन नृपसत्तम ॥५५॥**

ઇતિ શ્રી દેવીભાગવતમહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

# અધ્યાય ૪ થો*

## આખું જગત અધર્મી !

राजोवाच ।

**विस्मितोऽस्मि महाभाग श्रुत्वाऽऽख्यानं महामते ।**
**संसारोऽयं पापरूपः कथं मुच्येत बंधनात् ॥ १ ॥**

જનમેજય રાજાએ પૂછ્યુ હે મહાભાગ ! (પૂર્વોક્ત) આખ્યાન સાભળી હુ વિસ્મય પામ્યો છુ. હે મહાબુદ્ધિમાન ! આ સસાર પાપરૂપ છે, એ બધનથી પ્રાણ કેમ છૂટે ? કશ્યપના પુત્રે (એવા ઉત્તમ કુળમા જન્મેલા ઇદ્ર) પણ ત્રણે લોકનો વૈભવ હોવા છતા એવુ નિંદ્ય કર્મ કર્યું, તો (બીજો) કોણ ન કરે ? માતાની સેવા કરવાના બહાને અદ્ભુત સોગદ લઈને પણ ગર્ભમા પેસી જઈ તેણે બાળકની હત્યા કરી, તે ખરેખર ક્રૂર કર્મ છે ધર્મનો જાનક, રક્ષક અને ત્રણ લોકોનો સ્વામી છતા ઇદ્રે પણ એવુ અયોગ્ય કર્મ કર્યું, તો (બીજો) કોણ નહિ કરે ? હે જગતના

* આ અધ્યાયમા સર્વ જગત નિરતર અધર્મમા રહ્યુ છે એ વાત સાર્વજનિક રીતે કહેવાશે.

ગુરુ! મારા બાપદાદા( પાડવો )એ પણ કુરુક્ષેત્રમા અતિ ઘોર યુદ્ધ કર્યુ હતુ અને આશ્ચર્યકારક દુષ્ટ કર્મ કર્યુ હતુ ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણે તથા ધર્મના અશરૂપ યુધિષ્ઠિરને પણ કૃષ્ણે વિરુદ્ધ ધર્મમા (વર્તવાની) પ્રેરણા કરી હતી સસારની અસારતા જાણતા, ઉત્તમ બુદ્ધિવાળા અને દેવોના અશરૂપ તેઓએ ધર્મમા તત્પર છતા નિંદ્ય કર્મ કેમ કર્યુ? હે બ્રાહ્મણશ્રેષ્ઠ! (આવા ધર્માત્માઓ પણ આવા કામ કરે) તો ધર્મ પર શ્રદ્ધા ક્યાથી રહે અને કઈ વસ્તુ ચોક્કસ પ્રમાણભૂત ગણાય? આ કથા સાભળી મારુ ચિત્ત (ધર્મથી) ઠગી જાય છે ''आप्तवाक्यं प्रमाणम्। આપ્તોનુ વાક્ય પ્રમાણ હોય છે' એમ જો (કે કહેવાય છે), તો આપ્ત જ કોણ છે? હરકોઈ પુરુષ (જે મોટો ગણાતો હોય તે પણ) અત્યત દેહાભિમાની હોઈ સપૂર્ણ વિષયાસક્ત તથા રાગી હોય છે (એટલે જગતમા કોઈ આપ્ત એટલે હિતૈષી જ નથી) હરકોઈને જો રાગ હોય, તો કોઈ (પ્રિય) વસ્તુના નાશથી દ્વેષ પણ અવશ્ય થાય જ છે, અને દ્વેષના કારણે તથા સ્વાર્થસિદ્ધિ માટે અસત્ય વચન બોલવુ જ પડે છે. (આવો નિયમ હોવાથી કોઈ આપ્ત જ નથી) સત્ત્વગુણની મૂર્તિ (ગણાતા) વિષ્ણુએ પણ જરાસધનો નાશ કરવા પોતે સમર્થ છતા કપટથી બ્રાહ્મણનુ રૂપ કર્યુ હતુ આમ સત્ત્વગુણની મૂર્તિ પણ જો આવી હોય તો આપ્ત કોણ હોઈ શકે અને કઈ વસ્તુ પ્રમાણ ગણાય? અર્જુને પણ એ યજ્ઞરૂપ કાર્ય કરેલુ, ત્યારે આવુ જ (કપટ) કર્યુ હતુ (જેમા શિશુપાલનો નાશ વગેરે અનર્થો થયા હતા) એ યજ્ઞ (પાડવોએ) કેવો કર્યો? (સાત્ત્વિક કે રાજસ?) શમગુણવિનાનો એ યજ્ઞ તેઓએ શા માટે કર્યો? શુ પરલોક માટે, યશ માટે કે બીજા કોઈ ફળ માટે કર્યો હશે? (કદાચ તે માટે કર્યો હોય તોપણ તેમા કોઈ ફળ સભવતુ નથી) ધર્મનો પહેલો પાયો સત્ય છે, આ વેદનુ વચન છે, તેમ જ બીજો પાયો (બાહ્ય—આભ્યતર) પવિત્રતા છે, ત્રીજો પાયો દયા છે અને ચોથો પાયો દાન છે, એમ પુરાણ જાણનારાઓ કહે છે; તો એ (ચારે પાયાઓ) વિનાનો ધર્મ આ લોકમા સારી રીતે માન્ય થઈ ક્યાથી ટકે? (પાડવોએ) તે (યજ્ઞરૂપ) કર્મ ધર્મરહિત કર્યુ, જેથી તે ફળદાયી ક્યાથી થાય? (આ ઉપરથી) જણાય છે કે કોઈની પણ બુદ્ધિ કોઈ પણ કાળે ધર્મમા સ્થિર રહેતી નથી. જગતના પ્રભુ વિષ્ણુ પણ કપટ (કરવા) માટે જો વામન થયા, તો આપ્ત કોણ રહ્યો? એ વામનસ્વરૂપથી તેમણે બલિરાજાને ઠગ્યો હતો સો યજ્ઞો કરનાર, વેદની આજ્ઞા પાળનાર, ધર્મિષ્ઠ, દાન કરવાના સ્વભાવવાળા, સત્યવાદી અને જિતેન્દ્રિય તે બલિ રાજાને મહાસમર્થ વિષ્ણુએ અકસ્માત્ સ્થાનભ્રષ્ટ કર્યો, તેથી હે વ્યાસ! બલિ રાજા જીત્યા કે છળકર્મ જાણનાર હોઈ (બીજાને) ઠગી (ખરી રીતે પોતે જ) ઠગાયેલા વામન જીત્યા? આમા મને મોટો સદેહ છે, તો હે ઉત્તમ બ્રાહ્મણ! તમે સત્ય કહો તમે પુરાણોના કર્તા, ધર્મ જાણનાર અને મહાબુદ્ધિમાન છો'

વ્યાસે કહ્યુ હે રાજન્! જેમણે પૃથ્વી (દાનમા) આપી હતી, તે બલિ રાજા જ જીત્યા કહેવાય ત્રણ પગલાઓથી ત્રણે જગતને માપી લેનાર છતા એ વામન શાસ્ત્રપરપરામા પ્રસિદ્ધ (લાયકાતથી) થયા નથી હે રાજા! તેમનુ એ વામનપણુ છેતરવા માટે જ હતુ (અને તે ઠગાઈના ફળ તરીકે જ) વિષ્ણુએ (બલિરાજાનુ) દ્વારપાળપણુ લાબા કાળ સુધી મેળવ્યુ છે માટે હે રાજા! સત્યથી બીજુ ધર્મનુ (કોઈ) મૂળ નથી હે રાજન્! પ્રાણીઓને સપૂર્ણ સત્ય પાળવુ ઘણુ મુશ્કેલ છે, કેમ કે હે રાજા! ત્રણ ગુણોવાળી અને ઘણા સ્વરૂપોવાળી માયા બળવાન છે જે માયાએ ત્રણ ગુણોથી મિશ્ર આ જગત રચ્યુ છે, માટે હે રાજા! કપટી પુરુષે સત્યને (અસત્યથી) મિશ્ર કર્યુ ન હોય, એમ કેમ કહેવાય? મિશ્ર—રજો ગુણ વડે જ આ લોક જન્મે છે અને આ સ્થિતિ જ સનાતની કાયમી છે સગરહિત, પરિગ્રહરહિત, ગયેલા રાગવાળા અને ગયેલી તૃષ્ણાવાળા વૈખાનસ મુનિઓ જ આ જગતમા કેવળ સાચા છે અને દૃષ્ટાત બતાવવા માટે જ તેઓને (ભગવતીએ) તેવા કર્યા છે બાકીનુ આખુ જગત આ ત્રણ ગુણોથી મિશ્ર જ છે હે શ્રેષ્ઠ રાજા! વેદોમા, પુરાણોમા, સગુણ પુરુષોએ રચેલા ધર્મશાસ્ત્રોમા અને તેમના અગોમા એક જ પ્રકારનુ કોઈ વાક્ય નથી! સગુણ હોય તે નગુણ

(વાક્ય કે વાક્યાર્થ) કરે, અને જે પુરુષ નિર્ગુણ હોય તે કંઈ સગુણ કરતો જ નથી. સર્વ ગુણો મિશ્રિત છે, જેથી તેઓ બધા ભિન્ન અથવા અલગ સ્વરૂપ પામતા જ નથી; અને તેથી જ કોઈ પણ પ્રાણીની બુદ્ધિ નિષ્કપટ અને સ્થિર થઈ ધર્મમા સ્થિર રહેતી જ નથી. હે મહારાજા! સસારમા ઉત્પન્ન થતા જ માયા વડે મોહિત થયેલા પ્રાણીની ઇન્દ્રિયો (એ પ્રાણીને) અત્યત મથી નાખનારી હોય છે અને મન તે ઇન્દ્રિયોના વિષયોમા આસક્ત હોય છે, તેથી તે ગુણો વડે અત્યત પ્રેરાઈને મનુષ્ય જાતજાતના ભાવો કરે છે હે રાજા! બ્રહ્માથી માડી વનસ્પતિ સુધીના સર્વે સ્થાવરજગમ પ્રાણીઓ માયાને વશ છે અને તે માયા એ પ્રાણીઓ સાથે આ જગતમા ખેલે છે, તેમ જ કાયમ જગતને વિકારવાળુ કરતી સર્વને મોહ પમાડે છે હે રાજન્! કાર્યની ઇચ્છાવાળો હરકોઈ મનુષ્ય પ્રથમ તો અસત્ય (જૂઠો) બને છે અને ઇન્દ્રિયોના વિષયોનુ ચિંતન કરતો એ મનુષ્ય જ્યારે તે મેળવી શકતો નથી, ત્યારે તેને માટે કપટને સ્વીકારે છે અને કપટથી પાપમા પ્રવર્તે છે, કેમ કે કામ, ક્રોધ ને લોભ અત્યત બળવાન શત્રુઓ છે તેમને વશ થયેલા પ્રાણીઓ કરવાનુ અને ન કરવાનુ જાણતા નથી જ્યારે વૈભવ હોય ત્યારે પ્રબળ અહકાર પણ થાય જ છે અને અહકારથી મોહ અને તે મોહથી કેવળ અધર્મયુક્ત મરણ જ થાય છે, ઉપરાંત તે મોહમા અનેક સકલ્પવિકલ્પો પણ થાય છે. (મોહને લીધે જ) ચિત્તમા ઈર્ષ્યા, અસૂયા તથા દ્વેષ પ્રકટે છે, તેમ જ આશા, તૃષ્ણા, દીનતા, દભ અને અધર્મ કરવાની બુદ્ધિ—આ ભાવો પણ મોહને લીધે જ પ્રાણીઓમા જન્મે છે યજ્ઞો, દાનો, વ્રતો તથા નિયમોને હમેશા અહકારથી ઘેરાયેલો થઈને જ પુરુષ કરે છે, અને અહભાવથી કરેલુ કર્મ પવિત્રતાવાળુ હોઈ શકે જ નહિ તેમ જ રાગ તથા લોભથી કરેલું કર્મ સપૂર્ણ અશુદ્ધ જ હોય છે માટે પ્રથમ તો સમજુ મનુષ્યોએ (રાગ તથા લોભને ત્યજીને) દ્રવ્યશુદ્ધિ જ જોવી જોઈએ જે દ્રવ્ય કોઈનો પણ દ્રોહ કર્યા વિના મેળવ્યુ હોય તે ધર્મકર્મમા ઉત્તમ ગણાય છે; પણ કોઈના દ્રોહથી મેળવેલા દ્રવ્યથી મનુષ્ય જે શુભ કર્મ કરે છે, તે હે શ્રેષ્ઠ રાજા! ફળકાળે વિપરીત થાય છે, જે મનુષ્યનુ મન અત્યત નિર્મળ હોય, તે સારી રીતે ફળ પામનાર થાય છે, પણ તે મન જો વિકારયુક્ત હોય તો (કર્મ કરનારો) ખરુ ફળ પામતો નથી; માટે કર્મો કરનારા બધા આચાર્ય, ઋત્વિજ વગેરે જો વિશુદ્ધ મનવાળા હોય, તો જ પૂર્ણ ફળ પ્રાપ્ત થાય છે વળી દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય, કર્તા તથા મત્રોની જો શુદ્ધતા હોય, તો જ કર્મોનુ પૂર્ણ ફળ મળે છે, શત્રુઓનો નાશ તથા પોતાની પરમ ઉન્નતિને ઉદ્દેશી જે કર્મ કરે છે, તે વિપરીત ફળ આપનાર થાય છે, કાયમ સ્વાર્થમા તત્પર રહેતો માણસ શુભ કે અશુભ જાણતો નથી, દૈવાધીન મનુષ્ય હમેશ પાપ જ કરે છે, પુણ્ય કરતો નથી બધા દેવો તથા અસુરો પ્રજાપતિ કશ્યપથી જન્મ્યા છે, પણ તે બધા સ્વાર્થપરાયણ છે, તેથી એકબીજાના વિરોધી છે વેદોમા બધા દેવોને સત્ત્વગુણથી થયેલા કહ્યા છે અને મનુષ્યોને રજોગુણથી તથા પશુપક્ષીઓને તમોગુણથી થયેલાં કહ્યા છે સત્ત્વગુણથી થયેલાઓને પણ (સ્વાર્થના કારણે) સામસામા કાયમ જો વેર ચાલે છે તો પશુપક્ષીઓમા જાતિવેર હોય એમા શુ આશ્ચર્ય છે? હે રાજા! દેવો હમેશા દ્રોહપરાયણ, તપમા વિઘ્ન કરનાર, અસતોષી, દ્વેષ કરવામા તત્પર તથા પરસ્પર વિરોધ કરવાના સ્વભાવવાળા જ છે આમ આ સસાર અહકારથી જ થયેલો હોઈ રાગદ્વેષથી રહિત ક્યાથી થાય?'× ૧-૫૨

असतुष्टा द्वेषपराः परस्परविरोधिनः।
अहंकारसमुद्भूतः ससारोऽयं यतो नृप ॥
रागद्वेषविहीनस्तु स कथं जायते नृप ॥५२॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

× માટે દેવો વગેરેએ તથા મારા પૂર્વજ પાંડવો વગેરેએ પાપ કેમ કર્યાં હતા, એ શકાને કશું સ્થાન જ નથી, કારણ કે સર્વ જીવો માયાની અદર રહેલા છે અને માયાની પ્રેરણાથી જ દરેકનું બધું આચરણ હોય છે, માટે સસારનો નાશ કરવા માયાયુક્ત બ્રહ્મરૂપ બનવાની જ આદરવાં જોઈએ

# અધ્યાય ૫ મો*

## નારાયણકથા

વ્યાસ ઉવાચ ।

**अथ किं बहुनोक्तेन संसारेऽस्मिन् नृपोत्तम ।**
**धर्मात्माद्रोहबुद्धिस्तु कश्चित् भवति कर्हिचित् ॥**

વ્યાસ બોલ્યા અથવા હે રાજાઓમા ઉત્તમ ! વધારે કહેવાથી શુ ? આ સસારમા ધર્માત્મા હોઈ દ્રોહબુદ્ધિ વિનાનો તો કોઈક જ કોઈક સ્થળે (ભાગ્યે) હોય છે હે રાજેન્દ્ર ! પહેલા સત્યયુગમાં પણ સ્થાવર જગમ સર્વ જગત રાગ તથા દ્વેષથી વીંટાયેલુ હોય, તો આદિ કલિકાળરૂપ દૂષિત યુગમા રાગદ્વેષથી વીંટાયેલુ હોય, એમા આશ્ચર્ય શુ છે ? હે રાજા ! દેવો પણ સદા ઈર્ષ્યાળુ, દ્રોહ કરનાર અને કપટકર્મમા તત્પર રહે છે, તો મનુષ્યો તથા પશુપક્ષીઓની વાત જ શી ? દ્રોહપરાયણની સામે દ્રોહપરાયણ થવુ, એ સમાનતા (બધે ચાલી રહેલ) છે, પણ દ્રોહરહિત, શાત મનુષ્ય ઉપર જે દ્વેષ કરવો તે નીચતા જ કહેવાય છે (તેવી દુષ્ટતા તો કોઈ કોઈ ઠેકાણે જ હોય છે) જે કોઈ તપસ્વી, શાત અને જપ તથા ધ્યાન કરવામા તત્પર રહે છે, તેના જપમા પણ ઇદ્ર વિઘ્ન કરે છે, તો બાકી શુ રહ્યુ ? (એ ઇદ્રની દુષ્ટતા જ કહેવાય ને ?) સજ્જનોને કાયમ સત્યયુગ જ છે, દુર્જનોને કાયમ કલિયુગ જ છે અને મધ્યમ—વચલા વર્ગના મનુષ્યોને તો જે યુગમા ક્રિયા તથા યોગ વ્યવસ્થિત કહ્યા છે, તે તે વચલા દ્વાપર તથા ત્રેતાયુગ જ કાયમી હોય છે સત્યયુગના ધર્મને અનુસરનારો તો કોઈક જ માણસ કોઈ કાળે હોય છે, બાકી તો બધા બીજા યુગોના જ ધર્મમા તત્પર હોય છે હે રાજન્ ! દરેક પ્રસગે ધર્મની સ્થિતિમા વાસના કારણ છે ને વાસના જો મેલી હોય, તો ધર્મ પણ મેલો થાય છે ખરેખર, મેલી વાસના સપૂર્ણ નાશ કરે છે (અમ ચોક્કસ માની મેલી વાસનાવાળુ આચરણ કદી ન કરવુ, અહીં સુધીમા દેવી તથા [illegible] તથા વસુદેવને શાપ કેમ વચો હતો, અને ઇદ્રાદિ દેવો કપટ કરી અધર્મ આચરનારા કેમ હોય છે, તેમ જ પાડવો વગેરે અધર્મ કરવાના સ્વભાવવાળા કેમ થયા હતા એ પ્રશ્નોના ઉત્તર કહ્યા. હવે મુક્તિ માટે તપ કરવા છતા નર—નારાયણને મનુષ્યદેહ કેમ મળ્યો હતો, એ પ્રશ્નોનો ઉત્તર કહે છે) બ્રહ્માના હૃદય નાથી ‘ધર્મ’ નામે પુત્ર જન્મ્યો હતો. તે બ્રાહ્મણ હોઈ સદા સત્યયુક્ત તથા વેદધર્મપરાયણ હતો અને તે મહાત્મા મુનિ ગૃહસ્થધર્મ માટે તત્પર થઈ બરાબર વિવાહવિધિથી દક્ષની દશ પુત્રીઓને પરણ્યા હતા સાચા પુરુષોમા શ્રેષ્ઠ એ ધર્મે તે સ્ત્રીઓમા હરિ, કૃષ્ણ, નર તથા નારાયણ નામના પુત્રો ઉત્પન્ન કર્યા હતા, તેઓમા હરિ અને કૃષ્ણ કાયમ યોગાભ્યાસમા તત્પર થયા હતા અને નર તથા નારાયણ હિમાલયમા બદરિકાશ્રમ તીર્થમા જઈ ઉત્તમ તપ કરતા હતા તપસ્વીઓમા ઉત્તમ અને પ્રાચીન શ્રેષ્ઠ મુનિ તથા વિષ્ણુના અશરૂપ બને નર—નારાયણ ઋષિ ગગાના વિશાળ કિનારા પર પરમબ્રહ્મ સ્વરૂપ શ્રીગાયત્રીમત્રનો જપ કર્યા કરતા હતા ત્યા તેમણે પૂર્ણ એક હજાર વર્ષ સુધી ઉત્તમ તપ કર્યા કર્યુ એમ નર–નારાયણે સ્થાવર—જગમ સહિત સર્વ જગતને તપ વડે તપાવી દીધુ, ત્યારે ઇદ્ર ગભરાયો હજાર નેત્રોવાળો તે ઇદ્ર ચિંતાથી ઘેરાઈ જઈ મનથી વિચારવા લાગ્યો ‘હવે શુ કરવુ ? ધ્યાનમા જોડાયેલા આ બને તપસ્વી ધર્મપુત્રો અત્યત સિદ્ધ ફળ પામી મારુ શ્રેષ્ઠ આસન લઈ લેશે કે શુ ? આમને વિઘ્ન કેવી રીતે કરવુ કે જેથી તપ જ થઈ શકે નહિ અતિ ભયકર કામ ક્રોધ અથવા લોભ ઉપજાવીને પણ આમને કઈ રીતે વિઘ્ન કરવુ ?’ આમ વિચારી વિઘ્ન કરવા ઇચ્છતો ઇદ્ર તરત જ ઉત્તમ હાથી ઉપર બેસી ગધમાદન પર્વત તરફ ગયો ત્યા પવિત્ર આશ્રમમા જઈ ઇદ્રે તે બનેને આવા જોયા ‘તપ વડે તેજસ્વી શરીરવાળા, ઉદય પામેલા સૂર્ય જેવા અથવા પ્રકટેલા અગ્નિ સરખા આ બને બ્રહ્મા તથા વિષ્ણુ છે કે શુ ? આ બને ધર્મપુત્રો ઋષિઓ તપથી શુ કરશે ?’ આમ વિચારી તે બને તરફ જોઈને ઇદ્રે કહ્યુ ‘હે મહાભાગો ! હે ધર્મના પુત્રો ! તમે કહો, તમારે કયુ કાર્ય કરવુ છે ? હે ઋષિઓ ! હુ તમને શ્રેષ્ઠ વરદાન આપીશ, અને તે આપવા માટે જ હુ આવ્યો છુ

* આ અધ્યાયમા નમસ્ત જગત માયાથી રચાયુ છે, એમ કહી એકાગ્ર મનોજ્ઞથી નારાયણની કથા કહેવાશે.

તમારા તપથી હુ પ્રસન્ન થયો છુ એટલે જે ન આપવા જેવુ હશે તે પણ હુ આપીશ '

વ્યાસ બોલ્યા એમ ઇદ્રે તે બનેની આગળ ઊભા રહી વારવાર કહ્યુ, છતા દૃઢ ચિત્તવાળા તે બને ઋષિઓ ધ્યાનમા રહેલા હોઈ કઈ બોલ્યા નહિ, પછી ઇદ્રે ભય કરનારી મોહિની માયા ઉત્પન્ન કરી અને વરુઓ, સિંહો તથા વાઘો ઉત્પન્ન કરી ડરાવવા લાગ્યો, તેમ જ વરસાદ, વાયુ તથા અગ્નિ ઉત્પન્ન કરી ઇદ્ર વારવાર તેમને ભય પમાડવા લાગ્યો એમ અત્યત મોહ પમાડનારી માયા કરી છતા તે બને ધર્મપુત્ર નર—નારાયણ મુનિઓને ભયથી વશ ન કરી શકાયા એ જોઈ ઇદ્ર પોતાના લોકમા ગયો એ રીતે નર—નારાયણ વરદાનમા લોભાયા નહિ, અગ્નિ કે વાયુથી ડર્યા નહિ, વાઘ તથા સિંહ વગેરેથી પણ દબાયા નહિ અને પોતાના આશ્રમમાથી ચલિત થયા નહિ, તેમના ધ્યાનનો ભગ કરવા કોઈ પણ સમર્થ ન થયુ, ઇદ્ર પણ ઘેર જઈ દુ ખી થઈ વિચારમા પડયો, કે, 'એ બને ઉત્તમ મુનિવરો ભય કે લોભથી ડર્યા નહિ (તો હવે શુ કરવુ ?)' એ બને જણ મહા વિદ્યા, આદિશકિત, સનાતની સર્વ લોકોના ઈશ્વરી અને અદ્ભુત પરાપ્રકૃતિનુ ચિંતન કરતા હતા દેવો તથા અસુરોએ કરેલી સમગ્ર માયાઓનુ જે મૂળ છે, તે પરાશકિતનુ ધ્યાન કરનારાઓના મનને વશ કરવા લોકમા ઘણી માયાઓ જાણનારો પણ કયો પુરુષ સમર્થ છે ? જેઓ પાપરહિત થઈ ભગવતીનુ ધ્યાન કરે છે તેઓને બીજાઓ પીડા કરવા કેમ સમર્થ થાય ? વાગ્બીજ, કામબીજ તથા માયાબીજ જેના ચિત્તમા હોય, તેને દુ ખ દેવા કોઈ પણ સમર્થ નથી, છતા માયાથી મોહિત થયેલો ઇદ્ર ફરી પણ (નર—નારાયણના તપમા) વિઘ્ન કરવાનો ઉપાય કરવા કામદેવને તથા વસતને બોલાવી આ વચન કહેવા લાગ્યો 'હે કામદેવ! તુ વસત, રતિ તથા અપ્સરાઓ સાથે હમણા જ ગધમાદન પર્વત પર જા, ત્યા બદરિકાશ્રમ વિષે એકાત મા પ્રાચીન ઋષિશ્રેષ્ઠ નર—નારાયણ તપ કરે છે ત્યા તેમની પાસે જઈ હે કામદેવ! તારે બાણોથી તે બનેના ચિત્તને કામાતુર કરવુ મારુ આ કાર્ય હમણા જ તુ કર, એમને મોહ પમાડી વ્યાકુળ કરી બાણો વડે તુ જલદી પ્રહાર કરજે હે મહાભાગ! ધર્મના પુત્ર એ બને મુનિઓને તુ વશ કર આ સર્વ સસારમા એવો કયો દેવ, દૈત્ય કે મનુષ્ય છે કે, જે અત્યત પ્રહાર કરાયેલા તારા બાણોને વશ થઈ મોહ ન પામે ? બ્રહ્મા, હુ, શકર, ચદ્ર તથા અગ્નિ પણ જો મોહ પામ્યા છીએ, તો હે કામદેવ! તારા બાણોના પરાક્રમ આગળ એ બનેનો શો હિસાબ છે ? તને સહાય કરવા મે પ્રેરણા કરેલો રભા વગેરે સુદર અપ્સરાઓનો આ સમુદાય ત્યા આવશે જ અરે! એકલી તિલોત્તમા કે રભા જ કાર્ય સિદ્ધ કરવા સમર્થ છે અથવા તુ જ એકલો અત્યત સમર્થ છે, તો પછી તમે બધા એકઠા થવાથી કાર્ય સિદ્ધ થાય એમા શો સશય છે ? હે મહાભાગ! તુ આ કાર્ય કર, હુ તને ઇચ્છિત આપીશ આ બને શાત તપસ્વીઓને વર દાનથી મે ખૂબ લોભાવ્યા, છતા પોતાની સ્થિતિથી તેઓ ડગ્યા નથી મારો એ શ્રમ વ્યર્થ ગયો છે, તેમ જ માયાથી તે બને તપસ્વીઓને મે ઘણા જ ડરાવ્યા, તોપણ દેહની રક્ષામા તત્પર ન થઈ તેઓ (પોતાના) સ્થાનેથી ઊઠયા નહિ '

વ્યાસે કહ્યુ એવુ વચન સાભળી કામદેવે ઇદ્રને કહ્યુ 'હે ઇદ્ર! હુ આજે તમારુ મનધાર્યુ કાર્ય કરીશ તે બને મુનિઓ વિષ્ણુ, શકર, બ્રહ્મા કે સૂર્યનુ ધ્યાન ધરતા હશે તો અમને વશ થશે, પણ મહાબીજ કામ રાજનુ મનમા ખૂબ ચિતન કરતા દેવી ભકતને વશ કરવા હુ કોઈ રીતે સમર્થ નથી, માટે તે બને તપસ્વીઓ મહાશકિત દેવીનો ભકિતભાવથી જો આશ્રય કરી રહ્યા હશે, તો મારા બાણોના વિષય નહિ જ થાય '

ઇદ્રે કહ્યુ હે મહાભાગ! તૈયાર થયેલા બધાની સાથે તુ ત્યા જા તો+ ખરો! હિતકારી હોઈ ઘણુ જ ઉત્તમ મારુ આ કાર્ય ઘણુ મુશ્કેલ છે છતા તુ તે કરીશ

વ્યાસે કહ્યુ તે ઇદ્રે એમ આજ્ઞા કરેલા તે બધા તૈયાર થઈ, જ્યા બને ધર્મપુત્રો મહાકઠિન તપ કરતા હતા ત્યા ગયા ૧-૫૧

इति तेन समादिष्टा ययुः सर्वे समुद्यताः ।
यत्र तौ धर्मपुत्रौ द्वौ तेपाते दुष्करं तपः ॥५१॥

અધ્યાય ૫ મો સમાપ્ત

+ અર્થાત્ તે બને પરાશકિત દેવીના ભકત તો છે જ, એમા સદેહ નથી, છતાં તુ યત્ન તો કર, જે થવાનુ હશે તે થશે.

# અધ્યાય ૬ ઠ્ઠો*

## શ્રીનારાયણે ઉર્વશી વગેરે સ્ત્રીઓને ઉત્પન્ન કરી

व्यास उवाच ।

**प्रथमं तत्र संप्राप्तो वसन्तः पर्वतोत्तमे ।**
**पुष्पिताः पादपाः सर्वे द्विरेफालिविराजिताः ॥१॥**

વ્યાસ બોલ્યા એ ઉત્તમ પર્વતમા પ્રથમ વસત ઋતુ ગઈ એટલે સર્વ વૃક્ષો પુષ્પોવાળા થઈ ભમરાઓની પકિતઓથી સુશોભિત બન્યા આબા, બોર સલ્લીઓ, સુદર તિલકવૃક્ષો, ઉત્તમ ખાખરા, સાગ, તાડ, તમાલ અને મહુડા પુષ્પોથી યુકત થઈ શોભી રહ્યા વૃક્ષોની ટાચો પર કોયલના સુદર શબ્દો થઈ રહ્યા અને બધી વેલીઓ પણ પુષ્પોવાળી થઈ ઉત્તમ વૃક્ષોને ભેટી રહી પોતાની સ્ત્રીઓમા પ્રેમવાળા પ્રાણીઓ કામાતુર થઈ અત્યત મદોન્મત્ત બન્યા ને સામસામી ક્રીડા કરવા તત્પર થયા સુખકારી સ્પર્શવાળા, ધીમા ને સુગધી દક્ષિણના વાયુ વાવા લાગ્યા ને મુનિઓની ઇદ્રિયો પણ ઘણી તોફાને ચડી પછી પાચે બાણોને ફેલાવતા કામદેવે રતિની સાથે તે બદરિકાશ્રમમા તરત જ વાસ કર્યો એટલે તે શ્રેષ્ઠ આશ્રમમા જઈ સુદર ગીતો જાણતી રભા, તિલોત્તમા વગેરે અપ્સરાઓ સ્વર અને તાન સાથે ગીતો ગાવા લાગી તે મધુર સગીત, કોયલોના ટહુકાર તથા ભમરાઓની પકિતઓના ગુજારવ સાભળી તે બને મુનીશ્વરો ( સમાધિમાથી ) એકદમ જાગી ગયા અને ઋતુરાજ વસતને ત્યા અકાળે પ્રકટેલો તેમ જ વનને પુષ્પોવાળુ જોઈ નર-નારાયણ ઋષિ વિચારવા લાગ્યા કે, 'આજે સમય વિના વસતઋતુ કેમ આવેલી હશે ? બધા પ્રાણીઓ અતિકામાતુર અને વિહ્વળ જણાય છે આજે કાળના ધર્મનો અફર ફેરફાર કેમ થયા છે ?' પછી વિસ્મયથી વિકસિત નેત્રવાળા નારાયણે નરને કહ્યુ

નારાયણ બોલ્યા 'હે ભાઈ! તુ જો, કોયલોના આલાપથી ગાજી રહેલા અને ભમરાઓની પકિતઓથી શોભી રહેલા આ વૃક્ષો પુષ્પોવાળા ભાસે છે હે મુનિ ! શિશિરઋતુરૂપી ભયકર હાથીને ખાખરાના પુષ્પોરૂપી પોતાના તીક્ષ્ણ નખોથી ચીરી નાખતો વસતરૂપી કેસરી સિંહ આવી પહોચ્યો છે હે દેવર્ષિ ! લાલ આસોપાલવરૂપી હાથવાળી, કેસૂડારૂપી પગવાળી, લીલા આસોપાલવરૂપી કેશવાળી, વિકસિત કમળોરૂપી મુખવાળી, શ્યામ કમળોરૂપી નેત્રોવાળી, બીલીના ફળરૂપી સ્તનવાળી, પ્રફુલ્લ મોગરારૂપી દાતવાળી, માજરરૂપી કાન વડે શોભતી, બપોરિયાના પુષ્પરૂપી નીચલા હોઠવાળી, નગોડના પુષ્પોરૂપી નખ વડે અદ્ભુત કોયલોના શબ્દોરૂપી સ્વરવાળી, કદબરૂપી વસ્ત્રોવાળી, મોરપક્ષીના ટોળારૂપી આભૂષણોવાળી, સારસ પક્ષીઓના શબ્દોરૂપી ઝાઝરવાળી, માધવીની વેલરૂપી કદોરાવાળી, મદોન્મત્ત હસોરૂપી ગતિવાળી, ઉપર રહેલા કદબવૃક્ષરૂપી વસ્ત્રથી ઢકાયેલી અને પુત્રજીવ વૃક્ષરૂપી પેટ ઉપરની રુવાટી વડે શોભતી આ ઉજ્જ્વળ, પવિત્ર ને ઉત્તમ વસતલક્ષ્મીરૂપી સુદર જુવાન સ્ત્રી હે બ્રહ્મન્ ! બદરિકાશ્રમમા આવી છે હે દેવર્ષિ ! હમણા આ અકાળે કેમ આવી ? એ મને વિસ્મય થાય છે ખરેખર, તપમા આ વિઘ્ન કરનારી છે, તે તમે વિચારો ધ્યાનનો નાશ કરતુ દેવાગનાઓનુ ગાયન સભળાય છે, માટે આપણા બનેના તપનો ભગ કરવા ઇદ્રે જ આ કરેલુ હોવુ જોઈએ એમ ન હોય તો ઋતુરાઓનો રાજા વસત, અકાળે પ્રીતિ કેમ ઉપજાવે ? ભય પામેલા ઇદ્ર આ વિઘ્ન કરેલુ જણાય છે સુગધી, શીતળ અને મનોહર વાયુ વાય છે, તો આમા ઇદ્રના કૃત્ય વિના બીજુ કાઈ કારણ નથી બ્રાહ્મણોમા શ્રેષ્ઠ સમર્થ દેવ નારાયણ એમ કહેતા હતા, તેવામા કામદેવ વગેરે બધા ત્યા દેખાયા ભગવાન નર તથા નારાયણે તેઓ સર્વને જોયા, જેથી તે બને જણ વિસ્મયથી વ્યાપ્ત મનવાળા થયા કામદેવ, મેનકા, રભા, તિલોત્તમા, પુષ્પગધા, સુકેશી, મહાશ્વેતા, મનોરમા, પ્રમદ્વરા, ઘૃતાચી, ગીતજ્ઞા, ચારુહાસિની, ચદ્રપ્રભા, સોમા, કોકિલાલાપમડિતા, વિદ્યુન્માલા, અબુજાક્ષી, કાચનમાલિની અને બીજી સુદર નિતબોવાળી સ્ત્રીઓને તેઓ બનેએ તે વેળા પાસે જોઈ તે સ્ત્રીઓ સોળ હજાર ને પચાસ હતી આવુ મોટા વિસ્તારવાળુ કામદેવનુ સૈન્ય જોઈ તેઓ બને વિસ્મિત

* આ અધ્યાયમાં નારાયણે ઉર્વશીને ઉત્પન્ન કરી, એ વાત તે અઠ્ઠાવન શ્લોકોથી કહેવાશે.

થયા તે સમયે દિવ્ય આભૂષણો તથા શણગારથી યુક્ત અને દિવ્ય પુષ્પોથી શોભતી તે સર્વ દેવની અપ્સરાઓ પ્રણામ કરી ત્યા આગળ ઊભી રહી, અને પૃથ્વી પર અતિદુર્લભ, દિવ્ય, શાસ્ત્રોક્ત રીતિનુ અને કામ આદિને વધારનારુ સગીત કપટથી ગાવા લાગી ભગવાન વિષ્ણુસ્વરૂપ નર તથા નારાયણે તે સાભળ્યુ ત્યારે તે સાભળી પ્રસન્ન થયેલા નારાયણ મુનિએ ત્યા તેઓને કહ્યુ 'હે સુદર કેડવાળી સ્ત્રીઓ! તમે સુખેથી અહીં જ બેસો, હુ તમારા અદ્દભુત અતિથિસત્કાર કરુ છુ, કેમ કે તમે અતિથિધર્મ પ્રમાણે સ્વર્ગથી આવ્યા છો' તે વેળા નારાયણ મુનિ અભિમાનયુક્ત થયા હતા કે, 'ઇદ્રે અવશ્ય તે પ્રમાણે વિઘ્ન કરવાની ઈચ્છાથી આ સ્ત્રીઓને મોકલી છે, પણ આ બિચારીઓ કોણ માત્ર છે? આના કરતા પણ દિવ્ય રૂપવાળી બધી નવી જ સ્ત્રીઓને આજે હુ ઉત્પન્ન કરુ અને તપોબળ બતાવુ' આમ મનથી વિચારી હાથ વડે સાથળ ઠોકીને તરત સર્વાંગે સુદર એક સ્ત્રીને તેમણે ઉત્પન્ન કરી નારાયણની સાથળમાથી જન્મેલી તે ઉત્તમ સ્ત્રી 'ઉર્શી' નામની હતી ત્યા ઊભેલી સર્વ સ્ત્રીઓ તને જોઈ રહી અને ખૂબ વિસ્મય પામી વળી તે ઉપરાત આવેશ નહિ પામેલા મુનિ નારાયણે ત અપ્સરાઓની સેવા કરવા તેટલી જ અતિ સુદર સ્ત્રીઓ તરત પ્રકટ કરી ગાતી, હસતી અને હાથમા જાતજાતની ભેટો ધારણ કરતી સર્વ સ્ત્રીઓએ મુનિ નર–નારાયણને પ્રણામ કર્યા, ને હાથ જોડી ત્યા આગળ ઊભી રહી આશ્ચર્ય ઉપજાવતી તે તપની શકિત જોઈ દેવાગનાઓ મોહ પમાડવા જતા પોતે જ મોહ પામી અને હર્ષ પામેલા મુખ કમળથી શોભતી તથા રોમાચ થવાથી અતિસુદર જણાતા શરીરોવાળી તે અપ્સરાઓ આ બાને મુનિને કહેવા લાગી 'અહો! અમે મૂઢ સ્ત્રીઓ તમારા તપની મોટાઈ તથા ધીરજ જોઈ કેવી રીતે સ્તુતિ કરીએ? અમારા કટાક્ષરૂપી ઝેર ચોપડેલા બાણથી ક્યો પુરુષ બળી ગયો નથી? (ઘણા બળી ગયા છે) છતા તમારા મનને વિકાર થયો નથી! (એ મોટુ આશ્ચર્ય છે!) શમ–દમ આદિના અખૂટ ભડાર તમને બને મુનિઓને વિઘ્નના અશરૂપ અમે આવ્યા છે અને અમારુ અહીં આવવુ તમારી સેવા નિમિત્તે નથી, પણ સો યજ્ઞ કરનારા ઇદ્રનુ કાર્ય કરવા માટે જ છે, છતા અમારા કયા ભાગ્યે આપનુ દર્શન અમને મેળવી આપ્યુ છે, તે અમારુ ભાગ્ય અમે જાણી શકતા નથી અમારા જેવા અપરાધી પોતાના સેવક પ્રત્યે (શાપ આદિ આપવા) તમે સમર્થ છો, છતા પોતાનુ ચિત્ત સતાપરહિત (શાત) રાખ્યુ છે, (તેથી અહો! તમારી ક્ષમા અતિધન્યવાદપાત્ર છે) ખરેખર! મહાપ્રભાવશાળી પડિતો તુચ્છ ફળ આપનારા શાપથી તપનો નાશ કરતા નથી'

વ્યાસ બોલ્યા વિનયથી નમેલી દેવાગનાઓનુ એવુ વચન સાભળી પ્રસન્ન થયેલા, આનદી મુખવાળા, કામલોભને જીતનારા અને પોતાના તપની કાતિથી સુશોભિત આગવાળા તે બન્ને ધર્મપુત્ર મુનિવરો કહેવા લાગ્યા

નરનારાયણ બોલ્યા 'તમે તમારા ઇચ્છિત મનોરથો કહો, પ્રસન્નચિત્ત થયેલા અમે બન્ને તે આપીશુ તમે આ સુદર નેત્રોવાળી ઉર્વશીને લઈ સ્વર્ગમા જાઓ આ સુદર બાળા અમારી સાથળમાથી જન્મી છે, તેને અમે બન્નેએ ઇદ્રને ખુશી કરવા ભેટ તરીકે આજે આપી છે, તે તમારી સાથે ભલે આવે સર્વ દેવોનુ કલ્યાણ થાઓ, તમે ખુશીથી ભલે જાઓ હવેથી તમારે કોઈના પણ તપમા વિઘ્ન ન કરવુ

અપ્સરાઓ બોલી હે મહાભાગ! અમે હવે કયા જઈએ? હે દેવશ્રેષ્ઠ નારાયણ! પરમ ભક્તિ અને હર્ષથી અમે તમારા ચરણકમળમા આવ્યા છીએ, તો હે નાથ! તમે જો ઇચ્છિત વર આપો છો અને હે મધુસૂદન! તમે જો પ્રસન્ન થયા છો, તો હે કમળની પાખડીઓ જેવા નેત્રોવાળા! અમે મનથી ઇચ્છિત આ વર માગીએ છીએ, કે, 'હે દેવેશ્વર! તમે અમારા પતિ થાઓ, હે શત્રુતાપન જગદીશ્વર! અમે તમારી સેવા કરવા પ્રીતિયુક્ત થયા છીએ સુદર નેત્રોવાળી ઉર્વશી વગેરે બીજી જે સ્ત્રીઓ તમે ઉત્પન્ન કરી છે, તેઓ આપની આજ્ઞાથી સ્વર્ગમા ભલે જાય, અમે સોળ હજાર ને પચાસ સ્ત્રીઓ તો અહીં જ રહીશુ હે ઉત્તમ તાપસો, અમે તમારી બન્નેની સેવા કરીશુ હે દેવેશ્વર! તમે અમને એ જ

ઈચ્છિત આપો. હે માધવ! તમે સત્ય વાણીવાળા થાઓ, કામથી પીડાતી સ્ત્રીઓની આશા ભાગવી, તે ધર્મ જાણતા તત્ત્વદર્શી મુનિઓએ તેમની હિંસા જ કહી છે. અમે ભાગ્યયોગે પ્રેમપૂર્ણ થઈ સ્વર્ગમાથી અહીં આવ્યા છીએ તો હે દેવેશ! તમે અમારો ત્યાગ કરવા યોગ્ય નથી હે જગત્પતિ! તમે સમર્થ છો.'

નારાયણ બોલ્યા · હે સુદર અગવાળી સ્ત્રીઓ! મે પૂર્ણ એક હજાર વર્ષ સુધી જિતેન્દ્રિય રહી અહીં તપ કર્યું છે, તો તેનો હુ ભગ કેમ કરુ ? વળી સુખ તથા ધર્મનો નાશ કરતા કામસુખ માટે મને ફરી ઈચ્છા નથી બુદ્ધિમાન પુરુષ પશુઓને યોગ્ય વિષયોમા કેમ રમે ?

અપ્સરાઓ બોલી . શબ્દાદિ પાચ વિષયોમા સ્પર્શનુ સુખ શ્રેષ્ઠ છે તે સિવાય આનદરૂપ રસનુ મૂળ બીજુ કઈ જ સુખ નથી, માટે હે મહારાજ! તમે અમારુ વચન હરકોઈ પ્રકારે કરો; અને પૂર્ણ સુખ પામી ગધમાદન પર્વતોમા ફરો જો તમે સ્વર્ગને ઈચ્છતા હો, તો ગધમાદનથી તે કઈ અધિક નથી; માટે આ સ્થાનમા સર્વ દેવાગનાઓને મેળવી તમે આનદ કરો ૧–૫૮

**निर्भरं सुखमासाद्य चरस्व गन्धमादने ।**
**यदि वाञ्छसि नाकं त्वं नाधिको गन्धमादनाद् ॥**
**रमस्वाऽत्र शुभे स्थाने प्राप्य सर्वाः सुराङ्गनाः ।**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭ મો*

## વિશ્વ અહંકારથી ઘેરાયું છે

વ્યાસ ઉવાચ

**इत्याकर्ण्य वचस्तासां धर्मपुत्रः प्रतापवान् ।**
**विमर्शमकरोच्चित्ते किं कर्तव्यं मयाऽधुना ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તે સ્ત્રીઓનુ એવુ વચન સાભળી પ્રતાપી ધર્મપુત્ર નારાયણે ચિત્તમા વિચાર્યુ કે, 'મારે હવે શુ કરવુ ?' આ જ સ્ત્રીઓનો સગ કરવાથી હુ મુનિઓના સમૂહોમા હસવા યોગ્ય થઈશ; આ દુ:ખ મને અહકારથી પ્રાપ્ત થયુ છે, એમા કઈ વિચારવા જેવુ નથી; કારણ કે ધર્મના નાશનુ પ્રથમ મૂળ અહકાર છે મહાત્માઓએ અહકારને જ સસારવૃક્ષનુ મૂળ કહ્યો છે અહીં આવેલી અપ્સરાઓના સમૂહને મે સેવ્યો એટલે તેની સાથે વાતચીત વગેરે કરી અને તેઓને જોઈ હુ મૌન ધારણ ન રહ્યો, તેથી હુ દુ:ખ-પાત્ર થયો છુ મે ધર્મનો નાશ કરી (તપોબળથી) સ્ત્રીઓ ઉત્પન્ન કરી, તો (સ્વર્ગની) આ ઉત્તમ સ્ત્રીઓ કામથી પીડિત થઈ મને દુ:ખ દેવા (હાલ) તૈયાર થઈ છે, ખરેખર! કરોળિયાની પેઠે આજે હુ (મે) પોતે જ કરેલી મજબૂત જાળથી બધાઈ ગયો છુ, તો આ પ્રસગે હવે મારે શુ કરવુ ? જો ચિંતાને છોડી આ સ્ત્રીઓનો ત્યાગ કરુ તો ભાગેલા મનોરથ-વાળી આ બધી સ્ત્રીઓ સ્વાર્થભ્રષ્ટ થઈ મને શાપ દઈ ચાલી જશે, અને તેથી પણ હુ (આ ઉપાધિથી) છૂટીને એકાતમા ઉત્તમ તપ કરી શકીશ, માટે ક્રોધ ઉત્પન્ન કરી હુ આ સુદરીસમૂહનો ત્યાગ કરુ.'

વ્યાસ બોલ્યા આમ મનથી વિચારી નારાયણે સુખની ઉત્પત્તિના સાધન માટે ફરી પણ ચિત્તમા વિચાર્યુ કે, 'આ બીજો મહાન શત્રુ ક્રોધ* સતાપ-કારક જ વશે લોકમા ક્રોધ કામથી પણ અધિક અને લોભથી પણ ભયકર છે, ક્રોધથી જિતાયેલો મનુષ્ય પ્રાણોનો ઘાત કરનારી સર્વ પ્રાણીઓને દુ:ખ આપનારી અને નરકરૂપ બગીચાની નદીરૂપ હિંસા કરે છે, જેમ ઘર્ષણથી થયેલો અગ્નિ વૃક્ષને બાળે છે, તેમ દેહમા થયેલો ક્રૂર ક્રોધ દેહને બાળ છે'

વ્યાસે કહ્યુ 'એમ વિચારતા દીનચિત્ત ભાઈને ધર્મપુત્ર નાના ભાઈ નરે આ સત્ય વચન કહ્યુ

નરે કહ્યુ હે મહાબુદ્ધિમાન, મહાભાગ્યશાળી નારાયણ! તમે ક્રોધને વશ કરો અને શાત ભાવનો આશ્રય કરી મોટા અહકારનો નાશ કરો; પૂર્વે અહકાર-રૂપ દોષથી આપણુ તપ નાશ પામ્યુ છે, અને તે અહકાર તથા ક્રોધને લીધે જ અસુર પ્રહ્લાદની સાથે દેવતાઈ એક હજાર વર્ષો સુધી આપણને

* આ અધ્યાયમાં વિશ્વ અહંકારથી ઘેરાયું છે એ વાત વેદાન્ત માટે પચાવન શ્લોકોથી કહેવાશે.

* અર્થાત્ એક અહકાર–શત્રુનો આશ્રય કર્યો તેનું આ ફળ થયુ, તો બીજો આ ક્રોધ–શત્રુનો આશ્રય કરવાથી તો ઘણું જ દુ:ખ થશે.

મહાઅદ્દભુત યુદ્ધ થયુ હતુ હે દેવશ્રેષ્ઠ ! તેમા આપણે જ વધારે દુ ખ પામ્યા ’તા માટે હે મુનિશ્વર ! ક્રોધને છોડી તમે શાત થાઓ, કેમ કે મુનિઓએ શાતપણાને તપનુ મૂળ કહ્યુ છે

વ્યાસ બોલ્યા ‘એવુ તેનુ વચન સાભળી ધર્મપુત્ર નારાયણ શાત થયા

જનમેજયે પૂછ્યુ હે મુનિશ્રેષ્ઠ ! આ મને સશય થાય છે કે મહાત્મા પ્રહ્લાદ વિષ્ણુભક્ત અને શાત હતા, છતા તેમણે પૂર્વે યુદ્ધ કેમ કર્યુ હતુ ? વળી ધર્મપુત્ર બન્ને નર-નારાયણ ઋષિ અત્યત શાત મનવાળા તથા તપસ્વી હતા, છતા તેમણે યુદ્ધ કેમ કર્યુ હતુ ? તે બન્નેનો તથા દેવપુત્ર પ્રહ્લાદનો સમાગમ કેવી રીતે થયો હતો ? તે મહાત્માએ તેઓ બને સાથે યુદ્ધ કેમ કર્યુ હતુ ? પ્રહ્લાદ પણ અતિધર્માત્મા જ્ઞાની તથા વિષ્ણુપરાયણ હતા એ પ્રમાણે નર-નારાયણ પણ તપસ્વી અને ખૂબ સત્ત્વગુણી હતા, છતા તેઓ બનેને પ્રહ્લાદને પરસ્પર જે વેર થયુ, તો તપ તથા ધર્મમા કેવળ પરિશ્રમ જ કર્યો ગણાય (બીજુ કઈ ફળ જ ન મનાય) (યુદ્ધમા) જય ક્યા અને તપશ્ચર્યા ક્યા ? પૂર્વે સત્યયુગમા પણ તેવાઓએ ક્રોધ તથા અહકારથી ઘેરાયેલા ચિત્તને ન જીત્યુ (તો આજની તો વાત જ શી ?) અહકારરૂપ મૂળ વિના ક્રોધ કે દ્વેષ થાય જ નહિ કામ તથા ક્રોધ વગેરે અહકારથી જ થાય છે હજાર કરોડ વર્ષ સુધી અતિ ઘોર તપ કરી જો અહકારનો જન્મ થયો, તો એ તપ સર્વ પ્રકારે વ્યર્થ થાય છે જેમ સૂર્યનો ઉદય થતા અધારુ રહેતુ નથી, તેમ અહકાર પ્રકટ થતા પુણ્ય રહેતુ નથી હે મહાભાગ ! પ્રહ્લાદ પણ જો વિષ્ણુ સાથે લડયો, તો પૃથ્વી પર સર્વ પુણ્ય વ્યર્થ જ થાય છે ! શાત નર-નારાયણે પણ શ્રેષ્ઠ તપશ્ચર્યા છોડી જો યુદ્ધ કર્યુ, તો શમ અને પુણ્ય ક્યા રહ્યા ? હે મુનિ ! આવા સત્ત્વગુણવાળાઓથી પણ અહકાર જો ન જિતાયો, તો માનવ જેવાના અહકારનો નાશ થવાની વાત જ શી ? ત્રણે ભુવનમા અહકારથી છૂટેલો કોણ છે ? તેનાથી સપૂર્ણ છૂટેલો કોઈ થયો નથી ને થશે પણ નહિ લોઢાની બેડીઓથી અને લાકડાના બધનોથી બધાયેલો છૂટે, પણ અહકારથી બધાયેલો કદી ન છૂટે સ્થાવર-જગમ સર્વ જગત અહકારથી ઘેરાયેલુ હોઈને જ વિષ્ઠા તથા મૂત્રથી અત્યત ખરાબ આ સસારમા ભમ્યા જ કરે છે મોહથી વીંટાયેલા સસારમા ત્યા સુધી બ્રહ્મજ્ઞાન ક્યાથી થાય ? હે ઉત્તમ વ્રતવાળા ! બધાએ (કર્મ જ મુખ્યત્વે) કરવુ જોઈએ, કેમ કે બ્રહ્મજ્ઞાન વગેરે છે જ નહિ અથવા સભવતા નથી, (આવો) મીમાસકોનો મત જ બરાબર માનવા જેવો જણાય છે હે મુનિ ! મોટાઓ પણ કામ તથા ક્રોધ વગેરેથી સદા યુક્ત હોય છે, તો હે મુનિશ્રેષ્ઠ ! આ કલિયુગમા મારા જેવાઓની વાત જ શી ?

વ્યાસ બોલ્યા હે ભરતવશી રાજા ! જે કાર્ય હોય તે કારણથી જુદુ કેમ હોય ? કડુ ને કુડળ બને સોનુ જ છે (સોનાથી જુદા તે હોય જ નહિ) તે જ પ્રમાણે સ્થાવર-જગમ સહિત સર્વ બ્રહ્માડ અહકાર થી થયુ છે (તે અહકારથી જુદુ કદી હોય જ નહિ) વસ્ત્રને તતુવશ કહ્યુ છે (વસ્ત્ર તાતણાનુ જ બનેલુ હોય છે), તે તતુઓથી છૂટુ કેમ કોઈ શકે ? (તતુઓ વિના તેનુ અસ્તિત્વ જ નથી) વળી ઘાસ તથા થુમડા સુધીનુ સર્વ સ્થાવર-જગમ જગત માયાના ત્રણ ગુણોથી રચાયુ છે, (એટલે સર્વ માયામય હોવાથી મિથ્યા જ છે) તેમા (જ્ઞાનીઓને) ખેદ કેમ થાય ? હે શ્રેષ્ઠ રાજા ! બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર પણ અહકારથી મોહિત થઈ અતિ અનત આ સસારમા ભમ્યા કરે છે, તેમ જ અત્યત જ્ઞાની વસિષ્ઠ, નારદ વગેરે મુનિઓ પણ અહકારથી હારી જઈ વારવાર સસારમા જન્મ મરણ પામ્યા કરે છે હે ઉત્તમ રાજા ! ત્રણે લોકમા એવા કોઈ પણ દેહધારી જીવ નથી કે જે માયાના આ ગુણોથી મુક્ત ને શાત થઈ આત્મસુખમા રહ્યો હોય ! હે ઉત્તમ રાજા ! કામ, ક્રોધ, લોભ તથા મોહ અહકારથી જન્મે છે અને તેઓ હરકોઈ દેહવાળા પ્રાણીને છોડતા નથી વેદો તથા શાસ્ત્રો ભણી, પુરાણો વિચારી, તીર્થાટન કરીને અને દાન, ધ્યાન તથા દેવપૂજન કરીને વિષયાસક્ત થયેલો મનુષ્ય ચોરની પેઠે સર્વ કર્મ કરે છે, અને રાગ, મોહ તથા મદથી યુક્ત થઈ પ્રવર્તન કરે વિચારતો નથી હે રાજાઓની રાજા ! સત્યયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમા પણ ધર્મ (અધર્મથી) મિશ્ર જ હતો, ત્યારે આજે કળિયુગમા તો વાત જ શી ? દ્રોહ

સાથે સ્પર્ધા હમેશા હોય છે અને લોભ તથા અસહિષ્ણુતા સર્વકાળે છે સંસાર આવા પ્રકારનો જ છે, તેમા વિચારવા જેવુ નથી, છતા લોકમા દૃષ્ટાંત લેવા થોડા સજ્જનો પણ છે કે જેઓનો દ્વેષ ગયો હોય છે, ક્રોધને જેમણે જીત્યો હોય છે અને જેમની અદેખાઈ ગઈ હોય છે

જનમેજય રાજાએ પૂછ્યુ જેઓ જિતેન્દ્રિય તથા સદાચારી હોય છે, તેઓને ધન્ય છે, તેઓએ પુણ્ય કર્યાં છે, તેઓ મદમોહરહિત હોઈ શકે છે અને તેઓએ ત્રણે ભુવનને જીત્યા છે. હુ મારા મહાત્મા પિતાનુ પાપ યાદ કરી દુ ખી થાઉ છુ હે મુનિશ્રેષ્ઠ! તેમણે અપરાધ વિના તપસ્વીના ગળામા મરેલો સર્પ નાખ્યો હતો, તેથી તેમનુ મારી સામે શુ થશે? બુદ્ધિના અત્યંત મોહને લીધે હુ સમજી નથી શકતો કે (પિતાની સદ્ગતિ માટે) ક્યુ કાર્ય હશે? મૂઢાત્મા મનુષ્ય મધ જુએ છે, પણ (તે લેવા જતા) પડી જવાનુ જોતો નથી, તે જ પ્રમાણે (હરકોઈ મનુષ્ય) નિંદિત કર્મ કરે છે, પણ નરકથી ડરતો નથી પ્રહ્લાદની સાથે નર—નારાયણનુ ઉગ્ર યુદ્ધ પૂર્વે કેવી રીતે થયુ હતુ, તે મને વિસ્તારથી કહો પ્રહ્લાદ પાતાળમાથી મહાતીર્થ સારસ્વતમા કેમ ગયા હતા તે મને કહો પવિત્ર બદરિકાશ્રમમા રહેતા, શાંત, તપસ્વી અને મુનિઓમા શ્રેષ્ઠ નર—નારાયણે કયા કારણે યુદ્ધ કર્યું હતુ? હે માન આપનારા! ધન અથવા સ્ત્રી માટે પરસ્પર વર થાય છે પણ નર—નારાયણ તો સર્વ ઈચ્છાઓથી રહિત હતા, છતા તેમણે મોટુ યુદ્ધ કયા કારણે કર્યું હતુ? પ્રહ્લાદ પણ ધર્માત્મા હતા છતા તેમણે નર—નારાયણ મુનિને સનાતન દેવ જાણ્યા છતા તેમની સાથે યુદ્ધ કેમ કર્યું હતુ? હે બ્રહ્મન્! આ કારણ હુ વિસ્તારથી સાભળવા ઈચ્છુ છુ ૧—૫૫

**छलवन्तौ कथं युद्ध नरनारायणौ मुनी ।**
**एतद् विस्तरतो ब्रह्मञ्छ्रोतुमिच्छामि कारणम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કંધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો*

## પ્રહ્લાદ ને ચ્યવનનો સંવાદ

सूत उवाच

**इति पृष्टस्तदा विप्रो राज्ञा पारीक्षितेन वै ।**
**उवाच विस्तरात् सर्वं व्यास• सत्यवतीसुतः ॥ १ ॥**

સૂત બોલ્યા પરીક્ષિતના પુત્ર રાજા જનમેજયે સત્યવતીના પુત્ર બ્રાહ્મણ વ્યાસને એમ પૂછ્યુ, ત્યારે તેમણે વિસ્તારથી સર્વ કહ્યુ ધર્માત્મા જનમેજય પણ (પોતાના પિતા) પરીક્ષિતના ચિત્તને દુરાચારી માની ઘણો જ ખેદ પામ્યો હતો બ્રાહ્મણના અપમાનના પાપથી યમલોકમા ગયેલા એ પરીક્ષિતનો ઉદ્ધાર કરવા માટે જ કાયમ તે વિચાર્યા કરતો હતો હે મુનિશ્વરો! 'पुत्' નામના નરકથી પોતાના પિતાને જે કારણે બચાવે છે, તે જ કારણથી પુત્રનુ 'पुत्र' એવુ નામ સાર્થક થાય છે બ્રાહ્મણના શાપને લીધે સર્પથી કરડાયેલા રાજા પરીક્ષિતને મહેલ ઉપર સ્નાન દાન વિના મરણ પામેલો સાભળી, તેમ જ પિતાની દુર્ગતિ સાભળી ખેદ પામેલા આનંદિત મહાભાગ જનમેજય રાજાએ ખૂબ સંતાપ પામી તથા ભય વિહ્વળ થઈને નારાયણની આ ઘણી જ લાંબી કથા ઘેર આવેલા મુનિ વ્યાસને પૂછી હતી

વ્યાસ બોલ્યા હે રાજા! એ ભયંકર હિરણ્યકશિપુ મરાયો, ત્યારે તેના પુત્ર પ્રહ્લાદનો રાજ્યાભિષેક થયો હતો દેવો તથા બ્રાહ્મણોને પૂજનારો તે દૈત્યેંદ્ર રાજ્ય કરતો હતો ત્યારે પૃથ્વી પર રાજાઓ શ્રદ્ધાળુ થઈ યજ્ઞો કરતા બ્રાહ્મણો તપ, ધર્મ તથા તીર્થયાત્રાઓ કરતા વૈશ્યો પોતપોતાની આજીવિકામા રહેતા અને શૂદ્રો (ત્રણે વર્ણની) સેવામા તત્પર રહેતા હતા નૃસિંહ તે દૈત્ય રાજાને પાતાલમા સ્થાપ્યો હતો, જેથી ત્યા જ પ્રજાપાલનમા તત્પર રહીને તે રાજ્ય કરતો હતો કોઈક સમયે ચ્યવન નામના મહાતપસ્વી ભૃગુપુત્ર, વ્યાહતીશ્વર તીર્થમા સ્નાન કરવા નર્મદા ગયા ત્યા મહાનદી નર્મદાને જોઈ તેમા તે ઊતર્યા, એટલામા ઝેરથી ભયંકર એક સર્પ ઊતરતા તે મુનિને પકડયા

* આ અધ્યાયમાં સાડીસુડતાલીસ શ્લોકોથી પ્રહ્લાદ તથા નારાયણના સમાગમની વાત કહેવાશે.

એમ પકડાયેલા તે શ્રેષ્ઠ મુનિએ ભયભીત થઈ પાતાલમા દેવના દેવ જનાર્દન વિષ્ણુનુ મનથી સ્મરણ કર્યું વિષ્ણુનુ મુનિએ સ્મરણ કર્યું, એટલે સર્પ ઝેર વિનાનો થઈ ગયા અને પાતાલમા લઈ જવાતા ચ્યવન મુનિ દુ ખ ન પામ્યા પછી 'આ તપસ્વી મહામુનિ ક્રોધાયમાન થઈ મને શાપ આપશે તો ?' આમ શકા પામી મુઝાયલા સર્પે મુનિને છોડી દીધા, એટલે નાગકન્યાઓથી પૂજાયેલા તે શ્રેષ્ઠ મુનિ ત્યા ફરવા લાગ્યા અને પછી નાગોના તથા દાનવોના મોટા નગરમા તેમણે પ્રવેશ કર્યો કોઈક સમયે એ ઉત્તમ નગરમા ફરતા ભૃગુપુત્ર ચ્યવન મુનિને ધર્મ ઉપર પ્રેમવાળા દૈત્ય રાજા પ્રહ્‌લાદે જોયા તે મુનિને જોઈને દૈત્યપતિએ તે વેળા એમની પૂજા કરી પૂછ્યુ કે, 'તમારે પાતાલ વિષે આવવામા શુ કારણ છે, તે તમે કહો હે ઉત્તમ બ્રાહ્મણ ! સત્ય કહો, દૈત્યો પર દ્વેષવાળા ઇદ્રે મારુ રાજ્ય જોવાની ઈચ્છાથી શુ તમને મોકલ્યા છે ?

ચ્યવન બોલ્યા હે રાજન્ ! મારે ઇદ્ર, સાથે શુ લેવાદેવા છે ? જેથી તેણે મોકલેલો હુ દૂતનુ કાર્ય કરતો તમારા નગરમા આવ્યો હોઉ ? ધર્મમા તત્પર હોઈ જ્ઞાનદૃષ્ટિવાળા મને તમે ભૃગુપુત્ર જાણો હે દૈત્યેન્દ્ર ! ઇદ્રે મોકલેલાની શકા તમે ન કરો હે ઉત્તમ રાજા ! નર્મદા ઉપરના પવિત્ર તીર્થમા સ્નાન માટે આવેલા મને નદીમા ઊતરતા જ મોટા સર્પે પકડયો હતો પછી વિષ્ણુનુ સ્મરણ કરવાથી એ સર્પ ઝેર વિનાનો થયો હતો અને સ્મરણના પ્રભાવથી જ તે સર્પે મને છોડી દીધો હતો, જેથી હે રાજેન્દ્ર ! અહીં આવેલા મે તમારુ દર્શન મેળવ્યુ છે હે દૈત્યેન્દ્ર ! તમે વિષ્ણુના ભક્ત છો અને મને પણ તેમનો ભક્ત જ ધારો

વ્યાસે કહ્યુ તે સુદર વચન સાભળી હિરણ્યકશિપુના પુત્ર પ્રહ્‌લાદે પરમ પ્રીતિથી અનેક જાતના તીર્થો તેમને પૂછ્યા

પ્રહ્‌લાદે પૂછ્યુ હે મુનિશ્રેષ્ઠ ! પૃથ્વી પર પાતાલમા તથા આકાશમા કયા તીર્થો પવિત્ર છે, તે અમને વિસ્તારથી કહો

ચ્યવન બોલ્યા હે રાજન્ ! જેઓના મન, વચન ને કાયા શુદ્ધ છે તેઓને પગલે પગલે તીર્થ છે, પણ જેઓના ચિત્ત મેલા છે, તેઓને ગગા પણ કીકટ દેશ કરતાયે વધારે અપવિત્ર છે પ્રથમ જો મન શુદ્ધ અને પાપરહિત થયુ હોય, તો જ સર્વ તીર્થો પવિત્ર થાય છે હે દૈત્યશ્રેષ્ઠ ! ગગાકિનારે બધે ઠાણે નગરો, નેસડા, ખાણો, ગામો તથા નાના ગામડા વસે છે અને બીજા ભીલોના, મચ્છીમારોના તથા હૂણ, વગ, ખસ અને મ્લેચ્છોના પણ રહેઠાણો છે, તેઓ હમેશા બ્રહ્મતુલ્ય ગગાનુ જળ પીએ છે અને હે દૈત્યેન્દ્ર ! લોકો પોતાની ઈચ્છા પ્રમાણે ત્રણે કાળ (ગગામા) સ્નાન કરે છે, છતા હે રાજા ! તેમાનો એક પણ શુદ્ધ ચિત્તવાળો થતો જ નથી, એટલે કે જેમનાં મન વિષયોથી નાશ પામ્યા હોય, તેઓ માટે તીર્થનુ ફળ શુ છે ! (કઈજ નથી) માટે હે રાજન્ ! મન જ આ (શુદ્ધિ—અશુદ્ધિમા) કારણ છે, બીજુ કઈ પણ નથી, તે તમે વિચારો શુદ્ધિને ઈચ્છતા મનુષ્યે કાયમ મનની જ શુદ્ધિ કરવી તીર્થવાસી મનુષ્ય ત્યા બીજાને ઠગવાથી મહાપાપી થાય છે અને ત્યા તીર્થક્ષેત્રમા કરેલુ પાપ અનતપણાને પામે છે જેમ ઇદ્રવરણાનુ ફળ પાકયા છતા મીઠુ થતુ જ નથી, તેમ દુષ્ટ ચિત્તવાળો મનુષ્ય તીર્થમા કરોડવાર સ્નાન કરે, તોપણ શુદ્ધ થતો નથી, માટે કલ્યાણ ઈચ્છતા મનુષ્યે પ્રથમ મનની શુદ્ધિ કરવી, કેમ કે મન શુદ્ધ હોય તો જ દ્રવ્યની શુદ્ધિ થાય છે, નહિ તો થતી નથી. તે જ પ્રમાણે આચારશુદ્ધિ પણ હોવી જોઈએ કેમ કે તેથી તીર્થ સફળ થાય છે, નહિ તો કરેલુ બધુ તત્કાળ વ્યર્થ થાય છે તીર્થમા જઈ હલકા માણસોનો સગ સદા ત્યજવો જોઈએ, અને ક્રિયાથી તથા બુદ્ધિથી પ્રાણીઓ પર દયા કરવી હે રાજેન્દ્ર ! જો તમે તીર્થ પૂછો છો, તો સર્વોત્તમ તીર્થ હુ કહુ છુ પ્રથમ તો નૈમિષારણ્ય પવિત્ર છે, તેમ જ ચક્રતીર્થ ને પુષ્કર પણ પવિત્ર છે બીજા તીર્થોની પણ પૃથ્વી પર સખ્યા ઓછી નથી હે શ્રેષ્ઠ રાજા ! ઘણા સ્થાનો પવિત્ર છે

વ્યાસ બોલ્યા : તે સાભળી રાજા પ્રહ્‌લાદ નૈમિષારણ્યમા જવા તૈયાર થયા તેમણે હર્ષથી પૂર્ણચિત્ત થઈ દૈત્યોને પ્રેરણા કરી

પ્રહ્‌લાદે કહ્યુ હે મહાભાગો ! ઊઠો. આજે આપણે નૈમિષારણ્ય જઈશુ, અને પીળા વસ્ત્રવાળા તથા કમળ

સમાન નેત્રવાળા શ્રીવિષ્ણુના ( ત્યાં ) દર્શન કરીશું

વ્યાસે કહ્યું વિષ્ણુભક્ત પ્રહ્લાદે તે સમયે એમ કહેલા તે સર્વ દાનવો તેમની જ સાથે પરમ હર્ષથી પાતાળમાંથી નીકળ્યા અને મહાબળવાન તે દૈત્યો તથા દાનવો એકઠા થઈ નૈમિષારણ્યમાં આવી હર્ષ સાથે ફરતા પ્રહ્લાદે મહાપવિત્ર અને નિર્મળ સરસ્વતીના દર્શન કર્યાં, અને હે શ્રેષ્ઠ રાજા જનમેજય! પરમ પવિત્ર તે તીર્થમાં મહાત્મા પ્રહ્લાદનું મન પ્રસન્ન થયું ત્યાં સરસ્વતીના પવિત્ર જળમાં સ્નાન કરી અતિ પ્રસન્નચિત્ત થઈ તે દૈત્યરાજાએ વિધિ પ્રમાણે સ્નાન-દાનાદિ કર્યું ૧-૪૭

**विधिवत् तत्र दैत्येन्द्रः स्नानदानादिकं शुभे ।**
**चकारातिप्रसन्नात्मा तीर्थे परमपावने ॥४७॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં ચતુર્થ સ્કંધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## પ્રહ્લાદ ને નારાયણનું યુદ્ધ

व्यास उवाच

**कुर्वंस्तीर्थविधिं तत्र हिरण्यकशिपोः सुतः ।**
**न्यग्रोधं सुमहच्छायमपश्यत्पुरतस्तदा ॥१॥**

વ્યાસે કહ્યું હિરણ્યકશિપુના પુત્ર પ્રહ્લાદ ત્યાં તીર્થવિધિ કરતા હતા, ત્યારે ઘણી મોટી છાયાવાળું વડનું ઝાડ તેમણે ત્યાં આગળ જોયું તેમ જ બીજા અનેક જાતના, ગીધપક્ષીના પીછાવાળા, તીવ્ર શિલા ઉપર ઘસેલા અને મહાઉજ્જ્વળ તીવ્ર બાણો જોયાં તે જોઈ તેમણે મનથી વિચાર્યું કે ' ઋષિઓના પરમ પાવન, પવિત્ર તીર્થરૂપ આ આશ્રમમાં આ બાણો કોના હશે ? ' આમ વિચારતા એ પ્રહ્લાદે કાળા મૃગ ચર્મને ધારણ કરતા અને ઊંચી જટાના ભારવાળા ધર્મપુત્ર બે મુનિઓને તે વેળા જોયા તે બંનેની આગળ શાર્ઙ્ગ તથા પિનાક નામના ઉજ્જ્વળ લક્ષણો વાળા બે ધનુષ તથા અખૂટ બે મોટા ભાથા પડ્યા હતા મહાભાગ્યશાળી તે બંને નરનારાયણ ઋષિ એ વેળા ધ્યાનમાં બેઠા હતા, ત્યારે દૈત્યોનો અધિપતિ પ્રહ્લાદ તે બંને ધર્મપુત્રોને જોઈ ક્રોધથી લાલ નેત્રોવાળો થયો અને અસુરોના રક્ષક તેણે એ બંનેને કહ્યું ' તમે બંનેએ ધર્મનો નાશ કરનાર ઢોંગ કેમ માંડ્યો છે ? આ સંસારમાં અમે કદી સાંભળ્યું નથી કે જોયું પણ નથી કે, તીવ્ર તપશ્ચર્યા તથા ધનુષનું ધારણ એ બંને સાથે હોય! આ પહેલા સત્યયુગમાં આ વિરોધ છે, કલિયુગને પ્રિય આ વસ્તુ સત્યયુગમાં યોગ્ય કેમ ગણાય? બ્રાહ્મણે તો તપ કરવું યોગ્ય છે, તેમાં ધનુષનું ધારણ શા માટે હોય ? દેહ પર જટાધારણ ક્યાં ને ઢોંગ જણાવતા બે ભાથા ક્યાં ? દિવ્ય ભાવવાળા તમારે બંનેએ તો ધર્મ આચરવો યોગ્ય છે '

વ્યાસે કહ્યું હે ભરતવંશી રાજા! તેનું એ વચન સાંભળી નરે કહ્યું ' હે દૈત્યેન્દ્ર! અમારા આ તપના વિષયમાં તારે વ્યર્થ ચિંતા શા માટે કરવી ? સામર્થ્ય હોય તો જે પુરુષ જે કરે છે, તે તેને ઘટે જ છે હે મૂઢ! અમે બંને બેય કાર્યમાં સમર્થ ને લોકમાં પ્રખ્યાત છીએ યુદ્ધ અને તપ બંનેમાં અમારું સામર્થ્ય છે, તું શું કરવાનો છે ? ઇચ્છા પ્રમાણે તું તારા માર્ગે ચાલ્યો જા, અહીં બડાઈ શા માટે કરે છે ? બ્રાહ્મણનું તેજ સહન કરવું મુશ્કેલ હોય છે, તેને અત્યંત મોહિત થયેલો તું જાણતો નથી સુખ ઇચ્છતા લોકોએ બ્રાહ્મણોની ચર્ચા ન કરવી જોઈએ

પ્રહ્લાદે કહ્યું ' તમે બંને તપસ્વી મંદબુદ્ધિ છો, છતાં ખોટા ગર્વથી મોહિત થયા છો ધર્મમર્યાદાને ચાલુ રાખનાર હું દૈત્યેન્દ્ર હયાત છું તો આ તીર્થમાં આ અધર્મનું આચરણ યોગ્ય નથી ઓ તપોવંત! યુદ્ધમાં તારી કઈ શક્તિ છે તે આજે બતાવ ' તેનું એ વચન સાંભળી નરે તેને કહ્યું જો તારો આવો વિચાર છે, તો આજે મારી સાથે યુદ્ધ કર ઓ નીચ અસુર! તારું માથું આજે હું ફોડી નાખીશ, જેથી યુદ્ધ કરવાની શ્રદ્ધા ફરી તને કદી નહિ થાય ' તેનું એ વચન સાંભળી બળવાન દૈત્યેન્દ્ર પ્રહ્લાદ ગુસ્સે થયો તેણે પ્રતિજ્ઞા કરી કે, હરકોઈ ઉપાયે આ આ બંને જિતેન્દ્રિય તપસ્વી નરનારાયણ ઋષિને અહીં હું જીતીશ ' એમ કહી દૈત્યે ધનુષ લઈ જોરથી ખેંચ્યું અને દોરીનો અવાજ કર્યો, એટલે હે રાજા! નરે પણ ધનુષ લઈ શિલા પર તીક્ષ્ણ કરેલા ઘણા

* આ અધ્યાયમાં નારાયણ-નારાયણ ઋષિઓ પ્રહ્લાદનું તથા નારાયણનું યુદ્ધ વર્ણવ્યું.

તીવ્ર બાણો ક્રોધથી પ્રહ્લાદ પર છોડવા પડયા, તેને દૈત્યરાજે વેગથી સામે જઈ સોનેરી છેડાવાળા બાણો વડે કાપી નાખ્યા, ત્યા પોતે છોડેલા એ બાણોને કપાયેલા જોઈ, નરે એકદમ ગુસ્સે થઈ બીજા બાણો છોડયા, એટલે તેઓને પણ કાપી નાખી દૈત્યપતિએ તીવ્ર વેગવાળા બાણોથી તે મુનીન્દ્રને છાતીમા પ્રહાર કર્યો, પછી નરે પણ ગુસ્સે થઈ પાચ બાણોથી દૈત્યપતિના હાથ ઉપર પ્રહાર કર્યો એ બાનેનુ તે યુદ્ધ જોવા ઇદ્ર સહિત દેવો વિમાનમા બેસી આકાશમા ઊભા રહ્યા અને યુદ્ધમા ઊભેલા નરનુ પરાક્રમ વખાણવા લાગ્યા, વળી તે દૈત્યપતિના પરાક્રમના વખાણ પણ કરવા લાગ્યા ધનુષને ધારણ કરતો એ દૈત્યરાજ મેઘ જેમ જળને વર્ષે, તેમ બાણોને વર્ષાવા લાગ્યો, ત્યારે નારાયણે અનુપમ શાર્ંગ ધનુષ લઈ સોનેરી છેડાવાળા તીક્ષ્ણ બાણો છોડવા માડયા હે રાજા! જયને ઇચ્છતા તે બને દેવ—દૈત્યનુ ઉગ્ર યુદ્ધ થવા લાગ્યુ, ત્યારે આકાશમાર્ગે ઊભેલા દેવો પ્રસન્નચિત્ત થઈ દિવ્ય પુષ્પો વરસાવવા લાગ્યા પછી દૈત્યોનો અધિપતિ પ્રહ્લાદ કોપી ઊઠયો, તેણે નારાયણ ઉપર અતિ તીવ્ર વેગવાળા બાણો છોડયા, ત્યારે ધર્મપુત્ર નારાયણે તરત જ ધનુષમાથી છોડેલા ઘણા તીક્ષ્ણ બાણોથી તે કાપી નાખ્યા પછી પ્રહ્લાદે ખૂબ ખેચેલા બાણો વડે અત્યત સ્થિર અને વીર સનાતન ધર્મપુત્ર નારાયણ પર વૃષ્ટિ કરવા માડી, એટલે નારાયણે પણ વેગથી છોડેલા અને શિલા પર સજેલા બાણોથી ત્યા આગળ ઊભેલા તે દૈત્યપતિને ખૂબ વીધવા માડયો તે વેળા ત્યા જયઘોષણા કરતા ને જોવા ઇચ્છતા, દેવો તથા દાનવોની આકાશમા ગીરદી થઈ રહી, તે વખતે એ બાનેની બાણવૃષ્ટિથી ઢકાઈ ગયેલા આકાશમા દિવસે પણ રાત્રિ જેવુ ખૂબ અધારુ થઈ ગયુ, અને અત્યત વિસ્મય પામેલા દેવો તથા દૈત્યો પરસ્પર કહેવા લાગ્યા 'પૂર્વે કદી નહિ જોયેલુ અતિ ભયકર યુદ્ધ આજે થઈ રહ્યુ છે' દેવર્ષિઓ, ગધર્વો, યક્ષો, કિન્નરો, સર્પો, વિદ્યાધરો તથા ચારણો ખૂબ જ આશ્ચર્ય પામ્યા, અને નારદ તથા પર્વત બને મુનિઓ પણ જોવા ઊભા રહ્યા ત્યારે નારદે પર્વતને કહ્યુ 'પૂર્વે તારકાસુરનુ તથા વૃત્રાસુરનુ પણ આવુ યુદ્ધ થયુ હતુ વિષ્ણુએ જ મધુ-કૈટભ સાથે આવુ યુદ્ધ કર્યુ હતુ પ્રહ્લાદ ઘણો જ બળવાન અને શૂરો છે, કારણ કે સિદ્ધ અદ્ભુત કર્મવાળા નારાયણ સાથે તેમના સમાન યુદ્ધ તે કરે છે'

વ્યાસ બોલ્યા એમ તે સમયે દૈત્ય પ્રહ્લાદ અને તપસ્વી નારાયણ દરરોજ દિવસે યુદ્ધ કરી ફરી રાત્રે પણ મોટુ યુદ્ધ કરવા લાગ્યા પછી નારાયણે એક બાણથી પ્રહ્લાદનુ ધનુષ વેગથી કાપી નાખ્યુ, એટલે તેણે બીજુ ધનુષ લીધુ, તેને પણ નારાયણે ઝડપદાર હાથે બીજુ બાણ છોડી વચમાથી કાપી નાખ્યુ દૈત્ય પ્રહ્લાદ પણ જેમ જેમ ધનુષ કપાતા ગયા તેમ તેમ બીજા લેતા ગયા અને નારાયણ કોપાયમાન થઈ બાણો વડ તરત કાપતા ગયા એમ ધનુષ કપાતા એટલે દૈત્યરાજે પરિઘ ઉઠાવ્યુ, અને ખૂબ કોપાયમાન થઈ તરત જ ધર્મપુત્ર નારાયણને બાહુની વચ્ચે માર્યુ, પણ બળવાન મુનિ નારાયણે આવતા તે ઘોર પરિઘને નવ બાણોથી કાપી નાખ્યુ અને દશ બાણો તે પ્રહ્લાદને પણ માર્યા પછી દૈત્યેન્દ્રે આખી લોખડની મજબૂત ગદા ઉઠાવી ને રોષથી દેવ નારાયણને ઢીંચણના પ્રદેશમા તરત જ તે ગદાનો પ્રહાર કર્યો, છતા પર્વતની પેઠે ઊભેલા, સ્થિર મનવાળા, અતિ બળવાન એ ધર્મપુત્રે તરત જ બાણો છોડયા અને તે ભગવાને દૈત્યપતિની મજબૂત ગદાને ભાગી નાખી તે સમયે આકાશમા ઊભેલા પ્રેક્ષકો પરમ વિસ્મય પામ્યા પછી શત્રુવીરોનો નાશ કરનારા પ્રહ્લાદે શકિત ઉઠાવી ગુસ્સે થઈ બળથી નારાયણની છાતી પર જલદી ફકી, ત્યારે નારાયણે તે શકિતને આવતી જોઈ એક જ બાણથી રમતમાત્રમા તેના સાત ટુકડા કરી નાખ્યા ને સાત બાણો તે પ્રહ્લાદને માર્યા હે રાજન્! તે બાનેનુ એ મહાન યુદ્ધ, તે આશ્રમમા સર્વને વિસ્મયકારક હોઈ દેવતાઈ એક* હજાર વર્ષ

* અહીં મૂળમા 'दिव्य वर्षसहस्र तु,' એવો પાઠ છે એટલે તેમા 'सहस्र' શબ્દનો સ્પષ્ટ પ્રયોગ છે, છતાં પછીના અધ્યાયના ચોથા શ્લોકમાં 'दिव्य वर्षशत' દેવતાઈ સો વર્ષ સુધી પ્રહ્લાદનું તથા નારાયણનુ યુદ્ધ દર્શાવેલ છે, તે પછી પણ તેમ જ જોવામા આવે છે, તો અહીં 'सहस्र' શબ્દનો અર્થ 'ઘણાં વર્ષો' એમ માની લેવો જોઈએ.

સુધી ચાલ્યા કર્યું, તે સમયે પીળા વસ્ત્રો ધારણ કરતા, ચાર ભુજાઓવાળા, ગદા ધારણ કરતા, લક્ષ્મીના પતિ અને ચક્ર, શંખ તથા કમળને ધારણ કરતા વિષ્ણુ જલદી પ્રહ્‌લાદના આશ્રમમા આવ્યા એટલે તેમને ત્યા આવેલા જોઈ હિરણ્યકશિપુના પુત્ર પ્રહ્‌લાદે પરમ ભકિતથી પ્રણામ કરી બે હાથ જોડી કહ્યુ

પ્રહ્‌લાદ બોલ્યા દેવોના દેવ ! હે જગતના નાથ ! હે ભક્તો પર પ્રેમ રાખનારા માધવ ! હુ આ બે તપસ્વીઓને યુદ્ધમા કેમ ન જીત્યો ? હે દેવ ! મે પૂરા સો વર્ષ સુધી દેવોની પણ સાથે યુદ્ધ કર્યું છે આવો હુ વીર છતા મે આ બન્નેને કેમ ન જીત્યા ? એ વિષે મને ઘણુ આશ્ચર્ય થાય છે

વિષ્ણુ બોલ્યા હે રાજા ! સિદ્ધ, તપસ્વી અને જિતેન્દ્રિય આ બને નર—નારાયણ મારા અંશ છે, એથી તે જિતાયા નથી, એમા શુ આશ્ચર્ય થાય છે ? હે રાજન્ ! તુ વિતલમા જા અને મારી અચળ ભકિત કર હે મહાબુદ્ધિમાન ! આ બને તપસ્વીઓ સાથે તુ વિરોધ ન કર

વ્યાસે કહ્યુ એમ આજ્ઞા કરેલા દૈત્યરાજા પ્રહ્‌લાદ અસુરો સાથે (ત્યાથી) જતા રહ્યા અને નર—નારાયણ કરી તપ કરવા લાગ્યા ૧-૫૫

**इत्याज्ञप्तो दैत्यराजो निर्ययावसुरैः सह ।**
**नरनारायणौ भूयस्तपोयुक्तौ बभूवतुः ॥ ५५ ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કંધ વિષે અધ્યાય ૯ મો સમાપ્ત

## અધ્યાય ૧૦ મો[×]

### દેવ-દાનવ-યુદ્ધ

जनमेजय उवाच

**संदेहोऽयं महानत्र पाराशर्य कथानके ।**
**नरनारायणौ शान्तौ वैष्णवांशौ तपोधनौ ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ . હે પરાશરના પુત્ર વ્યાસ ! આ કથામા મને મોટો સંદેહ થાય છે, નર—નારાયણ શાંત, વિષ્ણુના અંશરૂપ, તપોધન, તીર્થનો આશ્રય કરનારા, સત્ત્વગુણથી યુકત, સદા વનના પદાર્થો ખાનારા, ધર્મના પુત્ર, મહાત્મા, તપસ્વી અને સત્યમા રહેનારા હતા; છતા તેઓ યુદ્ધમા પ્રેમવાળા કેમ થયા ? સર્વોત્તમ તપશ્ચર્યા છોડી અને શાંતિનુ સુખ ત્યજી તે બને મુનિઓએ દેવતાઈ સો વર્ષ સુધી પ્રહ્‌લાદની સાથે યુદ્ધ કેમ કર્યું ? હે મહાભાગ ! તે બને મુનિઓએ પ્રહ્‌લાદની સાથે યુદ્ધ કેમ કર્યું ? તેમના યુદ્ધનુ કારણ તમે કહો સ્ત્રી ને સોનુ એ બન્ને જ યુદ્ધના કારણ છે, પણ તે બન્નેથી વિરક્ત છતા તે બેયને યુદ્ધબુદ્ધિ કેમ થઈ ? વળી તેઓ બન્નેએ તેવા પ્રકારનુ તપ કયા કારણે કર્યું હતુ ? હે શત્રુતાપન ! મોહ માટે, સુખભોગ માટે કે સ્વર્ગ માટે તેઓ બનેએ સર્વ ફળને આપનારુ અતિશય ઘણુ તપ કર્યું હતુ ? શાંત ચિત્તવાળા એ બને મુનિઓએ કયુ અદ્‌ભુત ફળ મેળવ્યુ હતુ ? તપ તથા યુદ્ધથી દેહને ખાલી દુ ખ દીધુ ! (એ જ ફળ મેળવ્યુ કે બીજુ કઈ ?) દેવતાઈ પૂરા સો વર્ષ સુધી તેઓ બને શ્રમથી પીડાયા, તે રાજ્ય, ધન, સ્ત્રી કે ઘર માટે તો પીડાયા હતા જ નહિ, તો એ બનેએ તે મહાત્મા સાથે યુદ્ધ શા માટે કર્યું ? નિ સ્પૃહ પુરુષ દેહને કેવળ દુ ખ દેનારુ યુદ્ધ શા માટે કરે ? સનાતન ધર્મને જાણતો સદ્‌બુદ્ધિવાળો પુરુષ આ લોકમા સદા સુખદાયી જ કર્મો કરે છે, પણ દુ ખદાયી કર્મો કરતો જ નથી હે ધર્મજ્ઞ ! આ ઘણી પ્રાચીન રીત છે, ધર્મના પુત્ર, વિષ્ણુના અંશરૂપ, સર્વજ્ઞ અને સર્વ ગુણોથી શોભતા આ નર—નારાયણે કેવળ દુ ખરૂપ અને ધર્મનો નાશ કરનારુ યુદ્ધ કેમ કર્યું હતુ ? હે વ્યાસ ! સુખના વિશ્રામસ્થાનરૂપ અને મોટા ફળરૂપ સમાધિને* છોડી મૂર્ખ પણ ભયંકર યુદ્ધ નથી જ ઇચ્છતા મે સાભળ્યુ છે કે અહંકારથી થયેલા પાપને લીધે યયાતિ રાજાને સ્વર્ગમાથી પૃથ્વી પર પાડવામા આવ્યો હતો, તે રાજા યજ્ઞ કરનાર, દાન દેનાર તથા ધાર્મિક હતો, છતા (મે જ્યોતિષ્ટોમ અને અશ્વમેધ યજ્ઞ કર્યા, એમ અભિમાનપૂર્વક કરેલા) શબ્દોચ્ચાર માત્રથી ઇન્દ્રે તેને પાડી નાખ્યો હતો, એટલો અહંકાર વિના યુદ્ધ થતુ જ નથી, એ નક્કી છે તે યુદ્ધનુ

× આ અધ્યાયમાં વિષ્ણુને ભૃગુઋષિએ શાપ દીધો, તેથી કૃષ્ણજન્મ થયો, એ કથાપ્રસંગ પ્રધાન ગણાશે.

* એટલે માનસિક શાંતિને.

ફળ શુ થયુ ? મુનિના પુણ્યનો નાશ (એ જ કે બીજુ કઈ ?)

વ્યાસ બોલ્યા હે રાજન્ ! ધર્મનો નિશ્ચય કરનાર સર્વજ્ઞ મુનિઓએ ત્રણ પ્રકારના અહકારને જ સસારનુ મૂળ કહ્યો છે, તે અહકાર છોડવા માટે દેહધારી મુનિ કઈ રીતે યોગ્ય છે ? (અર્થાત્ મુનિ પણ જ્યા સુધી દેહધારી હોય, ત્યા સુધી અહકારને છોડી શકતો નથી) કારણ વિના કાર્ય થતુ જ નથી, એ ચોક્કસ છે તપ, દાન તથા યજ્ઞો સાત્ત્વિક અથવા રાજસ અહકારથી થાય છે અને તામસ અહકારથી કજિયા થાય છે હે રાજેન્દ્ર ! નાનામા નાની ક્રિયા પણ અહકાર વિના કદી થતી નથી શુભ કે અશુભ હરકોઈ ક્રિયા અહકારથી જ થાય છે, એ નક્કી છે, માટે પૃથ્વી પર અહકાર વિના બીજુ કઈ બધનકારી નથી તે અહકારથી આ જગત સર્જાયુ છે, તે તેનાથી રહિત કેમ હોય ? બ્રહ્મા, રુદ્ર અને વિષ્ણુ આ પણ અહકારથી યુક્ત છે, તો હે રાજા ! બીજા મુનિઓની શી વાત ? અહકારથી ઘેરાયેલુ આ સ્થાવર—જગમ જગત ભમ્યા કરે છે હે રાજા ! દેવો, પશુપક્ષીઓ તથા મનુષ્યો ના આ સસારમા વારવાર જન્મ અને મૃત્યુ થયા કરે છે એમ દરેક જીવ પોતાના કર્મને વશ થઈ તેને અનુસરે છે હરકોઈ પ્રાણીનુ (તેના) સર્વ કાર્ય સિદ્ધ થયા વિના જ રથના પૈડાની પેઠ હમેશા (અહકારથી જ) ભ્રમણ થાય છે, એમ (શાસ્ત્રોમા) કહ્યુ છે વિષ્ણુના પણ અવતારોની સખ્યાને ક્યા પુરુષ જાણે છે ? આ અનત સસારમા ઉત્તમ અને અધમ યોનિઓમા પણ વિષ્ણુના પણ અવતારો થાય છે સાક્ષાત્ નારાયણ વિષ્ણુએ માછલાનુ, કાચબાનુ, ભૂડનુ, નૃસિહનુ તથા વામનનુ શરીર ધર્યુ છે જગતના નાથ જનાર્દન વાસુદેવ પણ દૈવને વશ થઈ યુગે યુગે અસખ્ય અવતારો ધરે છે હે મહારાજા ! ભગવાન વિષ્ણુએ સાતમા વૈવસ્વત મન્વતરમા જે અવતારો લીધા હતા તેને તમે બરાબર સાભળો હે મહારાજા ! દેવોમા શ્રેષ્ઠ અને સર્વના ઈશ્વર પ્રભુ વિષ્ણુએ ભૃગુના શાપથી અનેક અવતારો લીધા છે

જનમેજય રાજાએ પૂછ્યુ હે મહાભાગ ! મારા હૃદયમા આ સદેહ થાય છે હે દ્વિજ ! ભૃગુએ ભગવાન વિષ્ણુને શાપ કેમ આપ્યો હતો ? હે મુનિ ! વિષ્ણુએ તે મુનિનુ શુ અપ્રિય કર્યુ હતુ ? જેથી રોષને લીધે ભૃગુએ દેવોથી નમાયેલા વિષ્ણુને પણ શાપ દીધો હતો ?

વ્યાસ બોલ્યા હે રાજન્ ! ભૃગુના શાપનું કારણ હુ કહુ છુ, તમે સાભળો પૂર્વે કશ્યપનો પુત્ર હિરણ્યકશિપુ જ્યારે રાજા હતો, ત્યારે દેવોની સાથે તેણે યુદ્ધ કર્યુ હતુ એ યુદ્ધ પરસ્પર કરાયુ, ત્યારે આખું જગત ગભરાયુ હતુ પછી તે રાજા મરાયો એટલે પ્રહ્લાદ રાજા થયો હતો શત્રુઓનો નાશ કરનાર તે પ્રહ્લાદે પણ દેવોને દુ ખ દીધુ હતુ અને તે સમયે ઇદ્ર તના પ્રહ્લાદનુ ઘોર યુદ્ધ થયુ હતુ હે રાજન્ ! પૂર્ણ સો વર્ષ સુધી દેવોએ લોકોને વિસ્મય કરનાર તે ઉગ્ર યુદ્ધ કર્યુ હતુ અને તેમા પ્રહ્લાદ હાર્યો હતો હે રાજા ! સનાતન ધર્મને જાણી પરમ વૈરાગ્ય પામેલો તે પ્રહ્લાદ વિરોચનના પુત્ર બલિને રાજ્ય પર સ્થાપી તપ કરવા ગધમાદન પર્વત પર ગયો હતો પછી શ્રીમાન બલિરાજાએ રાજ્ય પામી દેવો સાથે વેર કર્યુ હતુ તે વેળા (દેવો ને દાનવોનુ) પરસ્પર અતિભયકર યુદ્ધ થયુ હતુ, જેમા દેવોએ દૈત્યોને જીત્યા હતા અને અમાપ તેજવાળા ઇદ્રે વિષ્ણુની સહાયથી દૈત્યોને રાજ્યભ્રષ્ટ કર્યા હતા પછી હે રાજા ! હારેલા દૈત્યો શુક્રાચાર્યને શરણે ગયા હતા (અને આમ કહ્યુ હતુ ) 'હે બ્રહ્મન્ ! તમે પ્રતાપી છતા અમને સહાય કેમ કરતા નથી ? અમે અહીં રહેવા પણ સમર્થ નથી હે મત્ર જાણનારાઓમા ઉત્તમ ! તમે અમારુ રક્ષણ કરવા જ સહાયરૂપ નહિ થાઓ, તો અમે રસાતલમા પહોચી જઈશુ '

વ્યાસે કહ્યુ એમ કહેલા દયાળુ શુક્રાચાર્યે મુનિએ દૈત્યોને કહ્યુ 'હે અસુરો ! તમે ભય ન પામો હુ મારા તેજથી તમારી રક્ષા કરીશ અને મત્રો તથા ઓષધિઓથી તમને કાયમી સહાય કરીશ, માટે તમે ઉત્સાહયુક્ત થઈ સતાપરહિત થાઓ ' એમ તે શુક્રાચાર્યનો આશ્રય મળવાથી દૈત્યો નિર્ભય થયા; પણ આ બધી બિના દેવોએ દૂતો દ્વારા સાભળી. એટલે શુક્રાચાર્યના મત્રના પ્રભાવથી ખૂબ ત્રાસેલા દેવોએ ઇદ્રની સાથે મત્રણા કરી પરસ્પર વિચાર્યુ કે, જેટલામા તેઓ આપણને સ્થાનભ્રષ્ટ ન કર તેટલામાં

આપણે જલદી યુદ્ધ કરવા જઈએ, અને દૈત્યોને બળથી મારી નાખી બાકીનાઓને પતાળમા નસાડી મૂકીએ ' (આમ વિચાર્યો) પછી ઇદ્રે પ્રેરલા દેવો રોષ સાથે શસ્ત્રો લઈ વિષ્ણુની સાથે દાનવો સામે ગયા, એટલે દેવોથી મરાતા દૈત્યો ખૂબ ત્રાસ પામી, ભયભીત થઈ શુક્રાચાર્યને શરણે ગયા અને ' તમે રક્ષા કરો, રક્ષા કરો, ' એમ કહેવા લાગ્યા; ત્યારે મત્ર તથા ઔષધના બળથી સમર્થ તે શુક્રાચાર્યે દેવોથી પીડાતા મહાબળવાન દૈત્યાને જોઈ ' તમે ભય ન પામો ' એવુ વચન ઉચ્ચાર્યુ , એટલે સર્વ દેવો શુક્રાચાર્યને જોઈ દૈત્યોને છોડી દઈ નાસી ગયા ૧-૫૦

**मा भैष्टेति वचः प्राह मन्त्रौषधबलाद् विभुः। दृष्ट्वा काव्यं सुराः सर्वे त्यक्त्वा तान् प्रययुः किल ॥५०॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૧ મો*

### મત્રો મેળવવા શુક્રાચાર્યનુ જવું

व्यास उवाच

**तथा गतेषु देवेषु काव्यस्तान् प्रत्युवाच ह। ब्रह्मणा पूर्वमुक्तं यच्छृणुध्वं दानवोत्तमाः ॥१॥**

વ્યાસ બોલ્યા દેવો એમ ગયા, ત્યારે શુક્રાચાર્યે તે દૈત્યો પ્રત્યે કહ્યુ ' હે ઉત્તમ દાનવો ! બ્રહ્માએ પૂર્વે જે કહ્યુ છે, તે તમે સાભળો દૈત્યોનો નાશ કરવામા તત્પર, ઉત્સાહી જનાર્દન વિષ્ણુએ વરાહનુ રૂપ ધરી જેમ હિરણ્યાક્ષને માર્યો હતો અને નૃસિહનુ રૂપ ધરી જેમ હિરણ્યકશિપુને માર્યો હતો, તેમ સર્વ દૈત્યોનો તે નાશ કરશે, એ નક્કી છે ( આમ બ્રહ્માએ કહ્યુ છે ) વળી મારુ મત્રબળ પણ બરાબર જણાતુ નથી, જેથી મારાથી રક્ષાયલા તમે વિષ્ણુને તથા દેવોને જીતવા સમર્થ થાઓ ( એમ પણ મને લાગતુ નથી ), માટે હે ઉત્તમ દાનવો ! કેટલાક સમય સુધી તમે રાહ જુઓ, હુ આજે મત્ર માટે મહાદેવ પાસે જાઉં છુ હે શ્રેષ્ઠ દાનવો ! મહાદેવ પાસેથી મત્રો મેળવી હુ હમણા આવતો રહીશ અને તે મત્રો તમને બરાબર આપીશ '

દૈત્યો બોલ્યા : હે મુનિશ્રેષ્ઠ ! પરાજય પામી નિર્બળ થયલા અમે તેટલો કાળ પૃથ્વી પર રહેવા તથા રાહ જોવામા કેમ સમર્થ થઈએ ? બધા બળવાન દાનવો માર્યા ગયા છે અને અમુક કેટલાક બાકી રહ્યા છે, તેઓ હવે યુદ્ધ માટે એ રીતે સુખેથી ઉભા રહેવા લાયક નથી

શુક્રે કહ્યુ ' હુ શકર પાસેથી મન્ત્રવિદ્યા લઈ ન્યા સુધીમા આવુ, ત્યા સુધી તમારે તપમા તત્પર રહી શાતિમા રહેવુ દેશ, કાળ, બળ તથા શક્તિબળ જાણી સમજુ વીર વિદ્વાનોએ સમયને યોગ્ય સામ, દાન વગેરે ( ઉપાયો ) કહ્યા છે કલ્યાણની ઈચ્છાથી કાંઈ સમય શત્રુઓની પણ સેવા કરવી જોઈએ અને પછી પોતાની શક્તિ વધે ત્યારે સમજુ પુરુષે તે શત્રુઓને મારી નાખવા માટે હમણા શાતિ અને છળથી વિનય કરી મારા આવવાની રાહ જોતા પોતાના સ્થાનોમા તમે રહો હે દાનવો ! મહાદેવ પાસેથી મત્રો મેળવી હુ આવીશ અને પછી મત્રના બળનો આશ્રય કરી દેવો સામે આપણે લડીશુ ' હે મહારાજ ! એમ તેઓને કહી નિશ્ચય કરીને મુનિશ્રેષ્ઠ શુક્રાચાર્ય મત્રો માટે મહાદેવ પાસે ગયા દાનવોએ દેવોને વિશ્વાસ પમાડનાર, ગભરાટ વિનાના અને સત્યવાદી પ્રહ્લાદને દેવોની પાસે મોકલ્યા, ત્યારે હે રાજા ! અસુરો સહિત જઈ પ્રહ્લાદે વિનયનમ્ર થઈ દેવોને નમ્રતાયુક્ત આ વચન કહ્યુ ' હે દેવો ! અમે બધા હવે શસ્ત્રો છોડી દઈ બખ્તરો ઉતારી નાખી વલ્કલ વસ્ત્રો પહેરીને તપ કરીશુ ' પ્રહ્લાદનુ તે સત્ય વચન સાભળી દેવો હર્ષ પામ્યા અને સતાપ રહિત થઈ પાછા ફર્યા એમ દૈત્યાએ શસ્ત્રો છોડયા ત્યારે તે વિશ્વાસ પામેલા દેવો પાછા ફરી પોતાને ઘેર જઈ રમતગમતમા પડ્યા અને નિરાતે રહેવા લાગ્યા દૈત્યા દંભ કરી તપશ્ચર્યામા તત્પર તાપસો બન્યા ને શુક્રાચાર્યના આવવાની રાહ જોતા કશ્યપના આશ્રમમા રહેવા લાગ્યા શુક્રાચાર્ય કૈલાસમા જઈ મહાદેવને પ્રણામ કર્યા, ત્યારે ' તમારે શુ કામ છે એમ શકરે પૂછતા તેમણે કહ્યુ ' હે દેવ ! જે મત્રો બૃહસ્પતિની પાસે નથી, તે મત્રોથી દેવોનો પરાજય કરવા તથા અસુરોનો જય કરવા હુ ઈચ્છુ છુ ' કલ્યાણ કરનારા સર્વજ્ઞ શિવે તેમનુ

* આ અધ્યાયમા શુક્રઋષિ મત્ર મેળવવા માટે ગયા, એ કથા નસ્તાવન શ્લોકોથી સારી રીતે કહેવાશે.

એ વચન સાભળી મનથી વિચાર્યુ કે, 'હવે શુ કરવુ? દૈત્યોના ગુરુ આ શુક્રાચાર્યે દેવો ઉપર દ્રોહ બુદ્ધિથી દૈત્યોના જય માટે મંત્રો સારુ હાલ અહીં આવ્યા છે, પણ મારે દેવોની રક્ષા કરવી જોઈએ આમ વિચારી મહેશ્વર શંકરે અતિ ઉગ્ર હોઈ કરવુ મુશ્કેલ વ્રત તેમને બતાવ્યુ કે, 'એક હજાર વર્ષ સુધી ઊંધા મસ્તકે રહી ધાન્યના કોતરાનો ધુમાડો જો તમે પીશો, તો તમારુ કલ્યાણ થશે અને તેથી તમે મંત્રો મેળવશો. એમ તેમણે કહ્યુ, ત્યારે તે શુક્રાચાર્યે 'તમે આજ્ઞા કરેલુ તે વ્રત હુ કરીશ એવુ વચન કહ્યુ

વ્યાસ બોલ્યા શંકરને એમ કહી મંત્ર મેળવવા જેમણે નિશ્ચય કર્યો હતો એવા તે શાંત શુક્રાચાર્યે ધુમાડા પીવા તત્પર થઈ ઉત્તમ વ્રત શરૂ કર્યુ બીજી તરફ દેવો શુક્રાચાર્યને વ્રતપરાયણ અને દૈત્યોને હાની જાણી વિચારમા પડયા હે રાજા! મનથી વિચારી સર્વ દેવો યુદ્ધ કરવા તૈયાર થયા અને આયુધો લઈને જ્યા તે ઉત્તમ દાનવો રહ્યા હતા ત્યા ગયા દૈત્યો આયુધો સહિત બખ્તરધારી તે દેવોને ચારે તરફથી આવેલા જોઈ ભયથી ગભરાઈ ગયા અને વ્રતથી દુર્બળ હોઈ તુરત જ તેઓ (શસ્ત્રો વગેરથી) મજબૂત હોઈ બળથી ગર્વિષ્ઠ એ દેવોની નામ ગયા ને સત્ય વચન કહેવા લાગ્યા કે, હે દેવો! જેણે શસ્ત્રો છોડયા છે તેને, ભયભીતને, આચાર્યને તથા વ્રતમા રહેનારને પ્રથમ અભયદાન આપી હવે તમે અમારો નાશ કરવાની ઈચ્છાથી આવ્યા છો! (તે યોગ્ય નથી) હે દેવો! તમારો સત્ય અને વચનનો ધર્મ ક્યા ગયા? જેઓએ શસ્ત્રો છોડયા હોય અને જેઓ ભય પામી શરણે થયા હોય, તેઓને મારવા તે ઠીક નથી'

દેવો બોલ્યા 'તમે શુક્રાચાર્યને મંત્ર માટે મોકલ્યા છે અને તમારુ તપ કપટથી યુક્ત જણાયુ છે, તેથી અમે યુદ્ધ જ કરીશુ તમે શસ્ત્રો હાથમા લઈ આવેશમા આવી યુદ્ધ માટે તૈયાર થાઓ, લાગ જોઈ શત્રુને મારી જ નાખવો, આ સનાતન ધર્મ છે' તે વચન સાભળી ભયથી ગભરાયેલા સર્વ દૈત્યો માહોમાહે વિચાર કરી નાસી જવા તત્પર થઈને જતા રહ્યા. અને ભયભીત થઈ તે દાનવો શુક્રાચાર્યની માતાને શરણે ગયા, ત્યારે તેણે તેઓને અત્યંત ગભરાયેલા જોઈ અભય આપ્યુ. (ને કહ્યુ.)

શુક્રની માતા બોલ્યા હે દાનવો! ડરશો નહિ, ડરશો નહિ, ભય છોડી દો મારી પાસે રહેનારાઓને ભય કદી થતો નથી

તે વચન સાભળી દૈત્યો તે શ્રેષ્ઠ આશ્રમમા નિર્ભય, આયુધરહિત અને ગભરાટ વિના રહેવા લાગ્યા. દાનવોને (એ રીતે) નાસી ગયેલા જોઈ, દેવો બલાબલ નહિ વિચારી તેઓના પગલે પાછળ પડી બળાત્કારે તેમના તરફ ધસી ગયા અને ત્યા જઈ તે સર્વ દૈત્યોને મારી નાખવા તૈયાર થયા અને શુક્રાચાર્યની માતાએ વાર્યા છતા એ આશ્રમમા રહેલા દૈત્યોને તેઓ મારવા માંડયા એમ દૈત્યોને દેવોથી મરાતા જોઈ, શુક્રાચાર્યની માતા (કોપથી) અત્યંત ધ્રૂજી ઊઠી ને બોલી કે, 'તપથી તમને બધાને નિદ્રાવશ કરુ છુ' એમ કહી તેણે નિદ્રાને પ્રેરણા કરી, એટલે તે દેવતાઓ પર જઈ પડી જેથી ઇદ્ર સહિત દેવો નિદ્રાને વશ થઈ મૂગાની જેમ બેસી રહ્યા. તે વેળા ઇદ્રને નિદ્રાથી બેભાન ને ગરીબડો જોઈ વિષ્ણુએ કહ્યુ: 'હે દેવોમા ઉત્તમ! તુ મારામા પ્રવેશ કર, એટલે હુ તને બીજે સ્થળે લઈ જાઉં, તારુ કલ્યાણ થાઓ, (વિષ્ણુએ) એમ કહેતા ઇદ્રે વિષ્ણુમા પ્રવેશ કર્યો, એટલે વિષ્ણુથી રક્ષણ પામેલો તે નિર્ભય અને નિદ્રારહિત થયો. ત્યારે વિષ્ણુએ રક્ષા કરેલા ઇદ્રને નિર્ભય થયેલો જોઈ ક્રોધાયમાન થયેલી શુક્રની માતાએ આ વચન કહ્યુ: 'હે ઇદ્ર! સર્વ દેવોના દેખતા હુ તપના બળથી તને વિષ્ણુની સાથે ખાઈ જઈશ, આવુ મારુ તપોબળ છે.' તેણે એમ કહેતા જ દેવ વિષ્ણુ તથા ઇદ્ર (તેની) યોગવિદ્યાને લીધે અશક્ત બન્યા અને તે બન્ને મહાત્માઓ પણ બેભાન થયા એમ તે બને ખૂબ પીડાયેલા જોઈ દેવો વિસ્મય પામ્યા અને મનથી ગભરાઈ જઈ ભયની ચીસો પાડવા લાગ્યા. એમ દેવોને ચીસો પાડતા જોઈ ઇદ્રે વિષ્ણુને કહ્યુ: 'હે મધુસૂદન! તમારા કરતા હુ વધારે અશક્ત થયો છુ હે વિષ્ણુ! આપણને બનેને જેટલામા આ બાળી ન નાખે, તેટલામા તરત જ તપથી ગર્વિષ્ઠ બનેલી આ દુષ્ટાને તમે મારી નાખો હે પ્રભુ! હે માધવ!

આમા તમે વિચાર ન કરો ' પ્રસિદ્ધ એ ઇદ્રે એમ કહ્યુ, ત્યારે લક્ષ્મીના પતિ ભગવાન વિષ્ણુએ તરત જ દયા છોડીને ચક્રને યાદ કર્યું વિષ્ણુને વશ રહેનારુ એ ચક્ર માન યાદ કરતા જ ત્યા આવી પહોચ્યુ, એટલે ઇદ્રે પ્રેરણા કરેલા વિષ્ણુએ ક્રોધ કરી શુક્રની માતાનો નાશ કરવા તેને હાથમા લીધુ અને તેને હાથમા લઈ તરત જ શુક્રની માતાનુ મસ્તક કાપી નાખ્યુ, ત્યારે તેને મરેલી જોઈ ઇદ્ર ખુશ થયા, અને દેવો પણ ઘણો જ સતોષ પામી ' જય જય ' એમ કહી વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા અને પ્રસન્ન થઈ દુ ખરહિત થયા પણ સ્રીનો નાશ થવાથી ભૃગુઋષિના અટળ શાપની શકા કરતા ઇદ્ર અને વિષ્ણુ તે જ ક્ષણે હૃદયમા ગભરાવા લાગ્યા ૧-૫૭

**इन्द्रविष्णू तु सञ्जातौ तत्क्षणादुद्धृदयव्यथौ ।**
**स्त्रीवधाच्छङ्कमानौ तु भृगोः शाप दुरत्ययम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૨ મો[×]

## વિષ્ણુને ભૃગુનો શાપ અને જયંતી શુક્રની સેવામાં

व्यास उवाच ।

**तं दृष्ट्वा तु वध घोर चुक्रोध भगवान् भृगुः ।**
**वेपमानोऽतिदु खार्त्त· प्रोवाच मधुसूदनम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તે ઘોર હિંસા જોઈ ભગવાન ભૃગુ ક્રોધાયમાન થયા, તેમણે અત્યત દુ ખથી પીડાઈ ને ધ્રૂજતા ધ્રૂજતા વિષ્ણુને કહ્યુ

ભૃગુ બોલ્યા ' હે મહાબુદ્ધિમાન વિષ્ણુ ! તમે જાણતા છતા ન કરવા જેવુ પાપ કર્યું છે, બ્રાહ્મણ કન્યાનો આ નાશ મનથી પણ કરવો અયોગ્ય છે તમે સત્ત્વગુણી કહેવાઓ છો, બ્રહ્મા રજોગુણી અને શકર તમોગુણી કહેવાય છે, છતા આ વિપરીત કેમ થયુ ? તમે તમોગુણી કેમ થયા ? અને અતિ નિદ્ય કર્મ કેમ કર્યું ? હે વિષ્ણુ ! મારવાને અયોગ્ય નિરપરાધી સ્રીને તમે કેમ મારી ? દુરાચારી તમને હુ શાપ દઉ છુ, બીજુ શુ કરુ ? ઓ પાપી ! તમે ઇદ્રના કારણે મને સ્રી વિનાનો કર્યો છે હે મધુસૂદન ! હુ ઇદ્રને તેવો શાપ નહિ આપુ, પણ તમને જ આપુ છુ કેમ કે તમે સદાય કપટી અને કાળા સાપ જેવા દુષ્ટ હૃદયવાળા છો જે મુનિઓ તમને સાત્ત્વિક કહે છે, તે મૂર્ખ છે, હે જનાર્દન ! તમો તમોગુણી ને દુરાચારી મને પ્રત્યક્ષ જણાયા છો હે જનાર્દન ! મારા શાપને લીધે તમારા મૃત્યુલોકમા અવતારો થાઓ અને ( આ ) પાપથી તમે ગર્ભથી થનારુ દુ ખ ભોગવો ' તે પછી એ શાપને લીધે જ્યારે જ્યારે ( પૃથ્વી પર ) ધર્મનો નાશ થાય છે, ત્યારે ત્યારે વારવાર લોકનુ હિત કરવા આ મનુષ્યોમા તે વિષ્ણુ જન્મે છે

જનમેજય રાજાએ પૂછ્યુ ' અમાપ તેજવાળા વિષ્ણુએ ચક્રથી ભૃગુની સ્રીને ત્યા મારી નાખી, તે પછી એ મહાત્માનો ગૃહસ્થાશ્રમ ફરી કઈ રીતે થયો હતો ?

વ્યાસે કહ્યુ વિષ્ણુને રોષથી શાપ દઈ કાર્યવેત્તા ભૃગુએ ઉતાવળા જઈ તે ( પોતાની સ્રીનુ ) મસ્તક લઈ તરત જ શરીર પર જોડી દઈ આમ કહ્યુ કે, ' હે દેવિ ! વિષ્ણુએ મારેલી તને આજે હુ સજીવન કરુ છુ જો હુ સમગ્ર ધર્મ જાણુ છુ અથવા મે સમગ્ર ધર્મ આચર્યો પણ છે અને જો હુ સત્ય બોલુ છુ, તો તે સત્યથી ( મારી આ સ્રી ) જીવતી થાઓ, સર્વ દેવતાઓ મારા મહાન તપોબળને જુઓ. તે—આ સ્રીને શીતળ જળ છાટી હુ તપોબળથી જિવાડુ છુ જો મારુ સત્ય, બાહ્યઆભ્યતર પવિત્રતા, વેદો અને તપનુ બળ હોય તો આ જીવતી થાઓ ' ( એમ કહી ભૃગુએ ) તે વેળા જળથી છાટેલી દેવી ભૃગુપત્ની પરમ પ્રસન્ન અને પવિત્ર હાસ્ય કરતી ઊભી થઈ જાણે તે સૂઈને ઊઠી હોય, એવી તેને જોઈ સર્વ લોકો સર્વ દિશાઓમા ' સારુ થયુ, સારુ થયુ ' એમ તેના વખાણ કરવા લાગ્યા એમ તે સુદર વર્ણવાળી સ્રીને ભૃગુએ જિવાડી, તે જોઈ ઇદ્ર સહિત દેવો પરમ વિસ્મય પામ્યા પછી ઇદ્રે દેવોને કહ્યુ ' ભૃગુએ સતીને જો જિવાડયા તો હવે શુક્રાચાર્ય ઘોર તપ કરી મત્ર વેત્તા થઈ ( કોણ જાણે ) શુ કરશે ? ' હે રાજા ! મત્રો

× આ અધ્યાયમાં વિષ્ણુને શાપ થયા પછી જયંતીને શુક્રની સેવા માટે મોકલી, એ કથા ઓનામુનાહ શ્લોકોથી કહેવાશે.

માટે શુક્રાચાર્યનુ અતિ ઉગ્ર વૃત્તાત સાભળી તે યાદ આવતા ઇદ્રની ઊંઘ ઊડી ગઈ અને શરીરમા દુ ખ થવા લાગ્યુ તે સમય ઇદ્રે મનથી વિચારી સુદર અગ વાળી પોતાની પુત્રી જયતી કન્યાને સ્મિતપૂર્વક આ વચન કહ્યુ ‘હે પુત્રિ ! મે તને તપસ્વી શુક્રાચાર્યને આપી દીધી છે, માટે હે સુદર અગવાળી તુ તેમની સેવા કર અને મારે માટે તેમને વશ કર તેમના શ્રેષ્ઠ આશ્રમમા તરત જઈ તેમના મનને પ્રિય તે તે ઉપ ચારોથી તે મુનિને સેવી તુ મારો ભય દૂર કર ’ પિતાનુ તે વચન સાભળી તે જયતી પણ મનને આનદ ઉપ જાવતી એ આશ્રમમા ગઈ અને વિશાળ નેત્રવાળી તેણે ધૂમપાન કરતા શુક્રાચાર્યને ત્યા આશ્રમમા જોયા તેમનુ શરીર જોઈ પિતાનુ વાકય યાદ કરી જયતી તે વેળા કેળનુ પાન લઈ તે મુનિને પવન નાખવા લાગી, નિર્મળ, શીતળ હલકુ અને સુગધી જળ લાવી પરમ ભક્તિથી તેમને પીવા માટે તે તૈયાર રાખવા લાગી, સૂર્ય જ્યારે મધ્ય આકાશમા આવે ત્યારે ધર્મમા રહેલી તે સુદરાગી સતી પોતે વસ્ત્રરૂપી છત્ર વડે તેમના પર છાયા કરવા લાગી, પાકા અને મીઠા દિવ્ય ફળો લાવી તે મુનિને ખાવા માટે તેમની આગળ તૈયાર મૂકી રાખવા લાગી, નિત્યકર્મની પૂર્ણતા માટે અગૂઠાથી તર્જની આગળી સુધી લાબા અને પોપટ જેવા લીલા દર્ભો તથા પુષ્પો તેમની આગળ ને મૂકી રાખવા લાગી, નિદ્રા માટે કૂણા પાદડાવાળી શય્યા તૈયાર રાખવા લાગી અને તે મુનિ પર આદરવાળી રહી ધીમે ધીમે પખો ઢોળવા લાગી તે વેળા મુનિના શાપથી ભય પામતી તે જયતી હાવભાવ વગેરે કઈ પણ વિકાર કરનારુ કરતી ન હતી સુદર અગવાળી ને સુદર બોલનારી તે જયતી અનુકૂળ અને પ્રીતિ કર નારી વાણીથી તે મહાત્માની સ્તુતિ કરતી હતી (નિદ્રા લઈને) એ મુનિ જ્યારે જાગતા, ત્યારે પીવા માટે જળ લઈને ધરી રાખતી અને નિરતર તેમના મનને અનુકૂળ તે વેળા વર્તવા લાગી ગભરાતો ઇદ્ર પણ જિતેન્દ્રિય એ મુનિની પ્રવૃત્તિ જાણવાની ઇચ્છાથી ત્યા સેવકોને મોકલ્યા કરતો હતો એમ ઘણા વર્ષો સુધી જયતી નિર્વિકાર ક્રોધ પર કાબૂ વાળી તથા બ્રહ્મચર્યપરાયણ રહી તેમની સેવામા તત્પર રહ્યા કરી એક હજાર વર્ષ પૂરા થયા ત્યારે મહેશ્વર શકર પ્રસન્ન થયા, તેમણે પ્રસન્નચિત્ત થઈ શુક્રાચાર્યને વર માગવા કહ્યુ

શકર બોલ્યા , ભૃગુપુત્ર બ્રાહ્મણ ! લોકોમા જે કઈ વસ્તુ છે, જે વસ્તુને તમે નજરે જુઓ છો અને જે કોઈ વસ્તુ કોઈ વચનનો વિષય નથી, તે સર્વ વસ્તુને તમે વશ કરનાર થશો, એમા સશય નથી, વળી તમે કોઈથી પણ મારી શકાશો નહિ, પ્રજાઓના પતિ થશો અને બ્રાહ્મણોમા ઉત્તમ થશો

વ્યાસે કહ્યુ એવા તેમને વરદાનો દઈ શકર ત્યા જ અદૃશ્ય થયા અને પછી શુક્રાચાર્યે જયતી તરફ જોઈને આ વાકય કહ્યુ ‘ હે કેડના સુદર પાછલા ભાગવાળી ! તુ કોણ છે ? કોની પુત્રી છે ? તે શુ કરવા ઇચ્છ્યુ છે તે તુ કહે ? હે સુદર સાથળોવાળી ! તુ અહી શા માટે આવી છે ? તુ મને તારુ કાર્ય કહે હે સુદર નેત્રોવાળી ! તુ શુ ઇચ્છે છે ? તે કરવુ મુશ્કેલ હશે તોપણ આજે હુ કરીશ, તે કરેલી સેવાથી હુ પ્રસન્ન થયો છુ, માટે હે સુદર વ્રતવાળી ! તુ આજે વર માગ પછી પ્રસન્નમુખ થયેલી જયતીએ મુનિને કહ્યુ ‘ હે ભગવન્ ! મે જે કરવા ઇચ્છ્યુ છે, તેને તમે તપથી જાણી લેવાને યોગ્ય છો ’

શુક્રાચાર્ય બોલ્યા એ તો મે જાણ્યુ જ છે, તોપણ તે મનથી જે ઇચ્છ્યુ હોય, તે તુ કહે, હુ તારુ હરકોઈ પ્રકારે કલ્યાણ કરીશ, તારી સેવાથી હુ પ્રસન્ન થયો છુ

જયતી બોલી હે બ્રાહ્મણ ! હુ જયતી નામની ઇદ્રની પુત્રી છુ અને જયતની નાની બહેન છુ હે મુનિ ! મને મારા પિતાએ તમને અર્પણ કરી છે તો હે પ્રભો ! હુ તમારા પર કામનાવાળી છુ માટે મારી ઇચ્છા હવે તમે (પૂર્ણ) કરો હે મહાભાગ હુ તમારી સાથે ધર્મથી પ્રીતિપૂર્વક રમીશ

શુક્રાચાર્ય બોલ્યા હે સુદર કટિભાગવાળી ! હે સુદરિ ! અહીં સર્વ પ્રાણીઓથી અદૃશ્ય રહી તુ મારી સાથે દશ વર્ષ સુધી ઇચ્છા પ્રમાણે રમજે

વ્યાસ બોલ્યા એમ કહી ઘેર જઈને શુક્રાચાર્યે જયતી સાથે લગ્ન કર્યું અને દશ વર્ષ સુધી તે દેવીની સાથે તે રહ્યા માયાથી ઢકાયેલા તે સમર્થ શુક્ર એ

વેળા સર્વ પ્રાણીઓથી અદૃશ્ય રહ્યા હતા દૈત્યો તેમને કૃતાર્થ તથા મન સહિત આવેલા સાભળી પ્રસન્ન થઈને તેમના દર્શન કરવા ઈચ્છી તેમને ઘેર ગયા, પણ જયતી સાથે વિલાસ કરતા તેમને તેઓએ જોયા નહિ ત્યારે બધા ઉદાસ મનવાળા, ભાગી પડેલા ઉદ્યમવાળા, ચિંતાપરાયણ અને ખૂબ ગરીબડા થઈ વારવાર એકબીજા સામે જોવા લાગ્યા માયાથી ઢકાયેલા તે શુક્રાચાર્યને નહિ જોઈ તે ઉત્તમ દૈત્યો ચિંતાગ્રસ્ત અને ભયાતુર થઈ જેમ આવ્યા હતા, તેમ પોતાને ઘેર ગયા (બીજી બાજુ) ઇદ્રે શુક્રાચાર્યને રમતા જાણી મહાભાગ્યશાળી ગુરુ બૃહસ્પતિને કહ્યુ 'હવે આપણે શુ કરવુ જોઈએ ? હે માન આપનાર બ્રાહ્મણ ! તમે હવે દાનવો પાસે જાઓ અને બુદ્ધિથી વિચારી તમે અમારુ કામ કરો ' તે વચન સાભળી શુક્રાચાર્યને માયાથી ઢકાયેલા જાણી ગુરુ બૃહસ્પતિ શુક્રાચાર્યનુ રૂપ લઈ દૈત્યો પાસે ગયા ત્યા જઈ અત્યત ભક્તિથી તેમણે દાનવોને બોલાવ્યા એટલે તે સર્વ અસુરોએ આવીને ત્યા આગળ શુક્રાચાર્યને જોયા (તેમને સાચા) શુક્રાચાર્ય માની અત્યત મોહિત થઈ તે બધા (દૈત્યો) તેમને પ્રણામ કરી ઊભા રહ્યા અને શુક્રાચાર્યનુ રૂપ જણાવતી બૃહસ્પતિની માયાને જાણી શક્યા નહિ ગુપ્ત માયાથી શુક્રાચાર્યના સ્વરૂપધારી બૃહસ્પતિએ તેઓને કહ્યુ કે, 'તમે મારા યજમાનો ભલે આવ્યા, હુ તમારા હિત માટે આવ્યો છુ મે મેળવેલી વિદ્યા નિષ્કપટપણે હુ તમને જણાવીશ અને તમારા કલ્યાણ માટે જ મે તપથી શકરને પ્રસન્ન કર્યા છે તે સાભળી એ ઉત્તમ દાનવો પ્રસન્નચિત્ત થયા અને ગુરુને સિદ્ધ કરેલી ઈચ્છાવાળા જાણી અત્યત મોહિત થઈ હર્ષ પામ્યા તેઓ આનદયુક્ત, નિર્ભય તથા ગભરાટરહિત થઈ પ્રણામ કરવા લાગ્યા અને દેવોનો ભય છોડી બધા નિરાતે રહેવા લાગ્યા ૧-૫૯

**प्रणेमुस्ते मुदा युक्ता निरातङ्का गतव्यथा ।**
**देवेभ्यश्च भयं त्यक्त्वा तस्थुः सर्वे निरामया. ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૩ મો*

## બૃહસ્પતિએ શુક્રના રૂપે દૈત્યોને ઠગ્યા

राजोवाच

**किं कृतं गुरुणा पश्चाद् भृगुरूपेण वर्तता ।**
**छलेनैव हि दैत्यानां पौरोहित्येन धीमता ॥ १ ॥**

જનમેજય રાજાએ પૂછ્યુ કપટથી શુક્રના રૂપે ગુરુપદે વર્તતા બુદ્ધિમાન બૃહસ્પતિએ પછી શુ કર્યુ હતુ ? દેવોના ગુરુ, સર્વ વિદ્યાઓના અખૂટ ભડાર અને અગિરાના પુત્ર મુનિ બૃહસ્પતિ કપટ કરનાર કેમ થયા હતા ? મુનિઓએ સર્વ ધર્મશાસ્ત્રોમા સત્યને ધર્મનુ કારણ કહ્યુ છે, જેથી પરમાત્મા પણ મળે છે વાણીના પતિ બૃહસ્પતિ દાનવો સામે જૂઠુ બોલનાર જો થયા, તો સસારમા કયો ગૃહસ્થાશ્રમી સત્ય બોલનાર થશે ? હે મુનિ ! બ્રહ્માડનો વૈભવ હોય, છતા પોતાના આહારથી વધારે જમી શકાતુ નથી (અને આહાર જેટલુ ખાવાનુ તો પ્રારબ્ધ જ આપી દે છે, આમ જાણ્યા) છતા તે—આહાર જેટલા અન્ન માટે જ મુનિઓ જૂઠી પ્રવૃત્તિ કેમ કરે છે ? (સર્વ મોટાઓના આચરણમા પણ અનિદ્યપણુ જો ન મળે તો) શિષ્ટ સત્પુરુષોનો અભાવ થતા '**शिष्टवाक्यं प्रमाणम्** । શિષ્ટોનુ વાક્ય પ્રમાણભૂત હોય છે આવુ શબ્દપ્રમાણ શુ નાશ ન પામ્યુ ? કપટી કર્મ કરવા તૈયાર થયેલા બૃહસ્પતિમા અનિદ્યપણુ કેવી રીતે રહ્યુ ? (સૃષ્ટિની) ઉત્પત્તિસમયે મુનિઓએ દેવોને સત્ત્વગુણથી જન્મેલા, મનુષ્યોને રજોગુણથી જન્મેલા તથા પશુપક્ષીઓને તમોગુણથી જન્મેલા કહેલા છે સાક્ષાત્ દેવોના ગુરુ પોતે જો જૂઠુ બોલનાર બને તો કયો રજોગુણી તથા તમોગુણી સત્ય બોલનાર થશે ? મારા મનને આ સદેહ થાય છે કે, તે (સત્ય) ધર્મની સ્થિતિ કયા રહેશે ? અને ત્રણે જગત જો અસત્યમય બની જશે, તો સર્વ પ્રાણીઓની શી ગતિ થશે ? વિષ્ણુ, બ્રહ્મા, ઇદ્ર અને બીજા ઉત્તમ દેવો—એ બધાય જો કપટ કરવામા ચતુર થાય, તો મનુષ્યોની વાત જ શી ? બધા દેવો અને તપોધન મુનિઓ પણ કામક્રોધથી દુ ખ

* આ અધ્યાયમા દેવોના ગુરુ બૃહસ્પતિએ શુક્રના રૂપે દૈત્યોને ઠગ્યા, એ કથા બાલક શ્લોકોથી કહેવાશે.

પામેલા, લોભથી ભરેલા મનવાળા અને કપટ કરવામા ચતુર લાગે છે વસિષ્ઠ, વામદેવ, વિશ્વામિત્ર તથા બૃહસ્પતિ પણ પાપકર્મ કરવા તત્પર થયા, તો ધર્મની ગતિ શી ? હે મુનિ ! ઇદ્ર, અગ્નિ, ચદ્ર તથા બ્રહ્મા જો પરસ્ત્રીલપટ બન્યા, તો આ જગતમા શિષ્ટપણુ ક્યા રહ્યુ, તે કહો હે નિર્દોષ ! તે સર્વ દેવો ને મુનિઓ જો લોભથી ઘેરાયા, તો કોના વચનને ઉપદેશ બુદ્ધિથી માનવુ

વ્યાસ બોલ્યા વિષ્ણુ શુ, શિવ શુ, બ્રહ્મા શુ, ઇદ્ર શુ કે બૃહસ્પતિ શુ ? જે કોઈ દેહવાળો (એટલે દેહાભિમાની) હોય છે, તે વિકારોથી યુક્ત હોય જ છે વિષ્ણુ રાગી છે અને બ્રહ્મા પણ રાગી જ છે હે રાજા ! રાગી પુરુષ ક્યુ અકાર્ય નથી કરતો ? રાગી હોય છતા ચતુરાઈથી (અર્થાત્ ઠગાઈથી) વિદેહ જેવો જણાય—દેહાભિમાનથી રહિત જેવો દેખાય, તોપણ જ્યાર સકટ આવે છે, ત્યારે (તેની ઠગાઈ જાહેર થાય છે અને) તે પણ ગુણોથી અત્યત પરાજય પામે છે હરકોઈ કાર્ય (તેના) કારણથી રહિત થવાને યોગ્ય કેમ બને ? (કારણ વિના કાર્ય હોઈ શકે નહિ,) બ્રહ્માદિ સર્વનુ કારણ ગુણો જ છે અને તેઓના શરીરો પણ પચીસ તત્ત્વોથી જ બન્યા છે, એમા ફેરફાર નથી સમય થતા તેઓ પણ મરણધર્મી થાય છે (એટલે મરે છે) તો હે રાજા ! એમા તમારે સદેહ શો છે ? બીજાને ઉપદેશ કરતી વેળા બધા સ્પષ્ટ રીતે શિષ્ટ અથવા સજ્જન થાય છે પણ પોતાનુ કામ કરવાનુ આવે છે, ત્યારે કોઈ જાતની વિશેષતા વિના જ બધા બીજાઓની પેઠે જ (પોતાના શિષ્ટ પણા સાથે) નાશ પામે છે કામ, ક્રોધ, લોભ, દ્રોહ, અહકાર અને દ્વેષ આ વિકારોનો ત્યાગ કરવા કયો દેહધારી પુરુષ સમર્થ છે ? હે મહારાજા ? આ સસાર કાયમ એવા જ પ્રકારનો કહેવાયો છે શુભ—અશુભમય આ સસાર એથી જુદા સ્વરૂપવાળો કદી હોતો જ નથી ભગવાન વિષ્ણુ કોઈ વેળા ઉગ્ર તપ કરે છે કોઈ સમયે તે દેવોના અધિપતિ અનેક જાતના યજ્ઞો કરે છે, કોઈ વખતે એ વ્યાપક પરમેશ્વર જુવાન બની વૈકુઠમા લક્ષ્મીના રગોથી રગાઈને તેને વશ થઈ રમે છે, કોઈ વેળા તે કરુણાસિધુ દાનવોના બાણોથી ખૂબ પીડાઈને દાનવો સાથે મહાભયકર યુદ્ધ કરે છે, તેમા કોઈ સમયે દૈવયોગે જય પામે છે અને કોઈ વેળા પરાજય પણ પામે છે એમ એ વિષ્ણુ પણ સુખ—દુ ખથી પરાભવ પામ્યા છે, એમા સશય નથી. કોઈ વેળા યોગનિદ્રાથી ઘેરાઈ શેષનાગ પર તે સૂએ છે અને સમય થતા સ્વભાવથી જગાડેલા તે વિશ્વાત્મા જાગે છે એ શકર, બ્રહ્મા ને વિષ્ણુ તથા ઇદ્રાદિ દેવો તથા જે મુનિઓ છે, તેઓ પણ પોતાના આયુષ્યના નિર્માણ પ્રમાણે વિચરે છે હે રાજા ! પ્રલયકાળ થાય છે, ત્યારે સ્થાવર–જગમમા આખુ જગત નાશ પામે છે, એમા કદી કઈ પણ સશય નથી હે રાજા ! પોતાના આયુષના અતે બ્રહ્મા વગેરે પણ નાશ પામે છે અને ફરી (સૃષ્ટિકાળે) વિષ્ણુ, શિવ, ઇદ્ર વગેરે દેવો ઉત્પન્ન થાય છે, માટે હરકોઈ જે દેહધારી હોય છે, તે કામાદિ ભાવોને પામે જ છે, એમા હે રાજા ! તમારે કદી વિસ્મય કરવો નહિ હે રાજા ! આ સસાર તો કામ, ક્રોધ વગેરેથી ખરડાયેલો જ છે તેનાથી છૂટેલો સાચો જ્ઞાની પુરુષ દુર્લભ છે જે પુરુષ આ સસારમા ભય પામે છે, તો તે સ્ત્રીને પરણતો નથી અને સર્વ સગોથી છૂટો થઈ શકારહિત થઈ ફર્યા કરે છે (દરેક પ્રાણી ત્રણ ગુણોથી બધાયેલો છે) તેથી જ બૃહસ્પતિની સ્ત્રીને ચદ્રે ભોગવી હતી બૃહસ્પતિએ પણ પોતાના નાના ભાઈની સ્ત્રીને ભોગવી હતી, એમ આ સસારચક્રમા રાગ અને લોભ વગેરેથી વીટાયેલો મનુષ્ય ગૃહસ્થાશ્રમનો આશ્રય કરી કઈ રીતે મુક્ત થાય ? માટે હરકોઈ પ્રયત્ને સસારનુ સારપણુ છોડીને—સસાર ઉપરથી આસક્તિ છોડી દઈ સચ્ચિદાનદ સ્વરૂપ મહેશાની દેવીનુ આરાધન કરવુ આ સ્થાવર—જગમ જગત તેમની માયાના ગુણોથી ઢકાયેલુ છે હે રાજા ! સર્વ જાણે ગાડુ થયુ હોય અથવા દારૂથી બેભાન બન્યુ હોય તેમ ભમ્યા કરે છે, માટે તે દેવીના આરાધનથી જ સર્વ ગુણોનો નાશ કરી બુદ્ધિ-માન પુરુષે મુક્તિ મેળવી લેવી આથી ઉત્તમ બીજો કોઈ માર્ગ નથી આરાધેલા તે મહેશ્વરી જ્યા સુધી કૃપા ન કરે, ત્યા સુધી સુખ ક્યાથી થાય ? (તેમના વિના) બીજો કોણ દયાળુ છે ? માટે કરુણાસાગર તે દેવીનુ નિષ્કપટ ભાવે ભજન કરવુ જેમના ભજનથી

જ મનુષ્ય જીવન્મુક્તપણુ પામે છે, દુર્લભ મનુષ્ય પણ પામીને તે મહેશ્વરીને જો ન સેવ્યા તો નિસરણીની ટોચેથી નીચે પડયા એમ અમે માનીએ છીએ આખુ જગત અહકારથી વીંટાયેલુ, ત્રણ ગુણોથી યુક્ત અને અસત્ય સાથે સબધવાળુ પણ છે, તે (જગત) ભગવતીના આરાધન વિના કઈ રીતે મુક્ત થાય ? માટે સર્વ લોકોએ બધુ છોડી દઈ ભુવનેશ્વરીને સારી રીતે સેવવા જોઈએ

જનમેજય રાજાએ પૂછ્યુ હે દાદા ! શુક્રાચાર્યનુ રૂપ ધારણ કરતા એ બૃહસ્પતિએ ત્યા શુ કર્યુ હતુ અને શુક્રાચાર્ય ક્યારે આવ્યા હતા, તે મને કહો

વ્યાસ બોલ્યા હે રાજન્ ! શુક્રનુ સ્વરૂપ કરી ગુપ્ત રહેલા મહાત્મા બૃહસ્પતિએ તે વેળા જે કર્યુ હતુ તે હુ તમને કહુ છુ, સાભળો બૃહસ્પતિએ (પાખડ ધર્મનો) બોધ આપેલા દૈત્યો તેમને પોતાના ગુરુ શુક્રાચાર્ય માની, ખૂબ વિશ્વાસ કરી તે વખતે તેમના જ પરમ શરણવાળા બની ગયા બૃહસ્પતિએ ઠગેલા તેઓ તેમને શુક્રાચાર્ય માની અત્યત મોહિત થઈ વિદ્યા માટે શરણે ગયા હતા, અથવા લોભથી કોણ મોહ નથી પામતો ? એમ દસ વર્ષનો સમય પૂરો થયો, ત્યારે શુક્રાચાર્યે જયતી સાથે રમ્યા પછી પોતાના યજમાનોનો વિચાર કર્યો કે, 'મારી આશાથી તેઓ મારી વાટ જોતા હશે, માટે હવે હુ જઈને અત્યત ભયભીત તે મારા યજમાનોને મળુ મારા ભક્ત તેઓને દેવો તરફથી ભય ન થવો જોઈએ' આમ વિચારી નિશ્ચય કરીને તેમણે જયતી પ્રત્યે કહ્યુ 'હે સુદર નેત્રવાળી ! મારા પુત્ર સરખા તે દૈત્યો દેવોને જ શરણે ગયા છે અને તારો દસ વર્ષનો સમય આજે પૂરો થયો છે માટે હે દેવી ! તે મારા યજમાનોને મળવા હુ જાઉં છુ હે સુદર કેડવાળી ! ફરી પાછો તને જ અનુસરી હુ તારી પાસે આવીશ' (તે સાભળી) ધર્મ જાણનારાઓમા શ્રેષ્ઠ જયતીએ 'બહુ સારુ, હે ધર્મજ્ઞ ! તમે તમારી ઇચ્છા પ્રમાણે ભલે જાઓ હુ તમારા ધર્મનો નાશ નહિ કરુ ' એમ તેમને કહ્યુ તે વચન સાભળી શુક્રાચાર્ય ઉતાવળા ત્યાથી ગયા, ત્યારે દાનવોની પાસે તેમણે બૃહસ્પતિને જોયા જે કપટી રૂપ ધરીને (ઉપરથી) સૌમ્ય હોઈ કપટથી યજ્ઞોની નિંદામા તત્પર થઈ પોતે રચેલો જૈન ધર્મ તે દાનવોને સમજાવતા હતા કે, 'હે દેવોના શત્રુઓ ! હુ તમને સત્ય અને હિતકારી કહુ છુ કે, 'અહિંસા એ જ શ્રેષ્ઠ ધર્મ છે, તેથી આતતાયીઓ* પણ મારવા યોગ્ય નથી ભોગોમા આસક્ત અને જીભના સ્વાદમા તત્પર બ્રાહ્મણોએ વેદમા પોતાની ઇચ્છા પ્રમાણે પશુની હિંસા બતાવી છે, (ખરુ જોતા તો) અહિંસા જ પરમ શ્રેષ્ઠ મનાઈ છે' આવા વેદશાસ્ત્ર પરાયણ વાક્યોને કહેતા બૃહસ્પતિને સાભળી વિસ્મય પામેલા શુક્ર મનથી વિચારવા લાગ્યા કે, આ બૃહસ્પતિ ખરેખર મારો શત્રુ છે, તે ધુતારાએ મારા યજમાનોને ઠગ્યા છે, એમા સશય નથી પાપના બીજરૂપ અને નરકના મોટા દ્વારરૂપ લોભને ધિક્કાર હો, જે પાપથી પ્રેરાઈને બૃહસ્પતિ પણ અસત્ય બોલે છે જેનુ વચન પ્રમાણ ગણાય છે, સર્વ દેવોનો જે ગુરુ છે અને ધર્મશાસ્ત્રનો જે ઉપદેશક છે, તે બૃહસ્પતિ પણ પાખડધારી બન્યો છે ! ખરેખર, લોભથી મેલા કરાયેલા મનવાળો કઈ કઈ વસ્તુ નથી સ્વીકારતો ? (શુ શુ નથી કરતો ?) આમ બીજો ગુરુ પણ પાખડ કરવામા પડિત થયા કરશે બ્રાહ્મણોમા ઉત્તમ આ બૃહસ્પતિ પણ નટ જેવી ગર્વ ચેષ્ટા સ્વીકારી ખૂબ મૂઢ બનેલા મારા યજમાન દૈત્યોને ઠગી રહ્યો છે !'

शैलूषचेष्टित सर्वं परिगृह्य द्विजोत्तम ।
वञ्चयत्यतिसंमूढान् दैत्यान् याज्यान्ममाप्यसौ ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૧૩ મા સમાપ્ત

## અધ્યાય ૧૪ મો×

### ઠગાયેલા દૈત્યોને શુક્રનો મેળાપ

व्यास उवाच ।

इति सचिन्त्य मनसा तानुवाच हसन्निव ।
वञ्चिता मत्स्वरूपेण द्वेत्या किं गुरुणा किल ॥ १ ॥

વ્યાસ બોલ્યા એ પ્રમાણે મનથી વિચાર્યા પછી શુક્ર જાણે હસતા હોય તેમ દૈત્યોને કહેવા લાગ્યા

* અગ્નિ મૂકનાર, ઝેર આપનાર, શસ્ત્ર ઉગામી ધસી આવનાર, ધન લૂંટી લેનાર, સ્ત્રીને હરી જનાર તથા ખેતર પડાવી લેનાર—આ છ આતતાયી કહેવાય છે

×આ અધ્યાયમા ઠગાયેલા દૈત્યોને શુક્રનો મળાપ થયો, એ વાત સાત્ત્વત્ત્વાત્મક શ્લોકોથી કહેવાશે.

'હે દૈત્યો! બૃહસ્પતિએ મારુ સ્વરૂપ કરી તમને શુ ઠગ્યા જ કે? હુ શુક્રાચાર્ય છુ, આ તો દેવોનુ કાર્ય સિદ્ધ કરનાર બૃહસ્પતિ છે આણે મારા યજમાન તમને ઠગ્યા છે, એમા સશય નથી હે સજ્જનો! આના વચન પર વિશ્વાસ ન કરજો આ ઢોંગી મારી આકૃતિવાળો બન્યો છે હે યજમાનો! તમે મને માનો, આ બૃહસ્પતિને છોડી દો ' એવુ તેનુ વચન સાભળી તેમ જ બન્નેને સમાન જોઈ 'આ જ શુક્રાચાર્ય છે' એવા નિશ્ચયવાળા તેઓ અત્યત વિસ્મય પામ્યા તેમને ભ્રમમા પડેલા જોઈ બૃહસ્પતિએ આ વાકય કહ્યુ 'મારા સ્વરૂપવાળો આ બૃહસ્પતિ છે તે તમને ઠગે જ છે દેવોનુ કાર્ય સિદ્ધ કરવા તે તમને ઠગવા આવ્યો છે માટે હે ઉત્તમ દૈત્યો! આના વચન પર તમે વિશ્વાસ ન કરો મે શકર પાસેથી વિદ્યા મેળવી છે, તે હુ તમને ભણાવુ છુ દેવોથી હુ તમારો વિજય કરીશ, એમા સશય નથી ' એમ શુક્રાચાર્યનુ રૂપ ધરતા બૃહસ્પતિનુ વાકય સાભળી દૈત્યો 'આ જ શુક્રાચાર્ય છે' (એવી ખાતરી) થવાથી ખૂબ વિશ્વાસ પામ્યા તે સમયે શુક્રાચાર્યે દાનવોને ઘણા પ્રકારે સમજાવ્યા, છતા સમય વિપરીત હોવાથી બૃહસ્પતિની માયાથી મોહિત થયેલા તેઓ સમજ્યા નહિ (ઊલટા 'આ જ શુક્ર છે') એવો નિશ્ચય કરી તેઓ શુક્રને કહેવા લાગ્યા 'અમને બુદ્ધિ આપનાર અને અમારુ હિત કરવામા તત્પર આ જ ધર્માત્મા અમારા ગુરુ છે આ શુક્રાચાર્ય દસ વર્ષથી અમને કાયમ ઉપદેશ આપી રહ્યા છે, માટે તુ જતો રહે, તુ અમને કપટી દેખાય છે, તુ અમારો ગુરુ પણ નથી ' એમ શુક્રાચાર્યને વારવાર કહી તિરસ્કાર કરી તે મૂર્ખાઓએ પ્રેમથી પ્રણામ તથા વદન કરી તે બૃહસ્પતિને જ (સાચો શુક્ર માની) ગુરુ તરીકે સ્વીકાર્યા શુક્રાચાર્ય તો તે દૈત્યોને બૃહસ્પતિએ સમજાવેલા, ઘણા જ ઠગેલા અને તેને શરણે ગયેલા જોઈ ગુસ્સે થયા, પછી તેમણે શાપ આપ્યો કે, 'મે તમને સમજાવ્યા, છતા અત્યત બેભાન થઈ તમે મારુ વચન માન્યુ નહિ, તેથી તમે પરાજય પામશો થોડા જ સમયમા મારા અપમાનનુ ફળ તમે મેળવશો અને તે સમયે આનુ સર્વ કપટ જાણશો '

વ્યાસ બોલ્યા ક્રોધ પામેલા શુક્રાચાર્ય એમ કહી તરત જ જતા રહ્યા અને બૃહસ્પતિ આનદ પામી સાવધ થઈ ત્યા રહ્યા. તે પછી દૈત્યોને શુક્રાચાર્યે શાપ આપેલો જાણી બૃહસ્પતિ તરત જ તેઓને છોડી દઈ પોતાનુ સ્વરૂપ ધરી ઇદ્ર પાસે જઈને કહેવા લાગ્યા 'મે ચોક્કસ કાર્ય કર્યુ છે, શુક્રે દૈત્યોને શાપ દીધો છે અને મે તેઓને છોડયા છે હે ઉત્તમ દેવો! દૈત્યોને મે નિરાધાર જ કર્યા છે, એટલે હવે તમે યુદ્ધ માટે પ્રયત્ન કરો હે મહાભાગ! દૈત્યોને મે શાપથી બળી ગયેલા કર્યા છે ' બૃહસ્પતિનુ તે વાકય સાભળી ઇદ્ર આનદ પામ્યો અને બધા દેવો પણ બૃહસ્પતિની પૂજા કરી હર્ષ પામ્યા તેઓએ પરસ્પર વિચારી યુદ્ધ માટે નિશ્ચય કર્યો અને સર્વ દેવો એકઠા મળી દાનવો સામે નીકળી પડયા એક દિવસ મહાબળવાન દેવોને એમ તૈયાર થઈ ચડી આવેલા જાણી તેમ જ બૃહસ્પતિને અદૃશ્ય થયેલા જોઈ દૈત્યો ચિતામા પડયા પછી તેઓ પરસ્પર કહેવા લાગ્યા 'તેની માયાથી આપણે મોહિત થયા, જેથી એ શુક્રાચાર્ય રોષયુકત મનવાળા થઈ જતા રહ્યા છે, પણ હવે તેમને પ્રસન્ન કરવા જોઈશે કપટ કરવામા પડિત, ભાઈની સ્ત્રીને ભોગવનાર, અદરથી લગભગ મેલો અને બહારથી પવિત્ર જણાતો પાપી બૃહસ્પતિ આપણને ઠગીને જતો રહ્યો છે! હવે આપણે શુ કરીશુ? કયા જઈશુ? અને ખૂબ કોપેલા શુક્રાચાર્યને સહાય માટે પ્રસન્ન તથા હર્ષિત મનવાળા કઈ રીતે કરીશુ?' આમ વિચાર્યા પછી તેઓ બધા એકઠા મળી ભયથી ધ્રૂજતા પ્રહ્લાદને આગળ કરી શુક્રાચાર્યની પાસે ગયા અને ચૂપચાપ રહી તેઓએ મુનિ શુક્રાચાર્યના ચરણોમા પ્રણામ કર્યા તે વેળા રોષથી લાલ નેત્રોવાળા શુક્રાચાર્યે તેમને કહેવા માડયુ 'હે યજમાનો! મે તે વેળા સમજાવ્યા છતા બૃહસ્પતિની માયાથી મોહિત થઈ તમે મારુ યોગ્ય પવિત્ર વચન ન માન્યુ અને તેને વશ થઈ (ઊલટુ) મારુ અપમાન કર્યુ, તેથી ગર્વથી બેભાન બનેલા તમે મારા અપમાનનુ ફળ અવશ્ય મેળવ્યુ છે હવે સત્ય વસ્તુથી ભ્રષ્ટ થઈ તમે દેવોનુ કાર્ય ઇચ્છતો અને કપટી આકૃતિ

વાળો એ ધુતારો જ્યા હોય ત્યા જાઓ, હુ તેના જેવો ધુતારો નથી ’

વ્યાસ બોલ્યા - એમ તે વેળા સદેહયુકત વાણીથી વાક્ય કહેતા તે શુક્રાચાર્યને પ્રહ્લાદ તેમના પગ પકડી કહેવા લાગ્યા

પ્રહ્લાદ બોલ્યા હે સર્વજ્ઞ શુક્રાચાર્ય ! આજે આમ ગભરાઈને તમારે શરણે આવેલા, તમારુ હિત કરનારા, તમારા યજમાન અને પુત્રો જેવા અમને છોડી દેવા તમને યોગ્ય નથી તમે મન્ત્રો માટે ગયા, ત્યારે નટની પેઠે ( તમારો વેષ ધરતા ) તે દુરાત્મા બૃહસ્પતિએ તમારો વેષ અને મધુર ભાષણથી અમને ઠગ્યા હતા શાતિધારી પુરુષ અજ્ઞાનથી કરાયેલા દોષથી કોપ કરતો નથી તમે સર્વજ્ઞ છો, તેથી અમારા ચિત્તને તમારામા લાગેલુ જાણી શકો છો હે મહાબુદ્ધિમાન ! તપથી અમારો ભાવ જાણી લઈ તમે કોપ છોડી દો, કેમ કે સર્વ મુનિઓ કહે છે કે, ‘ સત્પુરુષો ક્ષણવાર જ કોપવાળા હોય છે પાણી સ્વભાવથી શીતળ જ છે, માત્ર અગ્નિ તથા તાપના સમાગમથી જ તે ગરમ થાય છે, પણ તેથી છૂટુ થતા પાછુ તે શીતળતાને પામે છે ક્રોધ એ ચાડાળ રૂપ ગણાય છે, તેનો વિદ્વાનોએ સપૂર્ણ ત્યાગ કરવો જોઈએ, માટે હે ઉત્તમ વ્રતવાળા ! તમે રોષ છોડી કૃપા કરો જો તમે ક્રોધ નહિ છોડો અને અત્યત દુ ખી થયેલા તમને તજી દેશો , તો હે મહાભાગ ! તમારાથી ત્યજાયેલા અમે રસાતળમા ચાલ્યા જઈશુ

વ્યાસ બોલ્યા પ્રહ્લાદનુ વચન સાભળી શુક્ર જ્ઞાનચક્ષુથી જોઈ પ્રસન્નચિત્ત થઈ જાણે હસતા હોય, તેમ તેઓને કહ્યુ . ‘ હે દાનવો ! તમારે ડરવુ નહિ અને રસાતળમા જવુ પણ નહિ હુ મત્યમન્ત્રોથી યજમાનોથી--તમારી રક્ષા કરીશ, પરતુ હે ધર્મ જાણનારાઓ ! પૂર્વે બ્રહ્મા પાસેથી મે જે સાભળ્યુ છે, તે ખરેખર હિતકારી સત્ય વચન આજે હુ કહુ છુ, તમે સાભળો. અવશ્ય થનાર શુભઅશુભ બનાવો બને જ છે, પૃથ્વી પર દૈવને ઉલટાવી નાખવા કોઈ પણ સમર્થ નથી કાળના યોગથી આજે તમે ઓછા બળવાન છો, તેથી દેવો દ્વારા અવશ્ય હારી જઈ તમે એક વાર પા ! પાતાળમા જશો જ, કારણ કે હમણા તમારે પડતીનો કાળ આવ્યો છે, એમ બ્રહ્માએ કહ્યુ છે તમે પૂરા દસ યુગ સુધી દેવોને મસ્તકેથી દબાવી પૂર્ણ સમૃદ્ધિવાળુ સર્વ રાજ્ય ભોગવ્યુ છે અને દૈવના યોગથી બળવાન હોઈ ત્રૈલોક્યને પણ ભોગવ્યુ છે. હવે જ્યારે સાવર્ણિ મનુ થશે, ત્યારે તમારુ ફરી રાજ્ય થશે. ત્રૈલોક્ય પર વિજય પામનારો મારો પૌત્ર બલિરાજા તે રાજ્ય મેળવશે દેવ વિષ્ણુએ વામનસ્વરૂપે ( રાજ્ય ) લઈ લીધુ હતુ, ત્યારે હે પ્રહ્લાદ ! વિજયશીલ દેવ વિષ્ણુએ જ તમારા પૌત્ર બલિને કહ્યુ હતુ કે, ‘ હે બલિરાજા ! દેવોના પાર્થી મનોરથની સિદ્ધિ માટે ( તારુ ) રાજ્ય જોકે લઈ લીધુ છે. પણ ભવિષ્યમા જ્યારે સાવર્ણિ મનુ થશે, ત્યારે તુ ઇદ્ર થઈશ ’ હે પ્રહ્લાદ ! એમ વિષ્ણુએ તમારા પૌત્ર( બલિ )ને કહ્યુ છે, તે હાલમા ભય પામેલાની પેઠે સર્વ પ્રાણીઓથી અદૃશ્ય રહી ગુપ્ત રીતે ફર્યા કરે છે એક સમયે એ બલિરાજા ઇદ્રથી અત્યત ભયભીત થઈ ગધેડાનુ રૂપ ધરી ઉજ્જડ ઘરમા ઊભો હતો ત્યારે ઇદ્રે તેને અનેક રીતે પૂછ્યુ હતુ, કે ‘ હે દૈત્યશ્રેષ્ઠ ! તે આ ગધેડાનુ રૂપ કેમ ધર્યું છે ? તુ સર્વ લોકોને ભોગવનારો તથા દૈત્યોનો મોટો રાજા છે, છતા હે રાક્ષસશ્રેષ્ઠ ! ગધેડાના રૂપથી તને શરમ થતી નથી ? ’ તેનુ એ વચન સાભળી દૈત્ય બલિએ તે વેળા આ વચન કહ્યુ હતુ , ‘ હે ઇદ્ર ! એમા શોક શો છે ? મહાતેજસ્વી વિષ્ણુ જેમ માછલાનુ તથા કાચબાનુ રૂપ ધરે છે તેમ હુ કાળના યોગથી ગધેડાના રૂપે રહ્યો છુ, જેમ તુ બ્રહ્મહત્યાથી પીડાયો હતો, ત્યારે કમળમા ભરાઈ રહ્યો હતો, તેમ આજે હુ ગધેડા નુ રૂપ ધરીને ઊભો છુ હે ઇદ્ર ! દૈવાધીન પ્રાણીને દુ ખ કે સુખ શુ છે ? કાળ જે ઇચ્છે છે તે અવશ્ય કરે જ છે ’ એમ તે બલિરાજા તથા ઇદ્ર ઉત્તમ વાતચીત કરી બોધ પામ્યા હતા અને પોતપોતાના ઇચ્છિત સ્થાને ગયા હતા આમ દૈવનુ અત્યત બળ વાનપણુ મે તમને કહ્યુ છે દેવો, અસુરો તથા મનુષ્યો સહિત સર્વ જગત દૈવાધીન છે ૧–૫૭

**इत्येतत्ते समाख्याता मया दैवबलिष्ठता ।**
**दैवाधीनं जगत्सर्वं सदेवासुरमानुषम् ॥५७॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૧૪ મો સમાપ્ત

# અધ્યાય ૧૫ મો

## દેવ-દાનવ યુદ્ધની દેવીએ શાંતિ કરી

વ્યાસ ઉવાચ ।

**इति तस्य वचः श्रुत्वा भार्गवस्य महात्मनः ।**
**प्रह्लादस्तु सुसंहृष्टो बभूव नृपनन्दन ॥ १ ॥**

વ્યાસ બોલ્યા ! હે રાજા ! મહાત્મા શુક્રાચાર્યનું તે વચન સાંભળી પ્રહ્લાદ અત્યંત ખુશી થયા દૈવને અત્યંત બળવાન જાણી તે પ્રહ્લાદે દૈત્યોને કહ્યું 'યુદ્ધ કરશે, તોપણ જય કદી નહિ થાય' તે વખતે જય પામવાના સ્વભાવવાળા મદગર્વિત દાનવો બોલ્યા 'યુદ્ધ તો અવશ્ય કરવું જ દૈવ એ કઈ વસ્તુ છે, તે અમે જાણતા નથી હે અસુરોના અધિપતિ ! નિરુદ્યમી પુરુષોને જ દૈવ એ મુખ્ય વસ્તુ હોય છે એ દૈવ કેવું છે ? કોણે જોયું છે ? ક્યાં જોયું છે ? કોણે તેને બનાવ્યું છે ? માટે આપણે બળનો આશ્રય કરી હમણાં યુદ્ધ જ કરીશું હે મહાબુદ્ધિમાન દૈત્ય શ્રેષ્ઠ ! તમે આગળ થાઓ, તમે બધું જાણો છો ' હે રાજન્ ! તે દૈત્યોએ એમ કહ્યું ત્યારે મહાબળવાન શત્રુઓને મારનાર પ્રહ્લાદે સેનાપતિ થઈ તે વેળા યુદ્ધ માટે દેવોને બોલાવ્યા તે સર્વ દેવો પણ યુદ્ધ માટે હાજર થયેલા અસુરોને ત્યાં જઈ સામગ્રીઓ એકઠી કરી, તેઓ સામે યુદ્ધ કરવા લાગ્યા તે વેળા પૂર્ણ સો વર્ષ સુધી મુનિઓને પણ વિસ્મયકારી ઇન્દ્ર તથા પ્રહ્લાદનું ઘોર યુદ્ધ થયું હતું હે રાજા ! એ મહાયુદ્ધ ચાલતું હતું ત્યારે શુક્રાચાર્યે રક્ષા કરેલા પ્રહ્લાદ વગેરે દૈત્યો જય પામ્યા હતા પણ તે જ સમયે બૃહસ્પતિના કહેવાથી ઇન્દ્રે સર્વ દુઃખોનો નાશ કરનારા અને મુક્તિને દેનારા સર્વોત્કૃષ્ટ શિવાદેવીનું મનથી (આ રીતે,) સ્મરણ કર્યું હતું

ઇન્દ્ર બોલ્યા હે દેવી ! હે મહામાયા ! હે ત્રિભુવનને ધારણ કરનારા ! હે અમ્બિકે ! હે શંખ ચક્ર, ગદા તથા તરવારને હાથમાં ધારણ કરનારા ! હે અભય આપનારા ! તમે જય પામો હે ભુવનેશ્વરી ! હે શાક્તદર્શનના નેતા ! હે શાક્ત સિદ્ધાંતમાં કહેલા તત્ત્વોરૂપ ! હે માતા ! હે સામ્યાવસ્થા યુક્ત માયા સહિત બ્રહ્મસ્વરૂપ તમને નમસ્કાર હો હે મહાકુંડલિનીરૂપ ! હે સચ્ચિદાનંદરૂપ ! હે પ્રાણાગ્નિહોત્રની વિદ્યારૂપ ! હે અગ્નિની શિખારૂપ ! તમને નમસ્કાર હો હે પાંચ કોશની અંદર રહેલા ! હે આનંદમય કોશના પૂછડારૂપ બ્રહ્મસ્વરૂપ ! હે આનંદની ક્રીડારૂપ ! હે સર્વ ઉપનિષદો વડે પૂજાયેલા ! તમને નમસ્કાર હો હે માતા ! કૃપા કરવા તત્પર થાઓ, હે જનનિ ! ઓછા પરાક્રમવાળા દૈત્યોથી હારેલા અમારું તમે રક્ષણ કરો હે દેવિ ! તમે અમને શરણ આપનારા હોઈ જગતમાં પ્રમાણભૂત છો અને હે સમગ્ર પરાક્રમવાળા ! દુઃખને શમાવવા માટે તમે સમર્થ છો જેઓ તમારું ધ્યાન ધરે છે, તેઓ અત્યંત સુખી થાય છે પણ જેઓ તમારું ધ્યાન ધરતા નથી તેઓ દુઃખી થાય છે, અને તેઓનો શોક તથા ભય કદી જતા જ નથી વળી બીજા મોક્ષની ઈચ્છાવાળા હોઈ જેઓનું અભિમાન ગયું હોય તથા જેઓએ સંગ છોડયા હોય, તેવા સંતો પણ જો આપનું ધ્યાન ધરે છે, તો જ સંસારરૂપી સમુદ્રનું જળ (માયા) તરે છે હે દેવિ ! હે વિશ્વની માતા ! તમે પ્રસિદ્ધ પ્રભાવવાળા હોઈ રક્ષણ કરવા માટે જ પ્રકટ્યા છો અને તમારો પ્રતાપ પીડાને હરનારો છે હે અંબ ! આ સમગ્ર જગતનો સંહાર કરવા તમે કાળરૂપ છો, અલ્પબુદ્ધિ કયો પુરુષ તમારા ચરિત્રને જાણે છે ? બ્રહ્મા, શિવ, સૂર્ય વિષ્ણુ રુદ્ર યમ વરુણ અગ્નિ વાયુ, મહાનુભાવ યોગી મુનિઓ, વેદો અને શાસ્ત્રો પણ તમારા અતુલ પ્રભાવને જાણવા સમર્થ નથી જે મહાપુરુષો તમારી ભક્તિમાં તત્પર હોઈ સંસારના દુઃખોથી રહિત અને સુખના સમુદ્રમાં મગ્ન રહે છે તેઓ જ ધન્યવાદપાત્ર છે, પણ જેઓ તમારે વિષે ભક્તિભાવથી રહિત હોય છે, તેઓ હે ઉમા ! જન્મ તથા મૃત્યુરૂપ તરંગોવાળા દુઃખરૂપી સમુદ્રને કદી તરતા નથી, જે ધન્યવાદપાત્ર પુરુષો પાલખીઓમાં બેસી ધોળા ચામરોથી વીંઝાઈને આનંદ કરે છે, તેઓએ પૂર્વજન્મના શરીરમાં અનેક જાતના નૈવેદ્યોથી તમને પૂજ્યા છે એમ હું માનું છું વળી જેઓ ઉત્તમ હાથી ઉપર બેસી સ્ત્રીસમૂહના વિલાસો સાથે નગરે આવેલા સામંતોથી પૂજાતા કરે છે

* આ અધ્યાયમાં દેવ-દાનવના યુદ્ધની દેવીએ શાંતિ કરી, એ કથા સાઠીએમેંતર શ્લોકોથી વર્ણવાશે.

તેઓએ તમને અવશ્ય પૂજ્યા છે, એમ હુ માનુ છુ

વ્યાસ બોલ્યા - એમ તે વેળા ઇન્દ્રે સ્તુતિ કરેલા વિશ્વેશ્વરી દેવી તરત જ સિંહ ઉપર બેની ચાર ભુજાઓવાળા, શંખ, ચક્ર, ગદા તથા પદ્મને ધારણ કરતા, સુદર નેત્રોવાળા, લાલ વસ્ત્રો પહેરતા અને દિવ્ય પુષ્પોના શણગારવાળા ત્યા પ્રકટ થયા પ્રસન્ન મુખવાળા તે દેવીએ દેવોને આ વાણીથી કહ્યુ 'હે દેવો! ભય છોડી દો, હમણા જ હુ તમારુ કલ્યાણ કરીશ' એમ કહી અતિ સુદર તથા સિંહ ઉપર બિરાજેલા તે દેવીએ એ વખતે તરત જ જ્યા ગર્વિષ્ઠ દૈત્યો હતા ત્યા ગયા પ્રહ્લાદ વગેરે સર્વ દૈત્યો પોતાની સામે ઊભેલા દેવીને જોઈ ભયભીત થઈ તે વેળા પરસ્પર કહેવા લાગ્યા 'હવે શુ કરવુ? મહિષાસુરનો અને ચડ મુડનો નાશ કરનાર દેવી ચડિકા નારાયણી ચોક્કસ અહીં આવી પહોચ્યા છે જેણે વાકી દૃષ્ટિથી મધુકૈટભને પહેલા માર્યા છે, તે અબિકા આપણને બધાને મારી નાખશે, એમા સશય નથી' આમ ચિંતાતુર બનેલા દૈત્યોને જોઈ પ્રહ્લાદે તેઓને કહ્યુ 'હે ઉત્તમ દાનવો! આપણે હવે યુદ્ધ ન કરવુ, પણ નાસી જવુ' ત્યારે નાસી જવા તત્પર થયેલા તેઓને નમુચિએ કહ્યુ 'ક્રોધ પામેલા જગતની માતા હવે યાસાથી આપણને મારી જ નાખશે, માટે હે મહાભાગ! તમે એવુ કરો, જેથી આપણને દુઃખ ન થાય. તેમની સ્તુતિ કરી તેમની આજ્ઞાથી આપણે આજ જ પાતાળમા ચાલ્યા જઈએ' (તે સાભળી) પ્રહ્લાદે કહ્યુ 'સૃષ્ટિની સ્થિતિ તથા નાશ કરનારા સર્વના માતા સર્વની શક્તિરૂપ અને ભક્તોને નિર્ભય કરનારા દેવી મહામાયાની હુ સ્તુતિ કરુ છુ' એમ કહી સત્ય વસ્તુ જાણતા વિષ્ણુભક્ત પ્રહ્લાદ તે સમય બે હાથ જોડી જગતની માતાની સ્તુતિ કરવા લાગ્યા

પ્રહ્લાદ બોલ્યા માળા વિષે (ભ્રાંતિથી દેખાતા) સર્પની પેઠે જેમનામા સર્વ સ્થાવરજગમ જગત ભાસે છે, તે સર્વના આશ્રયસ્થાનરૂપ હ્રીંકારમૂર્તિ ભુવનેશ્વરીને નમસ્કાર હો આ સર્વ સ્થાવર-જગમ જગત તમારાથી ઉત્પન્ન થાય છે તમે સર્જેલા બીજા (બ્રહ્માદિ) કર્તાઓ માત્ર નિમિત્તરૂપ છે હે દેવિ! હે મહામાયા! તમે સર્વના માતા કહેવાયા છો, તમે પોતે જ સર્જેલા દેવોમા તથા દૈત્યોમા કયો ભેદ છે? સારા કે નરસા પુત્રો ઉપર માતાનો કયો ભેદ હોય છે? તે જ પ્રમાણે દેવો ઉપર અને અમારા ઉપર હમણા તમારે ભેદ ન કરવો જોઈએ હે માતા! જેવા તેવા પણ દાનવો તમારા પુત્રો છે, કારણ કે તમે પુરાણોમા વિશ્વની માતા કહેવાયા છો તે દેવો પણ જેવા સ્વાર્થપરાયણ છે, તે જ પ્રમાણે અમે પણ સ્વાર્થપરાયણ છીએ દૈત્યો કે દેવોમા ભેદ નથી, છતા જે આ ભેદ ગણાય છે, તે મોહને લીધે જ ઉત્પન્ન થયો છે હે દેવોના ઈશ્વરિ! ધન, સ્ત્રી આદિના ભોગોમા રાતદિવસ જેમ અમે આસક્ત છીએ, તે જ પ્રમાણે દેવો પણ છે, તો પછી અસુરો તથા દેવોમા ભેદ કયો છે? તેઓ પણ કશ્યપના પુત્રો છે અને અમે પણ કશ્યપના જ પુત્રો છીએ, છતા હે માતા! હમણા તમને (અમારા તરફ) વિરોધ કેમ જાગ્યો છે? સર્વના કારણરૂપ તમારા વિષે આવુ (વિરોધ કરવાપણુ શાસ્ત્રોમા) કહ્યુ નથી, માટે તમારે તો દેવો પર તથા અમારા પર સમભાવ જ રાખવો જોઈએ સર્વે દેવો તથા અસુરો ગુણોના જ મિશ્રણથી ઉત્પન્ન થયા છે, છતા ગુણયુક્ત દેહવાળા તે દેવો 'અમર' કેમ થવા જોઈએ?' કામ ક્રોધ અને લોભ સર્વ શરીરોમા સર્વ કાળ રહેલા છે તો ક્યા પ્રાણી વિરોધરહિત હોઈ શકે? અમે નક્કી માનીએ છીએ કે, તમે જ યુદ્ધ જોવાની ઈચ્છારૂપ કૌતુકથી ભેદ કરી (અમારામા) પરસ્પર આ વિરોધ ઊભો કર્યો છે, નહિ તો હે નિર્દોષ ચામુડા! તમે કજિયો જોવા ન ઈચ્છતા હો, તો ભાઈઓમા વળી વિરોધ કેવો? હે ધર્મને જાણનારા! હુ ધર્મને જાણુ છુ અને ઇન્દ્રને પણ ઓળખુ છુ તો પણ હે દેવિ! ભોગોને માટે અમારામા સર્વ કાળ કજિયો રહ્યા કરે છે હે અબિકે! સસારમા તમારા વિના કોઈ પણ એક શાસનકર્તા નથી (એટલે તમારુ શાસન તો અમને શિરોમાન્ય છે જ), પણ સ્પૃહાવાળા—લાલચુ પુરુષનુ વચન કરવા કે માનવા કયો વિદ્વાન પુરુષ તૈયાર થાય? પૂર્વે કોઈ સમયે દેવો તથા અસુરોએ આ સમુદ્રને મથ્યો હતો, તે વખતે વિષ્ણુએ અમૃત તથા રત્નો(ની વહેંચણી)મા કપટ કરી ભેદ કર્યો હતો એ વિષ્ણુને તમે જગતના ગુરુ

અને રક્ષક તરીકે નીમ્યા છે તેથી તેમણે પોતે મરણ-ધર્મરહિત સુંદરી લક્ષ્મીને લોભથી લઈ લીધા, અને એ વિષ્ણુની ઈચ્છાથી જ ઇન્દ્રે ઐરાવત હાથી, પારિજાત કલ્પવૃક્ષ, કામધેનુ તથા ઉચ્ચૈ:શ્રવા ઘોડાને લઈ લીધા, એમ બધુય દેવોએ લઈ લીધુ. એવી અનીતિ કરીને પણ દેવો સજ્જન થયા ને અસુરો (ત્યાથી છતા) દુર્જન થયા આ ધર્મનુ લક્ષણ તો તમે જુઓ ! ! ખરખર, ઘણા જ અભિમાની વિષ્ણુએ દેવોને (ઉચ્ચ પદે) સ્થાપ્યા છે અને દૈત્યોનો તિરસ્કાર કર્યો છે, આ ધર્મનુ લક્ષણ તમે જુઓ ! ધર્મ કયા છે ? ધર્મ કેવો હોવો જોઈએ ? કર્તવ્ય કયા છે અને સાધુતા કયા રહી છે ? આ વાત હુ કોની આગળ કહુ ? આ તો (નિરીશ્વરવાદી) મીમાસકોનો મત જ સિદ્ધ થયો છે. તાર્કિકોને યુક્તિવાદ જાણનારા કહ્યા છે અને વેદવાદી—મીમાસકોને વિધિ જાણનારા કહ્યા છે, તેઓમા જડાત્મા (તાર્કિકો) 'જગત કર્તાવાળુ છે' એમ વિવાદ ચલાવ્યા કરે છે, પણ આ વિશાળ સસારમા કર્તા હોય, તો એ જ કર્મમા પરસ્પર વિરોધ કેમ થાય ? વેદમા એક જ નિશ્ચય કેમ નથી ? અને શાસ્ત્રોમા પણ તે જ પ્રમાણે છે. વળી તે વેદ જાણનારાઓના પણ એક જ વાક્ય નથી; જેથી સર્વ સ્થાવર—જગમ જગત સ્વાર્થપરાયણ બન્યુ છે સસારમા કોઈ પણ પુરુષ નિસ્પૃહ હોતો નથી ને હશે પણ નહિ ચદ્રમાએ બૃહસ્પતિની સ્ત્રીને જાણી જોઈ બળાત્કારે હરી હતી ઇદ્રે ગૌતમની સ્ત્રીને ભોગવી હતી અને ધર્મનો નિશ્ચય જાણનારા બૃહસ્પતિએ (આનર્ત નામના) નાના ભાઈની સ્ત્રીને તથા મોટાભાઈ ઉતથ્યની (મમતા નામની) ગર્ભવાળી સ્ત્રીને બળાત્કારે ભોગવી હતી, ઉપરાત ગર્ભમા રહેલા બાળકને શાપ આપ્યો ને આધળો કર્યો ! હે અબિકે ! નરત્વવાળા વિષ્ણુએ (સમુદ્રને મથ્યો) તે સમયે અપરાધ વિના પોતાની ઈચ્છા પ્રમાણે ચક્રથી રાહુનુ મસ્તક બળાત્કારે કાપી નાખ્યુ હતુ; તેમ જ મારો પૌત્ર બલિરાજ જે ધર્મનિષ્ઠામા શૂરો, સત્યવ્રતમા તત્પર, યજ્ઞો કરનાર, મોટો દાતા, શાત, સર્વજ્ઞ અને સર્વની પૂજા કરનાર હતો, તેને પણ કપટ જાણતા વિષ્ણુએ વામનરૂપ ધરી પૂર્વે ઠગ્યો હતો અને તેનુ સર્વ રાજ્ય લઈ લીધુ હતુ; આમ છતા વિદ્વાનો દેવોને ધર્મમા રહેલા કહે છે ! ! અને જય પામેલા દેવો મીઠા ભાષણો તથા ધર્મના વાદો કરે છે ! ! આમ જાણી હે જગતના માતા ! તમે જેમ ઈચ્છતા હો, તેમ કરો બધા દાનવો તમારા શરણે છે, તેઓનો નાશ કરો અથવા રક્ષા કરો

શ્રીદેવી બોલ્યા હે દાનવો ! તમે બધા પાતાળમા જતા રહો; ત્યા બધા નિર્ભય તથા ક્રોધરહિત થઈ તમે ઈચ્છા પ્રમાણે રહો તમારે સમયની રાહ જોવી; કેમ કે શુભ અથવા અશુભમા તે જ કારણ છે ઉત્તમ વૈરાગ્યપરાયણ પુરુષને સર્વ સ્થળે સર્વકાળ સુખ છે અને લોભી ચિત્તવાળાઓને ત્રૈલોક્યનુ રાજ્ય મળે તોપણ સુખ નથી લાલચુ પુરુષોને સત્યયુગમા પણ અનેક કળો મળે છતા પૂર્ણ સુખ નથી, માટે હમણા તો મારી આજ્ઞા માની, મેલ વિનાના નિષ્કપટી થઈ તમે બધા આ પૃથ્વી છોડી પાતાળમા ચાલ્યા જાઓ

વ્યાસ બોલ્યા દેવીનુ વચન સાભળી 'બહુ સારુ' એમ કહી શક્તિએ રક્ષેલા સર્વ દાનવો દેવીને નમી રસાતળમા ગયા, પછી દેવી અદૃશ્ય થયા અને દેવો પોતાના લોકમા ગયા તે પછી બધા દેવો તથા દાનવોએ વેર છોડયુ હતુ આ સમગ્ર આખ્યાન જે મનુષ્ય સાભળે અથવા કહે, તે સર્વ દુ ખોથી છૂટી જઈ ઉત્તમ પદને પામે છે ૧–૭૧

एतदाख्यानमखिलं य. शृणोति वदत्यथ ।
सर्वदु खविनिर्मुक्तः प्रयाति पदमुत्तमम् ॥७१॥

ઇતિ શ્રીદેવી ભા ાવતમહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૧૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૬ મો*

### ભગવતીની ઇચ્છાથી વિષ્ણુના અવતારો

जनमेजय उवाच

भृगुशापान्मुनिश्रेष्ठ हरेरद्भुतकर्मणः ।
अवताराः कथं जाताः कस्मिन् मन्वन्तरे विभो ॥

જનમેજય રાજાએ પૂછ્યુ : હે સમર્થ મુનિશ્રેષ્ઠ ! અદ્ભુત કર્મવાળા વિષ્ણુના અવતારો ભૃગુના શાપથી કેવી રીતે કયા મન્વતરમા થયા ? હે ધર્મ જાણનાર

* આ અધ્યાયમાં જનદબાની પરમ ઇચ્છાથી વિષ્ણુના અનેક અવતારો થયા છે, એ કથા તત્ત્વાર્થીન શ્લોકોથી કહેવાશે.

બ્રાહ્મણ! પાપનો નાશ કરનારી, સાંભળેલી અને સર્વ સુખો આપનારી વિષ્ણુની અવતારકથા તમે વિસ્તારથી કહો

વ્યાસ બોલ્યા હે રાજન્! જે મન્વંતરમાં તથા જે યુગમાં વિષ્ણુના અવતારો જે પ્રમાણે થયા છે, તે હું કહું છું, સાંભળો હે રાજા! શ્રી નારાયણે જે રૂપથી જે કાર્ય કર્યું તે સર્વ હમણાં હું ટૂંકમાં કહું છું ચાક્ષુષ મન્વંતરમાં ધર્મને જ ઘેર અવતાર થયો હતો, જે ધર્મના પુત્ર નરનારાયણ પૃથ્વી પર પ્રખ્યાત છે પછી વૈવસ્વત મન્વંતરમાં આ બીજા યુગમાં દત્તાત્રેય અવતાર થયો, ત્યારે વિષ્ણુ અત્રિનું પુત્રપણું પામ્યા હતા અત્રિઋષિની સ્ત્રીએ પ્રાર્થના કરેલા બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર એ ત્રણે ઉત્તમ દેવો તે ઋષિના પુત્રપણાને પામ્યા હતા અત્રિ ઋષિની પત્ની અનસૂયા સતીઓમાં ઉત્તમ સતી હતી, જેને પ્રાર્થના કરેલા ત્રણે દેવો તેમના પુત્રપણાને પામ્યા હતા તે વેળા બ્રહ્મા ચંદ્રરૂપે, વિષ્ણુ દત્તાત્રેયરૂપે અને રુદ્ર દુર્વાસારૂપે થયા હતા, એમ તે ત્રણે દેવો તેમના પુત્રપણાને પામ્યા હતા ચોથા યુગમાં દેવોનું કાર્યરૂપ પ્રયોજન સિદ્ધ કરવા (સિંહ તથા મનુષ્ય જેવો) એ રૂપવાળો નૃસિંહનો સુંદર અવતાર થયો હતો ભગવાન વિષ્ણુએ હિરણ્યકશિપુનો બળાત્કાર વધ કરવા દેવોને વિસ્મય કરનારું નૃસિંહનું રૂપ ધર્યું હતું, તેમ જ શ્રેષ્ઠ ત્રેતાયુગમાં બલિને શિક્ષા કરવા એ ભગવાને કશ્યપમુનિથી વામનનું રૂપ ધર્યું હતું વામનરૂપને ધરતા વિષ્ણુએ યજ્ઞમાં બલિરાજાને ઠગી તેનું રાજ્ય લઈ લીધું હતું અને તેને પાતાળમાં સ્થાપ્યો હતો ઓગણીસમા ત્રેતાયુગમાં ભગવાન વિષ્ણુ જમદગ્નિના મહાબળવાન પુત્ર 'પરશુરામ' નામે થયા હતા ક્ષત્રિયોનો નાશ કરનારા, સત્યવાદી અને જિતેન્દ્રિય શ્રીમાન્ પરશુરામે સમગ્ર પૃથ્વી મહાત્મા કશ્યપને દાનમાં આપી દીધી હતી હે રાજેન્દ્ર! અદ્ભુત કર્મવાળા શ્રીવિષ્ણુનો એ પાપનો નાશ કરનારો 'પરશુરામ' નામે જે અવતાર થયો હતો, તે તમને કહ્યો ત્રેતાયુગમાં રઘુના વંશમાં, દશરથના પુત્ર 'શ્રીરામ' નામે થયા હતા અને અઠ્ઠાવીસમા દ્વાપરયુગમાં પૃથ્વી પર મહાબળવાન નરનારાયણના અંશરૂપ અર્જુન તથા શ્રીકૃષ્ણ નામે બે અવતારો થયા હતા, ભૂમિનો ભાર ઉતારવા પૃથ્વી પર જન્મેલા તે કૃષ્ણ અને અર્જુને, કુરુક્ષેત્રમાં અતિ ભયંકર મહાયુદ્ધ કર્યું હતું એમ હે રાજા! યુગે યુગે વિષ્ણુના ઘણા અવતારો પ્રકૃતિને ખૂબ અનુસરતા ભગવતીની ઇચ્છાથી થયા કરે છે, તેમ આ સઘળા ત્રણે જગત પ્રકૃતિરૂપ મહામાયાને વશ છે આ દેવી જેમ ઇચ્છે છે એમ કાયમ જગતને ભમાવે છે અને પુરુષનું પ્રિય કરવા સમગ્ર જગતને તે રચે છે પ્રથમ આ સ્થાવર—જંગમ જગત સરજીને સર્વના આદિ, સર્વવ્યાપી, જાણવા મુશ્કેલ, સર્વશ્રેષ્ઠ, અવિનાશી, નિરાશ્રય, નિરાકાર, નિઃસ્પૃહ અને પરથી પણ પર ભગવાન શ્રી પરમાત્મા (માયારૂપ) જે ઉપાધિને લીધે (બ્રહ્મા, વિષ્ણુ ને મહેશરૂપે) રાજસ, સાત્ત્વિક તથા તામસ ભેદવાળા ભાસે છે તે જ (માયા) પર પ્રકૃતિ છે તે શિવાદેવી ઉત્પત્તિકાળના યોગથી તે સમયે (પરબ્રહ્મથી જાણે) જુદા હોય તેવા ભાસે છે (ખરી રીતે પરબ્રહ્મથી તે જુદા છે જ નહિ) કામનાઓને આપનારા, (મહાકાલી, મહાલક્ષ્મી ને મહાસરસ્વતી એમ) ત્રણે રૂપોવાળા અને વિશ્વને મોહ પમાડનારા તે દેવી પોતાની ઇચ્છા પ્રમાણે બધું ઉત્પન્ન કરે છે, પાળે છે અને કલ્પાંતે સંહારે છે એ પ્રકૃતિરૂપ શક્તિથી યુક્ત થઈને જ બ્રહ્માએ સૃષ્ટિ રચી છે તે શક્તિથી યુક્ત થઈને જ વિષ્ણુ પાળે છે અને તેમની સાથે જોડાઈને જ રુદ્ર શંકર ઇચ્છાનુસાર સંહારે છે તે દેવીએ જ પૂર્વે રાજાઓમાં શ્રેષ્ઠ રઘુશ્રેષ્ઠ શ્રીરામચંદ્રને ઉત્પન્ન કરી દાનવોને જીતી લેવા કોઈ અમુક સ્થાને (વનમાં) તેમને મોકલ્યા હતા એમ આ સંસારમાં સર્વ પ્રાણીઓ દૈવના તંત્રને આધીન રહી સુખ અને દુઃખથી યુક્ત થાય છે ૧-૨૭

**एवमस्मिश्च संसारे सुखदुःखान्विताः किल ।**
**भवन्ति प्राणिनः सर्वे विधितन्त्रनियन्त्रिताः ॥२७॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં ચતુર્થ સ્કંધ વિષે
અધ્યાય ૧૬ મા સમાપ્ત

# અધ્યાય ૧૭ મો*

## શ્રીનારાયણના આશ્રમમાં આવેલી દેવાંગનાઓની કથા

जनमेजय उवाच

**वाराङ्गनास्त्वयाख्याता नरनारायणाश्रमे ।**
**एकं नारायणं शान्तं कामयानाः स्मरातुरा. ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ શ્રીનર—નારાયણના આશ્રમમા (આવી) કામાતુર થઈ અપ્સરાઓ શાત એક નારાયણને (પતિ કરવા) ઈચ્છતી હતી, તે તમે કહ્યુ, તે સમયે મુનિ શ્રીનારાયણ તેઓને શાપ આપવા ઇચ્છતા હતા, પણ ધર્મને જાણતા તેમના ભાઈ નરે તેમને અટકાવ્યા હતા હે મુનિ ! અર્થ અને કામની લાલચે તે અપ્સરાઓએ (પોતાના પતિ થવા) ખૂબ પ્રાર્થના કરેલા તે નારાયણ મુનિએ પોતા પર આવી પડેલા તે સકટ સમયે શુ કર્યું હતુ ? ઇદ્રે મોકલેલી તે અપ્સરાઓએ (પોતાની સાથે) વિવાહ કરવા ઘણી જ પ્રાર્થનાપૂર્વક માગણી કરેલા તે વિષ્ણુએ શુ કર્યું હતુ ? તે નારાયણનુ આ મોક્ષદાયી ચરિત્ર સાભળવા હુ ઇચ્છુ છુ માટે હે દાદા ! તમે મને વિસ્તારથી તે કહો

વ્યાસ બોલ્યા હે ધર્મ જાણનાર રાજન ! ધર્મના પુત્ર મહાત્મા શ્રીનારાયણનુ ચરિત્ર હુ તમને વિસ્તારથી કહુ છુ, સાભળો જ્યારે નારાયણને શાપ આપવાની ઈચ્છાવાળા નરે જોયા, ત્યારે તેમને શાત પાડી તેમણે અટકાવ્યા હતા પછી તે વેળા જેમનો કોપ શાત થયો હતો, એવા તે તપસ્વી, મહામુનિ, ધર્મપુત્ર નારાયણે સ્મિતપૂર્વક આવુ મધુર વાક્ય તે અપ્સરાઓને કહ્યુ હતુ 'હે સુદર અગવાળી સ્ત્રીઓ ! અમારે બન્નેએ આ જન્મમા કોઈ પણ રીતે સ્ત્રીસબધ ન કરવો એવો મે સકલ્પ કર્યો છે, માટે મારા ઉપર કૃપા કરી તમે સ્વર્ગમા જાઓ, ધર્મને જાણનારાઓ બીજાના વ્રત નો ભગ કરતા નથી આ શૃગારરસમા રતિનો જ સ્થાયી ભાવ કહેલ છે, તો હે સુદર નેત્રોવાળી દેવાગનાઓ ! એ રતિનો જ જો અભાવ* છે, તો હુ તમારી સાથે સબધ કેમ કરુ ? કારણ વિના કાર્ય હોય નહિ એ નક્કી છે અને વિદ્વાનોએ શાસ્ત્રમા કહ્યુ પણ છે કે, સ્થાયી ભાવ એ જ રસ છે ' હે અતિ સુદર અગવાળી સ્ત્રીઓ ! પૃથ્વી પર હુ ધન્ય અને ભાગ્યશાળી છુ, કેમ કે સ્વાભાવિક રીતે જ હુ તમારો પ્રેમપાત્ર થયો છુ હે મહાભાગ્યશાળી દેવીઓ ! તમારે કૃપા કરી મારા વ્રતની રક્ષા કરવી જોઈએ, બીજા જન્મમા હુ તમારો પતિ પણ થઈશ હે વિશાળ નેત્રોવાળી અપ્સરાઓ ! અઠ્ઠાવીસમા દ્વાપર યુગમા દેવોનુ કાર્ય સિદ્ધ કરવા આ પૃથ્વી પર હુ અવશ્ય ઉત્પન્ન થઈશ, તે સમયે તમે જુદા જુદા જન્મ પામી રાજાઓની પુત્રીઓ થઈને મારી સ્ત્રીઓ થશો ' એમ આશ્વાસન આપી (બીજા જન્મમા) સ્ત્રીઓ તરીકે સ્વીકારવા પ્રતિજ્ઞા કરીને ભગવાન નારાયણે તેઓને વિદાય કરી, ત્યારે તેઓ પણ સતાપરહિત થઈ જતી રહી હતી એમ નારાયણે વિદાય કરેલી અને સ્વર્ગમા ગયેલી તે સ્ત્રીઓએ તે બધુ વૃત્તાત ઇદ્રને કહ્યુ ત્યારે ઇદ્ર તે અપ્સરાઓ પાસેથી નારાયણનુ તે વૃત્તાત વિસ્તારથી સાભળી તેમ જ ઉર્વશી વગેરે (બીજી સોળ હજાર) સ્ત્રીઓને (ત્યા સાથે આવેલી) જોઈ મહાત્મા તે નારાયણની આવી પ્રશસા કરી હતી

ઇદ્ર બોલ્યો 'અહો ! નારાયણમુનિનુ ધૈર્ય અને તપોબળ અત્યત આશ્ચર્યકારક છે જેમણે પોતાના તપથી તેવા જ સ્વરૂપવાળી ઉર્વશી વગેરેને ઉત્પન્ન કરી છે એમ કહી દેવોનો રાજા ઇદ્ર પ્રસન્નચિત્ત થયો હતો અને તે પછી ધર્માત્મા નારાયણ પણ તપ કરવામા તત્પર થયા હતા એમ મહામુનિ નારાયણ તથા નરનુ આ અદ્ભુત સર્વ વૃત્તાત મે તમને કહ્યુ હે ભરતશ્રેષ્ઠ ! ભૃગુના શાપથી આ પૃથ્વી પર (વિષ્ણુ) તે નરનારાયણ થયા હતા અને પૃથ્વીનો ભાર દૂર કરવા તે જ બન્ને વીર કૃષ્ણ તથા અર્જુનરૂપે થયા હતા

જનમેજય રાજાએ પૂછ્યુ હે માન આપનારા ! કૃષ્ણાવતારનુ ચરિત્ર તમે મને વિસ્તારથી કહો, મારા ચિત્તમા સદેહ છે, તે તમે દૂર કરો હે મુનિ ! મહાબળ

* આ અધ્યાયમા દેવાગનાઓ શ્રીનારાયણના આશ્રમમા ગઈ હતી, તેઓની કથા પચાવન શ્લોકોથી કહેવાશે.

* મ કે બ્રહ્મચર્યવ્રત ધારણ કરવાથી મે કામકીડારૂપ રતિનો ત્યાગ કર્યો છે

વાન વિષ્ણુ અને શેષનાગ જેમના પુત્રપણાને પામ્યા હતા, તે દેવકી અને વસુદેવ દુ:ખી કેમ થયા હતા? તપથી પ્રસન્ન કરેલા સાક્ષાત્ વિષ્ણુ જેમના પુત્ર થયા હતા, તે દેવકી તથા વસુદેવને કંસે અનેક વર્ષો સુધી કેદમા પૂર્યાં હતા ને દુ:ખ દીધુ હતુ!! એ કૃષ્ણ મથુરામા જન્મ્યા હતા છતા ગોકુળમા કેમ ગયા હતા? તેમ જ કંસને મારી તેમણે દ્વારકામા વાસ કેમ કર્યો હતો? પિતા વગેરેએ સેવેલા સમૃદ્ધિવાળા પવિત્ર દેશને છોડી ને કૃષ્ણ અપવિત્ર બીજા દેશમા કેમ ગયા હતા? વળી બ્રાહ્મણના શાપે કૃષ્ણના કુળનો નાશ કર્યો હતો? સનાતન દેવ વિષ્ણુએ પૃથ્વીનો ભાર ઉતારી એકદમ દેહ છોડયો અને (પછી) તે સ્વર્ગમા કેમ જતા રહ્યા હતા? પૃથ્વી મહાપાપીઓના ભારથી પીડાઈ હતી, ત્યારે અમાપ કર્મ કરનાર કૃષ્ણે તથા અર્જુને તે પાપીઓને માર્યા હતા, છતા જ પાપીઓએ કૃષ્ણની પત્નીઓને લૂંટી હતી, તેઓને (અર્જુને) કેમ માર્યા ન હતા? ભીષ્મ, દ્રોણ, કર્ણ, બાહ્લીક રાજા, વૈરાટ, વિકર્ણ, ધૃષ્ટદ્યુમ્ન તથા સોમદત્ત વગેરે સર્વ રાજાઓને યુદ્ધમા માર્યા હતા, પૃથ્વીના ભાર ઉતાર્યો હતો, છતા તે ચોરોને મારી પૃથ્વીનો ભાર કેમ ઉતાર્યો ન હતો? કૃષ્ણની પત્નીઓ પતિવ્રતા હતી છતા છેવટે દુ:ખ કેમ પામી હતી? હે મુનિશ્રેષ્ઠ! મારા ચિત્તમા આ સંદેહ રહ્યા કરે છે. વસુદેવ ધર્માત્મા હતા, છતા પુત્રના દુ:ખથી દુ:ખી થઈ તેમણે પ્રાણ કેમ ત્યજ્યા હતા? એવુ દુષ્ટ મૃત્યુ તે કેમ પામ્યા હતા? હે મુનિશ્રેષ્ઠ! પાંડવો ધર્મયુક્ત હોઈ શ્રીકૃષ્ણમા સદા તત્પર રહેતા હતા, છતા તેઓ દુ:ખી કેમ થયા હતા? મહાભાગ્યશાળી દ્રૌપદી, વેદીની વચ્ચેથી જન્મ્યા હતા છતા તે દુ:ખી કેમ થયા હતા? તે બાળા રજસ્વલા હતા, છતા દુ:શાસને તેમને સભામા આણ્યા હતા અને કેશ પકડી ખેંચ્યા હતા! પછી વનમા રહેલા તે સતીને સિંધુરાજ જયદ્રથે દુ:ખી કર્યા હતા અને કીચકે પણ ખૂબ રડતા તેમને હેરાન કર્યા હતા. તેમના પાંચે પુત્રોને અશ્વત્થામાએ ઘરમા જ મારી નાખ્યા હતા અને સુભદ્રાના બાળકપુત્ર અભિમન્યુને યુદ્ધમા માર્યો હતો! તેમ જ દેવકીના છ પુત્રોને કંસે મારી નાખ્યા હતા, છતા શ્રીકૃષ્ણે પોતે સમર્થ હોવા છતા દૈવને કેમ ફેરવી નાખ્યુ ન હતુ? યાદવોને શાપ થયો! પ્રભાસમા તેઓનો નાશ થયો! તીવ્ર કુલક્ષય થયો! અને તેમની પત્નીઓ લૂંટાઈ! આ બધુ શ્રીકૃષ્ણે કેમ થવા દીધુ હતુ? સાક્ષાત્ ઈશ્વર અને નારાયણ છતા વિષ્ણુસ્વરૂપ શ્રીકૃષ્ણે કાયમ દાસની પેઠે ઉગ્રસેનની સેવા કરી હતી! હે મહાભાગ! આ મને સંદેહ થાય છે કે, તે શ્રીનારાયણ મુનિ વિષે સર્વ પ્રાણીઓના વ્યવહાર જેવી હમેશની સમાનતા કેમ હોય? ઈશ્વર વિષ્ણુને હર્ષ—શોક વગેરે ભાવો સર્વના જેવા કેમ થયા હતા? વળી (છેવટે પારધીના હાથે થયેલા મરણરૂપ તેમની) વિપરીત ગતિ કેમ થઈ? આ બધુ શ્રીકૃષ્ણનુ મહાન ચરિત્ર તમે વિસ્તારથી કહો. અલૌકિક તે વિષ્ણુએ પૃથ્વી પર કેવા કર્મ કર્યાં છે? આયુષ્યનો નાશ થયો હતો ત્યારે જ વળી મહેનતે તેમણે દૈત્યોને માર્યા હતા તો હે મુનિશ્રેષ્ઠ! વિષ્ણુએ પોતાની ઐશ્વર્યશક્તિ ક્યા પ્રસિદ્ધ કરી હતી? રુક્મિણીના હરણ વખતે શ્રીકૃષ્ણે નાસભાગ કરી ચોરના જેવુ ચરિત્ર કર્યુ હતુ! સમૃદ્ધિમાન અને પોતાના કુળને માન્ય મથુરાનો પ્રદેશ છોડી તેમને જરાસંધના ભયથી દ્વારકામા જવુ પડ્યુ હતુ! તે વેળા કોઈએ પણ ભગવાન કૃષ્ણને ઈશ્વર તરીકે જાણ્યા ન હતા (તેનુ કારણ શુ? અને બાળપણમા) તેમણે વ્રજમા ગુપ્તવાસ કર્યો હતો, તેમા પણ જે કંઈ કારણ હોય, તે હે બ્રહ્મન્! તમે મને કહો. હે સત્યવતીના પુત્ર! આ અને બીજા ઘણા સંદેહો મને થાય છે, તો હે મહાભાગ! તેઓનો આજે તમે નાશ કરો. હે બ્રાહ્મણોમા ઉત્તમ! તમે બધુ જાણો છો. વળી એક ગુપ્ત રાખવા જેવો સંદેહ મારા હૃદયમાથી દૂર થતો નથી, દ્રૌપદીના પતિ પાંચ હતા, એ લોકમા શુ નિંદાપાત્ર નથી? વિદ્વાનો સદાચારને પ્રમાણ કહે છે, અને તે પાંડવો સમર્થ હતા, છતા તેઓએ (પાંચ વચ્ચે એક સ્ત્રી રાખવારૂપ) પશુધર્મનો આશ્રય કેમ કર્યો હતો? પૃથ્વી પર દેવરૂપ ગણાતા ભીષ્મે પણ શુ કર્યુ હતુ (પોતાના ભાઈઓની વિધવા સ્ત્રીમા પરપુરુષ દ્વારા) ગોલક* પુત્રો ઉત્પન્ન કરાવી વંશની રક્ષા

* ધણી મરી ગયા પછી વિધવા સ્ત્રીમાં વડીલોની સંમતિથી પર પુરુષ દ્વારા જે પુત્ર જન્મે તે 'ગોલક' કહેવાય છે.

કરી હતી ! ( એ શુ યોગ્ય કર્યું હતુ ? ) ગમે તેવા ઉપાયે પુત્ર ઉત્પન્ન કરવા રૂપ ધર્મનિર્ણય મુનિઓએ દર્શાવ્યો છે, તે ખૂબ જ ધિક્કારપાત્ર છે ! ૧ ૬૫

**धिग्धर्मनिर्णयः काम मुनिभिः परिदर्शितः ।**
**येन केनाप्युपायेन पुत्रोत्पादनलक्षण. ॥५५॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૧૭ મો સમાપ્ત

# અધ્યાય ૧૮ મો+

## ભારથી પીડાતી પૃથ્વી બ્રહ્માને શરણે

व्यास उवाच ।

**शृणु राजन् प्रवक्ष्यामि कृष्णस्य चरित महत् ।**
**मवतारकारण चैव देव्याश्चरितमद्भुतम् ॥१॥**

વ્યાસે કહ્યુ હે રાજન્ ! કૃષ્ણનુ મહાન ચરિત્ર તથા (તેમના) અવતાર થવામા કારણરૂપ દેવીનુ (પ્રેરણારૂપ) અદ્ભુત ચરિત્ર હુ કહુ છુ, તમે સાભળો એક સમયે ભારથી દબાયેલી હોઈ રડતી, ખૂબ જ દૂબળી થયેલી અને ગાયનુ રૂપ ધારણ કરતી પૃથ્વી ગરીબડી તથા ભયભીત થઈ સ્વર્ગમા ગઈ ત્યારે ઇદ્રે તેને પૂછ્યુ 'હે પૃથ્વી ! આજે તને કયો ભય છે ? કોણે તને પીડી છે અને તને શુ દુ ખ છે ?' તે સાભળી પૃથ્વીએ તે વેળા કહ્યુ 'હે દેવોના રાજા ! તમે મને જે દુ ખ પૂછો છો તે સમગ્ર સાભળો હે માન આપનારા ! હુ ભારથી દબાઈ ગઈ છુ મહાપાપી જરાસધ મગધદેશમા મારો પતિ છે ચેદિ દેશનો રાજા શિશુપાલ, પ્રતાપી કાશીનો રાજા બળવાન રુક્મી, કસ, મહાબળવાન નરકાસુર, સૌભ વિમાનનો પતિ શાલ્વ, ક્રૂર કેશી, ધેનુકાસુર અને વત્સાસુર—આ રાજાઓ સર્વ ધર્મોથી રહિત, પરસ્પર વિરોધી, પાપી આચરણવાળા, મદોન્મત્ત અને કાળરૂપ છે હે ઇદ્ર ! તેઓથી હુ પીડાઈ છુ, ભારથી દબાઈ ગઈ છુ અને અશક્ત બની છુ હે પ્રભો ! હુ શુ કરુ અને કયા જાઉં ? મને મોટી ચિંતા રહે છે હે ઇદ્ર ! તમે જાણો છો કે મહાસમર્થ વિષ્ણુએ જ વરાહરૂપ ધરી મને દુ ખ દીધુ છે અને તે વિષ્ણુને લીધે જ હુ એક દુ ખથી બીજા મોટા દુ ખમા જઈ પડી છુ, કારણ કે કશ્યપના દુષ્ટ પુત્ર હિરણ્યાક્ષ દૈત્યે મને હરી હતી અને હુ તે મહાસમુદ્રમા ડૂબેલી હતી, ત્યારે વિષ્ણુએ વરાહસ્વરૂપ ધરી એને માર્યો અને મને બહાર કાઢી સ્થિર કરીને સ્થાપી, નહિ તો હુ રસાતલમા સ્વસ્થ અને સુખમા રહી હોત હે દેવેશ્વર ! આજે હુ દુષ્ટાત્માઓનો ભાર ઉપાડવા સમર્થ નથી વળી હે ઇન્દ્ર ! આગળ અઠ્ઠાવીસમો દુષ્ટ કલિયુગ આવે છે, ત્યારે હુ તો પીડાઈને તરત જ રસાતલમા જતી રહીશ, માટે હે દેવ ! હે દેવોના રાજા ! મને દુ ખરૂપી સમુદ્રનો પાર પમાડનાર *તમે થાઓ અને મારો ભાર દૂર કરો, હુ તમારા* ચરણોમા નમુ છુ '

ઇદ્રે કહ્યુ હે પૃથ્વી ! તારી બાબતમા આજે હુ શુ કરુ ? તુ બ્રહ્માને શરણે જા, હુ ત્યા આવીશ, તે તારુ દુ ખ દૂર કરશે ' તે સાભળી પૃથ્વી ઉતાવળી તે જ સમયે બ્રહ્મલોકમા ગઈ અને ઇદ્ર પણ તેની પાછળ સર્વ દેવોની આગળ થઈ ત્યા ગયો હે મહારાજા ! પ્રજાપતિ બ્રહ્માએ ત્યા આવેલી ગાયને જોઈ અને ધ્યાનથી તેને આ પૃથ્વી આવી છે, એમ જાણી કહ્યુ 'હે કલ્યાણિ ! તુ કેમ રડે છે ? તને હમણા શુ દુ ખ છે ? કહે, હે પૃથ્વી ! કયા પાપાચારીએ તને પીડી છે, તે તુ કહે

પૃથ્વી બોલી હે જગતના પતિ ! આ દુષ્ટ કલિયુગ આવે છે, તેના ભયથી હુ ડરુ છુ તે યુગમા પ્રજાઓ પાપી આચારવાળી થશે, (હમણા પણ) બધા રાજાઓ દુરાચારી, પરસ્પર વિરોધી, ચોરના કામમા લાગેલા, રાક્ષસો અને પૂર્ણ શત્રુઓ બન્યા છે, માટે હે પિતામહ ! તે રાજાઓને મારી તમે મારો ભાર હવે દૂર કરો હે મહારાજ ! એ રાજાઓના સૈન્યોના ભારથી હુ પીડાઈ છુ

બ્રહ્મા બોલ્યા 'હે દેવિ ! તારો ભાર ઉતારવા હુ (પણ ઇંદ્રની પેઠે) સમર્થ નથી, માટે આપણે બન્ને દેવોના દેવ ચક્રધારી વિષ્ણુના ધામમા જઈએ દુષ્ટ લોકોને પીડનાર તે વિષ્ણુ તારો ભાર દૂર કરશે, મે પણ સારી પેઠે વિચારી પ્રથમથી જ તારુ કાર્ય ધારી રાખ્યુ છે હે દેવોમા શ્રેષ્ઠ ઇદ્ર ! (તમે પણ)

+ આ અધ્યાયમા દુષ્ટ રાજાઓના ભારથી દબાયેલી પૃથ્વીએ બ્રહ્માને શરણે જઈ પોતાનું દુ ખ જણાવ્યું, એ કથા ચાક શ્લોકોથી કહેવાશે.

દેવ વિષ્ણુ જ્યાં રહે છે ત્યાં ચાલો.' એમ કહી વેદોના કર્તા, ચાર મુખોવાળા એ બ્રહ્મા હંસ ઉપર બેસી દેવોને તથા પૃથ્વીને આગળ કરી વિષ્ણુના ધામમાં ગયા અને ભક્તિમાં તત્પર મનથી વેદોના વાક્યો વડે (વિષ્ણુની) સ્તુતિ કરવા લાગ્યા.

બ્રહ્મા બોલ્યા : તમે હજારો મસ્તકોવાળા, હજારો નેત્રોવાળા ને હજારો પગવાળા છો અને તમે દેવોનાં દેવ સનાતન વેદપુરુષ છો. હે પ્રભો! પહેલા જે કંઈ થયું, ભવિષ્યમા જે થશે અને વર્તમાનમા જે છે તે તમે જ છો. હે લક્ષ્મીના પતિ! તમે અમને અમરપણું આપ્યું છે. તમારો મહિમા આટલો (અમુક પ્રમાણમા) છે, એમ ત્રણે જગતમા કોઈ જાણતુ નથી તમે ઉત્પત્તિ, રક્ષણ તથા સંહાર કરનાર અને સર્વેની ગતિરૂપ ઈશ્વર છો.'

વ્યાસે કહ્યું : એમ સ્તુતિ કરલા પ્રભુ વિષ્ણુ પ્રસન્ન થયા અને ગરુડની ધ્વજાવાળા તથા નિર્મળ અંતઃકરણવાળા તેમણે એ બ્રહ્મા વગેરેને દર્શન દીધાં. પ્રસન્ન મુખવાળા વિષ્ણુએ દેવોને સ્વાગત કરી પૂછ્યું અને પછી તેઓના આવવામા સવિસ્તર કારણ પૂછ્યુ એટલે પૃથ્વીનુ દુઃખ યાદ કરતા બ્રહ્મા તેમને નમીને બોલ્યા : 'હે દુર્જનોને પીડા કરનાર વિષ્ણુ! તમારે પૃથ્વીનો ભાર ઉતારવારૂપ કાર્ય કરવું જોઈએ. હે દયાના ભંડાર! દ્વાપરયુગનો અંત આવે, ત્યારે પૃથ્વી પર અવતાર ધરી દુષ્ટ રાજાઓને મારી તમે પૃથ્વીનો ભાર દૂર કરો'

વિષ્ણુ બોલ્યા : આ વિષયમા હુ પણ સ્વતંત્ર જ નથી; તેમ જ બ્રહ્મા, શિવ, ઇંદ્ર, અગ્નિ, યમ, ત્વષ્ટા, સૂર્ય તથા વરુણ પણ સ્વતંત્ર નથી. બ્રહ્માથી માંડી વનસ્પતિ સુધીનુ આ બધુ સ્થાવર—જંગમ જગત યોગમાયાને વશ છે અને તેમના ગુણોરૂપી દોરડાથી ગૂથાયેલુ છે. હે ઉત્તમ વ્રતવાળા! ઉત્તમ હિત કરનારાં તે દેવી પ્રથમ પોતાની ઇચ્છા પ્રમાણે જેમ કરવા ઇચ્છે છે, તેમ કરે છે; આપણે બધા તેમને વશ છીએ. તમે બુદ્ધિથી વિચારો કે જો હું સ્વતંત્ર હોઉં, તો મહાસાગરમા માછલાના શરીરવાળો તથા કાચબો કેમ થાઉં? એ પશુ—પક્ષીની યોનિઓમાં કયો ભોગ, કઈ કીર્તિ, કયુ સુખ, કયું પુણ્ય છે અને તે ક્ષુદ્ર યોનિમા ગયેલા મને કયુ ફળ મળે છે? હે બ્રહ્મા! (જો હુ સ્વતંત્ર હોઉં તો) વરાહ, નૃસિંહ અથવા વામન કેમ થાઉં? અને જમદગ્નિનો પુત્ર શા માટે થાઉં? બ્રાહ્મણોમા ઉત્તમ જમદગ્નિનો પુત્ર થઈ હુ ક્રૂર કર્મ કેમ કરુ? અને પૃથ્વી પર લોહીથી ઘણા ધરા કેમ ભરું? પ્રથમ તે વેળા ગર્ભમા રહેલા ક્ષત્રિયોને પણ મારી નાખ્યા હતા. તે પછી હે શ્રેષ્ઠ દેવ! રામચંદ્ર થઈ મેં દંડકારણ્યમાં પ્રવેશ કર્યો હતો; તે વેળા હું પગપાળો, ચીથરાંરૂપ વસ્ત્રવાળો, જટા ને વલ્કલ વસ્ત્ર ધારણ કરતો, સહાય વિનાનો અને ભાતા વિનાનો હોઈ ભયંકર નિર્જન જંગલમા શિકાર કરતો નિર્લજ્જ થઈ ફર્યા કરતો હતો વળી તે વેળા માયાથી ઢંકાઈ ગયેલો હુ સોનાના મૃગને પણ ઓળખી શક્યો ન હતો અને ઝૂપડીમા સીતાને છોડી તે મૃગના પગલે તેની પાછળ જવા નીકળી પડયો હતો. લક્ષ્મણ પણ મેં વાર્યા છતાં પ્રકૃતિના ગુણોથી અત્યંત મોહિત થઈ તે સીતાને છોડી મારા પગલાને અનુસરતો (મારી પાછળ) નીકળી ગયો હતો પછી રાક્ષસ રાવણ તરત જ ભિક્ષુકરૂપ ધરી કપટી આકૃતિ કરીને શોકથી દૂબળી થયેલી સીતાને હરી ગયો હતો. તે સમયે મે દુ ખથી પીડાઈને વનેવનમા રુદન કર્યું હતુ અને કાર્યને વશ થઈ સુગ્રીવની સાથે મિત્રતા કરી હતી, વાલીને અન્યાયથી માર્યો હતો અને શાપથી છોડાવ્યો હતો; વળી વાનરોની સહાય લઈ લંકા તરફ હુ ચાલ્યો હતો તે વેળા હુ અને મારો નાનો ભાઈ લક્ષ્મણ નાગપાશોથી બંધાયા હતા; ત્યારે અમને બન્નેને બેભાન પડેલા જોઈ વાનરો વિસ્મય પામ્યા હતા પછી ગરુડે આવી અમને બન્ને ભાઈઓને છોડાવ્યા હતા, તે પછી મને મોટી ચિંતા થઈ હતી કે. હવે શુ કરશે? રાજ્ય હરાયુ, વનવાસ થયો, પિતા મરણ પામ્યા, પ્રિયાનુ હરણ થયુ અને આ યુદ્ધમા આવુ દુ ખ આવી રહ્યુ છે! વળી આગળ જતા શું કરશે? હે દેવો! ત વખતે પ્રથમ તો રાજ્યરહિત થયેલા, સીતા સહિત અને ધનરહિત મારે વનનો આશ્રય કરવો પડ્યો, એ મહાદુઃખ થયુ હતુ. વનમા નીકળતી વેળા મારા પિતાએ મને કોડી પણ આપી ન હતી; કેવળ પગપાળો, સહાય વિનાનો અને ધનરહિત જ નીકળ્યો હતો. તે વેળા ક્ષત્રિયધર્મ છોડી મોટા જંગલ-

મા ઋષિઓની આજ્ઞાથી ચૌદ વર્ષ મે એ રીતે ગાળ્યા હતા પછી દેવયોને યુદ્ધમા જય પ્રાપ્ત કર્યો હતો, એ મહાસુર રાવણને માર્યો હતો સીતાને પાછી આણી હતી અને (ફરી) અયોધ્યા મેળવી હતી. ત્યા કેટલાક વર્ષ સુધી સમાસ્તુ સુખ મેળવ્યુ હતુ અને કોસલ દેશમા રહી પૂર્ણ રાજ્ય ભોગવ્યુ હતુ એમ પ્રથમ તો ઠીક ચાલ્યુ હતુ, પણ પાછળથી રાજ્ય પામેલા મે તે વેળા લોકાપવાદથી ડરીને સીતાને વનમા ત્યજી હતી એમ ફરી સ્ત્રીના વિરહનુ ટાળવુ મુશ્કેલ દુ ખ મે મેળવ્યુ હતુ અને પાછળથી સીતા પૃથ્વી ફાડીને પાતાળમા ચાલી ગઈ હતી એમ રમાવતારમા પણ પરતત્ર થઈ મે કાયમ દુ ખ ભોગવ્યુ હતુ, સ્વતત્ર કોણ હોઈ શકે છે ? પછી છેવટે કાળને વશ થઈ મે ભાઈઓ સાથે સ્વર્ગ મેળવ્યુ હતુ, એટલે મમજુ પુરુષે પરતત્રની વાત જ શી કરવી ? હે બ્રહ્મા ! તમે સાભળો, હુ ખરેખર પરતત્ર છુ અને તે જ પ્રમાણે તમે શકર અને બધા ઉત્તમ દેવો પણ પરતત્ર છો ૧-૬૦

**परतंत्रोऽस्म्यहं नूनं पद्मयोने निशामय ।**
**तथा त्वमपि रुद्रश्च सर्वे चान्ये सुरोत्तमाः ॥६०॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કધ વિશ અધ્યાય ૧૮ મો સમાપ્ત

## અધ્યાય ૧૯ મો*

### વિષ્ણુની આજ્ઞાથી દેવોએ ભગવતીની સ્તુતિ કરી

व्यास उवाच ।

**इत्युक्त्वा भगवान् विष्णुः पुनराह प्रजापतिम् ।**
**यन्मायामोहितः सर्वस्तत्त्व जानाति नो जनः ॥१॥**

વ્યાસે કહ્યુ એમ કહી ભગવાન વિષ્ણુએ ફરી પ્રજાપતિ બ્રહ્માને કહ્યુ 'પરમાત્માની એ માયાશક્તિથી મોહિત થયેલા સર્વ પ્રાણીઓ પરમાત્મતત્વને જાણતા નથી, આપણે પણ એ માયાથી અત્યત ઢકાયેલા હોઈ જગતના ગુરુ, શાત, સચ્ચિદાનદ અને અવિનાશી પરમ પુરુષનુ સ્મરણ કરતા નથી હે બ્રહ્મા ! 'હુ વિષ્ણુ, હુ બ્રહ્મા, હુ શિવ' એમ (અભિમાનથી) મોહિત થયેલા આપણે સનાતન પરમ વસ્તુને જાણતા નથી જેમ બાજીગરની લાકડાની પૂતળી તેને વશમા રહે છે, તેમ જેમની માયાથી મોહિત થયેલો હુ હમેશા એ પરમાત્માને વશ રહુ છુ. કલ્પના આદિ સમયે તમે તથા શિવ સહિત મે ક્ષીરસમુદ્રની અદર આવેલો જે મણિદ્વીપ કલ્પવૃક્ષોથી યુક્ત અને રત્નક્રીડાનુ સ્થાન છે, ત્યા દેવીઓના સમાજની વચ્ચે (પૂર્વે) કદી નહિ જોયેલી અને વચનથી પણ નહિ સાભળેલી તે પરમાત્માની અદ્‌ભુત મૂર્તિ જોઈ હતી,+ માટે હે દેવો ! સર્વ કામનાઓને આપનારા, મગલસ્વરૂપ, પરમ શક્તિ, આદ્યશક્તિ તે પરમાત્માની માયાનુ આજે તમે સ્મરણ કરો ' વિષ્ણુએ એમ કહેતા બ્રહ્માદિ દેવોએ સનાતની યોગમાયા ભુવનેશ્વરી દેવીનુ મનથી સ્મરણ કર્યુ, તે વખતે માત્ર સ્મરણ કરતા જ પાશ, અકુશ, વર તથા અભયને ધારણ કરતા અને જાસુદના પુષ્પ જેવા લાલવર્ણી દેવીએ પ્રત્યક્ષ દર્શન દીધુ, એટલે તેમના દર્શન કરી આનદ પામેલા દેવો તે સુદરીની આમ સ્તુતિ કરવા લાગ્યા.

દેવો બોલ્યા જેમ કરોળિયામાથી (લાળનો) તાતણો અને અગ્નિમાથી તણખો નીકળે છે, તેમ જેમનામાથી આ જગત નીકળ્યુ છે, તે ભુવનેશ્વરીને અમે નમીએ છીએ સ્થાવર—જગમ સર્વ જગત જેમની માયાશક્તિથી રચાયુ છે, તે ચૈતન્યરૂપ કરુણાસાગર ભુવનેશ્વરીનુ અમે સ્મરણ કરીએ છીએ. જેમના અજ્ઞાનથી સસાર ઊપજે છે અને જેમના જ્ઞાનથી સસાર નાશ પામે છે, તે જ્ઞાનસ્વરૂપ દેવીનુ અમે સ્મરણ કરીએ છીએ તે દેવી અમને નિરતર (પોતાનુ) સ્મરણ કરવા પ્રેરણા કરો અમે મહાલક્ષ્મીનુ જ્ઞાન અને શક્તિનુ ધ્યાન કરીએ છીએ, જેથી તે દેવી અમને (નિરતર સદ્વર્તનમા) પ્રેરણા કરો હે માતા ! અમે તમને નમીએ છીએ હે જગતની પીડા હરનારા ! તમે પ્રસન્ન થાઓ અને અમારુ કલ્યાણ કરો હે દયાવ્યાપ્ત દેવિ ! આ અમારુ કાર્ય તમે કરો હે મહેશ્વરી ! દેવોના શત્રુવર્ગનો નાશ કરી

* આ અધ્યાયમા વિષ્ણુની આજ્ઞાથી બધા દેવોએ પરાશક્તિ પરમેશ્વરીની સ્તુતિ કરી, એ કથા સાડીછ તાચીન શ્લોકોથી કહેવાશે.

+ અર્થાત્ મણિદ્વીપમા પૂર્વે તમે તથા અમે જે ભગવતીના દર્શન કર્યા હતા, તે પરમાત્માની મુખ્ય મૂર્તિ છે.

પૃથ્વીનો ભાર દૂર કરો હે ભવાનિ ! સજ્જનોનુ કલ્યાણ કરો હે કમળ સમાન નેત્રોવાળા ! જો તમે દેવો પર દયા નહિ કરો, તો તેઓ રણના મોખરે તલવારો અને બાણોથી પ્રહારો કરવા કદી પણ સમર્થ છે ? ( નથી જ ) આ વાત તમે જ યક્ષનુ સ્વરૂપ કરી ‘ હે અગ્નિ ! આ તણખલાને તુ બાળી નાખ ’ ઈત્યાદિ પદોના ઉચ્ચારથી સ્પષ્ટ જણાવી છે× હે માતા ! કંસ, ભૌમાસુર, કાલયવન, કેશી, જરાસંધ, બકાસુર, પૂતના, ગર્દભાસુર અને શાલ્વ વગેરે, તેમ જ બીજા પણ જે રાજાઓ પૃથ્વી પર (ભારરૂપ) છે, તેઓને મારી તરત જ પૃથ્વીનો ભાર તમે દૂર કરો હે કમળ સમાન નેત્રોવાળા ! વિષ્ણુ, શંકર અને ઈન્દ્ર પણ યુદ્ધ કરી જેઓને મારી શક્યા ન હતા, તે દૈત્યો યુદ્ધમા તમારા સુખકારક મુખને જોતા જ તમારા બાણોથી તમારી પોતાની લીલા માત્રથી જ માર્યા ગયા હતા હે દેવોના પણ દેવિ ! વિષ્ણુ, શિવ વગેરે દેવો તમારી શક્તિ વિના ચાલવાને પણ સમર્થ નથી હે ચન્દ્રની કળારૂપ મુકુટવાળા ! શેષનાગ પણ ( તમે આપેલી ) ધારણાશક્તિ વિના પૃથ્વીને ધારણ કરવા શુ સમર્થ છે ? ( નથી જ )

ઇન્દ્રે કહ્યુ સરસ્વતી વિના જગતની રચના કરવા બ્રહ્મા શુ સમર્થ છે ? લક્ષ્મીરહિત વિષ્ણુ જગતનુ રક્ષણ કરવા શુ સમર્થ છે ? અને પાર્વતી વિના શંકર જગતનો સંહાર કરવા શુ સમર્થ છે ? ( નથી જ ) તે પ્રજાપિતાઓ પણ તે શક્તિઓની સાથે જ રહી ( તે તે કાર્યો કરવા ) સમર્થ છે

વિષ્ણુ બોલ્યા હે નિર્દોષ ! તમારી શક્તિથી રહિત બ્રહ્મા ત્રણે લોકની ઉત્પત્તિ કરવા કદી સમર્થ નથી, તેમ જ તમારી શક્તિથી રહિત હુ ત્રિલોકીનુ પ્રભુપણુ કરવા કદી સમર્થ નથી, અને તમારી શક્તિથી રહિત શંકર પણ ત્રિલોકીનો સંહાર કરવા કદી સમર્થ નથી માટે સમસ્ત વૈભવોના ઈશ્વરિ ! તમે જ બધામા ( શક્તિસ્વરૂપ ) પ્રકાશો છો

વ્યાસે કહ્યુ એમ તે વેળા સ્તુતિ કરાયેલા દેવીએ તે દેવેશ્વરોને કહ્યુ હતુ કે, ‘ તમે દુ ખરહિત થઈને કહો તેવુ કયુ કાર્ય છે કે જે આજે હુ કરુ ? ’ દેવોએ ઈચ્છેલુ જે કાર્ય આ લોકમા અસાધ્ય હશે, તે પણ હુ કરીશ, માટે હે ઉત્તમ દેવો ! તમારુ તથા પૃથ્વીનુ જે દુ ખ હોય તે તમે કહો

દેવો બોલ્યા દુષ્ટ રાજાઓથી પીડાતી અને ભારથી દબાઈ ગયેલી આ પૃથ્વી ધ્રૂજતી અને રડતી દેવો પાસે આવી છે, માટે હે ભુવનેશ્વરી ! હે શિવે ! આનો ભાર દૂર કરવો એ જ હમણા દેવોનુ ઈચ્છિત કાર્ય છે હે માતા ! પૂર્વે પાડાનુ રૂપ ધારણ કરતા અતિ બળવાન દાનવને તથા તેના કરોડો સહાયકોને તમે માર્યા છે, તેમ જ બીજા શુંભ, નિશુંભ, રક્તબીજ, મહાપરાક્રમી ચંડ, મુંડ, ધૂમ્રલોચન, દુર્મુખ, દુ સહ અતિ વીર્યવાન કરાલ અને બીજા પણ ઘણા ક્રૂર રાક્ષસોને તમે જ માર્યા છે, તે જ પ્રમાણે હમણા પણ દેવોના શત્રુ સર્વ રાજાઓને તમે મારો અને દુષ્ટ તે રાજાઓનો વધો જ ભારે ભાર પૃથ્વી ઉપરથી તમે દૂર કરો

વ્યાસે કહ્યુ : એમ કહેલા તે મંગળમૂર્તિ

× આમ કહી અહીં ‘ તલવકાર ઉપનિષદમા ’ કહેલી કથા યાદ કરાવી છે, ત્યા આવી કથા છે. પૂર્વે દેવાસુર સંગ્રામમા દેવોએ ભગવતીની કૃપાથી જ જય મેળવ્યો હતો, છતા એ વસ્તુ ન સમજી દેવો અભિમાની બન્યા હતા કે, આ વિજય તો અમે જ અમારા સામર્થ્યથી મેળવ્યો છે ’ પછી દેવોનુ તે અભિમાન દૂર કરવા ભગવતી યક્ષના સ્વરૂપે ત્યા પ્રકટ્યા હતા એ તેજોમય યક્ષને જોઈ દેવોએ તેની તપાસ કરવા પ્રથમ અગ્નિને મોકલ્યો હતો, જેથી અગ્નિ તે યક્ષની પાસે ગયા, ત્યાર યક્ષે તેને કહ્યુ ‘ તુ કોણ છો ? ’ અગ્નિએ ઉત્તર આપ્યો કે, ‘ હુ અગ્નિ છુ ’ પછી યક્ષે કહ્યુ ‘ તારામા શી શક્તિ છે ? ’ અગ્નિ બોલ્યો, ‘ આ સર્વ જગતને બાળી નાખવા હુ સમર્થ છુ ’ પછી યક્ષે એક તણખલુ આગળ મૂકી કહ્યુ કે ‘ જો એવો છે, તો તુ આ તણખલાને બાળી નાખ ’ અગ્નિએ તે તણખલાને બાળી નાખવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ તે તણખલુ તેનાથી કોઈ રીતે બાળી શકાયુ નહિ એ જ પ્રમાણે વાયુ, ઇન્દ્ર વગેરે બીજા દેવોની શક્તિઓની પણ નિષ્ફળતા દર્શાવી ભગવતીએ તે યક્ષનુ સ્વરૂપ અદૃશ્ય કરી પોતાના મૂળસ્વરૂપે પ્રકટ થઈ જણાવ્યુ હતુ કે, ‘ દરેકોમા જે શક્તિ કે સામર્થ્ય છે તે મારુ પોતાનુ જ છે, આમ સમજી તમે ખોટુ અભિમાન કરશો મા. ’ વગેરે ઉપદેશ કરી દેવોનુ અભિમાન ઉતાર્યુ હતુ અને તેમના પર કૃપા કરી હતી.

શ્યામકટાક્ષવાળા અમ્બિકાદેવીએ ખૂબ હસીને મેઘ જેવી ગંભીર વાણીથી દેવોને કહ્યુ

શ્રી દેવી બોલ્યા : હે દેવો ! જે રીતે દુષ્ટ રાજાઓનો ભાર ઊતારે, એ રીતે (મારો) અંશાવતાર મેં પ્રથમ જ વિચારી રાખ્યો છે જગસંધ વગેરે દૈત્યપતિ રાજાઓ મહાભાગ્યશાળી છે, તે તે સર્વને મારી પોતાની શકિતથી મંદ તેજવાળા કરી મારે મારવા છે હે દેવો ! તમારે પણ મારી શકિતઓ સહિત પોતાના અંશોથી પૃથ્વી પર અવતરી ભાર ઉતારવાનુ કાર્ય કરવુ પ્રથમ તો દેવોના પ્રજાપતિ કશ્યપ પોતાની સ્ત્રી સાથે યાદવોના કુળમા વસુદેવરૂપે થશે, તેમ જ ભૃગુના શાપથી અવિનાશી ભગવાન વિષ્ણુ પણ અંશથી ત્યા વસુદેવના પુત્ર થશે તે વખતે હુ ગોકુલમા યશોદા વિષે જન્મીશ અને હે ઉત્તમ દેવો ! દેવોનું સર્વ કાર્ય હુ કરીશ કેદખાનામા અવતરેલા વિષ્ણુને ગોકુલમા પહોચાડીશ અને શેષનાગને દેવકીના ગર્ભમાથી રોહિણીમા પહોચાડીશ મારી શકિતથી વધેલા તે બન્ને (વિષ્ણુ તથા શેષનાગ) દ્વાપર યુગના અંતમા દુષ્ટોનો નાશ કરશે અને ઈન્દ્રનો અંશ અર્જુન પણ અતિ દુષ્ટ રાજાઓના સૈન્યનો અવશ્ય નાશ કરશે વળી ધર્મનો અંશ મહારાજા યુધિષ્ઠિર, વાયુનો અંશ ભીમસેન અને અશ્વિનીકુમારોના અંશો નકુલ તથા સહદેવ થશે, તેમ જ વસુના અંશ ગંગાપુત્ર ભીષ્મ થશે, તે પણ સૈન્યનો નાશ કરશે હવે તમે જાઓ અને પૃથ્વી પર બરાબર સ્થિર થાઓ હે ઉત્તમ દેવો ! તેઓને માત્ર નિમિત્તરૂપ કરી, હુ પોતાની શકિતથી ભાર દૂર કરીશ, એ ચોક્કસ છે, તેમા સંશય નથી કુરુક્ષેત્રમા ક્ષત્રિયોનો હુ સંહાર કરીશ, તેમ જ બીજાના ગુણો પર દોષારોપ, ઈર્ષ્યાબુદ્ધિ, તૃષ્ણા, મમતા, અભિમાન, લાલચ, જીતવાની ઈચ્છા, કામ તથા મોહ આ દોષોથી યાદવો પણ નાશ પામશે અને બ્રાહ્મણના શાપથી તેઓના વંશના નાશ થશે.' ભગવાન વિષ્ણુ પણ શાપને લીધે જ એ શરીર છોડશે, તમે પણ પોતાના અંશો અને સ્ત્રીઓ સાથે મથુરામા તથા ગોકુલમા શ્રીકૃષ્ણના સહાયક તરીકે ઉત્પન્ન થાઓ

વ્યાસે કહ્યુ : એમ કહી પરમાત્માની યોગમાયા દેવી અદૃશ્ય થયા અને પૃથ્વી સહિત સર્વ દેવો પોત પોતાના સ્થાને ગયા. હે જનમેજય ! પૃથ્વી પણ દેવીના તે વાક્યથી બરાબર સ્થિર થઈ અને ઓષધિઓ તથા લતાઓથી યુકત થઈ, તેથી પ્રજાઓ સુખી થઈ, બ્રાહ્મણો મોટો ઉદય પામ્યા અને સંતુષ્ટ થયેલા સર્વ મુનિઓ ધર્મમા તત્પર થયા ૧-૪૬

**प्रजाश्च सुखिनो जाता द्विजाश्चापुर्महोदयम् ।**
**संतुष्टा मुनयः सर्वे बभूवुर्धर्मतत्पराः ॥ ४६ ॥**

ઈતિ શ્રી દેવીભાગવત મહાપુરાણમાં ચતુર્થ સ્કંધ વિષે અધ્યાય ૧૯ મો સમાપ્ત

# અધ્યાય ૨૦ મો*

## દેવીમાહાત્મ્ય અને વસુદેવ આદિની કથા

व्यास उवाच ।

**शृणु भारत वक्ष्यामि भारावतरणं तथा ।**
**कुरुक्षेत्रे प्रभासे च क्षपितं योगमायया ॥ १ ॥**

વ્યાસ બોલ્યા હે ભરતવંશી રાજા ! કુરુક્ષેત્રમા તથા પ્રભાસમા યોગમાયાએ જે સંહાર કરાવ્યો અને ભાર ઉતાર્યો, તે હુ કહુ છુ, તમે સાભળો ભૃગુના શાપના પ્રતાપથી અને મહામાયાના બળથી અમાપ તેજવાળા વિષ્ણુની યદુવંશમા જે ઉત્પત્તિ થઈ હતી, તે પૃથ્વીનો ભાર ઉતારવા મહામાયાએ જ પૃથ્વી ઉપર વિષ્ણુના જન્મરૂપે યોગ કર્યો હતો, એમ હુ માનુ છુ હે રાજા ! તે દેવી બ્રહ્મા, વિષ્ણુ વગેરે દેવોને પણ હંમેશા નચાવે છે, તો ત્રણ ગુણોવાળા બીજાને નચાવે, એમા શુ આશ્ચર્ય છે? પ્રસિદ્ધ લીલાવાળા આ દેવીએ વિષ્ણુને પણ વિષ્ટા, મૂત્ર અને આતરડાવાળુ ગર્ભવાસનુ દુખ સારી રીતે પમાડયુ છે. પૂર્વે રામાવતારમા પણ દેવોને વાનરો કર્યા હતા અને વિષ્ણુ—રામને 'હુ મારુ' એ રૂપી મજબૂત દુખપાશથી મોહિત કર્યા હતા, તે તમારા જાણવામા જ છે, માટે હે રાજા ! ભોગોને ઈચ્છતા લોકો તથા સંગને છોડતા મુમુક્ષુ યોગીઓ વિશ્વના ઈશ્વરી તે શિવા દેવીને જ ઉપાસે છે જેમની ભકિતના લેશનો થોડામા થોડો પણ અંશ પામી પ્રાણી

* આ અધ્યાયમા સાડત્રીસ શ્લોકોથી દેવીના માહાત્મ્યનુ વર્ણન તથા વસુદેવ વગેરેની અવતારકથા કહેવાશે.

જગતના સ્રષ્ટા અને સર્વેને બુદ્ધિ આપતા બ્રહ્મા પણ પુત્રી સરસ્વતીને જોઈ (કામથી) વ્યાકુળ થયા હતા. શિવના પત્ની સતી પણ (ક્રોધથી) શરીરને બાળી-મરણ પામ્યા હતા, જેથી લોકોની પીડા દૂર કરનારા છતા શિવ પણ કામથી પીડાઈ દુઃખને લીધે સતાપ પામ્યા હતા હે રાજા! કામાગ્નિથી તપતા શરીરવાળા તે શિવ યમુનામા પડયા હતા, જેથી તે યમુના પણ તેમના શરીરના તાપથી કાળા પાણીવાળી થઈ છે કામથી પીડાતા તે શિવ પણ નગ્ન ક્રીડા કરતા ભૃગુના આશ્રમમા જઈ ચડયા હતા ત્યારે ભૃગુએ તેમને અત્યત કામાતુર જોઈ શાપ આપ્યો હતો કે, 'હે નિર્લજ્જ! હમણા જ તમારુ લિંગ પડી જાઓ' વળી તે શિવ જ દાનવોએ બનાવેલી અમૃતની વાવ આનદ માટે પી ગયા હતા ઇન્દ્ર પણ બળદ થઈ પૃથ્વી પર (પુરજય રાજાનુ) વાહનપણુ પામ્યો હતો, તેમ જ સર્વલોકના આદ્ય તથા વિવેકી છતા (રામાવતારમા) વિષ્ણુનુ સર્વજ્ઞપણુ તથા પ્રભુશક્તિ (કોણ જાણે) ક્યાય જતા રહ્યા હતા! જેથી તેમણે સોનાનો મૃગ પણ ઓળખ્યો ન હતો (સોનાનો મૃગ દુનિયામા ન હોય એટલુ ભાન પણ તેમને રહ્યુ ન હતુ) હે રાજન્! માયાનુ બળ તમે જુઓ તે રામચદ્ર પણ કામથી મોહિત થયા હતા, જેથી વિરહથી ખૂબ તપી જઈ ઘણા જ ગભરાઈ જઈ રડયા હતા વળી તે રામચદ્રે ઘણા જ ઊંચા સ્વરે રડતા, વૃક્ષોને પૂછ્યુ હતુ કે, 'સીતા ક્યા ગઈ? તેને કોઈ ખાઈ ગયુ કે હરી ગયુ છે?' (પછી તેમણે લક્ષ્મણ પ્રત્યે કહ્યુ હતુ) 'હે લક્ષ્મણ! સ્રીના વિરહથી દુઃખી થઈ હુ વનમા જ મરી જઈશ અને હે નાના ભાઈ! તુ પણ મારા દુઃખથી મરણ પામીશ આપણા બેયનુ મરણ જાણી મારી માતા મરી જશે અને શત્રુઘ્ન પણ અત્યત દુઃખથી પીડાઈ જીવવા યોગ્ય કેમ રહેશે? પુત્રના દુઃખથી દુઃખી થયેલી સુમિત્રા પણ જિંદગી છોડશે અને પછી કૈકેયી પુત્ર સાથે પૂર્ણ ઇચ્છાવાળી થશે હાય! સીતા! કામથી પીડાતી તુ મને છોડી ક્યા ગઈ? હે મૃગના બચ્ચા જેવા નેત્રોવાળી! તુ આવ, આવ હે પાતળા પેટવાળી! તુ મને જીવાડ હે પ્રિયા! જનકપુત્રિ! હુ શુ કરુ? અને ક્યા જાઉં? મારુ જીવન તારે વશ છે. મને દુઃખીને તુ આશ્વાસન આપ' એમ વિલાપ કરતા અમાપ તેજવાળા રામ વનેવનમા ભટક્યા હતા, છતા સીતાને તેમણે જોયા ન હતા કમળ સમાન નેત્રવાળા તે રામ સર્વ લોકોને શરણે લેવા યોગ્ય હતા. માયાથી અત્યત મોહિત થઈ વાનરોને શરણે ગયા હતા! તેમ જ વાનરોની મદદ મેળવી તેમણે સમુદ્ર બાધ્યો હતો અને રાવણને તથા તેના ભાઈ કુભકર્ણને માર્યો હતા; પછી સીતાને લાવી રામે પોતે સર્વજ્ઞ હોવા છતા દુષ્ટાત્મા રાવણે સીતાને ભ્રષ્ટ કરેલી માની લઈ તેની પાસે (અગ્નિપ્રવેશ આદિ) દિવ્ય કર્મ કરાવ્યુ હતુ હે મહારાજા! યોગમાયાનુ મહાન બળ હુ શુ વર્ણવુ? જેણે ભમાવેલુ આ સર્વ જગત ભમ્યા જ કરે છે! શાપને વશ થયેલા વિષ્ણુ એમ અનેક અવતારોમા સદા દૈવાધીન જ રહી, વિવિધ ચેષ્ટાઓ કર્યા કરે છે હવે દેવોના કાર્યરૂપ પ્રયોજનની સિદ્ધિ માટે શ્રીકૃષ્ણનો મનુષ્યજન્મ તથા તેમનુ વર્તન પણ હુ તમને કહુ છુ

પૂર્વે યમુનાના સુદર કિનારા પર મધુવન હતુ ત્યા મધુપુત્ર લવણ નામે બળવાન દાનવ રહેતો હતો. એ પાપી, બ્રાહ્મણોને દુઃખ દેતો અને વરદાનથી ગર્વિત બન્યો હતો, જેથી મહાભાગ લક્ષ્મણના નાના ભાઈ શત્રુઘ્ને તેને માર્યો હતો ગર્વથી છકેલા તે દૈત્યને યુદ્ધમા માર્યા પછી શત્રુઘ્ને (તે મધુવનમા) મથુરા નામની ઘણી જ સુદર નગરી વસાવી હતી. શત્રુઓનો નાશ કરનાર બુદ્ધિમાન શત્રુઘ્ન તે નગરીના રાજ્ય પર કમળ સમાન નેત્રોવાળા બે પુત્રોને સ્થાપી કાળવશ થઈ પોતે સ્વર્ગે ગયા હતા હે રાજન્! પૂર્વે સૂર્યવશ નાશ પામ્યો, ત્યારે યયાતિના પુત્ર યાદવોએ મુક્તિદાયી મથુરા નગરી મેળવી હતી તે વેળા શૂરસેન નામનો શૂરો રાજા ત્યા થયો હતો; એ રાજા માથુર તથા શૂરસેન નામના દેશોને ભોગવતો હતો તે સમયે ત્યા વરુણના શાપથી કશ્યપનો અશ જન્મ્યો હતો, જે શૂરસેનનો પુત્ર વસુદેવ નામે અતિ પ્રખ્યાત હતો પણ પિતા મરણ પામ્યો ત્યારે તે વસુદેવ ધનવાન હોઈ વેપારી જીવન જીવવા તત્પર થયો હતો અને ઉગ્રસેન રાજા થયો હતો, તે ઉગ્રસેનને

કસ નામે મોટો પુત્ર હતો, તે સમયે વરુણના શાપથી કશ્યપને અનુસરેલા અદિતિ એ નગરમા (ઉગ્રસેનના ભાઈ) દેવકના 'દેવકી' નામે પુત્રી થયા હતા મહાત્મા દેવકે તે દેવકી વસુદેવને આપ્યા હતા અને તેમનો જ્યારે વિવાહ થયો, ત્યારે ત્યા આકાશવાણી થઈ હતી કે, 'હે કસ ! આ મહાભાગ્યશાળી કસ ! દેવકીના ગર્ભથી જન્મેલો શ્રીમાન આઠમો પુત્ર તને મારનાર થશે તે સાભળી મહાબળવાન કસ વિસ્મય પામ્યો અને તે દેવવાણી સત્ય માની વિચારમા પડયો કે, 'હવે મારે શુ કરવુ ?' આમ ચિંતા કરતા તેણે વિચાર કર્યો કે, આજે તરત જ આને મારી નાખી જો હુ (જીવતો) રહુ તો મારુ મૃત્યુ ન થાય, નહિ તો મૃત્યુનો ભય ઉપજાવનાર આ કાર્યમા બીજો ઉપાય નથી, પણ મારા પિતા સમાન દેવકથી જન્મેલી આ મારી પૂજ્ય બહેન જ છે, તેને હુ કેમ મારુ ?' આમ તે વિચારમા પડયો, એટલામા ફરી તેને વિચાર થયો કે, 'અહો ! આ મારી બહેન છતા મારા મરણરૂપ છે, (માટે આને અવશ્ય મારી નાખવી જ યોગ્ય છે) વિદ્વાન મનુષ્યે પાપકર્મ કરીને પણ દેહની તો રક્ષા કરવી જ જોઈએ પાપની શુદ્ધિ તો પ્રાયશ્ચિત્તથી પણ થઈ શકે છે, માટે વિદ્વાનો એ પાપ કરીને પણ હમેશા પ્રાણરક્ષા કરવી જ ઘટે.' એમ મનથી વિચારી પાપ કરનારા કસે જલદી તલવાર લઈ સુદર કેડના પાછલા ભાગવાળી દેવકીના વાળ ખેચીને પકડી, પછી મ્યાનમાથી તલવાર ખેચી મારી નાખવા ઇચ્છતા તે દુષ્ટે નવી પરણેલી તે દેવકીને સર્વ લોકોના દેખતા ખેચવા માડી, ત્યારે એ દેવકીને મરતી જોઈ મોટો હાહાકાર થઈ રહ્યો અને વસુદેવના અનુયાયી વીર પુરુષોએ યુદ્ધ માટે ધનુષ ઉગામ્યા અદ્ભુત સાહસવાળા તેઓએ 'છોડ, છોડ' એમ ઊંચેથી કહ્યુ અને દયા કરી દેવમાતા દેવકીને છોડાવી તે વખતે મહાત્મા કસ સાથે વસુદેવના સહાયક યોદ્ધાઓનુ પરસ્પર ઘોર યુદ્ધ થયુ જ્યુ એ રોમાંચજનક ઉગ્ર યુદ્ધ ચાલુ થયુ ત્યારે વૃદ્ધ અને ઉત્તમ યાદવોએ કસને અટકાવ્યો કે, હે 'વીર ! આ તારા કાકાની પુત્રી બહેન છે, જેથી એ અજ્ઞાની ! તારે પૂજવા યોગ્ય છે, માટે હે વીર ! આ વિવાહ–ઉત્સવના મેળાવડામા તારે આને મારવી યોગ્ય નથી હે વીર ! માત્ર આકાશવાણીના કહેવાથી તારે સમજુ એ કીર્તિનો નાશ અને અતિશય પાપ કરનારી દુસહ સ્ત્રીહત્યા ન કરવી જોઈએ હે સમર્થ કસ ! તારા અથવા આ વસુદેવના કોઈ શત્રુએ અદૃશ્ય રહી આ અનર્થકારક વાણી કહી હોય એમ કેમ ન હોય ? હે રાજા ! તારા યશનો નાશ કરવા અને વસુદેવના ઘરને ભાગવા માટે ગુણ તથા માયા જાણનારા શત્રુએ આ વાણી કહી હશે તુ વીર થઈ આકાશવાણીથી કેમ ડરે છે ? કોઈ શત્રુએ તારા યશના મૂળનો નાશ કરવા ઉપાય કર્યો છે વળી આ તારા કાકાની પુત્રી બહેન છે, તેને વિવાહના સમયે તારે ન મારવી જોઈએ, હે મહારાજા ! જે થવાનુ હશે, તેમા ફેરફાર કેમ થશે ? એમ તેઓએ સમજાવ્યો છતા એ કસ (દેવકીને મારી નાખતા) ન અટકયો ત્યારે નીતિને જાણતા વસુદેવે પણ તેને કહ્યુ 'હે કસ ! હુ આજે સત્ય કહુ છુ, ત્રણે જગત સત્યના આધારે રહ્યા છે, દેવકીના જે પુત્રો થશે તે બધા હુ તને આપી દઈશ હે રાજા ! જન્મેલા પુત્ર જો હુ તને ન આપુ તો મારા પૂર્વજો ઘોર કુભીપાક નરકમા પડજો આ સત્યવચન સાભળી ત્યા આગળ ઊભેલા યાદવોએ ઉતાવળા થઈ કસને વારવાર કહ્યુ કે 'આ ઠીક છે, આ યોગ્ય છે મોટા મનવાળા વસુદેવ કદી અસત્ય બોલતા નથી માટે હે મહાભાગ ! હવે તુ (દેવકીના) વાળ છોડી દે અને સ્ત્રીહત્યાનુ પાપ ત્યજી દે

વ્યાસ બોલ્યા એમ મહાત્મા વૃદ્ધ યાદવોએ ખૂબ સમજાવ્યો ત્યારે સત્યવાકયને અનુમોદન આપતો કસ ક્રોધ છોડી તે વેળા અટક્યા પછી એ સભામા નગારા ને વાજા વાગી રહ્યા અને સર્વનો જય જય શબ્દ થઈ રહ્યો તે વખતે કસને પ્રસન્ન કરી દેવકીને છોડાવી મહાયશસ્વી થયેલા બળવાન વસુદેવ નિર્ભય થઈ સ્વજનોથી વીંટાઈ નવા પરણેલા દેવકી સાથે ઘેર ગયા ૧–૮૮

> प्रसाद्य कस प्रतिमोच्य देवकीं ।
> महायशा. शूरसुतस्तदानीम् ॥
> जगाम गेह स्वजनानुवृत्तो ।
> नवोढया प्रीतमनास्तरस्वी ॥ ८८ ॥

અધ્યાય ૨૦ મો સમાપ્ત

# અધ્યાય ૨૧ મો+

## દેવકીના સાત પુત્રોને કંસે મારી નાખ્યા

व्यास उवाच ।

**अथ काले तु संप्राप्ते देवकी देवरूपिणी ।**
**गर्भं दधार विधिवद् वसुदेवेन सगता ॥ १ ॥**

વ્યાસ બોલ્યા પછી સમય થતા દેવ જેવા રૂપવાળા દેવકીએ વસુદેવ સાથે સમાગમ કરી વિધિ પ્રમાણે ગર્ભ ધારણ કર્યો દશમો મહિનો પૂરો થયો, ત્યારે દેવકીએ રૂપ તથા અવયવોથી યુક્ત પહેલા ઉત્તમ પુત્રને જન્મ આપ્યો, તે સમયે સત્યવાક્યને અનુમોદન આપતા મહાભાગ વસુદેવે ભાવિને લીધે દેવમાતા દેવકીને કહ્યુ. હે સુદર નાથળોવાળી! પોતાનો પુત્ર આપી દેવાની મારી શરત તુ જાણે છે હે મહાભાગે! તે વખતે મે પ્રતિજ્ઞાથી તને છોડાવી છે, માટે હે સુદર વાળના છેડાવાળી! આ પુત્ર હુ તારા કાકાના પુત્ર દુષ્ટ કસને મારી નાખવા આપી દઈશ (આપણા એવા) પ્રારબ્ધ છે માટે તુ શુ કરીશ? કર્મોનુ વિચિત્ર પરિણામ યોગીઓ વિના બીજાઓથી જાણવુ ખરેખર મુશ્કેલ છે, અને કાળના પાશને અનુસરતા સર્વ જીવોને તેમણે પોતે કરેલુ શુભ કે અશુભ કર્મ અવશ્ય ભોગવવુ જ પડે છે આ લોકમા જીવનુ પ્રારબ્ધકર્મ દૈવે નિર્માણ કરેલુ હોય છે '

દેવકીએ કહ્યુ હે સ્વામિન્! પૂર્વે કરેલુ કર્મ મનુષ્યોએ હરકોઈ રીતે ભોગવવુ જ પડે છે (એ ઠીક છે), પણ તીર્થો, તપ કે દાનોથી તે પ્રારબ્ધ કર્મ શુ નાશ ન પામે? હે રાજા! પૂર્વજન્મમા મેળવેલા પાપોનો નાશ કરવા મહાત્માઓએ ધર્મશાસ્ત્રોમા પ્રાયશ્ચિત્તનો વિધિ લખ્યો જ છે બ્રહ્મહત્યા કરનાર, સોનુ ચોરનાર, દારૂ પીનાર અને ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનાર પુરુષ બાર વર્ષ સુધી જો વ્રત કરે તો હરકોઈ રીતે શુદ્ધિ પામે છે; તો હે નિર્દોષ! મનુ વગેરેએ જે પ્રાયશ્ચિત્ત બતાવ્યુ છે, તે કરી મનુષ્ય પાપથી છૂટે છે કે નહિ? (જો તે શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્તોથી પ્રારબ્ધ નાશ ન પામતુ હોય તો) ધર્મશાસ્ત્રો ચાલુ કરનારા અને તત્ત્વવસ્તુ જાણનાર યાજ્ઞવલ્કય વગેરે તે સર્વ મુનિઓ શુ નિંદ્ય વચનવાળા છે? હે પ્રભો! 'થવાનુ હોય તે થાય જ છે ' આવો જો નિશ્ચય છે, તો એ પ્રસિદ્ધ આયુર્વેદશાસ્ત્ર અને બધા મત્રવાદો વ્યર્થ જ ઠરે છે, દૈવે નક્કી કરેલુ સર્વ ભાવિ અવશ્ય જો થાય જ છે, તો ઉદ્યમ નકામો ઠરે છે અને હરકોઈ પ્રવૃત્તિ પણ વ્યર્થ થાય છે, એટલુ જ નહિ, પણ અગ્નિહોમ વગેરે સ્વર્ગના જે ચોક્કસ સાધન છે, તે પણ વ્યર્થ ઠરે છે, અને જો ભાવિ જ બન્યા કરે છે, તો (વેદ વગેરે જે) પ્રમાણ કહેવાય છે, તે પણ વ્યર્થ જ થાય છે અને તે પ્રમાણે જો વ્યર્થ થાય તો ધર્મનો નાશ કેમ ન થાય? માટે ઉદ્યમ કર્યો હોય, તો કળસિદ્ધિ પ્રત્યક્ષ જ સાધી શકાય છે, માટે આ બાબતમા ચિત્તની અદર ઉપજાવી કાઢેલો પ્રપચ જ કરવો જોઈએ, જેથી મારો આ બાળક પુત્ર કલ્યાણ પામે (જીવતો રહે), વળી (જીવતી રહેવા વગેરે) શુભ કાર્યને ઈચ્છતા મનુષ્યે પોતાનુ વચન જો ખોટુ કરવુ પડે, તો તેમા કઈ દોષ જ નથી, એમ વિદ્વાનો કહે છે

વસુદેવે કહ્યુ હે મહાભાગે! હુ તને આ સત્ય કહુ છુ તે તુ સાભળ ઉદ્યમ જોકે કરવો જોઈએ પણ તેનુ ફળ દૈવાધીન છે, હે સુદર કેડવાળી! પુરાણો તથા ધર્મશાસ્ત્રોમા પૂર્વના વિદ્વાનો કહે છે કે આ સસારમા જીવોના કર્મો ત્રણ પ્રકારના હોય છે જૂના+ સચિત, પ્રારબ્ધ ને વર્તમાન હે સુદર સાથળોવાળી! પ્રાણીઓના ત્રણ પ્રકારના આ કર્મો શુભ તથા અશુભ પણ હોય છે, જેઓ બીજરૂપે રહ્યા તથા અનેક જન્મોમા થયા હોય તે પણ તેનો

+ આ અધ્યાયમા દેવકીના સાત પુત્રોને કસે મારી નાખ્યા એ કથા સારસ્વતપ્રદ વ્યાસજી કહેવા.

+ અનેક પૂર્વજન્મોમા કરેલા ઘણાં જ જૂના કર્મો 'સચિત ' કહેવાય છે, એ સચિતમાથી જ જેટલા કર્મો ભોગવવા આ દેહ નજાયો હોય તેટલા કર્મને 'પ્રારબ્ધ' કહે છે, અને ચાલુ દેહથી પાછા બીજા નવા કર્મો જે થાય છે, તેને 'વર્તમાન' અથવા 'ક્રિયમાણ' કર્મો કહે છે આ ત્રણે પ્રકારના કર્મો જીવને ભોગવવા પડે છે, માત્ર અમુક જ કર્મોનો પ્રાયશ્ચિત્તથી નાશ થાય, પણ પ્રારબ્ધ કર્મોના ભોગ વિના કદી નાશ જ થતા નથી, એ સિદ્ધાંત છે

(ફળ આપવાનો) સમય થતા (ફળભોગ માટે) હરકોઈ રીતે હાજર થાય છે, કર્મોને વશ થઈ તેઓની પાછળ જનારો જીવ પૂર્વદેહને છોડી પોતે કરેલા કર્મને લીધે જ સ્વર્ગ અથવા નરકને પામે છે જો સ્વર્ગમા જાય તો દિવ્ય દેહ પામી વિવિધ ભોગોને ભોગવે છે અને જો નરકમા જાય તો યાતનાદેહ પામી તે તે કારણથી થયેલા વિવિધ દુ ખો ભોગવે છે એ ભોગ ભોગવી રહ્યા પછી જ્યારે તે જીવનો બીજા દેહની ઉત્પત્તિનો સમય થાય છે, ત્યારે તે જ સમયે સચિત કર્મોમાથી જુદા પડેલા (પરિપકવ પ્રારબ્ધ) કર્મોથી લિંગદેહ સહિત જીવસજ્ઞાવાળુ પ્રાણી ઉત્પન્ન થાય છે જે કાળે તેનો લિંગદેહ પ્રકટ થવાનો હોય, તે જ કાળે પરમેશ્વર આ દેહની સાથે જ તેના પૂર્વ જન્મના (સચિત) શુભ—અશુભ કર્મોને તથા આ દેહથી થતા વર્તમાન કર્મોને જોડી દે છે હે સુદર નેત્રોવાળી સ્ત્રી! પ્રારબ્ધકર્મો તો જીવને ભોગવવા જ પડે છે, બરાબર કરેલા પ્રાયશ્ચિત્તથી વર્તમાન કર્મો તથા સચિત કર્મો તરત નાશ પામે છે, પણ પ્રારબ્ધ કર્મોનો તો ભોગથી જ નાશ થાય છે, બીજા કોઈ પ્રકારે તેનો નાશ થતો નથી માટે (પ્રારબ્ધકર્મોનો નાશ કરવા) આ તારો કુમાર કસને અવશ્ય આપવો જ જોઈએ ×લોકનિંદાથી દૂષિત થઈ મારુ વચન કદી ખોટુ ન થવુ જોઈએ ધર્મ જ જેમા સાર છે એવા આ અનિત્ય સસારમા સર્વ મહાત્માઓએ જન્મ તથા મરણને દૈવાધીન જ સમજવા જોઈએ માટે પ્રાણીએ (તે નિમિત્તે) વ્યર્થ શોક ન કરવો હે પ્રિયે! જેનુ સત્ય ગયુ, તેનુ જીવવુ વ્યર્થ છે, અને જેનુ સત્ય ગયુ તેનો આ લોક પણ ગયા જ છે, તો પરલોક ક્યાથી પ્રાપ્ત થાય? માટે હે સુદર ભમ્મરવાળી! તુ પુત્ર આપી દે, એટલે હુ કસને આપી દઉં હે દેવી! સત્ય પાળવાથી આગળ જતા કલ્યાણ થશે સુખ હોય કે દુ ખ હોય, પણ હે પ્રિયે! મનુષ્યોએ સારુ કામ જ કરવુ જોઈએ હે દેવી! સત્યનુ રક્ષણ કરવાથી કલ્યાણ જ થશે

વ્યાસ બોલ્યા પતિએ એમ કહ્યુ ત્યારે શોક યુક્ત થયા છતા ઉદાર મનવાળા તે દેવકીએ ધ્રૂજતા ધ્રૂજતા તરત જન્મેલા પુત્રને આપી દીધો અત્યત ધર્માત્મા વસુદેવ પણ પોતાના બાળકપુત્રને લઈ માર્ગમા લોકોથી વખણાતા, કસને ઘેર ગયા

તે વેળા લોકો આમ કહેતા હતા 'હે લોકો! આવા મોટા મનવાળા વસુદેવ તરફ તમે જુઓ, પોતાના વાક્યને અનુસરીને જ એ પુત્રને લઈને જાય છે! સત્યવાણીવાળા અને કોઈને દોષ નહિ દેતા આ વસુદેવ આજે પોતાનો પુત્ર મૃત્યુને આપી દેવા ઈચ્છે છે આનુ જીવન સફળ છે, આનો અદ્ભુત ધર્મ જુઓ! જે કાળરૂપ કસને પોતાનો પુત્ર સોપી દેવા જાય છે!

વ્યાસે કહ્યુ હે રાજા! એમ પ્રશસા કરાતા વસુદેવ કસને ઘેર જઈ પહોચ્યા અને તરત જન્મેલો દિવ્ય કુમાર તેને સોપી દીધો કસ પણ મહાત્મા વસુદેવનુ એ ધૈર્ય જોઈ વિસ્મય પામ્યો તેણે બાળકને લઈ મો મલકાવી આ વચન કહ્યુ 'હે શૂરપુત્ર! તમે ધન્યવાદને પાત્ર છો આજે આ પુત્ર મને આપવાથી મે તમને (સત્યવક્તા) તરીકે ઓળખ્યા છે આ બાળક મારુ મૃત્યુરૂપ નથી આકાશવાણીએ તો આઠમા પુત્રને મારુ મૃત્યુરૂપે કહ્યો છે, માટે આ બાળકને મારે મારવો નથી તમે સુખેથી આ બાળકને તમારે ઘેર લઈ જાઓ હે મહાબુદ્ધિમાન! તમારે મને આઠમો પુત્ર આપવો' એમ કહી દુષ્ટ કસે એ બાળક વસુદેવને આપી દીધો અને 'આ બાળક ભલે ઘેર જાય' એવુ કલ્યાણકારી વાક્ય રાજા કસે કહ્યુ, ત્યાર વસુદેવ તે પુત્રને લઈ આનદથી પોતાને ઘેર ગયા પાછળથી કસે પ્રધાનોને પણ કહ્યુ કે, 'વ્યર્થ આ બાળકને હુ શા માટે મારુ? દેવકીના આઠમા પુત્રથી મારુ મૃત્યુ કહેવાયુ છે, માટે પહેલા પુત્રને મારી હુ શા માટે પાપ કરુ?' તે સાભળી શ્રેષ્ઠ મત્રીઓ 'સારુ, સારુ' એમ કહી ઊભા રહ્યા અને કસે રજા આપતા તેઓ પોતપોતાને ઘેર ગયા એ મત્રીઓ ગયા એટલે મુનિશ્રેષ્ઠ નારદ ત્યા

× તે કહ્યુ કે જીવરક્ષા માટે અનત્ય પણ બોલવું, એ વાત જોકે ખરી છે, પણ તે પારકા જીવની રક્ષા થતી હોય તો જ તેમ કરવાનું સૂચન છે, પણ પોતાના જીવની રક્ષા માટે તેમ કરવું, તે ઠીક નથી; નહિ તો પોતાના જીવની રક્ષા માટે સર્વ લોકો અસત્ય જ બોલવા લાગી જાય, તે આશયથી કહે છે

આવી પહોંચ્યા. તે વખતે રાજા કંસે સામે ઊભા થઈ અર્ઘ્ય—પાદ્ય વગેરેથી સ્વાગત કર્યું અને કુશળ પૂછી આવવાનુ કારણ પૂછ્યુ તે સમયે નારદે ધીમુ હસીને આ વચન કહ્યુ: 'હે કંસ! હે મહાભાગ્યશાળી કંસ! હુ મેરુ પર્વત ઉપર ગયો હતો; ત્યા બ્રહ્માદિ દેવો સાવધાન થઈ વિચારતા હતા કે, 'તારો નાશ કરવા વસુદેવની સ્ત્રી દેવકીમા દેવશ્રેષ્ઠ વિષ્ણુ અહીં જન્મ લેશે; તો નીતિને જાણતાં છતા તે પુત્રને કેમ ન માર્યો?

કંસે કહ્યુ. 'દેવોએ મારા મૃત્યુરૂપે જણાવેલા આઠમા પુત્રને હુ મારી નાખીશ.' ત્યારે નારદજીએ કહ્યુ: 'હે શ્રેષ્ઠ રાજા! શુભ—અશુભ રાજનીતિને તુ જાણતો નથી; અને દેવોનું માયાબળ તુ સમજતો નથી; હુ શુ કહુ? શુભ ઈચ્છતા શૂરા પુરુષે નાના શત્રુને પણ જતો ન કરવો જોઈએ. જ્યારે તે આઠ પુત્રોને એકઠા ગણીએ, ત્યારે હરકોઈ પુત્ર એક બીજાની ગણતરીએ આઠમો જ ગણાય, તુ મૂર્ખ છે; તેં જાણતા છતા શત્રુને જતો કર્યો છે!

એમ કહી દેવ સમાન દેખાવવાળા શ્રીમાન નારદજી તરત જ ત્યાથી જતા રહ્યા અને તેમના ગયા પછી કંસે બાળકને મગાવી પથ્થર ઉપર પછાડયો (ને મારી નાખ્યો) પછી તે મંદબુદ્ધિ કંસ સુખ પામ્યો

**गतेऽथ नारदे कंसः समाहूयाऽथ बालकम् ।**
**पाषाणे पोथयामास सुखं प्राप च मदधीः ॥५४॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં ચતુર્થ સ્કંધ વિષે અધ્યાય ૨૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૨ મો*

## દેવકીના પુત્રો વગેરે કોણ હતા?

जनमेजय उवाच ।

**किं कृतं पातकं तेन बालकेन पितामह ।**
**यो जातमात्रो निहतस्तथा तेन दुरात्मना ॥ १ ॥**

જનમેજય રાજાએ પૂછ્યુ. હે દાદા! તે બાળકે શુ પાપ કર્યું હતુ કે જેથી માત્ર જન્મતા જ તેને દુષ્ટાત્મા કંસે મારી નાખ્યો? નારદ પણ મુનિઓમા શ્રેષ્ઠ જ્ઞાની, ધર્મતત્પર તથા બ્રહ્મવેત્તાઓમા શ્રેષ્ઠ હોવા છતા તેમણે એવુ પાપ કેમ કર્યું? પાપની બાબતમાં તેને કરનાર તથા કરાવનાર બન્નેને વિદ્વાનોએ સરખાં પાપી કહ્યા છે, છતા નારદમુનિએ તે વેળા દુષ્ટ કંસને એવી પ્રેરણા કેમ કરી? આ વિષયમા મને મોટો સંશય થાય છે, માટે જે કર્મનાં પરિણામથી તે બાળક નાશ પામ્યો હતો, તે બધું વિસ્તાર સહિત તમે કહો.

વ્યાસ બોલ્યા: નારદ હરકોઈ રીતે ગમ્મત જોવાના સ્વભાવના છે, કજિયો તેમને પ્રિય છે, તેમણે એ બધુ કામ દેવોના કાર્ય માટે આવી કર્યું હતુ. તે મુનિને અસત્ય બોલવાની બુદ્ધિ કદી થતી નથી; તે તો સત્યવકતા, પવિત્ર અને દેવોનુ કાર્ય કરવામા તત્પર રહે છે. (જેમ દેવકીના પહેલા પુત્રને કંસે મારી નાખ્યો) એ જ પ્રમાણે બીજા જેમ જેમ જન્મ્યા, તેમ તેમ તે પુત્રોને પણ તે કંસે મારી નાખ્યા હતા; એમ બધા મળી છ પુત્રો શાપના કારણે મરણ પામ્યા હતા હે રાજન્! તેઓના શાપનુ કારણ હું કહુ છુ, તમે સાભળો: સ્વાયંભુવ મન્વંતરમા મરીચિ ઋષિને ઊર્ણા નામની સ્ત્રીમાં મહાબળવાન ધર્મકુશળ છ પુત્રો થયા હતા તેઓ બ્રહ્માને પુત્રી સાથે મૈથુન કરવા તૈયાર થયેલા જોઈ હસ્યા હતા, તે સમયે બ્રહ્માએ તેમને શાપ આપ્યો હતો કે, 'તમે નીચ દૈત્યમા યોનિમા પ્રવેશ કરો.' હે રાજા! એ શાપથી તેઓ છયે (પ્રથમ) કાલનેમિના પુત્રો જન્મ્યા હતા પછી હે રાજન્! બીજા અવતારમા તેઓ હિરણ્યકશિપુના પુત્રો થયા હતા. ત્યા તેઓ (પૂર્વજન્મના) જ્ઞાનથી યુકત હતા, જેથી પૂર્વના શાપના ભયથી તે જન્મમા શાંત તથા સાવધાન રહી તપ જ કરતા હતા; તેમના પર બ્રહ્મા પ્રસન્ન થયા હતા અને તે છયે બાળકોને વરદાન આપ્યા હતા કે, 'હે પુત્રો! મે પહેલા ક્રોધ યુકત થઈ તમને શાપ આપ્યો હતો પણ હે મહાભાગો! (હમણા તમારા તપથી) હુ તમારા પર પ્રસન્ન થયો છુ; તમે ઈચ્છિત વર માગો' બ્રહ્માનુ તે વચન સાભળી કાર્યમા તત્પર તે બધાએ પ્રસન્નચિત્ત થઈ બ્રહ્મા પાસે વર માગ્યો કે, 'હે દાદા! તમે આજે પ્રસન્ન થયા છો, તો અમને આ ઈચ્છિત વર આપો કે અમે સર્વ દેવો, મનુષ્યો તથા મોટા સર્પોથી પણ

* આ અધ્યાયમાં કાના કોના અંશોથી તે રાજાઓ પૃથ્વી પર જન્મ્યા હતા, તે કથા બાવન શ્લોકોથી કહેવાઈ.

મારી ન શકાઈએ, અને હે પિતામહ! ગંધર્વો તથા સિદ્ધપતિઓથી પણ અમારો નાશ ન થાઓ.' પછી બ્રહ્માએ તેઓને કહ્યું : 'હે મહાભાગો! તમારું એ સર્વ (ઈચ્છિત) એમ જ થશે, એમાં સંશય નથી, હવે તમે જાઓ.' એમ વરદાન આપી બ્રહ્મા ગયા અને તેઓ એ વખતે ખુશી થયા. હે કુરુશ્રેષ્ઠ રાજા! (એ વાત જાણી) હિરણ્યકશિપુ ક્રોધાયમાન થયો, તેણે તેઓને કહ્યું : 'હે પુત્રો! તમે મને છોડી બ્રહ્માને પ્રસન્ન કર્યા, વરદાન માટે તેની ખૂબ પ્રાર્થના કરી અને તેથી તમે બળવાન પણ થયા છો, પણ તેથી તમે (મારો) સ્નેહ છોડયો છે, તો હું તમારો ત્યાગ કરું છું. તમે છયે પાતાળમાં ચાલ્યા જાઓ અને 'ષડ્ગર્ભ' નામે પ્રખ્યાત થઈ પૃથ્વી પર અવતરો.* તમે પાતાળમાં નિદ્રાવશ થઈ અનેક વર્ષો સુધી રહેશો. પછી વર્ષે વર્ષે દેવકીના ગર્ભમાં તમે અવતરશો. ત્યાં તમારો (પૂર્વજન્મનો) પિતા કાલનેમિ કંસ બનશે, તે જ મહા ક્રૂર બની માત્ર જન્મતા જ તમને મારી નાખશે.'

એમ તે વેળા હિરણ્યકશિપુએ તેઓને શાપ આપ્યો હતો, તેથી એ શાપને લીધે વારંવાર ગર્ભમાં જન્મેલા છએ દેવકીના પુત્રોને શાપથી પ્રેરાયેલા કંસે મારી નાખ્યા હતા. પછી દેવકીના ગર્ભમાં આવેલો સાતમો પુત્ર, જે શેષનાગનો અંશ હતો, તેને યોગમાયાએ યોગના બળથી ખેંચી કાઢી રોહિણીના ગર્ભમાં આણ્યો હતો. તે વેળા 'આ ગર્ભ પાંચમે મહિને સરી પડયો' એમ લોકમાં કહેવાયું હતું અને કંસે પણ ત્યાં દેવકીનો ગર્ભ પડી ગયેલો જાણ્યો હતો. તે દુરાત્મા એ સુખકારક વાત સાંભળી આનંદ પામ્યો હતો. પછી ભક્તોના પતિ ભગવાન વિષ્ણુ દેવોનું કાર્ય કરવા અને પૃથ્વીનો ભાર ઉતારવા દેવકીના આઠમા ગર્ભમાં પ્રવેશ્યા હતા.

જનમેજય રાજાએ પૂછયું : 'હે શ્રેષ્ઠમુનિ! વસુદેવ કશ્યપના અંશરૂપે હતા અને શેષનાગનો તથા વિષ્ણુનો અંશ પણ તે વેળા જન્મ્યો હતો, એમ તમે કહ્યું, હવે બીજા જે જે દેવોના અંશો પૃથ્વીની પ્રાર્થનાથી તે વેળા ભાર ઉતારવા જન્મ્યા હતા, તેઓને પણ હે નિર્દોષ! તમે કહો.'

વ્યાસે કહ્યું : દેવો તથા દૈત્યોના જે જે અંશો પૃથ્વી પર પ્રખ્યાત થયા હતા, તેઓને હું ટૂંકમાં કહું છું. તમે સાંભળો. વસુદેવ કશ્યપના અંશ હતા અને દેવકી અદિતિરૂપ હતા, બળદેવ શેષનાગના અંશ હતા, તેઓ (એમ મનુષ્યરૂપે) જન્મ્યા હતા, ત્યારે ધર્મના પુત્ર શ્રીમાન જે નારાયણ નામે પ્રખ્યાત હતા, તેમનો જ અંશ એ (નારાયણ) મુનિ (પૃથ્વી પર) હયાત જ હતા, ત્યારે શ્રીકૃષ્ણ તરીકે થયો હતો અને તેમના નાના ભાઈ જે નર હતા, તેમનો જ અંશ અર્જુન તરીકે થયો હતો. યુધિષ્ઠિર ધર્મના અંશ, ભીમસેન વાયુના અંશ અને મહાબળવાન માદ્રીપુત્ર—નકુલ તથા સહદેવ—બે અશ્વિનીકુમારોના અંશો હતા. સૂર્યનો અંશ કર્ણરૂપે પ્રખ્યાત થયો હતો. ધર્મના અંશ વિદુર કહેવાયા હતા, દ્રોણાચાર્ય બૃહસ્પતિના અંશ હતા. તેમના પુત્ર અશ્વત્થામા શિવના અંશરૂપ જન્મ્યા હતા. શાંતનુ રાજા સમુદ્રરૂપ હતા, તેમની પત્નીને વિદ્વાનોએ ગંગારૂપ માન્યા હતા અને (ઉગ્રસેનના ભાઈ) દેવક ગંધર્વપતિ તરીકે પુરાણશાસ્ત્રોમાં પ્રખ્યાત છે. ભીષ્મ પિતામહ વસુરૂપે અને વિરાટરાજા મરુદ્ગણ તરીકે કહેવાય છે, અરિષ્ટનેમિ દૈત્યના પુત્ર હંસ નામે હતો, તે જ (અવતરી) ધૃતરાષ્ટ્ર તરીકે કહેવાતો હતો. કૃપાચાર્ય અને બીજા કૃતવર્મા મરુદ્ગણના (અંશરૂપે) કહેવાય છે, દુર્યોધન કલિયુગનો અંશ અને શકુનિને દ્વાપરયુગ(નો અંશ) તમારે જાણવો. ચંદ્રનો પુત્ર સુવર્ચા નામે સોમપ્રભ (નામના યાદવ) કહેવાયો હતો, ધૃષ્ટદ્યુમ્ન અગ્નિનો અંશ હતો ને શિખંડી રાક્ષસ (નો અંશ) હતો. પ્રદ્યુમ્ન સનત્કુમારનો અંશ તથા દ્રુપદ રાજા વરુણનો અંશ કહેવાયા હતા અને દ્રૌપદી લક્ષ્મીના અંશમાંથી જન્મ્યા હતા. દ્રૌપદીના પાંચ પુત્રો વિશ્વે દેવોના અંશથી જન્મેલા કહેવાયા હતા અને કુંતી સિદ્ધિના અંશરૂપ, માદ્રી ધૃતિના અંશરૂપ તથા ગાંધારી મતિના અંશરૂપ હતા. કૃષ્ણની સર્વ પત્નીઓ

* અહીં આટલું સમજવાનું છે કે, બ્રહ્માએ તેઓને મારી ન શકાય તે માટેનું વરદાન આપ્યું હતું, તે હિરણ્યકશિપુના શાપ પછી તેઓ જ્યારે ગર્ભરૂપે થઈ રહ્યા હતા, તે વ્યર્થ નષ્ટ થયું હતું, એમ બીજા પુરાણોમાં કહ્યું છે.

અપ્સરાઓ કહેવાય છે અને શુક્રાચાર્યે પ્રેરેલા સર્વ અસુરો રાજાઓ થયા હતા શિશુપાલ હિરણ્યકશિપુનો અંશ કહેવાતો હતો, જરાસંધ વિપ્રચિત્ત દાનવ હતો શલ્ય રાજા પ્રહ્‌લાદ જ હતા, કંસ કાલનેમિ હતો, કેશી હયગ્રીવ હતો અને ગોકુળમા બળદરૂપે મરાયેલો જે અરિષ્ટાસુર હતો તે બલિનો પુત્ર હતો ધૃષ્ટકેતુ અનુહ્રાદ દૈત્ય હતો, ભગદત્ત બાષ્કલ નામે દૈત્ય હતો, પ્રલંબાસુર તે લંબદૈત્ય હતો અને ગર્દભાસુર તે ખર દૈત્ય હતો વારાહ તથા કિશોર નામના મહાક્રૂર દૈત્યો હતા, તેઓ જ ચાણૂર અને મુષ્ટિક નામના મલ્લરૂપે પ્રખ્યાત થયા હતા દિતિનો પુત્ર અરિષ્ટાસુર કુવલયાપીડ નામે હાથી થયો હતો બલિરાજાની પુત્રી તે પૂતના થઈ હતી બલિનો નાનો ભાઈ બકાસુર થયા હતો મહામનાવાન અશ્વત્થામા, યમ, રુદ્ર કામ તથા ક્રોધ આ ચારના અંશોથી જન્મ્યા હતા (કેવળ એક શિવના જ અંશથી નહિ) એમ પ્રથમ દૈત્યો તથા રાક્ષસો અંશાવતારમા જન્મ્યા હતા અને પછી પૃથ્વીનો ભાર ઉતારવા માટે દેવોના અંશ અવતર્યા હતા હે રાજન્ ! આ દેવો તથા અસુરોનો અંશાવતાર પુરાણોમા જે કહેલો છે, તે તમને કહ્યો જ્યારે બ્રહ્માદિ દેવો પ્રાર્થના માટે વિષ્ણુ પાસે ગયા હતા, ત્યારે વિષ્ણુએ માથાના વાળ અને (રોમ ના ?) ધોળા વાળ આપ્યા તો કાળા વાળ તે કૃષ્ણ થયા અને ધોળો વાળ તે બળદેવ થયા અને પૃથ્વીનો ભાર ઉતારનાર તેઓ બન્ને (કૃષ્ણ બળદેવ—વિષ્ણુ તથા નારાયણ એ) દેવોના અંશરૂપે જન્મ્યા હતા જે મનુષ્ય આ અંશાવતારની કથા ભક્તિભાવથી સાંભળે છે, તે સર્વ પાપોથી છૂટી જઈ સ્વજનોથી વીંટાઈ આનંદ પામે છે ૧-૫૨

अंशावतरणं चैतच्छृणोति भक्तिभावत ।
सर्वपापविनिर्मुक्तो मोदते स्वजनैर्वृतः ॥५२॥

ઈતિ શ્રી દેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કંધ વિષે અધ્યાય ૨૨ મો સમાપ્ત

# અધ્યાય ૨૩ મો*

## શ્રીકૃષ્ણજન્મ

व्यास उवाच ।

हतेषु षट्सु पुत्रेषु देवक्या औग्रसेनिना ।
सप्तमे पतिते गर्भे वचनान्नारदस्य च ॥१॥

વ્યાસ બોલ્યા કંસે દેવકીના છ પુત્રો માર્યા અને સાતમો ગર્ભ (લોકદૃષ્ટિએ) પડી ગયો, ત્યારે નારદના વચનથી પોતાના મરણની ચિંતા કરતો રાજા કંસ આઠમા ગર્ભનુ બરાબર ધ્યાન રાખવા સાવધાન થઈ યત્ન કરવા લાગ્યો (એ અવતાર લેવાનો) સમય થયો, ત્યારે વિષ્ણુએ (ખાધેલા અન્ન દ્વારા) અંશથી વસુદેવના શરીરમા આવી અનુક્રમે (વીર્ય દ્વારા) દેવકીના ગર્ભમા પ્રવેશ કર્યો તે જ સમયે દેવી યોગમાયાએ દેવોના કાર્યરૂપ પ્રયોજન સિદ્ધ કરવા પોતાની ઈચ્છાથી યશોદામા પ્રવેશ કર્યો એ વેળા રોહિણીના પુત્ર બળરામ ગોકુળમા જન્મ્યા હતા, કેમ કે કંસના ભયથી નાસેલી તે રોહિણી (એ વખતે) ગોકુળમા રહી હતી પછી કંસે દેવોથી સ્તુતિ કરાયલા દેવકીને કેદખાનામા નાખ્યા અને તેમની ચોકી કરવા સેવકોને રોકી દીધા વસુદેવ પણ પત્નીના પ્રેમતંતુથી બંધાઈને તથા પુત્રની ઉત્પત્તિનો વિચાર કરી પત્નીની સાથે જ (કેદખાનામા) દાખલ થયા હતા દેવોના કાર્યરૂપ પ્રયોજનની સિદ્ધિ માટે દેવકીના ગર્ભના અંશના અને દેવગણોથી સ્તુતિ કરાતા વિષ્ણુ અનુક્રમે વધવા લાગ્યા ત્યા દશમો પવિત્ર શ્રાવણ માસ આવ્યો અને તેમના કૃષ્ણપક્ષમા રોહિણી નક્ષત્રથી યુક્ત આઠમનો દિવસ આવ્યો, ત્યારે ભયથી ગભરાતા કંસે સર્વ દાનવોને કહ્યું 'આ દેવના ઘરમા તમારે દેવકીની બરાબર ચોકી કરવી દેવકીનો આઠમો ગર્ભ મારો શત્રુ થશે, માટે તે મૃત્યુરૂપ આઠમા ગર્ભની કાળજીથી ચોકી રાખજો હે દૈત્યો ! એ પ્રમાણે દુઃખરૂપ એ આઠમા પુત્રનો નાશ કરવાને, ત્યારે પુત્રના જન્મ દિવસે ઉઠી ગયેલા તેને બચાવવાને, બાળક તથા પશુઓ પણ નિદ્રા તથા આળસથી રહિત થઈને

---

* આ અધ્યાયમા પ્રારંભ શ્લોકોથી શ્રીકૃષ્ણનો જન્મ તથા લીલાઓ કહેવાશે.

સર્વ તરફ નજર રાખી ઊભા રહેજો.'

વ્યાસે કહ્યું: એમ અસુરોના સમૂહોને આજ્ઞા કરી ભયથી અત્યંત ગભરો અને દૂબળો થયેલો તે દાનવ (કંસ) તરત પોતાને ઘેર ગયો, પણ તે સુખ ન પામ્યો તે વખતે મધ્યરાત્રિના સમયે દેવકીએ વસુદેવને કહ્યું: 'હે મહારાજ! હું શું કરું? મારો પ્રસવકાળ થયો છે. અહીં ઘણા ભયાનક રાક્ષસો ઊભા છે. નંદની પત્નીએ મને પહેલાં વચન આપેલું છે કે, 'હે માનવાળી! તારે તારા પુત્રને મારે ઘેર મોકલી-દેવો, હું તારા કરતા પણ વધારે ધ્યાન આપી તેનું રક્ષણ કરીશ અને કંસને ખાતરી થવા (બદ-લામાં મારું) સંતાન આપીશ' પણ હે સ્વામિન્! આ મોટું સંકટ આવી પડ્યું છે, ત્યારે હવે શું કરવું? હે શૂરસેનના પુત્ર! બાળકનો અદલોબદલો કરવા તમે કેમ સમર્થ થશો? હે પતિ! હવે તમે મોઢું ફેરવીને દૂર ઊભા રહો. મને ઘણી મોટી શરમ આવે છે, પણ હે સ્વામિન્! બીજી રીતે હું શું કરી શકું?' દેવ સમાન મહાભાગ્યશાળી તે વસુદેવને એમ કહી દેવકીએ તે મધ્યરાત્રે પરમ અદ્દભુત બાળકને ત્યાં જન્મ આપ્યો. તે શુભ બાળકને જોઈ દેવકી વિસ્મય પામી હર્ષથી પ્રફુલ્લ શરીરવાળી તે મહાભાગાએ પતિને કહ્યું 'હે સ્વામિન્! પુત્રનું મુખ જોઈ લો, પછીથી તમને તે દુર્લભ થશે આ કાળરૂપ કંસ હમણાં આને મારી નાખશે' વસુદેવે 'બહુ સારું' એમ કહી તે પુત્રને હાથમાં લઈ અદ્દભુત કર્મ કરનાર તે પુત્રના મુખને જોયું અને (ફરી) તે પુત્રનું મુખ જોઈ વસુદેવ ચિંતામાં પડી ગયા કે, 'હું શું કરું? આના માટે મને દુ:ખ કેમ ન થાય?' એમ તે ચિંતાતુર થયા, ત્યારે સ્પષ્ટ અક્ષરોવાળી, શરીર વિનાની (આકાશ)-વાણીએ આકાશમાં વસુદેવને સંબોધી કહ્યું 'હે વસુદેવ! આને તમે ઉતાવળા ગોકુળમાં લઈ જાઓ બધા ચોકિયાતોને મેં નિદ્રાથી અત્યંત મોહિત કર્યા છે અને આઠે કમાડો તથા સાંકળો ખુલ્લાં કર્યાં છે. આ બાળકને નંદના ઘેર મૂકી તમે યોગમાયાને લાવો.' એ સાંભળી વસુદેવ પણ કેદખાનામાં ગયા અને દરવાજા ખુલ્લા જોઈ એકદમ ઉતાવળા થયા હે રાજા! તરત જ તે બાળકને લઈ ચોકિયાતો ન જાણે તેમ તે નીકળી ગયા. યમુનાના કિનારા પર આવતાં તેમણે ઘણું જ જોરાવર પૂર જોયું; પણ તે જ સમયે નદીઓમાં શ્રેષ્ઠ તે યમુના તરત જ કેડ જેટલા પાણીવાળી થઈ ગઈ; એટલે વસુદેવ યોગમાયાના પ્રભાવથી નદીને ઓળંગી ગયા અને મધ્યરાત્રે નિર્જન માર્ગે ગોકુળમાં જઈ નંદના દરવાજામાં ઊભા રહ્યા. ત્યાં પશુઓની સમૃદ્ધિને જોતા હતા તે જે વખતે ત્યાં યોગમાયાના અંશથી ઉત્પન્ન થયેલા ત્રણે ગુણોવાળાં અને દિવ્ય સ્વરૂપધારી દેવી યશોદાના ગર્ભમાં ઉત્પન્ન થઈ જન્મ પામ્યા તે વખતે દાસીનું રૂપ ધારણ કરતાં દેવીએ તે જન્મ પામેલી દિવ્ય બાલિકાને હાથમાં લઈ ત્યાં આવી વસુદેવને આપી; એટલે વસુદેવે પુત્રને દાસીના હાથ-માં આપીને તે બાલિકાને લઈ પ્રસન્નચિત્તે તરત જ ત્યાંથી પ્રયાણ કર્યું. પછી કેદખાનામાં જઈ પહોંચી. દેવકીની પથારીમાં પુત્રીને મૂકી ચિંતાથી ઘેરાયેલા અને ભયાતુર થઈ તેની પાસે તે ઊભા રહ્યા તે સમયે એ કન્યા ઊંચા સ્વરે રડવા લાગી, એટલે તે જ વખતે ભાનમાં આવેલા રાજાના સેવકો રાત્રિના સમયે તે રડવું સાંભળી એકદમ ઊભા થયા અને ઉતા-વળા રાજાની પાસે જઈ ખૂબ ગાભરા બની તેને કહેવા લાગ્યા 'હે મહાબુદ્ધિમાન! દેવકીને પુત્ર જન્મ્યો છે, જલદી આવો' તેઓનું એ વચન સાંભળી ભોજપતિ કંસ તરત જ ત્યાં ગયા, અને દરવાજો ખુલ્લો જોઈ વસુદેવને તેણે બોલાવ્યા અને કહ્યું કે, 'હે મહાબુદ્ધિમાન વસુદેવ! દેવકીનો પુત્ર તમે લાવો; આ આઠમો ગર્ભ મારા મૃત્યુરૂપ છે માટે મારા શત્રુ વિષ્ણુને હું મારી નાખું' કંસનું તે વચન સાંભળી વસુદેવ ભયભીત નેત્રોવાળા થઈ ગયા તેમણે જાણે રડતા હોય, તેમ તે પુત્રીને લઈને (કંસના) હાથમાં આપી રાજા કંસ પુત્રીને જોઈ અત્યંત વિસ્મય પામ્યો (ને વિચારવા લાગ્યો કે,) 'દેવોની વાણી તથા નારદનું કહેવું અસત્ય થયેલું છે, વસુદેવ તો સંકટ-માં પડેલા છે તો અસત્ય કામ કેમ કરે? મારા ચોકી-દારો બધા સાવધ છે એમાં સંશય નથી; છતાં અહીં પોતાની ઈચ્છા પ્રમાણે કન્યા ક્યાંથી આવી અને પુત્ર ક્યાં ગયો? પણ હવે આમાં સંદેહ કરવો યોગ્ય

નથી; કેમ કે કાળની ગતિ સમજવી મુશ્કેલ છે ' આમ વિચારીને તે નિર્દય અને કુલદૂષક દુષ્ટે એ બાલિકાને પગમાથી પકડી પથ્થર પર જેવી પછાડી કે તરત જ તેના હાથમાથી નીકળી જઈ તે કન્યા આકાશમડળ માં જતી રહી. તે વખતે દિવ્ય સ્વરૂપ ધારણ કરી તે દેવીએ કોમળ સ્વરે તેને કહ્યુ. ' ઓ પાપી! મને મારવાથી શુ થવાનુ છે? તારો બળવાન શત્રુ જન્મી ચૂકયો છે, તે સર્વથી મારવો મુશ્કેલ હોઈ તને નરાધમને મારશે.' એમ કહી તે ઈચ્છાનુસાર જનાર કન્યા શિવાદેવી આકાશમા જતા રહ્યા તે વખતે કસ તો વિસ્મયથી ઘેરાઈ જઈ પોતાને ઘેર જતો રહ્યો. અને બકાસુર, ધેનુકાસુર, વત્સાસુર વગેરે સર્વ દાનવોને તેડાવીને ક્રોધાયમાન અને ભયભીત થઈ આ વચન બોલ્યો. ' હે દાનવો! તમે બધા મારુ કાર્ય સિદ્ધ કરવા જાઓ અને જે કોઈ ઠેકાણે હાલ તરતમા જ જન્મેલા બાળકો હોય તેઓને મારી નાખો બાળકોને મારનારી આ પૂતના હમણા જ નદના ગોકુળમા જાય અને ત્યા તરતમા જ જન્મેલા બાળકોનો મારી નાખતી મારી આજ્ઞાથી રહે, તેમ જ ધેનુકાસુર, વત્સાસુર, કેશી, પ્રલબાસુર અને બકાસુર એ બધાય મારુ કાર્ય કરવાની ઈચ્છાથી ( હમણા ) ત્યા જ રહો ' એમ અસુરોને આજ્ઞા કરી દુષ્ટ કસ પોતાને ઘેર ગયો, પણ તેનો જ વિચાર કરતો અતિ ઉદાસ મનવાળો થઈ ચિ તાથી ઘેરાઈ રહ્યો ૧-૫૨

**इत्याज्ञाप्यासुरान् कंसो ययौ निजगृहं खलः ।**
**चिन्ताविष्टोऽतिदीनात्मा चिन्तयित्वैव त पुनः ॥५२॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૨૩ મો સમાપ્ત

# અધ્યાય ૨૪ મો×

## શ્રીકૃષ્ણની કેટલીક શુભ કથાઓ

व्यास उवाच ।

**प्रातर्नन्दगृहे जातः पुत्रजन्ममहोत्सव ।**
**किंवदन्त्यथ कंसेन श्रुता चारमुखादपि ॥ १ ॥**

વ્યાસે કહ્યુ. સવારમા ' નદને ઘેર પુત્રજન્મનો મહોત્સવ થયો ' એવી લોકવાયકા કસે પણ છાના બાતમીદારો પાસેથી સાભળી વળી તે જાણતો હતો કે વસુદેવની સ્ત્રીઓ, પશુઓ અને દાસવર્ગ એ બધા નદના ગોકુળમા રહે છે, તેથી હે ભરતવશી રાજા! ગોકુળ તરફ તે શકાયુક્ત રહેવા લાગ્યો વળી નારદે પણ તે સર્વ કારણ પહેલા તેને કહ્યુ હતુ ' ગોકુળમા નદ વગેરે જે ( ગોવાળિયા ) છે, તેમની જે પત્ની ઓ છે, તે અને દેવકી તથા વસુદેવ વગેરે બધા દેવોના અશોથી જન્મેલાં હોઈ તારા શત્રુઓ જ છે ' એમ નારદના કહેવાથી એક કુલાધમ ( બધુ ) જાણતો જ હતો, તેથી હે રાજા! મહાપાપી તે કસ કોપયુક્ત મનવાળો થયો હતો વળી અમાપ તેજવાળા કૃષ્ણે ત્યા પૂતનાને મારી અને બકાસુર, વત્સાસુર, મહાબળવાન ધેનુકાસુર તથા પ્રલબાસુરને પણ માર્યા, તેમ જ ગોવર્ધન પર્વતને ધારણ કર્યો, આ કર્મ સાભળીને પણ કસે પોતાનુ મરણ માની લીધુ; તેમ જ કેશી દૈત્ય મરાયો એ જાણી કસ ખૂબ દુ ખી મનવાળો થયો અને પછી તો તરત જ ધનુર્યાગના બહાને તે બને કૃષ્ણ-બલદેવને ( મથુરામા ) લાવવા તેણે તૈયારી કરવા માડી પાપબુદ્ધિ એ ક્રૂર કસે અમાપ પરાક્રમી બલરામ તથા કૃષ્ણને મારી નાખવા તેમને લાવવા સારુ તે વખતે અક્રૂરને મોકલ્યા હતા કસની આજ્ઞામા રહેતા અક્રૂર એ બને ગોપાલ શ્રીકૃષ્ણ-બળદેવને રથમા બેસાડી મથુરામા લાવ્યા, તે વેળા ત્યા આવી એ બને જણાએ ધનુષ ભાગ્યુ અને ધોબીને મારી ( કુવલયાપીડ ) હાથીને, ચાણૂર-મુષ્ટિક( નામના બે મલ્લ )ને તથા શલ-તોશલ( નામના બે મલ્લ )ને પણ શ્રીકૃષ્ણે માર્યા વળી દેવોના ઈશ્વર શ્રીકૃષ્ણે કસને પણ કેશથી ખેચી રમત માત્રમા મારી નાખ્યો; અને માતાપિતાને છોડાવી દુ ખરહિત કર્યા હતા પછી શત્રુઓનો નાશ કરનાર તે શ્રીકૃષ્ણે ઉગ્રસેનને તે રાજ્ય આપ્યુ હતુ મોટા મનવાળા વસુદેવે તે બને( પુત્રો )ને મુજ ઘાસનો કદોરો પહેરાવવાપૂર્વકની વિધિથી ત્યા જનોઈ દીધુ પછી તે વેળા જનોઈનો સસ્કાર પામેલા તેઓ બને સાદીપનિ નામના ગુરુને ઘેર સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરી ફરી પાછા મથુરામા આવ્યા હતા વસુ-

× આ અધ્યાયમા ' દરેક માયાથી મોહિત થયા છે,' એમ જણાવવાની ઈચ્છાથી શ્રીકૃષ્ણની કેટલીક શુભ કથાઓ બાસઠ શ્લોકોથી કહેવાશે.

છે તે દેવીને ભકિતયુકત ચિત્તે શરણે ગયા. તેમણે પરમ ઉદાર અક્ષરોવાળા વચનોરૂપ શુભ સ્તોત્રથી યોગમાયાની આમ સ્તુતિ કરી

શ્રીકૃષ્ણ બોલ્યા હે માતા ! પૂર્વજન્મમા ધર્મના પુત્ર મે નારાયણે તપથી તમને પ્રસન્ન કર્યા છે અને બદરિકાશ્રમના વનમા પુષ્પો વગેરેથી તમને પૂજ્યા છે, તો હે જનની ! તમારા વિષેના તે મારા ભકિત ભાવને શુ તમે ભૂલી ગયા છો ? કોઈ દુષ્ટ મતવાળાએ આજે ગમ્મત કરવા અથવા મારુ માન હરવા સૂતિકાગૃહમાથી મારા પુત્રને હર્યો છે ! હે અબ ! આજે ભકતજનની લાજ રાખવી તમને યોગ્ય જ છે કિલ્લો વણો જ મોટો છે, નગરી સારી રીતે સુરક્ષિત છે, મારુ ઘર પણ બરાબર મ ય ભાગમા જ છે અને રાણીવાસમા સૂતિકાગૃહ પણ ગુપ્ત જ છે, છતા મારા જ (પ્રારબ્ધના) દોષથી બાળક હરાયો છે હુ ને યાદવો પણ કોઈ બીજા શહેરમા ગયા ન હતા, તેમ જ નગરી પણ ઉત્તમ વીર પુરુષોથી રક્ષાયેલી જ છે, છતા કોઈ કપટી પુરુષે મારા બાળકને હર્યો છે ! તો હે જનની ! તમારી માયા જ ખરેખર પ્રકટ પ્રભાવવાળી છે હે જનની ! અતિ ગુપ્ત તમારા ચરિત્રને (જો) હુ પણ જાણતો નથી, તો મદબુદ્ધિ અને અલ્પજ્ઞાની બીજા કયો દેહધારી જાણી શકે ? હે અંબિકે ! બાળકને હરનારો એ કયા ગયો છે ? મારા યોદ્ધાઓએ પણ તેને જોયો નથી ! અથવા આ માયારૂપી પડદો તમે જ નાખેલો છે આમા તમારા સબધી કઈ આશ્ચર્ય નથી, કેમ કે પ્રખ્યાત બળદેવને પતિપરાયણ રોહિણીએ પતિથી દૂર રહ્યા છતા મૈથુન વિના જ જન્મ આપ્યો છે, તે બળદેવને મારી પહેલા મારી માતાના ગર્ભમાથી અર્ધા સમયે (પાચમા મહિને) તમે જ માયાથી (રોહિણીના પેટમા) આણ્યા હતા ! તમે જ ગુણોથી કાયમ જગતની સૃષ્ટિ, પાલન અને નાશ પણ કરો છો હે અબ ! પાપોનો નાશ કરનારુ તમારુ ચરિત્ર કોણ જાણે છે ? ઘણ કરી આ બધુ તમે જ કર્યુ છે મને પુત્રના જન્મથી થયેલો આનદ ઉપજાવી કરી તેના વિરહથી થયેલો દુ ખનો ભાગ આપીને તમે જ અતિ સુદર આ વિલાસોથી ખેલો છો; જો એમ ન હોય તો મને પુત્રપ્રાપ્તિથી થયેલો આનદ વ્યર્થ કેમ થાય ? એ પુત્રની આ માતા હજી બાલા જ છે; તે ટિટોડીની પેઠે ખૂબ રડે છે અને મારી પાસે હોઈ મને હમેશા દુ ખ ઉપજાવે છે. હે લલિતા ! હે અમાપ પ્રભાવવાળા ! આ મારુ દુ ખ શુ તમે નથી જાણતા ! હે માતા ! સસારથી પીડાતા લોકોને તમે જ શરણરૂપ છો હે દેવિ ! પડિતો કહે છે કે, આ જગતમા પુત્રનો જન્મ, સુખની સીમારૂપ હોય છે અને તેનો નાશ દુ ખની સીમારૂપ હોય છે, તો હે જનનિ ! હુ હવે શુ કરુ ? હે માતા ! મારો પહેલો જ પુત્ર આમ નાશ પામ્યો છે, જેથી મારુ હૃદય આજે જાણે ચિરાઈ જતુ હોય એમ લાગે છે હે માતા ! મારો પુત્ર જો જીવતો હોય તો તમે જલદી બતાવો, હુ તમને સતોષ કરનારો યજ્ઞ કરીશ અથવા વ્રત કરીશ અથવા પૂજન કરીશ તમે બધા દુ ખોનો નાશ કરનારા હોઈ દરેકના શોકનો નાશ કરવા સમર્થ છો

વ્યાસ બોલ્યા ઉત્તમ કર્મ કરનારા શ્રીકૃષ્ણે એમ સ્તુતિ કરી ત્યારે દેવીએ પ્રત્યક્ષ દર્શન દઈ તે જગદ્ગુરુને આમ કહ્યુ

શ્રી દેવી બોલ્યા હે દેવોના ઈશ્વર ! તમે શોક કરો મા, તમને આ પૂર્વકાળનો શાપ છે, તેના કારણે તમારા પુત્રને શબ્બરાસુર બળથી હરી ગયો છે આજથી સોળમે વર્ષે તમારો તે પુત્ર મારી કૃપાથી તે શબરાસુરને બળથી મારી અહીં આવશે, એમા સશય નથી.

વ્યાસે કહ્યુ એમ કહી ઉગ્ર પરાક્રમવાળા તે ચડિકાદેવી અદૃશ્ય થયા અને ભગવાન કૃષ્ણ પણ પુત્રનો શોક છોડી સુખી થયા ૧-૬૨

**इत्युक्त्वान्तर्दधे देवी चण्डिका चण्डविक्रमा ।**
**भगवानपि पुत्रस्य शोकं त्यक्त्वाऽभवत् सुखी ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા ચતુર્થ સ્કધ વિષે અધ્યાય ૨૪ મો સમાપ્ત

સ્ત્રિયાઓની આજ્ઞા પાળનારો થઈ હુ નદની ગાયોની રક્ષા કરનાર ગોવાળ થયો છુ ! ગાયોની ધૂળથી ખરડાયેલા કેશવાળો થઈ હુ ઘાટા વૃ દાવનમા ભમતો હતો અને (છેવટે) મ્લેચ્છોના રાજા કાલયવનથી ત્રાસ પામી હુ, બાપદાદાઓનો પવિત્ર દેશ મથુરા છોડી દ્વારકામા (રહેવા) લાગ્યો છુ હે પ્રભો ! (ત્યા જઈને પણ) યયાતિ રાજાના શાપથી બધાયેલા અને ધર્મની રક્ષામા તત્પર રહેતા મે અત્યત સમૃદ્ધિવાળુ એવુ પણ રાજ્ય તે ઉગ્રસેનને આપી દીધુ છે અને મે તો ઉગ્રસેનનુ દાસપણુ જ સદા કર્યું છે એ ઉગ્રસેનને અમારા પૂર્વજોએ જ રાજા કર્યો છે, (એટલે મારે પણ તેમ જ કરવુ પડયુ છે) હે શભો ! સ્ત્રીઓને વશ વર્તવનાર અને ધર્મનુ ખડન કરનાર ગૃહસ્થાશ્રમ દુ ખદાયી છે, કેમ કે એમા કાયમી પરતત્રપણુ અને બધન હોય છે, તેથી તેમાથી છૂટવાની વાત જ દુર્લભ થઈ પડે છે હે કામદેવનો નાશ કરનારા ! રુકિમણીના પુત્રોને જોઈ મારી સ્ત્રી જાબવતીએ પુત્ર માટે તપ કરવાની મને પ્રેરણા કરી હતી, જેથી એ કામનાવાળા મે પણ આજે પુત્ર માટે જ તપ કર્યું છે હે દેવોના ઈશ્વર ! (પુત્ર જેવી તુચ્છ વસ્તુ) માગવામાં મને શરમ થાય છે, કેમ કે હે જગદ્‌ગુરુ ! દેવોના ઈશ્વર મુકિતને આપનાર, ભકતો પર પ્રેમ રાખનાર અને પ્રસન્ન થયેલા તમારી પાસે કયો મૂઢ પુરુષ નાશવત તુચ્છ ફળ માગે ? હે પ્રભો ! આ હુ તો માયાથી મૂઢચિત્ત બન્યા છુ અને તેથી જ હે જગત્પતિ શભો ! સ્ત્રીથી પ્રેરાયલો હુ મુકિત આપનારા તમારી પાસે પુત્રસુખની માગણી કરુ છુ હે શભો ! આ સસારને દુ ખદાયી, દુ ખનુ સાધન, અનિત્ય તથા નાશવત હુ જાણુ છુ, છતા મને વૈરાગ્ય થતો નથી, કેમ કે નાગયણના અશરૂપ હુ શાપને લીધે આ પૃથ્વી પર માયારૂપ પાશથી બધાઈને અતિશય ઘણા દુ ખો ભોગવવા જ જન્મ્યો છુ

વ્યાસ બોલ્યા એમ કહેતા શ્રીકૃષ્ણ પ્રત્યે શકરે કહ્યુ 'હે શત્રુઓનો નાશ કરનારા ! તમને ઘણા પુત્રો થશે, સોળ હજાર ને પચાસ સ્ત્રીઓ થશે અને તે એક એક સ્ત્રીમા મહાબળવાન દશ દશ પુત્રો થશે ' એમ કહી પ્રિય દર્શનવાળા શકર તરત જ બોલતા બધ થયા પછી હે રાજા ! દેવી પાર્વતીએ નમન કરતા શ્રીકૃષ્ણને કહ્યુ 'હે કૃષ્ણ ! ઓ કૃષ્ણ ! હે મહાબાહુ ! તમે આ સસારના લોકોમા ગૃહસ્થોમા ઉત્તમ થશો, પછી સો વર્ષના અતે હે જનાર્દન ! બ્રાહ્મણના અને ગાધારીના શાપથી તમારા કુળનો નાશ થશે, શાપથી મોહિત થયેલા તમારા પુત્રો અને બીજા બધા યાદવો યુદ્ધમા સામસામા પ્રહારો કરી નાશ પામશે અને તમે તમારા ભાઈ સાથે દેહ છોડી સ્વર્ગમા જશો હે સમર્થ કૃષ્ણ ! ભાવિ બનાવોને ઉદ્દેશી તે માટે તમારે શોક ન કરવો, કેમ કે અવશ્ય થનારા બનાવોનો કોઈ ઉપાય નથી માટે તેમા શોક ન કરવો, આ મારો ચોક્કસ મત છે હે મધુસૂદન ! કૃષ્ણ ! તમે મરણ પામશો ત્યારે અષ્ટાવક્રના શાપને લીધે તમારી સ્ત્રીઓને ચોર લોકો પકડી જશે '

વ્યાસ બોલ્યા એમ કહી પાર્વતી તથા દેવોના મડળ સહિત શકર અદૃશ્ય થયા પછી શ્રીકૃષ્ણ પણ ઉપમન્યુને પ્રણામ કરી દ્વારકા ગયા, માટે હે જનમેજય રાજા ! બ્રહ્મા વગેરે જોકે મોટા ઈશ્વરો છે, તોપણ તેઓ માયાના તરગોના યોગથી વ્યાકુળ અત કરણવાળા હોય છે અને તેઓ બધા લાકડાની પૂતળીઓની પેઠે તે (માયા) ને વશ રહે છે માયાયુક્ત બ્રહ્મસ્વરૂપ દેવી જેવા જેવા પૂર્વજન્મના કર્મો હોય, તે તે પ્રમાણે હમેશા પ્રેરણા કરે છે, જેથી એ ભગવતીમા વિષમપણુ કે નિર્દયપણુ કદી (સભવતુ) નથી, એ ભુવનેશ્વરી તો જીવોના મોક્ષ માટે જ કેવળ યત્ન કરે છે આ દેવી સ્થાવરજગમ જગતને જો ન સર્જે તો બધુયે માયામા જ લીન રહી કાયમ જડ જ રહે * માટે દયા કરીને જ દેવી જીવો આદિ જગતને સર્જે છે અને કાયમ તેને પ્રેરણા આપ્યા કરે છે

* અર્થાત્ પ્રલયકાળે જેમ માયામાં લીન થાય છે તેમ જ લીન થયેલું રહે, પણ તે કર્મોને અનુસરી કદી મુકત ન થાય. જગતની સૃષ્ટિ જો કરાય છે, તો શ્રવણ—મનન આદિથી આત્મ સાક્ષાત્કાર કરી જગત મુકત બને. આવા અભિપ્રાયથી ભગવતી કૃપા કરીને જગત સરજે છે, જોકે તે દેવી પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરે છે, તોપણ પ્રાણીઓના મોક્ષ માટે જીવાદિ જગતને ઉત્પન્ન કરે છે અને તે તેનાં કર્મોને અનુસરી હમેશાં પ્રેરણા આપ્યા કરે છે

આથી બ્રહ્મા આદિના આ મોહ વિષે સંશય કરવો જ નહિ, કેમ કે બધા દેવો અને અસુરો (પણ) માયાની અંદર હોઈ માયાને જ વશ છે દેવોના ઈશ્વરી તે એક જ કેવળ સ્વતંત્ર હોઈ પોતાની ઈચ્છા પ્રમાણે આચરતા વિહાર કરે છે, માટે હે રાજન્ ! સર્વ પ્રકારે તે મહેશ્વરી જ સેવવા યોગ્ય છે ત્રણે જગતમાં એમનાથી અધિક કંઈ છે જ નહિ, માટે એ પરાશકિતના ચરણનું સ્મરણ કરવું, તે જ જન્મની સફળતા છે જે કુળમાં દેવી ઈષ્ટદેવ તરીકે ન હોય, તે કુળમાં કદી જન્મ ન થાઓ 'હું દેવીરૂપ છું, તેથી જુદો નથી, હું બ્રહ્મ જ છું, હું શોકનું પાત્ર નથી,' આવા અભેદભાવથી તે અવિનાશી જગદમ્બાનું ચિંતન કરવું ગુરુના મુખથી વેદાંતનું શ્રવણ આદિ કરી આત્મસ્વરૂપ એ દેવીનું એકાગ્ર મનથી નિત્ય ચિંતન કરવું, તેથી તરત જ મનુષ્ય મુક્ત થાય છે, બીજા પ્રકારે કરોડો કર્મો કર્યાથી પણ મુક્ત થતો નથી શ્વેતાશ્વતર આદિ સર્વ ઋષિઓ આત્મસ્વરૂપ ભગવતીનું હૃદયથી ધ્યાન કરી નિર્મળ અંતઃકરણવાળા થઈને સંસારરૂપ બંધનથી છૂટી ગયા છે બ્રહ્મા તથા વિષ્ણુ વગેરે અને પાર્વતી તથા લક્ષ્મી વગેરે પણ તે જ સચ્ચિદાનંદસ્વરૂપ પરમેશ્વરીની ઉપાસના કરે છે હે નિર્દોષ રાજા ! સંસારના તાપથી ત્રાસ પામેલા તમે જે જે પૂછ્યું હતું, તે તે તમને મેં કહ્યું, હવે કરી તમે શું સાંભળવા ઈચ્છો છો ? હે રાજન્ ! મેં તમને કહેલું આ સર્વોત્તમ આખ્યાનરૂપ પુરાણ સર્વ પાપને હરનારું, પવિત્ર અને પરમ અદ્ભુત છે જે મનુષ્ય વેદતુલ્ય આ પુરાણને કાયમ સાંભળે છે તે સર્વ પાપથી છૂટી જઈ દેવીના લોકમાં પૂજાય છે

સૂત બોલ્યા શ્રીમદ્દભાગવત નામનું આ પાંચમું પુરાણ વિસ્તાર સહિત કહેવાતું વ્યાસ પાસેથી મેં સાંભળ્યું છે ૧-૮૩

**एतन्मया श्रुतं व्यासात् कथ्यमानं सविस्तरम् ।**
**पुराणं पञ्चमं नूनं श्रीमद्भागवताभिधम् ॥८३॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં ચતુર્થ સ્કંધ વિષે અધ્યાય ૨૫ મા સમાપ્ત

## चोथो स्कंध समाप्त







# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवी भागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## पांचमो स्कंध

## અધ્યાય ૧ લો*

### વિષ્ણુ કરતાં શિવ શ્રેષ્ઠ છે

ऋषय ऊचुः

**भवता कथितं सूत महदाख्यानमुत्तमम् । कृष्णस्य चरितं दिव्यं सर्वपातकनाशनम् ॥ १ ॥**

ઋષિઓએ પૂછ્યું : 'હે સૂત ! શ્રીકૃષ્ણના ચરિત્રરૂપ, દિવ્ય અને સર્વ પાપોનો નાશ કરનારું મોટું ઉત્તમ આખ્યાન તમે કહ્યુ. હે મહાભાગ ! હે મહાબુદ્ધિમાન ! આ કૃષ્ણકથા તમે સંક્ષેપથી કહી તેમાં અમને સંદેહ થાય છે. વિષ્ણુના અંશાવતાર કૃષ્ણે વનમાં જઈ દુષ્કર તપ કર્યું અને શિવનું આરાધન કર્યું. પૂર્ણ જગદંબા શ્રીદેવીના અંશરૂપ દેવી પાર્વતીએ (શ્રીકૃષ્ણને) વરદાન આપ્યું; પણ શ્રીકૃષ્ણે પોતે ઈશ્વર હોવા છતાં તે શિવ-પાર્વતીને કેમ પૂજ્યાં, અથવા એ શ્રીકૃષ્ણની (તે શિવ—પાર્વતી કરતાં) કઈ ઊણપ છે, આ અમને સંશય થાય છે.

સૂત બોલ્યા : તેમાં જે કારણ છે, તે તમે સાંભળો : મેં વ્યાસ પાસેથી તે સાંભળ્યું છે. હે મહાભાગો ! શ્રીકૃષ્ણના ગુણોવાળી કથા હું કહું છું. વ્યાસ પાસેથી તે (શ્રીકૃષ્ણનું) વૃત્તાંત સાંભળી પરમ સંદેહ પામેલા બુદ્ધિમાન જનમેજયે તે સમયે ફરી આમ પૂછ્યું.

જનમેજયે પૂછ્યુ : હે સત્યવતીના પુત્ર ! માયાયુક્ત બ્રહ્મરૂપ ભગવતી (દરેકનું) ઉત્કૃષ્ટ કારણ છે, એમ સારી રીતે મેં સાંભળ્યું, છતાં મનની વૃત્તિ સંશય છોડતી નથી. હે મહાભાગ ! દેવોના દેવ વિષ્ણુસ્વરૂપ શ્રીકૃષ્ણે અતિ ઉગ્ર તપ કરી શંકરને આરાધ્યા, એ આશ્ચર્ય છે ! જે શ્રીકૃષ્ણ સર્વના આત્મા, સર્વના ઈશ્વર અને સર્વ સિદ્ધિઓને આપનાર પ્રભુ હતા, છતાં તેમણે સામાન્ય મનુષ્યની પેઠે ઘોર તપ કેમ

* આ અધ્યાયમાં વિષ્ણુ કરતાં શિવ શ્રેષ્ઠ છે, એ વાત ચોપન શ્લોકોથી કહેવાશે.

કર્યું હતું? શ્રીકૃષ્ણ જગતને ઉત્પન્ન કરવા, પાળવા તથા સંહારવા પણ સમર્થ હતા, છતાં તેમણે ઉગ્ર તપ કેમ કર્યું હતું?

વ્યાસ બોલ્યા : હે રાજન્ ! તમે સત્ય કહ્યું કે જનાર્દન શ્રીકૃષ્ણ દૈત્યોનો નાશ કરનાર અને દેવોનાં સર્વ કાર્યો કરવા સમર્થ હતા, છતાં મનુષ્યદેહ ધરી તે પરમેશ્વરે વર્ણાશ્રમને લગતા માનુષી ભાવો કર્યા હતા (એ જ કારણથી) વૃદ્ધોની પૂજા, ગુરુચરણમાં વંદન, બ્રાહ્મણોની સેવા અને દેવતાઓનું આરાધન તેમણે કર્યું હતું. શોકના સમયે શોકનો સંબંધ, હર્ષના સમયે હર્ષની વૃદ્ધિ, દીનતા, અનેક પ્રકારના અપવાદો, સ્ત્રીઓમાં કામનું સેવન, કામ, ક્રોધ તથા લોભ આ ભાવો સમયે સમયે થયા જ કરે છે, કારણ કે દેહ ગુણમય છે, તેમાં નિર્ગુણપણું હોય જ ક્યાંથી? ગાંધારીના શાપથી થયેલા તથા બ્રાહ્મણના શાપથી ઉપજેલા કોપને લીધે યાદવોનો વિનાશ, શ્રીકૃષ્ણનો દેહત્યાગ, શ્રીકૃષ્ણની પત્નીઓનું (ચોરોથી) હરણ તથા લૂંટાઈ જવું, ચોર લોકો પર અસ્ત્ર છોડવામાં અર્જુનનું કાયરપણું અને ઘરમાંથી પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધનું હરણ થયા છતાં શ્રીકૃષ્ણનું (તે સંબંધી) અજાણપણું આ બધું મનુષ્યદેહમાં (શ્રીકૃષ્ણનું) માનુષી વર્તન જ છે. આ શ્રીકૃષ્ણ વિષ્ણુના અંશાવતાર અને નારાયણમુનિના અંશથી જન્મેલા હતા તો એમણે શિવને સેવ્યા તેમાં શું આશ્ચર્ય− છે? તે શંકર સર્વના ઈશ્વર હોઈ કારણદેહના અધિપતિ છે અને (તેથી જ સૂક્ષ્મદેહના અભિમાની) વિષ્ણુના પણ કારણ× છે, માટે વિષ્ણુએ શિવને પૂજ્યા છે. શ્રીકૃષ્ણ વગેરે તો વિષ્ણુના અંશથી જન્મ્યા હતા, તેથી તેઓ શિવને કેમ ન પૂજે? (ઓમ્‌કારમાં 'અકાર', ઉકાર, મકાર અને અર્ધમાત્રા એવા ચાર વિભાગ છે, તેમાં) 'અ'કાર ભગવાન બ્રહ્મા છે, 'ઉ'કાર વિષ્ણુ પોતે છે, 'મ'કાર ભગવાન શંકર છે અર્ધમાત્રા મહેશ્વરી—દેવી છે, તેઓમાં પંડિતો એ ઉત્તરોત્તર ઉત્તમપણું કહ્યું છે અર્થાત્ બ્રહ્મા કરતાં વિષ્ણુ ઉત્તમ છે, વિષ્ણુ કરતાં શિવ ઉત્તમ છે, અને શિવ કરતાં મહેશ્વરી દેવી ઉત્તમ છે, માટે સર્વ શાસ્ત્રોમાં દેવીને સર્વોત્તમ કહ્યાં છે, કે જે દેવી અર્ધમાત્રા સ્વરૂપે રહ્યાં છે, નિત્ય છે અને ખાસ કરીને ઉપચાર કરવા અશક્ય છે. એમ વિષ્ણુ કરતાં પણ શિવ અધિક છે અને બ્રહ્મા કરતાં વિષ્ણુ અધિક છે, માટે શ્રીકૃષ્ણે શિવપૂજન કર્યું, એ વિષે સંશય ન કરવો (કદાચ અહીં કોઈ તર્ક કરે કે રુદ્ર તો બ્રહ્માથી જન્મ્યા છે, તે વિષ્ણુ કરતાં અધિક કેમ હોય? આનો ઉત્તર આ છે કે બ્રહ્માએ સૃષ્ટિરચના માટે શિવની આરાધના કરી હતી, ત્યારે તેમના મનોરથ પૂર્ણ કરવા ભગવાન શંકર) પોતાની ઈચ્છાથી વરદાન દેવા બ્રહ્માના મુખમાંથી જન્મ્યા હતા, તે રુદ્ર મૂળ શિવના અંશરૂપ બીજા રુદ્ર નામે પ્રકટ્યા હતા. તે (બીજા રુદ્ર) પણ સર્વને પૂજ્ય છે, તો મૂળ રુદ્ર—શિવની શી વાત? (વિષ્ણુ કરતાં શિવ ઉત્તમ છે, તેમાં બીજું આ કારણ પણ છે કે) શિવ વિષે દેવીતત્ત્વનું વધારે નજીકપણું હોવાથી તેમનું ઉત્તમપણું કહેવાયું છે* એમ યોગમાયાના પ્રભાવથી યુગે યુગે વિષ્ણુના અવતારો થયા કરે છે, એમાં વિચાર ન કરવો. અત્યંત ગૂઢ સ્વરૂપવાળાં દેવી, આંખની પાંપણને હલાવવા માત્રથી જ (એટલે આંખના માત્ર ઈશારાથી જ) જગતને સારી રીતે સરજે છે, પાળે છે અને સંહારે છે, અને તે જ આ દેવી બ્રહ્મા, વિષ્ણુ તથા શંકરને અનેક અવતારો ધરવામાં કાયમ દુઃખી કરે છે (જન્મસમયે શ્રીકૃષ્ણને) સૂતિકાગૃહમાંથી (નંદને ઘેર) જવાનું તેમણે જ કર્યું હતું. નંદરાયને ઘેર શ્રીકૃષ્ણનું ગ્લાણ પણ એમણે જ કર્યું હતું, (ગોકુળમાંથી પાછા) મથુરામાં શ્રીકૃષ્ણને

− અર્થાત્ સામાન્ય દૃષ્ટિએ શ્રીકૃષ્ણ શિવના આરાધક હોય તેમાં આશ્ચર્ય નથી અને વાસ્તવિક દૃષ્ટિએ પણ વિષ્ણુ કરતાં શિવ ઉત્કૃષ્ટ જ છે, તેથી શિવનું આરાધન વિષ્ણુ કરે જ એમાં નવાઈ નથી.

× આમ કહેવામાં અભિપ્રાય આ છે કે અજ્ઞાનરૂપ કારણ-દેહ સૂક્ષ્મદેહનું કારણ છે અર્થાત્ કારણશરીરમાંથી સૂક્ષ્મશરીર ઉત્પન્ન થાય છે.

* અર્થાત્ કારણદેહના અભિમાની શિવમાં દેવીતત્ત્વ એટલે જ્ઞાનતત્ત્વનો સીધો સંબંધ છે અને સૂક્ષ્મ દેહના અભિમાની વિષ્ણુને તો વચ્ચે કારણદેહ આવેલ હોવાથી કારણ-દેહ દ્વારા જ દેવીતત્ત્વનું નજીકપણું છે, એટલે કે વિષ્ણુને દેવીતત્ત્વનો સીધો સંબંધ નથી, પણ કારણશરીર દ્વારા જ છે, માટે જ વિષ્ણુ કરતાં શિવ અધિક છે.

એમણે જ પહોચાડયા હતા અને (કાલયવનથી) ભયભીત ચિત્તવાળા શ્રીકૃષ્ણને દ્વારકા વસાવવા માટે પણ એમણે જ પ્રેરણા કરી હતી વળી એ ભગવતીએ જ સોળ હજાર ને પચાસ સ્ત્રીઓ ઉત્પન્ન કરીને તેમ જ પોતાના અંશમાથી જન્મેલી આઠ અતિ પ્રિય સ્ત્રીઓ ઉત્પન્ન કરીને ભગવાન શ્રીકૃષ્ણને પણ તે સ્ત્રીઓના વિલાસને વશ કરી દઈ તેમના અત્યત દાસ કર્યા હતા એક પણ યુવાન સ્ત્રી અતિશય મજબૂત લોઢાની સાકળની પેઠે પુરુષને બાધી લેવા સમર્થ છે, તો પછી સોળ હજાર ને પચાસ સ્ત્રીઓ તે શ્રીકૃષ્ણને પાળેલા પોપટની પેઠે અતિશય બાધી મૂકે, એમા શુ કહેવાનુ હોય? સત્યભામાને વશ થયેલા શ્રીકૃષ્ણ હર્ષયુક્ત થઈ તે વેળા ઇદ્રલોકમા ગયા હતા અને ઇદ્ર સાથે યુદ્ધ કરી કલ્પવૃક્ષ તેમણે આણ્યુ હતુ, જે કલ્પવૃક્ષ (કૃષ્ણની) પ્રિયા સત્યભામાના ઘરના શણગારરૂપ થયુ હતુ શ્રીકૃષ્ણ સમગ્ર ધર્મ કરનારનો વિધિ કરવા ઇચ્છતા હતા (એટલે પોતે, ધર્માત્મા હતા), છતા તેમણે શિશુપાલ વગેરેને જીતી રુક્મિણીને હર્યા અને (શિશુપાલે વરેલ છતા) તે રુક્મિણીને પોતાના બળથી ધર્મપત્ની તરીકે સ્વીકાર્યા હતા, પરસ્ત્રીને હરવાની જે એ ચેષ્ટા થઈ તે કઈ સમજવી? (ધર્મ કે અધર્મ? જો શ્રીકૃષ્ણ પોતે સ્વતત્ર હોત, તો એ અધર્મ આચરવા માટે તથા પૂર્વોક્ત પરવશપણાના દુ ખ માટે કદી પ્રવૃત્તિ ન જ કરત, એટલે કે શ્રીકૃષ્ણ, રામ વગેરે દરેકનો વ્યવહાર શ્રીભગવતીને જ વશ હતો) અહકારને વશ થયેલો પ્રાણી તે અહકારે જ કરેલી અટળ મોહજાળથી મૂઢ બની શુભ—અશુભ કરે છે (અર્થાત્ શ્રીકૃષ્ણ વગેરે પણ પ્રકૃતિથી થતા અહકારને વશ જ હતા.) ખરેખર, વિષ્ણુ તથા શિવ વગેરેનુ પણ મૂળ એ પ્રકૃતિથી જન્મેલા અહકારથી જ આ સ્થાવર—જગમ જગત જન્મ્યુ છે બ્રહ્મા પોતે જો અહકારથી છૂટે છે, તો જ મુક્ત થાય છે, નહિ તો સસારના કર્મો કર્યા જ કરે છે, એટલે કે અહકારથી જે રહિત થાય છે, તે જ સસારથી છૂટે છે અને અહકારને વશ થાય છે ને બધાય છે હે રાજન્! સ્ત્રી, ધન, ઘર, પુત્રો કે ભાઈઓ, પ્રાણીઓને બધનરૂપ નથી, પણ અહકાર જ બાધનારો છે 'હુ કરનાર છુ, ઘણો જ બળવાન મે આ કાર્ય કર્યુ છે હુ આ પ્રમાણે કરુ છુ ને કરીશ ' એમ પ્રાણી પોતે જ પોતાને બાધે છે જેમ માટીના પિંડા વિના ઘડો ઉત્પન્ન થઈ દેખાતો નથી, તેમ કારણ વિના કાર્ય કદી સભવતુ નથી (અર્થાત્ અહકારરૂપ કારણને લીધે જ આ દેહાદિ પ્રપચ દેખાય છે, તેથી તે કાર્યરૂપ દેહાદિ પદાર્થો અહકાર વિના કદી હોઈ શકે જ નહિ ) અહકારથી યુક્ત થઈને જ વિષ્ણુ જગતનુ પાલન કરે છે, નહિ તો હમેશા ચિંતારૂપી સમુદ્રમા ડૂબેલા કેમ રહે? હરકોઈ પુરુષ જો અહકારથી છૂટે તો તે શુભ આશયવાળો હોઈ અવતારોના પ્રવાહમા ડૂબ્યો કેમ રહે? અહકાર જ મોહનુ મૂળ હોઈ એ અહકારથી જ સસાર થાય છે જેઓ અહકારથી રહિત હોય તેઓને મોહ કે સસાર હોતો નથી હે મહારાજ! સાત્ત્વિક, રાજસ્ અને તામસ્ એમ ત્રણ પ્રકારનો અહકાર બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિમા (રહેલો) કહ્યો છે, જેથી હે રાજેન્દ્ર! તત્ત્વદ્રષ્ટા મુનિઓએ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિ ત્રણેમા (પણ) ત્રણ પ્રકારનો અહભાવ સદા કહ્યો છે, આમ તે અહકારથી જ આ ત્રણે બ્રહ્માદિ દેવો બધાયા છે, એમા સશય નથી જેઓ પોતે વિદ્વાન હોય, છતા માયાથી મોહિત થઈ મૂઢ બન્યા હોય તેઓ જ એમ કહે છે કે, 'વિષ્ણુ પોતાની ઇચ્છાથી અનેક અવતારો ધરે છે ' (ખરી રીતે વિષ્ણુ પોતે સ્વતત્ર નથી પણ પરતત્ર છે ) મૂર્ખ મનુષ્ય પણ દુ ખથી વ્યાપ્ત અને અતિ સકટરૂપ ગર્ભવાસના (રહેવા) વિચાર ન કરે, તો વિદ્વાન તે વિષ્ણુ ગર્ભવાસનો વિચાર કેમ જ કરે? (છતા વારવાર અવતારો લે છે, તેમા તેમનુ પરાધીન પણુ જ કારણ છે ) વિષ્ઠા તથા મળથી વ્યાપ્ત કૌશલ્યાના તથા દેવકીના ગર્ભમા વિષ્ણુ પોતાની ઇચ્છાથી ગયા હતા, એમ (વૈષ્ણવ) લોકો કહે છે! (પણ તેઓને પૂછવુ જોઈએ કે) વૈકુઠધામ છોડી કરોડો ચિંતાઓ જેમા રહી છે, એવા દુ ખદાયી ... જેવા ગર્ભવાસના એવુ કયુ સુખ (વિષ્ણુએ જોયુ) છે? તપશ્ચર્યા, યજ્ઞો તેમ જ અનેક પ્રકારના દાનો કરી લોકો અત્યત દુ ખદાયી ગર્ભવાસને જો ઇચ્છતા

નથી, તો તે વિષ્ણુ ભગવાન જો સ્વતંત્ર હોય અને તેમનામાં જો સ્વાધીનતા હોય, તો તેમને ગર્ભવાસની ઈચ્છા થાય જ કેમ? માટે હે મહારાજા! તમે જાણો કે, બ્રહ્માથી માંડી વનસ્પતિ સુધીનુ દેવો, મનુષ્યો તથા પશુપક્ષીઓવાળુ આ સર્વ જગત યોગમાયાને વશ છે. એ માયારૂપી દોરીથી બંધાઈને જ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરે ભમ્યા કરે છે અને માયાની લીલાથી કરોળિયાની પેઠે બંધન પામે છે ૧–૫૪

मायातन्त्री निबद्धा ये ब्रह्मविष्णुहरादयः।
भ्रमन्ति बन्धमायान्ति लीलया चोर्णनाभवत्॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પંચમ સ્કંધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો*

### મહિષાસુરની ઉત્પત્તિ

राजोवाच

योगेश्वर्याः प्रभावोऽयं कथितश्चातिविस्तरात्।
ब्रूहि तच्चरितं स्वामिञ्छ्रोतुं कौतूहलं मम॥१॥

જનમેજય રાજાએ કહ્યુ: હે સ્વામિન્! યોગેશ્વરીનો આ પ્રભાવ ઘણા જ વિસ્તારથી તમે કહ્યો; હવે તેમનુ ચરિત્ર સાંભળવા મને ઘણી જ ઈચ્છા થાય છે, માટે તે કહો સ્થાવર—જંગમ સર્વ જગતને તે ભગવતીથી જન્મેલુ જે જાણે છે, તે કયો મનુષ્ય એ મહાદેવીનો પ્રભાવ સાભળવા ન ઈચ્છે?

વ્યાસે કહ્યુ હે મહાબુદ્ધિમાન રાજા! એ ભગવતીનુ ચરિત્ર હુ તમને વિસ્તારથી કહુ છુ, તમે સાભળો શ્રદ્ધાળુ અને શાંત શ્રોતાને જે ન કહે, તે મંદબુદ્ધિ જ કહેવાય હે રાજા! પહેલા પૃથ્વી પર મહિષાસુર નામે રાજા હતો, ત્યારે દેવો અને દાનવોની સેનાઓનુ ઘોર યુદ્ધ થયુ હતુ હે રાજેન્દ્ર! તે મહિષાસુરે મેરુ પર્વત પર જઈ દેવોને વિસ્મય કરનારુ ઉગ્ર તપ કર્યુ હતુ હે મહારાજ! પૂરા દશ હજાર વર્ષ સુધી હૃદયમા તેણે બ્રહ્માનુ ચિંતન કર્યા કર્યુ હતુ, જેથી લોકના દાદા બ્રહ્મા તેના પર પ્રસન્ન થયા હતા હંસ પર બેઠેલા તે ચાર મુખવાળા બ્રહ્માએ આવી તેને એવુ વાક્ય કહ્યુ કે, 'હે ધર્માત્મા! તું વરદાન માગ. હુ તને ઈચ્છિત (વર) આપીશ.'

મહિષાસુરે કહ્યુ: હે દેવોના દેવ પ્રભુ બ્રહ્મા! હુ અમરપણુ ઈચ્છુ છુ; હે પિતામહ! મને જે રીતે મૃત્યુનો ભય ન થાય, તે રીતે તમે કરો.

બ્રહ્માએ કહ્યુ· જન્મેલાનુ મરણ અને મરેલાનો જન્મ પણ અવશ્ય હોય જ છે, સર્વ પ્રાણીઓના મરણ તથા જન્મ ખરેખર હોય જ છે. હે દૈત્યશ્રેષ્ઠ! સર્વ પ્રાણીઓનો, મોટા પર્વતોનો તથા સમુદ્રોનો પણ કાળે કરી અવશ્ય નાશ થાય છે. માટે હે ઉત્તમ રાજા! એક મરણનુ કારણ છોડી તુ તારા મનમા જે હોય તે વર માગ.

મહિષાસુરે કહ્યુ· 'હે પિતામહ! દેવથી, મનુષ્યથી, દૈત્યથી કે કોઈ પુરુષથી મારુ મરણ ન થાઓ; સ્ત્રી તો એવી કઈ હશે કે જે મને મારશે×? માટે હે બ્રહ્મા! કોઈ સ્ત્રીથી મારુ મરણ તમે કરો, અબળા મને મારવા કેમ સમર્થ થશે? (એટલે સ્ત્રી તરફનો તો ભય જ મને નથી)

બ્રહ્માએ કહ્યુ. હે દૈત્યેન્દ્ર! ગમે તે કાળે પણ તારુ મૃત્યુ સ્ત્રીથી જ થશે; હે મહાભાગ્યશાળી મહિષાસુર! પુરુષોથી તારુ મરણ નહિ થાય.

વ્યાસ બોલ્યા એમ તેને વર આપી બ્રહ્મા પોતાના સ્થાને ગયા, એટલે તે દૈત્યશ્રેષ્ઠ પણ હર્ષયુક્ત થઈ પોતાને સ્થાને ગયો

જનમેજય રાજાએ પૂછ્યુ એ મહિષાસુર કોનો પુત્ર હતો? તે મહાબળવાન કેમ થયો હતો અને એ મહાત્માએ+ પાડાનુ રૂપ કેમ મેળવ્યુ હતું?

---

* આ અધ્યાયમાં પ્રારંભ શ્લોકોથી દેવીના માહાત્મ્યના વર્ણનમાં જનમેજયે પૂછેલી મહિષાસુરની ઉત્પત્તિ કહેવાશે.

× અર્થાત્ મને મારવા કોઈ સ્ત્રીમા તો શક્તિ જ નથી, માટે કોઈ પુરુષથી મારુ મરણ ન થઓ; છતાં કોઈ સ્ત્રીથી મારુ મૃત્યુ હોય તો ભલે થાય તેથી મને ભય નથી.

+ મહિષાસુરને 'મહાત્મા' વિશેષણ લગાડી કાલિકાપુરાણની કથા અહીં યાદ કરાવી છે. ત્યાં કહ્યું છે કે, મહિષાસુર શિવનો અવતાર હતો. રંભાસુરની તપશ્ચર્યાથી પ્રસન્ન થયેલા શંકર ત્રણ જન્મ સુધી મહિષરૂપે તે રંભાસુરના પુત્ર તરીકે અવતર્યા હતા. એ જ મહિષાસુરે પાછી તપશ્ચર્યા કરી માત્ર દેવી સાથે ભાગ્યજ્ય થાઓ.' એવું વરદાન માગ્યું હતું, તે સમયે દેવીએ તેને વરદાન આપ્યું હતું કે, 'आदित्यदारुम चण्डमूर्त्या त्व निहतः पुरा। द्वितीयस्मे तु मया

વ્યાસે કહ્યુ હે મહારાજા! દનુના પુત્ર રભ તથા કરભ નામના બે ઉત્તમ દાનવો પૃથ્વી પર પ્રખ્યાત હતા હે મહારાજા! તેઓ બન્ને પુત્રરહિત હતા, તેથી પચનદના પવિત્ર જળમા તેઓ બન્નેએ પુત્ર માટે ઘણા વર્ષો સુધી તપ કર્યુ હતુ કરભ જળમા ડૂબ્યો રહી ઉત્તમ તપ કરતો હતો અને રભ (યક્ષપુરીમા આવેલા વટયક્ષિણીના સ્થાનરૂપ) રસાલ નામના વડ પાસે જઈ અગ્નિનુ સેવન (કરવારૂપ તપ) કરતો હતો જે સમયે તે રભ પચાગ્નિની સાધનામા આસક્ત હતો, તે સમયે ઇદ્ર એ દુખ જાણી એ બને દાનવો પાસે ગયો હતો પચનદમા જઈ ઇદ્રે ભૂડનુ રૂપ લીધુ અને તે કરભને બને પગમા તે વખતે પકડયો હતો વૃત્રાસુરને મારનાર ઇંદ્રે એ રીતે દુષ્ટ કરભને મારી નાખ્યો, ત્યારે ભાઈને મરાયેલો સાભળી રભ અત્યત કોપાયમાન થઈ ગયો તેણે પોતાનુ મસ્તક હાથથી કાપી નાખી અગ્નિમા હોમવાની ઈચ્છા કરી અને ક્રોધયુક્ત થઈ ડાબા હાથમા પોતાના વાળ પકડી જમણા હાથમા તીક્ષ્ણ તલવાર લઈ પોતાનુ ઉત્તમ મસ્તક જેવુ કાપવા માડયુ કે તરત જ અગ્નિએ તેને સમજાવ્યો અને કહ્યુ કે 'હે દૈત્ય! તુ મૂર્ખ છે, કારણ કે પોતાનુ મસ્તક કાપવા તુ ઈચ્છે છે, આત્મહત્યા કરવી ઘણી મુશ્કેલ છે, તે કરવા તુ કેમ તૈયાર થયો છે? તારુ કલ્યાણ થાઓ, તારા મનમા જે હોય તે વર તુ માગ, મરી ન જા, મરવાથી આજે તારુ શુ કાર્ય થશે?'

વ્યાસે કહ્યુ અગ્નિનુ તે સુદર વચન સાભળી રભ કેશકલાપ છોડી દઈ બોલ્યો 'હે દેવેશ્વર! જો તમે પ્રસન્ન થયા છો, તો મને ઈચ્છિત વર આપો ત્રૈલોકયને ખાતર જીતનાર અને શત્રુસૈન્યને પીડનાર પુત્ર મને થવો જોઈએ વળી તે પુત્ર દેવો, દાનવો તથા મનુષ્યોથી કોઈ રીતે ન જિતાય એવો, ઈચ્છા પ્રમાણે રૂપ લેનારો, મહાપરાક્રમી અને સર્વ લોકોથી વદાયેલો હોવો જોઈએ* અગ્નિએ '**તથાસ્તુ**' એમ કહી જણાવ્યુ કે, 'તારુ ઈચ્છિત થશે હે મહાભાગ! તને પુત્ર થશે હવે તુ મરણથી અટક હે રભ! જે સ્ત્રીમા તુ ચિત્ત કરીશ, તે સ્ત્રીમા મહાબળવાન પુત્ર તને થશે'

વ્યાસે કહ્યુ અગ્નિએ એમ કહેલો દાનવશ્રેષ્ઠ રભ ચિત્તને ખુશ કરે એવુ તે વચન સાભળી અગ્નિને પ્રણામ કરી લક્ષ્મીથી યુકત અને યક્ષોથી વીંટાયેલા (યક્ષનગરના) સ્થાનમા જતો રહ્યો ત્યા જઈને તે ઉત્તમ દાનવે બીજી સ્ત્રીને છોડી મદોન્મત્ત અને રૂપપૂર્ણ એક ભેસમા (કામભોગ કરવાની) ઈચ્છા કરી, એટલે તરત જ તે ભેસ પણ તેને ઈચ્છતી હર્ષયુકત થઈ તેની પાસે ગઈ ત્યારે રભે પણ ભાવિભાવથી+ પ્રેરાઈને તેની સાથે કામભોગ કર્યો, જેથી તે તેના વીર્યથી ગર્ભવતી થઈ પછી રભાસુર પોતે પ્રિયા તરીકે માનેલી તે ભેસ લઈ (બીજા) પાડાઓથી તેની રક્ષા કરતો સુદર પાતાલમા દાખલ થયો એક સમયે બીજા કોઈ પાડાએ કામપીડિત થઈ પેલી ભેસને હેરાન કરવા માડી, ત્યારે રભાસુરે પોતે આવી તે પાડા સામે ધસી ગયો અને પોતાની (ભેસની) રક્ષા કરવા સામે જઈ પેલા પાડાને મારવા લાગ્યો કામથી મોહિત થયેલા તે પાડાએ પણ બે શિંગડાથી તેને પ્રહાર કર્યો, એટલે તીક્ષ્ણ શિંગડાથી હૃદયમા ઘણો જ પ્રહાર પામેલો રભ

મદ્રકાલ્યા મયા હત ॥ દુર્ગારૂપેણાધુના ત્વા હનિષ્યામિ સહાનુગમ્ ॥' પહેલા અવતારમા ચડિકારૂપે મે તને માર્યો હતો, બીજા જન્મમા ભદ્રકાલીરૂપે મે તને માર્યો હતો અને આ ત્રીજા જન્મમા દુર્ગારૂપે હુ તને પરિવાર સાથે મારીશ.' આવી કથા કાલિકાપુરાણમા છે

* આમ કહી શિવના અશરૂપ પુત્ર માગે છે કાલિકાપુરાણમા મહિષાસુરને શિવનો અશ કહ્યો છે અહીં શકા થવા સભવ છે કે અગ્નિ પાસે વરદાન માગે છે તો શિવના અશરૂપે પુત્ર થવાની માગણી અગ્નિ પાસે કેમ થઈ શકે? શિવ અગ્નિને આધીન નથી, તો પછી અગ્નિ પાસે તેવી માગણી કરવાથી શિવનો અશરૂપ પુત્ર શી રીતે થયો? આનુ સમાધાન આ છે શ્રુતિમા કહ્યુ છે કે અગ્નિર્વૈ રુદ્ર — અગ્નિ એ શકર જ છે એટલે અગ્નિ શકરનુ સ્વરૂપ હોવાથી શકર પાસે જ તે માગણી કરી ગણાય અને તેથી જ શકરે પોતાના અશરૂપ પુત્ર તેને આપ્યો હતો.

+ ઉત્તમ રાક્ષસ થઈને પણ રભાસુરે જાતજાતની સુદર સ્ત્રીઓ છોડી પશુજાતિની ભેસમા કામભોગ કરવાની ઈચ્છા કેમ કરી? આ પ્રશ્નોનો ઉત્તર જ આ વચનથી અપાયો છે

તરત જ મૂર્છિત થઈ પૃથ્વી પર પડયો ને મરી ગયો પોતાનો સ્વામી એમ મરણ પામ્યો, ત્યારે ભયથી ગભરાયેલી તે ભેંસ દીન થઈ એકદમ ત્યાંથી નાઠી અને વેગથી પેલા વડ પાસે જઈ યક્ષોને શરણે ગઈ કામથી પીડાયેલો અને બળ તથા વીર્યથી મદોન્મત્ત થયેલો કામી પાડો પણ કામભોગ માટે તે ભેંસની પાછળ ત્યાં ગયો, ત્યારે યક્ષોએ અત્યંત દીન થઈ રડતી તે ભેંસને ભયાતુર થયેલી જોઈ ત્યારે (તેની પાછળ) દોડતા પાડાને જોઈ રક્ષણ કરવા તેઓ આવી પહોંચ્યા તે સમયે યક્ષોનું પેલા પાડા સાથે ઘોર યુદ્ધ થયું અને તેમાં યક્ષોએ બાણથી મારેલો પાડો તરત જ પૃથ્વી પર પડી ગયો પછી યક્ષોએ પોતાના પ્રિય (મિત્ર) રંભને ત્યાં લાવી તેના દેહની શુદ્ધિ માટે તેને ચિતા પર ચડાવ્યો તે વેળા પતિને ચિતા પર ચડેલો જોઈ પેલી ભેંસે પણ પતિ સાથે અગ્નિમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો યક્ષોએ તેને (ગર્ભિણી જાણી) અટકાવી, છતાં તે પતિવ્રતા ભેંસે પતિને લઈ જ્વાળાઓની પંક્તિથી વ્યાપ્ત તે અગ્નિમાં પ્રવેશ કર્યો એ સમયે ચિતાની વચ્ચેથી મહાબળવાન મહિષાસુર બહાર આવ્યો અને પુત્ર પર પ્રેમવાળો રંભાસુર પણ બીજું શરીર ધરી બહાર નીકળ્યા એ (પ્રથમનો રંભાસુર) જ રક્ત બીજ નામે એ જ રીતે ઉત્પન્ન થયો તથા મહા બળવાન મહિષાસુર પણ એ જ રીતે જન્મ્યા હતો, પછી ઉત્તમ અસુરોએ તે મહિષાસુરનો રાજ્યાભિષેક કર્યો હતો હે ઉત્તમ રાજન્! એમ તે મહિષાસુર તથા વીર્યવાન રક્તબીજ ઉત્પન્ન થયા હતા, તેમાં મહિષાસુર દેવો, દૈત્યો તથા મનુષ્યોથી મારી શકાય તેવો ન હતો હે રાજન્! એ પ્રમાણે મહાત્મા મહિષાસુરનો જન્મ તથા તેને મળેલું વરદાન એ સર્વ વૃત્તાંત મેં તમને વિસ્તારથી કહ્યું ૧-૫૦

इत्येतत् कथितं राजञ्जन्म तस्य महात्मनः ।
वरप्रदानं च तथा प्रोक्तं सर्वं सविस्तरम् ॥५०॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પંચમ સ્કંધ વિષે અધ્યાય બીજો સમાપ્ત

## અધ્યાય ૩ જો*

### મહિષાસુરના યુદ્ધ માટે તૈયારી

વ્યાસ ઉવાચ

एवं स महिषो नाम दानवो वरदर्पितः ।
प्राप्य राज्यं जगत्सर्वं वशं चक्रे महाबलः ॥१॥

વ્યાસે કહ્યું એ રીતે વરદાનથી ગર્વિષ્ઠ થયેલા મહાબળવાન દાનવ મહિષાસુરે રાજ્ય મેળવી સર્વ જગતને વશ કર્યું પોતાના બાહુથી મેળવેલી, એક છત્રવાળી, દુઃખરહિત અને શત્રુવર્ગ સિવાયની સમુદ્ર સુધીની પૃથ્વી પર તે રાજ્ય કરવા લાગ્યો મહાવીર્યવાન અને ગર્વથી ઉદ્ધત ચિક્ષુર નામના અસુર તેનો સેનાપતિ હતો અને પુષ્કળ સેનાઓથી વીંટાયેલો તામ્ર નામે દૈત્ય તેનો ધનાધ્યક્ષ—ખજાનચી હતો અસિલામા, ઉદર્ક, બિડાલ, બાષ્કલ, ત્રિનેત્ર અને બલગર્વિષ્ઠ કાલબંધક આ બધા (મુખ્ય સેનાપતિની નીચેના સેનાપતિ) દાનવો સૈન્યો સાથે તે વેળા સમુદ્ર સુધીની સમૃદ્ધિવાળી ભૂમિને ઘેરી લઈ ઇચ્છાનુસાર રહ્યા હતા જૂના સર્વ રાજાઓને તેણે કર આપનાર કર્યા હતા અને જેઓ બળથી ક્રૂર તથા ક્ષત્રિયધર્મમાં રહ્યા હતા, તેઓને તેણે મારી નાખ્યા હતા હે મહારાજા! આખી પૃથ્વી પર જે બ્રાહ્મણો હતા તેઓ મહિષાસુરને વશ થયા હતા અને યજ્ઞનો ભાગ તેને જ આપતા હતા એમ એક છત્રવાળું તે (ચક્રવર્તી) રાજ્ય કરી વરદાનથી ગર્વિષ્ઠ થયેલા તે મહિષાસુરે સ્વર્ગ જીતવાનું મન કર્યું દૈત્યોના રાજા મહિષાસુરે ઇંદ્ર પાસે એક દૂત મોકલવા નિશ્ચય કર્યો અને સંદેશો લઈ જનાર તે દૂતને જલદી બોલાવી કહ્યું હે વીર! તું જા, હે મહાબાહુ નિર્દોષ દૂત! તું મારું કાર્ય કર, સ્વર્ગમાં જઈ દેવોની સમક્ષ તું નિઃશંક થઈ ઇંદ્રને કહેજે કે, હે ઇંદ્ર! તું સ્વર્ગને છોડી દે અને ઇચ્છા પ્રમાણે ચાલ્યો જા, વાર ન કર અથવા હે દેવેશ્વર! મહાત્મા મહિષાસુરની તું સેવા કર હે ઇંદ્ર! તે રાજા શરણે આવેલા તારી અવશ્ય રક્ષા

* આ અધ્યાયમાં દેવેન્દ્ર સામે યુદ્ધ કરવા તૈયાર થયેલા મહિષાસુરે પોતાના સૈન્યોને તૈયાર કર્યાં, એ કથા ત્રેપન શ્લોકોથી કહેવાશે.

કરશે માટે તુ મહિષાસુરને શરણે જા, નહિ તો હે ખલદૈત્યોનો નાશ કરનારા ! યુદ્ધ માટે જલદી વજ્ર ઉઠાવ, અમારા પૂર્વજોએ તને જીત્યો છે, તેથી તારો પુરુષાર્થ હુ જાણુ છુ ઓ અહલ્યા સાથે વ્યભિચાર કરનાર ! તારુ બળ મે જાણ્યુ છે ઓ દેવસઘના પતિ ! તારે યુદ્ધ કરવુ હોય તો યુદ્ધ કર અથવા જ્યા તારુ મન આનદ પામે ત્યા ઈચ્છાનુસાર ચાલ્યો જા (એમ મહિષાસુરનો સદેશો લઈ દૂતે ઇદ્રની પાસે જઈને કહી સભળાવ્યો,) ત્યારે હે શ્રેષ્ઠ રાજા ! તે દૂતનુ વચન સાભળી ઇદ્રે ક્રોધાયમાન થઈ સ્મિત કરતા આ વચન કહ્યુ 'ઓ અતિ મૂઢાત્મન્ ! જે કારણથી તુ મદ વડે ગર્વિષ્ઠ થયો છે, તે હુ જાણતો નથી, તોપણ તારા રાજાનો જે આ રોગ છે, તેને દૂર કરવાનો ઉપાય હુ સારી રીતે કરીશ હવે પછી આના મૂળ ઉખેડી નાખવાનુ હુ કરીશ, માટે હે દૂત ! તુ જતો રહે અને મારા વચન તે તારા સ્વામીને કહેજે ઉત્તમ પુરુષોએ દૂતોને ન મારવા જોઈએ, તેથી હુ તને છોડી દઉં છુ (તુ તારા રાજાને કહેજે કે) 'ઓ ભેસના છોકરા ! તને જો યુદ્ધ કરવાની ઈચ્છા હોય, તો ઉતાવળો આવજે ઓ પાડા ! તારુ બળ હુ જાણુ છુ તુ ઘાસ ખાનારો અને જડ આકૃતિવાળો છે (તને મારી) તારા બન્ને શિંગડાનુ મજબૂત ધનુષ હુ બનાવીશ મે કારણ જાણ્યુ કે, તારો ગર્વ શિંગડાના બળથી છે, પણ તારા બન્ને શિંગડા કાપી નાખી તે બળ હુ સારી રીતે હરી લઈશ ઓ નીચ પાડા ! જેના બળથી તુ ખૂબ ભરપૂર છે અને બળથી ગર્વિષ્ઠ બન્યો છે, તે શિંગડાનો પ્રહાર કરવામા જ તુ કુશળ છે, યુદ્ધ કરવામા કુશળ નથી એમ ઇદ્ર વડે કહેલો તે દૂત ઉતાવળો મદોન્મત્ત મહિષાસુર પાસે ગયો અને તેને પ્રણામ કરી કહેવા લાગ્યો

દૂત બોલ્યો હે રાજન્ ! દેવોનો અધિપતિ ઈદ્ર તમને લગારે ગણકારતો નથી, તે તો દેવોના સૈન્યથી વીંટાઈ પોતાના બળને પૂર્ણ માને છે તે મૂર્ખાએ જે કહ્યુ છે, તેથી બીજુ હુ કેમ કહી શકુ ?* કેમ કે સેવકે તો સ્વામીની આગળ પ્રિય અને સત્ય કહેવુ જોઈએ હે મહારાજા ! શુભ ઈચ્છતા સેવકે સ્વામીની આગળ પ્રિય અને સત્ય કહેવુ જોઈએ એવી કલ્યાણકારી નીતિ (શાસ્ત્રોમા) જાણીતી છે હુ કેવળ જો પ્રિય કહુ તો તમારુ કાર્ય થશે નહિ અને (સત્ય હોય પણ) કઠોર વચન શુભ ઈચ્છતા સેવકે ન કહેવુ હે નાથ ! શત્રુના મુખમાથી જેવી ઝેર સરખી વાણી નીકળે છે, તેવી સેવકના મુખમાથી વાણી કેમ નીકળે ? હે રાજા ! જેવા વાકયા તેણે કહ્યા છે, તેવા વાકયા કહેવા મારી જીભ કદી યોગ્ય નથી

વ્યાસ બોલ્યા 'એ તો ઘાસ ખાનારો પાડો છે' એવુ તે દૂતનુ હેતુગર્ભિત વચન સાભળી મહિષાસુર ક્રોધથી વ્યાપ્ત મનવાળો થઈ ગયા પૂછડાન પીઠ પર લઈ જઈ મૂતરતા+ અને ક્રોધથી લાલ નેત્રોવાળા થયેલા તે મહિષાસુરે દૈત્યોને આમ કહ્યુ 'હે દૈત્યા ! દવોનો એ ઇદ્ર હરકોઈ રીતે યુદ્ધ ની ઈચ્છાવાળો છે, માટે સૈન્યની તૈયારી કરો, એ નીચ દેવને આપણે જીતવો જોઈએ મારી આગળ કયો શૂરો થઈ શકે તેમ છે ? એવા કરોડો ઇદ્રો હોય તોપણ હુ ડરતો નથી, તો એકથી તો લગારે ન જ ડરુ (એ ખુલ્લુ છે) હવે હરકોઈ પ્રકારે એને હુ મારીશ એ ઇદ્ર શાત પુરુષો સામે શૂરો છે અને તપસ્વીઓ સામે બળથી અધિક થઈ બળ કરનારો છે (પણ મારા જેવા સામે તે શૂરો કે બળવાન નથી) વળી તે કપટી, લપટ, પરસ્ત્રીઓને હરી લેનારો, અપ્સરાઓના બળથી ખૂબ છકેલો, તપમા વિઘ્ન કરનારો, નીચ, લાગ જોઈ પ્રહાર કરનારો, પાપી અને કાયમ વિશ્વાસઘાત કરનારો છે જે દુષ્ટાત્માએ ભય પામી પ્રથમ સધિ કરીને તેમ જ અનેક પ્રકારના સોગદ લઈને પણ (પાછળથી) કપટ કરી નમુચિને મારી નાખ્યા હતો વિષ્ણુ પણ કપટનો આચાર્ય, કપટી, સોગદની તો ખાણ જેવો, અનેક રૂપો ધરનારો, નિર્બળની સામે બળ કરનારો અને ઢોંગ કરવામા પડિત છે

* અર્થાત્ તેણે જે કહ્યું છે, તેથી બીજુ જો કહુ તો અસત્ય કહ્યુ ગણાય, અને તેણે જે કહ્યુ છે તે કહુ તો અપ્રિય કહ્યુ ગણાય, એટલે તેણે કહે] કઈ પણ કહી શકાય તેમ નથી.

+ બકરા અને પાડાનો આ સ્વભાવ બતાવ્યો છે, તેઓ જ્યારે ક્રોધાયમાન થાય, ત્યારે પૂંછડુ પીઠ પર લઈ જઈ મૂતરવા માડે છે

જેણે ભૂંડની આકૃતિ કરી હિરણ્યાક્ષને માર્યો છે અને નૃસિંહ થઈ હિરણ્યકશિપુને હણ્યો છે. હે દૈત્યો! હુ તેને વશ થાઉં જ નહિ અને કોઈ પણ સ્વળે દેવાનો વિશ્વાસ કદી ન કરું. વિષ્ણુ કે ઇંદ્ર મહાબળવાન હોય તોપણ મને શુ કરશે? રુદ્ર પણ યુદ્ધના મોખરે મારો સામનો કરવા સમર્થ નથી ઇંદ્રને, વરુણને, યમને, કુબેરને, અગ્નિને, ચદ્રને તથા સૂર્યને પણ જીતી હુ સ્વર્ગ લઈશ આપણે બધાય હવે યજ્ઞોના ભોગ ભોગવનારા તથા સોમપાન કરનારા થઈશુ દેવોના સમૂહને જીતી હુ દાનવો સાથે આનદ કરીશ હે દાનવો! વરદાનને લીધે મને દેવોથી (મરણનો) ભય નથી અને મનુષ્યોથી (પણ) મારું મરણ નથી કોઈ સ્ત્રી મને શુ કરવાની છે? હે દૂતો! પાતાળમાથી તથા પર્વતોમાથી ઉત્તમ દાનવોને બોલાવી તરત જ મારા સૈન્યાના નેતા બનાવો (જોકે) હુ એકલો જ સર્વ દેવેશ્વરોને જીતી લેવા સમર્થ છુ, છતા હે દાનવો! કેવળ શોભાને માટે જ દેવો સાથેના સંગ્રામમા તમને બોલાવી જાઉં છું. હું બાને શિંગડાથી ને ખરીઓથી દેવોને મારી જ નાખીશ અને વરદાનના પ્રભાવથી દેવો તરફનો મને ભય નથી દેવગણો, અસુરો તથા મનુષ્યોથી હું મારી શકાઉં તેમ નથી, માટે દેવલોકને જીતી લેવા તમે આજે જ તૈયાર થાઓ હે દૈત્યો! સ્વર્ગલોકને જીતી હું નદનવનમા આનદ કરીશ અને આપણે બધાયે કલ્પવૃક્ષના પુષ્પોના મુકુટોવાળા, દેવાગનાઓ સહિત, કામધેનુના દૂધથી પુષ્ટ થયેલા, અમૃત પીવાથી આનદ પામેલા થઈ દેવો તથા ગધર્વોના ગીત—નૃત્ય આદિ વિલાસોના પાત્ર બનીશુ ઉર્વશી, મેનકા, રંભા, ઘૃતાચી, તિલોત્તમા, પ્રમદ્વરા, મહામેના, મિશ્રકેશી, મદોત્કટા અને વિપ્રચિત્તિ વગેરે નૃત્યકુશળ તથા સગીતકુશળ અપ્સરાઓ, જાતજાતના આસવોનુ સેવન કરાવી તમને સર્વને ખુશ કરશે તમે બધા આજે તૈયાર થાઓ અને દેવો સાથે યુદ્ધ કરવા ઉત્તમ મગળ કરી સ્વર્ગ પરની ચઢાઈ તમને પસદ પડો. સર્વના રક્ષણ માટે મુનિશ્રેષ્ઠ શુક્રાચાર્યને બોલાવી તેમને પૂજીને (આપણા વિજય માટેના કામ્ય કર્મરૂપ) યજ્ઞ કરવા પરમગુરુ તરીકે સ્થાપી દો.

વ્યાસે કહ્યુ હે રાજન્! એમ દૈત્યોને આજ્ઞા કરી પાપી બુદ્ધિવાળો મહિષાસુર તે વેળા આનદયુક્ત થઈ ઉતાવળો પોતાના ભવનમા ચાલ્યો ગયો ૧-૫૩

**इति संदिश्य दैत्येन्द्रान् महिषः पापधीस्तदा।**
**जगाम त्वरितो राजन् भवनं स्वं मुदान्वितः॥५३॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પંચમ સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

# અધ્યાય ૪ થો*

## દેવસભામાં મંત્રણા

વ્યાસ ઉવાચ

**गते दूते सुरेन्द्रोऽपि समाहूय सुरानथ।**
**यमवायुधनाध्यक्षवरुणानिदमब्रवीत्॥१॥**

વ્યાસે કહ્યુ: (સ્વર્ગમાથી મહિષાસુરનો) દૂત ગયો, ત્યારે દેવેન્દ્રે પણ યમ, વાયુ, કુબેર તથા વરુણદેવને બોલાવી આ વચન કહ્યુ 'હે દેવો! વરદાનના ગર્વથી છકી ગયેલો, સેંકડો માયાઓ કરવામાં કુશળ, રંભનો પુત્ર મહાબળવાન મહિષ નામે દૈત્ય રાજા છે, તેનો દૂત આજે આવ્યો હતો, સ્વર્ગની ઈચ્છાવાળા તે લોભી મહિષાસુરે એ દૂતને મોકલ્યો હતો, તેણે મને આ વચન કહ્યુ છે: 'હે ઇંદ્ર! સ્વર્ગને તુ છોડી દે અને ઈચ્છા પ્રમાણે ચાલ્યો જા અથવા હે ઈન્દ્ર! મહાત્મા મહિષ દૈત્યની તુ સેવા કર એ દાનવેન્દ્ર દયાળુ છે, તે તાને આજીવિકા કરી આપશે. વળી તે નમેલા તથા સેવક થયેલા ઉપર કદી કોપ કરતો નથી છતા તારે તેને ન સેવવો હોય, તો હે દેવોના રાજા! તુ પોતે યુદ્ધ માટે સૈન્યોની તૈયારી કર હુ અહીંથી જઈશ એટલે તે દૈત્યેન્દ્ર ઉતાવળો અહીં આવશે' એમ કહી તે દુરાત્મા દૈત્યનો દૂત ગયો છે, તો હે ઉત્તમ દેવો! હવે આપણે શું કાર્ય કરવુ જોઈએ, તે તમે વિચારો હે દેવો! બળવાન હોય તેણે દુર્બળ શત્રુની પણ બેદરકારી કરવી યોગ્ય નથી; તો મહા ઉદ્યોગી, બળવાન અને બળથી ગર્વિષ્ઠ શત્રુની તો ખાસ બેદરકારી ન જ કરવી જોઈએ પોતાની બુદ્ધિ અને બળ પ્રમાણે ઉદ્યમ તો કરવો જ જોઈએ,

* આ અધ્યાયમા બૃહસ્પતિ સહિત દેવોએ દેવસભામાં મંત્રણા શરૂ કરી. આ કથા પચાસ શ્લોકોથી કહેવાય છે.

જય અથવા પરાજય તો દૈવાધીન જ હોય છે આમા સધિ કરવાનો તો યોગ જ નથી, કેમ કે નીચ સાથેની સધિ નકામી થાય છે સજ્જનોએ હરકોઈ પ્રકારે વારવાર વિચારી કાર્ય કરવુ જોઈએ હમણા એકદમ પીડાઈ પણ ન જ કરવી, પરતુ ઉતાવળથી જનારા, સારી રીતે પેસી જનારા, અભિપ્રાયને જાણી લેનારા, સગરહિત, સ્પૃહા વિનાના અને સત્યવાદી, છૂપા ખાતમીદારો તો મોકલી જ દેવા જોઈએ, તેઓ બરાબર રીતે શત્રુસેનાની તૈયારી, હિલચાલ, સૈન્યોની સખ્યા અને શત્રુ યોદ્ધાઓની બાબતની ખાતમી મેળવી ઉતાવળા પાછા અહીં આવે એમ થવુ જોઈએ તે દૈત્યપતિના સૈન્યનુ બળાબળ જાણ્યા પછી હુ તરત જ ચડાઈ અથવા કિલ્લો સાચવી રાખવાનુ (જે કઈ યોગ્ય લાગશે તે) કરીશ બુદ્ધિમાન પુરુષે સદા વિચારીને જ કાર્ય કરવુ જોઈએ, કેમ કે એકદમ વિચાર કર્યા વિના કરેલુ કાર્ય બધી રીતે દુ ખદાયી થાય છે માટે વિદ્વાન પુરુષોએ વિચાર કરી હરકોઈ રીતે સુખદાયી કાર્ય કરવુ જોઈએ વળી બધી રીતે એકચિત્તવાળા દાનવોમા ફાટફૂટ કરવી તે પણ આમા બરાબર નથી, (કેમ કે સપીલા દાનવોમા તે કરવી જ અશક્ય છે), માટે આ કાર્યમા છૂપા ખાતમીદારો જ જાય તે ઠીક છે તેઓનુ બળાબળ જાણી તે પછી વિચાર કરી જે નીતિ વિધિ પ્રમાણે કરવી ઘટે તે જ આવા કાર્યપરાયણ શત્રુઓ વિષે નીતિ જાણનારા પુરુષોએ કરવી યોગ્ય છે, એથી ઊલટી રીતે કાર્ય જો કરાય તો અજાણ્યા ઔષધની પેઠે બધી રીતે વિપરીત ફળવાળુ જ તે થાય

વ્યાસે કહ્યુ હે રાજા! એમ તે સર્વ દેવોએ વિચાર કરી કાર્યને જાણનારો એક છૂપો ખાતમીદાર (શત્રુનુ બળાબળ) જાણવા દેવેદ્રે મોકલી દીધો તે દૂત પણ ઉતાવળો જઈ (શત્રુની બધી સ્થિતિ બરાબર જાણી) પાછો આવી તે વેળા (શત્રુઓના) સર્વ સૈન્યોનુ બળાબળ તેણે ઇદ્રને જણાવ્યુ એટલે શત્રુસેનાઓનો તે ઉદ્યોગ જાણી ઇદ્ર ખૂબ જ વિસ્મય પામ્યો, અને તરત જ તે વાત તેણે દેવોને જણાવી પછી મત્રણા કરનારાઓમા શ્રેષ્ઠ પોતાના ગુરુ બૃહસ્પતિને બોલાવી (તેમની સાથે) ઇદ્રે મત્રણા કરવા માડી ઉત્તમ આસન પર બેઠેલા અને આગિરસ ગોત્રીઓમા ઉત્તમ બૃહસ્પતિને તેણે આમ કહ્યુ કે, 'હે દેવોના ગુરુ! હે વિદ્વાન! આમા હવે શુ કરવુ જોઈએ, તે અમને કહો તમે બધુ જાણો છો અને હમણા આવી પડેલા કાર્યમા તમે અમારા શરણરૂપ છો મહાપરાક્રમી અને ગર્વિષ્ઠ મહિષાસુર નામે દાનવ અનેક દાનવોથી વીંટાઈને યુદ્ધ કરવાની ઇચ્છાથી આવે છે, તો હવે વિચારને જાણતા તમારે તે વિષે ઉપાય કરવો ઘટે છે જેમ શુક્રાચાર્યને દૈત્યોના વિઘ્નો દૂર કરનારા છે, તેમ તમે મારા વિઘ્નોને હરનારા મનાયા છો,' તે વચન સાભળી બૃહસ્પતિએ મનથી ખૂબ વિચારી કાર્ય સિદ્ધ કરવા તત્પર થઈ ઇદ્રને કહ્યુ

બૃહસ્પતિ બોલ્યા હે દેવેન્દ્ર! ધૈર્ય ધરી તુ સ્વસ્થ થા, હે આર્ય! જ્યારે દુ ખ ઉત્પન્ન થાય, ત્યારે તરત જ ધૈર્ય ત્યજવુ ન જોઈએ હે દેવોના રાજા! જય કે પરાજય સદા દૈવાધીન જ છે, માટે બુદ્ધિમાન પુરુષે સદા ધૈર્ય ધરીને રહેવુ જોઈએ હે ઇદ્ર! 'થવાનુ હોય તે થાય જ છે,' એમ જાણતા પુરુષે પોતાના પુરુષાર્થ પ્રમાણે અવશ્ય ઉદ્યમ કરવો જોઈએ મુનિઓ પણ 'સઘળુ દૈવાધીન છે' એમ જાણે છે છતા હમેશા ઉદ્યમ કરવામા જ તત્પર થઈ યોગમા તથા ધ્યાનમા પરાયણ રહે છે, માટે વ્યવહારમા કહ્યા પ્રમાણે સર્વકાળ ઉદ્યમ કરવો જ જોઈએ પછી તેથી સુખ થાઓ કે ન થાઓ, દૈવાધીન વસ્તુમા શોક શો? કોઈ સમયે પુરુષાર્થ કર્યા વિના પણ આધળા ને પાગળાની પેઠે કોઈ લાભ મેળવે, તો તેથી અત્યત હર્ષ ન કરવો, અને પુરુષાર્થ કર્યા છતા જો ફળસિદ્ધિ ન થાય, તો તેમા તેનો દોષ નથી, કેમ કે પ્રાપ્તિ દૈવાધીન છે હે ઇદ્ર! કોઈ પણ કર્મની સિદ્ધિ સૈન્યમા, મનમા, મત્રણામા, રથમા કે હથિયારમા નથી, પણ દૈવાધીન જ છે બળવાન દુ ખ પામે છે ત્યારે નિર્બળ સુખ પામે છે; બુદ્ધિમાન ભૂખ્યો સૂએ છે, ત્યારે બુદ્ધિ વગરનો ભોગો ભોગવે છે, કાયર જય પામે છે ત્યારે શૂરો પરાજય પામે છે આમ અત્યત દૈવાધીન સસારમા શોક શો કરવો? હે ઇદ્ર! ભવિતવ્યતાને ઉદ્યમમા જ જોડી દેવી જોઈએ, પછી તે ઉદ્યમ દુ ખદાયી કે

સુખદાયી થાય, તેનો તેમા વિચાર ન કરવો પોતે જ્યારે દુ ખમા હોય ત્યારે પોતાના કરતા અધિક દુ ખીઓ તરફ દૃષ્ટિ કરવી અને પોતે જ્યારે સુખમા હોય ત્યારે પોતાના કરતા અધિક સુખી હોય તે તરફ નજર કરવી પરતુ પોતાના શત્રુ સમાન હર્ષને તથા શોકનો પોતાનો આત્મા સોપી ન દેવો હર્ષ કે શોક જ્યારે ઉત્પન્ન થાય, ત્યારે સમજુ પુરુષોએ ધૈર્ય જ ધરવુ જોઈએ અધૈર્યથી જેવુ દુ ખ થાય છે, તેવુ ધૈર્યથી થતુ નથી સમય આવતા સુખ—દુ ખ ને સહન કરવુ તે ખરેખર મુશ્કેલ છે જ્યા હર્ષ કે શોકની ઉત્પત્તિ થતી નથી, ત્યા બુદ્ધિનો આવો નિશ્ચય કારણ છે દુ ખ શુ છે? કોને દુ ખ છે? હુ સદા નિર્ગુણ, અવિકારી અને ચોવીસ તત્ત્વોથી જુદો છુ, મને દુ ખ અને સુખ શુ છે? ભૂખ ને તરસ બેય પ્રાણના ધર્મ છે, શાક તથા મૂર્છા બેય મનના ધર્મ છે, ને વૃદ્ધાવસ્થા તથા મૃત્યુ એ બેય શરીરના ધર્મ છે, હુ આ છયે ઊર્મિઓ અથવા ધર્મોથી રહિત છુ, શોક તથા મોહ શરીરના ગુણ છે, આમા વિચાર કરતા મારુ શુ છે? હુ શરીર નથી, શરીર સાથેના સબધવાળા પણ હુ નથી. મહત્તત્વ વગેરે સાત પ્રકૃતિઓથી, મૂળ પ્રકૃતિથી અને સોળ વિકારોથી પણ હુ જુદો છુ અને સદા સુખી છુ, હુ પ્રકૃતિ નથી ને વિકૃતિ પણ નથી, મને હમેશા દુ ખ શુ હોય? આમ મનથી જાણી હે ઇદ્ર ! તુ મમતારહિત થા હે ઇદ્ર ! તારા દુ ખનો નાશ કરવા આ પહેલો ઉપાય છે, મમતા એ મોટુ દુ ખ છે અને મમતારહિત પણુ એ મોટુ સુખ છે, હે ઇદ્ર ! સતોષથી બીજુ સુખનુ કોઈ સ્થાન જ નથી અથવા મમતાનો નાશ કરવા (પૂર્વોક્ત) જ્ઞાન જો ન હોય, તો હે દેવોના અધિપતિ ! ભાવિના સબધમા આવો વિવેક કરવો કે ભોગવ્યા વિના પ્રારબ્ધકર્મોનો નાશ જણાતો જ નથી, જે થવાનુ હોય તે થાય જ છે, તેમા સુખદુ ખની ચિ તા શી? સર્વ દેવો સહાયક થવાથી અથવા તારી બુદ્ધિથી પણ શુ? (ભાવિ મિથ્યા થશે નહિ) હે સત્પુરુષ ! પુણ્યના નાશ માટે સુખ આવે છે અને પાપના નાશ માટે દુ ખ આવે છે, માટે સમજુ પુરુષોએ તો સુખનો નાશ થતા (અને દુ ખ આવતા) ખરેખર હર્ષ કરવો, અથવા મત્રણા કરી હમણા તુ વિધિ પ્રમાણે યત્ન કર, યત્ન કર્યા પછી જે થવાનુ હશે તે થશ ૧–૫૦

**अथवा मन्त्रयित्वाऽद्य कुरु यत्नं यथाविधि।**
**कृते यत्ने महाराज भवितव्यं भविष्यति ॥५०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પચમ સ્કધ વિષે અધ્યાય ૮ થો સમાપ્ત

# અધ્યાય ૫મો*

## દૈત્યોના સેનાપતિઓ હાર્યા

વ્યાસ ઉવાચ

**इति श्रुत्वा सहस्राक्ष. पुनराह वृहस्पतिम्।**
**युद्धोद्योग करिष्यामि हयारेर्नाशनाय वै ॥१॥**

વ્યાસે કહ્યુ એ સાભળી ઇદ્રે ફરી બૃહસ્પતિને કહ્યુ 'મહિષાસુરનો નાશ કરવા હુ યુદ્ધનો જ ઉદ્યમ કરીશ ઉદ્યમ વિના રાજ્ય નથી, સુખ નથી કે યશ પણ નથી, નિરુદ્યમી પુરુષને કાયર વખાણે છે, ઉદ્યમીઓ વખાણતા નથી જ્ઞાન એ સન્યાસીઓનુ ભૂષણ છે અને સતોષ એ બ્રાહ્મણોનુ ભૂષણ છે, પણ સમૃદ્ધિને ઈચ્છનારાઓનુ તો ઉદ્યમ તથા શત્રુઓને મારવા, એ જ ભૂષણ છે હે મુનિશ્રેષ્ઠ ! ઉદ્યમથી મે વૃત્રાસુરને નમુચિને તથા બલદૈત્યને જેમ માર્યા છે તે જ પ્રમાણે આ મહિષાસુરને હુ (ઉદ્યમથી જ) મારીશ દેવોના ગુરુ તમે અને ઉત્તમ આયુધ વજ્ર એ મારુ બળ છે, તેમ જ અવિનાશી વિષ્ણુ તથા શકર મારા સહાયક છે હે સત્પુરુષ ! તમે કેવળ રાક્ષસોને મારનારા મત્ર જ (મારા કલ્યાણ માટે) ભણ્યા કરો હે માનદ ! હુ હમણા જ મહિષાસુર સામે સારી રીતે ઉદ્યમ અને પોતાના સૈન્યોની તૈયારી કરુ છુ દેવોના રાજાએ એમ કહેલા બૃહસ્પતિએ યુદ્ધમા ખૂબ પ્રીતિવાળા ઇદ્રને તે વેળા ધીમા હસવા પૂર્વક આ વચન કહ્યુ

બૃહસ્પતિ બોલ્યા આ લોકમા યુદ્ધ કરનારનો જય કે પરાજય ખૂબ સદેહભરલો હોય છે, માટે હુ તમને (યુદ્ધ માટેની) પ્રેરણા કરતો નથી, અને

* આ અધ્યાયમાં દેવ–દૈત્યોના મહાયુદ્ધમા દેવોએ દૈત્યોની સેનાને હરાવી, એ વાત સત્તાવન શ્લોકોથી કહેવાશે.

(યુદ્ધથી) અટકાવતો પણ નથી હે ઇદ્ર! ભાવિભાવમા તમારો કઈ દોષ નથી, સુખ કે દુ ખ દૈવે જે નિર્માણ કર્યું હશે તે થશે ભાવિ સુખ તથા દુ ખ મે જાણ્યુ નથી (અર્થાત્ તેનુ મને જ્ઞાન નથી) હે ઇદ્ર! પૂર્વે મારી સ્ત્રીના હરણ વખતે મે જે દુ ખ અનુભવ્યુ છે, તે તમે જાણો જ છો (જો મને ભાવિ દુ ખનુ જ્ઞાન હોત તો એ વેળા મે પ્રથમ જ તેનો ઉપાય કર્યો હોત) હે શત્રુઓનો નાશ કરનાર! મારો મિત્ર છતા ચદ્રમાએ મારી સ્ત્રીને હરી હતી, તે વેળા પોતાના આશ્રમમા રહેલા મે સર્વ સુખોનો નાશ કરનારુ દુ ખ અનુભવ્યુ હતુ (જો મને ભાવિનુ જ્ઞાન હોત તો એ દુ ખ મને પ્રાપ્ત જ ન થાત) હે દેવોના અધિપતિ! સર્વ લોકોમા હુ બુદ્ધિમાન તરીકે જાણીતો છુ છતા જ્યારે મારી સ્ત્રીને બળાત્કારે હરી હતી, ત્યારે મારી બુદ્ધિ ક્યા ગઈ હતી? માટે બુદ્ધિમાન પુરુષોએ હમેશા ઉપાય તો કરવો જ જોઈએ હે ઇદ્ર! કાર્ય સિદ્ધિ તો સર્વ દૈવાધીન જ છે

વ્યાસ બોલ્યા બૃહસ્પતિનુ તે સત્ય ને સાર્થક વચન સાભળી, ઇદ્ર બ્રહ્માને શરણે જઈ નમસ્કાર કરી આ વચન બોલ્યો 'હે પિતામહ! હે દેવોના અધ્યક્ષ! મારુ સ્વર્ગ લેવા ઈચ્છતો મહિષ નામનો દૈત્ય સૈન્યની મોટી તૈયારી કરે છે બીજા બધા દાનવો પણ યુદ્ધ કરવા ઈચ્છતા તેના સૈન્યમા મળ્યા છે તેઓ બધા મહાપરાક્રમી અને યુદ્ધ કરવામા કુશળ છે તેથી હુ ખૂબ ભય પામ્યો છુ, અને તમારો પાસે આવ્યો છુ, તો હે મહાબુદ્ધિમાન! તમે બધુ જાણતા હોઈ સહાય કરવાને યોગ્ય છો

બ્રહ્મા બોલ્યા આપણે બધા આજે જલદી કૈલાસમા જઈએ અને બળવાનોમા શ્રેષ્ઠ શકરને તથા વિષ્ણુને આગળ કર્યા પછી સર્વ દેવગણોની સાથે મળી, મત્રણા ચલાવી, દેશ—કાળ વિચારી યુદ્ધ કરવુ જે પુરુષ (શત્રુના તથા પોતાના) બળા બળને ન જાણીને વિવેક છોડીને સાહસ કરે છે, તે પડે છે

વ્યાસ બોલ્યા તે સાભળી ઇદ્ર બ્રહ્માને આગળ કરી લોકપાલો સાથે કૈલાસ તરફ ગયો ત્યા પહોચી તેણે વેદના મત્રોથી શકરની સ્તુતિ કરી અને પ્રસન્ન થયેલા તે મહેશ્વરને આગળ કરી વિષ્ણુના નગર તરફ તે ગયો (ત્યા જઈને) દેવોના પણ દેવેશ તે વિષ્ણુની સ્તુતિ કરી પોતાનુ કાર્ય તેમને કહ્યુ અને વરદાનના મદથી છકેલા મહિષાસુર તરફથી જે ઉગ્ર ભય થયો હતો તે પણ જણાવ્યો, એટલે તેનો તે ભય સાભળી વિષ્ણુએ દેવોને કહ્યુ 'આપણે યુદ્ધ કરીશુ અને તે દુર્જય રાક્ષસને મારીશુ એવો નિશ્ચય કરી બ્રહ્મા, વિષ્ણુ, ઇદ્ર તથા શકર વગેરે દેવો પોતપોતાના વાહનો પર, બેસી (યુદ્ધ માટે) નીકળ્યા બ્રહ્મા હસ પર, વિષ્ણુ ગરુડ પર, શકર પોઠિયા પર, ઇદ્ર ઐરાવત પર, કાર્તિકસ્વામી મોર પર અને યમ પાડા પર બેઠા એમ સૈન્યો એકઠા કરી જેટલામા દેવો નીકળ્યા, તેટલામા મહિષાસુરથી રક્ષાયેલુ ગર્વિષ્ઠ દૈત્યસૈન્ય ત્યા આવી પહોચ્યુ, એટલે દેવો ને દાનવોના સૈન્યોનુ ભયકર યુદ્ધ ચાલ્યુ બાણો, તલવારો, ભાલા, મુસળો, ફરશીઓ, ગદાઓ, પટ્ટિશો, ત્રિશૂલો, ચક્રો, શક્તિઓ, તોમરો, મુદ્ગરો, ભિદિપાલો, હળો અને બીજા જાતજાતના અતિ ભયકર હથિયારો તેઓ સામસામા મારવા લાગ્યા મહિષાસુરનો સેનાપતિ ચિક્ષુર જે હાથી પર બેઠેલો અને મહાબળવાન હતો, તેણે પાચ બાણો ઇદ્રને માર્યા, એટલે ચાલાક ઇદ્રે પણ જલદી તે બાણોથી કાપી નાખી અર્ધચદ્રાકાર બાણથી ચિક્ષુરનુ હૃદય વીંધી નાખ્યુ ત્યારે એ બાણથી ઘવાયેલો તે સેનાપતિ તો હાથી ઉપર જ મૂર્છા પામ્યો, એટલે તે ઇદ્રે હાથીની સૂઢ ઉપર વજ્રનો ઘા કર્યો, ત્યારે તે વજ્રથી ઘવાયેલો એ હાથી ભાગીને સૈન્યમા જતો રહ્યો તેને જોઈ દૈત્યરાજ મહિષાસુરે બિડાલને કહ્યુ 'હે વીર! તુ જા, હે મહાબાહુ! ગર્વથી છકેલા ઇદ્રને તુ મારી નાખ, તેમ જ વરુણ વગેરે બીજા દેવોને પણ મારી તુ મારી પાસે આવતો રહેજે' તેનુ એ વચન સાભળી બિડાલ નામનો મહાબળવાન અસુર મદોન્મત્ત હાથી પર બેસી ઇદ્ર સામે ગયો, તેને આવેલો જોઈ ઇદ્ર ક્રોધાયમાન થયો તેણે સર્પ જેવી કાંતિવાળા તીક્ષ્ણ બાણો તેને માર્યા પણ તેણે તરત જ પોતાના ધનુષમાથી છોડેલા બાણોથી તે બાણોને કાપી નાખી એકદમ પચાસ બાણો ઇદ્રને માર્યા

એટલે ઇદ્રે પણ કોપયુક્ત થઈ તે બાણોને કાપી નાખી સર્પ સમાન કાંતિવાળા તીક્ષ્ણ બાણો તેને માર્યાં, વળી તે ઇદ્ર ધનુષમાંથી છૂટેલા પોતાના બાણો થી તરત જ તે બાણોને કાપી નાખી ગદાથી તેના હાથીની સૂંઢ પર પ્રહાર કર્યો પોતાની સૂંઢમા ઘવાયેલો તે હાથી વારવાર ચીસો પાડવા લાગ્યો અને એકદમ પાછો ફરી ભયભીત દૈત્યોના સૈન્યને જ કચડવા લાગ્યો દાનવ બિડાલ પણ હાથીને રણમાથી પાછો ફરેલો જોઈ તરત જ સુદર રથમા બેસી દેવો સામે યુદ્ધ કરવા ગયો ત્યારે ઇદ્રે પણ રથમા બેસી પાછળ આવેલા તેને જોઈ સર્પ સમાન કાંતિવાળા તીક્ષ્ણ બાણોથી તેને મારવા માડયો એટલે મહા બળવાન તે બિડાલ પણ ક્રોધાયમાન થઈ બાણોની ઉગ્ર વૃષ્ટિ કરવા લાગ્યો, એમ ત્યા જય ઇચ્છતા ે બંનેનુ ભયકર યુદ્ધ થયુ, પછી તે ઇદ્ર બિડાલને બળવાન જોઈ કોપથી વ્યાપ્ત ઇદ્રિયોવાળો થયો અને જયતને આગળ કરી તેની સાથે જોડાઈને લડવા લાગ્યો જયતે ઘણા જ બળથી ખેંચેલા પાચ તીક્ષ્ણ બાણોથી મદગર્વિત એ અસુરને છાતીમા માર્યો તેથી એ બાણોથી ઘાયલ થયેલો તે બિડાલ રથ ઉપર પડી ગયો, એટલે તેનો સારથિ રથને યુદ્ધના મોખરેથી હાકી નીકળી ગયો એ રીતે મૂર્છિત થયેલો તે બિડાલ નામનો દૈત્ય ત્યાથી નીકળી ગયો, તે પછી (દેવોના સૈન્યમા) મોટો જય શબ્દ તથા દુદુભિઓનો ગડગડાટ થઈ રહ્યો ખૂબ હર્ષ પામેલા બધા દેવો ઇદ્રની સ્તુતિ કરવા લાગ્યા, મોટા ગધર્વો ગાવા લાગ્યા અને અપ્સરાઓના ટોળા નાચવા લાગ્યા દેવોએ કરેલો એ જય શબ્દ સાભળી મહિષાસુર ગુસ્સે થઈ ગયો, તેણે તે જ વખતે શત્રુઓનો ગર્વ ઉતારનાર તામ્રદૈત્યને (યુદ્ધ માટે) મોકલ્યો તામ્ર પણ અનેક યોદ્ધાઓ સાથે યુદ્ધના મોખરે આવી જેમ સમુદ્રમા મેઘ વૃષ્ટિ કરે, તેમ ઝડપથી બાણવૃષ્ટિ કરવા લાગ્યો તે સમયે વરુણદેવ પાશ ઉગામી ઉતાવળા (ત્યા) જઈ પહોચ્યા ને યમદેવ પાડા ઉપર બેસી દડ લઈ (યુદ્ધ માટે) ગયા ત્યા બાણો, તલવારો, મુશળો, શક્તિઓ તથા કરનીઓથી દેવો તથા દાનવોનુ પરસ્પર ઘોર યુદ્ધ થયુ તે વેળા યમદેવે હાથથી ઉગામેલા દડ વડે તામ્રને માર્યો, પણ મહાબાહુ તામ્ર યુદ્ધના મોખરેથી ખસ્યો નહિ તેણે એકદમ વેગથી ધનુષ ખેચી તીવ્ર બાણો છોડી યુદ્ધના મોખરે ઇદ્ર વગેરેને મારવા માડયા, એટલે તે દેવો પણ ક્રોધ કરી શિલા પર સજેલા તીક્ષ્ણ દિવ્ય બાણોથી દાનવોને મારવા લાગ્યા ને 'ઊભો રહેજે, ઊભો રહેજે,' એમ ઊંચા સ્વરે કહેવા લાગ્યા તે દેવોએ તામ્રદૈત્યને એવો માર્યો કે જેથી રણના મોખરે તે મૂર્છા પામ્યો, ત્યારે ભયાતુર થયેલા દૈત્યના સૈન્યમા મોટો હાહાકાર થઈ રહ્યો ૧–૫૭

**निहतस्तैः सुरैर्दैत्यो मूर्छामाप रणांगणे।**
**हाहाकारो महानासीद्दैत्यसैन्ये भयातुरे ॥५७॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

## અધ્યાય ૬ ઠ્ઠો

### દેવો સામે મહિષાસુરનું* ઘોર યુદ્ધ

વ્યાસ ઉવાચ

**ताम्रेऽथ मूर्छिते दैत्ये महिषः क्रोधसंयुतः।**
**समुद्यम्य गदां गुर्वी देवानुपजगाम ह ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તામ્રદૈત્ય મૂર્છા પામ્યો તે પછી ગુસ્સે થયેલો મહિષાસુર ભારે ગદા ઉગામી દેવો સામે ગયો (અને બોલ્યો) 'હે દેવો! તમે બધા આજે ઊભા રહો હુ તમને ગદાથી મારી જ નાખીશ, બલિદાનો ખાનારા તમે બધા હમેશા બિલકુલ બળ વિનાના છો' એમ કહી ગર્વથી છકેલા મોટી ભુજાવાળા તે મહિષાસુરે હાથી પર બેઠેલા ઇદ્ર પાસે પહોચી ગદાથી તરત જ તેના ખભા પર પ્રહાર કર્યો, એટલે તે ઇદ્રે પણ ઘોર વજ્રથી તરત જ તે ગદાને કાપી નાખી અને પ્રહાર કરવાની ઇચ્છાથી ઉતાવળો તે મહિષાસુર સામે ગયો મહિષાસુર પણ અતિશય કાંતિવાળી તલવાર લઈ કોપથી મહાપરાક્રમી ઇદ્રની સામે પ્રહાર કરવા ધારતો તેની પાસે જઈ પહોચ્યો પછી તે બન્નેનુ, જાતજાતના આયુધોથી સર્વ લોકોને ભય ઉપજાવતુ અને મુનિઓને વિસ્મય

* આ અધ્યાયમા સાઠ પચાવન શ્લોકોથી દેવો તથા દાનવોના સૈન્યનુ યુદ્ધ થયું તે કહેવાશે.

પમાડતુ યુદ્ધ ત્યા થયુ તે વેળા દૈત્ય મહિષાસુરે મુનિઓને મોહ ઉપજાવતી અને સર્વ લોકોનો નાશ કરનારી શાબરી માયા ઉત્પન્ન કરી એટલે તે સ્થળ તેના જેવા જ રૂપવાળા અને તેના જેવા જ પરાક્રમ વાળા કરોડો મહિષાસુરો દેવોની સેનાને મારતા હથિયારો સાથે ત્યા દેખાયા મહિષાસુરે રચેલી અને મોહ કરનારી તે માયાને ત્યા જોઈ ઇદ્ર વિસ્મય પામ્યો અને અત્યત ભયથી વ્યાકુળ થયો, તેમ જ વરુણ પણ ઘણો ત્રાસ પામ્યો અને કુબેર, યમ, અગ્નિ, સૂર્ય તથા ચદ્ર પણ ભયાતુર થયા મોહ પામેલા બધા દેવો નાસી જવા તૈયાર થયા અને સાવધાન થઈ બ્રહ્મા, વિષ્ણુ તથા શકરનુ સ્મરણ કરવા લાગ્યા દેવોમા ઉત્તમ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર પણ માન સ્મરણ કરતા જ હસ, ગરુડ તથા પોઠિયા પર બેસી રક્ષણ કરવાની ઈચ્છાથી ઉત્તમ આયુધો ધારણ કરતા ત્યા આવ્યા પછી વિષ્ણુએ મોહ ઉપજાવતી તે માયાને જોઈ તેજસ્વી સુદર્શનચક્ર છોડયુ એટલે તેના તેજથી જ તે માયા નાશ પામી (જગતની) સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનાર તે દેવોને ત્યા જોઈ યુદ્ધ કરવા ઈચ્છતો મહિષાસુર લોખડી મગદળ લઈ ધસી ગયો એમ મહાવીર મહિષાસુર સેનાપતિ ચિક્ષુર, ઉગ્રાસ્ય અને ઉગ્રવીર્ય પણ યુદ્ધ ઈચ્છતા દોડયા, તેમ જ અસિલોમા, ત્રિનેત્ર બાષ્કલ, અધક અને બીજા પણ ઘણા દૈત્યો યુદ્ધ કરવાની ઈચ્છાથી નીકળી પડયા કવચો તથા ધનુષ્યો ધારણ કરતા, રથો પર બેઠેલા અને ગર્વથી છકેલા તેઓએ વરસ્યો જેમ વાદળાને ઘેરી લે, તેમ સર્વ દેવોને ઘેરી લીધા પછી મદગર્વિત તે દાનવો તથા દેવો પણ એકબીજાને મારવા ઈચ્છતા બાણો વરસાવવા લાગ્યા અધકે વિષ્ણુ પાસે જઈ શિલા પર તીક્ષ્ણ કરેલા, ઝેર ચોપડેલા, કાન સુધી ખેચેલા અને મહાબળવાન પાચ બાણો ફેંક્યા તે સમયે શત્રુઓનો નાશ કરનાર વિષ્ણુએ પણ પોતાની પાસે નહિ પહોચેલા જ તે બાણોને બાણોથી કાપી નાખ્યા અને ફરી પાચ બાણો છોડયા એમ વિષ્ણુ તથા અધક દૈત્યોનુ બાણો, તલવાર, ચક્ર, મુસળ, ગદા તથા ફરસીથી પરસ્પર યુદ્ધ થવા લાગ્યુ વિષ્ણુ તથા અધકનુ એ રુવાટા ખડા કરે તેવુ ઉગ્ર યુદ્ધ પચાસ દિવસ સુધી સામસામે થયુ હતુ તે જ પ્રમાણે ઇદ્ર તથા બાષ્કલનુ, મહિષાસુર તથા રુદ્રનુ, યમ અને ત્રિનેત્રનુ, કુબેર તથા મહાહનુનુ અને અસિલોમા તથા વરુણનુ અતિ ભયાનક યુદ્ધ થયુ હતુ દૈત્ય અધકે વિષ્ણુના વાહન ગરુડને ગદાથી માર્યો, એટલે ગદાના મારથી વિહ્વળ અગવાળો ગરુડ નિસાસા નાખતો ઊભો રહ્યો, ત્યારે દેવેશ્વર વિષ્ણુએ તે બળવાન ગરુડને જમણા હાથથી તરત શાત પાડતા સ્થિર કર્યો અને શાર્ઙ્ગધનુષ ખેચીને અધકાસુરને મારી નાખવા ઈચ્છતા એ વિષ્ણુએ કોપથી તેના પર ઘણા બાણો છોડયા, પણ દાનવ અધકે પોતાના તીક્ષ્ણ બાણોથી તે બાણોને કાપી નાખ્યા, અને શિલા પર સજેલા પચાસ બાણો કોપથી વિષ્ણુને માર્યા, એટલે વિષ્ણુએ પણ તરત જ તે ઉત્તમ બાણો ચુકાવી દઈ હજાર આરાવાળુ સુદર્શન ચક્ર વેગથી છોડયુ હે મહારાજા! વિષ્ણુએ ફેંકેલા તે સુદર્શનને અધકે પોતાના ચક્ર વડે દૂરથી જ અટકાવી દીધુ અને દેવોને મોહ પમાડતો હોય તેમ તેણે ગર્જના કરી તે વખતે વિષ્ણુદેવના ચક્રને વ્યર્થ થયેલુ જોઈ સર્વ દેવો શોક પામ્યા અને દાનવો રાજી થયા વિષ્ણુએ પણ દેવોને શોકથી ઘેરાયેલા જોઈ કૌમોદકી ગદા ઉઠાવી તે દાનવ સામે પોતે ધસી ગયા અને ઘણા જ વેગથી એ માયાવી દૈત્યના મસ્તક પર તે ગદા મારી એટલે તે ગદાથી મરાયેલો તે દૈત્ય અત્યત મૂર્છિત થઈ પૃથ્વી પર પડયો, તેને એમ પડેલો જોઈ અત્યત ક્રોધી સ્વભાવવાળો મહિષાસુર મોટી ગર્જનાઓથી વિષ્ણુને ત્રાસ પમાડતો હોય તેમ ધસી ગયો ત્યારે વિષ્ણુએ પણ તેને ક્રોધ યુક્ત આવતો જોઈ, દેવોને આનદ પમાડતા ધનુષની દોરીનો ઉગ્ર ટકાર કર્યો અને તરત જ તે ભગવાને મહિષાસુર પર બાણોની વૃષ્ટિ કરી હે રાજન્! મહિષાસુરે પણ આમનામા ધસી આવતા બાણોને બાણોના સમૂહોથી કાપી નાખ્યા, એટલે તે બન્નેનુ પરસ્પર ભય ઉપજાવતુ યુદ્ધ થવા લાગ્યુ વિષ્ણુએ ગદાથી (મહિષાસુરને) મસ્તક પર માર્યો, ત્યારે તે અત્યત મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયો એ જોતા તેના સૈન્યમા ઘણો જ ઉગ્ર મોટો હાહાકાર થઈ રહ્યો,

પણ બે ઘડી જેટલા સમયમા દૈત્ય મહિષાસુર એ પીડા છોડી ફરી ઊભો થયો તેણે ભૂગળ લઈ વિષ્ણુને મસ્તક પર માર્યું, એટલે તે ભૂગળથી મરાયેલા વિષ્ણુ પણ મૂર્ચ્છા પામ્યા, ત્યારે તરત જ ગરુડ એ મૂર્ચ્છા પામેલા વિષ્ણુને રણમાથી લઈ ગયા, એમ વિષ્ણુ પાછા ફર્યા ત્યારે ઇદ્ર વગેરે દેવો ભય પામ્યા અને દુ ખથી અત્યત પીડાઈને રણના મોખરે બૂમો પાડવા લાગ્યા તે સમયે દેવોને બૂમો પાડતા જોઈ શકરે ત્રિશૂલ લઈ વેગથી મહિષાસુર સામે ધસી જઈ ગુસ્સે થઈ તેને પ્રહાર કર્યો, એટલે દુષ્ટાત્મા મહિષાસુરે પણ ત્રિશૂલ ચુકાવીને શકરની છાતી પર શકિત ફેંકી અને ખુલ્લી ગર્જના કરી, પણ છાતીમા મરાયેલા છતા શકર તે વેળા પીડા ન પામ્યા, પરતુ લાલ નેત્રોવાળા થઈ તેમણે કોપથી તેને ત્રિશૂલ થી માર્યો, તેટલામા પ્રહારથી થયેલી મૂર્ચ્છા છોડીને વિષ્ણુ દુષ્ટાત્મા મહિષાસુર સામે શકરને લાગેલા જોઈ ત્યા જઈ પહોચ્યા તે વેળા યુદ્ધ કરવા ઈચ્છતા મહા-પરાક્રમી અને ચક્ર તથા ત્રિશૂલને ધારણ કરતા શ્રેષ્ઠ વિષ્ણુને તથા શકરને આવેલા જોઈ એ મહિષાસુર કોપી ઊઠયો અને તે જ ક્ષણે મોટી ભુજાઓવાળા તેણે પાડાનુ રૂપ ધર્યું પૂછડાને ઊંચે ઉછાળતો તરત જ યુદ્ધ માટે તે સામે ગયો શિગડા ધુણાવતો, મોટા શરીરવાળો અને દેવોને પણ ત્રાસ પમાડતો તે દારુણ દૈત્ય મેઘના જેવો ભયકર શબ્દ કરવા માડયો અને અતિશય મોટા પર્વતોના શિખરને બે શિગડાથી ફેંકવા માડયો, ત્યારે દેવોમા શ્રેષ્ઠ અને મહાપરાક્રમી વિષ્ણુ તથા શકરે એ દાનવના ઉપર દારુણ બાણ વૃષ્ટિ કરવા માડી પછી મહિષાસુરે તે બન્ને શિવ—વિષ્ણુને બાણવૃષ્ટિઓ કરતા જોઈ પર્વતના ઉગ્ર શિખરને પૂછડાથી વીંટી તેઓ સામે ફેંક્યુ, પણ તે શિખરને આવતુ જોઈ ભકતોના પતિ ભગવાન વિષ્ણુએ બાણોથી તેના સેકડો ટુકડા કરી નાખ્યા અને તરત જ તેને ચક્ર માર્યું, એટલે તે દૈત્યરાજ, વિષ્ણુના ચક્રથી ઘવાઈને યુદ્ધમા મૂર્ચ્છા પામ્યો, પરતુ એક ક્ષણવારમા મનુષ્ય શરીર ધરી હાથમા ગદા ધારી, મહાઘોર અને પર્વત જેવો તે દાનવ ઊભો થયો, તો દેવોને પણ ભય પમાડતા ઊંચેથી મેઘ જેવી ગર્જના કરી, તે સાભળી ભગવાન વિષ્ણુએ અતિશય કઠોર અવાજ કરવા ચળકતો પાચજન્ય શખ વગાડયો, ત્યારે એ શખના અવાજથી દાનવો ભયથી ત્રાસ પામ્યા અને દેવો તથા તપોધન ઋષિઓ રાજી થયા. ૧-૫૫

**पूरयामास तरसा शब्द कर्तुं खरस्वरम्।**
**तेन शब्देन शंखस्य भयत्रस्ताश्च दानवाः ॥५५॥**
**बभूवुर्मुदिता देवा ऋषयश्च तपोधना ।**

ઇતિ શ્રી દેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

## અધ્યાય ૭ મો*

### આખરે દેવો હાર્યા!

व्यास उवाच

**असुरान् महिषो दृष्ट्वा विषण्णमनसस्तदा।**
**त्यक्त्वा तन्माहिषं रूपं बभूव मृगराडसौ ॥१॥**

વ્યાસ બોલ્યા તે વેળા અસુરોને ખેદ પામેલા મનવાળા જોઈ મહિષાસુર તે પાડાનુ રૂપ છોડી સિંહ થઈ ગયો તેણે મહાઘોર ગર્જના કરી, કેશવાળી ફફડાવી અને નખના દેખાવથી ત્રાસ પમાડતા દેવોની સેનામા ઝપલાવ્યુ નખના પ્રહારોથી ગરુડને લોહીલુહાણ કરી મૂકી એ કેસરી—સિંહે વિષ્ણુને ભુજા પર નખ મારી ઉઝરડી નાખ્યા તે જોઈ વેગવાળા વિષ્ણુ પણ ચક્ર ઉગામી છેક જ મારી નાખવા ઈચ્છી ગુસ્સે થઈને તરત ત્યા જઈ પહોચ્યા તેમણે વેગથી એ મહિષા સુરને જેટલામા ચક્રથી માર્યો, એટલામા અતિ બળ વાન તેણે પાડા થઈ જઈ બન્ને શિંગડાથી વિષ્ણુને મારવા માડયા, ત્યારે શિંગડાથી છાતીમા મરાયેલા વિષ્ણુ પણ ગભરાઈ ગયા અને નાસી જવા તૈયાર થઈ વેગથી પોતાના લોકમા જતા રહ્યા એમ વિષ્ણુને ગયેલા જોઈ અત્યત ભય પામેલા શકર પણ તે મહિષા સુરને મારવો અશકય જાણી કૈલાસ પર્વત પર જતા રહ્યા એટલે બ્રહ્મા પણ ભયથી ઉતાવળા થઈ પોતાના ધામમા ચાલ્યા ગયા, એ વખતે મહાબળવાન ઇદ્ર

* આ અધ્યાયમા હારેલા દેવો કૈલાસ પર સુખદાતા શકર પાસે ગયા, એ કથા ઓગણત્રીસ શ્લોકોથી કહેવાઈ

વજ્ર લઈ યુદ્ધ માટે ઊભો રહ્યો, વરુણ શક્તિ લઈ ધૈર્ય ધરી ઊભો રહ્યો, અને યમ પણ દંડ લઈ સાવધાન થઈ યુદ્ધ માટે તત્પર રહ્યા પછી યક્ષપતિ કુબેર રણ માટે બખ્તર તૈયાર થયો અને અગ્નિએ પણ શક્તિ લઈ ત્યા યુદ્ધ કરવા મન કર્યું નક્ષત્રોનો અધિપતિ ચદ્ર તથા સૂર્ય બને એકઠા મળી ત્યા ઊભા રહ્યા અને દાનવશ્રેષ્ઠ તે મહિષાસુરને જોઈ યુદ્ધ માટે તેઓએ નિશ્ચય કર્યો એ સમયે ક્રોધ પામેલુ દૈત્યોનુ સૈન્ય ત્યા આવી પહોચ્યુ અને ક્રૂર સર્પ જેવા બાણોના સમૂહો છોડતો રાજા મહિષાસુર પાડાનુ રૂપ ધરી ઊભો રહ્યો, તે વખતે દેવો તથા દાનવોના યોદ્ધાઓનો મોટો ઘોંઘાટ થઈ રહ્યો દેવોની તથા દાનવોની સેના ઓના મહાઘોર એ યુદ્ધમા ધનુષની દોરીઓના અને હથેળીઓના અવાજો મેઘની ગર્જનાઓ જેવા થઈ રહ્યા હતા મહાબળવાન મહિષાસુરે મદગર્વિત થઈ બને શિગડાથી પર્વતોના શિખરો ફેંકવા માડયા અને દેવોના ટોળાને મારવા માડયા અતિ અદ્ભુત એ મહિષાસુર ક્રોધથી ઘેરાઈ જઈ ખરીઓના પ્રહારોથી તથા પૂછડાના ભમાવવાથી પણ દેવોને મારવા માડયા પછી ગધર્વો સહિત દેવો ઉદ્યમી હોવા છતા ભય પામ્યા અને મહિષાસુરને જોઈ ઇદ્ર નાસી ગયો એમ યુદ્ધ છોડી ઇદ્ર ગયો, ત્યારે યમ, કુબેર અને વરુણ—એ બધાયે ભયાતુર થઈ જતા રહ્યા પછી મહિષાસુર પોતાનો મહાન વિજય માની પોતાને ઘેર ગયો અને ઇદ્રે છોડેલા ઐરાવત હાથીને, સૂર્યના ઉચ્ચૈઃશ્રવા ઘોડાને તથા કામધેનુ ગાયને મેળવી પોતાના સૈન્યથી વીંટાઈને તરત જ સ્વર્ગમા જવા તેણે મન કર્યું એ મહિષાસુરે વેગથી દેવલોકમા જઈ ભયાતુર દેવોએ છોડેલુ દેવોનુ રાજ્ય લઈ લીધુ અને ઇદ્રના સુદર આસન પર તે બેઠો તેણે દાનવોને દેવોના સ્થાન પર સ્થાપી દીધા એમ મદગર્વિત દાનવ મહિષાસુર પૂરા સો વર્ષ સુધી મહાભયકર યુદ્ધ કરી પોતાની ઈચ્છા પ્રમાણે ઇદ્રનુ પદ મેળવ્યુ હતુ તેણે અત્યત પીડેલા દેવો સ્વર્ગમાથી નીકળી ગયા અને એમના એમ ઘણા વર્ષો સુધી પહાડોની ગુફાઓમા ભટક્યા કર્યા હે રાજા ! તે બધા દેવો જ્યારે થાક્યા, ત્યારે ભયભીત થઈ પ્રજાઓના પતિ, જગતના નાથ, ત્રણગુણી સ્વરૂપ વાળા, ચાર મુખોવાળા, કમળના આસનવાળા, વેદોનુ ઉત્પત્તિસ્થાન, દેવોના દેવ, જગતના ગુરુ અને વેદ—વેદાગના પારગત તથા પોતાથી જન્મેલા મરીચિ વગેરે શાત મુનિઓથી, કિન્નરોથી, સિદ્ધોથી, ગધર્વોથી, ચારણોથી, નાગોથી અને સર્પોથી સેવાતા બ્રહ્માને શરણે ગયા અને તમની સ્તુતિ કરવા લાગ્યા

દેવો બોલ્યા હે બ્રહ્મા ! હે સર્વના દુ ખનો નાશ કરનાર ! જેમનો જન્મ કમળમા છે એવા તમે અસુરોના અધિપતિએ અત્યત પીડેલા, રણમા હારેલા, સ્થાનભ્રષ્ટ થયેલા અને પર્વતની ગુફામા રહેતા દેવોને જોઈને જે દયા નથી કરતા એ શુ ? લોભરહિત પિતા સેંકડો અપરાધોથી યુક્ત છતા પુત્રોને ત્યજી તેઓને શુ અત્યત દુ ખી કરે છે ? ( નથી જ કરતો ) છતા તમારા ચરણકમળમા ભક્તિવાળા અને દૈત્યોએ પીડેલા દુ ખી દેવોની આજે તમે જે બેદરકારી કરો છો એ શુ ? એ મહિષાસુરે દેવલોકોના રાજ્યને ખૂબ ભોગવ્યુ છે, યજ્ઞોના યોગ્ય બલિદાનો પણ બ્રાહ્મણો પાસેથી એ દુષ્ટાત્મા લે છે, કલ્પવૃક્ષનાં પુષ્પો ધારણ કરે છે અને સમુદ્રના એ ખજાનારૂપ કામધેનુ ગાયને પણ ઉપયોગમા લે છે હે દેવોના ઈશ્વર ! દેવોનુ કાર્ય અમે શુ કહીએ ? તમે જ્ઞાનથી દૈત્યોના સર્વ અદ્ભુત વર્તન જાણો છો, કેમ કે હે પ્રભો ! તમે બધાના કાર્યો જાણો છો અમે તમારા ચરણમા નમીએ છીએ હે દેવેશ્વર ! પાપી મનવાળો અને દુષ્ટ વર્તનવાળો એ મહિષાસુર હરકોઈ સ્થળે ગયેલા દેવોને અનેક જાતના વર્તનથી જ પીડા કર્યા કરે છે, તો હે પ્રભો ! તમે રક્ષણ કરનારા હોઈ અમારુ કલ્યાણ કરો તમે અમારુ કલ્યાણ ન કરો, તો પ્રજાઓના ઈશ્વર, દેવોના પ્રિય, સર્વનુ ધારણપોષણ કરનાર, આદ્ય અને મગળરૂપ ( તમને ) બ્રહ્માને છોડી અમે ક્યા અનત તેજવાળા શાતિકર્તાને શરણે જઈએ ?

વ્યાસે કહ્યુ એમ સ્તુતિ કરી હાથ જોડતા અને અતિશય ખેદ પામેલા મુખવાળા બધા દેવો પ્રજાપતિ—બ્રહ્માને પ્રણામ કરી રહ્યા, ત્યારે તેઓને એમ પીડા પામેલા જોઈ લોકના દાદા બ્રહ્મા સુદર વાણીથી સુખ ઉપજાવતા હોય તેમ તેઓને

કહેવા લાગ્યા

બ્રહ્મા બોલ્યા 'હે દેવો! હું શું કરું? દાનવ મહિષાસુર વરદાનથી ગર્વિષ્ઠ બન્યો છે, કેમ કે તે કોઈ સ્ત્રીથી જ મારી શકાય તેવો છે, પુરુષથી મારી શકાશે નહિ, તે માટે શું કરવું? હે દેવો! આપણે બધા આજે પર્વતોમા ઉત્તમ કૈલાસ પર જઈએ અને ત્યાથી સર્વ કાર્યમા કુશળ શકરને આગળ કરી જ્યા વિષ્ણુદેવ વસે છે, ત્યા વૈકુઠલોકમા જઈશુ અને બધા એકઠા મળી દેવોનુ કાર્ય ખાસ વિચારીશુ' એમ કહી હસ ઉપર બેસી બ્રહ્મા કાર્યના સમૂહ માટે દેવોને પાછળ લઈ કૈલાસ તરફ ગયા, તેટલામા શકર પણ ધ્યાનથી બ્રહ્મદેવને દેવોની સાથે આવતા જાણી તરત જ પોતાના સ્થાનમાથી બહાર નીકળ્યા તે બન્નેએ એકબીજાને જોઈ પરસ્પર વદન કર્યું અને સર્વ દેવોથી પ્રણામ કરાયેલા તે બન્ને સતુષ્ટ થયા પાર્વતીપતિ શકરે દેવોને જુદા જુદા આસનો આપ્યા ને પછી તે આસન પર દેવો બેઠા ત્યારે પોતે પોતાના આસન પર બેઠા બળદનુ ચિહ્ન ધ્વજમા રાખતા પ્રભુ શકરે બ્રહ્માને કુશળ પ્રશ્ન પૂછી દેવોને કૈલાસમા આવવાનુ કારણ પૂછ્યુ કે, 'હે મહાભાગ્યશાળી બ્રહ્મા! ઈન્દ્ર સહિત દેવો સાથે તમે કેમ આવ્યા છો, તેનુ કારણ કહો'

બ્રહ્માએ કહ્યુ 'હે દેવોના ઈશ્વર! મહિષાસુરે પીડેલા ઈન્દ્ર સહિત દેવો ભયભીત થઈ પહાડોરૂપ ગુફાઓમા ભટક્યા કરે છે મહિષાસુર અને બીજા દેવશત્રુ–રાક્ષસો યજ્ઞના ભોક્તા થયા છે, તેથી પીડાતા લોકપાળો આજે તમારે શરણે આવ્યા છે હે શભો! આ કાર્ય ભારે હોવાથી સર્વ દેવોને મે તમારા સ્થાને આણ્યા છે, તો હે દેવેશ્વર! હવે જેમ યોગ્ય લાગે તેમ દેવોનુ કાર્ય તમે કરો હે પ્રાણીઓનુ રક્ષણ કરનાર! સર્વ દેવોનો કાર્યભાર તમારા પર છે

વ્યાસે કહ્યુ તેમનુ એ વચન સાભળી ખૂબ હસતા શકરે બ્રહ્માને સુદર વાણીથી આ વચન કહ્યુ

શિવ બોલ્યા હે સમર્થ બ્રહ્મા! તમે જ પહેલા વરદાન આપવાથી દેવોને દુ:ખદાયી આ કાર્ય કર્યું છે, તો હવે શુ કરવુ? એ મહિષાસુર આ રીતે બળવાન, શૂરો અને સર્વ દેવોને ભય આપનાર થયો છે, જેથી મદગર્વિષ્ઠ તેને મારવા કઈ ઉત્તમ સ્ત્રી સમર્થ થાય? મારી કે તમારી સ્ત્રી યુદ્ધમા જવાને યોગ્ય નથી, અને (કદાચ જાય તોયે) એ બન્ને મહાભાગ્યશાળી સ્ત્રીઓ ત્યા જઈને યુદ્ધ કેવી રીતે કરી શકે? હે મહાભાગ! ઈન્દ્રાણી તો યુદ્ધકુશળ છે જ નહિ, તો પછી બીજી કઈ સ્ત્રી તે મદગર્વિત પાપીને મારવા સમર્થ છે? માટે મારો તો આ મત છે કે, આપણે આજે જ વિષ્ણુદેવ પાસે જઈ તેમની સ્તુતિ કરી ખૂબ ઉતાવળથી દેવોનુ કાર્ય કરવા તેમને પ્રેરણા કરીએ તે વિષ્ણુ સર્વ કાર્યો સિદ્ધ કરવા અત્યત બુદ્ધિશાળી પુરુષોમા શ્રેષ્ઠ છે માટે વિષ્ણુને મળી આપણે કાર્યનો વિચાર કરવો જોઈએ તે વિષ્ણુ પ્રપચથી અને બુદ્ધિથી કાર્યસિદ્ધિ કરશે

વ્યાસે કહ્યુ શકરનુ એ વચન સાભળી બ્રહ્મા વગેરે બધા દેવો 'બહુ સારુ' એમ કહી ઉતાવળા શિવ સાથે ઊઠયા અને બધાય પોતાના વાહનો પર બેસી વિષ્ણુના (વૈકુઠ) નગર તરફ ચાલ્યા તે વેળા કાર્યસિદ્ધિને સૂચવતા શુભ શકુનો જોઈ તેઓ ખુશી થયા શુભ, શાત, સુગધી અને શુભસૂચક પવનો વાવા લાગ્યા અને ત્યા રસ્તામા સર્વ તરફ પક્ષીઓ મગલ શબ્દો બોલવા લાગ્યા આકાશ નિર્મળ થયુ અને દિશાઓ સ્વચ્છ થઈ, એમ દેવોના તે જવાના સમયે સર્વ શુભ જેવુ જ થયુ હતુ ૧–૫૯

**निर्मलं चाभवद् व्योम दिशश्च विमलास्तथा।**
**गमने तत्र देवानां सर्वं शुभमिवाभवत् ॥ ५९ ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

## અધ્યાય ૮ મો*

### જગદબા પ્રગટયાં

व्यास उवाच

**तरसा तेऽथ सम्प्राप्य वैकुण्ठं विष्णुवल्लभम्।**
**ददृशुः सर्वशोभाढ्यं दिव्यवृक्षविराजितम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા પછી એ દેવોએ તરત જ વૈકુઠમા પહોચી જઈ વિષ્ણુપ્રિય તે વૈકુઠને સર્વ

* આ અધ્યાયમાં રામસેતુરૂપી લાકડાને બાળી નાખવા જાતાનારૂપી જ્વલંત તેજ પ્રકટ થયુ, એ વાત ઊભર શ્લોકોથી કહેવાશે.

પ્રકારની શોભાથી યુક્ત દિવ્ય ઘરોથી શોભીતુ, સરોવર, વાવો ને નદીઓથી યુક્ત, સુખ આપનાર, મંગલરૂપ અને શબ્દ કરતા હંસો, સારસ તથા ચક્રવાક પક્ષીઓથી સુશોભિત જોયુ વળી તે ચંપા, આસોપાલવ, લાલ કમળો અને કલ્પવૃક્ષોથી વ્યાપ્ત મોગરા, તિલકવૃક્ષ, આમ્રાતકવૃક્ષ અને ડમરાના ઝાડોથી યુક્ત હોઈ કોયલોના શબ્દોથી ગાજી રહેલુ, નૃત્યગર્જિત મયૂરો સહિત અને ભમરાઓના ગુંજારવોથી સુંદર દિવ્ય બાગબગીચાઓથી યુક્ત હતુ, તેમ જ ભક્તિતત્પર સુનંદ—નંદ વગેરે પાર્ષદો અને બીજો જન્મ લેવાની વૃત્તિ વિનાના હોઈ સ્તુતિ કરતા ભક્તોથી તે વ્યાપ્ત હતુ ત્યા રત્નજડિત હોઈ ચિત્રોથી શોભતા સોનાના મહેલો આકાશ સુધી પહોચી જઈ શોભતા હતા અને સુંદર મંદિરો પણ પુષ્કળ હતા દેવો તથા ગંધર્વો ત્યા ગાતા હતા, અપ્સરાઓના ટોળા નાચતા હતા અને જેમનો કંઠ કાયમ પ્રિય લાગે એવા મનોહર કિન્નર દેવોથી તે આનંદ ઉપજાવતુ હતુ વળી તે વિષ્ણુધામ વેદપાઠ કરવામા જ આદરવાળા અને વેદોના સૂક્તોથી સ્તુતિ કરતા શાંત મુનિઓ વડે શોભી રહ્યુ હતુ ત્યા વિષ્ણુને રહેવાના મંદિરમા જઈ તે દેવો શુભ આકૃતિવાળા જય—વિજય નામના બે દ્વારપાળોને સોનાની છડી ધરી ઊભેલા જોઈ બોલ્યા કે, 'તમારા બેમાથી એક જણ અંદર જણાવો કે, વિષ્ણુનુ દર્શન ઈચ્છતા બ્રહ્મા—રુદ્ર આદિ દેવો આવીને દરવાજામા ઊભા છે તે વચન સાભળી વિજયે જલદી વિષ્ણુની પાસે જઈ પ્રણામ કરી, આમ સર્વ દેવોને આવેલા જણાવ્યા

વિજય કહ્યુ હે દેવોના દેવ! હે મહારાજ! હે લક્ષ્મીપતિ! હે દેવોના શત્રુઓને મારનારા! હે પ્રભો! બધા દેવો આવીને દરવાજામા ઊભા છે બ્રહ્મા, રુદ્ર, ઈન્દ્ર, વરુણ, અગ્નિ યમ વગેરે દેવો આપનુ દર્શન ઈચ્છતા વેદવાક્યોથી સ્તુતિ કરે છે

વ્યાસે કહ્યુ વિજયનુ તે વચન સાભળી લક્ષ્મીપતિ વિષ્ણુ ખૂબ આનંદ પામી તરત જ ઘરમાથી બહાર નીકળી દેવોની સામે ગયા અને પાસે જઈ તે વિષ્ણુએ દરવાજામા ઊભેલા દેવોને થાકથી દૂબળા તથા દુખી જોઈ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી ખુશી કર્યા ત્યારે સર્વે દેવોએ દેવોના દેવ વિષ્ણુને પ્રણામ કર્યા અને વેદોમા નિશ્ચય કરેલા તે દૈત્યહન્તા દેવની (આવી) વાણીથી સ્તુતિ કરવા માડી

દેવો બોલ્યા હે દેવોના દેવ! હે જગતના નાથ! હે (જગતની) સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનારા! હે દયાના સમુદ્ર! હે મહારાજ! શરણે આવેલા અમારુ તમે રક્ષણ કરો

વિષ્ણુ બોલ્યા બધા દેવો આસનો પર બેસો અને તમારુ કુશલ વૃત્તાંત કહો તમે એકઠા મળી અહીં શા માટે આવ્યા છો? બ્રહ્મા તથા રુદ્ર સહિત તમે ચિંતાતુર, ખેદ પામેલા ને દુખી મનવાળા કેમ થયા છો? તમે જલદી કાર્ય કહો

દેવોએ કહ્યુ હે મહારાજ! પાપકર્મ કરતા, દુર્જય, અતિ દુષ્ટ અને વરદાનથી ગર્વિષ્ઠ બનેલા પાપી મહિષાસુરથી અમે પીડાયા છીએ બ્રાહ્મણોએ આપેલ યજ્ઞભાગને એ ખાઈ જાય છે અને દેવો ભયાતુર થઈ પહાડોરૂપ કિલ્લાઓમા ભટકે છે હે મધુદૈત્યનો નાશ કરનાર! બ્રહ્માના વરદાનથી તે દુર્જય બન્યો છે, માટે તે કાર્યને ભારે જાણી અમે તમારે શરણે આવ્યા છીએ હે દૈત્યોની માયામા કુશળ શ્રીકૃષ્ણ! તમે એને ઉખેડી નાખવા સમર્થ છો, માટે હે દાનવોનો નાશ કરનાર! તમે તેના નાશનો ઉપાય કરો બ્રહ્માએ તેને વરદાન આપ્યુ છે કે, પુરુષોથી તુ મરાઈશ નહિ, ત્યારે એવી કઈ બાળા—સ્ત્રી છે કે, જે એ નીચને યુદ્ધમા મારે? વરદાનના બળથી અતિ દુષ્ટ બનેલા એ મહિષાસુરનો નાશ કરવા પાર્વતી, લક્ષ્મી, ઈન્દ્રાણી કે સરસ્વતી કઈ સ્ત્રી સમર્થ છે? હે ભક્તવત્સલ ભૂધર! આના મરણનુ જે કારણ હોય, તે બધુ બુદ્ધિથી વિચારી તમે દેવોનુ કાર્ય કરો

વ્યાસ બોલ્યા તે વચન સાભળી વિષ્ણુ જાણે હસતા હોય, તેમ તેઓને કહેવા લાગ્યા 'આપણે પહેલા યુદ્ધ તો કર્યુ જ છે, છતા એ મર્યો નથી, તો હવે સર્વ દેવોના તેજથી ઉપસ્પત્તિવાળી કોઈ સ્ત્રી જો પ્રકટે તો એ મહિષાસુરને યુદ્ધમા બળથી મારે વરદાનથી ગર્વિષ્ઠ થયેલા અને સેંકડો માયાઓમા કુશળ એ મહિષાસુરને મારવા આપણી શક્તિઓના અંશોમાથી પ્રગટેલી જ સ્ત્રી સમર્થ થશે, માટે

આપણા તેજના અંશોની તથા આપણી સ્ત્રીઓની પ્રાર્થના કરો કે જેથી પ્રકટેલા તેજના અંશોમાંથી તેજનો ઢગ પ્રકટ થાય રુદ્ર વગેરે આપણે બધાય તેને ત્રિશૂળ વગેરે બધાં દિવ્ય આયુધો આપીશું એટલે સર્વ અયુધો ધારણ કરતી અને સર્વના તેજથી યુક્ત એ સ્ત્રી મદગર્વિત પાપી તે દુષ્ટાત્માને મારશે

વ્યાસે કહ્યું દેવોના ઈશ્વર વિષ્ણુએ એમ કહ્યું, એટલામાં તો બ્રહ્માના મુખમાંથી સહન કરવો ઘણો જ મુશ્કેલ તેજનો ઢગ પોતાની મેળે જ પ્રકટ થયો, એ તેજ લાલ વર્ણવાળું, શુભ આકારવાળું, પોખરાજ મણિ સમાન કાંતિવાળું, કંઈક શીતળ, કંઈક ગરમ અને કિરણોના સમુદાયથી સુશોભિત હતું હે મહા રાજા! મહાત્મા વિષ્ણુએ તથા શંકરે એ તેજ જોયું, ત્યારે મોટા મનવાળા તે બન્ને વિસ્મિત થયા એ જ પ્રમાણે શંકરના શરીરમાંથી પણ મહા અદ્ભુત તેજ નીકળ્યું, જે રૂપાના જેવા વર્ણવાળું, તીવ્ર જોવું મુશ્કેલ મહાઉગ્ર દૈત્યોને ભયંકર, દેવોને વિસ્મય પમાડતું, ઘોર દેખાવનું, પર્વતના જેવડું અને બીજો તમોગુણ હોય તેવું હતું પછી વિષ્ણુના શરીરમાંથી પણ તેજનો બીજો ઢગલો હોય તેવું કાળું, સત્ત્વગુણથી યુક્ત અને મોટી કાંતિવાળું તેજ પ્રકટ થયું, પછી ઇંદ્રના શરીરમાંથી રંગબેરંગી દેખાવનું, અસહ્ય, સારી રીતે ગોળ અને સર્વ ગુણસ્વરૂપ એવું તેજ પ્રકટ થયું તે જ પ્રમાણે કુબેર, યમ, અગ્નિ તથા વરુણના શરીરમાંથી પણ ચારે બાજુથી મોટું તેજ નીકળ્યું અને બીજા દેવોના શરીરમાંથી પણ અતિ ગાન પ્રકાશતો અને મહાઉજ્જવળ મોટા તેજનો ઢગ નીકળ્યો બીજા હિમાલય જેવા મહાદિવ્ય એ તેજના ઢગને જોઈ વિષ્ણુ વગેરે સર્વ દેવો વિસ્મય પામ્યા ત્યાં દેવોના દેખતા તેજના એ ઢગલામાંથી અતિ ઉત્તમ અને વિસ્મય પમાડતી સુંદર સ્ત્રી પ્રકટ થઈ સર્વ દેવોના શરીરમાંથી પ્રકટેલા તે મહાલક્ષ્મી ત્રણ ગુણોવાળા, અઢાર ભુજાઓવાળા, લાલ વર્ણવાળા જગતને મોહ પમાડનારા, ધોળા મુખવાળા (કાજળને લીધે) કાળાં નેત્રોવાળા, અત્યંત લાલ અધરોષ્ઠવાળા, ત્રાંબાના જેવા તળિયાવાળા, સુંદર અને દિવ્ય ઘરેણાં ધારણ કરેલાં હતાં અઢાર ભુજાઓવાળા તે દેવી જાણે હજારો ભુજાઓથી સુશોભિત હોય તેવા જણાતા હતા અને તેજના ઢગમાંથી જન્મીને અસુરોનો નાશ કરવા પ્રગટયા હતા

જનમેજય રાજાએ પૂછ્યું હે મહાભાગ વ્યાસ દેવ! હે સર્વજ્ઞ મુનિશ્રેષ્ઠ! તેમના શરીરની ઉત્પત્તિ તમે વિસ્તારથી કહો સર્વ દેવોનું તેજ એકરૂપ થયું હતું કે જુદું જુદું રહ્યું હતું? મોઢું, નાક, આંખ વગેરે ભેદથી જુદા જુદા તે દેવીના અંગો સર્વના તેજોમય હોઈ જુદા જુદા ભાગોમાંથી ઉત્પન્ન થયા હતા, કે સર્વના એકઠા તેજમાંથી થયા હતા હે વ્યાસ! તેમના શરીરના અંગોનો ઉત્પત્તિરૂપ તે વિસ્તાર તમે કહો જે દેવના તેજથી જે અંગ થયું હોય અને જે જે દેવોએ જે જે આભૂષણો વગેરે આપ્યાં હોય, તે સર્વ તમારા મુખકમળમાંથી નીકળેલું હું સાંભળવા ઈચ્છું છું હે બ્રહ્મન્! તમારા મુખકમળમાંથી નીકળેલો મહાલક્ષ્મીના ચરિત્રરૂપ અમૃતમય રસ પીતા હું તૃપ્ત જ થતો નથી

સૂત બોલ્યા તે રાજાનું એ વચન સાંભળી સત્યવતીના પુત્ર વ્યાસ તે રાજાને પ્રસન્ન કરતા હોય તેમ મધુર વાક્યો બોલ્યા

વ્યાસ બોલ્યા હે મહાભાગ્યશાળી કુરુશ્રેષ્ઠ રાજા! તે દેવીના દેહની ઉત્પત્તિને બુદ્ધિ પ્રમાણે વિસ્તારથી હું કહું છું સાક્ષાત્ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર કે ઇંદ્ર તે દેવીના રૂપને બરાબર કહેવા કદી પણ સમર્થ નથી તો પછી એ દેવીનું જે રૂપ જેવું અને જ્યાંથી પ્રકટ્યું છે તે હું કેવી રીતે જાણું? 'એ દેવી ઉત્પન્ન થયા' એમ જે હું કહું છું, તે માત્ર કહેવા પૂરતું જ છે તે દેવી હંમેશા નિત્ય જ છે અને એક સ્વરૂપવાળા છે, છતાં દેવોના કાર્યરૂપ અર્થની સિદ્ધિ માટે અને કાર્ય ઘણું મોટું હોવાથી પ્રકટ થાય છે જેમ નટ એક જ રૂપ તથા સ્વભાવવાળો છે, છતાં લોકોને ખુશ કરવા નાટ્યશાળામાં જઈ અનેક સ્વરૂપવાળો થાય છે, તેમ આ દેવી રૂપરહિત અને નિર્ગુણ છે, છતાં દેવોના કાર્યો માટે પોતાની લીલાથી અનેક સગુણ સ્વરૂપો ધારે છે એ રીતે કરવાના કામ પ્રમાણે તેમના નામો પણ થાય છે, જે નામો ધાતુના અર્થ તથા ગુણોથી યુક્ત હોઈ ગૌણ અને (કાલી, તારા,

સુંદરી, ભુવનેશ્વરી, દુર્ગા વગેરે) અનેક પણ હોય છે હે રાજા! દેવીનુ મનોહર સ્વરૂપ, જે રીતે તેજમાથી પ્રકટ્યુ છે, તે જ પ્રમાણે હુ બુદ્ધિ અનુસાર કહુ છુ શકરનુ જે તેજ હતુ તેનાથી ધોળા રગનુ, શુભ આકાર વાળુ અને ઘણુ જ મોટુ તેનુ મુખકમળ થયુ છે યમદેવના તેજથી તે દેવીના કેશ થયા છે, જે સુવાળા, વાકા અગ્રભાગવાળા, ઘણા જ લાબા, મેઘ જેવા કાળા અને મનોહર છે અગ્નિના તેજથી કાળુ, લાલ અને ધોળુ એમ ત્રણ વર્ણોથી શોભતા ત્રણ નેત્રો તેમના થયા છે બન્ને સધ્યાના તેજથી વાકી, ચળકતી, કાળી, અત્યત તેજસ્વી અને કામદેવના બે ધનુષ જેવી તે દેવીની બે ભમ્મર થઈ છે વાયુના તેજથી નહિ બહુ લાબા ને નહિ બહુ ટૂકા અને કામદેવના બે હીંચકા જેવા ઉત્તમ તેમના બે કાન થયા છે કુબેરના તેજથી તલના પુષ્પ જેવા આકારનુ અત્યત મનોહર ચળકના રગનુ તેમનુ નાક થયુ છે હે રાજન્! (દક્ષ વગેરે) પ્રજાપતિઓના તેજથી અણીદાર, લીસા મોગરાના પુષ્પની આણી જેવા અત્યત કાતિવાળા અને એકસરખા તેમના દાત થયા છે અત્યત લાલ તેમનો નીચેનો હોઠ અરુણના તેજથી અને સુદર ઉપલો હોઠ કાર્તિકસ્વામીના તેજથી થયો છે વિષ્ણુના તેજથી તેમના અઢાર બાહુઓ થયા છે અને વસુઓના તેજથી લાલ રગની તેમની આગળીઓ થઈ છે ચદ્રના તેજથી તેમના બે ઉત્તમ સ્તન અને ઇદ્રના તેજથી ત્રણ કરચલીવાળો તેમનો મધ્યભાગ થયા છે, વરુણના તેજથી તેમની બે જાઘ તથા સાથળો થઈ છે અને પૃથ્વીના તેજથી તેમનો વિશાળ કેડના પાછળનો ભાગ થયો છે હે રાજન્! એવા શુભ આનન્દવાળા, સુદર રૂપવાળા ને ઉત્તમ સ્વરવાળા તે દેવી તેજના ઢગમાથી પ્રગટ્યા હતા ઉત્તમ નર્મ આનાવાળા સુદર દાતવાળા અને સુદર નેત્રોવાળા તે દેવીને જોઈ મહિષાસુરથી ખૂબ જ પીડાયેલા બધા દેવો આનદ પામ્યા પછી વિષ્ણુએ સર્વ દેવોને કહ્યુ 'હે દેવો! તમે હવે આ દેવીને નવળા આભૂષણો અને ઉત્તમ આયુધો આપો, તેમ જ જાતજાતના તેજસ્વી હથિયારો પોતાના હથિયારોમાથી જલ્દી ઉત્પન્ન કરી આ દેવીને તમે આપો ૧—૭૬

स्वायुधेभ्यः समुत्पाद्य तेजोयुक्तानि सत्वराः।
समर्पयन्तु सर्वेऽद्य देव्यै नानायुधानि वै ॥७६॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

## અધ્યાય ૯ મો.×

### દેવોએ દેવીને હથિયાર વગેરે આપી પૂજ્યાં

व्यास उवाच

देवविष्णुवचः श्रुत्वा सर्वे प्रमुदितास्तदा।
ददुश्च भूषणान्याशु वस्त्राणि स्वायुधानि च ॥१॥

વ્યાસે કહ્યુ દેવ વિષ્ણુનુ વચન સાભળી તે સમયે બધા દેવોએ ખૂબ હર્ષ પામી અલકારો, વસ્ત્રો તથા પોતાના હથિયારો (દેવીને) આપ્યા ક્ષીર સમુદ્રે પ્રસન્ન થઈ રાતા, સૂક્ષ્મ અને જૂના ન થાય તેવા બે દિવ્ય વસ્ત્રો અને સુશોભિત હોઈ ચળકતો એક હાર દેવીને આપ્યો જેની ઇંદ્રિયો તથા મન પ્રસન્ન હતા એવા વિશ્વકર્માએ કરોડો સૂર્ય સમાન કાતિવાળો દિવ્ય મુકુટ, બે ચળકતા કુડળો, હાથના કડા, બાજુબધ અને જાતજાતના રત્નોથી સુશોભિત કકણો તે દેવીને આપ્યા વળી વિશ્વકર્માએ તે દેવીને પગમા (પહેરવાના) સુદર, નિર્મળ રત્નભૂષિત અને સૂર્ય સમાન તેજસ્વી બે ઝાઝરો આપ્યા મહા સાગરે તે દેવીને ડોકમા પહેરવાની સુદર કઠી અને નવ તરવી તેજસ્વી રત્નજડિત વીંટીઓ આપી વરુણદેવે જેના કમળો કદી કરમાતા નથી એવી સુગધી અને ભમરાઓથી અનુસરાતી વૈજ્યતીમાળા તે દેવીને આપી સતુષ્ટ થયેલા હિમાલયે જાતજાતના રત્નો તથા સોના જેવી કાતિવાળો મનોહર સિંહ વાહન તરીકે આપ્યો તે વેળા એ દિવ્ય અલકારોથી શણગારેલ તે ઉત્તમ, સુદર કલ્યાણમૂર્તિ દેવી સિંહ ઉપર બિરાજી સર્વ લક્ષણોથી યુક્ત હોઈ શોભતા હતા પછી વિષ્ણુએ પોતાના ચક્રમાથી (બીજુ) હજાર આરા

× આ અધ્યાયમા મોટા હથિયાર વગેરે આપી દેવોએ દેવીને પૂજ્યાં, એ કથા નાટીનદનક શ્લોકોથી જોવાશે.

વાળુ અત્યંત તેજસ્વી અને રાક્ષસોના મસ્તકોને કાપનારું ચક્ર ઉત્પન્ન કરી એ દેવીને આપ્યું. શંકરે પોતાના ત્રિશૂલમાંથી દેવોના શત્રુઓને કાપનારું અને ભયનો નાશ કરનારું (બીજું) ઉત્તમ ત્રિશૂલ ઉત્પન્ન કરી દેવીને આપ્યું. પ્રસન્ન મનવાળા વરુણ દેવે પોતાના શંખમાંથી (બીજો) અત્યંત પ્રકાશતો, મોટો શબ્દ કરનાર અને માંગલિક શંખ ઉત્પન્ન કરી દેવીને આપ્યો. તેમ જ પ્રસન્ન મનવાળા અગ્નિએ મેદકોનો નાશ કરનારી, મન જેવા અત્યંત વેગવાળી અને દૈત્યોનો વિનાશ કરનારી શક્તિ આપી. વાયુએ બાણોથી ભરેલો ભાથો અને અદ્‌ભુત દેખાવનું, ખેંચવું મુશ્કેલ અને કઠોર શબ્દવાળું ધનુષ તેમને આપ્યું. ઇન્દ્રે પોતાના વજ્રમાંથી અતિ ઉગ્ર વજ્ર ઉત્પન્ન કરીને આપ્યું, તેમ જ સુંદર શબ્દવાળી અને ઘણી જ સુંદર ઘંટડી ઐરાવતમાંથી (ઉત્પન્ન કરીને) આપી. યમદેવે સર્વ પ્રાણીઓને કાળ આવે છે ત્યારે જેનાથી પોતે નાશ કરે છે, તે કાળદંડમાંથી ઉત્પન્ન કરેલો દંડ તે દેવીને ઇચ્છાનુસાર આપ્યો. બ્રહ્માએ ગંગાના પાણીથી ભરેલું દિવ્ય કમંડલુ એ દેવીને આપ્યું અને વરુણે આનંદયુક્ત થઈ પાશ આપ્યો. હે રાજા! કાળે તલવાર ને ઢાલ તેમને આપી ને વિશ્વકર્માએ તીક્ષ્ણ ફરશી આપી. કુબેરે મદિરાથી ભરેલું સોનાનું પીવાનું પાન આપ્યું અને વરુણે મનોહર દિવ્ય કમળ એ દેવીને આપ્યું. વળી વિશ્વકર્માએ પ્રસન્નચિત્ત થઈ સેંકડો ઘંટડીઓનો અવાજ કરતી અને દેવોએ શત્રુઓનો નાશ કરતી કૌમોદકી (નામની) ગદા તે દેવીને આપી. વળી વિશ્વકર્માએ અનેક રૂપવાળાં અસ્ત્રો અને તૂટવું અશક્ય એવું બખ્તર જગદંબાને આપ્યું ને સૂર્યે પોતાનાં કિરણો આપ્યાં. એમ આયુધો સહિત અને ભૂષણોથી યુક્ત થઈ ત્રૈલોક્યને મોહ પમાડતાં તે શિવાદેવીને જોઈ દેવો તેમની સ્તુતિ કરવા લાગ્યા.

દેવો બોલ્યા: મંગલસ્વરૂપ, કલ્યાણમૂર્તિ, શાંતિ તથા પુષ્ટિરૂપ ભગવતીને વારંવાર નમસ્કાર હો. કાલરાત્રિ, અંબા અને ઇન્દ્રાણીરૂપ તમને નમસ્કાર હો. સિદ્ધિ, બુદ્ધિ, વૃદ્ધિ તથા વિષ્ણુશક્તિરૂપ તમને વારંવાર નમસ્કાર હો. જે દેવી પૃથ્વીમાં રહ્યાં છે છતાં જેમને પૃથ્વીએ જાણ્યાં નથી અને અંદર રહી પૃથ્વીને જે નિયમમાં રાખે છે, તે પરમેશ્વરીને અમે વંદીએ છીએ. જે દેવી માયામાં રહ્યાં છે, છતાં માયાએ જેમને જાણ્યાં નથી અને તેની અંદર રહી તે માયાને જે પ્રેરે છે, તે પ્રેરણા કરનારા શિવાદેવીને અમે સ્તવીએ છીએ. હે માતા! કલ્યાણ કરો, શત્રુઓએ તપાવેલા અમારી રક્ષા કરો, અને નીચ, કપટી, ભયંકર તથા સ્ત્રીથી જ મારવો શક્ય હોઈ વરદાનથી ગર્વિષ્ઠ, સર્વ દેવોને દુઃખદાયી, અનેક રૂપો ધરનાર અને દુષ્ટ આ મહિષાસુરને પોતાના તેજથી મોહિત કરી તમે મારો. હે ભક્તો પર પ્રેમ રાખનારાં દેવી! તમે એક જ સર્વ દેવોનું શરણ છો, માટે દાનવ મહિષાસુરથી પીડાતા અમારી તમે રક્ષા કરો, તમને નમસ્કાર હો.

વ્યાસ બોલ્યા: દેવોએ એમ સ્તુતિ કરેલાં અને સર્વ સુખ આપનારાં મહાદેવીએ તે સમયે સ્મિતપૂર્વક આ શુભ વચન તે દેવોને કહ્યું:

દેવી બોલ્યાં: હે દેવો! મંદબુદ્ધિ મહિષાસુરથી તમે ભય છોડો. વરદાનથી ગર્વિષ્ઠ થઈ અત્યંત મોહિત થયેલા તેને તરત જ યુદ્ધમાં હું મારીશ.

વ્યાસ બોલ્યા: દેવોને એમ કહી તે દેવી ઘણા ઊંચા સ્વરે હસ્યાં (અને ફરી બોલ્યાં): 'સંસારમાં આ આશ્ચર્ય છે કે આ જગત ભ્રમ તથા મોહથી યુક્ત છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને ઇન્દ્ર સહિત બીજા બધા દેવો મહિષાસુરથી ધ્રૂજતા તથા ભયભીત બન્યા છે. અહો! હે ઉત્તમ દેવો! દૈવનું બળ ઘોર અને જીતવું મુશ્કેલ છે અને કાળ સુખદુઃખનો કર્તા, પ્રભુ તથા ઈશ્વર છે. કારણ કે જેઓ સૃષ્ટિ, પાલન તથા સંહાર કરવા સમર્થ છે, તેઓ પણ મહિષાસુરથી ખૂબ પીડાઈને દુઃખથી તપી રહ્યા છે તે મૂંઝાઈ ગયા છે.' આમ (કહી) ધીમું હસી તે દેવીએ ઊંચા શબ્દવાળું અને દાનવોને ભય આપતું મહાઘોર અટ્ટહાસ્ય કર્યું. તે વેળા એ અદ્‌ભુત શબ્દ સાંભળી પૃથ્વી કંપી ગઈ, બધા પર્વતો હાલી ગયા અને બળવાન સમુદ્ર પણ ખળભળી ઊઠયો. વળી એ શબ્દથી મેરુ ચળી ગયો, સર્વ દિશાઓ ભરાઈ ગઈ અને દાનવો તે મોટો શબ્દ સાંભળી ભય પામ્યા. દેવો ખૂબ હર્ષ પામી 'જય પામો, રક્ષા કરો' એમ તે દેવીને કહેવા

લાગ્યા, પણ મદગર્વિત મહિષાસુર તે શબ્દ સાભળી કોપી ઊઠયો તેણે એ શબ્દથી શકિત થઈ ‘ આ શુ છે ?’ એમ દૈત્યોને પૂછ્યુ અને ( આજ્ઞા કરી કે) ‘ હે દૂતો ! આ શબ્દની ઉત્પત્તિ જાણવા તમે ઉતાવળા જાઓ કાનને પીડા કરતો આ અતિ ઉગ્ર શબ્દ કોણે કર્યો છે ? દેવ ,અથવા દાનવ જે કોઈ આ શબ્દ કરનાર હોય તે દુષ્ટાત્માને પકડી મારી પાસે લાવો આવી ગર્જના કરનાર અને ગર્વથી ઉદ્ધત એ દુરાચારીને હુ મારી નાખીશ અને જેનુ આયુષ્ય ખૂટ્યુ છે એવા તે મદબુદ્ધિને હુ યમલોકમા પહોચાડી દઈશ હારેલા દેવો ભયભીત છે તેથી આવી ગર્જના ન કરે અને અસુરો તો મારે વશ છે, તો કયા મૂઢ પ્રાણીનુ આ વર્તન છે ? શબ્દનુ કારણ જાણી ઉતાવળા મારી પાસે તમે આવો તે વ્યર્થ શ્રમ કરતા પાપીને હુ ( જાતે ) જઈ મારીશ ’

વ્યાસ બોલ્યા તેણે એમ કહેલા એ દૂતો (ત્યાથી જઈને) સર્વાંગસુદર, અઢાર ભુજાઓવાળા દિવ્ય, સર્વ અલકારોથી શણગારેલા, સર્વ લક્ષણોથી યુક્ત, શ્રેષ્ઠ આયુધોને ધારણ કરતા, હાથમા મદિરા પાત્ર ધારણ કરતા અને વારવાર મદિરા પીતા દેવીને જોઈ ભયભીત થઈ ત્રાસ પામ્યા અને અત્યત શકિત થઈ મહિષાસુર પાસે જઈ જલદી તે શબ્દનુ કારણ આમ કહેવા લાગ્યા

દૂતો બોલ્યા હે દૈત્યોના રાજા ! કોઈ શ્રેષ્ઠ અગોવાળી પ્રૌઢ દેવીને અમે જોઈ છે, તે સ્ત્રી સર્વાંગે શણગારવાળી અને સર્વ રત્નોથી શોભી રહી છે તે મનુષ્યજાતિની કે અસુરજાતિની નથી, પણ દિવ્યરૂપ હોઈ, મનોહર છે સિહ પર બેઠેલી, આયુધોને ધરતી અને અઢાર ભુજાઓવાળી તે ઉત્તમ સ્ત્રી શબ્દ કરે છે તે મદગર્વિત જણાય છે વળી તે સ્ત્રી મદિરા પીવામા ખૂબ તત્પર છે, અને અમે નથી જાણતા કે તે સ્ત્રી ધણીવાળી હશે ! અતરિક્ષમા રહેલા દેવો આનદયુક્ત થઈ, ‘ તમે જય પામો, અમારી રક્ષા કરો અને અમારા શત્રુનો નાશ કરો ’ એમ તેની સ્તુતિ કરે છે સુદર નિતબોવાળી તે સુદરી કોણ છે અથવા કોની સ્ત્રી છે, શા માટે અહીં આવી છે અને અહીં શુ કરવા ઈચ્છે છે, એ અમે જાણતા નથી તેના તેજથી અજાઈ ગયેલા અમે તેને જોવાને પણ સમર્થ થયા નથી વળી તે શૃગાર, વીર, હાસ્ય, રૌદ્ર અને અદ્ભુત—એ ( પાચે ) રસોથી યુક્ત છે આવી તે સ્ત્રીને જોઈ તેને બોલાવ્યા વિના જ અમે આવ્યા છીએ, તો હે રાજન્ ! હવે તમારી આજ્ઞાથી શુ કરવુ છે ?

મહિષાસુરે કહ્યુ ‘ હે વીર મત્રીશ્રેષ્ઠ ! મે આજ્ઞા કરેલો તુ સૈન્ય સાથે જા અને સામાદિ ઉપાયોથી તે સુદર મુખવાળીને લઈ આવ જો તે સ્ત્રી સામાદિ ત્રણે ઉપાયોથી ન આવે, તો તેનો નાશ કર્યા વિના ( સામાન્ય જ શિક્ષા કરી ) એ સુદર કેડના પાછલા ભાગવાળીને તુ મારી પાસે લાવજે એ વાકી ભમ્મર વાળીને હુ આનદથી પટરાણી કરીશ મૃગ સમાન નેત્રોવાળી તે સ્ત્રી પ્રીતિયુક્ત થઈને આવે, તે માટે રસનો ભગ ન થાય, તેમ તુ મારુ ઈચ્છિત કરજે કેવળ સાભળવાથી જ હુ તેની રૂપસપત્તિથી આજે મોહિત થયો છુ

વ્યાસે કહ્યુ મહિષાસુરનુ તે કોમળ વચન સાભળી મત્રીશ્રેષ્ઠ તરત જ પોતાની ઈચ્છાનુસાર હાથી, ઘોડા તથા રથોને સાથે લઈ ત્યા જઈને ઘણો જ દૂર ઊભો રહી વિનયનમ્ર થઈ તે ઉત્તમ મનવાળા દેવીને મધુર વાણીથી સુદર વચન કહેવા લાગ્યો

પ્રધાને કહ્યુ હે મધુર ભાષણ કરનારી ! તુ કોણ છે ? તે શા માટે અહીં આવવુ કર્યુ છે ? હે મહાભાગ્યશાળી ! મારા સ્વામી મારા મુખથી તને આ પૂછે છે, તે સર્વ દેવોને જીતનારા અને પુરુષોથી ન મરે એવા છે હે સુદર નેત્રોવાળી ! બ્રહ્માના વરદાનથી ગર્વિત એ દૈત્યેશ્વર બળવાન છે અને સદા પોતાની ઈચ્છા પ્રમાણે રૂપોને ધારણ કરે છે સુદર વેશવાળી મનોહર તને અહીં આવેલી સાભળી એ મહિષાસુર નામના મારારાજા તને જોવા ઈચ્છે છે, તેથી મનુષ્યરૂપ ધરી તે તારી પાસે આવશે હે સુદરાગિ ! જેમ તને ગમશે તેમ અમે કબૂલ કરીશુ, માટે હે મૃગના બચ્ચાના જેવા નેત્રોવાળી ! બુદ્ધિમાન એ રાજાની પાસે તુ ચાલ, નહિ તો ભકિતતત્પર તે રાજાને હુ અહીં લાવુ હે દેવોની ઈશ્વરિ ! જેવી તારા મનની ઈચ્છા હોય

તેમ હું કરું. તારા રૂપ સાભળવાથી તે અત્યત વશ વર્તનાર થયા છે, માટે હે હથેળીના છેડા જેવા સાથળો-વાળી! મારે જે કરવુ ઘટે, તે તુ જલદી કહે ૧-૬૭

तथा करोमि देवेशि यथा ते मनसेप्सितम् ।
वशगोऽसौ तवात्यर्थं रूपसंश्रवणात्तव ॥ ६७ ॥
करभोरु वदाऽऽशु त्वं संविधेयं मया तथा ।

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૯ મો સમાપ્ત

## અધ્યાય ૧૦ મો*

### દેવીનો તથા દૂતનો સંવાદ

व्यास उवाच

इति तस्य वचः श्रुत्वा प्रहस्य प्रमदोत्तमा ।
तमुवाच महाराज मेघगम्भीरया गिरा ॥ १ ॥

વ્યાસ બોલ્યા હે મહારાજા! એવુ તેનુ વચન સાભળી સ્ત્રીઓમા ઉત્તમ એ દેવી ખૂબ હસીને મેઘ જેવી ગભીર વાણીથી તેને કહેવા લાગ્યા

દેવી બોલ્યા - હે મત્રીશ્રેષ્ઠ! 'મહાલક્ષ્મી' નામે પ્રખ્યાત અને સર્વ દૈત્યોનો નાશ કરનારી મને દેવોની માતા જ તુ જાણ દાનવોના રાજા મહિષાસુરે પીડેલા અને યજ્ઞોના ભાગોથી દૂર કરેલા સર્વ દેવોએ મહિષાસુરનો નાશ કરવા મને પ્રાર્થના કરી છે, માટે જ હુ અહીં આવી છુ હે મત્રીશ્રેષ્ઠ! હુ એકલી જ છુ, સૈન્ય સહિત નથી હે નિર્દોષ! તે નામપૂર્વક અને આદરથી સ્વાગત કરી મધુરવાણીથી મને કહ્યુ છે તેથી તારા પર હુ પ્રસન્ન થઈ છુ, નહિ તો પ્રલયકાળના અગ્નિ જેવી દૃષ્ટિથી—નજરથી હુ તને મારી જ નાખુ, પણ મધુરતાવાળુ વચન કોને પ્રીતિ કરનાર ન થાય? તુ એ પાપી મહિષાસુર પાસે જો અને મારા વચનથી તેને આમ કહે કે, હવે તને જીવવાની ઈચ્છા હોય તો તુ પાતાળમા ચાલ્યો જા, નહિ તો દુષ્ટ અપરાધી તને યુદ્ધના મોખરે હુ મારીશ મારા બાણોથી ચૂરે થયેલા શરીરવાળો તુ યમલોકમા જઈને, માટે મારુ આ દયાળુપણુ જાણી તુ જલદી ચાલ્યો જા. એ મૂઢ! તુ મરાઈશ, એટલે તરત જ દેવો સ્વર્ગને મેળવશે; માટે ઓ મૂર્ખ! મારા બાણો જ્યા સુધી તારા શરીર પર પડયા નથી, ત્યા સુધીમા સમુદ્ર સુધીની પૃથ્વીને છોડી દઈ તુ એકદમ વેગથી પાતાળમા ચાલ્યો જા ઓ અસુર! તારા મનમા યુદ્ધ કરવાની જો ઈચ્છા હોય, તો મહાબળવાન સર્વ યોદ્ધાઓની સાથે તુ જલદી આવ, હુ તને યમલોકમા પહોચાડી દઉં ઓ મહામૂઢ! યુગેયુગે મે તારા જેવા અસખ્યને યુદ્ધના મોખરે માર્યા છે, તે જ પ્રમાણે તને પણ મારીશ તુ શસ્ત્રોને સફળ કર, નહિ તો શસ્ત્રો ધારણ કરવામા કેવળ શ્રમ જ છે, માટે કામદેવથી પીડા પામેલો તુ મારી સાથે રણમા યુદ્ધ કર ઓ દુષ્ટાત્મા! તુ ગર્વ ન કર કે મને બ્રહ્માનુ વરદાન છે! ઓ મૂઢ! તુ સ્ત્રીથી જ મારી શકાય એવો છે, તેથી તે ઉત્તમ દેવોને પીડયા છે બ્રહ્માનુ વચન સત્ય કરવુ જોઈએ તે કારણે જ અતુલ્ય સ્ત્રીરૂપ કરી તને અપરાધીને મારવા હુ આવી છુ ઓ મૂઢ! હજી પણ તને જો જીવવાની ઈચ્છા હોય, તો ભૂલોક તથા દેવલોક છોડી દઈ સર્પોથી વીંટાયેલા પાતાળમા તુ જતો રહે

વ્યાસે કહ્યુ પછી દેવીએ એમ કહેલા તે બળવાન શ્રેષ્ઠ મત્રી દેવીનુ તે વચન સાભળી કારણયુક્ત વચન કહેવા લાગ્યો 'હે દેવિ! મદથી ગર્વિત થયેલી તુ સ્ત્રીને ઘટે તેવુ જ વાક્ય બોલે છે, એ મહિષાસુર ક્યા ને તુ ક્યા? ખરેખર, આ (તમારુ બન્નેનુ યુદ્ધ) અસભવિત છે તુ એકલી છે, બાળા છે ગાઢ થતા યૌવનવાળી અને કોમળ છે, એ મહિષાસુરનો મોટા શરીરવાળા છે, તેથી તારુ ને એનુ યુદ્ધ માનવુ મુશ્કેલ છે વળી તેનુ સૈન્ય હાથી, ઘોડા તથા રથથી વ્યાપ્ત લઈ અનેક પ્રકારનુ છે, તેમ જ પાયદળના ટોળાથી યુક્ત હોઈ જાતજાતના આયુધોથી શોભીતુ છે હે સુદર સાથળોવાળી! માલતીના પુષ્પને મસળી નાખવા મદ્દ હાથીને શી મહેનત કરવી પડે? તે જ પ્રમાણે યુદ્ધમા તને મારવામા મહિષાસુરને કઈ મહેનત કરવી પડશે? હુ તને જો થોડુ પણ કઠોર વાક્ય કહુ, તો શૃગારરસમા તે વિરુદ્ધ જ ગણાય.

* આ અધ્યાયમા દેવીનો તથા મહિષાસુરના દૂતનો સવાદ છતાં ચોક્સી કહેવાશે, જેમા દૈત્યોના દોષો સર્વ તરફથી દેખાય છે

માટે રસનો ભગ કરતા હુ ડરુ છુ દેવોનો શત્રુ છતાં અમારો રાજા તારા પર ભકિતવાળો છે, માટે મારે તો તારી આગળ સામ તથા દાનયુકત જ વચન બોલવુ જોઈએ નહિ તો જૂઠુ બોલનારી, ખોટુ અભિમાન કરવામા ચતુર અને રૂપ–યૌવનના ગર્વ વાળી તને હમણા જ એક બાણથી મારી નાખુ! મારો સ્વામી તારુ લોકોત્તર રૂપ સાભળી મોહિત થયો છે તેથી તેનુ પ્રિય કરવા માટે તને અત્યત પ્રિય વચન કહેવુ જોઈએ હે વિશાળ નેત્રોવાળી! રાજ્ય તથા નર્યુ ધન તારુ થશે અને મહિષાસુર તારો દાસ જ થશે, માટે મૃત્યુ આપનાર રોષ છોડી તુ તેના પર ભાવ કર ઓ સુદરી! હુ ભકિતભાવથી તારા પગમા પડુ છુ, માટે હે પવિત્ર હાસ્યવાળી! તુ (અમારા) મહારાજાની જલદી પટરાણી થા તુ મહિષાસુરની સ્ત્રી થઈ ત્રૈલોક્યનો નર્યો વૈભવ અને સમાગનુ બધુ નિર્દોષ સુખ પામીશ

દેવી બોલ્યા હે મત્રી! શાસ્ત્રપ્રસિદ્ધ માર્ગથી ચતુરાઈ વિચારી હુ તને વાકયોનો ઉત્તમ સાર કહુ છુ, સાભળ તારી બુદ્ધિ ઉપરથી મે જાણ્યુ છે કે, તુ મહિષાસુરનો પ્રધાન છે અને હાલના તારા વચન ઉપરથી મે આ પણ જાણ્યુ છે કે તુ પશુના જેવી બુદ્ધિ તથા સ્વભાવવાળો છે જેની પાસે તારા જેવા પ્રધાનો છે, તે બુદ્ધિમાન કેમ હોઈ શકે? ખરે ખર, વિધાતાએ બન્નેનો આ નરસો મેળ કર્યો છે ઓ મૂઢ! તે મને કહ્યુ કે, 'તુ સ્ત્રીના સ્વભાવવાળી છે, પણ તેનો તુ વિચાર કર, શુ હુ પુરુષ નથી? (અર્થાત્ પુરુષ પણ છુ) તેમ જ પુરુષના સ્વભાવવાળી પણ છુ, (અર્થાત્ માયાવિશિષ્ટ બ્રહ્મ સ્વરૂપ મારામા પુરુષ–પ્રકૃતિ બનેપણુ ને બને નો સ્વભાવ છે, પરતુ દેવોએ મને પ્રાર્થના કરી છે, તેથી જ) હુ માત્ર સ્ત્રીવેશ ધરનારી થઈ છુ, તારા સ્વામીએ પૂર્વે સ્ત્રીથી મરણ માગ્યુ છે, તેથી હુ માનુ છુ કે, એ મૂર્ખ હોઈ વીરરસને જાણનારાઓમા અતિ ઉત્તમ નથી સ્ત્રીથી મરણ તો નપુસકને જ આનદ આપનારુ થાય, શૂરાને તો દુખદાયી જ થાય એવુ મરણ તે મહિષાસુરે પોતાની બુદ્ધિથી માગ્યુ છે (તેથી તેની બુદ્ધિ પણ ખુલ્લી જણાય છે), માટે જ હુ સ્ત્રીનુ સ્વરૂપ ધારી (દેવોનુ) કાર્ય કરવા આવી છુ, તો ધર્મશાસ્ત્રોથી વિરુદ્ધ તારા વાકયો વડે ભય કેમ પામુ? જ્યારે દૈવ અવળુ હોય ત્યારે તણખલુ પણ વજ્ર સમાન થાય છે અને દૈવ ખૂબ અનુકૂળ હોય, ત્યારે વજ્ર પણ રૂ જેવુ બને છે જેનુ મરણ તરતમા જ હોય છે, તેના સૈન્યો કે આયુધોથી શુ ફળ છે? અથવા તેના પ્રપચો કે કિલ્લાઓના સેવનોથી પણ શુ ફળ છે? જીવને કાળના યોગથી આ દેહસબધ થાય છે, ત્યારે જ સુખ, દુખ તથા મરણ–એ બધુ લોપાઈ ગયુ હોય છે જેનુ મરણ જે પ્રકારે દૈવે નિર્માણ કર્યુ હોય તે જ પ્રકારે તેનુ તે મરણ થાય છે, બીજી રીતે થતુ નથી, એ નિશ્ચય છે બ્રહ્મા વગેરેનો પણ નાશ તથા જન્મ, જે પ્રકારે કાળે નિર્માણ કર્યો છે. તે જ પ્રકારે બરાબર થાય છે, તો બીજાઓનો વિચાર શા કરવો? (બ્રહ્મા વગેરે) મૃત્યુ–ધર્મવાળા છે, તેઓના વરદાનથી ગર્વિત થઈ જેઓ માને છે કે, 'અમે મરીશુ નહિ' તેઓ મૂઢ અને મદબુદ્ધિ છે માટે તુ જલદી જા અને મારુ વચન (તારા) રાજાને કહે પછી એ રાજા જે આજ્ઞા કરે તે જ તારે કરવુ જો તમે જીવવા ઇચ્છો છો તો ઇન્દ્ર સ્વર્ગને પામો, દેવો યજ્ઞબલિનો ભાગ પામનારા થાઓ અને તમે પાતાલમા ચાલ્યા જાઓ તે દુષ્ટાત્મા મૂઢ મહિષાસુરની બુદ્ધિ આથી જો અવળી હોય, તો (તુ એને કહેજે કે) મરણ માટે તૈયાર થઈ તુ મારી સાથે યુદ્ધ કર તુ માને છે કે વિષ્ણુ વગેરે દેવોને મે યુદ્ધમા હરાવ્યા, પણ તેમા બ્રહ્માનુ વરદાન જ દૈવરૂપે કારણ છે

વ્યાસ બોલ્યા દેવીનુ એ વચન સાભળી (મહિષાસુરનો પ્રધાન) તે દાનવ વિચારવા લાગ્યો કે, 'મારે શુ કરવુ? યુદ્ધ કરુ કે રાજા પાસે જવુ? કામાતુર રાજા વડે અહીં વિવાહ માટે હુ આજ્ઞા કરાયો છુ, તો (યુદ્ધરૂપી) વિરુદ્ધ રસ ઊભો કરી રાજા પાસે હુ કેમ જાઉં? કજિયો કર્યા વિના જ હુ ચાલ્યો જાઉં, એ જ બુદ્ધિ સારી છે, માટે જેમ આવ્યો હતો તેમ તરત જ રાજાને હુ જણાવુ પછી જે કરવાયોગ્ય હશે તેમા તે રાજા જ પ્રમાણભૂત છે,

એ બુદ્ધિમાનોમા શ્રેષ્ઠ છે, તેથી કુશળ પ્રધાનો સાથે વિચારીને જ (કાર્ય) કરવા, માટે આની સાથે એકદમ (વિચાર્યા વિના) યુદ્ધ ન કરવુ (યુદ્ધમા) જો જય થાય કે હાર થાય, તોપણ (એ બન્ને) રાજાને તો અપ્રિય જ થાય તેમ છે (આ) સુંદરી જો મને મારી નાખે અથવા હુ આને મારી નાખુ તોય હરકોઈ ઉપાયે તે રાજા તો કોપાયમાન જ થશે, માટે ત્યા જ જઈ હુ જેમ દેવીએ હમણા કહ્યુ છે, તે જ પ્રમાણે રાજાને જણાવુ, પછી તેની જેવી મરજી હોય તેમ તે ભલે કરે ' એમ વિચારી તે બુદ્ધિમાન મંત્રી રાજા મહિષાસુર પાસે ગયો અને બે હાથ જોડી પ્રણામ કરી તેને આમ કહેવા લાગ્યો

'હે રાજન્! સુદર કેડના પાછલા ભાગવાળી તે દેવી સિંહ ઉપર બેઠી છે અને અઢાર ભુજાઓવાળી, સુદર, ઉત્તમ તથા આયુધો ધારણ કરતી શ્રેષ્ઠ છે હે મહારાજા! તેને મે કહ્યુ, 'હે સુદરિ! તુ મહિષાસુરને (પતિ તરીકે) સેવ અને ત્રૈલોક્યના અધિપતિ તે રાજાની પ્રિય પટરાણી થા વળી તુ જ એની પટરાણી થઈશ, એમા સંશય નથી અને તે (મહિષાસુર) તારી આજ્ઞા ઉઠાવનારો થઈ તને વશ વર્તનાર થશે હે સુદર મુખવાળી! મહિષાસુરને પતિ તરીકે પામી લાબા કાળ સુધી ત્રૈલોક્યનો વૈભવ ભોગવી તુ સ્ત્રીઓમા ભાગ્યશાળી થા ' મારુ આ વચન સાભળી ગર્વના આવેગથી મોહિત થયેલી તે વિશાળ નેત્રોવાળી સ્ત્રીએ લગાર હસવાપૂર્વક મને આ વચન કહ્યુ 'ભેંસના ગર્ભમા જન્મેલા અને પશુઓમા અધમ એ મહિષાસુરને હુ દેવોનુ હિત કરવાની ઈચ્છાથી દેવીને બલિદાનરૂપે અર્પણ કરીશ લોકમા કઈ મૂઢ સ્ત્રી મહિષાસુરને (પાડાને) પતિ તરીકે સેવે? આ મદબુદ્ધિ! મારા જેવી સ્ત્રી આ લોકમા શુ પશુપણુ પામે? શિગડાવાળી ભેંસ જ બરાડા પાડતી શિગડાવાળા પાડાને સ્વામી કરે, હુ તેના જેવી નીચ નથી (વળી તેણે તમને કહાવ્યુ છે કે,) ઓ દુષ્ટ! હુ રણમા યુદ્ધ કરીશ, અને દેવોને અપ્રિય થયેલા તારો નાશ કરીશ, માટે જો તને જીવવાની ઈચ્છા હોય તો તુ પાતાળમા ચાલ્યો જા ' હે રાજા! મદોન્મત્ત તે સ્ત્રીએ આવુ વાક્ય કહ્યુ છે, તે સાભળી હુ વારવાર વિચારી (અહી) આવ્યો છુ મે રસમા ભગ પડે, તે વિચારીને જ યુદ્ધ કર્યુ નથી, વળી તમારી આજ્ઞા વિના હુ વ્યર્થ ઉદ્યમ કેમ કરુ? હે રાજા! તે સ્ત્રી બળને લીધે ખૂબ છકેલી તો છે, છતા ભાવિભાવને હુ જાણતો નથી કે, ભાવિ શુ હશે? આ કાર્યમા તમે જ પ્રમાણભૂત છો, અમારો વિચાર પહોચવા ઘણો મુશ્કેલ છે, કેમ કે યુદ્ધ કલ્યાણકારી છે કે નાસી જવુ, એ હુ ચોક્કસ જાણી શકતો નથી ' ૧-૬૬

**कार्येऽस्मिंस्त्व प्रमाण नो मन्त्रोऽतीव दुरासद।**
**युद्ध पलायनं श्रेयो न जानेऽह विनिश्चयम् ॥६६॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

# અધ્યાય ૧૧ મો*

## મહિષાસુરની મંત્રણા

વ્યાસ ઉવાચ

**इति तस्य वचः श्रुत्वा महिषो मदविह्वल।**
**मन्त्रिवृद्धान् समाहूय राजा वचनमब्रवीत् ॥ १ ॥**

વ્યાસે કહ્યુ એવુ તેનુ વચન સાભળી ગર્વથી છકેલા રાજા મહિષાસુરે વૃદ્ધ પ્રધાનોને બોલાવી આ વચન કહ્યુ

મહિષાસુર બોલ્યો હે મત્રીઓ! હવે શુ કરવુ તે તમે ચોક્કસ કહો વાર ન કરો શબરાસુરની માયાની પેઠે દેવોએ રચેલી આ માયા આવી છે કે શુ? તમે આ કાર્યમા કુશળ હોઈ ઉપાયો કરવામા ચતુર છો તો આમા સામાદિ ઉપાયોમાનો કયો ઉપાય કરવો યોગ્ય છે તે મને કહો

પ્રધાનો બોલ્યા હે ઉત્તમ રાજા! વિદ્વાનોએ હિતકારી કાર્ય વિચારી સદા સત્ય તથા પ્રિય હોય તે જ બોલવુ હે રાજન! જેમ લોકમા ઔષધ અપ્રિય હોય છે છતા મનુષ્યાના રોગોનો નાશ કરનાર છે, તેમ (અપ્રિય હોય છતા) સત્ય વચન હિતકારી હોય છે, તેમ જ (પ્રિય હોય છતા જે) અસત્ય વચન હોય તે હિતકારી હોતુ નથી હે રાજન! સત્યને

* આ અધ્યાયમાં મહિષાસુરે સભામાં વિચાર કર્યા પછી તામ્ર નામના દૂતને દેવી પાસે મોકલ્યો, એ કથા સત્તાવીશ શ્લોકોથી કહેવાશે.

સાભળનાર તથા માનનાર જેમ દુર્લભ છે, તેમ કહેનાર પણ દુર્લભ છે (બાકી) અત્યત મીઠુ બોલનારા તો ઘણા હોય છે હે રાજા ! આ ગભીર વિચારમા અમે શુ કહી શકીએ ? ત્રણે જગતમા શુભ કે અશુભ કોણ જાણે છે ?

મહિષાસુર બોલ્યો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તમે હમણા જુદુ જુદુ કહો, જેઓનો જેવો ભાવ હશે, તે સાભળી હુ વિચાર કરીશ કાર્યકુશળ પુરુષોએ અનેકના મત જાણ્યા પછી વારવાર વિચારી જે કાર્ય કલ્યાણકારી હોય તે જ કરવુ

વ્યાસ બોલ્યા તેનુ એ વચન સાભળી મહા બળવાન વિરૂપાક્ષ રાજાને રાજી કરતો તરત જ આ વાક્ય બોલી ઊઠયો

વિરૂપાક્ષ બોલ્યો હે રાજન્ ! આ સ્ત્રી કગાલ અથવા નિર્બળ છે, છતા મદગર્વિત થઈને બોલે છે, તેનુ આ વચન માત્ર ભય બતાવવા પૂરતુ જ તમારે જાણવુ 'અસત્ય ને સાહસ એ સ્ત્રીઓનુ ખાસ વર્તન છે' એમ જાણતો કયો પુરુષ સ્ત્રીના આ યુદ્ધ માટેના ઉદ્ધત ને ખરાબ બોલાયેલા વાક્યોથી ભય પામે ? હે રાજન્ ! ત્રણે જગતને જીતી આજે સ્ત્રીના ભયથી ડરી જવામા પણ ધીર પુરુષોનો જગતમા અવશ્ય અપયશ જ થાય, માટે હે મહા રાજ ! હુ એકલો એ ચડિકા સામે યુદ્ધ કરવા જઈશ અને તેને મારીશ, તમે હવે નિર્ભય થાઓ, સેનાથી વીંટાયેલો હુ ત્યા જઈને એ ઉગ્ર પરાક્રમવાળી અસહ્ય ચડિકાને જાતજાતના શસ્ત્રો તથા અસ્ત્રોથી અવશ્ય મારીશ, અથવા સર્પમય પાશોથી બાધી તેને તમારી પાસે લાવીશ જેથી કાયમ તમને વશ થઈ તે રહે હે રાજન્ ! તમે મારુ બળ જુઓ

વ્યાસ બોલ્યા વિરૂપાક્ષનુ એ વચન સાભળી દુર્ધર (રાક્ષસ) આ વાક્ય બોલ્યો 'હે રાજન્ ! બુદ્ધિમાન વિરૂપાક્ષે સત્ય વચન કહ્યુ છે, હવે બુદ્ધિમાન તમારે મારુ પણ સુદર વચન સાભળવુ યોગ્ય છે, એ સુદર દાતવાળી સ્ત્રી કામાતુર છે, એમ અનુમાનથી પણ જણાય છે રૂપગર્વિત સ્ત્રી ખરાબર આવી જ હોય છે, કેડના સુદર પાછલા ભાગવાળી તે સ્ત્રી તમને ડરાવી વશ કરવા ઈચ્છે છે, અભિમાની સ્ત્રીઓનો આ હાવભાવ છે, તેને રસ જાણનારાઓમા જે ઉત્તમ હોય, તે જ સમજી શકે છે, પોતાના પ્રિય પ્રત્યે કામિનીની આ વક્રોકિત છે કામશાસ્ત્રમા કુશળ કોઈક જ પુરુષ આ વસ્તુને બરાબર જાણી શકે છે તેણે જે કહ્યુ કે 'રણના મોખરે બાણોથી હુ તારો નાશ કરીશ,' આ વાકયને કારણ જાણનારાઓમા શ્રેષ્ઠ પુરુષોએ આવુ કારણ જાણવુ જોઈએ સ્ત્રીઓ ના કટાક્ષો જ બાણો તરીકે પ્રખ્યાત છે, વળી સ્ત્રીઓના પુષ્પાજલિરૂપ બાણો તથા ઊંડા રહસ્યવાળા વચનોરૂપી બાણો પણ પ્રખ્યાત છે હે રાજા ! (એ સિવાય) બીજા બાણો તમારા પર છોડવાની (તેની) કઈ શકિત છે ? જે શકિત બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરેમા નથી, તે શકિત તેવી (શૃગારયુકત) સ્ત્રીઓમા (બાણો ફેંકવાની) ન જ હોય, માટે તે સ્ત્રીએ (તમારા પ્રધાન પ્રત્યે) આમ જ કહેલુ છે કે, 'હે મૂર્ખ ! હુ તારા રાજાને નેત્રના (કટાક્ષરૂપ) બાણોથી મારીશ ' પણ શૃગારરસને નહિ જાણતા તે પ્રધાને (એ અભિપ્રાય ન સમજી) અવળુ જાણ્યુ છે, તેમ જ એ સ્ત્રીએ કહ્યુ છે કે 'રણરૂપી શય્યામા હુ તારા સ્વામીને પાડીશ ' આ વાકયને વિપરીત રતિક્રીડાના ભાષણ રૂપ જ સમજવુ અર્થાત્ અવળી રતિક્રીડામા હુ તારા રાજાને નીચો પાડીશ, એવા અભિપ્રાયવાળુ જાણવુ વળી તેણે જે વચન કહ્યુ છે કે, 'હુ મહિષાસુરને પ્રાણરહિત કરીશ ' આનો આ અભિપ્રાય છે કે, વીર્યને જ 'પ્રાણ' એમ કહેલ છે, એટલે તે વીર્ય રૂપ પ્રાણથી રહિત કરીશ (આમ તેણે સૂચવ્યુ છે,) એથી ઊલટુ બીજી રીતે કહેલુ નથી હે રાજા ! ઉત્તમ સ્ત્રી ગભીર આશય જેમા વધારે હોય એવા વાકયોપૂર્વક વરે છે, આ વાતને શૃગારરસના ગ્રથોમા ચતુર પુરુષોએ વિચારથી સમજવી ઘટે છે, માટે હે મહારાજ ! આ વસ્તુ જાણી તમારે શૃગારરસથી જે યુકત હોય તે જ કરવુ યોગ્ય છે સામ તથા દાન— એ બે જ ઉપાયો, તે સ્ત્રી(ને વશ કરવા) માટેના છે, બીજો કોઈ ઉપાય નથી અભિમાની તે સ્ત્રી રોષ યુકત કે ગર્વયુકત હશે તોપણ એવા મધુર વાકયોથી હુ તેને તમારી પાસે લાવીશ હે રાજન્ ! બહુ વધારે કહેવાથી શુ ? હુ હમણા જ જઈ તે સ્ત્રીને દાસીની

પેઠે કાયમ તમારે વશ રહેનારી અવશ્ય કરીશ '

વ્યાસ બોલ્યા એવું તેનું વાક્ય સાંભળી તત્ત્વ જાણવામાં કુશળ તામ્રદૈત્યે આ વચન કહ્યું 'હે રાજન્! હેતુયુક્ત, ધર્મવાળું, રસવાળું અને નીતિયુક્ત વચન (હવે) હું કહું છું, તે તમે સાંભળો એ ચતુર સ્ત્રી કામાતુર નથી અને (તમારા પર) પ્રેમવાળી પણ નથી હે માન આપનાર! તેણે ગંભીર આશય વાળાં વાક્યો કહ્યાં જ નથી હે મહાબાહુ! આમાં આશ્ચર્ય આ છે કે, સુંદર અને અદ્ભુત રૂપવાળી તે સુંદર સ્ત્રી એકલી કોઈના આશ્રય વિના (અહીં) આવી છે! વળી અઢાર ભુજાઓ અને પરાક્રમવાળી (આવી) સુંદર સ્ત્રી ત્રણે લોકમાં કોઈએ કદી જોઈ કે સાંભળી નથી પણ તેણે આયુધો પણ તેટલાં જ બળવાન ધર્યાં છે માટે હે રાજા! હું માનું છું કે, આ બધું કાળે જ કરેલું (કંઈ) આવવું છે વળી મેં રાત્રે દુષ્ટ નિમિત્તરૂપ (કેટલાક) સ્વપ્નો (પણ) જોયાં છે, તેથી હું જાણું છું કે, નક્કી આ કંઈક વિનાશકારક વસ્તુ આવી છે મેં પરોઢિયાના સમયે સ્વપ્નમાં પણ ઘરના આંગણામાં રડતી અને કાળાં વસ્ત્રો પહેરેલી સ્ત્રીને જોઈ છે તેથી તે દ્વારા આપણો વિનાશ અવશ્ય વિચારવા જેવો છે વળી હે રાજા! રાત્રે બિહામણાં પક્ષીઓ ઘેરઘેર શબ્દો કરે છે અને જાતજાતના ઉત્પાતો ઘેરઘેર થાય છે. તેથી હું માનું છું કે યુદ્ધ માટે જેણે નિશ્ચય કર્યો છે, એવી આ સ્ત્રી તમારી પાસે જે (યુદ્ધ) માગે છે, તેમાં કંઈક કારણ અવશ્ય છે જ હે રાજા! આ સ્ત્રી મનુષ્ય, ગંધર્વ કે અસુર જાતિની નથી, પણ દેવોએ કરેલી મોહકારક આ માયા જ સમજવી જોઈએ છતાં આપણે કાયરપણું કરવું યોગ્ય નથી આવા મારો સંપૂર્ણ મત છે હરકોઈ પ્રકારે આપણે યુદ્ધ તો કરવું જ જોઈએ, પછી જે થવાનું હશે તે થશે દૈવના શુભ અથવા અશુભ કર્તવ્યને કોણ જાણે છે? માટે સમજુ પુરુષોએ બુદ્ધિથી ધૈર્ય ધરીને રહેવું જોઈએ હે રાજા! પુરુષોનું જીવન તથા મરણ દૈવાધીન છે, તેને ઉલટાવી નાખવા ત્રણે ભુવનમાં કોઈ પણ સમર્થ નથી

મહિષાસુર બોલ્યો હે મહાભાગ્યવાળી તામ્ર! તું યુદ્ધ માટે નિશ્ચય કરીને જા અને સુંદર કેડના પાછલા ભાગવાળી તે અભિમાની સ્ત્રીને ધર્મથી જીતીને (અહીં) લાવ તે સ્ત્રી યુદ્ધમાં જો તારે વશ ન થાય, તો તેને મારી નાખવી, પણ જો વશ થાય, તો ખાસ યત્નથી તેને ઇચ્છાનુસાર માન આપું હે સર્વ જાણનાર! તું વીર હોઈ કામશાસ્ત્રમાં કુશળ છે, માટે ગમે તે ઉપાયથી તે સુંદરીને તારે જીતવી. હે મહાબાહુ વીર! મોટા સૈન્યથી વીંટાયેલો તું ઉતાવળો જા અને ત્યાં જઈ વારંવાર વિચારીને તારે તેને જાણી લેવી અહીં શા માટે આવી છે, તે કારણ તારે જાણી લેવું કામથી કે વેરભાવથી તે આવી છે અથવા કોઈની માયા છે એ પણ જાણવું પ્રથમ તેનો નિશ્ચય કરી તે શું કરવા ઇચ્છે છે, તે જાણી લેવું અને પછી બળ પ્રમાણે યુદ્ધ કરવું અથવા જેમ યોગ્ય લાગે તેમ કરવું, પણ કાયરપણું કે નિર્દયપણું પણ ન કરવું, જેવું તેનું મન હોય તેવું તારે કરવું

વ્યાસ બોલ્યા મહિષાસુરનું એવું તે વચન સાંભળી કાળને વશ થયેલો તામ્ર રાજા મહિષાસુરને પ્રણામ કરી સૈન્ય સાથે (ત્યાંથી) નીકળ્યો માર્ગમાં જતાં એ દુષ્ટાત્માએ યમનો માર્ગ દર્શાવતા ભયંકર અપશકુનો જોયા જેથી તે વિસ્મય તથા ભય પામ્યો તોયે ત્યાં જઈને સિંહ ઉપર બેઠેલા, સર્વ આયુધોથી શણગારેલા અને સર્વ દેવોથી સ્તુતિ કરાતા દેવીને જોયા ત્યારે વિનયનમ્ર થઈ શાંતભાવ ધારણ કરી, ઊભા રહી, આવી મધુર વાણીથી તે દેવીને કહ્યું હે દેવિ! દૈત્યોના ઈશ્વર મહિષાસુર તારા રૂપ તથા ગુણોથી મોહિત થઈ તને પત્ની કરવા ઇચ્છે છે માટે હે વિશાળ નેત્રોવાળી! દેવોથી પણ દુર્જય તે મહિષાસુર ઉપર તું ભાવ કર અને હે કોમળ અંગવાળી! તેને પતિ તરીકે પામી અદ્ભુત નંદનવનમાં તું આનંદ કર સર્વાંગસુંદર અને સર્વ સુખોનું પાત્ર આ શરીર પામી સર્વ પ્રકારે સુખ લેવું અને દુઃખ ત્યજવું જોઈએ આવી લોકરીતિ છે હે કરભ* જેવા સાથળોવાળી! તે આ પૂર્ણ આયુધો શા માટે

* હાથના કાંડાથી માંડી ટચલી આંગળી સુધીના હાથના છેડાનો ભાગ 'કરભ' કહેવાય છે.

લીધા છે? કમળ જેવા કોમળ તારા હાથ પુષ્પના દડાને (ધારણ કરવા) યોગ્ય છે તારી પાસે ભમ્મર રૂપ ધનુષ જો છે જ, તો ધનુષ ધરવાનુ શુ કારણ છે? કટાક્ષરૂપ બાણો પણ તારી પાસે છે, તો નકામા આ બાણોની શી જરૂર છે? સમજુ મનુષ્ય સસારમા દુ ખદાયી યુદ્ધ કદી ન કરવુ લોભમા તત્પર થયેલા મનુષ્યો જ સામસામા યુદ્ધ કરે છે પુષ્પોથી પણ યુદ્ધ ન કરવુ તો તીક્ષ્ણ બાણોથી તો યુદ્ધ કેમ જ કરાય? શરીરને ચીરી નાખતુ તે યુદ્ધ કોને આનદકારી થાય? માટે હે સુદરાગિ! તુ કૃપા કરવાને યોગ્ય છે દેવો તથા દાનવોથી પૂજાયેલા મારા સ્વામીને પતિ તરીકે તુ મેળવ તારા ઈચ્છિત મનોરથોને તે પૂરા કરશે અને તુ ખરેખર તે રાજાની પટરાણી થઈશ, એમા સશય નથી હે દેવિ! તુ મારુ વચન કર, તેથી ઉત્તમ સુખ પામીશ યુદ્ધમા તો દુ ખ પામ્યા છતા વિજય માટે સદેહ જ રહે છે, આમા સશય નથી હે સુદર અગવાળી! તુ રાજનીતિને બરાબર જાણે છે માટે હજારો વર્ષો સુધી તુ રાજ્યસુખ ભોગવ તને સુદર પુત્ર થશે અને તે પણ રાજા થશે યુવાવસ્થામા તુ લીલાલહેર કરીને અતે વૃદ્ધાવસ્થામા પણ સુખ પામીશ ૧–૬૭

**पुत्रस्ते भविता कान्तः सोऽपि राजा भविष्यति ।**
**यौवने क्रीडयित्वान्ते वार्धक्ये सुखमाप्स्यसि ॥६७॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૨ મો*

### તામ્ર દૈત્યનું પાછા આવવું ને બાષ્કલ તથા દુર્મુખની વિદાય

व्यास उवाच

**तन्निशम्य वचस्तस्य ताम्रस्य जगदम्बिका ।**
**मेघगंभीरया वाचा हसन्ती समुवाच ह ॥ १ ॥**

વ્યાસે કહ્યુ તામ્ર દૈત્યનુ તે વચન સાભળી હસતા જગદબાએ મેઘ જેવી ગભીર વાણીથી તેને કહ્યુ

દેવી બોલ્યા હે તામ્ર! તુ જા અને મરવા ઈચ્છતા, મદ જ્ઞાનવાળા, કામથી અત્યત પીડાતા, મૂઢ અને જ્ઞાનશૂન્ય તારા સ્વામી મહિષાસુરને કહે કે, તારી પ્રૌઢ માતા ભેસ જેમ ઘાસ ખાનારી, શિગડાવાળી, લાબા પૂછડાવાળી અને મોટા પેટવાળી હોય છે તેવી નથી —હુ દેવોના ઈશ્વર વિષ્ણુને, શકરને, કુબેરને, વરુણને, બ્રહ્માને કે અગ્નિને પણ (પતિ તરીકે) ઈચ્છતી નથી, તો આ દેવગુણોને છોડી હુ ક્યા ગુણથી તને પશુને વરુ? છતા જો હુ તને વરુ તો લોકમા વ્યર્થ નિદા જ થાય ને! હુ પતિને વરવા ઈચ્છતી સ્ત્રી નથી મારો પતિ તો (સગુણસ્વરૂપે) સર્વકર્તા તથા સર્વસાક્ષી, (નિર્ગુણસ્વરૂપે) અકર્તા, નિસ્પૃહ સ્થિર નિર્ગુણ, મમતારહિત અનત, આધાર રહિત, નિરાશ્રય, સર્વજ્ઞ, સર્વવ્યાપી, સાક્ષી પૂર્ણ આશયવાળો મગલસ્વરૂપ, સર્વમા વસવા સમર્થ, સર્વદ્રષ્ટા અને સર્વનુ રક્ષણ કરનાર પ્રભુ છે તેને છોડી હુ મૂર્ખ પાડાને સેવવા કેમ ઉત્સાહ કરુ? આ વસ્તુ સમજી એ મહિષાસુર ભલે મારી સાથે યુદ્ધ કરે, હુ તેને યમદેવનુ વાહન કરીશ અથવા મનુષ્યોનુ જળ ઉપાડનારો (પાડો જ) કરીશ (તુ તેને કહેજે કે) 'ઓ પાપી! જો તને જીવવાની ઈચ્છા છે, તો જલદી બધા દાનવો સાથે તુ પાતાળમા ચાલ્યો જા નહિ તો યુદ્ધમા હુ તને મારીશ ' સસારમા બે સમાનનો સબધ સુખદાયી થાય છે નહિ તો જે સમાન હોય તેનો અજ્ઞાનથી જો સબધ કર્યો હોય તો તે દુ ખદાયી થાય છે તુ મૂર્ખ છે, જેથી તુ મને કહે છે કે, હે સ્ત્રી! તુ મારા સ્વામીને પતિ તરીકે સ્વીકાર.' હુ ક્યા અને શિગડાવાળા તે પાડો ક્યા? અમારા બન્નેનો સબધ કઈ રીતે લેઈ શકે? તુ (મહિષાસુરને) કહેજે કે, 'તુ જતો રહે અથવા યુદ્ધ કર, હુ તને તારા બાધવો સહિત મારીશ જો યુદ્ધ ન કરવુ હોય તો યજ્ઞના ભાગ તથા દેવલોક છોડી તુ સુખી થા '

વ્યાસ બોલ્યા એમ કહી એ દેવીએ તે સમયે ખૂબ આશ્ચર્યકારી ગર્જના કરી અને દૈત્યોને ભય

* આ અધ્યાયમા તામ્ર દૈત્ય પાછો આવ્યા પછી બાષ્કલ તથા દુર્મુખ દૈત્યને મહિષાસુર મોકલ્યા એ કથા પાનક શ્લોકોથી કહેવાશે.

— અર્થાત્ જેવા તુ ભેસની જાતનો છે, તેવી હુ ભેસની જાતની નથી, છતા તુ મને ઈચ્છે છે તે યોગ્ય નથી

ઉપજાવતો પ્રલયકાળના જેવો શબ્દ કર્યો તે શબ્દથી પૃથ્વી કંપી ગઈ, પર્વતો ડોલી ગયા અને ગર્જનાના અવાજથી દૈત્યોની પત્નીઓના ગર્ભો સ્રવી પડયા. તામ્રદૈત્ય એ શબ્દ સાભળી તે જ સમયે ભયભીત મનવાળો થઈ ત્યાથી નાસીને મહિષાસુર પાસે ચાલ્યો ગયો હે રાજા! તેના નગરમા જે દૈત્ય હતા, તેઓ પણ ચિંતા પામ્યા અને બહેરા કાનવાળા થઈ નાસી જવા તત્પર થયા તે વેળા (દવીના વાહન) સિંહે પણ ઊંચી કેશવાળી કરીને ખૂબ ગર્જના કરી, જેથી તે ગર્જનાથી પણ દૈત્યો ખુલ્લી રીતે ભય પામ્યા તામ્રદૈત્યને પાછો આવેલો જોઈ મહિષાસુર પણ મૂઝાઈ ગયો અને 'હવે શુ કરવુ?' એમ પ્રધાનો સાથે વિચારવા લાગ્યો (તેણે દાનવોને ઉદ્દેશી કહ્યુ) 'હે ઉત્તમ દાનવો! કિલ્લાનો જ આશ્રય કરવો કે બહાર નીકળી યુદ્ધ કરવુ? અથવા નાસી જવાથી (આપણુ) કલ્યાણ થશે? તમે બધા બુદ્ધિમાન, પરાજય કરવા અશક્ય તથા શાસ્ત્રકુશળ છો, માટે કાર્યની સિદ્ધિ થાય તે માટે અતિ ગુપ્ત વિચાર તમારે કરવો જોઈએ ગુપ્ત મત્રણા જેનુ મૂળ છે એ રાજ્ય કહેવાય છે, પણ તે વિચાર સારી રીતે જો ગુપ્ત રાખ્યો હોય તો જ (એ રાજ્યનુ મૂળ થઈ શકે છે), માટે સારા આચારવાળા વિદ્વાન મત્રીઓએ વિચારને હર કોઈ રીતે ગુપ્ત જ રાખવો જોઈએ વિચાર જો ફૂટી જાય અથવા ફેલાઈ જાય તો રાજ્યનો તથા રાજાનો નાશ થાય છે, માટે આબાદી ઈચ્છતા મનુષ્યે ફૂટી જવાના કે ફેલાવાના ભયથી વિચારને બરાબર ગુપ્ત રાખવો જોઈએ આ બાબતમા મત્રીઓએ કાળ તથા દેશ પ્રમાણે નીતિનો નિર્ણય વિચારી કારણ યુક્ત હિતકારી વચન કહેવુ યોગ્ય છે દેવોએ ઉત્પન્ન કરેલી જે આ પ્રબળ સ્ત્રી એકલી તથા કોઈના આશ્રય વિના જ અહીં આવી છે, તેનુ કારણ તમે વિચારો આ સ્ત્રી યુદ્ધની માગણી કરે છે, તો આથી મોટુ બીજુ શુ આશ્ચર્ય હોઈ શકે? આમા કલ્યાણ થશે કે કઈ અવળુ બને, તે સસારે જગતમા કોણ જાણી શકે છે? (એમ પણ બને કે) ઘણાઓનો જય અને એકલાનો પરાજય પણ ન થાય, યુદ્ધમા જય તથા પરાજય દૈવના હેવાધીન જ સમજવી જોઈએ, (છતા) ઉપાયવાદીઓ (ઉપાયના બળથી) કહે છે કે, 'દૈવ શુ છે? દૈવને કોણે જોયુ છે?' આ કારણથી જ વિદ્વાનો એ દૈવનુ 'અદૃષ્ટ' નામ કહે છે દૈવના હોવામા પ્રમાણ પણ શું છે? કાયરોની આશાનો કેવળ તે આધાર જ છે, સમર્થ મનુષ્યોને કોઈ પણ સ્થળે દૈવ દેખાતુ નથી ઉદ્યમ તથા દૈવ આ બે (અનુક્રમે) શૂરાના તથા કાયરના અભિપ્રાય છે,' આમ બુદ્ધિથી વિચારી હવે બધા કાર્ય કાળજીથી કરવા યોગ્ય છે

વ્યાસ બોલ્યા. એ રાજાનુ એવુ તે હેતુયુક્ત વચન સાભળી મહાયશસ્વી બિડાલ નામનો દૈત્ય બે હાથ જોડી મહારાજા મહિષાસુરને આમ કહેવા લાગ્યો 'હે રાજન્! આ વિશાળ નેત્રવાળી સ્ત્રીને કાળજીપૂર્વક ઓળખવી જોઈએ તે અહીં શા માટે આવી છે, કયાથી આવી છે અને તે કોની સ્ત્રી છે? (મને લાગે છે કે,) 'તમારુ મરણ સ્ત્રીથી છે' એમ હરકોઈ પ્રકારે જાણી લઈ દેવોએ કમળની પાખડી જેવા નેત્રોવાળી આ સ્ત્રીને પોતાના તેજમાથી ઉત્પન્ન કરી અહીં મોકલી છે બધાય દેવો યુદ્ધ જોવા ઈચ્છતા ગુપ્ત રીતે અહીં આકાશમા ઊભા છે અને સમય આવતા યુદ્ધ કરવા તત્પર થઈ તેઓ એ સ્ત્રીના સહાયક પણ થશે વિષ્ણુ વગેરે તે દેવો સ્ત્રીને આગળ કરી અમને બધાને મારી નાખશે અને તે સ્ત્રી યુદ્ધમા તમારો નાશ કરશે, હે રાજા! તે દેવોની આમ કરવાની ઈચ્છા મે જાણી છે, તોપણ ભાવિભાવનુ પૂર્ણ જ્ઞાન મને નથી જ હે પ્રભો! 'હમણા તમારે યુદ્ધ ન કરવુ' એમ કહેવા હુ સમર્થ નથી, માટે હે મહારાજ! દેવોએ ગોઠવેલા આ કાર્યમા તમે જ યોગ્ય કરનાર છો કાર્ય ભારે હોવાથી તમારા માટે અમારે હમેશા મરવુ યોગ્ય છે અને (સુખના સમયે) તમારી સાથે અમારે આનદ કરવો તે જ ઠીક છે આ (અમારો) સેવકોનો ધર્મ છે હે રાજા! આમા મોટો વિચાર થાય છે કે, આ એકલી સ્ત્રી સૈન્યો સહિત અને બળથી ગર્વિષ્ઠ આપણી સામે યુદ્ધની માગણી કરે છે!'

દુર્મુખે કહ્યુ આજે હુ જાણુ છુ કે, યુદ્ધમા આપણો જ વિજય થશે, માટે પુરુષોના યશનો નાશ

કરનારુ પલાયન આપણે ન જ કરવુ રુદ્ર વગેરેની સામેના યુદ્ધમા પણ જે નિંદ્ય પલાયન આપણે નથી કર્યુ, તો એ સ્ત્રીની સામેના યુદ્ધમા જઈ કયો પુરુષ નાસી જાય ? માટે યુદ્ધ જ કરવુ રણમા મરણ અથવા વિજય—જે કઈ થવાનુ હોય તે થાય જ છે, એમા વિશેષ (લાભ) જોતા વિદ્વાન પુરુષને ચિંતા શી ? આ યુદ્ધમા જો મરણ થશે તો યશ મળશે અને જો જીવતા રહેશો તો સુખ પ્રાપ્ત થશે આ બન્ને વાત મનમા નાખી હવે યુદ્ધ જ અવશ્ય કરવુ નાસી જવાથી યશનો નાશ થાય છે વળી આયુષ નાશ પામે છે ત્યારે મરણ તો થાય જ છે તો જીવવામા કે મરવામા વ્યર્થ શોક ન કરવો જોઈએ

વ્યાસ બોલ્યા દુર્મુખનુ વચન સાભળી બોલવામા કુશળ બાષ્કલે પ્રણામ કરી બે હાથ જોડી રાજા મહિષાસુરને આ વાક્ય કહ્યુ

બાષ્કલ બોલ્યા હે રાજન્ ! કાયરોને અપ્રિય આ કાર્યમા તમારે ચિંતા ન કરવી હુ એકલો જ તે આ કેવળ ડરામણી જ છે, એમ સમજી તમે મનમા રહેલી મૂઝવણ ત્યજી દો હે રાજન ! આ રાજનીતિ છે, હવે મંત્રીઓનુ જે કર્તવ્ય છે તે તમે સાભળો હે દાનવોના અધિપતિ ! સાત્ત્વિક, રાજસ અને બીજા એ તામસ—એમ ત્રણ પ્રકારના મંત્રીઓ લોકમા હોય છે તેમાના સાત્ત્વિક મંત્રીઓ પોતાની શક્તિઓ દ્વારા સ્વામીનુ કાર્ય સિદ્ધ કરે છે અને સ્વામીના કાર્યને હરકત ન આવે તેમ પોતાનુ કાર્ય પણ કરે છે વળી તેઓ એકચિત્તવાળા ધર્મપરાયણ અને નીતિશાસ્ત્રમા કુશળ હોય છે રાજસ મંત્રીઓ જુદા ચિત્તવાળા અને પોતાનુ કાર્ય કરવામા કાયમ તત્પર રહે છે તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે કોઈક સમય જ સ્વામીનુ કાર્ય કરે છે તામસ મંત્રીઓ લોભપરાયણ અને કાયમ પોતાનુ કાર્ય કરવામા જ તત્પર રહે છે તેઓ સ્વામીનુ કાર્ય બગાડીને જ પોતાનુ કાર્ય સાધે છે વળી તેઓ શત્રુઓ દ્વારા ફોડાઈ જઈ સમર આવતા (પોતાના સ્વામીથી) ફરી જાય છે અને ઘરમા રહી રહી પોતાના છિદ્રો શત્રુપક્ષના લોકોને

# અધ્યાય ૧૩ મો

## બાષ્કલ અને દુર્મુખનો નાશ

व्यास उवाच

**इत्युक्त्वा तौ महाबाहू दैत्यौ बाष्कलदुर्मुखौ ।**
**जग्मतुर्मददिग्धाङ्गौ सर्वशस्त्रास्त्रकोविदौ ॥ १ ॥**

વ્યાસ બોલ્યા એમ કહી મહાબાહુ બાષ્કલ તથા દુર્મુખ નામના તે બન્ને દૈત્યો મદથી વ્યાપ્ત અંગોવાળા તથા સર્વ શસ્ત્રો અને અસ્ત્રોમા કુશળ હોઈ ત્યાંથી (યુદ્ધ માટે) ગયા મદોન્મત્ત તે બને દાનવો રણક્ષેત્રમા જઈ તે વેળા મેઘ જેવી ગભીર વાણીથી દેવીને કહેવા લાગ્યા 'હે સુંદરી દેવિ! મહાત્મા મહિષાસુરે દેવોને જીત્યા છે, માટે સર્વ દૈત્યોના અધિપતિ તે રાજાને તુ વર તે મહિષાસુર સર્વ લક્ષણોથી યુક્ત અને દિવ્ય આભૂષણોથી સુશોભિત મનુષ્યસ્વરૂપ ધરી એકાતમા તારી પાસે આવશે હે પવિત્ર હાસ્યવાળી! ત્રૈલોક્યનો વૈભવ તુ ઈચ્છાનુસાર પામીશ, માટે હે સુદરિ! મહિષાસુર પર મનથી શ્રેષ્ઠ ભાવ કર હે કોયલ જેવા આલાપવાળી! મહાવીર મહિષાસુરને પતિ કરી તુ સ્ત્રીઓના ઈચ્છિત અદ્ભુત સસારસુખને પામીશ

દેવી બોલ્યા ઓ નીચ! કામથી મોહિત હોઈ અત્યત મદ બુદ્ધિબળવાળી આ (કોઈ સામાન્ય) સ્ત્રી છે, એમ તુ તુ જાણે છે, જેથી હુ દુષ્ટ મહિષાસુરને વરુ? કુળવાન સ્ત્રીઓ કુળ શીલ તથા ગુણોથી પોતાની સમાન અને રૂપ, ચતુરાઈ બુદ્ધિ શીલ તથા નમ્રતા વગેરેથી પોતાના કરતા અધિક પતિને જ વરે છે દેવ સમાન રૂપવાળી એવી કઈ સ્ત્રી હોય જે કામાતુર થઈ પશુના રૂપવાળા અને પશુઓમા પણ નીચ એ મહિષ(પાડા)ને વરે? હે બાષ્કલ! ઓ દુર્મુખ! તમે બને જલદી જાઓ મહિષ પાસે જાઓ અને શિગડાવાળા હાથી સમાન તે દૈત્યને આ વચન કહો કે, 'તુ પાતાલમા ચાલ્યા જા અથવા સામે આવી મારી સાથે યુદ્ધ કર, યુદ્ધ થાય તો ઈન્દ્ર પણ નિર્ભય થાય, એ નક્કી છે હુ તારો નાશ કરીને જ જઈશ, તને માર્યા વિના મારે જવુ જ નથી આ જાણી ઓ અતિ દુષ્ટ બુદ્ધિવાળા! તુ જેમ ઈચ્છતો હોય તેમ કર ઓ ચાર પગવાળા! મને જીત્યા વિના પૃથ્વીના કોઈ પણ ભાગ પર, સ્વર્ગમા કે પહાડોની ગુફામા પણ તારુ સ્થાન કદી નહિ થાય

વ્યાસ બોલ્યા તે દેવીએ એમ કહેલા એ બને દૈત્યો કોપથી વ્યાપ્ત નેત્રોવાળા થઈ ગયા અને ધનુષ્યબાણ ઉઠાવી તે બને વીરો યુદ્ધની ઈચ્છાવાળા થયા હે કુરુવશી રાજા! ઘણી જ મોટી ગર્જના કરીને તે દેવી પણ નિર્ભય ઊભા રહ્યા, એટલે તે બને દૈત્યો તીવ્ર બાણવૃષ્ટિ કરવા લાગ્યા ભગવતી પણ દેવોનુ કાર્ય સિદ્ધ કરવા અતિ મધુર શબ્દ કરી એ બને દાનવો તરફ બાણોના સમૂહો છોડવા લાગ્યા તે વેળા તે બાનેમાથી બાષ્કલ દૈત્ય તરત જ રણના મોખરે સામો થયો અને દુર્મુખ પ્રેક્ષક તરીકે દેવીની સામે ઊભો રહ્યો તે સમયે દેવીનુ તથા બાષ્કલનુ બાણ, તલવાર તથા ભુગળના પ્રહારોથી ઓછા બળવાળાઓને ભય આપતુ ઘોર યુદ્ધ થયુ પછી યુદ્ધમા દુષ્ટ મતિવાળા તે દુર્મુખને જોઈ જગન્માતા ક્રોધ પામ્યા તેમણે કાન સુધી ખેચેલા અને શિલા પર સજેલા પાચ બાણો દુર્મુખને માર્યા દાનવ દુર્મુખે પણ તીક્ષ્ણ બાણોથી દેવીના બાણોને કાપી નાખ્યા અને સિંહ પર બેઠલા દેવીને સાત બાણો માર્યા તે દેવીએ પણ સારી રીતે પાણી પાયેલા દસ તીક્ષ્ણ બાણો દુષ્ટ દુર્મુખને માર્યા અને તેના બાણો કાપી નાખી વારવાર હાસ્ય કર્યુ ઉપરાત એક અર્ધચદ્ર બાણથી તેનુ ધનુષ કાપી નાખ્યુ, ત્યારે બાષ્કલ પણ ગદા લઈ દેવીને મારવા ચડી આવ્યો તે વખતે ચડિકાએ હાથમા ગદા લઈને આવતા તે મદગર્વિત દાનવને પોતાની ગદાના પ્રહારોથી પૃથ્વી પર પાડી દીધો એટલામા પૃથ્વી પર પડેલો બાષ્કલ બે ઘડી જેટલા વખતમા ફરી ઊભો થયો અને તે ઉગ્ર પરાક્રમવાળાએ ચડિકા સામે ગદા ઉગામી ત્યારે બાષ્કલને આવતો જોઈ ક્રોધાયમાન થઈને દેવીએ ત્રિશૂલથી તેની છાતીમા પ્રહાર કર્યો, જેથી તે પડ્યો ને મરણ પામ્યો એમ બાષ્કલ પડ્યો ત્યારે તે દુષ્ટાત્માનુ સૈન્ય

* આ અધ્યાયમા અનુક્રમના નાયક બાષ્કલ તથા દુર્મુખ દેવી સાથે યુદ્ધ કરી યમલોકમા ગયા, એ કથા પ્રધાન રૂપમેથી કહેવાશે.

ભાગી ગયા અને આકાશમા ઊભેલા દેવોએ આનદથી 'જય જય' એવા હર્ષનાદો કર્યા તે બાષ્કલ દૈત્ય એમ મરાયો, ત્યારે અત્યત બળવાન દુર્મુખ ક્રોધથી લાલ નેત્રોવાળો થઈ દેવી સામે યુદ્ધ કરવા જઈ પહોચ્યો અને 'ઓ અબળા! તુ ઊભી રહે, ઊભી રહે,' એમ વારવાર બોલતો ધનુષબાણ તથા બખ્તર ધારણ કરી શોભાયમાન થઈ તે રથ પર બેઠો, ત્યારે તેને આવતો જોઈ દેવીએ શખ વગાડયો અને તે દાનવને કોપાવતા તેમણે ધનુષની દોરીનો ટકાર કર્યો પછી તે દૈત્યે પણ સર્પ જેવા તીક્ષ્ણ બાણો તરત જ છોડયા, એટલે મહામાયાએ પોતાના બાણો થી તે બાણોને કાપી નાખી ગર્જના કરી હે રાજા! બાણ, શકિત તથા ગદાના પ્રહારથી, મુસળાથી અને તોમરોથી તે બન્નેનુ પરસ્પર ભયકર યુદ્ધ થવા લાગ્યુ, ત્યારે રણભૂમિ પર લોહીના પૂરને વહેતી નદી ઉત્પન્ન થઈ. એ નદીના કિનારા પર પડેલા મસ્તકો જાણે (વૈતરણી નદી) તરવાને યમદૂતોના નાયકોએ નવીન તરવાનુ શીખવા તત્પર થઈ આનદથી તુબડીના ફળો આણ્યા હોય તેવા શોભતા હતા પૃથ્વી પર પડેલા અને વરુ વગેરેથી ખવાતા શરીરોને લીધે તે વેળા રણભૂમિ અત્યત ભયાનક અને અવરજવર માટે મુશ્કેલ થઈ પડી શિયાળો, કતરા, કાગડા, કકપક્ષી, લોઢા જેવી ચાચવાળા પક્ષી, ગીધડા અને બાજપક્ષી ઓ દુષ્ટાત્મા રાક્ષસોના શરીરોને ખાવા લાગ્યા મરણ પામેલાઓના શરીરોમાથી આવતો દુર્ગધી વાયુ ત્યા વાવા લાગ્યો અને માસાહારી પક્ષીઓનો કિલકિલાટ શબ્દ થઈ રહ્યો તે વખતે દાળથી મોહિત થયેલો દુષ્ટાત્મા દુર્મુખ કોપી ઊઠયો, તેણે પોતાનો સુદર હાથ ઊંચો કરી ગર્વથી દેવીને કહ્યુ 'ઓ ચડિ! તુ જતી રહે, નહિ તો ઓ મૂર્ખી! હમણા જ હુ તને મારી નાખીશ, અથવા હે સુદરિ! મદગર્વિત દૈત્ય મહિષાસુરને તુ પતિ તરીકે સ્વીકારી લે'

દેવી બોલ્યા તુ આજે મોહિત થઈ ફાવે તેમ બકે છે, તેથી તારુ મરણ હવે નજીક જ છે, જેમ આ બાષ્કલને મેં માર્યો. તેમ હમણા જ હું તને પણ મારીશ ઓ મૂઢ! તુ જતો રહે અથવા તને જો મરણ ગમતુ હોય, તો ઊભો રહે; તને માર્યા પછી મૂર્ખ મહિષાસુરનો પણ હુ નાશ કરીશ

દેવીનુ તે વચન સાભળી મરવાને તૈયાર થયેલા દુર્મુખે ચડિકા સામે ભયકર બાણવૃષ્ટિ કરવા માડી. એટલે તે દેવીએ પણ તીક્ષ્ણ બાણોથી એ બાણવૃષ્ટિને કાપી નાખી અને જેમ ઇંદ્રે વૃત્રાસુર પર પ્રહારો કર્યા હતા, તેમ ક્રોધાયમાન થઈ તેના પર પ્રહાર કરવા માડયો તે બન્નેનુ પરસ્પર અતિ ઉગ્ર યુદ્ધ થવા લાગ્યુ, જે કાયરોને ભય આપનારુ તથા શૂરાઓને બળ વધારનારુ હતુ દેવીએ તરત જ તેના હાથમા રહેલુ ધનુષ કાપી નાખ્યુ તેમ જ પાચ બાણોથી તેના ઉત્તમ રથને ભાગી નાખ્યો રથ ભાગ્યો એટલે મહાબાહુ દુર્મુખ તે વેળા પગપાળો થઈ અસહ્ય ગદા લઈને ચડિકા સામે ધસી ગયો તેણે ઘણા જ બળથી સિહના માથા પર ગદા મારી પણ મહાબળવાન સિંહ એમ મરાયો છતા પોતાના સ્થાન પરથી ખસ્યો નહિ અબિકાએ હાથમા ગદા લઈ સન્મુખ ઊભેલા તેને જોઈને તીક્ષ્ણ ધારવાળી તલવારથી તેના મુકટ સહિત મસ્તકને કાપી નાખ્યુ મસ્તક કપાયુ એટલે મરણ પામેલો દુર્મુખ પૃથ્વી પર પડયો અને ખુશી થયેલા દેવો તે વેળા જય શબ્દ કરવા લાગ્યા. દુર્મુખ મરાયો ત્યારે દેવો દેવીની સ્તુતિ કરવા લાગ્યા અને આકાશમા રહી પુષ્પોની વૃષ્ટિ તથા જય શબ્દ કરવા લાગ્યા તેમ જ વિદ્યાધરો અને કિન્નરો, ઋષિઓ, સિદ્ધો તથા ગધર્વો રણના મોખરે તે દાનવને મરાયેલો જોઈ હર્ષ પામ્યા

**ऋषयः सिद्धगंधर्वाः सविद्याधरकिंनराः ।**
**जहृषुस्तं हतं दृष्ट्वा दानवं रणमस्तके ॥ ५० ॥**

ઇતિ શ્રી દેવીભાગવતમહાપુરાણમાં પંચમ સ્કધ વિષે અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો*

## મહારણમાં તામ્ર તથા ચિક્ષુર પણ પડ્યા

વ્યાસ ઉવાચ

**दुर्मुखं निहतं श्रुत्वा महिषः क्रोधमूर्छितः ।**
**उवाच दानवान् सर्वान् किं जातमिति चासकृत् ॥**

વ્યાસ બોલ્યા દુર્મુખને મરાયેલો સાભળી મહિ-

* આ અધ્યાયમા તામ્ર તથા ચિક્ષુર નામના બે દૈત્યોને પણ મહારણમાં દેવીએ માર્યા, એ કથા છપ્પન શ્લોકોની કહેવાઈ.

પામુર ક્રોધથી વ્યાપ્ત બન્યો, તેણે સર્વ દાનવોને 'આ શું થયું?' એમ વારવાર પૂછવા માડયું 'રણમા રાસ દાનવ દુર્મુખ તથા બાષ્કલને સ્ત્રીએ માર્યા, એ પરમ આશ્ચર્યરૂપ દેવચેષ્ટા તો જુઓ! પરતન્ત્ર પુરુષોના પુણ્ય તથા પાપ અનુસાર હમેશા સુખ–દુ ખને કરતો કાળ ખરેખર બળવાન છે દાનવોમા શ્રેષ્ઠ દુર્મુખ તથા બાષ્કલ મરાયા, તો હવે પછી શુ કરવુ જોઈએ? તમે બધાય મળી આ કાર્યસકટમા જે યોગ્ય હોય તે કહો '

વ્યાસ બોલ્યા હે રાજેન્દ્ર! મહિષાસુર એમ કહેતો હતો, ત્યારે અતિ બળવાન મહારથી ચિક્ષુર નામનો સેનાપતિ તેને કહેવા લાગ્યો 'હે રાજન્! હુ તેનો નાશ કરીશ, એક સ્ત્રીનો નાશ કરવામા ચિ તા શી છે?' એમ કહી પોતાના સૈન્યને સાથે લઈ રથમા બેસીને તે નીકળ્યો બીજા મહાબળવાન તામ્ર દૈત્યને પોતાની પાસેનો રક્ષક કરી તે ચિક્ષુર સૈન્યની મોટી ગર્જનાથી આકાશને તથા દિશાઓને ભરી દેવા લાગ્યો તેને આવતો જોઈ ભગવતી શિવાદેવીએ શખનો તથા ધનુષ્યની દોરીનો અવાજ કર્યો અને મહાઅદ્ભુત ઘટનાદ કર્યો તે શબ્દથી દેવોના સર્વ શત્રુઓ ત્રાસ પામ્યા અને 'આ શુ?' એમ બોલતા ભયથી ધ્રુજી જઇ નાસવા લાગ્યા ચિક્ષુર નામે સેનાપતિ તો તેઓને નાસી જવા તૈયાર જોઈ અત્યત ક્રોધ કરીને કહેવા લાગ્યો 'તમારા પર કયો ભય આવ્યો છે? ઓ દૈત્યો! મદગર્વિત એ સ્ત્રીને હુ હમણા જ બાણોથી મારીશ, માટે ભય છોડીને રણના મોખરે તમે ઉભા રહો ' એમ કહી દાનવોમા શ્રેષ્ઠ અને બળવાન તે ચિક્ષુર હાથમા ધનુષ લઈ નિર્ભય થઈને રણક્ષેત્રમા આવી દેવીને આમ કહેવા લાગ્યો 'ઓ વિશાળ નેત્રોવાળી સુદરાગિ! બીજા પુરુષોને ડરાવતી તુ ગર્જના શુ કરે છે? તારુ વર્તન આજે સાભળી હુ ડરતા નથી હે સુદર નેત્રોવાળી! સ્ત્રીનો નાશ કરવામા દોષ તેમ જ અપકીર્તિનો સભવ જાણી મારુ ચિત્ત (તને મારી નાખવા) બેદરકારી કરે છે હે સુદરિ! તારા જેવી સ્ત્રીઓનુ યુદ્ધ કટાક્ષોથી તથા હાવભાવોથી હોવુ જોઈએ, પણ શસ્ત્રોથી કોઈ પણ સ્થળે કદી કર્યુ નથી પુષ્પોથી પણ યુદ્ધ ન કરવુ તો તીક્ષ્ણ બાણોથી તો યુદ્ધ કેમ જ થાય? તારા જેવી સ્ત્રીઓના દેહમા માલતીની પાખડી પણ પીડા ઉપજાવે છે મનુષ્યલોકમા ક્ષત્રિયના ધર્મથી જીવતા પુરુષોના જન્મને ધિક્કાર હો! કેમ કે લાડ લડાવેલા પ્રિય દેહને તીક્ષ્ણ બાણોથી તેઓએ કપાવવો પડે છે, તેમ જ તેલની માલિશોથી, પુષ્પોના હારોથી તથા મિષ્ટાન્ન ભોજનોથી પોષેલા આ પ્રિય શરીરનો પારકા બાણોથી (તેઓએ) નાશ કરાવવો પડે છે. તલવારની ધારથી દેહને કાપી નાખી પુરુષ ધનવાન થાય છે, પણ પ્રથમ દુ ખ આપનારા તે ધનને ધિક્કાર હો, એ ધન પાછળથી શુ સુખ આપનાર થાય છે? ઓ સુદર સાથળોવાળી! તુ પણ અજ્ઞાની જ છે કારણ કે તુ યુદ્ધની ઈચ્છાવાળી છે! સભાગથી થતુ સુખ છોડી તુ યુદ્ધમા કયો ગુણ માને છે? તલવારોના પ્રહારો, ગદાઓના ઘા, બાણોથી વીંધાવુ અને મરણ પછી શિયાળોના મુખથી ખેચાવા રૂપ સસ્કારો યુદ્ધમા થાય છે (તેમા ગુણ શો છે?) ધુતારા કવિઓએ જ યુદ્ધમા થયેલા મરણની ખૂબ પ્રશસા કરી છે અને 'રણમા મરેલાઓને સ્વર્ગ મળે છે' એ કેવળ સ્તુતિવાકય જ છે, માટે સુદર કેડના પાછલા ભાગવાળી! તારુ મન જ્યા આનદ પામતુ હોય ત્યા ચાલી જા અથવા દેવોને જીતનાર રાજા મહિષાસુરને તુ પતિ તરીકે સ્વીકાર '

વ્યાસ બોલ્યા એમ કહેતા તે દૈત્યને જગદબાએ કહ્યુ અરે મૂર્ખ! બુદ્ધિમાન પડિતની પેઠે તુ ખોટુ શુ બકે છે? તુ નીતિશાસ્ત્રને તથા આન્વીક્ષિકી તત્ત્વવિદ્યાને જાણતો નથી ને વૃદ્ધોને સેવ્યા નથી અને તારી બુદ્ધિ ધર્મમા નથી તુ મૂર્ખની સેવામા તત્પર રહે છે તેથી મૂર્ખ જ છે રાજધર્મને તુ જાણતો નથી છતા તુ મારી આગળ શુ બોલે છે? યુદ્ધમા મહિષાસુરના નાશ કરી, લોહીનો કીચડ કરી, યશ સ્તભ સ્થિર કરીને હુ સુખેથી ચાલી જઈશ દેવોને દુ ખ આપનાર, મદગર્વિત અને દુરાચારી દાનવ મહિષાસુરને હુ મારીશ, તુ યુદ્ધ કર અને સ્થિર થા ઓ મૂઢ! મહિષાસુરને તથા તને જો જીવવાની ઈચ્છા હોય, તો તમે બધા દાનવો પાતાળમા ચાલ્યા જાઓ, પણ તમારા ચિત્તમા જો મરવાની ઇચ્છા હોય તો જલદી યુદ્ધ કરો અને મારો આ નિશ્ચય છે કે, તમારા

સર્વનો હું નાશ જ કરીશ

વ્યાસ બોલ્યા દેવીનુ તે વચન સાભળી બળ ગર્વિત દાનવ ચિક્ષુરે જાણે બીજી મેઘવૃષ્ટિ હોય તેવી બાણવૃષ્ટિ કરી તે સમયે દેવીએ તેના બાણોને પોતાના તીક્ષ્ણ બાણોથી કાપી નાખ્યા અને સર્પ જેવા ઘોર બાણો તેને માર્યા ત વેળા પરસ્પર વિસ્મય પમાડતુ યુદ્ધ થવા લાગ્યુ, તેમા જગદંબાએ વેગથી તને ગદા મારી, એટલે તે દુરાત્મા ગદાનો મોટો માર પામી ચાર ઘડી સુધી રથની બેઠક પર જ બેભાન થઈ મૂર્છા પામ્યો એમ તેને મૂર્છિત જોઈ શત્રુસૈન્યનો નાશ કરનાર તામ્ર દૈત્ય ચડિકા સામે યુદ્ધ કરવા ચપળતાથી રણક્ષેત્રમા આવી પહોચ્યો તેને આવતો જોઈ ચડિકા હસતા હસતા બોલ્યા 'આવ, આવ, ઓ શ્રેષ્ઠ દાનવ! હુ તને પણ યમલોકમા પહોચાડી દઉં, નિર્બળ તથા ગયેલા આયુષવાળા તમે આવ્યા તેથી મને શુ ફળ છે? મૂઢ મહિષાસુર તો ઘેર રહી શુ જીવવાનો ઉદ્યમ કરે છે? તમે મૂઢ લોકો મરાઓ તેથી પણ શુ ફળ છે? દેવોનો શત્રુ, પાપી, દુષ્ટાત્મા મહિષાસુર મરાયો નથી, ત્યા સુધી મારો શ્રમ પણ નિષ્ફળ થાય છે, માટે તમે ઘેર જઈ મહિષાસુરને અહીં મોકલો, એટલે તે મૂર્ખ પણ જેવી ને તેવી ઊભેલી મને જોઈ લે તે વચન સાભળી તામ્ર દૈત્યે અત્યત કોપથી કાન સુધી ધનુષ ખેચી ચડિકા તરફ બાણોની વૃષ્ટિ કરી ભગવતી પણ લાલ નેત્રોવાળા થઈ ધનુષ ખેચીને એ દેવશત્રુને મારવા ઈચ્છતા વેગથી બાણો છોડવા લાગ્યા એટલામા ચિક્ષુર નામનો પેલો બળવાન દૈત્ય પણ મૂર્છા છાડી ઊભો થયો અને ફરી બાણ સહિત ધનુષને લઈને ક્ષણવારમા દેવીની સામે ઊભો રહ્યો પછી ઘણા બળથી ઉદ્ધત અને મહાવીર ત બન્ને ચિક્ષુર તથા તામ્ર દેવીની સાથે રણના મોખરે લડવા લાગ્યા એ સમયે કોપ પામેલા મહામાયાએ બાણોની ધારા વરસાવી સર્વ દાનવોને બાણોથી છિન્નભિન્ન બખ્તરોવાળા કરી મૂક્યા બાણોથી મારેલા અસુરો કોપથી અત્યત મૂઢ બન્યા અને કોપયુક્ત થઈ દેવી સામે બાણોના સમૂહ ફેંકવા લાગ્યા તે બધા રાક્ષસો એ યુદ્ધમા બાણોથી ઘવાયા હતા, જેથી વસતઋતુમા વનની અદર ફાલેલા ખાખરાઓ જેવા શોભતા હતા તામ્ર દૈત્ય સાથે રણમા દેવીનુ ઉગ્ર યુદ્ધ થવા લાગ્યુ ત્યારે જે દેવો પ્રેક્ષક તરીકે ઊભા હતા તેઓ પરમ વિસ્મય પામ્યા, તામ્ર દૈત્યે મજબૂત ભયકર લોઢાનુ સાબેલુ લઈ સિંહના મસ્તક પર માર્યું, હાસ્ય કર્યું અને ગર્જના કરી, તે વખત તને ગાજતો જોઈ રોષયુક્ત થયેલા દેવીએ તરત જ તીક્ષ્ણ ધારવાળી તલવારથી તેનુ મસ્તક કાપી નાખ્યુ એમ મસ્તક કપાયુ, ત્યારે મસ્તકરહિત થયેલો છતા બળવાન તામ્ર સાબેલુ લઈ ક્ષણવાર ભમ્યા કર્યો ને પછી રણના મોખરે ઢળી પડયો તામ્રને પડેલો જોઈ મહા બળવાન ચિક્ષુર તલવાર લઈને વેગથી ચડિકા તરફ ધસ્યો, એટલે ભગવતીએ પણ હાથમા તલવાર લઈ રણમા આવેલા તે દાનવને જોઈ વેગથી પાચ બાણો વડે પ્રહાર કર્યો તેમાના એક બાણથી તેની તલવાર પડી ગઈ, બીજા બાણથી તેનો હાથ કપાઈ પડયો અને બાકીના બીજા બાણોથી તેનુ મસ્તક કઠ પરથી કપાઈ ગયુ એમ યુદ્ધમા દુષ્ટ, મદવાળા તે બને ક્રૂર રાક્ષસો મરાયા એટલે તે બન્નેનુ સૈન્ય ત્રાસ પામેલા મનવાળુ થઈ તરત જ દિશાઓમા ભાગી ગયુ તે બન્ને દૈત્યોને રણમા મરાયેલા જોઈ સર્વ દેવો આનદ પામ્યા અને આકાશમા રહ્યા રહ્યા આનદથી પુષ્પોની વૃષ્ટિ તથા 'જય' શબ્દ કરવા લાગ્યા, તેમ જ ઋષિઓ, દેવો, ગધર્વો, વેતાલો, સિદ્ધો, ચારણો 'હે દેવિ! હે અબિકે, તમે જય પામો' એમ વારવાર કહેવા લાગ્યા ૧–૫૬

**ऋषयो देवगन्धर्वा वेतालाः सिद्धचारणाः।**
**ऊचुस्ते जय देवीति चाम्बिकेति पुनः पुनः ॥५६॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૧૪ મો સમાપ્ત

## અધ્યાય ૧૫ મો*

### અસિલોમા વગેરે બધા મરાયા

व्यास उवाच

**तौ तथा निहतौ श्रुत्वा महिषो विस्मयान्वित ।**
**प्रेषयामास दैतेयास्तद्वधार्थे महाबलान् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તે બનેને દેવીએ મારેલા સાભળી

* આ અધ્યાયના અસિલોમા વગેરે બધા દૈત્યો મધ્ય રણમા મરાય, એ વાત નસ્તારન શ્લોકથી કહેવાઈ.

વિસ્મય પામેલા મહિષાસુરે તેનો નાશ કરવા મહા બળવાન તથા યુદ્ધમા દુષ્ટ મદવાળા અસિલોમા અને બિડાલ વગેરે દૈત્યોને મોટા સૈન્ય અને આયુધો તથા સામગ્રીઓ સહિત મોકલ્યા તેઓએ ત્યા સિંહ ઉપર બેઠેલા અઢાર ભુજાઓવાળા, દિવ્ય અને તલવાર તથા ઢાલને ધારણ કરતા દેવીને જોયા ત્યારે અસિલોમા વિનયથી નમ્ર તથા શાંત થઈ આગળ જઈને જાણે હસતો હોય તેવો ડોળ કરી, દૈત્યોનો નાશ કરવા તૈયાર થયેલા તે દેવીને કહેવા લાગ્યો

અસિલોમા બોલ્યો હે દેવિ! તુ સત્ય કહે, હે સુદરિ! તુ અહીં શા માટે આવી છે? નિરપરાધી દૈત્યોને શા માટે મારે છે? તે કારણ તુ કહે, હું આજે તારી સાથે સંધિ કરુ છુ હે સુંદર કટિપ્રદેશ વાળી! સોનુ, મણિઓ, રત્નો તથા ઉત્તમ પાત્રો વગેર જે તુ ઈચ્છતી હોય તે લઈને તુ જતી રહે, ઢીલ ન કર તુ શા માટે યુદ્ધ કરવા ઈચ્છે છે? ધર્માત્માઓ કહે છે કે, યુદ્ધ તો દુ ખ તથા સંતાપ વધારનારુ અને સર્વ સુખોનો નાશ કરનારુ છે તારુ શરીર તો પુષ્પનો પ્રહાર પણ સહન ન કરે તેવુ અત્યંત કોમળ છે, તેના પર શસ્ત્રોના પ્રહારો તુ શા માટે ખૂબ સહે છે? એ વિષે હું વિસ્મય પામુ છુ, કાયમ શાંતિ રાખવી અને સુખ ભોગવવુ એ ચતુરાઈનુ ફળ છે, છતા દુ ખનુ કારણ—યુદ્ધ કરવા તુ શા માટે ઈચ્છે છે? આ સંસારમા સુખ સ્વીકારવુ ને દુ ખ ત્યજવુ આ રીતિ છે તે સુખ બે પ્રકારનુ કહ્યુ છે એક નિત્ય અને બીજુ અનિત્ય તેમા આત્મજ્ઞાનરૂપ સુખ નિત્ય છે અને ભોગનુ સુખ અનિત્ય કહ્યુ છે વેદ તથા શાસ્ત્રોનો અર્થ વિચારનારાઓએ નાશવંત અનિત્ય સુખ તો છોડવુ જ જોઈએ* હે સુંદર મુખવાળી! જો તુ બૌદ્ધોનો× મત સ્વીકારતી હોય, તોપણ યૌવનને પામી સર્વોત્તમ ભોગોને તુ ભોગવ+ હે પાતળા પેટવાળી! જો તને પરલોકનો સંદેહ હોય તો હે સુંદરિ! (મહિષાસુરની સ્ત્રી થઈ) પૃથ્વી પર જ કાયમ સ્વર્ગના ભોગો ભોગવવા તુ તૈયાર થા* શરીરમા યૌવન અનિત્ય છે, એમ જાણી વિદ્વાનોએ પુણ્ય કરવુ તેમ જ બીજાઓને દુ ખ ઉપજાવનારુ કાર્ય ત્યજવુ જોઈએ, ઉપરાંત એકબીજાને બાધો ન થાય તેમ ધર્મ અર્થ તથા કામ પણ સેવવા જોઈએ માટે હે કલ્યાણિ! તુ પણ (યુદ્ધ ત્યજી) હમેશા ધર્મમા બુદ્ધિ કર હે અંબિકે! અપરાધ વિના દૈત્યોને તુ શા માટે મારે છે? દયા એ સર્વ પ્રાણીઓનો ધર્મ છે અને સર્વના પ્રાણો સત્યમા રહેલા કહ્યા છે, માટે દયા તથા સત્યને વિદ્વાનોએ સદા પાળવા જોઈએ હે સુંદર કેડના પાછલા ભાગવાળી! દૈત્યોનો નાશ કરવા તને જે કારણ જણાતુ હોય તે તુ કહે

દેવી બોલ્યા હે મહાબાહુ! તે પૂછ્યુ કે તુ અહીં શા માટે આવી છે અને દૈત્યોનો નાશ કરવામા શુ કારણ છે, તે તો હું કહું છુ હે દૈત્ય! પ્રાણીઓનો ન્યાય—અન્યાય જોતી સાક્ષીરૂપ હું સર્વ લોકમા કાયમ ફરુ છુ, મને ભોગોની ઈચ્છા લોભ કે વેરીપણુ કદી નથી કેવળ ધર્મ માટે આ સંસારમા હું ફરુ છુ સત્પુરુષોનુ રક્ષણ કરવુ એ મારુ વ્રત છે અને પોતાનુ તે વ્રત કાયમ હું ચોક્કસ પાળુ છુ સજ્જનોનુ રક્ષણ કરવુ, દુર્જનોને મારવા અને અનેક અવતારો લઈ વેદની રક્ષા કરવી, એ મારુ કાર્ય છે હું યુગે યુગે તેથી જ અવતારો ધરુ છુ હે રાક્ષસ! દુરાચારી મહિષાસુર દેવોનો નાશ કરવા તૈયાર થયો છે, તે જાણી હુ તેનો નાશ કરવા હમણા અહીં આવી છુ માટે મહાબળવાન દુરાચારી તે

* માટે તું પણ આત્મજ્ઞાન મેળવી સુખી થા અને યુદ્ધ કરવાનું માંડી વાળ, એ અભિપ્રાય છે

× બૌદ્ધોના મતમાં પરલોક જ નથી, તો પછી આત્મજ્ઞાનની વાત તો દૂર જ રહે છે, એટલે કદાચ તે મતને અનુસરનાર યુદ્ધમાં ઊતરે, એમ માની કહે છે

+ અર્થાત્ બૌદ્ધમતે પરલોક છે જ નહિ એટલે પરલોકનો ભય તેઓને ન હોવાથી વિષયસુખ જ ભોગવવાનુ બાકી છે, એ ભાવ છે

* એમ કહેવા માગે છે કે, જો કદાચ તુ વેદાંતીમત કે બૌદ્ધમત ન માનતી હોય અને મીમાંસક મત સ્વીકારતી હોય તો તે મતમા પરલોક માનેલો હોવાથી પરલોક માટે યુદ્ધ કરવુ આવશ્યક જણાય, તોપે તે ઠીક નથી, કેમ કે યુદ્ધ કરીને જો સ્વર્ગ મેળવવાની તને ઈચ્છા હોય, તો યુદ્ધ વિના જ સ્વર્ગનાં સુખ તારે માટે તો તૈયાર જ છે વળી મીમાંસકો સ્વર્ગસુખને સર્વોત્તમ માને છે, તો તે મેળવવા યજ્ઞાદિ કર્મો કર, યુદ્ધ શા માટે કરે છે ?

દેવશત્રુને હુ મારીશ તુ જતો રહે કે ઊભો રહે, તે તારી ઈચ્છા હોય તેમ કર, મે આ સત્ય કહ્યુ છે અથવા ભેસના પુત્ર તે દુષ્ટાત્મા રાજાને તુ કહે કે, 'બીજાઓને તુ અહીં શા માટે મોકલે છે? તુ પોતે જ યુદ્ધ કર' તારા રાજાને મારી સાથે સધિ કરવાની જો ઈચ્છા હોય તો તમે બધાય વેર છોડી સુખેથી પાતાળમા ચાલ્યા જાઓ; દેવોને યુદ્ધમા જીતી, તમે જે કઈ દેવદ્રવ્ય લઈ લીધુ હોય, તે આપી જઈ જ્યા પ્રહ્લાદ રહે છે, ત્યા પાતાળમા તમે ચાલ્યા જાઓ

વ્યાસ બોલ્યા દેવીનુ તે વચન સાભળી આગળ ઊભેલા અસિલોમાએ મહાવીર બિડાલને પ્રીતિપૂર્વક પૂછ્યુ

અસિલોમા બોલ્યા હે બિડાલ ભવાનીદેવીએ હમણા જે કહ્યુ, તે તે સાભળ્યુ ને? આમ છે તો શુ કરવુ? યુદ્ધ કે સધિ?

બિડાલ બોલ્યા યુદ્ધમા પોતાના મૃત્યુને ચોક્કસ જાણતો અભિમાની રાજા (મહિષાસુર) સધિની ઈચ્છાવાળો નથી; અને યુદ્ધમા મરાયેલા દૈત્યોને જોઈને પણ આપણને યુદ્ધ માટે તે પ્રેરણા કરે છે; કેમ કે દૈવને ઓળગવા કોણ સમર્થ છે? સદા માન વિનાના, આજ્ઞા પાળવામા તત્પર અને સૂતરના દોરામા પરોવાયાથી વશ વર્તતી પૂતળીઓની પેઠે વશ વર્તતા સેવકોનો ધર્મ ખરેખર આ જગતમા આચરવો મુશ્કેલ છે 'દેવોના રત્નો તથા ધન આપી દઈ તમે બધા અહીંથી પાતાળમા ચાલ્યા જાઓ' આવુ કઠોર વાક્ય તેની આગળ જઈ તારે કે મારે કેવી રીતે કહેવુ? જે પ્રિય વચન હોય તે અસત્ય જ હોય છે અને જે હિતકારી હોય તે પ્રિય હોતુ નથી; તેમ જ જે સત્ય વચન હોય તે પણ પ્રિય હોતુ નથી; તેથી બુદ્ધિમાન મનુષ્યોને મૌન જ સેવવુ પડે છે વીર પુરુષોએ તુચ્છ વાક્યોથી રાજાને સમજાવવો ન જોઈએ, આમ નીતિશાસ્ત્ર કહે છે માટે હિતવચન કહેવા અથવા આદરથી કઈ પૂછવા પણ આપણે ન જ જવુ; કેમ કે આપણે ત્યા જઈશુ તો રાજા કોપાયમાન થશે. આ વિચારી સ્વામીનુ કાર્ય શ્રેષ્ઠ માની મરણને તણખલા જેવુ ગણી પ્રાણનો સશય છે તોપણ યુદ્ધ જ કરવુ ઠીક

વ્યાસ બોલ્યા એમ વિચારીને તે બાને વીરો ધનુષબાણ લઈ તૈયાર થઈને રથમા બેઠા અને યુદ્ધ કરવા તત્પર થઈ ત્યા ઊભા રહ્યા પ્રથમ તો બિડાલે સાત બાણો ફેંક્યા, એટલે શ્રેષ્ઠ અસ્ત્રવેત્તા અસિલોમા પ્રેક્ષક તરીકે દૂર ઊભો રહ્યો અબિકાએ સામે આવતા તે બાણોને પોતાના બાણોથી કાપી નાખ્યા અને શિલા પર સજેલા ત્રણ બાણો બિડાલને માર્યા દૈત્ય બિડાલ તે બાણોથી પીડાઈને મૂર્છિત થઈ યુદ્ધના મોખરે ઢળી પડયા અને દૈવયોગે તરત જ મરણ પામ્યો એમ દેવીના બાણોના સમૂહોથી બિડાલને રણમા મરેલો જોઈ અસિલોમા ધનુષ હાથમા લઈ યુદ્ધ માટે તૈયાર થઈ ઊભો રહ્યો તેણે ડાબો હાથ ઊંચો કરી દેવીને ટૂકુ વચન કહ્યુ 'હે દેવિ! દુષ્ટાત્મા દાનવોનુ મરણ હુ જાણુ છુ, છતાં પરાધીન મારે યુદ્ધ કરવુ જ જોઈએ, કેમ કે મદબુદ્ધિ મહિષાસુર પ્રિય કે અપ્રિય સમજતો નથી. તેની આગળ મારે અપ્રિય હિતવચન કહેવુ ઠીક નથી, એટલે શુભ કે અશુભ ગમે તે થાઓ, પણ મારે વીરધર્મથી મરવુ જ જોઈશે હુ માનુ છુ કે દૈવ જ સર્વથી અધિક છે, નિરર્થક પુરુષાર્થને ધિક્કાર હો, (જો ને) તારા બાણોથી તરત જ મરેલા દાનવો પૃથ્વી પર પડે છે ' એમ કહી તે ઉત્તમ દાનવે બાણોની વૃષ્ટિ કરી, પણ દેવીએ પોતાની પાસે નહિ જ પહોચેલી તે વૃષ્ટિને બાણોથી કાપી નાખી ઉપરાત બીજા બાણોથી તરત જ અસિલોમાને વીંધી નાખ્યો તે સમયે દેવોના સઘોએ દેવીને કોપથી વ્યાપ્ત મુખવાળા જોયા હતા બાણોથી અત્યત વીંધાયેલા શરીરવાળો અને વહેતી લોહીની ધારાવાળો દાનવ અસિલોમા પુષ્પોથી વિકસિત થયેલા ખાખરા જેવો શોભવા લાગ્યો. પછી તે અસિલોમા લોઢાની ભારે ગદા ઉગામી વેગથી ચડિકા સામે ધસ્યો અને કોપથી સિહના મસ્તક પર તેણે પ્રહાર કર્યો. સિહે પણ મહા બળવાન તે દૈત્યે કરેલો ગદાપ્રહાર નહિ ગણકારી પોતાના નહોરના પ્રહારોથી તેને છાતીમા ચીરી નાખ્યો. મહાભયકર દૈત્ય અસિલોમાએ હાથમા ગદા લઈ તરત જ કૂદકો મારી સિહના મસ્તક પર ચઢી જઈ અબિકાને ગદાનો પ્રહાર કર્યો પણ હે રાજા! તેણે

કરેલો પ્રહાર ચુકાવી દઈ ભગવતીએ તીક્ષ્ણ ધારવાળી તલવારથી તેના મસ્તકને ગળા પરથી કાપી નાખ્યુ એમ મસ્તક કપાયુ ત્યારે મહાન દૈત્ય તરત જ પૃથ્વી પર ઢળી પડયો, તેથી તે દુષ્ટાત્માના સૈન્યમા મોટો હાહાકાર થઈ રહ્યો દેવો તો 'હે દેવિ! તમે જય પામો' એમ જગદમ્બાની સ્તુતિ કરવા લાગ્યા, તેમના નગારા વાગવા લાગ્યા અને હે રાજા! કિન્નરો ગાવા લાગ્યા રણના મોખરે મરાયેલા તે બન્ને દાનવોને ત્યા પડેલા જોઈ કેસરી સિંહે બળથી સર્વ સૈનિકોને મારી નાખ્યા, અને કેટલાકને તો તે ખાઈ ગયો એમ તે રણક્ષેત્રને તેણે દાનવશૂન્ય કરી નાખ્યુ ત્યારે કેટલાક નાસી છૂટેલા મૂઢ સૈનિકો દુ:ખી થઈ મહિષાસુર પાસે જઈ પહોચ્યા 'બચાવો, બચાવો' એમ કહી તેઓ બૂમો પાડતા રડવા લાગ્યા 'હે શ્રેષ્ઠ રાજા! અસિલોમા તથા બિડાલ માર્યા ગયા અને બીજા તમારા સૈનિકોને સિંહ ખાઈ ગયો છે' એમ રાજાને કહેતા તેઓએ તે વેળા બૂમ–બરાડા કરી મૂકયા તેઓનુ એ વચન સાભળી મહિષાસુર તે સમયે મનમા દુ:ખી થયો અને વ્યગ્રચિત્ત તથા દુ:ખી થઈ ચિંતાકુળ બન્યો ૧–૫૭

तच्छ्रुत्वा वचनं तेषां महिषो दुर्मनास्तदा ।
बभूव चिन्ताकुलितो विमना दु:खसंयुत: ॥५७॥

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કંધ વિષે અધ્યાય ૧૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૬ મો*

### મહિષાસુરનો તથા દેવીનો સંવાદ

व्यास उवाच

तेषां तद्वचनं श्रुत्वा क्रोधयुक्तो नराधिपः ।
दारुकं प्राह तरसा रथमानय मेऽद्भुतम् ॥ १ ॥

વ્યાસ બોલ્યા તેઓનુ તે વચન સાભળી ક્રોધ પામેલા રાજા મહિષાસુરે દારુક સારથિને આમ કહ્યુ 'મારો અદ્ભુત રથ તરત લાવ' એટલે સારથિએ પણ હજારો ખચ્ચરો જોડેલો, પતાકાઓ ને ધજાઓથી શણગારેલો આયુધોથી યુક્ત હોઈ પ્રકાશતો, સુદર પૈડાવાળો અને મનોહર બેઠકોવાળો રથ લાવી તરત જ મહિષાસુરને કહ્યુ 'હે રાજન! આ શણગારેલો રથ આણ્યો છે તે દરવાજામા ઊભો છે સર્વ આયુધોથી ભર્યો છે અને સુદર બિછાનાથી બિછાવ્યો છે' મહાબળવાન દાનવ રાજા મહિષાસુર તે રથને આણેલો જોઈ મનુષ્યશરીર ધરી યુદ્ધ સારુ જવા માટે તૈયાર થયો તેણે મનથી વિચાર્યું કે 'મને ખરાબ મુખવાળો અને શિગડાવાળો પાડા જોઈ દેવી વ્યાકુળ ચિત્તવાળી થશે, સ્ત્રીઓને રૂપ તથા ચતુરાઈ પણ પ્રિય હોય છે, માટે રૂપ અને ચતુરાઈ કરી હું તેની પાસે જઈશ, જેથી મને જોઈને તે બાળા પ્રેમયુક્ત થશે મને પણ ત્યારે જ સુખ થશે, બીજા સ્વરૂપથી સુખ નહિ થાય'* આમ મનથી વિચારી મહા બળવાન દાનવરાજ મહિષાસુર પાડાનુ સ્વરૂપ છોડી સુદર પુરુષ થયો સર્વ આયુધોને ધારણ કરતો, શોભાવાળો, સુદર શણગારોથી શણગારેલો, દિવ્ય વસ્ત્રો ધારણ કરેલો, બીજા કામદેવ જેવો મનોહર, રથ પર બેઠેલો, બાજુબધ, માળા તથા ધનુષબાણને ધારણ કરતો, સેનાથી વીંટાયેલો અને મદગર્વિત તે મહિષાસુર અભિમાની સ્ત્રીઓના મનને હરી લે તેવુ સુદર સ્વરૂપ ધરી દેવી પાસે ગયો અનેક યોદ્ધાઓથી વીંટાયેલા તે દૈત્યાધિપતિને આવેલો જોઈ, તે વેળા દેવીએ શખ વગાડયો મનુષ્યોને વિસ્મયકારક તે શખધ્વનિ સાભળી તે મહિષાસુર દેવીની પાસે જઈ જાણે હસતો હોય તેમ તેને કહેવા લાગ્યો હે દેવી! આ સસાર ચક્રમા વર્તતો મનુષ્ય ભલે પુરુષ હોય કે સ્ત્રી હોય, પરતુ તે હરકોઈ રીતે સુખને ઈચ્છે છે પણ મનુષ્યોને તે સુખ સયોગથી મળે છે સયોગ વિના સુખ નથી એ સયોગ અનેક ભેદોવાળો છે, તે ભેદો હુ કહુ છુ તુ સાભળ ઉત્તમ પ્રીતિથી થયેલો, કોઈ કારણથી થયેલો અને સ્વભાવથી થયેલો એમ ત્રણ પ્રકારનો સયોગ અનેક ભેદોવાળા છે, તેમા પ્રથમ પ્રીતિથી થયેલા ભેદો હુ મારી બુદ્ધિ પ્રમાણે કહુ છુ માતા–પિતાને પુત્રની સાથેનો જે સયોગ તે (કેવળ પ્રીતિથી જ થનારો

* આ અધ્યાયમા દેવી સાથ મહિષાસુરનો વાર્તાલાપ સત્ય. શ્રો, એ કથા નારીપાત્રક ગ્રોકોથી કહેવાય

* કેમ કે તે સ્ત્રી મનુષ્યના સ્વરૂપવાળી છે તથી પાડાના શરીર વડે તેની સાથે મન સુખ નહિ મળે માટે મારે પણ મનુષ્યનું જ સ્વરૂપ ધરવું જોઈએ.

હોઈ) ઉત્તમ કહેવાય છે, તેમ જ ભાઈનો ભાઈની સાથે જે સયોગ થાય છે, તે (ઉપકારરૂપ) કારણથી જ થાય છે તેથી તેને મધ્યમ માન્યો છે (માતા—પિતાનો) પુત્ર સાથેનો સયોગ (ઉત્તમ સુખને જ આપનારો હોવાથી) ઉત્તમ કહેવાયો છે અને કારણને લીધે થયેલો ભાઈનો ભાઈ સાથેનો સયોગ, તેના કરતા ઓછુ સુખ આપનાર હોવાથી મધ્યમ કહેવાય છે અનેક જાતના દેશોમા અનેક પ્રકારના કાર્યો માટે વ્યાકુળ ચિત્તવાળા અને અમુક કોઈ કાર્યપ્રસગે એકઠા મળેલા મુસાફરોનો સયોગ વિદ્વાનોએ સ્વાભાવિક કહ્યો છે. તે (પહેલા કરતા પણ) વધુ ઓછુ સુખ આપનાર હોવાથી તેને વિદ્વાનોએ ખૂબ જ હલકો કહ્યો છે, પણ સસારમા જે અતિ ઉત્તમ સયોગ છે તે જ (પૂર્વોક્ત ત્રણે કરતા) કાયમ સુખદાયી છે, અર્થાત્ ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ સયોગો કરતા જે અતિ ઉત્તમ સયોગ છે, તે જ સર્વકાળ સુખદાયી છે. હે સુદરિ! સરખી ઉંમરવાળા સ્ત્રી અને પુરુષનો જે સયોગ છે, તેને જ અતિ ઉત્તમ કહ્યો છે. એ સયોગ ચતુરાઈ, રૂપ, વેશ વગેરેથી અને કુલ, શીલ તથા ગુણોથી ઘણુ જ ઉત્તમ સુખ આપનારો હોય છે, તેથી જ તેને અતિ ઉત્તમ કહ્યો છે, તેમા એકબીજાની સરસાઈ એકબીજાની પાસે કહેવાય છે. આ અતિ ઉત્તમ સયોગ તુ વીર એવા મારી સાથે જો કરે, તો તને અતિ ઉત્તમ સુખ મળે, એમા સશય નથી હે પ્રિયે! હું મારી પોતાની ઈચ્છાથી અનેક પ્રકારના રૂપો ધરી શકુ છુ ઈંદ્રાદિ સર્વ દેવોને મે યુદ્ધમા જીત્યા છે અને જે દેવતાઈ રત્નો છે, તે હમણા મારે ઘેર છે તે બધા રત્નોને તુ ભોગવ અથવા ઈચ્છા પ્રમાણે તેઓનુ તુ દાન કરી દે હે સુદરિ! તુ આજે મારી પટરાણી થા, હું તારો દાસ છુ તારા કહેવાથી હું દેવો સાથેનુ વેર ત્યજી દઉં, એમા સશય નથી જે રીતે તુ સુખ પામે તે રીતે હું કરુ હે વિશાળ નેત્રોવાળી! તુ મને આજ્ઞા કર. તે પ્રમાણે હું કરુ હે સુદર બોલવાવાળી! તારા રૂપથી મારું ચિત્ત મોહિત થયુ છે હે સુદર કેડના પાછલા ભાગવાળી! હું આતુર થયો છુ અને તારે શરણે આવ્યો છુ હે કોમળ જેવા નાજુક અંગવાળી! કામના બાણોથી પીડાતા અને શરણે આવેલા મારુ તુ રક્ષણ કર શરણાગતનુ રક્ષણ કરવુ, તે સર્વ ધર્મોમા ઉત્તમ ધર્મ છે હે કાળા કટાક્ષોવાળી! હે પાતળા પેટવાળી! હું તારો સેવક છુ મરણ સુધી હુ તારા વચનને પાળીશ, તેમા કદી ફેરફાર નહિ કરુ હે સુદરાગિ! અનેક પ્રકારના આયુધો છોડી હું તારા ચરણોમા નમ્યો છુ ઓ વિશાળ નેત્રોવાળી! તુ દયા કર; કામના બાણોથી હું તપી રહ્યો છુ હે સુદરાગિ! જન્મથી માડી બ્રહ્માદિ ઈશ્વરોની સામે પણ મે જે દીનતા કરી નથી, તે દીનતા તારી પાસે હું કરુ છુ રણમા બ્રહ્માદિ દેવો મારુ ચરિત્ર જાણે છે આવો છતા હું તારો દાસ થયો છુ, તો હે સુદરિ! તુ મારુ મોઢુ જો'

વ્યાસ બોલ્યા એમ બોલતા તે દૈત્યને સુદર વર્ણવાળા ભગવતીદેવી ખૂબ હસીને મદ હાસ્ય સાથે વચન કહેવા લાગ્યા

દેવી બોલ્યા પરમપુરુષ—પરમાત્મા વિના બીજા પુરુષને હું ઈચ્છતી નથી હે દૈત્ય! હું તે પરમેશ્વરની ઈચ્છારૂપ હોઈ સમગ્ર જગતને સરજુ છુ, એ વિશ્વાત્મા મને જુએ છે અને હું તેની કલ્યાણસ્વરૂપ પ્રકૃતિ છુ તેના સામીપ્યથી જ મારામા સર્વકાળ ચૈતન્ય રહે છે, હુ તો જડ છુ, જેમ લોહચુંબકના સામીપ્યથી લોઢામા ચેતના જણાય છે, તેમ તેના સયોગથી હું સચેતન થાઉ છુ, મને વિષયસુખની ઈચ્છા કદી થતી નથી ઓ મહાત્મા! તુ મૂર્ખ છે, કારણ કે તુ સ્ત્રીના સગ કરવા ઈચ્છે છે, પુરુષને બાધવા માટે સ્ત્રીને સાકળરૂપ કહી છે લોખડથી બધાયેલો મનુષ્ય મુક્ત થઈ શકે છે, પણ સ્ત્રીથી બધાયેલો કદી મુક્ત થઈ શકતો જ નથી, ઓ મહાત્મા! મૂત્રનુ સ્થાન સેવવાને તુ કેમ ઈચ્છે છે? સુખ માટે તુ શાતિ ધારણ કર, કેમ કે શાતિથી તુ સુખ પામીશ સ્ત્રીનો સગ કરવામા મોટુ દુ:ખ તુ જાણે છે, છતા કેમ મોહ પામે છે? જો તારે જીવવાની ઈચ્છા છે, તો દેવો સાથેનુ વેર ત્યજી દે અને ઈચ્છાનુસાર પૃથ્વી પર ફર્યા કર, અથવા ઈચ્છા પ્રમાણે પાતાળમા ચાલ્યો જા. નહિ તો યુદ્ધ કર. હું બળવાન છુ. હે દાનવ! તારો નાશ કરવા સારુ દેવોએ હમણા મને મોકલી છે હું તને સત્ય કહું છુ; કારણ કે હમણા તે વચન દાસ

મિત્રભાવ દર્શાવ્યો છે, તેથી હું પ્રસન્ન થઈ છુ તુ સુખેથી જીવતો ચાલ્યો જા સજ્જનોની મિત્રતા સાત પદો—શબ્દો અથવા સાત પગલાથી થઈ જાય છે, તેથી હું તને જીવતો છોડી દઉં છુ, છતા જો મરવાની ઈચ્છા હોય, તો હે વીર ! સુખેથી યુદ્ધ કર હે મહા-બાહુ ! હું તારો નાશ કરીશ, એમા સશય નથી

વ્યાસ બોલ્યા દેવીનુ તે વચન સાભળી દાનવ મહિષાસુર કામમોહિત થઈ સુદર વાણીથી મધુર વચન બોલ્યો 'હે ઉત્તમ કેડના પાછલા ભાગવાળી ! હે સુદર મુખવાળી ! વિષ્ણુ શકર વગેરે સર્વ લોકપાલોને જીતી હુ કોમળ, સર્વાંગે સુદર અને પુરુષોને મોહ પમાડતી તને—સ્ત્રીને માર મારતા ડરુ છુ હે કમળ જેવા નેત્રવાળી ! તારી સાથે મારુ યુદ્ધ નુ યોગ્ય છે ? હે સુન્દરિ ! જો તને ગમે તો તુ વિવાહ કર અને મને સેવ નહિ તો જ્યાથી તુ આવી છે, ત્યા તારા દેશમા તારી ઈચ્છા પ્રમાણે તુ ચાલી જા હું તને મારીશ નહિ, કારણ કે તારી સાથે મે મિત્રતા કરી છે આ હિતકારી શુભ વાક્ય મે તને કહ્યુ છે, માટે તુ સુખેથી ચાલી જા, સુદર નેત્રોવાળી તને મારીને અતે મારી શી શોભા છે ? હે સુદર મુખવાળી ! સ્ત્રી હત્યા, બાળહત્યા ને બ્રહ્મહત્યા ઘણી ખરાબ છે હું તને હમણા પકડી ઘેર લઈ જાઉં, તોપણ મને કળ નથી જણાતુ, કેમ કે બળથી ભોગસુખ શી રીતે મળે ? હે સુદર કેશવાળી ! વિનયનમ્ર થઈ હું તને કહું છુ કે પુરુષને સ્ત્રીના મુખકમળ વિના સુખ થતુ નથી અને તે જ પ્રમાણે સ્ત્રીઓને પુરુષ વિના સુખ થતુ નથી સયોગમા સુખનો સભવ છે અને વિયોગમા દુ ખનો સભવ છે, (આ વાત તુ જાણતી નથી ?) તુ રૂપાળી અને સર્વે શણગારોથી સુશોભિત મનોહર સ્ત્રી છે, છતા તારામા ચતુરાઈ કેમ નથી, જેથી તુ મને સેવતી નથી ? અહો ! આશ્ચર્ય છે કે, ભોગોનો આ ત્યાગ તને કોઈ કે ઉપદેશ્યો છે ! ઓ પ્રિય બોલનારી ! આ લોકમા કોઈ તારા શત્રુએ તને ઠગી છે ઓ સુદરિ ! આ આગ્રહ તુ છોડી દે અને અતિ ઉત્તમ કાર્ય કર જો તુ વિવાહ કરીશ તો તને તથા મને પણ સુખ થશે. વિષ્ણુ લક્ષ્મીથી, બ્રહ્મા સાવિત્રીથી, શકર પાર્વતીથી અને ઇંદ્ર ઇંદ્રાણીથી શોભે છે, પતિ વિનાની કઈ સ્ત્રી કાયમી સુખ પામે છે ? જેથી હે કાળા કટાક્ષોવાળી ! તુ ઉત્તમ પતિ કરતી નથી ! હે સુદરિ ! આજે કામદેવ ક્યા ચાલ્યો ગયો છે, જે મદબુદ્ધિ અત્યત કોમળ અને મદ ઉપજાવનારા પાચે બાણોથી તને ખૂબ પ્રહાર કરતો નથી ! ઓ સુદરિ ! હું માનુ છુ કે મારી પેઠે કામદેવ પણ તારા પર દયાળુ થયો છે 'આ એક અબળા છે' એમ માનતો કામદેવ બાણો છોડતો નથી અથવા કામદેવને મારી સાથ કઈ પણ વેર છે, તેથી હે વાકા નેત્રોવાળી ! તે તારા પર બાણો છોડતો નથી અથવા મારા શત્રુ અને મારા સુખનો નાશ કરનારા દેવોએ તે કામદેવને અટકાવ્યો લાગે છે, તેથી તે તારા પર પ્રહાર કરતો નથી ઓ મૃગના બાળકના જેવા નેત્રોવાળી ! તુ મને ત્યજીને મદોદરીની પેઠે પશ્ચાત્તાપ કરીશ ઓ સુદરિ ! તે મદોદરી અનુકૂળ ઉત્તમ રાજાને છોડી પાછળથી જ્યારે કામપીડિત અને મોહથી વ્યાકુળ ચિત્તવાળી થઈ ત્યારે તેણે એક શઠને પતિ કર્યો હતો ' ૧—૬૫

**अनुकूलं पतिं पश्चात् सा चकार शठं पतिम् ।**
**कामार्त्ता च यदा जाता मोहेन व्याकुलान्तरा ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૧૬ મા સમાપ્ત

## અધ્યાય ૧૭ મો*

### મંદોદરીની કથા

व्यास उवाच

**इति श्रुत्वा वचस्तस्य देवी पप्रच्छ दानवम् ।**
**का सा मंदोदरी नारी कोऽसौ त्यक्ता नृपस्तया ॥**

વ્યાસ બોલ્યા તેનુ એ વચન સાભળી દેવીએ દાનવ મહિષાસુરને પૂછ્યુ કે, મદોદરી સ્ત્રી કોણ હતી તેણે જે રાજાને ત્યજ્યો હતો તે કોણ હતો, પાછળથી જેને તે વરી હતી, તે શઠ રાજા કોણ હતો, એ સ્ત્રી જે રીતે દુ ખ પામી હતી તે કથા તુ મને વિસ્તારથી કહે.

મહિષાસુર બોલ્યો પૃથ્વી પર પ્રખ્યાત સિંહલ નામનો દેશ છે તે ઘણા વૃક્ષોથી યુક્ત અને ધન ધાન્યની સમૃદ્ધિવાળો છે ત્યા ચદ્રસેન નામનો ધર્મ

* આ અધ્યાયમા દેવીને સમજાવવા માટે દૈત્ય મહિષાસુરે એકસઠ શ્લોકોથી મદોદરીની કથા કહી છે

પરાયણ રાજા હતો તે ન્યાયથી શિક્ષા કરનાર, શાત, પ્રજાપાલનમા તત્પર, સત્યવાદી, કોમળ, શૂરો, ક્ષમાવાન, નીતિનો સમુદ્ર, શસ્ત્રોને તથા સર્વ ધર્મોને જાણનાર અને ધનુર્વેદમા ખૂબ પારગત હતો તેને ગુણવતી નામની સુદર સ્ત્રી હતી તે પણ ઉત્તમ કટિ—પ્રદેશવાળી, અત્યત ભાગ્યશાળી, પવિત્ર, સદાચારી, અત્યત સુદર મુખવાળી, પતિભક્તિમા પરાયણ, મનોહર અને સર્વ લક્ષણોથી યુક્ત હતી તેણે પહેલા ગર્ભમા અતિ સુદર પુત્રીને જન્મ આપ્યો હતો મનને આનદ પમાડતી પુત્રીને પામી પિતા અત્યત સતોષ પામ્યો તેણે આનદયુક્ત થઈ 'મદોદરી' એવુ તેનુ નામ પાડયુ અત્યત મનોહર તે કન્યા ચદ્રની કળાની પેઠે હમેશા ઘણી વધવા લાગી અને તે દશ વર્ષની થઈ ત્યારે રાજા તેના વર માટે દરરોજ ચિંતામા રહેવા લાગ્યો (તે સમયે) મદ્રદેશનો અધિપતિ વીર સુધન્વા નામે રાજા હતો તેનો પુત્ર 'કબુગ્રીવ' નામે ઘણો જ બુદ્ધિમાન હોઈ અત્યત પ્રખ્યાત હતો સર્વ લક્ષણોથી યુક્ત અને સર્વ વિદ્યાઓના અર્થમા પારગત એ રાજકુમારને બ્રાહ્મણોએ કન્યાના ઉત્તમ વર તરીકે ચદ્રસેન રાજાને જણાવ્યો, ત્યારે રાજા ચદ્રસેને ગુણવતી નામની પોતાની પ્રિયાને પૂછ્યુ કે, 'સુદર વર્ણવાળી આપણી કન્યા હુ કબુગ્રીવને આપુ ને?' એટલે તે રાણીએ પતિનુ વચન સાભળી આદરપૂર્વક પોતાની પુત્રીને પૂછ્યુ કે, 'તારા પિતા કબુગ્રીવ સાથે તારો વિવાહ કરવા ઈચ્છે છે' તે સાભળી મદોદરીએ તે વેળા માતાને આ વચન કહ્યુ હુ પતિ નહિ કરુ મને પરણવાની ઈચ્છા નથી, હું તો કાયમ કુવારાપણાનુ વ્રત ધરી સમય ગાળીશ હે માતા! હું સ્વતત્રપણે સદા તીવ્ર તપશ્ચર્યા કરીશ, કેમ કે સસારસમુદ્રમા પરતત્રપણુ મહાદુખરૂપ છે શાસ્ત્ર જાણનારા પડિતો કહે છે કે, સ્વતત્રપણાથી મોક્ષ થાય છે, માટે હું મુક્ત થઈશ, મારે પતિનુ કઈ કામ નથી વિવાહ વખતે અગ્નિની સમક્ષ (કન્યાએ) પતિને વચન કહેવુ પડે છે કે, 'હું સર્વકાળ તમને સારી રીતે વશ થઈ છુ' વળી સસરાને ઘેર સાસુ, દિયર વગેરેનુ દાસીપણુ કરવુ પડે છે અને પતિના ચિત્તને અનુસરવુ તે પણ મોટામા મોટુ દુખ કહેવાય છે કદાચ પતિ જો બીજી સ્ત્રીને સેવે, તો મોટામા મોટુ એ શોક્યનુ દુખ પ્રાપ્ત થાય છે વળી તે સમયે પતિ પર ઈર્ષ્યા અને ક્લેશ પણ થાય છે હે માતા! સ્વપ્ન જેવા ધર્મવાળા આ સસારમા સ્વભાવથી જ પરતત્ર સ્ત્રીઓને ખાસ કરી સુખ કયા છે? હે માતા! મે સાભળ્યુ છે કે, પૂર્વે ઉત્તાનપાદનો પુત્ર અને ધ્રુવનો નાનો ભાઈ ઉત્તમ નામનો રાજા હતો તે સર્વ ધર્મોને જાણતો હતો, છતા તેણે ધર્મપરાયણ અને પતિભક્તિમા તત્પર સુદર સાધ્વી પત્નીને અપરાધ વિના વનમા ત્યજી હતી એવા દુખો પતિ હયાત હોય ત્યારે પણ સ્ત્રીઓને પ્રાપ્ત થાય છે કાળના યોગે પતિ મરણ પામે, ત્યારે પણ સ્ત્રી દુખનુ પાત્ર બને છે, કેમ કે વિધવાપણુ મોટા દુખરૂપ અને શોક તથા સતાપ કરાવનારુ છે પતિ પરદેશ જાય ત્યારે પણ ઘેર કામદેવરૂપ અગ્નિથી બળી જતી સ્ત્રીને ઘણુ જ દુખ થાય છે, આમ પતિના સગથી થતુ કયુ સુખ છે? માટે પતિ જ ન કરવો એવી મારી માન્યતા છે'

એમ મદોદરીએ કહેલી તેની માતાએ પોતાના પતિને કહ્યુ કે, 'રાજપુત્રી પતિને ઇચ્છતી નથી અને કુવારાપણાનુ વ્રત ધરી વ્રત જપ વગેરેમા તત્પર રહીને કાયમ સસારથી છૂટી રહેવા માગે છે વળી અનેક દોષો જાણવામા તે ચતુર છે, તેથી પતિ કરવાને ઈચ્છતી નથી' પોતાની સ્ત્રીનુ વચન સાભળી રાજા એમ ને એમ જ બેસી રહ્યો તેણે પુત્રીને પરણવાના ભાવથી રહિત જાણી તેનો વિવાહ ન કર્યો એમ મદોદરી માતાપિતાથી રક્ષાતી ઘરમા રહેવા લાગી જોતજોતામા સ્ત્રીઓમા કામદેવને પ્રકટ કરતા યૌવનના ફણગા તેનાગા ફૂટી નીકળ્યા તે વેળા પણ સખીઓએ વારવાર પ્રેરણા કર્યા છતા જ્ઞાનના અર્થવાળા પદો બોલતી તે મદોદરીએ પતિ કરવાની ઈચ્છા ન કરી એક સમયે દાસીઓના સમૂહથી સેવાતી તે સુદર મુખવાળી મદોદરી અનેક વૃક્ષોવાળા બગીચામા પ્રેમથી રમવા માટે ગઈ, ત્યા પાતળા પેટવાળી તે સુદરી રમવા લાગી, પુષ્પવાળી લતાઓને જોવા લાગી અને સખીઓથી વીંટાઈ પુષ્પો વીણવા લાગી તેવામા વીરસેન નામે અતિ પ્રખ્યાત મહાવીર કોસલ દેશનો રાજા દૈવયોગે તે માર્ગે આવી ચડયો તે એકલો રથ પર બેઠો હતો

અને કેટલાક સેવકોથી વીંટાયેલો હતો તેનુ સૈન્ય તેની પાછળ ધીમે ધીમે આવતુ હતુ મંદોદરીની એક સખીએ તે રાજાને દૂરથી જોયો ત્યારે તેણે મંદોદરીને કહ્યુ 'કોઈ પુરુષ રસ્તામા આવે છે, તે રથ પર બેઠો છે અને મોટી ભુજાઓવાળો તથા રૂપ વાન હોઈ જાણે બીજો કામદેવ હોય તેવો લાગે છે હુ માનુ છુ કે ભાગ્યના વશથી કોઈ રાજા આવી ચડયો છે' એમ તે સખી કહેતી હતી, તેટલામા એ કોસલરાજ ત્યા આવી પહોચ્યો કાળા કટાક્ષોવાળી તે કન્યાને જોઈ એ રાજા વિસ્મય પામ્યા અને રથ ઉપરથી એકદમ ઊતરી પડી તેણે દાસીને પૂછયુ 'વિશાળ નેત્રોવાળી આ બાળા કોણ છે? કોની પુત્રી છે? તુ મને જલદી કહે' એમ તેણે પૂછયુ ત્યારે ઉજ્જ્વળ હાસ્ય કરતી દાસી તેને કહેવા લાગી કે, 'હે વીર! પ્રથમ તમે કહો હે સુદર નેત્રોવાળા! હુ તમને પૂછુ છુ કે, તમે કોણ છો? અહીં કેમ આવ્યા છો? હમણા તમારે શુ કાર્ય છે, તે કહો' દાસી વડે એમ પૂછાયેલો રાજા તેને કહેવા લાગ્યો કે, 'પૃથ્વી પર અતિ અદ્ભુત કોસલ નામનો દેશ છે તેનુ પાલન કરનાર હું વીરસેન નામનો (રાજા) છુ હે પ્રિય દાસી! મારી ચતુરગી સેના ઘણી પાછળ આવે છે કોસલ દેશનો અધિપતિ હું માર્ગ ભૂલવાથી અહીં આવ્યો છુ, એમ તુ જાણ'

દાસીએ કહ્યુ 'હે રાજન્! મંદોદરી નામની આ ચદ્રસેન રાજાની પુત્રી છે કમળ સમાન નેત્રોવાળી એ બગીચામા રમવાની ઈચ્છાવાળી હોઈ અહીં આવી છે' દાસીનુ તે કહેવુ સાભળી રાજાએ તેને કહ્યુ કે, 'હે દાસી! તુ ચતુર છે રાજ પુત્રીને તુ જણાવ કે, 'હે સુદર નેત્રોવાળી! હું કકુત્સ્થ ના વશમા જન્મેલો રાજા છુ હે કામિની! ગાધર્વ વિવાહથી તુ મને પતિ કર હે સુદર કટિપ્રદેશવાળી! મારે સ્ત્રી નથી, માટે ઉમરે અદ્ભુત યૌવનવાળી, રૂપાળી તથા ઉત્તમ કુળવાળી સ્ત્રીને હું ઈચ્છુ છુ, અથવા તારો પિતા મને વિધિથી તારુ કન્યાદાન કરે તોપણ ઠીક છે, હું તારો અનુકૂળ પતિ થઈશ, એમા સશય નથી'

મહિષાસુરે કહ્યુ. એવુ તેનુ વચન સાભળી કામશાસ્ત્રમા કુશળ તે દાસીએ હસીને તે મંદોદરીને મધુર વાકય કહ્યુ 'હે મંદોદરિ! સૂર્યવશમા જન્મેલો રાજા આવ્યો છે તે રૂપવાન, બળવાન, મનોહર અને ઉંમરે તારા જેવો જ છે હે સુદરિ! તે રાજા તારા પર સપૂર્ણ પ્રીતિવાળો થયો છે હે વિશાળ નેત્રોવાળી! તારા પિતા પણ ખૂબ દુ ખ પામે છે અને તારો વિવાહ કાળ હોવા છતા તને વૈરાગ્યશાળી જાણી વારવાર નિસાસા નાખી તે રાજા અમને વારવાર આમ કહ્યા કરે છે કે, 'હે દાસીઓ! તમે સેવામા તત્પર રહી મારી આ પુત્રીને સમજાવો, પણ હઠ કરવામા તત્પર રહેતી તને અમે કહી શકતી નથી મનુએ કહ્યુ છે કે સ્વામીની સેવા કરવી એ સ્ત્રીઓનો પરમ ધર્મ છે, અને પતિને સેવતી સ્ત્રી સ્વર્ગને પામે છે, માટે હે વિશાળ નેત્રોવાળી! તુ વિધિપૂર્વક વિવાહ કર'

મંદોદરી બોલી હું પતિ નહિ કરુ હું તો અદ્ભુત તપ કરીશ હે મૂર્ખ દાસી! તુ એ રાજાને અટકાવ, તે નિર્લજ્જ થઈ મને કેમ જોયા કરે છે?

દાસી બોલી હે દેવિ! કામને જીતવો મુશ્કેલ છે આ જુવાનીનો સમય વિતાવવો કઠિન છે, માટે હે સુદરિ! મારુ હિતકારી વચન માનવા તુ યોગ્ય છે. નહિ તો નક્કી કોઈ દુ ખ આવશે, એ નિશ્ચય છે' એવુ તેનુ વચન સાભળી કન્યાએ તે સખીને કહ્યુ કે, દૈવના યોગે જે કઈ થવાનુ હોય તે ભલે થાઓ હે દાસી! એ વાત નક્કી છે કે, હું કોઈ રીતે વિવાહ નહિ જ કરુ

મહિષાસુરે કહ્યુ તેનો આ દુરાગ્રહ જાણી દાસીએ રાજાને કહ્યુ કે 'હે રાજા! તમે તમારી ઈચ્છા પ્રમાણે પધારો આ કન્યા ઉત્તમ પતિને ઈચ્છતી નથી' રાજા પણ તે વચન સાભળી મનમા ઉદાસ થઈ સ્ત્રી પ્રત્યે નિસ્પૃહ થઈ સેના સાથે કોસલ દેશ તરફ જતો રહ્યો ૧—૬૧

**नृपस्तु तद्वचः श्रुत्वा निर्गतः सह सेनया।**
**कोशलान् विमना भूत्वा कामिनीं प्रति निःस्पृहः॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં પંચમ સ્કંધ વિષે
અધ્યાય ૧૭ મો સમાપ્ત

# અધ્યાય ૧૮ મો*

## મંદોદરીની કથા ( ચાલુ ) ને મહિષાસુરવધ

महिष उवाच

**तस्यास्तु भगिनी कन्या नाम्ना चेन्दुमती शुभा।**
**विवाहयोग्या संजाता सुरूपाऽवरजा यदा ॥ १॥**

મહિષાસુરે કહ્યુ , એ મદોદરીની નાની બ્હેન ઈંદુમતી નામે હતી, તે સુદર રૂપવાળી શુભ કન્યા વિવાહ માટે યોગ્ય થઈ ત્યારે તેનો વિવાહ થયો ને સ્વયવર રચાયો તે મડપમા ઘણા દેશના રાજાઓ એકઠા થયા હતા ઈંદુમતી કોઈ બળવાન, રૂપવાન, કુલ તથા શીલથી યુક્ત અને સર્વ લક્ષણવાળા રાજાને વરી ત્યારે પેલી મદોદરી પણ કોઈ વ્યભિચારી રાજાને જોઈ કામાતુર થઈ અને દૈવના યોગે ચતુરાઈથી શોભતા તે નીચને પતિ કરવા તેણે ઈચ્છયો પાતળા અગ વાળી તે મદોદરીએ પિતાને કહ્યુ 'હે પિતા! આજે મદ્રદેશના રાજાને જોઈ મને ઈચ્છા થઈ છે, માટે તમે મારો વિવાહ કરો ' ચદ્રસેન પણ એકાતમા પુત્રીનુ તે વચન સાભળી પ્રસન્ન ચિત્તે તે કાર્ય માટે તત્પર થયો તેણે પેલા રાજાને ઘેર બોલાવી વિવાહ-વિધિથી મદોદરી કન્યાનુ દાન કર્યું અને પુષ્કળ પહેરામણી આપી ( મદ્રરાજ) ચારુદેષ્ણ પણ તે સુદરીને પામી ખુશ થયો અને એ રાજા પણ તે સ્ત્રી સાથે સતોષ પામી પોતાને ઘેર ગયો રાજાઓમા સિંહ સમાન તેણે એ સ્ત્રી સાથે ઘણા દિવસો સુધી આનદ—વિલાસ કર્યો, પછી કોઈક સમયે એક દાસની સ્ત્રી સાથે એકાત મા તે રમવા લાગ્યો ત્યારે દાસીએ તે મદોદરીને કહ્યુ, એટલે તેણે પણ પતિને તે પ્રમાણે ક્રીડા કરતો જોયો પછી ક્રોધાયમાન થયેલી તેણે ધીમેથી હસતા તે રાજાને ઠપકો દીધો વળી કોઈક વખત એકાતમા કોઈ સામાન્ય રૂપાળી સ્ત્રીને રમાડતો તથા લડાવતો તેને જોયો, ત્યારે મદોદરી તે જ સમયે ખેદ પામી (તે મન સાથે કહેવા લાગી કે,) આ લુચ્ચાને પહેલા જ્યારે સ્વયવરમા મે જોયો ત્યારે આવો જાણ્યો ન હતો, મે મોહથી આ શુ કર્યું? ખરેખર, આ રાજાએ મને ઠગી છે નિર્લજ્જ, નિર્દય અને નીચ આ રાજા વિષે હવે હુ શો સતાપ કરુ ? આવા પતિ ઉપર મને શી પ્રીતિ થાય? મારા જીવતરને હવે ધિક્કાર હો, આજથી માડી મે સસારમા પતિના સભોગથી થતુ સર્વ સુખ ત્યજ્યુ છે અને હવે મે સતોષ કર્યો છે મે નહિ કરવા યોગ્ય કાર્ય કર્યું છે, તે મને દુ ખદાયી થયુ છે જો હું દેહત્યાગ કરુ છુ, તો ટાળી ટળે નહિ એવી મોટી આત્મહત્યા લાગે છે જો હું તરત જ પિતાને ઘેર ચાલી જાઉં છુ, તો ત્યા પણ મને સુખ નહિ થાય, કેમ કે સખીઓમા હું હાસી પાત્ર થઈશ એમા સશય નથી માટે કાળના યોગે કામસુખ ત્યજીને મારે વૈરાગ્ય ધરીને હવે અહીં જ રહેવુ યોગ્ય છે

મહિષાસુરે કહ્યુ એમ વિચારી દુ ખ તથા શોકમા તત્પર રહેતી તે સ્ત્રી સસારના સુખ છોડી પતિને ઘેર જ રહી હતી માટે હે કલ્યાણિ! તુ પણ મારા જેવા રાજાનો અનાદર કરી પાછળથી કામ-પીડિત થઈને બીજા કોઈ મૂર્ખ દુષ્ટ પુરુષનો આશ્રય કરીશ સ્ત્રીઓ માટે હિતકારી મારુ સત્યવચન તું માન મારુ વચન નહિ માનીને તુ મોટા શોકને પામીશ એમા સશય નથી

દેવી બોલ્યા ઓ મૂઢાત્મા! તુ પાતાળમા ચાલ્યો જા અથવા હવે યુદ્ધ કર તને તથા સર્વ અસુરોને મારી હું સુખેથી ચાલી જઈશ હે દાનવ! જ્યારે જ્યારે સત્પુરુષોને દુ ખ થાય છે ત્યારે ત્યારે તેઓની રક્ષા કરવા હુ દેહ ધરુ છુ હે દૈત્ય! તુ નક્કી જાણ કે હુ રૂપરહિત તથા જન્મરહિત છુ, છતા મારુ રૂપ અને જન્મ દેવોના રક્ષણ માટે જ હોય છે હે મહિષાસુર! હું સત્ય કહુ છુ કે, તારો નાશ કરવા દેવોએ પ્રાર્થના કરેલી—હુ તને મારીને જ શાત થઈશ એમ તુ જાણ, માટે યુદ્ધ કર અથવા અસુરોના સ્થાનરૂપ પાતાળમા ચાલ્યો જા હું ખરેખર તારો નાશ કરીશ, આ તને હું સત્ય કહું છુ

વ્યાસ બોલ્યા તે દેવીએ એમ કહેતા દાનવ મહિષાસુર ધનુષ લઈ યુદ્ધ કરવા ઈચ્છતો ત્યા રણ ભૂમિ પર ઊભો રહ્યો તેણે કાન સુધી ખેચેલા, શિલા પર સજેલા બાણો વેગથી છોડયા એટલે દેવીએ

* આ અધ્યાયમા મંદોદરીની કથા સમાપ્ત કરી મહિષાસુરનો વધ પણ વિસ્તાર શ્લોકોથી કહેવાશે.

ક્રોધથી છોડેલા લોટાના મુખવાળા બાણોથી તે બાણોને કાપી નાખ્યા પછી અન્યોન્ય જય ઈચ્છતા દેવો તથા દાનવોને ભય આપતુ તે બનેતુ પરસ્પર યુદ્ધ થવા લાગ્યુ તેવામા વચ્ચે દુર્ધર દૈત્ય આવી દેવીને કોપ ઉપજાવતો ઝેર ચોપડેલા અતિ તીક્ષ્ણ બાણો દેવી સામે છોડવા લાગ્યો ત્યારે ક્રોધાયમાન થયેલા ભગવતીએ તીક્ષ્ણ બાણો તેને માર્યા, એટલે દુર્ધર તો મરણ પામી પર્વતના શિખરની પેઠે પૃથ્વી પર પછડાઈ પડ્યો તેને એમ મરાયેલો જોઈ શ્રેષ્ઠ અસ્ત્રવેત્તા ત્રિનેત્રે આવી સાત બાણો પરમેશ્વરીને માર્યા; પણ દેવીએ પોતાની પાસે પહોચ્યા પહેલા જ તે બાણોને બાણોથી કાપી નાખ્યા અને ત્રિશૂલથી ત્રિનેત્રને મારી નાખ્યો એમ ત્રિનેત્રને મરાયેલો જોઈ તુરત જ અધક ચઢી આવ્યો તેણે લોઢાની ગદાથી જલદી સિંહના મસ્તક પર પ્રહાર કર્યો એટલે ક્રોધાયમાન થયેલા સિંહે નહોરના પ્રહારથી મહાબળવાન તે અધકને એકદમ મારી નાખી તેનુ માસ ખાવા માડ્યુ એમ રણમા તે દૈત્યોને મરાયેલા જોઈ દાનવ મહિષાસુર વિસ્મય પામ્યો, તેણે શિલા પર સજેલા તીક્ષ્ણ બાણો ઝડપથી ફેંકવા માડ્યા, પરતુ દેવી અબિકાએ પોતાની પાસે પહોચ્યા પહેલા જ તે બાણોના બાણો વડે બે ટુકડા કરી નાખ્યા અને ગદાથી તે દૈત્યને છાતીમા માર્યો દેવોને પીડા કરનારો તે મહિષાસુર એ વેળા ગદાથી મરાઈને મૂર્છા પામ્યો, પણ તે પીડા સહન કરી એ પાપાત્માએ ફરી તરત ચાલીને ક્રોધયુક્ત થઈ સિંહના મસ્તક પર ગદાનો પ્રહાર કર્યો, ત્યારે સિંહે પણ નખના ઘાથી એ મહાન અસુરને ચીરી નાખ્યો. તે વખતે પુરુષતુ રૂપ છોડી દઈ તે મહિષાસુર પણ સિંહ થયો અને દેવીના અતિ ગર્વયુક્ત સિંહને નખ વડે ચીરી નાખવા લાગ્યો એમ તેને સિંહરૂપ થયેલો જોઈ દેવી ક્રોધાયમાન થયા અને લોઢાની અણીવાળા તથા સર્પ જેવા ક્રૂર, તીક્ષ્ણ બાણો તેના પર છોડવા લાગ્યા પછી તેણે સિંહતુ રૂપ છોડી દઈ મદઝરતો હાથી બની, પર્વતનુ શિખર સૂઢમા લઈને ચડિકા તરફ ફેંક્યુ જગદબા દેવીએ શિલા પર સજેલા બાણોથી સામે આવતા તે પર્વતના શિખરના તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા અને હાસ્ય કર્યુ તે વખતે સિંહ પણ કૂદીને તેના મસ્તક પર ચઢી બેઠો અને હાથીના રૂપવાળા મહિષાસુરને નખોથી ચીરી નાખવા લાગ્યો ત્યારે મહાબળવાન ક્રૂર મહિષાસુરે કોપથી સિંહને મારી નાખવાની ઈચ્છાથી હાથીતુ રૂપ છોડી અષ્ટાપદનુ રૂપ ધારણ કર્યુ એમ તેને અષ્ટાપદ થયેલો જોઈ દેવીએ ક્રોધાયમાન થઈ તલવારથી તેના મસ્તક પર પ્રહાર કર્યો, એટલે તેણે પણ તે વેળા તરત જ દેવીને પ્રહાર કર્યો. એમ તે બનેતુ અતિ ભયકારક યુદ્ધ થવા લાગ્યુ, ત્યારે પાડાનુ રૂપ ધરી મહિષાસુર બે શિંગડાઓથી દેવીને મારવા લાગ્યો ઘોર સ્વરૂપવાળા એ ભયાનક મહિષાસુર પૂછડુ ભમાવી તરત જ શિંગડાના પ્રહારોથી દેવીને મારવા લાગ્યો વળી પૂછડા વડે પર્વતોને શિંગડા પર લઈ ભમાવતો એ પાપાત્મા બળથી ફેંકવા લાગ્યો ને ખૂબ આનદથી હસવા લાગ્યો બળથી છકી જઈ તેણે દેવીને કહ્યુ કે, ' હે દેવિ ! રૂપ તથા યૌવનથી શોભતી તને આજે રણના મોખરે હુ મારીશ તુ મૂર્ખ અને મદગર્વિત છે, કારણ કે આજે તુ મારી સામે યુદ્ધ કરે છે ખરેખર તુ અત્યત મોહિત થયેલી, ખોટા બળવાળી અને કઠોર છે હુ તારો નાશ કરી કપટકુશળ દેવોને પણ મારી નાખીશ કે જે લુચ્ચા દેવો સ્ત્રીને આગળ કરી મને જીતવા ઈચ્છે છે '

દેવી બોલ્યા ઓ મૂઢાત્મા ! તુ ગર્વ કર મા, રણના મોખરે ઊભો રહેજે, ઊભો રહેજે, તારો નાશ કરી હુ ઉત્તમ દેવોને નિર્ભય કરીશ ઓ અધમ ! હમણા હુ મીઠી મદિરા પીને દેવોને દુ ખ દેતા તથા મુનિઓને ભય કરતા તને પાપીને રણમા કાપી+ નાખીશ

વ્યાસ બોલ્યા એમ કહી મદિરાથી ભરેલો સોનાનો કટોરો લઈ મહિષાસુરને મારવા ઈચ્છતા દેવી ક્રોધથી વારવાર મદિરા પીવા લાગ્યા દ્રાક્ષ જેવુ મીઠુ મદ્ય પીને દેવી તરત જ ત્રિશૂલ લઈ દેવગણોને હર્ષ ઉપજાવતા દાનવ મહિષાસુર સામે દોડ્યા તે વેળા દેવતાઓ પ્રેમથી તેમની સ્તુતિ અને પુષ્પોની વૃષ્ટિ

---

+ કાલિકાપુરાણમાં કહ્યા પ્રમાણે મહિષાસુર શિવનો ભક્ત હતો, તેથી બુદ્ધિપૂર્વક તેનો નાશ કરવો તે દેવીને યોગ્ય જણાયું નહિ; માટે જ મદિરાથી મદાંધ થઈ તેને મારવો તે યોગ્ય છે, આવા અભિપ્રાયથી દેવી આમ કહે છે.

કરવા લાગ્યા તેમ જ નગારાના અવાજ સાથે 'જય પામો, ઘણુ જીવો' એમ કહવા લાગ્યા આકાશમા ઊભેલા ઋષિઓ, સિદ્ધો, ગધર્વો, પિશાચો, સર્પો, ચારણો ને કિન્નરો યુદ્ધ જોઈ ખુશ થયા કપટ કરવામા કુશળ તે મહિષાસુર પણ જાતજાતના માયામય શરીરો ધરી યુદ્ધમા વારવાર દેવીને મારવા લાગ્યો ત્યારે ચડિકાએ પણ ક્રોધથી લાલ નેત્રોવાળા થઈ તીક્ષ્ણ ત્રિશૂળ વડે બળથી તે પાપીને હૃદયમા માર્યો એમ મરાયેલો એ રાક્ષસ પૃથ્વી પર ઢળી પડયો ને બે ઘડી સુધી મૂર્છા પામ્યો, પણ ફરી ઊભો થઈ તેણે વેગથી ચડિકાને ખાને પગથી પ્રહાર કર્યો એમ પગનો પ્રહાર કરી તે વારવાર હસવા લાગ્યો ને દેવોને ભય કરતો ક્રૂર અવાજો કરવા લાગ્યો પછી દેવીએ એક હજાર આરાવાળુ સુનાભ નામનુ ચક્ર હાથમા લઈ સામે ઊભેલા તે મહિષાસુરને ઉચ્ચ સ્વરે કહ્યુ 'ઓ મદાધ! તારા ગણુ કાપનારા આ ચક્રને હવે ક્ષણવાર સ્થિર થઈ તુ જોઈ લે અને પછી હમણા જ યમલોકમા ચાલ્યો જા' એમ કહી જગદબાએ તીક્ષ્ણ ચક્ર છોડયુ, એટલે એ ચક્રે દાનવ મહિષાસુરનુ મસ્તક રણમા કાપી નાખ્યુ, તે વેળા ગેરુવાળા પર્વતમા થી ઘણો જ લાલ ઝરણાનો જેમ પ્રવાહ ઝરે તેમ તેના ગળાની નળીમાથી ગરમ લોહી ઝરવા લાગ્યુ, અને તે દૈત્યનુ ધડ ભમતુ ભમતુ ભોય પર પડયુ, ત્યારે સુખને વધારતો દેવોનો જય શબ્દ થઈ રહ્યો તે વેળા અતિબળવાન સિંહ ભૂખથી જાણે પીડાતો હોય, તેમ યુદ્ધમા નાસી જવા તૈયાર થયેલ દાનવોને ખાવા લાગ્યો હે રાજા! એમ ક્રૂર મહિષાસુર મર્યો, ત્યારે કેટલાક દાનવો જે મરતા બચ્યા હતા, તેઓ ભયપીડિત થઈ પાતાળમા ચાલ્યા ગયા તે મહિષા સુર મરાયો ત્યારે દેવો, મુનિઓ, મનુષ્યો અને પૃથ્વી પર બીજા જે કોઈ સજ્જનો હતા, તેઓ પરમ આનદ પામ્યા પછી ચડિકા પણ રણ છોડીને શુભ પ્રદેશ પર બેઠા, એટલે તે સુખ દેનારા દેવીની સ્તુતિ કરવા ઈચ્છતા દેવો તરત જ ત્યા આવ્યા ૧–૭૦

**चण्डिकाऽपि रणं त्यक्त्वा शुभे देशेऽथ संस्थिता। देवास्तत्राऽऽययुः शीघ्रं स्तोतुकामाः सुखप्रदाम् ॥७०॥**

અધ્યાય ૧૮ મો સમાપ્ત

# અધ્યાય ૧૯ મો*

## દેવોએ કરેલી દેવીની સ્તુતિ

व्यास उवाच

**अथ प्रमुदिताः सर्वे देवा इन्द्रपुरोगमाः।**
**महिषं निहतं दृष्ट्वा तुष्टुवुर्जगदम्बिकाम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા પછી મહિષાસુરને મરાયેલો જોઈ અત્યત આનદ પામેલા ઈન્દ્રાદિ દેવો જગદબાની સ્તુતિ કરવા લાગ્યા

દેવો બોલ્યા હે ભગવતિ! તમારી જ શકિતથી યુક્ત થઈ બ્રહ્મા આ જગત સરજે છે, વિષ્ણુ પાળે છે ને અતકાળે મહેશ્વર સહારે છે, તમારી શકિતથી રહિત તે દેવો કઈ પણ કરવા સમર્થ થતા નથી, માટે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ કરનારા તમે જ છો તમે કીર્તિ, મતિ, સ્મૃતિ, ગતિ, કરુણા, દયા, શ્રદ્ધા, ધૃતિ, વસુધા, કમલા, જયા, પુષ્ટિ, કલા, વિજયા, ગિરિજા, રુદ્રશકિત, જપા—મત્રરૂપ, પુષ્ટિ, કલા, તુષ્ટિ, પ્રમા, બુદ્ધિ, ઉમા—ઈશ્વરશકિત અને લક્ષ્મી છો, તેમ જ વિદ્યા, ક્ષમા, મેધા અને આ જગતમા જે કાતિ છે, તે પણ તમે જ છો, એટલુ જ નહિ, પણ આ ત્રણે જગતમા જાણીતા તેમ જ આ સર્વ વિશ્વ રૂપ છો હે સમગ્ર લોકની નિવાસભૂમિ! આ તમારી શકિતઓ વિના તરત કઈ પણ કરવા કોણ સમર્થ છે? જો તમે ધારણાશકિતરૂપ ન હો, તો કૂર્માવતાર અને શેષનાગ પૃથ્વીને ધારણ કરવા કેમ સમર્થ થાય? હે અબ! તમે પૃથ્વીરૂપે ન હો, તો પુષ્કળ ભારવાળુ આ સમગ્ર જગત આકાશમા અદ્ધર કેવી રીતે રહે? હે માતા! જે લોકો બ્રહ્મા, વિષ્ણુ, શકર, સૂર્ય, ચદ્ર, અગ્નિ, યમ, વાયુ અને ગણપતિ વગેરે દેવોની સ્તુતિ કરે છે, તેઓ તમારી માયાના ગુણોથી અત્યત મૂઢ જ થયા છે, કેમ કે તે દેવો તમારા વિના કોઈ પણ કાર્ય કરવા શુ સમર્થ છે? હે અબ! જે લોકો અત્યત વિસ્તાર પામેલા યજ્ઞના અગ્નિમા દેવોને ઉદ્દેશીને પુષ્કળ હવ્ય પદાર્થ હોમે છે, તેઓ પણ ઓછી બુદ્ધિ-વાળા જ છે, કેમ કે જો તમે સ્વાહારૂપે ન હો તો એ

* આ અધ્યાયમા દેવોએ મહાદેવીની સ્તુતિ કરી તે સાદીને તાજીસ શ્લોકોથી કહેવાશે.

દેવો હોમેલા હવ્યને કેવી રીતે પામે? છતા એ મૂર્ખાઓ (સર્વ દેવોને છોડી) સાક્ષાત્ તમારુ જ પૂજન કેમ કરતા નથી? હે ભગવતિ! તમે જ સ્થાવર જંગમ સર્વ પ્રાણીઓને ભોગ આપનારા છો, કારણ કે પોતાના અશરૂપ ચોવીસ તત્ત્વોથી તમે જ કાયમ દરેકને (પ્રારબ્ધકર્મના ભોગ માટે) જીવન આપો છો હે માતા! પોતાના ભક્ત દેવોનુ તમે જેમ પોષણ કરો છો, તેમ જ પોતાના શત્રુ—દૈત્યોનુ પણ તમે પાલન કરો છો, આ કારણથી જણાય છે કે, તમે જ સર્વને ભોગ આપનારા છો હે માતા! જેમ ગમ્મતથી વનમા પોતે વાવેલા વૃક્ષો વાઝિયા, પાદડા વિનાના ને કડવા હોય છતા ડાહ્યા માણસો તેઓને કોઈ રીતે પણ ઉખેડી કાઢતા નથી (પણ પોષ્યા જ કરે છે), તે જ પ્રમાણે તમે પણ દૈત્યોને (તેમના અધમ કર્મોને લીધે જાતે જ ઉત્પન્ન કરી) ખૂબ પાળો જ છો હે દેવિ! અમારા શત્રુ દૈત્યોને બીજા દેહથી પણ દેવાગનાઓમા કામક્રીડા કરવાની બુદ્ધિ વાળા જાણી (આ બિચારા ભલે સ્વર્ગમા જાય ને દેવાગનાઓને ભોગવે—એવો) કરુણા રસ ધારણ કરતા તમે રણના મોખરે બાણોથી જે મારો છો તે આ તમારુ ચરિત્ર (અયોગ્ય નથી પણ) તેઓની ઈચ્છા પૂર્ણ કરવા માટે જ છે× હે માતા! જે દૈત્યાને માટે તમે દેહ ધરો છો, તે પ્રસિદ્ધ પ્રભાવવાળા આ દૈત્યો કેવળ તમારી ઈચ્છાથી જ પ્રાણરહિત થતા નથી એ આશ્ચર્ય છે (કેમ કે તમારી ઈચ્છાથી જ દૈત્યાનો નાશ તથા તેઓને સ્વર્ગપ્રાપ્તિ અનાયાસે થવા સભવ છે, તે માટે તમારે અવતાર લેવાની કઈ જરૂર નથી, છતા તમે જે અવતાર લો છો,) એમા તમારો ક્રીડારસ એ જ કારણ હોય છે એમ લાગે છે, બીજુ કઈ જ કારણ નથી અહો! અત્યત ખેદની વાત છે કે, અત્યત દુષ્ટ આ કળિકાળ આવી પહોચ્યો છે, છતા જે લોકો તમને ભજતા નથી, તેઓને ધુતારા પુરાણચતુર—પારાણિકોએ ખરેખર ઠગ્યા છે અને (ઠગીને) તમે જ ઉત્પન્ન કરેલા વિષ્ણુ, શકર વગેરે દેવોની સેવામા તત્પર કરી દીધા છે (અફસોસ! લોકોના ભાગ્ય જ અવળા જણાય છે) હે દેવિ! તમારે વશ રહેતા દૈત્યોએ પીડેલા અને ભાગેલા અભિમાનવાળા દેવોને જાણ્યા છતા જે લોકો પૃથ્વી પર ભાવયુક્ત થઈ તે દેવોને ભજે છે, તેઓ ખરેખર અત્યત તેજસ્વી દીવો હાથમા લઈ પાણી વિનાના અતિ ભયાનક કૂવામા પડે છે (હાથે કરી હેરાન થાય છે) હે માતા! સુખ આપતી વિદ્યા તમે જ છો અને દુ ખ આપતી અવિદ્યા પણ તમે જ છો, લોકોના જન્મની પીડા હરનારા મોક્ષદાત્રી પણ તમે જ છો (આમ સર્વસ્વરૂપ તમે જ છો એમ સમજી) મોક્ષાર્થી મુનિઓએ તમને આરાધ્યા છે, પણ ભોગમા તત્પર રહેતા મદબુદ્ધિ અજ્ઞાનીઓએ તમને આરાધ્યા નથી! (તેનુ ફળ સસારમા અથડાવારૂપે તેઓને મળ્યા જ કરે છે) બ્રહ્મા, શકર, વિષ્ણુ તથા બીજા દેવો પણ શરણ લેવા યોગ્ય તમારા ચરણકમળને કાયમ ભજે છે છતા જે ઓછી બુદ્ધિવાળા લોકો તે આપના ચરણકમળને મનથી ભજતા નથી, તેઓ ભ્રમિત થઈ કાયમ સસારસમુદ્રમા પડયા કરે છે હે અહિ! તમારા ચરણકમળથી ઊડેલી રજના પ્રસાદથી (એટલે તમારા ચરણની રજને પ્રસાદરૂપે મસ્તકે ધરવાથી) બ્રહ્મા સૃષ્ટિના આદિકાળ સમગ્ર જગતને સર્જે છે વિષ્ણુ પાળે છે અને શિવ સહારે છે છતા જ મનુષ્ય તમને સેવતો નથી, તે આ લોકમા ખરેખર દુર્ભાગી છે હે દેવિ! દેવો તથા અસુરોની પણ વાણીની અધિષ્ઠાત્રી દેવતા તમે જ છો, કારણ કે તમે તેઓના મુખમા જો ન વસો, તો મોટા મોટા દેવો પણ બોલવા સમર્થ ન થઈ શકે, (આ વાત અનુભવસિદ્ધ જણાય છે,) કારણ કે જે લોકો વાણીની અધિષ્ઠાત્રી દેવતા વિનાના—મૂગા હોય છે, તેઓ (મોઢુ હોવા છતા) બોલી શકતા નથી

× આ શ્લોકમા આ ભાવ છે દૈત્યોનો નાશ કરવામા દેવીનો અભિપ્રાય આવો હોય છે કે, દેવોના ભોગને ઇચ્છતા દૈત્યોને જો નહિ મારુ તો તેઓને તે ભોગો શી રીતે મળશે? કેમ કે દૈત્યો તામસી પ્રકૃતિવાળા હોય છે તેથી તેઓ યજ્ઞાદિ દ્વારા સ્વર્ગમા જઈ શકશે નહિ અને સ્વર્ગમા ગયા વિના દિવ્ય ભોગો તેઓને મળશે નહિ, માટે મારા શસ્ત્રોથી પવિત્ર કરી તેઓને હુ સ્વર્ગમા પહોચાડુ ને દેવતાઈ ભોગો અપાવુ. આવી દયા લાવી તેઓના કલ્યાણ માટે જ ભગવતી દૈત્યોને મારે છે

હે માતા! વિષ્ણુને તો કોપ પામેલા ભૃગુઋષિએ શાપ દીધો હતો! તેથી મત્સ્ય, કૂર્મ ને વરાહરૂપે તે ઇચ્છા પ્રમાણે અવતર્યા હતા અને પાછળથી નૃસિંહરૂપે તથા છળ કરતાર વામનરૂપે પૃથ્વી પર જન્મ્યા હતા, આમ (પરાધીન થઈ) અવતારો લેતા તેમને શુ મૃત્યુભય ન હોય? (અર્થાત્ જેઓ પોતે બીજાઓના શાપને વશ થઈ સંસારમા ભટકયા અને પોતાનુ પણ કલ્યાણ કરી ન શકયા તેઓ બીજાનુ કલ્યાણ શુ કરવાના હતા?) હે માતા! વનમા ગયેલા શકરનુ લિંગ પણ તે ભૃગુઋષિના શાપથી પૃથ્વી પર પડી ગયુ હતુ, આ વૃત્તાત પ્રસિદ્ધ છે, (આમ જે પોતાના લિંગનુ પણ રક્ષણ કરવા સમર્થ થઈ શકયા નહિ) તે કપાલધારી શકરને જે લોકો પૃથ્વી પર ભજે છે તેઓને આ લોકમા કે પરલોકમા સુખ કેવી રીતે થાય? તેમ જ હાથીના જેવા મુખવાળા જે ગણપતિ મહાદેવ થકી જન્મ્યા છે તેમને જે લોકો ભજે છે તેઓ પણ વ્યર્થ તેમને શરણે જાય છે, કારણ કે હે દેવિ! સમગ્ર પુરુષાર્થોરૂપી ફળને આપતા, વિશ્વની માતા અને સુખેથી સેવવા યોગ્ય તમને તેઓ જાણતા નથી હે દેવિ! તમે દયાળુપણાથી શત્રુવર્ગને પણ તીક્ષ્ણ બાણોથી રણમા મારી સ્વર્ગલોકમા પહોચાડયા છે, એ એક વિલક્ષણ ચમત્કાર કર્યો છે + નહિ તો પોતાના કર્મથી મેળવેલા નરકમા મોટા દુખ કરતા પણ ઘણા મોટા દુખની પ્રાપ્તિરૂપ આપત્તિને જ તેઓ પામત બ્રહ્મા, શિવ તથા વિષ્ણુ—એ દેવો પણ તમારા ગૌરવનો પ્રભાવ જાણતા નથી, તો પછી અમાપ પ્રભાવવાળા તમારા સત્ત્વાદિ ગુણોથી અત્યત મોહિત થયેલા બીજા કયા દેવો કે મનુષ્યો તમારો પ્રભાવ જાણવા સમર્થ છે? હે માતા! જે મુનિઓ તમારા ચરણકમળને ભજતા નથી અને (પ્રત્યક્ષ દેખાતા) સૂર્ય તથા અગ્નિની સેવામા તત્પર રહે છે (અર્થાત અગ્નિહોત્રાદિ કર્મો કરવામા જ મચ્યા રહે છે), તેઓ અત્યત મૂઢ ચિત્તવાળા હોઈ વ્યર્થ

+ અર્થાત્ કહેવાનો અભિપ્રાય આ છે કે, જો દયા હોય છે, તો જેના પર દયા દાખવાય છે, તેનો નાશ કરી શકાતો નથી અને શત્રુ પર કોઈને દયા હોતી પણ નથી, ત્યારે દેવીએ તો બને વસ્તુ કરી બતાવી એ ચમત્કાર છે

કલેશને જ પામે છે, કારણ કે સેકડો શ્રુતિઓથી પણ તેઓએ વેદના સારરૂપ સાચા તત્ત્વને જાણ્યુ જ નથી હે માતા! તમારા સત્ત્વાદિ ગુણો પૃથ્વી પર પ્રસિદ્ધ પ્રભાવવાળા છે, કે જેઓ (પુરુષોમા દાખલ થઈ તેઓની) પોતાની બુદ્ધિથી રચાયેલા વિવિધ શાસ્ત્રો દ્વારા લોકો વિષ્ણુ, શકર, સૂર્ય તથા ગણેશમા તત્પર કરી તમારી ઉપરના ભકિતભાવથી રહિત કરે છે એમ માનીએ છીએ હે અબિકે! વિષ્ણુ તથા શકરની પૂજા અને ભકિતનુ પ્રતિપાદન કરતા પોતે રચેલા શાસ્ત્રોથી જે લોકો મોટા મોટા પુરુષોને પણ તમારા ચરણથી વિમુખ કરે છે, તેઓ પર તમે કોપ કરતા નથી, પણ (ઊલટા) તેઓના પર દયા કરો છો અને મોહક મત્રોમા નિપુણ એ લોકોને અત્યત પ્રસિદ્ધ કરો છો (આ ઉપરથી જણાય છે કે) બીજા દેવોની ઉપાસના પણ તમને ગમે છે, નહિ તો તે દેવોના મનો તથા શાસ્ત્રોના ઉપદેશકોનુ તમે કલ્યાણ જ કેમ કરો? ઊલટા, તેઓ તો નાશને યોગ્ય છે, છતા કઈક હલકા ફળ આપીને પણ તમે તેઓનુ કલ્યાણ જ કરો છો, તેથી જણાય છે કે તેઓનો પ્રચાર પણ તમને ગમે જ છે સત્ય-યુગમા અતિ શુદ્ધ સત્ત્વગુણનુ ઘણુ જ બળ હોય છે, તેથી એ યુગમા ખોટા શાસ્ત્રોનો નાશ થઈ જાય છે (અને તમારી ઉપાસના સ્થિર થાય છે) પણ કલિયુગમા (કવિપણાના અભિમાનવાળા) ચાલાક કવિઓ તમને ઢાકી દે છે અને તમે પોતે જ ઉત્પન્ન કરેલા દેવગણોને સારી રીતે સ્તવે છે (આ કારણથી કલિયુગમા તમારી ઉપાસના ઓછી થાય છે) અત્યત વિશુદ્ધ અતકરણવાળા જે મુનિઓ પૃથ્વી પર મુક્તિરૂપ ફળને આપનારી યોગસિદ્ધિ પરાવિદ્યાનુ (એટલે તે વિદ્યારૂપ તમારુ) ધ્યાન કરે છે, તેઓ માતાના પેટમા (જન્મ ધરવારૂપ) દુખને પામતા નથી અર્થાત જન્મમરણના દુખથી તેઓ મુકત થાય છે આમ જેઓ તમારામા લીન થાય છે, તે મનુષ્યો જ ધન્ય અથવા કૃતાર્થ છે પરમાત્મામા પણ ચૈતન્યશકિત છે તેથી જ તે પણ જગતમા પ્રસિદ્ધ થાય છે અને જગતની ઉત્પત્તિ વગેરે કાર્યોના કરનાર થઈ શકે છે આમ તમારા

વિના એવો કયો પુરુષ છે કે જે કેવળ પોતાની જ શક્તિથી આ લોકમાં કંઈ કરવા, વિહાર કરવા કે ચાલવા પણ સમર્થ થઈ શકે છે? હે જગદંબ! ચૈતન્ય શક્તિ વિનાના (ચોવીસ) તત્ત્વો, જગતની રચના કરવા શું સમર્થ છે? (નથી જ) કારણ કે તેઓ તો જડ છે વળી હે દેવિ! ઇંદ્રિયો પણ ગુણકર્મોથી યુક્ત હોવા છતાં તમારાથી જો રહિત હોય, તો ફળ આપવા (એટલે પોતપોતાના વિષયો ગ્રહણ કરવા) શું સમર્થ થઈ શકે? (ન જ થઈ શકે) હે અંબ! યજ્ઞોમાં પણ સ્વાહારૂપ સાધન તરીકે તમે જો ન હો તો દેવો વિધિ પ્રમાણે મુનિઓએ હોમેલા તથા આપેલા પોતાના ભાગને શું લઈ શકે? (ન જ લઈ શકે) આમ, તમે જ વિશ્વને પાળો છો હે ભગવતિ! સર્ગના આરંભમાં આ સમગ્ર જગત તમે જ રચ્યું છે અને વિષ્ણુ, શંકર વગેરે દિક્પાલોને પણ તમે જ પાળો છો; તેમ જ પ્રલયકાળ આખાય જગતને તમે જ ખાઈ જાઓ છો આ તમારું ચરિત્ર શંકર વગેરે પણ જાણતા નથી, તો ઓછા ભાગ્યવાળા દેવો તથા મનુષ્યો ક્યાંથી જાણે? હે માતા! પાડાનું રૂપ ધારણ કરતા મહા ઉગ્ર અસુરને મારીને તમે આ દેવગણની રક્ષા કરી છે હે માતા! વેદો પણ તમારું સ્વરૂપ બરાબર જાણતા નથી, તો મંદબુદ્ધિવાળા અમે તમારી શી સ્તુતિ કરી જાણીએ? હે પ્રસિદ્ધ પ્રભાવવાળા માતા! જગતમાં કાંટા જેવો અને મહામુશ્કેલીએ વશ થઈ શકે એવો અમારો આ દુરાત્મા શત્રુ તમે માર્યો, તે જગતમાં એક (મોટું) કાર્ય કર્યું છે તમે પોતાની કીર્તિને જગતમાં પ્રકટ કરી છે અને આ રીતે જ તમે જગત પર કૃપા કરજો ને અમારું રક્ષણ કરજો

વ્યાસ બોલ્યા દેવોએ એમ સ્તુતિ કરેલા દેવી કોમળ સ્વરે તેઓને કહેવા લાગ્યા 'હે ઉત્તમ દેવો! બીજું જે કંઈ કરવું મુશ્કેલ કાર્ય હોય તે તમે કહો જ્યારે જ્યારે દેવોનું અતિ કઠિન કાર્ય આવી પડે, ત્યારે ત્યારે તમારે મારું સ્મરણ કરવું; એટલે તરત જ એ આપત્તિનો હું નાશ કરીશ.'

દેવો બોલ્યા હે દેવિ! દમનના અમારા શત્રુ આ મહિષાસુરને તમે જે માર્યો, તેથી અમારાં બધાં કાર્યો તમે કરી જ દીધાં છે હે અંબ! તમારા ચરણકમળનું હમેશાં અમે સ્મરણ કરીએ, તેમ તમે કરો અને હે જગતના માતા! તમારામાં અચળ ભક્તિ પણ અમને આપો હજારો અપરાધોને મહા માતા જ સહન કરે છે એમ જાણી લોકો જગતનું ઉત્પત્તિસ્થાન તમને કેમ નથી ભજતા? આ દેહરૂપી વૃક્ષમાં (જીવાત્મા ને પરમાત્મા—એ) બે પક્ષીઓ રહે છે તેઓ બન્નેને કાયમી મિત્રતા છે, ત્રીજો મિત્ર તેમનો કોઈ જ નથી; જે અપરાધ ને સહન કરે! માટે જીવ પોતાના મિત્ર તમને ત્યજીને શું કરશે? મન, વચન તથા કર્મોથી અમે વારંવાર આ સત્ય કહીએ છીએ કે જે પુરુષ દેવયોનિ તથા મનુષ્યયોનિમાં અતિ દુર્લભ દેહ પામી તમારું સ્મરણ કરતા નથી, તે નરાધમ, પાપાત્મા અને મંદભાગી છે હે દેવિ! સુખમાં અથવા દુઃખમાં તમે અમારું અદ્ભુત શરણ છો, માટે તમારાં સર્વ ઉત્તમ આયુધોથી તમે અમારું કાયમ રક્ષણ કરજો તમારા ચરણકમળની રજ વિના બીજું કંઈ અમારું શરણ નથી

વ્યાસ બોલ્યા દેવોએ એમ સ્તુતિ કરેલા દેવી ત્યાં જ અદૃશ્ય થયા, એટલે તેમને ગયેલા જોઈ, દેવો પરમ વિસ્મય પામ્યા ૧૪૩

एवं स्तुता सुरैर्देवी तत्रैवान्तरधीयत।
विस्मयं परमं जग्मुर्देवास्तां वीक्ष्य निर्गताम्॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં પંચમ સ્કંધ વિષે અધ્યાય ૧૯ મો સમાપ્ત

## અધ્યાય ૨૦ મો*

### મહિષાસુરના નાશ પછી જગતમાં આનંદ

जनमेजय उवाच

भयादभुतं वीक्ष्य मुने प्रभाव
देव्या जगच्छान्तिकरं वरं च।
न तृप्तिरस्ति द्विजवर्य शृण्वतः
कथाऽमृतं ते मुखपद्मजातम् ॥ १ ॥

જન

* જે કલ્યાણ થયું, તે ૫ શ્લોકોથી વર્ણવાય.

દેવીનો જગતમા શાતિ કરનાર અને શ્રેષ્ઠ અદ્ભુત પ્રભાવ જોઈ તમારા મુખકમળથી ઉત્પન્ન થયેલુ કથામૃત સાભળતા મને તૃપ્તિ થતી નથી જે સમયે દેવી અદૃશ્ય થયા, તે વખત દેવો વગેરેએ શુ કર્યુ હતુ? ખરેખર, દેવીનુ પરમપવિત્ર ચરિત્ર મનુષ્યને થોડા પુણ્યોથી તો દુર્લભ જ છે ઓછો ભાગ્યશાળી ન હોય તેવો કયો મહાભાગ્યવાન અને કાનમા સારા છિદ્રવાળો મનુષ્ય દેવીના કથામૃતથી તૃપ્તિ પામે? જેને પીવા—સાભળવાથી મનુષ્ય અમરપણુ પામે છે, તે કથામૃતને જેઓ આદરપૂર્વક પાન—શ્રવણ કરતા નથી, તે મનુષ્યોને ધિક્કાર હો! મહામુનિઓની રક્ષાની કથાઓવાળુ અને સસારસમુદ્રથી મનુષ્યોને તારનારુ જગદબાનુ લીલાચરિત્ર કૃતજ્ઞ પુરુષ કેમ છોડે? જે કોઈ મુક્ત મુમુક્ષુ અને રોગી સસારીઓ છે, તે સર્વને કાયમ કાનરૂપી પડિયાઓથી પીવા યોગ્ય અને સર્વ પુરુષાર્થો આપનારુ દેવીચરિત્ર છે, એમ વેદવેત્તાઓ કહે છે હે મુને! ધર્મ, અર્થ તથા કામમા હમેશા તત્પર રાજાઓને તો આ દેવીચરિત્ર ખાસ કરી સાભળવા યોગ્ય છે, કારણ-કે મુક્ત પુરુષો પણ દેવીનુ જે કથામૃત પીએ છે તેને, જેઓ મુક્ત ન હોય, તેઓએ કેમ પીવુ ન જોઈએ? જેઓએ પૂર્વજન્મમા ઉત્તમ મોગરાના તથા ચપાના પુષ્પોથી અને બિલ્વપત્રોથી દેવીને પૂજ્યા હોય તેઓ પૃથ્વી પર ભોગયુક્ત રાજાઓ થાય છે, એમ અનુમાનથી જાણવુ જોઈએ તેઓ ભારતના ભૂમિભાગ પર મનુષ્યદેહ પામી ભક્તિહીન રહે છે અને જેઓએ દેવીને પૂજ્યા નથી તેઓ ધન—ધાન્યરહિત, રોગી તથા સતતિ વિનાના થાય છે વળી તેઓ હમેશા પારકા દાસ, પારકી આજ્ઞા ઉઠાવનાર અને કેવળ ભાર ઊંચકનારા (મજૂરો) થઈ ભમ્યા કરે છે, એટલુ જ નહિ પણ રાતદિવસ સ્વાર્થપરાયણ રહેતા તેઓ માત્ર પેટ પૂરતુ પણ કદી મેળવી શકતા નથી જેઓ પૃથ્વી પર આધળા, મૂગા, બહેરા, લગડા, કોઢિયા અને દુખપાત્ર હોય છે, તેમા વિદ્વાનોએ અનુમાન કરી જાણી લેવુ જોઈએ કે, તેઓએ કદી ભગવતીને સેવ્યા નથી પણ જેઓ રાજાના ભોગવાળી સમૃદ્ધિઓથી પૂર્ણ હોઈ અનેક મનુષ્યોથી સારી રીતે સેવાતા હોય અથવા વૈભવપૂર્ણ દેખાય છે, તેઓએ ભગવતીને પૂજ્યા જ છે, એમ અનુમાનથી જાણવુ માટે હે સત્યવતીના પુત્ર! હજી પણ દેવીનુ ઉત્તમ ચરિત્ર કૃપા કરી તમે કહો, તમે દયાળુ છો દેવોથી સ્તવાયેલા, પૂજાયેલા અને સર્વ દેવોના તેજમાથી ઉત્પન્ન થયેલા તે મહાલક્ષ્મી પાપી મહિષાસુરનો નાશ કરી કયા ગયા હતા? હે મહાભાગ! તમે કહ્યુ કે તે ભુવનેશ્વરી તરત જ અદૃશ્ય થયા, પણ સ્વર્ગમા કે મૃત્યુલોકમા રહ્યા અથવા ત્યા જ લય પામ્યા કે વૈકુઠમા વસી રહ્યા અથવા મેરુ પર્વત પર ગયા, તે હવે બરાબર મને કહો

વ્યાસ બોલ્યા પ્રથમ મે તમને કહ્યુ જ છે કે, મનોહર મણિદ્વીપ દેવીનુ હમેશનુ ક્રીડાસ્થાન છે અને તેમને પરમપ્રિય કહેવાય છે, જ્યા બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ પણ સ્ત્રીપણુ પામ્યા હતા અને ફરી પુરુષપણુ પામી પોતાના કાર્યો કરી રહ્યા છે વળી જે દ્વીપ ક્ષીરસમુદ્રની વચ્ચે આવેલો અને પરમ શોભાયમાન છે, ત્યા અબિકા અનેક પ્રકારના રૂપોથી કાયમ આનદ કરે છે જ્યા સનાતની માયાશક્તિ હમેશા રમે છે, ત્યા જ દેવોએ સ્તવેલા ને પૂજેલા શિવાદેવી ગયા હતા સર્વના ઈશ્વરી તે દેવીને ગયેલા જોઈ, દેવોએ મહિષાસુરના ઉત્તમ રાજ્યાસન પર સૂર્યવશમા જન્મેલા મહાબળવાન અને સર્વ લક્ષણોથી યુક્ત અયોધ્યાના અધિપતિ વીર શત્રુઘ્ન નામના રાજાને રાજા તરીકે સ્થાપ્યો હતો એમ તેને રાજ્ય આપી તે સમયે ઇદ્ર વગેરે સર્વ દેવો પોતપોતાના વાહનો દ્વારા પોતપોતાના સ્થાનોમા ગયા હતા હે રાજા! તે દેવો ગયા ત્યારે પૃથ્વી પર ધર્મરાજ્ય થયુ અને પ્રજાઓ સુખી થઈ મેઘ યોગ્ય સમયે વરસવા લાગ્યા, પૃથ્વી ધાન્યના ગુણોથી વ્યાપ્ત થઈ અને વૃક્ષો કાયમ ફળ—પુષ્પવાળા થઈ સુખદાયી થયા ગાયો પુષ્કળ દૂધ આપનારી, ઘડા સમાન અડાણવાળી અને મનુષ્યોને ઈચ્છિત આપનારી થઈ નદીઓ સારે માર્ગે વહેતી, સ્વચ્છ, શીતળ જળવાળી તથા પક્ષીઓથી વ્યાપ્ત બની બ્રાહ્મણો વેદતત્ત્વપરાયણ તથા યજ્ઞકર્મમા તત્પર થયા ક્ષત્રિયો ધર્મમા જોડાયેલા રહી દાન તથા અધ્યયનમા તત્પર થયા. સર્વ રાજાઓ શસ્ત્ર-

વિદ્યામા તથા હમેશા પ્રજારક્ષણમા તત્પર રહી ન્યાયથી દડ કરનાર અને શમપરાયણ થયા સર્વ પ્રાણીઓમા વિરોધ ન રહ્યો, ખાણો મનુષ્યોને ધન આપનારી થઈ ને નેસડાઓ ગાયોના ટોળાથી વ્યાપ્ત થયા હે શ્રેષ્ઠ રાજા! પૃથ્વી પર સર્વ બ્રાહ્મણો, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રો દેવીભક્તિમા તત્પર થયા સર્વ સ્થળે યજ્ઞોના સ્તભો તથા મનોહર મડપો દેખાવા લાગ્યા અને બ્રાહ્મણો તથા ક્ષત્રિયોએ કરેલા યજ્ઞોથી પૃથ્વી વ્યાપ્ત બની સ્ત્રીઓ પતિવ્રતને ધારણ કરતી, સુશીલ અને સત્યનિષ્ઠ થઈ ને પુત્રો પિતાની ભક્તિમા તત્પર તથા ધર્મપરાયણ થયા પૃથ્વી પર કોઈ પણ સ્થળે પાખડ કે અધર્મ ન રહ્યો અને વેદવાદો, શાસ્ત્રવાદો તથા બીજા વાદો થવા લાગ્યા કોઈને કુજિયો થતો જ ન હતો ને કોઈનામા દીનતા કે અશુભ બુદ્ધિ રહી જ નહિ સર્વ સ્થળે લોકો સુખી થયા ને મરણ પણ સમયે જ થવા લાગ્યુ મિત્રોનો વિયોગ થતો ન હતો, આપત્તિઓ કદી પણ ન હતી અને મનુષ્યોને દુ ખદાયી અનાવૃષ્ટિ દુષ્કાળ કે મરકી ન થતા, રોગ, અદેખાઈ કે પરસ્પર વિરોધ ન રહ્યો અને સર્વ સ્થળે પુરુષો તથા સ્ત્રીઓ સુખી થયા સ્વર્ગમા જેમ દેવગણો આનદ કરે છે, તેમ મનુષ્યો આનદ કરવા લાગ્યા અને ચોરો, પાખડીઓ, ઠગારા કે દભી ન રહ્યા હે રાજા! તે સમયે ચાડિયા, લપટ, અક્કડ, અભિમાની, વેદનો દ્વેષ કરનારા તથા પાપી મનુષ્યો ન હતા પણ બધા ધર્મપરાયણ અને બ્રાહ્મણોની સેવામા કાયમ તત્પર રહેતા સૃષ્ટિનો ધર્મ ત્રણ પ્રકારનો હોવાથી બ્રાહ્મણો પણ (મહિષાસુરના નાશ પહેલા) ત્રણ પ્રકારના હતા સાત્ત્વિક રાજસ અને ત્રીજા તામસ તેમા બધા સાત્ત્વિક બ્રાહ્મણો વેદ જાણનારા, ચતુર સત્ત્વગુણી વૃત્તિવાળા, પ્રતિગ્રહરહિત અને દયા તથા જિતેન્દ્રિયપણામા તત્પર રહેતા વળી તેઓ સાત્ત્વિક અન્નથી પુરોડાશ (યજ્ઞબલિ) કરી યજ્ઞો કરતા, પણ પશુઓથી કદી યજ્ઞો કરતા નહિ વળી તેઓ ધર્મતત્પર હોઈ દાન, અધ્યયન અને ત્રીજુ યજ્ઞકર્મ જ કર્યા કરતા એમ હે રાજા! તે સાત્ત્વિક બ્રાહ્મણો ત્રણ કર્મો કરવામા રહેનારા હતા અને રાજસ બ્રાહ્મણો વેદ જાણનારા ક્ષત્રિયોના પુરોહિત, છ કર્મમા તત્પર અને બધાય વિધિ પ્રમાણે જ માસ ખાતા હતા યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, દાન લેવુ, દાન આપવુ, વેદો ભણવા ને ભણાવવા—આ છ કર્મો તેઓ કર્યા કરતા તામસ બ્રાહ્મણો ક્રોધયુક્ત હોઈ રાગદ્વેષમા પરાયણ રહેતા, નિત્ય રાજાઓના કામ કરતા અને કઈક ભણવામા તત્પર રહેતા હતા, પરતુ મહિષાસુર મરાયો ત્યારે સર્વ બ્રાહ્મણો સુખી ને વેદતત્પર જ થઈ રહ્યા તેઓ વ્રત કરવામા તત્પર અને દાનધર્મપરાયણ થયા અને ક્ષત્રિયો પ્રજાપાલનમા તત્પર થયા અને વૈશ્યો વ્યાપારી વૃત્તિ કરવા લાગ્યા બીજા કેટલાક વૈશ્યો ખેતી, વેપાર, ગોરક્ષા તથા વ્યાજ ઉપર આજીવિકા કરવા લાગ્યા એમ મહિષાસુર મરાયો ત્યારે લોકો અત્યત આનદી થયા હતા પ્રજાઓમા ઉદ્વેગ, ભય કે ત્રાસ ન રહ્યો, ધનની આવક થવા લાગી, ઉત્તમ ગાયો પુષ્કળ દૂધવાળી, નદીઓ પુષ્કળ પાણીવાળી, વૃક્ષો ઘણા ફળવાળા અને મનુષ્યો રોગરહિત થયા, કોઈને મનની પીડા પણ ન રહી અને પ્રજાઓને દુ ખ દેનારા છ* પ્રકારના ઉપદ્રવો ક્યાય પણ ન રહ્યા કોઈ પ્રાણીઓ અકાળે મરણ પામતા ન હતા અને સર્વ લોકો સમગ્ર વૈભવયુક્ત, કાયમ રોગરહિત, વેદોક્ત ધર્મમા તત્પર અને ચડિકાના ચરણકમળની સેવામા ચતુર ચિત્તવાળા થઈ રહ્યા ૧ ૫૦

**न निधनमुपयान्ति प्राणिनस्तेऽप्यकाले।**
**सकलविभवयुक्ता रोगहीनाः सदैव॥**
**निगमविहितधर्मे तत्पराश्चण्डिकायाः।**
**चरणसरसिजानां सेवने दक्षचित्ताः ॥५०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે
અધ્યાય ૨૦ મો સમાપ્ત

* અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડ, ઉંદર, પોપટો, શત્રુ રાજાની પીડા—આ છ

# અધ્યાય ૨૧ મો×

## શુંભાસુરકથા–દેવો પાછા સ્થાનભ્રષ્ટ

व्यास उवाच

शृणु राजन् प्रवक्ष्यामि देव्याश्चरितमद्भुतम्॥
सुखदं सर्वजन्तूनां सर्वपापप्रणाशनम् ॥ १ ॥

વ્યાસ બોલ્યા હે રાજન્ ! સર્વ પ્રાણીઓને સુખ આપનારુ અને સર્વ પાપોનો નાશ કરનારુ દેવીનુ અદ્‌ભુત ચરિત્ર હુ કહુ છુ, તમે સાભળો શુભ તથા નિશુભ નામના બે ભાઈઓ (દાનવોમા) મહાબળવાન હતા તે મહાવીરો પણ પુરુષોથી મારી શકાય તેવા ન હતા અનેક સેનાઓથી વીંટાયેલા શૂરવીર, દેવોને સદા દુ ખદાયી, દુરાચારી, મદગર્વિત, અને પુષ્કળ દાનવોથી યુક્ત તે બનેને દેવીએ, દેવોનુ હિત કરતા અતિ ભયાનક યુદ્ધમા સર્વ સેવકોની સાથે માર્યા હતા, તેમ જ મહાબાહુ ચડ—મુડને, અતિ ભયકર રક્તબીજને તથા ધૂમ્રલોચન નામના દૈત્યને પણ રણના મોખરે દેવીએ માર્યા હતા પવિત્ર મેરુ પર્વત પર દેવોએ સ્તુતિ કરેલા તથા પૂજેલા દેવીએ તે દૈત્યોનો નાશ કરી દેવોનો મોટો ભય દૂર કર્યો હતો

જનમેજય રાજાએ પૂછ્યુ એ બને અસુરો પ્રથમ કોણ હતા ! તેઓ બળવાનો ને શ્રેષ્ઠ કેવી રીતે થયા હતા ? તેઓને આ લોકમા કોણે સ્થાપ્યા હતા ? અને તેઓ સ્ત્રીથી નાશ પામશે એ કેવી રીતે થયુ હતુ ? તેઓ કેવા તપથી તથા કોના વરદાનથી મહાબળવાન થયા હતા અને કેવી રીતે મરાયા હતા ? આ સર્વ વિસ્તાર સાથે તમે કહો

વ્યાસ બોલ્યા હે રાજન્ ! સર્વ પાપોનો નાશ કરનારી, દેવીના ચરિત્રથી યુક્ત અને સર્વ પુરુષાર્થ રૂપ ફળને આપનારી પવિત્ર દિવ્ય કથા તમે સાભળો પૂર્વે સુદર દેખાવના શુભ તથા નિશુભ નામના બે અસુર ભાઈઓ પાતાળમાથી પૃથ્વી પર આવ્યા હતા તેઓ જુવાન થયા ત્યારે લોકને પવિત્ર કરનાર પુષ્કર ક્ષેત્રમા અન્નજળ છોડી ઉત્તમ તપ કરવા લાગ્યા યોગવિદ્યામા પરાયણ તે બનેએ દસ હજાર વર્ષો સુધી એક જ સ્થળે આસન કરી શ્રેષ્ઠ તપ કરવા માડ્યુ, ત્યારે સર્વ લોકોના દાદા બ્રહ્મા તે બન્ને પર પ્રસન્ન થયા અને તેઓ હસ પર બેસી ત્યા આવ્યા જગતના સ્રષ્ટા બ્રહ્માએ તે બનેને ધ્યાનમા તત્પર જોઈ કહ્યુ - ' હે મહાભાગો ! ઊઠો હુ તમારા તપથી પ્રસન્ન થયો છુ, તેથી તમને ઇચ્છિત વર આપીશ તમે બોલો; તમારુ તપોબળ જોઈ કામનાઓ આપનારો હુ અહીં આવ્યો છુ '

વ્યાસ બોલ્યા . તેવુ તેમનુ વચન સાભળી સમાધિમા રહેલા તે બન્ને જાગ્યા અને તરત પ્રદક્ષિણા કરી તેઓએ તેમને પ્રણામ કર્યા પછી દુર્બળ થયેલી આકૃતિવાળા તે બન્નેએ દડવત્ પ્રણામ કરી દીનતાથી ગળગળી વાણી વડે આ મધુર વચન કહ્યુ . ' હે દેવોના દેવ ! હે દયાના સમુદ્ર ! હે ભક્તોને અભય આપનારા પ્રભુ ! હે બ્રહ્મન્ ! જો તમે પ્રસન્ન થયા છો, તો અમને બનેને અમરપણુ આપો પૃથ્વી પર મરણથી અધિક કોઈ ભય નથી, માટે તે ભયથી અત્યત ત્રાસેલા અમે બને તમારે શરણે આવ્યા છીએ હે દેવોના ઈશ્વર દેવ ! હે જગતના કર્તા ! હે ક્ષમાના ભડાર ! હે વિશ્વના આત્મા ! તમે અમારુ રક્ષણ કરો અને મરણથી થતો ભય તરત દૂર કરો

બ્રહ્મા બોલ્યા સપૂર્ણ અવળી તમારી આ માગણી કેવી છે ? ત્રણે ભુવનોમા કોઈએ પણ ખરે ખર કોઈને પણ તે ન આપી શકાય તેવી છે જન્મેલાનુ મરણ અને મરેલાનો જન્મ એ બન્ને નક્કી જ છે વિશ્વના કર્તાએ પ્રથમથી જ આ મર્યાદા લોકમા રચી છે દરેક પ્રાણીએ હરકોઈ રીતે મરવુ તો જોઈએ જ એમા સશય નથી, માટે (એ) સિવાય બીજુ જે ઇચ્છિત હોય, તે તમે ખુશીથી માગો, હુ તે આપીશ

વ્યાસ બોલ્યા તેમનુ એ વચન સાભળી બને દાનવોએ વિચાર્યા પછી સામે ઊભેલા બ્રહ્માને પ્રણામ કરી કહ્યુ ' હે કૃપાસિંધુ ! પુરુષરૂપ દેવો વગેરેથી તથા મનુષ્યો, મૃગો અને પક્ષીઓ(આ બધામા પુરુષજાતિઓ)થી અમારો નાશ ન થઈ શકે, આ અમને ઇચ્છિત વરદાન તમે આપો એવી બળવાળી સ્ત્રી કઈ છે કે જે અમારો નાશ કરશે ? સ્થાવરજગમ

× આ અધ્યાયમા શુભાસુરની કથા અને દેવોનુ પોતાના સ્થાન પરથી ફરી ભ્રષ્ટ થવુ, એ એકત્રીસ શ્લોકથી સારી રીતે કહવાશે.

સહિત ત્રણે લોકમા કોઈ સ્ત્રીથી અમે લગારે ડરતા નથી હે બ્રહ્મા અમે બન્ને ભાઈઓ પુરુષોથી નાશ કરી ન શકાઈએ, (એમ તમે કરો) સ્ત્રીઓથી તો અમને ભય નથી, કેમ કે તે તો સ્વભાવથી જ અબલા છે'

વ્યાસ બોલ્યા 'એવુ તે બન્નેનુ વાકય સાભળી બ્રહ્માએ તે ઈચ્છિત વરદાન તેમને આપ્યુ અને પછી પ્રસન્ન ચિત્તે તે પોતાના સ્થાને ગયા એમ બ્રહ્મા પોતાના લોકમા ગયા, તે પછી એ બન્ને દાનવો પોતાને ઘેર ગયા, ત્યારે તેઓએ શુક્રાચાર્યને પુરોહિત કરી તેમનુ પૂજન કર્યુ મુનિ શુક્રાચાર્યે શુભ દિવસે અને શુભ નક્ષત્રે સુવર્ણમય સુદર દિવ્ય સિહાસન કરી રાજ્ય માટે તેમને આપ્યુ, અને મોટા ભાઈ શુભને ઉત્તમ રાજ્યાસન સોપ્યુ, એટલે તે જ સમયે તેની સેવા કરવા મોટા મોટા દાનવો તરત જ ત્યા આવ્યા મહાવીર અને બલગર્વિત ચડ મુડ નામના બે ભાઈઓ સૈન્ય, રથ, ઘોડા તથા હાથીઓ સાથે (શુભ પાસે) હાજર થયા વળી તે શુભના જેવા જ રૂપવાળો અને ઉગ્ર પરાક્રમવાળો ધૂમ્રલોચન નામનો દૈત્ય શુભને રાજા સાભળી સૈન્ય સાથે તે વેળા ત્યા આવ્યો વળી તે જ પ્રમાણે વરદાનના બળથી અધિક શૂરો રકતબીજ નામનો દૈત્ય બે અક્ષોહિણી સેનાઓ સાથે ત્યા આવી શુભને મળ્યો હે રાજન્ ! તે રકતબીજના બળવાનપણામા એક કારણ હતુ કે, સગ્રામમા યુદ્ધ કરતા શસ્ત્રોથી ઘાયલ થયેલા તેના શરીરમાથી જ્યારે લોહી પડતુ, ત્યારે તે લોહીમાથી હમેશા તેના જેવા અનેક ક્રૂર પુરુષો હાથમા શસ્ત્રો લઈ ઉત્પન્ન થતા હતા તે બધા તેના જેવા જ આકાર વાળા, તેના જેવા જ રૂપવાળા અને તેના જેવા જ પરાક્રમી ઉત્પન્ન થતા હતા અને લોહીમાથી જન્મેલા તે પુરુષો પણ યુદ્ધ કરતા હતા આવા કારણથી તે રકતબીજ મહાસુર પણ મહાપરાક્રમી હોઈ સગ્રામમા જીતવો ઘણો મુશ્કેલ તથા સર્વ પ્રાણીઓથી નાશ ન કરી શકાય તેવો હતો બીજા પણ ઘણા શૂર દૈત્યો શુભને રાજા માની ચતુરગિણી સેનાઓ સાથે તેના સેવક થયા. તે સમયે શુભ તથા નિશુભની સેના અસખ્ય થઈ પડી અને બળવાનપણાને લીધે પૃથ્વીનુ સમગ્ર રાજ્ય તેઓએ લઈ લીધુ પછી શત્રુવીરોનો નાશ કરનારો નિશુભ તે વેળા સેનાઓ એકઠી કરી ઇદ્રને જીતવા તરત જ સ્વર્ગમા ગયો તેણે ચારે તરફતી લોકપાળો સાથે મોટુ યુદ્ધ કર્યુ, એટલે ઇદ્રે વજ્ર ફેંકી તેની છાતી મા પ્રહાર કર્યો, તેથી શુભનો નાનો ભાઈ નિશુભ વજ્રથી પ્રહાર પામી પૃથ્વી પર પડયો, ત્યારે મહાત્મા તે નિશુભનુ સૈન્ય ત્યાથી ભાગી ગયુ ભાઈને મૂર્છા પામેલો સાભળી શત્રુસૈન્યને પીડનારો શુભ ત્યા આવી પહોચી સર્વ દેવોને બાણોથી મારવા માડયો ઉત્તમ કર્મ કરનાર તે શુભે મોટુ યુદ્ધ કર્યુ ને ઇદ્ર સહિત સર્વ દેવોને તથા સર્વ લોકપાલોને તેણે જીતી લીધા, અને બળવાન કલ્પવૃક્ષો તથા કામધેનુ સહિત ઇન્દ્ર પદ તેણે લઈ લીધુ, ઉપરાત તે મહાત્માએ ત્રણે લોકો તથા યજ્ઞોના ભાગો પણ લઈ લીધા અને નદનવનને પણ મેળવી લઈ તે મહાન અસુર આ દ પામ્યો વળી અમૃત પીવાથી તે મહાસુર સુખ પામ્યો અને કુબેરને જીતી લઈ તેનુ રાજ્ય પણ કરવા લાગ્યો તેમ જ સૂર્યનો તથા ચદ્રનો અ ધિકાર પણ પોતે કરવા લાગ્યો અને યમને જીતી લઈ તેનુ પદ તેણે લઈ લીધુ ઉપરાત વરુણનુ રાજ્ય તથા અગ્નિનુ કામ પણ તે જ કરવા લાગ્યો ને વાયુનુ કાર્ય પણ પોતાના સૈન્ય સાથે નિશુભ કરવા લાગ્યો પછી જેઓના રાજ્ય તથા સપત્તિઓ લેવાઈ ગઈ હતી, એવા દેવોને તેઓએ હાકી કાઢયા, જેથી તેઓ બધા નદનવન છોડીને પર્વતોની ગુફાઓમા ચાલ્યા ગયા જેઓના અધિકારો ગયા હતા, તેવા તે સર્વ દેવો નિરાશ્રય, નિરાધાર, નિસ્તેજ અને આયુધરહિત થઈ નિર્જન જગલોમા ભટકવા લાગ્યા તેમ જ એ બધા દેવ પર્વતોની ગુફાઓમા શૂન્ય વાડીઓમા તથા નદીઓની ખીણોમા ભટકવા લાગ્યા હે મહારાજ! એમ સ્થાન ભ્રષ્ટ થઈ વ્યગ્રચિત્ત થયેલા તે લોકપાલો કયાયે સુખ ન પામ્યા ખરેખર, સુખ એ દૈવાધીન છે હે રાજા! બળવાન, મોટા ભાગ્યવાળા, ઘણુ જાણનારા અને ધનવાન લોકો પણ સમય આવતા દુ ખ તથા દીનતાને પામે છે હે મહારાજ! કાળની આ ચેષ્ટા જ અદ્‌ભુત છે, એ કાળ પ્રથમ પુરુષને રાજા બનાવે છે ને પછી રક કરે છે તેમ જ દાતાને યાચક

બળવાનને નિર્બળ, પંડિતને પાગલ ને શૂરાને અત્યંત કાયર કરે છે સો યજ્ઞ કરી, ઉત્તમ ઇંદ્રાસન પામી ઇંદ્રે ફરી મોટું દુઃખ પ્રાપ્ત કર્યું, આવી કાળની ગતિ છે કાળ પુરુષને ધર્મિષ્ઠ તથા જ્ઞાની કરે છે અને પાછો તે જ પુરુષને અતિશય પાપી તથા થોડા પણ જ્ઞાનથી રહિત કરે છે કાળની આ ચેષ્ટામાં લગારે વિસ્મય ન કરવો, કેમ કે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ વગેરેને પણ આવાં કષ્ટો પ્રાપ્ત થાય છે અતિશય બળવાન એ કાળને લીધે જ વિષ્ણુ ભૂંડ વગેરેની યોનિઓમાં જન્મ પામે છે અને શંકર ખોપરીઓની માળા ધારણ કરે છે ૧—૬૧

**विष्णुर्जननमाप्नोति सूकरादिषु योनिषु।**
**हरः कपाली संजातः कालेनैव बलीयसा ॥६१॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં પંચમ સ્કંધ વિષે અધ્યાય ૨૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૨ મો*

## દેવોએ સ્તવેલાં દેવી પ્રકટ થયાં

व्यास उवाच

**पराजिताः सुराः सर्वे राज्यं शुम्भः शशास ह।**
**एवं वर्षसहस्रं तु जगाम नृपसत्तम ॥१॥**

વ્યાસ બોલ્યા હે શ્રેષ્ઠ રાજા! સર્વ દેવો એમ હાર્યા ને શુંભ રાજ્ય કરવા લાગ્યો, એ વાતને હજાર વર્ષો તો વીતી પણ ગયાં ત્યારે રાજ્યથી ભ્રષ્ટ થયેલા દેવો ઘણી જ મોટી ચિંતાને પામ્યા અને દુઃખાતુર થઈ ગુરુ બૃહસ્પતિને આદરપૂર્વક આમ પૂછવા લાગ્યા 'હે ગુરુ! હવે શું કરવું તે તમે કહો તમે બધું જાણનારા મહામુનિ છો હે મહાભાગ! આ દુઃખને દૂર કરવા કોઈ ઉપાય છે કે નથી? ઉપાયોને સૂચવતા અને ઇચ્છિત અર્થને કરનારા હજારો વેદમંત્રો સૂત્રો દ્વારા જણાયા છે તેમ જ સર્વ ઇચ્છિત ફળ આપનાર અનેક જાતના યજ્ઞો પણ કહેવાય છે તે તમે કરો હે મુનિ! તેની ક્રિયાઓ તમે અવશ્ય જાણો છો શત્રુઓનો નાશ કરવા વેદશાસ્ત્રમાં જે ઉત્તમ વિધિ બતાવેલો છે, તેને તમે વિધિ પ્રમાણે હવે કરો, જેથી આપણા દુઃખનો નાશ થાય તેમ જ હે બૃહસ્પતિ! દાનવોના નાશ માટે તમારી બુદ્ધિ પ્રમાણે કોઈ અભિચાર કર્મ આજે જ કરવા તમે યોગ્ય છો

બૃહસ્પતિ બોલ્યા હે ઇંદ્ર! વેદોક્ત બધા મંત્રો દૈવાધીન ફળવાળા છે, સ્વતંત્ર નથી, તેમ જ અવશ્ય ફળ આપનાર પણ નથી મંત્રોના દેવો તો તમે પોતે જ છો, તે તો કાળના યોગે દુઃખનું એક પાત્ર બન્યા છો, તેથી હું કયું સાધન કરું? યજ્ઞકર્મોમાં ઇંદ્ર, અગ્નિ, વરુણ વગેરેનું પૂજન જ થાય છે, તે તમે તો દુઃખ જ પામ્યા છો, એટલે હવે યજ્ઞો શું કરી શકશે? અવશ્ય થનારા બનાવો માટે કોઈ ઉપાય જ નથી, છતાં ઉપાય તો કરવો જ જોઈએ એવી સત્પુરુષોની આજ્ઞા છે કેટલાક વિદ્વાનો દૈવને બળવાન કહે છે, ત્યારે ઉપાયવાદીઓ દૈવને નકામું કહે છે દૈવ અને ઉપાય—એ બંને પુરુષોને માન્ય છે, કેવળ એક દૈવનો જ આશ્રય કરી કદી બેસી ન રહેવું પોતાની બુદ્ધિથી વિચારી હરકોઈ ઉપાય તો કરવો જ જોઈએ, માટે વારવાર વિચારી હું તમને દરેકને કહું છું કે, પૂર્વે પ્રસન્ન થયેલા ભગવતીએ મહિષાસુરને માર્યો હતો અને પછી તમે સ્તુતિ કરેલા તે દેવીએ વરદાન પણ આપ્યું હતું કે, 'તમે સ્મરણ કરેલી હું હમેશાં તમારાં દુઃખોનો નાશ કરીશ હે દેવેશ્વરો! જ્યારે જ્યારે દૈવથી ઉત્પન્ન થયેલાં દુઃખો તમને પ્રાપ્ત થાય, ત્યારે ત્યારે સર્વ દેવોએ મારું ખૂબ સ્મરણ કરવું એટલે સ્મરણ કરાયેલી હું તમારાં મોટાં દુઃખોનો પણ નાશ કરીશ' (આવું, વરદાન દેવીએ આપ્યું છે, માટે અત્યંત મનોહર હિમાલય પર્વત પર જઈ માયાબીજ(હ્રીં)નો વિધિ જાણતા તમે તેનું– પુરશ્ચરણ કરવા તત્પર થઈ પ્રેમપૂર્વક ચંડિકાનું આરાધન કરો હું યોગબળથી જાણું છું કે, દેવી પ્રસન્ન

* આ અધ્યાયમાં દેવોએ સ્તુતિ કરતાં મહાદેવી દેવોનું કાર્ય કરવા પ્રકટ થયાં, એ કથા તત્ત્વાવન શ્લોકોથી કહેવાશે

– માયાબીજ(હ્રીં)ના પુરશ્ચરણની સંખ્યા શારદાતિલકમાં બત્રીસ લાખની, દક્ષિણામૂર્તિ સંહિતામાં બાર લાખની અને હાદારયમાહાત્મ્યમાં તે એક લાખની પણ કહેલી છે તેના એક લાખ જપ કરવાથી સાલોક્ય મુક્તિ, બે લાખ જપ કરવાથી સાનીપ્ય મુક્તિ ૨ ને ચાર લાખ જપ કરવાથી સાયુજ્ય મુક્તિ જણાવી ચાર લાખનું પુરશ્ચરણ પણ કહ્યું છે

વગેરે તમામ દુ ખનો અંત હવે દેખાય છે, એમા સશય નથી, તે પર્વત પર દેવી કાયમ રહે છે, એમ મેં સાભળ્યુ છે સ્તુતિ કરેલા ને પૂજેલા તે દેવી તરત જ ઈચ્છિત પદાર્થો આપશે, માટે પાકો નિશ્ચય કરી તમે હિમાલય પર જાઓ હે દેવો ! તે દેવી તમારા નાં કાર્યો અવશ્ય કરશે

વ્યાસ બોલ્યા હે મહારાજા ! બૃહસ્પતિનુ એ વચન સાભળી તે સર્વ દેવો હિમાલય પર્વત પર ગયા અને ત્યા દેવીના ધ્યાનમા તત્પર રહી હૃદયમા માયાબીજનો નિત્ય જપ કરવા લાગ્યા, તેમ જ ભક્તોને અભય આપનારા મહામાયાને નમસ્કાર કરી રહ્યા અને પરમભક્તિયુક્ત થઈ સ્તોત્રમંત્રોથી (આવી) સ્તુતિ કરવા લાગ્યા હે દેવિ ! હે વિશ્વના ઈશ્વરિ ! હે પ્રાણના સ્વામિનિ ! હે સદા આનદરૂપ ! ૯ દેવોને આનદ આપનારા ! તમને નમસ્કાર હો હે દાનવોનો નાશ કરનારા ! હે મનુષ્યોને અનેક પદાર્થો આપનારા ! અને ભક્તિથી પામવા યોગ્ય સ્વરૂપવાળા હે દેવિ ! તમને નમસ્કાર હો. હે બ્રહ્મા વગેરે દેવોસ્વરૂપ ! તમારા નામોની સખ્યા તથા તમારા અમુક સ્વરૂપને કોઈ પણ જાણતુ નથી પ્રજાઓની સૃષ્ટિના સમયે તથા સહારના સમયે હમેશા જ તમે નાંમા શક્તિસ્વરૂપ છો તમે જ સ્મૃતિ, ધૃતિ, બુદ્ધિ, લજ્જા, પુષ્ટિ, તુષ્ટિ, કાતિ, શાતિ, ઉત્તમ વિદ્યા, ઉત્તમ લક્ષ્મી, ગતિ, કીર્તિ તથા મેધા છો અને વિશ્વનુ પુરાણબીજ (માયાવિશિષ્ટ બ્રહ્મ) તમે જ છો જે સ્વરૂપોથી તમે જે કાળે દેવોનુ કાર્ય કરો છો, તે સ્વરૂપોને આજે શાતિ માટે અમે નમસ્કાર કરીએ છીએ સર્વ પ્રાણીઓમા તમા, યોગનિદ્રા, દયા તથા બોલવાની ઈચ્છારૂપે તમે જ રહેલા છો, તેમ જ ઉત્તમ સ્વરૂપોથી પણ તમે જ રહ્યા છો પૂર્વે દેવોનો મહાન શત્રુ એ મહિષાસુર તમે માર્યો હતો અને દેવોનુ તે કાર્ય તમે કર્યુ હતુ, તેથી બધા દેવો પરની તમારી દયા કાયમ પ્રસિદ્ધ હોઈ વેદો તથા પુરાણોમા પણ તે વર્ણવી છે માતા પોતાના પુત્રને આનદથી પાળે તથા સારી રીતે પોષે જ છે એમા આશ્ચર્ય શુ છે ? તમે પણ દેવોના માતા અને નાયક છો તેથી એકચિત્તે (અમારા) સમગ્ર કાર્ય કરો છો હે વિશ્વવદ્ય દેવિ ! તમારા ગુણોના અમુક માપને તથા તમારા સ્વરૂપને અમે જાણતા નથી, કેવળ અમે તો કૃપાપાત્ર જ પછી એ એમ માની ને જ ભયથી કેવળ હમેશા અમારુ તમે રક્ષણ કરો, કેમ કે તમે રક્ષણ કરવા સમર્થ છો તમે બાણોના પ્રહાર વિના, મુષ્ટિઓ માર્યા વિના અને ત્રિશૂલ તલવાર, શક્તિ તથા લાકડીઓ વિના પણ શત્રુઓને મારવા સમર્થ જ છો, છતા વિનોદથી આ જગતમા લોકોના ઉપકાર કરવા માટે જ તમારી બધી લીલા છે મૂઢ લોકો પણ આ જગતને અવિનાશી માનતા નથી તો વિદ્વાનો તો જગતને અવિનાશી કેમ જ માને ? (એટલે આ જગત એક કાર્યરૂપ હોઈ અનિત્ય જ સિદ્ધ થાય છે ) વળી જે કાર્ય હોય તે કારણ વિના સભવતુ નથી, (ત્યારે આ જગતનુ કારણ કયુ છે એ તપાસતા કેવળ આત્મા જ કારણ થઈ શકતો નથી કેમ કે તે નિર્વિકાર છે વળી જડ જે માયા છે, તે પણ જગતનુ કારણ થઈ શકે તેમ નથી, આ ઉપરથી) અમે અનુમાન પ્રમાણથી તર્ક કરીએ છીએ કે, આ વિશ્વના કર્તા (માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ) તમે જ છો અર્થાત્ તમે જ જગતનુ કારણ છો, એમ અમે માનીએ છીએ આ બ્રહ્મા સૃષ્ટિકર્તા, વિષ્ણુ રક્ષણકર્તા અને શકર નાશકર્તા તરીકે પુરાણમા પ્રસિદ્ધ છે, પણ યુગના આરભ વખતે તે ત્રણે દેવો શુ તમારાથી ઉત્પન્ન થયા નથી ? માટે તમે જ સર્વના માતા (એટલે કારણરૂપ) છો હે દેવિ ! પૂર્વે એ ત્રણ દેવોએ તમને આરાધ્યા છે, તેથી તમે તેઓને બધી ઉગ્ર શક્તિઓ આપી છે, તમારી સાથે જોડાઈને જ તેઓ જગતનુ પાલન, ઉત્પત્તિ તથા સહાર મરજી પ્રમાણે કરે છે જે યોગીઓ વિશ્વની માતા ઉત્તમ વિદ્યાસ્વરૂપ સમગ્ર ઇષ્ટ ફળ તથા મુક્તિને આપનારા અને દેવોના સમૂહે વંદેલા સારી રીતે વદેલા ચરણોવાળા તમારો આશ્રય કરતા નથી, તેઓ મદબુદ્ધિ તથા અત્યત મૂઢ શુ નથી ! (છે જ ) જે વૈષ્ણવો, શૈવો તથા સૂર્યના ઉપાસકો લક્ષ્મી, લજ્જા, કાતિ, સ્થિતિ કીર્તિ તથા પુષ્ટિસ્વરૂપ તમારુ ધ્યાન કરતા નથી, તેઓ અવશ્ય ઠગો જણાય છે હે માતા ! વિષ્ણુ તથા શિવ આદિ ઉત્તમ

દેવોએ અને અસુરોએ આ જગતમા તમને જ સેવ્યા છે, છતા પૃથ્વી પર જે લોકો તમને ભજતા નથી તેઓ અલ્પબુદ્ધિવાળા હોઈ દૈવ વડે ઠગાય જ છે વિષ્ણુ પોતે લાખના રસથી લક્ષ્મીના ચરણ કમળને રગે છે અને શકર પણ પાર્વતીના ચરણકમળની રજ મેળવવા તત્પર રહે છે, તો પછી બીજા પુરુષની તો વાત જ શી? તમારા ચરણકમળને કોણ ભજતા નથી? જે કૃતાર્થબુદ્ધિ મુનિઓ રાગરહિત અને ઘર વિનાના હોય છે, તેઓ પણ (તમારા અશરૂપ) દયાને તથા ક્ષમાને સેવે જ છે હે દેવિ! જે લોકો તમારા ચરણકમળને ભજવા તત્પર થતા નથી, તેઓ સસારરૂપી કૂવામા પડેલા જ રહે છે, ઉપરાત તેઓ કોઢ, પેટમા ગોળો તથા મસ્તકના રોગવાળા થઈ દારિદ્રય તથા દીનતાથી યુક્ત અને સુખના સમૂહોથી રહિત થયા છે હે માત જે! લોકો લાકડાના તથા ઘાસના ભારા લાવવારૂપ કાર્યમા લાગેલા અને ધન તથા સ્ત્રીથી રહિત હોય છે, તે અલ્પબુદ્ધિ લોકોએ પૂર્વજન્મમા તમારા ચરણ-કમળની સેવા કદી પણ કરી જ નથી, એમ અમે માનીએ છીએ

વ્યાસ બોલ્યા સર્વ દેવોએ એમ સ્તુતિ કરેલા દયાળુ અબિકા તરત જ રૂપ તથા યૌવનથી યુક્ત સ્વરૂપે પ્રકટ થયા દિવ્ય વસ્ત્રો ધારણ કરતા, દિવ્ય શણગારોથી શણગારેલા, દિવ્ય માળાઓથી યુક્ત, દિવ્ય ચદન લગાડેલા, જગતને મોહ ઉપજાવતા લાવણ્યવાળા, સર્વ લક્ષણોથી યુક્ત અને અનુપમ સ્વરૂપવાળા તે દેવીને જોયા દિવ્ય રૂપધારી હોઈ વિશ્વને મોહ પમાડનારને પણ મોહ પમાડતા તે દેવી ગગામા સ્નાન કરવા ઇચ્છતા પર્વતની ગુફામાથી બહાર નીકળ્યા કોયલ જેવા સુદર સ્વરવાળા તે દેવીએ પ્રેમપૂર્વક ધીમુ હસીને સ્તુતિ કરવામા તત્પર એ દેવોને મેઘ જેવી ગભીર વાણીથી કહ્યુ.

દેવી બોલ્યા હે ઉત્તમ દેવો! તમે અહીં કોની ખૂબ સ્તુતિ કરો છો? શા માટે તે કરો છો? તમારે જે કામ હોય તો કહો, તમે ચિતાથી ઘેરાયેલા કેમ છો?

વ્યાસે કહ્યુ તેમનુ એ પ્રેમપૂર્વક ભાષણ સાભળી, તેમની રૂપસપત્તિથી મોહિત થયેલા ઉત્તમ દેવો હૃદયમા ઉત્સાહ પામી તેમને કહેવા લાગ્યા

દેવો બોલ્યા હે વિશ્વના ઈશ્વરિ! દેવિ! અમે તમારી સ્તુતિ કરીએ છીએ હે કૃપાના સમુદ્ર! અમે તમને પ્રણામ કરીએ છીએ બધા દુ ખોથી ત્રાસેલા અને દૈત્યોએ તપાવેલા અમારુ તમે રક્ષણ કરો હે મહાદેવિ! પૂર્વે કાટા જેવા મહિષાસુરનો નાશ કરી તમે અમને વરદાન આપ્યુ હતુ કે, 'દુ ખમા તમારે હમેશા મારુ સ્મરણ કરવુ, સ્મરણ કરતા જ દૈત્યો દ્વારા થયેલી તમારી પીડાનો અવશ્ય હુ નાશ કરીશ' આ વરદાનને લીધે દે હે દેવિ! અમે પણ તમારુ જ સ્મરણ કર્યુ છે હમણા શુભ તથા નિશુભ નામના બે ઘોર દેખાવના અસુરો જન્મ્યા છે તેઓ વિઘ્ન કરી રહ્યા છે, પણ પુરુષોથી મારી શકાય તેવા નથી બળવાન રક્તબીજ અને ચડ તથા મુડ નામના બે અસુરો પણ તેવા જ છે આ અસુરોએ તથા બીજા મહાબળવાન દૈત્યોએ દેવોનુ રાજ્ય લઈ લીધુ છે હે મહાબળવાન દેવિ! અમારુ બીજુ શરણ નથી. તમે જ અમારુ શરણ છો હે સુદર મધ્યભાગવાળા! દુ ખી દેવોનુ કાર્ય તમે કરો હે દેવિ! તમારા ચરણને ભજવામા દેવો કાયમ તત્પર રહે છે, તેઓને અતિ બળવાન દાનવોએ દુ ખમા નાખ્યા છે, માટે હે માતા! ભક્તિયુક્ત તેઓને તમે દુ ખરહિત કરો અને તમે જ દુ ખીઓનુ શરણ થાઓ હે દેવિ! યુગના આરભમા આ જગતને તમે પોતે જ સર્જ્યુ છે એમ જાણી આજે સમગ્ર ભુવનની રક્ષા તમારે જ કરવી ઘટે છે હે જનનિ! હે માતા! પોતાના બળના ગર્વથી યુક્ત હોઈ ગર્વિષ્ઠ બનેલા દાનવો જગતમા પીડા કરે છે ૧ ૫૭

सकलभुवनरक्षा देवि कार्या त्वयाऽद्य।
स्वकृतमिति विदित्वा विश्वमेतद् युगादौ॥
जननि जगति पीडां दानवा दर्पयुक्ताः।
स्वयल्मदसमेतास्ते प्रकुर्वन्ति मातः॥५७॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા પચમ સ્કધ વિષે
અધ્યાય ૨૨ મો સમાપ્ત

# અધ્યાય ૨૩ મો+

## કૌશિકીદેવીનું પ્રાકટ્ય અને શુંભના દૂતનું આવવું

व्यास उवाच

**एवं स्तुता तदा देवी दैवतैः शत्रुतापितैः।**
**स्वशरीरात् परं रूपं प्रादुर्भूतं चकार ह ॥ १॥**

વ્યાસ બોલ્યા તે સમયે શત્રુએ તપાવેલા દેવોએ એમ સ્તુતિ કરેલા દેવીએ પોતાના શરીરમાથી બીજુ સ્વરૂપ પ્રકટ કર્યું પાર્વતીના શરીર(ઉપ કોશ—ઢોડા) માથી એ (બીજા) દેવી નીકળ્યા, તેથી સમસ્ત લોકોમા તે 'કૌશિકી' એમ કહેવાય છે પાર્વતીના શરીરના પરિણામથી તે કૌશિકીદેવી નીકળ્યા અને પછી તે જ કૌશિકીદેવી જ્યારે કાળા રૂપવાળા થયા, ત્યારે 'કાલિકા' કહેવાયા મેશ જેવા વર્ણવાળા, મહાભયકર, દૈત્યોને ભય વધારનારા અને ભક્તોને સર્વ ઇષ્ટ ફળ આપનારા તે (કાલિકા) 'કાલરાત્રિ' એમ પણ કહેવાય છે મનોહર અને શ્રેષ્ઠ એ પાર્વતીનુ સ્વરૂપ સર્વ શણગારોથી યુક્ત તથા લાવણ્યના ગુણોવાળુ હોઈ શોભી રહ્યુ તે પછી અબિકા—પાર્વતીએ મદ હાસ્ય કરી દેવોને કહ્યુ 'તમે નિર્ભય રહો હુ શત્રુઓને મારીશ તમારુ કાર્ય હુ હરકોઈ રીતે કરીશ અને રણમા ઘૂમીશ તમારા સુખ માટે નિશુભ વગેરેનો નાશ કરીશ એમ કહી તે મદોત્કટ દેવી તે સમયે સિહ પર સવાર થયા ને કાલિકાને પાસે રાખી શત્રુના નગર તરફ ગયા કાલિકા સહિત તે અબિકા ત્યા ઉપવનમા જઈને રહ્યા અને જગતને મોહ પમાડનારને પણ મોહ પમાડનારુ સુદર ગીત ગાવા લાગ્યા તે મધુર ગીત સાભળી પક્ષીઓ તથા પશુઓ મોહ પામ્યા અને આકાશમા ઊભેલા દેવો ખૂબ હર્ષ પામ્યા તે વખતે શુભના સેવક ચડ તથા મુડ નામના બે ભયકર દાનવો રમતા રમતા દૈવેચ્છાએ ત્યા આવી ચડ્યા તેઓએ દિવ્ય રૂપવાળા તે દેવીને ત્યા ગીત ગાતા જોયા અને તેમની સામે ઊભેલા કાલિકાને પણ જોયા હે શ્રેષ્ઠ રાજા ! દિવ્ય રૂપવાળા તે દેવીને જોઈ વિસ્મયયુક્ત થયેલા બન્ને દાનવો તરત જ શુભની પાસે ગયા તે બનેએ ત્યા જઈ ઘરમા બેઠેલા દૈત્યપતિ શુભને મસ્તકથી પ્રણામ કરી આવી મધુર વાણી કહી 'હે રાજન્ ! કામદેવને પણ અત્યત મોહ ઉપજાવતી એક સ્ત્રી હિમાલયથી આવી છે, તે સિહ પર બેઠી છે અને સર્વ લક્ષણોથી યુક્ત છે એવી ઉત્તમ સ્ત્રી દેવલોકમા કે ગધર્વનગરમા પણ નથી અને પૃથ્વી પર ક્યાય જોઈ કે સાભળી પણ નથી હે રાજન્ ! એ સ્ત્રી લોકોને ખુશ કરનારુ ગીત પણ એવુ ગાય છે કે, જેના મધુર સ્વરથી મોહિત થઈ પશુઓ તેની પાસે જ ઊભા રહે છે હે રાજાઓમા સિહ સમાન ! એ સ્ત્રી કોની પુત્રી છે અને અહી શા માટે આવી છે તે તમે જાણો છો પછી તેને સ્વીકારો કેમ કે એ સ્ત્રી તમને યોગ્ય છે સુદર નેત્રોવાળી એ સ્ત્રીને બરાબર જાણી તમે ઘરમા લાવો અને સ્ત્રી કરો ખરેખર, આ સસારમા એવી કોઈ સ્ત્રી નથી હે રાજા ! દેવોના સર્વ રત્નો તમે લઈ લીધા છે, તો હે ઉત્તમ રાજા ! સુદર કેડના પાછલા ભાગવાળી આ સ્ત્રીને તમે કેમ સ્વીકારતા નથી ? હે રાજા ! ઇદ્રનો ઐરાવત હાથી, શોભાયમાન પારિજાતનુ કલ્પવૃક્ષ અને સાત મુખવાળો ઘોડો તમે બળથી લઈ લીધો છે હે રાજા ! હસયુક્ત ધ્વજવાળુ બ્રહ્માનુ દિવ્ય વિમાન, જે અદભુત રત્નરૂપ ગણાય છે, તેને તમે બળથી લઈ લીધુ છે હે રાજન્ ! કુબેરનો પદ્મ નામનો ભડાર તમે લઈ લીધો છે અને વરુણનુ ઉજ્જ્વળ છત્ર પણ તમે બળથી લીધુ છે હે ઉત્તમ રાજા ! તમારા ભાઈ નિશુભે પણ જીતેલા વરુણનો પાશ હઠથી લઈ લીધો છે હે મહારાજા ! જેના કમળો કદી કરમાતા નથી એવી માળા તથા જાતજાતના રત્નો સમુદ્રે તમને ભયથી આપ્યા છે હે રાજા ! તમે મૃત્યુને જીતી લઈ શક્તિ નામનુ આયુધ તથા યમનો અતિ ભયાનક દડ પણ પોતાની ઇચ્છાથી લઈ લીધા છે, તો બીજાનુ શુ કહેવુ ? હે રાજન્ ! સમુદ્રમાથી ઉત્પન્ન થયેલી કામધેનુને તમે હમણા જ લઈ લીધી છે અને મેનકા વગેરે અપ્સરાઓ પણ હમણા તમારે વશ છે એમ તમે બધા રત્નો બળથી લઈ લીધા

+ આ અધ્યાયમાં દેવોએ સ્તવેલા કૌશિકીદેવી તે હિમાલય પર્વત પર પ્રકટ થયાં, એ કથા સાડીછાસઠ શ્લોકોમાં કહેવાઈ છે.

છે, તો સ્ત્રીઓમા રત્નરૂપ આ ઉત્તમ સ્ત્રીને પણ શા માટે નથી લેતા ? હે રાજા ! તમારા ઘરમા રહેલા બધા તેજસ્વી રત્નો આ સ્ત્રીને લીધે જ રત્નરૂપ થશે-અર્થાત્ વધારે દીપશે હે દૈત્યેન્દ્ર ! ત્રણે લોકમા આવી કોઈ સ્ત્રી નથી, માટે તેને તમે જલદી લાવો અને મનોહર સ્ત્રી કરો

વ્યાસ બોલ્યા એવુ તે બને ચડ મુડનુ મધુર અક્ષરોવાળુ મધુર વાક્ય સાભળી પ્રસન્નમુખ થયેલા એ શુભે પાસે ઊભેલા સુગ્રીવ નામના દૈત્યને કહ્યુ 'હે ચતુર સુગ્રીવ દૂત ! તુ જા અને આ કાર્ય તુ કર. પાતળા પેટવાળી તે સ્ત્રી જે રીતે અહીં આવે, તેમ તારે ત્યા કહેવુ અત્યત ચતુર પુરુષોએ સ્ત્રીઓ વિષે સામ તથા દાન એ બે જ ઉપાયો યોજવા જોઈએ, એમ શૃગારરસના પડિતો કહે છે ભેદ નામનો ઉપાય જો યોજાય તોપણ રસાભાસ થઈ જાય છે અને દડનો ઉપયોગ કરવાથી તો શૃગાર રસનો ભગ જ થાય છે, માટે પડિતોએ (સ્ત્રીની બાબતમા ભેદ તથા દડ) એ બે ઉપાયોને અયોગ્ય ગણ્યા છે હે દૂત ! સામ તથા દાન જેમા મુખ્ય હોય એવા સુદર હામીવાળા વચનોથી કામપીડિત થયેલી કઈ સ્ત્રી વશ થતી નથી ?'

વ્યાસ બોલ્યા શુભે કહેલુ અતિ પ્રિય સુદર વચન સાભળી સુગ્રીવ જ્યા જગદબા બેઠા હતા ત્યા તરત જ ગયો તેણે સિંહ ઉપર બેઠેલા અને સુદર મુખવાળા મનોહર જગદબાને ત્યા જોયા, એટલે તેમને પ્રણામ કરી તે મધુરવાક્યો કહેવા લાગ્યો

દૂત બોલ્યો હે સુદર સાથળોવાળા ! દેવોનો શત્રુ શુભ સર્વાંગે સુદર, ત્રણે લોકનો અધિપતિ, શૂરો અને સર્વને જીતનાર રાજા તરીકે (હાલમા) વિરાજે છે તારુ રૂપ સાભળવાથી તારામા લાગેલા ચિત્તવાળા અને અત્યત કામપીડિત થયેલા તે મહાત્માએ મને તારી પાસે મોકલ્યો છે, હે પાતળા અગો વાળી ? દૈત્યોના અધિપતિ એ શુભે તને પ્રણામ કરી પ્રેમપૂર્વક જે વચન કહ્યા છે, તે એના જ વચન તુ (મારી પાસેથી) સાભળ (તેણે તને કહાવ્યુ છે કે,) 'હે સુદરિ ! સર્વ દેવોને મે જીત્યા છે, હુ ત્રણે લોકોનો અધિપતિ થયો છુ અને અહીં રહીને યજ્ઞના ભાગોને હમેશા લઉં છુ મે સ્વર્ગને લઈ લીધેલા સારવાળુ તથા રત્નો વિનાનુ કરી મૂક્યુ છે, કેમ કે દેવના જે રત્નો હતા તે મે લઈ લીધા છે હે તેજસ્વી સ્ત્રી ! ત્રણે લોકમા બધા રત્નોનો ભોક્તા હુ છુ અને બધા દેવો, દૈત્યો તથા મનુષ્યોને મે વશવર્તી સેવકો કર્યા છે તારા ગુણોએ મારા કાનમા આવી હૃદયની અદર પેસી જઈ મને ખૂબ જ તારે વશ કર્યો છે હું તારો દાસ છુ, તારુ શુ કામ કરુ ? હે કેળ જેવી સાથળોવાળી ! તુ મને આજ્ઞા કર, હુ તે કરીશ, હું તારે વશ વર્તનારો તારો દાસ છુ હે સુદર અગવાળી ! કામના બાણથી તુ મારુ રક્ષણ કર હે વાકા કટાક્ષો વાળી ! કામથી પીડાતા અને તારે વશ થયેલા મને તુ સ્વીકારી લે અને ત્રણ લોકની સ્વામિની થઈ સર્વો ત્તમ ભોગોને ભોગવ હે સુદરિ ! હું મરણ સુધી તારી આજ્ઞા પાળનારો થઈશ હે સુદર કેડના પાછલા ભાગ વાળી ! દેવો, અસુરો તથા મનુષ્યો મને મારી શકે તેમ નથી હે સુદર મુખવાળી ! તુ કાયમી સૌભાગ્ય વાળી થઈશ અને હે સુદરિ ! તારુ ચિત્ત જ્યા આનદ પામે ત્યા તુ રમ્યા કરજે'

એવા શુભના વચનને મનમા વિચારી હે મદ ભરેલી સ્ત્રી ! તારે જે મધુર વચન પ્રેમથી શુભને કહેવુ હોય તે કહે હે ચચળ કટાક્ષોવાળી ! હું તે તેને જલદી કહું

વ્યાસ બોલ્યા દૂતનુ તે વચન સાભળી અતિ સુદર ધીમુ હાસ્ય કરી દેવોનુ કાર્ય સાધનારા દેવીએ તેને મધુર વાણી કહી

શ્રીદેવી બોલ્યા અતિ બળવાન રાજા શુભને તથા નિશુભને હું જાણુ છુ તે સર્વ દેવોને જીત નારા, શત્રુને મારનારા, સર્વ ગુણોના સમૂહરૂપ, સઘળી સપત્તિઓને ભોગવનારા, દાતા, અતિ શૂરા, સુદર કામદેવ જેવી આકૃતિવાળા, બત્રીસ લક્ષણોથી યુક્ત અને દેવો તથા મનુષ્યોથી મારી ન શકાય તેવા છે એમ જાણીને જ હુ તે મહાસુરને જોવા ઈચ્છતી અહીં આવી છુ એમ રત્ન પોતાની શોભામા ખૂબ વધારો કરવા માટે જ સોનાની પાસે

આવે છે, તેમ હુ પોતાનો પતિ જોવા માટે જ દૂરથી અહીં આવી છુ મે સર્વ દેવોને, પૃથ્વી પર માન આપતા સર્વ મનુષ્યોને, ગધર્વોને, રાક્ષસોને તથા બીજા અત્યત પ્રિય દેખાવના જેઓ છે તેઓ સર્વેને શુભના ભયથી ડરતા, ધ્રૂજતા અને ગાભરા ચિત્ત વાળા જોયા છે શુભના ગુણો સાભળી હુ તેને જોવાની ઈચ્છાથી જ અહીં આવી છુ, માટે હે દૂત! હે મહાભાગ! તુ જા અને મહાબળવાન શુભને એકાતમા મારા વચનથી મધુર વાણીથી કહેજે કે, 'તને બળવાનોમા શ્રેષ્ઠ, સુદરમા સુદર, દાતા, ગુણવાન, શૂરો, સર્વ વિદ્યાઓમા કુશળ, સર્વ દેવોને જીતનાર, ચતુર, ઉગ્ર, કુળવાન, સર્વ રત્નોનો ભોક્તા, સ્વાધીન તથા પોતાના બળથી ચડિયાતો જાણી હુ પતિ તરીકે ઈચ્છુ છુ અને હે રાજા! ખરેખર, હુ તને યોગ્ય છુ હે મહાબુદ્ધિમાન! હુ મારી ઈચ્છાથી આ તારા નગરમા આવી છુ, પણ હે ઉત્તમ રાક્ષસ! મારા વિવાહમા આ કઈક કારણ રહેલુ છે હે રાજન! પૂર્વે બાળપણાને લીધે મે એકાતમા સખીઓ સાથે રમતા રમતા દૈવેચ્છાથી કઈક આ વ્રત લીધુ છે પોતાના દેહમા બળના ગર્વથી સખીઓની આગળ એકાતમા મે આવુ વ્રત લીધુ છે કે, 'જે શૂરો પુરુષ મારા સમાન બળવાળો હોઈ રણમા મને જીતશે, તેનુ બલાબલ જાણ્યા પછી પોતાની મરજીથી તેને હુ વરીશ ' મારુ આ વચન સાભળી મનમા વિસ્મય પામેલી મારી સખીઓ (અદર અદર) હસવા લાગી કે, 'આમણે આવુ અદ્ભુત વ્રત એકદમ કેમ લીધુ? (પણ હવે તે વ્રત પાળ્યા વિના ચાલે તેમ નથી ) માટે હે રાજેન્દ્ર! તુ પણ મારુ આવુ બળ જાણી પોતાના બળથી મને જીતી પોતાની ઈચ્છા અહીં પૂરી કર હે સુદર! તુ કે તારો નાનો ભાઈ રણના મોખરે આવી યુદ્ધથી મને જીતી અહીં જ ભલે વિવાહ કરો ૧ ૬૬॥

**त्वं वा तवानुजो भ्राता समेत्य समराङ्गणे।**
**जित्वा मां समरेणात्र विवाहं कुरु सुदर ॥६६॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં પચમ સ્કધ વિષે અધ્યાય ૨૩ મો સમાપ્ત

# અધ્યાય ૨૪ મો*

## દેવી તથા દૂતનો સંવાદ

व्यास उवाच

**देव्यास्तद्वचनं श्रुत्वा स दूतः प्राह विस्मितः ।**
**किं ब्रूषे रुचिरापाङ्गि स्त्रीस्वभावाद्धि साहसात्॥**

વ્યાસ બોલ્યા દેવીનુ તે વચન સાભળી વિસ્મય પામેલો તે દૂત બોલ્યો 'હે સુદર કટાક્ષોવાળી! નાહસરૂપ સ્ત્રીના સ્વભાવથી તુ શુ બોલે છે? હે દેવિ! જેણે ઇદ્રાદિ દેવોને, દૈત્યોને તથા બીજાઓને જીત્યા છે, તેને તુ સ્ત્રી રણમા કેવી રીતે જીતવા ઈચ્છે છે? ત્રણે લોકમા તેવો કોઈ પુરુષ નથી કે જે યુદ્ધમા શુભને જીતે! તો હે કમળની પાખડીએ જેવા નેત્રોવાળી! તેની આગળ યુદ્ધમા હમણા તુ કોણ માત્ર છે? હે સુદરિ! કોઈ પણ સ્થળે વિચાર્યા વિના વચન ન બોલવુ, પોતાનુ તથા પારકુ બળ જાણ્યા પછી સમયને યોગ્ય વચન બોલવુ જોઈએ ત્રૈલોક્યનો અધિપતિ શુભ તારા ઉપરથી મોહિત થયો છે અને તે રાજા તારી પાસે પ્રાર્થના કરે છે તો હે પ્રિયે! તુ તેનુ ઈચ્છિત કર મૂર્ખ સ્વભાવ છોડી મારુ વચન માની, શુભને કે નિશુભને તુ સ્વીકારી લે, હુ તને હિતકર કહુ છુ, બુદ્ધિમાન સર્વ પ્રાણીઓને પરમ આનદથી શૃગારરસ હરકાઈ પ્રકારે સેવવો જોઈએ, કેમ કે નવે રસોમા તે ઉત્તમ છે હે બાલે! તુ જો નહિ આવે તો ક્રોધ પામેલો તે રાજા બીજા સેવકોને મોકલી હમણા જ બળથી તને લઈ જશે હે સુદર સાથળોવાળી! બલગર્વિત દાનવો તને કેશથી ખેચી તરત જ શુભ પાસે અવશ્ય લઈ જશે માટે હે પાતળા અગોવાળી! તુ પોતાની લજ્જાની રક્ષા કર અને સાહસનો સપૂર્ણ ત્યાગ કર તુ માનપાત્ર છે, માટે સન્માન અપાયેલી તુ તેની પાસે જા તીક્ષ્ણ બાણોથી યુદ્ધ કરવુ ક્યા અને કામક્રીડાના સગથી થતુ સુખ ક્યા? સાર—અસારને માપી તુ મારુ

* આ અધ્યાયમાં સાઠીસાઠ શ્લોકોથી દૂતનો સંવાદ કહેવાયો, જેમા કામને લીધે દૈત્યોનુ મરણ સૂચવાય છે માટે બુદ્ધિમાન પુરુષ પર સ્ત્રીને કદી ઇચ્છવી નહિ, એમ દર્શાવવા કામનું વર્ણન સારી રીતે કરાયે.

સુદર વચન કર, શુભ કે નિશુભનો તુ સ્વીકાર કર, જેથી પરમ સુખ પામીશ'

દેવી બોલ્યા હે મહાભાગ્યશાળી દૂત! ખરેખર, તુ બોલવામા કુશળ છે શુભ તથા નિશુભ બળવાન છે એમ હું ચોક્કસ જાણુ છુ, પણ બાળપણાને લીધે મે જે પ્રતિજ્ઞા કરી છે, તે કેવી રીતે ફરે? માટે મહા બળવાન શુભને તથા નિશુભને તુ કહેજે કે 'યુદ્ધ વિના કેવળ સરળતાથી કોઈ પણ મારો પતિ થશે નહિ મને બળથી જીતી તરત જ મારુ પાણિગ્રહણ ભલે કરો હે રાજા! યુદ્ધની ઈચ્છાથી મને અબલાને આવેલી તુ જાણ તુ મને યુદ્ધ આપ તુ સમર્થ છે માટે વીરધર્મનુ આચરણ કર મારા ત્રિશૂલથી તુ ડરતો હોય અને તને જો જીવવાની ઈચ્છા હોય, તો સ્વર્ગ તથા પૃથ્વીને છોડીને પાતાલમા ચાલ્યો જા, ઢીલ ન કર ' એમ હે દૂત! તુ પોતાના સ્વામી પાસે જઈ તરત જ આદરથી કહે મહાબળવાન તે શુભ વિચારીને જે યોગ્ય લાગશે તે કરશે સસારમા દૂતનો આ ધર્મ છે, કે તેણે તો શત્રુ પાસે કે પોતાના સ્વામી પાસે જે સત્ય હોય તે જ કહેવુ જોઈએ, માટે હે ધર્મ જાણનાર! તુ તે પ્રમાણે જ કર, ઢીલ કર મા

વ્યાસ બોલ્યા એવુ નીતિવાળુ, બળવાળુ હેતુ યુકત અને ચતુરાઈવાળુ તે વચન સાભળી વિસ્મય પામેલો તે દૂત તે વેળા ત્યાથી ગયો અને દૈત્યપતિ પાસે જઈ વારવાર વિચારી ચરણમા પ્રણામ કરી, નમ્ર થઈને તે રાજાને રાજનીતિવાળુ પ્રિય વચન કોમળતાપૂર્વક કહેવા લાગ્યો

દૂત બોલ્યો હે રાજેંદ્ર! સત્ય છતા પ્રિય વચન બોલવુ જોઈએ, પણ સત્ય એવુ પ્રિય વચન દુર્લભ હોય છે, તેથી હું વિચારમા પડયો છુ, અપ્રિય બોલ નારાઓ પર રાજા ખરેખર અત્યત કોપે છે, ( પણ રાજાનુ અહિત થતુ હોય તો અપ્રિય વચન પણ કહેવુ જોઈએ ) એ સ્ત્રી ક્યાથી આવી છે, કોની છે, કેવા બળવાળી કે બળ વિનાની છે, એ તો મને સાક્ષાત્ સ્પષ્ટ જાણવામા નથી, (એટલે તે સબધી મારે શુ કહેવુ?) માત્ર તેનુ કઈક વર્તન તથા ઈચ્છા હું તમને કહું છુ મે તેને યુદ્ધની ઈચ્છાવાળી, ગર્વિત અને કડવુ બોલનારી જોઈ છે હે મહાબુદ્ધિમાન! તેણે જે કહ્યુ છે તે તમે સારી રીતે સાભળો (તે કહાવે છે કે,) 'પૂર્વે મે બાલપણાથી ગમ્મતમા સખીઓની સમક્ષ વિવાહ સબધી આ પ્રતિજ્ઞા કરી છે કે જે પુરુષ યુદ્ધમા મને હરકોઈ રીતે જીતશે અને મારા ગર્વને સાક્ષાત્ દૂર કરશે, તે સમાન બળવાળા પુરુષને જ હું મારી ઈચ્છા પ્રમાણે પતિ તરીકે વરીશ હે શ્રેષ્ઠ રાજા! આ મારી પ્રતિજ્ઞા ખોટી કરવી ન જોઈએ, માટે હે ધર્મ જાણનારા! તુ યુદ્ધ કર અને મને જીતી પોતાને વશ કર ' આમ તેણે કહેલુ વાકય સાભળી હુ અહીં આવ્યો છુ હે મહારાજ! હવે તમે જેમ ઈચ્છતા હો તેમ તમને ગમે તે કરો એ સ્ત્રી યુદ્ધ માટ કરેલા નિશ્ચયવાળી હોઈ આયુધો સહિત સિહ પર બેઠેલી અને નિશ્ચળ છે, માટે હે રાજા! જે યોગ્ય હોય તે તમે કરો

વ્યાસ બોલ્યા સુગ્રીવનુ તે વચન સાભળી રાજા શુભે પાસે ઊભેલા મહાબળવાન પોતાના શૂરા ભાઈને પૂછ્યુ

શુભ બોલ્યા હે મહાબુદ્ધિમાન ભાઈ! આમા શુ કરવુ તે તુ સત્ય કહે, એકલી સ્ત્રી યુદ્ધ કરવા ઈચ્છે છે ને હમણા જ બોલાવે છે, તો હું યુદ્ધ માટે જાઉં અથવા તુ સૈન્ય સહિત જા, હે નિશુભ! તને જે ગમે તે મારે હવે કરવુ છે

નિશુભ બોલ્યો હે વીર! મારે કે તમારે રણને મોખરે જવુ યોગ્ય નથી, માટે હે મહારાજ! ધૂમ્ર લોચનને જલદી મોકલો, તે એ સુદર નેત્રવાળીને રણમા જીતી પકડી લાવશે, પછી હે શુભ! અહીં તમે તેની સાથે વિવાહ કરજો

વ્યાસ બોલ્યા નાના ભાઈનુ એ વચન સાભળી શુભે પાસે ઊભેલા ધૂમ્રલોચનને ત્યા જવા આજ્ઞા કરી કે, 'હે ધૂમ્રલોચન! મોટા સૈન્યથી વીંટળાઈ તુ જલદી જા અને પોતાના પરાક્રમના ગર્વથી મોહિત થયેલી તે ભોળી સ્ત્રીને પકડી લાવ મહાબળવાન દેવ, દાનવ કે મનુષ્ય તેના પક્ષકાર તરીકે જો આવ્યો હોય તો તરત જ તેને તારે મારી નાખવો અને તેની પાસે વર્તતી કાલી સ્ત્રીને પણ મારી નાખી તેને પકડી લેવી આ ઉત્તમોત્તમ કાર્ય કરી તુ અહીં જલદી આવજે હે વીર! કોમળ શરીરવાળી અને પાતળા પેટવાળી તે ઉત્તમ સ્ત્રી કોમળ બાણોને છોડતી હોય, તો ઘણી

કાળજીથી તારે તેની રક્ષા કરવી, માત્ર તેના સહાયકો, જે શસ્ત્રધારી હોય, તેઓને રણમા મારી નાખવા, પરન્તુ તે સ્ત્રીને કોઈ રીતે મારવી નહિ, પણ કાળજીથી તેની રક્ષા કરવી '

વ્યાસ બોલ્યા રાજાએ એમ આજ્ઞા કરેલો ધૂમ્રલોચન તરત જ શુભને પ્રણામ કરી, સૈન્યથી વીંટાઈને તરત જ યુદ્ધ માટે ચાલ્યો ગયો તે સમયે સાઠ હજાર દુષ્ટ દૈત્યોથી તે વીંટાયા હતો તેણે સુદર બગીચામા બેઠેલા દેવીને જોયા તે પછી મૃગના બચ્ચાના જેવા નેત્રોવાળા તે દેવીને જોઈ વિનયયુક્ત થઈ તેણે કારણ સહિત તથા રસથી અતિશોભીતુ આ સુદર વચન કહ્યુ 'હે મહાભાગ્યશાળી દેવિ! શુભ તારા વિરહથી પીડાય છે, રમના ભગનો ભય લાગવાથી ગભરાયેલો તેણે પોતે તારી પાસે નીતિકુશળ દૂત શાતિપૂર્વક મોકલ્યો હતો હે સુદર મુખવાળી! એ દૂતે ત્યા આવી તે કહેલુ વચન (ન સમજી) અવળુ કહ્યુ છે, તે વચનથી માન સ્વામી શુભ રાજા કામથી ખૂબ મોહિત હોઈ ચિતાયુક્ત મનવાળા થયા છે હે રસમાર્ગને જાણનારી! એ દૂતે ઊંડા કારણવાળુ તારુ વચન જાણ્યુ નહિ હે માનવાળી! 'મને જે સગ્રામમા જીતશે' આવુ જે કઠિન વચન તે કહ્યુ, તેથી એ દૂતે બે પ્રકારનો સગ્રામ જાણ્યો જ નહિ એક કામક્રીડાથી થતો સગ્રામ અને બીજો યુદ્ધથી થતો સગ્રામ જુદા જુદા પાત્રમા કરેલો ઈષ્ટ હોય છે (આ વાત તે સમજ્યો નહિ) હે સુદર સાથળોવાળી! તારા વિષેનો સગ્રામ કામક્રીડાથી થનાર હોવો જોઈએ અને શત્રુ સાથેનો સગ્રામ યુદ્ધથી થનાર સમજવો જોઈએ હે સુદરિ! આમા પહેલો સગ્રામ સુખદાયી છે અને બીજો શત્રુ સામે થતો સગ્રામ દુખદાયી કહ્યો છે હે સુદર કેડના પાછલા ભાગવાળી! તારા મનને હું ખરેખર જાણુ છુ તારા હૃદયમા કામક્રીડાથી થતા સગ્રામનો ભાવ રહેલો છે, આવો તે ભાવ સમજતા મને જાણી શુભ રાજાએ મોટા સૈન્યથી વીંટાયેલા મને તારી પાસે હમણા મોકલ્યો છે હે મહાભાગે! તુ ચતુર છે, તુ મારુ કોમળ વચન સાભળ, ત્રણે લોકનો ઈશ્વર અને દેવોના ગર્વનો નાશ કરનાર શુભનો તુ સ્વીકાર કર, અને (તેની) પ્રિય પટરાણી થઈ સર્વોત્તમ ભોગોને ભોગવ. કામના બળનો અર્થ જાણનાર મહાબાહુ શુભ તને (કામક્રીડાના) સગ્રામમાં જીતશે અને તુ જાતજાતના હાવભાવ કરજે એટલે તે પણ હાવભાવ કરશે આ કાલિકાદેવી એ(કામક્રીડાના સગ્રામ)મા (તમારા) ઠઠ્ઠામશ્કરી(વચનો)ની સાક્ષીરૂપ થશે સાચી વસ્તુને સમજતો મારો સ્વામી આમ ક્રીડાસગ્રામના યોગથી તને જીતી સુખશય્યામા થાકેલી કરી મૂકશે અને તે રાજા તને નખના પ્રહારોથી લાલ શરીરવાળી, દાતથી ખડિત નીચલા હોઠવાળી, પરસેવાથી પલળી ગયેલી અને ખૂબ ઢીલી થયેલી કરશે, એટલે કામક્રીડાના સગ્રામ માટે થતી તારી માનસિક કામના પૂર્ણ થશે હે પ્રિયે! તારા દર્શનથી જ શુભ અર્ધ પ્રકટે વશ થઈ જશે, માટે અનુકૂળ ને હિતકારી મારુ આ સુદર વચન તુ કર અત્યત માનવાળી હોઈ માન આપવા યોગ્ય તુ દૈત્યગણોના સ્વામી શુભનો સ્વીકાર કર જેઓને અસ્ત્રયુદ્ધ પ્રિય હોય, તેઓ ખરેખર મદભાગી છે હે સુદરિ! તુ તે(યુદ્ધને)ને યોગ્ય નથી હે મૈથુનને પ્રિય માનનારી! તુ શુભ રાજારૂપી આસોપાલવના ઝાડને (તારા) પાદપ્રહારથી કાયમ વિકસિત કર* અને મદિરા (ના કોગળા) છાટવાથી તે રાજાને બોરસલી તથા કુરબક વૃક્ષ સમાન કર ૧૬૦

**अशोकं कुरु राजानं पादघातविकासितम्।**
**बकुलं सीधुसेकेन तथा कुरबकं कुरु ॥ ६० ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૨૪ મો સમાપ્ત

## અધ્યાય ૨૫ મો×

### ધૂમ્રલોચનનો નાશ અને શુંભની રાજસભામાં મંત્રણા

વ્યાસ ઉવાચ

**इत्युक्त्वा विररामासौ वचनं धूम्रलोचनः।**
**प्रत्युवाच तदा काली प्रहस्य ललितं वचः ॥ १ ॥**

વ્યાસ બોલ્યા એવુ વચન કહી એ ધૂમ્રલોચન

* સુદરીના ચરણ પ્રહારથી આસોપાલવ ખીલે છે અને તેના મુખની મદિરા છટાવાથી બોરસલી તથા કુરબક વૃક્ષ ફાલે છે, આવી લોકકહેવત છે

× આ અધ્યાયમા દેવીએ ધૂમ્રલોચનનો મારો એટલે શુંભની સભામા વિચારણા ચાલી, તે વાત સાઠ શ્લોકોથી કહેવાશે

બોલનો બધ થયો. ત્યારે કાલીએ ખૂબ હનીને તને મુદર વચન કહ્યુ · ઓ દુષ્ટ! તુ વિદૂષક છે અને નટની પેઠે બોલે છે. મધુર ભાષણ કરના તુ ચિત્તમા ખોટા મનોરથો કરે છે ઓ મૂઢમતિ! દુરાત્મા શુભે તને બળવાન સૈન્ય સહિત મોકલ્યો છે તો હવે યુદ્ધ કર, ખોટો બકવાદ છોડી દે ક્રોધ પામેલા દેવી શુભને, નિશુભને, તને તથા બીજા મહાબળવાન દૈત્યોને બાણોના પ્રહારથી મારી પોતાન સ્થાને જશે મદબુદ્ધિ એ શુભ ક્યા ? અને વિશ્વને મોહ પમાડનાર આ દેવી ક્યા ? આ બન્નેનો વિવાહવિધિ નનારમા અયોગ્ય જ છે હિણ ખૂબ કામાતુર થઈને શિયાળને પતિ કરે કે ? અથવા હાથણી ગધેડાને કે ગાય ગેડાને પતિ કરે ? તુ શુભ તથા નિશુભ પાસે જા અને મારુ મત્ય વચન (તેમને) કહે કે યુદ્ધ કરો, નહિ તો હમણા તરત જ પાતાળમા ચાલ્યા જાઓ ' વ્યાસ બોલ્યા હે મહાભાગ જનમેજય! કાલિકાનુ વચન સાભળી દૈત્ય ધૂમ્રલોચન ક્રોધથી લાલ નેત્રોવાળો થઈ તેને કહેવા લાગ્યો, 'ઓ ખરાબ દેખાવની! તને તથા મદગર્વિત સિંહને યુદ્ધમા મારી હું આ દેવીને પકડી લઈ રાજા પાસે ચાલ્યો જાઉં, પણ ઓ કાલિ! રસનો ભગ થાય એવા ભયથી હમણા હું ડરુ છુ, નહિ તો હે કજિયાને પ્રિય માનનારી! તને હમણા જ તીક્ષ્ણ બાણોથી મારી નાખુ '

કાલિકા બોલ્યા ઓ મૂઢાત્મા! તુ બડાઈ શુ કરે છે ? ધનુર્ધારીઓનો આ ધર્મ નથી પોતાની શક્તિ પ્રમાણે તુ બાણો છોડ, તુ યમની સભામા ચાલ્યો જઈશ

વ્યાસ બોલ્યા તે વચન સાભળી દૈત્ય ધૂમ્રલોચન મજબૂત ધનુષ લઈ શિલા પર ખૂબ સજેલા બાણોનો તે કાલિકા પર વરસાદ વરસાવવા લાગ્યો તે વેળા ઈન્દ્ર વગેરે દેવો પ્રેક્ષકો તરીકે ઉત્તમ વિમાનોમા બેસી તે દેવીની સ્તુતિ કરતા 'જય જય ' એમ કહેવા લાગ્યા તે બન્નેનુ બાણો, તલવાર, ગદા, શક્તિ તથા સાબેલા વગેરેથી અતિ ભયકર ઉગ્ર યુદ્ધ પરસ્પર ચાલુ થયુ કાલિકાએ બાણોના પ્રહારોથી પહેલા (રથમા જોડેલા) ખચ્ચરોને મારી નાખી તેના મજબૂત રથને ભાગી નાખ્યો ને વારવાર હાસ્ય કર્યું કોપથી જાણે નાગ ચેડયો હોય તેવો એ ધૂમ્રલોચન બીજા રથ પર બેઠો અને હે ભારત! કાલિકા ઉપર ઉગ્ર બાણવૃષ્ટિ કરવા લાગ્યો તે કાલિકાએ પણ તેના બાણોને પોતાની નજીક આવતા પહેલા જ વેગથી કાપી નાખ્યા અને બીજા ઉગ્ર વેગવાળા બાણો એ દાનવ પર છોડયા તે બાણોથી તેની આસપાસ રહેલા તેના હજારો નેવકો માર્યા ગયા તે પછી વેગથી તેના રથને ભાગી નાખ્યો ને સારથિને મારી નાખી ઘોડાઓને પણ મારી નાખ્યા વળી સર્પ જેવા બાણોથી તેના ધનુષને કાપી નાખ્યુ, દેવોને આનદ પમાડયો અને શખનો અવાજ કર્યો તે પછી કોપેલો ધૂમ્રલોચન કેવળ આખીયે લોઢાની મજબૂત ભૂગળ લઈ છેક રથની બેઠક સુધી જઈ પહોચ્યો અને કાળ જેવો ભયકર તે દૈત્ય વાણીથી કાલિનો તિરસ્કાર કરતો બોલ્યો · 'ઓ કદ્રૂપી! ઓ પિંગળા નેત્રોવાળી! હું તને હમણાં જ મારી નાખીશ ' આમ કહી એકદમ ધસી જઈ તેણે જેવી ભૂગળ ફેંકી કે તરત જ (જેમના શરીરમાથી કૌશિકી અથવા કાલિકા નીકળ્યા હતા તે) અબિકાએ કેવળ હુકારથી જ તેને ભસ્મ કરી નાખ્યો. દૈત્ય ધૂમ્રલોચનને એમ ભસ્મ કરેલો જોઈ ભયથી ગભરાયેલા સૈનિકો તરત જ નાસી ગયા ને 'હાય! બાપ!' એમ રસ્તામા ચીસો પાડવા લાગ્યા તે ધૂમ્રલોચન દૈત્યને મરાયેલો જોઈ દેવો આનદ પામી આકાશમા રહ્યા રહ્યા પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. હે રાજન્! તે સમયે માર્યા ગયેલા દાનવોથી, ઘોડાઓથી, ખચ્ચરોથી તથા હાથીઓથી રણભૂમિ ભયકર થઈ પડી ગીધડા, કાગડા, વટ જાતિના પિશાચો, શકરા, વરફ જાતિના પિશાચો અને શિયાળો રણભૂમિ પર પડેલા મુડદાને જોઈ નાચી રહ્યા ને કોલાહલ કરવા લાગ્યા અબિકાએ તે રણસ્થાન છોડી દૂર બીજા સ્થળ પર જઈને ભયકર ઉગ્ર શખનાદ કર્યો. તે શખનો શબ્દ સાભળી, ઘેર રહેલા શુભે લોહીથી ખરડાયેલા દાનવોને ભાગી આવેલા જોયા; તેમ જ કપાયેલા હાથ, પગ અને ઈન્દ્રિયોવાળા, ખાટલાઓ પર નાખેલા, ભાગેલી પીઠ, કેડ તથા ડોકવાળા અનેકને બૂમો પાડતા જોઈ શુભે તથા નિશુભે તેઓને પૂછ્વા માડયુ કે, 'ધૂમ્રલોચન ક્યા ગયો ? તમે કેમ

ભાગી આવ્યા? તે સુંદર મુખવાળીને કેમ ન લાવ્યા? સૈન્ય ક્યાં ગયું? ઓ મૂર્ખાઓ! તમે બરાબર કહો તો ખરા? આજે આ ભયને વધારતો શંખનાદ કોનો થઈ રહ્યો છે?'

દૈત્યોના ટોળા બોલ્યા: સઘળા સૈન્યનો નાશ કરાયો છે, ધૂમ્રલોચનને મારી નાખ્યો છે અને કાલિકાએ રણભૂમિ પર મનુષ્યોથી ન બની શકે એવું કામ કર્યું છે. અંબિકાનો આ શંખનાદ આકાશને વ્યાપી રહ્યો છે તે દેવોને હર્ષ આપનાર તથા દાનવોને શોક કરનાર થઈ પડ્યો છે. હે રાજા! કેસરી સિંહે અશ્વોને મારી નાખ્યા અને બાણોના પ્રહારોથી રથો ભંગાયા તથા ઘોડાઓ મરાયા ત્યારે આકાશમાં ઊભેલા દેવોએ આનંદયુક્ત થઈ પુષ્પોની વૃષ્ટિ કરી છે. સર્વ સૈન્યને ભાગેલું જોઈ, તેમ જ ધૂમ્રલોચનને મરાયેલો જોઈ અમે નિશ્ચય કર્યો છે કે, 'જય થવાનો જ નથી,' માટે હે રાજેંદ્ર! વિચાર કરી જાણનારાઓમાં ઉત્તમ મંત્રીઓ સાથે તમે વિચાર કરો. હે મહારાજ! સૈન્ય વિનાની એકલી જગદંબા તમારી સાથે યુદ્ધ કરવા જે ઊભી છે, તે આશ્ચર્ય છે. હે મહારાજ! એકલી બાળા નિર્ભય થઈ સિંહ પર બેસીને મદોત્કટ જે જણાય છે, તે આશ્ચર્ય છે, ખરેખર અદ્ભુત છે. હવે હે મહારાજ! સંધિ કરવી, લડાઈ કરવી, એમને એમ બેસી રહેવું કે ચડાઈ માટે નીકળવું, એમાંનું જે કંઈ કરવું હોય, તે વિચારી ઇચ્છા પ્રમાણે કરો. હે શત્રુઓને તપાવનારા! તેની પાસે સૈન્ય નથી, છતાં આપત્તિના સમયે બધા દેવો અવશ્ય તેના સહાયક થશે. વિષ્ણુ અને શંકર આ સમયે તેની પાસે રહેલા જણાયા છે અને આકાશમાં ઊભેલા લોકપાલો હમણાં તેની પાસે જ છે. હે દેવોને તપાવનારા! રાક્ષસોના ગણો, ગંધર્વો, કિન્નરો તથા મનુષ્યોને સમય આવતાં તેના સહાયક જ માનવા જોઈએ. ખરી રીતે તો અમારી બુદ્ધિ પ્રમાણે અવશ્ય અમે આવું જ જાણીએ છીએ કે, અંબિકાને કોઈ સહાયની કે સહાયકોના કાર્યની કંઈ ઇચ્છા જ નથી. તે એકલી જ સ્થાવર–જંગમ સર્વ જગતનો નાશ કરવા સમર્થ છે, તો પછી સર્વ દાનવોની તો વાત જ શી? આવી અમને ખાતરી થઈ છે. હે મહાભાગ! આમ જાણી તમારી જેવી ઇચ્છા હોય તેમ તમે કરો; સેવકોએ તો હિતકારી, સાચું, સાપસર વચન કહેવું જોઈએ.

વ્યાસ બોલ્યા: તેઓનું એ વચન સાંભળી શત્રુઓના સૈન્યને પીડા કરનારો શુંભ નાના ભાઈને તેડાવી એકાંતમાં તેને પૂછવા લાગ્યો. 'હે ભાઈ! કાલિકાએ આજે જ બધા સૈન્યનો નાશ કર્યો છે, અંબિકાએ ધૂમ્રલોચનને મારી નાખ્યો છે, અને દાનવોના ટોળા ભાગી આવ્યા છે. મદથી ગર્વિત થયેલી અંબિકા, શંખનાદ કરી રહી છે. ખરેખર કાળની ગતિ જ્ઞાનીઓને પણ બરાબર જાણવી મુશ્કેલ છે. ઘાસ વજ્ર જેવું થાય, વજ્ર ઘાસ જેવું થાય અને બળવાન પણ બળહીન થઈ પડે, આવી દૈવની ગતિ છે. હે મહાભાગ! હું તને પૂછું છું કે, હવે પછી આપણે શું કરવું જોઈએ? (આપણો આ પરાજય થયો, તે રૂપ) આ કારણથી અહીં આવેલી આ અંબિકાને આપણે ન જ ભોગવવી એ યોગ્ય છે? કે નાસી જવું યોગ્ય છે? અથવા યુદ્ધ કરવું યોગ્ય છે? હે વીર! તું જલદી કહે. આવા કાર્યસંકટના સમયે હું તને નાનો હોવા છતાં મોટો સમજું છું.'

નિશુંભ બોલ્યો: હે નિર્દોષ! નાસી જવું તે યોગ્ય નથી અથવા કિલ્લો પકડી બેસી રહેવું તે પણ યોગ્ય નથી. આની સાથે તો હરકોઈ પ્રકારે યુદ્ધ જ કરવું તે કલ્યાણકારી છે. ઉત્તમ આશ્રયવાળો હું સૈન્ય સાથે રણમાં જઈશ અને એ સ્ત્રીનો નાશ કરી તરત જ પાછો આવીશ. અથવા તો બળવાન દૈવને લીધે જો અવળું થાય અને હું મરણ પામું, તો તમારે વારંવાર વિચારીને કાર્ય કરવું.

એવું તેનું વચન સાંભળી શુંભે નાનાભાઈને કહ્યું: 'તું હમણાં રહે. ચંડ તથા મુંડ બંને સૈન્યો સાથે હમણાં ભલે જાય. આમાં સસલાને પકડવા હાથીને છોડવો તે યોગ્ય નથી. મહાવીર ચંડ તથા મુંડ તેને મારી નાખવા બધી રીતે સમર્થ છે.' ભાઈને એમ કહી શુંભે સામે ઊભેલા મહાબળવાન ચંડ તથા મુંડને બોલાવી આ વચન કહ્યું: 'હે ચંડ તથા મુંડ! તમે બંને પોતાના સૈન્યોથી વીંટાઈને નિર્લજ્જ તથા મદ-ગર્વિત તે (કાલિકા) અબળાને મારી નાખવા જલદી

જાઓ હે મહાભાગો! પીંગળા નેત્રોવાળી કાલિકાને યુદ્ધમા મારી અમ્બિકાને પકડી આ ઘણુ મોટુ કાર્ય કરી તમે પાછા આવો પકડાયેલી છતા તે અમ્બિકા ગર્વિત હોઈ જો ન આવે, તો યુદ્ધ માડી બેઠેલી તેને પણ મહાતીક્ષ્ણ બાણોથી તમે મારી નાખજો ૧૬૦

**सा नाऽऽयाति गृहीताऽपि गर्विता चाम्बिका यदि। तदा बाणैर्महातीक्ष्णैर्हन्तव्याऽऽहवमण्डिता ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ
વિષે અધ્યાય ૨૫ મો નમામ

# અધ્યાય ૨૬ મો.*

## ચડ–મુડનો વધ

વ્યાસ ઉવાચ

**इत्याज्ञप्तौ तदा वीरौ चण्डमुण्डौ महाबलौ। जग्मतुस्तरसैवाऽऽज्ञौ सैन्येन महताऽन्वितौ ॥ १॥**

વ્યાસ બોલ્યા એમ આજ્ઞા કરેલા મહાબળવાન વીર ચડ તથા મુડ તરત જ મોટા સૈન્ય સાથે યુદ્ધ માટે ગયા દેવોનુ હિત કરનારા દેવીને ત્યા ઊભેલા જોઈ મહાપરાક્રમી તે બન્ને જણા તે સમય શાંતિયુક્ત આ વચન બોલ્યા 'હે બાલે! દેવોના સૈન્યને પીડ નારા શુભને તથા ઇંદ્રને જીતવાથી ઉદ્ધત મહાપરાક્રમી નિશુભને શુ તુ નથી જાણતી? હે સુદર કેડના પાછલા ભાગવાળી! તુ એકલી છે, માત્ર કાલિકા સિહ સહિત તારી સાથે છે, છતા હે દુષ્ટ બુદ્ધિવાળી! સર્વ સૈન્યો સહિત શુભને તુ જીતવા ઇચ્છે છે! (અ નવાઈ છે અમને લાગે છે કે) કોઈ પણ પુરુષ કે સ્ત્રી તેને બુદ્ધિ આપનાર છે જ નહિ, દેવો તો તારા નાશ માટે જ તને પ્રેરણા કરી રહ્યા છે હે પાતળા અગોવાળી! પોતાના તથા પારકા બળને વિચારી તુ કાર્ય કર અઢાર ભુજાઓ હોવાથી તુ વ્યર્થ ગર્વ કરે છે દેવોને જીતનાર, યુદ્ધમા શોભનાર, ઐરાવતની સૂંઢને કાપી નાખનાર, હાથીઓને ચીરી નાખનાર અને દેવોના ટોળાઓને જીતી લેનાર શુભની આગળ વ્યર્થ અનેક ભુજાઓથી શુ વળવાનુ છે? અથવા કેવળ પરિશ્રમ આપતા આયુધોથી પણ શુ થવાનુ છે? આ કાર્યને મનમા તુ વિચાર ઓ સુદરિ! તુ વ્યર્થ ગર્વ કરે છે હે વિશાળ નેત્રોવાળી! તને હિતકારી, સુખદાયી અને દુખનો નાશ કરનાર અમારુ પ્રિય વચન તુ માન શાસ્ત્રોના તત્ત્વ જાણવામા કુશળ વિદ્વાનોએ દુખદાયી કાર્યોને દૂરથી જ ત્યજવા જોઈએ અને સુખદાયી સેવવા જોઈએ હે કોયલ જેવા સ્વર વાળી! તુ ચતુર છે, દેવોના ટોળાને જીતવાથી મોટા ઉદયવાળુ શુભનુ મહાન બળ પ્રત્યક્ષ છે, તેને તુ જો પ્રત્યક્ષને છોડી અનુમાન કરવુ તે નકામુ જ છે, સદેહયુક્ત કાર્યમા વિદ્વાન પ્રવૃત્તિ ન કરે યુદ્ધમા જીતવો મુશ્કેલ શુભ દેવોનો કટ્ટર શત્રુ છે, તેથી એ દૈત્યરાજે પીડેલા દેવો આમા તને પ્રેરે છે હે પવિત્ર હાસ્યવાળી! તેઓના સ્નેહયુક્ત વચનોથી તુ ઠગાઈ છે, દેવોની શિખામણ તને દુખદાયી છે અને તેઓના પોતાના સ્વાર્થને સાધનારી છે કાર્ય માટે જ મિત્ર થયેલાને છોડી ધર્મદૃષ્ટિએ મિત્ર થયેલાનો આશ્રય કરવો યોગ્ય છે મે તને સત્ય કહ્યુ છે કે, દેવો અત્યત સ્વાર્થપરાયણ છે, માટે દેવોના ઈશ્વરોને જીતનાર, ભુવનોના ઈશ્વર, ચતુર, સુદર, શૂરવીર અને કામશાસ્ત્રમા કુશળ શુભનો તુ સ્વીકાર કર શુભની આજ્ઞાથી તુ સર્વ લોકોનુ ઐશ્વર્ય પામીશ, માટે પાકો નિશ્ચય કરી તુ ઉત્તમ પતિને સ્વીકાર

વ્યાસ બોલ્યા તે ચડનુ એ વચન સાભળી જગદબાએ મેઘ જેવા ગભીર શબ્દથી ગર્જના કરી આમ કહ્યુ 'ઓ નીચ તુ ચાલ્યો જા ઠગારુ જૂઠુ વચન તુ કેમ બોલે છે? વિષ્ણુ તથા શકર વગેરેને છોડી હુ શુભને શા માટે પતિ તરીકે સેવુ? મારે કોઈને પતિ કરવો નથી અને પતિ સાથે મારે કામ પણ નથી હુ જ સર્વે પ્રાણીઓની સ્વામિની છુ, તુ સાભળ મે ઘણા શુભોને તથા હજારો નિશુભો ને જોયા છે, પૂર્વે મે સેકડો દૈત્યોને તથા દાનવોને માર્યા છે યુગે યુગે મારી આગળ દેવોના ટોળા નાશ પામ્યા અને હમણા દૈત્યોના ટોળા પણ નાશ પામશે દૈત્યોનો સહાર કરનાર કાળ જ અહીં આ રહ્યો છે, જેથી પોતાની સતતિ—દૈત્યોનુ રક્ષણ કરવા તુ વ્યર્થ યત્ન કરે છે હે મહાબુદ્ધિમાન! વીરધર્મની રક્ષા કરવા તુ યુદ્ધ કર, મરણ તો અવશ્ય થનાર જ છે,

* આ અધ્યાયમા સાડીપાનઠ લોકોથી દેવીનુ તથા ચડ–મુડનુ ભયકર ઘોર યુદ્ધ થયુ, એ કથા કહેવાશે.

માટે મહાત્માએ છોડવા મુશ્કેલ યશની રક્ષા કરવી યોગ્ય છે દુષ્ટાત્મા નિશુભ કે શુભ સાથે તારે શુ કામ છે? ઉત્તમ વીરધર્મ સ્વીકારી દેવોના રહેઠાણ સ્વર્ગમા તુ ચાલ્યો જા શુભ, નિશુભ અને બીજા જે કોઈ તારા ભાઈઓ અહીં છે, તે બધા તને અનુસરતારા હોઈ તારી પાછળ જ આવશે, હુ અનુક્રમે સર્વ દૈત્યોનો હવે નાશ કરીશ, માટે ઓ મૂઢાત્મા! તુ તારા રાજાનો ખેદ છોડી યુદ્ધ કર હમણા હુ તને તથા તારા ભાઈને મારુ છુ, અને પછી શુભને, નિશુભને તથા મદોત્કટ રક્તબીજને મારીશ, તેમ જ બીજા સર્વ દાનવોને રણભૂમિના આગણામા મારી હુ યોગ્ય સ્થાને ચાલી જઈશ, માટે તુ ઊભો રહે અથવા ચાલ્યો જા ઓ વ્યર્થ ફૂલેલા! હથિયાર લ અને મારી સાથે હવે યુદ્ધ કર કેવળ કાયરને પ્રિય જૂઠ્ઠા વાક્ય તુ શુ બકે છે?'

વ્યાસ બોલ્યા તે દેવીએ એમ પ્રેરણા કરેલા બળગર્વિત દૈત્ય ચડ તથા મુડ ક્રોધયુક્ત થઈ તરત જ ધનુષની દોરીનો ભયાનક શબ્દ કરવા લાગ્યા દેવીએ પણ દશે દિશાઓને ભરી દેતો શખધ્વનિ કર્યો, તેટલામા કોપેલા બળવાન સિહે પણ ગર્જના કરી તે ગર્જનાથી ઈન્દ્ર વગેરે દેવો, મુનિઓ, યક્ષો, ગધર્વો, સિદ્ધો, સાધ્યો તથા કિન્નરો તે વેળા હર્ષ પામ્યા પછી તે સ્થળે ચડિકા અને ચડનુ બાણો, ખડગ અને ગદા વગેરેથી કાયરોને ભય આપતુ પરસ્પર તીવ્ર યુદ્ધ થયુ ઉગ્ર તે ચડિકાદેવીએ ચડે છોડેલા બાણોને તીક્ષ્ણ બાણોથી કાપી નાખ્યા અને ફરી સર્પો જેવા બાણો છોડયા જેમ વરસાદના અતે ખેડૂતોને ભય આપતા તીડોથી આકાશ છવાઈ જાય તેમ તે સગ્રામમા બાણોથી તે સમય આકાશ છવાઈ ગયુ પછી મુડ પણ સૈનિકો સાથે વેગથી રણમા ધસ્યો અને અતિ ભયકર તે ક્રોધાયમાન થઈ બાણોની વૃષ્ટિ કરવા માડી ત્યા બાણોનો મોટો સમૂહ જોઈ અબિકા અત્યત ક્રોધાયમાન થયા, જેથી ક્રોપને લીધે તેમનુ મુખ વાદળા જેવુ (કાળુ), કેળના પુષ્પ જેવા નેત્રો તથા વાકી ભ્રમરોવાળુ થઈ ગયુ તે સમયે તેમના લલાટમાથી તરત કાલીદેવી નીકળ્યા વાઘના ચામડારૂપ વસ્ત્રવાળા, ક્રૂર, હાથીના ચામડારૂપ ઉપલા વસ્ત્રવાળા, ખોપરીઓની માળા ધારણ કરતા, ભયકર, સુકાયેલી વાવ જેવા પેટવાળા, તલવાર તથા પાશ ધારણ કરતા, અત્યત ભયકર, (ભક્તોને) અભય આપનારા, ખટ્વાગને ધારણ કરતા, બીજી કાળરાત્રિ જેવા ભયાનક, પહોળા કરેલા મુખવાળા, વારવાર જીભને હલાવતા અને વિનાશ જનવવાળા તે કાલિકા અસુરોના સૈનિકોને વેગથી મારવા લાગ્યા કોપયુક્ત થયેલા તે કાલી મોટા વીરોને હાથમા લઈ વેગથી મુખમા નાખવા લાગ્યા અને દાતોથી ધીમે ધીમે દૈત્યોને ચાવવા લાગ્યા ઘટા સહિત હાથીઓને હાથમા લઈ તે મુખમા નાખવા લાગ્યા અને મહાવતો સહિત તે હાથીઓને ખાઈ જઈ યુદ્ધમા તે મોટુ હાસ્ય કરવા લાગ્યા તે જ પ્રમાણે ઘોડાઓ તથા ઊંટોને સારથિઓ સાથે મુખમા નાખી દાત વડે અત્યત ભયકર રીતે તે ચાવવા લાગ્યા એમ સૈન્યને મરાતુ જોઈ મહાસુર ચડ અને મુડ બાણોના એકધારા વરસાદથી દેવીને ઢાકી દેવા લાગ્યા ચડે સૂર્ય સમાન કાતિવાળુ અને વિષ્ણુના સુદર્શન ચક્ર જેવુ ચક્ર વેગથી દેવી સામે ફેંક્યુ અને વારવાર ગર્જના કરી કાલીએ તેને ગર્જના કરતો જોઈ સૂર્ય સમાન કાતિવાળા મહાતેજસ્વી તે ચક્રને એક જ બાણથી કાપી નાખ્યુ અને શિલા પર સજેલા તીક્ષ્ણ બાણો ચડીએ તેને માર્યા ત્યારે દેવીના બાણોથી ખૂબ પીડાઈને તે મૂર્છિત થઈ પૃથ્વી પર પડયો એમ ભાઈને પડેલો જોઈ દુ ખપીડિત થયેલા મુડે તે સમયે કોપથી કાલિકા ઉપર બાણો વરસાવવા માડયા, એટલે ચડિકાએ બળથી છોડેલા ઈષિકાસ્ત્રોથી મુડે મૂકેલા મહાભયકર બાણવૃષ્ટિના ક્ષણવારમા તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા વળી અર્ધચદ્ર જેવા બાણોથી તેના પર મારો ચલાવ્યો એટલે મહાવીર્યવાન તે મુડ પણ ગર્વરહિત થઈ પૃથ્વી પર પડયો તે સમયે દાનવોના સૈન્યમા મોટો હાહાકાર થઈ રહ્યો અને આકાશમા સર્વ ઊભેલા દેવો વ્યથારહિત થઈ હર્ષ પામ્યા તેવામા ચડે મૂર્છા છોડીને મોટી ગદા લઈ વેગથી કાલિકાને જમણી ભુજા પર મારી, પણ કાલિકાએ તે ગદાનો પ્રહાર ચુકાવીને તરત જ મત્રથી છોડેલા બાણરૂપી પાશથી એ મહાસુરને બાધ્યો એવામા મુડ પણ ઊઠ્યો, તેણે નાના ભાઈને બધાયેલો

જોઈ સારી રીતે તૈયાર થઈ હાથમા મજબૂત શકિત લઈને બળથી ધસારો કર્યો તે વેળા કાલિકાએ એ દાનવને આવતો જોઈ તરત વેગથી તે બીજા ભાઈને પણ મજબૂત બાધ્યો પછી મહાવીર્યવાન તે ચડ–મુડને બે સસલાની પેઠે લઈ મોટુ હાસ્ય કરતા કાલિકા દેવી અબિકા પાસે આવ્યા, અને તેમની પાસે આવી તે બોલ્યા. 'હે પ્રિય! જીતવા મુશ્કેલ આ બને દાનવોને રણયજ્ઞ માટે બે પશુ તરીકે મે આણ્યા છે, તેઓને તમે સ્વીકારો' એ સમયે બે વરુની પેઠે તેઓને આણેલા જોઈ ચડિકાએ કાલિકાને મીઠાશવાળુ આ વચન કહ્યુ 'હે રણ ઉપર પ્રેમવાળા! આ બને નો તમે નાશ કરશો મા અને તેમને છોડશો પણ નહિ તમે ચતુર છો, દેવોના કાર્યની સિદ્ધિ તમારે તરત જ કરવી યોગ્ય છે'

વ્યાસ બોલ્યા એવુ તેમનુ વચન સાભળી કાલિકાએ તેમને કહ્યુ 'ખટ્વાગરૂપી યજ્ઞસ્તભવાળો આ વિખ્યાત યુદ્ધરૂપી યજ્ઞ અહીં ચાલુ થયો છે, તેમા આ પશુઓનો હુ નાશ કરીશ, જેથી હિંસા નહિ થાય.' એમ કહી તે સમયે કાલિકાદેવીએ તલવારથી એ બનેના મસ્તકોને તરત જ કાપી નાખ્યા* ને આનદથી લોહી પીધુ એમ તે બને દૈત્યોને મરાયેલા જોઈ પ્રસન્ન થયેલા× અબિકાએ કહ્યુ 'હે કાલિકે! દેવોનુ કાર્ય તમે કર્યુ છે અને ચડ–મુડને માર્યા છે, માટે તમને ઉત્તમ વરદાન આજે હુ આપુ છુ કે, તમારુ 'આ ચામુડા' નામ પૃથ્વી પર ખૂબ પ્રખ્યાત થશે' ૧૬૫

**चण्डमुण्डौ हतौ यस्मात् तस्मात् ते नाम कालिके। चामुण्डेति सुविख्यात भविष्यति धरातले ॥ ६५ ॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૨૬ મો સમાપ્ત

# અધ્યાય ૨૭ મો×

## રણમા રક્તબીજ આવ્યો

व्यास उवाच

**हतौ तौ दानवौ दृष्ट्वा हतशेषाश्च सैनिकाः। पलायनं ततः कृत्वा जग्मु सर्वे नृप प्रति ॥ १ ॥**

વ્યાસ બોલ્યા એ બને દાનવોને મરાયેલા જોઈ મરતા બાકી રહેલા બધા સૈનિકો નાસી જઈ રાજા શુભ પાસે પહોચ્યા તેઓમા કેટલાક બાણોથી કપાયેલા શરીરવાળા, કેટલાક કપાયેલા હાથવાળા અને બીજા કેટલાક લોહી ઝરતા શરીરે રડતા રડતા શુભ પાસે ગયા તે બધા એ દૈત્યપતિની પાસે જઈ વારવાર બૂમાબૂમ કરી મૂકી કે, 'હે મહારાજ! રક્ષા કરો, રક્ષા કરો, આજે કાલી અમને ખાઈ જાય છે તેણે દેવોને પીડનારા મહાવીર ચડ–મુડને મારી નાખ્યા છે અને સર્વ સૈનિકોને તે ખાઈ ગઈ છે અમે તો ભયભીત થઈ ભાગી આવ્યા છીએ હે પ્રભો! કલિકાએ મારી પાડેલા હાથીઓ, વીરો, ઘોડાઓ, ખચ્ચરો તથા પાળાઓથી રણસ્થાન બિહામણુ કરી મૂક્યુ છે; તેમ જ માસરૂપી પુષ્કળ કાદવવાળી, કેશરૂપી શેવાળ વાળી, ભાગેલા રથના પૈડાથી શોભતી, કપાયેલા હાથ વગેરેરૂપી માછલાવાળી, મસ્તકોરૂપી તુબડાવાળી, કાયરોને ભય આપતી અને દેવોને આનદ વધારની, લોહી-

* કોઈ મોટુ કાર્ય કરવુ હોય, ત્યારે દેવીને બલિદાન આપવુ જોઈએ, આવો અબિકાનો અભિપ્રાય જાણી લઈ કાલિકાએ આગળ થતા શુભ–નિશુભ નામના મોટા દૈત્યોના નાશ કરવાનો છે, તે રૂપી મોટા યજ્ઞની સિદ્ધિ માટે ચડ મુડનો પશુ તરીકે નાશ કરી દેવીને બલિદાન દીધુ, આવો ગૂઢ અભિપ્રાય અહીં જણાવ્યો છે

× અહીં અબિકા શબ્દથી કૌશિકીની માતા લઈએ તો તે અબિકાના લલાટમાં નીકળેલા કાલિકા, ચડ–મુડને મારીને જ્યારે આવ્યા, ત્યારે તેમનુ 'ચામુડા' નામ જ અબિકાએ જ પાડ્યુ એમ સમજાય છે અને અબિકા શબ્દથી કૌશિકી જ લઈએ, તો કૌશિકીના લલાટમાથી નીકળેલા કાલિકા ચડ–મુડનો નાશ કરી આવ્યા, ત્યારે કૌશિકીએ જ તેમનુ ચામુડા નામ પાડ્યુ. એમ સમજાય છે આ બને પક્ષ માર્કંડેયપુરાણમા લખેલ છે પ્રાચીન બીજા પક્ષનો જ સમર્થનની વ્યાખ્યા માં આશ્રય કરે છે, પણ અબિકા શબ્દનો અર્થ કૌશિકીની માતા, એવો જ અર્થ બને પુરાણોમા પ્રથમ કહેવાયો છે, માટે 'અબિકા' એટલે કૌશિકીની માતા એમ જ અહીં સમજવુ ઠીક છે, એટલે પહેલો પક્ષ જ ઠીક લાગે છે

* આ અધ્યાયમાં સાત્વિક શક્તિઓની રક્તબીજ અસુરનું યુદ્ધ વિસ્તારથી કહેલ છે.

તુ પૂર વહેતી નદી કરી મૂકી છે હે મહારાજ! તમે તમારા કુળની રક્ષા કરો અને જલદી પાતાળમા ચાલ્યા જાઓ (નહિ તો) ક્રોધ પામેલા દેવી તરત જ નાશ કરશે એમા સશય નથી હે દૈત્યેશ્વર! સિંહ પણ યુદ્ધમા દાનવોને ખાઈ જાય છે તેમ જ દેવિ કાલિકા બાણોથી અનેક પ્રકારે મારી નાખે છે, માટે હે રાજેન્દ્ર! તમે પણ કોપેલા મનયુક્ત થઈ પોતાના ભાઈ નિશુંભની સાથે મરવાની ખોટી બુદ્ધિ કરો છો! કુળનો નાશ કરતી આ ક્રૂર સ્ત્રી શુ કરશે? (અર્થાત્ આવી પત્ની કરી તમને શો લાભ છે?) જેના માટે હે મહારાજ! પોતાના બાધવોનો નાશ કરવા તમે ઈચ્છો છો! હે મહારાજ! લોકમા જય કે પરાજય દૈવાધીન છે, માટે બુદ્ધિમાન પુરુષ નાના કારણ મારુ મોટુ દુ ખ ઉત્પન્ન કરતો નથી હે પ્રભો! આ જગત જેને વશ છે, તે દૈવનુ અદ્ભુત કર્મ તમે જુઓ, સર્વ રાક્ષસોને એકલી આ સ્ત્રીએ મારી નાખ્યા! તે જુઓ, તમે સૈન્યથી લોકપાલોને જીતનારા હોઈ હાલમા સૈન્યોથી યુક્ત છો, છતા એકલી સ્ત્રી તમને યુદ્ધ માટે બોલાવે છે, એ પણ આશ્ચર્ય છે! પૂર્વે દેવોના સ્નેહાણરૂપ પુષ્કરક્ષેત્રમા તમે જ્યારે તપ કર્યું હતુ, ત્યારે વરદાન આપવા લોકોના દાદા બ્રહ્મા આવ્યા હતા હે મહારાજ! તે સમયે બ્રહ્માએ તમને કહ્યુ હતુ કે, હે ઉત્તમ વ્રતવાળા! તુ વરદાન માગ, ત્યારે તમે બ્રહ્મા પાસેથી અમરપણ માગ્યુ હતુ (પણ તે માગણી બ્રહ્માએ જ્યારે અયાગ્ય જણાવી ત્યારે તમે માગ્યુ હતુ કે) 'દેવો દૈત્યો મનુષ્યો, સર્પો, કિન્નરો કે યક્ષોથી અને પુરુષ જાતિને જણાવતી કોઈ પણ વ્યક્તિથી મારુ મરણ ન થાઓ ' માટે જ હે પ્રભો! તમને માગવા ઈચ્છતી આ ઉત્તમ આપનાર, અવિનાશી, આનદસ્વરૂપ, આનદ આપનાર, ગૌરી અને દેવોને અભય આપતી આ ત્રિગુણા-તામસી દેવી છે એમ જાણી હે મહારાજ! આની સાથે તમે વેરભાવ ત્યજી દો અને હે રાજેંદ્ર! તમે તેમને શરણે જાઓ, એટલે દેવી તમારી રક્ષા કરશે. તમે એની આજ્ઞા પાળતા થાઓ અને પોતાના કુળને જિવાડો, જે દૈત્યો મરતા બાકી રહ્યા છે, તેઓ લાબા આયુષવાળા ભલે રહે '

વ્યાસ બોલ્યા તેઓનુ એ વચન સાભળી દેવોના સૈન્યોને દુ ખ દેનારો શુભ ઉત્તમ વીર પુરુષના ગુણોથી યુક્ત આ સત્ય વચન બોલ્યો

શુભે કહ્યુ ઓ મૂર્ખાઓ! તમે રણના મોખરેથી ભાગી આવ્યા, તેથી ચૂપ રહો (તમે બોલવાને યોગ્ય નથી ) તમને જીવવાની આશા ઘણી બળવાન છે, માટે તમે જલદી પાતાળમા ચાલ્યા જાઓ સર્વ જગત દૈવાધીન છે, તો મારા આ જય માટે મને શી ચિંતા હોય? બ્રહ્માદિ દેવો અને આપણે બધાય દૈવાધીન છીએ બ્રહ્મા, વિષ્ણુ, શકર, યમ, અગ્નિ, વરુણ, સૂર્ય, ચદ્ર તથા ઈન્દ્ર, એ બધા દૈવને વશ રહેનાર છે, તો હે મૂર્ખાઓ! મને શી ચિંતા છે? જે થવાનુ હશે તે થશે, જેવુ બનવાનુ છે તેવો જ ઉદ્યમ ભલે થાઓ આમ બરાબર વિચારી જ્ઞાની વિદ્વાનો કોઈ પણ વિષયમા શોક કરતા નથી અને મરણરૂપ ભયથી સ્વધર્મને છોડતા નથી દૈવે નિર્માણ કરેલુ સુખ, દુ ખ આયુષ, જીવન તથા મરણ લોકોને સમય આવતા થાય જ છે પોતાનો કાળ આવતા બ્રહ્મા, વિષ્ણુ અને શકર પણ નડે છે અને ઈન્દ્ર સહિત સર્વ દવો આયુષના અતે નાશ પામે છે તેમ હુ પણ અવશ્ય કાળને વશ થનારો છુ, તો હવે સ્વધર્મના પાલનથી નાશ અથવા જયને પામીશ આ અબળાએ મને યુદ્ધ માટે ખાસ બોલાવ્યો છે, છતા નાસી જવા તૈયાર થઈ સો વર્ષનુ આયુષ્ય હુ કેમ ભોગવુ? આજે હુ યુદ્ધ જ કરીશ; જે થવાનુ હોય તે ભલે થાઓ જય અથવા મરણ જે પ્રમાણે થવાનુ હશે તે પ્રમાણે હુ સ્વીકારીશ (આ તો બધુ દૈવાધીન છે, આમ માનનારાઓના પક્ષ સ્વીકારી મે તમને ઉત્તર આપ્યો, હવે સર્વ વસ્તુ ઉદ્યમાધીન છે આમ

કહેનારાઓનો પક્ષ સ્વીકારી હું તમને કહું છુ ) દૈવ એ ખોટી વસ્તુ છે એમ ઉદ્યમવાદી વિદ્વાનો કહે છે, અને જેઓ શાસ્ત્ર જાણે છે તેઓ પણ કહે છે કે, તેઓનુ વચન યુક્તિયુક્ત છે હરકોઈ મનોરથો ઉદ્યમ વિના બગબર સિદ્ધ થતા નથી, જે થવાનુ હશે તે થશે એમ તો કાયરો જ કહે છે 'દૈવ બળવાન છે' એમ તો મૂઢ લોકો જ કહે છે, પડિતો કહેતા નથી તેના અસ્તિત્વનુ પ્રમાણ શુ છે? જે (દૈવરૂપ) વસ્તુ અદૃશ્ય છે, તે દેખાય કેવી રીતે? અદૃષ્ટ અથવા અપ્રત્યક્ષ (દૈવ) કોઈક સ્થળે પણ દૃષ્ટ કે પ્રત્યક્ષ થાય છે આ તો મૂર્ખ લોકોની એક ડરામણી જ છે, આ તો આધાર વિના જ ચિત્તને દુ ખમા નાખવાનુ છે, કોઈક લોટ દળનારી સ્ત્રી ઘટી પાસે એમની એમ બેસી રહે તો ઉદ્યમ વિના કદી લોટ જ નહિ થાય માટે ઉદ્યમ કર્યો હોય તો જ ખરેખર કાર્ય સિદ્ધ થાય છે, કોઈક સમયે ઉદ્યમની ખામી રહી ગઈ હોય, તો કાર્ય સિદ્ધ ન પણ થાય બૃહસ્પતિનુ વચન છે કે, દેશ, કાળ, પોતાનુ બળ અને શત્રુનુ બળ જાણી જો કાર્ય કર્યું હોય, તો તે સિદ્ધ થાય જ છે

વ્યાસ બોલ્યા એવો નિશ્ચય કરી દૈત્યેન્દ્ર શુભે મોટા સૈન્યથી વીંટાયેલા મહાસુર રક્તબીજને યુદ્ધ માટે આજ્ઞા કરી કે, 'હે મહાબાહુ રક્તબીજ! તુ યુદ્ધના મોખરે જા, અને હે મહાભાગ! જેવુ તારામા બળ છે, તે પ્રમાણે તુ યુદ્ધ કર.'

રક્તબીજ બોલ્યો હે મહારાજ! તમારે લગારે ચિંતા ન કરવી, હું એ કાલિકાને મારીશ અને (અંબિકાને) તમારે વશ કરીશ મારી યુદ્ધની ચતુરાઈ તમે જોજો, દેવોને પ્રિય એ સ્ત્રી શુ હિસાબમા છે? યુદ્ધમા એને બળથી જીતી હુ તમારી દાસી કરીશ

વ્યાસ બોલ્યા. હે કુરુશ્રેષ્ઠ! એમ કહી મહાસુર રક્તબીજ રથ પર બેસી, પોતાના સૈન્યથી વીંટાઈને ચાલી નીકળ્યો હાથીઓ, ઘોડા, રથો અને પાળાઓના ટોળાથી વીંટાયેલો તે રથ પર બેસી પર્વત પર બેઠેલા દેવીની પાસે ગયો. તેને આવેલો જોઈ દેવીએ સર્વ દૈત્યોને ભય આપતો તથા દેવોને આનદ વધારતો શખ વગાડ્યો. એ જે તે શખનો ઉગ્ર શબ્દ સાભળી રક્તબીજ ખૂબ ઉતાવળો થઈ ચામુડા પાસે જઈને (આ) મધુર વચન બોલ્યો:

રક્તબીજ બોલ્યો· હે બાળા! તુ મને કાયર જાણી શખના અવાજથી શુ ડરાવે છે? હે પાતળા અગવાળી! તુ મને શુ ધૂમ્રલોચન જાણે છે? હુ રક્તબીજ નામે હોઈ તારી પાસે અહીં આવ્યો છુ. હે કોયલ જેવા સ્વરવાળી! તને જો યુદ્ધની ઇચ્છા હોય તો તૈયાર થા મને ભય નથી હે સુદરિ! મારુ બળ આજે તુ જોજે તે જે કાયરો જોયા છે, તેઓની પક્તિમાનો હુ નથી, તુ જેમ ઇચ્છતી હોય તેમ યુદ્ધ કર તે પૂર્વે વૃદ્ધોને જો સેવ્યા હોય, નીતિશાસ્ત્ર સાભળ્યુ હોય, અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય અથવા વિદ્વાનો સાથે વાર્તાલાપ કર્યો હોય અને સાહિત્ય શાસ્ત્રનુ તને જો જ્ઞાન હોય, તો હે સુદરિ! હિતકારી, સત્ય અને પ્રમાણોથી પૂર્ણ મારુ વચન તુ સાભળ. નવ રસોમાથી બે જ રસો વિદ્વાનોની સભાઓમા મુખ્ય ગણાયા છે એક શૃગારરસ અને બીજો શાત રસ તે બન્નેમાથી પણ શૃગારરસ જ પ્રથમ રાજ-પણાની પ્રતિષ્ઠા પામ્યો છે અર્થાત્ રાજારૂપે ગણાયો છે વિષ્ણુ લક્ષ્મી સાથે, બ્રહ્મા સાવિત્રી સાથે, ઇદ્ર ઇદ્રાણી સાથે, શકર પાર્વતી સાથે, વૃક્ષ વેલડી સાથે, મૃગલો મૃગલી સાથે અને પારેવો પારેવી સાથે સૂએ છે આમ, સર્વ પ્રાણીઓ ખૂબ સયોગરસિક હોય છે, બીજા જે ભોગવૈભવોને પામ્યા નથી, તે કાયરો જ સન્યાસીઓ થાય છે, પણ તે મૂઢ લોકોને દૈવ ઠગ્યા જ છે સસારરસને નહિ જાણતા તેઓને મધુર ભાષણ કરવામા ચતુર ઠગારાઓએ ઠગ્યા જ હોય છે, જેથી તેઓ શાતરસમા લાગેલા થાય છે જ્યા સુધી કામ, લોભ, ક્રોધ અને બુદ્ધિનો નાશ કરનાર દુર્જય મોહ હોય છે, ત્યા સુધી જ્ઞાન અને વૈરાગ્ય ક્યા ટકે છે? (તે કદી ટકી શકતા જ નથી,) માટે હે કલ્યાણિ! તુ પણ દેવોને જીતનાર મનોહર શુભને અથવા મહાબલવાન નિશુભને પતિ કર

વ્યાસ બોલ્યા એમ કહી સામે ઊભેલો રક્તબીજ બોલતો બધ પડ્યો એટલે તે સાભળી ચામુડા, કાલિકા તથા અબિકા હસવા લાગ્યા ૧—૬૩

इत्युक्त्वा रक्तबीजोऽसौ विरराम पुरः स्थितः।
श्रुत्वा जहास चामुण्डा कालिका चाम्बिका तथा ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં પચમ સ્કધનો અધ્યાય ૨૭ મો સમાપ્ત

તુ પૂર વહેતી નદી કરી મૂકી છે હે મહારાજા! તમે તમારા કુળની રક્ષા કરો અને જલદી પાતાળમા ચાલ્યા જાઓ (નહિ તો) ક્રોધ પામેલા દેવી તરત જ નાશ કરશે એમા સશય નથી હે દૈત્યેશ્વર! સિહ પણ યુદ્ધમા દાનવોને ખાઈ જાય છે તેમ જ દેવિ કાલિકા બાણોથી અનેક પ્રકારે મારી નાખે છે,' માટે હે રાજેન્દ્ર! તમે પણ કોપેલા મનયુક્ત થઈ પોતાના ભાઈ નિશુભની સાથે મરવાની ખોટી બુદ્ધિ કરો છો! કુળનો નાશ કરતી આ ક્રૂર સ્ત્રી શુ કરશે? (અર્થાત્ આવી પત્ની કરી તમને શો લાભ છે?) જેના માટે હે મહારાજ! પોતાના બાધવોનો નાશ કરવા તમે ઇચ્છો છો! હે મહારાજ! લોકમા જય કે પરાજય દૈવાધીન છે, માટે બુદ્ધિમાન પુરુષ નાના કારણ નાર મોટુ દુ ખ ઉત્પન્ન કરતો નથી હે પ્રભો! આ જગત જેને વશ છે, તે દૈવનુ અદ્ભુત કર્મ તમે જુઓ, સર્વ રાક્ષસોને એકલી આ સ્ત્રીએ મારી નાખ્યા! તે જુઓ; તમે સૈન્યથી લોકપાલોને જીતનારા હોઈ હાલમા સૈન્યોથી યુક્ત છો, છતા એકલી સ્ત્રી તમને યુદ્ધ માટે બોલાવે છે, એ પણ આશ્ચર્ય છે! પૂર્વે દેવોના ગણરૂપ પુષ્કરક્ષેત્રમા તમે જ્યારે તપ કર્યુ હતુ, ત્યારે વરદાન આપવા લોકોના દાદા બ્રહ્મા આવ્યા હતા હે મહારાજ! તે સમયે બ્રહ્માએ તમને કહ્યુ હતુ કે, હે ઉત્તમ વ્રતવાળા! તુ વરદાન માગ, ત્યારે તમે બ્રહ્મા પાસેથી અમરપદ માગ્યુ હતુ (પણ તે માગણી બ્રહ્માએ જ્યારે અયોગ્ય જણાવી ત્યારે તમે માગ્યુ હતુ કે) 'દેવો, દૈત્યો, મનુષ્યો, સર્પો, કિન્નરો કે યક્ષોથી અને પુરુષ જાતિને જણાવતી કોઈ પણ વ્યક્તિથી મારુ મરણ ન થાઓ' માટે જ હે પ્રભો! તમને મારવા ઇચ્છતી આ ઉત્તમ સ્ત્રી અહીં આવી છે, તો હે રાજેન્દ્ર! બુદ્ધિથી આ વિચારી હવે તમે યુદ્ધ ન કરો હે રાજેન્દ્ર! આ દેવી મહામાયા પરમ પ્રકૃતિ મનાયલી કોઈ સૃષ્ટિના અતકાળે પણ સર્વનો સહાર કરનારી છે વળી લોકોને ઉત્પન્ન કરનાર, દેવોની ઇચ્છનારી, માનસ્વરૂપ, સર્વ શક્તિ સહિત, જીતવી અશક્ય, અવિનાશી, નિત્ય, સર્વત્ર સદા ઉદય પામેલ, વેદમાતા ગાયત્રી, સધ્યા, સર્વ દેવોનુ સેવાણ, નિર્ગુણ, સગુણ સિદ્ધ, સર્વ સિદ્ધિ આપનાર, અવિનાશી, આનદસ્વરૂપ, આનદ આપનાર, ગૌરી અને દેવોને અભય આપતી આ ત્રિગુણા-તામસી દેવી છે એમ જાણી હે મહારાજ! આની સાથે તમે વેરભાવ ત્યજી દો અને હે રાજેંદ્ર! તમે તેમને શરણે જાઓ, એટલે દેવી તમારી રક્ષા કરશે. તમે એની આજ્ઞા પાળતા થાઓ અને પોતાના કુળને જિવાડો, જે દૈત્યો મરતા બાકી રહ્યા છે, તેઓ લાબા આયુષવાળા ભલે રહે'

વ્યાસ બોલ્યા તેઓનુ એ વચન સાભળી દેવોના સૈન્યોને દુ ખ દેનારો શુભ ઉત્તમ વીર પુરુષના ગુણોથી યુક્ત આ સત્ય વચન બોલ્યો

શુભે કહ્યુ ઓ મૂર્ખાઓ! તમે રણના મોખરેથી ભાગી આવ્યા, તેથી ચૂપ રહો (તમે બોલવાને યોગ્ય નથી) તમને જીવવાની આશા ઘણી બળવાન છે, માટે તમે જલદી પાતાળમા ચાલ્યા જાઓ સર્વ જગત દૈવાધીન છે, તો મારા આ જય માટે મને શી ચિંતા હોય? બ્રહ્માદિ દેવો અને આપણે બધાય દૈવાધીન છીએ બ્રહ્મા, વિષ્ણુ, શકર, યમ, અગ્નિ, વરુણ, સૂર્ય, ચદ્ર તથા ઇન્દ્ર, એ બધા દૈવને વશ રહેનાર છે, તો હે મૂર્ખાઓ! મને શી ચિંતા છે? જે થવાનુ હશે તે થશે, જેવુ બનવાનુ છે તેવો જ ઉદ્યમ ભલે થાઓ આમ બરાબર વિચારી જ્ઞાની વિદ્વાનો કોઈ પણ વિષયમા શોક કરતા નથી અને મરણરૂપ ભયથી સ્વધર્મને છોડતા નથી દૈવે નિર્માણ કરેલુ સુખ દુ ખ આયુષ, જીવન તથા મરણ લોકોને સમય આવતા થાય જ છે પોતાનો કાળ આવતા બ્રહ્મા, વિષ્ણુ અને શકર પણ નડે છે અને ઇન્દ્ર સહિત સર્વ દેવો આયુષના અતે નાશ પામે છે. તેમ હુ પણ અવશ્ય કાળને વશ થનારો છુ, તો હવે સ્વધર્મના પાલનથી નાશ અથવા જયને પામીશ આ અબળાએ મને યુદ્ધ માટે ખાસ બોલાવ્યો છે, છતા નાસી જવા તૈયાર થઈ સો વર્ષનુ આયુષ્ય હુ કેમ બગાડુ? આજે હુ યુદ્ધ જ કરીશ; જે થવાનુ હોય તે ભલે થાઓ જય અથવા મરણ જે પ્રમાણે થવાનુ હશે તે પ્રમાણે હુ સ્વીકારીશ (આ તો બધુ દૈવાધીન છે, આમ માનનારાઓનો પક્ષ સ્વીકારી મે તમને ઉત્તર આપ્યો, હવે સર્વ વસ્તુ ઉદ્યમાધીન છે આમ

કહેનારઓનો પક્ષ સ્વીકારી હું તમને કહુ છુ ) દૈવ એ ખોટી વસ્તુ છે એમ ઉદ્યમવાદી વિદ્વાનો કહે છે, અને જેઓ શાસ્ત્ર જાણે છે તેઓ પણ કહે છે કે, તેઓનુ વચન યુક્તિયુક્ત છે હરકોઈ મનોરથો ઉદ્યમ વિના બગબર સિદ્ધ થતા નથી, જે થવાનુ હશે તે થશે એમ તો કાયરો જ કહે છે 'દૈવ બળવાન છે' એમ તો મૂઢ લોકો જ કહે છે, પડિતો કહેતા નથી તેના અસ્તિત્વનુ પ્રમાણ શુ છે? જે (દૈવરૂપ) વસ્તુ અદૃશ્ય છે, તે દેખાય કેવી રીતે? અદૃષ્ટ અથવા અપ્રત્યક્ષ (દૈવ) કોઈક સ્થળે પણ દૃષ્ટ કે પ્રત્યક્ષ થાય છે આ તો મૂર્ખ લોકોની એક ડરામણી જ છે, આ તો આધાર વિના જ ચિત્તને દુખમા નાખવાનુ છે, કોઈક લોટ દળનારી સ્ત્રી ઘટી પાસે એમની એમ બેની રહે તો ઉદ્યમ વિના કદી લોટ જ નહિ થાય માટે ઉદ્યમ કર્યો હોય તો જ ખરેખર કાર્ય સિદ્ધ થાય છે, કોઈક સમયે ઉદ્યમની ખામી રહી ગઈ હોય, તો કાર્ય સિદ્ધ ન પણ થાય બૃહસ્પતિનુ વચન છે કે, દેશ, કાળ, પોતાનુ બળ અને શત્રુનુ બળ જાણી જો કાર્ય કર્યું હોય, તો તે સિદ્ધ થાય જ છે

વ્યાસ બોલ્યા એવો નિશ્ચય કરી દૈત્યેન્દ્ર શુભે મોટા સૈન્યથી વીંટાયેલા મહાસુર રક્તબીજને યુદ્ધ માટે આજ્ઞા કરી કે, 'હે મહાબાહુ રક્તબીજ! તુ યુદ્ધના મોખરે જા, અને હે મહાભાગ! જેવુ તારામા બળ છે, તે પ્રમાણે તુ યુદ્ધ કર.'

રક્તબીજ બોલ્યો હે મહારાજ! તમારે લગારે ચિંતા ન કરવી, હું એ કાલિકાને મારીશ અને (અંબિકાને) તમારે વશ કરીશ મારી યુદ્ધની ચતુરાઈ તમે જોજો, દેવોને પ્રિય એ સ્ત્રી શુ હિસાબમા છે? યુદ્ધમા એને બળથી જીતી હુ તમારી દાસી કરીશ

વ્યાસ બોલ્યા . હે કુરુશ્રેષ્ઠ! એમ કહી મહાસુર રક્તબીજ રથ પર બેસી, પોતાના સૈન્યથી વીંટાઈને ચાલી નીકળ્યો હાથીઓ, ઘોડા, રથો અને પાળાઓના ટોળાથી વીંટાયેલો તે રથ પર બેસી પર્વત પર બેઠેલા દેવીની પાસે ગયો તેને આવેલો જોઈ દેવીએ સર્વ દૈત્યોને ભય આપતો તથા દેવોને આનદ વધારતો શખ વગાડયો એટલે તે શખનો ઉગ્ર શબ્દ સાભળી રક્તબીજ ખૂબ ઉતાવળો થઈ ચામુડા પાસે જઈને (આનુ) કોમળ વચન બોલ્યો.

રક્તબીજ બોલ્યો હે બાળા! તુ મને કાયર જાણી શખના અવાજથી શુ ડરાવે છે? હે પાતળા અગવાળી! તુ મને શુ ધૂમ્રલોચન જાણે છે? હુ રક્તબીજ નામે હોઈ તારી પાસે અહીં આવ્યો છુ. હે કોયલ જેવા સ્વરવાળી! તને જો યુદ્ધની ઇચ્છા હોય તો તૈયાર થા મને ભય નથી હે સુદરિ! મારુ બળ આજે તુ જોજે તે જે કાયરો જોયા છે, તેઓની પક્તિમાનો હુ નથી, તુ જેમ ઇચ્છતી હોય તેમ યુદ્ધ કર. તે પૂર્વે વૃદ્ધોને જો સેવ્યા હોય, નીતિશાસ્ત્ર સાભળ્યુ હોય, અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય અથવા વિદ્વાનો સાથે વાર્તાલાપ કર્યો હોય અને સાહિત્યશાસ્ત્રનુ તને જો જ્ઞાન હોય, તો હે સુદરિ,' હિતકારી, સત્ય અને પ્રમાણોથી પૂર્ણ મારુ વચન તુ સાભળ. નવ રસોમાથી બે જ રસો વિદ્વાનોની સભાઓમા મુખ્ય ગણાયા છે એક શૃગારરસ અને બીજો શાત રસ તે બન્નેમાથી પણ શૃગારરસ જ પ્રથમ રાજાપણાની પ્રતિષ્ઠા પામ્યો છે અર્થાત્ રાજારૂપે ગણાયો છે વિષ્ણુ લક્ષ્મી સાથે, બ્રહ્મા સાવિત્રી સાથે, ઇદ્ર ઇદ્રાણી સાથે, શકર પાર્વતી સાથે, વૃક્ષ વેલડી સાથે, મૃગલો મૃગલી સાથે અને પારેવો પારેવી સાથે સૂએ છે આમ, સર્વ પ્રાણીઓ ખૂબ સયોગરસિક હોય છે; બીજા જે ભોગવૈભવોને પામ્યા નથી, તે કાયરો જ સન્યાસીઓ થાય છે, પણ તે મૂઢ લોકોને દૈવ ઠગ્યા જ છે સસારરસને નહિ જાણતા તેઓને મધુર ભાષણ કરવામા ચતુર ઠગારાઓએ ઠગ્યા જ હોય છે, જેથી તેઓ શાતરસમા લાગેલા થાય છે જ્યા સુધી કામ, લોભ, ક્રોધ અને બુદ્ધિનો નાશ કરનાર દુર્જય મોહ હોય છે, ત્યા સુધી જ્ઞાન અને વૈરાગ્ય ક્યા ટકે છે? (તે કદી ટકી શકતા જ નથી,) માટે હે કલ્યાણિ! તુ પણ દેવોને જીતનાર મનોહર શુભને અથવા મહાબળવાન નિશુભને પતિ કર

વ્યાસ બોલ્યા એમ કહી સામે ઊભેલો રક્તબીજ બોલતો બધ પડયો એટલે તે સાભળી ચામુડા, કાલિકા તથા અબિકા હસવા લાગ્યા ૧–૬૩

इत्युक्त्वा रक्तबीजोऽसौ विरराम पुरः स्थितः।
श्रुत्वा जहास चामुण्डा कालिका चाम्बिका तथा॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણના પાચમા સ્કધનો
અધ્યાય ૨૭ મો સમાપ્ત

# અધ્યાય ૨૮ મો*

## રક્તબીજનું દેવી સાથે મહાયુદ્ધ

વ્યાસ ઉવાચ

**कृत्वा हास्यं ततो देवी तमुवाच विशांपते।**
**मेघगम्भीरया वाचा युक्तियुक्तमिदं वचः ॥ १ ॥**

વ્યાસ બોલ્યા હે નજ઼! તે પછી દેવીએ હાસ્ય કરી મેઘ જેવી ગભીર વાણીથી યુક્તિયુક્ત આ વચન તેને કહ્યુ 'હે ઓછી બુદ્ધિવાળા! પ્રથમ જ મે દૂતની આગળ હિતકારી યોગ્ય વચન કહ્યુ છે, તો હવે તુ શુ બકે છે? રૂપ, બળ અને વૈભવથી માન સમાન કોઈ પણ પુરુષ ત્રૈલોક્યમા જો હોય, તો તેને હું પતિ તરીકે વરુ ' આવી પ્રતિજ્ઞા મે પ્રથમ કરી છે, માટે તુ શુભને તથા નિશુભને કહે કે, 'મારી સાથે તમે યુદ્ધ કરો અને મને જીતી વિધિ પ્રમાણે વિવાહ કરો.' તુ તેનુ કાર્ય સિદ્ધ કરવા તેની આજ્ઞાથી આવ્યો છે, તો તુ પણ યુદ્ધ કર અથવા તારા સ્વામી સાથે પાતાળમા જા '

વ્યાસ બોલ્યા દેવીનુ તે વચન સાભળી એ દૈત્ય ક્રોધે ભરાયો અને તેણે તરત જ સિંહ ઉપર ભયકર બાણો છોડવા માડયા અબિકાએ તે બાણોને આકાશમા સર્પ જેવા જોઈ ઝડપદાર હાથથી ક્ષણવારમા તીક્ષ્ણ બાણો છોડી કાપી નાખ્યા, અને ધનુષમાથી છોડેલા, કાન સુધી ખેચેલા અને શિલા પર સજેલા બીજા બાણ મહાસુર રક્તબીજને માર્યા દેવીના બાણો+થી મરાયેલો તે પાપી રથ ઉપર મૂર્છા પામ્યો અને એમ રક્તબીજ પડયો, ત્યારે મોટો હાહાકાર થઈ રહ્યો, સર્વ સૈનિકો બૂમો પાડવા લાગ્યા અને 'હવે મૂઆ છીએ' એમ પોકારવા લાગ્યા પછી તે અત્યત ભયકર બૂમો સાભળી શુભે દૈત્યોના સર્વ સૈન્યોને ચઢાઈ કરવાની આજ્ઞા કરી કે, 'કંબોજવશના બધા દાનવો પોતાના સૈન્યોથી વીંટાઈ નીકળી જાઓ, તેમ જ બીજા કાલકેયવશના અતિ બળવાન તથા શૂરા દાનવો ખામ કરી (યુદ્ધ માટે) નીકળી જાઓ '

વ્યાસ બોલ્યા એમ શુભે આજ્ઞા કરેલુ બધુ ચતુરગી સૈન્ય ગર્વથી વ્યાપ્ત બની દેવી સામે યુદ્ધ કરવા નીકળ્યુ, ત્યારે ચડિકાએ પણ તે દાનવસૈન્યને આવેલુ જોઈ ભય આપતો ભીષણ ઘટાનાદ વારવાર કર્યો અને તે જગદબાએ ધનુષની દોરીનો ટકાર તથા શખનાદ પણ કર્યો કાલિકા પણ મુખ પહોળુ કરી તે બધા અવાજ જેવો અવાજ કરવા લાગ્યા એટલે તે ભયકર આવાજ સાભળી દેવીના વાહન બળવાન સિંહે પણ ભય ઉપજાવતી અદ્ભુત ગર્જના કરી પછી તે અવાજ સાભળી મહાબળવાન સર્વ દાનવો ક્રોધથી વ્યાપ્ત બન્યા અને દેવી સામે અસ્ત્રો ફેંકવા લાગ્યા એ ભયકર યુદ્ધ રુવાટા ઊભા કરે તેવુ ખૂબ વધ્યુ ત્યારે બ્રહ્મા વગેરે દેવોની શક્તિઓ ચડિકા પાસે આવી પહોચી જે દેવનુ જેવુ સ્વરૂપ, અલકાર તથા વાહન છે, તેવા જ સ્વરૂપ, અલકાર અને વાહનવાળી તે દેવીઓ રણભૂમિમા આવી પહોચી 'બ્રહ્મા નામથી પ્રખ્યાત બ્રહ્માની શક્તિ હસ પર બેસી રુદ્રાક્ષની માળા તથા કમડલુ સાથે રણભૂમિ પર આવ્યા, ગરુડ પર બેઠેલા, શખ, ચક્ર-ગદાને ધારણ કરતા હાથમા કમળવાળા અને પીળા વસ્ત્રોથી શોભીતા વૈષ્ણવી શક્તિ પણ ત્યા આવ્યા, તે જ પ્રમાણે શકરની શક્તિ શિવાદેવી પણ પોઠિયા પર બેસી ઉત્તમ ત્રિશૂલને તથા અર્ધચદ્રને ધારણ કરતા તેમ જ સર્પોના કકણો પહેરી આવ્યા, કાર્તિકસ્વામી જેવા સ્વરૂપને ધારણ કરતા અને સુદર મુખવાળા કૌમારી શક્તિ પણ મોર પર બેસી યુદ્ધ કરવા ઈચ્છતા ત્યા આવ્યા, સુદર મુખવાળા ઈન્દ્રાણી ખૂબ જ ધોળા રગના હાથી પર બેસી, હાથમા વજ્ર લઈ અત્યત રોષે ભરાઈ યુદ્ધ કરવા આવી પહોચ્યા, ભૂડના જેવા આકારવાળા વારાહી શક્તિ, મોટા પ્રેતનુ વાહન કરી ત્યા આવ્યા, નૃસિંહ જેવા શરીરને ધારણ કરતા નારસિંહી શક્તિ અને પાડા પર બેઠેલા હોઈ હાથમા દડ ધારણ કરતા તથા અભય આપતા યમદેવના શક્તિ પણ યમ જેવા રૂપવાળા તથા ઉજ્જવળ હાસ્ય કરતા યુદ્ધ માટે આવ્યા, તે જ પ્રમાણે વારુણી શક્તિ અને ખૂબ મદવાળા કૌબેરી શક્તિ પણ ત્યા આવ્યા એમ તે તે દેવો જેવા

* આ અધ્યાયમા અનેક શ્લોકોથી રક્તબીજનું દેવી સાથેનું મહાન યુદ્ધ વર્ણવાશે.

+ આ બાણો એવા પ્રકારના હતા કે, જેથી શરીર પર મૂઢ માર પડે, પણ લોહી ન નીકળે.

આકારવાળી તે શક્તિઓ પોતપોતાના સૈન્યોથી વીંટાઈ રણમા આવી, ત્યારે તેઓને આવેલી જોઈ દેવી આનદ પામ્યા, તેમ જ સ્વસ્થ થયેલા દેવો હર્ષ પામ્યા અને દૈત્યો ભય પામ્યા તે સમયે લોકોનુ કલ્યાણ કરનારા શકર તે શક્તિઓથી વીંટાઈને તે સગ્રામમા આવી ચડિકાને આમ કહેવા લાગ્યા ‘હે શક્તિઓ! દેવોનુ કાર્ય સિદ્ધ કરવા તમે જલદી અસુરોને મારો નિશુભ, શુભ તથા બીજા જે જે દાનવો ઊભા છે, તેઓને મારી દૈત્યોના સૈન્યને સહારી, જગતને નિર્ભય કરી તમે પોતપોતાના સ્થાને જાઓ દેવો યજ્ઞભોક્તા બનો, બ્રાહ્મણો યજ્ઞયાગમા તત્પર થાઓ, સ્થાવર જગમ સર્વ પ્રાણીઓ સતોષ પામો, ઉત્પાતો તથા ઉપદ્રવો શાત થાઓ, મેઘો સમયે વરસ્યા કરો અને ખેતી પુષ્કળ ફળવાળી થાઓ ’

વ્યાસ બોલ્યા દેવોના ઈશ્વર હોઈ લોકોનુ કલ્યાણ કરતા શકર એમ કહેતા હતા ત્યારે ચડિકાના શરીરમાથી ભીષણ, અતિ ઉગ્ર, સેકડો શિયાળવી ઓના શબ્દોથી ગાજતી અને ભયકર સ્વરૂપવાળી અદ્ભુત શક્તિ નીકળી, તેણે હાસ્યયુક્ત મુખે શકરને કહ્યુ ‘હે દેવોના દેવ! તમે દૈત્યોના અધિપતિ શુભ પાસે જાઓ, હે કામના શત્રુ શકર! તમે દૂતપણ કરો અને કામથી વ્યાકુળ શુભને તથા મદગર્વિત નિશુભને મારા વચનથી કહો કે, સ્વર્ગને છોડી તરત જ તમે પાતાળમા ચાલ્યા જાઓ, દેવો સ્વર્ગમા સુખ પામો, ઇદ્ર પોતાનુ શુભ આસન મેળવો, અને દેવતાઓ પોતાનુ સ્થાન સ્વર્ગ તથા યજ્ઞના ભાગોને મેળવો. જો તમારે જીવવાની ઈચ્છા ઘણી જ હોય તો પાતાળમા જ્યા દાનવો રહે છે, ત્યા તરત જ તમે જતા રહો અથવા બળનો આશ્રય કરી મરવા માટે યુદ્ધની ઇચ્છા હોય તો ભલે તમે આવો, એટલે મારી શિયાળવીઓ તમારા માસથી તૃપ્ત થાઓ ’

વ્યાસ બોલ્યા તેનુ એ વચન સાભળી શકર, સભામા બેઠેલા દૈત્યરાજ શુભ પાસે ઉતાવળા જઈ તેને કહેવા લાગ્યા

શિવ બોલ્યા હે રાજન્! ત્રિપુરાસુરનો નાશ કરનાર હુ અબાદેવીનો દૂત બન્યો છુ, અને તારુ સપૂર્ણ હિત કરવા અહીં તારી પાસે આવ્યો છુ ‘તમે સ્વર્ગ તથા પૃથ્વીને છોડી જ્યા બળવાનોમા શ્રેષ્ઠ બલિ રાજા રહે છે, ત્યા પાતાળમા જલદી જાઓ અથવા તમને જો મરવાની ઈચ્છા હોય તો જલદી આવો એટલે સગ્રામમા તમને બધાને હુ મારીશ ’ આમ મહારાણી ભગવતીએ તમારા કલ્યાણ માટે કહ્યુ છે

વ્યાસ બોલ્યા એવુ અમૃત જેવુ હિતકારી જ વાક્ય મોટા દૈત્યોને સભળાવી શકર પાછા આવ્યા જે શક્તિએ એ શકરને દાનવો પાસે દૂત તરીકે મોકલ્યા હતા તે આખા ત્રણે જગતમા ‘શિવદૂતી’ નામથી પ્રખ્યાત થયા તે દાનવો પણ શકરે કહેલુ દેવીનુ એ એ દુષ્કર વચન સાભળી જલદી બખ્તરો પહેરી, શસ્ત્રો હાથમા લઈ યુદ્ધ માટે નીકળ્યા એ દાનવો તરત જ રણમા જઈ ચડિકા સામે શિલા પર સજેલા અને કાન સુધી ખેચેલા તીક્ષ્ણ બાણોનો મારો ચલાવવા લાગ્યા એટલે કાલિકા તે દાનવોને ત્રિશૂલના પ્રહારોથી, ગદાથી અને શક્તિથી ચીરી નાખી ખાઈ જતા યુદ્ધમા ઘૂમવા લાગ્યા બ્રહ્માણી તે યુદ્ધના મોખરે મહાબળવાન દાનવોને કમડલુનુ જળ છાટી પ્રાણરહિત કરવા લાગ્યા માહેશ્વરી શક્તિ પોઠિયા પર બેસી અત્યત વેગવાળા ત્રિશૂલથી દાનવોને મારવા ને યુદ્ધ ભૂમિ પર પાડવા લાગ્યા વૈષ્ણવી શક્તિ ચક્ર તથા ગદાના મારથી દાનવોને પ્રાણરહિત તથા મસ્તક વિનાના કરવા લાગ્યા ઇદ્રની શક્તિ ઐરાવત હાથીની સૂઢના મારથી પીડાતા મોટા દૈત્યોને વજ્ર મારીને પૃથ્વી પર પાડવા લાગ્યા ક્રોધયુક્ત થયેલા વારાહી શક્તિ મુખનો અગ્રભાગ મારી તેમ જ દાઢોની અણીથી પાડી નાખી સેકડો દૈત્યો તથા દાનવોને મારવા લાગ્યા નારસિંહી શક્તિ તીવ્ર નખોથી ચીરી નાખેલા મોટા દૈત્યોને યુદ્ધમા ખાઈ જતા ઘૂમવા લાગ્યા ને વારવાર ગર્જના કરવા લાગ્યા શિવદૂતીએ ખડખડ હસીને જ દાનવોને રણ ભૂમિ પર પાડવા માડયા, ત્યારે ચામુડા તથા કાલિકા ઉતાવળા તેઓને ખાઈ જવા લાગ્યા મોર પર બેઠેલા કૌમારી શક્તિ દેવોનુ હિત કરવા કાન સુધી ખેચેલા અને શિલા પર સજેલા બાણોથી રણમા શત્રુઓને મારવા લાગ્યા વારુણી શક્તિ તેની પાછળ જ રહી પાશથી બાધેલા દૈત્યોને રણના મોખરે મૂર્છિત તથા બેભાન કરી પાડવા લાગ્યા એમ

માતાઓના સમૂહે ખૂબ જ પરાક્રમી દાનવ સૈન્યને-યુદ્ધમા મસળી નાખ્યુ, તેથી તે નાસી જવા તૈયાર થયુ તે સૈન્યરૂપ મહાસાગરમા ઘણા મોટા ખૂમ-બરાડા થવા લાગ્યા, ત્યારે દેવો—દેવીના ગણો પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા દાનવ રક્તબીજ એ ઘોર ખૂમાબૂમ તથા જય શબ્દ સાભળી તેમ જ દૈત્યોને નાસી જતા જોઈ એકદમ કોપી ઊઠયો દેવોને ગર્જતા જોઈ મહાબળવાન તેજસ્વી દૈત્ય રક્તબીજ તે જ સમયે રણમા ધસી આવ્યો, અને ક્રોધથી લાલ નેત્રોવાળો થઈ, હથિયારો સાથે રથમા બેસી દોરીનો અદ્ભુત ટંકાર કરતો તે દૈત્ય તૈયાર થઈ દેવીની સામે આવ્યો

**सायुधो रथसंविष्ट कुर्वञ्ज्याशब्दमद्भुतम् ।**
**आजगाम तदा देवीं क्रोधरक्तेक्षणोद्यतः ॥ ६३ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમા મહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૨૮ મો સમાપ્ત

## અધ્યાય ૨૯ મો*

### રક્તબીજવધ અને શુંભનો યુદ્ધ માટે તૈયારી

व्यास उवाच

**वरदानमिदं तस्य दानवस्य शिवार्पितम् ।**
**अत्यद्भुततर राजञ्छृणु तत् प्रब्रवीम्यहम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા હે રાજન્ ! તે રક્તબીજ દાનવને શિવે અતિ અદ્ભુત આ વરદાન આપ્યુ હતુ તે હુ તમને કહુ છુ, સાભળો તેના શરીરમાથી લોહીનુ એક ટીપુ પણ જો પૃથ્વી પર પડે, તો તેમાથી તેના જેવા જ રૂપવાળા, તેના જેવા જ પરાક્રમી અને મહાબળવાન એવા અસખ્ય દાનવો ઉત્પન્ન થાય, એવુ અતિ અદ્ભુત વરદાન શકરે તેને આપ્યુ હતુ એ વરદાનથી ગર્વિત થયેલો તે રક્તબીજ ક્રોધયુક્ત થઈ યુદ્ધમા કાલિકા સહિત દેવીનો નાશ કરવા વેગથી ચઢી આવ્યો તે મહાદૈત્યે કમળ સમાન નેત્રોવાળા અને ગરુડ પર બેઠેલા વૈષ્ણવી શક્તિને જોઈ તેને શક્તિ નામનુ અસ્ત્ર માર્યુ એટલે સમર્થ તે વૈષ્ણવી શક્તિએ ગદાથી તે શક્તિને અટકાવી દઈ મહાસુર રક્તબીજને ચક્રથી માર્યો, ત્યારે વજ્ર મારેલા પર્વતના શિખરમાથી જેમ ગેરુવાળા ઝરણા નીકળી પડે, તેમ ચક્રથી ઘાયલ થયેલા તે દૈત્યના શરીરમાથી પુષ્કળ લોહી વહવા લાગ્યુ, એટલે જ્યા જ્યા પૃથ્વી પર લોહીના ટીપા પડયા ત્યા ત્યા તેના જેવા આકારવાળા હજારો પુરુષો ઉત્પન્ન થયા ત્યારે ક્રોધથી ઘેરાયેલા એન્દ્રી શક્તિએ તે ઘોર અસુર રક્તબીજને વજ્ર માર્યુ, એટલે ફરી પાછુ વધારે લોહી વહેવા લાગ્યુ તેથી એ લોહીમાથી તેના જેવા પરાક્રમવાળા, તેના જેવા જ આકારવાળા, આયુધો સહિત અને યુદ્ધગર્વિત અનેક રક્તબીજો ઉત્પન્ન થયા પછી બ્રહ્માણીએ કોપાયમાન થઈ બ્રહ્મદડથી તેને ખૂબ માર્યો અને માહેશ્વરીએ ત્રિશૂલથી તે દાનવને ચીરી નાખ્યો, વળી નારસિંહીએ નખના પ્રહારોથી તે દાનવને વીંધી નાખ્યો અને ક્રોધાયમાન થયેલા વારાહીએ મુખથી તે અધમ રાક્ષસને માર માર્યો કૌમારીએ શક્તિ નામના અસ્ત્રથી તેને છાતીમા માર્યો એટલે ક્રોધે ભરાયેલો તે રક્તબીજ પણ તીક્ષ્ણ બાણોની વૃષ્ટિઓથી તે શક્તિઓને વીંધવા લાગ્યો અને ગદા તથા શક્તિના પ્રહારોથી તે સર્વ માતાઓને જુદી જુદી મારવા લાગ્યો પછી કોપાયમાન થયેલી શક્તિઓ બાણોના પ્રહારોથી તેને વીંધવા લાગી ચડિકાએ પોતાના તીક્ષ્ણ શસ્ત્રોથી તેના શસ્ત્રો કાપી નાખ્યા અને અત્યત કોપેલા તે દેવી બીજા બાણોથી તેને મારવા લાગ્યા ત્યારે તેના શરીરમાથી અનેક ધારે લોહી વહેવા લાગ્યુ, એટલે તેમાથી તેના જેવા હજારો શૂરા દૈત્યો પ્રગટ થયા લોહીના પ્રવાહોમાથી ઉત્પન્ન થયલા, બખ્તરધારી, શસ્ત્રો સહિત અને અદ્ભુત યુદ્ધ કરતા એ રક્તબીજોથી જગત વ્યાપ્ત બન્યુ તે અનેક રક્તબીજોને યુદ્ધ કરતા જોઈને ભયભીત થયેલા, ખેદ પામેલા અને શોકથી દુર્બળ થયેલા દેવો ત્રાસ પામ્યા (તેઓ વિચારવા લાગ્યા કે,) 'મોટા શરીરવાળા, ઘણા જ પરાક્રમી અને લોહીથી ઉત્પન્ન થતા આ હજારો દૈત્યો હવે કેમ નાશ પામશે ? અહીં એકલા ચડિકા, કાલી તથા માતાઓ છે, તેઓથી આ બધા દાનવો જિતાય એ મુશ્કેલ જ છે આ સમયે નિશુભ કે શુભ સૈન્યોથી વીંટાઈને એકાએક જો યુદ્ધ કરવા આવી પહોચશે, તો મોટી ખરાબી થશે.

* આ અધ્યાયમા નાક શ્લોકોવી રક્તબીજના નાશનુ વ્યાખ્યાન કરી શુભની યુદ્ધ માટે તૈયારી કહેવાશે.

વ્યાસ બોલ્યા એમ ભયથી ત્રાસેલા દેવો જ્યારે ઘણી મોટી ચિંતામા પડયા, ત્યારે અમ્બિકાએ કમળ જેવા નેત્રોવાળા કાલીને કહ્યુ 'હે ચામુડા! તમે તમારુ મોઢુ તરત જ ખૂબ પહોળુ કરો અને મારા શસ્ત્રના મારથી નીકળેલા (આ દૈત્યના) લોહીને જલદી પીવા માડો હુ તીક્ષ્ણ બાણોથી, ગદાથી તથા મુસલોથી દૈત્યને માર્યા કરીશ અને તમે મરજી પ્રમાણે દાનવોને ખાતા ખાતા રણમા આજે ઘૂમ્યા કરો હે વિશાળ નેત્રોવાળા! તમે એવી રીતે લોહી પીધા કરો કે, જેથી એક ટીપુ પણ હવે પૃથ્વી પર ન પડે તમે એ રીતે દૈત્યને ખાધા કરશો ત્યારે બીજા નવા ઉત્પન્ન થશે નહિ, એમ આ પ્રકારે આ દૈત્યોનો નક્કી નાશ થશ બીજા પ્રકારે નહિ થાય હુ દૈત્યને મારુ અને તમે ઉતાવળા શત્રુઓનો નાશ કરવા કાળજી રાખી બધુય લોહી પી જઈ દૈત્યને ખાઈ જજો આમ દૈત્યોનો નાશ કરી સ્વર્ગનુ રાજ્ય ઇન્દ્રને આપી બધુય સ્થિર કર્યા પછી સુખેથી આપણે જતા રહીશુ' એમ અમ્બિકાએ કહેલા, ઉગ્ર પરાક્રમી દેવી ચામુડા રકતબીજના શરીર માથી નીકળેલુ બધુ લોહી પીવા લાગ્યા જ્યારે અમ્બિકા તલવાર તથા મુસલથી તે દૈત્યને એકદમ મારવા લાગ્યા, ત્યારે પાતળા પેટવાળા ચામુડા તે દૈત્યના શરીરના ટુકડાઓને ખાવા લાગ્યા ક્રોધ પામેલો તે રકતબીજ પણ ગદાના પ્રહારોથી ચામુડાને મારવા લાગ્યો, છતા તે દેવી ઝડપથી તેનુ લોહી પીવા લાગ્યા ને તેને ખાવા લાગ્યા, લોહીથી જન્મેલા મહા બળવાન ક્રૂર રકતબીજો જે હતા તે બધાય મરાઈ ગયા, ખવાઈ ગયા ને લોહી વિનાના થઈ ગયા એમ જે બનાવટી અસુરો જન્મ્યા હતા, તે બધાયે ખવાઈ ગયા ને જે સ્વાભાવિક મુખ્ય અસુર હતો, તેને પણ તલવારથી ખૂબ કાપી મારીને પાડી નખાયો એ રીતે મહાભયજનક રકતબીજ મરાયો, ત્યારે બીજા જે દાનવો રણમા બાકી રહ્યા હતા, તેઓ પણ ભયથી ધ્રૂજી જઈ નાસી ગયા 'હાય, હાય' એમ બોલતા ખૂબ ગભરાયેલા, લોહીથી રગાયેલા શરીરોવાળા, હથિયાર વિનાના અને બેભાન થયેલા તેઓ શુંભને કહેવા લાગ્યા 'હે રાજન્! અમ્બિકાએ રકત બીજને માર્યો છે અને ચામુડા તેના દેહમાથી બધુ લોહી પી ગઈ છે બીજા જે શૂરા દાનવો હતા, તેઓને અત્યત વેગવાળા દેવીના વાહન સિંહે મારી નાખ્યા છે અને બીજા બધાને કાલી ખાઈ ગઈ છે હે રાજન્! યુદ્ધની આ ખબર તમને કહેવા અમે આવ્યા છીએ, દેવીનુ સગ્રામ વિષેનુ ચરિત્ર પરમ અદભુત છે હે મહારાજ! દૈત્યો, દાનવો, ગધર્વો, અસુરો, યક્ષો, સર્પો, નાગો અને રાક્ષસોથી કોઈ રીતે તે જિતાય તેમ નથી હે મહારાજ! ઇદ્રાણી વગેરે બીજી દેવીઓ પણ ત્યા આવી છે, અને વાહનો તથા આયુધોથી યુકત હોઈ તેઓ પણ અત્યત લડી રહી છે હે રાજેન્દ્ર! તે દેવીઓએ ઉત્તમ આયુધોથી દાનવોના સર્વ સૈન્યને માર્યુ છે અને રકતબીજને પણ વેગથી પાડયો છે આ એકલી દેવી પણ રણમા સહન કરવી મુશ્કેલ છે, તો અનેક દેવીઓ સાથે તો તે સહેવી મુશ્કેલ થાય જ, એમા શુ કહેવુ? અમાપ કાતિવાળો સિંહ પણ સગ્રામમા રાક્ષસોને મારી નાખે છે, માટે હવે મત્રીઓ સાથે વિચારી જે યોગ્ય હોય તે તમે કરો આની સાથે વેર કરવુ તે યોગ્ય નથી, પણ સધિ જ કરવી સુખદાયી છે આ બધુ આશ્ચર્ય જ છે કે એકલી જ સ્ત્રી રાક્ષસોને મારે છે! રકતબીજને પણ માર્યો ને તેનુ લોહી પિવાઈ ગયુ!! હે રાજા! બીજા દૈત્યોને પણ અમ્બિકાએ યુદ્ધમા પાડયા અને ચામુડા સઘળુય માસ રણમા ખાઈ ગઈ છે હે મહારાજ! પાતાળમા ચાલ્યા જવુ અથવા તેની સેવા કરવી, તે જ હવે તો ઉત્તમ છે, પણ અમ્બિકા સાથેનુ યુદ્ધ તો હવે ઠીક નથી જ દેવોના કાર્યરૂપ અર્થ ને સાધતી આ સ્ત્રી કોઈ સામાન્ય નથી, પણ આપણો સહાર કરતી આ પ્રબળ માયાદેવી જન્મી છે

વ્યાસ બોલ્યા તેઓનુ એ સત્ય વચન સાભળી કાળથી મોહિત થઈને મરવા ઇચ્છતો શુભ ફરકેલા હોઠવાળો થઈ આ વચન બોલ્યો 'તમે પાતાળમા ચાલ્યા જાઓ અથવા ભયાતુર થઈ શરણે જાઓ હુ તો આજે જ તૈયાર થઈને ચડિકાને તથા તે દેવીઓને મારીશ સર્વ દેવોને યુદ્ધમા જીતી અતિ વિશાળ રાજ્ય કરીને પણ હુ એક સ્ત્રીના ભયથી ગભ રાઈ પાતાળમા કેમ પેસી જાઉં? રકતબીજ વગેરે સર્વ સેવકોનો રણમા નાશ કરાવી હુ વિશાળ યશ છોડી પ્રાણ બચાવવા કેમ ચાલ્યો જાઉં? કાળે કરેલુ પ્રાણી-

ઓનુ મરણ તો કોઈ રીતે ટાળી શકાય તેમ નથી અને તેનો ભય પણ જન્મતી સાથે જ લીધો હોય છે, તો દુર્લભ યશનો કોણ ત્યાગ કરે? હે નિશુભ! હુ હવે રથ પર બેસી રણને મોખરે જઈશ અને તે સ્ત્રીનો નાશ કરીને જ પાછો આવીશ, નહિ તો નહિ આવુ હે વીર! તુ પણ સેના સાથે મારી પાસે રહેજે અને તીક્ષ્ણ બાણોથી તુરત જ તે સ્ત્રીને યમલોકમા મોકલી દેજે '

નિશુભ બોલ્યા હુ હમણા જઈને દુષ્ટ કાલિકાને મારુ છુ અને પછી અંબિકાને પકડી પાછો આવુ છુ હે રાજેન્દ્ર! એ ગર્વિષ્ઠ સ્ત્રીના કારણે તમે ચિંતા ન કરો, એ બાળા ક્યા અને વિશ્વને વશ કરનાર મારી ભુજાનુ પરાક્રમ ક્યા? હે ભાઈ! મોટી ચિંતાને છોડી તમે સર્વોત્તમ ભોગો ભોગવો, અત્યત અભિમાની તે સ્ત્રીને હુ માન સાથે લાવીશ હે રાજન્! હુ જ્યા સુધી ઊભો છુ, ત્યા સુધી તમારે રણમા જવુ યોગ્ય નથી, હુ જઈને તમારા માટે જયલક્ષ્મીને લાવીશ

વ્યાસ બોલ્યા મોટાભાઈને એમ કહી બળગર્વિત નાનો ભાઈ તૈયાર થઈ પોતાના સૈન્યથી વીંટાઈને રથમા બેસી તરત જ યુદ્ધ માટેના મગળો કરી ભાટચારણો તથા સ્તુતિ—પાઠકોથી સ્તુતિ કરાતો, આયુધો અને સામગ્રીઓ સાથે જલદી ગયો ૧—૧૦

जगाम तरसा तूर्णं संगरे कृतमगल।
सस्तुतो वदिसूतैश्च सायुध। सपरिष्कर। ॥ १० ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૨૯ મો સમાપ્ત

## અધ્યાય ૩૦ મો*

### નિશુભનો નાશ

વ્યાસ ઉવાચ

निशुंभो निश्चयं कृत्वा मरणाय जयाय वा।
सोद्यमः सबलः शूरो रणे देवीमुपाययौ ॥ १ ॥

વ્યાસ બોલ્યા મરણ અથવા જય માટે નિશ્ચય કરી શૂરો નિશુભ ઉદ્યમ તથા સૈન્ય સાથે રણ માટે દેવીની પાસે આવ્યો શુભ પણ પોતાના સૈન્યથી વીંટાઈ ત્યા આવ્યો અને યુદ્ધરસમા પડિત તે રાજા રણમા પ્રેક્ષક તરીકે ઊભો રહ્યો તે સમય વાદળોમા છુપાયેલા ઇદ્ર સહિત દેવો અને યક્ષગણો યુદ્ધ જોવા ઈચ્છતા આકાશમા ઊભા રહ્યા પછી નિશુભ રણમા જઈને શિગડાનુ ધનુષ લઈ જગદબાને ડરાવતો બાણ વૃષ્ટિ કરવા લાગ્યો એમ બાણોના સમૂહોને રણમા છોડતા નિશુભને જોઈ ચડિકાએ શ્રેષ્ઠ ધનુષ લઈને વારવાર મોટેથી હસવા માડયુ અને તે દેવીએ કાલિકાને કહ્યુ 'હે કાલિ! આ બનેની મૂર્ખતા તમે જુઓ, આ બન્ને અહીં હમણા મરવા માટે મારી પાસે આવ્યા છે દૈત્યોનો ઘોર નાશ તેમ જ રક્તબીજનો વિનાશ જોઈને પણ મારી માયાથી મોહિત થયેલા આ બને જયની આશા કરે છે ખરખર, આશા બળવાન છે, શક્તિહીન, બળહીન, લગભગ નાશ પામ્યા જેવા, પક્ષરહિત અને ચેતન વિનાના પુરુષને પણ આશા કદી છોડતી નથી હે કાલિ! આશારૂપી પાશથી બધાઈને યુદ્ધ માટે આવેલા આ બને શુભ તથા નિશુભને રણમા મારે મારવા છે જેઓનુ મરણ હવે પાસે જ છે એવા આ બને દૈવથી મોહિત થઈ આવ્યા છે, તો હવે સર્વે દેવોના દેખતા આ બનેનો હુ નાશ કરીશ

વ્યાસ બોલ્યા કાલિકાને એમ કહી ચડિકાએ કાન સુધી ખેચેલા બાણોના સમૂહોથી સામે ઊભેલા નિશુભને તરત જ ઢાકી દીધો એ દાનવે પણ તે દેવીના બાણોને તીક્ષ્ણ બાણોથી કાપી નાખ્યા, એમ તે બનેનુ અતિ ભયાનક યુદ્ધ પરસ્પર થવા લાગ્યુ કેશવાળીના ગુચ્છાને ધુણાવતો બળવાન કેસરી સિંહ પણ હાથી જેમ તળાવને ડહોળવા લાગે તેમ સૈન્યરૂપ સમુદ્રને ડહોળવા લાગ્યો અને મદોન્મત્ત હાથીઓને જેમ ખાઈ જાય તેમ નહોરથી દાતના પ્રહારોથી છિન્ન ભિન્ન થયલા અગવાળા સામે ઊભેલા દાનવોને ખાઈ જવા લાગ્યો એમ કેસરી સિંહે સૈન્યને મારવા માડયુ, ત્યારે ઉત્તમ ધનુષ ખેચીને સામેથી નિશુભ દોડયો અને બીજા પણ ક્રોધે ભરાયેલા અનેક મોટા મોટા દૈત્યો હોઠ પીસતા, લાલ નેત્રોવાળા થઈને દેવીને મારવા પાસે આવ્યા સૈન્યોથી વીંટાયેલો શુભ પણ કાલિકાને મારી જગદબાને લઈ જવા કોપથી ત્યા આવ્યો તેણે ત્યા આવી યુદ્ધ માટે સામે ઊભેલા, રૌદ્રરસથી યુક્ત,

* આ અધ્યાયમા ચોસઠ શ્લોકોથી નિશુભનો નાશ કહેવાશે, જેમાં દેવી સાથેનું દાનવોનું પરાક્રમ વર્ણવાશે.

મનોહર અને શૃંગારરસ સહિત અમ્બિકાને જોયા વિશાળ કટાક્ષોવાળા ત્રૈલોક્યમા શ્રેષ્ઠ સુંદરી, અત્યંત લાલ નેત્રોવાળા, રમણીય અને ક્રોધથી રાતા નેત્રો વાળા તે દેવીને જોઈ શુભ વિવાહની ઈચ્છા છોડી દઈ, જયની આશાને પણ દૂર કરી, મરવા માટેનો નિશ્ચય કરી હાથમા ધનુષ લઈ ને ઊભો રહ્યો તે વેળા દેવીએ રણના મોખરે દૈત્યોના સાભળતા તે દાનવને ધીમા હસવાપૂર્વક આ વચન કહ્યુ 'ઓ પામરો! તમે જીવવાની આશાને સ્થિર કરી અહીં જ હથિયારો છોડીને પાતાળમા અથવા જળના સમુદ્ર મા ચાલ્યા જાઓ, અથવા રણના મોખરે મારા બાણોના પ્રહારથી પ્રાણરહિત થઈ સ્વર્ગ સુખ પામી સતાપ રહિત થઈને તમે બધા આનદ કરજો કાયર પણુ ને શૂરાપણુ અવશ્ય એકી વખતે હોઈ શકે જ નહિ, હુ તમને અભયદાન આપુ છુ તો તમે બધા સુખેથી ચાલ્યા જાઓ '

વ્યાસ બોલ્યા એવુ તે દેવીનુ વચન સાભળી મદગર્વિત નિશુભ તીક્ષ્ણ તલવાર તથા આઠ ફૂદડી ઓવાળી ઢાલ લઈને વેગથી દોડયો અને ઘણા જ બળથી તલવાર ભમાવતા તેણે મદોન્મત્ત સિંહને માથા પર તલવાર મારી અને જગદમ્બા ઉપર પણ ઘા કર્યો, પરતુ પોતાની ગદાથી તલવારના તે ઘાને ચુકાવી દઈ દેવીએ તે દૈત્યને બાહુના મૂળમા તે વેળા ફરશીથી પ્રહાર કર્યો એમ બાહુના મૂળમા મરાયા છતા ઘણા જ ગર્વવાળા તે દૈત્યે વેદના રોકી, ફરી તે જ સમયે ચડિકાને તલવારથી પ્રહાર કર્યો, ત્યારે નિશુભ ને મારવા ઈચ્છતા તે દેવીએ પણ એ વખતે લોકોને ભય ઉપજાવતો ઘોર ઘટાનાદ કર્યો અને વારવાર મદિરાપાન કર્યું એમ પરસ્પર જય ઈચ્છતા દેવો તથા દાનવોનુ અત્યત ભય કરતુ તે યુદ્ધ સામસામુ થવા લાગ્યુ તે વખતે માસાહારી ક્રૂર પક્ષીઓ, કૂતરા, શિયાળો, ગીધડા કાગડા તથા કકપક્ષીઓ ખૂબ રાજી થઈ નાચવા લાગ્યા લોહીના પ્રવાહમા ત્યા પડેલા અસુરોના શરીરોથી રણભૂમિ ભયકર દેખાવા લાગી અને હાથીઓ તથા ઘોડાઓના શરીરોથી વ્યાપ્ત બની એમ દાનવોને પડેલા જોઈ અત્યત રોષે ભરાયેલો નિશુભ ભયકર ગદા લઈને ચડિકા સામે એકદમ ધસ્યો મદગર્વિત તેણે ગદાથી સિંહને માથા પર માર્યો અને તેને મારી ધીમુ હસીને ફરી દેવી પર ઘા કર્યો તે દેવી પણ સામે ઊભેલા નિશુભને મારતો જોઈ અત્યત કોપાયમાન થયા અને આ વચન બોલ્યા

દેવીએ કહ્યુ ઓ ઓછી બુદ્ધિવાળા! તુ ઊભો રહેજે, જેટલામા આ તલવારને તારી ડોક પર હુ ચલાવુ છુ, આથી તુ યમલોકમા ચાલ્યો જઈશ

વ્યાસ બોલ્યા એમ કહી તરત સાવધાન થયેલા દેવી ચડિકાએ તે નિશુભના મસ્તકને કાપી નાખ્યુ એટલે દેવીએ કાપી નાખેલા મસ્તકવાળુ નિશુભનુ અતિ ભયાનક ધડ હાથમા ગદા લઈ દેવગણોને ત્રાસ પમાડતુ ભમવા લાગ્યુ, ત્યારે દેવીએ તીક્ષ્ણ બાણોથી તેના હાથપગ કાપી નાખ્યા, તેથી પ્રાણરહિત થઈ પર્વતની પેઠે તે પાપી પૃથ્વી પર પડયો ભયકર પરાક્રમી તે નિશુભ દૈત્ય એમ પડયો, ત્યારે ભયથી કપી ગયેલા તેના સૈન્યમા મોટો હાહાકાર થઈ રહ્યો અને લોહીથી ખરડાયેલા સર્વ સૈનિકો બધા હથિયારો છોડીને બૂમાબૂમ કરતા રાજા શુભને ઘેર જઈ પહોચ્યા ત્યારે તેઓને આવેલા જોઈ શત્રુસહારક શુભે પૂછ્યુ કે 'એ નિશુભ ક્યા છે? તમે કેમ ભાગી આવ્યા? કેમ નાસી આવ્યા?' રાજાનુ તે વચન સાભળી ખૂબ નમી રહેલા તેઓ કહેવા લાગ્યા 'તમારા નાના ભાઈ રથને મોખરે મરીને સૂતા છે, અને તેમના જે શૂરા સેવકો હતા, તેઓને પણ તે દેવીએ મારી નાખ્યા છે, આ સર્વ વૃત્તાત તમને કહેવા અમે આવ્યા છીએ તે ચડિકાએ હમણા જ એ રણમા નિશુભને માર્યા છે, માટે હે રાજા! હવે રણના મોખરે યુદ્ધ કરવાનો તમારો સમય નથી આ કોઈક ઉત્તમ સ્ત્રી દેવોના કાર્ય માટે દૈત્યોના કુળનો નાશ કરવા માટે જ જ નક્કી આવી છે, એમ તમે વિચારો આ દેવી કોઈ સામાન્ય સ્ત્રી નથી, પણ અચિંત્ય ચરિત્રવાળા અને દેવતાઓને પણ જાણવા મુશ્કેલ સર્વોત્તમ શક્તિ છે અનેકસ્વરૂપોને ધારણ કરતા, માયાના મૂળમા ખૂબ જ ચતુર, વિચિત્ર આભૂષણોવાળા, સર્વ આયુધોને ધારણ કરતા, ભગરૂપ, ગહન, ગૂઢ ચરિત્રોવાળા, બીજી કાલરાત્રિ હોય તેવા અને અપારનો પણ પાર પામનારા આ દેવી પૂર્ણ હોઈ સર્વ લક્ષણોથી યુક્ત છે દેવોનુ કાર્ય કરતા, પરમ અદ્ભુત તે શ્રીદેવીને

આકાશમા રહેલા દેવો નિર્ભય થઈ સ્તવે છે, માટે આ સમયે તો નાસી જવુ એ જ ઉત્તમ ધર્મ છે, હરકોઈ રીતે દેહની રક્ષા કરવી જોઈએ, આજે દેહની રક્ષા કરી હશે તો આપણો અનુકૂળ સમય આવશે, ત્યારે હે રાજા! યુદ્ધમા આપણો વિજય થશે, એમા સશય નથી કેમ કે કાળ કોઈક સમયે બળવાનને પણ નિર્બળ કરે છે, અને ફરી તેને જ બળવાન કરી વિજય માટે યોગ્ય કરે છે વળી કાળ જ કોઈક સમયે દાતાને માગણ કરે છે અને બીજા સમયે ભિખારીને પણ ધનનો દાતા કરે છે, ખરેખર વિષ્ણુ, બ્રહ્મા, શકર અને ઇન્દ્રાદિ બધા દેવો કાળને વશ છે અને કાળ પોતે જ પ્રભુ છે, માટે કાળની રાહ જુઓ, હમણા તે કાળ તમારાથી વિરુદ્ધ છે અને દેવોને અનુકૂળ છે દૈત્યોના નાશનુ કારણ પણ તે જ છે હે રાજા! કાળની ગતિ એક જ પ્રકારની હોતી નથી, પણ અનેક સ્વરૂપો ધારણ કરનારી હોય છે માટે તે કાળની ગતિ જાણવી જોઈએ કોઈક સમયે લોકોની ઉત્પત્તિ થાય છે, ત્યારે કોઈક સમયે પ્રલય થાય છે, ઉત્પત્તિમા કારણ કાળ બીજો હોય છે, ત્યારે નાશનુ કારણ કાળ જુદો હોય છે હે મહારાજા! આથી તમને પ્રાય જણાયુ છે કે પ્રથમ તમને અનુકૂળ થયેલા કાળે ઇન્દ્ર સહિત સર્વ દેવોને તમને કર આપતા કર્યા હતા, અને તે જ કાળે આજે પ્રતિકૂળ થઈ બળવાન અસુરોને એક સ્ત્રી દ્વારા મારી નાખ્યા છે, માટે કાળ શુભ તથા અશુભ કરે છે, આમા કાલી કે સનાતન દેવો કારણ નથી જ હે રાજન્! હવે વિચાર કરી તમને જેમ ગમે તેમ કરો હમણા આ કાળ તમને કે દાનવોને સુખનુ કારણ નથી પૂર્વે તમારી આગળથી ઇન્દ્ર યુદ્ધમા હથિયારો છોડીને નાસી ગયો હતો અને તે જ પ્રમાણે વિષ્ણુ, શકર વરુણ, કુબેર તથા યમ પણ નાસી ગયા હતા એમ હે રાજેન્દ્ર! તમે પણ જગતને કાળવશ જોઈ હાલ તરત જ પાતાળમા ચાલ્યા જાઓ, કેમ કે જો તમે જીવતા હશો તો (કોઈ કાળે પણ) સુખને પામશો, પણ હે મહારાજ! જો તમે મરણ પામશો, તો તમારા શત્રુઓ આનદયુક્ત થઈ મગળો ગાતા સર્વ તરફ ફર્યા કરશે

**मृते त्वयि महाराज शत्रवस्ते मुदान्विताः।**
**मङ्गलानि प्रगायन्तो विचरिष्यन्ति सर्वतः ॥**

અધ્યાય ૩૦ મો સમાપ્ત

# અધ્યાય ૩૧ મો*

**શુભવધ**

વ્યાસ उवाच

**इति तेषां वचः श्रुत्वा शुम्भो दैत्यपतिस्तथा।**
**उवाच सैनिकानाशु कोपाकुलितलोचनः ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તેઓનુ વચન સાભળી દૈત્યપતિ શુભ કોપથી વ્યાપ્ત નેત્રોવાળો થઈ તરત જ સૈનિકોને કહેવા લાગ્યો

શુભ બોલ્યો 'અરે ઓ દુષ્ટો! તમે શુ બોલો છો? (સર્વના સહારરૂપ) આ દુષ્ટકૃત્ય કરી હુ જીવવાનો ઉત્સાહ કેમ કરી શકુ? મત્રીઓને તથા ભાઈઓને મરાવી હુ નિર્લજ્જ થઈ શુ કર્યા કરુ? મહાબળવાન કાળ શુભ કે અશુભનો કરનાર છે અને તે રૂપરહિત હોવા છતા સર્વનો નિયતા તથા અટકાવવો મુશ્કેલ છે, તો મને શી ચિતા છે? હવે જે થાય તે થવા દો અને કાળ જે કરે તે કરવા દો, મને કોઈ પણ સ્થળે મરવાની કે જીવવાની ચિતા નથી તે કાળને પણ દૈવે જો ઉલટાવવા ધાર્યો હોય, તો કોઈ પણ સ્થળે તે સમર્થ થતો નથી, જેમ કે કોઈક સમયે શ્રાવણમાસમા પણ બિલકુલ વરસાદ વરસતો નથી, ત્યારે કોઈક વાર માર્ગશીર્ષ, પોષ કે માઘ ફાલ્ગુન માસમા અકાળે પણ તરત વરસાદ વરસે છે, માટે (જણાય છે કે) આ કાળ મુખ્ય નથી (પરતુ દૈવ જ મુખ્ય છે) કાળ તો નિમિત્ત માત્ર જ છે, દૈવ જ મહાબળવાન છે દૈવે નિર્માણ કરેલુ આ બધુ કદી ઊલટુ થતુ નથી (તેમા કદી ફેરફાર થતો નથી) (પ્રથમ હુ પુરુષાર્થને મુખ્ય માનતો, પણ હવે) દૈવને જ હુ શ્રેષ્ઠ માનુ છુ નકામા પુરુષાર્થને ધિક્કાર હો, કારણ કે સર્વ દેવોને જીતનાર નિશુભને આ સ્ત્રીએ માર્યો છે! મહાશૂરો રક્તબીજ પણ નાશ પામ્યો, તો હુ કીર્તિને છોડી જીવવાની આશા કેમ કરુ? બે પરાર્ધની સખ્યાથી મપાયેલો કાળ જ્યારે આવે છે, ત્યારે પોતે જગત્કર્તા પ્રભુ હોવા છતાં

* આ અધ્યાયમાં અગણોતેર શ્લોકોથી શુભાસુરના નાશને લગતી કથા આરભાય છે, જેમા દેવીએ જગતનું મગળ કર્યું જણાય છે

બ્રહ્મા નાશ પામે છે બ્રહ્માના એક દિવસમા ચાર હજાર યુગો થઈ જાય છે અને ચૌદ ઇન્દ્રો સ્વર્ગલોકમાથી પડી જાય છે તે જ પ્રમાણે બ્રહ્માથી બેગણા કાળે વિષ્ણુ મરવા તયાર થાય છે અને તેના બેગણા સમયે શકર શાતિ પામે છે આમ દૈવે નિર્માણ કરેલુ મરણ જો અચળ છે, તો હે મૂઢ લોકો! તે વિષે ચિંતા શા માટે કરવી? પૃથ્વી પર્યંતો, સૂર્ય તથા ચદ્રનો પણ નાશ થાય છે, જન્મેલાનુ મૃત્યુ ચોક્કસ છે અને મરેલાનો જન્મ પણ નક્કી છે, આમ આ શરીર જો અસ્થિર છે, તો સ્થિર રહેતા યશની જ રક્ષા કરવી યોગ્ય છે માને રથ જલદી તૈયાર કરો હુ રણક્ષેત્રમા જઈશ દૈવયોગે જય કે મરણ જે કઈ થવાનુ હોય તે ભલે આજે જ થાઓ ' એમ સૈનિકોને કહી શુભ તરત જ રથ પર બેસી હિમાચલ પર જ્યા અબિકા બેઠા હતા ત્યા ગયો* હાથીઓ, ઘોડા, રથો અને પાળાઓ સહિત તેનુ ચતુરગી મોટુ સૈન્ય હથિયારો સાથે તેની સાથે ત્યા જઈ પહોચ્યુ તે પર્વત પર જઈ શુભે ત્રૈલોક્યને મોહ પમાડતા, સુદર અને સિંહ પર બેઠેલા જગદબાને ત્યા જોયા તે સર્વ અલકારો તથા શણગારોથી યુક્ત હોઈ સર્વ લક્ષણોથી વ્યાપ્ત હતા, આકાશમા રહેલા દેવો, ગધર્વો, યક્ષો તથા કિન્નરો તેમની સ્તુતિ કરતા હતા તેમ જ કલ્પવૃક્ષમા ઉત્પન્ન થયેલા પુષ્પોથી તેમની પૂજા કરતા હતા વળી મનોહર ઘટાનાદ તથા શખનાદ તે કરતા હતા તેમને જોઈ શુભ કામથી અત્યત મૂઢ બની મોહ પામ્યો અને કામદેવના બાણોથી ખૂબ પીડાઈને મનથી વિચારવા લાગ્યો 'અહો! આ રૂપ ખરેખર યોગ્ય છે અને ચતુરાઈ પણ અદ્ભુત છે, અતિશય કોમળતા અને યુદ્ધ કરવાનુ ધૈર્ય—આ પરસ્પર વિરોધી ગુણો પણ આમા રહ્યા છે! (એ આશ્ચર્ય છે!) આ બાળા ઘણી જ કોમળ, નાજુક અગોવાળી અને પ્રકટ યૌવનવાળી છે, છતા કામના ભાવોથી રહિત છે, એ પણ આશ્ચર્ય છે! આ અબિકા રૂપમા કામદેવની સ્ત્રી (રતિ) સમાન હોઈ સર્વ લક્ષણોથી યુક્ત છે, છતા મહાબળવાન સર્વ પુરુષોને મારે છે, એ નુ છે? આમા ઉપાય શો કરવો કે જેથી આ સ્ત્રી મને વશ થાય? (સતા જેવા નેત્રોવાળી! આ સ્ત્રીને વશ કરવા મારી પાસે એવા કોઈ મત્રો નથી! આ મદ ગર્વિત મુદરી ખરેખર સર્વ મનોમય લેઈ મોહ ઉપજાવે છે! સુદર વર્ણવાળી આ સ્ત્રી મને કઈ રીતે વશ થાય? હવે આ રણભૂમિના મોખરેથી માગે પાતાળમા જતા રહેવુ તે યોગ્ય નથી અને મહાબળવાન આ સ્ત્રી સામ, દાન કે ભેદથી વશ થાય તેવી નથી આ સકટ જો આવી પડ્યુ છે, તો મારે શુ કરવુ? ક્યા જવુ? આ સ્થળે સ્ત્રીએ કરેલુ મરણ તે ઉત્તમ નથી, એટલુ જ નહિ પણ તે મારા યશનો નાશ કરનાર છે રણમા યુદ્ધ કરતા સમાન બળવાળા બે યોદ્ધાઓનુ જે મરણ થાય, તેને જ ઋષિઓએ મગળનુ સ્થાન કહેલુ છે (નહિ કે આ સ્ત્રી સાથે યુદ્ધ કરતા જે મરણ થાય તે ઉત્તમ ગણાય!) અબળા કહેવાય છતા ખરેખર ખૂબ જ બળવાન આ સ્ત્રી સેકડો પુરુષો કરતા પણ ઉત્તમ છે અને અમારા કુળનો નાશ કરવા જ દૈવે નિર્માણ કરેલી આ અહીં આવી છે! મારે હવે શાતિના વાક્યો વ્યર્થ શા માટે બોલવા જોઈએ? આ સ્ત્રી મારો નાશ કરવા જ આવી છે, તે શુ શાતિના વચનોથી પ્રસન્ન થાય? (ન જ થાય) અનેક શસ્ત્રોથી શણગારેલી આ (સર્વ સાધનો મેળવવા સમર્થ છે તેથી અમુક કઈ ધન વગેરે) આપવાથી ઠગાવી શકાય તેમ નથી, અને સર્વ દેવો આને વશ હોઈ આના સેવકો છે, એટલે અહીં કોઈને ફોડવાનો ઉપાય કરવો, તે પણ અત્યત નિષ્ફળ છે, માટે હવે યુદ્ધમા મરવુ તે જ વધારે કલ્યાણકારી છે, પણ નાસી જવુ તે ઠીક નથી, જય કે મરણ દૈવાનુસાર આજે જ થઈ રહેશે '

વ્યાસ બોલ્યા એમ મનથી વિચારી શુભે ધૈર્ય ધરી યુદ્ધ માટે ખૂબ સ્થિર થઈ સામે ઊભેલા તે દેવીને કહ્યુ 'હે દેવિ! તુ યુદ્ધ કર, હે સુદરિ! તારો આ મહેનત નકામી—વૃથા છે, ખરેખર તુ મૂર્ખ છે સ્ત્રીઓનો કદી આ ધર્મ નથી સ્ત્રીઓને તો પોતાના બે નેત્રો એ જ બાણ છે, અને ભમ્મર એ જ ધનુષ છે, હાવભાવ એ જ શસ્ત્રો છે અને ચતુર પુરુષ તેનુ નિશાન છે વળી શરીર પરનુ

* આ પરથી જણાય છે કે, નિશુભનું યુદ્ધ ચાલતું ત્યારે શુભ રણભૂમિ છોડી ઘેર ગયો હતો, તે પાછો ત્યા ગયો

જે વિલેપન તે જ સ્ત્રીઓનુ બખ્તર છે, મનોરથ એ જ રથ છે અને ધીમુ બોલવુ તે જ તેઓનો રણની નોબતનો નાદ છે, આ સિવાય બીજો (યુદ્ધસાજ સ્ત્રીઓનો કદી ન હોય) સ્ત્રીઓએ બીજા અસ્ત્રો ધારણ કરવા, તે ખચ્ચીત તેમને માટે હાસીરૂપ છે હે સુન્દરિ! સ્ત્રીઓને તો શરમ એ જ શણગાર છે, નિર્લજ્જપણુ તે કદી તેઓના શણગાર નથી શૂરી સ્ત્રી યુદ્ધ કરતી હોય તો કર્કશા—કઠોર જેવી દેખાય છે સ્ત્રીએ પોતાના બન્ને સ્તનો ઢાકવા જ જોઈએ ત્યારે ધનુષ ખેચતી વેળા તે કેમ બને? સ્ત્રીઓની ધીમી ચાલ ક્યા અને ગદા લઈ દોડવુ ક્યા? આમા તને બુદ્ધિ આપનારી તો આ કાલિકા અને પરસ્ત્રી આ ચામુડા જ છે (એટલે સારુ શુ સૂઝે?) વળી તને વિચાર આપનારી પણ આ ચામુડા છે અને લાડ લડાવવામા પણ કઠોર શબ્દ કરતી આ કાલિકા છે, (તે કેવળ અયોગ્ય છે માટે તે બનેને છોડી તુ મારી પાસે આવતી રહે,) સર્વ પ્રાણીઓને ભયકર આ સિંહ તારુ વાહન છે, (તે પણ ઠીક નથી) હે સુદર વર્ણવાળી! વીણાનો નાદ છોડી તુ ઘટાનો અવાજ કરે છે, આ બધુ તારા રૂપ અને યૌવનનુ વિરોધી છે હે સુદરિ! જો તારે યુદ્ધ કરવાની ઈચ્છા છે, તો તુ ઉદરૂપી થઈ જા અને લાબા હોઠવાળી, ખરાબ નખ વાળી, ક્રૂર કાગડા જેવા રગવાળી, આધળી, લાબા પગ વાળી, ખરાબ દાતવાળી અને બિલાડાની આખો જેવા આકૃતિવાળી થઈ જા, આવુ બેડોળ સ્વરૂપ કરી તુ યુદ્ધ માટે ઊભી રહે અને સ્થિર થા વળી તુ કઠોર વચન બોલ, એટલે હુ તારી સામે યુદ્ધ કરુ, પણ સુદર દાતવાળી તને આવી સુદરી જોઈ મારો હાથ (યુદ્ધ કરવા) ઊપડતા નથી હે મૃગના બચ્ચા ના જેવા નેત્રોવાળી! હે કામદેવની પત્ની જેવી! યુદ્ધમા તને મારવા મારો હાથ ચાલતો નથી '

વ્યાસ બોલ્યા હે ભરતવંશીઓમા ઉત્તમ રાજા! એમ કહેતા અને કામથી પીડાતા તેને જોઈ જગદબા ધીમા હસવાપૂર્વક આ વાક્ય બોલ્યા

દેવી બોલ્યા 'ઓ મૂઢાત્મા! હે કામના બાણોથી ખૂબ મોહિત થયેલા! તુ શા માટે ખેદ કરે છે? હે મૂઢ! હુ પ્રેક્ષક તરીકે ઊભી છુ, તુ આ કાલિકા અથવા ચામુડા સાથે જ યુદ્ધ કર રણના મોખરે આ બને તને યોગ્ય છે તુ ઈચ્છા પ્રમાણે (આ બને પર) પ્રહાર કર, હુ તારી સાથે યુદ્ધ કરવા ઈચ્છતી નથી' એમ કહી દેવીએ મધુર વાણીથી કાલિકાને કહ્યુ: 'હે ક્રૂર કાલિકા! હે ઉદરૂપા! તમે આને યુદ્ધમા મારો અને મારુ પ્રિય કરો '

વ્યાસ બોલ્યા એમ દેવીએ કહેલા કાળે પ્રેરેલા ને કાળ જેવા રૂપવાળા કાલિકા તરત જ ગદા લઈ યુદ્ધની તૈયારી કરી ઊભા રહ્યા, એટલે કાલીનુ તથા શુભનુ અતિ ભયાનક પરસ્પર યુદ્ધ થયુ પછી મહા દેવો અને મહાત્મા મુનિઓના દેખતા ગદા ઉગામી શુભે રણમા કાલિકાને મારી એટલે કાલિકાએ પણ દૈત્યરાજને જોરથી ગદા મારી અને તે ચડીએ ગદાથી સોના જેવો ચળકતો તેનો રથ ભાગી નાખ્યો તેમ જ ભયકર શબ્દ કરતા તે કાલિકાએ તેના ખચ્ચરોને પણ મારી નાખી સારથિને પણ તરત જ મારી નાખ્યો, એટલે પગપાળો થઈ ક્રોધાયમાન થયેલા તેણે ગદા લઈ ખૂબ હસતા હસતા કાલિકાની બને ભુજાઓની વચ્ચે પ્રહાર કર્યો, ત્યારે તે ગદાપ્રહારને ચુકાવી દઈ કાલિકાએ તરત જ તલવાર લઈ ચદન લગાવેલા તેના ડાબા હાથને હથિયારો સાથે કાપી નાખ્યો એમ કપાયેલા હાથવાળો, રથ વિનાનો અને લોહીલુહાણ થયેલ છતા હાથમા ગદા લઈ તેણે કાલિકાની પાસે જઈ પ્રહાર કર્યો, એટલે ખૂબ હસતા કાલિકાએ તલ વારથી તેનો જમણો હાથ પણ ગદા તથા બાજુબધ સહિત કાપી નાખ્યો, તે સમયે કોપાયમાન થયેલો તે શુભ પગની લાત મારવા વેગથી દોડયો, એટલે કાલિકાએ તરત જ તલવારથી તેના બન્ને પગ કાપી નાખ્યા એમ હાથપગ કપાયા છતા 'તુ ઊભી રહે, ઊભી રહે' એમ બોલતો તે કાલિકાને જાણે ડરાવતો હોય તેમ તરત જ દોડતો ગયો, ત્યારે તેને આવતો જોઈ કાલિકાએ કમળ સમાન ઉપમાવાળા તેના મસ્તક ને કાપી નાખી તેના ગળા પરથી લોહીનો ધોધ વહેતો કરી નાખ્યો, એમ મસ્તક કપાયુ ત્યારે પર્વતની પેઠે તે દાનવ પૃથ્વી પર પડી ગયો, તેના દેહમાથી તરત જ પ્રાણ નીકળી ગયા, પછી તે દૈત્યને પ્રાણરહિત પડેલો જોઈ ઇદ્ર સહિત દેવો તે સમયે દેવી અબિકાની, ચામુડાની તથા કાલિકાની સ્તુતિ કરવા

લાગ્યા× તે વેળા સુખકારક વાયુ વાવા લાગ્યા, દિશાઓ અત્યંત નિર્મળ થઈ અને પવિત્ર અગ્નિઓ હોમ વખતે જમણી તરફની જ્વાળાઓવાળા થયા જે દૈત્યો મરતા બચ્યા હતા, તે બધા જગદમ્બાને પ્રણામ કરી હથિયારો છોડી પાતાળમા ચાલ્યા ગયા હે રાજા! શુભ વગેરેના નાશરૂપ અને દેવોના રક્ષણરૂપ આ બધુ દેવીનુ ઉત્તમ ચરિત્ર મે તમને કહ્યુ પૃથ્વી પર જે મનુષ્યો આ સર્વ આખ્યાનના ભક્તિથી સદા પાઠ અને શ્રવણ કરશે, તેઓ અવશ્ય કૃતાર્થ થશે જે મનુષ્ય આ શુભ ચરિત્રનુ નિત્ય શ્રવણ અથવા પાઠ કરે છે, તે જો પુત્રરહિત હોય તો પુત્રોને પામે, ધનરહિત હોય તો પુષ્કળ ધન પામે, રોગી હોય તો રોગથી છૂટી જાય અને સર્વ કામનાઓ મેળવે છે, તેને શત્રુથી ભય થતો નથી અને છેવટે તે મુક્તિ પામે છે ૧—૬૮

**शत्रुतो न भयं तस्य य इदं चरितं शुभम्।**
**शृणोति पठते नित्य मुक्तिमाप्नायते नरः ॥ ६८॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૩૧ મો સમાપ્ત

# અધ્યાય ૩૨ મો*

## સુરથ રાજા અને સમાધિ વૈશ્યની કથા

जनमेजय उवाच

**महिमा वर्ण्यते सम्यक् चण्डिकायास्त्वया मुने।**
**केन चाराधिता पूर्वं चरित्रत्रययोगतः ॥ १॥**

જનમેજયે પૂછ્યુ 'હે મુનિ! તમે ચડિકાનો મહિમા સારી રીતે વર્ણવ્યો છે, હવે ત્રણ ચરિત્રોના પાઠ અથવા શ્રવણથી પૂર્વે ભગવતીનુ આરાધન કોણે કર્યું હતુ? હે કૃપાના ભડાર! વરદાન આપનારા દેવી કોના પર પ્રસન્ન થયા હતા? અને કામનાઓ આપનારા દેવીને આરાધી કોણે મહાન ફળ મેળવ્યુ હતુ? તે તમે કહો હે મહાભાગ્યશાળી બ્રાહ્મણ! ભગવતીની ઉપાસનાનો, પૂજાનો તથા હોમનો વિધિ તમે વિસ્તારથી કહો

સૂત બોલ્યા જનમેજય રાજાનુ તે વચન સાભળી પ્રસન્ન થયેલા સત્યવતીના પુત્ર વ્યાસે મહામાયાનુ પૂજન રાજાને કહેવા માડ્યુ

વ્યાસ બોલ્યા પૂર્વે સ્વારોચિષ મન્વતરમા સુરથ નામે રાજા હતા તે ઘણો જ ઉદાર, પ્રજાપાલનમા તત્પર, સત્યવાદી, કર્મપરાયણ, બ્રાહ્મણોને પૂજનાર, ગુરુભક્તિમા તત્પર, કાયમ પોતાની સ્ત્રીમા જ રમનાર, દાન કરવાના સ્વભાવવાળો, કોઈ સાથે પણ વિરોધ નહિ કરનાર અને ધનુર્વેદમા ખૂબ પાગત હતો એ રાજા એમ રાજ્ય પાળતો હતો, તેવામા પહાડોમા રહેતા મલેચ્છો+ બળથી તેના શત્રુ બન્યા તેઓ કેવળ અન્યાયથી જ* શત્રુરાજ્યનો નાશ કરનારા હોઈ પૃથ્વીને પડાવી લેવા તત્પર રહેતા હતા જેથી હાથી, ઘોડા, રથ અને પાળાઓની સાથે હોઈ મદગર્વિત તે મલેચ્છો ચતુરગી સૈન્ય તૈયાર કરી તેના પર ચઢી આવ્યા, એટલે સુરથ રાજા પણ સૈન્ય લઈ તેઓની સામે થયો એ રાજાનુ અતિ ક્રૂર તે મલેચ્છો સાથે ઘોર યુદ્ધ થયુ મલેચ્છોનુ સૈન્ય ઘણુ જ થોડુ હતુ અને રાજાનુ સૈન્ય અદ્ભુત હોઈ ઘણુ

× અહીં દેવોની સ્તુતિ થઈ રહ્યા પછી ભગવતીએ તેઓને વરદાન દીધા અને તે પછી પોતે અદૃશ્ય થયા, વગેરે કથા માર્કણ્ડેય પુરાણમાથી જોઈ લેવી.

* આ અધ્યાયમા ત્રેસઠ શ્લોકોથી ત્રણે ચરિત્રોને સેવતા પ્રસિદ્ધ રાજા સુરથ અને સમાધિ વૈશ્યની કથા કહેવાશે.

+ જોકે ખરી રીતે તો ધ્રુવનો પુત્ર નદીરત્ નામનો એક રાજા મુખ્યત્વે કરી સુરથ સામે યુદ્ધ કરવા ચઢી આવ્યો હતો અને તેણે પોતાની સહાય માટે મ્લેચ્છો પણ સાથે આણ્યા હતા, એટલે તે મ્લેચ્છો સુરથ રાજાના શત્રુઓ ન હતા. છતા નદીરત્ રાજાનો પક્ષ કરી તેઓ આવ્યા હતા, તેથી બળાત્કારે તેઓ સુરથ રાજાના શત્રુઓ થયા હતા

* મૂળમા 'कोलाविध्वंसिन.' એ પદનો આ અર્થ છે 'कोला' શબ્દનો અર્થ 'કોલાહલ' થાય છે એટલે કોલાહલથી અર્થાત્ અન્યાયથી વિધ્વંસિન. એટલે શત્રુરાજનો નાશ કરનારા, એટલે કે યુદ્ધનીતિનો આશ્રય નહિ કરનારા, જો યુદ્ધનીતિપૂર્વક તેઓએ યુદ્ધ કર્યું હોત તો સુરથ રાજાએ તેઓને જીત્યા જ હોત, એવો અહીં ભાવ છે અથવા 'कोला' શબ્દથી સુરથ રાજાની તે નામે નગરી સમજવી અને તેનો નાશ કરનારા અથવા 'कोल' એટલે ભૂડ કે ડુક્કર, તેને अविध्वंसिन એટલે નહિ મારનારા. મ્લેચ્છો ભૂંડને કે સૂવરને મારતા નથી, એ વાત પ્રસિદ્ધ છે

જ બળવાન અને મોટુ હતું, છતા દૈવયોગે એ મ્લેચ્છો-એ સુરથ રાજાને યુદ્ધમા જીતી લીધો, જેથી હાર પામી નાસી છૂટેલો તે રાજા કિલ્લાની ગોઠવણવાળા સુરક્ષિત પોતાના નગરમા આવી પહોચ્યો, પરતુ બુદ્ધિમાન અને નીતિકુશળ તે રાજા પ્રધાનોને શત્રુ-પક્ષમા મળી ગયેલા જોઈ, મનમા ઉદાસ થઈ વિચારવા લાગ્યો કે, 'ખાઈ તથા કિલ્લાની ગોઠવણવાળુ આ વિશાળ સ્થાન પકડી રાખી મારે સમયની રાહ જોવી કે યુદ્ધ કરવુ ઠીક છે? પ્રધાનો શત્રુઓને વશ થયા છે, તેથી મંત્રણા કરવાને યોગ્ય નથી. તો હવે મારે શુ કરવુ?' વળી તે રાજા મનથી આમ વિચારવા લાગ્યો કે, 'શત્રુઓને મળી ગયેલા તે પાપી આચારવાળા પ્રધાનો કદાચ મને શત્રુઓને સોપી દેશે તો શુ થશે? જેઓની બુદ્ધિ પાપી હોય તેઓ પર કદી વિશ્વાસ ન કરવો, જે લોકો લોભને વશ થયા હોય તેઓ શુ ન કરે? લોભથી ઘેરાયેલો મનુષ્ય ભાઈનો, પિતાનો, મિત્રનો, સુહૃદનો, બાધવનો, પૂજ્ય ગુરુનો તથા બ્રાહ્મણનો પણ દ્વેષ કરે છે, માટે અત્યત પાપી કોઈ શત્રુપક્ષને મળી ગયેલા પ્રધાનમંડળ પર હવે મારે કદી વિશ્વાસ ન કરવો જોઈએ' એમ મનથી વિચારી અત્યત દુ ખી મનવાળો તે રાજા એકલો ઘોડા પર બેસી તે નગરમા નીકળી ગયો સહાય વિનાનો તે બુદ્ધિમાન રાજા નગરમાથી નીકળી ગીચ વનમા જઈ પહોચ્યો અને 'હવે મારે ક્યા જવુ?' એમ વિચારવા લાગ્યો તેવામા સુમેધા નામનો તપસ્વી મુનિનો ઉત્તમ આશ્રમ જ માત્ર ત્રણ જ યોજન ત્યાથી દૂર જાણી રાજા ત્યા ગયો અનેક વૃક્ષોથી યુક્ત, નદીના કિનારા પર રહેલ, વૈરરહિત. અહિંસક પશુઓથી વ્યાપ્ત, કોયલના શબ્દોથી શોભાયમાન, શિષ્યોના ભણવાના શબ્દોથી યુક્ત, મૃગોના મોટા ટોળાથી વ્યાપ્ત, સારી રીતે પાકેલા સામા નામના ધાન્યથી યુક્ત, ઉત્તમ પુષ્પ—ફળવાળા વૃક્ષોથી વ્યાપ્ત, હોમના ધુમાડાની સુગધથી પ્રાણીઓને કાયમ પ્રીતિ કરનાર, વેદોના શબ્દોથી વ્યાપ્ત અને સ્વર્ગ કરતા પણ મનોહર તે આશ્રમને જોઈ એ રાજા આનદયુક્ત થયો અને ભય છોડીને તે બ્રાહ્મણના આશ્રમમા વિસામો લેવા તેણે વિચાર્યું ઘોડાને ઝાડે બાધી તે રાજા વિનયયુક્ત થઈ આશ્રમમા ગયો અને ત્યા સાગવૃક્ષની છાયામાં બેઠેલા, મૃગચર્મના આસનવાળા, શાત, તપથી અત્યત દૂબળા, સજ્જ, શિષ્યોને ભણાવતા, વેદશાસ્ત્રના અર્થને જાણનાર, ક્રોધ, લોભ વગેરેથી રહિત રાગ—દ્વેષાદિ જોડકાથી રહિત, અદેખાઈ વિનાના, આત્મજ્ઞાનમા રમનારા, સત્યવાદી અને જિતેન્દ્રિય મુનિને જોઈ રાજા તે વેળા તેમની આગળ દડવત્ પૃથ્વી પર પડ્યો અને પ્રેમયુક્ત થઈ આસુના જળથી વ્યાપ્ત નેત્રોવાળો થયો તે સમયે મુનિએ 'ઊઠો, ઊઠો, તમારુ કલ્યાણ થાઓ' એમ તેને કહ્યુ અને ગુરુએ પ્રેરણા કરેલા શિષ્યે તેને આસન આપ્યુ, એટલે રાજા ઊભો થઈ તેમની આજ્ઞાથી તે આસન પર બેઠો, ત્યારે સુમેધા મુનિએ પૂજાની સામગ્રી વગેરેથી વિધિપૂર્વક તેની પૂજા કરી પૂછ્યુ કે, 'તમે ક્યાથી આવ્યા છો? કોણ છો? અને ચિંતાપરાયણ કેમ છો? આમા જે ગુપ્ત કારણ હોય તે તમે ખુશીથી કહો તમારે અહીં આવવામા શુ કામ છે? તમારા મનમા જે કાર્ય રહ્યું હોય તે તમે કહો, તમારુ જે ઇચ્છિત કરવુ અશક્ય હશે તે પણ હુ કરીશ'

રાજા બોલ્યા હું સુરથ નામનો રાજા છુ, શત્રુઓએ મને હરાવ્યો છે, તેથી રાજ્ય, ઘર તથા સ્ત્રીને છોડી હું તમારે શરણે આવ્યો છુ હે બ્રહ્મન્! તમે મને જે આજ્ઞા કરશો, તેને હું ભક્તિતત્પર થઈ કરીશ તમારા સિવાય બીજો કોઈ પણ પૃથ્વી પર મારુ રક્ષણ કરનાર નથી શત્રુઓથી મને ઘોર ભય છે તેથી હું આજે તમારી પાસે આવ્યો છુ હે મુનિશ્રેષ્ઠ! હે શરણાગત પર પ્રેમવાળા! તમે મારુ રક્ષણ કરો

ઋષિએ કહ્યુ હે રાજેન્દ્ર! તમે નિર્ભય થઈ અહીં રહો તમારા બળવાન શત્રુઓ અમારા તપના બળથી અહીં ચોક્કસ નહિ આવે હે ઉત્તમ રાજા! અહીં તમારે હિંસા ન કરવી, પણ વનને લગતી આજીવિકા દ્વારા ઉત્તમ સામો, ફળ તથા મૂળથી જીવન ધારવુ

વ્યાસ બોલ્યા એવુ તેમનુ વચન સાભળી તે રાજા નિર્ભય થઈ તે આશ્રમમા જ રહ્યો અને પવિત્ર રહી ફળ તથા મૂળનો જ આહાર કરવા લાગ્યો કોઈ સમયે એ રાજા વૃક્ષની છાયાનો આશ્રય કરી

ઘર તરફ જ અત કરણ ગયેલુ હોવાથી ચિંતાતુર થઈ વિચારવા લાગ્યો કે, 'સદા પાપમા રમવાવાળા મારા શત્રુ—મ્લેચ્છોએ મારુ રાજ્ય મેળવ્યુ છે, તેથી તે દુરાચારી નિર્લજ્જ શત્રુઓએ લોકોને ખૂબ પીડયા હશે મારા હાથીઓ અને ઘોડાઓ પણ શત્રુથી ખૂબ પીડાયા હશે અને ખોરાક વિનાના થઈ દુર્બળ થયા હશે એમા સશય નથી પૂર્વે જેઓને મે પાળ્યા છે, તે મારા નોકર સેવકો શત્રુઓને વશ વર્તતા હોઈ દુ ખી જ થયા હશે અત્યાત દુરાચારી અને મોટા ખર્ચો કરવામા તત્પર એ શત્રુઓએ મારા ધનને જુગાર, દારૂ તથા વેશ્યા વગેરે સ્થાનોમા વેડફી દીધુ હશે પાપી બુદ્ધિવાળા મ્લેચ્છો સુપાત્રમા દાન કરવામા ચતુર હોય જ નહિ, તેથી વ્યસનો દ્વારા મારા ખજાનાનો નાશ કરશે, અને મારા મત્રીઓ તો પાપી બુદ્ધિવાળા છે જ ' આમ ચિંતા કરતો રાજા વૃક્ષના મૂળ પાસે બેઠો હતા, ત્યારે કોઈ વાણિયો એવી જ ચિંતા કરતો ત્યા આવી ચડયો રાજાએ તેને સામે જોયો અને પોતાની પાસે ત્યા બેસાડયો, પછી તેને પૂછ્યુ· 'તુ કોણ છે? અને આ વનમા ક્યાથી આવી ચડયો છે? હે મહાભાગ, તારુ નામ શુ છે? ક્યા કારણથી તુ દુ ખી દેખાય છે? તુ ફિક્કો થઈ શોકથી કેમ પીડાયો છે? તુ સત્ય કહે (સામ નામા) સાત જ શબ્દોથી મિત્રતા થયેલી મનાય છે (એટલે મિત્રતા હોય ત્યા બધુ કહી શકાય છે ')

વ્યાસ બોલ્યા રાજાનુ વચન સાભળી, સજ્જનનો સમાગમ જાણી સ્થિર બેસીને તે ઉત્તમ વાણિયો તેને કહેવા લાગ્યો

વાણિયો બોલ્યો હે મિત્ર! હુ જાતે વાણિયો છુ 'સમાધિ' નામ પ્રખ્યાત છુ, તેમ જ ધનવાન, ધર્મનિપુણ, સત્ય બોલનાર તથા પારકા ગુણો પર દોષારોપણ કરનાર નથી ધનમા લાલચુ બનેલા દુષ્ટ પુત્રોએ તથા સ્ત્રીઓએ 'આ કજૂસ છે' આવુ બહાનુ કાઢી ત્યજવો ઘણો મુશ્કેલ સ્નેહ ત્યજીને મને હાકી કાઢયો છે વળી મારા કુટુબીઓએ પણ મને ત્યજી દીધો છે, તેથી તરત જ આ વનમા હું આવતો રહ્યો છુ, હે પ્રિય મિત્ર! તુ કોણ છે? તુ કોઈ ભાગ્યશાળી દેખાય છે, હવે તુ (તારી વાત) કહે

રાજા બોલ્યો હું સુરથ નામે રાજા છુ, ચોર (શત્રુ) લોકોથી પીડાયો છુ અને મત્રીઓથી ઠગાઈ રાજ્યરહિત થઈ અહીં આવ્યો છુ હે ઉત્તમ વાણિયા! બહુ સારુ થયુ કે તુ મને મિત્ર તરીકે અહીં મળ્યો છે સુદર વૃક્ષોવાળા આ વનમા આપણે બને સુખેથી આનદ કરીશુ, માટે હે મહાબુદ્ધિમાન ઉત્તમ વાણિયા! તુ શોક છોડી દે અને સ્વસ્થ થા અહીં જ મારી સાથે તારી ઈચ્છા પ્રમાણે સુખેથી રહે

વાણિયો બોલ્યો મારુ કુટુ બ મારા વિના નિરાધાર, ઘણુ જ દુ ખી, ચિંતાથી વ્યાકુળ અને વ્યાધિ તથા શોકથી હેરાન થતુ હશે હે રાજા! સ્ત્રીના શરીરમા કે પુત્રના દેહમા પણ સુખ નહિ હોય, આમ ચિંતાતુર રહેતુ મારુ ચિત્ત શાત થતુ નથી હે રાજન્! પુત્રને, સ્ત્રીને, ઘરને તથા સ્વજનને હુ કયારે જોઈશ? આવી ઘરની ચિંતાથી ખૂબ જ દુ ખી થતુ મારુ મન સ્વસ્થ થતુ નથી

રાજાએ કહ્યુ. હે મહાબુદ્ધિમાન! દુરાચારી હોઈ ઘણા જ મૂર્ખ જે પુત્રો વગેરેએ તને હાકી કાઢયો છે, તેઓને જોઈ હવે તને શુ સુખ થશે? હિતકારી શત્રુ સારો, પણ જેઓ દુ ખદાયી હોય તે મિત્ર કેમ કહેવાય? માટે મનને સ્થિર કરી તુ મારી સાથે આનદ કર

વાણિયો બોલ્યો હે રાજન્! અજ્ઞાનીઓ જેને ભાગ્યે છોડી શકે છે એવા કુટુબની ચિંતાથી અત્યાત દુ ખી થતુ મારુ મન હજીયે સ્થિર થતુ નથી

રાજાએ કહ્યુ મારા મનને પણ રાજ્યથી થયેલુ દુ ખ પીડે છે, માટે આ શાત મુનિને આપણા શોકનો નાશ કરનારુ ઔષધ આજે આપણે પૂછીએ

વ્યાસ બોલ્યા એવો વિચાર કરી તે રાજા અને વાણિયો વિનયયુક્ત થઈ શોકનુ કારણ પૂછવા મુનિ પાસે ગયા ત્યા બેઠેલા, શાત અને સર્વોત્તમ એ ઋષિને પ્રણામ કરી બરાબર બેસી શાતિ પામેલા રાજાએ તેમને કહ્યુ ૧—૬૩

गत्वा त प्रणिपत्याह राजा ऋषिमनुत्तमम् ।
आसीन सम्यगासीन· शान्त शान्तिमुपागतः ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૩૨ મો સમાપ્ત

# અધ્યાય ૩૩ મો*

## ભુવનસુંદરી માહાત્મ્ય

राजोवाच

**मुने वैश्योऽयमधुना वने मित्रतां गतः।**
**पुत्रदारैर्निरस्तोऽयं प्राप्तोऽत्र मम संगमम् ॥ १ ॥**

સુરથ રાજાએ કહ્યુ હે મુનિ! આ વાણિયો હમણા આ વનમા મારો મિત્ર થયો છે, તેને પુત્રો તથા સ્ત્રીઓએ હાકી કાઢ્યો છે, તેથી અહીં મને તે મળ્યો છે આ વાણિયો કુટુબના વિરહથી દુ ખી થઈ અત્યત દુ ખી મનવાળો રહે છે અને શાંતિ પામતો નથી, મને હમણા તેમ જ થાય છે હે મહાબુદ્ધિમાન! રાજ્ય ગયુ તે દુ ખથી હું શોકાતુર થયો છુ અને મારા હૃદયમા વિના કારણ થતી ચિંતા દૂર થતી નથી શત્રુને વશ થયેલા મારા ઘોડા ને હાથીઓ દૂબળા થઈ ગયા હશે, તેઓનુ શુ થશે? તેમ જ મારા સેવકો મારા વિના દુ ખી થઈ ગયા હશે અને શત્રુઓ ઘણા જ બળથી ક્ષણવારમા મારા ખજાનાનો નાશ કરી નાખશે આવી ચિંતા કરતા મને ઊંઘ પણ આવતી નથી અને શરીરમા સુખ થતુ નથી હું આ સર્વ જગતને સ્વપ્ન જેવુ ખોટુ જાણુ છુ, છતા હે પ્રભો! મારુ મન ભમી જઈ સ્થિર થતુ નથી હું કોણ છુ? આ ઘોડા અને હાથીઓ કોણ છે? સગા ભાઈ, પુત્રો અને મિત્રો મારા નથી, છતા તેઓનુ દુ ખ મને પીડે છે! આ મારા મનનો ભ્રમ છે, એમ હું જાણુ છુ, તોપણ મારો મોહ દૂર થતો જ નથી તેનુ અદ્ભુત કારણ શુ છે? હે સ્વામિન્! તમે બધુ જાણો છો અને સર્વ સશયનો નાશ કરનાર છો, માટે હે દયાનિધિ! મારા આ મોહનુ કારણ કહો

વ્યાસ બોલ્યા રાજા સુરથે મુનિશ્રેષ્ઠ સુમેધાને એમ પૂછ્યુ ત્યારે તેમણે શોક તથા મોહનો નાશ કરનારુ આ શ્રેષ્ઠ જ્ઞાન તેને કહ્યુ

સુમેધા ઋષિ બોલ્યા હે રાજન્! બધન તથા મોહનુ કારણ હું તમને કહુ છુ, સાભળો - 'જે 'મહામાયા' એમ પ્રખ્યાત છે, તે જ સર્વ પ્રાણીઓને આ લોકમા બધ તથા મોક્ષનુ કારણ છે બ્રહ્મા, વિષ્ણુ, શકર, ઇદ્ર, વરુણ, વાયુ સર્વ દેવો, મનુષ્યો, ગધર્વો, સર્પો, રાક્ષસો, જાતજાતના વૃક્ષો, વેલીઓ, પશુઓ, મૃગો તથા પક્ષીઓ એ બધા માયાને વશ થઈ બધન તથા મોક્ષને પાત્ર બને છે તે મહામાયાએ સ્થાવર જગમ આ સર્વ જગતને સરજ્યુ છે મોહજાળથી બધાયેલુ આ જગત તેને જ વશ વર્તે છે, તો રજોગુણથી મેલો તુ—એક ક્ષત્રિય—મનુષ્યોમા કોણ માત્ર છે? જ્ઞાનીઓના ચિત્તને પણ તે મહામાયા સદા મોહ પમાડે છે જ્ઞાન હોવા છતા બ્રહ્મા, શકર અને વિષ્ણુ આદિ પણ (પ્રારબ્ધકર્મના ભોગ સુધી) માયા બાકી રહેતી હોવાથી રાગને વશ થઈ ખૂબ જ મોહિત થઈને લોકમા (જન્મ—મરણના ફેરામા) ભમ્યા કરે છે હે રાજન્! પૂર્વે સત્યયુગમા વિષ્ણુ નારાયણે પોતે બ્રહ્મવિદ્યાની સ્થિરતા માટે શ્વેતદ્વીપમા જઈ દસ હજાર વર્ષ સુધી ઘણુ મોટુ તપ કર્યું હતુ, અને પછી શાશ્વત સુખ માટે તેમણે ચિંતન કર્યું હતુ, તે જ પ્રમાણે, હે રાજેન્દ્ર! બ્રહ્મા પણ પરમ અદ્ભુત એક નિર્જન પ્રદેશમા મોહને દૂર કરવા તપ માટે રહ્યા હતા કોઈક સમયે વાસુદેવ વિષ્ણુ પણ બીજા સ્થળ માટે વિચાર કરી તે (શ્વેતદ્વીપના) પ્રદેશમાથી ઊઠીને બીજો પ્રદેશ જોવાની ઇચ્છાથી નીકળ્યા, અને તે જ પ્રમાણે હે રાજેન્દ્ર! બ્રહ્મા પણ પોતાના તપ કરવાના સ્થળમાથી બહાર નીકળ્યા તે બને બ્રહ્મા તથા વિષ્ણુ માર્ગમા ભેગા થયા ત્યારે એકબીજાને પૂછવા લાગ્યા કે, 'તુ કોણ છે અને તુ કોણ છે? બ્રહ્માએ તે વિષ્ણુદેવને કહ્યુ હુ જગતનો કર્તા છુ ' ત્યારે વિષ્ણુએ તેમને કહ્યુ 'ઓ મૂર્ખ! હું વિષ્ણુ જ જગતનો કર્તા છુ તુ તો બળ વિનાનો અને રજોગુણથી આશ્રિત હોઈ કોણ માત્ર છે? સત્ત્વ ગુણથી આશ્રિત મને વિષ્ણુને તુ સનાતન જાણ મે હમણા જ મહાભયકર યુદ્ધ કરી તારી રક્ષા કરી હતી (મધુ—કૈટભ નામના) બે દાનવોથી અત્યત પીડાઈને તુ મારે શરણે આવ્યો હતો તે મધુ—કૈટભ દાનવોને મે જ માર્યા હતા, તો હે મૂર્ખ! તુ ગર્વ કેમ કરે છે? હવે આ મોહ તુ છોડી દે આ વિશાળ સસારમા મારાથી પણ અધિક કોઈ છે જ નહિ '

---

* આ અધ્યાયમાં સુરથ રાજાએ શ્રીમદ્ ભુવનસુંદરીનુ માહાત્મ્ય પૂછ્યુ, ત્યારે સાઠીપા ૬૬ શ્લોકોથી તેમને તે કહેવાશે.

સુમેધા ઋષિ બોલ્યા એમ બ્રહ્મા તથા વિષ્ણુ પરસ્પર વિવાદ કરવા લાગ્યા તેમના હોઠ (ક્રોધથી) ફરકવા લાગ્યા, તેઓ પોતે કંપવા લાગ્યા અને લાલ ચોળ નેત્રોવાળા થઈ ગયા તેવામા વિવાદ કરતા એ બંનેની વચ્ચે અમૃત જેવુ ઉજ્જવળ, મોટુ, લાંબુ ને અદ્ભુત લિંગ એકાએક પ્રકટ થયુ તેમ જ વિવાદ કરતા તે બંને મહાભાગ્યશાળીઓને સંબોધી તરત જ આકાશમા શરીર વિનાની વાણીએ કહ્યુ કે, હે બ્રહ્મા ! હે વિષ્ણુ ! તમે બંને પરસ્પર વિવાદ કરો મા તમારા બન્નેમાથી જે કોઈ આ લિંગની નીચે કે ઉપર છેલી હદ મેળવે તેને તમારા બંનેમા હમેશા જ શ્રેષ્ઠ ગણવો, માટે એક જણ હમણા પાતાળમા જાઓ અને બીજો આકાશમા જાઓ, નકામો વાદ છોડી તમારે મારુ વચન પ્રમાણ કરવુ અને તમારા બંનેના આ વિવાદમા કાયમી કોઈને મધ્યસ્થ કરવો જોઈએ ' આ દિવ્ય વચન સાભળી બંને જણ (તેમ કરવા) તૈયાર થયા અને ઉદ્યમ કરવા તત્પર થઈ આગળ રહેલા તે અદ્ભુત દેખાવના લિંગને માપવા માટે ચાલ્યા. વિષ્ણુ પાતાળમા અને બ્રહ્મા આકાશમા ગયા એમ પોતાની મોટાઈ વધારવા તે મોટા લિંગને માપવા સારુ કેટલાક પ્રદેશ સુધી જઈ વિષ્ણુ બધી રીતે થાક્યા, કારણ કે લિંગનો અંત તે પામ્યા જ નહિ તેથી પાછા ફરી પોતાના મૂળ સ્થળ તે આવ્યા બ્રહ્મા પણ ઉપર ગયા હતા, તે શિવના મસ્તક પરથી પડેલા કેવડાના પાનને મેળવી આનંદથી વ્યાપ્ત થઈ પાછા ફર્યા અને તરત જ આવી તેમણે પેલુ કેવડાનુ પાન વિષ્ણુને બતાવી ગર્વથી મોહિત થઈ જૂઠુ કહ્યુ કે, ' લિંગના મસ્તક પરથી આ કેવડાનુ પાન મેં લીધુ છે અને તમારા ચિત્તને શાંત કરવા નિશાનીરૂપે મેં આણ્યુ છે ' બ્રહ્માનુ તે વાક્ય સાભળી કેવડાનુ પાન જોઈને વિષ્ણુએ તેમને કહ્યુ ' આમા સાક્ષી કોણ છે તે હવે કહો હરકોઈ વિવાદ ઊભો થાય, ત્યારે સત્ય બોલનાર, બુદ્ધિમાન, સદાચારી, પવિત્ર અને સમભાવ વાળો સાક્ષી હોવો જ જોઈએ '

બ્રહ્મા બોલ્યા ' આ વખતે દૂર દેશમાથી સાક્ષી કોણ આવે ? આ કેવડો જ જે કઈ સત્ય હશે તે કહેશે ' એમ કહી બ્રહ્માએ તે બાબતમા પ્રેરણા કરેલો કેવડો તરત જ આવુ સ્પષ્ટ વચન વિષ્ણુને કહેવા લાગ્યો ' શિવના મસ્તક પર રહેલા મને લઈને બ્રહ્મા અહીં આવ્યા છે હે વિષ્ણુ ! આ બાબતમા તમારે કદી સંદેહ ન કરવો, મારુ વાક્ય તમે પ્રમાણ ગણો કે બ્રહ્મા આ લિંગનો પાર પામ્યા છે અને શિવભક્તોએ ચડાવેલા મને લઈને અહીં આવ્યા છે ' કેવડાનુ તે વચન સાભળી વિષ્ણુ જાણે હસતા હોય તેમ બોલ્યા ' આ મહાદેવ જો વચન બોલે, તો તે પોતે જ મારે પ્રમાણ છે ' વિષ્ણુનુ તે વાક્ય સાભળી સનાતન મહાદેવ કોપાયમાન થઈ કેવડાને કહેવા લાગ્યા ' ઓ જૂઠુ બોલનાર ! તુ અસત્ય ન બોલ ઉપર જતા બ્રહ્માએ મારા મસ્તક પરથી પડેલા તને વચ્ચેથી જ મેળવ્યુ છે તુ જૂઠુ બોલે છે, માટે મેં (આજથી) સર્વ કાળ તારો ત્યાગ કર્યો છે, ' તે સાભળી બ્રહ્મા શરમાઈ જઈ વિષ્ણુને નમી પડયા, અને તે દિવસથી શંકરે પુષ્પોમાથી કેવડાનો ત્યાગ કર્યો છે આ રીતે માયાનુ બળ જ્ઞાનીઓને પણ મોહ કરનારુ છે એમ તમે જાણો હે રાજન્ ! એ (માયાથી થતા) ભ્રમ માટે બીજા પ્રાણીઓની તો વાત જ શી ? લક્ષ્મીપતિ વિષ્ણુ પણ દેવોનુ કાર્ય સિદ્ધ કરવા પાપના ભયને છોડી સર્વકાળ દૈત્યોને ઠગે છે વળી એ વિષ્ણુદેવ અનેક પ્રકારની યોનિઓમા અવતાર ધર્યા કરે છે અને આનંદસુખ છોડી તે વિષ્ણુ દૈત્યો સાથે યુદ્ધ કર્યા કરે છે ! આમ, જગતના ગુરુ અને સર્વજ્ઞ એ વિષ્ણુમા પણ દેવોના કાર્ય માટે માયાનુ બળ જોવામા આવે છે, તો બીજાની તો વાત જ શી ? હે રાજા ! એ પરમ પ્રકૃતિ જ્ઞાનીઓના પણ ચિત્તને બળથી આકર્ષી મોહને સોંપી દે છે, જે ભગવતીથી સ્થાવરજંગમ આ સર્વ જગત વ્યાપ્ત છે તે જ સર્વ પ્રાણીઓને સદા મોહ, જ્ઞાન તથા બંધમોક્ષ આપનારા છે

સુરથ રાજાએ પૂછ્યુ હે ભગવન્ ! તે દેવીનુ ઉત્તમ સ્વરૂપ, બળ, ઉત્પત્તિકારણ અને તેમનુ જે સર્વશ્રેષ્ઠ સ્થાન હોય તે તમે મને કહો

ઋષિ બોલ્યા હે રાજા ! તે દેવી અનાદિ હોવાથી તેમની કદી ઉત્પત્તિ જ નથી, હે રાજા ! તે પરમ દેવી નિત્ય જ છે અને કારણોનુ પણ કારણ હોઈ સર્વ પદાર્થોમા સર્વ પ્રકારની શક્તિરૂપ તે વર્તે છે

શક્તિ વિનાનુ પ્રાણી બધી રીતે મુડદા જેવુ થઈ જાય છે સર્વ પ્રાણીઓમા જે ચેતન્યશક્તિ છે, તે જ ભગવતીનુ સ્વરૂપ છે દેવોના કાર્યની સિદ્ધિ માટે એ ભગવતી પ્રકટે છે, અદશ્ય થાય છે હે રાજા! દેવો તથા મનુષ્યો તે દેવીની સ્તુતિ કરે છે, ત્યારે પ્રાણી માત્રના દુ ખનો નાશ કરવા એ અંબિકાદેવી અનેક સ્વરૂપો ધારણ કરતા જાતજાતની શક્તિઓ સહિત પ્રકટ થાય છે એ પરમેશ્વરી (દેવોના) કાર્ય માટે પોતાની ઈચ્છાથી પ્રકટ થાય છે, પણ હે રાજા! સર્વ દેવો જેમ દૈવાધીન છે, તેમ તે દેવી દૈવાધીન નથી પુરુષ—આત્માના સર્વ પ્રયોજનોને કાયમ પ્રવર્તતા એ દેવી કાળને વશ નથી, પુરુષ પોતે કર્તા નથી પણ કેવળ દ્રષ્ટા જ છે આ સર્વ જગત દૃશ્ય છે અને તે દેવી જ દૃશ્યને ઉત્પન્ન કરનારા છે કારણ—કાર્યસ્વરૂપ તે એકલા જ બ્રહ્માંડરૂપ નાટકને રચી પુરુષ—આત્માને રાજી કરે છે એમ પુરુષ રાજી થાય, તે પછી એ ભગવતી જ ઘણા વેગથી સર્વનો સહાર કરે છે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તો માત્ર નિમિત્તભૂત જ છે એ દેવીએ જ ઉત્પન્ન કરેલા તે દેવો લીલા માટે જ પોતપોતાના કાર્યોમા (તે દેવીથી) પ્રેરાયેલા છે અને તેઓમા પોતાનો અશ સ્થાપી (એ પરમેશ્વરીએ જ) તેઓને મહાબળવાન કર્યા છે વળી તે દેવોને સાવિત્રી લક્ષ્મી તથા પાર્વતી નામની શક્તિઓ પણ તે દેવીએ આપી છે, જેથી તે મહાન દેવો સૃષ્ટિ, સ્થિતિ તથા વિનાશ કરનારા તે પરમેશ્વરીને સર્વશક્તિરૂપ તથા સર્વના ઈશ્વરી જાણી આનદથી તેમને પૂજે છે હે રાજા! દેવીનુ આ સર્વોત્તમ માહાત્મ્ય મે મારી બુદ્ધિ પ્રમાણે તમને કહ્યુ છે, ખરી રીતે તેમના માહાત્મ્યનો અત હુ જાણતો નથી ૧—૬૫

**एतत्ते सर्वमाख्यातं देवीमाहात्म्यमुत्तमम् ॥**
**मम बुद्ध्यनुसारेण नान्तं जानामि भूपते ॥ ६५ ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૩૩ મો સમાપ્ત

## અધ્યાય ૩૪ મો*

### ભગવતીની પૂજાવિધિ

राजोवाच

**भगवन् ब्रूहि मे सम्यक् तस्या आराधने विधिम् ।**
**पूजाविधिं च मन्त्रांश्च तथा होमविधिं वद ॥ १ ॥**

સુરથ રાજાએ પૂછ્યુ હે ભગવન્! તે દેવીના આરાધનની વિધિ તમે મને સારી રીતે કહો તેમ જ પૂજાવિધિ તથા હોમવિધિ તથા મત્રો પણ કહો

સુમેધા ઋષિએ કહ્યુ હે રાજન્! લોકોને કામનાઓ, મોક્ષ અને જ્ઞાન આપનાર તથા દુ ખનો નાશ કરનાર તે દેવીની ઉત્તમ પૂજાવિધિ હુ તમને કહુ છુ, સાભળો પ્રથમ સ્નાનવિધિ કરી પવિત્ર થઈ, (ધોયેલા) વસ્ત્રો પહેરી, આચમન કરી સાવધાન થયેલા મનુષ્યે પોતાનુ સ્થાન પવિત્ર કરવુ પછી લીંપેલી જમીન પર ઉત્તમ આસન બરાબર ગોઠવી તે પર આનદ સાથે બેસી વિધિ પ્રમાણે ત્રણ વાર આચમન કરવુ. પછી પોતાની શક્તિ પ્રમાણે પૂજાદ્રવ્ય સ્થાપી, પ્રાણાયામ કરી ભૂતશુદ્ધિ કરીને પ્રાણપ્રતિષ્ઠા કરવી અને મનોથી પૂજાસામગ્રીનુ પ્રોક્ષણ કરી સકલ્પ કરી વિધિ પ્રમાણે ન્યાસ− કરવા ઉત્તમ તાબાના પાત્રમા ધોળા ચદનથી અથવા અષ્ટગધથી છ ખૂણાવાળો યત્ર લખવો અને તેની બહાર આઠ ખૂણાનો યત્ર લખવો (ઉપરાત ભૂ પર પણ લખવુ) પછી નવાક્ષર મત્રના બીજો લખવા × અને પ્રાણપ્રતિષ્ઠાના મત્રથી અથવા વેદમત્રથી યત્રની પ્રતિષ્ઠા કરવી + અથવા (જો

* આ અધ્યાયમા ચુમ્માલીસ શ્લોકાથી જગદબાના પૂજનની વિધિ સુરથ રાજાના પૂછવાથી સુમેધા ઋષિએ કહી છે

− માતૃકાન્યાસ વગેરે ન્યાસ કરી પોતાના દેહમા ધર્મ વગેરેથી પીઠ કલ્પીને તથા આતરપૂજા કરી બાહ્યપૂજાનો આરભ કરવો, એ વાત અહીં કહી નથી, તોપણ સમજવી.

× અર્થાત્ દેવીની આ ભાગના પાત્રમાં મારી આઠ પાત્રમા નવાણ મત્રના આઠ અક્ષરો લખી નવમો અક્ષર વચ્ચે કર્ણિકામા લખવો

+ તેમા વચ્ચે આધારશક્તિથી માડી પીઠમત્ર સુધી પૂજા કરી દેવીનુ આવાહન કરી મૂળ મત્રથી આસન વગેરે ઉપચારો અર્પીને તે દેવીનુ પૂજન કરવુ તે પછી છ ખૂણાઓમાં મત્રના છ અગોની પૂજા કરવી, નવ અક્ષરમા શૈલપુત્રી

યન્ત્ર ન હોય તો) ભગવતીની ધાતુની પ્રતિમા કરવી અને હે રાજા! (યામલ આદિ તન્ત્રોમા) શિવે કહેલા પૂજાના મન્ત્રોથી પ્રયત્નપૂર્વક ભગવતીનુ પૂજન કરવુ અથવા (વૈદિક મન્ત્રોથી) વિધિ પ્રમાણે શાસ્ત્રોક્ત પૂજા કરી સાવધાન થઈ, નવાક્ષર મન્ત્રનો એકધારો તૂટક ન થાય, તેમ ધ્યાનપૂર્વક જપ– કરવો (જપતા) દશાશથી હોમ કરવો, (હોમના) દશાશથી તર્પણ કરવુ અને (તર્પણના) દશાશથી બ્રાહ્મણભોજન કરવુ (એમ જપ સમાપ્ત કરી દેવીની આગળ માર્કંડેય પુરાણમા= કહેલા) ત્રણે ચરિત્રોનો નિત્યપાઠ કરવો અને (તે પાઠ કરી) દેવીનુ વિસર્જન કરવુ, ઉપરાત નવરાત્રનુ વ્રત પણ વિધિપૂર્વક કરવુ હે રાજા! કલ્યાણ ઈચ્છતા મનુષ્યે આશ્વિન તથા ચૈત્ર માસના શુક્લ પક્ષમા નવરાત્રના ઉપવાસ કરવા, અને જે મન્ત્રનો જપ ચાલતો હોય, તે મન્ત્રોથી સાકર, ઘી અને મધ નાખેલા, સારી રીતે તૈયાર કરેલા દૂધપાક વડે મોટો હોમ કરવો અથવા બકરાના માસથી હોમ કરવો,* તેમ જ આઠમ, ચોદશ અને નોમના દિવસે સુદર બિલ્વપત્રોથી, લાલ કરેણના પુષ્પોથી અથવા સાકર સહિત તલથી દેવીનુ ખાસ પૂજન અને બ્રાહ્મણ ભોજન કરવુ શ્રીમહામાયાની કૃપાથી નિર્ધન ધનને પામે, રોગી રોગથી મુક્ત થાય, પુત્રરહિત હોય તે વશ રહેનાર ઉત્તમ પુત્રોને મેળવે, રાજ્યભ્રષ્ટ થયેલો રાજા ચક્રાવર્તી રાજ્ય પામે અને શત્રુઓથી પીડાયેલો મનુષ્ય શત્રુઓનો નાશ કરે છે જે વિદ્યાર્થી જિતેન્દ્રિય થઈ ભગવતીનુ (કાયમ) પૂજન કરે છે, તે ઉત્તમ વિદ્યા મેળવે છે, એમા સશય નથી જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર ભક્તિયુક્ત થઈ જગદબાને પૂજે છે, તે સર્વ સુખને પામે છે જે પુરુષો અથવા સ્ત્રીઓનો સમુદાય ભક્તિતત્પર થઈ નવરાત્રનુ વ્રત કરે છે, તે કાયમ ઈચ્છિત ફળને પામે છે આશ્વિન માસના શુક્લ પક્ષમા ભાવયુક્ત થઈ જે પવિત્ર નવરાત્ર વ્રત કરે છે, તે સર્વ કામનાઓ મેળવે છે (ખેતરની માટીથી) વિધિ પ્રમાણે (ચોરસ) મડળ કરી પૂજાનુ સ્થાન તૈયાર કરવુ અને તેમા વેદમન્ત્રના વિધાનથી કળશ સ્થાપવો એ કળશ ઉપર ઘણુ જ સુદર યન્ત્ર કરી સ્થાપવુ અને (તે કળશની) ચારે બાજુ સુદર જવારા વાવી ઉપર પુષ્પોની માળાઓથી વીટાયેલો ચદરવો બાધી ધૂપ તથા દીવા સહિત એ ચડિકાનુ ઘર કરવુ તેમા શક્તિ અનુસાર ત્રણે કાળ દેવીની પૂજા કરવી (તેમા આ યાદ રાખવુ કે,) ચડિકાના પૂજન વિષે ધનનો ખર્ચ કરવામા લુચ્ચાઈ ન કરવી (લોભ ત્યજી દઈ શક્તિ પ્રમાણે અવશ્ય ખર્ચ કરવો) અનેક જાતના ધૂપો, દીવા, ઉત્તમ નૈવેદ્યો, ફળો, પુષ્પો, ગીતો, વાદિત્રો, સ્તોત્રપાઠો અને વેદપારાયણોથી તે વેળા ઉત્સવ કરવો અને મનને ગમે તેવા ચદનો, અલકારો, વસ્ત્રો, જાતજાતના ખાવાના પદાર્થો, સુગધી તેલો તથા પુષ્પોથી વિધિપૂર્વક કન્યાઓનુ પૂજન કરવુ એમ સારી રીતે પૂજન કરી આઠમનોમના દિવસે મન્ત્રવિધાનથી વિધિપૂર્વક હોમ કરવો. પછી બ્રાહ્મણોને જમાડવા અને દશમના દિવસ પારણુ કરવુ રાજાઓએ ભક્તિપરાયણ થઈ શક્તિ પ્રમાણે દાન કરવુ એમ જે કોઈ પુરુષ અથવા સધવા કે વિધવા પતિવ્રતા સ્ત્રી ભક્તિથી નવરાત્રનુ વ્રત કરે છે, તે આ લોકમા સુખને તથા મનોવાછિત ભોગોને મેળવે છે અને તે વ્રતમા તત્પર રહેનારા હરકોઈ મનુષ્ય મરણ પછી પરમ સ્થાનને (એટલે મણિદ્વીપ નામના દેવીના લોકને) પામે છે વળી તે

વગેરે નવ દુર્ગાઓનુ પૂજન કરવુ અને ભૂપુરોમા ઇન્દ્ર વગેરેનુ તથા વજ્ર વગેરેનુ પૂજન કરવુ આવો યન્ત્રપૂજાનો પ્રકાર અહીં સૂચવ્યો છે

– આ જપ બે પ્રકારનો છે, એક નિત્ય જપ અને બીજો પુરશ્ચરણનો જપ. તેમા નિત્ય જપનો નિત્ય હોમવિધિ સમજી લેવો અને નૈમિત્તિક પુરશ્ચરણના જપમા જે દશાશ હોમ કરવો પડે છે તે હવે પછીના શ્લોકમા કહે છે

= જોકે આ દેવીભાગવતમા એક ચરિત્ર પ્રથમ સ્કધમા તથા બે ચરિત્રો આ પાચમા સ્કધમા છે એમ ત્રણે ચરિત્રો આ પુરાણમા છે અને વામનપુરાણમા પણ ત્રણ ચરિત્રો છે, પરનુ તે ઘણા જ લાબા હોવાથી નિત્યપાઠમા અનુકૂળ ન આવે, એ અભિપ્રાયથી માર્કંડેયપુરાણમા ટૂકા ચરિત્રોનો પાઠ કરવાનુ અહીં ટીકાકારના આશયથી કોષ્ટમા દર્શાવેલુ છે

* આ વાત ક્ષત્રિયને ઉદ્દેશી સમજવી, કારણ કાલિકાપુરાણ વગેરેમા બ્રાહ્મણને માસના હોમનો અધિકાર નથી એમ જણાવ્યુ છે

(વ્રત કરનાર) મનુષ્યને બીજા જન્મમા પણ અખડ દેવીભક્તિ પ્રાપ્ત થાય છે, તેમ જ ઉત્તમ કુળમા જન્મ પામી તે સદાચારી થાય છે વ્રતોમા ઉત્તમ આ નવરાત્રનુ વ્રત અને સર્વ સુખોને કરનારુ શિવાદેવીનુ પરમ આરાધન મે કહ્યુ હે રાજન્ ! આ વિધિથી તમે ચડિકાનુ આરાધન કરો, જેથી શત્રુઓને જીતી અખડ સર્વોત્તમ રાજ્ય પામશો, તેમ જ હે રાજા ! આ જ શરીરે તમે પોતાના ઘરમા પુત્રોને તથા સ્ત્રીઓને મેળવી ઉત્તમ સુખ પામશો, એમા સશય નથી હે ઉત્તમ વૈશ્ય ! તુ પણ કામનાઓ આપનાર અને સૃષ્ટિ તથા સહાર કરનાર વિશ્વેશ્વરી માયા દેવીનુ આજે જ આરાધન કર. જેથી ઘેર જઈ ઇચ્છાનુસાર સાસારિક સુખ પામી સ્વજનોમા તુ માન્ય થઈશ વળી અતે દેવીના ઉત્તમ લોકમા (મણિદ્વીપમા) તારો વાસ થશે, એમા સશય નથી હે રાજા ! જે લોકોએ ભગવતીને આરાધ્યા નથી, તેઓ (મરણ પછી) નરકમા જાયછે અને આ લોકમા અત્યત દુ ખથી પીડાતા, જાતજાતના રોગોથી રિબાતા, શત્રુઓથી પરાજય પામતા, સ્ત્રીરહિત, પુત્ર વિનાના, તૃષ્ણાયુક્ત અને જડબુદ્ધિવાળા થાય છે જે લોકોએ બિલ્વપત્રોથી, કરેણના પુષ્પોથી, કમળોથી અને ચપાના પુષ્પોથી, જગદબાને પૂજ્યા છે, તેઓ અત્યત વિલાસી, પુણ્યોવાળા, શક્તિની ભક્તિમા પરાયણ, ધન, વૈભવ તથા સુખથી યુક્ત, માનવાળા, સકળ ગુણસમુદાયનુ પાત્ર અને વિદ્વાન થાય છે વળી જે લોકોએ વેદોક્ત મત્રોથી ભગવતીને પૂજ્યા છે, તેઓ આ લોકમા શ્રેષ્ઠ રાજાઓમા પણ મુખ્ય થાય છે ૧—૪૪

घनविभवसुखाढ्या मानवा मानवन्तः।
सकलगुणगणानां भाजनं भारतीशाः॥
निगमपठितमन्त्रैः पूजिता येन वाणी।
नृपतितिलकमुख्यास्ते भवन्तीह लोके ॥४५॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૩૪ મો સમાપ્ત

# અધ્યાય ૩૫ મો*

## સુરથ રાજા અને સમાધિ વૈશ્યને દેવીનુ પ્રત્યક્ષ દર્શન

વ્યાસ ઉવાચ

इति तस्य वचः श्रुत्वा दुःखितौ वैश्यपार्थिवौ।
प्रणिपत्य मुनिं प्रीत्या प्रश्रयावनतौ भृशम् ॥ १ ॥

વ્યાસ બોલ્યા તે સુમેધા ઋષિનુ એવુ વચન સાભળી દુ ખી સમાધિ વૈશ્ય અને સુરથ રાજા અત્યત વિનયનમ્ર થઈ પ્રેમથી મુનિને પ્રણામ કરી હર્ષથી પ્રફુલ્લ નેત્રોવાળા થયા, તેમ જ વાક્ય બોલવામા ચતુર, શાત તથા ભક્તિતત્પર ચિત્તવાળા તેઓ બે હાથ જોડી આ વચન બોલ્યા 'હે ભગવન્ ! જેમ ગગાએ ભગીરથને પવિત્ર કર્યા હતા, તેમ આપના ઉત્તમ વચનરૂપી નદીએ દુ ખી તથા શોકયુક્ત અમને આજે શાત તથા પવિત્ર કર્યા છે આ લોકમા સત્પુરુષો પરોપકાર કરવામા તત્પર, સ્વાભાવિક સદ્ ગુણોનુ સ્થાન અને સર્વ પ્રાણીઓને સુખ આપનારા હોય છે હે મહાભાગ્યશાળી ! પૂર્વના પુણ્યના પ્રસગથી અમે મોટા દુ ખોનો નાશ કરનાર આપનો આ પવિત્ર આશ્રય મેળવ્યો છે પૃથ્વી પર ઘણા મનુષ્યો સ્વાર્થ સાધવામા તત્પર તો હોય જ છે, પણ આપ જેવા પરોપકાર કરવામા ચતુર તો કોઈક જ સ્થળે કોઈક જ હોય છે હે મુનિશ્રેષ્ઠ ! હુ દુ ખી છુ અને આ વાણિયા પણ અત્યત દુ ખી છે, સસારથી ખૂબ જ તપેલા અમે બને આનદથી તમારા આશ્રમમા આવ્યા છીએ હે વિદ્વાન ! તમારા દર્શનથી જ અમારુ દેહ સબધી દુ ખ તો ગયુ જ હતુ અને હમણા આપના વાક્યો સાભળવાથી અમારુ માનસિક દુ ખ પણ ગયુ છે હે કરુણાના સમુદ્ર બ્રાહ્મણ ! અમે બને ધન્ય અને કૃતાર્થ થયા છીએ, કારણ કે આપે કૃપા કરી સુદર વચનોરૂપી અમૃતના રસથી અમને પવિત્ર કર્યા છે હે સત્પુરુષ ! તમે અમારા હાથ ઝાલો અને સસારસમુદ્રમા ડૂબતા અમને બનેને થાકેલા જાણી હમણા જ મત્ર આપી પાર પહોંચાડો ઘણુ મોટુ તપ કરી સુખ આપનારા

* આ અધ્યાયમા સુરથ રાજા અને સમાધિ વૈશ્યે દેવીનું પ્રત્યક્ષ દર્શન પ્રાપ્ત કર્યું, એ કથા ચોપન શ્લોકોથી કહેવાઈ.

દેવીનુ આરાધન કરી તેમનુ દર્શન મેળવીને જ અમે બને પોતાને ઘેર જઈશુ તમારા મુખથી દેવીનો નવાક્ષર મત્ર પામી અમે બને નિરાહાર તથા વ્રતધારી રહી તેનુ સ્મરણ કરીશુ '

વ્યાસ બોલ્યા એમ તે બનેએ પ્રેરણા કરેલા મુનિશ્રેષ્ઠ સુમેધાએ તે બનેને ધ્યાન તથા બીજપૂર્વક શુભ મત્ર આપ્યો ત્યારે ગુરુને દેવસ્વરુપ માનતા તે વૈશ્ય રાજા બને મુનિ પાસેથી મત્ર મેળવ્યા પછી પરસ્પર વિચાર કરી નદીના સર્વોત્તમ કિનારા પર ગયા ત્યારે એકાતમા નિર્જન સ્થાને આસન સ્વીકારી સ્થિર બુદ્ધિવાળા તે બને જણ બેઠા અને મનજાપમાં તત્પર થઈ ત્રણ ચરિત્રનો પાઠ કરવા લાગ્યા, તેમ જ અત્યત પાતળા પેટવાળા, શાત અને ધ્યાનપરાયણ થઈ તેઓએ ત્યા એક મહિનો ગાળ્યો એક મહિનાના વ્રતથી જ તેઓ બનેને ભગવતીના ચરણકમળમા સર્વોત્તમ પ્રીતિ થઈ અને બુદ્ધિ પણ અત્યત સ્થિર થઈ (દરરોજ) અમુક સમયે તે મહાત્મા મુનિની પાસે જઈ તેમના ચરણમા પ્રણામ કરી પાછા આવીને તેઓ બને દર્ભના આસન પર બેસી જતા હતા* બીજા કાર્યમા તેઓ કદી તત્પર ન રહેતા, પણ દેવીના ધ્યાનમા જ તત્પર રહી કાયમ મત્ર જપવામા જ તેઓ તત્પર રહેતા હતા. હે રાજા! એમ કરતા એક વર્ષ પૂરુ થયુ ત્યારે ફલાહાર પણ છોડી દઈ તેઓ બને પાદડાનો જ આહાર કરવા લાગ્યા એમ એ વૈશ્ય તથા રાજાએ ત્યા (બીજા) એક વર્ષ સુધી સૂકા પાદડાનો જ આહાર કરી, જિતેન્દ્રિય રહી, જપ તથા ધ્યાનમા તત્પર થઈને તપ કર્યુ એમ કરતા બે વર્ષ વીત્યા, ત્યારે કોઈક સમયે સ્વપ્નમા ભગવતીનુ મનોહર દર્શન તેમણે પ્રાપ્ત કર્યુ લાલ વસ્ત્રો ધારણ કરતા અને સુદર શણગારોથી શણગારેલા દેવી જગદબાને રાજાએ કોઈ કોઈ વેળા સ્વપ્નમા પણ જોવા માડ્યા એ રીતે સ્વપ્નના દેવીને જોઈ તેઓ બને પ્રસન્ન થતા અને ત્રીજા વર્ષમા જળનો જ આહાર કરીને રહ્યા એમ ત્રણ વર્ષ સુધી કરી તે વૈશ્ય તથા રાજા પ્રત્યક્ષ દર્શન માટે મનમા ઈચ્છાવાળા થઈ આમ વિચારવા લાગ્યા 'લોકોને શાતિ આપનારુ દેવીનુ પ્રત્યક્ષ દર્શન આપણે પ્રાપ્ત કરી શક્યા નહિ, માટે અત્યત દુ ખી અને આતુર થયેલા આપણે બને જણ દેહનો ત્યાગ કરીએ ' આમ મનથી વિચારી રાજાએ એક હાથના માપનો, અત્યત સ્થિર, અને સુદર ત્રણ ખૂણાવાળો કુડ બનાવ્યો તેમા અગ્નિ સ્થાપી અત્યત ભક્તિમાન તે રાજાએ તથા વૈશ્યે પોતાનુ માસ કાપીકાપી વારવાર હોમવા માડ્યુ તે જ પ્રમાણે વૈશ્ય પણ પોતાનુ માસ અગ્નિમા હોમવા લાગ્યો, પછી તે બનેએ ઉદ્યમ કરી પોતાના લોહીથી* દેવીને બલિદાન આપ્યુ ત્યારે ભગવતીએ તે બનેને પ્રત્યક્ષ દર્શન આપી, પ્રીતિના ભારથી ભમી જતા તેઓને અત્યત દુ ખી જોઈ કહ્યુ

શ્રીદેવી બોલ્યા 'હે રાજન્ ! તારા મનમા જે ઈચ્છ્યુ હોય તે વરદાન તુ માગ તારા તપથી આજે હું પ્રસન્ન થઈ છુ અને તુ મારો પ્રિય ભક્ત મનાયો છે વળી તે સમયે દેવીએ વૈશ્યને કહ્યુ 'હે મહાબુદ્ધિમાન! હું પ્રસન્ન થઈ છુ, તને શુ ઈષ્ટ છે? તારા મનમા જે હોય તે તુ જલદી માગ, હુ આજે તે આપીશ '

વ્યાસ બોલ્યા તે વચન સાભળી રાજાએ આનદયુક્ત થઈ તે દેવીને કહ્યુ 'શત્રુઓનુ બળ જેમા (પોતાના) બળથી નાશ પામ્યુ છે, એવુ મારુ પોતાનુ રાજ્ય તમે મને આપો તે સમય દેવીએ તેને કહ્યુ 'હે રાજા! તુ તારે ઘરે જા, તારા શત્રુઓ ક્ષીણસત્ત્વ થઈ પરાજય પામીને ચાલ્યા જશે, અને તારા મત્રીઓ સામા આવી તારા પગમા પડશે હે મહાભાગ! તુ તારા નગરમા સુખેથી પોતાનુ રાજ્ય કર. હે રાજા! દસ હજાર વર્ષો સુધી અતિ વિશાળ રાજ્ય કરી તુ દેહના અને (મરણ પછી) સૂર્યથી જન્મ પામી (સાવર્ણિ નામના) મનુ થઈશ '

* અર્થાત્ આખા દિવસમા એક વાર પાસે ગુરુનુ દર્શન કરવુ, આવો નિયમ લેવાથી માત્ર તેટલો જ સમય તેઓનો મનજાપ બધ રહેતો હતો, બાકી બધો સમય તેઓ મત્ર જપ જ કર્યા કરતા હતા.

* આ રીતે પોતાના માસના હોમ કરવો તથા પોતાના લોહીનુ બલિદાન આપવુ તે પાપ શાસ્ત્ર વિધાન બીજા વર્ણોએ જ કરવાનુ છે, એમ કાલિકાપુરાણ વગેરેમા સ્પષ્ટ છે

તે પછી પવિત્ર વૈશ્યે પણ બે હાથ જોડી તે દેવીને આ વચન કહ્યુ 'મારે ઘર, પુત્ર કે ધનથી કામ નથી, હે માતા! એ સર્વ વસ્તુ બંધનકારક અને સ્વપ્ન જેવી નાશવંત છે, માટે મને સ્પષ્ટ, નિર્મળ, મોક્ષ આપનાર તથા બંધનનો નાશ કરનાર જ્ઞાન તમે આપો મૂઢ પામર લોકો જ આ અસાર સસારમા ડૂબે છે, પંડિતો તરી જાય છે, માટે તેઓ સસારને ઈચ્છતા નથી '

વ્યાસ બોલ્યા તે વચન સાભળી મહામાયાએ સન્મુખ ઊભેલા વૈશ્યને કહ્યુ 'હે ઉત્તમ વૈશ્ય! તને જ્ઞાન થશે, એમા સશય નથી! એમ તે બન્નેને વર દાન આપી ભગવતી ત્યા જ અદૃશ્ય થયા અને તે દેવી અદૃશ્ય થયા ત્યારે સુરથ રાજા, મુનિશ્રેષ્ઠ સુમેધાને પ્રણામ કરી ઘોડા પર બેસી જેવુ તેણે મન કર્યું કે, તે જ સમયે તેના પ્રધાનો તથા પ્રજાઓ ત્યા આવી વિનયનમ્ર થઈ તે રાજાને નમી પડયા અને બે હાથ જોડી ઊભા રહી તેને કહેવા લાગ્યા 'હે રાજા! તમારા સર્વ શત્રુઓ પાપને લીધે યુદ્ધમા માર્યા ગયા છે, માટે હે રાજા! હવે નગરમા રહી તમે નિષ્કંટક રાજ્ય કરો તે વચન સાભળી રાજા તે મુનિશ્રેષ્ઠને નમસ્કાર કરી, રજા લઈ, મત્રીઓથી વીંટાઈને ત્યાથી ગયો અને પોતાના રાજ્યને, સ્ત્રીઓને, સ્વજનોને તથા બાંધવોને પામી, સમુદ્રરૂપી મેખલાવાળી આખી પૃથ્વીને ભોગવવા લાગ્યો પેલો વૈશ્ય પણ જ્ઞાન પામી ચોતરફનો સગ છોડી તીર્થોમા ફરતો અને ભગવતીના ગુણોને ગાતો ત્યા જ સમય ગાળવા લાગ્યો દેવીનુ આ પરમ અદ્ભુત ચરિત્ર મે તમને કહ્યુ અને સુરથ રાજાને તથા સમાધિ વૈશ્યને દેવીપૂજનના ફળની જે રીતે પ્રાપ્તિ થઈ, દેવીએ દૈત્યોનો નાશ કર્યો અને દેવીનુ શુભ પ્રાકટ્ય જે થયુ, તે પણ મે તમને કહ્યુ એવા પ્રભાવશાળી તે દેવી ભક્તોને અભય આપનારા છે જે મનુષ્ય આ ઉત્તમ આખ્યાન કાયમ સાભળે છે, તે ખરેખર અદ્ભુત સસારસુખ પામે છે આ પવિત્ર અદ્ભુત આખ્યાન સાભળવાથી તે અવશ્ય જ્ઞાન, મોક્ષ, કીર્તિ તથા સુખ આપનાર થાય છે. વળી આ આખ્યાન સર્વ ધર્મોથી ભરપૂર હોઈ મનુષ્યોને સમગ્ર પદાર્થો આપનાર તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષનુ પરમ કારણ પણ મનાયુ છે

સૂત બોલ્યા જનમેજય રાજાએ પૂછેલા અને સર્વ અર્થના રહસ્યને જાણનારા સત્યવતીના પુત્ર વ્યાસે આ દિવ્ય સહિતા (ના એક ભાગરૂપ પાચમો સ્કધ) કહેલ છે દયાળુ ભગવાન વ્યાસ મુનિએ શુભ દૈત્યના નાશને લગતુ ચડિકાનુ આ ચરિત્ર કહ્યુ છે આમ હે મુનીશ્વરો! પુરાણોનો સાર મે તમને કહ્યો છે ૧—૫૪

चरितं चण्डिकायास्तु शुंभदैत्यवधाश्रितम् ।
कथयामास भगवान् कृष्ण कारुणिको मुनि ।
इति व कथितः सारः पुराणाना मुनीश्वरा. ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા પચમ સ્કધ વિષે અધ્યાય ૩૫ મો સમાપ્ત

## पांचमो स्कंध समाप्त







# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## स्कंध छठ्ठो

## અધ્યાય ૧ લો*

### વિશ્વરૂપની ઉગ્ર તપશ્ચર્યા

ऋषय ऊचु.

सूत सूत महाभाग मिष्ट ते वचनामृतम्।
न तृप्ताः स्मो वय पीत्वा द्वैपायनकृत शुभम् ॥ १ ॥

શૌનકાદિ ઋષિઓએ પૂછ્યુ હે સૂત ! હે મહાભાગ્યશાળી સૂત ! વ્યાને રચેલુ અને શુભ તમારુ મીઠુ વચનામૃત પીને (અર્થાત્ સાભળીને) અમે તૃપ્ત થયા નથી, તેથી ફરી પણ એ પુરાણની કથા તમને પૂછવા અમે ઇચ્છીએ છીએ તે શુભ કથા વેદમા પણ કહેલી, રમણીય, પ્રસિદ્ધ અને પાપનો નાશ કરનારી છે ત્વષ્ટાનો પરાક્રમી પુત્ર 'વૃત્રાસુર' નામે પ્રખ્યાત હતો, તેને મહાત્મા ઈંદ્રે યુદ્ધમા કેવી રીતે માર્યો હતો ? ત્વષ્ટા તો દેવોના પક્ષનો જ હતો, છતા મહાબળવાન અને બ્રાહ્મણ તેના પુત્રને ઇંદ્રે કેમ માર્યો હતો ? પુરાણ તથા વેદને જાણનારાઓ એ દેવોને સત્ત્વગુણથી, મનુષ્યોને રજોગુણથી અને પશુ—પક્ષીઓને તમોગુણથી જન્મેલા કહેલા છે આમા ખરેખર મોટો વિરોધ દેખાય છે, કારણ કે સો યજ્ઞો કરનાર તથા સત્ત્વગુણથી જન્મેલ, છતા ઈન્દ્રે બળવાન વૃત્રાસુરને કપટથી માર્યો હતો, (અને સાત્ત્વિકોમા તો કપટ હોવુ જ ન જોઈએ; કેમ કે કપટ તો રજોગુણથી થાય છે) વળી સત્ત્વગુણને ધારણ કરનાર શ્રેષ્ઠ વિષ્ણુ તેમા પ્રેરણા કરનાર હતા અને પોતે ભગવાન તથા પ્રભુ હોવા છતા મોટા કપટથી તે વજ્રમા પેસી ગયા હતા ! (તો આવા મહાસાત્ત્વિક વિષ્ણુએ પણ કપટ કેમ કર્યુ હતુ ?) મહાબળવાન એ વૃત્રાસુર સાથે સધિ કરીને

* આ પહેલા અધ્યાયમા દેવીએ વૃત્રાસુર દૈત્યનો નાશ કેવી રીતે કર્યો, એ પ્રથમ પ્રશ્ન કરી તેની કથા આઠ અધ્યાયોમાં વિસ્તારથી વર્ણવાશે.

વિષ્ણુ તથા ઇંદ્રે મંત્રણા કરી હતી છતાં (પાછળથી વિશ્વાસઘાત કરી) સત્ય તજીને તે બંનેએ પાણીના ફીણથી તેને માર્યો હતો? (આવો વિશ્વાસઘાત અયોગ્ય છે છતાં તે બંને માત્વિકોએ પણ તે કેમ કર્યો હતો?) હે સૂત! ઇંદ્રે તથા વિષ્ણુએ (બ્રાહ્મણ વૃત્રાસુરનો નાશ કરવારૂપ) એ સાહસકર્મ કેમ કર્યું હતું? ખરેખર, આવા મોટા પુરુષો પણ મોહથી ઠગાઈને પાપી બુદ્ધિવાળા થાય છે! ઉત્તમ દેવો પણ અત્યંત અન્યાયથી વર્તનારા થાય! (એ શું?) યોગ્ય મર્યાદાઓને લીધે દેવો તો સત્પુરુષપણું પામ્યા છે, છતાં આવા (અન્યાયી) ધર્મમાં તેઓ જો જોડાય તો તેઓનું સત્પુરુષપણું કેવું ગણાય? વિશ્વાસ પામેલા વૃત્રાસુરને કપટથી મારી ઇંદ્રે બ્રહ્મહત્યાથી થયેલું પાપનું ફળ મેળવ્યું હતું કે નહિ? વળી પહેલાં તમે કહ્યું છે કે શ્રી દેવીએ વૃત્રાસુરનો નાશ કર્યો હતો, તો એ વાત પણ અમારા ચિત્તને આ વિષયમાં મોહ પમાડે છે!

સૂત બોલ્યા: હે મુનિઓ! વૃત્રાસુરના નાશને લગતું વૃત્તાંત તમે સાંભળો અને ઇંદ્રે બ્રહ્મહત્યાથી થયેલું દુઃખ જે રીતે મેળવ્યું હતું તે પણ સાંભળો. પરીક્ષિતના પુત્ર જનમેજયે પૂર્વે સત્યવતીના પુત્ર વ્યાસને આમ જ પૂછ્યું હતું, ત્યારે તેમણે જે કહ્યું હતું, તે જ હું તમને કહું છું.

જનમેજયે પૂછ્યું: હે મુનિ! ઇંદ્ર પોતે સત્ત્વગુણથી ઉત્પન્ન થયા છે છતાં તેણે વિષ્ણુની સહાય મેળવી પૂર્વે વૃત્રાસુરને કપટથી કેમ માર્યો હતો? વળી એ દૈત્યને દેવીએ પણ કેમ માર્યો હતો? હે મુનિશ્રેષ્ઠ! એકલા (તે વૃત્રાસુર)નો નાશ બે જણાએ (મળી) કેમ કર્યો હશે? તે હું સાંભળવા ઇચ્છું છું અને ખૂબ જ આશ્ચર્ય થાય છે! (કે વેદમાં એમ કહેવાય છે કે વૃત્રાસુરને ઇંદ્રે માર્યો, ત્યારે હમણાં તમે એમ કહ્યું કે દેવીએ વૃત્રાસુરને માર્યો!) મહાપુરુષોના ચરિતને સાંભળતાં કયો મનુષ્ય કંટાળે? માટે વૃત્રાસુરના નાશનું તથા દેવીનું માહાત્મ્ય તમે મને કહો.

વ્યાસ બોલ્યા: હે રાજા! તમે ધન્ય છો કારણ કે પુણ્યબળવાળી તમારી બુદ્ધિ આવી સાત્ત્વિકી થઈ છે. ઉત્તમ દેવતાઓ અમૃતને પીને (તેનો સ્વાદ જાણે છે છતાં) ફરી તેને પીવા માટે બિલકુલ તૃષ્ણા વિનાના થઈ જાય છે, (અને તમે તો આટલું આટલું સાંભળ્યા છતાં તૃષ્ણારહિત જ થતા નથી, માટે જ તમે ધન્ય છો) હે રાજન્! પૂજ્ય કીર્તિવાળા ભગવતીની કથાઓમાં તમારો ભક્તિભાવ પ્રતિદિન અધિક થયા કરે છે! (એ જ ઉત્તમ શ્રોતાનું લક્ષણ છે) શ્રોતા જ્યારે એકચિત્ત થઈ સાંભળે છે, ત્યારે વક્તા પ્રસન્નચિત્ત થઈ કથા કહે છે. પૂર્વે ઇંદ્ર તથા વૃત્રાસુરનું જે યુદ્ધ થયું હતું, તે વેદમાં તથા પુરાણમાં પ્રસિદ્ધ છે અને ઇંદ્રે પાપરહિત શત્રુ વૃત્રાસુરનો નાશ કરી દુઃખ જ મેળવ્યું હતું (સુખ તો મેળવ્યું જ ન હતું) હે રાજા! વિષ્ણુએ તથા ઇંદ્રે ત્રણ મસ્તકોવાળા (વિશ્વરૂપ) બ્રાહ્મણને તથા વૃત્રાસુરને કપટથી માર્યા એમાં આશ્ચર્ય શું છે? મુનિઓ પણ માયાના બળથી મોહ પામ્યા છે અને તેઓ પાપથી ભયભીત રહે છે, છતાં (માયાથી મોહિત થઈ) નિરંતર નિંદ્ય કર્મ કરે છે, (તો પછી સંયમ સ્વર્ગસુખને ભોગવતા મનસ્વી દેવો માયાથી મોહિત થઈ નિંદ્ય કર્મ કરે તેમાં આશ્ચર્ય શું છે?) કેવળ સત્ત્વગુણની જ મૂર્તિ છતાં વિષ્ણુએ અત્યંત મોહ પામી સર્વકાળ કપટથી દૈત્યોને માર્યા છે, એટલે કે સમગ્ર લોકોને મોહ પમાડતા તે ભગવતી ભવાની મહામાયાને મનથી પણ જીતવા (જો વિષ્ણુ સમર્થ નથી તો) બીજો કયો પુરુષ સમર્થ હોઈ શકે? નરના મિત્ર ભગવાન નારાયણ સાક્ષાત અનંત છે છતાં જે મહામાયાથી પ્રેરાઈ હજારો યુગોમાં મત્સ્ય વગેરે યોનિઓમાં તરત જ અવતર્યા કરે છે અને કોઈક સમયે શાસ્ત્રીય કે અશાસ્ત્રીય કાર્ય પણ કરે છે! (ત્યારે બીજાની શી વાત?) હરકોઈ પ્રાણી દેહ, ધન, ઘર સ્વજનો પુત્રો તથા સ્ત્રી, આ બધું મારું છે, આવો મોહ પામી પુણ્ય અને પાપનો ઢગલો કરે છે, કારણ કે અતિબળવાન માયાના ગુણોથી તે બેભાન થાય છે. હે રાજા! પૃથ્વી પરના કાર્ય—મરણ એ જાણતો હોય છતાં કોઈ પણ પુરુષ મોહનો નાશ કરવા કદી સમર્થ થઈ શકતા નથી. કારણ કે (માયાના) ત્રણે ગુણોએ પ્રથમથી જ તેને મોહિત કર્યો છે અને તેના ચિત્તને અત્યંત વશ કર્યું હોય છે. (આ

જ કારણથી) તે વિષ્ણુ તથા ઇદ્રે પણ માયાથી અત્યત મોહિત થઈ પોતાનો સ્વાર્થ સાધવા તત્પર બની કપટથી વૃત્રાસુરને માર્યો હતો ! હે રાજા ! વૃત્રાસુર તથા ઇદ્રને પરસ્પર પૂર્વના વેરનુ જે કારણ હતુ, તે વૃત્તાત હવે હુ કહુ છુ ત્વષ્ટા નામનો પ્રજાપતિ દેવોમા શ્રેષ્ઠ, મહાતપસ્વી, દેવોનુ કાર્ય કરનાર, નિપુણ અને બ્રાહ્મણોને પ્રિય હતો તેણે ઇદ્ર પરના દ્વેષને લીધે ત્રણ મસ્તકવાળો 'વિશ્વરૂપ' મુનિ નામથી પ્રખ્યાત અને રૂપ વડે મોહ પમાડતો એક પુત્ર ઉત્પન્ન કર્યો હતો એ વિશ્વરૂપ મુનિ ત્રણ ઉત્તમ મનોહર મુખોથી અત્યત શોભતો હતો અને તે મુખોથી જુદા જુદા કાર્યો કરતો હતો એક મુખથી તે વેદોને ભણતો, બીજા મુખથી મદિરા પીતો અને ત્રીજા મુખથી સર્વ દિશાઓને એકી વખતે જોતો હતો એમ ત્રણ મસ્તકોવાળો એ વિશ્વરૂપ ભોગોને છોડી અતિ કઠિન તપ કર્યા કરતો અને તપસ્વી તથા જિતેન્દ્રિય રહી તેણે કેવળ ધર્મનો જ આશ્રય કર્યો હતો (ગરમીના) સમયે પાચ અગ્નિઓ સેવવા, વૃક્ષની ટોચે (બન્ને પગ ભરાવી ઊધે માથે) રહેવુ હેમત મા તથા શિશિરઋતુમા જળની અદર રહેવુ, એમ મદબુદ્ધિ મનુષ્યોથી કરવુ મુશ્કેલ તપ એ બુદ્ધિમાન વિશ્વરૂપ કર્યા કરતો અને નિરાહાર તથા જિતેન્દ્રિય થઈ દરેક જરૂરી વસ્તુ પણ તેણે ત્યજી દીધી હતી એમ તેને તપ કરતો જોઈ ઇદ્ર ખેદ પામ્યો અને 'આ ઇદ્ર તો નહિ થાય' એવી ચિંતામા પડયો અમાપ તેજવાળા તે વિશ્વરૂપનુ તપોબળ તથા સૈન્ય જોઈ ઇન્દ્ર કાયમ મોટી ચિંતા કર્યા કરતો કે 'અત્યત વધી ગયેલો ત્રણ મસ્તકવાળો આ વિશ્વરૂપ મારો નાશ કરશે ! વધતા બળવાળા શત્રુની વિદ્વાનોએ લગારે બેદરકારી ન કરવી જોઈએ માટે હવે (આના) તપનો નાશ કરવા ઉપાય કરવો જોઈએ કામદેવ તપના શત્રુ છે અને કામદેવથી જ તપ નાશ પામે છે, માટે આજે જ એવુ કરવુ જોઈએ કે જેથી આ (વિશ્વરૂપ) ભોગોમા આસક્ત થઈ જાય ' આમ મનથી વિચારી બલદૈત્યનો નાશ કરનાર બળવાન ઇદ્રે ત્વષ્ટાના એ પુત્રને લોભાવવા ઉર્વશી, મેનકા, રભા, ઘૃતાચી ને તિલોત્તમા નામની અપ્સરાઓને આજ્ઞા કરી તે વેળા રૂપથી ગર્વિત તે અપ્સરાઓને બોલાવી તેણે કહ્યુ 'આજે કરવાના (એક) કાર્યમા તમે બધી મારુ પ્રિય કરો હમણા મહામુશ્કેલીથી જિતાય એવો મારો મહાન શત્રુ સાવધાન થઈ તપ કરે છે, માટે તેને તમે તરત જ લલચાવો આ કાર્ય તમે કરો, જાઓ, જાતજાતના શૃગાર ઉપજાવતા વેશોથી અને શરીરથી થતા હાવભાવોથી તમે તેને લોભાવો ને મારો સતાપ શાત કરો તમારુ કલ્યાણ થાઓ હે મહાભાગ્યશાળી અપ્સરાઓ ! તેનુ તપોબળ જાણી હુ ચિંતાતુર થયો છુ કે, તે બળવાન થઈ હવે તરત જ મારુ આસન લઈ લેશે ! હે અબળાઓ ! આ ભય મારા પર આવ્યો છે, તેનો તમે જલદી નાશ કરો આ આવી પડેલા કાર્યમા હવે તમે એકઠી મળી ઉપકાર કરો '

ઇદ્રનુ તે વચન સાભળી ત્યા આગળ નમતી તે સ્ત્રીઓ બોલી 'હે દેવેશ્વર ! તમે ભય કરો મા, તેને લલચાવવા અમે યત્ન કરીશુ હે મહાકાતિમાન ! જે રીતે તમને ભય ન થાય, તે રીતે નૃત્ય, ગીત તથા વિહારથી તે મુનિને લલચાવવાનુ કાર્ય અમે કરીશુ હે રાજા ! કટાક્ષોથી અને અગોના મરોડથી તે મુનિને મોહ પમાડી લપટ બનાવી અમારે વશ અને બધાયેલો અમે કરીશુ '

વ્યાસ બોલ્યા ઇદ્રને એમ કહી તે સ્ત્રીઓ કામશાસ્ત્રને લગતા વિવિધ ભાવો કરતી વિશ્વરૂપ પાસે ગઈ અને તે ઉત્તમ સ્ત્રીઓ તેને લલચાવવા તે મુનિની આગળ અનેક પ્રકારના તાલથી ગીત ગાતી તથા નૃત્ય કરતી વિવિધ ભાવો કરવા લાગી પણ તપના ભડાર તે મુનિએ મૂગા, આધળા તથા બહેરાની પેઠે રહી ઇદ્રિયોને વશ કરી એ સ્ત્રીઓની તે ચેષ્ટાને જોઈ જ નહિ એ સ્ત્રીઓ તો ગીત, નૃત્ય વગેરે અતિ મોહક પ્રપચો કરતી કેટલાક દિવસો સુધી તેના ઉત્તમ આશ્રમમા રહી, પણ ત્રણ મસ્તકોવાળા મુનિ વિશ્વરૂપ ધ્યાનથી જ્યારે ન જ ડગ્યા, ત્યારે તે દેવીઓ પાછી જઈ ફરી ઇદ્ર પાસે આવી અને થાકેલી, દુખી થયેલી, ભયથી ત્રાસેલી તથા અત્યત નિસ્તેજ મુખ વાળી થયેલી બધી બે હાથ જોડી ઇદ્રને કહેવા લાગી 'હે દેવોના દેવ ! મહારાજ ! અમે ઘણો જ પ્રયત્ન

કર્યો, પણ હે પ્રભો ! તે દુર્જય મુનિને ધૈર્યથી ડગાવવા અમે સમર્થ થઈ શકી નથી હે ઇદ્ર ! હરકોઈ બીજો ઉપાય હવે તમારે કરવો જોઈએ, કેમ કે અત્યંત જિતેન્દ્રિય તે તપસ્વી વિષે અમારુ બળ ચાલે તેમ નથી બહુ ઠીક થયુ કે, તપથી પ્રકાશતા અગ્નિ તુલ્ય તે મહાત્મા મુનિએ અમને શાપ આપ્યો નથી ' પછી પાપી બુદ્ધિવાળા ઇદ્રે મૂઢ બની અપ્સરાઓને વિદાય કરી અને તેના નાશનો અયોગ્ય ઉપાય વિચારવા માડયો હે રાજા ! લોકલજ્જા તથા પાપનો ભય છેક જ છોડી દઈ ઇદ્રે તેનો નાશ કરવા પાપબુદ્ધિ કરી ૧—૬૦

**विसृज्य लोकलज्जां स तथा पापभयं भृशम् ।**
**चकार पापबुद्धिं तु तद्वधाय महीपते ॥ ६० ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

# અધ્યાય ૨ જો*

## વિશ્વરૂપવધ ને વૃત્રાસુરની ઉત્પત્તિ

व्यास उवाच

**अथ स लोभमुपेत्य सुराधिप ।**
**समधिगम्य गजासनसंस्थित ॥**
**त्रिशिरसं प्रति दुष्टमतिस्तदा ।**
**मुनिमपश्यदमेयपराक्रमम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા પછી દુષ્ટ બુદ્ધિવાળો ઇદ્ર (રાજ્યના) લોભને વશ થઈ હાથી પર બેસી વિશ્વરૂપ પાસે ગયો અને અમાપ પરાક્રમવાળા તે મુનિને તે નમરે તેણે જોયો દઢ આસને બેઠેલા, વાણીને જીતી ઉત્તમ સમાધિને વશ થયેલા અને તેજથી સૂર્ય તથા અગ્નિ સરખા તે વિશ્વરૂપને જોઈ ઇદ્ર ખૂબ જ ખેદ પામ્યો કે, 'અહો ! નિષ્પાપ બુદ્ધિવાળા આ મુનિને મારવા મે કેમ ધાર્યું છે ? અથવા ખૂબ વધી ગયેલા તપોબળવાળો થઈ મારા ઇદ્રાસનને ઇચ્છતા આ શત્રુની બેદરકારી કરવી કેમ ઘટે ?' આમ વિચારી દેવસઘના પતિ ઇદ્રે પોતે તપમા બેઠેલા અને ચદ્રસૂર્ય જેવા તેજસ્વી તે મુનિ પર ઝડપથી જતુ પોતાનુ ઉત્તમ આયુધ—વજ્ર છોડયુ તેના પ્રહારથી મરાયેલા તે તપસ્વી વજ્રથી તૂટીને પૃથ્વી પર પડેલા અદ્દભુત દેખાવના પર્વતના શિખરની જેમ પૃથ્વી પર પડયા ને મરણ પામ્યા તેમને મારી ઇદ્ર આનદ પામ્યો, ત્યારે પાસે ઊભેલા મુનિઓ દુ ખના પોકારો કરતા બૂમો પાડવા લાગ્યા 'અરર ! આને મારી નાખ્યો ! પાપી ઇદ્રે આ શુ કર્યું ?' (વળી તેઓ શાપ દેવા લાગ્યા કે,) 'પાપી બુદ્ધિવાળા દુષ્ટાત્મા ઇદ્રે અપરાધ વિના તપના ભડારરૂપ મુનિને માર્યા છે, માટે એ પાપી આ બ્રહ્મહત્યાથી થયેલા કર્મનુ ફળ તરત જ પામો ' દેવોનો રાજા ઇદ્ર તો તેમને મારી તરત જ પોતાના ઘર તરફ ચાલ્યો, પણ તપનો ભડાર તે મહાત્મા મુનિ મરી ગયેલો છતા જાણે જીવતો હોય તેવો જણાવા લાગ્યો પૃથ્વી પર પડેલા તેને જાણે જીવતો હોય તેવો જોઈ ઇદ્ર અત્યત ખેદ પામેલા અગવાળો થઈ ચિંતા કરવા લાગ્યો કે, 'આ ફરી જીવતો થશે કે શુ ? એમ મનથી ઘણો જ વિચાર કરી ઇદ્ર સામે ઊભેલા વિશ્વકર્માને જોઈ પોતાના કાર્યને લગતુ વચન તેને કહ્યુ કે, 'હે વિશ્વકર્મા ! તુ મારુ વચન કર; આના મસ્તકોને કાપી નાખ. મહાતેજસ્વી આ જાણે પોતે જીવતો હોય તેવો દેખાય છે, માટે તે જીવવો ન જોઈએ, તેનુ એ વચન સાભળી તેની નિંદા કરતો વિશ્વકર્મા બોલ્યો 'આ ઘણી જ મોટી બાધવાળો જણાય છે, તેથી મારી કુહાડી કામ કરશે નહિ, માટે આ નિંદ્ય કાર્ય હું નહિ કરુ, સજ્જનોએ નિંદેલુ આ નિંદ્ય કાર્ય તમે કર્યું છે ! મરેલાને મારવાના પાપથી હું ડરુ છુ આ મુનિ મરી જ ગયો છે, તો હવે તેનુ મસ્તક કાપવાથી શુ ? હે ઇદ્ર ! આમ તમને કયો ભય થયો છે, તે કહો '

ઇદ્રે કહ્યુ આનુ શરીર જાણે જીવતુ હોય તેમ તેજસ્વી આકૃતિવાળુ દેખાય છે, તેથી હું ડરુ છુ કે, મારો શત્રુ આ મુનિ જીવતો તો નહિ રહે ? તે સાભળી વિશ્વકર્માએ કહ્યુ 'હે વિદ્વાન ! આ ક્રૂર કર્મથી અહીં તમે કેમ શરમાતા નથી ? આ ઋષિપુત્રને મારી તમને બ્રહ્મહત્યાનો ભય શુ નથી ?'

ઇદ્રે કહ્યુ 'આ પાપનો નાશ કરવા પાછળથી હું પ્રાયશ્ચિત્ત કરી લઈશ. હે મહાબુદ્ધિમાન ! શત્રુને

---

* આ અધ્યાયમાં ત્રેપન શ્લોકોથી વિશ્વરૂપના વધનું વર્ણન કરી, વૃત્રાસુરની ઉત્પત્તિ વિસ્તારથી વર્ણવાઈ.

તો કપટથી પણ પૂરેપૂરો મારી જ નાખવો ઘટે છે ' ત્યારે વિશ્વકર્માએ કહ્યુ 'હે ઇદ્ર ! તમે તો લોભના માર્યા અહીં પાપ કરો છો, પણ હું લોભ વિના જ પાપ કેમ કરુ ? હે પ્રભો ! તે તમે કહો ' મને ઇદ્રે કહ્યુ 'યજ્ઞોમા હું તારો કાયમી ભાગ કરી આપીશ, યજ્ઞમા મનુષ્યો પશુનુ મસ્તક તને ભાગરૂપે આપશે, તો આ (યજ્ઞભાગરૂપ) મૂલ્યથી તુ આના મસ્તકો કાપી નાખ અને મને રાજી કર '

વ્યાસ બોલ્યા ઇદ્રનુ તે વચન સાભળી વિશ્વ કર્માએ આનદયુક્ત થઈ ઘણા જ મજબૂત કુહાડાથી એના મસ્તકો કાપી નાખ્યા એ કપાયેલા ત્રણે મસ્તકો પૃથ્વી પર જ્યારે પડયા, ત્યારે તેમાથી હજારો પક્ષીઓ એકદમ બહાર નીકળ્યા ચકલા, તેતર અને ચાતક પક્ષીઓ, તે સમયે તેના જુદા જુદા મુખમાથી એકદમ બહાર નીકળ્યા જે મુખથી તે વેદ ભણતો અને સોમ પીતો તે મુખમાથી તરત જ ચાતક પક્ષીઓ ઊડી નીકળ્યા, જે મુખમાથી સર્વ દિશાઓન અત્યત પી જતો હોય તેમ એ જોતો, તે તીક્ષ્ણ તેજવાળા મુખમાથી તેતર પક્ષીઓ બહાર નીકળ્યા, તેનુ જે મુખ મદિરા પીતુ તેમાથી ચકલા બહાર નીકળ્યા એ રીતે હે રાજા ! ત્રણે મસ્તકોવાળા વિશ્વ રૂપમાથી તે પક્ષીઓ બહાર નીકળ્યા હતા એમ તે મુખોમાથી પક્ષીઓને બહાર નીકળેલા જોઈ ઇદ્ર મનમા આનદ પામ્યો અને હે રાજા ! પછી તે સ્વર્ગમા ગયો ઇદ્ર ગયો એટલે વિશ્વકર્મા પણ તરત પોતાને ઘેર ગયો અને હે રાજા ! ઉત્તમ યજ્ઞભાગ મેળવી તે આનદ પામ્યો પછી મહાબળવાન શત્રુને મારી પોતાને ઘેર જઈ ઇદ્ર બ્રહ્મહત્યાનો વિચાર જ ન કરતો પોતાને કૃતાર્થ માનવા લાગ્યો બીજી બાજુ ત્વષ્ટા, પરમ ધાર્મિક પુત્રને મરાયો સાભળી મનમા અત્યત કોપાયમાન થયો અને આ વચન બોલ્યો 'મારા નિરપરાધી મુનિપુત્રને ઇદ્રે માર્યો છે, માટે તેનો નાશ કરવા ફરી હું પુત્રને ઉત્પન્ન કરીશ દેવ તાઓ મારા તપનુ પરાક્રમ તથા બળ ભલે જુએ અને પાપાત્મા ઇદ્રે પોતે કરેલા કર્મનુ મોટુ ફળ ભલે જાણે ' એમ કહી ક્રોધથી વ્યાકુળ થયેલા ત્વષ્ટાએ પુત્ર ઉત્પન્ન કરવા અથર્વવેદમા કહેલા મત્રોથી અગ્નિમા હોમ કરવા માડયો આઠ રાત્રિ સુધી હોમ કર્યો, એટલે અત્યત સળગતા અગ્નિમાથી તરત જ અગ્નિ સમાન પુરુષ પ્રગટ થયો, ત્યારે અગ્નિની પેઠે અત્યત પ્રકાશતા તેજ અને બળથી યુક્ત અને અગ્નિમાથી તરત જ પ્રકટેલા તે પુત્રને ત્યા આગળ જોઈ ત્વષ્ટાએ તેને આ વચન કહ્યુ 'હે ઇદ્રશત્રો ! મારા તપના પ્રતાપથી તુ વધી જા ' ક્રોધથી બળતા ત્વષ્ટાએ એમ તે વચન કહ્યુ, ત્યારે અગ્નિ સમાન કાતિવાળો તે પુરુષ આકાશને આવરી લેતો વધી ગયો જોતજોતામા તે પર્વત જેવડા આકારવાળો અને કાળ તથા મૃત્યુ સમાન થઈ ગયો પછી પોતાની મેળે જ શોભતા તે પુરુષે ખૂબ જ આતુર પોતાના પિતાને આમ કહ્યુ 'હુ તમારુ કયુ કાર્ય કરુ ? હે ઉત્તમ વ્રતવાળા ! તમે મારુ નામ પાડો અને હે નાથ કાર્ય કહો, તમે ચિંતાતુર કેમ છો ? શોકનુ કારણ મને કહો તમારા શોકનો હવે હું નાશ કરીશ, આવુ મે વ્રત લીધુ છે, જેનો પિતા અત્યત દુ ખી હોય, તે પુત્ર જન્મ્યો તોયે શુ (તેનુ કઈ જ ફળ નથી) હું સમુદ્રને પી જાઉં ? પર્વતોને એકદમ પીસી નાખુ ? તીક્ષ્ણ તેજવાળા સૂર્યને ઉદય પામતો અટકાવી દઉં ? દેવો સહિત ઇદ્રને તરત જ મારી નાખુ ? યમને અથવા બીજા કોઈ દેવને તત્કાળ મારી નાખુ ? અથવા પૃથ્વીને ઉખાડી બધુ સમુદ્રમા ફેંકી દઉં ? (બોલો, શુ કરુ ?) ' પુત્રનુ તે વચન સાભળી ત્વષ્ટાએ અત્યત આનદ પામી પર્વત જેવા તે પુત્રને કહ્યુ 'હે પુત્ર ! વૃજિન(દુ ખ) થી રક્ષણ કરવા તુ હમણા સમર્થ છે, માટે તારુ 'વૃત્ર' એવુ નામ પ્રખ્યાત થશે હે મહાભાગ ! ત્રિશિરા (અથવા વિશ્વરૂપ) નામનો તારો ભાઈ તપસ્વી તથા અગોના તત્ત્વને જાણનાર હોઈ સમર્થ વિદ્યામા કુશળ તે વિશ્વરૂપ ત્રણે લોકને વિસ્મયકારક તપ કરવામા જ લગભગ તત્પર રહેતો તેને ઇદ્રે આજે હમણા જ અપરાધ વિના વજ્રના પ્રહારથી એકદમ મારી નાખ્યો અને તેના પણ મસ્તકો કાપી નાખ્યા છે માટે હે પુરુષોમા શ્રેષ્ઠ ! અપરાધ કરનાર, બ્રહ્મહત્યાથી યુક્ત, પાપી, નિર્લજ્જ, દુષ્ટબુદ્ધિ અને નીચ તે ઇદ્રને તુ મારી નાખ ' એમ કહી શોકથી વ્યાકુળ થયેલા ત્વષ્ટાએ તે સમયે જાતજાતના દિવ્ય પ્રબળ

આયુધો બનાવ્યા અને ઇંદ્રનો નાશ કરવા તેને આપ્યા હે રાજા! તલવાર, ત્રિશૂલ, ગદા, શક્તિ અને તોમર, વગેરે તેમ જ શિંગડાનુ ધનુષ, બાણ, ભૂગળ, પટ્ટિશ, હજાર આરાઓવાળુ હોઈ સુદર્શન સમાન કીર્તિવાળુ દિવ્ય ચક્ર, અખૂટ દિવ્ય બે ભાથા, અતિ સુદર બખ્તર અને મેઘ જેવો કાળા, મજબૂત તથા ભારને સહન કરનારો વેગવાન રથ—આ સર્વ યુદ્ધની સામગ્રી તૈયાર કરી ક્રોધયુક્ત થયલા ત્વષ્ટાએ એ પુત્રને તે આપી (ઇંદ્રનો નાશ કરવા) તેને પ્રેરણા કરી ૧-૫૩

**युद्धोपकरणं सर्वं कृत्वा पुत्राय पार्थिव।**
**दत्त्वाऽसौ प्रेरयामास त्वष्टा क्रोधसमन्वितः॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

## અધ્યાય ૩ જો*

### વૃત્રાસુરથી દેવોનો પરાજય અને તપ માટે તેનું જવું

વ્યાસ ઉવાચ

**कृतस्वस्त्ययनो वृत्रो ब्राह्मणैर्वेदपारगैः।**
**निर्जगाम रथारूढो हन्तुं शक्रं महाबलः॥ १॥**

વ્યાસ બોલ્યા વેદપારગત બ્રાહ્મણો દ્વારા સ્વસ્તિ વાચન કરી મહાબળવાન વૃત્રાસુર રથ પર બેસી ઇંદ્રને મારવા નીકળ્યો, તે જ સમયે દેવોથી પહેલા હારેલા ક્રૂર રાક્ષસો વૃત્રાસુરને મહાબળવાન જાણી તેની સેવા માટે જઈ પહોચ્યા યુદ્ધ માટે આવેલા તે વૃત્રાસુરને જોઈ ઇદ્રના દૂતો વેગથી આવી તે વૃત્તાત તથા તેનુ વર્તન ઇદ્રને કહેવા લાગ્યા

દૂતો બોલ્યા હે સ્વામિન્! વૃત્ર નામનો તમારો બળવાન શત્રુ રથ પર બેસી એકદમ અહીં આવે છે પુત્રના નાશથી સતાપ પામી ક્રોધયુક્ત થયેલા ત્વષ્ટાએ અભિચારકર્મથી તમારો નાશ કરવા તેને ઉત્પન્ન કર્યો છે વળી રાક્ષસોથી જોડાયેલો હોઈ તેને સહન કરવો મુશ્કેલ છે, માટે હે મહાભાગ! તમે પ્રયત્ન કરો મેરુ તથા મદરાચલ જેવો હોઈ ઘોર શબ્દ કરતો અતિ ક્રૂર તે વૃત્રાસુર હમણા જ એકદમ આવી પહોચશે

(એમ દૂતો ઇદ્રને કહેતા હતા ) તેટલામા અત્યત ભય પામેલા દેવગણો ત્યા આવી દૂતોનુ વાક્ય સાભળતા ઇંદ્રને કહેવા લાગ્યા 'હે ઇંદ્ર! સ્વર્ગલોકમા અનેક ભયસૂચક અપશુકનો થઈ રહ્યા છે, તેમ જ પક્ષીઓના ખરાબ શબ્દો થાય છે કાગડા, ગીધ, શકરા, કક વગેરે ભયકર પક્ષીઓ ઘરો ઉપર ખરાબ શબ્દો કરી રોવાના અવાજેથી રડે છે વળી (બીજા) પક્ષીઓ પણ 'ચીચી, કૂચી' એવા ખૂબ શબ્દો કરે છે અને વાહનોની આખોમાથી જળની ધારાઓ નીચે પડે છે હે મહાભાગ! રાત્રિઓમા ઘરો પર રડતી રાક્ષસીઓના મહાભયકર શબ્દો સભળાય છે હે માન આપનાર! વાયુ વિના જ ધજાઓ એકદમ પડી જાય છે અને સ્વર્ગમા, પૃથ્વી પર તથા અતરિક્ષમા મોટા ઉત્પાતો થતા દેખાય છે. કાળા વસ્ત્રો ધારણ કરતી સ્ત્રીઓ ઘેર ઘેર 'ઘરમાથી જલદી ચાલ્યા જાઓ, જલદી ચાલ્યા જાઓ,' એમ કહેતી બિહામણા મોઢે ભટક્યા કરે છે રાત્રિમા પોતાના ઘરમા સૂતેલી સ્ત્રીઓના વાળને સ્વપ્નમા અત્યત આતુર થઈ બિવડાવતી રાક્ષસીઓ કાપી નાખે છે હે દેવેશ્વર! આવા અને બીજા પણ ભૂકપ, અગારા ખરવા વગેરે ઉત્પાતો થાય છે અને રાત્રે ઘરના આગણામા શિયાળો રડે છે વળી ઘેર ઘેર કાકીડાના પુષ્કળ સમૂહો થાય છે અને શરીરનુ ફરકવુ વગેરે અપશુકનો સર્વ તરફ થયા કરે છે'

વ્યાસ બોલ્યા તેઓનુ એ વચન સાભળી ઇદ્ર ચિતામા પડયો તેણે બૃહસ્પતિને બોલાવી પોતાના મનની વાત પૂછી

ઇંદ્રે કહ્યુ હે બ્રાહ્મણ! ઘોર અપશુકનો કેમ થાય છે? કઠોર વાયરા વાય છે અને આકાશમાથી વાળ પડે છે! હે મહાભાગ! તમે બધુ જાણો છો, વિઘ્નોનો નાશ કરવા સમર્થ છો, બુદ્ધિમાન હોઈ શાસ્ત્રોનુ તત્ત્વ જાણો છો અને દેવોના ગુરુ પણ છો. તો હે વિધિઓને જાણનારા! શત્રુઓનો નાશ કરનારી શાતિ તમે કરો અને જે રીતે મને દુ ખ ન થાય તેવુ કાર્ય કરો

* આ અધ્યાયમા સાઠ શ્લોકોથી દેવસેનાના પરાજયની કથા કહ્યા પછી પિતાની આજ્ઞાથી વૃત્રાસુર તપ કરવા ગયો, એ વાત કહેવાશે.

ઉત્પન્ન થયેલુ વેર એમનુ એમ જ રહ્યુ છે, જેથી હુ શાતિ પામતો નથી અને સુખથી ઊંઘતો પણ નથી તપસ્વી હોઈ નિરપરાધી મારા પુત્રને એ પાપીએ માર્યો છે, તેથી હુ સુખ પામતો નથી, માટે હે વૃત્ર! મને દુ ખીને તુ (દુ ખમાથી) બહાર કાઢ. પિતાનુ તે વાક્ય સાભળી ક્રોધ પામેલો વૃત્રાસુર તે જ સમયે પિતાની આજ્ઞા લઈ તપ કરવા આનદથી ચાલી નીકળ્યો ગધમાદન પર્વત પર જઈ પવિત્ર ગગાનદીમા નાહી, દર્ભનુ આસન કરી સ્થિર આસને તે બેઠો અન્ન તથા જળ છોડી દઈ યોગના અભ્યાસમા તત્પર થઈ તે ચિત્તમા બ્રહ્માનુ ધ્યાન કરતો સ્થિર આસન પર બેઠો ત્યારે તેને તપ કરતો જાણી ઇદ્ર ચિંતાતુર થયો તે ઇદ્રે (તેના તપમા) વિઘ્ન કરવા ગધર્વોને, યક્ષોને, નાગોને, સર્પોને, કિન્નરોને, અમાપ બળવાળા વિદ્યાધરોને, અપ્સરાઓને તથા અનેક દેવદૂતોને મોકલ્યા, એ માયાવીઓએ તપમા વિઘ્ન કરવા સારી રીતે ઉપાયો પણ કર્યા, પરતુ મહાતપસ્વી વૃત્રાસુર ધ્યાનથી ડગ્યો નહિ ૧–૬૦

**उपायास्तः कृता. सम्यक् तपोविघ्नाय मायिभिः।**
**न चचाल ततो ध्यानात् वृत्रः परमतापस. ॥६०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં ષષ્ઠ સ્કધ વિષે
અધ્યાય ૩ જો સમાપ્ત

## અધ્યાય ૪ થો*

### ફરી પરાજય પામેલા શકરને શરણે

વ્યાસ ઉવાચ

**निर्गतास्ते पराभूतास्तपोविघ्नकराः सुराः।**
**निराशाः कार्यसंसिद्धये तं दृष्ट्वा दृढचेतसम् ॥१॥**

વ્યાસ બોલ્યા તપમા વિઘ્ન કરનારા તે દેવો વૃત્રાસુરને દૃઢ મનવાળો જોઈ કાર્યસિદ્ધિ માટે નિરાશ થઈ પાછા ફરી ચાલ્યા ગયા સો વર્ષો પૂરા થયા, ત્યારે લોકોના દાદા ચાર મુખોવાળા બ્રહ્મા હસ પર બેસી તરત જ ત્યા આવ્યા તેમણે આવીને વૃત્રાસુરને કહ્યુ · 'હે ત્વષ્ટાના પુત્ર! તુ સુખી થા, ધ્યાન છોડીને તુ વર માગ, હુ તને ઇચ્છિત આપીશ તને તપથી દૂબળો થયેલો જોઈ આજે તારા પર હુ પ્રસન્ન થયો છુ, માટે તારા મનમા જે ઇચ્છિત હોય તે વર તુ માગ, તારુ કલ્યાણ થાઓ "

વ્યાસ બોલ્યા જગતના એક કર્તા બ્રહ્માની અત્યત સ્પષ્ટ અને અમૃત સમાન રસવાળી તે વાણીને તે વેળા પોતાની સામે સાભળી યોગધારણ છોડીને તરત જ તે ઊઠયો અને નેત્રમાથી થયેલા હર્ષના આસુના પ્રવાહને વહેતો તે બ્રહ્માના ચરણે મસ્તક નમાવી વિનયથી બે હાથ જોડી તેમની આગળ આવ્યો અને વિનયથી નમ્ર થઈ, ઉત્તમ વર આપતા તથા તપથી ત્યા આવેલા તે બ્રહ્માને પ્રેમથી અત્યત ગળગળી વાણીથી કહેવા લાગ્યો હે પ્રભો! અતિ દુર્લભ તમારુ દર્શન આજે મને તરત જ થયુ, તેથી બધા દેવોનુ સ્થાન મે મેળવ્યુ છે હે નાથ! મારો અભિપ્રાય તમે જોકે જાણો જ છો, છતા હે બ્રહ્મા! મારા નમ્ર મનમા જે દુર્લભ ઇચ્છા છે, તે હુ તમને કહુ છુ લોઢાથી, લાકડાથી કે બીજા શસ્ત્રોથી મારુ મૃત્યુ ન થાઓ, યુદ્ધમા મારુ પરાક્રમ ખૂબ વધો, કે જેથી સૈન્ય સહિત બળવાન દેવો પણ મને ન જીતી શકે ' એમ પ્રાર્થના કરેલા બ્રહ્માએ જાણે હસતા હોય તેમ તેને કહ્યુ 'ઊઠ, જા, તારુ કલ્યાણ થાઓ અને તારી ઇચ્છા સફળ થાઓ સૂકાથી, લીલાથી, પથ્થરથી કે લાકડાથી તારુ મરણ નહિ થાય, આ હુ તને સત્ય કહુ છું ' એમ વરદાન દઈ બ્રહ્મા પોતાના લોકમા ગયા અને તે વર મેળવી પ્રસન્ન થયેલો વૃત્રાસુર પોતાને ઘેર ગયો મહાબુદ્ધિમાન તેણે પિતાની આગળ તે વરદાન કહ્યુ, ત્યારે ત્વષ્ટાએ આનદ પામી વર મેળવીને આવેલા તે પુત્રને તે વેળા કહ્યુ 'હે મહાભાગ! તારુ કલ્યાણ થાઓ મારા શત્રુ ઇન્દ્રનો તુ નાશ કર ત્રણ મસ્તકોવાળા વિશ્વરૂપને મારનાર એ પાપીના નાશ કરી તુ પાછો આવ યુદ્ધમા વિજય મેળવી તુ દેવોનો રાજા–ઇન્દ્ર થા અને પુત્રના નાશથી થયેલી મારી મોટી માનસિક પીડાને તુ કાપી નાખ પિતા જીવતો હોય ત્યારે તેનુ વાક્ય માનવુ, તેના મરણ પછી મરણના વાર્ષિક દિવસે પુષ્કળ બ્રાહ્મણભોજન કરાવવુ અને ગયામા પિડદાન કરવુ, આ ત્રણ કરવાથી

* આ અધ્યાયમા વૃત્રાસુરે વરદાનના ગર્વથી હરાવેલા સર્વ દેવો શકરને શરણે જાય, એ કથા રોચક રીતેથી અપાય છે

પુત્રપણુ સાર્થક થયુ ગણાય છે, માટે હે પુત્ર! મારા દુ ખનો અત્યત નાશ કરવો તને ઘટે છે ત્રણ મસ્તકોવાળો એ વિશ્વરૂપ મારા ચિત્તમાથી કદી ખસતો નથી ઉત્તમ સ્વભાવવાળો, સત્યવાદી, તપસ્વી અને વેદ જાણનારાઓમા શ્રેષ્ઠ તે વિશ્વરૂપને પાપ બુદ્ધિ ઇદ્રે અપરાધ વિના મારી નાખ્યો છે' એવુ તેનુ વચન સાભળી જીતવો અશક્ય તે વૃત્રાસુર રથ પર બેસી તરત જ પિતાને ઘેરથી નીકળ્યો મદગર્વિત તે વૃત્રાસુરે યુદ્ધની નોબતોનો ગડગડાટ અને અતિશય મોટો શખનાદ કરાવી પ્રયાણ કર્યું 'ઇદ્રનો નાશ કરી નિષ્કટક થયેલુ દેવોનુ રાજ્ય હુ લઈશ' આમ સેવકોને કહેતો તે ત્યાથી વૃત્રાસુર નીકળ્યો પોતાના સૈન્યથી વીંટાઈને સૈન્યના મોટા ઘોઘાટથી અમરાવતીને ડરાવતો એ વૃત્રાસુર રથ પર બેસી તરત જ નીકળ્યો હે ભરતવશી રાજા! તેને આવતો જાણી ભયથી ત્રાસેલા ઇદ્રે પણ તરત જ સેનાને તૈયાર કરાવી શત્રુઓને પીડનાર મહાતેજસ્વી ઇન્દ્ર સર્વ લોકપાલોને તરત જ બોલાવી યુદ્ધ માટે સર્વને પ્રેરણા કરતો શોભવા લાગ્યો પછી તે ઇદ્ર ગૃધ્રવ્યૂહ રચી જેવો ઊભો રહ્યો, તેટલામા શત્રુઓના બળને તોડી પાડતો વૃત્રાસુર વેગથી ત્યા આવી પહોચ્યો, એટલે તે જ સમયે દેવો તથા દાનવોનુ ઉગ્ર યુદ્ધ થવા લાગ્યુ અને તે યુદ્ધમા મનથી વિજય ઇચ્છતા વૃત્રાસુર તથા ઇન્દ્રનુ પણ યુદ્ધ થયુ એમ અત્યત ભયકર તે યુદ્ધ પરસ્પર ખૂબ જામ્યુ, ત્યારે દેવો ભય પામ્યા અને દૈત્યો ખૂબ હર્ષ પામ્યા તોમરો, ભિંદિપાલો, તલવારો, ફરશીઓ તથા પટ્ટિશો વગેરે પોતપોતાના ઉત્તમ આયુધોથી દેવો તથા દૈત્યો પરસ્પર પ્રહાર કરવા લાગ્યા એમ રુવાટા ઊભા કરે એવુ ભયકર યુદ્ધ ચાલ્યુ, ક્રોધ પામેલા વૃત્રાસુરે એકદમ ઇદ્રને પકડયો અને હે મહારાજ! તેના બખ્તર, વસ્ત્રો વગેરે કાઢી નાખી તેને મોઢામા નાખી (ગળી જઈ) તે ઊભો રહ્યો અને પહેલાનુ વેર યાદ કરતો આનદ પામ્યો એમ વૃત્રાસુર ઇન્દ્રને ગળી ગયો, ત્યારે ખૂબ ગભરાયેલા દેવો અત્યત પીડા પામી, 'હાય ઇદ્ર!' એમ વારવાર બૂમો પાડવા લાગ્યા ઇદ્રને ગળી ગયેલો જાણી મનમા પીડાતા સર્વ દેવો દુ ખી થઈ બૃહસ્પતિને પ્રણામ કરી કહેવા લાગ્યા 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હવે શુ કરવુ? તમે અમારા ઉત્તમ ગુરુ છો, બીજા દેવોએ રક્ષા કર્યા છતા વૃત્રાસુર ઇદ્રને ગળી ગયો છે ઓછા પરાક્રમવાળા અમે બધા ઇદ્ર વિના શુ કરીશુ? માટે હે પ્રભો! ઇન્દ્રને છોડાવવા તમે જલદી શત્રુના નાશ માટેનુ કર્મ કરો'

બૃહસ્પતિ બોલ્યા હે દેવો! શુ કરવુ? ઇદ્રને વૃત્રાસુરે મોઢામા નાખી દીધો છે અને મૂળમાથી ઉખાડી નાખ્યો છે, છતા શત્રુના કોઠાની અદર તે હજી જીવતો છે*

વ્યાસ બોલ્યા ઇદ્રને એ સ્થિતિમા ગયેલો જોઈ બધા દેવો ચિંતાતુર થયા અને તેના છુટકારા માટે વિચાર કરી એકદમ યત્ન કરવા લાગ્યા તેઓએ શત્રુઓનો નાશ કરનારી મહાબળવાન જૃભિકા (બગાસુ) કરાવતી આળસુની સ્થિતિ ઉત્પન્ન કરી, તેથી બગાસુ ખાતો તે વૃત્રાસુર પહોળા કરેલા મોઢાવાળો થયો, એટલે બગાસા ખાતા તે વૃત્રાસુરના મોઢામાથી પોતાના અગોને સકોચી ઇદ્ર બહાર નીકળ્યો ત્યારથી માડી લોકોમા સર્વ પ્રાણીઓ વિષે જૃભિકા ચાલુ રહી છે ઇદ્રને નીકળેલો જોઈ બધા દેવો હર્ષ પામ્યા પછી ઇદ્ર તથા વૃત્રાસુરનુ દશ હજાર વર્ષો સુધી લોકોને ભય કરતુ અને રુવાટા ઊભા કરે તેવુ ઉગ્ર યુદ્ધ થયુ એક બાજુ બધા દેવો યુદ્ધ માટે ઊભા હતા અને એક બાજુ બળવાન વૃત્રાસુર યુદ્ધમા ઘૂમતો હતો વરદાનના ગર્વથી છકેલો વૃત્રાસુર રણમા એમ વધવા લાગ્યો, ત્યારે તેના તેજથી દબાઈ ગયેલો ઇદ્ર હારી ગયો પછી યુદ્ધમા હારી જઈ ઇદ્ર ગભરાયો ત્યારે ઇદ્રને હારેલો જોઈ દેવો ખેદ પામ્યા પછી ઇદ્ર વગેરે બધા દેવો યુદ્ધ છોડી નાસી ગયા, એટલે વૃત્રાસુરે વેગથી જઈ સ્વર્ગ લઈ લીધુ એ દાનવે દેવોના બધા બગીચા બળથી ભોગવવા માડયા અને તે દૈત્ય હાથીઓમા ઉત્તમ ઐરાવતને પણ લઈ લીધો હે રાજા! બધા વિમાનો તેણે કબજે કર્યા, ત્યારે ઘોડાઓમા શ્રેષ્ઠ ઉચ્ચૈ શ્રવા પણ તેને વશ થયો ત્વષ્ટાના એ પુત્રે કામધેનુ ગાય, પારિજાત

* માટે પ્રથમ તો ઇન્દ્રને જીવતો બહાર કાઢવાનો ઉપાય કરવો જોઈએ અને તે પછી શત્રુના નાશ માટેનું કર્મ કરવાની ઇચ્છા કરવી જોઈએ.

કલ્પવૃક્ષ તથા અપ્સરાઓનો સમુદાય એ બધા રત્નો લઈ લીધા એમ યજ્ઞોના ભાગથી અને સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા બધા દેવો સ્થાનભ્રષ્ટ થઈ પહાડોરૂપી કિલ્લાઓમા ભરાઈ રહી દુખ પામ્યા વૃત્રાસુર દેવોનુ સ્થાન મેળવી મદગર્વિત બની ગયો અને તેનો પિતા ત્વષ્ટા પુત્રની સાથે સુખ પામી અત્યત આનદ પામ્યો હે ભરતવશી રાજન્! ભયથી મૂઝાતા દેવતાઓ 'આ સ્થિતિ થઈ છે, તો હવે શુ કરવુ જોઈએ?' એમ વિચારી મુનિઓની સાથે પોતાના હિતની મત્રણા કરવા લાગ્યા પછી ઇદ્ર સહિત તે દેવો કૈલાસ પર્વત પર ગયા અને મહાદેવને પ્રણામ કરી, અત્યત વિનયથી નમી બે હાથ જોડી કહેવા લાગ્યા 'હે દેવોના દેવ! મહાદેવ! હે કૃપાના સમુદ્ર! મહેશ્વર! વૃત્રાસુરે અત્યત હનેલા હોઈ ભયભીત થયેલા અમારુ તમે રક્ષણ કરો હે દેવ! અત્યત બળવાન બનેલા તેણે સ્વર્ગ લઈ લીધુ છે, તો હે શભો! હવે અમારે શુ કરવુ? હે શિવ! તમે અમને સત્ય કહો હે મહેશ્વર! સ્થાનભ્રષ્ટ થયેલા અમે શુ કરીએ અને ક્યા જઈએ? હે ઈશ્વર! દુખના નાશનો ઉપાય અમે જાણી શકતા નથી હે ભૂતપતિ! તમે સહાય કરો હે કૃપાના ભડાર! અમે શરણાગત છીએ હે પ્રભો! વરદાનના બળથી છકેલા વૃત્રાસુરનો તમે નાશ કરો'

શિવ બોલ્યા બ્રહ્માને આગળ કરી આપણે બધા વિષ્ણુના લોકમા જઈએ અને ત વિષ્ણુ પાસે જઈ તેના નાશના ઉદ્યમ માટે વિચાર કરીએ ત વિષ્ણુ શક્તિમાન, કપટ જાણનાર, બળવાન, અત્યત બુદ્ધિમાન, શરણે આવેલાનુ રક્ષણ કરનાર, દયાના સમુદ્ર અને દુષ્ટ લોકોને પીડનારા છે માટે દેવોના પણ દેવેશ્વર તે વિષ્ણુ વિના આપણા કાર્યની સિદ્ધિ થશે નહિ તથી સર્વ કાર્યરૂપ અર્થની સિદ્ધિ માટે આપણે ત્યા જઈએ

વ્યાસ બોલ્યા. એમ વિચારી બ્રહ્મા, ઇંદ્ર, શકર અને સર્વ દેવો શરણુ લેવા લાયક હોઈ ભક્તોને પ્રિય વિષ્ણુલોકમા ગયા વિષ્ણુના સ્થાનના જઈ દેવોએ વેદોક્ત પુરુષસૂક્તથી જગદ્ગુરુ પરમેશ્વર વિષ્ણુની સ્તુતિ કરી, એટલે જગતના નાથ તે લક્ષ્મીપતિ દેવોને પ્રત્યક્ષ થયા અને સર્વ દેવોનુ સન્માન કરી સામે ઊભા રહી આમ કહેવા લાગ્યા 'હે લોકપાલો! બ્રહ્મા અને શકર સહિત હે ઉત્તમ દેવો! તમે કેમ આવ્યા છો? તમારુ સર્વનુ જે કામ હોય તે કહો?' વિષ્ણુનુ એવુ વાક્ય સાભળી ચિંતાથી ઘેરાયેલા દેવો એ લક્ષ્મીપતિને કઈ પણ ઉત્તર આપી શક્યા નહિ, પરતુ બધાય હાથ જોડી લગભગ ઊભા જ રહ્યા

**इति श्रुत्वा हरेर्वाक्यं नोचुर्देवा रमापतिम् ।**
**चिन्ताविष्टाः स्थिताः प्रायः सर्वे प्राञ्जलयस्तथा ॥६२॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૪થો સમાપ્ત

## અધ્યાય ૫મો×

### દેવીની સ્તુતિ કરી દેવો વરદાન પામ્યા

વ્યાસ ઉવાચ

**तथा चिन्तातुरान् वीक्ष्य सर्वान् सर्वार्थतत्त्ववित् ।**
**प्राह प्रेमभरोद्भ्रान्तान् माधवो मेदिनीपते ॥१॥**

વ્યાસ બોલ્યા હે રાજા! એમ ચિંતાતુર થઈ પ્રેમના ભારથી ભમી જતા સર્વ દેવોને જોઈ દરેક વસ્તુના તત્ત્વને જાણતા વિષ્ણુએ કહ્યુ

વિષ્ણુ બોલ્યા હે દેવો! તમે મૂગા કેમ રહ્યા છો? સારુ કે ખોટુ જે કઈ કારણ હોય તે તમે કહો, એટલે તે સાભળી તેને દૂર કરવા હુ યત્ન કરીશ

દેવો બોલ્યા હે પ્રભો! ત્રણે લોકમા તમારાથી શુ અજાણ્યુ છે? તમે બધુ કાર્ય જાણો છો, છતા વારવાર શુ પૂછો છો? તમે પૂર્વે વામનસ્વરૂપ ધરી બલિરાજાને બાધ્યા હતો, ઇંદ્રને દેવોનો અધિપતિ કર્યા હતો અને ત્રણ પગલાથી ત્રણે જગતને દબાવી દીધા હતા હે વિષ્ણો! (મોહિની સ્વરૂપ ધરી) તમે અમૃત આણ્યુ હતુ અને દૈત્યોને માર્યા હતા બધા દેવોની દરેક આપત્તિ દૂર કરવા તમે સમર્થ છો.

વિષ્ણુ બોલ્યા 'હે ઉત્તમ દેવો! તમારે બીવુ નહિ તેના નાશ માટે અતિમાન્ય ઉપાય હુ જાણુ છુ અને તે હુ તમને કહુ છુ, જેથી સુખ થશે મારે પોતે બુદ્ધિથી, બળથી, ધનથી અથવા હરકોઈ કપટથી

× આ અધ્યાયમા ઇન્દ્ર સહિત સર્વ દેવોએ દેવની સ્તુતિ કરી વરદાન માગ્યું, તે કથા અનુક્રમનાક શ્લોકોથી સારી રીતે કહેવાશે.

પણ તમારુ હિત અવશ્ય કરવુ જોઈએ તત્ત્વદ્રષ્ટા પુરુષોએ સામ* વગેરે ચાર ઉપાયો કહ્યા છે; તેઓમાના કેટલાક મિત્રો માટે છે અને કેટલાક ખાસ શત્રુઓ માટે છે. તપથી આરાધેલા બ્રહ્માએ આ વૃત્રાસુરને વરદાન દીધુ છે અને એ વરદાનના પ્રભાવથી તેણે દુર્જયપણુ મેળવ્યુ છે વળી ત્વષ્ટાએ સર્વ પ્રાણીઓથી જીતવો અશકય તેને ઉત્પન્ન કર્યો છે, તેથી શત્રુઓના નગરોને જીતતો તે બળથી વધી ગયો છે. હે દેવો! સામથી છેતર્યા વિના આ શત્રુને વશ કરવો મુશ્કેલ છે, માટે તેને (સામથી) લોભાવી (પ્રથમ) વશ કરવો અને પછી મારી નાખવો. અત્યત બળવાન તે વૃત્રાસુર જ્યા રહે છે, ત્યા ગધર્વો જાય અને તેની સાથે સામનો પ્રયોગ કરે; પછી તેને તમે જીતશો. (પ્રથમ) મળી જઈ, સોગદ લઈ, સકેતથી વિશ્વાસ પમાડી મિત્રતા બાધીને મહાબળવાન શત્રુને મારવો જોઈએ હે ઉત્તમ દેવો! હુ અદૃશ્ય રહી ઇદ્રના ઉત્તમ આયુધ વજ્રમા પેસી જઈશ અને એ રીતે ઇદ્રને સહાય કરીશ હે દેવો! કેટલાક સમય સુધી તમે રાહ જુઓ, આયુષ ખૂટશે ત્યારે જ હરકોઈ રીતે તેનુ મરણ થશે, બીજી રીતે નહિ થાય કપટથી ઢકાયેલા ગધર્વો ઋષિઓની સાથે તેની પાસે જાય અને અનેક અમુક વચન આપી ઇદ્ર સાથે તેની મિત્રતા કરી દે. જેમ તે વિશ્વાસ પામે તેમ ઠગાઈ કરવી; હુ ગુપ્ત રહી ઢાકી રાખેલા મજબૂત વજ્રમા પેસી જઈશ વિશ્વાસ પામેલા તે શત્રુને ઇદ્ર મારી શકશે; બીજી રીતે નહિ મારી શકે. ઇદ્ર વિશ્વાસ માટે પાપ કરી પાછળથી મારી સહાય લઈ વજ્રથી તે પાપીને મારશે આ દુષ્ટ શત્રુ સામે દુષ્ટતા કરનાર ઇદ્રને દોષ નહિ જ લાગે, કેમ કે બળવાન શત્રુને બીજી રીતે શૂરાતનથી મારી શકાતો નથી મે વામનરૂપ ધરી બલિરાજાને ઠગ્યો જ હતો અને મોહિની વેષ કરી સર્વ દૈત્યોને પણ ઠગ્યા જ હતા.= તમે બધા એકઠા મળી ભગવતી શિવાદેવીને સ્તોત્રો તથા મંત્રો દ્વારા શરણે જાઓ; તે યોગમાયા તમને સહાય કરશે. પરમ પ્રકૃતિરૂપ, સિદ્ધિ તથા કામનાઓ આપતાં અને મનને વશ નહિ કરનારાઓને મળવાં ખૂબ જ મુશ્કેલ સાત્ત્વિકી દેવીને આપણે હમેશા વંદન કરીએ છીએ ઇદ્ર પણ તે દેવીનુ આરાધન કરીને જ રણમાં શત્રુને મારશે; કેમ કે મોહ ઉપજાવતાં તે મહામાયા એ દાનવને પણ મોહ પમાડશે. માયાથી મોહિત થયેલો વૃત્રાસુર સહેલાઈથી જીતી શકાશે, આમ જગદબા જો પ્રસન્ન થશે તો સર્વ કાર્ય સાધી શકાશે. નહિ તો કોઈનુ પણ ધાર્યું નહિ થાય. તે દેવી અતર્યામી સ્વરૂપ અને સર્વ કારણોના પણ કારણ છે, માટે હે શ્રેષ્ઠ દેવો! વિશ્વની માતા તે પ્રકૃતિદેવીને ખૂબ આદરયુકત થઈ શત્રુઓના નાશ માટે સાત્ત્વિક ભાવોથી તમે ભજો પૂર્વે મે પણ પાચ હજાર વર્ષો સુધી મહાઉગ્ર યુદ્ધ કરી મધુ—કૈટભને માર્યા હતા, ત્યારે મે પરાપ્રકૃતિ મહામાયાની અત્યત સ્તુતિ કરી હતી; જેથી પ્રસન્ન થયેલા તે દેવીએ એ બને દૈત્યોને મોહિત કર્યા હતા, તેથી મે કપટથી માર્યા હતા. મોટા બાહુઓવાળા અને મદગર્વિત તે બને દાનવોને મે જે રીતે ઠગ્યા હતા, તે રીતે તમે કરો અને ભાવયુકત થઈ પ્રકૃતિદેવીને ભજો હે ઉત્તમ દેવો! તે દેવી હરકોઈ રીતે કાર્યસિદ્ધિ કરશે' મહાસમર્થ વિષ્ણુએ એમ જેઓને બુદ્ધિ આપી હતી, એવા તે દેવો કલ્પવૃક્ષોથી શોભતા મેરુ પર્વતના શિખર પર ગયા અને ત્યા એકાતમાં રહી ધ્યાન, જપ અને તપ કરી જગતની સૃષ્ટિ, સહાર તથા ધારણપોષણ કરનારા, ભકતોની કામનાઓ પૂર્ણ કરતાં અને સસારના દુ:ખોનો નાશ કરતા જગદબાની આમ સ્તુતિ કરવા લાગ્યા.

દેવો બોલ્યા : હે દેવિ! પ્રસન્ન થાઓ. હે દુ:ખી લોકોના દુ:ખનો નાશ કરનારા! હે પરમાર્થ તત્ત્વ બ્રહ્મસ્વરૂપ! વૃત્રાસુરે ખૂબ દુ:ખ આપેલા, યુદ્ધમા અત્યત પીડેલા અને કાયમ તમારા ચરણકમળને શરણે થતા દેવોનુ તમે રક્ષણ કરો તમે આખા જગતની માતા છો; માટે આ શત્રુઓરૂપ સકટમા પડેલા અમારું પુત્રોની પેઠે તમે રક્ષણ કરો. હે માતા! ત્રણે જગતમા તમને કઈ અજાણ્યુ નથી, છતા અસુરોએ દુ:ખી

* સામ, દાન, દંડ અને ભેદ આ ચાર ઉપાયો નીતિશાસ્ત્રમા પ્રસિદ્ધ છે.

= આ બધાય સાચો કે જૂઠો પ્રકાર પરમેશ્વરી જગદબાની જો કૃપા હશે તો જ સિદ્ધ થશે, માટે તેમનુ જ મુખ્યત્વે આરાધન કરવુ જોઈશે. એ અભિપ્રાય કહે છે

કરેલા દેવોની તમે ઉપેક્ષા કેમ કરો છો? આ બધુ ત્રૈલોક્ય તમે જ રચ્યુ છે અને બ્રહ્મા, વિષ્ણુ તથા શકર તમારી ઈચ્છાથી જ થયા છે, તે દેવો સ્વતંત્ર રહી કોઈ પણ કાર્ય કરી શકતા નથી પણ તમારી ભમર ના ઈશારાને વશ હોઈ તમારી આજ્ઞા પ્રમાણે ફાવે તેમ વિહાર કરે છે—તે તે કાર્યો કરવા સમર્થ થાય છે ખુલ્લા અપરાધી હોવા છતા દુખી પુત્રોને માતા દુખથી બચાવે છે, આ રીતિ તમે જ (પ્રથમથી) રચી છે, તો હે કરુણારસના સમુદ્ર દેવી! અપરાધ વિનાના હોઈ તમારા ચરણને શરણે આવેલા અમારુ તમે રક્ષણ કેમ કરતા નથી? કદાચ તમે માનતા હો કે, 'મારા ચરણનુ ભજન કરવાથી જ મળેલા સ્થાનો વાળા આ દેવો (હવે) ભક્તિને છોડી વૈભવો તથા સુખ ભોગવવામા લાલચુ બની ગયા છે, માટે તેઓ મારા (કૃપા) કટાક્ષના પાત્ર (હવે) નથી રહ્યા' તો આ માન્યતા પુત્રને જન્મ આપતી કોઈ પણ માતામા કોઈ સ્થળે દેખાતી નથી (અર્થાત્ પુત્રોનો દરેક અપરાધ માતા સહન કરે જ છે) હે જનનિ! તમારુ ભજન છોડી અમે વૈભવોમા ડૂબી ગયા છીએ, આમા અમારા ચિત્તથી અમારો દોષ અમને દેખાતો નથી, કારણ કે એ મોહ તમે જ રચેલો હોઈ અમારા પર સામર્થ્ય ચલાવે છે, માટે હે સ્વભાવથી જ દયાળુ તમે અમારા પર દયા કેમ કરતા નથી? હે જનનિ! પૂર્વે પાડાના રૂપને ધારણ કરી બધા લોકોને ભય ઉપજાવતા મહાબળવાન દૈત્યપતિ એ મહિષાસુરને અમારા માટે જ તમે યુદ્ધમા માર્યો હતો, તો હે માતા! ભય ઉપજાવતા (આ) વૃત્રાસુરને તમે કેમ મારતા નથી? હે દયાળુ! અત્યત બળવાન શુભ, (તેનો) નાનો ભાઈ નિશુભ અને તેમના અનુયાયીઓને જેમ તમે માર્યા છે, તેમ મહા બળવાન દુષ્ટ વૃત્રાસુરને પણ તમે મારો ગર્વથી છકેલા તેને તમે એવો મોહ પમાડો કે, જેથી તે જીવી જ ન શકે હે માતા! અસુરોએ દુખી કરેલા અને ભયથી અત્યત વ્યાકુળ દેવોનુ આજે તમે રક્ષણ કરો જગતમા દેવોની પીડાનો નાશ કરનાર (તમારા સિવાય) બીજો કોઈ પણ એવો નથી કે, જે પોતાની શક્તિથી ક્લેશોનો સમગ્ર સમૂહ બાળી નાખે હે ભવાની! (કદાચ આખા જગતની માતા હોઈ) તમે વૃત્રાસુર ઉપર (પણ) દયા કરી હોય, તોપણ લોકોને દુખ દેતા એ દુષ્ટનો તો તમે નાશ જ કરો અને બાણોથી તેને પવિત્ર કરી પાપથી તેનો ઉદ્ધાર કરો, નહિ તો દુષ્ટ બુદ્ધિવાળો અવશ્ય નરકમા જ જશે (માટે તેના કલ્યાણ સારુ પણ તેનો નાશ કરો) હે દયાથી વ્યાપ્ત દેવિ! દેવોના જે શત્રુઓને રણમા મારી બાણોથી તમે પવિત્ર કર્યા છે, તેઓને પણ તમે દેવોના નદનવનમા જ પહોચાડયા છે એમ શત્રુ ઓને પણ આ નરકમા પડશે, એવા ભયથી તમે શુ નથી બચાવ્યા? ) બચાવ્યા જ છે (તો વૃત્રાસુરને તમે કેમ મારતા નથી? આ (અમારો) શત્રુ ઘણુ કરીને તમારો સેવક જ નથી, કેમ કે પાપી બુદ્ધિવાળો તે અમને પીડે છે આ લોકમા જે તમારો સેવક હોય, તે તમારા ચરણકમળમા આસક્ત (અમને) દેવોને શુ પીડે? (ન જ પીડે) હે જનનિ! આજે અમે કઈ રીતે તમારુ પૂજન કરી શકીએ? કેમ કે પુષ્પ વગેરે જે કઈ (પૂજાની સામગ્રી) છે, તે તો તમે જ બનાવેલી (તમારા સ્વરૂપ જ) છે અને (પૂજના) મત્રો તથા અમે, એ પણ બધુ પરાશક્તિરૂપ તમારા રૂપ જ છે (આમ જે કઈ છે તે બધુ જો તમે જ છો, તો તે તે પદાર્થોથી તમારી પૂજા કેમ થઈ શકે?) માટે હે ભવાનિ! (તમારુ પૂજન કર્યા સિવાય) અમે કેવળ તમારા ચરણમા નમીએ જ છીએ જે લોકો સસારરૂપ સમુદ્રના જળમા વહાણ જેવા તમારા ચરણકમળને ભક્તિથી ભજે છે, તેઓ જ ખરેખર ધન્ય છે, કેમ કે મોક્ષને ઈચ્છતા હોઈ રોગ વિકાર તથા મોહથી રહિત થયેલા યોગીઓ પણ તમારા ચરણકમળનુ મનથી કાયમ સ્મરણ કરે છે સકળ દેવોને જાણતા જે યાજ્ઞિકો છે, તેઓ પણ મોટા દેવોને તૃપ્તિકારક સ્વાહારૂપ અને પિતૃગણને તૃપ્તિકારક સ્વધારૂપ તમારુ હોમકાળે (અને શ્રાદ્ધ કાળે) કાયમ સ્મરણ કરે છે, આ ત્રણે જગતમા મેધા, કીર્તિ, પ્રસિદ્ધ શાતિ અને લોકોને સ્પષ્ટ અર્થ સમજાવતી બુદ્ધિ તમે જ છો, તમે જ તમારુ ભજન કરનારાઓને કૃપાથી બધા વૈભવ ઉત્પન્ન કરી સદા આપો છો

વ્યાસ બોલ્યા  એમ દેવોએ સ્તુતિ કરેલા તે દેવી સુદર રૂપ ધરી, નાજુક અને સર્વ આભૂષણોથી શણગારેલા તે સમયે પ્રકટ થયા  તેમની ચારે ભુજા પાશ, અકુશ, વર તથા અભયથી શોભતી હતી, તેમની કેડ ઝણકાર કરતી ઘૂઘરીઓના ઝૂમખાવાળા કદોરાથી બધાઈ હતી, તેમનો સ્વર કોયલના જેવો હતો, અવાજ કરતા કડા તથા ઝાઝરોને ધારણ કરી તે સુદર જણાતા હતા, અર્ધચદ્રયુક્ત રત્નના મુકુટથી તે શોભતા હતા, મદ હાસ્યથી યુક્ત હતા, તેમનુ મુખ કમળ જેવુ હતુ, ત્રણ નેત્રોથી તે શોભતા હતા, તેમની કાતિ કલ્પવૃક્ષના પુષ્પની સ્વચ્છ દાડલી જેવી લાલ વર્ણી હતી, તેમણે લાલ વસ્ત્રો પહેર્યા હતા, લાલ ચદનથી તે લેપાયા હતા અને પ્રસન્ન મુખવાળા તે દેવી કરુણારસનો જાણે સમુદ્ર હોય તેવા હતા  દરેક શણગારયુક્ત વેષવાળા આત્મા સિવાય સર્વ પદાર્થોને ઉત્પન્ન કરનાર, સર્વથી પર, સર્વજ્ઞ, સર્વના કર્તા, સર્વના આશ્રયસ્થાનરૂપ, સર્વ વેદાતોથી સારી રીતે સિદ્ધ કરાયેલા અને સચ્ચિદાનદસ્વરૂપ તે દેવીને સામે ઊભેલા જોઈ દેવોએ તેમને પ્રણામ કર્યા ત્યારે પ્રણામ કરતા તે દેવોને અબાએ કહ્યુ  'તમારે શુ કામ છે, તે મને કહો ' દેવોએ કહ્યુ  'અત્યત દુ ખ દેતા દેવશત્રુ આ વૃત્રાસુરને મોહ પમાડો  દેવો પર તે જેમ વિશ્વાસ કરે, તેમ તેને તમે મોહિત કરો અને અમારા હથિયારમા બળ આપો , જેથી તે શત્રુ માર્યો જાય ' 'તથાસ્તુ ' એમ કહી ભગવતી ત્યા જ અદૃશ્ય થયા અને આનદયુક્ત થયેલા દેવો પોતપોતાના સ્થાને ગયા  ૧-૫૯

**तथे-युक्त्वा भगवती तत्रैवान्तरधीयत ।**
**स्वानि स्वानि निकेतानि जग्मुर्देवा मुदान्विताः ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

# અધ્યાય ૬ ઠ્ઠો*

**વૃત્રાસુરવધ**

व्यास उवाच

**एवं प्राप्तवरा देवा ऋषयश्च तपोधनाः ।**
**जग्मुः सर्वे च संमन्त्र्य वृत्रस्याश्रममुत्तमम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા  એમ વરદાન પામેલા સર્વ દેવો અને તપોધન ઋષિઓ પરસ્પર વિચાર કરી વૃત્રાસુરના આશ્રમમા ગયા  ત્યા તેજથી જાણે બળતો હોય, ત્રણે લોકને જાણે બાળી નાખતો હોય અને દેવોને જાણે ગળી જતો હોય તેવા વૃત્રાસુરને તેઓએ જોયો  પછી ઋષિઓ એ વૃત્રાસુરની પાસે જઈ દેવોના કાર્યરૂપ અર્થની સિદ્ધિ માટે સામયુક્ત રસરૂપ ( આવુ ) પ્રિય વચન બોલ્યા

ઋષિઓએ કહ્યુ  હે મહાભાગ્યશાળી વૃત્રાસુર ! હે સર્વ લોકને ભયકર વૃત્રાસુર ! તે આખાય બ્રહ્માડને ખરેખર વ્યાપ્ત કર્યુ છે, પણ ઇદ્રની સાથે તારે જે વેર છે તે સુખનો નાશ કરનાર છે, એટલુ જ નહિ પણ તમને બન્નેને અત્યત દુ ખદાયી હોઈ ચિંતામા ખૂબ વધારો કરનાર છે, ચિંતાથી પીડાતો તુ નિરાતે સૂઈ શકતો પણ નથી, તેમ જ ઇદ્ર પણ સુખેથી સૂતો નથી, કેમ કે તમને બનેને શત્રુનો ભય છે  તમને બનેને અહીં યુદ્ધ કરતા ઘણો કાળ વીતી ગયો છે, તેથી દેવો, અસુરો અને મનુષ્યો સહિત સર્વ પ્રજાઓ પીડાય છે, આ સસારમા સુખ ભોગવવુ જોઈએ અને દુ ખ છોડવુ જોઈએ  આ રીતિ છે, પણ જેણે વેર કર્યુ હોય, તેને સુખ હોતુ નથી, એ નક્કી છે  યુદ્ધમા રસવાળા શૂરાઓ યુદ્ધને વખાણે છે, પણ શૃ ગારરમમા ચતુર પડિતો ઇંદ્રિયોનો નાશ કરતા યુદ્ધને વખાણતા નથી, પુષ્પોથી પણ યુદ્ધ ન કરવુ, તો તીક્ષ્ણ બાણોથી યુદ્ધ કેમ કરાય ? યુદ્ધમા વિજયનો તો સદેહ જ હોય છે, પણ બાણોના પ્રહાર તો ચોક્કસ જ હોય છે  આ જગત જેમ દેવાધીન છે, એમ જય તથા પરાજય પણ દેવાધીન છે, એમ જાણી યુદ્ધ કદી ન કરવુ  યોગ્ય સમયે જમવુ, સ્નાન કરવુ, શય્યામા

* આ અધ્યાયમા અડસઠ શ્લોકોથી વૃત્રાસુરના વધને લગતી કથા કહેવાશે, જેમાં દેવીનો મહિમા વર્ણવાયો છે

સુવુ અને સેવા કરવામા તત્પર જે સ્ત્રી પાસે હોય, તે સસારમા સુખના સાધન છે બાણોની વૃષ્ટિઓથી ભયકર, તલવારોના પ્રહારોથી ખૂબ જ ત્રાસદાયક અને શત્રુઓને સુખ આપતા સગ્રામમા યુદ્ધ કરનારને તુ સુખ હોય છે? 'સગ્રામમા મરવાથી સ્વર્ગનુ સુખ મળે છે ' એ વાક્ય તો ખરેખર લાલચરૂપે જ હોઈ કેવળ પ્રેરણા માટે જ કહેવાતુ જૂઠુ છે દેહને કપાવી શિયાળો તથા કાગડાઓથી પીડા પામી પાછળ થી સ્વર્ગના સુખની પ્રાપ્તિને કયો મદબુદ્ધિ પુરુષ ઈચ્છે? માટે હે વૃત્રાસુર! ઇદ્રની સાથે તારી કાયમ મિત્રતા થાઓ, એથી તુ અને ઇદ્ર—બને કાયમ સુખ પામશો વળી હમણા જ તમારા બન્નેનુ વેર શાત થાય, તો અમે તપસ્વીઓ તથા સર્વ ગધર્વો પોતાના આશ્રમમા સુખેથી રહી શકીએ હે ધીર! તમારુ બનેનુ યુદ્ધ દિવસ-રાત હમણા ચાલ્યા કરે છે, તેથી સર્વ મુનિઓ, ગધર્વો, કિન્નરો તથા મનુષ્યો પીડાય છે શાતિને ઈચ્છતા દરેકની મિત્રતા ઈચ્છીએ છીએ મુનિઓ, તુ અને ઇદ્ર સર્વે સુખ પામો હે વૃત્રાસુર! અમે તો તમારા બનેની મિત્રતા કરાવવા મધ્યસ્થ છીએ, અને અહીં સોગદ લેવડાવી પરસ્પર પ્રીતિવાળાને જોડી દઈશુ તુ જેમ કહીશ તેમ તારી આગળ સોગદ લઈ ઇદ્ર તારા ચિત્તને હમણા જ પ્રીતિયુક્ત કરશે પૃથ્વી સત્યરૂપ આધારવાળી છે, સત્યથી આ સૂર્ય સમય પ્રમાણે તપે છે, સત્યથી વાયુ વાય છે અને સમુદ્ર પણ સત્યથી જ મર્યાદા છોડતો નથી, માટે તમારા બનેની મિત્રતા પણ આજે સત્યથી જ સુખપૂર્વક થાઓ તમારે બનેએ મિત્રતા કરી એક જ સ્થળે સૂવુ, રમવુ, જળક્રીડા કરવી અને સુખપૂર્વક બેસવુ, એમ બધી રીતે તમારે બનેએ બધા કાર્યો કરવા

વ્યાસ બોલ્યા મહર્ષિઓનુ તે વચન સાભળી મહાબુદ્ધિમાન વૃત્રાસુરે તેઓને કહ્યુ 'આપ તપસ્વી ભગવાનો મને અવશ્ય માન્ય છો, તમે મુનિઓ કદી જૂઠુ બોલતા નથી તમે સદાચારી અતિ શાત છો, તેથી કપટનુ કારણ જાણતા નથી, જેણે વેર કર્યુ હોય તેવા લુચ્ચા, અક્કડ, કામી, નિસ્તેજ અને નિર્લજ્જની સાથે બુદ્ધિમાન પુરુષે કદી મિત્રતા ન કરવી આ ઇદ્ર નિર્લજ્જ, દુરાચારી, બ્રહ્મહત્યારો, લપટ અને લુચ્ચો છે, માટે એવા પુરુષ ઉપર કોઈ રીતે વિશ્વાસ ન જ કરવો જોઈએ તમે બધાય જોકે વિદ્વાન છો, તોપણ તમે સદા દ્રોહ વિનાની બુદ્ધિવાળા હોઈ તમારા મા શાતપણુ હોય છે તેથી કપટી લોકોના ચિત્તને તમે જાણતા નથી '

મુનિઓ બોલ્યા પ્રાણી શુભ કર્મનો તથા અશુભ કર્મનો અવશ્ય ભોક્તા હોય છે, તો બેભાન બનેલો પુરુષ (બીજાનો), દ્રોહ કરી શાતિ કેમ મેળવે? વિશ્વાસઘાત કરનારો અવશ્ય નરકમા જાય છે, અને વિશ્વાસઘાતી પુરુષ દુ ખ જ પામે છે બ્રહ્મ હત્યા તથા મદિરાપાન કરનારા માટે (શાસ્ત્રમા) પ્રાયશ્ચિત્ત છે પણ વિશ્વાસઘાત તથા મિત્રદ્રોહ કર નારા માટે પ્રાયશ્ચિત જ નથી વિશ્વાસઘાત અને મિત્ર દ્રોહ એવુ ઘોર મહાપાપ છે, માટે હે સર્વજ્ઞ! તારા ચિત્તમા જે ચોક્કસ શરત હોય તે તુ કહે, એટલે તે શરત પ્રમાણે જ બનેની સધિ આજે થાય

વૃત્રાસુરે કહ્યુ હે મહાભાગ્યશાળી ઉત્તમ બ્રાહ્મણો! ઇદ્રે તથા દેવોએ સૂકાથી, લીલાથી, પથ્થરથી, લાકડા થી કે વજ્રથી, દિવસે કે રાત્રિએ પણ હુ ન મરાઉ, આવી શરતે મને ઇદ્ર સાથે સધિ ગમે છે, બીજા કોઈ પણ પ્રકારે નહિ

વ્યાસ બોલ્યા તે સમયે ઋષિઓએ 'બહુ સારુ ' એમ આદરપૂર્વક કહ્યુ અને ઇદ્રને ત્યા લાવી વૃત્રાસુરની તે શરત તેને સભળાવી ઇદ્રે પણ સતાપ રહિત થઈ ત્યા જવાની અગ્નિની સાક્ષીએ મુનિઓની સમીપમા જ સોગદ લીધા ત્યારે વૃત્રાસુર પણ તેના વચનોથી વિશ્વાસ પામ્યા અને ઇદ્રના તરફ મિત્રની પેઠે વર્તતો તેની સાથે જ ફરવા લાગ્યો તેઓ બને કોઈ સમયે નદનવનમા, કોઈ સમયે ગધમાદન પર્વત પર અને કોઈ વેળા સમુદ્રના કિનારા પર આનદપૂર્વક ફરવા લાગ્યા એમ સધિ કરી, ત્યારે વૃત્રાસુર ઘણો જ આનદ પામ્યો, પણ ઇદ્ર તો તેનો નાશ કરવા જ ઈચ્છતો હોઈ તેના ઉપાયો વિચારવા લાગ્યો અને તે સમયે લાગ શોધતો ખૂબ ચિ તાતુર જ રહેવા લાગ્યો એમ વિચાર કરતા તેનો કેટલોક સમય ગયો અને વૃત્રાસુર તો અતિ ક્રૂર એ ઇદ્ર પર ખૂબ જ વિશ્વાસુ

થયો એમ કેટલાક વર્ષો ગયા, છતા ઇદ્ર વૃત્રાસુરે કરેલી શત્તમા તેના મરણના ઉપાયો મનમા વિચાર્યા કરતો એક સમયે ઇદ્ર પર વિશ્વાસ પામેલા પુત્રને ત્વષ્ટાએ કહ્યુ 'હે પુત્ર! હે મહાભાગ્યશાળી વૃત્ર! તુ મારુ હિતવચન સાભળ જેણે વેર કર્યુ હોય તેના પર કોઈ રીતે વિશ્વાસ ન કરવો ઇન્દ્રે તારી સાથે વેર કરેલુ છે, વળી તે બીજાઓની સાથે કાયમ અદેખાઈ કરનારો, લોભથી બેભાન હોઈ દ્વેષ કરવામા તત્પર પારકા દુ ખોથી આનદ પામતો પરસ્ત્રીલપટ પાપી બુદ્ધિવાળો છેતરનાર, લાગ શોધનાર દ્રોહ કરવામા તત્પર, માયાવી અને મદગર્વિત છે એ ઇદ્રે માતાના પેટમા પેસીને પાપથી ડર્યા વિના ગર્ભના ટુકડા કર્યા હતા અને રડતા તે ગર્ભના પ્રથમ સાત ટુકડા કરીને ફરી એક એક ટુકડાના સાત સાત ટુકડા કર્યા હતા, માટે હે પુત્ર! તેનો વિશ્વાસ કોઈ પણ રીતે ન કરવો જેણે પાપ કર્યુ હોય તેને ફરી પાપ કરતા શરમ શી?' એમ પિતાએ હેતુયુક્ત વચનોથી સમજાવ્યો છતા તે સમયે જેનુ મરણ સમીપ જ હતુ એવો તે વૃત્રાસુર સમજ્યો જ નહિ કોઈક સમયે સધ્યાકાળ લગભગ થઈ ચૂકયો હતો અને ઘણુ જ ખરાબ ચોઘડિયુ હતુ ત્યારે ઇન્દ્રે તે મહાસુરને સમુદ્રના કિનારા પર જોયા પછી મહાત્માના વરદાનનો બરાબર વિચાર કરી આ 'ભયકર સધ્યા ચાલી રહી છે તે રાત્રિ કે દિવસ પણ નથી, માટે આ વૃત્રાસુરને હમણા જ બળથી અવશ્ય મારી નાખવો જોઈએ અહીં નિર્જન સ્થાનમા આ એકલો યોગ્ય સમયે આવ્યો છે' આમ મનથી વિચારી ઇન્દ્રે અવિનાશી વિષ્ણુનુ સ્મરણ કર્યુ એટલે પુરુષોત્તમ ભગવાન વિષ્ણુ અદૃશ્ય સ્વરૂપે ત્યા આવ્યા અને તે ભગવાન વજ્રની અદર પેસી ગયા તે સમયે આ શત્રુને હુ રણમા કેવી રીતે મારીશ? સર્વ દેવો તથા દાનવોથી કોઈ રીતે ન જિતાય એવા મહાબળવાન વૃત્રાસુરને હમણા જ છેતરીને જો હુ નહિ મારુ તો શત્રુનુ રક્ષણ કરવાથી નક્કી મારુ કલ્યાણ નહિ જ થાય' આમ મનથી વિચારી ઇદ્રે વૃત્રાસુરના નાશ માટે તત્ત જ નિર્ણય કર્યો અને તે જ વેળા સમુદ્રમા પર્વત જેવડુ પાણીનુ ફીણ તેણે જોયુ ત્યારે 'આ સૂકુ, લીનુ કે શસ્ત્ર પણ નથી,' આમ વિચારી ઇદ્રે રમતમા તે પાણીનુ ફીણ લઈ લીધુ પછી ખૂબ ભક્તિયુક્ત થઈ પરાશક્તિ ભગવતીનુ તેણે સ્મરણ કર્યુ, એટલે માત્ર સ્મરણ કરેલા જ તે દેવીએ તે સમયે પોતાનો અશ તે ફીણમા સ્થાપી દીધો પછી ઇદ્રે વિષ્ણુ સહિત પોતાના વજ્રને તે ફીણથી વીંટી લીધુ અને ફીણથી વીંટેલુ તે વજ્ર એ વૃત્રાસુર તરફ ફેંક્યુ એટલે તરત જ વજ્રથી હણાયેલા પર્વતની પેઠે એકદમ તે પડી ગયો એમ વૃત્રાસુર મરાયો, ત્યારે ઇદ્ર મનમા હર્ષ પામ્યો અને ઋષિઓ અનેક સ્તોત્રોથી તે મહેંદ્રની સ્તુતિ કરવા લાગ્યા પછી શત્રુને મારી મનમા આનદ પામેલા ઇદ્રે જેમની કૃપાથી શત્રુ મરાયો હતો એવા દેવીનુ દેવતાઓની સાથે રહી પૂજન કર્યુ અને અનેક પ્રકારના સ્તોત્રોથી દેવીને પ્રસન્ન પણ કર્યા વળી તે ઇદ્રે દેવોના બગીચામા પરાશક્તિ ભગવતીનુ મદિર કર્યુ અને તેમા માણેકની મૂર્તિની સ્થાપના કરી પછી બધા દેવો ત્રણે કાળ દેવીની મોટી પૂજા કરવા લાગ્યા અને ત્યારથી માડી શ્રીદેવી સર્વ દેવોના કુળદેવી થયા વળી ઇદ્રે ત્રણે ભુવનોમા શ્રેષ્ઠ વિષ્ણુની પૂજા પણ કરી, પછી દેવોને ભયકારક મહાપરાક્રમી એ વૃત્રાસુર મરાયો ત્યારે સુખકારક વાયુ વાવા લાગ્યો અને દેવો તથા ગાધર્વો સહિત યક્ષો રાક્ષસો તથા કિન્નરો હર્ષ પામ્યા એમ પરાશક્તિ પરમેશ્વરીના પ્રવેશવાળા ફીણને લીધે અને તે દેવીએ કરેલા મોહથી જ ઇદ્રે વૃત્રાસુરને એકદમ માર્યો હતો આ કારણ જ દેવી વૃત્રાસુરને મારનારા લોકમા કહેવાય છે અને ઇદ્રે પણ વૃત્રાસુરને માર્યો હતો તેથી પણ ઇદ્રે વૃત્રાસુરને માર્યો' એમ કહેવાય છે ૧-૬૮

**ततो वृत्रनिहन्त्रीति देवी लोकेषु गीयते।**
**शक्रेण निहतत्वाच्च शक्रेण हत उच्यते ॥६८॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

## અધ્યાય ૭ મો*

### ઇંદ્રનો ગુપ્ત વાસ અને નહુષનો ઇંદ્રપદે અભિષેક

व्यास उवाच

**अथ तं पतितं दृष्ट्वा विष्णुर्विष्णुपुरीं ययौ ।**
**मनसा शङ्कमानस्तु तस्य हत્याकृतं भयम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા પછી વૃત્રાસુરને પડેલો જોઈ તેની હત્યાથી થયેલા (બ્રહ્મહત્યાના) ભયથી મનમા શંકા કરતા વિષ્ણુ વૈકુંઠમા ગયા ઇદ્ર પણ ભયથી ત્રાસીને ઇદ્રપુરીમા જતો રહ્યો અને શત્રુ વૃત્રાસુર મરાયો, ત્યારે મુનિઓ પણ ભયથી ખેદ પામ્યા (તેઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે,) 'આપણે આને હણ્યો, તે કેવુ પાપ કર્યું? ઇદ્રને મળી જવાથી (આપણો) 'મુનિ' શબ્દ ખોટો થયો છે આપણા વચનથી જ વૃત્રાસુરે વિશ્વાસ કર્યો હતો, તેથી આપણે પણ વિશ્વાસઘાતીના સગથી વિશ્વાસઘાતી થયા છીએ પાપનુ મૂળ હોઈ અનર્થો કરનારી આ મમતાને ધિક્કાર હો, કારણ કે આપણે કપટ કરી સોગદો દ્વારા વૃત્રાસુરને હણ્યો છે પાપ કરનારાઓને સલાહ આપનાર, બુદ્ધિ આપનાર, પ્રેરણા કરનાર અને તેઓનો પક્ષ કરનાર પણ અવશ્ય પાપભાગી થાય છે વિષ્ણુએ પણ પાપ કર્યું છે, કારણ કે તે (ઇંદ્રને) સહાયરૂપ થયા છે અને સત્ત્વગુણની મૂર્તિરૂપે છતા તેમણે વજ્રમા પેસીને આ વૃત્રાસુરને પાડયો છે ખરેખર, સ્વાર્થપરાયણ પ્રાણી પાપથી ડરતો નથી અને (સ્વાર્થી) ઇદ્રના સગથી વિષ્ણુએ પણ અવશ્ય દુષ્ટ કામ કર્યું છે (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર) પુરુષાર્થો પૈકી બે જ (અર્થ અને કામ) હમણા રહ્યા છે અને બે (ધર્મ તથા મોક્ષ) તો વિનાશ જ પામ્યા છે પહેલો—ધર્મ અને ચોથો—મોક્ષ ત્રણે લોકમા આજે દુર્લભ થયા છે, (હમણા તેઓનો બિલકુલ નાશ થયો છે) અર્થ તથા કામ—એ બને જ (હાલ) પ્રસન્નતાપાત્ર થયેલા હોઈ દરેકને ખૂબ માન્ય તથા પ્રિય થયા છે 'ધર્મ, ધર્મ' એવી વાણીથી બોલવાનુ જ હોઈ મોટાઓનો પણ એ ઢોંગ છે' આમ વારવાર મનથી પશ્ચાત્તાપ કરી દુ ખી મનવાળા હોઈ ઉદ્યમરહિત થયેલા મુનિઓ પણ પોતપોતાના આશ્રમો તરફ જતા રહ્યા હે ભરતવશી રાજા! ત્વષ્ટા પણ પુત્રને ઇદ્રે મારેલો સાભળી દુ ખથી ખૂબ ખૂબ તપી જઈ રડવા લાગ્યો અને ખેદ પામ્યો જ્યા એ વૃત્રાસુર પડયો હતો, ત્યા જઈને તેણે એ સ્થિતિને પામેલા તેને જોઈ વિધિ પ્રમાણે પરલોકના સસ્કાર કરાવ્યા પછી સ્નાન કરી ઉત્તરક્રિયાનુ જળ આપી શોકથી પીડાતા તે ત્વષ્ટાએ મિત્રનો નાશ કરનાર મહાપાપી ઇદ્રને આવો શાપ આપ્યો, 'મારા પુત્રને સોગદોથી ખૂબ છેતરી જેમ માર્યો છે, તેમ ઇદ્ર પણ દૈવે નિર્માણ કરેલુ મોટુ દુ ખ પામો' એમ ઇદ્રને શાપ આપી દુ ખથી ઘેરાયેલો ત્વષ્ટા મેરુપર્વતના શિખરનો આશ્રય કરી ઘણુ આકરુ તપ કરવા લાગ્યો.

જનમેજયે પૂછ્યુ હે દાદા! વૃત્રાસુરનો નાશ કરી ઇદ્ર કઈ સ્થિતિને પામ્યો હતો? આગળ જતાં તેને સુખ થયુ હતુ કે દુ ખ? તે મને કહો

વ્યાસે કહ્યુ હે મહાભાગ! તમે શુ પૂછો છો? આ તમારો સદેહ કેવો છે? કરેલુ શુભ કર્મ કે અશુભ કર્મ અવશ્ય ભોગવવુ જ પડે છે મહાબળવાન કે દુર્બલ દેવો, અસુરો તથા મનુષ્યો સહિત હરકોઈ પ્રાણીએ નાનામા નાનુ અથવા મોટુ જે કઈ (સારુ—નરસુ) કર્મ કર્યું હોય, તે અવશ્ય ભોગવવુ જ પડે છે વિષ્ણુએ વૃત્રાસુરનો નાશ કરનાર ઇદ્રને એવી બુદ્ધિ આપી અને પોતે વજ્રમા પેઠા તથા સહાય થયા, પણ આપત્તિમા તે વિષ્ણુ કોઈ પણ રીતે (ઇદ્રને) સહાય થયા ન હતા, એટલે હે રાજા! આ સસારમા (અનુકૂળ) સમય હોય ત્યારે બધા કુટુબી બને છે (અર્થાત્ દૈવ અનુકૂળ હોય, ત્યારે બધા સહાય કરે છે, પણ દૈવ વિરુદ્ધ અથવા અવળુ હોય, ત્યારે કોઈ પણ કોઈને સહાય કરતુ નથી) દૈવ વિરુદ્ધ અથવા અવળુ હોય છે ત્યારે પિતા, માતા, પત્ની અથવા સગો ભાઈ પણ સહાય કરતો નથી દૈવ વિરુદ્ધ થાય છે ત્યારે કોઈ સેવક, મિત્ર અથવા સગો પુત્ર પણ સહાય કરતો નથી પાપ—પુણ્યનો કર્તા જ ખરેખર

* આ અધ્યાયમા નીચેના ૨૬ શ્લોકોથી ઇન્દ્રનો ગુપ્ત વાસ અને નહુષનો અભિષેક કહેવાશે

તેનુ ફળ ભોગવનાર થાય છે વૃત્રાસુરને મરાવી બધાય જતા રહ્યા અને (એકલો) ઇંદ્ર જ નિસ્તેજ બની ગયો સર્વ દેવો તેને ગાળો દેવા લાગ્યા અને 'આ તો બ્રહ્મહત્યારો છે' એમ ધીમે ધીમે કહેવા લાગ્યા વળી (તેઓ અંદર અંદર વાતો પણ કરવા લાગ્યા કે,) 'સોગંદો લઈ તથા સાચુ વચન આપી અત્યત વિશ્વાસુ થયેલા અને મિત્રપણાને પામેલા મુનિને કોણ મારવા ઈચ્છે?' આવી તેની વાત દેવોના સ્થાનમા, દેવોના બગીચામા તથા ગાંધર્વોના મેળાવડામા બધે ઠેકાણે ફેલાવા લાગી 'વિશ્વાસ પામેલા અને મુનિઓને એ છેતરેલા વૃત્રાસુરને મારી નાખતા ઇંદ્રે કેવુ દુષ્ટ કર્મ કર્યું છે? વેદનુ પ્રમાણ છોડી નાસ્તિક મતનો જ સ્વીકાર કર્યો છે છેતરીને અત્યત સાહસથી આ શત્રુને મારી નાખ્યો, તે આ વિપરીત કર્મ (સામાને) વચન આપી ઇંદ્ર અથવા વિષ્ણુ સિવાય બીજો કોણ કરે?' આવી બીજી પણ વાતો સભાઓમા ખૂબ થવા લાગી. ઇંદ્રે પણ પોતાની કીર્તિનો નાશ કરનારી જાતજાતની વાતો સાભળી જેની કીર્તિ લોકમા નાશ પામી હોય અને જેને રસ્તામા જતો જોઈ શત્રુના મોઢા હસવા માંડે, તેના નિંદ્ય જીવનને ધિક્કાર હો રાજર્ષિ ઇંદ્રદ્યુમ્ન પણ પોતે પાપ નહિ કરેલુ છતા કેવળ કીર્તિના નાશથી સ્વર્ગમાથી પડયો હતો, તો આ પાપ કરનાર કેમ નહિ પડે? ઘણો જ નાનો અપરાધ હોવા છતા યયાતિ રાજા (સ્વર્ગમાથી) પડયો હતો કોઈ એક રાજા ઘણો જ નાનો અપરાધ કરીને પણ અઢાર યુગ સુધી કાચલો થયો હતો અવિનાશી ભગવાન વિષ્ણુ પણ ભૃગુની પત્નીનુ મસ્તક કાપવાથી બ્રાહ્મણ ભૃગુના શાપને લીધે પશુની યોનિમા તથા માછલા વગેરેની યોનિઓમા જન્મ્યા હતા, વળી એ વિષ્ણુ વામન થઈ બલિરાજાને ઘેર માગવા ગયા હતા, આવા પાપ કરનારો પુરુષ બીજુ કયુ દુ ખ પામે? (આ કઈ ઓછુ છે?) હે ભારત! રામચદ્ર પણ ભૃગુના શાપથી વનવાસમા સીતાના વિરહથી થયેલુ અતિઘોર દુ ખ પામ્યા હતા તે જ પ્રમાણે એ ઇંદ્ર પણ બ્રહ્મહત્યાએ કરેલો મોટો ભય પામી સર્વ સિદ્ધિઓથી મુક્ત એવા પણ ઘરમા શાન્તિ પામ્યો નહિ તે ભય કાતિરહિત, નિસાસા નાખતા, ભયથી ગાભરેલા, બેભાન અને ચેતન વિનાના થયેલા ઇન્દ્રને જોઈ ઇંદ્રાણીએ તેને કહ્યુ કે, 'હે પ્રભો! તમારો ભયકર શત્રુ આજે મરી ગયો છે, છતા તમે ભયભીત કેમ થયા છો? હે શત્રુઓનો નાશ કરનાર સ્વામી! તમને શી ચિંતા છે? હે લોકોના ઈશ્વર સામાન્ય પુરુષની પેઠે નિસાસા નાખતા તમે શોક કેમ કરો છો? બીજો કોઈ બળવાન શત્રુ તો હવે છે જ નહિ, જેથી તમે ચિંતાપરાયણ થાઓ!'

ઇન્દ્રે કહ્યુ . 'મારો બળવાન શત્રુ હવે કોઈ નથી, છતા મને શાતિ કે સુખ નથી હે રાણી! બ્રહ્મહત્યાના ભયથી હુ ઘરમા કાયમ ભય પામુ છુ નદનવન, અમૃત, ઘર, વન, ગધર્વોનુ ગાયન અને અપ્સરાઓનુ નૃત્ય પણ મને સુખ કરતા નથી, તુ મારી પત્ની અને બીજી અનેક દેવાગનાઓ પણ મને સુખ કરતી નથી, તેમ જ કામધેનુ તથા કલ્પ વૃક્ષ પણ મને સુખ કરતા નથી હું શુ કરુ? ક્યા જાઉં? કયે સ્થળે મને સુખ થાય? આવી ચિંતામા ડૂબેલો છુ હે પ્રિયે! મારા ચિત્તમા સુખ પામી શકતો નથી '

વ્યાસે કહ્યુ અત્યત ગભરાતી પ્રિયાને એવુ વચન કહી ઇન્દ્ર ઘેરથી નીકળી ગયો અને મૂઢ, ભય પીડિત તથા શોકથી દૂબળો થયેલો તે ઉત્તમ માનસરોવરમા જઈ કમળના દાડલામા પેસી ગયો પાપોથી ઘેરાયેલો ઇંદ્ર તરફડતા સર્પની પેઠે પાણીમા ગુપ્ત રહેવા લાગ્યો અને કોઈનાથી જણાયો નહિ એમ સહાય વિનાનો, ચિંતાથી વ્યાકુળ અને બેભાન ઇન્દ્રિયોવાળો તે દેવેન્દ્ર બ્રહ્મહત્યાના ભયથી પીડાઈને નાસી ગયો, ત્યારે દેવો ચિંતાતુર થયા, ઉત્પાતો થવા લાગ્યા, ઋષિઓ, સિદ્ધો તથા ગધર્વો અત્યત ભયપીડિત થયા અને આખુ જગત રાજારહિત થઈ ઉપદ્રવોથી પીડાવા લાગ્યુ તે વેળા વરસાદ ન થવા લાગ્યો, પૃથ્વી કન વિનાની થઈ ગઈ, નદીઓના પ્રવાહો તૂટી ગયા અને તળાવો પાણી વિનાના થઈ ગયા એમ અરાજકતા થઈ ત્યારે ન[illegible] દેવો અને મુનિઓએ વિચારી નહુષ રાજાને ઇંદ્ર બનાવ્યો, ન[illegible]ષ રાજા જોકે ધર્મિષ્ઠ હતો, છતા ઇંદ્રપદને પામી રજોગુણના બળથી વિષયાસક્ત થયો અને

ભારત! કામદેવના બાણોથી ઘવાઈ અપ્સરાઓથી વીંટાઈને તે દેવોના બગીચામા રમવા લાગ્યો તે રાજાએ ઇન્દ્રની પત્નીના ગુણો સાભળી તેને ભોગવવાની ઈચ્છાથી ઋષિઓને કહ્યુ 'ઇદ્રાણી મારી પાસે કેમ નથી આવતી? તમે તથા સર્વ દેવોએ મને અહીં ઇદ્ર કર્યો, તો હે દેવો! મારી સેવા કરવા ઇદ્રાણીને તમે મોકલો હે મુનિઓ અને દેવો! આજે હુ દેવોનો ઇદ્ર અને લોકોનો ઈશ્વર છુ, તેથી તમારે મારુ જ પ્રિય જો કરવુ હોય તો આજે જલદી ઇદ્રાણી મારી પાસે ઘેર આવે' એવુ તેનુ વચન સાભળી ચિંતાતુર થયેલા દેવો તથા દેવર્ષિઓ ઇદ્રાણી પાસે જઈ પ્રણામ કરી તેને કહેવા લાગ્યા કે, 'હે ઇદ્રપત્ની! દુરાચારી નહુષરાજા અહીં તમને ઈચ્છે છે, તેણે કોપાયમાન થઈ અમને કહ્યુ છે કે, 'ઇદ્રાણીને અહીં મોકલો' અમે શુ કરીએ? અમે તેને વશ થયા છીએ, કારણ કે અમે જ એને ઇદ્ર કર્યો છે' તે સાભળી દુ ખી થયેલા મનવાળી દેવી ઇદ્રાણીએ બૃહસ્પતિને કહ્યુ 'હે બ્રાહ્મણ! નહુષથી મારી રક્ષા કરો, હુ તમારે શરણે આવી છુ'

બૃહસ્પતિએ કહ્યુ હે દેવિ! પાપથી મોહિત થયેલા નહુષથી તારે ડરવુ નહિ હે પુત્રિ! સનાતન ધર્મ છોડી હુ તને નહિ સોપુ જે અધમ પુરુષ શરણે આવેલા દુ ખીને (તેના શત્રુને) સોપી દે છે, તે દરેક પ્રાણી પ્રલય થાય ત્યા સુધી નરકને જ પામે છે માટે હે વિશાળ દેહના પાછલા ભાગવાળી! તુ સ્વસ્થ થા, હુ તને કદી નહિ ત્યજુ ૧-૬૨

**शरणागतमार्तं च यो ददाति नराधमः।**
**स एव नरकं याति यावदाभूतसम्प्लवम् ॥ ६२ ॥**
**स्वस्था भव पृथुश्रोणि न त्यक्ष्ये त्वां कदाचन ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં ષષ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો*

## નહુષ ઇદ્રાણી માટે લલચાયો ત્યારે ઇદ્રાણીને ઇદ્રનુ દર્શન

व्यास उवाच

**नहुषस्त्वथ तां श्रुत्वा गुरोस्तु शरणं गताम्।**
**चुकोप स्मरबाणार्तस्तमाङ्गिरसमाशु वै ॥ १ ॥**

વ્યાસ બોલ્યા કામદેવના બાણોથી પીડાયેલો નહુષ ઇદ્રાણીને બૃહસ્પતિના શરણે ગયેલી સાભળી તરત જ એ બૃહસ્પતિ ઉપર ક્રોધાયમાન થયો તેણે દેવોને કહ્યુ અગિરાના પુત્ર આ બૃહસ્પતિને મારે મારવો પડશે, કારણ કે એ મૂર્ખો ઇદ્રાણીને ઘરમા રાખી રહ્યો છે એમ મે સાભળ્યુ છે,' અને તેને કોપેલો જોઈ ઋષિઓ વગેરે સહિત દેવોએ તે દુષ્ટ નહુષ રાજાને તે વેળા શાતિપૂર્વક વચન કહ્યુ 'હે રાજેંદ્ર! તમે ક્રોધ દૂર કરો અને પાપબુદ્ધિ છોડો. હે પ્રભો! ધર્મશાસ્ત્રમા પરસ્ત્રીનો સ્પર્શ (શાસ્ત્રકારો) નિંદે છે સદાચારી, અતિ પતિવ્રતા અને ઉત્તમ ભાગ્યવાળી ઇદ્રાણી જ્યા સુધી પતિ જીવે છે ત્યા સુધી બીજો પતિ કેમ કરે? હે પ્રભો! હમણા તમે ત્રણે લોકના સ્વામી અને ધર્મના શાસક છો, તમારા જેવો જો અધર્મ કરે તો પ્રજા અવશ્ય નાશ પામે. સ્વામીએ તો શિષ્ટાચાર ખાસ જાળવવો જોઈએ. આ સ્વર્ગમા ઇદ્રાણી જેવી સેકડો અપ્સરાઓ છે, મહાત્માઓએ પ્રીતિને જ શૃ ગારનુ કારણ કહેલુ છે બળાત્કાર કરાય તો રસ નાશ પામે છે હે ઉત્તમ રાજા! બનેનો પ્રેમ જો સમાન હોય તો જ બનેને સુખ થાય છે, માટે હે દેવેન્દ્ર! પરસ્ત્રીનો સ્પર્શ કરવાનો આ ભાવ તમે છોડી દો અને ઉત્તમ ભાવ ધારણ કરો તમે સર્વોત્તમ પદને પામ્યા છો હે રાજા! પાપથી સમૃદ્ધિ નાશ પામે છે અને પુણ્યથી ખૂબ વધે છે, માટે પાપ છોડી સદ્બુદ્ધિ ધારણ કરો

નહુષે કહ્યુ . 'હે દેવતાઓ! ગૌતમની સ્ત્રીને

* આ અધ્યાયમા નહુષ રાજા ઇન્દ્રાણીમા આસક્તબુદ્ધિ થયો ત્યારે ઇન્દ્રાણીએ દેવીનું મનમાં સ્મરણ કર્યું, એટલે દેવીની કૃપાથી ઇન્દ્રાણીને ઇન્દ્રનું દર્શન થયું, એ કથા ચાળીસેક શ્લોકોથી કહેવાશે.

ભારત! કામદેવના બાણોથી ઘવાઈ અપ્સરાઓથી વીંટાઈને તે દેવોના બગીચામાં રમવા લાગ્યો તે રાજા એ ઇન્દ્રની પત્નીના ગુણો સાભળી તેને ભોગવવાની ઈચ્છાથી ઋષિઓને કહ્યુ 'ઇદ્રાણી મારી પાસે કેમ નથી આવતી? તમે તથા સર્વ દેવોએ મને અહીં ઇદ્ર કર્યો, તો હે દેવો! મારી સેવા કરવા ઇદ્રાણીને તમે મોકલો હે મુનિઓ અને દેવો! આજે હુ દેવોનો ઇદ્ર અને લોકોનો ઈશ્વર છુ, તેથી તમારે મારુ જ પ્રિય જો કરવુ હોય તો આજે જલદી ઇદ્રાણી મારી પાસે ઘેર આવે' એવુ તેનુ વચન સાભળી ચિંતાતુર થયેલા દેવો તથા દેવર્ષિઓ ઇદ્રાણી પાસે જઈ પ્રણામ કરી તેને કહેવા લાગ્યા કે 'હે ઇદ્રપત્ની! દુરાચારી નહુષરાજા અહીં તમને ઇચ્છે છે, તેણે કોપાયમાન થઈ અમને કહ્યુ છે કે, 'ઇદ્રાણીને અહીં મોકલો' અમે શુ કરીએ? અમે તેને વશ થયા છીએ, કારણ કે અમે જ એને ઇદ્ર કર્યા છે' તે સાભળી દુ:ખી થયેલા મનવાળી દેવી ઇદ્રાણીએ બૃહસ્પતિને કહ્યુ 'હે બ્રાહ્મણ! નહુષથી મારી રક્ષા કરો હુ તમારે શરણે આવી છુ'

બૃહસ્પતિએ કહ્યુ હે દેવિ! પાપથી મોહિત થયેલા નહુષથી તારે ડરવુ નહિ હે પુત્રિ! સનાતન ધર્મ છોડી હુ તને નહિ આપુ જે અધમ પુરુષ શરણે આવેલા દુ:ખીને (તેના શત્રુને) સોપી દે છે તો દરેક પ્રાણી પ્રલય થાય ત્યા સુધી નરકને જ પામે છે માટે હે વિશાળ કેડના પાછલા ભાગવાળી! તુ સ્વસ્થ થા, હુ તને કદી નહિ ત્યજુ ૧–૬૨

शरणागतमार्तं च यो ददाति नराधम ।
स एव नरकं याति यावदाभूतसंप्लवम् ॥ ६२ ॥
स्वस्था भव पृथुश्रोणि न त्यक्ष्ये त्वां कदाचन ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં ષષ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો*

## નહુષ ઇંદ્રાણી માટે લલચાયો ત્યારે ઇંદ્રાણીને ઇદ્રનુ દર્શન

व्यास उवाच

नहुषस्त्वथ तां श्रुत्वा गुरोस्तु शरणं गताम् ।
चुक्रोध स्मरबाणार्त्तस्तमाङ्गिरसमाशु वै ॥ १ ॥

વ્યાસ બોલ્યા કામદેવના બાણોથી પીડાયેલો નહુષ ઇદ્રાણીને બૃહસ્પતિના શરણે ગયેલી સાભળી તરત જ એ બૃહસ્પતિ ઉપર ક્રોધાયમાન થયો તેણે દેવોને કહ્યુ અંગિરાના પુત્ર આ બૃહસ્પતિને મારે મારવો પડશે, કારણ કે એ મૂર્ખો ઇદ્રાણીને ઘરમા રાખી રહ્યો છે એમ મે સાભળ્યુ છે.' અને તેને કોપેલો જોઈ ઋષિઓ વગેરે સહિત દેવોએ તે દુષ્ટ નહુષ રાજાને તે વેળા શાંતિપૂર્વક વચન કહ્યુ 'હે રાજેંદ્ર! તમે ક્રોધ દૂર કરો અને પાપબુદ્ધિ છોડો હે પ્રભો! ધર્મશાસ્ત્રમા પરસ્ત્રીનો સ્પર્શ (શાસ્ત્રકારો) નિંદે છે સદાચારી, અતિ પતિવ્રતા અને ઉત્તમ ભાગ્યવાળી ઇદ્રાણી જ્યા સુધી પતિ જીવે છે ત્યા સુધી બીજો પતિ કેમ કરે? હે પ્રભો! હમણા તમે ત્રણે લોકના સ્વામી અને ધર્મના શાસક છો, તમારા જેવો જો અધર્મ કરે તો પ્રજા અવશ્ય નાશ પામે. સ્વામીએ તો શિષ્ટાચાર ખાસ જાળવવો જોઈએ આ સ્વર્ગમા ઇદ્રાણી જેવી સેકડો અપ્સરાઓ છે, મહાત્માઓએ પ્રીતિને જ શૃંગારનુ કારણ કહેલુ છે બળાત્કાર કરાય તો રસ નાશ પામે છે હે ઉત્તમ રાજા! બંનેનો પ્રેમ જો સમાન હોય તો જ બંનેને સુખ થાય છે, માટે હે દેવેન્દ્ર! પરસ્ત્રીનો સ્પર્શ કરવાનો આ ભાવ તમે છોડી દો અને ઉત્તમ ભાવ ધારણ કરો તમે સર્વોત્તમ પદને પામ્યા છો હે રાજા! પાપથી સમૃદ્ધિ નાશ પામે છે અને પુણ્યથી ખૂબ વધે છે, માટે પાપ છોડી સદ્બુદ્ધિ ધારણ કરો

નહુષે કહ્યુ 'હે દેવતાઓ! ગૌતમની સ્ત્રીને

* આ અધ્યાયમા નહુષ રાજા ઇન્દ્રાણીમા આસક્તબુદ્ધિ થયો ત્યારે ઇન્દ્રાણીએ દેવીનું મનમા સ્મરણ કર્યું. એટલે દેવીની કૃપાથી ઇન્દ્રાણીને ઇન્દ્રનું દર્શન થયું, એ કથા સાઠઉપરાંત શ્લોકોથી કહેવાશે.

પોતે કરેલા પાપથી તરત જ નાશ પામશે અને અશ્વમેધ યજ્ઞથી પાવન કરાયેલો ઇદ્ર પણ થોડા સમયમા પોતાનુ સર્વોત્તમ આસન મેળવશે ' અમાપ તેજવાળા વિષ્ણુની તે શુભ વાણી સાભળી દેવો જ્યા ઇદ્ર હમેશા રહેતો હતો, તે પ્રદેશમા ગયા અને બૃહસ્પતિ વગેરે દેવોએ તે ઇદ્રને આશ્વાસન આપી તેની પાસે અશ્વમેધ મહાયજ્ઞ સપૂર્ણ કરાવ્યો પછી ઇદ્રે વૃક્ષો, નદીઓ, પર્વતો, પૃથ્વી અને સ્ત્રીઓ એ બધામા બ્રહ્મહત્યાને વહેંચી દીધી અને તે તે પદાર્થોમા બ્રહ્મહત્યાને છોડી દઈ પાપ અને સતાપથી રહિત થયેલો તે ઇદ્ર ફરી (પોતાના ઉદય) કાળની રાહ જોતો જળમા સર્વ પ્રાણીઓથી અદૃશ્ય થઈ કમળના નાળમા જ રહેવા લાગ્યો દેવો પણ અદ્ભુત કાર્ય કરી પોત પોતાના સ્થાને ગયા, ઇદ્રાણી વિરહથી વ્યાકુળ અને દુ ખી થઈ બૃહસ્પતિને કહેવા લાગી 'હે સ્વામિન્! મારા પતિએ યજ્ઞ કર્યો, છતા હજી તે અદૃશ્ય કેમ રહે છે? હું મારા પતિને કેવી રીતે જોઈ શકુ, તે ઉપાય તમે મને કહો '

બૃહસ્પતિ બોલ્યા હે ઇદ્રાણી! ભગવતી શિવા દેવીનુ તુ આરાધન કર તે દેવી પાપરહિત થયેલા તારા પતિના તને દર્શન કરાવશે વળી આરાધન કરેલા તે જગદબા નહુષ રાજાને ન.ો અને તને મોહ પમાડી સ્વાન પરથી પાડશ

" હે જનમેજય રાજા! એમ તેમણે કહ્યુ, ત્યારે તે ઇદ્રાણીએ ગુરુ—બૃહસ્પતિ પાસેથી સાધના સહિત દેવીનો મત્ર વિધિ પ્રમાણે ગ્રહણ કર્યો અને ગુરુ પાસેથી વિદ્યા મેળવી ઉત્તમ બલિદાન, પુષ્પો તથા પૂજા—સાહિત્યોથી શ્રીભુવનેશ્વરી દેવીનુ તે ઇદ્રાણીએ સારી રીતે આરાધન કરવા માડયુ તેણે બીજી ભોગસામગ્રી ત્યજી દીધી તાપસીનો વેષ ધારણ કર્યો અને પતિના દર્શનની ઇચ્છાથી દેવીનુ પૂજન કરવા માડયુ કેટલાક કાળ પછી પ્રસન્ન થયેલા દેવીએ પ્રત્યક્ષ દર્શન દીધુ અને સૌમ્ય રૂપ ધરતા, વર આપનારા, હસરૂપ વાહનવાળા, કરોડો સૂર્ય જેવા તેજસ્વી, કરોડો ચદ્ર જેવા શીતળ, કરોડો વીજળીઓ જેવી કાતિવાળા, ચાર વેદોથી યુક્ત, પોતાના બાહુઓમા પાશ, અકુશ, અભય તથા વરદાન ધરતા, પગ સુધી લટકતી સ્વચ્છ મોતીની માળા ધારણ કરતા, પ્રસન્ન હસતા મુખવાળા, ત્રણ નેત્રોથી શોભતા, બ્રહ્માથી માડી કીડા સુધીના પ્રાણીઓની માતા, દયારૂપ અમૃતના સમુદ્ર, અનતકોટિ બ્રહ્માડોના સ્વામિની, પરમ ઈશ્વરી, સૌમ્ય છતા અનત રસોથી યુક્ત બે રત્નો વડે શોભતા, સર્વના ઈશ્વરી, સર્વજ્ઞ, કૂટસ્થ અને અક્ષરસ્વરૂપ તે પ્રસન્ન દેવી ઉદ્યમ કરતી તે ઇદ્રાણીને મેઘના જેવા ગભીર શબ્દોથી ખૂબ હર્ષ પમાડતા કહેવા લાગ્યા

શ્રીદેવી બોલ્યા 'હે સુદર કેડના પાછલા ભાગવાળી ઇદ્રાણિ! તુ ઇચ્છિત વર માગ હું તને આપીશ તે અત્યત પૂજેલી હું આજે પ્રસન્ન થઈ છુ અને વર આપવા આવી છુ મારુ દર્શન સહજ નથી, પણ અનેક કરોડો જન્મોથી થયેલા પુણ્યના સમૂહોથી પામી શકાય છે ' એમ તેણે કહેલી તે ઇદ્રાણીએ પ્રસન્ન થયેલા એ ભગવતી પરમેશ્વરીની સામે પ્રણામ કરી તે સમયે કહ્યુ 'હે માતા! પતિનુ અતિ દુર્લભ દર્શન હુ ઇચ્છુ છુ, અને નહુષ તરફના ભયનો નાશ અને પોતાના પદની પ્રાપ્તિ પણ ઇચ્છુ છુ '

શ્રીદેવી બોલ્યા તુ આ દૂતી સાથે માનસરોવર પર જા, ત્યા 'વિશ્વકર્મા' નામની મારી સ્થિર મૂર્તિ છે, તે સ્થળે દુ ખી હોઈ ભયથી ગભરાતા ઇદ્રને તુ જોઈશ હે વિશાળ નેત્રોવાળી! કેટલાક કાળ પછી નહુષ રાજાને હુ મોહ પમાડીશ, તુ સ્વસ્થ થા, તારુ ઇચ્છિત હું કરીશ મોહ પામેલા નહુષ રાજાને ઇદ્રના આસનથી ભ્રષ્ટ કરીશ

વ્યાસ બોલ્યા તે પછી દેવીની દૂતીએ તે ઇદ્રપત્નીને લઈ જલદી તેના પતિ પાસે પહોચાડી, એટલે તે બાળા ત્યા ગુપ્ત રહેતા અને ઘણા કાળથી ઇચ્છેલા પોતાના ઉત્તમ પતિ ઇદ્રને જોઈ આનદ પામી ૧ ૭૧

**सा दृष्ट्वा त पतिं बाला सुरेश गुप्तसस्थितम् ।**
**मुदिताऽभूद् वर वीक्ष्य बहुकालाभिवाञ्छितम् ॥७१॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## નહુષ નીચે પડ્યો

व्यास उवाच

**तां वीक्ष्य विपुलापाङ्गीं रहः शोकसमन्विताम्।**
**आखण्डलः प्रियां भार्यां विस्मितश्चाब्रवीत्तदा ॥ १ ॥**

વ્યાસ બોલ્યા વિશાળ કટાક્ષોવાળી અને શોક યુક્ત એ પ્રિય પત્નીને ત્યા એકાતમા જોઈ વિસ્મય પામેલા ઇદ્રે તે સમયે કહ્યુ 'હે પ્રિયે! તુ અહીં કેવી રીતે આવી? હે સુદર મુખવાળી! તે મને કેવી રીતે જાણ્યો? હુ સર્વ પ્રાણીઓથી જાણવો મુશ્કેલ રહ્યો છુ'

ઇદ્રાણીએ કહ્યુ હે દેવ! દેવીની કૃપાથી મે આજે તમને અહીં જાણ્યા છે અને હે ઇદ્ર! તેમની કૃપાથી હુ તમારી પાસે આવી છુ દેવો તથા મુનિઓએ નહુષ નામના રાજર્ષિને તમારા આસન પર સ્થાપ્યો છે, તે મને કાયમ દુ ખ દે છે અને તે પાપી મને કહ્યા કરે છે કે 'હે સુદર અગવાળી! દેવોના અધિપતિ મને ઇદ્રને તુ પતિ કર' તો હે ઇદ્ર! હવે હુ શુ કરુ?'

ઇદ્રે કહ્યુ હે સુદર કેડના પાછલા ભાગવાળી! સમયની રાહ જોતો હુ દૈવેચ્છાથી જેમ (અહીં) રહ્યો છુ તેમ તુ પણ હે કલ્યાણિ! પોતાના મનને ખૂબ સ્થિર કર

વ્યાસ બોલ્યા ખૂબ વખાણ કરતા પતિએ એમ કહેલી તે ઇદ્રાણી, ખૂબ દુ ખી થઈ નિસાસા નાખતી ને ધ્રૂજતી તે ઇદ્રને કહેવા લાગી 'હે મહા ભાગ્યશાળી! હુ કેમ રહી શકુ? મદથી છકલો અને વરદાનથી ગર્વિત તે પાપાત્મા મને સ્વાધીન કરશે વળી તેના ભયથી ગભરાતા સર્વ દેવો તથા મુનિઓ તો મને કહ્યા જ કરે છે કે, 'હે સુદર કેડના પાછલા ભાગવાળી! કામથી આતુર દેવરાજ નહુષને તુ સેવ' હે શત્રુઓનો નાશ કરનારા! બ્રાહ્મણ બૃહસ્પતિ તો બળ વિનાના હોઈ કાયમ દેવોને અનુસરનારા છે, તેથી (જોકે તે મને બચાવવા પ્રયત્ન તો કરે છે તોપણ) મારુ રક્ષણ કરવા તે કેમ સમર્થ થશે? માટે હે પ્રભો! મને મોટી ચિંતા થાય છે કે, હમણા દૈવ અવળુ અને વિરુદ્ધ છે તો પરતત્ર અનાથ હુ સ્ત્રી શુ કરીશ? હુ વ્યભિચારી સ્ત્રી નથી, પણ તમારા મા જ ચિત્તવાળી અત્યત પતિવ્રતા છુ, ત્યા મારુ કોઈ શરણ નથી જે મને દુ ખીને બચાવે'

ઇદ્રે કહ્યુ 'હે સુદર મુખવાળી! હુ તને ઉપાય કહુ છુ, તે હવે તુ કરજે, જેથી આ દુ ખના સમય મા તારુ શીલ સુરક્ષિત થશે કામદેવથી વ્યાપ્ત ચિત્ત વાળી હોઈ અત્યત ચચળ સ્ત્રી કરોડો ઉપાયથી બીજા વડે રક્ષાયેલી હોય, છતા પતિવ્રતા રહી શકતી નથી માત્ર શીલ જ સ્ત્રીઓને હમેશા પાપથી બચાવે છે, માટે હે ઉજ્જ્વળ હાસ્યવાળી! શીલનો આશ્રય કરી તુ સ્થિર થા દુષ્ટ નહુષ તને બળાત્કારે ખેચે, ત્યારે તુ છાની શરત કરી તે રાજાને છેતરજે હે મદથી આળસુ! એકાતમા તેની પાસે જઈ તુ કહેજે 'હે જગત્પતિ! ઋષિઓએ ઉપાડેલા દિવ્ય વિમાનમા બેસી તમે મારી પાસે આવો એમ કરવાથી પ્રસન્ન થઈ હુ તમને વશ થઈશ કેમ કે એવુ મારુ વ્રત છે' હે સુદર કેડના પાછલા ભાગવાળી! એમ તુ તેને કહેજે એટલે અત્યત મોહ પામેલો તે કામાધ રાજા મુનિઓને વાહનમા જોડશે, ત્યારે કોઈક તપસ્વી અવશ્ય તે રાજાને શાપથી બાળી નાખશે જગદબા તને સહાય કરશે, એમા સશય નથી જગદબાના ચરણનુ સ્મરણ કરનારને કદી સકટ થતુ નથી, કદાચ સકટ થાય તોપણ અવશ્ય તે કલ્યાણ માટે જ થાય છે, માટે બૃહસ્પતિના કહેવા પ્રમાણે મણિદ્વીપમા વસતા ભુવનેશ્વરીનુ તુ પૂર્ણ કાળજીથી ભજન કર

વ્યાસ બોલ્યા એમ ઇદ્રે કહેલી ઇદ્રાણી 'બહુ સારુ એમ કહી ખૂબ વિશ્વાસ પામી ભવિષ્યના કાર્ય માટે તૈયાર થઈ નહુષ પાસે ગઈ તેને આવેલી જોઈ નહુષ રાજા આનદ પામી આ વચન બોલ્યો 'હે કામિની! તુ ભલે આવી, તારા સત્ય વચનોથી હુ તને વશ થયો છુ તે વચન પાળ્યુ છે, માટે તારા સત્યથી હુ તારો દાસ થયો છુ હે માપસર બોલનારી! તુ મારી પાસે આવી તેથી હુ પ્રસન્ન થયો છુ, તારે શરમાવુ નહિ, હે સુદર હાસ્યવાળી! મને ભક્તને તુ

* આ અધ્યાયમા સડસઠ શ્લોકથી જગદબાની કૃપાથી નહુષ પણ નીચે પડયો, એ વિસ્તારથી વર્ણવાશે.

સ્વીકાર હે વિશાળ નેત્રવાળી! તારી જે કંઈ ઈચ્છા હોય તે તું કહે, તારું હું પ્રિય કરીશ.'

ઇદ્રાણી બોલી હે નવા ઇદ્ર! તમે મારું બધું કાર્ય કર્યું છે હે દેવ! મારા મનમા હમણા એક ઈચ્છા છે હે પ્રભો! તે મારી ઈચ્છા તમે પૂર્ણ કરો, એટલે હું તમને વશ થઈશ મારા મનનો ઉત્સાહ હું તમને કહું છું તેને પૂર્ણ કરવા તમે યોગ્ય છો

નહુષે કહ્યુ હે ચદ્ર સમાન મુખવાળી! તુ તે કાર્ય કહે, હુ તારી ઈચ્છા પ્રમાણે તે કરીશ હે સુદર ભમરવાળી! દુર્લભ વસ્તુ પણ હુ તને આપીશ, તુ મને કહે

ઇદ્રાણી બોલી હે રાજેંદ્ર! હુ કેવી રીતે કહુ ? મને તમારો વિશ્વાસ નથી હે રાજેંદ્ર! તમે સોગદ લ્યો કે, 'તારુ ગમતુ હુ કરીશ' કારણ કે પૃથ્વી પર સત્ય વચનવાળા રાજાઓ દુર્લભ હોય છે હે રાજન્! સત્યથી બધાયેલા તમને જાણ્યા પછી હુ કહીશ હે રાજા! મારુ ઈચ્છેલુ તમે કરશો એટલે કાયમ હુ તમને વશ રહેનારી થઈશ હે ઇદ્ર! આ મારુ વચન સત્ય છે'

નહુષ બોલ્યો હે સુદરિ! હુ યજ્ઞ તથા દાનથી કરેલા પુણ્યના સોગદ લઉં છુ કે, તારુ વચન મારે અવશ્ય કરવુ

ઇદ્રાણી બોલી ઇદ્રનુ વાહન ઘોડા, હાથી અને રથ છે, તેમ જ વિષ્ણુનુ ગરુડ, યમનુ પાડો, શકરનુ પોઠિયો, બ્રહ્માનુ પણ ઉત્તમ હસ, કાર્તિક સ્વામીનુ મોર અને ગણપતિનુ ઉંદર વાહન છે, તો એ રીતે હે દેવોના અધિપતિ! હુ તમારુ નવીન વાહન ઈચ્છુ છુ, જે વિષ્ણુનુ, શકરનુ, અસુરોનુ તથા રાક્ષસોનુ ન હોય હે મહારાજ! તીક્ષ્ણ વ્રતવાળા સર્વ મુનિઓ પાલખીથી તમને ઉપાડે, આ મારી ઈચ્છા છે, કેમ કે હે રાજા! હુ તમને સર્વ દેવો કરતા અધિક જાણુ છું, અને તેવા વાહનથી હુ ઉત્સાહયુક્ત થઈ તમારા તેજમા વધારો ઈચ્છુ છુ

વ્યાસ બોલ્યા તેનુ એ વચન સાભળી દેવીએ કરેલા મોહથી તત્કાળ મોહિત થયેલો ત ઓછા જ્ઞાન વાળો રાજા ખૂબ હસીને ઇદ્રાણીના વખાણ—પ્રશસા કરતો આ વચન બોલ્યો

નહુષે કહ્યુ હે સુદરિ! તે સત્ય કહ્યુ છે મારું વાહન સુદર હોવુ જોઈએ હે સુદર વાળના છેડાવાળી! તારુ વચન હુ અવશ્ય કરીશ જે પુરુષ મુનિઓને પોતાનુ વાહન કરે, તે ઓછો પરાક્રમી હોતો નથી. હે ઉજ્જ્વળ હાસ્યવાળી! હુ એવા વાહન પર બેસી તારી પાસે આવીશ મને ત્રણે લોકોમા સમર્થ તથા તપથી અધિક જાણી સર્વ સપ્તર્ષિઓ તથા દેવર્ષિઓ ઉપાડશે

વ્યાસે કહ્યુ એમ કહી ખૂબ સતોષ પામેલા તેણે એ ઇદ્રપત્નીને રજા આપી અને સર્વ મુનિઓને બોલાવી કામદેવથી ઘેરાયેલા તેણે આ પ્રમાણે કહ્યુ.

નહુષ બોલ્યો હે બ્રાહ્મણો! આજે હુ સર્વ શક્તિઓથી યુક્ત ઇદ્ર છુ, માટે તમે અભિમાનરહિત થઈ અહીં એક કાર્ય કરો મેં ઇંદ્રાસન મેળવ્યુ છે છતા ઇદ્રાણી મારી પાસે આવતી નથી, અને જ્યારે તેને બોલાવી ત્યારે તેણે પ્રેમપૂર્વક મને આ વચન કહ્યુ છે 'હે દેવેન્દ્ર! મુનિઓએ ઉપાડેલા વાહનથી તમે મારી પાસે આવો, હે દેવોના અધિપતિ! હે દેવોના દેવ! હે માન આપતા મહારાજ! તમે મારુ આ પ્રિય કરો' હે શ્રેષ્ઠ મુનિઓ! મારુ આ કાર્ય ઘણુ જ મુશ્કેલ છે, પણ દયાળુ તમારે એ કાર્ય આવશ્ય કરવુ જ જોઈએ ઇદ્રની પત્નીમા લાગેલા મારા મનને કામદેવ બાળી રહ્યો છે માટે આજે તમે મારુ શરણુ થાઓ અને આ અદ્દભુત કાર્ય કરો

વ્યાસ બોલ્યા અગસ્ત્ય વગેરે મહર્ષિઓએ પોતાનુ અપમાન કરતુ એ વાક્ય સાભળી તેમ બનવાનુ હોવાથી તેમ જ કૃપાથી તે સ્વીકાર્યું તત્ત્વદ્રષ્ટા મુનિઓએ તેનુ વાક્ય સ્વીકાર્યું, ત્યારે ઇદ્રાણીમા લાગેલા મનવાળો નહુષ રાજા ખૂબ આનદ પામ્યો. તે સુદર પાલખી પર ઉતાવળો ચડી બેઠો અને દિવ્ય મુનિઓને ઉપાડનારા બનાવી 'સર્પ, સર્પ, (ચાલ, ચાલ) એમ કહેવા લાગ્યો કામદેવથી પીડાતા તે મૂર્ખાએ તપસ્વીઓમા શ્રેષ્ઠ, લોપામુદ્રાના પતિ, વાતાપિ દૈત્યોને ખાઈ જનાર અને સમુદ્રને પણ સૂકવી નાખનાર અગસ્ત્ય મુનિના મસ્તક પર પગ અડકાડયો અને કામદેવના બાણથી મરાયેલા તેણે એ મુનિને ચાબુકથી માર્યો, ઉપરાત ઇદ્રાણીએ હરેલા ચિત્તવાળા

તેણે 'સર્પ' (જલદી ચાલ) એમ તે મુનિને કહ્યુ; ત્યારે ચાબુકનો માર યાદ કરી ક્રોધે ભરાયેલા તે મુનિએ તેને આવો શાપ દીધો કે, 'ઓ દુરાચારી ! તુ વનમા ઘોર શરીરવાળો મોટો સર્પ થઈ જા, જ્યા અનેક હજારો વર્ષો સુધી તને મોટુ દુ ખ થશે તુ તારા પરાક્રમથી ત્યા ભમીશ અને યુધિષ્ઠિર રાજાના દર્શન કરી, એ ધર્મપુત્રના મુખથી પ્રશ્નોનો ઉત્તર સાભળી તારો (સર્પના શરીરથી) છુટકારો થશે અને તે પછી ફરી તુ સ્વર્ગને પામીશ ' એમ રાજર્ષિ નહુષને શાપ અપાયો ત્યારે મુનિશ્રેષ્ઠ તે અગસ્ત્યની તેણે સ્તુતિ કરી; પછી તરત જ તે સ્વર્ગમાથી પડયો અને સર્પનુ રૂપ ધરનાર થયો પછી બૃહસ્પતિએ તરત જ માન સરોવરમા જઈ એ સર્વ વૃત્તાત વિસ્તારથી ઇદ્રને કહ્યો હે મહારાજા ! નહુષ રાજાનુ સ્વર્ગમાથી પડવુ વગેરે સાભળી ઇદ્ર આનદ પામ્યો અને ત્યા જ રહ્યો પછી દેવો અને મુનિઓ નહુષને પૃથ્વી પર પડેલો જોઈ, જે સરોવરમા ઇદ્ર રહ્યો હતો, ત્યા જ તે બધા ગયા મુનિઓ સહિત સર્વ દેવોએ તે ઇદ્રને તે સમયે આશ્વાસન આપ્યુ અને માનપૂર્વક તેને સ્વર્ગમા લાવ્યા પછી ત્યા આવેલા ઇદ્રને સર્વ મુનિઓ તથા દેવોએ આસન પર બેસાડી પાછળથી માગલિક અભિષેક કર્યો ઇદ્ર પણ સ્વર્ગલોકમા પોતાનુ આસન મેળવી પ્રેમયુક્ત ઇદ્રાણી સાથે નદનવનમા આનદ કરવા લાગ્યો

વ્યાસ બોલ્યા એમ હે રાજા ! ઈચ્છા પ્રમાણે રૂપ ધારણ કરતા વૃત્રાસુરને તથા મહામુનિ વિશ્વરૂપને મારી ઇદ્ર અતિ ઉગ્ર દુ ખ પામ્યો હતો અને દેવીની કૃપાથી ફરી પોતાનુ સ્થાન તેણે મેળવ્યુ હતુ હે રાજન્ ! તમે મને જે સર્વોત્તમ કથા પૂછી હતી, તે આ વૃત્રાસુરના નાશને લગતુ સર્વ આખ્યાન મેં તમને કહ્યુ. પ્રાણી જેવુ કર્મ કરે છે તેવુ ફળ પામે છે, કેમ કે શુભ કે અશુભ કર્મ જે કર્યુ હોય, તે અવશ્ય ભોગવવુ જ પડે છે ૧—૬૭

**यादृशं कुरुते कर्म तादृशं फलमाप्नुयात् ।**
**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥६७॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૯ મો સમાપ્ત

# અધ્યાય ૧૦ મો+

## ત્રણ પ્રકારના સ્વરૂપ

जनमेजय उवाच

**कथितं त्वरितं शक्रस्याद्भुतकर्मणः ।**
**स्थानभ्रंशस्तथा दुःखप्राप्तिरुक्ता विशेषतः ॥ १ ॥**

જનમેજય રાજાએ પૂછ્યુ હે બ્રાહ્મણ ! અદ્ભુત કર્મ કરતાર ઇદ્રનુ ચરિત્ર તમે કહ્યુ, તેમ જ પોતાના સ્થાનથી તે પડયો અને જે દુ ખ થયુ, તે પણ વિસ્તારથી તમે કહ્યુ; જેમા દેવાધિદેવીનો મહિમા ખૂબ વર્ણવ્યો છે પરતુ આમા મને આ સદેહ છે, મહાતપસ્વી ઇદ્રે પણ દુ ખોના નાશ કરનારુ દેવોનુ આધિપતિપણુ પામી દુ ખ ભોગવ્યુ ! (એ નવાઈ જેવુ છે) સો (અશ્વમેધ) યજ્ઞો કરી સર્વોત્તમ સ્થાન અને દેવોનુ સ્વામીપણુ પામીને પણ એ ઇદ્ર સ્થાનભ્રષ્ટ કેમ થયો હતો ? હે દયાના ભડાર ! આ સર્વ કારણ તમે મને કહો હે મુનિશ્રેષ્ઠ ! તમે બધુ જાણો છો અને પુરાણોના રચનાર છો, વળી શ્રદ્ધાળુ શિષ્ય આગળ કઈ ન કહેવા જેવુ મહાપુરુષોને હાતુ નથી, માટે હે મહાભાગ ! મારો સદેહ તમે દૂર કરો

સૂત બોલ્યા જનમેજય રાજાએ એમ પૂછ્યુ, ત્યારે સત્યવતીના પુત્ર વ્યાસ મનમા ખૂબ પ્રસન્ન થઈ અનુક્રમે ઉત્તર કહેવા લાગ્યા

વ્યાસ બોલ્યા હે ઉત્તમ રાજા ! તેનુ ખૂબ આશ્ચર્યરૂપ કારણ તમે સાભળો તત્ત્વવેત્તાઓમા શ્રેષ્ઠ પુરુષોએ સચિત, વર્તમાન અને પ્રારબ્ધ—એવા ભેદથી ત્રણ પ્રકારના કર્મ કહ્યા છે અનેક જન્મોથી થયેલુ પૂર્વનુ જે કર્મ તે 'સચિત' કહેવાય છે, તે પણ સાત્ત્વિક, રાજસ અને તામસ—એમ ત્રણ પ્રકારનુ હોય છે હે રાજા ! શુભ અથવા અશુભ તે સચિત કર્મ ઘણા કાળનુ હોય, છતા પુણ્ય કે પાપરૂપ તે કર્મ અવશ્ય ભોગવવુ જ પડે છે જન્મે જન્મે કરેલા તે સચિત કર્મોનો (સપૂર્ણ ફળભોગ જ્યા સુધી થઈ રહ્યો ન હોય ત્યા સુધી) સેં કડો ને કરોડો કલ્પોથી પણ સપૂર્ણ નાશ થતો જ નથી દેહને પામી શુભ

+ આ અધ્યાયમા એકતાળીસ શ્લોકોથી ત્રણ પ્રકારનાં કર્મોનુ સ્વરૂપ કહેવાશે, કે જેનાથી જીવ બધાય છે

કે અશુભ જે કર્મ પ્રાણી કરે છે અને અર્થાત્ આ ચાલુ દેહમા હમણા જ જે કર્મ થઈ રહ્યુ છે તે 'ક્રિયમાણ' અથવા 'વર્તમાન' કહેવાય છે સચિત કર્મોમાથી (કેટલાક કર્મો જે છોડયા હોય તેઓને) એકઠા કરી કેટલોક કાળ દેહના આરભે એકઠા કરેલા તે કર્મોને ફળ આપવા (કાળ) પ્રેરણા કરે છે, તે (ફળ આપવા કાળે પ્રેરેલુ) કર્મ 'પ્રારબ્ધ' કર્મ જાણવુ, તેનો પણ ભોગથી જ નાશ કહ્યો છે પ્રાણીઓને પ્રારબ્ધ કર્મ (ચાલુ દેહથી) અવશ્ય ભોગવવુ જ પડે છે, એમા સશય નથી (એ પ્રારબ્ધ કર્મ ભોગવાઈ રહે, ત્યારે ચાલુ દેહનો નાશ થાય+ છે) હે રાજેંદ્ર! દેવો, મનુષ્યો, અસુરો, યક્ષો, ગધર્વો, કે કિન્નરોએ અશુભ કે શુભ જે કર્મો પૂર્વે કર્યા હોય, તે (અનેક જન્મોથી) અવશ્ય ભોગવવા જ પડે છે, એ નક્કી છે હે મહારાજ! દેહના આરભનુ કારણ કર્મ જ છે કર્મોનો જ્યારે નાશ થાય છે, ત્યારે પ્રાણીઓના જન્મોનો પણ નાશ થાય છે, એમા સશય નથી બ્રહ્મા, વિષ્ણુ, શકર, ઇદ્ર વગેરે દેવો, દાનવો, યક્ષો અને ગધર્વો—સર્વે કર્મને વશ છે, નહિ તો હે રાજા! દેહનો સબધ, જે પ્રાણીને સુખદુ ખના ભોગનુ કારણ છે, તે (પ્રાણીઓ જો કર્માધીન ન હોય તો) કેમ થાય? માટે અનેક જન્મોથી થયેલા સચિત કર્મોમાથી કોઈક કર્મને કાળને લીધે થયેલા પરિપાકના બનથી વેગ આવે છે, તે જ પ્રારબ્ધરૂપ બનેલા કર્મના વશથી મનુષ્ય જેમ પુણ્ય તથા પાપ કરે છે, તેમ દેવો વગેરે પણ કરે છે (આમ પુણ્યરૂપ પ્રારબ્ધ કર્મથી પુણ્યકર્મ કરી ઇદ્રે જેમ ઇદ્રપદ મેળવ્યુ હતુ, તે જ પ્રમાણે પાપરૂપ પ્રારબ્ધ કર્મથી બ્રહ્મહત્યા રૂપ પાપકર્મ કરી ઇદ્ર સ્થાનભ્રષ્ટ થયો હતો એટલે તેમા કાઈ નવા જેવુ નથી) તે જ પ્રમાણે હે રાજન્! ધર્મના પુત્ર નારાયણ તથા નર એ બન્ને (કર્મના યોગથી જ) કૃષ્ણ તથા અર્જુન તરીકે જન્મ્યા હતા અને તેઓ નારાયણના સપૂર્ણ અશ હતા, એ રાગથી મુનિઓએ કહેલી આ પુરાણપીઠિકા જ (પ્રમાણભૂત) છે (વળી તેમા આ બીજુ પણ પ્રમાણ છે કે) જે મનુષ્ય વૈભવોથી અધિક હોય, તેને દેવોના અશરૂપ જાણવો, જે મનુષ્ય ઋષિઓના અશરૂપ હોતો નથી, તે કાવ્ય કરી શકતો નથી, જે રુદ્રના અશરૂપ હોતો નથી, તે રુદ્રનુ પૂજન કરતો નથી, જે દેવોના અશરૂપ હોતો નથી તે અન્નદાન કરી શકતો નથી અને જે વિષ્ણુના અશરૂપ હોતો નથી, તે પૃથ્વીનો પાલક (રાજા) થઈ શકતો નથી હે રાજા! ઇદ્રમાથી પ્રભુત્વ, અગ્નિમાથી પ્રભાવ, યમમાથી કોપ અને વિષ્ણુમાથી પરાક્રમ લઈને જ શરીર રચાય છે, એ નક્કી છે જે મનુષ્ય લોકમા બળવાન, ભાગ્યવાન, ભોગવાન, વિદ્યાવાન તથા દાનવાન હોય છે, તે દેવોનો અશ કહેવાય છે હે રાજા! એ જ કારણે પાડવો દેવોના અશ કહેવાયા હતા અને નારાયણ સમાન કાતિવાળા શ્રીકૃષ્ણ પણ તે જ કારણે દેવ—નારાયણના અશ કહેવાયા હતા પ્રાણીઓનુ શરીર અવશ્ય સુખદુ ખનુ પાત્ર છે અને (હરકોઈ) શરીરધારી પ્રાણી સુખ પછી દુ ખ અને દુ ખ પછી સુખ (કર્મના વશથી) પામે છે કોઈ પણ પ્રાણી સ્વતત્ર નથી, પણ કાયમ દૈવાધીન છે (કર્મવશ હોઈ) પરાધીન હરકોઈ પ્રાણી જન્મ, મરણ, દુ ખ તથા સુખને પામે છે તે (પ્રસિદ્ધ) પાડવો (દૈવાધીન હોઈને જ) વનમા જન્મ્યા હતા, પાછા પોતાને ઘેર આવ્યા હતા અને પાછળથી પોતાના બાહુબળથી તેઓએ ઉત્તમ રાજસૂય યજ્ઞ કર્યો હતા તે પછી પણ તેઓ બહુ જ દુ ખદાયી માગ વનવાસ પામ્યા હતા, એ વળા અર્જુને અગ્નિ-ઇન્દ્ર પુરુષોથી કહ્યુ મુશ્કેલ તપ કર્યુ હતુ, જેથી સતુષ્ટ થયેલા દેવોએ તેને શુભ વરદાન આપ્યુ હતુ પણ તાણ પૂર્વના નરદેહમા જ ગુપ્ત કર્યુ હતુ, ત આ વગા ક્યા ગયુ હતુ જેથી તેને વનવાસનુ દુ ખ ભોગવવુ પડ્યુ હતુ? (એમ પુણ્યશાળી પુરુષો પણ દૈવાધીન હોઈને જ દુ ખ પામ્યા છે) પૂર્વના નરદેહમા બદરિકાશ્રમમા રહી તેણે જે તપ કર્યુ હતુ, તે અર્જુનના શરીરમા ફળદાયી થયુ ન હતુ (આમ નક્કી છે, અને એ ઉપરથી જણાય છે કે) પ્રાણીઓના દેહદ્વારા થતી કર્મોની ગતિ જાણવી કઠિન છે, જે દેવોને પણ અગમ્ય

+ અને ચાલુ દેહથી જે કર્મો કર્યાં હોય, તે દેહ હોય ત્યાં સુધી ક્રિયમાણ કે વર્તમાન કહેવાય છે, પણ દેહ પડ્યા પછી તે જ કર્મો સંચિતમાં મળી જઈ સંચિતરૂપે રહે છે

જાણવી મુશ્કેલ છે, તો મનુષ્યોને તો ક્યાથી જણાય? વાસુદેવ શ્રીકૃષ્ણ પણ (કર્માધીન હોઈને જ) મહાસકટરૂપ કેદખાનામા જન્મ્યા હતા અને તેમને નદ ગોવાળિયાના ગોકુલમા વસુદેવ લઈ ગયા હતા હે ભારત! ત્યા અગિયાર વર્ષ સુધી તે રહ્યા હતા અને ફરી મથુરામા જઈ તેમણે ઉગ્રસેનના પુત્ર કસને બળથી માર્યો હતો, તેમ જ ખૂબ દુ ખી પોતાના માતાપિતાને બધનથી છોડાવ્યા હતા ને મથુરા નગરમા ઉગ્રસેનને રાજા કર્યો હતો વળી તે (કૃષ્ણ) મ્લેચ્છ રાજાના ભયથી દ્વારકામા ગયા હતા, આ બધો મહાન પુરુષાર્થ ભાવિના વશથી કૃષ્ણે કર્યો હતો દ્વારકામા અનેક કાર્યો કરી કૃષ્ણ (દૈવાધીનપણાથી જ) પ્રભાસમા દેહ છોડી કુટુ બ સાથે સ્વર્ગમા ગયા હતા તેમના પુત્રો, પૌત્રો, મિત્રો, ભાઈઓ તથા જ્ઞાતિઓ—એમ સર્વ યાદવો બ્રાહ્મણના શાપને લીધે પ્રભાસમા નાશ પામ્યા હતા, (છતા પ્રારબ્ધના વશથી કૃષ્ણ કઈ કરી શક્યા ન હતા) હે રાજન્! એમ કર્મની ગહન ગતિ મે તમને કહી, (જેના સામર્થ્યથી) કૃષ્ણ પણ શિકારીના બાણથી મરણ પામ્યા હતા ૧-૪૧

**एवं ते कथिता राजन् कर्मणो गहना गतिः ।**
**वासुदेवोऽपि व्याधस्य बाणेन निधन गतः ॥४१॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

# અધ્યાય ૧૧ મો

## યુગધર્મવર્ણન

જનમેજય ઉવાચ

**भारावतरणार्थाय कथित जन्म कृष्णयो ।**
**संशयोऽत्र द्विजश्रेष्ठ हृदये मम तिष्ठति ॥१॥**

જનમેજય રાજાએ પૂછ્યુ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! કૃષ્ણ તથા અર્જુનનો જન્મ પૃથ્વીનો ભાર ઉતારવા થયેલો કહેવાય છે, તો આ સબધી મારા મનમા આ સશય થાય છે દ્વાપર યુગના અતે અતિ દીન, દુ ખી અને ઘણા ભારથી પીડાયેલી પૃથ્વી ગાયનુ સ્વરૂપ લઈ બ્રહ્માને શરણે ગઈ હતી, તે સમયે પૃથ્વીનો ભાર ઉતારવા તથા સજ્જનોનુ રક્ષણ કરવા મહાસમર્થ લક્ષ્મીપતિ વિષ્ણુની બ્રહ્માએ આમ પ્રાર્થના કરી હતી : 'હે દુષ્ટ લોકોને પીડનારા ભગવન્! હે પ્રભો! ભરતખડમા વસુદેવને ઘેર તમે દેવોની સાથે જલદી અવતાર લો ' એમ બ્રહ્માએ પ્રાર્થના કરી હતી, ત્યારે ભગવાન વિષ્ણુ પૃથ્વીનો ભાર ઉતારવા બળદેવની સાથે દેવકીના પુત્ર થયા હતા તેમણે આ લોકમા પાપબુદ્ધિ બધા રાજાઓને દુરાચારી જાણી તેમ જ અનેક દુષ્ટોને મારી કેટલો ભાર ઉતાર્યો હતો? (કઈ જ નહિ) જો કે ભીષ્મ, દ્રોણાચાર્ય, વિરાટરાજા, દ્રુ પદ, બાહ્લીક રાજા, સોમદત્ત, અને કર્ણને તેમણે માર્યા હતા, પણ જેઓએ બધુ લૂટી લઈ શ્રીકૃષ્ણની સ્ત્રીઓને હરી હતી, તે દુષ્ટો પૃથ્વી પર જે રહ્યા હતા, તેમનો નાશ કેમ કર્યો ન હતો? તે કરોડો આહીર, શક, મ્લેચ્છ અને ભિલ્લો તો બચી ગયા હતા, તો બુદ્ધિમાન કૃષ્ણે પૃથ્વીનો કયો ભાર ઉતાર્યો હતો? હે મહાભાગ! આ સદેહ મારા મનમાથી દૂર થતો નથી, કેમ કે આ કળિયુગમા બધી પ્રજાઓને હુ પાપી નિશ્ચયવાળી જોઉં છુ (તેમને શ્રીકૃષ્ણે કેમ રહેવા દીધી છે?)

વ્યાસ બોલ્યા હે રાજન્! કાળના કારણે જે યુગમા જેવી પ્રજા થાય છે, તેમા કઈ ફેરફાર થતો નથી, કેમ કે એમા યુગધર્મ જ કારણ છે* જે જીવો ધર્મરસિક હોય તેઓ સત્યયુગમા જન્મે છે, જેઓ ધર્મ તથા અર્થમા રસિક હોય તેઓ ત્રેતાયુગમા જન્મે છે, જેઓ ધર્મ, અર્થ ને કામમા રસિક હોય તેઓ દ્વાપરયુગમા જન્મે છે અને જેઓ કેવળ અર્થ

* આ અધ્યાયમા નાદીપાનઠ શ્લોકોથી દરેક યુગમા થયેલા ધર્મ તથા સદ્ધર્મ અને અસદ્ધર્મનો નિર્ણય કહેવાશે.

* આ અગિયારમા શ્લોકમા કહેવાનો ભાવ આ છે કે, દુરાચારી લોકો બે પ્રકારના હોય છે એક તો યુગધર્મથી દુરાચારી અને બીજા વેદધર્મનો નાશ કરવા અવતરેલા દૈત્યોરૂપ દુરાચારી હોય છે તેમા જેઓ વેદધર્મનો નાશ કરવા ક્ષત્રિયોને ઘેર અથવા દૈત્યોને ઘેર જન્મ્યા હતા, તેઓનો જ શ્રીકૃષ્ણે નાશ કર્યો હતો, પણ જેઓ કળિકાળના સ્વભાવથી દુરાચારી હતા, તેઓનો શ્રીકૃષ્ણે નાશ કર્યો ન હતો, કેમ કે તેઓનો પણ નાશ કરવા તેમણે જો વિચાર્યું હોત, તો કળિયુગના સ્વભાવથી દુષ્ટ બનેલી સર્વ પ્રજાનો વિનાશ કરવો પડત અને તેમ કરે તો નિર્બીજ પ્રજાનો નાશ થાય.

તથા કામમા જ તત્પર રહેનારા હોય છે, તે બધા જીવો આ કલિયુગમા જન્મે છે હે રાજેન્દ્ર! યુગનો જે ધર્મ હોય તે નાશ પામતો નથી, કારણ કે કાળ જ ધર્મનો તથા અધર્મનો કર્તા છે

જનમેજયે પૂછ્યુ સત્યયુગમા જે જીવો ધર્મતત્પર હોય છે, તે પુણ્યશાળીઓ હાલ ક્યા રહે છે? હે પૂજ્ય દાદા! જેઓ ત્રેતાયુગમા તથા દ્વાપરયુગમા દાન તથા વ્રત કરતા મુનિરૂપ હોય છે, તેઓ હાલ ક્યા રહ્યા છે? અને આ કલિયુગમા હાલ જે દુરાચારી, નિર્લજ્જ, મહાપાપી તથા દેવોને નિંદતા હોય છે, તેઓ (હવે પછીના) પહેલા સત્યયુગમા ક્યા જશે? હે મહાબુદ્ધિમાન! આ બધુ તમે વિસ્તારથી કહો, કેમ કે ધર્મનો જે આ નિર્ણય છે, તેને હુ સપૂર્ણ સાભળવા ઇચ્છુ છુ

વ્યાસે કહ્યુ હે રાજન્! જે મનુષ્યો સત્યયુગમા જન્મે છે, તેઓ પુણ્યકર્મો કરી દેવલોકમા જાય છે હે શ્રેષ્ઠ રાજા! (સત્યયુગમા) સ્વધર્મમા તત્પર બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો પોતાના કર્મોથી મેળવેલા દેવલોકોમા જાય છે ધોબી વગેરે હલકા વર્ણના લોકો પણ સત્યયુગમા સત્ય, દયા, દાન, સ્વસ્ત્રીગમન, સર્વ પ્રાણીઓનો અદ્રોહ અને સર્વ પ્રાણીઓમા સમાન ભાવરૂપ સામાન્ય ધર્મ પાળી એ ધર્મના પ્રભાવથી સ્વર્ગમા જાય છે તે જ પ્રમાણે હે રાજા! ત્રેતાયુગમા તથા દ્વાપરયુગમા સ્વધર્મ પાલનથી લોકો દેવલોકમા જાય છે, પણ આ કલિયુગમા જે પાપી હોય છે તેઓ નરકમા જ જાય છે, યુગ બદલાય ત્યા સુધી તેઓ ત્યા નરકમા જ રહે છે પછી પૃથ્વી પર ફરી મનુષ્યલોકમા મનુષ્ય થાય છે, હે રાજા! સત્યયુગનો આરભ થાય અને કલિયુગ પૂરો થાય ત્યારે પુણ્યશાળી જીવો સ્વર્ગમાથી (અહીં આવી) મનુષ્યો જ થાય છે જ્યારે કલિયુગ શરૂ થાય અને દ્વાપરયુગ પૂરો થાય ત્યારે નરકમાથી (નીકળી) સર્વ પાપીઓ પૃથ્વી પર મનુષ્યો થાય છે આ કાળનો આચાર છે તેમા કદી ફેરફાર થતો નથી, માટે કલિયુગ તો અધર્મને જ કરનારો છે, તેથી તેમા પ્રજા પણ તેવી જ (અધર્મી) થાય છે કોઈક સમયે દૈવયોગે પ્રાણીઓમા ફેરફાર પણ થાય છે (અર્થાત્ સત્યયુગમા કેટલાક પ્રાણીઓ પાપ કરે છે, ત્યારે કલિયુગમા પણ કેટલાક જીવો પુણ્ય કરે છે—આવો ફેરફાર કોઈક વેળા થાય છે પણ ખરો) કલિયુગમા, કેટલાક જે સદાચારી હોય તેઓ દ્વાપરયુગમા, ત્રેતાયુગમા તથા સત્યયુગમા પણ જન્મે છે અને સત્યયુગમા જે દુષ્ટ હોય તેઓ કલિયુગમા પણ જન્મે છે હરકોઈ પ્રાણી પોતે કરેલા કર્મના પ્રભાવથી દુ ખ પામે છે અને ફરી યુગના પ્રભાવથી તેવુ કર્મ કરે છે

જનમેજયે પૂછ્યુ હે મહાભાગ! દરેક યુગના ધર્મો તમે સપૂર્ણ કહો જે યુગમા જેવા ધર્મ હોય છે, તેને હુ જાણવા ઇચ્છુ છુ

વ્યાસે કહ્યુ હે રાજાઓમા શ્રેષ્ઠ! હુ તમને દૃષ્ટાત કહુ છુ, તમે સાભળો સદાચારી લોકોના ચિત્ત પણ યુગના પ્રભાવથી ભમી જાય છે હે રાજેન્દ્ર! તમારા પિતા ધર્મને જાણનાર મહાત્મા હતા, છતા કલિયુગે તેમની બુદ્ધિને બ્રાહ્મણનુ અપમાન કરવા પ્રેરી હતી, નહિ તો યયાતિના કુળમા જન્મેલો ક્ષત્રિય રાજા તપસ્વીના ગળામા મરેલો સર્પ કેમ નાખે? હે રાજા! સમજુ મનુષ્ય આ બધુ યુગબળ જાણવુ અને કાળજી રાખી ધર્મકર્મ જ વધારે કરવુ હે રાજન્! સત્યયુગમા બ્રાહ્મણો વેદનો પાર પામેલા પરાશકિત ભગવતીનુ પૂજન કરવામા તત્પર, દેવીનુ દર્શન કરવાની ઇચ્છાવાળા ગાયત્રી તથા ઓમકારમા તત્પર ગાયત્રીના ધ્યાન કરનારા, ગાયત્રીના જપમા પરાયણ, માયાબીજનો (એટલે ભુવનેશ્વરીના મત્રનો) મુખ્ય જપ કરનારા ગામેગામ જગદબાના મદિરો કરવા ઉત્સુક પોતાના કર્મોમા તત્પર, સત્ય, પવિત્રતા તથા દયાવાળા, વેદોક્ત કર્મમા પરાયણ અને તત્ત્વજ્ઞાનમા કુશળ હોય છે, તેમ જ ક્ષત્રિયોનુ પ્રજાનુ પાલન કરવામા તત્પર, વૈશ્યો ખેતી, વેપાર તથા ગાયોની સેવામા પરાયણ અને હે રાજા! તે પવિત્ર સત્યયુગમા શૂદ્રો (બીજા વર્ણોની) સેવામા તત્પર હોય છે ઉત્તમ એ સત્યયુગમા બધા વર્ણો જગદબાના પૂજનમા તત્પર હોય છે, પછી ત્રેતાયુગમા ધર્મની સ્થિતિ કઇક ઓછી થાય છે અને દ્વાપરયુગમા સત્યયુગની સ્થિતિ વધારે ઓછી થાય છે હે રાજન્! પૂર્વે જે રાક્ષસો હોય છે તેઓ કલિયુગમા બ્રાહ્મણો

કહેવાય છે તેઓ બધાય લગભગ પાખડમા તત્પર, લોકોને ઠગનારા, અસત્ય બોલનારા, વેદધર્મગહિત, દાભિક, લોકવ્યવહારમા ચતુર, અભિમાની, વેદાભ્યાસ રહિત, શૂદ્રોની સેવા કરવામા તત્પર, કેટલાક જુદા જુદા ધર્મો ચલાવનાર, ક્રૂર, ધર્મભ્રષ્ટ અને બહુ બોલકા હોય છે હે રાજા ! કલિયુગ જેમ જેમ વધે છે, તેમ તેમ સત્યરૂપ મૂળવાળો ધર્મ સપૂર્ણ નાશ પામે છે તે જ પ્રમાણે ક્ષત્રિયો, વશ્યો ને શૂદ્રો પણ ધર્મ રહિત થઈ જાય છે ચાર વર્ણોથી બહારના લોકો પણ કલિયુગમા અસત્યવાદી તથા પાપી બની જાય છે હે રાજન્ ! કલિયુગમા વધી પડેલા બ્રાહ્મણો, શૂદ્રોના ધર્મમા તત્પર અને દાન લેવામા પરાયણ થશે સ્ત્રીઓ મરજી મુજબ વર્તનારી, કામ, મોહ તથા લોભથી યુક્ત, પાપી, જૂઠુ બોલનારી, સદા કલેશ કરવામા તત્પર, પોતાના ધણીને ઠગનારી અને ધર્મના જ ભાષણ કરવામા પડિતાઓ થશે આવી અત્યત પાપી સ્ત્રીઓ કલિયુગમા હોય છે હે રાજા ! આહારની શુદ્ધિથી ચિત્તની શુદ્ધિ થાય છે અને ચિત્ત શુદ્ધ હોય, તો ધર્મનો પ્રકાશ થાય છે હે શ્રેષ્ઠ રાજા ! વર્ણો તથા આશ્રમોના આચારમા ગોટાળો થવાથી ધર્મનો ગોટાળો થાય છે અને ધર્મનો ગોટાળો થાય છે ત્યારે (પ્રજા) વર્ણસકર બને છે હે રાજા ! એમ બધા ધર્મોથી રહિત કલિયુગમા પોતાના વર્ણધર્મની આ વાત પણ ક્યાય નહિ મળે હે રાજા ! મોટા ધર્મ જાણનાર પણ (કલિયુગમા) અધર્મ કરે છે, કેમ કે કલિયુગનો આ સ્વભાવ જ છે, તે કોઈનાથી ટાળ્યો ટળે તેવો નથી, માટે હે રાજેંદ્ર ! આ યુગમા સ્વભાવથી જ પાપ કરતા મનુષ્યોનુ સામાન્ય ઉપાયથી પ્રાયશ્ચિત્ત થઈ શકતુ નથી '

જનમેજયે પૂછ્યુ હે ભગવન્ ! હે સર્વ ધર્મોને જાણનારા ! હે શાસ્ત્રોમા કુશળ ! જેમા અધર્મ ઘણો છે, એવા કલિયુગમા મનુષ્યોની શી ગતિ થશે ? જો કોઈ ઉપાય હોય તો દયાથી તે મને કહો

વ્યાસ બોલ્યા હે મહારાજ ! કલિયુગમા એક જ ઉપાય છે, બીજો ઉપાય નથી, તે એ જ કે સર્વ દોષો દૂર કરવા દેવીના ચરણકમળનુ ધ્યાન કરવુ હે રાજા ! પાપને બાળી નાખતા દેવીના નામમા જેટલી શક્તિ છે તેટલા પાપો તો છે જ નહિ, તો ભય શાથી છે ? પરાધીન મનુષ્યે પણ દેવીનુ નામ જો રમતથી ઉચ્ચાર્યુ હોય, તોપણ તે શુ શુ આપવા સમર્થ થાય છે ? તે જાણવા શકર વગેરે પણ સમર્થ નથી શ્રીદેવીના નામનુ સ્મરણ એ જ પાપોનુ પ્રાયશ્ચિત્ત છે, માટે હે રાજન ! કલિયુગના ભયથી મનુષ્યે પવિત્ર ક્ષેત્રમા રહેવુ અને કાયમ જગદબાના નામનુ સ્મરણ કર્યા કરવુ પ્રાણીઓને મારી નાખી અથવા આ સર્વ જગતનો સહાર કરીને પણ જે મનુષ્ય ભક્તિથી દેવીને નમે છે, તે પાપો વડે લેપાતો નથી હે રાજન્ ! સર્વ શાસ્ત્રોનુ આ રહસ્ય મે કહ્યુ છે, આને સપૂર્ણ વિચારી તમે દેવીનુ ચરણકમળ ભજો બધા મનુષ્યો 'અજપા' ગાયત્રીનો જપ કર્યા જ કરે છે, પણ તેનો મહિમા જાણતા નથી, એ માયાનો મોટો પ્રભાવ છે, તે જ પ્રમાણે સર્વ બ્રાહ્મણો હૃદયમા ગાયત્રી જપે છે, પણ તેનો મહિમા જાણતા નથી, એ પણ માયાનો મોટો પ્રભાવ છે હે રાજા ! તમે મને જે પૂછ્યુ હતુ, તે આ બધુ મે તમને કહ્યુ, હવે યુગધર્મની વ્યવસ્થા વિષે વધારે તમે શુ સાભળવા ઇચ્છો છો ? ૧–૬૫

**एतत्सर्वं समाख्यातं यत् पृष्टं त्वया नृप ।**
**युगधर्मव्यवस्थायां किं भूयः श्रोतुमिच्छसि ॥ ६५ ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૫મ સ્કધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૨ મો[×]

### તીર્થયાત્રા પ્રસગે આડીબક મહાયુદ્ધનુ વર્ણન

रजोवाच

**तीर्थानि भुवि पुण्यानि ब्रूहि मे मुनिसत्तम ।**
**गम्यानि मानवैर्देवैः क्षेत्राणि सरितस्तथा ॥ १ ॥**

જનમેજય રાજાએ પૂછ્યુ હે મુનિશ્રેષ્ઠ ! પૃથ્વી પર મનુષ્યો તથા દેવોએ જવા યોગ્ય જે પવિત્ર તીર્થો, ક્ષેત્રો તથા નદીઓ છે, તે મને કહો, જે તીર્થમા સ્નાનદાન કરવાથી જે ફળ મળતુ હોય અને તીર્થે

× આ અધ્યાયમા ચુમોતેર શ્લોકોથી તીર્થયાત્રાના પ્રસગમા આડીબક મહાયુદ્ધને વિસ્તારથી વર્ણવ્યુ છે.

યાત્રામા જે વિધિ કરવી પડે તથા નિયમો પાળવાના હોય, તે મને કહો।

વ્યાસે કહ્યુ હે રાજન્ ! તીર્થો અનેક પ્રકારના છે; તે હુ તમને કહુ છુ, સાભળો એ તીર્થોમા દેવીના ઉત્તમ સ્થાનો છે નદીઓમા ગગા, યમુના સરસ્વતી, નર્મદા, ગડકી, સિધુ, ગોમતી, તમસા, કાવેરી, ચદ્રભાગા, વેત્રવતી, ચર્મણ્વતી, સરયૂ તાપી અને સાભ્રમતી શ્રેષ્ઠ, પવિત્ર તથા શુભ છે હે રાજન્ ! આ અને બીજી સેકડો નદીઓ જે કહી છે, તેઓમા સમુદ્રની અદર મળતી નદીઓ પવિત્ર છે અને સમુદ્રમા નહિ મળતી નદીઓ ઓછી પવિત્ર છે સમુદ્રમા મળતી પણ જે નદીઓ નિર્મળ જળનો પ્રવાહ વહેતી હોય, તે વધારે પવિત્ર છે આ બધી નદીઓ શ્રાવણ તથા ભાદરવા મહિનામા રજસ્વલા (મલિન) કહેવાય છે જે નદીઓ વરસાદના સબધથી માત્ર ગામડાના ઉપયોગ પૂરતુ જ પાણી વહેતી હોય (પણ છેક સમુદ્ર સુધી પહોચતી ન હોય) તે પણ એ જ પ્રમાણે રજસ્વલા કહેવાય છે ક્ષેત્રોમા પુષ્કર, કુરુક્ષેત્ર ધર્મારણ્ય, પ્રભાસ, પ્રયાગ, નૈમિષારણ્ય અને અર્બુદારણ્ય અત્યત પવિત્ર ને પ્રખ્યાત છે પર્વતોમા શ્રીશૈલ, સુમેરુ અને ગધમાદન એ પવિત્ર ગણાય છે બધા સરોવરોમા પ્રખ્યાત માનસસરોવર, શ્રેષ્ઠ બિંદુસરોવર અને અચ્છોદ નામનુ સરોવર પવિત્ર કહેવાય છે અને પવિત્ર આત્માવાળા મુનિઓના આશ્રમો પવિત્ર ગણાય છે જ્યા નરનારાયણ મુનિઓએ તપ કર્યુ હતુ તે બદરિકાશ્રમ પ્રથમ પવિત્ર અને પ્રખ્યાત છે, તે જ પ્રમાણે વામન ઋષિનો આશ્રમ તથા શતયૂપ ઋષિનો આશ્રમ પણ પવિત્ર તરીકે પ્રખ્યાત છે જે જે મુનિઓએ જે આશ્રમમા તપ કર્યુ હોય તે આશ્રમ પણ મુનિના નામે ઘણા પ્રખ્યાત હોય છે હે રાજન્ ! એમ પૃથ્વી પર અસખ્ય પવિત્ર સ્થાનો મુનિઓએ કહ્યા છે તે સર્વ સ્થાનોમા દર્શનથી પાપને દૂર કરનાર દેવીના સ્થાનો છે અને તેઓમા જે અવશ્ય જવાના છે તે કેટલાક સ્થાનો આગળ જતા (સાતમા સ્કધમા) પ્રસગે કહીશ હે રાજન્ ! તીર્થો, દાનો, વ્રતો, યજ્ઞો, તપો અને બીજા પુણ્યકર્મો સાપેક્ષ હોય છે (અર્થાત્ અમુક બીજાની જરૂર રાખીને ફળ આપનારા થાય છે, પોતે જ ફળ આપી શકતા નથી ) દ્રવ્યશુદ્ધિ ક્રિયાશુદ્ધિ અને મનશુદ્ધિની જરૂર રાખીને જ તીર્થો, તપો તથા વ્રતો પવિત્ર કરનારા થાય છે, (માટે તીર્થ વગેરેમા રહેનારે પ્રથમ તો પૂર્વોક્ત ત્રણ શુદ્ધિઓ અવશ્ય મેળવવી જોઈએ ) તેમા દ્રવ્યશુદ્ધિ કોઈક સમયે સિદ્ધ થાય છે અને ક્રિયાશુદ્ધિ પણ કોઈક વેળા જ સિદ્ધ થાય છે, પણ મનની શુદ્ધિ કાયમ દરેકને દુર્લભ થાય છે, કેમ કે હે રાજન્ ! મન ચચળ છે, અનેક વિષયોના સબધવાળુ અને જાતજાતના ભાવોથી વ્યાપ્ત હોય છે, તેથી તે શુદ્ધ કેમ થાય ? કામ, ક્રોધ, લોભ, અહકાર અને મદ એ તીર્થોમા તથા વ્રતોમા બધી રીતે વિઘ્નો કર્યા કરે છે હે રાજા ! અહિંસા, સત્ય, ચોરી ન કરવી, બહારની ને અદરની પવિત્રતા જાળવવી, ઇંદ્રિયોને વશ કરવી અને પોતાનો ધર્મ પાળવો, તે સર્વ તીર્થોનુ ફળ આપે છે નિત્યકર્મ છૂટી જવાથી અને માર્ગમા રાગદ્વેષ લાગવાથી તીર્થમા જવુ વ્યર્થ થાય છે અને પાપ જ બાકી રહે છે તીર્થો કેવળ દેહનો જ મેલ ધોઈ શકે છે, પણ મનનો મેલ ધોવા તે સમર્થ નથી જો તીર્થો મનનો મેલ ધોઈ નાખવા સમર્થ હોત તો ગગાના તીર પર વસતા અને ઈશ્વરનુ ધ્યાન કર્યા કરતા મુનિઓ પણ દ્રોહયુક્ત કેમ થાત ? વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા નમ્ર મુનિઓ પણ રાગદ્વેષપરાયણ અને કાયમ કામક્રોધથી વ્યાકુળ હતા માટે ચિત્તશુદ્ધિ જ ખરુ તીર્થ છે અને તે ગગા વગેરે કરતા પણ અત્યત પવિત્ર કરનાર છે તેમા પણ હે રાજા ! જ્ઞાનનિષ્ઠ પુરુષને દૈવયોગે જો કાયમ સત્સગ થઈ જાય, તો તે સત્સગ જ અદરનો મેલ ધોઈ નાખે છે વેદ શાસ્ત્રો વ્રતો, તપો, યજ્ઞ અને દાનો ચિત્તશુદ્ધિના કારણ નથી, (પણ દૈવયોગે જો સત્સગ મળી આવે તો જ ચિત્તશુદ્ધિ થાય છે ) બ્રહ્માના પુત્ર વસિષ્ઠ વેદવિદ્યામા કુશળ હોઈ ગગાના કિનારા પર જ રહેતા હતા છતા રાગદ્વેષથી અત્યત યુક્ત હતા (એટલે તીર્થવાસ એ ચિત્તશુદ્ધિનુ કારણ નથી ) કેવળ વ્યર્થ દ્વેષના જ કારણે વિશ્વામિત્ર અને વસિષ્ઠનુ દેવોને વિસ્મય કરનારુ આડીબક મહાયુદ્ધ થયુ હતુ તેમા હરિશ્ચદ્રના કારણે વસિષ્ઠે શાપ આપેલા મહાતપસ્વી વિશ્વામિત્ર બગલા

થયા હતા અને વિશ્વામિત્રે વસિષ્ઠને પણ શાપ આપી આડીપક્ષીનો દેહ ધરનાર કર્યા હતા આમ ઉજ્જ્વળ કાંતિવાળા તે બન્ને મુનિઓ પરસ્પર શાપને લીધે આડીપક્ષી તથા બકપક્ષી થયા હતા તે બન્ને માન મરોવરના કિનારા પર રહ્યા હતા અને તેઓએ નખ તથા ચાચના પ્રહારોથી ભયકર યુદ્ધ કર્યું હતુ રોષે ભરાયેલા તે બન્ને ઋષિઓ દશ હજાર વર્ષો સુધી મદોન્મત્ત બે સિંહની પેઠે પરસ્પર લડયા હતા

જનમેજય રાજાએ પૂછ્યુ મુનિઓમા શ્રેષ્ઠ તપસ્વી અને ધર્મપરાયણ તે બન્ને જણ ક્યા કારણે પરસ્પર વેરપરાયણ થયા હતા? મહાબુદ્ધિમાન તે બન્નેએ પરસ્પર ક્લેશ કરી લોકોને દુ ખદાયી થઈને ક્યા કારણે એકબીજાને શાપ આપ્યો હતો?

વ્યાસ બોલ્યા પૂર્વે સૂર્યવંશમા થયેલો રામ ચદ્રનો પૂર્વજ અને ત્રિશકુનો પુત્ર હરિશ્ચ દ્ર નામે શ્રેષ્ઠ રાજા હતો સતાનરહિત તે રાજાએ પુત્રની ઈચ્છાથી વરુણદેવને ઉદ્દેશી નરમેધ નામનો કરવો મુશ્કેલ મહાયજ્ઞ કરવા પ્રતિજ્ઞા કરી હતી યજ્ઞનો નિયમ તેણે કર્યો એટલે વરુણદેવ તે રાજા પર પ્રસન્ન થયા હતા જેથી એ રાજાની ઘણી જ સુદર સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો પત્નીને સગર્ભા જોઈ રાજા સતુષ્ટ થયા, તેણે ગર્ભનો સસ્કાર કરનારુ કામ વિધિ પ્રમાણે કર્યું હે રાજા! રાણીએ સર્વ લક્ષણોથી યુક્ત પુત્રને જન્મ આપ્યો, ત્યારે રાજા આનદ પામ્યો અને તેણે જાતકર્મ વગેરે સસ્કારોની ઉત્તમ વિધિ કરી તેમ જ બ્રાહ્મણોને સોનુ તથા દૂઝણી ગાયોના ઘણા દાન દીધા હે મહારાજ! પુત્રજન્મનો ઉત્સવ બરાબર પૂરો થયો, ત્યારે વરુણદેવ બ્રાહ્મણનો વેશ ધરી રાજાને ઘેર આવ્યા. તે વેળા રાજાએ આસન આપી વિધિ પ્રમાણે તેમની પૂજા કરી અને કાર્ય પૂછ્યુ, ત્યારે તેમણે રાજાને કહ્યુ 'હુ વરુણ છુ તારા પુત્રને પરમ પવિત્ર પશુરૂપ કરી તુ યજ્ઞ કર હે રાજેન્દ્ર! તે સકલ્પ કર્યો છે, માટે તુ તારી વાણીને સત્ય કર.' તે વચન સાભળી રાજા અતિ પીડાથી ગભરાયો પણ પોતાની મનની પીડાને રોકી બરાબર બે હાથ જોડી વરુણને કહેવા લાગ્યો 'હે સ્વામિન્! સપૂર્ણ વિધિપૂર્વક તે યજ્ઞ હુ કરીશ, મે તમારી આગળ પ્રતિજ્ઞા કરી છે, તેથી હુ તે મારી વાણીને સત્ય કરીશ હે દેવોમા ઉત્તમ! એક મહિનો પૂરો થાય, ત્યારે ધર્મપત્ની શુદ્ધ થાય છે અને તે સ્ત્રી શુદ્ધ થાય ત્યારે એ પશુયજ્ઞ મારે કરવો યોગ્ય છે

વ્યાસે કહ્યુ એમ રાજાએ કહ્યુ, ત્યારે વરુણ પોતાને ઘેર ગયા અને રાજા સતુષ્ટ થયો, પણ કઈક ચિ તાતુર રહેવા લાગ્યો એક મહિનો પૂરો થયો એટલે વરુણદેવ સુદર વેશવાળા અને સુદર બોલતા બ્રાહ્મણ થઈ પરીક્ષા માટે રાજાને ઘેર આવ્યા ત્યારે રાજાએ તેમની પૂજા કરી અને સુખેથી તે બેઠા ત્યારે તે ઉત્તમ દેવને રાજાએ વિનયયુક્ત થઈ કારણયુક્ત આ વચન કહ્યુ 'હે સ્વામિન્! સસ્કાર નહિ કરેલા પુત્રને હુ પશુ બાધવાના ખીલે કેમ બાધુ? માટે હે દેવ! મને પોતાનો ગરીબ સેવક જાણી જો તમે દયા કરો તો તેના સસ્કાર કરી, તેને ક્ષત્રિય બનાવી હુ ઉત્તમ યજ્ઞ કરીશ, કેમ કે સસ્કાર નહિ કરેલા બાળકનો કોઈ કર્મમા અધિકાર નથી '

વરુણે કહ્યુ હે રાજેન્દ્ર! પહેલા શરત કરી હવે તુ મને ઠગે છે? હું જાણુ છુ કે પુત્રરહિતને એ પુત્રોનો સ્નેહ છોડવો મુશ્કેલ થયો છે હે રાજા! તારા કોમળ વચનથી હુ ઘેર જાઉં છુ પણ કેટલોક કાળ રાહ જોઈ હુ પાછો તારે ઘેર આવીશ હે તાત! તે વખતે તારે તારુ વચન સત્ય કરવુ જોઈશે, નહિ તો હું તારા ઉપર કોપ કરીશ અને તને શાપ દઈશ

રાજાએ કહ્યુ 'હે વરુણદેવ! સમાવર્તન કર્મ કર્યા પછી મારા પુત્રને પશુરૂપ કરી હુ અવશ્ય વિધિ પૂર્વકના યજ્ઞમા તમને પૂજીશ ' રાજાનુ તે વચન સાભળી પ્રસન્નચિત્ત થયેલા વરુણ 'બહુ સારુ ' એમ કહી જલદી જતા રહ્યા અને રાજા પણ બરાબર સ્થિર થયો તેને 'રોહિત' નામે પુત્ર પ્રખ્યાત થઈ સારી રીતે મોટો, ચતુર તથા સર્વ વિદ્યાઓમા કુશળ થયો તેણે યજ્ઞનુ નામ કારણ સવિસ્તર જાણ્યુ એટલે તે વીર પણ પોતાનુ મરણ જાણી ભયભીત થઈ નાસીને પર્વતની ગુફામા જતો રહ્યો અને રાજા ન જઈ શકે એવા તે ભયસ્થાનમા ભયભીત થઈ રહ્યો પછી નનય થતા યજ્ઞને ઈચ્છતા વરુણે ને રાજાને ઘેર જઈ તે રાજાને કહેવા લાગ્યા 'હે રાજા! તુ

યજ્ઞ કર ' ત્યારે ઝાંખા થયેલા મુખવાળા અને ગભરાતી ઇંદ્રિયોવાળા રાજાને તેમને કહ્યું 'હે દેવોમાં ઉત્તમ! હું શું કરું? મારો પુત્ર ક્યાંક જતો રહ્યો છે ' તે વચન સાંભળી કોપેલા વરુણે અત્યંત અસત્યવાદી તે રાજાને કોપથી શાપ આપ્યો 'હે રાજા! તારા દેહમાં જલોદરનો રોગ થાઓ, કારણ કે હે કપટી બુદ્ધિવાળા! તે શરત કરી મને ઠગ્યો છે ' એવો શાપ આપી વરુણદેવ પોતાના સ્થાને ગયા, ત્યારે ચિંતાતુર રહેતો રાજા રોગથી પીડાઈ ઘેર રહેવા લાગ્યો શાપથી થયેલા રોગથી રાજા ઘણો જ પીડાવા લાગ્યો, ત્યારે તેના પુત્ર પણ પોતાના પિતાને રોગથી પીડાતો સાંભળ્યો કોઈક મુસાફરે તે પુત્રને કહ્યું કે 'હે રાજકુમાર! તારો પિતા શાપથી થયેલા જલોદરના રોગથી અત્યંત દુ:ખી છે ઓ દુષ્ટબુદ્ધિ અને વ્યર્થ જન્મેલા! તારું જીવન આજે નાશ પામ્યું ગણાય, કારણ કે દુ:ખી સ્થિતિવાળા પિતાને ત્યજી તું પર્વતની ગુફામાં ભરાઈ રહ્યો છે ઓ નીચ પુત્ર! પોતાના પિતાને દુ:ખી કરી તું અહીં રહ્યો છે, તો આ શરીરથી તે જન્મનું ફળ શું ફળ મેળવ્યું? સારા પુત્રે પિતા માટે પ્રાણ ત્યજવા જોઈએ એ નક્કી છે, તારા માટે દુ:ખી થયેલો રાજા રોગથી પીડાઈને ખીસો પાડી રહ્યો છે ' એમ તે મુસાફર પાસેથી તે ધર્મયુક્ત સત્ય વચન સાંભળી રોહિતે પીડાથી પીડાતા પિતાને જોવા મન કર્યું ત્યારે હે ભરતવંશી રાજા! બ્રાહ્મણનું શરીર ધરી ઇંદ્ર તેની પાસે આવ્યો અને જાણે દયા કરતો હોય તેમ એકાંતમાં તેને હિત વચન કહેવા લાગ્યો 'હે રાજપુત્ર તું મૂર્ખ છે કારણ કે હમણાં જવા માટે તું વ્યર્થ બુદ્ધિ કરે છે, તું પોતે તારા પિતાને પીડાતા જાણતો નથી (એટલે તારે જવાની જરૂર નથી)' ૧—૭૪

**मूर्खोऽसि राजपुत्र त्वं गमनाय मतिं वृथा ।**
**करोषि पितरं त्वद्य जानासि त्वं व्यथायुतम् ॥७४॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં ષષ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૩ મો*

## શુન:શેપની કથા ને આડીબક યુદ્ધ

इन्द्र उवाच

**साहसं कृतवान् राजा पूर्वं यत् कथितो मख ।**
**वरुणाय प्रतिज्ञातं पुत्रं कृत्वा पशुं प्रियम् ॥१॥**

ઇંદ્રે કહ્યું રાજાએ પ્રિય પુત્રને પશુ કરી વરુણ માટે નરપશુયજ્ઞની પહેલાં જે પ્રતિજ્ઞા કરી છે, તે સાહસ કર્યું છે હે મહાબુદ્ધિમાન! તું અહીંથી જઈશ, એટલે પીડાતો નિર્દય પિતા તને પુત્રને પશુરૂપ કરી પશુ બાંધવાને ખીલે બાંધીને મારી નાખશે

અમાપ તેજવાળા ઇંદ્રે એ પુત્રને એમ અટકાવ્યો, એટલે માયશ્વરી ભગવતીની માયાથી અત્યંત મોહિત થઈ તે ત્યાં જ રહ્યો એમ વારંવાર પિતાને રોગપીડિત સાંભળી તેણે જવાનો નિશ્ચય કર્યો, ત્યારે ઇંદ્રે તેને અટકાવ્યા કર્યા પછી દુ:ખથી અત્યંત પીડાતા હરિશ્ચંદ્રે પોતાની પાસે એકાંતમાં બેઠેલા અને હિત કરવામાં તત્પર સર્વજ્ઞ વસિષ્ઠ ગુરુને પૂછ્યું 'હે ભગવન્! હવે હું શું કરું? પીડાથી પીડાતો હું કાયર થઈ ગયો છું તો દુ:ખી મનવાળા ભયાતુર મારું રક્ષણ કરો

વસિષ્ઠે કહ્યું હે રાજન! રોગના નાશ માટે એક ઉત્તમ ઉપાય છે ધર્મશાસ્ત્રમાં તેર પ્રકારના પુત્રો કહ્યા છે તેમાંથી કોઈ વેચાતા લીધેલાને પુત્ર કરી તું ઉત્તમ યજ્ઞ કર, જેટલું કહે તેટલું દ્રવ્ય આપી ઉત્તમ બ્રાહ્મણને તું (વેચાતો) લાવ એમ જો યજ્ઞ કરીશ તો હે રાજા! રોગનો નાશ થશે અને વરુણ પણ સુખેથી પ્રસન્નચિત્ત થશે

વ્યાસ બોલ્યા તમણે એ વચન સાંભળી રાજાએ પ્રધાનને કહ્યું હે મહાબુદ્ધિમાન! દેશોમાં તમે ઘણી જ કાળજીથી શોધ કરો કદાચ કોઈ લોભી પિતા પોતાના પુત્રને (વેચાતો) આપે, તો એ જેટલું ધન માગે તેટલું આપી તેના પુત્રને તમે લાવો યજ્ઞ માટે હરકોઈ બ્રાહ્મણનો જ પુત્ર લાવવો અને મારા આ અર્થ માટે તમારે લોભી બુદ્ધિ ન કરવી કોઈક

* આ અધ્યાયમાં ચોપન શ્લોકમાંથી શુન:શેપની કથા કહી આડીબક યુદ્ધ કહેવાયો.

બ્રાહ્મણ પાસે તમારે તેના પુત્રની માગણી કરવી કે 'દ્રવ્ય લઈ આ તમારા પુત્રને યજ્ઞના પશુ તરીકે તમે આપો ' એમ તે રાજાએ કાર્ય માટે પ્રધાનને પ્રેરણા કરી, એટલે તેણે શહેરમા, ગામેગામ અને ઘેરેઘેર શોધ કરવા માડી એમ શોધ કરતા એ પ્રધાને દેશમા દુ ખી, નિર્ધન અને ત્રણ પુત્રોવાળા 'અજીગર્ત' નામના કોઈ બ્રાહ્મણનો વચલો પુત્ર જે 'શુન-શેપ' હતો, તેને એ શ્રેષ્ઠ પ્રધાને ઈચ્છિત ધન આપી તે વેળા આણ્યો, અને કાર્ય કરવામા તત્પર એ મત્રીએ પશુ કરવા યોગ્ય તે બ્રાહ્મણપુત્ર શુન શેપને લાવી રાજાને આપ્યો, એટલે અત્યત પ્રસન્ન થયેલા રાજાએ વેદવેત્તાઓમા શ્રેષ્ઠ બ્રાહ્મણોને ચારે તરફથી તેડાવી યજ્ઞ માટેની સામગ્રીઓ કરવા માડી અને તે યજ્ઞનો આરભ પણ થયો, ત્યારે મહામુનિ વિશ્વામિત્રે શુન શેપને બાધેલો જોઈ રાજાને તે સમયે આમ ના પાડી કે, હે રાજન્ ! તુ સાહસ ન કર, હે લાબા આયુષવાળા ! હુ તને પ્રાર્થના કરુ છુ કે, આ બ્રાહ્મણપુત્રને છોડી દે, તેન હવે સુખ થશે આ શુન શેપ ચીસો પાડે છે અને મને દયાથી દુ ખ થાય છે, માટે હે રાજા ! તુ દયાળુ થા, મારુ વચન માન પૂર્વે સ્વર્ગને ઈચ્છતા પવિત્ર વ્રતધારી, દયાળુ ક્ષત્રિયો બીજાના શરીરની રક્ષા માટે પોતાનુ જ શરીર આપી દેતા ત્યારે તુ તો તારા દેહની રક્ષા માટે આ બ્રાહ્મણ પુત્રને બળાત્કારે મારી નાખે છે, તે અયોગ્ય છે રાજેન્દ્ર તુ પાપ ન કર, પણ બાળક પર દયાળુ થા હે રાજા ! તુ પોતે જાણે છે કે, સર્વ પ્રાણીઓને પોતાના દેહ પર એકસરખી પ્રીતિ હોય છે, માટે મારુ વચન જો તને માન્ય હોય તો આ બાળકને તુ છોડી દે '

વ્યાસ બોલ્યા . દુ ખથી ખૂબ પીડાતા રાજાએ તે વાક્ય ન માની શુન શેપને છોડયો નહિ એટલે તપસ્વી મુનિ વિશ્વામિત્ર તેના પર અત્યત ગુસ્સે થયા વેદવેત્તાઓમા શ્રેષ્ઠ તે દયાળુ વિશ્વામિત્રે શુન-શેપને વરુણના મત્રનો ઉપદેશ કર્યો એટલે મારવા માટે ખેચેલા શુન શેપે વરુણનુ સ્મરણ કરી અતિ ઉચ્ચ સ્વરે વારવાર ચીસો પાડી તે મત્ર જપવા માડયો ત્યારે તે મુનિપુત્રને પોતાની સ્તુતિ કરતો જાણી દયાના સમુદ્ર વરુણદેવે ત્યા આવી શુન શેપને છોડાવ્યો અને રાજાને રોગરહિત કરી વરુણદેવ પોતાને ઘેર ગયા પછી મૃત્યુથી છોડાવેલા તે શુન શેપને વિશ્વામિત્રે પોતાનો પુત્ર કર્યો રાજા હરિશ્ચદ્રે મહાત્મા વિશ્વામિત્રનુ વચન તે વેળા માન્યુ ન હતુ તેથી વિશ્વામિત્રે એ રાજા ઉપર મનમા રોષ રાખ્યો હતો ત્યારથી એક સમયે રાજા હરિશ્ચદ્ર ખપોરના વખતે કોઈ એક ભૂડને મારવા ઈચ્છતો ઘોડા પર બેસી વનમા કૌશિકી નદીના કિનારા પર ગયો; ત્યારે વૃદ્ધ બ્રાહ્મણના વેશથી વિશ્વામિત્રે તેને ઠગીને તેનુ સર્વસ્વ માગી લઈ અદ્ભુત રાજ્ય પણ લઈ લીધુ હતુ એમ પોતાના યજમાન હરિશ્ચદ્રને વિશ્વામિત્રે અત્યત દુ ખી કર્યો, તેથી વસિષ્ઠે કોઈક વેળા દૈવેચ્છાથી પોતાના વનમા આવેલા વિશ્વામિત્રને કહ્યુ 'ઓ નીચ ક્ષત્રિય ! ઓ દુષ્ટબુદ્ધિ ! હે ખોટો બ્રાહ્મણવેશ ધરનાર ! હે બગલા જેવા ધર્મવાળા ઢોગી ! તુ ગર્વ શુ કરે છે ? ઓ નીચ ! રાજાઓમા શ્રેષ્ઠ મારા એ યજમાનને અપરાધ વિના તે અદ્ભુત દુ ખ શા માટે આપ્યુ ? તુ બગલાના જેવુ ધ્યાન કરવામા તત્પર રહે છે, માટે 'બગલો ' થઈ જા એમ વસિષ્ઠે શાપ દીધો, ત્યારે વિશ્વામિત્રે તેમને કહ્યુ 'હે લાબા આયુષ્યવાળા ! જ્યા સુધી હુ બગલો રહુ ત્યા સુધી તુ 'આડી' નામનુ પક્ષી થઈ જા ' એમ એકબીજાને શાપ આપી ક્રોધથી પીડાતા તે બને મુનિઓ તરત જ માનસ સરોવર પર આડી પક્ષી ને બગલો પક્ષી થઈ ગયા તે દિવ્ય માનસ સરોવર પર બગલાનુ રૂપ ધરતા વિશ્વામિત્ર એક વૃક્ષ પર માળો કરીને રહ્યા ને બીજા વૃક્ષ પર આડી પક્ષીનુ રૂપ ધરતા વસિષ્ઠ ઉત્તમ માળો કરીને રહ્યા તે બને એકબીજા પર દ્વેષ કરવામા તત્પર રહેતા અને દરરોજ ક્રોધયુક્ત થઈ સર્વ લોકોને દુ ખ આપતુ યુદ્ધ કરતા હતા એ વેળા તે બને મોટી ચીસો પાડતા, ચાચ અને પાખોના પ્રહારે અને નખના ઉઝરડા કરી એકબીજાને મારતા અને લોહી લુહાણ થઈ, પુષ્પોવાળા બે ખાખરા જેવા જણાતા હતા હે મહારાજ ! એમ ઘણા વર્ષો સુધી શાપરૂપી પાશથી બધાયેલા તે બને પક્ષીઓનુ રૂપ ધરતા ત્યા રહ્યા હતા

જનમેજય રાજાએ પૂછ્યુ મુનિઓમા શ્રેષ્ઠ

તે વસિષ્ઠ અને વિશ્વામિત્ર શાપથી કેવી રીતે છૂટ્યા હતા, તે મને કહો હે બ્રહ્મર્ષિ (એ વિષે) મને ખૂબ અચરજ થાય છે

વ્યાસ બોલ્યા તે બન્નેને યુદ્ધ કરતા જોઈ લોકોના દાદા બ્રહ્મા દયાપરાયણ હોઈ સર્વ દેવોથી વીંટાઈ ત્યા આવ્યા હતા અને જગતકર્તાએ તે બન્નેને શાંત પાડી યુદ્ધથી અટકાવી એકબીજાએ દૂર કરેલો તેમનો શાપ છોડાવ્યો હતો પછી સર્વ દેવો પોતપોતાના સ્થાને ગયા હતા અને પ્રતાપી બ્રહ્મા હંસ પર બેસી સત્યલોકમા ગયા હતા વિશ્વામિત્ર ને વસિષ્ઠ પણ બ્રહ્માના ઉપદેશથી પરસ્પર સ્નેહ કરી તરત પોતપોતાના આશ્રમમા ગયા હતા એમ હે રાજા! મિત્રાવરુણના પુત્ર વસિષ્ઠે પણ કારણ વિના વિશ્વામિત્રની સાથે પરસ્પર દુ ખદાયી યુદ્ધ કર્યું હતુ, માટે લોકમા એવો કયો મનુષ્ય, દેવ કે દાનવ પણ છે જે, અહંકારને જીતી કાયમી સુખ ભોગવે છે? માટે રાજન્! મોટાઓને પણ ચિત્તશુદ્ધિ થવી દુર્લભ છે, માટે કાળજીથી તે જ કરવી જોઈએ, તેના વિના તીર્થ, દાન, તપ, સત્ય અને જે કંઈ ધર્મસાધન કરાય છે તે નકામુ થાય છે (આ* લોકમા શ્રદ્ધા ત્રણ પ્રકારની કહેવાય છે સાત્ત્વિકી, રાજસી અને તામસી તેમાની તામસી શ્રદ્ધા પ્રાણીમાત્રના નર્યા શરીરમા તથા ધર્મકર્મમા પણ એવી હોય છે શાસ્ત્રમા જેમ કહેલુ છે, તેનુ ફળ આપતી સાત્ત્વિકી શ્રદ્ધા લોકમા હમેશા દુર્લભ છે, વિધિયુક્ત રાજસી શ્રદ્ધા તે સાત્ત્વિકીના ફળથી અર્ધું ફળ આપે છે અને કામ તથા ક્રોધને વશ થતા લોકમા રહેતી શ્રદ્ધા તો હે શ્રેષ્ઠરાજા! ફળરહિત હોઈ કીર્તિ કરનારી પણ નથી ) માટે શ્રવણ મનન વગેરેથી ચિત્તને વાસનારહિત કરી કાયમ દેવીના પૂજનમા તત્પર નદી તીર્થો વગેરેમા રહેલુ કલિયુગના દોષોના ભયથી ડરતા મનુષ્યે વચનથી દેવીના નામો બોલ્યા કરવા, તેમના ગુણોની સ્તુતિ કર્યા કરવી અને (મનથી) તેમના ચરણકમળનુ ધ્યાન કર્યા કરવુ એમ કરતા તેને કલિયુગનો ભય કદી થતો નથી અને પાપી મનુષ્ય પણ અનાયાસે સસારથી છૂટી જાય છે ૧-૫૪

**एवं तु कुर्वतस्तस्य न कदाचित् कलेर्भयम् ।**
**मनायासेन संसारान्मुच्यते पातकी जनः ॥५४॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૬ઠ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો*

## વસિષ્ઠ મિત્રાવરુણના પુત્ર કઈ રીતે?

जनमेजय उवाच

**मैत्रावरुणिरित्युक्तं नाम तस्य मुनेः कथम् ।**
**वसिष्ठस्य महाभाग ब्रह्मणस्तनुजस्य हि ॥१॥**

જનમેજયે પૂછ્યુ હે મહાભાગ! વસિષ્ઠ મુનિ બ્રહ્માના પુત્ર હતા, છતા (૧૩મા અધ્યાયના ૪૮મા શ્લોકમા) તમે 'મૈત્રાવરુણિ' એવુ તેમનુ નામ કેમ કહ્યુ? એ મુનિ તે નામને શુ કર્મથી પામ્યા હતા કે ગુણથી? (ખરી રીતે વ્યાકરણદૃષ્ટિએ' તો મિત્રાવરુણનો જે પુત્ર હોય તે 'મૈત્રાવરુણિ' કહેવાય) હે વક્તાઓમા શ્રેષ્ઠ! તેમનુ એ નામ જે કારણે થયુ હોય તે કારણ તમે મને કહો

વ્યાસ બોલ્યા હે રાજાઓમા શ્રેષ્ઠ! વસિષ્ઠ બ્રહ્માના પુત્ર હતા, છતા નિમિરાજાના શાપથી શરીર છોડી તે મહાકાંતિમાન વસિષ્ઠ મિત્રાવરુણના પુત્ર થયા હતા તેથી હે રાજા! તેમનુ 'મૈત્રાવરુણિ' નામ બધે પ્રખ્યાત થયુ હતુ

જનમેજય રાજાએ પૂછ્યુ ધર્માત્મા બ્રહ્મપુત્ર વસિષ્ઠ મુનિને તે રાજાએ શાપ કેમ આપ્યો હતો? રાજાનો બ્રાહ્મણ ભયકર શાપ મુનિને લાગ્યો, એ આશ્ચર્ય છે હે મુનિ! નિરપરાધી એ વસિષ્ઠ મુનિને તે રાજાએ શાપ કેમ આપ્યો હતો? હે ધર્મ જાણનાર! શાપનુ કારણ તમે મને મૂળથી કહો

વ્યાસે કહ્યુ હે રાજા! કારણ તો મે તમને ચોક્કસ પ્રથમ જ કહ્યુ છે કે આ સસાર માયાના ત્રણ ગુણોથી વ્યાપ્ત છે સજ્જન ભલે ધર્મ કરે અને તપસ્વીઓ ભલે તપ કરે, પણ માયાના એ ત્રણ

* અહીંથી તેમા આપેલા ત્રણ શ્લોકો ક્ષેપક જણાય છે મૂળમા પણ આ ત્રણને તે જુદા હોય એમ રાખ્યા છે

* આ અધ્યાયમા શાપને લીધે વસિષ્ઠનો મિત્રાવરુણથી જન્મ થયો હતો, એ કથા આગણત્રીસેક શ્લોકોથી કહેવાશે.

ગુણોથી વ્યાપેલું કોઈનું ચિત્ત જગતમાં સાત્ત્વિક થતું નથી. રાજાઓ તથા મુનિઓ કામ તથા ક્રોધથી હેરાન થયા હોય છે અને જેઓ કઠિન તપ કરે છે, તેઓ પણ લોભ તથા અહંકારથી યુક્ત હોય છે. હે રાજન્! રજોગુણથી પ્રેરાઈને ક્ષત્રિયો યજ્ઞ કરે છે અને બ્રાહ્મણો પણ તેવા જ હોય છે, એટલે સત્ત્વગુણથી યુક્ત કોઈ પણ નથી. વસિષ્ઠ ઋષિએ (પ્રથમ) એ નિમિરાજાને શાપ આપ્યો હતો અને પછી રાજાએ વસિષ્ઠ મુનિને શાપ આપ્યો હતો. આમ બંને જણ દૈવના બળથી (એટલે પ્રારબ્ધે પ્રેરેલા તમોગુણના બળથી) એક દુઃખમાંથી બીજું મોટું દુઃખ પામ્યા હતા. હે રાજા! ત્રિગુણાત્મક આ સંસારમાં પ્રાણીઓને દ્રવ્યશુદ્ધિ, ક્રિયાશુદ્ધિ અને મનની ઉજ્જ્વળ શુદ્ધિ દુર્લભ છે. પરાશક્તિ મહામાયાનો આ પ્રભાવ કોઈનાથી કોઈ પણ સ્થળે ઓળંગી શકાતો નથી. જેના પર તે પોતે કૃપા કરવા ઇચ્છે છે, તેને ક્ષણવારમાં મુક્ત કરે છે. વિષ્ણુ, બ્રહ્મા તથા શંકર વગેરે મોટા પણ જ્યારે મુક્ત થતા નથી, ત્યારે સત્યવ્રત વગેરે પામરો હોવા છતાં (ત્રીજા સ્કંધમાં કહ્યા પ્રમાણે) મુક્ત થાય છે. જોકે તે દેવીના હૃદયને ત્રણે જગતમાં કોઈ પણ જાણતું નથી. છતાં એ ભગવતી ભક્તજનને વશ રહે છે, એ વાત નક્કી છે. માટે (ત્રણ ગુણોરૂપી) દોષોને ઉખેડી નાખવા તે દેવીની ભક્તિ જ અવશ્ય કરવી, પરંતુ તે ભક્તિ રાગ તથા દંભ વગેરેથી જો યુક્ત હોય, તો (ઊલટી) નાશ કરનારી થાય છે. પૂર્વે ઇક્ષ્વાકુ કુળમાં જન્મેલો 'નિમિ' નામે રાજા હતો. તે રૂપવાન, ગુણયુક્ત, ધર્મ જાણનાર, લોકોને રાજી કરનાર, સત્યવાદી, દાન કરવામાં તત્પર, યજ્ઞો કરવાના સ્વભાવવાળો, જ્ઞાનવાન, પવિત્ર, બુદ્ધિમાન, પ્રજાપાલનમાં તત્પર અને ઇક્ષ્વાકુ રાજાનો બારમો પુત્ર હતો. તે રાજાએ બ્રાહ્મણોના હિત માટે ગૌતમ ઋષિના આશ્રમ પાસે 'જયંતપુર' નામનું નગર વસાવ્યું હતું. તેને ઘણો કાળ ચાલતાં દક્ષિણાયુક્ત યજ્ઞથી હું દેવોને પૂજું' આવી રજોગુણી બુદ્ધિ ઉત્પન્ન થઈ. હે રાજા! એ યજ્ઞકાર્ય માટે પોતાના પિતા ઇક્ષ્વાકુની રજા લઈ તેણે મહાત્માઓના કહ્યા પ્રમાણે સામગ્રી તૈયાર કરાવી અને ભૃગુ, અંગિરા, વામદેવ, ગૌતમ, વસિષ્ઠ, પુલસ્ત્ય, ઋચીક, પુલહ તથા ક્રતુ—આ સર્વજ્ઞ, વેદપારગત, યજ્ઞવિદ્યામાં પ્રવીણ અને વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ તપસ્વી મુનિઓને નોતર્યા. પછી સર્વ સામગ્રી તૈયાર કરી તે ધર્મજ્ઞ રાજાએ વિનયયુક્ત થઈ પોતાના ગુરુ વસિષ્ઠની પૂજા કરી તેમને કહ્યું: હે કૃપાના ભંડાર! હું યજ્ઞ કરું અને તમે કરાવો, સર્વવિત્તા તમે મારા ગુરુ છો, માટે તમે મારું કાર્ય હમણાં જ કરો. સારી રીતે સંસ્કાર કરેલી યજ્ઞની સર્વ સામગ્રી મેં મંગાવી છે અને પાંચ હજાર વર્ષો સુધીની દીક્ષા લેવા મારો વિચાર છે. જે યજ્ઞમાં શ્રીજગદંબા દેવીનું સારી રીતે આરાધન કરાય છે, તે યજ્ઞ તેમની પ્રસન્નતા માટે હું વિધિપૂર્વક કરીશ.' નિમિનું તે વચન સાંભળી વસિષ્ઠે એ રાજાને કહ્યું: હે શ્રેષ્ઠ રાજા! (તારા) પહેલાં ઇંદ્રે મને યજ્ઞ માટે સ્વીકારી લીધો છે. એ ઇંદ્રદેવ પરાશક્તિ દેવીનો યજ્ઞ કરવા તૈયાર થયો છે અને પાંચસો વર્ષની દીક્ષા મેં તેને લેવડાવી પણ છે, માટે હે રાજા! ત્યાં સુધીના સમયની તું રાહ જો. ઇંદ્રનો યજ્ઞ સમાપ્ત થશે એટલે ઇંદ્રનું કાર્ય કરી હું આવીશ, માટે હે રાજા! ત્યાં સુધી તું મારી રાહ જો. (ઇંદ્રના યજ્ઞની સમાપ્તિ થયા પછી તું યજ્ઞનો આરંભ કરજે.)

નિમિરાજાએ કહ્યું: 'મેં યજ્ઞના કારણે બીજા મુનિઓને નોતર્યા છે અને સર્વ સામગ્રી પણ તૈયાર કરી છે. તો હે ગુરુ! રાહ કઈ રીતે જોઉં! હે બ્રાહ્મણ! ઇક્ષ્વાકુવંશીઓના કુળમાં વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ તમે જ ગુરુ છો, છતાં આજે મારું કાર્ય છોડી તમે એકદમ જતા રહેવા કેમ તૈયાર થયા છો? હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મારો યજ્ઞ છોડી ધનના લોભથી લાલચુ મનવાળા થઈ તમે જતા રહો તે યોગ્ય નથી.' રાજાએ એમ વાર્યા છતાં ગુરુ વસિષ્ઠ ઇંદ્રના યજ્ઞમાં જતા રહ્યા, ત્યારે રાજાએ પણ મનમાં ઉદાસ થઈ (વસિષ્ઠને બદલે) ગૌતમ મુનિની પૂજા કરી અને હિમાલયની પાસે સમુદ્રકિનારે યજ્ઞ કર્યો. હે રાજા! તે યજ્ઞકર્મમાં નિમિએ બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપી હતી અને પાંચ હજાર વર્ષો સુધીની દીક્ષા લીધી હતી. યજ્ઞમાં સ્વીકારેલા યાજ્ઞિક બ્રાહ્મણોને તેણે ધન તથા ગાયોથી સારી રીતે સત્કાર્યા હતા, જેથી તેઓ આનંદ પામ્યા

તે વસિષ્ઠ અને વિશ્વામિત્ર શાપથી કેવી રીતે છૂટ્યા હતા, તે મને કહો હે બ્રહ્મર્ષિ (એ વિષે) મને ખૂબ અચંબો થાય છે

વ્યાસ બોલ્યા તે બંનેને યુદ્ધ કરતા જોઈ લોકોના દાદા બ્રહ્મા દયાપરાયણ હોઈ સર્વ દેવોથી વીંટાઈ ત્યા આવ્યા હતા અને જગતકર્તાઓ તે બંનેને શાંત પાડી યુદ્ધથી અટકાવી એકબીજાએ દૂર કરેલો તેમનો શાપ છોડાવ્યો હતો પછી સર્વ દેવો પોતપોતાના સ્થાને ગયા હતા અને પ્રતાપી બ્રહ્મા હંસ પર બેસી સત્યલોકમા ગયા હતા વિશ્વામિત્ર ને વસિષ્ઠ પણ બ્રહ્માના ઉપદેશથી પરસ્પર સ્નેહ કરી તરત પોતપોતાના આશ્રમમા ગયા હતા એમ હે રાજા! મિત્રાવરુણના પુત્ર વસિષ્ઠે પણ કારણ વિના વિશ્વામિત્રની સાથે પરસ્પર દુ ખદાયી યુદ્ધ કર્યું હતુ, માટે લોકમા એવો કયો મનુષ્ય, દેવ કે દાનવ પણ છે જે, અહંકારને જીતી કાયમી સુખ ભોગવે છે? માટે રાજન્! મોટાઓને પણ ચિત્તશુદ્ધિ થવી દુર્લભ છે, માટે કાળજીથી તે જ કરવી જોઈએ, તેના વિના તીર્થ, દાન, તપ, સત્ય અને જે કઈ ધર્મસાધન કરાય છે તે નકામુ થાય છે (આ* લોકમા શ્રદ્ધા ત્રણ પ્રકારની કહેવાય છે સાત્ત્વિકી, રાજસી અને તામસી તેમાની તામસી શ્રદ્ધા પ્રાણીમાત્રના સર્વ શરીરોમા તથા ધર્મકર્મમા પણ એવી હોય છે શાસ્ત્રમા જેમ કહેલુ છે, તેનુ ફળ આપતી સાત્ત્વિકી શ્રદ્ધા લોકમા હમેશા દુર્લભ છે, વિધિયુક્ત રાજસી શ્રદ્ધા તે સાત્ત્વિકીના ફળથી અર્ધુ ફળ આપે છે અને કામ તથા ક્રોધને વશ થતા લોકમા રહેતી શ્રદ્ધા તો હે શ્રેષ્ઠરાજા! ફળરહિત હોઈ કીર્તિ કરનારી પણ નથી ) માટે શ્રવણ, મનન વગેરેથી ચિત્તને વાસનારહિત કરી કાયમ દેવીના પૂજનમા તત્પર રહી તીર્થો વગેરેમા રહેવુ કલિયુગના દોષોના ભયથી ડરતા મનુષ્યે વચનથી દેવીના નામો બોલ્યા કરવા, તેમના ગુણોની સ્તુતિ કર્યા કરવી અને (મનથી) તેમના ચરણકમળનુ ધ્યાન કર્યા કરવુ એમ કરતા તેને કલિયુગનો ભય કદી થતો નથી અને પાપી મનુષ્ય પણ અનાયાસે સસારથી છૂટી જાય છે ૧-૫૪

**यत्र तु कुर्वतस्तस्य न कदाचित् कलेर्भयम्।**
**अनायासेन संसारान्मुच्यते पातकी जनः ॥५४॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૬ઠ્ઠ સ્કધ વિષે અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો*

## વસિષ્ઠ મિત્રાવરુણના પુત્ર કઈ રીતે?

जनमेजय उवाच

**मैत्रावरुणिरित्युक्तं नाम तस्य मुनेः कथम्।**
**वसिष्ठस्य महाभाग ब्रह्मणस्तनुजस्य हि ॥१॥**

જનમેજયે પૂછ્યુ હે મહાભાગ! વસિષ્ઠ મુનિ બ્રહ્માના પુત્ર હતા, છતા (૧૩મા અધ્યાયના ૪૮મા શ્લોકમા) તમે 'મૈત્રાવરુણિ' એવુ તેમનુ નામ કેમ કહ્યુ? એ મુનિ તે નામને શુ કર્મથી પામ્યા હતા કે ગુણથી? (ખરી રીતે વ્યાકરણદૃષ્ટિએ તો મિત્રાવરુણનો જે પુત્ર હોય તે 'મૈત્રાવરુણિ' કહેવાય) હે વક્તાઓમા શ્રેષ્ઠ! તેમનુ એ નામ જે કારણે થયુ હોય તે કારણ તમે મને કહો

વ્યાસ બોલ્યા હે રાજાઓમા શ્રેષ્ઠ! વસિષ્ઠ બ્રહ્માના પુત્ર હતા, છતા નિમિરાજાના શાપથી શરીર છોડી તે મહાકાંતિમાન વસિષ્ઠ મિત્રાવરુણના પુત્ર થયા હતા તેથી હે રાજા! તેમનુ 'મૈત્રાવરુણિ' નામ બધે પ્રખ્યાત થયુ હતુ

જનમેજય રાજાએ પૂછ્યુ ધર્માત્મા બ્રહ્મપુત્ર વસિષ્ઠ મુનિને તે રાજાએ શાપ કેમ આપ્યો હતો? રાજાનો અતિ ભયંકર શાપ મુનિને લાગ્યો, એ આશ્ચર્ય છે હે મુન! નિરપરાધી એ વસિષ્ઠ મુનિને તે રાજાએ શાપ કેમ આપ્યો હતો? હે ધર્મ જાણનાર! શાપનુ કારણ તમે મને મૂળથી કહો

વ્યાસે કહ્યુ - હે રાજા! કારણ તો મે તમને ચોક્કસ પ્રથમ જ કહ્યુ છે કે આ સસાર માયાના ત્રણ ગુણોથી વ્યાપ્ત છે રાજા ભલે ધર્મ કરે અને તપસ્વીઓ ભલે તપ કરે, પણ માયાના એ ત્રણ

* અહીંથી કૌંસમા આપેલા ત્રણ શ્લોકો ક્ષેપક જણાય છે મૂળમા પણ આ ત્રણને તે જુદા હોય એમ આપ્યા છે

* આ અધ્યાયમા શાપને લીધે વસિષ્ઠનો મિત્રાવરુણથી જન્મ થયો હતો, એ કથા જનમેજયનિત્તેગ શ્લોકોથી કહેવાશે.

ગુણોથી વ્યાપેલુ કોઈનુ ચિત્ત જગતમા સાત્ત્વિક થતુ નથી રાજાઓ તથા મુનિઓ કામ તથા ક્રોધથી હેરાન થયા હોય છે અને જેઓ કઠિન તપ કરે છે, તેઓ પણ લોભ તથા અહકારથી યુક્ત હોય છે હે રાજન્! રજોગુણથી ઘેરાઈને ક્ષત્રિયો યજ્ઞ કરે છે અને બ્રાહ્મણો પણ તેવા જ હોય છે, એટલે સત્ત્વ ગુણથી યુક્ત કોઈ પણ નથી વસિષ્ઠ ઋષિએ (પ્રથમ) એ નિમિરાજાને શાપ આપ્યો હતો અને પછી રાજાએ વસિષ્ઠ મુનિને શાપ આપ્યો હતો આમ બન્ને જણ દૈવના બળથી (એટલે પ્રારબ્ધે પ્રેરેલા તમોગુણના બળથી) એક દુ ખમાથી બીજુ મોટુ દુ ખ પામ્યા હતા હે રાજા! ત્રિગુણાત્મક આ સસારમા પ્રાણીઓને દ્રવ્યશુદ્ધિ, ક્રિયાશુદ્ધિ અને મનની ઉજ્જ્વળ શુદ્ધિ દુર્લભ છે પરાશક્તિ મહા માયાનો આ પ્રભાવ કોઈનાથી કોઈ પણ સ્થળ ઓળગી શકાતો નથી જેના પર તે પોતે કૃપા કરવા ઇચ્છે છે, તેને ક્ષણવારમા મુક્ત કરે છે વિષ્ણુ, બ્રહ્મા તથા શકર વગેરે મોટા પણ જ્યારે મુક્ત થતા નથી, ત્યારે સત્ય વ્રત વગેરે પામરો હોવા છતા (ત્રીજા સ્કધમા કહ્યા પ્રમાણે) મુક્ત થાય છે જોકે તે દેવીના હૃદયને ત્રણે જગતમા કોઈ પણ જાણતુ નથી છતા એ ભગવતી ભક્તજનને વશ રહે છે, એ વાત નક્કી છે માટે (ત્રણ ગુણોરૂપી) દોષોને ઉખેડી નાખવા તે દેવીની ભક્તિ જ અવશ્ય કરવી, પરતુ તે ભક્તિ રાગ તથા દભ વગેરેથી જો યુક્ત હોય, તો (ઊલટી) નાશ કર નારી થાય છે પૂર્વે ઇક્ષ્વાકુ કુળમા જન્મેલો 'નિમિ' નામે રાજા હતો તે રૂપવાન, ગુણયુક્ત ધર્મ જાણનાર, લોકોને રાજી કરનાર, સત્યવાદી, દાન કરવામા તત્પર, યજ્ઞો કરવાના સ્વભાવવાળો, જ્ઞાનવાન, પવિત્ર, બુદ્ધિ માન, પ્રજાપાલનમા તત્પર અને ઇક્ષ્વાકુ રાજાનો બારમો પુત્ર હતા તે રાજાએ બ્રાહ્મણોના હિત માટે ગૌતમ ઋષિના આશ્રમ પાસે 'જયતપુર' નામનુ નગર વસાવ્યુ હતુ તને ઘણો કાળ ચાલતા દક્ષિણા યુક્ત યજ્ઞથી હુ દેવોને પૂજુ' આવી રજોગુણી બુદ્ધિ ઉત્પન્ન થઈ હે રાજા! એ યજ્ઞકાર્ય માટે પોતાના પિતા ઇક્ષ્વાકુની રજા લઈ તણે મહાત્માઓના કહ્યા પ્રમાણે સામગ્રી તૈયાર કરાવી અને ભૃગુ, અગિરા, વામદેવ, ગૌતમ, વસિષ્ઠ, પુલસ્ત્ય, ઋચીક, પુલહ તથા ક્રતુ—એ સર્વજ્ઞ, વેદપારગત યજ્ઞવિદ્યામા પ્રવીણ અને વેદવેત્તાઓમા શ્રેષ્ઠ તપસ્વી મુનિઓને નોતર્યા પછી સર્વ સામગ્રી તૈયાર કરી તે ધર્મજ્ઞ રાજાએ વિનયયુક્ત થઈ પોતાના ગુરુ વસિષ્ઠની પૂજા કરી તેમને કહ્યુ હે કૃપાના ભડાર! હુ યજ્ઞ કરુ અને તમે કરાવો સર્વવેત્તા તમે મારા ગુરુ છો, માટે તમે મારુ કાર્ય હમણા જ કરો સારી રીતે સસ્કાર કરેલી યજ્ઞની સર્વ સામગ્રી મે મગાવી છે અને પાચ હજાર વર્ષો સુધીની દીક્ષા લેવા મારો વિચાર છે જે યજ્ઞમા શ્રીજગદબા દેવીનુ સારી રીતે આરાધન કરાય છે તે યજ્ઞ તેમની પ્રસન્નતા માટે હુ વિધિપૂર્વક કરીશ' નિમિનુ તે વચન સાભળી વસિષ્ઠે એ રાજાને કહ્યુ હે શ્રેષ્ઠ રાજા! (તારા) પહેલા ઇદ્રે મને યજ્ઞ માટે સ્વીકારી લીધો છે એ ઇદ્રદેવ પરાશક્તિ-દેવીનો યજ્ઞ કરવા તૈયાર થયો છે અને પાચસો વર્ષની દીક્ષા મે તેને લેવડાવી પણ છે માટે હે રાજા! ત્યા સુધીના સમયની તુ રાહ જો ઇદ્રનો યજ્ઞ સમાપ્ત થશે એટલે ઇદ્રનુ કાર્ય કરી હુ આવીશ માટે હે રાજા! ત્યા સુધી તુ મારી રાહ જો (ઇદ્રના યજ્ઞની સમાપ્તિ થયા પછી તુ યજ્ઞનો આરભ કરજે)

નિમિરાજાએ કહ્યુ 'મે યજ્ઞના કારણે બીજા મુનિઓને નોતર્યા છે અને સર્વ સામગ્રી પણ તૈયાર કરી છે તો હે ગુરુ! રાહ કઈ રીતે જોઉં! હે બ્રાહ્મણ! ઇક્ષ્વાકુલશીઓના કુળમા વેદવેત્તાઓમા શ્રેષ્ઠ તમે જ ગુરુ છો, છતા આજે મારુ કાર્ય છોડી તમે એકદમ જતા રહેવા કેમ તૈયાર થયા છો? હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મારો યજ્ઞ છોડી ધનના લોભથી લાલચુ મનવાળા થઈ તમે જતા રહો તે યોગ્ય નથી' રાજાએ એમ વાર્યા છતા ગુરુ વસિષ્ઠ ઇદ્રના યજ્ઞમા જતા રહ્યા, ત્યારે રાજાએ પણ મનમા ઉદાસ થઈ (વસિષ્ઠને બદલે) ગૌતમ મુનિની પૂજા કરી અને હિમાલયની પાસે સમુદ્રકિનારે યજ્ઞ કર્યો હે રાજા! તે યજ્ઞકર્મમા નિમિએ બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપી હતી અને પાચ હજાર વર્ષો સુધીની દીક્ષા લીધી હતી યજ્ઞમા સ્વીકારેલા યાજ્ઞિક બ્રાહ્મણોને તેણે ધન તથા ગાયોથી સારી રીતે સત્કાર્યા હતા, જેથી તેઓ આનદ પામ્યા

હતા બીજી બાજુ પાંચસો વર્ષો સુધીનો યજ્ઞ સમાપ્ત થયો એટલે વસિષ્ઠ મુનિ નિમિરાજાનો યજ્ઞ જોવાની ઈચ્છાથી આવ્યા અને ત્યા આવી રાજાના દર્શન માટે ઊભા રહ્યા તે વખતે રાજા નિદ્રાથી ખૂબ ઘેરાયો હતો, જેથી સેવકોએ તેને જગાડયો નહિ, એટલે તે રાજા વસિષ્ઠ મુનિ પાસે આવી શક્યો નહિ તે અપમાનથી વસિષ્ઠને ક્રોધ થયો મુનિશ્રેષ્ઠ વસિષ્ઠ નિમિરાજાનુ દર્શન નહીં થવાથી ત્યા કોપી ઊઠયા તેમણે ક્રોધને વશ થઈ તે રાજાને શાપ આપ્યો કે, 'ઓ મૂર્ખ રાજા! પોતાના ગુરુ મને છોડી બીજા ને ગુરુ કરી મારુ અપમાન કરી મે વાર્યા છતા તે બળથી દીક્ષા લીધી છે, માટે તુ (મરી જઈ) દેહ રહિત થા હે રાજા! તારુ આ શરીર પડી જાઓ અને તુ દેહરહિત થા,' એવુ તેમનુ વચન સાભળી રાજાના સેવકોએ તરત રાજાને જગાડયો અને મુનિને કોપેલા જણાવ્યા ત્યારે પાપરહિત એ રાજા કોપેલા તે મુનિની પાસે આવી મરણયુક્ત અને યુક્તિવાળુ આ સુદર વચન બોલ્યો 'હે ધર્મને જાણનારા! મારો દોષ નથી તમે લાલચથી લલચાઈ મને યજમાનને છોડી, મે ઘણી જ પ્રાર્થના કર્યા છતા જતા રહ્યા હતા હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! આવુ નિંદ્ય કર્મ કરી શરમાતા નથી? હે બ્રાહ્મણશ્રેષ્ઠ! સતોષમા રહેતો ધર્મનો નિશ્ચય તમે જાણો છો, સાક્ષાત્ બ્રહ્માના પુત્ર છો અને વેદ તથા વેદાગોને જાણનારાઓમા શ્રેષ્ઠ છો, છતા બ્રાહ્મણધર્મની ઓળગવી મુશ્કેલ સૂક્ષ્મ ગતિને તમે જાણતા નથી અને પોતાનો દોષ મારામા જાણી ખોટી રીતે મને શાપ આપવા ઈચ્છો છો! સજ્જનોએ ક્રોધ ત્યજવો જોઈએ, કારણ કે તે ચાડાલ કરતા પણ અધિક છે, છતા ક્રોધથી ઘેરાઈને તમે મને વ્યર્થ શાપ દીધો છે; માટે તમારુ આ શરીર પણ ક્રોધવાળુ હોઈ પડી જાઓ ' એમ મુનિએ રાજાને તથા રાજાએ મુનિને શાપ આપ્યો તે બને પરસ્પર શાપ પામી દુ ખી થયા અને વસિષ્ઠ તો ખૂબ ચિંતાતુર થઈ બ્રહ્માને શરણે ગયા, તેમણે રાજાએ આપેલો મોટો શાપ તેમને જણાવ્યો કે, 'હે પિતા! નિમિ રાજાએ આજે મને શાપ આપ્યો છે કે, 'તમારુ આ શરીર પડી જાઓ ' તો હુ શુ કરુ? શરીર પડવાથી થતુ કષ્ટ મને પ્રાપ્ત થયુ છે, માટે હવે બીજુ શરીર ધરવા તમે મને પિતા બતાવો, અને મને (બીજા) દેહનુ જોડાણ પણ પહેલાના (શરીર) જેવુ જ થાઓ (અર્થાત્ જેવા આકારવાળુ મારુ આ શરીર છે, તેવા જ આકારવાળુ બીજુ શરીર થાઓ) તેમ જ હે પિતા! આ દેહમા મને જેવુ જ્ઞાન છે તેવુ જ બીજા દેહમા પણ તે રહો હે મહારાજ! તમે સમર્થ છો, માટે કૃપા કરવાને યોગ્ય છો ' વસિષ્ઠનુ તે વચન સાભળી બ્રહ્માએ તે પુત્રને કહ્યુ 'મિત્ર અને વરુણદેવના વીર્યમા પ્રવેશ કરી તમે સ્થિર રહો, સમય આવતા તમે યોનિ વિના તેમાથી જન્મ પામશો, એમા સશય નથી એમ કરી દેહ પામી તમે ધર્મયુક્ત, આત્મજ્ઞાની, વેદવેત્તા, સર્વજ્ઞ અને સર્વથી અત્યત પૂજાતા થશો ' એમ પિતાએ તે સમયે કહ્યુ, ત્યારે વસિષ્ઠ પિતામહ બ્રહ્માને પ્રેમથી પ્રણામ કરી, પ્રદક્ષિણા કરીને વરુણલોકમા ગયા, અને પોતાનુ સર્વોત્તમ શરીર છોડી તે વસિષ્ઠે મિત્ર તથા વરુણના શરીરમા સૂક્ષ્મ દેહથી પ્રવેશ કર્યો હે રાજન્! કોઈક સમયે સુદર કેડના પાછલા ભાગવાળી અને સખીઓથી વીંટાયેલી ઉર્વશી દૈવેચ્છાએ વરુણલોકમા આવી, ત્યારે હે રાજા! રૂપયૌવનથી યુક્ત, સુદર સર્વ અંગોવાળી અને મનોહર દેવકન્યા તે દિવ્ય અપ્સરાને જોઈ મિત્ર અને વરુણ બને દેવો કામાતુર અને વિવશ થઈ તેને કહેવા લાગ્યા 'હે નિર્દોષ અગવાળી! અત્યત કામાતુર થયેલા અમને બનેને તુ વર અને હે સુદર વર્ણવાળી! આ સ્થાનમા રહી તુ મરજી મુજબ આનદ કર ' એમ તે બનેએ કહેલી તે દેવી તેમને વશ થઈ ભાવ સ્થિર કરીને મિત્ર તથા વરુણના ઘરમા રહી સુદર દેખાવવાળી તે ઉર્વશી તે બનેના ચિત્તને આકર્ષી જેટલામા ત્યા સ્થિર રહી, તેટલામા તે બનેનુ વીર્ય દૈવયોગે ખુલ્લા રહેલા એક ઘડામા પડયુ, એટલે તેમાથી હે રાજન્! અતિમનોહર બે મુનિઓ પ્રકટ થયા તેમા પહેલો અગસ્ત્ય ને બીજો વસિષ્ઠ નામે હતા, એ મિત્ર તથા વરુણના વીર્યમાથી તે બને ઉત્તમ તપસ્વી ઋષિઓ ઉત્પન્ન થયા હતા તેમા પહેલો બાળવયમા જ વનમા જઈ મહાતપસ્વી થયો અને બીજો બાળવયના જ વસિષ્ઠને

ઈક્ષ્વાકુ રાજાએ પુરોહિત તરીકે સ્વીકાર્યા હે રાજા! ઈક્ષ્વાકુએ તમારા આ વંશના સુખ માટે વસિષ્ઠનુ પાલન કર્યું હતુ અને તેમને મુનિ જાણી તે વધારે પ્રસન્ન થયા હતા વસિષ્ઠને બીજા દેહની પ્રાપ્તિનુ આ સર્વ કારણ મે તમને કહ્યુ, તેમને શાપ થવાથી મિત્ર તથા વરણના કુળમા બીજો દેહ પ્રાપ્ત થયો હતો ૧-૬૯

**एतत्ते सर्वमाख्यात वसिष्ठस्य च कारणम् ।**
**शापाद्देहातरप्राप्तिर्मित्रावरुणयो कुले ॥६९॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૫૪ સ્કધ વિષે અધ્યાય ૧૪ મો સમાપ્ત

## અધ્યાય ૧૫ મો

### નિમિરાજાનુ બીજા દેહમા જવુ અને હૈહય રાજાઓની કથા

जनमेजय उवाच

**देहप्राप्तिर्वसिष्ठस्य कथिता भवता किल ।**
**निमि कथ पुनर्देह प्राप्तवानिति मे वद ॥१॥**

જનમેજય રાજાએ પૂછ્યુ વસિષ્ઠને બીજા દેહ ની પ્રાપ્તિ થઈ, એ તો આપે કહી, હવે નિમિરાજા ફરી (બીજા) દેહને કેવી રીતે પામ્યા હતા તે મને કહો

વ્યાસે કહ્યુ હે રાજા! શાપ પછી વસિષ્ઠે જે રીતે દેહને પ્રાપ્ત કર્યો હતો તે રીતે નિમિ રાજાએ દેહ પ્રાપ્ત કર્યો ન હતો વસિષ્ઠે શાપ આપ્યો ત્યારે યજ્ઞમા સર્વ યાજ્ઞિક બ્રાહ્મણો જે વર્યા હતા તેઓએ વિચાર્યુ કે, 'અહો! આપણે હવે શુ કરવુ? આ યજ્ઞ તો હજી અપૂર્ણ છે ત્યા તો દીક્ષાયુક્ત ધાર્મિક રાજા શાપથી બળી ગયો છે હવે શુ કરવુ? આ કાર્ય અવળુ બન્યુ છે, આ બનાવ અવશ્ય થનાર હોવાથી આને અટકાવવા આપણે અશક્ત છીએ' (આમ વિચારી) તે બ્રાહ્મણોએ અનેક પ્રકારના મત્રોથી તે મહાત્મા રાજાના દેહને તે વેળા રક્ષીને શ્વાસોચ્છ્વાસ સહિત ધારી રાખ્યો (અર્થાત્ મત્રશક્તિથી તેના સૂક્ષ્મ દેહને તે જ સ્થૂલ દેહમા યજ્ઞની સમાપ્તિ સુધી અટકાવી રાખ્યો) એમ મત્રશક્તિથી અટકાવી બગડે નહિ તેમ રાખી સારી રીતે સચવાતા તે દેહની અનેક પ્રકારના સુગધી દ્રવ્યો તથા પુષ્પોથી વારવાર પૂજા કરાતી હતી પછી હે રાજા! યજ્ઞ સમાપ્ત થયો, ત્યારે સર્વ દેવો ત્યા આવ્યા, એટલે યાજ્ઞિક બ્રાહ્મણોએ સ્તુતિ કરેલા તે સર્વ દેવો અત્યત પ્રસન્ન થયા સ્તોત્રો વડે મુનિઓએ વિનતિ કરેલા તે દેવો ખેદ પામી નિમિરાજાને કહેવા લાગ્યા 'હે ઉત્તમ વ્રતવાળા રાજા! અમે પ્રસન્ન થયા છીએ, તુ વર માગ હે રાજર્ષિ! આ યજ્ઞથી ઉત્તમ જન્મ પામી શકાય છે માટે દેવનુ કે મનુષ્યનુ જે શરીર તને ઈચ્છિત હોય તે તુ કહે તારો ગોર વસિષ્ઠ (તારા શાપથી પહેલાનુ શરીર ત્યજીને જેમ) સુખપૂર્વક મત્યુલોકમા (પૂર્વના જેવુ જ બીજુ શરીર ધરી) ગર્વિષ્ઠ થઈને રહ્યો છે, (તેમ તારી જો ઈચ્છા હોય તો તે માગ)' એમ કહેલો નિમિનો* આત્મા સતુષ્ટ થઈ તે દેવોને કહેવા લાગ્યો 'અવશ્ય નાશવત શરીર વિષે મને ઈચ્છા નથી, હે ઉત્તમ દેવો! સર્વ પ્રાણીઓની આખમા મારો વાસ થાઓ સર્વ પ્રાણીઓના નેત્રોમા વાયુરૂપે હુ ફર્યા કરુ' આમ કહેલા દેવોએ નિમિના આત્માને ત્યા કહ્યુ 'હે મહારાજ! સર્વના ઈશ્વરી શિવાદેવીની તુ પ્રાર્થના કર, આ યજ્ઞથી સતુષ્ટ થયેલા તે દેવી! તારી ઈચ્છા (પૂર્ણ) કરશે' દેવોએ એમ કહેલા તે નિમિએ અનેક પ્રકારના દિવ્ય સ્તોત્રોથી ભક્તિપૂર્વક ગળગળી વાણીથી દેવીની પ્રાર્થના કરી, ત્યારે પ્રસન્ન થયેલા દેવીએ પ્રત્યક્ષ દર્શન દીધુ કરોડો સૂર્યની જેમ લાવણ્યથી પ્રકાશતુ દેવીનુ એ સ્વરૂપ જોઈ ચિત્તમા કૃતાર્થ થયેલા બધા અત્યત આનદ પામ્યા હે રાજા! દેવી પ્રસન્ન થયા ત્યારે નિમિરાજાએ વરદાન માગ્યુ કે, 'તમે મને એવુ નિર્મળ જ્ઞાન આપો કે, જેથી મારો મોક્ષ પણ થાય અને સર્વ પ્રાણીઓના નેત્રોમા વાસ થાય' પછી પ્રસન્ન થયેલા દેવેશ્વરી જગદબા એ કહ્યુ 'તને નિર્મળ જ્ઞાન પ્રાપ્ત થશે અને પ્રારબ્ધ

— આ અધ્યાયમાં ત્રેસઠ શ્લોકોથી નિમિરાજનું બીજા શરીરમા જવું કહીને હૈહય રાજાઓની કથા શરૂ કરાશે.

* અહીં એમ જણાવ્યું છે કે, નિમિરાજા વસિષ્ઠના શાપથી દેહાભિમાન ત્યજીને જવા ઈચ્છતો હતો, પણ બ્રાહ્મણોએ મંત્રબળથી તેને અટકાવી રાખ્યો હતા, જેથી સ્થૂલ દેહનું અભિમાન ત્યજી સૂક્ષ્મ દેહના અભિમાનથી તે રહ્યો હતો.

કર્મ બાકી હોવાથી સર્વ પ્રાણીઓના નેત્રોમા (તારો) વાસ પણ થશે (સર્વના નેત્રોમા વાયુરૂપે રહેલા) તારે લીધે જ પ્રાણીઓના નેત્રો પલકારો કર્યા કરશે તારા વાસથી મનુષ્યો, પશુઓ ને પક્ષીઓ (આંખના) પલકારાવાળો થશે અને દેવો પલકારા વિનાના થશે ' એમ તેને વરદાન આપી શ્રીદેવી સર્વ મુનિઓને તે વેળા જણાવી ત્યા જ અદૃશ્ય થયા દેવી અદૃશ્ય થયા, ત્યારે ત્યા રહેલા સર્વ મુનિઓએ વિચાર કરી નિમિરાજાના શરીરને મથવા માટે લીધુ અને તેના ઉપર મન્ત્રપૂર્વક અરણીકાષ્ઠ મૂકી તે મહાત્માઓ તે સમયે નિમિરાજાને પુત્ર થાય તે માટે મન્ત્રયુક્ત હોમ સાથે તેને મથવા લાગ્યા એમ અરણીને મથવામા આવી ત્યારે સર્વ લક્ષણોથી યુક્ત સાક્ષાત્ બીજો નિમિ હોય તેવો પુત્ર પ્રગટ થયો અરણીને મથવાથી એ પુત્ર જન્મ્યો, તેથી 'મિથિ' કહેવાયો અને પોતાના પિતાથી જન્મ્યો માટે 'જનક' નામે પ્રસિદ્ધ થયો નિમિરાજા (પ્રાણીમાત્રના નેત્રોમા વાયુરૂપે રહી) વિદેહ (શરીરરહિત) થયો તેથી તેના વંશમા થયેલા રાજાઓ 'વિદેહ' કહેવાયા એ રીતે નિમિનો પુત્ર 'રાજા જનક' નામે પ્રસિદ્ધ થયો અને તેણે ગંગાના કિનારા પર દરવાજા ને અટારીઓથી યુક્ત, ધનધાન્યથી ભરેલી અને બજારો તથા મકાનોથી શોભી રહેલી 'મિથિલા' નામની પ્રખ્યાત સુદર નગરી વસાવી એ વંશમા જે રાજાઓ થયા, તે બધા 'જનક' નામે પ્રખ્યાત થયા અને બધાય જ્ઞાની હોઈ 'વિદેહ' કહેવાયા હે રાજા ! નિમિરાજાનુ આ ઉત્તમ આખ્યાન મે તમને કહ્યુ અને શાપને લીધે તેને વિદેહપણુ (દેહરહિતપણુ) પ્રાપ્ત થયુ હતુ, તે પણ મે વિસ્તારથી કહ્યુ

જનમેજય રાજાએ પૂછ્યુ હે ભગવન્ ! નિમિરાજાના શાપનુ કારણ તમે કહ્યુ, તે સાભળી અતિ ચચળ મારુ મન સદેહ પામ્યુ છે નિમિરાજાના ગોર અને બ્રહ્માના પુત્ર વસિષ્ઠ શ્રેષ્ઠ બ્રાહ્મણ હતા છતા તે મુનિને નિમિરાજાએ શાપ કેમ આપ્યો ? તેને ગુરુ તથા બ્રાહ્મણ જાણી નિમિએ ક્ષમા કેમ ન કરી ? શુભ યજ્ઞકર્મ કરીને પણ તે ક્રોધ કેમ પામ્યા ? ઈક્ષ્વાકુનો પુત્ર નિમિરાજા ધર્મનુ ઉત્તમ જ્ઞાન જાણીને પણ ક્રોધને વશ કેમ થયો ? અને પોતાના ગુરુ બ્રાહ્મણને તેણે શાપ કેમ આપ્યો ?

વ્યાસ બોલ્યા ? હે રાજન્ ! જેઓએ મનને જીત્યા નથી, તે પ્રાણીઓને ક્ષમા અતિ દુર્લભ છે, ક્ષમાવાળો મનુષ્ય લોકમા દુર્લભ છે અને જે સારી રીતે સમર્થ હોય છતા ક્ષમાવાન હોય તેવો તો ખૂબ જ દુર્લભ હોય છે સર્વ સગ છોડનાર, મનનશીલ, તપસ્વી, નિદ્રા તથા ક્ષુધાને જીતનાર અને યોગાભ્યાસમા બરાબર તત્પર રહેતો મનુષ્ય ભલે હોય પણ કામ, ક્રોધ, લોભ અને ચોથો અહકાર, આ દેહમા રહેતા શત્રુઓને મનુષ્યે જાણવા ખરેખર મુશ્કેલ છે આ સસારમા એવો કોઈ પુરુષ પૂર્વે થયો નથી, હાલમા નથી અને ભવિષ્યમા થશે પણ નહિ કે જે આ (ચાર) શત્રુઓને જીતી શકે સ્વર્ગમા, ભૂલોકમા, બ્રહ્મલોકમા, વિષ્ણુના સ્થાનમા અને કૈલાસમા પણ એવો કોઈ પુરુષ નથી, કે જે આ શત્રુઓને જીતે બ્રહ્માના પુત્ર મુનિઓ અને બીજા ઉત્તમ તપસ્વીઓ જે થઈ ગયા, તેઓ પણ ત્રણ ગુણોથી જો વ્યાપ્ત જ હતા, તો પૃથ્વી પરના મનુષ્યો તેથી વ્યાપ્ત હોય તેમા શુ કહેવુ ? સાખ્યવેત્તા કપિલમુનિ યોગાભ્યાસમા તત્પર હોઈ પવિત્ર હતા, છતા તેમણે પણ દૈવયોગે સગરના પુત્રોને બાળી નાખ્યા હતા માટે હે રાજન્ ! ત્રણે જગત અહકારમાથી જન્મેલા હોઈ તે કાર્યકારણપણાથી છૂટા કેમ થાય ? (અહકારનુ કાર્યજગત તેના કારણરૂપ અહકારથી રહિત કેમ થઈ શકે ?) બ્રહ્મા, વિષ્ણુ ને શકર પણ ત્રણ ગુણોથી વ્યાપ્ત છે, તથી તેમના શરીરોમા પણ જુદા જુદા ભાવો થયા કરે છે, ત્યારે કેવળ એક સત્વગુણમા જ સ્થિર કરવા માટે મનુષ્યાની તો વાત જ શી ? હે રાજન્ ! ત્રણે ગુણોનુ મિશ્રપણુ સર્વ સ્થળે રહેવુ છે કોઈક સમયે સત્ત્વગુણ વધે છે, કોઈક વેળા રજોગુણ વધે છે અને કોઈક વખતે તમોગુણ વધે છે, પણ ત્રણે ગુણોની સામ્યાવસ્થા કદી (કોઈને પણ) હોતી નથી સર્વ પ્રાણીઓને જાણવા અશક્ય, અમાપ, સનાતન, નિર્લેપ, સર્વોત્કૃષ્ટ અને નિર્વિકાર એક પરમાત્મા જ નિર્ગુણ છે અને તે જ પ્રમાણે બ્રહ્મમા રહેલા, અલ્પ બુદ્ધિ લોકોથી જાણવા મુશ્કેલ અને સર્વ પ્રાણીઓમા રહેતા પરમ શક્તિ મહામાયા નિર્ગુણ છે પરમાત્મા

અને (તેમની) પરમ શક્તિ એ બંને સદા એક જ છે, એમનું એક જ શરીર જાણી સર્વ દોષથી (પ્રાણી) મુક્ત થાય છે, અને તે (અભેદ) જ્ઞાનથી જ મોક્ષ થાય છે એવો વેદાંતશાસ્ત્રનો (જાહેર) ટઢેરો છે ત્રિગુણાત્મક આ સંસારમાં (એ શક્તિ તથા શક્તિ માનનો અભેદ) જે જાણે છે, તે અત્યંત મુક્ત થાય છે જ્ઞાન બે પ્રકારનું કહ્યું છે તેમાં પહેલું શાબ્દિક જ્ઞાન (એટલે શબ્દોથી થતું પરોક્ષજ્ઞાન) કહ્યું છે, તે શાબ્દિક જ્ઞાન વેદશાસ્ત્રોના અર્થના વિશેષ જ્ઞાનથી તથા બુદ્ધિના યોગથી થાય છે તે જ્ઞાનમાં બુદ્ધિથી કલ્પાયેલા (સંશય—વિપર્યાસ—આદિ) અનેક વિકલ્પો (વિતર્કો) થાય છે, (જેમાંના કેટલાક કુતર્કથી કરાયેલા અને કેટલાક સારા તર્કોથી કરાયેલા હોય છે આ વિતર્કોથી ભ્રમણા થાય છે ભ્રમથી બુદ્ધિ નાશ પામે છે અને બુદ્ધિના નાશથી પ્રાણીઓના જ્ઞાનનો પણ નાશ થતો કહેવાય છે, એટલે આ પરોક્ષ જ્ઞાન મોક્ષ આપનાર થતું નથી * ) હે રાજા ! બીજું 'અનુભવ' નામનું જે (અપરોક્ષ) જ્ઞાન છે તે દુર્લભ છે તે તો ત્યારે જ પ્રાપ્ત થાય છે કે જ્યારે તેના જાણનારનો સંગ થાય છે હે ભારત ! કેવળ શબ્દજ્ઞાનથી (એટલે પરોક્ષજ્ઞાનથી) કાર્યસિદ્ધિ થતી નથી, અલૌકિક તે અનુભવજ્ઞાન શબ્દજ્ઞાનથી સંભવતું નથી, કારણ કે અંદરના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવા શાબ્દબોધ સમર્થ નથી, (અર્થાત્ અપરોક્ષ જ્ઞાન સહજ સંભવતું નથી, પણ તે માટે મોટો પ્રયાસ કરવો પડે છે, ઉપરચોટિયા શબ્દજ્ઞાનથી કંઈ વળતું નથી ) જેમ દીવાની વાત કરાય, તેથી અંધારું નાશ પામતું નથી, (તેમ શબ્દજ્ઞાનથી અજ્ઞાનરૂપ અંધકાર દૂર થતો નથી ) જે કર્મ બંધન માટે ન થાય, તે જ કર્મ કહેવાય છે અને જે વિદ્યા મોક્ષ માટે થાય, તે જ વિદ્યા કહેવાય છે, એ સિવાયનું બીજું જે કર્મ હોય છે, તે કેવળ પરિશ્રમ માટે જ થાય છે, અને એ સિવાયની બીજી જે વિદ્યા છે, તે કેવળ કળા વિષેની હોશિયારી જ છે સારું વર્તન, પારકું હિત કરવું, કોપ ન કરવો, ક્ષમા, ધૈર્ય અને સંતોષ એ પાકી વિદ્યાનાં ઉજ્જ્વળ ફળ છે હે રાજા ! વિદ્યા, તપ અને યોગાભ્યાસ વિના કામાદિ શત્રુઓનો નાશ કદી થતો નથી (હે રાજન્ ! મન એ સ્વભાવથી જ ચંચળ હોઈ વશ કરવું અતિ કઠિન છે, ત્રણે જગતમાં ત્રણે પ્રકારનાં પ્રાણી કાયમ તેને વશ છે + ) કામ, ક્રોધ વગેરે ભાવો ચિત્તમાં થનાર કહેવાય છે, તેટલે જ્યારે મન જિતાઈ જાય ત્યારે તે ઉત્પન્ન થતા નથી હે રાજન્ ! આ કારણથી = જ નિમિરાજાએ વસિષ્ઠ મુનિ પર ક્ષમા કરી ન હતી જેમ પૂર્વે યયાતિ રાજાએ અપરાધી શુક્રાચાર્ય પર ક્ષમા કરી હતી, તેમ નિમિરાજા ક્ષમા કરી શક્યો ન હતો રાજાઓમાં ઉત્તમ યયાતિને શુક્રાચાર્યે શાપ આપ્યો હતો, છતાં તે રાજાએ ક્રોધથી મુનિ શુક્રાચાર્યને શાપ આપ્યો ન હતો પણ વૃદ્ધાવસ્થાને સ્વીકારી લીધી હતી કોઈક રાજા સૌમ્ય હોય, ત્યારે કોઈક રાજા ક્રૂર હોય છે હે રાજા ! સ્વભાવના ભેદથી આમાં કોને દોષ આપી શકાય ? પૂર્વે હૈહય નામના ક્ષત્રિયોએ ધનના લોભથી ક્રોધ વડે વ્યાપ્ત બની બ્રહ્મહત્યાથી થતું પાપ નહિ ગણી પોતાના પુરોહિત ભૃગુવંશી સર્વ બ્રાહ્મણોને મૂળથી કાપી નાખ્યા હતા ૧-૬૩

**ब्राह्मणान् मूलत सर्वांश्चिच्छिदुः क्रोधमूर्च्छिताः ।**
**पातक पृष्ठत· कृत्वा ब्रह्महत्यासमुद्भवम् ॥६३॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં ૫૪ સ્કંધ વિષે
અધ્યાય ૧૫ મો સમાપ્ત

* આ કૌંસમાં આપેલો ભાગ ક્ષેપક છે, મૂળમાં પણ ક્ષેપક તરીકે જ ગણેલો છે

\+ આ કૌંસમાં આપેલો શ્લોક ક્ષેપક છે

= અર્થાત્ એવા પ્રકારનાં સાધનો નહિ મળવાથી નિમિરાજનું મન જિતાયું ન હતું, જેથી માનસિક જ્વાળા બાબાર થી ક્રોધ વગેરે સંભવે છે અને તેવી જ વસિષ્ઠ મુનિ પર તેને ક્રોધ થતા તેનાથી ક્ષમા થઈ ન હતી.

# અધ્યાય ૧૬ મો[×]

## હૈહયોએ ભૃગુવંશી બ્રાહ્મણોને લોભથી મારી નાખ્યા

जनमेजय उवाच

**कुले कस्य समुत्पन्नाः क्षत्रिया हैहयाश्च ये ।**
**ब्रह्महत्यामनादृत्य निजघ्नुर्भार्गवांश्च ये ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ જે હૈહય ક્ષત્રિયોએ બ્રહ્મહત્યાને નહિ ગણી ભૃગુવંશી બ્રાહ્મણોને મારી નાખ્યા હતા, તે કોના કુળમા ઉત્પન્ન થયા હતા? હે દાદા! તેઓને વેરનુ કારણ શુ હતુ? તે મને કહો સત્પુરુષો કારણ વિના ક્રોધ કેમ કરે? પોતાના ગોર સાથે તેઓને વેર કેમ થયુ હતુ? ક્ષત્રિયોનુ તે વેર નાના કારણથી થયુ નહિ હોય, નહિ તો નિરપરાધી પૂજ્ય બ્રાહ્મણોને તેઓ મારે જ નહિ ત ક્ષત્રિયો બળવાન હતા, પણ પાપથી કેમ ન ડર્યા? ઘણો જ થોડો અપરાધ હોય તો કયો ઉત્તમ ક્ષત્રિય બ્રાહ્મણોને મારે? હે મુનિશ્રેષ્ઠ! મને આમા સદેહ થાય છે, માટે તેનુ જે કારણ હોય, તે મને કહેવા તમે યોગ્ય છો

સૂત બોલ્યા રાજા જનમેજયે સત્યવતીના પુત્ર વ્યાસને એમ પૂછ્યુ, ત્યારે ખૂબ પ્રસન્ન થઈ ચિત્તમા કથા યાદ કરી તે કહેવા લાગ્યા

વ્યાસ બોલ્યા 'હે પરીક્ષિતના પુત્ર! પૂર્વે મે સારી રીતે જાણેલી, આશ્ચર્યકારક એ ક્ષત્રિયાની જૂની વાત તમે સાભળો 'કાર્તવીર્ય અર્જુન' નામથી પ્રખ્યાત, હજાર હાથવાળો અને ધર્મમા તત્પર હૈહય વશી એક રાજા હતો વિષ્ણુના અવતાર જેવો એ રાજા દત્તાત્રેયનો સિદ્ધ શિષ્ય હતો અને સર્વ વસ્તુનુ દાન કરનાર તથા શકિતનો ઉપાસક હોઈ ભૃગુવશી બ્રાહ્મણોનો યજમાન હતો યજ્ઞ કરનાર, પરમ ધર્મિષ્ઠ અને દાન કરવામા કાયમ તત્પર તેણે અનેક યજ્ઞો કરી ભૃગુવશી બ્રાહ્મણોને ધન આપ્યુ હતુ, જેથી રાજાના એ દાનને લીધે ભૃગુવશી બ્રાહ્મણો પણ ધનવાન બન્યા હતા અને ઘોડા તથા રત્નોની સમૃદ્ધિથી યુક્ત થઈ પૃથ્વી પર પ્રખ્યાત થયા હતા હે રાજા! રાજાઓમા શ્રેષ્ઠ કાર્તવીર્ય અર્જુન સ્વર્ગમા ગયો, ત્યારે ઘણે કાળે હૈહયવશી ક્ષત્રિયો નિર્ધન થયા હતા કોઈક સમયે તે હૈહયોને ધનનુ કામ પડયુ ત્યારે હે રાજા! તેઓ યાચક બની ભૃગુવશી બ્રાહ્મણોની પાસે ગયા એ ક્ષત્રિયોએ વિનય કરી પુષ્કળ ધન માગ્યુ, ત્યારે તેઓએ અત્યત લોભથી ઘેરાઈને 'નથી, નથી' એમ કહી ધન આપ્યુ નહીં કેટલાક ભૃગુવશીઓએ ઉત્તમ ધન પૃથ્વીમા દાટી દીધુ અને કેટલાકે તે ક્ષત્રિયોથી ભય જાણી બ્રાહ્મણોને આપી દીધુ ભયથી ગભરાતા અને તૃષ્ણાથી યુક્ત એ બધા ભૃગુવશી બ્રાહ્મણો એમ ધનને જુદે જુદે ઠેકાણે કરી આશ્રમો છોડી ચાલ્યા ગયા લોભથી મોહ પામેલા તે બ્રાહ્મણોએ યજમાનોને દુ ખી જોઈ કઈ પણ ન આપ્યુ અને બધાય નાસી જઈ પર્વતોરૂપી કિલ્લાઓમા ભરાઈ રહ્યા પછી હે તાત! ક્ષત્રિયોમા શ્રેષ્ઠ તે હૈહયો કાર્ય મોટુ હોવાથી (ધન સારુ) દુ ખી થઈ ભૃગુ બ્રાહ્મણોના આશ્રમોમા ગયા ત્યા ભૃગુઓને સૂના ઘર છોડી નીકળી ગયેલા જોઈ હૈહયોએ દ્રવ્ય માટે પૃથ્વી ખૂબ ખોદવા માડી ખોદતા ખોદતા કોઈએ ભૃગુના એક ઘરમા ધન મેળવ્યુ એટલે પરિશ્રમથી દૂબળા થયેલા સર્વ ક્ષત્રિયો (બધા ઘરોમા) ધન જોવા લાગ્યા, ત્યારે જ્યાત્યા પૃથ્વીમાથી પુષ્કળ ધન નીકળી પડયુ, એટલે પાસેના પાડોશી બ્રાહ્મણોના ઘરો પણ ખોદી ખોદી એ હૈહયો ધન મેળવવાની ઈચ્છાથી દ્રવ્ય તપાસવા લાગ્યા ત્યારે બધા બ્રાહ્મણો બૂમો પાડવા લાગ્યા અને ભયભીત થઈ તેમને શરણે ગયા એમ બ્રાહ્મણોના ઘરમાથી પુષ્કળ ધન નીકળ્યુ, ત્યારે હૈહયો ઘણી જ કાળજીથી તપાસ કરવા લાગ્યા અને શરણે આવેલા બ્રાહ્મણોને કોપથી તીક્ષ્ણ બાણો વડે મારવા લાગ્યા વળી તે હૈહયો પર્વતોના દુર્ગમ પ્રદેશમા જ્યા ભૃગુઓ રહ્યા હતા, ત્યા પણ જઈ પહોચ્યા અને બ્રાહ્મણોના ગર્ભ સુદ્ધા કાપી નાખતા પૃથ્વી પર ઘૂમવા લાગ્યા. જે જે ભૃગુવશી (હાથમા) આવ્યા તે તે સર્વને બાળકથી માડી વૃદ્ધ સુદ્ધાને—પાપને નહિ ગણી તીક્ષ્ણ બાણોથી તેઓ મારવા લાગ્યા એમ જ્યાત્યાથી ભૃગુવશીઓને તે હૈહયો ઉખેડી નાખવા માડયા અને સ્ત્રીઓના ગર્ભોને પણ ગ્રહણ કરી હણવા લાગ્યા, એ સમયે

× આ અધ્યાયમા પચાસન શ્લોકોથી હૈહય ક્ષત્રિયોએ લોભથી ભૃગુવશી બ્રાહ્મણોને મારી નાખ્યા એ કથા કહેવાશે.

તે પાપી નિશ્ચયવાળા ક્ષત્રિયોએ જે સ્ત્રીઓના ગર્ભો કાપી નાખ્યા હતા તે સ્ત્રીઓ દુખી થઈ ટિટોડીની પેઠે રડવા લાગી ત્યારે બીજા તીર્થવાસી મુનિઓ તે ગર્વિષ્ઠ ક્ષત્રિયોને કહેવા લાગ્યા 'હે ક્ષત્રિયો! બ્રાહ્મણો પર ભય આણતો ક્રોધ તમે છોડી દો તમે ઉત્તમ ક્ષત્રિયો થઈને ભૃગુવશી બ્રાહ્મણોની પત્નીઓના ગર્ભને પણ મારી નાખો છો આવુ અયોગ્ય નિદ્ય કર્મ તમે આરભ્યુ છે અતિ ઉગ્ર પુણ્ય કે પાપનુ ફળ આ લોકમા જ મનુષ્ય પામે છે, માટે આબાદી ઈચ્છતા મનુષ્યે નિદ્ય કર્મ છોડવુ જોઈએ' (તે સાભળી) ક્રોધ પામેલા હૈહયોએ તે દયાપરાયણ મુનિઓને કહ્યુ 'તમે બધા સત્પુરુષ છો, તેથી પાપકર્મ કરનારાઓનો અભિપ્રાય જાણતા નથી જેમ લૂટારાઓ માર્ગમા ધન લૂટી લે છે, તેમ કપટ કરી જાણતા આ ભૃગુવશીઓએ અમારા મહાત્મા પૂર્વજોનુ બધુ ધન છેતરીને લઈ લીધુ છે અમારુ મોટુ કાર્ય આવ્યુ ત્યારે અમે આ ઠગારા, ઢોગી અને બગલા જેવી વૃત્તિવાળા ભાર્ગવોને વિનયથી પ્રાર્થના કરી હતી અને સવાયા વ્યાજે પણ ધનની માગણી કરી હતી, છતા આ અભિમાની બ્રાહ્મણોએ પોતાના યજમાનોને દુખી જોઈને પણ 'નથી નથી' એમ કહી તે માગેલુ ધન આપ્યુ ન હતુ કાર્તવીર્ય રાજા પાસેથી મેળવેલુ ધન તેઓએ કયા કારણે રાખી મૂક્યુ? યજ્ઞો કેમ ન કર્યા? અને યાચકોને પુષ્કળ દાન કેમ ન કર્યુ? બ્રાહ્મણોએ કોઈ પણ સ્થળે ધનનો સગ્રહ કદી ન કરવો જોઈએ, પણ વિધિ પ્રમાણે યજ્ઞો તથા દાન કરવા જોઈએ અને સુખપૂર્વક ધન ભોગવવુ જોઈએ હે બ્રાહ્મણો! દ્રવ્ય હોય તો ચોરોનો ભય, રાજાનો ભય, અગ્નિનો મહાઘોર ભય અને ધુતારા લોકોનો પણ મોટો ભય કહેવામા આવ્યો છે ધન હરકોઈ ઉપાયે પોતાને સાચવી રાખનારને છોડે જ છે, અથવા દ્રવ્ય ત્યજી મરણ પામેલો એ (ધનસગ્રહ કરનારો) અસદ્-ગતિ પામે છે વિનયયુક્ત થઈ અમે સવાયા વ્યાજે ધન માગ્યુ હતુ, છતા લોભથી સદેહ કરતા અમારા આ ગોર લોકોએ અમને ધન આપ્યુ નહિ, તો દાન, ભોગ કે નાશ—એ ત્રણ ગતિ ધનની થાય જ છે, તેમાથી પુણ્યશાળીઓનુ ધન, દાન તથા ભોગમા જાય છે અને પાપીઓનુ ધન નાશ પામે છે જે લોભી માણસ ધનને કેવળ સાચવી જ રાખવા તત્પર રહી તેનુ દાન કે ભોગવટો કરતો નથી, એવા ખાલી હેરાન થતા ઠગને રાજાએ અવશ્ય શિક્ષા કરવી જોઈએ માટે ઠગારા હોઈ બ્રાહ્મણોમા નીચ આ અમારા ગુરુઓને મારી નાખવા અમે બધા તૈયાર થયા છીએ, તેમા તમારે મહાત્માઓએ ક્રોધ ન કરવો

વ્યાસે કહ્યુ એમ કારણયુક્ત વાકય કહી તે મુનિઓને આશ્વાસન આપી તે હૈહયો ભૃગુવશી બ્રાહ્મણોની અનેક સ્ત્રીઓને શોધતા ઘૂમવા લાગ્યા, ત્યારે ભયથી પીડાઈને દૂબળી થયેલી ભૃગુઓની સ્ત્રીઓ રડતી અને અત્યત ધ્રૂજતી હિમાલય પર્વતમા જતી રહી એમ હૈહયોએ ધનમા લાલચુ થઈ બ્રાહ્મણોને પીડયા હતા અને પાપકર્મ કરતા તેઓએ ક્રોધી બની મરજી મુજબ તેઓને મારી નાખ્યા હતા; માટે લોભ જ મનુષ્યોના શરીરમા રહેલો મોટો શત્રુ છે, જે સર્વ દુખો કરનાર, દુખદાયી તથા પ્રાણનાશક કહેવાય છે વળી લોભ જ સર્વ પાપનુ મૂળ, કાયમ તૃષ્ણાઓથી યુક્ત, ત્રણે વર્ણોમા વિરોધ કરનાર અને સર્વ દુખોનુ કારણ છે લોભથી મનુષ્ય ધર્મ ત્યજે છે, કુળધર્મ છોડે છે અને માતાને, ભાઈને, પિતાને, કુટુબીને, ગુરુને, મિત્રને, બનેવીને, પુત્રને તથા બહેનને પણ મારી નાખે છે લોભથી ઘેરાઈને પાપમોહિત થયેલો મનુષ્ય કયુ અકાર્ય કરતો નથી? ક્રોધ, કામ અને અહકાર કરતા પણ લોભ મોટો શત્રુ છે લોભથી માણસ પ્રાણોનો પણ ત્યાગ કરે છે, તો એથી બીજુ શુ સ્પષ્ટ કહેવુ? હે મહારાજ! ધર્મને જાણતા અને સન્માર્ગે રહેતા તમારા પૂર્વજ પાડવો તથા કૌરવો પણ લોભથી જ નાશ પામ્યા હતા જ્યા ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, બાહ્લીક, ભીમસેન, યુધિષ્ઠિર, અર્જુન તથા શ્રીકૃષ્ણ હતા, છતા તેઓએ પરસ્પર અતિ ઉગ્ર યુદ્ધ કર્યુ હતુ અને લોભાતુર થઈ ઘણા કુટુબોનો સહાર કર્યો હતો દ્રોણ, ભીષ્મ, પાડવો, ભાઈઓ, પિતાઓ અને પુત્રો—એ બધાયે (લોભથી જ) રણમા મરાયા હતા માટે લોભથી ઘેરાયેલો

મનુષ્ય શુ નથી કરતો ? પાપબુદ્ધિ હૈહયોએ (લોભથી જ) સર્વ ભૃગુવંશીઓને મારી નાખ્યા હતા ૧–૫૫

**तस्माल्लोभाभिभूतस्तु किं न कुर्यान्नरः किल ।**
**हैहयैर्निहताः सर्वे भृगवः पापबुद्धिभिः ॥५५॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૧૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૭ મો*

### ભૃગુઓના વંશની સ્થિતિ અને હૈહયોની ઉત્પત્તિ

जनमेजय उवाच

**कथं ताश्च स्त्रियः सर्वा भृगूणां दुःखसागरात् ।**
**मुक्ता वंशः पुनस्तेषां ब्राह्मणानां स्थिरोऽभवत् ॥**

જનમેજય રાજાએ પૂછ્યુ ભૃગુવંશી બ્રાહ્મણોની તે સર્વ સ્ત્રીઓ દુ ખરૂપી સમુદ્રમાથી કેવી રીતે છૂટી હતી ? અને તે બ્રાહ્મણોનો વંશ કેવી રીતે સ્થિર થયા હતો ? લોભી, પાપાચારી તે હૈહય ક્ષત્રિયોએ બ્રાહ્મણોને પણ મારી નાખી ક્યુ કાર્ય કર્યુ હતુ, તે કહો હે બ્રાહ્મણ ! પવિત્ર કરનાર, સુખદાયી અને પરલોકમા મનુષ્યોને ફળ આપનાર આ કથારૂપ અમૃત તમારી પાસેથી પીતા મને તૃપ્તિ થતી નથી

વ્યાસે કહ્યુ હે રાજન્ ! એ ભૃગુવંશી બ્રાહ્મણોની પત્નીઓ ટાળવા મુશ્કેલ તે દુ ખમાથી જે રીતે છૂટી હતી, તે પાપોનો નાશ કરનારી કથા હુ કહુ છુ, તમે સાભળો હે રાજન ! ભયથી ત્રાસેલી, ભાગી પડેલી આશાવાળી અને હૈહયોએ અત્યત પીડેલી ભૃગુ બ્રાહ્મણોની એ પત્નીઓ જ્યારે હિમાલય પર્વતમા ચાલી ગઈ, ત્યારે ત્યા નદીના કિનારા પર માટીની ગૌરી (દેવીની મૂર્તિ)ને સ્થાપી ઉપવાસો કરી મરવાનો તેઓએ નિશ્ચય કર્યો તે વખતે દેવીએ સ્વપ્નમા જઈ તે ઉત્તમ સ્ત્રીઓને કહ્યુ 'તમારામાથી કોઈ એક સ્ત્રીની સાથળમાથી મારા અંશરૂપ શક્તિવાળો એક પુરુષ ઉત્પન્ન થશે અને તે તમારુ કાર્ય કરશે,' એમ કહી તે જગદંબા અદૃશ્ય થયા પછી તે સર્વ ઉત્તમ સ્ત્રીઓ જાગીને આનદ પામી અને તેઓમાથી કોઈ એક ચતુર સ્ત્રીએ ભયથી ખૂબ ત્રાસીને કુળની વૃદ્ધિ માટ એક સાથળમા ગર્ભ ધારણ કર્યો હૈહય ક્ષત્રિયોએ, ગભરાતી એ તેજસ્વી બ્રાહ્મણીને નાસી જવા તત્પર જોઈ ત્યારે તેઓ એકદમ દોડ્યા અને ' પકડો, મારો, પેલી સગર્ભા સ્ત્રી ઉતાવળી નાસી જાય છે ! એમ બોલતા હાથમા તલવારો લઈ એ સ્ત્રી પાસ પહોચ્યા, ત્યારે તેઓને આવેલા જોઈ ભયથી પીડિત થઈ તે રડવા લાગી, અને ગર્ભનુ રક્ષણ કરવા અત્યત ભયાતુર થઈ ચીસો પાડવા લાગી તે વખતે રક્ષણ વિનાની, ગરીબ, નિરાધાર, ચીસો પાડતી અને તે ક્ષત્રિયોએ ખૂબ હેરાન કરેલી હોઈ સિંહે પકડેલી સગર્ભા હરિણીની પેઠે ધ્રૂજતી તથા આસુભર્યા નેત્રોવાળી પોતાની માતાને રડતી સાભળી અત્યત ક્રોધ પામેલો એક બાળક તે બ્રાહ્મણીની સાથળ ફાડી એકદમ બહાર નીકળ્યો તે ઉત્તમ બાળકે બીજા સૂર્ય સરખા તેજથી તે ક્ષત્રિયોની દૃષ્ટિઓને બાળી નાખી અને તે બાળકને દેખતા જ એ બધા ક્ષત્રિયો આધળા બની, જન્માધની પેઠે પર્વતના દુર્ગમ પ્રદેશમા અથડાવા લાગ્યા, તેઓએ મનથી વિચાર્યુ કે ' હમણા આ શુ થયુ ? આ બાળકને દેખતા જ આપણે બધા આધળા થઈ ગયા છીએ ! શુ આ બ્રાહ્મણીનો પ્રભાવ હશે અથવા સતીવ્રતનુ બળ મોટુ હોય છે એક ક્ષણવારમા આપણે નિષ્ફળ સંકલ્પવાળા તથા દુ ખી થઈ હવે શુ કરીશુ ?' આમ મનથી વિચારી નેત્ર વિનાના અને આશ્રયરહિત તે હૈહયો બેભાન બની તે બ્રાહ્મણીને શરણે ગયા અને બે હાથ જોડી ભયથી ત્રાસેલી તે બ્રાહ્મણીને તેઓ પ્રણામ કરવા લાગ્યા તેમ જ એ ઉત્તમ ક્ષત્રિયો ભયથી કરગરતી તે બ્રાહ્મણીને પોતાની આખો માટ કહેવા લાગ્યા હે ઉત્તમ ભાગ્યવાળા માતા ! તમે પ્રસન્ન થાઓ, અમે તમારા સેવકો જ છીએ, હે કેળ જેવી સાથળોવાળા અને નાજુક અગવાળા ! પાપબુદ્ધિ અમે બધા ક્ષત્રિયો અપરાધી હોઈ તમને દેખતા જ આધળા થયા છીએ હે ઉત્તમ સ્ત્રી ! જન્માધની પેઠે અમે તમારુ મુખ પણ જોઈ શકતા નથી, તમારા તપનુ બળ અદ્‌ભુત છે, અમે પાપી હોઈ હવે શુ કરીએ ? હે માન આપનાર ! અમે તમારે શરણે આવ્યા

---

* આ અધ્યાયમા અનભ્રોનેર શ્લોકોથી શ્રીદેવીની કૃપાથી ભૃગુઓના વંશની સ્થિતિ કહીને હૈહયોની ઉત્પત્તિ કહેવાશે.

છીએ, તમે અમને આખો આપો, આંધળાપણું મરણ કરતા પણ ખરાબ છે, માટે અમને ફરી આંખો આપવાની કૃપા કરવા તમે યોગ્ય છો, અમને ક્ષત્રિયોને પોતાના સેવક બનાવો, અમે આ પાપકર્મથી અટકીને હવે જતા રહીશુ, હવે આવુ કર્મ કદી નહીં કરીએ. અમે તો ભૃગુવંશી સર્વ બ્રાહ્મણોના સેવકો જ છીએ છતા અજ્ઞાનથી જે પાપ કર્યું છે, તે તમારે હવે ક્ષમા કરવુ ઘટે છે, હવે પછી હૈહય ક્ષત્રિયો ભૃગુવંશીઓ સાથે કદી વેર નહિ કરે અને આનંદપૂર્વક સારી રીતે વર્તશે હે સુદર કેડના પાછલા ભાગવાળા! તમે પ્રસન્ન થાઓ, અમે તમને પ્રણામ કરીએ છીએ માટે હે કલ્યાણિ! તમે કૃપા કરો અમે કદી દ્વેષ નહિ કરીએ '

વ્યાસ બોલ્યા તેઓનુ એ વચન સાભળી વિસ્મય પામેલી તે બ્રાહ્મણી નમ્ર થયેલા તે દુ ખી અને આધળા ક્ષત્રિયોને આશ્વાસન આપી કહેવા લાગી 'હે ક્ષત્રિયો! મે તમારી આખો લીધી નથી અને હુ તમારા પર રોષવાળી પણ નથી આમા જે સત્ય કારણ છે તે હવે તમે સાભળો મારી સાથળમાથી ઉત્પન્ન થયેલો આ ભૃગુવંશી બાળક આજે તમારા પર કોપ્યો છે ગર્ભમા રહેલા પોતાના બાધવોને પણ ક્ષત્રિયોએ મારી નાખેલા જાણી ક્રોધ પામેલા આ બાળકે તમારી નજર અટકાવી દીધી છે હે પુત્રો! ધનની ઈચ્છાથી તમે નિરપરાધી, ધર્મપરાયણ તપસ્વી ભૃગુવંશીઓને તથા તેમના ગર્ભોને પણ મારી નાખ્યા, ત્યારે આ ગર્ભને મે સો વર્ષ સુધી સાથળમા ધર્યો હતો. આ બાળકે ભૃગુઓનો વંશ વધારવા ગર્ભમા જ સહી વગર મહેનતે છ અગો સહિત બધા વેદ ભણી લીધા છે, અને પોતાના પિતાના નાશને લીધે ક્રોધથી સળગી ઊઠી આ બાળક પણ (તમને) હવે મારી નાખવા ઈચ્છે છે આ મારો બાળક ભગવતીની કૃપાથી જન્મ્યો છે જેના દિવ્ય તેજથી તમારી આખો હરાઈ ગઈ છે, માટે હવે તમે મારી સાથળમાથી જન્મેલા મારા આ પુત્રને પ્રણામ કરી તેની પ્રાર્થના કરો એ તમારા પર પ્રસન્ન થઈ તમને આખો પાછી આપશે ' તેનુ એ વચન સાભળી હૈહયો વિનયયુક્ત થઈ સાથળમાથી જન્મેલા તે શ્રેષ્ઠ મુનિને નમી પડયા ને તેની સ્તુતિ કરી એટલે સતુષ્ટ થયેલો તે બાળક એ આધળા ક્ષત્રિયોને કહેવા લાગ્યો 'હે રાજાઓ! તમે પોતાના ઘેર જાઓ, દૈવે નિર્માણ કરેલા જે બનાવો અવશ્ય બનવાના હોય છે, તે બને છે, માટે સમજુ પુરુષે એમા શોક ન કરવો ' આમ મારા આ આખ્યાનમાથી સારરૂપે નીકળેલુ આ વચન તમે વૈરાગ્ય માટે બોલ્યા કરો અને સર્વ ઋષિઓ પહેલાની પેઠે સુખી પામો તમે ક્રોધરહિત થઈ સુખેથી ઘેર જાઓ ' એમ તેણે આજ્ઞા કરેલા હૈહયો ફરી આખો પામીને તેમ જ એ ઔર્વની અનુમતિથી પોતાની ઈચ્છા પ્રમાણે ઘેર ગયા હે રાજા! પેલી બ્રાહ્મણી પણ તે જ તેજસ્વી દિવ્ય પુત્રને લઈ પોતાના આશ્રમમા ગઈ અને સાવધાન થઈ તેનુ પાલન કરવા લાગી હે રાજન! એમ ભૃગુવંશી બ્રાહ્મણોનો નાશ અને લોભથી ઘેરાયેલા ક્ષત્રિયોએ જે પાપ કર્યું હતુ, તે તમને કહ્યુ

જનમેજયે પૂછ્યુ ક્ષત્રિયોનુ મહાક્રૂર કર્મ મે સાભળ્યુ, આમા લોભ જ કારણરૂપ હોઈ તે બાનેને એ જ દુ ખદાયી થયો હતો, પણ હે વ્યાસ! આમા કઈક સશય થાય છે, તેને પૂછવા હુ ઈચ્છુ છુ એ રાજપુત્રો 'હૈહય' નામથી પૃથ્વી પર કેમ પ્રખ્યાત થયા હતા? યદુથી જેમ યાદવો કહેવાય છે અને ભરતથી ભારત કહેવાય છે, તેમ તે હૈહયોના વશમા પ્રતિષ્ઠા પામેલો 'હૈહય' નામે કોઈ રાજા થયો હતો કે શુ? દયાના ભડાર! તે કારણ સાભળવા હુ ઈચ્છુ છુ કે તે ક્ષત્રિયો કયા કર્મથી 'હૈહય' કહેવાયા હતા?

વ્યાસે કહ્યુ હે રાજા! ઘણી જૂની, અત્યત પવિત્ર અને પાપનો નાશ કરનારી હૈહયોની ઉત્પત્તિની કથા તમે સાભળો હે રાજા! કોઈક સમયે 'રેવત' નામથી પ્રખ્યાત, રૂપાળો, અતિ અમાપ કાતિવાળો, અતિ સુદર સૂર્યનો પુત્ર મનોહર ઉત્તમ ઉચ્ચૈ શ્રવા ઘોડા પર બેસી 'વૈકુ ઠ' નામના વિષ્ણુના ધામમા ગયો ભગવાનનુ દર્શન ઈચ્છતો એ સૂર્યપુત્ર ઘોડા પર બેસી ત્યા આવ્યો, ત્યારે લક્ષ્મીએ તેને જોયો અને સમુદ્રમા ઉત્પન્ન થયેલા પોતાના ભાઈને તથા દિવ્ય ઘોડાને જોઈ, તેના રૂપથી વિસ્મય પામેલા લક્ષ્મી સ્થિર નેત્રે ઊભા રહ્યા ભગવાન પ્રભુ વિષ્ણુએ પણ

ઘોડા ઉપર બેઠેલા તે મનોહર સૂર્યપુત્રને આવતો જોઈ પ્રેમથી લક્ષ્મીને પૂછ્યુ 'હે સુદર અગવાળી સુદરિ! ઘોડા પર બેઠેલો અને બીજા કામદેવ જેવા તેજસ્વી શરીરવાળો આ કયો પુરુષ ત્રણે ભુવનને મોહ પમાડતો અહીં આવે છે? તે વખતે લક્ષ્મીજી દૈવયોગે તે ઘોડામા જ ચિત્તવાળા હોઈ, તેને જ જોઈ રહ્યા હતા, તેથી વારવાર પૂછ્યા છતા કઈ પણ વચન બોલ્યા નહિ

વ્યાસે કહ્યુ ઘોડામા લાગેલી બુદ્ધિવાળી, અત્યત મોહિત થયેલી, ચચળ નેત્રોવાળી એ પોતાની સ્ત્રીને ચ ચળ જોઈ ક્રોધ પામેલા ભગવાન વિષ્ણુએ તેને કહ્યુ 'હે સુદર નેત્રોવાળી! તુ શુ જુએ છે? ઘોડાને જોઈ મોહિત થયેલી તુ પૂછ્યા છતા બોલતી નથી! તુ સર્વ ઠેકાણે રમે છે, માટે 'રમા' નામથી પ્રસિદ્ધ થઈશ અને ખૂબ ચચળ હોવાથી 'ચલા' નામે પ્રખ્યાત થઈશ, એમા સશય નથી જેમ કોઈ સામાન્ય સ્ત્રી ખરેખર ચચળ હોય છે, તેમ તુ પણ હે કલ્યાણિ! કદી સ્થિર નહિ રહે તુ મારી પાસે ઊભી છે, ઘોડાને જોઈ જો મોહિત થઈ છે, તો હે સુદર સાથળોવાળી! તુ અતિ ક્રૂર મનુષ્યલોકમા ઘોડી થઈ જા એમ દૈવયોગે વિષ્ણુએ શાપ આપ્યો, ત્યારે લક્ષ્મીદેવી ભયભીત અને અતિ દુ ખી થઈ ધ્રૂજતા રડવા લાગ્યા પછી શાંત પામેલા અને સુદર હાસ્ય કરતા લક્ષ્મીએ વિનયયુક્ત થઈ પોતાના પતિ વિષ્ણુ દેવને મસ્તકથી પ્રણામ કરી કહ્યુ 'હે દેવોના દેવ! હે જગતના નાથ! હે દયાના ભડાર! હે કેશવ! હે ગોવિદ! ઘણો જ થોડો અપરાધ છતા તમે મને શાપ કેમ આપ્યો? હે પ્રભો મે તમારો આવો ક્રોધ કદી જોયો નથી, મારા પર તમારો સ્વાભાવિક અવિનાશી પ્રેમ છે, તે ક્યા ગયો? વજ્રનો ઘા તો શત્રુ ઉપર કરાય, સ્નેહી ઉપર ન કરાય, હુ તો કાયમ તમારા વરદાનને યોગ્ય છુ, છતા તમે મને શાપને યોગ્ય કેમ કરી? માટે હે ગોવિદ! આજે તમારી આગળ તમારા દેખતા જ હુ પ્રાણ ત્યજીશ તમારા વિના વિરહરૂપ અગ્નિથી તપેલી હુ કેવી રીતે જીવુ? હે દેવેશ્વર! તમે કૃપા કરો હે પ્રભો! આ અતિ ક્રૂર શાપથી છૂટી હુ સુખદાયી તમારી સમીપે ક્યારે આવીશ?

વિષ્ણુએ કહ્યુ હે પ્રિયે! પૃથ્વી પર મારા જેવો પુત્ર તને થશે, ત્યારે હે સુદરિ! મને પ્રાપ્ત થઈ તુ સુખી થઈશ ૧–૬૯

**यदा ते भविता पुत्रः पृथिव्यां मत्समः प्रिये।**
**तदा मां प्राप्य तन्वङ्गि सुखिता त्वं भविष्यसि॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૬ઠ્ઠ સ્કધ વિષે અધ્યાય ૧૭ મો સમાપ્ત

# અધ્યાય ૧૮ મો*

## હૈહયની કથા

जनमेजय उवाच

**इति शप्ता भगवता सिन्धुजा कोपयोगतः।**
**कथं सा वडवा जाता रेवन्तेन च किं कृतम् ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ ભગવાન વિષ્ણુએ કોપના કારણે એમ શાપ આપેલા તે લક્ષ્મીજી ઘોડી કેવી રીતે થયા હતા? અને રેવતે શુ કર્યુ હતુ? લક્ષ્મીદેવી, જેનો પતિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રીની પેઠે એકલા ઘોડીનુ રૂપ ધારણ કરી ક્યા દેશમા રહ્યા હતા? હે લાબા આયુષવાળા વ્યાસ! પતિથી વિયોગ પામેલા લક્ષ્મી કેટલા કાળ સુધી નિર્જન વનમા રહ્યા હતા અને તેમણે શુ કર્યુ હતુ? એ લક્ષ્મી વિષ્ણુનો સમાગમ ક્યારે પામ્યા હતા અને વિષ્ણુના વિયોગવાળા છતા તેમણે પુત્ર કેવી રીતે પ્રાપ્ત કર્યો હતો? હે પૂજ્ય પુરુષોમા ઉત્તમ! આ વૃત્તાત તમે વિસ્તારથી કહો હે બ્રાહ્મણશ્રેષ્ઠ! આ સર્વોત્તમ કથારૂપ આખ્યાન સાભળવા હુ ઇચ્છુ છુ

સૂત બોલ્યા હે બ્રાહ્મણો પરીક્ષિતના પુત્ર જનમેજયે વ્યાસને એમ પૂછ્યુ, ત્યારે ઘણા વિસ્તારવાળી એ કથા તેમણે કહેવા માડી

વ્યાસ બોલ્યા હે રાજન્! પવિત્ર કરનારી, કાનને સુખદાયી, સ્પષ્ટ અક્ષરોવાળી અને શુભ એ પૌરાણિક કથા હુ કહુ છુ, સાભળો વિષ્ણુદેવે શાપ આપેલા લક્ષ્મીજીને જોઈ ભયથી ગભરાયેલો રેવત દૂરથી જગત્પતિ વિષ્ણુને પ્રણામ કરી ચાલ્યો ગયો જગત્પતિ

* આ અધ્યાયમા બાસઠ શ્લોકોની હૈહયોની કથા અને ભગવતીની કૃપાથી એનો વશ થયો એ કહેવાશે.

નો કોપ જોઈ તે ઉતાવળો પોતાના પિતા પાસ ગયો અને શાપની તે વાત તેણે સૂર્યને જણાવી કમળ-સમાન નેત્રોવાળા લક્ષ્મીજી (વિષ્ણુની) એ આજ્ઞા પામી દુ ખી થઈને તે જગદીશ્વરને પ્રણામ કરી મનુષ્ય-લોકને પામ્યા. ત્યા જે સ્થળે સૂર્યની (છાયા નામની) પત્નીએ પહેલા અતિ ઉગ્ર તપ કર્યું હતુ, તે જ સ્થળે ઘોડીનુ રૂપ ધારણ કરી તરત જ તે ગયા સુપર્ણાક્ષની ઉત્તરે યમુના તથા તમસા નદીનો જ્યા સગમ થાય છે, ત્યા સર્વ ઈચ્છાઓ પૂર્ણ કરતાર અતિ સુદર વનથી શોભીતા સ્થાનમા રહી તે લક્ષ્મી ઈચ્છિત આપનારા, ત્રિશૂલધારી, ચદ્રશેખર મહાદેવ શકરનુ એકચિત્તે ધ્યાન કરવા લાગ્યા હે રાજા! પાચ મુખવાળા, દશ ભુજાઓવાળા, પાર્વતીનુ અર્ધુ શરીર ધારણ કરતા, કપૂર જેવી ધોળી દેહની કાતિવાળા, કાળા કઠવાળા, ત્રણ નેત્રોવાળા, વાઘનુ ચામડુ ધારણ કરતા, હાથીના ચામડાનુ ઉપ્રણુ વસ્ત્ર પહેરતા, ખોપરી-ઓની માળાઓથી યુક્ત અને નર્પોની જનોઈ ને પહેરતા પરમ દેવ શકરનુ ધ્યાન કરતા લક્ષ્મીદેવી મનોહર ઘોડીનુ રૂપ ધરી વૈરાગ્યનો આશ્રય કરી તે તીર્થમા આકરુ તપ તપવા માડયા, અને એમ કરતા દેવતાઈ એક હજાર વર્ષો વીતી ગયા પછી મહાદેવ પ્રસન્ન થયા પોઠિયા પર બેઠેલા અને ત્રણ નેત્રવાળા એ મહેશ્વર પ્રભુ પાર્વતીની સાથે પ્રત્યક્ષ થયા શભુએ પોતાના ગણાની સાથે ત્યા આવી તપશ્ચર્યા કરતા મહાભાગ્યશાળી અને ઘોડીનુ રૂપ ધારણ કરતા એ વિષ્ણુપત્ની લક્ષ્મીને કહ્યુ 'હે કલ્યાણિ! હે જગતના માતા! તમારા પતિ સર્વ પદાર્થો આપનાર તથા સર્વ લોકને ઉત્પન્ન કરનારા છે, છતા તમે શા માટે તપ કરો છો તે મને કહો હે દેવિ! જગતના પતિ અને ભોગ તથા મોક્ષ આપનારા વાસુદેવ વિષ્ણુને છોડી તમે આજે મારી સ્તુતિ કેમ કરો છો? 'પતિ એ જ સ્ત્રીઓનો દેવ છે, માટે સ્ત્રીઓએ પતિ સિવાય બીજા કોઈ પણ પુરુષમા કોઈ પણ સમયે કદી ભાવ કરવો ન જોઈએ' આ વેદોક્ત વચન તમારે પાળવુ જોઈએ પતિની સેવા કરવી એ જ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે, માટે કલ્યાણને ઈચ્છતી દરેક સ્ત્રીએ જેવા તેવા પણ પોતાના પતિને જ અવશ્ય સેવવો જોઈએ વળી નારાયણ તો હમેશા યોગ્ય જ છે અને સર્વને સેવવા યોગ્ય છે, તે દેવોના દેવેશ્વરને છોડી હે લક્ષ્મી! તમે મારું ધ્યાન કેમ કરો છો?'

લક્ષ્મી બોલ્યા . હે જલદી પ્રસન્ન થતા મહેશ્વર! હે શિવ! હે દેવોના ઈશ્વર! હે દયાના ભડાર! તમે આ શાપથી મારો ઉદ્ધાર કરો હે શભો! મે ઘણી જ વિનતિ કરી, ત્યારે દયાળુ વિષ્ણુએ તે સમયે શાપથી છૂટવાનુ કારણ મને કહ્યુ હતુ કે, 'હે લક્ષ્મી! જે સમયે તને પુત્ર થશે તે સમયે શાપથી તારો છુટકારો થશે અને વૈકુઠમા વાસ થશે' એમ કહેલી હુ તપ કરવા આ તપોવનમા આવી છુ અને હે દેવ! સર્વ પદાર્થોને આપનારા તમને મે આરાધ્યા છે. હે દેવોના દેવ! પતિના સગ વિના હુ પુત્ર કેવી રીતે પામુ? મારા તે પતિ તો મને નિરપરાધી સ્ત્રીને છોડી વૈકુઠમા રહ્યા છે હે શકર! હે દેવેશ્વર! જો તમે પ્રસન્ન થયા છો, તો તમે મને વરદાન આપો, તમારામા તથા તેમનામા (એટલે વિષ્ણુમા) કદી ભેદભાવ છે જ નહિ હે પાર્વતીના પતિ શકર! મે મારા પતિ પાસેથી આ જાણ્યુ છે કે, જે તમે છો તે એ વિષ્ણુ છે અને જે એ વિષ્ણુ છે તે જ તમે છો, એમા સશય નથી. હે શિવ! આ એકતા જાણીને મે તમારુ સ્મરણ કર્યું છે, નહિ તો તમારો આશ્રય કરતા મન દોષ જ લાગે'

શિવે કહ્યુ હે દેવિ! હે સુદરિ! તમે મારી અને તે વિષ્ણુની એકતા કેવી રીતે જાણી? હે લક્ષ્મી! તમે મને ખરુ જ કહેજો વેદતત્ત્વને જાણનારા જ્ઞાની મુનિઓ તથા દેવો પણ કુતર્કોથી ઘેરાઈને અમારી એકતા જાણતા નથી મારા ઘણા ભક્તો વિષ્ણુને નિદે છે અને વિષ્ણુના અનેક ભક્તો મારી પણ નિદા કરવામા તત્પર રહે છે. હે દેવિ! કાળનો પ્રભાવ થતા કલિયુગમા (તેવા નિદકો) ધ્યાન કરીને હોય છે, તો હે કલ્યાણિ! જેઓએ મનને વશ કર્યું નથી, એવાઓને અવશ્ય જાણવુ મુશ્કેલ અને દુર્લભ મારુ તથા વિષ્ણુનુ એકપણુ તમે કેવી રીતે જાણ્યુ?

વ્યાસ બોલ્યા: પ્રસન્ન થયેલા શકરે એમ પૂછ્યા અને અતિ પ્રસન્ન મુખવાળા વિષ્ણુપત્ની લક્ષ્મીજી

તમનુ જાણેલુ વૃત્તાંત શિવને કહેવા લાગ્યા

લક્ષ્મી બોલ્યા હે દેવોના દેવેશ્વર! એક સમયે પદ્માસને બેસેલા વિષ્ણુને એકાંતમા મે ધ્યાનપરાયણ જોયા, ત્યારે વિસ્મય પામેલી હુ તે મારા પતિદેવને ધ્યાનમાથી જાગેલા અને પ્રસન્ન જાણી વિનયપૂર્વક પૂછવા લાગી 'હે દેવોના દેવ! હે જગતના નાથ! હે પ્રભો! બ્રહ્મા વગેરે સર્વ દેવો તથા દૈત્યોએ મથેલા સમુદ્રમાથી હુ જ્યારે નીકળી ત્યારે પતિ કરવાની ઈચ્છાથી મે સર્વને જોયા હતા અને પછી સર્વ દેવો કરતા તમે શ્રેષ્ઠ છો એવો નિશ્ચય થવાથી હુ તમને વરી હતી હે સર્વના ઈશ્વર! તમે કોનુ ધ્યાન કરો છો એ મને મોટો સશય છે તો હે કૈટભના શત્રુ! તમે મારા પ્રિય હોવાથી પોતાના મનમા રહેલુ તમે મને કહો

વિષ્ણુએ કહ્યુ હે પ્રિયે! જે ઉત્તમ દેવનુ હુ ધ્યાન કરુ છુ તે તમને હુ કહુ છુ, તમે સાભળો જલદી પ્રસન્ન થતા પાર્વતીપતિ મહેશ્વરનુ હુ હૃદયમા ધ્યાન ધરુ છુ દેવોના દેવ અને અમાપ પરાક્રમવાળા તે શકર કોઈક વેળા મારુ ધ્યાન કરે છે અને હુ ત્રિપુરાસુરનો નાશ કરનાર અને દેવોના ઈશ્વર તે શકરનુ ધ્યાન કરુ છુ હુ શિવના પ્રિય પ્રાણરૂપ છુ અને તે જ પ્રમાણે શકર મારા પ્રિય પ્રાણરૂપ છે એકબીજામા લાગેલા મનવાળા અમારા બેમા કોઈ ભેદ નથી હે વિશાળ નેત્રોવાળી! જે મારા ભક્તો મહેશ્વરનો દ્વેષ કરે છે તેઓ અવશ્ય નરકમા જાય છે, આ હુ સત્ય કહુ છુ હે પાર્વતીના પતિ! એકાંતમા મે પૂછેલા દેવોના દેવ મહાસમર્થ વિષ્ણુએ એમ મને કહ્યુ હતુ, માટે હે મહેશ્વર! વિષ્ણુને પ્રિય તમને જાણી મે તમારુ ધ્યાન કર્યુ છે તો મારા પતિનો મને જે રીતે સમાગમ થાય તે રીતે તમે કરો

વ્યાસ બોલ્યા લક્ષ્મીનુ એવુ વચન સાભળી બોલવામા ચતુર મહેશ્વરે પ્રિય વાક્યોથી તે લક્ષ્મીને આશ્વાસન આપી તેને સત્ય વચન કહ્યુ હે વિશાળ નેત્રવાળા ભાલવાળી! તમે સ્વસ્થ થાઓ તમારા તપથી હુ પ્રસન્ન થયો છુ તમારો પતિ સાથે સમાગમ થશે એમા સશય નથી મે પ્રેરણા કરેલા જગદીશ્વર ભગવાન વિષ્ણુ તમારી ઈચ્છા પૂર્ણ કરવા ઘોડાના રૂપે અહીં જ આવશે મધુ દૈત્યના નાશ કરનારા એ દેવને હુ એવી પ્રેરણા કરીશ કે, જેથી એ મદાતુર થઈ ઘોડાના રૂપે તમારી પાસે આવશે હે સુદર ભમ્મરવાળા! તમને નારાયણ જેવો પુત્ર થશે અને સર્વ લોકથી નમસ્કાર કરાયેલો તે પૃથ્વી પર રાજા થશે હે મહાભાગ્યશાળી! પુત્રને પ્રાપ્ત કરી તમે તે પતિ સાથે સ્વર્ગમા વૈકુઠ વિષે જશો અને તે વિષ્ણુને પ્રિય થશો તમારો એ પુત્ર એકવીર નામથી પ્રખ્યાત થશે અને તેનાથી 'હૈહય' નામનો વશ પૃથ્વી પર વિસ્તાર પામશે પરતુ તમે મદાધ અને મદોન્મત્ત ચિત્તવાળા થઈ હૃદયમા રહેલા પરમેશ્વરીને ભૂલી ગયા છો તેથી તમને આવુ ફળ મળ્યુ છે, માટે તે દોષને દૂર કરવા હે સમુદ્રના પુત્રિ! હૃદયમા રહેલા પરદેવતા પરમેશ્વરીને પોતાના સર્વ ભાવથી તમે શરણે જાઓ નહિ તો (તમારુ મન જો પરમેશ્વરીમા હોય તો) તમારુ ચિત્ત ઉત્તમ ઘોડામા કેમ જાય?'

વ્યાસ બોલ્યા પાર્વતીપતિ ભગવાન શિવ લક્ષ્મી દેવીને એવુ વરદાન આપી સાક્ષાત્ પાર્વતી સાથે અદૃશ્ય થયા અને સુદર અગવાળા તે લક્ષ્મીજી પણ પરમ પવિત્ર અને દેવો તથા અસુરોના મસ્તક પરના રત્નોથી ઘસાયેલા નખોવાળા દેવીના ચરણકમળનુ ધ્યાન કરતા ત્યા જ રહ્યા અને ઘોડાનુ રૂપ ધારણ કરતા પોતાના પતિ વિષ્ણુની રાહ જોતા પ્રેમથી ગળગળી વાણી વડે વારવાર ભગવતીની સ્તુતિ કરવા લાગ્યા ૧—૬૨

प्रेमगद्गदया वाचा तुष्टाव च मुहुर्मुहु ।
प्रतीक्षमाणा भर्तारं हयरूपधरं हरिम् ॥ ६२ ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૧૮ મા સમાપ્ત

## અધ્યાય ૧૯ મો*

### હૈહયની કથા (ચાલુ)

व्यास उवाच

तस्यै दत्त्वा वरं शम्भु कैलास त्वरितो ययौ।
रम्य देवगणैर्जुष्टमप्सरोभिश्च मण्डितम् ॥ १ ॥

વ્યાસ બોલ્યા તે લક્ષ્મીને એવુ વરદાન આપી શકર દેવગણોથી સેવાતા અને અપ્સરાઓથી શોભીતા

* આ અધ્યાયમા ઘોડીરૂપ લક્ષ્મી તથા ઘોડારૂપ વિષ્ણુથી પુત્ર ઉત્પન્ન થયો, એ કથા પંચાવન શ્લોકોથી કહેવાઈ છે.

સુંદર કૈલાસમાં જતા રહ્યા ત્યાં જઈ તેમણે કાર્ય કરવામાં કુશળ 'ચિત્રરૂપ' નામના ગણને લક્ષ્મીના કાર્યરૂપ પ્રયોજનની સિદ્ધિ માટે વૈકુંઠ જવા આજ્ઞા કરી કે, 'હે ચિત્રરૂપ! તું વિષ્ણુની પાસે જઈ મારા વચનથી તેમને કહેજે, જેથી પોતાની દુઃખી પત્નીને તે શોકરહિત કરે' એમ કહેલો ચિત્રરૂપ વૈષ્ણવો તથા ગણોથી વીંટાયેલો ઉત્તમ સ્થાન વૈકુંઠમાં ઉતાવળો ગયો ત્યાં અનેક વૃક્ષોના સમૂહથી વ્યાપ્ત સેંકડો વાવોથી શોભીતું, હંસ, બતક, મોર, પોપટ અને કોયલોથી સેવાયેલું, ઊંચા મહાલયોવાળું, પતાકાઓથી શણગારેલું, નૃત્ય તથા ગીતની કળાથી ભરેલું, કલ્પવૃક્ષોથી યુક્ત, બોરસલ્લી, આસોપાલવ તિલક તથા ચંપાની પંક્તિઓથી શોભીતું અને કાનને આનંદ કરતા પક્ષીઓના શબ્દોથી વ્યાપ્ત વિષ્ણુનું ધામ જોઈ હાથમાં છડી લઈને ઊભેલા જય—વિજય નામના બે દ્વારપાળોને પ્રણામ કરી ચિત્રરૂપે કહ્યું 'હે દ્વારપાળો! પરમાત્મા વિષ્ણુને તમે જલદી જણાવો કે, શંકરે તેમની પાસે મોકલેલો તેમનો દૂત અહીં આવ્યો છે' તેનું એ વચન સાંભળી ઘણો જ બુદ્ધિમાન જય વિષ્ણુની પાસે જઈ બે હાથ જોડી તેમને પ્રણામ કરી સામે ઊભો રહી બોલ્યો કે, 'હે દેવોના દેવ! હે લક્ષ્મીના પતિ! હે કરુણાના ભંડાર! હે કેશવ! શંકરનો દૂત અહીં આવીને દરવાજે ઊભો છે હે ગરુડધ્વજ! તમે આજ્ઞા કરો કે તે પ્રવેશ કરાવવા યોગ્ય છે કે નહિ? તે અદ્‌ભુત રૂપ ધારણ કરે છે, પણ કાર્યનું મહત્ત્વ હું જાણતો નથી' એ સાંભળી જેમણે કારણ જાણી લીધું હતું, એવા વિષ્ણુએ જયને કહ્યું 'યોગ્ય સમયે આવેલા તે શંકરના દૂતને અહીં દાખલ કર.' એમ સાંભળી જયે તરત જ જઈ અતિ અદ્‌ભુત તે શંકરના દૂતને 'ચાલો' એમ કહી બોલાવ્યો પછી જયે પ્રવેશ કરાવેલા અને તેવી જ (વિચિત્ર) આકૃતિવાળો ચિત્રરૂપ વિષ્ણુને દંડવત્ પ્રણામ કરી, બે હાથ જોડી ઊભો રહ્યો. ભગવાન વિષ્ણુ વિચિત્ર રૂપને ધારણ કરતા અને વિનયયુક્ત તે શંકરના સેવકને જોઈ વિસ્મય પામ્યા, અને ધીમે હસીને લક્ષ્મીપતિએ તે ચિત્રરૂપને પૂછ્યું 'હે નિર્દોષ! દક્ષ સહિત દેવોના દેવ શંકરનું કુશળ છે ને? તને અહીં શા માટે મોકલ્યો છે, તે તું કહે શું શંકરનું પોતાનું જ કંઈ કાર્ય છે? અથવા દેવોનું કંઈ કાર્ય પ્રાપ્ત થયું છે?

દૂતે કહ્યું હે ગરુડધ્વજ! હે ત્રણે કાળને જાણનારા! આ સંસારમાં જે કંઈ બની રહ્યું છે, તે તમારાથી અજાણ્યું શું છે, જે હું કહું? હે જનાર્દન! શંકરે તમને વિનંતિ કરવા મને અહીં મોકલ્યો છે હે પ્રભો! શંકરના કહેવાથી હું તમારી પાસે વાક્ય કહું છું તેમણે આ વચન કહ્યું છે કે, 'હે દેવેશ્વર! હે પ્રભો! સર્વ પુરુષાર્થની સિદ્ધિને આપનારા અને દેવગણો, મનુષ્યો, યક્ષો તથા કિન્નરોએ ધ્યાન કરવા યોગ્ય તમારાં પત્ની લક્ષ્મીદેવી ઘોડીનું રૂપ ધરી યમુના તથા તમસા નદીના સંગમસ્થળે તપ કરે છે કોઈ પણ પુરુષ તે લક્ષ્મી વિના પૃથ્વી પર સુખ પામનાર થઈ શકતો નથી છતાં હે કમળ સમાન નેત્રોવાળા વિષ્ણુ! તમે તેમને છોડી કયું સુખ પામો છો? હે જગતના પતિ! દૂબળો નિર્ધન પુરુષ પણ સ્ત્રીનું પાલન કરે છે, તો હે પ્રભો! તમે અપરાધ વિના તે જગદીશ્વરીને કેમ છોડયાં છે? હે જગતના ગુરુ! જેની સ્ત્રી સંસારમાં દુઃખ પામે છે, તે પુરુષના શત્રુમંડળમાં નિંદાતા તેના જીવતરને ધિક્કાર હો તમારા શત્રુઓ આજે તેને અત્યંત દુઃખી જોઈ સફળ મનોરથવાળા થયા છે અને લક્ષ્મીથી રહિત થયેલા તમારી રાતદિવસ હાંસી કરે છે માટે હે દેવેશ્વર! સર્વ લક્ષણોવાળા, સુશીલ અને સુંદર રૂપવાળા લક્ષ્મીને તમે આનંદ પમાડો અને ખોળામાં ધારણ કરો સુંદર હાસ્યવાળા તે પ્રિયાને પામી તમે સુખી થાઓ હું હમણાં સુખી હોઈ (ભૂતકાળમાં થયેલા) સ્ત્રીના વિરહનું દુઃખ યાદ કરું છું હે કમળ સમાન નેત્રોવાળા વિષ્ણુ! મારી સતી સ્ત્રી દક્ષના યજ્ઞમાં જ્યારે મરણ પામી હતી ત્યારે મેં દુઃસહ દુઃખ ભોગવ્યું હતું તેના વિરહથી પીડાયેલો હું મનથી (તે વેળા) શોક કરતો હતો કે 'આ સંસારમાં બીજો કોઈ પણ પુરુષ મારા જેવો દુઃખી ન થાઓ' ઘણા સમય સુધી આકરું તપ કરી મેં (દક્ષના) યજ્ઞના જે ક્રોધથી બળી ગઈ હતી, તે જ મારી સ્ત્રીને હિમાલયની પુત્રી—પાર્વતીરૂપે ફરી મેળવી છે હે વિષ્ણુ! સ્ત્રીને છોડી એક

હજાર વર્ષના સમય સુધી એકલા રહેલા તમે ક્યુ સુખ પામ્યા છો? માટે તમે જાતે જઈને મહાભાગ્યશાળી લક્ષ્મીને આશ્વાસન આપી પોતાને ઘેર લાવો આ સસારમા કોઈ પણ પુરુષ એ લક્ષ્મીથી રહિત ન થાઓ તમે ઘોડાનુ રૂપ ધરી એ લક્ષ્મીનો સગ કરો અને હે લાબા આયુષવાળા! પુત્ર ઉત્પન્ન કરી ઉજ્જ્વળ હાસ્યવાળા તેમને (વૈકુઠમા) લાવો

વ્યાસ બોલ્યા હે ભરતવશી રાજા! ચિત્રરૂપનુ તે વાક્ય સાભળી વિષ્ણુએ 'બહુ સારુ' એમ કહી તે દૂતને શકર પાસે વિદાય કર્યો, અને તે દૂતના ગયા પછી કામદેવથી યુક્ત થયેલા ભગવાન વિષ્ણુ સુદર ઘોડાનુ રૂપ ધરી તરત જ ત્યા ગયા કે, જ્યા લક્ષ્મી ઘોડીનુ રૂપ ધરી તપ કરતા હતા તે પ્રદેશમા આવી વિષ્ણુએ ત્યા ઊભેલી ઘોડીને જોઈ અને તે ઘોડીરૂપ થયેલા પતિવ્રતા લક્ષ્મી પણ ઘોડાનુ રૂપ ધરતા પતિ વિષ્ણુને જોઈ વિસ્મય પામી આસુભર્યા નેત્રે ત્યા ઊભા રહ્યા તે સમયે લોકમા પ્રખ્યાત અને પવિત્ર યમુના તથા તમસા નદીના એ સગમસ્થળે કામદેવથી પીડાતા તે બનેનો સમાગમ થયો ત્યારે ઘોડીના રૂપવાળા તે વિષ્ણુપત્ની સગર્ભા થયા અને તે જ સ્થળે ઉત્તમ ગુણોવાળા સુદર બાળકને તેમણે જન્મ આપ્યો પછી ભગવાન વિષ્ણુએ ખૂબ હસી લક્ષ્મીને કહ્યુ આટલા વખતથી આશ્રય કરેલુ આ ઘોડીનુ શરીર તમે છોડી દો અને હવે પહેલાનુ શરીર ધારણ કરો આપણે બને પોતાનુ મૂળ શરીર ધરીને વૈકુઠ લોકમા જઈશુ અને હે સુદર નેત્રોવાળા! તમે જન્મ આપેલ આ કુમાર ભલે અહીં જ રહે'

લક્ષ્મી બોલ્યા પોતાના દેહથી જન્મેલા પુત્રને છોડી હુ કેમ આવુ? હે દેવશ્રેષ્ઠ! પોતાના પુત્રનો સ્નેહ છોડવો ઘણો મુશ્કેલ હોય છે હે અમાપ આત્માવાળા! અનાથ, અસમર્થ અને નાના શરીરવાળા આ બાળકની આ નિર્જન નદીના કિનારા પર શી દશા થાય? હે સ્વામિન્! હે કમળ સમાન નેત્રોવાળા! આશ્રયરહિત પુત્રને છોડી મારુ દયાળુ મન જવા માટે કેમ સમર્થ થાય?

વ્યાસ બોલ્યા પછી એ બને લક્ષ્મીનારાયણ દિવ્ય દેહધારી થઈ ગયા અને સ્વર્ગમા દેવોથી સ્તુતિ કરાતા ઉત્તમ વિમાનમા બેઠા તે સમયે જવા ઇચ્છતા પોતાના પતિ વિષ્ણુને લક્ષ્મીએ કહ્યુ 'હે નાથ! આ પુત્રને તમે લઈ લો તેનો ત્યાગ કરવા હુ સમર્થ નથી હે પ્રભો! કાતિથી તમારા જેવો આ પુત્ર મને પ્રાણ જેવો પ્રિય છે, માટે હે મધુસૂદન! આને લઈ આપણે બને વૈકુઠમા જઈએ'

વિષ્ણુએ કહ્યુ હે સુદર મુખવાળી પ્રિયા! તારે ખેદ કરવો યોગ્ય નથી આ પુત્ર અહીં સુખેથી ભલે રહે મે એની રક્ષા કરી છે હે સુદર સાથળવાળી! આ પુત્રને અહીં મૂકવામા અતિ આશ્ચર્યરૂપ કઈક કાર્ય છે, તે હમણા હુ કહુ છુ, તે સાભળ યયાતિ રાજાનો 'તુર્વસુ' નામનો પુત્ર પૃથ્વી પર પ્રખ્યાત છે, એના પિતાએ એનુ 'હરિવર્મા' એવુ પણ અતિ પ્રખ્યાત નામ પાડયુ છે તે રાજા પુત્રની ઇચ્છાવાળો હોઈ પવિત્ર તીર્થમા હમણા તપ કરે છે, તેને તપ કરતા સો વર્ષો વીતી ગયા છે હે લક્ષ્મિ! તેને માટે આ પુત્ર મે નિર્માણ કર્યો છે હે સુદર ભમ્મરવાળા! ત્યા જઈને હમણા જ હુ તે રાજાને પ્રેરણા કરુ છુ હે કામિનિ! પુત્રની ઇચ્છાવાળા તે રાજાને આ પુત્ર હુ આપીશ એટલે તે રાજા આ બાળકને લઈ પોતાને ઘેર પહોચાડશે

વ્યાસ બોલ્યા પ્રિયા લક્ષ્મીને એમ આશ્વાસન આપી બાળકની રક્ષા કરીને વિષ્ણુ ભગવાન ઉત્તમ વિમાનમા બેસી પ્રિયા સાથે ગયા ૧-૫૫

**इत्याश्वास्य प्रियां पद्मां कृत्वा रक्षां च बालके।**
**विमानवरमारुह्य प्रययौ प्रियया सह ॥५५॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં ષષ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૧૯ મો સમાપ્ત

## અધ્યાય ૨૦ મો*

### વિષ્ણુ તથા લક્ષ્મીથી જન્મેલા પુત્રની કથા

जनमेजय उवाच

**सहायोऽथ महानत्र जातमात्र शिशुस्तथा।**
**मुक्तः केन गृहीतोऽसावेकाकी विजने वने ॥१॥**

જનમેજય રાજાએ પૂછ્યુ આમા મને મોટો

* આ અધ્યાયમાં ઘોડીરૂપ થયેલાં લક્ષ્મીને વિષ્ણુથી જન્મેલા પુત્રની કથા ચોપન શ્લોકોથી કહેવાશે.

સશય થાય છે કે તરતમા જન્મેલા તે બાળકને એમ એકલો નિર્જન વનમા છોડયો, ત્યારે તેને કોણે ગ્રહણ કર્યો? હે સત્યવતીના પુત્ર વ્યાસ! તે બાળકની શી દશા થઈ? એ અત્યત નાના બાળકને વાઘ, સિંહ વગેરે હિસક પ્રાણીઓ ઉપાડી ન ગયા?

વ્યાસે કહ્યુ લક્ષ્મી તથા નારાયણ તે ઠેકાણેથી ગયા, ત્યારે તે જ સમયે 'ચપક' નામનો વિદ્યાધર ત્યા આવી ચડયો હે રાજા! ઉત્તમ વિમાનમા બેઠેલા અને 'મદનાલસા' નામની પોતાની સ્ત્રી સાથે ઈચ્છા મુજબ રમતા તે ચપક વિદ્યાધરે સર્વોત્તમ, દેવપુત્ર સરખા અને સુખેથી રમતા તે બાળકને દૈવેચ્છાએ પૃથ્વી પર એકલો જોઈ તરત જ વિમાનમાથી ઊતરી એકદમ તેને લઈ લીધો અને નિર્ધન માણસ જેમ ખજાનો મેળવી આનદ પામે તેમ તે આનદ પામ્યો કામદેવ સરખા મનોહર અને તરતમા જ જન્મેલા તે પુત્રને લઈ ચપકે મદનાલસા દેવીને આપ્યો એટલે તે બાળકને લઈ પ્રેમથી રોમાચધારી અને વિસ્મયયુક્ત થયેલી તે સ્ત્રી એને છાતી પર લઈ તે બાળકનુ મુખ ચૂમવા લાગી હે ભરતવશી રાજા! એ સુદર સ્ત્રી તે બાળકને પ્રીતિપૂર્વક ભેટી રહી, ચૂમવા લાગી અને પુત્રભાવે ખોળામા ધરી રહી એમ ખોળામા લઈ તે બને સ્ત્રી—પુરુષ આનદથી વિમાનમા બેઠા ત્યારે સુદર અગવાળી મદનાલસાએ હસીને પતિને પૂછ્યુ 'હે સ્વામિન્! આ બાળક કોનો હશે? કોણે આને વનમા છોડી દીધો હશે? ખરેખર, શકરદેવે આ પુત્ર મને આપ્યો છે'

ચપક બોલ્યો 'હે પ્રિયે! આજે જઈને હુ તરત જ બધુ જાણતા ઇદ્રને પૂછીશ કે, આ બાળક દેવ, દાનવ કે ગધર્વ છે? પછી તેમની આજ્ઞા થતા વનમાથી મળી આવેલા આ બાળકને (વેદમત્રો દ્વારા) હુ પુત્ર કરીશ, તપાસ કર્યા વિના કઈ પણ કાર્ય મારે ન કરવુ જોઈએ' એમ કહી ચપક વિદ્યાધર તે બાળકને વિમાનમા લઈ, હર્ષથી પ્રફુલ્લ નેત્રોવાળો થઈ, તરત જ ઇદ્રના નગરમા ગયો (ત્યા ઇદ્રની પાસ જઈ) ચરણમા નમી પ્રેમથી ઇદ્રને બાળક બતાવી ચપક બે હાથ જોડી ઊભો રહ્યો ને બોલ્યો કે, 'હે દેવોના દેવ! યમુના તથા તમસા નદીના સગમરૂપ પરમ પવિત્ર તીર્થમા કામદેવ સમાન કાંતિવાળો આ પુત્ર મે મેળવ્યો છે, તો હે ઇદ્ર! આ સુદર બાળક કોનુ છે? આને કોણે ત્યજી દીધો છે? જો તમારી આજ્ઞા હોય તો દેવેશ્વર! આ બાળકને હુ પુત્ર કરુ અત્યત સુદર આ બાળકને મારી સ્ત્રીએ પ્રિય પુત્ર કર્યો છે અને ધર્મશાસ્ત્રોમા કૃત્રિમ* પુત્ર અવશ્ય કહ્યો પણ છે'

ઇદ્રે કહ્યુ હે મહાભાગ! ઘોડાનુ રૂપ ધરતા વિષ્ણુનો (ઘોડીના રૂપવાળી) લક્ષ્મીમા જન્મેલો આ 'હૈહય' નામનો પુત્ર છે શત્રુઓને તપાવનારા આ બાળકને ભગવાન વિષ્ણુએ કોઈક કાર્ય માટે યયાતિના પુત્ર(તુર્વસુ રાજા)ને આપવા ઉત્પન્ન કર્યો છે વિષ્ણુએ પ્રેરણા કરેલો એ પરમ ધાર્મિક રાજા પુત્ર માટે તે સુદર તીર્થમા આજે આવશે, માટે વિષ્ણુએ પ્રેરેલો એ રાજા પુત્રને લેવા માટે જેટલામા ન જાય, તેટલામા તુ આ શુભ બાળકને લઈ (પાછો) ત્યા જ જા અને ત્યા જઈ આને મૂકી દે, વિલબ કર મા હે ઉત્તમ વિદ્યાધર! એ રાજા આ બાળકને નહિ જોઇ દુખી થશે, માટે હે ચપક! આ બાળકને તુ પાછો ત્યા જ મૂકી દે, જેથી એ રાજા આને પુત્ર તરીકે પ્રાપ્ત કરે આ બાળક 'એકવીર' એવા (બીજા) નામ પણ પૃથ્વી પર પ્રખ્યાત થશે

વ્યાસે કહ્યુ હે રાજા! ઇદ્રનુ તે વચન સાભળી ચપક પુત્રને લઈ ઉતાવળા તે સ્થળે ગયા, અને ત્યા પ્રથમ તે હતો, ત્યા જ તે બાળકને તેણે મૂકી દીધો, પછી પોતાના વિમાનમા બેસી તે પોતાને સ્થાને જતો રહ્યો તે જ સમય જગતના ગુરુ વિષ્ણુ લક્ષ્મી સાથે ઉત્તમ વિમાનમા બસી (તુર્વસુ) રાજા પાસે ગયા તે વખતે એ રાજાએ ઉત્તમ વિમાનમાથી ત્યા ઊતરતા વિષ્ણુને જોયા, એટલે વિષ્ણુના દર્શનથી રાજા હર્ષ પામ્યો અને પૃથ્વી પર દડવત્ પ્રણામ કરતો પડયો વિષ્ણુએ પૃથ્વી પર દડવત્ પડતા પોતાના ભક્ત એ રાજાને 'હે

* કૃત્રિમ પુત્ર વિષે ભગવાન મનુ કહે છે 'सदृश तु प्रकुर्याद् य गुणदोषविचक्षण । पुत्र पुत्रगुणैर्युक्त स विज्ञेयश्च कृत्रिम –ગુણદોષ જાણવામા કુશળ કોઈ પુરુષ પોતાના સમાન અને પુત્રના ગુણોથી યુક્ત હરકોઈને પોતાનો પુત્ર કરે, તેને કૃત્રિમ પુત્ર જાણવો.'

પુત્ર! તુ ઊભો થા.' એમ આશ્વાસન આપ્યુ એટલે તેણે પણ ભક્તિથી ઉત્સુક થઈ સામે ઊભેલા વિષ્ણુની ઉત્તમ વાણીથી સ્તુતિ કરવા માંડી 'હે દેવાધિદેવ! હે સમગ્ર લોકના નાથ! હે કૃપાના ભંડાર! હે લોકોના ગુરુ! હે લક્ષ્મીપતિ! યોગી લોકોને પણ અલભ્ય અથવા અતિ દુર્લભ તમારુ દર્શન મને અભાગિયાને જે થયુ, તે ખરેખર આશ્ચર્ય છે જ લોકો નિસ્પૃહ અને વિષયોથી દૂર થયા હોય તેઓને જ તમારુ દર્શન થાય છે હે ભગવન્! હે દેવોના દેવ! હે અનત! આશાઓ માટે તત્પર એવો હુ તમારા દર્શન માટે અયોગ્ય છુ' એમ તે રાજાએ સ્તુતિ કરેલા વિષ્ણુ અમૃતમય વાક્યથી તેને કહેવા લાગ્યા 'હે રાજન્! મનથી ઈચ્છેલુ વરદાન તુ માગ, હુ તને આપીશ, તારા તપથી હુ પ્રસન્ન થયો છુ' પછી સામે ઊભેલા તે વિષ્ણુને ચરણમા પ્રણામ કરી રાજાએ કહ્યુ. 'હે મુરારિ! મે પુત્ર માટે તપ કર્યુ છે માટે આપ જેવો પુત્ર મને તમે આપો રાજાની તે પ્રાર્થના સાભળી આદિદેવ વિષ્ણુએ તે રાજાને આ સફળ વાક્ય કહ્યુ 'હે યયાતિના પુત્ર! યમુના તથા તમસા નદીના સગમરૂપ જે તીર્થ છે, ત્યા તુ જા, મે આજે તે જેવો ઈચ્છ્યો છે, તેવો પુત્ર ત્યા જ મૂક્યો છે, એ અમાપ પ્રભાવવાળો પુત્ર મારા જ વીર્યથી ઉત્પન્ન થઈ લક્ષ્મીથી જન્મ્યો છે હે રાજન્! તારા માટે મે તેને નિર્માણ કર્યો છે, માટે તુ તેને લઈ લે' અત્યત મધુર વિષ્ણુનુ તે વાક્ય સાભળી, રાજા મનમા સતોષ પામ્યો અને વિષ્ણુ તેને વરદાન આપી લક્ષ્મીજી સાથે વૈકુંઠલોકમા ગયા વિષ્ણુના ગયા પછી યયાતિનો પુત્ર એ (તુર્વસુ) રાજા અસ્ખલિત ગતિવાળા રથમા બેસી વિષ્ણુનુ એ વચન વિચારી પ્રેમયુક્ત થઈ જ્યા તે પુત્ર હતો ત્યા ગયો જેનુ ચિત્ત બીજામા ન હતુ એવા તે રાજાએ ત્યા જઈ પગનો સુદર અગૂઠો એક હાથે લઈ મુખમા રાખીને પૃથ્વી પર રમતા અતિ સુદર તે બાળકને જોયો હરિવર્મા નામનો એ રાજા નારાયણના અશરૂપ લક્ષ્મીથી જન્મેલા, વિષ્ણુ સમાન પ્રભાવવાળા અને બીજા કામદેવ જેવા રૂપાળા તે પુત્રને જોઈ પ્રફુલ્લ મુખકમળવાળો થયો એકદમ વેગથી બે હાથરૂપ કમળ વડે તે પુત્રને લઈને તે પ્રેમરૂપ સમુદ્રમા મગ્ન શરીરવાળો થયો અને તેનુ માથુ સૂઘી હર્ષયુક્ત થઈ એ રાજા આનદ પામ્યો ને તે પુત્રને ભેટી પડયો તેનુ અતિ સુદર મુખ જોઈ, હર્ષના આસુથી ગળગળા કઠવાળો એ રાજા તે પુત્રને કહેવા લાગ્યો 'હે પુત્ર! વિષ્ણુદેવે તને મને આપ્યો છે, તો નરકના દુ ખના ભયથી તુ મારુ રક્ષણ કર હે પુત્ર! તારા માટે મે પૂરા સો વર્ષો સુધી ઘણુ આકરુ તપ કર્યુ છે અને તેથી જ પ્રસન્ન થયેલા વિષ્ણુએ (મારા) સસારસુખના ઉદય માટે તને આપ્યો છે (તારી) માતા તે લક્ષ્મી મારા માટે જ તને પુત્રને ત્યજી વિષ્ણુની સાથે જતા રહ્યા છે તો હવે (મારી) જે સ્ત્રી ખૂબ હસતા તને પુત્રને ખોળામા લઈ પ્રસન્ન મુખવાળી થશે તે ધન્ય છે. હે પુત્ર! વિષ્ણુએ (મારા) સસારરૂપ સમુદ્રમા તને જ નાવરૂપે કર્યો છે' એમ કહી એ રાજા તે પુત્રને લઈ આનદથી પોતાને ઘેર ગયો ત્યા રાજાની નગરીની પાસે આવેલો સાભળી તેના સર્વ પ્રધાનો એની સામા ગયા અને લોકો તથા પુરોહિતો પણ ભેટો સાથે ગયા; તેમ જ સ્તુતિપાઠકો, ગવૈયા તથા ભાટચારણો પણ તરત રાજાની સામા ગયા, એટલે રાજાએ નગરની પાસે જઈ સામા આવેલા તે લોકોનુ વાક્યોથી તથા દૃષ્ટિથી સારી રીતે આશ્વાસન આપી સન્માન કર્યુ. પછી નગરવાસીઓએ સત્કાર કરેલા તે રાજાએ પુત્રની સાથે નગરીમા પ્રવેશ કર્યો અને રસ્તામા ડાગર તથા પુષ્પોથી ચારે બાજુ વધાવાતા તેણે જવા માડયુ પ્રધાનો સાથે પોતાના સમૃદ્ધિવાળા ઘરમા આવી આનદથી બને હાથે પુત્રને લઈ રાજાએ તરતમા જ જન્મેલો અને કામદેવ જેવો સુદર તે પુત્ર રાણીને આપ્યો, ત્યારે એ નિર્દોષ રાણીએ તે નવીન પુત્રને લઈ રાજાને પૂછ્યુ 'હે રાજા! ઉત્તમ જન્મવાળો અને કામદેવ સમાન રૂપવાળા આ પુત્ર તમે ક્યાથી મેળવ્યો? હે સ્વામિન્! આ પુત્ર તમને કોણે આપ્યો? તમે જલદી કહો, આ પુત્રે મારા ચિત્તને હરી લીધુ છે,' ત્યારે રાજાએ આનદયુક્ત થઈ કહ્યુ 'હે પ્રિયે! હે ચપળ નેત્રોવાળી! લક્ષ્મીથી જન્મેલો હોઈ વિષ્ણુના અશરૂપ અને સપૂર્ણ પરાક્રમવાળો આ પુત્ર મને વિષ્ણુએ આપ્યો છે' (તે સાભળી) રાણી તે પુત્રને

લઈ આનદ પામી અને રાજાએ અદ્‌ભુત ઉત્સવ કર્યો યાચકોને દાન આપ્યા, ગીતો ગવડાવ્યા અને અનેક વાદિત્રો વગડાવ્યા એમ ઉત્સવ કરી રાજાએ પુત્રનુ 'એકવીર' એવુ નામ જાહેર કર્યુ ઈદ્ર જેવો પરાક્રમી એ (તુર્વસુ) રાજારૂપ તથા ગુણોથી યોગ્ય એ પુત્રને વિષ્ણુથી પામી પોતાના વશના (પિતૃઓના) ઋણમાથી છૂટ્યો અને સુખ પામી આનદયુક્ત થઈ ખૂબ સતોષ પામ્યો ઇદ્ર જેવો પ્રતાપી તે રાજા દેવોના ઈશ્વર વિષ્ણુએ આપેલા અને સમગ્ર ગુણોથી યુક્ત તે પુત્રને પામી જાતજાતના સુખકારક વિનોદો વડે પોતાની સ્ત્રીથી સેવાઈને ઘરમા આનદ કરવા લાગ્યો ૧–૫૪

इति सकलसुराणामीश्वरेणार्पित त।
सकलगुणगणाढ्य पुत्रमासाद्य राजा॥
विविधसुखविनोदैर्भार्यया सेव्यमानो।
व्यहरत निजगेहे शक्रतुल्यप्रतापः ॥५४॥

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૫૪ સ્કધ વિષે અધ્યાય ૨૦ મો સમાપ્ત

## અધ્યાય ૨૧ મો*

### હૈહયનો રાજ્યાભિષેક

व्यास उवाच

जातकर्मादिसंस्कारांश्चकार नृपतिस्तदा।
दिने दिने जगामाशु वृद्धिं बाल सुलालित॰॥१॥

વ્યાસ બોલ્યા રાજા(તુર્વસુ)એ (પુત્રના) જાતકર્માદિ સસ્કારો કર્યા, તે પછી ખૂબ લાડ લડાવાતો તે બાળક દિવસે દિવસે મોટો થવા લાગ્યો, ત્યારે તે રાજાએ મહાત્મા પુત્રથી સસારનુ તથા પુત્રનુ સુખ પામી, (મનુષ્ય પર રહેતા) ત્રણ દેવાથી (પોતાનો) છુટકારો માનવા લાગ્યો છઠ્ઠે મહિને વિધિ પ્રમાણે તે પુત્રને અન્નપ્રાશન કરાવી ત્રીજે વર્ષે ઉત્તમ ચૌલ સસ્કાર કર્યો પછી જાતજાતના દ્રવ્યોથી, ધનથી તથા ગાયોથી બ્રાહ્મણોનો સત્કાર કરી, બીજા યાચકોને પણ અનેક જાતના દાનો વડે સતોષી અગિયારમે વર્ષે તે પુત્રનુ મૌજીબધન (જનોઈનુ) કર્મ કરાવી રાજાએ તેને ધનુર્વેદ ભણાવ્યો પછી વેદોને પણ ભણેલા અને રાજધર્મમા હોશિયાર થયેલા ત પુત્રને જોઈ રાજાએ તેને રાજ્યાભિષેક કરવા નિશ્ચય કર્યો અને પુષ્ય નક્ષત્ર તથા સૂર્યના યોગબળવાળા દિવસે મહારાજા તુર્વસુએ રાજ્યાભિષેક માટે આદરથી સામગ્રીઓ કરાવી, પછી વેદને જાણતા તથા સર્વ શાસ્ત્રોમા કુશળ બ્રાહ્મણોને બોલાવી વિધિ પ્રમાણે પોતાના પુત્રનો એણે રાજ્યાભિષેક કર્યો તે વેળા તીર્થોમાથી તથા સમુદ્રોમાથી જળ મગાવી રાજાએ પોતે શુભ દિવસે વિધિ પ્રમાણે રાજ્યાભિષેક કર્યો હતો એમ પુત્રને રાજ્ય પર સ્થાપી બ્રાહ્મણોને ધનના દાન કર્યા પછી તરત જ એ રાજા સ્વર્ગને ઈચ્છી વનમા જવા નીકળ્યો એમ એકવીરને રાજા બનાવી પ્રધાનોનુ સન્માન કર્યા પછી તે જિતેન્દ્રિય રાજાએ સ્ત્રી સાથે વનમા પ્રવેશ કર્યો ત્યા મૈનાક પર્વતના શિખર પર ત્રીજો (વાનપ્રસ્થ) આશ્રમ સ્વીકારી કાયમ પાદડા તથા ફળનો જ આહાર કરતો એ રાજા પાર્વતીદેવીનુ ચિ તન કરવા લાગ્યો એમ કરતા પ્રારબ્ધ-કર્મ પૂરા થયા, ત્યારે પત્ની સાથે મરણ પામી એ રાજા પુણ્યકર્મથી ઇદ્રના લોકમા ગયો ત્યારે 'પિતા ઇદ્રલોકને પામ્યો' એ સાભળી હૈહયે તેની વેદોક્ત ઉત્તરક્રિયા કરી બુદ્ધિમાન રાજપુત્ર હૈહય પિતાની બધી ઉત્તરક્રિયાઓ કર્યા પછી પિતાએ આપેલુ અતિમાન્ય રાજ્ય કરવા લાગ્યો ધર્મને જાણતો તે એકવીર એ સર્વોત્તમ રાજ્ય પામ્યા પછી પ્રધાનોથી સારી રીતે માન અપાતો અનેક પ્રકારના ભોગો ભોગવવા લાગ્યો એક દિવસે તે પ્રતાપી રાજા ઘોડા પર બેસી, પ્રધાનોના પુત્રો સાથે ગગાના કિનારા પર ગયો ત્યા કોયલોના ટહુકારવાળા, પુષ્પો તથા ફળોથી યુક્ત અને ભમરાઓની પક્તિઓથી શોભીતા સુદર વૃક્ષોને તેમ જ વેદના શબ્દોથી ગાજતા, હોમના ધુમાડાથી આકાશને વ્યાપ્ત કરતા અને મૃગોના બચ્ચાઓથી યુક્ત મુનિઓના દિવ્ય આશ્રમોને અને ગોવાળણોએ સારી રીતે રક્ષા કરેલા ડાગરના પાકવાળા ક્યારાઓને, ખીલેલા કમળોવાળી વાડીઓને, સુદર વેલના ઘરોને તથા ફાલેલા સાગ, રાપા, પનસના ઝાડ, બોરસ-લી, તિલક, મગર, સાગ, તાડ, તમાલ, જાબુ,

* આ અધ્યાયમા એકવીરનો રાજ્યાભિષેક કર્યા પછીનુ વૃત્તાત સાઠીએકનક શ્લોકોથી કહેવાશે

આબા અને કદંબોને જતો એ રાજા જતો હતો, તેવામા ગગાના જળ પર ખીલેલુ સો પાખડીઓવાળુ અને અત્યત સુગધી એક કમળ તેણે જોયુ તે કમળની જમણી બાજુ કમળ જેવા નેત્રોવાળી, સોના જેવી કાતિવાળી, સુદર કેશવાળી, શખ જેવી ડોકવાળી, પાતળા પેટવાળી, પાકા ગિલોડા જેવા હોઠવાળી, ઊગતા સુદર સ્તનવાળી, સુદર નાકવાળી અને મનોહર સર્વ અગવાળી એક કન્યાને રાજાએ જોઈ એ કન્યા સખીઓને છોડી રડતી, વિહ્વળ તથા દુ ખથી પીડાઈ જે આસુભર્યા નેત્રોવાળી હોઈને ટિટોડીની પેઠ અમતમા ચીસો પાડતી હતી, તેને જોઈ રાજાએ તેને શોકનુ કારણ પૂછ્યુ હે સુદર નાકવાળી! તુ કોણ છુ છે? કોની પુત્રી છે? હે ઉત્તમ મુખવાળી! તુ ગધર્વકન્યા કે દેવકન્યા છે? હે સુદરિ! તુ કેમ રડે છે? હે બાળા! તુ એકલી કેમ છે? હે કોયલ જેવા સ્વરવાળી! તને કોણે છોડી દીધી છે? હે સુદરિ! તારો પતિ ક્યા ગયો છે? તારો પિતા કોણ છે? તે તુ હમણા જ કહે હે વાકી ભ્રમરવાળી! તને શુ દુખ છે, તે આજે તુ મારી પાસે કહે હે પાતળા પેટવાળી! હુ તારા દુ ખનો અવશ્ય નાશ કરીશ હે નાજુક અગવાળી! મારા રાજ્યમા કોઈ પણ માણસ કોઈને પણ લગારે પીડા કરતો નથી અને ચોરથી કે રાક્ષસોથી પણ ભય નથી હુ રાજા હોઈ રાજ્ય કરુ છુ તેથી પૃથ્વી પર ભયકર ઉત્પાતો થતા નથી અને વાઘ કે સિહોથી પણ કોઈને કદી ભય નથી હે સુદર માથાવાળી! તુ રક્ષણ વિનાની હોઈ ગગાના કિનારા પર વિલાપ કેમ કરે છે? તને શુ દુ ખ છે તે મને કહે હે સુદરિ! પૃથ્વી પરના પ્રાણીઓને દેવતાઈ કે મનુષ્યનુ અતિ ઉગ્ર દુ ખ હોય તેનો હુ નાશ કરુ છુ આ મારુ અદ્ભુત વ્રત છે હે વિશાળ નેત્રોવાળી! તુ કહે હુ તારુ ધાર્યું કરીશ ' એમ તે રાજાએ વચન કહ્યુ, ત્યારે તે સાભળી સુમધુર સ્વરવાળી તે કન્યા બોલી 'હે રાજેન્દ્ર! મારા શોકનુ કારણ કહુ છુ, તમે સાભળો હે રાજન! દુ ખ વિના પ્રાણી રડે શા માટે? હે મહાભાગ! જે માટે હુ રડુ છુ, તે તમને કહુ છુ તમારા રાજ્ય સિવાયના બીજા દેશમા 'રમ્ય' નામે અતિ ધાર્મિક રાજા છે એ મહારાજા તદ્દન સતાનરહિત છે, તેની સ્ત્રી 'રુકમરેખા' નામની ઘણી જ પ્રખ્યાત છે તે સુદર રૂપવાળી, ચતુર, પતિવ્રતા અને સર્વ લક્ષણોવાળી છે, પણ પુત્રરહિત હોઈ દુ ખી થઈને તે રાણીએ પોતાના પતિને વારવાર આમ કહ્યા કર્યું કે, 'હે નાથ! મારા જીવવાથી શુ ફળ છે? પૃથ્વી પર પુત્ર વિનાની વાઝણી અને સુખરહિત મારા નકામા જીવતરને ધિક્કાર હો ' (મને સતાન થાય તે માટે તમે કઈ ઉપાય કરો,) એમ પત્નીએ પ્રેરણા કર્યા કરવાથી તે રાજાએ યજ્ઞવિધિને જાણતા બ્રાહ્મણોને બોલાવી વિધિ પ્રમાણે ઉત્તમ યજ્ઞ કર્યો, અને પુત્રની ઈચ્છાવાળા તે રાજાએ એ વખતે પુષ્કળ ધનનુ દાન પણ કર્યુ પછી શાસ્ત્રમા કહ્યા પ્રમાણે (યજ્ઞના અગ્નિકુડમા) પુષ્કળ ઘી હોમાઈ રહ્યુ ત્યારે અત્યત સળગી રહેલા અગ્નિમાથી સુદર અગવાળી અને શુભ લક્ષણોવાળી એક કન્યા પ્રગટ થઈ તે પાકા ગિલોડા જેવા હોઠવાળી, સુદર દાતવાળી, સુદર ભ્રમરવાળી, પૂર્ણ ચદ્ર સમાન મુખવાળી, સોના જેવી કાતિવાળી, સુદર કેશના છેડાઓવાળી, લાલ હથેળીઓવાળી, કોમળ સુદર લાલ નેત્રોવાળી, નાજુક અગવાળી અને અત્યત લાલ પગના તળિયાવાળી હતી હોમ કરતા બ્રાહ્મણે અગ્નિમાથી જન્મેલી તે કન્યાને તે વેળા લઈ લીધી અને સુદર મધ્યભાગવાળી તે કન્યાને લઈ તેણે રાજાને કહ્યુ 'હે રાજન્! સર્વ લક્ષણોથી યુક્ત આ પુત્રી તમે સ્વીકારો મોતીની માળા જેવી આ કન્યા હોમ કરતા અગ્નિમાથી પ્રગટી છે આ પુત્રી 'એકાવલી' નામથી લોકમા પ્રખ્યાત થશે હે રાજા! પુત્ર સમાન આ પુત્રીથી તમે સુખી થાઓ હે નરેન્દ્ર! આ કન્યાને વિધાતાએ આપી છે, માટે તમે સતોષ પામો ' હોમ કરતા બ્રાહ્મણોનુ તે વાક્ય સાભળી રાજાએ તે કન્યાને શુભ જોઈ ખૂબ પ્રસન્ન થઈ લઈ લીધી અને હોમ કરનારે આપેલી અતિ માન્ય તે કન્યાને લઈ રાજાએ સુદર મુખવાળી પોતાની પત્નીને આપી તે વેળા રાણી રુકમરેખાને બોલાવી રાજાએ કહ્યુ 'હે સુદર ભાગ્યવાળી! આ પુત્રીને તમે સ્વીકારો ' ત્યારે તે રાણી કમળની પાખડીઓ જેવા નેત્રવાળી અને મનને આનદ પમાડતી તે

કન્યાને મેળવી પ્રસન્ન થઈ હર્ષ પામી અને જેમ પુત્રને મેળવી સુખ પામે તેમ સુખ પામી. પછી રાજાએ પુત્રજન્મમા થતું જાતકર્માદિ જે શુભકર્મ કરાય છે, તે જ સર્વ મગલ કર્મ (તે કન્યાના જન્મમા પણ) વિધિ પ્રમાણે કર્યું અને યજ્ઞ સમાપ્ત કરી બ્રાહ્મણોને ઉત્તમ દક્ષિણા આપી તેઓને વિદાય દઈ રાજા આનંદ પામ્યો. કાળાં કટાક્ષોવાળી પેલી કન્યા પણ પુત્રને જેવો ઉછેરાય તેવી ઉછેરણીથી દિવસે દિવસે અત્યત દીપવા લાગી. રાણી પણ સતાનથી યુક્ત થઈ પરમ આનંદ પામી અને તે દિવસે રાજાને ઘેર પુત્રના જન્મ વખતે જેવો ઉત્સવ કરાય તેવા ઉત્સવ કરાયા હે ઉત્તમ બુદ્ધિવાળા! હે કામદેવ જેવી આકૃતિવાળા! એ રાજાને તે (પોતાની) પુત્રી અને હુ પ્રધાનની પુત્રી, પુત્રના જેવી અત્યત વહાલી હતી મારુ નામ 'યશોવતી' છે; અમારા બેયની ઉમર સરખી હતી. રાજાએ પોતાની પુત્રી સાથે રમવા, મને તેની સખી કરી હતી. હુ કાયમ તેમની સાથે ફરતી અને રાતદિવસ તેના પર પ્રેમવાળી હતી એ બાળા એકાવલી જે સ્થળે સુગધી કમળો જોતી, તે સ્થળે આનદ પામતી; બીજે સ્થળે સુખ પામતી નહિ, પણ કમળો ગગાના કિનારા પર વાગે જ દૂર થતા હતા, છતા મારી સાથે અને સખીઓ સાથે ત્યા જઈને આનંદ પામતી. મે રાજાને જણાવ્યુ કે, રાજન્! તમારી પુત્રી કમળોના સમૂહોને જોતી ઘણે દૂર નિર્જન વનમા નીકળી જાય છે' પછી તેના પિતાએ ઘેર જળાશયો કરી તેમા પુષ્પોવાળા અને ભમરાઓથી વ્યાપ્ત કમળો વવડાવી તેને (બીજે સ્થળે જતી) અટકાવી તોપણ કમળોમાં આસક્ત ચિત્તવાળી તે બાળા બહાર નીકળી જતી. ત્યારે (રાજાએ તેનુ રક્ષણ કરવા મૂકેલા) શસ્ત્રધારી રક્ષકોથી રક્ષાયેલી તે મારી સાથે અને સખીઓ સાથે ગગાના જળમા રમવા હમેશા આવતી અને (પાછી ઘેર) જતી

**एवं रक्षायुता तन्वी मत्समेता सखीयुता।**
**क्रीडार्थे जाह्नवीतोये नित्यमायाति याति च ॥६१**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૫ચ સ્કધ વિષે અધ્યાય ૨૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૨ મો*

## એકાવલીની કથા

यशोवत्युवाच

**प्रातरुत्थाय तन्वङ्गी चलिता च सखीयुता।**
**चामरैर्वीज्यमाना सा रक्षिता बहुरक्षिभिः ॥ १ ॥**

યશોવતી બોલી· એક સમય સવારમાં ઊઠીને નાજુક અંગવાળી તે એકાવલી ચામરોથી વીંઝાતી અને અનેક રક્ષકોથી રક્ષાતી હોઈ સખીઓ સહિત (ગગાકિનારે) ચાલી. હે રાજેન્દ્ર! સુદર વર્ણવાળી તે કન્યા કમળાના સુદર વનમા રમવા સારુ હથિયારોથી બરોબર સજ્જ થયેલા યોદ્ધાઓ સાથે આવી. હુ પણ કમળો સાથે રમતી એ એકાવલી સાથે ગંગાકિનાર આવી અને ત્યા એકાવલી તથા હુ અપ્સરાઓ સાથે મળી જઈ રમવામા તત્પર થઈ તેટલામાં 'કાલકેતુ'નામે ખ્યાતિ પામેલો બળવાન દાનવ ભૂગળ, તલવાર, ગદા, ધનુષ, બાણ અને તોમરોને હાથમાં ધરતા અનેક રાક્ષસો સાથે અકસ્માત્ ત્યા આવી ચડયો તેણે બીજી રતિના જેવી ઉત્તમ અને કમળો સાથે રમતી રૂપયૌવનથી શોભતી એકાવલીને જોઈ તે વખત હે રાજા! મે એકાવલીને કહ્યુ. 'હે કમળ સમાન નેત્રોવાળી! આ કોઈ દૈત્ય આવ્યો છે, માટે આપણે બાને રક્ષકોની વચ્ચે ચાલી જઈએ હે રાજપુત્ર! આમ વિચારી મારી સખી અને હુ ભયથી ઉતાવળ કરીને શસ્ત્રધારી સૈનિકોની વચ્ચે ચાલી ગઈ, ત્યારે કાલકેતુ પણ મોહ ઉપજાવતી તે એકાવલીને જોઈ કામાતુર થઈ મોટી ગદા લઈને દોડતો ત્યા આવ્યો અને રક્ષકોને હઠાવી કમળ જેવા નેત્રોવાળી, ત્રાસ પામેલી, ધ્રૂજતી, બૂમો પાડતી અને પાતળા ઉદરવાળી તે કન્યાને તેણે પકડી લીધી 'એને છોડી દે અને મને લ' એમ મે તેને કહ્યુ, છતા કામથી પીડાયેલા એ દાનવે મને ન લીધી અને તેને લઈ તે ચાલ્યો ગયો 'ઊભો રહે, ઊભો રહે' એમ કહેતા (અમારા) રક્ષકો મહાબળવાન તે

* આ અધ્યાયમા યશોવતીએ હૈહયરાજાની આગળ એકાવલીની કથા બરાબર કહી, એ વાત પાસઠ શ્લોકોથી કહેવાશે

દાનવને અટકાવી વિસ્મયકારક યુદ્ધ કરવા લાગ્યા, એટલે તે દાનવના ક્રૂર રાક્ષસો પણ પોતાના સ્વામીના કાર્ય માટે તૈયાર થઈ હથિયારો હાથમા લઈ ચારે બાજુથી રક્ષકો સાથે લડવા લાગ્યા તે વખતે કાલકેતુનુ અને અમારા રક્ષકોનુ યુદ્ધ થયુ, પણ તે રણમા બધા રક્ષકોને મારી નાખી મહાબળવાન કાલકેતુ એકાવલીને લઈ રાક્ષસોના સૈન્ય સાથે પોતાના નગર તરફ ચાલી નીકળ્યો તે સમયે એ દાનવ પકડેલી તે બાળાને રડતી જોઈ હુ મારી એ સખીને જ્યા લઈ જવામા આવી ત્યા તેની પાછળ પાછળ ગઈ અને પોતાને પગલે આવતી મને એકાવલી જોઈ શકે, એમ હુ ચીસો પાડતી રહી, ત્યારે તે એકાવલી પણ મને આવેલી જોઈ કંઈક સ્વસ્થ થઈ અને હુ પણ વારવાર તેને બોલાવીને તેની પાસ ગઈ હે રાજા! મને પામીને તે એકાવલી ઘણા જ દુખથી પીડાઈને એકદમ સ્તબ્ધ બની ગઈ અને પરસેવાથી વ્યાપ્ત બની મને ગળે વળગીને ઘણી જ દુખી થઈ રડવા લાગી તે વખતે કાલકેતુએ પ્રેમથી મને આ વચન કહ્યુ 'ભય પામતી આ ચચળ નેત્રોવાળી તારી સખીને તુ આમ આશ્વાસન આપ કે, 'હે પ્રિય! દેવલોક સરખુ મારુ નગર હવે આવી પહોચ્યુ છે અને રતિક્રીડા કરવા હુ તારો દાસ છુ, તો ભયભીત થઈ તુ શા માટે ચીસો પાડે છે?' હે સુદર નેત્રોવાળી! વળી તુ તારી સખીને કહે કે, 'હવે તુ શાત થા' આમ મને કહી, મારી સખીની પાસે ઉત્તમ રથમા મને બેસાડી, પ્રફુલ્લ મુખકમળવાળો થયેલો તે દુષ્ટ મોટા સૈન્ય સાથે વેગથી પોતાના સુદર નગરમા જઈ પહોચ્યો ત્યા એકાવલીને તથા મને એક સ્વચ્છ ઘરમા રાખીને તે ઘરની રક્ષા માટે કરોડો રાક્ષસો તેણે ગોઠવી દીધા પછી હે રાજા! બીજે દિવસે તેણે મને એકાતમા કહ્યુ 'શોક કરતી આ વિરહાતુર તારી બાલસખીને તુ સમજાવ કે, હે સુદર કેડના પાછલા ભાગવાળી! તુ મારી પત્ની થા અને મરજી પ્રમાણે સુખ ભોગવ હે ચદ્ર સમાન મુખવાળી! આ રાજ્ય તારુ છે અને હુ કાયમ તારો સેવક છુ' આમ તેણે મને ફરી કહ્યુ, ત્યારે તેનુ કઠોર વાક્ય સાભળી મે તેને કહ્યુ કે, 'પ્રભો! આવુ અપ્રિય કહેવા હુ સમર્થ નથી, માટે તમે જ એને કહો' આવુ વચન મે તેને કહ્યુ, ત્યારે કામદેવથી ઘાયલ થયેલા મનવાળા તે દુષ્ટે પાતળા પેટવાળી એ મારી પ્રિય સખીને વિનયથી કહ્યુ કે, 'હે પાતળા પેટવાળી! તે મારા પર કોઈ મત્ર ફેક્યો છે, તેથી હે સુદરિ! મારુ હૃદય તને વશ થયુ છે, અને તેથી જ હવે હુ તારો દાસ બન્યો છુ, એ નક્કી છે, માટે કામદેવના બાણથી પીડાતા અને અત્યત પરવશ થયેલા મને તુ સ્વીકારી લે હે કેળના જેવી સાથળોવાળી! ચચળ અને દુર્લભ આ તારુ યૌવન ચાલ્યુ જાય છે, માટે હે કલ્યાણિ! તારા પતિ મને ભેટીને આ યૌવનને તુ સફળ કર' (તે સાભળી) એકાવલીએ કહ્યુ 'હે મહાભાગ્યશાળી! મારા પિતાએ મને જે રાજપુત્રને આપવા પ્રથમ નક્કી કર્યુ છે, તે હૈહયને મનથી હુ વરી ચૂકી છુ, તો હવે સનાતનધર્મ અને કન્યાધર્મ છોડી હુ બીજા પતિને કેમ વરુ? તમે પણ શાસ્ત્રનો નિશ્ચય તો જાણો જ છો કે, 'પિતા પોતાની ઇચ્છા પ્રમાણે જે પતિને આપે, તે જ પતિને કન્યા મેળવી શકે, કન્યા હમેશા પરતત્ર છે, તે કદી સ્વતત્ર ન જ હોય' એમ તેણે કહ્યુ, છતા એ પાપી ન અટક્યો અને મોહિત થઈ તેણે વિશાળ નેત્રોવાળી તેને તથા પાસે રહેલી મને ન છોડી તે દાનવનુ નગર અતિશય સાકડા પાતાળના છિદ્રમા આવેલુ હોઈ રાક્ષસોથી રક્ષાયેલુ, કિલ્લાથી શોભતુ અને ખાઈથી વીંટાયેલુ છે, ત્યા મારી પ્રાણપ્રિય સખી દુખથી પીડાતી રહે છે, તેના વિરહથી અત્યત દુખી થઈ હુ અહીં રડયા કરુ છુ

એકવીરે પૂછ્યુ હે સુદર મુખવાળી! તે દુષ્ટાત્માના નગરમાથી તુ અહીં કેવી રીતે આવી? આમા મને મોટુ આશ્ચર્ય થાય છે, માટે તુ કહે હે સુદરિ! 'તે એકાવલીને તેના પિતાએ હૈહયને આપવા નક્કી કર્યુ હતુ' આ તે કહેલુ વાક્ય મને હમણા સદેહવાળુ લાગે છે હૈહય નામનો રાજા તો હુ જ છુ, બીજો કોઈ જ નથી, તો સુદર નેત્રોવાળી તારી એ સખીને તુ મને આપવા તેના પિતાએ કહેલી છે? (જો એમ જ હોય તો એ મારી જ સ્ત્રી સકટમા પડી છે, એમ મારે જાણવુ જોઈએ) હે સુદર ભ્રમ્મરવાળી સુદરિ! આ મારો સશય દૂર કરવા તુ યોગ્ય છે. હુ તે નીચ

રાક્ષસનો નાશ કરી તેને લાવીશ હે ઉત્તમ વ્રતવાળી! જો તુ જાણતી હોય, તો તેનુ ઠેકાણુ તુ મને બતાવ, તેના પિતા રાજાને આ વાત જણાવી છે કે નહિ? તેની આ વહાલી પુત્રી અત્યત દુખી છે, તો તેને હરાયેલી એ શુ નથી જાણતા? (અને જો જાણે છે, તો) તેને છોડાવવા તેમણે ઉદ્યમ કેમ નથી કર્યો? કેદ કરાયેલી પોતાની પુત્રીને જાણી તે રાજા અત્યત સ્થિર કેમ રહ્યો છે? અથવા તે રાજા શુ અસમર્થ છે? જે કારણ હોય તે તુ જલદી કહે હે કમળની પાખડીઓ જેવા નેત્રોવાળી! તે તારી સખીના દૈવી ગુણો કહીને મારુ ચિત્ત હરી લીધુ છે અને મને અત્યત કામવશ કર્યો છે તે સ્ત્રીને મોટા સકટમાથી છોડાવી હુ ક્યારે જોઈશ? આમ મારુ હૃદય આજે ઘણા મનોરથો કરે છે, માટે ઘણી મુશ્કેલીથી જઈ શકાય એવા તે નગરમા જવાનો ઉપાય તુ મને કહે એ સકટમાથી તુ અહીં કેવી રીતે આવી?

યશોવતીએ કહ્યુ હે રાજા! બાળપણથી જ મે બીજ સહિત અને ધ્યાનપૂર્વકનો ભગવતીનો મત્ર એક સિદ્ધ બ્રાહ્મણ પાસેથી મેળવ્યો છે હે રાજન્! ત્યા રહેતી મે ચિત્તમા વિચાર્યુ કે, 'ઉગ્ર પરાક્રમવાળા ચડિકાદેવીનુ હુ કાયમ આરાધન કરુ, કેમ કે ભક્તો ઉપર દયાવાળા અને બધુ સિદ્ધ કરવા સમર્થ તે દેવીને જો સભારયા હોય તો અવશ્ય આ બધનથી તે છુટકારો કરશે જે દેવી નિરાકાર અને નિરાશ્રય હોવા છતા પોતાની શક્તિથી વિશ્વને સર્જે છે, પાળે છે અને કલ્પાતે સહારે છે (તે શુ ન કરી શકે?') આમ વિચારી લાલ વસ્ત્રોવાળા, સૌમ્ય, રાતા નેત્રવાળા અને વિશ્વના ઈશ્વરી શિવાદેવીનુ મે મનથી ચિતન કર્યુ, હૃદયમા ધ્યાન કર્યુ અને તેમના રૂપનુ મનથી સ્મરણ કરી મત્રનો જપ કરવા હુ તત્પર થઇ એમ એક મહિના સુધી મે દેવીનુ ઉપાસન કર્યુ ચોટલ ભક્તિભાવથી પ્રસન્ન થયેલા ચડિકાદેવી મારા સ્વપ્નમા આવ્યા અને અમૃતતુલ્ય વાણીથી મને કહેવા લાગ્યા કે, 'તુ સૂઈ કેમ રહી છે? ઊઠ અને ગગાના સુદર કિનારા પર જલદી જા હૈહય નામનો ઉત્તમ રાજા આવશે એ મહાબાહુ સર્વ શત્રુઓનો નાશ કરનાર હોઈ 'એકવીર' એવા (બીજા) નામે પણ પ્રખ્યાત છે એ રાજાને દત્તાત્રેયે મહાવિદ્યા નામનો મારો ઉત્તમ મત્ર આપ્યો છે, જેથી તે પણ અત્યત ભક્તિથી મારી કાયમ ઉપાસના કરે છે, મારામા જ આસક્ત બુદ્ધિવાળો, મારી જ કાયમ પૂજા કરવા તત્પર રહે છે અને સર્વ પ્રાણીઓમા મારુ જ ધ્યાન કરતો હોઇ મારા પરાયણ જ રહે છે, મહાબુદ્ધિમાન તે લક્ષ્મીનો પુત્ર ફરતો ફરતો ત્યા આવશે અને તારા દુખનો નાશ કરશે વળી તે આ ઘોર રાક્ષસનો નાશ કરી તારુ પણ રક્ષણ કરશે અને માનયુક્ત એકાવલીને પણ છોડાવશે પછી સર્વ શાસ્ત્રોમા કુશળ તે ઉત્તમ રાજપુત્ર એકવીરને જ તારે પણ પતિ કરવો ' એમ કહી દેવી અદૃશ્ય થયા, એટલે મે તે જ સમયે જાગીને સ્વપ્નનુ તે વૃત્તાત તથા દેવીનુ આરાધન એકાવલીને કહ્યુ ત્યારે કમળ જેવા નેત્રોવાળી તે પણ પ્રસન્ન મુખવાળી થઈ ઘણો જ સતોષ પામી અને ઉજ્જ્વળ હાસ્ય સાથે મને કહેવા લાગી કે, 'તુ ત્યા ઉતાવળી જા અને હે પ્રિય સખિ! મારુ કાર્ય કર સત્ય વાક્યવાળા તે ભગવતી આપણા બેયનો છુટકારો કરશે ' હે રાજા! પ્રેમપૂર્ણ તે સખીએ એમ મને આજ્ઞા કરી ત્યારે હુ તે સ્થાનેથી નીકળી જવુ યોગ્ય જાણી તે જ સમયે જલદી ચાલી નીકળી પછી હે રાજપુત્ર! મહાદેવીની કૃપાથી મે માર્ગનુ જ્ઞાન તથા ઉતાવળી ગતિ પણ પ્રાપ્ત કરી આ બધુ દુખનુ કારણ મે તમને કહ્યુ હવે હે વીર! તમે કોણ છો અને કોના પુત્ર છો, તે જેવુ હોય તેવુ કહો ૧–૬૯

इत्येतत् कथितं सर्वं कारणं मम दुःसजम्।
कस्य कस्य सुतश्चेति वद वीर यथा तथा ॥६९

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૨૨ મો સમાપ્ત

## અધ્યાય ૨૩ મો*

### કાલકેતુવધ અને હૈહયનો વિવાહ

व्यास उवाच

तस्यास्तु वचनं श्रुत्वा रमापुत्रः प्रतापवान्।
प्रफुल्लवदनाम्भोजस्तामुवाच विशांपते ॥ १ ॥

વ્યાસ બોલ્યા હે રાજા! યશોવતીનુ વચન સાભળી

* આ અધ્યાયમા સારીકાક રાક્ષસોથી હૈહય રાજા સાથે કાલકેતુનું મોટુ યુદ્ધ થયુ, એ કથા કહેવાશે.

પ્રફુલ્લ થયેલા મુખકમળવાળો પ્રતાપી લક્ષ્મીપુત્ર હૈહય તેને કહેવા લાગ્યો

હૈહય રાજાએ કહ્યુ હે કેળ જેવી સાથળોવાળી! તે મારુ જે વૃત્તાન્ત પૂછ્યુ તે સ્પષ્ટ અક્ષરોમા કહુ છુ તુ સાભળ હુ હૈહય તથા એકવીર નામનો લક્ષ્મીનો પુત્ર છુ તે મારા મનને ખરેખર પરતન્ત્ર કર્યું છે વિરહથી ખૂબ પીડાતો હુ શુ કરુ અને ક્યા જાઉં? બધા લોકથી ચઢિયાતુ (એકાવલીનુ) રૂપ પ્રથમ તે કહ્યુ તેથી કામદેવના બાણોથી વીંધાઈ જતુ મારુ મન વિહ્વળ થયુ છે વળી તે ઉપરાત તેના ગુણો પણ તે કહ્યા, તેથી તો મારુ ચિત્ત હરાઈ જ ગયુ છે, તેમ જ એકાવલીએ તે દાનવની આગળ કહ્યુ છે કે, 'મે હૈહયને વરી લીધો છે માટ તેના વિના બીજાને હુ નહિ વરુ, આવો મારો નિશ્ચય છે આ વાક્ય તે મને કહ્યુ તેથી તો મને આશ્ચર્ય થયુ છે અને હે નાજુક અગવાળી! તે વાક્યથી તો તે મને તેનો હવે સેવક જ કર્યો છે તો હે સુદર વાળના છેડાવાળી! તમારુ ખેચતુ હુ શુ કાર્ય કરુ, તે કહે હે સુદર નેત્રોવાળી! તે દુષ્ટાત્મા રાક્ષસનુ ઠેકાણુ હુ જાણતો નથી અને તે નગરમા જવા માટેની મારી ગતિ નથી હે વિશાળ નેત્રોવાળી! મને પહોચાડવા જો તુ સમર્થ હોય તો મને ઉપાય કહે અને તે તારી સુદર સખી જ્યા છે ત્યા મને જલદી પહોચાડી દે, એટલે તે ક્રૂર રાક્ષસનો નાશ કરી હમણા જ શોકથી બળતી અને પરવશ થયેલી તારી પ્રિય સખી એ રાજપુત્રીને હુ છોડાવીશ એટલુ જ નહિ પણ તેને દુ ખથી રહિત કરી તરત જ તારા નગરમા પહોચાડીશ અને તે એકાવલી કન્યાને તેના પિતાને હુ સાપીશ પછી શત્રુઓને તપાવનારો તે રાજા પોતાની પુત્રીનો વિવાહ કરશે એટલે હે પ્રિય બોલનારી! એમ થતા તારા અને મારા મનની ઈચ્છા પૂર્ણ થશે, માટ હમણા જ તુ તારા કોઈ સાધનથી તેનુ નગર મને જલદી બતાવ અને પછી મારુ પરાક્રમ તુ જો હે સુદર વાળવાળી! પરસ્ત્રીને હરનારા એ દુરાચારીને જે રીતે હુ મારુ તે રીતે તુ કર આ મારુ પ્રિય કરવા તુ સમર્થ છે માટ હવે જલદી મુકુદ તેના નગરનો માર્ગ તુ મને બતાવ

વ્યાસ બોલ્યા તે પ્રિય વાક્ય સાભળી યશોવતી આનદ પામી અને તે લક્ષ્મીપુત્રને ત્યા જવાનો ઉપાય આદરથી કહેવા લાગી હે રાજેન્દ્ર! સિદ્ધિને આપનારો ભગવતીનો આ મત્ર તમે ગ્રહણ કરો, એટલે તે રાક્ષસથી રક્ષાયેલુ તેનુ નગર આજે જ તમને હુ બતાવીશ હે મહાભાગ! મારી સાથે ત્યા જવાને મોટા સૈન્ય સાથે તમે તૈયાર થાઓ, કેમ કે ત્યા યુદ્ધ થશે કાલકેતુ મહાવીર છે અને બળવાન રાક્ષસોથી વીંટાયેલો છે, માટે મત્ર ગ્રહણ કરી તમે મારી સાથે ચાલો એ દુષ્ટાત્માના નગરનો માર્ગ હુ તમને બતાવીશ તે પાપકર્મી દૈત્યનો નાશ કરી તમે મારી સખીને જલદી છોડાવો ' એવુ તેનુ વચન સાભળી વીર હૈહયે તે જ સમયે દૈવયોગે ત્યા આવી ચઢેલા જ્ઞાનીઓમા ઉત્તમ અને પવિત્ર દત્તાત્રેય પાસેથી 'ત્રિલોકીતિલક' નામનો+ યોગેશ્વરીનો મહામત્ર જલદી ગ્રહણ કર્યો એટલે તે મત્રથી તેને સર્વજ્ઞપણુ તથા સર્વની અદર વિચારવાપણુ (એટલે પૃથ્વી વગેરે પાચે ભૂતોમા પ્રવશવાનુ સામર્થ્ય) પ્રાપ્ત થયુ પછી તરત જ એ યશોવતીની સાથે હૈહય રાજા મોટા સૈન્યને સાથે લઈ સર્પોથી રક્ષાતા પાતાળની પેઠે ભયકર અને રાક્ષસોથી રક્ષાતા અતિ દુર્ગમ તેના નગરમા જઈ પહોચ્યો તેને આવતો જોઈ ભયાતુર થયેલા તેના બળવાન દૂતો બૂમો પાડવા લાગ્યા અને કાલકેતુની પાસે જઈ એકાવલીની પાસે ઊભેલા તથા અનેક પ્રકારની વિનવણી કરતા તે રાક્ષસને કામથી મોહિત જાણી એકદમ કહેવા લાગ્યા હે રાજન્! આ એકાવલીની સાથે રહેતી યશોવતી નામની સ્ત્રી એક રાજપુત્ર તથા મોટા સૈન્યની સાથે આવે છે હે મહારાજ! બળથી છકેલો તે કુમાર સેનાની સાથે આવે છે અને જાણે જયત અથવા કાર્તિકસ્વામી હોય એવો જણાય છે, માટે હે રાજેન્દ્ર! તમે સાવધાન થાઓ યુદ્ધ આવી પહોચ્યુ છે એ દેવપુત્રની સાથે તમે યુદ્ધ કરો અથવા કમળ જેવા નેત્રોવાળી આ સ્ત્રીને છોડી દો એ સૈન્ય અહીંથી માત્ર ત્રણ જ યોજન દૂર છે, માટે હે રાજા!

---

+ આ મત્ર મન્ત્ર ગૌરીમન્ત્ર વગેરે તાન્ત્રિક ગ્રથોમાં આ પ્રકાર પ્રસિદ્ધ છે ह्रीं गौरि रुद्रदयिते योगेश्वरि हुं फट् स्वाहा ।

તમે તૈયાર થાઓ અને જલદી યુદ્ધની નોબત વગડાવો '

વ્યાસ બોલ્યા તેઓનુ એ વચન સાભળી ક્રોધથી ઘેરાયેલા રાક્ષસ કાલકેતુએ આયુધો તથા સૈન્યો સહિત અનેક રાક્ષસોને હુકમ કર્યો કે, 'હે રાક્ષસો! તમે બધા હથિયારો હાથમા લઈ તેની સામે જાઓ ' એમ તેઓને આજ્ઞા કરીને કાલકેતુએ સ્નેહયુક્ત થઈ પાસે ઊભેલી પરવશ અને અત્યત દુ ખી એકાવલીને કહ્યુ 'હે નાજુક અગવાળી! તારા માટે સૈન્ય સાથે આ કોણ આવે છે? તારો પિતા છે કે બીજો કોઈ પુરુષ છે? હે પાતળા પેટવાળી! તુ સત્ય કહે તારો પિતા વિરહાતુર થઈ તને લેવા જો આવ્યો હોય, તો તારા પિતાને સારી રીતે ઓળખી હુ યુદ્ધ ન કરુ અને ઘેર લાવી ઉત્તમ વસ્ત્રો, રત્નો તથા ઘોડાઓથી તેનો સત્કાર કરુ, કેમ કે ઘેર આવેલા તેનો મારે અવશ્ય અતિથિસત્કાર કરવો જોઈએ, પણ બીજો કોઈ જો આવ્યો હશે, તો તીક્ષ્ણ બાણોથી હુ તેને મારી નાખીશ ખરેખર, મહાબળવાન કાળે તેને મરવા માટે જ અહીં આણ્યો છે, માટે હે વિશાળ નેત્રોવાળી! તુ કહે મહેવો મુશ્કેલ, કાળરૂપ અને મહાબળવાન મને ન ઓળખી આ કોણ મદબુદ્ધિ અહીં આવે છે?'

એકાવલી બોલી હે મહાભાગ! આ ઉતાવળો કોણ આવે છે તે હુ જાણતી નથી તમારા બધનમા રહેલી મને કોઈની પણ ખબર નથી, આ મારો પિતા નથી અને ભાઈ નથી પરતુ મહાબળવાન આ કોઈ બીજો જ છે તે અહીં શા માટે આવે છે, તે હુ ચોક્કસ જાણતી નથી

કાલકેતુ દૈત્યે કહ્યુ આ દૂતો એમ કહે છે કે, તારી સખી યશોવતી ઉદ્યમ કરી એ વીરને તેડી લાવી છે હે સુદરિ! કાર્યના નિશ્ચયમા ચતુર તે તારી સખી ક્યા ગઈ હતી? બીજો કોઈ પણ માગે એવો શત્રુ નથી કે જે મારી સામે બળ કરે!

વ્યાસ બોલ્યા (એમ તે કહેતો હતો,) તેટલામા ભય પામેલા બીજા દૂતો ત્યા ઉતાવળા આવ્યા અને તેઓ ગૃહમા રહેલા કાલકેતુને કહેવા લાગ્યા કે, 'હે મહારાજ! તમે કેમ શાત રહ્યા છો? સૈન્ય પાસે જ આવી પહોચ્યુ છે તમે મોટા સૈન્યથી વીંટાઈને નગરમાથી જલદી નીકળો ' એવુ તેઓનુ વચન સાભળી' મહાબળવાન કાલકેતુ રથમા બેસી ઉતાવળો પોતાના નગરમાથી બહાર નીકળ્યો તેવામા સ્ત્રીના વિરહથી વ્યાકુળ પ્રતાપી એકવીર પણ ઘોડા પર ચઢી એકદમ આવી પહોચ્યો, એટલે તે બનેનુ ઇદ્ર તથા વૃત્રાસુરની પેઠે અનેક પ્રકારે છોડેલા શસ્ત્રો તથા અસ્ત્રોથી દિશાઓના મધ્ય ભાગોને પ્રકાશિત કરતુ યુદ્ધ થયુ કાયરોને ભય ઉપજાવતુ તે યુદ્ધ ચાલતુ હતુ, ત્યારે લક્ષ્મીના પુત્ર હૈહયે ગદાથી દૈત્યને માર્યો, એટલે વજ્રથી તોડી પાડેલા પર્વતની પેઠે પ્રાણરહિત થઈ તે પૃથ્વી પર પડયો પછી ભયથી ગભરાતા બધા રાક્ષસો નાસી ગયા, ત્યારે અત્યત આનદ પામેલી' યશોવતી વેગથી એકાવલી પાસે જઈ વિસ્મય પામેલી તેને મધુર વાણીથી કહેવા લાગી 'હે સખિ! ધૈર્યવાન રાજપુત્ર એકવીરે મહાભયકર યુદ્ધ કરી એ દાનવને મારી નાખ્યો છે એ રાજા હમણા થાકેલા હોઈ સૈન્યની છાવણીમા ઊભો છે તારા રૂપ તથા ગુણ સાભળીને તે તારુ દર્શન ઈચ્છે છે, માટે હે વાકા કટાક્ષોવાળી! કામદેવ સરખા તે રાજાને તુ જો મે પ્રથમ ગગાના કિનારા પર તેની આગળ તને જણાવી છે, તેથી પૂર્ણ પ્રેમયુક્ત થઈ વિરહાતુર થયેલો એ રાજપુત્ર સુદર રૂપવાળી તે તને જોવા ઈચ્છે છે ' યશોવતીનુ એ વચન સાભળી, કુમાર અવસ્થાને લીધે થયેલા ભયથી ખૂબ શરમાતી તે એકાવલીએ ત્યા જવાનુ મન કર્યુ પણ 'કુવારી અને પરતત્ર હુ તેને મુખ કેમ બતાવીશ? કામથી પીડાયેલો તે કદાચ મને બળાત્કારે પકડશે તો?' આવી ચિતાથી ખૂબ ગભરાતી છતા તે એકાવલી યશોવતીની સાથે પાલખીમા બેસી ત્યા ગઈ રાજપુત્ર એકવીર, ખૂબ મેલી હોઈ મેલા વસ્ત્રો ધારણ કરતી અને વિશાળ નેત્રોવાળી તેને છાવણીમા આવેલી જોઈ બોલ્યો 'હે નાજુક અગવાળી! તુ મને દર્શન દે, મારા નેત્રો તલસી રહ્યા છે ' એમ તે રાજપુત્રને કામાતુર જોઈ તેમ જ એકાવલીને શરમના ભારથી દબાતી જોઈ નીતિને તથા સજ્જનોના માર્ગને જાણતી યશોવતીએ હૈહયને કહ્યુ 'હે રાજપુત્ર! આના પિતા પણ તમને જ આ કન્યાનુ દાન કરવા ઈચ્છે છે અને આ કન્યા

પણ તમારે જ વશ છે, તો તમારો બેયનો મેળાપ અવશ્ય થશે જ, માટે હે રાજેન્દ્ર! કેટલોક કાળ થોભી જઈ તમે આને એના પિતા પાસે લઈ જાઓ તે વિવાહવિધિ કરીને (તમને) કન્યાદાન કરશે, એ નક્કી છે' એમ યશોવતીનુ સત્ય વચન માની સૈન્ય સહિત એ રાજા તે બન્ને સ્ત્રીઓની સાથે તેના પિતાના નગરમા ગયો તે સમયે રાજપુત્રીને આવેલી સાભળી પ્રેમયુક્ત થયેલો તેનો પિતા રાજા પ્રધાનોથી વીંટાઈને તરત જ સામે ગયો અને મેલા વસ્ત્રોવાળી પોતાની તે પુત્રીને તેણે ઘણા દિવસે જોઈ પછી યશોવતીએ સઘળો બનાવ વિસ્તારથી કહ્યો, એટલે એ રાજાએ એકવીરને મળી આદરથી તેને પોતાને ઘેર લાવી પવિત્ર દિવસે વિધિપૂર્વક તેઓનો વિવાહ કરાવ્યો પછી પહેરામણી આપીને વિધિ પ્રમાણે સત્કાર કરી એ રાજાએ યશોવતી સાથે પુત્રી એકાવલીને સાસરે વળાવી એમ વિવાહ થયો, એટલે આનદ પામેલો લક્ષ્મીપુત્ર હૈહય ઘેર આવી તે પ્રિયા સાથે અનેક ભોગો ભોગવવા લાગ્યો તેને એ સ્ત્રીમા કૃતવીર્ય નામે પુત્ર થયો હતો અને તે કૃતવીર્યનો કાર્તવીર્ય નામે પુત્ર થયો હતો આ પ્રમાણે હૈહયવશ મે તમને કહ્યો ૧-૬૬

**बभूव तस्या पुत्रस्तु कृतवीर्याभिधः किल ।**
**तत्सुतः कार्तवीर्यस्तु वंशोऽयं कथितो मया ।६६**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૨૩ મો સમાપ્ત

# અધ્યાય ૨૪ મો*

## પ્રારબ્ધ કર્મોનો અટલ વેગ

राजोवाच

**भगवंस्त्वन्मुखाम्भोजाच्च्युतं दिव्यकथारसम् ।**
**न तृप्तिमधिगच्छामि पिबंस्तु सुधया समम् ॥१॥**

જનમેજય રાજાએ કહ્યુ હે ભગવન્! તમારા મુખરૂપ કમળમાથી ઝરતા અમૃતતુલ્ય દિવ્ય કથારૂપ રસને પીતો હુ તૃપ્તિ પામતો નથી વિસ્મયકારક હૈહયોની ઉત્પત્તિરૂપ આ વિચિત્ર આખ્યાન તમે મને વિસ્તારથી કહ્યુ, પરતુ આમા મને આશ્ચર્ય થાય છે કે, લક્ષ્મીના પતિ વિષ્ણુ, દેવોના દેવ, જગતના નાથ અને સૃષ્ટિ, સ્થિતિ તથા નાશને કરનારા છે, છતા તે અવિનાશી વિષ્ણુ ભગવાન પણ ઘોડાપણાને કેમ પામ્યા હતા? અને પોતે સ્વતંત્ર પુરુષોત્તમ હોવા છતા પરતંત્ર કેમ થયા?+ હે બ્રાહ્મણ! મારો આ સશય હમણા દૂર કરવા તમે યોગ્ય છો હે મુનિશ્રેષ્ઠ! તમે બધુ જાણો છો, માટે આ અદ્ભુત વૃત્તાત કહો

વ્યાસ બોલ્યા હે* રાજન્! પૂર્વે મુનિશ્રેષ્ઠ નારદ પાસેથી આ સદેહનો નિર્ણય મે જેવો

* આ અધ્યાયમા એકદર [illegible] જ્ઞાનીઓને પણ પ્રારબ્ધ કર્માના વેગથી ઘસડાવુ પડે જ છે, એ કથા કહેવાઈ.

+ રાજાના પ્રશ્નનો ભાવ આવો છે વિષ્ણુ વગેરે જ્ઞાની હતા કે અજ્ઞાની? જો જ્ઞાની હતા તો તેઓનો અવિવેક નાશ પામ્યો જ હોય, છતા તેમણે ઘોડાનુ રૂપ કરવુ વગેરે અવિવેકી આચરણ કેમ કર્યું? અને જો અજ્ઞાની હતા, તો આ સસારમા કોઈ પણ જ્ઞાની છે જ નહિ, એમ જણાય છે અને તેથી વિવેકનો ઉપદેશ કરનારા શાસ્ત્રો તથા કર્મ અને ઉપાસનાનુ પ્રતિપાદન કરનારા શાસ્ત્રો પણ વ્યર્થ થાય છે, તે શાસ્ત્રોના મુદ્દા ત્યા જ છે કે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થતા જ્ઞાન થવુ જ જોઈએ, પણ જગતમા જો જ્ઞાન જ દુર્લભ હોય, તો તેને પ્રાપ્ત કરવા માટેનુ શાસ્ત્રીય આચરણ નિરર્થક જ ઠરે છે

* રાજાની આ શકાનુ સમાધાન કરતા વ્યાસ મુનિ આ અભિપ્રાય દર્શાવે છે વિષ્ણુ વગેરે મહાપુરુષો જ્ઞાની જ હતા, પરતુ માયાની બે શક્તિઓ છે એક આવરણશક્તિ અને બીજી વિક્ષેપશક્તિ, તેમા જ્ઞાન દ્વારા તે મહાપુરુષોની આવરણશક્તિ તો નાશ પામે જ છે, પણ પ્રારબ્ધ કર્મોને લીધે જ્યા સુધી દેહસબધ રહે છે, ત્યા સુધી વિક્ષેપશક્તિ પણ રહે જ છે, એટલે તે વિષ્ણુ વગેરે જોકે જ્ઞાની જ હતા, છતા તેઓના પ્રારબ્ધ કર્માથી પ્રબળ વિક્ષેપશક્તિ તો તેઓમા રહેલી જ હતી તેથી તેઓને ઘોડાનુ રૂપ કરવુ વગેરે પરાધીનતા સભવે જ છે આ કારણથી જગતમા જ્ઞાની પુરુષો છે જ નહિ અને કર્મ, ઉપાસના તથા જ્ઞાનકાડ વ્યર્થ છે, એમ માની લેવુ, તે યોગ્ય નથી, શ્રુતિ પણ આ જ વાત કહે છે કે, तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये अथ संपत्स्ये । તે જ્ઞાની પુરુષને મોક્ષપ્રાપ્તિમા તેટલો જ વિલબ હોય છે કે, તેના પ્રારબ્ધ કર્મોથી દેહસબધ જ્યા સુધી હોય છે, ત્યા સુધી જ માત્ર તેનો મોક્ષ થતો નથી, પણ પ્રારબ્ધકર્મ તમામ થતા દેહસબધ છૂટે છે એટલે તરત જ વિક્ષેપશક્તિનો પણ નાશ

સાભળ્યો છે, તે જ હુ કહુ છુ, તમે સાભળો નારદ નામના બ્રહ્માના માનસપુત્ર તપસ્વી, સર્વજ્ઞ, સર્વ સ્થળ જઈ શકનારા, શાત, સર્વ લોકોને પ્રિય અને વિદ્વાન છે તે મુનિશ્રેષ્ઠ એક સમયે આ પૃથ્વી પર ફરતા સ્વર તથા તાન સાથે મહતી નામની વીણાને વગાડતા અને સામવેદના બૃહદ્રથતર વગેરે અનેક ભેદોને તથા અમૃતતુલ્ય ગાયત્રીસામને ગાતા શમ્યા પ્રાસ નામના મારા આશ્રમમા આવ્યા હતા તે આશ્રમ સરસ્વતીના મહાતીર્થરૂપ, અત્યત પવિત્ર મુખ્ય મુનિઓનુ રહેઠાણ અને સુખ તથા જ્ઞાનને આપનાર છે મહાતેજસ્વી તે બ્રહ્માપુત્રને આવેલા જોઈ મે સામેથી ઊભા થવુ વગેરે તથા પૂજન આદિ બધુ કર્યું હતુ, તેમ જ અર્ઘ્ય તથા પાદ્ય વિધિ કરી હુ આસન પર બેઠેલા તે અમાપ તેજવાળા મુનિની પાસે બેઠો હતો હે રાજન્ ! જ્ઞાનનો પાર પહોચેલા તે નારદને વિશ્રાતિ પામેલા તથા શાત જોઈ પછી હમણા તમે મને જે પ્રશ્ન પૂછ્યો તે જ પ્રશ્ન મે તેમને પૂછ્યો હતો કે, 'હે મુને ! આ અસાર સસારમા પ્રાણીઓને સુખ શુ છે? હુ તો બરાબર ખાતરી કરી કોઈ પણ સમયે કે કોઈ પણ સ્થળે કઈ પણ સુખ જોતો નથી (આમ સસારમા સુખ તો છે જ નહિ, છતા મોટાઓ પણ સસારમા મોહિત થઈ શા માટે કર્મો કર્યા કરે છે? કદાચ તમે કહેશો કે સસારમા સુખ નથી, એમ તે શા ઉપરથી નિશ્ચય કર્યો ! તો એ મારા અનુભવથી મે નક્કી કર્યું છે જુઓ ) હુ પેટમા જન્મ્યો હતો ત્યારે મારી માતાએ મને તે જ ક્ષણે ત્યજી દીધો હતો અને નિરાધાર થયો હતો છતા કર્મને અનુસરી વનમા હુ ઊછરી ગયો ! હે દેવર્ષિ ! પુત્રની ઈચ્છાથી મે પર્વત પર અનેક વર્ષો સુધી ઉગ્ર તપ કર્યું હતુ અને શકરને સારી રીતે ઉપાસ્યા હતા, તેથી મે જ્ઞાનીઓમા શ્રેષ્ઠ 'શુક' નામનો પુત્ર મેળવ્યો હતો અને તેને મે આરભથી માડી વેદોનો સાર (શ્રીદેવીભાગવત) સારી રીતે ભણાવ્યો હતો ! હે સત્પુરુષ ! તમારા વચનથી બોધ પામેલો તે મારો પુત્ર વિરહથી વ્યાકુળ અને રડતા મને ત્યજીને એક લોકથી બીજા લોકમા ક્યાક ચાલ્યો ગયો છે પછી પુત્રના વિયોગથી પીડાતો હુ મહાપર્વત મેરુને છોડી માતાની પાસે જવાનુ મનથી વિચારી કુરુજાગલ દેશમા આવ્યો જોકે હુ સસારને જૂઠો જાણુ જ છુ, છતા માયાના પાશથી બધાઈ પુત્રના સ્નેહથી અત્યત દૂબળા અગવાળો ને શોકયુક્ત રહેતો હતો પછી મારી પવિત્ર માતા સત્યવતીને શતનુ રાજાએ પરણેલી જાણી, હુ અહીં જ સરસ્વતીના પવિત્ર કિનારા પર આશ્રમ કરી રહ્યો છુ શતનુ રાજા સ્વર્ગમા ગયા, ત્યારે મારી માતા વિધવા થઈ અને ભીષ્મથી રક્ષાતી તે સાધ્વી બે પુત્રોની સાથે રહેતી હતી ગગાના બુદ્ધિમાન પુત્ર ભીષ્મે ચિત્રાગદને રાજા બનાવ્યો, પરતુ કામદેવ જેવી કાતિવાળો તે મારો ભાઈ પણ કાળે કરી મરણ પામ્યો ત્યારે માતા સત્યવતી શોકસમુદ્રમા ડૂબી ગઈ અને એ મરણ પામેલા પુત્ર ચિત્રાગદને ઉદ્દેશી રોવા લાગી હે મહાભાગ ! તે સતીને એમ દુ ખી થયેલી જાણી હુ તેમની પાસે ગયા, અને મે તથા મહાત્મા ભીષ્મે તેમને ખૂબ આશ્વાસન આપ્યુ પછી સ્ત્રીના તથા રાજ્યના સુખથી અલગ થયેલા ભીષ્મે બીજા પરાક્રમી ભાઈ વિચિત્રવીર્યને રાજા બનાવ્યો વળી ભીષ્મે (સ્વય વરમા) પોતાના બળથી રાજાઓને જીતી લઈ કાશીરાજાની પુત્રીઓ—બે સુદર કન્યાઓ લાવીને સત્યવતીને સોપી અને શુભ કાળે (મારા) ભાઈ વિચિત્રવીર્યનો (તે કન્યાઓ સાથે) વિવાહ કર્યો ત્યારે હુ સુખી થયો, પરતુ યુવાન અને ધનુર્ધારી તે નાનો ભાઈ પણ ક્ષયરોગથી ખૂબ પીડાઈને સતાન રહિત જ મરણ પામ્યો, ત્યારે (વળી પાછી) મારી માતા દુ ખી થઈ તે સમયે કાશીરાજાની પુત્રી બને બહેનો પતિને મરણ પામેલો જોઈ પતિવ્રતાના ધર્મ માટે તત્પર થઈ અને તેઓ બને અત્યત દુ ખી થઈ રડતી પોતાની મતી સાસુને કહેવા લાગી કે, 'અમે

થતા તે જ્ઞાનીનો મોક્ષ થાય છે, તત્ત્વોની સ્વરૂપસ્થિતિનો તો નાશ થયો જ હોય છે, તેથી તેમને જીવન્મુક્તિ તથા વિદેહમોક્ષ તો સભવે જ છે આ વાતને બરાબર સમજાવવા માટે જ અહીંથી માડી છેક સ્કધની સમાપ્તિ સુધીનો સર્વ ગ્રથ સમજવો વારાહપુરાણમા પણ કહ્યુ છે કે, ज्ञानेनावरणे नष्टे विक्षेपस्त्ववशिष्यते । જ્ઞાનથી આવરણનો નાશ થાય છે, તોપણ વિક્ષેપ તો બાકી રહે જ છે '

બને અગ્નિમા પતિની સાથે જ જઈશુ હે સાસુ! તમારા પુત્રની સાથે સ્વર્ગમા જઈ અમે બને, નદનવનમા પતિની સાથે સુખેથી આનદ કરીશુ ' તે વખતે માતાએ સ્નેહભાવનો આશ્રય કરી ભીષ્મના વચનથી તે બને વહુઓને એ (અગ્નિપ્રવેશરૂપ) મોટા ઉદ્યમથી અટકાવી પછી ભીષ્મે તથા મારી માતાએ પરસ્પર વિચારી સર્વ ઉત્તરક્રિયા કરીને હસ્તિનાપુરમા મને યાદ કર્યો માતાએ યાદ કરતા જ તેમના મનનો ભાવ જાણી હુ હસ્તિનાપુરમા ગયો અને અને મસ્તકથી માતાને પ્રણામ કરી બે હાથ જોડી ઊભો રહ્યો પછી પુત્રના શોકથી અત્યત તપી ગયેલા અગવાળી અને દુર્બળ થયેલી તે માતાને મે કહ્યુ હે માતા! તમે મને મનથી કેમ બોલાવ્યો છે? હે તપસ્વીનિ! કોઈ મોટા કાર્ય માટે તમે મને આજ્ઞા કરો, હુ તમારો દાસ છુ, તમારુ ક્યુ કાર્ય કરુ? હે માતા! તમે મારુ ઉત્તમ તીર્થ છો અને પ્રસિદ્ધ પરમ દેવ છો, તમે મારુ ચિંતન કર્યુ એટલે હુ અહીં આવ્યો છુ બોલો, હુ તમારુ ક્યુ પ્રિય કાર્ય કરુ?' હે નારદમુનિ! એમ કહી હુ માતાની આગળ ઊભો રહ્યો, ત્યારે પાસે ઊભેલા ભીષ્મની સામે જોતી તેણે મને આ વચન કહ્યુ 'હે પુત્ર! ક્ષયરોગથી પીડાયેલો તારો ભાઈ આજે મરણ પામ્યો છે તેથી આ લોકમા વશનો નાશ થવાના ભયથી હુ દુખી થઈ છુ, માટે હે બુદ્ધિશાળી! પરાશરપુત્ર! ગગાપુત્ર ભીષ્મના મતથી કાર્યસિદ્ધિ માટે મે હમણા મનથી યાદ કરી તને અહીં બોલાવ્યો છે, તો હે વ્યાસ! શાતનુ રાજાનુ નામ રાખવા તુ નાશ પામેલ કુળને સ્થિર કર અને વશના નાશથી થતા દુખથી તુ મને બચાવ રૂપ તથા યૌવનથી શોભતી કાશીરાજાની બે પુત્રીઓ તારા નાના ભાઈ સજ્જન વિચિત્રવીર્યની પત્નીઓ છે; તે બને સાથે સમાગમ કરી તુ પુત્ર ઉત્પન્ન કર, અને હે બુદ્ધિમાન! ભરતવશની રક્ષા કર; એમા કોઈ પણ કાળે દોષ નથી ' એવુ માતાનુ વચન સાભળી હુ ચિંતાતુર અને શરમથી ગભરાઈ ગયો પછી વિનયનમ્ર થઈ મે તેને કહ્યુ 'હે માતા! પરસ્ત્રીનો સમાગમ કરવો, તે ઘણુ જ પાપી કર્મ છે; તો બરાબર આદરથી ધર્મમાર્ગને જાણ્યા છતા હુ તે કેમ કરુ? વળી નાના ભાઈની સ્ત્રી તો પુત્રી કહેવાય છે, (તેની સાથે) વેદશાસ્ત્રો ભણ્યા છતા હુ વ્યભિચાર કેમ કરુ? ખરેખર અન્યાયથી કુળની રક્ષા ન કરવી જોઈએ, કેમ કે પાપ કરનારના પિતૃઓ સસારમાથી તરતા નથી લોકોને ઉપદેશ કરનાર અને પુરાણોને રચનાર પણ જાણી જોઈને મહા અદ્ભુત નિંદ્ય કર્મ કેમ કરે?' (મે એમ કહ્યુ છતા) પુત્રના શોકથી અત્યત બળતી તે મારી માતાએ વશના રક્ષણની ઈચ્છાથી ફરી સમીપમા ખૂબ રડતા રડતા મને કહ્યુ 'હે પરાશરપુત્ર! મારા વચનથી તને દોષ નહિ લાગે હે પુત્ર! વડીલોનુ સત્ય વચન દોષવાળુ હોય, તોપણ શિષ્ટાચાર તરીકે તેને પ્રમાણ ગણી મનુષ્યોએ વિચાર્યા વિના જ કરવુ જોઈએ, માટે માન આપનારા પુત્ર! તુ મારુ વચન કર, તને દોષ નહિ લાગે હે પુત્ર! ખૂબ જ બળ્યા કરતી અને શોકસમુદ્રમા ડૂબેલી મને માતાને તુ પુત્ર ઉત્પન્ન કરી સુખી કર ' એમ બોલતી તેને સાભળી તે વખતે સૂક્ષ્મધર્મના નિર્ણયને વધારે જાણતા ગગાપુત્ર ભીષ્મે મને કહ્યુ 'હે નિર્દોષ વ્યાસ! આમા તમારે વિચાર કરવો યોગ્ય નથી માતાનુ વચન સ્વીકારી તમે સુખેથી તે કાર્ય કરો ' એવુ તેનુ વચન તથા માતાની માગણી સાભળી હુ તે નિંદ્ય કાર્ય માટે પણ તે વખતે નિ શક થયો, અને ઋતુમતી અબિકા સાથે રાત્રે આનદથી મૈથુન કરવા હુ તૈયાર થયો તે વખતે અત્યત કદરૂપા તપસ્વી મારા ઉપર તે મન વગરની જણાઈ, ત્યારે એ પ્રથમ પ્રસગે જ મે સુદર કેડના પાછલા ભાગવાળી તે અબિકાને શાપ આપ્યો કે,, 'તે આખો મીંચી દીધી છે, તેથી તને આધળો પુત્ર થશે ' હે મુનિશ્રેષ્ઠ! પછી બીજે દિવસે માતાએ મને એકાતમા પૂછ્યુ કે, 'હે પુત્ર! કાશીરાજની પુત્રીના પેટમા પુત્ર થશે ને?' ત્યારે શરમથી નમેલા મુખવાળા મે માતાને કહ્યુ 'હે માતા! મારા જ શાપને લીધે આધળો પુત્ર થશે ' હે નારદમુનિ! (તે સાભળી) એણે કઠોર વચનથી મને ઠપકો આપ્યો 'હે પુત્ર! 'તને આધળો પુત્ર થશે,' એમ તે શા માટે તેને શાપ દીધો?' ૧–૬૧

**तया निर्भर्त्सितस्तत्र कठोरवचसा मुने।**
**कथ पुत्र त्वया दत्ता पुत्रस्तेऽन्धो भविष्यति ॥६१**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૬ઠ્ઠ સ્કધ વિષે
અધ્યાય ૨૮મો સમાપ્ત

# અધ્યાય ૨૫ મો*

## વ્યાસનો મોહ

व्यास उवाच

**वासवी चकिता जाता श्रुता मे वाक्यमीदृशम्।**
**दाशेयी मामुवाचेदं पुत्रार्थे भृशमातुरा ॥ १ ॥**

વ્યાસ બોલ્યા મારુ એ વાક્ય સાભળી મચ્છી મારની પુત્રી સત્યવતી ગભરાઈ ગઈ તેણે પુત્ર માટે ખૂબ આતુર થઈ મને આ વચન કહ્યુ 'હે પુત્ર! કાશીરાજની પુત્રી વહુ અબાલિકા ધન્યવાદને પાત્ર છે અને વિચિત્રવીર્યની તે વિધવા પત્ની શોકયુક્ત છતા સર્વ લક્ષણોવાળી હોઈને રૂપ તથા યૌવનથી શોભીતી છે, માટે તેનો સગ કરી તેના વિષે તુ અત્યત માન્ય પુત્રને ઉત્પન્ન કર હે માન આપનારા! આધળો પુત્ર રાજ્યનો અધિકારી થઈ શકે નહિ, માટે તુ મારા વચનથી એ રાજપુત્રીમા સુદર પુત્ર ઉત્પન્ન કર ' હે મુનિ! માતાએ એમ કહેલો હુ તે વેળા કાશી રાજની પુત્રી અબાલિકા જ્યા સુધી ઋતુમતી થઈ ત્યા સુધી ત્યા હસ્તિનાપુરમા જ રહ્યો પછી સુદર વાળના છેડાવાળી તે અબાલિકા તે સમયે સાસુના કહેવાથી એકાતમા શરમાતી શરમાતી શયનમદિરમા મારી પાસે આવી, પણ જટાધારી, જિતેન્દ્રિય, તપસ્વી અને રસ વિનાના મને જોઈને તે પણ પરસેવાવાળા મુખવાળી ફિક્કી અને મન વગરની થઈ ગઈ તે વખતે રાત્રિમા મળેલી એ સ્ત્રીને પાસે ધ્રૂજતી ઊભેલી જોઈ મે કોપાયમાન થઈ ક્રોધથી તેને કહ્યુ 'તુ મને જોઈ ગર્વથી ફિક્કા રગવાળી થઈ ગઈ, તેથી હે સુદર મધ્યભાગવાળી! તને ફિક્કા રગવાળો પાડુ પુત્ર થશે.' આમ કહી રાત્રે ત્યા જ અબાલિકા સાથે હુ રહ્યો અને રાતમા તેને ભોગવી માતાની રજા લઈ પોતાના સ્થાન તરફ જતો રહ્યો પછી એ બને અબિકા તથા અબાલિકાએ સમય થતા ? ધળો તથા ફિક્કા રગનો એમ (બે) પુત્રોને જન્મ આપ્યો, તેમા (આધળો) ધૃતરાષ્ટ્ર અને (ફિક્કો) પાડુ નામે પ્રસિદ્ધ થયો મારી માતા સત્યવતી તે બને પુત્રોને તેવા જોઈ ખૂબ ઉદાસ મનવાળી થઈ અને પછી એક વર્ષને અતે મને બોલાવી તે વેળા મને તે કહેવા લાગી 'હે વ્યાસ! આ બને પુત્રો તેવા રાજ્યયોગ્ય ન થયા, માટે મને પ્રિય બીજો સુદર પુત્ર તુ ઉત્પન્ન કર' 'બહુ સારુ' એમ મે કહ્યુ, એટલે પ્રસન્ન થયેલી તે માતાએ (રજસ્વલા થવાનો) સમય થયો, ત્યારે પુત્ર માટે અબિકાને વિનવણી કરી કે, 'હે પુત્રિ! વ્યાસને ભેટી પડી તુ અદ્ભુત પુત્ર ઉત્પન્ન કર અને હે સુદર મુખવાળી! તે પુત્રને તુ વશ કરનાર તથા રાજ્યયોગ્ય કર ' તે વખતે લજ્જાયુક્ત થયેલી તે વહુએ કઈ પણ વચન કહ્યુ નહિ અને રાત્રે માતાના કહેવાથી હુ શયનમદિરમા ગયો ત્યારે અબિકાએ રૂપ તથા યૌવનથી યુક્ત અને જાતજાતના શણગાર તથા વસ્ત્રોને ધારણ કરતી વિચિત્રવીર્યની દાસીને ત્યા મોકલી ચદનથી રગેલા શરીરવાળી, પુષ્પોની માળાથી શોભતી, સુદર વાળવાળી અને હસની પેઠે ચાલતી એ દાસી હાવભાવ સાથે (મારી પાસે) આવી, અને પ્રેમયુક્ત થઈ પલગ પર મને બેસાડી પોતે પણ બેઠી તે વખતે હે મુનિ! તેના વિલાસથી હુ પ્રસન્ન થયો અને પ્રેમથી તેની સાથે રાત્રિમા મે ખૂબ રતિક્રીડા કરી વળી હે નારદ! પ્રસન્ન થયેલા મે તેને વરદાન પણ આપ્યુ કે, 'હે ઉત્તમ ભાગ્યવાળી! તને સર્વ લક્ષણોવાળો, સુદર રૂપવાળો, સર્વ ધર્મોને જાણનારો, સત્યવાદી અને શાતિ ઉપર પ્રેમવાળો પુત્ર થશે ' (પછી એ દાસીને પુત્ર થયો) ત્યારે તે 'વિદુર' નામે પ્રસિદ્ધ થયો એમ હે સત્પુરુષ! મારાથી ત્રણ પુત્રો થયા હતા તેઓ પરસ્ત્રીમા થયા હતા, છતા તેઓ પર (આ પુત્રો મારા છે, આવી) મારી માયા વધી હતી પછી તો ખૂબ જ શક્તિશાળી હુ પરાક્રમને લીધે અત્યત માન્ય થયેલા તે ત્રણે પુત્રોને જોઈ શોકનુ કારણ શુકદેવનો વિરહ પણ ભૂલી ગયો હે બ્રહ્મન્! (આ ઉપરથી જણાય છે કે) રૂપરહિત અને નિરાશ્રય હોવા છતા માયા બળવાન હોઈ જ્ઞાનીઓને પણ મોહ કરનારી છે અને જેઓએ મન જીત્યું ન હોય, તેઓને તો એ છોડવી પણ મુશ્કેલ થાય છે હે મુનિવરોમા ઉત્તમ! માતા પર સ્નેહથી બધા–

* આ અધ્યાયમાં શ્રેષ્ઠ વ્યાકવી પોતાનો મોહ વર્ણવતા વ્યાસ મોટા જ્ઞાનીઓને પણ મોહ થવાનું કારણ પૂછે છે

યેલુ અને પુત્રોમા વીંગયે । મારુ ચિત્ત વનમા શાતિ પામ્યુ નહિ અને પછી તો મારુ મન જાણે બગડેલે ચડયુ, જેથી કોઈક વેળા હસ્તિનાપુરમા અને કાઈક સમયે સરસ્વતીના કિનારે હોઈ એક સ્થળે સ્થિર રહ્યુ નહિ કોઈક વેળા જ્ઞાનનુ ચિંતન કરતા મારા મનમા જણાતુ કે આ પુત્રો કોણ છે? મ રો મોહ ક્યે સ્વરૂપે છે? આ પુત્રો મરણ પામેલા મારુ શ્રાદ્ધ કરવાને પણ યોગ્ય નથી વ્યભિચારથી થયેલા આ પુત્રો મને શુ સુખદાયી થશે? (નહિ જ થાય આવુ મને સ્પષ્ટ જણાતુ છતા) બળવાન માયા મારા મનમા મોહ કર્યા જ કરતી હતી હે મુનિ! કોઈક સમયે અત્યત સાવધાન થઈ એકાતમા હુ સતાપ કર્યા કરતો કે હુ જાણુ છુ છતા મોહના આ આધળા કૂવામા હુ નકામો પડયો છુ પછી ભીષ્મને અત્યત પ્રિય અને બળવાન એવો પાડુ રાજ્યને પ્રાપ્ત થયો ત્યારે વળી પાછુ મારુ મન પુત્રના મરણે પ્રસન્ન થયુ એ પાડુને કુતી તથા માદ્રી નામની સુદર રૂપવાળી બે સ્ત્રીઓ હતી, તેમા કુતી શૂરસેનની પુત્રી અને માદ્રી મદ્રરાજની પુત્રી હતી એ પાડુ (સ્ત્રી સાથે સભોગ કરતા તારુ મરણ થશે, એવો વનમા) બ્રાહ્મણથી શાપ પામી બને સ્ત્રીઓ સાથે વૈરાગ્ય પામી રાજ્ય છોડીને વનમા જતો રહ્યો તે વખતે પુત્રને વનમા રહેલો સાભળી મને શોક થયો, તેથી બને સ્ત્રીઓ સાથે જ્યા તે રહ્યો હતો, ત્યા હુ ગયો અને વનમા તે પાડુને આશ્વાસન આપી, ફરી પાછો હસ્તિનાપુર આવ્યો ત્યા ધૃતરાષ્ટ્રની સાથે વાતચીત કરી સરસ્વતીના કિનારા પર આવ્યા પાડુએ પોતાના વાનપ્રસ્થ આશ્રમમા ધર્મથી યુધિષ્ઠિર વાયુથી ભીમસેન ઇન્દ્રથી અર્જુન અને બે અશ્વિની કુમારોથી નકુલ અને સહદેવ આમ પાચ પાડવોને ક્ષેત્રજ* પુત્રો તરીકે ઉત્પન્ન કરાવ્યા હતા તેમા ધર્મ, વાયુ તથા ઇન્દ્રથી ઉત્પન્ન થયેલા (યુધિષ્ઠિર, ભીમ તથા અર્જુન) કુતીના પુત્રો કહેવાયા અને (અશ્વિનીકુમારોથી થયેલા) નકુલ તથા સહદેવ માદ્રીના પુત્રો કહેવાયા કોઈક સમય એકાતમા માદ્રીને ભેગી પડી પાડુ રાજા શાપને લીધે મરણ પામ્યો, ત્યારે મુનિઓએ અગ્નિમા તેનો સસ્કાર કર્યો અને તે વખતે માદ્રી સતી થઈ બળતા અગ્નિમા પતિ સાથે પ્રવેશી હતી ને કુતી પુત્રો સાથે (જીવતી) રહી હતી પછી તે વેળા પતિ વિનાની અને દુ ખી થયેલી શૂરસેનની પુત્રી કુતીને મુનિઓ હસ્તિનાપુર લઈ ગયા અને તેઓએ ભીષ્મ તથા મહાત્મા વિદુરને તેને સોપી તે સાભળી હુ (એ) પારકા શરીરો માટે પીડા પામ્યો પાડુના પુત્રોને ભીષ્મે વિદુરે અને બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રે પ્રીતિથી પાળ્યા એમ વિચારી દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રો ક્રૂર મનવાળા હોઈ એકઠા થઈ પાડવો સાથે અદ્ભુત વિરોધ કરવા લાગ્યા તેવામા એ (કૌરવ—પાડવ) પુત્રોને ભણાવવા દ્રોણાચાર્ય ત્યા આવ્યા તેમને ભીષ્મે માન આપ્યુ અને તે નગરમા વસાવ્યા કુતીએ (કુમારાવસ્થામા સૂર્ય સાથે સમાગમ કરી) તરતમા જ જન્મેલા બાળક કર્ણને જ્યારે (નદીમા) ત્યજી દીધો હતો ત્યારે અધિરથ નામના સારથિએ નદીમાથી જ તેને મેળવી ઉછેર્યો હતો તે કર્ણ ઘણો શૂરો હોઈ દુર્યોધનને પ્રિય હતો ભીમ તથા દુર્યોધન વગેરેમા માહોમાહે વિરોધ થવા લાગ્યો ત્યારે ધૃતરાષ્ટ્રે એ પુત્રોમા કલેશ થતો વિચારી વિરોધને શમાવવા વારણાવત નગરમા મહાત્મા પાડવોનુ રહેવાનુ ઠરાવ્યુ એટલે દુર્યોધને તે જ સ્થળે (પાડવો માટે) દ્રોહથી પોતાના મિત્ર પુરોચનને મોકલી સુદર લાખના ઘર તૈયાર કરાવ્યા હે મુનિશ્રેષ્ઠ! એ લાખના ઘરામા કુતી સહિત પાડવાને બળી ગયેલા સાભળી પોતો ઉપરના ભાવથી હુ દુ ખરૂપી સમુદ્રમા ડૂબી ગયો અને અત્યત શોકાતુર થઈ રાતદિવસ સૂના વનમા (તેઓની) તપાસ કરવા લાગ્યો તેવામા એકચક્ર નગરમા દુ ખથી દૂબળા થયેલા પાડવોને મે જોયા પછી પાડવોને ત્યા જોઈને હુ પ્રસન્નચિત્ત થયો અને મે તરત જ તેઓને દ્રુપદ રાજાના નગર તરફ (જવા) પ્રેરણા કરી ત્યારે દુ ખથી પીડાતા હોઈ દૂબળા થયેલા તેઓ બ્રાહ્મણનો વેશ ધરી મૃગચર્મ પહેરીને ત્યા ગયા અને (દ્રુપદની) સભામા જઈ ઊભા રહ્યા ત્યા અર્જુને પરાક્રમ કરી દ્રૌપદીને જીતી લઈ માતાના કહેવાથી પાચે ભાઈઓએ તે

* પોતાની સ્ત્રીમાં પાતાની પરવાનગીથી બીજા પુરુષ દ્વારા જે પુત્ર થાય તે 'ક્ષેત્રજ' કહેવાય છે

માનયુક્ત દ્રૌપદી સાથે વિવાહ કર્યો હે મુનિ! તે વખતે તેઓનો વિવાહ જોઈ હુ ઘણો જ ખુશી થયો પછી તેઓ દ્રૌપદીની સાથે હસ્તિનાપુર ગયા હે બ્રાહ્મણ શ્રેષ્ઠ! ધૃતરાષ્ટ્રે પાડવોનુ રહેઠાણ ઇદ્રપ્રસ્થ ઠરાવ્યુ અને અર્જુને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણની સાથે ત્યા રહી (ખાડવ વનમા) અગ્નિને તૃપ્ત કર્યો પછી (યુધિષ્ઠિરે) રાજસૂય યજ્ઞ કર્યો, ત્યારે પણ હુ પ્રસન્ન થયો પછી એ પાડવોનો વૈભવ તથા મયદાનવે કરેલી તેમની સભા જોઈ ખૂબ બળી જતા દુર્યોધને જુગાર ખેલવાની ગોઠવણ કરી શકુનિ કપટથી જુગાર રમવાનુ જાણતો હતો, ત્યારે યુધિષ્ઠિર પાસા ખેલવાની કળાને જાણતા ન હતા, તેથી દુર્યોધને પાડવોનુ રાજ્ય તથા ધન (જુગારથી) પડાવી લીધુ અને દ્રૌપદીને દુ ખ દીધુ, તેમ જ બાર વર્ષ સુધી પાડવોને દ્રૌપદીની સાથે વનમા વસાવ્યા તેથી તેઓએ મને ઘણુ જ દુ ખ ઉપજાવ્યુ આમ હે નારદ! સનાતનધર્મને જાણતો હોવા છતા હુ ભ્રમથી સુખ—દુ ખરૂપ આ સસારમા ખૂબ ડૂબી ગયો છુ હુ કોણ? એ પુત્રો કોના? માતા કોણ? અને સુખ શુ? જેથી મારુ હૃદય મોહથી રાતદિવસ ભમ્યા કરે છે હુ શુ કરુ અને ક્યા જઉં? મને સતોષ થતો નથી મારુ ચચળ મન આ સસારમા હિંડોળે ચડ્યુ છે, જેથી સ્થિર થતુ નથી હે મુનિશ્રેષ્ઠ! તમે બધુ જાણો છો, તો મારો સદેહ દૂર કરો, તમે એવુ કરો કે, જેથી હુ સતાપરહિત થઈ સુખી થાઉં

**सर्वज्ञोऽसि मुनिश्रेष्ठ संदेहं मे निवर्तय।**
**तथा कुरु यथाऽहं स्या सुखिनो विगतज्वर॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સ્કધ વિષે
અધ્યાય ૨૫ મો સમાપ્ત

# અધ્યાય ૨૬ મો+

## નારદનો મોહ

વ્યાસ ઉવાચ

**इति मे वचन श्रुत्वा नारद परमार्थवित्।**
**मामाह च स्मित कृत्वा पृच्छन्त मोहकारणम्॥१॥**

વ્યાસ બોલ્યા એમ મારુ વચન સાભળી સત્ય વસ્તુને જાણતા નારદ ધીમુ હસીને મોહનુ કારણ પૂછતા મને કહેવા લાગ્યા

નારદ બોલ્યા 'હે પરાશરના પુત્ર વ્યાસ! હે પુરાણોને જાણનારા! તમે (મોહ વિષેનો) ઉત્તમ નિશ્ચય શુ પૂછો છો? આ સસારમા કોઈ પણ પ્રાણી મોહ વિનાનુ× નથી બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, સનક, કપિલ વગેરે બધા માયાથી વીંટાયેલા હોઈ સસારના માર્ગમા ભટક્યા કરે છે લોકો મને જ્ઞાની જાણે છે, પણ હુયે સર્વ લોકોની પેઠે ભ્રાતિ પામ્યો છુ (આ વિષે) ખૂબ નિશ્ચયવાળુ મારુ પૂર્વ વૃત્તાત હુ કહુ છુ સાભળો હે સત્યવતીના પુત્ર! સ્ત્રી માટે મે પોતે કરેલા મોહથી મે પૂર્વે ઘણુ જ મોટુ દુ ખ અનુભવ્યુ હતુ એક વખતે પર્વત* અને હુ ઉત્તમ ભરતખડ જોવા દેવ લોકમાથી પૃથ્વી પર આવ્યા હતા તીર્થોના સમૂહ, પવિત્ર સ્થાનો અને મુનિઓના શુભ આશ્રમો જોતા અમે બને પૃથ્વી પર સાથે જ ફરતા હતા દેવલોકમાથી અમે બને પ્રથમ ચાલ્યા હતા, ત્યારે પરસ્પર સોગદ લઈ નિશ્ચયપૂર્વક વિચાર કરીને અમે આ ઠરાવ કર્યો હતો કે, 'સારી કે નરસી જેને જેવી ઇચ્છા થાય, તેણે એકબીજાને કહેવી, પણ કદી છાની રાખવી નહિ જેના મનમા ભોજનની, ધનની અથવા કામક્રીડાની જે ઇચ્છા થાય તે એકબીજાને કહેવી ' આવો ઠરાવ કરી અમે બને મુનિઓ સ્વર્ગમાથી પૃથ્વી પર આવ્યા

+ આ અધ્યાયમા સત્તાવન શ્લોકોથી નારદ પોતાના મોહનુ માહાત્મ્ય વર્ણવે છે

× નારદ એમ કહેવા માગે છે કે, જ્ઞાનીને પણ માયાનો મોહ તથા દુ ખ વગેરે થાય છે, કેમ કે જ્ઞાનથી વિક્ષેપરૂપ સસારનો નાશ થતો નથી. આવરણશકિત ને વિક્ષેપશકિત નામની માયાની બે શકિતઓ છે, તમાની આવરણશકિત જ્ઞાનથી નાશ પામે છે, પણ વિક્ષેપશકિતનો નાશ થતો નથી, તે તો પ્રારબ્ધ કર્મના નાશ સુધી રહે જ છે દેહનો સબધ હોય ત્યા સુધી વિક્ષેપશકિત ટળતી નથી, તેથી કોઈક વેળા જ્ઞાનીને પણ માયાનો મોહ વગે થાય છે, તેમાં આશ્ચર્ય જેવું નથી.

* આ પર્વત નારદનો ભાણેજ થાય. જો કે નારદ બ્રહ્માના પુત્ર હોવાથી પર્વત તેનો ભાણેજ ન હોઈ શકે એમ શકા થવા સભવ છે, પણ નારદનો બીજો જન્મ દક્ષ પ્રજાપતિથી થયો હતો, એ વાત આગળ જતા સાનમા સ્કધમા આવશે અને તે જ જન્મમાં પર્વત નારદનો ભાણેજ હતો.

અને એકચિત્ત થઈ પોતાની ઈચ્છા પ્રમાણે ફરવા લાગ્યા એમ આ લોકમા ફરતા અમે બને ઉનાળો પૂરો થતા (ચોમાસામા) સજય રાજાના સુદર નગરમા આવ્યા ત્યા એ રાજાએ ભક્તિથી અમને પૂજ્યા અને સારી રીતે માન આપ્યુ ત્યારે અમે અને એ મહાત્માને ઘેર ચાતુર્માસ રહ્યા ચોમાસાના ચાર મહિના માર્ગમા હમેશા ગાળવા મુશ્કેલ થાય છે, માટે સમજુ પુરુષોએ ચાતુર્માસ એક જ સ્થળે રહેવુ આવો નિશ્ચય છે બ્રાહ્મણે કામકાજના અગે આઠ મહિના ભલે મુસાફરી કરવી, પણ સુખ ઈચ્છ નારે ચોમાસામા મુસાફરી ન કરવી ' આમ મનથી વિચારી તે વેળા સજયને ઘેર અમે રહ્યા અને તે મહાત્મા રાજાએ અતિથિસત્કાર કરી અમને માન આપ્યુ એ રાજાને દમયતી નામની શ્રેષ્ઠ પુત્રી હતી સુદર દાતવાળી અને ઘણી જ સુદર તે સ્ત્રીને (અમારી) સેવા માટે આજ્ઞા કરી હતી વિવેકને જાણતી અને વિશાળ નેત્રોવાળી તે રાજપુત્રી કાયમ તત્પર રહી અમારી બનેની સેવા કરતી હતી સમય થતા સ્નાન માટે જળ, પુષ્કળ મિષ્ટ ભોજન, મુખવાસ અને બીજુ જે કઈ અમને ગમતુ, તે બધુ તે આપતી હતી એ કન્યા અમારા બનેના મનના ઈચ્છિત સકલ્પો તથા પખા, આસન અને પથારી વગેરે ઈચ્છિત પદાર્થો પૂરા પાડતી હતી એમ સારી રીતે સેવા કરાતા અમે બને રાજાને ઘેર રહ્યા હતા અને વેદપાઠ કરવામા તત્પર રહી વેદોક્ત વ્રત પાળવામા તત્પર રહેતા હતા હુ હાથમા વીણા લઈ ઉત્તમ સ્વર સાધી ઘણુ જ મધુર અને કાનને ગમતુ ગાયત્ર—સામ ગાતો હતો તે મનોહર સામગાન સાભળી એ ચતુર રાજપુત્રી મારા પર રાગવાળી ને પ્રેમયુક્ત થઈ દિવસે દિવસે એનો પ્રેમ મારા પર ખૂબ વધવા લાગ્યો અને મારુ મન પણ તે પ્રેમાળ રાજકન્યા પર ઈચ્છાવાળુ બન્યુ પછી તો તે રસિક કન્યા મારા અને પર્વતના ભોજન વગેરેમા પણ કોઈ કોઈ સમયે કઈક ભેદ કરવા લાગી અને સેવામા પણ તફાવત કરવા લાગી સ્નાન માટે મને ગરમ પાણી આપતી, ત્યારે પર્વતને ઠડુ આપતી, અને મને દહીં આપતી ત્યારે પર્વતને છાશ આપતી, પથારી અને ઓછાડ પણ મારા માટે જેવા પ્રેમથી સાફ કરી તૈયાર રાખતી, તેવા પર્વત માટે ન રાખતી એ સુદરી મને પ્રેમથી જોતી, પણ પર્વતને તેમ ન જોતી પછી તેવુ એનુ પ્રેમનુ કારણ જોઈ પર્વત 'આ શુ ?' એમ વિસ્મય પામી મનથી વિચારવા લાગ્યો અને તેણે મને એકાતમા પૂછ્યુ 'હે નારદ! તમે બરાબર કહેજો, આ રાજ પુત્રી ખૂબ હર્ષયુક્ત થઈ બધી રીતે તમારા પર પ્રેમ કરે છે અને સ્નેહયુક્ત થઈ તમને જેવા ભક્ષ્યભોજન સપૂર્ણ આપે છે, તેવા મને આપતી નથી, આમા કઈક ભેદ છે અને તે સદેહ ઉપજાવે છે સજયની આ પુત્રી ખરેખર તમને પતિ કરવા ઈચ્છે છે તમારો પણ તેવો જ ભાવ લક્ષણો ઉપરથી હુ જાણી શકુ છુ, કેમ કે નેત્રો તથા મુખના વિકાર ઉપરથી પ્રેમનુ કારણ જણાય છે, માટે તમે સત્ય કહો હે મુનિ! તમારે જૂઠુ વચન કહેવુ નહિ સ્વર્ગમાથી આપણે ઠરાવ કરી ચાલ્યા છીએ, તે હમણા યાદ કરો ' એમ હઠથી પર્વતે પૂછ્યુ, ત્યારે હુ શરમથી દબાઈ ગયો મે તેને કહ્યુ 'હે પર્વત! વિશાળ નેત્રોવાળી આ કન્યા મને પતિ કરવા તૈયાર થઈ છે અને મારા મનનો ભાવ પણ એના પર વધારે છે ' તે સત્ય વચન સાભળી કોપાયમાન થયેલા પર્વત મુનિએ મને વાગ્વાર વાક્ય કહ્યુ 'ધિક્કાર હો, ધિક્કાર હો! પ્રથમ સોગદ લઈને પણ તે મને ઠગ્યો, તેથી મિત્રનો દ્રોહ કરનાર તુ મારા શાપથી વાદરાના જેવા મુખવાળો થઈ જા ' એમ કોપેલા તે મહાત્માએ મને શાપ આપ્યો, એટલે તરત જ તે સમયે હુ ક્રૂર વાદરાના જેવા મુખ વાળો થઈ ગયો પછી મે પણ તે ભાણેજ ઉપર ક્ષમા ન કરી અને ઘણા જ કોપથી તેને પણ શાપ દીધો કે, 'તારી સ્વર્ગમા ગતિ ન થાઓ હે મહાત્મા પર્વત! ઘણો જ થોડો અપરાધ છતા તે મને શાપ આપ્યો માટે તારી પણ મૃત્યુલોકમા જ સ્થિતિ રહેશે ' પછી મનમા ખૂબ ઉદાસ થયેલો પર્વત તે નગરમાથી ચાલ્યો ગયો અને હુ તે જ ક્ષણે વાદરાના જેવા મુખવાળો થઈ ગયો એમ મને ક્રૂર વાદરા જેવો જોઈ રાજપુત્રી ઝાખી થઈ ગઈ અને વીણા સાભળવાની ઈચ્છાવાળી હોઈ મનમા ખૂબ ઉદાસ થઈ

વ્યાસે પૂછ્યુ હે બ્રહ્મન્ ! પછી શુ થયુ હતુ ?

તમે શાપથી કેવી રીતે છૂટયા હતા ! અને ફરી મનુષ્યના જેવા મુખવાળા કેવી રીતે થયા હતા, એ તમે બરાબર કહો એ પર્વત ક્યા ગયા હતા ? તમારા બનેનો ફરી મેળાપ ક્યારે અને ક્યે સ્થળે થયો હતો, એ સર્વ તમે વિસ્તારથી કહો

નારદે કહ્યુ હે મહાભાગ ! હુ શુ કહુ ? માયાનુ ચરિત્ર મોટુ છે ક્રોધાયમાન થયેલો એ પર્વત જતો રહ્યો, તે પછી હુ ત્યા ઘણો જ દુ:ખી થયો રાજપુત્રી તો વારવાર મારી સેવા કરવામા ખૂબ તત્પર રહેતી જ હતી એ પર્વત જતો રહ્યો, તે પછી પણ હુ તો તે જ ઘરમા રહ્યો હતો પણ વાદરાના જેવા મુખવાળો હુ દુ ખી તથા દીન થઈ ખૂબ ચિંતાથી પીડાતો હતો અને ' મારુ હવે શુ થશે ? ' એમ વિચાર્યા કરતો હતો પછી સજ્ય રાજાએ કઈક પ્રકટ યૌવનવાળી પોતાની પુત્રીને જોઇ તે વખતે પોતાના પ્રધાનને પૂછ્યુ કે, ' મારી પુત્રીનો વિવાહકાળ હવે થયો છે, માટે ખૂબ માન્ય કોઈ રાજપુત્રને યોગ્ય વર તરીકે તમે મને જણાવો રૂપ તથા ઉદારતાના ગુણોથી યુકત, શૂરો અને સારા કુળમા જન્મેલો રાજપુત્ર તમે મને કહો, એટલે હુ વિધિ પ્રમાણે પુત્રીનો વિવાહ હવે કરુ, ' ત્યારે પ્રધાને કહ્યુ ' હે રાજા ! તમારી પુત્રીને યોગ્ય અને સર્વ ગુણોથી યુકત રાજપુત્રો પૃથ્વી પર ઘણા છે હે રાજેન્દ્ર ! જેના પર તમારી ઈચ્છા હોય, તે રાજપુત્રને બોલાવી તમે કન્યાદાન કરો અને હાથી, ઘોડા તથા રથો સહિત પુષ્કળ ધન આપો,' એમ પોતાના પિતાએ કરવા ધાર્યુ હતુ, તે જાણી તે જ વખત બોલવામા ચતુર દમયતીએ પોતાની ધાવમાતાની પાસે એકાત મા રાજાને કહાવ્યુ કે, ' હે મહારાજ ! તમારી પુત્રી દમયતીએ મને કહ્યુ છે કે, ' હે ધાવમાતા ! તમે મારા કહેવાથી મારા પિતાને કહો કે, નારદથી મોહ પામેલી મે મહતી નામની વીણાને ધારણ કરતા બુદ્ધિમાન નારદને સુખેથી વર્યા છે, જેથી બીજો કોઈ પણ મને અત્યત પ્રિય નથી હે તાત ! નારદ મુનિ સાથે મે ઈચ્છેલો મારો વિવાહ તમે કરો, ધર્મને જાણતી હુ નારદ વિના બીજા પતિને વરીશ નહિ મગરમચ્છો વિનાના, રસમય, મધુર, સુખથી ભરેલા અને તિમિંગિલ નામના જળચર પ્રાણીથી રહિત નાદરૂપી સમુદ્રમા હુ ડૂબી ગઈ છુ ૧–૫૭

**मग्नाऽहं नादसिन्धौ वै नक्रहीने रसात्मके ।**
**अक्षारे सुखसपूर्णे तिमिंगिलविवर्जिते ॥ ५७ ॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ૫ષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૨૬ મો સમાપ્ત

# અધ્યાય ૨૭ મો*

## નારદનો વિવાહ

सूत उवाच ।

**तत्पुत्र्या वचनं श्रुत्वा राजा धात्रीमुखात्ततः ।**
**भार्यां प्रोवाच कैकेयीं समीपस्थां सुलोचनाम् ॥१॥**

નારદ બોલ્યા તે પછી ધાવમાતાના મુખથી પુત્રીનુ તે વચન સાભળી સજયરાજાએ પાસે બેઠેલી સુદર નેત્રોવાળી પોતાની પત્ની કૈકેયીને કહ્યુ ' હે પ્રિયે ! ધાવે જે વચન કહ્યુ તે તે સાભળ્યુ ને ? વાદરાના જેવા મુખવાળા એ નારદ મુનિને પુત્રીએ પોતાની પસદગીથી વરી લીધો છે પુત્રીએ શો વિચાર કર્યો છે ? આ તેનુ વર્તન બુદ્ધિહીન છે વાદરાના જેવા મુખવાળા એ નારદને કન્યા કેમ અપાય ? કદ્રૂપો એ ભિખારી ક્યા અને મારી પુત્રી દમયતી ક્યા ? આ અવળુ કાર્ય કદી ન કરવુ જોઈએ હે સુદર વાળના છેડાવાળી ! મુનિ પર મોહેલી તે ભોળી પુત્રીને તુ શાસ્ત્ર તથા વૃદ્ધોને અનુસરતી યુકિત વડે હઠથી પણ અટકાવ ' પોતાના પતિનુ એ વચન સાભળી માતાએ પોતાની પુત્રીને કહ્યુ ' તારુ રૂપ ક્યા અને વાદરાના જેવા મુખવાળો એ નિર્ધન મુનિ ક્યા ? તુ ચતુર થઈ એ ભિખારી પર કેમ મોહ પામી ? તુ વેલડી જેવી કોમળ શરીરવાળી છે અને એ તો રાખોડીથી કઠોર શરીરવાળો છે હે નિર્દોષ પુત્રિ ! વાદરાના જેવા મુખવાળા તેની સાથે તારી વાત કેમ ઘટે ? હે ઝળકતા હાસ્યવાળી ! એ નિંદાપાત્ર પુરુષ ઉપર તને શી પ્રીતિ થશે ? તારો વર કોઈ રાજપુત્ર થવા દે, તુ ખોટી હઠ ન કર, ધાવના મુખથી વચન સાભળી તારા પિતા દુ ખ પામે છે કોમળ માલતીની વેલને બાવળના

* આ અધ્યાયમા છપ્પન શ્લોકોથી નારદનો વિવાહ તથા મોહનો મહિમા વર્ણવાશે.

વૃક્ષ સાથે લાગેલી જોઈ કયા ચતુર મનુષ્યનુ મન ખેદ ન પામે? પૃથ્વી પર કયો મૂર્ખ મનુષ્ય પણ કોમળ નાગરવેલના પાન ઊંટને ખાવા આપે! વિવાહવિધિ થયા પછી નારદની પાસે તેના હાથે વળગેલી તને જોઈ કોનુ ચિત્ત નહિ બળી જાય? ખરાબ મોઢાવાળાની સાથે વાત કરવી પણ ગમતી નથી, તો મરતા સુધી એની સાથે તારે કેવી રીતે સમય ગાળવો?' માતાનુ તે વચન સાભળી ખૂબ આતુર થઈ મારા પર નિશ્ચય કરી બેઠેલી નાજુક અગવાળી દમયતી માતાને કહેવા લાગી? 'મૂર્ખ પુરુષના મુખ, રૂપ તથા ધનથી શુ કરવાનુ? ચતુરાઈ વિનાનો હોઈ રસનો માર્ગ નહિ જાણતા પુરુષના રાજ્યથી પણ શુ? હે માતા! વનમા મૃગલીઓ પણ ધન્ય છે કે, જેઓ નાદથી મોહિત થઈ પ્રાણ આપે છે, માટે મૂર્ખ મનુષ્યોને પૃથ્વી પર ધિક્કાર હો હે માતા! સાત સ્વરોરૂપ જે વિદ્યાને નારદ જાણે છે, તેને શકર સિવાય ત્રીજો કોઈ પણ પુરુષ જાણતો નથી (અર્થાત્ એ વિદ્યાને નારદ તથા શકર બે જણા જ જાણે છે, ત્રીજો કોઈ જાણતો નથી) મૂર્ખની સાથે રહેવુ, તે ક્ષણે ક્ષણે મરણરૂપ છે, રૂપાળો અને ધનવાન પુરુષ જો ગુણ વિનાનો હોય તો કાયમ ત્યજવા યોગ્ય છે નકામો ગર્વ કરતા મૂર્ખ રાજા સાથેની મિત્રતા પણ ધિક્કારપાત્ર છે! ગુણને જાણતા ભિખારી સાથેની પણ મિત્રતા કેવળ વચનથી જ સુખ આપતી હોય છતા શ્રેષ્ઠ છે સ્વર, ગ્રામ તથા મૂર્છનાના ભેદને તેમ જ આઠ રસોને જાણતો પુરુષ દુર્બળ હોય, તોપણ દુર્લભ છે, જેમ ગગા તથા સરસ્વતી કૈલાસમા પહોચાડે છે, તેમ સ્વરજ્ઞાનમા કુશળ મનુષ્ય પણ કૈલાસમા પહોચાડે છે સ્વરોના પ્રમાણને જે જાણે છે, તે મનુષ્ય હોય, તોપણ દેવ જ છે અને સાત સ્વરોના ભેદવાળા સગીત શાસ્ત્રને જે જાણતો નથી, તે ઇન્દ્ર હોય તોપણ પશુ છે મૂર્છના તથા તાલની ગતિ સાભળી જે આનદ પામતો ન હોય, તેને ખરેખર પશુ જાણવો, હરણિયા પશુ છે, તોપણ સગીત સાભળી આનદ પામે છે, માટે પશુ નથી ઝેરી સાપ કાન વિનાનો હોય છે, છતા મનોહર નાદ સાભળી આનદ પામે છે, તો કાનવાળા છતા મનોહર નાદ સાભળી આનદ નહિ પામતા મનુષ્યોને ધિક્કાર હો! બાળક પણ સુદર સ્વરૂપવાળુ ગાયન સાભળી પ્રસન્નચિત્ત થાય છે, પણ જેઓ ઘરડા છતા તેવુ ગાયન જાણતા નથી, તેઓને ધિક્કાર હો મારા પિતા નારદના અનેક ગુણોને શુ નથી જાણતા? ત્રણે લોકમા તેના સમાન બીજો સામ ગાનાર નથી માટે એને પ્રથમ મેળાપથી જ હુ વરી ચૂકી છુ ગુણોના ભડાર એ નારદ શાપને લીધે પાછળથી વાદરાના જેવા મુખવાળા ભલે થયા છે, પણ તેથી શુ? ઘોડા જેવા મુખવાળા કિન્નરો ગાનવિદ્યાથી યુક્ત છે, તો કોને પ્રિય હોતા નથી? સુદર મોઢાનુ શુ કામ છે? માટે હે માતા! તુ મારા પિતાને કહેજે, હુ એ મુનિશ્રેષ્ઠને વરી ચૂકી છુ, તેથી આગ્રહ છોડી આનદથી મને તેમને આપી દો'

નારદે કહ્યુ હે મુનિ! પુત્રીનુ એ વચન સાભળી કૈકેયીએ પુત્રીનો મારા પરનો આગ્રહ જાણી રાજાને જણાવ્યુ. હે રાજેન્દ્ર! શુભ દિવસે દમયતીનો નારદ-મુનિ સાથે વિવાહ કરી દો, કેમ કે એ સર્વજ્ઞ મુનિને તે મનથી વરી ચૂકી છે' એમ રાણીએ પ્રેરણા કરી, એટલે સજય રાજાએ વિધિથી સર્વ વિવાહકર્મ કર્યું હે શત્રુઓને તપાવનારા! એમ સ્ત્રીને સ્વીકારી વાદરાના જેવા મુખવાળો હુ હમેશા બળતા મનથી ત્યા જ રહ્યો રાજપુત્રી મારી સેવા માટે જ્યારે મારી પાસે આવતી, ત્યારે વાદરાના જેવા મુખવાળો હુ દુ ખથી અત્યત બળ્યા કરતો, પણ દમયતી તો મને જોઈ પ્રફુલ્લ મુખકમળવાળી જ રહેતી, પણ (મારુ) વાદરાના જેવુ મુખ હોવા છતા કદી શોક કરતી ન હતી એમ સમય જવા લાગ્યો, તેટલામા અનેક તીર્થોમા ફરતા પર્વત મુનિ એકાએક મને મળવા માટે આવ્યા મે તેમને પ્રેમથી ઘણુ જ માન આપ્યુ અને વિધિ પ્રમાણે પૂજ્યા, પછી દિવ્ય આસન પર બેઠેલા પર્વત મુનિ મને વાદરાના જેવા મુખવાળો, છતા સ્ત્રીને પરણેલો હોઈ ખૂબ ચિંતાતુર જોઈ દુ ખી થયા પછી તે દયાળુ પર્વતે દૂબળા થયેલા મને—મામાને આ પ્રમાણે કહ્યુ 'હે મુનિશ્રેષ્ઠ નારદ! મે તમને કોપથી શાપ આપ્યો છે, તેનુ નિવારણ આજે હુ કરુ છુ, સાભળો હે નારદ! આ રાજપુત્રીને જોઈ મારા ચિત્તમા હમણાં દયા ઊપજી છે; માટે મારા પુણ્યથી

તમે સુદર મુખવાળા થાઓ પછી મે પણ એમનુ વાક્ય સાભળી ચિત્તને સ્નેહાળ કરી તરત તે જ ક્ષણે તેમને આપેલા શાપનુ પણ નિવારણ કર્યુ કે, ‘હે ભાણેજ! તમારી પણ હવે સ્વર્ગલોકમા ગતિ થાઓ, હે પર્વત! મે (તમને આપેલા) શાપનુ આમ નિવારણ કર્યુ છે,’ પછી તેના વચનથી તેના દેખતા હુ સુદર મુખવાળો થયો, એટલે સતોષ પામેલી રાજપુત્રીએ તરત માતાને કહ્યુ ‘હે માતા! મહાતેજસ્વી તમારા જમાઈ સુદર મુખવાળા થયા છે અને પર્વતમુનિના વચનથી આજે શાપથી છૂટ્યા છે,’ તે વચન સાભળી રાણીએ રાજાને કહ્યુ, એટલે પ્રસન્ન થયેલો સજય રાજા તે જ વખતે અમને મળવા માટે આવ્યો એ મહાત્મા રાજાએ તે સમયે સતુષ્ટ થઈ મને તથા મારા ભાણેજને પુષ્કળ ધન આપ્યુ અને મોટી પહેરામણી આપી આમ માયાના બળનુ માહાત્મ્ય મે જે પ્રમાણે અનુભવ્યુ હતુ, તે આ સર્વ મારુ પહેલાનુ વર્તન મેં તમને કહ્યુ હે મહાભાગ! માયાના ગુણોથી રચાયેલા આ જૂઠા સસારમા કોઈ પણ પ્રાણી સુખી છે નહિ, થયો નથી અને થશે પણ નહિ× કામ, ક્રોધ, લોભ, મત્સર, મમતા, અહકાર અને મદને કોણે જીત્યા છે? કેમ કે એ બધા મહાબળવાન છે હે મુનિ! સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણો જ પ્રાણીઓના દેહની ઉત્પત્તિમા ખરેખર કારણ છે હે વ્યાસ! કોઈ સમયે હુ વિષ્ણુની સાથે વનમા જતો હતો, ત્યારે હાસ્યવિનોદથી ક્ષણવારમા તેમણે મને સ્ત્રીપણુ પમાડી દીધુ હતુ માયાના બળથી મોહિત થયેલો હુ રાજાનુ રાણીપણુ પામ્યો હતો અને તે રાજાના ઘરમા મે ઘણા પુત્રોને જન્મ આપ્યા હતા ’

વ્યાસે પૂછ્યુ હે સત્પુરુષ! તમારુ વચન સાભળી મને આ મોટો સશય થાય છે કે, હે મુનિ! અત્યત જ્ઞાની છતા તમે સ્ત્રીપણુ કેમ પામ્યા હતા? અને પાછા પુરુષ કેવી રીતે થયા હતા? ક્યા રાજાને ઘેર તમે પુત્રોને જન્મ આપ્યા હતા? આ સર્વ વૃત્તાત તમે મને સપૂર્ણ કહો સ્થાવર—જગમ આ સર્વ જગતને જેણે મોહિત કર્યુ છે, તે માયાનુ આ અદ્દ્ભુત ચરિત્ર તમે મને કહો સર્વ ગ્રથોના અર્થના રહસ્યરૂપ અને સર્વનો સશયનો નાશ કરતાર તમારી કથાઓરૂપ અમૃત સાભળતા હુ તૃપ્તિ પામતો નથી

**न तृप्तिमधिगच्छामि शृण्वस्तव कथामृतम्।**
**सर्वग्रन्थार्थतत्त्व च सर्वसंशयनाशनम् ॥५६॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૨૭ મો સમાપ્ત

## અધ્યાય ૨૮ મો+

### નારદ સ્ત્રી કેમ થયા હતા?

नारद उवाच।

**निशामय मुनिश्रेष्ठ गदतो मम सत्कथाम्।**
**मायाबल सुदुर्ज्ञेय मुनिभिर्योगभिवत्तमै॰ ॥१॥**

નારદે કહ્યુ હે મુનિશ્રેષ્ઠ! મારી ઉત્તમ કથા હુ તમને કહુ છુ, સાભળો યોગવેત્તાઓમા શ્રેષ્ઠ મુનિઓને પણ માયાનુ બળ જાણવુ ઘણુ મુશ્કેલ છે અજન્મા અને મહાદુ ખે જાણી શકાતી એ માયાએ બ્રહ્માથી માડી વનસ્પતિ સુધીના સર્વ સ્થાવર—જગમ જગતને મોહિત કર્યુ છે કોઈ સમયે અદ્દ્ભુત કર્મ કરતા વિષ્ણુના દર્શનને ઈચ્છતો હુ સ્વરો તથા તાનથી શોભતી મારી ‘મહતી’ નામની વીણાને વગાડતો અને સાત સ્વરોવાળુ ‘ગાયત્ર’ સામ ગાતો સત્યલોકમાથી સુદર શ્વેતદ્વીપમા ગયો હતો ત્યા દેવોના દેવ હાથમા ચક્ર તથા ગદાધારી કૌસ્તુભમણિથી પ્રકાશતી છાતીવાળા, મેઘ જેવા કાળા, ચાર ભુજાવાળા, પીળા વસ્ત્રને પહેરતા, મુકુટ તથા બાજુબધથી શોભતા, વિલાસવાળા લક્ષ્મીજી સાથે રમતા અને આનદી વિષ્ણુના મે દર્શન કર્યા તે વખતે મને જોઈ સર્વ લક્ષણોથી યુક્ત, સર્વ આભૂષણોથી શોભતા, સ્ત્રીઓમા અત્યત શ્રેષ્ઠ, સુદર હોઈ રૂપ તથા યૌવનથી ગર્વિત, વિષ્ણુને અત્યત પ્રિય અને સુદર સોના જેવી કાતિવાળા લક્ષ્મીદેવી વિષ્ણુની પાસેથી અદૃશ્ય થયા થયા પખા સાથે ઘરની અદર જતા રહેલા લક્ષ્મી

× અર્થાત ત્રણ ગુણોથી ઉત્પન્ન થનારા આ દેહ જ્યા સુધી હોય છે, ત્યા સુધી માયાના મોહ સુખ, દુ ખ વગેરે વિક્ષેપો સર્વને રહેવાના જ, તે માટે કોઈ ઉપાય નથી

+ આ અધ્યાયમા બુદ્ધિમાન નારદ સાડીચોપન શ્લોકોથી પોતાની કથા કહે છે

જીને જોઈ મે દેવોના દેવ જગત્પ્રભુ વિષ્ણુને પૂછ્યુ 'હે ભગવન્ ! હે દેવોના દેવેશ્વર ! હે કમળ જેવી નાભિવાળા ! હે દૈત્યોનો નાશ કરનારા ! મને આવતો જાઈ લક્ષ્મીજી આપની પાસેથી કેમ જતા રહ્યા ? હે જગતના ગુરુ ! હુ અવિચારી કે ધુતારો નથી હે જનાર્દન ! હુ તો ક્રોધને તથા માયાને જીતનારો જિતેન્દ્રિય તપસ્વી છુ ' એમ કઈક ગર્વવાળુ મારુ વચન સાભળી વિષ્ણુ લગાર હસીને વીણા જેવી મધુર વાણી બોલ્યા 'હે નારદ ! એવી નીતિ છે કે, કોઈ પણ સ્ત્રીએ પતિ વિના બીજા પુરુષની પાસ કદી ક્યાય રહેવુ નહિ હે વિદ્વાન ! વાયુને જીતનારા યાગીઓ, સાખ્યવેત્તાઓ, નિરાહાર અને જિતેન્દ્રિય તપસ્વીઓ તથા દેવોને પણ માયા જીતવી ઘણી મુશ્કેલ છે હે મુનિશ્રેષ્ઠ ! હે ગીતને જાણનારા ! તમે હમણા કહ્યુ કે, 'મે માયાને જીતી છે ' આવુ વચન કદી ન બોલવુ ' હુ, શિવ, બ્રહ્મા અને સનકાદિ મુનિઓ પણ માયાને જીતવા જો સમર્થ નથી, તો તમે કે બીજા કોણ તેને જીતવા સમર્થ છે ? જે પ્રાણી દેવના, મનુષ્યના અથવા પશુ—પક્ષીના શરીરને ધારણ કરે છે, તે એ માયાને કેવી રીતે જીતી શકે ? વેદવેત્તા, મૂર્ખ અથવા જિતેન્દ્રિય હોય તે પુરુષ પણ ગુણોથી યુક્ત હોઈ, તે માયાને જીતવા કેમ સમર્થ થાય ? રૂપરહિત છતા ( બીજા ) સ્વરૂપોને ધારણ કરતો કાળ પણ તે માયાનુ જ રૂપ છે વિદ્વાન, મૂર્ખ કે વચ્ચો હરકોઈ પ્રાણી તે માયાને વશ છે ધર્મ જાણનારાને પણ કોઈક વેળા કાળ વ્યાકુળ કરે છે, એટલે સ્વભાવ તથા કર્મથી પણ તે કાળનુ વર્તન જાણવુ મુશ્કેલ છે ( આવો કાળ પણ તે માયાનુ જ રૂપ છે ) ૯

નારદ બોલ્યા . એમ કહી વિષ્ણુ બોલતા બધ થયા, એટલે વિસ્મયયુક્ત મનવાળા મે જગતના નાથ એ સનાતન વિષ્ણુને કહ્યુ હે લક્ષ્મીના પતિ ! એ માયા કેવા રૂપવાળી છે ? કેવી છે ? કેટલા બળવાળી છે ? ક્યા રહે છે અને કોના આધારવાળી છે, તે મને કહો હે પૃથ્વીને ધારણ કરનારા ! તે માયાને હુ જોવા ઈચ્છુ છુ, તમે મને જલદી બતાવો હે લક્ષ્મીપતિ ! એ માયાને હુ સારી રીતે જાણવા ઈચ્છુ છુ, તમે કૃપા કરો

વિષ્ણુ બોલ્યા• 'ત્રણ ગુણોવાળી, સર્વના આધારરૂપ, સર્વને જાણતી, સર્વને માન્ય, જીતવી અશક્ય અને અનેક રૂપવાળી તે માયા સર્વ જગતમા વ્યાપી રહી છે હે નારદ ! તમારા ચિત્તમા તેને જોવાની જો ઈચ્છા છે, તો મારી સાથે ગરુડ ઉપર તમે બેસો, આજે આપણે બને હમણા જ બીજે સ્થળે જઈએ હે બ્રહ્માના પુત્ર ! જેઓએ મનને જીત્યુ નથી, એવાને જીતવી મુશ્કેલ તે માયા હુ તમને બતાવીશ, પણ તેને જોઈ તમે મનમા ખેદ ન કરજો ' એમ મને કહી દેવોના દેવ વિષ્ણુએ ગરુડને યાદ કર્યો; એટલે માત્ર યાદ કરતા જ તે ગરુડ વિષ્ણુની પાસે આવ્યો ગરુડને આવેલો જોઈ વિષ્ણુ તેના પર બેઠા અને મને પણ પોતાના પાછળ બેસાડી જવાની તૈયારી કરી જે વનમા જવાની પોતાને ઈચ્છા હતી, ત્યા લઈ જવા વિષ્ણુએ ગરુડને પ્રેરણા કરી તે વન તરફ વાયુ જેવા વેગવાળો ગરુડ વૈકુઠમાથી ચાલ્યો. ગરુડ પર બેઠેલા અમે બને ( માર્ગમા ) મોટા વનો, દિવ્ય સરોવરો, નદીઓ, શહેરો, ગામો તથા ખાણો વગેરેને તેમ જ ખેડૂતના ગામડા, પહાડી ગામડા તથા ગાયોના વાડાઓને, મુનિઓના સુદર આશ્રમોને, ઘણી જ સુદર વાવોને, મોટા તળાવોને, કમળોથી શોભીતા ધરાઓને તથા મૃગોના ને વરાહોના ટોળાને જોતા કાન્યકુબ્જ ( કનોજ ) નગરની પાસે ગયા ત્યા અમે સુદર દિવ્ય સરોવર જોયુ, જે કમળોથી શોભીતુ, હસો તથા બતકોથી યુક્ત, ચક્રવાકોની શોભાવાળુ, અનેક રગવાળા પ્રફુલ્લ કમળોથી રગાયેલુ, પવિત્ર મધુર જળવાળુ અને ભમરાઓના ટોળાના ગુજારવથી ગાજતુ હતુ અતિ અદ્ભુત હોઈ સમુદ્રની સરસાઈ કરતા તે તળાવને તેમ જ દૂધ જેવા ખૂબ મીઠા તેના પાણીને જોઈ ભગવાન વિષ્ણુએ મને કહ્યુ 'હે નારદ ! સારસ પક્ષીઓથી ગાજતુ, કમળોથી આખુ છવાયેલુ અને સ્વચ્છ પાણીથી ભરપૂર આ ઊંડુ સરોવર તમે જુઓ આમા સ્નાન કરી આપણે આ ઉત્તમ નગર કાન્યકુબ્જમા જઈશુ ' એમ કહી વિષ્ણુ ગરુડ ઉપરથી મને ઉતારી તરત જ (પોતે પણ)

ઊતર્યા, અને હસીને મારી (અગૂઠા પાસેની) તર્જની આગળી પકડી ફરી પાછા તે સરોવરને વખાણતા એ પ્રભુ ત્યા એ સરોવરના કિનારા પર મને લઈ ગયા ઘાટી છાયાવાળા અને સુદર તે કિનારાના પ્રદેશ પર વિશ્રાતિ લઈ તેમણે મને કહ્યુ 'હે મુનિ ! આ સ્વચ્છ જળમા તમે (પ્રથમ) સ્નાન કરો, પછી હુ કરીશ અત્યત પવિત્ર આ તળાવમા સજ્જનોના ચિત્ત જેવુ નિર્મળ અને કમળોની રજથી ઘણુ સુગધી પાણી છે ' એમ તે ભગવાને મને કહ્યુ, એટલે વીણા તથા મૃગચર્મ ત્યા મૂકી સ્નાન કરવાની બુદ્ધિથી હુ પ્રેમથી તેના કિનારે ગયો અને હાથપગ ધોઈ, શિખા બાધી, દર્ભ લઈ, આચમન કરીને પવિત્ર થયેલા મે એ જળમા સ્નાન કર્યું વિષ્ણુના દેખતા એ સુદર જળમા હુ નાહ્યો કે તરત પુરુષનુ રૂપ છોડી સર્વોત્તમ સ્ત્રીનુ રૂપ પામ્યો વિષ્ણુ તો મારી વીણા તથા શુભ મૃગચર્મ લઈને આકાશમા ચડી જઈ તરત જ ક્ષણવારમા પોતાને ઘેર જતા રહ્યા તે પછી હુ સ્ત્રીપણુ પામ્યો અને સુદર શણગારોથી શોભી રહ્યો કે, તે જ ક્ષણે મારા માનમાથી પહેલાનુ શરીર ભુલાઈ ગયુ અને જગતના નાથ એ વિષ્ણુ તથા મારી મહતી નામની વીણા પણ ભુલાઈ ગયા એમ મોહ ઊપજાવનાર સ્ત્રીનુ રૂપ પામી હુ તળાવમાથી બહાર નીકળ્યો અને કમળોના છોડવાથી વ્યાપ્ત એ સ્વચ્છ પાણીવાળા સરોવરને જોવા લાગ્યો 'આ શુ ?' એમ વારવાર મનથી હુ વિસ્મય પામતો અને સ્ત્રીરૂપ ધારણ કરતા મારા સબધે જ હુ વિચારી રહ્યો હતો, તેટલામા જ 'તાલધ્વજ' નામના રાજાને એકાએક ત્યા મે જોયો એ રાજા હાથીઓ, ઘોડા તથા રથોના સમૂહોથી વીંટાયેલો, રથમા બેઠેલો, યુવાન, આભૂષણોથી વ્યાપ્ત અને શરીરધારી કામદેવ જેવો હતો એ રાજા દિવ્ય શણગારોથી શોભતી અને પૂનમના ચદ્ર જેવા મુખવાળી મને—સ્ત્રીને ત્યા જોઈ ખૂબ વિસ્મય પામ્યો અને તેણે મને પૂછ્યુ 'હે કલ્યાણિ ! ત કોણ છે ? ક્યા દેવની, મનુષ્યની, ગધર્વની કે નાગની તુ પુત્રી છે ? રૂપ—યૌવનથી શોભતી તુ બાળા એકલી કેમ છે ? હે સુદર નેત્રોવાળી ! તુ પરણેલી છે કે કન્યા છે ? સત્ય કહે હે સુદર વાળના છેડાવાળી ! હે સુદર કેડવાળી ! આ તળાવમા તુ શુ જુએ છે ? હે કોયલ જેવા અવાજવાળી ! તે શુ કરવા ધાર્યુ છે ? કામદેવને પણ મોહ પમાડતી તુ મને કહે હે હસના જેવા નેત્રોવાળી ! મને ઉત્તમ પતિ કરી તુ મારી સાથે મનગમતા ભોગ ભોગવ ' ૧–૫૪

**भुङ्क्ष्व भोगान् मरालाक्षि मया सह कृशोदरि।**
**वाञ्छितान् मनसा नूनं कृत्वा मा पतिमुत्तमम् ॥५४**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા ૫૪ સ્કધ વિષે અધ્યાય ૨૮ મો સમાપ્ત

# અધ્યાય ૨૯ મો

## સ્ત્રીરૂપ નારદ તાલધ્વજ રાજાની પત્ની તરીકે ?*

नारद उवाच

**इत्युक्तोऽहं तदा तेन राज्ञा तालध्वजेन च।**
**विमृश्य मनसाऽत्यर्थं तमुवाच विशांपते ॥ १ ॥**

નારદ બોલ્યા એ તાલધ્વજ રાજાએ મને એમ કહ્યુ, ત્યારે મનથી ખૂબ વિચારી મે તેને કહ્યુ હે રાજા ! હુ કોની પુત્રી છુ, મારા માતાપિતા ક્યા છે અને સરોવર પર મને કોણે મૂકી છે, એ હુ ચોક્કસ જાણતી નથી હે રાજેન્દ્ર ! હુ શુ કરુ ? ક્યા જાઉં ? મારુ કલ્યાણ કઈ રીતે થાય ? એમ હુ મારી કર્તવ્યેચ્છા વિચાર્યા કરુ છુ અને નિરાધાર છુ હે રાજન્ ! દૈવ જ શ્રેષ્ઠ છે અહીં મારો પુરુષાર્થ જ નથી હે રાજા ! તમે ધર્મ જાણો છો, તો જેમ ઇચ્છતા હો તેમ કરો હે રાજા ! હુ તમારે આધીન છુ, મારુ રક્ષણ કરનાર કોઈ પણ નથી મારા પિતા, માતા બાધવો કે સ્થાન કઈ છે જ નહિ ' મે એમ કહેલો તે રાજા વિશાળ નેત્રોવાળી મને જોઈ કામાતુર થયા તેણે સેવકોને આમ કહ્યુ 'આ સ્ત્રીને બેસવા માટે ચાર માણસોથી લઈ જવાતી, રેશમી વસ્ત્રથી ઢાકેલી, સુદર કોમળ બિછાનાવાળી, મોતીની સેરોથી શોભતી, ચાર ખૂણાવાળી વિશાળ અને સોનાથી બનાવેલી ઉત્તમ પાલખી લાવો ' તેનુ એ વચન સાભળી ઉતાવળા જતા સેવકો વસ્ત્રથી ઢાકેલી દિવ્ય પાલખી મારે માટે લાવ્યા તે

* આ અધ્યાયમા સ્ત્રીરૂપ પામેલા નારદને ફરી પુરુષપણુ પ્રાપ્ત થયુ, એ કથા છાસઠ શ્લોકાથી કહેવાશે

વખતે એ રાજાનુ પ્રિય કરવાની ઈચ્છાથી હુ તે પાલખીમા બેઠી ત્યારે મને ઘેર લઈ જઈ એ રાજા પ્રસન્ન થયો પછી શુભ દિવસે તથા શુભ લગ્ને અગ્નિની સાક્ષીએ વિવાહ વિધિથી એ રાજા મને પરણ્યો હુ તેને પ્રાણ કરતા પણ વધારે પ્રિય થઈ અને 'સૌભાગ્ય સુદરી' એવુ મારુ નામ ત્યા પાડયુ કામશાસ્ત્રમા કહેલા અનેક જાતના ભોગવિલાસોથી મારી સાથે રમતો એ રાજા સુખ પામ્યો રાજાના કાર્યો છોડીને રાત દિવસ કામક્રીડા જ કરતા અને કામકળામા જ રમતા એ રાજાએ જતો કાળ જાણ્યો નહિ દારૂના કેફથી બેભાન બનેલા રાજા સર્વ કાર્યો છોડી સુદર બગીચાઓમા, વાવોમા, ઘરોમા, હવેલીઓમા, ઉત્તમ પર્વતો પર, શ્રેષ્ઠ જલાશયોમા અને સુદર વનમા રમતો મારે વશ થઈ ગયો હે વ્યાસ! હુ પણ તેની સાથે તૈયાર રહી ક્રીડાના રસથી વશ બની અને મારા પૂર્વ શરીરને પુરુષપણાને કે મુનિજન્મને મે કદી યાદ જ ન કર્યા 'આ મારો પતિ જ છે, હુ તેની સ્ત્રી છુ, સર્વ પત્નીઓ કરતા પ્રિય છુ, પટરાણી છુ, વિલાસો જાણનારી છુ અને મારુ જીવન સફળ છે,' આમ વિચારતી હુ રાતદિવસ તે રાજાના પ્રેમથી બધાઈ ગઈ, રમતમા જ તત્પર બની, સુખમા લાલચુ થઈ અને તેને વશ વર્તતી થઈ વેદોનુ ઉત્તમ જ્ઞાન, સનાતન બ્રહ્મજ્ઞાન તથા ધર્મશાસ્ત્રોનુ સપૂર્ણ જ્ઞાન ભુલાઈ ગયુ,* અને તે રાજામા લાગેલા મનવાળી જ હુ રહી હે મુનિ! એમ ત્યા આનદ કરતી અને કામક્રીડામા લાગેલી મારા બાર વર્ષો ક્ષણની પેઠે ચાલ્યા ગયા પછી હુ ગર્ભવતી થઈ, ત્યારે રાજા હર્ષ પામ્યો તેણે વિધિ પ્રમાણે સસ્કારકર્મ કરાવ્યુ મને પ્રસન્ન કરતો એ રાજા ગર્ભથી થતી મારી ઈચ્છાઓને વારવાર મને પૂછયા કરતો, પણ હુ શરમાઈ જઈ તે રાજાને કહી શકતી નહિ, પરતુ ખૂબ પ્રસન્ન મનવાળી થતી દશમો મહિનો પૂરો થયો ત્યારે ગ્રહ, નક્ષત્ર, લગ્ન, તથા તારાના બળથી યુક્ત શુભ દિવસે મને પુત્ર જન્મ્યો રાજાના ઘરમા પુત્રજન્મનો મહોત્સવ થઈ રહ્યો અને રાજા પણ પુત્રના જન્મથી ખૂબ સતોષ પામ્યો. જન્મસૂતક ગયુ, ત્યારે મને જોઈ રાજા આનદ પામ્યો અને હે શત્રુઓને તપાવનારા! હુ રાજાને ખૂબ પ્રિય પત્ની થઈ, પછી બે વર્ષોના અતે મે ફરી ગર્ભ ધારણ કર્યો અને બીજો પણ સર્વ લક્ષણોવાળો પુત્ર જન્મ્યો તે વખતે બ્રાહ્મણોએ પ્રેરણા કરેલા એ રાજાએ મોટા પુત્રનુ 'વીરવર્મા' અને નાનાનુ 'સુધન્વા' એવુ નામ પાડયુ એમ રાજાને પ્રિય બાર પુત્રોને મે જન્મ આપ્યા અને તે વેળા પ્રેમથી તેઓનુ લાલનપાલન કરવામા હુ મોહિત થઈ વળી પણ સમયે સમયે રૂપયુક્ત બીજા આઠ પુત્રોને મે મે જન્મ આપ્યો અને પછી મારો ગૃહસ્થાશ્રમ પૂર્ણ સુખનુ સાધન થયો સમય થતા રાજાએ તે પુત્રોની યથાયોગ્ય લગ્નક્રિયાઓ કરી અને વહુઓ તથા પુત્રોને લીધે પરિવાર પણ મોટો થયો પછી પુત્રોને ત્યા પણ પુત્રો થયા અને તેઓ પણ રમતગમત કરતા જાતજાતના રસયુક્ત હોઈ મોહમા ખૂબ વધારો કરનારા થયા એ વેળા કોઈક સમય સુખ તથા ઐશ્વર્ય મને જણાતુ અને કોઈક સમયે પુત્રો વિષેના રોગોથી થયેલુ અને સતાપ કરવાનુ અદ્દભુત દુખ પણ જણાતુ કોઈક વેળા પુત્રોમા અને વહુઓમા માહો માહે ઘણો જ ભયકર વિરોધ પણ થતો, તેને લીધે સતાપ થતો હે મુનિશ્રેષ્ઠ! એમ સુખદુખમય, ઘોર, ખોટા આચારો કરનાર, સકલ્પથી થયેલ અને અતિ

* આમ કહી આ સૂચવ્યુ છે કે, બ્રહ્મજ્ઞાન થયુ હોય, તે પણ બળેલા બીજની પેઠે રહેતુ આવરણ શક્તિરૂપ અજ્ઞાન માયાના બળથી ફરી આ જન્મમા જ પ્રગટે છે, આવુ આશ્ચર્યકારક માયાનુ બળ છે કદાચ કોઈને શકા થાય કે, બ્રહ્મજ્ઞાન થયા છતા એ રીતે ફરી જો અજ્ઞાન થાય તો બ્રહ્મજ્ઞાન નકામુ જ ગણાય. આનું સમાધાન આ છે કે, બ્રહ્મજ્ઞાનથી એક વાર બળી ગયેલુ અજ્ઞાન શેકેલા બિયાની પેઠે સંસ્કારરૂપે રહી તે જ જન્મમા ફરી જોકે પ્રગટે છે, પણ બીજો જન્મ આપનાર થતુ નથી, એટલે બ્રહ્મજ્ઞાન વ્યર્થ તો નથી જ; આવા આશયથી પરમાર્થસાર નામના ગ્રથમા પતજલિ કહે છે

'तीर्थे श्वपचगृहे वा नष्टस्मृतिरपि त्यजन् प्राणान् ।
ज्ञानसमकालमुक्त हि कैवल्य याति हतशोक ॥'

અર્થાત્ તીર્થમા કે ચાડાળને ઘેર પ્રાણનો ત્યાગ કરતો જ્ઞાની કદાચ નાશ પામેલી સ્મરણશક્તિવાળો થયો હોય, તોપણ જ્ઞાનકાળે જ નાશ પામેલા શોકવાળો હોઈ અવશ્ય મોક્ષ પામે છે

શુદ્ર સસારમા હુ ડૂબી ગયો. પૂર્વનુ ઉત્તમ જ્ઞાન ભુલાઈ ગયુ અને શાસ્ત્રજ્ઞાન પણ જતુ રહ્યુ, સ્ત્રીપણા મા ઘરના કામોમા જ બધી રીતે હુ લીન બની ગયો મોહમા વધારો કરતો અહકાર પણ એટલો બધો થઈ પડયો કે, 'આ મારા પુત્રો ગુણવાન છે, વહુઓ સારા કુળમા જન્મેલી છે અને મારા ઘરમા આ પુત્રો પુત્રો સારી રીતે તૈયાર થઈ રમ્યા કરે છે અહો! આ સસારમાની સ્ત્રીઓમા હુ ખરેખર ખૂબ ભાગ્યશાળી છુ 'પણ હુ નારદ છુ, મને ભગવાને માયાથી ઠગ્યો છે,' આવુ મે મનથી કદી પણ વિચાર્યુ જ નહિ હે વ્યાસ! 'આ સસારમા શુભ આચારવાળી, ઘણા પુત્રોવાળી, પતિવ્રતા અને ભાગ્યશાળી હુ રાજપત્ની છુ,' એમ હુ મોહિત થયો હતો પછી હે માન આપ નારા વ્યાસ! અતિ દૂરનો દેવોનો સ્વામી કોઈ મોટો રાજા મારા પતિ સાથે શત્રુતાને પામ્યો અને તે રાજા રથો તથા હાથીઓ સહિત સૈન્ય એકઠુ કરી કાન્ય કુબ્જ નગર પાસે આવ્યો અને યુદ્ધ માટે વિચારવા લાગ્યો તે રાજાએ સૈન્યની સાથે રહી નગરને ઘેરી લીધુ તે વખતે મારા પુત્રો અને પૌત્રો નગરમાથી બહાર નીકળ્યા એ પુત્રોએ એ રાજા સાથે ઉગ્ર યુદ્ધ કર્યુ પણ કાળના યોગથી સર્વ પુત્રોને શત્રુએ રણમા મારી નાખ્યા (મારો પતિ) રાજા યુદ્ધમાથી નાઠો અને પોતાને મહેલે પાછો આવ્યો તે વેળા મે સાભળ્યુ કે, 'અત્યત ભયકર યુદ્ધમા મારા પુત્રો માર્યા ગયા છે' શત્રુરાજા મારા પુત્રોને તથા પૌત્રોને મારી સૈન્ય સાથે જતો રહ્યો, ત્યારે હુ વિલાપ કરતી ત્યા યુદ્ધભૂમિ પર ગઈ હે આયુષ્મન્! પુત્રોને તથા પોત્રોને ત્યા પડેલા જોઈ દુ ખથી પીડાતી હુ શોકરૂપી સમુદ્રના પૂરમા (ડૂબતી) વિલાપ કરવા લાગી 'હાય! મારા પુત્રો આજે ક્યા ગયા? હાય! અતિ બળવાન, વારવા મુશ્કેલ અને અતિ પાપી દૈવે મને મારી નાખી છે' (એમ હુ વિલાપ કરતી હતી) એટલામા ભગ વાન વિષ્ણુ બ્રાહ્મણનુ રૂપ ધરી ત્યા આવ્યા અને વૃદ્ધ, પરમ પવિત્ર, ઉત્તમ વસ્ત્રોધારી તથા વેદોને જાણતા તે બ્રાહ્મણ છેક મારી પાસે આવી અત્યત દુ ખી થયેલી અને રણભૂમિમા વિલાપ કરતી મને કહેવા લાગ્યા 'ઓ સુદરિ! તુ ખેદ શુ કરે છે? હે કોયલ જેવા અવાજવાળી! પતિ, પુત્ર અને ઘરરૂપ આ સસારમા મોહે તને આ ભ્રમણા જ ઉપજાવી છે તુ કોણ છે? આ પુત્રો કોના છે? ઉત્તમ આત્માગતિનો તુ વિચાર કર હે સુદર નેત્રોવાળી રડવુ છોડી તુ ઊભી થા અને સ્વસ્થ થા હે કામિનિ! પરલોકમા ગયેલા પુત્રોને ઉદ્દેશી તુ સ્નાન કર અને તલનુ દાન કર શાસ્ત્રમર્યાદા જાળવવા માટે મરેલા બધુઓને ઉદ્દેશી અવશ્ય તીર્થમા સ્નાન કરવુ, ઘેર સ્નાન ન કરવુ, આવો ધર્મશાસ્ત્રનો નિર્ણય છે'

નારદ બોલ્યા એમ કહી તે વૃદ્ધ બ્રાહ્મણે મને બોધ કર્યો એટલે હુ ઊઠી અને પછી રાજા તથા બધુ ઓથી વીંટાયેલી હુ પરમ પવિત્ર તીર્થ તરફ ચાલી તે વખતે પ્રાણીઓનુ રક્ષણ કરનાર ભગવાન વિષ્ણુ બ્રાહ્મણના રૂપે આગળ ચાલતા હતા બ્રાહ્મણનુ રૂપ ધારણ કરતા અને દુષ્ટજનોને દુ ખ દેનારા ભગવાન પ્રભુ વિષ્ણુ ત્યા 'પુતીર્થ'× નામના સરોવરમા મને લઈ જઈ બોલ્યા 'હે હાથી જેવી ચાલવાળી! આ પવિત્ર તળાવમા તુ સ્નાન કર અને વ્યર્થ શોક ત્યજી દે આ તો પુત્રોની (ઉત્તર)ક્રિયા કરવાનો સમય છે તારા દરેક જન્મમા થયેલા કરોડો પુત્રો, પિતાઓ, પતિઓ, ભાઈઓ અને બહેનો મરણ પામેલા છે, તો કેવળ મનથી થયેલા ભ્રમરૂપ, જૂઠા અને પ્રાણીઓને દુ ખ આપતા આ સ્વપ્ન સરખા સસારમા તારે કોનુ દુ ખ કરવુ?' એવુ તેમનુ વચન સાભળી, ત્યા વિષ્ણુએ પ્રેરણા કરેલી હુ સ્નાન કરવા ઇચ્છતી એ પુરુષ સજ્ઞાવાળા તીર્થમા પેઠી એ તીર્થમા સ્નાન કરતા જ હુ ક્ષણવારમા પુરુષ બની ગયો અને વિષ્ણુ હાથમા વીણા લઈ કિનારા પર પોતાનો દેહ ધરી ઊભા રહ્યા હે ઉત્તમ બ્રાહ્મણ! મે જળમાથી બહાર ડોકિયુ કરી કમળ સમાન નેત્રોવાળા વિષ્ણુને કિનારે જોયા ત્યારે મારા ચિત્તમા (બધી વાતનુ) ભાન થયુ, અને મે ત્યા વિચાર્યુ કે, 'હુ નારદ છુ અને વિષ્ણુ સાથે હુ અહીં આવ્યો હતો, પણ માયાથી મોહિત થઈ સ્ત્રીપણાને પામ્યો હતો' એમ હુ વિચારમા પડયો, ત્યારે વિષ્ણુએ મને કહ્યુ 'હે

× જે તીર્થમા સ્નાન કરી સ્ત્રી પુરુષ બની જાય તે પુતીર્થ સરોવર.

નારદ! આવો, જળમા ઊભા રહી તમે શુ કરો છો?' એ વખતે અતિ ભયકર એ સ્ત્રીપણુ સભારી હુ વિસ્મય પામ્યો હતો કે કયા કારણે હુ ફરી પુરુષપણુ પામ્યો? ૧-૬૬

**विस्मितोऽहं तदा स्मृत्वा स्त्रीभाव दारुणं भृशम् ।**
**पुन पुरुषभावश्च सपन्न केन हेतुना ॥ ६६ ॥**

ઇતિ શ્રી દેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કધ વિષે અધ્યાય ૨૯ મો સમાપ્ત

## અધ્યાય ૩૦ મો[×]

### વિષ્ણુએ વર્ણવેલો મહામાયાનો મહિમા

નારદ ઉવાચ

**मा दृष्ट्वा नारदं विप्र विस्मितोऽसौ महीपति ।**
**क्व गता मम भार्या सा कृतोऽयं मुनिसत्तम ॥१॥**

નારદ બોલ્યા 'મને બ્રાહ્મણ નારદ જોઈ પેલો (તાલધ્વજ) રાજા વિસ્મય પામ્યો કે, 'મારી સ્ત્રી કયા ગઈ! અને આ મુનિશ્રેષ્ઠ કયાથી?' એ રાજા 'હા પ્રિયે!' એમ (કહી) વારવાર ત્યા વિલાપ કરવા લાગ્યો કે, 'વિલાપ કરતા વિયોગી મને છોડીને તુ કયા ગઈ? હે વિશાળ કેડના પાછલા ભાગવાળી! તારા વિના મારુ જીવન, ઘર અને રાજ્ય નકામા છે હે કમળની પાખડીઓ જેવા નેત્રોવાળી! હે ઉજ્જ્વળ હાસ્યવાળી! હુ શુ કરુ? તારા વિરહથી મારા પ્રાણ હમણા બહાર નીકળી જતા નથી, ખરેખર, તારા વિના પ્રાણ ધારણ કરવાથી (મારો) પ્રેમધર્મ ગયો છે હે વિશાળ નેત્રોવાળી! હુ વિલાપ કરુ છુ, તુ મને જવાબ આપ પ્રથમ સમાગમ વખતે મારા પર તારી જે પ્રીતિ હતી, તે કયા ગઈ? હે સુદર ભમ્મરવાળી! મારા દુર્ભાગ્યના યોગે તુ જળમા શુ ડૂબી ગઈ? અથવા માછલા ને કાચબા તને ખાઈ ગયા કે વરુણે તને તરત પકડી લીધી? હે સુદર સર્વ અગોવાળી! તુ ધન્ય છે, કેમ કે પુત્રો સાથે તુ મરી ચૂકી છે હે અમૃત જેવુ બોલનારી! પુત્રો ઉપરનો તારો સ્નેહ પણ સ્વાભાવિક છે, પરતુ હમણા પુત્રના સ્નેહથી બધાયલી તુ વિલાપ કરતા મને, દુ ખી પતિને છોડી સ્વર્ગમા ગઈ, તે યોગ્ય નથી હે પ્રિયે! પુત્રો અને તુ પ્રાણપ્રિયા બને મારા ગયા, છતા હે વહાલી! અત્યત દુ ખી થયેલા મારુ મરણ થતુ નથી! હુ શુ કરુ? કયા જાઉં? પૃથ્વી પર હમણા રામચદ્ર નથી, (એકલા) તે રઘુનદન સ્ત્રીના વિરહથી થતા દુ ખને જાણે છે ક્રૂર વિધાતાએ આ પૃથ્વી પર એ અવળુ કર્યું છે કે બધી રીતે સમાન ચિત્તવાળા સ્ત્રી-પુરુષનુ મરણ જુદુ જુદુ થાય છે (ખરી રીતે તો એ બનેનુ મરણ સાથે જ થવુ જોઈએ) ખરેખર, મુનિ ઓએ સ્ત્રીઓ પર તો ઉપકાર જ કર્યા છે, કેમ કે ધર્મશાસ્ત્રોમા પતિ સાથે બળી જવુ તેમના માટે કહેલુ છે (પણ તેઓએ એવો ઉપકાર પુરુષો પર કેમ કર્યો નહિ હોય?)' એમ તે વેળા વિલાપ કરતા રાજાને ભગવાન વિષ્ણુએ યુક્તિપૂર્વકના વચનોથી અટકાવ્યો કે, 'હે રાજેન્દ્ર! તુ ખેદ શુ કરે છે? તારી પ્રિય સ્ત્રી કયા ગઈ છે? શુ તે શાસ્ત્ર સાભળ્યુ નથી અથવા પડિતોનો આશ્રય કર્યો નથી? તે કોણ હતી? તુ કોણ છે? પ્રવાહરૂપ સસારમા (હરકોઈ સાથે) તારો સયોગ અને વિયોગ કેવો છે? જેમ નૌકાથી તરતા મનુષ્યોને સયોગ તથા વિયોગ થાય છે, તેવો જ તે છે (હરકોઈનો આ સસારમા સયોગ તથા વિયોગ થયા જ કરે છે) હે નૃપશ્રેષ્ઠ! તુ ઘેર જા વ્યર્થ તારા રડવાથી શુ થવાનુ છે? મનુષ્યોનો સયોગ તથા વિયોગ હમેશા દૈવાધીન છે હે રાજન! એ સ્ત્રી સાથે તારો સયોગ અહીં થયા હતો અને વિશાળ નેત્રોવાળી તથા પાતળી કડવાળી તે સુદરી તે ભોગવી હતી એના માતાપિતાને તે જોયા ન હતા માત્ર સરોવર ઉપર તે એને મેળવી હતી એટલે કાકતાલીય ન્યાય પ્રમાણે અણધારી જે વસ્તુ જે રીતે ઊપજી હતી, તે જ પ્રમાણે તે ગઈ છે (માટે તે વિષે ખેદ કરવો અયોગ્ય છે) હે રાજેન્દ્ર! તુ શોક કર મા, કેમ કે કાળને ટાળવો મુશ્કેલ છે, માટે કાળનો યોગ પામી ઘેર જઈ યથાયોગ્ય ભોગોને તુ ભોગવ સુદર વર્ણવાળી એ સ્ત્રી જેમ આવી હતી, તેમ જતી રહી છે, માટે હે રાજા! તુ ત્યા (તારે ઘેર) જા અને જે પ્રમાણે પ્રથમ કાર્ય કરતો હતો તે પ્રમાણે કર્યા કર તારા રડવાથી હવે એ સ્ત્રી આવવી જ નહિ, તુ નકામો શોક કરે છે, માટે

× આ અધ્યાયમાં ત્રેપન શ્લોકોથી વિષ્ણુ પોતે નારદ પાસે મહામાયાનો મહિમા કહે છે

હે રાજા! હવે તુ યોગયુક્ત થા કાળના વશથી જે પ્રમાણે ભોગ પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે પાછા જતા રહે છે, માટે નિષ્ફળ આ સમારમાર્ગમા કશો કરવો યોગ્ય નથી સુખનો સયોગ એક સ્થળે હોતો નથી તેમ દુ ખનો સયોગ પણ એક સ્થળે હોતો નથી, રેંટ રૂપી યત્રની પેઠે સુખ—દુ ખનુ અતિશય ભમવુ થયા કરે છે હે રાજા! મનને સ્થિર કરી તુ સુખપૂર્વક અથવા કોઈ કુટુબી ઉપર રાજ્યભાગ સ્થાપી હવે વનને સેવ ક્ષણભગુર આ મનુષ્યદેહ પ્રાણીઓને દુર્લભ છે, માટે તે જો મળ્યો છે, તો અવશ્ય આત્મસાધન કરવુ જોઈએ હે રાજન્! જીભ તથા ગુહ્યેંદ્રિયનો રસ તો પશુઓની યોનિઓમા પણ હોય છે પરતુ (આત્મજ્ઞાનરૂપ) જ્ઞાન તો કેવળ મનુષ્યદેહમા જ હોય છે બીજી નીચ યોનિઓમા હોતુ નથી માટે સ્ત્રીને લીધે થયેલો શોક છોડીને તુ ઘેર જા, આ તો ભગવતીની માયા છે કે જેનાથી જગત મોહિત થતુ છે

નારદ બોલ્યા વિષ્ણુએ એમ કહ્યુ, એટલે તે રાજા એ લક્ષ્મીપતિને પ્રણામ કરી સ્નાનવિધિ કરી પોતાને ઘેર ગયો, અને અદભુત વૈરાગ્ય પામી પોતાના પૌત્રને રાજ્ય સોપી એ રાજા વનમા ગયો અને તત્ત્વ જ્ઞાનને પામ્યો રાજા ગયો તે પછી મને જોઈ વારવાર હસતા જગતના નાથ વિષ્ણુ ભગવાનને જોઈ મે તેમને કહ્યુ 'હે દેવ! તમે મને ઠગ્યો છે માયાનુ મહાન બળ મે જાણ્યુ છે, સ્ત્રીના દેહમા મે જે કર્યું છે, તે સર્વ ચરિત્ર (હવે) મને યાદ આવે છે, (પણ) હે દેવોના દેવેશ્વર! (પ્રથમ) સરોવરમા મે જ્યારે પ્રવેશ કર્યો હતો, તે વખતે માત્ર સ્નાન કરવાથી જ મારુ પૂર્વનુ જ્ઞાન કેમ જતુ રહ્યુ હતુ તે મને કહો. હે જગદ્ગુરુ! સ્ત્રીનો દેહ પામી જેમ ઇદ્રાણી ઇદ્રને પામી મોહિત થાય તેમ હુ ઉત્તમ રાજાને પામી મોહિત થયો હતો (તેનુ કારણ) શુ? મારુ મન તે જ હતુ ચિત્ત પણ તે જ હતુ, શરીર પણ (નાશ ન પામેલુ) પ્રથમનુ જ હતુ અને લિંગદેહ પણ તેનો તે જ હતો, છતા હે વિષ્ણુ! મારી સ્મરણ શક્તિનો નાશ કેમ થયો હતો? હે પ્રભો! મારા જ્ઞાનનો જે નાશ થયો હતો તે સબધી મને મોટુ આશ્ચર્ય થાય છે, માટે હે લક્ષ્મીપતિ! તેમા જે ખાસ કારણ હોય તે હવે કહો સ્ત્રીનો દેહ પામી મે અનેક ભોગો ભોગવ્યા, હમેશા દારૂ પીધો અને ન કરવાનુ ભોજન કર્યું છતા તે સમયે 'હુ નારદ છુ' એમ મે જાણ્યુ જ નહિ જેમ હમણા બધુયે સ્પષ્ટ જાણુ છુ, તેમ એ વેળા મે જાણ્યુ નહોતુ! (તેમા કારણ શુ છે?)'

વિષ્ણુ બોલ્યા હે મહાબુદ્ધિમાન નારદ! તમે જાણો કે, આ માયાવીનો વિલાસ છે, સર્વ પ્રાણીઓના દેહોમા અવસ્થાઓના અનેક ભેદો હોય જ છે જેમ પ્રાણીઓને જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા એ અવસ્થાઓ પ્રાપ્ત થાય છે, તેમ બીજો દેહ પ્રાપ્ત થાય, એમા પણ સદેહ શો છે?* જેમ (સુષુપ્તિમા) સૂતેલો મનુષ્ય કઈ જાણતો નથી, સાભળતો નથી અને બોલતો નથી, પણ ફરી જ્યારે જાગે છે, ત્યારે બધુ જાણે છે અને સપૂર્ણ જ્ઞાન તેને હોય છે (તે જ પ્રમાણે ભ્રમના સમયે પ્રાણી કઈ જાણતો નથી, પણ જ્ઞાન દ્વારા ભ્રમ દૂર થતા બધુ જાણે છે) નિદ્રાથી ચિત્ત ઘેરાય છે ત્યારે અનેક પ્રકારના મનના ભેદો થાય છે અને મનના ભાવો પણ અનેક થાય છે જેમ કે 'હાથી મને મારવા આવે છે, હુ નાસી જવા સમર્થ નથી શુ કરુ? મારુ કોઈ સ્થાન નથી, જ્યા હુ જલદી જતો રહુ' (આવા અનેક જાતના માનસિક ભાવો થાય છે) વળી મરી ગયેલા પિતાના પિતાને સ્વપ્નમા પોતાને ઘેર આવેલા જુએ છે, તેની સાથે સમાગમ, વાતચીત અને ભોજન પણ (થતુ) માણે છે પછી જાગ્રત અવસ્થાને પામેલો તે મનુષ્ય સ્વપ્નમા જે કઈ સુખ—દુ ખ જોયુ હોય, તે બધુ યાદ કરી લોકો પાસે વિસ્તારથી તે કહે પણ છે, પરતુ સ્વપ્નમા કોઈ પણ જાણતુ નથી કે, 'આ ભ્રમ છે' આ નક્કી છે તે જ પ્રમાણે (ભ્રમ હોય

* અર્થાત્ જાગ્રત અવસ્થામા જો કે બ્રહ્મરૂપે જ આત્મામા રહે છે, તોપણ તે તે અવસ્થાના અનુભવ સમયે ઉપદેશ વિના કોઈને પણ વિવેકજ્ઞાન થતુ નથી કે આ ભ્રમ છે, તે જ પ્રમાણે બીજો દેહ પ્રાપ્ત થાય ત્યારે પણ ઉપદેશ વિના ખબર પડતી નથી કે આ પણ એક ભ્રમ છે જેમ દોરડામા સર્પની ભ્રાંતિ થાય છે ત્યારે કોઈ સજ્જન મનુષ્યના ઉપદેશ વિના વિવેકજ્ઞાન થતુ નથી, તેમ જ આ માયાવીના વિલાસ છે, જે પોતાની માયાથી અસત્‌ને પણ સત્ય જેવુ બનાવી શકે છે

છે ત્યારે) માયાનો વૈભવ અથવા વિલાસ પણ જાણવો મુશ્કેલ હોય છે હે નારદ! માયાના ગુણોનો અતિ દુર્ઘટ પાર હુ, શકર કે બ્રહ્મા પણ જાણતા નથી, તો પછી મદબુદ્ધિ બીજો કયો પુરુષ અમુક પ્રમાણમા પણ જાણવા સમર્થ થાય? આ જગતમા માયાના ગુણોનુ પૂર્ણ જ્ઞાન કોઈને પણ હોતુ નથી સ્થાવર—જગમ સર્વ જગત ત્રણ ગુણોથી રચાયેલુ છે અને ગુણો વિનાનુ સસાર તેમ જ આ કઈ પણ ન હોય હુ જગતનો ઈશ્વર છુ, છતા સત્ત્વગુણની મુખ્યતા-વાળો અને રજોગુણ તથા તમોગુણની ગૌણતાવાળો છુ, પણ ત્રણ ગુણોથી રહિત કદી હોતો નથી તેમ જ તમારા પિતા બ્રહ્મા રજોગુણની મુખ્યતાવાળા અને તમોગુણની તથા સત્વગુણની ગૌણતાવાળા છે, પણ તે ગુણોથી રહિત તો નથી જ તેમ જ શકર તમોગુણની મુખ્યતાવાળા છે અને (ગૌણપણે) રજોગુણ તથા સત્ત્વગુણથી વીંટાયેલા છે, એટલે ત્રણ ગુણોથી રહિત કોઈ પણ પુરુષ મે સાભળ્યા નથી, માટે હે મુનીશ્વર! માયાથી રચાયેલા, અસાર, અપાર, અને અતિ દુર્ઘટ આ સસારમા મોહ કરવા યોગ્ય નથી હે મહાભાગ! તમે આજે જ માયાને જોઈ છે અને ઘણા ભોગો ભોગવ્યા છે, તો તેનુ અદ્ભુત ચરિત્ર તમે (જાણુ છે છતા) શુ પૂછો છો? ૧—૫૩

दृष्टा माया त्वयाऽद्यैव भुक्ता भोगा ह्यनेकशः।
किं पृच्छसि महाभाग तस्याश्चरितमद्भुतम् ॥५३

ઇતિ શ્રી દેવીભાગવતમહાપુરાણમા ૬ઠ્ઠ સ્કધ વિષે અધ્યાય ૩૦ મો સમાપ્ત

## અધ્યાય ૩૧ મો*

### મહામાયાનો મહિમા અને તેને દૂર કરવાનો ઉપાય

व्यास उवाच

निशामय महाराज ब्रवीमि विशदाक्षरम्।
माहात्म्य खलु मायाया नारदाच्च मया श्रुतम् ॥१॥

વ્યાસ બોલ્યા હે મહારાજા જનમેજય! મે નારદ પાસેથી માયાનુ માહાત્મ્ય સ્પષ્ટ અક્ષરોમા સાભળ્યુ છે, તે હુ કહુ છુ, સાભળો એ નારદમુનિની પાસેથી (તેમના) સ્ત્રીદેહને લગતી કથા સાભળી સર્વજ્ઞોમા શ્રેષ્ઠ તે નારદ મુનિને મે પૂછ્યુ કે, 'હે નારદ! તે પછી વિષ્ણુએ તે વેળા શુ કહ્યુ હતુ? અને જગતના નાથ તે લક્ષ્મીપતિ તમારી સાથે ક્યા ગયા હતા તે કહો

નારદ બોલ્યા ભગવાન વિષ્ણુએ અતિ મનો-હર તે તળાવ પર એમ કહ્યા પછી ગરુડ પર બેસી વૈકુઠમા જવા મન કર્યુ અને એ લક્ષ્મીપતિએ મને કહ્યુ કે, 'હે નારદ! હવે તમે તમારી ઈચ્છા પ્રમાણે જાઓ અથવા મારા લોકમા ચાલો, જેવી (તમારી) ઈચ્છા હોય તેમ કરો' પછી વિષ્ણુ ભગવાનને પૂછી હુ બ્રહ્મલોકમા ગયો અને દેવેશ્વર તે ભગવાને પણ મને આજ્ઞા આપી તરત જ ગરુડ પર બેસી ક્ષણવારમા વૈકુઠમા જતા રહ્યા એમ વિષ્ણુ ગયા તે પછી હુ સુખપૂર્વક મારા પિતા(બ્રહ્મા)ના લોકમા ગયો અતિ અદ્ભુત તે બધા સુખ—દુખનો વિચાર કરતો હુ ત્યા જઈને પિતાને પ્રણામ કરી તેમની સામે જેટલામા ઊભો રહ્યો, તેટલામા હે મુનિ! મને ચિતાતુર જોઈ તે પિતાએ પૂછ્યુ 'હે મહાભાગ્યશાળી પુત્ર! તુ ક્યા ગયો હતો? ચિતાતુર કેમ છે? હે મુનિશ્રેષ્ઠ! તારા મનને આજે હુ સ્વસ્થ જોતો નથી, તને કોઈએ ઠગ્યો છે અથવા તે કઈ અદ્ભુત જોયુ છે? હે પુત્ર! હુ તને ખેદ પામેલો તથા બેભાન થયેલો કેમ જોઉં છુ?' એમ પિતાએ મને આસન પર બેસાડી પૂછ્યુ, ત્યારે માયાના બળથી થયેલુ મારુ વૃત્તાત મે તેમને કહ્યુ કે, 'હે પિતા! મહાસમર્થ વિષ્ણુએ મને અત્યત ઠગ્યો છે, પોતાની ઈચ્છા પ્રમાણે અનેક વર્ષો સુધી મને સ્ત્રીપણુ પમાડ્યો અને પુત્રોના શોકથી થયેલુ મોટુ દુ ખ મે અનુભવ્યુ પછી સરોવરમા ફરી સ્નાન કરી હુ પુરુષ રૂપે નારદ થયો અને તે વિષ્ણુએ જ કોમળ વાક્યોરૂપી અમૃતથી મને ઘણો જ બોધ આપ્યો હે બ્રહ્મન્! તે વેળા હુ મોહ પામ્યો હતો, પૂર્વનુ જ્ઞાન ભૂલી ગયો હતો અને એકદમ તન્મય કરાયો હતો, એ શુ કારણ છે? હે બ્રહ્મા! જ્ઞાનનો નાશ કરનારુ, મોહનુ અતિ સ્પષ્ટ મૂળ અને ટાળવુ મુશ્કેલ એ માયાનુ બળ હુ જાણતો નથી હે પિતા!

* આ અધ્યાયમા સાઠ શ્લોકોથી મહામાયાનો મહિમા અને તેના નાશ માટે ભગવતીનુ ધ્યાન વગેરે કહેવાયુ.

શુભ—અશુભ સર્વ મે સારી રીતે અનુભવ્યુ અને જાણ્યુ, (પણ એ માયાનુ બળ હુ જીતી શકયો નહિ,) તો તમે તેને કેવી રીતે જીત્યા છો, તે ઉપાય મને કહો ' હે સત્યવતીના પુત્ર વ્યાસ! મે બ્રહ્માને એમ વિનતિ કરી, તે પછી મારા એ પિતા લગાર હસી મને કહેવા લાગ્યા

બ્રહ્મા બોલ્યા સર્વ દેવો, મહાત્મા મુનિઓ, જ્ઞાની તપસ્વીઓ અને પવનનો આહાર કરનારા યોગીઓથી પણ એ માયા જિતાવી મુશ્કેલ છે મોટા બળવાળી તે માયાને જાણવા હુ, વિષ્ણુ અને પાર્વતીપતિ શકર પણ કોઈ રીતે સમર્થ નથી કાળ, કર્મ, સ્વભાવ વગેરે નિમિત્ત કારણોથી વીંટાયેલી અને સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનારી તે મહામાયા જાણવી મુશ્કેલ છે હે બુદ્ધિમાન! તે માયાના મહાન બળ વિષે તુ શોક કર મા, એમા વિસ્મય કરવો યોગ્ય નથી અમે બધા પણ તેનાથી અત્યાત મોહિત થયા છીએ *

નારદ બોલ્યા હે વ્યાસ! પિતાએ એમ કહ્યુ ત્યારે ગર્વરહિત થયેલો હુ તેમને પૂછી ઉત્તમ તીર્થોના દર્શન કરતો અહીં આવ્યો છુ માટે હે ઉત્તમ વ્યાસ! તમે પણ કૌરવોના નાશથી થયેલો મોહ છોડી આ સ્થાને રહીને સમય ગાળો 'કરેલુ શુભ—અશુભ કર્મ અવશ્ય ભોગવવુ જ પડે છે'× આ નિશ્ચયને હૃદયમા રાખી તમે સુખેથી રહો

વ્યાસ બોલ્યા હે રાજન્! મને એમ કહી, બોધ આપીને નારદ ગયા, ત્યાર એ મુનિએ જે વાક્ય કહ્યુ હતુ, તેને વિચારતો હુ સરસ્વતીના કિનારા પર રહ્યો ત્યા વખત ગાળવા માટે ઉત્તમ સારસ્વત કલ્પમા આ (દેવી) ભાગવત મે રચ્યુ+ છે હે રાજા! આ ઉત્તમ પુરાણ સર્વ સશયનો નાશ કરનારુ, અનેક આખ્યાનોથી યુકત અને વેદના પ્રમાણોથી આશ્રિત છે હે નૃપશ્રેષ્ઠ! જેમ કોઈ ઈદ્રજાળ જાણનારો પુરુષ લાકડાની પૂતળીને હાથમા લઈ પોતાને વશ વર્તતી તે પૂતળીને પોતાની ઈચ્છા પ્રમાણે નચાવે છે, તેમ માયા બ્રહ્મથી માડી વનસ્પતિ સુધીના દેવો, અસુરો, તથા મનુષ્યો સહિત પાચ ઇદ્રિયોવાળા અને મન તથા ચિત્તને અનુસરતા સ્થાવર—જગમ જગતને નચાવે છે, એમા લગારે સદેહ ન કરવો હે રાજન્! ત્રણ ગુણો સર્વનુ ખાસ કારણ છે અને (હરકોઈ) કાર્ય (તેના) કારણ સહિત જ હોય છે એવો નિશ્ચય છે માયાથી થયેલા તે ગુણો જુદા જુદા સ્વભાવવાળા છે; જેમ કે સત્ત્વ ગુણ શાત સ્વભાવવાળો છે, રજોગુણ ઘોર સ્વભાવવાળો છે અને તમોગુણ મૂઢ સ્વભાવવાળો છે, આ ત્રણે ગુણો (પ્રસ્તાર ભેદથી) અનેક પ્રકારના થાય છે (હરકોઈ) પુરુષ એ ગુણોથી કાયમ યુકત જ હોય છે, તો એ ત્રણ ગુણોથી રહિત કેમ થઈ શકે? જેમ સસારમા તતુઓ રહિત પટ હોઈ શકે જ નહિ, તેમ ત્રણ ગુણો રહિત કોઈ દેહધારી હોઈ શકે જ નહિ એ નક્કી છે હે રાજા! જેમ ઘડો માટી વિના હોય જ નહિ, તેમ દેવોનુ શરીર અથવા મનુષ્ય કે પશુ—પક્ષી શરીરગુણોથી રહિત હોય જ નહિ બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર—ત્રણે ગુણોના આશ્રયવાળા છે અને ગુણોના યોગથી તેઓ કોઈ વેળા પ્રીતિવાળા, કોઈવેળા અપ્રીતિવાળા અને કોઈ વેળા ખેદવાળા થાય છે બ્રહ્મા કોઈક સમયે સત્ત્વગુણમા (અધિક) રહ્યા હોય છે, ત્યારે શાત, ચિત્તની એકાગ્રતાવાળા, સર્વ પ્રાણીઓ વિષે પ્રીતિવાળા તથા જ્ઞાનવાન હોય છે, પણ તે જ બ્રહ્મા કોઈક વેળા સત્ત્વગુણની ન્યૂનતાવાળા અને રજોગુણથી (અધિક) ઘેરાયેલા હોય છે, ત્યારે ઘોર રૂપવાળા અને મર્ત્ય ઉપર અપ્રીતિવાળા થાય છે; તેમ જ એ બ્રહ્મા જ્યારે તમોગુણથી પુષ્કળ ઘેરાયેલા હોય છે, ત્યારે ખેદયુકત અને મૂઢ થાય છે એમા ફેરફાર નથી વિષ્ણુ પણ હમેશા સત્ત્વગુણથી આશ્રિત

* અર્થાત્ અજ્ઞાનીઓ આવરણશકિત તથા વિક્ષેપશકિત બનેથી મોહિત થયા હોય છે, ત્યારે અમે જ્ઞાનીઓ દેહધારણ સુધી વિક્ષેપશકિતથી મોહિત રહ્યા છીએ.

× કહેવાનો ભાવ એ છે કે, ચિત્તની એકાગ્રતારૂપ સમાધિ પામેલાનુ ચિત્ત પણ કોઈ વેળા પ્રારબ્ધના વશથી જો વ્યુત્થાન પામે—આડુઅવળુ ભમવા લાગે, તો એ વિક્ષેપ અવશ્ય ભોગવવો જ પડે એમા કોઈ ઉપાય નથી.

+ અર્થાત્ સારસ્વતકલ્પમા દેવીનુ પ્રાગટ્ય વગેરે જે કથાઓ બની હતી, તે બધી એકઠી કરી મે આ દેવીભાગવત રચ્યું છે, અથવા સારસ્વતકલ્પમા જ મે આ દેવીભાગવત રચ્યું છે આવા બે પ્રકારનો અર્થ ટીકાકાર સૂચવે છે

છે, છતા જ્યારે સત્ત્વગુણની અધિકતાવાળા હોય છે, ત્યારે કેવળ શાંત, પ્રીતિયુક્ત અને જ્ઞાનવાન હોય છે, પણ તે જ વિષ્ણુ રજોગુણની અધિકતાથી સર્વ પ્રાણીઓ ઉપર અપ્રીતિવાળા ને ઘોર થાય છે, (અને તમોગુણની અધિકતાથી ખેદયુક્ત તથા મૂઢ થાય છે,) આમ લક્ષ્મીના પતિ પણ ગુણાધીન છે તે જ પ્રમાણે, રુદ્ર પણ સત્વગુણથી (અધિક) યુક્ત હોય છે ત્યારે પ્રીતિવાળા ને શાંતિવાળા હોય છે, પણ રજોગુણથી (અધિક) મિશ્ર થતા ઘોર અને પ્રીતિરહિત થાય છે ને તમોગુણથી (વધારે) મિશ્ર થઈને તે પણ મૂઢ અને ખેદ પામેલા થાય છે આમ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરે પણ જો ગુણાધીન છે અને સૂર્યવંશમા તથા ચદ્રવંશમા જન્મેલા રાજાઓ અને યુગે યુગે બદલાતા જતા) ચૌદ મનુઓ જે કહેવાય છે, તેઓ પણ ગુણાધીન છે, તો આ સસારમા બીજાઓની વાત શી કરવી? માટે હે રાજા! દેવો, અસુરો તથા મનુષ્યો સહિત સર્વ જગત માયાને વશ છે માટે હે રાજા! (વિષ્ણુએ સર્વજ્ઞ થઈ ઘોડાનુ રૂપ કેમ ધર્યું હતુ વગેરે) સદેહ કદી કરવો નહિ આ સસારમા હરકોઈ દેહધારી માયાને આધીન હોઈ તેને વશ રહેતો જ ચેષ્ટા કરે છે તે માયા જ્ઞાનરૂપ પરમ તત્ત્વ ભગવતી વિષે હમેશા રહે છે અને તેમને આધીન રહી તેમનાથી પ્રેરાઈને સર્વ જીવોમા રહે છે માટે માયાથી યુક્ત છતા માયાના ઈશ્વરી જ્ઞાનસ્વરૂપ અને સચ્ચિદાનદરૂપ તે ભગવતી પરમેશ્વરીનુ ધ્યાન તથા આરાધન કરવુ, તેમને પ્રણામ કરવા અને તેમનો જપ કરવો, તેથી તે દયાવાળા થઈ પ્રાણીઓને (માયાથી) છોડાવે છે અને પોતાનો અનુભવ આપી પોતાની માયાને સમેટી લે છે આ સમસ્ત જગત માયા જ છે અને પરમેશ્વરી તેના સ્વામિની છે, માટે જ ત્રૈલોક્યસુદરી તે દેવીને 'ભુવનેશ્વરી' કહ્યા છે હે રાજા! તેમના સ્વરૂપમા ચિત્ત જો સદા કાયમ લાગ્યુ રહે, તો સત્—અસત્‌થી વિલક્ષણ એ માયાથી પર શુ હોઈ શકે?* માટે સચ્ચિદાનદસ્વરૂપ એ (ભુવનેશ્વરી) દેવી વિના બીજો કોઈ પણ માયાને દૂર કરવા સમર્થ નથી × અધકારના સમૂહનો નાશ કરવા અધકાર સમર્થ ન જ થાય, પણ સૂર્યની, ચદ્રની, વીજળીની કે અગ્નિની કાંતિ વગેરે જ અધકારનો નાશ કરી શકે; માટે માયાના ઈશ્વરી, સ્વયપ્રકાશ અને જ્ઞાનસ્વરૂપ એ અબાદેવીનુ માયાના ગુણો દૂર કરવા માટે અતિ પ્રીતિથી આરાધન કરવુ હે રાજાઓમા શ્રેષ્ઠ! આમ વૃત્રાસુરનો નાશ વગેર તમે મને જે પૂછ્યુ હતુ તે મે તમને સારી રીતે કહ્યુ, હવે બીજુ તમે શુ સાભળવા ઈચ્છો છો? હે ઉત્તમ વ્રતવાળા! આ ભાગવતપુરાણનો પૂર્વાર્ધ મે તમને કહ્યો, જેમા દેવીનો મહિમા વિસ્તારથી વર્ણવેલો છે આ શ્રીજગદબાનુ રહસ્ય હરકોઈ ને તમારે આપવુ નહિ, પણ જે ભક્ત, શાંત, દેવીની ભક્તિમા આસક્ત, શિષ્ય, મોટો પુત્ર અને ગુરુ પરની ભક્તિથી યુક્ત હોય, તેને જ આપવુ સમગ્ર કથાઓના સારરૂપ, સમગ્ર શાસ્ત્રતુલ્ય અને પ્રમાણોથી યુક્ત આ પુરાણ પરમ ભાવથી જે ભણે છે અને ભક્તિથી સાભળે છે, તે મનુષ્ય આ લોકમા ધનવાન તથા જ્ઞાની થાય છે ૧–૬૬

**इदमखिलकथाना सारभूत पुराण ।**
**निखिलनिगमतुल्य सप्रमाणानुविद्धम् ॥**
**पठति परमभावाद् य. श्रृणोतीह भक्त्या ।**
**स भवति धनवान्वै ज्ञानवान्मानवोऽत्र ॥ ६० ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા ષષ્ઠ સ્કંધ વિષે અધ્યાય ૩૨ મો સમાપ્ત

* જેમ અગ્નિ પાસે હોય તો ટાઢની પીડા થતી નથી, તેમા અગ્નિની તેના ઉપર કૃપા થઈ છે એમ હોતુ નથી, પણ તેનો એ સ્વભાવ જ છે

× જેમ દોરડા પર થયેલી સર્પની ભ્રાંતિ વિષ્ણુ, શિવ વગેરે દેવોના આરાધનથી, તેઓની કૃપાથી અથવા અશ્વમેધ વગેરે યજ્ઞો કરવાથી કદી નાશ પામતી નથી, પણ દોરડા ઉપર દોરડા તરીકેનુ જ્ઞાન થવાથી જ તે નાશ પામે છે, તેમ દોરડામા સર્પ જેવી ભાસતી જે માયા છે તે પણ વિષ્ણુ, શિવ વગેરેના આરાધનથી દૂર થતી નથી, પણ એ માયાનુ અધિષ્ઠાન અને જ્ઞાનસ્વરૂપ જે ભગવતી છે, તેમનું જ આરાધન કરવાથી દૂર થાય છે એ ભાવ છે

# છઠ્ઠો સ્કંધ સમાપ્ત



# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## सातमो स्कंध

## અધ્યાય ૧ લો*

### સૂર્યવંશી તથા ચંદ્રવંશી રાજાઓની કથાનો પ્રારંભ

सूत उवाच

श्रुत्वैना तापसा दिव्या कथा राजा मुदान्वित ।
व्यास पप्रच्छ धर्मात्मा परीक्षितसुतः पुन ॥ १ ॥

સૂત બોલ્યા હે તપસ્વીઓ! એ દિવ્ય કથા સાંભળી આનંદયુક્ત થયેલા પરીક્ષિતના પુત્ર ધર્માત્મા જનમેજય રાજાએ ફરી વ્યાસને પૂછ્યુ

જનમેજય બોલ્યા 'હે સ્વામિન્! સૂર્યવંશના તથા ચંદ્રવંશના રાજાઓના વંશનો વિસ્તાર હું સંપૂર્ણ સાંભળવા ઈચ્છુ છુ હે નિર્દોષ! હે સર્વજ્ઞ! પાપનો નાશ કરનારી, બન્ને વંશના રાજાઓની કથા તથા તેમનું ચરિત્ર તમે વિસ્તારથી કહો તે સર્વ રાજાઓ પરાશક્તિ—ભગવતીના ભક્ત હતા, એમ મે સાંભળ્યુ છે, તો દેવીભક્તના ચરિત્રને સાંભળતા કયો પુરુષ કંટાળે?' રાજર્ષિ જનમેજયે એમ પૂછ્યુ, ત્યારે સત્યવતીના પુત્ર મુનિશ્રેષ્ઠ વ્યાસ પ્રસન્ન મુખવાળા થઈ તેમને કહેવા લાગ્યા

વ્યાસ બોલ્યા હે મહારાજા! સૂર્યવંશી તથા ચંદ્રવંશી રાજાઓની અને બીજા રાજાઓની ઉત્પત્તિ વિસ્તારથી હું કહુ છુ, તે તમે મારી પાસેથી સાંભળો ચાર મુખવાળા બ્રહ્મા, જાણવા અતિ મુશ્કેલ મહાદેવીને સારી રીતે આરાધી, તપ કરી વિષ્ણુના નાભિકમળમાંથી પ્રકટયા હતા તેમને દેવીએ વરદાન આપ્યુ હતુ, તેથી એ બ્રહ્મા જગત રચવા તૈયાર થયા, પણ લોકોના એ દાદા મનુષ્યસૃષ્ટિ રચવા સમર્થ થયા

* હવે આ અધ્યાયમા સાડીસાડત્રીસ શ્લોકોથી સૂર્ય તથા ચંદ્રથી ઉત્પન્ન થયેલા રાજાઓની કથા આરંભાશે.

નહિ ચાર મુખવાળા તે મહાત્માએ સૃષ્ટિ માટે ચિત્તમા અનેક પ્રકારે વિચાર કરી સૃષ્ટિ રચી, પણ તે તરત વિસ્તાર ન પામી પછી તે પ્રજાપતિએ સાત માનસપુત્રો ઉત્પન્ન કર્યા જેઓ મરીચિ, અગિરા, અત્રિ, વસિષ્ઠ, પુલહ, ક્રતુ અને પુલસ્ત્ય એ નામે પ્રખ્યાત થયા બ્રહ્માના રોષમાથી રુદ્ર જન્મ્યા ખોળા માથી નારદ થયા, અગૂઠામાથી દક્ષ થયા અને બીજા સનકાદિ મુનિઓ તેમના મનથી જન્મ્યા હે રાજા! પુરાણોમા વીરિણી ' નામથી પ્રખ્યાત અને સર્વાગ સુદર દક્ષની પત્ની બ્રહ્માના ડાબા અગૂઠામાથી જન્મી દ્વવર્ષિઓમા શ્રેષ્ઠ બ્રહ્માના માનસપુત્ર નારદ+ (બીજા કોઈ જન્મમા) જેને વિષે જન્મ્યા હતા, તે એ જ વીરિણી, 'અસિકની' એવા નામથી પણ પુરાણોમા કહેવાય છે

જનમેજયે પૂછ્યુ હે બ્રહ્મન્! મહાતપસ્વી નારદ દક્ષથી વીરિણીમા જન્મ્યા હતા, એમ તમે જે કહ્યુ, તમા મને સશય થાય છે તાપસોમા ઉત્તમ અને ધર્મને જાણનાર બ્રહ્માના પુત્ર મુનિ નારદ દક્ષની પત્ની વીરિણીમા કેવી રીતે જન્મ્યા હતા? નારદનો જન્મ દક્ષથી તેની સ્ત્રી વિષે થયો હતો, એ તમે અદ્ભુત કહ્યુ, તો તે વિસ્તારથી કહો હે મુનિ! બહુ જ્ઞાની મહાત્મા નારદે પૂર્વનો દેહ કોના શાપથી કેવી રીતે છોડયો હતો? તેમણે (બીજો) જન્મ શા માટે લીધો હતા?

વ્યાસ બોલ્યા સ્વયભૂ બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરવા અને સૃષ્ટિની ખૂબ વૃદ્ધિ માટે 'તુ પ્રજાઓ ઉત્પન્ન કર' એમ દક્ષ પ્રજાપતિને પ્રથમ કહ્યુ હતુ ત ઉપરથી વીર્યવાન દક્ષ પ્રજાપતિએ 'વીરિણી' સ્ત્રીમા અત્યત બળવાન પાચ હજાર પુત્રો ઉત્પન્ન કર્યા પ્રજાઓની વૃદ્ધિ કરવા ઈચ્છતા તે સર્વ પુત્રોને જોઈ કાળથી પ્રેરાયેલા દેવર્ષિ નારદ ખૂબ હસતા હસતા તેઓને આમ કહેવા લાગ્યા પૃથ્વીનુ માપ ન જાણી તમે પ્રજાઓ ઉત્પન્ન કરવાની ઈચ્છાવાળા કેમ થયા છો? તમે લોકોમા હાસીપાત્ર થશો, આમા સશય નથી પૃથ્વીનુ માપ જાણીને ઉદ્યમ કરવો જોઈએ, કેમ કે એ ઉદ્યમ સિદ્ધ થાય છે, બીજા પ્રકારે તે સિદ્ધ થતો નથી એ નક્કી છે ખેદની વાત છે કે પૃથ્વીની સપાટી ન જાણી તમે પ્રજાઓ રચવા તૈયાર થયા છો, માટે મૂર્ખ છો (તમારા કાર્યની) સિદ્ધિ કેમ થશે?'

વ્યાસ બોલ્યા નારદે એમ કહેલા તે હર્યશ્વો (એ નામના દક્ષના તે પુત્રો) દૈવયોગે તરત જ એક-બીજાને કહેવા લાગ્યા કે 'મુનિ ઠીક કહે છે પૃથ્વીનુ માપ જાણી આપણે સુખેથી પ્રજાઓ સર્જીશુ' આમ વિચારી તે બધા પૃથ્વીની આખી સપાટી જાણવા નારદના વચન ઉપરથી નીકળ્યા, તેમાના કેટલાક ઉત્સાહ કરી પૂર્વ દિશામા ગયા, બીજા કેટલાક પોતાની ઈચ્છા પ્રમાણે દક્ષિણ દિશામા ગયા અને કેટલાક પશ્ચિમ અને ઉત્તર દિશામા ગયા, એમ પુત્રોને ચારે તરફ ગયેલા જોઈ દક્ષ શોકથી અત્યત પીડા પામ્યો, પણ પ્રજા માટે તેણે નિશ્ચય કર્યો હતો તેથી એણે બીજા પુત્રો ઉત્પન્ન કર્યા એટલે તે પુત્રો પણ પ્રજા માટે ત્યા ઉદ્યમ કરવા લાગ્યા તેઓને જોઈ નારદ જે વચન પ્રથમ (તેમના મોટા ભાઈઓ આગળ) બોલ્યા હતા, તે જ વચન તમને કહેવા લાગ્યા 'તમે મૂર્ખ છો કારણ કે પૃથ્વીનુ માપ નહિ જાણી કયા કારણ પ્રજાઓ રચવા તમે તૈયાર થયા છો?' મુનિના તે વાક્યને સત્ય માની અત્યત મોહિત થયેલા તે બધા પણ જેમ મોટા ભાઈઓ ગયા હતા, તેમ જતા રહ્યા આમ તે પુત્રોને પણ ગયેલા જોઈ ક્રોધ પામેલા દક્ષે પુત્રોના શોકથી થયેલા રોષથી નારદને શાપ આપ્યો કે ઓ દુષ્ટબુદ્ધિ! મારા પુત્રોને તે નસાડી મૂકયા, તેથી તુ નાશ પામ, આ પાપ થી તુ ગર્ભવાસને પામ અને મારો પુત્ર થા, કારણ કે તે મારા પુત્રોને ભગાડી મૂકયા છે ' એમ દક્ષે શાપ આપ્યો તે પછી નારદમુનિ વીરિણીમા જન્મ્યા હતા દક્ષ પ્રજાપતિએ ફરી સાઠ કન્યાઓ વીરિણીમા ઉત્પન્ન કરી હતી, એમ અમે સાભળ્યુ છે હે રાજા! ઉત્તમ ધર્મવેત્તા દક્ષે પુત્રોનો શોક ત્યજી દઈ તે કન્યાઓમાથી તેર કન્યાઓ મહાત્મા કશ્યપને, દશ ધર્મને, સત્યાવીસ ચદ્રને, બે ભૃગુને, ચાર અરિષ્ટ-

+ નારદ બ્રહ્માના ખોળામાંથી જન્મ્યા હતા, એમ પહેલાં કહ્યુ છે, છતાં અહીં તેમને માનસપુત્ર કહે છે, તે બીજા કોઈ કલ્પમાં બ્રહ્માના મનથી તે જન્મ્યા હશે, તે અભિપ્રાયે કહ્યુ છે.

નેમિને, બે કૃશાશ્વને તથા બે અગિરાને આપી હતી તે સ્ત્રીઓના પુત્રો અને પૌત્રો દેવો તથા દાનવો થયા તે બધા બળવાન, પરસ્પર વિરોધ કરનાર, રાગ—દ્વેષથી યુક્ત, એકબીજાના વિરોધી, મોહથી ઘેરાયેલા, શૂરા અને અત્યત માયાવી હતા ૧-૩૭

**रागद्वेषान्विताः सर्वे परस्परविरोधिन ।**
**सर्वे मोहवृता शूरा ह्यभवन्नातिमायिन ॥ ३७॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

# અધ્યાય ૨ જો*

## સૂર્યવંશ તથા ચંદ્રવંશનો વિસ્તાર: શર્યાતિની પુત્રી સુકન્યાની કથા

जनमेजय उवाच

**ममाख्याहि महाभाग राज्ञा वंश सुविस्तरम्।**
**सूर्यान्वयप्रसूताना धर्मज्ञाना विशेषत ॥ १॥**

જનમેજય રાજાએ પૂછ્યુ હે મહાભાગ! સૂર્યના વંશમા થયેલા રાજાઓનો મોટા વિસ્તારવાળો વંશ તમે મને કહો, તેઓમા પણ જે ધર્મ જાણનારા હતા, તેઓના વંશ ખાસ કહો

વ્યાસ બોલ્યા હે ભરતવંશી! રાજા! ઋષિશ્રેષ્ઠ નારદ પાસેથી પૂર્વે મે જેવો સાભળ્યો છે, તે પ્રમાણે સૂર્યના વંશનો વિસ્તાર હુ કહુ છુ, તમે સાભળો એક સમયે સ્વેચ્છાથી ફરતા શ્રીમાન મુનિ નારદ સરસ્વતીના પવિત્ર કિનારા પર (મારા) પવિત્ર આશ્રમમા આવ્યા તે વખતે તેમના ચરણોને મસ્તકથી પ્રણામ કરી હુ તેમની આગળ ઊભો રહ્યો પછી તેમને આસન આપી આદરથી સત્કાર કરી વિધિ પ્રમાણે પૂજીને મે આ વચન કહ્યુ 'હે મુનિશ્રેષ્ઠ! આપ પૂજ્યના આવવાથી હુ પવિત્ર કરાયો છુ હે સર્વજ્ઞ! રાજાઓના ચરિત્રવાળી કથા તમે મને કહો (વૈવસ્વત) મુનિના આ સાતમા યુગમા જે રાજાઓ કહેવાયા છે, તેઓના ઉત્પત્તિ અને અતિ અદ્ભુત અતુલ આચરણ હુ સાભળવા ઈચ્છુ છુ માટે હે બ્રહ્મન્! હે મુનિશ્રેષ્ઠ! સૂર્યવંશનો વિસ્તાર (કોઈ સ્થળે) ટૂકમા અને (કોઈ સ્થળે) વિસ્તારથી તમે કહો ' હે રાજન્! સત્યવસ્તુ જાણતા નારદને મે એમ પૂછ્યુ, ત્યારે પ્રસન્ન થઈ હસતા તેમણે મને સબોધી આનદથી (રાજાઓનો) વંશ કહેવા માડયો

નારદ બોલ્યા હે સત્યવતીના પુત્ર! પવિત્ર હોઈ કાનને સુખદાયી અને ધર્મજ્ઞાન વગેરેથી યુક્ત રાજાઓના સર્વોત્તમ વંશ તમે સાભળો જગત્કર્તા બ્રહ્મા વિષ્ણુના નાભિકમળમાથી પ્રથમ જન્મ્યા હતા, એમ પુરાણોમા પ્રસિદ્ધ છે અને આ સ્વયંભૂ, સર્વકર્તા તથા સર્વશક્તિમાન કહેવાય છે વિશ્વાત્મા બ્રહ્માએ પ્રથમ સૃષ્ટિ રચવાની ઈચ્છાથી દશ હજાર વર્ષ સુધી તપ કરી, શિવાદેવીનુ ધ્યાન કરી, સર્વોત્તમ શક્તિ મેળવીને શુભ લક્ષણવાળા માનસપુત્રો ઉત્પન્ન કર્યા હતા, તેઓમા મરીચિ સૃષ્ટિના કાર્યમા પ્રખ્યાત હતા તેમના પુત્ર અતિ પ્રસિદ્ધ તથા સર્વમાન્ય કશ્યપ નામે હતા, તેમને તેર પત્નીઓ હતી, જે દક્ષની પુત્રીઓ જ હતી સર્વ દેવો, દૈત્યો, યક્ષો, સર્પો, પશુઓ તથા પક્ષીઓ, એ કશ્યપથી ઉત્પન્ન થયા છે, માટે સૃષ્ટિ 'કાશ્યપી' કહેવાય છે દેવોમા વિવસ્વાન નામે પ્રખ્યાત સૂર્ય છે, તેમના પુત્ર વૈવસ્વત મનુ રાજા તરીકે પ્રસિદ્ધ થયો હતો તેનો પુત્ર ઈક્ષ્વાકુ સૂર્યવંશને વધારનાર થયો હતો અને તે ઈક્ષ્વાકુથી પાછળ જન્મેલા નવ પુત્રો પણ તે મનુને હતા હે રાજેન્દ્ર! તેઓના નામ તમે એકચિત્ત થઈ સાભળો ઈક્ષ્વાકુ નાભાગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યંત, પ્રાશુ સાતમો નૃગ, કરૂષ અને પૃષધ્ર—આ નવ પણ મનુના પુત્રો કહેવાય છે મનુનો પહેલો પુત્ર ઈક્ષ્વાકુ હતા, તેને સો પુત્રો થયા હતા તેઓમા જિતેન્દ્રિય વિકુક્ષિ સૌથી મોટો હતો એ જ મન્વંતરમા જન્મેલા શૂર નવ મનુપુત્રો માથી કેટલાકનો વંશવિસ્તાર તમે ટૂકમા સાભળો નાભાગનો પુત્ર અબરીષ થયો હતો તે પ્રતાપી, ધર્મ જાણનાર, સત્ય પ્રતિજ્ઞાવાળો અને પ્રજાપાલનમા તત્પર હતો ધૃષ્ટથી ધાર્ષ્ટક નામે બ્રાહ્મણ જેવો ક્ષત્રિય થયો હતો તે સગ્રામમા કાયર હોઈ બ્રાહ્મણકર્મમા સારી રીતે તત્પર રહેતો હતો, (તેના જ વંશને બ્રહ્મ ક્ષત્રિય કહેવાય છે) શર્યાતિનો 'આનર્ત' નામે પ્રખ્યાત પુત્ર થયો હતો અને રૂપ લાવણ્યથી યુક્ત—

* આ અધ્યાયમા પાતક નાશનારી દેવીની ભક્તિવાળા સૂર્ય તથા ચદ્રના વંશનો વિસ્તાર સારી રીતે વર્ણવાયો

'સુકન્યા' નામે પુત્રી થઈ હતી રાજા શર્યાતિએ આંધળા છતા ચ્યવન મુનિને પોતાની સુંદર પુત્રી સુકન્યા આપી હતી અને તે સુકન્યાના સતીપણાના ગુણથી સૂર્યના પુત્ર બે અશ્વિનીકુમારોએ ચ્યવન મુનિને સુંદર નેત્રોવાળા (દેખતા) કર્યા હતા, એમ અમે સાંભળ્યુ છે

જનમેજયે પૂછ્યુ હે બ્રહ્મન્ ! આ કથામા તમે મોટો સંદેહ મને કહ્યો કે, રાજા શર્યાતિએ સુંદર નેત્રોવાળી પોતાની પુત્રી આંધળા મુનિને આપી હતી ! ખરાબ રૂપવાળી, ગુણવિનાની અને લક્ષણ રહિત પુત્રી જો હોય તો રાજા આંધળાને આપે (અને તે યોગ્ય ગણાય) પણ સુંદર મુખવાળી પોતાની કન્યાને એ ઉત્તમ રાજાએ જાણીજોઈને આંધળાને કેમ આપી હતી ? હે બ્રહ્મન્ ! તેમા જે કારણ હોય, તે મને કહો, હુ હમેશા તમારી કૃપાને પાત્ર છુ

સૂત બોલ્યા પરીક્ષિતના પુત્ર રાજા જનમેજયનુ એ વચન સાંભળી પ્રસન્નચિત્ત થયેલા વ્યાસ જાણે હસતા હોય તેમ તેને કહેવા લાગ્યા

વ્યાસ બોલ્યા વૈવસ્વતનો પુત્ર શ્રીમાન શર્યાતિ નામે જે રાજા હતો, તેને ચાર હજાર સ્ત્રીઓ હતી તે બધી સર્વ લક્ષણોવાળી, રૂપાળી, રાજાની પુત્રીઓ, પ્રેમવાળી અને શર્યાતિ રાજાને પ્રિય હતી તે સર્વ સ્ત્રીઓને 'સુકન્યા' નામે એક સુંદર પુત્રી હતી તે પિતાને તથા સર્વ માતાઓને પ્રિય હોઈ સુંદર હાસ્ય કરનારી હતી એ રાજાના નગરથી થોડે દૂર માનસ સરોવર જેવુ એક સરોવર હતુ તે પગથિયાથી બાંધેલા માર્ગવાળુ, સ્વચ્છ પાણીથી ભરેલુ, હંસ તથા બતક પક્ષીઓથી વ્યાપ્ત, ચક્રવાકોથી શોભીતુ, બપૈયા અને સારસ પક્ષીઓથી વ્યાપ્ત, સર્વ પક્ષીઓના ટોળાઓથી વીંટાયેલુ પાચ પ્રકારના કમળોથી યુક્ત, ભમરાઓથી સારી રીતે સેવાયેલુ, આસપાસ સુંદર વૃક્ષોથી છવાયેલુ અને સાગ, તમાલ, દેવદાર, પુન્નાગ, આસોપાલવ, વડ, પીપળા, કદંબ, કેળના વન, લીંબુ, બિજોરા, ખજૂર, પનસ, સોપારી, નારિયેળ, કેવડા, કાચનાર, જૂઈના ઉજ્જ્વળ ગુચ્છા, માલતીના ઝુંડ, જાંબુ, આંબા, આમલી, કરંજ, કાંટાશેળિયા, ખાખરા, લીંબડા, ખેર, બીલી અને આંબળાના વૃક્ષોથી શોભી રહ્યુ હતુ વળી કોયલના ટહુકા તથા મયૂરોની કેકાઓથી તે વિરાજી રહ્યુ હતુ એ સરોવરની પાસે વૃક્ષોના ઝુંડથી ઢંકાયેલા શુભ પ્રદેશ પર ભૃગુવંશી ચ્યવનમુનિ રહેતા હતા એ શાંત તપસ્વી તે સ્થાનને નિર્જન જાણી એકાગ્ર થઈ ત્યા તપ કરતા હતા આસપાસને દૃઢ કરી, મૌન ધરી વાયુને જીતતા એ તપોનિધિ ઇંદ્રિયોને વશ કરી આહાર ત્યજી દઈ જળપાન વગેરે પણ છોડીને જગદંબાનુ ધ્યાન કરતા હતા હે રાજન્ ! ઘણા કાળે તેમના પર લતાઓથી વીંટાયેલો અને કીડીઓથી છવાયેલો રાફડો થઈ ગયો હતો, જેથી એ બુદ્ધિમાન ચ્યવન મુનિ માટીના પિંડાની પેઠે ચારે બાજુથી ઢંકાઈ ગયા હે રાજન્ ! કોઈક સમયે તે શર્યાતિ રાજા સ્ત્રીઓના ટોળાથી વીંટાઈને એ ઉત્તમ સરોવર પર ફરવા આવ્યો, અને સુંદરીઓના ટોળાની સાથે સરોવરમા નિર્મળ જળની અંદર રમવામા લીન થયો તે વખતે સખીઓથી વીંટાયેલી અને વીજળીના જેવી ઉપમાવાળી ચચળ સુકન્યા વનમા જઈ પુષ્પોને વીણતી રમવા લાગી સર્વ શણગારોથી યુક્ત અને પગમા ઝણકાર કરતા ઝાંઝરોવાળી તે સુકન્યા (વનમા) ફરતી ફરતી ચ્યવન મુનિના રાફડા પાસે પહોચી અને રમવામા તત્પર થઈ તે રાફડાની પાસે બેઠી, તેવામા રાફડાના કાણામા આગિયા જેવી બે જ્યોતિ તેણે જોઈ ત્યારે 'આ શુ હશે ?' એમ વિચારી ઉતાવળી, પાતળા પેટવાળી એ કન્યાએ તીક્ષ્ણ કાંટા લઈને તે જ્યોતિને બહાર કાઢી લેવા મન કર્યુ એ વખતે પાસે ઊભેલી અને તેવો ઉદ્યમ કરતી તે બાળાને ચ્યવન મુનિએ સુંદર કેશના છેડાવાળી અને ત્યા ફરતી કામદેવની જાણે સ્ત્રી હોય તેવી જોઈ એ સુંદર દાંતવાળીને ત્યા જોઈને સુકાઈ ગયેલા કંઠવાળા અને તપના ભંડાર ભૃગુવંશી ચ્યવન મુનિએ તે કલ્યાણી કન્યાને કહ્યુ 'આ શુ કરે છે ? હે વિશાળ નેત્રોવાળી ! તુ દૂર જા હે સુંદર મુખવાળી ! હુ તાપસ છુ, હે પાતળા પેટવાળી ! કાંટાથી તુ રાફડાને હમણા ખોતરીશ નહિ ' આમ ચ્યવન મુનિએ કહ્યા છતા તેણે તેમનુ એ વચન સાંભળ્યુ જ નહિ અને 'આ શુ હશે ?' એમ કહી તેમના બંને નેત્રો ફોડી નાખ્યા દૈવે પ્રેરણા કરેલી

તે રાજકન્યા એમ આખો ફોડયા પછી 'મે આ શુ કર્યું ?' એમ શકા કરી રમતી ગમતી ચાલી ગઈ ત્યારે એમ વીંધી નાખેલા નેત્રોવાળા અતિ ક્રોધી ચ્યવન મુનિ વેદનાથી પીડાઈને ખૂબ દુ ખ પામ્યા અને ક્રોધાયમાન થયા એટલે તે જ ક્ષણે સૈનિકોના મળમૂત્ર રોકાઈ ગયા અને પ્રધાનો સહિત રાજાના તો ખાસ કરી મળમૂત્ર બધ થઈ ગયા તેમ જ હાથીઓ, ઘોડા, ઊંટ વગેરે સર્વ પ્રાણીઓના મળમૂત્ર ચારે તરફ અટકી પડયા, ત્યારે શર્યાતિ રાજા દુ ખી થયો સૈનિકોએ પણ મળમૂત્રનુ બધ પડવુ તેને જણાવ્યુ, ત્યારે તે રાજા દુ ખ થવાનુ કારણ વિચારવા લાગ્યો પછી ઘેર આવી વિચારીને રાજાએ સૈનિકોને તથા સ્વજનોને પૂછ્યુ કે, 'આ પાપ કોણે કર્યું છે? એ સરોવરના પશ્ચિમ ભાગમા વનની વચ્ચે મહા તપસ્વી ચ્યવન નામના મુનિ દુષ્કર તપ કરે છે તો અગ્નિ સમાન કાતિવાળા એ તાપસનો કોઈએ પણ અપરાધ કર્યો હોવો જોઈએ અને તેથી જ સર્વને આ પીડા ઉત્પન્ન થઈ છે, એ નક્કી છે તપથી વૃદ્ધ, અવસ્થાથી વૃદ્ધ અને સર્વ કરતા અતિ શ્રેષ્ઠ તે ભૃગુવશી મહાત્માનો કોઈએ પણ અપરાધ કર્યો છે, એમ હુ માનુ છુ જાણતા કે અજાણતા તેમનો કોઈએ અપરાધ કર્યો છે, તેનુ આ મહાન ફળ મળ્યુ છે, માટે ક્યા દુષ્ટોએ તે તપસ્વીનો અપરાધ કર્યો છે!' એમ સૈનિકોને પૂછ્યુ, ત્યારે વેદનાથી પીડાતા તેઓએ રાજાને કહ્યુ કે, 'મન, વચન કે શરીરથી તેમનો કઈ અપરાધ થયો હોય, એ અમે જાણતા નથી ' ૧-૬૫

**इति पृष्टास्तमूचुस्ते सैनिका वेदनार्दिता ।**
**मनोवाक्कायजनितं न विद्मोऽपकृत वयम् ॥ ६५ ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

# અધ્યાય ૩ જો*

## અંધ ચ્યવન મુનિને સુકન્યાનુ દાન

વ્યાસ उवाच

**इति पप्रच्छ तान् सर्वान् राजा चिन्ताकुलस्तथा ।**
**पर्यपृच्छत् सुहृद्वर्गं साम्ना चोग्रतयाऽपि च ॥ १ ॥**

વ્યાસ બોલ્યા એમ ચિંતાતુર થયેલા રાજાએ તે સર્વ સૈનિકોને પૂછ્યુ અને શાતિથી તથા ક્રોધથી પોતાના સબધી વર્ગને પણ પૂછ્યુ, ત્યારે પીડાના લોકોને તેમ જ દુ ખી પિતાને જોઈ કાટાથી વીંધ્યાના વિચાર કરી સુકન્યા આ પ્રમાણે બોલી 'હે પિતા! તે વનમા રમત રમતી મે વેલડીઓથી છવાયેલો અને બે છિદ્રોવાળો એક ભારે રાફડો જોયો હતો તેમા આગિયાની પેઠે ચળકતા બે તેજ મે જોયા હતા અને હે મહારાજ! આગિયાની શકાથી જ એ બન્ને તેજને મે કાટાની અણીથી વીંધી નાખ્યા હતા તે વખતે કાટાની અણીને જળથી ભીની થયેલી મે જોઈ હતી અને હે પિતા! 'હાય, હાય' એવો ધીમો શબ્દ રાફડાની અદરથી મે સાભળ્યો હતો તે સમય હે રાજા! 'આ શુ હશે?' એવી શકાથી હુ વિસ્મય પામી હતી, પણ તે રાફડામા મે શુ વીંધી નાખ્યુ તે હુ જાણતી નથી ' શર્યાતિ રાજા સુકન્યાનુ કોમલ વચન સાભળી 'મુનિનો તે અપરાધ થયો જ છે ' એમ જાણી તરત એ રાફડા પાસે ગયા, ત્યા તપથી વૃદ્ધ અને અત્યત દુ ખી ચ્યવન મુનિને તેમણે જોયા, એટલે મુનિના દેહ પર ઢકાયેલા રાફડાને તેમણે ફોડી નખાવ્યો, અને પછી તે રાજાએ ભૃગુવશી તે મુનિની સામે પૃથ્વી પર દડવત્ પ્રણામ કરી બે હાથ જોડી કહ્યુ કે, 'હે મહાભાગ! રમત કરતી મારી બાળક પુત્રીએ અજાનથી પાપ કર્યું છે તેને ક્ષમા કરવા તમે યોગ્ય છો મુનિઓ ક્રોધ વિનાના હોય છે, એમ મે સાભળ્યુ છે, માટે તમે પણ મારી બાળક પુત્રી પર હમણા ક્ષમા કરવા યોગ્ય છો ' એવુ તેનુ વચન સાભળી ચ્યવન મુનિ વિનયથી નમ્ર અને અત્યત

* આ અધ્યાયમા શર્યાતિ રાજાએ પોતાની પુત્રી સુકન્યા ચ્યવન મુનિને હર્ષથી આપી, એ કથા સાઠ્ઠોતેર શ્લોકોથી કહેવાશે.

દુ ખી એ રાજાને આ વાક્ય કહેવા લાગ્યા

ચ્યવન બોલ્યા હે રાજન્ ! હુ કદી લેશમાત્ર પણ ક્રોધ કરતો નથી તમારી પુત્રીએ મને પીડા કરી છે, છતા આજે મે શાપ આપ્યો જ નથી, હુ નિર પરાધી છુ, છતા મારા નેત્રમા આજે પીડા ઉપજાવવા મા આવી તે પાપને લીધે તુ દુ ખી થયો છે, એમ હુ માનુ છુ શિવ પોતે રક્ષણ કરનાર હોય, તો પણ દેવીના ભક્તનો અપરાધ કરી કયો મનુષ્ય સુખ પામે ? હે રાજા ! નેત્રરહિત થયેલો અને ઘડપણથી ઘેરાયેલા હુ હવે શુ કરીશ ? મારી આધળાની ચાકરી કોણ કરશે ?

રાજાએ કહ્યુ મુનિશ્રેષ્ઠ ! મારા ઘણા સેવકો તમારી હમેશા સેવા કરશે, તમે ક્ષમા કરો, તપસ્વીઓ ઘણા ઓછા ક્રોધવાળા હોય છે

ચ્યવને કહ્યુ મનુષ્યરહિત હોઈ હુ આધળા તપ કરવા કેમ સમર્થ થઈશ ? તારા સેવકો મારુ શુ પ્રિય કરશે ? હે રાજા ! જો તુ મારી પાસે ક્ષમા માગે છે, તો મારી વાત માન, મારી સેવા માટે કમળ સમાન નેત્રોવાળી તારી કન્યા તુ મને આપ હે મહારાજ ! તારી એ પુત્રીથી હુ સતોષ પામીશ હે મહાબુદ્ધિ માન ! હુ તપ કરીશ અને તે મારી સેવા કરશે એમ કરવાથી મને સુખ થશે અને હુ સતોષ પામીશ, એટલે તને તથા તારા સૈનિકોને પણ સુખ થશે, એમા સશય નથી માટે હે રાજા ! મનથી વિચારી તુ મને કન્યા દાન કર અને એમા કઈ દોષ પણ નથી, કારણ કે નિયમિત વ્રતવાળો હુ તપસ્વી છુ

વ્યાસ બોલ્યા હે ભરત શ્રેષ્ઠ રાજા ! મુનિનુ એ વચન સાભળી શર્યાતિ ચિતાતુર થયો, 'નહિ આપુ કે આપીશ એમ કઈ પણ તે બોલ્યો નહિ (તે વિચારમા પડ્યો કે) અધ વૃદ્ધ અને કદરૂપા આ મુનિને આ દેવકન્યા જેવી પુત્રી આપી હુ સુખી કેમ થાઉં ? ઓછી બુદ્ધિવાળા હોય છતા શુભઅશુભને સમજતો કયો પુરુષ પોતાના સુખ માટે પુત્રીના સસાર સુખનો નાશ કરે ? સુદર ભ્રમરવાળી આ મારી પુત્રી કામદેવથી વ્યાકુળ થઈ પીડાઈને વૃદ્ધ આધળા પતિને પામી નમ્ર કેમ રહેશે ? યુવાવસ્થામા પોતાના સમાન પતિને પામ્યા છતા અત્યત રૂપવાળી સ્ત્રીને કામદેવને જીતવો કઠણ થઈ પડે છે, તો પછી વૃદ્ધ અને આધળા પતિને પામી કામદેવને કેમ જીતી શકાય ? રૂપયૌવનયુક્ત અને સુન્દર વર્ણવાળી અહલ્યા તપસ્વી ગૌતમને પામી છદ્મથી ઠગાઈ હતી અને પાછળથી અધર્મ કરેલો જાણી પતિએ તેને શાપ દીધો હતો, માટે મને ભલે દુ ખ થાય, પણ સુકન્યાને હુ નહિ આપુ આમ વિચારી મનમા ઉદાસ થયેલો શર્યાતિ પોતાને ઘેર ગયો અને પ્રધાનોને બોલાવી અત્યત દુ ખી થઈ તેણે વિચાર કરવા માડયો કે, 'હે પ્રધાનો ! તમે આજે કહો કે, મારે હવે શુ કરવુ ? બ્રાહ્મણને પુત્રી આપવી કે દુ ખ જ ભોગવવુ ? તમે મળીને વિચાર કરો કે, મારુ હિત કઈ રીતે થાય ?

પ્રધાનો બોલ્યા હે મહારાજ ! જેને પહોચી વળવુ અતિ કઠણ છે, એવા આ સકટમા અમે શુ કહીએ ? અતિ સુદર આ સુકન્યા દુર્ભાગી મુનિને કેમ અપાય ?

વ્યાસ બોલ્યા તે વખતે પિતાને તથા પ્રધાનોને ચિતાતુર જોઈ સુકન્યા તેઓનો અભિપ્રાય જાણી લઈ હસીને આ પ્રમાણે બોલી 'હે પિતા ! મારા માટે આજે તમે ચિતાથી વ્યાકુળ ઇદ્રિયાવાળા કેમ થયા છો ? ખરેખર ! મારા માટે તમે દુ ખથી પીડાયા છો અને ખેદ પામેલા મુખવાળા થયા છો ! હે પિતા ! હુ ત્યા જઈને ભયથી પીડાતા તે મુનિને આશ્વા સન આપી મારુ શરીર અર્પણ કરી પ્રસન્ન કરીશ

એમ સુકન્યાએ કહેલુ વચન સાભળી, પ્રસન્નચિત્ત થયેલા રાજાએ પ્રધાનોના સાભળતા તે સુકન્યાને કહ્યુ હે પુત્રી, તુ અબળા વનમા (રહી) અધ, વૃદ્ધાવસ્થાથી પીડાતા અને ઘણા જ ક્રોધી એ મુનિની સેવા કઈ રીતે કરીશ ? હુ (મારા પોતાના) સુખની ઈચ્છાથી ઘડપણ વડે ઘેરાયેલ શરીરવાળા એ આધળાને રૂપમા રતિ સમાન મારી પુત્રી કેમ આપુ ? હરકોઈ પિતાએ ઉમર તથા જ્ઞાતિના બળવાળા અને ધન— ધાન્યની સમૃદ્ધિવાળાને પુત્રી આપવી જોઈએ, નિર્ધનને કદી ન આપવી હે વિશાળ નેત્રોવાળી ! તારુ રૂપ કયા અને એ વૃદ્ધ વનવાસી કયા ! હે સુદર પુત્રી ! જેનો કાયમ ઝૂપડામા જ વાસ છે, તેવા એ વરને મારી પુત્રી કેમ આપવી ? હે કમળની પાખડી ઓ જેવા નેત્રોવાળી ! મારે તેનો તારો વર કેવી રીતે

કરવો ? સૈનિકોનુ તથા મારુ મરણ થાય તે સારુ પણ હે કોયલ જેવુ બોલનારી ! તને આંધળાને આપવી એ મને ગમતુ નથી થવાનુ હોય તે થાય જ છે, માટે હુ ધૈર્ય નહિ છોડુ હે સુદર કેડવાળી ! તુ બરાબર સ્વસ્થ થા, હુ આંધળાને કદી નહિ આપુ મારુ રાજ્ય અને શરીર રહે કે ભલે જતા રહે, પરતુ હે બાલિકે ! નેત્રરહિત તેમને હુ કન્યાદાન નહિ કરુ એમ પિતાનુ વચન સાભળી સુકન્યાએ તે વખતે પ્રસન્ન મુખ રાખીને સ્નેહયુક્ત આ વચન કહ્યુ

સુકન્યા બોલી હે પિતા ! તમારે મારી ચિતા કરવી નહિ, તમે મને હમણા જ મુનિને આપી દ્યો મારે લીધે સર્વ લોકોને સુખ થાઓ હુ સતુષ્ટ રહુ પરમ પવિત્ર એ વૃદ્ધ પતિને પણ નિર્જન વનમા ઘણી જ ભક્તિથી સેવીશ અને સતીના ધર્મમા તત્પર રહી અતિમાન્ય (વ્રત) આચરીશ હે નિર્દોષ પિતા ! મને ભોગોની ઈચ્છા નથી, મારુ ચિત્ત સ્વસ્થ છે

વ્યાસ બોલ્યા તેનુ આ વચન સાભળી પ્રધાનો વિસ્મય પામ્યા અને રાજા ખૂબ પ્રસન્ન થઈ મુનિ પાસે ગયો ત્યા જઈને તે તપોધનને મસ્તકથી પ્રણામ કરી તે કહેવા લાગ્યો હે સ્વામિન ! હે પ્રભો ! મારી પુત્રીને સેવા માટે તમ વિધિ પ્રમાણ સ્વીકારો એમ કહી રાજાએ વિવાહવિધિથી તેમને પુત્રી આપી ભૃગુવશી ચ્યવન મુનિ કન્યાદાન લઈ પ્રસન્ન થયા તેમણે રાજા વડે અપાતી પહેરામણી લીધી નહિ, પણ પોતાની સેવા માટે પોતાની ઈચ્છા નુસાર કન્યાને જ ગ્રહણ કરી એ રીતે મુનિ પ્રસન્ન થયા, ત્યારે સૈનિકોને સુખ થયુ અને તે જ ક્ષણે રાજાને ખૂબ હર્ષ થયા એમ પુત્રી આપીને રાજાએ ઘર તરફ જવા વિચાર્યુ, ત્યારે નાજુક પુત્રીએ રાજાને કહ્યુ કે, હે પિતા ! મારા વસ્ત્રો તથા શણગારો તમે લઈ લો અને પહેરવા માટે છાલના વસ્ત્ર તથા ઉત્તમ મૃગચર્મ મને આપો હુ તપ માટે મુનિપત્નીનો વેષ સ્વીકારી (મારા પતિની) એવી સેવા કરીશ કે, જેવી પૃથ્વી પર, સ્વર્ગમા તથા પાતાળમા તમારી અવિનાશી કીર્તિ રહેશ પરલોકના સુખ માટ હુ રાતદિવસ પતિસેવા કરીશ મને સુવાનસુદરીને વૃદ્ધ આંધળા પતિને અર્પણ કરી તમારે મારા શીલના નાશની ચિંતા ન જ કરવી પૃથ્વી પર વસિષ્ઠની ધર્મપત્ની અરુધતી જેવી છે, તેવી જ હુ થઈશ, એમા વિચાર કરવો નહિ અત્રિની પત્ની અનસૂયા પતિવ્રતા તરીકે જેમ પૃથ્વી પર પ્રસિદ્ધ થયા છે, તે જ પ્રમાણે હુ તમારી પુત્રી તમારી કીર્તિ કરનારી થઈશ સુકન્યાનુ એ વચન સાભળી ઉત્તમ ધર્મવેત્તા રાજા શર્યાતિ તેને મૃગચર્મ આપી તરત રડી પડયો અને શણગારો તથા વસ્ત્રો ત્યજીને મુનિવેષ ધર્યા છતા સુદર હાસ્ય કરતી પુત્રીને જોઈ તે રાજા નિસ્તેજ મુખવાળો થઈ ત્યા જ સ્થિર થઈ ઊભો રહ્યો સર્વ રાણીઓ પણ છાલના વસ્ત્ર તથા મૃગચર્મ ધારણ કરતી પુત્રીને જોઈને રડવા લાગી અને અત્યત શોકથી પીડાઈને જાણે ધ્રૂજતી હોય તેવી થઈ ગઈ હે રાજન્ ! તે પછી પ્રધાનોથી વીંટાયેલો તે રાજા (મુનિને) અર્પણ કરેલી તે પુત્રીને પૂછી તેને ત્યા મૂકી શોક સાથે પોતાના નગર તરફ ગયો ૧–૬૪

**तामापृच्छ्य महीपालो मन्त्रिभि परिवारित.।**
**ययौ स्वनगर राजन् मुक्त्वा पुत्रीं शुचार्पिताम्॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

## અધ્યાય ૪ થો*

### પતિસેવા કરતી સુકન્યાની પરીક્ષા

વ્યાસ ઉવાચ

**गते राजनि सा बाला पतिसेवापरायणा।**
**बभूव च तथाग्नीनां सेवने धर्मतत्परा ॥१॥**

વ્યાસ બોલ્યા રાજા ગયો, ત્યારે તે બાળા પતિસેવામા તત્પર તેમ જ ધર્મપરાયણ રહી અગ્નિઓની સેવામા લાગી રહી,= પતિસેવાપરાયણ તે બાળા જાતજાતના સ્વાદિષ્ટ ફળો તથા મૂળો લાવી મુનિને આપવા લાગી, તેમ જ ગરમ કરેલા પાણીથી પતિને સ્નાન કરાવી તુરત જ મૃગચર્મ ઓઢાડી

* આ અધ્યાયના નાગીપચાવન શ્લોકોવાળી પતિસેવા કરતી સુકન્યાની અશ્વિનીકુમારે પરીક્ષા લીધી એ કથા કહેવાશે.

= અર્થાત્ મુનિના અગ્નિહોત્રકર્મમા સપૂર્ણ સહાયક થઈ.

દઈ શુભ આનન પર તેમજ બેસાડતી હતી તથ, જવ દર્ભો તથા કમંડળ આગળ મૂકી તેમને તે ..ની કે 'મુનિશ્રેષ્ઠ! નિત્યકર્મ કરો ' નિત્યકર્મ સમાપ્ત થતુ ત્યારે તેમનો હાથ ઝાલી ઉઠાડી આસન પર અથવા શય્યામા પોતાના સ્વામીને તે બેસાડતી પછી તે રાજપુત્રી પાકા ફળો તથા સારી રીતે સાફ કરેલુ નીવાર અન્ન લાવી તે ચ્યવન મુનિને જમાડતી પછી જમીને તૃપ્ત થયેલા તે પોતાના પતિને આદરથી આચમન આપી (હાથ મુખ વગેરે ધોઈ નાખી) પછી સોપારી તથા પાનબીડા આદર સહિત તે આપતી અમ મુખવાસ ગ્રહણ કર્યા પછી તેમને શુભ આસન પર બેસાડી તેમની આજ્ઞા લઈ તમતી શારીરિક ક્રિયા તે કરતી તે પછી પોતે ફલાહાર લઈ કરી તેમની પાસે જઈ પ્રેમપૂર્વક તે કહેતી - હે પ્રભો તમારી શી આજ્ઞા છે? જો તમે માનો તો હુ તમારા પગ દાબુ ' એમ કાયમ સેવાપરાયણ થઈ તે પતિમા જ એ તત્પર રહેતી સાયકાળે હોમ થઈ રહ્યા પછી તે સુંદરી સ્વાદિષ્ટ ..મળ ફળો લાવી મુનિને આપતી અને પછી (તેમના જમતા) બાકી રહેલા ફળો તેમની આજ્ઞાથી પ્રેમપૂર્વક પોતે ખાતી પછી સુવાળા સ્પર્શવાળી શય્યા કરી ..વી તેમને તે સુવાડતી પતિ સુખપૂર્વક સૂએ ત્યારે પાતળા પેટવાળી તે સુંદરી પગચપી કરતી અને ત વેળા કુળવાન સ્ત્રીઓના ધર્મ તેમને પૂછતી એમ ..ત્રે પગચપી કરતી ભક્તિપરાયણ તે સુકન્યા મુનિને ઊંઘી ગયેલા જાણી તેમના પગની પાસે પોતે સૂઈ જતી ઉનાળામા પોતાના પતિને બેઠેલા જોઈ તે સુંદરી પંખાથી શીતળ પવન નાખતી તેમને સેવતી ..તી શિયાળામા લાકડાનો સમૂહ ગોઠવી આગળ અગ્નિનો તાપ મૂકી ને વારવાર તેમને પૂછતી કે, 'તમને સુખ છે ને?' પાછલી બે ઘડી રાત રહે, ત્યારે ઊઠી જળપાત્ર તથા માટી આપી પતિને સ્થાનથી દૂર બેસાડી સુકન્યા દૂર જઈ ઊભી રહેતી અને પતિને શૌચ કરી રહેલા જાણી પાસે જઈ ફરી પાછા લાવતી પછી આશ્રમમા લાવી સાવધાન થઈ શુભ આસન પર તેમને બેસાડી, માટી તથા જળ વડે વિધિ પ્રમાણે તેમના પગ ધોઈ નાખી, બેસાડ્યા કરતી દાતણ લાવીને શાસ્ત્રના કહ્યા પ્રમાણે દાતણ આપી એ રાજપુત્રી પોતે આણેલુ અત્યત પવિત્ર અને શુદ્ધ જળ ગરમ કરતી પછી સ્નાન માટે તે જળ લાવી સ્નેહપૂર્વક તે પૂછતી કે, 'હે બ્રહ્મન્! શુ આજ્ઞા છે? દાતણ કર્યું, ગરમ પાણી બરાબર તૈયાર કર્યું છે, તો મત્ર પૂર્વક સ્નાન કરો હોમનો સમય થયો છે અને પહેલી સધ્યા ચાલે છે, માટે વિધિ પ્રમાણે હવન કરી દેવતાઓનુ તમે પૂજન કરો ' એમ તે અનિંદ્ય સુકન્યા તપસ્વી પતિને પામી તપ તથા નિયમ સાથે પ્રીતિથી કાયમ તેમને સેવતી હતી ઉપરાત તે શુભ મુખવાળી અગ્નિઓની તથા અતિથિઓની સેવા કરતી હર્ષથી ચ્યવન મુનિને સેવતી હતી પછી કોઈક સમયે સૂર્યના પુત્ર બને અશ્વિનીકુમારો કરતા કરતા ચ્યવન ઋષિના આશ્રમ પાસે આવ્યા ત્યારે જળમા સ્નાન કરી પોતાના આશ્રમ તરફ પાછી ફરેલી, સુંદર સર્વ અગોવાળી સુકન્યાને તેઓએ જતી જોઈ દેવકન્યા જેવી તેને જોઈને અત્યત મોહિત થયેલા બને અશ્વિનીકુમારો તેની પાસે દોડી જઈ આદરથી તેને કહેવા લાગ્યા 'હે સુંદર કેડના પાછલા ભાગવાળી! ક્ષણ વાર તુ ઊભી રહે, હે હાથી જેવી ચાલવાળી! અમે બને દેવપુત્રો તને પૂછવા આવ્યા છીએ તો હે ઉજ્જવળ હાસ્યવાળી! તુ સત્ય કહે હે સુંદર નેત્રોવાળી! તુ કોની પુત્રી છે? તારો પતિ કોણ છે? તળાવમા સ્નાન કરવા તુ એકલી આ બગીચામા કેમ આવી છે? હે કમળ જેવા નેત્રોવાળી! કાતિવી બીજી લક્ષ્મી હોય તેવી તુ દેખાય છે હે સુંદરિ! અમે તને જાણવા ઇચ્છીએ છીએ માટે તુ સત્ય કહે હે મનોહર સ્ત્રી! તારા કોમળ પગ ઉઘાડા પૃથ્વી પર ચાલી રહ્યા છે તે, હે ચચળ નેત્રોવાળી! અમારા હૃદયમા પીડા કરે છે હે નાજુક અગવાળી! તુ વિમાનને યોગ્ય છે છતા આમ પગપાળી કેમ જાય છે? તુ ઉત્તમ સાડી વિનાની કેમ છે અને આ વનમા તારુ આવવુ શા માટે છે? હે સુંદર મુખવાળી! તુ રાજપુત્રી અથવા અપ્સરા છે, છતા નોકરો દાસીઓ સહિત કેમ નથી નીકળી! સત્ય કહે જેનાથી તુ જન્મી છે, તે માતાને તથા પિતાને ધન્ય છે! હે નિર્દોષ સ્ત્રી! તારા પતિના ભાગ્યનુ વર્ણન કરવા તો અમે સમર્થ જ નથી હે સુંદર નેત્રોવાળી આ ભૂમિ દેવલોક કરતા પણ અધિક છે, કારણ કે

હમણા ચાલતા તારા આ પગ આ ભૂમિને પવિત્ર કરી રહ્યા છે જે મૃગો અને બીજા પક્ષીઓ વનમા તને નીરખીને જુએ છે, તે બધા ખરેખર ભાગ્ય શાળી છે અને આ ભૂમિ અત્યત પવિત્ર છે હે સુદર નેત્રોવાળી! તારા ખૂબ વખાણ કરવાથી હવે બસ છે, તુ સત્ય કહે, તારો પિતા કોણ છે અને પતિ ક્યા છે? તેમને આદરપૂર્વક જોવાની અમને ઈચ્છા છે '

વ્યાસ બોલ્યા તે બન્નેનુ એ વચન સાભળી શરમથી દબાઈ ગયેલી અતિ સુદર રાજપુત્રી સુકન્યા તે બન્નેને કહેવા લાગી 'તમે બન્ને મને શર્યાતિની પુત્રી જાણો અને દૈવેચ્છાથી પિતાએ આપેલી ચ્યવન મુનિની પ્રિયા સતી સ્ત્રી જાણો હે દેવો! મહાતપસ્વી મારા પતિ વૃદ્ધ તથા અધ છે અને હુ પ્રસન્ન ચિત્તે રાતદિવસ તેમની સેવા કરુ છુ તમે બન્ને કોણ છો? અહીં કેમ આવ્યા છો? મારા પતિ આશ્રમમા બેઠા છે, તો ત્યા આવી આજે આશ્રમને પવિત્ર કરો '

હે રાજા! તે વચન સાભળી અશ્વિનીકુમારો તેને કહેવા લાગ્યા હે કલ્યાણિ! તારા પિતાએ તને તપસ્વીને કેમ આપી? આ વનપ્રદેશમા તુ વીજળી જેવી પ્રકાશી રહી છે, ખરેખર! દેવોમા પણ તારા જેવી સ્ત્રી અમે જોઈ નથી તુ દિવ્ય વસ્ત્રોને યોગ્ય છે, મૃગચર્મોથી વીંટાયેલી તુ શોભતી નથી, હે શ્યામ કેશના સમૂહોવાળી! તુ સર્વ શણગારોથી યુક્ત હોવી જોઈએ અહો! દૈવતુ વર્તન જાણવુ મુશ્કેલ છે, કારણ કે હે કેળ જેવી સાથળોવાળી! હે વિશાળ નેત્રો વાળી! પ્રિયે! વૃદ્ધાવસ્થાથી અત્યત દુ ખી આધળા આ પતિને પામી તુ વનમા દુ ખી થાય છે હે ઉત્તમ નૃત્યમા ચતુર! તુ આને નકામી વરી છે, નવી ઉંમર પામી તુ આનાથી શોભતી નથી વળી તારો પતિ આવો છે, તેથી કામદેવે એકદમ તાકેલા બાણ કોના પર પડે? ખરખર! વિધાતા મદબુદ્ધિ છે, કેમ કે તેણે નવા યૌવનવાળી તને આધળાની સ્ત્રી કરી છે તુ આને યોગ્ય નથી માટે હે કાળા વિશાળ સુ દર નેત્રો વાળી! તુ બીજો પતિ કર હે કમળ જેવા નેત્રોવાળી! નયની આખવાળા આ મુનિને પતિ તરીકે પામી તારુ જીવન નકામુ જ થયુ છે વનમા વસવુ અને મૃગચર્મના વસ્ત્રા પહેરવા, એ (તારા માટે) અમે અત્યત યોગ્ય માનતા નથી, માટે હે નિદોષ અગવાળી! તુ સાવધાન થઈ અમારા બેમાના એકને પતિ કર હે માનવાળી! સુદરિ! મુનિની સેવા કરતી તુ યૌવનને વ્યર્થ કેમ કરે છે? તારુ પોષણ તથા રક્ષણ નહિ કરી શકતા તે ભાગ્યહીન મુનિને તુ શા માટે સેવે છે! હે નિદોષ અગવાળી! સર્વ સુખોથી રહિત તેને છોડી તુ અમારા બેમાથી એકને સ્વીકારી લે હે સુદરિ! પ્રસિદ્ધ નદનવનમા તથા ચૈત્રરથ વનમા તુ આનદ કર હે માનવાળી! આધળા આ વૃદ્ધની સાથે તુ માનહીન રહી સમય કેવી રીતે ગાળીશ? તુ શુભ લક્ષણોવાળી રાજપુત્રી હોઈ સસારના આનદ તથા ભાવને જાણે છે છતા ભાગ્યહીન બની આ નિર્જન વનમા વ્યર્થ સમય કેમ ગાળે છે? માટે હે કોયલ જેવુ બોલનારી! હે સુદર મુખવાળી! હે વિશાળ નેત્રોવાળી! તારા સુખ માટે તુ અમારા બેમાથી એકનો સ્વીકાર કર અને હે પાતળા પેટવાળી રાજપુત્રી! આ ઘરડા મુનિને તરત ત્યજીને તુ દેવોના સ્થાનોમા ભોગો ભોગવ હે મૃગના જેવા નેત્રોવાળી! સુદર કેશ-વાળી! આ નિર્જન વનમા આ વૃદ્ધ સાથે તને શુ સુખ છે? હે રાજપુત્રી? તારી ઉંમર નવી જ છે, છતા આધળાની સેવારૂપ દુ ખ તને કેમ ગમ્યુ છે? હે ચદ્ર જેવા મુખવાળી! તુ અત્યત કોમળ છે, ફળ તથા જળ લાવવા તને યોગ્ય નથી ૧-૫૫

किं ते सुखं चात्र वने सुकेशि।
वृद्धेन सार्धं विजने मृगाक्षि॥
सेवा तयाऽन्धस्य नवं वयश्च।
किं ते मतं भूपतिपुत्री दुःखम् ॥५५॥
शशिमुखि त्वमतीव सुकोमला।
फलजलाहरणं तव नोचितम्॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

# અધ્યાય ૫ મો*

### ચ્યવન મુનિને ફરી યુવાવસ્થા તથા નેત્રોની પ્રાપ્તિ

व्यास उवाच

**तयोस्तद्भाषितं श्रुत्वा वेपमाना नृपात्मजा ।**
**धैर्यमालम्ब्य तौ तत्र बभाषे मितभाषिणी ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તે બન્નેનુ તે ભાષણ સાભળી ધ્રૂજતી અને માપસર બોલતી રાજપુત્રી સુકન્યા ધૈર્ય ધરી તે બન્નેને કહેવા લાગી 'હે દેવો, તમે બન્ને સૂર્યના પુત્ર, સર્વજ્ઞ અને દેવોમા માન્ય છો, માટે ધર્મશીલ મને સતીને આમ કહેવા તમે યોગ્ય નથી હે દેવોમા શ્રેષ્ઠ! યોગધર્મધારી મુનિને પિતાએ મને આપી છે, તો વ્યભિચારિણીઓના સમૂહે સેવેલા તે (તમે કહેલા) માર્ગે હુ કેમ જાઉં? સર્વ લોકના કર્મોના સાક્ષી અને કશ્યપથી જન્મેલા આ સૂર્ય જોઈ રહ્યા છે, માટે આમ કહેવા તમે યોગ્ય નથી કુળવાન કન્યા પતિને છોડી બીજા પુરુષને કેમ સેવે? આ અસાર સસારમા ધર્મના નિર્ણયને તમે જાણો જ છો, માટે હે નિર્દોષ દેવો! તમે તમારી ઈચ્છા પ્રમાણે ચાલ્યા જાઓ, નહિ તો પતિભક્તિમા તત્પર અને શર્યાતિની ઉત્તમ પુત્રી હુ તમને શાપ દઈશ

વ્યાસ બોલ્યા એવુ તેનુ વચન સાભળી અત્યત વિસ્મય પામેલા બન્ને અશ્વિનીકુમારો ચ્યવન મુનિથી ભયની શકા રાખી ફરી એને કહેવા લાગ્યા 'હે રાજપુત્રી! તારા ધર્મથી અમે બન્ને પ્રસન્ન થયા છીએ, માટે હે સુદર વર્ણવાળી! તુ વરદાન માગ હે સુદર કેડના પાછલા ભાગવાળી! તારા કલ્યાણ માટે અમે વરદાન આપીશુ હે ઉત્તમ સ્ત્રી! અમને દેવોના ઉત્તમ વૈદ્યો તુ જાણ । અમે તારા પતિને ફરી યુવાન તથા રૂપવાન કરીશુ પછી હે ચતુરાઈમા પંડિતા! સમાન રૂપ તથા શરીરવાળા અમારા ત્રણમાથી એકને તુ પતિ તરીકે વરજે ' તેમનુ એ વચન સાભળી વિસ્મય પામેલી તે સુકન્યા તે વખતે પોતાના પતિ પાસે જઈ તેમણે કહેલુ અદ્ભુત વાક્ય તેને કહેવા લાગી હે સ્વામિન્! સૂર્યના પુત્ર-બે દેવો આપના આશ્રમમા આવ્યા છે હે ભૃગુપુત્ર! દિવ્ય શરીરવાળા એ અશ્વિનીકુમારો ને મે જોયા છે તેઓ બન્ને સર્વાંગે સુદર મને જોઈ કામાતુર થયા છે હે સ્વામિન્! તેમણે મને આ વચન કહ્યુ છે કે, 'તારા પતિ મુનિને નવા યૌવનવાળા, દિવ્ય શરીરવાળા તથા ચક્ષુવાળા અમે આ શરતથી કરીશુ, અમે કહેલી તે શરત હવે તુ સાભળ અમે તારા પતિને (અમારા) સમાન અવયવોવાળા તથા રૂપવાળા કરીશુ, તે પછી અમારા ત્રણેમાથી એકને તારે પતિ તરીકે વરવો તે સાભળી હુ તમને પૂછવા અહીં આવી છુ, આ કાર્ય અદ્ભુત છે, તો હે સત્પુરુષ! આ કાર્ય-સકટમા હવે શુ કરવુ યોગ્ય છે? દેવોની માયા પણ જાણવી મુશ્કેલ હોય છે, તે બન્નેનુ કપટ હુ જાણતી નથી, માટે હે સર્વજ્ઞ! તમે જે આજ્ઞા કરો, તે તમારી ઈચ્છા પ્રમાણે હુ કરુ '

ચ્યવન બોલ્યા 'હે ઉત્તમ વ્રતવાળી! પ્રિયા! તુ મારા વચનથી હમણા જ અશ્વિનીકુમારો પાસે જા અને તે બન્ને દેવવૈદ્યને તુ મારી પાસે જલદી લાવ આ વાક્ય તુ જલદી કર, એમા વિચાર ન કરીશ ' એમ આજ્ઞા કરેલી તે સુકન્યા ત્યા જઈને આ વચન બોલી હે દેવોમા ઉત્તમ અશ્વિનીકુમારો! તમારી શરત પ્રમાણે તમે જલદી કરો ' તેનુ એ વાક્ય સાભળી બન્ને અશ્વિનીકુમારો ત્યા ગયા અને રાજપુત્રી સુકન્યાને તેઓએ કહ્યુ 'તારો પતિ જળમા પ્રવેશ કરે (તે સાભળી) તરત જ ચ્યવને રૂપ માટે જળમા પ્રવેશ કર્યો પછી અશ્વિનીકુમારોએ પણ તે ઉત્તમ સરોવરમા પ્રવેશ કર્યો એટલે તે સરોવરમાથી તત્ક્ષણ ત્રણ પુરુષો બહાર નીકળ્યા તેઓ સમાન રૂપવાળા, દિવ્ય શરીરવાળા યુવાન સરખા, દિવ્ય કુડળો તથા અલકારોવાળા અને સમાન અવયવોવાળા હતા તે બધાએ સાથે જ કહ્યુ 'હે સુદર વર્ણવાળી! હે નિર્મળ મુખવાળી! હે કલ્યાણિ! અમારામાથી કોઈ પણ એકને તુ ઇચ્છિત પતિ તરીકે વર. હે સુદર મુખવાળી! જેના પર તને અધિક પ્રીતિ હોય તેને તુ વર એમ તે ત્રણેને સમાન રૂપવાળા, સમાન ઉંમરવાળા, એક સ્વરવાળા, તુલ્ય

* આ અધ્યાયમા સાડીનવ્વાણ શ્લોકથી ચ્યવન મુનિને અશ્વિનીકુમારની કૃપાથી ફરી યુવાવસ્થા પ્રાપ્ત થઈ, આ આ કહેવાયુ.

વેષવાળા તથા દેવપુત્ર જેવા જોઈ તે સુકન્યા સશય પામી અને સરખી આકૃતિવાળા તેઓને જોઈ પોતાના પતિને સારી રીતે નહિ જાણી ગભરાઈને વિચારમા પડી કે, 'હુ શુ કરુ ? ત્રણે સમાન છે, તો કોને વરુ ? મારા પતિને હુ ઓળખી શકતી નથી, આ ત્રણે દેવપુત્રો છે, ખરેખર હુ સશયમા પડી છુ, બને દેવોએ આ ઇદ્રજાળ બરાબર અહીં ગોઠવી છે મારે અહી શુ કરવુ ? મારુ મરણ આવ્યુ લાગે છે! મારે પતિને છોડી હમણા આ કોઈ દેવને કોઈ રીતે વરવો નથી, આ મારી ધારણા છે એમ મનથી વિચારી પાતળા પેટવાળી તે સુકન્યાએ વિશ્વના ઈશ્વરી અને સર્વેથી પર શિવાદેવીનુ ધ્યાન કર્યુ અને તે ભગવતીદેવીની આમ સ્તુતિ કરી

સુકન્યા બોલી હે જગતના માતા! અત્યત દુ ખી હોઈ હુ તમારે શરણે આવી છુ મારા સતી ધર્મની હવે તમે રક્ષા કરો, હુ તમારા ચરણોને નમુ છુ હે કમળમા જન્મેલા દેવિ! તમને નમસ્કાર હો હે શકરના પત્ની! તમને નમસ્કાર હો હે વિષ્ણુપ્રિયા લક્ષ્મી! તમને નમસ્કાર હો હે વેદમાતા સરસ્વતિ! આ સર્વ સ્થાવર—જગમ જગત તમે સર્જ્યુ છે તમે અકળાયા વિના આ જગતનુ રક્ષણ અને ભક્ષણ પણ કરો છો લોકોની શાતિ માટે તમે બ્રહ્મા, વિષ્ણુ તથા શકરને ઉત્પન્ન કરનારા હોઈ તેઓને પણ અતિ માન્ય છો તમે અજ્ઞાનીઓને બુદ્ધિ આપનારા અને જ્ઞાનીઓને મોક્ષ આપનારા છો તમે અજ્ઞારૂપ તથા પૂર્ણ પ્રકૃતિરૂપ છો તેથી પુરુષ—પરમાત્માને તમારુ દર્શન પ્રિય હોય છે નિર્મળ અત કરણવાળા પ્રાણીઓને તમે ભોગ તથા મોક્ષ આપનારા હોઈ અજ્ઞાનીઓને અત્યત દુ ખ દનારા છો અને પ્રાણીઓના સુખનુ સાધન છો હે અબા! તમે યોગીઓને સિદ્ધિ આપનારા, જય આપનારા તથા કીર્તિ આપનારા છો, અતિ વિસ્મય પામી હુ તમારે શરણે આવી છુ હે માતા! મને પતિના દર્શન કરાવો, શોકરૂપી સમુદ્રમા હુ ડૂબી રહી છુ, બે દેવોએ કપટ કર્યુ છે, તેથી અત્યત મોહ પામેલી હુ કોને વરુ ? માટે હે બધુ જાણનારા! મારા સતીવ્રતને જાણી તમે મને પતિ બતાવો

વ્યાસ બોલ્યા એમ સ્તુતિ કરેલા ત્રિપુરસુદરી દેવીએ તે વખતે એના હૃદયમા તુરત જ સુખનો ઉદય કરનારુ જ્ઞાન આપ્યુ, એટલે તે સતી—બાળાએ સરખી ઉંમર તથા રૂપ ધારણ કરતા એ ત્રણેનો મનથી નિશ્ચય કરી, તે બધાને બરાબર તપાસી પોતાના પતિને સ્વીકારી લીધો એમ તે ચ્યવનને વરી, ત્યારે તેનો સતીધર્મ જોઈ તે બને દેવો સતુષ્ટ થયા અને અત્યત પ્રસન્ન થઈ તેમણે વરદાન દીધા એમ ભગવતીની કૃપાથી એ બને ઉત્તમ દેવો પ્રસન્ન થયા અને પછી મુનિની રજા લઈ તરત જવા માટે જેવા તૈયાર થયા, ત્યારે મહાતેજસ્વી ચ્યવન મુનિ રૂપ, નેત્રો, પત્ની તથા યૌવનને પ્રાપ્ત કરી હર્ષ પામીને તે બને અશ્વિની કુમારોને આ વચન કહેવા લાગ્યા 'હે ઉત્તમ દેવો! તમે બનેએ મારા પર ઉપકાર કર્યો છે હુ શુ કહુ ? અધ, અતિ વૃદ્ધ અને ભોગરહિત છતા મને વનમા સુદર કેશના છેડાવાળી પત્ની મેળવી હમેશા દુ ખ થતુ હતુ પણ હવે આ સર્વોત્તમ સસારમા મે સુખ મેળવ્યુ છે તમે બનેએ મને નેત્રો આપ્યા અને યૌવન તથા અદ્ભુત રૂપ પણ આપ્યુ છે, તેથી કઈક ઉપકાર કરવા હુ ચાહુ છુ હે દેવો! જે પુરુષ ઉપકાર કરનાર મિત્ર ઉપર કોઈ રીતે ઉપકાર કરતો નથી, તે પુરુષને ધિક્કાર હો એ પુરુષ પૃથ્વી પર દેવાદાર રહે છે, માટે હમણા હુ તમને તમારુ ઇચ્છિત કઈક આપવા ઇચ્છુ છુ હે મોટા દેવો! મારા પર જે આ નવુ દેવુ થયુ છે, તેથી છૂટવા હુ તમને ઇચ્છિત વસ્તુ આપીશ કે, જે દેવો તથા અસુરોને મળવી મુશ્કેલ હશે, માટે તમારા મનમા જે કઈ ધાર્યુ હોય તે તમે કહો, તમારા સત્કૃત્યથી હુ પ્રસન્ન થયો છુ' એવુ મુનિનુ વાક્ય સાભળી તે બને પરસ્પર વિચાર કરી સુકન્યાની સાથે ઊભેલા મુનિશ્રેષ્ઠ ચ્યવનને કહેવા લાગ્યા 'હે મુનિ! પિતાની કૃપાથી અમારા મનથી ઇચ્છેલુ બધુ અમને પ્રાપ્ત છે, માત્ર દેવોની સાથે સોમપાન કરવાની અમને ઉત્કઠા છે મેરુ પર્વત પર કરાયેલા બ્રહ્માના યજ્ઞમા ઇદ્રદેવે અમને બનેને (આ બને વૈદ્યો છે, માટે અમને સોમપાન યોગ્ય નથી, એમ જણાવી) સોમનુ પાત્ર લેતા અટકાવ્યા છે, માટે ધર્મને જાણતા હે તપસ્વી! જો તમે સમર્થ હો, તો અમે બનેએ ઇચ્છેલુ આ અતિ પ્રિયમય કાર્ય તમારે અવશ્ય કરવુ ઘટે છે

હે બ્રહ્મન ! આ જાણી તમે અમને બંનેને સોમપાન કરતા કરો અમને અતિ દુર્લભ સોમપાન કરવાની ઈચ્છા છે, તે તમારાથી જ અમને પ્રાપ્ત થશે ' તે બંનેનુ એ કોમળ વચન સાભળી ચ્યવને તેમને કહ્યુ 'હુ વૃદ્ધ હતો છતા તમે મને રૂપવાન તથા યુવાન કર્યો છે અને પત્નીને મે મેળવી છે, માટે અમાપ કાંતિવાળા શર્યાતિ રાજાના વિશાળ યજ્ઞમા તમને બંનેને દેવરાજના દેખતા પ્રીતિથી સોમપાન કરતા હુ કરીશ, આ હુ સત્ય કહુ છુ ' એવુ ચ્યવન મુનિનુ વચન સાભળી હર્ષ પામેલા તે બંને દેવો સ્વર્ગ તરફ ગયા ચ્યવન પણ તે પત્નીને લઈ આશ્રમમા ગયા

**इत्याकर्ण्य वचो हृष्टौ तौ दिवं प्रतिजग्मतुः।**
**च्यवनस्ता गृहीत्वा तु जगामाश्रममण्डलम् ॥ ५८ ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

## અધ્યાય ૬ ઠ્ઠો*

### શર્યાતિનો યજ્ઞ

जनमेजय उवाच

**च्यवनेन कथं वैद्यौ तौ कृतौ सोमपायिनौ।**
**वचनं च कथं सत्यं जातं तस्य महात्मनः ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ એ બંને વૈદ્યોને ચ્યવને સોમપાન કરતા કેવી રીતે કર્યા હતા ? તે મહાત્માનુ વચન કેવી રીતે સત્ય થયુ હતુ ? દેવરાજ સામે વળી મનુષ્યનુ બળ કેટુ ? જેથી (ઇન્દ્રે) ના પાડયા છતા તો બંને ધર્મનિષ્ઠ દેવોને તેમણે સોમપાન કરતા કર્યા હતા ? હે પ્રભો ! તે આશ્ચર્યકારી કથા મને વિસ્તારથી કહો હવે હુ ચ્યવનનુ સપૂર્ણ ચરિત્ર સાભળવા ઈચ્છુ છુ

વ્યાસે કહ્યુ હે ભરત કુળશ્રેષ્ઠ મહારાજા ! શર્યાતિના તે યજ્ઞમા ચ્યવન ઋષિનુ પૃથ્વી પર અતિ અદ્ભુત ચરિત્ર જે બન્યુ હતુ, તે તમે સાભળો દેવ સમાન એ ચ્યવન મુનિ ! દેવ જેમ દેવકન્યાને મેળવે તેમ સુદરી સુકન્યાને મેળવી પ્રસન્ન મનથી આનદ કરવા લાગ્યા પછી કોઈક સમયે શર્યાતિની પ્રિય પત્ની અત્યત ચિતાતુર થઈ ધ્રૂજતી અને રડતી પતિને આ વચન કહેવા લાગી 'હે રાજન્ ! તમે વનમા અંધ મુનિને પુત્રી આપી છે, તે મરી ગઈ છે કે જીવે છે, તે અવશ્ય તમારે જોવુ જોઈએ હે નાથ ! તેવા પતિને પામી સુકન્યા શુ કરે છે, તે કાળજીથી જાણવા તમે મુનિના આશ્રમમા જાઓ હે રાજર્ષિ ! પુત્રીના દુ ખથી હુ હૃદયમા ખરેખર બળી રહી છુ, માટે તપથી દૂબળી થયેલી તે વિશાળ નેત્રોવાળી પુત્રીને તમે મારી પાસે લાવો અંધ પતિને પામી દુ ખી થયેલી, છાલના વસ્ત્ર પહેરતી અને અત્યત દૂબળા થયેલા અંગોવાળી તે પાતળા પેટવાળી પુત્રીને હુ જોઉ તો ખરી !'

શર્યાતિએ કહ્યુ હે વિશાળ નેત્રોવાળી ! હે સુદર કેડના પાછલા ભાગવાળી ! પ્રિય પુત્રી સુકન્યાને તથા તીક્ષ્ણ વ્રતધારી તે મુનિને આદરથી જોવા આજે આપણે જઈએ

વ્યાસ બોલ્યા શોકથી વ્યાપ્ત પોતાની સ્ત્રીને એમ કહી શર્યાતિ રાજા રથમા બેસી મુનિના આશ્રમ તરફ ગયો આશ્રમની પાસે જઈ તે રાજાએ નવયૌવનયુક્ત હોઈ દેવપુત્ર સરખા તે મુનિને જોયા ત્યારે દેવ સમાન આકારવાળા તેમને જોઈ રાજા મનમા અત્યત વિસ્મય પામ્યો (તે વિચારમા પડયો) કે, 'લોકમા નિંદાપાત્ર દુષ્ટ કર્મ પુત્રીએ શુ કર્યુ ? કામથી પીડાઈને આ પુત્રીએ અત્યત શાત હોવા છતાયે અતિ નિર્ધન અને વૃદ્ધ મુનિને મારી નાખ્યા છે અને બીજો પતિ કર્યો છે ! ખરેખર ! આ કામદેવને સહેવો મુશ્કેલ છે અને યૌવનમા તો ખાસ કરી તેને સહન કરવો મુશ્કેલ છે આ છોકરીએ મનુના કુળમા અતિ મહાન કલંક લગાડયુ છે લોકમા જેની પુત્રી નિંદાપાત્ર હોય છે, તેના જીવતરને ધિક્કાર હો ! સર્વ પાપોને લીધે પ્રાણીઓને દુ:ખ દેવા માટે જ પુત્રી જન્મે છે મે સ્વાર્થ સાધવા વૃદ્ધ તથા આધળાને પુત્રી આપી, તે ખરેખર ! સર્વ પ્રકારે અયોગ્ય કર્મ કર્યુ છે. પિતાએ સર્વ પ્રકારે જે યોગ્ય હોય, તેને જ કન્યા આપવી જોઈએ. (છતા તેમ ન કરી) મે જેવું કર્મ કર્યુ છે તેવુ ફળ મેળવ્યુ છે દુરાચારિણી થઈ પાપ કરતી આ પુત્રીને જો હમણા જ હુ મારી નાખુ,

* આ અધ્યાયમાં એકતક શ્લોકોથી મહાત્મા ચ્યવને પ્રેરણા કરેલ શર્યાતિએ યજ્ઞ કર્યો, એ કથા કહેવાશે.

તો મને ટાળવી મુશ્કેલ સ્ત્રીહત્યા લાગે છે અને ખાસ કરીને આ મારી તો પુત્રી પણ છે મનુના પ્રખ્યાત વંશને મેં કલંકયુક્ત કર્યો છે, આથી બળવાન લોકા પવાદ થશે અને સ્નેહરૂપ સાંકળને ત્યજવી પણ કઠણ છે હવે હું શું કરું ?' આમ તે રાજા ચિંતારૂપ સમુદ્રમાં ડૂબી ગયો, ત્યારે દૈવયોગે સુકન્યાએ પિતાને ચિંતાતુર જોયો એટલે તરત જ સુકન્યા પ્રેમપૂર્ણ મનથી પિતાની સમીપ ગઈ તેણે એ રાજાને પૂછ્યું કે, 'હે રાજા! કમળ સમાન નેત્રોવાળા યુવાન મુનિને બેઠેલા જોઈ તમે ચિંતાથી વ્યાકુળ મુખવાળા થઈ શું વિચારો છો? હે પુરુષશ્રેષ્ઠ! તમે આવો, આવો, મારા પતિને પ્રણામ કરો હે મનુવંશી શ્રેષ્ઠ રાજા! હવે તમે ખેદ કરો મા ' એવું પુત્રીનું વચન સાંભળી ક્રોધથી પીડાતા શર્યાતિ રાજાએ સામે ઊભેલી પુત્રીને આ વચન કહ્યું 'હે પુત્રિ! વૃદ્ધ અંધ અને તાપસોમાં ઉત્તમ ચ્યવન મુનિ ક્યાં છે અને મદોન્મત્ત આ યુવાન કોણ છે? આમાં મને મોટો સંદેહ છે હે પાપિણિ! હે દુષ્કૃત્ય કરનારી! એ મુનિને તેં શું મારી નાખ્યા? હે કુળનો નાશ કરનારી! કામને લીધે તેં આ શું નવો પતિ કર્યો? ચિંતાતુર થયેલો હું આશ્રમમાં રહેતા તે મુનિને જોતો નથી, તો કુલટા સ્ત્રીઓએ આચરેલું પાપકર્મ તેં કેમ કર્યું? હે દુરાચારિણિ! આ દિવ્ય પુરુષને જોઈને તેમ જ ચ્યવન મુનિને નહિ જોઉં હું તેં કરેલા શોકરૂપી સમુદ્રમાં ડૂબી ગયો છું પિતાનું તે વચન સાંભળી તરત જ પોતાના પતિને આદરથી પાસે લાવી હસીને સુકન્યાએ તેને કહ્યું 'હે પિતા! આ ચ્યવન મુનિ તમારા જમાઈ છે, એમાં સંશય નથી અશ્વિનીકુમારોએ તેમને આવા કમળ સમાન નેત્રોવાળા સુંદર કર્યા છે એ બંને અશ્વિનીકુમારો દૈવેચ્છાએ અહીં મારા આશ્રમમાં આવ્યા હતા અને તેઓએ દયાને લીધે જ ચ્યવન મુનિને આવા કર્યા છે હે રાજન્! રૂપથી થતા સંશયમાં અત્યંત મૂઢ બની તમે મને જેવી માનો છો તેવી હું તમારી પુત્રી થઈ પાપ કરનારી નથી હે પિતા! હે રાજા! તમે ભૃગુવંશી ચ્યવન મુનિને પૂછો, તે સર્વ કારણ વિસ્તારથી કહેશે ' પુત્રીનું એવું વચન સાંભળી શર્યાતિ રાજા ઉતાવળા ત્યાં જઈ ચ્યવન ઋષિને નમ્યા અને આદર સહિત પૂછવા લાગ્યા 'હે ભૃગુવંશી! તમે યથાયોગ્ય પોતાનો વૃત્તાંત મને જલદી કહો, આપે નેત્રો કેવી રીતે પ્રાપ્ત કર્યાં અને આપની વૃદ્ધાવસ્થા ક્યાં ગઈ? હે બ્રાહ્મણ! અતિ સુંદર આપનું રૂપ જોઈ મને મોટો સંશય થયો છે, તો તમે વિસ્તારથી કહો, જેથી હું સુખ પામું '

ચ્યવન બોલ્યા હે શ્રેષ્ઠ રાજા! દેવોના વૈદ્ય બંને અશ્વિનીકુમારો અહીં આવ્યા હતા, તેમણે કૃપાથી આ ઉપકાર કર્યો છે મેં (પણ) તેમના ઉપકાર માટે (સામેથી) તેઓને વરદાન આપ્યું છે કે, શર્યાતિ રાજાના યજ્ઞમાં તમને બંનેને હું સોમપાન કરતા કરીશ ' હે મહારાજ! એમ મેં યુવાવસ્થા તથા નિર્મળ નેત્રો પ્રાપ્ત કર્યાં છે, માટે તમે સ્વસ્થ થાઓ અને શુભ આસન પર બેસો ' બ્રાહ્મણ ચ્યવન મુનિએ એમ કહેતાં રાજા શર્યાતિ સ્ત્રી સાથે સુખથી ત્યાં બેઠા અને મહાત્મા ચ્યવન સાથે કલ્યાણકારી વાતો કરવા લાગ્યા પછી એ રાજાને શાંત પાડતા ભૃગુવંશી કહેવા લાગ્યા 'હે રાજન્! હું તમને યજ્ઞ કરાવીશ, માટે સામગ્રીઓ તૈયાર કરો હે શ્રેષ્ઠ! મેં તે અશ્વિનીકુમારોને વચન આપ્યું છે કે, 'તમને બંનેને મારે સોમપાન કરતા કરવા ' આ વચન મોટા વિસ્તારવાળા તમારા યજ્ઞમાં મારે પાળવું છે હે રાજેંદ્ર! ક્રોધ પામેલા ઇંદ્રને હું મારા તેજના બળથી અટકાવીશ અને તમારા સોમયાગમાં અશ્વિનીકુમારોને સોમપાન કરાવીશ ' હે મહારાજ જનમેજય! (ચ્યવન મુનિનું તે વચન સાંભળ્યા) પછી ખૂબ સંતોષ પામેલા શર્યાતિ રાજાએ ચ્યવનના તે વાક્યને સામેથી માન આપ્યું અને ચ્યવન મુનિનું સન્માન કરી અતિ સંતુષ્ટ થયેલા તે રાજા સ્ત્રી સાથે એ મુનિની વાતો કરતો પોતાના નગર તરફ ગયો પછી યજ્ઞને યોગ્ય ઉત્તમ દિવસે પોતાની ઇચ્છાનુસાર સમૃદ્ધિવાળા શર્યાતિએ ઉત્તમ યજ્ઞસ્થાન કરાવ્યું, એ પછી ભૃગુવંશી ચ્યવન મુનિએ વસિષ્ઠ વગેરે પૂજ્ય મુનિઓને તેડાવી તે રાજા પાસે યજ્ઞ કરાવવો શરૂ કર્યો એમ યજ્ઞ ચાલુ થયો ત્યારે દેવ સહિત સર્વ દેવો ત્યાં આવ્યા અને બંને અશ્વિનીકુમાર પણ સોમપાન કરવા આવ્યા. તે વેળા બંને અશ્વિનીકુમારોને ત્યાં જોઈને ઇંદ્ર

# અધ્યાય ૭ મો*

## અશ્વિનીકુમારો સોમપાનથી સંતુષ્ટ

व्यास उवाच

**दत्ते ग्रहे तु राजेन्द्र वासवः कुपितो भृशम्।**
**प्रोवाच च्यवनं तत्र दर्शयन् बलमात्मनः ॥१॥**

વ્યાસ બોલ્યા : હે રાજેન્દ્ર ! તેમને સોમપાન આપ્યું, એટલે અત્યંત ક્રોધ પામેલો ઇંદ્ર પોતાનું બળ બતાવતો ચ્યવન મુનિને કહેવા લાગ્યો : ઓ નીચ બ્રાહ્મણ ! આ મર્યાદા કરવા તું યોગ્ય નથી. બીજા વિશ્વરૂપની પેઠે તને શત્રુને હું મારીશ.

ચ્યવન બોલ્યા : હે ઇંદ્ર ! જેઓએ મને રૂપસંપત્તિના તેજથી બીજા દેવ જેવો કર્યો છે, તે મહાત્મા અશ્વિનીકુમારોનું તું અપમાન ન કર. હે દેવેન્દ્ર ! તારા સિવાય બીજા દેવો સોમપાત્રને કેમ લે છે ? અશ્વિનીકુમારો પણ શત્રુઓને તપાવનારા બે દેવો છે, તે તું જાણ.

ઇંદ્રે કહ્યું : વૈદ્યો યજ્ઞમાં કોઈ પણ રીતે સોમપાત્રને (ગ્રહણ કરવા) અવશ્ય યોગ્ય નથી. છતાં આ મૂઢાત્મા ! જો તું આપવા ઇચ્છે છે તો હમણાં જ તારા મસ્તકને હું કાપી નાખીશ.

વ્યાસે કહ્યું : ભૃગુવંશી ચ્યવને ઇંદ્રના વાક્યનો અનાદર કરી તેનો ખૂબ તિરસ્કાર કરતા હોય તેમ અશ્વિનીકુમારોને પણ સોમપાન ગ્રહણ કરાવ્યું અને બંને અશ્વિનીકુમારોએ પણ સોમરસ પીવાની ઇચ્છાથી સોમપાત્ર લીધું ત્યારે તે જોઈ ઇંદ્ર આ વચન બોલ્યા : આ બેયને તું પોતાના સ્વાર્થ માટે જો સોમરસ અપાવીશ તો બીજા વિશ્વરૂપની પેઠે હું તને વજ્રનો પ્રહાર કરીશ. ઇંદ્રે આમ કહ્યા છતાં અત્યંત ગર્વવાળા અને ઘણા ક્રોધ પામેલા ભૃગુવંશી ચ્યવને વિધિ પ્રમાણે અશ્વિનીકુમારોને સોમરસ ગ્રહણ કરાવ્યો. એટલે ઇંદ્રે પણ કરોડો સૂર્ય સમાન કાંતિવાળું પોતાનું અર્ધું વજ્ર સર્વ દેવોના દેખતાં ઉપાડી ચ્યવન મુનિ પર ફેંક્યું ત્યારે ચ્યવને અમાપ તેજવાળા ઇંદ્રના તે વજ્રને ફેંક્યું જોઈ તપથી

નારાજ થયો અને તેણે સઘળા દેવોને પૂછ્યું કે ' આ બંને અહીં કેમ આવ્યા છે, આ બંને તો વૈદ્યો છે, તેથી સોમપાનને યોગ્ય નથી, છતાં આ બંને ઉત્તમ વૈદ્યોને અહીં કોણે બોલાવ્યા ?' (તે સાંભળી) દેવો બોલ્યા નહિ પણ ત્યાં ચાલી રહેલા રાજાના યજ્ઞમાં ચ્યવન મુનિએ અશ્વિનીકુમારો માટે સોમરસ ઉઠાવ્યો, તે વખતે ઇંદ્રે તેમને અટકાવ્યા કે, ' આ બંને માટે તમે સોમપાન ન ઉઠાવો ' ત્યારે ચ્યવન મુનિએ તેને કહ્યું : ' હે ઇંદ્ર ! સૂર્યના પુત્ર—આ બે અશ્વિનીકુમારો સોમપાત્રને યોગ્ય કેમ નથી ? તમે સત્ય કહો : આ બંને કંઈ વર્ણસંકર નથી, પણ સૂર્યની ધર્મપત્નીના પુત્રો છે. છતાં હે દેવેન્દ્ર ! કયા દોષથી તે બંને ઉત્તમ વૈદ્યો સોમરસને યોગ્ય નથી ? હે ઇંદ્ર ! આ યજ્ઞમાં સર્વ દેવોએ નિર્ણય કરવો જોઈએ. મેં તેઓને સોમપાન કરનાર ઠરાવ્યા છે. માટે હું તેઓને સોમરસ ગ્રહણ કરાવીશ. હે સમર્થ ઇંદ્ર ! મેં એ માટે જ શર્યાતિ રાજાને યજ્ઞ માટે પ્રેરણા કરી છે અને હું મારું વચન સત્ય કરીશ. હે ઇંદ્ર ! આ બંનેએ મારા પર ઉપકાર કર્યો છે, મને નવું વય આપ્યું છે, માટે મારે હરકોઈ રીતે તેમનો સામો ઉપકાર કરવો જોઈએ. '

ઇંદ્રે કહ્યું : આ બંનેને દેવોએ વૈદ્ય કર્યા છે તેથી તેઓ નિંદિત છે અને સોમપાનને યોગ્ય નથી માટે આ બંનેને ઉદ્દેશી તમે સોમપાત્ર ન લો.

ચ્યવન બોલ્યા : અલ્યા ઓ અલ્પબુદ્ધિ ઇંદ્ર ! આજે તું વ્યર્થ કપટને મનમાં ન લાવ, આ બંનેને મારનાર ! દર્પથી અશ્વિનીકુમારોને સોમપાન કેમ નથી ?' હે રાજન ! એમ વિવાદ ઊભો થતાં ત્યારે કોઈ પણ ચ્યવનને કંઈ કહી શકયા નહિ અને તીક્ષ્ણ તેજવાળા ભૃગુવંશી ચ્યવને તપના બળથી અશ્વિનીકુમારોને સોમપાન ગ્રહણ કરાવ્યું ૧-૬૧

**... विवादे समुपस्थिते च।**
**न कोऽपि वाच तमुवाच भूप ॥**
**ग्रहं तयोर्भार्गवतिग्मतेजा ।**
**समाहृयामास तपोबलेन ॥६१॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

* આ અધ્યાયમાં અશ્વિનીકુમારોને સોમપાનથી સંતુષ્ટ કર્યા, એ કથા આવેલ સ્વામીજી કહેવાય.

અટકાવી દીધુ અને મહાબાહુ તે મુનિશ્રેષ્ઠ કૃત્યાથી ઇદ્રનો નાશ કરવા તૈયાર થયા તેમણે પરિપકવ હોમદ્રવ્યનો મત્રપૂર્વક અગ્નિમા હોમ કર્યો, એટલે ચ્યવનના તપોબળથી તેમાથી કૃત્યા ઉત્પન્ન થઈ મહાબળવાન, ક્રૂર, મોટા શરીરવાળો અને પ્રાણીઓને ભય આપતો 'મદ' નામનો મોટો અસુર તે કૃત્યારૂપે પ્રગટ થયો તે શરીરથી પર્વત જેવો, તીક્ષ્ણ દાઢવાળો તથા ભયાનક હતો તેને સો સો યોજન લાબી ચાર દાઢો હતી અને તેના બીજા દાત દશ દશ યોજન લાબા હતા તેના બે બાહુ પર્વત જેવા લાબા અને ક્રૂર દેખાવના હતા અને ભયકર તથા ક્રૂર તેની જીભ આકાશને ચાટી રહી હતી તની ડોક પર્વતના શિખર જેવી કઠણ અને ઘણી જ બિહામણી હતી, તેના નખ વાઘના નખ જેવા હતા અન વાળ અતિ ભયકર હતા તેનુ શરીર કાજળ જેવુ કાળુ હતુ મુખ ભયાનક હતુ અને બને નત્રો દાવાનળ જેવા બિહામણા હોઈ અત્યત ભયાનક હતા તેનો એક હોઠ પૃથ્વી પર રહ્યો હતો અને એક આકાશમા પહોચ્યો હતો આવો મોટા શરીરવાળો 'મદ' નામે અસુર ઉત્પન્ન થયો તેને જોઈને સર્વ દેવો તરત જ ભય પામ્યા અને ઇંદ્રે પણ ભયથી બી જઈ યુદ્ધ માટે મન ન કર્યુ પલો દૈત્ય પણ ઇદ્રના વજ્રન મોઢામા લઈ પોતાની ઇચ્છા પ્રમાણે ઊભો રહ્યો, તેનાથી આકાશ વ્યાપી ગયુ અને ત્રણ જગતને જાણે ગળી જતો હોય તેમ ઘોર દૃષ્ટિવાળો તે અસુર અત્યત ક્રોધાયમાન થઈ ઇદ્રને ખાઈ જવા ધસી ગયો તે વખતે હાય, મૂઆ છીએ' એમ સર્વ દેવો ત્યા ઊભા રહી ચીસો પાડવા લાગ્યા તે વેળા ઇંદ્ર પોતાની પાસેથી વજ્ર છોડવા તૈયાર થયો, પણ ચ્યવને તેના હાથ થભાવી દીધા, જેથી તના પર વજ્રનો પ્રહાર કરવા તે સમર્થ ન થયો એમ જેના હાથમા (એમનુ એમ જ) વજ્ર રહ્યુ હતુ એવા ઇદ્રે સમયને જાણનાર બૃહસ્પતિને મનથી ત્યા સભાર્યા એટલે ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિ યાદ કરતા તરત જ ત્યા આવ્યા અને વિપત્તિ સમાન ઉગ્ર તે સમય જોઈ બૃહસ્પતિએ મનથી કાર્ય વિચારી ઇદ્રને કહ્યુ હે ઇદ્ર! યજ્ઞકુડમાથી ઉત્પન્ન થયેલા મદ નામનો આ અસુર મોટા મત્રોથી કે વજ્રથી જિતાવો કઠણ છે ચ્યવન ઋષિનુ તપોબળ ઉત્તમ પ્રકારનુ છે, તેથી મહાબળવાન આ શત્રુને તારાથી, મારા થી કે દેવોથી અટકાવી શકાય તેમ નથી માટે હે દેવેશ્વર! મહાત્મા ચ્યવનને શરણે તુ જા તે ઋષિ પોતે કરેલી આ કૃત્યાને અવશ્ય અટકાવશે, પરાશક્તિભગવતીના ભકતનો ક્રોધ રોકવા કોઈ પણ સ્થળે કોઈ સમર્થ નથી '

વ્યાસ બોલ્યા બૃહસ્પતિએ એમ કહ્યુ ત્યારે ભયભીત થયેલો ઇદ્ર ચ્યવન મુનિની પાસે જઈ મસ્તકથી તેમને પ્રણામ કરી નમ્ર થઈ બોલ્યો 'હે મુનિશ્રેષ્ઠ! ક્ષમા કરો ધસી આવતા આ અસુરને તમે શાત કરો હે સર્વજ્ઞ! તમે પ્રસન્ન થાઓ, તમારુ કહ્યુ હુ કરીશ હે ભૃગુવશી! આજથી માડી આ અશ્વિનીકુમારો સોમપાનને યોગ્ય ગણાશે, આ મારુ વચન સત્ય છે, માટે હે બ્રાહ્મણ! તમે પ્રસન્ન થાઓ હે તપોધન! આ તમારો ઉદ્યમ વ્યર્થ ન થાઓ અને હે ધર્મજ્ઞ! હુ પણ જાણુ છુ કે, તમે પોતાનુ વચન મિથ્યા નહિ કરો તમે યોગ્ય ઠરાવેલા આ અશ્વિનીકુમારો (હવેથી) કાયમ સોમપાન કરનારા થશે અને શર્યાતિની કીર્તિ વિશાળ થશે હે મુનિશ્રેષ્ઠ! મે જે કામ કર્યુ છે, તે તમારા પરાક્રમને પ્રકાશનારુ હોઈ કેવળ તમારી પરીક્ષા માટે જ કરેલુ સમજવુ માટે હે બ્રહ્મન્! કૃપા કરો, ઉત્પન્ન થયેલા મદ અસુરનો તમે નાશ કરો અને સર્વ દેવોનુ ફરી કલ્યાણ કરો ' એમ ઇદ્રે કહેતા પરમાર્થને જાણનારા ચ્યવન મુનિએ વિરોધથી થયેલો કોપ દૂર કર્યો અને દુખ પામેલા ઇદ્રને આશ્વાસન આપી તે ભૃગુવશી ચ્યવને 'મદ'-ને સ્ત્રીઓમા, મદિરાપાનમા, જુગારમા તથા શિકારમા વહેંચી નાખ્યો એમ 'મદ'ને વહેંચી નાખી ભયથી ડરેલા ઇદ્રને આશ્વાસન આપી, સર્વ દેવોને સારી રીતે સ્થિર કરી તેમણે રાજાનો યજ્ઞ સમાપ્ત કર્યો તે પછી સર્વ ધર્મોરૂપ ચ્યવન ઋષિએ સસ્કાર કરેલા સોમરસનુ મહાત્મા ઇદ્રને તથા અશ્વિનીકુમારોને પાન કરાવ્યુ હે રાજન્! એમ ચ્યવન ઋષિએ સપૂર્ણ તપના બળથી સૂર્યના શ્રેષ્ઠ પુત્ર અશ્વિનીકુમારોને સોમપાન કરતા કર્યા હતા યજ્ઞસ્તભથી શોભી રહેલુ તે સરોવર પણ પ્રખ્યાત થયુ અને ચ્યવન મુનિનો આશ્રમ પણ પૃથ્વી

પર સારી રીતે પ્રખ્યાત થયો શર્યાતિ પણ તે કર્મથી સંતોષ પામ્યો અને યજ્ઞ સમાપ્ત કરી પ્રધાનો સાથે નગરમાં ગયો, ધર્મને જાણતો એ પ્રતાપી મનુપુત્ર રાજ્ય કરવા લાગ્યો તેનો પુત્ર આનર્ત થયો અને આનર્તથી રેવત થયો શત્રુઓને જીતનારો તે રેવત સમુદ્રની અંદર કુશસ્થલી (દ્વારકા) નામની નગરી વસાવી રહ્યો હતો અને આનર્ત(ઓખામંડળ) આદિ દેશો પર રાજ્ય કરતો હતો તેના સો પુત્રો થયા હતા; તેઓમાં સૌથી મોટો કકુદ્મી હતો, ઉપરાંત શુભ લક્ષણોવાળી 'રેવતી' નામની એક કન્યા પણ તેની થઈ હતી એ કન્યા જ્યારે વરને યોગ્ય થઈ, ત્યારે રાજા રેવત ઉત્તમ કુળમાં જન્મેલા રાજપુત્રોનો વિચાર કરતો હતો રેવત (ગિરનાર) નામના પર્વતનો આશ્રય કરી તે બળવાન રાજા આનર્ત દેશ ઉપર રાજ્ય કરતો હતો 'મારે પુત્રી કોને આપવી?' આમ મનથી વિચારી, તે રાજા સર્વજ્ઞ હોઈ 'દેવોથી પૂજાતા બ્રહ્મા પાસે જઈ તેમને હુ પૂછુ' આમ ધારી રેવતી પુત્રીને લઈ બ્રહ્માને પૂછવાની ઇચ્છાથી તરત જ બ્રહ્મલોકમાં ગયો; જ્યાં દેવો, યજ્ઞો, વેદો, પર્વતો, સમુદ્રો તથા નદીઓ દિવ્ય રૂપો ધરી ઊભા હતા, તેમ જ પૂર્વકાળના ઋષિઓ, સિદ્ધો, ગંધર્વો, સર્પો તથા ચારણો એ બધાયે બે હાથ જોડી સ્તુતિ કરતા ઊભા હતા ૧-૫૨

**ऋषयः सिद्धगंधर्वाः पन्नगाश्चारणास्तथा ।**
**तस्थुः प्राञ्जलयः सर्वे स्तुवन्तश्च पुरातनाः ॥ ५२ ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં સાતમા સ્કંધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

## અધ્યાય ૮ મો*

### રેવત રાજાની કથા

જનમેજય ઉવાચ

**संशयोऽयं महान् ब्रह्मन् वर्तते मम मानसे।**
**ब्रह्मलोकं गतो राजा रेवतीसंयुतः स्वयम् ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ - હે બ્રહ્મન્! રેવતરાજા પોતે (મનુષ્ય દેહે) રેવતી સાથે બ્રહ્મલોકમાં ગયો એ વિષે મારા મનમાં આ મોટો સંશય છે મે બ્રાહ્મણો પાસેથી કથાઓની અંદર સાંભળ્યુ છે કે, બ્રહ્મવેત્તા શાંત બ્રાહ્મણ (મરણ પછી) બ્રહ્મલોકને પામે છે ત્યારે રાજા રેવત પૃથ્વીલોકમાંથી (આ મનુષ્યશરીરે જ) રેવતી સાથે અતિદુર્લભ તે સત્યલોકમાં કેવી રીતે ગયો હતો, એ સંશય છે મરણ પામેલો મનુષ્ય (દેહને અહીં જ છોડીને) સ્વર્ગલોકને પામે છે, આવો સર્વ શાસ્ત્રોનો નિર્ણય છે, તો પછી મનુષ્યદેહથી બ્રહ્મલોકમાં ગતિ કેમ હોઈ શકે? અને સ્વર્ગલોકથી ફરી મનુષ્યલોકમાં ગતિ કેવી રીતે થઈ શકે? હે વિદ્વાન! બ્રહ્માને પૂછવા ઇચ્છતો રાજા રેવત જેવી રીતે ત્યાં ગયો હતો, તે વિષે આ મારો સંશય હમણા દૂર કરવા તમે યોગ્ય છો

વ્યાસ બોલ્યા હે રાજન્! મેરુ પર્વતના શિખર પર સર્વ લોકો રહ્યા છે, ઇંદ્રલોક, અગ્નિલોક, (યમરાજની) સંયમની નગરી, સત્યલોક, કૈલાસ અને વૈકુંઠ—જે વૈષ્ણવપદ કહેવાય છે—આ સર્વે ત્યાં મેરુના શિખર પર છે જેમ ધનુષને ધારણ કરતો કુંતીપુત્ર અર્જુન મનુષ્યશરીરથી જ ઇંદ્રલોકમાં ગયો હતો અને પાંચ વર્ષ સુધી ત્યાં દેવલોકમાં ઇંદ્રની પાસે રહ્યો હતો, તે જ પ્રમાણે કકુત્સ્થ વગેરે બીજા રાજાઓ પણ સ્વર્ગલોકમાં આવરજવર કરતા હતા વળી પૂર્વે મહાબળવાન દૈત્યો પણ ઇંદ્રલોકને જીતી પોતાની ઇચ્છા પ્રમાણે ત્યાં રહ્યા હતા પૂર્વે મહાભિષ નામનો ચક્રવર્તી રાજા બ્રહ્મલોકમાં ગયો હતો એ રાજાએ અતિસુંદર ગંગાને ત્યાં આવતી જોઈ એ વખતે હે રાજા! દૈવયોગે તેનુ વસ્ત્ર વાયુથી ખસી ગયુ, ત્યારે રાજાએ તે સુંદરીને કંઈક નગ્ન પણ જોઈ હતી પછી કામથી પીડાયેલો તે રાજા કંઈક હસ્યો હતો અને તે ગંગા પણ કંઈક હસી હતી બ્રહ્માએ તે બંનેને એમ (હસતા) જોયા હતા, જેથી શાપ પામી પૃથ્વી પર આવ્યા હતા દૈત્યો તથા દાનવોથી પીડાતા દેવો પણ વૈકુંઠમાં વિષ્ણુ પાસે જઈ જગતના નાથ લક્ષ્મીપતિ વિષ્ણુની સ્તુતિ કરતા હતા માટે હે રાજા! એમાં સંદેહ કરવો નહિ દરકોઈ લોક મનુષ્યોને પણ દરકોઈ પ્રકારે જવા યોગ્ય છે જ. હે રાજા! જેઓએ પુણ્ય કર્યાં હોય, એવા તપસ્વીઓને તો અવશ્ય બધા લોક જવા યોગ્ય હોઈ શકે છે. માત્ર પુણ્યનુ હોવુ એ જ

* આ અધ્યાયમાં છપ્પન શ્લોકવડે રેવતની કથા સમાપ્ત કરી, હવે રાજવંશનો વિસ્તાર કહવાશે.

સ્વર્ગ લોકમા જવાનુ કારણ છે તે જ પ્રમાણે યજ્ઞથી શુદ્ધ થયેલા અત કરણવાળા યજ્ઞ કરનારાઓને પણ પુણ્યથી સ્વર્ગાદિ લોકમા જવુ ઘટે છે.

જનમેજયે પૂછ્યુ. રૈવતરાજા સુદર નેત્રોવાળી રેવતી કન્યાને લઈ બ્રહ્મલોકમા ગયો હતો પછી તે રાજાએ શુ કર્યું હતુ? બ્રહ્માએ શી આજ્ઞા કરી હતી અને તેણે પોતાની પુત્રી કોને આપી હતી? હે બ્રહ્મન્! તે સર્વ હવે મને વિસ્તારથી કહો

વ્યાસે કહ્યુ હે રાજા! તમે સાભળો રૈવત રાજા પુત્રીનો વર પૂછવા જ્યારે બ્રહ્મલોકમા ગયો હતો, ત્યારે ત્યા સગીત ચાલતુ હતું, જેથી થોડી વાર વખત મેળવી તે રાજા કન્યા સાથે સભામા બેઠો હતો અને સગીત સાભળવાથી પ્રસન્નચિત્ત થઈ તૃપ્ત થયો ન હતો. પછી સગીત સમાપ્ત થયુ, ત્યારે બ્રહ્માને પ્રણામ કરી, પોતાની પુત્રી તેમને બતાવી પોતાનો અભિપ્રાય તેણે (આ પ્રમાણે) જણાવ્યા

રૈવત રાજાએ કહ્યુ હે દેવેશ્વર! મારી આ પુત્રી કન્યા છે, માટે તેનો વર તમે કહો હે બ્રહ્મન્! મારે આ કન્યા કોને આપવી? એ પૂછવા હુ તમારી પાસે આવ્યો છુ ઉત્તમ કુળમા જન્મેલા ઘણા રાજપુત્રોને મે જોયા છે પણ મારુ ચચળ ચિત્ત કોઈ વિષે અત્યત સ્થિર થતુ નથી, માટે હે દેવોના દેવેશ્વર! તમને પૂછવા હુ અહી આવ્યો છુ, તો હે સર્વજ્ઞ! યોગ્ય રાજપુત્રને વર તરીકે તમે જણાવો અને કુળવાન, બળવાન, સર્વ લક્ષણોથી યુક્ત, દાતા અને ધર્મશીલ રાજપુત્ર બતાવો

વ્યાસ બોલ્યા જગતકર્તા બ્રહ્મા રાજાનુ તે વચન સાભળી તે વખતે કાળનો ઘણો ફેરફાર થયેલો જોઈ હસીને તેને આ વાક્ય કહેવા લાગ્યા

બ્રહ્મા બોલ્યા- હે રાજન્! જે રાજપુત્રોને વર તરીકે હૃદયમા તે ધર્યા હતા, તે બધા તેમના પિતા, પૌત્રો તથા બાધવો સહિત કાળથી નાશ પામ્યા છે. હમણા સત્યાવીસમો દ્વાપરયુગ ચાલે છે. તારા બધા વશજો પણ મરણ પામ્યા છે અને તારી નગરીને દૈત્યોએ લૂટી લીધી છે હમણા તે નગરીમા ચદ્રવશમા જન્મેલો રાજા રાજ્ય કરે છે. 'ઉગ્રસેન' નામથી પ્રખ્યાત મથુરાનો રાજા યયાતિના વશમા જન્મ્યો છે અને મથુરાને લગતા દેશોનો તે રાજા છે. ઉગ્રસેનનો પુત્ર કસ દેવોનો દ્વેષી મહાબળવાન અને દૈત્યોનો અશ હતો, તેણે પોતાના પિતાને પણ કેદખાનાના નાખ્યા હતા રાજાઓના ગર્વથી પોતે ગર્વિત થઈ તે કસ રાજ્ય કરતો હતો, ત્યારે અત્યત ભારથી પીડાતી અને દુષ્ટ રાજાઓના સૈન્યોના ભારથી અત્યત ગભરાયેલી પૃથ્વી મારે શરણે આવી હતી, તે વેળા ઉત્તમ દેવોએ તે પૃથ્વી પર પોતાના અશાવતાર જણાવ્યા હતા કમળ સમાન નેત્રોવાળા શ્રીકૃષ્ણ વસુદેવના પુત્ર તરીકે દેવ સમાન રૂપવાળી દેવકીથી જન્મ્યા છે, તે જ શ્રીનારાયણમુનિ છે ધર્મના પુત્ર જે સનાતન નારાયણ ગગાના કાઠા પર પવિત્ર બદરિકાશ્રમમા નરની સાથે કઠિન તપ કરતા હતા, તે જ નારાયણ યદુના કુળમા અવતર્યા છે, જે 'વાસુદેવ' નામથી પણ પ્રખ્યાત છે હે ઉત્તમ રાજા! એ કૃષ્ણે પાપી કસને માર્યો છે અને તે દુષ્ટ પુત્રનો નાશ કરી તેના પિતા ઉગ્રસેનને રાજ્ય આપ્યુ છે કસનો સસરો પાપી જરાસધ મહાબળવાન છે, તેણે મથુરા પર ચડી જઈ ક્રોધ અને ઉત્સાહથી યુદ્ધ કર્યું હતુ, પણ મહાબળવાન એ જરાસધને શ્રીકૃષ્ણે યુદ્ધમા હરાવ્યો હતો પછી તણે સૈન્ય સહિત યવન રાજાને યુદ્ધ માટે મોકલ્યો હતો, ત્યારે મહાશૂરવીર એ યવન રાજાને સૈન્ય સહિત આવતો સાભળી શ્રીકૃષ્ણ મથુરા છોડી દ્વારકાનગરીમા ગયા હતા. તે કૃષ્ણે અત્યત ભાગી પડેલી તે દ્વારકાનગરીને સાથે આવેલા કારીગરો પાસે કિલ્લાવાળી અને બજારો તથા ઘરોથી શોભીતી કરાવી છે પ્રતાપી કૃષ્ણે નગરીનો એમ જીર્ણોદ્ધાર કરી, પોતાને વશ રહેતા ઉગ્રસેનને ત્યા રાજા કર્યા છે અને યાદવોને દ્વારકામા વસાવ્યા છે યદુઓમાં ઉત્તમ તે કૃષ્ણ કુટુબીઓ સાથે હમણા ત્યા છે. તેમના મોટાભાઈ બળદેવ હળના આયુધવાળા, મુશલ ધારણ કરતા, વીર અને શેષનાગના અશરૂપે પ્રખ્યાત છે. તે તારી પુત્રીનો મનગમતો વર થાઓ કમળ સમાન નેત્રોવાળી રેવતી કન્યાને વિવાહવિધિથી એ સકર્ષણ—બળભદ્રને તુ જલદી આપ હે નૃપશ્રેષ્ઠ! તેમને પુત્રી આપીને તુ દેવોને આનદ આપનાર અને મનુષ્યોની ઈચ્છાઓ પૂરનાર પવિત્ર બદરિકાશ્રમમા

તપ કરવા જતો રહેજે.

વ્યાસ બોલ્યા : હે રાજન્ ! એમ બ્રહ્માએ આજ્ઞા કરી, ત્યારે તે રાજા તરત જ કન્યા સાથે દ્વારકામા ગયો હતો ત્યા જઈને તેણે શુભ લક્ષણોવાળી પોતાની કન્યા બળદેવને આપી હતી અને પછી તીવ્ર તપ કરી તે રાજા સમય જતા ગંગાના કિનારે શરીર છોડી સ્વર્ગલોકમા ગયો હતો

જનમેજય રાજાએ પૂછ્યુ હે ભગવન્ ! આપે તો મોટુ આશ્ચર્ય કહ્યુ રેવત રાજા પોતાની પુત્રી માટે ત્યા બ્રહ્મલોકમા રહ્યો હતો, તેટલામા તો એકસો ને આઠ યુગ ત્યા વીતી ગયા, તો પછી એ કન્યા વૃદ્ધ ન થઈ ગઈ? અને રાજા પણ અતિશય વૃદ્ધ ન થઈ ગયો? એટલા કાળ સુધી તે બંનેનુ આયુષ પૂર્ણ કેમ રહ્યુ હતુ?

વ્યાસે કહ્યુ હે નિર્દોષ રાજા ! બ્રહ્મલોકમા વૃદ્ધાવસ્થા, ક્ષુધા, તૃષા, મૃત્યુ, ભય કે થાક કદી હોતા નથી રેવત રાજા સ્વર્ગમા ગયા, તે પછી શર્યાતિની સંતતિને રાક્ષસોએ ભાગવા માંડી હતી, જેથી તે ભયભીત થઈ દ્વારકા છોડીને આજુબાજુ જતી રહી હતી વૈવસ્વત મનુને છીંક આવતા (તેમના નાકમાથી) મહાવીર્યવાન પુત્ર જન્મ્યો હતો, તે 'ઈક્ષ્વાકુ' નામથી પ્રખ્યાત થયો હતો અને સૂર્યવંશને વધારનાર હતો તેણે નારદના ઉપદેશથી સર્વોત્તમ દીક્ષા લઈ કાયમ દેવીનુ ધ્યાન ધરી વંશ માટે તપ કર્યુ હતુ હે રાજન્ ! તે ઈક્ષ્વાકુને સો પુત્રો હતા, એમ સાભળ્યુ છે, તેઓમા પહેલો વિકુક્ષિ બળવાન તથા પરાક્રમી હતો પ્રખ્યાત રાજા ઈક્ષ્વાકુ અયોધ્યામા રહ્યા હતા, તેણે મહાબળવાન શકુનિ વગેરે પચાસ પુત્રોને ઉત્તર તથા પૂર્વ દેશોનુ રક્ષણ કરનાર કર્યા હતા અને અડતાલીસ પુત્રોને દક્ષિણ તથા પશ્ચિમના દેશોની રક્ષા માટે તે મહાત્માએ આજ્ઞા કરી હતી બીજા બે પુત્રો તે રાજાની સેવા માટે તેમની પાસે રહ્યા હતા ૧–૫૬

चत्वारिंशाष्टु तथाष्टौ च रक्षणार्थं महात्मना।
मन्यौ द्वौ संस्थितौ पार्श्वे सेवार्थं तस्य भूपतेः॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## કકુત્સ્થ અને માંધાતાની ઉત્પત્તિ

व्यास उवाच

कदाचिदष्टकाश्राद्धे विकुक्षिं पृथिवीपतिः।
आज्ञापयदसंमूढो मांसमानय सत्वरम्॥ १॥

વ્યાસ બોલ્યા કોઈક સમયે વિદ્વાન રાજા ઈક્ષ્વાકુએ 'અષ્ટકા' નામના શ્રાદ્ધ માટે વિકુક્ષિ(નામના મોટા પુત્ર)ને આજ્ઞા કરી કે, 'હે પુત્ર ! હમણા જ તુ વનમા જઈ શ્રાદ્ધ માટે પવિત્ર માસ જલદી લાવ.' એમ આદરથી કહેલો વિકુક્ષિ 'બહુ સારુ' એમ કહી અસ્ત્રો ધારણ કરી તરત જ વનમા ગયો હતો. ત્યા જઈ તેણે બાણોથી ભૂંડો, ડુક્કરો, મૃગો તથા સસલાને માર્યા, પણ પછી તે થાકી જઈ ભૂખ્યો થયો, તેથી 'અષ્ટકા' શ્રાદ્ધને તે ભૂલી ગયા અને એક સસલાને ખાઈ ગયો બાકીનુ સર્વોત્તમ માસ તેણે પિતાને આપ્યુ. એ માસને જ્યારે પ્રોક્ષણ માટે આણ્યુ, ત્યારે તેને જોઈ મુનિશ્રેષ્ઠ ગુરુ વસિષ્ઠ 'આ અયોગ્ય છે' એમ જાણી જઈ ક્રોધ પામ્યા 'ઉચ્છિષ્ટ હોય તે શ્રાદ્ધમા પ્રોક્ષણ કરવા યોગ્ય નથી' આવી મર્યાદા છે, તેથી વસિષ્ઠે રસોઈમા રહેલો દોષ રાજાને જણાવ્યો ગુરુએ કહેલુ તે પુત્રનુ કર્મ જાણી રાજા શાસ્ત્રવિધિનો નાશ કર્યાથી ગુસ્સે થયો અને તે પુત્રને તેણે દેશમાથી કાઢી મૂક્યો ત્યારથી માડી એ રાજપુત્ર 'શશાદ' નામથી પ્રખ્યાત થયો પિતાના કોપથી નહિ ગભરાયેલો તે શશાદ વનમા ગયો અને ધર્મમા તત્પર રહી વનમા ફળ–ફૂલોથી (આજીવિકા કરી) સમય ગાળવા લાગ્યો પછી પિતા મરણ પામ્યા ત્યારે તેણે રાજ્ય પ્રાપ્ત કર્યુ પછી અયોધ્યાનો પતિ તે શશાદ રાજ્ય કરવા લાગ્યો અને તેણે પોતે સરયૂ નદીના કિનારે અનેક પૂર્ણ યજ્ઞો કર્યા હતા એ શશાદનો 'કકુત્સ્થ' નામનો પ્રખ્યાત પુત્ર થયો હતો, તેના ઇન્દ્રવાહ તથા પુરંજય એવા (બીજા) બે નામ પણ હતા

જનમેજય પૂછ્યુ : હે નિર્દોષ વ્યાસ ! એ રાજપુત્રના આવા જુદા જુદા નામો કેમ થયા હતા? જે

* આ અધ્યાયમા બાસઠ શ્લોકોમા પ્રથમ કકુત્સ્થની અને પછી માંધાતાની ઉત્પત્તિ કહેવાશે.

સ. સા.

કર્મથી તેના એવા નામો થયા હતા, તે સર્વ કારણ મને કહો

વ્યાસ બોલ્યા શશાદ સ્વર્ગમા ગયો, ત્યારે કકુત્સ્થ રાજા થયો અને તે ધર્મને જાણતો પોતાના બાપદાદાઓના રાજ્યને બળથી કરવા લાગ્યો એ સમયે દૈત્યોએ પરાજય પમાડેલા સર્વ દેવો ત્રૈલોકયના અધિપતિ અવિનાશી વિષ્ણુને શરણે ગયા, ત્યારે સનાતન મહાવિષ્ણુએ તેઓને કહ્યુ 'હે ઉત્તમ દેવો! શશાદના પુત્ર રાજાને તમે તમારો રક્ષક થવા પ્રાર્થના કરો તે રાજા સગ્રામમા દૈત્યોને મારશે એ ધર્માત્મા રાજા ધનુષ્ય ધારણ કરી તમને સહાય કરવા આવશે પરાશક્તિની કૃપાથી તેનુ સામર્થ્ય અતુલ છે' હે મહારાજા! વિષ્ણુના તે ઉત્તમ વચનથી ઇદ્ર સહિત સર્વ દેવો અયોધ્યામા શશાદના પુત્ર પાસે ગયા રાજા કકુત્સ્થે આવેલા તે દેવોને ધર્મથી પૂજ્ય અને સાવધાન થઈ આવવાનુ કારણ પૂછ્યુ 'હે દેવો! હુ ધન્ય છુ, પવિત્ર કરાયો છુ અને મારુ જીવન સફળ થયુ છે, કારણ કે તમે ઘેર આવી મને મહાન દર્શન દીધુ છે હે મોટા દેવો! મનુષ્યાથી કરવુ મુશ્કેલ એવુ કોઈ પણ કાર્ય તમે કહો, તમારા મહાન કાર્યને પણ અવશ્ય હુ કરીશ'

દેવો બોલ્યા હે રાજેન્દ્ર! તમે સહાય કરી ઇદ્રના મિત્ર થાઓ અને દેવોથી પણ જિતાવા મુશ્કેલ મોટા દૈત્યોને યુદ્ધમા જીતો પરાશક્તિની કૃપાથી તમને કોઈ પણ સ્થળ કઈ દુર્લભ નથી વિષ્ણુએ પ્રેરણા કરેલા અમે તમારી પાસે આવ્યા છીએ

કકુત્સ્થ રાજાએ કહ્યુ હે ઉત્તમ દેવો! દેવતાઓનો અધિપતિ ઇદ્ર તે યુદ્ધમા જો મારુ વાહન થાય તો હમણા જ હુ ઇદ્ર પોતે દેવોનો રક્ષક થાઉં હુ ઇદ્ર પર બેસી હમણા જ દેવો માટે દૈત્યો સાથે યુદ્ધ કરીશ, આ હુ સત્ય કહુ છુ તે સમયે દેવોએ ઇદ્રને કહ્યુ 'હે ઇદ્ર! આ અદ્ભુત કાર્ય કરવા જેવુ છે છે તમે શરમ છોડી રાજાનુ વાહન થાઓ તે વખતે વિષ્ણુએ ખૂબ પ્રેરણા કરેલો ઇદ્ર, શરમાતો શરમાતો તરત જ શકરનો બીજો પોઠિયો હોય તેવો મોટો બળદ થયો એટલે રાજા સગ્રામમા જવા તેના પર બેઠા એ વેળા તેની કકુદ (ખાધ) ઉપર તે બેઠા હતા, તેથી 'કકુત્સ્થ' નામે (પ્રખ્યાત) થયો વળી તેણે ઇદ્રને વાહન કર્યો હતો, તેથી 'ઇદ્રવાહ' નામે તે કહેવાયો અને દૈત્યોના નગરને તેણે જીત્યુ હતુ તેથી 'પરપુરજય' નામે તે થયો હતો મહાબાહુ તે કકુત્સ્થ દૈત્યોને જીતી તેઓનુ ધન દેવોને આપ્યુ હતુ અને પછી તેણે (પોતાના નગરમા જવા) દેવોને પૂછ્યુ હતુ એમ તે રાજર્ષિને ઇદ્ર સાથે મિત્રતા થઈ હતી કકુત્સ્થ રાજા ઘણા જ પ્રખ્યાત હતા, તેથી તેના વશજ રાજાઓ 'કકુત્સ્થ' નામથી પૃથ્વી પર પ્રખ્યાત થયા છે કકુત્સ્થને પોતાની ધર્મપત્નીમા 'અનેનસ' નામે મહાબળવાન પ્રખ્યાત પુત્ર થયો હતો અને તેનો પૃથુ નામે પરાક્રમી પુત્ર થયો હતો તે વિષ્ણુનો સાક્ષાત્ અશ કહેવાયો અને પરાશક્તિના ચરણને પૂજનારો હતો રાજા વિશ્વરધી પૃથુનો પુત્ર હતો તેનો પુત્ર શ્રીમાન ચદ્ર રાજાના વશને કરનારો કહેવાયો છે તેનો પુત્ર યુવનાશ્વ હતો તે પણ તેજસ્વી અને મહાબળવાન હતો યુવનાશ્વનો શાવત નામે અતિ ધાર્મિક પુત્ર હતો, તેણે ઇદ્રની નગરી જેવી શાવતી નગરી વસાવી છે મહાત્મા શાવતનો બૃહદશ્વ નામે પુત્ર હતો અને તેનો પુત્ર કુવલયાશ્વ રાજા હતો તેણે 'ધધુ' નામના દૈત્યને માર્યો હતો તેથી પૃથ્વી પર ધધુમાર' એવુ ઘણુ જ પ્રખ્યાત નામ તે પામ્યો હતો તેનો પુત્ર દૃઢાશ્વ હતો, તેણે પૃથ્વીનુ પાલન કર્યું હતુ દૃઢાશ્વનો પુત્ર શ્રીમાન 'હર્યશ્વ' નામે કહેવાય છે 'નિકુભ' નામનો રાજા તે હર્યશ્વનો પુત્ર કહેવાયો હતો નિકુભનો પુત્ર બર્હણાશ્વ હતો અને તેનો પુત્ર કૃશાશ્વ નામે હતા તે કૃશાશ્વનો પ્રસેનજિત નામે મહા પરાક્રમી બળવાન પુત્ર હતો તેનો પુત્ર મહાભાગ્યશાળી યૌવનાશ્વ નામે પ્રખ્યાત હતો એ યૌવનાશ્વનો પુત્ર શ્રીમાન 'માધાતા' નામનો રાજા હતો, જેણે ભગવતીની પ્રસન્નતા માટે મોટા તીર્થોમા એક હજાર ને આઠ મદિરો બધાવ્યા હતા! હે માન આપનારા રાજા! એ માધાતા માતાના ગર્ભમા જન્મ્યો ન હતો, પણ પિતાના પેટમા જન્મ્યો હતો. પછી પિતાનુ પેટ ચીરીને તે પુત્રને બહાર કાઢયો હતો

જનમેજય રાજાએ પૂછ્યુ હે મહાભાગ્યશાળી

વ્યાસ! જે કદી સાભળ્યુ નથી કે જોયુ નથી, તે તમે કહ્યુ છે, તેનો જન્મ જે રીતે તમે કહ્યો, તે તો અસભવિત છે, માટે માધાતાના જન્મનુ કારણ તમે વિસ્તારથી હવે કહો, સર્વાંગે સુદર એ પુત્ર રાજાના પેટમા જે રીતે જન્મ્યો હતા તે તમે કહો

વ્યાસ બોલ્યા ઉત્તમ ધાર્મિક રાજા યૌવનાશ્વ સતાનરહિત હતો હે રાજા! તે રાજાને સો સ્ત્રીઓ હતી, છતા તે ચિતામા રહ્યા કરતો અને લગભગ હમેશા સતાન માટે તે રાજા વિચાર કર્યા કરતો પછી કટાળેલો તે યુવનાશ્વ રાજા દુ ખી થઈ વનમા ઋષિઓના પવિત્ર આશ્રમમા (રહેવા) ગયો હતો ત્યા તપસ્વીઓના દેખતા દુ ખી થઈ તે નિસાસા મૂકયા કરતો, એટલે તેને દુ ખી જોઈ બ્રાહ્મણો તેના પર કૃપાળુ થયા હતા હે રાજા! પછી એ બ્રાહ્મણોએ તેને કહ્યુ 'હે રાજા! તુ શા માટે શોક કરે છે? તને શુ દુ ખ છે? હે મહારાજ! તારા મનમા જે હોય તે તુ સત્ય કહે અમે તારા દુ ખનો હરકોઈ ઉપાય કરીશુ '

યૌવનાશ્વે કહ્યુ હે મુનિઓ! મારે રાજ્ય, ધન અને ઉત્તમ ઘોડાઓ પણ છે, તેમ જ ઉજ્જ્વળ કાંતિવાળી સો પવિત્ર સ્ત્રીઓ પણ છે, ત્રણે લોકમા કોઈ પણ મારો બળવાન શત્રુ નથી સામતો તથા મત્રીઓ મારી આજ્ઞા ઉઠાવે છે, પણ હે તાપસો! મને એક સતાનનુ દુ ખ છે, બીજુ કઈ પણ દુ ખ હુ જોતો નથી 'પુત્રરહિત મનુષ્યની ગતિ નથી અને સ્વર્ગ તો તેને મળતુ જ નથી ' આ કારણથી હે ઉત્તમ બ્રાહ્મણો! સતાન માટે હુ અત્યત શોક કરુ છુ તમે વેદશાસ્ત્રના અર્થનુ તત્ત્વ જાણનાર અને તે માટે પરિશ્રમ કરી ચૂકેલા તપસ્વીઓ છો, માટે સતાનને ઈચ્છતા મને કોઈ યોગ્ય યજ્ઞ તમે બતાવો હે તાપસો! જો તમારી કૃપા હોય તો મારુ આ કાર્ય તમે કરો જ

વ્યાસ બોલ્યા - રાજાનુ તે વચન સાભળી કૃપાથી પૂર્ણ મનવાળા તે બ્રાહ્મણોએ સાવધાન થઈ જેનો દેવ ઇદ્ર હતો, એવો યજ્ઞ તેની પાસે કરાવ્યો, તેમા એ રાજાને પુત્ર થાય, તે માટે વેદમત્રોથી મત્રીને જળથી ભરેલો એક કળશ બ્રાહ્મણોએ સ્થાપ્યો હતો રાત્રિમા રાજા તરસ્યો થયો અને યજ્ઞસ્થાનમા દાખલ થયો. ત્યા બ્રાહ્મણોને સૂઈ ગયેલા જોઈ રાજા પોતાની પત્ની માટે બ્રાહ્મણોએ મત્રી રાખેલુ અને વિધિથી સસ્કાર પમાડી મત્રેલુ જળ (પેલા કળશમા) કાઢી પોતે પી ગયા હે ઉત્તમ રાજા! તરસથી પીડાયેલા રાજાએ અજાણતા તે પાણી પી લીધુ, ત્યારે કળશને જળ વિનાનો જોઈ બ્રાહ્મણો શકામા પડયા તેઓએ રાજાને પૂછ્યુ કે, 'પાણી કોણે પીધુ છે?' પછી તે પાણીને રાજાએ જ પીધેલુ જાણી, તે બ્રાહ્મણોએ દૈવબળને મોટુ માની યજ્ઞ સમાપ્ત કર્યો પછી એ મુનિઓ ઘેર ગયા એટલે મત્રના બળથી રાજાએ ગર્ભ ધારણ કર્યો પછી સમય થતા એ રાજાના મત્રીઓએ તેની જમણી કૂખ ચીરી પુત્રને બહાર કાઢયો હતો તે વખતે દેવોની કૃપાથી રાજા મરણ પામ્યો ન હતો, પણ મત્રીઓ 'આ કુમાર કોને ધાવશે?' એમ કોલાહલ કરવા લાગ્યા, ત્યારે ઇદ્રે 'માધાતા મને ધાવશે ' એવુ વચન કહી પોતાની આગળી (કુમારના મુખમા) આપી હતી એમ તે માધાતા નામે બળવાન રાજા થયો હતો તેની ઉત્પત્તિ હે રાજા! તમને વિસ્તારથી મે કહી ૧-૬૩

**सोऽभवद् बलवान् राजा माधाता पृथिवीपतिः।**
**तदुत्पत्तिस्तु भूपाल कथिता तव विस्तरात् ॥६३**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે
અધ્યાય ૯ મો સમાપ્ત

## અધ્યાય ૧૦ મો[×]

### માંધાતા ને સત્યવ્રતની કથા

व्यास उवाच

**बभूव चक्रवर्ती स नृपति सत्यसगर ।**
**माधाता पृथिवीं सर्वामजयद्भूपतीश्वर. ॥ १ ॥**

વ્યાસ બોલ્યા સત્ય પ્રતિજ્ઞાવાળો તે માધાતા રાજા ચક્રવર્તી હતા, તે મહાન રાજાએ સઘળી પૃથ્વી જીતી હતી એના ભયથી ત્રાસેલા ચોરો પર્વતોની ગુફામા જતા રહ્યા હતા, તેથી ઇદ્રે એનુ 'ત્રસદ્દસ્યુ' એવુ સ્પષ્ટ નામ પાડયુ હતુ 'બિદુમતી' નામની

× આ અધ્યાયમા અઠ્ઠાવન શ્લોકોથી માધાતાની કથા કહીને સત્યવ્રતની કથા આદરપૂર્વક કહેવાશે.

શશબિંદુની પુત્રી તેની સ્ત્રી હતી તે પતિવ્રતા, ઉત્તમ રૂપવાળી અને સર્વ લક્ષણોથી યુક્ત હતી હે રાજા! તે સ્ત્રીમા માધાતાએ પ્રખ્યાત પુરુકુત્સ અને બીજો મુચુકુદ એમ બે પુત્રો ઉત્પન્ન કર્યા હતા પુરુકુત્સથી 'અરણ્ય' નામના પરમ ધાર્મિક પુત્ર થયો હતો અને તેનો 'બૃહદશ્વ' નામના પુત્ર પિતાની ભક્તિમા તત્પર હતો તેનો પુત્ર 'હર્યશ્વ' નામનો હતો તે ધાર્મિક અને પરમાર્થને જાણનારો હતો તેનો પુત્ર ત્રિધન્વા હતો અને ત્રિધન્વાનો પુત્ર અરુણ નામે હતો અરુણનો પુત્ર શ્રીમાન 'સત્યવ્રત' નામે પ્રખ્યાત હતો એ સત્યવ્રત સ્વેચ્છાચારી, કામી, મદ બુદ્ધિ અને અત્યત વિષયલપટ હતો એ પાપાત્મા રાજપુત્ર કામથી મોહિત થઈ બ્રાહ્મણની સ્ત્રીનુ હરણ કર્યુ હતુ અને તે બ્રાહ્મણના વિવાહમા વિઘ્ન કર્યુ હતુ હે રાજા! એકઠા મળેલા બ્રાહ્મણોએ અત્યત દુખથી પીડાઈને 'હાય, અમે માર્યા ગયા છીએ' એમ વારવાર અરુણ રાજાને કહ્યુ હતુ રાજાએ તે દુખ પામેલા નગરવાસી બ્રાહ્મણોને પૂછ્યુ હતુ કે, 'હે બ્રાહ્મણો! મારા પુત્રે તમારુ શુ અશુભ કર્યુ છે?' ત્યારે રાજાનુ તે વિનયપૂર્વકનુ વાક્ય સાભળી બ્રાહ્મણોએ ઘણા જ આશીર્વાદો આપી તેને કહ્યુ હતુ કે, 'હે રાજા! હે બળવાનોમા શ્રેષ્ઠ! તમારા પુત્રે આજે વિવાહમા પરણેલી બ્રાહ્મણ કન્યાને બળથી હરી લીધી છે' તેઓનુ એ સત્યવચન સાભળી પરમ ધાર્મિક રાજાએ પુત્રને કહ્યુ હતુ કે, 'હે પુત્ર! તારા દુષ્ટ કર્મથી તારુ નામ વ્યર્થ કરાયુ છે ઓ મદબુદ્ધિ દુરાચારી! તુ મારા ઘરમાથી દૂર જા, ઓ પાપી! તારે મારા દેશમા કોઈ રીતે ન રહેવુ' એમ કોપેલા પિતાને સત્યવ્રતે વારવાર પૂછ્યુ કે 'હે પિતા! હુ ક્યા જાઉં?' ત્યારે અરુણે તેને કહ્યુ કે, 'ચાડાલોની સાથે રહી તુ આજીવિકા ચલાવ' બ્રાહ્મણની સ્ત્રીને હરવારૂપ ચાડાલનુ કર્મ તે કર્યુ છે, માટે તુ તેઓની સાથે સબધ કરી સુખેથી રહે હે કુળને મલિન કરનારા! તારા જેવા પુત્રથી હુ પુત્રની ઈચ્છા રાખતો નથી, માટે ઓ દુષ્ટાત્મા! તુ તારી ઈચ્છા પ્રમાણે ચાલ્યો જા, તે મારી કીર્તિનો નાશ કર્યો છે' કોપેલા મહાત્મા પિતાનુ તે વાક્ય સાભળી સત્યવ્રત તરત જ નગરમાથી નીકળી ગયો અને ચાડાલ પાસે જતો રહ્યો ધનુષ તથા બાણને ધારણ કરતો કવચધારી અને દયાપાત્ર શ્રીમાન સત્યવ્રત તે સમયે ચાડાલો સાથે રહ્યો હતો કોપ પામેલા મહાત્મા પિતાએ, જે વખતે તેને કાઢી મૂક્યો હતો, તે વખતે વસિષ્ઠ ગુરુએ રાજાને (ના નહિ પાડતા ઊલટી) પ્રેરણા કરી હતી, તેથી સત્યવ્રત ધર્મશાસ્ત્રને જાણતા છતા (રાજાને) નહિ અટકાવતા તે વસિષ્ઠ પર ક્રોધે ભરાયો હતો પછી સત્યવ્રતનો પિતા અરુણ રાજા કોઈ કારણથી નગર છોડીને પુત્ર માટે તપ કરવા વનમા ગયો, તે સમયે હે રાજેન્દ્ર! તેના દેશમા તે અધર્મથી બાર વર્ષ સુધી બિલકુલ વરસાદ વરસ્યો ન હતો, હે રાજા! તે વેળા વિશ્વામિત્ર એ દેશમા પોતાની સ્ત્રીને મૂકી કૌશિકી નદીના કિનારે મોટુ તપ કરતા હતા સુદર વર્ણવાળી વિશ્વામિત્રની સ્ત્રી તે દેશમા કુટુબના પોષણ માટે દુખી અને કાયર થઈ હતી બાળકોને ભૂખથી ટળવળતા, ખૂબ રડતા અને નીવાર ધાન્યને માગતા જોઈ એ પતિવ્રતા સ્ત્રી દુખ પામતી હતી બાળકોને ભૂખથી પીડાતા જોઈ દુખથી પીડાતી તે સ્ત્રી વિચારવા લાગી કે, 'હમણા રાજા નગરમા નથી, તો કોની પાસે હુ માગુ અને શુ કરુ? મારા પુત્રોનુ રક્ષણ કરનાર મારા પતિ મારી પાસે નથી અને બાળકો રડયા કરે છે, માટે મારા જીવનને આજે ધિક્કાર હો ધન વિનાની મને ત્યજી પતિ તપ કરવા વનમા ગયા છે! એ પોતે સમર્થ છે પણ મને દુખી તથા ધનરહિત જાણતા નથી પતિ વિના બાળકોનુ પોષણ હુ શાથી કરુ? ભૂખથી અત્યત પીડાઈને બધા પુત્રો મરી જશે, માટે એક પુત્રને વેચીને કેટલાક ધનથી બીજા પુત્રોનુ હુ પાલન કરુ, એ ઉપાય મને ઠીક લાગે છે નાના આ વિપરીત સમયમા બધાને મારી નાખવા, ખરેખર યોગ્ય નથી, માટે સમય ગાળવા એક પુત્રને હુ વેચી નાખુ' એમ મનથી વિચારી હૃદયને કઠણ કરી તે સતી દર્ભનુ દોરડુ પુત્રના ગળામા બાધી (ઘરમાથી) બહાર નીકળી વચલા ઔરસ (સગા) પુત્રને ગળે બાધી મુનિ વિશ્વામિત્રની પત્ની બાકીના સતાનોનુ પોષણ કરવા ફેરવી ચાલી ત્યારે રાજા સત્યવ્રતે એ દુખી અને શોકયુક્ત તપ

પત્નીને જોઈ તેને પૂછ્યુ કે, 'હે પવિત્ર સ્ત્રી! તુ શુ કરવા ઈચ્છે છે? રડતા બાળકને ગળેથી બાધી હમણા ક્યા શા માટે લઈ જાય છે? હે સુદર મર્વ અગવાળી! તુ મારી આગળ સત્ય કહે '

ઋષિપત્ની બોલી હે રાજપુત્ર! હુ વિશ્વામિત્રની સ્ત્રી છુ, આ મારો પુત્ર છે હમણા સકટસમય આ સગા પુત્રને મારી ઈચ્છાથી વેચી નાખવા હુ જાઉ છુ હે રાજા! મારી પાસે અન્ન નથી અને મારા પતિ મને મૂકીને તપ કરવા ક્યાક ગયા છે, ભૂખથી પીડાતી હુ બાકીનાનુ પોષણ કરવા આ પુત્રને વેચી નાખુ છુ

સત્યવ્રતે કહ્યુ હે પતિવ્રતા! પુત્રની તુ રક્ષા કર, તમારુ પોષણ હુ આપીશ, તેટલામા તારા પતિ વનમાથી અહીં આવશે જ તારા આશ્રમની પાસે ઝાડ ઉપર કઈક ખાવાનુ હુ કાયમ બાધાવી જઈશ, આ હુ સત્ય કહુ છુ ' તે રાજાએ એમ કહ્યુ, ત્યારે તે વિશ્વામિત્રની સ્ત્રી પુત્રને બધનરહિત કરી આશ્રમમા જતી રહી (એ વચલો) પુત્ર ગળે બાધવાથી 'ગાલવ' નામે મહાતપસ્વી થયો, વિશ્વામિત્રની સ્ત્રી પણ પોતાના આશ્રમમા જઈ બાળકો સાથે આનદ પામી સત્યવ્રત પણ ભક્તિ અને કૃપાથી વ્યાપ્ત બની મુનિ વિશ્વામિત્રની તે સ્ત્રીનુ પોષણ કરવા લાગ્યો વનમા રહેલા મૃગોને, ભૂડોને તથા પાડાઓને મારી વિશ્વામિત્રના આશ્રમ પાસે ઝાડ પર (તેઓનુ) માસ તે બાધતો હતો તે ઋષિપત્ની એ માસ પોતાના પુત્રોને આપતી અને મર્વોત્તમ ખોરાક મેળવી શાતિ પામતી (બીજી બાજુ) અરુણ રાજા વનમા તપ કરવા ગયા ત્યારે વસિષ્ઠ મુનિ અયોધ્યાનુ, રાજ્યનુ તથા અત-પુરનુ રક્ષણ કરતા હતા ધર્માત્મા સત્યવ્રત પણ પિતાની આજ્ઞા પાળી વનમા પશુ મારનારાઓનુ વ્રત ધરી નગરની બહાર રહતો રાજા સત્યવ્રત આક સ્માત્ કોઈ કારણથી વસિષ્ઠ ઉપર કાયમ ક્રોધ રાખતો હતા પોતાના ધર્મિષ્ઠ પ્રિય પુત્ર(સત્યવ્રત)ને તેનો પિતા વનમા કાઢી મૂકતો હતા, તે જોઈને વસિષ્ઠ મુનિએ અટકાવવાનુ કારણ હતુ, છતા તેને અટકાવ્યો ન હતો (લગ્નક્રિયામા સપ્તપદીનુ કર્મ થાય છે, ત્યારે) પાણિગ્રહણના મત્રોની સમાપ્તિ સાતમે પગલે થાય છે, (એટલે સાતમા પગલા પહેલા કન્યાનુ હરણ કરાય તો કન્યાનુ જ હરણ કર્યુ ગણાય, પરસ્ત્રીનુ હરણ ન ગણાય) તેથી બ્રાહ્મણપત્નીનુ હરણ ખરી રીતે કર્યુ ન હતુ અને પોતે જાણતા પણ હતા, છતા ધર્માત્મા વસિષ્ઠે રાજાને અટકાવ્યો નહિ, તેથી સત્યવ્રત તેના પર હમેશા ક્રોધયુક્ત રહેતો હતો. કોઈક દિવસ વનમા મૃગો હતા નહિ, ત્યારે રાજા સત્યવ્રતે વસિષ્ઠની દૂઝણી ગાયને વનમા જતી જોઈ ને વખતે ભૂખથી પીડાતા તેણે ક્રોધથી અને મોહથી વાઘની પેઠે તને મારી નાખી તેનુ માસ લઈ જઈ ઝાડ પર બાધ્યુ હતુ ને પોતે પણ ખાધુ હતુ હે ઉત્તમ વ્રતવાળા રાજા! 'આ માસ મૃગનુ હશે, પણ ગાયનુ તો નહિ હોય!' આવી શકા કરતી ઋષિપત્ની-એ પોતાના સર્વ પુત્રોને તે માસ જમાડ્યુ વસિષ્ઠ પણ તે દૂઝણી ગાયને મારી નાખેલી જાણી ક્રોધ પામી તે સત્યવ્રતને (શાપ આપતા) કહ્યુ 'ઓ દુષ્ટાત્મા! પિશાચની પેઠે ગાયને મારીને તે (ઘોર) પાપ કેમ કર્યુ? આમ ગાયનો નાશ કરવાથી, સ્ત્રીનુ હરણ કરવાથી અને પિતાના ક્રોધથી (તારા મસ્તકમા) ત્રણ ત્રણ ક્રૂર ખીલા (પાપના ચિહ્નરૂપે) એકદમ ખૂચી જાઓ પિશાચ જેવા રૂપવાળા પોતાને સર્વ પ્રાણીઓને બતાવતો તુ 'ત્રિશકુ' નામથી પૃથ્વી પર પ્રખ્યાત થઈશ એમ વસિષ્ઠે શાપ આપ્યા ત્યારે રાજા સત્યવ્રત તે જ આશ્રમમા રહી તપ કરવા લાગ્યો અને કોઈક મુનિપુત્ર પાસેથી સર્વોત્તમ મત્ર મેળવી પરમ પ્રકૃતિ ભગવતી શિવાદેવીનુ ધ્યાન કરવા લાગ્યો

कस्माच्चिन्मुनिपुत्रात्तु प्राप्य मन्त्रमनुत्तमम्।
ध्यायन् भगवतीं देवीं प्रकृतिं परमां शिवाम्॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે
અધ્યાય ૧૦ મો સમાપ્ત

# અધ્યાય ૧૧ મો*-

## ત્રિશંકુની કથા

जनमेजय उवाच

**वसिष्टेन च शप्तोऽसौ त्रिशङ्कुर्नृपतेः सुतः।**
**कथं शापाद्विनिर्मुक्तस्तन्मे ब्रूहि महामते ॥ १ ॥**

જનમેજયે પછ્યુ હે મહાબુદ્ધિમાન વ્યાસ! વસિષ્ઠે શાપ આપેલો રાજકુમાર એ ત્રિશકુ (છેવટે) શાપથી મુકત કેવી રીતે થયો હતો, તે મને કહો

વ્યાસે કહ્યુ એમ શાપ આપેલો સત્યવ્રત પિશાચ પણુ પામ્યો અને દેવીની ભકિતમા તત્પર રહી ત જ આશ્રમમા રહેવા લાગ્યો કોઈક સમયે રાજા સત્ય વ્રત નવાક્ષરના મત્રનો ત્યા જાપ કરી હોમ માટે બ્રાહ્મણો પાસે જઈ ભકિતથી તેમને પ્રણામ કરી કહેવા લાગ્યો 'હે બ્રાહ્મણો! પ્રણામ કરતા મારુ આ વચન તમે સાભળો. તમે બધા મારા ઋત્વિજો થાઓ, કેમ કે વેદને જાણતા તથા કૃપાપરાયણ તમારા દ્વારા મારે કાર્યસિદ્ધિ માટે જપના દશાશથી વિધિ પ્રમાણે હોમ કરવો છે ' હે વેદ જાણનારાઓમા ઉત્તમ બ્રાહ્મણો! હું સત્યવ્રત નામનો (અરુણ) રાજાનો પુત્ર છુ મને સપૂર્ણ સુખ થાય, તે માટે (તમારે) કાઈક કરવુ જોઈએ ' તે સાભળી બ્રાહ્મણો ત્યા રાજ પુત્રને કહેવા લાગ્યા 'તને ગુરુએ શાપ આપ્યો છે અને હમણા તે પિશાચપણુ મેળવ્યુ છે, માટે વેદોમા તને અધિકાર નહિ હોવાથી તુ યજ્ઞ માટે યોગ્ય નથી, કેમ કે સર્વ લોકના નિંદિત પિશાચપણુ તે મેળવ્યુ છે

વ્યાસ બોલ્યા. તેઓનુ એ વચન સાભળી રાજા સત્યવ્રત દુ ખ પામ્યો કે, 'મારા આ જીવનને ધિક્કાર હો; વનમા રહી હવે શુ કરુ ? પિતાએ મને ત્યજ્યો છે, ગુરુએ મોટો શાપ આપ્યો છે, રાજ્યથી હું ભ્રષ્ટ થયો છુ અને પિશાચપણુ પામ્યો છુ, તો હું શુ કરુ ?' (આમ વિચારી) તે વેળા એ રાજપુત્ર લાકડાની મોટી ચિતા કરી તેમા પ્રવેશ કરવાના વિચારથી ચંડિકાદેવીનુ સ્મરણ કરવા લાગ્યો દેવી મહામાયાનુ સ્મરણ કરી આગળ ચિતા સળગાવી સ્નાન કરી તેમા પ્રવેશ કરવા બે હાથ જોડી આગળ ને ઊભો રહ્યો, તે સમયે એ રાજાને મરવાની ઈચ્છા વાળો જાણી ભગવતી તેની આગળ આકાશમા પ્રત્યક્ષ આવ્યા હે મહારાજા! સિંહ ઉપર બેઠેલા દેવીએ તે રાજપુત્રને દર્શન આપી મેઘ જેવી ગભીર વાણીથી કહ્યુ હે સત્પુરુષ! તે આ શો વિચાર કર્યો? તુ અગ્નિમા શરીરનો ત્યાગ ન કર હે મહાભાગ! તુ સ્થિર થા, તારો વૃદ્ધ પિતા તને રાજ્ય આપી પરમ દિવસે વનમા તપ કરવા જવાનો છે, માટે હે વીર રાજા! તુ ખેદ છોડી દે તારા પિતાના પ્રધાનો તને લેવા માટે આવશે અને મારી કૃપાથી તારો રાજ્યાભિષેક કરી તારા પિતા કામનાઓ જીતીને બ્રહ્મલોકમા જશે, એ નક્કી છે '

વ્યાસ બોલ્યા એમ કહી તે વખતે દેવી ત્યા જ અદૃશ્ય થયા રાજપુત્ર સત્યવ્રત અગ્નિથી મરણ પામતા અટક્યો, તે પછી મહાત્મા નારદે તે જ વખતે તરત અયોધ્યામા જઈ આરભથી સર્વ વૃત્તાત રાજાને જણાવ્યુ, ત્યારે પુત્રનો એમ કરવાનો ઉદ્યમ સાભળી રાજા ખેદ પામી મનમા અનેક પ્રકારે શોક કરવા લાગ્યો પછી પુત્રના શોકથી વ્યાપ્ત થયેલા ધર્માત્મા રાજાએ પ્રધાનોને કહ્યુ 'મારા પુત્રનુ અતિ ઉગ્ર વર્તન તમે જાણ્યુ ને ? મારા બુદ્ધિમાન પુત્ર સત્યવ્રતને મનથી મે ત્યજ્યો છે અને એ પણ રાજ્યને યોગ્ય હોવા છતા પરમાર્થને જાણતો હોઈ મારી આજ્ઞાથી તરત જ જતો રહ્યો છે, વળી તે ધનરહિત છે છતા ક્ષમાયુકત રહી ત્યા જ ભગવતીની ઉપાસનામા રહ્યો છે વળી વસિષ્ઠે તેને શાપ આપ્યો છે અને પિશાચ જેવો કર્યો છે, એ દુ ખથી અત્યત સતાપ પામી આજે અગ્નિમા પ્રવેશ કરવા તે તૈયાર થયો હતો, પણુ શ્રી-મહાદેવીએ તેને અટકાવ્યો છે, તેવી તે રહ્યો છે, માટે તમે જલદી જાઓ અને મારા મહાબળવાન તે મોટા પુત્રને વચનોથી આશ્વાસન આપી તરત જ અહીં લાવો (પ્રજાનુ) પાલન કરવાને સમર્થ તે સના—ઔરસ પુત્રનો અભિષેક કરી, શાત થઈ હુ વનમા જઈશ. મેં હવે તપ કરવાનો નિશ્ચય કર્યો છે ' એમ કહી પ્રીતિપરાયણ મનવાળા રાજાએ તેને તેડી લાવવા

* આ અધ્યાયમાં ત્રેપન શ્લોકોથી ત્રિશંકુની કથા કહેવાશે, જેમા ભગવતીનો મહિમા વર્ણવાશે.

સર્વે મન્ત્રીઓને મોકલ્યા તે મન્ત્રીઓ રાજપુત્રની પાસે જઈ તે મહાત્માને આશ્વાસન આપી માનપૂર્વક અયોધ્યામા લાવ્યા તે વખતે સત્યવ્રતને દૂબળો, મેલા વસ્ત્રોવાળો, જટાધારી, ક્રૂર અને ચિંતાતુર જોઈ રાજા વિચારમા પડયો કે, ‘ધર્મના નિશ્ચયને જાણતા છતા મે રાજ્યને યોગ્ય અત્યત બુદ્ધિમાન પુત્રને કાઢી મૂકયો હતો, તે કેવુ ઘાતકી કૃત્ય કર્યુ છે?’ આમ મનથી વિચારી રાજાએ તેને આલિંગન તથા આશ્વાસન આપીને પોતાની પાસે રહેલા આસન પર બેસાડયો પછી નીતિશાસ્ત્રમા કુશળ તે રાજાએ ત્યા બેઠેલા પુત્રને ગળગળી વાણીથી પ્રેમપૂર્વક કહ્યુ

અરુણ રાજા બોલ્યો ‘હે પુત્ર! ધર્મમા બુદ્ધિ રાખવી અને બ્રાહ્મણોને માન આપવુ ન્યાયથી મળે‌ તુ ધન લેવુ, પ્રજાઓની સદા રક્ષા કરવી અસત્ય કદી ન બોલવુ અવળે માર્ગે કદી ન જવુ સત્પુરુષોનુ કહ્યુ કરવુ, તપસ્વીઓને પૂજવા, ક્રૂર ચોરોને મારવા અને ઇંદ્રિયોને જીતવી હે પુત્ર! રાજાએ કાર્યસિદ્ધિ માટે કાયમ મન્ત્રીઓ સાથે બધી જાતની ગુપ્ત મન્ત્રણા કરવી કુશળ રાજાએ ઘણા જ નાના શત્રુની પણ કોઈ પ્રકારે બેદરકારી ન કરવી અને શત્રુ સાથે મળેલા પ્રધાનોનો તથા ઉદ્ધત મન્ત્રીનો વિશ્વાસ ન કરવો શત્રુ કે મિત્ર—હરકોઈ પર સર્વ પ્રકારે ગુપ્ત જાસૂસો ગોઠવી દેવા ધર્મમા હમેશા બુદ્ધિ રાખવી અને કાયમ દાન આપ્યા કરવુ નકામો વાદ કરવો નહિ, દુષ્ટનો સગ છોડવો, જાતજાતના યજ્ઞો કરવા અને મહર્ષિઓને પૂજવા સ્ત્રીનો, સ્ત્રીલપટ પુરુષનો તથા જુગારીનો કદી વિશ્વાસ ન કરવો અને શિકારમા અતિશય આદર કદી ન કરવો, તેમ જ જુગાર, મદિરાપાન, સગીત અને વેશ્યાઓમા પણ અતિ આદર ન કરવો અને પોતે તેથી દૂર રહી પ્રજાઓને પણ તેથી અટકાવવી હમેશા બ્રાહ્મમુહૂર્તમા (એટલે પાછલી બે ઘડી રાત રહે ત્યારે) ઊઠી જવુ અને સ્નાન વગેરે સર્વ વિધિ પ્રમાણે કરી સારી રીતે દીક્ષિત થઈ (અર્થાત્ ગુરુ પાસેથી દેવીનો મત્ર ગ્રહણ કરી) ભક્તિથી પરાશક્તિની ઉત્તમ પૂજા કરવી હે પુત્ર! પરાશક્તિના ચરણનુ પૂજન કરવુ, એ જ જન્મનુ સફળપણુ છે માત્ર એક જ વાર મહાપૂજા કરીને દેવીના ચરણનુ જળ જે પ્રાણી પીએ છે, તે માતાના ગર્ભમા જતો નથી, એ નક્કી છે સર્વ દૃશ્ય—જગત, દ્રષ્ટા—જીવ અને સાક્ષી—ઈશ્વર, એ બધુ મહાદેવી જ છે, આવા ભાવથી પૂર્ણ થઈ નિર્ભય ચિત્તે રહેવુ નિત્યવિધિ સારી રીતે કર્યા પછી સભામા જવુ અને બ્રાહ્મણોને બોલાવી ધર્મશાસ્ત્રનો નિર્ણય પૂછવો વેદાતનો પાર પામેલા પૂજ્ય બ્રાહ્મણોને સારી રીતે પૂજી સુપાત્રોને હમેશા ગાયો, પૃથ્વી તથા સુવર્ણ વગેરેનુ દાન કરવુ કોઈ પણ અવિદ્વાન બ્રાહ્મણને કદી ન પૂજવો અને મૂર્ખ બ્રાહ્મણને આહારથી અધિક કદી કઈ ન આપવુ હે પુત્ર! લોભને લીધે ધર્મનુ ઉલ્લાઘન તારે કદી ન કરવુ અને હવે પછી બ્રાહ્મણનુ અપમાન કોઈ કાળે ન કરવુ બ્રાહ્મણો પૃથ્વીના દેવ છે, માટે કાળજીથી તેઓને માન આપવુ ક્ષત્રિયોનુ કારણ બ્રાહ્મણો જ છે એમા સશય નથી પાણીમાથી અગ્નિ, બ્રાહ્મણથી ક્ષત્રિય અને પથ્થરથી લોઢુ જન્મે છે, તેઓનુ તેજ બધે જનારુ છે, છતા પોતાના ઉત્પત્તિસ્થાનોમા તે શાત થાય છે, માટે સમૃદ્ધિને ઈચ્છતા રાજાએ દરેક દાન તથા વિનયથી બ્રાહ્મણોને અવશ્ય માન આપવુ કાયમ ધર્મશાસ્ત્ર અનુસાર દડનીતિ (એટલે પ્રજાપાલન વગેરે રાજ્યવ્યવસ્થા માટે શુક્રાચાર્ય વગેરેએ બાધેલા નિયમ તથા અર્થ શાસ્ત્ર વગેરે) આચરવી અને ન્યાયમાર્ગે આવેલો જ ખજાનો સઘરવો ૧-૫૩

दण्डनीतिः सदा कार्या धर्मशास्त्रानुसारतः ।
कोशस्य सग्रहः कार्यो नूनं न्यायागतस्य च ॥५३॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે
અધ્યાય ૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૨ મો*

### ત્રિશંકુની કથા (ચાલુ)

व्यास उवाच

एवं प्रबोधितः पित्रा त्रिशङ्कुः प्रणतो नृपः ।
तथेति पितरं प्राह प्रेमगद्‌गदया गिरा ॥ १ ॥

વ્યાસ બોલ્યા એમ પિતાએ બોધ આપ્યો ત્યારે ત્રિશકુ રાજાએ પ્રણામ કરી પ્રેમથી ગળગળી

* આ અધ્યાયમાં ચોસઠ શ્લોકોથી વસિષ્ઠના શાપને લીધે ત્રિશંકુ ચાડાલ બન્યો, એ કથા કહેવાશે.

વાણીથી 'બહુ સારુ' એમ પિતાને કહ્યુ પછી અરુણ રાજાએ મત્રોને જાણનાર અને વેદશાસ્ત્રમા કુશળ બ્રાહ્મણોને બોલાવી તરત રાજ્યાભિષેક માટે સામગ્રીઓ કરાવી અને સર્વ તીર્થોનુ જળ મગાવી પ્રધાનોને, સામતોને તથા બીજા રાજાઓને બોલાવી પવિત્ર દિવસે વિધિ પ્રમાણે ત્રિશકુને ઉત્તમ રાજ્યાસન આપ્યુ એમ પિતાએ પુત્ર ત્રિશકુનો વિધિ પ્રમાણે રાજ્યાભિષેક કરી પત્ની સાથે પવિત્ર ત્રીજો આશ્રમ (વાનપ્રસ્થ) સ્વીકાર્યો અને વનમા ગગા કિનારે કઠિન તપ કરવા માડયુ પછી કાળ આવ્યો, ત્યારે દેવોથી પણ પૂજાયેલો તે રાજા સ્વર્ગમા ગયો અને ઇંદ્રાસનની સમીપ રહી સૂર્યની પેઠે હમેશા શોભવા લાગ્યો

જનમેજય રાજાએ પૂછ્યુ આપ ભગવાને પ્રથમ હમણા જ આ કથાના સબધમા કહ્યુ કે, દૂઝણી ગાયનો નાશ કરવાથી કોપ પામેલા ગુરુ વસિષ્ઠે સત્યવ્રતને શાપ આપ્યો હતો અને પિશાચપણુ પમાડયો હતો પછી હે પ્રભો! એ રાજા પિશાચપણા માથી કેવી રીતે મુક્ત થયો હતો, એ મને સશય છે શાપવાળો પુરુષ સિહાસનને યોગ્ય થઈ શકે નહિ, જેથી તેને વસિષ્ઠ મુનિએ જ શાપથી છોડાવ્યો હતો કે બીજા કોઈ કર્મથી તે શાપમુક્ત થયો હતો? હે બ્રહ્મર્ષિ! શાપથી છુટકારો થવાનુ એ કારણ મને કહો તેવી (પિશાચ જેવી) આકૃતિવાળા તેને પિતાએ પોતાને ઘેર કેમ આણ્યો હતો?

વ્યાસે કહ્યુ વસિષ્ઠે શાપ આપેલો તે સત્યવ્રત તરત જ પિશાચપણાને પામ્યો હતો અને ખરાબ વેશવાળો, અત્યત અસહ્ય અને સર્વ લોકને ભયકર થયો હતો, પણ તે સત્યવ્રતે ભક્તિથી દેવીને જ્યારે ઉપાસ્યા, ત્યારે હે રાજા! પ્રસન્ન થયેલા તે દેવીએ ક્ષણવારમા તેને દિવ્ય શરીરવાળો કર્યો હતો તેનુ પિશાચપણુ જતુ રહ્યુ અને પાપ નાશ પામ્યુ હતુ ભગવતીની કૃપારૂપી અમૃતથી તે પાપરહિત અને અત્યત તેજસ્વી બન્યો હતો. મહાશક્તિની કૃપાથી વસિષ્ઠ પણ પ્રસન્નચિત્ત થયા હતા અને ભગવતીના અનુગ્રહથી તેનો પિતા પણ પ્રેમયુક્ત થયો હતો પિતા મરણ પામ્યો ત્યારે એ ધર્માત્મા સત્યવ્રત રાજા રાજ્ય કરતો હતો તેણે અનેક પ્રકારના યજ્ઞોથી સનાતની ભગવતી દેવીનુ પૂજન કર્યુ હતુ તેને હરિશ્ચદ્ર નામનો અત્યત પવિત્ર પુત્ર થયો હતો, તે શાસ્ત્રમા કહેલા લક્ષણોથી યુક્ત અને અત્યત સુદર હતો તે પુત્રને યુવરાજ બનાવી ત્રિશકુ રાજાએ મનુષ્યના શરીરથી જ સ્વર્ગ ભોગવવા મન કર્યુ, તે વખતે વસિષ્ઠના આશ્રમમા જઈ તેમને પ્રણામ કરી એ રાજા પ્રસન્ન થઈ બે હાથ જોડી આ વચન બોલ્યો

ત્રિશકુએ કહ્યુ હે બ્રહ્માના પુત્ર! હે મહાભાગ્ય શાળી! હે સર્વ મત્રોમા કુશળ! હે તપસ્વી! મારી વિનતિને સ્વસ્થ મનથી સાભળવા તમે યોગ્ય છો આજે મને સ્વર્ગલોકના સુખ માટે ઇચ્છા થઈ છે; આ મનુષ્યશરીરથી જ દિવ્ય ભોગો ભોગવવાની, અપ્સરાઓ સાથે રહેવાની, નદનવનમા રમવાની તેમ જ દેવો તથા ગધર્વોના મધુર ગાયન સાભળવાની મને ઇચ્છા થઈ છે, માટે હે મહામુનિ! તેવા યજ્ઞથી તમે મને તરત યજન કરાવો, જેથી આ શરીરથી જ સ્વર્ગલોકમા હુ વસુ હે મુનિશ્રેષ્ઠ! તમે સમર્થ છો, માટે મારુ કાર્ય હમણા જ કરો અને તરત યજ્ઞ કરાવી મને દુર્લભ દેવલોક પમાડો

વસિષ્ઠે કહ્યુ હે રાજન્! મનુષ્યશરીરથી સ્વર્ગમા વસવુ અત્યત દુર્લભ છે મરણ પામેલાને પુણ્યકર્મથી સ્વર્ગલોકની પ્રાપ્તિ શાસ્ત્રમા કહેલી છે, માટે સર્વજ્ઞને પણ દુર્લભ તારા મનોરથથી હુ ભય પામુ છુ, જીવતા મનુષ્યને અપ્સરાઓ સાથે રહેવુ દુર્લભ છે હે મહાભાગ! તુ યજ્ઞો કર એટલે મરણ પામ્યા પછી સ્વર્ગને પામીશ

વ્યાસે કહ્યુ તેમનુ એવુ વચન સાભળી રાજા મનમા અત્યત દુ ખી થયો તેણે ફરી પ્રથમથી જ રોષવાળા વસિષ્ઠને આ વચન કહ્યુ 'હે બ્રાહ્મણ! ગર્વના આવેશથી તમે મને જો યજ્ઞ નહિ કરાવો, તો બીજાને પુરોહિત કરી હમણા જ હુ યજ્ઞ કરીશ.' તે વચન સાભળી વસિષ્ઠ ક્રોધ પામ્યા તેમણે રાજાને શાપ આપ્યો કે, 'ઓ દુષ્ટબુદ્ધિ! તુ ચાડાલ થઈ જા, આ શરીરથી જ તુ જલદી ચાડાલ થઈ જા, ઓ સ્વર્ગને છેદનાર! ઓ મહાપાપી! ઓ ગાયની હત્યાથી

દૂષિત! ઓ બ્રાહ્મણપત્નીને હરનાર! ઓ ધર્મમાર્ગને ઉખેડી નાખનાર! ઓ માર્ગને દૂષિત કરનાર પાપી! તુ મરીશ ત્યારે પણ કોઈ રીતે તારી સ્વર્ગમા ગતિ નહિ થાય '

વ્યાસે કહ્યુ હે રાજા! ગુરુએ એમ કહ્યુ કે તે જ ક્ષણે ત્રિશકુ તે જ શરીરથી ત્યા ચાડાલ જેવી આકૃતિવાળો થઈ ગયો, તેના બે કુડળો પણ તે જ ક્ષણે પથ્થરના બની ગયા તેના દેહ પર ચદનની જે સુગધ હતી, તે દુર્ગંધરૂપી બની ગઈ અને તેના શરીર પર દિવ્ય બે પીતાબરો હતા તે પણ તે જ વખતે કાળા થઈ ગયા મહાત્માના શાપથી તેનો દેહ હાથીના જેવા રગવાળો થઈ ગયો હે રાજા! શક્તિના ઉપાસક (વસિષ્ઠ)ના રોષથી એ ફળ થયુ હતુ, માટે શ્રીદેવીના ભક્તનુ કદી અપમાન ન કરવુ મુનિશ્રેષ્ઠ વસિષ્ઠ ગાયત્રીના જપમા તત્પર રહેનારા હતા (એટલે તેમના અપમાનનુ ફળ ખરાબ જ હોય ) રાજા ત્રિશકુ પોતાના દેહને નિંદ્ય જોઈ દુ ખ પામ્યો, જેથી તે ઘેર ન ગયો, પણ બારોબાર વનમા જ જતો રહ્યો દુ ખથી પીડાતો ત્રિશકુ શોકથી વિહ્વળ થઈ વિચારવા લાગ્યો કે, 'હુ શુ કરુ ? ક્યા જાઉં ? મારો દેહ ઘણો જ નિંદિત થયો છે એવુ કોઈ કર્તવ્ય હુ જોતો નથી, જેથી મારા દુ ખનો નાશ થાય, જો હુ ઘેર જાઉં તો આજે પુત્ર દુ ખી થશે મારી સ્ત્રી પણ મને ચાડાલ જોઈ સ્વીકારશે નહિ અને પ્રધાનો પણ મને આવો જોઈ આદર આપશે નહીં જ્ઞાતિઓ તથા કુટુબ પણ હળી મળી મને સેવશે નહિ માટે ખરેખર! સર્વથી ત્યજાયેલા મારે જીવવા કરતા મરવુ વધારે સારુ છે આજે ઝેર ખાઈ અથવા કોઈ જળાશયમા પડી કે ગળે ફાસો નાખી દેહનો હુ ત્યાગ કરુ અથવા બળતા અગ્નિમા બલાત્કારે વિધિ પ્રમાણે દેહને હોમી દઉં અથવા અનશન કરી અત્યત દૂષિત મારા પ્રાણનો હુ ત્યાગ કરુ પણ જો એમ કરુ તો આત્મહત્યા લાગે અને દરેક જન્મમા આત્મહત્યાના દોષથી ચાડાલપણુ તથા શાપ પણ થયા કરે ' આમ વિચારી રાજા ફરી મનથી વિચારવા લાગ્યો કે, 'હમણા મારે આત્મહત્યા તો કોઈ રીતે ન જ કરવી, પણ મે કરેલુ કર્મ આ દેહથી જ વનમા મારે ભોગવવુ જેથી એમ ભોગવતા આ કર્મફળનો સપૂર્ણ નાશ થશે પ્રારબ્ધકર્મોને ભોગવ્યા વિના બીજી રીતે નાશ થતો નથી, માટે મે કરેલુ શુભ કે અશુભ કર્મ મારે અહીં જ ભોગવવુ પવિત્ર આશ્રમોની પાસે તીર્થોને સેવતો, અબિકાનુ સ્મરણ કરતો અને સાધુઓને સેવતો, હુ વનમા રહી અવશ્ય કર્મોનો નાશ કરીશ અને એમ કરતા કદાચ ભાગ્યના યોગથી સત્પુરુષનો સમાગમ પણ થઈ જશે ' એમ મનથી વિચારી ત્રિશકુ રાજા પોતાનુ નગર છોડી ગગાના તીર પર ગયો અને અત્યત શોક કરતો ત્યા જ રહ્યો તે વખતે પિતાના શાપનુ કારણ જાણી દુ ખી થયેલા હરિશ્ચદ્રે મત્રીઓને ત્યા મોકલ્યા, એટલે તરત ત્યા જઈ મત્રીઓ વિનયયુક્ત થઈ ચાડાળની આકૃતિવાળા અને વારવાર નિસાસા નાખતા ત્રિશકુને કહેવા લાગ્યા 'હે રાજન્! તમારા પુત્રે અમને મોકલ્યા છે, તેથી અહીં આવેલા અમને હરિશ્ચન્દ્રની આજ્ઞામા રહેલા તમારા મત્રીઓ જાણો હે રાજા! તમારા યુવરાજ પુત્ર હરિશ્ચન્દ્રે અમને જે કહ્યુ છે, તે તમે સાભળો (તેમણે અમને કહ્યુ છે કે,) 'મારા પિતા રાજાને સારી રીતે માન આપી તમે લાવો ' માટે હે રાજા! તમે ચિંતારહિત થઈ રાજ્ય તરફ પધારો બધા મત્રીઓ તથા પ્રજાઓ તમારી સેવા કરશે અમે ગુરુ વસિષ્ઠને એવા પ્રસન્ન કરીશુ જેથી તે દયા કરશે મહાતેજસ્વી એ વસિષ્ઠ પ્રસન્ન થઈને દુ ખનો નાશ કરશે હે રાજા! એમ તમારા પુત્રે ઘણા પ્રકારે કહ્યુ છે, માટે પોતાને ઘેર આવવાનુ જ આપ જલદી પસદ કરો ' તેઓનુ એ વચન સાભળી ચાડાલ જેવી આકૃતિવાળા રાજાએ પોતાના ઘર તરફ જવાનો વિચાર ન કર્યો, પણ તે વખતે મત્રીઓને તેણે આ વાક્ય કહ્યુ 'હે મત્રીઓ! તમે નગરમા જાઓ હે મહાભાગો! નગરમા જઈ તમે હરિશ્ચન્દ્રને મારા વચનથી કહો કે, 'હે પુત્ર! હુ અયોધ્યામા નહિ આવુ, માટે તુ બ્રાહ્મણોને માન આપતો અને અનેક યજ્ઞોથી દેવોને પૂજતો સાવધાન થઈ રાજ્ય કર ' મહાત્માઓએ નિંદેલા ચાડાલના વેષથી હુ અયોધ્યામા નહિ આવુ માટે તમે બધા પાછા જાઓ, વાર કરો મા મારા મહાબળવાન પુત્ર હરિશ્ચન્દ્રને મારી આજ્ઞાથી સિંહાસન પર બેસાડી, ત્યા રાજ્યના

આમ કરો ' એમ આજ્ઞા કરેલા તે મંત્રીઓ અત્યંત દુ ખી થઈ રડી પડયા અને પછી તે રાજાને નમસ્કાર કરી તરત વનના આશ્રમમાંથી નીકળી ગયા તેઓએ અયોધ્યામાં આવી પવિત્ર દિવસે વિધિપૂર્વક હરિશ્ચન્દ્રના મસ્તક પર અભિષેક કર્યો તે વખતે રાજાની આજ્ઞાથી પ્રધાનોએ અભિષેક કરેલો તેજસ્વી હરિશ્ચંદ્ર ધર્મિષ્ઠ હોઈ પિતાની ખૂબ ચિંતા કરતો રાજ્ય કરવા લાગ્યો ૧-૬૪

**अभिषिक्तस्तु तेजस्वी सचिवैश्च नृपाज्ञया ।**
**राज्य चकार धर्मिष्ठः पितरं चिन्तयन् भृशम् ॥६४**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

## અધ્યાય ૧૩ મો+

### ત્રિશંકુને વિશ્વામિત્રનો સમાગમ

राजोवाच

**हरिश्चन्द्रः कृतो राजा सचिवैर्नृपशासनात् ।**
**त्रिशङ्कुस्तु कथ मुक्तस्तस्माच्चाण्डालदेहतः ॥ १ ॥**

જનમેજય રાજાએ પૂછ્યું ત્રિશંકુ રાજાની આજ્ઞાથી પ્રધાનોએ હરિશ્ચન્દ્રને રાજા બનાવ્યો પણ ત્રિશંકુ તે ચાંડાલના દેહથી કેવી રીતે મુક્ત થયો હતો ? વનમાં તે મરણ પામ્યો હતો અથવા ગંગાના કિનારે ડૂબી ગયો હતો કે ગુરુએ કૃપા કરીને શાપથી તેને મુક્ત કર્યો હતો ? આ સમગ્ર વૃત્તાંત તમે મારી આગળ કહો, તે રાજાનું ચરિત્ર સંપૂર્ણ સાંભળવા હું ઇચ્છુ છું

વ્યાસે કહ્યુ પુત્રનો રાજ્યાભિષેક કરી રાજા સંતુષ્ટ રહી ભગવતીનું ચિંતન કરતો વનમાં સમય ગાળવા લાગ્યા એમ તેનો સમય જતો હતો, ત્યારે મુનિ વિશ્વામિત્ર તપ કરી સાવધાન થઈ સ્ત્રી તથા પુત્રો વગેરેને મળવા માટે આવ્યા તે (ઘેર) આવી પોતાના સ્વજનોને સારી રીતે રહેલા જોઈ આનંદ પામ્યા, પછી તે બુદ્ધિમાન મુનિએ પૂજા માટે આગળ ઊભેલી પોતાની પત્નીને પૂછ્યું કે, ' હે સુંદર નેત્રોવાળી દુષ્કાળમાં તે કેવી રીતે સમય ગાળ્યો હતો ? અન્ન વિના આ બાળકોને ક્યા આધારે તે પાળ્યા હતા ? હે સુંદરિ ! તું સાંભળ, હું તપમાં જોડાયો હતો, તેથી આવ્યો ન હતો, પણ હે ઉત્તમ સ્ત્રી ! દ્રવ્ય વિના તેં શું કર્યું હતું ? અદ્ભુત દુષ્કાળ સાંભળી મેં ત્યાં ચિંતા તો કરી હતી, પણ 'હું નિર્ધન શું કરીશ ?' એમ વિચારી હું આવ્યો ન હતો હે સુંદર સાથળોવાળી ! હું પણ એક વખત વનમાં ભૂખથી ઘણો જ પીડાયો હતો અને ચોર તરીકે કોઈક ચાંડાલના ઘરમાં પેઠો હતો ચાંડાલને ઊંઘેલો જોઈ ભૂખથી અત્યંત પીડાતો હું રસોડું તપાસી કંઈક ખોરાક માટે અંદર ગયો હતો, ત્યાં વાસણ ઉઘાડી કૂતરાનું રાંધેલું માંસ જ્યારે હું લેતો હતો, ત્યારે એ ચાંડાલે મને જોયો હતો અને આદર સહિત પૂછ્યું હતું કે, 'તું કોણ છે ? રાત્રિમાં મારા ઘરમાં કેમ આવ્યો છે અને વાસણ શા માટે ઉઘાડે છે ?' હે સુંદર વાળના છેડાવાળી ! ચાંડાલે એમ કહ્યું, ત્યારે ભૂખથી અત્યંત પીડાયેલા મેં ઘણી જ ગળગળી વાણીથી તેને કહ્યું કે, 'હે મહાભાગ ! હું તપસ્વી બ્રાહ્મણ છું, ભૂખથી પીડાઈને ચોરપણું પામેલો હું વાસણમાં ખાવાનું જોઉં છું હે મહાબુદ્ધિમાન ! હું ચોર તરીકે આવ્યો છું, છતાં તારો અતિથિ છું અને ભૂખ્યો છું, માટે તું મને આજ્ઞા આપ, જેથી સારી રીતે તૈયાર કરેલું માંસ હું ખાઉં ' એ વચન સાંભળી ચાંડાલે પણ મને સારી રીતે નિશ્ચયવાળું વચન કહ્યું કે, 'હે બ્રાહ્મણ ! તું ખાઈશ નહિ, કેમ કે આ ચાંડાલનું ઘર છે, એમ તું જાણ મનુષ્યપણું ખરેખર દુર્લભ છે અને તેમાં દ્વિજપણામાં પણ દુર્લભ બ્રાહ્મણપણાને શું તું નથી જાણતો ? શુભ લોકને ઇચ્છતા મનુષ્યે દુષ્ટ આહાર લગારે ન કરવો, કેમ કે મનુએ સાત અંત્યજોને કર્મને લીધે અગ્રાહ્ય કહ્યા છે હે બ્રાહ્મણ ! હું ચાંડાળ છું અને કર્મને લીધે ત્યાજ્ય છું, એમાં સંશય નથી હે બ્રાહ્મણ ! લોભને લીધે હું તને ખાતા અટકાવતો નથી, પણ હે ઉત્તમ બ્રાહ્મણ ! આ વર્ણસંકરનો દોષ તને પ્રાપ્ત ન થાઓ ' (તે સાંભળી મેં તેને કહ્યું કે) હે ધર્મજ્ઞ ! તું સત્ય કહે છે અને તારી બુદ્ધિ નિર્મળ છે, પણ એ બુદ્ધિનો હમણાં તું ત્યાગ કર હે માન આપનારા ! આપત્તિના સમયે દેહનું હરકોઈ રીતે રક્ષણ કરવું હોય, તો ધર્મના

+ આ અધ્યાયમાં હરિશ્ચંદ્ર રાજા થયો, ત્યારે ત્રિશંકુને વિશ્વામિત્રનો સમાગમ થયો, એ કથા ત્રેસઠ શ્લોકોથી કહેવાશે.

માર્ગ હુ કહુ છુ (તેને તુ સાભળ) પ્રાણસકટ હોય, ત્યારે દેહને બચાવવા પાપ કર્યા પછી શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત કરી લેવુ, પણ આપત્તિરહિત કાળે પાપ કરવાથી દુર્ગતિ થાય છે, કેવળ આપત્તિના સમયે જ પાપ કરવાથી દુર્ગતિ થતી નથી ભૂખ્યાનુ જો મરણ થાય, તો તેથી તેને નરક મળે છે, એમા સશય નથી, માટે શુભ ઇચ્છતા મનુષ્યે (હરકોઈ ઉપાયે) ભૂખને દૂર કરવી જોઈએ, આ કારણે હુ ચોરીના ધર્મથી દેહરક્ષા કરવા તૈયાર થયો છુ, માટે તુ ચિંતા છોડી દે વરસાદ વરસતો નથી, ત્યારે ચોરીને લીધે જે પાપ પડિતોએ કહ્યુ છે, તે પાપ, જે વરસાદ વરસાવતો નથી તેને લાગશે ' હે પ્રિયે! એ વચન મે કહ્યુ, ત્યા એકાએક આકાશમાથી હાથીની સૂઢ જેવી ધારાઓથી ઇચ્છિત વરસાદ પડ્યો ત્યારે વીજળી સાથે વરસાદને વરસતો જોઈ હુ આનદ પામ્યો પછી તે વખતે એ (ચાડાલનુ) ઘર છોડી ઘણા હર્ષથી હુ બહાર નીકળ્યો હે સુદર કેડના પાછલા ભાગવાળી! અતિ ક્રૂર હોઈ પ્રાણીઓનો નાશ કરનાર મહાભયકર દુષ્કાળ આ વનમા તે કેવી રીતે ગાળ્યો હતો તે હવે તુ કહે ' એવુ વિશ્વામિત્રનુ વચન સાભળી પ્રિય બોલનારી તેમની પત્ની પોતાના પતિને કહેવા લાગી

હે મુનિશ્રેષ્ઠ! મહાભયકર એ કાળ મે જે રીતે ગાળ્યો તે તમે સાભળો તમે ગયા અને દુષ્કાળ આવ્યો, ત્યારે અન્ન માટે બધા પુત્રો અત્યત દુ ખી થયા પછી બાળકોને ભૂખ્યા જોઈ ચિંતાથી ઘેરાયેલી હુ નીવાર ધાન્ય માટે દરેક વનમા ભમી, ત્યારે કઈક ફળ (નીવાર) મને મળ્યુ. એમ કેટલાક મહિના નીવારથી જ મે ગાળ્યા પણ હે સ્વામી! છેવટે તે નીવાર પણ ન મળવા લાગ્યા, ત્યારે મનથી મે વિચાર્યુ કે, ' દુષ્કાળમા ભિક્ષા તો મળશે જ નહિ અને વનમા નીવાર પણ હવે નથી, વૃક્ષોમા ફળો પણ રહ્યા નથી અને પૃથ્વીમા કદમૂળ પણ નથી, ભૂખથી પીડાતા આ બાળકો અત્યત દુ ખી થઈ રહે છે, તો હવે હુ શુ કરુ? ક્યા જાઉં? ભૂખથી પીડાતા આ બાળકોને શુ કહુ? આમ વિચારી મનથી મે નિશ્ચય કર્યો કે, ' કોઈક ધનવાનને એક પુત્ર આજે (વેચાતો) આપી દઉં અને તેની પાસેથી કિંમત લઈ તે દ્રવ્યથી ભૂખે ટળવળતા બાળકોનુ પાલન કરુ, (એ સિવાય) પાલન કરવાનો બીજો ઉપાય નથી હે મહાભાગ! આમ મનથી વિચારી અત્યત દુ ખી હોઈ ચીસો પાડતા આ પુત્રને મે વેચવા માટે કાઢ્યો નિર્લજ્જ થયલી હુ ચીસો પાડતા આ બાળકને લઈ બહાર નીકળી, ત્યારે અત્યત દુ ખી મને માર્ગમા જોઈને રાજર્ષિ સત્યવ્રતે પૂછ્યુ કે, ' આ બાળક કેમ રડ છે?' હે મુનિશ્રેષ્ઠ! તે વખતે મે તેમને આ વચન કહ્યુ કે, ' હે રાજા! આ બાળક આજે વેચી નાખવા હુ લઈ જાઉં છુ ' મારુ એ વચન સાભળી દયાથી પીગળેલા હૃદયવાળા તે રાજાએ મને કહ્યુ કે આ બાળકને લઈ તુ ઘેર જા વિશ્વામિત્ર મુનિ જ્યા સુધી આવશે, ત્યા સુધી કુમારોના ભોજન માટે તૈયાર કરેલુ માસ હમેશા હુ પહોચાડીશ ' (એમ કહી) એ દયાળુ રાજા દરરોજ મૃગો તથા ભૂડોને મારી આ ઝાડ નીચે મૂકી જતો હે પતિ! એ રાજાએ જ સકટરૂપી સમુદ્રમાથી બાળકોને બચાવ્યા છે, પણ તે પછી મારા કારણે જ એ રાજાને વસિષ્ઠે શાપ આપ્યો છે કોઈક દિવસે વનમા માસ નહિ મળ્યુ હોય, એટલે તે રાજાએ વસિષ્ઠની દૂઝણી ગાયને મારી નાખી જેથી વસિષ્ઠમુનિ ક્રોધ પામ્યા ગાયનો નાશ કરવારૂપ કારણથી કોપેલા મહાત્મા વસિષ્ઠે રાજા સત્યવ્રતનુ ' ત્રિશકુ ' એવુ નામ પાડયુ છે અને તે રાજાને ચાડાલ બનાવ્યો છે હે કૌશિક ઋષિ સ્વામી! તેના એ દુ ખથી હુ દુ ખી થઈ છુ, કેમ કે મારા માટે એ રાજપુત્ર ચાડાલપણુ પામ્યો છે માટે હર કોઈ ઉપાયે તમારે તમારા પ્રબળ તપથી એ રાજાની રક્ષા કરવી જ જોઈએ '

વ્યાસ બોલ્યા હે શત્રુદમન રાજા! સ્ત્રીનુ એ વચન સાભળી મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે તે ગરીબ સ્ત્રીને સાત્વન આપી કહ્યુ કે, ' હે કમળ સમાન નેત્રોવાળી! જેણે તને સકટમાથી બચાવી છે અને ઉપકાર કર્યો છે તે રાજાને હુ શાપથી છોડાવીશ મારી વિદ્યા તથા તપના બળથી હુ તેના દુ ખનો નાશ કરીશ ' એમ પ્રિયાને આશ્વાસન આપી સત્ય વસ્તુને જાણતા વિશ્વામિત્ર રાજાના દુ ખનો નાશ કેવી રીતે થાય એ સબધી વિચારવા લાગ્યા અને ખૂબ વિચાર કર્યા પછી તે મુનિ જ્યા તે રાજા હતો ત્યા ગયા ચાડાલની

આકૃતિવાળો ત્રિશંકુ રાજા દીન થઈ (ગામની બહાર રહેલા) ઢેઢવાડામા રહેતો હતો વિશ્વામિત્ર મુનિને આવતા જોઈ તે વિસ્મય પામ્યો અને તરત જ પૃથ્વી પર મુનિના પગમા દડવત્ પડયો તે વખતે બ્રાહ્મણોમા ઉત્તમ વિશ્વામિત્રે (પોતાના પગમા) પડેલા એ રાજાને હાથ ઝાલી ઉઠાડી સાત્વન આપવાપૂર્વક આ વચન કહ્યુ 'હે રાજા! મારા માટે વસિષ્ઠ મુનિએ તને શાપ દીધો છે, તેથી હુ તારુ ઇચ્છિત કરીશ બોલ, હુ તારુ કયુ કાર્ય કરુ?'

ત્રિશંકુ રાજાએ કહ્યુ 'પૂર્વે યજ્ઞ કરવા મે વસિષ્ઠની પ્રાર્થના કરી હતી કે, હે મુનિશ્રેષ્ઠ! મને યજ્ઞ કરાવો, હુ ઉત્તમ યજ્ઞ કરીશ હે ઉત્તમ બ્રાહ્મણ! તમે ઇચ્છા પ્રમાણે યજ્ઞકર્મ કરો કે જેથી હુ આ શરીરે જ સુખના સ્થાનરૂપ ઇદ્રલોક—સ્વર્ગમા જાઉં (એમ મે પ્રાર્થના કરી ત્યારે) કોપ કરી એ વસિષ્ઠ મુનિએ મને કહ્યુ કે, 'હે અતિ દુષ્ટ બુદ્ધિ વાળા! મનુષ્યશરીરે તારો સ્વર્ગમા વાસ શી રીતે થાય?' ત્યારે સ્વર્ગ માટે લાલચુ બનેલા મે ફરી ભગવાન વસિષ્ઠને કહ્યુ કે, 'હે નિર્દોષ! બીજાને પુરોહિત કરીને પણ હુ ઉત્તમ યજ્ઞ કરીશ' તે વખતે જ તેમણે મને શાપ આપ્યો કે, 'હે પામર! તુ ચાડાલ થઈ જા' હે મુનીશ્વર! આમ શાપ થવામા આ સર્વ કારણ મે તમને કહ્યુ હવે મારા દુ ખનો નાશ કરવા તમે સમર્થ છો' એમ કહી દુ ખ ની પીડાથી ગભરાયેલો એ રાજા બોલતો બધ પડયો અને વિશ્વામિત્ર તેનો શાપ દૂર કરવા વિચારમા પડયા

**इत्युक्त्वा विररामासौ राजा दुःखरुजार्दितः ।**
**कौशिकोऽपि निराकर्तुं शापं तस्य व्यचिन्तयत् ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો*

## વિશ્વામિત્રના તપોબળથી ત્રિશંકુ સ્વર્ગમાં!

व्यास उवाच

**विचिन्त्य मनसा कृत्य गाधिसूनुर्महातपाः ।**
**प्रकल्प्य यज्ञसंभारान् मुनीनामन्त्रयत् तदा ॥ १ ॥**

વ્યાસ બોલ્યા મહાતપસ્વી ગાધિપુત્ર વિશ્વામિત્રે (ત્રિશકુના) કાર્યને મનથી વિચારીને યજ્ઞની સામગ્રીઓ તૈયાર કરીને તે જ વખતે મુનિઓને નોતરા દીધા, પણ વિશ્વામિત્રે નોતરેલા સર્વ મુનિઓને વસિષ્ઠે અટકાવ્યા, જેથી તેઓ કોઈ પણ યજ્ઞમા ન આવ્યા તે જાણી મનમા ઉદાસ થઈ અત્યત દુ ખા થયેલા વિશ્વામિત્ર જ્યા એ ત્રિશકુ રાજા રહ્યો હતો તે આશ્રમમા આવ્યા અને ક્રોધ પામી તે વિશ્વામિત્ર એ રાજાને કહેવા લાગ્યા; 'હે ઉત્તમ રાજા! વસિષ્ઠે અટકાવેલા સર્વ બ્રાહ્મણો યજ્ઞમા આવતા નથી પણ મારા તપનો સિદ્ધિ હવે તુ જો, જેથી હે મહારાજા! હુ તને સ્વર્ગલોકમા પહોચાડુ છુ અને તારુ ઇચ્છિત કરુ છુ' એમ કહી હાથમા જળ લઈ મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે ગાયત્રીના જપથી થયેલુ પોતાનુ પુણ્ય તે વેળા એ ત્રિશકુને આપ્યુ અને તે પુણ્ય આપ્યા પછી તેમણે રાજાને કહ્યુ 'હે રાજર્ષિ! તુ તારી ઇચ્છા પ્રમાણે સાવધાન થઈ સ્વર્ગમા જા હે રાજેન્દ્ર! ઘણા કાળે મેળવેલા મારા પુણ્યથી તુ પ્રસન્ન થઈ ઇદ્રની નગરીમા જા અને સ્વર્ગલોકમા તારુ કલ્યાણ થાઓ' બ્રાહ્મણશ્રેષ્ઠ વિશ્વામિત્રે એમ કહ્યુ કે તરત જ તેમના તપોબળથી ત્રિશકુ પક્ષીની પેઠે વેગવાન થઈ ત્યાથી ઊડયો આકાશમા ઊડી એ રાજા ઇદ્રની નગરીમા જ્યારે ગયો, ત્યારે ચાડાલનો વેષ ધારણ કરનારા એ ક્રૂર રાજાને દેવગણોએ ત્યા જોયો અને ઇદ્રને જણાવ્યુ કે, 'ચાડાલની આકૃતિવાળો અને ખરાબ દેખાવનો આ કોણ આકાશમા દેવની પેઠે ઉતાવળો આવે છે?' (તે સાભળી) ઇદ્રે એકદમ ઊઠી એ નીચ પુરુષને જોયો અને તેને ત્રિશકુ જાણી

* આ અધ્યાયમા પચાવન શ્લોકોથી ત્રિશકુનુ સ્વર્ગગમન જણાવ્યા પછી હરિશ્ચંદ્રની કથા આરભાશે.

લઈ તેનો પણ તિરસ્કાર કરી તરત જ કહ્યુ કે, 'અરે ઓ ચાડાલ! નિંદાપાત્ર તુ દેવલોકમા કયા આવે છે? જલ્દી તુ પૃથ્વી પર પાછો જા, અહીં રહેવાને તુ યોગ્ય નથી ' હે શત્રુઓનો નાશ કરનારા જનમેજય! ઇદ્રે એમ કહી અટકાવેલો રાજા ત્રિશકુ ખૂટી પડેલા પુણ્યવાળા દેવતી પેઠે સ્વર્ગમાથી પડવા લાગ્યો, તે વખતે એ રાજા 'હે વિશ્વામિત્ર! હુ પડુ છુ, દુ ખથી પીડાતા અને સ્વર્ગથી ઝડપથી ચાલી આવતા મારી તમે રક્ષા કરો,' એમ વારવાર બૂમો પાડવા લાગ્યો હે રાજન્! પડતા એ રાજાની તે બૂમો સાભળી મુનિ વિશ્વામિત્ર તે રાજાને પડતો જોઈ બોલ્યા 'ઊભો રહે' રાજા ત્રિશકુ દેવલોકમાથી પડતો હતો, છતા વિશ્વામિત્રના એ વચનથી અને તપના પ્રભાવથી આકાશમા તે જ સ્થળે સ્થિર રહ્યો પછી વિશ્વામિત્રે પણ બીજો સ્વર્ગલોક અને નવી સૃષ્ટિ બનાવવા જળનુ આચમન કરી મોટા વિસ્તારવાળો યજ્ઞ કરવા માડયો. ત્યારે તેમનો એ ઉદ્યમ જાણી ઇદ્ર એકદમ ઉતાવળો ત્યા આવ્યો અને મુનિ વિશ્વામિત્રને કહેવા લાગ્યો કે, 'હે બ્રાહ્મણ! તમે શુ કરો છો? હે સત્પુરુષ! તમે કોપથી વ્યાકુળ શા માટ થયા છો? હે મુનિશ્રેષ્ઠ! નવી સૃષ્ટિરચના તમે ન કરો અને કહો, હુ તમારુ કયુ કામ કરુ?'

વિશ્વામિત્રે કહ્યુ હે સમર્થ ઇદ્ર! તમારા સ્થાનમાથી પડેલા અતિ દુ ખી રાજા ત્રિશકુને તમે પ્રેમપૂર્વક પોતાના ઠેકાણે લઈ જાઓ

વ્યાસ બોલ્યા તેમનો એ નિશ્ચય જાણી તથા જ તેમના તપોબળને ઉગ્ર જાણી અત્યત શકા પામેલા ઇદ્રે 'બહુ સારુ' એમ કહ્યુ અને ત્રિશકુ રાજાને દિવ્ય શરીરવાળો કરી ઉત્તમ વિમાનમા બેસાડી ઇદ્ર વિશ્વામિત્રની રજા લઈ પોતાની નગરીમા ગયો એમ ત્રિશકુ સહિત ઇન્દ્ર સ્વર્ગમા ગયો, તે પછી વિશ્વામિત્ર સુખ પામી પોતાના આશ્રમમા બરાબર રીતે સ્થિર થઈને રહ્યા પછી હરિશ્ચદ્ર પિતાને સ્વર્ગે પહોચાડવારૂપ વિશ્વામિત્રનો એ ઉપકાર સાભળી અત્યત પ્રસન્ન થઈ રાજ્ય કરવા લાગ્યો. અયોધ્યાનો અધિપતિ તે હરિશ્ચદ્ર રૂપ, યૌવન અને ચતુરાઈવાળી પોતાની સ્ત્રી સાથે પ્રેમથી આનદ કરવા લાગ્યો. એમ ઘણો સમય ગયો છતા તેની યુવાન સ્ત્રી સગર્ભા ન થઈ ત્યારે રાજા ચિંતાતુર થઈ ઘણો જ દુ ખી થયો પછી તેણે વસિષ્ઠના આશ્રમમા જઈ મુનિને મસ્તકથી પ્રણામ કરી સતાનરહિતપણાથી થતી ચિંતા તે ગુરુને જણાવી કે, 'હે ધર્મને જાણનારા! હે માન આપનારા! તમે દેવજ્ઞ છો અને મત્રવિદ્યામા અત્યત કુશળ છો, માટે મને સતતિ થવાનો તમે ઉપાય કરો હે બ્રાહ્મણશ્રેષ્ઠ! પુત્રરહિતનો ગતિ નથી, એ તમે જાણો છો અને શકિતમાન પણ છો, છતા મારા દુ ખને જાણી તમે બેદરકારી કેમ કરો છો? ખરેખર! આ ચકલા પક્ષી પણ ધન્ય છે, જેઓ પોતાના બચ્ચાને લાડ લડાવે છે અને હુ મદભાગી રાતદિવસ કાયમ ચિંતા કર્યા કરુ છુ ' એમ ખેદયુક્ત તેનુ વચન સાભળી બ્રહ્માના પુત્ર મુનિ વસિષ્ઠ મનથી સારી રીતે વિચારી તેને કહેવા લાગ્યા

વસિષ્ઠ બોલ્યા હે મહારાજા! તમે સત્ય કહો છો આ સસારમા સતાનરહિતપણાથી થતુ જે દુ ખ છે, તેનુ અદ્ભુત કોઈ દુ ખ નથી, માટે હે રાજેન્દ્ર! તમે પણ જળચરોના અધિપતિ વરુણદેવનુ કાળજીથી આરાધન કરો, તે તમારુ કાર્ય કરશે વરુણથી અધિક સતાન આપનાર કોઈ દેવ નથી, માટે હે ધર્મિષ્ઠ! તમે તેનુ આરાધન કરો, તમારા કાર્યની સિદ્ધિ થશે દૈવ અને પુરુષાર્થ આ બનેને મનુષ્યોએ માનવા જોઈએ, ઉદ્યમ વિના કાર્યસિદ્ધિ કેવી રીતે થાય? તત્ત્વદર્શી મનુષ્યાએ ન્યાયપૂર્વક ઉદ્યમ કરવા હે શ્રેષ્ઠ રાજા! ઉદ્યમ કર્યો હોય, તો સિદ્ધિ થાય છે નહિ તો સિદ્ધિ થતી નથી

અમાપ તેજવાળા ગુરુનુ તે વચન સાભળી રાજા તપ માટે નિશ્ચય કરી તેમને પ્રણામ કરી ત્યાથી નીકળ્યો એ રાજા ગગાના તીર પર શુભ સ્થાને પદ્માસન કરી ચિત્તમા વરુણનુ ધ્યાન કરતો કઠિન તપ કરવા લાગ્યો હે મહારાજ! એમ તપ કરતા કૃપાથી પ્રસન્ન મુખકમળવાળા વરુણદેવ તેને પ્રત્યક્ષ થયા, અને જળચરોના અધિપતિ તે વરુણે હરિશ્ચદ્રને આ વચન કહ્યુ. 'હે ધર્મને જાણનારા! તુ વરદાન માગ, તારા તપથી હુ પ્રસન્ન થયો છુ '

હરિશ્ચંદ્ર રાજાએ કહ્યુ હે દેવોના ઈશ્વર! હુ સતાનરહિત છુ, માટે સુખ આપનારો પુત્ર તમે મને આપો ત્રણે ઋણોને દૂર કરવા મે આ ઉદ્યમ કર્યો છે દુખી રાજાનુ એ ચતુરાઈવાળુ વચન સાભળ્યા પછી વરુણદેવ સામે ઊભેલા તે રાજાને લગાર હસી કહેવા લાગ્યા

વરુણ બોલ્યા હે રાજન્! મનમા ઈચ્છેલો ગુણવાન પુત્ર જો તને થાય અને તે કાર્ય સિદ્ધ થાય, તો તે પછી તુ મારુ શુ પ્રિય કરીશ? તુ શકા રહિત થઈ એ પુત્ર વડ જો મારો યજ્ઞ કરે તો હે રાજા! 'યજ્ઞમા એ પુત્રને પશુરૂપ કરવો' એવી શરતથી હુ તને પુત્ર આપુ

હરિશ્ચંદ્ર રાજાએ કહ્યુ હે દેવ! મારુ વાઝિયા પણુ ન રહો, હુ પુત્રને પશુરૂપ કરી તમારા યજ્ઞ કરીશ, આ હુ તમને સત્ય કહુ છુ હે માન આપ નારા! પૃથ્વી પર વાઝિયાપણામા ઘણુ દુખ છે માટે મનુષ્યોના શોકરૂપ અગ્નિને શાત કરનારો શુભ પુત્ર તમે મને આપો

વરુણે કહ્યુ હે રાજન્! તુ તારી ઈચ્છા પ્રમાણે ઘેર જા, તને પુત્ર થશે, પણ તુ મારી આગળ જે બોલે છે તે વચન તારે સત્ય કરવુ પડશે

વ્યાસ બોલ્યા વરુણે એમ કહેલો એ હરિશ્ચંદ્ર ઘેર ગયો અને વરદાન સબધી વૃત્તાત તેણે પોતાની સ્ત્રીને કહ્યુ તે રાજાને અતિ મનોહર બરાબર સો સ્ત્રીઓ હતી, તેમા 'શૈબ્યા' નામની ઉત્તમ પતિવ્રતા ધર્મપત્ની પટરાણી હતી કેટલોક સમય ગયો તે પછી સુદર વર્ણવાળી તે સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો, એટલે તેના ગર્ભની ચેષ્ટાઓ સાભળી રાજા પ્રસન્ન થયો તે વખતે રાજાએ વિધિ પ્રમાણે સસ્કારો કરાવ્યા અને પછી દશમો મહિનો પૂરો થયો, ત્યારે નક્ષત્ર તથા ગ્રહોના બળથી યુક્ત શુભ દિવસે દેવપુત્ર જેવા પુત્રને તે રાણીએ જન્મ આપ્યો પુત્ર જન્મ્યો ત્યારે રાજાએ સ્નાન કરી બ્રાહ્મણોથી વીટાઈને પ્રથમ જન્મસસ્કાર કર્યા અને પછી પુષ્કળ દાનો આપ્યા રાજાને પુત્રના જન્મથી ઘણો જ આનદ થયો એ વખતે ધનધાન્યથી વ્યાપ્ત, પુષ્કળ, દાનોથી યુક્ત અને ગીત—વાદિત્રોથી ગાજતો ઘણો ઉત્તમ મહોત્સવ થઈ રહ્યો ૧-૫૫

बभूव परमोदारो धनधान्यसमन्वितः ।
विशेषदानसंयुक्तो गीतवादित्रसकुलः ॥ ५५ ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૧૪ મો સમાપ્ત

# અધ્યાય ૧૫ મો*

## હરિશ્ચંદ્રને વરુણનો શાપ

व्यास उवाच

प्रवृत्ते सदने तस्य राज्ञः पुत्रमहोत्सवे ।
आजगाम तत. पाशी विप्रवेषधरः शुभ. ॥ १ ॥

વ્યાસ બોલ્યા તે પછી રાજાને ઘેર પુત્રજન્મનો મહોત્સવ થતો હતો, ત્યારે બ્રાહ્મણના વેષને ધારણ કરતા ઉત્તમ વરુણદેવ આવ્યા 'કલ્યાણ થાઓ' એમ કહી તેમણે રાજાને કહ્યુ 'હે રાજા! તમે સાભળો, હુ વરુણ છુ તમારે ત્યા પુત્ર જન્મ્યો છે, માટે એ પુત્રથી તમે જલદી મારો યજ્ઞ કરો હે રાજન્! પહેલા તમે જે કહ્યુ છે, તે વચન સત્ય કરો, મારા વરદાનથી જ તમારુ વાઝિયાપણુ ગયુ છે' તેમનુ એ વચન સાભળી રાજા ચિંતામા પડયો કે, તુરતમા જન્મેલા કમળ સમાન મુખવાળા પુત્રને હુ કેમ મારુ? લોકપાલ વરુણદેવ બ્રાહ્મણના વેષથી આવ્યા છે અને શક્તિમાન છે, શુભ ઈચ્છતા મનુષ્યે દેવનુ અપમાન કદી ન કરવુ (બીજી તરફ) પુત્ર ઉપરના સ્નેહ પ્રાણીઓને હમેશા છોડવો ઘણો જ મુશ્કેલ હોય છે, તો હુ હવે શુ કરુ? સતતિથી થતુ સુખ મને શી રીતે થાય? (આમ વિચાર કર્યા પછી) ધૈર્ય ધરી રાજાએ તેમને નમસ્કાર કરી, સામેથી પૂજીને વિનયપૂર્વક કહ્યુ

હરિશ્ચંદ્ર રાજા બોલ્યો હે દેવોના દેવ! હે દયાના ભડાર! હુ તમારી આજ્ઞા પાળીશ વેદોક્ત વિધિથી પુષ્કળ દક્ષિણાવાળો (નરમેધ) યજ્ઞ હુ કરીશ, પણ પુત્ર જન્મે છે, ત્યારે દશ દિવસે પિતા કર્મને

* આ અધ્યાયમા છાસઠ શ્લોકોથી હરિશ્ચંદ્રને ત્યા પુત્રજન્મનો મહોત્સવ ચાલતા હતો, તે પછીનુ વરુણ વૃત્તાત બરાબર કહેવાશે.

યોગ્ય થાય છે અને માતા એક મહિને શુદ્ધ થાય છે, અને તે યજ્ઞકર્મમા સ્ત્રીપુરુષ તો (અધિકારી તરીકે) કારણ છે જ, અર્થાત્ સ્ત્રીપુરુષ વિના તો યજ્ઞકર્મ થાય જ નહિ હે વરુણદેવ! તમે તો સર્વજ્ઞ છો, તેથી સનાતન ધર્મને જાણો જ છો, માટે હે જળના સ્વામી પરમેશ્વર! તમે કૃપા કરો (હમણા) ક્ષમા કરો

વ્યાસ બોલ્યા એમ કહેલા વરુણદેવે રાજાને કહ્યુ 'હે રાજા! તારુ કલ્યાણ થાઓ, હુ જાઉં છુ, તમે કામ કરો એક મહિના પછી હુ આવીશ, માટે હે શ્રેષ્ઠ રાજા! પુત્રના (જાતકર્મ—નામકરણ વગેરે) ઔત્થાનિક આચારો કરી તારે અવશ્ય યજ્ઞ કરવો ' એવી મનોહર વાણી રાજાને કહીને વરુણદેવ ગયા, ત્યારે હરિશ્ચદ્ર રાજા આનદ પામ્યો તેણે સોનાથી શણગારેલી અને ઘડા જેવા થાનવાળી કરોડો ગાયો તથા તલના પર્વતો વેદવેત્તા બ્રાહ્મણોને આપ્યા, પુત્રનુ મુખ જોઈ રાજા અતિશય સુખ પામ્યો અને તેનુ 'રોહિત' નામ વિધિપૂર્વક પાડ્યુ મહિનો પૂરો થયો, ત્યારે વરુણદેવ 'હવે જલદી યજ્ઞ કર,' એમ વારવાર કહેતા બ્રાહ્મણના વેષે રાજાને ઘેર આવ્યા તે દેવને જોઈ રાજા શોકરૂપી સમુદ્રમા ડૂબી ગયો અને તેમનો અતિથિસત્કાર કર્યા પછી તેમને પ્રણામ કરી બે હાથ જોડી કહેવા લાગ્યો 'હે દેવ! બહુ સારુ થયુ, તમે ભલે પધાર્યા હે પ્રભો! મારા ઘરને તમે પવિત્ર કર્યું છે હે જળના સ્વામી! તમે ઇચ્છેલો યજ્ઞ હુ વિધિ પ્રમાણે કરીશ પણ 'દાત વિનાનો પશુ વખાણવા યોગ્ય નથી ' એમ વેદવાદીઓ કહે છે, માટે (પુત્રને) દાત ઊગશે, ત્યારે તમારો મોટો યજ્ઞ હુ કરીશ ' એમ તેણે કહ્યુ ત્યારે વરુણદેવ બહુ સારુ ' એમ કહીને ગયા અને હરિશ્ચદ્ર આનદ પામી ગૃહસ્થાશ્રમમા આનદ કરવા લાગ્યો, પછી દાતની ઉત્પત્તિ જાણી બ્રાહ્મણનુ રૂપ ધરતા વરુણદેવ 'મારુ કાર્ય હવે કર' એમ કહેતા તેને ઘેર આવ્યા રાજાએ પણ બ્રાહ્મણની આકૃતિવાળા તે વરુણદેવને આવેલા જોઈ પ્રણામ કરી આસન તથા સન્માનથી આદર આપી પૂજા કરી, અને સ્તુતિ કરી વિનયથી ડોક નમાવી આ વચન કહ્યુ 'પુષ્કળ દક્ષિણાવાળો તમારો યજ્ઞ બરાબર વિધિ પ્રમાણે હુ કરીશ, પણ જેના ચૌલસસ્કાર હજી કર્યા નથી, એવો આ બાળક હજી ગર્ભના વાળવાળો છે અને તેવો (નરપશુ) યજ્ઞ માટે પશુ તરીકે માન્ય કરાતો નથી, એમ મે વૃદ્ધોના મુખથી સાભળ્યુ છે, માટે હે વરુણદેવ ત્યા સુધી ક્ષમા કરો, સનાતન વિધિને તમે જાણો છો, બાળકના મુડન પછી અવશ્ય મારે યજ્ઞ કરવો જ છે ' તેનુ એ વચન સાભળી વરુણે તેને ફરી કહ્યુ 'હે રાજા! વારવાર આમ કહી તુ મને ઠગે છે 'હે રાજા! તારી પાસે હમણા સર્વ સામગ્રી છે, છતા પુત્રના સ્નેહથી બધાઈને તુ હમણા ઠગે જ છે, છતા મુડનકર્મની વિધિ કરીને જો તુ યજ્ઞ નહિ કરે તો હુ ક્રોધ પામી તને ભયકર શાપ આપીશ હે માન આપનાર રાજેન્દ્ર! આજે તો તારા વચનથી હુ જાઉં છુ, પણ હે ઇક્ષ્વાકુ કુળમા જન્મેલા! હવે તારુ વચન સત્ય થવુ ન જોઈએ ' એમ કહી તરત જ વરુણદેવ રાજાના ઘેરથી જતા રહ્યા અને રાજા ખૂબ સતોષ પામી તે વખતે પોતાના ઘરમા આનદ કરવા લાગ્યો પછી ચૌલસસ્કાર—મુડન કરવાનો સમય થયા અને ઉત્તમ મહોત્સવ ચાલુ થયો, ત્યારે તરત જ વરુણદેવ ફરી રાજાને ઘેર આવ્યા જ્યારે ક્રિયા કરવાનો સમય હતો, ત્યારે ખોળામા પુત્રને લઈને રાણી રાજાની પાસે બેઠી હતી, તે જ વખતે શ્રીમાન વરુણદેવ બ્રાહ્મણનુ રૂપ ધરી 'હવે મારુ કર્મ કર' એમ રાજાને સ્પષ્ટ કહેતા પ્રત્યક્ષ અગ્નિની પેઠે ત્યા આવ્યા તેમને જોઈ અત્યત ગભરાયેલ રાજાએ ભયથી બે હાથ જોડી તેમને નમસ્કાર કર્યા પછી વિધિ પ્રમાણે તેમની પૂજા કરી વિનયથી રાજાએ તેમને કહ્યુ 'હે સ્વામિન્! હવે વિધિપૂર્વક યજ્ઞકાર્ય હુ કરુ છુ, પણ હે પ્રભો! તેમાયે મારે કઈક કહેવાનુ છે, તેને તમે એકચિત્ત થઈ સાભળો હે સ્વામિન્! તેને તમે જો યુક્ત માનો તો હુ તમારી આગળ કહુ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણો (જનોઈનો) સસ્કાર કરેલો હોય તો જ 'દ્વિજ' કહેવાય છે, નહિ તો 'શૂદ્ર' કહેવાય છે, એમ વેદવેત્તાઓ માને છે, તેથી મારો આ બાળક—પુત્ર હજી શૂદ્ર જેવો છે, કેમ કે જનોઈ આપેલો (દ્વિજવર્ણ) ક્રિયાને યોગ્ય થાય છે, એવો

વેદોમા નિર્ણય છે રાજાઓને અગિયારમે વર્ષે જનોઈ આપવાનુ (શાસ્ત્રોમા) સદા કહેલુ છે અને બ્રાહ્મણોને આઠમે વર્ષે તથા વૈશ્યોને બારમે વર્ષે જનોઈ દેવાનુ કહ્યુ છે હે દેવેશ્વર! તમારા ગરીબ સેવક મારા પર જો તમે દયા કરો તો આ પુત્રને જનોઈ આપી (તે રૂપ) પશુથી હુ ઉત્તમ યજ્ઞ કરીશ હે ધર્મને જાણનારા! તમે લોકપાલક છો અને સર્વ શાસ્ત્રોમા કુશળ છો, માટે હે પ્રભો! મારુ વચન તમે જો સત્ય માનતા હો તો (હમણા) ઘેર જાઓ ' એવુ તેનુ વચન સાભળી દયાળુ રાજા વરુણ 'બહુ સારુ ' એમ કહી તરત જ પ્રસન્નમુખે જતા રહ્યા વરુણ ગયા, તે પછી રાજા આનદયુક્ત થયો અને એ રીતે પુત્રનુ સુખ પામી હર્ષ પામ્યો તે સમયે હરિશ્ચદ્ર રાજા રાજકાર્યો કરવા લાગ્યો અને સમય જતા પુત્ર પણ દશ વર્ષનો થયા પછી રાજાએ ઉત્તમ બ્રાહ્મણો તથા પ્રધાનોની સાથે તેને જનોઈ દવાની સામગ્રી પોતાની સપત્તિ પ્રમાણે કરવા માડી અગિયારમે વર્ષે પુત્રને જનોઈ આપવાની વિધિમા રાજાએ વિધિ પ્રમાણે કાર્ય કર્યું પણ મનમા તે ચિતાતુર જ રહેતો હતો એમ કુમારને જનોઈ દેવાઈ ગઈ, ને પછી તે સબધી કાર્ય હજી ચાલતુ હતુ, ત્યા તો બ્રાહ્મણનો વેશ ધરતા વરુણદેવ ત્યા આવ્યા તેમને જોઈ તરત જ પ્રણામ કરી રાજા આગળ ઊભો રહ્યો અને બે હાથ જોડી પ્રસન્ન થઈ એ ઉત્તમ દેવને કહેવા લાગ્યો 'હે દેવ! મારા આ પુત્રને જનોઈ દેવાઈ ગઈ છે એટલ યજ્ઞપશુ તરીકે તે યોગ્ય થયા છે વળી તમારી કૃપાથી વાઝિયાપણાના અપવાદથી થતો મારો શોક પણ ગયો છે, માટે હવે સમય થતા પુષ્કળ ઉત્તમ દક્ષિણાવાળો યજ્ઞ કરવા હુ ઈચ્છુ છુ, પણ હે ધર્મ જાણનારા! હવે હુ સત્ય સમય કહુ છુ, તે તમે સાભળો સમાવર્તન× કર્મના રાતે હુ તમારી ઈચ્છા પ્રમાણે કરીશ, માટે મારા ઉપર દયા કરી ત્યા સુધી ક્ષમા કરવા તમે યોગ્ય છો '

વરુણે કહ્યુ હે મહાબુદ્ધિમાન રાજા! પુત્રના પ્રેમથી અત્યત વ્યાકુળ થઈ વારવાર યુક્તિયુક્ત બુદ્ધિ કરીને તુ મને ઠગે છે હે મહારાજા! તારા વચનથી પ્રેરાઈને આજે તો હુ જાઉં છુ, પણ સમાવર્તન કર્મનો સમય થતા હુ આવીશ

હે રાજા! એમ કહી વરુણદેવ તે રાજાને પૂછીને ગયા અને હર્ષ પામેલો રાજા તે પછીના કાર્ય કરવા લાગ્યો (પછી સમાવર્તન કર્મ પણ થઈ ગયુ,) ત્યારે વરુણને આવેલા જોઈ યજ્ઞનો સમય જાણી જઈ અતિ ચતુર કુમાર રોહિત ચિતાતુર થયો વળી તેણે રાજાના શોકનુ કારણ પણ આમનેમથી પૂછી લીધુ અને હે આયુષ્મન્! પોતાનો નાશ થવાનો જાણી તેણે નાસી જવાનો વિચાર કર્યો પ્રધાનોના પુત્રો સાથે મત્રણા કરી બરાબર નિશ્ચય કરીને એ કુમાર તે નગરમાથી નીકળી જઈ વનમા જતો રહ્યો પુત્ર ગયો ત્યારે રાજા અત્યત દુ ખી થયા, તેણે તેની શોધ કરવાની ઈચ્છાથી પોતાના દૂતોને એકદમ રવાના કર્યા એમ સમય ગયો તે પછી શોકથી અત્યત તપી ગયેલા રાજાને 'તુ હવે યજ્ઞ કર' એમ કહેતા વરુણદેવ તેને ઘેર ગયા રાજાએ તેમને પ્રણામ કરી કહ્યુ 'હે દેવોના દેવ! હુ શુ કરુ? ભયથી ગભરાયેલો મારો પુત્ર આજે ક્યાક જતો રહ્યો છે (એ ક્યા ગયો છે) તે હુ જાણતો નથી હે જળચરોના સ્વામી! પર્વતોના દુર્ગમ પ્રદેશોમા અને મુનિઓના આશ્રમોમા એમ બધે મારા દૂતોએ તેને શોધ્યો, પણ તે મળ્યો નથી હે મહારાજા! તમે આજ્ઞા કરો હવ હુ શુ કરુ? પુત્ર જતો રહ્યો, એમા મારો દોષ નથી પણ હે સર્વજ્ઞ! એમા ખરેખર ભાગ્યનો જ દોષ છે ' રાજાનુ એવુ વચન સાભળી વરુણદેવ અત્યત ક્રોધ પામ્યા અને વારવાર ઠગાયેલા હોઈ તેમણ ગેવથી રાજાને શાપ આપ્યો કે 'હે રાજા તે મને વચનથી ઠગ્યો છે, માટે તને જળોદરનો અતિ ભયકર રોગ પીડા કરો ' એમ કોપેલા વરુણદેવે શાપ આપ્યો ત્યારે રાજા હરિશ્ચદ્ર તે જ વખતે દુ ખદાયી રોગથી પીડિત થયો વરુણદેવ તો રાજાને એમ શાપ આપી પોતાને સ્થાને ગયા અને રાજા મોટો રોગ પામી અત્યત દુ ખી થયો ૧–૬૬

एव शप्त्वा नृपं पाशी जगाम निजमास्पदम् ।
राजा प्राप्य महाव्याधिं बभूवातीव दु खित. ॥६६॥

અધ્યાય ૧૫ મો સમાપ્ત

× ગુરુકુળમા રહી પૂર્ણ વિદ્યા ભણી પુત્ર ઘેર આવે ત્યારે જે સસ્કાર કરાય છે, તે સમાવર્તન કર્મ

# અધ્યાય ૧૬ મો[×]

## હરિશ્ચંદ્રે નરમેધ યજ્ઞ આરંભ્યો

व्यास उवाच

**गतेऽथ वरुणे राजा रोगेणातीव पीडित ।**
**दुःखाद्दुःख परं प्राप्य व्यथितोऽभूद् भृशं तदा ॥१॥**

વ્યાસ બોલ્યા વરુણ ગયા તે પછી હરિશ્ચંદ્ર રાજા રોગથી અત્યંત પીડાવા લાગ્યા અને એક દુઃખમાંથી બીજું દુઃખ પામી તે વળા અત્યંત વ્યાકુળ થયો હે રાજન્! કુમાર રોહિત વનમાં પિતાને રોગથી પીડાતો સાભળી સ્નેહથી બબાઈ તેમની પાસ જવા વિચાર્યું અને એક વર્ષ વીત્યા પછી પિતાને જોવાને આદરથી જવા ઇચ્છતા તેને જાણી ઇંદ્ર ત્યાં આવ્યો બ્રાહ્મણનું રૂપ ધરી ઇંદ્ર તે વખતે જવા માટે તૈયાર થયેલા કુમારને યુક્તિથી તરત રોકવા માડ્યો

ઇંદ્ર બોલ્યો હે રાજપુત્ર! જાણવી અત્યંત મુશ્કેલ રાજનીતિને તું જાણતો નથી તેથી મઢ હોઈ તું જવાનો વ્યર્થ વિચાર કરે છે હે મહાભાગ! વેદનો પાર પામેલા બ્રાહ્મણ દ્વારા તારો પિતા ભડભડતા અગ્નિમાં તારો હોમ કરાવશે હે તાત! સર્વ પ્રાણીઓને આત્મા જ વહાલો હોય છે અને તેના જ માટે પુત્ર, સ્ત્રી, ધન વગેરે વહાલા હોય છે પોતાના દેહની રક્ષા માટે હવન કરાવી (તારો પિતા) પ્રિય એવા તારો પણ નાશ કરી રોગરહિત થશે હે રાજપુત્ર! તારે (હમણા) પિતાને ઘેર જવું નહિ પણ પિતા મરી જાય, ત્યારે જ કેવળ રાજ્ય માટે તારે જવું

હે રાજા! ઇંદ્રે એમ અટકાવ્યા, એટલે રાજપુત્ર રોહિત ફરી એક વર્ષ સુધી વનમાં રહ્યો પછી ફરી પણ હરિશ્ચંદ્રને અત્યંત દુઃખી સાભળી તેના પુત્રે મરવાનો નિશ્ચય કરી જવાને વિચાર્યું પણ ઇન્દ્ર બ્રાહ્મણના રૂપે ત્યાં આવી તે રોહિતને અટકાવ્યા એમ વારંવાર યુક્તિવાળા વાક્યોથી ઇંદ્ર તેને રોકવા લાગ્યા (બીજી બાજુ) દુઃખથી અત્યંત પીડાતા હરિશ્ચંદ્રે પોતાના પુરોહિત વસિષ્ઠને રોગના નાશ માટે બરાબર ચોક્કસ ઉપાય પૂછ્યો એટલે બ્રાહ્મણના પુત્ર વસિષ્ઠે તેને કહ્યું કે, હે ઉત્તમ રાજા! વેચાતા લીધેલા પુત્રથી તું યજ્ઞ કર, એટલે શાપથી છૂટી જઈશ વેદનો પાર પામેલા બ્રાહ્મણોએ દશ પ્રકારના પુત્રો કહ્યા છે, (તેમાં ખરીદેલા પુત્રની પણ ગણતરી છે) માટે હે શ્રેષ્ઠ રાજા! દ્રવ્યથી (કોઈને વેચાતો) લાવી તમે પુત્ર કરો (અને પછી તેના વડે યજ્ઞ કરો) (એમ કરવાથી) વરુણ પણ પ્રસન્ન થઈ સુખ કરનારા થશે તમારા દેશમાં જન્મેલો કોઈ બ્રાહ્મણ લોભથી પોતાનો પુત્ર તમને આપશે' મહાત્મા વસિષ્ઠે (એમ કહી) આનંદ પમાડેલા રાજાએ તેવા પુત્રની શોધ કરવાની ઇચ્છાથી પ્રધાનને આજ્ઞા કરી તે રાજાના દેશમાં 'અજીગર્ત' નામે એક બ્રાહ્મણ હતો તે બહુ નિર્ધન હતો તેને ત્રણ પુત્રો હતા પ્રધાને પણ એ દુર્બળ બ્રાહ્મણને પુત્ર વેચવા માટે પૂછ્યું કે, 'હું તમને સો ગાયો આપીશ તમે એક પુત્ર યજ્ઞ માટે આપો શુનપુચ્છ, શુનઃશેપ અને શુનોલાંગુલ નામના આ ત્રણ પુત્રો છે, તેમાંથી એક તમે મને આપો હું તમને સો ગાયો આપીશ' ભૂખથી અત્યંત પીડાતા અજીગર્તે પણ તે સાભળી એ પુત્રોમાંથી કોઈ એક પુત્રને વેચી નાખવા મન કર્યું તેમાં મોટા પુત્રને મરણક્રિયા કરવાનો અધિકારી જાણી તેને એણે ન આપ્યો અને સૌથી નાના પુત્રને માતાએ 'આ તો મારો પુત્ર છે' એમ કહી ન આપ્યો એટલે વચલા પુત્ર શુનઃશેપને સો ગાયો લઈ તેણે આપી દીધો એમ તે શુનઃશેપને પ્રધાન લાવ્યો એટલે રાજાએ તેને નરમેધ યજ્ઞમાં પશુ કર્યો તે વખતે રડતા દુઃખી, રાંકડા, ધ્રૂજતા અને અત્યંત ગભરાયેલા અને બાંધેલા જોઈ મુનિઓ હાહાકાર કરવા લાગ્યા રાજા હરિશ્ચંદ્ર નરમેધ યજ્ઞમાં પશુવધ કરનાર પાસે શુનઃશેપને પશુ તરીકે હાજર કર્યો, પણ તે વધ કરનારાઓએ બાળકને કાપવા શસ્ત્ર ન લીધું અને તે વળા કહ્યું કે, 'અતિ કરુણ રુદન કરતા ગરીબ બ્રાહ્મણપુત્રને પોતાના લોભ માટે, નહિ મારું, એમ કહી તે દુષ્કર્મથી એ અટકી ગયા એટલે રાજાએ સભાસદોને કહ્યું કે,

× આ અધ્યાયમાં ઓગણસાઠ શ્લોકોથી શુનઃશેપનો વધ કરવાને લગતી કથા આરંભાઈ, જેમાં પ્રારંભના વખતથી હરિશ્ચંદ્ર સાથે વિશ્વામિત્રની શત્રુતા થઈ હતી.

'હે બ્રાહ્મણો! હવે શું કરું?' તે વખતે શુનઃશેપ સભામાં કારમી ચીસો પાડતો હતો, ત્યારે બૂમો પાડતા લોકોનો મોટો કોલાહલ થઈ રહ્યો તે વેળા અજીગર્ત ઊભા થઈને ઉત્તમ રાજાને કહ્યું 'હે રાજન્! હું તમારું કાર્ય કરીશ, તમે બરાબર સ્થિર થાઓ તમે મને બેવડી કિંમત આપો, એટલે (નર) પશુનો હું જ નાશ કરીશ ધનને ઈચ્છતા મારે આજે તમારું યજ્ઞકાર્ય કરવું છે દુઃખી હોઈ ધન ઇચ્છતા મનુષ્યને પુત્ર ઉપર પણ સદા દ્વેષબુદ્ધિ ઊપજે છે' તેનું એ વચન સાંભળી આનંદ પામેલા હરિશ્ચંદ્રે તેને કહ્યું 'સર્વોત્તમ બીજી સો ગાયો આજે હું તમને આપીશ' તે વચન સાંભળી શુનઃશેપનો પિતા પુત્રને મારવા તૈયાર થયો લોભથી વ્યાકુળ ચિત્તવાળા એ અજીગર્તે યજ્ઞપશુને કાપી નાખવા નિશ્ચય કર્યો, ત્યારે સર્વ સભાસદો તેને તૈયાર થયેલો જોઈ અત્યન્ત દુઃખી થઈ હાહાકાર કરવા લાગ્યા અને 'હાય હાય, એમ બોલવા લાગ્યા વળી બધા કહેવા લાગ્યા કે, 'બ્રાહ્મણ જેવી આકૃતિવાળો આ મહાપાપી હોઈ ક્રૂર કર્મ કરનારો પિશાચ છે, કારણ કે કુળને મલિન કરનારો આ પોતે પોતાના પુત્રને મારવા તૈયાર થયો છે! તને ચાંડાલને ધિક્કાર હો! આવું પાપકર્મ કરવા તે કેમ ઈચ્છયું છે? પુત્રને મારી, ધન મળવી તને શું સુખ થશે? શરીરમાંથી પોતાનો આત્મા જ પુત્રરૂપે જન્મે છે, એવું વેદમાં કહ્યું છે તો હે પાપબુદ્ધિ! તું પોતે જ પોતાનો વધ કરવા કેમ ઈચ્છે છે?' આવો ત્યાં કોલાહલ થઈ રહ્યો, ત્યારે દયાળુ મુનિ વિશ્વામિત્ર રાજાની પાસે જઈ કહેવા લાગ્યા

વિશ્વામિત્ર બોલ્યા હે રાજન્! રડતા અને અત્યંત દુઃખી આ શુનઃશેપને તું છોડી દે, તારો યજ્ઞ ખરેખર પૂર્ણ થશે અને રોગનો નાશ થશે, કેમ કે દયા જેવું પુણ્ય નથી અને હિંસા જેવું પાપ નથી (હિંસા માટે વેદવાક્યોની) જે આ પ્રેરણા છે, તે રાગી પુરુષોને (યજ્ઞાદિ માટે) રુચિ ઉપજાવવા ખાતર જ છે (ખરા રીતે વૈદિક વિધિવાક્યોનું તાત્પર્ય હિંસા કરવામાં છે જ નહિ, પણ હિંસા અટકાવવામાં જ છે,) એ તું વિચાર કર હે મહારાજા! સર્વ પ્રકારે કલ્યાણ ઈચ્છતા મનુષ્ય પોતાના દેહની રક્ષા માટે બીજાના દેહને કાપવાનું ન કરવું જોઈએ. હરકોઈ વસ્તુથી સંતોષ પામતા જગત્પતિ પરમેશ્વર સર્વ પ્રાણીઓ પર દયા રાખવાથી અને સર્વ ઇન્દ્રિયોને શાંત કે વશ કરવાથી તરત પ્રસન્ન થાય છે હે ઉત્તમ રાજા! સર્વ પ્રાણીઓ ઉપર પોતાના સરખા જ વિચાર રાખવો સર્વ પ્રાણીઓને સર્વકાળ જીવન અવશ્ય પ્રિય હોય છે, તું પોતાના શરીરમાં સુખ કરવા આ બ્રાહ્મણને મારવા ઈચ્છે છે, તો હે રાજા! આ બ્રાહ્મણ પોતાના સુખનું સ્થાન પોતાના દેહની રક્ષા કરવા કેમ ન ઈચ્છે? તારે આની સાથે પૂર્વ જન્મમાં કરાયેલું કંઈ વેર નથી કે, જેથી આ નિરપરાધી બ્રાહ્મણપુત્રને તું મારવા ઈચ્છે છે! જે મનુષ્ય કેવળ પોતાનું જ સુખ ઈચ્છતો વેર વિના જે (નિર્દોષ) પ્રાણીને મારી નાખે છે, તે મારનારાને પેલું મરનાર પ્રાણી બીજા જન્મમાં જન્મીને મારે જ છે આનો પિતા અત્યંત દુષ્ટાત્મા હોઈ પાપી આચારવાળો અને દુષ્ટબુદ્ધિ છે, જેણે પોતાના આ પુત્રને ધનના લોભથી તને સોંપ્યો છે! મનુષ્યે અનેક પુત્રો ઈચ્છવા જોઈએ, કેમ કે તેઓમાંથી એક પણ જો ગયા જાય (અને ત્યાં શ્રાદ્ધ કરે) અથવા અશ્વમેધ યજ્ઞ કરે કે નીલોત્સર્ગ કરે, (તોપણ પિતાની સદ્‌ગતિ થાય છે) દેશની અંદર જે કોઈ પાપકર્મ કરે તે પાપનો છઠ્ઠો ભાગ રાજા ભોગવે છે, એમાં સંશય નથી, માટે પાપ કરવા તૈયાર થયેલા હરકોઈને રાજાએ અટકાવવો જોઈએ તું સૂર્યવંશમાં જન્મ્યો છે અને ત્રિશંકુનો ઉત્તમ પુત્ર છે, છતાં તે પુત્ર વેચવા તૈયાર થયેલા આને કેમ ન અટકાવ્યો? હે રાજા! તું આર્ય થઈ અનાર્ય જેવું કર્મ કરવા ઇચ્છે છે, પણ આ મુનિપુત્રને છોડી દેવાથી અને મારું વચન માનવાથી જ તારા દેહમાં સુખ થશે, એમાં કંઈ વિચારવા જેવું નથી હે રાજા! તારા પિતા શાપના યોગથી ચાંડાલપણું પામ્યા હતા, પણ મેં એમને એ જ શરીરથી સ્વર્ગલોકમાં પહોંચાડ્યા છે, માટે હે રાજા! એ જ પ્રેમના સંબંધથી તું મારું વચન માન અત્યંત દુઃખી થઈ રડતા આ ગરીબ બાળકને તું છોડી દે આ રાજસૂય યજ્ઞમાં મેં તારી પાસે આ અવશ્ય યાચના કરી છે, તો યાચનાનો

ભગ કરવાથી થતા દોષને તુ કેમ સમજતો નથી? હે ઉત્તમ રાજા! આ યજ્ઞમા યાચના કરેલુ સર્વકાળ આપવુ જોઈએ, નહિ તો હે રાજા! તેને પાપ જ લાગશે એમા સશય નથી

વ્યાસ બોલ્યા હે મહારાજ! તે વિશ્વામિત્રનુ એવુ વચન સાભળી રાજાઓમા ઉત્તમ હરિશ્ચદ્ર મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને કહેવા લાગ્યો 'હે ગાધિપુત્ર મુનિ! જલોદરથી હુ ઘણો જ દુ ખી થાઉ છુ, માટે આને હુ નહિ છોડુ હે વિશ્વામિત્ર! તમે કઈ બીજુ માગો મારા આ કાર્યમા તમારે અવશ્ય આગ્રહ ન કરવો ' રાજાનુ તે વચન સાભળી અત્યત ક્રોધી સ્વભાવના વિશ્વામિત્ર બ્રાહ્મણપુત્રને રાક જોઈ દુ ખથી અત્યત તપી ગયા ૧–૫૯

**तच्छ्रुत्वा वचनं राज्ञो विश्वामित्रोऽतिकोपन ।**
**बभूव दु खसंतप्तो वीक्ष्य दीनं द्विजात्मजम् ॥५९॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાયમા ૧૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૭ મો*

### વિશ્વામિત્રે શુન:શેપને છોડાવ્યો અને હરિશ્ચંદ્ર રોગથી રહિત થયો

व्यास उवाच

**रुदन्तं बालकं वीक्ष्य विश्वामित्रो दयातुरः ।**
**शुन शेपमुवाचेदं गत्वा पार्श्वेऽतिदु खितम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા બાળક શુન શેપને રડતો જોઈ દયાતુર થયેલા વિશ્વામિત્રે તેની પાસે જઈ અત્યત દુ ખી થતા તેને આ વચન કહ્યુ 'હે પુત્ર! વરુણદેવનો મન્ત્ર હુ તને કહુ છુ, તેનુ મારી આજ્ઞાથી મનમા સ્મરણ કરતા ને જપ કરતા તારુ કલ્યાણ થશે ' શોકથી ગભરાતો શુન શેપ વિશ્વામિત્રનુ એ વચન સાભળી, તેમણે કહેલા મત્રનો સ્પષ્ટ અક્ષરોથી મનમા જપ કરવા લાગ્યો હે રાજા! મત્રને તે જપી રહ્યો, ત્યારે તરત જ તે બાળક ઉપર પ્રસન્ન થયેલા દયાળુ વરુણદેવ ત્યા પ્રગટ્યા ત્યારે તેમને પ્રગટેલા જોઈ બધા અત્યત વિસ્મય પામ્યા અને તેમના દર્શનથી આનદ પામી તેમની સ્તુતિ કરવા લાગ્યા રોગથી દુ ખી રાજા હરિશ્ચદ્ર પણ અત્યત વિસ્મય પામી તેમના ચરણોમા નમ્યો અને બે હાથ જોડી સામે ઊભેલા તે દેવની સ્તુતિ કરવા લાગ્યો

હરિશ્ચદ્ર બોલ્યા: હે દેવોના દેવ! હે કૃપાના સમુદ્ર! હુ પાપાત્મા અત્યત મદબુદ્ધિ છુ મે અપરાધ કર્યો છે, છતા આપ પરમેષ્ઠીએ મને ગરી બને પવિત્ર કર્યો છે પુત્રને ઈચ્છતા દુ ખમા રહેલા મે તમારુ અપમાન કર્યું છે, પણ આપ પ્રભુએ તે ક્ષમા કર્યુ, કેમ કે અત્યત દુષ્ટબુદ્ધિ હોય તેનો વળી અપરાધ શો? (તેનો અપરાધ ગણાય જ નહિ) હે દેવોના દેવ 'ગરજવાળો માણસ દોષને જોતો નથી' એ વચન પ્રમાણે પુત્રની ઈચ્છાવાળા અને નરકથી ડરતા મે તમને ઠગ્યા છે 'પુત્રરહિત મનુષ્યની સદ્ગતિ થતી નથી અને સ્વર્ગ તો તેને મળતુ જ નથી' એ વાક્યથી ડરેલા મે તમારો અપરાધ કર્યો છે હે પ્રભો! જ્ઞાની પુરુષે અજ્ઞાનીના દોષનો વિચાર કરવો જ ન જોઈએ હુ મારા પુત્રથી ઠગાયો છુ અને તેથી રોગથી પીડાઈને દુ ખી થયો છુ હે મહારાજ! મારો પુત્ર ક્યા ગયો છે, તે હુ જાણતો નથી હે કૃપાના ભડાર પ્રભો! મરણથી ડરેલો મારો પુત્ર મને ઠગીને વનમા જતો રહ્યો છે, તેથી મે ધન આપી આ બ્રાહ્મણપુત્રને વેચાતો લીધો છે અને તે ખરીદેલા પુત્રથી તમને પ્રસન્ન કરવા આ યજ્ઞ આરભ્યો છે હમણા તમે પ્રસન્ન થયા છો, તો તમારુ દર્શન પામી જલોદરથી ઉપજેલુ મારુ અસહ્ય દુ ખ સપૂર્ણ ગયુ છે

વ્યાસ બોલ્યા એમ તે રોગાતુર રાજાનુ વચન સાભળી દેવોના દેવેશ્વર દયાળુ વરુણદેવ એ ઉત્તમ રાજાને કહેવા લાગ્યા

વરુણદેવ બોલ્યા હે રાજન્! મારી સ્તુતિ કરતા અતિ દુ ખી શુન શેપને તુ છોડી દે તારો આ યજ્ઞ પૂર્ણ થયો છે અને તુ પોતે રોગોથી રહિત થા ' એમ કહી તરત જ વરુણદેવે સર્વ સભાસદોના દેખતા રાજાને રોગરહિત કરી સાજો કર્યો, તેમ જ મહાત્મા વરુણે આ (શુન શેપ) બ્રાહ્મણને પણ ફાંસીથી

* આ અધ્યાયમા આ પ્રમાણે શ્લોકોથી વિશ્વામિત્રે શુન:શેપને છોડવ્યો, તે પછી હરિશ્ચદ્ર રોગથી રહિત થયો, એ કથા કહેવાશે.

સ્પર્શ કર્યો તે વખતે ત્યા યજ્ઞમડપમા જયજય શબ્દ થઈ રહ્યો અત્યત ભયકર રોગથી રહિત થયેલો રાજા તરત જ ખૂબ હર્ષ પામ્યો અને પશુ બાધવાના ખીલેથી છૂટેલો શુન શેપ ખૂબ સુખી થયો વિનય યુક્ત એ રાજાએ પણ આ યજ્ઞ પૂર્ણ કર્યા ત્યારે શુન શેપ બે હાથ જોડી સભાસદોને આમ કહેવા લાગ્યો 'હે સભાસદો ! તમે ધર્મને સારી રીતે જાણો છો અને સાચુ બોલનારા છો, તો વેદશાસ્ત્ર અનુસાર તમે ધર્મનો નિર્ણય કહો હે ન્યાય જાણનારા ! હવે હુ પુત્ર કોનો ? અને મારો પિતા કોણ ? તમારા વચનથી હુ તેને શરણે જાઉં ' તેણે એવુ વચન કહ્યુ, ત્યારે સભાસદો પરસ્પર કહેવા લાગ્યા 'આ અજી ગર્તનો જ પુત્ર છે છતા બીજા કોનો ગણાય ? અજી ગર્તના અંગેઅંગમાથી આ જન્મ્યો છે અને તેણે ભક્તિથી આને પાળ્યો છે તો બીજા કોનો આ પુત્ર ગણાય ? (એનો જ ગણાય) એ નક્કી છે તે સાભળી વામદેવ તે સભાસદોને કહેવા લાગ્યા 'એ પિતાએ તો દ્રવ્યના લોભથી પુત્રને વેચી નાખ્યો છે, માટે આ પુત્રધનને આપનારા રાજાનો ગણાવો જોઈએ, તેમા સશય નથી અથવા આ વરુણનો પુત્ર ગણાવો જોઈએ, કેમ કે એમણે પાશથી આને છોડાવ્યા છે અન્ન આપનાર, ભયથી બચાવનાર, વિદ્યા આપનાર, જન્મ આપનાર તથા ધન આપનાર—આ પાચ પિતાઓ (શાસ્ત્રોમા) કહ્યા છે ' આમ તે વખતે કેટલાક (શુન શેપને) તેના પિતાનો પુત્ર કહેવા લાગ્યા બીજાઓ હરિશ્ચદ્ર રાજાનો પુત્ર કહેવા લાગ્યા અને કેટલાક વરુણનો પુત્ર કહેવા લાગ્યા, પણ એ બાબતમા નિર્ણય કરી શકયા નહિ એમ સદેહ ઊભો થયો, ત્યારે સર્વેથી પૂજાયેલા મહર્ષિ વસિષ્ઠે ત્યા વિવાદ કરતા સભાસદોને આ વાકય કહ્યુ 'હે મહાભાગો ! વેદમા માન્ય કરેલો નિર્ણય તમે સાભળો આ બાળકને સ્નેહરહિત થઈ તેના પિતાએ વેચી નાખ્યો, તે જ વખતે ધન લેવાથી તેનો સબધ તો જતો જ રહ્યો છે અને હરિશ્ચદ્રનો જ આ ખરીદેલો પુત્ર થયો છે પણ રાજાએ પશુ બાધવાના ખીલે તેને બાધ્યા, ત્યારે તેનો પણ આ પુત્ર રહ્યો નથી અને વરુણ પણ આના વડે સ્તુતિ કરાયા, ત્યારે જ તેમણે પ્રસન્ન થઈ આને છોડાવ્યો છે, તેથી હે મહાભાગો ! તે વરુણનો પણ આ પુત્ર ન ગણાય, કેમ કે જે મનુષ્ય મોટા મત્રોથી દેવની સ્તુતિ કરે છે, તેને એ દેવ પ્રસન્ન થઈ ઈચ્છિત ધન, પ્રાણ, પશુ, રાજ્ય તથા મોક્ષ પણ આપે છે, (એમા કઈ નવાઈ નથી,) એટલે ખરી રીતે તો આ પુત્ર વિશ્વામિત્રના જ ગણાય, કેમ કે વિશ્વામિત્રે આનિ સકટના સમયે આને મોટી શક્તિવાળો વરુણનો મત્ર આપી બચાવ્યો છે

વ્યાસ બોલ્યા વસિષ્ઠનુ તે વાકય સાભળી સભાસદોએ 'બહુ સારુ ' એમ કહ્યુ અને વિશ્વામિત્રે પણ તે વખતે 'હે પુત્ર ! મારે ઘેર ચાલ ' એમ કહી પ્રેમપૂર્ણ થઈ તે શુન શેપને જમણા હાથે ગ્રહણ કર્યો, ત્યારે તરત જ શુન શેપ તેમની જ સાથે ઉતાવળો જતો રહ્યો અને વરુણ પણ પ્રસન્નચિત્ત થઈ પોતાના સ્થાને ગયા પછી યાજ્ઞિક, બ્રાહ્મણો અને સભાસદો પોતાને ઘેર ગયા અને રોગરહિત થઈ તે વખતે આનદ પામેલો રાજા પણ અત્યત પ્રસન્નચિત્તથી પ્રજાઓનુ પાલન કરવા લાગ્યો રોહિત નામનો કુમાર પણ વરુણનુ તે વૃત્તાત સાભળી પ્રસન્ન થઈ ઘોર જગલમા આવેલા પર્વતમાથી પોતાના ઘેર આવ્યો, ત્યારે દૂતોએ રાજા પાસે આવી તે પુત્રને આવેલો જણાવ્યો એટલે હર્ષ પામી એ કોસલપતિ તરત જ પુત્રની સામે ગયો પિતાને આવતા જોઈ પ્રેમથી ઊભરાઈ જઈ અત્યત પ્રેમાવિષ્ટ થઈ શોકને લીધે પણ અશ્રુભરેલા નેત્રોવાળો રોહિત પૃથ્વી પર દડવત્ પડયો ત્યારે રાજાએ પણ આનદયુક્ત થઈ તે પુત્રને ઉપાડી ભેટીને મસ્તકમા સૂઘી કુશળ પૂછ્યુ પછી તેને ખોળામા બસાડી હર્ષ પામેલા રાજાએ નેત્રના ઊના હર્ષાશ્રુઓથી મસ્તક પર અભિષેક કર્યો પછી અત્યત પ્રિય એ પુત્ર સાથે તે રાજ્ય કરવા લાગ્યા રાજાઓમા શ્રેષ્ઠ હરિશ્ચદ્રે નરમેધ યજ્ઞનો વૃત્તાત વિસ્તારથી પુત્રને કહ્યો અને પછી ઉત્તમ રાજસૂય યજ્ઞ કર્યો તેમા વસિષ્ઠનો સત્કાર કરી, રાજાએ તેમને હોમ કરનાર બનાવ્યા પછી એ યજ્ઞ સમાપ્ત થયો, ત્યારે મુનિ વસિષ્ઠની અતિશય આદરથી રાજાએ પૂજા કરી પછી મુનિ વસિષ્ઠ ઇન્દ્રના સુદર સ્થાનમા ગયા, ત્યા વિશ્વામિત્ર પણ આવ્યા હતા

અને વસિષ્ઠ નાશે મળ્યા હતા તે બને જણ મળીને ત્યા દેવભુવનમા બેઠા હતા, ત્યારે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે પૂજા પામેલા તે વસિષ્ઠને જોઈ વિસ્મયયુક્ત ચિત્તે ઇદ્રની સભામા તેમને પૂછ્યુ 'હે મુનિશ્રેષ્ઠ! આવી મોટી પૂજા કોણે કરી? તમે મારી આગળ સત્ય કહો ' (તે સાભળી) વસિષ્ઠે કહ્યુ 'પ્રતાપી રાજા હરિશ્ચદ્ર મારો યજમાન છે, તેણે ઉત્તમ દક્ષિણાવાળો રાજસૂય યજ્ઞ કર્યો હતો તે રાજા જેવો સત્યવાદી, વ્રતધારી, દાતા, ધર્મશીલ અને પ્રજાઓને રાજી રાખવામા તત્પર બીજો કોઈ રાજા નથી હે વિશ્વામિત્ર! તેના યજ્ઞમા મે આ પૂજા મેળવી છે હે બ્રાહ્મણ! ફરી તમે શુ પૂછો છો? હુ તમને બનાવટ વિનાનુ સત્ય કહુ છુ કે, 'હરિશ્ચદ્ર જેવો સત્યવાદી, દાતા, શૂરો અને પરમ ધાર્મિક રાજા થયા નથી થશે પણ નહિ '

વ્યાસે કહ્યુ તેમનુ એ વચન સાભળી અત્યત કોપેલા+ વિશ્વામિત્ર ક્રોધથી લાલ નેત્રોવાળા થઈ વસિષ્ઠને કહેવા લાગ્યા 'વરુણની ઇચ્છા પ્રમાણે કરવા કબૂલ કર્યા છતા જેણે વરુણને ઠગ્યા હતા અને જેને કપટ પ્રિય છે, એવા જૂઠા રાજાની તમે આવી સ્તુતિ કરો છો, માટે હે મહાબુદ્ધિમાન! જન્મથી માડી મેળવેલુ મારા તપનુ તથા અધ્યયનનુ જે પુણ્ય છે અને તમારા ભોગ તપનુ જે પુણ્ય છે, તેની આપણે શરત કરીએ તમે અત્યત વખાણેલા એ રાજાને જો હુ અસત્યવાદી, અત્યત અદાતા અને મહાનીચ ન કરુ, તો જન્મથી માડી એકઠુ કરેલુ મારુ સર્વ પુણ્ય નાશ પામે અને જો તેને તેવો હુ કરુ તો તમારુ સર્વ પુણ્ય નાશ પામે આવી આપણે શરત કરીએ ' પછી વિવાદ કરતા બન્ને અતિ ક્રોધી મુનિઓ એ શરત કરી સ્વર્ગ લોકમાથી પોતાના આશ્રમમા ગયા ૧-૫૯

**ग्लहं कृत्वा ततस्तौ तु विवदन्तौ मुनी तदा ।**
**स्वाश्रमं स्वर्गलोकाच्च गतौ परमकोपनौ ॥५९॥**

ઇતિ શ્રીદેવીભાગવતે મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૧૭ મો સમાપ્ત

+ પોતાના પિતા ત્રિશંકુનો ઉદ્ધાર કરનાર માટે શુનઃશેપને ઉગારવા બાબતનું વાક્ય જેણે માન્યુ નથી એવા અનિષ્ટ હરિશ્ચદ્રની મારી આગળ આ પ્રશસા કરે છે આવી અદેખાઈ એ જ તેમના કોપનુ મૂળ હતી.

# અધ્યાય ૧૮ મો*

## વિશ્વામિત્રનો હરિશ્ચદ્ર ઉપર કોપ

व्यास उवाच

**कदाचित्तु हरिश्चन्द्रो मृगयार्थं वनं ययौ ।**
**अपश्यद् रुदतीं बाला सुन्दरीं चारुलोचनाम् ॥१॥**

વ્યાસ બોલ્યા કોઈક સમયે હરિશ્ચદ્ર શિકાર માટે વનમા ગયા, ત્યા સુદર નેત્રવાળી સુદર બાળા×ને તેણે રડતી જોઈ દયાળુ મહારાજા હરિશ્ચદ્રે તે સ્ત્રીને પૂછ્યુ 'હે કમળની પાખડીઓ જેવા વિશાળ નેત્રોવાળી! હે સુદર મુખવાળી! તને કોણે અત્યત પીડી છે? તને શુ દુ ખ છે? તુ મને જલદી કહે નિર્જન ઘોર જગલમા તુ કોણ છે? તારો પતિ અને પિતા કોણ છે? હે સુદરિ! મારા રાજ્યમા રાક્ષસ પણ પરસ્ત્રીને પીડા કરતો નથી, માટે જે કોઈ તને દુ ખ દેતો હોય, તેને હુ તરત જ મારીશ હે સુદર કેડના પાછલા ભાગવાળી! તારુ દુ ખ તુ કહે હે પાતળા પેટવાળી! તુ શાત થા હે સુદર મધ્ય ભાગવાળી! મારા દેશમા કોઈ પાપી આત્મા છે જ નહિ ' એવુ તેનુ વચન સાભળી એ સ્ત્રીએ મુખ ઉપરથી આસુઓ લૂછીને રાજાઓમા ઉત્તમ હરિશ્ચદ્રને કહ્યુ 'હે રાજા! મહામુનિ વિશ્વામિત્ર મને અત્યત દુ ખ દે છે, કારણ કે તે મુનિ મારે+ માટે વનમા ઘોર તપ કર્યા કરે છે હે ઉત્તમ વ્રતવાળા! તારા દેશમા તેને લીધે હુ દુ ખી છુ એ મુનિએ સુદર, મનોહર મને અત્યત પીડી છે, એમ તમે જાણો '

હરિશ્ચદ્ર રાજાએ કહ્યુ 'હે વિશાળ નેત્રોવાળી! તુ શાત થા, તને દુ ખ નહિ રહે તપ કરવામા તત્પર એ મુનિને હુ અટકાવીશ ' એમ તે સ્ત્રીને આશ્વાસન આપી રાજા તરત જ એ મુનિ પાસે ગયો અને મસ્તકવી તેમને પ્રણામ કરી કહેવા લાગ્યો કે, હે સ્વામિ! તમે તપ વડે દેહને અત્યત પીડા શા માટે કરો છો? હે મહાબુદ્ધિમાન! આ તમારો આરંભ

* આ અધ્યાયમા હરિશ્ચદ્ર સાથે વિશ્વામિત્રને વેર થયુ એ કથા અઠ્ઠાવન શ્લોકોથી કહેવાશે.

× આ બાળા તે વિશ્વામિત્રે રચેલી માયા હતી.

+ એટલે કે હુ સિદ્ધિ છુ અને મને સિદ્ધિને મેળવવા માટે.

શા માટે છે? તમે સત્ય કહો હે વિશ્વામિત્ર! હુ તમારી ઈચ્છા સફળ કરીશ ઊઠો, જલદી ઊઠો હવે તમે તપ ન કરશો હે સર્વજ્ઞ! મારા દેશમા કોઈએ પણ લોકોને પીડા કરનારુ અતિ ઉગ્ર ઘોર તપ કદી કરવાનુ નથી '

વ્યાસ બોલ્યા એમ વિશ્વામિત્રને અટકાવી રાજા ઘેર ગયો અને મુનિ વિશ્વામિત્ર મનમા ક્રોધ કરી ત્યાથી જતા રહ્યા ત્યાથી જઈને એ વિશ્વામિત્રે રાજાના તે અયોગ્ય કૃત્યનો, વસિષ્ઠ સાથેના સવાદનો અને તપથી પોતાને અટકાવવા માટેનો વિચાર કર્યો અને કોપયુકત મનથી તેનો બદલો લેવા (નક્કી) કર્યું પછી મનમા ખૂબ વિચારી ઘોર શરીરધારી એક દાનવને સૂવરની આકૃતિવાળો બનાવી તેના દેશમા રવાના કર્યો મોટી કાયાવાળો, ઘણો જ કાળો અને અતિ ભયકર શબ્દ કરતો તે સૂવર રખેવાળોને ત્રાસ આપતો રાજાના બગીચામા પહોચ્યા અને માલતી તથા કદબોના વનને તથા જૂઈના ઝાડોને વારવાર ધુણાવતો અને દાતથી પૃથ્વીને ખોદી નાખતા તેણે વૃક્ષોને મૂળમાથી ઉખેડી નાખવા માડયા વળી તેણે ચપા, કેવડાના વન, મોગરાના છોડ, કરેણ અને સુગધીવાળો વગેરે કોમળ ઉત્તમ વૃક્ષોને ઉખેડી નાખ્યા તેમ જ એ બગીચામા તે સૂવરે મુચુકદ, આસોપાલવ, બોરસલ્લી તથા તિલક વૃક્ષોને ઉખેડી નાખી તેમનો નાશ કર્યો ત્યારે બગીચાના બધા રખેવાળો હથિયારો હાથમા લઈ ધસી ગયા અને અત્યત ગભરાયેલા માળીઓ 'હાય હાય' એમ કહી ત્યા બૂમો પાડવા લાગ્યા કાળ સમાન કાતિવાળા આ સૂવરને બાણોથી અત્યત માર્યો, છતા તે ત્રાસ ન પામ્યો અને તેણે રખેવાળોને હેરાન કર્યા ત્યારે અત્યત ભયથી ગભરાઈને તેઓ રાજાને શરણે ગયા અને ભયભીત બની ધ્રૂજતા 'બચાવો, બચાવો' એમ કહેવા લાગ્યા ભયથી ગભરાયેલા તેઓને આવેલા જોઈ રાજાએ પૂછ્યુ 'શો ભય છે? કોનાથી ભય છે? તમે કેમ આવ્યા છો, કહો હે રખેવાળો! દેવોથી કે રાક્ષસોથી હુ ડરતો નથી તમને કોનાથી ભય થયેલો છે, તે મારી આગળ કહો લોકમા પાપી બુદ્ધિવાળો જે દુષ્ટ શત્રુ થયો છે, તે દુર્ભાગીને એક જ બાણથી હુ મારી નાખીશ. દેવ કે દાનવ હશે, તોપણ તેને તીક્ષ્ણ બાણોથી હ મારી નાખીશ, તે કયા છે, કેવા દેખાવનો છે અને કેટલા બળવાળો છે?'

માળીઓ બોલ્યા હે રાજન્! એ દેવ, દૈત્ય, યક્ષ કે કિન્નર નથી, પણ મોટા શરીરવાળો સૂવર છે અને તમારા બગીચામા તે ઊભો છે અતિશય કોમળ ફૂલછોડોને દાતથી તે ઉખેડી નાખે છે અને ઘણો જ વેગવાન હોઈ તે સૂવરે આખા બગીચાને છિન્નભિન્ન કરી નાખ્યો છે હે મહારાજા! બાણ, પથરા અને લાકડીઓથી અમે તેને માર્યો છે, છતા તે ડરતો નથી અને અમને મારવા દોડે છે એવુ તેઓનુ વચન સાભળી કોપથી વ્યાપ્ત થયેલો રાજા ઘોડા પર ચડી તરત જ બગીચા તરફ ગયો હાથી, ઘોડા, રથ અને પાળાઓ સહિત મોટા સૈન્ય સાથે તે ઉત્તમ બાગમા ગયો ત્યા ઘુઘવાટા કરતા ભયકર સૂવરને તેણે જોયો, ત્યારે બાગને ભાગી નાખેલો જોઈ રાજા ક્રોધે ભરાયો, તરત જ ધનુષમા બાણ ચડાવી, ધનુષ ખેચીને એ પાપી સૂવરને મારી નાખવા તેણે તૈયારી કરી રાજાને હાથમા ધનુષવાળો તથા ક્રોધથી વ્યાકુળ થયેલો જોઈ અતિ ઉગ્ર શબ્દ કરતો સૂવર એકદમ સામે ધસ્યો બેડોળ મુખવાળા તે સૂવરને આવતો જોઈ રાજાએ તેને મારવાની ઈચ્છાથી તેના પર બાણ છોડયુ પણ તેના બાણને વેગથી તથા બળથી ચુકાવી દઈ તે સૂવર રાજાને ઓળગી જઈ મોટા વેગથી નીકળી ગયો તે વખતે તેને જતો જોઈ કોપેલા રાજાએ યત્નથી ધનુષ ખેચી તીક્ષ્ણ બાણો છોડવા માડયા પણ ક્ષણવારમા રાજાના દૃષ્ટિમાર્ગે આવતો ને ક્ષણવારમા અદૃશ્ય થતો એ સૂવર અનેક પ્રકારના શબ્દો કરતો દોડવા લાગ્યો અત્યત કોપેલો હરિશ્ચદ્ર ધનુષ ખેચી વાયુ જેવા વેગવાળા ઘોડાથી એ સૂવરની પાછળ ગયો પછી તેનુ સૈન્ય વનની અદર આમતેમ જતુ રહ્યુ અને રાજા એકલો દોડી જતા તે સૂવર પાછળ દોડયો બપોરનો સમય થયો, ત્યારે નિર્જન વનમા તે આવી પહોચ્યો તેનુ વાહન ઘોડા થાકી ગયો અને તે પોતે પણ ખૂબ તરસ્યો ને ભૂખ્યો થયો પેલો સૂવર દેખાતો બધ પડયો, ત્યાર મહાભયકર વનમા માર્ગ ભૂલેલો એ રાજા ચિંતાતુર થયો અને

દુ:ખીની પેઠે ઊભો રહ્યો 'હું શું કરું ? ક્યાં જાઉં ? વનમાં મારો કોઈ સહાયક નથી અને પોતાના માર્ગને હું જાણતો નથી, તો હવે ક્યાં જાઉં ?' આમ તે વિચારવા લાગ્યો મનુષ્યરહિત તે જંગલમાં એમ ચિંતાતુર થઈ રાજા વિચરતો હતો, તેવામાં ઘણા જ નિર્મળ જળવાળી એક નદી તેણે જોઈ તેને જોઈ આનંદ પામેલા રાજાએ ઘોડાને પાણી પાઈ ઘોડા ઉપરથી ઊતરી પોતે પણ ઉત્તમ નિર્મળ પાણી પીધું દિશાઓનો ભ્રમ થવાથી અત્યંત મોહિત થયેલો રાજા ત્યાં પાણી પી સુખ પામ્યો અને પછી નગર તરફ જવા તેણે ઈચ્છા કરી, તેવામાં વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધરનારા વિશ્વામિત્ર ત્યાં આવ્યા, ત્યારે એ ઉત્તમ બ્રાહ્મણને જોઈ રાજાએ પ્રેમપૂર્વક તેમને નમસ્કાર કર્યો વિશ્વામિત્રે પ્રણામ કરતા એ ઉત્તમ રાજાને કહ્યું 'હે મહારાજા ! તારું કલ્યાણ થાઓ, તું એકલો આ નિર્જન વનમાં કેમ આવ્યો છે ? હે રાજા ! અહીં તે શું કરવા ઈચ્છ્યું છે ? હે શ્રેષ્ઠ રાજા ! સ્થિર થઈ તું સર્વ કારણ કહે '

હરિશ્ચંદ્ર રાજાએ કહ્યું ઘણા જ મોટા શરીરવાળા બળવાન એક સૂવરે મારી ફૂલવાડીમાં આવી કોમળ કેળછોડને એકદમ કચરી નાખ્યા છે હે મુનિશ્રેષ્ઠ ! તે દુષ્ટને અટકાવવા હાથમાં ધનુષ લઈ સૈન્ય સહિત હું મારા નગરથી નીકળ્યો છું પાપી, માયાવી અને વેગવાન એ સૂવર મારી નજર આગળ ક્યાંક જતો રહ્યો છે, હું તેની પાછળ આવ્યો છું અને મારું સૈન્ય પણ ક્યાંક જતું રહ્યું છે ભૂખ્યો ને તરસ્યો હું સૈન્યથી વિખૂટો પડી અહીં આવ્યો છું અને હે મુનિ ! નગરનો માર્ગ તથા સૈન્યની ગતિ જાણી શકતો નથી હે પ્રભો ! નગર તરફનો રસ્તો તમે મને બતાવો આ નિર્જન વનમાં મારા ભાગ્યના યોગથી તમે આવ્યા છો હું અયોધ્યાનો પ્રખ્યાત રાજા હરિશ્ચંદ્ર છું, રાજસૂય યજ્ઞ કરનાર હોઈ (દરેકને) ઈચ્છિત પદાર્થ હમેશાં આપું છું હે બ્રાહ્મણ ! યજ્ઞ માટે તમને જો ધનની ઈચ્છા હોય તો તમે અયોધ્યા આવજો હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! હું તમને પુષ્કળ ધન આપીશ ૧-૫૮

**धनेच्छा यदि ते ब्रह्मन् यज्ञार्थं द्विजसत्तम।**
**आगन्तव्यमयोध्यायां दास्यामि विपुलं धनम् ॥५८॥**

અધ્યાય ૧૮ મો સમાપ્ત

# અધ્યાય ૧૯ મો*

## વિશ્વામિત્રે હરિશ્ચંદ્રનું રાજ્ય લઈ લીધું

व्यास उवाच

**इति तस्य वचः श्रुत्वा भूपतेः कौशिको मुनिः।**
**प्रहस्य प्रत्युवाचेदं हरिश्चन्द्रं तदा नृपम् ॥१॥**

વ્યાસ બોલ્યા હરિશ્ચંદ્રનું એ વચન સાંભળી વિશ્વામિત્ર મુનિ ખૂબ હસીને તે વેળા હરિશ્ચંદ્ર રાજા પ્રત્યે આ વચન કહેવા લાગ્યા 'હે રાજન્ ! આ તીર્થ પુણ્યરૂપ, પવિત્રકારક અને પાપનો નાશ કરનાર છે. માટે હે મહાભાગ તમે સ્નાન કરો અને પિતૃઓનું તર્પણ કરો હે રાજા ! આ કામ અત્યંત શુભ છે, માટે અતિ પવિત્ર આ પુણ્યતીર્થમાં સ્નાન કરી પોતાની શક્તિ પ્રમાણે તમે દાન આપો જે મનુષ્ય મહાપવિત્ર તીર્થમાં આવી સ્નાન કર્યા વિના જાય છે, તે ફરી આત્મહત્યારો થાય છે એ સ્વાયંભુવ મનુએ કહ્યું છે, માટે હે રાજા ! આ ઉત્તમ તીર્થમાં (સ્નાન કરી) પોતાની શક્તિ પ્રમાણે તમે પુણ્ય કરો પછી હું તમને રસ્તો બતાવીશ એટલે તમે નગરમાં જજો હે નિર્દોષ કકુત્સ્થવંશી ! તમારા દાનથી સંતુષ્ટ થઈ હું તમને રસ્તો બતાવવા આજે તમારી સાથે આવીશ કપટથી શોભતું મુનિ વિશ્વામિત્રનું તે વચન સાંભળી રાજા હરિશ્ચંદ્ર વસ્ત્રો ઉતારી વિધિ પ્રમાણે સ્નાન કરવા નદી પાસે ગયો મુનિના વાક્યોથી મોહિત થઈ તેણે ઘોડાને ઝાડ સાથે બાંધ્યો અને અવશ્ય ભાવિના યોગથી તે વખતે તેને તે વશ થયો સ્નાનવિધિ કરી, પિતૃદેવોને સારી રીતે તૃપ્ત કરીને રાજાએ વિશ્વામિત્રને કહ્યું 'હે સ્વામિન્ ! હું તમને દાન આપું છું હે મહાભાગ ! ગાયો, પૃથ્વી, સોનું, હાથી, ઘોડા, રથ અને વાહન, જે કાંઈ તમે ઈચ્છતા હો, તે હમણાં હું આપીશ, મારે નહિ આપવા જેવું કંઈ પણ નથી પૂર્વે ઉત્તમ રાજસૂય યજ્ઞમાં મુનિઓની પાસે મેં આ વ્રત લીધું છે, માટે હે મુનિ ! આ ઉત્તમ તીર્થમાં મળેલા તમે જે કંઈ ઈચ્છતા હો તે કહો, હું તમને તે આપીશ '

* આ અધ્યાયમાં મહાત્મા વિશ્વામિત્રે હરિશ્ચંદ્રનું રાજ્ય હરી લીધું [illegible]

વિશ્વામિત્ર બોલ્યા હે રાજન્ ! પૃથ્વી પર તમારી મોટી કીર્તિ મે પહેલા સાભળી છે અને વસિષ્ઠે પણ તે કીર્તિ મારી આગળ કહી છે કે, 'સૂર્યવંશમા હરિશ્ચંદ્ર જેવો દાતા છે, તેવો રાજા પૃથ્વી પર થયો નથી ને થશે પણ નહિ ત્રિશંકુનો પુત્ર એ ઉત્તમ રાજા જેવો અતિ ઉદાર છે, તેવો પૃથ્વી પર કોઈ જ નથી ' આ કારણથી આજે તમારી પાસે હુ માગુ છુ કે, હે મહાભાગ્યશાળી રાજા ! મારા પુત્રનો વિવાહ છે તે માટે તમે મને ધન આપો

હરિશ્ચંદ્રે કહ્યુ હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! તમે વિવાહ કરો, હુ તમને માગ્યા પ્રમાણે ધન આપીશ, તમે જેટલુ ધન ઈચ્છતા હશો, તે તમારી ઈચ્છા પ્રમાણે હુ તમને અવશ્ય આપીશ

વ્યાસે કહ્યુ ઠગવામા તત્પર મુનિ વિશ્વામિત્ર, તે રાજાએ એમ કહ્યુ, ત્યારે ગંધર્વની માયા પ્રકટ કરીને તે પણ રાજાને બતાવી, જેમા અતિશય કોમળ એક કુમાર અને દશ વર્ષની કન્યા દેખાયા (પછી તેમણે કહ્યુ ) 'હે ઉત્તમ રાજા ! આ બનેનુ વિવાહકાર્ય આજે કરવુ છે ગૃહસ્થ તમને બ્રાહ્મણ પુત્રનો આજે જ વિવાહ કરી દેવાથી રાજસૂય યજ્ઞ કરતા પણ અધિક પુણ્ય થશે ' તે વચન સાભળી તેમની માયાથી મોહિત થયેલો રાજા 'બહુ સારુ ' એમ પ્રતિજ્ઞા કરી બીજુ કઈ પણ બોલ્યો નહિ પછી વિશ્વામિત્રે તેને માર્ગ બતાવ્યો, એટલે તે નગર તરફ ગયો વિશ્વામિત્ર પણ રાજાને ઠગી આશ્રમમા ગયા પછી વિવાહવિધિ કરી (અયોધ્યામા ગયેલા) વિશ્વામિત્રે (તે વેળા અગ્નિહોત્રની શાળામા ઊભેલા) રાજાને કહ્યુ 'હે રાજા ! અગ્નિહોત્રની વેદિકા પર જ તમે આજે ઈચ્છા પ્રમાણે દાન આપો ' ત્યારે રાજાએ કહ્યુ ' હે બ્રાહ્મણ ! તમને શી ઈચ્છા છે, તે તમે કહો, તમે ઈચ્છેલુ નહિ આપવા જેવુ હશે તોપણ તે હુ આપીશ સસારમા હાલ હુ યશની ઈચ્છાવાળો છુ, જેણે વૈભવ પામી પરલોકમા સુખ આપનારો શુદ્ધ યજ્ઞ મેળવ્યો નથી, તેનુ જીવન વ્યર્થ જ છે ' પછી વિશ્વામિત્રે કહ્યુ 'હે મહારાજા ! અત્યત પવિત્ર વેદી પર હાથી, ઘોડા, રથ અને રત્નો સહિત સર્વ ચરાચરવાળુ રાજ્ય તમે વરને આપો '

વ્યાસ બોલ્યા મુનિની માયાથી મોહિત થયેલા રાજાએ તેમનુ વચન સાભળી કઈ પણ વિચાર કર્યા વિના જ 'રાજ્ય મે આપ્યુ' એમ દૈવેચ્છાએ કહ્યુ, ત્યારે અત્યત ક્રૂર વિશ્વામિત્રે 'તે મે લીધુ' એમ તેને કહ્યુ (ફરી પણ કહ્યુ ) 'હે મહાબુદ્ધિમાન રાજેન્દ્ર ! દાનયોગ્ય દક્ષિણા પણ તમે આપો, કેમ કે દક્ષિણારહિત દાન નિષ્ફળ છે એમ મનુએ કહ્યુ છે માટે દાનના ફળ સારુ શાસ્ત્રોક્ત દક્ષિણા તમે આપો ' એમ કહેલા રાજાએ અત્યત વિસ્મિત થઈ તેમને કહ્યુ 'હે સ્વામિન્ ! કહો, મારે હવે કેટલુ ધન દક્ષિણા તરીકે તમને આપવુ જોઈએ ? હે સત્પુરુષ ! જેટલા પ્રમાણમા તે ધન હોય તે કહો હે તપોધન ! દાનની પૂર્તિ માટે હુ તે આપીશ, તમે સ્વસ્થ થાઓ ' તે સાભળી વિશ્વામિત્રે પણ એ રાજાને કહ્યુ 'અઢી ભાર સોનુ હવે તમે દક્ષિણા તરીકે આપો ' અત્યત વિસ્મય પામેલા રાજાએ 'તે પણ હુ આપીશ ' એમ તેમની આગળ પ્રતિજ્ઞા કરી પછી તે જ સમયે તેના સૈનિકો તેની તપાસ કરતા ત્યા આવી પહોચ્યા અને વ્યગ્ર છતા તે રાજાને જોઈ આનદ પામી તેની સ્તુતિ કરવા લાગ્યા તેમનુ વચન સાભળી કઈ પણ સારુ-ખોટુ કહ્યા વિના રાજા પોતે કરેલા કામનો વિચાર કરતો ત્યાથી રાણીવાસમા ગયો ત્યા 'આવુ દાન આપવા મે કેમ સ્વીકાર્યુ ? કારણ કે આ તો સર્વસ્વ અપાઈ ગયુ ! વનમા જેમ લૂટારુઓ લૂટી લે, તેમ બ્રાહ્મણે અહીં મને ઠગ્યો છે ચરાચરવાળા સાથે સઘળુ રાજ્ય મે આપી દીધુ અને અઢીભાર સોનુ દક્ષિણા તરીકે આપવા કબૂલ્યુ છે હુ શુ કરુ ? મારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ, મુનિનુ કપટ મે ન જાણ્યુ અને આ તપસ્વી બ્રાહ્મણે એકાએક મને ઠગ્યો છે દૈવના કાર્યને હુ જાણી શકતો નથી, હા, દૈવ ! હવે શુ થશે ? ' એમ ચિતા કરતો રાજા અત્યત વિહ્વળ થઈ ઘેર આવ્યો ત્યારે પતિને ચિતા કરતા જોઈ રાણીએ કારણ પૂછ્યુ 'હે પ્રભો ! હમણા તમે ઉદાસ મનવાળા કેમ દેખાઓ છો ? શી ચિતા છે ? કહો. વનમાથી પુત્ર આવ્યો છે, પહેલા તમે રાજસૂય યજ્ઞ પણ કરી લીધો છે, તો હે રાજેન્દ્ર !

તમે શા માટે શોક કરો છો? શોકનું કારણ કહો. કોઈ પણ સ્થળે બળવાન કે દુર્બળ તમારો શત્રુ નથી, વરુણ પણ અત્યંત સંતુષ્ટ થયા છે અને પૃથ્વી પર તમે કૃતાર્થ થયા છો (છતાં શોક કેમ કરો છો?') ચિંતાથી શરીર ઘસાય છે અને ચિંતા જેવું (ભયંકર) મરણ પણ નથી, માટે હે ઉત્તમ રાજા! તમે ચિંતા છોડી દો અને હે વિદ્વાન! તમે સ્વસ્થ થાઓ.' પ્રિયાનું પ્રેમપૂર્વકનું વાક્ય સાંભળી રાજાએ સારું-ખોટું કંઈ પણ ચિંતાનું કારણ કહ્યું નહિ. ચિંતાથી ઘેરાયેલા જ રહી એ રાજાએ ભોજન કર્યું અને ઉજ્જ્વળ શય્યામાં સૂવા છતાં રાજા નિદ્રા ન પામ્યો. સવારમાં ઊઠી ચિંતાથી પીડાતો રાજા સંધ્યા વગેરે ક્રિયાઓ જેટલામાં કરે છે, તેટલામાં વિશ્વામિત્ર આવ્યા. સર્વસ્વ લઈ લેનાર એ મુનિને દ્વારપાળે રાજાને જણાવ્યા, એટલે (અંદર) આવી વારંવાર પ્રણામ કરતા રાજાને તે કહેવા લાગ્યા: 'હે રાજન્! રાજ્ય છોડી દે અને વાણીથી કબૂલેલું રાજ્ય અને સોનું તું મને આપી દે, હે રાજેન્દ્ર! તું હવે સત્ય વાણીવાળો થા.'

હરિશ્ચંદ્રે કહ્યું: 'હે સ્વામિન્! આ રાજ્ય તમારું છે, મેં તમને આપી દીધું છે માટે તે છોડીને હું બીજે સ્થળે ચાલ્યો જઈશ. હે વિશ્વામિત્ર! તમે ચિંતા કરો મા. હે પ્રભો! મારું સર્વસ્વ તમે વિધિ પ્રમાણે લઈ લીધું છે માટે હે બ્રાહ્મણ! સોનાની દક્ષિણા આપવા હાલ હું અશક્ત છું. પ્રથમ હું તમને (રાજ્યનું) દાન આપી દઉં છું અને પછી કાળનાગે મારી પાસે ધનની આવક થશે ત્યારે તે દક્ષિણા પણ હું આપીશ.' એમ કહી રાજાએ પુત્રને તથા પત્નીને કહ્યું: 'મોટા વિસ્તારવાળું મારું રાજ્ય (આપણાં) ત્રણ શરીરો સિવાય હાથી, ઘોડા, રથ, રત્નો તથા સુવર્ણ સહિત મેં આમને વેદિકા ઉપર આપી દીધું છે! માટે અયોધ્યા છોડીને મેઈ વનની ઝાડીમાં હું જતો રહીશ. સમૃદ્ધિવાળું આ સર્વ રાજ્ય સારી રીતે મુનિ ભલે ગ્રહણ કરે.' એમ પુત્રને તથા પત્નીને કહી ઉત્તમ ધર્માત્મા હરિશ્ચંદ્ર તે શ્રેષ્ઠ બ્રાહ્મણને માન આપતો પોતાના ઘરમાંથી ચાલી નીકળ્યો. રાજાને જતો જોઈ, તેની સ્ત્રી તથા પુત્ર પણ ચિંતાતુર અને અત્યંત દુઃખી મુખવાળાં થઈ તેની પાછળ ચાલી નીકળ્યાં. તે વખતે નગરમાં મોટો હાહાકાર થઈ રહ્યો અને અયોધ્યા શહેરમાં વસતાં સર્વ પ્રાણીઓ તેઓને જોઈ શોક કરવા લાગ્યાં કે, 'હાય, ઓ રાજા! તમે આ શું કામ કર્યું? આ ક્લેશ ક્યાંથી આવ્યો? હે મહારાજા! ચતુર વિધાતાએ તમને ઠગ્યા છે.' એ વેળા તે મહાત્મા રાજાને પુત્ર તથા પત્ની સાથે (જતો) જોઈ સર્વ વર્ણો દુઃખ પામ્યા. બ્રાહ્મણ વગેરે નગરવાસીઓ 'આ ધુતારો છે' એમ કહેતા દુરાચારી બ્રાહ્મણ વિશ્વામિત્રની નિંદા કરવા નીકળી જતા રાજા સામે આવી વિશ્વામિત્રે આવું કઠોર વચન કહ્યું: 'હે રાજા! દક્ષિણાનું સોનું મને આપી તું જા, અથવા 'હું નહિ આપું' એમ કહે, એટલે એ સોનું હું છોડી દઉં, હે રાજા! તારા હૃદયમાં જો લોભ હોય, તો સઘળું રાજ્ય પાછું લે અને 'મેં આપી દીધું છે' એમ જો તું માનતો હોય, તો જે (સોનું) કબૂલ્યું છે, તે આપ.' એમ કહેતા વિશ્વામિત્રને અત્યંત દુઃખી થયેલા મનવાળો હરિશ્ચંદ્ર રાજા પ્રણામ કરી બે હાથ જોડી કહેવા લાગ્યા. ૧-૬૩

**एवं ब्रुवन्तं गाधेयं हरिश्चन्द्रो महीपतिः।**
**प्रणिपत्य सुदीनात्मा कृताञ्जलिपुटोऽब्रवीत् ॥६३॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૧૯ મો સમાપ્ત

## અધ્યાય ૨૦ મો+

### દક્ષિણા આપવા હરિશ્ચંદ્રનો પ્રયત્ન

व्यास उवाच

**अदत्त्वा ते हिरण्यं वै न करिष्यामि भोजनम्।**
**प्रतिज्ञा मे मुनिश्रेष्ठ विषादं त्यज सुव्रत ॥१॥**

હરિશ્ચંદ્રે કહ્યું: હે મુનિશ્રેષ્ઠ! તમને સોનું આપ્યા વિના હું ભોજન નહિ કરું, આ મારી પ્રતિજ્ઞા છે, માટે હે ઉત્તમ વ્રતવાળા! તમે ખેદ છોડી દો. હું સૂર્યવંશમાં જન્મેલો, રાજસૂય યજ્ઞ કરનારો અને મનુષ્યોને ઈચ્છિત આપનારો ક્ષત્રિય રાજા છું, તો હે

+ આ અધ્યાયમાં નાડીપિસ્તાલીસ શ્લોકોથી દક્ષિણા આપવા માટે હરિશ્ચંદ્રે કરેલા પ્રયત્ન વર્ણવ્યો.

સ્વામિન્! પોતાની ઇચ્છાથી આપી દઈ હવે હુ નકાર કેમ કરુ—મે નથી આપ્યુ, એમ મારાથી કેમ કહેવાય? હે ઉત્તમ બ્રાહ્મણ! મારે તમારુ લેણુ અવશ્ય આપવુ છે તમે સ્વસ્થ થાઓ, મનધાર્યું સોનુ હુ તમને આપીશ, માત્ર જ્યા સુધી હુ ધન મેળવુ, તેટલો કાળ તમે રાહ જુઓ

વિશ્વામિત્રે કહ્યુ હે રાજન્! હવે તને ધનની પ્રાપ્તિ શી રીતે થશે? રાજ્ય, ધનભંડાર, સૈન્ય અને સાધન તો ગયા છે હે રાજા! ધન માટે તારી આશા વ્યર્થ છે હુ શુ કરુ? હે રાજા! નિર્ધન થયેલા તને લોભથી હુ કેમ દુ ખ દઉં? માટે હે રાજા! હુ નહિ આપુ' એમ હવે તુ કહી દે, એટલે હવે પછી મોટી આશા છોડીને હુ મારી ઇચ્છા પ્રમાણે ચાલ્યો જાઉં હે રાજેન્દ્ર! 'સોનુ નથી, એટલે હુ તમને શુ આપુ?' એમ હમણા તુ કહે અને પછી સ્ત્રી તથા પુત્ર સાથે ફાવે ત્યા ચાલ્યો જા

વ્યાસે કહ્યુ જતા રાજાએ બ્રાહ્મણ વિશ્વામિત્રનુ એ વાક્ય સાભળી, એ મુનિ પ્રત્યે કહ્યુ 'હે બ્રાહ્મણ! ધૈર્ય ધરો, હુ આપીશ, મારુ, સ્ત્રીનુ તથા પુત્રનુ શરીર નીરોગી છે, એટલે તે શરીરોને વેચીને પણ હે બ્રાહ્મણ! હુ તમારુ લેણુ અવશ્ય આપીશ હે ઉત્તમ બ્રાહ્મણ! (આ અયોધ્યામા) જો કોઈ ઘરાક હોય, તો તમે જુએ, નહિ તો હે પ્રભો! કાશીનગર મા અમને બધાને મૂલ્યથી વેચી નાખી સ્ત્રી તથા પુત્ર સાથે હુ દાસપણુ સ્વીકારીશ, હે મુનિ! પૂરુ અઢીભાર સોનુ તમે લેજો અને હે બ્રાહ્મણ! તમે સતુષ્ટ થજો એમ કહેતો હરિશ્ચદ્ર તે પછી પત્ની તથા પુત્ર સાથે કાશીમા ગયો કે જ્યા પાર્વતી સાથે શકર પોતે રહે છે મનને આનદ કરતી તે સુદર નગરીને જોઈ તે બોલ્યો 'ઉત્તમ તેજવાળી આ નગરીને જોઈ હુ કૃતાર્થ થયા છુ પછી ગગાકિનારે આવી સ્નાન કરી, દેવાદિનુ તર્પણ તથા દેવપૂજન કરીને તેણે (હવે કયે માર્ગે નગરીમા જવુ, તે જોવા) દિશાઓમા જોતા માડય રાજા હરિશ્ચદ્ર દિવ્ય કાશીનગરીમા પ્રવેશ કરી આ નગરી કોઈ મનુષ્યથી ભોગવાઈ નથી, પણ શકરના તાબાની છે' એમ વિશ્વાસ પામ્યો– અને દુ ખથી પીડાઈ વ્યાકુળ થયેલો તે રાજા પોતાની પત્ની સાથે નગરીમા પ્રવેશ કરી પગપાળો જવા લાગ્યો તેવામા તો દક્ષિણાની ઇચ્છાવાળા મુનિશ્રેષ્ઠ બ્રાહ્મણ વિશ્વામિત્રને તેણે જોયા તેમને આવેલા જોઈ હરિશ્ચદ્ર વિનયથી નમ્ર થયો અને બે હાથ જોડી તે મહામુનિને કહેવા લાગ્યો 'હે મુનિ! આ મારા પ્રાણ, આ પુત્ર અને આ પ્રિય પત્ની હાજર છે, હે ઉત્તમ બ્રાહ્મણ! તમારે જેનાથી કામ હોય તેને આજે તમે જલદીથી સ્વીકારો વળી બીજુ પણ અમારુ જે કામ હોય, તે મને કહેવાને તમે યોગ્ય છો '

વિશ્વામિત્રે કહ્યુ તારુ કલ્યાણ થાઓ પોતાનુ વચન જો તને યાદ હોય તો તે મહિનો પૂરો થયો છે, માટે મને હવે તુ દક્ષિણા આપ પહેલા તેનુ નિમિત્ત હતુ (અર્થાત્ 'એક મહિનો પૂરો થયે હુ દક્ષિણા આપીશ' એવી તે જે અવધિ કરી હતી, તે હવે પૂરી થઈ છે, માટે મને દક્ષિણા મળવી જોઈએ )

હરિશ્ચદ્ર રાજાએ કહ્યુ હે જ્ઞાનતપથી બળવાન બ્રાહ્મણ! હજી પણ મહિનો પૂરો થયો નથી, તેમા એક દિવસનો અર્ધભાગ બાકી છે, માટે ત્યા સુધી તમે રાહ જુઓ, તે પછી બીજા સમયની રાહ જોવાની નથી

વિશ્વામિત્રે કહ્યુ 'હે મહારાજ! ભલે એમ હો, કરી હુ આવીશ આજે જો નહિ આપે તો હુ તને શાપ આપીશ ' એમ કહી બ્રાહ્મણ વિશ્વામિત્ર ગયા, ત્યારે રાજા વિચારવા લાગ્યો 'મે જે દક્ષિણા કબૂલી છે, તે કેવી રીતે આમને હુ આપુ? વિશાળ સંપત્તિવાળા મિત્રો અહીં ક્યાથી હોય અને હાલ મારી પાસે ધન પણ ક્યા છે? મારે કોઈનુ દાન લેવુ, તે તો અત્યત ખરાબ છે, તેમ જ (બીજા પાસે)

---

– અહીં કહેવાનો ભાવ આ છે કે, 'જો આ નગરી મનુષ્યથી ભોગવાઈ હોત, એટલે મનુષ્યના સ્વત્વ તરીકે રહી હોત, તો મને નિર્ધનને મૂલ્યથી કોઈ પણ ન લેત, પણ આ નગરી સર્વેશ્વર શંકરના રક્ષણ તરીકે રહેલી છે, તેથી તે શંકર મને નિર્ધનને પણ મૂલ્યથી સ્વીકારી લેશે' એ અભિપ્રાયથી તેને વિશ્વાસ આવ્યો.

માગવા ત્યા આવ્યા, તેમને જોઈ હરિશ્ચ દ્ર મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડી ગયો, ત્યારે તેના પર જળ સિચી વિશ્વામિત્રે એ રાજાને કહ્યુ 'હે રાજેન્દ્ર! તુ ઊઠ, ઊઠ! મારી ઇચ્છિત દક્ષિણા તુ મને આપ, પારકુ દેવુ રાખનારાઓને કાયમ દુ ખ વધ્યા કરે છે' તે વખતે હિમ જેવા શીતળ પાણીથી શાત કરેલો રાજા ભાનમા આવી વિશ્વામિત્રને જોઈ ફરી મૂર્છા પામ્યો, એટલે તે ઉત્તમ બ્રાહ્મણે રાજાને આશ્વાસન આપી આ વાક્ય કહ્યુ

વિશ્વામિત્ર બોલ્યા '(મારા) ધૈર્ય સામે જો તુ જોતો હોય, તો હવે મારી તે દક્ષિણા તુ આપ સત્યથી સૂર્ય તપે છે, સત્યના આધારે પૃથ્વી રહેલી છે, સત્ય વિષે ઉત્તમ ધર્મ કહ્યો છે અને સત્યમા સ્વર્ગ રહેલુ છે એક હજાર અશ્વમેધ અને સત્યને (બ્રહ્માએ) ત્રાજવામા તોળી જોયા ત્યારે હજાર અશ્વમેધ કરતા એક સત્ય વધી ગયુ હતુ અથવા મારે આ કહેવાનુ શુ કારણ છે? હે રાજન્! સૂર્ય અસ્તાચળ ઉપર જાય, ત્યા સુધીમા તુ મારી દક્ષિણા જો નહિ આપે, તો તે પછી હુ તને નક્કી શાપ આપીશ' એમ કહી બ્રાહ્મણ વિશ્વામિત્ર જતા રહ્યા અને ક્રૂર વિશ્વામિત્ર મુનિએ પીડેલો નિર્ધન રાજા હરિશ્ચ દ્ર પોતાના સત્યનુ રક્ષણ કરવા દુ ખી થઈ ભયાતુર થયો એવામા વેદના પારને પામેલો કોઈ બ્રાહ્મણ અનેક બ્રાહ્મણો સાથે પોતાના ઘરની બહાર નીકળ્યો હતો (તે ત્યા દેખાયો) તે તપસ્વીને આવતા જોઈ તે વખતે રાણીએ ત્યા ઊભેલા રાજાને ધર્મના અર્થવાળુ આ વાક્ય કહ્યુ બ્રાહ્મણ ત્રણે વર્ણોનો પિતા કહેવાય છે અને પિતાનુ દ્રવ્ય પુત્રે લેવુ જ જોઈએ એમા સશય નથી, માટે ધન સારુ આ બ્રાહ્મણ પાસે માગણી કરવી એવુ મારુ માનવુ છે' (ને સાભળી) રાજાએ કહ્યુ 'હે ઉત્તમ મધ્યભાગવાળી! હુ ક્ષત્રિય છુ, તેથી દાન લેવા ઇચ્છતો નથી માગવુ એ બ્રાહ્મણોનુ (કર્મ) છે ક્ષત્રિયોનુ નથી વળી બ્રાહ્મણ વર્ણોનો ગુરુ છે અને હમેશા પૂજ્ય છે, માટે ગુરુ પાસે માગણી ન કરવી જોઈએ અને ક્ષત્રિયોએ તો ખાસ કરી બ્રાહ્મણ પાસે માગણી ન કરવી જોઈએ યજ્ઞ કરવો, અધ્યયન કરવુ, દાન આપવુ, શરણાગતોને અભય આપવુ અને પ્રજાઓનુ પાલન કરવુ એ ક્ષત્રિયનુ કર્મ છે, પણ 'તુ મને આપ' એવુ રાક વચન ક્ષત્રિયે ન બોલવુ જોઈએ હે દેવિ! મારા હૃદયમા 'હુ દાન કરુ' એ જ વચન સ્થિર થયુ છે, માટે (બીજા) કોઈ પણ સ્થળથી મેળવેલુ દ્રવ્ય હુ બ્રાહ્મણને આપીશ

પત્નીએ કહ્યુ કાળ જ સમાનતા તથા વિષમતા કરનારો છે, કાળ જ પરાભવ, સન્માન તથા માન આપનારો છે અને કાળ જ પુરુષને દાન દેનાર તથા દુ ખ કરનાર કરે છે વિદ્વાન અને અતિ બળવાન બ્રાહ્મણ વિશ્વામિત્રે ક્રોધ પામી રાજાને રાજ્યથી તથા સુખથી ભ્રષ્ટ કર્યા છે, કાળનુ વર્તન જુઓ!

હરિશ્ચ દ્ર કહ્યુ તીક્ષ્ણ ધારવાળી તલવારથી જીભને ચીરી નાખવી તે સારુ, પણ માન છોડી 'તુ આપ, આપ' એમ કહેવુ તે સારુ નથી હે મોટા ભાગ્યવાળી! હુ ક્ષત્રિય હોઈ કઈ પણ માગતો નથી, પણ બાહુબળથી મેળવેલા ધનનુ કાયમ દાન કરુ છુ

પત્ની બોલી 'હે મહારાજા! માગણી કરવા તમારુ મન જો સમર્થ ન હોય, તો ઇદ્ર સહિત દેવોએ મને તો ન્યાયથી જ તમને આપી છે અને હે મહાતેજસ્વી! પતિએ સ્ત્રીને શિક્ષા કરવી તથા રક્ષણ કરવુ તે યોગ્ય જ છે, માટે મારુ મૂલ્ય લઈ ગુરુનુ ધન તમે આપી દો' એ વાક્ય સાભળી હરિશ્ચ દ્ર રાજા 'અફસોસ! અફસોસ!' એમ કહી અત્યત દુ ખી થઈ વિલાપ કરવા લાગ્યો, ત્યારે ફરી તેની સ્ત્રી આ પ્રમાણે બોલી કે, 'મારુ વચન માનો, (નહિ તો) બ્રાહ્મણના શાપરૂપ અગ્નિથી બળી જઈ તમે નીચપણુ પામશો જુગાર, મદિરાપાન, રાજ્ય કે ભોગ માટે તમે ન વેચો, પણ ગુરુના ધન માટે તમે મને ખુશીથી વેચી શકો છો, માટે મારા દ્વારા તમે તમારુ સત્યવ્રતપણુ સફળ કરો' ૧-૨૭

न द्युतहेतोर्न च मद्यहेतो-
न राज्यहेतोर्न च भोगहेतो॰ ॥
ददस्व गुर्वर्थमतो मया त्वं
सत्यव्रतत्वं सफलं कुरुष्व ॥२७॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે
અધ્યાય ૨૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૨ મો*

## હરિશ્ચંદ્રે સ્ત્રી–પુત્ર વેચ્યાં

व्यास उवाच

**स तया नोद्यमानस्तु राजा पत्न्या पुन पुन.।**
**प्राह भद्रे करोम्येष विक्रयस्ते सुनिर्घृण ॥ १ ॥**

વ્યાસ બોલ્યા તે પત્નીએ વારવાર પ્રેરણા કરી ત્યારે હરિશ્ચંદ્રે કહ્યુ 'હે કલ્યાણિ! અત્યત નિર્દય થઈ હવે હુ તારુ વેચાણ કરુ છુ આવુ અતિ કઠોર વચન બોલવા પણ તારી વાણી જ પ્રકાશી રહી છે, તો હવે ક્રૂર લોકોથી પણ કરવુ જે શક્ય નથી તે હુ કરુ છુ' એમ કહ્યા પછી આતુર થયેલો તે રાજા નગરમા જઈ પોતાની સ્ત્રીને રાજમાર્ગમા મૂકી આંસુઓથી ગળગળા કઠે આ વચન બોલ્યો 'હે નગરવાસીઓ! તમે બધા મારુ વચન સાભળો આ મારે પ્રાણપ્રિય પત્નીનુ દાસી તરીકે કોઈને જો કામ હોય તો હુ જેટલુ ધન લેવા કહુ તેટલુ ધન આપવાની જેનામા શક્તિ હોય તે જલદી કહો' (તે સાભળી) ડાહ્યા નગરવાસીઓ બોલ્યા 'પોતાની પત્નીને વેચવા આવેલો તુ કોણ છે?' હરિશ્ચંદ્રે કહ્યુ 'તુ કોણ છે?' એમ તમે મને શુ પૂછો છો? હુ ક્રૂર છુ, મનુષ્ય નથી, અથવા હુ કઠોર રાક્ષસ છુ તેથી પાપ કરુ છુ' તે શબ્દ સાભળી તરત વૃદ્ધ બ્રાહ્મણનુ રૂપ ધરતા વિશ્વામિત્રે હરિશ્ચંદ્રને કહ્યુ ''મને આ દાસી તુ આપી દે, તેને ખરીદનાર હોઈ ધન આપુ છુ મારી પાસે પુષ્કળ ધન છે મારી સ્ત્રી ઘણી જ કોમળ છે, તેથી ઘરનુ કામ કરવા સમર્થ નથી માટે તુ મને આ દાસી આપી દે હુ આ દાસીને લઉ છુ તને કેટલુ ધન આપુ?' બ્રાહ્મણે એમ કહ્યુ, ત્યારે હરિશ્ચંદ્ર રાજાનુ મન ચિરાઈ ગયુ અને દુઃખથી તે કઈ પણ બોલી શક્યો નહિ પછી તે બ્રાહ્મણ બોલ્યો 'તારી સ્ત્રીના કામ ઉમર, રૂપ તથા શીલને યોગ્ય આ ધન તુ લે અને આ સ્ત્રી મને આપી દે ધર્મશાસ્ત્રોમા સ્ત્રીનુ તથા પુરુષનુ મૂલ્ય આમ જણાવ્યુ છે કે, બત્રીસ લક્ષણોવાળી, ચતુર અને શીલ તથા ગુણવાળી જે સ્ત્રી હોય, તેનુ મૂલ્ય એક કરોડ સોનામહોર છે અને તેવા પુરુષનુ મૂલ્ય દશ કરોડ સોનામહોર છે' એવુ તેનુ વચન સાભળી મોટા દુઃખથી ઘેરાઈ ગયેલો હરિશ્ચંદ્ર રાજા એને કઈ પણ કહી શક્યો નહિ તે પછી પેલા બ્રાહ્મણે રાજાની આગળ ઢાળના વસ્ત્ર ઉપર (એક કરોડ સોનામહોરરૂપ) ધન મૂકીને રાણીને વાળ પકડી ખેચી તે વેળા રાણીએ કહ્યુ કે, 'પૂજ્ય! મૂકી દો, મૂકી દો, હુ તરત જ મારા પુત્રને તેટલામા જોઈ લઉ હે બ્રાહ્મણ! ફરી એનુ દર્શન દુર્લભ થશે' (એમ કહી રાણીએ પુત્રને કહ્યુ) 'હે પુત્ર! આમ દાસીપણુ પામેલી મને માતાને તુ જોઈ લે હે રાજપુત્ર! તુ મને અડકીશ નહિ હવે હુ તારો સ્પર્શ કરવા યોગ્ય નથી' પછી એ બાળક પોતાની માતાને ખેચાતી જોઈ એકદમ 'ઓ મા!' એમ બોલતો આસુભર્યા નેત્રે દોડી આવ્યો અને આક્રદ કરતો કરતો તથા ઠોકરો ખાતો એ બાળક (માતાનુ) વસ્ત્ર હાથમા પકડી ખેચવા લાગ્યો, ત્યારે પેલા બ્રાહ્મણે ક્રોધથી બાળકને પણ મારવા માંડ્યો, છતા 'મા, ઓ મા!' એમ બોલતો બાળક માતાને છોડતો જ ન હતો પછી રાણીએ (બ્રાહ્મણને) કહ્યુ 'હે નાથ! મારા ઉપર કૃપા કરો, આ બાળકને પણ તમે ખરીદી લો તમે મને ખરીદી છે તો પણ આના વિના હુ તમારુ કામ કરનારી થઈ શકીશ નહિ માટે હે પ્રભો! આવી હીન ભાગ્યવાળી મારા ઉપર તમે કૃપા કરો' પછી બ્રાહ્મણે (હરિશ્ચંદ્રને) કહ્યુ આ ધન તુ લે અને તારો બાળક મને આપી દે ધર્મશાસ્ત્રને જાણનારાઓ સ્ત્રી તથા પુરુષનુ મૂલ્ય (યોગ્યતા પ્રમાણે) સો, હજાર, લાખ અને કરોડ સુધીનુ ઠરાવ છે, પણ બત્રીસ લક્ષણોવાળી ચતુર અને શીલ તથા ગુણવાળી સ્ત્રી હોય, તો તેનુ મૂલ્ય વિદ્વાનો એક કરોડ સોનામહોર કહે છે અને તેવા પુરુષનુ મૂલ્ય દશ કરોડ સોનામહોરો કહી છે' એમ કહી તે બ્રાહ્મણે તે બાળકનુ મૂલ્ય પણ તે જ પ્રમાણે રાજા આગળ વસ્ત્રમા મૂક્યુ પછી બાળકને લઈ તેને માતાની સાથે એકઠો બાધ્યા અને આનદ પામેલો તે બ્રાહ્મણ તેની સાથે તરત જ ઘર તરફ ચાલ્યો તે વેળા હરિશ્ચંદ્રને પ્રદક્ષિણા કરી એ

* આ અધ્યાયમાં હરિશ્ચંદ્ર રાજાએ પોતાની સ્ત્રીને વેચી, એ કથા ગોપન શ્લોકોથી કહેવાશે.

ઢીંચણભર પ્રણામ કરતી અને આસુઓથી ગળગળી થયેલી રાક રાણી આ વચન બોલી 'મે જો દાન કે હોમ કર્યા હોય અને બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય, તો એ પુણ્યથી ફરી હરિશ્ચ દ્ર જ મારા પતિ થાઓ ' એમ કહી પગમા પડેલી અને પ્રાણ કરતા પણ વધારે પ્રિય પોતાની સ્ત્રીને જોઈ રાજા 'હાય, હાય!' એમ કહી ગભરાતી ઈન્દ્રિયોવાળો થઈ વિલાપ કરવા લાગ્યો કે, 'વૃક્ષની છાયા (જડ છે છતા) પણ વૃક્ષને કદી છોડતી નથી, તો પછી આ સ્ત્રી તો સત્ય, શીલ તથા સર્વ ગુણોથી યુક્ત છે, તોપણ મારાથી છૂટી કેમ પડે છે?' એમ સ્ત્રી પ્રત્યે કહી પછી પરસ્પર સારી રીત ખાળેલા પુત્રને તે કહેવા લાગ્યો કે, 'મને છોડીને તુ કયા જઈશ? હ, હવે કઈ દિશામા જઈશ? મારા દુ ખને કોણ દૂર કરશ? ઓ બ્રાહ્મણ! પુત્ર સાથેનો વિયોગ મને જેવો દુ ખ દાયી લાગે છે, તેવુ રાજ્યના ત્યાગમા કે વનવાસમા મને દુ ખ થયુ નથી ' એમ કહી ફરી પણ તેણે સ્ત્રી પ્રત્યે કહ્યુ કે, 'લોકમા સ્ત્રીઓ ઉત્તમ પતિ વડે ભોગવવા યોગ્ય જ હોય છે, ત્યારે ઓ કલ્યાણિ! મે તને ત્યજી છે અને દુ ખમા નાખી છે! ઈક્ષ્વાકુ-વશમા જન્મેલા અને સર્વ રાજ્યસુખને યોગ્ય મને પતિ તરીકે પામ્યા છતા તુ દાસીપણાને પામી છે! ઓ દેવી! આવા મોટા શોકરૂપી સમુદ્રમા ડૂબતા મને પુરાણોના આખ્યાનોનો વિસ્તાર કહી હવે કોણ બહાર કાઢશે?' (આમ વિલાપ કરતા) રાજર્ષિ હરિશ્ચ દ્રના દેખતા પેલો બ્રાહ્મણ અતિ ભયકર ચાબુક ના માર મારી રાણીને લઈ જવા લાગ્યો, ત્યારે સ્ત્રી તથા પુત્રને (એમ) લઈ જવાતા જોઈ એ રાજા અતિશય દુ ખવી પીડાઈ વારવાર ઊના નિસાસા નાખી વિલાપ કરવા લાગ્યો કે, 'મારી જે પત્નીને પહેલા વાયુ, સૂર્ય, ચદ્ર કે સામાન્ય મનુષ્યો કદી જોઈ શકતા ન હતા, તે જ આ દાસીપણુ પામી છે! તેમ જ કોમળ હાથની આગળીઓવાળો અને સૂર્યવશમા જન્મેલો આ બાળક પણ વેચાયો! માટે અત્યત દુષ્ટબુદ્ધિ મને ધિક્કાર હો! હાય, ઓ પ્રિયા! ઓ બાળકપુત્ર! મારી દુર્જનની આ દુષ્ટ નીતિ છે! દેવા ધીનપણાથી હુ આ દશા પામ્યો છુ, છતા મરી નથી, ધિક્કાર છે!' એમ વિલાપ કરતા રાજાની આગળથી એ બ્રાહ્મણ રાણી તથા પુત્રને લઈ ઊંચા વૃક્ષો તથા ઘરોને લીધે દેખાતો બધ પડયો, એ વખતે મહાતપસ્વી મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર દેખાવના કઠોર અને ક્રૂર હોઈ પોતાના શિષ્ય સાથે ઉતાવળા ત્યા આવ્યા અને બોલ્યા હે રાજન્! જો તે સત્યને મુખ્ય માન્યુ હોય તો પહેલાના રાજસૂય યજ્ઞની જે દક્ષિણા તે કહી હતી, તે (પણ) તુ આપ'* ત્યારે હરિશ્ચ દ્રે કહ્યુ 'હે નિર્દોષ રાજર્ષિ! હુ નમસ્કાર કરુ છુ રાજસૂય યજ્ઞની જે દક્ષિણા મે કહી હતી, તે (પણ) તમારી આ દક્ષિણા લઈ લો ' વિશ્વામિત્રે કહ્યુ 'હે રાજેન્દ્ર! દક્ષિણા માટે જે તુ આપે છે તે આ દ્રવ્ય તે કયાથી મેળવ્યુ? તે જે પ્રમાણે દ્રવ્ય મેળવ્યુ હોય તે તુ કહે ' રાજાએ કહ્યુ 'હે મહાભાગ! એ તમને કહેવાથી શુ ફળ છે? હે ઉત્તમ વ્રતવાળા નિર્દોષ બ્રાહ્મણ! એ સાભળવાથી ઊલટો શોક વધશે ' ઋષિએ કહ્યુ. 'દુષ્ટ ધન હુ લેતો નથી માટે ઉત્તમ જ તુ આપ હે રાજન્! દ્રવ્યની આવક જે પ્રમાણે થઈ હોય, તે પ્રમાણે તુ કહે ' રાજાએ કહ્યુ 'એ મારી રાણીને એક કરોડ સોના-મહોરથી મે વેચી છે અને રોહિત નામના પુત્રને દશ કરોડ સોનામહોરોથી વેચ્યો છે, એમ અગિયાર કરોડ સોનામહોરો હે બ્રાહ્મણ! તમે મારી પાસેથી લઈ લો+' તે ધનને (યજ્ઞની દક્ષિણામા) ઘણુ જ ઓછુ જાણી, તેમ જ સ્ત્રીના વેચાણથી ઊપજેલુ માની કોપેલા વિશ્વામિત્રે શોકથી દબાયેલા રાજાને કહ્યુ 'રાજસૂય યજ્ઞની આટલી દક્ષિણા હોઈ શકે નહિ, માટે તરત જ બીજુ દ્રવ્ય પ્રાપ્ત કર, જેથી આ (અધૂરી) દક્ષિણા પૂરી થાય ઓ નીચ

* વિશ્વામિત્રે જાણ્યું કે, રાજાએ મારી જે દક્ષિણા દેવી છે, તે તો આ રાજા હવે આપી શકશે, માટે તે ઉપરાંત બીજી યજ્ઞ વખતે કહેલી દક્ષિણા પણ મારે આની પાસે માગવી, જેથી તે ન આપે, તો પ્રથમના વચનથી ભ્રષ્ટ થઈ સત્યનો ત્યાગ કરે—આવા અભિપ્રાયથી તે યજ્ઞની દક્ષિણા માગે છે

+ અર્થાત્ આ અગિયાર કરોડ સોનામહોરોમાંથી અગીઆર સોનું રાજ્યદાનની દક્ષિણા પેઠે સમજો અને બાકીનું વધેલું રાજસૂય યજ્ઞની દક્ષિણા પેઠે માનો

ક્ષત્રિય! આ (થોડી) દક્ષિણા મારે માટે તુ જે યોગ્ય માનતો હોય, તો (પહેલા) મારી રીતે કરેલા મારા આ તપનુ, નિર્મળ બ્રાહ્મણપણાનુ, મારા ઉગ્ર પ્રભાવનુ તથા શુદ્ધ અધ્યયનનુ મારુ ઉત્કૃષ્ટ બળ તુ તરતમા જોજે, (અને પછી ઉત્તમ પાત્ર ગણી યોગ્ય દક્ષિણા આપજે') ત્યારે રાજાએ કહ્યુ 'હે ભગવન્! બીજુયે આપીશ, પણ કેટલાક સમયની રાહ જુઓ, પત્નીને તથા બાળક પુત્રને તો હજી હમણા જ વેચ્યા છે' વિશ્વામિત્રે કહ્યુ 'હે રાજા! દિવસનો ચોથો ભાગ (બાકી) રહ્યો છે, આજનો જ સમય મારે રાહ જોવા યોગ્ય છે, એ પછી બીજા સમયની તારે અવધિ કરવી નહિ ૧-૫૪

**चतुर्भागः स्थितो योऽय दिवसस्य नराधिप ।**
**एप एव प्रतीक्ष्यो मे वक्तव्य नोत्तरं त्वया ॥५४॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૨૨ મો સમાપ્ત

# અધ્યાય ૨૩ મો

## હરિશ્ચંદ્ર ચાંડાલને ત્યાં વેચાયો!

व्यास उवाच

**तमेवमुक्त्वा राजानं निर्घृणं निष्ठुरं वचः ।**
**तदादाय धन पूर्णं कुपितः कौशिको ययौ ॥१॥**

વ્યાસ બોલ્યા તે રાજાને એમ નિર્દય કઠોર વચન કહી કોપેલા વિશ્વામિત્ર તે સપૂર્ણ ધન લઈ જતા રહ્યા વિશ્વામિત્ર ગયા ત્યારે શોક પામેલા રાજાએ વારવાર નિસાસા મૂકી અત્યત નીચુ મુખ રાખી ઉચ્ચ સ્વરે કહ્યુ 'મને મદદ જવાને દ્રવ્યથી ખરીદી જેની પીડા જતી હોય (એટલે જેનુ કઈ કામ થતુ હોય,) તે જલદી બોલો કેમ કે સૂર્ય એક પ્રહર બાકી રહ્યો છે (અર્થાત્ સૂર્ય આથમ્યા પહેલા જ મારે દ્રવ્યની જરૂર છે, તે પછી દ્રવ્યનો મને કઈ ખપ નથી) પછી (હરિશ્ચદ્રની પરીક્ષા કરવા) ચાડાલનુ રૂપ ધરતા ધર્મદેવ ઉતાવળા ત્યા આવ્યા તેની ગધ ખરાબ હતી, તેની છાતી વિકરાળ હતી તેની દાઢી ને મૂછ મોટા હતા, દાત ઊચા હતા, તેનામા દયા ન હતી, રગે તે કાળો હતો, તેનુ પેટ લાબુ હતુ અને દેખાવમા તે ભયકર હતો એ નીચ પુરુષે હાથમા જૂની લાકડી રાખી હતી અને મુડદાની માળાઓથી તે શણગારેલો હતો એ ચાડાલે રાજાને કહ્યુ 'હુ તને દાસ તરીકે લઈ લઉ, મારે ચાકરની ઘણી મોટી જરૂર છે માટે તુ જલદી કહે, તારી કિંમત શી આપવી?' તેને એવો ક્રૂર દૃષ્ટિવાળો, અત્યત નિર્દય, ઘણા જ ખરાબ સ્વભાવવાળો અને એમ બોલતા જોઈ, રાજાએ પૂછ્યુ 'તુ કોણ છે?' ચાડાલે કહ્યુ 'હે ઉત્તમ રાજા! 'પ્રવીર' નામથી અહીં ખ્યાતિ પામેલો હુ ચાડાલ છુ, તુ હમેશા મારી આજ્ઞામા રહેજે અને મુડદાના વસ્ત્રો લીધા કરજે' એમ કહેલા રાજાએ આ વચન કહ્યુ 'બ્રાહ્મણ અથવા ક્ષત્રિય મને વેચાતો લે, એવો મારો વિચાર છે ઉત્તમનો ઉત્તમ ધર્મ, મધ્યમનો મધ્યમ ધર્મ અને અધમનો અધમ ધર્મ હોય છે, એમ વિદ્વાનો કહે છે' ચાડાલે કહ્યુ 'એમ તો તે જ અધર્મ કર્યો છે= હે રાજા! તે હમણા વિચાર કર્યા વિના મારી આગળ કહ્યુ છે જે મનુષ્ય વિચારીને બોલે છે તે મનધાર્યુ મેળવે છે હે નિર્દોષ! તે તો વિચાર કર્યા વિના જ સામાન્ય (હરકોઈ મને વેચાતો લે) એમ કહ્યુ હતુ માટે જો તુ સત્યને પ્રમાણ ગણતો હોય, તો મે વેચાતો લઈ જ લીધો છે, એમા સશય નથી' હરિશ્ચદ્રે કહ્યુ 'અસત્યથી અધમ થયેલો મનુષ્ય તરત જ ક્રૂર નરકમા જાય છે, તેના કરતા મને ચાડાલપણુ સારુ લાગે છે પણ અસત્યપણુ સારુ લાગતુ નથી' એમ હરિશ્ચદ્ર કહેતો હતો, તેટલામા તપના ભડાર સમા વિશ્વામિત્ર ત્યા આવ્યા તેમણે ક્રોધ અને અસહનતાથી આખા ફાડીને રાજાને આ વચન કહ્યુ 'આ ચાડાલ તને મનધાર્યુ ધન આપવા આવ્યો છે, છતા તુ મને પૂરી યજ્ઞદક્ષિણા કેમ આપતો નથી?' હરિ

* આ અધ્યાયમા આઠ તીન શ્લોકમાથી હરિશ્ચદ્ર રાજાને ચાડાલ વેચાતો લીધે, એ કથા સારી રીતે કહવાશે

= અર્થાત્ તારા મનમા જો એમ હતુ, તો હરકોઈ મનુષ્ય મને વેચાતો લે, એમ તે સામાન્ય કેમ કહ્યુ હતુ? મને બ્રાહ્મણ અથવા ક્ષત્રિય જ વેચાતો લે, એમ પ્રથમથી જ તે કેમ કહ્યુ હતુ? માટે આ તારો બોલવારૂપ અધર્મ તે જ કર્યો છે

શ્રદ્ર રાજાએ કહ્યું 'હે ભગવન્ વિશ્વામિત્ર! હું મને સૂર્યવંશમાં જન્મેલો જાણું છું તો ધનની ઈચ્છાથી ચાંડાલનું દાસપણું કેમ કરું?' વિશ્વામિત્રે કહ્યું 'પોતાને વેચવાથી ઊપજેલું ચાંડાલનું ધન જો તું મને નહિ આપે, તો હું તને ચોક્કસ શાપ આપીશ, માટે ચાંડાલ પાસેથી અથવા બ્રાહ્મણ પાસેથી પણ તું મારું દક્ષિણાનું ધન મને આપ હે રાજા! ચાંડાલ વિના હમણાં બીજો કોઈ પણ ધન આપનાર નથી અને ધન લીધા વિના હું જઈશ નહિ એ ચોક્કસ છે હવે અર્ધી ઘડી દિવસ બાકી રહ્યો છે માટે હમણાં જ જા તું ધન નહિ આપે, તો શાપરૂપી અગ્નિથી હું તને બાળી નાખીશ' પછી અર્ધા મરેલાની પેઠે જીવી રહેલા રાજા હરિશ્ચંદ્રે 'કૃપા કરો' એમ કહી વિહ્વળ થઈ ઋષિના પગ પકડયા અને કહ્યું કે, 'ઓ બ્રહ્મર્ષિ! હું તમારો દાસ છું, રાંક છું અને ખાસ કરી તમારો ભક્ત છું, માટે કૃપા કરો ચાંડાલ સાથેનો સંબંધ અતિદુષ્ટ છે હે મુનિશ્રેષ્ઠ! બાકી રહેલા તમારા ધન માટે હું તમારું કામ કરનારો, તમને વશ રહેનારો, તમારો જ દાસ અને તમારા જ ચિત્તને અનુસરનારો થઈશ' વિશ્વામિત્રે કહ્યું 'હે મહારાજા! ભલે એમ થાઓ, તું મારો જ ચાકર થા, પણ હે રાજા! તારે મારું વચન હમેશાં કરવું જોઈશે' વિશ્વામિત્રે એવું વચન કહ્યું ત્યારે હર્ષ પામેલો રાજા પોતાને ફરી જન્મેલો માનવા લાગ્યો અને વિશ્વામિત્રને કહેવા લાગ્યો 'હું તમારી આજ્ઞા હમેશાં કરીશ એમાં સંશય નથી હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે આજ્ઞા કરો હે નિર્દોષ! હું તમારું શું કામ કરું?' તે સમયે વિશ્વામિત્રે પેલા ચાંડાલને કહ્યું 'હે ચાંડાલ! તું અહીં આવ આ મારા દાસનું મૂલ્ય તું મને શું આપીશ? હમણાં મેં તને આપેલા આ દાસને મૂલ્યથી તું લઈ લે મારે દાસનું કામ નથી, મને તો ધનની આશા છે' વિશ્વામિત્રે એમ કહ્યું ત્યારે હર્ષ પામેલા મનવાળો ચાંડાલ તરત જ પાસે આવી વિશ્વામિત્રને કહેવા લાગ્યો 'હે ઉત્તમ બ્રાહ્મણ! દશ યોજનના વિસ્તારવાળા પ્રયાગ દેશમાં ભૂમિને રત્નમય કરી તે હું તમને આપીશ, કેમ કે આને વેચી તમે મારી પીડા દૂર કરી છે' પછી ચાંડાલે સોનું, મણિઓ તથા મોતીઓ સહિત હજારો રત્નો આપ્યાં, તેને ઉત્તમ બ્રાહ્મણ વિશ્વામિત્રે લીધાં રાજા હરિશ્ચંદ્ર તો તે જ પ્રમાણે વિકારરહિત મુખવાળો રહ્યો હતો અને ધીરજથી પોતે એમ જ માનતો હતો કે, વિશ્વામિત્ર જ મારા સ્વામી છે, માટે એ મારી પાસે જે કામ કરાવશે, તે મારે કરવાનું જ છે' પછી અંતરિક્ષમાંથી એકાએક આકાશવાણી થઈ કે, 'હે મહાભાગ! તું દેવામાંથી છૂટયો છે, તે દક્ષિણા આપી દીધી છે' પછી રાજાના મસ્તક પર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ પડી અને મહાતેજસ્વી ઈન્દ્ર સહિત દેવતાઓ 'વાહ વાહ' એમ તે રાજાને કહેવા લાગ્યા તે વખતે ઘણા હર્ષથી વ્યાપ્ત થયેલા રાજા હરિશ્ચંદ્રે વિશ્વામિત્રને કહ્યું 'ખરેખર! હે મહાબુદ્ધિમાન! તમે જ મારા માતા, પિતા અને બંધુ છો, કારણ કે તમે મને ક્ષણ વારમાં કરજ વિનાનો કર્યો છે હે મહાબાહુ! હું શું કરું? તમારું વચન મારા કલ્યાણરૂપ છે' એમ રાજાએ કહ્યું, ત્યારે વિશ્વામિત્ર મુનિ તેને કહેવા લાગ્યા કે, 'હે રાજા! આજથી માંડી તારે ચાંડાલનું વચન કરવું, તારું કલ્યાણ થાઓ' એમ તેને કહી તે ધનને લઈ તે જતા રહ્યા ૧—૩૮

**चाण्डालवचनं कार्यमद्यप्रभृति ते नृप ।**
**स्वस्ति तेऽस्त्विति तं प्रोच्य तदादाय धनं ययौ ॥**

ઈતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૨૩ મો સમાપ્ત

## અધ્યાય ૨૪ મો*

### ચાંડાલને ઘેર હરિશ્ચંદ્રનું દાસપણું

**शौनक उवाच**

**ततः किमकरोद् राजा चाण्डालस्य गृहे गतः ।**
**तद् ब्रूहि सूतवर्य त्वं पृच्छतः सत्वरं हि मे ॥१॥**

શૌનકે પૂછ્યું 'હે ઉત્તમ સૂત! તે પછી ચાંડાલને ઘેર ગયેલા રાજા હરિશ્ચંદ્રે શું કર્યું હતું, તે પૂછતા મને તમે જલદી કહો

સૂતે કહ્યું 'બ્રાહ્મણ! વિશ્વામિત્ર ગયા, ત્યારે પ્રસન્ન વદનવાળા ચાંડાલે વિશ્વામિત્રને દ્રવ્ય

* આ અધ્યાયમાં [illegible] ચાંડાલના ઘરનું [illegible] હરિશ્ચંદ્રે કરેલું [illegible] આવશે.

આપી (ખરીદેલા) રાજાને બાંધી 'હવે તું ક્યાં જઈશ?' એમ કહી લાકડીથી માર્યો અને તે વખતે લાકડીના મારથી ગભરાયેલા, અત્યંત વ્યાકુળ ઈન્દ્રિયોવાળા અને પ્રિય બંધુઓના વિયોગથી પીડાતા તે રાજાને પોતાના ચાંડાલવાડામાં લાવી બેડીઓ નાખી પોતે નિશ્ચિંત સૂઈ ગયો. પછી એ કેદમાં પડેલા રાજા ચાંડાલના ઘેર રહી અન્નજળ છોડીને હમેશા આવો શોક જ કર્યા કરતો કે, 'નાજુક અંગવાળી અને ચારુ મુખવાળી તે મારી સ્ત્રી રંક મુખવાળા પુત્રને પોતાની આગળ જોઈ દુઃખથી ઘેરાઈ જતી હશે અને 'રાજા ધન મેળવી, કબૂલેલું ધન બ્રાહ્મણને આપી અમને બંનેને છોડાવશે' એમ મને સંભારતી હશે, વળી રડતા પુત્રને જોઈ તેની આગળ મને એ રીતે જણાવશે અને 'હે તાત! હે તાત!' એમ કહેતા તેમ જ 'મારે પિતા પાસે જવું છે,' એમ કહી રડતા બાળકને તે પ્રમાણે સમજાવશે, પણ મૃગના બચ્ચાના જેવા નેત્રવાળી તે મારી પત્ની ચાંડાલપણાને પામેલા મને જાણતી નહિ હોય! અહો! રાજ્યનો નાશ, સંબંધીઓનો ત્યાગ, સ્ત્રી તથા પુત્રનું વેચાણ અને તે પછી ચાંડાલપણું—એમ દુઃખોની આ પરંપરા જ આવી પડી છે!' એમ કાયમ પત્ની તથા પુત્રને યાદ કરતો તે હરિશ્ચંદ્ર રાજા પોતે ચતુર હતો, છતાં દૈવયોગે પીડા પામી ત્યાં રહીને દિવસો ગાળતો હતો. પછી પાંચમા દિવસે એ ચાંડાલે તેને બેડીઓમાંથી છૂટો કર્યો અને ક્રોધ પામેલા તેણે કઠોર વાક્યોથી વારંવાર તિરસ્કાર કરી મુડદાના વસ્ત્રો લેવા આજ્ઞા કરી કે, 'કાશીના દક્ષિણ ભાગમાં મોટું સ્મશાન છે, તેની તું ન્યાય પ્રમાણે રક્ષા કર, કોઈ પણ સમયે તારે તે છોડવું નહિ. આ જૂની લાકડી લઈને તું જા, વારંવાર ફર અને 'આ લાકડી વીરબાહુની છે' એમ બધી તરફ તું જાહેર કરજે.' તે પછી કોઈક સમયે મુડદાના વસ્ત્રોને લેતો રાજા હરિશ્ચંદ્ર તે ચાંડાલને વશ થઈ (તેણે આજ્ઞા કરેલા) સ્મશાનમાં ગયો હતો અને મુડદાના વસ્ત્રો લેતા એ ચાંડાલે આજ્ઞા કરેલો હોઈ તે રાજા એ સ્મશાનમાં રહ્યો હતો, એ ભયાનક સ્મશાન નગરીના દક્ષિણ ભાગમાં હતું. મુડદાના ફૂલોથી વ્યાપ્ત દુર્ગંધી, પુષ્કળ ધુમાડાવાળું, ઘોર શબ્દોવાળું, સેંકડો શિયાળોથી વ્યાપ્ત, ગીધડાં ને શિયાળોથી છવાયેલું, કૂતરાના ટોળાથી વ્યાપ્ત, હાડકાંના ઢગલાથી ભરેલું અને ખૂબ દુર્ગંધથી યુક્ત હતું. ત્યાં અર્ધાં બળેલા મુડદાના મોઢાં, ખુલ્લી થયેલી દાંતની પંક્તિઓથી જાણે કે, 'અગ્નિમાં પડેલા શરીરની આવી દુર્દશા થાય છે,' એમ હસતા હોય તેવા લાગતા હતા. વળી ત્યાં મરેલાના અનેક સંબંધીઓનો રડવાનો અવાજ સંભળાતો હતો. મોટા કોલાહલથી તે વ્યાપ્ત હતું અને 'હાય પુત્ર! ઓ મિત્ર! ઓ બંધુ! ઓ ભાઈ! ઓ વત્સ! ઓ ભાણેજ! ઓ લાયક મામા! ઓ દાદા! ઓ માતાના પિતા! હે દીકરાના દીકરા! ઓ પ્રિય બાંધવ! આજે તું મને કેમ ત્યજી જાય છે?' આમ સર્વ પ્રાણીઓના ભયંકર શબ્દોથી તે વ્યાપ્ત હતું. વળી ત્યાં બળતા માંસ, ચરબી અને મેદના 'છુ, છુ' એવા ખૂબ અવાજો થતા હતા અને અગ્નિનો ભયંકર 'ચડચડાટ' અવાજ થઈ રહ્યો હતો.' એમ પ્રલયકાળ સમાન દેખાવનું તે સ્મશાન અતિભયંકર હતું. ત્યાં આવેલો હરિશ્ચંદ્ર રાજા દુઃખથી આમ શોક કરવા લાગ્યો કે, 'ઓ ભાગ સેવકો! ઓ મંત્રીઓ! તમે ક્યાં ગયા? કુળને યોગ્ય તે મારું રાજ્ય ક્યાં ગયું? હાય, ઓ મારી પ્રિય પત્ની! ઓ મારા બાળક પુત્ર! બ્રાહ્મણના કોપથી મને મંદભાગીને ત્યજી તમે ક્યાં દૂર ગયા? ધર્મ વિના કોઈ સ્થળે મનુષ્યોનું શુભ થતું નથી; માટે દરેક મનુષ્યે કાળજીથી ધર્મને જ વળગી રહેવું.' આમ વિચાર કરતા હરિશ્ચંદ્ર તે સ્મશાનમાં ચાંડાલે કહેલું પણ ફરી સંભાર્યા કરતો હતો. વળી મેલથી ખરડાયેલા નખ અને રૂંવાટાંવાળો અને (સુકાઈને) લાકડીના જેવો થઈ ગયેલો તે રાજા મુડદાની તપાસ રાખતો આમતેમ દોડ્યા કરતો હતો. 'આ મુડદામાં આ ધન મળ્યું હવે પછી સો સિક્કા મેળવીશ, તેમાં આ મારું, આ રાજાનું અને આ ચાંડાલનું છે' આમ વિચારતો એ રાજા ઘણી ખરાબ દશાને પામ્યો હતો, તેણે એક જૂના લૂગડાની ગાંઠો વાળેલી ટૂંકી પહેરી હતી, તેનું મોઢું, હાથ, પેટ અને પગ ચિતાની રાખોડીની રજથી ખરડાયેલા હતા. હાથની

આગળીઓ અનેક જાતના મેદ, ચરબી તથા મજ્જાથી લેપાયેલી હતી અનેક મુડદાને ભાતના આપેલા પિંડોથી ભૂખ દૂર કરવા તત્પર રહી તે જીવતો હતો અને મુડદાની માળાઓ ભેગી કરી તેણે માથે બાધવાનુ કર્યું હતુ 'હાય, હાય' એમ વારવાર બોલ્યા કરતો એ રાજા રાત્રે કે દિવસે સૂતો ન હતો, એમ સો વર્ષ જેવા બાર મહિના તો તેણે ગાળ્યા ૧—૩૩

**न रात्रौ न दिवा शेते हा हेति प्रवदन् मुहु ।**
**एवं द्वादश मासास्तु नीता वर्षशतोपमा ॥३३॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૨૪ મો સમાપ્ત

# અધ્યાય ૨૫ મો*

## રોહિતનું મૃત્યુ ને રાણીનો વિલાપ

सूत उवाच

**एकदा तु गतो रन्तु बालकै सहितो बहि·।**
**वाराणस्या नातिदूरे रोहिताख्य कुमारक ॥१॥**

સૂત બોલ્યા એક સમયે કુમાર રોહિત બાળકોની સાથે કાશીની બહાર નજીકમા રમવા ગયો હતો રમત રમ્યા પછી તેણે પોતાની શક્તિ પ્રમાણે નાના મૂળવાળા કોમળ અને અણીઓ સહિત દર્ભો લેવા માડયા 'અમારા પૂજ્ય બ્રાહ્મણને પ્રસન્ન કરવા આ હુ લઉં છુ,' એમ કહી બને હાથ વડે કાળજીથી ઉત્તમ સમિધો દર્ભ અને સારા સારા લાકડા અને ખાખરાના લાકડા અગ્નિમા હોમવા માટે આદરથી લઈ ભારો કરી માથા પર ઉપાડી પગને પગલે થાકતો એ બાળક એક જલાશય પાસે આવી, તે વખતે તરસ્યો હોવાથી પૃથ્વી પર ભારો મૂકી જ્યા પાણી હતુ ત્યા ગયો અને ઇચ્છા પ્રમાણે પાણી પી બે ઘડી વિશ્રાતિ લઈ એક લાકડા પર પોતે જે ભારો મૂક્યો હતો, તે લેવા લાગ્યો, તેટલામા વિશ્વામિત્ર ની આજ્ઞાથી મહાઝેરી, અતિઘોર અને ભયકર એક કાળો સર્પ લાકડામાથી બહાર નીકળી તે બાળકને કરડયો, એટલે તે જ સમયે બાળક પડી ગયો પછી એ રોહિતને મરણ પામેલો જોઈ બાળકો ઉતાવળા બ્રાહ્મણને ઘેર ગયા અને ભયથી વ્યાકુળ થઈ એ બાળકો રોહિતની માતા આગળ કહેવા લાગ્યા કે, 'હે બ્રાહ્મણની દાસી! તારો પુત્ર અમારી સાથે રમવા બહાર ગયો હતો ત્યા તેને સર્પ કરડયો છે, તેથી તે મરણ પામ્યો છે' એવુ વજ્રપાત જેવુ વચન સાભળી તે રાણી કપાયેલી કેળની પેઠે તે વેળા મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગઈ, ત્યારે રોષે ભરાયેલા બ્રાહ્મણે તેના પર પાણી છાટયુ, એટલે બે ઘડીએ તે ભાનમા આવી, ત્યારે બ્રાહ્મણે તેને કહ્યુ 'ઓ દુષ્ટા! સાયકાળે રડવુ, તે અમારુ અમગળ કરનાર અને નિંદ્ય છે, એમ જાણતી હોવા છતા તુ રડે છે, તો તને શુ લાજ નથી?' બ્રાહ્મણે એમ કહ્યા છતા તે કઈ બોલી નહિ, પણ પુત્રના શોકથી પીડાતી, રાક, આસુ ભરેલા મુખવાળી અને ધૂળવાળા છૂટા કેશવાળી તે રાણી કરુણ રુદન કરવા લાગી ત્યારે કોપેલા બ્રાહ્મણે એ રાજપત્નીને કહ્યુ 'ઓ દુષ્ટા! તને ધિક્કાર છે! મૂલ્ય લઈને પણ તુ મારુ કામ બગાડ છે! જો તુ અશક્ત હતી, તો મારુ ધન તે કેમ લીધુ?' આવા ક્રૂર વાક્યોથી વારવાર તે બ્રાહ્મણે તિરસ્કાર કર્યો, ત્યારે રડતી એ રાણીએ ગળગળી વાણીથી બ્રાહ્મણને કારણ કહ્યુ 'હે સ્વામિન્! મારા બાળકપુત્રને સર્પ કરડયો છે અને નગરની બહાર તે મરણ પામ્યો છે, માટે તમે મને રજા આપો તો મારા બાળકને જોવા હુ જઉં હે ઉત્તમ વ્રતવાળા! મને હવે તેનુ દર્શન દુર્લભ થયુ છે' એમ કહી ફરી તે બાળા કરુણ રુદન કરવા લાગી, ત્યારે ફરી કોપેલા બ્રાહ્મણે એ રાજપત્નીને કહ્યુ 'ઓ નીચ! દુષ્ટ આચારવાળી! તુ જાણતી નથી! જે મનુષ્ય સ્વામી પાસેથી મૂલ્ય લઈ તેનુ કાર્ય બગાડે છે, તે મહારૌરવ નરકમા ગધાય છે, એમ એક કલ્પ સુધી નરકમા રહી તે કૂકડા થાય છે અથવા આ ધર્મની વાતો કરવાથી મારુ શુ કામ થવાનુ છે? જે માણસ પાપમા આસક્ત, મૂર્ખ, ક્રૂર, નીચ, જૂઠુ અને લુચ્ચુ હોય છે, તેની આગળ જે કઈ કહો, તે ખારી જમીનમા વાવેલા બીની પેઠે નિષ્ફળ થાય છે, છતા તને કઈ પણ પરલોકનો જો ભય હોય તો ચાલ (કામ કર)' એમ તે બ્રાહ્મણે કહ્યુ,

* આ અધ્યાયમા નેવ્યાશી શ્લોકમથી હરિશ્ચદ્ર રાજાના પુત્ર તથા સ્ત્રીની કથા સારી રીતે કહેવાશે.

ત્યારે રાણીએ ધ્રૂજતા ધ્રૂજતા આ વચન કહ્યુ. 'હે નાથ! મારા પર દયા કરો, પ્રસન્ન થાઓ અને મારા મુખનાળા શ્વાઓ બે ઘડી મને રજા આપો, જેટલામા હુ બાળક જોઈ આવુ ' એમ કહી તે બાળા બ્રાહ્મણના પગમા પડી, પુત્રના શોકથી પીડાઈ ને કરુણ રુદન કરવા લાગી એટલે કોપેલા બ્રાહ્મણે ક્રોધથી લાલ નેત્રાવાળા થઈ કહ્યુ કે, 'તારા પુત્રનુ મારે શુ કામ છે મારા ઘરનુ તુ કામ કર; નહિ તો ચાબુકના મારરૂપી ફળ આપનારો મારો ક્રોધ શુ તુ નથી જાણતી?' એમ તેણે કહેવી તે રાણી ધૈર્યથી ઘરનુ કામ કરવા લાગી પછી પગે તેલ ચોળવુ વગેરે કામથી અર્ધી રાત્રિ ગઈ, ત્યારે બ્રાહ્મણે તેને કહ્યુ 'હવે તુ પુત્ર પાસે જા, તેને બાળવો વગેરે કામ કરી ફરી પાછી જલદી આવજે જેથી સવારમા મારા ઘરનુ કામ ન બગડે ' ત પછી રાત્રે એકલી વિલાપ કરતી તે રાણી ગઈ જાણે ટોળામાથી વિખૂટી પડેલી મૃગલી હોય અને જાણે વાછરડા વિનાની થયેલી ગાય હોય તેમ શોકથી અત્યત પીડાતી રાણી ક્ષણવારમા કાશીની બહાર જઈ લાકડા તથા દર્ભના ઘાસ પર રાકની પેઠે સૂતેલા પોતાના પુત્રને મરેલો જોઈ, અત્યત દુ ખથી વિહ્વળ થઈ અતિ કઠોર શબ્દથી વિલાપ કરવા લાગી 'ઓ પુત્ર! તુ મારી સામે આવ, હમણા તુ કેમ રોષે ભરાયો છે, કહે હમેશા તો 'હે માતા' એમ વારવાર કહેતો તુ સામે આવે છે ' એમ કહી લથડતા પગે તેની પાસે જઈ મૂર્છિત થઈ તેના ઉપર તે પડી ફરી પાછી ભાનમા આવી બને હાથ વડે પુત્રને ભેટી તેના મોઢા ઉપર પોતાનુ મોઢુ મૂકી દુ ખકારક શબ્દોથી તે વળી રડવા લાગી અને બને હાથ વડે માથા ઉપર તથા પેટ ઉપર પ્રહાર કરતી તે કહેવા લાગી 'હાય પુત્ર! આ બાળક! ઓ કુમાર! ઓ સુદર! તુ ક્યા ગયો! ઓ રાજા! તમે ક્યા ગયા છો? પ્રાણ કરતા પણ વધારે પ્રિય પોતાના આ બાળકને પૃથ્વી પર પડેલો ને મરણ પામેલો તમે જુઓ.' એમ કહી વળી પાછો 'આ ઠરતો છે!' એવી શકાથી પુત્રના મુખને ફરી ફરી જોવા લાગી અને જીવ વિનાનુ મુખ જાણી મૂર્છિત થઈ પડી ગઈ ફરી ભાનમા (આવી) પુત્રનુ મુખ હાથમા લઈ તે આમ કહેવા લાગી 'હે બાળક! નિદ્રાનો તુ જલદી ત્યાગ કર અને જાગ્રત થા આ ભયકર અર્ધી રાત થઈ છે, જે સેકડો શિયાળો, ભૂતો, પ્રેતો, પિશાચો અને ડાકણોના ટોળાથી ગાજી રહી છે તારા મિત્રો સૂર્યાસ્ત થતા જ જતા રહ્યા છે અને તુ એકલો કેમ રહ્યો છે?' એમ કહી ફરી તે નાજુક સ્ત્રી કરુણ રુદન કરતી કહેવા લાગી 'હાય, ઓ બાળક પુત્ર! ઓ રોહિતકુમાર! હે દીકરા! તુ મને ઉત્તર કેમ નથી આપતો? હે પુત્ર! હુ તારી માતા છુ શુ તુ મને નથી ઓળખતો? મને તુ જો, ઓ પુત્ર! દેશ ત્યજ્યો, રાજ્ય ગયુ, ધણીએ વેચી અને દાસીપણુ થયુ છતા કેવળ તને જોઈને જ હુ જીવી રહી છુ હે પુત્ર! તારા જન્મ વખતે બ્રાહ્મણોએ ભવિષ્ય કહ્યુ હતુ કે, 'આ બાળક લાંબા આયુષ્યવાળો, પૃથ્વીનો રાજા, પુત્રપૌત્રોથી યુક્ત, શૌર્ય તથા દાન પર પ્રીતિવાળો, સત્ત્વગુણી, ગુરુ, દેવ તથા બ્રાહ્મણોને પૂજનારો, માતાપિતાનુ પ્રિય કરનારો, સત્યવાદી અને જિતેન્દ્રિય થશે,' ઈત્યાદિ બધુ હમણા અસત્ય થયુ છે હે પુત્ર! ચક્ર, મત્સ્ય, છત્ર, શ્રીવત્સ, સાથિયો, ધ્વજ, કળશ તથા ચામરના ચિહ્નો તથા બીજા પણ જે લક્ષણો તારી હથેળીમા છે, તે બધા હમણા નિષ્ફળ થયા છે! હાય, ઓ રાજા! ઓ પૃથ્વીના નાથ! એ તમારુ રાજ્ય, મત્રીઓ, સિંહાસન, છત્ર તલવાર અને ધન ક્યા ગયા? તેમ જ તે અયોધ્યા, હવેલીઓ, હાથીઓ, ઘોડા, રથો, અને પ્રજાઓ ક્યા ગયા? અરેરે! ઓ પુત્ર! આ સર્વનો તથા મારો પણ ત્યાગ કરી તુ ક્યા ગયો? હાય! આ પતિ! હાય! ઓ રાજા! આવો, જાણે રમતા રમતા કેસરથી ચર્ચેલી તમારી વિશાળ છાતીને પોતાના શરીરની રજના કાદવથી મેલી કરી હતી, તે તમારા આ પ્રિય પુત્રને જુઓ! હે રાજા! જેણે તમારા ખોળામા બેસી કસ્તૂરીના વિલેપનવાળા તમારા લલાટના તિલકને બાળપણથી ભૂસી નાખ્યુ હતુ, તે તમારા આ પુત્રને તમે જુઓ! માખીથી ખરડાયેલા જેના મુખને પૂર્વે મે સ્નેહથી ચૂમ્યુ હતુ, તે મુખને હમણા માખીઓથી વ્યાપ્ત

અને કીડાઓથી અત્યંત ખરાબ કરેલું એ જોઈ રહી છું, હાય, ઓ રાજા! લાકડી પેઠે પૃથ્વી પર પડેલા અને મૃત્યુ પામેલા તે આ પુત્રને તમે જુઓ હા દૈવ, પૂર્વજન્મમા મે શુ કૃત્ય કર્યું હશે કે આ જન્મમા તે કર્મના ફળનો પાર જ હુ જાણી શકતી નથી! હા પુત્ર! હા બાળક! હા વત્સ! હે કુમાર! હે સુદર!' એવો તેનો વિલાપ સાભળી નગરરક્ષકો જાગી ઊઠયા અને અત્યત વિસ્મય પામી ઉતાવળા ત્યા આવ્યા ને કહેવા લાગ્યા 'તુ કોણ છે! આ બાળક કોનો છે? તારો પતિ કયા છે? તુ એકલી જ નિર્ભય થઈ રાત્રિમા અહીં શા માટે રડે છે?' એમ તેમણે કહ્યા છતા તે સ્ત્રી કઈ બોલી નહિ એટલે ફરી પાછુ તેમણે પૂછ્યુ, છતા સ્તબ્ધ થયેલી તે રાણી મૌન જ રહી અને પાછી અત્યત દુ ખથી વ્યાકુળ તથા શોકના આસુથી વ્યાપ્ત નેત્રોવાળી તે વિલાપ કરવા લાગી, ત્યારે એ સ્ત્રી પર શકા પામેલા રોમાચિત શરીરવાળા તથા ત્રાસ પામેલા તેઓ હાથમા હથિયારો ઉગામી એકબીજાને કહેવા લાગ્યા 'નક્કી આ કોઈ સ્ત્રી નથી, કારણ કે કઈ બોલતી નથી, માટે બાળકોનો નાશ કરનારી આને અવશ્ય મારી નાખવી જોઈએ, જો કોઈ સારી સ્ત્રી હોય તો આ મધ્ય રાત્રિએ નગરની બહાર કેમ રહે? માટે નક્કી, આણે કોઈના બાળકને ખાઈ જવા માટે આણ્યા છે ' એમ કહી તેઓએ તરત જ એ રાણીને વાળથી મજબૂત પકડી અને બીજા કેટલાકે ભુજા તથા ગળાથી પકડી 'આ કોઈ આકાશમા જનારી ખેચરી છે માટે જતી રહેશે,' એમ ઘણા શસ્ત્રધારીઓએ કહીને તેને ખેચી ચાડાલવાડામા લઈ જઈ ચાડાલને સોપી દીધી (પછી તેઓએ ચાડાલને કહ્યુ કે) 'હે ચાડાલ! અમે નગરની બહાર બાળકોનો નાશ કરનારી આ રાક્ષસીને જોઈ છે, માટે તરત જ બહારના સ્થળે લઈ જઈ, આને તુ મારી જ નાખજે ' ત્યારે ચાડાલે તેને જોઈને કહ્યુ કે 'લોકમા પ્રખ્યાત થયેલી આ રાક્ષસીને મે જાણી છે, આને કોઈએ પણ પૂર્વે જોઈ નથી, પણ આને લોકોના અનેક છોકરા ખાધા છે ખરેખર તમે આજે પુષ્કળ પુણ્ય મેળવ્યુ છે અને તમારી ખ્યાતિ લોકોમા કાયમ રહેશે તમે હવે સુખેથી જાઓ જે મનુષ્ય બ્રાહ્મણ, સ્ત્રી, બાળક તથા ગાયને મારનારો હોય, સોનુ ચોરનાર, આગ લગાડનાર, રસ્તો ભાગનાર, દારૂ પીનાર, ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનાર અને મોટા લોક સમુદાય સાથે વિરોધ કરનાર હોય, તેનો નાશ કરવો તે પુણ્યદાયી છે, એવો મનુષ્ય બ્રાહ્મણ હોય કે, સ્ત્રી હોય તોપણ તેનો નાશ કરવામા દોષ નથી માટે આનો નાશ કરવો મારે યોગ્ય જ છે ' એમ કહી મજબૂત બધનોથી તેને બાધી વાળ ખેચીને દોરડાથી તેને મારી, પછી તેણે કઠોર વાણીથી હરિશ્ચદ્રને કહ્યુ 'અરે દાસ! આ દુષ્ટાત્મા સ્ત્રીને તુ મારી નાખ વિચાર ન કરજે ' રાજા હરિશ્ચદ્ર વજ્ર પડવા જેવુ વાક્ય સાભળી તે વખતે સ્ત્રીનો નાશ કરવા શકિત થઈ ધ્રૂજતો ચાડાલને કહેવા લાગ્યો 'આ કામ કરવા હુ સમર્થ નથી માટે કોઈ બીજો સેવક મને આપો, એટલે તે જ આ સ્ત્રીનો નાશ કરશે આ સિવાય બીજુ અસાધ્ય કામ પણ જે તમે કહેશો તે હુ કરીશ ' હરિશ્ચદ્રે કહેલુ તે વચન સાભળી ચાડાલ બોલ્યો 'તુ ડર મા, તલવાર લે, આનો નાશ તો પુણ્યદાયી મનાયો છે બાળકોને જ ભય આપતી આ સ્ત્રી કદી પણ રક્ષણ કરવા યોગ્ય નથી ' ચાડાલનુ તે વચન સાભળી રાજા હરિશ્ચદ્રે કહ્યુ 'સ્ત્રીઓ તો કાળજીથી રક્ષણ કરવા યોગ્ય જ હોય છે કદી મારવા યોગ્ય હોતી નથી, ધર્મમા તત્પર એવા મુનિઓએ સ્ત્રીનો નાશ કરવામા પાપ કહ્યુ છે જે પુરુષ જાણતા કે અજાણતા પણ સ્ત્રીનો નાશ કરે છે, તે મહારૌરવ નરકમા રધાય છે ત્યારે ચાડાલે કહ્યુ કે, 'કઈ પણ બોલ મા અને તીક્ષ્ણ વીજળી જેવી કાતિવાળી આ તલવાર તુ લે, જો એકનો નાશ કરતા અનેકને સુખ થતુ હોય, તો તેની કરેલી હિંસા ઘણુ જ પુણ્ય આપનારી થાય છે આ સ્ત્રીએ લોકના ઘણા બાળકોને ખાધા છે માટે જલદી આને તુ મારી નાખ, (આને મારવાથી) લોકો સુખી થશે ' ત્યારે રાજાએ કહ્યુ 'ઓ ચાડાલોના સ્વામી! સ્ત્રીનો નાશ ન કરવો, એ મારુ જન્મથી માડી તીવ્ર વ્રત છે, માટે સ્ત્રીનો નાશ કરવા હુ યત્ન નહિ કરુ ' ત્યારે ચાડાલે કહ્યુ 'ઓ દુષ્ટ! સ્વામીના કાર્ય સિવાય

તારે બીજું શું કાર્ય છે? મારી પાસેથી મૂલ્ય લઈ આજે મારું કાર્ય તું કેમ બગાડે છે? જે મનુષ્ય, સ્વામી પાસેથી મૂલ્ય લઈ સ્વામીનું કાર્ય બગાડે છે, તેનો હજારો કલ્પે પણ નરકમાંથી છુટકારો થતો નથી.' ત્યારે રાજાએ કહ્યું 'હે ચાંડાલોના સ્વામી! બીજું અતિ ક્રૂર કામ તમે મને આપજો (પણ આ કામ મારાથી નહિ થાય) તમારો કોઈ શત્રુ હોય તો કહો, તેને હું તરત જ મારી નાખીશ, એમાં સંશય નથી તે શત્રુને મારી તેની પૃથ્વી હું તમને આપી દઈશ દેવો, દૈત્યો, સર્પો, સિદ્ધો તથા ગંધર્વોથી યુક્ત દેવેન્દ્રને પણ (જો તમારો તે શત્રુ હશે તો) તીક્ષ્ણ બાણોથી મારી હું જીતી લઈશ ' હરિશ્ચંદ્ર રાજાનું એ વાક્ય સાંભળી કોપેલા તે ચાંડાલે ધ્રૂજતા રાજાને કહ્યું 'હે દાસ! ચાંડાલનું દાસપણું કરી આ શૂરાઓનું વચન તું જે કહી રહ્યો છે, તે બરાબર ઘટતું નથી, હે દાસ! વધારે શું કહેવું? છતાં હું જે કહું છું, તે મારું વચન તું સાંભળ હે નિર્લજ્જ! તારા હૃદયમાં જો કંઈ પણ પાપનો ભય હોય, તો ચાંડાલને ઘેર તું દાસપણું કેમ પામ્યો છે? માટે આ તલવાર તું લે અને આના મસ્તકકમળને કાપી નાખ ' એમ કહી ચાંડાલે રાજાને તલવાર આપી ૧-૮૯

**गृहाणैनं ततः खड्गमस्याश्छिन्धि शिरोऽम्बुजम् । एवमुक्त्वाऽथ चाण्डालो राज्ञे खड्ग न्यवेदयत् ॥ ८९ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણના સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૨૫ મો સમાપ્ત

## અધ્યાય ૨૬ મો*

### હરિશ્ચંદ્ર અને તેની રાણીનો સ્મશાનમાં મેળાપ

व्यास उवाच

**ततोऽथ भूपतिः प्राह राज्ञीं स्थित्वा ह्यधोमुखः । अत्रोपविश्यतां बाले पापस्य पुरतो मम ॥ १ ॥**

વ્યાસે કહ્યું 'પછી નીચા મુખવાળા રાજાએ રાણીને કહ્યું 'હે બાળા! હું પાપી આગળ તું બેસી જા જો મારો હાથ તને મારવા સમર્થ થશે, તો હું તારું મસ્તક કાપી નાખીશ.' એમ કહી તલવાર ઉગામીને રાજા મારવા ગયો, તે વખતે પોતે પોતાની પત્નીને ઓળખતો ન હતો અને તે પત્ની રાજાને ઓળખતી ન હતી, તોપણ અત્યંત દુઃખથી પીડાઈને પોતાનું મૃત્યુ ઈચ્છતી એ સ્ત્રીએ કહ્યું. 'હે ચાંડાલ! મારું વચન જો તું કંઈ પણ માને તો સાંભળ. મારો પુત્ર નગરની બહાર પાસે જ મરણ પામેલો પડયો છે તેને અહીં તારી પાસે હું લાવું અને બાળું, ત્યાં સુધી તું વાટ જો, પછી તલવારથી તું મને મારી નાખજે ' 'બહુ સારું ' એમ કહી હરિશ્ચંદ્રે તે સ્ત્રીને બાળક પાસે મોકલી, એટલે અતિશય દુઃખથી પીડાતી અને અતિ ભયંકર વિલાપ કરતી તે ગઈ સર્પે કરડેલા એ બાળક પ્રત્યે 'હા પુત્ર!' 'હા વત્સ! હા બાળક!' એમ વારંવાર કહેતી ફિક્કી, મેલી અને ધૂળથી ખરડાયેલા કેશવાળી તે રાજાની રાણી (બાળક લઈ) પાછી સ્મશાનભૂમિ પર આવી અને બાળકને પૃથ્વી પર મૂકી ત્યાં બેસી ગઈ, (પછી ફરી વિલાપ કરવા લાગી ) 'ઓ રાજા! પોતાના મિત્રો સાથે રમતા દુષ્ટ સર્પથી દશેલા પોતાના આ બાળકને અહીં પૃથ્વી પર આજે તમે જુઓ છો?' એવા તેના વિલાપના શબ્દો સાંભળી રાજા હરિશ્ચંદ્ર તે વેળા મુડદાની પાસે જઈ તેનું વસ્ત્ર ખસેડી નાખ્યું એ સમયે પણ તે જ પ્રમાણે રડતી, લાંબા વિયોગથી બળતી અને જાણે ફરી જન્મી હોય તેવી પોતાની એ પત્નીને રાજાએ ઓળખી ન હતી તેમ જ તે રાણીએ પણ સુંદર કેશના છેડાવાળા, જટાધારી અને સૂકા ઝાડની છાલ જેવા થયેલા તે ઉત્તમ રાજાને ઓળખ્યો ન હતો પણ પૃથ્વી પર પડેલા સર્પના ઝેરથી પીડા પામેલા તે બાળકને રાજાના લક્ષણોવાળો જોઈ એ રાજા વિચારમાં પડયો કે, 'આનું મોટું પૂર્ણ ચંદ્ર જેવું, સુંદર, ઊંચા નાકવાળું, ખાડા કે ઘા વિનાનું અને દર્પણ જેવા ઊંચા બે ગાલથી શોભીતું છે આના વાળ કાળા, વળેલી અણીઓવાળા, ઘાટા, લાંબા અને વાંકડિયા છે, નેત્રો કમળ જેવાં છે અને બંને હોઠ પાકા બિલોડાના ફળ જેવા છે અહો અફસોસ! વિશાળ છાતીઓવાળો,

* આ અધ્યાયમાં ચાંડાલને ઘેર રહેલા હરિશ્ચંદ્ર રાજાએ સ્મશાનમાં પોતાની પત્નીને ઓળખી અને પછી શોક કર્યો, એ કથા કહેવાશે.

લાબી આખવાળો, લાબી ભુજાવાળો, ઊંચા ખભાવાળો, લાબા પગવાળો, સૂક્ષ્મ આગળીઓવાળો, કમળના નાળ જેવા પગવાળો, ગભીર નાભિવાળો અને ઊંચી ડોકવાળો આ બાળક કોઈ રાજાના કુળમા જન્મ્યો છે અને દુરાત્મા કાળે પોતાના કાળપાશથી આને લઈ લીધો છે ' પછી માતાના ખોળામા ખુલ્લા પડેલા તે બાળકને જોઈને (પોતાનો પુત્ર) યાદ આવતા રાજાએ 'હાય, હાય,' એમ કહી આસુ પાડવા માડયા અને (મનમા) તે પણ બોલ્યો કે, 'મારો જ પુત્ર આ દશાને પામ્યો હશે તો? ઘોર કાળે મારા જ પુત્રને જો પોતાને વશ કર્યો હશે તો?' આમ વિચારી રાજા હરિશ્ચદ્ર એમ ને એમ ઊભો રહ્યો પછી તે રાણી મોટા દુખના આવેશથી બોલી કે, 'હા પુત્ર! કયા પાપનુ દુષ્ટ ચિંતન કરવાથી આ ઘોર મહાદુખ આવી પડયુ છે, તે જણાતુ નથી હા નાથ! ઓ રાજા! અત્યાત દુખી થયેલી મને છોડી તમે કયા સ્થાને, કયા કારણે નિરાત કરીને રહ્યા છો? ઓ વિધાતા! રાજર્ષિ હરિશ્ચદ્રના રાજ્યનો નાશ થયો, સબધીઓનો ત્યાગ થયો અને સ્ત્રી તથા પુત્ર વેચાયા! અને તે શુ કર્યું?' એવુ તે રાણીનુ વચન સાભળી સ્થાનભ્રષ્ટ થયેલો રાજા હરિશ્ચદ્ર તે વખતે રાણીને તથા મરેલા પુત્રને ઓળખી 'અફસોસ! આ તો મારી જ પત્ની અને મારો જ પુત્ર છે!' એમ જાણી સતાપ પામીને તે પડી ગયો અને મૂર્છા પામ્યો રાણી પણ એ અવસ્થાને પામેલા તે રાજાને ઓળખી વ્યાકુળ અને બેભાન બની મૂર્છિત થઈને ધરણી પર ઢળી પડી પછી રાજેદ્ર, હરિશ્ચદ્ર અને રાણી બને ભાનમા આવી અત્યાત સતાપ પામી શોકના ભારથી પીડાઈને વિલાપ કરવા લાગ્યા રાજા બોલ્યો 'હાય, પુત્ર! અતિ કોમળ અને વાકડિયા વાળવાળુ તારુ રાક મુખ જોતા મારુ હૃદય કેમ ચિરાઈ જતુ નથી? 'હે તાત! હે તાત!' એમ મધુર બોલતા અને પોતાની મેળે આવેલા તને ભેટી હવે હુ કોને સ્નેહથી 'હે વત્સ! હે વત્સ!' એમ કહીશ? હવે કોના ગોઠણથી આવેલી પીંગળી પૃથ્વીની રજથી મારુ ઉપરનુ વસ્ત્ર, ખોળો તથા અગ મેલા થશે? ઓ હૃદયને આનદ આપનારા! હજી સુધી પણ મને પુત્રનુ સુખ સપૂર્ણ મળ્યુ નથી તુ મારા વડે પિતાવાળો હતો કે, જેણે એક વસ્તુની પેઠે તને વેચ્યો હતો! હીન ભાગ્યને લીધે બાધવ તથા ધન માને મારુ મોટુ સમગ્ર રાજ્ય ગયુ અને તે પછી ક્રૂર એવા મે આ સ્થિતિમા પુત્રને જોયો છે! મોટા સર્પથી દશાયેલા પુત્રનુ મુખકમળ આજે જોતો હુ સતાપરૂપ ઘોર વિષથી હમણા વ્યાપ્ત બન્યો છુ ' એમ કહી આસુથી ગળગળા કઠવાળો એ રાજા તે બાળકને ઊંચકી ભેટીને મૂર્છાથી બેભાન થઈ પડી ગયો પછી તેને પડેલો જોઈ રાણી શૈબ્યા આમ વિચાર કરવા લાગી: 'વિદ્વાનોના મનને ચદ્રની પેઠે આનદ ઉપજાવતા આ પુરુષશ્રેષ્ઠ તે હરિશ્ચદ્ર જ છે, એમ તેમના સ્વર ઉપરથી જણાય છે વળી પ્રખ્યાત કીર્તિવાળા આ મહાત્માનુ નાક ઊંચુ હોઈ તલના પુષ્પ જેવુ સુન્દર છે અને દાત કળીઓ જેવા છે, પણ આ જો રાજા હરિશ્ચદ્ર હોય તો આ રીતે સ્મશાનમા કેમ આવ્યા હોય?' (આમ વિચારતી) તે રાણી પુત્રનો શોક છોડી પડેલા તે પતિને જોયા કરતી અત્યાત હર્ષ ને વિસ્મય પામી અને પતિપુત્રની પીડાથી વ્યાકુળ થઈ ને રાક રાણી જોતી જોતી તે વખતે મૂર્છાથી પૃથ્વી પડી ગઈ પછી ધીમે ધીમે ભાનમા આવી ગળગળા કઠે તે કહેવા લાગી: 'ઓ નિર્દય! નિર્મર્યાદ નિન્દ્ય દૈવ! તને ધિક્કાર હો જેણે દેવ જેવા આ રાજાને ચાડાલપણુ પમાડયા! રાજ્યનો નાશ, સબધીઓનો ત્યાગ અને સ્ત્રી—પુત્રનુ વેચાણ કરાવી આ રાજાને જેણે ચાડાલ બનાવ્યો, તે ઓ દુષ્ટ દૈવ! તને ધિક્કાર હો ઓ રાજા! આજે તમારુ તે છત્ર, સિંહાસન, ચામર અને પખા હુ જોતી નથી, તો આ કેવો ભાગ્યનો પલટો? આ રાજા પૂર્વે જ્યારે ચાલતા હતા, ત્યારે સેવકપણાને પામેલા રાજાઓ, પોતાના ઉપલા વસ્ત્રોથી પૃથ્વીને ધૂળ વિનાની કરતા હતા, તે જ આ રાજા આજે ખોપરીઓથી વ્યાપ્ત મુડદાના ઘડા તથા વસ્ત્રોથી છવાયેલા, મુડદાને ફેંકેલી ઉતારી નાખેલી ફૂલની માળાઓના દોરાની અદર વળગેલા મુડદાના વાળથી અતિ ભયકર, ચરબીના રસપ્રવાહથી યુક્ત, (સૂર્યના કિરણોથી) સુકાયેલી (ચરબીવાળી) ભૂમિથી યુક્ત, ભસ્મ, અગારા, અડધા બળેલા હાડકા

અને મજ્જાના કાદવથી ભયંકર ગીધડા અને શિયાળોના શબ્દોથી વ્યાકુળ, દુષ્ટ હલકા પક્ષીઓથી યુક્ત, ચિતાના ધુમાડારૂપી લાંબા કપડા વડે ઢાંકી દીધેલી દિશાઓના મધ્યભાગવાળા અને માંસના સ્વાદના આનંદથી આકર્ષાતા રાક્ષસોથી વ્યાપ્ત આ અપવિત્ર સ્મશાનમાં દુઃખથી પીડાઈને કર્યા કરે છે ' એમ કહી શોકથી ઘેરાયેલી રાણી રાજાના કંઠમાં વળગી પડી દુઃખયુક્ત વાણીથી વિલાપ કરવા લાગી ' અફસોસ! ઓ રાજા! આ તે સ્વપ્ન છે કે સાચું છે? તમે જે માનતા હો તે કહો, ઓ મહાભાગ! મારું મન મુંઝાય છે હે ધર્મને જાણનાર! જો આમ જ હોય, તો ધર્મમાં નહાય કરવાપણું છે જ નહિ અને બ્રાહ્મણો, દેવો વગેરેના પૂજનમાં તથા સત્ય પાળવામાં ધર્મ છે જ નહિ અને જો ધર્મ જ નથી, તો સત્ય તથા સરળતા ક્યાંથી જ હોય? અને અસત્યનો અંશ પણ નથી, (અર્થાત્ આ ઉપરથી જણાય છે કે, જગતમાં ધર્મ-અધર્મ છે જ નહિ, જો તે હોય તો તે બંનેના જુદાં જુદાં ફળ જણાવા જોઈએ) જ્યાં ધર્મ વડે અતિ શ્રેષ્ઠ છતાં તમે પોતાના રાજ્યથી ભ્રષ્ટ કરાયા, (ત્યાં ધર્મ-અધર્મ કેવળ સંભવતા જ નથી)' એવું તેનું વચન સાંભળી ઊંડા નિસાસા નાખી ગળગળા થયેલા રાજાએ પોતે જે રીતે ચાંડાલપણું પામ્યો હતો તે, ગણીને કહી સંભળાવ્યું ત્યારે ભયભીત થયેલી રાણીએ પણ લાંબા કાળા સુધી રડીને ઊંડા નિસાસા નાખી અત્યંત દુઃખી થઈને પોતાના પુત્રનું મરણ જે રીતે થયું હતું, તે બનાવ રાજાને જણાવ્યું એ વાક્ય સાંભળી રાજા પૃથ્વી પર પડી ગયો અને મરેલા પુત્રને લાવી જીભથી વારંવાર ચાટવા લાગ્યો પછી રાણી શૈબ્યાએ ગળગળી વાણીથી હરિશ્ચંદ્રને કહ્યું 'હે રાજા! મારું મસ્તક કાપી નાખી તમે પોતાના સ્વામીનું કામકાર્ય કરો, તમારે આજે સ્વામીદ્રોહ ન કરવો જોઈએ અને અસત્યવાદી ન થવું જોઈએ હે રાજેન્દ્ર! પાપરૂપ અસત્ય અને સ્વામીદ્રોહ તમને પ્રાપ્ત ન થાઓ' એ સાંભળી રાજા મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયો પછી ફરીવાર ચેતના પામી અતિ દુઃખી થઈ વિલાપ કરવા લાગ્યો કે, 'હે પ્રિયા! અતિ કઠોર આ વચન તેં કેમ કહ્યું? જે કર્મ કહેવું અશક્ય છે તે કરી કેમ શકાય?' ત્યારે પત્ની બોલી 'હે પ્રભો! મેં ગૌરીદેવીને, દેવોને તથા બ્રાહ્મણોને પૂજ્યા છે, તેથી બીજા જન્મમાં તમે જ મારા પતિ થશો' એ વાક્ય સાંભળી રાજા પૃથ્વી પર પડી ગયો અને તે વેળા દુઃખી થઈ મરેલા પુત્રનું મુખ ચૂમવા લાગ્યો પછી તે રાજાએ કહ્યું 'હે પ્રિયે! હવે લાંબા વખત સુધી મારે ક્લેશ ભોગવવો તે મને ગમતું નથી હે નાજુક અંગવાળી! મારું આ મંદભાગ્ય તો તું જો હું પોતે પોતાને સ્વાધીન નથી, ચાંડાલે આજ્ઞા નહિ આપેલો હું અગ્નિમાં જ પ્રવેશ કરીશ, તો ફરી બીજા જન્મમાં ચાંડાલપણું પામીશ અને ભોગ નરકમાં જઈ ભયંકર દુઃખ પામીશ, વળી મહા રૌરવ નરકને પામી સંતાપ પામીશ, તોપણ આ દુઃખરૂપી સમુદ્રમાં ડૂબેલા મારે પ્રાણથી છૂટા થવું એ જ ઉત્તમ છે મારો આ એક પણ બાળકપુત્ર, જે વંશ કરનારો હતો, તે પણ મહાબળવાન દૈવના યોગે મરણ પામ્યો છે આવો દુઃખી છતાં પરાધીન હોઈ હું પ્રાણ પણ કેવી રીતે ત્યજું? તોપણ અતિશય દુઃખને લીધે પોતાના શરીરનો હવે હું ત્યાગ કરીશ પુત્રનો નાશ થતાં જેવું દુઃખ થાય છે, તેવું ત્રૈલોક્યમાં કોઈ દુઃખ નથી, તો અસિપત્રવનમાં તથા વૈતરણી નદીમાં એવું દુઃખ ક્યાંથી હોય? માટે હે નાજુક અંગવાળી! બળતા અગ્નિમાં પુત્રના શરીર સાથે હું પડીશ, તે માટે મને હવે ક્ષમા કરજે હે કમળ જેવા નેત્રોવાળી! હવે તારે કંઈ પણ કહેવું નહિ હે સુંદરિ! મારા વાક્યને તું સાવધાન મનથી સાંભળ હું તને હવે રજા આપું છું, માટે તું બ્રાહ્મણને ઘેર જા હે ઉજ્જ્વળ હાસ્યવાળી! જો મેં દાન આપ્યું હશે, હોમ કર્યા હશે અને ગુરુઓને સંતોષ્યા હશે, તો પરલોકમાં આ પુત્ર સાથે અને તારી સાથે મારો સમાગમ થશે હવે આ લોકમાં તો આપણું ઇચ્છિત ક્યાંથી થશે? હે પવિત્ર હાસ્યવાળી! મેં એકાંતમાં હસતાં હસતાં તને કંઈ પણ કહ્યું હોય, તે મારું સર્વ હવે અહીંથી જતાં તારે ક્ષમા કરવું. હે પવિત્ર સ્ત્રી! 'હું રાજપત્ની છું' એવા ગર્વથી તે બ્રાહ્મણનું તારે અપમાન કરવું નહિ, કેમ કે પોતાના

સ્વામીને દેવતી પેઠે સર્વ યત્નથી સતોષવો જોઈએ '

રાણીએ કહ્યુ 'હે રાજર્ષિ! હુ પણ અહીં અગ્નિમા પડીશ અને હે દેવ! દુ ખના ભારને સહન નહિ કરતી તમારી સાથે જ આવીશ હે માન આપનારા! તમારી સાથે જવુ તે જ મારુ કલ્યાણ છે, બીજી રીતે મારુ કલ્યાણ નથી હુ તમારી સાથે સ્વર્ગ કે નરક ભોગવીશ ' તે વચન સાભળી રાજાએ કહ્યુ 'હે પતિવ્રતા! ભલે એમ થાઓ '

**त्वया सह मम श्रेयो गमनं नान्यथा भवेत्।**
**सह स्वर्गं च नरकं त्वया भोक्ष्यामि मानद ॥७३॥**
**श्रुत्वा राजा तदोवाच एवमस्तु पतिव्रते ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષ અધ્યાય ૨૬ મો સમાપ્ત

# અધ્યાય ૨૭ મો*

## હરિશ્ચંદ્રનો સ્વર્ગવાસ

व्यास उवाच

**ततः कृत्वा चितां राजा आरोप्य तनयं स्वकम्।**
**भार्यया सहितो राजा बद्धाञ्जलिपुटस्तदा ॥१॥**

વ્યાસ બોલ્યા તે પછી ચિતા બનાવીને તેના પર પોતાના પુત્રને મૂકી પત્ની સહિત હરિશ્ચદ્ર રાજા તે વખતે બે હાથ જોડી જગતના ઈશ્વરી પરમેશ્વરી શતાક્ષી દેવીનુ ચિતન કરવા લાગ્યો પાચ કોશની અદર રહેલા, (તૈત્તિરીયશ્રુતિમા પ્રતિપાદન કરેલા) પુચ્છ—બ્રહ્મસ્વરૂપ, લાલ વસ્ત્રો ધારણ કરેલા કરુણરસના સમુદ્ર, જાતજાતના આયુધો ધારણ કરનારા અને જગતનુ પાલન કરવામા તત્પર અબા દેવીનુ તે રાજા ધ્યાન કરતો હતો, ત્યારે ઇદ્ર સહિત સર્વ દેવો ધર્મને આગળ કરી ઉતાવળા તેની આગળ આવ્યા સર્વ દેવોએ ત્યા આવી કહ્યુ કે, ' હે મહાસમર્થ રાજા! તમે સાભળો આ સાક્ષાત્ બ્રહ્મા છે, આ પોતે ભગવાન ધર્મ છે, આ સાધ્યો, વિશ્વેદેવાઓ, મરુદ્દગણો, લોકપાલો, ચારણો, નાગો, સિદ્ધો, ગધર્વો, રુદ્રો તથા અશ્વિનીકુમારો છે અને બીજા આ ઘણા દેવો અહીં આવ્યા છે, તેમ જ ત્રણે જગત સાથે જે ધર્મથી મિત્રતા કરવા ઈચ્છે છે, તે વિશ્વામિત્ર પણ અહીં આવ્યા છે અને તે સારી રીતે તમારુ ઈચ્છિત કરવા ઈચ્છે છે '

ધર્મે કહ્યુ હે રાજન્! સાહસ ન કરો, ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ તથા સત્ત્વ આદિ તમારા ગુણોથી અત્યત સતોષ પામેલો હુ ધર્મ તમારી પાસે આવ્યો છુ

ઇદ્રે કહ્યુ હે મહાભાગ્યશાળી હરિશ્ચદ્ર! હુ ઇદ્ર તમારી પાસે આવ્યો છુ, તમે, તમારી સ્ત્રીએ તથા પુત્રે અક્ષય્યલોક જીતી લીધા છે, માટે હે રાજન્! બીજા મનુષ્યોને દુર્લભ છતા તમે પોતાના કર્મોથી જીતેલા સ્વર્ગમા સ્ત્રી તથા પુત્ર સાથે પધારો

વ્યાસ બોલ્યા પછી ઇંદ્રે અકાળ મૃત્યુનો નાશ કરનારી મોટી અમૃતમય વૃષ્ટિ, આકાશમાથી ચિતાની વચ્ચે રહેલા બાળક પર કરી અને નગારાનો શબ્દ કર્યો, એટલે તે મહાત્માનો મરેલો પુત્ર કોમળ શરીર વાળો, સ્વસ્થ, પ્રસન્ન તથા પ્રીતિયુક્ત મનવાળો થઈ ઊભો થયો પછી પોતાની (મૂળ) શોભાથી જોડાયેલો અને દિવ્ય માળા તથા વસ્ત્રથી વીટાયેલા સ્ત્રી સહિત રાજા હરિશ્ચદ્ર પુત્રને ભેટી તત્કાળ સ્વસ્થ, સપૂર્ણ હૃદયવાળો તથા ઘણા હર્ષથી વ્યાપ્ત થયો પછી ઇદ્રે રાજાને આ પ્રમાણે કહ્યુ 'હે મહાભાગ! પોતાના કર્મોના ફળરૂપ અને ઉત્તમ સદ્દગતિરૂપ સ્વર્ગલોકમા તમે સ્ત્રી તથા પુત્ર સાથે હવે ચાલો '

હરિશ્ચદ્રે કહ્યુ હે દેવોના રાજા! મારા સ્વામી ચાડાલે આજ્ઞા નહિ કરેલો હુ તેમનો બદલો વાળ્યા વિના દેવલોકમા નહિ આવુ

ધર્મે કહ્યુ તમને આવુ દુ ખ થવાનુ જ હતુ, તે જાણી મે પોતાની માયાથી પોતાને ચાડાલપણુ પમાડ્યુ હતુ અને તે ચાડાલવાડો તમને બતાવ્યો હતો

ઇદ્રે કહ્યુ હે હરિશ્ચદ્ર! પૃથ્વી પરના સમગ્ર મનુષ્યો, જે ઉત્કૃષ્ટ સ્થાનને ઇચ્છે છે, તે પુણ્ય શાળી મનુષ્યોના સ્થાનમા હવે તમે ચાલો

હરિશ્ચદ્રે કહ્યુ હે દેવરાજ! તમને નમસ્કાર હો, મારુ આ વાક્ય તમે સાભળો કોસલનગર— અયોધ્યામા મારા લોકો મારા શોકમા ડૂબેલા મનવાળા છે માટે તેઓને છોડી હુ સ્વર્ગલોકમા કેમ જાઉં? પોતાના ભક્તનો ત્યાગ કરવાથી બ્રહ્મહત્યા, મદિરા-

* આ અધ્યાયમા બેતાળીશ શ્લોકોથી હરિશ્ચદ્રનો સ્વર્ગવાસ વિસ્તારથી વર્ણવાશે.

પાન, ગોહત્યા તથા સ્ત્રીહત્યા સરખું મોટું પાપ લાગે છે, એમ (શાસ્ત્રોમાં) કહ્યું છે પોતાનું સેવન કરતા અને ત્યાગ કરવાને અયોગ્ય ભક્તનો ત્યાગ કરનાર મનુષ્યને સુખ કેમ થાય? માટે હે ઇંદ્ર! તેઓ વિના હું સ્વર્ગમાં નહિ જાઉં તમે જાઓ હે દેવોના રાજા! જો તેઓ મારી સાથે સ્વર્ગમાં આવતા હોય, તો હું તેઓની સાથે સ્વર્ગમાં જઈશ અથવા તેઓની સાથે નરકમાં જઈશ.

ઇંદ્રે કહ્યું હે રાજા! તેઓમાં અનેક પ્રકારના પુણ્ય—પાપ જુદા જુદા છે, તો હે રાજા! તમે સ્વર્ગને સમુદાયથી ભોગવવા યોગ્ય કેમ ઇચ્છો છો?

હરિશ્ચંદ્રે કહ્યું હે ઇંદ્ર! પ્રજાના પ્રભાવથી જ રાજા રાજ્ય ભોગવે છે, મોટા યજ્ઞોથી યજન કરે છે અને વાવ—કૂવા—ધર્મશાળા વગેરે બનાવે છે, તે બધું મેં તેઓના પ્રભાવથી કર્યું છે તેથી રાજાને કર આપનારા તેઓને હું સ્વર્ગ મેળવવાની ઇચ્છાથી ત્યજીશ નહિ, માટે હે દેવેશ્વર! મારું જે કંઈ દાન, યજન, જપ આદિ સત્કર્મ હોય, તે એ લોકોની સાથે સામાન્ય બની જાઓ (એટલે મેં જે કંઈ પુણ્ય કર્યું છે, તે તેમનું પણ થાઓ) અને મારા કર્મનું જે ફળ (મારે એકલાએ) ઘણા કાળ સુધી ભોગવવાનું હોય, તે એ લોકોની સાથે (ભલે) માત્ર એક જ દિવસ ભોગવવા યોગ્ય થાઓ, આમ તમારી કૃપાથી થવું જોઈએ

વ્યાસ બોલ્યા ભલે, આમ થાઓ આમ કહી ત્રિભુવનનો ઈશ્વર ઇંદ્ર, પ્રસન્ન ચિત્તવાળા ધર્મ અને ગાધિપુત્ર વિશ્વામિત્ર એ બધા સાથે વહાલા વ્યાપ્ત અયોધ્યાનગરમાં ગયા અને ત્યાં જઈને હરિશ્ચંદ્ર સમક્ષ ઇંદ્રે લોકોને કહ્યું કે, 'હે લોકો! અત્યંત દુર્લભ સ્વર્ગલોકમાં તમે જલદી આવો, ધર્મના પ્રભાવથી તમે બધાએ તે મેળવેલ છે' પછી ધર્મપરાયણ રાજા હરિશ્ચંદ્રે પણ સર્વ નગરવાસીઓને કહ્યું કે, 'સ્વર્ગમાં આવો' એમ ઇંદ્રનું તથા તે રાજાનું વચન સાંભળી લોકો પ્રસન્ન થયા તેઓના જેઓ સંસારથી વૈરાગ્યભાવવાળા હતા, તે લોકે પોતાના પુત્ર પર ઘરનો કારભાર મૂકી હર્ષ પામેલા ધનવાળા થઈ સ્વર્ગમાં ગયા તે વેળા ઉત્તમ વિમાનમાં બેઠેલા તે બધા તેજસ્વી શરીરવાળા અને ઉત્પન્ન થયેલા હર્ષવાળા થયા પછી મોટા મનવાળા રાજા હરિશ્ચંદ્ર પણ હૃષ્ટપુષ્ટ લોકોથી વ્યાપ્ત એ સુંદર અયોધ્યાનગરમાં રોહિત નામના પુત્રનો રાજ્યાભિષેક કરી, સંબંધીઓનો સત્કાર કરી, સર્વને અભિનંદન આપી, પુણ્યથી પ્રાપ્ત કરવા યોગ્ય, અતુલ અને દેવો વગેરેને પણ અતિદુર્લભ વિશાળ કીર્તિ પ્રાપ્ત કરી ઇચ્છા પ્રમાણે જનાર અને નાની ઘંટડીઓથી શોભી રહેલા વિમાનમાં બેઠા પછી તે સમયે એ જોઈને સર્વ શાસ્ત્રોના અર્થતત્ત્વને જાણનાર મહાભાગ્યશાળી શુક્રાચાર્ય આ શ્લોકરૂપ મંત્ર બોલ્યા હતા

'अहो तितिक्षामाहात्म्यमहो दानफलं महत् ।
यदागतो हरिश्चंद्रो महेन्द्रस्य सलोकताम् ॥६१॥

અહો! ક્ષમાનું માહાત્મ્ય અને દાનનું ફળ મોટું અને આશ્ચર્યકારક છે, કેમ કે હરિશ્ચંદ્ર (એ, ક્ષમા તથા દાનના પ્રભાવથી) ઇંદ્રના લોકને પામ્યો છે'

વ્યાસ બોલ્યા આ સર્વ હરિશ્ચંદ્રનું ચરિત્ર મેં તમને કહ્યું છે જે મનુષ્ય આ ચરિત્ર સાંભળે છે, તે દુઃખથી પીડાયો હોય તો સુખને, સ્વર્ગની ઇચ્છાવાળો હોય તો સ્વર્ગને, પુત્રની ઇચ્છાવાળો હોય તો પુત્રને, સ્ત્રીની ઇચ્છાવાળો હોય તો સ્ત્રીને અને રાજ્યની ઇચ્છાવાળો હોય તો રાજ્યને પામે છે ૧–૬૨

स्वर्गार्थी प्राप्नुयात् स्वर्गं सुतार्थी सुतमाप्नुयात् । भार्यार्थी प्राप्नुयाद् भार्यां राज्यार्थी राज्यमाप्नुयात् ॥६२॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૨૭ મો સમાપ્ત

# અધ્યાય ૨૮ મો*

## શતાક્ષીદેવી ને દુર્ગમ દૈત્ય

जनमेजय उवाच
विचित्रमिदमाख्यानं हरिश्चन्द्रस्य कीर्तितम् ।
शताक्षीपादभक्तस्य राजर्षेर्धार्मिकस्य च ॥१॥

જનમેજય રાજાએ કહ્યું શતાક્ષીદેવીના ચરણના ભક્ત ધાર્મિક રાજર્ષિ હરિશ્ચંદ્રનું આ અદ્ભુત આખ્યાન તમે કહ્યું કલ્યાણસ્વરૂપ ભગવતી શતાક્ષીદેવી ક્યા

* આ અધ્યાયમાં આવેલી શ્લોકોથી શતાક્ષીદેવીનો અનુવાદ મહિમા કહેવાયો. જેમાં મહેશ્વરીનું વાત્સલ્ય સ્પષ્ટ છે

કારણે ઉત્પન્ન થયા હતા, હે મુનિ! તે કારણ તમે કહો અને મારા જન્મને સાર્થક કરો શુદ્ધ બુદ્ધિવાળો કયો મનુષ્ય દેવીના ગુણોને સાભળતો તૃપ્તિ પામે? જે ગુણગણો સાભળવાથી પદે પદે અશ્વમેધ યજ્ઞનુ અક્ષય ફળ મનુષ્ય પામે છે

વ્યાસ બોલ્યા હે રાજન્! શતાક્ષીની ઉત્તમ ઉત્પત્તિ હુ તમને કહુ છુ, સાભળો તમે દેવીના ભક્ત હોઈ તમને ન કહેવા યોગ્ય કઈ પણ નથી પૂર્વે 'દુર્ગમ' નામનો અતિ ભયકર મહાદૈત્ય હતો, તે હિરણ્યાક્ષના વશમા જન્મ્યો હતો, રુરુનો પુત્ર અને મહાદુષ્ટ હતો 'દેવોનુ બળ વેદ× છે, તેથી વેદનો નાશ કરવાથી દેવો પણ નાશ પામશે એમા સદેહ નથી, માટે પ્રથમ એ જ કરવુ જોઈએ ' એમ કોઈ વેળા વિચારી તે દૈત્ય તપશ્ચર્યા કરવા હિમાલયમા ગયો અને મનથી બ્રહ્માનુ ધ્યાન કરી વાયુનો આહાર કરતો ત્યા રહેવા લાગ્યો એક હજાર વર્ષો સુધી તેણે ઉત્તમ તપ કર્યું તેના તેજથી દેવો તથા અસુરો સહિત સર્વે લોકો અત્યત તપી ગયા, ત્યારે પ્રસન્ન થયેલા ભગવાન બ્રહ્મા હસ ઉપર બેસી પ્રસન્ન મુખકમળ યુક્ત હોઈ તેને વરદાન આપવા ગયા તે બ્રહ્માએ સમાધિમા બેઠેલા અને મીંચેલા નેત્રોવાળા એ દૈત્યને સ્પષ્ટ કહ્યુ હતુ કે, 'તારુ કલ્યાણ થાઓ, તારા મનમા જે હોય તે વરદાન તુ માગ વરદાન આપનારાઓનો સ્વામી હુ તારા તપથી પ્રસન્ન થઈ આજે અહીં આવ્યો છુ ' બ્રહ્માના મુખથી એ વાણી સાભળી સમાધિમાથી ઊઠી સાવધાન થયેલા તે દૈત્યે બ્રહ્માની પૂજા કરી આ વરદાન માગ્યુ કે, 'હે દેવેશ્વર! મને વરદાન આપો, ત્રણ લોકમા બ્રાહ્મણો વિષે તથા દેવો વિષે જે મત્રો છે, તે બધા મારી પાસે જ રહો વળી હે મહેશ્વર! મને એવુ બળ આપો કે, જેથી દેવોનો પરાજય થાય ' એવુ તેનુ વચન સાભળી 'તથાસ્તુ' એમ કહી ચારે વેદોના પરમેશ્વર બ્રહ્મા સત્યલોકમા જતા રહ્યા ત્યારથી માડી બ્રાહ્મણો વેદના સમૂહો ભૂલી ગયા અને સ્નાન, સધ્યા, નિત્ય હોમ, શ્રાદ્ધ, યજ્ઞ, જપ વગેરે બધુ પૃથ્વી પર નાશ પામ્યુ, એટલે મોટો હાહાકાર થઈ રહ્યો 'આ શુ? આ શુ? વેદોનો અભાવ થવાથી હવે આપણે શુ કરવુ?' એમ બ્રાહ્મણો પરસ્પર કહેવા લાગ્યા એમ અતિ ભયકર મોટો અનર્થ પૃથ્વી પર થયો, ત્યારે દેવો બલિદાનના ભાગ વગેરે નહિ મળવાથી નબળા થવા લાગ્યા, તે વખતે દુર્ગમ દૈત્યે અમરાવતી નગરીને ઘેરો ઘાલ્યો વજ્ર જેવા દેહવાળા તે અસુર સાથે યુદ્ધ કરવા દેવો અશક્ત હોઈ નાસી જઈને તે વેળા ક્યાંક જતા રહ્યા, અને પરમશક્તિ જગદબાનુ ધ્યાન કરતા તે દેવો પહાડોના દુર્ગમ પ્રદેશોમા તથા મેરુપર્વતની ગુફાઓમા સ્થિતિ કરી રહ્યા હે રાજા! અગ્નિમા હોમ વગેરેનો અભાવ થતા વરસાદનો પણ અભાવ થયો અને વરસાદ ન થવાથી સુકાઈ ગયેલી પૃથ્વી પણ નિર્જળ થઈ ગઈ કૂવા, વાવો, તળાવો તથા નદીઓ સુકાઈ ગયા અને હે રાજા! એ અનાવૃષ્ટિ સો વર્ષો સુધી રહી લગભગ બધી પ્રજા અને ગાયો, ભેંસો વગેરે મરણ પામ્યા અને ઘેર ઘેર મનુષ્યોના મુડદાનો સગ્રહ થઈ પડયો એવો અનર્થ થયો ત્યારે શાત ચિત્તવાળા બ્રાહ્મણો ભગવતી શિવા-દેવીનુ આરાધન કરવાની ઈચ્છાથી હિમાલયની બાજુમા જઈ સમાધિ, ધ્યાન તથા પૂજા વગેરેથી કાયમ દેવીની સ્તુતિ કરવા લાગ્યા અને નિરાહાર રહી, તે દેવીમા જ આસક્ત થઈ એ બ્રાહ્મણો તે પરમેશ્વરીને જ શરણે ગયા (તેમણે ભગવતીની આવી પ્રાર્થના કરવા માડી કે,) હે મહેશ્વરિ! ગરીબ લોકો પર તમે દયા કરો હે અબિકે! સર્વ અપરાધોથી યુક્ત હોય, તોપણ તેઓ પર તમારે કોપ કરવો યોગ્ય નથી હે દેવોના ઈશ્વરિ! તમે કોપ દૂર કરો હે સર્વના અતર્યામીસ્વરૂપ! તમે જેવી પ્રેરણા કરો છો, તે પ્રમાણે આ લોક કરે છે હે મહેશ્વરિ! વારવાર તમે શુ જુઓ છો? (તમારા વિના) આ લોકનો બીજો કોઈ આધાર નથી તમે જેમ ઈચ્છો છો તેમ કરવા સમર્થ છો હે માતા ઈશ્વરિ! ઉત્પન્ન થયેલા આ સકટમાથી તમે (અમારો) ઉદ્ધાર કરો હે અબિકે! પાણી વિના અમે કેમ

× મત્રો કે વેદમા જાતજાતના યજ્ઞો તથા જ્ઞાનના મત્રો ભરેલા છે તેથી દેવ બળવાન છે અને વેદોમા કહેલા મત્રોથી મુનિઓ હોમાદિ ક્રિયાઓ કરે છે, તેનુ હવિર્ભાગ ખાઈને દેવ બળવાન બને છે

રતી શકીએ? હે મહેશ્વરિ! તમે પ્રસન્ન થાઓ, હે જગદમ્બા! પ્રસન્ન થાઓ હે અનંતકોટિ બ્રહ્માંડોના સ્વામિનિ! તમને વારંવાર નમસ્કાર હો. કૂટસ્થસ્વરૂપ તમને નમસ્કાર, ચૈતન્યરૂપ તમને નમસ્કાર, વેદાંતોથી જાણવા યોગ્ય તમને નમસ્કાર અને ભુવનના ઈશ્વરી તમને વારંવાર નમસ્કાર હો. સમગ્ર વેદો 'नेति, नेति' એમ (સર્વ નિષેધના અવધિરૂપ) વાક્યો વડે જેમને જણાવે છે, તે સર્વના કારણરૂપ દેવીને સર્વ ભાવથી અમે સારી રીતે પ્રાર્થના કરી ત્યારે ભુવનોના ઈશ્વરી મહેશ્વરી પાર્વતીદેવીએ અનંત નેત્રોમય સ્વરૂપ બતાવ્યું. તે સ્વરૂપ કાળા આંજણ જેવું કાળું, કાળા કમળ જેવા વિશાળ નેત્રોવાળું અને અતિ કઠણ, સરખા, ઊંચા, ગોળ, પુષ્ટ અને દૃઢ સ્તનવાળું હતું. તે દેવી પોતાના હાથમાં બાણ તથા કમળ ધારણ કરતા હતા, તેમ જ અનંત રસવાળા હોઈ ભૂખ, તરસ અને વૃદ્ધાવસ્થાને દૂર કરનારા, ફળ, પુષ્પ, પલ્લવ, મૂળ તથા શાક વગેરેને અને મોટા ધનુષ્યને ધારણ કરતા હતા. એવું સર્વ સૌંદર્યના સારરૂપ લાવણ્યથી શોભતું, કરોડો સૂર્યના જેવું અને કરુણારસના સમુદ્રરૂપ સ્વરૂપ બનાવી તે જગદંબાએ પોતાના અનંત નેત્રોમાંથી હજારો જળધારાઓ લોકો પર છોડી મૂકી. એમ નેત્રોમાંથી ઉત્પન્ન થયેલા જળ વડે નવ રાત્રિ સુધી મોટી વૃષ્ટિ થઈ. સર્વ પ્રાણીઓને દુઃખી જોઈ નેત્રોના આંસુ વરસાવતા એ દેવીએ તે આંસુના જળ વડે સર્વ લોકોને તથા વનસ્પતિઓને પણ તૃપ્ત કર્યા. હે રાજા! તે જળને લીધે નદીઓ તથા નદોના પ્રવાહો ચાલુ થયા અને જે દેવો પહેલા છુપાઈ રહ્યા હતા તે બહાર નીકળ્યા. પછી દેવો સહિત બ્રાહ્મણોએ એકત્ર મળી તે દેવીની આમ સ્તુતિ કરવા માંડી. 'હે વેદાંતોથી જાણવા યોગ્ય! બ્રહ્મસ્વરૂપ! તમને નમસ્કાર હો. પોતાની માયાથી સર્વ જગતને ઉત્પન્ન કરનાર તમને વારંવાર નમસ્કાર હો. ભક્તોને કલ્પવૃક્ષ જેવા હે દેવિ! ભક્તો માટે દેહ ધરનાર હે ભુવનેશ્વરિ! હે નિત્ય તૃપ્ત રહેનાર! હે ઉપમારહિત! તમને નમસ્કાર હો. હે દેવિ! અમને શાંતિ થાય તે માટે તમે અતુલ હજાર નેત્રો ધર્યાં છે તેથી તમે 'શતાક્ષી' નામવાળા થાઓ. હે માતા! અમે ભૂખથી પીડાયા છીએ, અમારામાં સ્તુતિ કરવાની પણ શક્તિ નથી. હે મહેશ્વરિ! તમે કૃપા કરો અને વેદોને પણ લાવો.' એવું તેઓનું વચન સાંભળી શિવાદેવીએ પોતાના હાથમાં રહેલા શાક અને સ્વાદિષ્ટ ફળમૂળ તેઓને ખાવા માટે આપ્યાં; તેમ જ ઉત્તમ અનંતરસથી યુક્ત જાતજાતના અન્ન અને પશુઓને ખાવાયોગ્ય પદાર્થો પણ આપ્યાં, એમ (વરસાદ થયા પછી) નવું ઉત્પન્ન થાય અને ત્યાં સુધી પહોંચે તેટલું બધું આપ્યું. હે રાજા! તે દિવસથી દેવીનું 'શાકંભરી' નામ પણ પ્રસિદ્ધ થયું (કેમ કે તેમણે શાક આપી સર્વનું પોષણ કર્યું હતું). પછી (બધે ઠેકાણે આનંદનો) કોલાહલ થઈ રહ્યો, ત્યારે દૂતના વાક્યથી જાગેલો પેલો દુર્ગમ અસુર સૈન્યો તથા આયુધોથી સજ્જ થઈ યુદ્ધ કરવા ગયો. એક હજાર અક્ષૌહિણી સેનાની સાથે રહી તે દૈત્યે બાણો છોડવા માંડયા. તેમ જ દેવીની આગળ જે દેવસૈન્ય તથા બ્રાહ્મણમંડળ પ્રથમ ઊભા હતા, તેઓને તરત ચારે તરફથી ઘેરી લીધા. પછી દેવોના મંડળમાં કકળાટ થઈ રહ્યો અને સર્વ બ્રાહ્મણો તથા દેવો 'રક્ષા કરો, રક્ષા કરો' એમ કહેવા લાગ્યા. ત્યારે દેવો તથા બ્રાહ્મણોનું રક્ષણ કરવા શિવાદેવીએ તેમની ચારે તરફ તેજોમય ચક્ર કરી દીધું અને પોતે તેની બહાર ઊભા રહ્યા. પછી દેવીનું તથા દૈત્યનું યુદ્ધ ચાલુ થયું. એ અદ્ભુત યુદ્ધમાં સૂર્યનું મંડળ બાણોના વરસાદથી ઢંકાઈ ગયું. તેમ જ બાણોના પરસ્પર ઘર્ષણથી થયેલા અગ્નિની તીવ્ર જ્વાળા ઝળકી રહી અને ધનુષની દોરીઓના કઠોર ટંકારોથી દિશાઓ બહેરી બની. પછી દેવીના શરીરમાંથી તીવ્ર શક્તિઓ બહાર નીકળી: કાલિકા, તારિણી, બાલા, ત્રિપુરા, ભૈરવી, રમા, બગલા, માતંગી, ત્રિપુરસુંદરી, કામાક્ષી—તુલજાદેવી, જૃંભિણી, મોહિની, છિન્નમસ્તા અને દસ હજાર હાથવાળા ગુહ્યકાળી. આ શક્તિઓ તેમ જ બીજી બત્રીસ ઉપરાંત ચોસઠ શક્તિઓ બહાર નીકળી. તેમ જ બીજી પણ અસંખ્યાત દેવીઓ હથિયારો સાથે પ્રકટ થઈ. એ વેળા તે રણભૂમિ મૃદંગો, શંખો તથા વીણાઓના અવાજથી ગાજી રહી અને

# અધ્યાય ૨૯ મો[×]

## લક્ષ્મી તથા ગૌરીની કથા

व्यास उवाच

**इत्येवं सूर्यवंश्यानां राज्ञां चरितमुत्तमम् ।**
**सोमवंशोद्भवानां च वर्णनीयं मया कियत् ॥ १ ॥**

વ્યાસે કહ્યું એમ સૂર્યવંશમાં તથા ચંદ્રવંશમાં જન્મેલા રાજાઓનું ઉત્તમ ચરિત્ર મારે કેટલું વર્ણવવું ? હે રાજન્ ! પરાશક્તિની કૃપાથી જ તેઓ મોટાઈ પામ્યા હતા અને આ તમે ચોક્કસ જાણો કે, હરકોઈ મોટાઈ પરાશક્તિની કૃપાથી જ પ્રાપ્ત થાય છે જે જે પદાર્થ પરમ ઐશ્વર્યવાન, શ્રીમાન અથવા પરમ શક્તિમાન હોય છે, તે તે પરાશક્તિના અંશથી જ ઊપજેલા હોય છે, એમ તમે જાણો હે રાજન્ ! આ અને બીજા રાજાઓ પરાશક્તિના ઉપાસક હોઈને જ સંસારરૂપ વૃક્ષના મૂળને કુહાડારૂપ થયા હતા, માટે દરેક પ્રયત્નથી ભુવનેશ્વરીનું જ સારી રીતે સેવન કરવું જેમ ધાન્યની ઇચ્છાવાળો માણસ ભૂસું છોડી દે છે, તેમ બીજા બધાનો ત્યાગ કરવો જોઈએ હે રાજા ! વેદરૂપી ક્ષીરસમુદ્રનું મથન કરી, મેં પણ પરાશક્તિના ચરણકમળરૂપ રત્નને જ પ્રાપ્ત કર્યું છે અને તેથી જ હું કૃતાર્થ થયો છું (બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઈશ્વર અને સદાશિવરૂપ) બ્રહ્માસન પર બિરાજેલ બીજા કોઈ દેવતા નથી એમ (પોતાનો ઉત્કર્ષ બતાવવાના) કારણે જ મહાદેવીએ તે પાંચ દેવોને પોતાના બ્રહ્માસનરૂપ કર્યા છે, (અર્થાત્ સર્વોત્કૃષ્ટ એ પાંચ દેવો કરતાં પણ દેવી ઉત્કૃષ્ટ હોઈ તેમના ધામોથી પણ ઉચ્ચ ધામમાં બિરાજે છે ) વેદમાં 'પાંચથી અધિક વસ્તુ અવ્યક્ત છે,' એમ જે કહેવાય છે અને જેમાં સર્વ જગત ઓતપ્રોત થઈ રહ્યું છે, તે જ 'શ્રી ભુવનેશ્વરી'— છે. હે રાજેંદ્ર ! એ દેવીને જાણ્યા વિના મનુષ્ય મુક્ત થઈ શકતો જ નથી જ્યારે મનુષ્યો ચામડાથી આકાશને વીંટી શકશે, ત્યારે ભુવનેશ્વરીને જાણ્યા વિના દુ:ખનો અંત થશે (અર્થાત્ ચામડાથી આકાશને વીંટી શકાય નહિ અને ભુવનેશ્વરીને જાણ્યા વિના મોક્ષ પણ થાય નહિ) માટે ભુવનેશ્વરીના જ્ઞાન માટે અવશ્ય યત્ન કરવો જ જોઈએ આવા આશયથી જ વેદમાં શ્વેતાશ્વતર શાખાનું અધ્યયન કરનારાઓ કહે છે કે ધ્યાનયોગને અનુસરેલા યોગીઓએ પોતાના ગુણોથી ઢંકાયેલી પરમાત્માની શક્તિને જોઈ હતી માટે જન્મની સફળતા કરવા દરેક પ્રયત્નથી સર્વનો સંગ ત્યજી દઈ મનને હૃદયમાં રોકીને લજ્જા, ભય અથવા પ્રેમયુક્ત ભક્તિથી તે ભગવતીમાં જ નિષ્ઠાવાળા અને ભગવતીમાં જ તત્પર થવું જોઈએ આવો વેદાંતનો ઢંઢેરો છે હરકોઈ બહાને સૂતાં, ઊભતાં અને ચાલતાં પણ નિરંતર દેવીનો જ નામોચ્ચાર જે કરે છે, તે બંધનથી મુક્ત થાય છે, માટે હે રાજન્ ! દરેક પ્રયત્નથી પ્રથમ પગથિયાના ક્રમે વિરાટ્સ્વરૂપ, સૂત્રાત્મારૂપ અને અંતર્યામીરૂપ મહેશ્વરીનું તમે ભજન કરો અને પછી ચિત્ત શુદ્ધ થાય ત્યારે સચ્ચિદાનંદ શબ્દના લક્ષ્યાર્થરૂપ પ્રપંચના વિલાસથી રહિત અને બ્રહ્મરૂપ તે પરાશક્તિનું તમે આરાધન કરો હે રાજન્ ! તે દેવીમાં ચિત્તનો લય કરવો એ જ એ દેવીનું આરાધન કહેવાય છે આ પરાશક્તિના ભક્ત અને ધાર્મિક સૂર્યવંશી તથા ચંદ્રવંશી જે શૂરા રાજાઓનું ચરિત્ર પવિત્ર હોઈ કીર્તિ, બુદ્ધિ, ધર્મ, સદ્‌ગતિ તથા પુણ્ય આપનાર છે તે મેં કહ્યું, હવે તમે બીજું શું સાંભળવા ઇચ્છો છો ?

જનમેજય રાજાએ કહ્યું — પરાંબા–ભુવનેશ્વરીએ પૂર્વે ગૌરી, લક્ષ્મી તથા સરસ્વતીને અનુક્રમે શંકર વિષ્ણુ તથા બ્રહ્માને આપ્યાં હતાં, (આ વાત ત્રીજા સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં આપે કહી

× આ અધ્યાયમાં વિસ્તારપૂર્વક શ્લોકોથી રાજાઓની કથા પડતી મૂકી જનમેજય રાજાએ પરમેશ્વરીની જ કથા પૂછી, એ કહેવાય છે.

— કહેવાનો ભાવ આ છે કે, બ્રહ્માદિ પાંચ દેવો પાંચ મહાભૂતોના અધિપતિ છે અને તે પાંચ કરતાં પણ અધિક વસ્તુ જે વેદમાં કહેલી છે, તે જ અવ્યક્ત—અવ્યાકૃત અથવા સામ્ય અવસ્થાવાળી માયારૂપ ઉપાધિયુક્ત બ્રહ્મ—ભુવનેશ્વરી દેવી છે

— એ રીતે રાજાઓની કથા સાંભળવા વિષેનો પ્રશ્ન છોડી દઈ ભગવતીની કથા સાંભળવા તમે પ્રશ્ન કરો, આવો વ્યાસનો અભિપ્રાય જાણી લઈ જનમેજય કહે છે

છે ) પરતુ ગૌરી હિમાલયની તથા દક્ષની કન્યા છે, એમ (લોકમા) પ્રસિદ્ધ છે અને મહાલક્ષ્મી ક્ષીર-સમુદ્રની કન્યા કહેવાય છે, તો મૂળ દેવી—ભુવનેશ્વરીથી ઉત્પન્ન થયેલી ગૌરી તથા લક્ષ્મી બીજાઓની કન્યા કેવી રીતે ? હે મહામુનિ! (લોકમા જે કહેવાય છે) એ અસભવિત જણાય છે, માટે આમા સશય થાય છે, તો હે સશયોને દૂર કરવામા તત્પર વ્યાસ! જ્ઞાનરૂપ તલવારથી તે સશયને તમે કાપો—દૂર કરો

વ્યાસે કહ્યુ હે રાજા! પરમ અદ્ભુત રહસ્ય હુ કહુ છુ, તમે સાભળો, કેમ કે હે દેવીના ભક્ત તમને કઈ પણ નહિ કહેવા યોગ્ય નથી પરામ્બા—ભુવનેશ્વરીએ જ્યારે ત્રણ દેવીઓ ત્રણ દેવોને આપી, ત્યારથી માડી તે દેવો સૃષ્ટિરૂપ કાર્ય કરવા લાગ્યા હે રાજન્! પછી કેટલાક સમયે 'હાલાહલ' નામના મહાપરાક્રમી દૈત્યો ઉત્પન્ન થયા તેઓએ ક્ષણવારમા ત્રૈલોકયને જીતી લીધુ બ્રહ્માના વરદાનથી ગર્વિષ્ઠ થયેલા તે દૈત્યોએ પોતાની સેનાઓથી કૈલાસ પર્વતને તથા વૈકુઠને પણ ઘેરો ઘાલ્યો ત્યારે શકર તથા વિષ્ણુએ યુદ્ધ માટે ઉદ્યોગ કર્યો અને સાઠ હજાર વર્ષ સુધી મહાઉગ્ર યુદ્ધ થયુ દેવોની તથા દાનવોની સેનાઓમા મોટો હાહાકાર થઈ રહ્યો, ત પછી મોગ પ્રયત્નથી તે બને (શિવ—વિષ્ણુ) એ એ દાનવોને માર્યા પછી હે રાજન્! પોતપોતાના સ્થાનમા જઈ તે બને દેવો, જેને લીધે જ તે દાનવોને પોતે મારી શકયા હતા, તે પોતપોતાની શકિતઓ પાસે અભિમાન કરવા લાગ્યા ત્યારે તે બનેનુ અભિમાન જાણી મહાલક્ષ્મી તથા ગૌરીએ છળયુકત હાસ્ય કર્યુ, એટલે તેમનુ હાસ્ય જોઈ તે બને દેવોએ આદિમાયાની માયાથી મોહિત થઈ, અત્યત ક્રોધ કરી, ('મૂર્ખની પેઠે છળહાસ્ય શુ કરો છો' એમ) અપમાનપૂર્વક ખરાબ વચન પણ કહ્યા પછી એ બને દેવીઓ તે જ ક્ષણે તે દેવોનો ત્યાગ કરી અદૃશ્ય થઈ ગઈ, ત્યારે હાહાકાર થઈ રહ્યો તે વખતે એ શકિતઓનુ અપમાન કરવાથી વિષ્ણુ તથા શકર તેજરહિત, શકિત વિનાના, વ્યગ્ર ચિત્તવાળા અને બુદ્ધિ વગરના થઈ ગયા પછી બ્રહ્મા ચિંતાથી આતુર બન્યા કે, 'આ શુ થયુ ? દેવતાઓમા મુખ્ય આ બને દેવો કાર્ય કરવા અશકત કેમ થયા ? કયા કારણે અણધાર્યું આ સકટ આવ્યુ ? આ નિરપરાધી જગતનો પ્રલય થશે કે શુ ? આવુ કારણ હુ સમજી શકતો નથી, હવે આનો ઉપાય શો કરવો ?' આમ અત્યત ચિંતાતુર થઈ બ્રહ્માએ નેત્રો બધ કરી ધ્યાન કરવા માડયુ, ત્યારે હે ઉત્તમ રાજા! 'પરાશકિતના કોપથી આ શુ થયુ છે' એમ જાણીને બ્રહ્મા સાવધાન થયા પછી તપના ભડાર એ બ્રહ્માએ કેટલાક સમય સુધી તો પોતાની શકિતના પ્રભાવથી તે શિવવિષ્ણુનુ જે કાર્ય હતુ, તે પોતે જ કર્યું પછી ધર્માત્મા બ્રહ્માએ તે બનેનુ કલ્યાણ કરવા પોતાના પુત્ર મનુ વગેરેને તથા સનકાદિકને બોલાવ્યા, ત્યારે આવીને નમેલા તેઓને એ તપોનિધિએ કહ્યુ. 'હમણા હુ ઘણો જ કામમા લાગ્યો રહુ છુ અને પરાશકિતને પ્રસન્ન રાખવા જગતનો ભાર મે ઉપાડી લીધો છે, તેથી તપ કરવા હુ સમર્થ નથી શિવ તથા વિષ્ણુ પરાશકિતના કોપથી હમણા વ્યગ્રચિત્ત થઈ ગયા છે, માટે તમે પરમ ભકિતથી યુકત થઈ અતિ અદ્ભુત તપ કરી તે પરમ શકિતને સતુષ્ટ કરો, જેથી એ શિવ—વિષ્ણુ પૂર્વના જેવા સ્વભાવવાળા થાય અને પોતાની શકિતઓથી યુકત પણ થાય હે મારા પુત્રો! તમે એમ કરશો, તેથી તમારો યશ વધશે જેના કુળમા એ બને શકિતઓનો જન્મ થશે, તે કુળ આખી પૃથ્વીને પવિત્ર કરશે અને પોતે પણ કૃતાર્થ થશે' બ્રહ્માનુ તે વચન સાભળી દક્ષ વગેરે બધા તેમના પુત્રો નિર્મળ અતકરણવાળા થઈ ભગવતીનુ આરાધન કરવાની ઇચ્છાથી વનમા ગયા.

**पितामहवचः श्रुत्वा गताः सर्वे वनान्तरे।**
**दिराधयितवै सर्वे दक्षाद्या विमलान्तराः॥४५॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે
અધ્યાય ૨૯ મો સમાપ્ત

## અધ્યાય ૩૦ મો*

### ગૌરીજન્મ તથા દેવીનાં પીઠાદિ

व्यास उवाच

**ततस्ते तु वनोद्देशे हिमाचलतटाश्रयाः ।**
**मायाबीजजपासक्तास्तपश्चेरुः समाहिताः ॥ १ ॥**

વ્યાસે કહ્યુ પછી તેઓ હિમાલયની તળેટીનો આશ્રય કરી વનપ્રદેશમા માયાબીજનો જપ કરવામા તત્પર થઈ એકાગ્રચિત્તે તપ કરવા લાગ્યા હે રાજા! પરમ શક્તિનુ ધ્યાન કરતા તેઓના એક લાખ વર્ષો વીતી ગયા ત્યારે પ્રસન્ન થઈ તે દેવીએ પ્રત્યક્ષ દર્શન દીધુ પાશ, અકુશ, વર તથા અભયને ધારણ કરતા, ચાર બાહુઓવાળા, ત્રણ નેત્રોવાળા કરુણા રસથી ભરેલા અને સચ્ચિદાનદસ્વરૂપ તે દેવીએ દર્શન આપ્યુ ત્યારે સર્વ લોકના માતા તેમને જોઈ નિર્મળ મુનિઓ સ્તુતિ કરવા લાગ્યા '(વ્યષ્ટિ—સ્થૂલદેહના અભિમાની) વિશ્વરૂપ તમને નમસ્કાર, (સમષ્ટિ—સ્થૂલદેહના અભિમાની) વૈશ્વાનરમૂર્તિ તમને નમસ્કાર, (વ્યષ્ટિ—લિંગદેહના અભિમાની) તૈજસરૂપ તમને નમસ્કાર અને જેમા સર્વ લિંગદેહો ઓતપ્રોત થઈ રહ્યા છે તે (સમષ્ટિ—લિંગદેહના અભિમાની) સૂત્રાત્માના શરીરવાળા તમને નમસ્કાર હો (વ્યષ્ટિ—કારણદેહના અભિમાની) પ્રાજ્ઞસ્વરૂપ તમને નમસ્કાર હો, (સમષ્ટિ—કારણદેહના અભિમાની) અવ્યાકૃતમૂર્તિ તમને નમસ્કાર હો (જીવોનુ અધિષ્ઠાન કૂટસ્થ—બ્રહ્મ) પ્રત્યક્સ્વરૂપ તમને નમસ્કાર હો અને (સર્વાધિષ્ઠાન) બ્રહ્મમૂર્તિ તમને નમસ્કાર હો સર્વસ્વરૂપ અને સર્વ લક્ષ્યાર્થરૂપ તમને નમસ્કાર હો' એમ ભક્તિથી ગળગળી વાણી વડે જગદમ્બાની સ્તુતિ કરીને દક્ષ વગેરે પવિત્ર મુનિઓએ તેમના ચરણકમળમા પ્રણામ કર્યા ત્યારે કોયલ જેવુ મધુર બોલતા તે દેવી પ્રસન્ન થઈ બોલ્યા 'હે મહાભાગો! તમે વરદાન માગો, હુ કાયમ વરદાન દેનારી મનાઈ છુ' તે દેવીનુ એ વચન સાભળી તેઓએ શિવ—વિષ્ણુના શરીરમા શાતિ થાય અને તે બન્નેને શક્તિના પ્રાપ્તિ થાય એ વરદાન માગ્યુ પછી હે ઉત્તમ રાજા! દક્ષે ફરી પણ વરદાન માગ્યુ કે, 'હે દેવિ! મારા કુળમા તમારે જન્મ ધારવો, જેથી હે અબ! હુ કૃતાર્થ થાઉં, વળી હે પરમેશ્વરિ! તમે કેવળ સ્વમુખે જ જપ, ધ્યાન, પૂજા તથા તમારા સ્થાનો મને કહો '

દેવી બોલ્યા મારી બે શક્તિઓનુ અપમાન કરવાથી તે બન્નેની એ સ્થિતિ થઈ છે, માટે મારો આવો અપરાધ કદી ન કરવો હવે મારી કૃપાના લેશથી તે બન્નેના શરીર સ્વસ્થ થશે, વળી તે બન્ને બે શક્તિઓમાથી એક તમારે ઘેર જન્મ લેશે અને બીજી ક્ષીરસમુદ્રમા ઉત્પન્ન થશે પછી મારી પ્રેરણાથી તે શક્તિઓ તેમને પ્રાપ્ત થશે માયાબીજ મારો મુખ્ય મત્ર છે, અને મને હમેશા પ્રસન્ન કરનાર છે, માર વિરાટ સ્વરૂપનુ ધ્યાન કરવુ અથવા તમારી આગળ ઉભેલા મારા આ સ્વરૂપનુ ધ્યાન કરવુ અથવા મારા સચ્ચિદાનદ સ્વરૂપનુ ધ્યાન કરવુ આ સર્વ જગત મારુ સ્થાન છે, માટે કાયમ તમારે મારી પૂજા કરવી અને નિત્ય ધ્યાન કરવુ

વ્યાસે કહ્યુ એમ કહી મણિદ્વીપમા વસનારા તે દેવી અદૃશ્ય થયા અને દક્ષ વગેરે સર્વ મુનિઓ બ્રહ્મા પાસે પાછા ગયા તેમણે આદરથી એ સર્વ વૃત્તાત બ્રહ્માને કહ્યુ પછી હે રાજા! પરાબાની કૃપાથી શિવ અને વિષ્ણુ તે વેળા સ્વસ્થ થઈ પોત પોતાનુ કાર્ય કરવા સમર્થ થયા અને ગર્વરહિત થયા પછી કેટલાક સમયે હે મહારાજા! દક્ષને ઘેર પરા શક્તિનુ તેજ અવતર્યું, તે વેળા ત્રણે લોકમા ઉત્સવ થયો અને સર્વ દેવોએ આનદ પામી પુષ્પોની વૃષ્ટિ કરી હે રાજા! સ્વર્ગમા હાથોથી જ વગાડેલા—દુદુભિ વાગવા લાગ્યા અને નિર્મળ મનવાળા સજ્જનોના મન પ્રસન્ન થયા એ મગલમૂર્તિ જન્મ્યા ત્યારે નદીઓ માર્ગે વહેતી થઈ, સૂર્ય અત્યત તેજસ્વી થયો અને બધે મગળ થઈ રહ્યા પરબ્રહ્મસ્વરૂપ એ દેવી સત્ય હોવાથી દક્ષે તેનુ નામ 'સતી' રાખ્યુ અને પછી તે સતી પૂર્વે શકરની શક્તિ હતા, તેથી

* આ અધ્યાયમા એકસો બે શ્લોકોથી ગૌરીનો જન્મ, શિવનો કોપ તથા દેવીના અનેક પીઠાનુ વર્ણન કરેલ છે.

— દુદુભિ નગારા વગાડવા દાડી લેવાનો વખ્ત્યારે સમય નહી, એમ હર્ષના આવેશમા ઉતાવળા થયેલા દેવોના દૂતોએ હાથે વડે જ દુદુભિઓ વગાડયા, એ ભાવ છે

શકરને તેણે આપ્યા હતા પણ હે રાજા! દક્ષના દુર્દૈવના યોગથી તે સતી અગ્નિમા બળી મર્યા હતા

જનમેજયે પૂછ્યુ હે મુનિ! આ તા અનર્થ કારક વચન તમે સભળાવ્યુ જેમના નામસ્મરણથી મનુષ્યોને સસારરૂપ અગ્નિનો ભય થતો નથી, એવી એ ભગવન્તુ—સતી અગ્નિમા કેમ બળ્યા? દક્ષના કયા કર્મફળથી તે સતી બળી ગયા હતા?

વ્યાસે કહ્યુ 'હે રાજન્! સતી બળવામા કારણ રૂપ જે પૂર્વ વૃત્તાત છે તે તમે સાભળો કોઈક સમયે દુર્વાસા મુનિ (જાબુના રસ જેવા જળથી થયેલી એક નદી છે, જ્યા જાબૂનદ નામનુ સોનુ ઉત્પન્ન થાય છે, તે સ્થાન) જાબૂનદેશ્વરી દેવી જ્યા બિરાજે છે ત્યા ગયા હતા ત્યા તેમણે દેવીના દર્શન કર્યા ને માયાબીજનો જપ કરવા માડયો પછી પ્રસન્ન થયલા દેવેશ્વરીએ પોતાના કઠમા રહેલી, ભમના ભમરાઓ થી વ્યાપ્ત અને પુષ્પરસના મદથી ભરપૂર માળા પસાદીરૂપે આપી, તેને મુનિએ મસ્તકથી સ્વીકારી પછી તરત ત્યાથી નીકળી એ તપસ્વી, જ્યા સતીનો પિતા દક્ષ રહેતો હતો, ત્યા સતીના દર્શન માટે આકાશ માર્ગે ગયા અને સતીના ચરણમા નમ્યા ત્યારે એ મુનિને દક્ષે પૂછ્યુ 'હે નાથ! આ અલૌકિક માળા કોની છે? પૃથ્વી પર મનુષ્યોને દુર્લભ આ માળા તમે કેવી રીતે મેળવી?' તેનુ એ વચન સાભળી હર્ષના આસુથી વ્યાપ્ત નેત્રોવાળા અને પ્રેમથી ગળગળા અત કરણવાળા દુર્વાસાએ 'દેવીનો એ અતુલ પ્રસાદ છે એમ કહ્યુ ત્યારે સતીના પિતા—દક્ષે, એ માળાની મુનિ પાસે માગણી કરી એટલે દુર્વાસાએ 'શક્તિના ભક્તને ન આપવા યોગ્ય કોઈ પણ વસ્તુ ત્રૈલોકયમા નથી' એવી બુદ્ધિથી એ માળા દક્ષને આપી દક્ષે તે માળા મસ્તકથી સ્વીકારી અને પોતાના ઘરમા જ્યા સ્ત્રી—પુરુષનુ અતિસુદર શયન હતુ ત્યા રાખી પછી એ માળાની ગધથી આનદ પામી રાત્રિમા એ સ્થળે મૈથુન કરવા તે તત્પર થયો હે રાજા! એ પાપથી તે દક્ષ રાજા સર્વનુ કલ્યાણ કરનાર શિવ તથા સતી દેવી ઉપર દ્વેષબુદ્ધિવાળો થયો હે રાજન્! તે અપરાધથી સતીએ પતિવ્રતાનો ધર્મ બતાવવાની ઈચ્છાથી દક્ષથી જન્મેલા તે પોતાના શરીરને યોગરૂપી અગ્નિથી બાળી નાખ્યુ હતુ પછી ફરી એ શક્તિરૂપ તેજ હિમાલયમા પ્રકટ્યુ હતુ

જનમેજયે પૂછ્યુ સતી તો શકરને પ્રાણથી પણ અધિક પ્રિય હતા, તેથી તેમનો દેહ બાળતા તેમના વિયોગથી આતુર થઈ શકરે શુ કર્યુ હતુ?

વ્યાસ બોલ્યા પછી તો જે થયુ હતુ તે મારાથી કહી શકાતુ નથી હે રાજા! શિવના કોપરૂપી અગ્નિથી ત્રૈલોક્યનો પ્રલય થવા આવ્યો હતો ભદ્રકાળીના ગણો સાથે વીરભદ્ર ઉત્પન્ન થયો હતા એ વીરભદ્ર ત્રૈલોક્યનો નાશ કરવા જ્યાર તૈયાર થયો હતો ત્યાર બ્રહ્માદિ દેવો શકરને શરણે ગયા હતા તે વેળા દક્ષના સર્વસ્વનો જોકે નાશ થઈ ગયો હતો, તોપણ કરુણાના ભડાર શકરે દેવોને અભય આપ્યુ હતુ અને (વીરભદ્રે કાપીને અગ્નિમા હોમી દીધેલા દક્ષના મૂળ મસ્તકને બદલે તેના ધડ ઉપર) બોકડાનુ મસ્તક સાધીને દક્ષને જીવતો કર્યો હતો. પછી ખેદ પામેલા મહાત્મા એ મહેશ્વર યજ્ઞસ્થાનમા જઈ અત્યત દુ ખી થઈ રડયા હતા, અને પરમ શક્તિના અશરૂપ સતીને ત્યા અગ્નિમા બળતા તેમણે જોયા ત્યારે 'ઓ મહાસતી!' એમ વારવાર બોલતા એમણે તેમને પોતાની ખાધ ઉપર ચડાવ્યા હતા પછી ભ્રમિતચિત્ત થઈ શકર જુદા જુદા દેશોમા ભમવા લાગ્યા ત્યારે બ્રહ્માદિ દેવો ઘણી જ મોટી ચિંતાને પામ્યા હતા એ વેળા વિષ્ણુએ તરત ધનુષ ચડાવી, બાણો વડે સતીના (મૃતદેહના) અવયવોને કાપી નાખ્યા હતા, જથી તે તે સ્થાનામા તે અવયવો પડયા હતા— પછી તે તે સ્થાનોમા અનેક મૂર્તિને ધારણ કરતા શકર રહ્યા હતા અને દેવોને તેમણે કહ્યુ હતુ કે, 'આ સ્થાનો પર જે લોકો પરમ ભક્તિથી શિવાનુ ભજન કરશે તેઓને કાંઈ પણ દુર્લભ નહિ રહે જ્યા પોતાના અગો લિયે જગદબા નિત્ય સમીપ રહ્યા છે, તે આ સ્થાનો પર જે મનુષ્યો પુરશ્ચરણ કર્મ કરશે, તેઓના મત્રો સિદ્ધ થશે અને માયાબીજ

— સતીના અવયવો જ્યાં પડશે, ત્યા મોહથી શિવ રહેશે, નહીં તો તેને લઈ બ્રહ્માડની બહાર પણ શિવ જતા રહેશે, આવા અભિપ્રાયથી વિષ્ણુએ સતીના અવયવોને કાપી નાખ્યા હતા, એમ ટીકાકાર અહીં સૂચવે છે

તો અવશ્ય સિદ્ધ થને ' હે શ્રેષ્ઠ રાજા ! એમ કહી વિગ્રહાતુર શકે તે તે સ્થાનોમા જપ, ધ્યાન તથા સમાધિનો સમય ગાળ્યો હતો

જનમેજયે પૂછ્યુ હે નિર્દોષ વ્યાસ ! તે સ્થાનો અને સિદ્ધપીઠો ક્યા છે, તેની સખ્યા કેટલી છે અને તેઓના નામો શા છે, તે મને કહો હે મહામુનિ! કૃપાળુ તમે ત્યા રહેલી દેવીઓના નામો મને જલદી કહો, જેથી હુ આ જન્મમા જ કૃતાર્થ થાઉં

વ્યાસ બોલ્યા. રાજન્ ! દેવીના એ પીઠો હવે હુ કહુ છુ, તમે સાભળો જેના શ્રવણ માત્રથી મનુષ્ય પાપરહિત થાય છે સિદ્ધિ તથા સમૃદ્ધિને ઇચ્છતા લોકોએ જે જે પીઠોમા આ દેવી ઉપાસવા યોગ્ય તથા ધ્યાન કરવા યોગ્ય છે, તે પીઠોને હુ અનુક્રમે કહુ છુ કાશીમા (સતીનુ મુખ પડ્યુ હતુ, તેથી એ) ગૌરીના મુખમા વસતા દેવી 'વિશાલાક્ષી' નામના છે, નૈમિષારણ્ય ક્ષેત્રમા 'લિંગધારિણી' દેવી કહેવાયા છે, પ્રયાગમા 'લલિતા', ગધમાદનમા 'કામુકી', દક્ષિણ માનસમા 'કુમુદા' અને ઉત્તર માનસમા સર્વ કામનાઓ પૂરતા ભગવતી 'વિશ્વકામા' કહેવાય છે ગોમત પર્વતમા 'ગોમતી' દેવી, મદરાચલમા 'કામચારિણી', ચૈત્રરથમા 'મદોત્કટા', હસ્તિનાપુરમા 'જયતી', કાન્યકુબ્જમા 'ગૌરી', મલયાચલમા 'રભા', એકામ્રપીઠમા 'કીર્તિમતી' દેવી, વિશ્વક્ષેત્રમા 'વિશ્વેશ્વરી', પુષ્કરક્ષેત્રમા 'પુરુહૂતા', કેદારપીઠમા 'સન્માર્ગદાયિની', હિમાલયમા 'મદા', ગોકર્ણમા 'ભદ્રકર્ણિકા', સ્થાનેશ્વરમા 'ભવાની', બિલ્વકમા 'બિલ્વપત્રિકા', શ્રીશૈલમા 'માધવી' ભદ્રેશ્વરમા 'ભદ્રા', વરાહશૈલમા 'જયા', કમલાલયમા 'કમલા', રુદ્રકોટિમા રુદ્રાણી', કાલજરમા 'કાલી', શાલગ્રામમા 'મહાદેવી', શિવલિંગમા 'જલપ્રિયા', મહાલિંગમા 'કપિલા', મોકોટમા 'મુકુટેશ્વરી', માયાપુરીમા 'કુમારી', સતાનમા 'લલિતાબિકા', ગયામા 'મગલા', પુરુષોત્તમમા 'વિમલા', સહસ્રાક્ષમા 'ઉત્પલાક્ષી,' હિરણ્યાક્ષમા 'મહોત્પલા,' વિપાશામા 'અમોઘાક્ષી,' પુડ્રવર્ધનમા 'પાડલા', સુપાર્શ્વમા 'નારાયણી', ત્રિકૂટમા 'રુદ્રસુન્દરી', વિપુલમા 'વિપુલાદેવી', મલયાચલમા 'કલ્યાણી', સહ્યાદ્રીમા 'એકવીરા', હરિશ્ચદ્રમા 'ચદ્રિકા', રામતીર્થમા 'રમણા', યમુનામા 'મૃગાવતી', કોટતીર્થમા 'કોટવી', માધવવનમા 'સુગધા', ગોદાવરીમા 'ત્રિસધ્યા', ગગાદ્વારમા 'રતિપ્રિયા', શિવકુડમા 'શુભાનદા', દેવિકાતટમા 'નદિની', દ્વારકામા 'રુક્મિણી', વૃદાવનમા 'રાધા', મથુરામા 'દેવકી', પાતાલમા 'પરમેશ્વરી', ચિત્રકૂટમા 'સીતા', વિંધ્યાચલમા 'વિંધ્યાધિવાસિની', કરવીરમા 'મહાલક્ષ્મી', વિનાયકમા 'ઉમાદેવી', વૈદ્યનાથમા 'આરોગ્યા', મહાકાલમા 'મહેશ્વરી', ઉષ્ણતીર્થમા 'અભયા', વિંધ્યપર્વતમા 'નિતબા', માડવ્યમા 'માડવી' નામના દેવી, માહેશ્વરીપુરમા 'સ્વાહા', છગલડમા 'પ્રચડા', અમરકટકમા 'ચડિકા', સોમેશ્વરમા 'વરારોહા, પ્રભાસમા 'પુષ્કરાવતી', સરસ્વતીમા 'દેવમાતા', સમુદ્રકિનારે 'પારાવારા', મહાલયમા 'મહાભાગા', 'પયોષ્ણીમા 'પિંગલેશ્વરી', કૃતશૌચમા 'સિંહિકા', કાર્તિકમા 'અતિશાકરી', ઉત્પલાવર્તકમા 'લોલા', સોણસગમમા 'સુભદ્રા', સિદ્ધવનમા 'લક્ષ્મી માતા', ભરતના આશ્રમમા 'અનગા', જાલધરમા 'વિશ્વમુખી', કિષ્કિંધ પર્વતમા 'તારા', દેવદારુના વનમા 'પુષ્ટિ', કાશ્મીર દેશમા 'મેધા', હિમાચલ ઉપર 'ભીમાદેવી', વિશ્વેશ્વર ક્ષેત્રમા 'તુષ્ટિ', કપાલમોચનમા 'શુદ્ધિ', કાયાવરોહણમા 'માતા', શખોદ્વારમા 'ધ્રુવા', પિડારકમા 'ધૃતિ', ચદ્રભાગામા 'કલા', અચ્છોદમા 'શિવધારિણી', 'વેણામા', 'અમૃતા' બદરીમા 'ઉર્વશી', ઉત્તરકુરુમા 'ઔષધિ કુશદ્વીપમા કુશોદકા', હેમકૂટમા 'મન્મથા', કુમુદમા સત્યવાદિની', અશ્વત્થમા 'વદનીયા', કુબેરના સ્થાનમા 'નિધિ', વેદના મુખમા 'ગાયત્રી', શિવની પાસે 'પાર્વતી', દેવલોકમા 'ઇદ્રાણી', બ્રહ્માના મુખમા 'સરસ્વતી', સૂર્યના મડળમા 'પ્રભા' માતૃગણમા 'વૈષ્ણવી,' સતીઓમા 'અરુન્ધતી,' સ્ત્રીઓમા 'તિલોત્તમા,' ચિત્તમા 'બ્રહ્મકલા' અને સર્વ પ્રાણીઓમા 'શક્તિ' દેવી રહે છે હે જનમેજય ! આ એકસો ને આઠ પીઠો છે + તેટલી જ

+ ઉપર ૮૩ શ્લોકમા 'તિલોત્તમા' સુધી જ એકસોને આઠ પીઠો તથા દેવીઓના નામની સમાપ્તિ સમજવી.

સખ્યાવાળી ત્યાની ઈશ્વરી દેવીઓ કહેવાઈ છે તેમા લગભગ બધા પીઠો, સતી દેવીના અગના અવયવાથી થયલા કહ્યા છે, તોપણ બીજા કેટલાક (સ્ત્રીઓમા 'તિલોત્તમા' વગેરે) જે પૃથ્વી પર મુખ્ય ગણાય છે, તે પણ આ પ્રસગને લીન કહ્યા છે જે મનુષ્ય એકસો આઠ આ ઉત્તમ નામોનુ સ્મરણ અથવા શ્રવણ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈ (મણિદ્વીપ નામના) દેવીના ઉત્તમ લોકમા જાય છે આ સર્વ પીઠોમા યાત્રા કરવા, જ્યા ત્યા શ્રાદ્ધ વગેરે કરી પિતૃ વગેરેને તૃપ્ત કરવા વિધિપૂર્વક ભગવતીની મોટી પૂજા કરવી, જગતનુ વારવાર રક્ષણ કરતા જગદબાની ક્ષમા માગવી અને પોતાના આત્માને કૃતાર્થ થયલો માનવો હે જનમેજય! પછી તે તે સ્થળે ભક્ષ્યભોજ્ય વગેરેથી સર્વ બ્રાહ્મણોને જમાડવા અને સુવાસિની સ્ત્રીઓને, કુમારિકાઓને તથા નાના બાળકો વગેરેને પણ જમાડવા હે રાજા! તે તે ક્ષેત્રોમા ચાડાળ વગેરે રહ્યા હોય, તેઓ પણ દેવીસ્વરૂપ કહેવાય છે, માટે તેઓને પણ પૂજવા તે સર્વ ક્ષેત્રોમા હરકોઈ જાતના દાન લેવા વગેરે છોડવુ ઉત્તમ મનુષ્યે શક્તિ પ્રમાણે મત્રનુ પુરશ્ચરણ કરવુ અને હે રાજા! તે તે પીઠમા વસતા દેવીનુ માયાબીજથી નિત્ય પૂજન કરવુ, પુરશ્ચરણ કરવુ અને દેવીની ભક્તિમા તત્પર થઈ મનુષ્યે ત્યા ધન વાપરવામા કજૂસાઈ કે લુચ્ચાઈ ન કરવી જે મનુષ્ય એમ પ્રસન્ન મનવાળો થઈ દેવીની યાત્રા કરે છે તેના પિતૃઓ એક હજાર કલ્પ સુધી અતિશય મોટા બ્રહ્મલોકમા વસે છે અને તે પોતે પણ ભક્તિપરાયણ રહી અને ઉત્કૃષ્ટ જ્ઞાન મેળવી દેવીપુર—મણિદ્વીપમા રહે છે અને સસાર સમુદ્રથી તરી જાય છે આ એકસો આઠ નામનો જપ કરવાથી ઘણા લોકો સિદ્ધપણુ પામ્યા છે અને જે સ્થળે સાક્ષાત્ અથવા પુસ્તકમા પણ આ એકસો આઠ નામો લખ્યા હોય, તે સ્થળે ગ્રહો તથા મરકી વગેરેના ભય કદી ઉત્પન્ન થતા જ નથી તેમ જ પર્વના દિવસે જેમ સમુદ્ર વધે છે, તેમ સૌભાગ્ય નિત્ય વધે છે વળી આ એકસો આઠ નામોનો જપ કરતા મનુષ્યને કઈ પણ દુર્લભ રહેતુ નથી અને દેવીની ભક્તિમા તત્પર તે મનુષ્ય અવશ્ય કૃતાર્થ થાય છે, એટલુ જ નહિ પણ દેવતાઓ તેને નમે છે, કેમ કે તે દેવીરૂપ જ કહેવાય છે, તેથી દેવો વડે પણ ખરેખર પૂજાય છે, તો પછી ઉત્તમ મનુષ્યો વડે પૂજ્ય, એમા શુ કહેવુ? જે મનુષ્ય શ્રાદ્ધ સમયે આ એકસો આઠ ઉત્તમ નામોના પાઠ કરે છે, તેના સર્વ પિતૃઓ તૃપ્ત થઈ શ્રેષ્ઠ ગતિ પામે છે હે રાજેન્દ્ર! આ મુક્તિક્ષેત્રો સાક્ષાત્ જ્ઞાનમય છે, માટે બુદ્ધિમાન મનુષ્યે એ સિદ્ધ પીઠોનો આશ્રય કરવો હે રાજન્! તમે જે પૂછ્યુ હતુ, તે સર્વ, મહેશ્વરીનુ રહસ્યમા અતિ રહસ્ય મે કહ્યુ હવે તમે કરી શુ સાભળવા ઈચ્છો છો? ૧૧-૧૦૨

**पृष्ट यत्तत्त्वया राजन्नुक्त सर्व महेशितु.।**
**रहस्यातिरहस्य च किं भूयः श्रोतुमिच्छसि ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૩૦ મો સમાપ્ત

# અધ્યાય ૩૧ મો*

## હિમાલયને ત્યાં પાર્વતીનુ પ્રગટ થવુ

जनमेजय उवाच

**धराधराधीशमौलावाविरासीत् पर मह·।**
**यदुक्त भवता पूर्व विस्तरात् तद्वदस्व मे ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ હિમાલયના મસ્તક પર એ પરમ તેજ પ્રગટ્યુ હતુ, એમ પહેલા જે તમે કહ્યુ, તે મને વિસ્તારથી કહો શક્તિની કથારૂપ અમૃત પીતો કયો બુદ્ધિમાન પુરુષ ધરાય? પરતુ કે અમૃત પીનારનુ પણ અમુક સમયે મૃત્યુ થાય છે, ત્યારે આ કથામૃત પીતા—સાભળતાના મૃત્યુ થતુ જ નથી (પણ મોક્ષ જ થાય છે)

વ્યાસે કહ્યુ તમે ધન્ય, કૃતાર્થ તથા મહાત્માઓ વડે શિક્ષા અપાયલા છો, તેથી ભાગ્યશાળી છો, કારણ કે તમને દેવી વિષે નિષ્કપટ ભક્તિ છે હે રાજન્! આ કથા તમે સાભળો સતીનો દેહ

---

ચિત્તમા 'સ્થાપના' અને સર્વ પ્રાણીઓમા જે 'શક્તિ' છે, તે તો પૂર્વોક્ત સર્વ દેવીઓનું જ એક સ્વરૂપ છે, એટલે તે અને જુદી દેવીઓ ગણવાની નથી

* આ અધ્યાયમાં મુખ્યત્વે ક્યા પછી 'પાર્વતી' નામનું પરમ તેજ હિમાલયને ત્યા પ્રગટ્યુ, એ કથા ચાલી છે એમ કહેવાય.

અગ્નિમાં બળી ગયાં, ત્યારે શિવ તો ભ્રમિત થઈ ભટક્યા જ કરતા હતા અને પછી મેરુક પ્રદેશ પર સ્થિર થયા હતા ત્યાં પ્રપંચના ભાનથી રહિત અને સમાધિનિષ્ઠ મનવાળા થઈ તે જિતેન્દ્રિય શંકર દેવીના સ્વરૂપનું ધ્યાન કરતા સમય ગાળતા હતા તે વખતે શક્તિહીન થયેલું સ્થાવરજંગમ સહિત સર્વ ત્રૈલોક્ય સમુદ્રો, દ્વીપો તથા પર્વતો સાથે સૌભાગ્ય વિનાનું થયું હતું. સર્વના હૃદયમાં આનંદ સુકાઈ ગયો હતો સર્વ લોકો ચિંતાથી ઘેરા ચિત્તવાળા થઈ ઉદાસ થયા હતા, અને દુઃખરૂપી સમુદ્રમાં ડૂબી જઈ રોગી થયા હતા; તેમ જ હે રાજા! સતીના અભાવથી ગ્રહો તથા દેવતાઓનું વર્તન વિપરીત થયું હતું અને અધિભૂત તથા અધિદૈવોનું વર્તન પણ અવળું થયું હતું પછી એ જ સમયે 'તારક' નામનો મોટો અસુર બ્રહ્મા પાસેથી વરદાન પામી ત્રણે લોકનો નાયક બન્યો હતો. 'શિવનો જે સગો પુત્ર થશે તે તને મારશે.' એમ મોટા દેવોએ તેનું મૃત્યુ નક્કી કર્યું હતું પણ શિવનો સગો પુત્ર હતો જ નહિ, તેથી એ મહાસુર ગાજ્યા કરતો હતો અને આનંદ પામતો હતો તેનાથી દુઃખ પામી પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલા સર્વ દેવો શિવને સગો પુત્ર નહિ હોવાથી અપાર ચિંતામાં પડ્યા હતા, કે 'શંકરને સ્ત્રી તો છે નહિ, તો તેમના પુત્રનો સંભવ કેવી રીતે થાય? એટલે ભાગ્યહીન આપણું કાર્ય કેવી રીતે થશે?' આમ ચિંતાતુર થયેલા સર્વ દેવો વૈકુંઠ ધામમાં ગયા અને એકાંતમાં તેમણે વિષ્ણુને કહ્યું ત્યારે તેમણે ઉપાય કહ્યો: 'તમે બધા ચિંતાતુર કેમ થાઓ છો? કામનાઓ પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષરૂપ, મંગળમય અને મણિદ્વીપમાં વસનારાં ભુવનેશ્વરી છે જ ના! પણ આપણા અપરાધથી જ ભગવતીએ લક્ષ્ય આપ્યું નથી અને આપણને શિખામણ આપવા માટે જ જગદંબાએ આ શિક્ષા કરી છે, છતાં બાળકને લાડ લડાવવામાં તથા શિક્ષા કરવામાં પણ માતાનું તેના પર નિર્દયપણું જેમ હોતું નથી; તેમ જ ગુણ-દોષના નિયંતા જગદંબાનું આપણા પર નિર્દયપણું છે જ નહિ. પુત્રનો અપરાધ તો પગલે પગલે થયા જ કરે, તેને કેવળ માતા વિના બીજો કોણ

લોકમાં સહન કરે છે? માટે તમે નિષ્કપટ ચિત્તવૃત્તિથી તે શ્રેષ્ઠ માતાને શરણે જાઓ, ઢીલ કરો મા, તે તમારું કાર્ય કરશે' એમ સર્વ દેવોને આજ્ઞા કરીને દેવોના અધિપતિ મહાવિષ્ણુ પોતાની સ્ત્રી અને દેવોની સાથે નીકળ્યા અને પર્વતરાજ હિમાલય સમા પર્વત પર આવ્યા, ત્યાં આવી સર્વ દેવો પુરશ્ચરણ કર્મ કરવા લાગ્યા તેઓમાં કેટલાક સમાધિમગ્ન રહ્યા કેટલાક નામ—જપમાં તત્પર થયા, કેટલાક દેવીસૂક્તનો પાઠ કરવા લાગ્યા, કેટલાક નામનું પારાયણ કરવા તત્પર બન્યા, કેટલાક મંત્રપારાયણ કરવા લાગ્યા, કેટલાક કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રત કરવા લાગ્યા, કેટલાક* અંતર્યાગ કરવા લાગ્યા, કેટલાક ન્યાસ કરવા તત્પર થયા અને કેટલાક સાવધાન થઈ બીજમંત્રથી પરાશક્તિની પૂજા કરવા લાગ્યા એમ હે જનમેજય! ઘણા વર્ષોનો સમય ગયા પછી અકસ્માત્ ચૈત્ર મહિનાની નવમીને શુક્રવારના દિવસે તેઓની આગળ વેદોમાં જણાવેલું એ પ્રસિદ્ધ તેજ પ્રકટ થયું તેની ચારે દિશામાં ચાર મૂર્તિમાન વેદો સ્તુતિ કરતા હતા, કરોડો સૂર્ય જેવું એ પ્રકાશતું હતું અને કરોડો ચંદ્ર જેવું શીતળ હતું એ શ્રેષ્ઠ તેજ કરોડો વીજળીઓ જેવું લાલ હતું અને ઉપર આડુંઅવળું કે મધ્યમાં માપી શકાતું ન હતું આદિઅંતરહિત એ તેજ હાથ વગેરે અંગોવાળું ન હતું, તેમ જ સ્ત્રીરૂપ, પુરુષરૂપ કે નપુંસકરૂપ પણ ન હતું હે રાજા! તેની કાંતિથી દેવોના નેત્રો (અંજાઈ જઈ) બંધ થઈ ગયાં પણ પછી ધૈર્ય ધરી ને દેવો જેટલામાં તેને જોવા લાગ્યા, તેટલામાં એ જ દિવ્ય મનોહર તેજ સ્ત્રીરૂપે દેખાયું, અત્યંત સુંદર અંગવાળા, કુમાર વયના, નવા યૌવનવાળા, ઊગતા પુષ્ટ બે સ્તનથી કમળના ડોડા-ઓને જાણે નીંદતા હોય એવા, ઝણકાર કરતી ઘૂઘ-રીઓના સમૂહથી નાદ કરતા ઝાંઝર તથા કંદોરાવાળા, સોનાના બાજુબંધ, બેરખા અને ગળાની કંઠીઓવાળા, અમૂલ્ય મણિજડિત ગળાના દાગીનાથી શોભી રહેલા, કંઠના નાના ખાડા પર શોભતા મળા ભમરા જેવી કાળી વાળ ઉપર રહેલી વાળની બે લટોવાળા, કેડની પાછળના ગોળ ભાગથી સુંદર,

— પ્રપંચસારમાં કહેલા પ્રપંચયાગ અને પ્રાણાગ્નિહોત્ર

(પેટ ભરતી) ઘ્વાટાની પંક્તિથી શોભતા, કપૂરના ટુકડાઓથી મિશ્ર, પાનબીડાથી ભરેલા મુખવાળા, ઝળકતા સોનાના બે કુંડલો વડે સુંદર મુખકમળવાળા, આઠમના (અર્ધ) ચન્દ્રના મધ્ય જેવા લલાટવાળા, લાંબી ભમરવાળા, લાલ કમળ જેવા નેત્રોવાળા, ઊંચી નાસિકાવાળા, મધુર નીચલા હોઠવાળા, મોગરાની કળીઓ જેવી દાંતની અણીઓવાળા, રત્નજડિત મુકુટવાળા, ચન્દ્રકળારૂપ મસ્તકનું વર્ણન ધારણ કરતા, મોગરા ને માલતીની પુષ્પમાળાઓથી ગૂંથેલા વાળથી શોભીતા, કેસરના તિલકયુક્ત લલાટવાળા, ત્રણ નેત્રોના વિલાસવાળા, પાશ, અંકુશ, વર તથા અભયને ધારણ કરતી ચાર ભુજાઓવાળા, ત્રણ નેત્રોવાળા, લાલ વસ્ત્રો પહેરી રહેલા, દાડમના પુષ્પ જેવી (લાલ) કાન્તિવાળા, સર્વ શણગાર તથા વેશથી યુક્ત, સર્વ દેવોથી નમસ્કાર કરાયેલા, સર્વની આશાઓને પૂરનારા, સર્વની માતા, સર્વને મોહ ઉપજાવનારા, પ્રસન્નતાથી સુંદર મુખવાળા અને નિષ્કપટ કરુણાની મૂર્તિરૂપ તે જગદંબાને દેવોએ ત્યાં આગળ જોયા તે કરુણામૂર્તિને જોઈ સર્વ દેવોએ પ્રણામ કર્યા અને આનંદના આંસુથી રુંધાયલા અવાજવાળા તેઓ કંઈ બોલવાને સમર્થ થયા નહિ પછી માંડ માંડ સ્થિરતા ધરીને ભક્તિથી નમ્ર ડોકવાળા અને પ્રેમના આંસુથી પૂર્ણ નેત્રોવાળા તેઓ જગદંબાની સ્તુતિ કરવા લાગ્યા

દેવો બોલ્યા જગતમાં રમતા મહાદેવીને નમસ્કાર હો, મંગળસ્વરૂપ ભગવતીને નિરંતર નમસ્કાર હો, માયોપાધિક બ્રહ્મરૂપ અને સમગ્ર કલ્યાણસ્વરૂપ આ દેવીને અમે સાવધાન થઈ વારંવાર નમીએ છીએ અગ્નિ સમાન લાલ વર્ણવાળા, જ્ઞાનરૂપ તપથી પ્રકાશતા, અતિશય તેજસ્વી, કર્મોના ફળો માટે સર્વ લોકોથી સેવાયેલા અને (અષ્ટાંગયોગરૂપ પ્રયાસથી) મહાપ્રયત્ને પ્રાપ્ત કરવા યોગ્ય, એવા દેવીને, તરવા યોગ્ય એવા આ સંસારમાં તરી જવા અમે શરણે જઈએ છીએ અને નમસ્કાર કરીએ છીએ પ્રકાશની જે (વૈખરી) વાણીને પ્રાણીઓ ઉત્પન્ન કરી છે અને જેને ઉપધારી સઘળા પશુઓ (જીવો) બોલે છે, તે (સર્વ વ્યવહારમાં ઉપયોગી) સર્વ કામનાઓ પૂરનારી, તેમ જ પ્રતિષ્ઠા, માન વગેરે આપી મદોન્મત્ત કરતી અને છઠ્ઠ અન્નબળ આપતી વાણી (અમારા) વડે સારી રીતે સ્તવાયેલી હોઈ અમને પ્રાપ્ત થાઓ (સર્વનો સંહાર કરતા) કાળનો પણ નાશ કરનારા વિષ્ણુશક્તિ-લક્ષ્મીરૂપ, કાર્તિકસ્વામીની માતા શિવશક્તિરૂપ, સરસ્વતી-બ્રહ્મશક્તિરૂપ, (દેવોની માતા) અદિતિરૂપ અને દક્ષની પુત્રી સતીરૂપ પવિત્ર શિવાદેવી ભુવનેશ્વરીને અમે નમીએ છીએ મહાલક્ષ્મીને અમે જાણવા તત્પર છીએ અને સર્વ શક્તિનું અમે ધ્યાન ધરીએ છીએ, માટે તે આ દેવી અમને તે જ્ઞાન તથા ધ્યાન માટે પ્રેરણા કરો વિરાટસ્વરૂપ તમને નમસ્કાર, સૂત્રાત્માની મૂર્તિરૂપ તમને નમસ્કાર, અવ્યાકૃતરૂપ તમને નમસ્કાર અને શ્રી બ્રહ્મમૂર્તિરૂપ તમને નમસ્કાર જેનું અજ્ઞાન હોવાથી દોરડીમાં સર્પ તથા માળાની પેઠે (ખોટું) આ જગત દેખાય છે અને જેનું જ્ઞાન થવાથી જગત લય પામે છે, તે ભુવનેશ્વરીને અમે સ્તવીએ છીએ (**તત્ત્વમસિ**' એ શ્રુતિમાંના) '**તત્**' પદના લક્ષ્યાર્થરૂપ કેવળ ચૈતન્ય રસરૂપ અખંડ આનંદરૂપ અને વદના તાત્પર્યની ભૂમિકારૂપ તે દેવીને અમે સ્તવીએ છીએ વળી (એ જ શ્રુતિમાંના) '**त्वं**' પદના લક્ષ્યાર્થરૂપ, પાંચ કોશોથી ભિન્ન, ત્રણ અવસ્થાઓના સાક્ષી અને પ્રત્યગાત્માસ્વરૂપ તે દેવીને અમે નમીએ છીએ; તેમ જ ૐકારસ્વરૂપ તમને નમસ્કાર, 'હ્રીં'કાર મૂર્તિ તમને નમસ્કાર અને જુદા જુદા મન્ત્રોરૂપ તથા કરુણારૂપ તમને વારંવાર નમસ્કાર એમ દેવોએ સ્તુતિ કરી ત્યારે મણિદ્વીપમાં વસનારા અને મદોન્મત્ત કોયલ જેવા (મધુર) શબ્દવાળા દેવી મધુર વાણીથી કહેવા લાગ્યા

દેવી બોલ્યા 'હે દેવો! જે માટે તમે આવ્યા છો, તે કાર્ય કહો, હું હમેશાં વરદાન આપનારી તથા ભક્તોની કામનાઓને પૂરવામાં કલ્પવૃક્ષ જેવી છું જો હયાત હું તો ભક્તિયુક્ત તમને શી ચિંતા છે? હે ઉત્તમ દેવો! હું મારા ભક્તોને સંસારરૂપી સમુદ્રમાંથી બહાર કાઢું છું, આ મારી પ્રતિજ્ઞાને તમે સત્ય જાણો ' હે રાજન્! એવી પ્રેમપૂર્ણ વાણી સાંભળી સંતુષ્ટ મનવાળા અને નિર્ભય થયેલા દેવો પોતાનું દુઃખ કહેવા લાગ્યા

દેવો બોલ્યા : હે પરમેશ્વરી ! સર્વ જાણતા અને સર્વના સાક્ષીરૂપ તમારાથી આગળ જગતમાં કંઈ અજાણ્યું નથી. હે ભગવનમૂર્તિ ! અસુરોના રાજા તારકાસુરથી અમે સતદિવસ પીડાઈએ છીએ અને તેનો નાશ શિવના પુત્રથી નિર્માણ કરાયો છે. હે મહેશ્વરિ ! શિવને સ્ત્રી તો છે જ નહિ, એ તમે જાણો છો. હે અંબિકે ! સર્વજ્ઞની આગળ પામર— અજ્ઞાની લોકોએ (વધારે) શું કહેવું ? આ ઉદ્દેશથી અમે (આગળ જ) તમને કહ્યું છે. બીજું તમે જાણી લો. વળી અમારે મુખ્ય માગવાનું તો આ જ છે કે તમારા ચરણકમળમાં (અમારી) કાયમ નિશ્ચળ ભક્તિ થાઓ. (આ સિવાય) બીજું તો દેહાભિમાન માટે માગવાનું હોય છે.' એવું તેઓનું વચન સાંભળી પરમેશ્વરી બોલ્યા : 'મારી શક્તિ ગૌરી હિમાલયમાં ઉત્પન્ન થશે. તે શિવને આપવા યોગ્ય થશે અને તે તમારું કાર્ય સિદ્ધ કરશે. વળી તમને મારા ચરણકમળમાં ભક્તિ થાઓ. હિમાલય અત્યંત ભક્તિયુક્ત મનથી મને ઉપાસી રહ્યો છે, માટે તેને ઘેર મારો જન્મ મેં પ્રિય કરનાર માન્યો છે.'

વ્યાસ બોલ્યા : હિમાલય પણ તે કૃપાકારક વચન સાંભળી હર્ષના આંસુઓથી રૂંધાતા કંઠ તથા નેત્રોવાળો થઈ મહારાણી ભુવનેશ્વરીને આ વચન કહેવા લાગ્યા.

હિમાલય બોલ્યા : જેના ઉપર તમે કૃપા કરવા ઇચ્છો છો, તેને ઘણો જ મોટો કરો છો. જો એમ ન હોય તો જડ અને સ્થાવર હું ક્યાં અને સચ્ચિદાનંદસ્વરૂપ તમે ક્યાં ? હે નિર્દોષ દેવિ ! અશ્વમેધ વગેરેના પુણ્યોથી અથવા સમાધિથી થતા પુણ્યથી સેંકડો જન્મે પણ મારું તમારા પિતા થવું ખરેખર અસંભવિત છે. 'અહો ! આ જગતની માતા હિમાલયની પુત્રી થઈ, માટે આ હિમાલય ધન્ય તથા ભાગ્યવાન છે', આવી મારી કીર્તિ હવે સંસારમાં થશે. જેનના ઉદર કરોડો બ્રહ્માંડો રહે છે, તે જગદંબા જેના પુત્રી થાય, તેના જેવો (પુણ્યશાળી) પૃથ્વી પર કોણ ? કોઈ છે ? હું નથી જાણતો. કે અમારા આ પિતૃઓને જેણે માટે કયું (ઉત્તમ) સ્થાન નિર્માણ કર્યું હશે કે જેમના વંશમાં મારા જેવો (મહાભાગ્યશાળી પુત્ર) જન્મ્યો છે ! પ્રેમપૂર્ણ તમે મારા પર કૃપા કરીને જેમ મને આ વરદાન આપ્યું છે, તે જ પ્રમાણે સર્વ વેદાંતોથી સિદ્ધ તમારું સ્વરૂપ તમે મને કહો. તેમ જ હે પરમેશ્વરિ ! ભક્તિ સહિત યોગ અને વેદમાન્ય જ્ઞાન પણ તમે કહો. જેથી હું તમારા સ્વરૂપે જ થઈ જાઉં (અર્થાત્ તમારો ને મારો અભેદ થઈ જાય).'

વ્યાસ બોલ્યા : એવું તેનું વચન સાંભળી પ્રસન્ન મુખવાળા જગદંબાએ વેદમાં પણ ગુપ્ત રહેલું રહસ્ય કહેવા આરંભ કર્યો. ૧—૭૪

**इति तस्य वचः श्रुत्वा प्रसन्नमुखपङ्कजा ।**
**वक्तुमारभताम्बा सा रहस्यं श्रुतिगूहितम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૩૧ મો સમાપ્ત.

## અધ્યાય ૩૨ મો*

### આત્મતત્ત્વનિરૂપણ

देव्युवाच

**शृण्वन्तु निर्जराः सर्वे व्याहरन्त्या वचो मम ।**
**यस्य श्रवणमात्रेण मद्रूपत्वं प्रपद्यते ॥ १ ॥**

શ્રીદેવી બોલ્યા : હવે જે હું કહું છું તે મારું વચન સર્વ દેવો સાંભળો, જેને માત્ર સાંભળવાથી મારી સાથેની એકતા પ્રાપ્ત થાય છે. હે પર્વતોના અધિપતિ હિમાલય ! પૂર્વે હું જ હતી. બીજું કંઈ જ ન હતું. તે જ આત્મસ્વરૂપ ચૈતન્ય જ્ઞાન કેવળ પરબ્રહ્મ નામે છે. (તે) તર્ક કરી તથા બતાવવું અશક્ય, ઉપમારહિત અને નિર્વિકાર છે, તેની કોઈ સ્વતઃસિદ્ધ શક્તિ છે તે જ 'માયા' નામે પ્રસિદ્ધ છે. તે માયા (બ્રહ્મજ્ઞાનથી દૂર થઈ શકે છે માટે) સત્ય નથી અને (તેની વ્યાવહારિક સત્તા છે જ તેથી) તે અસત્ય પણ નથી. વળી (સત્યપણું તથા ખોટાપણું એ બંને ધર્મોનો એક જ સ્થળે રહેવામાં) વિરોધ હોવાથી તે માયા સત્યરૂપ તથા મિથ્યારૂપ એમ બેરૂપ પણ નથી. એ રીતે એ ત્રણે ધર્મોથી વિલક્ષણ કોઈ અનિર્વચનીય વસ્તુરૂપ છે અને સર્વ કાળ (જ્યાં સુધી મોક્ષ થાય ત્યાં સુધી) રહેનારી અનાદિ

* આ અધ્યાયમાં પરાત્પર સ્વામિની જગદંબાએ પોતે સ્વમુખે આત્મતત્ત્વ જણાવ્યું છે, તે કહેવાશે.

છે અગ્નિની ઉષ્ણતા, સૂર્યના કિરણ અને ચદ્રની ચદ્રિકાની પેઠે એ મારી માયાશક્તિ સહજ—અનાદિ સિદ્ધ છે અને અચળ છે—મોક્ષ પ્રાપ્ત રહેનારી છે જેમ સુષુપ્તિમા (એટલે ગાઢ નિદ્રાવસ્થામા દરરોજ નો) વ્યવહાર લીન થાય છે, તેમ પ્રલયકાળે જીવો, જીવોના કર્મો તથા કાળ એ માયામા અભેદપણાને લીન થાય છે હુ (જોકે નિર્ગુણ છુ, તોપણ) મારી એ માયાશક્તિના યોગથી જગતના કારણપણાને પામી છુ તે માયા પોતાના આશ્રય જીવાત્માને ઢાકી દેનારી હોવાથી તેનામા (આ ઢાકણ કરી દેવારૂપ) દોષ પ્રાપ્ત થયેલ છે— ચૈતન્યને માયાનો સમાગમ થવાથી (માયામા પ્રતિબિંબિત જે ચિદાભાસ છે) તે નિમિત્તકારણ કહેવાય છે અને પ્રપચરૂપ પરિણામ પામનારી માયા ઉપાદાનકારણ કહેવાય છે (એટલે ચિદાભાસ જગતનુ નિમિત્તકારણ છે માયા ઉપાદાન કારણ છે અને અધિષ્ઠાનભૂત શુદ્ધ બ્રહ્મરૂપ જે ચૈતન્ય છે, તે વિવર્તોપાદાન છે, આવો વિભાગ અહીં સમજવો ) તે માયાને કેટલાક 'તપમ્', કેટલાક 'તમસ્' કેટલાક જડ' અને કેટલાક જ્ઞાન, માયા, પ્રધાન, પ્રકૃતિ, શક્તિ કે અજા પણ કહે છે શૈવ શાસ્ત્રના વિદ્વાનો તેને 'વિમર્શ' કહે છે ત્યારે વેદના તત્ત્વાર્થનો વિચાર કરનારા બીજાઓ તેને 'અવિદ્યા' કહે છે એમ વેદ વગેરે શાસ્ત્રોમા તેના અનેક નામો છે એ માયા દૃશ્ય હોવાથી જડ છે અને જ્ઞાન વડે તેનો નાશ છે તેથી ખોટી છે ચૈતન્ય દૃશ્ય નથી, જો તે પણ દૃશ્ય હોય તો જડ જ કહેવાય, એ ચેતન્ય સ્વપ્રકાશ છે, પણ બીજા વડે પ્રકાશિત નથી, કેમ કે તેથી અનવસ્થા દોષ આવે (જો ચૈતન્ય બીજાથી પ્રકાશિત હોય, તો એ બીજુ કોનાથી પ્રકાશિત અને વળી ત્રીજુ કોનાથી પ્રકાશિત ? એમ અનવસ્થા થાય ) વળી તે ચેતન્ય પોતાથી પણ પ્રકાશિત નથી, કેમ કે તેવી એક જ વસ્તુમા પોતે જ કર્તા ને પોતે જ કર્મ થવાનો વિરોધ થાય, માટે તે ચેતન્ય પોતે જ દીવાની પેઠે સ્વપ્રકાશ છે હે હિમાલય! એમ સ્વપ્રકાશ ચેતન્ય બીજા પ્રકાશતા પદાર્થોનુ પ્રકાશક છે એમ તને જાણે અને તેથી જ મારા જ્ઞાનરૂપ શરીરનુ નિત્યપણુ સિદ્ધ થાય. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ વગેરેમા અન્ય જડ પદાર્થોનો વ્યભિચાર થવાથી (એટલે રૂપાતર—વિકાર વગેરે ફેરફાર થવા છતા) જ્ઞાનનો વ્યભિચાર (બદલાવુ અથવા અભાવ) કોઈ સમયે અનુભવ્યો નથી + જો જ્ઞાનના અભાવનો પણ અનુભવ થતો હોય, તો જે સાક્ષીએ એ જ્ઞાનરૂપનો અભાવ પ્રથમ અનુભવ્યા છે, તે જ પોતે મારી જ્ઞાનરૂપ શરીરવાળો એમ બાકી રહ્યો છે (એટલે સાક્ષીનુ જ્ઞાન નિત્ય છે, એમ દરકોઈએ સ્વીકારવુ જોઈશે ) એટલા માટે જ ઉત્તમ શાસ્ત્રોના વિદ્વાનોએ જ્ઞાનને નિત્ય કહ્યુ છે અને એ જ જ્ઞાન પરમ પ્રેમનુ સ્થાન હોવાથી તેને આનદરૂપ કહ્યુ છે હુ કદી ન હોઉ, એમ ન થાઓ, પણ સદાકાળ હોઉં, એમ જ થાઓ ' આવો પ્રેમ સર્વ કોઈને આત્મા પર રહેલો છે અને આત્મા સિવાયની સર્વ વસ્તુ ખોટી હોવાથી (આત્મારૂપ) મારુ અસગપણુ સ્પષ્ટ થાય છે (અર્થાત્ સર્વ પ્રપચ માયાથી રચાયેલો હોઈ ખોટો છે તેથી જેમ દોરડાને ભ્રાતિથી દેખાયેલા સર્પ વગેરેનો સબધ જ નથી તેમ આત્માને પ્રપચનો કઈ સબધ જ નથી, એટલે આત્મા નિઃસગ છે, એમ સ્પષ્ટ થાય છે ) અને એ રીતે (સર્વ પરિચ્છેદક —માપનાર મિથ્યા છે, તેથી આત્માનો પરિચ્છેદ કે માપ નથી ) એ જ કારણે અપરિચ્છિન્નપણુ —અમાપપણુ મનાયુ છે વળી એ જ્ઞાન આત્માનો ધર્મ નથી, કેમ કે જ્ઞાન જો ધર્મ હોય તો જડપણુ પ્રાપ્ત થાય, (એટલે જ્ઞાન સિવાયની સર્વ વસ્તુ જડ હોવાથી જ્ઞાન આત્માનો ધર્મ નથી, પણ આત્માનુ સ્વરૂપ જ છે ) વળી

— અહીં કહેવાનો ભાવ આ છે કે, માયાના બે રૂપો છે એક તો માયા ને બીજી અવિદ્યા એ બે રૂપો પૈકી માયા જીવાત્માને મોહ કરનારી નથી પણ અવિદ્યા તો મોહ કરનારી જ છે, તેથી તે અવિદ્યારૂપ માયા દોષરૂપ કહેવાય છે

+ 'જે હુ જાગ્રત અવસ્થા જોઉં છુ તે જ સ્વપ્ન જોઉં છુ અને તે જ હુ સુષુપ્તિ જોઉં છુ' આમ અનુભવમા ત્રણ અવસ્થાઓનો અભાવ જેમ અનુભવાય છે, તેમ જ્ઞાનનો અભાવ કદી અનુભવાતો નથી, માટે જ્ઞાનનુ નિત્યપણુ જ માનવુ જોઈએ.

દેવો બોલ્યા હે પરમેશ્વરી! સર્વ જાણતા અને સર્વના સાક્ષીરૂપ તમારાથી ત્રણે જગતમા કઈ અજાણ્યુ નથી હે ભગવમૂર્તિ! અસુરોના રાજા તારકાસુરથી અમે રાતદિવસ પીડાઈએ છીએ અને તેનો નાશ શિવના પુત્રથી નિર્માણ કરાયો છે હે મહેશ્વરિ! શિવને સ્ત્રી તો છે જ નહિ, એ તમે જાણો છો હે અબિકે! સર્વજ્ઞની આગળ પામર—અજ્ઞાની લોકોએ (વધારે) શુ કહેવુ? આ ઉદ્દેશથી અમે (આટલુ જ) તમને કહ્યુ છે બીજુ તમે જાણી લો વળી અમારે મુખ્ય માગવાનુ તો આ જ છે, કે તમારા ચરણકમળમા (અમારી) કાયમ નિશ્ચળ ભક્તિ થાઓ, (આ સિવાય) બીજુ તો દેહાભિમાન માટે માગવાનુ હોય છે,' એવુ તેઓનુ વચન સાભળી પરમેશ્વરી બોલ્યા 'મારી શક્તિ ગૌરી હિમાલયમા ઉત્પન્ન થશે, તે શિવને આપવા યોગ્ય થશે અને તે તમારુ કાર્ય સિદ્ધ કરશે, વળી તમને મારા ચરણકમળમા ભક્તિ થાઓ હિમાલય અત્યત ભક્તિયુક્ત મનથી મને ઉપાસી રહ્યો છે, માટે તેને ઘેર મારો જન્મ મે પ્રિય કરનાર માન્યો છે

વ્યાસ બોલ્યા હિમાલય પણ તે કૃપા કરનારુ વચન સાભળી હર્ષના આસુઓથી રુધાતા કઠ તથા નેત્રોવાળો થઈ મહારાણી ભુવનેશ્વરીને આ વચન કહેવા લાગ્યા

હિમાલય બોલ્યો જેના ઉપર તમે કૃપા કરવા ઇચ્છો છો, તેને વણો જ મોટો કરો છો, જો એમ ન હોય તો જડ અને સ્થાવર હુ ક્યા અને સચ્ચિદાનદસ્વરૂપ તમે ક્યા? હે નિર્દોષ દેવિ! અશ્વમેધ વગેરેના પુણ્યોથી અથવા સમાધિથી થતા પુણ્યોથી સેંકડો જન્મ પણ મારુ તમારા પિતા થવુ ખરેખર અસભવિત છે 'અહો! આ જગતની માતા હિમાલયની પુત્રી થયા, માટે આ હિમાલય ધન્ય તથા ભાગ્યવાન છે', આવી મારી કીર્તિ હવે સસારમા થશે જેમની અદર કરોડો બ્રહ્માડો રહે છે, તે જગદબા જેના પુત્રી થાય, તેના જેવો (પુણ્યશાળી) પૃથ્વી પર કોણ હોઈ શકે? હુ નથી જાણતો કે અમારા એ પિતૃઓને રહેવા માટે કયુ ઉત્તમ સ્થાન નિર્માણ કરાયુ હશે, કે જેમના વશમા મારા જેવો (મહાભાગ્યશાળી પુત્ર) જન્મ્યો છે! પ્રમાણે તમે મારા પર કૃપા કરીને જેમ મને આ વરદાન આપ્યુ છે, તે જ પ્રમાણે સર્વ વેદાતોથી સિદ્ધ તમારુ સ્વરૂપ તમે મને કહો, તેમ જ હે પરમેશ્વરિ! ભક્તિ સહિત યોગ અને વેદમાન્ય જ્ઞાન પણ તમે કહો જેથી હુ તમારા સ્વરૂપે જ થઈ જાઉં (અર્થાત્ તમારો ને મારો અભેદ થઈ જાય)'

વ્યાસ બોલ્યા એવુ તેનુ વચન સાભળી પ્રસન્ન મુખવાળા જગદબાએ વેદમા પણ ગુપ્ત રહેલુ રહસ્ય કહેવા આરભ કર્યો ૧—૭૪

**इति तस्य वचः श्रुत्वा प्रसन्नमुखपङ्कजा ।**
**सत्तुमारभताम्बा सा रहस्यं श्रुतिगूहितम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૩૧ મો સમાપ્ત

## અધ્યાય ૩૨ મો*

### આત્મતત્ત્વનિરૂપણ

देव्युवाच

**शृण्वन्तु निर्जरा सर्वे व्याहरन्त्या वचो मम ।**
**यस्य श्रवणमात्रेण मद्रूपत्वं प्रपद्यते ॥ १ ॥**

શ્રીદેવી બોલ્યા હવે જે હુ કહુ છુ, તે મારુ વચન સર્વ દેવો સાભળો, જેને માત્ર સાભળવાથી મારી સાથેની એકતા પ્રાપ્ત થાય છે હે પર્વતોના અધિપતિ હિમાલય! પૂર્વે હુ જ હતી બીજુ કઈ જ ન હતુ, તે જ આત્મસ્વરૂપ ચૈતન્ય, જ્ઞાન કેવળ પરબ્રહ્મ નામે કોઈ તર્ક કરવુ તથા બતાવવુ અશક્ય, ઉપમારહિત અને નિર્વિકાર છે, તેની કોઈ સ્વતસિદ્ધ શક્તિ છે, તે જ 'માયા' નામે પ્રસિદ્ધ છે તે માયા (બ્રહ્મજ્ઞાનથી દૂર થઈ શકે છે, માટે) સત્ય નથી અને (તેની વ્યાવહારિક સત્તા છે જ, તથા) તે અસત્ય પણ નથી, વળી (સત્યપણુ તથા ખોટાપણુ એ બને ધર્મોનો એક જ સ્થળે રહેવામા) વિરોધ હોવાથી તે માયા સત્યરૂપ તથા મિથ્યારૂપ એમ બેયરૂપ પણ નથી, એટલે કે એ ત્રણે ધર્મોથી વિલક્ષણ કોઈ અનિર્વચનીય વસ્તુરૂપ છે અને સર્વ કાળ (જ્યા સુધી મોક્ષ થાય ત્યા સુધી) રહેનારી અનાદિ

* આ અધ્યાયમાં પરાત્ શ્લોકોથી જગદબાએ પોતે સ્વમુખે આત્મતત્ત્વ જણાવ્યું છે, તે કહેવાશે.

છે અગ્નિની ઉષ્ણતા, સૂર્યના કિરણ અને ચંદ્રની ચંદ્રિકાની પેઠે એ મારી માયાશક્તિ સહજ—અનાદિ-સિદ્ધ છે અને અચળ છે–મોક્ષ પર્યંત રહેનારી છે જેમ સુષુપ્તિમાં (એટલે ગાઢ નિદ્રાવસ્થામાં દર્શનનો) વ્યવહાર લીન થાય છે, તેમ પ્રલયકાળે જીવો, જીવોના કર્મો તથા કાળ એ માયામાં અભેદપણાને લીન થાય છે હું (જોકે નિર્ગુણ છું, તોપણ) મારી એ માયાશક્તિના યોગથી જગતના કારણપણાને પામી છું તે માયા પોતાના આધાર જીવાત્માને ઢાંકી દેનારી હોવાથી તેનામાં (એ ઢાંકણ કરી દેવારૂપ) દોષ પ્રાપ્ત થયલ છે– ચૈતન્યને માયાનો સમાગમ થવાથી (માયામાં પ્રતિબિંબિત જે ચિદાભાસ છે) તે નિમિત્તકારણ કહેવાય છે અને પ્રપંચરૂપે પરિણામ પામનારી માયા ઉપાદાનકારણ કહેવાય છે (એટલે ચિદાભાસ જગતનું નિમિત્તકારણ છે, માયા ઉપાદાન કારણ છે અને અવિજ્ઞાનભૂત શુદ્ધ બિંબરૂપ જે ચૈતન્ય છે, તે વિવર્તોપાદાન છે, આવો વિભાગ અહીં સમજવો) તે માયાને કેટલાક 'તપસ્', કેટલાક 'તમન્' કેટલાક જડ' અને કેટલાક જ્ઞાન, માયા, પ્રધાન, પ્રકૃતિ, શક્તિ કે અજા પણ કહે છે શૈવ-શાસ્ત્રના વિદ્વાનો તને 'વિમર્શ' કહે છે ત્યાર વેદના તત્ત્વાર્થનો વિચાર કરનારા બીજાઓ તેને અવિદ્યા' કહે છે એમ વેદ વગેરે શાસ્ત્રોમાં તેના અનેક નામો છે એ માયા દૃશ્ય હોવાથી જડ છે અને જ્ઞાન વડે તેનો નાશ છે તેથી ખોટી છે ચૈતન્ય દૃશ્ય નથી, જો તે પણ દૃશ્ય હોય તો જડ જ કહેવાય, એ ચૈતન્ય સ્વપ્રકાશ છે, પણ બીજા દ્વારા પ્રકાશિત નથી, કેમ કે તેથી અનવસ્થા દોષ આવે (જો ચૈતન્ય બીજાથી પ્રકાશિત હોય તો એ બીજું કોનાથી પ્રકાશિત અને વળી ત્રીજું કોનાથી પ્રકાશિત ? એમ અનવસ્થા થાય) વળી તે ચૈતન્ય પોતાથી પણ પ્રકાશિત નથી, કેમ કે તેથી એક જ વસ્તુમાં પોતે જ કર્તા ને પોતે જ કર્મ થવાનો વિરોધ થાય, માટે તે ચૈતન્ય પોતે જ દીવાની પેઠે સ્વપ્રકાશ છે હે હિમાલય! એમ સ્વપ્રકાશ ચૈતન્ય બીજા પ્રકાશતા પદાર્થોનું પ્રકાશક છે એમ તમે જાણો અને તેથી જ મારા જ્ઞાનરૂપ શરીરનું નિત્યપણું સિદ્ધ થાય. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ વગેરેમાં અન્ય જડ પદાર્થોનો વ્યભિચાર થવાથી (એટલે રૂપાંતર—વિકાર વગેરે ફેરફાર થવા છતાં) જ્ઞાનનો વ્યભિચાર (બદલાવું અથવા અભાવ) કોઈ સમયે અનુભવ્યો નથી + જો જ્ઞાનના અભાવનો પણ અનુભવ થતો હોય, તો જે સાક્ષીએ એ જ્ઞાનરૂપનો અભાવ પ્રથમ અનુભવ્યા છે, તે જ પોતે મારી જ્ઞાનરૂપ શરીરવાળો એમ બાકી રહ્યો છે. (એટલે સાક્ષીનું જ્ઞાન નિત્ય છે, એમ હરકોઈએ સ્વીકારવું જોઈશે) એટલા માટે જ ઉત્તમ શાસ્ત્રોના વિદ્વાનોએ જ્ઞાનને નિત્ય કહ્યું છે અને એ જ જ્ઞાન પરમ પ્રેમનું સ્થાન હોવાથી તેને આનંદરૂપ કહ્યું છે હું કદી ન હોઉં, એમ ન થાઓ, પણ સદાકાળ હોઉં, એમ જ થાઓ ' આવો પ્રેમ સર્વ કોઈને આત્મા પર રહેલો છે અને આત્મા સિવાયની સર્વ વસ્તુ ખોટી હોવાથી (આત્મારૂપ) મારું અસંગપણું સ્પષ્ટ થાય છે (અર્થાત્ સર્વ પ્રપંચ માયાથી રચાયેલો હોઈ ખોટો છે તેથી જેમ દોરડાને ભ્રાંતિથી દેખાયેલા સર્પ વગેરેનો સંબંધ જ નથી તેમ આત્માને પ્રપંચનો કંઈ સંબંધ જ નથી, એટલે આત્મા નિઃસંગ છે એમ સ્પષ્ટ થાય છે) અને એ રીતે (સર્વ પરિચ્છેદક—માપનાર મિથ્યા છે, તેથી આત્માનો પરિચ્છેદ કે માપ નથી) એ જ કારણે અપરિચ્છિન્નપણું —અમાપપણું મનાયું છે. વળી એ જ્ઞાન આત્માનો ધર્મ નથી, કેમ કે જ્ઞાન જો ધર્મ હોય તો જડપણું પ્રાપ્ત થાય, (એટલે જ્ઞાન સિવાયની સર્વ વસ્તુ જડ હોવાથી જ્ઞાન આત્માનો ધર્મ નથી, પણ આત્માનું સ્વરૂપ જ છે) વળી

– અહીં કહેવાનો ભાવ આ છે કે, માયાના બે રૂપો છે એક તો માયા ને બીજી અવિદ્યા એ બે રૂપો પૈકી માયા જીવાત્માને મોહ કરનારી નથી પણ અવિદ્યા તો મોહ કરનારી જ છે, તેથી તે અવિદ્યારૂપ માયા દોષરૂપ કહેવાય છે

+ 'જે હું જાગ્રત અવસ્થા જોઉં છું તે જ સ્વપ્ન જોઉં છું અને તે જ હું સુષુપ્તિ જોઉં છું' આમ અનુભવમાં ત્રણ અવસ્થાઓનો અભાવ જેમ અનુભવાય છે, તેમ જ્ઞાનનો અભાવ કદી અનુભવાતો નથી, માટે જ્ઞાનનું નિત્યપણું જ માનવું જોઈશે.

જ્ઞાન કોઈ જડ પદાર્થનું જ્ઞાન હોય એવું જોયું નથી અને સંભવતું પણ નથી, માટે જ્ઞાન ચૈતન્યનો ધર્મ નથી, કેમ કે (જ્ઞાન તો ચૈતન્યરૂપ જ હોવાથી) ચૈતન્યથી ચૈતન્યનો ભેદ હોય જ નહિ.– આ કારણે આત્મા સર્વકાળ જ્ઞાનરૂપ, સુખરૂપ, સત્ય, પૂર્ણ, નિ:સંગ અને દ્વૈતજાળથી રહિત છે, પણ તે આત્મા ઈચ્છા તથા પુણ્ય–પાપરૂપ–અદૃષ્ટ–કર્મ વગેરેથી યુકત પોતાની માયાશકિત વડે પૂર્વે (પોતે) અનુભવેલા (જગતના) સંસ્કારથી કાળે કરેલા કર્મોના પરિપાકને લીધે તેમ જ (ચોવીસ) તત્ત્વોના અવિવેકને લીધે (તે તત્ત્વોને જુદા કરવા) સૃષ્ટિને ઉત્પન્ન કરવાની ઈચ્છાવાળો થાય છે.* 'હે હિમાલય! આ અબુદ્ધિપૂર્વક+ (અજ્ઞાતી) સૃષ્ટિ તમને કહી. આ મેં જે કહ્યું, તે માત્ર (મુખ્ય) અલૌકિક રૂપ છે તેને સર્વ શાસ્ત્રોમાં અવ્યાકૃત, અવ્યક્ત અને માયા શબલ એવા નામોથી પણ કહે છે, તેમ જ સર્વ કારણોનું કારણ, તત્ત્વોમાં આદિ રૂપ, સચ્ચિદાનંદ સ્વરૂપવાળું, સર્વ પ્રાણીઓના કર્મો જેમાં એકત્ર થયા છે એવું, (એટલે સર્વ કર્મોનું સાક્ષી) ઈચ્છા, જ્ઞાન તથા ક્રિયાઓના આશ્રયરૂપ અને 'હ્રીંકાર મંત્રના વાચ્યાર્થરૂપ તે (માત્ર અલૌકિક રૂપ) આદિ તત્ત્વ કહેવાય છે. એ આદિ તત્ત્વથી શબ્દતન્માત્રારૂપ આકાશ ઉત્પન્ન થાય છે. આકાશથી સ્પર્શતન્માત્રારૂપ વાયુ ઉત્પન્ન થાય છે, વાયુથી રૂપતન્માત્રારૂપ તેજ ઉત્પન્ન થાય છે. તેજથી રસતન્માત્રારૂપ જળ ઉત્પન્ન થાય છે અને તે જળથી ગંધતન્માત્રારૂપ પૃથ્વી ઉત્પન્ન થાય છે. તેમાં આકાશ કેવળ એક શબ્દ ગુણવાળું છે, વાયુ શબ્દ તથા સ્પર્શ, એમ બે ગુણોવાળો છે, તેજ શબ્દ, સ્પર્શ અને રૂપ એમ ત્રણ ગુણોવાળું વિદ્વાનો કહે છે, જળ શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એમ ચાર ગુણોવાળું કહેવાય છે અને પૃથ્વી શબ્દ સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એમ પાંચ ગુણોવાળી કહેવાય છે. તે આ સૂક્ષ્મ ભૂતોમાંથી વ્યાપક સૂત્ર ઉત્પન્ન થયું છે, જેને લિંગદેહ કહે છે. આ સૂત્ર સર્વાત્મક કહેવાય છે અને તે આત્માનો સૂક્ષ્મ દેહ છે, કારણ દેહ અવ્યક્ત છે અને તે તો પ્રથમ કહેવાઈ ગયો કે જે કારણ દેહમાં જગત બીજરૂપે રહેલું હોય છે અને જેનાથી લિંગદેહની ઉત્પત્તિ થાય છે. (એ રીતે અપચીકૃત ભૂતોની ઉત્પત્તિ) પછી પંચીકરણના માર્ગથી પાંચ સ્થૂલ ભૂતો ઉત્પન્ન થાય છે, તેનો પ્રકાર હવે કહેવાય છે. પૂર્વોક્ત પાંચ ભૂતોના એક એકના બે બે ભાગ કરવા. પછી હે પર્વત! તેમાંથી એક એક અર્ધા ભાગને (જુદા રાખી) બાકીના બીજા અર્ધા એક એક ભાગના પાછા ચાર–ચાર ભાગ કરવા, ને ભાગોને પોતપોતાથી જુદા બીજા જ અર્ધા ભાગમાં નાખી રાખ્યા હોય, તેઓમાં મેળવી દેવાથી તે પાંચેપાંચ અવયવોવાળાં થાય છે (આ ભૂતોનું પંચીકરણ કર્યું કહેવાય છે). આ પંચીકૃત ભૂતોનું જે કાર્ય તે વિરાટ દેહ છે અને એ આત્માનો સ્થૂલ દેહ છે. પાંચે ભૂતોમાં રહેલા સત્ત્વગુણના અંશોમાંના એક એકથી શ્રોત્ર વગેરે પાંચે જ્ઞાનેન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે અને તે બધા અંશો એકઠા મળી તેમાંથી અંતઃકરણ ઉત્પન્ન થાય છે, તે જોકે એક જ છે, તોપણ વૃત્તિઓના ભેદથી ચાર પ્રકારનું થાય છે. એ અંતઃકરણ જ્યારે સંકલ્પવિકલ્પરૂપ કાર્ય કરે છે, ત્યારે તે 'મન' એવા નામવાળું થાય છે, જ્યારે તે નિઃસંશય થઈ સારી રીતે નિશ્ચય કરેલા પદાર્થને જાણે છે, ત્યારે 'બુદ્ધિ' એવી સંજ્ઞાવાળું થાય છે, જ્યારે તે અનુસંધાનરૂપે થાય છે, ત્યારે 'ચિત્ત' કહેવાય છે અને અહંકારસ્વરૂપ વૃત્તિને લીધે તે જ 'અહંકાર' સંજ્ઞાને પામે છે. એ પાંચે ભૂતોના રજોગુણના અંશોમાંના એકએકથી અનુક્રમે

– અર્થાત્ બે ચેતન તો એક રૂપ જ હોય, તેથી ચેતનરૂપ આત્માનો તથા ચેતનરૂપ જ્ઞાનના ધર્મધર્મીભાવ સંભવતો જ નથી.

* જેમ નિદ્રાવાન તે જાગવા ટાણે નિદ્રા રૂપી જાય છે, તેમ પરમાત્મા પણ કાળ તથા કર્મોના દ્વારા આનંદમય પામે છે, ત્યારે જગતને સર્જવાની ઈચ્છાવાળા થાય છે, જેમ ઊંઘી ગયેલો પુરુષ પૂર્વના સંસ્કારને લીધે જાગે છે, તેમ પરમાત્મા પણ પ્રલયરૂપ નિદ્રાવસ્થામાંથી જાગે છે. પ્રલય એ પરમાત્માની નિદ્રાવસ્થા છે.

+ અબુદ્ધિપૂર્વક - એટલે કે પ્રાણીઓના કર્મસંસ્કારથી ઉપજેલી જગત અવસ્થારૂપ સૃષ્ટિ તે પૈકી બુદ્ધિ હોતી નથી. પણ પ્રાણીઓના કર્માનુસાર જ હોય છે, માટે તે અનાદિકૃત છે.

પાચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે અને તે બધા અશો એકડા મળી તેમાથી પાચ પ્રકારનો પ્રાણ થાય છે તેમાનો પ્રાણ હૃદયમા, અપાન ગુદામા, સમાન નાભિમા, ઉદાન કંઠના પ્રદેશમા તથા વ્યાન સર્વ શરીરમા રહેનારો છે પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, પાચ પ્રાણ, બુદ્ધિ તથા મન—આ (સત્તર તત્ત્વો મળી) સૂક્ષ્મ શરીર થાય છે, અને તે જ મારો (એટલે આત્માનો) લિંગદેહ કહેવાય છે હે રાજન્! તેમા જે પ્રકૃતિ (પ્રથમ) કહી છે, તે બે પ્રકારની કહેવાય છે જે (શુદ્ધ) સત્ત્વગુણ પ્રધાન છે, તે માયા કહેવાય છે, અને જે ગુણમિશ્રા—મલિન સત્ત્વગુણપ્રધાન છે, તે અવિદ્યા કહેવાય છે, તેમાની જે પોતાના આશ્રય (આત્મા)નુ રક્ષણ કરે છે (પણ આવરણ કરતી નથી) તે માયા કહેવાય છે તે (શુદ્ધ સત્ત્વ ગુણ પ્રધાન) માયામા બિબભૂત પરમાત્માનુ જે પ્રતિબિમ્બ પડે છે, તે ઈશ્વર કહેવાય છે એ ઈશ્વર પોતાના આશ્રય(પરમાત્મા)ના જ્ઞાનવાળો, પર, સર્વજ્ઞ, સર્વનો કર્તા અને સર્વના પર અનુગ્રહ કરનાર છે, પરતુ હે પર્વતોના અધિપતિ! અવિદ્યામા જે કઈ (પરમાત્માનુ) પ્રતિબિમ્બ પડે છે, તે જ 'જીવ' સજ્ઞાવાળુ અને સર્વ દુખોના આશ્રયરૂપ થાય છે આ બને ઈશ્વર તથા જીવને (અનુક્રમે) માયા તથા અવિદ્યાને લીધે ત્રણ ત્રણ દેહો કહ્યા છે વળી એ બનેને પોતપોતાના ત્રણે દેહોમા અભિમાન હોય છે તેથી તેઓના નામો પણ ત્રણ ત્રણ થયા છે તેમા જીવ કારણદેહરૂપ થયેલો પ્રાજ્ઞ, સૂક્ષ્મ દેહવાળો તૈજસ અને સ્થૂળ દેહવાળો વિશ્વ એવા નામે ત્રણ પ્રકારનો કહેવાય છે, એ જ પ્રમાણે ઈશ્વર પણ કારણદેહવાળો ઈશ્વર, સૂક્ષ્મ દેહવાળો સૂત્ર અને સ્થૂલ દેહવાળો વિરાટ—એવા નામોથી કહેવાય છે પહેલો જીવાત્મા વ્યષ્ટિરૂપ ત્રણ દેહના અભિમાનવાળો હોય છે અને બીજો ઈશ્વર સમષ્ટિરૂપ દેહના અભિમાનવાળો હોય છે તે ઈશ્વર સર્વનો નિયતા હોઈ સાક્ષાત્ જીવોનો અનુગ્રહ કરવાની ઈચ્છાથી મારી માયાશકિતથી પ્રેરિત થઈ (જીવોને) અનેક ભોગોના આશ્રયરૂપ વિવિધ વિશ્વને નિત્ય સર્જે છે, અને હે રાજન્! (બ્રહ્મરૂપ) મારા વિષે (દોરડીમા સર્પની પેઠે) તે કલ્પિત છે ૧-૫૦

**करोति विविधं विश्वं नानाभोगाश्रयं पुनः ।**
**मच्छक्तिप्रेरितो नित्यं मयि राजन् प्रकल्पितः ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૩૨ મો સમાપ્ત

# અધ્યાય ૩૩ મો*

## દેવીનુ મહાઘોર વિશ્વરૂપદર્શન

देव्युवाच

**मन्मायाशक्तिसंक्लृप्तं जगत् सर्वं चराचरम् ।**
**साऽपि मत्तः पृथङ्‌ माया नास्त्येव परमार्थतः ॥**

શ્રીદેવી બોલ્યા સ્થાવર—જગમ સર્વ જગત મારી માયાશકિતથી રચાયેલુ છે અને ખરી રીતે તે માયા પણ મારાથી જુદી નથી (અર્થાત્ માયા પણ મારામા કલ્પિત હોઈ ખોટી છે, ખોટો પદાર્થ તેના આશ્રયથી જુદો કદી હોતો જ નથી, માટે ખરી રીતે તો કેવળ હુ એક જ છુ, બીજી કોઈ વસ્તુ જ નથી) વ્યવહારદૃષ્ટિએ આ અવિદ્યા તથા માયા પ્રસિદ્ધ છે, પણ તત્ત્વદૃષ્ટિએ તો કેવળ એક જ તત્ત્વ છે હે પર્વત! તે જ (કૂટસ્થ બ્રહ્મરૂપ) હુ સર્વ જગત સરજીને તેની અદર માયા—કર્મ વગેરે સહિત પ્રાણને આગળ કરી (ચિદાભાસરૂપે) પ્રવેશુ છુ (જો હુ પ્રાણને આગળ કરી પ્રવેશુ નહિ તો મારુ વ્યાપકપણુ હોવાથી) પરલોકમા જવુ (અને જન્મમરણાદિ વ્યવહાર) કેવી રીતે થાય? આ કારણે હુ પ્રાણને આગળ કરી જગતમા પ્રવેશુ છુ (એટલે કે પ્રાણને સ્વીકારી હુ જગતમા પ્રવેશુ છુ તેથી એ પ્રાણ બીજા દેહમા પ્રવેશે છે ત્યારે જન્મ થાય છે, દેહનો ત્યાગ કરે છે, ત્યારે મરણ અને બીજા લોકમા જવુ એ સર્વ સિદ્ધિ થાય છે) જેમ આકાશ એક છે, તોપણ ઘડો વગેરે ઉપાધિઓના ભેદથી ઘટાકાશ આદિ અનેક ભેદો ભાસે છે, તે જ પ્રમાણે હુ એક જ છુ તોપણ માયાના અવિદ્યા તથા અતઃકરણરૂપ ભેદો જેમ જેમ થાય છે, તેમ તેમ એ ઉપાધિઓના ભેદથી હુ ભિન્ન ભિન્ન ભાસુ છુ (ખરી રીતે તે ઉપાધિઓના જ ભેદો છે, મારુ ભિન્નપણુ છે

* આ અધ્યાયમા છપ્પન શ્લોકોથી અપવાદપુરઃસર મહાઘોર વિશ્વરૂપ દેવીએ દર્શાવ્યુ એ કહેવાશે.

જ નહિ ) જેમ સૂર્ય ઉચ્ચ—નીચ આદિ વસ્તુઓને હમેશા પ્રકાશિત કરે છે, છતા તેઓના દોષોથી દૂષિત થતો નથી, તે જ પ્રમાણે હુ ( ઉપાધિઓના ) દોષોથી કદી લેપાતી નથી કેટલાક ( અવિવેકીઓ ) બુદ્ધિ આદિના કર્તાપણાનો માનમા આરોપ કરીને જ 'આત્મા કર્તા છે' એમ કહે છે, પણ ઉત્તમ બુદ્ધિ વાળા વિવેકીઓ ( બુદ્ધિ આદિને જ કર્તા કહે છે ) આત્માને કર્તા કહેતા નથી, અર્થાત્ સૂર્યની પેઠે હુ પણ કેવળ સાક્ષી જ છુ, કર્તા નથી જેમ ( અવિદ્યા રૂપ ) અજ્ઞાનના ભેદથી જીવોનુ અનેકપણુ કલ્પિત છે, તે જ પ્રમાણે માયાના ભેદથી ઈશ્વરની મૂર્તિઓનુ અનેકપણુ પણ કલ્પિત જ છે, અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ વગેરે ઈશ્વરના ભેદો કેવળ માયાએ જ કલ્પેલા જુદા જુદા આકારો છે જેમ ઘટાકાશ અને મહાકાશનો ભેદ ( ઉપાધિને લીધે ) કલ્પિત છે, તે જ પ્રમાણે જીવ તથા ઈશ્વરનો વિભાગ અવિદ્યા તથા માયાને લીધે કલ્પિત જ છે, અને તે જ પ્રમાણે જીવાત્મા તથા પરમાત્માનો ભેદ પણ ( અજ્ઞાનને લીધે ) કલ્પિત જ છે જેમ જીવોનુ અનેકપણુ અવિદ્યાથી છે પણ પોતાથી નથી, તે જ પ્રમાણે ઈશ્વરનુ અનેકપણુ માયાથી જ છે સ્વભાવથી નથી દેહ, ઇન્દ્રિયો વગેરે સમુદાયની વાસનાઓના ભેદથી ભેદ પામેલી અવિદ્યા જ જીવોના ભેદનુ કારણ છે બીજુ કઈ કારણ નથી, અને તે જ પ્રમાણે હે હિમાલય! સત્વાદિ ગુણોની સાત્વિક, રાજસ અને તામસ વાસનાઓના ભેદથી ભેદ પામેલી માયા જ ઈશ્વરના ભેદનુ કારણ છે, બીજુ કશુ કારણ નથી હે પર્વત! આ સર્વ જગત માનમા ઓતપ્રોત થઈ રહ્યુ છે હુ ઈશ્વર, સૂત્રાત્મા અને વિરાટ છુ, હુ બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર છુ અને હુ જ સરસ્વતી લક્ષ્મી તથા ગૌરી છુ સૂર્ય, ચદ્ર, તારા હુ છુ, પશુ–પક્ષીસ્વરૂપ હુ છુ અને ચાડાળ તથા ચોર પણ હુ જ છુ ક્રૂર કર્મ કરનાર પારધી છુ, સત્કર્મ કરનાર મહાજન છુ અને સ્ત્રી, પુરુષ તથા નપુંસકનો આકાર પણ હુ જ છુ, એમા સશય નથી જે કોઈ સ્થળે જે કઈ વસ્તુ દેખાય છે અથવા સભળાય છે, તે સર્વની અદર તથા બહાર હુ સર્વકાળે વ્યાપીને રહી છુ મારાથી રહિત કઈ પણ સ્થાવર જગમ વસ્તુ નથી કોઈ પણ વસ્તુ મારાથી રહિત હોય, તો વાઝણીના પુત્રની પેઠે તે શૂન્યરૂપ જ હોય જેમ એક જ દોરડી ( ભ્રાતિને લીધે ) સર્પ, માળા વગેરે ભેદોથી જુદી જુદી ભાસે છે, તે જ પ્રમાણે હુ એક જ ( માયા—અવિદ્યારૂપ ઉપાધિના ભેદથી ) ઈશ્વર—જીવ આદિ રૂપે ભાસુ છુ, એમા સશય નથી જે કલ્પિત વસ્તુ હોય છે, તે તેના આશ્રયથી જુદી કદી ભાસતી જ નથી, માટે મારી હયાતીને લીધે જ આ ( કલ્પિત ) જગત હયાતીવાળુ ભાસે છે નહિ તો ભાસે જ નહિ

હિમાલયે કહ્યુ 'હે દેવેશ્વરિ! તમે જે પ્રમાણે કહો છો, તે જ પ્રમાણે તમારા આ સમષ્ટિરૂપ શરીરને, મારા પર તમારી જો કૃપા હોય તો હુ જોવા ઇચ્છુ છુ

વ્યાસ બોલ્યા તેનુ એ વચન સાભળી વિષ્ણુ સહિત સર્વ દેવો તેના વચનનો સત્કાર કરતા પ્રસન્ન ચિત્તવાળા થઈ આનદ પામ્યા પછી તે દેવોનો અભિપ્રાય જાણી ભક્તોની કામધેનુ અને ભક્તોની કામનાઓ પૂરનારા શિવાદેવીએ પોતાનુ ( વિરાટ ) સ્વરૂપ બતાવ્યુ એટલે પરથી પણ પર એવુ તે વિરાટ સ્વરૂપ તેઓએ જોયુ એનુ મસ્તક સત્યલોક, સૂર્ય—ચદ્ર નેત્રો, દિશાઓ કાન, વેદો, વચન, મહાવાયુ પ્રાણ સર્વાત્મક અવ્યક્ત હૃદય અને પૃથ્વી જાઘ કહેવાય છે વળી આકાશ નાભિ છાતી, જ્યોતિશ્ચક્ર, મહર્લોક ડોક અને જનલોક મુખ કહ્યુ છે સત્યલોકની નીચે રહેલો તપલોક એ મહેશ્વરીનુ લલાટ છે, ઇદ્ર વગર દેવો એના બાહુ છે શબ્દ શ્રોત્રેન્દ્રિય છે, બે અશ્વિનીકુમારને નાસિકા છે અને ગધને પડિતો ઘ્રાણેન્દ્રિય કહે છે, અગ્નિને મુખ, દિવસ રાત્રિને નેત્રોની બે પાપણો, ભ્રૂકુટિના વિલાસને બ્રહ્માનુ સ્થાન, જળને તાળવુ, રસને જિહ્વા—ઇંદ્રિય અને યમને દાઢો કહે છે સ્નેહના અશો એ સ્વરૂપના દાત છે, માયાને તેનુ હાસ્ય કહે છે, સૃષ્ટિ તેના કટાક્ષનુ ફેંકવુ છે અને લજ્જા તે મહેશ્વરીનો ઉપલો હોઠ છે લોભ નીચલો હોઠ, અધર્મમાર્ગ પીઠ અને પૃથ્વી પર સૃષ્ટિ કરનારા પ્રજાપતિ એનુ લિંગ છે સમુદ્રો એ મહેશ્વરી દેવીનુ પેટ, પર્વતો હાડકા, નદીઓ નાડીઓ અને વૃક્ષો તેના રુવાટા કહેવાય છે કુમારાવસ્થા,

યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થા—એ સ્વરૂપની ઉત્તમ ગતિ છે, મેઘો કેશ છે અને બે સધ્યા તે ભગવતીના વસ્ત્રો છે હે રાજન્ ! ચદ્રમા એ શ્રીજગદબાનુ મન કહેવાય છે, વિષ્ણુ બુદ્ધિ છે અને રુદ્ર અત કરણ કહેવાય છે ઘોડા વગેરે સર્વ જાતિઓ એ દેવીની કેડના પાછલા પ્રદેશોમા રહી છે અને અતલ આદિ મહાલોક (પાતાલો) એમની કેડના નીચેના ભાગમા રહ્યા છે આવા મહાન સ્વરૂપને એ ઉત્તમ દેવોએ જોયુ તે સ્વરૂપ જ્વાળાઓની હજારો પક્તિઓથી યુક્ત, જીભથી (બધુ) ચાટતુ, દાઢોના કચકચાટા બોલાવતુ, નેત્રોમાથી અગ્નિને બહાર કાઢતુ, અનેક જાતના આયુધોને ધારણ કરતુ, વીર બ્રાહ્મણો તથા ક્ષત્રિયો રૂપી ખોરાકવાળુ, હજારો મસ્તકો, નેત્રો તથા પગવાળુ, કરોડો સૂર્યના જેવુ (તેજસ્વી) કરોડો વીજળીઓ જેવી કાતિવાળુ ભયકર તથા મહાઘોર હોઈ હૃદય તથા નેત્રોને ત્રાસકારી હતુ તે બધા દેવો એ સ્વરૂપને જોઈ રહ્યા, ત્યારે હાહાકાર કરવા લાગ્યા, કપતા હૃદય વાળા થઈ ઘણી જ મોટી મૂર્છાને પામ્યા અને 'આ જગદબા છે' એવુ તેઓનુ સ્મરણ પણ જતુ રહ્યુ પછી એ મહેશ્વરીની ચારે દિશામા જે વેદો ઊભા હતા, તેઓએ મૂર્છા પામેલા દેવોને અતિ ઉગ્ર રીતે (એટલે મોટા ઘાટા પાડી) મૂર્છા માથી જગાડયા પછી ધૈર્ય ધરી ઉત્તમ વેદમત્રો મેળવી પ્રેમના આસુવી ઊભરાતા નેત્રોવાળા અને અને રુધાઇ ગયેલા ગ્હોવાળા તે દેવો આસુઓથી ગળગળી વાણી વડે સ્તુતિ કરવા લાગ્યા

દેવો બોલ્યા હે અબો ! અમારા અપરાધને ક્ષમા કરો, તમારાથી જ ઉત્પન્ન થયેલા અમારુ— દીનનુ રક્ષણ કરો હે દેવેશ્વરિ ! કોપનો ત્યાગ કરો, તમારુ આ રૂપ જોવાથી અમે ભય પામ્યા છીએ પામર દેવો અહીં તમારી શી સ્તુતિ કરે ? તમારુ આ પરાક્રમ જેટલુ અને જેવુ છે તે તમે પોતે પણ જાણી શકતા નથી, તો એ પરાક્રમની પાછળ જન્મેલા સર્વ લોકોને એ કેમ જણાય ? હે ભુવનેશ્વરિ ! તમને નમસ્કાર ! હે ૐકારસ્વરૂપ ! તમને નમસ્કાર ! હે સર્વ વેદાતોથી સિદ્ધ ! 'હ્રીં'કાર મૂર્તિ તમને નમસ્કાર ! જેનાથી અગ્નિ, સૂર્ય, ચદ્ર તથા ના ઔષધિઓ જન્મી છે, તે સર્વાત્મારૂપ તમને નમસ્કાર ! જેનાથી દેવો, સાધ્યો, પક્ષીઓ, પશુઓ તથા મનુષ્યો ઉત્પન્ન થયા છે, તે સર્વાત્મરૂપ તમને નમસ્કાર ! પ્રાણ, અપાન, ડાગર, જવ, તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય, અને યજ્ઞક્રિયા જેનાથી જન્મે છે, તે સર્વાત્મરૂપ તમને નમસ્કાર ! ઉપરની સાત ઇંદ્રિયો, તેઓના સાત વિષયપ્રકાશન, સાત વિષયો, સાત વિષયોના જ્ઞાન અને સાત ઇંદ્રિયોસ્થાનકો જેનાથી થયા છે, તે સર્વાત્મરૂપ તમને નમસ્કાર ! જેથી સમુદ્રો, પર્વતો તથા નદીઓ થયેલા છે અને જેથી સર્વ ઔષધિઓ તથા રસો નીપજે છે, તે તમને વારવાર નમસ્કાર ! જેનાથી યજ્ઞ, દીક્ષા, યજ્ઞસ્તભ, દક્ષિણા, ઋગ્વેદ તથા સામવેદ ઉત્પન્ન થાય છે, તે સર્વાત્મરૂપ તમને નમસ્કાર ! હે માતા ! આગળ ને પાછળ તમને નમસ્કાર ! બને બાજુ તમને નમસ્કાર ! અને ઉપર, નીચે તથા ચારે દિશાઓમા તમને વારવાર નમસ્કાર ! હે દેવેશ્વરિ ! આ અલૌકિક સ્વરૂપ તમે સમેટી લો અને તે જ સુદરમા સુદર રૂપ તમે અમને બતાવો

વ્યાસ બોલ્યા એમ દેવોને ભય પામેલા જોઈ કૃપાના સમુદ્ર જગદબાએ તે ઘોરરૂપ સમેટી લઈ સુદર રૂપ બતાવ્યુ પાશ, અકુશ, વર તથા અભયને ધારણ કરતુ, સર્વાંગે કોમળ, કરુણાથી પૂર્ણ નેત્રોવાળુ અને લગાર હસતા મુખકમળવાળુ તે સુદર રૂપ જોઈ તે વેળા ભયરહિત થઈ શાત ચિત્તવાળા અને હર્ષથી ગળગળા અવાજવાળા તે દેવો ભગવતીને પ્રણામ કરવા લાગ્યા ૧—૫૬

दृष्ट्वा तत्सुन्दरं रूपं तदा भीतिविवर्जिताः ।
शान्तचित्ता प्रणेमुस्ते हर्षगद्गदनिस्वना ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે
અધ્યાય ૩૩ મો સમાપ્ત

# અધ્યાય ૩૪ મો*

## મોક્ષ માટે જ્ઞાન જ મુખ્ય છે

देव्युवाच

क्व यूयं मन्दभाग्या वै क्वेदं रूपं महाद्भुतम् ।
तथापि भक्तवात्सल्यादीदृशं दर्शितं मया ॥१॥

શ્રીદેવી બોલ્યા મદભાગ્યવાળા તમે ક્યા અને

* આ અધ્યાયમા પાચ શ્લોકથી પ્રથમ વેદાન્ત

મહાઅદ્ભુત આ રૂપ કયાં? તોપણ ભકતો ઉપરના પ્રેમથી મે આ સ્વરૂપ તમને બતાવ્યુ હતુ કેવળ મારી કૃપા વિના વેદાધ્યયન, યોગ દાન, તપ તથા યજ્ઞોથી પણ આ રૂપ જોવુ શકય નથી હે રાજેન્દ્ર! હવે આત્મ ઉપદેશ સાભળો ઉપાધિના યોગથી પર માત્મા આ જગતમા જીવપણુ તથા કર્તાપણુ વગેરેને પામ્યા છે વળી તે જ કારણે ધર્મ તથા અધર્મનુ કારણ વિવિધ ક્રિયાઓ કરે છે અને જાતજાતની યોનિઓને પામી સુખ તથા દુ ખ સાથે જોડાય છે, તેમ જ એ (સુખ—દુ ખના) સસ્કારોને વશ થવાથી જુદા જુદા કર્મો કરવામા સદા તત્પર થાય છે, જુદા જુદા દેહોને પામે છે અને સુખ—દુ ખ સાથે જોડાય છે એ રીતે રેંટના યત્રની પેઠે આ સસારનો વિરામ કદી થતો નથી, તેનુ મૂળ કારણ અજ્ઞાન જ છે તે અજ્ઞાનથી ઈચ્છા થાય છે અને તે ઈચ્છાથી ક્રિયાઓ થાય છે માટે અજ્ઞાનનો નાશ કરવા મનુષ્યે અવશ્ય યત્ન કરવો જોઈએ, કેમ કે અજ્ઞાનનો નાશ કરવો એ જ જન્મનુ સફળપણુ છે પુરુષાર્થની સમાપ્તિ અને જીવન્મુકત દશા પણ અજ્ઞાનના નાશમા જ છે અને તે અજ્ઞાનનો નાશ કરવામા સમર્થ કેવળ એક જ્ઞાન જ છે, પણ કર્મ કે તેથી થતી ઉપાસના અજ્ઞાનનો નાશ કરવા સમર્થ નથી, કારણ કે કર્મ, ઉપાસના તથા અજ્ઞાનને પરસ્પર વિરોધ નથી, માટે હે પર્વત! કર્મથી અજ્ઞાનનો નાશ કરવાની આશા કરવી નહિ કર્મો તો અનર્થને આપનારા છે, એમ વિદ્વાનો વારવાર કહે છે, કારણ કે કર્મોથી રાગ થાય છે, રાગથી દ્વેષ થાય છે અને દ્વેષથી મહાન અનર્થ થાય છે, માટે સર્વ પ્રયત્નથી મનુષ્યે જ્ઞાન મેળવવુ જોઈએ વળી '**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः।** કર્મો કરતા કરતા જ આ લોકના સો વર્ષ સુધી જીવવુ જોઈએ, આ શ્રુતિના આધારે કર્મ પણ આવશ્યક તો છે, પરતુ '**ज्ञानादेव हि कैवल्यम्**–મોક્ષ તો જ્ઞાનથી જ થાય છે,' આ શ્રુતિ જ્ઞાનને પણ અવશ્ય મેળવવા યોગ્ય કહે છે, તેથી જ્ઞાન તથા કર્મ—બન્ને સાથે જ લેવા જોઈએ, કેમ કે જ્ઞાનમા કર્મ સહાયતા પામે છે તેમ જ જ્ઞાનનુ તે હિતકારી પણ છે આમ કેટલાક કહે છે, પણ કર્મને તથા જ્ઞાનને પરસ્પર વિરોધ હોવાથી એમ કહેવુ તે સભવતુ નથી, જ્ઞાનથી તો હૃદયની ગાઠ (એટલે દેહાત્મબુદ્ધિ) નાશ પામે છે ત્યારે કર્મ તો એ હૃદયગ્ર થિ હોય છે, તો જ સભવે છે, માટે જેમ અધકાર તથા પ્રકાશને પરસ્પર વિરોધ હોવાથી તે બન્ને એકીવખતે એકીસાથે કદી સભવતા નથી, તેમ જ્ઞાન તથા કર્મને પણ પરસ્પર વિરોધ હોવાથી તેમનુ એકીસાથે એકી વખતે હોવાપણુ સભવતુ નથી (એટલે '**कुर्वन्नेवेह**' એ પૂર્વોકત શ્રુતિ અજ્ઞાનીઓને ઉદ્દેશીને જ કહેવાઈ છે, તેથી તેનો આ રીતે સકોચ કરવો જોઈએ) હે મહાબુદ્ધિમાન હિમાલય! એ (વિરોધરૂપ) હેતુથી ચિત્તશુદ્ધિ થાય ત્યા સુધી જ સર્વ વૈદિક કર્મો કાળજીથી કરવા અદરની ઇંદ્રિયોનો નિગ્રહ, બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ, ટાઢતાપ વગેરેને સહન કરવાપણુ, વૈરાગ્ય અને અત કરણની શુદ્ધિ—આટલુ જ્યા સુધી સિદ્ધ થાય ત્યા સુધી જ કર્મો કરવા યોગ્ય છે, તે સિદ્ધ થઈ ગયા પછી કર્મો કરવાની જરૂર નથી એ રીતે ચિત્તશુદ્ધિ થયા પછી તો સ્વાધીન થયેલા અત કરણવાળા મનુષ્યે સન્યાસ લઈ શ્રોત્રિય (એટલે વેદ—વેદાર્થોને ભણેલા) તથા બ્રહ્મનિષ્ઠ (એટલે બ્રહ્મનો અનુભવ કરનારા) ગુરુનો નિષ્કપટ ભકિતથી આશ્રય કરવો નિત્ય આળસ વગેરે દોષોથી રહિત થઈ વેદાતનુ શ્રવણ કરવુ અને '**तत्त्वमसि**' આદિ વાકયોના અર્થનો હમેશા વિચાર કરવો '**तत्त्वमसि**' આદિ વાકય જીવ તથા બ્રહ્મની એકતાને જણાવનાર છે અને તે એકતા જ્યારે જણાય છે, ત્યારે મનુષ્ય નિર્ભય થઈ મારા સ્વરૂપે થાય છે હે પર્વત! એ વાકયમા પ્રથમ પદોના અર્થનુ જ્ઞાન કરવુ અને પછી આખા વાકયના અર્થનુ જ્ઞાન કરવુ જોઈએ તેમા જે '**तत्**' પદ છે, તેનો વાચ્યાર્થ 'હુ' (ઈશ્વર) થાય છે અને '**त्वं**' પદનો વાચ્યાર્થ 'જીવ' થાય છે, એમા સશય નથી એ બનેની એકતાને વિદ્વાનો '**असि**' પદથી કહે છે પણ '**तत्**' અને '**त्वं**' પદના વાચ્યાર્થ—ઈશ્વર તથા જીવ બાને+ વિરુદ્ધ

કહ્યા પછી મોક્ષ માટે જ્ઞાન જ મેળવવુ જોઈએ એ કથા કહેવાય.

+ ઈશ્વરમા નિત્યપણુ વ્યાપકપણુ વગેરે ઉત્તમ ધર્મો

ધર્મવાળા હોવાથી તેઓની એકતા ઘટે જ નહિ, તેથી '**તત્ત્વમસિ**' એ શ્રુતિમા રહેલા '**તત્**' તથા '**ત્વં**' પદની, (ભાગત્યાગ) લક્ષણા કરવી જોઈએ એ બનેનો લક્ષ્યાર્થ 'ચૈતન્યમાત્ર' છે, એટલે (બે વિરુદ્ધ ધર્મોરૂપ ભાગનો ત્યાગ કરી) તે લક્ષ્યાર્થની એકતા સભવે છે, માટે એ રીતે જીવ તથા ઈશ્વરની એકતા જાણી પોતાના (ઈશ્વર સાથેના) અભેદથી એકરૂપ થઈ જવુ જેમ 'તે આ દેવદત્ત છે' એ વાકયમા ભૂતકાળયુક્ત દેવદત્તનો તથા વર્તમાન કાળયુક્ત દેવદત્તનો જોકે ભેદ છે તોપણ એ ભૂત કાળથી યુક્તપણુ અને વર્તમાનકાળથી યુક્તપણુ —બે વિરુદ્ધ ધર્મોરૂપ ભાગનો ત્યાગ કરી ભાગત્યાગ લક્ષણાથી અવિરુદ્ધ મૂળ વ્યક્તિ—દેવદત્તને ગ્રહણ કરી અભેદપ્રત્યભિજ્ઞા (એટલે એક જ દેવદત્તની ઓળખાણ) કરાય છે, તેમ આ '**તત્**' અને '**ત્વં**' પદમા પણ ભાગત્યાગલક્ષણાથી ચૈતન્યસ્વરૂપની જ અભેદપ્રત્યભિજ્ઞા કરી શકાય છે અનુભવ દ્વારા મનુષ્ય સ્થૂલ આદિ ત્રણે દેહોથી રહિત થઈ બ્રહ્મરૂપ થાય છે પચીકૃત મહાભૂતોથી થયેલો સ્થૂલ દેહ ઘડપણ તથા વ્યાધિઓથી યુક્ત હોઈ સર્વ કર્મોનુ ભોગસ્થાન છે અને એ સ્પષ્ટ માયામય હોવાથી ખોટારૂપે જણાય છે હે પર્વતોના રાજા! તે આ સ્થૂલ દેહ આત્મારૂપ એવી મને (પ્રથમ) ઉપાધિરૂપ છે પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, પાચ પ્રાણો, મન અને બુદ્ધિથી જે બનેલો છે, તેને વિદ્વાનો સૂક્ષ્મ દેહ કહે છે આ સૂક્ષ્મ દેહ અપચીકૃત ભૂતોથી થયેલો હોઈ, આત્માને સુખદુ ખાદિનો અનુભવ કરાવનાર અને બીજી ઉપાધિરૂપ છે હે પર્વતરાજ! અનાદિ અને અનિર્વચનીય જે આ અજ્ઞાન છે, તે આ ત્રીજો કારણરૂપ દેહ આત્માને (ઉપાધિરૂપે) જણાય છે આ (ત્રણે) ઉપાધિઓનો નાશ થાય છે, ત્યારે કેવળ આત્મા જ બાકી રહે છે પૂર્વોક્ત ત્રણે દેહમા (અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનદમય નામના) પાચે કોશોનો હમેશા સમાવેશ થાય છે (ત્રણે દેહોનો ત્યાગ થતા) પાચે કોશોનો પણ ત્યાગ થાય છે, એટલે (**ब्रह्मपुच्छं प्रतिष्ठा**) પુચ્છરૂપે કહેલી બ્રહ્મરૂપ વસ્તુ પ્રાપ્ત થાય છે, એ બ્રહ્મ મારુ જ સ્વરૂપ હોઈ '**नेति' नेति**' ઇત્યાદિ વાકયોથી (સર્વ નિષેધોના અવધિપણાથી) કહેવાય છે આ (બ્રહ્મરૂપ) આત્મા કદી જન્મતો નથી, મરતો નથી અને ઉત્પન્ન થતો પણ નથી (પણ કાયમ ઉત્પન્ન નહિ થયેલો જ રહ્યો છે), કારણ કે એ અજન્મા નિત્ય અને સનાતન છે, તેથી શરીર નાશ પામે છે તોપણ તે નાશ પામતો નથી મારનારો (બીજા કોઈને) (પોતે) મારેલો જો માને અને મરાયેલો (બીજાથી) પોતાને મરાયેલો માને તો એ બને સમજતા નથી, કારણ કે આ આત્મા મારતો નથી ને મરતો પણ નથી સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને મોટાથી પણ મોટો આ આત્મા પ્રાણીની બુદ્ધિરૂપ ગુફામા રહેલો છે અત કરણની શુદ્ધિ થવાથી સકલ્પવિકલ્પરહિત થયેલો મનુષ્ય આ આત્માના મહિમાને જોઈ શકે છે અને પછી શોકરહિત થાય છે શરીરને તમે રથ જાણો, આત્માને રથનો સ્વામી જાણો બુદ્ધિને સારથિ જાણો અને મનને ઘોડાની લગામ જાણો (આ શરીરરૂપ રથમા) ઇદ્રિયોને વિદ્વાનો 'ઘોડા' કહે છે અને વિષયોને જવાના માર્ગો સમજવા ચિદાભાસ, ઇદ્રિયો તથા મન —એ ત્રણથી યુક્ત જે ક્રૂટસ્થ છે તે જ (રથનો સ્વામી) ભોક્તા છે, એમ વિદ્વાનો કહે છે જે મનુષ્ય અવિવેકી, અસ્વાધીન મનવાળો અને સદા સત્કર્મરહિત હોય છે, તે પરમાત્મારૂપ પદને પામતો નથી, પણ સસારને પામ્યા કરે છે, પરતુ જે મનુષ્ય વિવેકી, સ્વાધીન મનવાળો અને સદા સત્કર્મ કર્યા કરતા હોય છે, તે પરમાત્મારૂપ પદને પામે છે, જેથી ફરી જન્મતો નથી (સસારને પામતો જ નથી) જે મનુષ્ય (સ્વાધીન) બુદ્ધિરૂપ સારથિવાળો અને (સ્વાધીન) મનરૂપી લગામવાળો હોય છે, તે સસારરૂપ માર્ગના પારરૂપ મારા પરમ પદ(પરમ સ્વરૂપ)ને પામે છે આમ વેદાતના શ્રવણ અને મનનથી નિર્ણય કરી સશય વિપર્યાસરહિત જ્ઞાનીને (સાક્ષાત્કાર થવા માટે) આત્મારૂપ માર અત કરણ દ્વારા નિદિધ્યાસનથી ચિતન કર્યું (એમ નિદિધ્યા-

---

રહેલા છે, ત્યારે જીવમા અલ્પપણુ તથા પરિચ્છિન્નપણુ વગેરે ભિન્નતા ધર્મો રહેલા છે આવા વિરુદ્ધ ધર્મવાળાઓની એકતા ઘટે નહિ માટે લક્ષણા કરવી.

સતના અભ્યાસથી ચિત્તની) સમાધિ માટેની યોગ્યતા થાય, તે પહેલા પોતાના (વ્યષ્ટિ) દેહમા 'દેવી પ્રણવ' જેનુ નામ છે એવા માયાબીજ (હ્રીં) મનના તથા તેના અર્થના ધ્યાન માટે તેના ત્રણ અક્ષરો (હ્રીં, ર, ઈ)નુ ચિંતન કરવુ તે મત્રમા હ્કાર સ્થૂળદેહ છે, રકાર સૂક્ષ્મદેહ છે, ઈકાર કારણદેહ છે, અને સપૂર્ણ હ્રીંકાર—હુ તુરીયસ્વરૂપ છુ એમ (બ્રહ્માડરૂપ) સમષ્ટિદેહમા પણ અનુક્રમે ત્રણે બીજોને જાણી બુદ્ધિમાન મનુષ્યે સમષ્ટિદેહ તથા વ્યષ્ટિદેહની (પિંડ—બ્રહ્માડની એકતાના ન્યાયે) એકતા ચિંતવવી આમ સમાધિકાળ પહેલા ચિંતન કર્યા પછી આદરયુક્ત થઈ નેત્રો મીંચીને મારુ—જગદીશ્વરી દેવીનુ ધ્યાન કરવુ નાસિકાની અદર ફરતા પ્રાણને તથા અપાનને (પ્રાણાયામના અભ્યાસથી) સમાન કરી, વિષયોની ઇચ્છાથી અટકેલા દોષરહિત અને મત્સર વિનાના થએલા મનુષ્યે નિષ્કપટ ભક્તિથી યુક્ત થઈ, ગુફામા—શબ્દરહિત સ્થળે બેસવુ અને પછી વૈશ્વાનરાત્મારૂપ હ્કારનો રકારમા લય કરવો (અર્થાત્ રકારના અર્થરૂપ સૂક્ષ્મદેહમા હ્કારના અર્થરૂપે સ્થૂલ દેહનો લય કરવો) અને તૈજસાત્મારૂપ રકારનો ઈકારમા લય કરવો, (એટલે કે ઈકારના અર્થરૂપ કારણદેહમા રકારના અર્થરૂપ સૂક્ષ્મ દેહનો લય કરવો) અને પ્રાજ્ઞ આત્મારૂપ ઈકારનો હ્રીંકારમા લય કરવો, અર્થાત્ હ્રીંકારના અર્થરૂપ બ્રહ્મમા ઈકારના અર્થરૂપ કારણદેહનો લય કરવો પછી વાચ્ય (અર્થ), વાચક (શબ્દ), એ બનેથી રહિત દ્વૈત ભાવશૂન્ય, અખડ અને સચ્ચિદાનદ પરબ્રહ્મનુ ચૈતન્ય રૂપ દીવાની શિખાના મધ્યમા ચિંતન કરવુ હે રાજા! એમ ધ્યાનથી મારો સાક્ષાત્કાર કરી ઉત્તમ મનુષ્ય મારા સ્વરૂપ જ થાય છે, કેમ કે ખરી રીતે તો બનેની એકતા જ છે, માટે આ (પૂર્વોક્ત) યોગની યુક્તિ દ્વારા પરથી પણ પર અને આત્મારૂપ મારો સાક્ષાત્કાર કરી મનુષ્યે કાર્ય સહિત અજ્ઞાનનો તત્કાળ નાશ કરનાર થવુ ૧-૫૦

**योगयुक्त्याऽनया दृष्ट्वा मामात्मानं परात्परम्।**
**अज्ञानस्य सकार्यस्य तत्क्षणे नाशको भवेत्॥**

અધ્યાય ૩૪ મો સમાપ્ત

# અધ્યાય ૩૫ મો*

## યોગ અને મંત્રસિદ્ધિનુ સાધન

हिमालय उवाच

**योगं वद महेशानि साङ्गं संवित्प्रदायकम्।**
**कृतेन येन योग्योऽहं भवेयं तत्त्वदर्शने॥ १॥**

હિમાલયે કહ્યુ હે મહેશ્વરિ! બ્રહ્મજ્ઞાનને આપનારો યોગ અગો સહિત તમે કહો, જે કરવાથી હુ તત્ત્વદર્શન માટે યોગ્ય થાઉ

શ્રીદેવીએ કહ્યુ યોગ કઈ આકાશના ઉપરના તળિયે, પૃથ્વી પર કે રસાતળમા નથી, જીવ અને બ્રહ્મની એકતાને જ યોગકુશળ પુરુષો યોગ કહે છે હે નિર્દોષ! કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર નામના છ શત્રુઓને યોગમા વિઘ્ન કરનારા કહ્યા છે, તેઓને યોગના અગોથી જ તોડી નાખી યોગીઓ યોગને મેળવે છે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને (સવિકલ્પ) સમાધિ આ આઠ અગો યોગીઓને યોગ સાધવા (વિઘ્નો સાધનરૂપ) કહે છે તેમા અહિંસા, સત્ય, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય,+ દયા, સરળતા, ક્ષમા, ધૈર્ય, માપસર આહાર− અને બાહ્ય—આભ્યતર પવિત્રતા-આ દશ 'યમ' કહેવાય છે તપ, સતોષ, આસ્તિકતા, દાન, ઈશ્વરપૂજન સિદ્ધાતશ્રવણ, લજ્જા, સત્કર્મ—સચ્છાસ્ત્રોનુ જ્ઞાન જપ અને હોમ-આ દશને મે નિયમો કહ્યા છે હે પર્વતોના રાજા! પદ્માસન, સ્વસ્તિકાસન, ભદ્રાસન વજ્રાસન ને વીરાસન-આ પાચને અનુક્રમે આસનો કહ્યા છે, તેમા બને સાથળો

* આ અધ્યાયમા નાચીઆનક શ્લોકોથી યોગ તથા મત્રસિદ્ધિનુ સાધન સારી રીતે કહવાશે

+ दर्शनं स्पर्शनं केलिः कीर्तनं गुह्यभाषणम्। सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च—સ્ત્રીનુ દર્શન, સ્પર્શ, તેની સાથે રમવુ, વાતચીત કરવી, ગુપ્ત ભાષણ કરવુ, મૈથુન માટે સકલ્પ કરવો, મૈથુન માટે નિશ્ચય કરવો અને મૈથુન કરવુ આ આઠ પ્રકારના મૈથુનનો ત્યાગ તે બ્રહ્મચર્ય કહેવાય છે

− પેટના બે ભાગ અન્નથી ભરવા, એક ભાગ પાણીથી ભરવો અને એક ભાગ વાયુને ફરવા ખાલી રાખવો, તે માપસર આહાર કર્યો કહેવાય!

ઉપરના પગના સ્વચ્છ તળિયા સારી રીતે મૂકી પીઠના ભાગથી બને હાથને ફેરવી લાવી જમણા હાથે જમણા પગના અગૂઠાને તથા ડાબા હાથે ડાબા પગના અગૂઠાને પકડવો, તે યોગીઓના હૃદયને ગમતુ પદ્માસન કહેવાય છે બને ગોઠણ અને સાથળો ની વચ્ચે પગના સ્વચ્છ તળિયા સારી રીતે રાખી સીધા શરીરે યોગી બેસે, તેને સ્વસ્તિકાસન કહે છે 'સીવની'×ની બે બાજુ બે ઘૂટીઓને બરાબર નિશ્ચળ રાખી વૃષણની નીચે રહેલી પગની બે એડીઓને બને હાથથી પકડી રહેવુ, તે યોગીઓને માન્ય ભદ્રાસન કહ્યુ છે બને સાથળો પર અનુક્રમે બને પગ મૂકી બે ગોઠણો પર પેટ સામે રહેલી આગળીવાળા બને હાથ મૂકવા, તે સર્વોત્તમ વજ્રાસન કહ્યુ છે અને એક પગને નીચે રાખી બીજા પગ ઉપર સાથળ મૂકી યોગી સીધા શરીરે જે બેસે છે, તે વીરાસન કહેવાય છે ઉત્તમ યોગીએ (મનમા) સોળ વાર પ્રણવનો ઉચ્ચાર કરતા રહી ડાબા નાકથી બહારના વાયુને ખેચવો, (પછી બેય નાક બધ કરી) ચોસઠ વાર પ્રણવનો ઉચ્ચાર કરતા રહી એ પૂરેલા વાયુને રોકી રાખવો અને પછી સુષુમ્ણા નાડીની વચ્ચે પહોચેલા તે વાયુને બત્રીસ પ્રણવનો ઉચ્ચાર કરતા રહી પિંગલા નાડી દ્વારા—જમણા નાકેથી ધીમે ધીમે બહાર કાઢવો, આને યોગશાસ્ત્રના પડિતો પ્રાણાયામ+ કહે છે એમ વારવાર ડાબા નાકથી બહારના વાયુને ખેચી અનુક્રમે જમણા નાકથી બહાર કાઢવો અને જમણા નાકથી ખચી ડાબા નાકથી બહાર કાઢવો, તેમ જ અનુક્રમે પ્રણવની સખ્યામા પણ વધારો કર્યે જવો એટલે પ્રથમ બરાબર બાર પ્રાણાયામ અને પછી સોળ પ્રાણાયામ એમ પ્રાણાયામોમા પણ વધ્યે જવુ જપ તથા ધ્યાન વગેરે સહિત પ્રાણાયામને વિદ્વાનો સગર્ભ પ્રાણાયામ કહે છે અને જપ—ધ્યાન વગેરેથી રહિત પ્રાણાયામને બીજા વિદ્વાનો વિગર્ભ પ્રાણાયામ કહે છે આ પ્રાણાયામનો અનુક્રમે અભ્યાસ કરતા રહી પુરુષને (પ્રાણાયામ કરતા કરતા) શરીરમા જો પરસેવો થાય, તો તે અધમ પ્રાણાયામ છે, જો કપારી થાય તો તે મધ્યમ પ્રાણાયામ છે અને ભૂમિનો ત્યાગ થાય (એટલે જમીનથી અદ્ધર થઈ જવાય) તો તે ઉત્તમ મનાય છે આ ઉત્તમ પ્રાણાયામ*ના ગુણોની પ્રાપ્તિ થાય ત્યા સુધી પ્રાણાયામ કરવો ઠીક છે વિષયોમા ફરતી ઇદ્રિયોને નિર્વિઘ્ને બળથી વિષયો તરફથી પાછી ખેચી વાળવી તે પ્રત્યાહાર કહેવાય છે પગના અગૂઠા, ઘૂટી, ઢીંચણ, સાથળ, મૂલાધાર,+ લિંગ, નાભિ, હૃદય, ડોક, કઠ-પ્રદેશ, લબિકા, નાક, ભ્રમરનો મધ્યભાગ, મસ્તક અને દ્વાદશાત આગલા સ્થાનોમા વિધિ પ્રમાણે પ્રાણવાયુને રોકવો તે 'ધારણા' કહેવાય છે એકાગ્ર થઈ ચૈતન્યની અદર વર્તતા મન વડે અતઃકરણમા ઇષ્ટ દેવોનુ જે ધ્યાન કરાુ, તે આહીં 'ધ્યાન' કહેવાય છે જીવાત્મા તથા પરમાત્માના એકપણાની જે ભાવના તેને મુનિઓ સમાધિ× કહે છે યોગના આ આઠ અગોનુ લક્ષણ કહ્યુ, હવે સર્વોત્તમ મત્રયોગ– હુ તમને કહુ છુ હે હિમાલય! આ શરીરને પણ વિશ્વ એટલે બ્રહ્માડ એમ કહ્યુ છે, કારણ કે તે પણ પાચ ભૂતોમય હોઈ ચદ્ર, સૂર્ય તથા અગ્નિના તેજથી યુક્ત છે અને જીવ તથા બ્રહ્મની એકતાને જણાવનાર છે શરીરમા સાડાત્રણ કરોડ નાડીઓ માની છે; તેઓમા મુખ્ય દશ છે અને દશમા પણ ત્રણ મુખ્ય છે એ ત્રણમા પણ મુખ્ય જે સુષુમ્ણા નાડી છે, તે પીઠની દાડીમા રહેલી છે (અને મૂલાધારથી માડી પીઠની દાડીરૂપ માર્ગે બ્રહ્મરધ્ર સુધી ગયેલી છે), તેમ જ ચદ્ર, સૂર્ય તથા અગ્નિરૂપ છે તે નાડીની ડાબી બાજુ ધોળી ચદ્રરૂપ ઈડા નાડી છે

× સીવની તે વૃષણની નીચે આવેલી નસ.

+ અર્થાત્ સોળ પ્રણવનો પૂરક, ચોસઠ પ્રણવનો કુભક અને બત્રીસ પ્રણવનો રેચક કરવો

* શરીર તેજસ્વી બને, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, આહાર ઓછો થાય અને શરીર હલકુ થાય—આ ઉત્તમ પ્રાણાયામના ગુણો છે

+ નાભિ અને લિંગની વચ્ચે સમગ્ર નાડીઓનું મૂળ-સ્થાન એક ચક્ર છે, તેને મૂલાધાર કહે છે

× આ સમાધિ તે સપ્રજ્ઞાત અથવા સવિકલ્પ સમજવી કેમ કે તે જ યોગનું અંગ છે નિર્વિકલ્પ અથવા અસપ્રજ્ઞાત સમાધિ તો સિદ્ધ થયેલો યોગ પોતે જ છે

– શારદાતિલકમા કહેલા છિન્નાદિ દોષથી દુષ્ટ મંત્રોની સિદ્ધિ આપનારો યોગ તે મંત્રયોગ.

એ નાડી શકિતરૂપ અને સાક્ષાત્ અમૃતસ્વરૂપ છે સુષુમ્ણાની જમણી બાજુ પિંગલા નામની નાડી છે, જે પુરુષરૂપ તથા સૂર્યસ્વરૂપ છે સુષુમ્ણા નાડી સર્વ તેજોમય અને અગ્નિરૂપ છે તેના મૂળ પ્રદેશમા ચિત્રા નામની નાડી છે, જેના મધ્ય ભાગમા ઈચ્છા, જ્ઞાન તથા ક્રિયારૂપ અને કરોડા સૂર્ય સમાન કાંતિવાળુ સ્વયભૂ લિંગ છે તેના ઉપર હ્રકાર, રકાર, ઈકાર, બિંદુ તથા નાદરૂપ માયાબીજ રહેલુ છે હે પર્વતોના સ્વામી! તેના ઉપર દીવાની શિખા જેવા આકારવાળી લાલ વર્ણની કુડલિની શકિત છે, તે દેવીરૂપ હોઈ મારાથી અભિન્ન મારા સ્વરૂપ કહેવાય છે ત્યા તેની બહારના ભાગમા પીળા વર્ણવાળુ, 'व' થી 'स' સુધીના ચાર અક્ષરોવાળુ, ચાર પાખડીઓવાળુ અને ઓગળેલા સોના જેવુ એક કમળ છે, એમ ચિંતવવુ તેની ઉપર અગ્નિ જેવુ 'ब' થી 'ल' સુધીના છ વર્ણોથી યુકત, છ પાખડીઓવાળુ અને પરલિંગના અધિષ્ઠાનરૂપ સર્વોત્તમ સ્વાધિષ્ઠાન ચક્ર છે એ ચક્ર મૂળ આધારભૂત છ ખૂણાવાળુ છે. તેથી તેને મૂલાધાર કહે છે અને 'સ્વ' એટલે પરલિંગના અધિષ્ઠાનભૂત છે માટે તેને સ્વાધિષ્ઠાન કહે છે તેના ઉપર નાભિપ્રદેશમા મોટી કાંતિવાળુ મણિપુર ચક્ર છે, તે મેઘ જેવુ અને વીજળી જેવુ બહુ તેજોમય હોઈ મણિઓ જેવુ વિકસ્વર છે, તેથી મણિપદ્મ કહેવાય છે, વળી તે ड થી फ સુધીના અક્ષરોવાળુ અને દશ પાખડીઓથી યુકત છે એ પદ્મ વિષ્ણુથી અધિષ્ઠિત હોઈ વિષ્ણુના દર્શનનુ કારણ છે તેની ઉપર ઊગતા સૂર્ય જેવુ 'અનાહત' પદ્મ છે તે क થી ठ સુધીના બાર અક્ષરોવાળી બાર પાખડીઓવાળુ છે અને તેની વચ્ચે દશ હજાર સૂર્યની સમાન કાંતિવાળુ બાણલિંગ રહેલુ છે એ કમળમા શબ્દબ્રહ્મમય શબ્દ કઈ પણ ઠોકયા વિના જ સમજાય છે, તેથી મુનિઓએ તેને 'અનાહત' પદ્મ નામે કહ્યુ છે આ પદ્મ આનદનુ તો સ્થાન છે અને રુદ્રથી અધિષ્ઠિત છે તેની ઉપર (કંઠના પ્રદેશમા) સોળ પાખડીઓવાળુ, વિશુદ્ધ પદ્મ છે, તે સોળ સ્વરયુકત પાખડીઓવાળુ, ધુમાડા જેવા વર્ણવાળુ અને મહાતેજસ્વી છે. એ મહાઅદ્ભુત પદ્મ આકાશ નામે પણ કહેવાય છે અને પરમાત્માનુ દર્શન કરાવી જીવને વિશુદ્ધ કરે છે, તેથી 'વિશુદ્ધપદ્મ' કહેવાય છે. તેની ઉપર (બે ભમરની વચ્ચે) આત્માથી અધિષ્ઠિત ઉત્તમ આજ્ઞાચક્ર છે તેમા (ચિત્ત સ્થાપનાર પુરુષને તારે આમ કરવુ, આમ કરવુ, એવી) પરમેશ્વરની આજ્ઞા જણાય છે, તેથી તેને 'આજ્ઞાચક્ર' કહ્યુ છે, તેને ह અને क्ष વડે યુકત બે પાખડીઓ છે અને તે અતિ મનોહર છે તેની ઉપર કૈલાસચક્ર છે અને તેન ઉપર રોધિની ચક્ર છે હે ઉત્તમ વ્રતવાળા! એમ છ આધાર ચક્રો તમને કહ્યા તેની ઉપર એક હજાર આરાવાળુ અને પરમાત્માના સ્થાનરૂપ 'સહસ્રારચક્ર' કહેવાય છે આમ આ સર્વોત્તમ સર્વ યોગમાર્ગ મે તમને કહ્યો. (તેને પૂર્વોકત પ્રકારે બરાબર જાણી (પ્રથમ પૂરકના યોગથી (બહારના વાયુને આકર્ષી કુભક કરીને) પોતાના મનને મૂલાધારમા જોડવુ પછી ગુદા અને લિંગની વચ્ચે (મૂલાધારચક્રમા) કુડલિની નામની શકિતને (મૂલાધારમા પહોચેલા વાયુથી) દબાવી જાગ્રત કરવી, અને તેને જાગ્રત કરી લિંગોને ભેદવાના ક્રમથી જ (પૂર્વોકત ચક્રોમા રહેલા તે તેજોમય સ્વયભૂ વગેરે લિંગોને ભેદવાના માર્ગે) એ કુડલિની શકિતને સહસ્રારચક્ર સુધી પહોચાડવી અને ત્યા રહેલા શભુ સાથે તે પરમ શકિતને એકરૂપ થયેલી ચિંતવવી પછી તે સહસ્રારચક્રમા (શિવ—શકિતનો સમાગમ થતા) ઓગળેલી લાખના રસ જેવુ જે અમૃત ઉત્પન્ન થયુ હોય, તેને એ કુડલિની શકિતને પિવડાવી તૃપ્ત કરી પાછી ત્યા છએ ચક્રોમા રહેલા દેવોને એ અમૃતની ધારાથી તૃપ્ત કરવા અને પછી યોગસિદ્ધિને આપનારી તે માયા નામની કુડલિની શકિતને પાછી તે જ માર્ગે મૂલાધારમા લાવવી એમ દરરોજ અભ્યાસ કરતા યોગીને પૂર્વોકત સર્વે દૂષિત મત્રો અવશ્ય સિદ્ધ થાય છે, બીજા કોઈ પ્રકારે સિદ્ધ થતા નથી વળી તે યોગી ઘડપણ તથા મરણના દુ ખો વગેરેથી અને સસારરૂપ બધનથી મુકત થાય છે, તેમ જ જગતની માતા, મારા, દેવીના, જે ગુણો જેવા છે, તે ગુણો તે જ પ્રમાણે એ ઉત્તમ સાધકમા અવશ્ય આવે છે, બીજા પ્રકારે તે ગુણો પ્રાપ્ત થતા નથી હે તાત! આમ વાયુની ઉત્તમ ધારણા કહી હવે

તમે ચિત્તની ધારણાને સાવધાન થઈ મારી પાસેથી સાભળો દિશા અને કાળથી નહિ મપાયેલા દેવીમા ચિત્ત સ્થાપી જીવ તથા બ્રહ્મની એકતાનુ ચિતન કરવાથી (મનુષ્ય) તરત તન્મય થઈ જાય છે, અથવા મળયુક્ત ચિત્ત જો જલદી ન સિદ્ધ થાય, તો યોગીએ (મારા) એક એક અવયવમા ચિત્તને સ્થાપવારૂપ યોગથી યોગાભ્યાન કરવો હે પર્વત! તેમા પ્રથમ મારા હાથપગ વગેરે મધુર અગોમા ચિત્તને સ્થાપવુ અને પછી એક એક સ્થાનનો બરાબર જય થવાથી (એટલે તે તે સ્થાનમા ચિત્ત બરાબર સ્થિર થવાથી) અત્યત શુદ્ધ થયેલા ચિત્તવાળા તે મત્રસિદ્ધિની ઇચ્છા વાળા યોગીએ મારા સર્વ સ્વરૂપમા મનને સ્થાપવુ હે પર્વત! જ્ઞાનસ્વરૂપ દેવી વિષે મન જ્યા સુધી લય પામે, ત્યા સુધી મત્રસિદ્ધિને ઇચ્છનારે પોતાના ઇષ્ટ મત્રનો જપ તથા હોમ દ્વારા અભ્યાસ કર્યા કરવો, કેમ કે મત્રના અભ્યાસથી અને યોગથી જ્ઞેય વસ્તુનુ જ્ઞાન કરવા (મનુષ્ય) સમર્થ થાય છે યોગ વિના મત્ર નથી અને મત્ર વિના યોગ નથી માટે મત્ર તથા યોગ—બન્નેનો અભ્યાસ બ્રહ્મસ્વરૂપ થવાથી સિદ્ધિમા કારણ છે જેમ અધકારથી છવાયેલા ઘરમા દીવાને લીધે ઘડો દેખાય છે, તેમ માયાથી ઢકાયેલો આત્મા મત્રથી સાક્ષાત્ કરી શકાય છે, એમ અગો સહિત સપૂર્ણ યોગવિધિ મે હમણા કહ્યો, તેને ગુરુના ઉપદેશથી જાણી શકાય છે, પણ બીજી રીતે કરોડો શાસ્ત્રોથી તે જાણી શકાતો નથી ૧-૬૨

**इति योगविधिः कृत्स्नः साङ्गः प्रोक्तो मयाऽधुना ।**
**गुरूपदेशतो ज्ञेयो नान्यथा शास्त्रकोटिभिः ॥ ६२ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૩૫ મો સમાપ્ત

# અધ્યાય ૩૬ મો+

## બ્રહ્મરૂપ મુખ્ય તત્ત્વનુ વર્ણન અને બ્રહ્મવિદ્યાની દુર્લભતા

देव्युवाच

**इत्यादि योगयुक्तात्मा ध्यायेन्मां ब्रह्मरूपिणीम् ।**
**भक्त्या निर्व्याजया राजन्नासने समुपस्थितः ॥ १ ॥**

શ્રીદેવી બોલ્યા હે રાજન્! આસન પર બેસીને નિષ્કપટ ભક્તિથી પૂર્વોક્ત યોગમા યોજેલા મનવાળા યોગીએ બ્રહ્મસ્વરૂપ મારુ ધ્યાન કરવુ એ બ્રહ્મ વિશ્વરૂપે સદા પ્રકાશમાન જ છે, અત્યત પાસે જ છે. સર્વવ્યાપક હોવા છતા બુદ્ધિમા જણાય છે. યોગાદિ સાધનો દ્વારા સર્વ મુનિઓ વડે એ મહાન બ્રહ્મને પામી શકાય છે આકાશાદિ આ સર્વ પદાર્થો એ બ્રહ્મમા કલ્પિત છે અને જે પદાર્થો હલનચલન કરી રહ્યા છે, શ્વાસોચ્છ્વાસ લઈ રહ્યા છે, તેમ જ નેત્રોના નિમેષ વગેરે ક્રિયાવાળા છે, તે બધા એ બ્રહ્મમા જ સમર્પિત તેમના સ્વરૂપે જ તેમનામા રહેલા છે હે દેવો! એ બ્રહ્મ મારુ સ્વરૂપ છે એમ તમે જાણો જે બ્રહ્મ માયા અને તેનુ કાર્ય જગત એ બન્નેથી શ્રેષ્ઠ છે, લોકોના જ્ઞાનથી પર છે, સર્વ કરતા શ્રેષ્ઠ હોઈ સૂર્યાદિ તેજોનુ પણ પ્રકાશક છે અને સૂક્ષ્મ કરતા પણ સૂક્ષ્મ છે, છતા પૃથ્વી આદિ સર્વ લોકો તથા તે તે લોકમા વસતા સર્વ પ્રાણીઓ જેમા રહ્યા છે, સર્વના આશ્રયરૂપ તે આ અવિનાશી બ્રહ્મ જ પ્રાણ, વાણી તથા મનરૂપ છે તેમ જ સત્ય તથા મોક્ષરૂપ છે, માટે મનરૂપી બાણથી વીંધવા યોગ્ય એટલે લક્ષ્ય થતા તેને જ હે સૌમ્ય! તમે વીંધો, લક્ષ્યરૂપે મેળવો ઉપનિષદોએ જણાવેલુ મોટુ ધનુષ લઈ ઉપાસનાથી તીક્ષ્ણ કરેલુ બાણ (તેમા) સાધવુ અને પછી તેને આકર્ષી (ઇદ્રિય સહિત અત કરણને પોતપોતાના વિષયોથી વાળી લઈ) તે બ્રહ્મમા જ ભાવને પામેલા ચિત્ત વડે તે જ અવિનાશી બ્રહ્મને હે સૌમ્ય! તમે વીંધો ૐકાર ધનુષરૂપ છે, મન બાણરૂપ છે અને બ્રહ્મ વીંધવાના નિશાનરૂપ કહેવાય છે, માટે પ્રમાદરહિત એકાગ્ર ચિત્ત વડે તે નિશાનને એવુ વીંધવુ જોઈએ, કે જેથી (બાણ જેમ નિશાનમા સોસરવુ ઊતરી જાય, તેમ) તન્મય બની જવાય જેમા સ્વર્ગ, પૃથ્વી, અતરિક્ષ અને સર્વ પ્રાણો સહિત મન અદર સમાઈને રહેલુ છે, તે જ એક આત્માને તમે જાણો, બીજી (વિદ્યાઓરૂપ) વાણી છોડી દો, કારણ કે આ આત્મા જ (સસારસમુદ્રને ઓળગી જઈ (મોક્ષપ્રાપ્તિનો સેતુ (પુલ) છે જેમ રથની નાભિમા (એટલે રથના પૈડાની વચલી કુડલીમા) આરાઓ રહેલા હોય છે, તેમ જે હૃદયમા

+ આ અધ્યાયમા ત્રીસ શ્લોકોથી મુખ્ય બ્રહ્મતત્ત્વ વર્ણવાશે અને બ્રહ્મવિદ્યા દુર્લભ છે તે કહેવાશે.

બધી નાડીઓ રહેલી છે, તે જ હૃદયમા આ આત્મા રહે છે અને (બુદ્ધિ આદિના અનુભવોથી જાણો) અનેક પ્રકારે થતો હોય (એટલે હર્ષ, ક્રોધ વગેરે વિકારોને પામતો હોય) તેવો જણાય છે કેવળ ૐકારનો જ આશ્રય કરીને આત્માનુ તમે ધ્યાન કરો અને અવિદ્યાથી પર (મોક્ષરૂપ) સામે કિનારે પહોચવા તમારુ કલ્યાણ થાઓ—તમને વિઘ્નો ન નડો એ આત્મા પ્રકાશમાત, હૃદયકમળમા રહેલા આકાશમા જાણે રહ્યો હોય એવો જણાય એ આત્મા મનોમય છે એટલે મનની વૃત્તિઓ વડે જ જણાય છે, પ્રાણો તથા શરીરનો નેતા છે, આનદરૂપે તથા મોક્ષરૂપે સર્વકાળ પ્રકાશે છે અને અન્નના પરિણામ રૂપ દેહમા રહેલા તેને ધીર વિવેકીઓ બુદ્ધિને હૃદયમા એકાગ્ર કરી તેના સાક્ષાત્કાર દ્વારા સર્વ સ્થળે પરિપૂર્ણ જુએ છે એ પરમાત્માનો સાક્ષાત્કાર થતા આ જીવાત્માની હૃદયરૂપ ગાઠ છૂટી જાય છે, સર્વ સશયો કપાઈ જાય છે અને (પ્રારબ્ધ સિવાયના) કર્મો નાશ પામે છે ત્રણે ગુણોથી રહિત, માયારહિત, સૂર્ય વગેરેનુ પણ પ્રકાશક અને પરમ સ્વચ્છ તે બ્રહ્મ જ્યોતિર્મય આનદમય નામના કોશમા રહે છે, જેને જ્ઞાનીઓ (મોટા પ્રયાસથી) જાણે છે 'તે આત્મારૂપ બ્રહ્મમા સૂર્ય, ચદ્ર, તારા અને આ વીજળીઓ પણ પ્રકાશતા નથી, તો અગ્નિ તો ક્યાથી જ પ્રકાશે? આ સર્વ જગત જે ભાસી રહ્યુ છે, તે પ્રકાશમાત તે આત્માની પાછળ જ પ્રકાશે છે પૂર્વ દિશામા આ અમૃતરૂપ બ્રહ્મ જ વ્યાપ્ત છે અને પશ્ચિમમા, દક્ષિણમા, ઉત્તરમા, નીચે તથા ઊંચે પણ એ જ બ્રહ્મ પ્રસરી રહ્યુ છે એટલુ જ નહિ, પણ સર્વશ્રેષ્ઠ આ જગત કેવળ બ્રહ્મ જ છે' આવો અનુભવ જેને થાય છે, તે ઉત્તમ મનુષ્ય કૃતાર્થ છે, પ્રસન્નચિત્ત રહેતો તથા બ્રહ્મરૂપ થયેલો તે મનુષ્ય કોઈનો શોક કરતો નથી કે કઈ ઈચ્છતો પણ નથી હે નગેન્દ્ર! પ્રાણીને બીજાથી જ ભય થાય છે, પણ બીજી વસ્તુ છે જ નહિ એમ જણાયાથી બ્રહ્મવેત્તા પુરુષ ભય પામતો નથી એવા બ્રહ્મવેત્તાનો મને વિયોગ નથી અને મારો તેને વિયોગ નથી અર્થાત્ તે અને હુ—અમે એક જ છીએ હે પર્વત! તે બ્રહ્મવેત્તા એ હુ છુ અને હુ એ બ્રહ્મવેત્તા છે એમ તમે નક્કી જાણો જે સ્થળે મારો એ જ્ઞાની રહ્યો હોય, તે સ્થળે મારુ દર્શન થાય છે હુ તીર્થમા, કૈલાસમા કે વૈકુઠમા કદી વસતી નથી, પણ મારા જ્ઞાનીઓના હૃદયકમળમા વસુ છુ મારા જ્ઞાનીનુ એક વારનુ પણ પૂજન મારી કરોડો પૂજાનુ ફળ આપે છે, તેનુ કુળ પવિત્ર છે અને તેની માતા કૃતાર્થ થાય છે જેના ચિત્તનો લય પરમાત્મામા થયો હોય છે, તેવા મનુષ્યને લીધે પૃથ્વી પુણ્યશાળી છે હે પર્વતશ્રેષ્ઠ! જે બ્રહ્મજ્ઞાન તમે પૂછ્યુ હતુ તે સર્વે મે કહ્યુ, આથી વધારે કહેવાનુ છે જ નહિ આ જ્ઞાનભક્તિવાળા અને સદ્વર્તનવાળા મોટા પુત્રને, તેમ જ તેવા જ ગુણવાળા શિષ્યને કહેવુ, પણ તે સિવાયના બીજાને કદી કહેવુ નહિ જેને પરમેશ્વર તથા ગુરુ ઉપર ઉત્તમ ભક્તિ હોય, તે મહાત્માને કહેલા આ અર્થો બરાબર સમજાય છે, તેમ જ જેણે આ વિદ્યાનો ઉપદેશ કર્યો હોય, તે પરમેશ્વર જ છે, જેનો ઉપકાર કરવા એ (શિષ્ય) સમર્થ નથી, તેથી તેનો તે દેવાદાર જ રહે છે બ્રહ્મરૂપ (સાચો) જન્મ આપનારને માતાપિતા કરતા પણ અધિક કહ્યો છે, કારણ કે માતાપિતાથી થયેલો જન્મ નાશ પામે છે, પણ આ રીતે થયેલો બ્રહ્મ રૂપ જન્મ કદી નાશ પામતો નથી, માટે હે પર્વત! તે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરનારનો દ્રોહ ન કરવો ઈત્યાદિ વેદે પણ કહ્યુ છે આવા કારણથી શાસ્ત્રનો સિદ્ધાત છે કે, બ્રહ્મજ્ઞાન આપનાર ગુરુ સર્વોત્કૃષ્ટ છે શિવ કોપ્યા હોય તો ગુરુ રક્ષા કરે છે, પણ ગુરુ કોપ્યા હોય તો શિવ રક્ષા કરી શકતા નથી, માટે હે પર્વત! સર્વ પ્રયત્નથી ગુરુને સતોષવા જોઈએ અને કાયાથી, મનથી તથા વાણીથી સર્વકાળ તેમની ભક્તિ કરવા તત્પર રહેવુ, નહિ તો તે કૃતઘ્ન થાય છે અને કૃતઘ્ન માટે કોઈ પ્રાયશ્ચિત્ત નથી અથર્વાના પુત્ર 'દધ્યડ્' નામના મુનિને (તેમનુ) મસ્તક કાપી નાખવાની પ્રતિજ્ઞા કર્યા પછી જ ઇદ્રે બ્રહ્મવિદ્યા કહી હતી પછી તે મુનિએ બે અશ્વિનીકુમારોને જ્યારે બ્રહ્મવિદ્યા કહી, ત્યારે ઇદ્રે (અશ્વિનીકુમારો એ પ્રથમથી જ મુનિનુ મૂળ મસ્તક કાપીને, સાચવી

રાખી તેના બદલે ચડાવેલા) તેમના ઘોડાના મસ્તકને કાપી નાખ્યુ હતુ, ત્યારે એ મસ્તકને કપાયેલુ જોઈ દેવોમા ઉત્તમ વૈદ્ય—અશ્વિનીકુમારોએ ફરી તે મુનિનુ પોતાનુ મસ્તક સાધી દીધુ હતુ + આમ હે પર્વતરાજ! મહાકષ્ટથી બ્રહ્મવિદ્યા પામી શકાય છે, માટે હે પર્વત! જેણે એ બ્રહ્મવિદ્યા મેળવી છે, તે ધન્ય અને કૃતાર્થ થાય છે ૧–૩૦

**इति सङ्कटसंपाद्या ब्रह्मविद्या नगाधिप ।**
**लब्धा येन स धन्यः स्यात् कृतकृत्यश्च भूधर ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૩૬ મો સમાપ્ત

# અધ્યાય ૩૭ મો×

## ભક્તિનું સ્વરૂપ તથા મહિમા

हिमालय उवाच

**स्वीयां भक्तिं वदस्वाम्ब येन ज्ञानं सुखेन हि ।**
**जायेत मनुजस्यास्य मध्यमस्याऽविरागिणः ॥ १ ॥**

હિમાલયે કહ્યુ 'હે અમ્બે! તમારી ભક્તિ હવે કહો, જેથી વૈરાગ્યરહિત મધ્યમ મનુષ્યને પણ સુખેથી જ્ઞાન થાય

શ્રીદેવી બોલ્યા હે ઉત્તમ પર્વતોના સ્વામિ! મોક્ષપ્રાપ્તિ માટે મે કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિ-યોગ કહ્યા છે આ ત્રણે માર્ગોમા (જ્ઞાનમાર્ગ સાક્ષાત્–સીધુ મોક્ષનુ સાધન છે અને બીજા બે માર્ગ ચિત્ત-શુદ્ધિ દ્વારા મોક્ષનુ સાધન છે, તોપણ) આ ભક્તિ-માર્ગ સુલભ હોવાથી, (ધનનો ખર્ચ કે શરીરના પરિશ્રમ વિના કેવળ) મનોવૃત્તિથી જ થઈ શકતો હોવાથી અને શરીર તથા ચિત્ત વગેરેને દુઃખકારક ન હોવાથી યોગ્ય હોઈ હરકોઈ પ્રકારે કરવો શક્ય છે મનુષ્યોના (સત્ત્વ, રજસ અને તમસ એ) ગુણો જુદા જુદા હોવાથી તે ભક્તિ પણ ત્રણ પ્રકારની મનાઈ છે (સાત્ત્વિકી, રાજસી અને તામસી, તેમા) બીજાને પીડાનો ઉદ્દેશ રાખી દંભને આગળ કરી મત્સર તથા ક્રોધથી યુક્ત જે મનુષ્ય ભક્તિ કરે છે, તેની ભક્તિ 'તામસી' કહેવાય છે બીજાને પીડા કરવી વગેરેથી રહિત હોય છતા હૃદયમા કાયમ કામનાવાળો, યશની ઈચ્છાવાળો અને ભોગોમા લાલચુ જે પામર મનુષ્ય તે તે ફળ મેળવવા માટે અત્યંત ભક્તિથી મને ઉપાસે છે અને ભેદબુદ્ધિને લીધે મને પોતાથી જુદી જાણે છે, તેની ભક્તિને હે પર્વતરાજ! 'રાજસી' કહી છે પરમેશ્વરને અર્પણ કરેલુ કર્મ પાપનો નાશ કરનાર થાય છે અને વેદોમા તેને જ (મુખ્ય) કહ્યુ છે, તેથી 'મારે હમેશા તે જ (નિષ્કામ) કર્મ અવશ્ય કરવુ જોઈએ આવા નિશ્ચયયુક્ત બુદ્ધિવાળો હોય, છતા ભેદબુદ્ધિનો આશ્રય કરી ઈશ્વરપ્રીત્યર્થે કર્મ કરે તેની એ ભક્તિ હે પર્વત! 'સાત્ત્વિકી' છે આ સાત્ત્વિકી ભક્તિ ભેદબુદ્ધિના આશ્રયને લીધે જોકે (પ્રેમલક્ષણારૂપ) પરાભક્તિ અથવા શ્રેષ્ઠ તો નથી જ પણ ક્રમશ એ પરાભક્તિને પમાડનારી તો થાય જ છે, જ્યારે પ્રથમની તામસી તથા રાજસી એ બે ભક્તિ તો પરાભક્તિને પમાડનારી મનાતી જ નથી (માટે તામસી તથા રાજસી ભક્તિ ન કરવી, પણ સાત્ત્વિકી ભક્તિ જ કરવી) હવે પરાભક્તિ પણ કહુ છુ, તેને તમે મારી પાસેથી સાભળો મારા ગુણો સાભળવા, કાયમ મારુ નામ ઉચ્ચાર્યા કરવુ, કલ્યાણ-કારી ગુણરત્નોની ખાણરૂપ મારામા ચિત્તને તેલની

---

+ આ કથા સર્વ વેદોમા આમ પ્રખ્યાત છે દધ્યઙ્ મુનિએ ઇન્દ્ર પાસે બ્રહ્મવિદ્યાની માગણી કરી, ત્યારે ઇન્દ્રે તેને બ્રહ્મવિદ્યા કહી હતી અને પછી કહ્યુ હતુ કે, 'આ બ્રહ્મવિદ્યા જો તમે બીજાને કહેશો તો તે જ વખતે હુ તમારુ મસ્તક કાપી નાખીશ ' પછી કેટલાક સમયે અશ્વિની કુમારો એ મુનિની પાસે આવી બ્રહ્મવિદ્યા માગવા લાગ્યા, ત્યારે મુનિએ કહ્યુ કે, 'જો હુ તમને બ્રહ્મવિદ્યા કહુ તો ઇન્દ્ર મારુ મસ્તક કાપી નાખે ' તે સાભળી અશ્વિનીકુમારોએ કહ્યુ કે, 'તમારુ આ મસ્તક કાપી નાખી અમે તે સાચવીશુ અને તેના બદલે ઘોડાનુ મસ્તક હમણા ચડાવી દઈશુ, પછી તમે અમને બ્રહ્મવિદ્યા કહેશો ત્યારે ઇન્દ્ર તમારા ઘોડાના મસ્તકને ભલે કાપી નાખે, અમે તમારુ મૂળ મસ્તક પાછુ સાધી દઈશુ ' એમ અશ્વિનીકુમારોએ કહ્યુ ત્યારે એ મુનિએ તેમ કરવા હા પાડી, જેથી અશ્વિનીકુમારોએ તેમનુ મસ્તક કાપી, તે સાચવી રાખી, ઘોડાનુ મસ્તક ચડાવ્યુ હતુ પછી મુનિએ તેમને બ્રહ્મવિદ્યા કહી, એટલે ઇન્દ્રે તે મસ્તક કાપી નાખ્યુ હતુ, અને અશ્વિનીકુમારોએ પોતાની પાસે રાખી મૂકેલુ તેમનુ મૂળ મસ્તક પાછુ સાધી દીધુ હતુ

× આ અધ્યાયમા પિસ્તાળીસ શ્લોકોથી આદર સહિત ભક્તિનું સ્વરૂપ તથા મહિમા બરાબર વર્ણવાયો.

ધારાની પેઠે હમેશા સ્થિર રાખું, તેમાં કોઈ પણ જાતની અન્ય કામના કદી ન હોય, મારી પાસે જ રહેવાની, મારા જેવું ઐશ્વર્ય પામવાની, મારી સાથે એકરૂપ થવાની અથવા મારા લોકને મેળવવાની પણ ઇચ્છા ન હોય, મારી સેવાથી અધિક કંઈ પણ કદી ન જાણે, સેવ્ય—સેવકપણું છોડી મોક્ષ પણ ન ઇચ્છે, આળસરહિત થઈ પરમ પ્રેમથી મારું જ ચિંતન કર્યા કરે, મને પોતાથી અભિન્ન જ કાયમ જાણે, ભિન્ન ન જાણે, બધે રહેલી અને સર્વરૂપ મને કાયમ નમે તથા પૂજે અને હે પર્વતરાજ! ચાંડાલ સુધીના કોઈ ઉપર પણ ભેદબુદ્ધિ નહિ હોવાથી કોઈના પર દ્રોહબુદ્ધિ ન કરે, મારાં સ્થાનોનું દર્શન કરવા, મારા ભક્તોનું દર્શન કરવા, મારાં શાસ્ત્રો સાંભળવા અને મંત્ર—તંત્ર વગેરે ઉપર પણ શ્રદ્ધા રાખે, હે રાજા! મારામાં હમેશા પ્રેમાકુળ બુદ્ધિવાળો, રોમાંચિત શરીરવાળો, પ્રેમાશ્રુના જળથી પૂર્ણ નેત્રોવાળો અને કંઠમાં ગદ્ગદ શબ્દોવાળો થઈ સર્વ કારણોનું કારણ તથા જગતનું ઉત્પત્તિસ્થાન મને ઈશ્વરી—ને અનન્ય ભાવે પૂજે, નિત્ય—નૈમિત્તિક મારાં દિવ્ય વ્રતોને પણ હમેશા ભક્તિથી કરે, (મારા માટે) ધન ખર્ચવામાં લુચ્ચાઈ ન કરે અને હે પર્વત! જેને હમેશા સ્વભાવથી જ મારા ઉત્સવો જોવાની ઇચ્છા તથા મારા ઉત્સવો કરવાની પ્રવૃત્તિ રહ્યા કરે, કેવળ મારાં જ નામોને પ્રેમથી ગાતો નૃત્ય કરે, અહંકારવગેરેથી રહિત અને દેહ ઉપરની આત્મબુદ્ધિથી પણ રહિત થઈ 'પ્રારબ્ધને લીધે જેવું જે કરાય છે, તેવું તે થાય છે, તેમાં દેહની રક્ષા વગેરે માટે મને ચિંતા નથી' એમ માની કેવળ મારી ભક્તિ જ કર્યા કરે, તેની એ ભક્તિ 'પરાભક્તિ' કહેવાય છે, જેમાં દેવીથી ભિન્ન કોઈ પણ વસ્તુ ચિંતવાતી નથી હે પર્વત! એવી સાચી પરાભક્તિ જે વખતે જેને ઉત્પન્ન થાય છે તે જ વખતે તેનો (એટલે તેના ચિત્તનો) મારા ચૈતન્યસ્વરૂપ મારા સ્વરૂપમાં લય થાય છે ભક્તિની એવી જે પરાકાષ્ઠા તેને જ જ્ઞાન કહ્યું છે અને તે જ વૈરાગ્યની હદ છે, કેમ કે જ્ઞાનમાં તે બન્ને (ભક્તિ તથા વૈરાગ્ય) હોય છે હે પર્વત! ભક્તિ કર્યા છતાં પ્રારબ્ધના વશથી જેને મારું જ્ઞાન થતું નથી, તે મણિદ્વીપમાં જાય છે, અને ત્યાં જઈ પોતે ઇચ્છતો ન હોય છતાં સમગ્ર ભોગોને તે પામે છે પછી હે પર્વત! (તે ભોગો ભોગવી) છેવટે મારા ચૈતન્યસ્વરૂપનું જ્ઞાન તેને સારી રીતે થાય છે અને તે જ્ઞાન થતાં સદાકાળ માટે તે મુક્ત થાય છે મુક્તિ તો જ્ઞાનથી જ થાય છે, બીજા પ્રકારે થતી નથી જે મનુષ્યને હૃદયમાં રહેલા પ્રત્યગાત્મારૂપ મારું—સર્વોત્કૃષ્ટ જ્ઞાનસ્વરૂપનું જ્ઞાન આ લોકમાં જ થાય છે, તેના પ્રાણ (બીજા દેહમાં) જતા નથી, પણ અહીં જ બ્રહ્મરૂપ થઈ બ્રહ્મને પામે છે, કેમ કે જે બ્રહ્મને જાણે છે, તે બ્રહ્મ જ બની જાય છે જેમ કંઠમાં (ઘરેણારૂપે) રહેલું સોનું (ભુલાઈ જવારૂપ) અજ્ઞાનથી ઢંકાઈ જાય છે, પણ (યાદ થવારૂપ) થતાં જે (સોનું) પ્રથમ મેળવેલું હતું, તે જ પાછું આવે છે, તેમ પોતાનું આત્મસ્વરૂપ પ્રથમથી હયાત જ છે, છતાં અજ્ઞાનને લીધે ઢંકાઈ ગયું હોઈ પાછળથી જ્ઞાન દ્વારા અજ્ઞાનનો નાશ થવાથી તે મળેલું જ મેળવાય છે હે પર્વતોમાં ઉત્તમ! મારું સ્વરૂપ (બ્રહ્મ) માયાના કાર્ય દેહાદિ અને તેના કારણરૂપ માયા એ બન્નેથી જુદું જ છે જેમ આરસીમાં પ્રતિબિંબ દેખાય છે, તેમ આ દેહમાં તેનો અનુભવ થાય છે અને જેમ જળમાં (એ આરસી કરતાં પણ સ્વચ્છ) પ્રતિબિંબ દેખાય છે, તેમ પિતૃલોકમાં (આ દેહ કરતાં પણ વધારે સ્વચ્છ બ્રહ્મનો) અનુભવ થાય છે જેમ છાયા અને તાપ સ્વચ્છ તથા સ્પષ્ટ અનુભવાય છે, તે જ પ્રમાણે મારા (મણિદ્વીપ) લોકમાં (પિતૃલોક કરતાં પણ વધારે) સ્વચ્છ તથા સ્પષ્ટ બ્રહ્મજ્ઞાન અનુભવાય છે, જેમાં દ્વૈતનું ભાન જ હોતું નથી જે મનુષ્ય વૈરાગ્યવાન હોય છતાં જ્ઞાન થયા વિના જો મરણ પામે છે, તો એક કલ્પ સુધી બ્રહ્મલોકમાં તે નિત્ય વસે છે અને પછી પવિત્ર શ્રીમંતોને ઘેર તેનો ફરી જન્મ થાય છે, ત્યાં એ જ્ઞાનસાધન કરે છે, તેથી અવશ્ય તેને જ્ઞાન થાય જ છે હે રાજન્! જ્ઞાન અનેક જન્મે થાય છે, પણ એક જ જન્મે થઈ જતું નથી, માટે હરકોઈ પરિશ્રમથી જ્ઞાન માટે યત્ન કરવો જોઈએ, નહિ તો મોટું નુકસાન થાય છે, કેમ કે આ (મનુષ્યનો)

જન્મ ફરી દુર્લભ છે, તેમા પણ પ્રથમતા (બ્રાહ્મણ) વર્ણમા જન્મ દુર્લભ છે અને તેમા પણ વેદોની પ્રાપ્તિ દુર્લભ છે (કદાચ વેદપ્રાપ્તિ થઈ હોય તોપણ) શમ—દમાદિ છ સાધનસપત્તિ, યોગસિદ્ધિ અને ઉત્તમ ગુરુની પ્રાપ્તિ આ સર્વ સામગ્રી આ (બ્રાહ્મણના) જન્મમા પણ દુર્લભ છે વળી ઇદ્રિયોનુ સામર્થ્ય અને શરીરનુ સસ્કારીપણુ પણ દુર્લભ છે અને (તે કદાચ મળ્યુ હોય તોપણ) મોક્ષની ઇચ્છાથી થવી તે તો અનેક જન્મોના પુણ્યોથી થાય છે, માટે આ સકળ સાધનો પ્રાપ્ત થયા હોય, છતા જે મનુષ્ય જ્ઞાન માટે પ્રયત્ન કરતો નથી, તેનો જન્મ વ્યર્થ થાય છે આ કારણથી હે રાજા! યથાશકિત જ્ઞાન માટે પ્રયત્ન કરવો જોઈએ, કેમ કે શ્રવણાદિ દ્વારા જ્ઞાન માટે યત્ન કરતો મનુષ્ય ક્ષણે ક્ષણે અશ્વમેધનુ ફળ પામે છે જેમ દૂધમા ઘી ગુપ્ત રહ્યુ છે, તેમ પ્રત્યેક પદાર્થમા બ્રહ્મ ગુપ્ત રહેલ છે, માટે મનરૂપ રવૈયાથી કાયમ મથન કરવુ જોઈએ, કેમ કે જ્ઞાન મેળવીને જ (મનુષ્ય) કૃતાર્થ થાય છે, આવો વેદાતનો ઢઢેરો છે આ સર્વે મે ટૂકમા તમને કહ્યુ, આથી વધારે તમે શુ સાભળવા ઈચ્છો છો ૨૧-૪૫

**ज्ञान लब्ध्वा कृतार्थ स्यादिति वेदान्तडिण्डिम• ।**
**सर्वमुक्त समासेन किं भूयः श्रोतुमिच्छसि ॥४५॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૩૭ મો તમામ

## અધ્યાય ૩૮ મો*

### દેવીના સ્થાનો, વ્રતો ને મહોત્સવો

हिमालय उवाच

**कति स्थानानि देवेशि द्रष्टव्यानि महीतले ।**
**मुख्यानि च पवित्राणि देवीप्रियतमानि च ॥**

હિમાલયે પૂછ્યુ હે દેવેશ્વરિ! પૃથ્વી પર (તમને) દેવીને અત્યત પ્રિય, મુખ્ય અને પવિત્ર કેટલા સ્થાનો દર્શન કરવા યોગ્ય છે તેમ જ તમને સતોષ આપનારા વ્રતો તથા ઉત્સવો પણ કેટલા છે, તે સર્વ મને કહો, જેથી હે માતા! મનુષ્ય કૃતાર્થ થાય શ્રીદેવી બોલ્યા દરેક દેખાતી વસ્તુ મારુ સ્થાન જ છે, દરેક સમય મારા વ્રતરૂપ જ છે અને સર્વકાળે મારા ઉત્સવો થઈ શકે છે, કેમ કે હુ સર્વ સ્વરૂપ છુ, છતા હે પર્વતરાજ! ભકતો ઉપરના પ્રેમથી કઈ કઈ (વિશેષ) હવે કહુ છુ, તમે સાવધાન થઈ મારુ વચન સાભળો (દક્ષિણમા) કોલાપુર મારુ મોટુ સ્થાન છે, જ્યા લક્ષ્મી કાયમ રહે છે, બીજુ (સહ્યાદ્રિમા) જ્યા રેણુકા રહ્યા છે, તે માતુપુર મારુ મોટુ સ્થાન છે ત્રીજુ તુલજાપુર સ્થાન છે, તેમ જ સપ્તશૃગસ્થાન, હિંગુલાદેવીનુ મોટુ સ્થાન, જ્વાલામુખીનુ સ્થાન, શાકભરીનુ સ્થાન, ભ્રામરી દેવીનુ ઉત્તમ સ્થાન, શ્રીરકતદતિકાનુ સ્થાન, દુર્ગાનુ સ્થાન, વિંધ્યાચલનિવાસિનીનુ સર્વ કરતા ઉત્તમોત્તમ સ્થાન, અન્નપૂર્ણાનુ સર્વોત્તમ મહાસ્થાન, કાચીપુર, ભીમાદેવીનુ ઉત્તમ સ્થાન, વિમલાદેવીનુ સ્થાન, (કર્ણાટક દેશમા) શ્રી ચદ્રલાદેવીનુ મોટુ સ્થાન, કૌશિકીનુ સ્થાન, નીલ પર્વત ઉપર નીલાબાનુ શ્રેષ્ઠ સ્થાન, જાબૂનદેશ્વરીનુ સ્થાન, પવિત્ર શ્રીનગર, નેપાલમા ગુહ્યકાલીનુ મોટુ પ્રતિષ્ઠિત સ્થાન, હાલાસ્યમા મીનાક્ષીનુ શ્રેષ્ઠ સ્થાન તેમ જ જ્યા સુદરી દેવી રહ્યા છે તે વેદારણ્ય મહાસ્થાન, જ્યા ભુવનેશ્વરી રહ્યા છે તે (પુરુષોત્તમ ક્ષેત્રની પાસે) એકામ્બર સ્થાન, (દક્ષિણ દેશમા મલ્લારી સ્થાન તરીકે પ્રસિદ્ધ) મહાલસાનુ સ્થાન, (વિરાટ દેશમા) યોગેશ્વરીનુ સ્થાન, ચીન દેશમા પ્રખ્યાત નીલસરસ્વતીનુ સ્થાન, વૈદ્યનાથમા સર્વોત્તમ મનાયેલુ બગલાદેવીનુ સ્થાન, શ્રીમાન મણિદ્વીપ નામનુ મારુ ભુવનેશ્વરીનુ સ્થાન અને કામરુ દેશમા જ્યા કામાખ્યા નતી મહાદેવીનુ યોનિમડળ પડ્યુ છે, તે ત્રિપુરભૈરવીનુ સ્થાન છે આ સ્થાન આખી પૃથ્વી પર સર્વ ક્ષેત્રોમા રત્નરૂપ છે, કેમ કે ત્યા મહામાયા વસે છે, પૃથ્વી પર આના કરતા વધારે ઉત્તમ સ્થાન કોઈ સ્થળે નથી, જ્યા (દર મહિને) દેવીની પ્રતિમા સાક્ષાત્ રજસ્વલા થાય છે, ત્યાના સર્વ દેવો પર્વતરૂપ બની ગયા છે અને મોટા દેવો પણ ત્યા પર્વતામા રહે છે ત્યાની સઘળી પૃથ્વીને વિદ્વાનોએ દેવીરૂપ કહી છે, માટે કામી દેવીના યોનિમડળરૂપ એ સ્થાનથી વધારે ઉત્તમ બીજુ સ્થાન નથી. વળી શ્રીમાન પુષ્કરક્ષેત્ર ગાયત્રીનુ શ્રેષ્ઠ

* આ અધ્યાયમાં જો ભિષ્પાત્ત શ્લોકોથી દેવીના મત્ર જાપો, વ્રતો તથા સ્થાનો ટૂકમા જણાવ્યાં.

સ્થાન કહેવાય છે, અમરેશમા ચંડિકાદેવી રહે છે અને પ્રભાસમા પુષ્કરેક્ષિણી દેવી વસે છે; તેમ જ નૈમિષારણ્ય મહાસ્થાનમા લિંગધારિણી દેવી, પુષ્કરાક્ષમા પુરુહૂતા દેવી, અષાઢીમા રતિદેવી, ચંડમુંડી મહાસ્થાનમા પરમેશ્વરી દંડિનીદેવી, મારભૂતિમા ભૂતિદેવી, નાકુલમા નકુલેશ્વરી, હરિશ્ચંદ્ર ક્ષેત્રમા ચંદ્રિકાદેવી, શ્રીગિરિમા શાકરિ, જ્યેશ્વર ક્ષેત્રમા ત્રિશૂલાદેવી, આમ્રાતકેશ્વરમા સૂક્ષ્માદેવી, ઉજ્જયિનીમા શાકરીદેવી, મધ્યમ નામના ક્ષેત્રમા શર્વાણીદેવી, કેદાર નામના મોટા ક્ષેત્રમા માર્ગદાયિની દેવી, ભૈરવ ક્ષેત્રમા ભૈરવી દેવી, ગયા ક્ષેત્રમા મગલાદેવી, કુરુક્ષેત્રમા સ્થાણુપ્રિયદેવી નાકુલ ક્ષેત્રમા સ્વાયભુવીદેવી, કનખલ ક્ષેત્રમા ઉગ્રાદેવી, વિમલેશ્વર ક્ષેત્રમા વિશ્વેશાદેવી, અટ્ટહાસ ક્ષેત્રમા મહાનદા, મહેન્દ્ર ક્ષેત્રમા મહતકા, ભીમક્ષેત્રમા ભીમેશ્વરી, વસ્ત્રાપથ ક્ષેત્રમા શાકરીદેવી, અર્ધકોટિક ક્ષેત્રમા રુદ્રાણી, અવિમુકતમા વિશાલાક્ષી, મહાલય ક્ષેત્રમા મહાભાગા, ગોકર્ણમા ભદ્રકર્ણી, ભદ્રકર્ણક ક્ષેત્રમા ભદ્રાદેવી, સુવર્ણાક્ષમા ઉત્પલાક્ષી, સ્થાણક્ષેત્રમા સ્થાણ્વીક્ષા, કમલાલયમા કમલાદેવી, (દક્ષિણમા સમુદ્ર પાસે) છગલાડક ક્ષેત્રમા પ્રચડા દેવી, કુરડલમા ત્રિસધ્યા, માકોટમા મુકુટેશ્વરી, મડલેશ્વરમા શાડકી, કાલજર (પર્વત)મા કાલી, શકુકર્ણમા ધ્વનિ, સ્થૂલકેશ્વરમા સ્થૂલાદેવી અને જ્ઞાનીઓના હૃદયકમળમા પરમેશ્વરી હલ્લેખાદેવી રહે છે હે પર્વતોમા ઉત્તમ! (મને) દેવીને અત્યત પ્રિય આ સ્થાનો તમને કહ્યા, તે તે ક્ષેત્રોનુ માહાત્મ્ય પ્રથમ સાભળી પછી તેમા કહેલા વિધિથી દેવીનુ પૂજન કરવુ અથવા હે ઉત્તમ પર્વત! સર્વ ક્ષેત્રો કાશીમા છે, માટે દેવીની ભકિતમા સદા તત્પર રહેતા મનુષ્યે કાયમ ત્યા જ વાસ કરવો, કેમ કે ત્યા દેવીના સ્થાનોનુ દર્શન કરતો, નિરતર દેવીનો (મત્ર) જપ કરતો અને દેવીના ચરણકમળનુ ધ્યાન કરતો મનુષ્ય (સસારરૂપ) બધ નથી મુકત થાય છે હે પર્વત! જે મનુષ્ય સવારમા ઊઠી દેવીના આ નામોનો પાઠ કરે છે, તેના પાપો તે જ ક્ષણે ભસ્મ થાય છે, જે મનુષ્ય શ્રાદ્ધના સમયે બ્રાહ્મણોની આગળ આ નિર્મળ નામોનો પાઠ કરે છે, તેના સર્વ પિતૃઓ મુકત થઈ શ્રેષ્ઠ ગતિને પામે છે હે ઉત્તમ વ્રતવાળા! હવે સ્ત્રીઓ તથા પુરુષોએ કાળજીથી કરવા યોગ્ય મારા વ્રતો તમને હુ કહુ છુ, અનતતૃતીયા નામનુ વ્રત, રસકલ્યાણિની વ્રત અને આર્દ્રાનદકર નામનુ વ્રત—આ ત્રીજના વ્રતો છે, તેમ જ શુક્રવારનુ વ્રત, કૃષ્ણપક્ષની ચૌદશનુ વ્રત, મગળવારનુ વ્રત અને પ્રદોષનુ વ્રત પણ છે, જે પ્રદોષવ્રતમા મહાદેવ પોતે દેવીને આસન પર બેસાડી રાત્રિના આરભસમયે દેવોની સાથે રહી તેમની આગળ નૃત્ય કરે છે, માટે દરેક પખવાડિયે ઉપવાસ કરી રાત્રિના આરભરૂપ પ્રદોષકાળે દેવીનુ પૂજન કરવુ, કેમ કે તે વ્રત દેવીને વધારે પ્રીતિ કરનાર છે, તે જ પ્રમાણે હે પર્વત! સોમવારનુ વ્રત પણ મને અત્યત પ્રસન્ન કરનાર છે, માટે તે વ્રતમા પણ દેવીનુ પૂજન કરી રાત્રે ભોજન કરવુ વળી (શરદ ઋતુના તથા વસતઋતુના) બે નવરાત્રના વ્રત પણ મને પ્રીતિ કરનારા છે એ પ્રમાણે હે રાજા! બીજા પણ નિત્યનૈમિત્તિક વ્રતોને જે મનુષ્ય મારી પ્રીતિ માટે મત્સરરહિત થઈ કરે છે, તે મારો ભકત હોઈ મને પ્રિય થઈ મારી સાથે એકતારૂપ સાયુજ્ય મુકિત પામે છે વળી હે રાજા! દોલોત્સવ× વગેરે ઉત્સવો પણ કરવા જોઈએ તે જ પ્રમાણે મારા ભકતે મારો શયનોત્સવ,* જાગરણોત્સવ,+ રથોત્સવ,=

× આ દોલોત્સવ માટે દેવીપુરાણમા આ પ્રમાણે કહ્યુ છે સમજુ મનુષ્યે ચૈત્ર સુદિ ત્રીજના દિવસે દોલોત્સવ કરવો, એટલે તે દિવસે શકર સહિત દેવીની કેસર, રાગર, કપૂર, મણિ, વસ્ત્રો, સુગધી પદાર્થો, માળા, ધૂપ, દીવા વગેરેથી ખાસ પૂજા કરવી અને તેમને હિંડોળે ઝુલાવવા એથી શિવપાર્વતી પ્રસન્ન થાય છે

* આ ઉત્સવ અષાઢી પૂનમ પછી લાગલી જ ત્રીજના દિવસે કરવાનો છે

\+ આ ઉત્સવ કાર્તિકી પૂનમ પછી લાગલી જ ત્રીજના દિવસે કરવાનો છે

= આ ઉત્સવનો વિધિ શિવપુરાણમા આ પ્રમાણે કહ્યો છે અષાઢ સુદી ત્રીજના દિવસે રથ ઉત્સવ કરવો. તે દેવીને ઘણો જ પ્રિય છે તેમા પૃથ્વીને રથ માનવો, ચદ્ર સૂર્યને રથના પૈડા ગણવા વેદોને ઘોડા જાણવા, બ્રહ્માને સારથિ માનવા, આ રીતે અનેક મણિઓથી જડેલો અને પુષ્પમાળાઓથી શણગારેલો રથ કલ્પી તેમા દેવીને પધરાવવા અને પછી બુદ્ધિમાન મનુષ્યે આવી ભાવના કરવી કે લોકોની

દમનોત્સવ¯ અને શ્રાવણ માસમા (પૂનમના દિવસે) મને પ્રીતિકારક પવિત્રોત્સવ પણ કરવો, આ રીતે બીજા પણ મોટા ઉત્સવો હમેશા કરવા (તે તે ઉત્સવોમા) મારામા જ મનવાળા ભકતે મારા ભકતોને, સુવાસિની સ્ત્રીઓને, કુમારિકાઓને તથા બટુકોને પ્રેમથી (તેઓમા) મારી બુદ્ધિ રાખીને જમાડવા, તેમ જ ધનના ખર્ચમા કન્જૂસાઈ કર્યા વિના પુષ્પો વગેરેથી તેમનુ પૂજન કરવુ આ રીતે દર વર્ષે આળસરહિત થઈ ભકિતથી જે (વ્રતો) કરે છે, તે ધન્ય તથા કૃતાર્થ થઈ અનાયાસે મારી પ્રીતિનુ પાત્ર થાય છે આ બધુ મને પ્રીતિ કરનારુ ટૂકમા મે કહ્યુ, તે શિષ્ય ન હોય તથા ભકત ન હોય તેને કદી ન આપવુ (કહેવુ નહિ) ૧–૪૯

**सर्वमुक्तं समासेन मम प्रीतिप्रदायकम् ।**
**नाशिष्याय प्रदातव्यं नाभक्ताय कदाचन ॥४९॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા સપ્તમ સ્કધ વિષે અધ્યાય ૩૮ મો સમાપ્ત

# અધ્યાય ૩૯ મો+

## દેવીપૂજનવિધિ

हिमालय उवाच

**देवदेवि महेशानि करुणासागरेऽम्बिके ।**
**ब्रूहि पूजाविधिं सम्यग् यथावदधुना निजम् ॥१॥**

હિમાલયે કહ્યુ હે દેવોના દેવિ! હે મહેશ્વરિ! હે કરુણાના સમુદ્ર! હે અબિકે! હવે તમારી પોતાની પૂજાનો વિધિ બરાબર સારી રીતે કહો

શ્રીદેવી બોલ્યા હે રાજન્! જગદબાને જે પ્રમાણે પ્રિય છે, તે પ્રમાણે (તેમની) પૂજાવિધિ કહુ છુ, તેને હે પર્વતશ્રેષ્ઠ! તમે અત્યત શ્રદ્ધા સાથે સાભળો મારી પૂજા બે પ્રકારની છે બાહ્ય અને આભ્યતર તેમા બાહ્યપૂજા પણ બે પ્રકારની છે· વૈદિકી અને તાત્રિકી હે પર્વત! મૂર્તિભેદને લીધે વૈદિકી પૂજા પણ બે પ્રકારની છે જેઓ વેદોકત દીક્ષાવાળા હોય, તેઓએ વૈદિકી પૂજા કરવી અને તત્રોકત દીક્ષાવાળાઓએ તાત્રિકી પૂજા કરવી આ રીતનુ પૂજારહસ્ય જાણ્યા વિના જે મૂઢ મનુષ્ય વિપરીત× કરે છે, તે અવશ્ય (નરકમા) પડે છે તેમા પહેલી જે વૈદિકી પૂજા કહી, તે હુ કહુ છુ હે પર્વત! અનત મસ્તકો, નેત્રો તથા ચરણોવાળુ, સર્વ શકિતથી યુકત, પ્રેરક અને પરથી પણ પર મારુ જે સર્વોત્કૃષ્ટ મોટુ સ્વરૂપ તમે જોયુ, તેનુ જ કાયમ પૂજન, ધ્યાન તથા સ્મરણ કરવુ અને તેને જ સદા નમન કરવુ આ પ્રથમ પૂજાનુ સ્વરૂપ કહ્યુ હે પર્વત! તમે શાત, એકાગ્ર મનવાળા અને દભ તથા અહકાર થી રહિત થઈ તે મારા વિરાટ સ્વરૂપને જ ઉત્કૃષ્ટ માનો, તેનુ જ પૂજન કરો, તેને જ શરણે જાઓ, તેને જ ચિત્તથી જુઓ, તેનો જ જપ કરો અને તેનુ જ સર્વકાળ ધ્યાન કરો, પ્રેમયુકત અનન્ય ભકિતથી મારા ભાવને પામેલા તમે યજ્ઞો વડે મારુ જ યજન કરો અને તપ તથા દાનોથી મને જ સતોષો એમ કરતા મારી કૃપા થવાથી તમે સસાર રૂપ બધનથી મુકત થશો હુ પ્રતિજ્ઞા કરુ છુ કે જેઓ મારા પરાયણ હોઈ મારામા આસકત ચિત્ત વાળા મારા ઉત્તમ ભકતો મનાયા છે, તેઓનો તરત જ આ સસારમાથી હુ ઉદ્ધાર કરુ છુ હે રાજન્! કર્મયુકત ધ્યાનથી અથવા ભકિતયુકત જ્ઞાનથી અવશ્ય હુ પ્રાપ્ત કરવા યોગ્ય છુ, પણ કેવળ કર્મોથી હુ પ્રાપ્ત કરવા યોગ્ય નથી (આ ઉપરથી એમ ન સમજવુ કે, કર્મો કેવળ નકામા છે, કારણ કે કર્મ-રૂપ) ધર્મ કરવાથી ભક્તિ ઉપજે છે અને ભકિતથી જ્ઞાન થાય છે શ્રુતિઓ તથા સ્મૃતિઓએ જ જે કહ્યુ છે, તે ધર્મ કહેવાય છે અને બીજા શાસ્ત્રોએ જે કહ્યુ છે, તે ધર્માભાસ કહેવાય છે [illegible]

રક્ષા માટે તથા તપાન માટે દેવી રથમા બિરાજ્યા છે પછી રથ ચાલે, ત્યારે [illegible] જયઘોષ કરવા અને પ્રાર્થના કરવી કે હે દેવિ! દયાળુ [illegible] રથને [illegible] કરો. પછી વાજિત્રો [illegible] ઉત્સાહપૂર્વક રથને [illegible] લઈ જવા અને ત્યા દેવીની પૂજા કરી પાછા વાજતે ગાજતે ઘેર આવવુ

– [illegible] ઉપર ચૈત્રી પૂનમના દિવસે કરવાનો હોય છે, તેનો વિધિ ધર્મશાસ્ત્રોમા પ્રસિદ્ધ છે

+ આ અધ્યાયમા સુવ્યાખ્યાત શ્લોકોથી ભગવતીનુ પૂજન કરવાથી, દેવી પ્રસન્ન થાય છે

× અર્થાત્ જેનો જે પૂજામા અધિકાર હોય તે ન સમજી પોતે વૈદિક હોય છતા તાત્રિક પૂજા કરે અથવા પોતે તાત્રિક હોય છતા વૈદિક પૂજા કરે, તેનુ પતન જ થાય છે

સર્વશક્તિવાળી મારાથી વેદ ઉત્પન્ન થયા છે અને મારામા અજ્ઞાન નથી, તેથી વેદ અપ્રમાણભૂત નથી સ્મૃતિઓ પણ વેદનો અર્થ લઈ રચાઈ છે તેથી મનુ વગેરેની સ્મૃતિઓ પણ પ્રમાણરૂપે ઈચ્છાય છે કદાચ કોઈક સ્થળે (સ્મૃતિ કે પુરાણ વગેરેમા) તન્ત્રોક્ત અર્થ તરફ લક્ષ્ય રાખી વેદભિન્નશાસ્ત્રોમા કહેલો ધર્મ (કેટલાક શાસ્ત્રકારો) કહે છે, તેટલો ભાગ વૈદિક લોકોએ સ્વીકારવો જ નહિ (વેદભિન્ન) બીજા શાસ્ત્રકારો અજ્ઞાનને લીધે ઉત્પન્ન થયા છે અને અજ્ઞાનરૂપ દોષથી દુષ્ટ છે, માટે તેઓના વચન પ્રમાણભૂત નથી આ કારણથી મોક્ષની ઈચ્છાવાળા મનુષ્યે સર્વ પ્રકારે વેદનો આશ્રય કરવો, કારણ કે લોકમા જેમ રાજાની આજ્ઞા કદી તોડાતી નથી, તેમ વેદ પણ સર્વેશ્વરી મારી આજ્ઞારૂપ હોઈ મનુષ્યો તેનો ત્યાગ કેમ કરી શકે? મારી (એ) આજ્ઞા જળવાય તે માટે તો મે બ્રાહ્મણો તથા ક્ષત્રિયોની જાતિઓ ઉત્પન્ન કરી છે માટે વેદના વચનને મારા રહસ્યરૂપ જાણવા હે પર્વત! જ્યારે જ્યારે ધર્મ ઓછો થાય છે અને અધર્મનો ઉદય થાય છે, ત્યારે ત્યારે હુ અવતારો લઉં છુ, હે રાજા! દેવો તથા દૈત્યોનો વિભાગ* પણ આથી જ થયો છે જેઓ એ વેદધર્મ આચરતા નથી, તેઓને કાયમ શિક્ષા કરવા મે નરકો ઉત્પન્ન કર્યા છે, જેઓને સાભળવાથી પણ ત્રાસ થાય છે જે મનુષ્યો વેદધર્મ છોડી બીજા ધર્મનો આશ્રય કરે છે, તેવા અધર્મીઓને રાજાએ પોતાના દેશમાથી હાકી કાઢવા, તેવા અધર્મીઓને બ્રાહ્મણોએ બોલાવવા પણ નહિ અને હરકોઈ દ્વિજવર્ણોએ તેઓને પક્તિમા લેવા નહિ શ્રુતિ--સ્મૃતિથી વિરુદ્ધ જુદા જુદા બીજા જે શાસ્ત્રો આ લોકમા છે, તે બધા તામસ જ છે (પાપી લોકો વેદધર્મનુ આચરણ કરે, તો તેઓની પણ સદ્ગતિ થાય અને કર્મોની ભિન્નતા ન રહેતા પ્રપચની પણ વિચિત્રતા ન રહે, માટે) શકરે પાપીઓને મોહ ઉપજાવવા ખાતર જ વામ, કાપાલિક કૌલક તથા ભૈરવાગમ (શાસ્ત્રો) રચ્યા છે બીજુ કઈ કારણ નથી વળી પૂર્વે દક્ષ, ભૃગુ તથા દધીચિના શાપથી જે ઉત્તમ બ્રાહ્મણો વેદબાહ્ય કરાયા હતા તેઓનો પગથિયે પગથિયે ઉદ્ધાર કરવા માટે પણ શકર શૈવ, વૈષ્ણવ, સૌર, શાક્ત તથા ગાણપત્ય વગેરે શાસ્ત્રો (અને સપ્રદાયો) રચ્યા છે તે તે શાસ્ત્રોમા કોઈ કોઈ સ્થળે વેદથી અવિરુદ્ધ અશ પણ કહ્યો છે, તેને વૈદિકોએ સ્વીકારવામા કદી કોઈ હરકત નથી, પણ સર્વ રીતે વેદથી જુદો જ અર્થ હોય તે માટે દ્વિજવર્ણો અધિકારી નથી, પરતુ જેને વેદનો અધિકાર ન હોય, તે તો તેમા અધિકારી છે જ, માટે વૈદિક મનુષ્યે મહા પ્રયત્નથી વેદનો જ આશ્રય કરવો, કેમ કે (વેદોક્ત) ધર્મથી યુક્ત જ્ઞાન જ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરાવે છે સર્વ ઇચ્છાઓ ત્યજીને મારે જ શરણે આવેલા સર્વ પ્રાણીઓ પર દયાવાળા, માન તથા અહકારથી રહિત, મારામા ચિત્તવાળા, મારામા પ્રાણવાળા અને મારા સ્થાનોની વાતોમા આસક્ત જે સન્યાસીઓ, વાનપ્રસ્થો, ગૃહસ્થો તથા બ્રહ્મચારીઓ હમેશા ભક્તિથી મારા વિરાટ સ્વરૂપની ઉપાસનારૂપ યોગની ઉપાસના કર્યા કરે છે, તેઓ કાયમ તેમા જ લાગેલા રહેવાથી તેમના અજ્ઞાનરૂપ અધકારનો જ્ઞાનરૂપ સૂર્યના પ્રકાશથી હુ નાશ કરુ છુ એમા સશય નથી આમ હે પર્વતોના અધિપતિ! પહેલી વૈદિક પૂજાનુ સ્વરૂપ મે ટૂકમા તમને કહ્યુ, હવે (મૂર્તિના ભેદવાળી) બીજી વૈદિક પૂજા હુ કહુ છુ મૂર્તિમા, સ્થડિલમા, સૂર્ય કે ચદ્રના મડળમા, જળમા, બાણલિંગમા, યત્રમા, મોટા વસ્ત્રમા અથવા પોતાના હૃદયકમળમા પરથી પણ પર, સગુણ દયાથી પૂર્ણ, જુવાન વયના, લાલથી પણ લાલ, સૌદર્યના સારની સીમારૂપ, સર્વ અવયવોમા સુદર, શૃગારરસથી ભરપૂર, ભક્તની પીડાથી સદાય વ્યાકુળ, પ્રસન્નતાથી સુદર મુખવાળા, સર્વની માતા, મુકુટમા અર્ધચદ્રને ધારણ કરનારા, પાશ, અકુશ, વર તથા અભયને ધારણ કરતા અને આનદરૂપ દેવીનુ ધ્યાન કરી પોતાના ધન પ્રમાણે પૂજાના સાહિત્યોથી પૂજન કરવુ જ્યા સુધી આભ્યતરપૂજામા અધિકાર ન થાય ત્યા સુધી આ બાહ્યપૂજા જ કર્યા

* અર્થાત્ વેદોની રક્ષા કરનારા દેવો અને વેદોનો નાશ કરનારા દૈત્યો--આવો વિભાગ પણ વેદોના હોવાથી જ થયો છે

કરવી; પછી આભ્યંતર પૂજામાં અધિકાર થાય, એટલે આ બાહ્યપૂજા છોડી દેવી, જે આભ્યંતર પૂજા છે, તે તો જ્ઞાનરૂપ બ્રહ્મમાં ચિત્તનો લય કરવારૂપે જ કહેવાય છે, કેમ કે ઉપાધિરહિત જે જ્ઞાન છે, તે જ મારું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ છે. માટે જ્ઞાનરૂપ મારા સ્વરૂપમાં કોઈ પણ આશ્રયથી રહિત જ ચિત્ત સ્થાપવું જોઈએ. જ્ઞાનરૂપ સિવાયનું જગત તો માયામય હોઈ મિથ્યા છે, માટે સંસારનો નાશ કરવા સારુ સાક્ષીરૂપ તથા આત્માનું મારું ભક્તિયોગથી યુક્ત અને નિર્વિકલ્પ ચિત્તથી ચિંતન કરવું હે પર્વતશ્રેષ્ઠ! હવે પછી બાહ્યપૂજાનો વિસ્તાર હું કહું છું, તેને તમે સાવધાન મનથી સાંભળો. ૧–૪૭

**मतः परं वाह्यपूजाविस्तारः कथ्यते मया ।**
**सावधानेन मनसा शृणु पर्वतसत्तम ॥ ४७ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં સપ્તમ સ્કંધ વિષે
અધ્યાય ૩૯ મો સમાપ્ત

# અધ્યાય ૪૦ મો*

## બાહ્યપૂજાવિધિ

देव्युवाच

**प्रातरुत्थाय शिरसि संस्मरेत् पद्ममुज्ज्वलम् ।**
**कर्पूराभं स्मरेत् तत्र श्रीगुरुं निजरूपिणम् ॥ १ ॥**

શ્રીદેવી બોલ્યાં. પ્રાતઃકાળમાં ઊઠી બ્રહ્મરંધ્રમાં ઉજ્જ્વળ (સહસ્રાર) કમળનું સ્મરણ કરવું અને તેમાં કપૂર જેવી (ધોળી) કાંતિવાળા, આત્મસ્વરૂપ, અતિપ્રસન્ન ઝળકતા આભૂષણોથી શણગારેલ અને પોતાની પત્ની સહિત શ્રીગુરુનું ધ્યાન કરવું પછી ગુરુને નમસ્કાર કરી વિદ્વાન મનુષ્યે કુંડલિની શક્તિનું સ્મરણ કરવું (જેમ કે બ્રહ્મરંધ્રમાં જવારૂપ) 'પ્રથમ પ્રયાણ વખતે ચૈતન્યસ્વરૂપે પ્રકાશતી, (બ્રહ્મરંધ્રમાંથી મૂલાધારમાં) પાછી આવવાના સમયે આનંદરૂપ અમૃતથી ભરેલી, સુષુમ્ણા નાડીરૂપ અંદરના માર્ગમાં આવજા કરતી ને અતુલ્ય બળવાળી આનંદરૂપ કુંડલિની શક્તિનું હું શરણ લઉં છું.' આમ કુંડલિનીનું ધ્યાન કર્યા પછી તે કુંડલિનીના મધ્યમાં સચ્ચિદાનંદસ્વરૂપ મારું ધ્યાન કરવું અને પછી શૌચ વગેરે સર્વ ક્રિયાઓ સમાપ્ત કરવી. ઉત્તમ દ્વિજવર્ણે મને પ્રસન્ન કરવા માટે અગ્નિહોત્ર હોમ કર્યા પછી પોતાના આસન પર બેસી પૂજાનો સંકલ્પ કરવો. પ્રથમ ભૂતશુદ્ધિ તથા માતૃકાન્યાસ કરી દરેક અક્ષરે માયાબીજ મૂકી કાયમ માતૃકાન્યાસ કરવો. પછી મૂલાધારમાં હ્રૂંકારનો, હૃદયમાં રકારનો, બે ભમરના મધ્યમાં ઈકારનો તથા મસ્તકમાં હ્રીંકારનો ન્યાસ કરવો વળી તે તે મંત્રોને ઉદ્દેશીને કહેલા બીજા સર્વ ન્યાસો પણ કરવા પછી પોતાના દેહમાં ધર્મ વગેરેથી પીઠની– કલ્પના કરવી અને તે પછી પ્રાણાયામથી વિકસિત થયેલા હૃદયકમળમાં પાંચ મહાપ્રેતોવાળા આસનરૂપ મારા સ્થાનમાં વિદ્વાન પુરુષે મહાદેવીનું ધ્યાન કરવું. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઈશ્વર અને સદાશિવ આ પાંચ મહાપ્રેતો મારા (આસનના) પાયાના મૂળમાં રહ્યા છે. આ પાંચ દેવો પાંચ મહાભૂતોના અધિપતિઓ છે અને હું માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ છું, તેમ જ આ પાંચ દેવો (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા તથા તુરીયાતીતા આ) પાંચ અવસ્થાઓના અધિપતિઓ છે અને હું દેવી તો તુરીયાતીતા અવસ્થાથી પણ સર્વ પ્રકારે અધિક બ્રહ્મરૂપ છું, તેથી એ પાંચે દેવો મારા આસનપણાને પામ્યા છે, એમ શક્તિશાસ્ત્રોમાં કાયમ પ્રસિદ્ધ છે. (તેમાં બ્રહ્માદિ ચાર દેવો આસનના પાયાઓરૂપ છે અને સદાશિવ આસનના પાટિયારૂપ છે, એમ સમજવું.) એમ ધ્યાન કરી માનસિક પૂજા સાહિત્યોથી મારું પૂજન કરવું અને જપ કરવો પછી એ જપ શ્રીદેવીને અર્પણ કર્યા પછી (શારદામાં કહ્યા પ્રમાણે) અર્ઘ્યસ્થાપન કરવું અને પાત્રાસાદન કરી फट् એ મંત્રથી છાંટેલા જળ વડે

* આ અધ્યાયમાં પ્રસંગાધીન શ્લોકોથી હવે પછી બાહ્યપૂજાનો વિધિ બહુ સુંદર રીતે કહેવાશે.

– આ પીઠની ઉપર મધ્યમાં अनन्ताय नमः, पद्माय नमः, अं सूर्यमण्डलाय नमः, मं वह्निमण्डलाय नमः, सं सत्वाय नमः, रं रजसे नमः, तं तमसे नमः, અને પૂર્વ વગેરે દિશાઓમાં आं आत्मने नमः, अं अन्तरात्मने नमः, पं परमात्मने नमः, ह्रीं ज्ञानात्मने नमः, તેમ જ પદ્મના પૂર્વ વગેરે દલમાં जयायै नमः, विजयायै नमः, अपराजितायै नमः, नित्यै नमः, विलासिन्यै नमः, दोग्ध्र्यै नमः, अघोरायै नमः, मङ्गलायै नमः, એમ પીઠની શક્તિઓની પૂજા કરવી, આ પૂજા શારદા તિલકમાં સ્પષ્ટ છે.

પૂજાના દ્રવ્યોને શુદ્ધ કરવા. પછી ('फट्' મંત્રથી જ) પ્રથમ દિગ્બંધ કરી (પોતાની ચારે બાજુ અગ્નિનો કિલ્લો છે, એવી ભાવના કરી) ગુરુઓને નમસ્કાર કરી તેમની સંમતિ લઈને પોતાના હૃદયમાં રહેલી મારી દિવ્ય મનોહર કલ્પિત મૂર્તિનું બહારના આસન પર પ્રાણપ્રતિષ્ઠાના મંત્રોચ્ચારપૂર્વક આવાહન કરવું. પછી પોતાની ભક્તિપૂર્વક આસન, આવાહન, અર્ઘ્ય, પાદ્ય, આચમન, સ્નાન, બે વસ્ત્ર, સર્વ આભૂષણો, ગંધ—ચંદન તથા પુષ્પ દેવીને યથા યોગ્ય અર્પણ કરી મંત્રમાં રહેલા આવરણ દેવતાઓનું સારી રીતે પૂજન કરવું. દરેક દિવસે આવરણ દેવતાઓનું પૂજન કરવાની શક્તિ જો ન હોય, તો શુક્રવારે તો અવશ્ય પૂજન કરવું આ અંગદેવતાઓનું મૂળદેવીની પ્રભારૂપે ચિંતન કરવું અને તે પ્રભાના મંડળોથી ત્રણે લોક વ્યાપ્ત છે, એમ ચિંતવવું. (એ રીતે પૂજેલા આવરણ દેવતાઓને પોતપોતાના યોગ્યસ્થાને બેઠેલા ચિંતવી) ફરી આવરણ સહિત ભુવનેશ્વરી—મૂળ દેવીનું ચંદન વગેરે સુગંધી પદાર્થોથી, સુવાસિત પુષ્પોથી, તૃપ્તિકારક નૈવેદ્યોથી, પાનબીડાથી તથા દક્ષિણા વગેરેથી પૂજન કરવું પછી તમે (હિમાલયે) રચેલા મારા એક હજાર નામોના× પાઠથી, કવચપાઠથી, 'अहं रुद्रेभिः' એ દેવીસૂક્તના પાઠથી, 'सर्वे वै देवा देवीमुपतस्थुः' ઈત્યાદિ દેવ્યથર્વશિરના મંત્રોથી અને ભુવનેશ્વરીના ઉપનિષદમાં કહેલા મહાવિદ્યાના મહામંત્રોથી મને વારંવાર પ્રસન્ન કરવી અને પ્રેમથી પીગળેલા હૃદયવાળા મનુષ્યે જગદંબાની ક્ષમા માગવી, તેમ જ આનંદના આંસુથી રૂંધાતા ગદ્‌ગદવાળા મનુષ્યે રોમાંચિત થયેલા સર્વ અંગોથી અને નૃત્ય—ગીત આદિની ગર્જનાઓથી વારંવાર મને પ્રસન્ન કરવી. વળી વેદોના પારાયણો તથા સર્વ પુરાણો મારું પ્રતિપાદન કરે છે, તેથી એ વેદપારાયણો તથા પુરાણો વડે પણ મને પ્રસન્ન કરવી; એટલું જ નહિ, પણ દેહ સહિત પોતાનું સર્વસ્વ મને હમેશાં અર્પણ કરવું. પછી નિત્યનો હોમ કરવો અને બ્રાહ્મણોને, સુવાસિનીઓને, સ્ત્રીઓને, બટુકોને, ગરીબ લોકોને તથા બીજાઓને પણ દેવીની બુદ્ધિથી જમાડવા પછી નમસ્કાર કરી સંહારમુદ્રાથી પોતાના હૃદયમાં (મારું) વિસર્જન કરવું હે ઉત્તમ વ્રતવાળા! મારું સર્વ પૂજન 'ह्रीं' એ (માયાબીજ) પૂર્વક જ કરવું જોઈએ, કેમ કે સર્વ મંત્રોમાં 'ह्रीं' શ્રેષ્ઠ મુખ્ય મંત્ર મનાયો છે. એ 'ह्रीं' રૂપી દર્પણમાં હું હમેશાં પ્રતિબિંબિત છું, માટે 'ह्रीं' એ મંત્રોચ્ચારથી જે અપાયું હોય તે સર્વ મંત્રોથી અપાયેલું ગણાય છે પછી આભૂષણો વગેરેથી ગુરુને પૂજી કૃતાર્થ થવું જે મનુષ્ય એમ શ્રીમદ્‌ભુવનસુંદરી દેવીનું પૂજન કરે છે, તેને કોઈ પણ સ્થળે કંઈ પણ વસ્તુ કદી દુર્લભ થતી નથી અને મરણ પછી પણ તે મનુષ્ય મારા મણિદ્વીપમાં અવશ્ય જાય જ છે વળી એ મનુષ્યને દેવીસ્વરૂપ જ જાણવો અને દેવો પણ તેને હમેશાં નમે છે. આમ હે રાજા! મહાદેવીનું પૂજન તમને કહ્યું આને સંપૂર્ણ વિચારી અધિકારીની યોગ્યતા પ્રમાણે તમે મારું પૂજન કરો, તેથી તમે કૃતાર્થ થશો આ મારું ગીતાશાસ્ત્ર+ જે શિષ્ય કે ભક્ત ન હોય અને ધુતારો તથા દુષ્ટ હૃદયવાળો હોય, તેને કદી કહેવું નહિ આ શાસ્ત્ર ખુલ્લું કરવું તે માતાના સ્તન ખુલ્લા કરવા જેવું છે, માટે કાયમ કાળજીથી અવશ્ય આને છાનું રાખવું જે પોતાનો ભક્ત, શિષ્ય તથા મોટો પુત્ર સારા સ્વભાવનો, સારા વેશવાળો તથા દેવીની ભક્તિથી યુક્ત હોય, તેને જ આ આપવું જે મનુષ્ય શ્રાદ્ધના સમયે બ્રાહ્મણોની સમક્ષ

× આમ કહેવાથી જણાય છે કે, દેવીનું દર્શન થયું હશે ત્યારે હિમાલયે 'દેવીનામ' નામ સ્તોત્રથી દેવીની સ્તુતિ કરી હશે. એ દેવીનામ જોકે આ પુરાણમાં દેખાતા નથી, પણ કૂર્મપુરાણના બારમા અધ્યાયમાં છે, ત્યાં પણ આ જ પ્રસંગે દેવીસહસ્રનામ કહેવાય છે

+ આ સ્કંધના છેલ્લા દશ અધ્યાયો દેવીગીતા કહેવાય છે.

આ ગીતાશાસ્ત્રનો પાઠ કરે છે, તેના સર્વ પિતૃઓ તૃપ્ત થઈ પરમપદને પામે છે

વ્યાસ બોલ્યા• એમ કહી તે ભગવતી ત્યાં જ અદૃશ્ય થયા અને સર્વ દેવો દેવીના દર્શનથી પ્રસન્ન થયા. પછી હિમાલયને ત્યાં હિમાલયની પુત્રી તરીકે તે દેવી ઉત્પન્ન થયા, જે ગૌરી¯ એવા નામથી પ્રસિદ્ધ થયા અને શંકરને અપાયા હતા તે ગૌરીથી પ્રતિ કાર્તિકસ્વામી જન્મ્યા હતા અને તેમણે તારકાસુરને માર્યો હતો હે જનમેજય રાજા! પૂર્વે સમુદ્રમથન થયું, ત્યારે તેમાંથી રત્નો નીકળ્યા હતા, તે વખતે દેવોએ લક્ષ્મીની પ્રાપ્તિ માટે આદરથી પરાશક્તિ દેવીની સ્તુતિ કરી હતી, તેથી તેઓના પર કૃપા કરવા સમુદ્રમાંથી લક્ષ્મી નીકળ્યા હતા એ લક્ષ્મીને દેવોએ વિષ્ણુને આપ્યા હતા, તેથી તેમને શાંતિ થઈ હતી, આમ હે રાજન્! દેવીનું ઉત્તમ માહાત્મ્ય મે તમને કહ્યું ગૌરી તથા લક્ષ્મીની ઉત્પત્તિરૂપ વિષય-વાળું અને સર્વ કામનાઓને આપનારું આ દેવી-માહાત્મ્ય બીજાને કહેવું નહિ, કેમ કે આ રહસ્યરૂપ ગુપ્ત કથા મે તમને કહી છે વળી આ રહસ્યરૂપ ગીતા કાળજીથી ગુપ્ત રાખવા યોગ્ય છે હે નિર્દોષ! તમે જે પૂછ્યું હતું, તે સર્વ પવિત્ર, પાવન તથા દિવ્ય-(જ્ઞાન) ટૂંકમાં કહ્યું, હવે આથી વધારે તમે શું સાંભળવા ઇચ્છો છો?૧-૪૪

सर्वमुक्तं समासेन यत् पृष्टं तत्त्वयाऽनघ ।
पवित्रं पावनं दिव्यं किं भूयः श्रोतुमिच्छसि ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં સાતમા સ્કંધ વિષે
અધ્યાય ૪૦ મો સમાપ્ત

सातमो स्कंध समाप्त

¯ આ ગૌરીની ઉત્પત્તિ જેઠ સુદ ચોથના દિવસે થઈ હતી, એમ 'કૃત્યરત્નાવલી' નામના ગ્રંથમાં કહ્યું છે વળી મત્સ્યપુરાણમાં પણ કહ્યું છે કે, તે દિવસે અરુણોદય વખતે ગૌરી જન્મ્યા હતાં.

# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## आठमो स्कंध

## અધ્યાય ૧ લો.*

### મનુને દેવીનું વરદાન

जनमेजय उवाच

सूर्यचन्द्रान्वयोत्थाना नृपाणा सत्कथाश्रितम् ।
चरित भवता प्रोक्तं श्रुतं तदमृतास्पदम् ॥१॥

જનમેજયે કહ્યુ હે બ્રહ્મર્ષિ ! સૂર્ય તથા ચદ્રના વશમા જન્મેલા રાજાઓની ઉત્તમ કથાને લગતુ અને અમૃતના સ્થાનરૂપ ચરિત્ર આપે કહ્યુ, તે મે સાભળ્યુ હવે તે જગદબાદેવી સર્વ મન્વતરોમા જે જે સ્વરૂપે પૂજાય છે અને જે જે સ્થાનમા, જે જે કર્મથી, જે શરીરથી અને જે મત્રબીજથી પૂજવા યોગ્ય તે દેવેશ્વરી ફળ આપનારા થાય છે, તે તેમ જ દેવીના વિરાટસ્વરૂપનુ વર્ણન પણ બરાબર સાભળવા હુ ઈચ્છુ છુ વળી જે ધ્યાનથી (ચિત્તની એકાગ્રતા સિદ્ધ થતા) દેવીના સૂક્ષ્મ રૂપમા બુદ્ધિની ગતિ થાય છે, તે સર્વ પણ મને કહો, જેથી હુ કલ્યાણ પામુ

વ્યાસ બોલ્યા હે રાજન્ ! દેવીનુ ઉત્તમ આરાધન હુ કહુ છુ, તે તમે સાભળો જે આરાધન કરવાથી તથા સાભળવાથી મનુષ્ય આ જગતમા કલ્યાણ પામે છે પૂર્વે નારદે યોગમાર્ગના પ્રવર્તક નારાયણદેવને આ પ્રમાણે જ આ વિષય પૂછ્યો હતો, ત્યારે તેમણે નારદને તે કહ્યો હતો એક સમયે શ્રીમાન નારદ આ પૃથ્વી પર ફરતા ફરતા નારાયણના આશ્રમમા ગયા હતા અને ત્યા પરિશ્રમરહિત થઈ બેઠા હતા હે નિર્દોષ રાજા ! તે વેળા બ્રહ્માના પુત્ર નારદે યોગાત્મા એ નારાયણને નમસ્કાર કરી, જે આ વિષય તમે

* આ અધ્યાયમા અડતાળીશ શ્લોકોથી દેવીએ મનુને આદર સાથે વરદાન આપ્યુ એ કથા કહેવાશે.

પૂછ્યો છે, તે જ તેમને આમ પૂછ્યો હતો

નારદે પૂછ્યુ હે દેવોના દેવ! હે મહાન દેવ! હે પુરાતન પુરુષોત્તમ! હે જગતના આધાર! હે સર્વજ્ઞ! હે પ્રશંસા કરવા યોગ્ય મોટા સદ્ગુણોવાળા! જગતનુ જે આદ્ય તત્ત્વ તમે જે પ્રમાણે ઇચ્છયુ હોય, તે મને કહો આ જગત કોનાથી ઉત્પન્ન થાય છે? કોના આધારે રહ્યુ છે? (એટલે આનો પાલક કોણ છે?) કોને લીધે અમુક સમયે આ નાશ પામે છે? કોના હોવાથી સર્વ ફળોની પ્રાપ્તિ થાય છે? મોહનુ સ્થાન આ માયા કોના જ્ઞાનથી નાશ પામે છે? અને જેમ સૂર્યોદય થતા અધારામા પણ પ્રકાશ થાય છે, તેમ હે દેવ? કઈ પૂજાથી કયા જપથી અને કયા ધ્યાનથી પોતાના હૃદયકમળમા પ્રકાશ થાય છે? હે દેવ! આ સર્વ પ્રશ્નોના ઉત્તર તમે સપૂર્ણ કહો, જેથી લોકો અનાયાસે (અજ્ઞાનરૂપ) ઘોર અધકારને ઓળગી જાય'

વ્યાસ બોલ્યા દેવર્ષિ નારદે એમ પૂછેલા પુરાતન શ્રેષ્ઠમુનિ મહાયોગી નારાયણ તેમના વચનને અભિનદન આપી બોલ્યા

નારાયણે કહ્યુ હે દેવર્ષિઓમા શ્રેષ્ઠ! આ જગતનુ ઉત્તમ તત્ત્વ તમે સાભળો, જે જાણવાથી મનુષ્ય જગતરૂપી ભ્રમમા (ફરી) જન્મતો નથી* જગતનુ તત્ત્વ દેવી જ છે એમ ઋષિઓએ, દેવોએ ગધર્વોએ, બીજા વિદ્વાનોએ અને મે પણ કહ્યુ છે તે દેવી ત્રણ ગુણોથી સર્વ જગતને સર્જે છે પાળે છે અને સહારે છે, એમ (શાસ્ત્રોમા) કહ્યુ છે તે દેવીનુ સ્વરૂપ સિદ્ધો તથા ઋષિઓએ પૂજેલુ, સ્મરણ કરનારાઓના સર્વ પાપોનો નાશ કરનારુ અને કામનાઓ તથા મોક્ષ આપનારુ છે તે હુ કહુ છુ બ્રહ્માના પહેલા પુત્ર પ્રતાપી શ્રીમાન સ્વાયભુવ મનુ શતરૂપાના પતિ અને સર્વે મન્વતરોના અધિપતિ હતા તે મનુએ પોતાના નિષ્પાપ પિતા બ્રહ્મદેવને ભક્તિથી પૂર્વે પૂજ્યા હતા, ત્યારે બ્રહ્માએ તે પુત્રને આમ કહ્યુ હતુ કે, 'હે પુત્ર! તારે દેવીનુ ઉત્તમ આરાધન કરવુ, જેથી હે તાત! તારી પ્રજા સૃષ્ટિ અત્યત સિદ્ધ થશે' પ્રજાઓના સ્રષ્ટા બ્રહ્માએ એમ કહેલા મહાતેજસ્વી, સમર્થ મનુ સ્વાયભુવે તે વેળા તપ વડે જગતનુ ઉત્પત્તિસ્થાન દેવીને પ્રસન્ન કર્યાં હતા અને એકાગ્ર બુદ્ધિયુક્ત થઈ દેવોના ઈશ્વરી, સર્વ શક્તિરૂપ અને સર્વ કારણોનુ કારણ આદિમાયા દેવીની (આમ) સ્તુતિ કરી હતી

મનુ બોલ્યા હે દેવોના ઈશ્વરિ! હે જગતના કારણનુ પણ કારણ! હે શખ, ચક્ર તથા ગદાને હાથમા ધારણ કરનારા! હે નારાયણના હૃદયમા રહેલા! તમને વારવાર નમસ્કાર હે વેદમૂર્તિ! હે જગતની માતા! હે બ્રહ્મરૂપિણિ! હે ત્રણ વેદોરૂપ પ્રમાણને જાણનારા! હે સર્વ દેવો વડે સ્તવાયેલા! હે મગલમૂર્તિ! હે માહેશ્વરિ! હે મોટા ઐશ્વર્યવાળા! હે મહામાયા! હે મોટા ઉદરવાળા! હે મહાદેવને પ્રિય નિવાસવાળા! હે મહાદેવનુ પ્રિય કરનારા! હે નદપુત્રી—વિંધ્યવાસિની! હે સર્વથી મોટા! હે મહાઆનદરૂપ! હે મોટા ઉત્સવરૂપ! હે મહામારીના ભયને દૂર કરનારા! અને હે દેવો વગેરેએ પૂજેલા! તમને નમસ્કાર હો હે સર્વ મગલોના પણ મગલરૂપ! હે કલ્યાણરૂપ! હે સર્વ અર્થોને સિદ્ધ કરનારા! હે શરણ લેવા યોગ્ય! હે ત્રણ નેત્રોવાળા! હે ગૌરિ! હે નારાયણિ! તમને નમસ્કાર હો જેનાથી આ જગત ઉત્પન્ન થયુ છે, જેમા આ વિશ્વ હમેશા ઓતપ્રોત—પરોવાયેલુ છે અને તેજનો ભડાર તથા આદિ—અતરહિત જે એક ચૈતન્ય છે તે રૂપ તમને નમસ્કાર હો જેની કૃપાદૃષ્ટિથી બ્રહ્મા સર્વ જગત ઉત્પન્ન કરે છે, વિષ્ણુ સદા પાળે છે અને વિશ્વના ઈશ્વર મહાદેવ પણ જેની કૃપાથી જગત સહારે છે, તે તમને નમસ્કાર હો મધુકૈટભથી થયેલા ભય વડે પીડાયેલા બ્રહ્મા જેની સ્તુતિ કરવાથી એ ઘોર દૈત્યના ભયરૂપી સમુદ્રમાથી છૂટ્યા હતા, તે તમને નમસ્કાર હો તમે લજ્જા, કીર્તિ, સ્મૃતિ, કાતિ, લક્ષ્મી, પાર્વતી, દક્ષપુત્રી સતી, સરસ્વતી, બુદ્ધિ દેનાર અને સદા નિર્ભયરૂપ છો હે દેવિ! હુ તમને સ્તવીશ, નમીશ, પૂજીશ અને જપીશ, તેમ જ તમારુ ધ્યાન, ચિંતન, દર્શન તથા શ્રવણ કરીશ, તમે મારા પર પ્રસન્ન થાઓ જેની કૃપાથી

* - ર્થાત્ દોરડીનુ જ્ઞાન થતા ફરી તેમા સર્પની ભ્રાતિ જેમ થતી નથી, તેમ બ્રહ્મમા ફરી આ સસારરૂપ ભ્રમ તેને થતો નથી.

બ્રહ્મા વેદોના ભડાર, વિષ્ણુ લક્ષ્મીનુ રહેઠાણ, ઇદ્ર ત્રણે લોકોના અધિપતિ, વરુણ જળચરોનો ઉત્તમ સ્વામી, કુબેર ખજાનાનો પતિ, યમપ્રેતોનો અધિપતિ, નિર્ઋતિ રાક્ષસોનો સ્વામી તથા જળમય ચદ્રમા ઔષધિઓનો રાજા થયો છે, તે તમને નમસ્કાર હો. હે ત્રણે લોકને વદન કરવા યોગ્ય ! હે લોકોના ઈશ્વરિ ! હે મહામગળ સ્વરૂપ ! હે જગતની માતા ! તમને નમસ્કાર હો, ફરી વારવાર નમસ્કાર હો

નારાયણ બોલ્યા હે દેવર્ષિ ! એમ સ્તવેલા સર્વોત્કૃષ્ટ ભગવતી દુર્ગા નારાયણી પ્રસન્ન થઈ બ્રહ્મપુત્ર સ્વાયભુવ મનુને આમ કહેવા લાગ્યા

શ્રીદેવી બોલ્યા હે બ્રહ્મપુત્ર રાજેન્દ્ર ! તમે જે ઈચ્છતા હો તે વરદાન માગો, તમારી સ્તુતિ, ભક્તિ ને આરાધનાથી હુ પ્રસન્ન થઈ છુ

મનુ બોલ્યા હે દેવિ ! હે દયાળુઓમા ઉત્તમ ! ભક્તિને લીધે જો તમે પ્રસન્ન થયા છો, તો તમારી આજ્ઞાથી પ્રજાસૃષ્ટિ નિર્વિઘ્ન થાઓ

શ્રીદેવી બોલ્યા હે રાજેંદ્ર ! મારી કૃપાથી પ્રજા સૃષ્ટિ નિર્વિઘ્ન થાઓ અને તેની ઉત્તરોત્તર વૃદ્ધિ થાઓ જે કોઈ મનુષ્ય મારા ઉપરની ભક્તિથી તમે કરેલા આ સ્તોત્રનો સદા પાઠ કરશે, તેઓની વિદ્યા, પ્રજાની સિદ્ધિ, કીર્તિ તથા કાતિનો ઉદય થશે, એટલુ જ નહિ, પણ હે રાજન્ ! તે મનુષ્યોને, ધન, ધાન્ય, અસ્ખલિત શક્તિ, બધે વિજય તથા સુખ અને તેઓના શત્રુઓનો નાશ થશે

નારાયણ બોલ્યા એમ બ્રહ્મપુત્ર મનુને વરદાનો આપી દેવી એ બુદ્ધિમાન મનુના દેખતા અદૃશ્ય થયા હતા પછી વરદાનને પામેલા પ્રતાપી બ્રહ્મપુત્ર રાજા—મનુએ બ્રહ્માને કહ્યુ કે, 'હે તાત ! તમે મને એકાતસ્થાન આપો, જ્યા રહી હુ પુષ્કળ પ્રજાઓ ઉત્પન્ન કરુ અને યજ્ઞો વડે પરમાત્માનુ પૂજન કરુ, માટે તે સ્થાન મને બતાવો, વિલબ કરો મા ' એમ પુત્રનુ વચન સાભળી પ્રજાપતિઓના પતિ પ્રભુ બ્રહ્મા લાબા કાળ સુધી વિચારવા લાગ્યા કે, આ કાર્ય કેવી રીતે થાય ? મને સૃષ્ટિ કરતા અનત સખ્યાવાળો મોટો કાળ ગયો છે અને સર્વનો આશ્રય આ પૃથ્વી તો (અકસ્માત્ પ્રલયને લીધે) જળમા ડૂબીને રસાતલમા ગઈ છે પણ હવે મારુ આ ચિતવેલુ કાર્ય જેમની આજ્ઞામા હુ રહ્યો છુ, તે આદિ પુરુષ ભગવાન વિષ્ણુ મને સહાયરૂપ થઈને કરશે.

**इदं मच्चिन्तितं कार्यं भगवानादिपूरुषः ।**
**करिष्यति सहायो मे यदादेशेऽहमाश्रितः ॥ ४८ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો*

### વરાહે પૃથ્વીને જળમાથી બહાર કાઢી

नारायण उवाच

**एवं मीमांसतस्तस्य पद्मयोनेः परंतप ।**
**मन्वादिभिर्मुनिवरैर्मरीच्याद्यैः समं ततः ॥ १ ॥**

નારાયણ બોલ્યા હે શત્રુઓને તપાવનાર નારદ ! મનુ વગેરે તથા મરીચિ વગેરે મુનિવરો સાથે બ્રહ્મા એમ વિચારતા હતા, તેટલામા હે નિર્દોષ ! તેમના નાકના આગલા ભાગમાથી એક આગળ માપનુ ભૂડનુ બચ્ચુ એકાએક બહાર નીકળ્યુ અને હે નારદ ! તેમના દેખતા જ એક ક્ષણવારમા આકાશમા ઊભેલુ તે ભૂડ હાથી જેવડુ વધી ગયુ ! એ ઘણુ જ આશ્ચર્ય થયુ હતુ. હે નારદ ! મરીચિ વગેરે ઉત્તમ બ્રાહ્મણો તથા સનકાદિથી વીંટાયેલા બ્રહ્મા તે ભૂડરૂપ જોઈ તર્ક કરવા લાગ્યા કે, 'ભૂડના બહાને આ ક્યુ દિવ્ય પ્રાણી ઊભુ છે ? આ અતિ આશ્ચર્ય બન્યુ છે કે તે મારા નાકમાથી નીકળ્યુ ! પ્રથમ તો આ અગૂઠાના ટેરવા જેવડુ હતુ અને પછીથી એક ક્ષણવારમા મોટા પર્વત જેવડુ થઈ ગયુ છે ! ભગવાન યજ્ઞમૂર્તિ મારા મનને મૂઝવતા હશે કે શુ ?' એમ બ્રહ્મા તે પરમાત્માની આગળ તર્ક કરી રહ્યા હતા, તેવામા પર્વત જેવડા વધેલા તે ભગવાને ભૂડના રૂપે ગર્જના કરી અને પોતાની ગર્જનાના અવાજ માત્રથી દિગતોને ગજાવી મૂકતા તેમણે બ્રહ્માને તથા ત્યા એકઠા થયેલા ઉત્તમ બ્રાહ્મણોને હર્ષ પમાડયો જન, તપ તથા સત્યલોકમા વસતા તે ઉત્તમ દેવોએ તથા બ્રાહ્મણોએ પોતાનો ખેદ દૂર

* આ અધ્યાયમા સાડત્રીસ શ્લોકોથી વરાહે પૃથ્વીને જળમાથી બહાર કાઢી એ કથા કહેવાશે.

કરતા એ ભૂંડની ગર્જનાનો શબ્દ સાભળી ઋગ્વેદ, સામવેદ તથા અથર્વવેદના છંદોમય ઉત્તમ સ્તોત્રોથી તથા વચનોથી તે આદ્યપુરુષને વધાવી લીધા ત્યારે તેઓના સ્તોત્રો સાભળી આદ્ય ઈશ્વર ભગવાન વિષ્ણુ માન કૃપાદૃષ્ટિથી જ તેઓના પર કૃપા કરી જળમા પેસી ગયા તેમના અદર પેસતા તેમની ક્રૂર કેશવાળીના આઘાતથી અત્યત પીડાયેલો સમુદ્ર બોલી ઊઠયો કે, 'હે શરણાગતોની પીડાનો નાશ કરનાર દેવ! મારી રક્ષા કરજો' સમુદ્રે કહેલુ તે વચન સાભળી વ્યાપક ઈશ્વર વિષ્ણુ જળચરોને ચીરી નાખતા જળમા જવા લાગ્યા આમતેમ દોડતા અને સૂઘી સૂઘી પૃથ્વીને શોધતા તે સર્વેશ્વરે ધીમે ધીમે પૃથ્વીને શોધી કાઢી તે વેળા દેવોના દેવેશ્વર તેમણે સર્વ પ્રાણીઓના આધારરૂપ અને જળની અદર રહેલી તે ભૂમિને પોતાની દાઢ ઉપર ઉઠાવી એમ દાઢના આગલા ભાગથી પૃથ્વીને ઉઠાવી તે યજ્ઞેશ્વર યજ્ઞપુરુષ જેમ ઉત્તમ કમલિનીને ઉઠાવી દિશાનો હાથી શોભે, તેમ શોભવા લાગ્યા તેમને જોઈને દેવોના મોટા દેવ સ્વાયભૂ બ્રહ્મા જેમણે દાઢથી પૃથ્વી ઉઠાવી હતી એવા તે દેવેશ્વરની મનુ-ની સાથે રહી સ્તુતિ કરવા લાગ્યા

બ્રહ્મા બોલ્યા હે કમળ જેવા નેત્રોવાળા! હે ભક્તોની પીડાનો નાશ કરનારા! હે સ્વર્ગલોકને પણ નાશ કરનારા! હે સર્વ ઈષ્ટ ફળને આપનારા! તમારો જય થાઓ હે દેવ! ધનને ધારણ કરનારી અને તમે ઉઠાવેલી આ પૃથ્વી, જાણે હાથીએ સૂઢથી ઉઠાવેલી સુદર પાદડાથી યુક્ત કમલિની હોય તેવી શોભે છે પૃથ્વીને ઉઠાવનારી આ તમારુ શરીર સૂઢના આગલા ભાગથી કમળને ઉઠાવતા હાથીના શરીર જેવુ શોભે છે હે દેવોના ઈશ્વર! હે સૃષ્ટિ તથા સહાર કરનાર! અને દૈત્યોના નાશ માટે જેમણે જુદી જુદી આકૃતિઓ ધારણ કરી છે એવા પ્રભો! તમને નમસ્કાર, નમસ્કાર હો હે સર્વ દેવોના આધાર! તમને આગળ નમસ્કાર અને પાછળ નમસ્કાર, નમસ્કાર હો હે મહાતેજસ્વી! તમને નમસ્કાર હો તમે શક્તિથી પુષ્ટ કરેલા મને પ્રજાસૃષ્ટિમા જોડયો છે અને તમારી આજ્ઞાને વશ રહી હુ સૃષ્ટિ કરુ છુ, તેમ જ જુદા જુદા ફેરફાર કરુ છુ હે વિષ્ણુ! તમારી સહાયથી પૂર્વે મોટા દેવોએ તથા સર્વ દેવોએ જ સમય તથા બળ પ્રમાણે અમૃત વહેંચી લીધુ હતુ તમારી આજ્ઞાથી ઇન્દ્ર ત્રણે લોકનુ સામ્રાજ્ય પામ્યો છે અને દેવસઘથી પૂજાઈને પુષ્કળ લક્ષ્મી ભોગવે છે તમારી આજ્ઞાથી જ અગ્નિ, જઠરાગ્નિ વગેરેના ભેદોથી અગ્નિપણુ પામી દેવો, અસુરો તથા મનુષ્યોનુ પોષણ કરે છે તમારી આજ્ઞાથી જ ધર્મરાજા—યમ, પિતૃઓનો અધિપતિ થઈ કર્મોના ફળને આપનાર મોટો ઈશ્વર બન્યો છે, તેમ જ તમારે લીધે નિર્ઋતિ રાક્ષસોનો ઈશ્વર થઈ રાક્ષસોના વિઘ્નોનો નાશ કરનાર અને સર્વ પ્રાણીઓના કર્મોનો સાક્ષી બન્યો છે તમારી આજ્ઞાના બળનો આશ્રય કરીને જ વરુણ જળજીવોનો સ્વામી તથા જળનો અધિપતિ થઈ લોકપાલપણુ પામ્યો છે તમારી આજ્ઞાથી જ વાયુ ગધને લાવનાર, સર્વ પ્રાણીઓને જિવાડવાનુ કારણ, લોકપાલ તથા જગદ્ગુરુ થયેલ છે તમારી આજ્ઞામા રહીને જ કુબેર, કિન્નર વગેરેના તથા યક્ષોના જીવનના આશ્રયરૂપ થઈ સર્વ લોકપાલોમા માનપાત્ર બન્યા છે, અને તે જ પ્રમાણે તમારી આજ્ઞાથી પ્રભુ ઈશાન સર્વ રુદ્રોના ઈશ્વર, પ્રલય કરનાર, લોકપાલોને વદન કરવા યોગ્ય અને સર્વ દેવોના અધિક પાલક થયા છે જગતના ઈશ્વર તમને ભગવાનને અમ નમસ્કાર કરીએ છીએ કે, જેમના અશના ભાગરૂપ બધા હજારો દેવો ઉત્પન્ન થયા છે

નારાયણ બોલ્યા એમ બ્રહ્માએ સ્તુતિ કરી, ત્યારે ભગવાન આદિપુરુષે માન લીલાપૂર્વક જોવાથી જ કૃપા કરી પછી ત્યા જ આવી માર્ગને રોકતા ભયકર મહાસુર હિરણ્યાક્ષ દૈત્યને વિષ્ણુ ભગવાને ગદાથી મારી નાખ્યો પછી એ દૈત્યના લોહીના કાદવથી ખરડાયેલા અગવાળા ભગવાન આદિપુરુષ વિષ્ણુ દેવે દાઢથી પૃથ્વીને ઉપાડીને જળની ઉપર સ્થિર કરી અને પછી તે લોકનાથ પોતાના સ્થાને જતા રહ્યા જે પુરુષ પૃથ્વીનો ઉદ્ધાર કરવારૂપ ભગવાનનુ આ ઉત્તમ ચરિત્ર સાભળે છે અથવા પાઠ કરે છે, તે સર્વ

પાપથી મુકત થઈ વિષ્ણુની ગતિ પામે છે ૧-૩૮

**शृणुयाद्यः पुमान् यश्च पठेच्चरितमुत्तमम् ।**
**सर्वपापविनिर्मुक्तो वैष्णवीं गतिमाप्नुयात् ॥ ३८ ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

# અધ્યાય ૩ જો+

## સ્વાયંભુવ મનુના વંશનુ વર્ણન

नारायण उवाच

**महीं देव प्रतिष्ठाप्य यथास्थाने च नारद ।**
**वैकुण्ठलोकमगमद् ब्रह्मोवाच स्वमात्मजम् ॥ १ ॥**

નારાયણ બોલ્યા હે નારદ! વિષ્ણુદેવ પૃથ્વીને યોગ્ય સ્થાને સ્થાપી વૈકુંઠલોકમા ગયા, ત્યારે બ્રહ્માએ પોતાના પુત્રને કહ્યુ 'હે મહાબાહુ પુત્ર! હે તેજ સ્વીઓમા શ્રેષ્ઠ! પૃથ્વીરૂપ સ્થાન પર તુ રહે અને યથાયોગ્ય પ્રજાઓ ઉત્પન્ન કર, તેમ જ હે રાજા! દેશ-કાળના વિભાગ પ્રમાણે યજ્ઞોના સાધનરૂપ નાના —મોટા પદાર્થોથી યજ્ઞેશ્વર પુરુષ(વિષ્ણુ)નુ તમે પૂજન કરો, અને વર્ણાશ્રમનુ કારણ શાસ્ત્રોકત ધર્મનુ આચરણ કરો, આ ક્રમના સબધથી પ્રજાઓની વૃદ્ધિ થશે ગુણથી, કીર્તિથી અને કાતિથી પોતાના જેવા અને વિદ્યા તથા વિનયથી યુકત હોઈ સદાચારી પુરુષોમા શ્રેષ્ઠ એવા પુત્રોને તથા કન્યાઓને ઉત્પન્ન કરી તેમાની કન્યાઓને ગુણવાળા અને યશવાળા વરોને આપીને તમે સાવધાન મનવાળા થઈ સર્વશ્રેષ્ઠ પ્રધાન પુરુષમા મનને બરાબર લગાડીને ભકિતરૂપ સાધનના યોગથી ભગવાનની સેવા કરવાને લીધે યોગીઓને ઈષ્ટ તથા વદન કરવા યોગ્ય ગતિને પામશો' એમ પોતાના પુત્ર મનુને આશ્વાસન આપી, તેમ જ પ્રજાની સૃષ્ટિ કરવામા તેમને નીમી પ્રજાપતિ બ્રહ્મા પોતાના ધામમા ગયા રાજા સ્વાયંભુવે પણ 'હે પુત્ર! તમે પ્રજાઓ ઉત્પન્ન કરો' એવી પિતાની આજ્ઞાને મસ્તકે ચઢાવી, પ્રજાસૃષ્ટિ કરવા માડી પ્રિય વ્રત અને ઉત્તાનપાદ આ બે તે મનુના મહાતેજસ્વી પુત્રો થયા હતા અને ત્રણ કન્યાઓ થઈ હતી, તેઓ ના નામ મારી પાસેથી તમે સાભળો લોકોને પવિત્ર કરતારી પહેલી કન્યા આકૂતિ, બીજી દેવહૂતિ અને ત્રીજી પ્રસૂતિ નામે પ્રખ્યાત હતી, તેમાની આકૂતિ રુચિ ઋષિને, વચલી દેવહૂતિ કર્દમ ઋષિને તથા પ્રસૂતિ દક્ષને આપી હતી જેઓની લોકમા આ પ્રજાઓ છે રુચિથી આકૂતિમા આદિપુરુષ ભગવાન 'યજ્ઞ' નામે જન્મ્યા હતા કર્દમથી દેવહૂતિમા એ જ ભગવાન સાખ્યાચાર્ય 'કપિલ' તરીકે જન્મ્યા હતા, જે સર્વલોકમા વિખ્યાત છે અને દક્ષથી પ્રસૂતિમા ઘણી કન્યાઓ જ પ્રજારૂપે જન્મી હતી જેઓના સતાનરૂપે દેવો, પશુપક્ષીઓ તથા મનુષ્યો વગેરે લોકવિખ્યાત ઉત્પન્ન થયા છે અને તેઓ બધા સૃષ્ટિને ચાલુ રાખનારા છે સ્વાયભુવ મન્વતરમા સમર્થ ભગવાન યજ્ઞે યામ નામના દેવગણોથી વીંટાઈને મનુની રાક્ષસોથી રક્ષા કરી હતી મહાયોગી ભગવાન કપિલ પણ પોતાના આશ્રમમા રહી દેવહૂતિને સર્વ અવિદ્યા દૂર કરનારુ શ્રેષ્ઠ જ્ઞાન તેમ જ અધ્યાત્મ જ્ઞાનના નિશ્ચયવાળો સવિશેષ યોગ તથા કાપિલ શાસ્ત્રસાખ્યનો ઉપદેશ કરી પોતે પુલહના આશ્રમમા જતા રહ્યા હતા તે મહાશય સાખ્યાચાર્ય આજે પણ ત્યા રહે છે કે, જેમના નામનુ સ્મરણ કરવાથી પણ સાખ્યયોગ સિદ્ધ થાય છે, તે સર્વ વરદાનો આપનારા યોગાચાર્ય કપિલદેવને હુ વદન કરુ છુ આમ મનુની કન્યાઓનુ વશનુ ઉત્તમ વર્ણન કર્યું, જેનો પાઠ તથા શ્રવણ કરનારાઓના સર્વ પાપનો તે નાશ કરનારુ થાય છે હવે પછી મનુના પુત્રોનો શુભ વશ કહીશ, જેને માત્ર સાભળવાથી પરમ પદ પ્રાપ્ત થાય છે કારણ કે મનુના પુત્રોએ વ્યવહારની સિદ્ધિ માટે તથા સર્વ પ્રાણીઓને સુખની પ્રાપ્તિ થાય તે સારુ દ્વીપો, ખડો તથા સમુદ્રો વગેરેની વ્યવસ્થા કરી છે ૧-૨૩

**द्वीपवर्षसमुद्रादिव्यवस्था यत्सुतैः कृता ।**
**व्यवहारप्रसिद्ध्यर्थं सर्वभूतसुखाप्तये ॥ २३ ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા ૮ મ સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

+ આ અધ્યાયમા ત્રેવીસ શ્લોકોથી સ્વાયભુવ મનુના વશનું વર્ણન બરાબર સારી રીતે કરાયું.

# અધ્યાય ૪ થો[×]

## પ્રિયવ્રતની કથા

नारायण उवाच

**मनोः स्वायंभुवस्याऽऽसीज्ज्येष्ठः पुत्रः प्रियव्रतः।**
**पितुः सेवापरो नित्य सत्यधर्मपरायणः ॥ १ ॥**

નારાયણ બોલ્યા: સ્વાયંભુવ મનુનો મોટો પુત્ર પ્રિયવ્રત નામે હતો; તે હમેશા પિતાની સેવામા તત્પર અને સત્યધર્મમા પરાયણ હતો વિશ્વકર્મા પ્રજાપતિની પુત્રી બર્હિષ્મતી સુદર રૂપવાળી તથા સદ્વર્તન અને કર્મોથી પોતાની સમાન હતી, તેને એ પરણ્યો હતો તે સ્ત્રીમા ગુણવાન તથા શુદ્ધ ચિત્તવાળા દશ પુત્રોને તથા ત્રીવી નાની ઊર્જસ્વતી નામની કન્યાને તેણે ઉત્પન્ન કરી હતી આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, ત્રીજો યજ્ઞબાહુ, ચોથો મહાવીર, પાચમો રુક્મબાહુ, ઘૃતપૃષ્ઠ, સાતમો સવન, આઠમો મેધાતિથિ, વીતિહોત્ર અને કવિ—આ દશ અગ્નિ જેવા નામવાળા, તેના પુત્રો હતા. આ દશ પુત્રોમાથી કવિ, સવન તથા મહાવીર—આ ત્રણ તો વિરાગી થયા હતા, જેથી તેઓ ત્રણે આત્મવિદ્યામા પારગત, બાલબ્રહ્મચારી અને નિ સ્પૃહ હોઈ પરમહંસ નામના સન્યાસ આશ્રમમા જ આનદથી રહ્યા હતા વળી પ્રિયવ્રતને બીજી સ્ત્રીમા ત્રણ પુત્રો થયા હતા, તેઓ ઉત્તમ, તામસ તથા રૈવત એ નામથી પ્રખ્યાત, મહાબળવાન અને મન્વતરના અધિપતિઓ થયા હતા મહારાજા પ્રિયવ્રતે અસ્ખલિત બળવાળી ઇંદ્રિયોથી યુક્ત અગિયાર અબજ વર્ષો સુધી આ પૃથ્વી ભોગવી હતી જ્યારે સૂર્ય પૃથ્વીના પહેલા ભાગમા તપતો હતો ત્યારે બીજા ભાગમા તો અધકારનો ઉદય થયા કરતો હતો આ અવ્યવસ્થા જોઈ રાજા પ્રિયવ્રતને લાબા વખત સુધી મનમા વિચાર્યું કે, 'પૃથ્વી પર હુ રાજ્ય કરુ છુ તો અધારુ કેમ પ્રવર્તે? હુ મારા તપોબળથી પૃથ્વી પર અધકારને અટકાવીશ.' આવો નિશ્ચય કરી સ્વાયંભુવના પુત્ર એ રાજાએ સૂર્ય સમાન તેજવાળા રથમા બેસી જગતને પ્રકાશમાન કરતા સાત વાર પૃથ્વીની પ્રદક્ષિણા કરી[+] હતી. તે રાજા પૃથ્વી પર જ્યા થઈને ગયો હતો, ત્યા તેના રથના પૈડાની ધારના જે ખાડા પડ્યા હતા તે જ લોકવ્યવહાર માટે સમુદ્રો કહેવાયા છે બે બે સમુદ્રોની વચ્ચે પૃથ્વી પર વિભાગવાર જે (ઊંચા) પ્રદેશો થયા, તે (અને વચ્ચેનો એક મળી) સાત દ્વીપો કહેવાયા અને રથના પૈડાની ધારથી ઉત્પન્ન થયેલી જે ખાઈઓ થઈ તે સાત સમુદ્રો થયા એમ સાત સમુદ્રો થયા છે, તે જ કારણથી (બે બે સમુદ્રોની વચ્ચેના છ ભૂપ્રદેશો તથા વચ્ચેનો એક ભૂવિભાગ મળી) સાત ભૂમિઓ જે થઈ તે જ સાત દ્વીપો કહેવાયા છે. જેમ કે જબુદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલીદ્વીપ, કુશદ્વીપ, ક્રૌચદ્વીપ, શાકદ્વીપ અને પુષ્કરદ્વીપ આ દ્વીપોનુ માપ ઉત્તરોત્તર બેગણુ છે[=] એમ પહેલા દ્વીપ અને તે પછી બહારના ભાગમા ચારે બાજુ સમુદ્ર અને તે સમુદ્ર પછી પાછો બહારના ભાગમા ચારે બાજુ દ્વીપ-આ પ્રકારે (દ્વીપ સમુદ્રની) રચના થઈ છે ક્ષારોદ (ખારા પાણીનો), ઈક્ષુરસોદ (શેરડીના રસ જેવા પાણીનો) સુરોદ (દારૂ જેવા પાણીનો), ઘૃતોદ (ઘી જેવા પાણીનો), ક્ષીરોદ (દૂધ જેવા પાણીવાળો), દધિમડોદ (દહીંના રસ જેવા પાણીનો) અને શુદ્ધોદ (શુદ્ધ જળનો) આ સાત સમુદ્રો ત્યારથી માડી પૃથ્વી પર પ્રખ્યાત થયા છે રાજા પ્રિયવ્રતે પહેલો જબુદ્વીપ જે ક્ષારોદ સમુદ્રથી વીંટાયો છે, તેનો રાજા આગ્નીધ્ર નામના પુત્રને બનાવ્યો બીજો પ્લક્ષદ્વીપ, જે ઈક્ષુરસોદ સમુદ્રથી વીંટાયો છે, તેનો અધિપતિ ઇધ્મજિહ્વ નામનો પ્રિયવ્રતનો પુત્ર થયો સુરોદ સમુદ્રથી વીંટાયેલા શાલ્મલીદ્વીપમા યજ્ઞબાહુ નામના પુત્રને પ્રિયવ્રતે રાજા બનાવ્યો, ઘૃતોદ સમુદ્રથી વીંટાયેલો અતિ સુદર કુશદ્વીપમા પ્રિયવ્રતનો પુત્ર હિરણ્યરેતા રાજા થયો

× આ અધ્યાયમા અઠ્ઠાવીસ શ્લોકોથી પ્રિયવ્રતની કથા કહેવાઈ જેમા દ્વીપોની ઉત્પત્તિ બાબત વર્ણવાઈ.

+ પ્રિયવ્રતે એમ કરવા નક્કી કર્યું હતુ કે, આખી પૃથ્વી પર કોઈ પણ સમયે અધકાર ન રહેવો જોઈએ, તેથી તેણે પૃથ્વીની આસપાસ સૂર્ય જેવા રથથી ઘૂમવા માડ્યુ હતુ. પણ બ્રહ્માએ તેની પાસે આવી તેને અટકાવ્યો હતો કે આમ કરવાનો તને અધિકાર નથી. આ કથા બીજા પુરાણોમા પ્રસિદ્ધ છે

= અર્થાત્ પહેલા કરતા પછીનો દ્વીપ બેગણા વિસ્તારવાળો છે

હતો. ક્ષીરોદ સમુદ્રથી વીંટાયેલા પાચમા ક્રૌંચદ્વીપમા પ્રિયવ્રતનો મહાબળવાન પુત્ર ઘૃતપૃષ્ઠ રાજા થયો હતો. દધિમંડોદ સમુદ્રથી વીંટાયેલો અતિ સુદર શાકદ્વીપમા પ્રિયવ્રતનો ઉત્તમ પુત્ર મેધાતિથિ રાજા થયો હતો અને શુદ્ધોદ સમુદ્રથી વીંટાયેલા પુષ્કરદ્વીપમા પિતાએ માન્ય કરેલો વીતિહોત્ર રાજા થયો હતો પ્રિયવ્રત રાજાએ ઊર્જસ્વતી નામની પોતાની કન્યા શુક્રાચાર્યને આપી હતી, તેમા દેવયાની નામની પ્રખ્યાત શુક્રકન્યા જન્મી હતી એમ પુત્રોને સાત દ્વીપો વહેંચી આપી, વિવેકને વશ રહેલા પ્રિયવ્રત રાજાએ યોગમાર્ગનો આશ્રય કર્યો હતો ૧–૨૮

**एवं विभज्य पुत्रेभ्यः सप्त द्वीपान् प्रियव्रतः ।**
**विवेकवशगो भूत्वा योगमार्गाश्रितोऽभवत् ॥२८॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

# અધ્યાય ૫ મો[×]

## ભૂમંડળના વિસ્તારનું વર્ણન

श्रीनारायण उवाच

**देवर्षे शृणु विस्तारं द्वीपवर्षविभेदतः ।**
**भूमण्डलस्य सर्वस्य यथा देवप्रकल्पितम् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા હે દેવર્ષિ! દ્વીપો અને ખડોના ભેદથી આખા ભૂમડલનો વિસ્તાર જે રીતે ઈશ્વરે કલ્પ્યો છે, તે તમે સાભળો આ હુ ટૂકમા કહીશ, કેમ કે તેને વિસ્તારથી કહેવા કોઈ કાળે કોઈ સમર્થ નથી પહેલો જમ્બુદ્વીપ લાખ યોજન માપનો વિશાળ, ગોળાકાર અને કમળની (વચ્ચેની) કળી જેવો છે, તેમા નવ નવ હજાર યોજન વિસ્તારવાળા સાત ખડો છે અને (ભદ્રાશ્વ તથા કેતુમાલ નામના) બે ખડો ચોત્રીસ ચોત્રીસ હજાર યોજન વિસ્તારવાળા છે આ નવ ખડો (એક એકની વચ્ચે એક એક, એમ) આસપાસ રહેલા લાબા (છેક સમુદ્ર સુધી પહોંચેલા) આડ મર્યાદા પર્વતોથી ચારે બાજુથી જુદા પડેલા છે તે નવખડોમા છેડાના દક્ષિણ—ઉત્તર બે ખડો ધનુષ્યની પેઠે રહેલા છે, ચાર લાબા છે અને ઈલાવૃત્ત ચોરસ છે એ ઈલાવૃત્ત ખડ સૌની વચ્ચે રહેલો છે, તેના મધ્યભાગમા (બરાબર વચ્ચે) એક લાખ યોજન ઊંચો સોનાનો મેરુ પર્વત રહેલો છે એ પર્વત ભૂગોલરૂપ કમળની (વચ્ચેની) કળી જેવો છે ઉપરના ભાગમા બત્રીસ હજાર યોજન એ પહોળો છે, મૂળમા સોળ હજાર યોજન પહોળો છે અને જમીનની અદર પણ સોળ હજાર યોજન તે ઊતરેલો છે ઈલાવૃત્ત ખડની ઉત્તરે આવેલા નીલ, શ્વેત તથા શૃગવાન નામના ત્રણ મર્યાદા પર્વતો કહેવાય છે તેઓ રમ્યક ખડ, બીજા હિરણ્મય ખડ અને ત્રીજા કુરુખડની મર્યાદા સૂચવે છે (અર્થાત્ તે તે ખડની હદ બાધનાર તે પર્વતો છે) વળી તે પર્વતો પૂર્વભાગમા લાબા, બને બાજુથી ખારા, સમુદ્ર સુધી પહોચેલા અને બબ્બે હજાર યોજન પહોળા છે, અને પહેલા પહેલા એક એક પર્વતથી પછી પછીનો પર્વત ઉત્તર દિશામા અનુક્રમે દશમા અશથી કઈક વધારે અશે લાબાઈમા ઓછો ઓછો છે. વળી એ પર્વતો અનેક નદો તથા નદીઓથી યુક્ત છે, એ જ પ્રમાણે ઈલાવૃત્તથી દક્ષિણે નિષધ, હેમકૂટ, તથા હિમાલય નામના ત્રણ મર્યાદા પર્વતો આવેલા છે; તેઓ પૂર્વ ભાગમા લાબા, ઘણા જ સુદર અને દશ હજાર યોજન ઊંચા કહેવાય છે વળી હરિવર્ષ, કિંપુરુષ તથા ભરતખડને બરાબર તે જુદા પાડે છે, તેથી એ ત્રણેય પર્વતોને તે તે ખડોના મર્યાદા પર્વતો કહે છે ઈલાવૃત્તથી પશ્ચિમે માલ્યવાન નામે પર્વત છે અને પૂર્વમા શોભાયુક્ત ગધમાદન પર્વત છે આ બને નીલ તથા નિષધ પર્વત સુધી લાબા છે, બે હજાર યોજન વિસ્તારવાળા છે અને કેતુમાલ ખડ તથા ભદ્રાશ્વ ખડની હદ બાધનાર તરીકે પ્રસિદ્ધ છે મદર, મેરુમદર, સુપાર્શ્વ અને કુમુદ નામના ચાર પર્વતો મેરુના પાદ (પગ) તરીકે કહેવાય છે તેઓ મેરુ પર્વતની ચારે દિશાઓમા રહેલા છે દશ દશ હજાર યોજન પહોળા ને ઊંચા છે અને મેરુને ટેકો કરતા હોઈ તેની સર્વ તરફ શોભી રહ્યા છે. આ ચારે પર્વતો ઉપર અનુક્રમે આબો, જાબુ, કદમ તથા વડ, એમ ચાર વૃક્ષો રહેલા છે એ વૃક્ષો ચારે પર્વતો પર જાણે ધજાઓ હોય તેવા જણાય છે અને એક એક

× આ અધ્યાયમા પ્રાચીન શ્લોકોથી ભૂમડળનો વિસ્તાર સવિસ્તર વર્ણવાશે.

વૃક્ષ અગિયારસો યોજન ઊંચુ છે તેઓની શાખાઓનો વિસ્તાર પણ અગિયારસો યોજન છે અને સો સો યોજન તે જાડા છે, વળી એ પર્વતો ઉપર દૂધનો, મધનો, શેરડીના રસનો તથા મીઠાનો પાણીનો એમ અનુક્રમે ચાર ધરા છે, એ ધરાઓને સેવતા દેવો યોગનુ ઐશ્વર્ય પામે છે વળી તે પર્વતો ઉપર અનુક્રમે નદન, ચૈત્રરથ, વૈભ્રાજ તથા સર્વભદ્રક નામના ચાર દેવતાઈ બગીચાઓ છે, તેઓ સ્ત્રીઓને સુખકારક છે અને તેઓમા રહી મોટા મનવાળા સ્વતન દેવ ગણો સ્ત્રીઓના ટોળા સાથે ઉપદેવોથી ગવાતા મહિમા વાળા હોઈ ઈચ્છાનુસાર સુખપૂર્વક આનદ કરે છે મદર પર્વતની ઉપર રહેલા અગિયારસો યોજન ઊંચા દેવતાઈ આબાની ટોચ ઉપરથી અમૃત જેવા રસથી ભરેલા, પર્વતના શિખરો જેવડા સ્વાદિષ્ટ અને કોમળ ફળો પડે છે, તે ફળો નીચે પડીને ફાટી જતા તેમાથી નીકળેલા રાતા જળ જેવા રગના સુદર રસથી 'અરુણોદા' નામની સુદર જળવાળી નદી વહે છે વળી એ પર્વત પર દેવો તથા દૈત્યોના રાજાઓએ પૂજેલા અરુણા નામના દેવી બિરાજે છે હે મહારાજ ! પાપોને હરનારા, દોષોનો નાશ કરનારા અને અભય તથા સર્વ ઈષ્ટ ફળને આપનારા તે દેવીને ત્યાના લોકો જાતજાતની ભેટો તથા બલિદાનોથી પૂજે છે, જેથી તે દેવીની કૃપાદૃષ્ટિ વડે તે લોકો કલ્યાણ તથા આરોગ્યને પામે છે વળી એ દેવી પૃથ્વી પર આદ્યા, માયા, અતુલા, અનતા, પુષ્ટિ, ઈશ્વરમાલિની, દુષ્ટનાશકરી તથા કાતિદાયિની એ નામે પણ કહેવાય છે એમની પૂજાના પ્રભાવથી ત્યા સોનુ નીકળ્યા કરે છે ૧-૩૦

**आद्या मायातुलानन्ता पुष्टिरीश्वरमालिनी ।**
**दुष्टनाशकरी कान्तिदायिनीति स्मृता भुवि ॥**
**अस्याः पूजाप्रभावेण जाम्बूनदमुदावहत् ॥३०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

# અધ્યાય ૬ ઠ્ઠો*

## બીજાં વૃક્ષો તથા દેવીઓનું વર્ણન

नारायण उवाच

**अरुणोदा नदी या तु मया प्रोक्ता च नारद ।**
**मन्दरान्निपतन्ती सा पूर्वेणेलावृत प्लवेत् ॥ १ ॥**

શ્રી નારાયણ બોલ્યા હે નારદ ! મદરાચલથી પડતી અરુણોદા નદી મેં જે કહી, તે ઇલાવૃતના પૂર્વ ભાગમા વહે છે તેને સેવવાથી પાર્વતીની દાસી યક્ષિણીઓ તથા ગધર્વ સ્ત્રીઓના દેહનો વાયુ ચારે તરફ દશ દશ યોજન ભૂમિને સુગધી કરે છે વળી ઊચા પ્રદેશ પરથી પડીને ફાટી જતા, નાના ઠળિયા વાળા અને હાથીના શરીર જેવડા જાબુઓના રસથી જબૂ નામની નદી મેરુમદર પર્વત ઉપરથી પડે છે અને દક્ષિણ ઇલાવૃતમા વહે છે પર્વત પર જાબુ ફળના સ્વાદથી સતુષ્ટ રહેતા જબ્વાદિની દેવી કહેવાય છે એ દેવી ત્યાના દેવો, નાગો, ઋષિઓ તથા રાક્ષસ લોકોને પૂજવા યોગ્ય ચરણવાળા, માનનીય, સર્વ પ્રાણી પર દયા કરનારા, પાપીઓને પાવન કરનારા, સ્મરણ કરનારના રોગોનો નાશ કરનારા, વિઘ્નોનો નાશ કરનારા તથા દેવોને પણ માનવા યોગ્ય છે, તેમ જ કોકિલાક્ષી, કામકલા, કરુણા, કામપૂજિતા, કઠોર વિગ્રહા, ધન્યા, નાકિમાન્યા અને ગભસ્તિની એવા નામોથી તે દેવી કાયમ મનુષ્યો વડે અત્યત જપવા યોગ્ય છે જબૂ નદીના બને કિનારા પર જે માટી છે, તે જાબુના રસથી મિશ્ર રહે છે અને વાયુ તથા સૂર્યના સબધથી જ્યારે પાકી જાય છે, ત્યારે સોનુ બની જાય છે અને વિદ્યાધરો તથા દેવોની સ્ત્રીઓના જાતજાતના મોટા દાગીના માટે ઉપયોગી થાય છે અને તે જ દેવોએ નિર્માણ કરેલુ 'જાબૂનદ' સોનુ કહેવાય છે, એ સોનામાથી સ્ત્રીઓ સાથે કામક્રીડા કરતા અનેક જાતના લોકો મુકુટ, કદોરા, બાજુબધ વગેરે બનાવે છે સુપાર્શ્વ પર્વત પર રહેલુ મોટુ કદબનુ વૃક્ષ જે કહેવાયુ છે, તેના કોતરોમાથી પાચ મધની ધારાઓ નીકળીને સુપાર્શ્વ પર્વત પર પડે છે અને ત્યાથી પૃથ્વી

* આ અધ્યાયમાં બત્રીસ શ્લોકોથી બીજા વૃક્ષોનું અને દેવીઓનું વર્ણન તથા સર્વ લોકોની ઉત્પત્તિનું વર્ણન છે.

પર આવી પશ્ચિમ ઈલાવૃતમા તે વહે છે, એને સેવતા દેવોના મુખનો સુગધભરેલો વાયુ ચારે બાજુ જઈ સો યોજન સુધી સુગધ ફેલાવે છે, એ પર્વત પર ભક્તોનુ કાર્ય કરતા 'ધારેશ્વરી' મહાદેવી વસે છે અને તે સર્વ દેવોના ઈશ્વરી દેવો દેવપૂજ્યા, મહોત્સાહા, કાલરૂપા, મહાનન, કર્મફલદા, કાતારગ્રહણેશ્વરી, કરાલદેહા, કાલાગી અને કામકોટિપ્રવર્તિની-એવા નામોથી પૂજવા યોગ્ય છે એ જ પ્રમાણે કુમુદ પર્વત પર ઊગેલો 'શતબલ' નામનો જે વડ છે, તેની શાખામાથી પાચ નદી (વહી) કુમુદ પર્વતના શિખર પર પડે છે અને તે બધાય દૂધ, દહીં, ઘી, મધ, ગોળ, અન્ન, વસ્ત્ર, શય્યા, આસનો તથા અલકાર વગેરેથી યુક્ત હોઈ કામનાઓને પૂરનારા છે તેઓ ઉત્તર ઇલાવૃતને ચોતરફ ભીંજવે છે એ પર્વતની તળેટીમા દેવો તથા અસુરોએ સેવેલા 'મીનાક્ષી' દેવી વસે છે જે નીલાબરા, રૌદ્રમુખી, નીલાલકયુક્તા, નાકિની, દેવ સઘા, ફલદા, વરદા, અતિમાન્યા અતિપૂજ્યા, મત્ત માતગગામિની, મદનોન્માદિની, માનપ્રિયા, માનપ્રિય તરા, મારવેગધરા, મારપૂજિતા, મારમાદિની, મયૂર વરશોભાઢ્યા અને શિખિવાહનગર્ભભૂ એવા નામોથી વદન કરવા યોગ્ય છે અને માછલા જેવા (ચચળ) નેત્રોવાળા અને મહાદેવના સગવાળા તે દેવી જપ તથા સ્મરણ કરનારાઓને માન આપનારા છે એ ધરા ઓનુ પાણી પીવા તત્પર ચિત્તવાળી (ત્યાની) પ્રજાઓના શરીરો પર કરચલીઓ, માથે ધોળા વાળ, થાક, પરસેવા વગેરેની દુર્ગંધ, વૃદ્ધાવસ્થા, રોગ, મરણ, ભ્રમ, ટાઢ, તાપ, વાયુ, ફીકાશ, મુખનો રોગ વગેરે તેમ જ આપત્તિઓ કદી થતા નથી તેઓ જ્યા સુધી જીવે છે, ત્યા સુધી સુખે રહે છે અને કાયમ ઘણુ જ સુખ પામે છે હવે મેરુ પર્વતની સ્થિતિ કહુ છુ સોનામય કહેવાતા મેરુ પર્વતના મૂળ ભાગમા કળીની આસપાસ જેમ કેસરા હોય છે તેમ જુદા જુદા વીસ પર્વતો ચારે બાજુ કેસરાઓરૂપે ગોઠવાયા છે, તેઓના નામો સાભળો કુરગ, કુરર, કુશુભ, વિકકત, ત્રિકૂટ, શિશિર, પતગ, રુચક, નિષધ, શિતી, વાસ, કપિલ, શખ, વૈદૂર્ય, ચારધિ, હસ, ઋષભ, નાગ, કાલજર અને નારદ-એ નામે તે વીસ પર્વતો છે

**वैदूर्यश्चारुधिश्चैव हंसो ऋषभ एव च ।**
**नागः कालञ्जरश्चैव नारदश्चेति विंशतिः ॥ ३२ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭ મો*

## મહામેરુનું વર્ણન

श्रीनारायण उवाच

**गिरिं मेरुं च पूर्वेण द्वौ चाष्टादशयोजनैः ।**
**सहस्रैरायतौ चोदग् द्विसहस्रं पृथूच्चकौ ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા મેરુપર્વતના પૂર્વ ભાગમા જઠર તથા દેવકૂટ નામના બે ઉત્તમ પર્વતો અઢાર હજાર યોજન ઉત્તર દિશામા લાબા, બે હજાર યોજન પહોળા તથા ઊચા છે, મેરુના પશ્ચિમ ભાગમા પવમાન તથા પારિયાત્ર નામના બે પર્વતો તેટલી જ લબાઈ, ઊંચાઈ તેમ જ પહોળાઈવાળા છે મેરુથી દક્ષિણમા કૈલાસ તથા કરવીર નામના બે પ્રખ્યાત પર્વતો છે તે પૂર્વ તરફ લાબા અને પૂર્વના જેવા જ ઊંચા—પહોળા છે, એ જ પ્રમાણે મેરુથી ઉત્તરમા (પ્રથમના જેવા જ માપવાળા) ત્રિશૃગ અને મકર નામના બે પર્વતો છે આ આઠ ઉત્તમ પર્વતોથી વીંટાયેલો સોનાનો પર્વત મેરુ સૂર્ય જેવો પ્રકાશી રહ્યો છે એ મેરુ પર્વતના મસ્તક પર બ્રહ્માની નગરી બરાબર વચ્ચે રચાયેલી છે, જે દશ હજાર યોજન વિસ્તારવાળી છે એ નગરીને ભૂતભવિષ્ય જાણનારા મહાત્મા વિદ્વાનો સમચોરસ સોનાની વર્ણવે છે એ નગરીની આસપાસ આઠ લોકપાલોની બીજી આઠ સોનાની નગરીઓ તે તે લોકપાલની દિશામા પ્રખ્યાત છે એ સર્વ નગરીઓના રગ તે તે દિક્પાલોના શરીરના રગ જેવા છે અને અઢી અઢી હજાર યોજન પ્રમાણમા તે રચાઈ છે, મેરુ પર્વત ઉપર બ્રહ્મા, ઇદ્ર, અગ્નિ વગેરેની અનુક્રમે મનોવતી, અમરાવતી, તેજોવતી, સયમની, કૃષ્ણાગના, શ્રદ્ધાવતી, ગધવતી, મહોદયા ને યશોવતી એમ નવ નગરીઓ વસી છે

* આ અધ્યાયમા સાડત્રીસ શ્લોકોથી મૂળથી માડીને મહામેરુનું વર્ણન કહેવાશે.

હે નારદ! જે વેળા બલિરાજાના યજ્ઞમા વિષ્ણુ ભગવાન વામન ત્રિવિક્રમમૂર્તિ બન્યા, ત્યારે એમના ડાબા પગના અંગૂઠાના નખથી ચિરાઈ ગયેલા બ્રહ્માંડના ઉપરના ભાગના છિદ્રમાથી અંદર દાખલ થયેલી સ્વર્ગની ગંગા તે જ સ્વર્ગે મેરુના શિખર પર ઊતરી હતી લોકોના સર્વે પાપોને દૂર કરનાર જળથી વ્યાપ્ત એ ગંગા સાક્ષાત્ 'ભગવત્પદી' એવા નામથી લોકો મા પ્રખ્યાત થઈ હતી અને પછીથી હજારો યુગના ઘણા કાળે સ્વર્ગના મસ્તક પર આવીને તે ઈશ્વરી દેવી દેવનદી ત્યા રહ્યા હતા, જે સ્થાન 'વિષ્ણુપદ' નામે ત્રૈલોક્યમા પ્રખ્યાત છે વળી જ્યા ઉત્તાનપાદ ના પરમ પવિત્ર પુત્ર ધ્રુવ ભગવાનના ચરણકમળરૂપ કમળના દાંડાની રજને ધારણ કરતા રહે છે અને આજે પણ તે રાજર્ષિ અચલ પદવીનો આશ્રય કરી ત્યા જ રહ્યા છે. તે સ્વર્ગે ધ્રુવનો પ્રભાવ જાણનાર ઉદાર મનના સપ્તર્ષિઓ સર્વ લોકનુ હિત કરવાની ઈચ્છાથી એ ધ્રુવની પ્રદક્ષિણા કરી રહ્યા છે અને તે સપ્તર્ષિઓ 'આ ગંગા નદી આત્યંતિક (કેવળ) સિદ્ધરૂપ હોઈ તપ કરનારાઓને સિદ્ધિ આપનાર છે,' એમ જાણી જટાજૂટને ધારણ કરતા મસ્તકથી ગંગા નદીને આદર આપે છે એ વિષ્ણુપદમાથી નીચે ઊતરતી દેવી ગંગા અનેક કરોડો વિમાનોથી વ્યાપ્ત દેવયાન માર્ગમા થઈને ચંદ્રમંડળને ભીંજવી (મેરુ પર આવેલા) બ્રહ્માના ધામમા પડે છે હે નારદ! ત્યાથી ચાર ભાગે જુદી જુદી થઈને તે દેવી ચાર દિશાઓમા ચાર નામે વહી રહી છે, અને તે જ સીતા, અલકનંદા, ચક્ષુ તથા ભદ્રા એવા નામોથી પ્રસિદ્ધ થઈ સમુદ્રમા મળી રહે છે તેમા સીતા નામની ગંગા, બ્રહ્મલોકમાથી કેસરાચલ નામના પર્વતના શિખરો પર થઈને વહેતી ગંધમાદન પર્વતના શિખર પર પડે છે અને ત્યાથી તે પાપ હરનારી નદી ભદ્રાશ્વ ખંડની વચ્ચે વઈને પૂર્વ દિશામા આવે છે અને ત્યા દેવોથી પૂજાઈને તે નદી ખારા સમુદ્રમા મળે છે એ જ પ્રમાણે બીજી ચક્ષુ નામની દેવનદી તે બ્રહ્મલોકમાથી નીકળી માલ્યવાન પર્વતના શિખર પર આવે છે અને ત્યાથી નીકળી વેગયુક્ત થઈ કેતુમાલ ખંડમા આવીને પશ્ચિમ દિશામા જઈ સમુદ્રમા મળે છે તે જ પ્રમાણે અલકનંદા નામની પવિત્ર પ્રખ્યાત ત્રીજી ગંગાધારા બ્રહ્મલોકમાથી દક્ષિણમા ઘણા પર્વતોના શિખરો તથા વનોને ઓળંગી હેમકૂટ નામના ઉત્તમ પર્વત પર આવે છે અને ત્યાથી નીકળી ઘણા જ વેગવાળી થઈ ભરતખંડમા આવીને દક્ષિણ સમુદ્રમા મળે છે એ નદીમા સ્નાન કરવા જતા મનુષ્યોને પગલે પગલે રાજસૂય તથા અશ્વમેધ વગેરે યજ્ઞોનુ ફળ દુર્લભ નથી તે જ પ્રમાણે ત્રૈલોક્યને પવિત્ર કરતી ભદ્રા નામની ચોથી ગંગાધારા બ્રહ્મલોકથી નીકળી શૃંગવાન પર્વત ઉપર થઈને ઉત્તરકુરુખંડને તૃપ્ત કરી સમુદ્રમા મળે છે હે નારદ! મેરુ તથા મંદાર પર્વતોમાથી ઉત્પન્ન થયેલ બીજા પણ નદો તથા નદીઓ ખંડેખંડમા ઘણા છે, પણ તેમા ભરત ખંડને કર્મક્ષેત્ર કહે છે અને બીજા આઠ ખંડો તો પૃથ્વી પરના સ્વર્ગને આપનાર ખંડો હોઈ દેવોના બાકી રહેલા પુણ્યોના ભોગસ્થાનો છે હે નારદ! એ આઠ ખંડોમા લોકોનુ આયુષ દશ હજાર વર્ષોનુ હોય છે, સ્ત્રીઓ સહિત સર્વ પુરુષો વજ્ર જેવા અંગવાળા, દેવોના જેવા, દશ હજાર હાથી સમાન બળવાળા, મોટા મૈથુનથી સંતોષી અને સુખી હોય છે તે લોકોની સ્ત્રીઓ પણ આયુષ્યનુ એક વર્ષ ઓછુ હોય છે, ત્યારે ગર્ભ ધારણ કરે છે વળી તે આઠે ખંડોમા હમેશા ત્રેતાયુગના જેવો જ કાળ હોય છે

**एकवर्षावशिष्टे चायुष्यात्तगर्भाः स्त्रियोऽपि हि ।**
**त्रेतायुगसम कालो वर्तते सर्वदैव हि ॥ ३७ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કંધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો+

## ઇલાવૃત ખંડનો આચાર

श्रीनारायण उवाच

**तेषु वर्षेषु देवेशा पूर्वोक्तैः स्तवनैः सदा ।**
**पूजयन्ति महादेवीं जपध्यानसमाधिभिः ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા તે તે ખંડોમા મોટા મોટા દેવો પણ પૂર્વોક્ત સ્તવનોથી જપ, ધ્યાન તથા સમાધિ વડે નિત્ય મહાદેવીને પૂજે છે જ્યા સર્વે

+ આ અધ્યાયના આગળ ત્રીજા શ્લોકથી ઇલાવૃત ખંડનો આચાર ભક્તિ વધવા માટે વિસ્તારથી કહેલ છે

ઋતુઓના પુષ્પોની પકિતઓથી શોભતી વનપકિતઓ હોઈને ફળો તથા પલ્લવોની શોભા નિત્ય રહે છે તે તે ખડોના વનોમા ખડોના પર્વતોના શિખરો પર, પહાડોની સર્વ ગુફાઓમા અને નિર્મળ જળાશયોમા કમળોની પકિતઓ વિકસી રહી છે હસો તથા સારસ પક્ષીઓના ટોળા ફર્યા કરે છે અને પક્ષીઓ કલ્લોલ કરે છે વળી જ્યા જળક્રીડા વગેરે વિનોદો કરી ત્યાના લોકો આનદ કરે છે અને સુદર સ્ત્રીઓની મનોહર ભમ્મરોના વિલાસોના તે તે સ્થાનોમા પણ યુવાન સ્ત્રીઓ સાથે ઈચ્છાનુસાર ફર્યા કરે છે વળી એ નવે ખડોમા લોકો પર કૃપા કરવારૂપ રસમા જ કેવળ દૃષ્ટિવાળા આદિ પુરુષ ભગવાન નારાયણ દેવીનુ આરાધન કર્યા કરતા રહી પોતે પણ સર્વ લોકો વડે પૂજ્ય છે, તેમ જ પોતાની જુદી જુદી મૂર્તિઓથી સ્થપાઈને લોકોની પૂજાના નિમિત્તે સર્વકાળ ત્યા સમીપમા જ રહે છે ઈલાવૃત ખડમા તો બ્રહ્માની ભમ્મરના મધ્યભાગમાથી ઉત્પન્ન થયેલા એકલા રુદ્ર જ સ્ત્રીઓ સાથે હમેશા વસે છે એ ક્ષેત્રમા બીજો કોઈ પણ પુરુષ પ્રવેશી શકતો નથી, કારણ કે પાર્વતીના શાપને લીધે ત્યા બીજો હરકોઈ પુરુષ સ્પષ્ટ સ્ત્રી થઈ જાય છે વળી ત્યા પાર્વતી જેઓના સ્વામિની છે, એવી અસખ્ય કરોડો સ્ત્રીઓના સમૂહોથી સેવાતા રુદ્રદેવ પોતે સર્વ પ્રાણીઓના હિતની ઈચ્છાથી પોતાના કારણ અને (વિષ્ણુની) ચોથી તામસી મૂર્તિરૂપ સકર્ષણ દેવ—શેષનાગનુ ભજન કરે છે અને ધ્યાનયોગ દ્વારા એકાગ્ર થયેલા મન વડે ભગવાન રુદ્ર તેમની ઉપાસના કરે છે (તે વેળા પોતે આવો મત્રજાપ કરે છે કે,) '**ૐનમો भगवते महापुरुषाय सर्वगुणसख्यानायानन्तायाऽव्यक्ताय नम** । સર્વ ગુણોના પ્રકાશક, અનત અને અમાપ ભગવાન મહાપુરુષને નમસ્કાર હો ' (વળી આવી સ્તુતિ કરે છે કે) હે ભજવાયોગ્ય! હે શરણરૂપ ચરણકમળવાળા! હે સમગ્ર ઐશ્વર્યના પરમ આશ્રયરૂપ! હે ભકતો સામે પોતાના સઘળા રક્ષક સ્વરૂપો પ્રકટ કરનાર! હે (ભકતોના) સસારનો નાશ કરનાર અને (અભકતોને) સસાર દેખાડનાર! તમને ઈશ્વરને હુ ભજુ છુ ક્રોધનો વેગ નહિ જીતનારા અમારી દૃષ્ટિ જેમ વિષયોથી તથા ઇદ્રિયોથી લેવાઈ જાય છે, તેમ જગતને નિયમિત રાખવા સર્વે તરફ તમે જોયા કરો છો, છતા તમારી દૃષ્ટિ વિષયોથી તથા ઇદ્રિયોથી લેશ પણ લેપાતી નથી, એવા તમને માનસિક જય કરવા ઈચ્છતો કયો (મુમુક્ષુ) પુરુષ ન માને? તમે પોતાની માયાને લીધે જાણે ખરાબ દૃષ્ટિવાળા હો, મદોન્મત્ત જેવા અને મદિરા તથા આસવથી જાણે લાલ નેત્રોવાળા હો તેવા ભાસો છો, (પણ ખરી રીતે તેવા તો નથી જ,) વળી તમારા ચરણના સ્પર્શથી મોહિત ઇદ્રિયોવાળી નાગાગનાઓ લજ્જાને લીધે તમારુ પૂજન પણ કરી શકતી નથી, એવા તમને કોણ ન માને? વેદના મત્રો, જેમને આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશનુ કારણ છતા એ ત્રણેથી રહિત અને અનત કહે છે તેમ જ પોતાના એક હજાર મસ્તકોરૂપ સ્થાનોમાના કોઈક અમુક પર સરસવની પેઠે રહેલા ભૂમડળને તમે જાણતા નથી, એવા તમને નમસ્કાર હો સત્ત્વગુણરૂપ આશ્રયવાળુ મહત્તત્ત્વ ગુણના નિમિત્તવાળુ જેમનુ પ્રથમ શરીર હતુ, જેમાથી ભગવાન બ્રહ્મા જન્મ્યા છે અને તે બ્રહ્માથી જન્મેલો હુ પોતાના તેજરૂપ અહકારથી વીંટાઈને દેવવર્ગ, ભૂતવર્ગ તથા ઇદ્રિયવર્ગને ઉત્પન્ન કરુ છુ, તે તમને નમસ્કાર હો એ મહત્તત્ત્વ, અહકાર, દેવવર્ગ, ભૂતવર્ગ તથા ઇદ્રિયવર્ગ–આ અમે બધા દોરીથી બાધેલા પક્ષીઓની પેઠે જે મહાત્માને વશ છીએ અને જેમની કૃપાથી આ બ્રહ્માડને સરજીએ છીએ, તે તમને નમસ્કાર હો ભારે સસારથી મોહ પામેલો આ લોક કર્મોરૂપી ગાઠોને પમાડતી જેમણે બનાવેલી માયાને અનાયાસે જ જાણે છે, પણ તે માયાથી તરવારનો ઉપાય કદી જાણતા નથી તે જગતનો લય તથા ઉદય કરનાર સ્વરૂપવાળા તમને નમસ્કાર હો

શ્રીનારાયણ બોલ્યા એમ ભગવાન રુદ્ર ઈલાવૃત ખડમા દેવીગણોથી વીંટાઈને પ્રભુ સકર્ષણદેવની ઉપાસના કરે છે, તે જ પ્રમાણે ભદ્રાશ્વખડમા ભદ્રશ્રવા નામનો ધર્મનો પુત્ર અને તેના કુળના મુખ્ય પુરુષો, જેઓ 'ભદ્ર' નામના તે ખડના અધિપતિના સેવકો છે, તેઓ પણ 'હયગ્રીવ નામથી કહેવાતી

હે નારદ! જે વેળા બલિરાજાના યજ્ઞમા વિષ્ણુ ભગવાન વામન ત્રિવિક્રમમૂર્તિ બન્યા, ત્યારે એમના ડાબા પગના અગૂઠાના નખથી ચિરાઈ ગયેલા બ્રહ્માડના ઉપરના ભાગના છિદ્રમાથી અદર દાખલ થયેલી સ્વર્ગની ગગા તે જ સ્થળે મેરુના શિખર પર ઊતરી હતી લોકોના સર્વે પાપોને દૂર કરનાર જળથી વ્યાપ્ત એ ગગા સાક્ષાત્ 'ભગવત્પદી' એવા નામથી લોકોમા પ્રખ્યાત થઈ હતી અને પછીથી હજારો યુગના ઘણા કાળે સ્વર્ગના મસ્તક પર આવીને તે ઈશ્વરી દેવી દેવનદી ત્યા રહ્યા હતા, જે સ્થાન 'વિષ્ણુપદ' નામે ત્રૈલોક્યમા પ્રખ્યાત છે વળી જ્યા ઉત્તાનપાદના પરમ પવિત્ર પુત્ર ધ્રુવ ભગવાનના ચરણકમળરૂપ કમળના દાડાની રજને ધારણ કરતા રહે છે અને આજે પણ તે રાજર્ષિ અચલ પદવીનો આશ્રય કરી ત્યા જ રહ્યા છે તે સ્થળે ધ્રુવનો પ્રભાવ જાણનારા ઉદાર મનના સપ્તર્ષિઓ સર્વે લોકનુ હિત કરવાની ઈચ્છાથી એ ધ્રુવની પ્રદક્ષિણા ફરી રહ્યા છે અને તે સપ્તર્ષિઓ 'આ ગગા નદી આત્યતિક (કેવળ) સિદ્ધરૂપ હોઈ તપ કરનારાઓને સિદ્ધિ આપનાર છે,' એમ જાણી જટાજૂટને ધારણ કરતા મસ્તકથી ગગા નદીને આદર આપે છે એ વિષ્ણુપદમાથી નીચે ઊતરતી દેવી ગગા અનેક કરોડો વિમાનોથી વ્યાપ્ત દેવયાન માર્ગમા થઈને ચદ્રમડળને ભીંજવી (મેરુ પર આવેલા) બ્રહ્માના ધામમા પડે છે હે નારદ! ત્યાથી ચાર ભાગે જુદી જુદી થઈને તે દેવી ચાર દિશાઓમા ચાર નામે વહી રહી છે, અને તે જ સીતા, અલકનદા, ચક્ષુ તથા ભદ્રા એવા નામોથી પ્રસિદ્ધ થઈ સમુદ્રમા મળી રહે છે તેમા સીતા નામની ગગા, બ્રહ્મલોકમાથી કેસરાચલ નામના પર્વતના શિખરો પર થઈને વહેતી ગધમાદન પર્વતના શિખર પર પડે છે અને ત્યાથી તે પાપ હરનારી નદી ભદ્રાશ્વ ખડની વચ્ચે થઈને પૂર્વ દિશામા આવે છે અને ત્યા દેવોથી પૂજાઈને તે નદી ખારા સમુદ્રમા મળે છે એ જ પ્રમાણે બીજી ચક્ષુ નામની દેવનદી તે બ્રહ્મલોકમાથી નીકળી માલ્યવાન પર્વતના શિખર પર આવે છે અને ત્યાથી નીકળી વેગયુક્ત થઈ કેતુમાલ ખડમા આવીને પશ્ચિમ દિશામા જઈ સમુદ્રમા મળે છે તે જ પ્રમાણે અલકનદા નામની પવિત્ર પ્રખ્યાત ત્રીજી ગગાધારા બ્રહ્મલોકમાથી દક્ષિણમા ઘણા પર્વતોના શિખરો તથા વનોને ઓળગી હેમકૂટ નામના ઉત્તમ પર્વત પર આવે છે અને ત્યાથી નીકળી ઘણા જ વેગવાળી થઈ ભરતખડમા આવીને દક્ષિણ સમુદ્રમા મળે છે એ નદીમા સ્નાન કરવા જતા મનુષ્યોને પગલે પગલે રાજસૂય તથા અશ્વમેધ વગેરે યજ્ઞોનુ ફળ દુર્લભ નથી તે જ પ્રમાણે ત્રૈલોક્યને પવિત્ર કરતી ભદ્રા નામની ચોથી ગગાધારા બ્રહ્મલોકથી નીકળી શૃગવાન પર્વત ઉપર થઈને ઉત્તરકુરુખડને તૃપ્ત કરી સમુદ્રમા મળે છે હે નારદ! મેરુ તથા મદાર પર્વતોમાથી ઉત્પન્ન થયેલ બીજા પણ નદો તથા નદીઓ ખડેખડમા ઘણા છે, પણ તેમા ભરત ખડને કર્મક્ષેત્ર કહે છે અને બીજા આઠ ખડો તો પૃથ્વી પરના સ્વર્ગને આપનાર ખડો હોઈ દેવોના બાકી રહેલા પુણ્યોના ભોગસ્થાનો છે હે નારદ! એ આઠ ખડોમા લોકોનુ આયુષ દશ હજાર વર્ષોનુ હોય છે, સ્ત્રીઓ સહિત સર્વે પુરુષો વજ્ર જેવા અગવાળા, દેવોના જેવા, દશ હજાર હાથી સમાન બળવાળા, મોટા મૈથુનથી સતોષી અને સુખી હોય છે તે લોકોની સ્ત્રીઓ પણ આયુષનુ એક વર્ષ ઓછુ હોય છે, ત્યારે ગર્ભ ધારણ કરે છે વળી તે આઠે ખડોમા હમેશા ત્રેતાયુગના જેવો જ કાળ હોય છે

एकवर्षेणके चायुष्यास्तगर्भा स्त्रियोऽपि हि ।
त्रेतायुगसम कालो वर्तते सर्वदैव हि ॥ ३७ ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો+

## ઇલાવૃત ખંડનો આચાર

श्रीनारायण उवाच

तेषु वर्षेषु देवेशा पूर्वोक्तैः स्तवनैः सदा ।
पूजयन्ति महादेवीं जपध्यानसमाधिभिः ॥ १ ॥

શ્રીનારાયણ બોલ્યા તે તે ખડોમા મોટા મોટા દેવો પણ પૂર્વોક્ત સ્તવનોથી જપ, ધ્યાન તથા સમાધિ વડે નિત્ય મહાદેવીને પૂજે છે જ્યા સર્વે

+ આ અધ્યાયના ઓગણત્રીસ શ્લોકોથી ઇલાવૃત ખડનો આચાર ભક્તિ વધવા માટે વિસ્તારથી કહેલ છે

ઋતુઓના પુષ્પોની પંકિતઓથી શોભતી વનપંકિતઓ હોઈને ફળો તથા પલ્લવોની શોભા નિત્ય રહે છે તે તે ખંડોના વનોમા ખંડોના પર્વતોના શિખરો પર, પહાડોની સર્વ ગુફાઓમા અને નિર્મળ જળાશયોમા કમળોની પંકિતઓ વિકસી રહી છે હંસો તથા સારસ પક્ષીઓના ટોળા ફર્યા કરે છે અને પક્ષીઓ કલ્લોલ કરે છે વળી જ્યા જળક્રીડા વગેરે વિનોદો કરી ત્યાના લોકો આનદ કરે છે અને સુદર સ્ત્રીઓની મનોહર ભમ્મરોના વિલાસોના તે તે સ્થાનોમા પણ યુવાન સ્ત્રીઓ સાથે ઈચ્છાનુસાર ફર્યા કરે છે વળી એ નવે ખંડોમા લોકો પર કૃપા કરવારૂપ રસમા જ કેવળ દૃષ્ટિવાળા આદિ પુરુષ ભગવાન નારાયણ દેવીનુ આરાધન કર્યા કરતા રહી પોતે પણ સર્વ લોકો વડે પૂજાય છે, તેમ જ પોતાની જુદી જુદી મૂર્તિઓથી સ્થપાઈને લોકોની પૂજાના નિમિત્તે સર્વકાળ ત્યા સમીપમા જ રહે છે ઈલાવૃત ખડમા તો બ્રહ્માની ભમ્મરના મધ્યભાગમાથી ઉત્પન્ન થયેલા એકલા રુદ્ર જ સ્ત્રીઓ સાથે હમેશા વસે છે એ ક્ષેત્રમા બીજો કોઈ પણ પુરુષ પ્રવેશી શકતો નથી, કારણ કે પાર્વતીના શાપને લીધે ત્યા બીજો હરકોઈ પુરુષ સ્પષ્ટ સ્ત્રી થઈ જાય છે વળી ત્યા પાર્વતી જેઓના સ્વામિની છે એવી અસખ્ય કરોડો સ્ત્રીઓના સમૂહોથી સેવાતા રુદ્રદેવ પોતે સર્વ પ્રાણીઓના હિતની ઈચ્છાથી પોતાના કારણ અને (વિષ્ણુની) ચોથી તામસી મૂર્તિરૂપ સકર્ષણ દેવ—શેષનાગનુ ભજન કરે છે અને ધ્યાનયોગ દ્વારા એકાગ્ર થયેલા મન વડે ભગવાન રુદ્ર તેમની ઉપાસના કરે છે (તે વેળા પોતે આવો મત્રજાપ કરે છે કે,) 'ૐનમો **भगवते महापुरुषाय सर्वगुणसख्यानायानन्तायाऽव्यक्ताय नम ।** સર્વ ગુણોના પ્રકાશક અનત અને અમાપ ભગવાન મહાપુરુષને નમસ્કાર હો' (વળી આવી સ્તુતિ કર છે કે) હે ભજવાયોગ્ય ! હે શરણરૂપ ચરણકમળવાળા ! હે સમગ્ર ઐશ્વર્યના પરમ આશ્રયરૂપ ! હે ભકતો સામે પોતાના સઘળા રક્ષક સ્વરૂપો પ્રકટ કરનાર ! હે (ભકતોના) સસારનો નાશ કરનાર અને (અભકતોને) સસાર દેખાડનાર ! તમને ઈશ્વરને હુ ભજુ છુ ક્રોધનો વેગ નહિ જીતનારા અમારી દૃષ્ટિ જેમ વિષયોથી તથા ઇદ્રિયોથી લેવાઈ જાય છે, તેમ જગતને નિયમિત રાખવા સર્વ તરફ તમે જોયા કરો છો, છતા તમારી દૃષ્ટિ વિષયોથી તથા ઇદ્રિયોથી લેશ પણ લેપાતી નથી, એવા તમને માનસિક જય કરવા ઈચ્છતો કયો (મુમુક્ષુ) પુરુષ ન માને? તમે પોતાની માયાને લીધે જાણે ખરાબ દૃષ્ટિવાળા હો, મદોન્મત્ત જેવા અને મદિરા તથા આસવથી જાણે લાલ નેત્રોવાળા હો તેવા ભાસો છો, (પણ ખરી રીતે તેવા તો નથી જ,) વળી તમારા ચરણના સ્પર્શથી મોહિત ઇદ્રિયોવાળી નાગાંગનાઓ લજ્જાને લીધે તમારુ પૂજન પણ કરી શકતી નથી, એવા તમને કોણ ન માને? વેદના મત્રો, જેમને આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશનુ કારણ છતા એ ત્રણેથી રહિત અને અનત કહે છે તેમ જ પોતાના એક હજાર મસ્તકોરૂપ સ્થાનોમાના કોઈક અમુક પર સરસવની પેઠે રહેલા ભૂમડળને તમે જાણતા નથી, એવા તમને નમસ્કાર હો સત્ત્વગુણરૂપ આશ્રયવાળુ મહત્તત્ત્વ ગુણના નિમિત્તવાળુ જેમનુ પ્રથમ શરીર હતુ, જેમાથી ભગવાન બ્રહ્મા જન્મ્યા છે અને તે બ્રહ્માથી જન્મેલો હુ પોતાના તેજરૂપ અહકારથી વીંટાઈને દેવવર્ગ ભૂતવર્ગ તથા ઇદ્રિયવર્ગને ઉત્પન્ન કરુ છુ તે તમને નમસ્કાર હો એ મહત્તત્ત્વ, અહકાર, દેવવર્ગ, ભૂતવર્ગ તથા ઇદ્રિયવર્ગ–આ અમે બધા દોરીથી બાધેલા પક્ષીઓની પેઠે જે મહાત્માને વશ છીએ અને જેમની કૃપાથી આ બ્રહ્માડને સરજીએ છીએ, તે તમને નમસ્કાર હો ભારે સસારથી મોહ પામેલો આ લોક કર્મોરૂપી ગાઢોને પમાડતી જેમણે બનાવેલી માયાને અનાયાસે જ જાણે છે, પણ તે માયાથી તરવાનો ઉપાય કદી જાણતા નથી તે જગતનો લય તથા ઉદ્ભવ કરનાર સ્વરૂપવાળા તમને નમસ્કાર હો

શ્રીનારાયણ બોલ્યા એમ ભગવાન રુદ્ર ઈલાવૃત ખડમા દેવીગણોથી વીંટાઈને પ્રભુ સકર્ષણદેવની ઉપાસના કરે છે, તે જ પ્રમાણે ભદ્રાશ્વખડમા ભદ્રશ્રવા નામનો ધર્મનો પુત્ર અને તેના કુળના મુખ્ય પુરુષો, જેઓ 'ભદ્ર' નામના તે ખડના અધિપતિના સેવકો છે, તેઓ પણ 'હયગ્રીવ નામથી કહેવાતી

વિષ્ણુની પ્રખ્યાત મૂર્તિ હયગ્રીવનુ આરાધન કરે છે અને બહારના બીજા વ્યાપારને રોકતી શ્રેષ્ઠ સમાધિ વડે ચિત્તના વિષયરૂપ કરેલી તે હયગ્રીવ મૂર્તિની જ સ્તુતિ કરવા રહી તેમને શરણે જાય છે એ વેળા તે ભદ્રશ્રવાઓ આ મત્ર બોલે છે 'ॐ नमो भगवते धर्मायात्मविशोधनाय नम ।' ચિત્તને શુદ્ધ કરનાર ભગવાન ધર્મને નમસ્કાર, નમસ્કાર હો ' (અને આમ સ્તુતિ કરે છે ) 'અહો! ભગવાનની આ માયા આશ્ચર્યકારક છે, કારણ કે આ લોક મરેલા પુત્રને કે પિતાને બાળી આવી પોતે તેના ધનથી જીવવા ઇચ્છે છે, તુચ્છ વિષયસુખ સેવવા માટે પાપના જ વિચાર કરે છે અને પોતે દેખે છે છતા સર્વનો નાશ કરતા પોતાના મૃત્યુને જોતા નથી! વળી વિદ્વાનો જગતને નાશવત કહે છે અને અધ્યાત્મ વેત્તા પડિતો પ્રત્યક્ષ જુએ છે, છતા હે અજન્મા દેવ! તમારી માયાથી મોહ પામે છે, આ તમારી માયા ઘણી જ વિચિત્ર છે, (માટે શાસ્ત્રોની ધમાલમા પડયા વિના) આપ અજન્માને અમે નમસ્કાર કરીએ છીએ આપ અકર્તા અને આવરણરહિત છો છતા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશરૂપ આપનુ કર્મ સ્વીકાર્યુ છે, તે આશ્ચર્ય નથી, કેમ કે માયાને લીધે સર્વના આત્મારૂપ અને સર્વ કાર્યોના કારણરૂપ આપમા સૃષ્ટિરૂપ કર્મ ઘટે જ છે અને ખરી ઉપાધિથી રહિત આપ વિષે આવરણરહિતપણુ તથા અકર્તાપણુ પણ ઘટે જ છે યુગના અતે (પ્રલય થયો હતો ત્યારે) તમોગુણરૂપ દૈત્યે હરેલા વેદોને જેમણે પુરુષ તથા ઘોડાનુ શરીર ધરીને તે વેદોની માગણી કરતા બ્રહ્માને રસાતળમાથી લાવી આપ્યા હતા તે સત્ય સકલ્પવાળા (હયગ્રીવ) તમને 'નમસ્કાર હો ' એમ ભદ્રશ્રવસ નામના તે લોકો દેવોના ઈશ્વર હયગ્રીવ—વિષ્ણુની સ્તુતિ કરે છે અને તેમના ગુણો વર્ણવે છે એમના આ ચરિત્રનો જે પાઠ કરે તથા (બીજાઓને) સભળાવે, તે પણ પાપરૂપી કચુક (કાંચળી) ત્યજીને દેવીના લોકમા જાય છે ૧-૨૯

पर्ण चरितमेतद्धि यः पठेच्छ्रावयेच्च यः ।
पापकञ्चुकमुत्सृज्य देवीलोकं व्रजेच्च सः ॥२९॥

અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## ખડોના ઉપાસ્ય દેવો

श्रीनारायण उवाच

हरिवर्षे च भगवान् नृपहरिः पापनाशनः ।
वर्तते योगयुक्तात्मा भक्तानुग्रहकारकः ॥१॥

શ્રીનારાયણ બોલ્યા હરિવર્ષ ખડમા પાપનો નાશ કરનાર અને ભક્તો પર કૃપા કરતા ભગવાન નૃસિંહ યોગમા આત્માને યોજીને રહે છે તેમના એ પ્રિય સ્વરૂપનુ ભગવાનના મહાન ભક્ત અસુર—પ્રહ્લાદ ભક્તિયુક્ત થઈ દર્શન કરે છે અને તેમના ગુણોનુ રહસ્ય પોતે જાણતા હોઈ સ્તવન કરે છે (તે વેળા આ મત્રોચ્ચાર કરે છે )' ॐ नमो भगवते नरसिंहाय नमस्तेजस्तेजसे आविराविर्भव वज्रदंष्ट्र कर्माशयान् रन्धय रन्धय, तमो ग्रस ग्रस ॐस्वाहा, अभयं ममात्मनि भूयिष्ठाः ॐक्ष्रौम् । દરેક તેજના પણ તેજ ભગવાન નરસિંહને નમસ્કાર હો હે વજ્ર જેવી દાઢોવાળા! આપ પ્રકટ થાઓ, પ્રકટ થાઓ, કર્મોની વાસનાઓને બાળી નાખો, બાળી નાખો, અજ્ઞાનરૂપ અધકારને ગળી જાઓ, ગળી જાઓ, અને મારા અતકરણમા અભયરૂપ થાઓ ' (આ મત્રજાપ કરી આવી સ્તુતિ કરે છે ) 'જગતનુ કલ્યાણ થાઓ દુષ્ટ લોકો ક્રૂરતા ત્યજી દો, પ્રાણીઓ બુદ્ધિથી પરસ્પર કલ્યાણ જ વિચારો તેઓનુ મન શમદમાદિ ગુણોને મેળવો અને અમારી બુદ્ધિ પણ નિષ્કામ થઈ ભગવાનમા પ્રવેશો, અમને કોઈનો પણ સગ ન થાઓ કદાચ સગ થાઓ તો ઘર, સ્ત્રી, પુત્ર, ધન તથા બધુઓનો તો કદી ન થાઓ પણ ભગવાનના પ્રિય ભક્તોનો જ થાઓ કારણ કે પ્રાણની માત્ર આજીવિકાથી સતુષ્ટ રહેતો જ્ઞાની પુરુષ જેવો જલદી સિદ્ધ થાય છે, તેવો ઇન્દ્રિયો પર પ્રીતિવાળો સિદ્ધ થતો નથી વળી ભગવાનના ભક્તોના સગથી મેળવેલા ભગવાનના પરાક્રમરૂપ તીર્થને વારવાર (સાભળવા વગેરેથી) સેવતા મનુષ્યોના અત કરણમા વસેલા ભગવાન તેઓનો માનસિક મેલ દૂર કરે છે, પણ ગગાદિ તીર્થો તો વારવાર સેવતા મનુષ્યોના શરીર

* આ અધ્યાયમા મત્રો સિવાય ત્રેવીસ શ્લોકોથી બીજા ખડોમા સેવ્ય—સેવક કહેવાશે

પરનો જ મેલ કેવળ દૂર કરે છે માટે ભગવાનના પરાક્રમને કોણ ન સેવે? જેને ભગવાનમા નિષ્કામ ભકિત હોય, તેનામા સર્વ ગુણો સાથે દેવતાઓ વસે છે, પણ ભગવાન ઉપર ભકિત વિનાના અને વિષયસુખ ન હોવા છતા મનોરથથી બહાર દોડતા મનુષ્યને (જ્ઞાન, વૈરાગ્ય વગેરે) મોટા પુરુષોના ગુણો કયાથી પ્રાપ્ત થાય? જેમ પાણી જ માછલાનુ પ્રિય જીવન છે, તેમ ભગવાન જ પ્રાણીમાત્રના સાક્ષાત્ આત્મા છે, તેમ સમજી ઘર છોડીને મોટો કહેવાયેલો છતા મનુષ્ય જો ઘરમા આસકત થાય, તો તેની મોટાઈ સ્ત્રી—પુરુષોના જોડલાની પેઠે કેવળ ઉંમરથી જ છે (જેમ નાના જોડા કરતા વૃદ્ધ જોડા ઉંમરે જ મોટા ગણાય છે તેમ), માટે તૃષ્ણા, રાગદ્વેષ, ક્રોધ, અભિમાન, લાલચ, ભય, ગરીબાઈ અને માનસિક પીડાના મોટા મૂળરૂપ અને જન્મમરણના (એકધારા) ચગડોળ જેવુ ઘર છોડયા પછી સર્વ તરફથી નિર્ભય નૃસિંહ ભગવાનના ચરણનુ જ તમે ભજન કરો

એમ દૈત્યપતિ તે પ્રહ્લાદ પણ પોતાના હૃદય કમળમા વસતા અને પાપરૂપી હાથીને (મારવામા) સિંહ સરખા નૃસિંહની દરરોજ સ્તુતિ કરે છે કેતુમાલ ખડમા કામદેવનુ રૂપ ધારણ કરતા ભગવાન રહે છે અને તે ખડના અધિપતિઓને સર્વકાળ પૂજ્ય છે તે ખડના સ્વામિની અને મોટા પુરુષોને માન આપતા સમુદ્રપુત્રી લક્ષ્મી આ સ્તોત્રોથી તે ભગવાન ની ઉપાસના કરે છે (તેમા પ્રથમ આ મન્ત્રોચ્ચાર કરે છે) '**ॐ ह्रीं ह्रीं ह्रूं ॐ नमो भगवते हृषीकेशाय सर्वगुणविशेषैर्विलक्षितात्मने आकूतीना चित्तीना चेतसा विशेषाणा चाधिपतये षोडशकलाय च्छन्दोमयायान्नमयायामृतमयाय सर्वमयाय महसे ओजसे बलाय कान्ताय कामाय नमस्ते उभयत्र भूयात्।**' ઇદ્રિયોના નિ‌ગ્રતા, સર્વશ્રેષ્ઠ વસ્તુઓ દ્વારા જણાયેલા સ્વરૂપ વાળા, ક્રિયાઓ, જ્ઞાનો, ચિત્તના સકલ્પો અને તેના વિષયોના અધિપતિ (અગિયાર ઇદ્રિયો તથા પાચ વિષયોરૂપ) સોળ કળાઓવાળા, વેદોકત કર્મોથી પ્રાપ્ત કરવા યોગ્ય, અન્નમય, અમૃતમય, સર્વમય, શરીરની શકિતરૂપ, ઇદ્રિયની શકિતરૂપ, મનોબળરૂપ અને પતિરૂપ તમને કામદેવને (આ લોક તથા પરલોક) બને લોકમા નમસ્કાર હો! (એમ મન્ત્રોચ્ચાર કરી આમ સ્તુતિ કરે છે) લોકમા જે સ્ત્રીઓ આપોઆપ જ ઇદ્રિયોના ઈશ્વર તમને વ્રતો દ્વારા આરાધીને બીજા પતિને ઈચ્છે છે, તે સ્ત્રીઓના એ પતિઓ તેમના પ્રિય સતાન, ધન તથા આયુષનુ રક્ષણ કરી શકતા નથી, કેમ કે તેઓ પોતે જ પરતત્ર હોય છે, માટે પતિ તો એવો જ હોવો જોઈએ કે જે પોતે સર્વ તરફથી નિર્ભય હોય અને ભયાતુર મનુષ્યનુ સર્વ તરફથી રક્ષણ કરી શકે એવા પતિ તો તમે એક જ છો, (બીજો કોઈ નથી, એટલે તમારા વિના બીજો પતિ ઈચ્છવો જ ન જોઈએ) તમે આત્મલાભ કરતા બીજાને અધિક માનતા નથી, નહિ તો (બીજાને અધીન સુખવાળાની) સ્વતત્રતા રહેતી જ નથી અને એ પણ ખરુ છે કે, જો અનેક સ્વતત્ર હોય તો પરસ્પર ભય થાય જે સ્ત્રી તમારા ચરણકમળની પૂજાને જ ઈચ્છે છે, (પણ બીજુ કોઈ ફળ ઈચ્છતી નથી,) તે સ્ત્રી સર્વ ઈચ્છિત સુખોને પામે છે હે ભગવન્! (તમારા સિવાય) બીજુ ફળ ઈચ્છીને જો તમને પૂજ્યા હોય તો માન તે ઈચ્છેલુ જ તમે આપો છો પછી (તે ફળભોગ પૂરો થાય ત્યારે) ભાગી પડેલી માગણીવાળી તે સ્ત્રી દુ ખ પામે છે હે અજિત! ઇદ્રિયસુખમા બુદ્ધિવાળા બ્રહ્મા, રુદ્ર, દેવો તથા અસુરો વગેરે મારી પ્રાપ્તિ માટે ઉગ્ર તપ કરે છે, પણ તમારા ચરણનુ શરણ લીધા વિના તેઓ મને પામી શકતા નથી, કેમ કે હુ તમારામા જ હૃદયવાળી છુ હે અચ્યુત! (ભકતોએ) વદન કરેલુ તમારુ જે હસ્તકમળ તમે ભકતોના મસ્તક પર (કૃપાથી) મૂકયુ છે, તેને જ મારા મસ્તક ઉપર પણ મૂકો (જોકે તમારો મારા પર અનાદર નથી કેમ કે) હે સર્વશ્રેષ્ઠ! તમે મને છાતીમા ચિહ્ન રૂપે ધારણ કરો છો, (છતા મારા ઉપર તો તમારો કેવળ આદર જ છે, પણ ભકતો ઉપર તો ખૂબ કૃપા છે,) માટે તમારી ઈશ્વરની માયાને લીધે તમારી પોતાની ઈચ્છા જાણવા કોણ સમર્થ છે?

વળી એ જ પ્રમાણે પ્રજાપતિ વગેરે તે ખડના (બીજા) સ્વામીઓ કામનાની સિદ્ધિ માટે લોકોના

બધુસ્વરૂપ કામદેવની સ્તુતિ કરે છે રમ્યક નામના ખડમા દેવો તથા અસુરોને વદન કરવા યોગ્ય ભગવાનના ઉત્તમ મત્સ્યાવતારની મૂર્તિને મનુ કાયમ સ્તવ્યા કરે છે (તે આ મનોચ્ચાર કરે છે કે) "ॐ नमो मुख्यतमाय नम सत्त्वाय प्राणायौजसे बलाय महा मत्स्याय नम । સર્વમા મુખ્ય, સત્ત્વગુણપ્રધાન, પ્રાણરૂપ, ઓજસરૂપ અને બળરૂપ તમને મહા મત્સ્યને નમસ્કાર નમસ્કાર હો (પછી આમ સ્તુતિ કરે છે ) વેદરૂપી મોટી ગર્જનાવાળા અને સર્વ લોકપાળોએ જેમનુ રૂપ જોયુ નથી એવા તમે અદર ને બહાર—બન્ને (વ્યાપકપણે) વિચર્યા કરો છો જેમ મનુષ્ય લાકડાની પૂતળીને વશ રાખે છે, તેમ જે (વિધિ—નિષેધના આશયરૂપ બ્રાહ્મણાદિ નામથી) આ જગતને વશ રાખે છે, તે જ ઈશ્વર તમે છો દેવરૂપી તાનવાળા લોકપાળો (પ્રમાણરૂપ) તમને છોડી જુદા જુદા રહી અને પછી એકઠા મળીને પણ બેપગા, ચોપગા, સર્પો અને આ જગતમા જે કઈ દેખાય છે, તેનુ રક્ષણ કરવા સમર્થ થયા ન હતા (તે જ તમે પ્રાણરૂપે સર્વનુ રક્ષણ કરનારા ઈશ્વર છો ) મોજાની પક્તિઓવાળા પ્રલયકાળના સમુદ્રમા ઔષધિઓ તથા વેલાઓના ભડારરૂપ આ પૃથ્વીને મારી નાવે ધારણ કરી તમે બળથી ઘણુ જ રમ્યા હતા, તે જગતના પ્રાણસમૂહના નિયતા તમને નમસ્કાર હો! એમ રાજાઓમા શ્રેષ્ઠ મનુ સનયોને રાખનાર દેવેશ્વર મત્સ્યાવતારની સ્તુતિ કરે છે તે મનુ મોટા ભક્તોમા ઉત્તમ છે ભગવાનના ધ્યાનયોગથી તેમના સમગ્ર પાપો દૂર થયા હોઈ તેઓ ભક્તિથી ભગવાનની સેવા કરતા રહે છે

ध्यानयोगेन दग्धस्य निर्धूताशयकल्मष ।
मास्ते परिचरन् भक्त्या महाभागवतोत्तम ॥२३॥

ઇતિ શ્રીદેવી ભાગવતમ પુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૧૦ મો*

## ખંડોના ઉપાસ્ય દેવો (ચાલુ)

नारायण उवाच

हिरण्मये नामवर्षे भगवान् कूर्मरूपधृक् ।
मास्ते योगपतिः सोऽयमर्यम्णा पूज्य ईयते ॥१॥

શ્રી નારાયણ બોલ્યા હિરણ્મય નામના ખડમા કાચબાનુ રૂપ ધારણ કરતા યોગેશ્વર—ભગવાન રહે છે અને તે અર્યમા વડે પૂજાય છે (એ સમયે આ મનોચ્ચાર કરે છે )

ॐनमो भगवते अकूपाराय सर्वसत्त्वगुणविशेषणाय नोपलक्षितस्थानाय नमो वर्ष्मणे नमो भूम्ने नमोऽवस्थानाय नमस्ते । સપૂર્ણ સત્ત્વગુણ જેમનુ વિશેષણ છે જેમનુ સ્થાન જણાયુ નથી, સર્વ કરતા વૃદ્ધ સર્વવ્યાપક અને સર્વના આધાર કચ્છપમૂર્તિ તમને નમસ્કાર હો (પછી આમ સ્તુતિ કરે છે ) પોતાની માયાથી પ્રકાશતા આ પદાર્થોનુ જે સ્વરૂપ અનેક રૂપોથી જણાય છે, એને કેવળ ખોટુ જણાવવાને લીધે જેની સખ્યા નથી તે જેમનુ રૂપ છે, એ અવર્ણનીય પ્રપચસ્વરૂપ તમને નમસ્કાર હો! જરાયુજ, સ્વેદજ, અડજ, ઉદ્ભિજ્જ સ્થાવર જગમ દેવ ઋષિઓ, પિતૃઓ ભૂતો ઇદ્રિયો સ્વર્ગ આકાશ, ભૂમિ, પર્વતો, નદીઓ, સમુદ્રો દ્વીપો ગ્રહો અને નક્ષત્રો—આ બધુ તમે એક જ કહેવા યોગ્ય છો (અર્થાત્ તમારાથી આ કઈ જુદુ નથી ) જેમનામા અસખ્ય ભેદવાળા નામો રૂપો તથા આકૃતિઓ છે, એ તમારા વિષે (કપિલ આદિ સાખ્યશાસ્ત્રના) વિદ્વાનોએ જે આ (ચોવીસ) તત્ત્વોની સખ્યા કલ્પી છે, તે જે તત્ત્વજ્ઞાનથી દૂર થાય છે તે પરમાર્થસ્વરૂપ તમને નમસ્કાર હો!'

એમ અર્યમા તે ખડના અધિપતિઓ સાથે સર્વ પ્રાણીઓના ઉત્પાદક અને દેવોના પણ નિયતા પ્રભુ—કચ્છપાવતારની સ્તુતિ કરે છે, તેમના ગુણો ગાય છે અને તેમને ભજે છે તે જ પ્રમાણે ઉત્તર કુરુખડમા ભગવાન યજ્ઞપુરુષ આદિવરાહરૂપે રહે છે અને પૃથ્વી વડે સદા પૂજાય છે એ પૃથ્વી દૈત્યોનો

* હવે આ અધ્યાયમાં વીસ શ્લોકોથી ખડના ઉપાસ્ય દેવ કહેવાશે.

નાશ કરનાર દેવ યજ્ઞવરાહમૂર્તિ –વિષ્ણુને વિધિ પ્રમાણે પૂજીને ભક્તિથી પીગળેલી હોઈ પીગળેલા હૃદયકમળ વાળી થઈને આમ સ્તુતિ કરે છે (તે વેળા પ્રથમ આ મન્ત્રોચ્ચાર કરે છે) ॐ नमो भगवते मन्त्रतत्त्वलिंगाय यज्ञक्रतवे महाध्वराङ्गयनाय महावराहाय नमः कर्मशुक्लाय त्रियुगाय नमस्ते। મન્ત્રો વડે બરાબર જણાતા, પશુ બાંધવાના ખીલા વગરના યજ્ઞરૂપ, પશુ બાંધવાના ખીલા સહિત યજ્ઞરૂપ, મોગ યજ્ઞો જેમના અવયવો છે એવા, કર્મ વડે શુદ્ધ—યજ્ઞકર્તારૂપ અને સત્ય, દ્વાપર તથા ત્રેતાયુગરૂપ તમને મહાવરાહને નમસ્કાર હો ' (એ મંત્ર બોલીને પછી આમ સ્તુતિ કરે છે) 'કર્મો અને તેમના ફળો વડે ઢંકાઈ જઈ નહિ પ્રકાશતા જેમના સ્વરૂપને જોવા ઈચ્છતા ચતુર વિદ્વાનો જેમ મથન સાધનથી લાકડામાં અગ્નિને શોધવા મથે છે, તેમ મનરૂપી વિવેક સાધનથી, દેહ, ઇંદ્રિયો વગેરેમાં શોધવા મથે છે અને એમ મથન કરતાં જેમનું સ્વરૂપ પ્રકટે છે, એ તમને નમસ્કાર હો વિષયો, ઇંદ્રિયોના વ્યાપારો, ઇંદ્રિયોના દેવો, દેહ, કાળ અને અહંકાર આ માયાના કાર્યો દ્વારા જેમનું સ્વરૂપ (સત્ય વસ્તુરૂપે) જોઈ શકાય છે અને જેમની બુદ્ધિ વિચાર તથા યમ—નિયમાદિ સાધનો વડે નિશ્ચયવાળી થઈ હોય છે, તેઓએ માયાથી થતી આકૃતિ જેમાંથી દૂર કરી છે એ તમને નમસ્કાર હો, જેમણે (પોતા માટે નહિ પણ) જીવન માટે ઈચ્છેલા જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા નાશને માયા પોતાના ગુણો વડે કરે છે, (જોકે માયા જડ છે છતાં) જેમ લોહચુંબકને લીધે લોઢું ભમે છે, તેમ એ માયા જેના આશ્રયવાળી થઈ પ્રવૃત્તિ કરે છે, તે માયાના ગુણોના અને જીવના અદૃષ્ટોના સાક્ષી તમને નમસ્કાર હો જગતના આદિકારણ જે વરાહ મૂર્તિ મને પૃથ્વીને રસાતલમાંથી દાઢની અણી ઉપર લઈ પ્રલયકાળના સમુદ્રમાંથી હાથીની પેઠે બહાર નીકળ્યા હતા અને પછી સામા હાથી જેવા દૈત્ય—હિરણ્યાક્ષનો નાશ કરી ક્રીડા કરતા ઊભા રહ્યા હતા, તે વ્યાપક પ્રભુને હું પ્રણામ કરું છું '

એ જ પ્રમાણે કિંપુરુષ ખંડમાં નર્વના ઈશ્વર, આદિપુરુષ, દશરથપુત્ર, સીતાયુક્ત ભગવાન રામચંદ્ર દેવને હનુમાન સ્તવે છે (અને પ્રથમ આ મંત્રો ચ્ચાર કરે છે) ॐ नमो भगवते उत्तमश्लोकाय नमः आर्यलक्षणशीलव्रताय नमः उपशिक्षितात्मने उपासितलोकाय नमः साधुवादनिकषणाय नमो ब्रह्मण्यदेवाय महापुरुषाय महाभागाय नमः । ઉત્તમ કીર્તિવાળા, ઉત્તમ લક્ષણોવાળા, શીલ તથા વ્રતવાળા, સુરક્ષિત મનવાળા, લોકોની રૂઢિને સેવનારા, યશસ્વી જનોની પરીક્ષા માટે કસોટીરૂપ, બ્રાહ્મણોને શરણ લેવા યોગ્ય દેવ, મહાપુરુષ અને મહાભાગ્યશાળી ભગવાન રામચંદ્રને વારંવાર નમસ્કાર હો ' (આ મંત્ર ભણી આવી સ્તુતિ કરે છે) અતિ શુદ્ધ, અનુભવસ્વરૂપ, કેવળ પોતાના પ્રકાશ વડે ગુણોની જાગ્રત આદિ અવસ્થાઓનો નાશ કરનાર, દૃશ્ય પદાર્થોથી જુદા, અતિશય શાંત ઉત્તમ બુદ્ધિથી પ્રાપ્ત કરવા શક્ય નામરૂપરહિત અને અહંકારરહિત જે પરબ્રહ્મ છે તેમને હું શરણે જાઉં છું આ લોકમાં પ્રભુનો મનુષ્યાવતાર જે થયો હતો, તે કેવળ રાક્ષસોનો નાશ કરવા માટે જ થયો ન હતો પણ (આ સંસારમાં સ્ત્રીસંગ વગેરેથી થતું દુઃખ ખરેખર ટાળવું મુશ્કેલ છે—આમ) મનુષ્યોને બતાવવા માટે પણ થયો હતો, નહિ તો પોતાના સ્વરૂપમાં જ રમતા પરમાત્મા તે ઈશ્વરને સીતાને લીધે થયેલા દુઃખો થાય જ કેમ ? કારણ કે જિતેન્દ્રિય પુરુષોના આત્મા અને મહાન મિત્ર તે રામચંદ્ર ભગવાન ત્રૈલોક્યમાં કોઈ પણ સ્થળે આસક્ત ન હતા, તેથી સ્ત્રીને લીધે કરાતા મોહને તે પામવા જ ન જોઈએ, તેમ જ લક્ષ્મણનો ત્યાગ કરવો પણ તેમને યોગ્ય જ ન હતો,* (છતાં તેમણે જે એવું એવું કર્યું હતું તે લોકોને બોધ આપવા માટે જ કર્યું હતું એમ સમજવું) મોગ પુરુષથી જન્મ, સૌંદર્ય, વાણી, બુદ્ધિ કે જાતિ ભગવાનને પ્રસન્ન કરવામાં કારણ નથી, (પણ ભક્તિ

* એક વખતે શ્રીરામચંદ્ર સાથે મંત્રણા કરતા દેવદૂત પ્રથમથી જ શ્રીરામચંદ્ર પાસે વચન માગી લીધું હતું કે, આ વખતે કોઈ પણ માણસ અંદર આવે તો તેને તમારે મારી નાખવો. પછી એ જ સમયે દ્વારમાં આવેલા દુર્વાસાને જણાવવા અંદર આવેલા લક્ષ્મણને મારી નાખવા તૈયાર થયેલા શ્રીરામચંદ્ર વસિષ્ઠના કહેવાથી તેમનો ત્યાગ કર્યો હતો. આ કથા વાલ્મીકિ રામાયણના ઉત્તરકાંડમાં છે

શોણ, ઋષિકુલ્યા, ત્રિસામા, વેદસ્મૃતિ, મહાનદી કૌશિકી, યમુના, ગંગા, દૃષદ્વતી, ગોમતી, સરયૂ, રોધસ્વતી, સપ્તવતી સુષોમા, શતદ્રુ, ચંદ્રભાગા, મરુદ્વૃધા, વિતસ્તા, અસિકની અને વિશ્વા આ (મુખ્ય) નદીઓ કહી છે પોતપોતાના કર્મોથી જન્મતા સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ વર્ગના સર્વ લોકોને દૈવી, માનુષી તથા નારકી એમ જાતજાતના ભોગો પ્રાપ્ત થાય જ છે, પણ આ ભરતખંડમા તો વર્ણના મોક્ષનો સન્યાસ—વાનપ્રસ્થ વગેરે જે પ્રકાર છે, તેને અનુસરી મનુષ્યોનો મોક્ષ પણ સ્પષ્ટ રીતે થાય છે (અર્થાત્ વર્ણાશ્રમધર્મ અને મોક્ષ તો ભરતખંડમાં જ મેળવી શકાય છે) (અનાયાસે ઈશ્વરકૃપારૂપ) કાર્યની સિદ્ધિ થવી એ જ આ ભરતખંડની મુખ્યતા છે, એમ વેદવાદી મુનિઓ કહે છે. વળી સ્વર્ગવાસીઓ પણ કહે છે કે, ‘જેઓએ ભરતખંડના આંગણામા મનુષ્યયોનિમા ભગવાનની સેવામા ઉપયોગી જન્મ મેળવ્યો છે તેઓએ કયુ ઉત્તમ પુણ્ય કર્યુ હશે? અથવા ભગવાન પોતે એમના ઉપર પ્રસન્ન થયા હશે કે શુ? એ માટે તો અમને ઈચ્છા જ થયા કરે છે દુષ્કર યજ્ઞો, તપ, વ્રતો તથા દાન વગેરે દ્વારા તુચ્છ સ્વર્ગને જીતવાથી અમને શુ ફળ કે જ્યા નારાયણના ચરણકમળનુ સ્મરણ જ થતુ નથી, પણ ઊલટું ઇંદ્રિયોના અતિશય સુખને લીધે તે (પ્રભુનુ સ્મરણ) હરાઈ ગયુ છે કલ્પો સુધીના આયુષવાળા દેવોના સ્થાનો પામીને પણ ફરી જન્મ ધરવો પડે, તેના કરતા તો એક ક્ષણ સુધીના જ આયુષવાળા મનુષ્યોને ભરતખંડની ભૂમિ પ્રાપ્ત થઈ હોય, તે જ ઉત્તમ છે, કારણ કે કરેલા કર્મોનો મનુષ્યદેહથી એક ક્ષણવારમા જ ત્યાગ કરી (કેટલાક) ઉત્તમ મનવાળા પુરુષો ભગવાનના નિર્ભય પદને પામી શકે છે જ્યા ભગવાનની કથારૂપી અમૃતની નદી નથી, જ્યા ભગવાનના આશ્રય વાળા ઉત્તમ ભક્તો નથી અને જ્યા મોટા ઉત્સવો વાળી ભગવાનની પૂજાઓ થતી નથી, તેવો જો બ્રહ્મલોક હોય તોપણ તે ન સેવવો જોઈએ જે પ્રાણીઓ જ્ઞાન, તે માટેની ક્રિયાઓ અને તે માટેના દ્રવ્યોના સમૂહોથી પૂર્ણ એવી મનુષ્યજાતિને આ ભરતખંડમા પામ્યા છતા મોક્ષ માટે પ્રયત્ન કરતા નથી, તેઓ વનવાસી પક્ષીઓની પેઠે ફરી બંધનને પામે છે× (અહો! ભરતખંડમા વસનારાઓનુ ભાગ્ય અદ્ભુત છે, કારણ કે) જેઓએ શ્રદ્ધાપૂર્વક વિધિ, મંત્રો તથા વસ્તુઓ દ્વારા વિભાગવાર ઇષ્ટ દેવતાને ઉદ્દેશી અગ્નિમા અર્પેલા હોમદ્રવ્યને જુદા જુદા નામોથી બોલાવેલા ભગવાન પોતે એક જ છે, સર્વ કામનાઓના સ્વામી છે અને પૂર્ણ છે, છતા હર્ષથી સ્વીકારે છે (કોઈ વસ્તુ માટે) પ્રાર્થના કરેલા ભગવાન મનુષ્યોને ઇચ્છિત વસ્તુ આપે છે, એ ખરુ છે, તોપણ પરમાર્થમોક્ષને તો આપતા નથી જ, કેમ કે એક વસ્તુ આપ્યા પછી ફરી પાછી માગણી થાય છે, પરંતુ જેઓ કંઈ પણ ઇચ્છા રાખ્યા વિના (નિષ્કામભાવે) ભજન કરે છે, તેઓને તો ભગવાન પોતે જ (વગર માગ્યે) સર્વ ઇચ્છાઓને ઢાંકી દેતુ પોતાનુ ચરણપલ્લવ જ અર્પણ કરે છે—મોક્ષ જ આપી દે છે (અહીં સ્વર્ગના+ સુખો ભોગવતા જે કંઈ અમે કરેલા યજ્ઞોનુ અથવા બંધાવેલા વાવ—કૂવાઓ વગેરેનુ પુણ્ય જો બાકી રહે, તો તે પુણ્યથી ભગવાનની સ્મૃતિ વાળો, અમારો જન્મ ભરતખંડમા થજો, કારણ કે કે એ ખંડમા ભજન કરનારાઓનુ ભગવાન કલ્યાણ કરે છે

શ્રીનારાયણ બોલ્યા એમ સ્વર્ગમા ગયેલા દેવો, સિદ્ધો તથા મોટા ઋષિઓ ભરતખંડનુ ઉત્તમ માહાત્મ્ય કહે છે જંબુદ્વીપના બીજા આઠ ઉપદ્વીપો પણ કહેવાય છે સગર રાજાના પુત્રો (અશ્વમેધના) ઘોડાના માર્ગે ચારે ખોદતા હતા, ત્યારે તેઓએ એ (ઉપદ્વીપો) કર્યા છે સુવર્ણપ્રસ્થ, ચંદ્રશુક્ર, આવર્તન, રમણક, મંદર, હરિણ, પાંચજન્ય, સિંહલ તથા લંકા—આ નામના જંબુદ્વીપના ઉપદ્વીપો કહ્યા છે આમ જંબુદ્વીપનુ પ્રમાણ વિસ્તારથી મે કહ્યુ હવે પ્લક્ષ

× અર્થાત્ જનાવી પક્ષીઓ એકવાર પાંજરાની જાળમાંથી છૂટ્યા છતા ન જ જાણતા નૂતમા ભૂલવી ફરી જ તે ડખડાર છે, તેમ મનુષ્ય જન્મ પામીને પણ પતાંમા ... આ મનુષ્ય મોક્ષ માટે પ્રયત્ન ન કરી ફરી પાછા ... રૂપ બંધનમા પડે છે

+ આ નોંધમા આપેલો શ્લોક ક્ષેપક છે, ટીકાકારે નથી લીધો.

વગેરે છ દ્વીપોનું વર્ણન હું કરીશ. ૧-૩૨

**जम्बुद्वीपस्य मानं हि कीर्तितं विस्तरेण च ।**
**अतःपरं प्रवक्ष्यामि प्लक्षादिद्वीपषट्कम् ॥३२॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં અષ્ટમ સ્કંધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૨ મો*

### પ્લક્ષ, શાલ્મલી તથા કુશદ્વીપનું વર્ણન

શ્રીનારાયણ ઉવાચ

**जम्बुद्वीपो तथा चायं यत्प्रमाणेन कीर्तितः ।**
**तावता सर्वतः क्षारोदधिना परिवेष्टित. ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા આ જમ્બુદ્વીપ જેટલા માપનો કહ્યો છે, તેટલા જ (એક યોજન) માપના ખારા સમુદ્રથી તે (જમ્બુદ્વીપ) સર્વ તરફ વીંટાયો છે જેમ મેરુપર્વત જમ્બુદ્વીપથી અને (જમ્બુદ્વીપ) ખારા સમુદ્રથી વીંટાયો છે, તેમ ખારો સમુદ્ર તેથી બેગણા વિસ્તારવાળા પ્લક્ષદ્વીપથી વીંટાયો છે જેમ ખાઈ તેની બહારના બગીચાથી વીંટાયેલી હોય તેમ ખારો સમુદ્ર પ્લક્ષદ્વીપથી વીંટાયો છે આ પ્લક્ષદ્વીપમા જેમ જમ્બુદ્વીપમા જાંબુનુ ઝાડ છે, તેમ તેટલા જ માપનુ સોના જેવી કાંતિવાળુ (પીપર)નુ ઝાડ છે, તે ઉપરથી જ એ દ્વીપ 'પ્લક્ષદ્વીપ' નામ ધારણ કરે છે એ ઝાડની નીચે જ 'સપ્તજિહ્વ' એ નામથી કહેવાતો અગ્નિ રહે છે, એ નિશ્ચય છે. પ્રિયવ્રતનો પુત્ર ઇધ્મજિહ્વ આ પ્લક્ષદ્વીપનો રાજા હતો તે રાજાએ પોતાના એ દ્વીપના જ સાત ભાગ પાડી ને સાત ખંડ પોતાના પુત્રોને આપી દીધા અને પોતે આત્મવેત્તાઓને માન્ય યોગમાર્ગનો આશ્રય કરી તે આત્મયોગ દ્વારા ભગવાનને પામ્યો હતો શિવ, યવસ, ભદ્ર શાંત, ક્ષેમ, અમૃત અને અભય એમ સાત આ પ્લક્ષદ્વીપના ખંડો કહેવામાં આવ્યા તેઓમા અરુણા નૃમણા, આંગિરસી, સાવિત્રી, સુપ્રભાતિકા, ઋતંભરા અને અને સત્યંભરા—એ નામની સાત નદીઓ કહેવાય છે અને મણિકૂટ, વજ્રકૂટ, ઇન્દ્રસેન, જ્યોતિષ્માન, સુપર્ણ, હિરણ્યષ્ઠીવ તથા મેઘમાલ નામના સાત પર્વતો કહ્યા છે એ પ્લક્ષદ્વીપની નદીઓના જળના માત્ર

દર્શન તથા સ્પર્શ વગેરેથી જ જેઓના બધાં પાપો ધોવાઈ ગયા છે, એવી ત્યાંની પ્રજાઓ અજ્ઞાનરૂપ અંધકારથી રહિત છે, હંસ, પતંગ, ઊર્ધ્વાયન તથા સત્યાંગ નામના ચાર વર્ણો પ્લક્ષદ્વીપમા છે. એમનું આયુષ્યનુ માપ એક એક હજાર વર્ષનુ તથા એમનો દેખાવ દેવોના જેવો હોય છે અને તેઓ વેદોક્ત વિધિથી 'સ્વર્ગદ્વાર' નામના સૂર્યને પૂજે છે (તે વેળા આ મંત્ર બોલે છે) '**प्रत्नस्य विष्णो रूपं च सत्यर्तस्य च ब्रह्मणः । अमृतस्य च मृत्योश्च सूर्यमात्मानमीमहि ॥** આચરાતો ધર્મ, અનુમાન કરાતો ધર્મ, વેદ, શુભ ફળ તથા અશુભ ફળ—આ સર્વના અધિષ્ઠાતા અને પુરાણપુરુષ વિષ્ણુનુ જે સ્વરૂપ છે, તે સૂર્યને અમે શરણે જઈએ છીએ ' હે નારદ, પ્લક્ષદ્વીપથી માંડી બીજા જે પાંચ દ્વીપો છે, તે સર્વમા બધા લોકોના આયુષ, ઇંદ્રિયશક્તિ, મનોબળ, શરીરબળ, બુદ્ધિ, સામર્થ્ય તથા પરાક્રમ આ સિદ્ધિ હમેશા સ્વાભાવિક હોય છે. એ પ્લક્ષદ્વીપ પછી ઇક્ષુરસોદ નામનો સમુદ્ર છે તે આખા પ્લક્ષદ્વીપને વીંટાઈને રહેલો છે તે પછી એના કરતા બેગણા વિસ્તારવાળો 'શાલ્મલી' નામનો દ્વીપ છે તે પોતાના સમાન માપવાળા સુરોદ (મદિરા જેવા જળવાળા) સમુદ્રથી વીંટાયો છે, એ દ્વીપમા (પ્લક્ષદ્વીપમા રહેલા) પ્લક્ષવૃક્ષ જેટલી લંબાઈ પહોળાઈવાળુ શાલ્મલી (શીમળા)નુ ઝાડ રહેલુ કહેવાય છે એ શાલ્મલી વૃક્ષ પક્ષીઓના રાજા મહાત્મા ગરુડનુ સ્થાન છે અને તે દ્વીપનો રાજા પ્રિયવ્રતનો પુત્ર યજ્ઞબાહુ હતો, તેણે એ દ્વીપના સાત ખંડો કરી પોતાના સાત પુત્રોને તે ભૂમિ આપી હતી તે ખંડોના નામો જે કહેવાયા છે, તે તમ સાંભળો સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવવર્ષક, પારિભદ્ર, આપ્યાયન અને વિજ્ઞાન—એ નામના તે દ્વીપના ખંડો છે તેઓમા એકંદર સાત પર્વતો, સાત નદીઓ કહેવાય છે સરસ, શતશૃંગ, વામદેવ, કુંદ, કુમુદ, પુષ્પવર્ષ અને સહસ્રશ્રુતિ—આ સાત પર્વતો છે, હવે નદીઓના નામો જણાવાય છે અનુમતિ, સિનીવાલી, સરસ્વતી, કુહૂ, રજની, નંદા અને રાકા—એ સાત નદીઓ કહેવાઈ છે. એ ખંડોના બધા લોકો શ્રુતિધર, વીર્યધર, વસુંધર અને ઇષુધર—એ ચાર વર્ણોથી ઓળખાય છે

* આ અધ્યાયમા નારદજીને શ્રીનારાયણે જમ્બુદ્વીપ પછી બીજા દ્વીપોનો આકાર સમજાવ્યો છે.

અને તેઓ વેદમય ભગવાન ચદ્રને ઈશ્વર તરીકે પૂજે છે ( પૂજતી વેળા તેઓ આ મત્ર ભણે છે )

**'स्वर्गोमि' पितृदेवेभ्यो विभजन् कृष्णशुक्लयो। सर्वासा च प्रजाना च राजा सोम प्रसीदतु ॥** કૃષ્ણ પક્ષમા પિતૃઓને તથા શુકલપક્ષમા દેવોને પોતાના કિરણોથી અન્ન વહેંચી આપતા અને સર્વ પ્રજાઓના રાજા ચદ્ર પ્રસન્ન થાઓ ' એ પ્રમાણે સુરોદ સમુદ્ર પછી તેના કરતા બેગણા માપવાળો કુશદ્વીપ શોભી રહ્યો છે તે પોતાના જેવડા માપવાળા ઘૃતોદ સમુદ્રથી વીંટાયો છે, જેમા એ દ્વીપના નામનુ કારણ દર્ભનુ થુબડુ પ્રકાશી રહ્યુ છે એ થુબડુ પોતાની કાતિથી દિશાઓને પ્રકાશમાન કરી રહ્યુ છે, તે દ્વીપનો ચક્રવર્તી રાજા પ્રિયવ્રતનો પુત્ર હિરણ્યરેતા હતો તેણે પણ એ દ્વીપના સાત ભાગ પાડયા હતા અને સાત પુત્રોને તેણે વહેંચી આપ્યા હતા એના સાત પુત્રોના નામ આ પ્રમાણે હતા વસુ, વસુદાન, દૃઢરુચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત અને વામદેવ ( આ પુત્રોના નામો ઉપરથી જ તેમના એક એક ખડના તે તે જ નામો પડયા છે ) તેઓના ખડોમા સાત સીમાપર્વતો અને સાત નદીઓ કહેલ છે તેઓના નામો સાભળો ચક્ર, ચતુ શૃગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઊર્ધ્વરોમા અને દ્રવિણ—આ સાત પર્વતો છે, તેમ જ રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવિ દ્રા, શ્રુતિવિ દ્રા, દેવગર્ભા, ઘૃતચ્યુતા અને મદમાલા—આ સાત નદીઓ છે તેઓના જળથી કુશદ્વીપવાસી સર્વ લોકો પવિત્ર થાય છે એ દ્વીપમા કુશલ, કોવિદ, અભિયુક્ત અને કુલક—એ નામના ચાર વર્ણો કહેવાય છે તે બધા લોકો દેવો જેવી શ્રેષ્ઠ કાતિવાળા અને બધુ જાણનારા હોઈ કર્મની કુશળતાથી અગ્નિરૂપ દેવને પૂજે છે (અને આ મત્ર બોલે છે )

**'परस्य ब्रह्मण साक्षाज्जातवेदोऽसि हव्यवाड् । देवाना पुरुषाङ्गाना यज्ञेन पुरुष यज ॥**

હે અગ્નિ ! તમે સાક્ષાત્ પરબ્રહ્મને હવ્ય પહોચાડનારા છો, માટે પરબ્રહ્મના અગરૂપ દેવોના યજ્ઞ વડે તે પરબ્રહ્મને જ બધુ અર્પણ કરજો ' એ રીતે સર્વ કુશદ્વીપવાસીઓ અગ્નિને પૂજે છે ૧-૩૭

**एव यजन्ते ज्वलन सर्वे द्वीपाधिवासिन ॥३७॥**

અધ્યાય ૧૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૩ મો*

## બાકીના દ્વીપોનુ વર્ણન

नारद उवाच

**शिष्टद्वीपप्रमाण च वद सर्वार्थदर्शन । येन विज्ञातमात्रेण परानन्दमयो भवेत् ॥ १ ॥**

નારદે કહ્યુ 'હે સર્વ પદાર્થોને જોનારા ! બાકી રહેલા દ્વીપોનુ માપ પણ તમે કહો, જેને માત્ર જાણવાથી મનુષ્ય ખૂબ આનદમય થાય છે

શ્રીનારાયણ બોલ્યા કુશદ્વીપની ચારે તરફ ઘૃતોદ સમુદ્રનુ મોટુ આવરણ છે તેની બહાર એના કરતા બેગણા વિસ્તારવાળો ક્રૌચદ્વીપ છે એ દ્વીપ પોતાના જેવડા ક્ષીરોદ સમુદ્રથી વીંટાયેલો શોભે છે એમા ક્રૌચ નામે પર્વત છે એ પર્વત જ તે દ્વીપનુ ક્રૌચદ્વીપ' એવુ નામ કરનારો છે પૂર્વે કાર્તિકસ્વામીની શક્તિથી (એટલે આગ નામના હથિયારથી) એ પર્વતનો મધ્યભાગ ચિરાઈ ગયો હતો ત્યાર ક્ષીરોદ સમુદ્રથી સિંચાતા એ પર્વતની વરુણે રક્ષા કરી હતી ક્રૌચદ્વીપનો રાજા શ્રીમાન ઘૃતપૃષ્ઠ પ્રિયવ્રતનો પુત્ર જ હતો એને સર્વ લોકો નમસ્કાર કરતા હતા તેણે પણ પોતાના દ્વીપના સાત ભાગ કરી પુત્રોને વહેંચી આપ્યા હતા અને પુત્રોના નામવાળા તે ખડોમા તેઓને તે તે ખડના સ્વામી તરીકે સ્થાપ્યા હતા પછી પોતે ભગવાનને શરણે ગયો હતો આમ, મધુરુહ, મેઘપૃષ્ઠ, સુધામક, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ અને વનસ્પતિ એ નામના (પ્રિયવ્રતના પુત્રોના નામ પરથી જ પ્રસિદ્ધ થયેલા) તે સાત ખડો છે તે ખડોની ભૂમિ પર સાત પર્વતો ને સાત નદીઓ સર્વ તરફ પ્રસિદ્ધ છે શુકલ, વર્ધમાન, ભોજન, ઉપબર્હણ નદ, નદન અને સર્વતોભદ્ર—આ સાત પર્વતો કહેવાય છે, અને અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિરૂપવતી, શુકલા અને પવિત્રવતી આ સાત નદીઓ છે આ નદીઓનુ પવિત્ર જળ ત્યાના ચાર વર્ણના લોકો પીએ છે પુરુષ, ઋષભ, દ્રવિણ અને દેવક—આ નામના ચાર વર્ણોમા જન્મેલા લોકો ત્યા વસે છે અને ત્યાના એ લોકો જળ ભરેલા

* હવે આ અધ્યાયમા છત્રીશ શ્લોકોથી બાકી રહેલા દ્વીપનો આકાર બરાબર વર્ણવાશે.

ખોબાથી વિવિધ ક્રિયાઓ કરતા ભક્તિથી જળના સ્વામી પરમેશ્વરને જળમયરૂપે પૂજે છે (તે વેળા આ મંત્ર બોલે છે ) 'आप पुरुषवीर्या स्थ पुनता भूर्भुव स्वर । ता न पुनीताऽमीवघ्नी स्पृशतामात्मना भुव ॥' હે જળ! તમે ઈશ્વર પાસેથી પ્રાપ્ત કરેલા સામર્થ્યવાળા છો અને તેથી જ ભૂ ભુવ સ્વ એ ત્રણે લોકોને પવિત્ર કરો છો માટે સર્વ દોષોનો નાશ કરતા તમે તમારો સ્પર્શ કરતા અમારા શરીરોને પવિત્ર કરો આવો મંત્ર જપ કર્યા પછી તેઓ વિવિધ સ્તોત્રોથી જળની સ્તુતિ કરે છે એમ ક્ષીરોદ સમુદ્રની પછી તેની ચારે બાજુ વીંટાયેલો બત્રીસ લાખ યોજનના વિસ્તારવાળો ઉત્તમ શાકદ્વીપ છે જે પોતાના જેવડા દધિમંડોદ સમુદ્રથી વીંટાયેલો છે જ્યા પોતાના દ્વીપના નામનુ કારણ શાક નામે ઝાડ રહેલુ છે હે નારદ! પ્રિયવ્રતનો પુત્ર મેધાતિથિ એ શાકદ્વીપનો રાજા થવાના હતો તેણે પણ પોતાના દ્વીપના ભાગના પાડી પુત્રોના નામવાળા સાત ખંડો કર્યા હતા અને તેઓમા પોતાના પુત્રોને રાજાઓ તરીકે સ્થાપી પોતે યોગગતિ પ્રાપ્ત કરી હતી પુરોજવ મનોજવ પવમાન ધૂમ્રાનીક ચિત્રરેખ બહુરૂપ અને વિશ્વધૃક—એવા નામવાળા તે સાત ખંડ છે તેમા પણ મર્યાદાપર્વતો અને નદીઓ સાત સાત કહેવાય છે ઈશાન ઉરશૃંગ બલભદ્ર શતકેસર, સહસ્રસ્રોત દેવપાલ અને મહાનસ—આ સાત પર્વતો કહેવાય છે અને સાત નદીઓના નામ આ પ્રમાણે છે પહેલી અનઘા પછી આયુર્દા ઉભયસ્પૃષ્ટિ અપરાજિતા પંચપદી સહસ્રશ્રુતિ અને નિજધૃતિ—આ નામની મહાનિર્મળ સાત નદીઓ ત્યા કહેવાય છે તેમ જ એ ખંડના લોકો ઋતવ્રત સત્યવ્રત દાનવ્રત અને અનુવ્રત—એમ ચાર વર્ણના કહેવાય છે તેઓ પ્રાણાયામથી યુક્ત થઈ રજોગુણ તથા તમોગુણને દૂર કરી ભગવાન પ્રાણવાયુને પરમેશ્વર તરીકે પૂજે છે (અને આ મંત્ર બોલે છે ) 'अन्त प्रविश्य भूतानि यो बिभर्त्यात्मकेतुभि । अन्तर्यामीश्वर साक्षात् पातु नो यद्वशे स्फुटम् ।' જે પ્રાણવાયુ સર્વ પ્રાણીઓમા પ્રવેશી પોતાની વૃત્તિઓથી પ્રાણીઓનુ રક્ષણ કરે છે અને આ જગત જેને વશ છે તે અંતર્યામી સાક્ષાત્ ઈશ્વર (પ્રાણવાયુ) અમારુ રક્ષણ કરો દધિમંડોદ સમુદ્ર પછી તેની બહાર મોટા વિસ્તારવાળો પુષ્કરદ્વીપ છે એ દ્વીપ શાકદ્વીપ કરતા બમણા વિસ્તારવાળો હોઈ પોતાના જેવડા મીઠા સમુદ્રથી વીંટાયેલો છે એ દ્વીપમા (સોનાનુ) એક કમળ પ્રકાશી રહ્યુ છે તેમા અગ્નિની શિખાઓ જેવી ઉજ્જ્વળ લાખો પાંખડીઓ છે એ કમળ શ્રીમાન ભગવાન બ્રહ્મદેવના આસનરૂપ છે કારણ કે સર્વ લોકને ઉત્પન્ન કરવાની ઇચ્છાથી લોકગુરુ બ્રહ્માએ તેને આસન તરીકે કર્યું છે તે દ્વીપમા માનસોત્તર નામનો એક જ પર્વત છે જે એક જ આગળપાછળના બે ખંડોનો સીમાપર્વત છે તેની ઊંચાઈ તથા પહોળાઈનુ માપ દશ હજાર યોજન છે તેની ચાર દિશાઓમા ઇંદ્રાદિ લોકપાલોના ચાર નગરો છે જેના ઉપરથી સૂર્યનુ નીકળવુ થાય છે મેરુને પ્રદક્ષિણા કરતો એ સૂર્ય દેવોના દિવસરૂપ ઉત્તરાયણથી તથા દેવોની રાત્રિરૂપ દક્ષિણાયનથી એક વર્ષરૂપ ચક્રમા ભમતો ત્યા ફર્યા કરે છે પ્રિયવ્રતનો પુત્ર વીતિહોત્ર એ પુષ્કરદ્વીપનો રાજા હતો તેને રમણ તથા ધાતકિ નામના બે પુત્રો હતો એ બે પુત્રોના નામને ધારણ કરતા બે ખંડો ઉપર બન્ને પુત્રોને રાજા તરીકે સ્થાપી તે પોતે પોતાના મોટા ભાઈઓની પેઠ ભગવાનની ભક્તિમા તત્પર થયા હતો એ ખંડના લોકો કર્મ સહિત યોગના અભ્યાસી હોઈ બ્રહ્મારૂપ પરમેશ્વરને પૂજે છે (અને આ મંત્ર બોલે છે ) तत् यत् कर्ममय लिङ्ग ब्रह्मलिङ्ग जनोऽर्चयेत् एकान्तम द्वय शान्त तस्मै भगवत नम ॥ કર્મના ફળરૂપ બ્રહ્મને જણાવનાર કેવળ પરમેશ્વરમા જ સ્થિતિવાળા અદ્વૈત અને શાંત જેને લોકો પૂજે છે તે ભગવાનને નમસ્કાર હો! ૧ ૩૬

यत् तत् कर्ममय लिङ्ग ब्रह्मलिङ्ग जनोऽर्चयेत् ।
एकान्तमद्वय शान्त तस्मै भगवते नम ॥ ३६ ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં અષ્ટમ સ્કંધ વિષે અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો×

## લોકાલોક પર્વતનું વર્ણન

श्रीनारायण उवाच

**ततः परस्तादचलो लोकालोकेतिनामतः ।**
**अन्तराले च लोकालोकयोर्यः परिकल्पितः ॥**

શ્રીનારાયણ બોલ્યા તે મીઠા સમુદ્ર પછી 'લોકાલોક' નામનો પર્વત છે, જેને લોક (સૂર્યના પ્રકાશવાળો પ્રદેશ) તથા અલોક (સૂર્યના પ્રકાશ વિનાનો પ્રદેશ)ની વચ્ચે તે બને પ્રદેશોનો વિભાગ માટે કલ્પ્યો છે હે દેવર્ષિ! માનસોત્તર પર્વત અને મેરુ પર્વતની વચ્ચેનુ જેટલુ અતર (દોઢ કરોડ અને સાડાસાત લાખ યોજન) છે, તેટલી જ ભૂમિ મીઠા સમુદ્ર પછી રહેલી છે (તેમા પ્રાણીઓ પણ છે,) પરતુ તે પછી તેનાથી બીજી (આઠ કરોડ ઓગણચાળીસ લાખ યોજનની) કેવળ સોનાની જ ભૂમિ છે (અર્ધા પુષ્કરદ્વીપ સાથે તે છન્નુ લાખ યોજન માપની છે એમ મેરુ પર્વત અને લોકાલોક પર્વતની વચ્ચે સાડાબાર કરોડ યોજનનુ અતર આગળ જતા કહેવાશે ) તે સુવર્ણમય ભૂમિ દર્પણ જેવી તથા સર્વ પ્રાણીઓથી રહિત હોઈ તેના ઉપર પડેલો કોઈ પણ પદાર્થ પાછો મળી શકતો નથી (અર્થાત્ સોનુ જ થઈ જાય છે (આ કારણે જ હે નારદ! તે ભૂમિ સર્વ પ્રાણીઓના સમૂહોથી રહિત છે હવે લોકાલોક પર્વતની વ્યાખ્યા, જે અહીં કપી છે, તેનુ કારણ તમે સાભળો એ પર્વતની સ્થિતિ લોક તથા અલોકની વચ્ચે હમેશા છે અને પર્વતને ઈશ્વર ત્રણે લોકોને છેડે સર્જ્યો છે સૂર્યથી માડી ધ્રુવ સુધીના તેજોમય મડળોના કિરણો, આ બાજુ રહી ત્રણે લોકમા પ્રકાશ કરે, પણ પેલી તરફ (ત્રૈલોક્ય ની બહાર) કદી જઈ ન શકે તેટલી ઊંચાઈ તથા લાબાઈવાળો તે મહાન પર્વત લોકાલોક છે (અર્થાત્ ધ્રુવ મડળ કરતા પણ લોકાલોક પર્વત ઊંચો હોવાથી ત્રણે લોકનો એ મર્યાદાપર્વત છે ) વિદ્વાનોએ આકાર, પ્રમાણ તથા લક્ષણ વડે આ લોકત્રના આટલી કહી છે, પણ તે લોકાલોક પર્વત તો પચાસ કરોડ યોજન ની ગણતરીવાળા ભૂમડળના એક ચતુર્થાંશ ભાગે આવેલો છે (અર્થાત્ મેરુ પર્વતથી હરકોઈ બાજુ સાડાબાર કરોડ યોજન છેટે લોકાલોક પર્વત રહેલો છે ) હે મુનિ! તે પર્વતની ઉપર ચાર દિશાઓમા સ્વયભૂ બ્રહ્માએ દિગ્ગજો રાખ્યા છે, તેઓના નામો સાભળો ઋષભ, પુષ્પચૂડ, વામન અને અપરાજિત આ દિગ્ગજોને સમગ્ર લોકની સ્થિતિનુ કારણ કહ્યા છે, તેઓની તથા પોતાના અશરૂપ ઇંદ્રાદિ લોકપાલો ની અનેક પ્રકારની શક્તિઓને પુષ્ટ રાખવા માટે વિશુદ્ધ સત્ત્વગુણ તથા ઐશ્વર્યને પ્રકટ કરતા, આઠ સિદ્ધિઓ સહિત અને વિશ્વક્સેન આદિ પાર્ષદો થી વીંટાયેલા પરમેશ્વર ભગવાન વિષ્ણુ સમગ્ર લોક નુ કલ્યાણ કરવા પોતાના આયુધો સહિત ભુજાઓ સાથે એ લોકાલોક પર્વત ઉપર રહે છે પોતાની યોગમાયાથી રચેલા આ જગતનુ રક્ષણ કરવા એવો વેશ ધરતા સનાતન ભગવાન વિષ્ણુ (બીજા સાધનોની દરકાર કર્યા વિના) કેવળ પોતારૂપ જ સાધનવાળા રહી કલ્પ પર્યંત ત્યા રહે છે આ અદરનો લોકવિસ્તાર જે કહ્યો એ ઉપરથી અલોકનુ માપ પણ (મેરુથી હરકોઈ બાજુ સાડાબાર કરોડ યોજનનુ) કહેવાઈ જાય છે, કારણ કે આ લોકની બહાર લોકાલોક રહેલો છે, એમ કહેવાય છે (તે ઉપરથી જ અલોકનુ માપ પણ લોક જેટલુ જ જણાઈ જાય છે) તે અલોકની આગળ—તેના પછી યોગેશ્વરોની શુદ્ધ ગતિ વિદ્વાનો કહે છે બ્રહ્માડનુ છેક ઉપરનુ તળિયુ તથા નીચેનુ તળિયુ—એ બેનુ જે મધ્યસ્થાન છે, તેમા બ્રહ્માડના મધ્યભાગમા સૂર્ય રહેલો છે, એટલે કે સૂર્ય તથા બ્રહ્માડના બે ભાગ, તે બને વચ્ચે પચીસ કરોડ યોજનનુ અતર છે (અર્થાત્ સૂર્યની ઉપરના બ્રહ્માડના છેડા સુધીમા અને સૂર્યની નીચેના બ્રહ્માડના છેડા સુધીમા પચીસ પચીસ કરોડ યોજનનુ અતર છે ) આ બ્રહ્માડ (પ્રથમ) જ્યારે અચેતન હતુ, ત્યારે તેમા વૈરાજસ્વરૂપે સૂર્યે પ્રવેશ કર્યો હતો, તેથી એ (સૂર્ય) 'માર્તંડ' નામને પામ્યા છે વળી સોના જેવુ પ્રકાશતુ આ બ્રહ્માડ એ વૈરાજથી ઉત્પન્ન થયુ છે, તેથી તે વૈરાજ 'હિરણ્યગર્ભ' નામે પા!

× આ અધ્યાયમા ત્રણ જ શ્લોકોથી લોકાલોક પર્વતની અવસ્થા સ્પષ્ટ રીતે કહેવાયે

કહેવાય છે દિશાઓ, અંતરિક્ષ, આકાશ, પૃથ્વી, પૃથ્વી સ્વર્ગ, મોક્ષ, નરક અને પાતાલો—આ સર્વ વિભાગો સૂર્યને લીધે જ જુદા પડે છે, તેમ જ દેવો, પશુપક્ષીઓ, મનુષ્યો, સર્પો અને લતાઓ વગેરે સર્વ જીવસમૂહોના આત્મા અને નેત્રોના આશ્રયરૂપ સૂર્ય જ છે આટલી¯ ભૂમંડળની રચના કહી છે આ ઉપરથી જ પ્રમાણને જાણતા વિદ્વાનો સ્વર્ગલોકનુ માપ પણ તેટલુ જ વર્ણવે છે જેમ વટાણા વગેરે કઠોળ ધાન્યના બે દળમાથી એક દળનુ માપ જાણવાથી બીજાનુ માપ પણ જણાઈ જાય છે તેમ, (બ્રહ્માંડની ભૂગોળનુ માપ જાણવાથી ખગોળનુ માપ પણ જણાઈ જાય છે ) એ બેની વચ્ચે જે અંતરિક્ષ છે તે. એ બને સાથે જોડાયેલુ છે અને બરાબર તેની વચ્ચે રહેલા ભગવાન સૂર્ય તેજસ્વી પદાર્થોમા શ્રેષ્ઠ હોઈ પોતાના તાપથી ત્રૈલોકયને પ્રકાશમાન કરતા તપ્યા જ કરે છે, તે સૂર્ય ઉત્તરાયણમા જઈ ઊંચે ચડવાનુ સ્થાન પામી પોતાની ગતિમા ધીમાશ કરે છે, જેથી દિવસો લાબા કરે છે, તેમ જ દક્ષિણાયનને પામી નીચે ઊતરવાના સ્થાનમા જતા પોતાની ગતિમા વેગ કરે છે, જેથી દિવસો ટૂકા કરે છે, પણ વિષુવવૃત્ત નામના સ્થાનમા જઈ સમાન સ્થાન પામી ગતિમા સમાનતા તથા દિવસોને પણ સરખા કરે છે વેદમય એ સૂર્યનારાયણ જ્યારે મેષ તથા તુલા રાશિમા જાય છે, ત્યારે દિવસોને તથા રાત્રિઓને સમાન કરે છે, જ્યારે વૃષભ વગેરે પાચ રાશિઓમા સૂર્ય પ્રકાશે છે, ત્યારે દિવસો વધે છે અને રાત્રિઓ ટૂકી થાય છે, પણ વૃશ્ચિક વગેરે પાચ રાશિઓમા સૂર્ય જ્યારે ગતિ કરે છે, ત્યારે દિવસો ટૂકા થાય છે અને રાત્રિઓ વધે છે ૧-૨૯

**वृश्चिकादिषु सूर्या हि यदा सञ्चरते रविः ।**
**तदाऽपीमान्यहोरात्राणि भवन्ति विपर्ययात् ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા અષ્ટમ સ્કંધ વિષે અધ્યાય ૧૪મો સમાપ્ત

¯ એટલે વિસ્તારમાં પચાસ કરોડ યોજન અને ઊંચાઈમાં પચીસ કરોડ યોજન.

# અધ્યાય ૧૫ મો*

## સૂર્યની ગતિનું વર્ણન

શ્રીનારાયણ उवाच

**अतः परं प्रवक्ष्यामि भानोर्गमनमुत्तमम् ।**
**शीघ्रमन्दादिगतिभिस्त्रिविधं गमनं रवेः ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા હવે સૂર્યની ઉત્તમ ગતિ કહુ છુ ઉતાવળી, ધીમી તથા મધ્યમ એવી ગતિઓથી સૂર્યનુ ગમન ત્રણ પ્રકારનુ છે હે નારદ! સર્વ ગ્રહોના ત્રણ સ્થાનો જ હોય છે તેમા વચ્ચેનુ જારદ્ગવ સ્થાન, ઉત્તરનુ ઐરાવત સ્થાન અને દક્ષિણનુ વૈશ્વાનર સ્થાન બરાબર દર્શાવ્યુ છે (તેમાનુ એક એક સ્થાન ત્રણ વીથીઓ(શેરીઓ) વાળુ હોય છે ) અશ્વિની, ભરણી અને કૃત્તિકા—એ નાગવીથી કહેવાય છે, રોહિણી, મૃગશીર્ષ અને આર્દ્રા—એ ગજવીથી કહેવાય છે અને પુષ્ય, આશ્લેષા તથા પુનર્વસુ—એ ઐરાવતી વીથી કહેવાય છે આ ત્રણ વીથીઓ તે ઉત્તરમાર્ગ (ઐરાવત સ્થાન) કહેવાય છે, તેમ જ મઘા, પૂર્વાફાલ્ગુની તથા ઉત્તરાફાલ્ગુની એ ત્રણ નક્ષત્રોને આર્ષભીવીથી માનેલી છે, હસ્ત, ચિત્રા તથા સ્વાતિ—એને ગોવીથી કહી છે અને વિશાખા, અનુરાધા તથા જ્યેષ્ઠા એ જારદ્ગવીવીથી મનાઈ છે આ ત્રણ વીથીઓ તે મધ્યમ માર્ગ (જારદ્ગવ) કહેવાય છે, તેમ જ મૂળ, પૂર્વાષાઢા તથા ઉત્તરાષાઢા—એ અજવીથી કહેવાય છે, શ્રવણ, ધનિષ્ઠા તથા શતભિષા એ મૃગવીથી કહેવાય છે અને પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા તથા રેવતી—એ વૈશ્વાનરીવીથી કહેવાય છે આ ત્રણ વીથીઓ તે દક્ષિણમાર્ગ (વૈશ્વાનરસ્થાન) કહેવાય છે ઉત્તરાયણને પામી (સૂર્યના રથમા ધૂસરી તથા ધરીની અંદર વાયુથી બધાયેલા બે પાશનુ ઊંચે ખેંચાણ થાય છે, ત્યારે અંદરના મંડળમા પ્રવેશ થવાથી રથની ગતિ ધીમી થાય છે, એટલે હે નારદ! દિવસો લાબા તથા રાત્રિઓ ટૂકી થાય છે હે સૌમ્ય! આ ઉત્તરાયણની ગતિ કહી હવે સૂર્ય જ્યારે દક્ષિણાયનમા આવે છે, ત્યારે ઉપર કહેલા બે પાશમાથી

* આ અધ્યાયમા ચિસ્તાળીસ શ્લોકોથી વિસ્તારથી સૂર્યની ગતિમા મંદતા વગેરેનો પ્રકાર સારી રીતે કહેવાશે.

પ્રેરણા થવાથી તે નીચે ઊતરતા સૂર્યનો રથ બહારના મડળમા પ્રવેશે છે, જેથી ગતિમા ઝડપ થાય છે, ત્યારે દિવસો ટૂકા અને રાત્રિઓ વધે છે પછી જ્યારે સૂર્યના રથની ગતિ વિષુવવૃત્તમા થાય છે, ત્યારે પૂર્વોક્ત બને પાશ સમાન થવાથી સરખા રહેવાને લીધે સૂર્યના રથનો પ્રવેશ વચ્ચેના મડળમા થાય છે, જેથી ગતિમા સમાનતા થતા રાત્રિ તથા દિવસમા પણ સમાનતા થાય છે જે વખતે પોતાની સાથે સબધ વાળા સૂર્યના રથના એ બને પાશોને ધ્રુવ ખેચે છે, ત્યારે સૂર્ય અદરના મડળોમા ફરે છે, અને જ્યારે ધ્રુવ એ બને પાશોને ઢીલા મૂકે છે, ત્યારે સૂર્ય બહારના મડળમા ફરે છે (મેરુ પર્વતમા આઠ નગરીઓ છે, એમ પહેલા કહેવાયુ) તેમા મેરુપર્વત પર જે દેવધાની નામની ઇદ્રની નગરી છે તે પૂર્વ ભાગમા છે, સયમની નામની યમની જે મહાનગરી છે, તે દક્ષિણમા છે, નિમ્લોચની નામની વરુણની જે મહાનગરી છે તે પશ્ચિમમા છે, અને વિભાવરી નામની જે સોમની નગરી છે, તે ઉત્તરમા કહી છે. હે દેવપૂજ્ય નારદ! તેમાથી ઇદ્રની નગરી વિષે સૂર્યનો ઉદય, યમની સયમની નગરીમા મધ્યાહ્ન, વરુણની નિમ્લોચની નગરીમા સૂર્યનો અસ્ત અને સોમની વિભાવરી નગરીમા મધ્યરાત્રિ થાય છે એમ બ્રહ્મા વાદીઓએ કહ્યુ છે હે મુનિ! મેરુની ચારે દિશાઓમા સૂર્યની એ ગતિઓ પ્રાણીઓની પ્રવૃત્તિના કારણરૂપે થાય છે તે મે કહી (અર્થાત્ જેઓ મેરુથી દક્ષિણમા છે, તેઓને ઇદ્રની નગરીથી માડીને જેઓ પશ્ચિમમા છે, તેઓને યમની નગરીથી માડીને, જેઓ ઉત્તરમા છે તેઓને વરુણની નગરીથી માડીને અને જેઓ પૂર્વમા છે તેઓને સોમની નગરીથી માડીને પૂર્વ દિશા વગેરે ગણાતા તે પ્રમાણે સૂર્યના ઉદયાદિ થાય છે) જેઓ ાયમ મેરુ ઉપર જ રહે છે તેઓને તો સૂર્ય મધ્યમા જ રહેલો જણાય છે નક્ષત્રો સામા હોવાથી સૂર્ય પોતાની ગતિ વડે (મેરુથી) જોકે ડાબી બાજુ જતો હોય છે, તોપણ (જમણી તરફ વાતા પ્રવહ વાયુથી ભમતા જ્યોતિશ્ચક્રને લીધે) તે સૂર્ય મેરુ પર્વતને પોતાની જમણી બાજુ રાખે છે હે દેવર્ષિ! સૂર્યનો ઉદય તથા અસ્ત સર્વ કાળે નામસામો જ હોય છે સમગ્ર દિશાઓમા તથા વિદિશાઓમા જે લોકો સૂર્યને પ્રથમ જ્યા દેખે છે, ત્યા તે લોકોનો સૂર્યોદય કહેવાય છે અને જ્યા સૂર્ય અસ્ત પામે છે ત્યા તેઓનો સૂર્યાસ્ત કહેવાય છે ખરી રીતે સદાકાળ રહેતા સૂર્યનો ઉદય કે અસ્ત છે જ નહિ, માત્ર તેનુ દેખાવુ—ન દેખાવુ તે જ ઉદય—અસ્ત કહેવાય છે ઇદ્ર વગેરેની નગરીમા રહેલો સૂર્ય ત્રણ નગરીઓ તથા બે ખૂણાઓને સ્પર્શ કરે છે અને તે જ સૂર્ય જ્યારે કોઈ ખૂણામા રહ્યો હોય ત્યારે ત્રણ ખૂણાઓને તથા બે નગરીઓને સ્પર્શ કરે છે મેરુપર્વત સર્વ દ્વીપો તથા ખડોની ઉત્તર તરફ જ રહેલો હોય છે જે લોકો જ્યા સૂર્યને (પ્રથમ) દેખે છે, ત્યા તેઓની પૂર્વ દિશા કહેવાય છે, એટલે મેરુ-પર્વત સર્વને પોતાની ડાબી તરફ જ રહેલો કરે છે આવો નિર્ણય છે કાળના માર્ગને દર્શાવતો સૂર્ય જ્યારે ઇદ્રની નગરીથી ચાલે છે અને પદર ઘડીએ યમની નગરીમા પહોચે છે, ત્યારે સવા બે કરોડ, સાડા બાર લાખ અને પચીસ હજાર યોજનનો માર્ગ કાપે છે, એ જ પ્રમાણે કાળચક્રરૂપ સૂર્ય કાળને જણાવવા યમની નગરીથી વરુણની નગરીમા, વરુણની નગરીથી સોમની નગરીમા અને સોમની નગરીથી પાછો ઇદ્રની નગરીમા જાય છે, ત્યારે પણ તેટલો ને તેટલો જ માર્ગ કાપે છે એ રીતે સૂર્ય જેમ ફર્યા કરે છે, તે જ પ્રમાણે ચદ્ર વગેરે બીજા ગ્રહો પણ આકાશમા ફર્યા કરે છે તેઓ પણ નક્ષત્રો સાથે ઉદય અને નક્ષત્રો સાથે અસ્ત પામે છે એ રીતે સૂર્યનો રથ બે ઘડીમા ચોત્રીસ લાખ અને આઠસો યોજન ફરે છે વેદમય સૂર્યનારાયણ એ રીતે પ્રવહ નામના વાયુને લીધે ચારે દિશાઓમાની નગરીઓમા હમેશા ફર્યા કરે છે એમના રથનુ એક પૈડુ વર્ષરૂપ છે, તેમા બાર મહિનાઓરૂપી આરા છે ત્રણ ચાતુર્માસોરૂપી વચ્ચેની આરાઓને રહેવાની નાભિ છે, છ ઋતુઓરૂપી પૈડાની વાટ છે, આમ વર્ષરૂપ ચક્ર વિદ્વાનોએ કહ્યુ છે તેના આકડો ઉપરના એક છેડેથી મેરુ પર્વતના શિખર પર તથા નીચેના બીજા છેડેથી માનસોત્તર પર્વત પર રહેલો છે, તેમા રથનુ પૈડુ પરોવાયુ છે અને ઘાણીની ઘાણીની

પેઠે તે ફર્યા કરે છે એ રીતે સૂર્ય માનસોત્તર પર્વત પર ફરે છે, તે આકડામા જેનુ મૂળ રહેલુ છે એવો બીજો આકડો ધ્રુવમડળમા લાગેલો છે તેનુ માપ પહેલાના આકડાના ચોથા ભાગનુ છે અને તેલની ઘાણીના આકડા જેવો તે કહેવાય છે તેનો ઉપરનો ભાગ (વાયુપાશથી બધાઈને) ધ્રુવમા રહેલો છે જગતના પતિ સૂર્યના રથનો બેસણીનો ભાગ છત્રીસ લાખ યોજન લાબો છે અને તેના ચોથા ભાગે તે પહોળો કહ્યો છે સૂર્યના રથની ધૂસરી પણ તેટલા જ માપની છે તેમા સૂર્યના સારથિ અરુણે 'છદસ' નામના સાત ઉત્તમ ઘોડા જોડયા છે તે ઘોડા લોકોના સુખ માટે સૂર્યદેવને ખેચ્યા કરે છે સૂર્યના આગળના ભાગમા રથ હાકવાના કામ માટે નિમાયેલો ગરુડનો મોટો ભાઈ અરુણ સારથિ બેઠેલો હોય છે તે સૂર્યની આગળ રહેલો હોઈ પશ્ચિમ તરફ જ મુખવાળો હોય છે તે જ પ્રમાણે અગૂઠાના ટેરવા જેવડા વાલખિલ્ય નામના સાઠ હજાર ઋષિઓ પણ (સૂર્યની આગળ જ રહી) અતિ સુદર વેદમત્રોરૂપ વાકયોથી સૂર્યની સ્તુતિ કર્યા કરે છે તે જ પ્રમાણે બીજા ઋષિઓ, ગધર્વો, અપ્સરાઓ, નાગો, ગામનાયકો, યક્ષો, રાક્ષસો અને સાતની સખ્યાવાળા એક એક દેવગણો દરેક મહિને સૂર્યને સેવે છે દેવોના પણ મોટા દેવ અને વિશ્વ વ્યાપક સૂર્યનારાયણ સાડાનવ કરોડ ને એક લાખ યોજન વિસ્તારવાળા ભૂમડળ ઉપર હમેશા એક ક્ષણના સમયે બે હજાર યોજન અને બે કોશ ગતિ કરે છે ૧-૪૫

द्विसहस्रं योजनानां सगव्यूत्युत्तरं क्षणात् ।
पर्यंति देवदेवेशो विश्वव्यापी निरन्तरम् ॥४५॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૧૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૬ મો*

### ચંદ્ર વગેરેનાં સ્થાનો અને ગતનાં ફળ

श्रीनारायण उवाच

मथातः श्रूयतां चित्रं सोमादीनां गमादिकम् ।
यद्गत्यनुसारता नृणां शुभाशुभनिदर्शना ॥ १ ॥

શ્રીનારાયણ બોલ્યા- હવે ચદ્ર વગેરેની અનેક પ્રકારની ગતિ વગેરે અને તે ગતિ અનુસાર મનુષ્યોને શુભાશુભ જે ફળ મળે છે, તે તમે સાભળો જેમ કુભારનો ચાક ફરતો હોય, ત્યારે તેની ઉપર રહેલા કીડી વગેરે પ્રાણીઓ પણ તેની સાથે ફરે છે, છતા તેઓની પોતાની ગતિ (તે ચાક ઉપર) જુદી જુદી હોઈ શકે છે, એ જ પ્રમાણે મેરુ તથા ધ્રુવને પ્રદક્ષિણા કર્યા કરતુ રાશિઓના સમૂહવાળુ જે કાળ ચક્ર છે, તેની સાથે ભમતા સૂર્ય વગેરે ગ્રહોની ગતિ પણ જુદા જુદા પ્રકારની જોવામા આવે છે, કેમ કે સૂર્યાદિ ગ્રહો એક નક્ષત્રમાથી બીજા નક્ષત્રમા તથા એક રાશિમાથી બીજી રાશિમા જતા જણાય છે આમ કાળચક્રની ગતિ તથા તેના આધારે રહેલા ગ્રહો વગેરેની ગતિ—એ બને વિરુદ્ધ નથી, આવો સર્વ શાસ્ત્રોમા નિર્ણય છે લોકોનુ રક્ષણ કરનાર, સર્વના આધાર, લોકોના કલ્યાણ માટે આકાશમા ફરતા અને વિદ્વાનો તથા વેદ વડે તર્ક કરાતા તે જ આદિપુરુષ ભગવાન સૂર્યનારાયણ કર્મોની શુદ્ધિના કારણે પોતાના વેદમય આત્માના બાર પ્રકારે વિભાગ કરે છે અને વસત આદિ છ ઋતુઓમા અનુક્રમે પ્રાણીઓના કર્મભોગ પ્રમાણે ઋતુઓના ગુણોને રચે છે, તે આ સૂર્યને સર્વ લોકો વેદરૂપ વિદ્યા દ્વારા વર્ણો તથા આશ્રમોના આચારના માર્ગે વેદમા કહેલા નાના-મોટા કર્મોથી તેમ જ યોગોના વિસ્તારથી સર્વકાળ પૂજે છે, જેથી અનાયાસે ઈચ્છિત કલ્યાણ તેઓ મેળવે છે લોકોના આત્મા આ સૂર્ય, સ્વર્ગ તથા પૃથ્વીની વચ્ચેના અતરિક્ષમા કાળચક્રની અદર રહી વર્ષના અવયવરૂપ તેમ જ બાર રાશિઓ ઉપરથી નામ પામેલા બાર મહિનાઓને ભોગવે છે બે પખવાડિયાનો એક માસ એમ ચાદ્રમાપથી કહેવાય છે, તેમ જ સવાબે નક્ષત્રોને સૂર્ય ભોગવે છે તે એક મહિનો એમ સૌરમાપથી કહેવાય છે, વળી પિતૃઓનો એક રાત્રિ-દિવસ તે એક મહિનો એમ પિતૃઓના માપથી પણ કહેવાય છે વર્ષનો છઠ્ઠો ભાગ (એટલે બે રાશિને) જેટલા કાળથી સૂર્ય ભોગવે, તેટલો કાળ 'ઋતુ' કહેવાય છે આ ઋતુને વર્ષના અવયવ તરીકે વિદ્વાનોએ વર્ણવેલ છે સૂર્ય વર્ષના અર્ધાભાગથી (એટલે ત્રણ ઋતુઓ અથવા છ મહિનાઓથી)

* હવે આ અધ્યાયમા નારાયણ શ્લોકોથી ચદ્ર વગેરેના સ્થાન તથા ગતિ અને તે પર વિવિધ ફળ કહેવાશે.

આકાશરૂપ માર્ગમા જે ફરે છે, તેને પ્રાચીન વિદ્વાનો અયન તરીકે વર્ણવે છે અને આકાશના આખા મડળને જેટલા કાળથી ફરી રહે છે, તેટલા સમગ્ર કાળને મુનિઓ વર્ષ કહે છે કાળને જાણનારા ઓમા શ્રેષ્ઠ પુરુષે એ સૂર્યની ધીમી ગતિ, ઉતાવળી ગતિ તથા મધ્યમ ગતિ ઉપરથી સવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર એવા પાચ પ્રકારના વર્ષ કહ્યા છે* એમ સૂર્યની ગતિ કહી. હવે ચદ્ર વગેરેની ગતિ સાભળો ચદ્રમા સૂર્યના કિરણોથી એક લાખ યોજન ઊંચો જણાયો છે સૂર્યના એક વર્ષના ભોગકાળને ચદ્ર બે પખવાડિયાથી ભોગવે છે સૂર્યના એક મહિનાના ભોગકાળને ચદ્ર સવાબે દિવસથી ભોગવી લે છે અને સૂર્યના એક પખવાડિયાના ભોગકાળને ચદ્ર એક દિવસે ભોગવી લે છે, આવી ઉતાવળી ગતિવાળો ચદ્ર નક્ષત્રમડળને ભોગવી રહ્યો છે તે ચદ્રમા પૂર્ણ કરાતી કળાઓથી (સુદમા) દેવોને પ્રીત ઉપજાવે છે અને ક્ષીણ થતી કળાઓથી (વદમા) પિતૃઓના ચિત્તને ખુશ કરે છે શુકલપક્ષ અને કૃષ્ણપક્ષ વડે (પિતૃઓના) રાત્રિ-દિવસોને કરતો ચદ્રમા જીવ સર્વ—સમુદાયના પ્રાણરૂપ અને જીવન જ છે સોળ કળાઓવાળો અને અનાદિ ઉત્તમ પુરુષ તે ચદ્ર એક એક નક્ષત્રને સાઠ સાઠ ઘડીએ ભોગવી લે છે વળી તે ચદ્ર મનોમય, અન્નમય, અમૃતનુ ધામ તથા અમૃતની ખાણરૂપ હોઈ દેવો, પિતૃઓ, મનુષ્યો, સર્પો તથા વેલાઓ વગેરેના પ્રાણનો પોષક છે, તેથી સર્વમય કહેવાય છે એ ચદ્રની ઉપર ત્રણ લાખ યોજન દૂર નક્ષત્રોનુ મડળ ફર્યા કરે છે ઈશ્વરે યોજેલુ તે નક્ષત્રમડળ પણ મેરુને પ્રદક્ષિણા કરીને જ ફર્યા કરે છે, તે નક્ષત્રો અભિજિત સાથે અઠયાવીસની સખ્યાવાળા ગણ્યા છે તે નક્ષત્રમડળ થી ઉપર બે લાખ યોજન દૂર શુક્ર ગ્રહ રહેલો છે, તે સૂર્યની આગળ, પાછળ કે સાથે જ ઉતાવળી, ધીમી તથા મધ્યમ ગતિએ ફર્યા કરે છે અને ફરતો ફરતો લોકોને લગભગ અનુકૂળ તથા કલ્યાણકારી કહેવાય છે, હે મુનિ! તે શુક્ર વરસાદને અટકાવતા ગ્રહને કાયમ શાત કરે છે એની ઉપર બે લાખ યોજન દૂર બુધ ગ્રહ કહેવાય છે તે પણ શુક્રની પેઠે ઉતાવળી, ધીમી તથા મધ્યમ ગતિથી (સૂર્યની આગળ, પાછળ કે સાથે જ) ફર્યા કરે છે, એ બુધ ગ્રહ સૂર્યથી જ્યારે જુદો પડે છે ત્યારે લગભગ ઘણો જ વાયુ, વાદળાનુ તૂટી પડવુ કે અનાવૃષ્ટિ વગેરે ભયને સૂચવે છે તેની ઉપર બે લાખ યોજન દૂર મગળગ્રહ છે હે દેવર્ષિ! તે મગળ જો વક્ર નથી થતો તો ત્રણ ત્રણ પખવાડિયે એક એક રાશિને ભોગવી બારે રાશિઓ ભોગવે છે તે ગ્રહ લગભગ અશુભ કરનારો અને દુ ખ સૂચવનારો છે, એની ઉપર બે લાખ યોજન દૂર બૃહસ્પતિ છે તે પણ જો વક્ર ન થાય, તો એક એક રાશિમા એક એક વર્ષ સુધી ફરતો રહી રાશિઓને ભોગવે છે અને બ્રહ્મ વાદીઓને અનુકૂળ રહે છે તે પછી તેની ઉપર બે લાખ યોજન દૂર ભયકર શનૈશ્ચર છે એ મહાગ્રહ સૂર્યનો પુત્ર કહેવાય છે અને એક એક રાશિમા ત્રીસ ત્રીસ મહિને ફરીને સર્વ રાશિઓ ભોગવે છે કાળ જાણનારાઓમા શ્રેષ્ઠ વિદ્વાનોએ તે શનિને સર્વ માટે અશુભ કહ્યો છે તે શનૈશ્ચરથી ઉત્તરમા અગિયાર લાખ યોજનના અતરે સપ્તર્ષિઓનુ મડળ કહેવાયુ છે હે મુનિ! લોકોના કલ્યાણની જ ભાવના રાખતા એ સાતે મુનિઓ 'વિષ્ણુપદ' નામનુ જે સ્થાન છે, તેની પ્રદક્ષિણા કર્યા કરે છે ૧-૩૭

**लोकाना श भावयन्तो मुनयः यन्न ते मुने।**
**यत् तद्विष्णुपदं स्थानं दक्षिणं क्रमते च ते ॥३७॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૧૬ મો સમાપ્ત

* જ્યારે શુક્લ પક્ષના પડવે સક્રાતિ બેને છે, ત્યારે સૌર તથા ચાદ્ર—બને મહિનાનો સાથે આરભ થાય છે, તે જ સવત્સર કહેવાય છે પછી સૌર માપ પ્રમાણે વર્ષમા છ દિવસો વધે છે અને ચાદ્ર માપ પ્રમાણે ૭ દિવસો ઓછા થાય છે, એમ બાર દિવસોનુ અતર પડતા સૌર તથા ચાદ્ર બને માસ આગળ પાછળ થઈ જાય છે, એમ કરતા પાચ વર્ષો જાય છે, ત્યારે તેની વચ્ચે બે મળમાસ આવે છે પછી પાછી શુદિ પડવાને દિવસે સક્રાતિ બેનતા પાછુ સવત્સર શરૂ થાય છે એ પાચ વર્ષોમા પહેલુ સવત્સર, બીજુ પરિવત્સર, ત્રીજુ ઇડાવત્સર, ચોથુ અનુવત્સર અને પાચમું વત્સર કહેવાય છે

# અધ્યાય ૧૭ મો*

## ધ્રુવમંડળનું વર્ણન

श्रीनारायण उवाच

मर्षिमण्डलादूर्ध्वं योजनाना प्रमाणतः ।
लक्षैस्त्रयोदशमितैः परमं वैष्णवं पदम् ॥ १ ॥

શ્રી નારાયણ બોલ્યા તે પછી તે સપ્તર્ષિમંડળની ઉપર તેર લાખ યોજન દૂર વિષ્ણુનુ ઉત્તમ સ્થાન (વિષ્ણુપદ) આવેલુ છે તેમા ભગવાનનો મહાન ભક્ત અને ઉત્તાનપાદનો પુત્ર શ્રીમાન ધ્રુવ (નક્ષત્ર રૂપે) એક જ તેની સાથે સમયે જોડાયેલા હોઈ બહુ માનપૂર્વક તેને પ્રદક્ષિણા કરતા તથા જોયા કરતા ઇંદ્ર, અગ્નિ, કશ્યપ તથા ધર્મ સાથે લોકવંદિત થઈને રહે છે તે ધ્રુવ કલ્પ સુધી જીવનારાઓને પણ આશ્રય કરવા યોગ્ય હોઈ, ભગવાનના ચરણની ઉપાસના કર્યા કરે છે આંખના એક પલકારા જેટલો સમય પણ બંધ નહિ પડતા અને અસ્પષ્ટ વેગવાળા કાળને લીધે ભમતા ગ્રહો તથા નક્ષત્રો વગેરે જ્યોતિર્ગણોનો જાણે મૂળ આધારધરી હોય એવુ ઈશ્વરે બનાવેલુ તે દેવપૂજિત ધ્રુવમંડળ પોતાની કાંતિથી સર્વને પ્રકાશમાન કરતુ પ્રકાશ્યા કરે છે જેમ (ધાન્યને કણસલાથી છૂટુ પાડવા) હાલરના (વચ્ચેના) થાંભલામા જોડેલા અને હાલરને ખેંચવામા ઉપયોગી બળદો ગોળગોળ ફર્યા કરે છે, તેમ કાળચક્રમા અંદરને બહાર જોડાયેલા અને વાયુએ પ્રેરેલા સર્વ ગ્રહો તથા નક્ષત્રો વગેરે (વચ્ચે રહેલા) ધ્રુવનો જ આશ્રય કરી અનુક્રમે ત્રણે કાળ ગોળ–ગોળ ફર્યા કરે છે જેમ પોતપોતાના કર્મરૂપ સહાયવાળા બાજ વગેરે સર્વ પક્ષીઓ વાયુને વશ થઈ આકાશમા ગતિ કરે છે, તેમ પ્રકૃતિતથા પુરુષના સયોગથી અનુગ્રહ કરાયેલા સર્વ જ્યોતિર્ગણો પણ કર્મરૂપ સહાયવાળા તથા વાયુને વશ રહેતા હોઈ કલ્પ સુધી આકાશમા ફર્યા કરે છે, છતા પૃથ્વી પર પડી જતા નથી કેટલાક વિદ્વાનો કહે છે કે, એ જ્યોતિશ્ચક્ર શિશુમાર નામના એક માછલાના જેવા આકારનુ છે અને ભગવાનની યોગધારણા કરવા માટે ઉપયોગી છે હે મુનિ! આડા મસ્તકવાળા તથા ગોળાકાર વાળેલા શરીરવાળા એ જ્યોતિશ્ચક્રરૂપ શિશુમારના પૂછડાના આગલા ભાગમા ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ રહેલો છે પૂછડાના આગલા ભાગથી નીચેના ભાગમા દેવોએ પૂજેલા નિર્દોષ પ્રજાપતિ કશ્યપ, અગ્નિ, ઇંદ્ર તથા ધર્મ (નક્ષત્રોરૂપે) રહેલા છે પૂછડાના મૂળમા ધાતા અને વિધાતા રહ્યા છે અને કેડમા સપ્તર્ષિઓ છે જમણી બાજુ વળેલા શરીરે ગોળાકાર રહેલા એ શિશુમાર ચક્રના જમણા પડખે અભિજિતથી પુનર્વસુ સુધીના ઉત્તર ગતિવાળા ચૌદ નક્ષત્રો છે અને ડાબી બાજુ પુષ્યથી માંડી ઉત્તરાષાઢા સુધીના ચૌદ દક્ષિણ ગતિવાળા નક્ષત્રો છે હે બ્રહ્માના પુત્ર નારદ! ગોળાકાર શરીરે બેઠેલાના બને પડખામા સમાન સખ્યાવાળા જ અવયવો હોય છે પીઠના ભાગમા જ અજવીથીના નક્ષત્રો છે, પેટના ભાગમા આકાશગગા છે અને ડાબા જમણા કેડના પાછળના ભાગમા પુનર્વસુ તથા પુષ્ય નક્ષત્રો છે આર્દ્રા તથા આશ્લેષા નક્ષત્રો જમણા—ડાબા પાછલા પગમા છે અને અભિજિત તથા ઉત્તરાષાઢા નક્ષત્રો જ જમણા ડાબા બે નાકમા છે હે દેવર્ષિ! કલ્પનાને જાણતા વિદ્વાનોએ તેની જમણી—ડાબી આંખમા શ્રવણ તથા પૂર્વાષાઢા નક્ષત્રને અનુક્રમે કલ્પ્યા છે ધનિષ્ઠા તથા મૂળ નક્ષત્રને જમણા ડાબા કાનમા માન્યા છે હે મુનિ! દક્ષિણાયન જતા મઘા વગેરે આઠ નક્ષત્રો, ડાબા પડખાના હાડકામા યોજ્યા છે. મૃગશીર્ષ વગેરે ઉત્તર ગતિવાળા નક્ષત્રોને જમણા પડખાના હાડકામા ઊલટ ગોઠવેલા છે અને શતભિષા તથા જ્યેષ્ઠા આ બે નક્ષત્રોને જમણા—ડાબા બે ખભામા રહેલા સમજવા તેની ઉપલી હડપચીમા અગસ્ત્ય, નીચલી હડપચીમા યમ, મુખમા મગળ અને ગુહ્યેંદ્રિયમા શનૈશ્ચરને કહ્યો છે બૃહસ્પતિ તેની ખાંધમા, ગ્રહોનો અધિપતિ સૂર્ય છાતીમા, નારાયણ હૃદયમા અને ચદ્ર મનમા છે બે સ્તનમા બે અશ્વિનીકુમારો નાભિમા શુક્રાચાર્ય, પ્રાણ તથા અપાનમા બુધ અને ગળામા રાહુ તથા કેતુ છે તેના સર્વ અંગોમા રુવાટાના જે છિદ્રો છે, તેમા તારાના સમૂહો કહેવાય છે આ જ્યોતિશ્ચક્ર વિષ્ણુ ભગવાનનુ સર્વદેવમય શરીર

* આ અધ્યાયમાં ઓગણીસ શ્લોકોથી ધ્રુવમંડળના સ્થાનનું વર્ણન બહુજ વિસ્તારથી કરે છે.

છે માટે મૌનવ્રતધારી મુનિએ દરરોજ સધ્યાસમયે સાવધાન થઈ તેનુ ધ્યાન કરવુ અને બુદ્ધિમાન મનુષ્યે આ મનોચ્ચારપૂર્વક દર્શન કરતા (પ્રાત કાળે) ઊઠવુ 'नमो ज्योतिर्लोकाय कालायानिमिषा पतये महापुरुषायाभिधीमहि। જ્યોતિર્લોકરૂપ, કાળરૂપ અને દેવોના સ્વામી મહાપુરુષને નમસ્કાર હો! અમે તેમનુ ધ્યાન કરીએ છીએ ' ગ્રહો, નક્ષત્રો તથા તારામય અને સર્વ દેવરૂપ આ જ્યોતિશ્ચક્ર ઉપરના મનને ત્રણે કાળ જપનારના પાપોનો નાશ કરે છે અને ત્રણે કાળ તેને નમસ્કાર કરનાર તથા સ્મરણ કરનારના તે તે કાળના પાપ જલદી નાશ પામે છે ૧-૨૯

ग्रहर्क्षतारामयमाधिदैविक।
पापापह मन्त्रकृता त्रिकालम्॥
नमस्यत स्मरतो वा त्रिकाल।
नश्येत तत्कालजमाशु पापम्॥ २९॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૧૭ મો સમાપ્ત

# અધ્યાય ૧૮ મો*

## રાહુમંડલ તથા પાતાલોનું વર્ણન

श्रीनारायण उवाच

अधस्तात् सवितु. योजनमयुत राहुमण्डलम्।
नक्षत्रवच्चरति च सैंहिकेयोऽतदर्हण ॥१॥

શ્રીનારાયણ બોલ્યા સૂર્યની નીચે દસ હજાર યોજન રાહુનુ મડળ કહેવાય છે તે રાહુ નક્ષત્રપણાને અયોગ્ય હોવા છતા નક્ષત્રની પેઠે ફર્યા કરે છે સૂર્ય તથા ચદ્રને પીડનારો રાહુ વિષ્ણુની કૃપાથી એમ દેવપણુ તથા ગ્રહપણુ પામ્યો છે દશ હજાર યોજન વિસ્તારવાળુ જે આ સૂર્યનુ મડળ તપી રહ્યુ છે અને બાર હજાર યોજન વિસ્તારવાળુ જે ચદ્રનુ મડળ છે, તેને ઢાકી દેતા રાહુ અસુર છે એમ જાણવુ, કેમ કે રાહુનુ મડળ તેર હજાર યોજન વિસ્તારવાળુ છે, તેથી (અમાસ કે પૂનમના) પર્વના સમયે એ રાહુ ગ્રહ પહેલાનુ વેર બાધી બેઠેલો હોવાથી સૂર્ય તથા ચદ્રને તેની સામે ધાય છે એમ દૂરથી સૂર્ય–ચદ્રને તે ઢાકી દે છે, એ સાભળી વિષ્ણુ ભગવાન પર્વના સમયે પોતાનુ સુદર્શન ચક્ર મોકલે છે દુ સહ તેજથી ચોતરફ વીંટાયેલુ અને જ્વાળાઓની પકિતઓથી અત્યત ભયકર તે સુદર્શનને જોઈ ભયભીત થયેલા મનવાળો એ રાહુ ગ્રહ લગભગ બે ઘડી સુધી ચદ્ર–સૂર્યને (આડો આવી જઈ) હેરાન કરતો દૂરથી જ પાછો ફરે છે કે દેવર્ષિ જેટલો સમય તે આડો આવે છે, તેના એ સમયને જ લોકમા ગ્રહણ કહે છે, એમ તમે જાણો, એ રાહુ ગ્રહની નીચે પરમ પવિત્ર લોકો કહેવાય છે હે ઉત્તમ નારદ! સિદ્ધો ચારણો તથા વિદ્યાધરોના એ લોકો રાહુથી દસ હજાર યોજન નીચે કહેવાય છે અને પુણ્યથી પ્રાપ્ત થાય છે હે દેવર્ષિ, તેઓની નીચે યક્ષો, રાક્ષસો, પિશાચો, પ્રેતો તથા ભૂતોને રહેવાનુ ઉત્તમ અતરિક્ષ હોય છે, જ્યા સુધી વાયુ વાય છે અને વાદળા ઉત્પન્ન થતા જણાય છે, ત્યા સુધીના ભાગને જ્ઞાનકુશળ પડિતો અતરિક્ષ કહે છે હે ઉત્તમ બ્રાહ્મણ! એ અતરિક્ષથી સો યોજન નીચે પૃથ્વી કહેવાય છે પૃથ્વી પર ઉત્પન્ન થયેલા અને પૃથ્વીના વિભાગરૂપ ગરુડ, બાજ, સારસ તથા હસ વગેરે પક્ષીઓ જ્યા સુધી ઊડી શકે છે ત્યા સુધીના ભાગને 'ભૂલોક' કહે છે, આમ પૃથ્વી મડળની સ્થિતિ મે અનુક્રમે વર્ણવી છે દેવર્ષિ! આ પૃથ્વીની નીચે સાત પાતાળો કહ્યા છે તે એક એક દસ દસ હજાર યોજનના અતરે જેના છે દસ દસ હજાર યોજન ઊંચા છે તેઓની લબાઈ પહોળાઈ વિસ્તારના માપમા છે ને સર્વ ઋતુઓમા તે સુખદાયી છે તેઓના પહેલુ અતલ, બીજુ વિતલ ત્રીજુ સુતલ, ચોથુ તલાતલ, પાચમુ મહાતલ છઠ્ઠુ રસાતલ અને સાતમુ પાતાલ કહેવાય છે કે બ્રાહ્મણ! આ સાત પાતાળો છે ત્યા, તે સ્વર્ગરૂપ જ છે, એટલુ જ નહિ, પણ ત્યા સ્વર્ગ કરતા પણ અધિક કામભોગો, ઐશ્વર્ય તથા સુખથી અનુપ ઘરો હોય છે અને પ્રથમ આનદ કરવાના માર્ગ-માં ચીનારાઓ પણ જોઈને ત્યા સુખનો સ્વાદ માણે જ રહે છે, દૈત્યો, સર્પો અને બીજા દાનવ નિત્ય આનદી થઈ સ્ત્રીઓ, સતાનો, બધુઓ મિત્રો

* આ અધ્યાયમા પાતાળ લોકોની સૂચની નીચે કહેલુ રાહુમડળ સબધે, જેમ નીચે પરસ્પર ક્રમ થાય છે

તથા સેવકો વગેરે સાથે ત્યા રહે છે, તેઓ મોટા ઘરમાલિક હોઈ માયાવી પણ છે અને તેમની ઈચ્છા ઓ ઈશ્વરથી પણ અટકાવી શકાતી નથી, તેઓ કાયમ હર્ષ પામેલા રહી સર્વ ઋતુઓમા સુખી હોય છે મહામાયાવી મયદાનવે એ પાતાલોમા જ્યા જ્યા ઈચ્છાનુસાર વિભાગોવાળી નગરીઓ બનાવેલી છે, ત્યા ત્યા ઉત્તમ મણિઓથી શોભતા હજારો અદ્ભુત ઘરો, અટારીઓ તથા દરવાજાઓ વગેરે છે વળી તે નગરીઓ, સભાસ્થાનો, ચૌટા તથા દેવમદિરો વગેરેની શોભાથી યુક્ત હોઈ દેવોને પણ દુર્લભ છે ત્યાની બાધેલી ભૂમિ નાગો તથા અસુરોના જોડાથી અને પારેવા તથા મેનાવાળા પાતાળપતિઓના ઉત્તમ ઘરોથી વ્યાપ્ત છે એ નગરીઓ શણગારેલી હોઈ શોભ્યા કરે છે ત્યા મનને પ્રસન્ન કરતા મોટા બગીચા શોભે છે, જે ફળ—પુષ્પોથી શોભતા સ્ત્રીઓના વિલાસયોગ્ય સ્થાનોની શોભા પણ ધારણ કરે છે વળી ત્યા અનેક જાતના પક્ષીઓના સમૂહોથી વ્યાપ્ત અને અતિશય ઘણા સ્વચ્છ જળથી ભરેલા પાણીના ધરા માછલાથી શોભી રહ્યા છે, તેમ જ જળજતુઓથી ઊછળતા તેમના પાણીમા અનેક કમળના સમૂહો પણ રહેલા છે, જે કમળોમા કેટલાક રાત્રિવિકાસી, ધોળા, કાળા, સુગધી, લીલા તથા રાતા પણ હોય છે, જેથી તે બગીચાઓ શોભે છે એ બગીચાઓમા રહેલા પક્ષીઓના વિહારોથી તથા ઇદ્રિયોને આનદ આપતા અનેક જાતના શબ્દોથી તે વ્યાપ્ત છે પાતાલોના સ્થાનો દેવોની શ્રેષ્ઠ શોભાને પણ ટપી જાય છે, જ્યા કાળના અગરૂપ દિવસો કે રાત્રિઓથી કોઈ પણ સ્થળે ભય નથી વળી જ્યા ઉત્તમ સર્પોના મસ્તકો પર રહેલા મણિઓના સ્પષ્ટ કાતિવાળા કિરણોને લીધે કાયમ અધકારનો નાશ થાય છે એ પાતાળોમા વસતા લોકોને દિવ્ય ઔષધિઓ, રસાયનો, રસો, અન્ન, પાન તથા સ્નાન વગેરેથી માનસિક કે શારીરિક પીડાઓ થતી જ નથી વળી વળિયા, પળિયા, પડપણુ, ફીકાશ, પરસેવાની દુર્ગંધ, અનુત્સાહ કે ઉમરને લગતી અવસ્થા ત્યાના લોકોને કદી દુ ખ દેતી નથી કલ્યાણમય ત્યાના લોકોને કેવળ ભગવાનના તેજરૂપ સુદર્શન ચક્ર વિના કોઈના તરફથી કોઈ પણ કાળે મૃત્યુનો ભય હોતો નથી હે બ્રહ્મપુત્ર નારદ! એ સુદર્શન ચક્ર જ્યારે ત્યા પ્રવેશે છે, ત્યારે ભયને લીધે દૈત્યોની સ્ત્રીઓના ગર્ભોના ઢગલા લગભગ સ્રાવી જ પડે છે ૧–૩૪

**यस्मिन् प्रविष्टे दैतेयवधूनां गर्भराशयः ।**
**प्रायो भयात् पतन्त्येव स्रवन्ति ब्रह्मपुत्रक ॥ ३४॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૧૮ મો સમાપ્ત

## અધ્યાય ૧૯ મો*

### અતલ, વિતલ અને સુતલનું વર્ણન

श्रीनारायण उवाच

**प्रथमे विवरे विप्र अतलाख्ये मनोरमे ।**
**मयपुत्रो बलो नाम वर्ततेऽखर्वगर्वकृत ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા હે બ્રાહ્મણ નારદ! અતલ નામના પહેલા સુદર પાતાળમા મોટા ગર્વને ધારણ કરતો મય દાનવનો પુત્ર બલ નામનો દાનવ રહે છે તેણે સર્વ પદાર્થને સિદ્ધ કરતી છન્નુ માયાઓ સર્જી છે, જેમાની કેટલીક માયાવી લોકોએ તરત જ સ્વીકારી લીધી છે એ બળવાન બલ દાનવ જ્યારે બગાસુ ખાય છે, ત્યારે તેના મોઢામાથી લોકોને મોહ ઉપજાવતા ત્રણ જાતના સ્ત્રીઓના ટોળા ઉત્પન્ન થાય છે એ સ્ત્રીઓ પુશ્ચલી (હરકોઈ પુરુષ સાથે વ્યભિચાર કરનારી) સ્વૈરિણી (પોતાની જાતના પુરુષ સાથે વ્યભિચાર કરનારી) અને કામિની (પોતાની જાત સિવાય બીજી જાતના પુરુષ સાથે વ્યભિચાર કરનારી) એવા નામથી પ્રખ્યાત છે એ સ્ત્રીઓ પહેલા પાતાળમા પ્રવેશેલા પુરુષને એકાતમા પ્રયત્નપૂર્વક હાટક નામના સોનાનો રસ પાઈ પોતાની સાથે સભોગ કરવા સમર્થ બનાવે છે અને પોતાના વિલાસો બતાવી પ્રેમયુક્ત હાસ્ય કરી, આલિંગન આપી અને બોલવાના વિલાસો વગેરે કરીને રમાડે છે એ રસનો ઉપભોગ કરતા પુરુષ 'હુ ઈશ્વર છુ, સિદ્ધ છુ, દસ હજાર હાથી જેવો બળવાન છુ અને મોટો

* આ અધ્યાયમા બત્રીસ શ્લોકોથી અતલ વગેરે પાતાળોનુ વર્ણન કરાશે, જેમા ભોગોની છેલ્લી હદ સ્પષ્ટ જણાય છે

છુ,' એમ પોતાને અનેક પ્રકારનો માને છે અને મદાંધ જેવો બને છે હે નારદ! એમ અતલની સ્થિતિ કહી, હવે બીજા 'વિતલ' નામના પાતાળની સ્થિતિ તમે સાભળો પૃથ્વીતળથી નીચે વિતલ નામના પાતાળમા મોટા દેવોથી પૂજાતા, 'હાટકેશ્વર' નામના ભગવાન શકર બ્રહ્માએ રચેલી સૃષ્ટિમા વધારો કરવા પાર્વતીની સાથે જોડાઈને રહે છે એ શિવ—પાર્વતીના વીર્યથી ઉત્પન્ન થયેલી 'હાટકી' નામની ઉત્તમ નદી ત્યા વહે છે, પવનથી સળગી ઊઠેલો અગ્નિ તેજ વડે એ નદીને જાણે પી જતો હોય તેવો લાગે છે અને તેણે થૂકી કાઢેલુ તે વીર્ય દૈત્યોને પ્રિય હાટક નામનુ સોનુ થઈ જાય છે ઘરેણાને યોગ્ય તે સોનાને દૈત્યોની સ્ત્રીઓ કાયમ ધારણ કરે છે એ વિતલની નીચે 'સુતલ' નામનુ ઉત્તમ પાતાળ કહેવાય છે હે મુનિ! ત્યા પવિત્ર યશવાળો વિરોચન પુત્ર બલિરાજા રહે છે ત્રિવિક્રમ ભગવાન વામને મહેંદ્રદેવનુ ઉત્તમ પ્રિય કરવાની ઈચ્છાથી બલિરાજાને સુતલમા આણ્યો છે ત્રણે લોકની લક્ષ્મીને ખેચી લાવી ભગવાને દૈત્યરાજા બલિને ત્યા રાખ્યો છે, જે લક્ષ્મી ઇદ્ર વગેરેમા પણ મળતી નથી, તેવી લક્ષ્મીને એ બલિરાજા ભોગવે છે સુતલનો અધિપતિ એ બલિરાજા દેવોના મોટા દેવ એ વામન ભગવાનને જ ભક્તિથી આરાધે છે અને નિર્ભય થઈ આજે પણ ત્યા રહે છે હે નારદ! સર્વના ઈશ્વર વિષ્ણુરૂપી સુપાત્રને પૃથ્વીનુ દાન કર્યું, તેના ફળરૂપે બલિરાજાને સુતલનુ રાજ્ય મળ્યુ છે, એમ કેટલાક મહાત્માઓ વર્ણવે છે, પણ એ યોગ્ય નથી, કેમ કે હે બ્રાહ્મણ! સર્વ પુરુષાર્થોને આપતા ભગવાન વિષ્ણુને દાન આપ્યાનુ એ ફળ કદી ઘટતુ જ નથી, દેવોના દેવ જે વિષ્ણુ ભગવાનનુ નામ પણ કોઈ પરાધીન પ્રાણી જો ઉચ્ચારે છે, તો તે જ ક્ષણે પોતાના કર્મબધન ના ક્લેશોને અનાયાસે દૂર કરી શકે છે, જે ક્લેશના બધનોનો ત્યાગ કરવા યોગીઓ સર્વેશ્વર ભગવાનને ઉદ્દેશી કાયમ સાખ્ય તથા યોગના સાધનો કર્યા કરે છે માટે હે નારદ! (ખરુ કહીએ તો) ભગવાન વિષ્ણુએ બલિરાજા પર કઈ કૃપા જ કરી નથી, કારણ કે માયામય ભોગોનુ મહૈશ્વર્ય તેને તેમણે આપ્યુ છે! (પણ મોક્ષ નથી આપ્યો!) એ ઐશ્વર્યો તો સર્વ ક્લેશો તથા મનની પીડાઓનુ જ કારણ હોઈ આત્મ સ્મરણને લઈ લેનારુ જ છે સર્વ ઉપાયોને સાક્ષાત્ જાણનારા ભગવાન વિષ્ણુએ જ્યારે બીજો કોઈ ઉપાય ન મળ્યો, ત્યારે યાચના કરવાના બહાનાથી બલિરાજાનુ સર્વસ્વ લઈ લીધુ અને કેવળ તેનો દેહ બાકી રાખ્યો વળી છેવટે એ ઈશ્વરે વરુણના પાશોથી બાધીને પર્વતની ગુફામા જેમ નાખે, તેમ તેને પાતાળમા નાખ્યો, છતા બલિરાજા તો આમ જ કહેતો હતો કે, 'બૃહસ્પતિ જેવો મત્રી સલાહકાર છે એવો ઇદ્ર ખરેખર મોટો મૂઢ છે, કેમ કે અત્યત પ્રસન્ન થયેલા આ ભગવાન પાસે તેણે ત્રણે લોકની સપત્તિ માગી! ત્રૈલોક્યનુ આ ઐશ્વર્ય તે કેટલુ છે? એ તો અત્યત તુચ્છ છે, એનો કઈ જ અર્થ નથી, છતા તે ઇદ્ર સર્વ કામનાઓના ઉત્પત્તિ સ્થાન આ ભગવાનને પોતાને છોડી લોકસપત્તિમા મોહ પામ્યો! અમારા દાદા શ્રીમાન પ્રહ્લાદ (ખરે ખર બુદ્ધિમાન હતા) જેમણે ભગવતપ્રિય તથા સર્વ લોકોના ઉપકારક હોઈ પોતાના પિતા મરાયા, ત્યારે વિષ્ણુ ભગવાને પોતે આપવા માડેલુ પિતાનુ અતુલ ઐશ્વર્ય ઇચ્છ્યુ ન હતુ, પણ તે ભગવાનનુ દાસ પણુ જ માગ્યુ હતુ અતુલ પ્રભાવવાળા અને સર્વ લોકરૂપી ઉપાધિવાળા વિષ્ણુ ભગવાનના અતને ઘણા અપરિપક્વ દોષોવાળા અમારા જેવા કોણ જાણી શકે?' એમ દૈત્યોનો પરમ પૂજિત એ બલિરાજા તે સુતલમા રહે છે, જેના દ્વારપાલ તરીકે ભગવાન પોતે હાજર રહે છે એક સમયે દિગ્વિજયમા લોકોને રડાવતો રાજા રાવણ એ સુતલમા પ્રવેશતો હતો, ત્યારે તેને ભક્તો પર કૃપા કરનાર ભગવાને પગના અગૂઠાથી દશ હજાર યોજન દૂર ફેંકી દીધો હતો આવા પ્રભાવશાળી અને સર્વ સુખોને એકલો ભોગવ નાર એ બલિરાજા દેવોના દેવ વિષ્ણુની કૃપાથી સુતલ ના રાજ્ય પર રહ્યો છે ૧–૩૨

पञ्चभूतानुभावोऽयं बलिः सर्वसुखैकभुक् ।
आस्ते सुतलराज्यस्थो देवदेवप्रसादतः ॥३२॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા અષ્ટમ સ્કધ વિષે
અધ્યાય ૧૯ મો સમાપ્ત

# અધ્યાય ૨૦ મો×

## તલાતલ વગેરે ચાર પાતાલોનું વર્ણન

श्रीनारायण उवाच

**ततोऽधस्ताद् विवरकं तलातलमुदीरितम्।**
**दानवेन्द्रो मयो नाम त्रिपुराधिपतिर्महान्॥ १॥**

શ્રીનારાયણ બોલ્યા તે સુતલની નીચે તલાતલ નામનું પાતાલ કહેવાય છે, ત્યાં ત્રણ નગરોનો સ્વામી 'મય' નામે મોટો દાનવરાજા રહે છે ત્રણે લોકનું કલ્યાણ કરનાર શંકરે (પ્રથમ) તેના ત્રણે નગરો બાળી નાખ્યાં હતાં, પણ પાછળથી તેનું રક્ષણ કર્યું હતું, તેથી દેવોના દેવ શંકરની કૃપાથી તે તલાતલરૂપી રાજ્યસુખનું સ્થાન તેણે મેળવ્યું છે એ મયદાનવ માયાવી લોકોનો આચાર્ય હોઈ અનેક માયાઓમાં કુશળ છે, જેથી સર્વ કાર્યોની સિદ્ધિ માટે ઘોર રાક્ષસો તેને પૂજે છે તે તલાતલની નીચે અત્યંત પ્રખ્યાત મહાતલ છે હે બ્રાહ્મણ! ત્યાં અનેક મસ્તકોવાળા કદ્રૂના પુત્ર સર્પોના 'ક્રોધવશ' નામનો મોટો સમુદાય રહે છે, તેમાં મુખ્ય મુખ્ય હું તમને કહું છું કુહક, તક્ષક, સુષેણ તથા કાલિય, આ બધા સર્પો મોટા શરીરવાળા, મહાપરાક્રમી, ક્રૂર અને પોતાની ક્રૂર જાતિઓવાળા છે, છતાં પક્ષીરાજાઓના અધિપતિ ગરુડથી ત્રાસ પામેલા જ રહે છે તેઓ અનેક ક્રીડાઓમાં કુટુંબથી યુક્ત રહી પ્રમાદી રહીને જ આનંદ કર્યા કરે છે એ મહાતલની નીચે 'રસાતલ' નામનું પાતાલ છે, તેમાં 'પણિ' નામે કહેવાતા દૈત્યો તથા દાનવો વસે છે તેઓ નિવાતકવચ, હિરણ્યપુરવાસી અને કાલેય એવા નામોથી પણ કહેવાતા હોઈ દેવોના શત્રુઓ છે જોકે તેઓ જન્મથી જ મહાબળવાન અને મોટા સાહસી હોય છે, પણ સર્વના ઈશ્વર વિષ્ણુના તેજથી તેઓનું પરાક્રમ નાશ પામ્યું છે અને તેથી જ તેઓ રાફડામાં જેમ સર્પો રહે તેમ એ પાતાલમાં રહે છે. સરમા નામની દૂતી જે ઇન્દ્રની દૂતી તરીકે રહી છે, તેણે મંત્રરૂપ વાણીથી પ્રહાર કરેલા તે અસુરો કાયમ ડરતા જ રહે છે÷ એ રસાતલની પણ નીચે પાતાલ છે; તેમાં નાગલોકોના રક્ષકો 'વાસુકિ' વગેરે રહે છે. તેઓમાં શંખ, કુલિક, શ્વેત, ધનંજય, મહાશંખ, ધૃતરાષ્ટ્ર, શંખચૂડ, કંબલ, અશ્વતર અને દેવદત્ત વગેરે મુખ્ય છે. તે બધાય મહાક્રોધી, મોટા શરીરોવાળા અને ઉગ્ર ઝેરવાળા છે તેઓમાં કેટલાક પાંચ મસ્તકોવાળા, કેટલાક સાત ફણાઓથી શોભતા, કેટલાક દશ ફણાઓવાળા, કેટલાક સો મસ્તકોવાળા અને કેટલાક હજાર મસ્તકોવાળા પણ હોઈ તેજસ્વી મણિઓને ધરી રહ્યા છે હે દેવર્ષિ! કાયમી ક્રોધવાળા તે સર્પો પોતાના (મણિઓના) કિરણોથી પાતાલરૂપ ગુફાઓમાં રહેલા અંધકારના સમૂહનો નાશ કરે છે એ પાતાળના મૂળ ભાગમાં ત્રીસ હજાર યોજન દૂર શેષનાગ નામનો ભગવાનનો તમોગુણી અંશ સર્વ દેવોથી પૂજાતો રહે છે, જે શેષ નાગને 'અહં' એવા અભિમાનના ચિહ્નરૂપ અથવા અહંકારના અધિષ્ઠાતા કહે છે અને તે (અહંકારરૂપ આશ્રયથી) દ્રષ્ટા—આત્માનું તથા દૃશ્ય—દેહાદિનું (એકબીજામાં) ખેંચાણ કરી દે છે તેથી પંચરાત્ર સિદ્ધાંતના ઉપાસકો તેમને 'સંકર્ષણ' કહે છે હજાર મસ્તકોવાળા અને અનંત મૂર્તિવાળા એ શેષનાગ પ્રભુના મસ્તક પર રહેલું આ સમસ્ત ભૂમંડળ જાણે સરસવનો એક દાણો હોય તેવું જણાય છે એ શેષનાગ દેવ પ્રલયકાળે સ્થાવર—જંગમ સમગ્ર જગતનો જ્યારે સંહાર કરવા ઈચ્છે છે, ત્યારે આ પ્રભુની બે ભમ્મર વચ્ચેથી અગિયાર રુદ્રમૂર્તિઓ શોભતા સંકર્ષણ નામના રુદ્ર ઉત્પન્ન થાય છે એ રુદ્ર ત્રણ નેત્રોવાળા ત્રિશૂળને ઉગામતા મહાબળવાન અને પોતે જ મહાભૂતોનો નાશ કરનાર તરીકે ઉત્પન્ન થાય છે વળી ઉત્તમ ભક્તોની સાથે રહી એકાંત

× આ અધ્યાયમાં નારાયણે તલાતલ વગેરેની સ્થિતિને સારી રીતે વિચારી વર્ણવી છે.

÷ અહીં આવું વૈદિક આખ્યાન કહેવાય છે, પણિ નામના અસુરોએ સંતાડી રાખેલી (કામધેનુ) ગાયને શોધવા ઇન્દ્રે દેવોની કૂતરી સરમાને મોકલી હતી, તેને જોઈ સંધિ કરવા ઇચ્છતા પણિ અસુર કહેવા લાગ્યા કે, 'આ સરમા તું ઇચ્છે છે?' સરમા તો સંધિ કરવા ઇચ્છતી જ ન હતી, એટલે ઇન્દ્રની સ્તુતિપૂર્વક તેઓને કઠોર વચન કહેવા લાગી કે, 'હે પણિઓ! ઇન્દ્રે મારી નાખેલા તમે રણભૂમિમાં પડો.' તે સાંભળી એ અસુરો ડરતા જ રહે છે.

ભકિતયોગથી પોતાના મસ્તકો વડે પ્રણામ કરતા મોટા નાગરાજાઓ ઝળકતા કુંડળોના માણિક્યોની કાંતિના સમૂહવાળા તથા સુંદર ગાલ અને લમણાના ખાડાઓવાળા પોતાના સુંદર મુખોને શેષનાગના બન્ને ચરણકમળના લાલ નખોરૂપી શોભાયમાન મણિઓના સમૂહમાં કાયમ જોયા કરે છે, તે જ પ્રમાણે સુંદર અંગોની ઝળકતી કાંતિઓવાળી, તેજસ્વી, મોટા સફેદ સુંદર સૌભાગ્યવાળા બાહુઓથી શોભતી, ચંદન, અગર અને કેસરના વિલેપનથી ચારે બાજુ શણગારેલી, શેષનાગના સ્પર્શથી ઊપજેલા કામદેવના આવેશવાળી, સુંદર મંદહાસ્યથી યુકત અને આશીર્વાદોને ઇચ્છતી નાગરાજાઓની કુમારીઓ પણ પ્રેમ તથા મદથી ઉન્મત્ત, ઘૂમી રહેલા લાલ નેત્રોવાળા અને કરુણા-દૃષ્ટિથી યુકત નેત્રોવાળા એ શેષનાગ ભગવાનને લજ્જા પૂર્વક જોયા કરે છે અનંત બળવાળા, ઉદાર મનવાળા, અનંત ગુણોના સમુદ્ર, મોટા ધૈર્યના ભંડાર અને સર્વ દેવોથી પૂજાતા મહાતેજસ્વી આદિદેવ તે શેષનાગ ભગવાન લોકોના કલ્યાણ માટે (હજી) પણ અસહિષ્ણુતા તથા ક્રોધ વગેરેનો વેગ સમેટી લઈ ત્યાં બેઠા છે દેવો, સિદ્ધો, અસુરો, સર્પો, વિદ્યાધરો, ગંધર્વો તથા મુનિઓના ટોળા કાયમ એમનું ધ્યાન કર્યા કરે છે, તેમના નેત્રો હમેશા મદથી ઘેરાયેલા, ચંચળ તથા વિહ્વળ રહે છે, પોતાના વાક્યોરૂપી અમૃતથી દેવોને તથા પોતાના પાર્ષદોના ગણોને પણ તે પ્રભુ તૃપ્ત કરી રહ્યા છે નહિ કરમાતા, તાજા અને સ્વચ્છ તુલસીના પાનથી યુકત તથા મદોન્મત્ત ભમરાના ટોળાના ગુંજારવની શોભાવાળી વૈજયંતીમાળાને તે દેવોના દેવ કાયમ ધારણ કરે છે, કાળા વસ્ત્રો પહેરે છે અને એક કુંડળથી શોભે છે વળી હળની ટોચ ઉપર પોતાની પુષ્ટ ભુજા તેમણે મૂકી છે વળી ઉદાર લીલાવાળા તે દેવેશ્વર, જેમ મદોન્મત્ત મોટો ઐરાવત હાથી સોનેરી નાડુ ધારણ કરે છે, તેમ કેડે બાંધવાનુ સોનેરી વસ્ત્ર ધારણ કરે છે, આમ તે શેષનાગ ભગવાનનુ ઉત્તમ ભકતો વર્ણન કરે છે

हलस्य ककुदि न्यस्तसुपीवरभुजोऽव्यय ।
माहेन्द्रः काञ्चनीं यद्वै वरित्रा च मतङ्गम ॥३७॥
उदारलीलो देवेशो वर्णितः सात्वतर्षभैः ॥

અધ્યાય ૨૦ મો સમાપ્ત

# અધ્યાય ૨૧ મો*

## શેષનાગની સ્તુતિ અને નરકનું વર્ણન

श्रीनारायण उवाच

**तस्यानुभावं भगवान् ब्रह्मपुत्र' सनातनः ।**
**सभायां ब्रह्मदेवस्य गायमान उपासते ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા બ્રહ્માના પુત્ર ભગવાન સનાતન મુનિ નારદ એ શેષનાગના પ્રભાવને બ્રહ્મદેવની સભામાં ગાયા કરતા તેમને ઉપાસે છે (તે સમયે આવી સ્તુતિ કરે છે કે,) 'આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ તથા જેમના દૃષ્ટિપાતથી સત્ત્વ વગેરે પ્રકૃતિના ગુણો પોતપોતાનું કાર્ય કરવા સમર્થ થાય છે અને જે પોતે એક જ, અવિચળ, અનંત તથા અનાદિરૂપ હોવા છતા પોતામાં અનેક પ્રકારનો કાર્યપ્રપંચ ધરી રહ્યા છે, તે બ્રહ્મ સ્વરૂપ શેષનાગ ભગવાનનું ખરું તત્ત્વ લોકો ક્યાંથી જાણી શકે? ઉદાર પરાક્રમોવાળા જે ભગવાને આપણા પરની મોટી કૃપાને લીધે શુદ્ધ સત્ત્વગુણમૂર્તિ ધરી છે, કાર્યકારણાત્મક આ જગત જેમની અંદર ભાસે છે અને જેમણે પોતાના ભકતોના મન વશ કરવા કરેલી નિર્દોષ લીલાને સિંહ પણ શીખી રહ્યો છે, વળી અકસ્માત્ પીડાયેલો અથવા પતિત થયેલો કોઈ મનુષ્ય જેમનુ સાંભળેલુ નામ હાસીથી પણ જો બોલે તો પણ તરત જ એ નામ મનુષ્યોના સમગ્ર પાપોનો નાશ કરે છે, તે શેષનાગ ભગવાન વિના બીજા કોનો મુમુક્ષુ પુરુષ આશ્રય કરે? હજાર મસ્તકોવાળા અને અનંતપણાને લીધે અમાપ પગ ક્રમવાળા જે પરમેશ્વરના મસ્તક ઉપર પર્વતો, નદીઓ સમુદ્રો તથા પ્રાણીઓ સહિત રહેલું આ ભૂમંડળ પરમાણુ જેવું જણાય છે, તેમના પરાક્રમોને હજાર જીભવાળો પણ કોણ ગણી શકે? આવા પ્રભાવશાળી અનંત પરાક્રમી અને મોટા ગુણો તથા પ્રતાપવાળા તે શેષનાગ ભગવાન પોતે સ્વતંત્ર હોવા છતા પાતાળના મૂળ ભાગમાં રહ્યા છે અને જગત ટકી રહે તે માટે લીલાથી પૃથ્વીને ધરે છે'

* આ અધ્યાયમાં અઠ્ઠાવીસ શ્લોકોથી શેષનાગની સ્તુતિ કહીને નરકોનું સ્વરૂપ બરાબર વર્ણવાશે.

હે મુનિશ્રેષ્ઠ! પોતાના કર્મો જેવા હોય તે પ્રમાણે નિર્માણ કરાતી લગભગ આટલી જ આ ગતિઓ શાસ્ત્રોક્ત રીતિએ કામનાઓને ઈચ્છતા મનુષ્યોને મેળવવા યોગ્ય હોય છે હે નારદ! ધર્મને વશ રહેતી અને પોતાના કર્મના ફળરૂપ આ ગતિઓ મનુષ્યો, મૃગો તથા પક્ષી વગેરેમા જુદી જુદી નાનીમોટી પ્રાપ્ત થાય છે. તેને તમારા પ્રશ્ન પ્રમાણે તમે જાણી લો

નારદે પૂછ્યુ. 'દરેકના કર્મો સરખા હોય, છતા ભગવાને લોકની આ વિચિત્રતા કેમ કરી છે, તે તમે અમને બરાબર કહો

શ્રીનારાયણે કહ્યુ· કર્મ કરનારની શ્રદ્ધાને આધીન હોઈ આ ગતિઓ જુદી જુદી પ્રાપ્ત થાય છે, કેમ કે એની શ્રદ્ધાઓ ત્રણ ગુણોવાળી હોય છે, તેથી તેઓના ફળ પણ જુદા જુદા જ હોય છે. સાત્ત્વિકી શ્રદ્ધાથી કર્મ કરનારને સદા સુખીપણુ, રાજસી શ્રદ્ધાથી કર્મ કરનારને દુ ખીપણુ અને તામસી શ્રદ્ધાથી કર્મ કરનારને દુ ખીપણુ તથા મૂઢપણુ પ્રાપ્ત થાય છે આમ શ્રદ્ધાઓમા ઉત્તમ—અધમપણુ અથવા ભેદ હોવાથી ફળની વિચિત્રતા કહેવાય છે હે બ્રાહ્મણશ્રેષ્ઠ! અનાદિ અવિદ્યાથી કરેલા કર્મોના પરિણામરૂપે થયેલી હજારો ગતિઓ ત્રણે લોકમા ચાલી રહી છે, તેમના પુષ્કળ ભેદો હુ વર્ણવુ છુ હે ઉત્તમ બ્રાહ્મણ નારદ! દક્ષિણ દિશામા પૃથ્વીની નીચે અને અતલની ઉપર અગ્નિષ્વાત્ત નામના પિતૃગણો ચિત્તની અત્યત એકાગ્રતાથી પોતાના વશજોને ઉત્તમ સત્ય આશીર્વાદો આપતા વસે છે પિતૃઓના અધિપતિ યમરાજ પણ પોતાના પુરુષો દ્વારા પોતાના દેશમા આણેલા (મરેલાના) જીવો તરફ ભગવાને કહેલી આજ્ઞા પ્રમાણે વર્તી, કર્મ તથા દોષ પ્રમાણે તેઓને શિક્ષા કરે છે અને વિચાર દૃષ્ટિયુક્ત રહી દડ કરે છે મહાબુદ્ધિમાન તે યમદેવ ધર્મના તત્ત્વોને જાણનાર, પોતાની આજ્ઞાને બધે ચલાવનાર હોઈ તે તે પ્રદેશો પર નીમેલા પોતાના ત્યાં સેવકોના સમૂહોને (મૃત્યુ પામેલાઓને લાવવા) કાયમ પ્રેરણા કરે છે. હવે કેટલાક વિદ્વાનો એકવીસ અને કેટલાક અઠ્ઠાવીસ નરકો કહે છે, તેઓને હુ અનુક્રમે કહુ છુ. તામિસ્ર, અધતામિસ્ર, ત્રીજુ રૌરવ, મહારૌરવ, કુભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, શૂકરમુખ, અધકૂપ, કૃમિભોજન, સદશ, તપ્તમૂર્તિ, વજ્ર, કટકશાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચિ, અય.પાન, ક્ષારકર્દમ, રક્ષોગણસભોજ, શૂલપ્રોત, દદશૂક, અવટાનિરોધ, પર્યાવર્તન અને સૂચિમુખ—આ અઠ્ઠાવીસ નરકો કહ્યા છે. હે નારદ! આ બધી પાપીઓને દુ.ખ ભોગવવાની મોટી નરકોની ભૂમિઓ છે, જે પ્રાણીઓને પોતાના પાપકર્મોથી પ્રાપ્ત થાય છે ૧-૨૮

**इत्येते नारका नाम यातनाभूमयः पराः ।**
**कर्मभिश्चाऽपि भूतानां गम्याः पद्मजसंभव ॥२८॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં અષ્ટમ સ્કધ વિષે અધ્યાય ૨૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૨ મો*

## નરકની પ્રાપ્તિ કરાવતાં પાપો

नारद उवाच ॥
**कर्मभेदाः कतिविधाः सनातनमुने मम ।**
**श्रोतव्यः सर्वथैवैते यातनाप्राप्तिभूमयः ॥ १ ॥**

નારદે પૂછ્યુ 'હે સનાતનમુનિ! નરક વેદનાની પ્રાપ્તિના સ્થાનરૂપ જુદા જુદા કર્મો કેટલા પ્રકારના છે,' એ મારે બરાબર સાભળવા યોગ્ય છે

શ્રીનારાયણ બોલ્યા જે દુષ્ટાત્મા પારકા ધન, સ્ત્રીઓ તથા સતાનો લઈ લે છે, તે યમના દૂતોને વશ થાય છે અને તે યમદેવતાના અતિ ભયાનક દૂતો કાળપાશોથી બાધેલા તેને વેદનાનુ સ્થાન તામિસ્ર નામના નરકમા નાખે છે પછી પાશને ધારણ કરતા યમના દૂતો તેને માર મારે છે તથા શિક્ષા અને તિરસ્કાર કરે છે, જેથી હે નારદ! નારકી જીવ પરવશ થઈ દુ ખ તથા મૂર્છાને પામે છે. જે પુરુષ પતિને એટલે પોતાના સ્વામી, શેઠ વગેરેને છેતરી તેની સ્ત્રી વગેરેને ભોગવે છે, તેને યમદૂતો અધતામિસ્ર નરકમા નાખે છે, જ્યા નખાતાની સાથે જ એ પ્રાણી વેદનાથી પરવશ થાય છે. તેની દૃષ્ટિ તથા બુદ્ધિ તરત જ નાશ પામે છે, તેથી જેના મૂળ કપાયા હોય એવા

* આ અધ્યાયમાં બાવન શ્લોકોથી નરકની વેદના પમાડતા પાપો ટૂંકમા કહેવાશે.

ઝાડની પેઠે તે (બેભાન) થાય છે એ જ કારણે એ નરકને પૂર્વના વિદ્વાનો 'અંધતામિસ્ર' નામે કહે છે પોતાનુ કાર્ય સાધવામા તત્પર જે મનુષ્ય 'આ મારુ છે, આ હુ છુ,' આવુ મિથ્યાભિમાન કરી, કેવળ પ્રાણીઓના દ્રોહથી પોતાના કુટુમ્બનુ હમેશા પોષણ કરે છે, તે પોતાના એ કુટુમ્બને અહીં જ છોડીને પોતાના પાપકર્મને લીધે સર્વ પ્રાણીઓને ભય કરનાર રૌરવ નામના નરકમા પડે છે એ મનુષ્યે જે પ્રાણીઓને આ લોકમા માર્યા હોય, તેઓ જ એ નરકમા 'રુરુ' નામના પ્રાણીઓ થઈ તેને પીડે છે, માટે જ પુરાણો જાણતા પડિતો એ નરકને 'રૌરવ' કહે છે 'રુરુ' નામનુ પ્રાણી સર્વ કરતા પણ અતિ ક્રૂર હોય છે, એમ જૂના વખતના વિદ્વાનો કહે છે એ જ પ્રમાણે 'મહારૌરવ' નામનુ જે નરક છે, ત્યા કેવળ પોતાના દેહનુ જ પોષણ કરતા પુરુષને વેદના પમાડાય છે હે નારદ! 'ક્રવ્યાદ' નામના રુરુ પ્રાણીઓ માસ માટે તેને ત્યા તોડી ખાય છે હે નારદ! જે ઉગ્ર, ક્રૂર અને મૂઢ મનુષ્ય પશુઓ તથા પક્ષીઓના સમૂહોને (જીવતા જ) રાધી નાખે છે, તેને યમના દૂતો કુભીપાક નામના નરકમા એ (તેણે મારેલા) પશુ—પક્ષીઓના જેટલા રુવાટા હોય છે, તેટલા હજાર વર્ષો સુધી તપાવેલા તેલમા તળ્યા કરે છે જે મનુષ્ય પિતા તથા બ્રાહ્મણોનો દ્રોહ કરે છે, તેને અગ્નિ તથા સૂર્યથી તપેલા કાલસૂત્ર નામના નરકમા નાખે છે ત્યા ભૂખ તથા તરસથી શરીરની અદર તથા બહાર બળતો એ પ્રાણી પડી રહે છે, સૂઈ રહે છે, તરફડયા કરે છે, ઊભો થાય છે અને દોડયા કરે છે હે દેવર્ષિ! પોતાના પર આપત્તિ ન આવી હોય, છતા જે મનુષ્ય પોતાના વેદમાર્ગમાથી પાખડમાર્ગમા ચાલ્યો જાય છે, ત પાપીને યમદૂતો અસિપત્રવત નામના નરકમા નાખે છે અને ચાબુકથી મારે છે તે વેળા ત્યા રહેલો એ નારકી (વેદનાને લીધે) ઉતાવળો, અત્યત વેગથી આમતેમ દોડે છે જેથી બને તરફ ધારવાળા હોઈ તરવાર જેવા (તાડના વનના) પાદડાથી કપાય છે, એમ જેના સર્વ અગો કપાતા હોય એવો તે જીવ 'હાય! મરી ગયો,' એમ બૂમો પાડતો અને મોટી વેદના અનુભવતો અત્યત મૂર્છિત થઈ પગલે પગલે ઢળી પડે છે, આમ અલ્પબુદ્ધિ મનુષ્ય સ્વધર્મ છોડવાથી પાખડનુ ફળ ભોગવે છે જે રાજા અથવા રાજપુરુષ અધર્મથી લોકોને દડે અને બ્રાહ્મણને દેહાત શિક્ષા કરે છે, તે મહાપાપીને યમના ચાકરો સૂકરમુખ નામના નરકમા નારકી તરીકે નાખે છે ત્યા રહેલા બળવાન યમદૂતો તેના અવયવો ને શેરડીની પેઠે પીલે છે, તેથી તે દુ ખી સ્વરે બૂમો પાડે છે અને દુ ખ પામી બેભાન થાય છે એમ અનેક પ્રકારે પીડાઈ અત્યત વેદના પામે છે જે મનુષ્ય બીજાને થતી પીડા પોતે જાણતો હોય, છતા જેઓને પારકી પીડાની કઈ ખબર નથી અને જેઓની આજીવિકા (પારકુ લોહી પીવુ વગેરે રૂપે) ઈશ્વરે નિર્માણ કરી છે, એવા (માકડ વગેરે) પ્રાણીઓને પોત પીડા ઉપજાવે છે, તે તેઓના દ્રોહથી મળેલા અધકૂપ નરકમા પડે છે ત્યા અધારામા ક્રૂર પ્રાણીઓ, પશુઓ, મૃગો, પક્ષીઓ, સર્પો, મચ્છરો, જૂ, માકડો, માખીઓ તથા વીછીઓ એને પીડે છે અને નિંદ્ય શરીરમા જેમ જીવ તરફડે છે તેમ ત્યા તે તરફડે છે જે મનુષ્ય (ધન, અનાજ વગેરે) જે કઈ પોતાને મળે, તેને શાસ્ત્રોકત પચ મહાયજ્ઞો દ્વારા દેવો વગેરેને આપ્યા વિના (પોત એકલો જ) ખાય છે, તે કાગડા જેવા પાપી મનુષ્યને તેના એ દુષ્ટ કર્મથી ક્રૂર યમદતો કૃમિભોજન નામના નરકમા નાખે છે ત્યા એક લાખ યોજન વિસ્તારવાળા ભયકર કીડાઓના કુડમા કીડાનુ રૂપ પામી તે જીવ બીજા કીડાઓ વડે ખવાય છે આમ કોઈને આપ્યા વિના તથા હોમ કર્યા વિના જે (એકલો જ) ખાય છે, તે એ નરકમા પડે છે જે મનુષ્ય પોતે આપત્તિમા ન હોય, છતા ચોરીથી અથવા બળથી બ્રાહ્મણનુ કે બીજા કોઈનુ પણ ધન કે રત્ન લઈ લે છે, તેને પરલોકમા યમના ચાકરો (સદશ નામના નરકમા નાખે છે અને) લોઢાના ધગધગતા સાણસા ઓથી તોડે છે જે પુરુષ ન ભોગવાય તેવી સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે અને જે સ્ત્રી ન ભોગવાય એવા પુરુષ સાથે મૈથુન કરે છે, તે બનેને પરલોકમા (તપ્તમૂર્તિ નરકમા) યમના દૂતો ચાબુકથી મારે છે.

# અધ્યાય ૨૪ મો.×

## અનેક ઉપચારોથી દેવીના આરાધનનો પ્રકાર

नारद उवाच ॥

**धर्मस्य किदृशस्तात देव्याराधनलक्षणः ।**
**कथमाराधिता देवी सा ददाति परं पदम् ॥ १ ॥**

નારદે પૂછ્યું હે તાત નારાયણ! દેવીના આરાધનરૂપ તે ધર્મ કેવા પ્રકારનો છે? અને કેવી રીતે આરાધેના તે દેવી પરમપદ આપે છે? તેમના આરાધનનો વિધિ કયો છે? કેવા સ્થાને, કયા કાળે અને કયા સ્તોત્રથી આરાધેલા તે દુર્ગાદેવી નરકથી બચાવનારા થાય છે?

શ્રીનારાયણ બોલ્યા હે વિજ્ઞનોમા શ્રેષ્ઠ દેવર્ષિ! ધર્મપૂર્વક આરાધન કરવાથી દેવી પોતે જે રીતે પ્રસન્ન થાય છે, તે તમે ચિત્તની એકાગ્રતાપૂર્વક મારી પાસેથી સાભળો, હે નારદ! (શાસ્ત્રોમા) જેવા પ્રકારનો ધર્મ કહ્યો છે, તેને તમે મારી પાસેથી સાભળો આ અનાદિ સસારમા પોતે સારી રીતે પૂજેલા દેવી ઘોર સકટ વગેરેમા સર્વ તરફથી રક્ષણ કરે છે લોકો તે દેવીને જે જે વિધિથી બરાબર પૂજે છે, તે વિધિ તમે સાભળો પડવાની તિથિએ દેવીનુ ઘીથી પૂજન કરવુ (એટલે ગાયના ઘીનુ નૈવેદ્ય ધરાવવુ) અને બ્રાહ્મણોને ઘીનુ દાન કરવુ જેથી માણસ હમેશા રોગરહિત રહે છે બીજના દિવસે જગદબાનુ સાકરના નૈવેદ્યથી પૂજન કરવુ અને બ્રાહ્મણોને સાકરનુ દાન કરવુ જેથી મનુષ્ય લાબા આયુષ્યવાળો થાય છે ત્રીજના દિવસે પૂજન કર્મમા દેવીને દૂધ અર્પણ કરવુ અને ઉત્તમ બ્રાહ્મણોને દૂધનુ દાન કરવુ જેથી મનુષ્ય સર્વ દુખોથી રહિત થાય છે ચોથના દિવસે દેવીને પૂડલા અર્પણ કરવા અને બ્રાહ્મણોને પણ પૂડલા જ દેવા, જેથી વિઘ્નો કદી નડતા નથી પાચમના દિવસે દેવીને કેળા અર્પણ કરવા અને બ્રાહ્મણને પણ કેળા જ આપવા, જેથી મનુષ્ય બુદ્ધિમાન થાય છે છઠના દિવસે દેવીના પૂજનકર્મમા મધ કહેવાયુ છે, (માટે મધ ધરાવવુ (અને બ્રાહ્મણને પણ મધ આપવુ, જેથી મનુષ્ય મધના જેવી કાતિવાળો થાય છે હે ઉત્તમ બ્રાહ્મણ! સાતમના દિવસે દેવીને ગોળનુ નૈવેદ્ય ધરી બ્રાહ્મણને પણ ગોળ આપવો, જેથી મનુષ્ય શોકરહિત થાય છે આઠમના દિવસે દેવીને નાળિયેરનુ નૈવેદ્ય ધરવુ અને બ્રાહ્મણોને પણ નાળિયેર જ આપવુ જેથી મનુષ્ય સતાપરહિત થાય છે નોમના દિવસે દેવીને ડાગરનો ભાત ધરાવીને તથા બ્રાહ્મણને પણ તે જ આપીને મનુષ્ય આ લોકમા તથા પર લોકમા ઘણો સુખી થાય છે હે મુનિ! દશમના દિવસે દેવીને કાળા તલ ધરાવી, બ્રાહ્મણને પણ તેનુ જ દાન કરવાથી (મનુષ્યને) યમલોકથી ભય રહેતો નથી અગિયારશના દિવસે જે મનુષ્ય દેવીને દહીં અર્પણ કરે છે અને બ્રાહ્મણને પણ દહીં આપે છે તે દેવીને અત્યત પ્રિય થાય છે હે મુનિશ્રેષ્ઠ! બારશના દિવસે દેવીને પૌઆ ધરાવી ઉત્તમ બ્રાહ્મણને પણ જે પૌઆ જ આપે છે તે પણ દેવીને પ્રિય થાય છે તેરશના દિવસે દુર્ગાને જે ચણા આપે છે અને બ્રાહ્મણને પણ ચણાનુ જ દાન કરે છે, તે પ્રજાની વૃદ્ધિવાળો થાય છે હે દેવર્ષિ ચૌદશને દિવસે જે મનુષ્ય દેવીને સાથવો ધરાવે છે અને બ્રાહ્મણને પણ સાથવો આપે છે, તે શિવને વહાલો થાય છે જે મનુષ્ય પૂનમના દિવસે દેવીને દૂધપાકનુ નૈવેદ્ય ધરાવે છે અને ઉત્તમ બ્રાહ્મણને પણ દૂધપાક આપે છે તે સર્વ પિતૃઓનો ઉદ્ધાર કરે છે હે મહામુનિ (અમાસના દિવસે પણ પૂનમની પેઠે જ પૂજનવિધિ સમજવી) તે તે તિથિએ દેવીને પ્રસન્ન કરવા તે તે તિથિમા કહેલા પદાર્થોથી હવન પણ કહ્યો છે, કેમ કે તે તે હવન સમગ્ર દુખોનો નાશ કરનાર થાય છે રવિવારે દૂધપાકનુ, સોમવારે દૂધનુ, મગળવારે કેળાનુ, બુધવારે તાજા માખણનુ, ગુરુવારે લાલ સાકરનુ, શુક્રવારે સફેદ સાકરનુ અને શનિવારે ગાયના ઘીનુ નૈવેદ્ય કહ્યુ છે અને તે તે દિવસે તે તે દ્રવ્યોનો હોમ પણ કરવો હવે હે મુનિ! સત્યાવીસ નક્ષત્રોનુ નૈવેદ્ય તમે સાભળો ઘી, તલ,

× આ અધ્યાયમાં આ બ્લોકથી અનેક પ્રકારના ઉપચારે વડે કરેલું દેવીનું આરાધન, ભો । તથા મોક્ષને આપનારુ થાય છે, તે બતાવે.

સાકર, દહીં, દૂધ, દૂધની મલાઈ, દહીંની મલાઈ, લાડુ, સૂતરફેણી, સકરપારા, કસાર, પાપડ, ઘેબર, વડા, ખજૂરમાણુ,+ પૂરણ, મધ, સૂરણ, ગોળ, પૌંઆ, દ્રાક્ષ, ખજૂર, રાજગરો, માલપૂડા, માખણ, મગનો લાડુ અને બિજોરુ—આમ સત્યાવીસ નક્ષત્રો ના નૈવેદ્યો અનુક્રમે કહ્યા છે હવે હે નારદ! વિષ્કભ વગેરે યોગોના નૈવેદ્યો હુ કહુ છુ, કેમ કે તે તે પદાર્થોના નૈવેદ્યો જો ધર્યા હોય, તો જગદબા પ્રસન્ન થાય છે ગોળ, મધ, ઘી, દૂધ, દહીં છાશ, માલપૂડા, માખણ, કાકડી, કોળા, લાડુ, ફણસ, કેળાં, જાબુ, કેરી, તલ, નારગી, દાડમ, બોર, આબળા, દૂધપાક, પૌંઆ, ચણા, નાળિયેર, બિજોરુ, કનેરુ નામનુ ફળ અને સૂરણ આ (સત્યાવીસ) ઉત્તમ નૈવેદ્યો અનુક્રમે વિષ્કભ વગેરે સત્યાવીસ યોગોમા વિદ્વાનોએ નક્કી કર્યા છે હવે હે મુનિ! કરણોના જુદા જુદા નૈવેદ્યો હુ તમને કહુ છુ કસાર, સકરપારા, સૂતરફેણી, લાડુ, પાપડ, ઘેબર, તલ, દહીં, ઘી અને મધ—આ કરણોમા ધરવાના દેવી–નૈવેદ્ય આદરથી કહ્યા હવે બીજી પણ દેવીને પ્રસન્ન કરનારી વિધિ હુ કહુ છુ, તેને હે મુનિ! તમે આદરપૂર્વક સાભળો ચૈત્ર સુદિ ત્રીજના દિવસે મનુષ્યે મહુડાના ઝાડનુ પૂજન કરવુ અને पचखाद्यम् એટલે પાચ માણસો ખાય એટલુ અથવા ખાવા યોગ્ય પાચ વસ્તુઓનુ કે પાચ ખાજાનુ નૈવેદ્ય કરવુ, એમ બારે મહિનાઓની સુદિ ત્રીજના દિવસે પૂજા કરી જે નૈવેદ્યો ધરવા જોઈએ, તે હુ કહુ છુ હે નારદ! વૈશાખ માસમા ગોળથી યુક્ત નૈવેદ્ય ધરવુ, જ્યેષ્ઠ માસમા દેવીની પ્રીતિ માટે મધનુ નૈવેદ્ય કહ્યુ છે, આષાઢ માસમા માખણ—મહુડાનુ નૈવેદ્ય, શ્રાવણ માસમા દહીંનુ નૈવેદ્ય, ભાદરવા માસમા સાકરનુ નૈવેદ્ય, આશ્વિન માસમા દૂધપાકનુ નૈવેદ્ય, કાર્તિક માસમા ઉત્તમ દૂધનુ નૈવેદ્ય, માગશર માસમા ઉત્તમ સૂતરફેણીનુ નૈવેદ્ય, પોષ માસમા દહીંની મલાઈનુ નૈવેદ્ય, માઘ માસમા ગાયના ઘીનુ નૈવેદ્ય અને ફાગણ માસમા નાળિયેરનુ નૈવેદ્ય ધરવુ, એમ બાર મહિનાઓમા અનુક્રમે બાર નૈવેદ્યોથી પૂજન કરવુ મગલા, વૈષ્ણવી, માયા, કાલરાત્રિ, દુરત્યયા, મહામાયા, માતગી, કાલિ, કમલવાસિની, શિવા, સહસ્રચરણા અને સર્વ મગલરૂપિણી એવા (બાર મહિનાઓના) બાર નામોથી મહુડામા દેવીનુ પૂજન કરવુ પછી મહુડામા રહેલા દેવોના ઈશ્વરી મહેશ્વરીની, સર્વ કામનાઓની સમૃદ્ધિ માટે તથા વ્રતની પૂર્ણતાની સિદ્ધિ માટે આમ સ્તુતિ કરવી, 'કમળ જેવા નેત્રોવાળા, જગતનુ ધારણ પોષણ કરનારા અને મહામગલમૂર્તિ મહેશ્વરી! તમને મહાદેવીને નમસ્કાર હો! તમે સર્વશ્રેષ્ઠ, પાપોનો નાશ કરનારા, ઉત્તમ માર્ગ આપનારા, પરમેશ્વરી, પ્રજાઓની ઉત્પત્તિ કરનારા, પરબ્રહ્મ સ્વરૂપ, મદ આપનારા, મદોન્મત્ત, માનથી પ્રાપ્ત કરવા યોગ્ય મહાઉન્નત, ઉત્તમ મનવાળા, મુનિઓ વડે ધ્યાન કરવા યોગ્ય તથા સૂર્યમડળમા રહેનારા છો હે લોકોના ઈશ્વરી! હે મહાબુદ્ધિમતિ! હે પ્રલય કાળના મેઘ જેવા! તમે જય પામો દેવો તથા અસુરોએ મોટા મોહનો નાશ કરવા તમને પૂજ્યા છે હે પૂજ્ય દેવિ! તમે યમના લોકનો અભાવ કરનારા, યમને પણ પૂજવા યોગ્ય, એમના મોટા બહેન અને યમને પણ શિક્ષારૂપ છો, તમને વારવાર નમસ્કાર હો! તમે સમાન સ્વભાવવાળા, સર્વના ઈશ્વરી, સર્વ સગથી રહિત, સગનો નાશ કરનારા, ઈચ્છાનુસાર રૂપવાળા, દયામય શરીરવાળા, હાડપિજર જેવા ક્રૂર દેખાવના, કામાક્ષીદેવીરૂપ, મીનાક્ષીદેવીરૂપ, મર્મને ફોડી નાખનારા, મધુર રૂપ, મધુર સ્વભાવવાળા, મધુર, સ્વર—ૐકારથી પૂજાયેલા, મોટા મત્રોવાળા, મત્રજાપથી જ પ્રાપ્ત કરવા યોગ્ય, મત્ર પર પ્રેમવાળા, મનુષ્યોને મનથી પ્રાપ્ત થનારા અને શકરનુ પ્રિય કરનારા છો હે— પીપળો, વડ, લીંબડો, આબો, કોઠ તથા બોરડીમા રહેલા! હે ફણસ, આકડો, કેરડો વગેરે છીરવાળા વૃક્ષોરૂપ! હે દૂધેલીના વેલામા વસવા યોગ્ય! હે સર્વ પર દયા કરવા યોગ્ય! હે અધિક દયાવાળા! હે ચતુરાઈ તથા કરુણારૂપ! હે

+ ખજૂરને ઘીમા તળીને સાકર નાખેલુ એ ખજૂરમિશ્ર પાણી.

— આ સબોધનો ઉપરથી જણાય છે કે, જેમ મહુડામા દેવીનુ પૂજન થાય છે, તેમ પીપળા વગેરે ઝાડમા પણ દેવીનુ પૂજન થાય છે એમ સમજવુ

નકરના પત્ની! તમે જય પામો! એમ પૂજન કર્યા પછી દેવોના ઇશ્વરી ભગવતીનુ સ્તવન કરવુ જેથી મનુષ્ય સર્વકાળ વ્રતનુ સપૂર્ણ ફળ પામે છે, જે મનુષ્ય દેવીને પ્રસન્ન કરનાર આ સ્તોત્રનો કાયમ પાઠ કરે છે તેને મનની પીડા, શરીરની પીડા કે શત્રુનો ભય રહેતો નથી આ સ્તોત્રનો પાઠ કરનાર જો ધનની ઇચ્છાવાળો હોય તો ધન પામે, ધર્મની ઇચ્છાવાળો હોય તો ધર્મ પામે, કામનાઓની ઇચ્છાવાળો હોય તો કામનાઓ પામે અને મોક્ષની ઇચ્છાવાળો હોય તો મોક્ષ પામે છે આ સ્તોત્રનો પાઠ કરનાર બ્રાહ્મણ વેદસંપન્ન થાય, ક્ષત્રિય વિજયી થાય, વૈશ્ય ધન—ધાન્યવાળો થાય અને શૂદ્ર સુખનો અધિપતિ થાય જે મનુષ્ય શ્રાદ્ધના સમયે સાવધાન થઈ આ સ્તોત્રનો પાઠ કરે તો તેના પિતૃઓને કલ્પ સુધી ટકતી અક્ષય તૃપ્તિ થાય છે એમ દેવોએ પણ માન્ય કરેલુ દેવીનુ આરાધન સારી રીતે કહ્યુ તેને જે મનુષ્ય ભક્તિથી કરે તે દેવીના લોકોને પામનારો થાય છે હે બ્રાહ્મણ! દેવીના પૂજનથી સર્વ કામનાઓ પ્રાપ્ત થાય છે, સર્વ પાપો નાશ પામે છે અને અંતે શુદ્ધ બુદ્ધિ ઉત્પન્ન થાય છે હે બ્રહ્માના પુત્ર! જગદંબાની કૃપાથી મનુષ્ય હરકોઈ સ્થળે પૂજ્ય થાય છે અને માનરૂપ—ધનરૂપ પુરુષોમા માન્ય થાય છે મહામાયાની કૃપાથી તે મનુષ્યને નરકોનો ભય સ્વપ્નમા પણ કદી થતો નથી અને તે દેવીભક્ત પુત્રપૌત્ર આદિની વૃદ્ધિ કરનાર થાય જ છે, એમા કંઈ વિચાર કરવો નહિ એમ નરકમાથી ઉદ્ધાર કરનારુ (દેવીનુ આરાધનરૂપ) લક્ષણ મે તમને કહ્યુ હે નિર્દોષ મુનિ! મહાદેવીનુ પૂજન જ સર્વ મંગળો કરનારુ છે. આ પ્રમાણે મહિનાઓના ક્રમથી કરાતુ મહુડાનુ પૂજન મધુક પૂજન કહેવાય છે, તે જે સપૂર્ણ કરે છે, તેને રોગની પીડા વગેરેનો ભય રહેતો નથી હવે (ધારેશ્વરી, મીનાક્ષી, અરુણા, જમ્બવાદિની અને મધુકેશ્વરી એ પાંચ પ્રકૃતિઓની પેઠે) બીજી પણ પાંચ ઉત્તમ પ્રકૃતિઓ હુ કહુ છુ જે નામ, રૂપ તથા ઉત્પત્તિથી જગતને આનંદ પમાડનાર છે હે મુનિ! આશ્ચર્યકારી કર્મ કરનાર તથા મુક્તિ અપાવનાર એ પાંચે પ્રકૃતિઓને આખ્યાનો તથા માહાત્મ્ય સહિત તમે સાભળો ૧–૬૮

साख्यान च समाहात्म्यं प्रकृते पञ्चकं मुने।
कुतूहलकर चैव शृणु मुक्तिविधायकम् ॥६९॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા અષ્ટમ સ્કંધ વિષે અધ્યાય ૨૪ મો સમાપ્ત

आठमो स्कंध समाप्त

# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## नवमो स्कंध*

## અધ્યાય ૧ લો.×

### પાંચ પ્રકૃતિઓ અને શક્તિઓનું વર્ણન

नारायण उवाच

**गणेशजननी दुर्गा राधा लक्ष्मीः सरस्वती ।**
**सावित्री च सृष्टिविधौ प्रकृतिः पञ्चधा स्मृता ॥ १ ॥**

શ્રીનારાયણે કહ્યું: ગણેશની માતા દુર્ગા, રાધા, લક્ષ્મી, સરસ્વતી તથા સાવિત્રી—આ પાંચ પ્રકારની પ્રકૃતિ સૃષ્ટિસમયે કહેવામાં આવી છે.

---

* આ નવમા સ્કંધમાં અધ્યાયો તથા શ્લોકો વગેરેનો ક્રમ લગભગ બ્રહ્મવૈવર્તપુરાણના પ્રકૃતિખંડને મળતો છે, પણ તેવી પરસ્પર સમાનતા તો ઘણાં પુરાણોમાં દેખાય છે, એટલે તેમાં ખાસ દોષ જેવું ન ગણાય; પણ પ્રથમ ત્રીજા સ્કધમાં બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રની ઉત્પત્તિ સામ્યાવસ્થાયુક્ત માયોપાધિક બ્રહ્મરૂપ ભગવતીથી થઈ છે, એમ કહેવાયું છે અને તે જ પ્રમાણે ગૌરી, લક્ષ્મી તથા સરસ્વતીની ઉત્પત્તિ પણ ભગવતીથી જ થયેલી જણાવેલ છે; તેમ જ ભગવતીએ તે ત્રણે શક્તિઓ દેવોને આપી છે એમ કહેવાયું છે; ત્યારે આ નવમા સ્કંધમાં તો ગોપાલસુંદરીરૂપ શ્રીકૃષ્ણની મૂર્તિથી બ્રહ્મા વગેરેની તથા ગૌરી વગેરેની ઉત્પત્તિ કહી છે અને શ્રીકૃષ્ણે જ એ ત્રણે દેવોને તે શક્તિઓ આપી છે એમ કહ્યું છે, આ પૂર્વાપર વિરોધ સ્પષ્ટ જણાય છે. વળી બીજું પણ કેટલુંક આ સ્કધમાં પ્રથમ કહેલાથી વિરુદ્ધ કહ્યું છે, પરંતુ તેનું છેલ્લું સમાધાન ટીકાકાર આવું લખે છે કે એ વિરોધ ન જ ગણાય. કેમ કે એવો વિરોધ જ સૃષ્ટિનું મિથ્યાત્વ સિદ્ધ કરે છે. મિથ્યા પદાર્થ માટે શ્રુતિ, સ્મૃતિ કે પુરાણોનો આગ્રહ છે જ નહિ. આવી મિથ્યાસૃષ્ટિમાં માયા જ કારણ છે, એમ સમજાવવા વ્યાસે એમ કહ્યું છે. વળી સૃષ્ટિના સંબંધમાં જુદુંજુદું કહેવું એ જ તેના અસત્યપણાને વધારે મજબૂત કરે છે. સૃષ્ટિના સંબંધે સર્વ સ્થળે જો એક જ પ્રકાર કહેવાય, તો સૃષ્ટિ સાચી હશે, એવી ભ્રાંતિ પણ થાય.

× આ અધ્યાયમાં એકસો ને સાઠ અઠ્ઠાવન શ્લોકોથી ટૂંકમાં શક્તિઓનું વર્ણન કરાશે.

નારદે પૂછ્યુ હે જ્ઞાનીઓમા શ્રેષ્ઠ સત્પુરુષ! તે પ્રકૃતિ કયા કારણે પાચ પ્રકારે પ્રગટી છે? તે જડ છે કે ચેતન? તેનુ લક્ષણ શુ છે? અને કયા પ્રકારે પાચ રૂપે થઈ, એ સર્વ પ્રકૃતિઓનુ ચરિત્ર, પૂજાપ્રકાર, જેના પૂજનથી જે ઈષ્ટ ગુણ થતો હોય તે ગુણ અને ક્યે સ્થળે કોનો અવતાર થયો, તે મને કહેવા તમે યોગ્ય છો

શ્રીનારાયણ બોલ્યા હે વત્સ! પ્રકૃતિનુ લક્ષણ કહેવા કોણ સમર્થ થાય? (કેમ કે તે અનાદિ તથા અનિર્વચનીય છે અને આપણે તો તેના પછી જન્મેલા હોઈ અમુક પ્રમાણમા જ છીએ અને આપણી બુદ્ધિનો વિષય પણ થોડો હોઈ મર્યાદિત છે) છતા ધર્મના મુખથી મે જે કઈ સાભળ્યુ છે, તે હુ કહુ છુ 'પ્રકૃતિ' શબ્દમા 'પ્ર' અવ્યય ઉત્કૃષ્ટવાચી છે અને 'કૃતિ' કૃદત સૃષ્ટિવાચી છે, એટલે સૃષ્ટિમા જે સર્વોત્કૃષ્ટ દેવી છે, તેને 'પ્રકૃતિ' કહી છે અથવા 'પ્ર' અવ્યય પ્રકૃષ્ટ સત્ત્વગુણ જણાવે છે, 'કૃ' (વચ્ચેનો) રજોગુણ સૂચવે છે અને 'તિ' તમો ગુણ દર્શાવે છે, એટલે ત્રિગુણાત્મક અથવા ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપ, સર્વ પ્રકારની શક્તિઓથી યુક્ત અને સૃષ્ટિ કરવામા જે મુખ્ય છે, તે 'પ્રકૃતિ' કહેવાય છે અથવા 'પ્ર' એ પ્રથમ એવો અર્થ જણાવે છે અને 'કૃતિ' એ સૃષ્ટિવાચી શબ્દ છે, એટલે સૃષ્ટિના આદિમા જે દેવી હયાત જ હોય છે, તેને 'પ્રકૃતિ' કહી છે (એવા લક્ષણવાળી) પ્રકૃતિથી યુક્ત પરમાત્મા સૃષ્ટિરચના માટે બે પ્રકારના સ્વરૂપ વાળા (અર્ધનારીસ્વરૂપ) થયા હતા, તેમના અગનો જમણો અર્ધભાગ પુરુષ કહેવાયો અને ડાબો અર્ધ ભાગ પ્રકૃતિ કહેવાયો તે પ્રકૃતિ બ્રહ્મસ્વરૂપ, નિત્ય અને સનાતની છે, જેમ અગ્નિમા દાહકશક્તિ (તેના એક જ રૂપે) રહેલી છે તેમ જેવો આત્મા છે, તેવી જ (તેનાથી જુદી નહિ એવી) તેની જે શક્તિ તે પ્રકૃતિ છે (એ રીતે શક્તિ તથા શક્તિમાનનો ભેદ નથી) એ જ કારણે હે બ્રાહ્મણ નારદ! મોટા યોગીઓ સ્ત્રી કે પુરુષનો ભેદ માનતા નથી, પણ સર્વ જગત બ્રહ્મમય, સનાતન તથા નિત્ય છે, એમ જ માને છે (હવે તે પ્રકૃતિ કયા કારણે પાચ પ્રકારની થઈ તે સાભળો ) સ્વેચ્છામય શ્રીકૃષ્ણ પરમાત્માની સૃષ્ટિ રચવા માટેની ઈચ્છાથી તે ઈશ્વરી મૂળ પ્રકૃતિ, (પ્રથમ મહાભૂતોની ઉત્પત્તિ થયા પછી એ પાચે ભૂતોના અશોને લઈને ગોપાલસુદરી કૃષ્ણસ્વરૂપે) એકદમ પ્રકટ થયા પછી તે પરમાત્માની આજ્ઞાથી સૃષ્ટિરૂપ કર્મને જુદુ જુદુ અનેક રૂપે કરનાર અને ભક્તો પર કૃપા કરવા શરીર ધારણ કરતા તે મૂળ પ્રકૃતિ જ ભક્તોના કાર્ય માટે (દુર્ગા વગેરે ભેદથી) પાચ પ્રકારના થયા તેમા ગણેશની માતા જે દુર્ગા છે, તે શિવરૂપ શિવને પ્રિય, નારાયણી, વિષ્ણુમાયા તથા પૂર્ણ બ્રહ્મસ્વરૂપ છે સર્વના અધિષ્ઠાત્રી અને શક્ર સ્વરૂપ તે સનાતની દેવીને બ્રહ્માદિ દેવોએ, મુનિઓએ તથા મનુઓએ પૂજ્યા છે તથા સ્તવ્યા છે વળી તે દુર્ગાદેવી સત્ય ધર્મવાળા, પવિત્ર કીર્તિવાળા, યશ, મોક્ષ તથા હર્ષને આપનારા, શોક, પીડા તથા દુ ખનો નાશ કરનારા, શરણે આવેલા દીન—દુ ખી મનુષ્યોનુ રક્ષણ કરવામા તત્પર, તેજસ્વરૂપ, સર્વશ્રેષ્ઠ, (શ્રી કૃષ્ણના અત કરણરૂપ) એ જ તેજના અધિષ્ઠાત્રી દેવતા, સર્વશક્તિસ્વરૂપ, પરમાત્માની નિત્ય શક્તિ રૂપ, સિદ્ધોના ઈશ્વરી, સિદ્ધોરૂપ, સિદ્ધિઓને આપ નારા સિદ્ધિરૂપ, ઈશ્વરી, બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, તૃષા, છાયા, તદ્રા, દયા, સ્મૃતિ, જાતિ, ક્ષમા, ભ્રાતિ, શાતિ, કાતિ, ચેતના, તુષ્ટિ, પુષ્ટિ, લક્ષ્મી, ધૃતિ, માયા અને પરમાત્મા શ્રીકૃષ્ણની સર્વશક્તિસ્વરૂપ છે એ દુર્ગા દેવીના ગુણો જે વેદમા પ્રસિદ્ધ છે, તેમાના ઘણા જ થોડા ગુણો વેદશાસ્ત્રાનુસાર મે અહીં કહ્યા છે, કેમ કે અનતહિત તે દેવીના ગુણો પણ અનત છે (એ રીતે પાચ અવતારોમા પહેલો દુર્ગાનો અવતાર કહ્યો ) હવે બીજી શક્તિ તમે સાભળો શુદ્ધ સત્ત્વગુણસ્વરૂપ જે લક્ષ્મી છે, તે પરમાત્માની બીજી શક્તિ છે, તે પણ સર્વસપત્તિસ્વરૂપ, સર્વ સપત્તિઓની અધિ ષ્ઠાત્રી દેવી, સુદર, અત્યત જિતેન્દ્રિય, શાત, સુશીલ, સર્વ મગળરૂપ, લોભ, મોહ, કામ, રોષ, મદ તથા અહકારથી રહિત, ભક્તો પર પ્રેમવાળા, પતિ પર પ્રેમવાળા, સર્વ સ્ત્રીઓ કરતા વિશેષ પતિવ્રતા, ભગ વાનને પ્રાણપ્રિય હોઈ તેમના પ્રેમનુ પાત્ર, પ્રિય બોલનારા, સર્વ ધાન્યરૂપ, બધે રમનાર અને જીવનના

ઉપાયરૂપ છે, એ સતી મહાલક્ષ્મી વૈકુંઠલોકમા પતિ સેવામા તત્પર રહે છે સ્વર્ગમા લક્ષ્મીરૂપે, ગજાઓમા રાજલક્ષ્મીરૂપે, ગૃહસ્થાશ્રમી મનુષ્યોના દરેક ઘરોમા ગૃહલક્ષ્મીરૂપે, સર્વ પ્રાણીઓ તથા પદાર્થોમા મનોહર શોભારૂપે, પુણ્યશાળીઓની કીર્તિરૂપે, રાજાઓમા કાંતિરૂપે, વેપારીઓના વેપારરૂપે, પાપીઓના ક્રિ-યાના અંકુરરૂપે, સર્વમાન્ય વેદોકત દયારૂપે, સર્વપૂજ્ય તથા સર્વવંદ્ય તે કહેવાય છે હવે ત્રીજી શકિત તમે સાભળો પરમાત્માની વાણી, બુદ્ધિ, વિદ્યા તથા જ્ઞાનની અધિષ્ઠાત્રી જે દેવી છે, તે સર્વ વિદ્યાસ્વરૂપ સરસ્વતી છે, તે સર્વની બુદ્ધિરૂપ, કવિતારૂપ, ધારણા શકિતરૂપ, વિષયસ્ફુરણની શકિતરૂપ, મનુષ્યોને સ્મરણશકિત આપનાર, અનેક પ્રકારના જુદા જુદા સિદ્ધાતોના અર્થોના જ્ઞાનરૂપ, હરકોઈ વ્યાખ્યાનના બોધસ્વરૂપ, સર્વ સદેહોને ભાગનાર, વિચાર કરનાર, ગ્રથો કરાવનાર, શકિતરૂપ, સ્વરયુકત સગીતના અનુ-સાધાનથી થતા તાલનુ વર્ણન કરતા શાસ્ત્રરૂપ, વિષયોના જ્ઞાનરૂપ, વાણીરૂપ, સર્વ જીવોને જિવાડનાર, વ્યાખ્યાના વાદને કરનાર, શાત, વીણા તથા પુસ્તકને ધારણ કરનાર, શુદ્ધ, સત્ત્વસ્વરૂપ, સુશીલ, શ્રીવિષ્ણુને પ્રિય, બરફ, ચદન, મોગરાનુ પુષ્પ, ચદ્ર તથા ચદ્રવિકાસી કમળ જેવી (ધોળી) કાંતિવાળા રત્નોની માળા વડે શ્રીકૃષ્ણ પરમાત્માનુ પૂજન કરતા, તપ સ્વરૂપ, તપ સ્વીઓને તપનુ ફળ આપનાર, સિદ્ધિ વિદ્યાસ્વરૂપ તથા સર્વ સિદ્ધિઓને હમેશા આપનાર છે એ સર-સ્વતી વિના તો બ્રાહ્મણોનો સમુદાય હમેશા મૂઢ અને મરેલા જેવો જ થઈ જાય. આ ત્રીજા વેદોકત દેવી જગદબા શાસ્ત્રાનુસાર મે કહ્યા, હવે ચોથા દેવી સબધી તમે મારી પાસેથી કઈક સાભળો હે વિચક્ષણ નારદ! તે ગાયત્રીદેવી ચાર વર્ણોની, વેદોના અગોની, વેદોની સધ્યાવદનના મત્રોની તથા તત્રોની માતા છે, તેમ જ દ્વિજવર્ણોની જાતિરૂપ, જપરૂપ, ઉત્તમ તપકરનારા બ્રહ્મનિષ્ઠોમા તેજરૂપ, સર્વસસ્કારરૂપ, પવિત્ર રૂપવાળા, સાવિત્રી નામ ધારણ કરનારા તથા બ્રહ્માને પ્રિય છે, સર્વ તીર્થો પણ પોતાની શુદ્ધિ માટે તેમનો સ્પર્શ ઇચ્છે છે તે શકિત શુદ્ધ સ્ફટિક જેવા, શુદ્ધ સત્ત્વસ્વરૂપ, પરમાનદરૂપ, સર્વશ્રેષ્ઠ, સનાતની પર-બ્રહ્મસ્વરૂપ, મોક્ષપદ આપનારા, બ્રહ્મતેજોમય અને (બ્રહ્મતેજોમય જે જીવરૂપ ચિદાભાસ છે,) તેના અધિષ્ઠાત્રી દેવી છે હે નારદ! જેમના ચરણની રજથી સર્વ જગત પવિત્ર થયુ છે તે એ ચોથા દેવી કહ્યા હવે પાચમા દેવીને તમારી પાસે હુ વર્ણવુ છુ, પાચે પ્રાણોના અધિષ્ઠાત્રી અને પાચે પ્રાણો-સ્વરૂપ જે રાધાદેવી છે, તે કૃષ્ણને પ્રાણથી પણ અત્યત અધિક પ્રિય, સર્વ સ્ત્રીઓ કરતા અત્યત સુદર, સર્વ સાથે જોડાયેલા, પોતાનામા જ સૌભાગ્ય માનનારા, ગૌરવ યુકત હોઈ શ્રીકૃષ્ણના અર્ધા ડાબા અગરૂપ, ગુણ તથા તેજથી શ્રીકૃષ્ણ સમાન, કાર્ય-કારણરૂપ, સર્વના સારરૂપ, સર્વોત્તમ, આદ્ય, સનાતની, પરમાનદરૂપ, ધન્ય, માન્ય અને પૂજ્ય છે એ રાધા શ્રીકૃષ્ણ પરમાત્માની રાસક્રીડાની અધિષ્ઠાત્રી દેવી છે રાસ મડળ માટે ઉત્પન્ન થયા છે, રાસમડળમા શોભે છે, રાસના ઈશ્વરી, અત્યત રસિક, રાસના સ્થળમા રહેનારા, ગોલોકમા વસનારા, ગોપીનો વેશ ધારણ કરનારા પરમ આનદરૂપ 'સતોષ તથા હર્ષરૂપ' નિર્ગુણ, નિરાકાર, નિર્લેપ, આત્મસ્વરૂપ, નિસ્પૃહ, અહકારરહિત, ભકતો પર કૃપા કરવા શરીર ધરનારા અને વિદ્વાન પડિતોએ વેદને અનુસરતા ધ્યાન વડે તે દેવીને જાણ્યા છે દેવોના ઇદ્રોએ, ઉત્તમ મુનિઓએ તથા ઈશ્વરોએ પણ તેમને નજરે જોયા નથી (અગ્નિમા નાખ્યા છતા ન બળે એવા) અગ્નિશુદ્ધ વસ્ત્રોને તે ધારણ કરે છે, અનેક શણગારોથી ભૂષિત છે, કરોડો ચદ્ર જેવી કાંતિથી ભરપૂર હોઈ સપૂર્ણ શોભાયુકત શરીરવાળા છે, શ્રીકૃષ્ણનુ ભકિતયુકત દાસત્વ કરનારા અને સર્વ સપત્તિઓને આપનારા છે તેથી એ રાધા વરાહ—અવતારમા (વરાહ કલ્પના સમયે) વૃષભાનુ (નામના વ્રજવાસી ગોવાળિયાની) પુત્રી થયા હતા, ત્યારે તેમના ચરણકમળના સ્પર્શથી પૃથ્વી પવિત્ર થઈ હતી તેમને બ્રહ્માદિ દેવોએ પણ જોયા નથી, છતા તે જ રાધાને ભરતખડમા (વ્રજ વાસી) સર્વ લોકોએ જોયા હતા ઉત્તમ સ્ત્રીઓનો સાર જાણે ઉત્પન્ન થયો હોય એવા તે રાધા આકાશ-મા રહેલા નવા મેઘમા જેમ ચપળ વીજળી રહી હોય, તેમ શ્રીકૃષ્ણની છાતી પર રહ્યા છે હે મુનિ! પૂર્વ

બ્રહ્માએ તેમના ચરણના નખનું દર્શન કરવા તથા અંતઃકરણની શુદ્ધિ માટે સાઠ હજાર વર્ષો સુધી મોટું તપ કર્યું હતું, છતાં સ્વપ્નમાં પણ તેમનું જ દર્શન થયું ન હતું, તો પ્રત્યક્ષ દર્શનની તો વાત જ શી? પછી તરત જ બ્રહ્માએ પૃથ્વી પર વૃંદાવન વનમાં તેમને જોયાં હતાં આ પાંચમાં રાધાદેવી કહ્યાં (આ સિવાય બીજી પણ) દેવીઓ પ્રકૃતિના (અર્ધા) અંશરૂપ, કલારૂપ તથા કલાના અંશરૂપ તથા કલાના અંશના પણ અંશથી ઉપજેલી હોય છે જગતમાં જે દરેક દેવીઓ છે અને સર્વ સ્ત્રીઓ છે, તે પ્રકૃતિના જ સ્વરૂપો છે (દુર્ગા વગેરે) પાંચ વિદ્યાદેવીઓ અત્યંત પરિપૂર્ણ કહેવાય છે, તે તો (ઉપર) કહી હવે જે જે અંશરૂપ દેવીઓ છે, તેઓને હું વર્ણવું છું જગતને પવિત્ર કરતી, વિષ્ણુના શરીરથી ઉત્પન્ન થયેલી, પ્રવાહરૂપ જે સનાતન ગંગા છે, તે મૂલ પ્રકૃતિનો અંશ છે એ ગંગા પાપીઓના પાપરૂપી લાકડાંને બાળતાં પ્રજ્વલિત અગ્નિ તુલ્ય, સ્નાનથી તથા પીવાથી સુખકારક સ્પર્શવાળી, મોક્ષપદને આપનારી, ગોલોકરૂપ સ્થાનમાં જવા માટે સુખકારક પગથિયારૂપ, પવિત્ર, તીર્થોમાં તથા નદીઓમાં શ્રેષ્ઠ, શંકરના મસ્તક પરની જટારૂપ, મેરુ ઉપર મોતીઓની પંક્તિરૂપ, ભરતખંડમાં તપસ્વીઓના તપને જલદી સફળ કરનારી, ચંદ્ર, કમળ તથા દૂધ જેવી ધોળી, શુદ્ધ સત્ત્વગુણરૂપ, નિર્મળ, અહંકારરહિત, ઉત્તમ અને નારાયણને પ્રિય છે વિષ્ણુની સ્ત્રી તુલસી પણ મૂળ પ્રકૃતિનો મુખ્ય અંશ છે હે મુનિ! તે તુલસી વિષ્ણુના શણગારરૂપ, વિષ્ણુના ચરણમાં રહેનાર, સતી, તપ, સંકલ્પ, પૂજા વગેરેના સમૂહને સફળ કરનારી, પુષ્પોના સારરૂપ, પવિત્ર, સદા પુણ્યકારી, દર્શન તથા સ્પર્શથી તરત જ મોક્ષ દેનારી અને કલિયુગમાં પાપરૂપી સૂકાં લાકડાંને બાળી નાખવા અગ્નિ જેવી છે એના ચરણકમળના સ્પર્શથી પૃથ્વી તરત જ પવિત્ર થઈ છે તીર્થો પણ પોતાની શુદ્ધિ માટે એનો સ્પર્શ તથા દર્શન ઇચ્છે છે એના વિના જગતમાં સર્વ કર્મ નિષ્ફળ જણાય છે વળી તે મુમુક્ષુઓને મોક્ષ આપનારી, કામનાઓને પૂર્ણ કરનારી, સર્વ કામનાઓને દેનારી અને ઉત્તમ દેવી હોવા છતાં ભરતખંડના રહેવાસીઓને પ્રસન્ન કરવા ભરતખંડમાં જ કલ્પવૃક્ષસ્વરૂપ થઈ વૃક્ષરૂપે ઉત્પન્ન થઈ છે કશ્યપની પુત્રી જે 'મનસા' છે, તે પણ મૂળ પ્રકૃતિનો મુખ્ય અંશ છે, તે શંકરની પ્રિય શિષ્યા હોઈ મોટા જ્ઞાનમાં કુશળ, નાગરાજ શેષનાગની બહેન નાગો વડે પૂજાયેલી, નાગોની ઈશ્વરી, નાગોની માતા, સુંદરી, નાગરૂપ વાહનવાળી, મોટા મોટા નાગોના ગણોથી યુક્ત, નાગોરૂપ શણગારોથી શણગારેલી, મોટા નાગોથી વંદાયેલી, સિદ્ધ, યોગિની, નાગ ઉપર સૂનારી, વિષ્ણુરૂપ, વિષ્ણુભક્ત, વિષ્ણુની પૂજામાં તત્પર, તપસ્વરૂપ, તપનું ફળ આપનારી, ઉત્તમ તપ કરનારી, ત્રણ લાખ વર્ષો સુધી વિષ્ણુનું તપ કરી ભરતખંડમાં સર્વે તપસ્વિનીઓ તથા તપસ્વીઓમાં પૂજ્ય થયેલી, સર્વ મંત્રોની અધિષ્ઠાત્રી દેવી, બ્રહ્મતેજથી પ્રકાશતી, બ્રહ્મસ્વરૂપ, સર્વથી શ્રેષ્ઠ બ્રહ્મનો જ વિચાર કરવામાં તત્પર, શ્રીકૃષ્ણના અંશરૂપ જરત્કારુ મુનિની પત્ની અને તપસ્વીઓમાં શ્રેષ્ઠ આસ્તીક મુનિની તે માતા છે હે નારદ! માતૃકાઓમાં અત્યંત પૂજ્ય અને (પ્રકૃતિના છઠ્ઠા અંશરૂપ હોવાથી) જે 'ષષ્ઠી' નામથી પણ કહેવાય છે, તે 'દેવસેના' પણ મૂળ પ્રકૃતિનો મુખ્ય અંશ છે તે પુત્ર-પૌત્રાદિને આપનારી, ત્રણે જગતની માતા, સતી, પ્રકૃતિનો છઠ્ઠો અંશ હોવાથી 'ષષ્ઠી' કહેવાતી, બાળકોના સ્થાનમાં રહેનારી, ઉત્તમ, વૃદ્ધ સ્વરૂપવાળી, યોગિની હોઈ બાર મહિનાઓમાં સર્વ સ્થળે કાયમ પૂજાય છે સુવાવડીના ઘરમાં બાળકના છઠ્ઠા દિવસે તથા એકવીસમા દિવસે કલ્યાણના કારણરૂપ તેની પૂજા પહેલી જ કરવી જોઈએ એ દેવી મુનિઓ વડે નમાયેલી, નિત્ય પૂર્ણકામ હોઈ આ જગતથી ઉત્તમ, માતૃરૂપ, દયારૂપ, નિરંતર રક્ષણ કરનારી અને જળમાં સ્થળમાં તથા બાળકોના ઘરમાં રહેનારી છે વળી 'મંગળચંડિકા' નામની જે દેવી છે, તે પણ મૂળ પ્રકૃતિનો મુખ્ય અંશ છે તે દેવી પ્રકૃતિના મુખથી ઉપજેલી, સર્વ મંગળોને સદાય આપનારી, સૃષ્ટિમાં મંગળરૂપ તથા સંહાર સમયે કોપરૂપ હોવાથી જ પંડિતોએ તેને 'મંગળચંડી' કહી છે દરેક મંગળવારે સમગ્ર જગતમાં તે પૂજાય છે, પુત્ર-

પૌત્ર-ધન-ઐશ્વર્ય તથા મગલોને આપે છે અત્યત સતુષ્ટ થઈને સર્વ સ્ત્રીઓની ઇચ્છાઓ પૂરે છે જો ક્રોધાયમાન થઈ હોય તો જગતનો સહાર કરવા સમર્થ છે અને મોટી ઈશ્વરી છે વળી કમળ જેવા નેત્રવાળી જે 'કાલીદેવી' છે, તે પણ મૂળ પ્રકૃતિનો મુખ્ય અશ છે તે કાલી શુભ તથા નિશુભ સાથેના યુદ્ધ વખતે દુર્ગાદેવીના લલાટમાથી જન્મેલી છે દુર્ગાદેવીના અર્ધા અશરૂપ હોઈ ગુણ તથા તેજથી દુર્ગાદેવી સમાન છે કરોડો સૂર્ય જેવી તેજસ્વી, હૃદયપુષ્ટ, જ્વલત શરીરવાળી, સર્વ શકિતઓમા મુખ્ય, બળવાનોથી પણ બળવાન, સર્વ કરતા શ્રેષ્ઠ, સર્વ સિદ્ધિઓ દેનારી, બધે રમનારી, સર્વશ્રેષ્ઠ, યોગરૂપ, કૃષ્ણની ભકત હોઈ તેજ, પરાક્રમ તથા ગુણો વડે કૃષ્ણ તુલ્ય, કૃષ્ણનુ જ કાયમ ચિંતન કરવાથી તે કાળા વર્ણવાળી થઈ છે અને માત્ર એક નિ શ્વાસથી સર્વ બ્રહ્માડનો સહાર કરવા તે સમર્થ છે તે કાલીનુ દૈત્યો સાથેનુ યુદ્ધ તે ગમ્મત માટે તથા લોકોને શિખામણ આપવા માટે જ હોય છે, તેને જો પૂજી હોય, તો ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ આપવા પણ તે સમર્થ છે, તેથી જ બ્રહ્માદિ દેવો, મુનિઓ, મનુઓ તથા મનુષ્યો તેની સ્તુતિ કરે છે વળી આ પૃથ્વી પણ મૂળ પ્રકૃતિનો મુખ્ય અશ છે તે સર્વનો આધાર હોવાથી 'સર્વસસ્યા' કહેવાય છે તે રત્નોની ખાણરૂપ હોઈ અદર રત્નોવાળી, સર્વ રત્નોની ખાણોના આશ્રયરૂપ, પ્રજાઓ તથા પ્રજાપતિઓ વડે સદા પૂજાયેલી તથા વદાયેલી છે સર્વને આશ્રય કરવા યોગ્ય અને સર્વ સપત્તિઓને કરનારી આ પૃથ્વી જો ન હોય, તો સ્થાવર-જગમ સર્વ જગત નિરાધાર જ થઈ જાય હે મુનીશ્વર! હવે મૂળ પ્રકૃતિની જે કળાઓ છે તે તમે સાભળો તેઓમા જે જેની જેની પત્ની છે, તે તે સર્વ હુ વર્ણવુ છુ સ્વાહાદેવી અગ્નિની પત્ની છે, સર્વ જગતમા તે પૂજાયેલી છે અને તેના (ઉચ્ચાર) વિના દવો લોકોએ આપેલુ બલિદાન લેવા સમર્થ થતા નથી સર્વ સ્થળે પૂજાયેલી દક્ષિણા તથા દીક્ષાદેવી યજ્ઞની પત્ની છે, એના (ઉચ્ચાર) વિના સર્વ સ્થળે સર્વ કર્મ નિષ્ફળ જ થાય છે મુનિઓ, મનુઓ તથા મનુષ્યોએ પૂજેલી સ્વધાદેવી પિતૃઓની પત્ની છે, એના (ઉચ્ચાર) વિના પિતૃઓને આપેલુ નિષ્ફળ થાય છે, તેમ જ દરેક જગતમા પૂજાયેલી સ્વસ્તિદેવી વાયુની પત્ની છે, એના (ઉચ્ચાર) વિના દાન તથા પ્રતિગ્રહ બને નિષ્ફળ થાય છે પૃથ્વી પર પૂજાયેલી પુષ્ટિદેવી ગણપતિની પત્ની છે, એના વિના પુરુષો તથા સ્ત્રીઓ અત્યત દૂબળા થાય છે વળી સર્વ વડે વદાયેલી તથા પૂજાયેલી તુષ્ટિદેવી અનતની પત્ની છે, એના વિના સર્વ લોકો સર્વ તરફથી સતુષ્ટ થઈ શકતા નથી દેવો તથા મનુષ્યોએ પૂજેલી સપત્તિદેવી ઈશાનની પત્ની છે, એના વિના જગતમા સર્વ લોકો દરિદ્ર જ થઈ જાય, તેમ જ સર્વ લોકોએ સર્વ સ્થળે પૂજેલી ધૃતિદેવી કપિલની પત્ની છે, એના વિના જગતમા સર્વ લોકો ધીરજ વિનાના થઈ પડે છે મુક્તોએ પૂજેલી અને પૃથ્વી પર પ્રિય થયેલી સતીદેવી સત્યની પત્ની છે, એના વિના લોકો કાયમ બધુભાવથી રહિત થઈ જાય જગતમા પ્રિય હોઈને પૂજાયેલી ઉત્તમ દયાદેવી મોહની પત્ની છે, એના વિના સર્વ લોકો સર્વ સ્થળે નિષ્ફળ થઈ પડે હમેશા પુણ્ય આપનારી હોઈ પૂજાયેલી પ્રતિષ્ઠાદેવી પુણ્યની પત્ની છે, એના વિના હે મુનિ! આખુ જીવન જીવતુ છતા મુડદા જેવુ બની જાય છે ભાગ્યશાળીઓએ પૂજેલી કીર્તિ દેવી સત્કર્મની પત્ની તરીકે પ્રસિદ્ધ છે, એના વિના સર્વ જગત યશ વિનાનુ થઈ મુડદા જેવુ થઈ જાય સર્વ લોકોને માન્ય તથા પૂજ્ય ક્રિયાદેવી ઉદ્યોગની પત્ની છે એના વિના આખુ જગત ચેષ્ટારહિત થઈ પડે હે નારદ! દરેક ધુતારા લોકોને પૂજેલી મિથ્યાદેવી સત્યયુગમા દેખાતી નથી ત્રેતા યુગમા સૂક્ષ્મરૂપવાળી હોય છે, દ્વાપરયુગમા અર્ધા અવયવોરૂપે કઈક ઢકાયેલી રહે છે અને કલિયુગમા તો ઘણી જ મોટી થઈ સર્વ સ્થળે બળથી વ્યાપી રહે છે, તેમ જ કપટ નામના પોતાના ભાઈની સાથે ઘેર ઘેર તે ભમતી રહે છે સુશીલની બે સ્ત્રીઓ છે શાતિદેવી તથા લજ્જાદેવી આ બને પણ પૂજાયેલી છે એના વિના આખુ જગત ગાડા જેવુ થઈ જાય હે નારદ! જ્ઞાનની ત્રણ સ્ત્રીઓ છે બુદ્ધિ, મેધા અને ધૃતિ એના વિના પણ સર્વ જગત હમેશા મૂઢ અને ગાડા જેવુ થઈ જાય, ધર્મની પત્ની જે

મૂર્તિ છે તે કાંતિરૂપ તથા મનોહર છે એના વિના પરમાત્મા પોતે અને જગતનો સમૂહ પણ નિરાધાર થઈ પડે તે મૂર્તિ સર્વ સ્થળે ગોભારૂપ, લક્ષ્મીરૂપ, મૂર્તિમાન સતીરૂપ, શ્રીરૂપ, મૂર્તિરૂપ, માન્ય, ધન્ય, તથા અત્યત પૂજાયેલી છે વળી સિદ્ધ યોગવાળી જે નિદ્રા છે તે કાલાગ્નિ રુદ્રની પત્ની છે, એની સાથે સબધ થવાથી રાત્રિઓમા સર્વ લોકો ઢકાઈ જાય છે કાળની પણ ત્રણ સ્ત્રીઓ છે સધ્યા, રાત્રિ ને દિવસ, એના વિના વિધાતા પણ સૃષ્ટિ કરવા સમર્થ ન થઈ શકે ક્ષુધા અને તૃષા—એ બને લોભની સ્ત્રીઓ હોઈ ધન્ય, માન્ય તથા પૂજ્ય છે, એના વડે વ્યાપ્ત થયેલુ આખુ જગત કાયમ ચિંતાતુર રહે છે તેજની બે સ્ત્રીઓ પ્રભા તથા દાહિકા નામની છે, એના વિના જગતનો સ્રષ્ટા ઈશ્વર પણ કઈ કરવા સમર્થ ન થઈ શકે કાળની બે કન્યાઓ મૃત્યુ તથા જરા મોટામા મોટા તાવની વહાલામા વહાલી સ્ત્રીઓ છે, અને એ બનેએ વિધાતાએ સૃષ્ટિ માટે બનાવેલુ જગત ઉખેડી નાખ્યુ છે નિદ્રાની કન્યા તદ્રા તથા પ્રીતિ બને સુખની સ્ત્રીઓ છે, એ બને વડે હે બ્રહ્મપુત્ર નારદ! બ્રહ્માની સૃષ્ટિમા સર્વ જગત વ્યાપેલુ છે શ્રદ્ધા તથા ભકિત નામની વૈરાગ્યની બે પત્નીઓ સર્વ સ્થળે પૂજાયેલી છે એનાથી સર્વ જગત નિરતર જીવન્મુકિતવાળુ થઈ શકે છે, હે મુનિ! દેવોની માતા દિતિ, કદ્રૂ, વિનતા તથા દનુ—આ પણ સૃષ્ટિરચનામા ઉપયોગી હોઈ મૂળ પ્રકૃતિની કલાઓ કહી છે વળી બીજી પણ ઘણી કલાઓ છે, તેઓમાની કેટલીક તમે મારી પાસેથી સાભળો ચદ્રની પત્ની રોહિણી, સૂર્યની સ્ત્રી સજ્ઞા, મનુની સ્ત્રી શતરૂપા, ઇદ્રની સ્ત્રી ઇદ્રાણી, બૃહસ્પતિની સ્ત્રી તારા, વસિષ્ઠની સ્ત્રી અરુધતી, ગૌતમની સ્ત્રી અહલ્યા, અત્રિની સ્ત્રી અનસૂયા, કર્દમની સ્ત્રી દેવહૂતિ, દક્ષની સ્ત્રી પ્રસૂતિ, પિતૃઓની કન્યા માનસી, અબિકા પાર્વતીની માતા મેનકા, લોપામુદ્રા, કુતી, કુબેરની સ્ત્રી, વરુણની સ્ત્રી, બલિરાજાની પ્રસિદ્ધ સ્ત્રી વિધ્યાવલિ, સુદરી, દમયતી, યશોદા, દેવકી, ગાધારી, દ્રૌપદી, શૈબ્યા, સત્યવતી, વૃષભાનુની પ્રિય સ્ત્રી અને રાધાજીની માતા કુલોદ્ધવા, મદોદરી, કૌશલ્યા, સુભદ્રા, કૌરવી, રેવતી, સત્યભામા, કાલિંદી, બીજી લક્ષ્મણા, જાબવતી, નાગ્નજિતી, મિત્રવિંદા. લક્ષ્મણા, રુકિમણી અને સીતા જે લક્ષ્મી જ પોતે કહેવાયા છે તેમ જ વ્યાસની માતા મહાસતી યોજનગધા, જે કાલીરૂપ છે, તેમ જ બાણની પુત્રી ઉષા, તેની સખી ચિત્રલેખા, પ્રભાવતી, ભાનુમતી, માયાવતી, પરશુરામની માતા રેણુકા, બળરામની માતા રોહિણી, એકનદા, શ્રીકૃષ્ણની બહેન દુર્ગા—જે વિંધ્યવાસિની કહેવાય છે, આ અને બીજી ભરતખડમા થયેલી ઘણી સતીઓ મૂળ પ્રકૃતિની કલાઓ જ છે વળી જે જે ગામોની દેવીઓ હોય છે, તે તે બધીયે પ્રકૃતિની કલાઓ જ છે અને સર્વ જગતમા જે સ્ત્રીઓ છે, તેઓ પણ પ્રકૃતિની કલાના અશના પણ અશમાથી જ ઉત્પન્ન થયેલી છે, માટે સ્ત્રીઓનુ અપમાન કરવાથી મૂળ પ્રકૃતિનુ જ અપમાન કર્યું ગણાય છે જે મનુષ્યે પતિ-પુત્ર વાળી સતી બ્રાહ્મણીને વસ્ત્રો, શણગાર તથા ચદનથી પૂજી હોય, તેણે પ્રકૃતિને જ પૂજી છે, એમ સમજવુ, જેણે આઠ વર્ષની બ્રાહ્મણની કુમારિકાને વસ્ત્ર, શણગાર તથા ચદનથી પૂજી હોય, તેણે પણ પ્રકૃતિને જ પૂજી છે, એમ સમજવુ ઉત્તમ, મધ્યમ અને અધમ—બધી સ્ત્રીઓ પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલી છે તેમા જે સદાચારી અને પતિવ્રતા ઉત્તમ સ્ત્રીઓ હોય, તેમને પ્રકૃતિના સત્ત્વગુણના અશરૂપે જાણવી, જેઓ સુખ તથા સભોગથી વશ થાય છે, પોતાના કાર્યમા સદા તત્પર રહે છે અને ભોગવવા યોગ્ય છે, તે મધ્યમ સ્ત્રીઓને પ્રકૃતિના રજોગુણના અશરૂપે કહી છે, પણ જેઓ અજાણ્યા કુળમા જન્મેલી, ખરાબ મુખવાળી, કુળનો નાશ કરનારી, ધુતારી, સ્વતત્ર અને અધમ સ્ત્રીઓ હોય છે, તેઓ પ્રકૃતિના તમોગુણના અશરૂપ છે, એમ સમજવું, તેમ જ પૃથ્વી પર જે કુલટા સ્ત્રીઓ છે અને સ્વર્ગમા અપ્સરાઓના સમુદાયો છે, તેઓ પણ પ્રકૃતિના તમોગુણના અશરૂપ જ હોઈ વ્યભિચારિણીઓ કહેવાય છે એમ પ્રકૃતિના સમગ્ર રૂપનુ વર્ણન કર્યુ પૃથ્વી પરના પવિત્ર ક્ષેત્રરૂપ ભરતખડમા આ સર્વ દેવીઓ પૂજાયેલી છે સુરથ રાજાએ મહાદુ ત્રાધ્ય પીડાનો નાશ કરનારા દુર્ગાદેવીને પ્રથમ પૂજ્યા હતા પછી

રાવણનો નાશ કરવા ઇચ્છતા શ્રી રામચદ્રે જગદબા દુર્ગાને પૂજ્યા હતા, અને પછી તો ત્રણે લોકમા તે પૂજાયા છે જે દુર્ગા દૈત્યો તથા દાનવોનો નાશ કરી દક્ષની કન્યા તરીકે પ્રથમ જન્મ્યા હતા, તે જ પોતાના સ્વામી(શિવ)ની નિંદાને લીધે દેહ ત્યજીને હિમાલયની પત્નીમા (પાર્વતી તરીકે) જન્મ્યા હતા અને શકરને પતિ તરીકે પામ્યા હતા હે નારદ! શ્રીકૃષ્ણ પોતે (પૂર્ણાવતારરૂપે) ગણેશ તરીકે અને વિષ્ણુની કલાથી ઉત્પન્ન થયેલા કાર્તિકસ્વામી આ બને પાછળથી તે પાર્વતીરૂપ દુર્ગાના પુત્રો થયા હતા શ્રીલક્ષ્મીજીને મગલ નામના રાજાએ પ્રથમ પૂજ્યા હતા, અને પછી દેવતાઓ, મુનિઓ તથા મનુષ્યોએ ત્રણે લોકમા તેમને પૂજવા માડયા છે સાવિત્રી દેવીને અશ્વપતિ નામના રાજાએ પ્રથમ પૂજ્યા હતા, પછી ત્રણે લોકમા દેવો તથા મુનિઓએ તેનને પૂજવા માડયા છે સરસ્વતી દેવીને પ્રથમ બ્રહ્માએ પૂજ્યા હતા, પછી ત્રણે લોકમા દેવો તથા મુનિઓએ તેમને પૂજવા માડયા છે રાધાજીને ગોલોકમા કાર્તિકી પૂનમના દિવસે રાસમડળમા પ્રથમ શ્રીકૃષ્ણ પરમાત્માએ પૂજ્યા હતા, તેમ જ ગોપિકાઓ, ગોવાળો, બાલિકાઓ, બાળકો ગાયોના ટોળા અને કામધેનુએ પણ પૂજ્યા હતા, પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી તે વેળા બ્રહ્મા વગેરે દેવોએ તથા મુનિઓએ ઘણા હર્ષથી ને ભકિતથી પુષ્પો તથા ધૂપ વગેરે વડે કાયમ તેમને પૂજ્યા હતા અને વદ્યા હતા પછી પૃથ્વી પર પવિત્ર ખડમા એ દેવીને શકરે ઉપદેશેલા સુયજ્ઞ રાજાએ જ પૂજ્યા હતા અને પછીથી પરમાત્માની આજ્ઞાથી ત્રણે લોકમા મુનિઓએ ભકિતથી પુષ્પો—ધૂપ વગેરે વડે હમેશા તેમને પૂજવા માડયા છે વળી પ્રકૃતિની જે જે કલાઓ ભરતખડમા ઉત્પન્ન થઈ તે તે પણ પૂજાવા માડી છે હે મુનિ! ગામ તથા નગરમા જે ગ્રામદેવીઓ છે, તે પણ સદા પૂજાય છે આમ પ્રકૃતિનુ સર્વ શુભ ચરિત્ર અને લક્ષણ શાસ્ત્રાનુસાર તમને મે કહ્યુ હવે બીજુ વધારે શુ સાભળવા ઇચ્છો છો? ૧-૧૫૮

**एव ते कथित सर्वं प्रकृतेश्चरित शुभम् ।**
**यथागम लक्षण च किं भूय. श्रोतुमिच्छसि ॥**

અધ્યાય ૧ લો સમાપ્ત

# અધ્યાય ૨ જો*

## પાંચ પ્રકૃતિઓની ઉત્પત્તિ

नारद उवाच

**समासेन श्रुत सर्वं देवीना चरितं प्रभो ।**
**विबोधनाय बोधस्य व्यासेन वक्तुमर्हसि ॥ १ ॥**

નારદે કહ્યુ હે પ્રભો! દેવીઓનુ સર્વચરિત્ર ટૂકમા મે સાભળ્યુ હવે તેના સામાન્ય જ્ઞાનને વિશેષ સ્વરૂપે જાણવા વિસ્તારથી કહેવાને તમે યોગ્ય છો. હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ 'સૃષ્ટિના પ્રથમ કારણરૂપ તે મૂળ પ્રકૃતિ સૃષ્ટિરચના માટે પ્રથમ કેવી રીતે પ્રકટયા હતા અને પાછળથી પાચ પ્રકારે કેમ થયા હતા તે તમે કહો તે ત્રિગુણાત્મક પ્રકૃતિથી જે (ગગા—તુલસી વગેરે) અશકલાઓ સસારમા જન્મી છે, તેઓનુ ચરિત્ર હવે વિસ્તારથી સાભળવા હુ ઇચ્છુ છુ હે વિદ્વાન! તે દેવીઓની મગલરૂપ જન્મકથા, પૂજા તથા ધ્યાનની વિધિ, સ્તોત્ર, કવચ, ઐશ્વર્ય અને પરાક્રમનુ તમે વર્ણન કરો

શ્રીનારાયણ બોલ્યા જીવાત્મા જેમ નિત્ય છે આકાશ, કાળ, દિશાઓ, બ્રહ્માડ તથા ગોલોક જેમ નિત્ય છે અને ગોલોકના એક ભાગરૂપ તથા તેની નીચેના ભાગમા રહેલો વૈકુઠલોક જેમ નિત્ય છે, તે જ પ્રમાણે બ્રહ્મની લીલારૂપ સનાતન પ્રકૃતિ પણ નિત્ય+ છે' જેમ અગ્નિમા દાહક શકિત, ચદ્ર તથા કમળમા શોભા અને સૂર્યમા પ્રભા—એ હમેશા તેમના આશ્રય—અગ્નિ, ચદ્ર, કમળ તથા સૂર્ય સાથે જોડાયેલી જ રહે છે, પણ જુદી જણાતી નથી, તે જ પ્રમાણે પ્રકૃતિ પણ આત્મામા સદા

* આ અધ્યાયમા અઠયાશી શ્લોકોથી પાચ પ્રકૃતિઓ તથા તેમના સ્વામીઓની ઉત્પત્તિ વિસ્તારથી કહેવાશે

+ અહીં આટલુ ધ્યાન વિશેષ સમજવુ જોઈએ કે 'વિદ્યમાન—જીવ મોક્ષ સુધી જ નિત્ય છે, આકાશ, કાળ, દિશા, બ્રહ્માડ, ગોલોક તથા વૈકુઠ, પ્રાકૃત પ્રલય સુધી જ નિત્ય છે અને તે જ પ્રમાણે પ્રકૃતિ—માયા પણ જીવના મોક્ષ સુધી જ રહેનારી હોઈ, તે દૃષ્ટિએ જ નિત્ય છે, એટલે આ બધાનુ નિત્યપણુ અમુક હદ સુધીનુ જ છે, પરમાત્મા જેવુ નિત્યપણુ કોઈનુ પણ નથી, તેથી ખરી રીતે તો કેવળ એક પરમાત્મા જ નિત્ય છે

જોડાયેલી જ રહે છે, તેનાથી જુદી જણાતી નથી (કેમ કે શકિત તથા શકિતમાન કદી જુદા હોઈ શકે જ નહિ) જેમ સોના વિના સોની કુંડળ કરવા સમર્થ નથી અને માટી વિના ઘડો કરવાને કુંભાર સમર્થ થતો નથી, તે જ પ્રમાણે પ્રકૃતિ વિના આત્મા સૃષ્ટિ સરજવાને સમર્થ થતો જ નથી તે પ્રકૃતિ સર્વ શકિતસ્વરૂપ છે, જેથી આત્મા સર્વકાળ શકિતમાન કહી શકાય છે '**शक्ति**' શબ્દમા જે '**श**' છે, તે (મંગલવાચક હોવાથી) ઐશ્વર્યવાચી છે અને '**क्ति**' છે તે ('**क्रति**' શબ્દમાના **ऋ**કારનો લોપ થતા વધેલો હોઈ) પરાક્રમવાચી જ છે આ ઐશ્વર્ય તથા પરાક્રમ એ બંને જેના સ્વરૂપ છે અને તે બંનેને જે આપનારી છે તે 'શકિત' કહેવાય છે જ્ઞાન, સમૃદ્ધિ, સંપત્તિ, યશ અને બલ આ (પાંચ) '**ભગ**' કહેવાય છે અને તે '**ભગ**'રૂપ અથવા તે '**ભગ**' જેમા કાયમ હોય છે, એ શકિત '**ભગવતી**' કહેવાય છે વળી તે પરમાત્મા કાયમ એ 'ભગ'રૂપ શકિતથી યુકત છે, તેથી '**भगवान्**' કહેવાય છે અને એ દેવ (પ્રકૃતિની જે ઈચ્છા તે રૂપ ઈચ્છાવાળો છે, તેની ઈચ્છા જુદી છે જ નહિ, તેથી) સ્વેચ્છામય હોઈ સાકાર તથા નિરાકાર પણ છે તેમાથી તેજોમય નિરાકારનુ યોગીઓ હમેશા ધ્યાન કરે છે અને તેમને જ પરમાનંદસ્વરૂપ, ઈશ્વર, અદૃશ્ય, સર્વના દ્રષ્ટા, સર્વજ્ઞ, સર્વનુ કારણ, સર્વ આપનાર તથા સર્વરૂપ પરબ્રહ્મ કહે છે, પણ વૈષ્ણવો તેમ માનતા નથી, તેઓ કહે છે કે, તેજસ્વી વ્યકિત વિના તેજ કોનુ સંભવે? અર્થાત્ ચંદ્રની ચાંદની અને સૂર્યની પ્રભા વગેરે જેમ ચંદ્ર તથા સૂર્યરૂપ આશ્રય વિના ક્યાંય મળતી નથી, તેમ તેજ પણ તેના અવયવ વિના હોઈ શકે નહિ, માટે અવયવોવાળી અને નિત્ય એવી કોઈ મૂર્તિ અવશ્ય સ્વીકારવી જ જોઈએ, તેથી તેજના મંડળની મધ્યે રહેલા પરબ્રહ્મ તેજસ્વી, સ્વેચ્છામય, સર્વરૂપ, સર્વ કારણોના કારણ, અત્યંત સુંદર રૂપને ધારણ કરતા, અતિ મનોહર, કિશોર ઉંમરના, શાંત, સર્વ કરતા સુંદર, પરથી પણ પર, નવા મેઘની કાંતિ જેવા તેજસ્વી, એક, શ્યામ શરીરવાળા, શરદઋતુની બપોર સમયના કમળોની શોભાનો પણ તિરસ્કાર કરતા નેત્રોવાળા, મોતીની કાંતિને પણ ઝાંખી કરતા, એકસરખી દાંતની પંકિત વડે મનને આનંદ આપનાર, મોરપિચ્છના મુકુટવાળા, માલતીના પુષ્પોની માળાથી શોભીતા, સુંદર નાસિકાવાળા, મંદહાસ્યયુકત, સુંદર, ભકતો પર કૃપા કરનાર, બળતા અગ્નિ જેવા શુદ્ધ કેવળ પીળા વસ્ત્રોથી સુશોભિત, બે ભુજાવાળા, હાથમા મુરલીવાળા, રત્નાભૂષણોથી શણગારેલા, સર્વાધાર, સર્વેશ્વર, સર્વ શકિતવાળા, વ્યાપક, સર્વ ઐશ્વર્યને આપનાર, સર્વરૂપ, સ્વતંત્ર, સર્વ મંગલરૂપ, અતિશય પરિપૂર્ણ, સિદ્ધ, સિદ્ધોના ઈશ્વર, સિદ્ધિઓને કરનાર, દેવોના દેવ, સનાતન અને જન્મ, મૃત્યુ, ઘડપણ, રોગ, શોક તથા ભયને હરનાર પરમેશ્વરનુ વૈષ્ણવો હમેશા ધ્યાન કરે છે બ્રહ્માના આખા જીવનમાનથી જેમની આંખનો એક પલકારો થતો કહેવાય છે, તે પરબ્રહ્મ પરમાત્મા '**श्रीकृष्ण**' કહેવાય છે '**कृष्ण**' શબ્દમા '**कृष**' શબ્દ પરમાત્માની ભકિતને કહેનારો છે, અને '**न**' શબ્દ પરમાત્માનુ દાસપણુ કહેનારો છે, એટલે કે જે પોતાની ભકિત તથા દાસપણુ આપે છે, તે '**कृष्ण**' કહેવાય છે, અથવા '**कृष**' સર્વ જગતને કહેનારો શબ્દ છે અને '**न**' કારણરૂપ અર્થને કહેનારો છે, એટલે કે સર્વ જગતનુ જે કારણ છે, તે '**कृष्ण**' કહેવાય છે * તે સર્વસ્રષ્ટા કૃષ્ણ પ્રથમ

* અહીં સુધીનો વૈષ્ણવમત છે, પણ તે ઠીક નથી એમ ટીકાકાર સૂચવે છે ટીકાકાર કહે છે કે મૂળ ગ્રંથકાર વ્યાસે પોતે જ આ વૈષ્ણવમત ઉપર અરુચિ દર્શાવીને તિરસ્કાર જણાવ્યો છે તેમા યુકિત આ છે કે 'અમે નિરાકારવાદીઓ ચંદ્ર–સૂર્યના તેજ જેવુ પરબ્રહ્મનુ તેજ સ્વીકારતા નથી કે જેથી તેને આશ્રયની જરૂર રહે, અમે તો શુદ્ધ હોવાથી તેજ સરખા સ્વયંપ્રકાશ અને જ્ઞાનરૂપ હોવા જ પરબ્રહ્મને તેજ શબ્દથી કહીએ છીએ, એટલે કે સર્વના આધારભૂત તે પરબ્રહ્મને કોઈ આધારની જરૂર નથી, કેમ કે એમને પણ જો આધારની જરૂર હોય, તો અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે, શ્રુતિ પણ '**स भगवः कस्मिन् प्रतिष्ठित स्वे महिम्नि।** તે ભગવાન ક્યાં રહ્યા છે? એવો પ્રશ્ન કરી ઉત્તરમા કહે છે કે પોતાના મહિમામા જ તે રહ્યા છે' આમ કહીને પરમાત્માને નિરાધાર જ કહે છે, ત્યારે તમે વૈષ્ણવો તો પરમાત્માની મૂર્તિને અવયવોવાળી માનો છો, જેથી તેનું અનિત્યપણું ઠરે છે કેમ કે 'જે જે વસ્તુ અવયવોવાળી હોય, તે તે નાશવંત હોય' એવી વ્યાપ્તિ મળે છે વળી વૈષ્ણવો પરમાત્માની જે મૂર્તિ

(સૃષ્ટિની પૂર્વે) એક જ હતા, પછી તેમના અશરૂપ કાળથી પ્રેરાયેલા તે પરમાત્મા સૃષ્ટિરચના કરવાની ઇચ્છા કરીને સૃષ્ટિ રચવા તત્પર થયા× અને સ્વેચ્છામય એ પરમેશ્વર તે પોતાની ઇચ્છાથી બે પ્રકારના રૂપવાળા થયા+ તેમા તેમના ડાબા ભાગનો જે અશ હતો તે સ્ત્રી અને જમણા ભાગનો અશ હતો તે પુરુષ કહેવાયો પછી મોટી ઇચ્છાવાળા તે સનાતન કૃષ્ણે કામના આધારભૂત, અત્યત સુદર, કમળ જેવી સુદર, ચદ્રના મડળને પણ તિરસ્કારતી, એકમેક સાથે મળેલા બે કેડના પાછલા ભાગવાળી, અતિ શ્રેષ્ઠ, અતિ સુદર કેળના સ્તભનો પણ તિરસ્કાર કરતી *સાથળોથી સુદર, શોભાયમાન બે બીલાના જેવા આકાર* વાળા બે સ્તન વડે મનને આનદ પમાડતી, પુષ્પોને ધારણ કરતી, પેટ પર સુદર ત્રણ કરચલીઓવાળી, પાતળા મધ્યભાગવાળી, મનોહર, ઘણી જ સુદર, શાત, મદહાસ્યવાળી, વાકા કટાક્ષોવાળી, અગ્નિશુદ્ધ વસ્ત્રોને પહેરતી, રત્નના દાગીનાથી શણગારેલી, કરોડો ચદ્રનો પણ કાયમ તિરસ્કાર કરતા શ્રીકૃષ્ણના મુખચદ્રનુ પોતાના બે નેત્રોરૂપ ચકોર પક્ષી દ્વારા હર્ષથી પાન કરતી, લલાટમા સેથાની પાસે જ સિદૂરનો ચાદલો, નીચે કેસરી ચદનનો ચાદલો અને તેની નીચે કસ્તૂરીનો ચાદલો ધારણ કરતી, માલતીની પુષ્પમાળાથી શોભતા વાકા કેશપાશને તથા ઉત્તમ રત્નોના શ્રેષ્ઠ હારને ધારણ કરતી, પતિને ઇચ્છતી, કરોડો ચદ્રની કાતિ જેવી ઉજ્જ્વળ અને ઘણી જ શોભાથી યુક્ત અને ચાલથી રાજહસ તથા હાથીના ગર્વનો નાશ કરતી એક સ્ત્રીને જોઈ તેને જોઈ રાસક્રીડામા અત્યત રસિક, રાસના અધીશ્વર શ્રીકૃષ્ણે રાસમડળમા તેની સાથે રાસક્રીડા કરી પછી મૂર્તિમાન જાણે શૃગારરસ હોય એવા તેમણે બ્રહ્માના એક દિવસ જેટલા સમય સુધી અનેક પ્રકારના શૃગાર-*રસવાળો સુખસભોગ (તેની સાથે) કર્યો પછી અત્યત* થાકેલા જગત્પિતા શ્રીકૃષ્ણે નિત્ય આનદદાયી શુભ સમયે તે સ્ત્રીની યોનિમા વીર્ય સ્થાપન કર્યું હે ઉત્તમ વ્રતવાળા નારદ! (મૈથુનને અતે) કૃષ્ણના તેજથી થાકેલી એ સ્ત્રીના પરસેવાનુ જે જળ નીકળ્યુ અને ભારે દબાણથી હાફતી તે સ્ત્રીનો શ્વાસવાયુ જે નીકળ્યો, તે પરસેવાના પાણીએ આ સર્વ જગતરૂપી ગોળાને ચારે તરફથી વીંટી લીધો અને તેના શ્વાસનો વાયુ જગતમાના સર્વ પ્રાણીઓના શ્વાસોચ્છ્વાસનો વાયુ થઈ સર્વનો આધાર વાયુરૂપ થયો (એ જ સમયે પ્રકૃતિએ સર્વ પ્રાણીઓના નિઃશ્વાસવાયુની અધિષ્ઠાત્રી વાયુની મૂર્તિ પણ પ્રકટ કરી હતી) એ મૂર્તિમાન વાયુના ડાબા અગમાથી તેને પ્રાણ કરતા પણ વધારે પ્રિય તેની પત્ની પણ ઉત્પન્ન થઈ હતી, જેમા (વાયુદેવના સમાગમથી) પ્રાણીઓના પ્રાણરૂપ તેના આ પાચ પુત્રો ઉત્પન્ન થયા હતા પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન—આ પાચે વાયુઓ તેના પુત્રોરૂપે જ થયા છે, તેમ જ બીજા તેઓના કરતા નાના પાચ પ્રાણો પણ તેના પુત્રો તરીકે થયા છે (આમ એકદર દશ પ્રાણો વાયુની પત્નીથી થયા છે) પેલુ પરસેવાનુ જે પાણી નીકળ્યુ હતુ તેનો મોટો અધિષ્ઠાતા વરુણદેવ પણ (તે વેળા પ્રકૃતિની ઇચ્છાથી ઉત્પન્ન) થયો હતો અને તે વરુણદેવના ડાબા અગમાથી તેની પત્ની વરુણાની ઉત્પત્તિ થઈ હતી. પછી શ્રીકૃષ્ણની તે ચૈતન્યશક્તિ જે શ્રીકૃષ્ણના તેજથી પ્રકાશી રહી હતી, તે શ્રીકૃષ્ણને

માને છે તે, જો પાચ ભૂતાની હોય તોપણ તેનુ અનિત્યપણુ જ પ્રાપ્ત થાય અને પાચ ભૂતોથી રહિત હોય તો તેનુ દેખાવુ સભવી શકતુ નથી, માટે પરમાત્માને દેહધારી—અવયવવાળા માનવા, એ કોઈ રીતે ઘટતુ નથી, આમ જણાવીને ટીકાકાર આ વિષયમા મોટા શાસ્ત્રાર્થ લખે છે, પણ તે ઘણો જ લાબો હોવાથી ઉપર પ્રમાણે તેમનો માત્ર લેશ આશય જ અહીં જણાવ્યો છે

× આ શ્લોક ઉપર ટીકાકાર આવો ભાવ લખે છે પ્રથમ સર્વસૃષ્ટા—માયા સહિત પરમેશ્વર અપચીકૃત ભૂતરૂપ હિરણ્યગર્ભની ઉત્પત્તિ કર્યા પછી, તે દ્વારા પચકૃત—પાચ મહાભૂતરૂપ બ્રહ્માડની ઉત્પત્તિ કરીને તે પછી એ સરજેલા પદાર્થોના અધિષ્ઠાતા દેવોને સરજવાની ઇચ્છા થતા પોતાના અશરૂપ એટલે પોતાનામા રહેલા મનથી પ્રેરાઈને સૃષ્ટિરચના માટે ઇચ્છા કરી અને સૃષ્ટિ કરવા તે તત્પર થયા.

+ અર્થાત્ પોતાની ઇચ્છાશકિતથી અર્ધનારીશ્વરરૂપે બે સ્વરૂપે તે થયા. જોકે બે પ્રકારે થવુ એ પ્રકૃતિનુ કાર્ય છે, તોપણ એ પ્રકૃતિનું કાર્ય આત્મામા આક્ષેપથી ભાસે છે એમ અહીં સૂચવ્યુ છે, એટલે ખરી રીતે તો મૂળ પ્રકૃતિ જ અર્ધનારીસ્વરૂપે પરિણામ પામી.

પ્રાણ કરતા પણ અધિક પ્રિય હતી, શ્રીકૃષ્ણના પ્રાણની અધિષ્ઠાત્રી દેવી હતી, શ્રીકૃષ્ણના સંગવાળી હોઈ શ્રીકૃષ્ણની છાતી પર કાયમ રહી હતી, તેણે સો મન્વંતર સુધી ગર્ભ ધારણ કર્યો. સો મન્વંતરના અંતરૂપ એ કાળ ગયો, ત્યારે તે સુંદરીએ સુવર્ણ જેવી કાંતિવાળો અને વિશ્વના આધારસ્થાનરૂપ શ્રેષ્ઠ બાળકને જન્મ આપ્યો તે સમયે એ બાળકને (ભયંકર મોટા ઈંડા જેવો) જોઈ તે દેવી હૃદયથી ખેદ પામી અને તેણે કોપથી એ બાળકને બ્રહ્માંડરૂપ ગોળામાં રહેલા (પેલા) જળમાં ફેંકી દીધો. એમ તે બાળકને તેણે ત્યજી દીધેલો જોઈ દેવેશ્વર શ્રીકૃષ્ણે હાહાકાર કર્યો અને તે જ ક્ષણે એ દેવીને તેમણે યથાયોગ્ય શાપ આપ્યો કે, 'હે ક્રોધી સ્વભાવવાળી! હે કઠોર સ્ત્રી! તે આ સંતાનનો ત્યાગ કર્યો છે, માટે હવે પછી તું ચોક્કસ સંતાનરહિત જ રહેજે. વળી જે જે દેવીઓ તારા અંશરૂપે હવે ઉત્પન્ન થશે, તે બધીયે તારી પેઠે જ સંતાનરહિત અને કાયમી યૌવનવાળી રહેશે.' એ સમયે તે દેવીની જીભના ટેરવામાંથી ધોળા રંગની મનોહર એક કન્યા એકાએક પ્રકટ થઈ સર્વ શાસ્ત્રોના અધિષ્ઠાત્રી તે સરસ્વતીદેવીએ ધોળા વસ્ત્રો, વીણા તથા પુસ્તક ધારણ કર્યાં હતા અને રત્નોના શણગારોની શોભાથી તે યુક્ત હતા પછી કેટલાક કાળે શ્રીકૃષ્ણની પેલી સ્ત્રી બે સ્વરૂપોવાળી થઈ, તેના ડાબા અર્ધા અંગમાંથી લક્ષ્મીજી પ્રગટ્યા અને જમણા અર્ધા અંગમાંથી રાધિકાજી પ્રગટ્યા પછી એ જ સમયે શ્રીકૃષ્ણ પણ બે સ્વરૂપોવાળા થયા. તેમાં જે જમણા અંગનો અર્ધ ભાગ હતો, તે બે ભુજાવાળા કૃષ્ણ થયા અને ડાબા અંગનો અર્ધો ભાગ હતો, તે ચાર ભુજાઓવાળા નારાયણ થયા પછી બે ભુજાવાળા કૃષ્ણે તે સરસ્વતીને (તથા લક્ષ્મીને) કહ્યું કે 'તું આ ચાર ભુજાવાળા નારાયણની પત્ની થા, માનવાળી આ રાધા તો અહીં જ રહેશે. તારું કલ્યાણ થાઓ.' એમ પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણે નારાયણને સરસ્વતી તથા લક્ષ્મી આપી એટલે જગતના પતિ તે નારાયણ એ બન્ને સ્ત્રીઓ સાથે વૈકુંઠમાં ગયા. રાધાના અંશમાંથી જન્મેલી એ બન્ને સ્ત્રીઓ (પૂર્વોક્ત શાપને લીધે) સંતાન વિનાની જ રહી. પછી નારાયણના અંગમાંથી ચાર ભુજાઓવાળા પાર્ષદો ઉત્પન્ન થયા. તેઓ તેજ, ઉંમર, રૂપ તથા ગુણથી નારાયણ જેવા જ હતા; તે જ પ્રમાણે, લક્ષ્મીના અંગમાંથી તેના જેવી જ કરોડો દાસીઓ ઉત્પન્ન થઈ. હે મુનિ! બીજી તરફ ગોલોકના નાથ (બે ભુજાવાળા) શ્રીકૃષ્ણના રૂંવાડાનાં છિદ્રોમાંથી અસંખ્ય ગોવાળિયા ઉત્પન્ન થયા; તે બધા ઉંમર, તેજ, રૂપ, ગુણ, બળ તથા પરાક્રમથી શ્રીકૃષ્ણ જેવા જ હોઈ તે પ્રભુના પ્રાણતુલ્ય પ્રિય પાર્ષદો થયા. તે જ પ્રમાણે રાધાના અંગ ઉપરનાં રૂંવાડાંના છિદ્રોમાંથી ગોવાળકન્યાઓ પ્રગટ થઈ તેઓ રાધાની દાસીઓ હોઈ બધી રાધા જેવી પ્રિય બોલનારી, રત્નોના શણગારોની શોભાવાળી, કાયમ અત્યંત સ્થિર યૌવનવાળી અને શ્રીકૃષ્ણના શાપથી નિરંતર સંતાન વિનાની જ રહી હે બ્રાહ્મણ! (જે સમયે રાધા તથા કૃષ્ણના શરીરના વિભાગ થયા હતા) એ સમયે કૃષ્ણના આરાધ્યદેવી સનાતની વિષ્ણુમાયા દુર્ગારૂપે પ્રગટ્યાં હતા.* એ દુર્ગાદેવી સર્વના ઈશ્વરી, સર્વશક્તિરૂપ, નારાયણી અને શ્રીકૃષ્ણ પરમાત્માની બુદ્ધિના અધિષ્ઠાત્રી દેવી છે; એટલું જ નહિ, પણ તે ઈશ્વરી સર્વ દેવીઓના બીજરૂપ, મૂળપ્રકૃતિરૂપ, અત્યંત પરિપૂર્ણ, તેજસ્વરૂપ, ત્રિગુણાત્મક, તપાવેલા સોનાના રંગ જેવી કાંતિવાળા, કરોડો સૂર્ય સમાન પ્રભાવાળા, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા, હજારો ભુજાઓવાળા, અનેક શસ્ત્રો તથા અસ્ત્રોના સમૂહોને ધારણ કરનારા, ત્રણ નેત્રોવાળા, અગ્નિશુદ્ધ વસ્ત્રો ધારણ કરનારા અને રત્નોના આભૂષણોથી શોભી રહ્યા છે સર્વ સ્ત્રીઓ એમના અંશોના અંશરૂપ કળામાંથી ઉત્પન્ન થઈ છે, જગતમાં રહેલા સર્વ લોકો એમની

* અર્થાત્ પરમાત્માની માયાશક્તિ જ દુર્ગારૂપે પ્રગટ થઈ. કહેવાનો ભાવ આ છે કે, જેમ લક્ષ્મી તથા સરસ્વતી રાધાના અવતાર છે, તેમ દુર્ગા રાધાનો અવતાર નથી પણ સાક્ષાત્ મૂળપ્રકૃતિનો જ અવતાર છે લક્ષ્મી તથા સરસ્વતી પણ જોકે રાધા અવતાર છે, તો પણ મૂળપ્રકૃતિના પૂર્ણાવતાર જ રાધા છે એમ પ્રથમ અધ્યાયમાં કહેવાયું છે, એટલે સાક્ષાત્ મૂળપ્રકૃતિથી દુર્ગા પ્રગટ્યા છે અને રાધાથી લક્ષ્મી તથા સરસ્વતી પ્રગટ્યાં છે એટલી જ વિશેષતા છે

માયાથી મોહિત થયા છે અને કામનાવાળા ગૃહસ્થોને સર્વ ઐશ્વર્ય આપનારા એ વિષ્ણુની શકિતરૂપ હોઈ વૈષ્ણવોને શ્રીકૃષ્ણની ભકિત દેનારા છે વળી મુમુક્ષુઓને મોક્ષ આપનારા, સુખ ઇચ્છનારાઓને સુખ દેનારા, સ્વર્ગમા સ્વર્ગની લક્ષ્મીરૂપ, દરેક ઘરમા ગૃહલક્ષ્મીરૂપ, તપસ્વીઓમા તપસ્યારૂપ, રાજાઓમા લક્ષ્મીરૂપ, અગ્નિમા દાહકશકિતરૂપ, સૂર્યમા પ્રભારૂપ, ચદ્રમા તથા કમળોમા શોભારૂપ અને શ્રીકૃષ્ણ પરમાત્મામા સર્વશકિતસ્વરૂપે તે રહેલા છે વળી એમને લીધે જ આત્મા શકિતવાળો છે, એમના વડે જગત શકિતવાળુ છે, પણ એમના વિના સર્વ જગત મુડદા જેવુ જ (પ્રથમ) રહ્યુ હતુ હે નારદ! એ સનાતની સસારરૂપ વૃક્ષના બીજરૂપ, સ્થિતિરૂપ, બુદ્ધિરૂપ, ફળરૂપ, ભૂખ, તરસ તથા દયારૂપ અને નિદ્રા, તદ્રા, ક્ષમા, મતિ, શાતિ, લજ્જા, તુષ્ટિ, પુષ્ટિ, ભ્રાતિ તથા કાતિ વગેરે રૂપ છે તે દુર્ગાદેવી સર્વના ઈશ્વર કૃષ્ણની સ્તુતિ કરીને તેમની પાસે રહ્યા, ત્યારે રાધિકાપતિ શ્રીકૃષ્ણે તેમને રત્નનુ સિંહાસન આપ્યુ હે મહામુનિ! એ સમયે કમળ જેવી નાભિવાળા શ્રીકૃષ્ણના નાભિકમળમાથી ચાર મુખવાળા બ્રહ્મા (સાવિત્રી નામની) સ્ત્રી સહિત નીકળ્યા, અને કમડળને ધારણ કરતા તપસ્વી તથા જ્ઞાનીઓમા શ્રેષ્ઠ શ્રીમાન એ બ્રહ્મા બ્રહ્મતેજથી પ્રકાશતા હોઈ ચાર મુખો વડે શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા તે સમયે પોતાના સ્વામી બ્રહ્માની સાથે જ સરજાયેલા, સો ચદ્ર સમાન કાતિવાળા, અગ્નિશુદ્ધ વસ્ત્રોને ધારણ કરતા અને રત્નોના આભૂષણોથી શોભતા સુદરી ગાયત્રી પણ સર્વના કારણરૂપ શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને સુદર રત્નસિંહાસન પર શ્રીકૃષ્ણની આજ્ઞા મેળવી બેઠા એ વેળા શ્રીકૃષ્ણ બે સ્વરૂપવાળા થયા, તેમા ડાબા અર્ધા અને પોતે મહાદેવરૂપે પ્રગટયા ને જમણા અને રાધિકાપતિ તરીકે જ રહ્યા પછી શુદ્ધસ્ફટિક તુલ્ય વર્ણવાળા, કરોડો સૂર્ય જેવી કાતિવાળા, ત્રિશૂળ તથા પટ્ટિશ નામના આયુધો ધારણ કરતા, વ્યાઘ્રચર્મને વસ્ત્ર તરીકે પહેરતા, તપાવેલા સોના જેવી કાતિવાળા, જટાનો સમૂહ ધારણ કરતા, સર્વની ભસ્મથી શોભીતા અગવાળા, મદહાસ્યયુકત, મુકુટમા ચદ્રને ધારણ કરતા, દિગમ્બર, કાળા કઠવાળા, સર્પના આભૂષણોથી શોભતા, જમણા હાથમા સારી રીતે સસ્કાર કરેલી અક્ષરમાળા ધારણ કરતા, પાચ મુખો વડે સનાતન બ્રહ્મજ્યોતિ (માયાબીજ) મત્રોનો જપ કરતા અને શ્રીકૃષ્ણથી જુદા નહિ હોવાથી મૃત્યુજય નામવાળા તે મહાદેવ સત્ય સ્વરૂપવાળા, કારણોના કારણ, સર્વ મગલોના મગલ, જન્મ, મૃત્યુ, ઘડપણ, રોગ, શોક તથા ભયને હરનાર, સર્વોત્કૃષ્ટ ઈશ્વર અને મૃત્યુના પણ મૃત્યુ શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરીને તેમની આગળ સુદર રત્નસિંહાસન પર બેઠા.*' ૧–૮૮

**संस्तूय मृत्योर्मृत्यु तं यतो मृत्युञ्जयाभिध.।**
**रत्नसिंहासने रम्ये समुवास हरः पुरः ॥८८॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમા સ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

## અધ્યાય ૩ જો+

### મહાવિરાટની ઉત્પત્તિ અને બ્રહ્માડનુ વર્ણન

શ્રીનારાયણ ઉવાચ

**अथ डिम्भो जले तिष्ठन् यावद् वै ब्रह्मणो वयः।**
**ततः स काले सहसा द्विधा भूतो बभूव ह ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા પછી (પેલો બાળક જે રાધાએ ફેકી દીધો હતો) એ બાળક બ્રહ્માની ઉંમર જેટલા કાળ સુધી (ઈડારૂપે) જળમા રહ્યા પછી (પરિપૂર્ણ) સમયે એકાએક તેના બે ભાગ થઈ ગયા, અર્થાત્ તે ઇડુ ફોડીને પોતે બહાર નીકળ્યો. એ ઈડામા એકલો રહેલો તે બાળક સો કરોડ સૂર્યના જેવી કાતિવાળો હતો અને સ્તનપાનરહિત હોઈ ભૂખથી પીડાઈને ક્ષણવાર વારવાર રડવા લાગ્યો. માતા–પિતાએ જળમા ત્યજેલો, આશ્રયરહિત અને અસખ્ય બ્રહ્માડોનો પોતે નાથ હોવા છતા (મારું પાલન કોણ કરશે, એવા અભિપ્રાયથી) અનાથની પેઠે તે ઊંચે જોવા લાગ્યો જેમ પરમાણુ સૂક્ષ્મથી પણ

* એ સમયે શ્રીકૃષ્ણ મહાદેવને દુર્ગાદેવી આપ્યાં. એમ અહે અહીં કહ્યુ નથી, પણ નારદપુરાણ અનુસાર જાણવું એમ સમજવું ૧–૮૮

+ આ અધ્યાયમાં બાળક શ્લોકોથી મહાવિરાટની ઉત્પત્તિ અને બ્રહ્માડના વર્ણનની કથા કહેવાઈ છે

અત્યંત સૂક્ષ્મ છે, તેમ તે મહાવિરાટ દેવ મોટાથી પણ અત્યંત મોટો છે વળી એ મહાવિરાટ, શક્તિ વડે શ્રીકૃષ્ણ પરમાત્માના સોળમા ભાગરૂપ છે, પ્રકૃતિ—રાધાથી પોતે જન્મેલા હોઈ સર્વ જગતના આધારરૂપ છે અને 'મહાવિષ્ણુ' કહેવાય છે એ મહાવિરાટના દરેક રૂંવાડાના છિદ્રોમા સમગ્ર બ્રહ્માડો રહ્યા છે, તે બ્રહ્માડોની સખ્યા કહેવા શ્રીકૃષ્ણ પણ સમર્થ નથી જેમ જગતમા રહેલા રજકણોની સખ્યા નથી, તેમ એ મહાવિરાટના શરીરમા રહેલા બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરેની પણ સખ્યા નથી એમ દરેક વિશ્વમા બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરે છે પાતાલથી માડી બ્રહ્મલોક સુધીનો ભાગ બ્રહ્માડ કહેવાય છે તેની ઉપર વૈકુઠલોક છે, તે બ્રહ્માડની બહાર જ છે અને તેના ઉપર પચાસ કરોડ યોજન વિસ્તારવાળો ગોલોક છે જેમ શ્રીકૃષ્ણ નિત્ય તથા સત્યસ્વરૂપ છે, તેમ આ ગોલોક પણ નિત્ય તથા સત્યસ્વરૂપ છે (અર્થાત્ પ્રાકૃતપ્રલય સુધી જ તેનુ નિત્યપણુ છે, ખરી રીતે તેનુ કાયમી નિત્યપણુ નથી જ ) આ પૃથ્વી સાત દ્વીપોવાળી અને સાત સમુદ્રોવાળી છે તેમા ઓગણપચાસ ઉપદ્વીપો છે અને અસખ્ય પર્વતો તથા વનો રહેલા છે પૃથ્વીની ઉપર બ્રહ્મલોક સહિત સાત સ્વર્ગલોક છે અને તેની નીચે સાત પાતાલો છે આ રીતનુ આ બધુ બ્રહ્માડ જ કહેવાય છે, તેમા પૃથ્વીની ઉપરના લોકોમા પહેલો ભૂર્લોક પછી ભુવર્લોક પછી સ્વર્લોક, પછી જનલોક, પછી તપલોક, પછી સત્યલોક અને તે પછી તપાવેલા સોના સરખો બ્રહ્મલોક છે આ રીતે બ્રહ્માડની બહાર તથા અદર બધુય કૃત્રિમ હોઈ નાશવત જ છે હે નારદ! એ બ્રહ્માડનો નાશ થાય છે, ત્યારે સર્વનો જ નાશ થાય છે, એટલે સઘળોય વિશ્વ સમુદાય પાણીના પરપોટા જેવો અનિત્ય હોઈ નાશ વત છે માત્ર ગોલોક તથા વૈકુઠને જ કાયમી અકૃત્રિમ તથા નિત્ય કહ્યા છે (ખરી રીતે એ લોક પણ પ્રાકૃતપ્રલય સુધી જ રહે છે તેથી કેવળ એક પરમાત્મા સિવાય બધુયે અનિત્ય હોઈ નાશવત છે ) મહાવિરાટના દરેક રૂંવાડાના છિદ્રોમા બ્રહ્માડ રહ્યુ છે એવો નિશ્ચય કરાયો છે એ બ્રહ્માડોની સખ્યાને શ્રીકૃષ્ણ પણ જાણતા નથી, તો બીજાની વાત જ શી! તે દરેક બ્રહ્માડમા બ્રહ્મા, વિષ્ણુ, શિવ આદિ ત્રણ કરોડ દેવતાઓની સખ્યા છે, તેમ જ દિશાઓના સ્વામીઓ, દિક્પાલો, નક્ષત્રો, ગ્રહો વગેરે પૃથ્વી ઉપરના ચાર વર્ણો, નીચેના નાગલોકો અને સ્થાવર—જગમ સર્વ પદાર્થો બ્રહ્માડની અદર જ આવી જાય છે પછી એ સમયે મહાવિરાટ બાળકે વારવાર ઊંચે જોઈ તથા ઈંડાની અદર જોઈને કેવળ શૂન્ય જ જોયુ (પોતા સિવાય) બીજુ કઈ પણ જોયુ નહિ, ત્યારે ભૂખથી ઘેરાયેલો તે બાળક ચિંતા પામ્યો અને વારવાર રડવા લાગ્યો પછી તે વેળા (પૂર્વજન્મના સસ્કારને લીધે) જ્ઞાન મેળવી તેણે પરમપુરુષ શ્રીકૃષ્ણનુ ધ્યાન કર્યું તેથી સનાતન બ્રહ્મજ્યોતિ નવા મેઘ જેવા કાળા, બે ભુજાવાળા, પીળા વસ્ત્રોવાળા, મદ હસતા, હાથમા મુરલી ધારણ કરતા અને ભક્તો પર કૃપા કરવા આતુર શ્રીકૃષ્ણને ત્યા જ તેણે જોયા પોતાના પિતા એ ઈશ્વરના દર્શન કરી સતોષ પામેલો બાળક વિરાટ હસ્યો, ત્યારે વરદાનોના ઈશ્વર શ્રીકૃષ્ણે તેને સમયોચિત વરદાન આપ્યુ કે, 'હે વત્સ! પ્રલયકાળ સુધી તુ મારા જેવો જ્ઞાની, ભૂખ—તરસ વગેરેથી રહિત, અસખ્ય બ્રહ્માડોના રહેઠાણરૂપ, નિષ્કામ, નિર્ભય, સર્વને વરદાન દેનાર અને ઘડપણ, મૃત્યુ, રોગ, શોક તથા પીડા વગેરેથી રહિત થા ' એમ કહી શ્રીકૃષ્ણે તેના કાનમા વેદના અગોમા શ્રેષ્ઠ છ અક્ષરવાળો, ૐકાર જેના આદિમા છે એવો, બે અક્ષરવાળો '**कृष्ण**' શબ્દની ચોથી વિભક્તિવાળો, જેના અતમા સ્વાહા છે એવો અને સર્વ વિઘ્નો હરનારો (**ॐ कृष्णाय स्वाहा** એ) ઉત્તમ મત્ર ત્રણ વાર જપ્યો હે બ્રહ્મપુત્ર નારદ! એ મત્ર આપી શ્રીકૃષ્ણે તે મહાવિરાટનો જે આહાર ઠરાવ્યો, તે હુ તમને કહુ છુ, સાભળો દરેક વિશ્વમા વૈષ્ણવજન જે કઈ નૈવેદ્ય અર્પણ કરે, તેનો સોળમો ભાગ વૈકુઠપતિ વિષ્ણુનો ઠરાવ્યો અને પદર ભાગ એ મહાવિરાટના નક્કી કર્યા પોતે શ્રીકૃષ્ણ તો નિર્ગુણ અને પરિપૂર્ણ પરમાત્મા જ છે, તેથી શ્રીકૃષ્ણને પોતાને નૈવેદ્યની કઈ જરૂર નથી, લોકો જે જે નૈવેદ્ય તે દેવને અર્પણ કરે છે, તે બધુ લક્ષ્મીપતિ, વિષ્ણુ અને મહાવિરાટ

ખાઈ જાય છે એમ મત્ર તથા વરદાન આપી પ્રભુ શ્રીકૃષ્ણે તેને કહ્યુ કે, 'બીજુ કયુ વરદાન તને જોઈએ છે તે મને કહે, હુ તને તે આપીશ શ્રીકૃષ્ણનુ તે વચન સાભળી બાળકરૂપ મહાવિરાટે પ્રભુ શ્રીકૃષ્ણને સમયોચિત વચન કહ્યુ કે, 'એક ક્ષણ સુધીનુ કે લાબા કાળ સુધીનુ મારુ જેટલુ આયુષ હોય ત્યા સુધી મને તમારા ચરણકમળમા એકધારી નિશ્ચળ ભકિત થાઓ, કારણ કે આ લોક મા તમારી ભકિતવાળો આત્મા જીવતા છતા કાયમ મુકત છે અને તમારી ભકિત વિનાનો મૂર્ખો જીવતા છતા મરેલો જ છે શ્રીકૃષ્ણની ભકિત વિનાના મૂર્ખ જીવાત્માના જપ, તપ, યજ્ઞ પૂજન, વ્રત, ઉપવાસ, પુણ્ય તથા તીર્થસેવનથી શુ ફળ છે? (કઈ પણ નથી,) તેનુ જીવન જ વ્યર્થ છે, કારણ કે જે પરમાત્માએ તેને જિવાડયો છે, તેને જ એ માનતો નથી શરીરમા જ્યા સુધી આત્મા છે, ત્યા સુધી જ તે શકિતવાળુ રહે છે, આત્મા જ્યારે જતો રહે છે, ત્યારે સર્વ શકિતઓ સ્વતત્ર થઈ તેની પાછળ જતી રહે છે હે મહાભાગ્યશાળી કૃષ્ણ! પ્રકૃતિથી પર, સ્વેચ્છામય, સર્વના આદ્ય, બ્રહ્મજ્યોતિરૂપ અને સનાતન એવા તમે જ સર્વના તે આત્મારૂપ છો ' હે નારદ! એમ કહી બાળક મહાવિરાટ બોલતો બધ થયો, એટલે શ્રીકૃષ્ણે કાનને સુદર લાગે એવી મધુર વાણી તેના પ્રત્યે કહી

શ્રીકૃષ્ણ બોલ્યા 'તુ ઘણા લાબા કાળ સુધી અત્યત સ્થિર થા જેવો હુ છુ તેવો જ તુ થા દરેક બ્રહ્માડોના અસખ્ય બ્રહ્માઓનો નાશ થઈ જશે, તોપણ તારો નાશ નહિ થાય તુ તારા અશથી દરેક બ્રહ્માડમા ક્ષુદ્ર (નાના) વિરાટરૂપે* થા, (અર્થાત્ દરેક બ્રહ્માડમા જુદા જુદા નાના વિરાટ રૂપે થા ) તારા નાભિકમળમાથી જગત્સ્રષ્ટા બ્રહ્મા ઉત્પન્ન થશે એ બ્રહ્માના લલાટમા જે અગિયાર રુદ્રો રહે છે, તેઓ શિવના અશથી યુકત હોઈ સૃષ્ટિ નો સહાર કરવા ઉત્પન્ન થશે. તેઓમા કાલાગ્નિરુદ્ર નામનો એક રુદ્ર છે, તે જગતનો સહાર કરનાર થશે અને વિષયભોગવાળા જે વિષ્ણુ છે, તે પણ પોતાના થોડા અશથી (અનેક વિષ્ણુઓરૂપ થઈ) સૃષ્ટિનુ પાલન કરનાર થશે તુ મારા વરદાનથી નિરતર મારી ભકિતથી યુકત થઈશ અને ધ્યાન વડે સુદર એવા મને તથા મારી છાતી પર રહેલી તારી સુદર માતાને અવશ્ય જોઈશ હે વત્સ! હુ મારા ગોલોકમા (હવે) જાઉં છુ, તુ અહીં રહે ' એમ કહી તે શ્રીકૃષ્ણ અદૃશ્ય થયા તેમણે પોતાના ગોલોકમા જઈ તે જ ક્ષણે સ્રષ્ટા બ્રહ્માને સૃષ્ટિ ઉત્પન્ન કરવા તથા ઈશ્વર શકરને સૃષ્ટિનો સહાર કરવા કહ્યુ

શ્રીકૃષ્ણ બોલ્યા 'હે પુત્ર બ્રહ્મા! તમે સૃષ્ટિ ઉત્પન્ન કરવા મહાવિરાટના રૂવાડાના છિદ્રોમા જે ક્ષુદ્ર બ્રહ્માડો રહ્યા છે, તેમાના દરેક નાના વિરાટના નાભિકમળમાથી (અશથી) ઉત્પન્ન થાઓ, તેમ જ હે પુત્ર મહાદેવ! હે મહાભાગ! તમે પોતાના અશથી (તે તે દરેક ક્ષુદ્ર બ્રહ્માડના દરેક નાના) બ્રહ્માના લલાટમાથી ઉત્પન્ન થાઓ અને લાબા કાળ સુધી તપ કર્યા+ કરો ' હે બ્રહ્માના પુત્ર નારદ! એમ કહી જગતના નાથ શ્રીકૃષ્ણ બોલતા બધ થયા, એટલે કલ્યાણદાતા બ્રહ્મા તથા શિવ તેમને નમસ્કાર કરીને ગયા (એ બ્રહ્મા તથા શિવ હજી તો ત્યા પહોચ્યા પણ ન હતા, તેટલામા જ) મહાવિરાટ પોતાના અશથી બ્રહ્માડરૂપ ગોળામા રહેલા જળની અદર જુદા જુદા નાના વિરાટરૂપે (દરેક બ્રહ્માડમા) થઈ ગયા હતા એ જ વિશ્વવ્યાપી (જલશાયી નારાયણ કહેવાતા) ક્ષુદ્ર વિરાટ શ્યામ, યુવાન, પીળા વસ્ત્રો વાળા, જલશય્યામા સૂતેલા, લગાર લગાર હસતા અને પ્રસન્ન મુખવાળા છે તેમના નાભિકમળમા (નાના) બ્રહ્મા ઉત્પન્ન થયા એ બ્રહ્મા ઉત્પન્ન થઈને કમળના દાડામા એક લાખ યુગ સુધી ભમ્યા, તોપણ નાભિમા ઉત્પન્ન થયેલા એ કમળના નામરૂપ દાડાનો અત પામી શકયા નહિ, ત્યારે તમારા પિતા એ બ્રહ્મા ચિતામા પડયા. પછી પોતાના સ્વાનમા

* આમ કહ્યુ તે ઉપરથી જણાય છે કે, આ મહાવિરાટ અનેક કરોડો બ્રહ્માડોની અદર આવતા વ્યષ્ટિ વિરાટસ્વરૂપોના અધિપતિ સમષ્ટિરૂપે વિરાટ છે

+ એમ બ્રહ્મા તથા શિવને શ્રીકૃષ્ણે જેમ કહ્યુ તેમ ચાર ભુજવાળા વિષ્ણુને પણ સૃષ્ટિના પાલન માટે દરેક બ્રહ્માડમા જુદા જુદા વિષ્ણુરૂપે થવા કહ્યુ હતુ એમ પણ જાણી લેવુ

આવી તેમણે શ્રીકૃષ્ણના ચરણકમળનું ધ્યાન કર્યું, તેથી ધ્યાન દ્વારા પ્રાપ્ત થયેલા દિવ્ય ચક્ષુથી તેમણે બ્રહ્માંડરૂપ ગોળામા રહેલી જળરૂપી શય્યામા સૂતેલા તે ક્ષુદ્ર વિરાટને જેમના રુવાટાના છિદ્રોમા અનત બ્રહ્માડો રહેલા છે, તે પરમેશ્વર મહાવિરાટને, શ્રીકૃષ્ણને તથા ગોપ—ગોપીઓ સહિત ગોલોકને જોયા પછી તે શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને તેમણે વરદાન મેળવ્યુ અને સૃષ્ટિ ઉત્પન્ન કરી, તેમ જ એ (દરેક) ક્ષુદ્ર બ્રહ્માના સનકાદિ માનસપુત્રો ઉત્પન્ન થયા અને શિવના અશરૂપ રુદ્રો પણ ઉત્પન્ન થયા, તે અગિયાર કહેવાય છે ક્ષુદ્ર વિરાટના ડાબા ભાગમાથી ચાર ભુજાઓવાળા ભગવાન વિષ્ણુ સૃષ્ટિના રક્ષક તરીકે ઉત્પન્ન થયા અને તે શ્વેતદ્વીપમા રહ્યા ક્ષુદ્ર વિરાટના નાભિકમળમા ઉત્પન્ન થયેલા ક્ષુદ્ર બ્રહ્માએ સ્વર્ગ, મનુષ્યલોક અને પાતાલ એ ત્રિલોકી તથા સ્થાવર—જગમ સહિત વિશ્વ ઉત્પન્ન કર્યું એમ મહાવિરાટના રુવાટાના છિદ્રોમા જે અનત ક્ષુદ્ર બ્રહ્માડો રહેલા છે, તે દરક ક્ષુદ્ર બ્રહ્માડમા ક્ષુદ્ર વિરાટ, ક્ષુદ્ર બ્રહ્મા, ક્ષુદ્ર વિષ્ણુ તથા ક્ષુદ્ર શિવ વગેરે રહેલા છે હે બ્રાહ્મણ! એમ સુખદાયી તથા મોક્ષ આપનાર શ્રીકૃષ્ણનુ શુભ વર્ણન તમને કહ્યુ હવે બીજુ વધારે શુ સાભળવા તમે ઇચ્છો છો? ૧-૬૨

इत्येवं कथितं ब्रह्मन् कृष्णसङ्कीर्तनं शुभम्।
सुखदं मोक्षदं ब्रह्मन् किं भूयः श्रोतुमिच्छसि॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમા સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

## અધ્યાય ૪ થો*

### સરસ્વતીસ્તોત્ર-પૂજા-કવચ વગેરે

नारद उवाच

श्रुतं सर्वं मया पूर्वं त्वत्प्रसादात् सुधोपमम्।
अधुना प्रकृतीनां च व्यस्तं वर्णय पूजनम्॥१॥

નારદે કહ્યુ 'તમારી કૃપાથી મે પ્રકૃતિઓનુ અમૃતતુલ્ય સર્વ વર્ણન પ્રથમ સાભળ્યુ, હવે પ્રકૃતિઓનુ જુદુ જુદુ પૂજન તમે વર્ણવો હે પ્રભો! કઈ પ્રકૃતિની પૂજા કયા પુરુષે કરી હતી? એ પૂજા મનુષ્યલોકમા કયા પ્રકારે પ્રચાર પામી? કયા મત્રથી કઈ પ્રકૃતિ પૂજવી અને કયા સ્તોત્રથી કઈ પ્રકૃતિની સ્તુતિ કરવી? તે પ્રકૃતિઓના સ્તોત્ર 'ધ્યાન' પ્રભાવ અને શુભ ચરિત તમે કહો અને કઈ કઈ પ્રકૃતિએ કોને કોને વરદાન આપ્યા હતા, તે પણ તમે મને કહેવાને યોગ્ય છો

શ્રીનારાયણ બોલ્યા ગણેશમાતા દુર્ગા, રાધા લક્ષ્મી, સરસ્વતી અને ગાયત્રી આ પાચ પ્રકારની પ્રકૃતિ સૃષ્ટિરચનામા કહી છે આ પ્રકૃતિઓની પૂજા, પરમ અદ્ભુત પ્રભાવ અને સર્વ મગલોનુ કારણ અમૃતતુલ્ય ચરિત્ર (તત્રાદિ ગ્રથોમા) પ્રસિદ્ધ છે, (એટલે તે હુ કહેતો નથી,) પણ હે નારદ! પ્રકૃતિના અશરૂપ કલાઓનુ સર્વે શુભ ચરિત્ર હુ કહુ છુ, તમે સાવધાન થઈ ને સાભળો કાલી, વસુધરા, ગગા, ષષ્ઠી, મગલચડિકા, તુલસી, મનસા, નિદ્રા, સ્વધા, સ્વાહા અને દક્ષિણા આ પ્રકૃતિની કલારૂપ દેવીઓના ટૂકા ચરિત્ર પુણ્યદાયી તથા સાભળવામા સુદર છે, તેને તથા (પ્રસગે) જીવોના કર્મોને જુદા જુદા ફળ પણ (વૈરાગ્ય માટે) સુદર રીતે હુ કહુ છુ, તેમ જ દુર્ગા તથા રાધાનુ મોટુ વિશાળ ચરિત્ર (એટલે અનુષ્ઠાનવિધિ) પણ છેવટે હુ કહીશ, હમણા ટૂક ણના ક્રમે તમે સાભળો હે મુનિશ્રેષ્ઠ! જેમની કૃપાથી મૂર્ખ પડિત થાય છે, તે સરસ્વતીની પૂજા શ્રીકૃષ્ણે પ્રથમ કરી હતી જ્યારે તે સરસ્વતી દેવી શ્રીકૃષ્ણની સ્ત્રી રાધિકાજીના મુખમાથી પ્રગટયા હતા, ત્યારે ઇચ્છા પ્રમાણે રૂપ ધરનારા અને કામનાવાળા હોઈ તેમણે કામને લીધે શ્રીકૃષ્ણને જ પતિ (કરવા) ઇચ્છયા હતા તે વખતે સર્વજ્ઞ શ્રીકૃષ્ણે તેમનો ભાવ જાણી લઈ સર્વની માતા તે સરસ્વતીને કહ્યુ હતુ કે, 'હે સતિ! મારા અશથી જન્મેલા, ચાર ભુજાઓવાળા, યુવાન, સુદર, સર્વગુણયુક્ત, મારા સમાન, સ્ત્રીઓની કામનાઓ પૂરનારા અને કરોડો કામદેવ જેવી લાવણ્યલીલાથી શોભતા ઇશ્વર નારાયણ તમે પતિ તરીકે સેવો હે સુદરિ! તમે મને પતિ કરીને અહીં રહેવા જોકે ઇચ્છો છો, પણ રાધા તમારાથી બળવાન છે, તેથી તમારુ સારુ થશે નહિ. હે સરસ્વતિ!

* આ અધ્યાયમાં એકાવન શ્લોકોની સરસ્વતીનાં સ્તોત્ર પૂજા ૧૨ વગેરે કહ્યાં છે.

જે પુરુષ જેનાથી બળવાન હોય, તે તેનાથી બીજાનું રક્ષણ કરી શકે, પણ પોતે જ જો અસમર્થ હોય, તો તે બીજાઓનું રક્ષણ કેવી રીતે કરી શકે? હું જો કે સર્વનો ઈશ્વર તથા સર્વનો શાસક છું, તોપણ રાધાને (કોઈ વાતથી) અટકાવવા સમર્થ નથી; કેમ કે તે રાધા તેજ, રૂપ તથા ગુણ વડે મારા જેવી છે. વળી તે રાધાદેવી પ્રાણની અધિષ્ઠાત્રી હોવાથી પ્રાણનો ત્યાગ કરવા કોણ સમર્થ હોય? કોઈ પુત્ર પણ પોતાના પ્રાણ કરતાં (વધારે) પ્રિય કોને હોય છે? માટે હે કલ્યાણિ! તમે વૈકુંઠમાં જાઓ. તમારું કલ્યાણ થશે. મહાસમર્થ તે નારાયણને પતિ કરીને તમે ઘણા લાંબા કાળ સુધી સુખેથી આનંદ કરો. (જોકે ત્યાં પણ લક્ષ્મી તમારી શૉક તરીકે છે, તોપણ તે રાધા જેવી અભિમાની નથી, પણ) લોભ, મોહ, ક્રોધ, માન તથા હિંસારહિત એ લક્ષ્મી તેજ, રૂપ તથા ગુણ વડે તમારા જેવી હોવાથી તેમની સાથે કાયમ પ્રીતિપૂર્વક તમારો કાળ જશે. વળી નારાયણ તમારા બંનેનું સમાન માન કરશે. હે સુંદરિ! વિદ્યાનો આરંભ કરવાનો દિવસ માઘ સુદિ પાંચમ છે ત્યારે દરેક વિશ્વમાં લોકો તમારી માન સહિત મોટી પૂજા કરશે; અને મારા (આ) વરદાનને લીધે જિતેન્દ્રિય તથા સંયમી મનુષ્યો, મનુઓ, દેવો, મોટા મુનિઓ, મુમુક્ષુઓ, વસુઓ, યોગીઓ, સિદ્ધો, નાગો, ગંધર્વો તથા રાક્ષસો દરેક કલ્પમાં પ્રલયકાળ સુધી ભક્તિયુક્ત રહી કણ્વશાખામાં કહેલા વિધિ પ્રમાણે સોળ ઉપચારો અર્પણ કરી ધ્યાન તથા સ્તવનપૂર્વક કળશ અથવા પુસ્તકમાં (તમારું આવાહન કરી) તમારી પૂજા કરશે. વળી સોનાનું માદળિયું કરી સુગંધી ચંદનથી (ભોજપત્રમાં) લખેલું તમારું કવચ (તે માદળિયામાં નાખી લોકો) કંઠમાં અથવા જમણા હાથમાં ધારણ કરશે; તેમ જ વિદ્વાનો તમારા પૂજનના ઉત્તમ સમયે તમારા કવચનો પાઠ કરશે;' એમ કહી શ્રીકૃષ્ણે સર્વપૂજ્ય તે સરસ્વતીદેવીનું પૂજન કર્યું હતું. પછી બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરેએ, શેષનાગે, ધર્મે, સનકાદિ મોટા મુનિઓએ, સર્વ દેવોએ, મનુઓએ, રાજાઓએ તથા મનુષ્યો વગેરેએ તે સરસ્વતીનું પૂજન કરવા માંડયું. એમ સર્વ લોકો સરસ્વતીને હમેશાં પૂજવા લાગ્યા.

નારદે કહ્યું: સરસ્વતીની પૂજાનો વિધિ, કવચ, ધ્યાન, હમેશાં પૂજામાં ઉપયોગી નૈવેદ્ય, પુષ્પ તથા ચંદન વગેરે તમે મને કહો. હે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ! આ તમારા હૃદયમાં સાંભળવામાં સુંદર શું રહ્યું છે? તે સાંભળવા મને ઉત્કંઠા થાય છે.

શ્રીનારાયણ બોલ્યા: હે નારદ! જગતની માતા સરસ્વતીના પૂજનવિધિ સહિત કણ્વશાખામાં કહેલી પદ્ધતિ હું કહું છું, તમે સાંભળો. વિદ્યાનો આરંભ કરવાનો દિવસ માઘ સુદિ પાંચમના આગલા દિવસે પૂજા કરવાનો નિશ્ચય કર્યા પછી તે દિવસે સાવધાન તથા પવિત્ર રહી, સ્નાન કરી, નિત્યક્રિયાઓ કરીને ભક્તિથી પોતાની શાખામાં કહેલી વિધિ પ્રમાણે અથવા તાંત્રિક વિધિ પ્રમાણે કળશનું સ્થાપન કરી પ્રથમ ગણેશનું પૂજન કરવું; પછી દષ્ટદેવી સરસ્વતીનું પૂજન કરવું. પછી તે વ્રતધારી મનુષ્યે હવે પછી કહેવાશે તે ધ્યાનથી બહારના કળશમાં ધ્યાન કરી ફરી સોળ ઉપચારોથી પૂજન કરવું. તે પૂજનમાં ઉપયોગી નૈવેદ્ય જે વેદમાં જણાવ્યું છે, તેને હે સૌમ્ય! મારા અધ્યયન તથા વેદજ્ઞાન પ્રમાણે હું થોડું કહું છું: માખણ, દહીં, દૂધ, ચોખા, તલના લાડુ, ધોળી શેરડી, ધોળી શેલડીનો રસ, પાકો ગોળ, મધ, માંગલિક પદાર્થ, સાકર, ધોળા ધાન્યના અખંડ પદાર્થો, નહિ બાફેલા ધોળા ધાન્યના પૌંઆ, ધોળા લાડુ, ઘી, સિંધવ સહિત શાસ્ત્રોક્ત હવિષ્યાન્ન, જવ તથા ઘઉંનો ઘી નાખેલો લોટ, મંગલ પદાર્થોનો લોટ, પાકીને સુકાઈ ગયેલાં કેળાંનો લોટ, ઘી નાખેલો દૂધપાક, અમૃત જેવું મિષ્ટાન્ન, નાળિયેર, નાળિયેરનું પાણી કસેરુ, મૂળા, આદું, પાકાં કેળાં, સુંદર બીલાં, બોર અને કાળ તથા દેશ પ્રમાણે ઉત્પન્ન થયેલાં સુંદર શુદ્ધ કરેલાં ધોળાં ફળ—આ બધું નૈવેદ્ય સમજવું. તેમ જ હે મુનિ! સુગંધી ધોળાં પુષ્પ, સુગંધી ધોળું ચંદન, નવું ધોળું વસ્ત્ર, સુંદર શંખ, ધોળાં પુષ્પોની માળા, ધોળો હાર અને ધોળાં આભૂષણો સમજવાં. હવે હે મહાભાગ! સાંભળવામાં સુંદર અને ભ્રાંતિ ભાંગવામાં કારણ એવું સરસ્વતીનું ઉત્તમ ધ્યાન વેદમાં જેવું કહ્યું છે, તે તમે સાંભળો.

'ધોળા રંગના, મંદ હસતા, અતિ મનોહર, કરોડો ચંદ્રની કાંતિનો તિરસ્કાર કરતા ભરપૂર શોભાયુક્ત શરીરવાળા, અગ્નિશુદ્ધ વસ્ત્રો પહેરનારા, વીણા તથા પુસ્તકને ધારણ કરતા, ઉત્તમ રત્નોથી બનાવેલા નવા શણગારોથી શણગારેલા, બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિ દેવોના ગણોએ સારી રીતે પૂજેલા અને મોટા મુનિઓ, મનુઓ તથા મનુષ્યોએ વંદેલા સરસ્વતીને ભક્તિથી હું વંદું છું ' એમ ધ્યાન કરી, મૂળમંત્રથી સર્વ નૈવેદ્ય વગેરે અર્પણ કરી, વિદ્વાન મનુષ્યે તે દેવીને સ્તવીને કવચ ધારણ કરી પૃથ્વી પર દંડવત્ પ્રણામ કરવા. હે મુનિ! જેઓના ઇષ્ટદેવી આ સરસ્વતી હોય, તે સર્વ મનુષ્યોની વિદ્યાના આરંભ સમયે, વર્ષના છેલ્લા દિવસે અને માઘ સુદિ પાંચમના દિવસે આ નિત્યક્રિયા સમજવી, તેમ જ વેદોક્ત આઠ અક્ષરોવાળો જે ઉત્તમ મૂળમંત્ર છે, તે સર્વને ઉપયોગી છે. જે મનુષ્યોને જે કારણે તે મંત્રનો ઉપદેશ કરાયો હોય, તે કારણને લીધે તે જ મંત્ર સર્વ માટે મૂળમંત્ર ગણાય છે, જેમાં લક્ષ્મીનું બીજ '**શ્રીં**' તથા માયાબીજ '**હ્રીં**' પ્રથમ હોય, '**સરસ્વતી**' શબ્દની ચોથી વિભક્તિનું એકવચન વચ્ચે હોય અને '**સ્વાહા**' શબ્દ અંતે હોય છે, તે આ (**શ્રીં હ્રીં સરસ્વત્યૈ સ્વાહા**)' વૈદિક મંત્ર કલ્પવૃક્ષ રૂપ છે., તે મંત્ર પૂર્વે કૃપાના ભંડાર શ્રીનારાયણે ભરતખંડના પવિત્ર ક્ષેત્ર ગંગાકિનારે વાલ્મીકિ ઋષિને આપ્યો હતો, તેમ જ ભૃગુ ઋષિએ સૂર્યગ્રહણના સમયે પુષ્કર ક્ષેત્રમાં શુક્રને આપ્યો હતો, મારીચ ઋષિએ ચંદ્રગ્રહણના સમયે બૃહસ્પતિને હર્ષપૂર્વક તે આપ્યો હતો, પ્રસન્ન થયેલા બ્રહ્માએ બદરિકાશ્રમમાં ભૃગુને તે આપ્યો હતો, જરત્કારુએ ક્ષીરસમુદ્રની પાસે આસ્તીક મુનિને તે આપ્યો હતો, વિભાંડક ઋષિએ મેરુ પર્વત પર બુદ્ધિમાન ઋષ્યશૃંગને તે આપ્યો હતો, શંકરે કણાદ તથા ગૌતમ મુનિને હર્ષથી તે આપ્યો હતો, સૂર્યે યાજ્ઞવલ્ક્ય તથા કાત્યાયન મુનિને આપ્યો હતો, શેષનાગે બુદ્ધિમાન પાણિનિને, ભારદ્વાજને તથા સુતલમાં બલિરાજાની સભામાં શાકટાયનને તે આપ્યો હતો. એ મંત્ર ચાર લાખ જપવાથી જ મનુષ્યોને સિદ્ધિ થાય છે. તે મંત્ર જો સિદ્ધ થાય, તો મનુષ્ય બૃહસ્પતિ જેવો થાય છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ નારદ! પૂર્વે ગંધમાદન પર્વત પર વિશ્વના સ્રષ્ટા બ્રહ્માએ 'વિશ્વજય' નામનું સરસ્વતીનું જે કવચ ભૃગુઋષિને આપ્યું હતું તે હવે સાંભળો.

ભૃગુઋષિએ (બ્રહ્માને) કહ્યું : 'હે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ બ્રહ્મા! હે બ્રહ્મજ્ઞાનમાં કુશળ! હે સર્વજ્ઞ, હે સર્વના પિતા! હે સર્વના ઈશ્વર! હે સર્વથી પૂજાયેલા! હે પ્રભો! મંત્રોના સમૂહથી યુક્ત, સર્વશ્રેષ્ઠ અને નિર્દોષ! 'વિશ્વજય' નામનું સરસ્વતીનું કવચ તમે મને કહો.

બ્રહ્મા બોલ્યા : હે પુત્ર! સર્વ કામનાઓ આપનારું, વેદના સારરૂપ, સાંભળતાં સુખકારક, વેદમાં કહેલું અને વેદે પૂજેલું સરસ્વતીનું કવચ હું તમને કહું છું, તમે સાંભળો. રાસના ઈશ્વર પ્રભુ શ્રીકૃષ્ણે વૃંદાવન વનમાં રાસના સમયે રાસમંડળમાં તે મને કહ્યું છે. એ કવચ અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય, કલ્પવૃક્ષ જેવું ઉત્તમ અને કદી નહિ સાંભળેલા મંત્રોના સમૂહોથી યુક્ત છે. હે બ્રાહ્મણ! જેને ધારણ કરવાથી ભગવાન શુક્ર સર્વ દૈત્યોમાં પૂજાયા છે, જેને ધારણ કરી પાઠ કરવાથી બૃહસ્પતિ બુદ્ધિમાન થયા છે, જેનો પાઠ કરવાથી તથા ધારણ કરવાથી વાલ્મીકિ મુનિ ઉત્તમ વાણીવાળા કવીંદ્ર થયા હતા અને જેને ધારણ કરી સ્વાયંભુવ મનુ સર્વથી પૂજાયેલા થયા હતા, તેમ જ કણાદ, ગૌતમ, કણ્વ, પાણિનિ, શાકટાયન, દક્ષ તથા કાત્યાયને પોતે જે ધારણ કરી ગ્રંથો રચ્યા છે, વેદવ્યાસે પોતે પણ જેને પ્રથમ ધારણ કરી વેદના વિભાગ તથા સમગ્ર પુરાણો લીલામાત્રમાં કર્યા છે. શાતાતપે, સંવર્તે, વસિષ્ઠે, પરાશરે તથા યાજ્ઞવલ્ક્યે જેને ધારણ કરી પાઠ કરવાથી ગ્રંથો રચ્યા છે અને ઋષ્યશૃંગ, ભરદ્વાજ, આસ્તીક, દેવલ, જૈગીષવ્ય તથા યયાતિ, જેને ધારણ કરી બધે પૂજાયા છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ભૃગુ! આ કવચના ઋષિ પ્રજાપતિ છે, બૃહતી છંદ છે અને સરસ્વતી માતા પોતે જ દેવતા છે. સર્વ તત્ત્વોના જ્ઞાનમાં, સર્વ પ્રયોજનો સિદ્ધ કરવામાં તથા સર્વ કવિતાઓમાં આ કવચનો વિનિયોગ કહ્યો છે. '**શ્રીં હ્રીં સરસ્વત્યૈ સ્વાહા**' એ (૧) મંત્ર

મારા મસ્તકનુ સર્વ તરફથી રક્ષણ કરો 'श्री वाग्देवतायै स्वाहा' એ (૨) મત્ર મારા લલાટનુ હમેશા રક્ષણ કરો 'ॐ सरस्वत्यै स्वाहा' એ (૩) મત્ર મારા બને કાનનુ હમેશા રક્ષણ કરો 'ॐ ह्रीं भगवत्यै सरस्वत्यै स्वाहा' એ (૪) મત્ર મારા બને નેત્રોનુ સદા રક્ષણ કરો 'ॐ श्रीं वाग्वादिन्यै स्वाहा' એ (૫) મત્ર મારી નાસિકાનુ કાયમ રક્ષણ કરો 'ह्रीं विद्याधिष्ठातृदेव्यै स्वाहा' એ (૬) મત્ર મારા હોઠનુ સદા રક્ષણ કરો 'ॐ श्रीं ह्रीं ब्राह्म्यै स्वाहा' એ (૭) મત્ર મારા દાતની પકિતનુ સદા રક્ષણ કરો, 'ऐं' એ એક અક્ષરવાળો (૮) મત્ર મારા કઠનુ રક્ષણ કરો, 'ॐ श्रीं ह्रीं' એ (૯) મત્ર મારી ડોકનુ રક્ષણ કરો 'श्रीं' એ (૧૦) મત્ર મારી બે ખાધનુ રક્ષણ કરો, 'ॐ ह्रीं विद्याधिष्ठातृदेव्यै स्वाहा' એ (૧૧) મત્ર મારી છાતીનુ સદા રક્ષણ કરો 'ॐ ह्रीं विद्याधिस्वरूपायै स्वाहा' એ (૧૨) એ મત્ર મારી નાભિનુ રક્ષણ કરો 'ॐ ह्रीं क्लीं वाण्यै स्वाहा' એ (૧૩) મત્ર મારા બેય હાથનુ સદા રક્ષણ કરો 'ॐ सर्ववर्णात्मिकायै स्वाहा' એ (૧૪) મત્ર મારા બને પગનુ સદા રક્ષણ કરો. 'ॐ वागधिष्ठातृदेव्यै स्वाहा' એ (૧૫) મત્ર મારી હમેશા રક્ષા કરો 'ॐ सर्वकण्ठवासिन्यै स्वाहा' એ (૧૬) મત્ર મારુ પૂર્વ દિશામા સદા રક્ષણ કરો 'ॐ सर्वजिह्वाग्रवासिन्यै स्वाहा' એ (૧૭) મત્ર મારુ અગ્નિ ખૂણામા રક્ષણ કરો 'ॐ ऐं ह्रीं क्लीं सरस्वत्यै बुधजनन्यै स्वाहा' એ (૧૮) ઉત્તમ મત્ર મારુ દક્ષિણ દિશામા કાયમ રક્ષણ કરો ' 'ॐ ऐं ह्रीं श्रीं' એ ત્રણ અક્ષરોવાળો (૧૯) મત્ર મારુ નૈઋત્ય ખૂણામા રક્ષણ કરો, 'ॐ ऐं जिह्वाग्रवासिन्यै स्वाहा' એ (૨૦) મત્ર મારુ પશ્ચિમ દિશામા રક્ષણ કરો 'ॐ सर्वाम्बिकायै स्वाहा' એ (૨૧) મત્ર મારુ વાયવ્ય ખૂણામા સદા રક્ષણ કરો, ' 'ॐ ऐं श्रीं क्लीं गद्यवासिन्यै स्वाहा' એ (૨૨) મત્ર ઉત્તર દિશામા મારુ રક્ષણ કરો, ' 'ऐं सर्वशास्त्रवासिन्यै स्वाहा' એ (૨૩) મત્ર ઈશાન ખૂણામા મારુ સદા રક્ષણ કરો, 'ॐ ह्रीं सर्वपूजितायै स्वाहा' એ (૨૪) મત્ર ઉપરની દિશામા મારુ સદા રક્ષણ કરો, 'ॐ पुस्तकवासिन्यै स्वाहा' એ (૨૫) મત્ર નીચેની દિશામા મારુ સદા રક્ષણ કરો અને 'ॐ ग्रन्थबीजस्वरूपायै स्वाहा' એ (૨૬) મત્ર સર્વ તરફ મારુ રક્ષણ કરો હે બ્રાહ્મણ! એમ વેદમત્રોના સમૂહરૂપ આ 'વિશ્વજય' નામનુ બ્રહ્મરૂપ કવચ મે તમને કહ્યુ

નારાયણ બોલ્યા હે નારદ! આ કવચ પૂર્વે મે ગધમાદન પર્વત ઉપર ધર્મના મુખથી સાભળ્યુ હતુ અને તમારા ઉપરના સ્નેહથી મે તમને કહ્યુ છે, તે કોઈને કહેવા યોગ્ય નથી બુદ્ધિમાન મનુષ્યે વસ્ત્ર, શણગાર તથા ચદન વડે વિધિ પ્રમાણે ગુરુને પૂજી તેમને પૃથ્વી પર દડવત્ પ્રણામ કરી આ કવચ ધારણ કરવુ આ કવચના પાચ લાખ જપ કરવાથી જ તે સિદ્ધ થાય છે અને જો સિદ્ધ થાય છે, તો મનુષ્ય બૃહસ્પતિ જેવો થાય છે આ કવચની કૃપાથી મનુષ્ય મહાન વકતા, મોટો કવિ અને ત્રૈલોકયવિજયી થઈ સર્વને જીતવા સમર્થ થાય છે હે મુનિ! કણ્વશાખામા કહેલુ આ કવચ મે તમને કહ્યુ હવે સરસ્વતીનુ સ્તોત્ર, પૂજાવિધિ, ધ્યાન તથા વદન તમે સાભળો ૧–૯૧

**इद च कण्वशाखोक्तं कवचं कथितं मुने ।**
**स्तोत्रपूजाविधान च ध्यान च वन्दनं शृणु ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ
વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

# અધ્યાય ૫ મો*

## સરસ્વતીનુ મહાસ્તોત્ર

श्रीनारायण उवाच

**वाग्देवतायाः स्तवन श्रूयतां सर्वकामदम् ।**
**महामुनिर्याज्ञवल्क्यो येन तुष्टाव तां पुरा ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા પૂર્વે જે સ્તોત્રથી મહામુનિ યાજ્ઞવલ્કયે સરસ્વતીને સ્તવ્યા હતા, તે સર્વ કામનાઓ આપનારુ સરસ્વતીનુ સ્તવન તમે સાભળો તે યાજ્ઞવલ્કય મુનિની વિદ્યાઓ ગુરુના શાપને લીધે જ્યારે નાશ પામી હતી, ત્યારે દુખથી પીડાતા તે મુનિ અત્યત પવિત્ર (લોલાર્ક નામના) સૂર્યના

* આ અધ્યાયમા સાડત્રીસ શ્લોકમાંથી નારાયણે સરસ્વતીનું મહાસ્તોત્ર નારદને સ્પષ્ટ કહ્યુ છે

સ્થાનમા ગયા હતા એ લોલાર્કમા તપશ્ચર્યાથી સૂર્યને પ્રત્યક્ષ મેળવી મુનિ યાજ્ઞવલ્કયે સૂર્યની સ્તુતિ કરી અને શોકને લીધે વારવાર રુદન કર્યું પછી ઈશ્વર સૂર્યે તેમને વેદ તથા વેદના અગો ભણાવ્યા અને કહ્યુ કે, 'આનુ સ્મરણ રહે તે માટે તમે ભકિતથી સરસ્વતીની સ્તુતિ કરો ' એમ તેને કહીને દીનજનોના નાથ તે સૂર્ય અદૃશ્ય થયા અને તે મુનિ પણ સ્નાન કરી ભકિતથી પોતાની ડોક નમાવી આમ સ્તુતિ કરવા લાગ્યા

યાજ્ઞવલ્કય બોલ્યા હે જગતના માતા, ગુરુના શાપથી આ રીતે નાશ પામેલા તેજવાળા, સ્મૃતિ ભ્રષ્ટ તથા વિદ્યારહિત થયેલા દુ ખી એવા મારા પર તમે કૃપા કરો અને જ્ઞાન, સ્મૃતિ, વિદ્યા, શિષ્યોને બોધ આપવાની શકિત, ગ્ર થકર્તાપણાની શકિત તથા સારી પ્રતિષ્ઠાવાળો ઉત્તમ શિષ્ય મને આપો વળી નિરતર વિકાસ પામતી બુદ્ધિ તથા ઉત્તમ સભામા શુભ વિચાર કરવાનુ સામર્થ્ય આપો દૈવયોગે મારુ જે કઈ નાશ પામ્યુ છે, તેને ફરી નવીન કરો જેમ ઈશ્વર ભસ્મમા પણ અકુર ઉત્પન્ન કરે છે, તેમ તમે મારુ સર્વ નાશ પામેલુ સાધી આપો વિદ્યાની જે અધિષ્ઠાત્રી દેવી બ્રહ્મસ્વરૂપ, પરમ જ્યોતિરૂપ અને સનાતની છે, તે સરસ્વતીને વારવાર નમસ્કાર હો વિસર્ગ, બિંદુ તથા માત્રાઓમા જેમની અવશ્ય સ્થિતિ છે અને અક્ષરોના જે અધિષ્ઠાત્રી દેવી છે, તે નીતિસ્વરૂપ સરસ્વતીને વારવાર નમસ્કાર હો જે દેવી વ્યાખ્યાસ્વરૂપ, વ્યાખ્યાની અધિષ્ઠાતારૂપ અને જેમના વિના મોટો ગણિતશાસ્ત્રી પણ સખ્યા કરવા શકિતમાન નથી, તે કલા તથા સખ્યારૂપ દેવીને વારવાર નમસ્કાર હો જે દેવી ભ્રમ થતા સિદ્ધાતરૂપ થાય છે અને સ્મૃતિશકિત, જ્ઞાનશકિત તથા બુદ્ધિ શકિતસ્વરૂપ છે, તે દેવીને વારવાર નમસ્કાર હો વળી જે પ્રતિભા તથા કલ્પના શકિતસ્વરૂપ છે, તેમને વારવાર નમસ્કાર હો જે સમયે સનત્કુમારે બ્રહ્મને જ્ઞાન પૂછ્યુ, તે સમયે બ્રહ્મા પણ મૂગા જેવા થયા હતા અને બ્રહ્મસિદ્ધાત કહેવા સમર્થ થયા ન હતા, ત્યારે સર્વનિયતા પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાન ત્યા પધાર્યા હતા અને તેમણે કહ્યુ હતુ કે, 'હે બ્રહ્મા! તમે ઇષ્ટદેવી સરસ્વતીની સ્તુતિ કરો ' પછી બ્રહ્માએ તે પરમાત્માની આજ્ઞાથી સરસ્વતીની સ્તુતિ કરી હતી ત્યારે તેમની કૃપાથી ઉત્તમ બ્રહ્મસિદ્ધાત રચ્યો હતો વળી જ્યારે પૃથ્વીએ શેષનાગને અદ્વૈત જ્ઞાન પૂછ્યુ હતુ, ત્યારે તે પણ મૂગા જેવા થયા હતા અને સિદ્ધાત કરવા સમર્થ થયા ન હતા, પછી અત્યત ત્રાસ પામેલા તેમણે કશ્યપની આજ્ઞાથી સરસ્વતીની સ્તુતિ કરી હતી, તેથી ભ્રમને ભાગી નાખનારો ઉત્તમ સિદ્ધાત તેમણે રચ્યો હતો જે વેળા વ્યાસે વાલ્મીકિને પુરાણસૂત્ર પૂછ્યુ હતુ ત્યારે તે મૌન રહ્યા હતા અને જગદબા સરસ્વતીનુ જ તેમણે સ્મરણ કર્યું હતુ, ત્યારે એ મુનીશ્વરે તેમના વરદાનથી ભ્રમરૂપ અધકારનો નાશ કરવામા દીપક જેવુ નિર્મળ જ્ઞાન પ્રાપ્ત કરી સિદ્ધાત કર્યો હતો પછી કૃષ્ણની કળાથી ઉત્પન્ન થયેલા વ્યાસે (તેમની પાસેથી) સિદ્ધાતરૂપ પુરાણસૂત્ર સાભળીને (તેનો અર્થ કવિતા રૂપે સ્પષ્ટ કરવા) તે જ મગળસ્વરૂપ સરસ્વતીને જાણ્યા હતા અને પુષ્કર ક્ષેત્રમા સો વર્ષ સુધી તેમનુ ધ્યાન કર્યું હતુ, ત્યારે તમારી પાસેથી વરદાન પામી તે ઉત્તમ મ્હાકવિ થયા હતા, અને વેદના વિભાગ તથા પુરાણો ત્યારે જ તેમણે કર્યા હતા જે વેળા ઈન્દ્રે સદાશિવને તત્ત્વજ્ઞાન પૂછ્યુ હતુ તે વેળા મહા સમર્થ તેમણે પણ ક્ષણવાર તે સરસ્વતીનુ જ ચિતન કરી મહેન્દ્રને જ્ઞાન આપ્યુ હતુ વળી તે ઈન્દ્રે બૃહસ્પતિને જ્યારે વ્યાકરણશાસ્ત્ર પૂછ્યુ હતુ, ત્યારે તેમણે પણ દેવતાઈ એક હજાર વર્ષ સુધી પુષ્કર ક્ષેત્રમા તમારુ ધ્યાન કર્યું હતુ, પછી તમારી પાસેથી તત્ત્વજ્ઞાન મેળવી એ બૃહસ્પતિએ દેવતાઈ એક હજાર વર્ષ સુધી વ્યાકરણશાસ્ત્ર તથા તેનો અર્થ ઇદ્રને કહ્યો હતો જે મોટા મુનિઓએ શિષ્યોને ભણાવ્યા હતા અને જેઓ પોતે પણ ભણ્યા હતા, તે બધા દેવોના ઈશ્વરી સરસ્વતીનુ ચિતન કરીને જ પ્રવૃત્તિ કરતા હતા. એમ મોટા મુનિઓ, મનુઓ, મનુષ્યો, મોટા દૈત્યો, દેવો તથા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિએ પણ તમને સ્તવ્યા છે તથા પૂજ્યા છે હજાર મુખવાળા શેષનાગ, પાચ મુખવાળા શકર અને ચાર મુખવાળા બ્રહ્મા પણ જેમની સ્તુતિ કરવા જડ જેવા થયા હતા, તેમને હુ મનુષ્ય એક મુખ વડે કેવી રીતે સ્તવી શકુ?'

એમ કહી ભકિતથી નમાવેલી ડોકવાળા યાજ્ઞવલ્કય પ્રણામ કરવા લાગ્યા અને નિરાહાર રહી વારવાર રડવા લાગ્યા પછી જ્યોતિસ્વરૂપ મહામાયા સરસ્વતીને તેમણે જોયા હતા અને તે દેવીએ પણ તેમને કહ્યુ હતુ કે, 'તુ ઉત્તમ મહાકવિ થા' એમ કહી તે વૈકુઠમા જતા રહ્યા હતા જે મનુષ્ય યાજ્ઞવલ્કયે કરેલા આ સરસ્વતીના સ્તોત્રનો પાઠ કરે છે, તે કવિઓમા શ્રેષ્ઠ, મોટો વકતા અને બૃહસ્પતિ જેવો થાય છે, મોટો મૂર્ખ અને દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય પણ એક વર્ષ સુધી આ સ્તોત્રનો જો પાઠ કરે, તો તે અવશ્ય પડિત, બુદ્ધિમાન અને ઉત્તમ મહાકવિ થાય છે ૧–૩૨

**महामूर्खश्च दुर्बुद्धिर्वर्षमेकं यदा पठेत्।**
**स पण्डितश्च मेधावी सुकवीन्द्रो भवेद् ध्रुवम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

## અધ્યાય ૬ ઠ્ઠો+

### શાપને લીધે લક્ષ્મી, ગંગા તથા સરસ્વતીના પૃથ્વી પર જન્મ

व्यास उवाच

**सरस्वती तु वैकुण्ठे स्वय नारायणान्तिके।**
**गङ्गाशापेन कलहात् कलया भारते सरित् ॥ १ ॥**

શ્રીનારાયણે કહ્યુ સરસ્વતી પોતે તો વૈકુઠમા શ્રીનારાયણ પાસે જ રહ્યા છે, પણ કજિયાથી ગગાનો શાપ થવાને લીધે અશથી ભરતખડમા નદીરૂપે થયા છે હે મુનિ! એ સરસ્વતી નદી પુણ્ય આપનાર, પુણ્યરૂપ, પવિત્ર તીર્થસ્વરૂપ, પુણ્યશાળીએ સેવવા યોગ્ય, પુણ્યશાળીની સ્થિતિરૂપ, તપસ્વીઓના તપરૂપ, તપના ફળરૂપ અને કરેલા પાપોરૂપ લાકડાને બાળવા પ્રજ્વલિત અગ્નિ જેવા છે જે મનુષ્યો પૃથ્વી પર સરસ્વતીના જળમા જ્ઞાનથી મરેલા હોય છે, તેઓની સ્થિતિ વૈકુઠમા વિષ્ણુની સભા વિષે લાબા કાળ સુધી થાય છે ભરતખડમા જેણે પાપ કર્યુ હોય, એવો મનુષ્ય તે નદીમા સ્નાન કરી લીલામાત્રમા સર્વ પાપોથી છૂટી જાય છે અને લાબા કાળ સુધી વિષ્ણુલોકમા વસે છે ચાતુર્માસમા, પૂનમના દિવસે, અક્ષયનવમીના દિવસે, ક્ષય દિવસે, વ્યતીપાત, વખતે, ગ્રહણના સમયે અથવા બીજા કોઈ પણ પવિત્ર દિવસે પ્રાસગિક અથવા દ્રવ્ય વગેરેના કારણે અશ્રદ્ધાથી પણ જે મનુષ્ય સરસ્વતીમા નાહ્યો હોય, તે નક્કી વૈકુઠમા વિષ્ણુના જેવા સ્વરૂપને પણ પામે જ છે જે મનુષ્ય સરસ્વતીના તીર પર એક મહિના સુધી સરસ્વતીનો મત્ર જપે છે, તે મહામૂર્ખ હોય તોપણ મોટો કવિ થાય છે, એમા સશય નથી જે મનુષ્ય પ્રથમ એક વાર મુડન કરાવી સરસ્વતીના જળમા કાયમ સ્નાન કરે, તે ફરી વાર ગર્ભવાસ ન જ પામે એમ સુખ તથા કામનાઓ આપનાર અને સારરૂપ સરસ્વતીના ગુણોનુ કઈક વર્ણન કહ્યુ, હવે બીજુ વધારે તમે શુ સાભળવા ઇચ્છો છો?

સૂત બોલ્યા હે શૌનક! નારાયણનુ એ વચન સાભળી મુનિશ્રેષ્ઠ નારદે ફરી તરત આ સદેહ તેમને પૂછ્યો

નારદે પૂછ્યુ સરસ્વતી દેવી કજિયાને લીધે જ ગગાને શાપ થવાથી ભરતખડમા અશથી પુણ્યદાયી નદીરૂપે કેમ થયા? વેદના સારરૂપ આ કથાઓ સાભળવા મારી ઉત્કઠા વધ્યે જ જાય છે અને આ કથારૂપ અમૃતમા મને તૃપ્તિ જ થતી નથી, કેમ કે કલ્યાણના વિષયમા કોણ તૃપ્ત થાય? સર્વથી પૂજાયેલા તે સરસ્વતીને ગગાએ શાપ કેમ આપ્યો હતો? તે ગગા પણ સત્ત્વગુણસ્વરૂપ, પુણ્યદાયી તથા સર્વકાળ કલ્યાણ આપનારા છે (છતા શાપ કેમ આપે?) તેજસ્વી તે બને ગગા—સરસ્વતીના વાદનુ કારણ સાભળવામા મનોહર અને પુરાણોમા અતિ દુર્લભ હશે, માટે મને તે કહેવા તમે યોગ્ય છો

શ્રીનારાયણે કહ્યુ હે નારદ! આ પુરાતની કથા હુ કહુ છુ, તમે સાભળો, જેને માત્ર સાભળવાથી મનુષ્ય સર્વ પાપોથી છૂટી જાય છે લક્ષ્મી, સરસ્વતી ને ગગા એ ત્રણે વિષ્ણુની સ્ત્રીઓ છે, તેઓ પ્રેમમા સમાઈ હોઈ કાયમ વિષ્ણુની પાસે રહે છે એક સમયે ગગાએ લગાર હસીને કામ સહિત કટાક્ષોપૂર્વક

+આ અધ્યાયમા સાઠીસડસઠ શ્લોકોથી શાપને લીધે લક્ષ્મી, ગંગા તથા સરસ્વતીના પૃથ્વી પર જન્મ થયો, તે કથા ટૂકમાં કહેવાશે.

વારવાર વિષ્ણુના મુખ સામે જોયા કર્યું ત્યારે ક્ષણવાર તેમનુ મુખ જોઈ વિષ્ણુ હસ્યા, તે જોઈ લક્ષ્મીએ ક્ષમા કરી, પણ સરસ્વતીએ ક્ષમા ન જ કરી સત્વગુણરૂપ લક્ષ્મીએ મદહાસ્ય સાથે તે સરસ્વતીને સમજાવવા માડયા, પણ ક્રોધના આવેશવાળા તે સરસ્વતી શાત થયા જ નહિ, પણ (ક્રોધથી) લાલ મુખવાળા, રાતા નેત્રોવાળા, કામના વેગથી કપેલા અને વારવાર ધ્રૂજતા હોઠવાળા સરસ્વતીએ પોતાના સ્વામીને કહ્યુ

સરસ્વતી બોલ્યા 'ધર્મિષ્ઠ અને શ્રેષ્ઠ ઉત્તમ પતિની બુદ્ધિ પોતાની દરેક સ્ત્રી તરફ સમાન ભાવવાળી હોય છે, પણ દુષ્ટ પતિની બુદ્ધિ વિપરીત હોય છે હે ગદાધર પ્રભો! ગગા ઉપર તમારો અધિક પ્રેમ જણાયો છે અને લક્ષ્મી ઉપર પણ તેના જેટલો જ પ્રેમ છે પણ મારા ઉપર તમારો લગારે પ્રેમ નથી વળી લક્ષ્મીને ગગા સાથે પોતાનો ખૂબ મનમાન્યો પ્રેમ છે, તેથી લક્ષ્મીએ (તમારા) આ વિપરીત વર્તનની પણ ક્ષમા કરી છે હવે દુર્ભાગી મારે અહીં જીવવાનુ જ શુ કારણ છે? જે સ્ત્રી પતિના પ્રેમથી ઠગાઈ હોય, તેનુ જીવન નિષ્ફળ છે જે વિદ્વાનો તમને સત્ત્વગુણરૂપ કહે છે, તે બધા મૂર્ખ અને વેદને નહિ જાણનારા છે, કેમ કે તેઓ તમારી બુદ્ધિને જાણતા નથી ' સરસ્વતીનુ એ વચન સાભળી, તેમને કોપાયમાન થયેલા જોઈ મનમા વિચારી વિષ્ણુ બહાર સભામા જતા રહ્યા એમ નારાયણ ગયા ત્યારે તે સરસ્વતીએ નિર્ભય થઈ રોષથી ગગાને આવુ કઠોર વાક્ય કહ્યુ 'હે નિર્લજ્જ! ઓ કામનાવાળી! શુ તુ સ્વામીનો ગર્વ કરે છે? સ્વામીનો અધિક પ્રેમ જણાવવા ઇચ્છે છે? આજે વિષ્ણુની સમક્ષ તારા અભિમાનનો હુ ભુક્કો કરી નાખીશ ઓ ધણીને વહાલી! તારો પ્રિય પતિ મને શુ કરશે?' એમ કહી ગગાના કેશ પકડવા તે તૈયાર થયા, એટલે લક્ષ્મીએ વચ્ચે પડી તેમને વારવા માડયા, ત્યારે મહાબળવાન સતી સરસ્વતીએ લક્ષ્મીને શાપ આપ્યો કે, 'તુ વૃક્ષરૂપ તથા નદીરૂપ થઈ જઈશ, એમા સશય નથી, કેમ કે જેમ વૃક્ષ અથવા નદી સભાની વચ્ચે રહ્યા હોય છતા કઈ બોલતા નથી, તેમ તુ પણ અન્યાય જોઈ કઈ બોલવા તત્પર ન થઈ' એમ શાપ સાભળીને પણ લક્ષ્મીદેવી કોપ્યા જ નહિ અને સામો શાપ પણ આપ્યો નહિ, પણ સરસ્વતીને હાથથી પકડી રાખી દુ ખી થઈને ત્યા જ ઊભા રહ્યા પછી તે સરસ્વતીને બહુ જ છકી ગયેલા, કોપથી ફરકતા નીચલા હોઠવાળા અને લાલ નેત્રોવાળા જોઈ ગગાએ લક્ષ્મીને કહ્યુ

ગગા બોલ્યા 'હે લક્ષ્મિ! મહા ઉગ્ર આ સરસ્વતીને તમે છોડી દો, દુષ્ટ સ્વભાવવાળી, બોલકી, બહુ બગડી ગયેલી અને વાચાળ દેખાવતી આ સરસ્વતી મને શુ કરશે? આ દેવી કાયમ કજિયાને પ્રિય માનનારી છે, માટે જેટલી એની યોગ્યતા અને જેટલી એની શક્તિ હોય, તે પ્રમાણે ભલે મારી સાથે વાદ કરે, કારણ કે ભૂડા મોઢાવાળી આ મારા બળ સામે પોતાનુ બળ જણાવવા ઇચ્છે છે! હે સતિ! સર્વે લોકો અમારા બનેનો પ્રભાવ તથા બળ ભલે જાણે' એમ કહી તે ગગાદેવીએ સરસ્વતીને શાપ આપ્યો કે, 'હે લક્ષ્મી! જેણે તમને શાપ દીધો છે, તે સરસ્વતી પણ નદીરૂપ થઈ જાઓ અને જ્યા પાપીઓ જ હોય છે, ત્યા નીચે મનુષ્યલોકમા જાઓ આ સરસ્વતી કલિયુગમા તે પાપીઓના પાપ સ્વીકારશે, એમા સશય નથી ' એવુ ગગાનુ વચન સાભળી સરસ્વતીએ તેને પણ શાપ દીધો કે, 'તુ પણ એ જ રીતે (નદી થઈ) મનુષ્યલોકમા જઈશ અને પાપીઓના પાપ સ્વીકારીશ ' એ જ સમયે ચાર ભુજાઓવાળા ભગવાન વિષ્ણુ ચાર પાર્ષદોની સાથે ત્યા આવ્યા અને સરસ્વતીને હાથમા પકડી તેમણે પોતાની છાતી પર તેમને સ્થાપ્યા પછી બધુ જાણતા તેમણે પુરાતની સર્વ જ્ઞાન તેમને સમજાવ્યુ અને તેઓના શાપનુ તથા કજિયાનુ રહસ્ય સાભળી તે પ્રભુએ દુ ખી થયેલી તે સ્ત્રીઓને સમયોચિત આ વાણી કહી

શ્રીભગવાન બોલ્યા હે લક્ષ્મિ! તમે અશથી ધર્મધ્વજ રાજાને ઘેર જાઓ હે કલ્યાણિ! પૃથ્વીમા યોનિથી નહિ જન્મેલા તમે તેની કન્યા થશો, પછી ત્યા જ દૈવના દોષથી તમે વૃક્ષપણુ પામશો અને મારા જ અશરૂપ શખચૂડ અસુરના પત્ની થઈ પાછળથી (તુલસીના રૂપમા) તમે મારા જ પત્ની થશો, એમા સશય નથી હે સુદર મુખવાળા! ભરત

ખડમા ત્રૈલોક્યને પવિત્ર કરનાર 'તુલસી' નામે (વૃક્ષ) તમે થાઓ અને અશથી નદીપણાને પણ તમે જલદી પામો સરસ્વતીના શાપને લીધે તમે ભરતખડમા પદ્માવતી નામની નદી થાઓ, તેમ જ હે ગગા! તમે પણ સરસ્વતીના શાપથી પાપીઓના પાપોને બાળી નાખવા ભરતખડમા જગતને પવિત્ર કરનારી ગગાનદીરૂપે (અશથી) વહેશો પાછળથી ભગીરથ રાજા તપ કરીને સારી રીતે તૈયાર કરેલી પૃથ્વી પર તમને લઈ જશે, તેથી તમે પવિત્ર ભાગીરથી નામે પ્રસિદ્ધ થશો, (તે નદીના રૂપમા) મારી આજ્ઞાથી મારા અશરૂપ સમુદ્રના (અશથી) પત્ની થજો અને મારી કળાના અશરૂપ શતનુ રાજાના પણ (અશથી) સ્ત્રી થજો હે દેવોના ઈશ્વરી સરસ્વતી! તમે પણ ગગાના શાપને લીધે અશથી ભરતખડમા જાઓ, અને બને શૉકો સાથે કજિયો કરવાનુ ફળ ભોગવો, તેમ જ (પૂર્ણરૂપે પણ) તમે પોતે અવિનાશી બ્રહ્મલોકમા બ્રહ્માના સ્ત્રી થાઓ અને ગગા પણ (પૂર્ણરૂપે) શિવના સ્થાનમા જાઓ (અને શિવની જ પત્ની થાઓ) અહીં તો માત્ર લક્ષ્મી જ (પોતાના પૂર્ણ સ્વરૂપે) રહો, કેમ કે તે શાત, ક્રોધ રહિત, મારી ભક્ત, સત્ત્વગુણસ્વરૂપ, મહાપતિવ્રતા, મોટા ભાગ્યવાળી, સારા સ્વભાવવાળી, અને ધર્મ ચારિણી છે દરેક જગતમા જે જે સ્ત્રીઓ ધર્મિષ્ઠ, પતિવ્રતા, શાત રૂપવાળી, સારા સ્વભાવની તથા સર્વથી પૂજાયેલી હોય છે, તે બધી લક્ષ્મીના અશરૂપ કળામા જન્મેલી હોય છે ખરેખર ત્રણ સ્ત્રીઓ, ત્રણ સેવકો અને ત્રણ ભાઈઓ જુદા જુદા સ્વભાવના હોય છે, તે મગળદાયી થતા નથી, માટે જ તેઓને વેદવિરુદ્ધ વેદની સમતિરહિત કહ્યા છે જેઓના ઘરમા સ્ત્રી પુરુષ જેવી (મુખ્ય) થઈ હોય અને જે પુરુષ સ્ત્રીને વશ થયો હોય, તેઓનો જન્મ નિષ્ફળ થાય છે અને તેઓના ઘરમા પગલે પગલે અશુભ થયા કરે છે જેની સ્ત્રી મોટેથી વાતો કરનારી હોય, વ્યભિચારિણી હોય અને કજિયાને પ્રિય માનતી હોય તે પુરુષે જગલમા ચાલ્યા જવુ જોઈએ, કેમ કે તેવા ઘર કરતા મોટુ જગલ વધારે સારુ છે, તેવા પુરુષોને એ જગલમા જળ, સ્થળ તથા ફળની પ્રાપ્તિ કાયમ જેવી સુલભ થાય છે, તેવી ત્યા ઘરમા સુલભ થતી નથી અગ્નિમા રહેવુ સારુ અથવા હિંસક પ્રાણીઓની પાસે રહેવુ તે સુખાકારી છે, પણ દુષ્ટ સ્ત્રીઓની પાસે તો પુરુષોને તેના કરતા પણ ખરેખર વધારે દુ ખ હોય છે રોગની અથવા ઝેરની જ્વાળા પુરુષોને વધારે સારી લાગે છે, પણ હે સ્ત્રીઓ! દુષ્ટ સ્ત્રીઓના મુખની જ્વાળા પુરુષોને મરણ કરતા પણ અધિક (દુ ખદાયી) થાય છે સ્ત્રીને વશ થયેલા પુરુષોની મરણ પછી પણ કદી શુદ્ધિ થતી નથી કેમ કે તે પુરુષ દિવસમા જે કઈ કર્મ કરે છે તે સફળ થતુ નથી અને આ લોકમા સર્વ સ્થળે નિંદાપાત્ર થઈ પરલોકમા નરકમા જાય છે જે પુરુષ (સ્ત્રીવશ હોઈ) યશ તથા કીર્તિ વિનાનો હોય છે, તે જીવતો છતા મરેલો જ છે, વળી ઘણી શૉકોનુ એક સ્થળે સાથે રહેવુ પણ કલ્યાણકારી થતુ નથી, કેમ કે એક સ્ત્રીવાળો સુખી હોય છે, પણ બહુ સ્ત્રીવાળો કદી સુખી હોતો નથી, માટે હે ગગા! તમે શિવના સ્થાનમા જતા રહો અને હે સરસ્વતી! તમે બ્રહ્માના સ્થાનમા જતા રહો અહીં મારા ઘરમા તો સારા સ્વભાવવાળી લક્ષ્મી જ ભલે રહે, કેમ કે જેની પત્ની બરાબર વશ રહી શકે એવી અને પતિવ્રતા હોય, તેને જ આ લોકમા તથા પરલોકમા—સ્વર્ગમા સુખ હોય છે અને ધર્મ તથા મોક્ષ પણ તેને જ પ્રાપ્ત થાય છે, માટે જેની સ્ત્રી પતિવ્રતા હોય, તે પવિત્ર, સુખી તથા મુક્ત થઈ શકે છે, પણ દુરાચારી સ્ત્રીનો પતિ તો જીવતા જ મરેલો, અપવિત્ર તથા દુ ખી જ હોય છે ૧–૯૭

પતિવ્રતા યસ્ય પત્ની સ ચ મુક્તઃ શુચિઃ સુખી।
જીવન્મૃતોઽશુચિર્દુ ખી દુ શીલાપતિરેવ ચ॥૯૭॥

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ
વિષે અધ્યાય ૬ ઠ્ઠો તમામ

પણ ભૂલી જતો હોય તેને મુક્ત જાણવો એવો મનુષ્ય હરકોઈ સુખને, સાલોક્યાદિ ચારે પ્રકારની મુક્તિને, બ્રહ્માપણાને કે દેવપણાને ઇચ્છતો નથી, માત્ર મારી સેવા કરવાની જ તેને ઇચ્છા હોય છે એવો ભક્ત ઇંદ્રપણુ, મનપણુ, અતિ દુર્લભ બ્રહ્માપણુ અથવા સ્વર્ગ કે રાજ્ય વગેરેના ભોગને પણ સ્વપ્નમાયે ઇચ્છતો નથી મારા ગુણોને સાભળ્યા કરતા અને મારા મધુર ગીતોથી નિત્ય આનદ પામતા ભક્તો ભરતખડમા ભમ્યા કરે છે ખરેખર એવો ભક્તજન્મ અતિદુર્લભ છે એવા ભક્તો પૃથ્વીને, મનુષ્યોને તથા તીર્થોને પવિત્ર કરી માત્ર સ્થાનને પામે છે એમ હે લક્ષ્મિ! તે બધુ મે તમને કહ્યુ હવે જે યોગ્ય હોય તે તમે કરો.' પછી તે વિષ્ણુની આજ્ઞાથી તે દેવીઓએ તે પ્રમાણે કર્યુ અને વિષ્ણુ પોતાના સુખાસન પર બેઠા ૧-૫૮

**इत्येवं कथितं सर्वं पद्मे कुरु यथोचितम् ।**
**तदाज्ञया तास्तचक्रुर्हरिस्तस्थौ सुखासने ॥५९॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૭મો સમાપ્ત

## અધ્યાય ૮ મો*

### ગંગા વગેરેની ભરતખડમાં ઉત્પત્તિ અને કલિયુગના લોકોનુ વર્ણન

श्रीनारायण उवाच

**सरस्वती पुण्यक्षेत्रमाजगाम च भारते ।**
**गङ्गाशापेन कलया स्वयं तस्थौ हरेः पदे ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા તે પછી સરસ્વતી ગગાના શાપને લીધે ભરતખડમા પવિત્ર ક્ષેત્ર વિષે અશથી આવ્યા અને પોતે (પૂર્ણસ્વરૂપે) વૈકુઠમા રહ્યા એ સરસ્વતી ભરતખંડમા જઈને 'ભારતી' કહેવાયા, બ્રહ્માની સ્ત્રી થયા, તેથી 'બ્રાહ્મી' કહેવાયા અને વાણીના અધિષ્ઠાત્રી દેવી છે તેથી 'વાણી' કહેવાયા સરોવરો, વાવો અને નદી જળપ્રવાહો વગેરેમા વિષ્ણુ (વ્યાપક તરીકે) દેખાય છે, તેથી 'સરસ્વાન' કહેવાય છે અને તેમની આ શક્તિ છે, તેથી 'સરસ્વતી' નામે કહેવાય છે નદીરૂપ થયેલા તે સરસ્વતી તીર્થરૂપ અને અત્યત પવિત્ર હોઈ પાપીઓના પાપ બાળવા માટે બળતા અગ્નિસ્વરૂપ છે હે નારદ! તે પછી સરસ્વતીના શાપથી ગગા પૃથ્વી પર ગયા તેમને ભગીરથ લઈ ગયો હતો તેથી તે 'ભાગીરથી' કહેવાય છે વળી તે જ સમયે 'ગગાના વેગને સહન કરવા આ શકર સમર્થ છે' એમ જાણી પૃથ્વીએ કરેલી પ્રાર્થના ઉપરથી પ્રભુ શકરે તે ગગાને મસ્તક પર ધારણ કર્યા હતા લક્ષ્મી પણ સરસ્વતીના શાપને લીધે અશથી પદ્માવતી નદી થઈને ભરતખડમા ગયા હતા અને પોતે (પૂર્ણસ્વરૂપે) વૈકુઠમા રહ્યા હતા પછી બીજી કલા વડે ભરતખડમા ધર્મધ્વજ રાજાની પુત્રી તરીકે લક્ષ્મીએ જન્મ લીધો હતો અને ત્યા 'લક્ષ્મી' તથા 'તુલસી' એવા નામથી પ્રખ્યાત થયા હતા તે લક્ષ્મી પ્રથમના સરસ્વતીના શાપથી+ અને પાછળથી થયેલા વિષ્ણુના શાપથી (જોકે 'તુલસી' નામે પ્રથમ મનુષ્ય તરીકે જન્મ્યા હતા, તોપણ) ક્રમથી જગતને પવિત્ર કરનારા તુલસી-વૃક્ષરૂપે પણ થયા હતા (આ ત્રણે દેવીઓ) કલિયુગના પાચ હજાર વર્ષો સુધી ભરતખડમા (નદીરૂપે) રહીને પછીથી નદીનુ રૂપ છોડીને વૈકુઠલોકમા જશે તે વેળા વિષ્ણુની આજ્ઞાને લીધે કાશી તથા વૃદાવન વિના બીજા જે જે તીર્થો છે, તે બધા તેઓ સાથે વૈકુઠમા જશે. શાલિગ્રામ, શક્તિ, શિવ (એટલે શક્તિશિવની મૂર્તિસ્થાપના) તથા જગન્નાથ-પુરુષોત્તમધામ આ બધા પણ કલિયુગના દશ હજાર વર્ષોના અતે ભરતખડ ત્યજીને પોતાના સ્થાનમા જતા રહેશે એ વેળા સત્પુરુષો, પુરાણો, શખો, શ્રાદ્ધ તર્પણ અને વેદોક્ત કર્મો પણ તેઓની સાથે જ જતા રહેશે, તેમ જ દેવોની પૂજા, દેવોના નામ, દેવોની કીર્તિ તથા ગુણાનુવાદ વેદોના અગો, શાસ્ત્રો, સજ્જનો, સત્ય, ધર્મ, વેદો, ગામોના દેવો, વ્રત, તપ અને અનશનવ્રત પણ તેઓ સાથે જતા રહેશે પછી સર્વ લોકો (મદ્યમાંસના સેવનરૂપ) વામ આચારમા આસક્ત થઈ અસત્યવાદી તથા કપટી થશે અને

* આ અધ્યાયમાં ગંગા ને દશ શ્લોકોથી ગંગા વગેરેની ભરતખંડમાં ઉત્પત્તિ કહીને કલિયુગમાં લોકોનું વર્ણન કહેવાશે.

+ આ કથા આગળ જતાં ચોવીસમા અધ્યાયમાં આવશે.

હરકોઈ પૂજા તુલસી વિનાની થશે. સઘળા લોકો લુચ્ચા, ક્રૂર, ઢોંગી, ઘણા અહંકારી, ચોર અને હિંસક થશે. પુરુષ તથા સ્ત્રી એટલો જ માત્ર ભેદ રહેશે (જાતિભેદ નહિ રહે) હરકોઈ સ્ત્રી-પુરુષનો વિવાહ નિર્ભયપણે થશે અને વસ્તુઓમા સ્વસ્વામીભેદ જ રહેશે. (અર્થાત્ પિતાની વસ્તુ પિતાની જ અને પુત્રની વસ્તુ પુત્રની જ ગણાશે—કોઈ કોઈને પરસ્પર કંઈ આપશે જ નહિ) સર્વે પુરુષો સ્ત્રીઓને વશ થશે, ઘેર ઘેર સ્ત્રીઓ વ્યભિચારિણી બની તિરસ્કાર તથા ઠપકાઓ સાથે પોતાના સ્વામીને માર મારશે સ્ત્રી જ ઘરની ધણિયાણી થશે, ઘરધણી તો નોકરથી પણ તુચ્છ થશે સસરો તથા સાસુ તો વહુના દાસ—દાસી જેવા જ થઈ રહેશે. ઘરની અંદર સ્ત્રીના સબંધી લોકો જ સઘળુ કરનારા તથા બળવાન થશે અને પોતાના—ગુરુભાઈઓની સાથે તો વાતચીત (નો વ્યવહાર) પણ નહિ રહે પુરુષના પોતાના કુટુંબી લોકો પણ જાણે પરિચય વિનાના હોય તેવા થશે અને સ્ત્રીઓની આજ્ઞા વિના પુરુષો હરકોઈ કાર્ય કરવા સમર્થ નહિ થાય. બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો પોતપોતાની જાતિના આચારથી રહિત થશે. અને સંધ્યા તથા જનોઈનો નાશ થશે ચાર વર્ણો મ્લેચ્છોના જેવા આચારવાળા થશે અને પોતાના શાસ્ત્રો છોડી દઈ મ્લેચ્છોના શાસ્ત્રો ભણશે. કલિયુગમા બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોના વંશો શૂદ્રોની સેવા કરનારા, રસોઈયાનો ધંધો કરનારા, લોકોના કપડા ધોનારા અને સર્વે તરફ બજાર હાંકનારા થશે બધા લોકો સત્ય વિનાના, પૃથ્વી ધાન્ય વિનાની, વૃક્ષો ફળ વિનાના અને સ્ત્રીઓ સંતાન વિનાની થશે, ગાયો દૂધ વિનાની, દૂધ ઘી વિનાનુ, સ્ત્રી—પુરુષો પ્રેમ વિનાના, ગૃહસ્થો સત્ય વગરના, રાજાઓ પ્રતાપ વિનાના, પ્રજાઓ કરથી પીડાયેલી અને મોટી નદીઓ, વાવો તથા પહાડોની ખીણો વગેરે પણ જળ વગરના થશે, ચાર વર્ણો ધર્મરહિત થઈ પુણ્યહીન થશે અને લાખોના કોઈ પણ પુણ્યવાન રહેશે નહિ. પુરુષો, સ્ત્રીઓ તથા બાળકો નિંદ્ય તથા બેડોળ આકૃતિવાળા થશે અને ખરાબ વાતો તથા ખરાબ શબ્દો જ તે પછી રહેશે. કેટલાક ગામડા તથા શહેરો મનુષ્યરહિત થઈ ભયાનક થશે અને કેટલાક નાની ઝૂપડીવાળા તથા એકાદ મનુષ્યવાળા રહેશે. ગામડામા તથા શહેરોમા જંગલો થઈ જશે અને જંગલોમા રહેનારા સર્વ લોકો પણ રાજાઓના કરથી પીડાશે. (બીજે વરસાદ નહિ પડવાથી) તળાવો તથા નદીઓમા ધાન્યો થશે અને કલિયુગમા ઉચ્ચ કુળના મનુષ્યો નીચ થઈ જશે હે નારદ! લગભગ બધા લોકો અસત્ય બોલનારા, ધુતારા, લુચ્ચા અને ઢોંગની વાતો કરનારા થઈ જશે અને સારા ખેતરો પણ ધાન્ય વિનાના થશે. હલકા લોકો ઊંચા તથા ધનવાન થશે. દેવભક્તો નાસ્તિક થશે અને નગરવાસીઓ હિંસક, દયા વિનાના તથા મનુષ્યોને મારી નાખનારા થશે કલિયુગમા સર્વ પુરુષો તથા સ્ત્રીઓ ઠીંગણા, રોગી, ઘણા જ ઓછા આયુષ્યવાળા, રોગોથી યુક્ત તથા યૌવનરહિત થશે. સોળમે વર્ષે લોકો પળિયાવાળા થશે, વીસ વર્ષે અતિ વૃદ્ધ થશે, આઠ વર્ષની વયે સ્ત્રી યુવાન ગણાશે અને રજસ્વલા થઈ ગર્ભ ધારણ કરશે કલિયુગની સ્ત્રી દરેક વર્ષે છોકરા જણશે, સોળમે વર્ષે ઘરડી થશે, પતિ તથા પુત્રોવાળી તો કોઈક જ રહેશે અને લગભગ બધી વાંઝણી જ થશે બધા ચારે વર્ણો કન્યાવિક્રય કરનાર થશે અને માતા, સ્ત્રી તથા વહુઓના રખાત પુરુષોએ આપેલા અન્ન ખાનારા થશે. કલિયુગમા લોકો પોતાની કન્યાઓ તથા બહેનોના રખાત પુરુષોએ આપેલા અન્નથી જીવશે અને ભગવાનના નામને વેચનારા થશે. (અર્થાત્ ભગવાનનુ નામ જપી દ્રવ્ય લઈને તેનુ પુણ્ય વેચી નાખશે.) પ્રથમ કીર્તિ વધારવા દાન આપીને પછીથી પોતે જ આપેલુ દાન પોતે પાછુ લઈ લેશે. પોતે આપેલી અથવા બીજાઓએ આપેલી દેવોની, બ્રાહ્મણોની તથા ગુરુના કુળની સર્વ આજીવિકાને લોકો તોડી નાખશે. કલિયુગમા કેટલાક પુરુષો પોતાની કન્યાઓ સાથે, કેટલાક સાસુ સાથે, કેટલાક વહુઓ સાથે, કેટલાક હરકોઈ સ્ત્રી સાથે, કેટલાક બહેન સાથે, કેટલાક સાવકી માતા સાથે અને કેટલાક ભાઈની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારા થશે. ઘેર ઘેર ન ભોગવવા યોગ્ય સ્ત્રી સાથે વ્યભિચાર કરશે અને કેવળ માતાની યોનિનો ત્યાગ કરી સર્વ સ્ત્રીઓમા સંભોગ કરશે. કલિયુગમા પત્ની-

ઓનો, પતિઓનો, પ્રજાઓનો, ગામડાનો તથા વસ્તુઓનો ખાસ નિયમ નહિ રહે સર્વ લોકો જૂઠુ બોલનારા, ચોર, લપટ, પરસ્પર હિંસા કરનારા અને માણસોને મારી નાખનારા થશે બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોના વશો પાપી થશે અને લાખ, લોઢુ, રસ તથા મીઠાનો વેપાર કરશે બ્રાહ્મણના સર્વ વશો બળદો હાકનારા, શૂદ્રોના મુડદા બાળનારા, શૂદ્રોનુ અન્ન જમનારા, શૂદ્ર સ્ત્રીમા રમનારા, પાચ યજ્ઞો નહિ કરનારા, અમાસની રાતે (પણ) જમનારા, જનોઈ વગરના અને સધ્યા તથા પવિત્રતા વિનાના થશે બ્રાહ્મણોના રસોડામા વ્યભિચાર કરનારી, વ્યાજ પર જીવનારી, કુટણી તથા રજસ્વલા સ્ત્રી રાધનારી થશે કલિયુગમા અન્નોનો, સ્ત્રીઓનો, આશ્રમોનો તથા લોકોનો ખાસ કોઈ નિયમ નહિ રહે, બધા મ્લેચ્છ બની જશે એમ કલિયુગ ચાલુ રહેતા બધુ મ્લેચ્છ-મય થઈ જશે, વૃક્ષો હાથ જેવડા જ વધશે અને માણસો જ્યારે અગૂઠા જેવડા જ થશે, ત્યારે વિષ્ણુયશા નામના બ્રાહ્મણપુત્ર તરીકે નારાયણની કલાના અશરૂપ અને બળવાનોમા શ્રેષ્ઠ ભગવાન કલ્કિ અવતરશે તે ભગવાન લાબા ઘોડા પર બેસી લાબી તરવાર વડે ત્રણ રાત્રિમા પૃથ્વીને મ્લેચ્છો વિનાની કરશે એમ પૃથ્વીને મ્લેચ્છોરહિત કરીને પોતે અદૃશ્ય થશે, ત્યારે રાજારહિત થયેલી પૃથ્વી ચોર લોકોથી ઘેરાઈ જશે પછી સ્થૂળ રૂપવાળી ઘણી વિશાળ પૃથ્વી છ રાત્રિઓ સુધીના વરસાદની ધારાઓ પડવાથી ભિજાઈ જઈ લોક વિનાની, વૃક્ષો વિનાની તથા ઘરો વિનાની થશે પછી હે મુનિ! બાર સૂર્યો ઉદય પામશે અને તેઓના તેજથી સઘળી પૃથ્વી સુકાઈ જશે એમ મહા અસહ્ય કલિયુગ જતો રહેશે અને સત્યયુગ ચાલુ થશે, ત્યારે તપ તથા સત્ત્વગુણ સહિત ધર્મ પૂર્ણ સ્વરૂપે થવા લાગશે પૃથ્વી પર બ્રાહ્મણો તપસ્વી, ધર્મિષ્ઠ તથા વેદ જાણનારા થશે અને ઘેર ઘેર સ્ત્રીઓ પતિવ્રતા તથા ધર્મિષ્ઠ થશે સર્વ રાજાઓ તથા ક્ષત્રિયો બ્રાહ્મણોના ભકત, શૂરા, પ્રતાપી, ધર્મિષ્ઠ અને પુણ્યકર્મમા સદા તત્પર થશે. વૈશ્યો વેપારમા તત્પર, બ્રાહ્મણ ભકત અને ધાર્મિક થશે, તેમ જ શૂદ્રો પવિત્ર સ્વભાવવાળા, ધર્મિષ્ઠ તથા બ્રાહ્મણોને સેવનારા થશે બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોના સર્વ વશો દેવીની ભક્તિમા પરાયણ, દેવીના મત્રમા તત્પર અને દેવીનુ ધ્યાન કરવામા પરાયણ થશે વેદ, સ્મૃતિ તથા પુરાણો જાણનારા પુરુષો ઋતુકાળે જ પોતાની સ્ત્રીનો સગ કરનારા થશે એમ સત્યયુગમા અધર્મ લેશ પણ નહિ રહે અને પૂર્ણ ધર્મ ચાલુ થશે ત્રેતાયુગમા ધર્મ ત્રણ પાયાવાળો હોય છે, પછી દ્વાપરયુગમા બે પાયાવાળો થઈ કલિયુગ ચાલુ થતા એક પાયાવાળો રહી છેવટે સપૂર્ણ નાશ પામે છે (હવે કાળનુ સ્વરૂપ સાભળો) હે બ્રાહ્મણ! વાર સાત છે, તિથિઓ સોળ કહી છે, મહિનાઓ બાર છે, ઋતુઓ છ જ છે, પખવાડિયા બે છે, અયન બે છે, ચાર પ્રહરોથી રાત્રિ થાય છે, અને ત્રીસ દિવસોથી એક મહિનો થાય છે કાળની ગણતરી કરવામાના ક્રમમા (અષ્ટમ સ્કધમા કહ્યા પ્રમાણે) પાચ પ્રકારના વર્ષ જાણવા જેમ દિવસો આવે છે ને જાય છે, તેમ ચાર યુગો આવે છે ને જાય છે મનુષ્યોનુ એક વર્ષ પૂરુ થતા દેવોના એક દિવસ રાત થાય છે કાળની ગણતરી જાણનારાઓનો મત છે કે, મનુષ્યોના ત્રણસો ને સાઠ યુગો જાય છે, ત્યાર દેવોનો એક યુગ જાણવો, એવા ઇકોતેર દેવતાઈ યુગો જાય છે ત્યારે એક મન્વતર થાય છે, ઇદ્રનુ આયુષ એક મન્વતર જેટલુ જાણવુ એવા અઠ્ઠાવીસ ઇદ્રો થઈ જાય ત્યારે બ્રહ્માના એક દિવસ-રાત થાય છે એવા એકસો ને આઠ વર્ષો જાય છે, ત્યારે બ્રહ્માનો નાશ થાય છે, એ પ્રાકૃતપ્રલય જાણવો, તેમા પૃથ્વી (જળની અદર ડૂબી જવાથી) જોઈ શકાતી નથી એ સમયે બધા બ્રહ્માડો જળમા ડૂબી જાય છે અને બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરે દેવો અને દરેક જ્ઞાની ઋષિઓ સત્યસ્વરૂપ ચિદાત્મામા લય પામે છે હે મુનિ! તે વેળા પ્રકૃતિ પણ તે ચિદાત્મામા જ લય પામે છે, તેથી આ પ્રાકૃતિક પ્રલય કહેવાય છે, આવો પ્રાકૃતિક પ્રલય થાય છે, ત્યારે (માયાવિશિષ્ટ) બ્રહ્મરૂપ શ્રીદેવીનો આખના એક પલકારા જેટલો કાળ થાય છે આ રીતે (દેવીના એક આખના પલકારામા તો) દરેક આખા બ્રહ્માડો નાશ પામે છે અને પાછા આખના એક પલકારાના જ અતર જેટલા

કાળે ફરી સૃષ્ટિના ક્રમથી અનંત બ્રહ્માંડો ઉત્પન્ન થાય છે એવી કેટલા પ્રકારની સૃષ્ટિ થઈ, કેટલા પ્રકારનો લય થયો અને કેટલા કલ્પો જતા રહ્યા, તેની ગણતરીને કયો પુરુષ જાણે છે? (કોઈ જાણતો નથી,) તેમ જ હે નારદ! સૃષ્ટિઓની, પ્રલયોની, બ્રહ્માંડોની તથા પ્રત્યેક બ્રહ્માંડમાં રહેલા બ્રહ્મા વગેરેની સંખ્યાને કયો પુરુષ જાણે છે? (કોઈ જાણતો નથી) સર્વ બ્રહ્માંડોના ઈશ્વર તે એક જ છે, જે સર્વનો પરમાત્મા અને સચ્ચિદાનંદરૂપધારી છે બ્રહ્મા વગેરે તો તેના અંશો જ છે, મહાવિરાટ પણ તેનો અંશ જ છે ક્ષુદ્ર વિરાટ તે મહાવિરાટનો અંશ છે તે જ (પરમાત્મા) આ મૂળપ્રકૃતિ* છે અર્ધનારીશ્વર (શ્રીકૃષ્ણ) પણ તે મૂળ પ્રકૃતિથી જ ઉત્પન્ન= થયા છે તે જ શ્રીકૃષ્ણ બે સ્વરૂપોવાળા થયા છે, એક બે ભુજાઓવાળા અને બીજા ચાર ભુજાઓવાળા, તેમાંના ચાર ભુજાવાળા વૈકુંઠમાં રહે છે અને બે ભુજાવાળા પોતે ગોલોકમાં રહે છે બ્રહ્માથી માંડી ઘાસ સુધીનું સર્વ જગત પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલું હોઈ પ્રાકૃતિક કહેવાય છે અને જે જે પ્રાકૃતિક સરજાયું છે, તે બધું નાશવંત જ છે. આવી સૃષ્ટિનું કારણ, સત્ય, નિત્ય, સનાતન, સ્વેચ્છામય, નિર્ગુણ અને પ્રકૃતિથી પર પરબ્રહ્મ છે તે પરમાત્મા ઉપાધિરહિત અને નિરાકાર હોઈ ભક્તો પર કૃપા કરવા તત્પર રહે છે, જેમના જ્ઞાનથી કમળમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મા બ્રહ્માંડ રચે છે અને જેમના જ્ઞાનથી સર્વ પદાર્થોને જાણતા મૃત્યુંજય શંકર સંહાર કરે છે અને જેમનું તપ કરવાથી જ તે શંકર મોટા સર્વેશ્વર થઈ (હજી) તપ કર્યા કરે છે વળી જેમની ભક્તિથી તથા સેવાથી જ વિષ્ણુ મોટા ઐશ્વર્યોવાળા, સર્વજ્ઞ, સર્વદ્રષ્ટા, સર્વવ્યાપી, સર્વરક્ષક, સર્વ સંપત્તિઓને આપનારા, સર્વના ઈશ્વર અને શ્રીમાન થયા છે, તે જ મહામાયા પ્રકૃતિ, સર્વશક્તિમય, ઈશ્વરી અને સચ્ચિદાનંદરૂપ ભગવતી કહેવાય છે, જેમના જ્ઞાનથી, જેમનું તપ કરવાથી અને જેમની ભક્તિ તથા સેવાથી સાવિત્રી દેવોની માતા, વેદોના અધિષ્ઠાત્રી દેવી બ્રાહ્મણોને પૂજ્ય તથા વેદ જાણનારા થયાં છે, જેમના જ્ઞાનથી અને જેમની સેવાથી તે સરસ્વતી દેવી સર્વ વિદ્યાઓના અધિષ્ઠાત્રી અને વિદ્વાનોને પરમ પૂજ્ય થયા છે, જેની સેવાથી અને જેનું તપ કરવાથી સર્વ વિશ્વમાં પૂજાયેલા તે લક્ષ્મીદેવી સર્વ ગામોના અધિષ્ઠાત્રી, સર્વ સંપત્તિઓને આપનારા, સર્વના ઈશ્વરી, સર્વને વંદનીય અને સર્વને પુત્રો આપનારા થયા છે, તેમ જ જે મૂલશક્તિની સેવાથી દુર્ગાદેવી સર્વથી સ્તુતિ કરાયેલા, સર્વજ્ઞ અને સર્વ દુઃસાધ્ય પીડાઓનો નાશ કરનારા થયા છે અને જેમની પ્રેમથી સેવા કરવા વડે શ્રીકૃષ્ણના ડાબા ખભામાંથી ઉત્પન્ન થયેલા અને શ્રીકૃષ્ણના પ્રાણના અધિષ્ઠાત્રી દેવી રાધિકા શ્રીકૃષ્ણને પ્રાણ કરતા પણ અધિક પ્રિય થયા છે, એ રાધાએ મૂલ પ્રકૃતિની સેવાથી જ સર્વ કરતા અધિક રૂપ, સૌભાગ્ય, માન તથા ગૌરવ મેળવ્યા છે અને શ્રીકૃષ્ણના પત્ની થઈ તેમની છાતી પર સ્થાન પ્રાપ્ત કર્યું છે તે રાધાએ પૂર્વે શ્રીકૃષ્ણને પતિ તરીકે પામવા શતશૃંગ પર્વત ઉપર દેવતાઈ એક હજાર વર્ષ સુધી તપ કર્યું હતું પછી મૂલપ્રકૃતિની કૃપા થતા પ્રભુ શ્રીકૃષ્ણ (તેમના પતિ થયા હતા,) અને ચંદ્રની કળા જેવી તે રાધાને જોઈ પોતાની છાતી પર તેને રાખીને કૃપાથી રડી પડયા હતા વળી શ્રીકૃષ્ણે સર્વને દુર્લભ ઉત્તમ વરદાન તે રાધાને આપ્યું હતું કે, 'તું મારી સનાતની ભક્તા હોઈ મારી છાતી પર રહે અને સૌભાગ્ય, માન, પ્રેમ તથા ગૌરવ વડે મારી સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ તથા મોટી થઈ તું મને ખૂબ પ્રિય થા તું સર્વશ્રેષ્ઠ અને સર્વ કરતા ગૌરવવાળી છે, તેવી મારા વડે સારી રીતે સ્તવાયેલી તથા પૂજાયેલી થઈશ. હે પ્રાણપ્રિયે! હું કાયમ તને અધીન તથા વશ રહીશ.' એમ કહી જગતના નાથ

* અર્થાત્ વેદમાં કહેલા પ્રકારે મૂળ પ્રકૃતિથી પાંચ મહાભૂતોની ઉત્પત્તિ થયા પછી પંચભૂતોના શરીરવાળા જે અર્ધનારીશ્વર થયા, તે જ ગોપાલસુંદર નામના શ્રીકૃષ્ણ થયા. એટલે પરમાત્મા તથા મૂળ પ્રકૃતિનો ભેદ નથી

= આમ કહેવાનું કારણ આ જ છે કે, કેવળ નિર્ગુણ શુદ્ધ પરમાત્મા જગતનું કારણ હોઈ શકે નહિ, પણ માયાયુક્ત પરમાત્મા જ જગતનું કારણ થઈ શકે છે જેમ હાથીના શરીરમાં પ્રવેશેલું ચૈતન્ય પણ હાથી જ કહેવાય છે, તેમ મૂળ પ્રકૃતિમાં પ્રથમ પ્રવેશેલું ચૈતન્ય (પરમાત્મા) પણ મૂળ પ્રકૃતિ જ કહેવાય છે

શ્રીકૃષ્ણે તે પ્રાણપ્રિય રાધાને પોતાની પત્ની કર્યા હતા અને શોકોથી રહિત કર્યા હતા (એ પાચ પ્રકૃતિઓ સિવાયની) બીજી જે દેવીઓ છે, તે બધી મૂળ શક્તિની સેવાથી પૂજાયેલી છે તેમા જેવુ જેવુ તપ, તેવુ તેને ફળ મળ્યુ છે દુર્ગાદેવી દેવતાઓના એક હજાર વર્ષો સુધી હિમાલય ઉપર તપ કરી તથા તેમના ચરણનુ ધ્યાન કરી સર્વપૂજ્ય થયા છે, સરસ્વતી ગધમાદન પર્વત ઉપર દેવતાઓના એક લાખ વર્ષ સુધી તપ કરી સર્વવદ્ય થયા છે, લક્ષ્મીદેવી પુષ્કરક્ષેત્રમા દેવતાઈ સો યુગ સુધી તપ કરી દેવીની સેવા કરવાથી સર્વ સપત્તિઓ આપનારા થયા છે, સાવિત્રી મલયાચલ પર્વત ઉપર દેવતાઈ સાઠ હજાર વર્ષ સુધી તપ કરી, મૂલપ્રકૃતિના ચરણનુ ધ્યાન કરીને પૂજ્ય તથા વદ્ય થયા છે હે નારદ! શકરે પૂર્વે સો મન્વતર સુધી દેવતુ તપ કર્યુ હતુ તેમ જ બ્રહ્માએ સો મન્વતર સુધી શક્તિનો જપ કર્યો હતો અને સો મન્વતર સુધી તપ કરી વિષ્ણુ સર્વનુ રક્ષણ કરનારા થયા છે શ્રીકૃષ્ણે પણ દશ મન્વતર સુધી દેવીનુ ઉત્તમ તપ કરી દિવ્ય ગોલોક મેળવ્યો છે, જ્યા આજે પણ પોતે આનદ કરે છે વળી તે જ દશ મન્વતર સુધી તપ કરી ભક્તિયુક્ત ધર્મ સર્વના પ્રાણરૂપ, સર્વને પૂજ્ય તથા સર્વના આધાર થયા છે એમ દેવના તપને લીધે સર્વ દેવો પૂજાયા છે અને મુનિઓ, મનુઓ, રાજાઓ તથા બ્રાહ્મણો પણ તેથી જ પૂજાયા છે એમ ગુરુના મુખથી મે જે પ્રમાણે જાણ્યુ છે તે સર્વ દેવીનુ પુરાણ ચરિત્ર શાસ્ત્રાનુસાર મે તમને કહ્યુ, હવે બીજુ શુ વધારે સાભળવા ઈચ્છો છો? ૧-૧૧

**एव ते कथित सर्वं पुराण च यथागमम् ।**
**गुरुवक्त्राद् यथा ज्ञात किं भूय श्रोतुमिच्छसि ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## ભૂમિ શક્તિની ઉત્પત્તિ

नारद उवाच

**देव्या निमेषमात्रेण ब्रह्मणः पात एव च ।**
**तस्य पातः प्राकृतिकः प्रलय परिकीर्तित ॥१॥**

નારદે કહ્યુ દેવીની આખના માત્ર એક પલકારા જેટલા કાળથી બ્રહ્માનો નાશ થાય છે અને તે જ પ્રાકૃતિક પ્રલય તમે કહ્યો એ પ્રાકૃતિક પ્રલયમા પૃથ્વી જળમા લય પામી હોય છે, સર્વ બ્રહ્માડો જળમા ડૂબી ગયા હોય છે, અને બ્રહ્માદિ બધા જીવો પરમાત્મામા લય પામ્યા હોય છે, એમ તમે કહ્યુ પણ તે વેળા પૃથ્વી જો જળમા લય પામી હોય છે, તો તે કયા વસી રહે છે? અને ફરી સૃષ્ટિરચનાના સમયે તે કેવી રીતે પ્રકટ થાય છે? વળી તે ધન્યવાદ પાત્ર પૃથ્વી સર્વને માન્ય, સર્વના આશ્રયરૂપ અને જીતવી અશક્ય કેમ થઈ છે? મગલનુ કારણ એ પૃથ્વીના જન્મની કથા તમે કહો

શ્રીનારાયણ બોલ્યા સર્વના આદિસૃષ્ટિમા સર્વ નો જન્મ દેવીથી થાય છે, એમ વેદ કહે છે, એટલે મૂલ પ્રકૃતિરૂપે જ રહેલા સર્વ પદાર્થો પ્રકટ થાય છે અને દરેક પ્રલયકાળે પણ તે તે પદાર્થો પછી મૂલ પ્રકૃતિમા જ અદૃશ્ય થાય છે હવે સર્વ મગળોનુ કારણ વિઘ્નોનો નાશ કરનાર, પાપોને નસાડી મૂકનાર અને પુણ્યને વધારનાર પૃથ્વીનો જન્મ તમે સાભળો અહો! (આશ્ચર્ય છે કે) ધન્યવાદપાત્ર આ પૃથ્વી મધુ-કૈટભ દૈત્યોના મેદમાથી જન્મી છે (તેથી જ તે 'મેદિની' કહેવાય છે) એમ કેટલાક કહે છે, પણ એ વિરુદ્ધ છે, માટે તમે સાભળો તે બને દૈત્યો વિષ્ણુના યુદ્ધથી તથા તેજથી પ્રસન્ન થયા ત્યારે તે બનેએ કહ્યુ હતુ કે 'જ્યા પૃથ્વી જળથી ન ઢકાઈ હોય, ત્યા અમારો બનેનો તમારે નાશ કરવો.' આ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે મધુ-કૈટભના જીવન કાળે પણ પૃથ્વી જળમા ડૂબેલી હોઈ પ્રત્યક્ષ જ હોવી જોઈએ તે બનેનો મેદ તો તેમના મરણ પછી

* આ અધ્યાયમાં ૬૮ શ્લોકોથી શક્તિની ઉત્પત્તિના પ્રસંગે પૃથ્વીરૂપ શક્તિની ઉત્પત્તિ બરાબર વર્ણવાઇ.

જ થયો હોય; છતાં પૃથ્વી 'મેદિની' નામે જે પ્રખ્યાત થઈ છે તે સંબંધે (મારો) આ અભિપ્રાય હું કહું છું, તે તમે સાંભળો: પ્રલય વખતે જળમાં ડૂબેલી પૃથ્વી પ્રથમ જળ વડે (કેટલીક) ધોવાઈ ગઈ હતી, તે (પાછળથી જળમાંથી બહાર કાઢ્યા પછી મધુ–કૈટભના) મેદ વડે વધી હતી, તેથી 'મેદિની' કહેવાય છે. હવે પુષ્કરક્ષેત્રમાં ધર્મના મુખથી મેં જે વેદોક્ત, સાર્થક તથા સર્વમંગલ પૃથ્વીનો જન્મ સાંભળ્યો છે, તે હું તમને કહું છું: (પ્રથમ) જળમાં રહેલા મહાવિરાટના શરીરનું મન લાંબા કાળ સુધી તેમનાં સર્વ અંગોમાં સ્પષ્ટ વ્યાપક હતું. હે મુનિ! પાછળથી ઘણા લાંબા કાળે તે મન તેમનાં સર્વ રુવાંટાંનાં છિદ્રોમાં પ્રવેશ્યું હતું. પછી (પંચીકરણના સમયે) જે મહાપૃથ્વી ઉત્પન્ન થઈ હતી, તેના અનેક ટુકડા કરી મહાવિરાટનાં દરેક રુવાંટાંનાં છિદ્રોમાં રાખી દેવાયા હતા. તે જ પૃથ્વી સૃષ્ટિકાળે જળમાંથી પ્રકટે છે અને પ્રલયકાળે પાછી જળમાં ઢંકાઈ જાય છે. એમ વારંવાર સૃષ્ટિકાળે પ્રગટેલી પૃથ્વી જળની ઉપર રહી હોય છે અને પ્રલય વખતે ઢંકાઈ જઈ જળની અંદર રહેલી હોય છે. દરેક બ્રહ્માંડમાં પર્વતો, વનો, સાત સમુદ્રો, સાત દ્વીપો, સોનાનો મેરુ પર્વત, ગ્રહો, ચંદ્ર, સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરે દેવો, પવિત્ર તીર્થો અને પવિત્ર ભરતખંડયુક્ત પૃથ્વી હોય છે. વળી તે તે પૃથ્વી (અમુક સ્થળે) સોનાની જમીનવાળી અને (ઉપર) સાત સ્વર્ગોવાળી હોય છે. તેની નીચે સાત પાતાળો છે. તેની ઉપર બ્રહ્મલોક અને ધ્રુવલોક પણ આવેલા છે. એમ સર્વ જગત તેમાં રહ્યું છે. એમ સર્વ બ્રહ્માંડો એક આશ્રયમાં રચાયાં છે અને સર્વ લોકો મિથ્યાસ્વરૂપ હોઈ નાશવંત છે. પ્રાકૃત પ્રલય વખતે બ્રહ્માનો નાશ થાય છે, ત્યારે આદિ સૃષ્ટિમાં શ્રીકૃષ્ણ પોતે મહાવિરાટને સરજે છે. સ્થિતિ, પ્રલય, દિશાઓ તથા કાળ ઈશ્વર સહિત (પ્રવાહરૂપે) નિત્ય છે (ખરી રીતે નિત્ય નથી); તે જ પ્રમાણે પૃથ્વી અને તેની અધિષ્ઠાત્રી દેવી (પ્રવાહરૂપે) નિત્ય છે. તે દેવીને વારાહકલ્પમાં (જળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર થયા પછી) દેવો, મુનિઓ, મનુઓ, બ્રાહ્મણો તથા ગંધર્વો વગેરેએ પૂજેલી હોય છે. એ દેવીરૂપ પૃથ્વીને વરાહરૂપધારી વિષ્ણુની પત્ની તરીકે વેદોએ માની છે. (એ વરાહદેવથી જન્મેલો) પૃથ્વીનો પુત્ર 'મંગળ' (ગ્રહ) છે, અને મંગળનો પુત્ર 'ઘટેશ' નામનો જાણવો.

નારદે પૂછ્યું: 'વારાહકલ્પમાં દેવોએ પૃથ્વીને કયા સ્વરૂપે પૂજી હતી? મૂલ પ્રકૃતિથી પંચીકરણને માર્ગે ઉત્પન્ન થયેલી અને સર્વના આધારરૂપ પૃથ્વીને વારાહકલ્પમાં સર્વ લોકોએ જે રીતે પૂજી હોય અને ઉપરના લોકમાં તથા નીચેના લોકમાં તેની પૂજાનો વિધિ અનેક રીતે જે થતો હોય તે અને હે પ્રભો! મંગળનો માંગલિક જન્મ પણ તમે વિસ્તારથી કહો.

*શ્રીનારાયણ બોલ્યા:* પૂર્વે વારાહકલ્પમાં બ્રહ્માએ સ્તુતિ કરાયેલા વારાહ ભગવાને હિરણ્યાક્ષનો નાશ કરી રસાતળમાંથી પૃથ્વીને બહાર કાઢી હતી. પછી કમળનાં પાંદડાંને જેમ પાણીના ધરા ઉપર રખાય તેમ એ પૃથ્વીને (પ્રલયકાળના) જળ ઉપર મૂકી હતી; એટલે તેના ઉપર જ બ્રહ્માએ સઘળું સુંદર જગત રચ્યું; પછી એ પૃથ્વીની અધિષ્ઠાત્રી દેવીને કામયુક્ત જોઈ કરોડો સૂર્ય સમાન કાંતિવાળા વરાહ સ્વરૂપધારી ભગવાન વિષ્ણુ પણ કામયુક્ત થયા હતા અને પોતાની આખી મૂર્તિને રતિકલાયુક્ત અતિ મનોહર કરી એકાંતમાં દેવતાઈ એક વર્ષ સુધી દિવસ–રાત તેની સાથે ક્રીડા કરી. તે વેળા સુંદર પૃથ્વીદેવી સુખકારક સંભોગના સ્પર્શથી મૂર્છા પામી હતી; કેમ કે ચતુર સ્ત્રીને ચતુર પુરુષ સાથેનો સમાગમ અતિ સુખદાયી થાય છે. વિષ્ણુએ પણ તેના અંગના આલિંગનથી દિવસ—રાત જાણ્યાં ન હતાં. પછી એક વર્ષને અંતે ભાનમાં આવી કામી વિષ્ણુએ કામિની તે દેવીને છોડી હતી અને લીલામાત્રમાં પૂર્વનું વરાહરૂપ ધર્યું હતું. પછી તે પૃથ્વીદેવીને સતી માની વિષ્ણુએ ધૂપ, દીપ, નૈવેદ્ય, સિંદૂર, વિલેપન, વસ્ત્રો, પુષ્પો તથા બલિદાનો વડે પૂજીને આમ કહ્યું હતું.

શ્રીભગવાન બોલ્યા: હે કલ્યાણિ! તું સુખેથી સર્વના આધારરૂપ થા અને મુનિઓ, મનુઓ, દેવો, સિદ્ધો તથા દાનવો વગેરે બધા વડે સારી રીતે પૂજાતી થા. આર્દ્રા× નક્ષત્રના પ્રથમ ભાગના ત્યાગયુક્ત

× આર્દ્રા નક્ષત્રના પહેલા પાયામાં પૃથ્વી ઋતુમતી હોય છે, તેથી એ જ રજસ્વલા પૃથ્વીની પૂજા કરવી યોગ્ય ન ગણાય

દિવસે, ઘરના આરંભ વખતે, ઘરમાં પ્રવેશ વખતે, વાવ, કૂવા, તળાવ વગેરેના આરંભ સમયે, ઘર સંબંધી કોઈ પણ કાર્યપ્રસંગે અને ખેતીના કામ વખતે મારા વરદાનથી દેવો વગેરે બધા તારી પૂજા કરશે જે મૂઢ લોકો તારી પૂજા નહિ કરે, તેઓ નરકમાં જશે

પૃથ્વી બોલી હે ભગવન્! વરાહ રૂપધારી તમારી આજ્ઞા થવાથી હું લીલામાત્રમાં સ્થાવર જંગમ સર્વ જગતને ધારણ કરીશ, પણ મોતી, છીપ, વિષ્ણુની મૂર્તિ, શિવલિંગ, દેવીની મૂર્તિ, શંખ, દીવો, યંત્ર, માણેક, હીરો, જનોઈ, પુષ્પ, પુસ્તક, તુલસીદલ, જપમાળા, પુષ્પમાળા, કપૂર, સોનું, ગોરોચન, ચંદન શાલિગ્રામનું ચરણામૃત—આટલી વસ્તુઓને ધારણ કરવા હું સમર્થ નથી, તેથી હે ભગવન્! હું દુઃખ પામી છું, તે તમે લક્ષ્યમાં લો

શ્રી ભગવાન બોલ્યા 'હે સુંદરિ! તે જણાવેલી એ વસ્તુઓને જે મૂઢ લોકો (આસન વિના) તારા ઉપર મૂકશે, તેઓ દેવતાઈ સો વર્ષો સુધી કાલસૂત્ર નામના નરકમાં જશે હે નારદ! એમ કહી ભગવાન વિષ્ણુ બોલતા બંધ થયા પછી (એ વિષ્ણુ ભગવાનથી પૃથ્વીને જે ગર્ભ રહ્યો) તે ગર્ભથી તેજસ્વી મંગળ ગ્રહ ઉત્પન્ન થયો વિષ્ણુ ભગવાનની આજ્ઞાથી સર્વ લોકો પૃથ્વીની પૂજા કરવા લાગ્યા અને કણ્વ શાખામાં કહેલા સ્તોત્રથી ધ્યાનપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા તેઓએ મૂળ મંત્રથી નૈવેદ્ય વગેરે પણ અર્પણ કર્યાં હતાં એમ ત્રણે લોકમાં પૃથ્વી સ્તવાઈ છે અને પૂજાઈ છે

નારદે પૂછ્યું પૃથ્વીદેવીનું ધ્યાન, સ્તવન તથા મૂળ મંત્ર શું છે તે કહો સર્વ પુરાણોમાં આ વિષય ગુપ્ત છે તેથી એ સાંભળવા મને ઉત્કંઠા થાય છે

શ્રીનારાયણ બોલ્યા. પૃથ્વીદેવીને પ્રથમ વરાહ ભગવાને પૂજ્યાં હતાં અને તે પછી બ્રહ્માએ તે જ સમયે પૂજ્યાં હતાં પછી સર્વ ઉત્તમ મુનિઓએ, મનુઓએ તથા મનુષ્યો વગેરેએ પૃથ્વીને પૂજ્યાં છે હે નારદ! તેમનું ધ્યાન, સ્તવન તથા મંત્ર હું કહું છું, તે સાંભળો 'ॐ ह्रीं श्रीं क्लीं वसुधायै स्वाहा' એ મંત્રથી વિષ્ણુએ પૃથ્વીને પ્રથમ પૂજ્યાં હતાં. 'ધોળા કમળ જેવા વર્ણવાળાં, શરદઋતુના ચંદ્ર સમાન મુખવાળાં, ચંદનથી અર્ચેલ સર્વ અંગવાળાં, રત્નોના શણગારોથી શણગારેલાં, રત્નોના આધારભૂત, રત્નોને પોતાની અંદર ધારણ કરનારાં, સમુદ્ર સહિત અગ્નિશુદ્ધ વસ્ત્રો પહેરનારાં, મંદ હાસ્યવાળાં અને સર્વથી વંદાયેલાં પૃથ્વીદેવીને હું ભજું છું' આવા ધ્યાનથી તે પૃથ્વીદેવીને સર્વ લોકોએ પૂજ્યાં હતાં હવે હે ઉત્તમ બ્રાહ્મણ! કણ્વશાખામાં કહેલું પૃથ્વીનું સ્તવન તમે સાંભળો

શ્રી નારાયણ બોલ્યા 'હે જયા! હે જળના આધારરૂપ! હે જળના જેવા (શીતળ) સ્વભાવવાળાં! હે જળ આપનારાં! તમે જય પામો હે યજ્ઞવરાહનાં પત્ની! હે જય પામનારાં! હે મંગળમય! હે મંગળના આધારભૂત! હે મંગળમૂર્તિ! હે મંગળ આપનારાં! તમે જય આપો હે મંગળોનાં ઈશ્વરિ! હે સર્વના આધારરૂપ! હે સર્વ જાણનારાં! હે સર્વ શક્તિવાળાં! સંસારમાં મારાં મંગળ કાર્યો માટે તમે મંગળ આપો હે સર્વ કામનાઓ આપનારાં! હે પુણ્યસ્વરૂપ! હે પુણ્યોનાં બીજરૂપ! હે સનાતની દેવિ! સંસારમાં મને સર્વ ઈચ્છિત પદાર્થો આપો હે પુણ્યોના આશ્રયરૂપ! હે પુણ્યશાળીઓના સ્થાનરૂપ! હે સંસારમાં પુણ્ય આપનારાં! હે સર્વ ધાન્યોના સ્થાનરૂપ! હે સર્વ ધાન્યોવાળાં! હે સર્વ ધાન્યો આપનારાં! હે સર્વ ધાન્યોને લઈ લેનારાં! હે સંસારમાં સર્વ ધાન્યોરૂપ! હે પૃથ્વી! હે રાજાઓના સર્વસ્વરૂપ! હે રાજાઓમાં પરાયણ! હે રાજાઓને સુખ કરનારાં! હે ભૂમિ આપનારાં! મને ભૂમિ આપો' આ સ્તોત્ર મહાપવિત્ર છે જે મનુષ્ય પ્રાતઃકાળે ઊઠી આનો પાઠ કરે છે, તે કરોડો જન્મોમાં બળવાન ચક્રવર્તી રાજા થાય છે આ સ્તોત્રનો પાઠ કરવાથી મનુષ્યો પૃથ્વીનું

માટે જે દિવસે આર્દ્રા નક્ષત્ર હોય તે દિવસે તેનો પહેલો પાયો છોડીને પૃથ્વીની પૂજા કરવી જોઈએ, કેમ કે આર્દ્રા નક્ષત્રના પહેલા પાયાવાળો દિવસ જ્યોતિષશાસ્ત્રમાં ત્યાજ્ય તરીકે નિર્દિષ્ટ છે માટે તે દિવસે 'न स्वाध्यायो वषट्कारो न देवी पितृपूजनम्। नापि पाठो बीजवापी न वा भूखननादिकम् ॥ સ્વાધ્યાય, વષટ્કાર, દેવોનું કે પિતૃઓનું પૂજન, અધ્યયન, બીની વાવણી કે પૃથ્વીનું ખોદવું વગેરે કંઈ પણ કરી શકાય નહિ એમ જ્યોતિષશાસ્ત્ર કહે છે

જાય તેટલા કાળ સુધી રહે છે જે મનુષ્ય પારકા તળાવમા કે હરકોઈ પારકા જળાશયમા તેમાથી (પાચ પિંડ જેટલો) કાદવ કાઢ્યા પછી સ્નાન વગેરે કરે છે, તે એ કાદવના જેટલા રજકણ હોય તેટલા વર્ષો સુધી બ્રહ્મલોકમા વસે છે જે મૂઢ મનુષ્ય પારકી (ભાડુ નહિ આપેલી) જમીન પર તે જમીનના (મરેલા) માલિકને અથવા (માલિક જીવતો હોય તો) તેના પિતાને પિંડ આપ્યા વિના શ્રાદ્ધ કરે છે, તે અવશ્ય નરકમા જાય છે જે મનુષ્ય પૃથ્વી પર દીવો મૂકે, તે સાત જન્મો સુધી આધળો થાય અને પૃથ્વી પર જે શખ મૂકે, તે બીજા જન્મમા કોઢનો રોગ પામે છે જે મનુષ્ય મોતી, માણેક, હીરો, સોનુ કે મણિ—આ પાચ વસ્તુમાથી કોઈને પણ જમીન પર મૂકે છે, તે પણ સાત જન્મો સુધી આધળો થાય છે શિવલિંગ, દેવીની મૂર્તિ અથવા શાલિગ્રામને જે જમીન પર મૂકે, તે સો મન્વતરકાળ સુધી કૃમિભક્ષ નરકમા રહે છે શખ, હરકોઈ પૂજાયત્ર, શાલિગ્રામનુ ચરણામૃત, પુષ્પ કે તુલસીનુ પાન જે પૃથ્વી પર મૂકે, તે પણ અવશ્ય નરકમા પડે છે જે મૂઢ મનુષ્ય જપ કરવાની માળા, પુષ્પોની માળા, કપૂર તથા ગોરોચન પૃથ્વી પર મૂકે તે અવશ્ય નરકમા જાય છે ચદનનુ લાકડુ, રુદ્રાક્ષ તથા દર્ભનુ મૂળ જમીન પર મૂકનારો સો મન્વતરો સુધી નરકમા વસે છે જે મનુષ્ય પુસ્તકને તથા જનોઈને જમીન પર મૂકે, તેનો બીજા કોઈ જન્મમા બ્રાહ્મણની જાતિમા જન્મ થતો નથી ગાઠોવાળી જનોઈ સર્વ વર્ણોએ પૂજવા યોગ્ય છે, છતા તેને જમીન પર જે મૂકે, તે આ લોકમા જ બ્રહ્મહત્યાના જેવા પાપને અવશ્ય પામે છે જે મનુષ્ય યજ્ઞ કરીને પૃથ્વીને દૂધથી ભીંજવતો નથી, તે સાત જન્મો સુધી સતાપ પામી તપેલી ભૂમિવાળા નરકને પામે છે જે મનુષ્ય ભૂકપના સમયે અથવા ગ્રહણના સમયે પૃથ્વીને ખોદે છે, તે મહાપાપી બીજા જન્મમા જરૂર અગ વિનાનો (એટલે શરીરે કઈ ખોડવાળો) થાય છે જેના પર સર્વે પ્રાણીઓનુ સ્થાન થાય છે, તેની પૃથ્વીને 'ભૂમિ' કહી છે આખી પૃથ્વી એક વેળા કશ્યપની હતી, તેથી તે 'કાશ્યપી' કહેવાય છે અને કાયમ સ્થિરરૂપે રહે છે તેથી 'અચલા' કહેવાય છે વળી હે મહામુનિ! પ્રાણીમાત્રને ધારણ કરે છે તેથી 'વિશ્વભરા', અનત રૂપવાળી છે, તેથી 'અનતા', પૃથુરાજાની કન્યા છે અને વિશાળ છે તેથી 'પૃથ્વી' કહેવાય છે ' ૧–૩૦

**विश्वंभरा धारणाच्चानन्ताऽनन्तस्वरूपतः ।**
**पृथिवी पृथुकन्यात्वाद्विस्तृतत्वान्महामुने ॥ ३० ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૧ મો*

### ગંગાનુ આખ્યાન

नारद उवाच

**श्रुतं पृथिव्युपाख्यानमतीव सुमनोहरम् ।**
**गङ्गोपाख्यानमधुना वद वेदविदां वर ॥ १ ॥**

નારદે કહ્યુ હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! અત્યત મનોહર પૃથ્વીનુ આખ્યાન મે સાભળ્યુ, હવે ગગાનુ આખ્યાન તમે કહો દેવોના ઈશ્વરી, વિષ્ણુસ્વરૂપ અને પોતે વિષ્ણુપદી કહેવાતા તે સર્વશ્રેષ્ઠ ગગા સરસ્વતીના શાપથી ભરતખડમા ક્યા યુગમા કેવી રીતે અને કોની પ્રથમ પ્રેરણાથી ગયા હતા? પાપનો નાશ કરનાર અને પુણ્ય આપનાર તે શુભ ક્રમ હુ સાભળવા ઈચ્છુ છુ

શ્રીનારાયણે કહ્યુ સૂર્યવશમા જન્મેલો શ્રીમાન સગર નામે ચક્રવર્તી રાજા હતો તેને બે સુદર સ્ત્રીઓ હતી વૈદર્ભી અને શૈબ્યા તેમાની શૈબ્યા નામની તેની પત્નીમા અતિ મનોહર એક પુત્ર થયો હતો તે અસમજસ નામથી પ્રખ્યાત હતો બીજી સ્ત્રીએ પુત્રની ઈચ્છાથી શકરનુ આરાધન કર્યુ હતુ, તેટલે તેને પણ શકરના વરદાનથી ગર્ભ રહ્યો હતો સો વર્ષ પૂરા થયા, એટલે તે સ્ત્રીએ માસના પિંડાને જન્મ આપ્યો, ત્યારે તે માસપિંડ જોઈ શિવનુ ધ્યાન કરી તે વારવાર ઊંચેથી રડવા લાગી પછી શકર બ્રાહ્મણનુ રૂપ ધરી તેની પાસે ગયા અને તેમણે પેલા માસપિંડના સાઠ હજાર વિભાગ કર્યા એટલે

* આ અધ્યાયમાં પચોતેર શ્લોકોથી ગંગાની ઉત્પત્તિ કહેવાશે. જેને સાંભળવાથી મનુષ્ય શુદ્ધ ચિત્તવાળો થાય છે.

તે બધા મોટા બળવાળા, પરાક્રમી અને ઉનાળાના ખપોરના સૂર્યની કાંતિનો તિરસ્કાર કરે તેવા (તેજસ્વી) શરીરવાળા પુત્રો થયા, પણ (પાછળથી ઘણે કાળે સગર રાજાના અશ્વમેધનો ઘોડો શોધતા) તેઓ કપિલમુનિના શાપથી બળી ભસ્મ થયા તે વાત સાભળી સગર રાજા રડી પડયો અને (અત્યંત શોકાતુર થઈ) ગીચ વનમા જતો રહ્યો પછી (પોતાના એ સાઠ હજાર ભાઈઓનો ઉદ્ધાર કરવા) અસમજસે ગગાને લાવવા માટે તપ કર્યું હતુ, પણ એક લાખ વર્ષ સુધી તપ કરી કાળના યોગે તે મરણ પામ્યો હતો અસમજસનો પુત્ર અશુમાન પણ ગગાને લાવવા માટે એક લાખ વર્ષ સુધી તપ કરી કાળના યોગે મરી ગયો હતો તેનો પુત્ર ભગીરથ મહાભાગ વદ્દભકત, ઉત્તમ બુદ્ધિવાળો, વૈષ્ણવ, વિષ્ણુનો ભકત, ગુણવાન તથા અજરામર હતો તેણે ગગાને લાવવા એક લાખ વર્ષ સુધી તપ કરી ગ્રીષ્મઋતુના કરોડો સૂર્ય સમાન કાંતિવાળા, બે ભુજાવાળા, હાથમા મુરલી ધારી, કિશોર વયના, ગોવાળ જેવા વેશવાળા, ગોપાલ સુદરીરૂપ, ભકતો પર કૃપા કરવા રૂપને ધારણ કરનાર, સ્વેચ્છામય, પરબ્રહ્મ, અત્યત પરિપૂર્ણ, બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિએ અને મુનિગણોએ સ્તુતિ કરેલા, નિર્લેપ, સાક્ષીરૂપ, નિર્ગુણ, પ્રકૃતિથી પર, મદ હાસ્યથી પ્રસન્ન મુખવાળા, ભકતો પર કૃપા કરનાર, અગ્નિશુદ્ધ વસ્ત્રો પહેરનાર અને રત્નોના દાગીનાથી શણગારેલા શ્રીકૃષ્ણ પ્રભુના દર્શન કર્યા તેમના દર્શન કરી રાજા ભગીરથે વારવાર પ્રણામ કરી તેમની સ્તુતિ કરી અને રોમાચયુકત શરીરે સ્તવન કર્યા પછી પોતાના વશને તારનાર ઈચ્છિત વરદાન મેળવ્યુ (કે) 'તારા પૂર્વજોનો ઉદ્ધાર કરવા હુ તને ગગા આપુ છુ' (એમ તેને વરદાન આપી શ્રીકૃષ્ણે ગગાને આમ કહ્યુ હતુ)

શ્રીભગવાન બોલ્યા હે દેવોના ઈશ્વરિ! સરસ્વતીના શાપને લીધે તમે જલદી ભરતખડમા જાઓ અને મારી આજ્ઞાથી સગરના સર્વ પુત્રોને પવિત્ર કરો તમારા સ્પર્શવાળા વાયુથી પવિત્ર થયેલા, મારા જેવી મૂર્તિઓ ધારણ કરતા અને દિવ્ય રથમા બેઠેલા તેઓ મારા ધામને પામશે. વળી દરેક જન્મમા કરેલા કર્મોના ભોગોને ઉખેડી કાઢી સર્વ કાળ માટે નીરોગી રહી તેઓ મારા પાર્ષદો થશે, કારણ કે મનુષ્યોએ કરોડો જન્મથી જે પાપ કર્યું હોય, તે ભરતખડમા ગગાના વાયુના સ્પર્શથી નાશ પામે છે એમ વેદમા સાભળાય છે વળી ગગાદેવીના સ્પર્શથી તથા દર્શનથી તે (વાયુસ્પર્શ) કરતા દસગણુ પુણ્ય થાય છે, અને સામાન્ય દિવસે પણ (સકલ્પરહિત) માત્ર મુસળસ્નાન* કરવાથી પણ સો કરોડ જન્મોનુ પાપ નાશ પામે છે એમ વેદમા સાભળાય છે બ્રહ્મહત્યા વગેરે જે કોઈ પાપ જાણી જોઈને કર્યું હોય અને સખ્યાબધ જન્મોમા જે પાપ એકઠા કર્યા હોય તે સઘળા મનુષ્યોના પાપો (ગગામા) મુસળસ્નાન કરવાથી જ નાશ પામે છે પવિત્ર દિવસે ગગાસ્નાન કરવાથી જે પુણ્ય થાય છે, તેને વેદો વર્ણવી શકતા નથી, માત્ર શાસ્ત્રાનુસાર તે થોડુ જ ફળ વેદો કહે છે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરે દેવો પણ તે સમગ્ર પુણ્ય કહી શકતા નથી હે સુદરિ! સામાન્ય દિવસે પણ સકલ્પપૂર્વક (તમારામા) સ્નાન કરવાથી જે ફળ થાય છે, તેને તમે સાભળો સકલ્પપૂર્વક સ્નાન કરવાથી (સામાન્ય) મુસળસ્નાન કરતા દશગણુ પુણ્ય થાય છે અને સૂર્યસક્રાંતિના દિવસે સ્નાન કરવાથી તે કરતા ત્રીસગણુ પુણ્ય થાય છે અમાવાસ્યાના દિવસે સ્નાન કરવાથી પણ તેટલુ જ પુણ્ય થાય છે, દક્ષિણાયનના આરભના દિવસે (કર્કસક્રાંતિમા સૂર્યનો પ્રવેશ થાય ત્યારે) સ્નાન કરવાથી તે કરતા બેગણુ પુણ્ય થાય છે અને ઉત્તરાયણના આરભ સમયે (મકરસક્રાંતિમા સૂર્યનો પ્રવેશ થાય છે ત્યારે) સ્નાન કરવાથી તે કરતા દશગણુ પુણ્ય મનુષ્યોને થાય છે ચાતુર્માસની પૂનમે સ્નાન કરવાથી અનત ગણુ પુણ્ય થાય છે અને અક્ષયનવમીના દિવસે સ્નાન કરવાથી પણ તેટલુ જ પુણ્ય થાય છે એમ વેદમા જણાવ્યુ છે આ (ઉપર દર્શાવેલા) સમયોમા સ્નાન કર્યા પછી દાન કરવુ તે અસખ્ય પુણ્ય ફળને આપનારુ છે અને સામાન્ય દિવસે સ્નાન કરવાથી જે પુણ્ય થાય, તેના કરતા સોગણુ પુણ્ય

* મુસળસ્નાન એટલે નાંખેલું જેમ પડે તેમ અજ્ઞાનપૂર્વકનું—સંકલ્પરહિત સ્નાન.

ગગાકિનારે દાન કરવાથી થાય છે મન્વતરની પહેલી તિથિએ, યુગની પહેલી તિથિએ, માઘ સુદિ સાતમે, ભીષ્માષ્ટમીએ, અશોકાષ્ટમીએ અને રામનવમીએ સ્નાન કરવાથી પણ તેટલુ જ પુણ્ય થાય છે, પણ તમારી દશેરાની પહેલી તિથિએ સ્નાન કરવાથી તે કરતા બેગણુ દુર્લભ પુણ્ય થાય છે દશહરાની દશમના દિવસે સ્નાન કરવાથી, યુગની પહેલી તિથિએ સ્નાન કરવાથી જે ફળ મળે છે, તેટલુ ફળ મળે છે ' દશેરાને પડવે સ્નાન કરવાથી જેટલુ પુણ્ય થાય છે, તે કરતા ચારગણુ વારુણીના દિવસે સ્નાન કરવાથી પુણ્ય થાય છે અને મહાવારુણીના દિવસે સ્નાન કરવાથી તો તેના કરતાયે ચારગણુ પુણ્ય થાય છે ચદ્રગ્રહણના સમયે સ્નાન કરવાથી સામાન્ય દિવસના સ્નાન કરતા કરોડગણુ પુણ્ય થાય છે સૂર્યગ્રહણના સમયે સ્નાન કરવાથી તેના કરતા દશગણુ પુણ્ય થાય છે અને અર્ધોદયકાળે સ્નાન કરવાથી તેના કરતા સોગણુ પુણ્ય થાય છે '

એમ તે બાને (ગગા–ભગીરથ) આગળ કહી દેવોના ઈશ્વર શ્રીકૃષ્ણ બોલતા બધ થયા, એટલે પોતાની ભક્તિથી નમેલી ડોકવાળા ગગા તેમને કહેવા લાગ્યા

ગગા બોલ્યા પ્રભો! પ્રથમ થયેલા સરસ્વતીના શાપથી અને તમારી આજ્ઞાથી, રાજેન્દ્ર ભગીરથના તપથી પ્રેરાઈને હમણા જ હુ ભરતખડમા જોકે જાઉં છુ, પણ ત્યા પાપી લોકો (મારામા સ્નાન કરી) હરકોઈ પાપો મને આપશે તે કયા ઉપાયથી નાશ પામશે તે તમે કહો, તેમ જ હે દેવેશ્વર! ભરતખડમા મારી સ્થિતિ કેટલા કાળ સુધી રહેશે અને વિષ્ણુના તે પરમ પદને હુ ક્યારે પામીશ? હે સર્વના આત્મા! હે સર્વજ્ઞ પ્રભો! મારી જે જે બીજી ઈચ્છાઓ છે, તે તે તમે જાણો જ છો, કેમ કે તમે બધુ જાણનાર— છો, તો તેના પણ ઉપાય કહો

શ્રીભગવાન બોલ્યા 'હે દેવોના ઈશ્વરિ ગગા! હુ તમારી ઈચ્છા જાણુ છુ, તમે પ્રવાહરૂપે થયા હશો, ત્યારે તમારો પતિ લવણસમુદ્ર થશે. તે સમુદ્ર મારા અશરૂપ છે અને તમે લક્ષ્મીસ્વરૂપ છો ચતુર સ્ત્રીનો ચતુર પુરુષ સાથેનો સમાગમ પૃથ્વી પર ગુણકારી ગણાય છે ભરતખડમા સરસ્વતી વગેરે જેટલી નદીઓ છે, તેઓમા લવણસમુદ્રને સભોગકર્મમા તમે જ મુખ્ય થશો હે દેવોના ઈશ્વરિ! સરસ્વતીના શાપને લીધે આજથી માડી કલિયુગના પાચ હજાર વર્ષ સુધી તમારી પૃથ્વી પર સ્થિતિ રહેશે હે દેવિ! તમે રસિક હોઈ નિત્ય એકાતમા રસિક પુરુષોમા શ્રેષ્ઠ સમુદ્રની સાથે રતિક્રીડા કરશો ભરતખડમા રહેલા સર્વ મનુષ્યો ભગીરથે કરેલા તમારા સ્તોત્રથી તમો સ્તવશે અને ભક્તિથી પૂજશે જે મનુષ્ય કણ્વશાખામા કહેલા તમારા ધ્યાનથી કાયમ તમારુ ધ્યાન કરી તમને પૂજશે, સ્તવશે અને નમશે, તે અશ્વમેધનુ ફળ પામશે જે મનુષ્ય સેકડો યોજન દૂરથી પણ 'ગગા, ગગા' એમ બોલશે, તે સર્વ પાપોથી છૂટી જઈ વિષ્ણુલોકમા જશે હજારો પાપીઓના સ્નાનથી તમને જે પાપ લાગુ થશે, તે મૂળ પ્રકૃતિ—ભુવનેશ્વરીના ભક્તના સ્પર્શથી જ નાશ પામશે હજારો પાપીઓના મુડદાનો સ્પર્શ થવાથી તમારામા જે પાપ લાગુ થશે, તે ભુવનેશ્વરીના મત્રની ઉપાસના કરનાર—ભક્તના સ્નાનથી નાશ પામશે હે કલ્યાણિ! (જ્યા ભુવનેશ્વરીના ભક્તો વસતા હશે,) ત્યા જ તમે સરસ્વતી વગેરે શ્રેષ્ઠ નદીઓની સાથે રહેશો અને પાપનો ત્યાગ કરશો જ્યા ભગવતી ભુવનેશ્વરીના ગુણોનુ કીર્તન થાય છે, તે સ્થળ તરત જ તીર્થરૂપ થાય છે, જેથી તે સ્થળના રજકણનો પણ માત્ર સ્પર્શ થવાથી જ પાપી પવિત્ર થાય છે એટલુ જ નહિ, પણ તે સ્થળના જેટલા રજકણોનો સ્પર્શ કર્યો હોય, તેટલા વર્ષો સુધી તે અવશ્ય દેવીના લોકમા વસે છે જે મનુષ્યો મારા નામસ્મરણપૂર્વક અને જ્ઞાનપૂર્વક તમારામા પ્રાણનો ત્યાગ કરશે, તેઓ વિષ્ણુના પદને પામશે અને ત્યા લાબા કાળ સુધી વિષ્ણુના ઉત્તમ પાર્ષદો થશે એટલુ જ નહિ, પણ તેઓ પ્રાકૃતિક પ્રલયને જોશે અને જે મનુષ્ય પુષ્કળ પુણ્યથી તમારામા મરણ પામેલા તેમના શબને તમારામા નાખશે, તે પણ વૈકુઠમા જશે અને ત્યા (બ્રહ્માના) દિવસની સ્થિતિ સુધી તેની સ્થિતિ થશે, અને જેના શબની તમારામા સ્થિતિ થશે તેને પણ અનેક દેહો આપી તેના કર્મો ભોગવાવીને હુ મારુ સારૂપ્ય આપીશ

— આમ કહી સૂચવે છે, કે પૃથ્વી પર મારા પતિ કોણ થશે, એ હુ શરમથી પૂછી શકતી નથી, તે પણ તમે કહો.

અને મારો પાર્ષદ કરીશ અજ્ઞાની પણ તમારા જળનો સ્પર્શ કરી જો પ્રાણત્યાગ કરશે, તો તેને પણ હુ મારા સમાન લોક આપીશ અને મારો પાર્ષદ કરીશ જે મનુષ્ય બીજે સ્થળે પણ (જેવા—તેવા) તમારા નામસ્મરણપૂર્વક પ્રાણ ત્યજશે, તેને બ્રહ્માની ઉંમર સુધી હુ મારા સમાન લોક આપીશ, પણ જેણે (ભકિતથી) તમારા નામસ્મરણપૂર્વક બીજે સ્થળે પ્રાણ ત્યજ્યા હશે, તેને હુ અસખ્ય પ્રાકૃતિક પ્રલય સુધી મારુ સારૂપ્ય આપીશ એટલુ જ નહિ, પણ તે મનુષ્ય ઉત્તમ માણેકથી બનાવેલા વિમાનમા બેસી મારા પાર્ષદો સાથે તરત જ ગોલોકને પામશે અને અવશ્ય મારા જેવો થશે જેઓ મારા (ગોપાળ-સુદરીના) મત્રની ઉપાસના કરે છે અને કાયમ મારુ નૈવેદ્ય જમે છે, તેઓનુ તો તીર્થમા કે અતીર્થમા પણ મરણ થવામા કઈ જ ફરક નથી, કેમ કે તેવો મારો ભકત તો (આપોઆપ જ પવિત્ર હોઈ) લીલા-માત્રમા ત્રણે જગતને પવિત્ર કરવા સમર્થ છે એવા મારા ભકતો ઉત્તમ માણેકથી બનેલા વિમાનમા બેસી ગોલોકને પામે છે એટલુ જ નહિ, પણ એમના જે સગાસબધી મારા ભકત હોય છે, તેઓ તથા તેમના પશુઓ વગેરે પણ રત્નોમા વિમાનમા બેસી અતિ દુર્લભ ગોલોકને પામે છે હે સતિ! જ્ઞાનને લીધે જીવન્મુકત થયેલા જ્ઞાનીઓ જ્યા જ્યા મરે છે, ત્યા ત્યા મારી ભકિતના સામીપ્યથી જ તેઓ પવિત્ર થયા હોય છે' (એટલે તેઓ માટે કઈ જ વિશેષ નથી, એમ ગગાને કહી વિષ્ણુ ભગવાને ભગીરથને કહ્યુ, કે) 'હવે આ ગગાની તમે ભકિતથી સ્તુતિ કરો અને પૂજા કરો' પછી ભગીરથે કૌથુમી નામની વેદશાખામા કહેલ ધ્યાનપૂર્વક સ્તોત્રથી વારવાર તે ગગાની સ્તુતિ કરી અને ભકિતથી પૂજા કરી પછી ભગીરથ તથા ગગાએ ઈશ્વર શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રણામ કર્યા અને પછી તે ભગવાન ત્યાથી અદૃશ્ય થયા હતા

નારદે પૂછ્યુ હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! કયા ધ્યાનથી, કયા સ્તોત્રથી અને કયા પૂજાક્રમથી રાજા ભગીરથે ગગાની પૂજા કરી હતી તે કહો

શ્રી નારાયણ બોલ્યા સ્નાન કરી ધોયેલા બે વસ્ત્રો પહેરી, નિત્યક્રિયા કરીને સાવધાન થયેલા મનુષ્યે ભકિતપૂર્વક ગણપતિ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ શકર તથા દુર્ગા—આ છ દેવોનુ પૂજન કરવુ, કેમ કે એ દેવોનુ પૂજન કરીને મનુષ્ય (બીજી મુખ્ય) પૂજાનો અધિકારી થઈ શકે છે વિઘ્નોના નાશ માટે ગણેશનુ, આરોગ્ય માટે સૂર્યનુ, પવિત્રતા માટે અગ્નિનુ, લક્ષ્મી માટે વિષ્ણુનુ, જ્ઞાન માટે શકરનુ અને મુકિતની સિદ્ધિ માટે દુર્ગાદેવીનુ પૂજન મનુષ્યે કરવુ જોઈએ. માટે એ છયે દેવોનુ પૂજન કરી વિદ્વાન મનુષ્ય સર્વ કઈ પામે છે—નહિ તો વિપરીત ફળ મળે છે. હે નારદ! ભગીરથે આવા ધ્યાનથી ગગાનુ ધ્યાન કર્યું હતુ તે સાભળો ૧–૭૧

**संपूज्यैतॉल्लभेत् प्राज्ञो विपरीतमतोऽन्यथा ।**
**दध्यावनेन ध्यानेन तद्ध्यान श्रृणु नारद ॥७५॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૨ મો*

## ગગાનુ ધ્યાન–સ્તોત્ર વગેરે

श्रीनारायण उवाच

**ध्यानं च कण्वशाखोक्तं सर्वपापप्रणाशनम् ।**
**श्वेतपङ्कजवर्णाभा गङ्गा पापप्रणाशिनीम् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા સર્વ પાપોનો નાશ કરનારુ ગગાનુ ધ્યાન કણ્વશાખામા કહ્યુ છે, કે 'ધોળા કમળના વર્ણ જેવી કાતિવાળા, પાપનો નાશ કરનારા, શ્રીકૃષ્ણના શરીરથી ઉત્પન્ન થયેલા, શ્રીકૃષ્ણ સમાન, ઉત્તમ સતી, અગ્નિશુદ્ધ વસ્ત્રો ધારણ કરનારા, રત્નોના શણગારોથી શણગારેલા, શરદ ઋતુના સેકડો પૂર્ણ ચદ્રોના જેવી ઉજ્જ્વળ શોભા ધારણ કરતા, સર્વશ્રેષ્ઠ, મદ હાસ્યથી પ્રસન્ન મુખવાળા, નિરતર સ્થિર યૌવનવાળા, નારાયણને પ્રિય, શાત, નારાયણના સૌભાગ્ય-વાળા, માલતીની માળાથી ગૂથેલો કેશપાશ ધારણ કરતા, ચદનના ચાદલાઓ સહિત સુદર સિંદૂરનો ચાદલો ધારણ કરતા, અનેક ચિત્રો સહિત કસ્તૂરીની અર્ચાને

* આ અધ્યાયમાં રાધાકૃષ્ણના અંશમાંથી ઉત્પન્ન થયેલી ગંગા પ્રથમ ગોલોકમાં ઉત્પન્ન થઈ, એ કથા અગણ્યાએંશી શ્લોકોથી કહેવાશે.

ગાલ પર ધારણ કરતા, પાકા ધિલોડાનો તિરસ્કાર કરતા ઉત્તમ હોઠને ધારણ કરતા, મોતીઓની પંક્તિની કાંતિને હરી લેતી દાંતની પંક્તિથી મનને આનંદ પમાડતા, સુંદર મુખ, નેત્રો તથા કટાક્ષોવાળા, મનોહર કઠણ બીલા જેવા બે સ્તનને ધારણ કરતા, મોટી કેડના પાછલા ભાગવાળા, કઠિન કેળના સ્તંભોને નિંદતી બે સાથળોની શોભાવાળા, સ્થળકમળની કાંતિ હરી લેતા બંને ચરણ સુધી વસ્ત્રોવાળા, રત્નોની પાદુકા ધારણ કરતા, કેસરથી અર્ચેલા અને અળતો લગાવેલા બંને ચરણોવાળા, દેવોના–ઇન્દ્રોના મુકુટ પર રહેલા, કલ્પવૃક્ષોના પુષ્પોના રસના કણોથી લાલ ચરણોવાળા, દેવો, સિદ્ધો તથા મુનીન્દ્રોએ સદા અર્પણ કરેલ અર્ઘ્યયુક્ત ચરણોવાળા, તપસ્વીઓના મસ્તકોરૂપી ભમરાઓની પંક્તિથી યુક્ત ચરણોવાળા, મુમુક્ષુઓને મુક્તિ આપનાર તથા કામીઓને સર્વ ભોગો આપનાર ચરણોવાળા, સર્વોત્તમ, સર્વાધિક વરદાન આપનારા, ભક્તો પર કૃપા કરનારા તથા શ્રીવિષ્ણુપદ આપનારા સતી વિષ્ણુપદી ગંગાજીને હું ભજું છું ' આવા ધ્યાનથી પરમ પવિત્ર ગંગાનું ધ્યાન કરી, હે નારદ! આસન, પાદ્ય, અર્ઘ્ય, સ્નાનચૂર્ણ, વિલેપન, ધૂપ, દીપ, નૈવેદ્ય, તામ્બૂલ, શીતળ જળ, વસ્ત્ર, આભૂષણ, પુષ્પ, ચંદન આચમન અને મનોહર શય્યા—આ સોળ ઉપચારો અર્પણ કરી ભક્તિથી પૂજન કરવું અને બે હાથ જોડી સ્તુતિ કરીને પ્રણામ કરવા એમ પૂજા કરીને મનુષ્ય અશ્વમેધનું ફળ પામે છે

નારદે કહ્યું 'હે દેવોના ઈશ્વર! હે લક્ષ્મીના પતિ! હે જગતના સ્વામિ! હે વિષ્ણુ! પાપોનો નાશ કરનારું અને પુણ્યકારક ગંગાસ્તોત્ર સાંભળવા હું ઇચ્છું છું

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! પાપનો નાશ કરનારું અને પુણ્યકારક ગંગાસ્તોત્ર હું કહું છું, તે સાંભળો શિવના સંગીતથી મોહ પામેલા, શ્રીકૃષ્ણના અંગથી જન્મેલા અને રાધાના અંગસ્પર્શથી યુક્ત ગંગાને હું પ્રણામ કરું છું સૃષ્ટિના આદિ કાળે ગોલોકમાં રાસમંડળ વિષે શંકરની સમીપ જન્મેલા ગંગાને હું પ્રણામ કરું છું કાર્તિકી પૂનમે ગોપ—ગોપીઓથી વ્યાપ્ત પવિત્ર રાધામહોત્સવમાં જન્મેલા ગંગાને હું પ્રણામ કરું છું કરોડ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી લાખોગણા હોઈ ગોલોકને વીંટાઈ વળેલા ગંગાને હું પ્રણામ કરું છું સાઠ લાખ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી ચારગણા હોઈ વૈકુંઠમાં વીંટાઈ વળેલા ગંગાને હું પ્રણામ કરું છું ત્રીસ લાખ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી પાંચગણા હોઈ બ્રહ્મલોકને જે વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું ત્રીસ લાખ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી ચારગણા હોઈ શિવલોકમાં જે વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું લાખ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી સાતગણા હોઈ ધ્રુવલોકમાં જે વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું લાખ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી પાંચગણા હોઈ ચંદ્રલોકમાં જે વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું સાઠ હજાર યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી દશગણા જે સૂર્યલોકમાં વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું લાખ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી પાંચગણા જે તપોલોકમાં વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું હજાર યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી દસગણા જે જનલોકમાં વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું દસ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી પાંચગણા જે મહર્લોકમાં વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું હજાર યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી સો ગણા જે કૈલાસમાં વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું સો યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી દસગણા જે મંદાકિની ઇન્દ્રલોકમાં વીંટાઈ વળ્યા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું પાતાલમાં દસ યોજન વિસ્તારવાળા અને લંબાઈમાં તેથી દસગણા જે ભોગવતી નામે છે, તે ગંગાને હું પ્રણામ કરું છું પૃથ્વી પર માત્ર એક કોશ વિસ્તારવાળા અને કોઈ કોઈ સ્થળે ક્ષીણ થયેલા જે અલકનંદા કહેવાય છે, તે ગંગાને હું પ્રણામ કરું છું સત્યુગમાં જે દૂધ જેવા વર્ણવાળા,' ત્રેતાયુગમાં ચંદ્ર જેવા વર્ણવાળા અને દ્વાપરયુગમાં

ચંદન જેવી કાંતિવાળા જે હોય છે, તે ગંગાને હું પ્રણામ કરું છું કલિયુગમાં જળ જેવા વર્ણવાળા જે (ભરતખંડ સિવાય) બીજી પૃથ્વી પર દુર્લભ છે અને સ્વર્ગમાં જે કાયમ દૂધ જેવા વર્ણવાળા છે, તે ગંગાને હું પ્રણામ કરું છું, જેમના જળના (એક જ) કણનો સ્પર્શ થતાં જે પાપીઓને જ્ઞાન ઉત્પન્ન થાય છે અને કરોડો જન્મોથી એકઠા કરેલા બ્રહ્મહત્યા વગેરે પાપો બળી જાય છે ' હે નારદ! એમ ગંગાસ્તોત્ર ના એકવીસ શ્લોકો કહ્યા. જે મનુષ્ય દેવોના ઈશ્વરી ગંગાનું ભક્તિથી પૂજન કરી પાપનો નાશ કરનાર અને પુણ્યના જીવનરૂપ હોઈ ઉત્તમ આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે છે, તે નિત્ય અશ્વમેધનું ફળ પામે છે એમાં સંશય નથી (આ સ્તોત્રનો પાઠ કરવાથી) પુત્ર વિનાનો પુત્ર પામે, સ્ત્રી વિનાનો સ્ત્રી પામે, રોગી રોગથી મુક્ત થાય અને બંધાયેલો બંધનથી અવશ્ય છૂટે છે અસ્પષ્ટ કીર્તિવાળો મૂર્ખ હોય તે પણ ઉત્તમ યશવાળો પંડિત થાય વળી જે મનુષ્ય પ્રાતઃકાળ માં ઊઠી આ શુભ ગંગાસ્તોત્રનો પાઠ કરે છે, તેને જો દુષ્ટ સ્વપ્ન આવ્યું હોય તોપણ તે શુભ થાય છે અને ગંગાના સ્નાનનું ફળ પામે છે

શ્રીનારાયણ બોલ્યા ઉપર કહેલા સ્તોત્રથી ગંગાની સ્તુતિ કરીને ભગીરથ તેને સાથે લઈ જ્યાં સગરના પુત્રો નાશ પામ્યા હતા ત્યાં ગયો હતો એટલે તરત જ ગંગાના સ્પર્શવાળા વાયુથી પવિત્ર થઈ તેઓ વૈકુંઠમાં ગયા હતા એમ ગંગાને ભગીરથે (પૃથ્વી પર) આણી હતી, તેથી તે 'ભાગીરથી' કહેવાય છે. આમ ગંગાનું સર્વ ઉત્તમ આખ્યાન કહ્યું, જે પુણ્યદાયી, મોક્ષ આપનાર તથા સારરૂપ છે હવે બીજું વધારે શું સાંભળવા તમે ઈચ્છો છો?

નારદે પૂછ્યું જગતને પવિત્ર કરનારા ગંગા કયે સ્થળે, કયા પ્રકારે ત્રિપથગા (ત્રણ માર્ગે વહેતા) થયા છે, તે સર્વ હે પ્રભો! તમે મને કહો વળી જે જે લોકો ત્યાં રહે છે, તે તે લોકોએ તેવું કયું ઉત્તમ કર્મ કર્યું હશે, એ સર્વ વિસ્તારથી કહેવા તમે યોગ્ય છો

શ્રીનારાયણ બોલ્યા 'કાર્તિકી પૂનમના દિવસે (ગોલોકમાં) રાધાનો ઉત્તમ મહોત્સવ કરાય છે તેમાં એક સમયે રાધાની પૂજા કરી શ્રીકૃષ્ણ રાસમંડળમાં રહ્યા હતા અને શ્રીકૃષ્ણે પૂજેલા તે રાધાનું પૂજન કરી હર્ષ પામેલા મનવાળા બ્રહ્માદિ સર્વ દેવો તથા શૌનક આદિ ઋષિઓ પણ ત્યાં ઊભા હતા, એ સમયે શ્રીકૃષ્ણ સંબંધી સંગીતશાસ્ત્રના અધિષ્ઠાત્રી સરસ્વતી વીણા સાથે સુંદર તાલથી મનોહર રીતે ગાવા લાગ્યા, ત્યારે પ્રસન્ન થઈ બ્રહ્માએ તે સરસ્વતીને ઉત્તમ માણેકનો હાર આપ્યો શિવે સર્વ મણિઓમાં ઉત્તમ હોઈ બ્રહ્માંડોમાં દુર્લભ મણિ આપ્યો, શ્રીકૃષ્ણે સર્વ રત્નોથી શ્રેષ્ઠ ઉત્તમ કૌસ્તુભમણિ આપ્યો, રાધિકાએ અમૂલ્ય રત્નોની રચનાવાળો શ્રેષ્ઠ હાર આપ્યો ભગવાન શ્રીનારાયણે મનોહર માળા આપી લક્ષ્મીએ અમૂલ્ય રત્નોથી જડેલું સોનાનું કુંડળ આપ્યું વિષ્ણુ માયા ભગવતી મૂળપ્રકૃતિ, નારાયણી તથા ઈશાના કહેવાતા દુર્ગાદેવીએ અતિ દુર્લભ પરમાત્માની ભક્તિ આપી ધર્મે ધર્મબુદ્ધિ તથા સંસારમાં મોટો યશ આપ્યો અગ્નિએ પોતાનામાં શુદ્ધ કરેલું વસ્ત્ર આપ્યું અને વાયુએ મણિના ઝાંઝરો આપ્યા એ વેળા બ્રહ્માએ વારંવાર પ્રેરેલા શંકર રાસોલ્લાસવાળું શ્રી કૃષ્ણનું સંગીત ગાવા લાગ્યા ત્યારે સર્વ દેવો ચિત્રમાં ચીતરેલી પૂતળીઓની પેઠે મોહ પામ્યા પછી મહાકષ્ટે ભાનમાં આવી તેઓએ રાસમંડળમાં સર્વ સ્થળને જળથી વ્યાપ્ત અને રાધાકૃષ્ણરહિત જોયું પછી સર્વ ગોવાળો, ગોપીઓ, દેવો તથા બ્રાહ્મણો અતિ ઉચ્ચ સ્વરે રડવા લાગ્યા, ત્યારે બ્રહ્માએ ધ્યાનથી સર્વ જાણી લીધું કે 'રાધા સહિત શ્રીકૃષ્ણ રસરૂપ થઈ ગયા છે અને (લોકોનો ઉદ્ધાર કરવા) શ્રેષ્ઠ તીર્થરૂપ થયા છે પછી બ્રહ્મા આદિ સર્વ પરમેશ્વરની સ્તુતિ કરવા લાગ્યા કે 'હે પ્રભો! પોતાની મૂર્તિના અમને દર્શન આપો અને એ જ ઈચ્છિત તમે અમને આપો ' એવામાં તે સ્થળે શરીર વગરની (આકાશ)- વાણી થઈ અને અત્યંત સ્પષ્ટ તથા મધુરતાવાળી તે વાણીને બધાએ સાંભળી, કે, 'મારા તથા આ રાધાના દેહથી તમારે શું કામ છે? મારા મંત્રથી પવિત્ર થયેલા સર્વ મનુઓ, મનુષ્યો તથા વૈષ્ણવમુનિઓ મારા દર્શન કરવા મારા સ્થાનોમાં આવશે હે મોટા દેવો! જો તમે મારી મૂર્તિને અત્યંત સ્પષ્ટ જોવા ઈચ્છતા હો, તો શંકર મારા આ વાક્યનું પાલન

કરે અને હે બ્રહ્મા! તમે પોતે જગતના ગુરુ શંકરને વેદોના અંગરૂપ, અતિ મનોહર, સર્વ ઇષ્ટ ફળ આપનાર, અપૂર્વ મંત્રોના સમૂહોથી યુક્ત અને સ્તોત્રો, ધ્યાનના સમૂહો તથા પૂજાવિધિના ક્રમોવાળું સર્વોત્તમ ('સાત્વત તંત્ર' નામનું) એક શાસ્ત્ર રચવાની આજ્ઞા કરો અને મારા મંત્રો, કવચો તથા સ્તોત્રોથી યુક્ત શાસ્ત્રને કાળજીથી એવા પ્રકારે ગુપ્ત રાખો કે જેથી (મારી ઉપાસનાના મંત્રો મેળવવા મુશ્કેલ થતાં) લોકો મારાથી વિમુખ થાય. હજારો તથા સેંકડોમાં માત્ર એકાદો જ મનુષ્ય મારા મંત્રોનો ભલે ઉપાસક થાય, પણ (હું કહું છું તેમ તે શાસ્ત્ર રચીને) તેને જો ગુપ્ત રાખવામાં નહિ આવે, તો મારા મંત્રોથી પવિત્ર થઈ સર્વ લોકો મારા પદને પામશે, અને બધાય જો ગોલોકવાસી થશે, તો બ્રહ્માનું સર્વ બ્રહ્માંડ (ઉજ્જડ થતાં) નિષ્ફળ થશે. દરેક સૃષ્ટિમાં સાત્ત્વિક આદિ ભેદોથી પાંચ પ્રકારના મનુષ્યો ઉત્પન્ન કરવા યોગ્ય છે, જેથી તેમાંના કેટલાક પૃથ્વી પર રહે અને કેટલાક (જુદા જુદા) સ્વર્ગમાં રહે. આ મારું વચન પાળવાને મહાદેવ દેવોની સભામાં અતિદૃઢ પ્રતિજ્ઞા જો કરે, તો તરત જ મારી મૂર્તિનાં દર્શન થશે' એમ આકાશમાં કહી સનાતન ભગવાન શ્રીકૃષ્ણ બોલતા બંધ થયા. તે સાંભળી જગતના સ્રષ્ટા બ્રહ્માએ હર્ષથી શંકરને તેમ કરવા કહ્યું. એટલે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ હોઈ જ્ઞાનના ઈશ્વર શંકર બ્રહ્માનું વચન સાંભળી હાથમાં ગંગાજળ લઈ સોગંદપૂર્વક આવી પ્રતિજ્ઞા કરી કે, 'વિષ્ણુમાયાના મંત્રોના સમૂહથી યુક્ત અને વેદોના સારરૂપ ઉત્તમ શાસ્ત્ર હું રચીશ. જે મનુષ્ય પોતાની પ્રતિજ્ઞા પાળવા (આ રીતે) ગંગાજળનો સ્પર્શ કરી પછીથી જો તે ખોટું બોલશે, તો બ્રહ્માનું જીવન જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી તે કાલસૂત્ર નામના નરકમાં જશે.' હે નારદ! ગોલોકમાં દેવોની સભા વચ્ચે શંકરે એમ કહ્યું, એટલે રાધા સહિત શ્રીકૃષ્ણ ત્યાં પ્રગટ થયા. પછી તેમને જોઈ અત્યંત હર્ષ પામેલા દેવો પુરુષોત્તમની સ્તુતિ કરવા લાગ્યા અને પરમાનંદથી પૂર્ણ થઈ ફરી સ્તવન કરવા લાગ્યા. પછી કેટલાક કાળે ભગવાન શંકરે મુક્તિના પ્રદીપ જેવું 'સાત્વત તંત્ર' નામનું શાસ્ત્ર રચ્યું.

એમ અત્યંત દુર્લભ અને સારી રીતે ગુપ્ત રાખવા યોગ્ય સર્વ વૃત્તાંત તમને કહ્યું. તે જ શ્રીકૃષ્ણ (મહાદેવના સંગીતથી રસરૂપ બની) ગોલોકમાં ઉત્પન્ન થયેલી ગંગારૂપ થયા છે, એમ રાધા કૃષ્ણના અંગથી જન્મેલી હોઈ ભોગ તથા મોક્ષરૂપ ફળો આપતી તે ગંગાને શ્રીકૃષ્ણ પરમાત્માએ ઠેર ઠેર સ્થાપી છે, જેથી શ્રીકૃષ્ણસ્વરૂપ હોઈ સર્વશ્રેષ્ઠ તે ગંગા સર્વ બ્રહ્માંડોમાં પૂજાઈ છે.' ૧–૭૯

**राधाकृष्णाङ्गसंभूता भुक्तिमुक्तिफलप्रदा।**
**स्थाने स्थाने स्थापिता सा कृष्णेन परमात्मना॥**
**कृष्णस्वरूपा परमा सर्वब्रह्माण्डपूजिता॥७९॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કંધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

## અધ્યાય ૧૩ મો +

### ગંગાનું વૃત્તાંત (ચાલુ)

नारद उवाच

**कले पञ्चसहस्राब्दे समतीते सुरेश्वर।**
**क्व गता सा महाभाग तन्मे व्याख्यातुमर्हसि॥१॥**

નારદે પૂછ્યું: હે દેવોના ઈશ્વર! કલિયુગનાં પાંચ હજાર વર્ષો જશે, ત્યારે તે ગંગા ક્યાં જશે? હે મહાભાગ! તે મને કહેવા તમે યોગ્ય છો.

શ્રીનારાયણ બોલ્યા: ઈશ્વરની ઇચ્છાથી સરસ્વતીનો શાપ થવાને લીધે ભરતખંડમાં આવીને ગંગા ફરી શાપના અંતે વૈકુંઠમાં જ જશે. હે નારદ! સરસ્વતી પણ (શાપના અંતે) ભરતખંડ છોડી વૈકુંઠમાં જશે અને પદ્માવતી નદીરૂપ થયેલાં લક્ષ્મી તથા ગંગા પણ તે જ પ્રમાણે વૈકુંઠમાં જશે. હે નારદ! ગંગા, સરસ્વતી અને લક્ષ્મી આ ત્રણે વિષ્ણુની સ્ત્રીઓ છે અને તુલસી સહિત ચાર સ્ત્રીઓ વેદમાં કહી છે.

નારદે પૂછ્યું: હે મુનિશ્રેષ્ઠ! કયા ઉપાયથી તે ગંગાદેવી વિષ્ણુના ચરણકમળથી ઉત્પન્ન થયાં હતાં, બ્રહ્માના કમંડળમાં કેવી રીતે રહ્યાં, શિવની પ્રિયા કેમ થયાં અને નારાયણની પ્રિયા કેમ થયાં? તે કહો.

+ આ અધ્યાયમાં એકસો ને છત્રીસ શ્લોકથી ગંગા નારાયણની પ્રિયા થયાં, એ કથા વિસ્તારથી કહેવાશે.

ક્યા પ્રકારે એ થયુ તે મને કહેવા તમે યોગ્ય છો

શ્રીનારાયણ બોલ્યા પૂર્વે ગોલોકમા જે રસ રૂપ ગગા થયા હતા, તે તો રાધાકૃષ્ણના અગથી જ ઉત્પન્ન થયેલા હોઈ તેમના અશરૂપ છે, તેથી તેમના સ્વરૂપ જ ગણાય છે, એ રસરૂપ(જળ)ના અધિષ્ઠાત્રી જે દેવી છે, તે રૂપથી પૃથ્વી પર અનુપમ હોઈ નવા યૌવનવાળા, સર્વ શણગારોથી શણગારેલા, શરદઋતુના બપોર વખતના કમળ જેવા મુખવાળા, મદહાસ્ય સહિત, અતિ મનોહર તપેલા સોનાના વર્ણ જેવી કાતિવાળા, શરદઋતુના ચદ્ર સમાન પ્રભાવવાળા, ચળકતી કાતિવાળા, અત્યત ઉત્તમ અને સ્નેહયુક્ત, શુદ્ધ સત્ત્વગુણસ્વરૂપ, અતિ પુષ્ટ અને કઠણ કેડના પાછલા ભાગવાળા, ઉત્તમ એ ભાગો સાથે બધ બેસતા વસ્ત્રવાળા, પુષ્ટ, ઊંચા, અતિ કઠિન અને બરાબર ગોળ બે સ્તનને ધારણ કરતા, અતિ સુદર નેત્રોવાળા, સુદર કટાક્ષોવાળા, અત્યત વાકો અને માલતીની માળાથી ગૂથેલો સુદર કેશપાશ ધારણ કરતા, ચદનના ચાદલાઓ સહિત મનોહર સિંદૂરનો ચાદલો ધારણ કરતા, કસ્તૂરીની અર્ચાવાળા અને સુદર બે ગાલવાળા, બપોરિયાના પુષ્પ જેવા આકારનો સુદર નીચલો હોઠ ધારણ કરતા, પાકા દાડમના બી જેવી દાતની પકિતથી ઉજ્જવળ અને નેફાવાળા બે અગ્નિશુદ્ધ વસ્ત્રોને ધારણ કરે છે તે દેવી (પ્રથમ તે રસમાથી નીકળીને) કામનાયુકત હોઈ ઘણા શરમાઈ ને શ્રીકૃષ્ણ પાસે ઊભા હતા અને વસ્ત્રોથી મુખ ઢાકીને પલકારા વિનાના બેય નેત્રો વડે શ્રીકૃષ્ણના મુખને એકધારા આનદથી જોઈ રહ્યા હતા, કેમ કે હર્ષથી પ્રફુલ્લ મુખકમળવાળા તે દેવી શ્રીકૃષ્ણનો નવો સમાગમ ઇચ્છતા હતા અને પ્રભુના રૂપથી મોહિત થઈ રોમાચિત શરીરવાળા થયા હતા એવામા ત્યા રહેલા રાધાજી, ત્રીસ કરોડ ગોપીઓથી યુકત અને કરોડો ચદ્ર સમાન કાતિવાળા હોઈ કોપથી લાલચોળ મુખવાળા તથા લાલ કમળ જેવા નેત્રો વાળા થયા પીળા ચપાના પુષ્પના જેવી કાતિવાળા, મોટા હાથીની પેઠે ધીમા ધીમા ચાલતા, અમૂલ્ય રત્નોથી બનાવેલા અનેક જાતના શણગારોથી શણગારેલા, અમૂલ્ય રત્નોથી જડેલા હોઈ અમૂલ્ય તથા અગ્નિમા જ શુદ્ધ થઈ શકે એવા નેફાવાળા બે પીળા વસ્ત્રો ધારણ કરતા અને સ્થળકમળની શોભાને હરી લેનાર, કોમળ, સારી રીતે રગેલ તથા શ્રીકૃષ્ણે અર્પણ કરેલ અર્ઘ્યવાળા ચરણકમળને મૂકતા એ રાધા ઉત્તમ માણેકથી બનાવેલા વિમાનમાથી ઊતરી ઋષિઓ દ્વારા ધોળા ચામરોના વાયુથી સેવાતા, ચદનયુકત કસ્તૂરીના ચાદલાઓ સાથે હોઈ પ્રદીપ્ત દીપની કાતિ જેવા આકારવાળા સુશોભિત સિંદૂરના ચાદલાને લલાટમા સેંથાની નીચેના ઉજ્જવળ ભાગમા ધારણ કરતા, કલ્પવૃક્ષના પુષ્પોની માળા સહિત અત્યત સુદર વાકો કેશપાશ કપાવતા અને અત્યત સુદર રગવાળા હોઠને રોષથી ફરકાવતા, શ્રીકૃષ્ણની પાસે જઈ ઉત્તમ રત્નોના સિંહાસન પર બેઠા એ વેળા તે વિષ્ણુપ્રિયા સખીઓના સમૂહોથી ચારેબાજુ વીંટાયા હતા તેમને જોઈ લગાર હસતા શ્રીકૃષ્ણ આવેશ તથા આદરપૂર્વક મધુર વાકયોથી બોલાવી ઊભા થયા અત્યત ત્રાસ પામેલા ઓવાળિયા પણ પોતાની ડોક નમાવી તેમને પ્રણામ કરવા લાગ્યા અને ભકિતથી તેમની સ્તુતિ કરવા લાગ્યા પરમેશ્વર શ્રીકૃષ્ણ પણ સ્તુતિ કરવા લાગ્યા અને ગગાજી પણ એકદમ ઊભા થઈ ઘણી જ સ્તુતિ કરવા લાગ્યા, તેમ જ ભય પામી અત્યત વિનયથી કુશળ પૂછવા લાગ્યા તે સમયે નીચેના ભાગમા ઊભેલા, ત્રાસ પામેલા, સુકાયેલા કઠ, હોઠ અને તાળવાવાળા તે ગગાજી શ્રીકૃષ્ણના ચરણકમળમા ધ્યાન ધરી તેમને શરણાધીન થયા હતા, ત્યારે શ્રીકૃષ્ણે પોતાના હૃદયકમળમા રહેલા અને ભય પામેલા તેમને અભયદાન આપ્યુ હતુ જેથી સર્વેશ્વરના એ વરદાનને લીધે તે સ્થિર ચિત્તવાળા થયા હતા, પછી ઊંચા સિંહાસન પર બેઠેલા રાધાજીને તે ગગા આમ જોવા લાગ્યા, તો અત્યત સ્નિગ્ધ, બ્રહ્મતેજથી પ્રજ્વલિત છતા સુખેથી જોઈ શકાય એવા અસખ્ય બ્રહ્માઓના કર્તા, આદિસૃષ્ટિથી પણ સનાતની, સદાય બાર વર્ષના, કન્યા જેવા નવયૌવનવાળા, રૂપ તથા ગુણો વડે સર્વ વિશ્વોમા ઉપમારહિત, શાત, સુદર, અનત, આદિ—અતરહિત, સતી, શુભ, અત્યત કલ્યાણકારી, સ્વામીના સૌભાગ્યવાળા, સૌંદર્યના સુદરી, સર્વ સુદર સુદરીઓમા શ્રેષ્ઠ,

શ્રીકૃષ્ણના અર્ધ અંગરૂપ, તેજ, વય તથા કાંતિથી શ્રીકૃષ્ણ સમાન, લક્ષ્મીએ તથા લક્ષ્મીના પતિએ પૂજેલા, શ્રીકૃષ્ણની સભાને પોતાની કાંતિથી ઢાંકી દેતા, અત્યંત તેજસ્વી સખીએ આપેલું દુર્લભ તાંબૂલ ખાતા, જન્મરહિત, સર્વના માતા, ધન્ય, માન્ય, માનવાળા, શ્રીકૃષ્ણના પ્રાણના અધિષ્ઠાત્રી દેવી, શ્રીકૃષ્ણને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય રમણ કરનારા અને રાસના ઈશ્વરી તે રાધાને જોઈ દેવોના ઈશ્વરો ગંગા તૃપ્તિ ન પામ્યા—પલકારારહિત નેત્રો વડે તેમને જોઈ જ રહ્યા હે નારદમુનિ! એ વખતે શાંત, વિનયી અને મંદહાસ્યયુક્ત તે રાધાજીએ મધુર વાણીથી શ્રીકૃષ્ણને કહ્યું

રાધા બોલ્યા હે પ્રાણેશ્વર! આ કઈ કલ્યાણી સ્ત્રી મંદહાસ્યયુક્ત તમારા મુખને મંદહાસ્યપૂર્વક જોતી તમારી પાસે ઊભી છે? વાંકા નેત્રોવાળી તે સ્ત્રી કામ સહિત જણાય છે, તમારા રૂપથી રોમાંચિત શરીરવાળી થઈ મૂર્છા પામે છે અને વસ્ત્ર વડે મુખ ઢાંકી વારંવાર જોયા કરે છે સદા મંદહાસ્ય કરતા તમે પણ તેને જોઈ કામનાવાળા થયા છો! હું જીવું છું, છતાં ગોલોકમાં આવી દુષ્ટ વૃત્તિ કેમ થઈ? તમે જ આવું ખરાબ વર્તન વારંવાર કરો છો, છતાં પ્રેમને લીધે હું ક્ષમા કરું છું, કેમ કે સ્ત્રીજાતિ સ્નેહાળ મનવાળી હોય છે ઓ લંપટ! આ વહાલી પ્રિયાને લઈ તમે ગોલોકમાંથી જતા રહો, નહિ તો ઓ વ્રજનાથ તમારું હવે કલ્યાણ નહિ જ થાય પૂર્વે ચંદનના વનમાં 'વિરજા' નામની ગોપી સાથે મેં તમને જોયા હતા, પણ અહો! સખીઓના વચનથી મેં ક્ષમા કરી હતી એ વખતે માત્ર મારો શબ્દ સાંભળતા જ તમે અદૃશ્ય થયા હતા અને વિરજા દેહ છોડીને નદીરૂપ થઈ હતી એક કરોડ યોજન વિસ્તારવાળી અને લંબાઈમાં તેથી ચાર ગણી તે વિરજા નદી આજે પણ તમારી ઉત્તમ કીર્તિરૂપે હયાત છે! એ વેળા હું ઘેર જતી રહી હતી ત્યારે ફરી પાછા તેની પાસે જઈ 'હે વિરજા! ઓ વિરજા!' એમ તેને યાદ કરતા તમે ઊંચેથી રડયા હતા તે વખતે યોગને લીધે સિદ્ધ યોગવાળી તે વિરજાએ જળમાંથી નીકળી સાકાર સહિત મૂર્તિવાળી થઈ તમને દર્શન આપ્યું હતું પછી તેને તમે ખેંચીને તેનામાં વીર્ય સ્થાપન કર્યું હતું જેથી તેનામાં સાત સમુદ્રોના અધિષ્ઠાતા સાત પુત્રો જન્મ્યા હતા વળી એ જ પ્રમાણે (એક વખતે) ચંપાઓના વનમાં 'શોભા' નામની ગોપી સાથે મેં તમને જોયા હતા તે વખતે પણ મારો માત્ર શબ્દ સાંભળતા જ તમે અદૃશ્ય થયા હતા અને શોભા શરીર છોડી ચંદ્રમંડળમાં જતી રહી હતી, પછી તેનું શરીર ઘાટા તેજરૂપ થયું હતું, તેના તમે કંપવાળા હૃદયે વિભાગ કરી કંઈક રત્નને, કંઈક સોનાને, કંઈક ઉત્તમ મણિને, કંઈક સ્ત્રીઓના મુખકમળને, કંઈક રાજાને, કંઈક કૂણા પાંદડાને, કંઈક પુષ્પોને, કંઈક પાકાં ફળોને, કંઈક ધાન્યોને, કંઈક શણગારેલા રાજમંદિરોને, કંઈક દેવમંદિરોને, કંઈક નવા પાંદડાને અને કંઈક દૂધને આપ્યું હતું એ જ પ્રમાણે (એક વખત) વૃંદાવન વનમાં 'પ્રભા' નામની ગોપી સાથે મેં તમને જોયા હતા ત્યારે પણ મારા શબ્દમાત્રથી તમે અદૃશ્ય થયા હતા અને પ્રભા દેહ ત્યજીને સૂર્યમંડળમાં જતી રહી હતી તે પછી તેનું શરીર તીવ્ર તેજરૂપ થયું હતું હે કૃષ્ણ! તમે પ્રેમથી રડતા રડતા તેના વિભાગ કરી લજ્જાથી તથા મારા ભયથી નમુમાં નાખી દીધું હતું અને કંઈક અગ્નિને, કંઈક યક્ષોને, કંઈક ઉત્તમ પુરુષોને કંઈક દેવોને, કંઈક વિષ્ણુભક્તોને કંઈક નાગોને કંઈક બ્રાહ્મણોને, કંઈક મુનિઓને કંઈક તપસ્વીઓને, કંઈક સૌભાગ્યવતી સ્ત્રીઓને અને કંઈક યશસ્વી લોકોને આપી દીધું હતું એમ સર્વને તે આપી દઈ તમે ખૂબ રડયા હતા વળી પૂર્વે 'શાંતિ' નામની ગોપી સાથે (એક વાર) રાસમંડળમાં મેં તમને જોયા હતા તે વેળા વસંતના સમયે રત્નોના દીવાયુક્ત અને રત્નોથી જ બનાવેલા ઘરમાં પુષ્પોની માળાવાળા, ચંદનથી અર્ચેલા અને રત્નોના શણગારોની શોભાવાળા તમે રત્નોથી શણગારેલી એ શાંતિ સાથે પુષ્પોની શય્યા પર હતા, અને હે પ્રભો! તેણે આપેલું તાંબૂલ ખાતા હતા પછી હે પ્રભો! મારો શબ્દ સાંભળતા તરત જ તમે અદૃશ્ય થયા હતા અને ભયને લીધે શાંતિ પણ દેહ તજીને તમારામાં લીન થઈ હતી પછી ગુણરૂપે

વડે શ્રેષ્ઠ તેનુ જે શરીર હતુ, તેના વિભાગ કરી પ્રેમથી રડતા રડતા તમે વિશ્વમાહેના વનને, કઈક બ્રહ્માને, કઈક મને, કઈક શુદ્ધ સત્ત્વગુણસ્વરૂપ લક્ષ્મીને, કઈક તમારા મન્ત્રોના ઉપાસકોને, કઈક શકિતના ભકતોને, કઈક તપસ્વીઓને, કઈક ધર્મને અને કઈક ધર્મિષ્ઠોને આપી દીધુ હતુ તે જ પ્રમાણે, પૂર્વે એક વાર 'ક્ષમા' નામની ગોપી સાથે મે તમને જોયા હતા તે વખતે પણ ઉત્તમ વેષવાળા, માળા ધારણ કરતા અને સુગધી ચદનના વિલેપનવાળા તમે રત્નોથી શણગારેલી અને સુગધી ચદનના વિલેપનવાળી તે ક્ષમા સાથે પુષ્પો તથા ચદનથી વ્યાપ્ત શયનમા બેભાન બન્યા હતા એ વેળા નવા સગમનુ સુખ થવાથી તરત નિદ્રા પામેલી તે ગોપીએ આલિગન કરેલા તમને તથા એ ગોપીને મે જગાડયા હતા, તે તમે યાદ કરો તે સમયે તમારુ પીતામ્બર, મનોહર મુરલી, વનમાળા, કૌસ્તુભમણિ અને અમૂલ્ય રત્ન કુડળ મે લઈ લીધા હતા, પણ પાછળથી સખીઓના વચનથી અને પ્રેમથી મે તે તમને પાછા આપ્યા હતા હે પ્રભો! એ પાપથી તથા લજ્જાથી તમે કાળા રગના થયા હતા અને પેલી ક્ષમા લજ્જાથી દેહ છોડી પૃથ્વીમા જતી રહી હતી પછી ગુણો વડે શ્રેષ્ઠ તેના શરીરના વિભાગ કરી પ્રેમથી રડતા તમે કઈક વિષ્ણુને, કઈક વૈષ્ણવોને, કઈક ધાર્મિકોને, કઈક ધર્મને, કઈક દુર્બળ લોકોને, કઈક તપસ્વીઓને, કઈક દેવોને તથા કઈક પડિતોને આપી દીધુ હતુ હે પ્રભો! આ સર્વે મે તમને કહ્યુ, હવે આથી વધારે શુ સાભળવા ઇચ્છો છો? તમારા આવા અનેક ઉત્તમ ગુણોને શુ હુ નથી જાણતી? (જાણુ જ છુ)' એમ શ્રીકૃષ્ણને કહી લાલ કમળ જેવા નેત્રોવાળા રાધા નમેલા મુખવાળા અને લજ્જા પામેલા સતી ગગાને કહેવા તૈયાર થયા, પણ સિદ્ધ યોગવાળા ગગાજી યોગથી તેમનુ રહસ્ય જાણી લઈ સભાની વચ્ચે અદૃશ્ય થઈ પોતાના જળમા પેસી ગયા ત્યારે સિદ્ધ યોગવાળા રાધાજીએ પણ સર્વ જળમા રહેલા ગગાને યોગથી જાણી લઈ એક જ કોગળાથી તેને પી જવા તૈયારી કરી તે સમયે સિદ્ધ યોગવાળા ગગાએ યોગથી તેમનુ રહસ્ય જાણી લઈ શરણરૂપ શ્રીકૃષ્ણના ચરણમા પ્રવેશ કર્યો. પછી રાધાએ ગોલોકમા, વૈકુઠમા તથા બ્રહ્મલોકમા વગેરે સર્વ સ્થળે ગગાની તપાસ કરી, પણ ગગાને તેમણે ન જ જોયા તે વેળા સર્વ બ્રહ્માડ જળ વિનાનુ, સૂકા કાદવવાળુ અને મરેલા જળ—જતુઓના સમૂહોથી યુકત થયુ, એટલે બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શેષનાગ, ધર્મ, ઇદ્ર, ચદ્ર, સૂર્ય, મનુઓ, મુનિઓ તથા સર્વ દેવો, સિદ્ધો અને તપસ્વીઓ સુકાતા કઠ, હોઠ અને તાળવાવાળા થઈ ગોલોકમા આવ્યા અને સર્વના ઈશ્વર, પ્રકૃતિથી પર, સર્વશ્રેષ્ઠ, ઉત્તમ વરદાન દેનારા, શ્રેષ્ઠ વસ્તુ કારણ, ગોપિકાઓ તથા ગોવાળોના સર્વ ટોળાઓના શ્રેષ્ઠ પ્રભુ નિસ્પૃહ, નિરાકાર, નિર્લેપ, નિરાશ્રય, નિર્ગુણ, નિરુત્સાહ, નિર્વિકાર, નિરજન, સ્વેચ્છામય, સાકાર, ભકતો પર કૃપા કરનારા, સત્ત્વગુણસ્વરૂપ, સત્યના ઈશ્વર, સાક્ષીરૂપ, સનાતન, પર, પરમેશ્વર અને પરમ પરમાત્મા ઈશ્વર શ્રીકૃષ્ણને તે બધા પ્રણામ કરવા લાગ્યા અને પ્રણામ કરી ભકિતથી પોતાની ડોક નમાવી તે બધા ગળગળા, અશ્રુ સહિત નેત્રોવાળા અને રોમાચિત શરીરવાળા થઈ સ્તુતિ કરવા લાગ્યા પછી સર્વના ઈશ્વર અને પરથી પર તે ભગવાનની સ્તુતિ કરીને તે બધા જ્યોતિર્મય, પર બ્રહ્મ, સર્વ કારણોનુ કારણ, અમૂલ્ય રત્નોથી બનાવેલા, રગબેરગી સિહાસન પર બેઠેલા, ગોપાલો વડે ધોળા ચામરોના વાયુથી સેવાતા, ગોપાલિકાઓના નૃત્ય સહિત ગીતને આનદથી જોતા, પ્રાણથી અધિક પ્રિય રાધાની છાતી પર રહેલા, રાધાએ આપેલુ સુવાસિત તામ્બૂલ ખાતા, અત્યત પરિપૂર્ણ અને દેવોના ઈશ્વર શ્રીકૃષ્ણને રાસમડળમા જોઈ રહ્યા તેમને જોઈને મુનિઓ, મનુષ્યો અને તપથી સિદ્ધ સર્વ તપસ્વીઓ હર્ષયુકત મનવાળા થઈ અત્યત વિસ્મય પામ્યા અને પછી એકબીજા સામે જોઈ તેઓ પોતાનો ઇચ્છિત અભિપ્રાય જગતના નાથ શ્રીકૃષ્ણને જણાવવા બ્રહ્માને કહેવા લાગ્યા ત્યારે બ્રહ્મા તેઓનુ વચન સાભળી વિષ્ણુને પોતાની જમણી બાજુ તથા મહાદેવને પોતાની ડાબી બાજુ રાખી પરમ આનદમય હોઈ પરમાનદરૂપ શ્રીકૃષ્ણની પાસે ગયા ત્યા તો રાસ મડળમા બ્રહ્માએ બધુયે શ્રીકૃષ્ણમય જોયુ સર્વે

સમાન વેષવાળા, સમાન આસન પર બેઠેલા, બે ભુજાઓવાળા, હાથમા મુરલીવાળા, વનમાળાથી શણગારેલા, મોરપિચ્છના મુકુટવાળા, કૌસ્તુભમણિ વડે પ્રકાશિત, અતીવ સુંદર, શાંત શરીરવાળા, ગુણોથી અલંકારરૂપ, તેજથી, વયથી અને કાંતિથી અત્યત પરિપૂર્ણ અને બધા સર્વ ઐશ્વર્યવાળા દેખાયા તેઓને જોઈ આમા સેવ્ય કોણ છે અને સેવક કોણ એ કહેવા બ્રહ્મા સમર્થ ન થયા ક્ષણવારમા તેજરૂપ ત્યા રહેલા દેખાયા અને ક્ષણવારમા નિરાકાર તથા સાકાર એમ બે પ્રકારે દેખાયા વળી ક્ષણવારમા રાધારહિત એકલા જ શ્રીકૃષ્ણ ત્યા દેખાયા અને પાછા તે જ ક્ષણે પ્રત્યેક આસને રહેલા શ્રીકૃષ્ણ રાધા સહિત દેખાયા ક્ષણવારમા શ્રીકૃષ્ણને રાધારૂપે બ્રહ્માએ જોયા, ત્યારે ક્ષણવારમા રાધાને શ્રીકૃષ્ણરૂપે તેમાણે જોયા, જેથી આ તે સ્ત્રીસ્વરૂપ છે કે પુરુષ છે, એમ જાણવા બ્રહ્મા સમર્થ ન થયા પછી બ્રહ્માએ પોતાના હૃદયકમળમા રહેલા શ્રીકૃષ્ણનુ ધ્યાનરૂપ દૃષ્ટિથી દર્શન કરી ભક્તિથી સ્તવન કર્યુ અને અનેક પ્રકારે અપરાધોની ક્ષમા માગી પછી પોતાની આખો ઉઘાડી ને ફરી તેમની આજ્ઞાથી બ્રહ્માએ રાધાની છાતી પર રહેલા એવા શ્રીકૃષ્ણના દર્શન કર્યા, એટલે પોતાના પાર્ષદોથી વીંટાયેલા, ગોપીઓના મંડળથી શોભીતા તે પરમેશ્વરને જોઈ બ્રહ્માદિ દેવોએ તેમને પ્રણામ કર્યા અને તેમની સ્તુતિ કરી પછી તેમનો અભિપ્રાય જાણી લઈ સર્વના આત્મા, સર્વને જાણનાર, સર્વના ઈશ્વર અને સર્વનુ રક્ષણ કરનાર પરમેશ્વર શ્રીકૃષ્ણે તેમને કહ્યુ

શ્રીભગવાન બોલ્યા 'હે બ્રહ્મા! હે વિષ્ણુ! હે મહાદેવ! કુશળરૂપ આ સ્થાનમા તમે આવો તમારુ નિરંતર કુશળ થાઓ હે મહાભાગો! તમે ગગાને લેવાના કારણે અહીં આવ્યા છો, પણ તે ગગા ભયથી મારા ચરણકમળમા શરણે આવી છે રાધા એ ગગાને પી જવા ઇચ્છે છે, માટે મારી સમક્ષ એ ગગાને જોઈ જો તમે (રાધાની પ્રાર્થના કરી) તેને નિર્ભય કરો, તો હુ તમને એ ગગા આપુ

શ્રીકૃષ્ણનુ તે વચન સાભળી મદ હસતા બ્રહ્મા શ્રીકૃષ્ણે પૂજેલા હોઈ આરાધવા યોગ્ય રાધાની સ્તુતિ કરવા લાગ્યા અને ભક્તિથી પોતાની ડોક નમાવી ચારે વેદોના સ્રષ્ટા અને ચાર મુખવાળા બ્રહ્મા ચાર મુખથી રાધાની સ્તુતિ કરી આમ કહેવા લાગ્યા

બ્રહ્મા બોલ્યા રાસમંડળમા શંકરના સગીતથી મોહિત થયેલા તમારા બન્નેના રસરૂપ તે ગગા તમારા તથા પ્રભુના અંગમાથી જ જન્મ્યા છે એમા શ્રી કૃષ્ણના તથા તમારા અંશરૂપ તે ગગા તમને કન્યા જેવા પ્રિય હોવા જોઈએ, માટે તમારો મંત્ર ગ્રહણ કરી તે તમારુ પૂજન ભલે કરે તેના પતિ તો ચાર ભુજાવાળા વૈકુંઠપતિ—વિષ્ણુ થશે અને કલાથી પૃથ્વી પર રહેલી તે ગગાનો સ્વામી લવણસમુદ્ર થશે હે અંબિકે! ગોલોકમા રહેલા જે ગગા છે, તે બધે રહેલા છે, દેવોના ઈશ્વરી તમે તેમની માતા છો અને તે સર્વકાળ તમારા પુત્રી છે' બ્રહ્માનુ એ વચન સાભળી મદ હસતા રાધાએ તેમ કરવા સ્વીકાર્યુ એટલે શ્રીકૃષ્ણના પગના અંગૂઠાના નખના આગલા ભાગમાથી ગગા (જળરૂપે) પ્રકટ થયા પછી સત્કાર કરેલા તે ગગા ત્યા જ દેવોની વચ્ચે તે જળમાથી તેની અધિષ્ઠાત્રી દેવીરૂપે બહાર નીકળી ઊભા રહ્યા તેમનુ કેટલુંક જળ બ્રહ્માએ પોતાના કમંડળમા લીધુ અને અર્ધચંદ્રના મુકુટવાળા શંકરે પણ કેટલુંક ગગાજળ મસ્તક પર ધારણ કર્યુ પછી બ્રહ્માએ રાધાનો મંત્ર ગગાને આપ્યો અને રાધા સ્તોત્ર, કવચ, પૂજાવિધિ તથા ધ્યાન પણ આપ્યા સામવેદમા કહેલુ તે સર્વ ગગાને આપી તેના પુરશ્ચરણનો ક્રમ પણ બતાવ્યો, એટલે ગગા રાધાનુ જ પૂજન કરી (વિષ્ણુ સાથે) વૈકુંઠમા જવા તૈયાર થયા હે નારદમુનિ! એમ લક્ષ્મી, સરસ્વતી, ગગા તથા જગતને પવિત્ર કરનારા તુલસી—એ ચારે વૈકુંઠપતિ નારાયણની જ સ્ત્રીઓ કહેવાય છે પછી મદ હાસ્ય કરતા, શ્રીકૃષ્ણે અજ્ઞાનીને જાણવુ કઠિન કાળનુ સર્વ વૃત્તાંત બ્રહ્માને આમ જણાવ્યુ

શ્રીકૃષ્ણ બોલ્યા 'હે બ્રહ્મા! હે વિષ્ણુ! હે મહેશ્વર! તમે ગગાને ભલે લઈ જાઓ, પણ તમે મારી પાસેથી કાળનુ વૃત્તાંત સાભળો તમે અને બીજા જે જે દેવો, મુનિઓ, મનુઓ તથા યશસ્વી સિદ્ધો કાળચક્રરહિત આ ગોલોકમા આવ્યા છો, તે

જ બધા અહીં જીવો છો, બાકી હમણા તો સર્વ વિશ્વ જળમા ડૂબી ગયુ છે અને કલ્પોનો નાશ થયો છે (અર્થાત્ કેટલાક બ્રહ્માડોનો હમણા ખડપ્રલય થયો છે ) બીજા બ્રહ્માડોમા રહેલા જે બ્રહ્મા વગેર હતા, તે હમણા મારામા લય પામ્યા છે અને વૈકુઠ વિના સર્વ વિશ્વ જળમા ડૂબી ગયેલુ છે માટે હે બ્રહ્મા! તમે અહીંથી જઈને ફરી સૃષ્ટિ કરો અને બ્રહ્મલોક વગેરે જગત તથા પોતાનુ બ્રહ્માડ ફરી રચો, પછી ગગા આવશે આમ બીજા બ્રહ્માડોમા સૃષ્ટિરચના માટે, હુ ફરી બ્રહ્મા વગેરેને ઉત્પન્ન કરુ છુ અને ફરી સૃષ્ટિ રચુ છુ, માટે તમે પણ દેવો સાથે જલદી જાઓ હે બ્રહ્મા વગેરે! તમને (અહીં આવ્યે) ઘણો જ કાળ વીતી ગયો છે અને તેટલામા તો કેટલાય પ્રકારના બ્રહ્માઓ થઈ ગયા છે ને થશે એમ કહી હે નારદ! રાધિકાના સ્વામી શ્રીકૃષ્ણ રાણીવાસમા જતા રહ્યા અને દેવો ત્યાથી જઈને ફરી કાળજીથી સૃષ્ટિરચના કરવા લાગ્યા પછી ગગા પરમાત્માની આજ્ઞાથી ગોલોકમા રહ્યા અને વૈકુઠમા, શિવલોકમા, બ્રહ્મલોકમા તથા બીજે જ્યા જ્યા પ્રથમ રહ્યા હતા ત્યા ત્યા પણ ગયા એમ વિષ્ણુ(શ્રીકૃષ્ણ)ના ચરણ કમળમાથી ગગા નીકળ્યા હતા માટે 'વિષ્ણુપદી' કહેવાય છે એમ હે નારદ! સુખદાયી, મોક્ષ આપનાર અને ઉત્તમ સારરૂપ આ ગગાનુ આખ્યાન તમને કહ્યુ, હવે બીજુ વધારે તમે શુ સાભળવા ઇચ્છો છો?

**इत्येवं कथितं ब्रह्मन् गङ्गोपाख्यानमुत्तमम् ।**
***सुखदं मोक्षदं सारं किं भूयः श्रोतुमिच्छसि ॥***

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો*

## ગગા તથા વિષ્ણુનો સબધ

नारद उवाच

**लक्ष्मी सरस्वती गङ्गा तुलसी विश्वपावनी ।**
**एता नारायणस्यैव चतस्रश्च प्रिया इति ॥ १ ॥**

નારદે પૂછ્યુ 'લક્ષ્મી, સરસ્વતી, ગગા અને વિશ્વને પવિત્ર કરનારા તુલસી—એ ચારે (વૈકુઠ પતિ) શ્રીનારાયણની જ સ્ત્રીઓ છે અને ગગા વૈકુઠમા ગયા એ તો મે સાભળ્યુ, પણ તે ગગા તેમની પત્ની કેવી રીતે થયા એ નથી સાભળ્યુ (માટે તે હવે કહો)

શ્રીનારાયણ બોલ્યા ગગા (શ્રીકૃષ્ણની આજ્ઞાથી) વૈકુઠમા જવા લાગ્યા, એટલે તેમની સાથે જ બ્રહ્મા પણ વૈકુઠમા જઈ જગતના ઈશ્વર વિષ્ણુને પ્રણામ કરી આમ કહેવા લાગ્યા

બ્રહ્મા બોલ્યા 'રાધા તથા શ્રીકૃષ્ણના અગમાથી જે રસરૂપે ઉત્પન્ન થયા છે, તેના જ અધિષ્ઠાત્રી આ ગગાદેવી નવા યૌવનવાળા, ઉત્તમ સ્વભાવવાળા, સુદર, શ્રેષ્ઠ, શુદ્ધ સત્ત્વગુણરૂપ અને ક્રોધ તથા અહકારથી રહિત છે શ્રીકૃષ્ણના અગથી જન્મેલા આ દેવી તેમને જ વરવા તૈયાર હતા, તેમના વિના બીજા કોઈને વરતા ન હતા પણ અત્યત અભિમાની અને તેજસ્વી સ્ત્રીઓમા શ્રેષ્ઠ રાધા ત્યા રહેલા હોઈ આ ગગાને પી જવા તૈયાર થયા હતા, ત્યારે ભય પામેલા આ ગગા બુદ્ધિપૂર્વક શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણકમળમાં પેસી ગયા હતા પછી સર્વ સ્થળે બ્રહ્માડને સૂકા થયેલા જોઈ, હુ તેજ સમયે ગોલોકમા જ્યા શ્રીકૃષ્ણ રહે છે ત્યા સર્વ વૃત્તાત જાણવા ગયો હતો પછી સર્વના અતરાત્મા શ્રીકૃષ્ણે સર્વનો અભિપ્રાય જાણી લઈ ગગાને પોતાના પગના અગૂઠામાથી બહાર કાઢ્યા ત્યારે હે પ્રભો! આ ગગાને રાધાનો મત્ર આપી સર્વ બ્રહ્માડને (આના જળથી) ભરી દઈ તે રાધાને તથા રાધાપતિ શ્રીકૃષ્ણને પ્રણામ કરી આ ગગાને લઈને હુ અહીં આવ્યો છુ, માટે દેવોના ઈશ્વરી આ ગગાને તમે ગાધર્વવિવાહથી સ્વીકારો. તમે મોટા દેવોમા રસિક છો, જેથી સર્વ સ્ત્રીઓમા રસિક આ ગગા અહીં આવી છે વળી હે દેવેશ્વર! તમે સર્વ પુરુષોમા રત્નરૂપ છો અને આ સતી સ્ત્રીઓમા રત્નરૂપ છે ચતુર સ્ત્રીને ચતુર પુરુષ સાથેનો સમાગમ ગુણકારી થાય છે લોકોમા જે પુરુષ પોતાની મેળે આવેલી કન્યાને સ્વીકારતો નથી, તેના પર રોષ પામેલા મહાલક્ષ્મી તેને છોડી જતા રહે છે, એમા સશય નથી, માટે પડિત પુરુષ પણ પ્રકૃતિનુ અપમાન કરતો નથી સર્વ પુરુષો પ્રકૃતિથી

* આ અધ્યાયમા ત્રેવીસ શ્લોકોથી ગગા તથા વિષ્ણુનો સબધ કોણે કર્યો, તે કહેવાશે.

જ જન્મ્યા છે અને સર્વ સ્ત્રીઓ પ્રકૃતિની જ કલાઓ (અંશોના અંશો) છે, (માટે સ્ત્રીએ કે પુરુષે એકબીજાનું અપમાન કદી ન કરવું જોઈએ) પ્રકૃતિથી પર અને નિર્ગુણ જે શ્રીકૃષ્ણ ભગવાન છે, તે જ તમે વૈકુંઠના નાથ છો, બે ભુજાવાળા શ્રીકૃષ્ણ તેમનું જ અર્ધું અંગ છે અને તેમના બીજા અર્ધા અંગ તરીકે ચાર ભુજાવાળા શ્રીકૃષ્ણ તમે પોતે જ છો શ્રીકૃષ્ણના ડાબા અંગમાથી જ પૂર્વે રાધિકા ઉત્પન્ન થયા હતા (વળી તે રાધા પણ બે સ્વરૂપે થયા હતા) તેમનો જે જમણો ભાગ છે તે એ પોતે જ છે, અને ડાબો ભાગ છે, તે જ લક્ષ્મી છે, એટલે (શ્રીકૃષ્ણ તથા નારાયણ એક જ છે) તેથી જ આ ગંગા તમને વરે છે, કારણ કે તે તમારા જ અંગથી ઉત્પન્ન થયા છે જેમ પ્રકૃતિ તથા પુરુષ એક અંગરૂપ જ છે, તેમ સ્ત્રી પુરુષનું અંગ પણ એક જ ગણાય છે' એમ કહી બ્રહ્મા વિષ્ણુને ગંગા સોંપી જતા રહ્યા પછી વિષ્ણુએ પોતે ગાંધર્વ-વિવાહથી ગંગાનો સ્વીકાર કર્યો અને પુષ્પો તથા ચંદનથી અર્ચિત તે ગંગાનો હસ્તમેળાપ કરી લક્ષ્મીપતિ નારાયણ આનંદથી તેમની સાથે ત્યા રમવા લાગ્યા, તેમ જ જે ગંગા પૃથ્વી પર આવી હતી, તે ગંગા (કલિયુગના પાંચ હજાર વર્ષો જશે ત્યારે) ફરી પોતાના સ્થાનમા જશે એમ વિષ્ણુના ચરણમાથી ગંગા નીકળ્યા છે, તેથી 'વિષ્ણુપદી' કહેવાય છે તે દેવી (વૈકુંઠમા) વિષ્ણુ સાથેના નવા સમાગમની લીલાથી મૂર્છા પામ્યા હતા અને રસિકેશ્વર વિષ્ણુ સાથે જોડાઈ સુખસંભોગથી રસિક બન્યા હતા તેમને એવા પ્રકારના જોઈ સરસ્વતી, લક્ષ્મીએ વાર્યા છતા દુ ખી થતા હતા અને કાયમ તેમની ઈર્ષા કરતા હતા, પણ ગંગા તો સરસ્વતીની ઈર્ષા કરતા જ ન હતા હે નારદમુનિ! પછી સરસ્વતીએ કોપથી ગંગાને શાપ આપ્યો હતો જેથી તે (નદીરૂપે) ભરતખંડમા (અંશથી) આવ્યા છે, તેમ જ લક્ષ્મી પણ (પદ્માવતી નદીરૂપે) ભરતખંડમા આવ્યા છે, એ રીતે નારાયણને ગંગા સહિત ત્રણ સ્ત્રીઓ હતી અને પાછળથી તુલસી સાથે તેમની ચાર સ્ત્રીઓ થઈ છે

**गङ्गया सह तस्यैव तिस्रो भार्या रमापते ।**
**सार्धं तुलस्या पश्चाच्च चतस्रश्चाभवन् मुने ॥२३॥**

અધ્યાય ૧૪મો સમાપ્ત

# અધ્યાય ૧૫ મો*

## સાવર્ણિની કથા

नारद उवाच

**नारायणप्रिया साध्वी कथं सा च बभूव ह ।**
**तुलसी कुत्र संभूता का वा सा पूर्वजन्मनि ॥१॥**

નારદે પૂછ્યું તે સતી તુલસી નારાયણની પ્રિયા કેવી રીતે થયા હતા? કયા ઉત્પન્ન થયા હતા અને પૂર્વજન્મમા તે કોણ હતા? વળી તે સતી કોના કુળમા ઉત્પન્ન થયા હતા? કોના કુળમા પુત્રી તરીકે જન્મ્યા હતા? અને કયા તપને લીધે પ્રકૃતિથી પર, નિર્વિકાર, નિષ્ક્રિય, સર્વ વિશ્વસ્વરૂપ, પરબ્રહ્મ, પરમેશ્વર, સર્વના નિયંતા, સર્વના આરાધ્ય, સર્વના ઈશ્વર, સર્વજ્ઞ, સર્વના કારણ, સર્વરૂપ અને સર્વનું પાલન કરનાર શ્રીનારાયણને તે પામ્યા હતા તેમ જ એવા તે દેવી વૃક્ષપણાને કેમ પામ્યા હતા અને તે તપસ્વિનીને અસુર—રાવણે કેમ પીડયા હતા? અત્યંત સ્નેહાળ અને ચપળ મારું મન વારંવાર (કથા સાંભળવા) મને પ્રેરે છે, માટે હે સર્વ સંદેહને ભાગનારા! મારો આ સંદેહ દૂર કરવા તમે યોગ્ય છો

શ્રીનારાયણ બોલ્યા દક્ષસાવર્ણિ નામે પુણ્યશાળી વૈષ્ણવ, પવિત્ર, યશસ્વી, કીર્તિમાન અને વિષ્ણુના અંશથી જન્મેલો એક મનુ હતો તેનો પુત્ર બ્રહ્મસાવર્ણિ નામે ધર્મિષ્ઠ, વૈષ્ણવ અને પવિત્ર હતો, તેનો પુત્ર ધર્મસાવર્ણિ નામે વૈષ્ણવ અને જિતેન્દ્રિય હતો તેનો પુત્ર રુદ્રસાવર્ણિ નામે ભક્તિમાન તથા જિતેન્દ્રિય હતો તેનો પુત્ર દેવસાવર્ણિ નામે વિષ્ણુવ્રતમા પરાયણ હતો, તેનો પુત્ર ઇંદ્રસાવર્ણિ નામે મહાવિષ્ણુપરાયણ થયો હતો અને તેનો પુત્ર વૃષધ્વજ નામે શંકરપરાયણ થયો હતો જેના આશ્રમમા શંકર પોતે દેવોના ત્રણ યુગો સુધી રહ્યા હતા, એ રાજા ઉપર શંકરને પુત્ર કરતા પણ વધારે સ્નેહ હતો એ રાજા નારાયણને, લક્ષ્મીને કે સરસ્વતીને માનતો ન હતો, તેણે (શંકર સિવાય) સર્વ દેવોની પૂજા દૂર કરી હતી મદોન્મત્ત તે રાજાએ

* આ અધ્યાયમાં તુલસીપ્રાગટ્ય શ્લોકોથી તુલસીની કથા કહેવા સારુ સાવર્ણિની કથા વર્ણવાઈ

ભાદરવા મહિનામા થતી મહાલક્ષ્મીની પૂજા તથા માઘમાસની પાચમે થતી સરસ્વતીની પૂજા પણ છોડી હતી શકરના કારણે યજ્ઞ તથા વિષ્ણુપૂજાની તે નિંદા કરતો હતો, જેથી તેના પર સૂર્ય કોપ્યા હતા અને 'રાજ્યલક્ષ્મીથી તુ ભ્રષ્ટ થા' એમ સૂર્યે તે રાજાને શાપ આપ્યો હતો ત્યારે શકર પોતે ત્રિશૂળ લઈ સૂર્ય તરફ દોડયા હતા, જેથી સૂર્ય પોતાના પિતા કશ્યપ સાથે બ્રહ્માને શરણે ગયા હતા શકર પણ ક્રોધથી હાથમા ત્રિશૂળ લઈ બ્રહ્મલોકમા ગયા, એટલે બ્રહ્મા સૂર્યને આગળ કરી ભયથી વૈકુઠમા ગયા હતા અત્યત ત્રાસેલા અને સુકાતા તાળવાવાળા એ બ્રહ્મા, કશ્યપ તથા સૂર્ય ભયથી સર્વના ઈશ્વર નારાયણને શરણે ગયા અને તેમને પ્રણામ કરતા વારવાર સ્તુતિ કરી રહ્યા તેઓએ વિષ્ણુને ભયનુ સર્વ કારણ જણાવ્યુ, એટલે નારાયણે કૃપાથી તેમને અભય આપ્યુ કે, હે દેવો ભય પામેલા તમે સ્થિર થાઓ, હુ ઊભો છુ, ત્યારે તમને શો ભય છે? વિપત્તિમા ભય પામેલા જે લોકો હરકોઈ સ્થળે મારુ સ્મરણ કરે છે, તો ઉતાવળો હાથમા ચક્ર લઈ ત્યા જઈને હુ તેમની રક્ષા કરુ છુ' હુ કાયમ જગતનો પાલક તથા કર્તા છુ, બ્રહ્મારૂપે સ્રષ્ટા છુ અને શિવ રૂપે સહાર કરુ છુ હુ જ શકર છુ, હુ જ બ્રહ્મા તથા સૂર્ય છુ અને હુ જ ત્રિગુણાત્મક થઈ અનેક સ્વરૂપો ધરી સૃષ્ટિને પાળુ છુ તમે જાઓ, તમારુ કલ્યાણ થશે આજથી માડી મારા વરદાનને લીધે તમને શકરથી ભય નથી ભગવાન શકર પણ સર્વના ઈશ્વર, સત્પુરુષોના પાલક, ભક્તોને આધીન, ભકતોના ભકત અને ભકતવત્સલ છે સૂર્ય તથા શકર, બને મને પ્રાણ કરતા વધુ પ્રિય છે હે બ્રહ્મા! બ્રહ્માડોમા એ બેથી વધારે તેજસ્વી કોઈ પણ નથી મહાદેવ કરોડો સૂર્યોને તથા કરોડો બ્રહ્માઓને લીલામાત્રમા સરજવા સમર્થ છે ત્રિશૂલધારી એ પ્રભુને કઈ પણ અસાધ્ય નથી, એમને બહારના પદાર્થો પર લક્ષ્ય જ નથી, એ તો દિવસ–રાત કેવળ મારુ જ ધ્યાન કરે છે અને પાચે મુખોથી ભકિતપૂર્વક મારા મનો તથા ગુણો ગાય છે એ જ રીતે હુ દિવસ–રાત તેમનુ કલ્યાણ વિચારુ છુ, કેમ કે જે લોકો જે પ્રકારે મારે શરણે આવે છે, તે પ્રકારે તેઓને હુ ભજુ છુ ભગવાન શકર કલ્યાણસ્વરૂપ હોઈ મોક્ષના અધિષ્ઠાતા દેવ છે અને તેમને લીધે કલ્યાણ થાય છે, માટે વિદ્વાનો તેમને 'શિવ' કહે છે' (આમ બ્રહ્મા વગેરેને વિષ્ણુ કહેતા હતા,) એ જ વખતે હાથમા ત્રિશૂળ લઈ પોઠિયા પર બેઠેલા અને લાલ કમળ જેવા નેત્રોવાળા શકર ત્યા જઈ પહોચ્યા ને ઊભા રહ્યા પછી તરત જ પોઠિયા ઉપરથી ઊતરી ભકિતથી પોતાની ડોક નમાવી તેમણે પરથી પર, શાત, લક્ષ્મીપતિ નારાયણને ભકિતથી નમન કર્યુ હે નારદ! રત્નના સિંહાસન પર બેઠેલા, રત્નોના શણગારોથી શણગારેલા, મુકુટધારી, કુડળધારી, ચક્રધારી, વનમાળાધારી, નવા મેઘ જેવા શ્યામ, સુદર, ચાર ભુજાઓવાળા, પાર્ષદો વડે ધોળા ચામરોના વાયુથી સેવાતા, ચદનથી અર્ચેલા, સર્વ અગવાળા, શણગારેલા, પીળા વસ્ત્રોવાળા, લક્ષ્મીએ આપેલુ તાબૂલ ખાતા, વિદ્યાધરીઓના નૃત્ય તથા ગીતને જોતા, સદા મદહાસ્ય કરતા, ઈશ્વર પરમાત્મા અને ભકતો પર કૃપા કરવા શરીર ધારણ કરતા તે વિષ્ણુ-ભગવાનને મહાદેવ નમી પડયા, ત્યારે ત્રાસ પામેલા બ્રહ્મા, સૂર્ય તથા કશ્યપ પણ ચદ્રશેખર તે મહાદેવને નમન કરી રહ્યા અને ભકિતથી તેમની સ્તુતિ કરવા લાગ્યા પછી સર્વના ઈશ્વર વિષ્ણુની સ્તુતિ કરી શકર સુખકારક આસન પર બેઠા, ત્યારે સુખાસન પર સુખેથી બેઠેલા, વિશ્રાતિ પામેલા અને પાર્ષદોએ ધોળા ચામરોના વાયુથી સેવેલા ચદ્રશેખર મહાદેવને વિષ્ણુ અમૃતતુલ્ય મધુર તથા અતિ મનોહર આ વચન કહેવા લાગ્યા

વિષ્ણુ બોલ્યા અહીં તમે કેમ આવ્યા છો? તમારા કોપનુ કારણ કહો

મહાદેવ બોલ્યા મને પ્રાણ કરતા પણ અધિક પ્રિય મારા ભકત વૃષભધ્વજને સૂર્યે શાપ આપ્યો છે, તે મારા કોપનુ કારણ છે (એ મારા ભકત ઉપર) મને પુત્ર જેવો પ્રેમ હોવાથી શોક થતા બ્રહ્મા સહિત સૂર્યનો નાશ કરવા હુ તૈયાર થયો હતો, પણ તે સૂર્ય પ્રથમ બ્રહ્માને શરણે ગયા અને પછી બ્રહ્મા સાથે તમારા શરણે આવ્યા છે જે લોકો ધ્યાનથી અથવા વચનથી પણ તમારે શરણે આવ્યા હોય,

તેઓ આપત્તિ તથા શંકાથી રહિત થાય છે અને ઘડપણ તથા મૃત્યુને પણ તેઓ જીતી લે છે આ સૂર્ય વગેરે તો પ્રત્યક્ષ આપને શરણે આવ્યા છે, તો તેનના ફળને હુ શુ કહુ? શ્રીહરિનુ સ્મરણ પણ હમેશા અભય કરનાર તથા સર્વ મંગળોને આપનાર છે હે જગતના પ્રભુ! સૂર્યના શાપને લીધે લક્ષ્મીથી ભ્રષ્ટ અને મૂઢ થયેલા મારા ભકતનુ હવે શુ થશે, તે મને કહો

વિષ્ણુ બોલ્યા 'આ વૈકુંઠમા અર્ધી ઘડી જવાથી (મનુષ્યલોકમા) દેવતાઈ એકવીસ યુગોનો કાળ વીતે છે, માટે હવે જલદી તમે પોતાના સ્થાને જાઓ વારવો અશકય અને અતિ દારુણ કાળને લીધે વૃષભધ્વજ મરણ પામ્યો છે અને તેનો પુત્ર રથધ્વજ પણ લક્ષ્મીથી ભ્રષ્ટ રહીને જ મરી ગયો છે હવે ધર્મધ્વજ તથા કુશધ્વજ નામના તેના બે પુત્રો મહાભાગ્યશાળી હોઈ શ્રેષ્ઠ વૈષ્ણવો કહેવાય છે, તેઓ પણ સૂર્યના શાપથી રાજ્યભ્રષ્ટ તથા લક્ષ્મીભ્રષ્ટ હોઈને લક્ષ્મીનુ તપ કરવા તત્પર થયા છે, તેથી તેમની બને સ્ત્રીઓમા અંશથી લક્ષ્મી અવતરશે, ત્યારે તે બને જણ સંપત્તિવાળા ઉત્તમ રાજાઓ થશે હે શંકર! તમારો સેવક વૃષધ્વજ તો મરી ગયો છે, માટે તમે જાઓ અને હે બ્રહ્મા, કશ્યપ તથા સૂર્ય! તમે પણ જાઓ ' એમ કહી વિષ્ણુ લક્ષ્મીની સાથે સભામાથી અંદર ગયા અને અત્યત હર્ષ પામેલા બધા દેવો આનંદથી પોતપોતાના ઉત્તમ સ્થાનોમા જતા રહ્યા, ત્યારે અત્યત પરિપૂર્ણ શ્રીશંકર પણ તપ કરવા જલદી જતા રહ્યા ૧-૫૧

इत्युक्त्वा च सलक्ष्मीकः सभातोऽभ्यन्तर गत ।
देवा जग्मु. स्वहृष्टा स्वाश्रम परम मुदा॥५२॥
शिवश्च तपसे शीघ्र परिपूर्णतमो ययौ ।

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કંધ વિષે અધ્યાય ૧૫મો સમાપ્ત

# અધ્યાય ૧૬ મો*

## રાજાને ઘેર મહાલક્ષ્મીનો જન્મ

श्रीनारायण उवाच

लक्ष्मीं तौ च समाराध्य चोग्रेण तपसा मुने ।
वरमिष्ट च प्रत्येक संप्रापतुरभीप्सितम् ॥१॥

શ્રીનારાયણ બોલ્યા હે નારદમુનિ! ઉગ્ર તપથી લક્ષ્મીને આરાધી તે બને ધર્મધ્વજ તથા કુશધ્વજ દરેક ઇચ્છિત વરદાન પામ્યા એ બને રાજા મહાલક્ષ્મીના વરદાનથી જ પુણ્યશાળી થઈ પુત્રવાળા થયા કુશધ્વજની સતી પત્ની માલાવતી નામે હતી તે રાણીએ ઘણે કાળે સમય થતા લક્ષ્મીના અંશરૂપ સતી પુત્રીને જન્મ આપ્યો એ પુત્રી જન્મથી જ જ્ઞાની હતી, જેથી સ્પષ્ટ વેદોચ્ચાર કરી સૂતિકાગૃહમાથી બહાર નીકળી એ કન્યાએ જન્મતા જ વેદોચ્ચાર કર્યો હતો, તેથી વિદ્વાનોએ તેનુ 'વેદવતી' નામ જાહેર કર્યું એ પુત્રી જન્મી કે તરત જ નારાયણ પરાયણ હોઈ સર્વ લોકોએ પ્રયત્નથી અટકાવી, છતાં સારી રીતે સ્નાન કરી તપ કરવા વનમા જતી રહી એ તપસ્વિનીએ એક મન્વતર સુધી પુષ્કરક્ષેત્રમા લીલામાત્રમા અતિ ઉગ્ર તપસ્યાઓ કરવા માડી, છતા તે પુષ્ટ તથા નવયૌવનવાળી જ રહી, પણ કલેશ ન પામી પછી તેણે શરીર વિનાની ઉત્તમ(આકાશ) વાણી એકાએક સાભળી, કે 'હે સુંદરિ! બીજા જન્મમાં વિષ્ણુ પોતે તારા સ્વામી થશે અને બ્રહ્માદિથી પણ આરાધવા મુશ્કેલ એ (વિષ્ણુ) પતિને તુ પામીશ ' એ સાભળી હર્ષ પામેલી તેણે ફરી ગંધમાદન પર્વતમાં નિર્જન સ્થાને અત્યત તપ કરવા માડ્યુ, અને ઘણા લાબા કાળ સુધી તપ કરી વિશ્વાસ પામીને ત્યાં જ તે રહેવા લાગી તેવામા જેને અટકાવવો મુશ્કેલ હતો, એવા રાવણને ત્યા આગળ તેણે જોયો તેને જોઈ અતિથિ ઉપરની ભક્તિથી તેને પગ ધોવાનુ જળ, અત્યત સ્વાદિષ્ટ ફળ તથા અતિ શીતળ પાણી તેણે આપ્યા તે ખાઈને અત્યત પાપી તે રાવણ તેની પાસે બેઠો અને તેણે તેને પૂછ્યુ, કે 'હે

* આ અધ્યાયમાં નારાયણે શ્લોકોથી રાજાને ઘેર થયેલો મહાલક્ષ્મીનો જન્મ સારી રીતે વર્ણવ્યો છે.

તેઓ આપત્તિ તથા શત્રુથી રહિત થાય છે અને ઘડપણ તથા મૃત્યુને પણ તેઓ જીતી લે છે આ સૂર્ય વગેરે તો પ્રત્યક્ષ આપને શરણે આવ્યા છે, તો તેનના ફળને હુ શુ કહુ? શ્રીહરિનુ સ્મરણ પણ હમેશા અભય કરનાર તથા સર્વ મગળોને આપનાર છે હે જગતના પ્રભુ! સૂર્યના શાપને લીધે લક્ષ્મીથી ભ્રષ્ટ અને મૂઢ થયેલા મારા ભક્તનુ હવે શુ થશે, તે મને કહો

વિષ્ણુ બોલ્યા 'આ વૈકુઠમા અર્ધી ઘડી જવાથી (મનુષ્યલોકમા) દેવતાઈ એકવીસ યુગોનો કાળ વીતે છે, માટે હવે જલદી તમે પોતાના સ્થાને જાઓ વારવો અશક્ય અને અતિ દારુણ કાળને લીધે વૃષભધ્વજ મરણ પામ્યો છે અને તેનો પુત્ર રથધ્વજ પણ લક્ષ્મીથી ભ્રષ્ટ રહીને જ મરી ગયો છે હવે ધર્મધ્વજ તથા કુશધ્વજ નામના તેના બે પુત્રો મહાભાગ્યશાળી હોઈ શ્રેષ્ઠ વૈષ્ણવો કહેવાય છે, તેઓ પણ સૂર્યના શાપથી રાજ્યભ્રષ્ટ તથા લક્ષ્મીભ્રષ્ટ હોઈને લક્ષ્મીનુ તપ કરવા તત્પર થયા છે, તેથી તેમની બન્ને સ્ત્રીઓમા અશથી લક્ષ્મી અવતરશે, ત્યારે તે બન્ને જણ સપત્તિવાળા ઉત્તમ રાજાઓ થશે હે શકર! તમારો સેવક વૃષધ્વજ તો મરી ગયો છે, માટે તમે જાઓ અને હે બ્રહ્મા, કશ્યપ તથા સૂર્ય! તમે પણ જાઓ ' એમ કહી વિષ્ણુ લક્ષ્મીની સાથે સભામાથી અદર ગયા અને અત્યત હર્ષ પામેલા બધા દેવો આનદથી પોતપોતાના ઉત્તમ સ્થાનોમા જતા રહ્યા, ત્યારે અત્યત પરિપૂર્ણ શ્રીશકર પણ તપ કરવા જલદી જતા રહ્યા ૧-૫૧

इत्युक्त्वा च सलक्ष्मीकः सभातोऽभ्यन्तर गत ।
देवा जग्मु संहृष्टा स्वाश्रम परम मुदा ॥५१॥
शिवश्च तपसे शीघ्र परिपूर्णतमो ययौ ।

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કધ વિષે અધ્યાય ૧૫મો સમાપ્ત

# અધ્યાય ૧૬ મો*

## રાજાને ઘેર મહાલક્ષ્મીનો જન્મ

श्रीनारायण उवाच

लक्ष्मीं तौ च समाराध्य चोग्रेण तपसा मुने ।
वरमिष्ट च प्रत्येक संप्रापतुरभीप्सितम् ॥ १ ॥

શ્રીનારાયણ બોલ્યા હે નારદમુનિ! ઉગ્ર તપથી લક્ષ્મીને આરાધી તે બન્ને ધર્મધ્વજ તથા કુશધ્વજ દરેક ઇચ્છિત વરદાન પામ્યા એ બન્ને રાજા મહાલક્ષ્મીના વરદાનથી જ પુણ્યશાળી થઈ પુત્રવાળા થયા કુશધ્વજની સતી પત્ની માલાવતી નામે હતી તે રાણીએ ઘણે કાળે સમય થતા લક્ષ્મીના અશરૂપ સતી પુત્રીને જન્મ આપ્યો એ પુત્રી જન્મથી જ જ્ઞાની હતી, જેથી સ્પષ્ટ વેદોચ્ચાર કરી સૂતિકાગૃહમાથી બહાર નીકળી એ કન્યાએ જન્મતા જ વેદોચ્ચાર કર્યો હતો, તેથી વિદ્વાનોએ તેનુ 'વેદવતી' નામ જાહેર કર્યુ એ પુત્રી જન્મી કે તરત જ નારાયણ પરાયણ હોઈ સર્વ લોકોએ પ્રયત્નથી અટકાવી, છતાં સારી રીતે સ્નાન કરી તપ કરવા વનમા જતી રહી એ તપસ્વિનીએ એક મન્વતર સુધી પુષ્કરક્ષેત્રમા લીલામાત્રમા અતિ ઉગ્ર તપસ્યાઓ કરવા માડી, છતા તે પુષ્ટ તથા નવયૌવનવાળી જ રહી, પણ ક્લેશ ન પામી પછી તેણે શરીર વિનાની ઉત્તમ(આકાશ) વાણી એકાએક સાભળી, કે 'હે સુદરિ! બીજા જન્મમાં વિષ્ણુ પોતે તારા સ્વામી થશે અને બ્રહ્માદિથી પણ આરાધવા મુશ્કેલ એ (વિષ્ણુ) પતિને તુ પામીશ' એ સાભળી હર્ષ પામેલી તેણે ફરી ગધમાદન પર્વતમાં નિર્જન સ્થાને અત્યત તપ કરવા માડ્યુ, અને ઘણા લાબા કાળ સુધી તપ કરી વિશ્વાસ પામીને ત્યાં જ તે રહેવા લાગી તેવામા જેને અટકાવવો મુશ્કેલ હતો, એવા રાવણને ત્યા આગળ તેણે જોયો તેને જોઈ અતિથિ ઉપરની ભક્તિથી તેને પગ ધોવાનું જળ, અત્યત સ્વાદિષ્ટ ફળ તથા અતિ શીતળ પાણી તેણે આપ્યા તે ખાઈને અત્યત પાપી તે રાવણ તેની પાસે બેઠો અને તેણે તેને પૂછ્યુ, કે 'હે

* આ અધ્યાયમાં સાઠ શ્લોકોથી રાજાને ઘેર થયેલો મહાલક્ષ્મીનો જન્મ સારી રીતે વર્ણવાશે.

કલ્યાણિ! તુ કોણ છે?' સુદર કેડના પાછલા ભાગવાળી તથા પુષ્ટ સ્તનવાળી, શરદઋતુના કમળ જેવા સુદર મુખવાળી તથા સ્મિતયુક્ત સુદર દાતવાળી તે સતીને જોઈ કામદેવના બાણોથી પીડાયેલો દુષ્ટ રાવણ બેભાન બન્યો અને હાથ વતી તેને ખેચી તેની સાથે શૃગારના ભાવો કરવા તૈયાર થયો તેને એવો જોઈ સતી કોપી ઊઠયા તેમણે તેને સ્તબ્ધ કરી દીધો, જેથી હાથે તથા પગે જડ બની કઈ પણ બોલવા તે સમર્થ ન થયો પછી કમળ સમાન નેત્રોવાળા તે દેવીની તેણે મનથી સ્તુતિ કરી અને તેમને તે શરણે ગયો, ત્યારે તે દેવી એના પર પ્રસન્ન *થયા અને તેના સ્તવનને (પરલોકરૂપ ફળ આપી)* સફળ કર્યું પછી તેમણે રાવણને શાપ આપ્યો, કે 'તુ મારે લીધે બાધવો સહિત નાશ પામીશ, કારણ કે તે કામને લીધે મારો સ્પર્શ કર્યો છે, માટે તુ મારુ બળ જોજે' એમ કહી તેમણે યોગથી દેહનો ત્યાગ કર્યો પછી રાવણ તેના શબને ગગામા પધરાવી પોતાને ઘેર ગયો (જતા જતા) 'અહો! આ શુ અદ્‌ભુત જોયુ? આ કન્યાએ હમણા આ શુ કર્યું!' એમ વિચારી વારવાર તે વિલાપ કરવા લાગ્યો પછી કાળાતરે તે જ સતી વેદવતી 'સીતાદેવી' એવા નામે વિખ્યાત થયેલા, જનકની પુત્રી થયા, જેને લીધે રાવણ મરાયો મહાતપસ્વિની તે સીતાએ પૂર્વજન્મના તપને લીધે અત્યાત પરિપૂર્ણ વિષ્ણુસ્વરૂપ શ્રીરામચદ્રને પતિ તરીકે પ્રાપ્ત કર્યા હતા લક્ષ્મીજી(ના અવતાર)રૂપ સુદરી સીતાએ જેમને આરાધવા મુશ્કેલ હોય છે તે જગત્પતિને તપથી આરાધી મેળવ્યા હતા અને શ્રીરામચદ્ર સાથે ઘણાકાળ સુધી તે રમ્યા હતા તેમને પોતાના પૂર્વજન્મનુ સ્મરણ હતુ છતા સુખને લીધે પૂર્વના તપનો પરિશ્રમ તે સભાળતા ન હતા, પણ તે પરિશ્રમને તેમણે ત્યજ્યો હતો, કેમ કે ફળ મળે છે ત્યારે દુખ પણ સુખરૂપ જ થાય છે અત્યત નવા યૌવનવાળા સતી સીતાએ તે સુકુમાર પતિ—રામચદ્રને પામી લાબા કાળ સુધી અનેક પ્રકારના વૈભવ ભોગવ્યા હતા તેમણે જેવા પતિને ઈચ્છ્યા હતા, તેવા જ ગુણી, રસિક, શાત, સુદર, સ્ત્રીઓના મનને જાણનાર અને મનોહર દેવ—રામચદ્રને (પતિ તરીકે) મેળવ્યા હતા પાછળથી સત્ય પ્રતિજ્ઞાવાળા શ્રીરામચદ્રજી અત્યત બળવાન કાળના યોગથી પિતાનુ સત્ય પાળવા વનમા ગયા હતા ત્યા સમુદ્રની પાસે સીતા તથા લક્ષ્મણની સાથે તે રહેતા હતા તે વેળા બ્રાહ્મણનુ રૂપ ધરતા અગ્નિને તેમણે જોયો હતો રામને દુખી જોઈ, તે દુખી થયો હતો અને સત્યપરાયણ તેણે સત્ય પર પ્રીતિવાળા શ્રીરામને આવુ કઈક સત્ય વચન કહ્યુ હતુ

બ્રાહ્મણ (અગ્નિ) બોલ્યો 'હે ભગવન રામચદ્ર! તમે સાભળો હવે જે આ સમય આવ્યો છે તે *સીતાહરણનો સમય છે અને તે જ તમને* દુખકારી થવાનો છે દૈવને અટકાવવુ કઠિન છે અને દૈવથી વધારે બળવાન કોઈ જ નથી, માટે હમણા જગતની માતા સીતાને મારી પાસે રાખો અને તેમની છાયાને તમે તમારી પાસે રાખો પછી પરીક્ષાના સમયે હુ તમને સીતા પાછા આપીશ હુ અગ્નિ છુ બ્રાહ્મણ નથી, દેવોએ મને મોકલ્યો છે' તે વચન સાભળી શ્રીરામે લક્ષ્મણને પણ તે નહિ જણાવી દુખી થતા હૃદયે તે વચન સ્વીકાર્યુ હતુ હે નારદ! પછી અગ્નિએ યોગબળ વડે સીતામાથી તેમના તુલ્ય સર્વ ગુણ તથા અગવાળા માયામય સીતા પ્રકટ કરી શ્રીરામને આપ્યા હતા પછી અગ્નિ સીતાને લઈને એ ગુપ્ત વાત કોઈને પણ કહેવાની ના કહી ગયો હતો એ ગુપ્ત વાત લક્ષ્મણ પણ જાણતા ન હતા તો બીજા તો ક્યાથી જાણે? એક વખત શ્રીરામચદ્રે સોનાનો મૃગ જોયો અને સીતાએ તેને માટે યત્નપૂર્વક તેમને પ્રેરણા કરી હતી શ્રીરામચદ્ર વનમા સીતાના રક્ષણ માટે લક્ષ્મણને મૂકી તરત જ (મૃગ પાછળ) ગયા હતા અને બાણથી તેને તેમણે વીંધ્યો હતો એ વેળા કપટથી 'હે લક્ષ્મણ!' એવો શબ્દ કરી તે મૃગે શ્રીરામરૂપ વિષ્ણુને આગળ જોઈ, તેમનુ સ્મરણ કરતા કરતા તરત જ પ્રાણ ત્યજ્યા હતા અને મૃગનો દેહ છોડી દિવ્ય રૂપ પામીને તે (મારીચ રાક્ષસ) રત્નોથી બનાવેલા વિમાનમા બેસી વૈકુઠમા ગયો હતો પૂર્વે તે (મારીચ) વૈકુઠલોકના દ્વારના રહેતા બે દ્વારપાલનો સેવક હતો (પણ અમુક

કોઈ કારણથી રાક્ષસ થયો હતો ) તે જ ફરી (શ્રીરામના બાણથી મરીને) એ જ બને દ્વારપાળ પાસે ગયો હતો અને તેમની આજ્ઞાથી વૈકુંઠમાના દ્વારમા રહ્યો હતો પછી 'હે લક્ષ્મણ'! એવો વ્યાકુળ શબ્દ સાભળી સીતાએ લક્ષ્મણને રામની પાસે મોકલ્યા હતા એમ લક્ષ્મણ રામની પાસે ગયા, ત્યારે જેને રોકવો મુશ્કેલ હતો, એવો રાવણ પોતાની લીલાથી સીતાને લઈને લંકા તરફ ગયો હતો પછી એ વનમા લક્ષ્મણને (પોતાની પાસે આવેલા) જોઈ તરત જ શ્રીરામચદ્રે પોતાના આશ્રમમા જઈ સીતાને જોયા ન હતા, ત્યારે તે લાખી મૂર્ચ્છા પામ્યા હતા તેમણે અત્યત વિલાપ કર્યો હતો અને સીતાની શોધ માટે વનમા તે વારવાર ભટક્યા હતા અમુક સમયે ગોદાવરી નદીના કિનારા પર સીતાની ખબર મેળવી તે શ્રીરામચદ્રે વાનરોને સહાયરૂપ કરી સમુદ્ર બાધ્યો હતો પછી અમુક કાળે લંકામા જઈ રઘુશ્રેષ્ઠ શ્રીરામચદ્રે રાવણને શોધી બાણોથી બાધવો સહિત તેને માર્યો હતો પછી તરત જ તેમણે સીતાની અગ્નિપરીક્ષા કરાવી હતી તે સમયે અગ્નિએ સાચા જાનકી તેમને આપ્યા હતા તે વેળા એ છાયાસીતાએ વિનયયુક્ત થઈ અગ્નિને તથા શ્રીરામને કહ્યુ હતુ, કે 'હવે હુ શુ કરુ, તેનો ઉપાય તમે મને કહો '

શ્રીરામ તથા અગ્નિ બોલ્યા 'હે દેવિ! તમે અતિ પુણ્યદાયી પુષ્કરક્ષેત્રમા તપ કરવા જાઓ, ત્યા જ તપસ્યા કરી તમે સ્વર્ગની લક્ષ્મી થશો ' તેમનુ એ વચન સાભળી તે છાયા સીતા પુષ્કરક્ષેત્રમા દેવતાઈ ત્રણ લાખ વર્ષો સુધી તપ કરી સ્વર્ગની લક્ષ્મી રૂપ થયા હતા પછી તે જ સ્વર્ગલક્ષ્મી અમુક કાળે તપના પ્રભાવથી યજ્ઞના યજ્ઞકુડમાથી જન્મેલા દ્રુપદ પુત્રી દ્રૌપદી તરીકે પાડવોની સ્ત્રી થયા હતા એમ લક્ષ્મીજી સત્યયુગમા કુશધ્વજની શુભ સુપુત્રી વેદવતી થયા હતા, ત્રેતાયુગમા જનકપુત્રી સીતા થઈ શ્રીરામની પત્ની થયા હતા અને દ્વાપરયુગમા તે સીતાની છાયા જ દ્રુપદપુત્રી તરીકે થયા હતા આમ ત્રણે યુગોમા તે પ્રખ્યાત રહ્યા હતા, તેથી 'ત્રિહાયણી' કહેવાયા છે

નારદે પૂછ્યુ 'હે મુનિશ્રેષ્ઠ! તે દ્રૌપદીને પાચ પતિઓ કેમ થયા હતા? હે સદેહ ભાગનારા! મારા ચિત્તનો તે સદેહ તમે ભાગો

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! લંકામા સાચા સીતાજી શ્રીરામને મળ્યા, ત્યારે અત્યત ચિતાયુક્ત થયેલી રૂપયૌવનવાળી છાયાસીતાએ શ્રીરામ તથા અગ્નિની આજ્ઞાથી તપ કરી સર્વશ્રેષ્ઠ શ્રીશકરની ઉપાસના શરૂ કરી હતી ત્યારે કામાતુર હોઈ પતિ માટે વ્યગ્ર થઈને વારવાર પ્રાર્થના કરતી તેણે 'હે શકર! પતિ આપો, પતિ આપો, પતિ આપો, પતિ આપો, પતિ આપો ' એમ પાચ વાર માગણી કરી હતી તેથી રસિક પુરુષોમા ઉત્તમ શ્રીશકર તેની પ્રાર્થના સાભળીને 'હે પ્રિયે! તારા પાચ પતિઓ થશે,' એવુ તેને વરદાન આપ્યુ હતુ તે કારણથી (દ્રૌપદીરૂપે) પાચ પાડવોની તે સ્ત્રી થઈ હતી એમ આ પ્રાસગિક વાત મે તમને કહી હવે ચાલુ પ્રસગ તમે સાભળો પછી શ્રીરામચદ્ર મનોહર સીતાને લંકામા પામ્યા પછી વિભીષણને લંકા આપીને પોતે અયોધ્યા ગયા હતા તેમણે અગિયાર હજાર વર્ષો સુધી ભરતખડ પર રાજ્ય કર્યું હતુ પછી સર્વ લોકો સાથે વૈકુંઠમા ગયા હતા, લક્ષ્મીના અશરૂપ વેદવતી(સીતા)એ લક્ષ્મીમા પ્રવેશ કર્યો હતો એમ પુણ્યદાયી તથા પાપનો નાશ કરનારુ આ આખ્યાન મે તમને કહ્યુ મૂર્તિમાન ચાર વેદો જેની જીભની ટોચે કાયમ રહ્યા હતા, તે વેદવતી પ્રખ્યાત હતા. હવે ધર્મધ્વજની પુત્રી(તુલસી)નુ આખ્યાન હુ તમને કહુ છુ તે સાભળો ૧–૬૩

**सतत मूर्तिमन्तश्च वेदाश्चत्वार एव च।**
**सन्ति यस्याश्च जिह्वाग्रे स वै वेदवती श्रुता॥**
**धर्मध्वजसुताख्यान निबोध कथयामि ते।**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૧૬ મો સમાપ્ત

# અધ્યાય ૧૭ મો*

## તુલસી-આખ્યાન

શ્રીનારાયણ ઉવાચ

**धर्मध्वजस्य पत्नी च माधवीति च विश्रुता ।**
**नृपेण सार्धं साऽऽरामे रेमे च गन्धमादने ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા ધર્મધ્વજની પત્ની 'માધવી' એવા નામે પ્રખ્યાત હોઈ ગધમાદન પર્વત પર બગીચામા રાજાની સાથે તે રમતી હતી ત્યા રતિ કરનારી, પુષ્પો તથા ચદનથી અર્ચેલી, ચદનથી લીંપેલા સર્વ ભાગોવાળી અને પુષ્પો તથા ચદનના વાયુથી યુક્ત એવી શય્યા કરી તેના પર સ્ત્રીઓમા રત્નરૂપ હોઈ અત્યત સુદર અગોવાળી અને શણગારેલી તે રસિક માધવી રસિક પતિનો સમાગમ પામી કામયુક્ત રહેતી હતી મૈથુનકર્મમા કુશળ તે બનેના મૈથુનમા વિરામ જ ન હતો, તેથી દિવસ કે રાત્રિ તેમણે જાણ્યા ન હતા અને એમ કરતા દેવતાઈ સો વર્ષ વીત્યા હતા પછી રાજા ભાનમા આવી મૈથુનકર્મથી અટકયો હતો, પણ સુદરી માધવી લગારે તૃપ્તિ પામી ન હતી પછી તે સતીએ દૈવયોગે તરત જ સો વર્ષ સુધી ગર્ભ ધારણ કર્યો હતો અને શોભાયુક્ત ગર્ભવાળી તે રાણી દરરોજ શોભાવાળી થતી હતી પછી હે નારદ! કાર્તિકી પૂનમ ને શુક્રવારના શુભ દિવસે, શુભ ક્ષણ, શુભ યોગમા, શુભ અંશમા અને શુભ સ્વામીયુક્ત શુભ ગ્રહોવાળા શુભ લગ્ન વખતે લક્ષ્મીના અશરૂપ હોઈ મનોહર પદ્મિની જાતિની કન્યાને તેણ જન્મ આપ્યો હતો શરદૠતુની પૂનમના ચદ્ર જેવા મુખવાળી શરદૠતુના કમળ જેવા નેત્રોવાળી, પાકા ઘિલોડા જેવા નીચલા હોઠવાળી, મદ મદ હસતી, ઘરને જોયા કરતી, હાથ—પગના તળિયે લાલ રગવાળી, ઊંડી નાભિવાળી, મનને આનદ પમાડનારી, નાભિની નીચે ત્રણ કરચલીઓવાળી, ગોળાકાર કેડના બને પાછલા ભાગવાળી, શીતકાળે સુખકારક ગરમ સર્વ અગવાળી, સોળ વર્ષની સુદર સ્ત્રી જેવી, સુદર કેશવાળી, તેજસ્વી, વડની વડવાઈ જેવા લાબા કેશવાળી, પીળા ચપાના પુષ્પના રગ જેવી પ્રકાશતી અને સુદર સ્ત્રીઓ કરતા પણ સુદર તે કન્યાને જોઈ પુરુષો કે સ્ત્રીઓ તેને કોઈની ઉપમા આપવા સમર્થ થતા ન હતા, તેથી વિદ્વાનો તેને 'તુલસી'+ નામે કહેવા લાગ્યા તે કન્યા (ગર્ભાશયમાથી) પૃથ્વી પર બહાર આવી, તેટલામા જ યોગ્ય વયની સ્ત્રી જેવી જણાવા લાગી તેને સર્વ લોકોએ અટકાવી છતા તપ કરવાને બદરિકાશ્રમમા ગઈ અને ત્યા દેવતાઈ એક લાખ વર્ષ સુધી તપ કર્યું 'નારાયણ મારા સ્વામી થાઓ,' આવો મનથી નિશ્ચય કરી તે ગ્રીષ્મૠતુમા પચાગ્નિને તાપતી હતી, શીતકાળમા જળની અદર રહેતી હતી અને વર્ષાૠતુમા (ખુલ્લા) મેદાન પર આસન લગાવી વરસાદની ધારાઓને દિવસ-રાત ઝીલતી હતી એ તપસ્વિનીએ વીસ હજાર વર્ષ સુધી ફળ તથા જળનો જ આહાર કર્યો હતો ત્રીસ હજાર વર્ષ સુધી પાદડાનો જ આહાર કર્યો હતો ચાળીસ હજાર વર્ષ સુધી વાયુનો જ આહાર કર્યો હતો અને પાતળા પેટવાળી તે કન્યા દશ હજાર વર્ષ સુધી નિરાહાર રહી હતી પછી બીજા કોઈ પણ લક્ષ્ય વિના એક પગે ઊભેલી તે કન્યાને જોઈ બ્રહ્મા તેને વરદાન દેવા ઉત્તમ બદરિકાશ્રમમા આવ્યા, ત્યારે હસરૂપ વાહનવાળા તે બ્રહ્માને જોઈ તેણે નમસ્કાર કર્યા એટલે જગતના કર્તા બ્રહ્માએ તેને કહ્યુ કે 'હે તુલસી! તારા મનમા જે ઈચ્છિત હોય, તે વરદાન તુ માગ શ્રીહરિની ભક્તિ, શ્રીહરિનુ દાસપણુ અથવા અજરામરપણુ પણ હુ આપીશ'

તુલસીએ કહ્યુ હે તાત! મારા મનમા જે ઈચ્છા છે, તેને તમે સાભળો સર્વજ્ઞની આગળ પણ મને હવે શી શરમ હોય? હુ પૂર્વે તુલસી નામની ગોપી હોઈ ગોલોકમા રહેતી હતી અને શ્રીકૃષ્ણને પ્રિય, તેમની દાસી, તેમના અશરૂપ અને તેમની સખીઓમા પ્રેમપાત્ર હતી એક સમયે શ્રીકૃષ્ણ સાથે રતિસભોગ પામી તૃપ્ત નહિ થયેલી અને મૂર્છા પામેલી મને રાસેશ્વરી શ્રીરાધાએ રાસમડળમા

* આ અધ્યાયમાં અડતાળીસ શ્લોકોથી ધર્મધ્વજની પુત્રી તુલસીની કથા વિસ્તારથી કહેવાશે

+ 'तुलाम्-उपमाम्-अस्यति-क्षिपति सा तुलसी-' અર્થાત્ જેને કોઈની ઉપમા આપી શકાતી નથી, તે તુલસી'

આવીને જોઈ, ત્યારે રોષયુક્ત થઈ તેમણે શ્રીકૃષ્ણને ઠપકો આપ્યો અને મને શાપ દીધો કે, 'તુ મનુષ્ય યોનિને પામ' એમ તેમણે મને શાપ આપ્યો, ત્યારે શ્રીકૃષ્ણે મને કહ્યુ, 'ભરતખડમા તપ કરી બ્રહ્માના વરદાનથી તુ મારા અશરૂપ નારાયણને પામીશ' એમ કહી દેવોના ઈશ્વર શ્રીકૃષ્ણ પણ અદૃશ્ય થયા પછી રાધાદેવીના ભયથી શરીર છોડીને પૃથ્વી પર મે જન્મ લીધો હે ગુરુ! શાત અને સુદર શરીરવાળા નારાયણને હુ પતિ તરીકે પામવા ઈચ્છુ છુ અને હમણા એ જ વર માગુ છુ માટે તે તમે મને આપો

બ્રહ્મદેવ બોલ્યા '(ગોલોકમા) શ્રીકૃષ્ણના અશથી જન્મેલો અત્યત તેજસ્વી અને તેમના અશરૂપ સુદામા નામનો ગોવાળિયો હતો તે પણ રાધાના શાપથી હમણા ભરતખડમા જન્મ્યો છે અને દૈત્યના વશમા ઉત્પન્ન થયો છે તે 'શખચૂડ' નામે પ્રખ્યાત હોઈ ત્રણે લોકમા તેના જેવો કોઈ નથી સર્વે ગોલોકમા તને જોઈ તે કામથી વ્યાકુળ મનવાળો થયો હતો પણ રાધાના પ્રભાવથી તને ભેટવાને સમર્થ થયો ન હતો તે સુદામા પોતાના પૂર્વજન્મના સ્મરણવાળો હોઈ હમણા સમુદ્રમા રહ્યો છે હે સુદરી! તુ પણ પૂર્વજન્મના સ્મરણવાળી છે, તેથી સર્વ વૃત્તાત જાણે છે, માટે હે કલ્યાણિ! હમણા તુ તેની પત્ની થઈશ પછીથી શાત અને સુદર શ્રીનારાયણને જ તુ વરીશ દૈવયોગે નારાયણના જ શાપથી તુ અશથી પવિત્ર વૃક્ષરૂપ થઈશ અને જગતને પવિત્ર કરનાર હોઈ સર્વ વનસ્પતિમા મુખ્ય ગણાઈને વિષ્ણુને પ્રાણ કરતા પણ અધિક પ્રિય થઈશ તારા વિના સર્વ લોકોની પૂજા નિષ્ફળ થશે અને વૃદાવનમા વૃક્ષરૂપે થયેલી તુ 'વૃદાવની' એ નામે પણ પ્રસિદ્ધ થઈશ તારા પાદડાથી ગોપીઓ તથા ગોવાળો શ્રીકૃષ્ણની પૂજા કરશે અને મારા વરદાનથી તુ વૃક્ષની અધિષ્ઠાત્રી દેવીરૂપે ગોપાળરૂપ શ્રીકૃષ્ણ સાથે કાયમ ઈચ્છાનુસાર વિહાર કરીશ' એમ બ્રહ્માનુ વચન સાભળી મદ મદ હસતી, તુલસી હર્ષ પામેલા મનવાળી થઈ તે બ્રહ્માને નમી અને કઈક કહેવા લાગી કે, 'હે તાત! હુ સત્ય કહુ છુ કે, બે ભુજાવાળા શ્યામસુદર શ્રીકૃષ્ણ ઉપર મને જેવી ઈચ્છા છે, તેવી ચાર ભુજાવાળા નારાયણ ઉપર નથી દૈવને લીધે શૃગારનો ભગ થતા હુ શ્રીકૃષ્ણ વિષે અતૃપ્ત રહી છુ, પણ શ્રીકૃષ્ણની આજ્ઞાથી જ હુ આ ચાર ભુજાઓવાળા શ્રીનારાયણને પતિ તરીકે માગુ છુ, માટે અતિદુર્લભ શ્રીકૃષ્ણને જ આપની કૃપાથી ફરી હુ અવશ્ય પામુ અને રાધાના ભયથી મુક્ત થાઉં તેમ તમે કરો'

બ્રહ્મદેવ બોલ્યા 'સોળ અક્ષરોવાળો રાધાનો મત્ર હુ તને આપુ છુ, તે તુ લે અને મારા વરદાનથી પણ તે રાધાને તુ પ્રાણતુલ્ય પ્રિય થઈશ, તેમ જ શ્રીકૃષ્ણ તથા તારા ગુપ્ત શૃગારને રાધા નહિ જાણે હે ઉત્તમ ભાગ્યશાળી! તુ શ્રીકૃષ્ણની રાધા સમાન પ્રિય થઈશ' એમ કહી જગતના સ્રષ્ટા બ્રહ્માએ સોળ અક્ષરોવાળો રાધાદેવીનો મત્ર, સ્તોત્ર, ઉત્તમ કવચ, સર્વ પૂજાવિધિ તથા પુરશ્ચરણનો ક્રમ પણ આપ્યો અને શુભ આશિષ આપી પછી તુલસીએ બ્રહ્માની પૂજા કરી અને તેમની કૃપાથી એ દેવી લક્ષ્મી જેવી સિદ્ધ થઈ એ રીતે તુલસીમત્રથી સિદ્ધ થયેલા પૂર્વોક્ત વરદાનને પામી હતી અને વિશ્વમા દુર્લભ મોટા ભોગો તેણે ભોગવ્યા હતા પ્રસન્ન મનવાળા તે દેવીએ તપનો પરિશ્રમ પછી ત્યજ્યો હતો, કારણ કે ફળ સિદ્ધ થાય, ત્યારે દુખ પણ લોકોને ઉત્તમ સુખરૂપ થાય છે એ રીતે તુલસી ખાન-પાનથી સતુષ્ટ થઈ ત્યા પુષ્પો તથા ચદનથી વ્યાપ્ત શય્યા પર સૂઈ રહેતા હતા ૧-૪૮

भुक्त्वा पीत्वा च संतुष्टा शयनं च चकार सा ।
तल्पे मनोरमे तत्र पुष्पचन्दनचर्चिते ॥४८॥

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૧૭મો સમાપ્ત

## અધ્યાય ૧૮ મો*

### શખચૂડ સાથે તુલસીનો સમાગમ અને સવાદ

श्रीनारायण उवाच

तुलसी परितुष्टा च सुष्वाप हृष्टमानसा ।
नवयौवनसंपन्ना वृषध्वजवराङ्गना ॥ १ ॥

શ્રીનારાયણ બોલ્યા અત્યત સતોષ પામેલા

* આ અધ્યાયમા એકસો શ્લોકોથી તુલસીનો શખચૂડ સાથે સમાગમ તથા સવાદ વર્ણવાયો.

હર્ષયુક્ત મનવાળા, નવયૌવનયુક્ત અને શકરની પત્ની જેવા (પવિત્ર) તુલસી ત્યા સૂઈ રહેતા હતા તે વખતે કામદેવ તેમના તરફ પાચે બાણો ફેંકયા કરતો હતો, જેથી પુષ્પો તથા ચદનથી અર્ચાયા છતા કામદેવને લીધે તે બળ્યા કરતા હતા તેમનુ સર્વ અગ રોમાચિત થતુ હતુ કપારી થતી હતી નેત્રો લાલ ચોળ રહેતા હતા ક્ષણવારમા તે સુકાઈ જતા, ક્ષણ વારમા મૂર્ચ્છા પામતા, ક્ષણવાર કટાળી જતા અને ક્ષણવાર સુખજનક આળસ, ક્ષણવાર દાહ, ક્ષણવાર પ્રસન્નતા, ક્ષણવાર ચેતના તથા ક્ષણવાર ખિન્નતાને પામતા હતા વળી ક્ષણવાર શય્યામાથી તે ઊભા થઈ જતા, ક્ષણવાર પાસે ચાલતા, ક્ષણવાર નાસથી ભમતા, ક્ષણવાર ફરી બેસી જતા અને ક્ષણવાર અત્યત કટાળાથી ફરી સૂઈ જતા હતા પુષ્પો તથા ચદનની શય્યા પણ તેમને કાટા જેવી અત્યત દુ ખ દાયી થઈ પડતી, દિવ્ય સુખ, સુદર ફળ તથા ઝેર જેવા જણાતા અને ઘર ગુફા જેવુ, સૂક્ષ્મ વસ્ત્ર અગ્નિ જેવુ અને સિંદૂરની અર્ચા ગૂમડા જેવી દુ ખદાયી થતી હતી ક્ષણવાર ઘેનમા એ સતી ઉત્તમ વેશવાળા સુદર, યુવાન, મદમદ હસતા રસિકોમા શ્રેષ્ઠ, ચદનથી લીંપેલા સર્વ અગવાળા, રત્નોના શણગારોથી શણ ગારેલા અને માળાને ધારણ કરતા કોઈ પુરુષને આવતો જોતા હતા એ પુરુષ તેમનુ મુખકમળ ચુબતો હતો, રતિકથા કહેતો હતો, વારવાર મીઠુ બોલતો હતો, શય્યામા સભોગ કરતો હતો, ઈચ્છાનુ સાર ભેટતો હતો, ફરી જતો રહેતો હતો અને પાછો પાસે આવતો હતો એ પુરુષને જતો જોઈ 'પ્રાણેશ' તમે કયા જાઓ છો? ઊભા રહો,' એમ તેમનાથી કહેવાઈ જતુ હતુ ફરી ભાનમા આવી વારવાર તે વિલાપ કરતા હતા, હે નારદ! એમ યૌવન પામીને ત્યા જ તે રહેતા હતા હે નારદ! તે સમયે મહાયોગી શખચૂડ પણ જૈગીષવ્ય મુનિ પાસેથી શ્રીકૃષ્ણનો મત્ર મેળવી તે મત્રને પુષ્કર ક્ષેત્રમા સિદ્ધ કરી, સર્વ મગળોના મગળરૂપ બખ્તરને ગળામા બાધી તેમ જ 'તારા મનમા જે ઈચ્છા થશે તે સફળ થશે' એવુ વરદાન બ્રહ્મા પાસેથી મેળવી બ્રહ્માની આજ્ઞાથી જ બદરિકાશ્રમમા આવ્યો અને તુલસીએ તેને આવતો જોયો નવા યૌવનવાળા, કામદેવ સમાન કાતિવાળા, ધોળા ચપાના પુષ્પ જેવી કાતિવાળા, રત્નોના શણગારોથી શણગારેલા, શરદપૂનમના ચદ્ર જેવા મુખવાળા, શરદઋતુના કમળ જેવા નેત્રોવાળા, માણેકથી બનાવેલા વિમાનમા બેઠેલા, મનોહર, રત્નોના બે કુડળોથી શોભતા લમણાવાળા, કલ્પવૃક્ષના પુષ્પોની માળાને ધારણ કરતા, સુદર હાસ્યવાળા અને કસ્તૂરી તથા કેસરથી યુક્ત સુગધી ચદનથી લેપાયેલા એ શખચૂડને સમીપમા જોઈને તુલસી વસ્ત્રથી મુખ ઢાકી દઈ મદહાસ્ય સહિત કટાક્ષો-પૂર્વક વારવાર તેને જોવા લાગ્યા અને નવા સમા ગમથી શરમાઈ ખૂબ નીચુ મુખ ઢાળી રહ્યા એ વેળા શરદઋતુના ચદ્રને નિંદતા પોતાના મુખરૂપ ચદ્રથી શોભતા, કિંમતી રત્નોમાથી બનાવેલા પગના આભૂષણોથી યુક્ત, ઉત્તમ માણેકના બનાવેલા ઝણ ઝણતા ઝાઝરોથી ઝમકતા, માલતીના પુષ્પોની માળા યુક્ત કેશપાશનો સમૂહ ધારણ કરતા, અમૂલ્ય રત્નોથી બનાવેલા મકરાકૃતિ કુડળો ધારણ કરતા, રગબેરગી બે કુડળો વડે શોભતા લમણાવાળા, ઉત્તમ રત્નોના હાર વડે સ્તનની વચ્ચે ઉજ્જવળ, રત્નોના કડા, બાજુબધ અને શખના આભૂષણોથી શણગારેલા અને દિવ્ય રત્નોની વીંટીઓથી શોભતી આગળીઓ-વાળા, રમણીય, સુદર, સુશીલ અને સતી તે સુદરીને જોઈ તે શખચૂડ તેની સમીપ મધુર વચન કહેવા લાગ્યો

શખચૂડ બોલ્યો 'હે માનવાળી! તુ કોણ છે? હે કલ્યાણિ! તુ કોની પુત્રી છે? હે સુદરિ! સર્વ કલ્યાણોને આપનારી તુ (તને જોઈને) ચૂપ થતા મારી પાસે વાતચીત કર' એવુ તેનુ વચન સાભળી કામનાવાળા થયેલા સુદર નેત્રોવાળા, મદહાસ્ય કરતા અને નમેલા મુખવાળા તે તુલસી કામનાપૂર્વક તેને કહેવા લાગ્યા

તુલસી બોલ્યા 'હુ ધર્મધ્વજની પુત્રી છુ અને તપસ્વિની થઈ આ તપોવનમા તપસ્યા માટે રહુ છુ તુ કોણ છે? તુ તારે સુખેથી જા સારા કુળમા જન્મેલો પુરુષ સારા કુળમા જન્મેલી સતી સ્ત્રીને એકલી ધારી એકાતમા કઈ પૂછતો નથી, એમ મે વેદમા સાભળ્યુ છે લપટ, નીચ કુળમા

જન્મેલો અને ધર્મશાસ્ત્રના અર્થ નહિ જાણતો પ્રેમી પુરુષ કામિનીને ઇચ્છે છે સ્ત્રી કેવી હોય છે કે, ઉપર ઉપરથી મધુર, મદથી છકેલી, પુરુષના કાળરૂપ, ઝેરના ઘડા જેવી અમૃત તુલ્ય મુખવાળી, છતા હૃદયમા તો છરાની ધાર જેવી, કાયમ મીઠુ બોલતી, પોતાની કાર્યસિદ્ધિ માટે હમેશા તત્પર, પોતાના કાર્ય માટે સ્વામીને વશ રહેનારી, પોતાને કાર્ય ન હોય તો કદી વશ નહિ રહેતી, અત કરણમા મેલી અને (ઉપર ઉપરથી) પ્રસન્ન મુખ તથા નેત્રોવાળી હોય છે જેઓનુ ચરિત્ર વેદમા તથા પુરાણમા ખૂબ દૂષિત કહ્યુ છે, તેવી સ્ત્રીઓ ઉપર કયો સમજુ, બુદ્ધિમાન અને સારા આશયવાળો પુરુષ વિશ્વાસ કરે? સ્ત્રીઓનો શત્રુ કે મિત્ર કોણ છે? તેઓ તો નવા નવાને ઇચ્છે છે સુદર વેશવાળા પુરુષને જોઈ હૃદયમા કાયમ તેને ઇચ્છે છે ઉપર ઉપરથી સ્વાર્થ પૂરતું સતીપણુ કાળજીથી જણાવે છે, પરતુ મનોહર સ્ત્રી કાયમ કામવાળી અને કામદેવનો આધાર હોય છે. ઉપર ઉપરથી ડોળ કરી પુરુષને તે થકવે છે, પણ અંતકરણમા તો મૈથુન માટે મનવાળી જ હોય છે. બહારથી ખૂબ શરમાયેલી જણાતી સ્ત્રી એકાંતમા પુરુષ સામે હસે છે અભિમાની સ્ત્રીજાતિ ને મૈથુન ન મળે, તો ક્રોધી થઈ કજિયાના અકુરરૂપ થઈ પડે છે, પણ પુષ્કળ મૈથુન મળવાથી ખૂબ પ્રસન્ન રહે છે ઘણા જ થોડા મૈથુનથી તો તે દુ ખી થાય છે સારા મિષ્ટાન્ન કરતા અને શીતળ પાણી કરતા પણ સુદર, રસિક, મનોહર, યુવાન તથા ગુણવાન પુરુષને મનમા સદા તે ઇચ્છે છે રસિક પુરુષ ઉપર પુત્ર કરતાયે વધારે સ્નેહ કરે છે અને સભોગ કરવામા કુશળ પુરુષને તો પ્રાણ કરતા પણ અધિક પ્રિય ગણે છે વૃદ્ધ અથવા મૈથુન કરવામા અશક્ત પુરુષને તો તે શત્રુ તુલ્ય જુએ છે અને અત્યત કોપાયમાન રહી તેની સાથે કાયમ કજિયો કરે છે. જેમ સર્પ મોટા ઉદરને ખાઈ જાય, તેમ અશક્ત પુરુષને વાણીથી જાણે ખાઈ જતી હોય તેવી તે જણાય છે આવી દુષ્ટ સ્ત્રીજાતિ સાહસોના સ્વરૂપ જેવી, સર્વ દોષોના આશ્રયરૂપ, બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર વગેરેએ પણ વશ કરવી મુશ્કેલ, મોહરૂપ, તપના માર્ગમા વિઘ્નરૂપ, મોક્ષના દ્વારમા કમાડ જેવી, શ્રીહરિની ભક્તિથી રહિત, સર્વ માયાઓના કરડિયા જેવી, સસારરૂપી કેદખાનામા કાયમ બેડીઓ જેવી, ઇંદ્રજાળ સરખી, ખોટા સ્વપ્ન જેવી, બહારની જ સુદરતા ધારણ કરતી હોઈ અદરખાને તો અતિશય નિંદ્ય, અનેક જાતની વિષ્ઠા, મૂત્ર તથા પરુના આધાર જેવી, મલિન, દુર્ગંધી, દોષયુક્ત લોહીથી ખરડાયેલી અને અસસ્કારી અગવાળી હોય છે વિધાતાએ પ્રથમથી જ સ્ત્રીઓને માયાવી પુરુષોની માયારૂપ અને મુમુક્ષુઓને ઝેર જેવી બનાવી છે, માટે કલ્યાણ ઇચ્છનારે તો એ જાતિને જોવી પણ યોગ્ય નથી ' હે નારદ! એમ કહી તુલસી બોલતી બધ પડી એટલે મદ મદ હસતો શખચૂડ કહેવા લાગ્યો.

શખચૂડ બોલ્યો. 'હે દેવિ! તે જે કહ્યુ, તે સઘળુ અસત્ય નથી, પણ કઈક સત્ય અને કઈક અસત્ય છે, તે મારી પાસેથી તુ સાભળ વિધાતાએ વાસ્તવિક રૂપને વખાણવા યોગ્ય કરીને તથા અવાસ્તવિક રૂપને નિંદનીય કરીને સર્વને મોહ ઉપજાવતું સ્ત્રીનુ રૂપ બે પ્રકારે રચ્યુ છે સૃષ્ટિના સૂત્રરૂપ લક્ષ્મી, સરસ્વતી, દુર્ગા, સાવિત્રી અને રાધા વગેરે જે આદ્યસૃષ્ટિ રચાઈ છે, તેમના અશરૂપ સ્ત્રીરૂપને વાસ્તવિક કહ્યુ છે અને તે પ્રશસાપાત્ર, યશરૂપ તથા સર્વ મગળોને કરનાર છે શતરૂપા, દેવહૂતિ, સ્વધા, સ્વાહા, દક્ષિણા, છાયાવતી, રોહિણી, વરુણની સ્ત્રી, ઇંદ્રાણી, કુબેરની પત્ની, અદિતિ, દિતિ, લોપામુદ્રા, અનસૂયા, કોટિભી, તુલસી, અહલ્યા અરુધતી મેના, તારા, મદોદરી, દમયતી, વેદવતી, ગગા, મનસા, પુષ્ટિ, મેધા, સ્મૃતિ કાલિકા, વસુધરા, ષષ્ઠી, મગલચડી, ધર્મની સ્ત્રી મૂર્તિ, સ્વસ્તિ, શ્રદ્ધા, શાંતિ, કાંતિ, ક્ષમા, નિદ્રા તદ્રા, ક્ષુધા, તૃષા, સધ્યા, રાત્રિ-દિવસની અધિષ્ઠાની દેવી, સપત્તિ, ધૃતિ, કીર્તિ, ક્રિયા, શોભા, પ્રભા અને શિવા—આ ઉત્તમ સ્ત્રીસ્વરૂપો યુગે યુગે જે ઉત્પન્ન થયા છે, તે મૂળ પ્રકૃતિની કલારૂપ તથા કલાના અશરૂપ હોઈ ઉત્તમ છે, પણ સ્વર્ગની વેશ્યાઓ વગેરે તથા બ્રહ્માડો જે વ્યભિચારિણી સ્ત્રીઓનાં સ્વરૂપો છે, તે તો નિંદ્ય જ છે જે સ્ત્રીનુ સ્વરૂપ સત્ત્વગુણપ્રધાન પ્રભાવથી યુક્ત અને પતિવ્રતારૂપ

હોય, તે ઉત્તમ હોઈ પ્રશંસાપાત્ર છે તેને જ વાસ્તવિક સ્ત્રીરૂપ જાણવું, એમ વિદ્વાનો કહે છે ભગવતીની કલાઓમાં પણ વિવિધ રૂપ કહેલ છે જે રજોગુણરૂપ તથા તમોગુણરૂપ હોય છે જે સ્ત્રીઓ રજોગુણના અંશ રૂપ હોય છે, તેઓ મધ્યમ વર્ગની હોઈ ભોગ માટે લાલચુ, સુખ તથા સંભોગથી વશ થનારી, પોતાના કાર્યમાં સદા તત્પર, કપટી, મોહ કરનારી અને ધર્મરૂપ અર્થથી સદા વિમુખ રહેનારી હોય છે, માટે રજોગુણરૂપ સ્ત્રીજાતિ કદી ઉત્તમ પતિવ્રતા હોઈ શકતી નથી. આ રજોગુણરૂપ સ્ત્રીરૂપને વિદ્વાનો મધ્યમ રૂપ કહે છે જે સ્ત્રી તમોગુણરૂપ હોય છે તેને તો પંડિતો ટાળવું મુશ્કેલ અધમ જ કહે છે સારા કુળમાં જન્મેલો પંડિત પુરુષ નિર્જન તથા નિર્જળ એકાંત સ્થળે પરસ્ત્રીને કંઈ પૂછતો નથી (એ ખરું છે), પણ હું તો બ્રહ્માની આજ્ઞાથી હમણાં તારી પાસે આવ્યો છું, અને હે સુંદરિ! ગાંધર્વવિવાહથી હું તને સ્વીકારીશ દેવોને નસાડી મૂકનારો અને દૈત્યવંશમાં જન્મેલો જે શંખચૂડ છે તે હું જ છું પૂર્વે હું સુદામા નામનો શ્રીકૃષ્ણનો ખાસ મિત્ર હતો તે વેળા શ્રીકૃષ્ણના પાર્ષદ આઠ ગોવાળિયાઓમાં હું પણ ગોવાળિયો હતો, પણ રાધિકાના શાપથી હમણાં હું દાનવરાજ થયો છું શ્રીકૃષ્ણના મંત્રપ્રભાવથી હું પૂર્વજન્મના સ્મરણવાળો છું અને તું તુલસી પણ પૂર્વજન્મના સ્મરણવાળી છે શ્રીકૃષ્ણે તને ભોગવી હતી, એ જ તું રાધાના કોપથી પૃથ્વી પર ભરતખંડમાં જન્મી છે, જોકે તે સમયે જ હું તને ભોગવવા ઉત્સુક હતો, પણ રાધાના ભયથી ભોગવી શકયો ન હતો

હે મહામુનિ નારદ! એમ કહી તે પુરુષ બોલતો બંધ થયો, એટલે પ્રસન્ન થયેલા તુલસી મંદહાસ્યપૂર્વક કહેવા લાગ્યા

તુલસી બોલ્યા 'આવો વિદ્વાન પુરુષ વિશ્વમાં હમેશ વખણાય છે અને આવા પતિને જ સુંદર સ્ત્રી કામનાપૂર્વક કાયમ ઇચ્છે છે ખરેખર, વિચાર દ્વારા તમે મને હવે જીતી લીધી છે જે પુરુષ સ્ત્રીથી જિતાઈ જાય, તે નિંદિત તથા અપવિત્ર છે સ્ત્રીએ જીતેલા પુરુષને પિતૃઓ, દેવો તથા બાંધવો નિંદે છે, અને સ્ત્રીવશ પુરુષને તેના માતાપિતા તથા ભાઈ પણ મનથી નિંદે છે જન્મસૂતક તથા મરણસૂતકમાં બ્રાહ્મણ દશ દિવસે, ક્ષત્રિય બાર દિવસે, વૈશ્ય પંદર દિવસે અને શૂદ્ર એક મહિને શુદ્ધ થાય છે, પણ હલકો વર્ણસંકર તો પોતાની માતા જે વર્ણની હોય તે જ પ્રમાણે શુદ્ધ થાય છે, પરંતુ સ્ત્રીથી જિતાયેલો અપવિત્ર પુરુષ તો ચિતાના અગ્નિકાળે જ શુદ્ધ થાય છે એમ વેદોમાં કહ્યું છે તેના પિતૃઓ પોતાની ઇચ્છાથી તેના પિંડ–તર્પણ સ્વીકારતા નથી અને દેવો તો તેનું પુષ્પ કે જળ વગેરે પણ લેતા જ નથી જેના મનને સ્ત્રીએ હર્યું છે, તેના જ્ઞાન, તપ, જપ, હોમ, પૂજન, વિદ્યા તથા યશથી શું ફળ છે? કંઈ જ નથી મેં વિદ્યા તથા પ્રભાવ જાણવા તમારી પરીક્ષા કરી હતી, કેમ કે કામવાળી સ્ત્રી પતિની પરીક્ષા કરીને જ તેને વરે છે જે પુરુષ ગુણહીન, વૃદ્ધ, અજ્ઞાની, દરિદ્ર, રોગી, નિંદિત, અત્યંત ક્રોધી, અત્યંત ખરાબ મોંવાળા, પાંગળા, અંગવિનાના, આંધળા, બહેરા, જડ, મૂંગા અને નપુંસક જેવા પાપી વરને પોતાની કન્યા આપે છે, તે બ્રહ્મહત્યાને પામે છે, પણ શાંત, ગુણવાન, યુવાન તથા વિદ્વાન ઉત્તમ વરને પોતાની પુત્રી આપીને દશ યજ્ઞોનું ફળ પામે છે જે મનુષ્ય કન્યાનું પાલન કરી ધનના લોભથી તેને જો વેચે છે, તો તે વેચનારો કુંભીપાક નરકમાં જાય છે અને ત્યાં દશ ઇંદ્રો થાય ત્યાં સુધી એ પાપી કન્યાનું મૂત્ર તથા વિષ્ઠા ખાય છે અને કીડા તથા કાગડાઓથી કરડાય છે વળી તે (નરકમાંથી નીકળ્યા) પછી પણ નક્કી રોગયુક્ત જન્મ પામે છે અને તે વેળા દિવસ–રાત માંસના ભારા વેચે છે ને ઉપાડે છે '

હે તપના ભંડાર નારદ! એમ કહી તુલસી બોલતા બંધ થયા (તેવામાં ત્યાં આવીને) બ્રહ્માએ કહ્યું કે, 'હે શંખચૂડ! આની સાથે તું સંવાદ શું કરે છે? ગાંધર્વવિવાહથી એનું તું પાણિગ્રહણ કર તું પુરુષોમાં રત્ન જેવો છે અને આ સતી સ્ત્રીઓમાં રત્નરૂપ છે ચતુર સ્ત્રીને ચતુર પુરુષ સાથેનો સમાગમ ગુણવાન થાય છે હે રાજન્! વિરોધ વિનાના દુર્લભ સુખનો કોણ ત્યાગ કરે? જે પુરુષ વિરોધરહિત સુખનો ત્યાગ કરે છે, તે પશુ છે, એમાં સંશય નથી ' (એમ શંખચૂડને કહી બ્રહ્મા તુલસીને કહેવા લાગ્યા ) 'હે

સતિ તુલસિ! દેવો, અસુરો તથા દાનવોને જીતનાર આવા ગુણવાન પતિની તુ પરીક્ષા શુ કરે છે? જેમ લક્ષ્મી વિષ્ણુ પર, રાધા શ્રીકૃષ્ણ પર, સાવિત્રી બ્રહ્મા પર, પાર્વતી શંકર પર, પૃથ્વી વરાહ પર, દક્ષિણા યજ્ઞ પર, અનસૂયા અત્રિ પર, દમયતી નળ ઉપર, રોહિણી ચંદ્ર ઉપર, સતી રતિ કામદેવ ઉપર, અદિતિ કશ્યપ ઉપર, સતી અરુંધતી વસિષ્ઠ ઉપર, અહલ્યા ગૌતમ ઉપર, દેવહૂતિ કર્દમ ઉપર, તારા બૃહસ્પતિ ઉપર, શતરૂપા મનુ ઉપર, સ્વાહા અગ્નિ ઉપર, ઇંદ્રાણી ઇંદ્ર ઉપર, પુષ્ટિ ગણપતિ ઉપર, દેવસેના કાર્તિકસ્વામી ઉપર અને સતી મૂર્તિ ધર્મ ઉપર અત્યંત પ્રેમવાળી હોઈ સૌભાગ્યવાળી છે, તેમ તુ પણ આ શખચૂડ ઉપર અત્યત પ્રેમવાળી થઈ સૌભાગ્યવાળી થા. હે સુદરિ! આ સુદર શખચૂડ સાથે નિરતર ઠેકઠેકાણે તુ લાબા કાળ સુધી ઈચ્છાનુસાર વિહાર કર, પછી શખચૂડ મરશે ત્યારે વૈકુઠમા ચતુર્ભુજ નારાયણને તુ પામીશ અને તે પછી ગોલોકમા ફરી શ્રીકૃષ્ણને જ પામીશ '૧—૧૦૦

**पश्चात् प्राप्स्यसि गोलोके श्रीकृष्णं पुनरेव च।**
**चतुर्भुजं च वैकुण्ठे शङ्खचूडे मृते सति ॥ १०० ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૧૮ મો સમાપ્ત

## અધ્યાય ૧૯ મો*

### તુલસીના વિવાહ વગેરે

નારદ ઉવાચ

**विचित्रमिदमाख्यानं भवता समुदाहृतम्।**
**श्रुतेन येन मे तृप्तिर्न कदापि हि जायते ॥ १ ॥**

નારદે પૂછ્યુ આપે આ અદભુત આખ્યાન કહ્યુ છે, જે સાભળવાથી મને કદી તૃપ્તિ થતી નથી હે મહાબુદ્ધિમાન! પછી જે બન્યુ હોય તે મને કહો

નારાયણ બોલ્યા બ્રહ્મા એમ આશીર્વાદ આપી પોતાના સ્થાને ગયા તે પછી દાનવ શખચૂડે ગાધર્વ વિવાહથી તુલસીને સ્વીકારી તે વેળા સ્વર્ગમા દુદુભિ નગારા વાગ્યા અને પુષ્પોની વૃષ્ટિ થઈ તે શખચૂડ એ સ્ત્રી સાથે મનોહર વાસગૃહમા આનદ કરવા લાગ્યો, ત્યારે નવીન સમાગમને પામેલા પતિવ્રતા તુલસી સભોગસુખરૂપી નિર્જળ સમુદ્રમા ડૂબી જઈ મૂર્છા પામ્યા ચોસઠ શૃગારની કળાઓના પ્રમાણવાળુ, રસિક સ્ત્રી—પુરુષોને પ્રિય અને સ્ત્રીના મનને હરનારુ જે ચોસઠ પ્રકારનુ સુખ કામશાસ્ત્રમા કહ્યુ છે, તે સર્વ શૃગારરસનુ સુખ, રસિક પુરુષોમા ઉત્તમ તે શખચૂડ અગ-પ્રત્યગના આલિંગનપૂર્વક ભોગવવા લાગ્યો સર્વ પ્રાણીઓથી રહિત અતિ સુદર પ્રદેશોમા, પુષ્પો તથા ચદનથી યુક્ત નદીના કિનારા પર, પુષ્પોવાળા બગીચામા અને પુષ્પો તથા ચદનની શય્યા પર, પુષ્પો તથા ચદનથી અર્ચેલા તથા રત્નોના આભૂષણોથી શણગારેલા તુલસીને લઈને રાસરસિક તથા અલકારોથી શણગારેલો શખચૂડ પુષ્પો તથા ચદનના વાયુથી સેવાઈને આનદ કરવા લાગ્યો ઉત્તમ રતિને જાણતા તે બનેના મૈથુનમા વિરામ જ ન હતો સતી તુલસીએ રમત માત્રમા સ્વામીના મનને હરી લીધુ અને સ્વભાવને જાણતા શખચૂડે પણ રસિક તુલસીના ચિત્તને હરી લીધુ રાજા શખચૂડની છાતી ઉપરથી ચદનને તથા તિલકને તુલસી (રમતમા) હરી લેતી અને તેના (લલાટ પરથી) સિંદૂરને તથા તિલકોની વેલને શખચૂડ હરી લેતો, તેમ જ એ શખચૂડ તુલસીની છાતી પર તથા સ્તન પર આનદથી નખની નિશાની કરતો હતો ને તુલસી તેના ડાબા પડખામા હાથના દાગીનાની નિશાની કરતી હતી રાજા શખચૂડ તુલસીના હોઠ ઉપર દાતના દશ કરતો હતો અને તુલસી તેના બને ગાલ પર તેથી ચારગણા દાતના દશ કરતી હતી એ બને પરસ્પર આલિંગન, ચુબન તથા જાઘ વગેરેનુ મર્દન કરતા હતા એમ તે બને જાણકાર હોઈ પરસ્પર આનદ કરવા લાગ્યા અને મૈથુનના અતે ઊઠીને મનમા જે જે ઇચ્છેલો હોય, તે તે ઉત્તમ વેશ પરસ્પર ત્યા કરતા હતા એ તુલસી કેસરથી લાલ કરેલા ચદન વડે શખચૂડને તિલક કરતી હતી અને સુદર તથા રમણીય તેના સર્વ અગ ઉપર વિલેપન લગાડતી હતી, તેમ જ સુવાસિક તાબૂલ, અગ્નિશુદ્ધ બે વસ્ત્રો, ઘડપણ તથા રોગને

* આ અધ્યાયમા ચોરાણુ શ્લોકોથી તુલસી તથા શખચૂડના વિવાહ પછી તેઓ ઉત્તમ વૈકુઠલોકોમા ગયા, એ કથા કહેવાશે.

સતિ તુલસિ! દેવો, અસુરો તથા દાનવોને જીતનાર આવા ગુણવાન પતિની તુ પરીક્ષા શુ કરે છે? જેમ લક્ષ્મી વિષ્ણુ પર, રાધા શ્રીકૃષ્ણ પર, સાવિત્રી મારા પર, પાર્વતી શકર પર, પૃથ્વી વરાહ પર, દક્ષિણા યજ્ઞ પર, અનસૂયા અત્રિ પર, દમયતી નળ ઉપર, રોહિણી ચદ્ર ઉપર, સતી રતિ કામદેવ ઉપર, અદિતિ કશ્યપ ઉપર, સતી અરુધતી વસિષ્ઠ ઉપર, અહલ્યા ગૌતમ ઉપર, દેવહૂતિ કર્દમ ઉપર, તારા બૃહસ્પતિ ઉપર, શતરૂપા મનુ ઉપર, સ્વાહા અગ્નિ ઉપર, ઇદ્રાણી ઇદ્ર ઉપર, પુષ્ટિ ગણપતિ ઉપર, દેવસેના કાર્તિક સ્વામી ઉપર અને સતી મૂર્તિ ધર્મ ઉપર અત્યત પ્રેમવાળી હોઈ સૌભાગ્યવાળી છે, તેમ તુ પણ આ શખચૂડ ઉપર અત્યત પ્રેમવાલી થઈ સૌભાગ્યવાળી થા. હે સુદરિ! આ સુદર શખચૂડ સાથે નિરતર ઠેકઠેકાણે તુ લાબા કાળ સુધી ઇચ્છાનુસાર વિહાર કર, પછી શખચૂડ મરશે ત્યારે વૈકુઠમા ચતુર્ભુજ નારાયણને તુ પામીશ અને તે પછી ગોલોકમા ફરી શ્રીકૃષ્ણને જ પામીશ '૧—૧૦૦

**पश्चात् प्राप्स्यसि गोलोके श्रीकृष्णं पुनरेव च ।**
**चतुर्भुजं च वैकुण्ठे शङ्खचूडे मृते सति ॥ १०० ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૧૮ મો સમાપ્ત

## અધ્યાય ૧૯ મો*

### તુલસીના વિવાહ વગેરે

नारद उवाच

**विचित्रमिदमाख्यानं भवता समुदाहृतम् ।**
**श्रुतेन येन मे तृप्तिर्न कदापि हि जायते ॥ १ ॥**

નારદે પૂછ્યુ આપે આ અદ્ભુત આખ્યાન કહ્યુ છે, જે સાભળવાથી મને કદી તૃપ્તિ થતી નથી હે મહાબુદ્ધિમાન! પછી જે બન્યુ હોય તે મને કહો

નારાયણ બોલ્યા બ્રહ્મા એમ આશીર્વાદ આપી પોતાના સ્થાને ગયા તે પછી દાનવ શખચૂડે ગાધર્વ વિવાહથી તુલસીને સ્વીકારી તે વેળા સ્વર્ગમા દુદુભિ નગારા વાગ્યા અને પુષ્પોની વૃષ્ટિ થઈ તે શખચૂડ એ સ્ત્રી સાથે મનોહર વાસગૃહમા આનદ કરવા લાગ્યો, ત્યારે નવીન સમાગમને પામેલા પતિવ્રતા તુલસી સભોગસુખરૂપી નિર્જળ સમુદ્રમા ડૂબી જઈ મૂર્છા પામ્યા ચોસઠ શૃગારની કળાઓના પ્રમાણવાળુ, રસિક સ્ત્રી—પુરુષોને પ્રિય અને સ્ત્રીના મનને હરનારુ જે ચોસઠ પ્રકારનુ સુખ કામશાસ્ત્રમા કહ્યુ છે, તે સર્વ શૃગારરસનુ સુખ, રસિક પુરુષોમા ઉત્તમ તે શખચૂડ અગ-પ્રત્યગના આલિંગનપૂર્વક ભોગવવા લાગ્યો સર્વ પ્રાણીઓથી રહિત અતિ સુદર પ્રદેશોમા, પુષ્પો તથા ચદનથી યુક્ત નદીના કિનારા પર, પુષ્પો વાળા બગીચામા અને પુષ્પો તથા ચદનની શય્યા પર, પુષ્પો તથા ચદનથી અર્ચેલા તથા રત્નોના આભૂષણોથી શણગારેલા તુલસીને લઈને રસરસિક તથા અલકારોથી શણગારેલો શખચૂડ પુષ્પો તથા ચદનના વાયુથી સેવાઈને આનદ કરવા લાગ્યો ઉત્તમ રતિને જાણતા તે બન્નેના મૈથુનમા વિરામ જ ન હતો સતી તુલસીએ રમત માત્રમા સ્વામીના મનને હરી લીધુ અને સ્વભાવને જાણતા શખચૂડે પણ રસિક તુલસીના ચિત્તને હરી લીધુ રાજા શખચૂડની છાતી ઉપરથી ચદનને તથા તિલકને તુલસી (રમત મા) હરી લેતી અને તેના (લલાટ પરથી) સિંદૂરને તથા તિલકોની વેલને શખચૂડ હરી લેતો, તેમ જ એ શખચૂડ તુલસીની છાતી પર તથા સ્તન પર આનદ થી નખની નિશાની કરતો હતો ને તુલસી તેના ડાબા પડખામા હાથના દાગીનાની નિશાની કરતી હતી રાજા શખચૂડ તુલસીના હોઠ ઉપર દાતના દશ કરતો હતો અને તુલસી તેના બન્ને ગાલ પર તેથી ચારગણા દાતના દશ કરતી હતી એ બન્ને પરસ્પર આલિગન, ચુમ્બન તથા જાઘ વગેરેનુ મર્દન કરતા હતા એમ તે બન્ને જાણકાર હોઈ પરસ્પર આનદ કરવા લાગ્યા અને મૈથુનના અતે ઊઠીને મનમા જે જે ઇચ્છેલો હોય, તે તે ઉત્તમ વેશ પરસ્પર ત્યા કરતા હતા એ તુલસી કેસરથી લાલ કરેલા ચદન વડે શખચૂડને તિલક કરતી હતી અને સુદર તથા રમણીય તેના સર્વ અગ ઉપર વિલેપન લગાડતી હતી, તેમ જ સુવાસિક તાબૂલ, અગ્નિશુદ્ધ બે વસ્ત્રો, ઘડપણ તથા રોગને

* આ અધ્યાયમા રોચણ શ્લોકોથી તુલસી તથા શખચૂડના વિવાહ પછી તેઓ ઉત્તમ વૈકુઠધામમા ગયા, એ કથા કહેવાશે.

હરનાર કલ્પવૃક્ષનુ ઉત્તમ પુષ્પ, અમૂલ્ય રત્નોથી બનાવેલી ઉત્તમ વીંટી અને ત્રણે લોકમા દુર્લભ, સુદર તથા શ્રેષ્ઠ મણિ આપતી હતી 'હુ તમારી દાસી છુ' એમ વારવાર કહી પરમ ભક્તિથી પોતાના ગુણશાળી સ્વામીને તે નમતી હતી અને કામદેવના જેવા સુદર તેના મુખકમળને મદ મદ હસતા, પલકારા વિનાના બને નેત્રો વડે વારવાર જોયા કરતી હતી શખચૂડ પણ એ પ્રિયાને છાતી પર ખેચી, વસ્ત્રથી ઢાકેલા અને મદ મદ હસતા તેના મુખકમળને જોતો હતો અને કઠણ ગાલ પર તથા પાકા ઘિલોડા જેવા બે હોઠ પર વારવાર ચુબન કરતો હતો તેમ જ વરુણ પાસેથી હરી આણેલા બે વસ્ત્રો, તેની જ પાસેથી આણેલી ત્રૈલોક્યદુર્લભ રત્નમાળા, (અગ્નિપત્ની) સ્વાહા પાસેથી હરી લીધેલા બે ઝાઝરો, (સૂર્યપત્ની) છાયાના બે બાજુબધ, (ચદ્રપત્ની) રોહિણીના કુડળ, (કામદેવની સ્ત્રી) રતિની ઉત્તમ વીંટીઓ તથા હાથના ઘરેણા તેને આપતો હતો વળી વિશ્વકર્માએ આપેલો સુદર અદ્દ્ભુત શખ, જાતજાતના માણેકની પક્તિવાળી અતિ દુર્લભ શય્યા અને બીજા આભૂષણો તેને આપીને રાજા શખચૂડ હસતો હતો તેના કેશપાશમા માગલિક આભૂષણો તે રચતો હતો તેના ગાલ ઉપર અતિ અદ્દ્ભુત અને ચદનની વેલ એકસરખી રીતે ચીતરતો હતો તેના લલાટ પર સુગધી ચદનથી યુક્ત કપૂરની ત્રણ રેખાઓવાળો, ચારે બાજુ ચિત્રોથી વીંટેલો, કેસરના તિલકો સહિત અને પ્રદીપ્ત દીવાના આકારનો સિંદૂરનો ચાદલો તે કરતો હતો સ્થળકમળને નિંદતા તેના બને ચરણકમળ ઉપર તથા તેના નખો ઉપર અળતાનો વિચિત્ર રગ આનદપૂર્વક તે લગાડતો હતો અને પછી તે રગવાળા તેના ચરણકમળને પોતાની છાતી પર વારવાર મૂકી હર્ષ પામતો હતો વળી રત્નોથી શણગારેલા પોતાના હાથ વડે પોતાની છાતી પર ખેચીને 'હે દેવિ! હુ તારો દાસ છુ,' એમ વારવાર તે કહેતો હતો રાજા શખચૂડ કોઈ વેળા તપોવનને છોડીને બીજે સ્થાનોમા (તેની સાથે રમવા) જતો હતો દેવોના સ્થાનરૂપ મલયાચલ પર્વત પર, બીજા જુદા પર્વતો પર, તપોવનમા ઠેકઠેકાણે અતિ સુદર અને નિર્જન ફૂલવાડીઓમા, ખીણોમા, ગુફાઓમા અતિ સુદર સમુદ્રના કિનારા પર, જળયુક્ત વાયુથી મનોહર પુષ્પભદ્રા નદીના તીર પર, દિવ્ય (નદીઓના) કિનારે કિનારે, નદીએ નદીએ અને દરેક નદમા તે તુલસી સાથે રમવા લાગ્યો વસતઋતુમા ભમરાઓના મધુર અવાજથી ગાજી રહેલા વિસ્પદન, સુરસન તથા નદનવનમા, ગધમાદન પર્વત પર, દેવતાઈ બગીચામા, આનદદાયી અદ્દ્ભુત ચદનવનમા તેમ જ ચપાના, કેવડાના, માધવી વલીના, મોગરાના, માલતીના, ચદ્રવિકાસી કમળોના તથા સૂર્યવિકાસી કમળોના વનમા અને દરેક કલ્પવૃક્ષ નીચે, પારિજાતના વનમા, નિર્જન સોનેરી સ્થાનમા, ઉત્તમ મેરુ પર્વત પર, કાચીવનમા, કિંજલ્કવનમા, કચુકવનમા તથા કાચનારના વનમા જ્યા કોયલોના શબ્દો સભળાતા હોય તેવા સ્થળે પુષ્પો તથા ચદનની શય્યાઓ ઉપર, પુષ્પો તથા ચદનથી યુક્ત હોઈ પુષ્પો તથા ચદનના વાયુથી સેવાતો એ કામી શખચૂડ કામનાવાળી તે તુલસી સ્ત્રીની સાથે કામક્રીડા કરતો હતો, છતા એ દાનવ રાજા તૃપ્ત થતો ન હતો અને તુલસી પણ તૃપ્તિ પામતા ન હતા જેમ ઘીથી અગ્નિ વધે, તેમ એ બનેમા કામદેવ વધ્યે જતો હતો પછી દાનવ શખચૂડ એ તુલસી સાથે પોતાના આશ્રમમા આવીને સુદર ક્રીડાસ્થાનમા જઈ વારવાર વિહાર કરવા લાગ્યો એમ પ્રતાપી શખચૂડે પૂરા એક મન્વતર સુધી દેવો, અસુરો, દાનવો, ગધર્વો, કિન્નરો તથા રાક્ષસોના શાતિદાયી રાજા બની મહાન ચક્રવર્તી રાજા તરીકે રાજ્ય ભોગવ્યુ હતુ એ વેળા જેમના અધિકારો ઝૂટવાઈ ગયા હતા એવા દેવતાઓ ભિખારીઓની પેઠે ફર્યા કરતા હતા પછી અત્યત ખેદ પામેલા એ બધા દેવો બ્રહ્માની સભામા જઈ ત્યા સર્વ વૃત્તાત કહેવા લાગ્યા તથા વારવાર ખૂબ રડવા લાગ્યા, ત્યારે બ્રહ્મા દેવોની સાથે શકરના સ્થાને ગયા અને દેવોના ઈશ્વર શકરને એ વાત તેમણે જણાવી પછી બ્રહ્મા તથા શકર તે દેવોની સાથે પરમ દુર્લભ અને ઘડપણ તથા મૃત્યુને હરનાર કોઈ શ્રેષ્ઠ એવા વૈકુઠધામમા ગયા ત્યા વિષ્ણુના નિવાસગૃહોના દ્વાર પર તેઓ પહોચ્યા ત્યારે રત્નોના સિંહાસનો પર બેઠેલા, પીળા વસ્ત્રોથી

શોભી રહેલા રત્નોના શણગારોથી શણગારેલા, વનમાળાઓથી યુક્ત, બધાય શ્યામસુદર શરીરવાળા, શખ, ચક્ર, ગદા તથા પદ્મને ધારણ કરનારા, ચાર ભુજાવાળા, મદ હાસ્ય યુક્ત, પ્રફુલ્લ મુખવાળા, અને કમળ સમાન નેત્રોવાળા, મનોહર દ્વારપાળોને તેમણે જોયા બ્રહ્માએ પોતાના આવવાના કારણ માટે તેમને વૃત્તાત જણાવ્યુ એટલે તેઓએ બ્રહ્માને પરવાનગી આપી એટલે તેમની આજ્ઞાથી બ્રહ્માએ અદર પ્રવેશ કર્યો ત્યા પણ એવા સોળ દ્વારો જોઈ બ્રહ્મા દેવોની સાથે તે વગવી વિષ્ણુની સભામા દાખલ થયા એ સભા દેવર્ષિઓથી વ્યાપ્ત હોઈ ચાર ભુજાવાળા, સર્વનારાયણસ્વરૂપ અને કૌસ્તુભમણિથી શોભતા પાર્ષદો વડે વીંટાયેલી, નવા ચદ્રમડળ જેવા આકારવાળી, ચાર ખૂણાઓવાળી, મનોહર, ઉત્તમ મણિઓની હારોથી રચાયેલી, શ્રેષ્ઠ હીરાઓથી સારી રીતે શોભતી, અમૂલ્ય રત્નોથી જડેલી, વિષ્ણુની પોતાની ઇચ્છાથી રચાયેલી, માણેકની માળાઓના સમૂહો જેવી જણાતી, મોતીઓની પક્તિઓથી શણગારેલી, મડલાકાર કરોડો રત્નોની આરસીઓથી શોભતી, અદ્‌ભુત ચિત્રરેખાઓથી તથા જાતજાતના ચિત્રોથી વિચિત્ર, ઉત્તમ પદ્મરાગ મણિઓથી રચેલી, મણિના કમળોથી સુદર સ્યમતકમણિના બનાવેલા સેંકડો પગથિયાવાળી ઉત્તમ સૂતરની ગાદીવાળા સુદર ચદનના પાટડાથી તથા ઇદ્રનીલમણિના ઉત્તમ સ્તભોથી વીંટાયેલી, અતિ મનોહર, ઉત્તમ રત્નોથી મઢેલા કળશોના સમૂહોથી યુક્ત, કલ્પવૃક્ષોના પુષ્પોની માળાઓના સમૂહોથી સુશોભિત, કસ્તૂરી તથા કેસરથી રચેલા સુગધી ચદનવૃક્ષોથી સારી રીતે સસ્કારેલી, સુગધી વાયુથી સર્વ સ્થળે સુગધવાળી, વિદ્યાધરીઓના સમૂહોના નૃત્યો વડે શોભતી, હજારો યોજનના વિસ્તારવાળી અને સેવકોથી વ્યાપ્ત હતી એ સભાના મધ્ય પ્રદેશમા તારાઓથી વીંટાયેલા ચદ્રની પેઠે બેઠેલા શ્રીવિષ્ણુભગવાનને દેવો સહિત બ્રહ્માએ તથા શકરે જોયા અમૂલ્ય રત્નોથી બનાવેલા અદ્‌ભુત સિંહાસન પર બેઠેલા, મુકુટધારી, કુડળધારી, વનમાળાથી શણગારેલા, ચદનથી અર્ચેલા, સર્વ અગવાળા, રમવાના કમળને ધારણ કરતા, પોતાની આગળ થતા નૃત્ય તથા ગીતને મદહાસ્યપૂર્વક આનદથી જોતા, શાંત, સરસ્વતીના પતિ, લક્ષ્મીએ ધારણ કરેલા ચરણકમળવાળા, લક્ષ્મીએ આપેલુ સુગધી તાબૂલ ખાતા અને ગગા વડે પરમ ભક્તિથી ધોળા ચામરો વડે સેવાતા એ વિષ્ણુની સર્વ લોકો ભક્તિથી પોતાની ડોક નમાવીને સ્તુતિ કરતા હતા એવા અતિ પરિપૂર્ણ તે પ્રભુને જોઈ બ્રહ્માદિ સર્વ દેવો પ્રણામ કરી તેમની સ્તુતિ કરવા લાગ્યા તે વેળા રોમાચિત સર્વ અગોવાળા, આસુ સહિત નેત્રોવાળા, ગળગળા થયેલા અને પરમ ભક્તિથી પોતાની ડોક નમાવી રહેલા તે દેવો ભયભીત જણાતા હતા પછી જગતના સ્રષ્ટા બ્રહ્માએ બે હાથ જોડી વિનયપૂર્વક વિષ્ણુની આગળ સર્વ વૃત્તાત જણાવ્યુ ત્યારે તેમનુ વચન સાભળી સર્વના ભાવ જાણતા સર્વજ્ઞ વિષ્ણુ ખૂબ હસીને બ્રહ્માને આ મનોહર રહસ્ય કહેવા લાગ્યા

શ્રીભગવાન બોલ્યા હે બ્રહ્મા ! શખચૂડનુ સર્વ વૃત્તાત હુ જાણુ છુ પૂર્વે એ મહાતેજસ્વી મારો ભક્ત ગોવાળ હતો પુરાતની ઇતિહાસરૂપ તે સર્વ વૃત્તાત તમે સાભળો પાપનો નાશ કરનાર અને પુણ્યકારી તે ચરિત્ર ગોલોકમા જ છે મારા પાર્ષદોમા ઉત્તમ સુદામા નામે ગોવાળ હતો તે રાધાના અતિ શાપથી દાનવની યોનિને પામ્યો છે એક વખત હુ પોતાના સ્થાનેથી વિરજા નામની ગોપીને સાથે લઈ રાસમડળમા ગયો હતો, ત્યારે મને પ્રાણ કરતા પણ અધિક પ્રિય તે ઉત્તમ રાધા વિરજા સાથે ગયેલા મને દાસીના મુખથી જાણી ક્રોધ પામી મારી પાછળ આવ્યા હતા, પણ ત્યા તેણે મને જોયો નહિ પછી વિરજાને નદીરૂપ થયેલી તથા મને અદૃશ્ય થયેલો જાણી ફરી સખીઓ સાથે તે પોતાના સ્થાન પર ગયા હતા ત્યા મદિરની અદર સુદામા સહિત મને મૌન રહેલો તથા અત્યત સ્થિર જોઈ તે દેવીએ પહેલા તો મને ખૂબ ઠપકો આપવા માડયો, ત્યારે તે સાભળી સહન નહિ કરતો સુદામા તેના પર કોપી ઊઠયો અને મારી સમક્ષ કોપથી રાધાને ઠપકો આપવા લાગ્યો તે સાભળી કોપાયમાન થયેલા અને લાલ કમળ જેવા નેત્રોવાળા તે રાધાએ મારી સભામાં ત્રાસ પામેલા તે સુદામાને બહાર કાઢવાની આજ્ઞા

કરી. એટલે તેજથી ઉગ્ર અને અટકાવવી મુશ્કેલ તેની લાખ સખીઓએ એકદમ ઊઠીને વારવાર બબડતા તે સુદામાને એકદમ બહાર કાઢયો તે વેળા સુદામાએ તે સખીઓને માર માર્યો હતો તે સાભળી રોષે ભગયેલી રાધાએ તેને શાપ દીધો કે, 'અરે! તુ દાનવની યોનિમા જતો રહે ' આવુ ક્રૂર વચન સાભળી મને પ્રણામ કરી ત્યાથી જતા, રડતા અને રાધાને શાપ દેતા સુદામા પર કૃપાથી ફરી પ્રસન્ન થયેલી રાધા તેને અટકાવવા લાગી કે, 'હે પુત્ર! ઊભો રહે, જા મા, તુ કયા જાય છે?' એમ વારવાર કહી વ્યાકુળતાપૂર્વક તે એની પાછળ જવા લાગી એ વેળા સર્વ ગોપીઓ તથા ગોવાળો પણ અત્યત દુખી થઈ રડવા લાગ્યા, એટલે મે તે સર્વને તથા રાધાને પણ સમજાવ્યા કે 'શાપનુ પાલન કરી અર્ધી ક્ષણમા તે અહીં આવશે ' પછી 'હે સુદામા! તુ પાછો અહીં જ આવજે' એમ કહી મે તે રાધાને અટકાવ્યા હે બ્રહ્મા! ગોલોકની અર્ધી ક્ષણથી પૃથ્વીનો મન્વતર થાય છે, એટલે તે જ વચન ચોક્કસ છે કે એ શખચૂડ ફરી ગોલોકમા જ જશે જો કે તે મહાબળવાન, યોગેશ્વર અને સર્વ માયાઓમા કુશળ છે, તોપણ મારુ ત્રિશૂળ લઈ તમે તરત જ ભરતખડમા જાઓ અને મારા આ ત્રિશૂળથી શકર રાક્ષસ શખચૂડનો ભલે નાશ કર એ દાનવ સર્વ મગળોને કરનાર મારુ બખ્તર કઠમા જ ધારણ કરે છે, તેથી સસારમા હમેશા તે વિજયી થાય છે હે બ્રહ્મા! એ બખ્તર તેની પાસે જ્યા સુધી હોય છે, ત્યા સુધી તેનો નાશ કરવા કોઈ પણ સમર્થ નથી, માટે હુ જ બ્રાહ્મણનુ રૂપ ધરી તેની પાસેથી એ બખ્તર માગી લઈશ જે સમયે તેની પત્નીનુ સતી પણુ નાશ પામશે, તે જ સમયે તેનુ મૃત્યુ થશે એવુ તેને તમે વરદાન આપ્યુ છે, તેથી હુ તેની પત્નીના ઉદરમા અવશ્ય વીર્ય નાખીશ, એટલે તે જ સમયે તેનુ મૃત્યુ થશે એમા સશય નથી પાછળથી તેની સ્ત્રી દેહ ત્યજીને મારી સ્ત્રી થશે ' એમ કહી જગતના નાથ વિષ્ણુએ શકરને ત્રિશૂળ આપ્યુ એમ ત્રિશૂળ આપીને તરત જ વિષ્ણુ અદર જતા રહ્યા અને બ્રહ્મા, રુદ્ર વગેરે દેવો હર્ષથી ભરત ખડમા ગયા

**शूलं दत्त्वा ययौ शीघ्रं हरिरभ्यन्तरे मुदा ।**
**भरतं च ययुर्देवा ब्रह्मरुद्रपुरोगमा ॥९४॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૧૯ મો સમાપ્ત

## અધ્યાય ૨૦ મો+

### શંખચૂડ તથા દેવોના યુદ્ધની તૈયારી

श्रीनारायण उवाच

**ब्रह्मा शिवं संनियोज्य संहारे दानवस्य च ।**
**जगाम स्वालयं तूर्णं यथास्थानं सुरोत्तमा ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા પછી દાનવ શખચૂડનો નાશ કરવા શકરને યોજીને બ્રહ્મા જલદી પોતાને સ્થાને ગયા અને દેવો પણ પોતપોતાના સ્થાનમા ગયા મહાદેવ ચદ્રભાગા નદીના કિનારા પર મનોહર વડના મૂળ પાસે દેવોનો વિસ્તાર કરવા માટે રહ્યા તેમણે ગધર્વરાજ ચિત્રરથને પોતાનો દૂત બનાવી તરત જ હર્ષપૂર્વક શખચૂડ પાસે મોકલ્યો એટલે શકરની આજ્ઞાથી તરત જ તે શખચૂડના ઉત્તમ નગરમા પહોચ્યો તે નગર મહેન્દ્રના નગર કરતા પણ ઉત્કૃષ્ટ, કુબેરના લોકથી પણ અધિક, પાચ યોજન વિસ્તારવાળુ, લાબાઈમા તેથી પાચગણુ, સ્ફટિક જેવા મણિઓથી બનાવેલુ, વાહનોથી વીંટાયેલુ, ઓળગવી મુશ્કેલ સાત ખાઈઓથી યુક્ત, બળતા અગ્નિ જેવા કરોડો રત્નોથી કાયમ પ્રકાશતુ, મણિઓની ઓટલીઓથી વિચિત્ર સેકડો શેરીઓવાળુ, અનેક જાતની વસ્તુઓથી સુશોભિત અને સિદૂર જેવા મણિઓથી જડેલા હોઈ રગબેરગી એવા વેપારીઓના ઉત્તમ ઘરોથી ચારે તરફ શોભતુ અને શણગારેલા સેકડો તથા કરોડો દિવ્ય આશ્રમોથી સુશોભિત હતુ તે નગરમા જઈને ચિત્રરથે મધ્ય ભાગમા શખચૂડનુ ઉત્તમ રાજમદિર જોયુ તે અત્યત ગોળાકાર, પૂર્ણ ચદ્રમડળ જેવુ, બળતા અગ્નિની શિખાઓથી વ્યાપ્ત, ચાર ખાઈઓને લીધે શત્રુઓને પેસવુ મુશ્કેલ અને બીજાઓ વડે સહેલાઈથી પ્રાપ્ત થતુ,

+ આ અધ્યાયમા ચોથથી શ્લોકોથી શખચૂડ અસુરની તથા દેવોની યુદ્ધ માટે તૈયારી બરાબર વર્ણવાશે.

અત્યંત ઊંચુ હોઈ આકાશને સ્પર્શ કરતુ, મણિઓના શિખરોથી પ્રકાશતુ, બાર દરવાજાથી શોભીતુ, દ્વાર પાળોથી યુકત, ઉત્તમ મણિઓથી બનાવેલા લાખો મંદિરોવાળુ, રત્નોના પગથિયાથી શોભતુ અને રત્નોના થાભલાથી પ્રકાશતુ હતુ તે રાજમંદિર જોઈ પુષ્પ દંત* તેનો મુખ્ય દરવાજો પણ જોયો અને ત્યા બારણામા નીમેલા, હાથમા ત્રિશૂળવાળા, મંદહાસ્ય સહિત ઊભેલા, પીળા નેત્રોવાળા, લાલ રંગવાળા અને ભયકર એક પુરુષને પોતાનુ વૃત્તાત તેણે જણાવ્યુ અને પછી તેની આજ્ઞાથી તે અદર ગયો એ દરવાજો ઓળગીને તે અદર જતો હતો, ત્યારે તેને યુદ્ધ માટેનો દૂત સાભળી કોઈ અટકાવતુ ન હતુ પછી છેક અદર જઈ તેણે દ્વારપાળને કહ્યુ કે, 'યુદ્ધનુ સર્વ વૃત્તાત તમે તરત જ રાજાને જણાવો ' એટલે દ્વારપાલે શખચૂડને તે જણાવી ચિત્રરથને અદર જવા કહ્યુ પછી તેણે અદર જઈ અતિ મનોહર શખચૂડને જોયો એ શખચૂડ રાજાઓના મડળ વચ્ચે સોનાના સિહાસન પર બેઠો હતો તેનુ એ સિહાસન ઉત્તમ મણિઓથી બનેલુ, દિવ્ય રત્નોની દાડીઓવાળુ અને રત્નોથી બનાવેલા ઉત્તમ પુષ્પોથી કાયમ શોભતુ હતુ તેના પર એક સેવક સોનાના સુદર છત્રને ધરી રહ્યો હતો પાર્ષદોના સમૂહો સુદર ધોળા ચામરો વડે તેને સેવી રહ્યા હતા તેનો વેશ ઉત્તમ હતો, તે પોતે પણ સુદર, રમણીય તથા રત્નો ના અલકારોથી શણગારેલો હતો પુષ્પોની માળા માથે વિલેપન તથા ઉત્તમ સૂક્ષ્મ વસ્ત્ર તેણે ધારણ કર્યાં હતા ઉત્તમ વેષવાળા ત્રણ કરોડ મોટા દાનવો તેને વીંટાઈ વળ્યા હતા અને બીજા કરોડો દાનવો હાથમા હથિયારો લઈ તેની ચોતરફ ભમ્યા કરતા હતા એવા તે શખચૂડને જોઈ પુષ્પદંત વિસ્મય પામ્યો અને શકરે જે વૃત્તાત કહ્યુ હતુ, તે તેને કહેવા લાગ્યો

પુષ્પદંત બોલ્યો હે મહાસમર્થ રાજેન્દ્ર હુ પુષ્પદંત નામનો શિવનો સેવક છુ શકરે જે કહ્યુ છે તે જ હુ કહુ છુ, સાભળો દેવોનુ રાજ્ય તથા અધિકાર તમે હવે આપી દો સર્વ દેવો, દેવોના ઈશ્વર સર્વશ્રેષ્ઠ શ્રીહરિને શરણે ગયા હતા, જેથી તેમણે ત્રિશૂલ આપી શકરને મોકલ્યા છે ત્રણ નેત્રોવાળા તે શકર પુષ્પભદ્રા નદીના તીર પર વડના મૂળ પાસે રહ્યા છે, માટે દેવોનો દેશ તમે આપી દો અથવા અવશ્ય યુદ્ધ કરો હવે હુ શકર પાસે જઈને શુ કહુ, તે પણ મને કહો ' દૂતનુ એ વચન સાભળી શખચૂડે કહ્યુ કે, 'સવારમા હુ ત્યા જઈશ, તુ જા ' પછી તરત જ ચિત્રરથે વડના મૂળ પાસે રહેલા શકરને શખચૂડના મુખથી કહેવાયેલુ તે વચન કહ્યુ એવામા કાર્તિક સ્વામી શકર પાસે આવ્યા તેમ જ વીરભદ્ર, નદી, મહાકાલ, સુભદ્ર, વિશાલાક્ષ બાણ, પિંગલાક્ષ, વિકપન, વિરૂપ, વિકૃતિ, મણિભદ્ર, બાષ્કલ, કપિલાક્ષ, દીર્ઘદષ્ટ્ર, વિકટ, તામ્રલોચન, કાલકઠ, બલિભદ્ર, કાલજિહ્વ, કુટીચર, બલોન્મત્ત, રણશ્લાઘી, દુર્જય, દુર્ગમ, આઠ ભૈરવ, અગિયાર ભયકર રુદ્રો, આઠ વસુઓ, ઇદ્ર, બાર સૂર્યો, અગ્નિ, ચદ્ર, વિશ્વકર્મા, બે અશ્વિનીકુમારો, કુબેર, યમ, જયત, નલકૂબર, વાયુ, વરુણ, બુધ, મગલ, ધર્મ, શનિ, ઈશાન, વીર્ય વાન કામદેવ, ઉગ્રદષ્ટ્રા, ઉગ્રદડા, કોટરા, કૈટભી અને આઠ ભુજાવાળા ભયકર દેવી ભદ્રકાલી પોતે ઉત્તમ વિમાન ઉપર બેસી લાલ વસ્ત્રો પહેરી લાલ માળા સાથે રાતા ચદનનુ વિલેપન લગાવી ત્યા આવ્યા એ દેવી આનદથી નૃત્ય કરતા, હસતા તથા ઉત્તમ સ્વરથી ગાતા હોઈ ભકતોને અભયરૂપ થઈ અભય કરનાર અને શત્રુને ભય આપનાર હતા તે દેવી એક યોજન લાબા, અતિ ચપળ અને વિકટ જીભ ધારણ કરતા અને શખ, ચક્ર, ગદા, પદ્મ, તરવાર, ઢાલ, ધનુષ, બાણો, એક યોજન લાબુ અને ઊંડુ ગોળાકાર ખપ્પર આકાશ સુધી પહોચતુ ત્રિશૂળ, એક યોજન લાબી સાગ, મુદ્દગર, મુસલ, વજ્ર, ખેટ, ઉજ્જવળ ફલક, વૈષ્ણવાસ્ત્ર, વારુણાસ્ત્ર, આગ્નેયાસ્ત્ર, નાગપાશ નારાયણાસ્ત્ર, ગાધર્વાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, ગારુડાસ્ત્ર મેઘાસ્ત્ર પાશુપતાસ્ત્ર, જૃભણાસ્ત્ર, પર્વતાસ્ત્ર, માહેશ્વરાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, દડ, અમોઘ તથા દિવ્ય સમ્મોહનાસ્ત્ર અને બીજા સેકડો દિવ્ય અસ્ત્રો ધારણ કરતા હોઈ ત્રણ કરોડ જોગણીઓ તથા ત્રણ કરોડ ભયાનક ડાકણો સાથે ત્યા આવી ઊભા રહ્યા તેમ જ ભૂતો, પ્રેતો, પિશાચો, કૂષ્માડો, બ્રહ્મરાક્ષસો,

* પુષ્પદંત એ ચિત્રરથનું જ બીજુ નામ છે

વેતાલો, રાક્ષસો, યક્ષો અને કિન્નરો પણ ત્યા આવ્યા એ બધાની સાથે શકરને પ્રણામ કરી કાર્તિકસ્વામી પોતાના એ પિતાને સહાય કરવા તેમની આજ્ઞાથી ત્યા બેઠા બીજી તરફ પ્રતાપી શખચૂડે પેલો દૂત ગયો ત્યારે અત પુરની અદર જઈ તુલસીને એ વાત કહી ત્યારે યુદ્ધની વાત સાભળી જેના કઠ, હોઠ અને તાળવુ સુકાઈ ગયા હતા, એવી તે પતિવ્રતા સ્ત્રી દુ ખી થતા હૃદયે આ મધુર વચન બોલી

તુલસીએ કહ્યુ 'હે પ્રાણબધુ! હે નાથ! ક્ષણવાર મારી છાતી ઉપર રહો હે પ્રાણના અધિષ્ઠાતા દેવ! ક્ષણવાર મારા જીવનની રક્ષા કરો જન્મ ધરી મારા મનમા જે ઇચ્છિત છે, તે (રતિસુખ) તમે ભોગવો, ક્ષણવાર આદરપૂર્વક બને નેત્રો વડે હુ લગાર તમને જોઈ લઉં મારા પ્રાણ ડગમગી જાય છે, મન કાયમ બળ્યા કરે છે અને આજે જ પાછલી રાત્રે મે દુષ્ટ સ્વપ્ન જોયુ હતુ ' તુલસીનુ વચન સાભળી મહાબુદ્ધિમાન મહારાજા શખચૂડ ખાનપાન કરી સત્ય તથા હિતકારી આ યથાયોગ્ય વચન બોલ્યો

શખચૂડે કહ્યુ 'કર્મભોગ જેમા કારણ છે એવા સર્વ શુભ, હર્ષ, સુખ, દુ ખ, ભય, શોક તથા મગળ, કાળ વડે યોજાયા છે કાળને લીધે વૃક્ષો થડવાળા થઈ અનુક્રમે પુષ્પોવાળા તથા ફળવાળા પણ કાળથી જ થાય છે એ વૃક્ષોના ફળો કાળને લીધે પાકે છે અને તે બધા સમયે જ ફળવાળા થઈ સમય થતા પડે છે હે સુદરિ! સર્વ બ્રહ્માડો કાળે ઉત્પન્ન થાય છે અને કાળે નાશ પામે છે સૃષ્ટિનો રચનાર કાળે સૃષ્ટિ રચે છે, પાળનારો કાળે જ પાળે છે અને સહારનારો કાળે જ સહારે છે તે બધાય કાળના ક્રમ પ્રમાણે જ ચાલ્યા કરે છે, જે પરાપ્રકૃતિ છે, તે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરેને નિયમમા રાખનાર હોઈ સૃષ્ટિને રચનાર, પાળનાર તથા સહારનાર છે અને આત્મારૂપ હોઈ તે જ દેવી કાળને પણ નચાવે છે સમય થતા પ્રભુએ પોતાથી અભિન્ન એ પ્રકૃતિને પોતાની ઇચ્છાથી જુદી પાડી વિશ્વમા રહેલા સર્વ સ્થાવર—જગમ પદાર્થોને સર્જ્યા છે સર્વના ઈશ્વર, સર્વરૂપ અને સર્વના આત્મા તે પરમેશ્વર લોકને લોક દ્વારા ઉત્પન્ન કરે છે, પાળે છે અને સહારે છે માટે તે દેવનુ હવે તુ ભજન કર જેની આજ્ઞાથી વાયુ ઉતાવળી ગતિવાળો થઈ વાય છે અને જેની આજ્ઞાથી સૂર્ય સમયાનુસાર તપે છે, મેઘ સમયાનુસાર વર્ષે છે, મૃત્યુ સમયાનુસાર પ્રાણીઓમા ભમે છે, અગ્નિ સમયાનુસાર બળે છે અને ચદ્ર શીતળ થઈ ભમે છે, તે મૃત્યુના મૃત્યુ, કાળના કાળ, યમના મોટા યમ, વ્યાપક, સ્રષ્ટાના સ્રષ્ટા, માતાના માતા અને સહારનાર, પરમેશ્વરને તુ શરણે જા હે પ્રિયા! સસારમા કોણ કોનો બધુ છે? માટે સર્વના બધુ તે પરમાત્માનુ તુ ભજન કર હુ કોણ છુ અથવા તુ કોણ છે? કર્મના યોગે દૈવે તારી સાથે પ્રથમ મને જોડયો હતો અને તેણે જ પાછો કર્મના યોગથી મને જુદો પાડયો છે અજ્ઞાની મનુષ્ય જ શોકમા કે વિપત્તિમા કાયર બને છે, વિદ્વાન કાયર થતો નથી કાળની ચક્રધારાના ક્રમથી પ્રાણીમાત્ર સુખ તથા દુ ખમા ભમ્યા જ કરે છે જેમને માટે તે પ્રથમ બદરિકાશ્રમમા તપ કર્યુ છે, તે સર્વેશ્વર નારાયણને તુ અવશ્ય પતિ તરીકે પામીશ મે તો તને તપ કરી બ્રહ્માના વરદાનથી મેળવી હતી, જ્યારે તારુ તપ તો નારાયણ માટે જ હતુ, માટે હે કામિની! તુ નારાયણને પામીશ પછી ગોલોકમા વૃદાવન વિષે તુ શ્રીકૃષ્ણને પામીશ અને હુ પણ દાનવશરીર છોડી તે લોકમા જઈશ ત્યા તુ મને અને હુ તને જોઈશ રાધિકાના શાપથી અતિ દુર્લભ આ ભરતખડમા હમણા હુ આવ્યો છુ, પણ ફરી હવે ત્યા જઈશ જ એટલે મને શોક શો હોય? હે પ્રિયા! તુ સાભળ આ દેહ છોડી દિવ્ય રૂપ ધરીને તુ તત્કાળ વિષ્ણુને પામીશ, માટે હે સુદરિ! તુ કાયર ન થા ' એમ કહી તે શખચૂડ દિવસને અતે (રાત્રિમા) રત્નોના દીવાવાળા રત્નજડિત મદિરમા, પુષ્પો તથા ચદનથી વ્યાપ્ત શય્યામા તે તુલસી સાથે સૂતો અને અનેક પ્રકારના મનોહર ભોગવૈભવ તેણે કર્યા સ્ત્રીઓમા રત્નરૂપ એ તુલસીને પામી એ રાજાએ ક્રીડા, કૌતુક તથા મગનોથી એ રાત્રિ ગાળી પછી અત્યત દુ ખી થયેલી રડતી, શોકસાગરમા ડૂબેલી પાતળા પેટવાળી અને નિરાહાર રહેલી તે પોતાની પ્રિયાને છાતી પર લઈ જ્ઞાની શખચૂડે પ્રથમ ગોલોકમા શ્રીકૃષ્ણે પોતાને

જે ઉત્તમ તત્ત્વજ્ઞાન આપ્યુ હતુ, તે દિવ્ય જ્ઞાન વડે તેને સમજાવી અને સર્વ શોકને હરનારુ તે શ્રેષ્ઠ જ્ઞાન તેણે તેને આપ્યુ ત્યારે એ દેવી તે જ્ઞાન પામી પ્રસન્ન મુખ તથા નેત્રોવાળી થઈ અને સર્વ જગતને નાશવત માની હર્ષથી રમવા લાગી હે નારદમુનિ! સુખના સમુદ્રમા ડૂબેલા રોમાંચિત સર્વ અંગવાળા, બેભાન બનેલા, અગોપાંગ સાથે જોડાઈ ગયેલા, અત્યત પ્રીતિવાળા અને મૈથુનમા ઉત્સુક તે બને સ્ત્રીપુરુષ અર્ધનારીશ્વરની પેઠે એક અંગ વાળા થઈ તે નિર્જન સ્થાનમા રમવા લાગ્યા તુલસી પોતાના એ પ્રાણેશ્વરને પ્રાણ કરતા પણ અધિક માનતી અને રાજા શખચૂડ પણ તે સતી પ્રિયાને પ્રાણ કરતાયે અધિક માનતો હતો પછી સમાન તથા સુદર દેઈ ઉત્તમ વેષવાળા અને અતિ મનોહર તે દપતી સુખસભોગને લીધે તદ્રાને પામી નિશ્ચેષ્ટ થઈ સૂઈ ગયા વળી પાછા ક્ષણવાર સારી રીતે જાગી એ બને સ્ત્રીપુરુષ રસભાવથી યુક્ત થઈ, રસના આશ્રયવાળી, મનહર, દિવ્ય કથા કહેતા ક્ષણવાર હસવા લાગ્યા અને ક્ષણવાર રમવા લાગ્યા એ બનેની રતિક્રીડામા વિરામ થતો ન હતો, કારણ કે બને એ વિષયમા કુશળ હોઈ કાયમ જય જ પામતા હતા, પણ લગારે હારતા ન હતા ૧-૮૪

**સુરતે વિરતિર્નાસ્તિ તૌ તદ્વિષયપણ્ડિતૌ ।**
**સતતં જયયુક્તૌ દ્વૌ ક્ષણં નૈવ પરાજિતૌ ॥ ૮૪ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૨૦ મો સમાપ્ત

# અધ્યાય ૨૧ મો*

### શંકર તથા શંખચૂડનો સવાદ

શ્રીનારાયણ ઉવાચ

**શ્રીકૃષ્ણં મનસા ધ્યાત્વા રક્ષ. કૃષ્ણપરાયણઃ ।**
**બ્રાહ્મે મુહૂર્ત્તે ઉત્થાય પુષ્પતલ્પાન્મનોહરાત્ ॥ ૧ ॥**

શ્રીનારાયણ બોલ્યા શ્રીકૃષ્ણમા પરાયણ રહેતા દાનવ શખચૂડે પુષ્પોના મનોહર શયનમાથી બ્રાહ્મ મુહૂર્ત+મા ઊઠી પોતે શ્રીકૃષ્ણપરાયણ હોઈ મનથી શ્રીકૃષ્ણનુ ધ્યાન કરી, રાત્રિના વસ્ત્રો છોડી દઈ, માગલિક જળથી સ્નાન કરી, ધોયેલા બે વસ્ત્રો ધારણ કરી, ઉજ્જ્વળ તિલક કરી આવશ્યક નિત્યકર્મ કર્યું અને પછી ઇષ્ટદેવને વદન કરી દહીં, ઘી, મધ, શાળ વગેરે માગલિક વસ્તુના દર્શન કર્યાં હે નારદ! તે પછી નિત્ય પ્રમાણે શ્રેષ્ઠ રત્ન, શ્રેષ્ઠ મણિ, શ્રેષ્ઠ વસ્ત્ર તથા સુવર્ણનુ ભક્તિથી બ્રાહ્મણોને દાન કર્યું પછી પ્રયાણના મગળ માટે મોતી, માણેક, હીરા વગેરે જે કંઈ અમૂલ્ય રત્નો હતા, તે બ્રાહ્મણગુરુને આપ્યા, તેમ જ મનોહર ઉત્તમ હાથી, ઉત્તમ ઘોડા તથા ઉત્તમ ધન એ સર્વનુ મગળ માટે દરિદ્ર બ્રાહ્મણને દાન કર્યું (પોતાનુ મરણ હવે અવશ્ય થશે એમ જાણી) તેણે હજારો ધનભડારો, બે લાખ નગરો તથા સો કરોડ ગામડા આનદપૂર્વક બ્રાહ્મણોને આપી દીધા પોતાના પુત્રને સર્વ દાનવોનો મહારાજા બનાવી પોતાની સ્ત્રી, રાજ્ય, સર્વ સપત્તિ, પ્રજા, સેવકનો સમુદાય, ભડાર તથા વાહન વગેરે પુત્રને સોંપી પોતે બખ્તરધારી થઈ હાથમા ધનુષ લીધુ સેવકો દ્વારા અનુક્રમે સૈન્ય એકઠુ કર્યું અને હે નારદ! ત્રણ લાખ ઘોડા, એક લાખ ઉત્તમ હાથીઓ, દશ હજાર રથો, ત્રણ કરોડ ધનુષધારીઓ, ત્રણ કરોડ બખ્તરધારીઓ અને ત્રણ કરોડ ત્રિશૂલધારીઓ યોદ્ધાઓના માપવાળી સેનાને તે દાનવ રાજાએ તૈયાર કરી અને તેમા યુદ્ધકુશળ મહારથીને સેનાપતિ બનાવ્યો જે પુરુષ રથી યોદ્ધાઓમા શ્રેષ્ઠ હોય તેને જ રણમા મહારથી જાણવો, એમ સમજી તે રાજાએ ત્રણ લાખ અક્ષૌહિણીનો સેનાપતિ નીમી ત્રીસ અક્ષૌહિણી સેનાને રણમા ઉતારી અને બાકીની સિલક તરીકે રાખી પછી મનથી શ્રીહરિનુ સ્મરણ કરતો તે છાવણીમાથી બહાર નીકળ્યો પછી ઉત્તમ રત્નોથી બનાવેલા વિમાનમા બેઠો અને ગુરુવર્ગને આગળ કરી શકર પાસે ગયો હે નારદ! પુષ્પભદ્રા નદીના તીર પર જ્યા સુદર અક્ષય વડ છે, તે સ્થળ સિદ્ધાશ્રમ કહેવાય છે સિદ્ધોનુ સિદ્ધિ ક્ષેત્ર છે, કપિલ દેવનુ તપ કરવાનુ સ્થાન છે, ભરત ખડમા પવિત્ર ક્ષેત્ર છે, પશ્ચિમ સમુદ્રની પૂર્વમા, મલયાચલની પશ્ચિમમા, શ્રીશૈલથી ઉત્તર ભાગમા

* આ અધ્યાયમા બાકીની શ્લોકોની શખચૂડ તથા શકરનો સુદર સવાદ વર્ણવાયો.

+ રાત્રિની છેલ્લી બે ઘડી બ્રાહ્મમુહૂર્ત કહેવાય છે

અને ગધમાદનથી દક્ષિણમા તે આવેલુ છે ત્યા પાચ યોજન વિસ્તારવાળી લાબાઈમા તેથી સોગણી, શુદ્ધ સ્ફટિક જેવી, ભરતખડમા હોઈને અત્યત પુણ્ય આપનારી, સદાકાળ રહેનારી અને જળથી ભરેલી પવિત્ર પુષ્પભદ્રા નદી આવેલી છે તે નદી લવણસમુદ્રની પ્રિય પત્ની (હોઈ તેમા મળે) છે, નિરતર સૌભાગ્ય વાળી છે, શરાવતી નદીને મળે છે, હિમાલયથી નીકળેલી છે અને ગોમતી નદીને ડાબી બાજુ રાખી પશ્ચિમ સમુદ્રમા મળે છે તે ક્ષેત્રમા જઈ શખચૂડે શકરને જોયા વડના મૂળ પાસે બેઠેલા કરોડો સૂર્ય સમાન કાતિવાળા યોગાસન કરીને બેઠેલા, મુદ્રા સહિત મદહાસ્યયુકત, શુદ્ધ સ્ફટિક જેવા ધોળા, બ્રહ્મ તેજથી પ્રકાશતા, ત્રિશૂલ તથા પટ્ટિશને ધારણ કરતા, વ્યાઘ્રચર્મરૂપ ઉત્તમ વસ્ત્ર પહેરતા, ભકતોના મૃત્યુને હરતા, શાત ગૌરીના પતિ, મનોહર, તપના ફળને તથા સર્વ સપત્તિઓને આપતા, તરત પ્રસન્ન થતા, પ્રસન્ન મુખવાળા, ભકતો પર કૃપા કરવા માટે આતુર, વિશ્વના નાથ, વિશ્વના બીજરૂપ, વિશ્વને ઉત્પન્ન કરનાર, વિશ્વનુ પાલન કરનાર, વિશ્વમા શ્રેષ્ઠ, વિશ્વનો સહાર કરનાર, કારણોના પણ કારણરૂપ, નરકરૂપ સમુદ્રમાથી તારનાર, જ્ઞાન આપનાર, જ્ઞાનના બીજરૂપ, જ્ઞાન તથા આનદરૂપ અને સનાતન તે શકરને જોઈ દાનવરાજ શખચૂડ વિમાન ઉપરથી નીચે ઊતરી સર્વ લોકો સાથે ભકિતયુકત થઈ મસ્તક વડે તેમને નમ્યો અને તેમની ડાબી બાજુ રહેલા ભદ્રકાલીને તથા તેમની સામે ઊભેલા કાર્તિકસ્વામીને પણ તેણે પ્રણામ કર્યા શકર, કાલીએ તથા કાર્તિક સ્વામીએ તેને આશીર્વાદ આપ્યા અને નદીશ્વર વગેરે બધા તેને આવેલો જોઈ ઊભા થયા તેઓ પરસ્પર વાતચીત અને તે વેળા જે ઘટે તે કરવા લાગ્યા રાજા શખચૂડ વાતચીત કરીને શકરની પાસે બેઠો, એટલે પ્રસન્ન થયેલા મનવાળા ભગવાન શકરે તેને કહેવા માડ્યુ

શકર બોલ્યા જગતના સ્રષ્ટા બ્રહ્મા ધર્મના પિતા અને ધર્મને જાણનાર છે વિષ્ણુભકત ધાર્મિક મરીચિ તેમના પુત્ર થાય અને ધર્મિષ્ઠ પ્રજાપતિ કશ્યપ પણ તેમના પુત્ર થાય. તે કશ્યપને દક્ષ પ્રજા પતિએ ભકિતથી તેર કન્યાઓ આપી છે તેઓમાં કશ્યપના સૌભાગ્યથી વૃદ્ધિ પામેલી દનુ નામની એક પતિવ્રતા સ્ત્રી છે દનુના ચુવાળીસ પુત્રો થયા છે તેઓ દાનવ કહેવાય છે અને તેજને લીધે ઉગ્ર છે તેઓમા એક મહાબળવાન અને પરાક્રમી વિપ્રચિત્ત નામનો છે તેનો પુત્ર દભ ધાર્મિક, વિષ્ણુભકત અને જિતેન્દ્રિય છે તેણે શુક્રાચાર્યને ગુરુ કરી પુષ્કરક્ષેત્રમા એક લાખ વર્ષ સુધી શ્રીકૃષ્ણ પરમાત્માનો ઉત્તમ મત્ર જપ્યો હતો તેથી શ્રીકૃષ્ણપરાયણ તુ ઉત્તમ પુત્ર તેને પ્રાપ્ત થયો છે પૂર્વે તુ (શ્રીકૃષ્ણનો) પાર્ષદ ગોવા ળિયો હતો અને સર્વ ગોવાળોમા અત્યત ધાર્મિક હતો, પણ રાધિકાના શાપથી ભરતખડમા હમણા દાનવરાજા થયો છે જે વિષ્ણુભકત હોય, તે તો બ્રહ્માથી માડી શુબડા સુધીના સર્વ પદાર્થોને તુચ્છ માને છે, એટલુ જ નહિ પણ વિષ્ણુભગવાન પોતે વિષ્ણુભકતોને પોતાના જેવો લોક, પોતાના જેવુ ઐશ્વર્ય, પોતાનામા વાસ અને પોતાની પાસે રહેઠાણ આપે છે છતા તેઓ તેમની સેવા વિના કઈ જ લેતા નથી બ્રહ્માપણુ, દેવપણુ, ઇદ્રપણુ કે વામનપણુ, પણ વિષ્ણુભકત કબૂલ કરતો નથી અને કોઈને પણ ગણતરીમા ગણતો નથી આવો કૃષ્ણભકત તુ પણ છે, છતા મિથ્યારૂપ દેવોના દેશમા તને શુ ફળ જણાય છે? હે રાજા! દેવોનુ રાજ્ય તુ આપી દે અને મારી પ્રીતિની રક્ષા કર તુ પોતાના રાજ્ય પર સુખેથી રહે અને દેવો પોતાના સ્થાન પર રહો પ્રાણીઓ સાથે વિરોધ કરવો બધ કરો સર્વ પ્રાણીઓ કશ્યપના વશમા જન્મ્યા છે બ્રહ્મહત્યા વગેરે જે કઈક પાપો છે, તે જ્ઞાતિદ્રોહના પાપના સોળમા ભાગને પણ યોગ્ય નથી હે રાજેન્દ્ર! (દેવોનુ રાજ્ય તેમને આપી દેતા) પોતાની સપત્તિમા જો તુ હાનિ માનતો હોય તો (તુ વિચાર કરે છે કે) ક્યા લોકોની સર્વ સ્થિતિ કાયમ એકસરખી રહે છે? પ્રાકૃતિક પ્રલયવેળા બ્રહ્મા કાયમ લય પામે છે અને ફરી ઈશ્વરની ઇચ્છાથી અને તેમના પ્રભાવથી તે પ્રગટે છે (સૃષ્ટિસમયે) તપ કરવાથી બ્રહ્માનુ જ્ઞાન વધે છે અને લયસમયે તેમની સ્મૃતિ નાશ પામે છે, એ નક્કી છે તે સ્રષ્ટા પણ જ્ઞાન વડે અનુક્રમે સૃષ્ટિ રચે છે વળી સત્યના

ચાશ્રયરૂપ સત્યયુગમા ધર્મ અત્યત પરિપૂર્ણ હોય છે, પણ તે જ ધર્મ ત્રેતાયુગમા ત્રણ ભાગવાળો, દ્વાપરયુગમા બે ભાગવાળો અને કલિયુગમા પ્રથમ એક ભાગવાળો થઈ અનુક્રમે તેનો અશ જ રહે છે કલિયુગનો કઈક ભાગ બાકી રહે છે, ત્યારે તો જેમ અમાસના દિવસે ચદ્રની માત્ર એક જ કળા રહે છે, તેમ ધર્મ માત્ર એક જ કળારૂપે રહે છે સૂર્યનુ તેજ જેવુ ગ્રીષ્મઋતુમા હોય છે, તેવુ શિશિરઋતુમા હોતુ નથી દિવસોમા પણ જેવુ બપોરના સમયે સૂર્યનુ તેજ હોય છે, તેવુ સાજના વખતે કે નવારમા હોતુ નથી આમ સૂર્ય સમયે ઉદય પામે છે, અનુક્રમે નાનો નાનો થતો જાય છે, પછીના સમયે ઉગ્રપણુ પામે છે અને પાછો અસ્ત પામે છે વાદળાવાળા દુર્દિનમા એ જ સૂર્ય સમયને લીધે દિવસે પણ ઢકાઈ જાય છે અને રાહુ જ્યારે ગળે છે, ત્યારે કપાયમાન થઈ ફરી (ગ્રહણ છૂટતા) પ્રસન્નતાને પામે છે ચદ્રમા પૂનમના દિવસે અત્યત પરિપૂર્ણ હોય છે, તેવો સદાકાળ હોતો નથી દિવસે દિવસે તે ક્ષય પામે છે અને અમાસ પછી દિવસે દિવસે ફરી પુષ્ટિ પામે છે શુક્લપક્ષમા સપત્તિવાળો (તેજસ્વી) હોય છે અને કૃષ્ણપક્ષમા ક્ષયને લીધે ઓછો ઓછો—નિસ્તેજ થતો જાય છે રાહુએ જે દિવસે ગળ્યો હોય, તે દિવસે તો ખૂબ ઝાખો પડી જાય છે અને દુર્દિનમા અત્યત પ્રકાશતો પણ નથી એમ અમુક સમયે ચદ્ર ઉજ્જવળ હોય છે ને અમુક સમયે ભ્રષ્ટ થયેલી શોભાવાળો થાય છે હમણા ભ્રષ્ટ થયેલી લક્ષ્મીવાળો બલિરાજા સુતલમા રહ્યો છે, પણ તે જ અમુક સમયે ઇદ્ર થશે સર્વના આધારરૂપ પૃથ્વી અમુક સમયે ધાન્યપૂર્ણ થાય છે, અમુક સમયે તે જ પૃથ્વી જળમા ડૂબેલી હતી અને અમુક સમયે તે જ પાછી જળમા ડૂબીને અદૃશ્ય થશે સમયે બ્રહ્મારો નાશ પામે છે, સમયે જ પાછા ઉત્પન્ન થાય છે અને સ્થાવર—જગમ સર્વ પદાર્થો સમયે નાશ પામે છે અને સમયે ઉત્પન્ન થાય છે કેવળ પરબ્રહ્મ પરમાત્મા ઈશ્વર જ સર્વકાળે સમાન ભાવે રહે છે, જેમને લીધે હુ મૃત્યુજય થયો છુ તેથી (મૃત્યુને જીતનારો હોઈ) મે અસખ્ય પ્રાકૃત પ્રલયો જોયા છે અને વારવાર હજી જોઈશ તે જ પરમેશ્વર પ્રકૃતિનુ રૂપ છે, તે જ પુરુષ કહેવાય છે, તે જ આત્મા અને જીવ હોઈ અનેક રૂપો ધરે છે જે કોઈ તેમના નામોનુ તથા ગુણોનુ નિરતર કીર્તન કરે છે, તે અમુક સમયે મૃત્યુને, જન્મને, રોગને, ભયને તથા વૃદ્ધાવસ્થાને જીતે છે એ પરમાત્માએ બ્રહ્માને સરજનાર, વિષ્ણુને પાળનાર અને મને સહાર કરનાર કહેલો છે આમ તેમણે અમુક અમુક વિષયોવાળા કર્યા છે હે રાજા! કાલાગ્નિ નામના રુદ્રને સહાર કરવાના વિષયમા યોજી હુ નિરતર તેમના નામોનુ તથા ગુણોનુ કીર્તન કરુ છુ, તેથી હુ મૃત્યુજય (મૃત્યુને જીતનારો) થયો છુ અને આવા જ્ઞાનથી નિર્ભય છુ જેમ ગરુડથી સર્પો જતા રહે છે, તેમ સર્વના મૃત્યુ એ પરમાત્માના ભયથી મૃત્યુ જતુ રહે છે ' હે નારદ! એમ સભાની વચ્ચે કહી સર્વભાવે પરમાત્મામા તત્પર અને સર્વના ઈશ્વર તે શકર બોલતા બધ થયા રાજા શખચૂડ પણ તેમનુ વચન સાભળી વારવાર તેમની પ્રશસા કરવા લાગ્યો પછી તેણે શકર પ્રત્યે વિનયપૂર્વક અતિ મધુર વચન કહ્યુ

શખચૂડ બોલ્યો હે દેવ! તમે જે વચન કહ્યુ, તે કદી ખોટુ હોય જ નહિ તોપણ મારુ કઈક સાચુ નિવેદન તમે સાભળો તમે હમણા જ કહ્યુ કે 'જ્ઞાતિદ્રોહમા મોટુ પાપ છે ' છતા એ બલિરાજાનુ સર્વસ્વ લઈને (તેના જ્ઞાતિ વિષ્ણુએ જ) તેને પાતાળમા કેમ વિદાય કર્યો? હે ઈશ્વર! એ બલિરાજાનુ સર્વ ઐશ્વર્ય મે ઉપર આણ્યુ છે, (તેનો ઉદ્ધાર કર્યો છે જેથી હુ જીવુ છુ, ત્યા સુધી તે કેમ આપી દઉં?) બલિરાજાનો સુતલમાથી ઉદ્ધાર કરવા હુ સમર્થ નથી, કેમ કે ત્યા (બલિરાજાના દ્વારમા) વિષ્ણુ પોતે ગદા લઈ ઊભા રહે છે વળી દેવોએ (પોતાના બધુ) હિરણ્યાક્ષને તેના ભાઈ સાથે કેમ મારી નાખ્યો શુભ વગેરે અસુરોને દેવોએ કેમ મારી નખાવ્યા? પૂર્વે સમુદ્રમથન કર્યું ત્યારે (દેવો તથા અસુરોનો સરખો હક્ક હોવા છતા) દેવોએ જ અમૃત પીધુ અને અમે બધા તો કેવળ ક્લેશ પામી પરિશ્રમરૂપ ફળના જ ભાગી થયા હતા (તેમા નુ કારણ શુ?) આ જગત પ્રકૃતિરૂપ પરમાત્માનુ

એક રમકડુ છે જેને જે સમયે તે એશ્વર્ય આપે છે, તે સમયે તે તેનુ જ થાય છે દેવો તથા દાનવોનો વિવાદ અમુક નિમિત્તવાળો હોઈ કાયમ ચાલ્યા જ કરે છે કોઈ કાળે દેવોનો પરાજય કે જય થાય છે, ત્યારે કોઈ કાળે અમારો પરાજય કે જય થાય છે, એટલે અમારા બનેના વિરોધમા તમારે વચ્ચે આવવુ નિષ્ફળ છે વળી બને પક્ષના સમાન સબધી, બધુ, ઈશ્વર અને મહાત્મા તમારે આમા વચ્ચે આવવુ યોગ્ય નથી વળી (અમે તો નીચ છીએ અને તમે તો અમારા કરતા ઘણા ઉંચા છો, તેથી) હમણા અમારી સાથે યુદ્ધ કરવામા તમને મોટી લજ્જા થવી જોઈએ વળી આ યુદ્ધમા જો અમારો જય થશે, તો તમારા (જય) કરતા અમારી જ કીર્તિ અધિક થશે (પણ તમારી નહિ થાય, કેમ કે સિહ શિયાળને મારીને કીર્તિ પામતો નથી), અને તમારો જો પરાજય થશે, તો (ખુલ્લુ) તમને જ નુકસાન છે (અમારા પરાજયમા અમને તમારા જેટલુ નુકસાન નથી, આ વિશેષતા છે) એવુ તેનુ એ વચન સાભળી શકર ખૂબ હસીને દાનવરાજ તે શખચૂડને યોગ્ય ઉત્તર આપવા લાગ્યા

મહાદેવ બોલ્યા 'હે રાજન્! બ્રહ્માના વશમા જન્મેલા તમારી સાથે યુદ્ધ કરવામા મને શી લજ્જા હોય? (અમે દેવો છીએ, એટલે અમારે દૈત્યો સાથે યુદ્ધ તો કરવુ એ અમારો સનાતન ધર્મ છે, એટલે તેમા અમને લજ્જા હોય જ નહિ.) અથવા મારો જો પરાજય થાય, તો એથી અપકીર્તિ પણ થાય, પરતુ હે રાજા! પૂર્વે વિષ્ણુનુ મધુ–કૈટભ સાથે યુદ્ધ થયુ હતુ, તેમ જ એ ગદાધારી વિષ્ણુ સાથે હિરણ્યકશિપુનુ તથા હિરણ્યાક્ષનુ યુદ્ધ થયુ જ હતુ તે જ પ્રમાણે ત્રિપુરાસુર સાથે પૂર્વે મે પણ યુદ્ધ કર્યુ જ હતુ અને સર્વના ઈશ્વરી તથા સર્વના માતા પ્રકૃતિ–દેવીનુ પણ શુભ વગેરે સાથે પહેલા અતિ અદ્ભુત યુદ્ધ થયુ જ હતુ વળી તુ તો કૃષ્ણ પરમાત્માનો પાર્ષદ છે, એટલે જે જે દૈત્યો પૂર્વે મરાયા છે તે કોઈ પણ તારા જેવા ન હતા, તેથી હે રાજા! તારી સાથે યુદ્ધ કરવામા મને શી મોટી શરમ છે? રાજા! દેવોના શરણરૂપ શ્રીવિષ્ણુએ જ મને અહીં મોકલ્યો છે, માટે દેવોનુ રાજ્ય તુ આપી દે અથવા મારી સાથે યુદ્ધ કર, આ મારુ વચન નિશ્ચયાત્મક છે વાણીનો વ્યર્થ વ્યય કરવાનુ કારણ શુ છે?' હે નારદ! એમ કહી શકર ત્યા બોલતા બધ થયા, ત્યારે શખચૂડ પોતાના પ્રધાનો સાથે તરત ઊઠયો ૧–૮૦

**इत्युक्त्वा शङ्करस्तत्र विरराम च नारद ।**
**उत्तस्थौ शङ्खचूडश्च ह्यमात्यैः सह सत्वरम् ॥८१॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૨૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૨ મો*

## દેવ–દાનવ–સગ્રામ

श्रीनारायण उवाच

**शिवं प्रणम्य शिरसा दानवेन्द्रः प्रतापवान् ।**
**समारुरोह यानं च सहामात्यैः ससत्वरम् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા પછી શિવને મસ્તકથી પ્રણામ કરી પ્રતાપી દાનવરાજા શખચૂડ ઉતાવળો પ્રધાનો સાથે વિમાન પર ચડયો એટલે શકરે તરત પોતાના સૈન્યને તથા દેવોને (યુદ્ધ માટે) આજ્ઞા કરી દાનવેન્દ્ર શખચૂડ પણ સૈન્યો સહિત યુદ્ધનો આરભ કરવા તૈયાર થયો (પછી યુદ્ધ ચાલુ થયુ એટલે) ઇદ્ર પોતે વૃષપર્વા સાથે, સૂર્ય વિપ્રચિત્તિ સાથે, ચદ્ર દભ સાથે, કાળ કાલસ્વર સાથે, અગ્નિ ગોકર્ણ સાથે, કુબેર કાલકેય સાથે, વિશ્વકર્મા મય સાથે, મૃત્યુ ભયકર સાથે, યમ સહાર સાથે, વરુણ વિકકણ સાથે, વાયુ ચચળ સાથે, બુધ ધૃતપૃષ્ઠ સાથે, શનૈશ્ચર રક્તાક્ષ સાથે, જયત રત્નસાર સાથે, વસુઓ વર્ચનોના ગણો સાથે, અશ્વિનીકુમારો દીપ્તિમાન સાથે, નલકૂબેર ધુરધર સાથે, મગળ ઉપાક્ષ સાથે અને કામદેવ પિઠર સાથે તરત ઉદ્દામ યુદ્ધ કરવા લાગ્યા તે જ પ્રમાણે ગોધામુખ, ચાર્ણ, ખડ્ગ, ધ્વજ, નચીમુખ, પિડ, ધૂમ્ર, નદિ, વિશ્વ તથા પલાશ સાથે આદિત્યો વગેરે યુદ્ધ કરવા લાગ્યા અગિયાર રુદ્રો અગિયાર ભયકર દૈત્યો સાથે લડવા લાગ્યા

* આ અધ્યાયમાં પચીસેક શ્લોકોથી યુદ્ધનો આરભ કહેવાશે. જેમાં દેવા તથા અનુચરનું પરાક્રમ વર્ણવાશે.

મહામારી (દૈત્ય પક્ષની તામસી દેવી) ઉગ્ર તથા ચંડ વગેરે દેવો સાથે લડવા લાગી અને નંદિકેશ્વર આદિ બધાય (શિવપાર્ષદો) દાનવોના ગણો સાથે યુદ્ધ કરવા લાગ્યા તે ભયંકર મહાયુદ્ધરૂપી પ્રલય ચાલુ થયો, ત્યારે શંકર કાલિકા સાથે તથા પુત્ર કાર્તિકેય સાથે વડના મૂળ પાસે ઊભા રહ્યા હે નારદમુનિ! બધા સૈન્યસમૂહો એમ એકધારું યુદ્ધ કરી રહ્યા, ત્યારે રત્નોના આભૂષણોથી શણગારેલો શંખચૂડ કરોડો દાનવો સાથે સુંદર રત્નસિંહાસન પર બેઠો હતો. તે વખતે શંકરના યોદ્ધાઓને દાનવોએ હરાવી દીધા, તેથી બધા દેવો ભયભીત અને ઘાયલ શરીરોવાળા થઈ નાસવા લાગ્યા, ત્યારે કાર્તિકેયે કોપ કર્યો તેમણે દેવોને અભય આપ્યું અને પોતાના તેજથી પોતાના ગણોનું બળ વધાર્યું પછી તે એકલા દાનવોના ગણો સાથે યુદ્ધ કરવા લાગ્યા જોતજોતામાં તેમણે સો અક્ષૌહિણી સેનાઓનો યુદ્ધમાં સંહાર કર્યો બીજી તરફ કમળ સમાન નેત્રોવાળા કાલિકા અસુરોને મારવા લાગ્યા અને અત્યંત ક્રોધાયમાન થઈ દાનવોનું લોહી પીવા લાગ્યા, તેમ જ દશ લાખ, સો લાખ તથા કરોડો હાથીઓને એક હાથે લઈને લીલા માત્રમાં પોતાના મુખમાં તે નાખવા લાગ્યા હે મુનિ! તે યુદ્ધક્ષેત્રમાં હજારો માથા વિનાના ધડ નાચવા લાગ્યા કાર્તિકેયના બાણોના સમૂહથી ઘાયલ શરીરવાળા મોટા રાજ્યપરાક્રમી બધા દાનવો ભયભીત થઈ નાસી ગયા માત્ર વૃષપર્વા, વિપ્રચિત્તિ, દંભ તથા વિકંકણ–એટલા જ પરાક્રમવી કાર્તિકેય સાથે લડતા હતા મહામારી પણ લડતી હતી તે રણમાં નાસી ગઈ ન હતી, પછી તો કાર્તિકેયની સાંગથી પીડા પામેલા તે પણ રણભૂમિ છોડી ભયથી નાસી ન ગયા, ત્યારે સ્વર્ગમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ પછી પ્રાકૃતિક પ્રલયની પેઠે દાનવોનો નાશ કરનારું, મહાભયંકર અને અતિ ઉગ્ર કાર્તિકેયનું યુદ્ધ જોઈ રાજા શંખચૂડ વિમાન પર ચડી બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો એ રાજાની બાણવૃષ્ટિ, મેઘવૃષ્ટિ જેવી હતી. તેથી મહાઘોર અંધકાર થઈ ગયો અને તેમાંથી અગ્નિ પ્રકટી રહ્યો. બધા દેવો નાસી ગયા નંદિકેશ્વર વગેરે બીજા (પાર્ષદો) પણ નાસી ગયા એકલા કાર્તિકેય જ યુદ્ધના મોખરે ઊભા રહ્યા રાજા શંખચૂડે પર્વતોની, સર્પોની, શિલાઓની તથા વૃક્ષોની વારવી મુશ્કેલ ભયંકર વૃષ્ટિ કરવા માંડી જેથી એ રાજાની બાણવૃષ્ટિ વડે જેમ વાદળાં ઝાકળથી સૂર્ય ઢંકાઈ જાય, તેમ કાર્તિકેય ઢંકાઈ ગયા ભયંકર શંખચૂડે કાર્તિકેયના ભારે ધનુષને કાપી નાખ્યું, દિવ્ય રથને ભાંગી નાખ્યો અને રથના રક્ષકોને કાપી નાખ્યા વળી તે શંખચૂડે કાર્તિકેયના મોરને દિવ્ય અસ્ત્રોથી ઢીલો કરી નાખ્યો અને તેમની છાતીને ચીરી નાખે એવી સૂર્ય જેવી સાંગ ફેંકી (તેના પ્રહારથી) કાર્તિકેય ક્ષણવાર મૂર્છા પામ્યા, પણ ફરી ભાનમાં આવ્યા તેમને પહેલાં વિષ્ણુએ જે દિવ્ય ધનુષ આપ્યું હતું તે તેમણે લીધું અને ઉત્તમ રત્નોથી બનાવેલા વિમાનમાં બેસી શસ્ત્રો તથા અસ્ત્રો ઉઠાવીને ઉગ્ર યુદ્ધ કરવા માંડ્યું શિવના એ પુત્રે કોપથી સર્વ સર્પો, વૃક્ષો, પર્વતો તથા પથરાઓને દિવ્ય અસ્ત્રથી કાપી નાખ્યા પર્જન્યાસ્ત્રથી અગ્નિ હોલવી નાખ્યો અને તે પ્રતાપી કાર્તિકેયે લીલામાત્રમાં શંખચૂડના ધનુષને, બખ્તરને, સારથિને તથા ઉજ્જ્વળ મુકુટને કાપી નાખ્યો, તેમ જ ઝળકતી કાંતિવાળી સાંગ શંખચૂડની છાતી પર મારી (તે લાગવાથી) રાજા શંખચૂડ મૂર્છા પામ્યો, પણ ફરી ભાનમાં આવ્યો તરત જ બીજા વાહન પર તે બેઠો અને બીજું ધનુષ તેણે લીધું પછી હે નારદ! માયાવીઓમાં શ્રેષ્ઠ તે શંખચૂડે માયાથી બાણોનો સમૂહ કરી મૂક્યો અને બાણોના જાળાથી કાર્તિકેયને ઢાંકી દીધા ઉપરાંત તે કરોડો સૂર્ય સમાન કાંતિવાળા, પ્રલયના અગ્નિની શિખા જેવી અને વિષ્ણુના તેજથી વીંટાયેલી ઉગ્ર સાંગ લીધી અને કોપથી મોટા વેગપૂર્વક કાર્તિકેય પર તે ફેંકી એ ઉજ્જ્વળ સાંગ અગ્નિના ઢગલાની પેઠે કાર્તિકેયના શરીર પર પડી, એટલે મહાબળવાન કાર્તિકેય તે સાંગથી મૂર્છા પામ્યા ત્યારે કાલિકા કાર્તિકેયને ખોળામાં લઈ શિવની પાસે ગયા શંકરે પોતાના જ્ઞાનબળથી લીલામાત્રમાં કાર્તિકેયને સચેત કર્યા અને અનંત બળ અર્પણ કર્યું; એટલે તે પ્રતાપી થઈ ઊભા થયા પછી કાર્તિકેયનું યુદ્ધ અટકાવવા કાલિકા યુદ્ધ કરવા ગયા અને તેમની પાછળ નંદિકેશ્વર વગેરે યોદ્ધાઓ, સર્વ દેવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો,

કિન્નરો, વાદ્યોનો મોટો સમુદાય અને મેકડો મદ્ય ઉપાડનારા પણ ગયા તે કાલિકાએ સગ્રામમા જઈને સિંહનાદ કર્યો, એટલે દેવીના તે સિંહનાદથી દાનવો મૂર્છા પામ્યા વળી તે દેવીએ વારવાર મોટુ અટ્ટહાસ્ય કર્યું અને દૈત્યો સામે જોઈ મદ્યપાન કરવાપૂર્વક રણના મોખરે નાચવા માડયુ ઉગ્રદષ્ટ્રા, ઉગ્રદડા, કોટવી, જોગણીઓ, ડાકણો તથા દેવોના ગણો પણ મદ્ય પીવા લાગ્યા કાલીને જોઈ શખચૂડ તરત યુદ્ધ કરવા આવ્યો અને ભય પામેલા દાનવોને એ રાજાએ અભય આપ્યુ પછી કાલીએ પ્રલયકાળના અગ્નિ જેવી શિખાવાળો અગ્નિ ફેંકયો તેને રાજા શખચૂડે રમત માત્રમા પર્જન્યાસ્ત્રથી બૂઝવી નાખ્યો વળી તે કાલીએ મહા અદ્ભુત તીવ્ર વરુણાસ્ત્ર ફેંક્યુ તેને દાનવ રાજાએ ગધર્વાસ્ત્રથી રમતમાત્રમા કાપી નાખ્યુ પછી કાલીએ અગ્નિની શિખા જેવુ માહેશ્વરાસ્ત્ર ફેંક્યુ તેનો એ રાજાએ વૈષ્ણવાસ્ત્રથી તરત રમતમાત્રમા નાશ કર્યો. દેવીએ મત્રપૂર્વક નારાયણાસ્ત્ર ફેંક્યુ તે જોઈ એ રાજા રથ ઉપરથી ઊતરી જઈ નમી પડયો, એટલે પ્રલયના અગ્નિની શિખા જેવુ તે અસ્ત્ર ઊંચે જતુ રહ્યુ પછી શખચૂડે તે અસ્ત્ર સામે ભક્તિથી પૃથ્વી પર દડવત્ પડી પ્રણામ કર્યા ત્યારે એ કાલીએ યત્નથી મત્રપૂર્વક બ્રહ્માસ્ત્ર ફેંક્યુ તેને એ મહારાજાએ બ્રહ્માસ્ત્રથી શાત કર્યું તે વેળા દેવીએ મત્રપૂર્વક દિવ્ય અસ્ત્ર ફેંકયા તેને રાજાએ દિવ્યાસ્ત્રના સમૂહથી જ શાત કર્યા પછી દેવીએ એક યોજન લાબી આગ યત્નથી ફેંકી, પણ રાજાએ દિવ્ય અસ્ત્રોના સમૂહથી તેના સેકડો ટુકડા કરી નાખ્યા ત્યારે દેવીએ મત્રો વડે પવિત્ર કરેલુ પાશુપતાસ્ત્ર રોષથી ઉઠાવ્યુ, તે વેળા તેનુ ફેંકવુ અટકાવવા આવી આકાશવાણી થઈ કે 'મહાત્મા રાજા શખચૂડનુ મૃત્યુ પાશુપતાસ્ત્રથી નહિ થાય, કેમ કે જ્યા સુધી વિષ્ણુનુ બખ્તર તેની પાસે છે અને એ રાજાની સતી સ્ત્રીનુ સતીપણુ જ્યા સુધી છે, ત્યા સુધી તેને ઘડપણ કે મૃત્યુ પ્રાપ્ત નહિ થાય, એવુ બ્રહ્માનુ વચન છે ' એ સાભળી ભદ્રકાલીએ તે પાશુપતાસ્ત્ર ન ફેંક્યુ, પણ ભૂખને લીધે સો લાખ દાનવોનો રમત માત્રમા ગ્રાસ કર્યો. વળી તે ભયકર દેવી શખચૂડને ગળી જવા માટે વેગથી ગયા, પણ અત્યત તીક્ષ્ણ દિવ્યાસ્ત્રથી દાનવ શખચૂડે તેમને અટકાવી દીધા પછી દેવીએ ગ્રીષ્મકાળના સૂર્ય જેવુ ખડ્ગ ફેંક્યુ, પણ દાનવરાજાએ દિવ્યાસ્ત્રથી તેના સેકડો ટુકડા કરી નાખ્યા એટલે ફરી તેને ગળી જવા માટે વેગથી ધસ્યા, પણ સર્વ સિદ્ધોમા શ્રેષ્ઠ શ્રીમાન દાનવરાજ એકદમ વધી ગયો પછી કોપયુક્ત થયેલા ભયકર સતી કાલીએ વેગથી મુઠ્ઠી મારીને તેના રથને ભાગી નાખ્યો અને સારથિને મારી નાખ્યો ઉપરાત પ્રલય કાળના અગ્નિની શિખા જેવુ ત્રિશૂળ ફેંક્યુ, પણ શખચૂડે રમતમાત્રથી પોતાના ડાબા હાથે તે પકડી લીધુ પછી દેવીએ મહાકોપથી વેગપૂર્વક તેને મુઠ્ઠી મારી, તેથી એ દૈત્ય ભમવા લાગ્યો ને ક્ષણવારમા મૂર્છા પામ્યો પછી ક્ષણવારમા ભાનમા આવી એ પ્રતાપી રાજા ઊભો થયો અને તેણે દેવી સાથે બાહુયુદ્ધ ન કર્યું, પણ તેમને નમસ્કાર કર્યા વૈષ્ણવ ભક્ત તે શખચૂડે માતૃભક્તિથી દેવી સામે એક પણ અસ્ત્ર ન ફેંક્યુ, પરતુ પોતાના તેજથી દેવીના અસ્ત્રોને કાપી નાખ્યા ને ઝીલી લીધા પછી કોપાયમાન થયેલા દેવીએ દાનવ શખચૂડને પકડી વારવાર ભમાવીને મોટા વેગથી ઊંચે ઉછાળ્યો, એટલે પ્રતાપી શખચૂડ વેગપૂર્વક ઊંચેથી પડયો, પણ પડીને ભદ્રકાલીને પ્રણામ કરી ઊભો થયો પછી ઉત્તમ રત્નોથી બનાવેલા અતિ મનોહર વિમાનમા હર્ષ સાથે તે ચડયો, પણ મહારણ માટે અટકયો નહિ દેવી ભદ્રકાલી ભૂખથી દાનવોનુ લોહી પીવા લાગ્યા અને ખાનપાન કરી શકરની પાસે ગયા (ત્યા જઈને) આગળ પાછળના ક્રમપૂર્વક રણસગ્રામનુ વૃત્તાત તેમણે કહ્યુ, ત્યારે દેવોનો નાશ સાભળી શકર હસ્યા. વળી (કાલીએ કહ્યુ કે) 'હે ઈશ્વર' રણમા ખાતા ખાતા મારા મોઢામાથી જે નીકળી ગયા છે, તે એક લાખ દાનવો હવે બાકી રહ્યા છે, તે સિવાય બીજા ઓને તો હુ ખાઈ ગઈ છુ યુદ્ધમા પાશુપતાસ્ત્રથી દાનવરાજનો નાશ કરવા જોકે તૈયાર થઈ હતી, પણ તે વેળા 'રાજા શખચૂડ તમારાથી મારી શકાશે નહિ,' એવી આકાશવાણી થઈ હતી. રાજેન્દ્ર શખચૂડ મહાજ્ઞાની, મહાબળવાન અને મહાપરાક્રમી છે.

તેણે મારી સામે એક પણ અસ્ત્ર ફેંક્યુ નથી, કેવળ મારાં બાણો જ કાપ્યા છે’ ૧-૭૫

राजेन्द्रश्च महाज्ञानी महाबलपराक्रमः।
न च चिक्षेप मय्यस्त्रं चिच्छेद मम सायकम्॥७५॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કંધ વિષે અધ્યાય ૨૨મો સમાપ્ત

## અધ્યાય ૨૩ મો*

### શંખચૂડ-વધ

श्रीनारायण उवाच
शिवस्तत्त्वं समाकर्ण्य तत्त्वज्ञानविशारदः।
ययौ स्वयं च समरे स्वगणैः सह नारद॥१॥

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! તત્ત્વજ્ઞાનમાં કુશળ શ્રીશંકર તે સાચું યુદ્ધવૃત્તાંત સાભળી પોતાના ગણો સાથે પોતે યુદ્ધ માટે ગયા. શંખચૂડ શંકરને જોઈને વિમાન પરથી ઊતરીને પરમ ભક્તિથી પૃથ્વી પર દંડવત્ કરી મસ્તક વડે નમ્યો એમ તેમને પ્રણામ કરી વેગથી વિમાન પર તે ચડયો અને તરત બખ્તર ધારણ કર્યું તથા ભારે ધનુષ ઉઠાવ્યું પછી પૂરાં સો વર્ષ સુધી શિવ તથા શંખચૂડનુ યુદ્ધ થયું હે નારદ! તેમાં પરસ્પર કોઈનો જય કે પરાજય ન થયો પછી ભગવાન શંકરે શસ્ત્રો છોડી દીધા, એટલે શંખચૂડે પણ શસ્ત્રો છોડી દીધાં. શંખચૂડ રથમાં બેસી રહ્યો અને શંકર પાડિયા પર બેસી રહ્યા જે જે સેંકડો દાનવો યુદ્ધમાં મર્યા હતા તેઓને પ્રભુ શંકરે જીવતા કર્યા. એવામાં અત્યંત લાલચુ એક વૃદ્ધ બ્રાહ્મણ રણસ્થાનમાં આવીને દાનવરાજને કહેવા લાગ્યો

વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો ‘હે રાજેન્દ્ર! મને બ્રાહ્મણને હમણાં તું ભિક્ષા આપ. તું સર્વ સંપત્તિઓ આપી દેનારો છે, માટે મારા મનમાં જે ઈચ્છિત છે, તે તું આપ. નિસ્પૃહ, વૃદ્ધ અને તૃષ્ણાવાળા મને આપવા માટે પ્રથમ તું સત્ય પ્રતિજ્ઞા કર, એટલે પછી હું મારું ઇચ્છિત તને કહીશ.’ ‘બહુ સારુ, હું આપીશ.’ એમ પ્રસન્નમુખ તથા નેત્રવાળા રાજેન્દ્ર શંખચૂડે પ્રતિજ્ઞાવાક્ય કહ્યું એટલે તે બ્રાહ્મણે ‘હું તારા બખ્તરની ઈચ્છાવાળો મનુષ્ય છુ;’ એમ અત્યંત કપટથી કહ્યું તે સાંભળી (શંખચૂડે ભોજપત્રમાં લખીને માદળિયામાં નાખી પોતાના ગળામાં જે બાંધ્યું હતું, તે) દિવ્ય કવચ (બ્રાહ્મણરૂપવાળા વિષ્ણુને) આપી દીધું અને વિષ્ણુએ તે લઈ જ લીધુ પછી શંખચૂડના રૂપે તે તુલસી પાસે ગયા. ત્યાં જઈને કપટથી તેનામાં તેમણે વીર્યસ્થાપન કર્યું પછી (આ તરફ) શંકરે દાનવ—શંખચૂડ સામે ત્રિશૂળ ઉગામ્યું હે નારદ! એ ત્રિશૂળ ગ્રીષ્મ કાળના બપોરના સમયના સૂર્ય જેવું અને પ્રલયકાળના અગ્નિની શિખા જેવું, રોકયું તથા સહેલું મુશ્કેલ હોઈ વ્યર્થ ન જાય એવું, વૈરીનો નાશ કરનારુ, તેજથી ચક્ર જેવું, સર્વ શસ્ત્રો તથા અસ્ત્રોના સારરૂપ, શિવ તથા વિષ્ણુ સિવાય બીજાથી ન ઉપાડી શકાય એવું, ભયંકર, એક હજાર ધનુષ જેટલું લાંબુ, સો હાથ પહોળું, સચેતન, બ્રહ્મરૂપ, અવિનાશી, અવર્ણ્ય અને પોતાની લીલામાત્રમાં સર્વ બ્રહ્માંડનો સંહાર કરવા સમર્થ હતું, તેને પોતાના હાથથી તોળી શંકરે શંખચૂડ પર ફેંક્યું એ વેળા રાજા શંખચૂડ ધનુષ છોડીને યોગાસન કરી ભક્તિથી બુદ્ધિ વડે શ્રીકૃષ્ણના ચરણકમળનું ધ્યાન ધરવા લાગ્યો એવામાં તે ત્રિશૂલ ભમીભમીને દાનવ શંખચૂડ પર પડયું અને રમતમાત્રમાં રથ સહિત તે દાનવને તેણે ભસ્મ કરી નાખ્યો પછી રાજા શંખચૂડ કિશોર વયનુ, ગોવાળના વેશવાળુ, બે ભુજાઓવાળુ, હાથમાં મુરલીવાળુ અને રત્નોના શણગારોથી શણગારેલું દિવ્ય સ્વરૂપધારી ગોલોકમાંથી આવેલા, ઉત્તમ રત્નોથી બનાવેલા અને કરોડો ગોવાળોથી વીંટાયેલા વિમાન પર ચડી ગોલોકમાં ગયો હે નારદ મુનિ! (ગોલોકમાં આવેલા) વૃંદાવન વનમાં જઈ તેણે રાસમાં ભક્તિથી શ્રીરાધા—કૃષ્ણના ચરણ-કમળને મસ્તક વડે નમન કર્યું સુદામાને જોઈ રાધા—કૃષ્ણ બંને પ્રસન્નમુખ તથા નેત્રવાળાં થયા અને અત્યંત પ્રેમથી વ્યાપ્ત થઈ તે બંનેએ તેને પોતાના ખોળામાં લીધો. પછી તે ત્રિશૂળ પણ વેગથી તે શ્રીવિષ્ણુની પાસે આદરપૂર્વક જતું રહ્યું અને શંખચૂડના હાડકામાંથી શંખોની જાતિ ઉત્પન્ન થઈ એ શંખજાતિ અનેક પ્રકારના

* આ અધ્યાયમાં ચારો તીન શ્લોકોથી વિષ્ણુએ શંખચૂડનું બખ્તર લઈ લીધું, એ વર્ણવાયું.

રૂપથી યુકત થઈ નિરતર પવિત્ર ગણાય છે અને એ શખનુ પાણી દેવપૂજનમા ઉત્તમ, તીર્થના જળ સ્વરૂપ, પવિત્ર હોઈ શકરના વિના (બીજા સર્વ) દેવોને અત્યત પ્રીતિકારક થાય છે વળી જ્યા શખનો શબ્દ થાય છે, ત્યા લક્ષ્મી અત્યત સ્થિર થાય છે જે માણસ શખના પાણીથી નાહ્યો હોય, તે સર્વ તીર્થોમા નાહેલો ગણાય છે શખ વિષ્ણુનુ રહેઠાણુ હોવાથી જ્યા શખ હોય, ત્યા વિષ્ણુ વસે છે એટલુ જ નહિ પણ ત્યા જ લક્ષ્મી પણ વસે છે અને ત્યાથી અમગળ દૂર થાય છે પણ સ્ત્રીઓ તથા શૂદ્રોએ કરેલા શખના શબ્દથી ખાસ કરીને ભય પામેલી તથા રોષે ભરાયેલી લક્ષ્મી તે સ્થળેથી બીજે સ્થળે ચાલી જાય છે (માટે સ્ત્રીઓએ તથા શૂદ્રોએ શખ ધ્વનિ કદી ન કરવો) પછી શકર પણ દાનવ શખ ચૂડનો નાશ કરી હર્ષ પામી પોઠિયા પર બેસીને પોતાના ગણો સાથે વીંટાઈ શિવલોકમા ગયા, અને ખૂબ આનદ પામેલા દેવો પોતપોતાના સ્થાને ગયા તે વેળા સ્વર્ગમા દુદુભિ નગારા વાગ્યા, ગધર્વો તથા કિન્નરો ગાવા લાગ્યા અને શિવ ઉપર એકધારી પુષ્પવૃષ્ટિ થઈ દેવો તથા મોટા મુનિઓ વગેરે શિવની પ્રશસા કરવા લાગ્યા ૧–૩૦

नेदुर्दुदुभय. स्वर्गे जगुर्गन्धर्वकिंनरा ।
बभूव पुष्पवृष्टिश्च शिवस्योपरि सततम् ॥ ३० ॥
प्रशशसु सुरास्त च मुनीन्द्रप्रवरादय ।

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કધ વિષે અધ્યાય ૨૩ મો સમાપ્ત

## અધ્યાય ૨૪ મો+

### તુલસીનુ માહાત્મ્ય

नारद उवाच

नारायणश्च भगवान् वीर्याधान चकार ह ।
तुलस्या केन रूपेण तन्मे व्याख्यातुमर्हसि ॥ १ ॥

નારદે પૂછ્યુ ભગવાન નારાયણે તુલસીમા કયા રૂપે વીર્યસ્થાપન કર્યું હતુ, તે મને કહેવા તમે યોગ્ય છો

+ આ અધ્યાયમાં એક સો એક શ્લોકોથી તુલસીનો નારાયણ ભગવાન સાથેનો સમાગમ વર્ણવી તે પછી તુલસીનું માહાત્મ્ય કહેવાયું.

શ્રીનારાયણ બોલ્યા ભગવાન નારાયણ દેવોનુ કાર્ય સિદ્ધ કરવા શખચૂડનુ બખ્તર લઈ, વિષ્ણુ માયાથી શખચૂડનુ રૂપ ધરી તેની સતી સ્ત્રીને ઘેર તેના પતિવ્રતપણાના નાશ દ્વારા શખચૂડનો નાશ થાય એ ઇચ્છાથી ગયા તેમણે તુલસીના ઘરના બારણે દુદુભિ નગારા વગાડયા અને જય શબ્દ કરાવી એ સુદરીને જણાવ્યુ તે શબ્દ સાભળી પતિવ્રતા તુલસી ખૂબ આનદયુકત થઈ, ઘણા જ આદરથી રાજમાર્ગે પર ગોખમાથી જોવા લાગી પછી (પતિને વિજયી થઈ આવેલા જોઈ) તેણે બ્રાહ્મણોને દાન આપી મગળ કરાવ્યુ અને ભાટ—ચારણોને, ભિખારીઓને તથા વધામણી આપનારાઓને ધન આપ્યુ દેવ નારાયણ રથમાથી ઊતરી, અમૂલ્ય રત્નોથી બનાવેલા, સુદર અને અતિ મનોહર તુલસીદેવીના ઘરમા ગયા તુલસીએ પોતાના સુદર પતિને ત્યા આગળ જોઈ, આનદયુકત થઈ, તેમના પગ ધોયા, તેમને નમન કર્યું અને પછી તે રડી પડી કામનાવાળી તે તુલસીએ રત્નના સુદર સિંહાસન પર પતિને બેસાડયા અને કપૂર વગેરેથી સુવાસિત કરેલુ તામ્બૂલ આપ્યુ (પછી કહ્યુ કે) રણમા ગયેલા મારા પ્રાણપતિને ફરી ઘેર આવેલા જોતા આજે મારો જન્મ તથા જીવન સફળ થયા છે ' પછી મદ મદ હસતી, કામયુકત અને રોમા ચિત થયેલી તુલસી કટાક્ષોપૂર્વક મધુર વાણીથી રણનુ વૃત્તાત પૂછવા લાગી

તુલસીએ પૂછ્યુ 'હે પ્રભો! અસખ્ય વિશ્વનો સહાર કરનાર શ્રી શકર સાથેના યુદ્ધમા તમારો વિજય કેવી રીતે થયો, હે કૃપાના ભડાર, તે તમે મને કહો ' તુલસીનુ વચન સાભળી ખૂબ હસીને લક્ષ્મીપતિ નારાયણ શખચૂડના રૂપે તેને અમૃતતુલ્ય વચન કહેવા લાગ્યા

શ્રીભગવાન બોલ્યા 'હે સુદરિ' અમારુ બનેનુ યુદ્ધ પૂરા સો વર્ષો સુધી થયુ હતુ તેમા હે મમિનિ! સર્વ દાનવોનો નાશ થયો હતો પછી બ્રહ્માએ પોતે અમારી બને ની વચ્ચે પ્રીતિ કરાવી અને મે પણ બ્રહ્મા ની આજ્ઞાથી દેવોનો અધિકાર તેમને આપી દીધો પછી હુ પોતાને ઘેર આવ્યો અને શિવ શિવલોકમા ગયા ' એમ કહી જગન્ના

નાથ એ ભગવાને ત્યા શયન કર્યુ હે નારદ! લક્ષ્મી પતિ વિષ્ણુએ ત્યા એ સ્ત્રી સાથે રતિક્રીડા કરી, પણ સુખકારક સભોગથી થતા (મૈથુન વખતના) આકર્ષણમા (પૂર્વે પતિના કરતા) જુદી રીત જણાયાથી પતિવ્રતા તુલસી તર્ક કરીને જાણી ગઈ (કે આ મારો પતિ નથી, પણ પતિના વેશને ધરનાર કોઈ બીજો જ છે) એમ જાણીને પછી તુલસી બોલી ઊઠી કે, 'ઓ માયા કરવામા સમર્થ! તુ કોણ છે? તે મને કપટથી ભોગવી છે અને મારુ સતીપણુ ખડિત કર્યુ છે, માટે હવે હુ તને શાપ આપીશ' હે નારદ! તુલસીનુ એ વચન સાભળી શાપના ભયથી વિષ્ણુએ તરત જ અતિ મનોહર સુદર મૂર્તિ ધારણ કરી, એટલે દેવી તુલસીએ દેવોના દેવ સનાતન વિષ્ણુને પોતાની આગળ જોયા નવા મેઘ જેવા શ્યામ, શરદઋતુના કમળ જેવા નેત્રોવાળા, કરોડો કામદેવ જેવી શોભાવાળા, રત્નોના ઘરેણાથી શણગારેલા, મદમદ હસતા, પ્રસન્ન મુખવાળા, શોભાયુક્ત હોઈ પીળા વસ્ત્રો પહેરતા તે વિષ્ણુને જોઈ તુલસી તરત જ અત્યન્ત મૂર્છા પામી પછી ફરી ભાનમા આવી વળી પાછી તેમને કહેવા લાગી

તુલસી બોલી 'હે નાથ! પથ્થર જેવા તમને દયા જ નથી તમે કપટથી ધર્મભગ કરી મારા સ્વામીને માર્યો છે હે પ્રભો! તમારુ હૃદય પથ્થર જેવુ છે અને તમે દયારહિત છો, માટે હવે તમે પથ્થરરૂપ જ થઈ જાઓ જે લોકો તમને સત્પુરુષ કહે છે, તેઓ ભૂલ્યા છે એમા સશય નથી તમે પોતાના ભક્તને જ અપરાધ વિના બીજા માટે કેમ માર્યો?' એમ કહી શોકથી પીડાતી તે અત્યત રડવા લાગી અને વારવાર વિલાપ કરવા લાગી પછી કરુણામૂર્તિ થયેલી તેને જોઈને કરુણા રસના સમુદ્ર લક્ષ્મીપતિ નારાયણ નીતિથી તેને સમજાવવા આમ બોલ્યા

શ્રીભગવાને કહ્યુ હે કલ્યાણિ! તે મારા માટે ભરતખડમા લાબા કાળ સુધી તપ કર્યુ હતુ અને શખચૂડે તારા માટે ઘણા લાબા કાળ સુધી તપ કર્યુ હતુ તે શખચૂડે પણ તત્કાળ તને પોતાની સ્ત્રી બનાવી વિહાર કર્યો હવે (મારા માટે તે કરેલા) તારા જ તપનુ ફળ મારે તને આપવુ જ જોઈએ (એમ ધારીને જ મે આમ કર્યુ છે) હે રમા! હવે આ શરીર છોડી દિવ્ય દેહ ધરીને તુ મારી સાથે આનદ કર અને લક્ષ્મી જેવી થા આ તારુ (ત્યજેલુ) શરીર 'ગડકી' નામે પ્રખ્યાત પવિત્ર નદીરૂપ થઈ પવિત્ર ભરતખડમા મનુષ્યોને અત્યત પુણ્ય આપનાર થાઓ તારો કેશસમુદાય પવિત્ર વૃક્ષરૂપ થશે અને તે વૃક્ષ તુલસીના કેશમાથી થયેલ હોઈ 'તુલસી' નામે પ્રખ્યાત થશે હે સુદર મુખવાળી! એ તુલસી દેવપૂજન વિષે ત્રણે લોકમાહેના પુષ્પોમા તથા પાદડામા મુખ્ય થશે હે સુદરિ! સ્વર્ગમા, મૃત્યુલોકમા, પાતાળમા, ગોલોકમા તથા મારી પાસે ઉત્તમ વૃક્ષરૂપ તુ તુલસી પુષ્પોમા શ્રેષ્ઠ થા ગોલોકમા વિરજા નદીના તીર પર, વૃદાવન વનમા, રાસમડળમા, ભાડીર વનમા, ચપક વનમા, સુદર ચદન વનમા, માધવીના વનમા, કેવડાના વનમા, મોગરાના વનમા, માલતીના વનમા અને બીજા પવિત્ર સ્થાનો પર આ ભરતખડમા જ તારો પુણ્યદાયી વાસ થાઓ તુલસીના મૂળરૂપ પવિત્ર પ્રદેશમા સર્વ તીર્થોનુ પુણ્યદાયી રહેઠાણ થશે, એટલુ જ નહિ, પણ હે સુદર મુખવાળી! તે જ સ્થળે મસ્તક પર તુલસીના પાદડા પડે તે માટે સર્વ દેવોના તથા મારા રહેઠાણ જ રહેશે જે મનુષ્યે તુલસીના પાદડાવાળા જળથી સ્નાન કર્યુ હશે, તે સર્વ તીર્થોમા સ્નાન કરેલો તથા સર્વ યજ્ઞોમા દીક્ષા પામેલો ગણાશે (મને) વિષ્ણુને હજારો અમૃતના ઘડાઓ અર્પવાથી જે સતોષ થાય, તે જ સતોષ તુલસીનુ એક પાન આપવાથી થાય છે હે સતિ! એક હજાર ગાયોનુ દાન કરવાથી જે ફળ થાય, તે જ ફળ કાર્તિક માસમા તુલસીપત્રના દાનથી થાય છે જે મનુષ્ય મૃત્યુ સમયે તુલસીના પાદડાવાળુ જળ પામે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે અને વિષ્ણુલોકમા પૂજાય છે જે મનુષ્ય તુલસીવાળુ જળ ભક્તિપૂર્વક નિત્ય પીએ છે, તે એક લાખ અશ્વમેધ યજ્ઞોનુ ફળ પામે છે જે મનુષ્ય હાથમા તથા દેહ પર તુલસી રાખી તીર્થક્ષેત્રોમા પ્રાણ ત્યજે છે, તે વિષ્ણુલોકમા જાય છે જે મનુષ્ય તુલસીના લાકડામાથી બનાવેલી માળા પહેરે છે, તે પગલે પગલે અશ્વમેધનુ ફળ અવશ્ય પામે છે જે મનુષ્ય

હાથમા તુલસી લઈ કરેલી પ્રતિજ્ઞા પાળતો નથી, તે જ્યા સુધી ચદ્ર–સૂર્ય રહે છે, ત્યા સુધી કાલસૂત્ર નરકમા રહે છે જે મનુષ્ય તુલસીની સમક્ષ ખોટા સોગદ લેશે, તે ચૌદ ઇદ્રો સુધી કુભીપાક નરકમા રહેશે જે મનુષ્ય મૃત્યુ સમયે તુલસીવાળા જળની એક કણી પણ પામશે, તે રત્નના વિમાનમા બેસી અવશ્ય વૈકુઠમા જશે. પૂનમ, અમાસ, બારશ અને સૂર્યસક્રાતિના દિવસે અથવા શરીરે તેલ ચોળીને કે બપોરના સમયે, બે સધ્યાના સમયે, સૂતકના વખતે, બીજા કોઈ અપવિત્ર કાળે અથવા રાતના વાસી કપડા પહેરી જે લોકો તુલસીને તોડે છે, તેઓ (મારુ) વિષ્ણુનુ મસ્તક કાપે છે* 'હે સતિ! તુલસીનુ પાદડુ ત્રણ રાતનુ વાસી હશે, તોપણ શ્રાદ્ધમા, વ્રતમા, દાનમા, પ્રતિષ્ઠામા તથા દેવપૂજનમા શુદ્ધ ગણાશે હે સતિ! પૃથ્વી પર પડેલુ, જળમા પડેલુ કે વિષ્ણુને અર્પેલું તુલસીપત્ર ધોઈ નાખવાથી બીજા કર્મમા શુદ્ધ ગણાશે. તુ વૃક્ષરૂપે પૃથ્વી પર રહીશ અને તે વૃક્ષની અધિષ્ઠાત્રી દેવીરૂપે નિર્દોષ ગોલોકમા શ્રીકૃષ્ણ સાથે કાયમ આનદ કરીશ વળી ભરતખડમા અતિ પુણ્યદાયી ગડકી નદીની અધિષ્ઠાત્રી દેવીરૂપે જે તુ રહીશ, તે જ મારા અશરૂપ સમુદ્રની પત્ની થઈશ અને પતિવ્રતા તુ પોતે જ વૈકુઠમા મારી પાસે લક્ષ્મી સમાન મારી પત્ની થઈ રહીશ, એમા સશય નથી અને હુ તારા શાપથી ભરતખડમા ગડકી નદીના તીર પાસે પર્વતરૂપે રહીશ, એમા સશય નથી ત્યા કરોડોની સખ્યામા કીડા, તીક્ષ્ણ દાઢોરૂપી ઉત્તમ આયુધો વડે એ પર્વતની શિલાઓના છિદ્રોમા મારા સુદર્શન ચક્રનો આકાર કોતરશે. તેમા એક મુખ તથા ચાર ચક્રોવાળુ હોઈ વનમાળાથી શણગારેલુ અને નવા મેઘ જેવા કાળા રગનુ જે હશે, તે 'લક્ષ્મીનારાયણ' નામે કહેવાશે તેમ જ એક મુખ તથા ચાર ચક્રોવાળુ નવા મેઘ જેવુ અને વનમાળાથી જે રહિત હશે, તેને 'લક્ષ્મી જનાર્દન' સમજવા જેના બે મુખમા ચાર ચક્ર હોય, ગાયના પગલાથી જે સુશોભિત હોય અને વનમાળાથી રહિત હોય, તે 'રઘુનાથ' નામે સમજવુ અત્યત નાનુ, બે ચક્રોવાળુ, નવા મેઘ જેવા કાતિવાળુ તથા વનમાળાથી જે રહિત હોય, તેને 'વામન' નામે જાણવુ ઘણુ જ નાનુ, બે ચક્રોવાળુ અને વનમાળાથી શણગારેલુ જે હોય, તે શ્રીધરરૂપ સમજવુ અને તે ગૃહસ્થોને સદા લક્ષ્મી આપનારુ હોય છે જાડુ, ગોળાકાર, વનમાળાથી રહિત, બે ચક્રોવાળુ અને અત્યત સ્પષ્ટ જે હોય, તેને 'દામોદર' નામે જાણવુ જે મધ્યમ, જાડુ, ગોળાકાર, બે ચક્રોવાળુ, બાણના પ્રહારની નિશાનીવાળુ તથા બાણ અને ભાથાવાળુ હોય, તે 'રણરામ' નામે જાણવુ, તેમ જ મધ્યમ જાડુ, સાત ચક્રોવાળુ અને છત્રના ભૂષણથી જે ભૂષિત હોય, તે 'રાજરાજેશ્વર' નામવાળુ હોઈ મનુષ્યોને રાજસપત્તિ આપનાર સમજવુ વળી જે સાત ચક્રોવાળુ, જાડુ તથા નવા મેઘ જેવી કાતિવાળુ હોય, તે 'અનત' નામવાળુ હોઈ ચાર વર્ગરૂપ ફળ આપનાર સમજવુ ચદ્ર જેવા આકારવાળુ, બે ચક્રોવાળુ, ડાબી બાજુ લક્ષ્મીના ચિહ્નવાળુ, મેઘ જેવી કાતિવાળુ, ગાયના પગલા સહિત અને મધ્યમ જાડુ જે હોય, તેને 'મધુસૂદન' નામે જાણવુ જે સારા દેખાવનુ, એક ચક્રવાળુ તથા ગુપ્ત મુખવાળુ હોય, તેને 'ગદાધર' નામે જાણવુ જે બે ચક્રોવાળુ અને ઘોડાના મુખ જેવા આકારનુ હોય, તેને 'હયગ્રીવ' કહેલુ છે. હે સતિ! જે અત્યત પહોળા મુખવાળુ, બે ચક્રોવાળુ તથા ભયકર હોય, તેને 'નરસિંહ' નામે જાણવુ તે મનુષ્યોને તરત વૈરાગ્ય આપનાર હોય છે બે ચક્રોવાળુ, પહોળા મુખવાળુ તથા વનમાળા સહિત જે હોય, તે 'લક્ષ્મીનૃસિંહ' નામનુ હોઈ ગૃહસ્થોને સુખ આપનાર જાણવુ જે મુખ પર બે ચક્રોવાળુ, લક્ષ્મીના ચિહ્નવાળુ, સરખુ અને સ્પષ્ટ હોય, તે 'વાસુદેવ' નામનુ હોઈ સર્વ કામનાઓરૂપ ફળ આપનાર જાણવુ જે સૂક્ષ્મ ચક્રવાળુ, નવા મેઘ જેવી કાતિવાળુ અને મુખમા પુષ્કળ છિદ્રોવાળુ હોય, તે 'પ્રદ્યુમ્ન' નામનુ હોઈ ગૃહસ્થોને સુખ આપનાર હોય છે જેમા પરસ્પર સલગ્ન મુખવાળા બે ચક્રો હોય અને પીઠ વિશાળ હોય, તે 'સકર્ષણ' નામનુ હોઈ ગૃહસ્થોને સદા

* અર્થાત્ વિષ્ણુનું મસ્તક કાપવામાં જે દોષ લાગે, તે જ દોષ તેમાન થાય છે એમ સમજવું

સુખ આપતાર જાણું જે પીળી કાંતિવાળું, ગોળ અને અત્યંત સુંદર હોય, તે 'અનિરુદ્ધ' નામનું હોઈ ગૃહસ્થોને સુખદાયી હોય છે એમ વિદ્વાનો કહે છે જે સ્થળે (ઉપર કહેલી કોઈ પણ) શાલગ્રામની શિલા હોય, તે સ્થળે (હું) વિષ્ણુ સદા સમીપ જ રહે છે અને ત્યાં જ સર્વ તીર્થો સહિત લક્ષ્મી પણ વસે છે બ્રહ્મહત્યા વગેરે જે કોઈ પાપો હોય છે, તે બધાય શાલગ્રામની શિલાને પૂજવાથી નાશ પામે છે છત્રાકાર શાલગ્રામ પૂજવાથી રાજ્ય મળે છે ગોળાકારને પૂજવાથી મોટી સંપત્તિ મળે છે ગાડા જેવા આકારને પૂજવાથી દુઃખ થાય છે નિશૂળ જેવી અણીવાળાને પૂજવાથી અવશ્ય મરણ થાય છે બેડોળ મુખવાળાને પૂજવાથી દારિદ્ર્ય થાય છે પિંગળા વર્ણવાળાને પૂજવાથી નુકસાન થાય છે ભાગેલા ચક્રવાળાને પૂજવાથી રોગ થાય છે અને ચિતરાઈ ગયેલાને પૂજવાથી અવશ્ય મરણ થાય છે શાલગ્રામને પાસે રાખવાથી વ્રત, દાન, પ્રતિષ્ઠા, શ્રાદ્ધ તથા દેવપૂજન ઉત્તમ ગણાય છે (જેણે શાલગ્રામનું સ્નાનજળ મસ્તકે ધારણ કર્યું હશે) તે મનુષ્ય સર્વ તીર્થોમાં નાહેલો અને સર્વ યજ્ઞો, તીર્થો, વ્રતો તથા તપોમાં દીક્ષા પામેલો ગણાશે હે સતિ! ચાર વેદોનો પાઠ કરવામાં તથા અનેક તપ કરવામાં જે પુણ્ય થાય છે, તે પુણ્ય શાલગ્રામની શિલાને પૂજવાથી મનુષ્ય પામે છે શાલગ્રામની શિલાના જળથી જે મનુષ્ય કાયમ અભિષેક કરે છે, તેને સર્વ દાનોથી તથા પૃથ્વીની પ્રદક્ષિણા કરવાથી જે પુણ્ય થાય છે, તે પુણ્ય મળે છે જે મનુષ્ય શાલગ્રામની શિલાના જળનું હમેશાં આચમન કરે છે, તે દેવતાઓએ ઇચ્છેલું સુખ પામે છે એમાં સંશય નથી વળી સમગ્ર તીર્થો તે મનુષ્યનો સ્પર્શ ઇચ્છે છે અને તે જીવન્મુક્ત તથા મહાપવિત્ર થઈ અંતે વિષ્ણુનું પદ પામે છે ત્યાં વૈકુંઠમાં વિષ્ણુ (મારી) સાથે અસંખ્ય પ્રાકૃત પ્રલયો સુધી રહે છે અને દાસત્વ કર્મમાં જોડાઈ દાસત્વભાવને પામે છે બ્રહ્મહત્યા જેવા હરકોઈ પાપો હોય, તે બધા જેમ ગરુડથી સર્પો નાસી જાય, તેમ એ મનુષ્યને જોઈ નાસી જાય છે, એટલું જ નહિ, પણ તે મનુષ્યના ચરણની રજથી પૃથ્વીદેવી તરત પવિત્ર થાય છે અને તેના જન્મથી તેના એક લાખ પિતૃઓ તરી જાય છે જે મનુષ્ય મરણ સમયે શાલગ્રામનું જળ પામે છે, એ સર્વ પાપોથી મુક્ત થઈ વિષ્ણુલોકમાં જાય છે વળી તે નિર્વાણ-મુક્તિ પદને પામે છે, કર્મોના ભોગથી છૂટે છે અને વિષ્ણુના પદમાં લીન થાય છે, એમાં સંશય નથી શાલગ્રામની શિલા (હાથમાં) લઈ જે મનુષ્ય જૂઠું વાક્ય બોલે છે, તે બ્રહ્માના જીવન સુધી કુંભીપાક નરકમાં રહે છે જે મનુષ્ય શાલગ્રામની શિલા (હાથમાં) લઈ કરેલી પ્રતિજ્ઞા પાળતો નથી, તે એક લાખ મન્વંતરો સુધી અસિપત્ર વનમાં જાય છે હે સુંદરિ! જે મનુષ્ય શાલગ્રામ ઉપરથી તુલસીપત્રને છૂટું પાડે છે, તેને બીજા જન્મમાં સ્ત્રીનો વિયોગ થાય છે જે મનુષ્ય શંખ ઉપરથી તુલસીપત્ર છૂટું પાડે છે, તે પણ સાત જન્મો સુધી સ્ત્રી વિનાનો તથા રોગી રહે છે જે મનુષ્ય શાલગ્રામને, તુલસીને તથા શંખને એકઠાં રાખે છે, તે મોટો જ્ઞાની થઈ શ્રીવિષ્ણુનો પ્રિય થાય છે જે પુરુષ એક વાર પણ જે સ્ત્રીમાં વીર્યસિંચન કરે છે તે સ્ત્રીનો પણ વિયોગ થતાં પરસ્પર જો દુઃખ થાય જ છે, તો એક મન્વંતર સુધી તું શંખચૂડની પ્રિયા તરીકે રહી તેથી શંખ સાથે તારો વિયોગ કરવો તે કેવળ દુઃખદાયી જ થાય.

હે નારદ! તેને એમ કહી શ્રીવિષ્ણુ બોલતા બંધ થયા અને તે તુલસી દેહ ત્યજીને દિવ્ય રૂપ ધરીને લક્ષ્મીની પેઠે વિષ્ણુની છાતી પર રહી પછી તેની સાથે વિષ્ણુ વૈકુંઠમાં ગયા હે નારદ! એમ લક્ષ્મી, સરસ્વતી, ગંગા તથા તુલસી એ ચાર ઈશ્વર વિષ્ણુની સ્ત્રીઓ થઈ છે તુલસીએ દેહ ત્યજ્યો કે તરત જ તેમાંથી ગંડકી નદી ઉત્પન્ન થઈ હતી અને ઈશ્વર વિષ્ણુ પણ તે નદીના તીર ઉપર મનુષ્યોને પુણ્ય આપનાર પર્વતરૂપ થયા હતા હે નારદ મુનિ! તે પર્વતમાં કીડાઓ અનેક પ્રકારની શિલાઓ કોતરે છે અને તેમાંની જે જે ગંડકીના જળમાં પડે છે, તે તે અવશ્ય ફળદાયી હોય છે પણ જે શિલાઓ (જળરહિત) સ્થળ ઉપર પડી હોય, તે સૂર્યના તાપથી પિંગળી થયેલી જાણવી એમ સઘળું

તુલસીવૃત્તાંત તમને કહ્યુ હવે બીજું શુ વિશેષ સાભળવા તમે ઇચ્છો છો? ૧-૧૦૧

**स्थलस्था विफला ज्ञेयाश्चोपतापाद्विवेगिति।**
**इत्येतत् कथितं सर्वं किं भूयः श्रोतुमिच्छसि॥१०१॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૨૪ મો સમાપ્ત

# અધ્યાય ૨૫ મો×

## તુલસીપૂજન વગેરે

नारद उवाच

**तुलसी च यदा पूज्या कृता नारायणप्रिया।**
**अस्याः पूजाविधानं च स्तोत्रं च वद सांप्रतम्॥१॥**

નારદે પૂછ્યુ તુલસી જો પૂજ્ય તથા નારાયણની પ્રિયા થયા, તો તેમની પૂજાનો વિધિ તથા સ્તોત્ર હવે તમે કહો હે મુનિ! પ્રથમ તેમની કોણે પૂજા અને સ્તુતિ કરી હતી? અહો! આશ્ચર્ય થાય છે, કે કયા કારણે તે પૂજ્ય થયા, તે મને કહો

સૂત બોલ્યા નારદનુ તે વચન સાભળી ખૂબ હસીને મુનિશ્રેષ્ઠ નારાયણે પાપને હરનારી પવિત્ર ઉત્તમ કથા કહેવાનો આરભ કર્યો

નારાયણ બોલ્યા વિષ્ણુ તુલસીને સારી રીતે માન આપી તેમની સાથે આનદ કરવા લાગ્યા અને તેમને માનપૂર્વક લક્ષ્મી સમાન સૌભાગ્યવાળા કર્યા લક્ષ્મી તથા ગગા તે તુલસીનો તથા વિષ્ણુનો નવો સમાગમ સહન કરતા હતા, પણ સરસ્વતી તે સહન કરતા ન હતા માનવાળા સરસ્વતીએ (એક વેળા) કજિયામા વિષ્ણુની સમક્ષ તુલસીને માર્યા, તેથી લજ્જા તથા અપમાનને લીધે તે અદૃશ્ય થયા અહો તે આશ્ચર્ય બન્યુ કે, સર્વ સિદ્ધોના ઈશ્વરી, જ્ઞાનીઓના દેવી તથા સિદ્ધ યોગવાળી તે તુલસી કોપને લીધે સર્વ સ્થળે વિષ્ણુથી અદૃશ્ય થયા પછી તુલસીને ન જોઈ વિષ્ણુ સરસ્વતીને સમજાવી તેમની સમતિ લઈ તુલસીના વનમા ગયા ત્યા જઈ વિષ્ણુએ સારી રીતે સ્નાન કર્યું, પછી સતી તુલસીની પૂજા કરી તેમનુ ધ્યાન કરીને ભક્તિથી સ્તુતિ કરી, લક્ષ્મીનુ બીજ (श्रीं), માયાબીજ (ह्रीं), કામદેવનુ બીજ (क्लीं) તથા સરસ્વતીનુ બીજ (ऐं) એ ચારપૂર્વક 'वृन्दावनी' શબ્દને ચોથી વિભક્તિ લગાડી, છેલ્લે 'स्वाहा' શબ્દ મૂકવાથી દશ અક્ષરોવાળો (श्रीं ह्रीं क्लीं ऐं वृन्दावन्यै स्वाहा આ) તુલસીનો મહામત્ર સિદ્ધ થયો છે હે નારદ! આ કલ્પવૃક્ષરૂપ મત્રરાજથી જે મનુષ્ય વિધિપૂર્વક તુલસી પૂજે છે, તે અવશ્ય સર્વ સિદ્ધિને પામે છે, ઘીનો દીવો, ધૂપ, સિદૂર, ચદન, નૈવેદ્ય, પુષ્પો તથા બીજા ઉપચારોથી પૂજન કરી વિષ્ણુએ એ સ્તોત્રથી સ્તુતિ કરી, ત્યારે પ્રસન્ન થઈને પવિત્ર તુલસી વૃક્ષમાથી પ્રકટ થયા અને વિષ્ણુના ચરણકમળને શરણે ગયા તે વેળા વિષ્ણુએ તેમને વરદાન આપ્યુ કે, 'તમે સર્વને પૂજ્ય થાઓ. સુદર રૂપવાળા તમને હુ મસ્તક પર ધારણ કરીશ. વળી સર્વ દેવો વગેરે પણ તમને પોતાના મસ્તક પર ધારણ કરશે ' એમ કહી તેમને સાથે લઈ વિષ્ણુભગવાન પોતાને સ્થાને ગયા હતા

નારદે પૂછ્યુ હે મહાભાગ! તુલસીનુ ધ્યાન, સ્તોત્ર તથા પૂજાવિધાન શુ છે તે મને કહેવા તમે યોગ્ય છો

નારાયણ બોલ્યા એ વેળા તુલસી જ્યારે અદૃશ્ય થયા હતા, ત્યારે વિરહાતુર થયેલા વિષ્ણુએ વૃદાવનમા જઈ તેમની આમ સ્તુતિ કરી હતી

શ્રીવિષ્ણુ ભગવાન બોલ્યા 'જેમા સમૂહરૂપે વૃક્ષો એકઠા થયા છે, તેથી વિદ્વાનો જેને 'वृन्दा' કહે છે, તે મારી પ્રિયાને હુ ભજુ છુ જે દેવી પૂર્વે (ગોલોકમા રહેલા) વૃદાવનમા હતા, તેથી वृन्दावनी' નામે પ્રસિદ્ધ થયા છે, તે સૌભાગ્યવતીને હુ ભજુ છુ અસખ્ય બ્રહ્માડોમા જે કાયમ પૂજાયા છે, તેથી 'વિશ્વપૂજિતા' કહેવાયા છે, તે પૂજ્ય તુલસીને હુ ભજુ છુ જેણે અસખ્ય બ્રહ્માડોને પવિત્ર કર્યા છે, તે 'વિશ્વપાવની' દેવીને હુ વિરહથી સ્મરુ છુ જેના વિના દેવો પુષ્પોના સમૂહથી પણ સતોષ પામતા નથી, તે પુષ્પોમા શ્રેષ્ઠ શુદ્ધ તુલસીને હુ શોકને લીધે જોવા ઇચ્છુ છુ વિશ્વમા જેની માત્ર પ્રાપ્તિથી જ ભક્તોને અવશ્ય આનદ થાય છે, તેથી

× આ અધ્યાયમા ચુંવાળીસ શ્લોકોથી મહામંત્ર સહિત તુલસીનું પૂજન કહેવાશે.

જે 'નંદિની' નામે પ્રખ્યાત થયા છે, તે અહીં (મારા પર) પ્રસન્ન થાઓ સમગ્ર બ્રહ્માંડોમા જેની તુલના નથી, તેથી જે 'તુલસી' નામે પ્રખ્યાત થયા છે, તે પ્રિયાને હુ શરણે જાઉં છુ સતી તુલસી શ્રીકૃષ્ણના જીવનરૂપ છે અને તેમને અત્યત પ્રિય છે, તેથી 'કૃષ્ણજીવતી' કહેવાય છે, તે મારા જીવન ની રક્ષા કરો ' એમ સ્તુતિ કરીને વિષ્ણુ ત્યા ઊભા રહ્યા, એટલે પોતાના ચરણકમળમા નમેલા સતી તુલસીને તેમણે પ્રત્યક્ષ જોયા હતા પ્રિય વિષ્ણુએ (સરસ્વતીના) અપમાનથી રડતા, માનવાળા અને માનથી પૂજેલા તે પ્રિયાને તરત જ પોતાની છાતી પર વસાવ્યા હતા પછી સરસ્વતીની આજ્ઞા લઈ વિષ્ણુ પોતાના સ્થાને ગયા હતા અને તેમણે તરત સરસ્વતી સાથે તુલસીની પ્રીતિ કરાવી હતી એ વિષ્ણુએ તુલસીને વરદાન આપ્યુ હતુ કે, 'તમે સર્વપૂજ્ય થાઓ, તેમ જ સર્વને મસ્તક પર ધારણ કરવા યોગ્ય, વદન કરવા યોગ્ય તથા મને પણ માન્ય થાઓ ' વિષ્ણુના તે વરદાનથી તુલસી પ્રસન્ન થયા હતા અને સરસ્વતીએ પણ તેમને પોતાની સમીપ ખેચી પોતાની પાસે વસાવ્યા હતા હે નારદ! તે જ પ્રમાણે સદા મદ હાસ્ય કરતા લક્ષ્મીજી તથા ગગાજીએ પણ તે સતીને ખેચી જઈ વિનયથી ઘરમા પ્રવેશ કરાવ્યો હતો જે મનુષ્ય વૃદા, વૃદાવની, વિશ્વ પૂજિતા, વિશ્વપાવની, પુષ્પસારા, નદિની, તુલસી તથા કૃષ્ણજીવતી આ આઠ નામોનો તથા તે તે નામના અર્થવાળા સ્તોત્રનો તુલસીની પૂજા કરીને પાઠ કરે છે, તે અશ્વમેધ યજ્ઞનુ ફળ પામે છે કાર્તિકી પૂનમના દિવસે તુલસીનો મગળ જન્મ થયો છે અને વિષ્ણુએ પૂર્વે તે જ દિવસે તુલસીની પૂજા કરી હતી, માટે પૂનમના દિવસે જે મનુષ્ય વિશ્વને પાવન કરનારા તુલસીની ભક્તિથી પૂજા કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈ વિષ્ણુલોકમા જાય છે કાર્તિક માસમા જે મનુષ્ય વિષ્ણુને તુલસીપત્ર ચઢાવે છે, તે દશ હજાર ગાયોના દાનનુ ફળ અવશ્ય પામે છે તુલસીના સ્તોત્રને માત્ર સાભળવાથી પુત્ર વિનાનો પુત્ર પામે, સ્ત્રી વિનાનો સ્ત્રી મેળવે અને બધુઓ વિનાનો બધુઓને પામે, તેમ જ રોગી રોગથી મુક્ત થાય, બધાયેલો બધનથી છૂટે, ભય પામેલો ભયથી રહિત થાય અને પાપી પાપથી છૂટે એમ તુલસીનુ સ્તોત્ર કહ્યુ હવે તેમનુ ધ્યાન તથા પૂજાવિધિ તમે સાભળો વેદમા કણ્વશાખા વિષે તે કહેલુ જ છે અને તે તમે જાણો જ છો તુલસીના વૃક્ષમા તેમનુ આવાહન કર્યા વિના જ તેમનુ ધ્યાન કરી ભક્તિથી અને ઉપચારોથી તેમની પૂજા કરવી તુલસીનુ ધ્યાન પાપોનો નાશ કરે છે વેદમા કહ્યુ છે, કે પુષ્પોમા જેની તુલના નથી, એવા તુલસી સર્વથી પવિત્ર, દરેકે મસ્તક પર ધારણ કરવા યોગ્ય, સર્વને પ્રિય તથા વિશ્વને પાવન કરનારા કહેવાય છે 'પુષ્પોના સારરૂપ, સતી, પવિત્ર, મનોહર, કરેલા પાપોરૂપી લાકડાને બાળવા બળતા અગ્નિની શિખા જેવા, જીવન્મુક્ત, મુક્તિ આપનારા અને વિષ્ણુની ભક્તિ દેનારા તે તુલસીને હુ ભજુ છુ ' એમ ધ્યાન કરી, સારી રીતે પૂજી સ્તુતિ કરીને ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્યે તુલસીને પ્રણામ કરવા એમ તુલસીનુ આખ્યાન કહ્યુ હવે બીજુ વધારે તમે શુ સાભળવા ઇચ્છો છો?

**इति ध्यात्वा च संपूज्य स्तुत्वा च प्रणमेत् सुधीः ।**
**उक्तं तुलस्युपाख्यानं किं भूय. श्रोतुमिच्छसि ॥४४॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૨૫ મો સમાપ્ત

## અધ્યાય ૨૬ મો*

### સાવિત્રી આખ્યાન

नारद उवाच ॥

**तुलस्युपाख्यानमिदं श्रुतं चातिसुधोपमम् ।**
**ततः सावित्र्युपाख्यान तन्मे व्याख्यातुमर्हसि ॥१॥**

નારદે કહ્યુ ઉત્તમ અમૃત જેવુ આ તુલસીનુ આખ્યાન મે સાભળ્યુ હવે સાવિત્રીનુ આખ્યાન મને કહેવાને તમે યોગ્ય છો તે સાવિત્રી વેદોની માતા તરીકે પ્રસિદ્ધ છે, છતા પૂર્વે કયા કારણે (મનુષ્યરૂપે) જન્મ્યા હતા? લોકમા પ્રથમ તેમને કોણે પૂજ્યા હતા અને તે પછી કોણે પૂજ્યા હતા? (તે પણ કહો)

* આ અધ્યાયમા નારીતત્ત્વાર્થી શ્લોકોથી સર્વ વેદોમાં પ્રખ્યાત સાવિત્રીનુ આખ્યાન કહેવાશે.

શ્રીનારાયણ બોલ્યા હે નારદમુનિ! વેદોની માતા સાવિત્રીને પ્રથમ બ્રહ્માએ પૂજ્યા હતા, તે પછી વેદના સમૂહોએ પૂજ્યા હતા અને તે પછી વિદ્વાનોના સમુદાયોએ પૂજ્યા હતા તે સમયે (જ્યારે વિદ્વાનોએ તેમને પૂજવા માડયા ત્યારે) ભરતખડમા અશ્વપતિ રાજાએ (પ્રથમ) તેમને પૂજ્યા હતા અને તે પછી ચારે વર્ણો તેમને પૂજે છે

નારદે પૂછ્યુ 'હે બ્રહ્મન્! તે અશ્વપતિ કોણ હતો? તેણે કયા કારણે સર્વપૂજ્ય તે સાવિત્રી દેવીને (ભરતખડમા) પ્રથમ પૂજ્યા હતા? અને તે પછી બીજા કોણે કોણે તેમને પૂજ્યા હતા?'

શ્રીનારાયણ બોલ્યા હે નારદમુનિ! અશ્વપતિ મદ્રદેશનો મહારાજા હતો તે શત્રુઓના બળને હરનારો તથા મિત્રોના દુ ખોનો નાશ કરનારો હતો જેમ લક્ષ્મી વિષ્ણુના ધર્મચારિણી—પત્ની છે, તેમ એ રાજાની 'માલતી' નામે પ્રખ્યાત મહારાણી તથા પટરાણી હોઈ ધર્મચારિણી—પત્ની હતી હે નારદ! તે રાણી વાઝણી હતી, તેથી વસિષ્ઠના ઉપદેશથી તેણે ભક્તિથી સાવિત્રી દેવીનુ આરાધન શરૂ કર્યું હતુ પણ (ઘણા કાળ સુધી તપશ્ચર્યા કર્યા છતા) તે રાણી સાવિત્રીનુ વરદાન ન પામી, કે તેમના દર્શન પણ તેને ન થયા પછી દુ ખથી પીડાતી તે રાણી દુ ખી થતા હૃદયે ઘેર ગઈ, ત્યારે તેને દુ ખી જોઈ રાજા અશ્વપતિ નીતિથી તેને સમજાવી ભક્તિથી સાવિત્રીનુ તપ કરવા પુષ્કર ક્ષેત્રમા ગયો ત્યા સો વર્ષ સુધી સયમી રહી તેણે તપ કર્યા જ કર્યું, છતા સાવિત્રીનુ દર્શન તેને ન જ થયુ, છતા તેમની આવી આજ્ઞા તેને મળી કે, 'હે રાજા! તુ ગાયત્રીના દશ લાખ જપ કર.' હે નારદ! શરીર વિનાની એ આકાશવાણી તેણે સાભળી એવામા તે સ્થળે પરાશર મુનિ આવ્યા, એટલે રાજાએ તેમને પ્રણામ કર્યા પછી એ મુનિએ રાજાને કહ્યુ

પરાશર મુનિ બોલ્યા 'એક વાર કરેલો ગાયત્રીનો જપ, એક દિવસમા થયેલુ પાપ હરે છે, દશ વાર જપ કરવાથી એક દિવસરાત્રિનુ પાપ નાશ પામે છે સો વાર કરેલો જપ એક મહિનામા કરેલુ પાપ હરે છે એક હજાર વાર કરેલો જપ એક વર્ષના પાપને, એક લાખ ગાયત્રીજપ આખા જન્મના પાપને તથા દશ લાખ ગાયત્રીનો જપ બીજા જન્મના પાપને હરે છે સો લાખ ગાયત્રી જપ કરવાથી સર્વ જન્મોમા કરેલુ પાપ નાશ પામે છે, અને તેથી દશગણો ગાયત્રીનો જપ બ્રાહ્મણોની મુક્તિ કરે છે આગળીઓ વચ્ચે છિદ્ર ન રહે તેમ હાથને સર્પની ફણા જેવા આકારનો તથા ઉપરથી નમેલી આગળીઓ વાળો હૃદય પર સ્થિર રાખી, પૂર્વ દિશા તરફ મુખવાળા દ્વિજવર્ણે જપ કરવો અનામિકાના મધ્ય પ્રદેશથી નીચે દક્ષિણાવર્ત ક્રમથી આગળીના એક એક વેઢા પર અગૂઠાને મૂકતા મૂકતા તર્જનીના મૂળ સુધી લઈ જવો, આવો હસ્તમાળામા ક્રમ છે અથવા (માલાજપ કરવો હોય તો) ધોળા કમળના બીજોની ને સ્ફટિકની માળા કરી, તેને સસ્કારયુક્ત કરીને તીર્થમા કે દેવાલયમા જપ કરવો (પણ પ્રથમ તે માળાનો આ રીતે સસ્કાર કરવો જોઈએ ) બુદ્ધિમાન મનુષ્યે પીપળાના કે કમળના પાદડા પર માળાને રાખી તેને ગોરોચનથી વિલેપન લગાવી ગાયત્રીમત્રથી સ્નાન કરાવવુ પછી તેના પર વિધિપૂર્વક સો ગાયત્રીનો જપ કરવો, અથવા એ માળાને પચગવ્યથી કે ગગાજળથી સ્નાન કરાવી સારી રીતે સસ્કારવાળી કરવી હે રાજર્ષિ! એ ક્રમથી દશ લાખ ગાયત્રીનો તમે જપ કરો, એટલે ત્રણે જન્મના પાપોનો નાશ થતા તમે સાવિત્રી દેવીના સાક્ષાત્ દર્શન કરશો હે રાજન્! હમેશા પ્રાત કાળે, બપોરે તથા સાયકાળે સદા પવિત્ર થઈ નિત્ય કર્મરૂપે સધ્યા તમે કરજો, કેમ કે સધ્યારહિત દ્વિજવર્ણ કાયમ અપવિત્ર હોઈ સર્વ કર્મોમા અયોગ્ય ગણાય છે, તેમ જ આખા દિવસમા જે કર્મ કરે તેનુ ફળ પણ તેને પ્રાપ્ત થતુ નથી જે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય પ્રાત સધ્યા તથા સાયસધ્યા કરતો નથી, તેને શૂદ્ર જેવો માની દ્વિજવર્ણના સર્વ કર્મોથી દૂર કરવો જે બ્રાહ્મણ જીવનપર્યંત ત્રિકાળસધ્યા કરે છે તે તેજથી તથા તપથી સદા સૂર્ય જેવો પ્રકાશે છે તેના ચરણકમળની રજથી પૃથ્વી તરત પવિત્ર થાય છે જે દ્વિજવર્ણ સધ્યાથી પવિત્ર થયો હોય, તે જીવન્મુક્ત તથા તેજસ્વી થાય છે તેના સ્પર્શ માત્રથી તીર્થો પવિત્ર થાય છે અને ગરુડ પાસેથી જેમ સર્પ નાસી જાય, તેમ એનાથી પાપો નાસી જાય છે ત્રિકાળસધ્યા

નહિ કરનારા દ્વિજવર્ણની પૂજાને દેવો સ્વીકારતા નથી અને તેના પિંડતર્પણને પિતૃઓ સ્વેચ્છાથી લેતા નથી, જે દ્વિજવર્ણ મૂળપ્રકૃતિનો ભક્ત નથી, તેમના મંત્રની પણ પૂજા કરતો નથી અને તેમના ઉત્સવોથી રહિત હોય છે, તે અજગર જેવો છે તેમ જ વિષ્ણુના મંત્રથી રહિત ત્રિકાળસંધ્યાથી રહિત અને એકાદશીના વ્રત વિનાનો દ્વિજવર્ણ અજગર જેવો છે જે બ્રાહ્મણ વિષ્ણુને નૈવેદ્ય ધર્યા સિવાય જમે છે, લોકોના કપડા ધૂએ છે, બળદો હાંકે છે અને શૂદ્રોનુ અન્ન ખાય છે, તે પણ અજગર જેવો છે જે બ્રાહ્મણ શૂદ્રોના મુડદા બાળે છે, શૂદ્રજાતિની સ્ત્રીનો પતિ હોય છે અને શૂદ્રોનો રસોઇયો હોય છે, તે પણ અજગર જેવો છે જે બ્રાહ્મણ શૂદ્રો પાસેથી દાન લે, શૂદ્રો પાસે યજ્ઞો કરાવે, શાહી વેચી આજીવિકા ચલાવે અથવા હથિયાર પર જીવે તે પણ અજગર જેવો છે જે કન્યાવિક્રય કરે, વિષ્ણુનુ નામ વેચે, પતિ–પુત્ર વિનાની સ્ત્રીનુ અન્ન જમે, રજસ્વલા સ્ત્રીના હાથનુ (ચોથે દિવસ પણ) ખાય, કુટણાનો ધધો કરે, વ્યાજવટાવનો ધધો કરે અથવા વિદ્યા વેચે તે બ્રાહ્મણ પણ અજગર જેવો છે જે દ્વિજવર્ણ સૂર્યોદય વખતે સૂઈ રહે, માછલા ખાય અને શિવપૂજન વગેરેથી રહિત હોય, તે પણ અજગર જેવો છે ' એમ કહી મુનિશ્રેષ્ઠ પરાશરે સાવિત્રીની પૂજાવિધિનો સર્વ ક્રમ તથા ઇચ્છિત ધ્યાન વગેરે કહ્યા હે નારદ! મહારાજા અશ્વપતિને તે બધુ આપીને પરાશર મુનિ પોતાના આશ્રમમા ગયા તે પછી રાજા અશ્વપતિએ સાવિત્રીદેવીને સારી રીતે પૂજી તેમનુ દર્શન કર્યું હતુ તથા વરદાન મેળવ્યુ હતુ

નારદે પૂછ્યુ સાવિત્રીદેવીનુ કયુ ધ્યાન, કયુ પૂજાવિધાન, કયુ સ્તોત્ર તથા કયો મંત્ર આપીને પરાશર મુનિ ગયા હતા? વેદોની માતા સાવિત્રીદેવીને કયા વિધાનથી સારી રીતે પૂજી રાજા અશ્વપતિ કયુ વરદાન પામ્યો હતો? સાવિત્રીદેવીનુ તે સર્વ વેદસિદ્ધ ઉત્તમ માહાત્મ્ય હુ ટૂકમા સાભળવા ઇચ્છુ છુ

નારાયણ બોલ્યા જેઠ વદ તેરશ અથવા જેઠ સુદ તેરશના દિવસે વ્રતવાળો થઈ, ભક્તિપૂર્વક આ પ્રમાણે (સાવિત્રીનુ) વ્રત કરવુ એ વ્રત ચૌદ વર્ષ સુધી કરવાનુ હોય છે તેમા ચૌદ ફળ તથા ચૌદ નૈવેદ્ય ધરી પુષ્પ–ધૂપ વગેરે કરવા, તેમ જ વસ્ત્ર, જનોઈ તથા ભોજન વિધિપૂર્વક ધરાવી, ફળ તથા શાખાઓ સહિત મગલકલશ સ્થાપી ગણપતિ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ તથા શિવાદેવીનુ પૂજન કરી, કળશમા આવાહન કરેલા સાવિત્રીદેવીનુ દ્વિજવર્ણે પૂજન કરવુ વેદની માધ્યદિની શાખામા સાવિત્રીનુ ધ્યાન, સ્તોત્ર, પૂજાવિધાન તથા સર્વ કામનાઓ આપનારો જે મંત્ર કહેલો છે, તે તમે સાભળો 'તપેલા સોના જેવા રગવાળા, બ્રહ્મતેજ વડે પ્રકાશતા, ઉનાળાના બપોરના સમયના હજાર સૂર્ય જેવી કાંતિવાળા, મદ હાસ્યથી પ્રસન્ન મુખકમળવાળા, રત્નોના શણગારોથી શણગારેલા, અગ્નિથી શુદ્ધ કરેલા વસ્ત્રો પહેરતા, ભક્તો પર કૃપા કરવા શરીર ધારણ કરતા, સુખ દેનારા, મોક્ષ આપનારા, શાત, જગતના સ્રષ્ટા, બ્રહ્માના પત્ની, સર્વસંપત્તિસ્વરૂપ, સર્વે સંપત્તિઓને આપતા, વેદના અધિષ્ઠાત્રી દેવી, વેદશાસ્ત્રસ્વરૂપ, વેદોના બીજરૂપ અને વેદોના માતા સાવિત્રીદેવીને હુ ભજુ છુ એમ ધ્યાન કરી નૈવેદ્ય ધરાવી, પોતાના મસ્તક પર બે હાથ જોડી નમસ્કાર કરવો પછી ફરી ધ્યાન કરી વ્રત કરનારાએ ભક્તિથી દેવીનુ કળશમા આવાહન કરવુ પછી વેદોક્ત મંત્રોપૂર્વક, વિધિ સહિત ષોડશોપચાર અર્પણ કરી સારી રીતે પૂજી–સ્તવીને દેવોના દેવા સાવિત્રીને પ્રણામ કરવા આસન, પગ ધોવાનુ જળ, અર્ઘ્ય, સ્નાન કરવાનુ જળ વગેરે, વિલેપન, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાબૂલ, શીતળ જળ, વસ્ત્ર, આભૂષણ, પુષ્પમાળા, ચદન, આચમન, અને મનોહર સુદર શય્યા–આ સોળ ઉપચારો આપવાના હોય છે, (તે આમ મંત્રોચ્ચારપૂર્વક એક એક આપવા ) 'ચદનના લાકડાથી અથવા સોના વગેરેથી કરેલુ, દેવોના આધારરૂપ અને પુણ્ય આપનારુ આ આસન મે તમને અર્પણ કર્યું છે આ તીર્થજળ પુણ્યદાયી, પ્રીતિ આપનાર, પૂજાના અગરૂપ, તથા મહાશુદ્ધ હોઈ પાદ્ય તરીકે મે તમને આપ્યુ છે દૂર્વા તથા પુષ્પદલથી યુક્ત, પુણ્યદાયી અને શખના જળથી મિશ્ર આ પવિત્ર અર્ઘ્ય મે તમને અર્પણ કરેલો છે.

સુગંધદાર, સુગંધી જળવાળુ, સ્નેહરૂપ અને સુગંધી કરનારું આ સ્નાન માટેનુ જળ વગેરે જે તમને અર્પણ કર્યું છે, તેનો તમે સ્વીકાર કરો હે અંબિકે સુગંધી પદાર્થોથી ઉત્પન્ન થયેલુ, પવિત્ર, પ્રીતિ આપનાર, દિવ્ય ગંધ દેનારુ અને સુગંધી જળયુક્ત આ વિલેપન મે તમને ભક્તિથી અર્પણ કરેલુ છે હે પરમેશ્વરિ! સર્વ મંગળોરૂપ, સર્વ મંગળો આપનાર અને પુણ્યદાયી આ ઉત્તમ ધૂપ તમે સ્વીકારો સુગંધી હોઈ સુખદાયી, પ્રકાશ આપનાર અને અંધકારનો નાશ કરવાનુ મૂળ કારણ આ દીવો જગતને જોવા માટે મે તમને અર્પણ કર્યો છે તુષ્ટિ આપનાર, પુષ્ટિ આપનાર, પ્રીતિ દેનાર, ભૂખનો નાશ કરનાર, પુણ્યદાયી તથા સ્વાદિષ્ટ આ નૈવેદ્ય તમે સ્વીકારો કપૂર વગેરેથી સુવાસિત તુષ્ટિ તથા પુષ્ટિ આપનાર સુંદર અને શ્રેષ્ઠ આ તાંબૂલ મે તમને અર્પણ કરેલ છે અત્યંત શીતળ, તૃષાનો નાશ કરનાર તથા જગતના જીવનરૂપ આ ઠંડુ પાણી તમે સ્વીકારો દેહના શોભારૂપ, સભામા શોભા વધારનાર, સુતરાઉ તથા રેશમી વસ્ત્ર તમે સ્વીકારો સોના વગેરેથી બનાવેલ, શોભા કરનાર, શોભાયુક્ત, સદા સુખદાયી તથા પુણ્યદાયી આ રત્નોના ઘરેણા તમે સ્વીકારો અનેક વૃક્ષોમા ઉત્પન્ન થયેલ, અનેક રૂપવાળા, ફળસ્વરૂપ અને ફળદાયી આ ફળો તમે સ્વીકારો સર્વ મંગળરૂપ, સર્વ મંગળોની મંગળ, અનેક જાતના પુષ્પોથી રચેલી, બહુ શોભાવાળી, પ્રીતિ તથા પુણ્ય આપનારી આ માળા તમે સ્વીકારો હે દેવિ! પુણ્યદાયી તથા સુગંધી આ ચંદન તમે સ્વીકારો * લલાટમા શોભા વધારનાર, ભૂષણોમા શ્રેષ્ઠ રમણીય તથા ઉત્તમ આ સિંદૂર તમે સ્વીકારો શુદ્ધ ગાંઠોવાળી, પવિત્ર સૂતરમાથી બનાવેલી અને વેદના મંત્રો વડે પવિત્ર કરેલી આ જનોઈ તમે સ્વીકારો ' આ ઉપચાર દ્રવ્યો મૂળ મંત્રથી અર્પણ કરી બુદ્ધિમાન પુરુષે સ્તોત્રનો પાઠ કરવો. પછી એ વ્રતધારીએ ભક્તિથી બ્રાહ્મણને દક્ષિણા આપવી 'स त्रियो' શબ્દની ચોથી વિભક્તિવાળો, છેલ્લે 'स्वाहा'થી યુક્ત અને લક્ષ્મીબીજ (श्रीं), માયાબીજ (ह्रीं) તથા કામબીજ (क्लीं) જેના આરંભમા હોય છે, એવો (श्रीं ह्रीं क्लीं सावित्र्यै स्वाहा) આ આઠ અક્ષરોવાળો સાવિત્રીનો મૂળ મંત્ર વિદ્વાનો કહે છે હવે માધ્યંદિની શાખામા કહેલુ સર્વ કામનાઓ તથા ફળને આપનારુ અને બ્રાહ્મણોના જીવનરૂપ સ્તોત્ર હુ કહુ છુ, તમે સાંભળો હે નારદ! પૂર્વે ગોલોકમા શ્રીકૃષ્ણે બ્રહ્માને સાવિત્રી આપ્યા હતા પણ બ્રહ્માની સાથે બ્રહ્મલોકમા તે જતા હતા, ત્યારે શ્રીકૃષ્ણની આજ્ઞાથી બ્રહ્માએ વેદમાતા સાવિત્રીની ભક્તિપૂર્વક સ્તુતિ કરી હતી, ત્યારે પ્રસન્ન થઈ તે સાવિત્રીએ બ્રહ્માને પતિ તરીકે ઇચ્છ્યા હતા (બ્રહ્માએ તે સ્તુતિ આ પ્રમાણે કરી હતી)

બ્રહ્મા બોલ્યા. 'હે સચ્ચિદાનંદરૂપ! હે મૂળપ્રકૃતિરૂપ! હે હિરણ્યગર્ભરૂપ! સુંદરિ! તમે પ્રસન્ન થાઓ હે તેજસ્વરૂપ! હે સર્વશ્રેષ્ઠ! હે પરમાનંદરૂપ! હે દ્વિજવર્ણોની જાતિરૂપ! હે સુંદરિ! તમે પ્રસન્ન થાઓ. હે નિત્યરૂપ! હે સર્વને નિત્ય પ્રિય! હે દેવિ! હે નિત્ય આનંદસ્વરૂપ! હે સર્વ મંગળસ્વરૂપ! હે સુંદરિ! તમે પ્રસન્ન થાઓ હે સર્વસ્વરૂપ! હે બ્રાહ્મણોના શ્રેષ્ઠ મંત્રરૂપ! હે પરથી પર! હે સુખ દેનારા! હે મોક્ષ આપનારા! હે દેવી! હે સુંદરિ! તમે પ્રસન્ન થાઓ હે બ્રાહ્મણોના પાપરૂપી લાકડાને બાળવા માટે પ્રજ્વલિત અગ્નિની શિખા જેવા! હે બ્રહ્મતેજ આપનારા! હે દેવિ! હે સુંદરિ! તમે પ્રસન્ન થાઓ શરીરથી, મનથી કે વાણીથી મનુષ્ય જે પાપ કરે છે, તે તમારા સ્મરણમાત્રથી બળી ભસ્મ થશે ' એમ ત્યા સભામાં સ્તુતિ કરીને જગતના સ્રષ્ટા બ્રહ્મા ત્યા ઊભા રહ્યા હતા પછી સાવિત્રી બ્રહ્મા સાથે બ્રહ્મલોકમા ગયા હતા. આ ઉત્તમ સ્તોત્રથી સ્તુતિ કરીને અશ્વપતિ રાજાએ સાવિત્રીના દર્શન કર્યા હતા અને મનવાંછિત વરદાન મેળવ્યુ હતુ જે મનુષ્ય સંધ્યા કરીને આ ઉત્તમ સ્તોત્રનો પાઠ કરે છે, તે ચારે વેદોનો પાઠ કર્યાનુ ફળ પામે છે ૧–૮૭

स्तवराजमिमं पुण्यं संध्यां कृत्वा च यः पठेत्।
पाठे चतुर्णां वेदानां यत् फलं लभते च तत्॥
અધ્યાય ૨૬ મો સમાપ્ત

* આ સ્તોત્રે આચમનીય તથા દક્ષિણા આપવા કહવાના મંત્રો જોઈએ, પણ તેને બદલે સિંદૂર તથા જનોઈ આપવાના મંત્રો આપે છે.

# અધ્યાય ૨૭ મો*

## અશ્વપતિને ત્યાં અંશથી સાવિત્રીનો જન્મ વગેરે

श्रीनारायण उवाच

**स्तुत्वाऽनेन सोऽश्वपतिः सपूज्य विधिपूर्वकम् ।**
**ददर्श तत्र तां देवीं सहस्रार्कसमप्रभाम् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા અશ્વપતિ રાજાએ વિધિ પૂર્વક ત્યા (પુષ્કર ક્ષેત્રમા) સાવિત્રીને સારી રીતે પૂજીને આ સ્તોત્રથી સ્તુતિ કર્યા પછી હજાર સૂર્ય સમાન કાંતિવાળા તે દેવીના દર્શન કર્યા હતા તે વેળા પ્રસન્ન થયેલા, મદ હાસ્યવાળા અને કાંતિ વડે દિશાઓને પ્રકાશમાન કરતા સતી સાવિત્રીએ જેમ માતા પોતાના પુત્રને કહે, તેમ અશ્વપતિને (આમ) કહ્યુ હતુ

સાવિત્રી બોલ્યા હે મહારાજા ! તારા તથા તારી પત્નીના મનમા જે ઇચ્છા છે, તેને હુ જાણુ છુ, તે સર્વ હુ અવશ્ય આપીશ તારી પતિવ્રતા પત્ની કન્યા ઇચ્છે છે અને તુ પુત્ર ઇચ્છે છે, તે બને અનુક્રમે થશે

એમ કહી તે સમયે સાવિત્રીદેવી બ્રહ્મલોકમા ગયા હતા અને રાજા પોતાને ઘેર ગયો હતો તેને ત્યા પ્રથમ કન્યા ઉત્પન્ન થઈ હતી સાવિત્રીનુ આરાધન કરવાથી તે કન્યા બીજી લક્ષ્મી જેવી હતી રાજા અશ્વપતિએ તેનુ 'સાવિત્રી' નામ રાખ્યુ હતુ શુક્લ પક્ષના ચદ્રની કળાની પેઠે પ્રતિદિન વધતી તે કન્યા કાળે કરી રૂપયૌવનયુક્ત થઈ તે સાવિત્રીએ સદા સત્યમય સ્વભાવવાળા અને અનેક ગુણોથી યુક્ત દ્યુમત્સેનના પુત્ર સત્યવાનને પોતાના પતિ તરીકે પસદ કર્યો હતો, જેથી અશ્વપતિ રાજાએ રત્નોના શણગારોથી શણગારેલી સાવિત્રી તે સત્યવાનને આપી હતી પછી એ સત્યવાન પણ આનદપૂર્વક તેને સ્વીકારી તેની સાથ ઘેર ગયો હતો એક વર્ષ વીત્યુ, એટલે (એક વખત) સત્ય પરાક્રમવાળો સત્યવાન પિતાની આજ્ઞાથી ફળ તથા કાષ્ઠો લેવા અત્યત હર્ષપૂર્વક ગયો હતો પતિવ્રતા સાવિત્રી પણ દૈવયોગે તેની પાછળ ગઈ ત્યા પ્રારબ્ધ યોગે ઝાડ ઉપરથી પડીને સત્યવાન મરી ગયો હે નારદ મુનિ ! તેને એમ મરેલો જોઈ, યમરાજા (તેના શરીરમાથી) અગૂઠા જેવડા પુરુષને (એટલે તેના લિંગશરીરને બહાર કાઢી) બાધીને લઈ જવા લાગ્યા, ત્યારે સતી સાવિત્રી પણ તેમની પાછળ ગઈ સુદર દાતવાળી સાવિત્રીને પોતાની પાછળ (આવતી) જોઈ સત્ પુરુષોમા મહાશ્રેષ્ઠ અને સયમિની નગરીના સ્વામી યમદેવ તે પતિવ્રતાને મધુર વચન કહેવા લાગ્યા

યમરાજ બોલ્યા અહો ! હે સાવિત્રી ! મનુષ્ય શરીરની સાથે તુ કયા જાય છે ? જો તારે પતિ સાથે જવુ હોય તો મનુષ્યદેહ ત્યજી દે સદા નાશવત હરકોઈ મનુષ્ય પાચ ભૂતોથી બનેલા નાશવત શરીરની સાથે મારા લોકમા જઈ શકતો નથી હે સતિ ! તારા સ્વામીનો ભરતખડમા રહેવા માટેનો સમય પૂર્ણ થયો છે, તેથી પોતાના કર્મોના ફળ ભોગવવા સત્યવાન મારે ઘેર જાય છે કર્મથી પ્રાણી જન્મે છે, કર્મથી જ નાશ પામે છે અને સુખદુ ખ, ભય તથા શોક પણ કર્મથી જ થાય છે કર્મને લીધે જીવ ઇદ્ર થાય, પોતાના કર્મથી જ તે બ્રહ્માનો પુત્ર થાય અને પોતાના કર્મેથી જ વિષ્ણુનો દાસ થઈ જન્માદિથી રહિત થાય છે પોતાના કર્મથી પ્રાણી અવશ્ય દેવપણુ પામે છે અને પોતાના કર્મથી વિષ્ણુનુ સાલોક્ય આદિ ચાર પ્રકારની મુક્તિ પામે છે પોતાના કર્મથી જીવ દેવપણુ, મનુપણુ, રાજેન્દ્રપણુ, શિવપણુ, ગણેશપણુ, મુનીન્દ્રપણુ, તપસ્વીપણુ, ક્ષત્રિયપણુ, વૈશ્યપણુ, તથા મ્લેચ્છપણુ પામે છે એમા સશય નથી વળી પોતાના કર્મોથી જ જગમપણુ, સ્થાવરપણુ, રાક્ષસપણુ, કિન્નરપણુ, અધિપતિપણુ, વૃક્ષપણુ, પશુપણુ, વનમા જીવનારપણુ, ક્ષુદ્રજતુપણુ, કીડાપણુ, દૈત્યપણુ, દાનવપણુ તથા અસુરપણુ પ્રાપ્ત થાય છે એવુ એ વચન સાવિત્રીને કહી યમરાજ બોલતા બધ થયા ૧–૨૫

**दैतेयत्वं दानवत्वमसुरत्वं स्वकर्मणा ।**
**इत्येतदुक्त्वा सावित्रीं विरराम स वै यमः ॥ २५ ॥**

અધ્યાય ૨૭ મો સમાપ્ત

* આ અધ્યાયમા પચીસ શ્લોકોથી રાજા અશ્વપતિને ત્યાં અંશથી સાવિત્રીનો જન્મ થયો વગેરે કહેવાશે.

# અધ્યાય ૨૮ મો*

## યમ તથા સાવિત્રીનો સંવાદ

श्रीनारायण उवाच

**यमस्य वचनं श्रुत्वा सावित्री च पतिव्रता ।**
**तुष्टाव परया भक्त्या तमुवाच मनस्विनी ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા યમરાજનુ એ વચન સાભળી ઉત્તમ મનવાળા પતિવ્રતા સાવિત્રીએ પરમ ભક્તિથી યમદેવની સ્તુતિ કરી અને તેમને પૂછ્યુ

સાવિત્રીએ પૂછ્યુ તે કર્મ શુ છે? કયા નિમિત્ત કારણે તે થાય છે? તેનુ મૂળ કારણ શુ છે? એ કર્મથી બધાયેલો દેહી જીવ કોણ છે? દેહ કોણ છે? દેહમા કર્મ કરનાર કોણ છે? (જેથી મુક્તિ થાય છે તે) જ્ઞાન કયુ છે? બુદ્ધિ કઈ છે? પ્રાણીઓનો પ્રાણ કયો છે? ઇન્દ્રિયો કઈ છે? તેઓનુ લક્ષણ શુ છે? તે ઇન્દ્રિયોના દેવતાઓ કોણ છે? ભોક્તા કોણ છે? ભોગવનાર કોણ છે? ભોગ શુ છે? આ સસારનો નાશ કેવી રીતે થાય છે? જીવ કોણ છે અને પર માત્મા કોણ છે? તે મને કહેવા તમે યોગ્ય છો

યમરાજ બોલ્યા વેદમા કહેલો ધર્મ તે પરમ મગલરૂપ શુભ કર્મ છે અને વેદમા નહિ કહેલુ જે કર્મ તે જ અશુભ કર્મ છે ફળરૂપ કારણ વિનાની અને ફળ મેળવવાના સકલ્પથી પણ રહિત જે ઉત્તમ દેવસેવા તે (શુભકર્મરૂપ હોઈ) કર્મોનો નાશ કરનાર થાય છે અને તે જ ઉત્તમ ભક્તિ આપનારી છે– (આવી ઉત્તમ ભક્તિને પામેલો) પરમાત્માનો જે ભક્ત હોય તે સર્વ તરફથી નિર્લિપ્ત રહી કર્મ કરનાર કેમ ગણાય? અને કર્મના ફળ ભોગવનાર પણ કેમ થાય છે? (અર્થાત્ એવો પરમ ભક્ત નિષ્કામ કર્મ ભલે કરે તોયે કર્મ કરતો જ નથી અને કર્મનુ ફળ પણ ભોગવતો નથી) તે ભક્ત તો વેદમા મુક્ત જ કહેવાયો છે (એવાને કર્મના ફળભોગરૂપ પ્રવાહમા ખેચાવુ સભવતુ જ નથી) તે તો જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, શોક તથા ભયથી રહિત થાય છે હે પવિત્ર સ્ત્રી! વેદમા કહેલી સર્વમાન્ય ભક્તિ બે પ્રકારની છે એક મનુષ્યોને નિર્વાણ પદ આપનારી–નિર્ગુણ આત્મવિષયક ભક્તિ છે અને બીજી (સગુણ) પ્રભુના સ્વરૂપને આપનારી ભક્તિ છે (અર્થાત્ નિર્ગુણ બ્રહ્મની ભક્તિ તથા સગુણ બ્રહ્મની ભક્તિ એમ ભક્તિના બે પ્રકાર છે) તેમા સગુણ પ્રભુસ્વરૂપને આપનારી બીજા પ્રકારની જે (સગુણ) ભક્તિ છે, તેને મધ્યમ અધિકારીઓ ઇચ્છે છે અને બ્રહ્મવેત્તાઓ તથા બીજા શ્રેષ્ઠ યોગીઓ તો નિર્વાણ-પદને આપનારી-નિર્ગુણ ભક્તિને જ ઇચ્છે છે. કર્મોના બીજરૂપ, કર્મોના ફળને નિરતર આપનાર, સૃષ્ટિ–સ્થિતિ–સહારરૂપ કર્મોને કરનાર અને સપૂર્ણ ઐશ્વર્યવાળા પરમ પ્રકૃતિરૂપ જે પરમાત્મા છે, તે જ (પૂર્વોક્ત) કર્મોનુ મૂળ ઉપાદાનકારણ છે* અને મરણ પછી જે અહીં પડી રહે છે, તે જ નાશવત દેહ છે પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ —આ પાચ મહાભૂતો, (માયાવિશિષ્ટ) બ્રહ્મની સૃષ્ટિરૂપ રચનામા સૂત્રરૂપ છે અર્થાત્ મણકાઓમા જેમ દોરો રહેલો હોય છે, તેમ દેહમા આ પાચે વ્યાપીને રહ્યા છે અને તેથી જ દેહ પાચભૌતિક કહેવાય છે કર્મોનો કર્તા જે જીવ છે તે જ સદા દેહી કહેવાય છે (અને તે જ કર્મફળનો ભોક્તા છે) અતર્યામી ભોગવાવનાર છે, સુખ–દુ ખનો અનુભવ ભોગ છે અને (આત્મસ્વરૂપે રહેવારૂપ) જે મુક્તિ છે, તે જ સસારનો નાશ છે આત્મા તથા અનાત્માના ભેદને જણાવવામા જે કારણ છે તે જ (અપરોક્ષ

---

* આ અધ્યાયમા સાડત્રીસ શ્લોકોથી સાવિત્રીદેવીએ ટૂંકમાં યમરાજને અધ્યાત્મ સબધી પ્રશ્ન કર્યો તે કહેવાશે.

– અર્થાત્ ફળવાસના રહિત હોઈ કેવળ દેવપ્રીત્યર્થે જે ઈશ્વરની સેવા કરાય, તે કર્મ ઊખડી જાય ત્યાં સુધી કરવાની હોઈ ચિત્તશુદ્ધિ આપનારી છે કહેવાનો ભાવ આ છે કે વેદોક્ત કર્મ જ નિષ્કામભાવે કેવળ પરમેશ્વર પ્રીત્યર્થે જો કરાય, તો ચિત્તશુદ્ધિ દ્વારા પરમાત્મામા ભક્તિ ઉત્પન્ન કરીને તે દ્વારા જ્ઞાન ઉત્પન્ન કરનાર થાય છે અને તે જ કર્મ સસારથી તારનાર થાય છે

* અહીં ભાવ થાય છે કે, માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ જે મૂળ પ્રકૃતિ છે, તે જ કર્મનું ઉપાદાનકારણ, વિવર્તકારણ તથા નિમિત્તકારણ છે તેમા અવિદ્યા વિષે ચૈતન્યના પ્રતિબિંબરૂપ જે જીવ છે, તે નિમિત્તમાત્ર છે અને બ્રહ્મ ઉપાદાનકારણ છે, આવો વિભાગ સમજવો, કેમ કે અવિદ્યાથી કામના થાય છે અને કામનાથી કર્મ થાય છે, આવો સિદ્ધાન્ત છે

આત્મવસ્તુ વિષેની બ્રહ્મવિદ્યા) જ્ઞાન છે અનેક પ્રકારે (ઘટ–પટાદિ વિષયનુ) હોઈ, વિષયોના પરસ્પર વિભાગોને ભેદ જણાવવામા જે કારણ છે, તે જ નિશ્ચયરૂપ બુદ્ધિ છે આ બુદ્ધિ (પૂર્વોક્ત) જ્ઞાનનુ બીજ છે, એમ વેદમા કહ્યુ છે– પ્રાણીઓના બળરૂપ જુદા જુદા જે વાયુઓ (શરીરમા રહ્યા છે) તે પ્રાણ છે ઇંદ્રિયોમા શ્રેષ્ઠ, પરમાત્માના પ્રતિબિંબવાળુ, સશયાત્મક ઇંદ્રિયોના વ્યાપારોને પ્રેરનારુ, અતિશય ચચળ, જાણવુ અશક્ય અને અદૃશ્ય બુદ્ધિનો જ એક ભેદ છે, તે જ પ્રાણીઓનુ મન કહેવાય છે નેત્ર, શ્રવણ, ઘ્રાણ, ત્વચા તથા રસના—આ (પાચ) જ્ઞાનેન્દ્રિયો છે તે પ્રાણીઓના અગરૂપ છે કર્મેન્દ્રિયોના બધા વ્યાપારોની પ્રેરક છે, (વિષયોમા આસક્ત થાય તો) શત્રુરૂપ છે અને દુ ખદાયી છે, તેમ જ (વિષયોમા આસક્ત ન થતા પ્રભુભક્તિ વગેરેમા આસક્ત થાય તો) મિત્રરૂપ તથા સુખરૂપ થાય છે સૂર્ય, વાયુ, પૃથ્વી તથા બ્રહ્મા વગેરેને ઇંદ્રિયોના દેવો કહ્યા છે, પ્રાણ તથા દેહ વગેરેને ધારણ કરનાર (અત કરણમા રહેતા પરમાત્માનુ જે પ્રતિબિંબ) છે, તે જ જીવ કહેવાય છે અને સર્વશ્રેષ્ઠ, વ્યાપક, નિર્ગુણ, પ્રકૃતિથી પર તથા કારણોનુ પણ કારણ જે બ્રહ્મ છે, તે જ પરમાત્મા કહેવાય છે હે પુત્રિ! એમ તે મને જે પૂછ્યુ હતુ, તે સર્વ જ્ઞાનીઓનુ જ્ઞાનસ્વરૂપ મે તને શાસ્ત્રાનુસાર કહ્યુ હવે તુ સુખથી (પાછી) જા

સાવિત્રી બોલી મારા પતિનો તથા જ્ઞાનના અચળ સમુદ્રરૂપ તમારો ત્યાગ કરી હુ કયા જાઉ? માટે હુ જે જે પૂછુ છુ, તેનો ઉત્તર કહેવા તમે યોગ્ય છો હે પિતા! કયા કયા કર્મથી જીવ કઈ કઈ યોનિમા જાય છે? કયા કર્મથી સ્વર્ગમા જાય છે? કયા કર્મથી નરકમા પડે છે? કયા કર્મથી મુક્તિ થાય છે? કયા કર્મથી ગુરુ પર ભક્તિ થાય છે? કયા કર્મથી યોગી થાય છે? કયા કર્મથી રોગી થાય છે? કયા કર્મથી લાબુ જીવનાર થાય છે? કયા કર્મથી ઓછા આયુષ્યવાળો થાય છે? કયા કર્મથી દુ ખી થાય છે? કયા કર્મથી સુખી થાય છે? અગ વિનાનો, કાણો, બહેરો, આધળો, પાગળો, પ્રમાદી, અપમાન પામેલો, અત્યત લોભી અને ચોર કયા કયા કર્મથી થાય છે? તેમ જ સિદ્ધિને તથા સાલોક્ય આદિ ચાર પ્રકારની મુક્તિને કયા કર્મથી જીવ પામે છે? કયા કર્મથી બ્રાહ્મણપણુ, કયા કર્મથી તપસ્વીપણુ, કયા કર્મથી સ્વર્ગના ભોગ વગેરે, કયા કર્મથી વૈકુઠ તથા કયા કર્મથી સર્વોત્કૃષ્ટ હોઈ સર્વ પ્રકારે નિર્દોષ એવો ગોલોક પ્રાપ્ત થાય છે? નરકો કેવા કેવા પ્રકારના છે? તેઓની સખ્યા કેટલી છે? તેમના નામો કયા છે? કયો જીવ કયા નરકમા જાય છે? ત્યા કેટલો કાળ રહે છે? પાપીઓને કયા કર્મથી કયો રોગ થાય છે? આ જે જે મને જાણવુ પ્રિય છે, તે તે મે પૂછ્યુ છે, માટે તે મને કહેવા તમે યોગ્ય છો ૧-૩૦

को वा कं नरकं याति कियन्तं तेषु तिष्ठति।
पापिनां कर्मणा केन को वा व्याधिः प्रजायते॥
यद् यत्प्रियं मया पृष्टं तन्मे व्याख्यातुमर्हसि।

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કધ વિષે અધ્યાય ૨૮ મો સમાપ્ત

## અધ્યાય ૨૯ મો×

### કર્મના ફળનુ વર્ણન

શ્રીનારાયણ ઉવાચ

सावित्रीवचनं श्रुत्वा जगाम विस्मयं यमः।
प्रहस्य वक्तुमारेभे कर्मपाकं तु जीविनाम्॥१॥

શ્રીનારાયણ બોલ્યા સાવિત્રીનુ વચન સાભળી યમરાજા વિસ્મય પામ્યા તેમણે ખૂબ હસીને પ્રાણીઓના કર્મફળ કહેવા શરૂ કર્યા

યમરાજ બોલ્યા હે પુત્રિ! હમણા તુ બાર વર્ષની કન્યા છે, છતા તારુ જ્ઞાન પૂર્વકાળના વિદ્વાન જ્ઞાનીઓ તથા યોગીઓના જેવુ અતિ પ્રૌઢ છે હે પુત્રિ! પૂર્વે અશ્વપતિ રાજાએ તપ કરીને સાવિત્રીદેવીના વરદાનથી, તે સાવિત્રીના અશરૂપ અને તેમના જ જેવી તને સતી પુત્રીને મેળવી છે જેમ વિષ્ણુ પાસે

– અર્થાત્ એક જ બુદ્ધિ જ્યારે અંતર્મુખ થાય છે, ત્યારે જ્ઞાન, બ્રહ્મવિદ્યા ઇત્યાદિ શબ્દોથી કહેવાય છે અને બહિર્મુખ થાય છે, ત્યારે બુદ્ધિ કહેવાય છે

× આ અધ્યાયમા વાચે તિર્તેર શ્લોકોથી દાનધર્મનુ સર્વ ફળ બરાબર વર્ણવ્યુ છે.

લક્ષ્મી, શંકર પાસે પાર્વતી, કશ્યપ પાસે અદિતિ, ગૌતમ પાસે અહલ્યા, ઇંદ્ર પાસે ઇંદ્રાણી, ચંદ્ર પાસે રોહિણી, કામદેવ પાસે રતિ, અગ્નિ પાસે સ્વાહા, પિતૃઓ પાસે સ્વધા, સૂર્ય પાસે સંજ્ઞા, વરુણ પાસે વરુણા, યજ્ઞ પાસે દક્ષિણા, વરાહ પાસે પૃથ્વી અને કાર્તિકેય પાસે દેવસેના છે તેમ હે પ્રિય પુત્રિ! તું સત્યવાન પાસે અખંડ સૌભાગ્યવાળી ઉત્તમ પ્રિય પત્ની તરીકે રહે હે મહાભાગ્યશાળી દેવિ! મેં તને આ વરદાન આપ્યું છે હવે બીજું પણ તને જે ઈચ્છિત હોય, તે તું માગ, હું તને બધું ઇચ્છિત આપીશ

સાવિત્રી બોલ્યા હે મહાભાગ! મને સત્યવાનથી સો સગા પુત્રો થાઓ તેમ જ મારા પિતાને સો પુત્રો થાઓ, મારા સસરાને બંને નેત્રો પ્રાપ્ત થાઓ તથા (શત્રુએ હરી લીધેલું) તેમનું રાજ્ય મળો આ વરદાનની મને ઇચ્છા છે હે જગતના પ્રભુ! એક લાખ વર્ષ વીતી જાય, ત્યારે છેવટે હું સત્યવાન સાથે વિષ્ણુલોકમાં જાઉં, આ પણ મારી ઇચ્છા છે. વળી જીવોના કર્મફળ તથા વિશ્વના ઉદ્ધારનું કારણ સાંભળવા મને ઉત્કંઠા છે, માટે તે મને કહેવા તમે યોગ્ય છો

યમરાજ બોલ્યા હે મહાપતિવ્રતા! તારા મનનું ધાર્યું બધું થશે. હવે જીવોના કર્મફળ હું કહું છું, સાંભળ. પવિત્ર ભરતખંડ ક્ષેત્રમાં જ જન્મ પામી શુભ તથા અશુભ બંને કર્મોનું ફળ લોકો ભોગવે છે બીજે સ્થળે બંને કર્મોનું ફળ લોકો ભોગવતા નથી (અર્થાત્ કેવળ એક ભરતખંડ સિવાય બીજે કોઈ પણ સ્થળે એકલું શુભ કર્મનું જ ફળ ભોગવાય છે અથવા એકલું અશુભ કર્મનું જ ફળ ભોગવાય છે) હે સતિ! દેવો, દૈત્યો, દાનવો, ગંધર્વો, રાક્ષસો વગેરે તથા મનુષ્યો આટલા જ કર્મ કરવાના અધિકારી છે, તે સિવાયના બીજા (પશુ વગેરે) સર્વ જીવો કર્મ કરવાના અધિકારી નથી એટલે કે (પૂર્વોક્ત) મનુષ્ય વગેરે ઉત્તમ જીવો જ (કર્મના અધિકારી હોઈ) સર્વ યોનિઓમાં શુભાશુભ કર્મ ભોગવે છે સ્વર્ગમાં કેવળ શુભ કર્મફળ ભોગવે છે અને નરકમાં કેવળ અશુભ કર્મફળ ભોગવે છે ખાસ કરી તે જીવો સર્વ યોનિઓમાં ભમે છે અને પૂર્વજન્મમાં કરેલા શુભ શુભ કર્મફળ ભોગવે છે શુભ કર્મથી સ્વર્ગાદિ લોકમાં જાય છે અને અશુભ કર્મથી નરકોમાં ભમે છે હે સતિ! કર્મોને ઉખેડી નાખવા માટે ઉપર કહેલી, બે પ્રકારની ભક્તિ જ સમર્થ છે, જેમાં એક નિર્વાણરૂપ નિર્ગુણ ભક્તિ છે અને બીજી માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ મૂલપ્રકૃતિની સગુણ ભક્તિ છે અશુભ કર્મથી જીવ રોગી થાય છે અને શુભ કર્મથી નીરોગી રહે છે. કર્મથી જ લાંબું જીવનારો, ઓછા આયુષવાળો, સુખી તથા દુઃખી થાય છે નિંદ્ય કર્મને લીધે જ ખોડખાપણવાળા તથા આંધળા વગેરે થાય છે અને સર્વોત્કૃષ્ટ શ્રેષ્ઠ કર્મથી સિદ્ધિ વગેરેને પામે છે હે દેવિ! આ સામાન્ય વાત કહી હવે વિશેષ સાંભળ આ વાત અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય છે, જેથી પુરાણોમાં તથા સ્મૃતિઓમાં પણ મળવી અતિ દુર્લભ છે ભરતખંડ વિષે સર્વ જાતિઓમાં મનુષ્યજાતિ દુર્લભ છે તેમાં પણ સર્વ કરતાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, કેમ કે સર્વ કર્મોમાં તે ઉત્તમ ગણાય છે હે સતિ! ભરતખંડમાં જે બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ છે, તે સર્વ કરતાં ઉત્તમ છે તે બ્રાહ્મણ સકામ તથા નિષ્કામ એમ બે પ્રકારના હોય છે સકામ કરતાં નિષ્કામ ભક્ત જ શ્રેષ્ઠ છે, કેમ કે સકામ તો કર્મોના ફળનો ભોગવનાર હોય છે અને નિષ્કામ એ ઉપદ્રવથી રહિત હોય છે હે સતિ! તે નિષ્કામ ભક્ત તો દેહ છોડીને સર્વ દોષોથી રહિત પરમપદને જ પામે છે તે નિષ્કામીઓને ફરી (સમારમાં) આવવાનું હોતું નથી તે નિષ્કામ ભક્તો દિવ્ય રૂપ ધરીને ગોલોકમાં જાય છે અને ત્યાં બે ભુજાવાળા ઈશ્વર શ્રીકૃષ્ણ પરમાત્માને ભજે છે, પણ સકામ વૈષ્ણવો તો વૈકુંઠલોકમાં જઈને પાછા ભરતખંડમાં જ આવે છે અને દ્વિજવર્ણોમાં જન્મે છે+ કાળે કરીને તે સકામ ભક્તો પણ અનુક્રમે

+ આ ૨૬, ૨૭, ૨૮ ત્રણ શ્લોકોનો તાત્પર્યાર્થિક ભાવ આ છે કે, પોતાના ધર્મનું પાલન કરતા અને ગણપતિ [illegible] દેવોની ઉપાસના કરતા સકામ ભક્તો તો તે દેવોના લોકમાં જઈ પાછા ભરતખંડમાં આવી ઉત્તમ જાતિમાં જન્મે છે, ત્યારે નિષ્કામ ભક્તો તો પોતાના ધર્મનું પાલન કરતા રહી પંચદેવ દેવોની ઉપાસના કરીને તે તે દેવોના લોકમાં જાય છે અને ત્યાં જ જ્ઞાન મેળવી મુક્ત થાય છે તેઓને ફરી જન્મ લેવો પડતો જ નથી.

નિષ્કામ તો થાય જ છે અને તેઓને હુ પોતે જ ફરી અવશ્ય નિર્મળ ભક્તિ આપુ છુ જે બ્રાહ્મણો તથા વૈષ્ણવો સર્વ જન્મોમા સકામ રહે છે, તેઓની બુદ્ધિ નિર્મળ થતી નથી અને તેઓ વિષ્ણુભક્તિથી રહિત જ રહે છે હે સતિ! જે બ્રાહ્મણો તીર્થોનો આશ્રય કરનાર અને તપસ્યા કરવામા તત્પર રહે છે તેઓ બ્રહ્મલોકમા જાય છે અને પાછા ભરતખડમા આવે છે જે બ્રાહ્મણો સ્વધર્મમા તત્પર રહે છે, પણ તીર્થ સિવાય બીજા સ્થળે રહે છે તેઓ સત્યલોકમા જાય છે ને પાછા ભરતખડમા આવે છે ભરતખડમા જે બ્રાહ્મણો સૂર્યના ભક્ત હોય છે, તેઓ સૂર્યલોકમા જાય છે અને પાછા ભરતખડમા આવે છે જે નિષ્કામ ધર્મચારીઓ મૂલપ્રકૃતિના ભક્તો હોય છે, તેઓ પુનરાગમનથી રહિત એવા મણિદ્વીપમા જ જાય છે જે ભક્તો સ્વધર્મપરાયણ રહી શિવના, શક્તિના તથા ગણપતિના ઉપાસકો હોય છે, તેઓ શિવલોકમા જાય છે અને પાછા ભરતખડમા આવે છે હે સતિ! જે બ્રાહ્મણો સ્વધર્મપરાયણ રહી (પચાયતન વિના) બીજા દેવોને પૂજે છે, તેઓ તે તે બધા દેવોના લોકમા જાય છે અને પાછા ભરતખડમા આવે છે જે બ્રાહ્મણો સ્વધર્મપરાયણ હોઈ વિષ્ણુના નિષ્કામભક્ત હોય છે, તેઓ ભક્તિના બળથી અનુક્રમે વિષ્ણુના લોકમા જાય છે જે બ્રાહ્મણો સ્વધર્મથી ભ્રષ્ટ થઈ કોઈ પણ દેવની સેવા કરતા નથી અને સદા ભ્રષ્ટાચારી થઈ વિષયપરાયણ જ રહે છે, તેઓ ખરેખર નરકમા જાય છે એટલે કે ચાર વર્ણો સ્વધર્મપરાયણ રહીને જ શુભ કર્મના ફળ ભોગવનાર થાય છે જેઓ સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે તેઓ અવશ્ય નરકમા જ જાય છે, પણ ભરતખડમા કર્મના ફળ ભોગવનારા થતા જ નથી, માટે ચારે વર્ણોએ સ્વધર્મપરાયણ જ રહેવુ જોઈએ. જે સ્વધર્મમા તત્પર રહેતા બ્રાહ્મણ સ્વધર્મમા તત્પર રહેતા બ્રાહ્મણને કન્યાદાન કરે છે, તેઓ ચદ્રલોકમા જાય છે અને હે સતિ! ચૌદ ઇન્દ્રો થાય ત્યા સુધી રહે છે શણગારેલી કન્યાનુ દાન કરવાથી તે કરતા બેગણુ ફળ કહ્યુ છે જેઓ એ ચદ્રલોકમા જવાની ઇચ્છાવાળા હોય છે, તેઓ જ એ કન્યાદાનવી ચદ્રલોકમા જાય છે, પણ જે સત્પુરુષો કોઈ પણ ફલેચ્છાથી રહિત હોઈ કેવળ ઈશ્વરપ્રીત્યર્થે કન્યાદાન કરે છે, તેઓ ચદ્રલોકમા જતા નથી, પણ (તે દ્વારા ચિત્તશુદ્ધિ પામી જ્ઞાન મેળવીને) ફળસમૂહથી રહિત થઈ વિષ્ણુલોકમા જાય છે (અથવા પોત પોતાના ઈષ્ટદેવના લોકમા જાય છે) હે સતિ! જેઓ ગાયનુ દૂધ–દહીં, સોનુ, વસ્ત્ર, ઘી, ફળ તથા જળનુ બ્રાહ્મણોને દાન કરે છે, તેઓ ચદ્રલોકમા જાય છે અને તે લોકમા એક મન્વતર સુધી વસે છે પોતાના પુણ્યને લીધે તે લોકો એટલા બધા લાબા કાળ સુધી ત્યા રહે છે હે સતિ! જે લોકો સુદર વર્ણવાળી ગાયોનુ તથા તાબા વગેરેનુ પવિત્ર બ્રાહ્મણને દાન દે છે, તેઓ સૂર્યલોકમા જાય છે અને વિશાળ લોકમા સુખી થઈ દશ હજાર વર્ષ સુધીનો લાબો વાસ કરે છે જેઓ બ્રાહ્મણોને પૃથ્વીનુ તથા પુષ્કળ ધનનુ દાન દે છે, તેઓ વિષ્ણુલોકમા અને મનોહર શ્વેતદ્વીપમા જાય છે તે વિશાળ લોકમા તે પુણ્યશાળીઓ જ્યા સુધી ચદ્ર–સૂર્ય રહે છે, ત્યા સુધીના લાબા કાળ સુધી રહે છે હે સતિ! જે લોકો બ્રાહ્મણને ભક્તિપૂર્વક ઘરનુ દાન કરે છે, તેઓ સુખદાયી વિષ્ણુલોકમા જાય છે અને દાન કરેલા ઘરના જેટલા રજકણો હોય છે, તેટલા લાબા કાળ સુધી અત્યત મોટા વિશાળ તે લોકમા લાબો સમય વાસ કરે છે જે મનુષ્ય જે જે દેવને ઉદ્દેશી ઘરનુ દાન કરે છે, તે મનુષ્ય એ ઘરના જેટલા રજકણો હોય છે તેટલા વર્ષો સુધી તે તે દેવના લોકમા જઈ ત રહે છે મોટા મહેલનુ દાન કરવાથી તે કરતા ચારગણુ પુણ્ય થાય છે દેશનુ દાન કરવાથી સોગણુ ફળ થાય છે અને તે કરતા ઘણા મોટા દેશનુ દાન કરવાથી તેનાથી બેગણુ ફળ થાય છે, એમ બ્રહ્માએ કહ્યુ છે જે મનુષ્ય મોટા પાપોને દૂર કરવા માટે તળાવનુ દાન કરે છે, તે તળાવના જેટલા રજકણો હોય છે, તેટલા વર્ષો સુધી જનલોકમા જઈ રહે છે વાવનુ દાન કરવાથી તળાવના ફળ કરતા દશગણુ ફળ મનુષ્યને કાયમ મળે છે ચાર હજાર ધનુષની* લબાઈવાળી અને વિસ્તારમા તેટલી જ અથવા તેથી કઈ ઓછી હોય, તે વાવ કહેવાય છે સુપાત્રને જો કન્યાનુ દાન કરે તો એવી દશ વાવોનુ દાન કર્યા જેટલુ ફળ પ્રાપ્ત થાય છે, મનુ

* ધનુષનુ પ્રમાણ માર્કડ પુરાણમાં કહ્યુ છે કે,

કે કન્યા દશ વાવો જેવી ગણાય છે અને તે કન્યા જો શણગારેલી હોય, તો તે કરતા બેગણુ ફળ આપે છે તળાવનુ દાન કરવાથી જે ફળ થાય છે, તે ફળ (તેમાથી કાદવ કઢાવી) તેનો ઉદ્ધાર કરવામા થાય છે અને વાવમાથી કાદવ કાઢવાથી પણ વાવના દાનનુ ફળ પ્રાપ્ત થાય છે જે મનુષ્ય પીપળો વાવી તેની પ્રતિષ્ઠા કરે છે, તે હે સતિ! દશ હજાર વર્ષ સુધી તપોલોકમા રહે છે હે સાવિત્રી! જે મનુષ્ય સર્વના સુખ માટે પુષ્પોવાળા બગીચાનુ દાન કરે છે, તે દશ હજાર વર્ષો સુધી અવશ્ય ધ્રુવલોકમા વસે છે હે સતિ! જે મનુષ્ય ભરતખડમા વિષ્ણુને વિમાનનુ દાન કરે છે, તે એક મન્વતર સુધી વિષ્ણુલોકમા વસે છે અને તે વિમાન જો ચિત્રોવાળુ તથા મોટુ હોય તો તેના કરતા ચારગણુ ફળ પ્રાપ્ત થાય છે, પાલખીનુ દાન કરવાથી તેનુ અર્ધુ ફળ અવશ્ય પ્રાપ્ત થાય જ છે જે મનુષ્ય ભકિતયુકત થઈ હીંચોળાવાળુ મદિર વિષ્ણુને અર્પણ કરે છે, તે સો મન્વતર સુધી વિષ્ણુલોકમા વસે છે હે પતિવ્રતા! જે મનુષ્ય મહેલોથી યુકત રાજમાર્ગનુ દાન કરે છે, તે દશ હજાર વર્ષો સુધી ઇન્દ્રલોકમા પૂજાય છે બ્રાહ્મણોને તથા દેવોને દાન કરવાથી મનુષ્યને સમાન જ ફળ મળે છે જેનુ દાન કર્યુ હોય તેને જ મનુષ્ય આ લોકમા ભોગવે છે, પણ જેનુ દાન કર્યુ ન હોય તે વસ્તુ મળતી જ નથી પુણ્યવાન મનુષ્ય સ્વર્ગાદિના સુખ ભોગવી ભરતખડમા અનુક્રમે ઉત્તમ બ્રાહ્મણોના કુળોમા જ જન્મે છે ભરતખડમા પુણ્ય કરતો બ્રાહ્મણ સ્વર્ગાદિ ફળોને ભોગવીને ફરી પણ બ્રાહ્મણ જ થાય છે અને તે જ પ્રમાણે ક્ષત્રિય વગેરે પણ સ્વર્ગાદિ ફળ ભોગવીને બ્રાહ્મણ થાય છે, પણ ક્ષત્રિય કે વૈશ્ય તપશ્ચર્યા કરીને સો કરોડ કલ્પે પણ બ્રાહ્મણ પણુ પામી શકતા નથી,⁻ એમ વેદમા સભળાય છે કોઈ પણ કર્મ ભોગવ્યા વિના સેકડો કરોડ કલ્પોએ પણ નાશ પામતુ નથી, એટલે કે શુભ કે અશુભ જે કર્મ કર્યુ હોય, તે અવશ્ય ભોગવવુ જ પડે છે દેવતાઓ કે તીર્થોની સહાયથી અને અનેક શરીરો ધરવાથી પ્રાણી શુદ્ધ થાય છે—કર્મોથી છૂટી જાય છે, એ વિષે કઈક મે તને કહ્યુ હવે બીજુ વિશેષ શુ સાભળવા તુ ઇચ્છે છે? ૧–૭૦

**देवतीर्थसहायेन कायव्यूहेन शुद्धयति ।**
**एतत् ते कथितं किंचित् किं भूयः श्रोतुमिच्छसि ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૨૯ નો સમાપ્ત

## અધ્યાય ૩૦ મો+

### જુદાં જુદા દાનના ફળ

सावित्र्युवाच

**प्रयान्ति स्वर्गमन्यं च येनैव कर्मणा यम ।**
**मानवा पुण्यवन्तश्च तन्मे व्याख्यातुमर्हसि ॥ १ ॥**

સાવિત્રીએ કહ્યુ હે યમરાજ! પુણ્યશાળી મનુષ્યો જે કર્મથી સ્વર્ગમા તથા બીજા લોકમા જાય છે, તે મને કહેવાને તમે યોગ્ય છો

યમરાજ બોલ્યા ભરતખડમા જે મનુષ્ય બ્રાહ્મણને અન્નદાન કરે છે તે (દાન કરેલા) અન્નના જેટલા રજકણો હોય, તેટલા વર્ષો સુધી શિવલોકમા પૂજાય છે અન્નદાન એ મોટુ દાન છે, તેથી (બ્રાહ્મણ સિવાય) બીજાને પણ તે આપ્યુ હોય તોપણ (આપેલા) અન્નના જેટલા રજકણો હોય, તેટલા વર્ષ સુધી શિવલોકમા તે પૂજાય છે અન્નદાનથી શ્રેષ્ઠ બીજુ કોઈ દાન તો થયુ નથી ને થશે પણ નહિ એમા પાત્ર—પરીક્ષા કે કાળનો નિયમ કદી હોતો નથી. હે સતિ! જે મનુષ્ય દેવોને અથવા બ્રાહ્મણોને આસનનુ દાન કરે છે, તે દશ હજાર વર્ષો સુધી વિષ્ણુલોકમા પૂજાય છે જે મનુષ્ય દૂઝણી દિવ્ય ગાયનુ બ્રાહ્મણોને દાન કરે છે, તે એના રુવાડા જેટલા વર્ષો સુધી વિષ્ણુલોકમા પૂજાય છે પવિત્ર દિવસે તે દાનનુ ચારગણુ ફળ, તીર્થમા સોગણુ ફળ તથા નારાયણ

'चतुर्हस्तो धनुर्दण्ड' ચાર હાથની લાકડી તે એક ધનુષ કહેવાય છે

– અર્થાત્ બ્રાહ્મણપણુ અતિ દુર્લભ છે તે તપથી મેળવાતું નથી, પણ જન્મથી જ મેળવાય છે

+ આ અધ્યાયમા એકસો ચાળીસ શ્લોકોથી સ્વર્ગાદિ ફળ આપતા અનેક પ્રકારનાં દાન વર્ણવાશે.

ક્ષેત્રમા= કરોડગણુ ફળ પ્રાપ્ત થાય છે જે મનુષ્ય ભરતક્ષેત્રમા ભકિતપૂર્વક બ્રાહ્મણને ગાયનુ દાન કરે છે, તે દશ હજાર વર્ષો સુધી ચદ્રલોકમા પૂજાય છે જે મનુષ્ય બને બાજુ મુખવાળી (એટલે કે પ્રસવ વેળા જેના વાછરડાનુ માત્ર મોઢુ જ બહાર આવ્યુ હોય, તેવી) ગાયનુ બ્રાહ્મણને દાન કરે છે, તે એના જેટલા રૂવાડા હોય તેટલા વર્ષો સુધી વિષ્ણુ લોકમા પૂજાય છે જે મનુષ્ય સુદર ધોળા છત્રનુ બ્રાહ્મણને દાન કરે છે, તે પણ દશ હજાર વર્ષો સુધી વરુણલોકમા આનદ કરે છે હે સતિ! (ટાઢ વગેરેથી) જેનુ અગ પીડાયુ હોય એવા બ્રાહ્મણને બે વસ્ત્રોનુ જે દાન કરે છે, તે દશ હજાર વર્ષો સુધી વાયુલોકમા પૂજાય છે જે મનુષ્ય વસ્ત્ર સાથે શાલ ગ્રામનુ બ્રાહ્મણને દાન કરે છે, તે જ્યા સુધી ચદ્ર તથા સૂર્ય રહે છે, ત્યા સુધી વૈકુઠલોકમા પૂજાય છે જે મનુષ્ય મનોહર દિવ્ય શય્યા બ્રાહ્મણને આપે છે, તે પણ જ્યા સુધી ચદ્ર—સૂર્ય રહે છે, ત્યા સુધી ચદ્રલોકમા પૂજાય છે જે મનુષ્ય દેવોને કે બ્રાહ્મણને દીવાનુ દાન કરે છે, તે પણ એક મન્વતર કાળ સુધી અગ્નિલોકમા પૂજાય છે ભરતખડમા બ્રાહ્મણને જો હાથીનુ દાન કરે છે, તો એ મનુષ્ય જ્યા સુધી ઇદ્ર રહે છે, ત્યા સુધી ઇદ્રના અર્ધા આસને બેસે છે ભરતખડમા બ્રાહ્મણને જે ઘોડાનુ દાન કરે છે, તે ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી વરુણલોકમા આનદ કરે છે જે મનુષ્ય ઉત્તમ પાલખીનુ બ્રાહ્મણને દાન કરે છે, તે ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી વરુણલોકમા આનદ કરે છે હે સતિ! જે મનુષ્ય ઉત્તમ વાડીનુ બ્રાહ્મણને દાન કરે છે, તે એક મન્વતરના કાળ સુધી વાયુલોકમા પૂજાય છે જે મનુષ્ય બ્રાહ્મણને પખાનુ તથા ધોળા ચામરનુ દાન કરે છે, તે દશ હજાર વર્ષો સુધી અવશ્ય વાયુલોકમા પૂજાય છે ઉત્તમ બુદ્ધિવાળો જે મનુષ્ય ધાન્ય તથા રત્નનુ દાન કરે છે, તે લાબા કાળ સુધી જીવે છે અને દાન દેનાર તથા લેનાર બને અવશ્ય વૈકુઠમા જાય છે ભરતખડમા જે મનુષ્ય કાયમ શ્રીવિષ્ણુનુ નામ જપ્યા કરે છે તે અવશ્ય લાબો કાળ જીવે છે અને મૃત્યુ તેનાથી નાસી જાય છે ભરતખડમા જે સદ્‌બુદ્ધિવાળો મનુષ્ય પૂનમની પાછલી રાત કઈક બાકી રહે ત્યારે વિષ્ણુ ભગવાનને હીંચોળે ઝુલાવે છે, તે જીવન્મુકત થાય છે, એટલુ જ નહિ પણ આ લોકમા તે સુખ ભોગવી અતે વિષ્ણુના ધામમા જાય છે અને ત્યા સો મન્વતરો સુધી અવશ્ય વસે છે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમા પ્રભુને હીંચોળે ઝુલાવવાથી તેના કરતા બેગણુ ફળ થાય છે અને કલ્પના અત સુધી તે જીવે છે છે, એમ બ્રહ્માએ કહ્યુ છે ભરતખડમા જે મનુષ્ય બ્રાહ્મણને તલનુ દાન કરે છે, તે (આપેલા) તલ જેટલા વર્ષો સુધી શિવલોકમા આનદ કરે છે અને તે પછી ઉત્તમ જાતિમા જન્મ પામી લાબા કાળ સુધી જીવે છે તથા સુખી થાય છે તાબાના પાત્રનુ દાન કરવાથી તે કરતા બેગણુ ફળ પ્રાપ્ત થાય છે ભરતખડમા જે મનુષ્ય શણગારેલી, ભોગવવા યોગ્ય, વસ્ત્રો સહિત, સુદર અને પતિવ્રતા સ્ત્રીનુ બ્રાહ્મણને દાન કરે છે, તે ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી ચદ્રલોકમા પૂજાય છે અને ત્યા સ્વર્ગની અપ્સરા સાથે દિવસ-રાત આનદ કરે છે તે પછી ગધર્વના લોકમા દશ હજાર વર્ષો સુધી ઉર્વશી સાથે દિવસરાત કૌતુક પૂર્વક અવશ્ય આનદ કરે છે તે પછી એક હજાર જન્મો સુધી સતી, સુદર, સૌભાગ્યવાળી, કોમળ તથા પ્રિય બોલનારી પત્ની પામ્યા કરે છે જે મનુષ્ય બ્રાહ્મણને સુદર ફળનુ દાન કરે છે, તે એ ફળના રજકણો જેટલા વર્ષો સુધી ઇદ્રલોકમા પૂજાય છે તે પછી ફરી ઉત્તમ જાતિમા જન્મ પામી ઉત્તમ પુત્રને પામે છે વળી ફળવાળા એક હજાર વૃક્ષોનુ ઉત્તમ દાન અથવા કેવળ ફળોનુ દાન બ્રાહ્મણને જે આપે છે, તે પણ લાબા કાળ સુધી સ્વર્ગમા રહી ભરતખડમા આવે છે જે મનુષ્ય ભરતખડમા અનેક દ્રવ્યોવાળુ તથા જાતજાતના ધાન્યોવાળુ મોટુ ઘર બ્રાહ્મણને આપે છે, તે પણ સો મન્વતરના કાળ સુધી દેવલોકમા વસે છે અને તે પછી ઉત્તમ જાતિમા જન્મ લઈ મહાધનવાન થાય છે હે સતિ! જે મનુષ્ય પવિત્ર ક્ષેત્રે ભરતખડમા લાબો કાળ રહેનારી ધાન્ય યુક્ત જમીનનુ ભકિતથી બ્રાહ્મણને દાન કરે છે,

= ગંગાના પ્રવાહની પાસે ચાર હાથ જેટલા પ્રદેશને નારાયણક્ષેત્ર કહે છે, તે આ ૧૧ ઉપર જણાવાશે.

તે અવશ્ય સો મન્વતરો સુધી વૈકુઠમા પૂજાય છે અને પછી ઉત્તમ જાતિમા જન્મ પામી મોટો રાજા થાય છે તેને સો જન્મો સુધી જમીન છોડતી નથી અને રાજા તરીકે પણ શ્રીમાન, ધનવાન તથા પુત્રવાન થાય છે જે મનુષ્ય ગાયોના વાડાઓ સહિત ઉત્તમ ગામનુ બ્રાહ્મણને દાન કરે છે, તે એક લાખ મન્વતર સુધી વૈકુઠમા પૂજાય છે અને પછી ઉત્તમ જાતિને પામી એક લાખ ગામોનો તે સ્વામી થાય છે અને એમ એક લાખ જન્મો સુધી તેને પૃથ્વી છોડતી જ નથી જે મનુષ્ય ભરતખડની ભૂમિ પર ઉત્તમ પ્રજાવાળુ, સર્વશ્રેષ્ઠ, પાકેલા ધાન્યવાળુ અને અનેક જળાશયો, વૃક્ષો, ફળો તથા વેલાઓવાળુ નગર બ્રાહ્મણને આપે છે, તે દશ લાખ ઇદ્રો થાય તેટલા કાળ સુધી કૈલાસમા પૂજાય છે અને ફરી ઉત્તમ જાતિ પામીને ભરતખડમા મોટો રાજા થાય છે અને દશ લાખ નગરોને પામે છે, એમા સશય નથી તે મનુષ્યને દશ હજાર જન્મો સુધી પૃથ્વી છોડતી જ નથી અને પૃથ્વી પર તે ઉત્તમ ઐશ્વર્યવાળો જ થાય છે જે મનુષ્ય સારી રીતે ખેડેલો, પ્રજાઓવાળો, વાવ તળાવોવાળો, જાતજાતના વૃક્ષોથી યુક્ત અને અતિ ઉત્તમ સો નગરોનો દેશ બ્રાહ્મણને આપે છે, તે એક કરોડ મન્વતર સુધી વૈકુઠમા પૂજાય છે પછી પૃથ્વી પર ઉત્તમ જન્મ પામી ઇદ્ર જેવો શ્રેષ્ઠ ઐશ્વર્યવાળો થઈ જબુદ્વીપનો સ્વામી થાય છે એક કરોડ જન્મો સુધી તેને પૃથ્વી છોડતી નથી અને કલ્પના અત સુધી જીવનાર થઈ મોટા રાજાઓનો પણ તે મહાન રાજા થાય છે જે મનુષ્ય પોતાનો સમગ્ર અધિકાર બ્રાહ્મણને આપી દે છે, તે અતે ચારગણુ ફળ પામે છે, એમા સશય નથી જે રાજા તપસ્વી બ્રાહ્મણને જબુદ્વીપનુ દાન કરે છે તેને અતે સોગણુ ફળ પ્રાપ્ત થાય છે, એમા સશય નથી જબુદ્વીપની પૃથ્વીનુ દાન કરનારને, સર્વ તીર્થો સેવનારને, સર્વ પ્રકારના તપ કરનારને, સર્વનો વાસ કરાવનારને, સર્વ પ્રકારના દાન દેનારને અને સર્વ સિદ્ધોના સ્વામી બનેલાને પણ ફરી સસારમા આવવુ પડે છે, પરતુ મૂલ પ્રકૃતિના ભક્તને ફરી સસારમા આવવુ પડતુ જ નથી તે દેવીભક્તો શ્રીભુવનેશ્વરી દેવીના સર્વોત્કૃષ્ટ સ્થાનરૂપ મણિદ્વીપમા વસે છે અને અસખ્ય બ્રહ્માઓના પતન જુએ છે દેવીના મત્રની ઉપાસના કરનારાઓ મનુષ્યશરીર ત્યજીને ઐશ્વર્યરૂપ હોઈ જન્મ, મૃત્યુ તથા ઘડપણ હરનાર દેવીના રૂપ જેવુ રૂપ પામીને દેવીની સેવા કરે છે તેઓ મણિદ્વીપમા રહી અનેક કલ્પોના પ્રલય જુએ છે દેવો, સિદ્ધો તથા સમસ્ત બ્રહ્માડો નાશ પામે છે, પણ જન્મ, મૃત્યુ તથા ઘડપણ વિનાના દેવીના ભક્તો નાશ પામતા નથી જે મનુષ્ય કાર્તિક માસમા વિષ્ણુને તુલસીપત્ર અર્પણ કરે છે, તે ત્રણ યુગો જેટલા કાળ સુધી વૈકુઠમા આનદ કરે છે પછી ફરી ઉત્તમ જાતિ પામીને અવશ્ય વિષ્ણુભકિત પામે છે વળી તે મનુષ્ય ભરતખડની ભૂમિ પર જિતેન્દ્રિયોમા શ્રેષ્ઠ થાય છે જે મનુષ્ય અરુણોદયકાળે ગગાના પ્રવાહની વચ્ચે સ્નાન કરે છે, તે સાઠ હજાર યુગો સુધી વૈકુઠમા આનદ કરે છે તે પછી ફરી ઉત્તમ જાતિ પામીને અવશ્ય વિષ્ણુનો મત્ર મેળવે છે અને મનુષ્યદેહ ત્યજીને વૈકુઠમા જાય છે તે પછી એને વૈકુઠમાથી ફરી પૃથ્વી પર આવવુ પડતુ નથી પણ ત્યા વૈકુઠમા જ વિષ્ણુનુ દાસપણુ તે કરે છે અને વિષ્ણુના જેવુ રૂપ પામે છે જે મનુષ્ય ગગામા કાયમ સ્નાન કરે છે, તે સૂર્ય જેવો પવિત્ર થાય છે અને પગલે પગલે અશ્વમેધયજ્ઞનુ ફળ અવશ્ય પામે છે તેના જ ચરણની રજથી પૃથ્વી તરત પવિત્ર થાય છે અને ચદ્ર—સૂર્ય જ્યા સુધી રહે ત્યા સુધી વૈકુઠમા તે આનદ કરે છે તે પછી ઉત્તમ જાતિ મેળવીને અવશ્ય હરિભકિત પામે છે અને જીવન્મુક્ત, અત્યત તેજસ્વી, તપસ્વીઓમા ઉત્તમ, સ્વધર્મપરાયણ, શુદ્ધ, વિદ્વાન તથા જિતેન્દ્રિય થાય છે મીન તથા કર્ક ક્રાતિની વચ્ચે સૂર્ય ખૂબ તપે છે ત્યારે ભરતખડમા જે મનુષ્ય સુગધી જળનુ જ માત્ર દાન કરે છે, તે ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી કૈલાસમા આનદ કરે છે ફરી ઉત્તમ જાતિ પામીને રૂપવાન, સુખી, શિવભક્ત, તેજસ્વી અને વેદવેદાગનો પાર પામેલો થાય છે જે મનુષ્ય વૈશાખ માસમા બ્રાહ્મણને સાથવાનુ દાન કરે છે, તે સાથવાના જેટલા રજકણો હોય તેટલા વર્ષો સુધી શિવલોકમા આનદ કરે છે જે મનુષ્ય ભરતખડમા શ્રીકૃષ્ણ જન્માષ્ટમીનુ વ્રત કરે છે, તેનુ સો જન્મમા કરેલુ પાપ છૂટી જાય

છે, એમા સશય નથી અને ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી વૈકુઠમા તે આનદ કરે છે તે પછી ફરી ઉત્તમ જાતિ પામી તે અવશ્ય શ્રીકૃષ્ણ વિષે ભકિત પામે છે આ ભરતખડમા જ જે મનુષ્ય શિવરાત્રિનુ વ્રત કરે છે, તે સાત મન્વતરો સુધી શિવલોકમા આનદ કરે છે જે મનુષ્ય શિવરાત્રિના દિવસે શિવને બિલ્વપત્ર ચઢાવે છે, તે બિલ્વપત્ર જેટલા યુગો સુધી શિવલોકમા આનદ કરે છે ફરી ઉત્તમ જાતિ પામીને અવશ્ય શિવભકિત પામે છે અને વિદ્યાવાન, પુત્રવાન, શ્રીમાન, પ્રજાવાન તથા પૃથ્વીવાળો થાય છે જે મનુષ્ય ચૈત્ર માસમા અથવા માઘ માસમા વ્રતધારી થઈ મહિનો, અર્ધો મહિનો, દશ દિવસ કે સાત દિવસ શકરનુ પૂજન કરે છે અને હાથમા છડી લઈ ભકિતપૂર્વક દિવસે તથા રાત્રે નૃત્ય કરે છે તે જેટલા દિવસ તે પ્રમાણે કર્યુ હોય, તેટલા યુગો સુધી શિવલોકમા પૂજાય છે મનુષ્ય ભરતખડમા શ્રીરામનવમીનુ વ્રત કરે છે, તે સાત મન્વતરો સુધી વૈકુઠમા આનદ કરે છે તે પછી ફરી ઉત્તમ જાતિ પામીને અવશ્ય શ્રીરામભકિત પામે છે અને જિતેન્દ્રિયોમા શ્રેષ્ઠ તથા મોટો ધનવાન થાય છે હે સતિ! જે મનુષ્ય પાડા બકરા, ઘેટા ગેડા તથા દેડકા વગેરેના નૈવેદ્યો થી,+ ધૂપ-દીપ વગેરે પૂજાના સાહિત્યોથી નૃત્ય, ગીત આદિથી તથા વાદિત્રોથી અનેક કૌતુક-મગલ પૂર્વક શરદઋતુમા થતી દેવીની મહાપૂજા કરે છે, તે સાત મન્વતરો સુધી શિવલોકમા વસે છે અને ફરી ઉત્તમ જાતિ પામીને નિર્મળ બુદ્ધિ અતુલ લક્ષ્મી તથા પુત્ર-પૌત્રોની વૃદ્ધિ પામે છે, તેમ જ મહાપ્રભાવશાળી થઈ હાથી ઘોડાઆવાળો મોટો મહારાજા થાય છે, એમા સશય નથી તે પછી (આશ્વિન) સુદ આઠમથી માડી એક પખવાડિયા સુધી એકવારી ભકિતથી પુણ્યક્ષેત્ર ભરતખડમા ઉત્તમ ષોડશોપચાર અર્પણ કરી મહાલક્ષ્મીને જે પૂજે છે, તે ચૌદ ઇન્દ્રો થાય ત્યા સુધી ગોલોકમા વસે છે અને ફરી ઉત્તમ જાતિ પામીને રાજાઓનો પણ મોટો રાજા થાય છે કાર્તિક પૂનમના દિવસે

+ આ નૈવેદ્યો બ્રાહ્મણ સિવાયના લોકો ધરાવી શકે છે, બ્રાહ્મણ માટે તેવાં નૈવેદ્યોનો કાલિકાપુરાણમાં નિષેધ કર્યા છે

ભરતખડમા જે મનુષ્ય રાસમડળ રચી તેમા સો ગોપીઓ તથા સો ગોવાળ કરી શિલાની પ્રતિમારૂપ રાધા સહિત શ્રીકૃષ્ણનુ ભકિતપૂર્વક ષોડશોપચારથી પૂજન કરે છે, તે બ્રહ્માના જીવનકાળ સુધી ગોલોક મા વસે છે અને ફરી ભરતખડમા આવી શ્રીકૃષ્ણ વિષે દૃઢ ભકિતને પામે છે અનુક્રમે અતિ દૃઢ ભકિત પામ્યા પછી શ્રીકૃષ્ણનો મત્ર મેળવી, દેહ ત્યજીને ફરી ગોલોકમા જ તે જાય છે તે પછી શ્રીકૃષ્ણના જેવુ રૂપ પામી તેમનો ઉત્તમ પાર્ષદ થાય છે તેને ફરી પડવાનુ હોતુ નથી, કેમ કે ઘડપણ તથા મૃત્યુને તે દૂર કરે છે જે મનુષ્ય અજવાળી અથવા અધારી એકાદશી કરે છે, તે પણ બ્રહ્માના જીવનકાળ સુધી વૈકુઠમા આનદ કરે છે ત્યાથી પાછો ભરતખડમા આવી અવશ્ય શ્રીકૃષ્ણની ભકિત પામે છે અને અનુક્રમે કેવળ વિષ્ણુભકિતને જ અતિ દૃઢ કરે છે તેથી દેહ ત્યજ્યા પછી ફરી ગોલોકમા જ જાય છે તે પછી શ્રીકૃષ્ણના જેવુ રૂપ પામી તેમનો ઉત્તમ પાર્ષદ થાય છે, અટલે ફરી તેનુ પતન થતુ નથી, કેમ કે તેણે ઘડપણ તથા મૃત્યુ ત્યજ્યા હોય છે જે મનુષ્ય ભાદરવા મહિનામા સુદ બારશે ઇદ્રનુ પૂજન કરે છે તે સાઠ હજાર વર્ષો સુધી ઇદ્રલોકમા પૂજાય છે ભરતખડમા જે મનુષ્ય રવિવારે સક્રાતિના સમયે સૂર્યને પૂજી હવિષ્યાન્ન જમે છે તે અથવા શુકલ પક્ષની સાતમે સૂર્યને પૂજી હવિષ્યાન્ન જમે છે તે ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી સૂર્યલોકમા પૂજાય છે તે પછી ફરી ભરતખડમા આવી નીરોગી તથા શ્રીમાન થાય છે જે મનુષ્ય જેઠ સુદ ચૌદશે સાવિત્રી દેવીને પૂજે છે, તે સાત મન્વતરો સુધી બ્રહ્મ લોકમા પૂજાય છે અને પૃથ્વી પર આવી શ્રીમાન, અતુલ પરાક્રમી, લાબો કાળ જીવનાર, જ્ઞાની તથા સપત્તિમાન થાય છે માઘ માસની સુદ પાચમે સયમી રહી, ભકિતથી સોળ ઉપચારો અર્પણ કરી સરસ્વતીને જે પૂજે છે, તે બ્રહ્માના એક દિવસ તથા રાત્રિ સુધી મણિદ્વીપમા પૂજાય છે તે પછી ફરી જન્મ પામી તે કવિ તથા પડિત થાય છે, જે મનુષ્ય જીવન પર્યત ભકિતયુકત રહી ગાય તથા સુવર્ણ વગેરેનુ બ્રાહ્મણને કાયમ દાન કરે છે, તે

જેટલા ગાયના રૂવાડા હોય તેથી બેગણા વર્ષો સુધી વૈકુઠમા શ્રીવિષ્ણુની સાથે ક્રીડા, કૌતુક તથા મગલોપૂર્વક આનદ કરે છે તે પછી અને ફરી પૃથ્વી પર આવી શ્રીમાન, પુત્રવાન, વિદ્વાન, જ્ઞાની તથા સર્વ પ્રકારે સુખી થઈ રાજાઓનો મોટો રાજા થાય છે ભરતખડમા જે મનુષ્ય બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડે છે, તે બ્રાહ્મણના જેટલા રૂવાડા હોય તેટલા વર્ષો સુધી વૈકુઠમા આનદ કરે છે તે પછી ફરી અહીં આવીને સુખી, ધનવાન, વિદ્વાન લાબો કાળ જીવનાર, શ્રીમાન તથા અતુલ પરાક્રમી થાય છે જે મનુષ્ય ભરતખડમા વિષ્ણુના નામો બોલ્યા કરે અથવા વિષ્ણુના નામોનુ દાન કરે છે તે એ નામોના જેટલા યુગો સુધી વિષ્ણુલોકમા પૂજાય છે અને પછી ફરી અહીં આવીને સુખી તથા ધનવાન થાય છે. (ગગાના પ્રવાહથી ચાર હાથ જેટલા પ્રદેશરૂપ) નારાયણક્ષેત્રમા જો એ રીતે (વિષ્ણુના નામોનુ દાન) કર્યું હોય, તો કરોડગણુ ફળ પ્રાપ્ત થાય છે જે મનુષ્ય નારાયણક્ષેત્રમા એક કરોડ વિષ્ણુના નામોનો જપ કરે છે, તે સર્વ પાપોથી છૂટી જઈ અવશ્ય જીવન્મુક્ત થાય છે તે પુનર્જન્મ પામતો નથી અને વૈકુઠમા પૂજાય છે ત્યા વિષ્ણુના જેવુ રૂપ પામે છે તેનુ કદી પતન થતુ નથી, પણ વિષ્ણુની ભકિત તથા વિષ્ણુનુ સારૂપ્ય તે પામે છે કાયમ પાર્થિવ શિવલિંગ કરી જીવન પર્યંત શિવપૂજન કરે છે, તે શિવલોકમા જાય છે અને એ શિવલિંગની માટીના જેટલા રજકણો હોય, તેટલા વર્ષો સુધી શિવ લોકમા પૂજાય છે ત્યાથી ફરી અહીં આવી ભરતખડમા મોટો રાજા થાય છે જે મનુષ્ય કાયમ શાલગ્રામનુ પૂજન કરે અને શાલગ્રામનુ જળ પીએ, તે બ્રહ્માના સો વર્ષો સુધી વૈકુઠમા પૂજાય છે તે પછી ફરી જન્મ પામી દુર્લભ વિષ્ણુભકિતને મેળવી વિષ્ણુલોકમા પૂજાય છે, તે પછી ફરી અહીં તેનુ પતન થતુ નથી સર્વ તપશ્ચર્યાઓ તથા સમગ્ર વ્રતો કરીને મનુષ્ય ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી વૈકુઠમા વસે છે તે પછી ફરી જન્મ પામી ભરતખડમા મોટો રાજા થાય છે અને પછી મુક્ત થઈ પુનર્જન્મ પામતો નથી સર્વ તીર્થોમા સ્નાન કરીને તેમ જ પૃથ્વીની પ્રદક્ષિણા કરીને મનુષ્ય મોક્ષ પામે છે તેનો પૃથ્વી પર ફરી જન્મ થતો નથી જે મનુષ્ય પવિત્ર ક્ષેત્રરૂપ ભરત ખડમા અશ્વમેધ યજ્ઞ કરે છે, તે ઘોડાના જેટલા રૂવાડા હોય, તેટલા વર્ષો સુધી ઇદ્રનુ અર્ધાસન પામે છે રાજસૂય યજ્ઞનુ ફળ અશ્વમેધ યજ્ઞ કરતા ચારગણુ મનુષ્ય મેળવે છે, પણ સર્વ યજ્ઞો કરતા દેવીના યજ્ઞ સર્વોત્કૃષ્ટ કહેવાયો છે હે સુદર મુખવાળી! વિષ્ણુએ તથા બ્રહ્માએ પૂર્વે દેવીનો યજ્ઞ કર્યો હતો અને ત્રિપુરાસુરનો નાશ કરવા માટે મહેશ્વર શકરે પણ દેવીયજ્ઞ કર્યો હતો, માટે હે સુદરિ! સર્વ યજ્ઞોમા શકિતનો યજ્ઞ મુખ્ય છે એના જેવો યજ્ઞ ત્રણે લોકમા નથી હે સતિ! પૂર્વે તે યજ્ઞ દક્ષે કર્યો હતો, જેમા મોટા સવાદ સાથે દક્ષ તથા શકર વચ્ચે કજિયો થયો હતો (એ યજ્ઞમા) બ્રાહ્મણોએ નદીને શાપ દીધા હતા અને નદીએ કોપથી બ્રાહ્મણોને શાપ દીધા હતા, એ કારણથી શકરે દક્ષના યજ્ઞનો નાશ કર્યો હતો એ રીતે પૂર્વે દક્ષપ્રજાપતિએ દેવીયજ્ઞ કર્યો હતો અને ધર્મ, કશ્યપ, શેષ, કર્દમ, સ્વાયભુવ મનુ, તેનો પુત્ર પ્રિયવ્રત, શિવ, સનત્કુમાર, કપિલ તથા ધ્રુવ એમણે પણ દેવીયજ્ઞો કર્યા હતા દેવીયજ્ઞ કરવાથી હજારો રાજસૂય યજ્ઞોનુ ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે, માટે દેવીના યજ્ઞથી બીજા ઉત્તમ ફળ આપનારો યજ્ઞ વેદમા નથી દેવીયજ્ઞ કરનાર મનુષ્ય સો વર્ષ જીવનારા તથા જીવન્મુક્ત થઈ જ્ઞાન અને તેજ વડે અવશ્ય વિષ્ણુ જેવો થાય છે જેમ દેવોમા વિષ્ણુ, વૈષ્ણવોમા નારદ, શાસ્ત્રોમા વેદ, વર્ણોમા બ્રાહ્મણ, તીર્થોમા ગગા, પવિત્રોમા શિવ, વ્રતોમા એકાદશી, પુષ્પોમા તુલસી, નક્ષત્રોમા ચદ્ર, પક્ષીઓમા ગરુડ, સ્ત્રીઓમા પ્રકૃતિરૂપ રાધા, સરસ્વતી તથા પૃથ્વી, ઉતાવળા વેગવાળી ચચળ ઇદ્રિયોમા મન, પ્રજા પતિઓમા બ્રહ્મા, પ્રજાઓમા રાજા, વનોમા વૃદા વન, ખડોમા ભરતખડ, શ્રીમતોમા લક્ષ્મી, વિદ્વાનોમા સરસ્વતી, પતિવ્રતાઓમા દુર્ગા અને સૌભાગ્યવતી સ્ત્રીઓમા રાધા ઉત્તમ છે, તેમ હે સુદરિ, પુત્રિ! સર્વ યજ્ઞોમા દેવીયજ્ઞ ઉત્તમ છે સો અશ્વમેધ કરવાથી મનુષ્ય અવશ્ય ઇદ્રપદ પામે છે, પણ હજાર અશ્વમેધો કરવાથી પૃથુરાજા વિષ્ણુપદ પામ્યો હતો.

સર્વ તીર્થોમા સ્નાન, સર્વ યજ્ઞોની દીક્ષા અને સર્વ વ્રતો તથા તપ કરવાથી જે ફળ થાય છે, તેમ જ ચારે વેદોનો પાઠ કરવામા તથા પૃથ્વીની પ્રદક્ષિણા કરવામા જે ફળ થાય છે, તે સર્વ ફળરૂપ શકિતનુ સેવન મુકિતને આપનાર છે સર્વ પુરાણોમા, ઇતિ હાસોમા તથા વેદોમા દેવીના ચરણકમળનુ પૂજન સારરૂપ કહ્યુ છે હે સતિ! તે દેવીનુ વર્ણન, તેમના નામ તથા ગુણોનુ કીર્તન તેમના સ્તોત્રનુ સ્મરણ, તેમને વદન, તેમનો જ જપ, તેમના ચરણોદકનુ તથા નૈવેદ્યનુ જ નિત્ય ભક્ષણ, એ સર્વ લોકોને માન્ય હોઈ સર્વને પ્રિય હોય છે હે પુત્રિ! પરાપ્રકૃતિરૂપ નિર્ગુણ પરબ્રહ્મનુ તુ ભજન કરજે આ તારા સ્વામીને તુ લે અને ઘરમા સુખેથી રહે મનુષ્યોમા મગલરૂપ સર્વને ઈચ્છિત, સર્વને માન્ય તથા તત્ત્વજ્ઞાન આપનાર આ સર્વોત્કૃષ્ટ કર્મવિપાક (ફળરૂપે) તને કહ્યો ૧ ૧૪૦

**अयं ते कथित कर्मविपाको मङ्गलो नृणाम्।**
**सर्वेप्सित सर्वमतस्तत्त्वज्ञानप्रद पर॥१४०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૩૦ મો સમાપ્ત

# અધ્યાય ૩૧ મો*

## સાવિત્રીકૃત યમસ્તોત્ર

श्रीनारायण उवाच

**धर्मेशकीर्तनं श्रुत्वा सावित्री यमवक्त्रत ।**
**साश्रुनेत्रा सपुलका यम पुनरुवाच सा॥१॥**

શ્રીનારાયણ બોલ્યા યમરાજના મુખથી શકિત નુ સર્વોત્કૃષ્ટ વર્ણન સાભળી રોમાચિત તથા અશ્રુ સહિત નેત્રોવાળી થયેલી તે સાવિત્રી ફરી યમરાજને કહેવા લાગી

સાવિત્રી બોલી શકિતનુ સર્વોત્કૃષ્ટ તરીકેનુ આ વર્ણન સર્વ ધર્મના ઉદ્ધારનુ કારણ છે અને શ્રોતા તથા વકતાના જન્મ, મૃત્યુ અને ઘડપણને હરનારુ છે વળી શકિતનુ કીર્તન દાનવોના તથા સિદ્ધોના તપનુ ઉત્તમ સ્થાન છે અને યોગ તથા વેદના સેવનરૂપ છે મુકતપણુ, દેવપણુ આ સર્વ સિદ્ધિઓથી યુકતપણુ, શ્રીશકિતની સેવા કરનારના સોળમા ભાગની તુલનાને પણ યોગ્ય નથી હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! કયા વિધિથી એ શકિતનુ હુ ભજન કરુ તે તમે કહો વળી મનુષ્યોના શુભ કર્મોનુ મનોહર ફળ મે સાભળ્યુ પણ હવે અશુભ કર્મોનુ જે ફળ હોય, તે મને કહેવાને તમે યોગ્ય છો ' એમ કહી હે નારદ! ભકિતથી જેણે પોતાની ડોક નમાવી હતી એવી સતી સાવિત્રી વેદોકત સ્તોત્ર વડે યમરાજની આમ સ્તુતિ કરવા લાગી 'પૂર્વે પુષ્કરક્ષેત્રમા તપ વડે ધર્મને આરાધી સૂર્યે જે ધર્મમૂર્તિ પુત્ર મેળવ્યો હતો, તે ધર્મરાજને હુ નમસ્કાર કરુ છુ સર્વના સાક્ષી જેમને સર્વ પ્રાણીઓ ઉપર સમાન ભાવ છે અને તેથી જ જેમનુ 'શમન' નામ છે તે ધર્મરાજને હુ નમસ્કાર કરુ છુ જેમણે વિશ્વમા યોગ્ય સમયે સર્વ પ્રાણીઓનો કર્માનુસાર છેલ્લો અત કર્યો છે, તે કૃતાતને હુ નમસ્કાર કરુ છુ પાપી ઓની શુદ્ધિના કારણે દડ દેવા, જે દડ ધારણ કરે છે અને સર્વ પ્રાણીઓને જે શિક્ષા કરનાર છે તે દડધરને હુ નમસ્કાર કરુ છુ જે સર્વ બ્રહ્માડોમા એકધારી રીતે જગતને વશ કરી રહ્યા છે તે અતિ દુર્નિવાર કાળને હુ પ્રણામ કરુ છુ જે તપસ્વી, બ્રહ્મનિષ્ઠ તથા જિતેન્દ્રિય હોઈ જીવોને કર્મના ફળ આપે છે, તે યમને હુ પ્રણામ કરુ છુ જે પોતાના આત્મામા રમણ કરનાર, સર્વજ્ઞ, પુણ્ય કરનારાઓના મિત્ર અને પાપીઓને દુ ખદાયી છે, તે પુણ્ય મિત્રને હુ નમસ્કાર કરુ છુ જેમનો જન્મ બ્રહ્માના અશથી થયો છે અને પરબ્રહ્મનુ જે ધ્યાન કર્યા કરે છે તે બ્રહ્મતેજથી પ્રકાશતા પરમ ઈશને હુ પ્રણામ કરુ છુ ' હે નારદમુનિ! એમ કહી સાવિત્રીએ યમરાજને પ્રણામ કર્યા એટલે યમરાજાએ તેને શકિતનુ ભજન તથા કર્મવિપાક કહ્યો જે મનુષ્ય પ્રાત કાળે ઊઠી કાયમ આ યમાષ્ટક(સ્તોત્ર)નો પાઠ કરે છે, તેને યમરાજથી ભય રહેતો નથી અને સર્વ પાપથી તે છૂટી જાય છે મહાપાપી પણ ભકિતયુકત થઈ કાયમ આ સ્તોત્રનો જો પાઠ કરે છે, તો યમરાજ તેને શરીરવ્યૂહથી અવશ્ય શુદ્ધ કરે છે ૧-૧૭

**महापापी यदि पठेन्नित्यं भक्तिसमन्वित ।**
**यम करोति सशुद्ध कायव्यूहेन निश्चितम् ॥१७॥**

અધ્યાય ૩૧ મો સમાપ્ત

* આ અધ્યાયમાં સાવિત્રીના પ્રશ્નના ઉત્તરમાં યમે સાવિત્રીને યમરાજે મત્ર આપી મૂલપ્રકૃતિના મહાત્મ્ય આપ્યા તે કહેવાયો.

# અધ્યાય ૩૨ મો*

## અશુભ કર્મોનાં ફળનું વર્ણન

श्रीनारायण उवाच

**मायावीजं महामन्त्र प्रदत्त्वा विधिपूर्वकम् ।**
**कर्माशुभविपाकं च तामुवाच रवेः सुतः ॥ १ ॥**

નારાયણ બોલ્યા સૂર્યના પુત્ર યમરાજે સાવિત્રીને વિધિપૂર્વક માયાબીજ મહામત્ર આપીને કર્મોના અશુભ ફળ તેને કહેવા માડયા

યમરાજ બોલ્યા શુભ કર્મોના ફળથી મનુષ્ય નરકમા જતો નથી, હવે કર્મોનુ અશુભ ફળ હુ કહુ છુ, સાભળ હે સુદરિ! જીવ પોતાના (શુભ) કર્મોને લીધે, જુદા જુદા પુરાણોમા કહેલા, જુદા જુદા નામોવાળા અનેક પ્રકારના સ્વર્ગમા જાય છે, એટલે શુભ કર્મવિપાકથી મનુષ્ય નરકમા જતો નથી, પણ કુકર્મોથી અનેક પ્રકારના નરકમા જાય છે અને શાસ્ત્રપ્રમાણથી (સિદ્ધ થયેલ) અને જુદા જુદા કર્મોને લીધે જુદા જુદા પ્રકારના અનેક નરકકુડો છે હે પુત્રિ! તે કુડો વિસ્તારવાળા, ખાડા જેવા, દુખીઓને કલેશ આપનારા, ભયકર, ઘોર તથા નિંદનીય છે હે સતિ! એ નરકકુડો મુખ્ય છયાસી છે અને તે સિવાયના બીજા પણ મુખ્ય નથી તેવા ઘણા છે તેઓના નામ વેદમા પ્રસિદ્ધ છે, તુ સાભળ ૧ અગ્નિકુડ, ૨ તપ્તકુડ, ૩ ક્ષારકુડ, ૪ ભયાનકકુડ, ૫ વિષ્ઠાકુડ, ૬ મૂત્રકુડ, ૭ બળખાનો કુડ, ૮ દુસહ ઝેરનો કુડ, ૯ આખના મેલનો કુડ, ૧૦ ચરબીનો કુડ, ૧૧ વીર્યકુડ, ૧૨ લોહીનો કુડ, ૧૩ આસુઓનો કુડ, ૧૪ નિંદનીય શરીરના મેલનો કુડ, ૧૫ કાનના મેલનો કુડ, ૧૬ દુસ્તર મજ્જાકુડ, ૧૭ માસકુડ, ૧૮ નખકુડ, ૧૯ રૂવાડાનો કુડ, ૨૦ કેશોનો કુડ, ૨૧ દુસ્તર હાડકાનો કુડ, ૨૨ તપાવેલ તાબાનો કુડ, ૨૩ કલેશદાયી મોટો લોઢાનો કુડ, ૨૪ ચામડાનો કુડ, ૨૫ તપાવેલી મદિરાનો કુડ, ૨૬ તીક્ષ્ણ કાટાનો કુડ, ૨૭ ઝેરી પાણીવાળો કુડ, ૨૮ વિષકુડ, ૨૯ તપાવેલા તેલનો કુડ, ૩૦ તીક્ષ્ણ ભાલાનો કુડ, ૩૧ કીડાનો કુડ, ૩૨. પરુનો કુડ, ૩૩ ભયાનક સર્પકુડ, ૩૪ મચ્છરોનો કુડ, ૩૫ ડાસનો કુડ, ૩૬ ભયકર મધમાખોનો કુડ, ૩૭. વજ્ર જેવી દાઢોવાળા વીંછીઓનો કુડ, ૩૮ બાણોનો કુડ, ૩૯ ત્રિશૂલકુડ, ૪૦ ભયકર તરવારનો કુડ, ૪૧ ગોલકુડ, ૪૨ મગરમચ્છોનો કુડ, ૪૩ શોકનુ સ્થાન કાગડાઓનો કુડ, ૪૪ મન્થાનકુડ, ૪૫ બીજકુડ, ૪૬ દુસહ વજ્રકુડ, ૪૭ તપેલા પથ્થરોનો કુડ, ૪૮ તીક્ષ્ણ પાષાણકુડ, ૪૯ લાળોનો કુડ, ૫૦ મેશકુડ, ૫૧ ચૂર્ણકુડ, ૫૨ ચક્રકુડ, ૫૩ વક્રકુડ, ૫૪ મહાઉગ્ર કૂર્મકુડ, ૫૫ જ્વાળાઓનો કુડ, ૫૬ ભસ્મકુડ, ૫૭ બળબળતો કુડ, ૫૮ તપાવેલી સોયોનો કુડ, ૫૯ તરવારના પાનાનો કુડ, ૬૦ અસ્ત્રાની ધારનો કુડ, ૬૧ સૂચીમુખકુડ, ૬૨ ગોકામુખકુડ, ૬૩ શક્રમુખકુડ, ૬૪ ગજદતકુડ, ૬૫ ગોમુખકુડ, ૬૬ કુભીપાકકુડ, ૬૭ કાલસૂત્રકુડ, ૬૮ મત્સ્યોદકકુડ, ૬૯ કૃમિકતુકકુડ, ૭૦ પાસુભોજ્યકુડ, ૭૧ પાશવેષ્ટકુડ, ૭૨ શૂલપ્રોતકુડ, ૭૩ પ્રકપનકુડ, ૭૪ ઉલ્કામુખકુડ, ૭૫. અધકૂપકુડ, ૭૬ વેધનકુડ, ૭૭ તાડનકુડ, ૭૮ જાલરધ્રકુડ, ૭૯ દેહચૂર્ણકુડ, ૮૦ દલનકુડ, ૮૧ શોષણકુડ, ૮૨ કષકુડ, ૮૩ શૂર્પકુડ, ૮૪ જ્વાલામુખકુડ, ૮૫ ધૂમ્રાધકુડ, અને ૮૬ નાગવેષ્ટન કુડ આ કુડો, હે સાવિત્રિ, પાપીઓને દુખદાયી છે અને સાવધાન રહેતા યમકિંકરોથી કાયમ રક્ષાયેલા છે તે યમકિંકરો હાથમા લાઠીધારી પાશધારી, મદમત્ત, ભયકર, હાથમા શકિતઓ, ગદાઓ અને તરવારોવાળા, અત્યત ક્રૂર, તમોગુણી, દયા વિનાના, કોઈથી કેમેય ન અટકાવી શકાય એવા, તેજસ્વી, નિ શક, લાલ અને પિંગળા નેત્રોવાળા, યોગયુકત, સિદ્ધિયુકત, અનેક જાતના રૂપો ધરનાર યોદ્ધા, મૃત્યુ પામતા સર્વ પાપી પ્રાણીઓએ જોયેલા, પોતાના કામમા તત્પર, શકિતભકત, સૂર્યભકત, ગણપતિભકત, પુણ્ય કરનાર, સિદ્ધ યોગી, સ્વધર્મપરાયણ, પ્રચડ, સ્વતત્ર, બળવાન, નિ શક સ્વપ્નમા જોયેલા દેવરૂપ અને વિષ્ણુભકત હોય છે હે પતિવ્રતા! આ કુડોની સખ્યા મે તને

* આ અધ્યાયમા બત્રીસ શ્લોકોથી પાપોના સ્થાન રૂપ અનેક પ્રકારના દુખદાયી નરકકુડ કહેવાશે.

રહી હવે જેઓનો જે કુડમા વાસ થાય છે, તે હુ તને કહુ છુ, સાભળ ૧-૨૮

**एतत्ते कथितं साध्वि कुण्डसंख्यानिरूपणम् ।**
**येषां निवासो यत्कुण्डे निबोध कथयामि ते ॥२८॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૩૨ મો સમાપ્ત

# અધ્યાય ૩૩ મો*

## નરકકુંડના અધિકારી પાપીઓનું વર્ણન

धर्मराज उवाच ।

**हरिसेवारतः शुद्धो योगसिद्धो व्रती सति ।**
**तपस्वी ब्रह्मचारी च न याति नरकं ध्रुवम् ॥१॥**

યમરાજ બોલ્યા હે સતિ! હરિસેવામા તત્પર, યોગસિદ્ધ, વ્રતનિષ્ઠ, તપસ્વી તથા બ્રહ્મચારી અવશ્ય નરકમા જતો નથી જે બળવાન મનુષ્ય બળના ગર્વથી પોતાના બાંધવોને કડવી વાણીથી બાળ્યા કરે છે, તે અગ્નિકુડમા જાય છે તેમા પોતાના શરીરના રૂવાડા જેટલા વર્ષો સુધી અગ્નિમા રહી ત્રણે જન્મો સુધી સૂર્યના પ્રચડ તાપથી તપતા જગલમા પશુયોનિને પામે છે જે મનુષ્ય પોતાને ઘેર આવેલા તરસ્યા, તપેલા તથા ભૂખ્યા બ્રાહ્મણને જમાડતો નથી, તે મૂર્ખો તપ્તકુડમા જાય છે તમા પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી રહીને પછી સાત જન્મો સુધી અગ્નિથી તપતા દુ ખદાયી સ્થળ પક્ષી થાય છે જે મનુષ્ય રવિવારે, સક્રાતિસમયે, અમાવાસ્યા કે શ્રાદ્ધના દિવસે વસ્ત્રો તથા ક્ષારનો સયોગ કરે છે (એટલે સાબુ વગેરેથી કપડા ધુએ છે), તે કેવળ ક્ષારના કુડમા જાય છે અને તેમા એ વસ્ત્રના તાતણા જેટલા વર્ષો સુધી રહ્યા પછી ભરતખડમા સાત જન્મો સુધી ધોબીની જાતિને પામે છે જે નીચ મનુષ્ય મૂળ પ્રકૃતિની, વેદોની, શાસ્ત્રોની, પુરાણોની, બ્રહ્માની શિવ વગેરેની તથા ગૌરી, મહસ્વની વગેરે દેવીઓની નિંદા કરે છે, તે સર્વેની નિંદામા તત્પર રહેતા લોકો નરક વિષેના ભયાનક કુડમા જાય છે એ કુડથી વધારે દુ ખદાયી બીજો કોઈ કુડ નથી તેમા અનેક કલ્પો સુધી રહીને પાછો સર્પની યોનિને પામે છે અને દેવીની નિંદારૂપ અપરાધનુ તો કોઈ પણ પ્રાયશ્ચિત્ત જ નથી જે મનુષ્ય પોતે આપલી કે બીજાએ આપેલી બ્રાહ્મણની આજીવિકા લઈ લે છે, તે સાઠ હજાર વર્ષો સુધી વિષ્ઠાના કુડમા પડયો રહે છે તેટલા જ વર્ષો સુધી ત્યા તે વિષ્ઠા ખાતો રહે છે અને પાછો તેટલા જ વર્ષો સુધી પૃથ્વી પર વિષ્ઠાનો કીડો થાય છે જે મનુષ્ય બીજાના તળાવમા (તેની રજા વિના) તળાવ કરે છે અથવા મૂત્ર નાખે છે, તે પોતાના એ કર્મના દોષથી મૂત્રના કુડમા જાય છે ત્યા એ તળાવની ધૂળના રજકણો જેટલા વર્ષો સુધી તે મૂત્રનો આહાર કરતો રહે છે અને પાછો પૂરા સો વર્ષો સુધી ભરતખડમા બળદ થાય છે જે મનુષ્ય પોતે એકલો મીઠા પદાર્થ ખાઈ જાય છે, તે બળખાના કુડમા જાય છે તેમા પૂરા સો વર્ષો સુધી તે બળખા ખાતો રહે છે તે પછી પૂરા સો વર્ષો સુધી ભરતખડમા તે પ્રેત થાય છે અને ત્યા પણ બળખા, મૂત્ર તથા પરુનો તે આહાર કરે છે અને તે પછી પવિત્ર થાય છે જે મનુષ્ય પિતાને, માતાને, ગુરુને, પોતાની પત્નીને, પુત્રને કે પુત્રીને પોષતો નથી, તે ઝેરના કુડમા પડે છે ત્યા પૂરા સો વર્ષો સુધી તે ઝેર ખાતો રહે છે અને પછી ભૂતની યોનિને પામે છે તે પછી શુદ્ધ થાય છે જે મનુષ્ય અતિથિને જોઈને (ગુસ્સાથી) વાકી નજર કરે છે, તે પાપીના જળને પિતૃઓ કે દેવો લેતા નથી એટલુ જ નહિ, પણ તે મનુષ્ય આ લોકમા જ બ્રહ્મહત્યા વગેરે જે કોઈ પાપો છે, તેને પામે છે, અને અંતે આખના મેલના કુડમા જાય છે ત્યા પૂરા સો વર્ષો સુધી તે આખનો મેલ ખાતો રહે છે અને પછી સો વર્ષ સુધી ભૂતની યોનિ પામે છે અને પછી શુદ્ધ થાય છે જે મનુષ્ય બ્રાહ્મણને કોઈ પદાર્થ આપી તે જ પાછો લે બીજાને આપી દે, તો સો વર્ષો સુધી ચરબીના કુડમા તેનો આહાર કરતો તે પડયો રહે છે તે પછી સાત જન્મો સુધી ભરતખડમા તે કાકીડો થાય છે અને તે પછી મહાભયકર દરિદ્ર તથા ઓછા આયુષવાળો જ મનુષ્ય થાય છે જે પુરુષ

* આ અધ્યાયમા એકેએ છવ્વીસ શ્લોકોમા જેઓ નરકકુડમા પડે છે, તેવા પાપીઓનુ લક્ષણ કહેવાયુ.

સ્ત્રીને કે સ્ત્રી પુરુષને વીર્ય પાય છે, તે વીર્યના કુડમા જ જાય છે ત્યા પૂરા સો વર્ષો સુધી વીર્ય ખાતો રહે છે અને પછી સો વર્ષો સુધી કીડાની યોનિ પામે છે અને તે પછી શુદ્ધ થાય છે જે મનુષ્ય ગુરુને કે બ્રાહ્મણને મારી લોહી કાઢે છે, તે સો વર્ષો સુધી લોહીના કુડમા લોહી ખાતો પડયો રહે છે તે પછી સાત જન્મો સુધી ભરતખડમા વાઘનો જન્મ પામે છે અને પછી અનુક્રમે તે મનુષ્ય શુદ્ધ થાય છે કોઈ ભકતજન દેવને ઉદ્દેશી ગળગળો થઈને તેના ગુણો ગાઈ રહ્યો હોય, તો તેને જોઈને જેને પ્રેમાશ્રુ આવતા નથી, પણ ઊલટો શ્રીકૃષ્ણ પ્રભુના સગીતમા હસ્યા જ કરે છે, તે અશ્રુકુડમા અશ્રુઓનો આહાર કરતા સો વર્ષો સુધી રહે છે તે પછી ત્રણ જન્મો સુધી ચાડાલ થાય છે અને પછી શુદ્ધ થાય છે જે મનુષ્ય પોતાના મિત્ર સામે કાયમ લુચ્ચાઈ કરે છે, તે સો વર્ષો સુધી શરીરના મેલના કુડમા જાય છે તે પછી ત્રણ જન્મો સુધી ગધેડાની જાતિને પામે છે અને ત્રણ જન્મો સુધી શિયાળની જાતિ પામે છે, એ પછી અવશ્ય શુદ્ધ થાય છે જે મનુષ્ય ગર્વથી બહેરા માણસને હસે છે કે નિદે છે, તે સો વર્ષ સુધી કાનના મેલના કુડમા તેનો આહાર જ કરતો રહે છે તે પછી સાત જન્મો સુધી બહેરો અને સાત જન્મો સુધી અગ વિનાનો થાય છે તે પછી અવશ્ય શુદ્ધિ પામે છે જે મનુષ્ય પોતાના ભરણપોષણ માટે લોભથી પ્રાણીને મારી નાખે છે, તે એક લાખ વર્ષો સુધી મજ્જાના કુડમા તેનો આહાર કરતો રહે છે તે પછી સાત જન્મો સુધી સસલો, સાત જન્મો સુધી માછલુ, ત્રણ જન્મો સુધી ભૂડ, સાત જન્મો સુધી કૂકડો અને તે પછી મૃગલો વગેરે થઈને તે કર્મથી શુદ્ધિ પામે છે જે મનુષ્ય પોતાની કન્યાનુ પાલન કરી ધનના લોભથી તેને વેચી નાખે છે તે મહામૂર્ખ મનુષ્ય માસના કુડમા જાય છે ને ત્યા એ કન્યાના રૂવાડા જેટલા વર્ષો સુધી માસનો આહાર કરતો રહે છે યમના સેવકો તેને લાકડીઓના માર મારે છે અને માસનો ભાર માથે ઉપાડી ભૂખને લીધે તે લોહી ચાટે છે તે પછી એ પાપી સાઠ હજાર વર્ષ સુધી ભરતખડમા પોતાની એ કન્યાના જ પેટનો કીડો થાય છે તે પછી સાત જન્મો સુધી પારધી, ત્રણ જન્મ સુધી ભૂડ, સાત જન્મો સુધી કૂકડો, સાત જન્મો સુધી દેડકો, સાત જન્મો સુધી જળો અને સાત જન્મો સુધી ભરતખડમા કાગડો થાય છે. તે પછી અવશ્ય શુદ્ધિ પામે છે જે મનુષ્ય વ્રત, ઉપવાસ તથા શ્રાદ્ધ વગેરેના દિવસે હજામત કરાવે છે, તે સર્વ કર્મોમા અપવિત્ર ગણાય છે અને અતે હે સુદરિ! નખ વગેરેના= કુડમા દેવોના એક વર્ષ સુધી તે તે પદાર્થો ખાતો ને લાકડીઓથી મરાતો રહે છે ભરતખડમા જે મનુષ્ય કેશયુકત પાર્થિવ લિંગની પૂજા કરે છે, તે એ માટીના રજકણો જેટલા વર્ષો સુધી વાળના કુડમા રહે છે અને અતે શિવના કોપથી યવનની યોનિને પામે છે તે પછી સો વર્ષ સુધી રાક્ષસ થઈ અવશ્ય શુદ્ધિ પામે છે જે મનુષ્ય ગયા ક્ષેત્રમા આવેલા વિષ્ણુપદમા પિતૃઓને પિંડ આપતો નથી, તે પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી મહાઉગ્ર હાડકાના કુડમા રહે છે તે પછી સાત જન્મો સુધી ઉત્તમ જાતિ પામીને પણ બેડોળ, લગડો તથા મહાદરિદ્ર થાય છે અને પછી શુદ્ધ થાય છે જે મહામૂઢ પુરુષ સગર્ભા થયેલી પોતાની સ્ત્રીને પણ સેવે છે, તે અત્યત તપેલા તામ્રકુડમા સો વર્ષો સુધી રહે છે જે મનુષ્ય પતિ—પુત્ર વિનાની સ્ત્રીનુ અથવા ઋતુકાળે નાહેલી—ચોથો દિવસ થયેલી સ્ત્રીનુ હાથનુ અન્ન ખાય છે, તે સો વર્ષ સુધી તપેલા લોઢાના કુડમા રહે છે, સાત જન્મો સુધી ધોબીની જાતિને તથા કાગડાઓના જન્મને પામ્યા કરે છે પછી છેવટે મોટા ગૂમડાવાળો તથા દરિદ્ર થઈ શુદ્ધ થાય છે જે મનુષ્ય ચામડુ અડેલા હાથે દેવદ્રવ્યને અડકે છે, તે સો વર્ષ સુધી ચામડાના કુડમા રહે છે જે દ્વિજવર્ણ શૂદ્ર વડે સમતિ આપેલ શૂદ્રનુ અન્ન જ ખાય છે, તે સો વર્ષ સુધી તપેલા દારૂના કુડમા રહે છે અને તે પછી સાત જન્મો સુધી શૂદ્રને યજ્ઞ કરાવનાર અને શૂદ્રના શ્રાદ્ધનુ અન્ન ખાનાર બ્રાહ્મણ થાય છે અને તે પછી શુદ્ધ થાય છે જે મનુષ્ય દુષ્ટ વાણીવાળો તથા કડવા બોલવાળો

= વગેરે શબ્દથી નખકુડ, રૂવાડાનો કુંડ, કેશનો કુંડ તથા હાડકાનો કુડ એમ ચાર અહીં સમજવા.

હોઈ વાણી વડે પોતાના સ્વામીને તરછોડે છે, તે તીક્ષ્ણકંટક કુડમા તેના કાટાઓ ખાતો રહે છે અને ત્યા યમદૂતો તેને લાકડીઓ વડે ચારગણો માર મારે છે તે પછી સાત જન્મો સુધી લોઢો થઈ છેવટે શુદ્ધ થાય છે જે નિર્દય મનુષ્ય ઝેરથી કોઈના જીવનનો નાશ કરે છે, તે ઝેરના કુડમા એક હજાર વર્ષ સુધી ઝેર ખાતો રહે છે તે પછી સો જન્મો સુધી મનુષ્યોનો નાશ કરનાર—ભિલ્લજાતિનો થઈ ગડગૂમડાવાળો થાય છે, સાત જન્મો સુધી કોઢિયો× થાય છે અને તે પછી અવશ્ય શુદ્ધ થાય છે જે મનુષ્ય પવિત્ર ભરતક્ષેત્રમા લાકડીથી ગાયને મારે અને જે બળદો હાકતો હોઈ પોતે જાતે અથવા સેવક દ્વારા બળદને માર મારે છે, તે ચાર યુગો સુધી અગ્નિથી તપાવેલા તેલના કુડમા રહે છે અને પછી ગાય કે બળદના રુવાટા જેટલા વર્ષો સુધી બળદ થાય છે જે મનુષ્ય કોઈ પણ પ્રાણીને ભાલાથી કે અગ્નિ વડે તપાવેલા લોઢાથી લગાર પણ મારે છે, તે હે સતિ! દશ હજાર વર્ષો સુધી ભાલાઓના કુડમા રહે છે અને પછી સારી જાતિ પામીને પણ પેટના રોગવાળો રહ્યા કરે છે અને તે એક જ જન્મમા ઘણો જ દુખી થઈ શુદ્ધ થાય છે માસનો લાલચુ જે નીચ દ્વિજ (યજ્ઞ—શ્રાદ્ધાદિ વિના જ) ખાલી માસ ખાય છે અને જે મનુષ્ય ભગવાનને નૈવેદ્ય ધર્યા સિવાય જમે છે, તે કીડીઓના કુડમા પોતાના રુવાટા જેટલા વર્ષો સુધી કીડાઓ ખાતો રહે છે અને પછી ત્રણ જન્મો સુધી મ્લેચ્છની જાતિવાળો થઈ છેવટે દ્વિજ થાય છે હે ઉત્તમ વ્રતવાળી! જે બ્રાહ્મણો શૂદ્રોને યજ્ઞ કરાવે શૂદ્રોના શ્રાદ્ધનુ અન્ન જમે અથવા શૂદ્રોના મુડદા બાળે, તે અવશ્ય પરુના કુડમા પોતાના રુવાટા જેટલા વર્ષો સુધી તે પરુ ખાતો રહી યમદૂતો વડે લાકડીથી મરાયા કરે છે પછી ભરતક્ષેત્રમા આવી સાત જન્મો સુધી મહારોગી, દરિદ્ર, બહેરો, અને મૂગો જ શૂદ્ર થાય છે જે મનુષ્ય માથા પર કમળની નિશાનીવાળા સર્પને અથવા હરકોઈ સર્પને મારે છે, તે પોતાના રુવાટા જેટલા વર્ષો સુધી સર્પોના કુડમા સર્પ વડે કરડાતો અને યમદૂત વડે મરાતો રહી સર્પોની વિષ્ઠા ખાયા કર છે, પછી તે અવશ્ય સર્પ થાય છે અને તે પછી ઓછા આયુષવાળો તથા દાદરનો રોગી થઈ તે જન્મમા પણ અવશ્ય સર્પના દશથી મહાદુખ પૂર્વક મરે છે જે મનુષ્ય (બીજાના લોહીથી જ) દૈવે આપેલી આજીવિકાવાળા (માકડ—મચ્છર—જૂ વગેરે) નાના પ્રાણીઓને મારી નાખે છે, તે ડાસ તથા મચ્છરોના કુડમા જેટલા પ્રાણીઓ તેણે માર્યા હોય તેટલા વર્ષો સુધી દિવસરાત તે પ્રાણીઓ વડે કરડાતો, આહાર વિનાનો, ચીસો પાડતો અને હાથપગ બાધી યમદૂતો વડે માર મરાતો રહે છે અને પછી પોતે પણ તેવો જ શુદ્ર જતુ થાય છે તે પછી યવનની જાતિ પામે છે અને છેવટે ખોડવાળો મનુષ્ય થઈ શુદ્ધ થાય છે જે મનુષ્ય મધમાખીઓને મારી નાખી મધ ખાય છે, તે જેટલી મધમાખીઓ તેણે મારી હોય, તેટલા વર્ષો સુધી મધમાખીઓના કુડમા રહે છે ત્યા મધમાખીઓ વડે કરડાતો રહી બળુ બળુ થાય છે ને યમદૂતોના માર ખાય છે પછી મધમાખીનો જન્મ પામી શુદ્ધ થાય છે હે કલ્યાણિ! જે મનુષ્ય શિક્ષાપાત્ર ન હોય તેને તથા બ્રાહ્મણને શિક્ષા કરે છે, તે તરત વજ્ર જેવી દાઢાવાળો કીડાઓના કુડમા જાય છે અને ત્યા પોતાના રુવાડા જેટલા વર્ષો સુધી દિવસરાત એ કીડાઓથી કરડાતો તથા યમદૂત વડે મરાતો રહી ચીસો પાડે છે, રડે છે ને ક્ષણે ક્ષણે હાહાકાર કરે છે તે પછી સાત જન્મો સુધી ભૂડની જાતિમા અને ત્રણ જન્મો સુધી કાગડાની જાતિમા જન્મે છે ને શુદ્ધ થાય છે જે મનુષ્ય ધનના લોભથી પ્રજાઓને દડે છે, તે (દડલી) પ્રજાઓના રુવાડા જેટલા વર્ષો સુધી અવશ્ય વીંછીઓના કુડમા રહે છે તે પછી સાત જન્મો સુધી વીંછી થાય છે અને છેવટે ખોડવાળો તથા રોગી થઈ શુદ્ધ થાય છે જે બ્રાહ્મણ શસ્ત્રો ધારણ કરે છે, ગીન્તઓના કપડા ધૂએ છે, સધ્યા કરતો નથી અને વિષ્ણુભક્તિથી રહિત હોય છે, તે પોતાના રુવાડા

× અહીં ટીમકાર લખે છે કે, ભરતખંડમાં જ ગાય બળદને માર મરવાની મનાઈ છે, એમ નથી, પણ દરેક ઈકેકાણે તેમ ન થવુ જોઈએ, એમ મૂળમાં ચ શબ્દથી સૂચવ્યું છે

જેટલા વર્ષો સુધી બાણો વગેરેના* કુડમા રહે છે અને ત્યા બાણો વગેરેથી કાયમ વીંધાઈને શુદ્ધ થઈ મનુષ્ય થાય છે જે છકેલો માણસ અધારિયા કેદખાનામા પ્રજાઓને મારે છે, તે પોતાના દોષને લીધે કાદવવાળા, તપેલા પાણીથી ભરેલા, અધકારવાળા, ભયકર અને તીક્ષ્ણ દાઢોવાળા કીડાઓથી વ્યાપ્ત ગોલકુડમા જાય છે ત્યા (પોતે મારેલી) પ્રજાઓના રૂવાડા જેટલા વર્ષો સુધી કીડાઓથી વીંધાતો રહે છે અને પછી પ્રજાઓનો ચાકર થઈ અનુક્રમે શુદ્ધ થાય છે જે મનુષ્ય સરોવરમાથી બહાર નીકળેલા ઝૂડ વગેરેને મારે છે, તે (મારેલા) એ પ્રાણીઓ ઉપર જેટલા કાટા હોય છે, તેટલા વર્ષો સુધી નક્રકુડમા જાય છે અને પછી ઝૂડ વગેરેનો જન્મ પામી ફરી પણ તે તે જાતિઓમા જ દડ ભોગવી તરત શુદ્ધ થાય છે જે કામી પુરુષ પવિત્ર ક્ષેત્ર ભરતખડમા પરસ્ત્રીના નિતબ, સ્તન તથા મુખને કામનાથી જુએ છે, તે કાકતુડ કુડમા પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી કાગડાઓ વડે કોચાતી આખોવાળો રહે છે, તે પછી ત્રણ જન્મો સુધી અગ્નિ વડે દાઝ્યા કરે છે જે મૂઢ મનુષ્ય ભરતખડમા દેવોનુ તથા બ્રાહ્મણોનુ સોનુ ચોરે છે, તે મથાન કુડમા પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી અવશ્ય રહે છે ત્યા યમદૂતો તેને મારે છે મથાન નામના કીડાઓ તેની આખો પર છવાઈ જાય છે અને તે કીડાઓની વિષ્ઠાને તે ખાયા કરે છે તે પછી ત્રણ જન્મો સુધી આધળો થાય છે, સાત જન્મો સુધી દરિદ્ર, મહાક્રૂર અને પાપી થાય છે અને છેવટે ભરતખડમા સોની તથા સોનાનો વેપારી થાય છે હે સુદરિ! જે મનુષ્ય ભરતખડમા તાબુ કે લોઢુ ચોરે છે, તે પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી બીજ નામના કીડાઓના કુડમા જાય છે ત્યા એ બીજ નામના જીવડાઓની વિષ્ઠા ખાતો તે જીવડાથી ઢકાયેલી આખવાળો અને યમદૂતો વડે મરાતો રહી શુદ્ધ થઈને પછી મનુષ્ય થાય છે જે મનુષ્ય દેવની કે દેવના દ્રવ્યની ચોરી કરે છે, તે પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી ભયકર વજ્રકુડમા અવશ્ય રહે છે ત્યા વજ્રો વડે બળેલા શરીરવાળો, આહારરહિત અને યમદૂતો વડે માર મરાતો રહી ચીસો પાડે છે, તે પછી શુદ્ધ થઈ મનુષ્ય થાય છે જે મનુષ્ય દેવના કે બ્રાહ્મણના રૂપાને, ગોરસને કે વસ્ત્રોને ચોરે છે, તે પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી તપેલા પથ્થરોના કુડમા અવશ્ય રહે છે તે પછી ત્રણ જન્મો સુધી કાચબો, ત્રણ જન્મો સુધી ધોળા કોઢવાળો અને એક જન્મમા કોઢના ચિહ્નવાળો થઈ જેટલા ધોળા પક્ષીઓ છે, તે સર્વની જાતિ પામે છે તે પછી સાત જન્મો સુધી લોહીના વિકારવાળો, શૂળના રોગવાળો તથા ઓછા આયુષવાળો થઈ શુદ્ધ થાય છે જે મનુષ્ય દેવના કે બ્રાહ્મણના, પિત્તળના કે કાસાના વાસણ ચોરે છે, તે પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી તીક્ષ્ણ પથ્થરોના કુડમા વસે છે તે પછી સો જન્મો સુધી ભરતખડમા ઘોડાનો જન્મ પામી છેવટે વધરાવળના તથા પગના રોગવાળો મનુષ્ય થઈ શુદ્ધ થાય છે જે મનુષ્ય વ્યભિચારિણી સ્ત્રીનુ કે વ્યભિચારિણી સ્ત્રી ઉપર આજીવિકા ચલાવતા પુરુષનુ અન્ન ખાય છે, તે પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી અવશ્ય લાલાકુડ નામના નરકમા રહે છે ત્યા યમદૂતો વડે માર મરાતો અને લાળોનો આહાર કરતો રહી દુખી થઈને પછી આખના તથા શૂળના રોગવાળો મનુષ્ય થઈ અનુક્રમે શુદ્ધ થાય છે પૃથ્વી પર ભરતખડમા જે બ્રાહ્મણ મ્લેચ્છોની સેવા કરે અથવા શાહી ઉપર આજીવિકા કરે છે તે પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી મેસના કુડમા દુખ પામતો, યમદૂત વડે મરાતો અને મેસ ખાતો રહે છે તે પછી હે સતિ! ત્રણ જન્મો સુધી કાળા રગનો પશુ થાય છે, ત્રણ જન્મો સુધી કાળા રગનો બકરો થાય છે અને એક જન્મ સુધી તાડનુ વૃક્ષ થયા પછી શુદ્ધ થઈ મનુષ્ય થાય છે જે મનુષ્ય દેવ કે બ્રાહ્મણની ધાન્ય વગેરે કોઈ ઉત્તમ વસ્તુ નાગરવેલનુ પાનબીડુ, આસન કે શય્યા ચોરે છે, તે સો વર્ષ સુધી યમદૂતનો માર ખાતો ચૂર્ણકુડમા રહે છે પછી ત્રણ જન્મો સુધી બકરાની જાતિ, ત્રણ જન્મો સુધી કૂકડાનો જન્મ તથા ત્રણ જન્મ સુધી વાદરાનો જન્મ પામી

* વગેરે શબ્દથી શૂલકુડ તથા તરવારનો કુડ અહીં સમજવાનો છે

છેવટે પૃથ્વી પર ઉધરસના રોગવાળો, વશ વિનાનો, દરિદ્ર તથા ઓછા આયુષવાળો મનુષ્ય થઈ શુદ્ધ થાય છે જે મનુષ્ય બ્રાહ્મણોનુ ધન ચોરી (મન શાસ્ત્રમા પ્રસિદ્ધ) ચક્રપૂજા કરે છે, તે સો વર્ષ સુધી લાકડીઓનો માર ખાતો ચક્રકુડમા રહે છે તે પછી ત્રણ જન્મો સુધી તેલ કાઢનાર (ઘાચી), રોગી તથા વશરહિત થઈને પવિત્ર થાય છે હે સતિ! જે મનુષ્ય ગાયો તરફ કે બ્રાહ્મણો તરફ ટેઢી નજર કરે છે, તે વક્રકુડમા જાય છે અને સો વર્ષ સુધી ત્યા રહે છે તે પછી સાત જન્મો સુધી વાકા અને ખોડવાળા અગવાળો, દરિદ્ર, વશ વિનાનો તથા સ્ત્રીરહિત થઈ શુદ્ધ થાય છે અને પછી ત્રણ જન્મ સુધી ગીધના જન્મવાળો, ત્રણ જન્મ સુધી ભૂડ, ત્રણ જન્મ સુધી બિલાડો અને ત્રણ જન્મ સુધી મોર પક્ષી થાય છે જે બ્રાહ્મણ (શાસ્ત્રમા) નિષેધેલુ કાચબાનુ માસ ખાય છે, તે પણ પણ કૂર્મકુડમા સો વર્ષ સુધી કાચબા વડે ખવાતો રહે છે પછી ત્રણ જન્મો સુધી કાચબો, ત્રણ જન્મો સુધી ભૂડ, ત્રણ જન્મો સુધી બિલાડો અને ત્રણ જન્મો સુધી મોરપક્ષી થઈ શુદ્ધ થાય છે જે પાપી દેવ કે બ્રાહ્મણનુ ઘી તથા તેલ ચોરી લે છે, તે જ્વાલાકુડમા તથા ભસ્મ કુડમા જાય છે ત્યા સો વર્ષ સુધી તેલમા તળાય છે તે પછી સાત જન્મો સુધી માછલુ તથા ઉંદર થઈ પવિત્ર થાય છે જે મનુષ્ય પવિત્ર ભરતખડમા દેવ કે બ્રાહ્મણનુ સુગધી તેલ, આમળાનુ ચૂર્ણ અથવા બીજો કોઈ સુગધી પદાર્થ ચોરી લે છે, તે દગ્ધકુડમા પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી દિવસરાત બળ્યા કરે છે અને તે પછી સાત જન્મો સુધી દુર્ગંધી શરીરવાળો, ત્રણ જન્મો સુધી કસ્તૂરીમૃગ અને સાત જન્મો સુધી મથાન નામનો કીડો થઈ છેવટે મનુષ્ય થાય છે હે સતિ! ભરતખડમા જે મહા બળવાન મનુષ્ય બળથી, કપટથી કે હિંસાથી બીજા ઓના બાપદાદાની જમીન લઈ લે છે, તે તપ્તસુર્મિ નરકમા રહે છે અને ત્યા તપેલા તેલમા દિવસરાત તળાતો રહી કાયમ બળ્યા કરે છે, છતા બળીને ભસ્મ થતો નથી, કેમ કે કર્મભોગ બાકી હોય ત્યા સુધી પ્રાણી નાશ પામતો નથી એ રીતે સાત મન્વતર સુધી અત્યત તપ્યા કરતો એ પાપી ત્યાં રહે છે, એટલુ જ નહિ, પણ યમદૂતોએ મારેલો અને નિરાહાર રહેલો એ જીવ ચીસો પાડયા કરે છે તે પછી સાઠ હજાર વર્ષો સુધી વિષ્ઠાનો કીડો થાય છે. પછી જમીન વિનાનો દરિદ્ર મનુષ્ય થઈ શુદ્ધ થાય છે અને ફરી પોતાની જાતિને પામી શુભ કર્મ કરે છે

**ततो भवेद् भूमिहीनो दरिद्रश्च ततः शुचिः।**
**तत स्वयोनिं सम्प्राप्य शुभकर्माचरेत् पुनः॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૩૩ મો સમાપ્ત

## અધ્યાય ૩૪ મો*

### નરકકુંડના અધિકારી પાપીઓ (ચાલુ)

धर्मराज उवाच

**छिनत्ति जीवं खड्गेन दयाहीनः सुदारुणः।**
**नरघाती हन्ति नरमर्थलोभेन भारते॥१॥**

યમરાજ બોલ્યા જે દયાહીન, અતિક્રૂર મનુષ્ય ભરતખડમા કોઈ જીવને તરવારથી કાપી નાખે છે અને ધનના લોભથી કોઈ મનુષ્યને મારી નાખે છે, તે પણ અસિપત્રમા ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી રહે છે જે બ્રાહ્મણોને મારી નાખે છે, તે સો મન્વતરો સુધી ત્યા રહે છે, તેમ જ તરવારની ધારથી કપાયેલા અગવાળો, કાયમ ભૂખ્યો રખાતો અને યમદૂતો વડે મરાતો હોઈ મોટી ચીસો પાડે છે, તે પછી સો જન્મો સુધી મથાન નામનો કીડો, સો જન્મો સુધી ભૂડ, સાત જન્મો સુધી કૂકડો સાત જન્મો સુધી શિયાળ, સાત જન્મો સુધી વાઘ, ત્રણ જન્મ સુધી વરુ, સાત જન્મો સુધી દેડકો અને છેવટે ભરતખડમા પાડો થઈ શુદ્ધ થાય છે જે મનુષ્ય ગામડા કે શહેરોને આગ લગાડે છે, તે પણ ત્રણ યુગો સુધી ક્ષુરધારકુડમા કપાતા અગવાળો રહે છે અને પછી તરત જ સાત જન્મો સુધી પૃથ્વી પર ભટકતો, અગ્નિ જેવા મુખવાળો અને અપવિત્ર આહાર કરતો પ્રેત થાય છે પછી સાત જન્મો સુધી હોલો, સાત જન્મો સુધી મોટા શૂળનો રોગી અને સાત જન્મો સુધી ઝરતા કોઢવાળો થઈ

* આ અધ્યાયમા સાડીએકાણુ શ્લોકોથી બાકી રહેલા કુંડોના અધિકારીઓનુ વિસ્તારથી વર્ણન કરાય છે.

શુદ્ધ થાય છે જે મનુષ્ય પારકા કાનમા મોઢુ લગાડી પારકી નિંદા કરે છે, પારકા દોષ ખુલ્લા કરી પોતાના ઘણા વખાણ કરે છે અને દેવો તથા બ્રાહ્મણોને નિંદે છે, તે પણ સૂચીમુખકુડમા ત્રણ યુગો સુધી સોયોથી વીંધાતો રહે છે તે પછી સાત જન્મો સુધી વીંછી, સાત જન્મો સુધી સર્પ, સાત જન્મો સુધી વજ્રકીટ નામનો કીડો અને સાત જન્મો સુધી ભસ્મકીટ નામનો કીડો થાય છે તે પછી મહારોગી મનુષ્ય શુદ્ધ થાય છે જે મનુષ્ય લોકોના ઘર ફાડી વસ્તુઓ ચોરે છે અને ગાયો, બકરા, કે ઘેટા લઈ જાય છે, તે ગોકામુખકુડમા ત્રણ યુગો સુધી યમદૂત વડે મરાતો રહે છે તે પછી સાત જન્મો સુધી રોગી બળદ, ત્રણ જન્મો સુધી બકરો, ત્રણ જન્મો સુધી ઘેટો અને છેવટે કાયમી રોગી, દરિદ્ર, સ્ત્રી વિનાનો, બધુ વિનાનો તથા દુખી મનુષ્ય થઈ પવિત્ર થાય છે જે મનુષ્ય સાર્વજનિક દ્રવ્ય ચોરે છે, તે નક્રમુખકુડમા જાય છે અને ત્યા ત્રણ વર્ષ સુધી યમદૂતો વડે મરાતો રહે છે તે પછી સાત જન્મો સુધી રોગી બળદ અને તે પછી મહારોગી મનુષ્ય થઈ શુદ્ધ થાય છે જે મહાપાપી મનુષ્ય ગાયો, બળદો, હાથીઓ, ઘોડા કે વૃક્ષોનો નાશ કરે છે, તે ત્રણ યુગો સુધી ગજદતકુડમા જાય છે ત્યા યમના દૂતો હાથીના દાત વડે કાયમ તેને મારે છે તે પછી ત્રણ જન્મો સુધી હાથી, ત્રણ જન્મો સુધી ઘોડો, ત્રણ જન્મો સુધી બળદ અને છેવટે મ્લેચ્છ જાતિ થઈને શુદ્ધ થાય છે જે મનુષ્ય પાણી પીતી તરસી ગાયને રોકે છે, તે કીડાઓ તથા ગરમ પાણીવાળા ગોમુખાકાર નરકમા મન્વતર કાળ સુધી ખૂબ તપતો રહે છે તે પછી સાત જન્મો સુધી ગાય વિનાનો, મહારોગી અને દરિદ્ર અત્યજ જાતિનો મનુષ્ય થઈ શુદ્ધ થાય છે જે મનુષ્ય ભરતખડમા આતિદેશિકી× ગોહત્યા અને આતિદેશિકી બ્રહ્મહત્યા કરે છે, અગમ્ય સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે, તે ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી કુભીપાક કુડમા વસે છે ત્યા યમદૂતો વડે કાયમ મરાતો તે ચૂર્ણરૂપ થઈ ક્ષણ વાર અગ્નિમા, ક્ષણ વાર કાટામા, ક્ષણ વાર તપેલા તેલમા, ક્ષણવાર તપેલા લોઢા પર અને ક્ષણ વાર તપેલા તાબા પર પડે છે પછી (ત્યાથી નીકળી) એક હજાર જન્મો સુધી ગીધ, સો જન્મો સુધી ભૂડ, સાત જન્મો સુધી કાગડો, સાત જન્મો સુધી સર્પ અને આઠ હજાર વર્ષો સુધી વિષ્ઠામા કીડો થાય છે તે પછી અનેક જન્મો સુધી બળદ થઈ કોઢિયો તથા દરિદ્ર થાય છે

સાવિત્રીએ પૂછ્યુ કેવા પ્રકારની બ્રહ્મહત્યા તથા ગોહત્યા આતિદેશિકી કહેવાય છે? કઈ સ્ત્રી પુરુષો માટે અગમ્ય ગણાય? સધ્યારહિત કોણ ગણાય? કયો પુરુષ અદીક્ષિત ગણાય? તીર્થમા પ્રતિગ્રહ લેનાર કયો કહેવાય? કયો બ્રાહ્મણ ગ્રામયાજી ગણાય? કયો દેવલ કહેવાય? શૂદ્રોની રસોઈ કરનારો કોણ? પ્રમત્ત કોણ અને વૃષલીપતિ કોણ? હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! તેઓનુ સર્વ લક્ષણ તમે કહો

યમરાજે કહ્યુ હે સતિ! શ્રીકૃષ્ણમા તથા તેમની પ્રતિમામા, બીજા દેવોમા તથા તેમની પ્રતિમાઓમા, શિવમા તથા શિવલિંગમા, સૂર્યમા તથા સૂર્યકાતમણિમા, ગણેશમા તથા ગણેશની પ્રતિમામા, દુર્ગામા તથા તેમની પ્રતિમામા એમ બધે જે ભેદબુદ્ધિ રાખે તે બ્રહ્મહત્યાને પામે છે (આનુ નામ આતિદેશિકી બ્રહ્મહત્યા છે) જે મનુષ્ય પોતાના ગુરુ પર, પોતાના ઇષ્ટદેવ ઉપર, પિતા પર અને માતા પર ભેદબુદ્ધિ કરે છે, તે બ્રહ્મહત્યાને પામે છે જે મનુષ્ય વૈષ્ણવો પર, ભક્તો પર, બ્રાહ્મણો પર તથા બીજાઓ પર ભેદબુદ્ધિ કરે છે, તે બ્રહ્મહત્યા પામે છે જે મનુષ્ય બ્રાહ્મણના પગ ધોયાના પાણીમા તથા શાલગ્રામના જળમા ભેદબુદ્ધિ કરે છે, તે બ્રહ્મહત્યા પામે છે જે મનુષ્ય શિવના નૈવેદ્યમા તથા વિષ્ણુના નૈવેદ્યમા ભેદબુદ્ધિ કરે છે, તે બ્રહ્મહત્યા પામે છે જે મનુષ્ય સર્વના ઈશ્વર, સર્વ કારણોનુ કારણ, સર્વના આદ્ય, સર્વ દેવોને સેવવાયોગ્ય, સર્વના અતરાત્મા, માયાથી અનેક રૂપોવાળા, એક જ તથા નિર્ગુણ શ્રીકૃષ્ણમા તથા મહાદેવમા ભેદબુદ્ધિ કરે છે,

---

× જેની હત્યા કરવાથી અવશ્ય ગોહત્યા જેવું જ પાપ લાગે તે. ટીકાકાર લખે છે કે, શાસ્ત્રવચનોક્ત હત્યા આતિદેશિકી છે આ સબધી વિશેષ ખુલાસો આ ૧૪ જતાં સાવિત્રી પોતે જ ૨૯ મા શ્લોકથી પૂછે છે, તેનો ઉત્તર યમરાજે સ્પષ્ટ આપ્યો છે, તે જુઓ.

તે બ્રહ્મહત્યા પામે છે જે મનુષ્ય શકિતના ભકત ઉપર તથા શકિતના શાસ્ત્ર ઉપર દ્વેષ કરે છે, તે બ્રહ્મહત્યા પામે છે જેઓ વેદોકત પિતૃપૂજન તથા દેવપૂજન છોડે છે અને વેદે એ નિષેધેલુ (કર્મ) કરે છે, તે બ્રહ્મહત્યા પામે છે જે મનુષ્ય પવિત્રમા પવિત્ર, જ્ઞાનાનદસ્વરૂપ, સનાતન, દેવોને પણ સેવવા યોગ્ય અને ઈશ્વર શ્રીવિષ્ણુને તથા વૈષ્ણવોમા મુખ્ય તેમના મત્રનુ ઉપાસન કરનારાને પૂજતા નથી પણ, (ઊલટા) નિંદે છે, તેઓ બ્રહ્મહત્યા પામે છે જેઓ કારણબ્રહ્મરૂપ, સર્વશકિતસ્વરૂપ, સર્વ દેવસ્વરૂપ, સર્વ ને સદા વદનીય, સર્વ કારણરૂપ અને સર્વેની માતા મહાદેવી પ્રકૃતિને નિંદે છે, તેઓ બ્રહ્મહત્યા પામે છે જે મનુષ્યો કૃષ્ણ જન્માષ્ટમી, રામનવમી, અતિ પુણ્યદાયી શિવરાત્રિ તથા રવિવારે આવતી એકાદશી —આ પાચ પવિત્ર પર્વોને (વ્રતરૂપે) કરતા નથી, તેઓ બ્રહ્મહત્યા પામે છે અને ચાડાલ કરતા પણ અધિક પાપી છે જેઓ ભરતખડમા રજસ્વલા+પૃથ્વી પર ખોદકામ તથા જળ વડે શૌચાદિ ક્રિયા કરે છે, તેઓ બ્રહ્મહત્યા પામે છે જે મનુષ્ય ગુરુ, માતા, પિતા, પતિવ્રતા સ્ત્રી, પુત્ર તથા અનિદ્ય પુત્રીનુ પોષણ કરતા નથી, તે બ્રહ્મહત્યા પામે છે જે મનુષ્યનો વિવાહ ન થાય, પુત્રનુ જે દર્શન ન પામે અને ભગવદ્ભકિતથી જે રહિત હોય, તે બ્રહ્મહત્યા પામે છે વિષ્ણુનુ નૈવેદ્ય જે ન જમે, હમેશા વિષ્ણુને ન પૂજે અને પવિત્ર પાર્થિવ લિંગને પણ ન પૂજે તેને બ્રહ્મહત્યારો કહ્યો છે જે મનુષ્ય ગાયને મારતા માણસને જોઈ ન રોકે અને ગાય તથા બ્રાહ્મણની વચ્ચે ચાલ્યો જાય, તે ગોહત્યાને પામે છે જે મૂઢ મનુષ્ય ગાયોને મારે અને જે બ્રાહ્મણ છતા બળદોને હાકે, તે હમેશા ગોહત્યાને પામે છે, એમા સશય નથી જે મનુષ્ય ગાયોને એઠુ ખવડાવે, બળદ હાકનારને જમાડે અને બળદ હાકનારનુ અન્ન પોતે ખાય, તે અવશ્ય ગોહત્યાને પામે છે જે મનુષ્ય શૂદ્ર જાતિની સ્ત્રીના પતિને યજ્ઞ કરાવે અને તેનુ અન્ન ખાય, તે સો ગોહત્યાને પામે છે, એમા સશય નથી જે મનુષ્ય અગ્નિ ઉપર પગ મૂકે, ગાયોને પગથી મારે અને સ્નાન કરી પગ ધોયા વિના દેવમદિરમા પ્રવેશ કરે, તે ગોહત્યાને પામે છે જે મનુષ્ય ભીના પગે જમે, ભીના પગે સૂએ અને સૂર્યોદય વખતે જમે તે, અવશ્ય ગોહત્યા પામે છે જે બ્રાહ્મણ પતિપુત્ર વિનાની સ્ત્રીનુ તથા કૂટણાનો ધધો કરનારનુ અન્ન ખાય અને ત્રણે કાળ સધ્યા ન કરે તે ગોહત્યાને પામે છે જે સ્ત્રી પોતાના પતિ ઉપર તથા દેવ ઉપર ભેદબુદ્ધિ કરે અને કડવા વચનથી પતિને તરછોડે તે અવશ્ય ગોહત્યાને પામે છે જે મનુષ્ય ગાયોના માર્ગનો, તળાવનો તથા કિલ્લાનો નાશ કરી, તે સ્થળે (ખેતર કરી) ધાન્ય વાવે, તે અવશ્ય ગોહત્યાને પામે છે જે મનુષ્ય (પોતાના પુત્રે ગોહત્યા કરી હોય છતા) પુત્ર ઉપરના પ્રેમથી અથવા અજ્ઞાનથી તેને લાગુ થયેલુ પ્રાયશ્ચિત્ત ન કરાવે, તે અવશ્ય ગોહત્યા પામે છે જે મૂઢ મનુષ્ય રાજા તરફના કે દૈવ તરફના ઉપદ્રવ સમયે ગાયની રક્ષા ન કરે ને તેને દુ ખ દે, તે અવશ્ય ગોહત્યા પામે છે જે મનુષ્ય પ્રાણીઓને, દેવપ્રતિમાને, અગ્નિને, જળને, દેવનૈવેદ્યને, પુષ્પ કે અન્નને ઓળગે તે અવશ્ય ગોહત્યા પામે છે જે કાયમ (અતિથિને) 'નથી' એમ જ કહે, જૂઠુ બોલે, હરકોઈને ઠગે, દેવોનો તથા ગુરુનો દ્વેષ કરે, તે અવશ્ય ગોહત્યા પામે છે હે સતિ! દેવતાની પ્રતિમાને, ગુરુને કે બ્રાહ્મણને જોઈ ખૂબ આદરથી જે ન નમે, તે અવશ્ય ગોહત્યા પામે છે જે બ્રાહ્મણ પોતાને પ્રણામ કરનારને કોપથી આશિષ ન આપે અને વિદ્યાર્થીને વિદ્યા ન આપે, તે અવશ્ય ગોહત્યા પામે છે આ આતિદેશિકી બ્રહ્મહત્યા તથા ગોહત્યા કહી હવે પુરુષોએ સગ કરવા યોગ્ય સ્ત્રી હુ તને કહુ છુ, સાભળ સર્વ પુરુષોને પોતાની જ સ્ત્રી સગ કરવા યોગ્ય છે તે સિવાયની બીજી કોઈ પણ સ્ત્રી સગ કરવા યોગ્ય હોતી નથી, એવી વેદની આજ્ઞા છે અને વેદ જાણનારાઓ પણ એમ જ કહે છે હે સુદરિ! આ સામાન્ય વાત કહી હવે તે સબધી વધુ વિશેષ તુ સાભળ જે જે સ્ત્રીઓ સગ કરવા માટે ખાસ અયોગ્ય છે, તેઓને કહુ છુ હે પતિવ્રતા! શૂદ્રોને બ્રાહ્મણપત્ની અને બ્રાહ્મણોને શૂદ્ર

+ આર્દ્રા નક્ષત્રના પહેલા પાયાથી ત્રણ દિવસ સુધી પૃથ્વી રજસ્વલા રહે છે, એમ જ્યોતિષશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે

પત્ની લગારે સગ કરવા યોગ્ય નથી કેમ કે લોકમા તથા વેદમા તે નિંઘ ગણાય છે શૂદ્ર બ્રાહ્મણીનો સગ કરી સો બ્રહ્મહત્યા પામે છે અને તે જ પ્રમાણે બ્રાહ્મણી પણ સો બ્રહ્મહત્યા પામે છે ને અવશ્ય તે કુભીપાક નરકમા પણ જાય છે. શૂદ્રોને જેમ બ્રાહ્મણપત્ની અગમ્ય છે, તે જ પ્રમાણે બ્રાહ્મણોને શૂદ્ર સ્ત્રી અગમ્ય છે. જો બ્રાહ્મણ શૂદ્ર સ્ત્રી સાથે સગ કરે અથવા શૂદ્ર સ્ત્રીનો પતિ થાય તો બ્રાહ્મણજાતિથી ભ્રષ્ટ થઈ તે ચાડાળથી પણ નીચ ગણાય, તેણે આપેલો પિતૃપિંડ વિષ્ઠા સમાન છે અને તેણે કરેલુ પિતૃતર્પણ મૂત્ર જેવું છે. તેણે આપેલુ કંઈ પણ પિતૃઓને કે દેવોને પહોચતુ નથી. તેની દેવપૂજા અથવા તપશ્ચર્યાથી કરોડો જન્મનુ પુણ્ય એકઠુ થયુ હોય, તો તે પણ શૂદ્ર સ્ત્રીનો સગ કરવાથી અવશ્ય નાશ પામે છે, એમા સશય નથી. જે દ્વિજ દારૂ પીએ, દુષ્ટ લોકોનુ અન્ન ખાય, શૂદ્ર સ્ત્રીનો પતિ થાય, તપાવેલી વૈષ્ણવ મુદ્રા ધરી શરીર પર ચિહ્ન કરે અને એકાદશીના દિવસે અન્ન ખાય, તે કુભીપાક નરકમા જાય છે. ગુરુપત્ની, રાજપત્ની, સાવકી માતા, પુત્રી, પુત્રવધૂ, સાસુ, સગર્ભા, બહેન, સગા ભાઈની સ્ત્રી, મામી, પિતાની માતા, માતાની માતા, પિતાની બહેન, માતાની બહેન, બહેનની પુત્રી, ભાઈની પુત્રી, શિષ્યરૂપ સ્ત્રી, શિષ્યની પત્ની, ભાણેજની સ્ત્રી અને ભાઈના પુત્રની સ્ત્રી—આટલી સ્ત્રીઓને બ્રહ્માએ અગમ્ય કહી છે જે નીચ પુરુષ આ સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરે, તેને માતા સાથે વ્યભિચાર કરનારો વેદમા કહ્યો છે અને તે સો બ્રહ્મહત્યા પામે છે. તે મહાપાપી પુરુષ કોઈ પણ કર્મ માટે કે સ્પર્શ કરવાને પણ લાયક નથી; લોકમા તથા વેદમા તે નિંઘ છે અને અતિ દુષ્કર કુભીપાક નરકમા તે જાય છે જે દ્વિજ અશુદ્ધ સધ્યા કરે અથવા સધ્યા ન જ કરે અને ત્રણે સધ્યા છોડી દે, તે સધ્યારહિત ગણાય છે જે મનુષ્ય વિષ્ણુના, શિવના, શક્તિના, સૂર્યના કે ગણપતિના મત્રને અહકારથી સ્વીકારતો નથી, તે અદીક્ષિત કહેવાય છે. ગગાના પ્રવાહથી માંડી ચાર હાથનુ ક્ષેત્ર નારાયણક્ષેત્ર કહેવાય છે; કેમ કે પ્રભુ નારાયણ તે ગગા પ્રદેશમા રહે છે તે પ્રદેશ પર મરેલો મનુષ્ય વિષ્ણુના પદને પામે છે, એ નારાયણક્ષેત્રમા, કાશીમા, બદરિકાશ્રમમા, ગગાસાગરના સગમસ્થળે, પુષ્કરક્ષેત્રમા, ભાષ્કરક્ષેત્રમા, પ્રભાસમા, કામરૂપ દેશમાં, હરિદ્વારમા, કેદારમા, માતૃપુર—શ્રીરેણુકાસ્થાનમાં, સરસ્વતી નદીના તીર પર, પવિત્ર વૃદાવનમા, ગોદાવરી પર, કૌશિકી નદી પર, પ્રયાગમા અને હિમાલય—આ તીર્થોમા જે સ્વેચ્છાથી દાન લે, તે તીર્થપ્રતિગ્રાહી કહેવાય છે અને તે કુભીપાક નરકમા જાય છે શૂદ્રોની સેવા કરનાર અને શૂદ્રોને યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ ગ્રામયાજી કહેવાય છે અને કોઈ પણ દેવના પૂજારી તરીકે આજીવિકા ચલાવનારો 'દેવલ' કહેવાય છે જે બ્રાહ્મણ શૂદ્રની રસોઈ કરી જીવતો હોય તે શૂદ્રોનો રસોઇયો કહેવાય છે અને સધ્યાપૂજન વિનાનો રહી જે પતિત થયો હોય તે 'પ્રમત્ત' કહેવાય છે. હે કલ્યાણિ! શૂદ્ર સ્ત્રીના પતિ વગેરેના સર્વ લક્ષણ મેં તને કહ્યા. આ મહાપાપીઓ કુંભીપાક નરકમા જાય છે. હવે જેઓ બીજા કુંડોમા જાય છે, તેઓને હું કહુ છું તે સાભળ. ૧-૯૧

उक्तं सर्वे मया भद्रे लक्षणं वृषलीपतेः ।
एते महापातकीनः कुम्भीपाकं प્રयान्ति ते ।
कुण्डान्यन्यानि ये यान्ति निबोध कथयामि ते ॥

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કધ વિષે
અધ્યાય ૩૪ મો સમાપ્ત

## અધ્યાય ૩૫ મો*

### બીજા નરકકુંડોના અધિકારીઓ

धर्मराज उवाच

देवसेवां विना साध्वि न भवेत् कर्मकृन्तनम् ।
शुद्धकर्म शुद्धबीजं नरकाश्च कुकर्मणा ॥ १ ॥

યમરાજ બોલ્યા: હે પતિવ્રતા! દેવોની સેવા કર્યા વિના કર્મોનો નાશ થતો નથી. ઉત્તમ પુણ્યકર્મ શુદ્ધ કર્મોનુ બીજ છે, (પણ કર્મોનો નાશ કરી શકતું નથી) અને કુકર્મથી નરક મળે છે હે પતિવ્રતા—જે દ્વિજવર્ણ વ્યભિચારિણી સ્ત્રીનું અન્ન ખાય અને

* આ અધ્યાયમાં નારીઓનાનામના શ્લોકોથી બાકીના કુંડોના અધિકારીઓને વિસ્તારથી વર્ણવે છે

તેની સાથે સમાગમ કરે, તે મર્યા પછી અતિદુ સહ કાલસૂત્ર નરકમા જાય છે, ત્યા સો વર્ષ સુધી અવશ્ય તે રહે છે પછી એક જન્મમા રોગી થઈ શુદ્ધ થાય છે જે કેવળ પતિની જ સાથે સગ કરે તે પતિવ્રતા, જે બે પુરુષ સાથે સગ કરે તે કુલટા, જે ત્રણ પુરુષ સાથે સગ કરે તે ધર્ષિણી, જે ચાર પુરુષ સાથે સગ કરે તે પુશ્ચલી, જે પાચ કે છ પુરુષ સાથે સગ કરે તે વેશ્યા, જે સાત કે આઠ પુરુષ સાથે સગ કરે તે પુગી અને તે ઉપરાતના પુરુષો સાથે જે સમાગમ કરે તે મહા વેશ્યા કહેવાય છે આ મહાવેશ્યા સર્વ જાતિઓમા અસ્પૃશ્ય ગણાય છે જે દ્વિજવર્ણનો પુરુષ કુલટા, ધર્ષિણી, પુશ્ચલી, પુગી, વેશ્યા કે મહાવેશ્યા સાથ વ્યભિચાર કરે, તે અવશ્ય મત્સ્યોદકુડમા જાય છે કુલગ સાથે સગ કરનારો સો વર્ષ સુધી, ધર્ષિણી સાથે સગ કરનારો ચારસો વર્ષ સુધી, પુશ્ચલી સાથે સગ કરનારો છસો વર્ષ સુધી, વેશ્યા સાથે સગ કરનારો આઠસો વર્ષ સુધી, પુગી સાથે સગ કરનારો એક હજાર વર્ષ સુધી અને મહાવેશ્યા સાથે સગ કરનારો દસ હજાર વર્ષ સુધી તે (મત્સ્યોદ) કુડમા રહે છે ત્યા યમદૂતોથી મરાતો તે પુરુષ વેદના ભોગવે છે તે પછી કુલટા સાથે જનારો સાત જન્મો સુધી ભરતખડમા તેતર થાય, ધર્ષિણી સાથે જનારો સાત જન્મો સુધી કાગડો થાય, પુશ્ચલી સાથે જનારો સાત જન્મો સુધી કોયલ થાય, વેશ્યા સાથે જનારો સાત જન્મો સુધી વરુ થાય, પુગી સાથે જનારો સાત જન્મો સુધી ભૂડ થાય અને મહાવેશ્યા સાથે જનારો સાત જન્મો સુધી શીમળાનુ ઝાડ થાય છે જે અજ્ઞાની મનુષ્ય ચદ્ર કે સૂર્યના ગ્રહણ સમયે ખાય છે, તે (ખાધેલા) એ અન્નના જેટલા રજકણો હોય, તેટલા વર્ષો સુધી 'અરુતુદ' નામના કીડા ઓના કુડમા જાય છે તે પછી પેટનો રોગી, ગોળાનો રોગી, કાણો તથા દાત વગરનો મનુષ્ય શુદ્ધ થાય છે જે મનુષ્ય વચનથી પ્રથમ કોઈને આપેલી પોતાની કન્યા બીજાને આપી દે, તે ધૂળના કુડમા સો વર્ષ સુધી ધૂળ ખાતો રહે છે હે પતિવ્રતા! જે મનુષ્ય કન્યાને વેચી ધન લે છે, તે સો વર્ષ સુધી પાશુવેષ્ટકુડમા બાણશય્યા પર યમ-દૂતનો માર ખાતો રહે છે જે બ્રાહ્મણ ભક્તિથી પાર્થિવ શિવલિંગની પૂજા કરતો નથી, તે શકરના કોપથી અતિ ભયકર શૂલપ્રોત નરકમા જાય છે. ત્યા સો વર્ષ સુધી રહી સાત જન્મો સુધી કૂતરા જેવા પગવાળુ શિકારી પશુ થાય છે તે પછી સાત જન્મો સુધી દેવના પૂજારીનો ધધો કરનાર થઈ પવિત્ર થાય છે જે મનુષ્ય બ્રાહ્મણને મારે અને જેના ભયથી બ્રાહ્મણ કપે તે બ્રાહ્મણના રુવાટા જેટલા વર્ષો સુધી પ્રકપન કુડમા રહે છે જે સ્ત્રી અત્યત ક્રોધી મુખવાળી હોઈ પોતાના સ્વામી સામે કોપથી જુએ અને તેને કડવા વચન કહે, તે ઊંબાડિયાના કુડમા જાય છે, ત્યા યમના દૂતો તેના મોઢામા કાયમ ઊંબાડિયા નાખે છે અને તેના પતિના રુવાટા જેટલા વર્ષો સુધી તેને લાકડીઓના માર મારે છે પછી સાત જન્મો સુધી મનુષ્ય જાતિમા તે વિધવા સ્ત્રી થાય છે અને રોગી થઈ વિધવાપણુ ભોગવીને શુદ્ધ થાય છે જે બ્રાહ્મણ-ની સ્ત્રી શૂદ્રથી ભોગવાયેલી હોય, તે તપેલા દુર્ગંધી જળવાળા અધારિયા અધકૂપકુડમા જાય છે ને ત્યા ચૌદ મનુઓ થાય ત્યા સુધી તેનો આહાર કરતી, દિવસ—રાત અત્યત બળતી, યમદૂતોએ મારેલી અને દુર્ગંધી જળમા ડૂબેલી રહે છે તે પછી હજાર જન્મો સુધી કાગડી, સો જન્મો સુધી ભૂડણ, સો જન્મો સુધી શિયાળવી, સો જન્મો સુધી કૂકડી, સાત જન્મો સુધી પારવી ને સાત જન્મો સુધી વાદરી થાય છે તે પછી એ સ્ત્રી ભરતખડમા સર્વને ભોગ વવા યોગ્ય ચાડાલ જાતિમા સ્ત્રી થાય છે તે પછી ક્ષયરોગથી ઘેરાયલી પુશ્ચલી ધોબણ થાય છે અને તે પછી કોઢિયણ ઘાચણ થઈ શુદ્ધ થાય છે હે સતિ! વેશ્યા સ્ત્રી વેધનકુડમા, પુગી દડતાડનકુડમા, પુશ્ચલી જલરધ્રકુડમા, કુલટા દેહચૂર્ણકુડમા, મહાવેશ્યા દલનકુડમા અને ધર્ષિણી શોષણકુડમા વેદના ભોગ વતી, કાયમ યમદૂતોના માર ખાતી અને વિષ્ટા તથા મૂત્રનો આહાર કરતી એક મન્વતર સુધી રહે છે પછી એક લાખ વર્ષ સુધી વિષ્ઠાનો કીડો થઈ તે શુદ્ધ થાય છે જે બ્રાહ્મણ પરસ્ત્રી બ્રાહ્મણી

સાથે, ક્ષત્રિય પરસ્ત્રી ક્ષત્રિયાણી સાથે, વૈશ્ય પરસ્ત્રી વાણિયણ સાથે અને શૂદ્ર પરસ્ત્રી શૂદ્ર સાથે વ્યભિચાર કરે છે, તે એ સવર્ણ પરસ્ત્રીના સમાગમને લીધે કષાયકુડમા જાય છે. ત્યા ઉકાળાનુ ઊકળતું પાણી પીને સો વર્ષ સુધી તેઓ રહે છે. પછી એ બ્રાહ્મણ તથા ક્ષત્રિય વગેરે શુદ્ધ થાય છે એ જ પ્રમાણે સ્ત્રીઓ પણ (એ પ્રાયશ્ચિત્ત ભોગવી) શુદ્ધ થાય છે, એમ બ્રહ્માએ કહ્યુ છે. હે પતિવ્રતા! જે ક્ષત્રિય અથવા વૈશ્ય બ્રાહ્મણ સ્ત્રી સાથે વ્યભિચાર કરે તે માતા સાથે વ્યભિચાર કરનારો ગણાય છે અને સૂર્યકુડમા રહે છે. ત્યા સૂપડા જેવા આકારના કીડા પેલી બ્રાહ્મણી સાથે તેને ખાયા કરે છે, તપેલા મૂત્રનો તે આહાર કરે છે, યમદૂતો તેને માર મારે છે અને ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી જ તે સ્થળે એમ વેદના ભોગવે છે. તે પછી સાત જન્મો સુધી ભૂડ તથા સાત જન્મો સુધી બકરો થઈ તે શુદ્ધ થાય છે. જે મનુષ્ય હાથમા તુલસી લઈ (કરેલી) પ્રતિજ્ઞાને પાળતો નથી અને લીધેલા સોગદ ખોટા કરે છે, તે જ્વાલામુખકુંડમા જાય છે જે મનુષ્ય હાથમા ગગાજળ લઈ (કરેલી) પ્રતિજ્ઞા પાળતો નથી અથવા હાથમા શાલગ્રામને કે દેવની પ્રતિમાને લઈ (લીધેલી) પ્રતિજ્ઞા પાળતો નથી, તે જ્વાલામુખકુડમા જાય છે જે મનુષ્ય મામા માણસના હાથ ઉપર પોતાનો જમણો હાથ મૂકી કરેલી પ્રતિજ્ઞાને અથવા દેવમદિરમા કરેલી પ્રતિજ્ઞાને પાળતો નથી, તે પણ જ્વાલામુખકુડમા જાય છે જે દ્વિજ બ્રાહ્મણનો કે ગાયનો સ્પર્શ કરી કરેલી પ્રતિજ્ઞા પાળતો નથી તે પણ જ્વાલામુખકુડમા જાય છે, મિત્રનો દ્રોહ કરનાર, વિશ્વાસઘાતી અને ખોટી સાક્ષી આપનારો પણ જ્વાલામુખકુડમા જાય છે. આ બધા પાપીઓ ચૌદ ઇદ્રો થાય ત્યા સુધી એ કુડમા જ અગારાઓથી બળતા ને યમદૂતોનો માર ખાતા રહે છે. તે પછી ત્યાથી નીકળી જેણે તુલસી લઈ પ્રતિજ્ઞા કરી હોય, તે સાત જન્મો સુધી ચાડાળ થઈને શુદ્ધ થાય છે જેણે ગગાજળ લઈ પ્રતિજ્ઞા લીધી હોય, તે પાચ જન્મો સુધી મ્લેચ્છ થઈને શુદ્ધ થાય છે હે સુદરિ! જેણે શાલગ્રામ લઈ પ્રતિજ્ઞા કરી હોય, તે સાત જન્મો સુધી વિષ્ઠાનો કીડો થઈ શુદ્ધ થાય છે જેણે દેવપ્રતિમા લઈને પ્રતિજ્ઞા લીધી હોય, તે બ્રાહ્મણના ઘરમા સાત જન્મો સુધી કીડો થઈને શુદ્ધ થાય છે. જેણે જમણા હાથનો કોલ આપી પ્રતિજ્ઞા લીધી હોય, તે સાત જન્મો સુધી સર્પ થઈ તે પછી વેદરહિત મનુષ્ય થઈને શુદ્ધ થાય છે જેણે દેવમદિરમા રહી લીધેલી પ્રતિજ્ઞા ખોટી કરી હોય, તે સાત જન્મો સુધી દેવના પૂજારીનો ધધો કરનાર થાય છે બ્રાહ્મણ વગેરેનો સ્પર્શ કરી જેણે પ્રતિજ્ઞા લીધી હોય, તે અવશ્ય સાત જન્મો સુધી વાઘ તરીકે જન્મે છે અને તે પછી ત્રણ જન્મો સુધી મૂગો, ત્રણ જન્મો સુધી બહેરો અને ત્રણ જન્મો સુધી સ્ત્રી વિનાનો, બધુ વિનાનો તથા વશ વિનાનો થઈ શુદ્ધ થાય છે મિત્રનો દ્રોહ કરનારો સાત જન્મો સુધી ભરતખડમા નોળિયો થાય છે. કૃતઘ્ની સાત જન્મો સુધી ભરતખડમા ગેડો થાય છે વિશ્વાસઘાતી સાત જન્મો સુધી ભરતખંડમાં વાઘ થાય છે અને ખોટી સાક્ષી આપનારો સાત જન્મો સુધી દેડકો થાય છે આ સર્વ પાપીઓ પોતાની પૂર્વના સાત વશજોને તથા પોતાની પાછળના સાત વશજોને પણ નરકમા પાડે છે જે દ્વિજવર્ણ જીવતો હોય છતા પોતાના નિત્યકર્મથી રહિત રહે છે, વેદવાક્ય ઉપર શ્રદ્ધા વિનાનો હોય છે, જે હમેશ (કપટથી) મદ મદ હસે છે, વ્રત તથા ઉપવાસથી રહિત રહે છે અને સારા વાક્યોથી પારકી નિંદા કરે છે, તે ધૂમ્રાધ નામના કુડમા સો વર્ષ સુધી ધુમાડો ખાતો રહે છે પછી અનુક્રમે સો જન્મો સુધી તે જળજતુ થાય છે અને પછી અનેક જાતના માછલાની જાતિવાળો થઈ શુદ્ધ થાય છે જે મનુષ્ય દેવ તથા બ્રાહ્મણના હરકોઈ પદાર્થની હાસી કરે છે, તે પોતાના દસ પૂર્વના વશજો અને દસ પાછળના વશજોને નરકમા પાડી પોતે ધુમાડો તથા અધકારથી વ્યાપ્ત ધૂમ્રાધકુડમા ચારસો વર્ષો સુધી ધુમાડાથી દુ ખી થઈ ધુમાડો જ ખાતો રહે છે તે પછી સાત જન્મો સુધી ભરતખડમા ઊંદરનો જન્મ પામી અનેક પ્રકારના પક્ષીના જન્મો, કીડાઓના જન્મો, જાતજાતના વૃક્ષોના જન્મો તથા

પશુજન્મો પામી છેવટે મનુષ્ય થાય છે જે બ્રાહ્મણ થઈ જોષીનો ધંધો કરે, વૈદુ કરે, વૈદ્ય થાય, લાખ તથા લોઢા વગેરેનો વેપાર કરે અથવા ગોરસ વગેરે વેચે, તે નાગોથી વીંટાયેલા નાગવેટનકુંડમા પોતાના રૂવાડા જેટલા વર્ષો સુધી નાગોથી બધાયેલો રહે છે તે પછી અનેક પ્રકારની પક્ષીની જાતિઓમા જન્મ પામી સાત જન્મો સુધી જોષી, સાત જન્મો સુધી વૈદ્ય, સાત જન્મો સુધી ગોવાળ, સાત જન્મો સુધી કોઈનુ કામ કરનાર ચાકર અને સાત જન્મો સુધી રગરેજ થઈ શુદ્ધ થાય છે હે પતિવ્રતા! આ પ્રસિદ્ધ કુંડો મે કહ્યા આ સિવાય બીજા પણ અપ્રસિદ્ધ નાના નાના કુંડો છે તેઓમા પણ પોતાના કર્મફળને ભોગવનારા પાપીઓ પડે છે ને પછી અનેક પ્રકારની યોનિઓમા ભટકે છે હે સતિ! હવે બીજુ વધારે શુ સાભળવા તમે ઈચ્છો છો?

**अन्यानि चाप्रसिद्धानि क्षुद्राणि सन्ति तत्र वै।**
**सति पातकिनस्तेषु स्वकर्मफलभोगिन. ॥५९॥**
**भ्रमन्ति नानायोनिं च किं भूयः श्रोतुमिच्छसि।**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કંધ વિષે અધ્યાય ૩૫ મો સમાપ્ત

## અધ્યાય ૩૬ મો+

### દેવની ભક્તિથી યમપુરીનો ભય નથી

सावित्र्युवाच

**धर्मराज महाभाग वेदवेदाङ्गपारग।**
**नानापुराणेतिहासे यत् सार तत् प्रदर्शय ॥१॥**

સાવિત્રીએ પૂછ્યુ હે ધર્મરાજ! હે મહાભાગ્યશાળી! વેદ તથા વેદાગના પારગામી! જાતજાતના પુરાણો તથા ઈતિહાસોમા જે સાર હોય તે હવે મને દર્શાવો સર્વમા જે સારરૂપ હોય, તે સર્વને પ્રિય, સર્વને માન્ય, કર્મોનો નાશ કરવામા બીજરૂપ, ઉત્તમ, મનુષ્યોને સુખનારી, સર્વને બ્રહ્મવસ્તુ આપનાર તથા સર્વ મંગળોનુ જે કારણ હોય, તે કહો, જેને લીધે સર્વ મનુષ્યો ભય કે દુ ખ જોતા નથી, તે કુંડોમા પડતા નથી અને જેથી જન્મ વગેરે થતા નથી, તે કર્મ હવે તમે કહો એ કુંડો કેવા આકારના બતાવાયા છે, કયા પાપીઓ કેવા રૂપે ત્યા રહે છે? પોતાનો દેહ ભસ્મ થઈ જાય, ત્યારે જીવ કયા દેહથી બીજા લોકમા જાય છે અને કયા દેહથી શુભ-અશુભ કર્મભોગ ભોગવે છે? હે યમરાજ! ઘણા લાબા કાળ સુધી કલેશ ભોગવ્યા છતા એ (નારકી) દેહ કેમ નાશ પામતો નથી? એ દેહ કેવા પ્રકારનો હોય છે, તે તમે મને કહેવા યોગ્ય છો.

શ્રીનારાયણ બોલ્યા શ્રીહરિનુ સ્મરણ કરતા યમરાજ સાવિત્રીનુ વચન સાભળી કર્મરૂપ બંધનની નાશ કરનારી કથા કહેવા લાગ્યા

યમરાજે કહ્યુ હે ઉત્તમ વ્રતવાળી પુત્રિ! ચારે વેદોમા, ધર્મોમા, સહિતારૂપ ગ્રથોમા, પુરાણોમા, ઈતિહાસોમા, પચરાત્ર આદિ શાસ્ત્રોમા, બીજા ધર્મ શાસ્ત્રોમા અને વેદના અગોમા ('શિવ, શકિત, વિષ્ણુ, ગણેશ તથા સૂર્ય એ) પાચ દેવોનુ સેવન જ સર્વને પ્રિય હોઈ સારભૂત કહ્યુ છે તે જન્મ, મૃત્યુ, ઘડપણ, રોગ, શોક તથા સતાપનો નાશ કરનાર, સર્વ મગળરૂપ, પરમાનદનુ કારણ, સર્વ સિદ્ધિઓનુ કારણ, નરકરૂપ સમુદ્રથી તારનાર, ભકિતરૂપ વૃક્ષનો અકુર ઉગાડનાર, કર્મરૂપ વૃક્ષને કાપનાર, મોક્ષના પગથિયારૂપ, અવિનાશી પદરૂપ અને સાલોકય, સાર્ષ્ટિ, સારૂપ્ય તથા સામીપ્ય આદિ મુકિતઓ આપનાર હોઈ શુભ કહેવાય છે હે કલ્યાણિ! પાચ દેવોનુ પૂજન કરતા મનુષ્યો યમદૂતોથી રક્ષાતા એ કુંડોને સ્વપ્નમા પણ જોતા નથી જેઓ દેવીની ભકિતથી રહિત હોય, તેઓ મારુ સ્થાન જુએ છે, પણ જેઓ વિષ્ણુતીર્થમા જાય, એકાદશીનુ વ્રત કરે, વિષ્ણુને પ્રણામ કરે અને હમેશા વિષ્ણુની પૂજા કરે, તેઓ મારી ભયકર સયમિની નગરીમા જતા નથી ત્રણ સધ્યાઓથી પવિત્ર થયેલા અને શુદ્ધ આચારવાળા બ્રાહ્મણો પણ દેવીની સેવા વિના મોક્ષ પામતા નથી જેઓ સ્વધર્મપરાયણ રહી આના નિષ્ઠ તથા સ્વધર્મમા તત્પર હોય છે, તેઓ મૃત્યુલોકમા જતા મારા દૂતોને જોતા નથી જેમ ગરુડથી સર્પો ભય પામે, તેમ શિવના ઉપાસકોથી યમદૂતો

+ આ અધ્યાયમા સાવિત્રીના પ્રશ્નોની દેવની ભકિત વડે યમપુરીનો ભય નાશ પામે છે, એ વાત વિસ્તારથી વર્ણવી.

ભય પામે છે, હાથમા પાશધારી મારા દૂતોને હુ પણ (તેવે સ્થળે) જતો અટકાવુ છુ, એટલે તેઓ ભગવાનના ભકતના ઘર વિના બીજે સર્વે સ્થળે જાય છે જેમ ગરુડથી સર્પો ડરે છે, તેમ શ્રીકૃષ્ણના મત્રની ઉપાસના કરનારાઓથી મારા દૂતો ડરે છે દેવીના મત્રની ઉપાસના કરનારાઓના નામ (જો અજાણતા લખાઈ ગયા હોય, તો તેને) ચિત્રગુપ્ત, જાણે ભય પામ્યો હોય તેમ નરેણીથી ખોતરી કાઢે છે હે સતિ! ચિત્રગુપ્ત તે દેવીભકતોનુ વારવાર મધુપર્ક વગેરથી પૂજન કરે છે એ ભકતો બ્રહ્મ લોકને ઓળગી (મણિદ્વીપ નામના દેવીના) લોકમા જાય છે જેઓના કેવળ સ્પર્શથી પાપો નાશ પામે છે, તેવા દેવીભકતો મોટા ભાગ્યશાળી હોઈ, પોતાના હજારો કુળોને પવિત્ર કરે છે જેમ બળતા અગ્નિમા સૂકુ ઘાસ બળી જાય, તેમ ભકતના સ્પર્શથી પાપો બળી જાય છે મોહ પણ ભકતોને જોઈને જાણે ભય પામ્યો હોય તેમ ગભરાઈ જાય છે હે સતિ! કામી પાસે કામ જાય છે, પણ ભકત પાસે જતો નથી અને લોભ, ક્રોધ, મૃત્યુ, રોગ, ઘડપણ, શોક તથા ભય પણ તે ભકતથી છુપાઈ જાય છે હે સતિ! કાળ, શુભ—અશુભ કર્મ, હર્ષ તથા ભોગ, ભકતો પાસેથી નાસી જાય છે એમ જેઓ તે નરક-પીડાને પામતા નથી, તેઓને મે કહ્યા, હવે શાસ્ત્રાનુસાર દેહનુ વિવરણ હુ કહુ છુ પૃથ્વી, વાયુ, આકાશ, તેજ તથા જળ એ પ્રાણીઓના દેહનુ સ્પષ્ટ બીજ છે અને વિધાતાની સૃષ્ટિની રચનામા પણ તે જ મુખ્ય છે એ પૃથ્વી વગેરે પાચ ભૂતો વડે જે દેહ રચાયો હોય, તે કૃત્રિમ હોઈ નાશવત છે, એટલે તે (સ્થૂળ) દેહ અહીં ભસ્મ થઈ જાય છે, પણ અગૂઠા જેવડો જે લિંગદેહ રચાયો છે તેને પુરુષ—જીવાત્મા તે તે કર્મોના ફળભોગ માટે ધારણ કરે છે તે સૂક્ષ્મ દેહ મારા સ્થાનમા બળબળતા અગ્નિથી પણ ભસ્મ થતો નથી, જળથી નાશ પામતો નથી, ઘણા લાબા કાળ સુધી શસ્ત્રો વડે કે અસ્ત્રો વડે મરાયા છતા મૃત્યુ પામતો નથી, અત્યત તીક્ષ્ણ કાટાઓથી વીંધ્યા છતા તપાવેલા રસમા, તપાવેલા લોઢા પર, તપાવેલા પથ્થર પર કે અત્યત તપાવેલી પ્રતિમાને ભેટાવ્યા છતા અથવા પ્રથમ કયાયથી પછાડયા છતા તે દેહ વીંધાતો નથી, બળી જતો નથી કે ભાગી—તૂટી જતો નથી, પણ કેવળ દુ ખ જ ભોગવ્યા કરે છે એમ શાસ્ત્રાનુસાર દેહનુ વૃત્તાત તથા કારણ કહ્યુ હવે કુડોના સર્વે લક્ષણ તને જાણવા માટે કહુ છુ ૧–૩૩

**कथितो देहवृत्तान्तः कारणं च यथागमम् ।**
**कुण्डानां लक्षणं सर्वं बोधाय कथयामि ते ॥ ३३ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કધ વિષે અધ્યાય ૩૬ મો સમાપ્ત

# અધ્યાય ૩૭ મો*

## નરકકુડોનાં લક્ષણો વગેરે

धर्मराज उवाच

**पूर्णेन्दुमण्डलाकारं सर्वं कुण्डं च वर्तुलम् ।**
**निम्नं पाषाणभेदैश्च पाचितं बहुभिः सति ॥ १ ॥**

યમરાજે કહ્યુ હે સતિ! સર્વ કુડો પૂનમના ચદ્રમડળ જેવા આકારના ગોળ, ઊંડા અને જાત-જાતના વિલક્ષણ પથ્થરોરૂપી પુષ્કળ અગારા વડે પ્રજ્વલિત હોય છે તેઓ ઈશ્વરની ઈચ્છાથી રચાયા હોઈ પ્રલયકાળ સુધી નાશ પામતા નથી, પાપીઓને દુ ખદાયી છે અને અનેક પ્રકારના દેખાવના છે તેમા 'અગ્નિકુડ' બળતા અગારારૂપ હોઈ સો હાથની શિખાઓવાળો, ચારે બાજુ એક કોશના પ્રમાણવાળો, મોટો શબ્દ કરતા અને કાયમ માર મરાતા પાપીઓથી ભરપૂર છે અને મારા દૂતોથી રક્ષાયેલો છે (બીજા) ખૂબ તપેલા પાણીથી ભરેલો 'તપ્તકુડ' હિંસક જતુઓવાળો, મહાઘોર, ખૂબ મારને લીધે (પાપીઓના) 'કા—કુ' એવા અવાજવાળો, અર્ધા કોશના વિસ્તારવાળો અને (પાપી-ઓને) માર મારતા મારા પાર્ષદો તથા દૂતોથી રક્ષાયેલો છે (ત્રીજો) 'તપ્તક્ષારોદકકુડ' તપેલા ખારા પાણીથી ભરેલો અને કાગડાઓથી વ્યાપ્ત છે (ચોથો) 'ભયાનકકુડ' એક કોશ માપવાળો અને 'ત્રાહિ, ત્રાહિ,' પોકારતા, મારા દૂતોએ મારેલા,

* આ અધ્યાયમા એકસો સાઠ જેટલા શ્લોકોથી કુડોનાં લક્ષણ બરાબર વિસ્તારથી સારી રીતે વર્ણવ્યાં છે.

તરફડતા, આહારરહિત, અને જેમના ગળા, હોઠ તથા તાળવા સુકાઈ ગયા હોય છે એવા પાપીઓથી ભરપૂર છે (પાચમો) વિષ્ઠાથી જ કરેલો ને ભરેલો 'વિટ્કુંડ' એક કોશ માપવાળો, અત્યત દુર્ગંધી હોઈ અતિ ક્રૂર મારા દૂતોએ માર મારેલા, વિષ્ઠાનો જ આહાર કરતા, 'બચાવો, બચાવો' એમ પોકારતા અને ત્યાના કીડાઓથી ખવાતા પાપીઓ વડે વ્યાપ્ત છે (છઠ્ઠો) 'મૂત્રકુંડ' તપેલા મૂત્રથી ભરેલો, મૂત્રના કીડાઓથી વ્યાપ્ત, બે કોશ માપવાળો, અધકારથી છવાયેલો અને ત્યાના કીડાઓથી ખવાતા, કાયમ ચીસો પાડતા, મારા ઘોર દૂતોએ મારેલા અને જેઓના ગળા, હોઠ તથા તાળવા સુકાતા હોય છે, એવા મહાપાપીઓથી યુકત છે (સાતમો) 'શ્લેષ્મ કુંડ' બળખાઓથી ભરેલો, બળખાઓના કીડાઓથી હમેશા ભરપૂર અને તે બળખાઓનો જ આહાર કરતા તથા બળખાઓથી વીંટાયેલા પાપીઓથી વ્યાપ્ત છે (આઠમો) 'ગરકુંડ' અર્ધા કોશના માપવાળો, વજ્ર જેવી દાઢોવાળા સર્પાકાર ઝેરી કીડાઓથી વ્યાપ્ત અને તે કીડાઓથી કરડાતા, ઝેરનો આહાર કરતા, મારા દૂતોએ મારેલા, ચીસો પાડતા, ધ્રૂજતા, અતિ દુષ્ટ અને સુકાતા ગળાવાળા પાપીઓથી યુકત છે (નવમો) 'દૂષિકાકુંડ' આખના ચીપડાઓથી ભરપૂર, અર્ધા કોશના માપવાળો કીડાઓથી વ્યાપ્ત અને તે કીડાઓ વડે કરડેલા તથા કાયમ તરફડતા પાપીઓથી પૂર્ણ છે (દસમો) 'વસાકુંડ' ચરબીના રસથી ભરેલો, ચાર કોશ માપવાળો, અત્યત દુસહ અને તે ચરબીનો જ આહાર કરતા તથા મારા દૂતોએ મારેલા પાપીઓથી વ્યાપ્ત છે (અગિયારમો) 'શુક્ર કુંડ' એક કોશ માપવાળો, વીર્યના કીડાઓથી યુકત અને તે કીડાઓથી ખવાતા તથા કાયમ તરફડતા પાપીઓથી ભરપૂર છે (બારમો) 'રક્તકુંડ' (લોહીનો કુંડ) દુર્ગંધી, લાલ રગનો, વાવ જેટલા માપવાળો, ઊડો અને તે લોહીનો આહાર કરતા તથા કીડાઓથી ખવાતા પાપીઓ વડે ભરપૂર છે (તેરમો) 'અશ્રુકુંડ' આખના આસુઓથી ભરેલો, તપેલો, વાવના ચોથા ભાગ જેટલા માપવાળો અને કીડાઓથી ખવાતા તથા રડતા અનેક પાપીઓથી વ્યાપ્ત છે (ચૌદમો) 'ગાત્રમલકુંડ' મનુષ્યોના ગાત્રોના મેલથી યુકત અને તે મેલનો આહાર કરતા, મારા દૂતોએ મારેલા, અકળાતા તથા કીડાઓ વડે ખવાતા પાપીઓથી યુકત છે (પદરમો) 'કર્ણવિટ્કુંડ' કાનના મેલથી ભરેલો, વાવના ચોથા ભાગ જેટલા માપવાળો અને તે મેલનો આહાર કરતા ચીસો પાડતા અને કીડાઓ વડે કરડાતા પાપીઓથી વ્યાપ્ત છે (સોળમો) 'મજ્જાકુંડ' મનુષ્યોની મજ્જાથી પૂર્ણ, મહાદુર્ગંધી, મહાપાપીઓથી યુકત અને વાવના ચોથા ભાગ જેટલા માપવાળો છે (સત્તરમો) 'માસકુંડ' ચીકણા માસથી ભરેલો, વાવ જેટલા માપનો અને મારા દૂતોએ મારેલા, ભયાનક, કન્યાવિક્રય કરનારા, ત્યાનુ માસ ખાતા, કીડાઓથી કરડાતા 'બચાવો' એમ પોકારતા અને ત્રાસેલા પાપીઓથી વ્યાપ્ત છે (અઢારમો) 'નખકુંડ', (ઓગણીસમો) 'લોમકુંડ,', (વીસમો) 'કેશકુંડ' અને (એકવીસમો) 'અસ્થિકુંડ'—એ ચાર કુંડો વાવના ચોથા ભાગ જેટલા માપવાળા અને મારા દૂતો વડે કાયમ માર મારેલા પાપીઓથી યુકત છે (બાવીસમો) 'પ્રતપ્તતામ્રકુંડ' ત્રાબા ઉપર બળબળતા ઊંબાડિયાથી વ્યાપ્ત, અત્યત તપાવેલી લાખો તાબાની પ્રતિમાઓથી યુકત, બે કોશ માપવાળો, વિશાળ અને મારા દૂતોએ મારેલા, રડતા અને દરેક પ્રતિમાને ભેટતા પાપીઓથી ભરપૂર છે (ત્રેવીસમો) 'લોહકુંડ' અત્યત તપેલી લોઢાની ધારાવાળો, બળતા અગારાથી ભરેલો, ચાર કોશ માપવાળો અને લોઢાની પ્રતિમાઓને ભેટતા, રખડતા, કાયમ ભયથી ડરતા, 'બચાવો, બચાવો,' એમ પોકારતા અને દૂતોએ મારેલા મહાપાપીઓથી યુકત છે એ અધાસ્રિો લોહકુંડ આવો ભયાનક કહેવાય છે (ચોવીસમો) 'ચર્મકુંડ' અને (પચીસમો) 'તપ્તસુરાકુંડ' વાવના અર્ધભાગ જેટલા માપવાળા અને તે કુંડોના પદાર્થોનો આહાર કરતા તથા મારા દૂતોએ મારેલા પાપીઓથી વ્યાપ્ત છે (છવ્વીસમો) 'કટકકુંડ' શીમળાના ઝાડના કાટાઓથી ભરેલો, લાખ માથોડા ઊંડો, એક કોશ પહોળો, દુ ખદાયી અને ચાર હાથ લાબા અતિ તીક્ષ્ણ કાટાઓથી વીંટાયેલો હોઈ કાટાથી વીંધાતા

દરેક અગવાળા, ઝાડની ટોચ ઉપરથી (એ કુંડમા) પડતા, મારા દૂતોએ પાડેલા, 'જળ આપો' એમ પોકારતા, સૂકાતા તાળવાવાળા, મહાભયથી ખૂબ ત્રાસેલા, લાકડીઓથી ભાગી નાખેલા મસ્તકોવાળા અને તપેલા તેલમા પડેલા પ્રાણીઓની પેઠે તરફડતા મહાપાપીઓ વડે વ્યાપ્ત છે (સત્યાવીસમો) 'વિષોદ કુંડ' સર્પોના ઝેરરૂપ પાણીથી ભરેલો, એક કોશ માપવાળો અને તે ઝેરનો આહાર કરતા તથા મારા દૂતોએ મારેલા પાપીઓથી યુક્ત છે (અઠ્યાવીસમો) 'પ્રતપ્ત તૈલકુંડ' અત્યત તપેલા તેલથી ભરેલો, કીડા વગેરેથી રહિત, અધકારથી છવાયેલો, એક કોશ માપવાળો, દુ ખદાયી, ભયાનક, બળબળતા અગારાઓથી વીંટાયેલો અને મારા દૂતોએ પીડેલા, 'કા—કુ' અવાજ કરતા અને તરફડતા મહાપાપીઓથી વ્યાપ્ત છે (ઓગણત્રીસમો) 'કુંતકુંડ' શૂળી જેવા આકારના અતિ તીક્ષ્ણ અણીઓવાળા લોઢાના શસ્ત્રોથી છવાયેલો, શસ્ત્રોની શય્યારૂપ અને ચાર કોશ માપવાળો છે, તેમ જ ભાલાઓથી વીંધાતા, ભાલાઓથી વીંટેલા મારા દૂતોએ મારેલા ને જેમના ગળા, હોઠ તથા તાળવા સુકાતા હોય છે એવા પાપીઓથી ભરપૂર છે હે સતિ! (ત્રીસમો) 'કૃમિકુંડ' મોટા ખીલા જેવડા માપવાળા, સર્પ જેવડા ભયકર અને તીક્ષ્ણ દાતવાળા વિકરાળ કીડાઓથી વ્યાપ્ત તથા અધકારથી છવાયેલો હોઈ મારા દૂતોએ માર મારેલા મહાપાપીઓથી યુક્ત છે (એકત્રીસમો) 'પૂયકુંડ' ચાર કોશ માપવાળો છે ત્યાના પરુનો આહાર કરતા તથા મારા દૂતોએ મારેલા પાપીઓથી વ્યાપ્ત છે (બત્રીસમો) 'સર્પકુંડ' તાડના ઝાડ જેવડા કરોડો સર્પોથી વીંટાયેલો હોઈ એ સર્પોથી વીંટાયેલા અવયવોવાળા, સર્પોથી કરડાતા, ચીસો પાડતા ને મારા દૂતોએ મારેલા પાપીઓથી ભરપૂર છે (તેત્રીસમો) 'મશકકુંડ,' (ચોત્રીસમો) 'દશકુંડ' અને (પાત્રીસમો) 'ગરલકુંડ' એ ત્રણે કુંડો અનુક્રમે મચ્છર, ડાસ તથા મધમાખીઓથી વ્યાપ્ત છે, અર્ધા કોશ માપવાળા છે તેમ જ હાથપગ વગેરેમા બાધેલા લોહીની ધારાઓથી રગાતા, મારા દૂતોએ મારેલા અને 'હા, હા' એમ પોકારતા મહાપાપીઓથી યુક્ત (છત્રીસમો) 'વજ્રદષ્ટ્રકુંડ' અને (સાડત્રીસમો) 'વૃશ્ચિકકુંડ' અનુક્રમે વજ્રોથી તથા વીંછીઓથી ભરપૂર છે, અર્ધી વાવ જેટલા માપવાળા છે અને દાઢોવાળા 'વજ્ર' નામના કીડા તથા વીંછીઓથી કરડાતા પાપીઓથી યુક્ત છે (આડત્રીસમો) 'શરકુંડ,' (ઓગણચાળીસમો) 'શૂલકુંડ' અને (ચાળીસમો) 'ખડ્ગકુંડ' એ ત્રણે અનુક્રમે બાણોથી, શૂળીઓથી તથા તરવારોથી જ ભરેલા હોઈ અર્ધી વાવ જેટલા માપવાળા અને તેઓથી વીંધાઈને લોહીલુહાણ થયેલા પાપીઓથી યુક્ત છે. (એકતાળીસમો) 'ગોલકુંડ' તપેલા જળથી ભરેલો, અધકારવાળો, વાવના અર્ધા ભાગ જેટલા માપવાળો, અત્યત દુર્ગંધી, પાપીઓને સદા દુ ખદાયી અને ખદખદતા કીડાઓથી ખવાતા, ભય પામેલા, રડતા, બૂમો પાડતા અને મારા દૂતોએ મારેલા પાપીઓથી વ્યાપ્ત છે (બેતાળીસમો) 'નક્રકુંડ' જળમા રહેતા, ભયકર અને બેડોળ આકારવાળા કરોડો મગરમચ્છોથી યુક્ત હોઈ તેઓ વડે ખવાતા પાપીઓથી ભરપૂર છે અને વાવના અર્ધભાગ જેટલા માપવાળો છે (તેતાળીસમો) 'કાકકુંડ' વિષ્ટા, મૂત્ર અને બળખાઓને ખાતા સેંકડો કરોડો બેડોળ આકૃતિવાળા કાગડાઓથી અને તેઓ વડે ખવાતા પાપીઓથી વ્યાપ્ત છે (ચુવાળીસમો) 'મથાનકુંડ' અને (પિસ્તાળીસમો) 'બીજકુંડ' અનુક્રમે મથન અને બીજ નામના કીડાઓથી ભરપૂર છે, સો-સો ધનુષ માપવાળા અને તે તે કીડાઓ વડે ખવાતા તથા ચીસો પાડતા પાપીઓ વડે વ્યાપ્ત છે (છેતાળીસમો) 'વજ્રકુંડ' વજ્ર જેવા આકારની દાઢોવાળા કીડાઓથી વ્યાપ્ત, સો ધનુષ માપવાળો, ગાઢ અધકારમય અને પાપીઓથી કાયમ વ્યાપ્ત છે (સુડતાળીસમો) 'તપ્તપાષાણકુંડ' વાવથી બેગણા માપનો, તપેલા પથ્થરોથી બનાવેલો, બળતા અગારા જેવો, અને તરફડતા પાપીઓથી ભરપૂર છે (અડતાળીસમો) 'તીક્ષ્ણપાષાણકુંડ' સજૈયાની ધાર જેવા તીક્ષ્ણ પથરાથી બનાવેલો અને મહાપાપીઓથી યુક્ત છે (ઓગણપચાસમો) 'લાલાકુંડ' એક કોશ માપવાળો, ઊંડો અને મારા દૂતોએ મારેલા હોઈ લોહી-

લુહાણ થયેલા પાપીઓથી વ્યાપ્ત છે (પચાસમો) 'મસીકુંડ' તપેલા આજણના પર્વત જેવડા આકાર વાળા પથરાથી પરિપૂર્ણ હોઈ સો ધનુષ માપવાળો અને મારા દૂતોએ મારેલા હોઈ તરફડતા પાપીઓથી ભરપૂર છે (એકાવનમો) 'ચૂર્ણકુંડ' તપેલી રેતીથી ભરપૂર, એક કોશ માપવાળો અને તે રેતીનો આહાર કરતા, ખૂબ બળી જતા ને યમદૂતોએ મારેલા પાપીઓથી યુક્ત છે (બાવનમો) 'ચક્રકુંડ' કુંભારના ચાકની પેઠે કાયમ ભમ્યા કરતો, અત્યંત તીક્ષ્ણ, સોળ આરાવાળો અને ભુક્કો થઈ જતા પાપીઓથી ભરપૂર છે (ત્રેપનમો) 'વક્રકુંડ' અત્યંત વાંકો, ઊંડો, ચાર કોશ માપવાળો, ગુફા જેવા આકારની રચનાવાળો, તપેલા પાણીથી ભરેલો, જળજંતુઓથી ખવાતા, બળતા ને બૂમો પાડતા મહા પાપીઓથી વ્યાપ્ત છે, અંધારિયો હોઈ ભયાનક છે (ચોપનમો) 'કૂર્મકુંડ' બેડોળ આકૃતિવાળા, અતિ ભયંકર અને પાણીમાં રહેતા કરોડો કાચબાઓથી વ્યાપ્ત હોઈ તેઓ વડે કરડાતા પાપીઓથી ભરપૂર છે (પંચાવનમો) 'જ્વાલાકુંડ' તેજમાંથી નીકળતી અનેક જ્વાળાઓથી યુક્ત, એક કોશ માપવાળો, સદા દુઃખદાયી અને પોકાર કરતા પાપીઓથી ભરપૂર છે (છપ્પનમો) 'ભસ્મકુંડ' તપેલી ભસ્મથી ભરપૂર, એક કોશ માપવાળો, ઊંડો અને ભસ્મને કાયમ ખાતા, બળતા, તપેલા પથ્થરો તથા લોઢાના સમૂહોથી દાબી રાખેલા, બળી જતા અવયવોવાળા અને સુકાતા તાળવાવાળા પાપીઓથી વ્યાપ્ત છે (સત્તાવનમો) 'દગ્ધકુંડ' એક કોશ માપવાળો, અંધારિયો ને ઊંડો છે, તેમ જ અતિ ક્રૂર અને માર મારેલા તથા બળી જતા પાપીઓથી વ્યાપ્ત છે (અઠ્ઠાવનમો) 'તપ્તસૂચિકુંડ' કહેવાય છે, તેમાં મોટા તરંગોવાળું, તપેલું ખારું પાણી ભરેલું છે, અનેક પ્રકારના શબ્દ કરતા જળજંતુઓથી તે વ્યાપ્ત હોઈ ચાર કોશ માપવાળો, ઊંડો ને અંધારિયો છે જળજંતુઓથી કરડાતા, તેનો જ આહાર કરતા, બળતા, ચીસો પાડતા અને પરસ્પર એકબીજાને નહિ જોતા પાપીઓ વડે તે વ્યાપ્ત છે (ઓગણસાઠમો) 'અસિપત્રકુંડ' તરવારની ધાર જેવા પાંદડાવાળા તાલવૃક્ષની નીચે રહેલો, અર્ધો કોશ માપવાળો, વૃક્ષ ઉપરથી પડતા પાંદડાથી વ્યાપ્ત, ઝાડની ટોચેથી પડતા અને 'બચાવો' એમ પોકારતા દુષ્ટ પાપીઓના લોહીથી ભરપૂર, ઊંડો, અંધારિયો, લાલ કીડાઓથી યુક્ત અને ભયાનક કહેવાય છે (સાઠમો) 'ક્ષુરધારકુંડ' સો ધનુષ માપવાળો સજૈયાની ધાર જેવા અસ્ત્રોથી ભરેલો, પાપીઓના લોહીથી પૂર્ણ અને ભયાનક છે (એકસઠમો) 'સૂચિમુખકુંડ' સોયની અણી જેવા અસ્ત્રોથી ભરપૂર, પાપીઓના લોહીથી પૂર્ણ પચાસ ધનુષ વિસ્તારવાળો અને દુઃખદાયી છે (બાસઠમો) 'ગોકામુખકુંડ' 'ગોક' નામના એક જાતના પ્રાણીના મુખ જેવી આકૃતિવાળો, કૂવા જેવો ઊંડો, વીસ ધનુષ માપવાળો અને તે કુંડના કીડાઓથી કાયમ ખાધેલા તથા નીચા નમેલા મુખવાળા મહાપાપીઓને અત્યંત દુઃખ આપનાર છે (ત્રેસઠમો) નક્રમુખકુંડ મગરના મોઢા જેવા આકારવાળો, સોળ ધનુષ માપવાળો, ઊંડો, કૂવા જેવો અને પાપીઓથી ભરપૂર છે (ચોસઠમો) 'ગજદંતકુંડ' સો ધનુષ માપવાળો કહેવાય છે (પાસઠમો) 'ગોમુખાકારકુંડ' ત્રીસ ધનુષ માપવાળો, ગાયના મુખ જેવી આકૃતિવાળો અને પાપીઓને કાયમ દુઃખદાયી કહેવાય છે હે સતિ! (છાસઠમો) 'કુંભીપાકકુંડ' ભમતા કાળચક્રથી યુક્ત, ભયાનક, ઘડા જેવા આકારવાળો, અંધકારથી યુક્ત, ચાર કોશ માપવાળો, લાખ માથોડા ઊંચાઈવાળો, ગભીર, વિશાળ, કોઈક સ્થળે (અંદરના ભાગમાં) ઊકળતા તેલના કુંડવાળો, કોઈક સ્થળે ત્રાંબા વગેરેના કુંડવાળો, મૂર્છા પામતા મોટા મોટા પાપીઓથી વ્યાપ્ત અને કીડાઓથી ભરપૂર છે તેમાં પરસ્પર નાસભાગ કરતા, કાયમ બૂમો પાડતા, યમદૂતોથી સાબેલા અને મોગરવડે મારેલા, ચકરીઓ ખાતા, પડતા, ક્ષણેક્ષણે મૂર્છા પામતા અને યમદૂતોએ પાડી નાખેલા પાપીઓ ક્ષણે ક્ષણે રડયા કરે છે હે સુંદરિ! સર્વ કુંડોમાં જેટલા પાપીઓ છે, તેથી ચાર ગણા પાપીઓ દુઃખદાયી કુંભીપાકમાં છે અત્યંત લાંબા કાળ સુધી માર મરાયા છતા એ ભોગદેહધારી પાપીઓ નાશ પામતા નથી એ કુંભીપાકને સર્વ કુંડોમાં મુખ્ય કહેલો છે હે સુંદરિ! જ્યાં કાળે રચેલા કઠોર દોરડાથી

બધાયેલા પાપીઓને યમદૂતો ક્ષણવાર કાઢે છે ને ક્ષણવારમા પાછા ડુબાડી દે છે, તેથી લાખો કાળ રોકાતા શ્વાસથી તેઓ મૂર્છા પામે અને દેહ ભોગથી ખૂબ દુઃખ પામે છે, તે (સડસઠમો) 'કાલસૂત્ર કુડ' કહેવાય છે (અડસઠમો) મત્સ્યોદ કુડ' એક કૂવા જેવો કહેવાય છે તે ખૂબ તપેલા પાણીથી ભરેલો, ચોવીસ ધનુષ માપનો અને કાયમ યમદૂતોએ મારેલા, બળતા અગોવાળા, મહાપાપીઓથી વ્યાપ્ત છે એને 'અવટોદ' પણ કહે છે જ્યા સો ધનુષ ઊંડા ખાડામા અકસ્માત પડતા પાપીઓને ત્યાના પાણીનો માત્ર સ્પર્શ થતા જ દરેક રોગ થાય છે (અગણોતેરમો) જે કુડ, મર્મસ્થાનોને પીડા કરતા પ્રાણીઓ વડે ખવાતા અને હાહાકાર શબ્દ કરતા પાપીઓથી વ્યાપ્ત છે, તેને જ 'કૃમિકૃતક' અથવા 'અરુતુદ' કહે છે તપેલી ધૂળથી ભરપૂર અને બળતા ફોતરાથી બળેલા તથા તે ફોતરાનો આહાર કરતા પાપીઓ વડે વ્યાપ્ત હોઈ સો ધનુષ માપનો છે, તે 'પાસુભોજકુડ' (સિત્તેરમો) છે જેમા માત્ર પડતા જ પાપી પાશ વડે વીંટાય જાય છે, તે એક કોશ માપનો (ઈકોતેરમો) 'પાશ વેષ્ટનકુડ' કહેવાય છે જેમા માત્ર પડતા જ પાપી શૂળીથી ભોકાઈ જાય છે, તે વીસ ધનુષ માપનો (બોતેરમો) 'શૂળપ્રોતકુડ' કહેવાય છે જેમા પડતા જ પાપીઓને એકદમ કપારી થાય, તે (તોતેરમો) 'પ્રકપનકુડ' બરફ જેવા પાણીથી ભરેલો હોઈ અર્ધા કોશના માપનો છે જ્યા મારા દૂતો પાપીઓના મુખમા ઊંબાડિયા જ નાખે છે, તે વીસ ધનુષ માપવાળો (ચુમોતેરમો) 'ઉલ્કામુખ કુડ' ઊંબાડિયાથી અત્યત ભરપૂર છે એક લાખ માથોડા ઊંડાઈનો, ગભીર, સો ધનુષ વિસ્તારવાળો, અનેક પ્રકારના કીડાઓથી યુક્ત, ભયાનક અત્યત અધકારથી વ્યાપ્ત, કૂવા જેવા આકારવાળો, ગોળ અને ત્યાના કીડાઓને ખાતા એકબીજાથી નાસભાગ કરતા, તપેલા પાણીથી અત્યત બળતા, સતાપ પામતા, કીડાઓ વડે કરડાતા અને અધકારને લીધે આખે આધળા થયેલા પાપીઓથી વ્યાપ્ત (પચોતેરમો) 'અધકૂપકુડ' કહ્યો છે જેમા અનેક પ્રકારના શસ્ત્રસમૂહોથી પાપીઓ વીંધાઈ જાય છે, તે વીસ ધનુષ માપનો (છોતેરમો) 'વેધનકુડ' કહ્યો છે જ્યા પાપીઓને મારા દૂતો લાકડીઓથી માર્યા કરે છે, તે સોળ ધનુષ માપવાળો (સિત્તોતેરમો) 'તાડન કુડ' કહ્યો છે જ્યા પાપીઓને માછલાની પેઠે જાળથી બાધ્યા હોય છે તે વીસ ધનુષ માપનો (અઠ્ઠોતેરમો) 'જાલરધ્રકુડ' કહેવાય છે જ્યા પડતા, લોખડની બેડીઓથી બધાતા, જડ અને મૂર્છિત થતા પાપીઓનો દેહ ચૂરો થઈ જાય છે, તે એક કરોડ માથોડા ઊંડો, ગભીર અધકારવાળો અને વીસ ધનુષ માપવાળો (અગણ્યાએશીમો) 'દેહચૂર્ણકુડ' કહ્યો છે જ્યા યમદૂતોએ મારેલા પાપીઓ દળાઈ જાય છે, તે સોળ ધનુષ માપનો (એશીમો) 'દલનકુડ' કહ્યો છે જ્યા તપેલી રેતી ઉપર પડતાની સાથે જ પાપી સુકાઈ જતા ગળા, હોઠ અને તાળવાવાળો થાય છે, તે ત્રીસ ધનુષ માપવાળો, સો માથોડા ઊંડો, ગભીર અધકારવાળો અને પાપીઓને અત્યત દુઃખદાયી (એકાશીમો) 'શોષણકુડ' કહેવાય છે. અનેક જાતના ચામડા સાથે મેલા પાણીથી ભરેલો, સો ધનુષ માપવાળો, દુર્ગંધયુક્ત અને ત્યાના પદાર્થ ખાતા પાપીઓથી વ્યાપ્ત (બ્યાશીમો) 'કષકુડ' કહ્યો છે હે સતિ! (ત્યાશીમો) 'શૂર્પકુડ' સૂપડા જેવા આકારના મુખવાળો, બાર ધનુષ માપવાળો, લોઢાની તપેલી રેતીથી ભરેલો, દુર્ગંધી અને ત્યાની રેતી ખાતા પાપીઓથી વ્યાપ્ત છે (ચોરાશીમો) 'જ્વાલામુખકુડ' અત્યત તપેલી રેતીથી ભરપૂર, મહાપાપીઓથી યુક્ત અને અદરના અગ્નિની શિખાઓની જ્વાળાઓ વડે કાયમ વ્યાપ્ત મુખવાળો છે હે સુદરિ! જેનુ માપ વીશ ધનુષ છે, જ્વાળાઓથી બળતા પાપીઓથી જે વ્યાપ્ત છે અને જ્યા પડતાની સાથે જ પ્રાણી મૂર્છિત થાય છે, એવો તે કુડ' કાયમ અતિશય દુઃખદાયી છે (પચાશીમો) ધૂમ્રાધ કુડ' તપેલી ઇટોથી છવાયેલો, વાવના અર્ધા ભાગ જેટલા માપવાળો, વાકો, ધુમાડાના અધકારથી ઘેરાયેલો, પાપીઓથી વ્યાપ્ત, સો સો ધનુષ ઊંડા છિદ્રોવાળો અને ધુમાડાને લીધે આધળા કરનારો કહેવાયો છે. (છયાશીમો) 'નાગવેષ્ટનકુડ' સો ધનુષ માપ-

વાળો અને નાગોથી વ્યાપ્ત છે, જેમા પડતાની સાથે જ પાપી નાગોથી વીંટાઈ જાય છે, એમ છયાશી કુડો અને તેઓના લક્ષણો મે કહ્યા, તે તુ સમજી લે હવે એથી વિશેષ શુ સાભળવા ઈચ્છે છે? ૧-૧૧૮

**षडशीति च कुण्डानि मयोक्तानि निशामय।**
**लक्षणं चापि तेषां च किं भूयः श्रोतुमिच्छसि ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૩૭ મો સમાપ્ત

# અધ્યાય ૩૮ મો*

## દેવીની શ્રેષ્ઠતા અને ભક્તિનું સ્વરૂપ

सावित्र्युवाच

**देवीभक्तिं देहि मह्यं साराणां चैव सारकम् ॥**
**पुंसां मुक्तिद्वारबीजं नरकार्णवतारकम् ॥ १ ॥**

સાવિત્રીએ પૂછ્યુ સારના સારરૂપ પુરુષોના મુક્તિદ્વારનુ બીજ, નરકરૂપ સમુદ્રને તારનાર, મુક્તિના સારનુ કારણ, સર્વ અશુભોનો નાશ કરનાર, કર્મોરૂપ વૃક્ષને કાપી નાખનાર અને કરેલા પાપોના સમૂહોને દૂર કરનાર દેવીની ભક્તિ તમે મને આપો મુક્તિ કેટલા પ્રકારની છે? તેઓનુ લક્ષણ શુ છે? દેવીની ભક્તિનુ સ્વરૂપ શુ છે? ભક્તિના ભેદો કેટલા છે? કરલા કર્મોનો ભોગ કેવી રીતે નાશ પામે છે? હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! વિધાતાએ સ્ત્રીજાતિને તત્ત્વજ્ઞાનથી રહિત રચી છે, માટે કઈક સારભૂત જ્ઞાન તમે કહો સર્વ દાન, યજ્ઞ, તીર્થસ્થાન, વ્રત અને તપ આ બધા અજ્ઞાનીને જ્ઞાન આપવાથી થતા પુણ્યના સોળમા ભાગને પણ યોગ્ય નથી હે પ્રભો! પિતા કરતા માતા સોગણી પૂજ્ય છે, એમ (શાસ્ત્રોએ) નક્કી કર્યુ છે

યમરાજ બોલ્યો હે પુત્રિ! તારા મનમા જે ઇચ્છિત હતુ, તે સર્વ વરદાન પ્રથમ મે તને આપ્યુ છે, હવે મારા વરદાનથી તને શક્તિની ભક્તિ પ્રાપ્ત થાઓ હે કલ્યાણિ! કહેનાર, પૂછનાર તથા સાભળનારના કુળોને તારનાર શ્રીદેવીનુ ગુણકીર્તન તુ સાભળવા ઈચ્છે છે (પણ) શેષનાગ પોતાના હજારો મુખથી, શકર પાચ મુખથી, વેદો તથા જગતના સ્રષ્ટા બ્રહ્મા ચાર મુખથી અને કાર્તિકેય છ મુખથી પણ ભગવતીના ગુણોનુ વર્ણન કરવા સમર્થ નથી, એટલુ જ નહિ, પણ સર્વજ્ઞ વિષ્ણુ અને યોગીંદ્રોના ગુરુ શ્રીગણેશ પણ શ્રીદેવીના ગુણો કહેવા સમર્થ નથી જ શાસ્ત્રોના સારરૂપ ચાર વેદો અને વિદ્વાનો પણ દેવીના ગુણોને અશમાત્ર પણ જાણતા નથી તેમના ગુણોનુ વર્ણન કરવા સરસ્વતી જડ બન્યા છે અને સનત્કુમાર, ધર્મ, સનદન, સનાતન, સનક, કપિલ, સૂર્ય અને બીજા બ્રહ્માના જે જ્ઞાની પુત્રો છે, તે પણ દેવીના ગુણોનુ વર્ણન કરવા સમર્થ નથી, તો પછી (મારા જેવા) બીજા જડ બુદ્ધિવાળા શુ કરી શકે? સિદ્ધો, મુનીંદ્રો તથા યોગીઓ, જેને કહેવા સમર્થ નથી, તે શ્રીદેવીના ગુણવર્ણનમા બીજાઓ કે અમે કોણ માત્ર છીએ? બ્રહ્મા, વિષ્ણુ તથા શકર વગેરે જેનુ ધ્યાન કરે છે, તે ભગવતીનુ ચરણકમળ તેમના પોતાના ભક્તોને અત્યત સુલભ છે, પણ બીજાઓને તો તે અત્યત દુર્લભ છે (લોકમા) કોઈક જ મનુષ્ય ભગવતીના ગુણોનુ શુભ વર્ણન કઈક અશે જાણે છે તેના કરતા કઈક વધારે વેદકુશળ બ્રહ્મા જાણે છે, તેમના કરતા વધારે જ્ઞાનીઓના ગુરુ ગણેશ જાણે છે અને સર્વ કરતા વધારે સર્વજ્ઞ શકર જ જાણે છે, કેમ કે પૂર્વે ગોલોકમા રાસમડળ વિષે અત્યત નિર્જન જગલમા પરમાત્મા શ્રીકૃષ્ણે શ્રીશકરને જે જ્ઞાન આપ્યુ હતુ, તે જ સમયે ત્યા ભગવતીના ગુણોનુ શુભ વર્ણન તેમને કઈક કહ્યુ હતુ તે પછી શકરે પોતે શિવલોકમા તે ગુણવર્ણન ધર્મને કહ્યુ હતુ અને ધર્મે પ્રશ્ન કરતા મારા પિતા(સૂર્ય)ને કહ્યુ હતુ હે સતિ! મારા પિતાએ પણ તપથી આરાધન કરી ભગવતીનુ સ્વરૂપ પ્રાપ્ત કર્યુ છે હે ઉત્તમ વ્રતવાળી! પૂર્વે પ્રયત્નપૂર્વક દેવોએ (મને) આપવા માડેલા યમલોકના આધિપત્યને હુ (તે અધિકાર લોકોને પીડા કરનાર છે, એમ સમજી) લેતો ન હતો, પણ વૈરાગ્યયુક્ત થઈ તપ કરવા વનમા જવા ઈચ્છતો હતો તે સમયે મારા પિતાએ ભગવતીના ગુણોનુ કીર્તન મને શાસ્ત્રાનુસાર

* આ અધ્યાયમાં છન્નું શ્લોકોથી દેવીનો મહાન પ્રભાવ કહી ભક્તિનું સ્વરૂપ વર્ણવાશે.

કહ્યુ હતુ, તે જ અતિ દુર્લભ દેવીનુ ગુણકીર્તન હુ તને કહુ છુ, સાભળ હે સુદર મુખવાળી! જેમ આકાશ પોતાનો અત જાણતુ નથી, તેમ એ ભગવતી પોતે જ પોતાના ગુણોને જાણતા નથી, ત્યા બીજાની શી વાત? સર્વના આત્મા, સર્વ એશ્વર્યવાળા, સર્વ કારણોનુ કારણ, સર્વના ઈશ્વર, સર્વના આદ્ય, સર્વ જાણનાર, સર્વનુ રક્ષણ કરનાર, અવિનાશી રૂપવાળા હોઈ નિત્યસ્વરૂપ, નિત્ય આનદરૂપ, નિરાકાર, નિરકુશ, શકારહિત, નિર્ગુણ, નિર્દોષ, નિર્લેપ, સર્વસાક્ષી, સર્વ ના આધાર, પરથી પર અને માયાથી યુક્ત જે પરમાત્મા છે, તે જ મૂળપ્રકૃતિ—ભગવતી છે અને એ પ્રકૃતિના જે વિકારો છે, તે પ્રાકૃત કહેવાય છે જેમ અગ્નિ અને તેની શકિત કોઈ પણ સ્થળે કદી જુદા નથી, તેમ પરમાત્મા પોતે અને પ્રકૃતિ એકબીજાથી જુદા નથી તે આ (પરમાત્માની) શકિત મહામાયા સચ્ચિદાનદરૂપ હોઈ રૂપરહિત છે, છતા ભકતો પર કૃપા કરવાના કારણે રૂપ ધારણ કરે છે તે ભગવતીએ પ્રથમ ગોપાલસુદરીનુ રૂપ સરજ્યુ હતુ, જે અત્યત્ ઈચ્છનીય, સુદર, અતિ મનોહર, નવા મેઘ જેવુ શ્યામ, કિશોર વયનુ, ગોવાળ ના વેષવાળુ, કોટી કામદેવ જેવા લાવણ્યવાળુ, લીલાનુ સ્થાન, મનોહર, શરદ ઋતુના બપોર વખતના કમળોની શોભાનો તિરસ્કાર કરતા નેત્રોવાળુ, શરદઋતુના કરોડો પૂર્ણિમાના ચદ્રની શોભાને ઢાકી દેતા મુખવાળુ, અમૂલ્ય રત્નોથી બનાવેલા અનેક જાતના શણગારોથી શણગારેલુ મદહાસ્યયુકત, અમૂલ્ય પીતાબરથી નિરતર શોભીતુ, પરબ્રહ્મસ્વરૂપ, બ્રહ્મતેજથી પ્રકાશતુ સુખેથી જોવા યોગ્ય, શાત, રાધાપ્રિય, અનત મદ હાસ્યવાળી ગોપીઓ વડે કાયમ જોવાતુ, રાસમડળની વચ્ચે રહેલુ રત્નના સિંહાસન પર બિરાજેલુ, કેસર—અગર—કસ્તૂરી તથા ચદન વડે પૂજેલા શરીરવાળુ, સુદર ચપાના પુષ્પોની માળા વડે વ્યાપ્ત, માલતીના પુષ્પોની માળાથી શણગારેલુ, સુદર ચાલ્લાની શોભા વાળુ અને કેશપાશની વક્રતાથી વિરાજિત હતુ આવુ આ ગોપાલસુદરીસ્વરૂપ(શ્રીકૃષ્ણ)નુ ભકતો ભકિતપૂર્ણ થઈ આમ ધ્યાન કરે છે, જેમના ભયથી જગતના ધાતા—બ્રહ્મા સૃષ્ટિ રચે છે અને સર્વના કર્મોને અનુસરી (તે જ પ્રમાણે સર્વનુ) ભાગ્યલેખન કરે છે જેમની આજ્ઞાથી સર્વને તપશ્ચર્યાઓનુ ફળ આપતા વિષ્ણુ નિરતર જેમના ભયથી સર્વનુ પાલન કરે છે, જેમના ભયથી જ્ઞાનીઓના ગુરુના ગુરુ મૃત્યુજય શકર કાલાગ્નિ રુદ્રનુ સ્વરૂપ ધરી સર્વ વિશ્વોમા સહાર કરે છે, જેમના જ્ઞાનથી પ્રભુ શકર યોગીઓના ઈશ્વર યોગને જાણનાર પરમ—આનદ યુકત ભકિત તથા વૈરાગ્યવાળા અને જ્ઞાનવાન થયા છે, જેમના ભયથી ઉતાવળી ગતિ કરનારાઓમા શ્રેષ્ઠ પવન વાયા કરે છે અને હે સતિ! જેમના ભયથી સૂર્ય કાયમ તપ્યા કરે છે, જેમની આજ્ઞાથી મેઘરાજ વર્ષ્યા કરે છે, પ્રાણીઓમા મૃત્યુ ઘૂમ્યા કરે છે, અગ્નિ બળ્યા કરે છે અને જળ આવુ અતિ શીતળ રહે છે જેમની આજ્ઞાથી અત્યત ભય પામેલા દિક્પાલો દિશાઓની રક્ષા કરે છે અને જેમના ભયને લીધે ગ્રહો રાશિચક્રોમા ભમ્યા કરે છે જેમના ભયથી વૃક્ષો ફળે છે ને વિકસે છે, જેમની આજ્ઞાને માન્ય કરી કાળ સમય થતા સર્વનો સહાર કરે છે જેમની આજ્ઞાથી જળમા તથા સ્થળ પર રહેલા પ્રાણીઓ જીવી શકતા નથી અને જેમના ભયથી રણમા વીંધાયેલા હોઈ ખરાબ સ્થિતિમા પહોચેલા પ્રાણીને પણ સમય થયા વિના મૃત્યુ લઈ જઈ શકતુ નથી જેમની આજ્ઞાથી વાયુ સમુદ્રને, સમુદ્ર કૂર્મને, કૂર્મ શેષનાગને, શેષનાગ પૃથ્વીને અને પૃથ્વી સમુદ્રોને તથા પર્વતોને ધારણ કરે છે અનેક પ્રકારના રત્નોને જે ધારણ કરે છે અને જેને લીધે સર્વ પ્રાણીઓ સ્થિતિ કરી શકે છે, તે આખી પૃથ્વી જેમની આજ્ઞાથી ક્ષમારૂપ થઈ રહી છે દેવતાઈ ઈકોતેર યુગોનુ ઇદ્રનુ આયુષ્ય છે, એવા અઠ્ઠાવીસ ઈદ્રોનો નાશ થાય છે, ત્યારે બ્રહ્માના એક દિવસરાત થાય છે એવા ત્રીસ દિવસોથી બ્રહ્માનો મહિનો, એવા બે મહિનાથી તેમની એક ઋતુ, છ ઋતુઓથી તેમનુ એક વર્ષ અને એવા સો વર્ષોનુ બ્રહ્માનુ જીવન કહ્યુ છે એ બ્રહ્માનો નાશ થાય છે, ત્યારે શ્રીકૃષ્ણનો એક આખનો પલકારો થાય છે. આ એક પલકારાના કાળને પ્રાકૃતિક પ્રલય કહે છે તે પ્રાકૃતિક પ્રલય થતા દેવો વગેરે સર્વ સ્થાવર-જગમ

પદાર્થો, ધાતા અને વિધાતા વિષ્ણુના નાભિકમળમા લય પામે છે ક્ષીરસમુદ્રમા શયન કરતા વિષ્ણુ અને વૈકુઠમા રહેલા ચાર ભુજાવાળા નારાયણ શ્રીકૃષ્ણના ડાબા પડખામા લય પામે છે જેમના જ્ઞાનમા નકર લય પામે છે, તે જ્ઞાનના અધીશ્વર શ્રીકૃષ્ણ સના તન છે, સર્વ શકિતઓ વિષ્ણુની માયા દુર્ગામા લય પામે છે બુદ્ધિની અધિષ્ઠાત્રી તે દુર્ગાદેવી શ્રીકૃષ્ણની બુદ્ધિમા લય પામે છે અને નારાયણના અશરૂપ કાર્તિકેય તેમની છાતીમા લય પામે છે હે ઉત્તમ વ્રતવાળી ! દેવોના અધીશ્વર ગણેશ શ્રીકૃષ્ણના અશ છે, તે તેમના બાહુમા લય પામે છે જે જે લક્ષ્મીના અશો છે, તે લક્ષ્મીમા લય પામે છે અને લક્ષ્મીજી રાધામા લય પામે છે તેમ જ સર્વ ગોપીઓ તથા સર્વ દેવોની સ્ત્રીઓ પણ રાધામા લય પામે છે અને તે બધા શ્રીકૃષ્ણના પ્રાણની અધિષ્ઠાત્રી છે, તેથી તેમના પ્રાણમા લય પામે છે સાવિત્રી, વેદો તથા બધા શાસ્ત્રો સરસ્વતીમા લય પામે છે અને તે સરસ્વતી પરમાત્મા શ્રીકૃષ્ણની જીભમા જ લય પામે છે ગોલોકના ગોવાળો શ્રીકૃષ્ણના રૂવાડામા, સર્વના પ્રાણવાયુઓ તેમના પ્રાણમા, સર્વના જઠરાગ્નિ તેમના જઠરાગ્નિમા, બધા પ્રાણી તેમની જીભના અગ્રભાગમા અને સારમા પણ અત્યત સારરૂપ ભકિતરસરૂપી અમૃતનુ પાન કરતા વૈષ્ણવ-ભક્તો પરમ આનદયુક્ત થઈ શ્રીકૃષ્ણના ચરણકમળમા લય પામે છે મહાવિરાટના અશરૂપ નાના વિરાટો મહાવિરાટમા લય પામે છે અને મહાવિરાટ શ્રીકૃષ્ણમા લય પામે છે શ્રીકૃષ્ણના રૂવાડાના છિદ્રોમા સમસ્ત બ્રહ્માડો રહ્યા છે એમના ચક્ષુ એક વાર મિચાતા પ્રાકૃતિક પ્રલય થાય છે અને એક વાર ઊઘડતા ફરી સૃષ્ટિ થાય છે જેટલો કાળ તેમના ચક્ષુ મિચાતા થાય છે, તેટલા જ કાળ તેમના ચક્ષુ ઊઘડતા થાય છે હે ઉત્તમ વ્રતવાળી ! બ્રહ્માના સો વર્ષ પૂરા થતા સૃષ્ટિનો પ્રલય થાય છે જેમ પૃથ્વીના રજકણોની સખ્યા જ થઈ શકતી નથી, તેમ (શ્રીકૃષ્ણના સપૂર્ણ આયુષ્ય કાળમા તો) એવી બ્રહ્માની સૃષ્ટિના પ્રલયોની સખ્યા જ થઈ શકતી નથી સર્વના અતરાત્મા અને જેમના ચક્ષુના એક જ વાર મિચાવામા તથા ઊઘડવામા ઈશ્વરેચ્છાથી સૃષ્ટિનો પ્રલય તથા ઉત્પત્તિ થાય છે, તે શ્રીકૃષ્ણ પોતે પોતાના પ્રલય સમય તે મૂલ પ્રકૃતિમા જ લય પામે છે તે પરાશકિત એક જ નિર્ગુણ પરપુરુષ અને તેમને જ વેદવેત્તાઓમા 'सदेवेदमग्र आसीत' પૂર્વે આ એક સત જ હતુ, એમ સત્સ્વરૂપે જાણે છે એ મૂલ પ્રકૃતિ જ અવ્યકત તથા અવ્યાકૃત શબ્દથી કહેવાય છે અને પ્રલયકાળે તે જ ચૈતન્યમા અભેદપણુ પામીને રહે છે આવા તે ભગવતીના ગુણોનુ વર્ણન કરવા બ્રહ્માડોમા કોણ સમર્થ છે ? (કોઈ પણ સમર્થ નથી) ચાર વેદો મુકિતને ચાર પ્રકારની કહે છે અને એ મુકિત મેળવવામા ભકિત જ મુખ્ય છે તેથી ભકિતને મુક્તિ કરતા પણ ઘણી ઉત્તમ કહી છે ભગવતીના સમાન લોકને આપનારી પહેલી મુકિત છે, ભગવતીના સમાન રૂપને આપનારી બીજી મુકિત છે, ભગવતીનુ સામીપ્ય આપનારી ત્રીજી મુક્તિ છે, અને નિર્વાણ આપનારી ચોથી મુકિત છે પરતુ ભગવતીના ભક્તો ભગવતીની સેવા વિના તે ચારે પ્રકારની મુકિતઓને ઈચ્છતા જ નથી એટલુ જ નહિ, પણ શિવપણાને, દેવપણાને, દિવ્યરૂપ ધારવાને, બ્રહ્મપણાને તેમ જ જન્મ, મૃત્યુ, ઘડપણ, રોગ, ભય તથા શોક વગેરેના નાશરૂપ નિર્વાણપદને કે મોક્ષને પણ ભક્તો અત્યત તુચ્છ જાણે છે. કેમ કે મુકિત પ્રભુસેવાથી રહિત હોય છે ત્યારે ભકિત પ્રભુસેવાને વધારનારી હોય છે, આમ ભકિત તથા મુકિત વચ્ચે ભેદ છે હવે કર્મોના ભોગનો નાશ કેવી રીતે થાય છે, તે તુ સાભળ કરેલા કર્મોનો જે ભોગ તેને જ પડિતો 'નિષેક' કહે છે હે પતિવ્રતા ! શ્રીમૂલપ્રકૃતિનુ સેવન કરવુ એ જ કરેલા સર્વ કર્મોનો નાશ કરનાર હોઈ અત્યત શુભદાયી છે લોકમા તથા વેદમા જેને સ્થિર તત્ત્વ જ્ઞાન કહે છે, તે આ જ છે અને તે જ નિર્વિઘ્ન તથા શુભદાયી તત્ત્વજ્ઞાન મે તને કહ્યુ છે હવે હે પુત્રિ ! તુ સુખેથી જા ' એમ કહી યમરાજ સાવિત્રીના પતિને સજીવન કરી, સાવિત્રીને શુભ આશીર્વાદ આપીને જવા તૈયાર થયા, ત્યારે સાવિત્રી યમરાજને જતા જોઈ સત્પુરુષના વિયોગથી દુખી થઈ તેમને પ્રણામ કરી, તેમના ચરણો પકડીને રડવા લાગી.

તે સમયે સાવિત્રીનુ રડવુ સાભળી કૃપાના ભંડાર યમરાજ પોતે પણ રડવા લાગ્યા અને સતુષ્ટ થઈ તેને આમ કહેવા લાગ્યા

યમરાજ બોલ્યા પવિત્ર ભરતક્ષેત્રમા એક લાખ વર્ષ સુધી સુખ ભોગવી છેવટે જ્યા દેવી વિરાજે છે, ત્યા—તેમના લોકમા તુ જઈશ, માટે હે કલ્યાણિ! પોતાને ઘેર જઈ તુ સાવિત્રીનુ વ્રત કર. એ વ્રત ચૌદ વર્ષ સુધી કરવાનુ હોય છે અને સ્ત્રીઓને મોક્ષનુ કારણ છે, માટે જ્યેષ્ઠ માસની સુદ ચૌદશના દિવસે સાવિત્રીનુ શુભ વ્રત કરવુ હે પવિત્ર હાસ્યવાળી! ભાદરવા મહિનામા સુદ આઠમના દિવસે સોળ વર્ષ સુધી મહાલક્ષ્મીનુ વ્રત લેવુ જે સ્ત્રી ભક્તિથી એ વ્રતો કરે છે, તે મૂલપ્રકૃતિના સ્થાનમા જાય છે દરેક મગળવારે મગળચડિકા દેવીનુ, દરેક માસની સુદ છઠના દિવસે મગળદાયી ષષ્ઠીદેવીનુ, અસાડ માસની સક્રાતિને દિવસે સર્વ સિદ્ધિ આપનારા મનસા દેવીનુ, કાર્તિક માસની પૂનમના દિવસે શ્રીકૃષ્ણને રાસમા પ્રાણ કરતા પણ અધિક પ્રિય શ્રીરાધાજીનુ અને દરેક મહિનાની સુદ આઠમના દિવસે ઉપવાસ કરી ટાળવી મુશ્કેલ પીડાઓનો નાશ કરનારા જગદબા પ્રકૃતિરૂપ ભગવતી વિષ્ણુમાયા શ્રીદુર્ગાદેવીનુ, જે પતિવાળી તથા પુત્રોવાળી શુદ્ધ પતિવ્રતા સ્ત્રી સ્ત્રીઓમા, યત્રોમા કે પ્રતિમાઓમા ભક્તિથી ધન તથા સતાનની પ્રાપ્તિ માટે પૂજા કરે છે તે આ લોકમા સુખ ભોગવી અને શ્રી મૂલપ્રકૃતિના સ્થાનને પામે છે, એમ સાધકે દેવીની વિભૂતિઓનુ કાયમ પૂજન કરવુ ખરી રીતે હરકોઈ કાળે સર્વસ્વરૂપ પરમેશ્વરી સેવવા યોગ્ય છે, કેમ કે એનાથી બીજુ કઈ પણ કૃતાર્થપણુ આપનાર નથી

શ્રીનારાયણે કહ્યુ સાવિત્રીને એમ કહી યમરાજ પોતાના સ્થાને ગયા અને સાવિત્રી પોતાના સ્વામીને લઈને પોતાને ઘેર ગઈ હે નારદ! સાવિત્રી તથા સત્યવાન જે માર્ગે આવ્યા હતા, તે જ માર્ગે ગયા અને તેમણે પોતાનો વૃત્તાત બીજાઓને જણાવ્યો સાવિત્રીનો પિતા (યમદેવના વરદાનને લીધે) અનુક્રમે પુત્રોને પામ્યો અને તેનો સસરો પણ ગયેલા નેત્રો તથા રાજ્યને પ્રાપ્ત થયો, વળી તેણે પોતે પણ પુત્રો મેળવ્યા પતિવ્રતા સાવિત્રી એક લાખ વર્ષ સુધી પવિત્ર ભારતક્ષેત્રમા સુખ ભોગવી છેવટે પોતાના સ્વામી સાથે દેવીના લોકમા ગઈ જે દેવી સૂર્યમડળની તથા સર્વ મત્રોની અધિષ્ઠાત્રી છે અને વેદોની માતા છે, તે જ દેવીને 'સાવિત્રી' કહ્યા છે હે વત્સ! એમ સાવિત્રીનુ ઉત્તમ આખ્યાન તથા જીવોના કર્મોનો વિપાક મે તમને કહ્યો, હવે ફરી તમે શુ સાભળવા ઇચ્છો છો? ૧-૯૬

**इत्येव कथितं वत्स सावित्र्याख्यानमुत्तमम् ।**
**जीवकर्मविपाकं च किं पुनः श्रोतुमिच्छसि ॥९६॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૩૮ મો સમાપ્ત

# અધ્યાય ૩૯ મો*

## મહાલક્ષ્મીનુ આખ્યાન

नारद उवाच ॥

**श्रीमूलप्रकृतेर्देव्या गायत्र्यास्तु निराकृते ।**
**सावित्रीयमसंवादे श्रुतं वै निर्मलं यशः ॥ १ ॥**

નારદે પૂછ્યુ સાવિત્રી તથા યમરાજના સવાદમા નિરાકાર શ્રીમૂલપ્રકૃતિનો તથા ગાયત્રીદેવીનો નિર્મળ અશ મે સાભળ્યો હે ઈશ્વર! દેવીના ગુણોનુ કીર્તન ખરેખર મગળોના મગળરૂપ છે, માટે હવે લક્ષ્મીનુ આખ્યાન સાભળવા હુ ઇચ્છુ છુ હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! તે મહાલક્ષ્મીને પણ પ્રથમ કોણે પૂજ્યા હતા? તે કેવા સ્વરૂપવાળા છે? પૂર્વે તેમનુ પૂજન કયા મત્રથી અથવા કયા સ્તોત્રથી કોણે કર્યુ હતુ? તેમના ગુણોનુ વર્ણન તમે મને કહો

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! પૂર્વે સૃષ્ટિના આદિકાળે રાસમડળમા શ્રીકૃષ્ણના ડાબા ખભામાથી શ્રીરાધા ઉત્પન્ન થયા છે અત્યત સુદર સોળ વર્ષની ઉંમરના, વડના વૃક્ષની પેઠે ચોતરફથી સુશોભિત આકારવાળા, જાણે બાર વર્ષના હોય તેવા જણાતા, સદા અત્યત સ્થિર યૌવનવાળા, ધોળા ચપાના પુષ્પ જેવા રગથી પ્રકાશતા, સુખપૂર્વક દર્શન કરવા યોગ્ય, મનોહર, શરદપૂનમના કરોડો ચદ્રની કાતિને ઢાકી

* આ અધ્યાયમા સાડીત્રીસ શ્લોકોથી મહાલક્ષ્મીનુ આખ્યાન બરાબર વિસ્તારથી વર્ણવાશે.

દેતા મુખવાળા અને શરદઋતુના બપોરના સમયના કમળની શોભાનો તિરસ્કાર કરનાર નેત્રોવાળા તે રાધા દેવી ઈશ્વરની ઈચ્છાથી એકદમ બે સ્વરૂપવાળા થયા હતા પોતાનુ રૂપ, વર્ણ, તેજ, ઉંમર, કાંતિ, યશ, વસ્ત્ર, કૃત્ય, આભૂષણ, ગુણ, મદહાસ્ય, દર્શન, પ્રેમ તથા વિનવણી એ ગુણોમા તે બને સ્વરૂપો સમાન હતા તેમા ડાબા ખભામાથી જે સ્વરૂપ નીકળ્યુ, તે મહાલક્ષ્મી કહેવાયા અને જમણા ખભામા થી જે સ્વરૂપ પ્રકટ્યુ તે જ રાધારૂપે રહ્યા તે રાધા બે ભુજાવાળા હોઈ પરથી પણ પર શ્રીકૃષ્ણને જ પ્રથમ વર્યા હતા અને પાછળથી મહાલક્ષ્મી પણ સુદર એ શ્રીકૃષ્ણને જ વરવા ઇચ્છવા લાગ્યા ત્યારે રાધા તરફના માનથી જ શ્રીકૃષ્ણ બે સ્વરૂપોવાળા થયા હતા તેમનો જમણો ભાગ બે ભુજાવાળા શ્રીકૃષ્ણ રૂપે જ રહ્યો અને ડાબો ભાગ ચાર ભુજાવાળા વિષ્ણુ રૂપે થયો બે ભુજાવાળા એ શ્રીકૃષ્ણે ચતુર્ભુજ વિષ્ણુને પ્રથમ મહાલક્ષ્મી આપ્યા એ દેવી મોટા હોઈ જગતને કાયમ સ્નેહાળ દૃષ્ટિથી લક્ષ્યમા લે છે અથવા જુએ છે, તેથી 'મહાલક્ષ્મી' કહેવાય છે એ રીતે બે ભુજાવાળા શ્રીકૃષ્ણ રાધાના પતિ રહ્યા અને ચાર ભુજાવાળા વિષ્ણુ લક્ષ્મીના પતિ થયા રાધાજી શુદ્ધ સત્ત્વગુણસ્વરૂપ છે અને ગોવાળો તથા ગોપી ઓથી વીંટાયેલા રહે છે ચતુર્ભુજ વિષ્ણુ લક્ષ્મીજી સાથે વૈકુંઠમા ગયા શ્રીકૃષ્ણ તથા વિષ્ણુ એ બને સર્વાંશે સમાન તથા શ્રેષ્ઠ છે પછી મહાલક્ષ્મી યોગ શક્તિથી અનેક સ્વરૂપોવાળા થયા તેમા જે અત્યત પરિપૂર્ણ, સર્વને આનદ આપનાર, શુદ્ધ સત્ત્વગુણસ્વરૂપ અને સર્વ સૌભાગ્યથી યુક્ત મહાલક્ષ્મી છે, તે વૈકુંઠમા જ રહ્યા છે એ મહાલક્ષ્મી પ્રેમને લીધે સર્વ સ્ત્રીઓમા મુખ્ય છે, પણ સ્વર્ગમા ઇદ્રની સપત્તિરૂપ જે સ્વર્ગની લક્ષ્મી છે, પાતાળમા જે નાગલક્ષ્મી છે, રાજાઓમા જે રાજલક્ષ્મી છે, અને ગૃહસ્થોમાના દરેક ઘરમા સર્વ મગળોના મગળ અને સપત્તિસ્વરૂપ જે ગૃહ લક્ષ્મી છે, તે મહાલક્ષ્મીના જ અશસ્વરૂપ છે; તેમ જ ગાયોની માતા કામધેનુ યજ્ઞની સ્ત્રી દક્ષિણા, ક્ષીરસમુદ્રની કન્યા લક્ષ્મી, શ્રી શોભા, ચદ્રની શોભા તથા સૂર્ય મહાલક્ષ્મીના જ અશરૂપ છે વળી આભૂષણોમા, રત્નોમા, ફળોમા, જળમા, રાજાઓમા, રાણીઓમા, દેવતાઈ સ્ત્રીઓમા, ઘરોમા, સર્વ ધાન્યોમા, વસ્ત્રોમા, સસ્કારી સ્થાનોમા, દેવોની પ્રતિમાઓમા, માગલિક કળશોમા, માણેકોમા, મોતીઓમા, ઉત્તમ મણિઓમા, દૂધમા, ચદનમા, વૃક્ષોની અતિ સુદર શાખાઓમા, નવા મેઘોમા તથા નવીન વસ્તુઓમા પણ મનોહર લક્ષ્મી અશરૂપે રહ્યા છે, તે મહાલક્ષ્મી દેવીને પ્રથમ વૈકુંઠમા નારાયણે પૂજ્યા હતા તે પછી બ્રહ્માએ, પછી શકરે અને પછી ક્ષીરસમુદ્રની અદર વિષ્ણુએ ભક્તિથી તેમને પૂજ્યા હતા તે પછી ભરતખડમા સ્વાયભુવ મનુએ, મોટા મોટા રાજાઓએ, મોટા ઋષિઓએ તથા ઉત્તમ ગૃહસ્થોએ પૂજ્યા હતા અને પછી જગતમાહેના ગધર્વોએ તથા પાતાળમા નાગોએ તેમને પૂજ્યા હતા હે નારદ! બ્રહ્માએ ભાદરવા સુદ આઠમથી એક પખ વાડિયા સુધી ત્રણે લોકમા તેમની પૂજા કરી હતી ચૈત્ર, પોષ તથા ભાદરવા મહિનામા પવિત્ર મગળ વારના દિવસે વિષ્ણુએ ભક્તિથી ત્રણે લોકમા તેમની પૂજા કરી હતી દરેક વર્ષના અતે, પોષ માસની સક્રાતિના સમયે અને માઘ માસની સક્રાતિમા મગળ વારે ત્રણે ભુવનમા રહેલા તે દેવીનુ આવાહન કરી સ્વાયભુવ મનુએ તેમની પૂજા કરી હતી તે પછી મગળમૂર્તિ તે શ્રીલક્ષ્મીને ઇદ્રે મગલ નામના રાજાએ, કેદારે, નીલે, સુબલે, નલે, ધ્રુવે, ઉત્તાનપાદે, શુકે, બલિરાજાએ કશ્યપે, દક્ષે, કર્દમે, સૂર્યે, ચદ્રે, પ્રિયવ્રત રાજાએ કુબેરે, વાયુએ, યમદેવે, અગ્નિએ તથા વરુણદેવે પૂજ્યા હતા એમ સર્વ ઐશ્વર્યોના અધિષ્ઠાની દેવી અને સર્વ સપત્તિસ્વરૂપ તે લક્ષ્મીજી કાયમ સર્વસ્થળે પૂજાયા છે અને વદાયા છે ૧-૩૩

एव सर्वत्र सर्वेषु पूजिता वन्दिता सदा।
सर्वैश्वर्याधिदेवी सा सर्वसम्पत्स्वरूपिणी ॥ ३३ ॥

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૩૮ મો તમામ

# અધ્યાય ૪૦ મો*

## શ્રીલક્ષ્મીના જન્મનું કારણ

नारद उवाच

**नारायणप्रिया सा च परा वैकुण्ठवासिनी ।**
**वैकुण्ठाधिष्ठातृदेवी महालक्ष्मी सनातनी ॥ १ ॥**

નારદે પૂછ્યુ નારાયણના પત્ની વૈકુંઠમા વસનારા અને વૈકુંઠના અધિષ્ઠાત્રી તે સનાતની દેવી મહાલક્ષ્મી કયા કારણે પૃથ્વી પર સમુદ્રની કન્યા તરીકે જન્મ્યા હતા અને પ્રથમ કયા સ્તોત્રથી તેમની કોણે સ્તુતિ કરી હતી, તે મને કહેવા તમે યોગ્ય છો

શ્રી નારાયણ બોલ્યા હે નારદ! પૂર્વે દુર્વાસાના શાપથી ઇદ્ર, દેવસઘ તથા મર્ત્યલોક લક્ષ્મીભ્રષ્ટ થયા હતા હે નારદ! તે સમયે રોષ પામેલા અત્યત દુ ખી થયેલા લક્ષ્મી સ્વર્ગ વગેરેનો ત્યાગ કરી વૈકુઠમા જઈને ત્યા ગુપ્ત સ્વરૂપે રહ્યા હતા તે વેળા દુ ખી થયેલા સર્વ દેવો શોકથી બ્રહ્માની સભામા ગયા હતા અને બ્રહ્માને આગળ કરી ત્યાથી વૈકુઠમા જ ગયા હતા અત્યત દીનતાયુક્ત થઈ સુકાતા ગળા, હોઠને તાળવાવાળા તે દેવો વૈકુઠમા પરમેશ્વર શ્રીનારાયણને શરણે ગયા, ત્યારે પુરાણપુરુષ શ્રીનારાયણની આજ્ઞાથી સર્વ સપત્તિરૂપ તે લક્ષ્મીજી અશથી સમુદ્રની કન્યારૂપે થયા હતા પછી દેવો તથા દૈત્યોના ગણોએ ક્ષીરસમુદ્રને મથીને એ મહાલક્ષ્મીને મેળવ્યા હતા ને વિષ્ણુએ પણ તેમને જોયા હતા તે વખતે પ્રસન્ન મુખવાળા લક્ષ્મીએ પ્રસન્ન થઈ દેવો વગેરેને વરદાનો આપી ક્ષીરસમુદ્રમા સૂનારા શ્રીવિષ્ણુને વનમાળા અર્પી હતી હે નારદ! તે પછી દેવોએ એકઠા મળી લક્ષ્મીજીનુ પૂજન કર્યુ હતુ, જેથી અસુરોએ લઈ લીધેલુ રાજ્ય તેઓ ફરી પામ્યા હતા ને સર્વ સ્થળે આપત્તિરહિત થયા હતા

નારદે પૂછ્યુ હે નારાયણ! મુનિશ્રેષ્ઠ દુર્વાસા તો બ્રહ્મનિષ્ઠ અને તત્ત્વવેત્તા છે, તેમણે ક્યારે કયા દોષથી શા માટે પૂર્વે શાપ આપ્યો હતો? તે દેવો વગેરેએ કયા રૂપે સમુદ્રમથન કર્યુ હતુ અને તે લક્ષ્મીદેવી કયા સ્તોત્રથી ઇદ્રને પ્રત્યક્ષ થયા હતા? હે પ્રભો! દુર્વાસા તથા ઇદ્રનો કયો સવાદ થયો હતો, તે કહો

શ્રીનારાયણ બોલ્યા પૂર્વે (કોઈક વેળા) મદ્યપાનથી ખૂબ છકી જઈ ઇદ્રે એકાતમા કામી બનીને રભા સાથે કામક્રીડા કરી હતી પોતાને ઈચ્છતી તે રભાએ, જેનુ મન હર્યુ હતુ એવો તે ઇદ્ર તેની સાથે કામક્રીડા કરીને કૈલાસના શિખર પર આવેલા મોટા જગલમા કામથી વ્યાકુળ ચિત્તે ઊભો હતો, તેવામા વૈકુઠમા જતા અને બ્રહ્મતેજથી પ્રકાશતા ઋષિશ્રેષ્ઠ દુર્વાસાને તે ઇદ્રે જોયા હતા ઉનાળાના બપોર વખતના હજારો સૂર્ય જેવી કાતિવાળા, મહાસમર્થ, અત્યત તપેલા સુવર્ણ સમાન આકારવાળા, જટાના ભારથી મહાઉજ્જ્વળ, ધોળી જનોઈ, ચીર વસ્ત્ર, દડ, કમડલ, તથા ચદ્ર સમાન મહાઉજ્જ્વળ તિલકને ધારણ કરતા અને વેદ-વેદાગમા પારગત લાખો શિષ્યોથી યુક્ત તે દુર્વાસાને જોઈ, અત્યત પ્રમાદી હોવા છતા ઇદ્રે ભક્તિથી મસ્તક નમાવી તેમને પ્રણામ કર્યા અને આનદયુક્ત તેમના શિષ્યવર્ગની પ્રશસા કરી ત્યારે શિષ્ય સહિત દુર્વાસા મુનિએ તેને શુભ આશીર્વાદો આપ્યા અને વિષ્ણુએ આપેલુ અતિ મનોહર કલ્પવૃક્ષનુ પુષ્પ પણ આપ્યુ. એ પુષ્પ ઘડપણ, રોગ, મૃત્યુ તથા શોકનો નાશ કરનારુ અને મોક્ષકારક હતુ તે પુષ્પ લઈને રાજ્ય સપત્તિથી છકેલા ઇદ્રે તે જ વેળા હાથીના મસ્તક પર મૂક્યુ, એટલે તેનો માત્ર સ્પર્શ થતા જ તે હાથી અકસ્માત રૂપ, ગુણ, તેજ તથા ઉમરથી વિષ્ણુ સમાન બની ગયો પછી તે ઉત્તમ હાથી ઇદ્રને છોડીને ઘોર જગલમા ચાલ્યો ગયો હે નારદ મુનિ! તેજને લીધે ઇદ્ર તે હાથીને અટકાવી શક્યો નહિ પછી મુનીશ્વર દુર્વાસા પોતે આપેલા તે પુષ્પનો ઇદ્રે ત્યાગ કર્યો તે જોઈને અત્યત રોષે ભરાયા તેમણે રોષયુક્ત થઈ ઇદ્રને આ પ્રમાણે કહ્યુ ને શાપ દીધો

દુર્વાસા મુનિ બોલ્યા 'અરે! લક્ષ્મીથી છકી જઈ તુ મારુ અપમાન કેમ કરે છે? મે આપેલા પુષ્પને તે ગર્વથી હાથીના મસ્તક પર મૂકી દીધુ! તે પુષ્પ વિષ્ણુને અર્પણ થયુ હતુ અને વિષ્ણુના

* આ અધ્યાયમા બાદ્યુ શ્રીમની ભક્તિમાન નારદની આનંદ લક્ષ્મીના જન્મનું કારણ વિસ્તારથી કહેવાશે.

નૈવેદ્યરૂપ જળ કે જળનો તો પ્રાપ્ત થતા જ ઉપયોગ કરવો જાઈએ, કેમ કે તેનો ત્યાગ કરવાથી બ્રહ્મહત્યાનુ પાપ લાગે છે જે પુરુષ ભાગ્યયોગે મળેલુ શુભ વિષ્ણુનુ નૈવેદ્ય તજે છે, તે લક્ષ્મીભ્રષ્ટ, બુદ્ધિભ્રષ્ટ તથા નગરભ્રષ્ટ થાય છે; પણ જે ભક્ત પુરુષ વિષ્ણુનુ નૈવેદ્ય મળતા જ તેનો ઉપયોગ કરે છે, તે પોતાના સો વશજોનો ઉદ્ધાર કરી પોતે જીવન્મુક્ત થાય છે જે મનુષ્ય વિષ્ણુનૈવેદ્ય જમીને કાયમ ભક્તિથી પ્રણામ કરે છે, પૂજે છે અને સ્તવે છે, તે વિષ્ણુ સમાન થાય છે તેના સ્પર્શવાળા વાયુથી તીર્થોનો સમુદાય તરત પવિત્ર થાય છે એટલુ જ નહિ પણ ઓ મૂઢ! તેના ચરણની રજથી પૃથ્વી તરત પવિત્ર થાય છે વ્યભિચારિણી સ્ત્રીનુ, પતિ-પુત્ર વિનાની સ્ત્રીનુ, શૂદ્રનુ, શ્રાદ્ધનુ, વિષ્ણુનુ નહિ ધરેલુ, વૃથા માસભક્ષણ, શિવલિંગને ધરેલુ, શૂદ્રને યજ્ઞ કરાવનારે આપેલુ, વૈદ્યનુ, દેવના પૂજારીનુ, કન્યાવિક્રય કરનારનુ, કૂટણાનો ધધો કરનારનુ, એઠુ, વાસી, સર્વના જમી રહ્યા પછી બાકી વધેલુ, શૂદ્રજાતિની સ્ત્રીના પતિ થયેલા બ્રાહ્મણનુ, બળદ હાકનાર બ્રાહ્મણનુ, અદીક્ષિત બ્રાહ્મણનુ, મુડદા બાળનારનુ, અગમ્ય સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર બ્રાહ્મણનુ, મિત્રદ્રોહીઓનુ, કૃતઘ્નીઓનુ, વિશ્વાસઘાતીઓનુ, ખોટી સાક્ષી આપનારાઓનુ અને તીર્થસ્થળે દાન લેતા બ્રાહ્મણોનુ જેમણે અન્ન ખાધુ હોય, તે બધા વિષ્ણુનુ નૈવેદ્ય જમવાથી થાય છે ચાડાલ પણ જો વિષ્ણુભક્ત હોય તો એક કરોડ વશનો ઉદ્ધાર કરે છે જે મનુષ્ય વિષ્ણુનો ભક્ત નથી, પોતાનુ રક્ષણ કરવા સમર્થ નથી, વિષ્ણુનુ નમન જો અજ્ઞાનથી પણ લે તો યે સાત જન્મોથી મેળવેલા પાપથી છૂટે છે એમા સશય નથી હે ઇદ્ર! જે મનુષ્ય બરાબર સમજીને ભક્તિપૂર્વક વિષ્ણુનુ નૈવેદ્ય સ્વીકારે છે, તે એક કરોડ જન્મોથી મેળવેલા પાપોથી અવશ્ય છૂટી જાય છે તે (વિષ્ણુના નૈવેદ્યરૂપ) પુષ્પને ગર્વથી હાથીના મસ્તક પર મૂક્યુ, તેથી તેનો ત્યાગ કરી લક્ષ્મી વિષ્ણુના સ્થાનમા જતા રહ્યો હુ નાનપણનો ભક્ત છુ તેથી કોઈ દેવથી, બ્રહ્માથી, કાળથી, ઘડપણથી કે મૃત્યુથી ડરતો નથી, તો પછી બીજા કોનાથી હુ ડરુ? તારો પિતા કશ્યપ પ્રજાપતિ છે, તે મને શુ કરશે? અથવા તારો ગુરુ બૃહસ્પતિ પણ મને નિશકપણે શુ કરશે! હે ઇદ્ર! આ પુષ્પ જેમના મસ્તક પર હતુ તેમનુ જ પૂજન સર્વોત્કૃષ્ટ છે

દુર્વાસા મુનિનુ એ વચન સાભળી ઇદ્ર તેમના પગ પકડી પોકેપોકે રડવા લાગ્યો અને શોકથી પીડાઈને તથા ભયભીત થઈ તેમને કહેવા લાગ્યો

ઇદ્ર બોલ્યો હે પ્રભો! આપે મને યોગ્ય શાપ આપ્યો છે, જે મારી માયાનો નાશ કરશે હુ મારી હરાયેલી સપત્તિ માગતો નથી, પણ મને કઈક જ્ઞાન આપો ઐશ્વર્ય તો દુ ખનુ જ બીજ છે, જ્ઞાનને ઢાકી દેનાર છે, મુક્તિમાર્ગમા કુહાડારૂપ છે અને ભક્તિમા વિઘ્ન કરનાર છે

દુર્વાસા મુનિ બોલ્યા એટલુ જ નહિ, પણ ઐશ્વર્ય તો જન્મ, મૃત્યુ, ઘડપણ, શોક તથા રોગના મોટા બીજરૂપ તથા અકુરરૂપ છે સપત્તિરૂપ અધકારથી અધ બનેલો મનુષ્ય મુક્તિમાર્ગને જોતો નથી હે ઇદ્ર! સપત્તિથી છકેલો મૂઢ મનુષ્ય અને દારૂથી બેભાન બનેલો મૂઢ બને સમાન જ છે હે ઇદ્ર! બધુભાવને લીધે જ બાધવોથી વીંટાયેલો હોય, છતા સપત્તિના મદથી બેભાન થયેલો, વિષયોથી અધ બનેલો, મહાકામી અને રજોગુણી તે મનુષ્ય સત્ત્વગુણનો માર્ગ જોતો નથી વિષયોથી અધ બનેલો મનુષ્ય બે પ્રકારનો હોય છે એક રાજસ ને બીજો તામસ તેમા શાસ્ત્રને જાણનારો રાજસ વિષયાધ છે અને શાસ્ત્રને નહિ જાણનારો તામસ વિષયાધ છે હે દેવોમા ઉત્તમ! શાસ્ત્ર બે પ્રકારનો માર્ગ દર્શાવે છે એક પ્રવૃત્તિના બીજરૂપ અને બીજો નિવૃત્તિના ઉત્કૃષ્ટ કારણરૂપ છે પ્રાણીઓ પ્રથમ દુ ખરૂપી પ્રવૃત્તિના માર્ગમા સ્વચ્છદ, પ્રસન્ન તથા ઉન્મત્તની પેઠે કાયમ ફર્યા કરે છે જેમ ભમરો પુષ્પરસના લોભથી કમળમા સુખ માને છે, (પણ તે કમળ બધ થતા પોતે બધાઈ ગયો છે એમ માનતો નથી), તેમ પ્રાણી પરિણામે નાશના બીજરૂપ અને જન્મ, મૃત્યુ તથા ઘડપણને કરતા સસારમા સુખ માને છે, (પણ પોતે તેની બધાઈ ગયો છે, એમ જાણતો નથી.) તે પછી પોતાના કર્મોથી નિર્માણ કરાયેલી

અનેક જાતની યોનિઓમા અનુક્રમે અનેક જન્મો સુધી આનદથી ભમીને છેવટે (કોઈ પુણ્યને લીધે) ઈશ્વરની કૃપા થવાથી સત્સગને પામે છે તેમા પણ સેકડો ને હજારોમા કોઈ એક જ (સાધુ પુરુષ) સસારરૂપ સમુદ્રનો પાર દર્શાવવામા કારણરૂપ થાય છે તે સાધુપુરુષ તત્ત્વજ્ઞાનરૂપી દીવાથી મુક્તિમાર્ગને દર્શાવે છે, ત્યારે જીવ સસારરૂપ બધનને કાપવા અનેક જન્મો સુધી યોગ, તપ તથા અનશનવ્રત દ્વારા યત્ન કરે છે, ત્યારે સુખદાયી તથા શ્રેષ્ઠ એવા મુક્તિમાર્ગને નિર્વિંઘ્ન પામે છે હે ઇદ્ર! તે મને જે પૂછ્યુ હતુ, તે આ મે ગુરુના મુખથી સાભળ્યુ છે. (અને તે જ તને કહ્યુ છે)

દુર્વાસામુનિનુ તે વચન સાભળી ઇદ્ર વિષયો પરના રાગથી રહિત થયો હે નારદ! તેનો વૈરાગ્ય હમેશા વધવા લાગ્યો પછી મુનિના એ સ્થાનેથી ઘેર જઈ, તણે અમરાવતીને જોઈ, ત્યા તે દૈત્યો તથા અસુરોના સઘોથી વ્યાપ્ત, ભયાકુલ, ખરાબ ઉપદ્રવોવાળી, કોઈ કોઈ સ્થળે બધુઓથી રહિત, પિતા—માતા—સ્ત્રી આદિ વિનાની અને અતિ ચચળ થઈ પડી હતી એમ અમરાવતીને શત્રુઓથી વ્યાપ્ત થયેલી જોઈ ઇદ્ર બૃહસ્પતિની પાસે ગયો ત્યા ગગાના કિનારા પર મહાસમર્થ ગુરુ બૃહસ્પતિને ઇદ્રે જોયા પરબ્રહ્મનુ ધ્યાન કરતા, ગગાના જળમા ઊભેલા, શ્રેષ્ઠ, સૂર્યની સામે પૂર્વ તરફ મુખવાળા, સર્વજ્ઞ, (ઈશ્વર પરના પ્રેમથી) આસુ ભરેલા નેત્રોવાળા, રોમાચયુક્ત, પરમ આનદી, સર્વશ્રેષ્ઠ, સર્વાધિક, ધર્મિષ્ઠ, શ્રેષ્ઠ પુરુષોએ સેવેલા, અતિપ્રિય, બધુવર્ગોમા તથા જ્ઞાનીઓમા અતિશ્રેષ્ઠ, ભાઈઓમા સૌથી મોટા અને દેવોના શત્રુઓને અનિષ્ટરૂપ તે ગુરુને ત્યા જપ કરતા જોઈ ઇદ્ર ઊભો રહ્યો પછી એક પ્રહરના અતે ગુરુને ઊઠેલા જોઈ, તેમને તેણે પ્રણામ કર્યા અને તેમના ચરણકમળમા વારવાર નમન કરી પોકે પોકે તે રડવા લાગ્યો તેણે બ્રાહ્મણ દુર્વાસાનો શાપ વગેરે વૃત્તાત ગુરુને કહ્યો અને પછી વરદાનની પ્રાપ્તિરૂપ અતિદુર્લભ જ્ઞાનપ્રાપ્તિ તથા પોતાની નગરી શત્રુઓના તાબામા ગઈ વગરે બધુ અનુક્રમે જણાવ્યુ શિષ્યનુ તે વચન સાભળી ઉત્તમ બુદ્ધિશાળી અને બોલનારાઓમા શ્રેષ્ઠ એ બૃહસ્પતિ કોપથી લાલ નેત્રોવાળા થઈ આ વચન બોલ્યા

બૃહસ્પતિએ કહ્યુ. ઓ દેવશ્રેષ્ઠ! સર્વ વૃત્તાત મે સાભળ્યુ, હવે રડ મા, મારુ વચન સાભળ. નીતિને જાણનારો પુરુષ વિપત્તિમા કદી કાયર થતો નથી સપત્તિ અથવા વિપત્તિ કેવળ નાશવત તથા શ્રમરૂપ હોઈ પૂર્વના કર્મને અધીન છે તે બન્નેનો કર્તા પોતે જ હોય છે કાયમ દરેક જન્મમા પેહાની ધારના જ ક્રમ પ્રમાણે સર્વને તે પ્રાપ્ત થયા કરે છે; તેમા શોક શો? શાસ્ત્રોમા કહ્યુ છે કે પોતે કરેલુ કર્મ અવશ્ય ભોગવવુ જ પડે છે. શુભ કે અશુભ જે કઈ કર્મ હોય, તેનુ ફળ જીવાત્મા ભોગવે જ છે ભોગવ્યા વિના સેકડો કે કરોડો કલ્પોએ પણ કર્મ નાશ પામતુ નથી '**अवश्यमेव भोक्तव्य कृतं कर्म शुभाशुभम्** -કરેલુ શુભાશુભ કર્મ અવશ્ય ભોગવવુ જ પડે છે' એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ વેદોમા સામવેદની શાખામા બ્રહ્માને સબોધીને કહેલુ છે કરેલા સર્વ કર્મોનો ભોગ કંઈક બાકી રહે છે, ત્યારે તે તે કર્મો પ્રમાણે ભરતક્ષેત્રમા કે બીજે કોઈક સ્થળે જન્મ પ્રાપ્ત થાય છે કર્મને લીધે બ્રાહ્મણનો શાપ, કર્મથી જ આશીર્વાદ, કર્મથી જ મોટી લક્ષ્મીને તથા કર્મથી જ દીનપણાને મનુષ્ય પામે છે કરોડો જન્મોમા એકઠુ કરેલુ કર્મ પ્રાણીઓની પાછળ જાય જ છે હે ઇદ્ર! જેમ પડછાયો પ્રાણીને છોડતો નથી તેમ કર્મ પણ પ્રાણીને ભોગ વિના છોડતુ નથી અમુક કાળ, અમુક દેશ કે અમુક પાત્રને અનુસરી કર્મોના ફળમા ઓછા—વધતાપણુ પણ થાય છે દરરોજ અમુક વસ્તુનુ દાન કરવાથી એકસરખુ પુણ્ય થયા કરે છે, પણ તે જ વસ્તુનુ અમુક કોઈ ઉત્તમ દિવસે દાન કર્યુ હોય તો તેથી કરોડગણુ અધિક અથવા અસખ્ય પુણ્ય થાય છે, તેમ જ હે દેવ! કોઈ પણ વસ્તુઓનુ અમુક સામાન્ય દેશમા દાન કરવાથી સામાન્ય પુણ્ય થાય છે, પરતુ તે જ વસ્તુઓનુ અમુક કોઈ ઉત્તમ પ્રદેશમા દાન કર્યુ હોય, તો તેથી કરોડગણુ અધિક અથવા અસખ્ય પુણ્ય થાય છે અને તે જ પ્રમાણે અમુક કોઈ સામાન્ય પાત્રમા વસ્તુનુ દાન કરવાથી દાન કરનારને સામાન્ય પુણ્ય પ્રાપ્ત થાય છે, પણ

સૂઈ રહે અને દિવસે મૈથુન કરે, તેને ત્યાંથી પણ લક્ષ્મી જતાં રહે છે જે મૂઢ બ્રાહ્મણ આચાર વિનાનો, શૂદ્રો પાસેથી દાન લેનારો અને (કોઈ દેવગનની) દીક્ષાથી રહિત હોય, તેની પાસેથી લક્ષ્મી જતાં રહે છે જે ઓછા જ્ઞાનવાળો મનુષ્ય ભીના પગે અથવા નાગો સૂઈ રહે છે અને વાચાળ હોઈ કાયમ ખડખડ કર્યા કરે છે, તેના ઘરમાંથી લક્ષ્મી જતાં રહે છે જે મનુષ્ય માથામાં તેલ ઘાલી બીજા પુરુષના અંગનો સ્પર્શ કરે અથવા જે પોતાના શરીર પર વાજું વગાડે, તેના ઘેરથી લક્ષ્મી રોષે ભરાઈ જતાં રહે છે જે દ્વિજવર્ણ વ્રત, ઉપવાસ, સંધ્યા કે વિષ્ણુભક્તિથી રહિત રહે, તેની પાસેથી લક્ષ્મી જતાં રહે છે જે બ્રાહ્મણની નિંદા કરે, કાયમ બ્રાહ્મણનો દ્વેષ કરે, જીવની હિંસા કરે અથવા દયારહિત હોય, તેની પાસેથી જગદંબા—લક્ષ્મી જતાં રહે છે જ્યાં જ્યાં ભગવાનની પૂજા તથા ભગવાનનું ભજન થતું હોય, ત્યાં સર્વ મંગલોના મંગલરૂપ લક્ષ્મીદેવી રહે છે હે બ્રહ્મા! જ્યાં શ્રીકૃષ્ણની તથા તેમના ભક્તની પ્રશંસા થતી હોય ત્યાં શ્રીકૃષ્ણના પ્રિયા લક્ષ્મી કાયમ રહે છે જ્યાં શંખનો શબ્દ, શંખ, શાલગ્રામ તથા તુલસીદલ હોય અને જ્યાં તેમની સેવા વંદન તથા ધ્યાન થતાં હોય, ત્યાં લક્ષ્મી રહે છે જ્યાં શિવલિંગનું પૂજન તથા પવિત્ર શિવકીર્તન થતાં હોય અને જ્યાં દુર્ગાપૂજન તથા તેમના ગુણો ગવાતા હોય, ત્યાં લક્ષ્મી વસે છે જ્યાં બ્રાહ્મણોનું સેવન તથા ભોજન થતાં હોય અને જ્યાં સર્વ દેવોનું શુભપૂજન થતું હોય ત્યાં લક્ષ્મી વસે છે ' એમ સર્વ દેવોને કહી લક્ષ્મીપતિ ભગવાને લક્ષ્મીને કહ્યું કે, 'તમે અંશથી ક્ષીરસમુદ્રમાં જન્મ ધરો ' એમ લક્ષ્મીને કહી જગતના નાથે ફરી બ્રહ્માને કહ્યું કે, 'હે બ્રહ્મા! તમે સમુદ્રમંથન કરી દેવોને લક્ષ્મી આપજો ' હે નારદ મુનિ! એ રીતે કહી લક્ષ્મીપતિ ભગવાન અંતઃપુરમાં જતા રહ્યા અને દેવો ઘણા લાંબા કાળે ક્ષીરસમુદ્ર પર ગયા પછી દેવો તથા અસુરોએ મંદરાચલને રવૈયો કૂર્મને પાત્ર અને શેષનાગને મથવાનું દોરડું બનાવી સમુદ્રમંથન કર્યું તેમાંથી ધન્વંતરિ, અમૃત, ઉચ્ચૈઃશ્રવા ઘોડો, અનેક પ્રકારનાં રત્નો, ઐરાવત હાથી, લક્ષ્મી તથા સુદર્શન ચક્ર તેમણે મેળવ્યું હે નારદમુનિ! તે વેળા વિષ્ણુભક્ત સતી લક્ષ્મીએ ક્ષીરસમુદ્રમાં શયન કરનાર, સર્વના ઈશ્વર તથા રમણીય શ્રીવિષ્ણુને વરમાળા અર્પણ કરી પછી બ્રાહ્મણ(દુર્વાસા)ના શાપથી છૂટકારો થતાં દેવોએ, બ્રહ્માએ તથા શંકરે સ્તવેલાં ને પૂજેલાં તે લક્ષ્મીએ દેવોના ઘરમાં દૃષ્ટિ કરી, એટલે હે નારદ! મહાલક્ષ્મીની કૃપાથી તથા બ્રહ્માના વરદાનથી દેવોએ દૈત્યોથી ઘેરાઈને ભયંકર થયેલો પોતાનો દેશ કરી મેળવ્યો એમ ઉત્તમ, સુખદાયી ને સારરૂપ સઘળું લક્ષ્મી-આખ્યાન મેં તમને કહ્યું, હવે વધારે શું સાંભળવા તમે ઇચ્છો છો? ૧-૫૯

इत्येवं कथितं सर्वं लक्ष्म्युपाख्यानमुत्तमम् ।
सुखदं सारभूतं च किं भूयः श्रोतुमिच्छसि ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કંધ વિષે
અધ્યાય ૪૧ મો સમાપ્ત

# અધ્યાય ૪૨ મો*

## મહાલક્ષ્મીનો પૂજનક્રમ તથા મંત્રસ્તોત્ર વગેરે

नारद उवाच

हरेरुत्कीर्तनं भद्रं श्रुतं तज्ज्ञानमुत्तमम् ।
ईप्सितं लक्ष्म्युपाख्यानं ध्यानं स्तोत्रं वद प्रभो ॥१॥

નારદે કહ્યું હે પ્રભો! કલ્યાણકારી વિષ્ણુનું કીર્તન, તેમનું જ્ઞાન તથા ઉત્તમ અને પ્રિય લક્ષ્મીનું આખ્યાન મેં સાંભળ્યું હવે તેમનું ધ્યાન તથા સ્તોત્ર મને કહો

શ્રીનારાયણ બોલ્યા પ્રથમ ઇન્દ્રે તીર્થમાં સ્નાન કરી ધોયેલાં બે વસ્ત્રો પહેરી ક્ષીરસમુદ્ર પર કળશ સ્થાપીને ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ તથા દુર્ગા એ છ દેવોનું ભક્તિપૂર્વક પુષ્પચંદન વગેરેથી તે વેળા પૂજન કર્યું હતું પછી પરમ ઐશ્વર્યરૂપ મહાલક્ષ્મીનું આવાહન કરી ઇન્દ્રે, બ્રહ્માએ તથા બૃહસ્પતિએ તેમની પૂજા કરી હતી હે નારદ મુનિ! મુનિઓ, બ્રાહ્મણો, ગુરુ, વિષ્ણુ, દેવો વગેરે તથા

* આ અધ્યાયમાં પચોતેર શ્લોકોથી મહાલક્ષ્મીના પૂજનનો ક્રમ અને મંત્ર-સ્તોત્ર વગેરે બરાબર વર્ણવાશે.

હે દેવિ! અનેક ઋતુઓમા ઉત્પન્ન થતા, ઉત્તમ શોભાનો આશ્રય, શ્રેષ્ઠ અને દેવો તથા રાજાઓને પ્રિય શુદ્ધ પુષ્પો તમે સ્વીકારો હે દેવિ! શુદ્ધિ આપનાર, શુદ્ધરૂપ, સર્વ મગળોનુ મગલ અને સુગધી પદાર્થોથી બનાવેલ, રમણીય ચદન તમે સ્વીકારો. હે કૃષ્ણના પ્રિયા! સદા વિશુદ્ધ, શુદ્ધિ આપનાર અને પીવા યોગ્ય આ પવિત્ર તીર્થજળ તમે સ્વીકારો હે દેવિ! ઉત્તમ રત્નો વગેરેથી બનાવેલ, પુષ્પો તથા ચદનથી ચર્ચેલ અને વસ્ત્રો તથા આભૂષણોની શોભાથી યુકત આ ઉત્તમ શયન તમે સ્વીકારો. હે દેવિ! જે જે દ્રવ્ય નવીન હોઈ પૃથ્વી પર દુર્લભ હોય અને દેવોને શોભા યોગ્ય તથા ભોગવવા લાયક હોય, તે દ્રવ્ય તમે સ્વીકારો ' એમ મૂળ મત્રથી એ દ્રવ્યો અર્પણ કરી ઇન્દ્રે ભક્તિથી વિધિપૂર્વક દશ લાખ મૂળમત્ર જપ્યા હતા એ દશ લાખના જપથી મત્રસિદ્ધિ થઈ હતી એ મત્ર તેને બ્રહ્માએ આપ્યો હતો, જે સર્વ પ્રકારે કલ્પવૃક્ષ સમાન છે તેમા લક્ષ્મીનુ (श्रीं) બીજ, માયાબીજ (ह्रीं), કામબીજ (क्लीं) અને સરસ્વતીનુ ऐं બીજ અનુ ક્રમે પ્રથમ હોય છે અને પછી ' कमलवासिनी ' શબ્દની ચોથી વિભક્તિનુ એક વચન હોઈ છેલ્લે 'स्वाहा' હોય છે (એટલે ' श्रीं ह्रीं क्लीं ऐं कमलवासिन्यै स्वाहा આવો) આ ઉત્તમ વૈદિક મત્રરાજ પ્રસિદ્ધ છે આ મત્ર જપવાથી કુબેર પરમ શ્રેષ્ઠ ઐશ્વર્યને પામ્યો છે દક્ષ તથા સાવર્ણિ મનુ પણ આ મત્ર ના જપથી રાજાધિરાજ થયા હતા અને મગલ નામનો રાજા પણ આ મત્રના જપથી સાત દ્વીપોનો મહા રાજા થયો હતો હે નારદ! પ્રિયવ્રત, ઉત્તાનપાદ અને કેદાર નામના મહારાજાઓ આ મત્રના જપથી સિદ્ધ થયા છે આ મત્ર સિદ્ધ થયો, ત્યારે મહાલક્ષ્મીએ ઇન્દ્રને દર્શન આપ્યુ હતુ તે વેળા એ દેવી ઉત્તમ રત્નોથી બનાવેલા વિમાનમા બેઠા હતા, વરદાન આપી રહ્યા હતા, સાત દ્વીપોવાળી પૃથ્વીને કાતિથી છાઈ દેતા હતા, ધોળા ચપાના પુષ્પ જેવા રગવાળા હોઈ રત્નોના શણગારેથી શણગારેલા હતા; મદ હાસ્યથી પ્રસન્ન મુખવાળા હોઈ ભક્તો પર કૃપા કરવા આતુર હતા, રત્નોની માળાને ધારણ કરતા હતા અને કરોડો ચદ્ર સમાન કાતિવાળા હતા, તે શાત જગદબાના દર્શન કરી રોમાચિત થયેલ સર્વ અગવાળો અને આસુ ભરેલા નેત્રોવાળો ઇદ્ર બે હાથ જોડી બ્રહ્માએ અર્પણ કરેલ, સર્વ ઇચ્છિત આપનારા આ વૈદિક ઉત્તમ સ્તોત્રથી સ્તુતિ કરવા લાગ્યો

ઇદ્ર બોલ્યો. કમળમા વસનારા નારાયણને વારવાર નમસ્કાર હો; કૃષ્ણના પ્રિયા મહાલક્ષ્મીને કાયમ નમસ્કાર, નમસ્કાર હો કમળની પાખડી જેવા નેત્રોવાળા, કમળ સમાન મુખવાળા, કમળરૂપ આસન વાળા, પદ્મિની તથા વૈષ્ણવીને વારવાર નમસ્કાર હો સર્વ સપત્તિસ્વરૂપ, સર્વના આરાધ્ય, વિષ્ણુભક્તિ આપનાર તથા હર્ષદાયી મહાદેવી લક્ષ્મીદેવીને વારવાર નમસ્કાર હો શ્રીકૃષ્ણની છાતી પર રહેલા, શ્રીકૃષ્ણના ઈશ્વરી, ચદ્રની શોભારૂપ અને ઉત્તમ રત્નના કમળ પર બિરાજતા મહાલક્ષ્મીને વારવાર નમસ્કાર હો સપત્તિઓની અધિષ્ઠાત્રી દેવી, વૃદ્ધિ સ્વરૂપ તથા વૃદ્ધિ આપનાર મહાદેવીને વારવાર નમસ્કાર હો વૈકુઠમા જે મહાલક્ષ્મીરૂપ છે, ક્ષીર સાગરમા લક્ષ્મીરૂપ છે, ઇદ્રના ઘરમા સ્વર્ગલક્ષ્મી છે, રાજાના ઘરમા રાજલક્ષ્મી છે, ગૃહસ્થોના ઘરમા ગૃહલક્ષ્મી તથા ગૃહદેવી છે, સમુદ્રમા કામધેનુરૂપ જે જન્મ્યા છે અને જે યજ્ઞની સ્ત્રી દક્ષિણારૂપે થયા છે, તે જ તમે દેવોની માતા અદિતિ છો કમળમા વસતા કમળા છો, દેવોને બલિદાન આપતી વેળા સ્વાહારૂપ છો અને પિતૃઓને તેમનુ કવ્ય—અન્ન આપતી વેળા સ્વધારૂપ કહેવાઓ છો તેમ જ વિષ્ણુસ્વરૂપ, સર્વના આધાર પૃથ્વીરૂપ, શુદ્ધ સત્ત્વગુણસ્વરૂપ, નારાયણમા પરાયણ, ક્રોધ તથા હિંસાથી રહિત, વરદાન દેનાર, સરસ્વતીરૂપ, શુભ પરમાર્થ આપનાર, હરિનુ દાસપણુ આપનારા અને સર્વથી શ્રેષ્ઠ છો જેમના વિના સર્વ જગત ભસ્મીભૂત થઈ નિ સાર થાય છે, જેમના વિના સર્વ વિશ્વ જીવતા મરેલુ બને છે, તે તમે સર્વના ઉત્તમ માતા, સર્વના બાધવરૂપ અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના કારણરૂપ છો જેમ બાળ પણમા ધાવવા માટે આધળા થતા બાળકોને માતા ધાવણ આપનારી છે, તેમ તમે સર્વ લોકોને, સર્વ કાળે સર્વસ્વરૂપે ધાવણ આપનારા છો માતા વિનાનુ

અને ધાવવા માટે આધણુ થયેલુ બાળક પણ દૈવયોગે કદાચ જીવે, પરતુ તમારા વિના કોઈ પણ લોક કદી ન જ જીવે હે અમ્બિકે! અત્યત પ્રસન્ન સ્વરૂપવાળા તમે મારા પર પ્રસન્ન થાઓ અને હે સનાતનિ! મારા શત્રુઓએ સ્વાધીન કરેલો મારો દેશ તમે મને પાછો આપો હે વિષ્ણુપ્રિયા! હુ જ્યા સુધી તમારા વિનાનો છુ, ત્યા સુધી જ બધુઓ વિનાનો, ભિખારી અને સર્વ સપત્તિઓથી રહિત છુ તમે મને જ્ઞાન, ધર્મ, સર્વ સૌભાગ્ય, ઈચ્છિત પ્રભાવ, પ્રતાપ, સર્વ અધિકાર, યુદ્ધમા જય, પરાક્રમ તથા શ્રેષ્ઠ ઐશ્વર્ય આપો '

એમ કહી આસુ ભરેલા નેત્રોવાળા ઇન્દ્રે સર્વ દેવગણો સાથે મહાલક્ષ્મીને મસ્તક વડે વારવાર પ્રણામ કર્યા પછી બ્રહ્મા, શકર, શેષનાગ, ધર્મ તથા વિષ્ણુએ, બ્રહ્માએ દેવો માટે વારવાર પ્રાર્થના કરી, ત્યારે દેવોની સભામા સતુષ્ટ થયેલા લક્ષ્મીજીએ દેવોને વરદાન આપી મનોહર પુષ્પમાળા વિષ્ણુને અર્પણ કરી, એટલે સતોષ પામેલા દેવો પોતપોતાના સ્થાને ગયા પછી હે નારદ! હર્ષ પામેલા લક્ષ્મીદેવી ક્ષીર સમુદ્રમા શયન કરતા વિષ્ણુના સ્થાને ગયા અને બ્રહ્મા તથા શકર પણ પ્રીતિપૂર્વક દેવોને શુભ આશીર્વાદ આપી પોતપોતાના સ્થાને ગયા જે મનુષ્ય મહા પવિત્ર આ સ્તોત્રનો ત્રણ સધ્યા સમયે પાઠ કરે છે, તે કુબેર જેવો મોટો રાજાધિરાજ થાય છે પાચ લાખ વાર પાઠ કરવાથી જ આ સ્તોત્ર મનુષ્યોને સિદ્ધ થાય છે સિદ્ધ થયેલા આ સ્તોત્રના જે એક મહિનો કાયમ પાઠ કરે, તો મહાસુખી મોટો રાજા થાય એમા સશય નથી ૧–૭૫

**सिद्धस्तोत्र यदि पठेन्मासमेकं तु सततम् ।**
**महासुखी च राजेन्द्रो भविष्यति न संशय ॥७५॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૪૨ મો સમાપ્ત

# અધ્યાય ૪૩ મો*

## સ્વાહાનું આખ્યાન

नारद उवाच ।

**नारायण महाभाग नारायणसम प्रभो ।**
**रूपेणैव गुणेनैव यशसा तेजसा त्विषा ॥ १ ॥**

નારદે કહ્યુ 'હે મહાભાગ્યશાળી પ્રભુ નારાયણ! તમે રૂપ, ગુણ, યશ, તેજ તથા કાતિથી નારાયણ સમાન જ છો હે મુનિ! જ્ઞાનીઓ, સિદ્ધો, યોગીઓ, તપસ્વીઓ તથા મુનિઓમા તમે જ અતિ શ્રેષ્ઠ છો અને વેદવેત્તાઓમા ઉત્તમ છો મહાઅદ્ભુત મહા લક્ષ્મીનુ આખ્યાન મે જાણ્યુ હવે બીજુ કઈ ગુપ્ત રહસ્ય હોય તે તમે કહો જે અત્યત ગુપ્ત રાખવા યોગ્ય સર્વ પ્રકારે ઉપયોગી, (સર્વ સ્થળે) પ્રકટ કરવાને અયોગ્ય તથા પુરાણો અને વેદમા કહેલુ હોઈ ધર્મયુક્ત હોય તે કહો

શ્રીનારાયણ બોલ્યા હે બ્રાહ્મણ નારદ! પ્રગટ કરવાને અયોગ્ય, ગુપ્ત–રહસ્યરૂપ અને અત્યત દુર્લભ કેટલાક અનેક પ્રકારના આખ્યાનો મે પુરાણોમાથી સાભળ્યા છે હે મહાભાગ! તેઓમા જે સારભૂત હોય, તેવુ શુ સાભળવા તમે ઈચ્છો છો, તે પ્રથમ તમે મને કહો, પછી હુ તે કહીશ

નારદે કહ્યુ સર્વ કર્મોમા (દેવોને ઉદ્દેશી) હવિષ આપવામા સ્વાહાદેવી અને પિતૃઓને (કવ્ય) આપવામા સ્વધાદેવી ઉત્તમ કહેવાય છે, તેમ જ દક્ષિણા સર્વથી શ્રેષ્ઠ ગણાય છે હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! એમના ચરિત્ર, જન્મ, કુળ તથા મુખ્યતા તમારા મુખથી હુ સાભળવા ઈચ્છુ છુ

સૂત બોલ્યા હે મુનિશ્રેષ્ઠ શૌનક! નારદનુ એ વચન સાભળી નારાયણ હસીને પુરાણોમા કહેલી ઘણી જૂની કથા કહેવા લાગ્યા

શ્રીનારાયણ બોલ્યા સૃષ્ટિના આરભ સમયે દેવો પોતાના આહાર માટે બ્રહ્મલોકમા અતિ મનોહર બ્રહ્માની સભામા ગયા હતા હે નારદમુનિ! ત્યા જઈને તેઓએ પોતાના આહાર માટે બ્રહ્માને જણાવ્યુ,

* આ અધ્યાયમા સાડીચોપન શ્લોકોથી હવે પછીનુ સ્વાહાશક્તિનુ આખ્યાન બરાબર વર્ણવાશે

એટલે તે સાભળી બ્રહ્માએ (આહારની વ્યવસ્થા કરવા) પ્રતિજ્ઞા કરીને (દેવોના કલ્યાણ માટે) પરમેશ્વર શ્રીહરિને સેવ્યા હતા

નારદે પૂછ્યુ ભગવાન પોતે જ અશથી યજ્ઞરૂપ થયા છે, છતા યજ્ઞમા બ્રાહ્મણો (દેવોને ઉદ્દેશી) જે જે હવિષ આપે છે, તેથી દેવોને શુ તૃપ્તિ થતી ન હતી ?

શ્રીનારાયણે કહ્યુ હે મુનિશ્રેષ્ઠ! બ્રાહ્મણો તથા ક્ષત્રિયો વગેરે ભક્તિથી દેવોને હવિષ આપતા હતા, છતા તે હવિર્દાનને દેવો પામતા ન હતા, તેથી ખેદ પામી તે સર્વ દેવો બ્રહ્માની સભામા ગયા હતા અને આહાર ન મળવાનુ કારણ તેઓએ જણાવ્યુ હતુ તે સાભળી બ્રહ્મા ધ્યાનથી શ્રીકૃષ્ણને શરણે ગયા હતા અને તેમની આજ્ઞાથી તેમણે ધ્યાન દ્વારા પ્રકૃતિ દેવીની પૂજા કરી હતી તે સમયે પ્રકૃતિના અશરૂપ સર્વશક્તિસ્વરૂપ, ઘણા જ સુદર, સોળ વર્ષની ઉંમરના, રમણીય મનોહર મદહાસ્યથી પ્રસન્ન મુખવાળા અને ભક્તો પર કૃપા કરવા આતુર સ્વાહાદેવીએ બ્રહ્માની આગળ પ્રકટ થઈ કહ્યુ કે, 'હે બ્રહ્મા! વરદાન માગો ' તે વચન સાભળી બ્રહ્માએ અત્યત આદરથી તેમને કહ્યુ અત્યત સુદર એવા તમે અગ્નિની દાહક શક્તિરૂપ થાઓ, તમારા વિના અગ્નિ આહુતિઓને બાળવા સમર્થ થતો નથી જે પુરુષમત્રના અતે તમારુ નામ ઉચ્ચારી દેવોને હવિષ આપશે, તેને દેવો આનદપૂર્વક પામશે, માટે હે અબિકે! દેવોને તથા મનુષ્યોને નિરતર પૂજ્ય તમે અગ્નિની સપત્તિરૂપ તથા શોભારૂપ થઈ તેના ગૃહેશ્વરી થાઓ ' બ્રહ્માનુ વચન સાભળી સ્વાહાદેવી ખેદ પામ્યા તેમણે પોતાનો અભિપ્રાય બ્રહ્માને કહ્યો

સ્વાહાએ કહ્યુ 'હે બ્રહ્મા! હુ ઘણા લાબા તપથી શ્રીકૃષ્ણનુ ભજન કરીશ, કેમ કે તેમના વિના જે કઈ છે, તે સ્વપ્ન જેવુ ખોટુ જ છે એમની કૃપાથી તમે જગતના સ્રષ્ટા થયા છો, પ્રભુ શકર મૃત્યુજ્ય થયા છે, શેષનાગ વિશ્વને ધારણ કરે છે, ધર્મ પોતાને આચરનારાઓનો સાક્ષી થયા છે, ગણેશ દેવોના ગણોમા સર્વથી પ્રથમ પૂજ્ય થયા છે અને પ્રકૃતિ સર્વના પૂજ્ય થયા છે, તેમ જ પૂર્વના ઋષિઓ તથા મુનિઓ એમની સેવાથી પૂજ્ય બન્યા છે, માટે તેમના ચરણકમળનુ હુ ભાવથી ચિતન કરીશ ' બ્રહ્માને એમ કહી સ્વાહાદેવી શ્રીકૃષ્ણના ઉદ્દેશથી તપ કરવા જતા રહ્યા લક્ષ્મીના અશથી જન્મેલા એ સ્વાહાએ એક લાખ વર્ષ સુધી એક પગે ઊભા રહી નિર્દોષ શ્રીકૃષ્ણનુ ધ્યાન ધરી તપ કર્યુ, ત્યારે પ્રકૃતિથી પર હોઈ નિર્ગુણ શ્રીકૃષ્ણનુ તેમને દર્શન થયુ કામના ઈશ્વર ભગવાનનુ અતિ સુદર રૂપ જોઈ રૂપવતી સ્વાહાદેવી કામયુક્ત થઈ બેભાન થયા, એટલે તેમનો અભિપ્રાય જાણી સર્વજ્ઞ ભગવાન લાબા તપથી દૂબળા અગવાળા તેમની પાસે જઈ તેમને ઉઠાડી કહેવા લાગ્યા

શ્રીભગવાન બોલ્યા વારાહ કલ્પમા તમે અશથી નગ્નજિત્ રાજાના 'નાગ્નજિતી' નામે કન્યા થઈને મારા પત્ની થશો, માટે હમણા તો હે સુદરિ! તમે અગ્નિની દાહક શક્તિરૂપે તેના પત્ની થાઓ મારી કૃપાથી તમે મત્રાના અગરૂપ થઈ પૂજ્ય થશો અગ્નિ પણ પોતાના ગૃહેશ્વરી તમારુ ભક્તિભાવથી સન્માન કરી રમણીય સુદરી એવા તમારી સાથે આનદ કરશે

હે નારદ! સ્વાહાદેવીને એમ કહી ભગવાન કૃષ્ણ અદૃશ્ય થયા તે સમયે (મને આ વરશે કે નહિ એવી શકાથી) અત્યત ત્રાસેલો અગ્નિ બ્રહ્માની આજ્ઞાથી ત્યા આવ્યો અને સામવેદમા કહેલા ધ્યાનથી તે જગદબાનુ ધ્યાન કરી, તેમને સારી રીત પૂજીને તેણે મત્રોચ્ચારપૂર્વક તેમનુ પાણિગ્રહણ કર્યુ અને પછી સભોગમા સદા સુખ આપનારા અતિ નિર્જન પ્રદેશમા દેવતાઈ સો વર્ષો સુધી તે રમણી સાથે અગ્નિએ મૈથુન કર્યુ, જેથી અગ્નિના વીર્યથી તેમને ગર્ભ રહ્યો સ્વાહાદેવીએ બાર વર્ષ સુધી તે દિવ્ય ગર્ભ ધારણ કર્યો અને પછી દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય તથા આહવનીય નામના ત્રણ રમણીય તથા મનોહર પુત્રોને અનુક્રમે જન્મ આપ્યો તે પછી ઋષિઓ, મુનિઓ, બ્રાહ્મણો તથા ક્ષત્રિયો વગેરે અતમા 'સ્વાહા' નામવાળો મત્રોચ્ચાર કરી હવિષ આપવા લાગ્યા જે પુરુષ સ્વાહાયુક્ત ઉત્તમ મત્ર ઉચ્ચારે, તેને મત્રોચ્ચાર માત્રથી સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે જેમ ઝેર વિનાનો સર્પ, વેદરહિત બ્રાહ્મણ, પતિસેવા

વિનાની સ્ત્રી, વિદ્યારહિત પુરુષ અને ફળ તથા શાખા વિનાનું વૃક્ષ નિંદ્ય ગણાય છે, તેમ 'સ્વાહા' વિનાનો મંત્ર નિંદ્ય ગણાય છે તેવો મંત્ર હોમકાર્યમાં લીધો હોય, તો ફળદાયક થતો નથી 'સ્વાહા' અંતવાળા મંત્રોચ્ચારથી સર્વ બ્રાહ્મણો અત્યંત સંતુષ્ટ થયા અને દેવો આહુતિઓને પામવા લાગ્યા એ રીતે સર્વ કર્મ સફળ થવા લાગ્યું આ પ્રમાણે સુખદાયી, મોક્ષ આપનાર તથા ઉત્તમ સારરૂપ સ્વાહાનું સર્વ આખ્યાન મેં કહ્યું, હવે વધારે શું સાંભળવા તમે ઇચ્છો છો?

નારદે કહ્યું હે મુનીશ્વર! હે પ્રભો! સ્વાહાની જે પૂજાવિધિ, ધ્યાન તથા સ્તોત્ર વડે અગ્નિએ પૂજા કરીને સ્વાહાદેવીની સ્તુતિ કરી હતી, તે મને કહો

શ્રીનારાયણ બોલ્યા હે બ્રાહ્મણ! હે મુનીશ્વર! સામવેદમાં કહેલું તેમનું ધ્યાન, સ્તોત્ર તથા પૂજાવિધિ હું કહું છું, તમે સાવધાન થઈ સાંભળો સર્વ યજ્ઞના આરંભકાળે ફળપ્રાપ્તિ માટે શાલગ્રામ વિષે અથવા કળશમાં સ્વાહાદેવીનું કાળજીથી પૂજન કર્યા પછી યજ્ઞ કરવો (તે વેળા પ્રથમ) 'મંત્રોના અંગો સાથે જોડાયેલા, મંત્રસિદ્ધિરૂપ, સિદ્ધ હોઈ સિદ્ધિ આપનારા મનુષ્યોને કર્મોના ફળ દેનારા શુભ સ્વાહાદેવીનું હું ભજન કરું છું' એમ ધ્યાન કરી મૂળમંત્રથી પાદ્ય વગેરે અર્પણ કરી સ્તવીને મનુષ્ય સર્વ સિદ્ધિ પામે છે હે મુનિ! તેમનો મૂળ મંત્ર તમે સાંભળો '**ॐ ह्रीं श्रीं वह्निजायायै देव्यै स्वाहा**' આ મંત્રોચ્ચાર કરી જે મનુષ્ય ભક્તિથી તેમને પૂજે છે, તેનું સર્વ ઇષ્ટ અવશ્ય સિદ્ધ થાય છે (હવે અગ્નિએ સ્વાહાની જે સ્તુતિ કરી હતી, તે સાંભળો)

અગ્નિ બોલ્યો 'સ્વાહા, અગ્નિપ્રિયા, અગ્નિજાયા, સંતોષકારિણી, શક્તિ, ક્રિયા, કાલરાત્રી, પરિપાકકરી, ધ્રુવા, મનુષ્યોની સદા ગતિરૂપ, દાહિકા, દહનક્રિયામાં સમર્થ, સંસારના સારરૂપ, ઘોર સંસારથી તારનાર, દેવોના જીવનરૂપ અને દેવોનું પોષણ કરનાર આ સોળ નામોનો જે ભક્તિયુક્ત થઈ પાઠ કરે છે, તેને આ લોકમાં તથા પરલોકમાં સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે તેનું કોઈ પણ કર્મ અપૂર્ણ નહિ રહે સર્વકર્મ ઉત્તમ જ થાય પુત્ર વિનાનો પુત્ર પામે અને સ્ત્રી વિનાનો પુરુષ રંભા જેવી પોતાની સુંદર સ્ત્રી મેળવી સુખ પામે. ૧-૫૪

**नाङ्गहीन भवेत् तस्य सर्वकर्म सुशोभनम् ।**
**अपुत्रो लभते पुत्र भार्याहीनो लभेत् प्रियाम् ।**
**रम्भोपमां स्वकान्ता च संप्राप्य सुखमाप्नुयात् ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કંધ વિષે અધ્યાય ૪૩ મો સમાપ્ત

# અધ્યાય ૪૪ મો*

## સ્વધાનું આખ્યાન

**श्रीनारायण उवाच**

**श्रृणु नारद वक्ष्यामि स्वधोपाख्यानमुत्तमम् ।**
**पितृणा च तृप्तिकर श्राद्धान्नफलवर्धनम् ॥ २ ॥**

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! પિતૃઓને તૃપ્ત કરનાર અને શ્રાદ્ધના અન્ન-ફળને વધારનાર સ્વધાનું ઉત્તમ આખ્યાન હું કહું છું સાંભળો જગતના સ્રષ્ટા બ્રહ્માએ સૃષ્ટિના આરંભમાં ચાર મૂર્તિમાન અને ત્રણ તેજસ્વરૂપ, એમ (સાત) પિતૃગણો ઉત્પન્ન કર્યા હતા સુખરૂપ તથા મનોહર એ સાતે પિતૃગણોને જોઈ બ્રહ્માએ તેમના આહારરૂપે તર્પણપૂર્વક શ્રાદ્ધ ઉત્પન્ન કર્યું એ જ કારણથી સ્નાન, તર્પણ સુધીનું શ્રાદ્ધ, (પંચાયતન) દેવપૂજન તથા ત્રણ સંધ્યા સુધીનું દિનકૃત્ય, બ્રાહ્મણોના નિત્યકર્મ તરીકે વેદમાં સંભળાય છે જે બ્રાહ્મણ નિત્ય ત્રિકાલસંધ્યા, શ્રાદ્ધ, તર્પણ, બલિદાન તથા વેદસ્વાધ્યાય કરતો નથી, તે ઝેર વિનાના સર્પ જેવો નિસ્તેજ છે હે નારદ! જે મનુષ્ય દેવસેવા કરતો ન હોય અને ભગવાનને નૈવેદ્ય ધર્યા વિના જમતો હોય, તે મરણપર્યંત અપવિત્ર ગણાય છે અને કોઈ પણ કર્મમાં યોગ્ય ગણાતો નથી પિતૃઓ માટે શ્રાદ્ધ વગેરે ઉત્પન્ન કરી બ્રહ્મા ગયા અને બ્રાહ્મણો વગેરે શ્રાદ્ધાદિ કરવા લાગ્યા, પણ પિતૃઓને તેને પામતા ન હતા, જેથી ભૂખ્યા રહેતા સર્વ પિતૃઓ ખિન્ન થઈ બ્રહ્માની સભામાં ગયા અને જગતના તે સ્રષ્ટાને સર્વ વૃત્તાંત

* આ અધ્યાયમાં સાડીછત્રીસ શ્લોકોથી ટૂંકમાં સ્વધાનું આખ્યાન બરાબર વર્ણવાશે.

જણાવ્યુ પછી બ્રહ્માએ મનોહર, રૂપ—યૌવનયુક્ત, સેંકડો ચદ્ર જેવા મુખવાળી, વિદ્યાવાળી, ગુણવાળી, અત્યત રૂપાળી, સતી, ધોળા ચપાના પુષ્પ જેવા રગવાળી, રત્નોના શણગારોથી શણગારેલી, અત્યત શુદ્ધ, પ્રકૃતિના અશરૂપ, મદ હાસ્ય કરતી, વરદાન દેનારી, શુભ, સુન્દર દાતવાળી અને લક્ષ્મીના લક્ષણોથી યુક્ત 'સ્વધા' નામની માનસી કન્યા ઉત્પન્ન કરી સેંકડો કમળોનો તિરસ્કાર કરતા ચરણકમળને ધારણ કરતી, કમળ જેવા મુખવાળી, લક્ષ્મી જેવી, કમળ જેવા નેત્રોવાળી અને તુષ્ટિરૂપ તે કન્યાએ બ્રહ્માએ સતોષ પામેલ પિતૃઓને પત્ની તરીકે અર્પણ કરી અને બ્રાહ્મણોને ગુપ્ત ઉપદેશ કર્યો કે 'અતે 'સ્વધા' યુક્ત મત્ર ઉચ્ચારી તમારે પિતૃઓને શ્રાદ્ધ વગેરે અર્પણ કરવા' પછી તે ક્રમ પ્રમાણે બ્રાહ્મણો પ્રથમથી જ પિતૃઓને શ્રાદ્ધાદિ આપવા લાગ્યા એમ દેવોને આપતી વેળા સ્વાહા અને પિતૃઓને આપતી વેળા સ્વધા કહેવાય છે, તેમ જ હરકોઈ કર્મમા દક્ષિણા ઉત્તમ ગણાય છે દક્ષિણા વિનાનો યજ્ઞ નિષ્ફળ થાય છે તે સમયે પિતૃઓ, દેવો, બ્રાહ્મણો, મુનિઓ તથા મનુઓએ શાત સ્વધાની પરમ આદરથી પૂજા કરી હતી તથા સ્તુતિ કરી હતી પછી સ્વધાદેવીના વરદાનથી દેવો વગેરે, બ્રાહ્મણો વગેરે તથા પિતૃઓ સતુષ્ટ અને પરિપૂર્ણ મનોરથવાળા થયા હતા એમ સર્વને સતોષ કરતુ સઘળુ સ્વધાનુ આખ્યાન તમને કહ્યુ, હવે બીજુ શુ સાભળવા તમે ઇચ્છો છો ?

નારદે કહ્યુ હે મહામુનિ! હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! સ્વધાનુ પૂજાવિધાન, ધ્યાન તથા સ્તોત્ર હુ સાભળવા ઇચ્છુ છુ, તેને તમે કાળજીથી કહો

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! વેદમા કહેલુ સર્વ મગલરૂપ ધ્યાન તથા સ્તોત્ર તમે જાણો છો, છતા કેમ જાણવા ઇચ્છો છો? અથવા તેના પ્રચાર માટે તમે પૂછો છો! શરદઋતુના કૃષ્ણપક્ષની તેરમે, મઘા નક્ષત્રમા અથવા શ્રાદ્ધના દિવસે કાળજીથી સ્વધાનુ પૂજન કર્યા પછી શ્રાદ્ધ કરવુ જે અહમ્ર યુક્ત બુદ્ધિવાળો બ્રાહ્મણ સ્વધાનુ પૂજન કર્યા વિના શ્રાદ્ધ કરે છે, તે ખરેખર, શ્રાદ્ધના કે તર્પણના ફળને પામતો નથી 'બ્રહ્માની માનસી કન્યા, નિરતર બરાબર સ્થિર યૌવનવાળા, પિતૃઓ તથા દેવોને પૂજ્ય અને શ્રાદ્ધના ફળને આપનારા સ્વધાદેવીને હુ ભજુ છુ' એમ શાલગ્રામમા અથવા મગળ કલશમા ધ્યાન કરી તે દેવીને વેદમા પ્રસિદ્ધ તેમના મૂળમત્રથી પાદ્ય વગેરે આપવા હે મહામુનિ! '**ૐ હ્રીં ક્લીં સ્વધાદેવ્યૈ સ્વાહા**' આ મૂલમત્ર ઉચ્ચારી પૂજા કરી, સ્તવીને દ્વિજવર્ણે તેમને પ્રણામ કરવા હે મુનિશ્રેષ્ઠ! હે બ્રહ્માના વિદ્વાન પુત્ર! બ્રહ્માએ પૂર્વે રચેલુ અને મનુષ્યોની સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરનારુ સ્વધાનુ જે સ્તોત્ર છે, તે તમે સાભળો સ્વધાના ઉચ્ચારણમાત્રથી મનુષ્ય તીર્થમા સ્નાન કરનારો થઈ સર્વ પાપોથી છૂટી જાય છે અને વાજપેય યજ્ઞનુ ફળ પામે છે '**સ્વધા, સ્વધા, સ્વધા**' એમ ત્રણ વાર જો સ્મરણ કરે, તો શ્રાદ્ધના, બલિના તથા તર્પણના ફળને પામે છે જે મનુષ્ય શ્રાદ્ધના સમયે સાવધાન થઈ સ્વધાનુ સ્તોત્ર સાભળે છે, તે શ્રાદ્ધનુ ફળ અવશ્ય પામે છે, એમા સશય નથી જે મનુષ્ય '**સ્વધા, સ્વધા, સ્વધા,**' એમ ત્રણ સધ્યાકાળે બોલે છે, તે વિનયવાળી, પતિવ્રતા, પુત્રોવાળી તથા ગુણવાળી પ્રિયાને પામે છે (હવે સ્વધાસ્તોત્ર સાભળો)

'હે સ્વધાદેવિ! તમે પિતૃઓને પ્રાણતુલ્ય બ્રાહ્મણોના જીવનરૂપ, શ્રાદ્ધની અધિષ્ઠાત્રી દેવી તથા શ્રાદ્ધ વગેરેના ફળને આપનાર છો હે ઉત્તમ વ્રતવાળા! તમે નિત્ય, સત્યરૂપ તથા પુણ્યરૂપ છો સૃષ્ટિવેળા તમારો (પ્રકૃતિમાથી) પ્રાદુર્ભાવ થાય છે અને પ્રલયવેળા (પ્રકૃતિમા) લય થાય છે (પણ તમારા જન્મ—મરણ થતા નથી) સ્વસ્તિ, સ્વાહા, સ્વધા તથા દક્ષિણા —આ ચારેનુ ચાર વેદોએ વર્ણન કર્યું છે અને કર્મ કરનારાઓ માટે તે ઉત્તમ છે કર્મોની સપૂર્ણતા માટે જ ઈશ્વરે તેમનુ નિર્માણ કર્યું છે' એમ બ્રહ્મલોકમા પોતાની સભા વિષે કહીને બ્રહ્મા ઊભા હતા, એટલે એકદમ તે જ સમયે તરત સ્વધાદેવી પ્રકટ્યા હતા પછી કમળ જેવા મુખવાળા તે જ સ્વધાને બ્રહ્માએ પિતૃઓને આપ્યા હતા તેમને મેળવી અત્યત હર્ષ પામેલા પિતૃઓ પોતાને સ્થાને ગયા હતા જે મનુષ્ય સાવધાન થઈ આ પવિત્ર સ્વધાસ્તોત્રને સાભળે છે તે સર્વ તીર્થોમા સ્નાન કરેલો ગણાય છે અને

ઈચ્છિત ફળ પામે છે. ૧-૩૬

**स्वधास्तोत्रमिदं पुण्यं यः श्रृणोति समाहितः ।**
**स स्नातः सर्वतीर्थेषु वांछितं फलमाप्नुयात् ॥३६॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૪૪ મો સમાપ્ત

# અધ્યાય ૪૫ મો*

## દક્ષિણાનું આખ્યાન

શ્રીનારાયણ ઉવાચ

**उक्तं स्वाहास्वधाख्यानं प्रशस्तं मधुरं परम् ।**
**वक्ष्यामि दक्षिणाख्यानं सावधानो निशामय ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા અત્યત મધુર અને શ્રેષ્ઠ સ્વાહાનુ તથા સ્વધાનુ આખ્યાન કહ્યુ હવે દક્ષિણાનુ આખ્યાન હુ કહુ છુ, તમે સાવધાન થઈ સાભળો પૂર્વે ગોલોકમા શ્રીકૃષ્ણને અત્યત પ્રિય સુશીલા નામે ગોપી હતી તે રાધા જેવી મુખ્ય હોઈ રાધા સમાન ધન્ય, માન્ય, મનોહર, અત્યત સુદર, આનદ ઉપ જાવનારી, ઉત્તમ ભાગ્યશાળી, સુદર દાતવાળી, સતી, વિદ્યાવાળી, ગુણવાળી, અત્યત રૂપાળી, કળાવાળી, કોમળ અગવાળી, તેજસ્વી, કમળ જેવા નેત્રોવાળી, સુદર કેડના પાછલા ભાગવાળી, સુદર સ્તનવાળી, સોળ વર્ષની ઉંમરની, વડના વૃક્ષની પેઠે ચોતરફથી સુશોભિત, મદહાસ્યથી પ્રસન્ન મુખવાળી, રત્નોના શણગારોથી શણગારેલી, ધોળા ચપાના ફૂલ જેવા રગવાળી, પાકા ઘિલોડા જેવા હોઠવાળી, મૃગના જેવા નેત્રોવાળી, કામશાસ્ત્રમા કુશળ, કામનાવાળી, હસ જેવી ચાલવાળી, શ્રીકૃષ્ણના ભાવ ઉપર પ્રેમાળ થયેલી, શ્રીકૃષ્ણના ભાવને જાણનારી, શ્રીકૃષ્ણની પ્રિય સ્ત્રી, રસને જાણનારી, રસિક અને રાસેશ્વર શ્રીકૃષ્ણના રાસમા રસથી ઉત્સુક હતી પ્રથમ એક સમયે તે ગોપી રાધાની સમક્ષ શ્રીકૃષ્ણના ડાબા ખોળામા બેઠી, તે વેળા શ્રીકૃષ્ણ ભયને લીધે નીચા મુખવાળા થઈ રહ્યા અને ગોપીઓમા ઉત્તમોત્તમ કામિની રાધાને કોપથી લાલમુખવાળા, લાલ કમળ જેવા નેત્રોવાળા અને ફરકતા હોઠવાળા સામેથી જોઈને તેમ જ વેગથી જતા રહેતા જોઈ વિરોધથી ભય પામેલા ભગવાન અદૃશ્ય થઈ ગયા ત્યારે શાત, સત્ત્વગુણમય, સુદર શરીરવાળા પોતાના એ સ્વામીને નાસતા જોઈ સુશીલા વગેરે ગોપીઓ ભયથી કપિત થઈ અને શ્રીકૃષ્ણને સુશીલામા લપટ જોઈ ભયભીત થયેલી લાખો—કરોડો ગોપીઓ બે હાથ જોડી ભક્તિથી નમ્ર ડોકવાળી થઈને 'રક્ષા કરો, રક્ષા કરો' એમ રાધાને વારવાર કહેવા લાગી ને ભયથી રાધાના ચરણકમળમા શરણે ગઈ તે જ પ્રમાણે હે નારદ! સુદામા વગેરે ત્રણ લાખ કરોડ ગોવાળો પણ ભયથી રાધાના ચરણકમળમા શરણે ગયા પછી નાસી જતા પતિને તથા નાસી જતી સુશીલાને જાણીને પરમેશ્વરી તે રાધાએ સુશીલાને શાપ દીધો કે, 'આજથી માડી તે ગોપી (સુશીલા) જો ગોલોકમા આવશે, તો તરત ભસ્મ થઈ જશે' એમ રોષથી ત્યા કહીને દેવોના પણ ઈશ્વરી રાસેશ્વરી રાધાજી રાસની વચ્ચે રાસેશ્વર શ્રીકૃષ્ણને બોલાવવા લાગ્યા. પણ શ્રીકૃષ્ણને સામે ન જોઈ વિરહથી વ્યાકુળ થયેલા પતિવ્રતા રાધાજી વિયોગને લીધે એક ક્ષણને પણ કરોડ યુગ જેવી માનવા લાગ્યા (ને વિલાપ કરવા લાગ્યા કે,) 'હે કૃષ્ણ! હે પ્રાણનાથ! હે ઈશ્વર! આવો હે પ્રાણ કરતા પણ અધિક પ્રિય! હે પ્રાણના અધિષ્ઠાતા દેવેશ્વર! તમારા વિના પ્રાણ ચાલ્યા જાય છે પતિએ કરેલા સન્માનથી સ્ત્રીનો ગર્વ હમેશા વધે છે અને ઘણુ સુખ થાય છે, માટે સ્ત્રીએ ધર્મથી પતિને સદા સેવવા જોઈએ કુળવાન સ્ત્રીઓને પતિ એ જ મોટો દેવ, સદા શરણરૂપ, ઉત્કૃષ્ટ સપત્તિસ્વરૂપ, સદા મૂર્તિમાન રહી ભોગદાતા, ધર્મદાતા, સુખદાતા, નિરતર પ્રીતિ આપનાર તથા શાતિ આપનાર છે સન્માનથી પતિને જો ખુશ રાખવામા આવે છે, તો સદા તે માન આપે છે, નહિ તો માનનુ ખડન કરે છે વળી તે સાર કરતા પણ અત્યત સારરૂપ, બધુઓમા શ્રેષ્ઠ અને બધુભાવ વધારનાર છે, માટે સ્ત્રીને પોતાના બધુઓમા પણ પતિ સમાન બધુ કોઈ જ દેખાતો નથી તે પોષણ કરે છે તેથી 'ભર્તા', પાલન કરે છે તેથી 'પતિ', શરીરનો માલિક છે તેથી 'સ્વામી,' કામનાઓને આપે છે

* આ અધ્યાયમા અઠ્ઠાણુ શ્લોકોથી દક્ષિણાનુ આખ્યાન બરાબર વિસ્તારથી વર્ણવ્યુ છે.

તેથી 'કાન્ત', સુખમા વધારો કરે છે તેથી 'બધુ', પ્રીતિ આપે છે તેથી 'પ્રિય', ઐશ્વર્ય આપે છે તેથી 'ઈશ', પ્રાણનો નાથ છે તેથી 'પ્રાણનાયક' અને રતિ આપે છે તેથી 'રમણ' કહેવાય છે સ્ત્રીને પતિથી વધારે પ્રિય કઈ જ હોતુ નથી પતિના વીર્યથી પુત્ર જન્મે છે, તેથી એ પુત્ર પ્રિય થાય છે, માટે કુળવાન સ્ત્રીઓને સો પુત્રો કરતા પણ પતિ વધારે પ્રિય હોય છે જે સ્ત્રી દુષ્ટ કાળમા જન્મી હોય, તે પોતાના પતિને (સર્વોત્કૃષ્ટ) જાણવા સમર્થ નથી સર્વ તીર્થોમા સ્નાન, સર્વ યજ્ઞોની દક્ષિણા, પૃથ્વીની પ્રદક્ષિણા, સર્વ પ્રકારના તપ, સર્વ વ્રતો વગેરે મોટા દાન, પવિત્ર અને પ્રસિદ્ધ ઉપવાસો, ગુરુની સેવા, બ્રાહ્મણની સેવા તથા વેદોની સેવા વગેરે પણ સ્વામીના ચરણની સેવાના સોળમા ભાગનેય યોગ્ય નથી ગુરુ, ઉત્તમ બ્રાહ્મણ તથા દેવો, એ સર્વ કરતા પણ સ્ત્રીને પતિ મોટો છે જેમ પુરુષોને વિદ્યાદાતા ગુરુ (સર્વ કરતા અધિક) પ્રિય હોય છે, તેમ કુળવાન સ્ત્રીઓ પતિપ્રિય હોય છે. જેમની કૃપાથી હુ લાખો કરોડ ગોપીઓની, ગોપાલોની, અસખ્ય બ્રહ્માડોની અને તે બ્રહ્માડોમા રહેલા અસખ્ય વિશ્વગોલક સુધીના સર્વની ઈશ્વરી થઈ છુ છતા તે મારા પતિને જ હુ જાણતી નથી. ખરેખર સ્ત્રીસ્વભાવ જ છૂટવો મુશ્કેલ હોય છે ' એમ કહી રાધિકાએ પોતાની ભક્તિથી તે સ્વગે શ્રીકૃષ્ણનુ ધ્યાન કર્યુ, પ્રેમથી રડવા માડયુ અને 'હે રમણ! દર્શન આપો' એમ વિરહથી દુખી તથા દીન થઈને કહેવા માડયુ હે નારદમુનિ! ગોલોકમાથી ભ્રષ્ટ થયેલી પેલી સુશીલાનુ બીજુ નામ દક્ષિણા હતુ તેણે ઘણા લાબા કાળ સુધી તપ કરી લક્ષ્મીના શરીરમા પ્રવેશ કર્યો તે પછી દેવો વગેરે સર્વ લોકો અતિ દુષ્કર યજ્ઞ કરીને પણ તેનું ફળ મેળવવા ન લાગ્યા ત્યારે ખેદ પામીને તેઓ બ્રહ્મા પાસે ગયા બ્રહ્માએ દેવો વગેરેનુ નિવેદન સાભળી જગત્પતિ વિષ્ણુનુ લાબા કાળ સુધી ભક્તિથી ધ્યાન કર્યુ એટલે 'હુ તમારુ કાર્ય કરીશ.' એવો ઉત્તર મળ્યો પછી ભગવાન નારાયણે મનુષ્યોની લક્ષ્મી દક્ષિણાને મહાલક્ષ્મીના દેહમાથી બહાર કાઢી બ્રહ્માને આપી. પછી બ્રહ્માએ યજ્ઞાદિ કર્મોની પૂર્તિ માટે તે દક્ષિણા યજ્ઞપુરુષને આપી તે સમયે યજ્ઞપુરુષે આનદથી વિધિપૂર્વક દક્ષિણાની પૂજા કરીને સ્તુતિ કરી પછી તપેલા સોના જેવા રગવાળી, કરોડો ચદ્ર સમાન કાતિવાળી, અત્યત ઈચ્છવા યોગ્ય, સુદર, અતિ મનોહર કમળ જેવા મુખવાળી, કોમળ અગવાળી, કમળ જેવા વિશાળ નેત્રોવાળી, બ્રહ્માને પણ પૂજ્ય, લક્ષ્મીના અગથી જન્મેલી, અગ્નિશુદ્ધ વસ્ત્રો ધારણ કરતી, પાકા ઘિલોડા જેવા હોઠવાળી, સુદર દાતવાળી, સતી, માલતીની માળા ગૂથેલો કેશપાશ ધારણ કરતી, મદ હાસ્યથી પ્રસન્ન મુખવાળી, રત્નોના શણગારોથી શણગારેલી, સુદર વેશવાળી, સારી રીતે નાહેલી, મુનિઓના મનને પણ મોહ પમાડતી, સુગધી ચદનના ચાદલા અને કસ્તૂરીના તિલક સહિત નાના સિદૂરના ચાદલા વડે લલાટના ભાગમા પ્રકાશતી, અતિ સુદર કેડના પાછલા ભાગવાળી, ઘણા મોટા કેડના પાછલા ભાગવાળી તથા સ્તનવાળી, કામદેવના આધારરૂપ અને કામદેવના બાણોથી અત્યત પીડાતી તે રમણીય દક્ષિણાને જોઈ યજ્ઞપુરુષ (કામથી) મોહ પામ્યા તેમણે બ્રહ્માના બોધપૂર્વક તે દક્ષિણાને જ પત્ની તરીકે સ્વીકારી અને તેને નિર્જન પ્રદેશમા લઈ જઈ દેવતાઈ સો વર્ષો સુધી આનદયુક્ત થઈ તે રમણી સાથે ક્રીડા કરી, એટલે દક્ષિણાદેવીએ દેવતાઈ બાર વર્ષ સુધી દિવ્ય ગર્ભ ધારણ કર્યો પછી સર્વ કર્મોના ફળરૂપ પુત્રને તેણે જન્મ આપ્યો અને યજ્ઞાદિ હરકોઈ કર્મ પ્રાપ્ત થતા તેનો એ પુત્ર ફળ આપનારો થયો યજ્ઞપુરુષ તે દક્ષિણા સાથે અને પુત્ર રૂપ કર્મફળ સાથે કર્મ કરનારાઓને ફળ આપનાર થાય છે, એમ વેદ જાણનારાઓ કહે છે હે નારદ! તે પછી એ યજ્ઞપુરુષ દક્ષિણાને તથા ફળદાયક પુત્રને પામી સર્વ લોકોને કર્મોના ફળ આપવા લાગ્યા. ત્યારે સતોષ પામેલા અને પરિપૂર્ણ થયેલા મનવાળો સર્વ દેવો વગેરે પોતપોતાના સ્થાનમા ગયા હતા, એમ આ વૃત્તાત મે ધર્મના મુખથી સાભળ્યુ છે હે નારદ મુનિ! યજ્ઞાદિ કરનારાએ તે તે કર્મ કરીને તરત જ દક્ષિણા આપવી જોઈએ જેથી તે જ ક્ષણે ફળ પામે છે, એમ વેદોએ કહ્યુ છે. કર્મ કરનાર યજમાન તે તે કર્મ પૂર્ણ થાય, ત્યારે દૈવયોગે અથવા અજ્ઞાનથી તે

જ ક્ષણે બ્રાહ્મણોને જો દક્ષિણા ન આપે તો બે ઘડી વીતી જતા એ દક્ષિણા અવશ્ય બેગણી થાય છે, એક રાત વીતી જતા ત્રણ કરોડગણી, ત્રણ રાત થતા તો તેના કરતા સોગણી, સાત દિવસ થતા તો તેના કરતા બેગણી અને મહિનો થતા તો તેના કરતા લાખ-ગણી થતી બ્રાહ્મણોની એ દક્ષિણા વધ્યે જ જાય છે. એક વર્ષ વીતતા તો તેના કરતા ત્રણ કરોડ ગણી દક્ષિણા થાય છે અને પછી યજમાનનુ સર્વ કર્મ નિષ્ફળ થાય છે એટલુ જ નહિ, પણ તે પાપથી પાપી થયેલો તે યજમાન બ્રાહ્મણના ધનનો ચોર બની કર્મ માટે અયોગ્ય, અપવિત્ર, દરિદ્ર તથા રોગી થાય છે લક્ષ્મી પણ તેને અતિ ક્રૂર શાપ આપી તેના ઘરમાથી ચાલી જાય છે તેના પિતૃઓ તેણે આપેલુ શ્રાદ્ધતર્પણ સ્વીકારતા નથી એ જ પ્રમાણે દેવો તેની પૂજાને સ્વીકારતા નથી અને અગ્નિ તેણે આપેલી આહુતિ સ્વીકારતો નથી દાન કરનાર મનુષ્ય પોતે સકલ્પ કરેલુ જો ન આપે અને સકલ્પ સ્વીકારનારો તે જો ન માગે, તો એ બન્ને જેમ દોરડી કપાતા ઘડો કૂવામા પડી જાય છે, તેમ નરકમા પડે છે, જે યજમાન બ્રાહ્મણે માગ્યા છતા તેની દક્ષિણા આપતો નથી, તે બ્રાહ્મણ-ના ધનને હરનાર થઈ અવશ્ય કુભીપાક નરકમા જાય છે અને ત્યા યમદૂતનો માર ખાતો એક લાખ વર્ષ સુધી રહે છે, તે પછી એ રોગી તથા દરિદ્ર ચાડાલ થાય છે અને પોતાના જન્મથી સાત આગળના તથા સાત પાછળના વશજોને પણ નરકમા પાડે છે હે બ્રાહ્મણ નારદ! એમ દક્ષિણાનુ આખ્યાન કહ્યુ, હવે વધારે તમે શુ સાભળવા ઈચ્છો છો?

નારદે કહ્યુ હે મુનિ! જે કર્મ દક્ષિણારહિત હોય તેનુ ફળ કોણ ભોગવે છે? તેમ જ પૂર્વે યજ્ઞ-પુરુષે કરેલી દક્ષિણાની પૂજા વિધિ પણ તમે કહો

શ્રીનારાયણ બોલ્યા· હે નારદમુનિ! દક્ષિણા-સહિત કર્મનુ ફળ જ ક્યાથી થાય? જે કર્મ દક્ષિણા સહિત હોય તેનુ જ ફળ મળે છે (અથવા) હે મુનિ! જે કર્મ દક્ષિણારહિત હોય તેનુ ફળ બલિરાજા ભોગવે છે પૂર્વે વામન ભગવાને તે ફળ બલિરાજાને આપવા ઠરાવ્યુ છે; તેમ જ વેદાધ્યયનરહિતના શ્રાદ્ધ દ્રવ્યને, અશ્રદ્ધાપૂર્વકના દાનને, શૂદ્ર સ્ત્રીના સ્વામી થયેલા બ્રાહ્મણોના પૂજાદ્રવ્ય વગેરેને, દુષ્ટ બ્રાહ્મણોએ કરેલા યજ્ઞને, અપવિત્ર મનુષ્યના પૂજનને અને ગુરુભક્તિરહિતના કર્મફળને પણ બલિરાજા ભોગવે છે. એમા સશય નથી હવે કણ્વશાખામા કહેલુ દક્ષિણાનુ જે ધ્યાન, સ્તોત્ર તથા પૂજાવિધિનો ક્રમ છે, તે હુ કહુ છુ, સાભળો પૂર્વે કર્મોમા ચતુર દક્ષિણા-દેવીને મેળવી યજ્ઞપુરુષ તેમના સ્વરૂપથી મોહિત થયા હતા અને કામના માટે આતુર થઈ તેમણે આવી સ્તુતિ કરી હતી,

યજ્ઞપુરુષ બોલ્યા હે શોભને! પૂર્વે તમે ગો-લોકમા ગોપીઓ વિષે શ્રેષ્ઠ, રાધા સમાન, રાધાના સખી અને શ્રીકૃષ્ણને અત્યત પ્રિય સુશીલા નામે ગોપી હતા કાર્તિકી પૂનમના રાધામહોત્સવરૂપ રાસમા તમે શ્રેષ્ઠ ગણાતા હતા લક્ષ્મીના જમણા ખભામાથી તમે પ્રકટ્યા છો, તેથી 'દક્ષિણા' કહેવાઓ છો અને શીલ–ગુણને લીધે પૂર્વે 'સુશીલા' નામે તમે પ્રખ્યાત હતા રાધાના શાપને લીધે ગોલોકમાથી ભ્રષ્ટ થઈ તમે મારા ભાગ્યથી લક્ષ્મીના જમણા ખભા-માથી પ્રકટીને મને મળ્યા છો હે મહાભાગ્યશાળી! તમે કૃપા કરો અને મને જ સ્વામી કરો કર્મ કરનારાઓના કર્મોનુ ફળ સદા આપનારા દેવી તમે જ છો તમારા વિના સર્વના સર્વ કર્મ નિષ્ફળ થાય છે અને તમારા વિના કર્મીઓના કર્મ શોભતા પણ નથી તમારા વિના બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તથા દિક્-પાલો વગેરે કર્મનુ ફળ આપવા સમર્થ નથી બ્રહ્મા પોતે કર્મરૂપ છે, શકર ફળરૂપ છે અને હુ—વિષ્ણુ યજ્ઞરૂપ છુ, છતા એમના સારરૂપ તમે જ છો ફળ આપનારા પરબ્રહ્મ, નિર્ગુણ, પરાપ્રકૃતિ અને શ્રીકૃષ્ણ ભગવાન પોતે તમારી સાથે રહીને જ (ફળ આપવા) સમર્થ છે હે સુદરિ! દરેક જન્મમા તમે જ કાયમ મારા શક્તિ છો અને હે સુદર મુખવાળા! તમારી સાથે રહીને જ હુ સર્વ કર્મો માટે સમર્થ થાઉં છુ.

એમ કહી યજ્ઞના અધિષ્ઠાતા દેવ—યજ્ઞપુરુષ સામે ઊભા રહ્યા, એટલે લક્ષ્મીના અશરૂપ તે દક્ષિણા-દેવીએ પ્રસન્ન થઈ તેમને સ્વીકાર્યા જે મનુષ્ય યજ્ઞના સમયે આ દક્ષિણાસ્તોત્રનો પાઠ કરે છે, તે

સર્વ યજ્ઞોના ફળ પામે છે, એમા સશય નથી રાજ સૂય, વાજપેય, ગોમેધ, નરમેધ, અશ્વમેધ, લાગલ, વિષ્ણુયજ્ઞ, યશસ્કર, ધનદ, ભૂમિદ, પૂર્ત, ફલદ, ગજ-મેધ, લોહયજ્ઞ, સ્વર્ણયજ્ઞ, રત્નયજ્ઞ, તામ્રયજ્ઞ, શિવયજ્ઞ, રુદ્રયજ્ઞ, શક્રયજ્ઞ, બધુકયજ્ઞ, વૃષ્ટિયજ્ઞ, વરુણયજ્ઞ, કડક યજ્ઞ, વૈરિમર્દનયજ્ઞ, શુચિયજ્ઞ, ધર્મયજ્ઞ, પાપમોચનયજ્ઞ, બ્રહ્માણીકર્મયાગ અને કલ્યાણકારી અભાયજ્ઞ—એ બધા યજ્ઞોના આરભકાળે જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે છે, તેના સર્વ કર્મની નિર્વિઘ્ને અવશ્ય સમાપ્તિ થાય છે આ સ્તોત્ર કહ્યુ, હવે પૂજાવિધિ સાભળો ઉત્તમ બુદ્ધિવાળા પુરુષે શાલગ્રામમા અથવા ઘડામા (આવાહન કરી) દક્ષિણાદેવીનુ પૂજન કરવુ (તે વેળા પ્રથમ) 'લક્ષ્મીના જમણા ખભાથી જન્મેલા, લક્ષ્મીના અશરૂપ, સર્વ કર્મોમા કુશળ, સર્વ કર્મોનુ ફળ આપનારા, વિષ્ણુની શક્તિસ્વરૂપ, સર્વ લોકોએ પૂજેલા, વદેલા, શુભ, શુદ્ધિ આપનારા, શુદ્ધિરૂપ, ઉત્તમ સ્વભાવવાળા અને શુભ આપનારા દક્ષિણા ને હુ ભજુ છુ' એમ ધ્યાન ધરી સારી બુદ્ધિવાળા મનુષ્યે હે નારદ! વેદમા કહેલા આ મૂળમત્રથી જ દક્ષિણાદેવીને પાદ્ય વગેરે અર્પણ કરી પૂજન કરવુ '**ॐ श्रीं क्लीं ह्रीं दक्षिणायै स्वाहा**' એ મૂળ મત્રથી વિદ્વાન પુરુષે વિધિ પ્રમાણે ભક્તિથી સર્વ લોકોએ પૂજેલા દક્ષિણાદેવીનુ પૂજન કરવુ હે બ્રાહ્મણ નારદ! એમ સુખ, પ્રીતિ તથા સર્વ કર્મોનુ ફળ આપ નાર આ દક્ષિણાનુ આખ્યાન કહ્યુ જે મનુષ્ય ભરતખડની ભૂમિ પર સાવધાન થઈ આ દક્ષિણાનુ આખ્યાન સાભળે છે, તેનુ કોઈ પણ કર્મ અધૂરુ રહેતુ નથી, તેમ જ પુત્ર વિનાનો માણસ અવશ્ય ગુણવાન પુત્ર પામે છે અને સ્ત્રી વિનાનો પુરુષ ઉત્તમ સ્વભાવવાળી સુદર, શ્રેષ્ઠ, ઉત્તમ કેડના પાછલા ભાગવાળી, પુત્રવાળી, વિનયવાળી, પ્રિય બોલનારી, પતિવ્રતા, શુદ્ધ, સારા કુળમા જન્મેલી સારી સ્ત્રીને પામે છે વિદ્યારહિત મનુષ્ય (આ આખ્યાન સાભળ વાથી) વિદ્યા પામે, ધન વિનાનો ધન મેળવે, જમીન વિનાનો જમીન પામે અને પ્રજા વિનાનો પ્રજા પ્રાપ્ત કરે સકટના સમયે, બધુના વિયોગમા, વિપ ત્તિમા તથા બધનમા એક મહિના સુધી આ આખ્યાન સાભળીને સર્વ પ્રકારે મુક્ત થાય, એમા સશય નથી ૧-૯૮

**सङ्कटे बन्धुविच्छेदे विपत्तौ बन्धने तथा ।**
**मासमेकमिदं श्रुत्वा मुच्यते नात्र संशयः ॥९८॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૪૫ મો સમાપ્ત

# અધ્યાય ૪૬ મો*

## ષષ્ઠીદેવીનુ આખ્યાન

नारद उवाच

**अनेकासां च देवीनां श्रुतमाख्यानमुत्तमम् ।**
**अन्यासां चरितं ब्रह्मन् वद वेदविदां वर ॥१॥**

નારદે કહ્યુ હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ બ્રહ્મન્! અનેક દેવીઓના ઉત્તમ આખ્યાન સાભળ્યા, હવે દેવીઓના ચરિત્ર તમે કહો

શ્રીનારાયણ બોલ્યા હે બ્રાહ્મણ નારદ! વેદોમા સર્વ દેવીઓના જુદા જુદા ચરિત્રો કહ્યા છે તો અહીં પ્રથમ કહેલી દેવીઓમાની કઈ દેવીઓનુ ચરિત્ર સાભળવા તમે ઈચ્છો છો?

નારદે કહ્યુ ષષ્ઠીદેવી, મગળચડી અને મનસા દેવી પ્રકૃતિના અશરૂપ છે, માટે એમના ચરિત્રો બરાબર સાભળવા હુ ઇચ્છુ છુ

શ્રીનારાયણ બોલ્યા જે દેવી પ્રકૃતિના છઠ્ઠા અશરૂપે છે, તે 'ષષ્ઠી' કહેવાય છે તે બાળકોના અધિષ્ઠાત્રી, વિષ્ણુની માયારૂપ, બાળકો આપનારા, માતૃકાઓમા પ્રખ્યાત 'દેવસેના' નામવાળા, કાર્તિકેયને પ્રાણ કરતા અધિક પ્રિય, પતિવ્રતા, કાર્તિકેયના પત્ની ઉત્તમ વ્રતવાળા, બાળકોને આયુષ દેનારા, માતાનુ રક્ષણ કરનારા, કાયમ બાળક પાસે રહેનારા અને સિદ્ધિ યોગવાળા છે હે બ્રહ્મન્! તે દેવીની પૂજાવિધિ તથા ઇતિહાસ, ધર્મના મુખથી મે સાભળેલ છે અને સુખદાયી, પુત્રદાયી તથા ઉત્તમ છે, તે તમે સાભળો સ્વાયભુવ મનુનો પુત્ર પ્રિયવ્રત નામે નૃપ હતો તે મોટો યોગી હોઈ સ્ત્રીને પરણ્યો ન હતો અને તપસ્યા કરવામા હમેશા તત્પર રહેતો

* આ અધ્યાયમાં પ્રશ્ન કરતા નારદ આનદ તંત્રિ સ્વામીથી ષષ્ઠીદેવીનુ અદ્ભુત આખ્યાન બચનર વર્ણવાશે.

હતો પાછળથી દબાણપૂર્વક બ્રહ્માની આજ્ઞાથી તે પરણ્યો હતો, પણ હે નારદ મુનિ! લગ્ન કર્યે ઘણો સમય થયા છતા ત પુત્રને પામ્યો ન હતો પછી કશ્યપ ઋષિએ તેની પાસે 'પુત્રેષ્ટિ' નામનો યજ્ઞ કરાવ્યો અને 'માલિની' નામની તેની પત્નીને મુનિએ યજ્ઞનો ચરુ આપ્યો તે ચરુ ભક્ષણ કરવાથી રાણીને તરત જ ગર્ભ રહ્યો હતો દેવતાઈ બાર વર્ષ સુધી તે ગર્ભ રાણીએ ધારણ કર્યો હતો હે બ્રહ્મન્! તે પછી એ રાણીએ સુવર્ણ સમાન કાંતિવાળા અને સર્વ અવયવોથી પૂર્ણ છતા મરેલા અને ફાટી ગયેલી આખોવાળા પુત્રને જન્મ આપ્યો હતો તેને જોઈ સર્વ સ્ત્રીઓ તથા બાંધવપત્નીઓ રડવા લાગી તેની માતા તો પુત્રના ઘણા શોકથી મૂર્ચ્છા જ પામી હે નારદમુનિ! રાજા પ્રિયવ્રત એ બાળકને લઈ સ્મશાનમા ગયો અને ત્યા વનની અદર તે પુત્રને પોતાની છાતી પર રાખી રડવા લાગ્યો એ રાજાએ બાળકને છોડ્યો જ નહિ અને પ્રાણ ત્યજી દેવા તે તૈયાર થયો અતિઉગ્ર પુત્રશોકને લીધે (પૂર્વનો) જ્ઞાનયોગ પણ તે ભૂલી ગયો એવામા તેણે એક વિમાન ત્યા જોયુ એ વિમાન શુદ્ધ સ્ફટિક જેવુ, ઉત્તમ મણિઓથી બનાવેલુ, તેજથી પ્રકાશતુ, રેશમી વસ્ત્રથી ખૂબ શોભીતુ અનેક પ્રકારના રગબેરગી ચિત્રોવાળુ અને પુષ્પમાળાથી શોભી રહ્યુ હતુ તે વિમાનમા સુદર, મનોહર, ધોળા ચપાના પુષ્પ જેવા રગવાળા, કાયમ અતિસ્થિર યૌવનવાળા, મદ હાસ્યથી પ્રસન્ન મુખવાળા, રત્નોના શણગારોથી શણગારેલા, કૃપામય, યોગસિદ્ધિ અને ભકતો પર કૃપા કરવા માટે આતુર દેવીને તેણે જોયા તેમને પોતાની આગળ જોઈ, રાજાએ બાળકને પૃથ્વી પર મૂકી દઈ પરમ આદરપૂર્વક તેમની સ્તુતિ કરી તથા પૂજન કર્યું હે નારદ! પછી સતોષ પામેલા, ગ્રીષ્મના સૂર્ય જેવી કાંતિવાળા, તેજથી પ્રકાશતા અને શાંતિ તે કાર્તિકેયના પત્નીને રાજાએ પૂછ્યુ

પ્રિયવ્રત રાજા બોલ્યો હે અતિ ઉત્તમ સુદરિ! તમે કોણ છો? હે ઉત્તમ વ્રતવાળા! તમે કોના પત્ની છો? હે સુદર કેડના પાછલા ભાગવાળા! સ્ત્રીઓમા ધન્ય તથા માન્ય તમે કોના પુત્રી છો?

રાજાનુ તે વચન સાભળી જગતમા મગળરૂપ છતા દેવો માટે યુદ્ધ કરનારા તે દેવસેના દેવી કહેવા લાગ્યા પૂર્વે તે દેવી દૈત્યોથી ઘેરાયેલા દેવોની સેનારૂપે થયા હતા અને દેવોને તેમણે જય આપ્યો હતો, તેથી તે 'દેવસેના' કહેવાય છે

શ્રીદેવસેના બોલ્યા 'હે રાજા! બ્રહ્માની સમર્થ માનસી કન્યા હુ 'દેવસેના' છુ મને મનથી ઉત્પન્ન કરીને બ્રહ્માએ કાર્તિક સ્વામીને આપી છે હુ માતૃકાઓમા પ્રખ્યાત, કાર્તિકેયની પત્ની, ઉત્તમ વ્રતવાળી અને પ્રકૃતિના છઠ્ઠા અશરૂપ છુ, તેથી વિશ્વમા 'ષષ્ઠી' નામે પણ પ્રખ્યાત છુ હુ પુત્રરહિતને પુત્ર, સ્ત્રીરહિતને સ્ત્રી તથા દરિદ્રોને ધન આપનારી હોઈ કર્મ કરનારાઓને તેમના કર્મોના ફળ આપનારી પણ છુ સુખ દુ ખ, ભય, શોક, હર્ષ મગળ, સપત્તિ વિપત્તિ એ બધુ કર્મથી થાય છે પોતાના કર્મથી મનુષ્ય ઘણા પુત્રવાળો, પોતાના કર્મથી વશ વિનાનો, કર્મથી મરેલા પુત્રવાળો, કર્મથી લાબા જીવનવાળો, કર્મથી ગુણવાન, કર્મથી અગ વિનાનો, કર્મથી અનેક સ્ત્રીવાળો, કર્મથી સ્ત્રી વિનાનો, કર્મથી રૂપવાન, કર્મથી ધર્મવાળો અને કર્મથી નિરતર રોગી રહે છે, આમ કર્મથી જ સર્વને રોગ તથા આરોગ્ય થાય છે, માટે હે રાજન! સર્વ કરતા કર્મ જ શ્રેષ્ઠ છે, એમ વેદમા સાભળાય છે' હે નારદ મુનિ! એમ કહી તે દેવીએ પેલા બાળકને લઈને પોતાના મહાન જ્ઞાનથી સહેજમા સજીવન કર્યો, એટલે રાજાએ સુવર્ણ સમાન કાંતિવાળા તે બાળકને હાસ્યયુકત જોયો તે સમયે જોઈ રહેલા રાજા પાસેથી વિદાય માગી દેવસેના તે બાળકને લઈ આકાશમા જવા તૈયાર થયા એટલે જેનો કઠ, હોઠ અને તાળવુ સુકાતુ હતુ એવા રાજાએ સ્તોત્ર વડે તેમની ફરી સ્તુતિ કરી, ત્યારે તે દેવી પ્રસન્ન થયા તેમણે હે નારદ! એ રાજાને વેદમા કહેલુ આ કર્મ કરવા કહ્યુ

દેવી બોલ્યા સ્વાયભુવ મનુનો પુત્ર તુ ત્રણે લોકનો રાજા છે, માટે સર્વ સ્થળે મારી પૂજા ચાલુ કરાવી તુ પોતે પણ કર. (આમ કરવા તુ કબૂલ થા લે.) તારા કુળમા કમળ સમાન, મનોહર, 'સુવ્રત' નામથી પ્રખ્યાત, ગુણવાન, ઉત્તમ પંડિત,

પૂર્વજન્મના સ્મરણવાળો, મહાયોગી, નારાયણના અંશરૂપ, સો યજ્ઞો કરનાર, શ્રેષ્ઠ, ક્ષત્રિયોને વંદન કરેલ, મદોન્મત્ત લાખો હાથીઓનુ બળ ધારણ કરતો, શુભ, ધનવાન, ગુણવાન, શુદ્ધ વિદ્વાનોને પ્રિય, યોગીઓ, જ્ઞાનીઓ તથા તપસ્વીઓની સિદ્ધિરૂપ, લોકોમા યશસ્વી અને સર્વ સંપત્તિઓનો દાતા આ પુત્ર હુ તને પાછો આપુ છુ ' એમ કહીને તે દેવીએ એ બાળક તેને પાછો આપ્યો રાજા પ્રિયવ્રતે તેમની પૂજા માટે કબૂલાત આપી એટલે દેવી તને શુભ વરદાન આપીને સ્વર્ગમા ગયા પછી હર્ષ પામેલા મનવાળો તે રાજા પોતાને ઘેર આવ્યો અને તેણે પુત્ર સબધી વૃત્તાંત લોકોમા જાહેર કર્યું હે નારદ! તે સાભળી પુરુષો તથા સ્ત્રીઓ સતુષ્ટ થયા પછી રાજાએ પુત્રના કારણે સર્વ સ્થળે મગળ કરાવ્યા, દેવીની પૂજા કરી અને બ્રાહ્મણોને ધન આપ્યુ ઉપરાંત દરેક મહિનાની સુદ છઠના દિવસે સર્વ સ્થળે કાળજી પૂર્વક ષષ્ઠીદેવીનો મહોત્સવ ચાલુ કરાવ્યો દરેક સૂતિકા ગૃહમા બાળકોના (જન્મથી) છઠ્ઠા દિવસે અથવા એકવીસમા દિવસે ષષ્ઠીદેવીની પૂજા કરાવવા માડી બીજા પણ અન્નપ્રાશન આદિ બાળકોના શુભ કાર્યોમા સર્વ સ્થળે દેવીની પૂજા વધારી અને પોતે પણ કરવા માડી હે ઉત્તમ વ્રતવાળા નારદ! વેદની કૌથુમી શાખામા કહેલુ અને ધર્મના મુખથી સાભળેલુ તે દેવીનુ ધ્યાન, પૂજાવિધાન તથા સ્તોત્ર છે, તેને તમે મારી પાસેથી સાભળો હે મુનિ! વિદ્વાન મનુષ્યે શાલગ્રામમા, ઘડામા કે વડના મૂળમા તે દેવીનુ (આવાહન કરી) પૂજન કરવુ અથવા ભીંતમા પૂતળી કરી (તેમા આવાહન કરી) પૂજા કરવી (તે વેળા) 'પ્રકૃતિના છઠ્ઠા અંશરૂપ, શુદ્ધ, કાંતિવાળા, ઉત્તમ પુત્ર આપનારા, કલ્યાણ દેનારા, દયારૂપ, જગતની માતા, ધોળા ચંપાના પુષ્પ જેવા રગવાળા, રત્નોના શણગારોથી શણગારેલા, પવિત્ર રૂપવાળા, સર્વશ્રેષ્ઠ અને સર્વોત્તમ એ દેવસેનાની પ્રતિષ્ઠા કરી તેમને હુ ભજુ છુ ' એનુ ધ્યાન કરી પોતાના મસ્તક પર પુષ્પ મૂકી, કરી ધ્યાન ધરીને ઉત્તમ વ્રતવાળા મનુષ્યે તે સતી દેવીની પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, જાત જાતના નૈવેદ્ય તથા ઉત્તમ ફળ વડે, 'ૐ હ્રીં ષષ્ઠીદેવ્યૈ સ્વાહા ' એ મૂળમત્રથી વિધિપૂર્વક પૂજા કરવી તે પછી આઠ અક્ષરોવાળા તે મહામત્રનો શક્તિ પ્રમાણે મનુષ્યે જપ કરવો અને પછી સ્તુતિ કરી ભક્તિયુક્ત તથા સાવધાન થઈ પ્રણામ કરવા તે દેવીનુ ઉત્તમ સ્તોત્ર સામવેદમા કહેલુ છે, જે પુત્ર રૂપ ફળને આપનારુ છે જે મનુષ્ય આઠ અક્ષરો વાળા (પૂર્વોક્ત) મહામત્રનો એક લાખ વાર જપ કરે છે, તે અવશ્ય ઉત્તમ પુત્ર પામે છે, એમ બ્રહ્માએ કહ્યુ છે હે મુનિશ્રેષ્ઠ નારદ! સર્વ ઇચ્છિત કલ્યાણોને આપનારુ, સર્વની ઇચ્છાઓને પૂર્ણ કરનારુ અને વેદોમા ગુપ્ત ગણાતુ તેમનુ સ્તોત્ર હવે તમે સાભળો 'સિદ્ધિરૂપ, શાંતિરૂપ અને શુભ મહાદેવી દેવસેનાને વારવાર નમસ્કાર હો વર આપનારા તથા ધન આપનારા ષષ્ઠીદેવીને વારવાર નમસ્કાર હો સુખ દેનારા તથા મોક્ષ દેનારા ષષ્ઠીદેવીને વારવાર નમસ્કાર હો સૃષ્ટિરૂપ, પ્રકૃતિના છઠ્ઠા ભાગરૂપ તથા તેમને વારવાર નમસ્કાર હો માયારૂપ અને સિદ્ધ યોગિની એ ષષ્ઠીદેવીને નમસ્કાર હો સર્વોત્તમ શારદા રૂપ એ પરાદેવીને વારવાર પ્રણામ હો બાળકોના અધિષ્ઠાત્રી ષષ્ઠીદેવીને નમસ્કાર, નમસ્કાર હો કલ્યાણ દેનારા, કલ્યાણી, કર્મોના ફળ આપનારા અને પોતાના ભક્તોને પ્રત્યક્ષ થતા ષષ્ઠીદેવીને વારવાર નમસ્કાર હો સર્વ કર્મોમા સર્વને પૂજ્ય, કાર્તિકેયના પત્ની અને દેવોનુ રક્ષણ કરનારા ષષ્ઠીદેવીને નમસ્કાર નમસ્કાર હો શુદ્ધ સત્ત્વગુણસ્વરૂપ, મનુષ્યોએ સદા વદેલા અને હિંસા તથા ક્રોધથી રહિત ષષ્ઠીદેવીને વારવાર નમસ્કાર હો હે દેવોના ઈશ્વરિ! ધન આપો, પ્રિયા આપો, પુત્ર આપો, માન આપો, જય આપો, અને શત્રુઓને સહારો હે મહેશ્વરિ! ધર્મ આપો તથા યશ આપો, ષષ્ઠીદેવીને વારવાર નમસ્કાર હો હે ઉત્તમ પ્રકારે પૂજેલા! ભૂમિ આપો, પ્રજા આપો, વિદ્યા આપો કલ્યાણ અને જય આપો ષષ્ઠી દેવીને નમસ્કાર, નમસ્કાર હો

એમ દેવીને સ્તવીને મહારાજા પ્રિયવ્રત ષષ્ઠી દેવીની કૃપાથી યશસ્વી પુત્રને પામ્યો હતો આ ષષ્ઠીદેવી વ્રત કરી જે મનુષ્ય એક વર્ષ સુધી આ સ્તોત્ર

ને સાભળે છે, તે ઘણા લાબા કાળ સુધી જીવનારા ઉત્તમ પુત્રને પામે છે જે મનુષ્ય એક વર્ષ સુધી ભકિતથી પૂજા કરીને આ સ્તોત્ર સાભળે છે, તે સર્વ પાપથી છૂટી જાય છે, વાઝણી પણ દેવોની કૃપાથી વીર, ગુણવાન, વિદ્યાવાન, યશસ્વી અને ઘણા લાબા આયુષ્યવાળા પુત્રને પામે છે જે સ્ત્રી (એક જ સતાન પામેલી) કાકવધ્યા હોય અથવા જેના છોકરા મરી જતા હોય, તે પણ એક વર્ષ સુધી આ સ્તોત્ર સાભળીને પુત્ર પામે છે બાળક રોગી થયો હોય, ત્યારે માતા—પિતા આ સ્તોત્ર જો સાભળે, તો ષષ્ઠીદેવીની કૃપાથી એક મહિને બાળક રોગરહિત થાય છે ૧-૭૩

**रोगयुक्ते च बाले च पिता माता शृणोति चेत्।**
**मासेन मुच्यते बाल· षष्ठीदेवीप्रसादत· ॥७३॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૪૬ મો સમાપ્ત

# અધ્યાય ૪૭ મો*

## મંગલચંડીનું આખ્યાન

**श्रीनारायण उवाच**

**कथित षष्ठ्युपाख्यान ब्रह्मपुत्र यथागमम्।**
**देवी मङ्गलचण्डी च तदाख्यान निशामय ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા હે બ્રહ્માના પુત્ર! ષષ્ઠી દેવીનુ આખ્યાન શાસ્ત્રાનુસાર તમને કહ્યુ, હવે 'મગલચડી' નામના જે દેવી છે, તેમનુ આખ્યાન સાભળો તમની પૂજા વગેરે જે કઈ વેદમાન્ય હોઈ સર્વ વિદ્વાનોને ઇષ્ટ છે, તે સર્વ મે ધર્મના મુખથી સાભળેલ છે જે દેવી કલ્યાણ કરવામા કુશળ અને મગલોમા પણ મગલરૂપ છે, તે નિપુણ દેવી 'મગલ ચડી' કહેવાય છે અથવા પૃથ્વીના પુત્ર મગલને પણ જે દેવી પૂજ્ય, મગલરૂપ તથા ઇષ્ટ દેવીરૂપ છે, તે 'મગલચડી' કહેવાય છે તેમ જ મનુના વશમા સાત દ્વીપ સુધીની પૃથ્વીનો રાજા 'મગલ' નામે થઈ ગયો છે, તેને તે પૂજ્ય તથા ઇષ્ટદેવી હતા, તે 'મગલચડી' કહેવાય છે સ્ત્રીઓના ઇષ્ટદેવી અને પ્રત્યક્ષ કૃપારૂપ તે ઈશ્વરી, મૂલપ્રકૃતિરૂપ દુર્ગાદેવીની જ એક મૂર્તિ છે ત્રિપુરાસુરનો ઘોર નાશ કરવા પ્રસગે વિષ્ણુએ પ્રેરણા કરેલા શકરે પરથી પણ પર તે દેવીને પ્રથમ પૂજ્યા હતા હે નારદ! (યુદ્ધ પ્રસગે) કોઈ દૈત્યે રોષથી શકરનુ વિમાન આકાશમા થી પાડી નાખ્યુ હતુ, ત્યારે સકટમા આવી પડેલા બ્રહ્મા તથા વિષ્ણુએ પ્રેરણા કરેલા શકરે દુર્ગાદેવીની સ્તુતિ કરી હતી, ત્યારે તે દેવી મગલચડીરૂપે પ્રકટયા હતા પછી તેમણે શકર આગળ કહ્યુ હતુ કે, 'હે પ્રભો! હવે તમને ભય નથી સર્વના ઈશ્વર ભગવાન વિષ્ણુ બળદરૂપે તમારુ વાહન થશે અને હુ તમારી યુદ્ધશકિતરૂપે થઈશ, એમા સશય નથી પછી હે વૃષધ્વજ! મૂલપ્રકૃતિના અશરૂપ વિષ્ણુની સહાયથી દેવોના સ્થાનનો નાશ કરનાર શત્રુ દૈત્યનો તમે નાશ કરજો ' એમ કહી તે દેવી અદૃશ્ય થયા હતા અને શકરની શકિતરૂપે થયા હતા પછી વિષ્ણુએ આપેલા શસ્ત્રથી શકરે દૈત્યનો નાશ કર્યો હતો હે મુનિશ્રેષ્ઠ નારદ! તે દૈત્ય જ્યારે પડયો, ત્યારે સર્વ દેવો તથા મહર્ષિઓએ ભકિતથી પોતાની ડોક નમાવીને શકર દેવની સ્તુતિ કરી હતી, અને તરત જ શકરના મસ્તક પર પુષ્પવૃષ્ટિ થઈ હતી તેમ જ સતુષ્ટ થયેલા બ્રહ્મા તથા વિષ્ણુએ તેમને શુભ આશિષ આપી હતી પછી બ્રહ્મા તથા વિષ્ણુએ ઉપદેશેલા શકરે સ્નાન કરી બરાબર ભકિતથી દેવી મગલચડીનુ પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, જાતજાતના વસ્ત્ર, પુષ્પ, ચદન, ભાતભાતના નૈવેદ્ય, બકરા, ઘેટા, પાડા, રોઝ, પક્ષીઓ, વસ્ત્રો, અલકારો, દૂધપાક, પકવાન્ન, મધ, અમૃત તથા અનેક જાતના ફળ અર્પણ કરી સગીત, નૃત્ય, વાદિત્ર, ઉત્સવ તથા નામકીર્તનપૂર્વક પૂજન કર્યુ હતુ તે વેળા હે નારદ! માધ્યદિની શાખામા કહેલા ધ્યાન વડ ભકિતપૂર્વક ધ્યાન કરી મૂળમત્રથી જ (પૂર્વોકત) સર્વ પદાર્થો દેવીને અર્પણ કર્યા હતા '**ॐ ह्रीं श्रीं क्लीं सर्वपूज्ये देवि मगलचण्डिके हुँ हुँ फट् स्वाहा।**' આ એકવીસ અક્ષરવાળો મૂલ મત્ર પૂજ્ય તથા કલ્પવૃક્ષ જેવો હોઈ ભકતોને સર્વ કામનાઓ આપનાર છે દશ લાખ જપ કરવાથી આ મત્ર અવશ્ય સિદ્ધ થાય છે હે નારદ! વેદમા

* આ અધ્યાયમા અઠ્ઠાવન શ્લોકોથી ટૂકમા મનગ ચંડીની કથા બતાવાર કહેવાશે.

કહેલુ સર્વસમત તેમનુ ધ્યાન હવે તમે સાભળો 'સોળ વર્ષની ઉંમરના, કાયમ અતિ સ્થિર યૌવન વાળા, પાકા બિબોડા જેવા હોઠવાળા, સુદર દાતવાળા, શુદ્ધ શરદઋતુના કમળ જેવા મુખવાળા, ધોળા ચપાના ફૂલ જેવા રગવાળા, સુદર કાળા કમળ જેવા નેત્રવાળા, જગતના માતા, સર્વને સર્વ સપત્તિ આપનાર અને ઘોર સસારસમુદ્રમા જ્યોતિરૂપ મગલ ચડિને સદા હુ ભજુ છુ' આમ તે દેવીનુ ધ્યાન કરવુ, હે મુનિ! હવે તેમનુ સ્તોત્ર સાભળો

મહાદેવ બોલ્યા હે જગતના માતા દેવિ મગલ ચડિકા! રક્ષા કરો, રક્ષા કરો હે વિપત્તિઓના સમૂહને હરનાર! હે હર્ષ તથા મગલને કરનાર! હે હર્ષ તથા મગલ કરવામા ચતુર! હે હર્ષ તથા મગલ આપનાર! હે શુભે! હે મગલ કરવામા નિપુણ! હે કલ્યાણ રૂપ! હે મગલચડિકા! હે મગલમા પણ મગલયોગ્ય! હે સર્વ મગલોના મગલ! હે સત્પુરુષોને મગલ દેનાર! હે દેવિ! હે સર્વના મગલોના સ્થાનરૂપ! હે મનોરમા મગલના આધારરૂપ! હે મોક્ષરૂપ મગલને આપનાર! હે સારરૂપ! હે મગલોના આધારરૂપ! હે સર્વ કર્મોના પારરૂપ! હે દરેક મગળવારે પૂજ્ય! હે વિશાળ સુખને આપનાર! તમે રક્ષા કરો, રક્ષા કરો' આ સ્તોત્રથી મગલચડીને સ્તવીને દરેક મગળવારે પૂજા અર્પીને શકર ગયા હતા એ રીતે સર્વ મગલરૂપ તે દેવીને શકરે પ્રથમ પૂજ્યા હતા તે પછી બીજી વાર મગલગ્રહે તેમને પૂજ્યા હતા તે પછી ત્રીજી વાર મગલ રાજાએ તે કલ્યાણીને પૂજ્યા હતા તે પછી ચોથી વાર મગળવારના દિવસે સ્ત્રીઓએ તેમને પૂજ્યા હતા અને પાચમી વાર મગલ ઇચ્છતા પુરુષોએ તેમને પૂજ્યા હતા એમ શકરે (પ્રથમ) પૂજેલા તે દેવી દરેક વિશ્વમા સદા પૂજનીય છે હે નારદ મુનિ! એમ પરમેશ્વરી મગલચડિકા સર્વ સ્થળે દેવો, મુનિઓ, મનુષ્યો તથા મનુઓને પૂજ્ય થયા છે જે મનુષ્ય સાવધાન થઇ મગલચડિકાનુ આ મગલસ્તોત્ર સાભળે છે, તેનુ મગલ જ થાય છે, અમગલ કદી થતુ નથી પુત્રો તથા પૌત્રો દ્વારા તેનુ મગલ હમેશા વધે છે

શ્રીનારાયણ બોલ્યા હે બ્રહ્માના પુત્ર! બે દેવીઓનુ આખ્યાન શાસ્ત્રાનુસાર કહ્યુ, હવે ધર્મના મુખથી મે સાભળેલુ મનસાદેવીનુ આખ્યાન તમે સાભળો તે ભગવતી કશ્યપ ઋષિની માનસી કન્યા છે, તેથી જ 'મનસા' કહેવાય છે વળી તે દેવી મન સાથે જ રમ્યા કરે છે, મનથી અવિનાશી પરમાત્માનુ ધ્યાન કર્યા કરે છે અને તે પરમાત્મામા એકાગ્રતારૂપ યોગ સાથે આનદ કરે છે, તેથી 'મનસા' કહેવાય છે આત્મામા રમતા અને વિષ્ણુભક્ત તે દેવી ત્રણ યુગ સુધી શ્રીકૃષ્ણ પરમાત્માનુ તપ કરીને યોગસિદ્ધ થયા છે (તપ કરવાથી) તેમનુ શરીર જૂના કપડા વગેરે જેવુ ઘસાઈ ગયુ હતુ, તે જોઈ ગોપીઓના પતિ ઈશ્વર પ્રભુ શ્રીકૃષ્ણે તેમનુ 'જરત્કારુ' નામ પાડયુ છે વળી કૃપાના ભડાર શ્રીકૃષ્ણે કૃપાથી તે દેવીને ઈચ્છિત ફળ આપ્યુ હતુ સર્વ સ્થળે તેમની પૂજા કરાવી હતી અને પોતે પણ પૂજા કરી હતી સ્વર્ગમા, નાગલોકમા, પૃથ્વી પર તથા બ્રહ્મલોકમા- એમ સર્વ જગતમા તે દેવી ખૂબ જ ધોળા રગના, સુદર તથા મનોહર છે, તેથી 'જગદ્ગૌરી' નામથી પણ પ્રખ્યાત થયા છે અને તે નામથી પણ તે સતી પૂજાય છે વળી તે દેવી શિવના શિષ્ય હોઈ 'શૈવી' પણ કહેવાય છે તેમ જ કાયમ વિષ્ણુની અત્યત ભક્તિ કરે છે તેથી 'વૈષ્ણવી' કહેવાય છે પરીક્ષિતના પુત્ર જનમેજયના યજ્ઞમા તે દેવીએ નાગોની રક્ષા કરી હતી, તેથી 'નાગેશ્વરી' તથા 'નાગ ભગિની' નામે પણ તે પ્રખ્યાત છે, વળી ઝેર દૂર કરવા તે સમર્થ છે તેથી 'વિષહરી' પણ કહેવાય છે મહાદેવ પાસેથી યોગસિદ્ધ તેમણે મેળવ્યો છે; તેથી 'સિદ્ધયોગિની' પણ કહેવાય છે, અને મોટુ જ્ઞાન યોગ તથા મૃતસજીવની નામની ઉત્તમ વિદ્યા તેમણે મેળવી છે, તેથી વિદ્વાનો તેમને 'મહાજ્ઞાનયુતા' પણ કહે છે વળી તે તપસ્વિની હોઈ મુનિશ્રેષ્ઠ આસ્તીકની માતા છે, તેથી 'આસ્તીકમાતા' નામથી પણ પૃથ્વી પર પ્રસિદ્ધ છે અને વિશ્વપૂજ્ય યોગી મુનિશ્રેષ્ઠ મહાત્મા 'જરત્કારુપ્રિયા' પણ કહેવાય છે, આમ 'જરત્કારુ, જગદ્ગૌરી મનસા, સિદ્ધયોગિની, વૈષ્ણવી, નાગભગિની, શૈવી, નાગેશ્વરી, જરત્કારુપ્રિયા, આસ્તીકમાતા, વિષહરી, મહાજ્ઞાન-

યુતા ' એવા બાર નામોવાળા તે દેવી વિશ્વપૂજ્ય છે જે મનુષ્ય પૂજા સમયે આ બાર નામોનો પાઠ કરે છે, તેને તથા તેના વંશમા જન્મેલા કોઈને પણ નાગોનો ભય રહેતો નથી વળી નાગના ભયવાળા શયનમા, નાગથી ઘેરાયેલા ઘરમા, નાગથી થયેલા મોટા સકટમા અને નાગથી વીંટાયેલા શરીર વખતે પણ આ (બાર નામોના ઉચ્ચારરૂપ) સ્તોત્રનો પાઠ કરીને ભયથી છૂટી જાય છે, એમા સશય નથી જે મનુષ્ય કાયમ આ સ્તોત્રનો પાઠ કરે છે, તેને જોઈ નાગ નાસી જાય છે અને દશ લાખનો જપ કરવાથી મનુષ્યાને અવશ્ય સ્તોત્ર સિદ્ધ થાય છે જે મનુષ્યને આ સ્તોત્રની સિદ્ધિ થઈ હોય, તે ઝેર ખાઈ જવા સમર્થ થાય છે અને નાગોના શણગાર ધરી નાગોનુ વાહન કરી શકે છે, એટલુ જ નહિ, પણ તે મહાસિદ્ધ મનુષ્ય નાગરૂપ આસનવાળો તથા નાગ રૂપ શય્યાવાળો પણ થઈ શકે છે અને અતે વિષ્ણુ સાથે જ દિવસરાત આનદ કરે છે ૧-૫૮

**नागासनो नागतल्पो महासिद्धो भवेन्नर. ।**
**अन्ते च विष्णुना सार्धं क्रीडत्येव दिवानिशम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૪૭ મો સમાપ્ત

# અધ્યાય ૪૮ મો*

## મનસાદેવીનું આખ્યાન

श्रीनारायण उवाच

**मत्त॰ पूजाविधान च श्रूयता मुनिपुङ्गव ।**
**ध्यानं च सामवेदोक्त प्रोक्त देवीविधानकम् ॥**

શ્રીનારાયણ બોલ્યા હે મુનિશ્રેષ્ઠ! સામવેદમા કહેલુ મનસાદેવીનુ પૂજાવિધાન તથા ધ્યાન મારી પાસેથી તમે સાભળો 'ધોળા ચપાના ફૂલ જેવા રગવાળા, રત્નોના શણગારોથી શણગારેલા, અગ્નિ શુદ્ધ વસ્ત્રો ધારણ કરતા, નાગોરૂપી જનોઈવાળા, મહાજ્ઞાની, ઉત્તમ જ્ઞાનીઓમા શ્રેષ્ઠ, સિદ્ધોના અધિષ્ઠાત્રી દેવી અને સિદ્ધ હોઈ સિદ્ધિ આપનારા મનસા દેવીને હુ ભજુ છુ ' એમ ધ્યાન કરી વેદોક્ત મૂળમત્રથી જ ભાતભાતના નૈવેદ્ય, ધૂપ, પુષ્પ ચદન તથા વિલેપન અર્પણ કરી મૂળમત્રથી જ દેવીનુ પૂજન કરવુ હે નારદ મુનિ! એ દેવીનો બાર અક્ષરોવાળો મૂળમત્ર જો સારી રીત સિદ્ધ થયો હોય, તો ખરેખર કલ્પવૃક્ષ રૂપ થાય છે '**ॐ ह्रीं श्रीं क्लीं ऐं मनसादेव्यै स्वाहा**' આવો તેમનો મૂળમત્ર કહેવાય છે પાચ લાખ જપવાથી મનુષ્યને આ મત્ર સિદ્ધ થાય છે જે મનુષ્યને આ મત્રની સિદ્ધિ થાય, તે પૃથ્વી પર સિદ્ધ થાય છે, ધન્વતરિ જેવો બને અને ઝેર પણ તેને અમૃત જેવુ થાય છે હે નારદ! સક્રાતિના દિવસે સ્નાન કરી ગુપ્ત એટલે ભોયરા વગેરેમા કાળજી- થી મનસાદેવીનુ આવાહન કરી અત્યત ભક્તિથી તેમનુ પૂજન કરવુ અથવા પાચમના દિવસે મનથી મનસાદેવીનુ ધ્યાન કરતો જે મનુષ્ય તે દેવીને બલિ- દાન દે છે, તે અવશ્ય ધનવાન, પુત્રવાન તથા કીર્તિમાન થાય છે હે મહાભાગ્યશાળી નારદ! મનસા- દેવીનુ પૂજાવિધાન કહ્યુ હવે ધર્મના મુખથી મેં સાભળેલુ એમનુ આખ્યાન હુ કહુ છુ, સાભળો પૂર્વે પૃથ્વી પર સર્વ મનુષ્યો નાગોના ભયથી વ્યાકુળ બન્યા હતા પછી તેઓ મુનિશ્રેષ્ઠ કશ્યપને શરણે ગયા, એટલે બ્રહ્મા સહિત કશ્યપ પણ ભય પામ્યા પછી તેમણ બ્રહ્માના ઉપદેશોથી વેદોક્ત બીજો અનુસાર (સર્પાદિના ઝેર દૂર કરનારા) મત્રો ઉત્પન્ન કર્યા અને તપના સામર્થ્યથી તે મત્રોના અધિષ્ઠાત્રી દેવીને મનથી ઉત્પન્ન કર્યા એમ તે દેવી મનથી ઉત્પન્ન થયા છે, માટે 'મનસા' નામે પ્રસિદ્ધ થયા છે, અને એમ ઉત્પન્ન થઈ કુમારી અવસ્થામા રહેલા તે દેવી શકરના સ્થાનરૂપ કૈલાસમા ગયા હતા અને ત્યા ચદ્રશેખર શકરનુ ભક્તિથી પૂજન કરી તેમની સ્તુતિ કરતા હતા કશ્યપ મુનિના પુત્રી તે મનસાએ દેવતાઈ એક હજાર વર્ષ સુધી શકરનુ સેવન કર્યુ, એટલે તરત જ પ્રસન્ન થતા મહેશ્વર તેમના પર પ્રસન્ન થયા હતા હે નારદ મુનિ! તેમણે મનસાને મોટુ જ્ઞાન આપ્યુ સામવેદ ભણાવ્યો અને આઠ અક્ષરવાળો કલ્પવૃક્ષ સમાન શ્રીકૃષ્ણનો મત્ર આપ્યો એ મત્રમા પ્રથમ લક્ષ્મીનુ બીજ, તે પછી માયાબીજ, તે પછી કામબીજ, તે પછી '**कृष्ण**'

* આ અધ્યાયમાં એકસો પિસ્તાળીસ શ્લોકોથી મનસા દેવીની કથા, સ્તોત્ર, ધ્યાન વગેરે કહેવાશે.

શબ્દની ચોથી વિભક્તિનુ એક વચન તથા પહેલુ 'નમ' પદ હોય છે (એટલે 'શ્રીં હ્રીં ક્લીં કૃષ્ણાય નમ' આવો આઠ અક્ષરોવાળો તે મત્ર છે) તે પછી ત્રૈલોક્યમગલ નામનુ કવચ અને વેદમા કહેલો સર્વમાન્ય પૂજનક્રમ તથા પુરશ્ચરણનો ક્રમ પણ બતાવ્યો હતો એમ તે સતી મુનિપુત્રી મહાદેવ પાસથી બધુ મેળવીને શકરની આજ્ઞાથી તપ કરવા માટે પુષ્કરક્ષેત્રમા ગયા હતા અને ત્યા ત્રણ યુગ સુધી શ્રીકૃષ્ણ પરમાત્માનુ તપ કરી તે સાધ્વી દેવીએ સિદ્ધ થઈ પોતાની સામે પ્રભુ કૃષ્ણના દર્શન કર્યા હતા કૃપાના ભડાર શ્રીકૃષ્ણે તપથી દૂબળા અગવાળા તે બાળાને જોઈ કૃપાથી પ્રથમ પોતે જ તેમનુ પૂજન કર્યુ હતુ ને પછી સર્વ લોકો પાસે તેમનુ પૂજન કરાવ્યુ હતુ ઉપરાત તેમને વરદાન આપ્યુ હતુ કે, 'સસારમા તમે પૂજ્ય થાઓ' એમ તે કલ્યાણીને વરદાન આપી ભગવાન અદૃશ્ય થયા હતા એમ પરમાત્મા શ્રીકૃષ્ણે પ્રથમ મનસાદેવીને પૂજ્યા હતા, બીજી વાર શકરે જ તેમને પૂજ્યા હતા અને પછી કશ્યપે, દેવોએ, મુનિઓએ, મનુએ, નાગોએ તથા મનુષ્યો વગેરેએ તેમને પૂજ્યા હતા પછી ઉત્તમ વ્રતવાળા તે દેવી ત્રણે લોકમા પૂજાયા છે તેમને કશ્યપ મુનિએ મહામુનિ જરાત્કારુને પૂર્વે આપ્યા હતા મુનિશ્રેષ્ઠ જરત્કારુએ પણ બ્રહ્માની આજ્ઞાથી માગ્યા વિના જ તેમનો સ્વીકાર કર્યો હતો એ રીતે વિવાહ કર્યા પછી એક દિવસ લાબા કાળના તપથી થાકેલા મહા યોગી જરત્કારુ પુષ્કરક્ષેત્રમા વડના ઝાડ પાસે નિદ્રાના ઈશ્વર પ્રભુનુ સ્મરણ કરી મનસાદેવીની જાઘ ઉપર (માથુ મૂકી) ઊંઘી ગયા હતા જોતજોતામા સૂર્ય અસ્ત પામ્યો અને સાયકાળ થવા આવ્યો, ત્યારે સદ્ગુણી તે પતિવ્રતા મનસાદેવી ધર્મના નાશના ભયથી જ મન વડે વિચારી ચિતામા પડયા કે, 'દ્વિજવર્યોના નિત્યકર્મરૂપ પાછલી સધ્યા નહિ કરીને મારા પતિ બ્રહ્મહત્યા વગેરે પાપને પામશે, કારણ કે 'જે દ્વિજ પહેલી—પ્રાતસધ્યા તથા છેલ્લી—સાય સધ્યા કરતો નથી, તે સર્વ કર્મોમા નિત્ય અપવિત્ર મનાય છે અને બ્રહ્મહત્યા વગેરેને પામે છે, આમ વેદમા કહ્યુ છે' એમ વિચારી તે સુદરીએ પતિને જગાડયા, પણ હે નારદ મુનિ! જાગીને તે મુનિશ્રેષ્ઠ તેના પર ગુસ્સે થયા (ને કહેવા લાગ્યા)

જરત્કારુ મુનિ બોલ્યા 'હે સાધ્વિ! સુખમા રહેલા મારો નિદ્રાનો તે ભગ કેમ કર્યો? જે સ્ત્રી પોતાના પતિનો અપકાર કરે છે, તેના વ્રત વગેરે વ્યર્થ થાય છે પતિનુ અપ્રિય કરતી સ્ત્રીનુ તપ, અનશન, વ્રત તથા દાન વગેરે જે કઈ સત્કર્મ હોય, તે સર્વે નિષ્ફળ થાય છે જે સ્ત્રીએ પોતાના પતિને પૂજ્યો હોય, તેણે શ્રીકૃષ્ણને પૂજ્યા છે, એમ સમજવુ કારણ કે પતિવ્રતાના વ્રત માટે શ્રીહરિ પોતે જ તેના પતિરૂપે થયા હોય છે સર્વ દાન, સર્વ યજ્ઞ, સર્વ તીર્થોનુ સેવન, વ્રત, ઉપવાસ વગેરે સર્વ તપ, સર્વ ધર્મ, સત્ય તથા સર્વ દેવોની પૂજા એ બધુ પતિસેવાના સોળમા અશને પણ યોગ્ય નથી પવિત્ર ભરતખડમા જે સ્ત્રી પોતાના પતિને સેવે છે, તે વૈકુઠમા પોતાના સ્વામીની સાથે બ્રહ્મપદને પામે છે હે સતિ! દુષ્ટ કુળમા જન્મેલી જે સ્ત્રી પોતાના પતિનુ અપ્રિય કરે છે અને પતિને અપ્રિય કહે છે તેનુ ફળ તુ સાભળ તે સ્ત્રી જ્યા સુધી ચદ્ર-સૂર્ય છે, ત્યા સુધી કુભીપાક નરકમા પડે છે અને પછી પતિપુત્ર વિનાની ચાડાલી થાય છે' એમ કહેતા તે મુનિશ્રેષ્ઠના હોઠ ફરકી રહ્યા, તેથી સાધ્વી મનસા કપવા લાગ્યા ને ભયથી પતિને કહેવા લાગ્યા

મનસા બોલ્યા હે ઉત્તમ વ્રતધારી મહાભાગ! સધ્યાના નાશના ભયથી જ મે તમારી નિદ્રાનો ભગ કર્યો છે, માટે દુષ્ટ છતા મારા પર શાતિ રાખો જે મનુષ્ય કોઈના શૃગાર, આહાર તથા નિદ્રાનો ભગ કરે છે, તે જ્યા સુધી ચદ્રસૂર્ય છે, ત્યા સુધી કાલસૂત્ર નરકમા જાય છે (એ હુ જાણુ છુ)' એમ કહી મનસાદેવી ભક્તિથી સ્વામીના ચરણ કમળમા પડયા ને ભય પામી વારવાર રડવા લાગ્યા હે નારદ! તે વેળા કોપ પામેલા મુનિ સૂર્યને શાપ આપવા તૈયાર થયા હતા. તે જોઈ ભગવાન સૂર્ય પોતે સધ્યા સાથે ત્યા આવીને ભયભીત થઈ વિનયથી તેમને યોગ્ય વચન કહેવા લાગ્યા

સૂર્યે કહ્યુ 'સૂર્યાસ્ત સમય જોઈને પતિવ્રતા મનસાએ ધર્મના નાશના ભયથી તમને જગાડયા હતા, માટે હે ભગવન! ક્ષમા કરો, હુ તમારે શરણે આવ્યો છુ, તેથી હે મુનિ! મને શાપ આપવા તમે યોગ્ય નથી બ્રાહ્મણોનુ હૃદય કાયમ માખણ જેવુ (કોમળ) હોય છે તેમનો ક્રોધ અર્ધ ક્ષણ જ રહે છે કારણ કે તેથી વધારે કાળ રહે તો જગત ભસ્મ થઈ જાય (સાચો) બ્રાહ્મણ ફરી સૃષ્ટિ કરવા સમર્થ છે, માટ બ્રાહ્મણથી અધિક તેજસ્વી કોઈ પણ નથી બ્રહ્મતેજથી પ્રકાશતો બ્રાહ્મણ બ્રહ્માના વશરૂપ છે, માટ તણે તો સનાતન બ્રહ્મજ્યોતિરૂપ શ્રીકૃષ્ણનુ જ નિત્ય ચિંતન કર્યા કરવુ ' એવુ સૂર્યનુ વચન સાભળી બ્રાહ્મણ જરત્કારુ પ્રસન્ન થયા ત્યારે સૂર્ય તે બ્રાહ્મણની આશિષ લઈ પોતાના સ્થાને ગયા બ્રાહ્મણ જરત્કારુએ પોતાની* પ્રતિજ્ઞા પાળવા શોકયુક્ત થઈ રડતા મનસાનો દુ ખી હૃદયે ત્યાગ કર્યો હતો તે વેળા એ વિપત્તિમા ભયથી દૂબળા થયેલા મનસાએ ગુરુ શકરનુ, ઈષ્ટદેવ શ્રીહરિનુ તથા જન્મ દાતા કશ્યપનુ સ્મરણ કર્યુ હતુ, એટલે મનથી ચિંત વેલા ગોપીપતિ શ્રીકૃષ્ણ, ભગવાન શકર, બ્રહ્મા તથા કશ્યપ ત્યા આવ્યા હતા બ્રાહ્મણ જરત્કારુએ પ્રકૃતિથી પર હોઈ નિર્ગુણ પોતાના ઈષ્ટદેવ શ્રીકૃષ્ણને જોઈ વારવાર પ્રણામ કર્યા અને પરમભકિતથી તેમની સ્તુતિ કરી, તેમ જ શકર, બ્રહ્મા તથા કશ્યપને પણ નમસ્કાર કર્યા પછી 'હે દેવો! તમારુ આવવુ કેમ થયુ છે?' એવો તેમણે પ્રશ્ન કર્યો, ત્યારે તેમનુ વચન સાભળી બ્રહ્મા શ્રીકૃષ્ણના ચરણકમળમા નમ સ્કાર કરી તરત સમયોચિત વાકય કહેવા લાગ્યા,

બ્રહ્મા બોલ્યા હે મુનિ! પોતાના ધર્મિષ્ઠ ધર્મપત્ની સતી મનસાને જોકે તમે ત્યજ્યા છે, તો પણ સ્વધર્મને પાળવા એમનામા પુત્રની ઉત્પત્તિ કરો કેમ કે પાતાની સ્ત્રીમા પુત્રની ઉત્પત્તિ કર્યા પછી જ તેનો ત્યાગ થઈ શકે જે વૈરાગ્યવાન પુરુષ પોતાની સ્ત્રીમા પુત્રની ઉત્પત્તિ કર્યા વિના તેનો ત્યાગ કરે છે, તેનુ પુણ્ય, જેમ ચાળણીમાથી પાણી સ્રવી જાય તેમ સ્રવી જાય છે

હે મુનિશ્રેષ્ઠ નારદ! બ્રહ્માનુ તે વચન સાભળી જરત્કારુ મુનીશ્વર યોગબળથી (પુત્ર ઉત્પન્ન કરવા) મત્રોચ્ચારપૂર્વક મનસાની નાભિનો સ્પર્શ કર્યો અને તેને આ પ્રમાણે કહ્યુ

જરત્કારુ બોલ્યા 'હે મનસા! આ ગર્ભથી તમને પુત્ર થશે એ પુત્ર જિતેન્દ્રિયોમા શ્રેષ્ઠ, ધાર્મિક, બ્રાહ્મણોમા અગ્રણી, તેજસ્વી, તપસ્વી, યશસ્વી, ગુણવાન, વેદવેત્તાઓમા શ્રેષ્ઠ જ્ઞાની તથા યોગીઓમા ઉત્તમ થશે જે પુત્ર વિષ્ણુભકત તથા ધાર્મિક હોય, તે કુળનો ઉદ્ધાર કરે છે તેના માત્ર જન્મથી સર્વ પિતૃઓ હર્ષથી નાચ કરે છે જે કુળવાન સ્ત્રી પતિવ્રતા સારા સ્વભાવની પતિ સામે પ્રિય બોલ નારી, ધર્મિષ્ઠા તથા પુત્રની માતા હોય છે તે કુળનુ રક્ષણ કરનારી સ્ત્રી છે જે બધુ હરિભકિત આપે તે જ ખરો બધુ છે પણ કેવળ ઈષ્ટ સુખ આપનારો હાય તે બધુ નથી જે પિતા શ્રીહરિનો માર્ગ દર્શાવે તે જ પિતા છે, જે ગર્ભધારિણી—માતા ગર્ભવાસથી છોડાવે તે જ માતા છે જે બ્હેન યમના ભયથી છોડાવે, તે જ દયાસ્વરૂપ બ્હેન છે જે ગુરુ વિષ્ણુમત્ર, વિષ્ણુભકિત અને જ્ઞાન આપે છે તે જ ગુરુ છે અને બ્રહ્મથી માડી થૂમ્બડા સુધીનુ સ્થાવર-જગમ જગત જેમનાથી ઉત્પન્ન થઈ જેમ નામા લય પામે છે તે પરબ્રહ્મનુ ચિંતન કરવુ, એ જ ખરુ જ્ઞાન છે તેથી બીજુ કયુ જ્ઞાન હોય? વેદથી તથા યજ્ઞોથી થતુ જે કઈ છે, તેનો સાર શ્રીહરિસેવા જ છે, તત્ત્વોનો સાર પણ તે જ છે શ્રીહરિ વિના બીજુ બધુ નકામુ જ છ આ જ્ઞાન મે તને આપ્યુ છે, તેનુ કારણ પણ આ જ છે કે, જે સ્વામી જ્ઞાન આપ છે, તે જ સ્વામી છે કારણ કે જ્ઞાનને લીધે મનુષ્ય બધનથી છૂટે છે, જે બધન આપે છે, તે તો શત્રુ જ છે જે ગુરુ વિષ્ણુભકિત સહિત જ્ઞાન આપતો નથી, તે શત્રુ છે અને શિષ્યના નાશ કરનાર છે, કારણ કે તે ગુરુ શિષ્યને બધનથી છોડાવતા નથી માતાના ગર્ભમા થતા દુ ખથી તથા યમના વદનથી જે છોડાવતો

* જરત્કારુએ લગ્ન કરતી વેળા પ્રતિજ્ઞા કરી હતી કે, 'મારી સ્ત્રી જો મારી આજ્ઞા નહિ પાળે તા તનો હુ ત્યાગ કરીશ.' આ કથા બીજા પુરાણમા પ્રસિદ્ધ છે

નથી, તેને ગુરુ, પિતા કે બાંધવ કેમ કહી શકાય? પરમાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણના અવિનાશી માર્ગને જે કાયમ ન મતાવે, તે મનુષ્યોનો બાંધવ કેમ થાય? માટે હે સાધ્વિ! નિર્ગુણ, અચ્યુત શ્રીકૃષ્ણરૂપ પર બ્રહ્મનુ તુ ભજન કર. તેમની સેવાથી મનુષ્યોના કર્મ નાશ પામે છે. હે પ્રિયે! મે કપટથી તને ત્યજી છે, એ મારો અપરાધ તુ ક્ષમા કર. ક્ષમાવાળી ઉત્તમ સ્ત્રીઓને સત્વગુણને લીધે ક્રોધ થતો નથી. હે દેવિ! હવે હુ સુખપૂર્વક પુષ્કર ક્ષેત્રમા તપ કરવા જાઉ છુ. કેમકે નિસ્પૃહ મનુષ્યોના મનોરથો શ્રીકૃષ્ણના ચરણકમળ માટે જ હોય છે.' જરત્કારુનુ એ વચન સાભળી મનસા શોકથી વ્યાકુળ થઈ આસુભરેલા નેત્રે વિનયથી પતિને કહેવા લાગી.

મનસાએ કહ્યુ : હે પ્રભો! નિદ્રાનો ભગ કરવાથી મારો ત્યાગ કરવામા તમારો દોષ જ નથી. પણ હવે જે વેળા હુ તમને યાદ કરુ, તે વેળા તમે મારી પાસે આવજો. બધુનો વિયોગ દુઃખરૂપ હોય છે, પુત્રનો વિયોગ તે કરતા પણ અધિક દુઃખરૂપ હોય છે, પતિનો વિયોગ તો સર્વ કરતા વધારે દુઃખરૂપ હોઈ પ્રાણના નાશથી પણ અધિક છે. પતિવ્રતા સ્ત્રીઓને પોતાનો પતિ સો પુત્રો કરતા પણ અધિક પ્રિય હોય છે. સ્ત્રીઓને સર્વ કરતા પતિ વધારે પ્રિય હોય છે, તેથી વિદ્વાનો પતિને 'પ્રિય' કહે છે. જેમ એક પુત્રવાળાનુ મન પુત્ર ઉપર, વૈષ્ણવોનુ મન શ્રીહરિ ઉપર, એક નેત્રવાળાનુ મન એક નેત્ર ઉપર, તરસ્યાનુ મન પાણી ઉપર, ભૂખ્યાનુ મન અન્ન ઉપર, કામીઓનુ મન મૈથુન ઉપર, ચોરનુ મન પારકા ધન ઉપર, દુષ્ટ સ્ત્રીનુ મન જાર ઉપર, વિદ્વાનોનુ મન શાસ્ત્ર ઉપર અને વેપારીનુ મન વેપાર ઉપર જ હોય છે, તેમ પતિવ્રતા સ્ત્રીઓનુ મન નિરતર પતિ ઉપર જ હોય છે. એમ કહી મનસાદેવી સ્વામીના પગમા પડ્યા. તે વેળા કૃપાના ભડાર મુનિ જરત્કારુએ કૃપાને લીધે મનસાને પોતાના ખોળામા લીધા અને નેત્રના જળથી ક્ષણ વાર તમને નવડાવી દીધા. વિયોગથી વ્યાકુળ થયેલા મનસાએ પણ આસુથી ભિજાઈ જતા નેત્રે મુનિના ખોળાને સીચવા માડ્યો. પછી તે બન્ને સ્ત્રી-પુરુષ જ્ઞાનના બળથી શોકરહિત થયા. બ્રાહ્મણ જરત્કારુ પોતાની પ્રિયાને બોધ આપી શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણકમળનુ સ્મરણ કરીને તપ કરવા ગયા અને મનસાદેવી પોતાના ગુરુ શકરના ઘરરૂપ કૈલાસમા ગયા. ત્યા શોકથી દૂબળા થયેલા મનસાને પાર્વતીએ બોધ આપ્યો, તેમ જ કલ્યાણના સ્થાનરૂપ શકરે કલ્યાણકારી જ્ઞાન વડે તેમને ખૂબ સમજાવ્યા. તે પછી પતિવ્રતા મનસાએ અતિ ઉત્તમ દિવસે માગલિક ક્ષણે નારાયણના અશરૂપ અને યોગીઓ તથા જ્ઞાનીઓના ગુરુ-પુત્રને જન્મ આપ્યો. એ બાળક જ્યારે ગર્ભમા હતો, ત્યારે તેણે શકરના મુખથી ઉત્તમ જ્ઞાન સાભળ્યુ હતુ. જેથી તે મોટો યોગી અને જ્ઞાનીઓના ગુરુ થયો હતો. શકરે એ બાળકના કલ્યાણ માટે જાતકર્માદિ સસ્કારો કરાવ્યા, તેને વેદો ભણાવ્યા અને મણિઓ તથા રત્નોના મુકુટો બ્રાહ્મણોને આપ્યા. તે જ પ્રમાણે પાર્વતીએ જાતજાતના રત્નોનુ તથા એક લાખ ગાયોનુ દાન કર્યુ. તે પછી શકરે એ બાળકને ચાર વેદો, વેદોના અગો અને બીજા ગ્રથો પણ ભણાવ્યા. તેમ જ મૃત્યુને જીતનાર ઉત્કૃષ્ટ જ્ઞાન આપ્યુ. મનસાદેવીને પોતાના પતિ પર ઇષ્ટદેવ ઉપર તથા ગુરુ ઉપર ઘણી જ ભકિત હતી, જેથી તેનો પુત્ર 'આસ્તીક' નામે જ પ્રસિદ્ધ થયો. તે શકરની આજ્ઞાથી પુષ્કરક્ષેત્રમા વિષ્ણુનુ તપ કરવા ગયો હતો. તપોધન આસ્તીક શકર પાસેથી જ પરમાત્માનો મહામત્ર મેળવી દેવતાઈ ત્રણ લાખ વર્ષ સુધી તપ કરી મહાયોગી બની પ્રભુ શકરને નમસ્કાર કરવા પાછો કૈલાસમા જ આવ્યો અને શકરને નમસ્કાર કરી ત્યા જ રહીને પછી તે બાળક તથા મનસા એ બન્ને પિતા કશ્યપના આશ્રમમા આવ્યા. પ્રજાપતિ કશ્યપ પુત્ર સહિત મનસાને જોઈ આનદ પામ્યા. હે નારદ મુનિ! તેમણે બાળકના કલ્યાણ માટે સો લાખ રત્નો બ્રાહ્મણોને દાનરૂપે આપ્યા તથા અસખ્ય બ્રાહ્મણોને ભોજન કરાવ્યા. અદિતિ, દિતિ તથા બીજી સ્ત્રીઓ પણ આનદ પામી. પછી તે મનસા દેવી પોતાના પિતાને ઘેર પુત્ર સાથે ઘણા કાળ સુધી કાયમ રહ્યા હતા. હવે તેનુ આખ્યાન હુ કહુ છુ, તમે સાભળો. હે નારદ! અભિમન્યુના પુત્ર પરીક્ષિતને કર્મરૂપ

દૈવના દોષથી બ્રાહ્મણનો શાપ થયો હતો કે, 'સાત દિવસ ગયા પછી તક્ષક નાગ તને બાળી નાખશે' શૃંગી ઋષિએ કૌશિકી નદીના જળથી તે શાપ આપ્યો હતો તે ખબર સાભળી રાજા પરીક્ષિત સાત દિવસ સુધી દેહની રક્ષામા તત્પર રહી જ્યા વાયુ પણ ન આવી શકે એવા સ્થાનમા આવીને રહ્યો હતો સાત દિવસ ગયા એટલે તક્ષક નાગ રાજાને કરડવા માટે રસ્તે જતો હતો તેને એ જ રસ્તા પર જતા ધન્વતરિ નામના બ્રાહ્મણે જોયો તે બનેનો પરસ્પર સવાદ થયો અને ઉત્તમ પ્રીતિ પણ થઈ, જેથી ધન્વતરિએ મણિ પ્રાપ્ત કર્યો, જેને તક્ષકે પોતાની ઈચ્છાથી આપ્યા હતો તે મણિ લઈને સતોષ પામેલો ધન્વતરિ હર્ષ પામેલા મનવાળો થઈ (પોતાના ઘર તરફ જતો) રહ્યો, અને તક્ષક માચડા પર રહેલા રાજાને કરડયો રાજા તરત જ દેહ છોડીને પરલોકમા ગયો હે નારદ! પછી જનમેજય રાજાએ પોતાના પિતા પરીક્ષિતના મરણસસ્કાર કરાવ્યા અને 'સર્પસત્ર' નામે યજ્ઞ કરાવ્યો તેમા બ્રાહ્મણોના તેજથી સર્પોના સમૂહો મરણ પામ્યા, એટલે ભય પામેલો તક્ષક નાગ મહેન્દ્રને શરણે ગયો ત્યારે બ્રાહ્મણ સમુદાય ઇંદ્ર સહિત તક્ષકનો નાશ કરવા તૈયાર થયો, એટલે ઇદ્ર સહિત દેવતાઓ મનસાદેવીની પાસે ગયા ભયથી કાયર ને વિહ્વળ થયેલા ઇદ્રે મનસાદેવીની સ્તુતિ કરી, એટલે માતાની આજ્ઞાથી આસ્તીકે યજ્ઞમા જઈને શ્રેષ્ઠ રાજા જનમેજય પાસે મહેન્દ્ર તથા તક્ષકના પ્રાણ બચાવવા માગણી કરી રાજાઓમા ઉત્તમ જનમેજયે બ્રાહ્મણોની આજ્ઞાથી તેને એ વરદાન આપ્યુ અને તેની કૃપાને લીધે યજ્ઞ સમાપ્ત કરી આનદથી બ્રાહ્મણોને દક્ષિણા આપી બ્રાહ્મણો, મુનિઓ તથા દેવો મનસા પાસે જઈને મનસાની પૂજા કરવા લાગ્યા અને અલગ અલગ તેમની સ્તુતિ કરવા લાગ્યા ઇદ્રે પણ પૂજાસાહિત્ય એકઠુ કરી સદા ભક્તિયુક્ત અને પવિત્ર રહી મનસાની પૂજા કરી, ઘણા જ આદરપૂર્વક સ્તુતિ કરી અને નમસ્કાર કરી સતુષ્ટ થઈને તેમને પ્રિય ષોડશોપચાર તથા બલિદાન અર્પણ કર્યા આ રીતે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવની આજ્ઞાથી મનસાદેવીને સારી રીતે પૂજીને તેઓ પોતપોતાને સ્થાને ગયા હતા એમ મનસાદેવીનુ સર્વ આખ્યાન કહ્યુ, હવે વિશેષ શુ સાભળવા તમે ઈચ્છો છો?

નારદે પૂછ્યુ મહેન્દ્રે સતી મનસાની કયા સ્તોત્રથી સ્તુતિ કરી હતી? તેમ જ તેમની પૂજા-વિધિનો ક્રમ બરાબર સાભળવા હુ ઈચ્છુ છુ

શ્રીનારાયણ બોલ્યા સારી રીતે નાહી, પવિત્ર થઈ, આચમન કરી, ધોયેલા બે વસ્ત્રો પહેરીને ઇદ્રે રત્નના સિહાસન પર ભક્તિપૂર્વક મનસાદેવીને બેસાડયા હતા પછી રત્નના કળશમા રહેલા સ્વર્ગગગાના જળથી જ વેદમત્રોના ઉચ્ચારપૂર્વક તેમને સ્નાન કરાવ્યુ હતુ પછી ભક્તિયુક્ત થઈ સર્વાંગે ચદન કરી અગ્નિશુદ્ધ તથા મનોહર બે વસ્ત્રો તેમને પહેરાવ્યા હતા એ રીતે પ્રથમ ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ તથા દુર્ગા, એ છ દેવોનુ પૂજન કરીને પછી મનસા સતીનુ પૂજન કર્યુ હતુ તેમા દેવોના નાયક ઇંદ્ર '**ॐ ह्रीं श्रीं क्लीं मनसादेव्यै स्वाहा**' એ દશ અક્ષરોવાળા મૂળમત્રથી બધુ યથાયોગ્ય અર્પણ કર્યુ હતુ અને દુર્લભ ષોડશોપચારો અર્પણ કર્યા પછી વિષ્ણુએ પ્રેરણા કરેલા ઇદ્રે ભક્તિ તથા આનદથી તેમની પૂજા કરી હતી અને ત્યા અનેક પ્રકારના વાદિત્ર વગડાવ્યા હતા એ સમયે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવની અને દેવોની આજ્ઞાથી મનસાદેવી પર આકાશમાથી પ્રિય પુષ્પવૃષ્ટિ થઈ હતી પછી આસુ સહિત નેત્રોવાળા અને રોમાચિત શરીરવાળા ઇદ્રે આમ સ્તુતિ કરી

ઇદ્ર બોલ્યો 'હે દેવિ! પતિવ્રતા સ્ત્રીઓમા સર્વથી શ્રેષ્ઠ અને ઉત્તમ તમારી સ્તુતિ કરવા હુ ઇચ્છુ છુ પણ પરથી પર અને સર્વોત્કૃષ્ટ શોભાવાળા તમારી સ્તુતિ કરવા હમણા હુ સમર્થ થઈ શકતો નથી 'ઇષ્ટ દેવના સ્વભાવના વર્ણનરૂપ અને તેમા જ જે તત્પર હોય તે સ્તોત્ર કહેવાય' આવુ સ્તોત્રનુ લક્ષણ વેદમા કહ્યુ છે તો હે પ્રકૃતિરૂપ દેવિ! તે પ્રમાણે તમારા ગુણોની ગણતરી કરવા હુ સમર્થ નથી તમે શુદ્ધ સત્ત્વગુણસ્વરૂપ હોઈ કોપ અને હિંસાથી રહિત છો તે જ કારણથી જરત્કારુ મુનિ તમારો ત્યાગ કરવા સમર્થ થયા ન હતા અને તે માટે તમારી પાસે તેમણે ક્ષમાની

યાચના કરી હતી મે મારી માતા અદિતિની પેઠે જ પતિવ્રતા તમને પૂજ્યા છે, કારણ કે હે દેવોના ઈશ્વરિ! દયાસ્વરૂપ બ્હેનની પેઠે અને ક્ષમાસ્વરૂપ માતાની પેઠે તમે મારા પ્રાણ, પુત્રો તથા સ્ત્રીઓનુ રક્ષણ કર્યું છે હુ તમારી પૂજા કરુ છુ તેથી તમારી પ્રીતિ કાયમ વૃદ્ધિ પામો હે જગદમ્બ! તમે સર્વ સ્થળે જોકે હમેશા પૂજ્ય છો, તોપણ હે દેવેશ્વરિ! હુ તમારી પૂજા વધારુ છુ જે મનુષ્યો આષાઢ માસની સક્રાંતિના દિવસે, નાગપાચમે, માસના અતે અથવા દરરોજ ભકિતથી તમારી પૂજા કરશે, તેઓને પુત્ર-પૌત્ર વગેરેની તથા ધનની વૃદ્ધિ થશે એટલુ જ નહિ, પણ તેઓ યશસ્વી, કીર્તિમાન, વિદ્યાવાન તથા ગુણવાન થશે, પણ જે લોકો અજ્ઞાનને લાવે તમારી પૂજા નહિ કરે ને ઉલટ નિંદા કરશે, તેઓ લક્ષ્મીરહિત થશે અને તેઓને કાયમ નાગોનો ભય રહેશે, કેમ કે વૈકુઠમા જે લક્ષ્મી છે, તેમના અશરૂપ તમે પોતે સર્વના લક્ષ્મી છો અને મુનીશ્વર ભગવાન જરત્કારુ નારાયણના અશરૂપ છે પિતા કશ્યપે અમારી રક્ષા કરવા જ પોતાના તપ તથા તેજમાથી મન વડે તમને ઉત્પન્ન કર્યા છે, માટે તમે 'મનસા' નામે કહવાયા છો હે મનસાદેવિ! તમે પોતે જ પોતાની શકિતથી યોગસિદ્ધિ થયા છો, તેથી તમે મનસાદેવી (સર્વથી) પૂજેલા તથા વદેલા થાઓ દેવો અત્યત ભકિતથી મન વડે કાયમ તમને પૂજે છે, તેથી વિદ્વાનો તમને 'મનસાદેવી' કહે છે હે દેવિ! તમે હમેશા સત્યને સેવો છો તથા સત્યસ્વરૂપ છો જે મનુષ્ય કાયમ તત્પર રહી તમારુ ચિંતન કરે છે, તે તમને પામે છે' એમ મનસાદેવીની સ્તુતિ કરીને ઇદ્ર પોતાની તે બ્હેનનુ વરદાન પામી પોતાને ઘેર ગયો હતો, જે ઘર શણગાર સહિત રાચરચીલાવાળુ હતુ તે મનસાદેવી તો લાબા કાળ સુધી પોતાના પુત્ર સાથે પિતાને ઘેર જ રહ્યા હતા પોતાના ભાઈ દેવતાઓ વડે કાયમ પૂજાતા તે દેવી સર્વ તરફ માન્ય તથા વદનીય થયા છે હે નારદ! ગોલોકમાથી કામધેનુ પોતે ત્યા આવીને સારી રીતે પૂજેલા તે દેવીને દૂધથી સ્નાન કરાવી આદર સહિત પૂજતી હતી અને અતિ દુર્લભ તથા ગુપ્ત રાખવા યોગ્ય સર્વ જ્ઞાન તેમને કહેતી હતી તે પછી એ મનસાએ તથા દેવોએ પૂજેલી તે કામધેનુ સ્વર્ગલોકમા ગઈ હતી જે મનુષ્ય ઇદ્રે કરેલા પવિત્ર સ્તોત્રનો પાઠ કરે છે તથા મનસાદેવીને પૂજે છે, તેને તથા તેના વશમા જન્મેલાને નાગનો ભય રહેતો નથી અને જ્યારે તે મનુષ્ય સિદ્ધ સ્તોત્રવાળો થાય છે, ત્યારે તેને ઝેર પણ અમૃત તુલ્ય થાય છે પાચ લાખ વાર પાઠ કરવાથી મનુષ્ય સિદ્ધ સ્તોત્રવાળો થાય છે અને પછી તે મનુષ્ય સર્પ ઉપર સૂનાર તથા સર્પનુ વાહન કરનાર અવશ્ય થઈ શકે છે ૧-૧૪૫

**पञ्चलक्षजपेनैव सिद्धस्तोत्रो भवेन्नरः ।**
**सर्पशायी भवेत् सोऽपि निश्चित सर्पवाहन ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૪૮ મો સમાપ્ત

## અધ્યાય ૪૯ મો*

### સુરભિનું આખ્યાન

नारद उवाच

**का वा सा सुरभिर्देवी गोलोकादागता च या ।**
**तज्जन्मचरितं ब्रह्मञ्छ्रोतुमिच्छामि यत्नत ॥१॥**

નારદે પૂછ્યુ હે બ્રહ્મન્! નારાયણ! જે સુરભિ દેવી ગોલોકમાથી આવ્યા હતા તે કોણ હતા! તેમનુ જન્મચરિત્ર કાળજીથી સાભળવા ઇચ્છુ છુ

શ્રીનારાયણ બોલ્યા તે સુરભિ, ગાયોના અધિષ્ઠાત્રી દેવી છે, ગાયોમા પ્રથમ થયેલા ગાયોના માતા અને ગાયોમા મુખ્ય હોઈ ગોલોકમા જન્મેલા છે સર્વ ગાયોમા પ્રથમ જન્મેલા તેમનુ ચરિત્ર હુ કહુ છુ સાભળો પૂર્વે વૃદાવન વનમા તેમનો જન્મ થયો હતો એક સમયે રાધાના સ્વામી કૌતુકી શ્રીકૃષ્ણ રાધા સહિત ગોપીઓથી વીંટાઈને પવિત્ર વૃદાવનમા ગયા હતા ત્યા રસના કૌતુકથી એકાતમા તેમણે વિહાર કર્યો એવામા સ્વેચ્છામય તેમને એકાએક દૂધ પીવાની ઇચ્છા થઈ એટલે લીલામાત્રમા તેમણે પોતાના ડાબા પડખામાથી વાછરડા સાથે પુષ્કળ

* આ અધ્યાયમાં તેત્રીસ શ્લોકમેથી, જેમાંથી બધી ગાયો જન્મી છે અને જે સર્વ ગાયોની સ્વામિની છે, તે સુરભિનું આખ્યાન કહેવાશે.

દૂધવાળા સુરભિદેવીને ઉત્પન્ન કર્યા, એમનો વાછરડો 'મનોરથ' નામે હતો વાછરડા સહિત એ સુરભિને જોઈ શ્રીદામા ગોપાલે નવા વાસણમા અમૃત કરતા પણ શ્રેષ્ઠ હોઈ જન્મ, મૃત્યુ તથા ઘડપણ દૂર કરનારુ દૂધ દોહી લીધુ પછી ગોપીપતિ શ્રીકૃષ્ણે પોતે સુરભિથી ઉત્પન્ન થયેલુ એ દૂધ પીધુ અને દૂધનુ પાત્ર છલકાઈ જવાથી ત્યા ચારે બાજુ સો યોજન લાબુ દૂધનુ વિશાળ સરોવર થયુ 'ક્ષીરસરોવર' નામનુ એ સરોવર પણ ગોલોકમા પ્રસિદ્ધ છે ઉત્તમ રત્નોથી બાધેલુ અને સપૂર્ણ ભરેલુ તે સરોવર રાધાજી તથા ગોપીઓને રમવાની વાવરૂપે થયુ છે વળી ઈશ્વરની ઇચ્છાથી સુરભિના રૂ વાડાના છિદ્રમાથી ત્યા જેટલા ગોવાળિયા છે, તેટલી લાખ કરોડ કામ ધેનુઓ પણ ત્યા પ્રકટ થઈ તેઓના પુત્રો પણ અસખ્ય જન્મ્યા છે આ ગાયોની સૃષ્ટિ કહી છે, તેનાથી જગત ભરાઈ ગયુ છે હે નારદ મુનિ! ભગ વાન શ્રીકૃષ્ણે એ સુરભિની પહેલી પૂજા કરી હતી અને પછી ત્રણે લોકમા તેમની દુર્લભ પૂજા શરૂ થઈ શ્રીકૃષ્ણની આજ્ઞાથી દિવાળી પછીના બીજે દિવસે સુરભિ પૂજ્ય થયા છે આ વૃત્તાત મે ધર્મના મુખથી સાભળેલો છે હે મહાભાગ! તેમનુ ધ્યાન, સ્તોત્ર, મૂળમત્ર તથા પૂજાવિધિનો ક્રમ વેદમા કહેલો છે તે હુ તમને કહુ છુ સાભળો '**ૐ સુરભ્યૈ નમ**' આ છ અક્ષરોવાળો તેમનો મૂળમત્ર છે, તે મત્ર એક લાખ જપવાથી સિદ્ધ થઈ ભકતોને કલ્પવૃક્ષરૂપ થાય છે તેમનુ ધ્યાન તથા પૂજા સર્વ પ્રકારે યજુર્વેદમા કહેલા છે, તે પૂજા સર્વ સપત્તિની વૃદ્ધિ કરનાર અને સર્વ કામનાઓ તથા મુકિતને આપનાર છે લક્ષ્મીસ્વરૂપ, સર્વોત્કૃષ્ટ શોભાવાળા, રાધાની સાથે રહેનાર, સર્વોત્તમ, ગાયોના અધિષ્ઠાત્રી દેવી, ગાયોમા પ્રથમ થયેલા, ગાયોના માતા, પવિત્ર રૂપ હોઈ પવિત્ર, ભકતોને સર્વ કામનાઓ આપ નાર અને સર્વ વિશ્વને પવિત્ર કરનાર તે સુરભિદેવીને હુ ભજુ છુ (આ ધ્યાન કરી) દ્વિજવર્ણે કળશમા, ગાયના મસ્તકમા, ગાયોને બાધવાના ખીલામા, શાલિગ્રામમા, જળમા કે અગ્નિમા સુરભિની પૂજા કરવી દિવાળીની પછી બીજા દિવસે દિવસના પૂર્વ ભાગમા શકિતવાળો જે મનુષ્ય સુરભિનુ પૂજન કરે છે, તે પૃથ્વી પર પૂજ્ય થાય છે વારાહકલ્પમા એક સમયે વિષ્ણુની માયાથી સુરભિએ ત્રણે લોકમા થી દૂધ લઈ લીધુ હતુ ત્યારે ચિંતાયુકત થયેલા દેવો વગેરે બ્રહ્મલોકમા જઈ બ્રહ્માની સ્તુતિ કરવા લાગ્યા, તે સમયે બ્રહ્માની આજ્ઞાથી ઇન્દ્રે સુરભિની આ સ્તુતિ કરી હતી

ઇન્દ્ર બોલ્યો મહાદેવી સુરભિને વારવાર નમ સ્કાર હો હે જગદબ! ગાયોના બીજરૂપ તમને નમસ્કાર હો રાધાને પ્રિય લક્ષ્મીના અશરૂપ, કૃષ્ણને પ્રિય અને ગાયોના માતા તમને વારવાર નમસ્કાર હો હે સર્વોત્કૃષ્ટ દેવિ! કલ્પવૃક્ષસ્વરૂપ હોઈ સર્વને દૂધ આપનાર, ધન દેનાર બુદ્ધિ દેનાર, મગલરૂપ, ઉત્તમ કલ્યાણરૂપ, ગાયો આપનાર યશ દેનાર, કીર્તિ દેનાર તથા ધર્મ આપનાર તમને વારવાર નમસ્કાર હો ' આ સ્તોત્રને સાભળતા જ પ્રસન્ન થઈ હર્ષ પામેલા સનાતની જગદબા સુરભિ ત્યા બ્રહ્મલોકમા જ પ્રગટયા હતા પછી મહેન્દ્રને દુર્લભ ઈચ્છિત વરદાન આપી તે ગોલોકમા ગયા હતા અને દેવો વગેરે પોતાના સ્થાને ગયા હતા હે નારદ! તે સમયે આખુ વિશ્વ દૂધથી એકદમ ભરપૂર બન્યુ હતુ તેથી એ દૂધ ઘીરૂપે થઈ તેમાથી યજ્ઞ થવા લાગ્યો ને દેવોને પ્રીતિ થઈ જે મનુષ્ય મહાપવિત્ર આ સ્તોત્રનો ભકિત સહિત પાઠ કરે છે, ત ગાયોવાળો, ધનવાન, કીર્તિમાન તથા પુત્રવાન થાય છે વળી તે મનુષ્ય સર્વ તીર્થોમા નાહેલો તથા સર્વ યજ્ઞોમા દીક્ષા પામેલો ગણાય છે, તેમ જ આ લોકમા સુખ ભોગવી અતે શ્રીકૃષ્ણના ધામમા જાય છે અને ત્યા લાખો કાળ વસી શ્રીકૃષ્ણની સેવા કરે છે જેથી ફરી તેનો જન્મ થતો નથી પણ બ્રહ્માનો તે પુત્ર થાય છે ૧-૩૩

**सुचिर निवसेत् तत्र करोति कृष्णसेवनम् ।**
**न पुनर्भवन तत्र ब्रह्मपुत्रो भवेत् तत ॥ ३३ ॥**

ઇતિ શ્રી દેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૪૯ મા સમાપ્ત

# અધ્યાય ૫૦ મો*

## રાધા તથા દુર્ગાનું વિધાન

नारद उवाच

**श्रुतं सर्वमुपाख्यानं प्रकृतीनां यथातथम् ।**
**यच्छ्रुत्वा मुच्यते जन्तुर्जन्मसंसारबन्धनात् ॥ १ ॥**

નારદે કહ્યુ પ્રકૃતિઓના સર્વ આખ્યાન મે બરાબર સાભળ્યા, જે સાભળીને પ્રાણીજન્મરૂપ સસાર-બધનથી છૂટી જાય છે હવે વેદમા ગુપ્ત તથા વેદોએ વર્ણવેલુ રાધા તથા દુર્ગાનુ રહસ્યરૂપ વિધાન સાભળવા હુ ઇચ્છુ છુ હે મુનીશ્વર! આપે સર્વ કરતા શ્રેષ્ઠ તે બનેનો મહિમા ખૂબ વર્ણવ્યો છે તે સાભળી કોનુ મન તે બનેમા ન લાગે? સર્વ જગત જે બને ના અશરૂપ છે, સ્થાવર જગમ બધુયે જેમને વશ છે અને જેમની ભકિતથી મુકિત થાય છે તે રાધા તથા, દુર્ગાનુ વિધાન હવે તમે કહો

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! વેદોમા વર્ણવેલુ તે રહસ્ય હુ કહુ છુ, સાભળો જે સારના પણ સારરૂપ અને ઉત્તમમા પણ ઉત્તમમા હોઈ કોઈ ને પણ કહ્યુ નથી તે સાભળીને બીજાને કહેવા જેવુ નથી, કારણ કે અતિ રહસ્યરૂપ છે મૂળપ્રકૃતિ રૂપ અને પરમ જ્ઞાનરૂપ શ્રીભુવનેશ્વરીથી જગત ઉત્પન્ન થયુ, ત્યારે સમષ્ટિ— વ્યષ્ટિ પ્રાણોના અધિષ્ઠાત્રી રાધાદેવી તથા સમષ્ટિ—વ્યષ્ટિ બુદ્ધિના અધિષ્ઠાત્રી દુર્ગાદેવી—આ બે શકિતઓ (પ્રથમ) ઉત્પન્ન થઈ છે તે બને સર્વ જીવોના સદા નિયતા તથા પ્રેરક છે વિરાટ વગેરે સર્વ સ્થાવર—જગમ જગત તેમને અધીન છે, તેથી જ્યા સુધી તેમની કૃપા થતી નથી, ત્યા સુધી મોક્ષ દુર્લભ જ છે, માટે તેમની કૃપા મેળવવા કાયમ તે બનેનુ સેવન કરવુ હે નારદ! તેમા પ્રથમ રાધામત્રનો મન તમે ભકિતથી સાભળો એ મત્ર ઉત્તમોત્તમ હોઇ બ્રહ્મા, વિષ્ણુ વગેરેએ નિત્ય સેવ્યો છે શ્રી 'રાધા' શબ્દની ચોથી વિભકિતના એકવચનવાળો, તેની પૂર્વે માયા બીજવાળો અને છેવટે 'स्वाहा' યુકત ('ह्रीं राधायै स्वाहा' એ) છ અક્ષરોવાળો મહામત્ર ધર્મ વગેરે પુરુષાર્થોનો પ્રકાશક તથા સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરવામા ચિંતામણિ રૂપ કહેવાયો છે કરોડો જીભથી પણ આ મત્રનુ માહાત્મ્ય વર્ણવી શકાતુ નથી ગોલોકમા રાસમડળની વચ્ચે મૂળ દેવીના ઉપદેશથી ભકિત તત્પર થઈ શ્રીકૃષ્ણે પ્રથમ આ મત્ર સ્વીકાર્યો હતો પછી તેમણે વિષ્ણુને, વિષ્ણુએ બ્રહ્માને, બ્રહ્માએ ધર્મને અને ધર્મે મને આ મત્રનો ઉપદેશ્યો છે, એમ તે મત્રની આ પરપરા છે હુ તે મત્રને જાપ્યા કરુ છુ તેથી હુ તેનો ઋષિ કહેવાયો છુ બ્રહ્માદિ સર્વ દેવો આનદથી તે રાધાનુ કાયમ ધ્યાન કરે છે રાધાની પૂજા કર્યા વિના શ્રીકૃષ્ણની પૂજા કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી માટે સર્વ વૈષ્ણવોએ રાધાનુ પૂજન કરવુ જોઈએ રાધાજી શ્રીકૃષ્ણના પ્રાણના અધિષ્ઠાત્રી દેવી છે, કારણ કે પ્રભુ શ્રીકૃષ્ણ તેમને અધીન રહે છે, વળી એ રાધા શ્રીકૃષ્ણના રાસના ઈશ્વરી છે, તેથી શ્રીકૃષ્ણ કાયમ તેમના વિના હોતા જ નથી (**राध्नोति सकलान् कामान् इति राधा**') સર્વ કામના ઓને સિદ્ધ કરી આપે છે, માટે તે 'રાધા' કહેવાય છે, આ નવમા સ્કધમા (દુર્ગાના મત્ર વિના) જે જે મત્રો કહ્યા છે, તે સર્વેનો ઋષિ હુ જ (નારાયણ) છુ તે તે મત્રોના દેવતા રાધા છે દેવી ગાયત્રી છદ છે ૐકાર બીજ છે અને ભુવનેશ્વરી શકિત કહેવાય છે રાધાના આ મત્રોમા તથા બીજા સર્વ મત્રોમા મૂલ મત્રની છ વાર આવૃત્તિ કરી પ્રયોગ કરવા પછી હે નારદમુનિ! સામવેદમા કહેલી પૂર્વોકત રીતિથી રાસનાયિકા મહાદેવી રાધાનુ આમ ધ્યાન કરવુ, 'ધોળા ચાપાના પુષ્પ જેવા રંગવાળા, શરદ ઋતુના ચદ્ર સમાન મુખવાળા, કરોડો ચદ્ર સમાન શરદઋતુના કમળ જેવા નેત્રોવાળા, પાકા ધિંગોડા જેવા હોઠવાળા, મોટા કેડના પાછલા ભાગવાળા, કદોરાથી યુકત કેડના પાછલા ભાગવાળા, મોગરાના પુષ્પ જેવા દાતની પકિતથી સુશોભિત, રેશમી વસ્ત્ર પહેરનારા, અગ્નિશુદ્ધ વસ્ત્ર ધારણ કરતા, મદ હાસ્યયુકત પ્રસન્ન મુખવાળા, હાથીના બે લમણા જેવા સ્તનવાળા, કાયમ બાર વર્ષની ઉમર ॥, રત્નોના શણગારથી શણગારેલા, શણગારરૂપ સમુદ્રની લહરી-

* હવે પછી આ અધ્યાયમાં સો શ્લોકોની સર્વ મંત્રો રચને આપનાર રાધા તથા દુર્ગાનું વિધાન ટૂંકમાં કહેવાશે.

રૂપ, ભક્તો પર કૃપા કરવા આતુર, જૂઈ તથા માલતીના પુષ્પોની માળાયુક્ત કેશપાશથી શોભતા, અત્યંત કોમળ અંગવાળા, રાસમંડળની વચ્ચે રહેલા, વરદાન તથા અભયદાનયુક્ત હાથવાળા, શાંત, કાયમ અતિ સ્થિર યૌવનવાળા, રત્નોના સિંહાસન પર બેઠેલા, ગોપી મંડળના નાયક શ્રીકૃષ્ણને પ્રાણ કરતા પણ અધિક પ્રિય અને વેદોએ વર્ણવેલા પરમેશ્વરી રાધાને હું ભજું છું ' એમ ધ્યાન કર્યા પછી બહાર શાલગ્રામમાં, કળશમાં અથવા અષ્ટદલ ગત્રમાં તે દેવીનું આવાહન કરી ઉત્તમ વિધિથી તેમનું પૂજન કરવું પ્રથમ આવાહન કર્યા પછી મૂલમંત્રનું ઉચ્ચારણ કરી આસન વગેરે ઉપચારો આપવા, મૂલમંત્ર ઉચ્ચારી પાદ્ય (એટલે પગ ધોવાનું જળ) ત્રણ વાર બંને પગ ઉપર આપવું, મસ્તક પર અર્ઘ્ય આપવો અને મુખમાં આચમન આપવા પછી મધુપર્ક આપવો, દૂઝણી એક ગાય આપવી અને સ્નાનશાળામાં તેમને લઈ જવા ત્યાં તે બિરાજ્યા જ છે એવી ભાવના કરવી પછી અભ્યંગ આદિ સ્નાનવિધિ કરાવીને બે વસ્ત્રો તથા અનેક જાતના શણગારો આપી ચંદન આપવું પછી તુલસીની માંજરોવાળી અનેક પ્રકારની પુષ્પ માળાઓ અને પારિજાતના તથા કમળ વગેરેના પુષ્પો ચડાવવા પછી એ દેવીના પવિત્ર પરિવારનું પૂજન કરવું અગ્નિ ઇશાન, નૈર્ઋત્ય તથા વાયવ્ય ખૂણામાં અને બીજી દિશાઓમાં તેમના અંગરૂપ પરિવારનું પૂજન કર્યા પછી બુદ્ધિમાન મનુષ્યે અષ્ટ દલમાં દેવીની આગળ રહેલી પાંખડીથી આરંભી દક્ષિણાવર્તે ક્રમે માલાવતી આદિ આઠ શક્તિઓનું પૂજન કરવું તેમાં અગ્રદલમાં માલાવતીનું, અગ્નિ ખૂણામાં× માધવીનું, દક્ષિણમાં રત્નમાલાનું, નૈર્ઋત્યમાં સુશીલાનું, પશ્ચિમમાં શશીકલાનું, વાયવ્યમાં પારિજાતનું, ઉત્તરમાં પરાવતીનું અને ઈશાનખૂણામાં સુંદરી પ્રિયકારિણીનું પૂજન કરવું તેની બહાર બ્રાહ્મી વગેરેનું, ભૂપુરમાં દિક્પાલોનું તથા વજ્ર આદિ આયુધોનું પૂજન કરવું એ રીતે દેવીને પૂજવા

× આ પૂજનક્રમમાં અગ્નિ ખૂણો વગેરે પ્રસિદ્ધ દિશાઓ લેવાની નથી, પણ પૂજ્ય તથા પૂજકની વચ્ચે પૂર્વ દિશા ગણી તે પ્રમાણે દિશાઓ સમજવી.

તે પછી બુદ્ધિમાન મનુષ્યે રાજોપચાર સહિત ચંદનાદિ ઉપચારો વડે આવરણ સહિત દેવીને પૂજવા તે પછી હજારો નામવાળા સ્તોત્રોથી દેવોના ઈશ્વરીની સ્તુતિ કરવી અને હમેશા એક હજારની સંખ્યાવાળો જપ કાળજીથી કરવો જે મનુષ્ય રાસના સર્વોત્તમ ઈશ્વરી રાધાદેવીનું એમ પૂજન કરે છે, તે વિષ્ણુ સમાન થાય છે અને કાયમ ગોલોકમાં વસે છે જે વિદ્વાન મનુષ્ય કાર્તિકી પૂનમના દિવસે રાધાનો જન્મોત્સવ કરે છે, તેને સર્વોત્તમ રાસેશ્વરી રાધાજી પોતાનું સાંનિધ્ય આપે છે ગોલોકમાં કાયમ રહેતા રાધાજી કોઈક કારણને લીધે જ વૃંદાવનમાં વૃષભાનુના પુત્રી થયા હતા આ પ્રકરણમાં કહેલા દેવીના સર્વ મંત્રોના વર્ણોની સંખ્યા તથા વિધાનને અનુસરી પુરશ્ચરણક્રમમાં કહેલો દશાંશ હોમ કરવો અને તે હોમ ઘી, મધ તથા દૂધથી મિશ્ર કરેલા તલ વડે ભક્તિભાવપૂર્વક કરવો

નારદે કહ્યું હે નારાયણ મુનિ! જનાથી રાધાદેવી પ્રસન્ન થાય છે તે, એમનું સ્તોત્ર તમે સારી રીતે કહો

શ્રીનારાયણ બોલ્યા હે રાસમંડળમાં વસનારા પરમેશ્વરિ! તમને નમસ્કાર હો હે રાસના ઈશ્વરિ! હે કૃષ્ણને પ્રાણ કરતા પણ અધિક પ્રિય! તમને નમસ્કાર હો હે ત્રૈલોકયના માતા! તમને નમસ્કાર હો હે કરુણાના સમુદ્ર! હે બ્રહ્મા, વિષ્ણુ વગેરે દેવો વડે વંદાતા ચરણકમળવાળા! તમે પ્રસન્ન થાઓ હે સરસ્વતી! તમને નમસ્કાર હો હે કલ્યાણ કરનારા સાવિત્રિ! તમને નમસ્કાર હો હે ગંગા તથા પદ્માવતીરૂપ! હે ષષ્ઠીદેવીરૂપ! હે મંગલચંડિકા! હે તુલસીરૂપ તમને નમસ્કાર હો હે મોક્ષલક્ષ્મીસ્વરૂપ તમને નમસ્કાર હો હે ભગવતિ દુર્ગે! તમને નમસ્કાર હો હે સર્વસ્વરૂપ! તમને નમસ્કાર હો મૂળપ્રકૃતિરૂપ અને કરુણાના સમુદ્રરૂપ તમને અમે ભજીએ છીએ અમારો ઉદ્ધાર કરો અને દયા કરો જે મનુષ્ય ત્રણ સંધ્યાએ રાધાજીના સ્મરણપૂર્વક આ સ્તોત્રનો પાઠ કરે છે, તેને કંઈ પણ કદી દુર્લભ થશે નહિ અને દેહના અંતે ગોલોકમાં રાસમંડળ વિષે કાયમ તે રહેશે આ સ્તોત્ર પરમ રહસ્યરૂપ હોઈ કોઈને પણ કહેવા જેવું નથી હે બ્રાહ્મણશ્રેષ્ઠ નારદ! હવે દુર્ગાદેવીનું વિધાન

તમે સાભળો, જેના માત્ર સ્મરણથી મોટી આપત્તિ નાશ પામે છે એમને જે નથી ભજતો તેવો કોઈ પણ કોઈ સ્થળે નથા તે શૈવી શકિત સર્વને ઉપાસવા યોગ્ય, સર્વની માતા તથા મહાઅદ્ભુત છે સર્વની બુદ્ધિના અધિષ્ઠાત્રી આ દેવી અતર્યામી-સ્વરૂપ છે અને ઘોર સકટોનો પણ નાશ કરનારા છે તેથી પૃથ્વી પર 'દુર્ગા' નામે પ્રસિદ્ધ થયા છે મૂળપ્રકૃતિરૂપ અને ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશને કરનારા આ દેવી વૈષ્ણવોએ તથા શૈવોએ કાયમ ઉપાસવા યોગ્ય છે તેમનો નવ અક્ષરોવાળો મત્ર હુ કહુ છુ તે મત્ર સર્વ મત્રોમા ઉત્તમોત્તમ છે તેમા પ્રથમ સરસ્વતીનુ (ऐं) બીજ, તે પછી ભુવનેશ્વરી નુ ह्रीं (બીજ, તે પછી કામનુ (क्लीं) બીજ, તે પછી 'चामुण्डायै' પદ અને પછી 'विच्चे' એવા બે અક્ષરો હોય છે (એટલે) 'ऐं ह्रीं क्लीं चामुण्डायै विच्चे' આવો નવ અક્ષરવાળો મત્ર ત કહેવાય છે, જે ભજન કરનારાઓને કલ્પવૃક્ષરૂપ છે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ એ મત્રના ઋષિઓ છે, ગાયત્રી, ઉષ્ણિહ તથા અનુષ્ટુપ છદો છે, મહાકાલી, મહાલક્ષ્મી તથા મહાસરસ્વતી દેવતાઓ છે રક્ત દતિકા, દુર્ગા તથા ભ્રામરી બીજ છે, નદા, શાકભરી તથા ભીમા શકિતઓ છે અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષમા આ મત્રનો વિનિયોગ કહ્યો છે સર્વ પુરુષાર્થોની સિદ્ધિ માટે આ મત્રના ઋષિ, છદ તથા દેવતાનો મસ્તક, મુખ તથા હૃદયમા ન્યાસ કરવો અને ત્રણ બીજોનો જમણા સ્તનમા તથા ત્રણ શકિત ઓનો ડાબા સ્તનમા ન્યાસ કરવો અનુભવી પાસેથી ઉપદેશ પામેલા મનુષ્યે આ મત્રના ત્રણ બીજોથી, ચાર અક્ષરોથી અને આખાય મત્રથી (नम, स्वाहा, वषट्, हूं, वौषट्, फट्-એ જાતિઓથી) યુક્ત છ અગો કરવા આ મત્રના દરેક અક્ષરનો અનુક્રમે શિખામા, બે નેત્રોમા, બ કાનમા, બે નાસિકામા, મુખમા તથા ગુદામા ન્યાસ કરવો અને પછી આખાય મત્રથી વ્યાપક કરવુ તે પછી 'તલવાર, ચક્ર, ગદા, બાણ, ધનુષ, પરિઘ, શૂલ, ભુશુડી, મસ્તક તથા શખને (અનુક્રમે દશ) હાથમા ધારણ કરતા, ત્રણ નેત્રોવાળા, અનેક શણગારોથી શણગારેલા, કાળા અજન જેવી કાતિવાળા, દશ પગવાળા, દશ મુખવાળા તથા જેમની મધુકૈટભનો નાશ કરવા માટે બ્રહ્માએ સ્તુતિ કરી હતી એ મહાકાલીને હુ ભજુ છુ' એમ કામબીજ (क्लीं)સ્વરૂપ મહાકાલાનુ ધ્યાન કરવુ 'અક્ષરમાળા, ફરશી, ગદા, બાણ, વજ્ર, પદ્મ, ધનુષ, કુડી, દડ, સાગ, તલવાર, ઢાલ, કમળ, ઘટા, મદિરાપાત્ર, ત્રિશૂલ, પાશ તથા સુદર્શનને ધારણ કરતા લાલ કાતિવાળા, રાતા કમળરૂપ આસને બિરાજેલા, માયા બીજ (ह्रीं)સ્વરૂપ અને મહિષાસુરનો નાશ કરનારા મહાલક્ષ્મીને હુ ભજુ છુ' (એમ મહાલક્ષ્મીનુ ધ્યાન કરવુ) પછી ઘટા, શૂલ, હળ, શખ, મુશલ, સુદર્શન, ધનુષ તથા બાણોને હસ્તકમળોમા ધારણ કરતા, મોગરાના પુષ્પ જેવા ધોળા રગવાળા, શુભાદિ દૈત્યોનો સહાર કરનારા, વાણી બીજ(ऐं) સ્વરૂપ અને સચ્ચિદાનદમય શરીરવાળા મહાસરસ્વતીનુ ધ્યાન કરવુ હે બુદ્ધિમાન નારદ! હવે આ દુર્ગાદેવીનો મત્ર તમે સાભળો પ્રથમ ત્રણ ખૂણા, પછી છ ખૂણા, તે પછી અષ્ટદળ, પછી ચોવીસ પાખડીઓવાળુ કમળ અને છેલ્લુ ભૂગૃહ જેમા હોય છે, એવા યત્રનુ ચિંતન કરવુ એકાગ્ર બુદ્ધિવાળા મનુષ્યે શાલિ ગ્રામમા, કળશમા, યત્રમા, પ્રતિમામા, બાણલિંગમા અથવા સૂર્યમા દેવીનુ આવાહન કરી તેમની પૂજા કરવી, તેમ જ જયા આદિ શકિતઓથી યુક્ત પીઠમા દેવીની પૂજા કરવી પૂર્વના (દેવીની આગળના) ખૂણામા સરસ્વતી સહિત બ્રહ્માનુ, નૈઋત્યખૂણામા લક્ષ્મી સહિત વિષ્ણુનુ અને વાયવ્ય ખૂણામા પાર્વતી સહિત શકરનુ પૂજન કરવુ, તેમ જ દેવીની જમણી બાજુ સિંહનુ અને ડાબી બાજુ મહિષાસુરનુ પૂજન કરવુ પછી ષટ્કોણમા અનુક્રમે નદજા, રક્તદતા, શાકભરી, દુર્ગા, ભીમા તથા ભ્રામરીની પૂજા કરવી પછી અષ્ટદલમા બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, નારસિંહી, ઐંદ્રી તથા ચામુડાની પૂજા કરવી. પછી ચોવીસ દલમા દેવીની આગળના દલથી માડી અનુક્રમે વિષ્ણુમાયા, ચેતના, બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, છાયા, પરાશકિત, તૃષ્ણા, શાતિ, જાતિ, લજ્જા, ક્ષાતિ, શ્રદ્ધા, કીર્તિ, લક્ષ્મી, ધૃતિ, વૃત્તિ, શ્રુતિ, સ્મૃતિ, દયા, તુષ્ટિ, પુષ્ટિ, માતા તથા ભ્રાતિનુ પૂજન

કરવું. પછી ભૂપુરના ખૂણાઓમાં ગણેશ, ક્ષેત્રપાલ, બટુક તથા યોગિનીઓનું પણ બુદ્ધિમાન મનુષ્યે પૂજન કરવું. ભૂપુરના બહારના ભાગમાં વજ્ર વગેરે આયુધો સહિત ઇંદ્ર વગેરેનું પણ પૂજન કરવું. એમ આવરણદેવતાઓ સહિત દેવીનું પૂજન કરવું. પછી દેવીની પ્રસન્નતા માટે જાતજાતના રાજોપચારો અર્પણ કરવા અને પછી મંત્રના* અર્થપૂર્વક નવાર્ણમંત્રનો જપ કરવો.= તે પછી 'સપ્તશતી'+ સ્તોત્રનો દેવીની આગળ પાઠ કરવો. આના જેવું સ્તોત્ર ત્રણે જગતમાં નથી; માટે મનુષ્યે એ સ્તોત્રથી દરરોજ દેવેશ્વરી ભગવતીને પ્રસન્ન કરવાં; તેથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને યોગ્ય બને છે. હે બ્રાહ્મણ નારદ! એમ શ્રીદુર્ગાનું વિધાન તમને કહ્યુ, જેનાથી કૃતાર્થપણું થાય છે, તે આ વિધાન તમને કહ્યું. વિષ્ણુ તથા બ્રહ્મા વગેરે દેવો, મનુઓ, મુનિઓ, જ્ઞાનનિષ્ઠ, યોગીઓ, ચારે આશ્રમવાળાઓ તથા લક્ષ્મી વગેરે દેવીઓ એ બધાંયે મંગલરૂપ દુર્ગાદેવીનું ધ્યાન કરે છે. કારણ કે દુર્ગાનું જે સ્મરણ કરાય છે; તો જ જન્મનું સફળપણું થાય છે. ચૌદે મનુઓ તેમના ચરણકમળનું ધ્યાન કરી મનુપણું પામ્યા છે અને વેદો પણ તેમનું ધ્યાન કરીને જ પોતપોતાનું પદ પામ્યા કરે છે. રહસ્ય કરતાં પણ અતિરહસ્યરૂપ આ પાંચે પ્રકૃતિઓનું તથા તેમના અંશોનું સર્વ વર્ણન તમને કહ્યું. આ સાંભળીને મનુષ્ય ચારે પુરુષાર્થોને હમેશાં પામે છે, એમાં સંશય નથી. આ મેં ખરેખર સત્ય કહ્યું છે. આ સાંભળીને પુત્રવિનાનો પુત્રને, વિદ્યાની ઇચ્છાવાળો વિદ્યાને અથવા જે જે ઇચ્છા કરે તેને પામે છે. જે મનુષ્ય નવરાત્રમાં સાવધાન થઈ દેવીની આગળ આ (નવમ સ્કંધ)નો પાઠ કરે છે, તેના પર જગદંબા અવશ્ય પ્રસન્ન થાય છે. જે મનુષ્ય આ નવમ સ્કંધના એક એક અધ્યાયનો દરરોજ પાઠ કરે છે, તેને દેવી વશ થાય છે; કેમ કે તે દેવીનું પ્રિય કરે છે. આ નવમ સ્કંધમાં કુમારીના દિવ્ય હાથે અથવા બટુકના હસ્તકમળથી હમેશાં વિધિ પ્રમાણે શકુનોની પરીક્ષા કરવી. તે જ મનોરથનો સંકલ્પ કરી પુસ્તકની પૂજા કરવી અને જગદીશ્વરી દેવીને વારંવાર પ્રણામ કરવા; સારી રીતે નાહેલી કન્યાને ત્યાં લાવી વિધિ પ્રમાણે તેનું પૂજન કરી તેની પાસે પુસ્તક ઉઘડાવી (જે કંઈ આવ્યું હોય, તેને જોયા વિના) સોનાની સળી એ પુસ્તકની વચ્ચે મુકાવવી. પછી (વાંચી જોતાં) શુભ કે અશુભ જે કંઈ આવ્યું હોય, તે પ્રમાણે કાર્ય થાય છે; પણ નહિ શુભ કે નહિ અશુભ એવું આવ્યું હોય, તોપણ તે જ પ્રમાણે અવશ્ય થાય છે. ૧-૧૦૦

**शुभं वाऽप्यशुभं तत्र यदायाति च तद् भवेत् ।**
**उदासीनेऽप्युदासीनं कार्यं भवति निश्चितम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં નવમ સ્કંધ વિષે
અધ્યાય ૫૦ મો સમાપ્ત

## नवमो स्कंध समाप्त

---

* આ નવાર્ણ મંત્રના જપનું પુરશ્ચરણ ચાર લાખનું છે. પુરશ્ચરણની સમાપ્તિ પછી દૂધપાકથી દશાંશ હોમ કરવો; એમ કાત્યાયની તંત્રમાં કહ્યું છે.

= 'ॐ ऐं ह्रीं क्लीं चामुण्डायै विच्चे' આ નવાર્ણ મંત્રનો અર્થ સપ્તશતીની ગુપ્તવતી નામની ટીકામાં ભાસ્કરાચાર્યે આ પ્રમાણે દર્શાવ્યો છે: મંત્રમાં પ્રથમનાં ત્રણ બીજો, ऐं ह्रीं क्लीं' અનુક્રમે મહાસરસ્વતી, મહાલક્ષ્મી તથા મહાકાલીનો અર્થ દર્શાવે છે. છેલ્લું 'विच्चे' પદ છે, તેમાં પણ वित् च इ એવાં ત્રણ પદો છે અને તે અનુક્રમે ચિત, સત્ તથા આનંદ એવો અર્થ સૂચવે છે અને તે અનુક્રમે પ્રથમનાં ત્રણ બીજોનાં વિશેષણો હોઈ સંબોધનાર્થે છે; વચ્ચેનું 'चामुण्डायै' પદ બ્રહ્મવિદ્યા માટે એવો અર્થ જણાવે છે અને છેવટે (अनुसंदध्महे એવા) ક્રિયાપદનો અધ્યાહાર સમજવાનો છે; એટલે સળંગ અન્વય પુરસ્સર આવો અર્થ થાય છે: हे वित् ऐं। हे च ह्रीं। हे इ क्लीं चामुण्डायै (अनुसंदध्महे)।—હે ચિદ્રૂપ મહાસરસ્વતી, હે સદ્રૂપ મહાલક્ષ્મી! હે આનંદરૂપ મહાકાલિ! બ્રહ્મવિદ્યા માટે અમે તમારું ધ્યાન કરીએ છીએ.'

\+ સપ્તશતી સ્તોત્ર તે માર્કંડેય પુરાણનું સ્તોત્ર છે, જેને 'ચંડીપાઠ' કહે છે. આ સ્તોત્રમાં એકંદર સાતસો શ્લોક કહ્યા છે અને તે સર્વત્ર પ્રસિદ્ધ છે.

# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## दसमो स्कंध

### અધ્યાય ૧ લો*

**સ્વાયંભુવ મનુનું આખ્યાન**

नारद उवाच

**नारायणं धराधार सर्वपालनकारण । भवतोदीरितं देवीचरितं पापनाशनम् ॥ १ ॥**

નારદે કહ્યું: હે પૃથ્વીના આધાર નારાયણ! સર્વનુ પાલન કરવામાં કારણરૂપ! પાપનો નાશ કરનારું દેવીનું ચરિત્ર તમે કહ્યું. હવે સર્વ મન્વંતરોમાં તે મહેશ્વરી દેવી જે, સ્વરૂપવાળાં થઈ જે આકારે પ્રગટે છે અને જેણે જેણે આ લોકમાં તેમને પૂજ્યાં હોય તથા સારી રીતે સ્તવ્યાં હોય, તે સર્વ દેવીના માહાત્મ્ય સહિત તેમના પ્રાદુર્ભાવો તમે અમને કહો. હે કૃપાના સમુદ્ર! ભક્તો પર પ્રેમ રાખનારાં દેવી ભક્તોના મનોરથો પૂર્ણ કરે છે; માટે દેવીનુ ઉત્તમ ચરિત્ર સાંભળવા ઇચ્છતા અમારી આગળ તેનું વર્ણન કરો, જેથી હરકોઈ મનુષ્ય મોટું સુખ પામે.

શ્રીનારાયણ બોલ્યા: હે મહર્ષિ! પાપનો નાશ કરનારું, ભક્તિ ઉત્પન્ન કરનારું તથા ભક્તોને મોટી સંપત્તિ આપનારું દેવીનું ચરિત્ર તમે સાંભળો. જગતનું ઉત્પત્તિકારણ, મહાતેજસ્વી અને લોકોના દાદા બ્રહ્મા દેવોના દેવ નારાયણના નાભિકમળમાથી પ્રગટ્યા હતા. હે મહાબુદ્ધિમાન! ચાર મુખવાળા તે બ્રહ્માએ પ્રગટીને (મનુષ્યસૃષ્ટિના આરંભકાળે પ્રથમ) પોતાના મનથી સ્વાયંભુવ નામના મનુને ઉત્પન્ન કર્યા હતા. એમ તે સ્વાયંભુવ મનુ પરમેષ્ઠી બ્રહ્માના માનસપુત્ર હતા અને શતરૂપા નામની તેમની પત્ની,

* આ અધ્યાયમાં ચોવીસ શ્લોકોથી દેવીની કથારૂપ સ્વાયંભુવ મનું આખ્યાન વર્ણવાશે.

જે ધર્મસ્વરૂપ હતી તેને પણ બ્રહ્માએ પોતાના મનથી જ ઉત્પન્ન કરી હતી તે મનુએ ક્ષીરસમુદ્રના પરમ પવિત્ર કિનારા પર મહાભાગ્યરૂપ ફળને આપનારા દેવીનુ આરાધન કર્યું હતુ રાજા મનુ દેવીની માટીમય મૂર્તિ બનાવી એમતમા વાણીના (ऐं) બીજનો જપ કરી દેવીની ઉપાસના કરતા હતા તે વેળા નિરાહાર રહી, પ્રાણવાયુને જીતી, નિયમો તથા વ્રતોથી દૂબળા થયેલા તે મનુ સો વર્ષ સુધી કાયમ પૃથ્વી પર એક પગે સ્થિર ઊભા રહ્યા હતા એ મહાત્માએ કામ તથા ક્રોધ જીત્યા હતા અને દેવીના ચરણોનુ હૃદયમા ચિંતન કરતા રહી સ્થાવર જેવી સ્થિર સ્થિતિ પ્રાપ્ત કરી હતી પછી તેમના એ તપથી જગન્મય દેવી પ્રગટયા હતા અને હે રાજા! તુ વરદાન માગ' એવુ દિવ્ય વચન કહ્યુ હતુ પછી આનદને ઉપજાવતુ તે વાકય સાભળી રાજા મનુએ પોતાના હૃદયમા ધારેલા દેવદુર્લભ આ વરદાનો માગ્યા હતા

મનુ બોલ્યા હે વિશાળ નેત્રોવાળા દેવિ! તમે જય પામો હે સર્વની અદર રહેલા! હે માન્ય! હે પૂજ્ય! તમે જય પામો હે સર્વ મગલોના મગલ રૂપ જગદબ! તમારા (કૃપા) કટાક્ષયુકત દર્શનથી જ બ્રહ્મા જગત સર્જે છે, વિષ્ણુ પાળે છે ને શકર ક્ષણવારમા સહાર છે તમારી આજ્ઞાથી ઇદ્ર ત્રણે લોક પર આજ્ઞા ચલાવનાર થયો છે, તેમ જ તમારી આજ્ઞાથી જ યમદેવ દડ વડે પ્રાણીઓને શિક્ષા કરે છે અને વરુણદેવ મારા જેવાઓનુ પણ પાલન કરે છે, નવ નિધિઓનો સ્વામી કુબેર, નિર્વિકાર રહેતો અગ્નિ, નૈર્ઋત્ય, વાયુ ઈશાન—રુદ્ર તથા શેષનાગ, આ બધા તમારા અશથી જ પ્રગટેલા હોઈ તમારી શક્તિથી જ વૃદ્ધિ પામ્યા છે હતા હે દેવિ! તમારે હમણા મ ો જે વરદાન દેવુ હોય તો હે મગલમૂર્તિ મારા સૃષ્ટિરૂપ કાર્યમા જે જે વિઘ્નો આવે તે નમ્ર થઈ નાની જાઓ વળી જેઓ સરસ્વતીના બીજરૂપ એ મત્રની ઉપાસના કરે તેઓના કાર્યો જલદી સિદ્ધ થાઓ. હે કન્યાસ્વરૂપ દેવિ! જેઓ આ સવાદનો પાઠ કરે છે અથવા બીજાઓને તે સભળાવે તેઓને પણ લોકમા ભો । તથા મોક્ષ સુલભ થાઓ વળી તેઓને પૂર્વજન્મનુ સ્મરણ, વકતૃત્વ, સૌદર્ય, જ્ઞાન સિદ્ધિ, કર્મમાર્ગની સિદ્ધિ તથા પુત્ર—પૌત્રની સમૃદ્ધિ પ્રાપ્ત થાઓ, આ જ મારે કહેવાનુ છે ૧-૨૪

**ज्ञानसिद्धि कर्ममार्गसिद्धिरपि चास्तु हि ।**
**पुत्रपौत्रसमृद्धिश्च जायेदित्येव मे वच ॥ २४ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દશમ સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

# અધ્યાય ૨ જો*

## વિધ્યાચળનુ વૃત્તાંત

देव्युवाच

**भूमिपाल महाबाहो सर्वमेतद् भविष्यति ।**
**यत् त्वया प्रार्थित तत्ते ददामि मनुजाधिप ॥ १ ॥**

શ્રીદેવી બોલ્યા હે મહાબાહુ રાજા! એ બધુ થશે હે મનુષ્યોના અધિપતિ! તમે જે માગ્યુ તે હુ તમને આપુ છુ દૈત્યોનો નાશ કરનારી અને અમોઘ પરાક્રમવાળી હુ તમે કરેલા સરસ્વતીના મત્રબીજના જપથી તથા તપથી જ ખરેખર પ્રસન્ન થઈ છુ હે પુત્ર! તમને નિષ્કટક રાજ્ય અને વશવૃદ્ધિ કરનાર પુત્રો પણ પ્રાપ્ત થાઓ, તેમ જ મારામા દૃઢ ભકિત અને છેવટે બ્રહ્મપદમા (સ્થિતિરૂપ) તમારો મોક્ષ થાઓ

એમ તે મહાત્માને વરદાનો આપી મહાદેવી તે મનુના દેખતા જ વિંધ્યપર્વત તરફ જતા રહ્યા એ વિંધ્યપર્વત આકાશમા વ્યાપીને સૂર્યનો માર્ગ રોકવા જ્યારે તૈયાર થયો હતો ત્યારે મહર્ષિ અગસ્ત્યે તેને અટકાવ્યો હતો હે મુનિશ્રેષ્ઠ! શ્રીકૃષ્ણના નાના બહેન અને વરદાન આપતા તે વિંધ્યવાસિની દેવી સર્વ લોકોને પૂજ્ય થયા છે

શૌનકાદિ ઋષિઓએ પૂછ્યુ હે સૂત! એ વિંધ્યાચળ કોણ છે? શા માટે તે આકાશમા વ્યાપી જતો હતો? તેણે સૂર્યનો માર્ગ શા માટે રોક્યો હતો? અગસ્ત્ય ઋષિએ ઘણા ઉંચા તે પર્વતને મૂળ સ્થિતિમા કેવી રીતે રાખ્યો હતો? આ સર્વ તમે વિસ્તારથી કહો હે સત્પુરુષ! તમારા મુખથી નીકળેલુ દેવીના

* આ અધ્યાયમાં પ્રાચીનકાળીન શ્લોકાર્થી ભગવતી મનુને વરદાન આપી વિંધ્યાચળમાં ગયાં એ કથા કહેવાઈ

ચરિત્રરૂપ અમૃત પીને (એટલે સાભળીને) અમે તૃપ્ત થતા નથી, પણ અમારી તૃષ્ણા ખૂબ વધે છે

સૂત બોલ્યા: વિંધ્યાચળ નામનો પર્વત સર્વ પર્વતોમા માન્ય છે, તે મોટા વનના સમૂહથી યુક્ત મોટા વૃક્ષોથી વીંટાયેલો અને ઉત્તમ પુષ્પોવાળી અનેક વેલીઓના ઝૂંડોથી છવાયેલો છે, એ પર્વતોમા મૃગો, ભૂંડો, પાડા, વાઘ, સિંહો, વાદરા, સસલા, રીંછો તથા શિયાળો ચારે બાજુ, ઘણા ચચળ રહી હૃષ્ટપુષ્ટ થઈ હમેશા ફર્યા કરે છે, એમાથી નદીઓ તથા નદીના જળ ચારે બાજુ વહ્યા કરે છે, દેવો, ગધર્વો, કિન્નરો, અપ્સરાઓ તથા કિંપુરુષો વડે તે સેવાય છે અને સર્વ ઇચ્છિત ફળ આપતા વૃક્ષોથી યુક્ત છે એ વિંધ્યાચળમા કોઈક સમયે પૃથ્વી પર સ્વેચ્છાથી ફરતા દેવર્ષિ મુનિ નારદ ખૂબ પ્રસન્ન થઈને ગયા હતા તેમને જોઈ આસન પર બેઠેલા વિંધ્યાચળે (એટલે તે પર્વતના દિવ્ય સ્વરૂપે) એકદમ ઉતાવળથી ઊભા થઈ પાદ્ય, અર્ઘ્ય તથા શ્રેષ્ઠ આસન અર્પણ કર્યા હતા પછી પ્રસન્ન થઈ સુખેથી બેઠેલા દેવર્ષિને વિંધ્યાચળે આમ કહ્યુ હતુ

વિંધ્યાચળ બોલ્યો હે દેવર્ષિ! કહો, તમારુ ઉત્તમ આગમન ક્યાથી થયુ છે? તમારા આવવાથી મારુ ઘર સર્વોત્કૃષ્ટ થયુ હે દેવ! તમારુ ફરવુ સૂર્યના ફરવાની પેઠે સર્વને નિર્ભય કરનાર હોય છે હે નારદ! તમારા મનમા જે નવીન હોય તે મને કહો

નારદે કહ્યુ 'ઇંદ્ર જેનો શત્રુ છે એવા હે વિંધ્યાચળ! મેરુ પર્વતથી હુ આવુ છુ ત્યા મે ઇંદ્ર, અગ્નિ, યમ તથા વરુણના લોક જોયા અને ચારે બાજુ જાતજાતના ભોગોથી યુક્ત સર્વ લોકોના ઘરો જોયા, એમ કહી નારદજીએ નિસાસો મૂક્યો, ત્યારે મુનિને નિસાસો મૂકતા જોઈ પર્વતરાજ વિંધ્યાચળે ફરી પૂછ્યુ 'હે દેવર્ષિ! તમારે નિસાસો મૂકવાનુ શુ કારણ છે, તે મને કહો' પર્વતનુ એ વાક્ય સાભળી અમાપ કાતિવાળા દેવર્ષિ બોલ્યા 'હે પુત્ર! મારા નિસાસાનુ કારણ તુ સાભળ પાર્વતીનો પિતા હિમાલય શકરનો સસરો થાય છે અને શકરનો સબધી થવાથી પર્વતોમા પૂજ્ય થયો છે એ જ પ્રમાણે કૈલાસ શકર પ્રભુનુ રહેઠાણ થયો છે, તેથી પર્વતોને પૂજ્ય અને લોકના પાપના સમૂહનો નાશ કરનાર થયો છે વળી નિષધ, નીલ તથા ગધમાદન–એ બધા પર્વતો પોતપોતાના સ્થાનમા રહી પૂજ્ય થયા છે વળી વિશ્વનો આત્મા, હજાર કિરણોવાળો અને સ્વયપ્રકાશ સૂર્ય, ગ્રહો તથા નક્ષત્ર ગણ સહિત જેની પ્રદક્ષિણા કરે છે તે સુવર્ણપર્વત મેરુ તો સર્વ પર્વતોમા પોતાને શ્રેષ્ઠ તથા 'સર્વોત્કૃષ્ટ' માને છે અને એમ જ ધારે છે કે 'સર્વમા હુ જ અગ્રેસર છુ, લોકમા મારા જેવો કોઈ જ નથી' આવા અભિમાનથી અભિમાની થયેલો તે યાદ આવતા (સસારમા કોઈએ અભિમાન ન કરવુ, એવી શાસ્ત્રમર્યાદા છે છતા મેરુ અભિમાન કરે છે, એમ ક્ષણવાર આશ્ચર્ય થતા) મે નિસાસો નાખ્યો હતો. ઠીક છે, હે વિંધ્યાચળ! તપરૂપી બળવાળા અમારે તેથી કઈ કામ ન હોય છતા આ તો પ્રસગથી મે કહ્યુ છે, હવે હુ મારે ઘેર જાઉં છુ ૧—૨૮

**अस्तु नैतावता कृत्यं तपोबलवतां नग ।**
**प्रसङ्गतो मयोक्तं ते गमिष्यामि निजं गृहम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દશમ સ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

## અધ્યાય ૩ જો*

### વિંધ્યાચળે સૂર્યનો માર્ગ રોક્યો

सूत उवाच

**एवं समुपदिश्यायं देवर्षिः परमः स्वराट् ।**
**जगाम ब्रह्मणो लोकं स्वैरचारी महामुनिः ॥ १ ॥**

સૂત બોલ્યા એમ જણાવી પોતે તેજસ્વી હોઈ ઉત્તમ શોભાવાળા મહામુનિ દેવર્ષિ સ્વેચ્છા પ્રમાણે ફરતા બ્રહ્મલોકમા ગયા મુનિશ્રેષ્ઠ નારદ ગયા, એટલે વિંધ્યાચળ ઘણી મોટી ચિંતામા પડ્યો અત-કરણમા કાયમ શોક થતા તેને શાતિ વળી નહિ 'મારે આ બાબતમા કઈ રીતે શુ કરવુ જોઈએ? મેરુને હુ કેવી રીતે જીતુ? હુ શાતિ પામતો નથી અને મારુ મન પણ સ્વસ્થ થતુ નથી પૂર્વના મહાત્માઓએ યાદ કરેલો મારો ઉત્સાહ, માન, કીર્તિ, કુળ, બળ તથા પુરુષાર્થને ધિક્કાર હો!' આમ

* આ અધ્યાયમાં સાડીપચીસ શ્લોકોથી વિંધ્યાચળે સૂર્યના માર્ગ રોક્યો જો કથા કહેવાશે.

ચિંતા કરતા વિંધ્યાચળના મનમા કરવાના કાર્ય માટે આવો અપરાધજનક વિચાર પ્રકટ થયેલો કે, 'ગ્રહો તથા નક્ષત્રગણો સહિત સૂર્ય મેરુની કાયમ પ્રદક્ષિણા કરે છે, તેથી જ એ પર્વત હમેશા ગર્વ કરે છે, પણ હુ મારા શિખરોથી સૂર્યનો માર્ગ જ રોકી દઉં એટલે અટકી પડેલ સૂર્ય તે પર્વતની પ્રદક્ષિણા કેવી રીતે કરશે? અને એમ મારાથી સૂર્યનો માર્ગ રોકાશે, એટલે તે દિવ્ય પર્વતનો ગર્વ અવશ્ય ભાગી જશે' આવો નિશ્ચય કરી વિંધ્યાચળ પોતાના શિખરોથી આકાશને વ્યાપ્ત કરી વધી ગયો ઘણા ઊંચા ઉત્તમ શિખરોથી આખા આકાશને વ્યાપ્ત કરી તે ઊભો રહ્યો અને 'હવે સૂર્ય ક્યારે ઊગે ને હુ તેને ક્યાગે રોકી રાખુ?' એમ વિચાર કરતા તેની એ રાત્રિ વીતી ગઈ નિર્મળ પ્રભાત થયુ અને કિરણોથી દિશાઓને અંધકારરહિત કરતો સૂર્ય ઉદય માટે ઉદયાચળ પર્વત પર નીકળ્યો સૂર્યના શુભ કિરણોથી આકાશ ઝળકી રહ્યુ, કમલિની વિકાસ પામી, ને કુમુદિની બિડાઈ ગઈ સર્વ લોકો પોતપોતાના કાર્યો માટે ઊઠી નીકળ્યા દિવસના પૂર્વભાગ તથા પાછલા ભાગ વડે અનુક્રમે દેવોના હવ્યને, પિતૃઓના કવ્ય-અન્નને તથા ભૂતોના બલિદાનોને વધારતો સૂર્ય લાબા કાળના વિયોગથી બળતી સ્ત્રીની પેઠે વિયોગિની પૂર્વ દિશાને તથા અગ્નિની દિશાને સારી રીતે આશ્વાસન આપી, તેને છોડી તરત જ દક્ષિણ દિશામા જવા ચાલ્યો, (પણ તેમના ઘોડા) આગળ જવા સમર્થ ન થયા, તેવી સૂર્યના સારથિ અરુણે તેમને જણાવ્યુ

અરુણે કહ્યુ હે સૂર્ય! આપથી ઊંચો વધેલો વિંધ્યાચળ આકાશને રોકીને ઊભો છે તે મેરુ સાથે સ્પર્ધા કરે છે અને તમે કરેલી પ્રદક્ષિણા મેળવવા ઇચ્છે છે

સૂત બોલ્યા એ અરુણનુ એ વાક્ય સાભળી સૂર્ય વિચારવા લાગ્યા 'અહો! આકાશનો માર્ગ પણ રોકાય છે! આ તો ખૂબ આશ્ચર્ય છે અથવા શૂરો પુરુષ જો અવળે માર્ગે જાય તો શુ ન કરે? અમારા ઘોડાઓનો માર્ગ પણ રોકાયો છે ખરેખર! દૈવ અત્યત બળવાન છે! રાહુના ગ્રાસે પકડાઈને વ્યાકુળ થયા છતા જે સૂર્ય ક્ષણવાર પણ ઊભા રહેતા નથી, તે જ સૂર્ય લાબા કાળ સુધી અટકેલા માર્ગવાળા થઈ ઊભા રહ્યા! પણ શુ કરે? દૈવ બળવાન છે એમ માર્ગ રોકાયો ત્યારે ઈશ્વર સહિત સર્વ લોકો શરણરહિત થયા અને હવે શુ કરવુ તે કોઈને સૂઝ્યુ નહિ ચિત્રગુપ્ત વગેરે બધાયે સૂર્યથી જ કાળને જાણે છે, પરતુ સૂર્યને તો વિંધ્યાચળે અટકાવી દીધા અહો! દૈવીની વિપરીતતા આશ્ચર્યકારક છે! વિંધ્યાચળે સ્પર્ધાથી સૂર્યને અટકાવ્યા ત્યારે સ્વાહાકાર તથા સ્વધાકાર નાશ પામ્યા ને જગત લગભગ નાશ પામ્યા જેવુ થઈ ગયુ એ જ પ્રમાણે પશ્ચિમના તથા દક્ષિણના લોકો તો એમના એમ જ નિદ્રાથી મીંચેલા નેત્રોવાળા રહી રાત્રિ જ માનવા લાગ્યા, તેમ જ પૂર્વના તથા ઉત્તરના લોકો તીક્ષ્ણ તાપથી ખૂબ તપવા લાગ્યા ઘણી પ્રજાઓ મરણ પામી, ખોવાઈ ગઈ, ભાગી-તૂટી ગઈ તે નાશ પામી. સ્વધા સહિત પિતૃકર્મથી રહિત થયેલુ સર્વ જગત હાહાકાર કરવા લાગ્યુ અને ઇદ્ર સહિત દેવો 'હવે શુ કરવુ?' એમ બોલતા ખૂબ ત્રાસ પામ્યા ૧-૨૫

मृता नष्टाश्च भग्नाश्च विनाशमगमन् प्रजा॰ ॥
हा हा भूत जगत् सर्व स्वधाकव्यविवर्जितम् ॥
देवा॰ सेन्द्रा॰ समुद्विग्ना किं कुर्म इति वादिन॰ ।

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા નવમ સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

## અધ્યાય ૪ થો*

### વિંધ્યાચળથી ત્રાસેલા દેવો શંકરને શરણે

સૂત ઉવાચ

तत॰ सर्वे सुरगणा महेन्द्रप्रमुखास्तदा ।
पद्मयोनिं पुरस्कृत्य रुद्र शरणमन्वयु ॥ १ ॥

સૂત બોલ્યા પછી તે સમયે ઇદ્ર વગેરે સર્વ દેવગણો બ્રહ્માને આગળ કરી શકરને શરણે ગયા, અને ચદ્રથી શોભીતા મુકુટવાળા હોઈ કૈલાસમા વસતા દેવોના દેવ શકરને પ્રણામો સહિત સુંદર

* આ અધ્યાયમા ઓ ત્રાસેલ સ્થાનથી સર્વ દેવાએ દેવોના દેવ શકરની સ્તુતિ કરીને પોતાનું વૃત્તાત આદરથી તેમને જણાવ્યુ, એ કથા કહેવાશે.

ઐશ્વર્યોનું વર્ણન કરતા સ્તોત્રોથી આરાધવા લાગ્યા

દેવો બોલ્યા હે દેવગણોના અધ્યક્ષ! હે પાર્વતીએ સેવેલા ચરણકમળવાળા! તમે જય પામો! ભકતજનને આઠ મહાસિદ્ધિરૂપ ઐશ્વર્યને આપનારા, મહામાયાના વિલાસોનુ સ્થાન, પરમાત્મા, બળદના ચિહ્નવાળા, દેવોના ઈશ્વર, કૈલાસમા રહેતા, 'અહિર્બુધ્ન્ય' નામવાળા, માનને યોગ્ય, વિચારશકિતવાળા, માન આપનારા, અજન્મા, અનેક સ્વરૂપોવાળા, પોતાના આત્મામા રમતા, સર્વને સુખ કરતા, પ્રમથ ગણોના નાથ, આત્મામા જ આનદ કરતા અને કૈલાસમા વસતા તમને નમસ્કાર હો મોટા ઐશ્વર્ય આપનારા, મહાવિષ્ણુએ સ્તવેલા, વિષ્ણુના હૃદયકમળમા વસતા, મહાયોગમા આસકત, યોગ વડે પ્રાપ્ત કરવા યોગ્ય, યોગરૂપ અને યોગીઓના પતિ તમને નમસ્કાર હો યોગીઓના ઈશ્વર, યોગનુ ફળ આપનાર, દીનજનોને દાન આપવા તત્પર અને દયાના સમુદ્રરૂપ મૂર્તિધારી તમને નમસ્કાર હો પીડાને શમાવનાર, ઉગ્ર પરાક્રમવાળા, ગુણોની મૂર્તિરૂપ, બળદના ચિહ્નયુકત ધ્વજવાળા, કાળરૂપ અને કાળના પણ નિયતા તમને નમસ્કાર હો

સૂત બોલ્યા એમ સ્તુતિ કરેલા દેવોના ઈશ્વર અને યજ્ઞોના ભોકતા વૃષભધ્વજ–શકર હસતા હસતા વાણીથી ઉત્તમ દેવોને કહેવા લાગ્યા

શ્રીશકર ભગવાન બોલ્યા હે દેવો! હે ઉત્તમ પુરુષો! હે શ્રેષ્ઠ દેવતાઓ! તમારી સ્તુતિથી હુ પ્રસન્ન થયો છુ, તમારા બધાના મનોરથ હુ પૂર્ણ કરીશ

દેવો બોલ્યા હે સર્વ દેવોના ઈશ્વર! હે પર્વતમા વસનારા! હે ચદ્રરૂપ મુકુટથી શોભતા! હે મહાબળવાન! તમે દુ ખીઓને સુખ કરનારા છો માટે અમને સુખ કરો હે નિર્દોષ! મેરુ પર દ્વેષ કરનાર, ઘણો ઊંચો વિંધ્ય નામનો પર્વત સૂર્યના માર્ગને રોકી દઈ સર્વને દુ ખદાયી થયો છે માટે હે ઈશ્વર! તેને તમે વધતો અટકાવો અને સર્વનુ કલ્યાણ કરો સૂર્યની ગતિ અટકી પડવાથી કાળનુ જ્ઞાન કઈ રીતે થાય? સ્વાહાકાર તથા સ્વધાકાર નાશ પામ્યા છે, તેથી આ લોકમા ભયથી પીડાતા અમારુ (તમારા વિના બીજુ) કયુ શરણ થાય? કેવળ આપ જ દુ ખનો નાશ કરનારા દેખાઓ છો હે પાર્વતીના પતિ! હે દેવ! તમે પ્રસન્ન થાઓ

શકર બોલ્યા હે દેવો! તે પર્વતને વધતો અટકાવવા અમારી શકિત નથી, માટે ભગવાન લક્ષ્મીપતિને આપણે આ વૃત્તાત જણાવીએ તે વિષ્ણુ ભગવાન આપણા પ્રભુ, આત્મા, પૂજ્ય, કારણરૂપધારી, ગાયોનુ રક્ષણ કરનાર તથા સર્વ કારણોના કારણરૂપ છે, માટે તેમની પાસે જઈ આપણે આ વાત કહીએ, એટલે દુ ખનો નાશ થશે

એવુ શકરનુ વચન સાભળી ઇદ્ર તથા બ્રહ્મા સહિત દેવો શકરને આગળ કરી (ભયથી) ધ્રૂજતા જલદી વૈકુઠલોક તરફ ગયા ૧–૧૯

**इत्येवमाकर्ण्य गिरिशाभाषितं देवाश्च सेन्द्राः सपयोजसंभवा । रुद्रं पुरस्कृत्य च वेपमाना वैकुण्ठलोकं प्रतिजग्मुरञ्जसा ॥ १९ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દશમ સ્કધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

# અધ્યાય ૫ મો*

## મહાવિષ્ણુની સ્તુતિ

**सूत उवाच**

**ते गत्वा देवदेवेशं रमानाथं जगद्गुरुम् ।**
**विष्णुं कमलपत्राक्षं ददृशुः प्रभयान्वितम् ॥ १ ॥**

સૂત બોલ્યા તે દેવોએ વૈકુઠમા જઈ દેવોના પણ દેવેશ્વર, લક્ષ્મીપતિ, જગતના ગુરુ, કમળની પાખડી જેવા નેત્રોવાળા અને મહાતેજસ્વી વિષ્ણુના દર્શન કર્યા પછી ભકિતથી ગળગળા અવાજવાળા અને સત્કાર કરાયેલા તેઓ (નીચેના) સ્તોત્રથી સ્તુતિ કરવા લાગ્યા

દેવો બોલ્યા હે વિષ્ણુ! હે લક્ષ્મીના ઈશ્વર! હે સર્વના આદ્ય! હે મહાપુરુષોના પૂર્વજ! તમે જય પામો હે દૈત્યોના શત્રુ! હે કામદેવના પિતા! હે સર્વ કામનાઓના ફળ આપનાર! હે મહાવરાહ! હે ગોવિદ! હે મહાયજ્ઞસ્વરૂપ! હે મહાવિષ્ણુ! હે ધ્રુવમડળના નિયતા! હે સર્વના આદિરૂપ! હે

* આ અધ્યાયમાં ચાલીસ [illegible] દેવો વગેરેએ કરેલું મહાવિષ્ણુનું સ્તોત્ર કહેલું છે.

જગતના ઉત્પત્તિકારણ! હે મત્સ્યાવતારમા વેદોનો ઉદ્ધાર કરનાર! હે સર્વના આધાર! હે સત્યવ્રતને ધારણ કરનાર! હે અધીશ્વર! મત્સ્યાવતારરૂપ તમને નમસ્કાર હો હે દયાના સમુદ્ર! હે દૈત્યોના શત્રુ! હે દેવોના કાર્ય પૂર્ણ કરનારા! તમે જય પામો હે અમૃતની પ્રાપ્તિ કરનાર! હે ઈશ્વર! કૂર્માવતાર સ્વરૂપ તમને નમસ્કાર હો હે આદિદૈત્ય (હિરણ્યાક્ષ) નો નાશ કરવા આદિવરાહનુ રૂપ ધારણ કરનાર! તમે જય પામો હે પૃથ્વીનો ઉદ્ધાર કરવા ઉદ્યોગ કરનાર! વરાહ અવતારરૂપ તમને નમસ્કાર હો જેમણે નૃસિંહનુ શરીર ધરી વરદાનથી ગર્વિષ્ઠ થયેલા મહાદૈત્ય હિરણ્યકશિપુને નખથી ચીરી નાખ્યો હતો, તે નૃસિંહાવતાર તમને નમસ્કાર હો જેમણે વામનસ્વરૂપ ધરી ત્રૈલોકયના ઐશ્વર્યથી મોહિત થયેલા બલિરાજાને છળ્યો હતો, તે વામનસ્વરૂપ તમને નમસ્કાર હો દુષ્ટ ક્ષત્રિયોનો નાશ કરવા રેણુકાના ગર્ભમા જન્મેલા અને સહસ્રાર્જુનનો નાશ કરનાર પરશુરામસ્વરૂપ તમને નમસ્કાર હો દુષ્ટ રાક્ષસ રાવણના મસ્તકો કાપવા મહાસમર્થ અને અનત પરાક્રમી શ્રીમાન દશરથપુત્ર શ્રીરામચદ્રરૂપ તમને નમસ્કાર હો હે પ્રભો! રાજાઓમા લાછનરૂપ કસ-દુર્યોધન આદિ દૈત્યોના ભારથી દબાયેલી પૃથ્વી નો જે મહાપ્રભુએ ઉદ્ધાર કર્યો અને પાપને અત્યત દૂર કરી ધર્મને સ્થાપ્યો, તે શ્રીકૃષ્ણદેવરૂપ તમને અનેક પ્રકારે નમસ્કાર હો દુષ્ટ યજ્ઞોનો નાશ કરવા તથા પશુહિંસાને અટકાવવા જેમણે બુદ્ધનુ રૂપ ધર્યુ છે, તે બુદ્ધદેવરૂપ તમને નમસ્કાર હો બધા લોકો લગભગ મ્લેચ્છ બને છે અને દુષ્ટ રાજાઓથી પીડાય છે, ત્યારે કલ્કિસ્વરૂપ ધારણ કરનાર દેવોના દેવ તમને નમસ્કાર હો. હે દેવ! ભકતોનુ રક્ષણ કરવા તથા દુષ્ટ દૈત્યોનો નાશ કરવા તમારા દશ અવતારો થયા છે, માટે તમે જ સર્વના દુ ખને દૂર કરનાર છો હે દેવ! ભકતોની પીડાનો નાશ કરવા જેમણે સ્ત્રી તથા જળના જીવોમા પણ શરીર ધર્યુ છે એવા તમારાથી બીજો દયાનિધિ કોણ છે?

સૂત બોલ્યા એમ મોટા દેવોના ઈશ્વર અને પીતાબર ધારણ કરતા વિષ્ણુની સ્તુતિ કરીને તે શ્રેષ્ઠ દેવોએ ભકિતયુકત થઈ તેમને સાષ્ટાગ પ્રણામ કર્યા પછી તેઓએ સ્તુતિ સાભળી ગદાધારી શ્રીપુરુષોત્તમ દેવ સર્વ દેવોને હર્ષ ઉપજાવતા બોલ્યા

શ્રીભગવાન બોલ્યા હે દેવો! તમારી સ્તુતિથી હુ પ્રસન્ન થયો છુ, તમે ચિંતા છોડી દો તમારા અતિદુ સહ દુ ખનો પણ હુ નાશ કરીશ હે દેવો! તમે મારી પાસેથી અતિ દુર્લભ વરદાન માગો આ સ્તોત્રના પ્રભાવથી ખૂબ પ્રસન્ન થયેલો હુ તમને બધુ આપીશ જે મનુષ્ય પ્રાત કાળે ઊઠી મારામા ભકિત ધરીને આ સ્તોત્રનો પાઠ કરે છે તેને કદી શોક થતો નથી હે દેવો! તેના ઘરમા અલક્ષ્મી, કાલકર્ણી, ઉપસર્ગો, વૈતાલો, ગ્રહો, બ્રહ્મરાક્ષસો અને વાત, પિત્ત તથા કફથી થતા રોગો આક્રમણ કરતા નથી જેનુ અકાળ મરણ કદી થશે નહિ અને જેના ઘરમા સતતિ, સર્વ ભોગો તથા સુખ વગેરે લાબા કાળ સુધી રહેશે વધારે કહેવાથી શુ? આ સ્તોત્ર સર્વ પુરુષાર્થો સિદ્ધ કરનાર છે આનો પાઠ કરવાથી મનુષ્યોને ભોગ તથા મોક્ષ દૂર નહિ રહે હે દેવો! તમને જે દુ ખ હોય, તે સશયરહિત થઈ તમે કહો તેનો હુ નાશ કરીશ, તેમા લગારે સદેહ ન કરશો

સૂત બોલ્યા શ્રીભગવાનનુ એ વાકય સાભળી પ્રસન્નચિત્ત થયેલા સર્વ દેવતાઓ ફરી વિષ્ણુ ભગવાનને કહેવા લાગ્યા ૧-૨૭

**एवं श्रीभगवद्वाक्यं श्रुत्वा सर्वे दिवौकसः ।**
**प्रसन्नमनस भूत्वा पुनरूचुर्नृपाकपिम् ॥ २७ ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દશમ સ્કધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

## અધ્યાય ૬ ઠ્ઠો*

### દેવોની અગસ્ત્યને પ્રાર્થના

सूत उवाच

**श्रीशस्य वचनाद्देवा. संतुष्टाः सर्वं एव हि ।**
**प्रसन्नमनसो भूत्वा पुनरेन समूचिरे ॥ १ ॥**

સૂત બોલ્યા લક્ષ્મીપતિના વચનથી સર્વ દેવો

* આ અધ્યાયમાં નારદના શાપ બાદ દેવોએ વિધ્યાચળનું વધવું અટકાવવા અગસ્ત્યની પ્રાર્થના કરી, એ વાત કહેવાશે

સતોષ પામ્યા અને પ્રસન્નચિત્ત થઈ ફરી એમને કહેવા લાગ્યા

દેવો બોલ્યા હે દેવોના દેવ! હે મહાવિષ્ણુ! હે સૃષ્ટિ, સ્થિતિ તથા નાશના કારણ! હે વિષ્ણુ! વિંધ્યપર્વત સૂર્યના માર્ગને રોકી રહ્યો છે હે મહા પ્રભુ! સૂર્યના એ અટકવાથી અમે બધા અમારા ભોગભાગ પામી શકયા નથી, તો હવે શુ કરીએ અને કયા જઈએ?

શ્રીભગવાન બોલ્યા જે ભગવતી દેવી સર્વે જગતને રચનારા, સર્વના આદ્ય અને સર્વના કુળને વધારનારા છે, તેમનુ પૂજન કરનાર પરમ તેજસ્વી અને મુનિઓમા શ્રેષ્ઠ અગસ્ત્ય કાશીમા રહે છે હે ઉત્તમ દેવો! તે અગસ્ત્ય મુનિ એ વિંધ્યાચળનુ વધવુ અટકાવશે માટે હે દેવો! મોક્ષના સ્થાનરૂપ કાશીમા જઈ તમે પરમ તેજસ્વી બ્રાહ્મણશ્રેષ્ઠ અગસ્ત્યને પ્રસન્ન કરી તેમની પાસે આ કાર્ય માટે પ્રાર્થના કરો

સૂત બોલ્યા એમ વિષ્ણુએ ઉપદેશેલા તે પ્રખ્યાત સર્વ ઉત્તમ દેવો વિષ્ણુને પ્રણામ કરી કાશીનગરી તરફ ગયા એક ક્ષણમા ઉત્તમ કાશીપુરીમા પહોચી જઈ ભકિતયુકત થઈ વસ્ત્રો સાથે મણિકર્ણિકામા સ્નાન કરી તેઓએ દેવતાઓને તથા પિતૃઓને તૃપ્ત કરી વિધિથી દાન આપ્યા અને પછી અત્યત શાત શિકારી પશુઓથી વ્યાપ્ત, અનેક જાતના વૃક્ષોથી ગીચ હોઈ મયૂરો, સારસો, હસો તથા ચક્રવાકોથી આશ્રિત મોટા ભૂડો, ડુક્કરો, વાઘો, સિંહો, મૃગો, રુરુઓ, ગેડા તથા અષ્ટાપદોથી સેવાતા અને સર્વોત્તમ શોભાથી યુકત મુનિશ્રેષ્ઠ અગસ્ત્યના આશ્રમમા આવી તે સર્વ દેવોએ એ મુનિવરને વારવાર દડવત્ પ્રણામ કર્યા (અને કહ્યુ)

દેવો બોલ્યા હે બ્રાહ્મણોના અધીશ્વર! હે માન્ય! હે પૂજ્ય! હે પૃથ્વીના દેવ! તમે જય પામો વાતાપિ દૈત્યોના બળનો નાશ કરનાર અને કળશરૂપી ઉત્પત્તિસ્થાનવાળા તમને નમસ્કાર હો હે લોપામુદ્રાના પતિ! હે શ્રીમાન મિત્રાવરુણના પુત્ર! સર્વ વિદ્યાઓના ભડાર! હે શાસ્ત્રોના ઉત્પત્તિ સ્થાન અગસ્ત્ય! તમને નમસ્કાર હો! જેમનો ઉદય થતા જલાશયોના જળ નિર્મળ તથા ઊજળા થાય છે, તે તમને નમસ્કાર હો કાસડાના પુષ્પને વિકસિત કરનાર, રામચદ્રના ગુરુ, જટામડળથી યુકત અને શિષ્યો સહિત તમને વારવાર નમસ્કાર હો હે સર્વ દેવો વડે સ્તુતિ કરવા યોગ્ય! હે ગણોના સમૂહ! હે મહામુનિ! તમે જય પામો સર્વથી શ્રેષ્ઠ, પૂજ્ય તથા સ્ત્રી સહિત તમને નમસ્કાર હો હે સ્વામિન્! કૃપા કરો અમે તમારે શરણે આવ્યા છીએ હે મહાતેજસ્વી! વિધ્યાચળથી થયેલા અસહ્ય દુખથી અમે પીડાયા છીએ

સૂત બોલ્યા એમ સ્તુતિ કરાયેલા ઉત્તમ ધાર્મિક અને શ્રેષ્ઠ મુનિ અગસ્ત્ય હસતા હસતા પ્રસન્ન વાણીથી બોલ્યા

અગસ્ત્યે કહ્યુ હે દેવો! તમે અતિશય શ્રેષ્ઠ ત્રણે ભુવનના ઈશ્વર મહાત્મા અને કૃપા તથા શિક્ષા કરવામા સમર્થ લોકપાલ છો અમરાવતીનો જે અધીશ્વર છે, વજ્ર જેનુ આયુધ છે, જેના દ્વારમા આઠે સિદ્ધિઓ રહે છે અને જે સર્વ દેવોનો સ્વામી છે, તે ઇદ્રને શુ કરવુ મુશ્કેલ છે? જે અગ્નિ સર્વ વ્યાપક દેવબલિને તથા પિતૃબલિને પહોચાડનાર તથા સર્વ દેવોનુ મુખ છે, તેને શુ કરવુ મુશ્કેલ છે? હે દેવો! જે યમદેવ રાક્ષસગણોનો અધિપતિ, સર્વને ભયકર, સર્વના કર્મોનો સાક્ષી અને હાથમા કાળદડ ધારણ કર છે, તેને શુ કરવુ મુશ્કેલ છે? છતા હે દેવેશ્વરો! મારી શકિતથી સિદ્ધ થઈ શકે એવુ જો કોઈ કાર્ય હોય તો મને તે કહો હે દેવો! તે હુ કરીશ, એમા સશય નથી

સૂત બોલ્યા મુનિવરે કહેલુ તે વચન સાભળીને શ્રેષ્ઠ દેવો હર્ષ પામ્યા અને સ્નેહથી વ્યાકુળ થઈ પોતાનુ કાર્ય કહેવા લાગ્યા 'હે મહર્ષિ! વિધ્યાચળ પર્વતે સૂર્યનુ બહાર નીકળવુ અટકાવ્યુ છે તેથી ત્રૈલોકય દુખથી ઘેરાઈ ગયુ છે હાહાકાર કરી રહ્યુ છે અને અચેતન થઈ પડ્યુ છે હે મુનિ! પોતાના તપની શકિતથી તમે એ પર્વતને વધતો અટકાવો હે અગસ્ત્ય! તમારા તેજથી તે અવશ્ય નમ્ર થશે આ જ અમારુ કાર્ય તમારે કરવાનુ છે ૧–૨૭

**तद्वृद्धि स्तभय मुने निजया तपस श्रिया ।**
**भवतस्तेजसाऽगस्त्य नून नम्रो भविष्यति ॥**
**एतदेवास्मदीय च कार्य कर्तव्यमस्ति हि ।**

અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭ મો*

## અગસ્ત્યે વિંધ્યાચળને નમાવ્યો

સૂત ઉવાચ

**इति वाक्यं समाकर्ण्य निर्जराणां द्विजोत्तमः ।**
**करिष्ये कार्यमेतद्वः प्रत्युवाच ततो मुनिः ॥ १ ॥**

સૂત બોલ્યા પછી દેવોનું એ વાક્ય સાંભળી, બ્રાહ્મણોમાં ઉત્તમ મુનિ અગસ્ત્યે 'આ તમારું કાર્ય હું કરીશ' એમ પ્રત્યુત્તર આપ્યો હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! મુનિ અગસ્ત્યે તે કાર્ય કરવા કબૂલ્યું, ત્યારે સર્વે દેવો હર્ષ પામ્યા તેઓ મુનિના કહેવાથી પોતપોતાને સ્થાને ગયા પછી મુનિશ્રેષ્ઠ શ્રીમાન અગસ્ત્ય પોતાની પત્ની રાજપુત્રીને કહેવા લાગ્યા 'હે રાજપુત્રિ! અનર્થ કરનાર આ વિઘ્ન આવ્યું છે, જે વિંધ્યાચળ પર્વતે સૂર્યનો માર્ગ રોકીને કર્યું છે અરે! પણ હા, તેનું કારણ મેં જાણ્યું છે ઘણું જ પુરાણું વાક્ય મને યાદ આવ્યું છે તત્ત્વદ્રષ્ટા મુનિઓએ કાશીને ઉદ્દેશી જે કહ્યું છે, તે એ જ છે કે, 'મુમુક્ષુઓએ કાશીક્ષેત્રને કદી પણ ન જ છોડવું જોઈએ, પણ કાશીમાં વસતા સત્પુરુષોને વિઘ્નો થયા કરશે' હે પ્રિયે! કાશીમાં વસતા મેં તે આ વિઘ્ન પ્રાપ્ત કર્યું છે' પત્નીને એમ કહી ઉત્તમ તપસ્વી મુનિ અગસ્ત્ય મણિકર્ણિકામાં સ્નાન કરી, વિશ્વનાથ પ્રભુનાં દર્શન કરી દંડપાણિનું પૂજન કરી કાળભૈરવ પાસે આવ્યા (ને તેમની પ્રાર્થના કરવા લાગ્યા કે) 'હે કાળભૈરવ! હે મહાબાહુ! હે ભક્તોના ભયને હરનાર! તમે કાશીપુરીના ઈશ્વર છો, છતાં મને કાશીપુરીથી કેમ દૂર કરો છો? હે સ્વામિન્! કાશીવાસમાં પ્રાપ્ત થતાં વિઘ્નોનો તમે નાશ કરનાર છો, છતાં હે ભક્તોની પીડાને દૂર કરનાર! તમે મને કેમ દૂર કરો છો? મેં પારકી નિંદા કરી નથી અતિશય પાપ કર્યું નથી અને અસત્ય ભાષણ કર્યું છતાં કયા કર્મના ફળ તરીકે તમે મને કાશીથી દૂર કરો છો?' એમ કાળભૈરવને પ્રાર્થના કરીને અગસ્ત્ય મુનિ સર્વ વિઘ્નોને અટકાવનાર સાક્ષી ગણેશ પાસે ગયા તેમનું દર્શન કરી, પૂજી, પ્રાર્થના કરીને શ્રીમાન અગસ્ત્ય મુનિ તે નગરીમાંથી નીકળી દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા તે સમયે કાશીના વિરહથી અત્યંત દુ:ખી થતા મહાભાગ્યનિધિ મુનિ ક્ષણે ક્ષણે કાશીનું સ્મરણ કરી પોતાની સ્ત્રી સાથે જતા હતા પછી તપરૂપી વાહન પર જાણે બેઠા હોય, તેમ અર્ધી ક્ષણમાં એ અગસ્ત્ય મુનિએ આકાશને રોકી રહેલા ઊંચા વિંધ્યાચળને પોતાની આગળ જોયો (અર્થાત્ યોગશક્તિથી અર્ધી ક્ષણમાં વિંધ્યાચળની પાસે તે જઈ પહોંચ્યા) વિંધ્યાચળ પોતાની આગળ ઊભેલા મુનિ અગસ્ત્યને જોઈ એકદમ અત્યંત કંપી ગયો અને ખૂબ નીચો થઈ પૃથ્વીને જાણે કંઈક રહસ્ય વાત (કાનમાં) કહેવા ઈચ્છતો હોય તેવો જણાયો (અર્થાત્ ખૂબ નીચો થઈ ગયો) પછી ભક્તિભાવવાળા તે પર્વતે પૃથ્વી પર દંડવત્ પડી (મુનિને) સાષ્ટાંગ પ્રણામ કર્યા, ત્યારે મહાપર્વત વિંધ્યને નમ્ર શિખરોવાળો જોઈ પ્રસન્ન મુખવાળા અગસ્ત્ય મુનિ તેને કહેવા લાગ્યા 'હે પુત્ર! હું પાછો આવું ત્યાં સુધી તું આ પ્રમાણે નમ્ર જ રહેજે, કેમ કે હે પુત્ર! તારાં ઊંચાં શિખરો પર ચડવાને હું અશક્ત છું,' એમ કહી દક્ષિણ દિશા તરફ જવાની ઉત્કંઠાવાળા તે મુનિ તેનાં શિખરો પર ચડીને અનુક્રમે નીચે ઊતર્યા અને દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા ત્યાં માર્ગમાં શ્રીશૈલ પર્વતને જોઈ મલયાચળમાં આવીને ત્યાં જ આશ્રમ કરવા તત્પર થયા હે શૌનક! મનુએ પૂજેલાં દેવી પણ ત્યાં વિંધ્યપર્વતમાં આવ્યાં હતાં અને તે 'વિંધ્યવાસિની' નામથી લોકમાં પ્રસિદ્ધ થયાં અગસ્ત્ય તથા વિંધ્યાચળના આખ્યાનરૂપ આ ચરિત્ર ઘણું જ ઉત્તમ હોઈ શત્રુઓનો તથા પાપોનો નાશ કરનાર, રાજાઓને વિજય આપનાર, બ્રાહ્મણોના જ્ઞાનને વધારનાર, વૈશ્યોને ધાન્ય તથા ધન દેનાર અને શૂદ્રોને સુખ આપનાર છે એક જ વાર આ ચરિત્રને ભક્તિથી સાંભળતાં ધર્મની ઈચ્છાવાળો ધર્મને, ધનની ઈચ્છાવાળો ધનને તથા કામનાઓની ઈચ્છાવાળો કામનાને પામે છે એમ ભક્તિથી દેવીને આરાધીને સ્વાયંભુવ મનુ પોતાના મન્વંતરના આશ્રયવાળું પૃથ્વીનું રાજ્ય પામ્યા હતા હે સૌમ્ય! એ

* આ અધ્યાયમાં લોપામુદ્રા સહિત અગસ્ત્ય મુનિએ વિંધ્યાચળને વધતો અટકાવ્યો એ કથા કહેવાશે.

રીતે આ પહેલા મન્વતરને લગતુ શ્રીદેવીનુ પ્રથમ ચરિત્ર મે કહ્યુ હવે ફરી તમને શુ કહુ? ૧–૨૬

**इत्येतद् वर्णितं सौम्य मया मन्वन्तराश्रितम् ।**
**आद्यं चरित्रं श्रीदेव्याः किं पुनः कथयामि ते ।**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દશમ સ્કધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો*

## સ્વારોચિષ, ઉત્તમ, તામસ તથા રૈવત મનુની કથા

शौनक उवाच

**आद्यो मन्वन्तरः प्रोक्तो भवता चायमुत्तमः ।**
**अन्येषामुद्भवं ब्रूहि मनूनां दिव्यतेजसाम् ॥ १ ॥**

શૌનકે કહ્યુ 'એ પહેલો ઉત્તમ મન્વતર તમે કહ્યો હવે બીજા દિવ્ય તેજવાળા મનુઓની ઉત્પત્તિ તમે કહો

સૂત બોલ્યા એમ પહેલા સ્વાયભુવ મનુની ઉત્પત્તિ સાભળીને દેવીના રહસ્યને જાણતા ઉત્તમ જ્ઞાની નારદે બીજા મનુઓની ઉત્પત્તિ અનુક્રમે પૂછી

નારદે પૂછ્યુ હે નારાયણ! મનુઓની ઉત્પત્તિ તમે મને કહો

શ્રીનારાયણ બોલ્યા હે મહામુનિ! દેવીના આરાધનથી જેમણે નિષ્કટક રાજ્ય મેળવ્યુ હતુ, તે આ પહેલા મનુ સ્વાયભુવ કહ્યા એ મનુના મહાપરાક્રમી બે પુત્રો પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ નામે હોઈ રાજ્યનુ પાલન કરનાર તરીકે પૃથ્વી પર પ્રખ્યાત થયા હતા તેમાના પ્રિયવ્રતના પુત્ર શ્રીમાન સ્વારોચિષને વિદ્વાનોએ બીજો મનુ કહ્યો છે અમાપ પરાક્રમવાળા અને સર્વ પ્રાણીઓનુ પ્રિય કરતા તે સ્વારોચિષ મનુએ પણ યમુનાના કિનારા પર વાસ કર્યો હતો ત્યા (પોતાની મેળે ખરી પડેલા) જીર્ણ પાદડા ખાઈને તેમણે તપ કરવા માડ્યુ હતુ અને માટીની દેવીની મૂર્તિની ભકિતથી પૂજા આરભી હતી હે તાત! એમ બાર વર્ષ સુધી વનમા રહી તપસ્યા કરતા તેમની આગળ હજારો સૂર્ય સમાન કાંતિવાળા દેવી પ્રગટ્યા હતા પછી તે મનુએ કરેલા ઉત્તમ સ્તોત્રથી પ્રસન્ન થઈ ઉત્તમ વ્રતવાળા દાનેશ્વરીએ સ્વારોચિષ મનુને સર્વ મન્વતરનુ આધિપત્ય આપ્યુ હતુ અને તે જગદબા 'તારિણી' નામે પ્રસિદ્ધિને પામ્યા હતા એમ તે તારિણીદેવીના આરાધનથી રાજા સ્વારોચિષ મનુ સર્વ શત્રુથી રહિત આધિપત્ય પામ્યા હતા અને વિધિ પ્રમાણે ધર્મ સ્થાપીને પુત્રો સાથે પોતાના મન્વતરના આશ્રયવાળુ રાજ્ય ભોગવી સ્વર્ગલોકમા ગયા હતા તે પછી પ્રિયવ્રતનો પુત્ર ઉત્તમ નામનો ત્રીજો મનુ થયો હતો તેણે ગગાના કિનારા પર તપ કરી એકાતમા સરસ્વતીના બીજનો જપ કરતા ત્રણ વર્ષ સુધી ઉપવાસ કરી દેવીની કૃપા મેળવી હતી તે વેળા ભકિતથી ભાવિત મનવાળા તેણે ઉત્તમ સ્તોત્રથી દેવીની સ્તુતિ કરીને નિષ્કટક રાજ્ય તથા લાબા કાળ સુધી રહેનારી સતતિ મેળવી હતી પછી રાજ્યથી પ્રાપ્ત થતા સુખો ભોગવીને તેમ જ યુગના ધર્મો સ્થાપીને ઉત્તમ રાજર્ષિઓએ ઇચ્છેલી પદવી મેળવી હતી પછી પ્રિયવ્રતનો પુત્ર તામસ નામનો ચોથો મનુ થયો હતો તેણે નર્મદા નદીના દક્ષિણ કિનારે મહેશ્વરી જગદબાનુ આરાધન કરી, કામબીજ(क्लीं)નો જપ કરવામા તત્પર રહી, વસત તથા શરદઋતુમા નવરાત્રની પૂજા કરીને કમળ જેવા નેત્રોવાળા અનુપમ (કામેશ્વરી) દેવેશ્વરીને પ્રસન્ન કર્યા હતા પછી સર્વોત્તમ સ્તોત્રપૂર્વક નમન કરી તે દેવીની કૃપા મેળવી નિર્ભય થઈને નિષ્કટક મહારાજ્ય ભોગવ્યુ હતુ અને બળથી ઉદ્ધત તથા પરાક્રમનુ સ્થાન એવા દશ પુત્રોને પોતાની પત્નીમા ઉત્પન્ન કરી ઉત્તમ સ્વર્ગમા તે ગયો હતો તે પછી એ તામસનો નાનો ભાઈ રૈવત, પાચમા મનુ તરીકે પ્રખ્યાત થયો હતો તેણે યમુનાના કિનારા પર જઈ ઉત્તમ વાણીનો ગર્વ આપનારા તથા સાધનના આશ્રયરૂપ વાગ્બીજમત્રનો જપ કર્યો હતો એનુ આરાધન કરવાથી સર્વોત્તમ ચક્રવર્તી રાજ્યની સમૃદ્ધિ તથા લોકમા અસ્ખલિત હોઈ સર્વ સિદ્ધિઓને કરનાર બળ મેળવ્યુ હતુ તે પછી લાબા કાળ સુધી રહેનારી પુત્રપૌત્રમય શુભ સતતિ મેળવી, વિભાગપૂર્વક ધર્મોને

* આ અધ્યાયમા સાઠીત્રીસ શ્લોકથી સક્ષેપના સ્વારોચિષ વગેરે ચાર મનુઓની કથા કહેવાશે.

સ્થાપી, વિષયો ભોગવીને અનુપમ શૂરો તે મનુ ઉત્તમ મહેન્દ્ર લોકમા ગયો હતો ૧-૨૪

**धर्मान् न्यस्य व्यवस्थाप्य विषयानुपभुज्य च।**
**जगामाप्रतिम शूरो महेन्द्रालयमुत्तमम् ॥२४॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દશમ સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## ચાક્ષુષ મનુની કથા

श्रीनारायण उवाच

**अथात॰ श्रूयता चित्र देवीमाहात्म्यमुत्तमम्।**
**अङ्गपुत्रेण मनुना यथाऽऽस राज्यमुत्तमम् ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા હવે અગના પુત્ર મનુએ જે રીતે ઉત્તમ રાજ્ય મેળવ્યુ હતુ તે સબધી અદ્ભુત ઉત્તમ દેવી માહાત્મ્ય અહીંથી સાભળો અગરાજાનો પુત્ર ચાક્ષુષ નામનો છઠ્ઠો મનુ થયો હતો તે બ્રહ્મર્ષિ પુલહને શરણે જઈ બોલ્યો હતો કે, 'હે બ્રહ્મર્ષિ! હે નમેલાનો પીડાનો નાશ કરનારા! હુ તમારે શરણે આવ્યો છુ હે સ્વામિન્! મને સેવકને તમે ઉપદેશ આપો, જેથી હુ લક્ષ્મી પામુ અને પૃથ્વીનુ અખડ આધિપત્ય, શસ્ત્ર તથા અસ્ત્રોમા નિપુણતાવાળુ અસ્ખલિત સામર્થ્યયુક્ત બાહુબળ લાબો કાળ રહેનારી સતતિ, ઉત્તમ અખડ ઉંમર અને છેવટે મોક્ષનો લાભ પણ જે રીતે થાય તેવો આજે મને ઉપદેશ આપો ' એવુ તે મનુનુ વચન સાભળી શ્રીમાન એ ઋષિએ દેવીનુ ઉત્તમ આરાધન આ રીતે ઉપદેશ્યુ કે, હે રાજન્! શ્રોત્રેન્દ્રિયને સુખકારી મારુ ઉત્તમ વચન સાભળ આજથી જ તુ દેવીનુ આરાધન કર. તેની કૃપાથી આ બધુ થશે '

ચાક્ષુષે પૂછ્યુ તે દેવીનુ પરમ પવિત્ર આરાધન કેવુ છે, કયા પ્રકારે તે કરવુ જોઈએ, તે કૃપાથી કહેવા તમે યોગ્ય છો

મુનિ બોલ્યા હે રાજન્! દેવીનુ ઉત્તમ સફળ પૂજન તુ સાભળ કોઈ ન સાભળે તેમ સરસ્વતીનુ બીજ કાયમ જપ્યા કરવુ હે રાજપુત્ર! ત્રણે કાળ તેનો જપ કરનાર મનુષ્ય ભોગ તથા મોક્ષને અવશ્ય પામે છે એ સરસ્વતીના બીજથી શ્રેષ્ઠ બીજુ બીજ નથી જપવાથી સિદ્ધિ કરનાર તથા વીર્ય અને બળની વૃદ્ધિ કરનાર તે ઉત્તમ બીજ છે એને જપવાથી બ્રહ્મા પણ સૃષ્ટિ કરતાર તથા મહાબળવાન થયા છે હે રાજા! એના જપથી વિષ્ણુ સૃષ્ટિના પાલક કહેવાયા છે અને શકર પણ એના જપથી જ સહાર કરનારા થયા છે તેમ જ બીજા લોકપાલો પણ તેના આશ્રયથી જ શિક્ષા તથા કૃપા કરવા સમર્થ થઈ બળ તથા વીર્યના મદથી ઉદ્ધત થયા છે હે રાજા! એમ તુ પણ મહેશ્વરી જગદબાનુ આરાધન કરી થોડા કાળમા જ મોટી સમૃદ્ધિ પામીશ

મુનિશ્રેષ્ઠ પુલહે એમ બોધ આપ્યો, તે પછી અગપુત્ર ચાક્ષુષ મનુ તપ કરવા વિરજા નદી પર ગયો ત્યા સરસ્વતીના બીજનો જપ કરવામા તત્પર રહી પોતાની મેળે ખરી પડેલા પાદડાનો આહાર કરતો તે રાજા તીવ્ર તપ કરવા લાગ્યો પહેલે વર્ષે એ પાદડા ખાતો, બીજે વર્ષે કેવળ જલાહાર કરતો અને ત્રીજે વર્ષે કેવળ વાયુનુ જ ભોજન કરતો તે રાજા ઠૂઠાની પેઠે સ્થિર ઊભો રહેતો હતો એમ બાર વર્ષ સુધી આહાર છોડીને સરસ્વતીના બીજનો જપ કરતા એ રાજાની બુદ્ધિ શુદ્ધ થઈ, છતા એ જ પ્રમાણે દેવીના ઉત્તમ મત્રનો એકાતમા તે જપ કર્યા જ કરતો હતો, તેથી જગદબા શ્રીપરમેશ્વરી સાક્ષાત્ પ્રકટ થયા તેજોમય મહાપ્રતાપી અને સર્વ દેવમય તે ઈશ્વરીએ પ્રસન્ન થઈ તે અગપુત્રને સુદર અક્ષરોવાળુ આ વચન કહ્યુ

દેવી બોલ્યા હે રાજા! પરમ શ્રેષ્ઠ જે કઈ તે ધાર્યુ હોય, તે તુ કહે તારા તપથી ખૂબ પ્રસન્ન થયેલી હુ તે આપીશ

ચાક્ષુષ બોલ્યો હે મોટા દેવોના ઈશ્વરિ! હે દેવોએ પૂજેલા! માગવા યોગ્ય જે કઈ મનથી ઈચ્છુ છે, તે બધુ તમે અતર્યામીસ્વરૂપે જાણો જ છો, તોપણ ભાગ્યયોગે તમારુ મને જે દર્શન થયુ છે, તેથી હુ કહુ છુ કે, હે દેવી! મન્વતર સબધી રાજ્ય તમે મને આપો

શ્રીદેવી બોલ્યા હે રાજાઓમા શ્રેષ્ઠ! આ

* આ અધ્યાયમાં ઓગણત્રીસ શ્લોકોથી ચાક્ષુષ મનુની કથા બાદ નર વર્ણવાઈ જેમાં દેવીના માહાત્મ્યનો વિસ્તાર છે

મન્વતરનુ રાજ્ય મે તને આપ્યુ, ઉપરાત મહાબળવાન અને અધિક ગુણવાળા પુત્રો તને પ્રાપ્ત થશે તારુ રાજ્ય નિષ્કટક થશે અને અતે તને મોક્ષ પણ અવશ્ય પ્રાપ્ત થશે

શ્રીનારાયણ બોલ્યા પછી તે ચાક્ષુષ મનુએ ભક્તિથી સ્તવેલા તે દેવી તે મનુને એમ ઉત્તમ વરદાન આપી તરત જ અદૃશ્ય થયા અને તે રાજા પણ તેમના આશ્રયથી તથા કૃપાથી સર્વને માન્ય અને ચક્રવર્તીના સુખોથી યુક્ત થઈ છઠ્ઠો મનુ થયો ઉપરાત તેને બળવાન ઉદ્યોગી હોઈ કાર્યનો ભાર સહન કરવાને આદરવાળા, દેવીના ભક્ત, શૂરા, મહાબળપરાક્રમવાળા, બીજા દેશોમા પણ માન્ય અને મહારાજ્યના સુખોનુ સ્થાન એવા પુત્રો થયા એમ ચાક્ષુષ મનુ દેવીના આરાધનથી મહાસમર્થ અને મનુઓમા શ્રેષ્ઠ થયો હતો, તેમ જ અતે દેવીના પદને પામ્યો હતો ૧–૨૧

**एव च चाक्षुषमनुर्देव्याराधनतः प्रभुः।**
**बभूव मनुवर्योऽसौ जगामान्ते शिवापदम् ॥२१॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દશમ સ્કધ વિષે અધ્યાય ૯ મો સમાપ્ત

# અધ્યાય ૧૦ મો*

## વૈવસ્વત તથા સાવર્ણિ મનુની કથા

શ્રીનારાયણ ઉવાચ

**सप्तमो मनुराख्यातो मनुर्वैवस्वतः प्रभु ।**
**श्राद्धदेवः परानन्दभोक्ता मान्यस्तु भूभुजाम्॥**

શ્રીનારાયણ બોલ્યા મહાસમર્થ વૈવસ્વત મનુ સાતમા મનુ તરીકે પ્રખ્યાત થયા હતા. તે 'શ્રાદ્ધદેવ' નામે પણ કહેવાતા હતા પરમાનદને ભોગવનાર અને રાજાઓમા માન્ય હતા તે વૈવસ્વત મનુ પણ મહાદેવીની કૃપાથી અને તેમનુ તપ કરવાથી જ મન્વતરના અધિપતિ થયા હતા, તેમ જ આઠમા મનુ સાવર્ણિ પૃથ્વી પર જે પ્રખ્યાત થશે તે પણ જન્માતરમા દેવીનુ આરાધન કરી તેમનુ વરદાન મેળવવાથી જ મન્વતરપતિ થઈ સર્વ રાજાઓમા પૂજાયેલા, મહાપરાક્રમી, ધીર અને દેવીની ભક્તિમા તત્પર થશે.

નારદે પૂછ્યુ તે સાવર્ણિ મનુએ જન્માતરમા દેવીની પૃથ્વીમય મૂર્તિનુ આરાધન કેવી રીતે કર્યુ હતુ, તે મને કહેવા તમે યોગ્ય છો

શ્રીનારાયણ બોલ્યા સ્વારોચિષ મન્વતરમા (ચદ્રવશી) ચૈત્રના વશમા જન્મેલો 'સુરથ' નામે પ્રખ્યાત રાજા હતો તે મહાબળવાન, પરાક્રમી, ગુણગ્રાહી, ધનુષ ધારણ કરનાર, માન્ય, શ્રેષ્ઠ, વિદ્વાન, કૃતકૃત્ય, ધન સગ્રહ કરનાર, યાચકોને દાન દેનાર, શત્રુઓનો નાશ કરનાર, માની, સર્વ અસ્ત્રોમા કુશળ તથા બળવાન હતો કોઈક સમયે કોલા નામની કોઈ રાજાની નગરીનો નાશ કરનારા રાજાઓ તેના શત્રુ બન્યા. મહાબળવાન તે રાજાઓએ સૈન્ય સહિત (ચઢી આવી) એ સુરથ રાજાને ઘેરી લીધો અને માનરૂપ ધનવાળા તે રાજાની નગરીને પણ ઘેરો ઘાલ્યો તે સમયે સર્વ શત્રુઓનો નાશ કરનાર તે સુરથ રાજા સૈન્યોથી વીંટાઈને પોતાના નગરમાથી બહાર નીકળ્યો, પણ તે વેળા શત્રુઓએ સુરથ રાજાને જીતી લીધો અને તેની સાથે રહેનારા સેવકોએ તથા મત્રીઓએ તેના ભડારમા રહેલુ સર્વ ધન સપૂર્ણ લઈ લીધુ, ત્યારે પરમ તપસ્વી તે રાજા સતાપ પામ્યો અને શિકારનુ બહાનુ કરી ઘોડા પર ચડીને એકલો વનમા જતો રહ્યો ત્યા ભ્રમિત મનવાળો થઈ નિર્જન જગલમા તે ભટકવા લાગ્યો અને કોઈક મુનિના ઉત્તમ આશ્રમમા જઈ ચડયો અત્યત શાત પ્રાણીઓથી યુક્ત તથા મુનિના શિષ્યગણો સહિત તે આશ્રમમા જઈ તેનુ મન શાત થયુ લાખી દૃષ્ટિવાળા મુનિશ્રેષ્ઠ સુમેધાના પરમ પવિત્ર તે આશ્રમમા સુરથ રાજા કેટલોક કાળ રહ્યો. એક સમયે તે રાજા પૂજાની સમાપ્તિ સમયે મુનિ પાસે જઈને તરત પ્રણામ કરી વિનય સહિત તેમને પૂછવા લાગ્યો : 'હે મુનિ! હે ભૂદેવ! મે તત્ત્વો જાણ્યા છે છતા બુદ્ધિહીન થયેલા મારા મનને અતરની પીડાથી ઘણુ દુ ખ નિરતર પીડયા કરે છે. શત્રુઓએ મને જીત્યો છે અને મારુ બધુ રાજ્ય પણ હરાઈ ગયુ છે, તોપણ

* આ અધ્યાયમાં ત્રીસ શ્લોકોથી વૈવસ્વત તથા સાવર્ણિ મનુની કથા કહેવાશે.

મારા મનમા તે પદાર્થો વિષેનુ મમત્વ સ્પષ્ટ રહ્યા કરે છે હે મુનિ! હુ શુ કરુ, ક્યા જાઉં, કેવી રીતે સુખ પામુ તે કહો હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! હુ તમારી કૃપાની આશા રાખુ છુ '

મુનિ બોલ્યા હે રાજા! મહાઆશ્ચર્યકારી, સર્વથી શ્રેષ્ઠ, અતુલ અને સર્વ કામનાઓ આપનારુ દેવીનુ ઉત્તમ માહાત્મ્ય તુ સાભળ જગન્મય હોઈ બ્રહ્મા, વિષ્ણુ તથા શકરને પણ ઉત્પન્ન કરનાર તે મહામાયા પ્રાણીઓના મનને બળાત્કારે આકર્ષીને મોહને સ્વાધીન કરે છે, એમ તુ જાણ હે રાજા! તે દેવી જ (બ્રહ્મારૂપે) સમગ્ર વિશ્વને ઉત્પન્ન કરે છે, (વિષ્ણુસ્વરૂપે) સર્વકાળ પાળે છે અને પ્રલયકાળે શિવરૂપે સહારે છે હે રાજા! કામનાઓને આપનાર તે મહામાયા કાળની પણ રાત્રિરૂપ દુર્દર્શ, વિશ્વનો સહાર કરનાર, કાલીસ્વરૂપ અને કમળરૂપ ધરવાળા લક્ષ્મીસ્વરૂપ છે સર્વ જગત તે દેવીના આધારે જન્મ્યુ છે, તેમા જ પ્રતિષ્ઠા પામ્યુ છે અને તેમના વિષે જ લય પામશે, માટે તે જ દેવી પરથી પણ પર છે હે રાજા! જેના પર તે દેવીની કૃપા થાય છે, તે જ મોહને ઓળગે છે, બીજા કોઈ પ્રકારે મોહને ઓળગી શકાતો નથી

**तस्या देव्याः प्रसादश्च यस्योपरि भवेन्नृप।**
**स एव मोहमत्येति नान्यथा धरणीपते ॥२५॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દશમ સ્કધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૧ મો*

### મહાકાલીનુ ચરિત્ર

राजोवाच

**का सा देवी त्वया प्रोक्ता मुनि कालविदां वर।**
**का मोहयति सत्त्वानि कारणं किं भवेद् द्विज॥**

સુરથ રાજાએ પૂછ્યુ હે કાળને જાણનારાઓમા શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે કહેલા તે દેવી કોણ છે? પ્રાણીઓને કોણ મોહ ઉપજાવે છે? મોહ ઉપજાવવામા કારણ શુ હશે, તે કહો હે ભૂદેવ! તે દેવી કોનાથી ઉત્પન્ન થાય છે, કેવા રૂપવાળા અને કેવા સ્વભાવવાળા છે, એ સર્વે મારા પર કૃપા કરીને તમે કહો

મુનિ બોલ્યા હે રાજન્! દેવીનુ સ્વરૂપ તારી આગળ હુ વર્ણવુ છુ અને જગન્મય તે દેવી જેનાથી ઉત્પન્ન થયા છે, તે પણ હુ કહુ છુ, સાભળ યોગેશ્વર ભગવાન નારાયણદેવ વિશ્વનો સહાર કરી શેષનાગરૂપ શયન બિછાવીને સમુદ્રમા જ્યારે યોગનિદ્રાને પામ્યા હતા અને દેવોના દેવ એ જનાર્દન ભગવાન ગાઢ નિદ્રાને વશ થયા હતા. ત્યારે તેમના કાનના મેલમાથી જન્મેલા મધુકૈટભ નામના દાનવો બ્રહ્માનો નાશ કરવા તૈયાર થયા હતા તે વખતે ઘોર રૂપવાળા એ મધુકૈટભને જોઈ તેમ જ દેવોના દેવેશ્વર ભગવાનને નિદ્રાવશ જોઈ બ્રહ્મદેવ મોટી ચિંતાને પામ્યા હતા કે, 'ભગવાન ઈશ્વર ઊંઘી ગયા છે અને આ બને દાનવોને પહોચવુ મુશ્કેલ છે, હવે હુ શુ કરુ? ક્યા જાઉં? કેવી રીતે સુખ પામુ?' એમ ચિંતા કરતા મહાત્મા બ્રહ્માને કાર્ય સિદ્ધ કરનારી આવી બુદ્ધિ સૂઝી કે, ભગવાન વિષ્ણુ જેને વશ થઈ નિદ્રા પામ્યા છે, તે સર્વને ઉત્પન્ન કરનારા નિદ્રાદેવીને હુ શરણે જાઉં

બ્રહ્મા બોલ્યા હે દેવોના દેવી! હે જગતને ધારણ કરનારા! હે ભકતોને ઈચ્છિત ફળ આપનારા! હે જગન્માયા! હે મહામાયા! હે સમુદ્રમા સૂનારા! હે શિવા! સર્વ લોકો તમારી આજ્ઞાને વશ રહી પોતપોતાના કાર્ય કરે છે તમે કાલરાત્રિ, મહારાત્રિ, મોહરાત્રિ, મદોત્કટ, વ્યાપક, વશ રહેનાર, માન્ય, મોટા આનદનો એક ભડાર, પૂજ્ય, મહાઆરાધ્ય, માયારૂપ, મીઠાશવાળા, પૃથ્વીરૂપ, સર્વ કરતા પણ પર અને સર્વોત્કૃષ્ટ કહેવાઓ છો લજ્જા, પુષ્ટિ, ક્ષમા, કીર્તિ, કાંતિ તથા કરુણામય શરીરવાળા તમે ઈચ્છવા યોગ્ય, જગતને વદન કરવા યોગ્ય અને જાગ્રત આદિ ચાર અવસ્થાઓ રૂપ છો તમે જ સર્વશ્રેષ્ઠ, પરમેશ્વરી, પરમાનદરૂપ, પરમાત્મારૂપ આશ્રયવાળા, અદ્વિતીય, એક સખ્યાવાળા, બીજી માયારૂપ વસ્તુથી યુકત અને બેની સખ્યાવાળા પદાર્થરૂપ છો ત્રણ વેદોરૂપ, ત્રણ ગુણોરૂપ, ધર્માર્થકામરૂપ, ત્રિવર્ગનો

* આ અધ્યાયમાં ચોત્રીસ શ્લોકોથી નેચોકનું કલ્યાણ કરનાર મહાકાલીનું ચરિત્ર ટૂંકમાં કહેવાશે

આશ્રય કરનારા, ચોથી અવસ્થારૂપ, બ્રહ્મરૂપ, પાચમી સખ્યારૂપ, પાચ ભૂતોના ઈશ્વરી, છની સખ્યારૂપ, છઠ્ઠા પદાર્થોના ઈશ્વરી, સાતની સખ્યારૂપ, સાત વારના ઈશ્વરી, ચૌદ રત્નોરૂપ વરદાન આપનારા, આઠની સખ્યારૂપ, આઠ વસુઓના સ્વામિની, નવગ્રહમય તથા તેઓના ઈશ્વરી પણ તમે જ છો નવીન રાગકલાથી સુદર નવની સખ્યારૂપ, નવ પદાર્થોરૂપ ઈશ્વરી, દશની સખ્યારૂપ, દશે દિશાઓમા પૂજ્ય, દશે દિશાઓમા વ્યાપક, લક્ષ્મીરૂપ, અગિયારમી સખ્યારૂપ, અગિયાર રુદ્રો વડે સેવાયેલા, અગિયારથી પ્રસન્ન થતા, અગિયાર ગણોના અધિપતિ, બારની સખ્યારૂપ, બાર ભુજાઓવાળા, બાર સૂર્યોના જન્મનુ સ્થાન, તેરની સખ્યારૂપ, તેર ગણો પર પ્રીતિવાળા, જુદા જુદા તેર નામોવાળા, વિશ્વદેવના અધિષ્ઠાત્રી દેવી, ચૌદ ઇંદ્રોને વરદાન દેનારા, ચૌદ મનુઓને ઉત્પન્ન કરનારા, પદરમી કામરાજ વિદ્યારૂપ, ત્રિપુરસુદરી વડે જાણવા યોગ્ય, પદરમી તિથિરૂપ, સોળની સખ્યારૂપ, સોળ ભુજાઓવાળા, સોળ ચદ્રકળામય અને સોળ કળામય ચદ્રના કિરણોથી વ્યાપ્ત દિવ્ય શરીરોવાળા તમે છો હે દેવોના ઈશ્વરી ! હે નિર્ગુણ ! હે તામસી ઉદયવાળા ! તમે એવા સ્વરૂપવાળા છો દેવોના દેવ લક્ષ્મીપતિ ભગવાનને સ્વાધીન કર્યા છે અને આ મધુ-કૈટભ દૈત્યો મહાપરાક્રમી હોઈ મહાકષ્ટે પહોચી શકાય એવા છે માટે આ બનેનો નાશ કરવા દેવેશ્વર વિષ્ણુને તમે જગાડો

મુનિ બોલ્યા એમ બ્રહ્માએ સ્તુતિ કરી ત્યારે ભગવત્પ્રિય ભગવતી તામસીદેવી—નિદ્રાએ દેવોના દેવ વિષ્ણુ ભગવાનનો ત્યાગ કરી તે બને દાનવોને મોહ પમાડયો હતો પછી તે જ સમયે જગતના પતિ પરમાત્મા વિષ્ણુ ભગવાન જાગ્યા હતા અને તે બને ઉત્તમ દાનવોને તેમણે જોયા હતા ઘોર સ્વરૂપવાળા તે બને દાનવોએ પણ તે વેળા ભગવાનને જોઈ યુદ્ધ માટે સકલ્પ કર્યો હતો અને તેઓ બને ભગવાન સમીપ ગયા હતા પછી ભગવાન વિષ્ણુએ પાચ હજાર વર્ષો સુધી તેઓ બને સાથે કેવળ બાહુરૂપ શસ્ત્ર ધારણ કરી યુદ્ધ કર્યુ હતુ એ વખતે અત્યત બળથી છકેલા અને જગન્માયાએ મોહ પમાડેલા તે બને જણાએ 'તમે વરદાન માગો' એમ પરમેશ્વરને કહ્યુ, ત્યારે ભગવાન આદિપુરુષે તે બનેનુ એ વચન સાભળી 'તમે બને આજે મારા હાથે અવશ્ય નાશ પામો' એવુ વરદાન માગ્યુ હતુ તે સમયે અત્યત બળવાળા તે બનેએ, ફરી વિષ્ણુ ભગવાનને આમ કહ્યુ હતુ કે, 'જે સ્થળે પૃથ્વી પાણીથી ડૂબેલી ન હોય તે સ્થળે તમે અમને બનેને મારો ' પછી હે રાજા ! ગદા તથા શખને ધારણ કરતા ભગવાન વિષ્ણુએ 'બહુ સારુ ' એમ કહી તે બનેના માથા પોતાની જાઘ ઉપર લઈ ચક્ર વડે કાપ્યા હતા હે રાજા ! એ રીતે દેવી ઉત્પન્ન થયા હતા અને બ્રહ્મા વડે સ્તુતિ કરાયા હતા હે મહારાજા ! એ મહાકાલી સર્વ યોગેશ્વરોના ઈશ્વરી છે હે રાજા ! હવે મહાલક્ષ્મીની ઉત્પત્તિ તમે સાભળો

**महाकाली महाराज सर्वयोगेश्वरेश्वरी ।**
**महालक्ष्म्यास्तथोत्पत्तिं निशामय महीपते ॥ ३ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દશમ સ્કધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૨ મો*

## મહાલક્ષ્મી તથા મહાસરસ્વતીની સંક્ષિપ્ત કથા

मुनिरुवाच

**महिषीगर्भसंभूतो महाबलपराक्रम· ।**
**देवान् सर्वान् पराजित्य महिषाऽभूज्जगत्प्रभु· ॥१॥**

મુનિ બોલ્યા પૂર્વે ભેસના ગર્ભથી જન્મેલો, મહાબળવાન અને પરાક્રમી મહિષાસુર સર્વ દેવોને હરાવી જગતનો સ્વામી થયો હતો એ મહાસુરે સર્વ લોકપાલોના અધિકારોને બળથી જીતી લઈ ત્રણે લોકનુ અદ્ભુત ઐશ્વર્ય ભોગવવા માડયુ હતુ પછી હારેલા સર્વ દેવો સ્વર્ગથી ભ્રષ્ટ થઈ બ્રહ્માને આગળ કરી, જ્યા દેવોના દેવ શકર તથા વિષ્ણુ રહે છે, તે ઉત્તમ લોકમા ગયા અને દુષ્ટાત્મા મહિષાસુરનુ વૃત્તાત તેમને કહેવા લાગ્યા 'હે દેવોના ઈશ્વરિ ! બળ તથા પરાક્રમના મદથી છકેલો મહિષાસુર નામનો

* આ અધ્યાયમા ચાલુ શ્લોકોથી મહાલક્ષ્મીની તથા મહાસરસ્વતીની કથા ટૂંકમાં વર્ણવાશે.

દુષ્ટ દૈત્ય સર્વ દેવોના સ્થાનોને બળથી જીતી લઈ પોતે ભોગવી રહ્યો છે, માટે હે અસુરોને પીડનારા! તમે તેના નાશનો ઉપાય જલદી વિચારો ' એમ દુઃખી દેવોનુ વચન સાભળી ભગવાન વિષ્ણુએ, શકરે તથા બ્રહ્માએ મહિષાસુર ઉપર ઘણો જ ક્રોપ કર્યો, એટલે હે રાજા! કોપાયમાન થયેલા વિષ્ણુના મુખમાથી હજાર સૂર્ય સમાન કાંતિવાળુ દિવ્ય તેજ પ્રકટ થયુ પછી અનુક્રમે સર્વ દેવતાઓના શરીરમાથી મોટા દેવોને હર્ષ પમાડતુ તેજ પ્રકટ થયુ તેમા શકરના તેજમાથી દેવીનુ મુખ ઉત્પન્ન થયુ યમ દેવના તેજમાથી કેશો થયા, વિષ્ણુના તેજથી બાહુઓ થયા, મહેન્દ્રના તેજથી શરીરનો મધ્યભાગ થયો, વરુણના તેજથી જાઘ તથા સાથળો થઈ, પૃથ્વીના તેજથી કેડના બને પાછલા ભાગ થયા, બ્રહ્મના તેજથી બે પગ થયા, સૂર્યના તેજથી પગની આગ ળીઓ થઈ વસુઓના તેજથી હાથની આગળીઓ થઈ, કુબેરના તેજથી નાક થયુ, પ્રજાપતિના ઉત્તમ તેજથી દાત થયા, અગ્નિના તેજથી સુદર ત્રણ નેત્રો થયા, સધ્યાના તેજથી તેજનો ભડાર બે ભમરો થઈ અને વાયુના તેજથી બે કાન થયા એ રીતે મહિષાસુરનો નાશ કરનાર તે (મહાલક્ષ્મી) દેવી સર્વ દેવોના તેજથી પ્રકટ થયા પછી શકરે તેમને ત્રિશૂલ આપ્યુ, વિષ્ણુએ ચક્ર આપ્યુ, વરુણે શખ આપ્યો, અગ્નિએ નાગ આપી, વાયુએ ધનુષ તથા બાણ આપ્યા, મહેન્દ્રે વજ્ર આપ્યુ તથા ઐરાવત હાથીની ઘટડીમાથી ઘટડી આપી યમદેવે કાલદડ આપ્યો, બ્રહ્માએ અક્ષમાળા તથા કમડળ આપ્યા, સૂર્યે રૂવાડાના છિદ્રોમા કિરણોની પકિત આપી કાળે ચળકતી તલવાર તથા ઢાલ આપ્યા, સમુદ્રે ચળકતો હાર તથા કદી જૂના નહિ થતા બે વસ્ત્ર આપ્યા, આનદયુક્ત થયેલા વિશ્વકર્માએ મુકુટ બે કુડળો, કડા, બે બાજુબધો, નિર્મલ અર્ધચદ્ર, ઝાઝરો તથા ડોકના આભૂષણ તે દેવીને આપ્યા અને હે રાજા! હિમાલય પર્વતે વાહન તરીકે સિંહ તથા જાતજાતના રત્નો આપ્યા, તેમ જ કુબેરે મદિરાથી ભરેલુ પીવાનુ પાત્ર તેમને આપ્યુ અને મહા સમર્થ ભગવાન શેષનાગદેવે નાગહાર આપ્યો બીજા પણ બધા દેવોએ તે જગન્માતા દેવીનુ સન્માન કર્યું પછી મહિષાસુરથી પીડાતા દેવોએ જગતની ઉત્પત્તિ કરનારા તે મહાદેવીની અનેક સ્તોત્રોથી સ્તુતિ કરી એટલે દેવોએ પૂજેલા તે દેવેશ્વરીએ તેઓનુ સ્તોત્ર સાભળ્યા પછી મહિષાસુરનો નાશ કરવા માટે મોટી ગર્જના કરી, ત્યારે હે રાજા! તે ગર્જનાથી મહિષા સુર ચકિત થયો અને સર્વ સૈન્યોથી વીંટાઈને જગદબા સામે આવ્યો પછી અનેક પ્રકારે ફેંકેલા શસ્ત્રો તથા અસ્ત્રો વડે આકાશના મધ્યભાગને ભરી દેતો એ મહિષાસુર દેવીની સાથે યુદ્ધ કરવા લાગ્યો તે વેળા દાનવોમા ઉત્તમ વીર મહિષાસુર સેનાપતિ, ચિક્ષુર ગ્રામણી દુર્ધર, દુર્મુખ, બાષ્કલ, તામ્રક, બિડાલવદન અને બીજા અસખ્ય સગ્રામમા કાળ જેવા યોદ્ધા ઓથી વીંટાયેલો હતો પછી કોપથી લાલ નેત્રોવાળા અને લોકોને મોહ ઉપજાવતા દેવીએ મહિષાસુરના આશ્રયે રહેલા યોદ્ધાઓનો યુદ્ધમા નાશ કર્યો એમ તે દૈત્યો મરાયા એટલે રોષથી વ્યાપ્ત થયેલો અને માયાઓમા કુશળ દૈત્ય મહિષાસુર તરત જ દેવીની સામે આવ્યો તે દાનવરાજાએ માયાથી જુદા જુદા રૂપો ધારણ કરવા માડ્યા, પણ દેવીએ એના તે તે રૂપોનો નાશ કર્યો, ત્યારે છેવટે દેવોને પીડનારુ પાડાનુ રૂપ તેણે ધારણ કર્યું, એટલે દેવગણોને કાળ જેવા તેને પાશથી ખૂબ મજબૂત બાધી દેવીએ તલવારથી તેનુ મસ્તક કાપીને તેને પાડી નાખ્યો પછી હાહાકાર કરતુ તેનુ બાકીનુ સૈન્ય દશે દિશા ઓમા ભાગી ગયુ અને અત્યત હર્ષ પામેલા બધા દેવો મોટા દેવોના ઈશ્વરી ભગવતીની સ્તુતિ કરવા લાગ્યા એ રીતે મહિષાસુરનો નાશ કરનાર લક્ષ્મી ઉત્પન્ન થયા હતા હવે હે રાજન્! સરસ્વતીનો પ્રાદુર્ભાવ જે રીતે થયો હતો, તે તુ સાભળ એક સમયે શુભ નામનો દૈત્ય તથા તેનો ભાઈ નિશુભ મહાબળવાન તથા પરાક્રમી હોઈ મદ અને બળથી ઉદ્ધત બન્યા હતા હે રાજા! તેમણે અત્યત પીડેલા સર્વ દેવો લક્ષ્મીથી ભ્રષ્ટ થયા, ત્યારે હિમાલયમા જઈને આદરથી દેવીની સ્તુતિ કરવા લાગ્યા

દેવો બોલ્યા ભક્તોની પીડાનો નાશ કરવામા કુશળ હે દેવેશ્વરી! હે દાનવોના કાળરૂપ! હે જન્મ મરણરહિત! હે નિર્દોષ! તમે જય પામો હે દેવોના

નિયન્ત્રિ! હે ભક્તિથી સુલભ! હે મહાબળવાળા! હે મહાપરાક્રમવાળા! હે વિષ્ણુ, શકર તથા બ્રહ્મા આદિ સ્વરૂપ! હે અનત પરાક્રમવાળા! હે સૃષ્ટિ, સ્થિતિ તથા નાશને કરનારા! હે કાંતિ આપનારા! હે મહા તાડવથી અત્યત પ્રસન્ન થનારા! હે આનદ આપ નારા! હે માધવી! હે મોટા દેવોના ઈશ્વરિ! તમે પ્રસન્ન થાઓ હે કરુણાના ભડાર! તમે પ્રસન્ન થાઓ હે શરણાગતોની પીડાનો નાશ કરનારા! નિશુભ તથા શુભથી ઉત્પન્ન થયેલા ભયરૂપી અપાર સમુદ્રથી તમને શરણે આવેલા અમારો ઉદ્ધાર કરો

મુનિ બોલ્યા 'હે રાજા! એમ તે દેવો સ્તુતિ કરી રહ્યા હતા, ત્યારે પ્રસન્ન થયેલા એ પાર્વતીએ કહ્યુ કે, 'સ્તુતિ કરવાનુ કારણ તમે કહો ' તેમ જ એ વખતે તેમના શરીરમાથી કૌશિકી નામે જગત્પૂજ્ય દેવી પ્રકટ થયા તેમણે પ્રીતિથી દેવોને આ વચન કહ્યુ 'હે શ્રેષ્ઠ દેવો! ઉત્તમ રૂપવાળી હુ સ્તુતિથી પ્રસન્ન થઈ છુ, માટે તમે વરદાન માગો ' એમ તે દેવીએ કહ્યુ, ત્યારે દેવોએ વરદાન માગ્યુ કે, 'શુભ તથા તેનો ભાઈ નિશુભ નામે બે દૈત્યો પ્રખ્યાત છે તે બળશાળી દૈત્યોએ પોતાના પરાક્રમથી ત્રૈલોક્યને દાબી દીધુ છે, માટે હે દેવિ! તેના નાશનો તમે વિચાર કરો હે દેવિ! એ દુષ્ટાત્મા દાનવરાજ પોતાના બળથી અમારો તિરસ્કાર કરી કાયમ અમને પીડે છે '

શ્રીદેવી બોલ્યા 'દેવોના શત્રુ નિશુભનો તથા શુભનો હુ નાશ કરીશ, તમે શાત થાઓ તમારુ કલ્યાણ થશે તમારા શત્રુઓનો હુ નાશ કરીશ ' ઇંદ્ર સહિત દેવોને એમ કહી દયામય એ દેવી તરત જ દેવોના દેખતા અદૃશ્ય થયા, એટલે હર્ષ પામેલા દેવો મેરુપર્વતની ઉત્તમ ગુફામા ગયા પછી શુભ અને નિશુભના સેવક ચડ તથા મુડે સર્વાંગે સુદર હોઈ લોકોને મોહ પમાડતા દેવીને (હિમાલયમા) જોઈને રાજા શુભને કહ્યુ કે, 'હે દેવ! હે સર્વ અસુરોમા શ્રેષ્ઠ! હે રત્નોના શણગારને યોગ્ય! હે માન આપનારા! હે શત્રુઓનો નાશ કરનારા! અમે બનેએ અપૂર્વ સ્ત્રીને જોઈ છે, તેના સભોગને યોગ્ય હાલમા તમે જ છો, માટે સુદર અગોવાળી તે સ્ત્રીને તમે લાવો અને સુખેથી ભોગવો તે સ્ત્રી જેવી મનોહર છે, તેવી કોઈ અસુર સ્ત્રી, ગધર્વ સ્ત્રી, દાનવ સ્ત્રી, મનુષ્ય સ્ત્રી કે દેવ સ્ત્રી પણ નથી ' એવું સેવકોનુ વચન સાભળી શત્રુઓના સૈન્યોને દુ ખ દેનારા શુભે સુગ્રીવ નામના દાનવદૂતને (દેવી પાસે) મોકલ્યો તે દૂતે ઉતાવળા જઈ શુભે કહેલુ વૃત્તાત દેવીને જણાવ્યુ કે, 'હે દેવિ! શુભાસુર નામે ત્રૈલોક્યને જીતનારો રાજા છે તે રત્નરૂપ સર્વ વસ્તુઓને ભોગવનાર તથા દેવોને માન્ય છે હે દેવિ! તેણે જે કહ્યું છે, તે તુ મારી પાસેથી સાભળ (તેણે કહાવ્યુ છે કે) 'હુ રત્નોને ભોગવનાર તથા અમર છુ અને તુ પણ રત્નરૂપ છે, માટે હે સુદર નેત્રોવાળી! તુ મને સ્વીકાર સર્વ દેવો, અસુરો તથા મનુષ્યોમા જે રત્નો છે, તે હે સુદરિ! મારી પાસે જ રહેલા છે, માટે કામથી થતા રસપૂર્વક તુ મને સ્વીકાર.'

દેવી બોલ્યા દૈત્યરાજનુ પ્રિય કરનાર હે દૂત! તુ સત્ય કહે છે પણ મે પ્રથમ જે પ્રતિજ્ઞા કરી છે, તે અસત્ય કેમ થાય? હે દૂત! મે જે પ્રતિજ્ઞા કરી છે તેને તુ સાભળ 'જે પુરુષ મારો ગર્વ ઉતારે, મારા બળને ભાગે અને મારી સામે જે બળવાન થાય, તે જ મને ભોગવનાર થાય ' આ મારી પ્રતિજ્ઞા સત્ય કર્યા પછી તરત જ એ અસુરરાજ મારું પાણિગ્રહણ ભલે કરે, આમા તેને અશક્ય શુ છે? માટે હે મહાદૂત! તુ જા અને તારા સ્વામીને આદરપૂર્વક કહે, એટલે બળથી અધિક તે રાજા મારી પ્રતિજ્ઞાને સત્ય કરશે.

મુનિ બોલ્યા મહાદેવીનુ એ વાક્ય સાભળી તે દાનવદૂતે શુભ પાસે (જઈને) દેવીનુ વૃત્તાત આરભથી જણાવ્યુ, ત્યારે દૂતનુ એ અપ્રિય વાક્ય સાભળી દાનવોના અધિપતિ મહાબળવાન શુભે ખૂબ ક્રોધ કર્યો અને મહાસમર્થ તે દૈત્યપતિએ ધૂમ્રાક્ષ નામના દૈત્યને આજ્ઞા કરી કે, 'હે ધૂમ્રાક્ષ! મારું વચન તુ આદરપૂર્વક સાભળ તે દુષ્ટ સ્ત્રીનો ચોટલો પકડી જલદી મારી પાસે તેને તુ લાવ અને મારી પાસેથી ઉતાવળો જા. એવી દૈત્યરાજાની આજ્ઞા મેળવી મહાબળવાન ધૂમ્રલોચન (ધૂમ્રાક્ષ) સાઠ હજાર અસુરોની સાથે હિમાલય પર દેવીની પાસે આવી ઉચ્ચ સ્વરે દેવીને કહેવા લાગ્યો 'હે સુદરિ! શુભ

નામના મહાપરાક્રમી દૈત્યરાજને તુ જલદી સ્વીકાર અને સર્વ ભોગો મેળવ, નહિ તો તારા વાળ પકડી તને એ દૈત્યપતિ પાસે હુ લઈ જઈશ' દેવોના શત્રુ એ દૈત્યે એમ કહ્યુ, ત્યારે દેવી બોલ્યા, 'હે મહા બળવાન દૈત્ય! તુ જે કહે છે, તે તારુ વચન સત્ય છે, પણ રાજા શુભાસુર અને તુ શુ કરશો, તે તુ કહે' એમ કહેવા તે દૈત્યપતિ તરત જ શસ્ત્રો સહિત દેવીની સામે દોડયો એટલે મહેશ્વરીએ તરત જ હુંકારથી તેને ભસ્મ કરી નાખ્યો પછી હે રાજા! દેવીના વાહન સિહે અસુરોના સૈન્યને મારવા માડયુ, જેથી હાહાકાર કરતુ તે સૈન્ય બેભાન થઈ જલદીથી દસે દિશાઓમા નાસી ગયુ તે વૃત્તાત સાભળી મહાસમર્થ દૈત્યરાજ શુભ કોપાયમાન થયો તેનુ મોઢુ ઘણા કોપને લીધે વાકી ભમરોવાળુ થઈ ગયુ, પછી કોપથી વ્યાપ્ત મનવાળા એ પ્રતાપી દૈત્યરાજે ચડ, મુડ તથા રકતબીજને અનુક્રમે મોકલ્યા, એટલે ઘણા પરાક્રમી અને શૂરા એ ત્રણે દૈત્યો જઈને બળથી દેવીને પકડી લેવા યત્ન કરવા લાગ્યા, પણ સામે ધસી આવતા જ તેઓને મહોત્કટ શ્રી જગદબાએ વેગથી ત્રિશૂલ મારી જમીન પર ઢાળી પાડયા પછી સૈન્ય સહિત તે ત્રણેને મરાયેલા સાભળી દાનવરાજ શુભ તથા નિશુભ બને બળવી યુદ્ધ કરવા ધસી આવ્યા અને મહોત્કટ યુદ્ધ કરી દેવીના લાગમા આવ્યા એટલે તે બને અસુરોને દેવીએ મારી નાખ્યા એમ દૈત્યશ્રેષ્ઠ શુભનો નાશ કરી જગન્મયી એ સાક્ષાત્ મહાસરસ્વતી દેવો વડે સ્તુતિ કરાયા હતા હે રાજન્! મહાકાલી, મહાલક્ષ્મી તથા મહાસરસ્વતી નો અતિ સુદર આ પ્રાદુર્ભાવ મે તમારી આગળ અનુક્રમે વર્ણવ્યો તે સર્વોત્કૃષ્ટ પરમેશ્વરી દેવી જ જગતના સર્જન, પાલન તથા સહાર કરે છે, માટે જગતનો મોહ દૂર કરનારા, દેવોના ઈશ્વરી અને અતિ પૂજ્ય તે મહામાયાનો તુ આશ્રય કર તે તારુ કાર્ય કરશે.

શ્રીનારાયણ બોલ્યા એમ સુમેધા મુનિનુ તે અતિ સુદર વચન સાભળી સુરથ રાજા સર્વ ઈચ્છિત ફળને આપનારા દેવીને શરણે ગયો આહાર છોડી ઇદ્રિયોને વશ કરીને તે દેવીમા જ મન લગાડી, સાવ ધાન થયેલા તેણે માટીમય દેવીની મૂર્તિની ભકિતથી પૂજા કરવા માડી અને પૂજાના અતે દેવીને બલિદાન તરીકે પોતાના શરીરનુ લોહી આપવા માડયુ, ત્યારે પ્રસન્ન થયેલા અને જગતનુ કારણ એ દેવેશ્વરી કૃપાયુકત થઈ વરદાન માગ.' એમ બોલતા તેની આગળ પ્રકટ થયા, એટલે તે રાજાએ પોતાના મોહનો નાશ, ઉત્તમ જ્ઞાન તથા નિષ્કટક રાજ્ય મહેશ્વરી પાસે માગ્યુ

શ્રીદેવી બોલ્યા હે રાજન્! નિષ્કટક રાજ્ય તથા મોહનો નાશ કરનારુ જ્ઞાન હુ તને આ જન્મમા જ આપુ છુ તે પ્રાપ્ત થશે, વળી બીજુ, હે રાજા! તારા જન્માતરનુ ભાવિ તુ સાભળ, સૂર્યથી જન્મ પામી તુ 'સાવર્ણિ' નામે મનુ થઈશ. તે સમયે પણ તુ મારા વરદાનથી ઘણા પરાક્રમ સાથે મન્વ તરનુ સ્વામીપણુ અને પુષ્કળ સતતિ પામીશ.

શ્રીનારાયણ બોલ્યા એમ તે વખતે વરદાન આપી દેવી અદૃશ્ય થયા અને તે સુરથ રાજા પણ દેવીની કૃપાથી મન્વતરનો અધિપતિ થયો હે સત્પુરુષ નારદ! એમ સાવર્ણિ મનુનો જન્મ તથા કર્મ તમારી આગળ મે વર્ણવ્યા આ ચરિત્રનો પાઠ કરે તથા સાભળે તે દેવીની કૃપા મેળવે છે ૧–૯૩

**एव ते वर्णित साधो सावर्णेर्जन्म कर्म च ।**
**एतत् पठँस्तथा शृण्वन् देव्यनुग्रहमाप्नुयात् ॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દશમ સ્કધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

## અધ્યાય ૧૩ મો+

### બાકીના ૭ મનુઓનાં વૃત્તાંત અને ભ્રામરીદેવીનુ આખ્યાન

શ્રીનારાયણ उवाच

**अथात श्रूयता शेषमनूना चित्रमुद्भवम् ।**
**यस्य स्मरणमात्रेण देवीभक्ति प्रजायते ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા હવે અહીંથી બાકીના મનુઓની અદ્ભુત ઉત્પત્તિ તમે સાભળો, જેના માત્ર સ્મરણથી દેવીમા ભકિત થાય છે વૈવસ્વત મનુ ના છ પુત્રો હતા કરૂષ, પૃષધ્ર, નાભાગ, દિષ્ટ, શર્યાતિ

+ આ અધ્યાયમાં એકોઓનત્રીસ શ્લોકોથી બાકીના છ મનુઓના વૃત્તાત કહેવાશે.

અને ત્રિશકુ તે બધા નિર્મળ ઉદયવાળા અને મહા બળવાન હતા તે છયે યમુના નદીના ઉત્તમ કિનારા પર જઈ, નિરાહાર રહી, પ્રાણવાયુને જીતી દેવીની પૂજા કરતા હતા દેવીની પૃથ્વીમય મૂર્તિને જુદી જુદી બનાવી અનેક જાતના પૂજાસાહિત્યોથી આદર પૂર્વક તેઓ પૂજા કરતા અને પછી તે બધાયે તપરૂપી સારવાળા અને મોટા બળવાળા હોઈ અનુક્રમે જીર્ણ પાદડા જ ખાતા, વાયુનો આહાર કરતા, પાણી ઉપર જીવતા, ધુમાડો પીતા અને સૂર્યના કિરણોને પીને ઘણો જ પરિશ્રમ કરતા હતા એમ સદા આદરથી આરાધન કરતા તેઓની બુદ્ધિ સર્વ મોહનો નાશ કરનારી તથા નિર્મળ થઈ તે મનુપુત્રો કેવળ એક દેવીના જ ચરણનુ ચિતન કરતા હતા, તેથી નિર્મળ બુદ્ધિ થતા તેઓને પોતાના આત્મામા જ આખુ જગત તરતુ દેખાવા લાગ્યુ એ આશ્ચર્ય જેવુ થયુ હતુ એમ તપ કરતા બાર વર્ષના અતે હજારો સૂર્ય જેવી કાતિવાળા જગદીશ્વરી દેવેશ્વરી પ્રકટ થયા તેમનુ દર્શન કરી તે છયે રાજપુત્રો નિર્મળ આત્માવાળા થયા અને ભકિતથી નમ્ર અત કરણના ભાવોવાળા થઈ આમ સ્તુતિ કરવા લાગ્યા

રાજપુત્ર બોલ્યા 'હે મહેશ્વરિ! હે ઈશ્વરિ! હે ઉત્તમ શોભાવાળા! હે કરુણાના સ્થાનરૂપ! તમે જય પામો હે વાગ્બીજનુ આરાધન કરવાથી પ્રસન્ન થનારા! હે વાગ્બીજથી પ્રતિપાદન કરેલા! હે 'क्लीं'રૂપ શરીરવાળા! હે 'क्लीं'થી પ્રીતિ આપનારા દેવિ! હે કામેશ્વરથી મનને આનદ આપનારા! હે ઈશ્વરને પ્રસન્ન કરનારા! હે મહામાયા! હે આનદપરાયણ! હે મોટુ સામ્રાજ્ય આપનાર! હે વિષ્ણુ, સૂર્ય, શકર તથા ઇદ્રાદિ સ્વરૂપ! હે ભોગોને વધારનારા! તમે જય પામો,' એમ તે મહાત્મા રાજપુત્રોએ સ્તવેલા ભગવતી દેવી કૃપાથી સુ ર મુખવાળા થઈ આવુ શુભ વચન બોલ્યા

શ્રીદેવી બોલ્યા હે મહાત્મા રાજપુત્રો! તમે તપથી યુકત મારુ ઉપાસન કરતા નિષ્પાપ તથા શુદ્ધ બુદ્ધિવાળા થયા છો તમારા મનમા જે ઈચ્છા હોય તે સર્વ તમે જલદી માગો હુ પ્રસન્ન થઈ છુ, તેથી તમારા મનમા જે હશે તે આપીશ

રાજપુત્રો બોલ્યા હે દેવિ! તમે અમને નિષ્કટક રાજ્ય, લાબો કાળ જીવનારી સતતિ, અસ્ખલિત ભોગો, કામ, યશ, તેજ, બુદ્ધિ અને (સર્વ વિષયોમા) અસ્ખલિતપણુ આપો આ જ અમારી સર્વની હિતકારી ઈચ્છા છે

શ્રીદેવી બોલ્યા '**एवमस्तु**' તમારા સર્વના મનમા જે કઈ ઇચ્છા છે, તે સફળ થાઓ, વળી બીજુ પણ મારુ આ વાક્ય તમે આદરથી સાભળો તમે બધા રાજકુમારો મારી કૃપાથી મન્વતરોના અધિપતિઓ થશો લાબી સતતિ તથા અનેક ભોગો તમને મળશે અને અખડ બળ, ઐશ્વર્ય, યશ, તેજ તથા સપત્તિઓ પ્રાપ્ત થશે

શ્રીનારાયણ બોલ્યા એ રાજપુત્રોએ ભકિતથી સ્તુતિ કરેલા 'ભ્રામરી' નામના તે જગદબા એમ તેઓને વરદાન આપી તરત જ અદૃશ્ય થયા તે બધા રાજપુત્રો પણ તે જ જન્મમા મહાપરાક્રમી થઈ સર્વોત્તમ રાજ્ય તથા પૃથ્વીના ભોગોને ભોગવવા લાગ્યા ઉપરાત અખડ સતતિ ઉત્પન્ન કરી પૃથ્વી પર વશ સ્થાપીને એ બધા બીજા જન્મમા અનુક્રમે 'સાવર્ણિ' પદને ધારણ કરતા મોટા મનુઓ થશે. તેમા પહેલો 'दक्ष सावर्णि' નામે નવમો મનુ કહેવાશે, જે દેવીની કૃપાથી અસ્ખલિત બળવાળો રાજા થશે બીજો 'मेरु सावर्णि' નામે દશમો મનુ થશે અને તે પણ મહાદેવની કૃપાથી મન્વતરનો પતિ થશે ત્રીજા 'सूर्य सावर्णि' નામે અગિયારમો મનુ કહેવાશે, તે પોતાના તપથી પ્રતિષ્ઠા પામી મોટા ઉત્સાહવાળો થશે ચોથો 'ચદ્ર સાવર્ણિ' નામે બારમો સમર્થ મનુ રાજા થશે અને તે પણ દેવીના ઉત્તમ આરાધનથી મન્વતરનો પતિ થશે પાચમો 'रुद्र सावर्णि' નામે તેરમો મનુ કહેવાશે. જે મહાબળવાન તથા મહાસત્યવાન હોઈ જગતભરનો રાજા થશે છઠ્ઠો 'विष्णु सावर्णि' નામે ચૌદમો મનુ થશે, જે દેવીના વરદાનથી કૃતકૃત્ય થઈ જગતમા પ્રસિદ્ધ અને મહાસમર્થ થશે. આ ચૌદે મનુઓ દેવીના આરાધનથી લોકોમા કાયમ પૂજ્ય તથા વદનીય થયા છે અને (છેલ્લા છ મનુઓ) બધાયે ભ્રામરીદેવીની કૃપાથી મહાપ્રતાપી થયા છે

નાશ કરવા વિચાર કરવા લાગ્યા (બીજી બાજુ) એ જ સમયે દૈત્યોની સેનાથી વીંટાયેલો દૈત્યરાજ અરુણ તરત સ્વર્ગમા પહોચ્યો અને તપના પ્રભાવથી અનેક રૂપો ધરી સૂર્ય, ચદ્ર, યમ તથા અગ્નિના જુદા જુદા અધિકારો પોતે ચલાવવા લાગ્યો હે નારદમુનિ! સર્વ દેવો એમ પોતપોતાના સ્થાનથી ભ્રષ્ટ થયા ત્યારે તેઓ કૈલાસમા ગયા અને પોત પોતાનુ જુદુ જુદુ દુ ખ શકરને તેઓએ જણાવ્યુ, તે સમયે 'હવે શુ કરવુ' એવો વિચાર ત્યા ચાલી રહ્યો યુદ્ધમા અથવા શસ્ત્રોથી, અસ્ત્રોથી, પુરુષોથી, સ્ત્રીઓથી, બેપગાથી, ચોપગાથી કે બેય પ્રકારના આકારવાળા કોઈથી મૃત્યુ નહિ થાય આમ બ્રહ્માએ તેને વરદાન આપ્યુ છે' એવી ચિ તાથી વ્યાકુળ થઈ તે બધા કઈ પણ કરવાને સમર્થ ન થયા એ સમયે ત્યા આવી આકાશવાણી થઈ કે, 'તમે ભુવનેશ્વરીનુ ભજન કરો તે તમારુ કાર્ય કરશે એ દૈત્યરાજ ગાયત્રીનો જપ કરવામા તત્પર રહે છે, તે ગાયત્રીને જો એ ત્યજી દે તો જ મૃત્યુને યોગ્ય તે થાય' એમ અતિ સતોષકારક તે દૈવી વાણી સાભળીને દેવો કાળજીપૂર્વક મત્રણા ચલાવવા લાગ્યા તે વખતે દેવરાજ ઇદ્રે બૃહસ્પતિને બોલા વીને કહ્યુ કે, 'હે ગુરુ! તમે દેવોના કાર્ય માટે તે અસુર પાસે જાઓ અને જે રીતે તેનો ગાયત્રી ત્યાગ થાય, તે રીતે તમે કરો અમે ધ્યાનયોગથી પરમેશ્વરીને સેવીએ છીએ, જેથી તે ભગવતી પ્રસન્ન થઈને તમને સહાય કરશે' એમ બૃહસ્પતિને કહ્યા પછી સર્વ દેવો દૈત્યોના ભયથી ત્રાસેલા આપણ તે ઉત્તમ દેવી રક્ષણ કરશે, એમ ધારી 'જાબુનદે શ્વરી' નામના દેવી પાસે ગયા ત્યા જઈ ઉત્તમ નિષ્ઠાવાળા થઈને બધા માયાબીજનો જપ કરવા તત્પર રહી તપ કરવા લાગ્યા ને દેવીનો યજ્ઞ કરવા તૈયાર થયા પછી બૃહસ્પતિ જલદી પેલા અસુર પાસે ગયા, એટલે દૈત્યરાજે (પોતાની પાસે) આવેલા તે મુનિવર્યને પૂછ્યુ કે, 'હે મુનિ! તમે ક્યાથી આવ્યા? શા માટે આવ્યા? તે મને કહો હુ તમારો પક્ષપાતી કે મિત્ર નથી, પણ ઊલટો તમારો શત્રુ છુ' એવુ તેનુ વચન સાભળી મુનિશ્રેષ્ઠ બૃહસ્પતિ બોલ્યા કે, 'જે (ગાયત્રી) દેવી અમારે સેવવા યોગ્ય છે, તે દેવીને તો કાયમ તુ પૂજે છે, તેથી અમારો પક્ષપાતી કેમ નથી, તે કહે' હે ઉત્તમ નારદ! એવુ બૃહસ્પતિનુ વચન સાભળી, દેવોની માયાથી મોહિત થયેલા તે દૈત્યે (દેવોના પક્ષનુ મારે ન જોઈએ એવા) અભિમાનથી ઉત્તમ ગાયત્રીમત્રનો ત્યાગ કર્યો, ત્યારે એમ ગાયત્રીનો ત્યાગ કરવાથી તે તેજરહિત થયો પછી પોતાનુ કાર્ય કરીને બૃહસ્પતિ તે સ્થાનેથી નીકળી આવ્યા તેમણે એ સર્વ વૃત્તાત ઇદ્રને કહ્યુ હે નારદમુનિ! પછી સતોષ પામેલા તે સર્વ દેવો પરમેશ્વરીનુ ભજન કરવા લાગ્યા એમ ઘણો કાળ ગયો, ત્યારે કોઈક સમયે જગતનુ મગલ કરનારા જગદબા પ્રકટ થયા તે અબિકા કરોડો સૂર્યો જેવા તેજસ્વી, કરોડો કામદેવ જેવા સુદર, અદ્ભુત વિલેપનવાળા, રગબેરગી બે વસ્ત્રો ધારણ કરતા, અદ્ભુત ભમરાને મુઠ્ઠીમા રાખ નારા, વરદાન તથા અભયને હાથમા ધરતા, શાત, કરુણારૂપ, અમૃતના સમુદ્ર, જાતજાતના ભમરાઓ સહિત પુષ્પમાળા વડે શોભી રહેલા, અસખ્ય અદ્ભુત ભમરાઓ તથા હ્રીંકારના કાયમી ગાનથી યુક્ત અસખ્ય કરોડો ભમરાઓથી વીંટાયેલા, સર્વ શૃ ગારયુક્ત વેશવાળા, સર્વ વેદોએ વખાણેલા, સર્વસ્વરૂપ, સર્વમય, સર્વમગલરૂપ, સર્વને જાણતા, સર્વના માતા, સર્વરૂપ, સર્વના ઈશ્વરી તથા કલ્યાણસ્વરૂપ હતા તેમને જોઈને બ્રહ્માદિ દેવો ગભરાયેલા અત કરણવાળા થયા અને હર્ષયુક્ત મનવાળા થઈ વેદો વડે પ્રતિપાદન કરવા યોગ્ય તે મગલમૂર્તિની આમ સ્તુતિ કરવા લાગ્યા

દેવો બોલ્યા હે દેવિ! હે મહાવિદ્યા! હે સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનારા! તમને નમસ્કાર હો હે કમળની પાખડી જેવા નેત્રોવાળા! હે સર્વના આધારરૂપ! તમને નમસ્કાર હો હે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, વિરાટ તથા સૂત્રાત્મારૂપ! તમને નમસ્કાર હો અવ્યાકૃતસ્વરૂપ અને કૂટસ્થ! તમને વારવાર નમસ્કાર હો હે દુર્ગે! હે જન્મ આદિથી રહિત! હે દુષ્ટોને અટકાવવામા આગળારૂપ! હે અકપટ પ્રેમથી પ્રાપ્ત કરવા યોગ્ય! હે પાપોને બાળી નાખનારા દેવી! તમને નમસ્કાર હો. હે શ્રીકામિની માતા! તમને નમસ્કાર

નારદે પૂછ્યું તે ભ્રામરીદેવી કોણ છે? તે કેવી રીતે ઉત્પન્ન થએલાં છે? કેવા સ્વરૂપવાળા છે? હે મહાબુદ્ધિમાન! રોગનો નાશ કરનારું તેમનું અદ્ભુત આખ્યાન તમે કહો. દેવીની કથારૂપ અમૃતને પીતાં હું તૃપ્તિ પામતો નથી, કારણ કે અમૃતપાન કરનારાઓનું પણ (કોઈ સમે) મૃત્યુ થાય જ છે પણ આનું શ્રવણ કરવાથી મૃત્યુ થતું નથી (પરંતુ મોક્ષ જ થાય છે)

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! અચિંત્ય તથા અવ્યક્ત રૂપવાળા જગદંબાનું મોક્ષદાયી અદ્ભુત ચરિત્ર હું કહું છું, સાંભળો. જેમ પુત્ર તરફ માતાનું જે જે વર્તન હોય છે તે નિષ્કપટ તથા દયાથી જ યુક્ત હોય છે, તેમ શ્રીદેવીનું જે જે ચરિત્ર હોય છે, તે સર્વ નિષ્કપટ તથા દયાથી યુક્ત હોઈ કેવળ લોક(કલ્યાણ) માટે જ હોય છે. પૂર્વે અરુણ નામનો મહાબળવાન ઘોર દૈત્ય હતો. દેવોનો દ્વેષ કરનાર મહાદુષ્ટ તે દૈત્ય દૈત્યોના સસ્થાન—પાતાળમાં રહેતો હતો. તેણે દેવોને જીતવાની ઈચ્છાથી બ્રહ્માને ઉદ્દેશી 'બ્રહ્મા અમારું રક્ષણ કરનાર થશે' એવી માન્યતાપૂર્વક ઉત્તમ તપ માંડ્યું હતું. ગંગાના જળથી અતિ શીતળ હિમાલયની પાસેના ભાગમાં જઈ પાકેલાં પાંદડાં ખાઈ યોગારૂઢ થએલા તેણે વાયુગણને રોકી ગાયત્રીનો જપ કરવા માંડ્યો. પછી સંયમના સહિત તમોગુણવી યુક્ત થઈ દશ હજાર વર્ષ સુધી જળકણનો જ આહાર તેણે કરવા માંડ્યો. પછી દશ હજાર વર્ષ સુધી તે પવનાહારી જ રહ્યો અને તે પછી દશ હજાર વર્ષ સુધી તે નિરાહાર રહ્યો. એમ તપ કરતાં તેના શરીરમાં અગ્નિ ઉત્પન્ન થયો. તેણે આખી પૃથ્વીને બાળવા માંડી. તે આશ્ચર્ય જેવું બન્યું હતું (તે જોઈ) 'આ શું? આ શું?' એમ (કહેતા) સર્વ દેવો કંપી ગયા અને અત્યંત ત્રાસેલા એ સર્વ લોક બ્રહ્માને શરણે ગયા. ત્યાં ઘોર દેવોએ વિજ્ઞપ્તિ કરી તે સાંભળી બ્રહ્મા ગાયત્રી સહિત હંસ પર બેસી (જ્યાં પેલો દૈત્ય તપ કરતો હતો,) ત્યાં આનંદપૂર્વક ગયા. (ત્યાં જઈને) માત્ર પ્રાણથી જ બાકી રહેલા (બહાર દેખાતી) સર્વે નાડીઓથી વ્યાપ્ત સુકાઈ ગએલા પેટવાળા, દુબળા થએલા અવયવોવાળા, ધ્યાનથી મીંચેલા નેત્રોવાળા અને તેજથી બીજા અગ્નિની પેઠે પ્રકાશતા તે દૈત્યને બ્રહ્માએ જોયો. પછી 'હે વત્સ! તારું કલ્યાણ થાઓ, તારા મનમાં જે હોય તે વરદાન તું માગ,' એવું કેવળ સાંભળતાં જ સંતોષ કરનારું વાક્ય તેને કહ્યું, ત્યારે બ્રહ્માના મુખથી અમૃતની ધારા જેવી એ વાણી સાંભળી અરુણે આંખો ઉઘાડી અને પોતાની આગળ ગાયત્રી સહિત, ચાર વેદોથી યુક્ત, અક્ષમાળા તથા કમંડળયુક્ત ભુજાવાળા અને સનાતન બ્રહ્મનો જપ કરતા બ્રહ્મદેવના દર્શન કર્યા. એમ બ્રહ્માને જોઈ ઊભા થઈને તેમને પ્રણામ કર્યા અને જાતજાતના સ્તોત્રોથી સ્તુતિ કરી. પછી પોતાની બુદ્ધિમાં રહેલું 'મારું મૃત્યુ ન થાઓ.' એવું વરદાન તેણે માગ્યું. અરુણનું એ વચન સાંભળી બ્રહ્માએ આદરપૂર્વક તેને સમજાવ્યો કે, 'હે ઉત્તમ દાનવ! બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર વગેરેને પણ મૃત્યુએ ઘેરેલા કર્યા છે ત્યારે બીજાઓનું મરણ થાય એમાં શું કહેવું? માટે તું યોગ્ય વરદાન માગ, જે મારાથી આપી શકાય. બુદ્ધિમાન લોકો કોઈ પણ વિષયમાં આગ્રહ કરતા નથી,' બ્રહ્માનું એ વચન સાંભળી અરુણ આદરપૂર્વક ફરી બોલ્યો કે, 'હે પ્રભો! યુદ્ધનાં શસ્ત્રોથી કે અસ્ત્રોથી મારું મૃત્યુ ન થાઓ, તેમ જ પુરુષોથી, સ્ત્રીઓથી, બેપગાંથી, ચારપગાંથી કે બેય પ્રકારના સાધારણોથી અથવા નપુંસકથી મારું મૃત્યુ ન થાય. આવું વરદાન તમે મને આપો. ઉપરાંત અતિ પુષ્કળ બળ આપો, જેથી દેવોને જીતી શકાય.' એવું તેનું વચન સાંભળી 'તથાસ્તુ' એમ બ્રહ્મા બોલ્યા અને તેને એ વરદાન આપી પોતાને સ્થાને ગયા. પછી બ્રહ્માના વરદાનથી ગર્વિષ્ઠ થએલા અરુણ દૈત્યે પોતાના આશ્રિત દૈત્યોને પાતાળમાંથી બોલાવ્યા. એટલે તે સર્વ અસુરોએ આવી તેને દૈત્યોનો રાજા બનાવ્યો અને યુદ્ધ માટે (તૈયાર થવા) એક દૂતને અમરાવતી મોકલ્યો. તે સમયે દૂતનું વાક્ય સાંભળી દેવરાજ ઇંદ્ર ભયથી કંપી ગયા અને તરત જ દેવોની સાથે બ્રહ્માના સ્થાનમાં ગયા. પછી તે સર્વ દેવો બ્રહ્મા તથા વિષ્ણુને આગળ કરી શંકરના સ્થાને ગયા. ત્યાં દેવોના શત્રુઓને

નાશ કરવા વિચાર કરવા લાગ્યા (ખીજી બાજુ) એ જ સમયે દૈત્યોની સેનાથી વીંટાયેલો દૈત્યરાજ અરુણ તરત સ્વર્ગમા પહોચ્યો અને તપના પ્રભાવથી અનેક રૂપો ધરી સૂર્ય, ચદ્ર, યમ તથા અગ્નિના જુદા જુદા અધિકારો પોતે ચલાવવા લાગ્યો હે નારદમુનિ! સર્વ દેવો એમ પોતપોતાના સ્થાનથી ભ્રષ્ટ થયા ત્યારે તેઓ કૈલાસમા ગયા અને પોત પોતાનુ જુદુ જુદુ દુ ખ શકરને તેઓએ જણાવ્યુ, તે સમયે 'હવે શુ કરવુ' એવો વિચાર ત્યા ચાલી રહ્યો યુદ્ધમા અથવા શસ્ત્રોથી, અસ્ત્રોથી, પુરુષોથી, સ્ત્રીઓથી, બેપગાથી, ચોપગાથી કે બેય પ્રકારના આકારવાળા કોઈથી મૃત્યુ નહિ થાય આમ બ્રહ્માએ તેને વરદાન આપ્યુ છે' એવી ચિતાથી વ્યાકુળ થઈ તે બધા કઈ પણ કરવાને સમર્થ ન થયા એ સમયે ત્યા આવી આકાશવાણી થઈ કે, 'તમે ભુવનેશ્વરીનુ ભજન કરો તે તમારુ કાર્ય કરશે એ દૈત્યરાજ ગાયત્રીનો જપ કરવામા તત્પર રહે છે, તે ગાયત્રીને જો એ ત્યજી દે તો જ મૃત્યુને યોગ્ય તે થાય' એમ અતિ સતોષકારક તે દૈવી વાણી સાભળીને દેવો કાળજીપૂર્વક મત્રણા ચલાવવા લાગ્યા તે વખતે દેવરાજ ઇદ્રે બૃહસ્પતિને બોલાવીને કહ્યુ કે, 'હે ગુરુ! તમે દેવોના કાર્ય માટે તે અસુર પાસે જાઓ અને જે રીતે તેનો ગાયત્રી ત્યાગ થાય, તે રીતે તમે કરો અમે ધ્યાનયોગથી પરમેશ્વરીને સેવીએ છીએ, જેથી તે ભગવતી પ્રસન્ન થઈને તમને સહાય કરશે' એમ બૃહસ્પતિને કહ્યા પછી સર્વ દેવો દૈત્યોના ભયથી ત્રાસેલા આપણુ તે ઉત્તમ દેવી રક્ષણ કરશે, એમ ધારી 'જામ્બુનદેશ્વરી' નામના દેવી પાસે ગયા ત્યા જઈ ઉત્તમ નિષ્ઠાવાળા થઈને બધા માયાબીજનો જપ કરવા તત્પર રહી તપ કરવા લાગ્યા ને દેવીનો યજ્ઞ કરવા તૈયાર થયા પછી બૃહસ્પતિ જલદી પેલા અસુર પાસે ગયા, એટલે દૈત્યરાજે (પોતાની પાસે) આવેલા તે મુનિવર્યને પૂછ્યુ કે, 'હે મુનિ! તમે ક્યાથી આવ્યા? શા માટે આવ્યા? તે મને કહો હુ તમારો પક્ષપાતી કે મિત્ર નથી, પણ ઊલટો તમારો શત્રુ છુ' એવુ તેનુ વચન સાભળી મુનિશ્રેષ્ઠ બૃહસ્પતિ બોલ્યા કે, 'જે (ગાયત્રી) દેવી અમારે સેવવા યોગ્ય છે, તે દેવીને તો કાયમ તુ પૂજે છે, તેથી અમારો પક્ષપાતી કેમ નથી, તે કહે' હે ઉત્તમ નારદ! એવુ બૃહસ્પતિનુ વચન સાભળી, દેવોની માયાથી મોહિત થયેલા તે દૈત્યે (દેવોના પક્ષનુ મારે ન જોઈએ એવા) અભિમાનથી ઉત્તમ ગાયત્રી-મત્રનો ત્યાગ કર્યો, ત્યારે એમ ગાયત્રીનો ત્યાગ કરવાથી તે તેજરહિત થયો પછી પોતાનુ કાર્ય કરીને બૃહસ્પતિ તે સ્થાનેથી નીકળી આવ્યા તેમણે એ સર્વ વૃત્તાત ઇદ્રને કહ્યુ હે નારદમુનિ! પછી સતોષ પામેલા તે સર્વ દેવો પરમેશ્વરીનુ ભજન કરવા લાગ્યા એમ ઘણો કાળ ગયો, ત્યારે કોઈક સમયે જગતનુ મગલ કરનારા જગદબા પ્રકટ થયા તે અબિકા કરોડો સૂર્યો જેવા તેજસ્વી, કરોડો કામદેવ જેવા સુદર, અદ્દભુત વિલેપનવાળા, રગબેરગી બે વસ્ત્રો ધારણ કરતા, અદ્દભુત ભમરાને મુઠ્ઠીમા રાખનારા, વરદાન તથા અભયને હાથમા ધરતા, શાત, કરુણારૂપ, અમૃતના સમુદ્ર, જાતજાતના ભમરાઓ સહિત પુષ્પમાળા વડે શોભી રહેલા, અસખ્ય અદ્દ-ભુત ભમરાઓ તથા હ્રીંકારના કાયમી ગાનથી યુક્ત અસખ્ય કરોડો ભમરાઓથી વીંટાયેલા, સર્વ શૃગાર-યુક્ત વેશવાળા, સર્વ વેદોએ વખાણેલા, સર્વસ્વરૂપ, સર્વમય, સર્વમગલરૂપ, સર્વને જાણતા, સર્વના માતા, સર્વરૂપ, સર્વના ઈશ્વરી તથા કલ્યાણસ્વરૂપ હતા તેમને જોઈને બ્રહ્માદિ દેવો ગભરાયેલા અત કરણવાળા થયા અને હર્ષયુક્ત મનવાળા થઈ વેદો વડે પ્રતિપાદન કરવા યોગ્ય તે મગલમૂર્તિની આમ સ્તુતિ કરવા લાગ્યા

દેવો બોલ્યા હે દેવિ! હે મહાવિદ્યા! હે સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનારા! તમને નમસ્કાર હો હે કમળની પાખડી જેવા નેત્રોવાળા! હે સર્વના આધાર-રૂપ! તમને નમસ્કાર હો હે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, વિરાટ તથા સૂત્રાત્મારૂપ! તમને નમસ્કાર હો અવ્યાકૃતસ્વરૂપ અને કૂટસ્થ! તમને વારવાર નમસ્કાર હો હે દુર્ગે! હે જન્મ આદિથી રહિત! હે દુષ્ટોને અટકાવવામા આગળારૂપ! હે અઢળક પ્રેમથી પ્રાપ્ત કરવા યોગ્ય! હે પાપોને બાળી નાખનારા દેવી! તમને નમસ્કાર હો. હે શ્રીકાલિકા માતા! તમને નમસ્કાર

હો હે નીલસરસ્વતી! તમને નમસ્કાર હો હે ઉગ્રતારા! હે મહાઉગ્રા! તમને નિત્ય વારવાર નમસ્કાર હો હે બગલામુખી દેવિ! હે ત્રિપુરસુંદરિ! હે ભૈરવી! હે માતંગિ! હે ધૂમાવતિ! તમને વારવાર નમસ્કાર હો હે છિન્નમસ્તા! હે ક્ષીરસાગરની કન્યા! હે શાકંભરિ! હે શિવા! હે રક્તદંતિકા! તમને નમસ્કાર હો હે નિશુંભ તથા શુંભનો નાશ કરનારા! રક્તબીજનો નાશ કરનારા! હે ધૂમ્રલોચનનો નાશ કરનારા! હે વૃત્રાસુરનો નાશ કરનારા! હે ચંડ-મુંડનો નાશ કરનારા! હે દાનવોનો નાશ કરનારા! હે મંગળમૂર્તિ! હે વિજયા! હે ગંગા! હે શારદા! હે વિકસ્વર મુખવાળા! તમને નમસ્કાર હો હે પૃથ્વીરૂપ! હે દયારૂપ! હે તેજરૂપ! હે પ્રાણરૂપ! હે મોગ રૂપવાળા! હે પ્રાણીઓરૂપ! તમને નમસ્કાર હો હે વિશ્વમૂર્તિ! હે દયામૂર્તિ! હે ધર્મમૂર્તિ! હે દેવમૂર્તિ! હે જ્યોતિર્મૂર્તિ! હે જ્ઞાનમૂર્તિ! તમને નમસ્કાર હો હે ગાયત્રી! હે વરદાનઆપનારા! હે દેવિ! હે સાવિત્રી! હે સરસ્વતી! હે સ્વાહા! હે સ્વધા! હે માતા! હે દક્ષિણા! તમને વારવાર નમસ્કાર હો જેમને નમન્ન વેદો 'નેતિ નેતિ' એ વાક્યોથી જણાવે છે, તે સર્વના અંતરાત્મારૂપ પર દેવતાને અમે ભજીએ છીએ જે દેવી ભમરાઓથી વીંટાયા છે, તેથી 'ભ્રામરી' કહેવાય છે, તે દેવીને નિત્ય વારવાર નમસ્કાર હો હે અંબિકે! બંને બાજુ તમને નમસ્કાર હો, પાછળ તમને નમસ્કાર હો આગળ તમને નમસ્કાર હો, ઉપર તમને નમસ્કાર હો અને નીચે તમને નમસ્કાર હો સર્વ સ્થળે વારવાર તમને નમસ્કાર હો હે મણિદ્વીપમા વસનારા મહાદેવિ! હે અનંતકોટિ બ્રહ્માંડના સ્વામિનિ! હે જગદંબ! તમે કૃપા કરો હે જગતના માતા દેવિ! તમને નમસ્કાર હો, હે પરથી પર દેવિ! તમને નમસ્કાર હો હે શ્રી ભુવનેશ્વરિ તમને નમસ્કાર હો, હે સર્વ ઉત્તમોથી પણ ઉત્તમ! તમને નમસ્કાર હો. હે કલ્યાણકારી ગુણોરૂપી રત્નોની ખાણરૂપ! હે ભુવનેશ્વરિ! તમે પ્રસન્ન થાઓ, હે પરમેશ્વરિ! હે જગતની ઉત્પત્તિના સ્થાનરૂપ! તમે પ્રસન્ન થાઓ

શ્રીનારાયણ બોલ્યા દેવોનુ એ શ્રેષ્ઠ મધુર વચન સાભળી મદોન્મત્ત કોયલ જેવુ બોલતા જગદંબા બોલ્યા

શ્રીદેવી બોલ્યા હે દેવો! વરદાન આપતા ઈશ્વરોની પણ સદા શિરોમણિરૂપ હુ પ્રસન્ન થઈ છુ હે સર્વ દેવો! તમે જે કરવા ઇચ્છ્યુ હોય, તે કહો.

દેવીનુ એ વાક્ય સાભળી દેવો દુ ખનુ કારણ કહેવા લાગ્યા જગતને અત્યત પીડા કરતુ દુષ્ટ દૈત્યનુ ચરિત્ર, દેવો, બ્રાહ્મણો તથા વેદોનુ (થતુ) અપમાન, તેઓનો વિનાશ તથા દેવતાઓનુ સ્થાનભ્રષ્ટ થવુ અને બ્રહ્માનુ (તે દૈત્યને મળેનુ) વરદાન આ સર્વ તેઓએ બરાબર કહ્યુ, ત્યારે દેવોના મુખથી એ વાણી સાભળી મહાભગવતી ભ્રામરીએ હાથમા, પડખે તથા આગળના ભાગમા રહેના, જાતજાતના રૂપો ધારણ કરતા ભમરાઓને છોડી મૂક્યા ઉપરાત બીજા અનેકને ઉત્પન્ન કર્યા, જેથી ત્રણે ભુવન વ્યાપ્ત બન્યા તીડોના ટોળાની પેઠે તેઓનો સમુદાય નીકળી પડયો તે વખતે તે ભમરાઓ વડે અતરિક્ષ વ્યાપ્ત થયુ અને પૃથ્વી પર અધકાર થઈ ગયો આકાશમા, પર્વતના શિખરો પર, વૃક્ષો પર તથા જગલોમા ભમરાઓ જ ઉત્પન્ન થઈ પડયા એ આશ્ચર્ય જેવુ થયુ હતુ જેમ કોપેલી મધમાખો મધ લઈ જતા માણસને ફાડી ખાય, તેમ એ ઉત્પન્ન થયેલા ભમરાઓએ દૈત્યોની છાતી ફાડી ખાધી. તે વખતે શસ્ત્રોનો કે અસ્ત્રોનો ઉપાય ન ચાલ્યો યુદ્ધ કે વાતચીત ન થઈ શકી, કેવળ મરણ જ થવા લાગ્યા જે જે સ્થળે જે જે દૈત્યો જે જે સ્થિતિમા રહ્યા હતા, તે તે સ્થિતિમા ત્યા બધા વિસ્મય પામી મરણ પામ્યા કોઈને પણ એકબીજાના સમાચાર તે વખતે ન મળ્યા માત્ર એક

સ સા.

ક્ષણમાં તે બધા મહાદૈત્યો નાશ પામ્યા. એમ કાર્ય કરીને તે ભમરા દેવીની પાસે આવ્યા. 'આ આશ્ચર્ય થયું, આશ્ચર્ય બન્યું!' એમ લોકો કહેવા લાગ્યા, પણ જેમની માયા એવી જ છે, તે જગદંબાના સંબંધમાં શું આશ્ચર્ય છે? પછી બ્રહ્મા, વિષ્ણુ આદિ સર્વ દેવગણો હર્ષરૂપ સમુદ્રમાં ડૂબી ગયા, તેઓ જાતજાતની ભેટો હાથમાં લઈ તરેહતરેહના અનેક ઉપચારોથી જગદંબાને પૂજવા લાગ્યા અને જય શબ્દોને ઉચ્ચારતા પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. આકાશમાં દુંદુભિ—નગારાં વાગવા લાગ્યાં, અપ્સરાઓના સમૂહો નાચવા લાગ્યા, શ્રેષ્ઠ મુનિઓ વેદપાઠ કરવા લાગ્યા અને ગંધર્વો ગાવા લાગ્યા. મૃદંગ, મુરજ, વીણા, ઢક્કા, ડમરુ, ઘંટા તથા શંખોના નાદોથી ત્રણે જગત વ્યાપ્ત થયાં. સર્વ લોકો અનેક પ્રકારનાં સ્તોત્રોથી સ્તવીને મસ્તક પર બે હાથ જોડી તે વેળા 'હે માતા! હે ઈશ્વરિ! જય જય!' એમ બોલવા લાગ્યા. પછી તેઓએ પ્રાર્થના કરવાથી પ્રસન્ન થયેલાં મહાદેવીએ જુદાં જુદાં વરદાનો આપી તે સર્વેને પોતાનામાં મોટી ભક્તિ આપી. પછી દેવોના દેખતાં જ પોતે ત્યાંથી અદૃશ્ય થયાં, એમ ભ્રામરીદેવીનું સર્વ મોટું ચરિત્ર તમને કહ્યું. તે પાઠ કરનાર તથા શ્રવણ કરનારનાં સર્વ પાપોનો નાશ કરે છે. આશ્ચર્યકારી આ ચરિત્ર જો સાંભળ્યું હોય તો સંસારસમુદ્રથી તારે છે. એ જ પ્રમાણે સર્વ મનુઓનું ચરિત્ર પણ પાપોનો નાશ કરનારું છે. દેવીના માહાત્મ્ય સહિત તેનો પાઠ કરનારને તથા સાંભળનારને તે શુભ આપનાર થાય છે. જે મનુષ્ય આ દેવીચરિત્રનો પાઠ કરે અથવા તેને જે સાંભળે તે સર્વ પાપોથી મુક્ત થઈ દેવીનું સાયુજ્ય પામે છે. ૧–૧૨૭

**यश्चैतत् पठते नित्यं शृणुयाद् योऽनिशं नरः।**
**सर्वपापविनिर्मुक्तो देवीसायुज्यमाप्नुयात् ॥१२७॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દશમ સ્કંધ વિષે
અધ્યાય ૧૩ મો સમાપ્ત

## दशम स्कंध समाप्त







# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## अगियारमो स्कंध

### અધ્યાય ૧ લો.×

પ્રાત:કાળનાં કૃત્યો

नारद उवाच

**भगवन् भूतभव्येश नारायण सनातन। आख्यातं परमाश्चर्यं देवीचरितमुत्तमम् ॥ १ ॥**

નારદે કહ્યુ હે ભગવન્ ! હે ભૂત—ભવિષ્યના ઈશ્વર ! સનાતન નારાયણ ! ખૂબ જ આશ્ચર્યરૂપ ઉત્તમ દેવીચરિત્ર તમે કહ્યુ દેવોના કાર્ય માટે જગદબાના ઉત્તમ પ્રાકટ્ય તથા દેવીની પૂર્ણ કૃપાથી (દેવોને તથા મનુઓ વગેરેને પોતપોતાના) અધિકારોની પ્રાપ્તિ અહીં કહી હવે હે પ્રભો ! જેથી દેવી કાયમ પ્રસન્ન રહે છે અને પોતાના ભક્તોનુ પોષણ કરે છે, તે સદાચાર સાભળવા હુ ઇચ્છુ છુ

શ્રીનારાયણ બોલ્યા હે તત્ત્વને જાણતા નારદ ! સદાચારની વિધિનો ક્રમ તમે સાભળો જેના માત્ર આચરણથી દેવી હમેશા પ્રસન્ન રહે છે પ્રાત કાળમા ઊઠીને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય—દ્વિજવર્ણે દરરોજ જે કરવુ જોઈએ તે એ દ્વિજોના ઉપકાર કરનાર કૃત્ય હુ કહુ છુ સૂર્યના ઉદયથી માડી અસ્ત સુધી ( એ ત્રણે) દ્વિજવર્ણે સત્કર્મ જ કરવા જોઈએ (એટલે કે) નિત્ય, નૈમિત્તિક, કામ્ય તથા બીજા અનિંદ્ય કર્મોમા જ જોડાયેલા રહેવુ જોઈએ પિતા, માતા, પુત્રો, સ્ત્રી કે જ્ઞાતિ (પરલોકમા) સહાય કરવા ઊભા રહેતા નથી, પણ કેવળ એક ધર્મ જ સહાય કરવા ઊભો રહે છે, (તે) ધર્મ કેવળ આત્માથી જ થઈ શકે છે, માટે આત્મા જ (સાચો) સહાય કરનાર છે, માટે કાયમી સહાય માટે સાધનો દ્વારા ધર્મ જ કર્યા કરવો ધર્મરૂપ સહાયથી મોટા દુ ખ તથા અજ્ઞાનને (મનુષ્ય) દૂર કરે છે વેદમા તથા સ્મૃતિમા કહેલો આચાર જ

× આ અધ્યાયમા તાડીઓગણપચાસ શ્લોકોથી સદાચારના પ્રસંગમા પ્રાત.કાળના કૃત્યો કહેવાશે.

પચીને છાતી સાથે અડકાડી, નેત્રો બધ કરી સત્ત્વ ગુણ સ્થિતિ કરી, દાત સાથે દાત ન અડકે તેમ મુખ બધ કરી, જીભને તાળવામા સ્થિર રાખી, અત્યત નિશ્ચળ થવુ પછી ઇદ્રિયના સમુદાયને (વિષયો તરફથી) રોકી, નહિ અતિ ઊંચા તથા નહિ અતિ નીચા (પ્રથમ દર્ભ, પછી મૃગચર્મ અને તે પછી વસ્ત્ર બિછાવેલા) આસન પર બેઠેલા મનુષ્યે બેગણા કે ત્રણગણા પ્રાણાયામ કરવા અને પછી હૃદયમા દીવાની પેઠે રહેલા પ્રભુનુ ધ્યાન કરવુ વિદ્વાન મનુષ્યે એ રીતે પરમાત્મામા મનની ધારણા કરવી પ્રાણાયામ પણ છ પ્રકારનો કહ્યો છે સધૂમ, વિધૂમ, સગર્ભ, અગર્ભ, સલક્ષ્ય તથા અલક્ષ્ય (તેમા પ્રથમ) અભ્યાસ કરતા જે પ્રાણાયામમા શ્વાસ એકદમ ભરાઈ જાય તે અત્યત ટૂકો પ્રાણાયામ 'સધૂમ' કહેવાય છે અને પછી ધીમે ધીમે અભ્યાસ થતા શ્વાસને વધારે વાર રોકી શકવાથી ચિત્ત કઈક સ્થિર રહી શકે, તે 'વિધૂમ' પ્રાણાયામ કહેવાય છે આ બને પ્રાણાયામ હલકા ગણાય છે, કેમ કે તેમા ચિત્તની વ્યાકુળતા હોય છે તે પછી અતિશય અભ્યાસથી ચિત્ત સ્થિર થતા જે પ્રાણાયામ સિદ્ધ થાય છે, તે મધ્યમ પ્રાણાયામ કહેવાય છે, એના બે પ્રકાર છે એક 'સગર્ભ'ને બીજો 'અગર્ભ' જેમા મત્રનો જપ સાથે થાય છે તે 'સગર્ભ' છે અને મત્રનો જપ સાથે ન હોય તે 'અગર્ભ' છે આ મધ્યમ પ્રાણાયામ સિદ્ધ થયા પછી અતિશય અભ્યાસ થતા જેમા શ્વાસ ખૂબ ટકી શકે અને ચિત્ત અત્યત સ્થિર રહી શકે તે ઉત્તમ પ્રાણાયામ છે તેના પણ બે ભેદ છે સલક્ષ્ય તથા બીજો અલક્ષ્ય (તેમા લક્ષ્ય—દેવતાના ધ્યાન સહિત હોય તે સલક્ષ્ય છે અને તેથી જે રહિત હોય તે અલક્ષ્ય છે) આ પ્રાણાયામના જેવો જ યોગ છે, અર્થાત્ યોગ એ જ પ્રાણાયામ છે પ્રાણાયામથી યોગ જુદો નથી વળી રેચક, પૂરક તથા કુભક એવા ભેદથી પ્રાણાયામ ત્રણ પ્રકારનો કહેવાય છે આ રેચક, પૂરક તથા કુભક ૐકાર માહેના ત્રણ વર્ણરૂપ છે, એટલે કે રેચકમા ૐકારના 'મ્'નુ ધ્યાન કરવુ પૂરકમા 'અ'નુ ધ્યાન કરવુ અને કુભકમા 'ઉ'-નુ ધ્યાન કરવુ પરમાત્મા એ જ પ્રણવ 'ૐ' કહેવાય છે અને પ્રાણાયામ પ્રણવરૂપ જ છે, તેથી પ્રાણાયામને પરમાત્મામય જ કહેલો છે ઈડા નામની નાડી ડાબા નાકમા રહેલી છે અને પિંગલા નામની નાડી જમણા નાકમા રહેલી છે, એટલે ઈડા નાડી વાળા ડાબા નાકથી બત્રીસ વાર 'ૐ'કારને ઉચ્ચારી વાયુને ખેચી પૂરક કરીને ચોસઠ વાર 'ઉ'કારનુ ઉચ્ચારણ કરતા પેટમા રોકી રાખી, કુભક કરીને પછી સોળ વાર 'મ'ને ઉચ્ચારતા રહી જમણા નાકમા રહેલી પિંગલા નાડીથી ધીમે ધીમે તે વાયુને બહાર કાઢવો—રેચક કરવો હે નારદ! એ રીતે (પ્રથમ) સધૂમ પ્રાણાયામ (કરવા) કહેલા છે (અને પછી અભ્યાસ કરતા કરતા મધ્યમ અને છેવટે ઉત્તમ પ્રાણાયામ કરવા) (એમ પ્રાણાયામ કર્યા પછી છ ચક્રોને ભેદવાના ક્રમે કુડલિનીને બ્રહ્મરધ્રમા લઈ જઈ હૃદયમા પૂર્વોક્ત સ્થિર દીવા સરખા આત્માનુ ધ્યાન કરવુ આવી યોગની મર્યાદા છે માટે છ ચક્રોનુ સ્વરૂપ સાભળો) મૂલાધાર, લિંગ, નાભિ, હૃદય, કઠ તથા લલાટ—આ છ ચક્રોના સ્થાનો છે તેમા (૧) મૂલાધાર વિષે **વ** થી **સ** સુધીના ચાર વર્ણો વાળી, ચાર પાખડીવાળા કમળમા જે વર્ણરૂપે રહેલુ છે તેને હુ નમસ્કાર કરુ છુ, (૨) લિંગમા **વ** થી **લ** સુધીના વર્ણોવાળી, છ પાખડીઓવાળા કમળમા જે વર્ણરૂપે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ, (૩) નાભિમા **ड** થી **फ** સુધીના વર્ણોવાળી, દશ પાખડી વાળા કમળમા જે વર્ણરૂપે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ, (૪) હૃદયમા **क** થી **ठ** સુધીના વર્ણોવાળી, બાર પાખડીવાળા કમળમા જે વર્ણરૂપે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ (૫) કઠમા સોળ સ્વરો વાળી સોળ પાખડીવાળા કમળમા જે વર્ણરૂપે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ અને (૬) લલાટમા **ह** થી **क्ष** વર્ણોવાળી, બે પાખડીવાળા કમળમા તત્ત્વાર્થયુક્ત વર્ણરૂપે જે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ (કહેવાનો ભાવ આ છે કે, મૂલાધાર, લિંગ, નાભિ, હૃદય, કઠ તથા બે ભમરોની વચ્ચે અનુક્રમે ચાર દલ, છ દલ, દશ દલ, બાર દલ, સોળ દલ તથા બે દલવાળા કમળોની ભાવના કરી, તેઓની

પ્રથમ ધર્મ છે, માટે (ત્રણે) દ્વિજવર્ણે નિત્ય પોતાના આચારમા જોડાયેલા રહેવુ આચારથી મનુષ્ય આયુષને, સતતિને તથા અક્ષય સુખને પામે છે અને આચાર પાપનો નાશ કરે છે આચાર જ મનુષ્યોનો કલ્યાણકારક શ્રેષ્ઠ ધર્મ છે આચાર પાળવાથી આ લોકમા સુખી થઈ પરલોકમા સુખ પામે છે અજ્ઞાનથી આધળા અને મોહ પામેલાઓએ ભમાવેલા મનવાળા મનુષ્યોને ધર્મરૂપ મોટો દીવો મુક્તિમાર્ગને બતાવનાર થાય છે 'આચારથી શ્રેષ્ઠતા પમાય છે, આચારથી (યજ્ઞાદિ) સત્કર્મ મેળવાય છે અને કર્મથી જ્ઞાન ઉત્પન્ન થાય છે' આ વાક્ય મનુએ કહ્યુ છે, માટે આચાર એ સર્વ ધર્મોમા અત્યત શ્રેષ્ઠ છે આચાર શ્રેષ્ઠ તપ છે, આચાર જ જ્ઞાન કહેવાય છે અને આચારથી બધુ સધાય છે જે દ્વિજવર્ણ (પોતે) ઉત્તમ હોવા છતા આચારરહિત થઈ વર્તે છે તે શૂદ્રની પેઠે બહિષ્કાર કરવા યોગ્ય છે, કેમ કે જેવો શૂદ્ર હોય તેવો જ તે છે એ આચાર બે પ્રકારનો છે એક શાસ્ત્રીય અને બીજો લૈકિક શુભ ઇચ્છનારે બને આચાર સારી રીતે પાળવા જોઈએ, પણ છોડવા ન જોઈએ હે નારદમુનિ! પોતાના ગામના, જાતિના, દેશના તથા કુળના સર્વ ધર્મો મનુષ્યોએ પાળવા જોઈએ તેઓનો ત્યાગ ન જ કરવો જોઈએ દુરાચારી માણસ લોકમા અવશ્ય નિંદિત થાય છે, કાયમ દુ ખ પામે છે અને રોગથી વ્યાપ્ત જ રહે છે જે અર્થ અને કામધર્મથી રહિત હોય, તેઓનો ત્યાગ કરવો અને જે ધર્મ પણ દુ ખરૂપ પરિણામવાળો તથા લોકમા દ્વેષપાત્ર થયો હોય તેનો પણ ત્યાગ કરવો

નારદે પૂછ્યુ આ લોકમા શાસ્ત્રો અનેક હોવાથી (ધર્મનો) નિશ્ચય કેમ થઈ શકે? માટે ધર્મમાર્ગનો નિર્ણય કરવામા ક્યુ શાસ્ત્ર પ્રમાણ છે તે કહો

અને પુરાણ તથા સ્મૃતિનો જ્યા વિરોધ જણાય, ત્યા સ્મૃતિને શ્રેષ્ઠ પ્રમાણરૂપ માનવી જ્યા બે વેદ-વાક્યોનો પરસ્પર વિરોધ જણાય, ત્યા (વિકલ્પથી) બને ધર્મો કહેવાયા છે, એમ સમજવુ અને જ્યા બે સ્મૃતિઓ પરસ્પર વિરુદ્ધ હોય, ત્યા જુદા જુદા વિષયની કલ્પના કરવી (અર્થાત્ જુદો જુદો વિષય કલ્પીને વિરોધને દૂર કરવો) પુરાણોમા કોઈક કોઈક સ્થળે તત્રશાસ્ત્રમા કહેલો ધર્મ પણ બરાબર કહેવાયો છે, માટે તે જો વેદોક્ત ધર્માનુસાર હોય તો સ્વીકારવો, પણ વેદવિરુદ્ધ કોઈ રીતે સ્વીકારવો નહિ જે તત્ર શાસ્ત્ર વેદવિરુદ્ધ ન હોય તે પ્રમાણરૂપ છે, એમા સશય નથી, પણ ખુલ્લુ વેદવિરુદ્ધ હોય તો તે પ્રમાણરૂપ નથી ધર્મમાર્ગમા વેદ જ સર્વથા પ્રમાણરૂપ છે, માટે જે કઈ વેદથી વિરુદ્ધ ન હોય તે પ્રમાણરૂપ છે અને વેદવિરુદ્ધ હોય તે પ્રમાણરૂપ નથી જે મનુષ્ય વેદધર્મ છોડીને બીજાના (ધર્મ) પ્રમાણે વર્તે છે, તેને શિક્ષા કરવા યમલોકમા કુડો તૈયાર થાય છે, માટે પૂર્ણ કાળજીથી વેદોક્ત ધર્મનો આશ્રય કરવો સ્મૃતિ, પુરાણ અથવા બીજા કોઈ તત્રશાસ્ત્રનુ મૂળ જો વેદ હોય તો જ તે પ્રમાણરૂપ થઈ શકે, પણ વેદવિરુદ્ધ હોય તો પ્રમાણરૂપ ન થઈ શકે જેઓ દુષ્ટ શાસ્ત્રોમા આગ્રહ રાખી તે પ્રમાણે વર્તવા મનુષ્યોને પ્રેરે છે, તેઓ ઊંધે મસ્તકે તથા ઊંચે પગે નરકરૂપ સમુદ્રમા પડે છે જેઓ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર પાશુપત મત સ્વીકારનાર, (માત્ર ઉપલક ધર્મીપણાનુ) ચિહ્ન ધારણ કરનાર, તપ્તમુદ્રાની નિશાનીવાળા અને વૈખાનસ મતને અનુસરનારા હોય છે, તે બધા વેદમાર્ગથી વિરુદ્ધ હોઈ નરકમા જાય છે માટે વેદોક્ત સદ્ધર્મનુ જ મનુષ્યે સદા આચરણ કરવુ અને હમેશા ઊઠીને વિચાર કરવો કે આજે મે ક્યુ પુણ્યકર્મ કર્યુ? શુ દાન કર્યુ? ક્યુ દાન કરાવ્યુ? વાક્યથી પણ શુ કહ્યુ અને સર્વ મોટા પાપોમાથી ક્યુ પાપ કર્યુ? રાત્રિના છેલ્લા પ્રહરે ઊઠી પરમાત્માનુ ધ્યાન કરવુ (તે વેળા પ્રથમ) જમણા પગને ડાબી સાથળ પર અને ડાબા પગને જમણી સાથળ પર સ્થિર રાખી (વીરાસને બેસી), કઈક ઊંચા કરેલા મુખને બરાબર સ્થિર રાખી, હડ-

પચીને છાતી નાથે અડકાડી, નેત્રો બધ કરી સત્ત્વ ગુણુ સ્થિતિ કરી, દાત સાથે દાત ન અડકે તેમ મુખ બધ કરી, જીભને તાળવામા સ્થિર નાખી, અત્યત નિશ્ચળ થવુ પછી ઇંદ્રિયના સમુદાયને (વિષયો તરફથી) રોકી, નહિ અતિ ઉંચા તથા નહિ અતિ નીચા (પ્રથમ દર્ભ, પછી મૃગચર્મ અને તે પછી વસ્ત્ર બિછાવેલા) આસન પર બેઠેલા મનુષ્યે બેગણા કે ત્રણગણા પ્રાણાયામ કરવા અને પછી હૃદયમા દીવાની પેઠે રહેલા પ્રભુનુ ધ્યાન કરવુ વિદ્વાન મનુષ્યે એ રીતે પરમાત્મામા મનની ધારણા કરવી પ્રાણાયામ પણ છ પ્રકારનો કહ્યો છે મધૂમ, વિધૂમ, સગર્ભ, અગર્ભ, સલક્ષ્ય તથા અલક્ષ્ય (તેમા પ્રથમ) અભ્યાસ કરતા જે પ્રાણાયામમા શ્વાસ એકદમ ભરાઈ જાય તે અત્યત ટૂકો પ્રાણાયામ 'સધૂમ' કહેવાય છે અને પછી ધીમે ધીમે અભ્યાસ થતા શ્વાસને વધારે વાર રોકી શકવાથી ચિત્ત કઈક સ્થિર રહી શકે, તે 'વિધૂમ' પ્રાણાયામ કહેવાય છે આ બને પ્રાણાયામ હલકા ગણાય છે, કેમ કે તેમા ચિત્તની વ્યાકુળતા હોય છે તે પછી અતિશય અભ્યાસથી ચિત્ત સ્થિર થતા જે પ્રાણાયામ સિદ્ધ થાય છે, તે મધ્યમ પ્રાણાયામ કહેવાય છે, એના બે પ્રકાર છે એક 'સગર્ભ'ને બીજો 'અગર્ભ' જેમા મત્રનો જપ સાથે થાય છે તે 'સગર્ભ' છે અને મત્રનો જપ સાથે ન હોય તે 'અગર્ભ' છે આ મધ્યમ પ્રાણાયામ સિદ્ધ થયા પછી અતિશય અભ્યાસ થતા જેમા શ્વાસ ખૂબ ટકી શકે અને ચિત્ત અત્યત સ્થિર રહી શકે તે ઉત્તમ પ્રાણાયામ છે તેના પણ બે ભેદ છે સલક્ષ્ય તથા બીજો અલક્ષ્ય (તેમા લક્ષ્ય—દેવતાના ધ્યાન સહિત હોય તે સલક્ષ્ય છે અને તેથી જે રહિત હોય તે અલક્ષ્ય છે) આ પ્રાણાયામના જેવો જ યોગ છે, અર્થાત્ યોગ એ જ પ્રાણાયામ છે પ્રાણાયામથી યોગ જુદો નથી. વળી રેચક, પૂરક તથા કુભક એવા ભેદથી પ્રાણાયામ ત્રણ પ્રકારનો કહેવાય છે આ રેચક, પૂરક તથા કુભક ૐકાર માહેના ત્રણ વર્ણરૂપ છે, એટલે કે રેચકમા ૐકારના 'મ્'નુ ધ્યાન કરવુ પૂરકમા 'અ'નુ ધ્યાન કરવુ અને કુભકમા 'ઉ'નુ ધ્યાન કરવુ પરમાત્મા એ જ પ્રણવ 'ૐ' કહેવાય છે અને પ્રાણાયામ પ્રણવરૂપ જ છે, તેથી પ્રાણાયામને પરમાત્મામય જ કહેલો છે ઈડા નામની નાડી ડાબા નાકમા રહેલી છે અને પિંગલા નામની નાડી જમણા નાકમા રહેલી છે, એટલે ઈડા નાડી વાળા ડાબા નાકથી બત્રીસ વાર 'ૐ'કારને ઉચ્ચારી વાયુને ખેચી પૂરક કરીને ચોસઠ વાર 'ઉ'કારનુ ઉચ્ચારણ કરતા પેટમા રોકી નાખી, કુભક કરીને પછી સોળ વાર 'મ'ને ઉચ્ચારતા રહી જમણા નાકમા રહેલી પિંગલા નાડીથી ધીમે ધીમે તે વાયુને બહાર કાઢવો—રેચક કરવો હે નારદ! એ રીતે (પ્રથમ) સધૂમ પ્રાણાયામ (કરવા) કહેલા છે (અને પછી અભ્યાસ કરતા કરતા મધ્યમ અને છેવટે ઉત્તમ પ્રાણાયામ કરવા) (એમ પ્રાણાયામ કર્યા પછી છ ચક્રોને ભેદવાના ક્રમે કુડલિનીને બ્રહ્મરધ્રમા લઈ જઈ હૃદયમા પૂર્વોક્ત સ્થિર દીવા સરખા આત્માનુ ધ્યાન કરવુ આવી યોગની મર્યાદા છે માટે છ ચક્રોનુ સ્વરૂપ સાભળો) મૂલાધાર, લિંગ, નાભિ, હૃદય, કઠ તથા લલાટ—આ છ ચક્રોના સ્થાનો છે તેમા (૧) મૂલાધાર વિષે વ થી સ સુધીના ચાર વર્ણો-વાળી, ચાર પાખડીવાળા કમળમા જે વર્ણરૂપે રહેલુ છે તેને હુ નમસ્કાર કરુ છુ, (૨) લિંગમા બ થી લ સુધીના વર્ણોવાળી, છ પાખડીઓવાળા કમળમા જે વર્ણરૂપે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ, (૩) નાભિમા ડ થી ફ સુધીના વર્ણોવાળી, દશ પાખડી વાળા કમળમા જે વર્ણરૂપે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ, (૪) હૃદયમા ક થી ઠ સુધીના વર્ણોવાળી, બાર પાખડીવાળા કમળમા જે વર્ણરૂપે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ (૫) કઠમા સોળ સ્વરો વાળી સોળ પાખડીવાળા કમળમા જે વર્ણરૂપે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ અને (૬) લલાટમા હ થી ક્ષ વર્ણોવાળી, બે પાખડીવાળા કમળમા તત્ત્વાર્થયુક્ત વર્ણરૂપે જે રહેલ છે, તેને હુ નમસ્કાર કરુ છુ (કહેવાનો ભાવ આ છે કે, મૂલાધાર, લિંગ, નાભિ, હૃદય, કઠ તથા બે ભમરોની વચ્ચે અનુક્રમે ચાર દલ, છ દલ, દસ દલ, બાર દલ, સોળ દલ તથા બે દલવાળા કમળોની ભાવના કરી, તેઓની

પાખડીઓમા પૂર્વોક્ત વર્ણોની પ્રદક્ષિણાક્રમથી ભાવના કરી નમસ્કાર કરવા આ વસ્તુ તત્ર જાણનારા સર્વને સ્પષ્ટ જાણવામા હોય છે આ છ કમળો તથા તેની પાખડીઓમા ધ્યાન કરવાના વર્ણો સપ્તમ સ્કધમા દેવીગીતા વિષે સ્પષ્ટ દર્શાવ્યા છે એ રીતે છ ચક્રોની ભાવના કર્યા પછી કુડલિનીનુ આમ ધ્યાન કરવુ ) · 'મૂલાધારમા રહેલા ચાર પાખડીવાળા લાલ કમળમા રહેલી, રજોગુણવાળી, માયાબીજના અવયવરૂપ ह તથા र રૂપ નિયમિત ચિહ્નવાળી (અર્થાત્ માયાબીજના અર્થરૂપ), કમળના તતુઓ જેવા (સૂક્ષ્મ) સ્વરૂપવાળી, મિશ્રબિંદુરૂપ મુખવાળી તથા લાલ બિંદુ અને ધોળા બિંદુરૂપ બે સ્તનવાળી કુડલિની જો એક વાર પણ જેના ચિત્તમા (ધ્યાન દ્વારા) વસે, તો તે જીવન્મુક્ત થાય છે (એમ દેવી કુડલિનીનુ ધ્યાન કરી પોતાના હૃદયમા તેની સાથે આત્મસ્વરૂપ શ્રીભગવતીની પ્રાર્થના કરવી કે) 'હે દેવી! હુ સપૂર્ણ રીતે આપસ્વરૂપ જ છુ, તેથી મારી સ્થિતિ આપની સેવારૂપ, મારી ગતિ આપની યાત્રારૂપ, મારી મતિ આપના ચિંતનરૂપ અને મારુ વચન આપની સ્તુતિરૂપ થાઓ તેમ જ મારુ હરકોઈ કાર્ય આપના પૂજનરૂપ થાઓ ' (તે પછી પોતાને દેવીરૂપે કૃતાર્થ જાણવો કે, હુ દેવીસ્વરૂપ જ છુ, બીજો નથી, હુ બ્રહ્મ જ છુ, શોકપાત્ર નથી અને સચ્ચિદાનદરૂપ છુ, એમ પોતાના આત્માને ચિંતવવો (વળી હર્ષથી ગળગળા ચિત્તે કુડલિનીની આવી ભાવના કરવી ) પ્રથમ પ્રયાણ એટલે બ્રહ્મરધ્રરૂપ સ્થાન તરફ પ્રથમ જતી વેળા વીજળી જેવી પ્રકાશતી, મૂલાધાર તરફ પાછા આવતા અમૃતતુલ્ય આચરણ કરતી (એટલે બ્રહ્મરધ્રમા રહેલી અમૃત ધારાથી તરબોળ થતી) અને અત.પદવીરૂપ સુષુમ્ણા નાડીમા ગતિ કરતી આનદસ્વરૂપ કુડલિનીને શરણે હુ જાઉં છુ એમ ધ્યાન કર્યા પછી પોતાના બ્રહ્મરધ્રમા તે ઈશ્વરરૂપ ગુરુનુ ધ્યાન કરવુ અને માનસિક ઉપચારોથી વિધિ પ્રમાણે પૂજન કરવુ પછી વશ થયેલા મનવાળા સાધકે આ મત્રથી (ગુરુનુ) ધ્યાન કરવુ ગુરુ બ્રહ્મા છે, ગુરુ વિષ્ણુ છે, ગુરુ મહેશ્વર દેવ છે અને ગુરુ જ પરબ્રહ્મ છે, તે શ્રીગુરુને નમસ્કાર થાઓ ૧-૪૯

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।**
**गुरुरेव परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥ ४९ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો×

### પ્રાત:કૃત્ય પછીની શૌચાદિ ક્રિયાઓ

શ્રીનારાયણ ઉવાચ

**आचारहीन न पुनन्ति वेदा ।**
**यद्यप्यधीताः सह षड्भिरङ्गै. ।**
**छन्दांस्येत मृत्युकाले त्यजन्ति ।**
**नीड शकुन्ता इव जातपक्षाः ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા · છયે અગો સહિત વેદો જોકે ભણાયા હોય, તોપણ તે વેદો આચારરહિત મનુષ્યને પવિત્ર કરતા નથી, એટલુ જ નહિ, પણ જેમ પાખો આવ્યા પછી પક્ષીઓ માળાને છોડી દે છે, તેમ વેદો એને મૃત્યુકાળે ત્યજી દે છે રાત્રિના છેલ્લા પ્રહરરૂપ બ્રાહ્મમુહૂર્તમા ઊઠીને પૂર્વોક્ત સર્વ કૃત્ય સારી રીતે કરવુ અને તે સમયે વિદ્વાન દ્વિજે કેટલાક સમય સુધી (એટલે રાત્રિના છેલ્લા પ્રહરથી માડી પહેલી છ ઘડી સુધી) વેદનો અભ્યાસ કરવો ને પછી ઇષ્ટદેવનુ ચિંતન કરવુ, પણ યોગીએ તો (વેદપાઠને બદલે) પૂર્વોક્ત પ્રકારે (છ ઘડી સુધી) બ્રહ્મનુ જ ધ્યાન કરવુ એથી હે નારદ! જીવ તથા બ્રહ્મની એકતા થાય છે અને તે જ ક્ષણે જીવન્મુક્ત થાય છે (દિવસ-રાતની એકદર સાઠ ઘડીઓ હોય છે, તેમા) પચાવન ઘડી પછી ઉષ કાળ છે, સત્તાવન ઘડી પછીનો અરુણોદયકાળ છે, અઠ્ઠાવન ઘડી પછીનો પ્રાત.કાળ છે અને બાકીનો (એટલે સાઠમી ઘડી તે) સૂર્યોદયકાળ કહેવાય છે ઉત્તમ દ્વિજે પ્રાત કાળમા ઊઠીને નૈઋર્ત્ય ખૂણામા (પોતાના સૂવાના સ્થાનેથી) ફેંકેલુ બાણ જેટલે દૂર પડે, તેટલા પ્રદેશને અથવા તેથી પણ અધિક ભૂપ્રદેશને છોડી

× આ અધ્યાયમાં બેંતાલીસ શ્લોકોથી પ્રાત કૃત્ય પછીની શૌચાદિ ક્રિયાઓ સારી રીતે કહેવાશે.

દઈ વિષ્ઠામૂત્ર છોડવા વિષ્ઠામૂત્ર છોડતી વેળા પણ પ્રથમાશ્રમમા રહેલા બ્રહ્મચારીએ જનોઈને કાન પર ચડાવવી અને વાનપ્રસ્થ તથા ગૃહસ્થને ગળામા વીંટી વાસા પર લટકાવવી વળી તે વેળા પ્રથમ પૃથ્વી પર ઘાસ પાથરી, મસ્તકને વસ્ત્રથી વીંટી લઈ, વાણીને કાળજીથી નિયમમા રાખી થૂકવુ નહિ ને (અધિક) શ્વાસ પણ ન લેવો હળથી ખેડેલા ખેતરમા, જળમા, ચિતામા, પર્વત પર, જીર્ણ દેવાલયમા, રાફડા પર, લીલા ઘાસવાળા પ્રદેશ પર અને જીવજતુવાળા ખાડાઓમા વિષ્ઠામૂત્ર છોડવા નહિ તેમ જ ચાલતા ચાલતા કે રસ્તામા ઊભા રહી વિષ્ઠામૂત્ર છોડવા નહિ બે સધ્યા સમયે, જપ કરતા, ભોજન કરતા, દાતણ કરતા, પિતૃકાર્ય કરતા, દેવકાર્ય કરતા, વિષ્ઠામૂત્ર છોડતા, મેલ કાઢતા, મૈથુન કરતા, ગુરુની સમીપ પૂજા કરતા, દાન આપતા અને બ્રહ્મયજ્ઞ કરતા દ્વિજવર્ણે મૌન ધરવુ જોઈએ 'દેવો, ઋષિઓ, સર્વ પિશાચો, સર્પો, રાક્ષસો અને બીજા 'સર્વ પ્રાણીઓ અહીંથી બહારની ભૂમિ પર જાઓ, અહીં હુ શૌચ કરુ છુ' આવી પ્રાર્થના કર્યા પછી વિધિ પ્રમાણે શૌચ કરવુ વાયુ, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, જળ તથા ગાયના દેખતા વિષ્ઠામૂત્ર કદી ન છોડવા દિવસે ઉત્તર તરફ મુખ રાખી વિષ્ઠામૂત્ર છોડવા અને રાત્રે દક્ષિણ તરફ મુખ રાખી વિષ્ઠામૂત્ર છોડવા પછી વિષ્ઠામૂત્રને માટીના ઢેફા, પાદડા કે ઘાસ વગેરેથી ઢાકી દઈ લિંગ ગ્રહણ કરી, ઊભા થઈને જળની પાસે થઈને જવુ જળથી પ્રદેશ જો દૂર હોય તો પાત્રમા જળ લઈને વિષ્ઠા કે મૂત્ર છોડવા ઉત્તમ બ્રાહ્મણે કાઠા ઉપરથી ધોળી માટી લેવી અને બીજા વર્ણોએ અનુક્રમે રાતી, પીળી તથા કાળી માટી લેવી અથવા જે સ્થળે જે માટી હોય તે ઉત્તમ દ્વિજોએ લઈ લેવી પણ જળની અદરથી, દેવમદિરમાથી, રાફડામાથી, ઉંદરના દરમાથી, ઉકરડામાથી જેના પર શૌચ કર્યુ હોય તે માટીમાથી અને શૌચ કરતા બાકી રહેલી માટીમાથી—એમ સાત સ્થળેથી માટી લેવી નહિ. મૂત્ર કરતા બેગણી સ્વચ્છતા વિષ્ઠાના શૌચમા કરવા કહેલી છે અને તે કરતા ત્રણગણી સ્વચ્છતા મૈથુનના શૌચમા કરવા કહેલ છે લિંગને એક વાર માટીથી સ્વચ્છ કરવુ, (ડાબા હાથને) ત્રણ વાર માટી લગાડી ધોવો અને પછી બને હાથને બે વાર માટી લઈ સાફ કરવા, આ મૂત્રશૌચ કહ્યુ, પણ વિષ્ઠાશૌચમા આથી બેગણુ શૌચ કરવા કહ્યુ છે વિષ્ઠાશૌચમા લિંગપ્રદેશ ઉપર બે વાર માટી લગાવી સ્વચ્છતા કરવી, ગુદાપ્રદેશ પર પાચ વાર માટી લગાડી સ્વચ્છતા કરવી પ્રથમ ડાબા હાથને એકલાને દશ વાર માટીથી ધોવો અને પછી બને હાથને સાત વાર માટી લગાવી સાફ કરવા પછી બુદ્ધિમાન મનુષ્યે પ્રથમ ડાબા પગને અને પછી જમણા પગને દરેકને ચાર ચાર વખત માટી લગાડી સાફ કરવા એમ આ ગૃહસ્થનુ શૌચ કહ્યુ બ્રહ્મચારીને એથી બેગણુ, વાનપ્રસ્થને ત્રણગણુ અને સન્યાસીને એથી ચારગણુ શૌચ કરવાનુ હોય છે શૌચકર્મ દરેક વખતે લીલા આમળા જેટલી માટી કાયમ લેવી, પણ એથી ઓછી કદી ન લેવી આ વિષ્ઠાશૌચ દિવસે કરવાનુ છે, રાત્રિમા તેથી અર્ધુ શૌચ કહ્યુ છે રોગીએ તેથી પણ અર્ધુ અને માર્ગે જતા મુસાફરે તેનાથી પણ અર્ધુ શૌચ કરવાનુ હોય છે સ્ત્રીઓ, શૂદ્રો, અશકતો તથા બાળકો એ શૌચકર્મોમા જે રીતે ગધનો નાશ થાય, તે રીતે કરવુ, અમુક જ વાર માટી લેવી, એવી કોઈ સખ્યાનો તેમને માટે નિયમ નથી ભગવાન મનુ આમ કહે છે કે, જેટલાથી ગધનો તથા લેપનો નાશ થાય, તેટલુ શૌચ સર્વ વર્ણોએ કરવુ દરેકે ડાબે હાથે શૌચ કરવુ, પણ જમણે હાથે શૌચ કરવુ નહિ. ઉત્તમ દ્વિજોએ નાભિથી નીચેના ભાગની શૌચક્રિયામા ડાબા હાથનો ઉપયોગ કરવો અને નાભિથી ઉપરના ભાગમા જમણા હાથનો ઉપયોગ કરવો, પણ એથી ઊલટુ કરવુ નહિ સમજુ મનુષ્યે વિષ્ઠામૂત્રનો ત્યાગ કર્યા પછી શુદ્ધ થયા વિના જળપાત્ર લેવુ નહિ, છતા ભૂલથી જો જળપાત્ર લેવાઈ જાય, તો પ્રાયશ્ચિત્ત કરવુ (જેમ કે) જે દ્વિજ મોહથી, ભૂલથી અથવા આળસથી આત્મશુદ્ધિની વિધિ બરોબર કરતો નથી, તેણે ત્રણ દિવસ કેવળ જલાહારી જ રહેવુ તે પછી ગાયત્રીજપ કરવાથી તે શુદ્ધ થાય છે દેશ, કાળ, દ્રવ્ય, શકિત તથા પોતાની યોગ્યતા અને સગવડ વગેરે બધુ જાણીને અવશ્ય શૌચ કરવુ, એમા

આળસ કરવુ નહિ વિષ્ટાત્યાગ કર્યા પછી બાર કોગળા કરવા અને મૂત્રત્યાગ કર્યા પછી ચાર કોગળા કરવા, એથી ઓછા કદી ન કરવા તે કોગળા પણ મુખ નીચુ કરીને ધીમે ધીમે ડાબી બાજુ કરવા તે પછી આચમન કરી આદરથી દાતણ કરવુ એ દાતણ કાંટાવાળા ઝાડનુ અથવા ચીરવાળા (પીપળો, ઉંબરો, પીપર કે વડના) ઝાડનુ બાર આગળનુ, વ્રણ વિનાનુ, ટચલી આંગળીના અગ્રભાગ જેવુ ઝાડુ અને આગળના ભાગમા કૂચો કરેલુ હોવુ જોઈએ કરજ, ઉંબરો, આંબો, કદંબ, લોધર, ચંપો તથા બોરડી આટલા વૃક્ષો દાતણ માટે (ઉપયોગી) કહ્યા છે (દાતણ કરતા પહેલા આ મત્ર ભણવો જોઈએ) 'હે વનસ્પતિ! અન્ન વગેરેની આવકના સમૂહનો જ્યારે નાશ થયો હતો, ત્યારે સોમ રાજા જેની પાસે આવ્યા હતા, તે તમે મારા મુખને સાફ કરી મને તમારા યશ તથા ઐશ્વર્ય સાથે જોડો હે વનસ્પતિ! તમે અમને આયુષ, બળ, યશ, તેજ, પ્રજા, પશુઓ, ધન, બ્રહ્મજ્ઞાન તથા બુદ્ધિ આપો' કોઈ વેળા દાતણ ન હોય ત્યારે અને દાતણ કરવા નિષેધ કરેલા દિવસે જળના બાર કોગળાથી દાતણ કરવુ જે મનુષ્ય પડવો, અમાસ, છઠ, નોમ, અગિયારસ તથા રવિવારે લાકડાનુ દાતણ કરે છે, તેણે સૂર્યને ખાધેલો ગણાય છે, પોતાના કુળનો નાશ કર્યો મનાય છે અને સાતમા પુરુષ સુધીના કુળને તે બાળી નાખે છે દાતણ કર્યા પછી સારી રીતે પગ ધોઈ નિર્મળ જળનુ ત્રણ વાર આચમન કરવુ પછી બે વાર મુખને ધોઈ નાખી જળયુક્ત અગૂઠો તથા તર્જની આગળીથી નાકના બને છિદ્રોનો સ્પર્શ કરવો જળયુક્ત અગૂઠો તથા અનામિકા આગળીથી બને નેત્રોનો તથા બને કાનનો સ્પર્શ કરવો જળયુક્ત અગૂઠો તથા કનિષ્ઠિકા આગળીથી નાભિ પ્રદેશનો સ્પર્શ કરવો જળયુક્ત હથેળીથી હૃદયનો સ્પર્શ કરવો અને જળયુક્ત બધી આગળીઓથી મસ્તકનો સ્પર્શ કરવો.

कृत्वाऽलं पादशौच ह्यामलमथ जलं त्रि: पिबेद् द्विर्विमृज्य । तर्जन्याङ्गुष्ठवत्या ह्यजलमभिमृशेन्नासिकारन्ध्रयुग्मम् ॥ अङ्गुष्ठानामिकाभ्यां नयनयुगयुतं कर्णयुग्म कनिष्ठाङ्गुष्ठाभ्यां नाभिदेशे हृदयमथ तलेनाङ्गुलिभिः शिरांसि ॥४२॥

અધ્યાય ૨ જો સમાપ્ત

# અધ્યાય ૩ જો*

## સ્નાનાદિ વિધિ તથા રુદ્રાક્ષમહિમા

श्रीनारायण उवाच

**स्मृत्वा चोंकारगायत्रीं निबध्नीयाच्छिखां तथा ।**
**पुनराचम्य हृदयं बाहू स्कन्धौ च संस्पृशेत् ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા (એ પ્રમાણે આચમન તથા જલસ્પર્શ કર્યા પછી) ૐકારયુક્ત ગાયત્રી ઉચ્ચારીને શિખા બાધવી તે પછી ફરી આચમન કરી હૃદય, બને બાહુ તથા બને ખભાનો સ્પર્શ કરવો છીંક થાય, થૂકવુ પડે, દાતમા એઠવાડ રહી ગયો હોય, જૂઠુ બોલી જવાય અને પતિત સાથે ભાષણ થઈ જાય, તો જમણા કાનનો સ્પર્શ કરવો, કારણ કે હે નારદ! અગ્નિ, જળ, વેદ, ચદ્ર, સૂર્ય તથા વાયુ એ સર્વે બ્રાહ્મણના જમણા કાનમા રહે છે તે પછી હે મુનિશ્રેષ્ઠ! દેહની શુદ્ધિ માટે નદી વગેરેના કિનારે જઈ શુદ્ધિકારક પ્રાતસ્નાન કરવુ દેહ અત્યત મલિન હોઈ નવદ્વારોથી મેલને વહી રહ્યો છે, માટે તેને શુદ્ધ કરવા પ્રાતસ્નાન કરાય છે મૈથુન કરવાને અયોગ્ય સ્ત્રી સાથે મૈથુન કરવાથી તથા દાનાદિ લેવાથી જે પાપ લાગ્યુ હોય અને જે પાપ એકાતમા કર્યુ હોય, તે સ્નાનથી દૂર થાય છે જેણે સ્નાન કર્યુ ન હોય તેની સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે માટે દરરોજ કાયમ પ્રાતસ્નાન કરવુ જોઈએ સ્નાન તથા સધ્યાવદન, પાસે દર્ભ રાખીને જ કરવા જોઈએ. સાત દિવસ પ્રાતસ્નાન નહિ કરનારો, ત્રણ દિવસ સધ્યા ન કરનારો અને બાર દિવસ વૈશ્વદેવ આદિ અગ્નિહોમ નહિ કરતો દ્વિજ શૂદ્રપણાને પામે છે સ્નાનાદિ વિધિ ઘણો મોટો છે અને હોમકાળ અલ્પ છે, તેથી પ્રાતકાળે એ મોટા વિધિથી સ્નાન ન કરવુ, પણ ટૂકમા સ્નાન કરવુ, જેથી હોમકાળે અનિઘપણે પહોચી શકાય આ લોકમા ને પરલોકમા ગાયત્રીથી શ્રેષ્ઠ બીજુ કઈ જ નથી એ ઉચ્ચારણનુ રક્ષણ કરે છે, તેથી 'ગાયત્રી' કહેવાય છે, માટે પ્રણવ તથા ત્રણ વ્યાહૃતિઓ સહિત ગાયત્રીને ઉચ્ચારતા બ્રાહ્મણે ત્રણ પ્રાણાયામ કરી પ્રાણવાયુને અપાનવાયુમા વશ

* આ અધ્યાયમા આડત્રીસ શ્લોકોથી સ્નાનાદિ વિધિપૂર્વક રુદ્રાક્ષધારણનો મોટો મહિમા વર્ણવાશે.

કરવો એટલે કે પ્રાણ તથા અપાનને સમાન કરવા (જેથી ટૂકમા સ્નાન કરવાથી પણ વિધિયુકત સ્નાન કર્યાનુ ફળ પામી શકે છે ) વેદ ભણેના તથા સ્વધર્મ પરાયણ બ્રાહ્મણે પ્રાણાયામાદિના સમયે સદા વૈદિક મત્રોનો જપ જ કરવો, લૌકિક મત્રનો જપ કદી ન કરવો ગાયના શિંગડા પર જેટલી વાર સરસવ રહી શકે, તેટલી વાર પણ જેઓનો પ્રાણવાયુ ( પ્રાણાયામ મા ) સ્થિર રહી શકતો નથી, તેઓ પિતૃપક્ષ તથા માતૃપક્ષ બનેને તારી શકતા નથી, પણ પ્રાણાયામ થી વાયુને સ્થિર કરનારા બને પક્ષના એકસો એક પિતૃઓને તારે છે જપયુકત પ્રાણાયામ તે ' સગર્ભ ' કહેવાય છે અને માત્ર ધ્યાનયુકત પ્રાણાયામ તે ' અગર્ભ ' કહેવાય છે દેવો, ઋષિઓ તથા પિતૃઓ ને સતોષ કરનારુ સ્નાનાગ તર્પણ કરી જળમાથી બહાર આવેલા દ્વિજે શુદ્ધ વસ્ત્ર પહેરી ભસ્મ ધારણ કરવી અને જપસિદ્ધિ ઈચ્છનારાએ નીચે દર્શાવેલા ક્રમ પ્રમાણે કાયમ રુદ્રાક્ષ ધારણ કરવા ગળામા બત્રીસ, મસ્તક પર ચાળીસ, એક એક કાનમા છ—છ, એક એક હાથમા (કાડા પર) બાર—બાર, એક એક ભુજા પર સોળ—સોળ, એક એક નેત્ર પર, એક—એક, શિખામા એક અને છાતી પર એકસો આઠ રુદ્રાક્ષો જે ધારણ કરે છે, તે આપોઆપ જ શકરરૂપ બને છે હે નારદમુનિ ! સોનાથી અથવા રૂપાથી રુદ્રાક્ષને બાધી બુદ્ધિમાન મનુષ્યે કાયમ સાવધાન રહી શિખામા, બે કાનમા, જનોઈમા, હાથમા, કઠમા, અથવા પેટ ઉપર નિષ્કપટ ભકિત થી આનદપૂર્વક શ્રીમત્ પચાક્ષરમત્રથી અથવા પ્રણવથી કાયમ રુદ્રાક્ષ ધારણ કરવા, કારણ કે રુદ્રાક્ષધારણ એ પરમેશ્વરનુ જ્ઞાન કરવામા સાક્ષાત્ સાધન છે હે બ્રહ્મન્ ! શિખામા રુદ્રાક્ષનુ ધારણ તે ૐકારના તત્ત્વરૂપ સમજવુ, બે કાન પર રુદ્રાક્ષને ધારણ દેવ કે દેવીના તત્ત્વરૂપ જાણવુ, જનોઈ પર ધારણ રુદ્રાક્ષ વેદરૂપ સમજવા, હાથમા રુદ્રાક્ષધારણ દિશાઓરૂપ જાણવા અને કઠમા રુદ્રાક્ષધારણ સરસ્વતીદેવી તથા અગ્નિરૂપ જાણવા સર્વ વર્ણોએ તથા સર્વ આશ્રમવાળાએ રુદ્રાક્ષ ધારણ કરવા જોઈએ તેમા દ્વિજવર્ણોએ મત્રપૂર્વક ધારણ કરવા અને બીજા વર્ણના લોકોએ મત્રરહિત ધારણ કરવા રુદ્રાક્ષના ધારણથી મનુષ્ય રુદ્રસ્વરૂપ જ થાય છે, એમા સશય નથી શાસ્ત્રનિષિદ્ધ પદાર્થોને જોતો, સાભળતો, યાદ કરતો, સૂઘતો, ખાતો, બોલતો, નિરતર કાર્ય કરતો અને નિષિદ્ધ સ્થળે જતો કે શાસ્ત્રોકત કઈ છોડતો મનુષ્ય પણ રુદ્રાક્ષ ધારણ કરતા જ સર્વ પાપોથી લેપાતો નથી રુદ્રાક્ષ ધારણ કરનારાએ જે ખાધુ, પીધુ કે સૂઘ્યુ હોય, તે શકરે જ ખાધુ, પીધુ તથા સૂઘ્યુ ગણાય છે હે મહામુનિ ! રુદ્રાક્ષ ધારણ કરવામા જેઓને શરમ થાય છે, તેઓનો કરોડો જન્મોથી પણ સસારમાથી છુટકારો થતો નથી જે મનુષ્ય રુદ્રાક્ષ ધારણ કરનારને જોઈ નિદા કરે છે, તેની ઉત્પત્તિમા વર્ણસકરપણુ જ છે, એ ચોક્કસ છે રુદ્રાક્ષ ધારણ કરવાથી જ રુદ્ર રુદ્રપણાને પામ્યા છે, મુનિઓ સત્ય સકલ્પવાળા થયા છે અને બ્રહ્મા બ્રહ્માપણુ પામ્યા છે રુદ્રાક્ષધારણથી શ્રેષ્ઠ બીજુ કઈ જ નથી જે મનુષ્ય રુદ્રાક્ષ ધારણ કરનારને ભકિતથી વસ્ત્ર કે ધાન્ય આપે છે, તે સર્વ પાપોથી છૂટી જઈ શિવના લોકમા જાય છે જે મનુષ્ય શ્રાદ્ધમા રુદ્રાક્ષ ધારણ કરનારને હર્ષથી જમાડે છે, તે પિતૃલોકને પામે છે, એમા વિચારવા જેવુ નથી જે મનુષ્ય રુદ્રાક્ષ ધારણ કરનારના બને પગને જળથી ધોઈને તે ચરણામૃત લે છે, તે સર્વ પાપોથી છૂટી જઈ શિવલોકમા પૂજાય છે રુદ્રાક્ષ સહિત હાર, કડુ અથવા સોનુ ભકિતથી ધારણ કરતો ઉત્તમ દ્વિજ રુદ્રપણાને પામે છે હે મહાબુદ્ધિમાન ! હરકોઈ સ્થળે કેવળ રુદ્રાક્ષને મત્ર સહિત કે મત્રરહિત, ભાવ-સહિત કે ભાવરહિત, ભકિત કે શરમથી પણ જે મનુષ્ય ધારણ કરે છે, તે સર્વ પાપોથી છૂટી જઈ ઉત્તમ જ્ઞાન પામે છે અહો ! રુદ્રાક્ષનુ માહાત્મ્ય મારાથી કહી શકાતુ નથી, માટે હરકોઈ પ્રયત્ને રુદ્રાક્ષ ધારણ કરવા ૧—૭૭

**अहो रुद्राक्षमाहात्म्यं मया वक्तुं न शक्यते ।**
**तस्मात सर्वप्रयत्नेन कुर्याद् रुद्राक्षधारणम् ॥७७॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

# અધ્યાય ૪ થો*

## રુદ્રાક્ષોની ઉત્પત્તિ ને વર્ણન

नारद उवाच

**एवं भूतानुभावोऽयं रुद्राक्षो भवतानघ ।**
**वर्णितो महतां पूज्य कारणं तत्र किं वद ॥ १ ॥**

નારદે પૂછ્યુ હે નિર્દોષ નારાયણ! આવા પ્રભાવવાળો રુદ્રાક્ષ મોટાઓને પણ પૂજ્ય તમે વર્ણવ્યો, તેમા કારણ શુ છે, તે તમે કહો

શ્રીનારાયણ બોલ્યા પૂર્વે ભગવાન શકર પ્રભુને કાર્તિકસ્વામીએ આમ જ જ્યારે પૂછ્યુ હતુ, ત્યારે તેમણે જે કહ્યુ હતુ, તે તમે સાભળો

શકર બોલ્યા હે કાર્તિકેય! હુ ટૂકમા ખરેખર તમને કહુ છુ સાભળો પૂર્વે સર્વથી જિતાવો મુશ્કેલ ત્રિપુર નામે દૈત્ય હતો તેણે બ્રહ્મા, વિષ્ણુ આદિ સર્વ દેવોને જીત્યા હતા તે દેવોએ મને એ જણાવ્યુ, ત્યારે મે ત્રિપુરાસુરને ઉદ્દેશી અઘોર નામના મહા શસ્ત્રનુ ચિંતન કર્યુ હતુ, એ શસ્ત્ર મનોહર, સર્વ દેવમય, દિવ્ય, તેજસ્વી અને ઘોર દેખાવનુ છે ત્રિપુરાસુરનો નાશ કરવા તથા દેવોને બચાવવા સર્વ વિઘ્નોને શાત કરનાર તે અઘોરાસ્ત્રનુ મે ચિંતન કરવા માડ્યુ, ત્યારે દેવતાઈ એક હજાર વર્ષ સુધી (નેત્રો બધ રાખી) ચિંતન કર્યા પછી મે આખો ઉઘાડી ત્યારે વ્યાકુળ થતી મારી આખોમાથી જલબિંદુઓ પડયા હતા તે વખતે એ અશ્રુબિંદુઓમાથી રુદ્રાક્ષના મોટા વૃક્ષો ઉત્પન્ન થયા હતા પછી હે મહાસેન! સર્વેનુ હિત કરવાની ઇચ્છાથી મારી આજ્ઞાથી આડત્રીસ પ્રકારના તે રુદ્રાક્ષો ઉત્પન્ન થયા, તેમા મારા સૂર્યરૂપ નેત્રમાથી જે રુદ્રાક્ષો ઉત્પન્ન થયા હતા, તે બાર પિંગળા રગના થયા, ચદ્રરૂપ મારા નેત્રમાથી જે ઉત્પન્ન થયા, તે સોળ ધોળા રગવાળા થયા અને અગ્નિરૂપ નેત્રમાથી જે ઉત્પન્ન થયા તે દસ કાળા રગના થયા છે, તેઓમા ધોળા રગવાળો રુદ્રાક્ષ બ્રાહ્મણજાતિનો કહેવાય છે, લાલ રગવાળો રુદ્રાક્ષ ક્ષત્રિયજાતિનો છે, પિંગળા રગનો રુદ્રાક્ષ વૈશ્યજાતિનો છે અને કાળો રુદ્રાક્ષ શૂદ્રજાતિનો છે. એક મુખવાળો રુદ્રાક્ષ સાક્ષાત્ શિવરૂપ છે તે બ્રહ્મહત્યાને દૂર કરે છે બે મુખવાળો રુદ્રાક્ષ દેવ—દેવીઓરૂપ છે અને તે જાતજાતના પાપનો નાશ કરે છે ત્રણ મુખવાળો રુદ્રાક્ષ સાક્ષાત્ અગ્નિરૂપ છે અને ક્ષણવારમા સ્ત્રીહત્યાને બાળી નાખે છે ચાર મુખવાળો રુદ્રાક્ષ બ્રહ્મા પોતે જ છે અને તે મનુષ્યહત્યાને દૂર કરે છે પાચ મુખવાળો રુદ્રાક્ષ કામાગ્નિ નામના રુદ્ર પોતે જ છે અને તેને ધારણ કરવાથી મનુષ્ય અભક્ષ્યને ખાવાથી થયેલા તથા અગમ્ય સ્ત્રી સાથે મૈથુન કરવાથી થયેલા સર્વ પાપોથી છૂટી જાય છે છ મુખવાળો રુદ્રાક્ષ કાર્તિકેયરૂપ છે અને જમણા હાથમા ધારણ કરવા યોગ્ય છે તેને ધારણ કરવાથી મનુષ્ય બ્રહ્મહત્યા વગેરે પાપોથી રહિત થાય છે એમા સશય નથી સાત મુખવાળો રુદ્રાક્ષ મોટા ઐશ્વર્યવાળો અને 'અનગ' નામે કહેવાય છે તેને ધારણ કરવાથી સોનુ ચોરવુ વગેરે પાપોથી મનુષ્ય છૂટી જાય છે હે મહાસેન! આઠ મુખવાળો રુદ્રાક્ષ સાક્ષાત્ દેવ ગણપતિરૂપ છે અને તેને ધારણ કરવાથી અન્ન સબધી કપટ, રૂ સબધી કપટ, સોના સબધી કપટ અને દુષ્ટ સ્ત્રીને, કુટુબની સ્ત્રીને તથા ગુરુપત્નીને ભોગવવાથી થયેલ વગેરે સર્વ પાપો નાશ પામે છે તેના વિઘ્નો પણ નાશ પામે છે અને છેવટે તે પરમપદને પામે છે આ સર્વ ગુણો આઠ મુખવાળા રુદ્રાક્ષને ધારણ કરવાથી થાય છે નવ મુખવાળો રુદ્રાક્ષ ભૈરવરૂપ છે તેને ડાબા હાથમા ધારણ કરવો એ રુદ્રાક્ષ ભોગ તથા મોક્ષ આપનાર કહેવાય છે અને તેને ધારણ કરવાથી મનુષ્ય મારા સમાન બળવાળો થાય છે બાળહત્યા વગેરે હજારો પાપો અને બ્રહ્મહત્યા વગેરે સેકડો પાપો નવ મુખવાળા રુદ્રાક્ષને ધારણ કરવાથી તરત જ નાશ પામે છે દસ મુખવાળો રુદ્રાક્ષ દેવોના ઇશ્વર સાક્ષાત્ વિષ્ણુ—દેવરૂપ છે તેને ધારણ કરવાથી ગ્રહો, પિશાચો, વૈતાલો, બ્રહ્મરાક્ષસો તથા સર્પો શાત થઈ જાય છે અગિયાર મુખવાળો રુદ્રાક્ષ અગિયાર રુદ્રોરૂપ કહેવાય છે જે મનુષ્ય તેને શિખામા ધારણ કરે છે, તેનુ પુણ્યફળ તમે સાભળો અગિયાર મુખવાળા

* આ અધ્યાયમાં ચાળીસ શ્લોકોથી રુદ્રાક્ષોની ઉત્પત્તિ સાથે રુદ્રાક્ષોનુ અનેક પ્રકારનું વર્ણન કરાશે.

રુદ્રાક્ષને ધારણ કરવાથી એક હજાર અશ્વમેધ યજ્ઞોનુ, સો વાજપેયોનુ અને એક લાખ ગાયોનુ ઉત્તમ પ્રકારે દાન કરવાથી જે ફળ મળે છે, તે ફળ તરત પામે છે બાર મુખવાળા રુદ્રાક્ષોને કાનમા ધારણ કરતા મનુષ્યે બારે સૂર્યોને પ્રસન્ન કરેલા ગણાય છે, કારણ કે તેમા કાયમ બાર સૂર્યો રહે છે, ગોમેધ તથા અશ્વમેધ યજ્ઞથી જે ફળ થાય છે, તે ફળને તે (રુદ્રાક્ષ ધારણ કરનારો) પામે છે વળી તે મનુષ્યને શિંગડાવાળાનો, શસ્ત્રધારીઓનો, વાઘ વગેરેનો તથા રોગોનો ભય રહેતો નથી અને માનસિક પીડા પણ થતી નથી, એટલુ જ નહિ, પણ કોઈ જાતનો ભય કે રોગ તેને કદી થતો જ નથી, જેથી તે સુખી તથા ઐશ્વર્યવાન થાય છે હાથી, ઘોડા, મૃગો, બિલાડા, સર્પો, ઉંદરો, ગધેડા, કુતરા તથા શિયાળો વગેરે અનેક જાતની પ્રાણીઓને મારીને પણ બાર મુખવાળા રુદ્રાક્ષને ધારણ કરવાથી મનુષ્ય સર્વે પાપોથી છૂટી જાય છે એમા સદેહ નથી હે પુત્ર! તેર મુખવાળો રુદ્રાક્ષ જો મળે, તો એને કાર્તિકેય સમાન જાણવો સર્વ કામનાઓ તથા અર્થ સિદ્ધિને તે આપનારો છે અને તેનાથી રસો તથા સર્વ રસાયનો સિદ્ધ થાય છે ઉપરાત સર્વ વસ્તુઓ, તેને ધારણ કરનારની જ ભોગ્ય બની રહે છે, એમા વિચાર ન કરવો હે કાર્તિકેય! જે મનુષ્યે માતા, પિતા કે ભાઈનો નાશ કર્યો હોય, તે પણ એને ધારણ કરવાથી સર્વે પાપોથી છૂટી જાય છે હે પુત્ર! ચૌદ મુખવાળો રુદ્રાક્ષ જો મળે તો કાયમ મસ્તક પર તેને ધારણ કરવો, કારણ કે તે (મારુ) શિવનુ સ્વરૂપ જ છે હે મુનિ! વારવાર વધારે વર્ણન કરવાથી શુ? તે મનુષ્યને દેવો કાયમ પૂજે છે અને તેનાથી પરમ ગતિને પ્રાપ્ત કરાય છે ઉત્તમ દ્વિજોએ મસ્તક પર એક રુદ્રાક્ષ (પણ) ધારણ કરવો જોઈએ છવ્વીસ રુદ્રાક્ષોની મસ્તકમાળા, પચાસ રુદ્રાક્ષોની હૃદયમાળા, સોળની બાહુમાળા અને બારની કાડામા પહેરવાની રુદ્રાક્ષમાળા કરવી જોઈએ હે કાર્તિકેય, એકસો આઠ રુદ્રાક્ષોની, પચાસ રુદ્રાક્ષોની અથવા સત્યાવીસ રુદ્રાક્ષોની માળા બનાવી ધારણ કરવાથી અથવા જપ કરવાથી અનત ફળ મળે છે હે કાર્તિકેય! એકસો આઠ રુદ્રાક્ષોની માળા જો ધારણ કરે છે, તો તેથી ક્ષણે ક્ષણે અશ્વમેધ યજ્ઞનુ ફળ મેળવે છે અને એકવીસ કુળનો ઉદ્ધાર કરી, શિવલોકમા તે પૂજાય છે ૧-૪૦

**क्षणे क्षणेऽश्वमेधस्य फलं प्राप्नोति षण्मुख ।**
**त्रि सप्तकुलमुद्धृत्य शिवलोके महीयते ॥ ४० ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

# અધ્યાય ૫ મો.*

## જપમાલાવિધાન અને રુદ્રાક્ષમહિમા

ईश्वर उवाच

**लक्षणं जपमालायाः शृणु वक्ष्यामि षण्मुख ।**
**रुद्राक्षस्य मुखं ब्रह्मा बिन्दू रुद्र इतीरितः ॥ १ ॥**

શ્રીશકર બોલ્યા હે કાર્તિકેય! જપમાળાનુ લક્ષણ હુ કહુ છુ, સાભળો રુદ્રાક્ષનુ મુખ બ્રહ્મા અને બિંદુ રુદ્ર કહેવાય છે વિષ્ણુ ભોગ તથા મોક્ષ આપનારુ તેનુ પૂછડુ છે પાચ મુખવાળા, કાટાવાળા, લાલ રગના અથવા ધોળા કે મિશ્ર રગના પચીસ રુદ્રાક્ષોમા છિદ્રો કરી, પરોવીને ગાયના પૂછડાના મડળ જેવા આકારની (ગોપુચ્છ નામની) માળા બનાવવી મુખથી મુખને તથા પૂછડાથી પૂછડાને જોડી દઈ ઊભા મુખવાળો મેરુ બનાવવો અને તેના ઉપર (ગાઠરૂપી) નાગપાશ કરવો એમ ગૂથેલી અને મત્રસિદ્ધિને આપનારી માળાને ચદન યુક્ત જળથી ધોઈ નાખી ઉપર પચગવ્ય છાટી, તે પછી શુદ્ધ જળથી ધોઈ નાખીને તેના પર મત્ર ગણોનો ન્યાસ કરવો શિવમત્રષડગમા જે અસ્ત્રમત્ર છે, તેથી સ્પર્શ કરી, 'હુ' એ કવચમત્રથી માળાનુ અવગુઠન કરવુ (અર્થાત્ આખી માળાને એકઠી કરી દેવી) પછી એના પર (પોતાને જેનો જપ કરવો હોય તે) તે મૂલમત્રનો ન્યાસ કરવો આ ક્રિયા પોતે કરવી અથવા પૂર્વની પેઠે ગુરુના હાથે કરાવવી પછી 'सद्योजात०' આદિ મત્રોથી એકસો

* આ અધ્યાયમા છત્રીસ શ્લોકોથી જપમાલાવિધાન સારી રીતે કહ્યા પછી ફરી રુદ્રાક્ષનો મહિમા કહેવાશે.

# અધ્યાય ૪ થો*

## રુદ્રાક્ષોની ઉત્પત્તિ ને વર્ણન

नारद उवाच

**एवं भूतानुभावोऽयं रुद्राक्षो भवतानघ ।**
**वर्णितो महता पूज्य कारणं तत्र किं वद ॥ १ ॥**

નારદે પૂછ્યુ હે નિર્દોષ નારાયણ! આવા પ્રભાવવાળો રુદ્રાક્ષ મોટાઓને પણ પૂજ્ય તમે વર્ણવ્યો, તેમા કારણ શુ છે, તે તમે કહો

શ્રીનારાયણ બોલ્યા પૂર્વે ભગવાન શકર પ્રભુને કાર્તિકસ્વામીએ આમ જ જ્યારે પૂછ્યુ હતુ, ત્યારે તેમણે જે કહ્યુ હતુ, તે તમે સાભળો

શકર બોલ્યા હે કાર્તિકેય! હુ ટૂકમા ખરેખર તમને કહુ છુ, સાભળો પૂર્વે સર્વથી જિતાવો મુશ્કેલ ત્રિપુર નામે દૈત્ય હતો તેણે બ્રહ્મા, વિષ્ણુ આદિ સર્વ દેવોને જીત્યા હતા તે દેવોએ મને એ જણાવ્યુ, ત્યારે મે ત્રિપુરાસુરને ઉદ્દેશી અઘોર નામના મહા શસ્ત્રનુ ચિંતન કર્યુ હતુ, એ શસ્ત્ર મનોહર, સર્વ દેવમય, દિવ્ય, તેજસ્વી અને ઘોર દેખાવતુ છે ત્રિપુરાસુરનો નાશ કરવા તથા દેવોને બચાવવા સર્વ વિઘ્નોને શાત કરનાર તે અઘોરાસ્ત્રનુ મે ચિંતન કરવા માડ્યુ, ત્યારે દેવતાઈ એક હજાર વર્ષ સુધી (નેત્રો બધ રાખી) ચિતન કર્યા પછી મે આખો ઉઘાડી ત્યારે વ્યાકુળ થતી મારી આખોમાથી જલબિદુઓ પડ્યા હતા તે વખતે એ અશ્રુબિદુઓમાથી રુદ્રાક્ષના મોટા વૃક્ષો ઉત્પન્ન થયા હતા પછી હે મહાસેન! સર્વનુ હિત કરવાની ઈચ્છાથી મારી આજ્ઞાથી આડત્રીસ પ્રકારના તે રુદ્રાક્ષો ઉત્પન્ન થયા, તેમા મારા સૂર્યરૂપ નેત્રમાથી જે રુદ્રાક્ષો ઉત્પન્ન થયા હતા, તે બાર પિગળા રગના થયા, ચદ્રરૂપ મારા નેત્રમાથી જે ઉત્પન્ન થયા, તે સોળ ધોળા રગવાળા થયા અને અગ્નિરૂપ નેત્રમાથી જે ઉત્પન્ન થયા તે દસ કાળા રગના થયા છે, તેઓમા ધોળા રગવાળો રુદ્રાક્ષ બ્રાહ્મણજાતિનો કહેવાય છે, લાલ રગવાળો રુદ્રાક્ષ ક્ષત્રિયજાતિનો છે, પિગળા રગનો રુદ્રાક્ષ વૈશ્યજાતિનો છે અને કાળો રુદ્રાક્ષ શૂદ્રજાતિનો છે. એક મુખવાળો રુદ્રાક્ષ સાક્ષાત્ શિવરૂપ છે તે બ્રહ્મહત્યાને દૂર કરે છે બે મુખવાળો રુદ્રાક્ષ દેવ–દેવીઓરૂપ છે અને તે જાતજાતના પાપનો નાશ કરે છે ત્રણ મુખવાળો રુદ્રાક્ષ સાક્ષાત અગ્નિરૂપ છે અને ક્ષણ વારમા સ્ત્રીહત્યાને બાળી નાખે છે ચાર મુખવાળો રુદ્રાક્ષ બ્રહ્મા પોતે જ છે અને તે મનુષ્યહત્યાને દૂર કરે છે પાચ મુખવાળો રુદ્રાક્ષ કામાગ્નિ નામના રુદ્ર પોતે જ છે અને તેને ધારણ કરવાથી મનુષ્ય અભક્ષ્યને ખાવાથી થયેલા તથા અગમ્ય સ્ત્રી સાથે મૈથુન કરવાથી થયેલા સર્વ પાપોથી છૂટી જાય છે છ મુખવાળો રુદ્રાક્ષ કાર્તિકેયરૂપ છે અને જમણા હાથમા ધારણ કરવા યોગ્ય છે તેને ધારણ કરવાથી મનુષ્ય બ્રહ્મહત્યા વગેરે પાપોથી રહિત થાય છે એમા સશય નથી સાત મુખવાળો રુદ્રાક્ષ મોટા ઐશ્વર્યવાળો અને 'અનગ' નામે કહેવાય છે તેને ધારણ કરવાથી સોનુ ચોરવુ વગેરે પાપોથી મનુષ્ય છૂટી જાય છે હે મહાસેન! આઠ મુખવાળો રુદ્રાક્ષ સાક્ષાત્ દેવ ગણપતિરૂપ છે અને તેને ધારણ કરવાથી અન્ન સબધી કપટ, રૂ સબધી કપટ, સોના સબધી કપટ અને દુષ્ટ સ્ત્રીને, કુટુબની સ્ત્રીને તથા ગુરુપત્નીને ભોગવવાથી થયેલ વગેરે સર્વ પાપો નાશ પામે છે તેના વિઘ્નો પણ નાશ પામે છે અને છેવટે તે પરમપદને પામે છે આ સર્વ ગુણો આઠ મુખવાળા રુદ્રાક્ષને ધારણ કરવાથી થાય છે નવ મુખવાળો રુદ્રાક્ષ ભૈરવરૂપ છે તેને ડાબા હાથમા ધારણ કરવો એ રુદ્રાક્ષ ભોગ તથા મોક્ષ આપનાર કહેવાય છે અને તેને ધારણ કરવાથી મનુષ્ય મારા સમાન બળવાળો થાય છે બાળહત્યા વગેરે હજારો પાપો અને બ્રહ્મહત્યા વગેરે સેકડો પાપો નવ મુખવાળા રુદ્રાક્ષને ધારણ કરવાથી તરત જ નાશ પામે છે દસ મુખવાળો રુદ્રાક્ષ દેવોના ઈશ્વર સાક્ષાત્ વિષ્ણુ–દેવરૂપ છે તેને ધારણ કરવાથી ગ્રહો, પિશાચો, વેતાલો, બ્રહ્મરાક્ષસો તથા સર્પો શાત થઈ જાય છે અગિયાર મુખવાળો રુદ્રાક્ષ અગિયાર રુદ્રોરૂપ કહેવાય છે જે મનુષ્ય તેને શિખામા ધારણ કરે છે, તેનુ પુણ્યફળ તમે સાભળો અગિયાર મુખવાળા

* આ અધ્યાયમાં ચાળીસ શ્લોકોથી રુદ્રાક્ષોની ઉત્પત્તિ સાથે રુદ્રાક્ષોનું અનેક પ્રકારનું વર્ણન કરાશે.

રુદ્રાક્ષને ધારણ કરવાથી એક હજાર અશ્વમેધ યજ્ઞોનુ, સો વાજપેયોનુ અને એક લાખ ગાયોનુ ઉત્તમ પ્રકારે દાન કરવાથી જે ફળ મળે છે, તે ફળ તરત પામે છે બાર મુખવાળા રુદ્રાક્ષોને કાનમા ધારણ કરતા મનુષ્યે બારે સૂર્યોને પ્રસન્ન કરેલા ગણાય છે, કારણ કે તેમા કાયમ બાર સૂર્યો રહે છે, ગોમેધ તથા અશ્વમેધ યજ્ઞથી જે ફળ થાય છે, તે ફળને તે (રુદ્રાક્ષ ધારણ કરનારો) પામે છે વળી તે મનુષ્યો શિંગડાવાળાનો, શસ્ત્રધારીઓનો, વાઘ વગેરેનો તથા રોગોનો ભય રહેતો નથી અને માનસિક પીડા પણ થતી નથી, એટલુ જ નહિ, પણ કોઈ જાતનો ભય કે રોગ તેને કદી થતો જ નથી, જેથી તે સુખી તથા ઐશ્વર્યવાન થાય છે હાથી, ઘોડા, મૃગો, બિલાડા, સર્પો, ઉંદરો, ગધેડા, કૂતરા તથા શિયાળો વગેરે અનેક જાતની પ્રાણીઓને મારીને પણ બાર મુખવાળા રુદ્રાક્ષને ધારણ કરવાથી મનુષ્ય સર્વ પાપોથી છૂટી જાય છે એમા સદેહ નથી હે પુત્ર! તેર મુખવાળો રુદ્રાક્ષ જો મળે, તો એને કાર્તિકેય સમાન જાણવો સર્વ કામનાઓ તથા અર્થ સિદ્ધિનો તે આપનારો છે અને તેનાથી રસો તથા સર્વ રસાયનો સિદ્ધ થાય છે ઉપરાત સર્વ વસ્તુ ઓ, તેને ધારણ કરનારની જ ભોગ્ય બની રહે છે, એમા વિચાર ન કરવો હે કાર્તિકેય! જે મનુષ્યે માતા, પિતા કે ભાઈનો નાશ કર્યો હોય, તે પણ એને ધારણ કરવાથી સર્વ પાપોથી છૂટી જાય છે હે પુત્ર! ચૌદ મુખવાળો રુદ્રાક્ષ જો મળે તો કાયમ મસ્તક પર તેને ધારણ કરવો, કારણ કે તે (મારુ) શિવનુ સ્વરૂપ જ છે હે મુનિ! વારવાર વધારે વર્ણન કરવાથી શુ? તે મનુષ્યને દેવો કાયમ પૂજે છે અને તેનાથી પરમ ગતિને પ્રાપ્ત કરાય છે ઉત્તમ દ્વિજોએ મસ્તક પર એક રુદ્રાક્ષ (પણ) ધારણ કરવો જોઈએ છવ્વીસ રુદ્રાક્ષોની મસ્તકમાળા, પચાસ રુદ્રાક્ષોની હૃદયમાળા, સોળની બાહુમાળા અને બારની કાડામા પહેરવાની રુદ્રાક્ષમાળા કરવી જોઈએ હે કાર્તિકેય, એકસો આઠ રુદ્રાક્ષોની, પચાસ રુદ્રાક્ષોની અથવા સત્યાવીસ રુદ્રાક્ષોની માળા બનાવી ધારણ કરવાથી અથવા જપ કરવાથી અનત ફળ મળે છે હે કાર્તિકેય! એકસો આઠ રુદ્રાક્ષોની માળા જો ધારણ કરે છે, તો તેથી ક્ષણે ક્ષણે અશ્વમેધ યજ્ઞનુ ફળ મેળવે છે અને એકવીસ કુળનો ઉદ્ધાર કરી, શિવલોકમા તે પૂજાય છે ૧-૪૦

**क्षणे क्षणेऽश्वमेधस्य फल प्राप्नोति षण्मुख ।**
**त्रि सप्तकुलमुद्धृत्य शिवलोके महीयते ॥ ४० ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

# અધ્યાય ૫ મો*

## જપમાલાવિધાન અને રુદ્રાક્ષમહિમા

ईश्वर उवाच

**लक्षण जपमालायाः शृणु वक्ष्यामि षण्मुख ।**
**रुद्राक्षस्य मुखं ब्रह्मा बिन्दू इतीरितः ॥ १ ॥**

શ્રીશકર બોલ્યા હે કાર્તિકેય! જપમાળાનુ લક્ષણ હુ કહુ છુ, સાભળો રુદ્રાક્ષનુ મુખ બ્રહ્મા અને બિંદુ રુદ્ર કહેવાય છે વિષ્ણુ ભોગ તથા મોક્ષ આપનારુ તેનુ પૂછડુ છે પાચ મુખવાળા, કાટાવાળા, લાલ રગના અથવા ધોળા કે મિશ્ર રગના પચીસ રુદ્રાક્ષોમા છિદ્રો કરી, પરોવીને ગાયના પૂછડાના મડળ જેવા આકારની (ગોપુચ્છ નામની) માળા બનાવવી મુખથી મુખને તથા પૂછડાથી પૂછડાને જોડી દઈ ઊભા મુખવાળો મેરુ બનાવવો અને તેના ઉપર (ગાઠરૂપી) નાગપાશ કરવો એમ ગૂથેલી અને મત્રસિદ્ધિને આપનારી માળાને ચદનયુક્ત જળથી ધોઈ નાખી ઉપર પચગવ્ય છાટી, તે પછી શુદ્ધ જળથી ધોઈ નાખીને તેના પર મત્રગણોનો ન્યાસ કરવો શિવમત્રષડગમા જે અસ્ત્રમ । છે, તેથી સ્પર્શ કરી, 'હુ' એ કવચમત્રથી માળાનુ અવગુઠન કરવુ (અર્થાત્ આખી માળાને એકઠી કરી દેવી) પછી એના પર (પોતાને જેનો જપ કરવો હોય તે) તે મૂલમત્રનો ન્યાસ કરવો આ ક્રિયા પોતે કરવી અથવા પૂર્વની પેઠે ગુરુના હાથે કરાવવી પછી 'સદ્યોજાત૦' આદિ મત્રોથી એકસો

* આ અધ્યાયમા છત્રીસ શ્લોકોથી જપમાલાવિધાન સારી રીતે કહ્યા પછી ફરી રુદ્રાક્ષનો મહિમા કહેવાશે.

આઠ વાર પ્રોક્ષણ કરી મૂળ મંત્ર ઉચ્ચારીને શુદ્ધ ભૂમિ પર માળાને સ્થાપી, તેના પર પરમ કારણસ્વરૂપ સાંબ સદાશિવનું સ્થાપન કરવું એમ પ્રતિષ્ઠાયુક્ત કરેલી માળા સર્વ ઇચ્છિત ફળને આપનારી થાય છે જે દેવનો જે મંત્ર જપવો હોય, તે જ મંત્રથી એ માળાનું પૂજન કરવું જોઈએ અને એ જપમાળાને (જપ સિવાયના સમયે) મસ્તક પર, કંઠમાં અથવા કાન પર ધારણ કરવી આમ મનુષ્યે સાવધાનચિત્ત થઈ રુદ્રાક્ષની માળાથી જપ કરવો તેમ જ પરમ ભક્તિયુક્ત થઈ કંઠમાં, મસ્તક પર, હૃદય પર, કાંડા પર, કાન પર અથવા બંને બાહુઓ પર કાયમ રુદ્રાક્ષો ધારણ કરવા આ વિષે બહુ કહેવાથી શું? અથવા વારંવાર વર્ણન કરવાથી શું? કાયમ રુદ્રાક્ષ ધારણ કરવામાં આ કારણે જ પ્રશંસા કરાય છે કે, સ્નાન, દાન, જપ, હોમ, વૈશ્વદેવ, દેવપૂજન, પ્રાયશ્ચિત્ત શ્રાદ્ધ અને દીક્ષા કાળે તો ખાસ કરી રુદ્રાક્ષ ધારણ કરવા જ જોઈએ, કેમ કે મોહથી રુદ્રાક્ષ ધારણ નહિ કરીને બ્રાહ્મણ જો કંઈ વૈદિક કર્મ કરે છે, તો અવશ્ય નરકમાં પડે છે, માટે મસ્તક પર, કંઠમાં, જનોઈમાં અથવા સુવર્ણના મણકાઓ સહિત શુદ્ધ રુદ્રાક્ષ ધારણ કરવા જોઈએ બીજાએ ધારણ કરેલા રુદ્રાક્ષ શુદ્ધ અને કલ્યાણકારી હોતા નથી (માટે તે ધારણ કરવા નહિ) અપવિત્ર સ્થિતિવાળાએ રુદ્રાક્ષ ધારણ કરવા નહિ સદા ભક્તિથી જ રુદ્રાક્ષ ધારણ કરવા રુદ્રાક્ષના વૃક્ષથી ઉત્પન્ન થયેલા વાયુ વડે ઉડેલા તણખલા પણ પુનર્જન્મરહિત થઈ પવિત્રલોકમાં જાય છે (તો રુદ્રાક્ષધારી મનુષ્ય જાય એમાં શું કહેવાનું હોય?) જાબાલ શ્રુતિ કહે છે કે, 'રુદ્રાક્ષને ધારણ કરતો મનુષ્ય પાપ કરે, તોપણ સર્વ પાપથી રહિત જ રહે છે, અરે! એટલું જ નહિ, પણ પશુઓ સુદ્ધાં રુદ્રાક્ષધારણથી જો રુદ્રપણું પામે છે તો જે મનુષ્યો રુદ્રાક્ષની માળાને ધારણ કરે છે, તેઓ રુદ્રપણાને પામે તેમાં શું કહેવાનું હોય? રુદ્રપણાથી મનુષ્યોએ એક રુદ્રાક્ષ તો કાયમ મસ્તક પર ધારણ કરવો જ જોઈએ, જેથી સર્વ દુઃખોનો નાશ થાય છે અને સર્વ પાપોથી છુટકારો થાય છે રુદ્રાક્ષથી મુશોભિત મનુષ્યો પરમાત્મા શંકરના નામોને ઉચ્ચારે છે તેઓ શંકરના ભક્તોમાં ઉત્તમ ગણાય છે, માટે સર્વ કલ્યાણને ઇચ્છતા મનુષ્યોએ અવશ્ય રુદ્રાક્ષ ધારણ કરવા કાનમાં, શિખામાં, ગળામાં, હાથમાં કે પેટ પર રુદ્રાક્ષ ધારણ કરવા, કેમ કે મહાદેવ, વિષ્ણુ, બ્રહ્મા અને તેમની વિભૂતિરૂપ બીજા દેવો પણ ભક્તિથી રુદ્રાક્ષ ધારણ કરે છે તેમ જ સર્વના અંતર્યામી મૂળપુરુષરૂપ ગોત્ર ઋષિઓ અને તેમના વંશમાં જન્મેલા બધા મનુઓ પણ શ્રૌતધર્મમાં પરાયણ તથા શુદ્ધ હોવા છતાં રુદ્રાક્ષ ધારણ કરે જ છે સાક્ષાત્ વેદસિદ્ધ અને અવશ્ય મુક્તિ આપનાર રુદ્રાક્ષધારણ વિષે અનેક જન્મોને અંતે મહાદેવની કૃપાથી સ્વાભાવિક રીતે જ શ્રદ્ધા થાય છે' હે પુત્ર! આ રુદ્રાક્ષનું માહાત્મ્ય જાબાલ શાખાનું અધ્યયન કરતા સર્વ મુનિઓએ તથા મેં આ રીતે જ કહ્યું છે રુદ્રાક્ષનું ફળ ત્રણે લોકમાં પ્રખ્યાત છે એ ફળના દર્શનથી જે પુણ્ય થાય છે, તેથી કરોડગણું તેના સ્પર્શથી થાય છે અને તેને ધારણ કરવાથી તેથી સેંકડો કરોડગણું પુણ્ય મનુષ્ય પામે છે વળી રુદ્રાક્ષની માળા વડે જપ કરવાથી તો સેંકડો, હજારો તથા લાખોગણું પુણ્ય પામે છે, એમાં વિચાર ન કરવો જે મનુષ્ય હાથમાં, છાતી પર, ગળામાં, બે કાનમાં તથા મસ્તક પર રુદ્રાક્ષ ધારણ કરે છે, તે રુદ્ર જ છે, એમાં સંશય નથી તે મનુષ્ય રુદ્રની પેઠે પ્રાણીમાત્રથી ન મારી શકાય એવો થઈ પૃથ્વી પર ફર્યા કરે છે દેવો તથા અસુરોને શંકરની પેઠે સદા વંદનીય છે મનુષ્યોએ રુદ્રાક્ષ ધારણ કરનારાને કાયમ વંદન કરવું જોઈએ તે કદાચ એઠો, વિરુદ્ધ કર્મો કરનાર અથવા સર્વ પાપોથી યુક્ત હોય તોપણ રુદ્રાક્ષ ધારણને લીધે સર્વ પાપોથી છૂટી જાય છે, અરે એટલું જ નહિ પણ ગળે રુદ્રાક્ષ બાંધેલો કૂતરો પણ જો મરણ પામે, તો પરમગતિને પામે છે, માટે એકાદ રુદ્રાક્ષ અવશ્ય ધારણ કરવો કેમ કે તેથી એકવીસ પેઢીનો ઉદ્ધાર કરી મનુષ્ય રુદ્રલોકમાં પૂજાય છે હવે પછી ફરી રુદ્રાક્ષનો વિધિ હું કહીશ ૧-૩૬

एकविंशतिमुद्धृत्य रुद्रलोके महीयते।
अतः परं प्रवक्ष्यामि रुद्राक्षस्य पुनर्विधिम् ॥३६॥

અધ્યાય ૫ મો સમાપ્ત

# અધ્યાય ૬ ઠ્ઠો*

## રુદ્રાક્ષનો અત્યંત મહિમા

**ईश्वर उवाच**

**महासेन कुशग्रन्थिपुत्रा जीवादयः परे ।**
**रुद्राक्षस्य तु नैकाऽपि कलामर्हति षोडशीम् ॥१॥**

શ્રીશકર બોલ્યા હે કાર્તિકેય! કુશગ્ર થિ અને પુત્રજીવ આદિ બીજા પણ માળામા ઉપયોગી છે, છતા તેમાનુ એકેય રુદ્રાક્ષના સોળમા અશને પણ યોગ્ય નથી જેમ પુરુષોમા વિષ્ણુ, ગ્રહોમા સૂર્ય, નદીઓમા ગગા, મુનિઓમા કશ્યપ, ઘોડાઓમા ઉચ્ચૈઃશ્રવા, દેવોમા ઈશ્વર (હુ) અને દેવીઓમા પાર્વતી શ્રેષ્ઠ છે, તેમ આ રુદ્રાક્ષ (માળાઓમા ઉપયોગી વૃક્ષોમા) શ્રેષ્ઠ છે આનાથી અધિક (ફળ દાયી) બીજુ કોઈ સ્તોત્ર નથી કે વ્રત નથી અક્ષય દાનોમા રુદ્રાક્ષનુ દાન સર્વથી ઉત્તમ છે શિવના શાત ભક્તને જે મનુષ્ય ઉત્તમ રુદ્રાક્ષનુ દાન કરે છે, તેના પુણ્યફળનો અત કહેવા હુ પોતે ઉત્સાહ કરતો નથી જેણે ગળામા રુદ્રાક્ષ ધારણ કરેલા હોય એવાને જે મનુષ્ય અન્નદાન કરે છે ત સાત કુળનો ઉદ્ધાર કરી રુદ્રલોકમા જાય છે જેના લલાટમા ભસ્મ નથી, શરીર પર રુદ્રાક્ષ ધારણ નથી અને ઘરમા શિવ પૂજન નથી, તે બ્રાહ્મણ ચાડાલ કરતાય નીચ છે જેણે મસ્તક પર રુદ્રાક્ષ ધારણ કર્યો હોય તે માસ ખાતો હોય, દારૂ પીતો હોય અને અત્યજોની પાસે જતો હોય, તોપણ પાપથી છૂટી જાય છે સર્વ યજ્ઞો, તપ, દાન અને વેદાભ્યાસથી જે ફળ મળે છે, ત ફળ રુદ્રાક્ષના ધારણથી તરત જ નાશ પામે છે જે પુણ્યફળ ચાર વેદોના અધ્યયનથી, પુરાણ ભણવાથી, તીર્થસેવાથી અને સર્વ વિદ્યાઓ વગેરેથી મળે છે, તે પુણ્યફળ રુદ્રાક્ષધારણથી મનુષ્ય તરત જ પામે છે મરણસમયે રુદ્રાક્ષ બાધીને જે મૃત્યુ પામે છે, તે રુદ્રપણાને પામે છે, તેને પુનર્જન્મ રહેતો નથી મનુષ્ય પોતાના ગળામા કે બેય બાહુ ઓમા રુદ્રાક્ષ ધારણ કરી મરણ પામે, તો એકવીસ કુળને તારી રુદ્રલોકમા વસે છે બ્રાહ્મણ કે ચાડાલ અથવા ગુણવાન કે ગુણરહિત જે કોઈ મનુષ્ય ભસ્મ તથા રુદ્રાક્ષને ધારણ કરે છે, તે દેવપણાને પામે છે અને શિવ પાસે જાય છે પવિત્ર કે અપવિત્ર તથા અભક્ષ્યને ખાનાર મ્લેચ્છ અથવા ચાડાલ સર્વ પાપોથી ભલે યુક્ત હોય, તોપણ રુદ્રાક્ષના ધારણથી જ તે રુદ્રરૂપ થાય છે, એમા સશય નથી મસ્તક પર (રુદ્રાક્ષ) ધારણ કરવાથી એક કરોડ રુદ્રાક્ષ ધારણનુ, કાન પર ધારણ કરવાથી દશ કરોડ ધારણ કર્યાનુ, ગળે બાધવાથી સો કરોડ ધારણ કર્યાનુ, મસ્તકે ધારણ કરવાથી એક હજાર કરોડ ધારણ કર્યાનુ, જનોઈ પર ધારણ કર્યાથી દશ હજાર કરોડ ધારણ કર્યાનુ અને ભુજા પર ધારણ કર્યાથી એક રુદ્રાક્ષ ધારણ કર્યાનુ ફળ મળે છે કાડા પર ધારણ કરેલો ઉત્તમ રુદ્રાક્ષ મોક્ષને આપનારો થાય છે રુદ્રાક્ષને ધારણ કરી બ્રાહ્મણ જે કઈ વૈદિક કર્મ ભકિતથી કરે તો તેનુ મોટુ ફળ પામે છે ભકિતરહિત અને પાપકર્મી હોય છતા જે મનુષ્ય (ગળામા) રુદ્રાક્ષ માળા પહેરે, તે કાયમ સર્વ બધનથી છૂટી જાય છે જે મનુષ્ય રુદ્રાક્ષમા લાગેલા ચિત્તાવાળો હોઈ રુદ્રાક્ષને ધારણ કરે છે, તે મહેશ્વરરૂપ જ હોઈ લોકમા શિવલિંગ પેઠે નમસ્કાર કરવા યોગ્ય છે વિદ્યારહિત કે વિદ્યા સહિત, જાણતા કે અજાણતા હરકોઈ પ્રાણી રુદ્રાક્ષને ધારણ કરવાથી કીકટ દેશમા (રુદ્રાક્ષને ધારણ કરતા) ગધેડાની પેઠે શિવલોકને પામે છે

કાર્તિકેયે પૂછ્યુ 'હે દેવ! કીકટ દેશમા ગધેડાએ રુદ્રાક્ષો કયા કારણે ધારણ કર્યા હતા? હે પરમેશ્વર! તેને રુદ્રાક્ષ કોણે આપ્યા હતા, તે તમે કહો

શ્રીશકર બોલ્યા હે પુત્ર! પૂર્વનુ એ વૃત્તાત તમે સાભળો વિધ્ય પર્વતમા એક ગધેડો રુદ્રાક્ષનો ભાર ઉપાડી રહ્યો હતો અને એક મુસાફર તેને હાકયે જતો હતો થાકેલો ગધેડો ભાર ઉપાડવા અસમર્થ થઈ પૃથ્વી પર પડી ગયો અને મરણ પામ્યો હે કાર્તિકેય! (મરણ પામ્યા પછી તરત જ) એ ગધેડો મારી કૃપાથી ત્રણ નેત્રોવાળો, ત્રિશૂલધારી અને મહેશ્વરરૂપ બની જઈ મારી સમીપ આવ્યો હતો (માટે રુદ્રાક્ષને ધારણ કરનારો મનુષ્ય)

* આ અધ્યાયમા ચોપન શ્લોકોથી ભકિતની વૃદ્ધિ માટે રુદ્રાક્ષનો અત્યત મહિમા કહેવાશે

રુદ્રાક્ષોના મુખોની જેટલી અતિદુર્લભ સખ્યા હોય છે, તેટલા હજાર યુગો સુધી શિવલોકમા પૂજાય છે આ રહસ્ય પોતાના શિષ્યોને જ કહેવુ પણ શિષ્યો ન હોય તેઓને કદી ન કહેવુ જે (શિષ્યો પણ) અભક્ત અને મૂર્ખ હોય, તેઓને પણ આ રહસ્ય ન કહેવુ જે મનુષ્ય અભક્ત હોય કે ભક્ત હોય, નીચ હોય અથવા અત્યત દુષ્ટ હોય, તે પણ જો રુદ્રાક્ષો ધારણ કરે, તો સર્વ પાપોથી છૂટી જાય છે પવિત્ર રુદ્રાક્ષધારણ કોના સમાન થઈ શકે? (અર્થાત્ તે અતુલ અને નિરુપમ જ છે) તત્ત્વદર્શી મુનિઓ એને મહાવ્રત કહે છે જે મનુષ્ય વ્રતધારી થઈ એક હજાર રુદ્રાક્ષો ધારણ કરે છે, તેને સર્વ દેવો નમે છે, કેમ કે જેવા રુદ્ર છે તેવો જ તે મનાય છે જો એક હજાર રુદ્રાક્ષો ન મળે, તો બે બાહુઓમા સોળ સોળ, એક શિખામા, બે કાડામા બાર બાર, ગળામા બત્રીસ, મસ્તક પર ચાળીસ, બે કાન પર છ છ અને છાતી પર એકસો ને આઠ રુદ્રાક્ષો જે ધારણ કરે છે, તે રુદ્ર જેવો પૂજાય છે મોતી પરવાળા સ્ફટિક, રૂપુ, વૈડૂર્ય તથા સોના સાથે રુદ્રાક્ષોને જે ધારણ કરે છે, તે શિવરૂપ થાય છે જો આળસથી એકલા જ રુદ્રાક્ષોને પણ જે ધારણ કરે છે, તેને અધકાર જેમ સૂર્યનો સ્પર્શ કરી શકતો નથી, તેમ પાપો સ્પર્શ કરી શકતા નથી રુદ્રાક્ષની માળા વડે જપેલો મત્ર અનત ફળ આપનારો થાય છે જેના અગ પર બહુ પુણ્ય આપનાર એક પણ રુદ્રાક્ષ નથી, તેનો જન્મ ત્રિપુડ્રરહિત મનુષ્યની પેઠે વ્યર્થ ગણાય છે જે મનુષ્ય રુદ્રાક્ષને મસ્તક પર ધારણ કરી મસ્તકસ્નાન કરે છે, તેને ગગામા સ્નાન કર્યાનુ ફળ મળે છે, એમા સશય નથી લોકપૂજ્ય રુદ્રાક્ષો કેટલાક એક મુખવાળા, પાચ મુખવાળા અગિયાર મુખવાળા અને બીજા કેટલાક ચૌદ મુખવાળા પણ હોય છે શકરસ્વરૂપ રુદ્રાક્ષને જો ભક્તિથી પૂજવામા આવે તો દરિદ્ર પુરુષને પણ પૃથ્વી પર રાજા બનાવી દે છે આ સબધી એક જૂનો ઉત્તમ ઈતિહાસ હુ તને કહુ છુ કોસલ દેશમા 'ગિરિનાથ' નામે કોઈ પ્રખ્યાત બ્રાહ્મણ હતો તે મહાધનવાન, ધર્માત્મા, વેદવેદાગમા પારગત, યજ્ઞ કરનાર અને દીક્ષિત હતો તેને 'ગુણનિધિ' નામે સુદર આકૃતિવાળો એક પુત્ર હતો તે જુવાન થયો ત્યારે કામદેવ જેવો સુદર હતો, જેથી તેણે રૂપ, યૌવન તથા મદ દ્વારા 'સુધિષણ' નામના પોતાના ગુરુની 'મુક્તાવલી' નામની પત્નીને મોહિત કરી પછી તેની સાથે કેટલોક કાળ ભયથી તે લાગુ રહ્યો અને (છેવટે) ગુરુને ઝેર આપી દીધુ (ને મારી નાખ્યા) પછી તે નિર્ભય થઈ (ગુરુપત્નીની સાથે) મૈથુન કરવા લાગ્યો તેનુ એ કર્મ તેના માતાપિતાએ જ્યારે કઈક જાણ્યુ, ત્યારે તે જ ક્ષણે તેઓને પણ ઝેરથી તેણે મારી નાખ્યા જાતજાતના વિલાસો તથા ભોગોથી ધન જ્યારે ખર્ચાઈ ગયુ ત્યારે એ દુષ્ટે બ્રાહ્મણોના ઘરમા ચોરી કરવા માડી અને દારૂ પીને બેભાન સ્થિતિએ રહેવા માડયુ ત્યારે તેની જ્ઞાતિએ તેનો બહિષ્કાર કર્યો અને સર્વ લોકોએ ગામમાથી તેને હાકી કાઢયો તે વખતે એ વનમા રઝળતો થઈ ગયો પેલી મુક્તાવલી સાથે ગીચ વનમા તે જતો રહ્યો, અને દ્રવ્યના લોભથી માર્ગમા ઊભો રહી તેણે ઘણા બ્રાહ્મણોને મારી નાખ્યા એમ ઘણો કાળ થયો, ત્યારે તે નીચ મરણ પામ્યો, એટલે તેને લેવા હજારો યમદૂતો આવી પહોચ્યા તે જ પ્રમાણે શિવલોકમાથી શિવના ગણો પણ ત્યા આવ્યા, એટલે હે કાર્તિકેય! તે બને પક્ષના દૂતો વચ્ચે વાદ થયો યમના દૂતોએ તે વેળા કહ્યુ કે, 'હે શિવદૂતો! જો તમે આને લઈ જવા ઈચ્છો છો, તો કહો આનુ શુ પુણ્ય છે?' ત્યારે શિવદૂતોએ કહ્યુ કે, 'જે સ્થળે આ મરણ પામ્યો છે તે સ્થળે જમીનમા દશ હાથ નીચે રુદ્રાક્ષ છે તેના પ્રભાવથી હે યમદૂતો! અમે આને શિવ સમીપ લઈ જઈશુ' પછી તે દિવ્ય રૂપને ધરતો તે ગુણનિધિ બ્રાહ્મણ વિમાન પર ચઢી શિવદૂતો સાથે શકરના સ્થાનમા ગયો હે ઉત્તમ વ્રતવાળા! આમ રુદ્રાક્ષોનુ માહાત્મ્ય મે તમને કહ્યુ રુદ્રાક્ષનો આવો મહિમા મે ટૂકમા કહ્યો છે, તે સર્વ પાપોનો નાશ કરનાર તથા મહાપુણ્યફળને આપનાર છે ૧–૫૪

**एष रुद्राक्षमहिमा समासात् कथितो मया ।**
**सर्वपापक्षयकरो महापुण्यफलप्रद ॥५४॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં એકાદશ સ્કંધ વિષે અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭ મો*

## એક મુખવાળા વગેરે રુદ્રાક્ષોનું વર્ણન

श्रीनारायण उवाच

**एवं नारद षड्वक्त्रो गिरीशेन विबोधितः।**
**रुद्राक्षमहिमानं च ज्ञात्वाऽऽसीत् स कृतार्थकः ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા: હે નારદ! શંકરે એમ બોધ આપેલા તે કાર્તિકેય રુદ્રાક્ષનો મહિમા જાણી કૃતાર્થ થયા. અહીં સદાચારના પ્રસંગમાં એવા પ્રભાવવાળા રુદ્રાક્ષનું મેં વર્ણન કર્યું. વળી બીજું પણ સાવધાન થઈ તમે સાંભળો. અનંત પુણ્ય આપનારો રુદ્રાક્ષનો મહિમા મેં જે રીતે વર્ણવ્યો, તે રીતે હવે રુદ્રાક્ષોનું લક્ષણ તથા મંત્રવિન્યાસ હું તમારી, આગળ વર્ણવું છું. મનુષ્ય રુદ્રાક્ષનાં દર્શનથી લાખગણું, તેનો સ્પર્શ કરવાથી કરોડગણું અને તેને ધારણ કરવાથી દશ કરોડગણું પુણ્ય પામે છે. રુદ્રાક્ષ ધારણ કરવા છતાં તેની માળા વડે જપ કરવાથી મનુષ્ય સેંકડો કરોડ ને હજારો કરોડગણું પુણ્ય પામે છે. ભદ્રાક્ષને ધારણ કરવા કરતાં રુદ્રાક્ષને ધારણ કરવામાં મોટું ફળ છે. જે રુદ્રાક્ષ આમળાના ફળ જેવડો હોય, તેને શ્રેષ્ઠ કહેલ છે; જે બોરના ફળ જેવડો હોય તેને વિદ્વાનો મધ્યમ કહે છે અને જે ચણા જેવડો હોય તે અધમ કહેવાય છે. આ રુદ્રાક્ષોની મેં ઓળખાણ કહી. શિવની આજ્ઞાથી પૃથ્વી પર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એવી જાતના ઉત્તમ રુદ્રાક્ષોનાં વૃક્ષો થયાં છે. તેઓમાં ધોળા રુદ્રાક્ષોને બ્રાહ્મણ, લાલ રંગના રુદ્રાક્ષોને ક્ષત્રિય, પીળા રંગના રુદ્રાક્ષોને વૈશ્ય તથા કાળા રંગના રુદ્રાક્ષોને શૂદ્ર જાણવા. બ્રાહ્મણે ધોળા રુદ્રાક્ષો ધારણ કરવા, ક્ષત્રિયે લાલ રુદ્રાક્ષો ધારણ કરવા, વૈશ્યે પીળા રંગના રુદ્રાક્ષો ધારણ કરવા અને શૂદ્રે કાળા રંગના રુદ્રાક્ષો ધારણ કરવા. જે રુદ્રાક્ષો સરખા ચળકતા અને સુંવાળા, મજબૂત અને કાંટાવાળા હોય તે શુભ કહેવાય છે; પણ કીડાઓએ કરડેલા, છિન્નભિન્ન, કાંટા વિનાના, ઘાવાળા અને સંકોચાયેલા—એ છ રુદ્રાક્ષોનો ત્યાગ કરવો. જે રુદ્રાક્ષમાં (વચ્ચેના ભાગમાં) પોતાની મેળે છિદ્ર પડ્યું હોય તે રુદ્રાક્ષ ઉત્તમ છે. જેમાં પુરુષના પ્રયત્નથી છિદ્ર કરાયું હોય તે મધ્યમ છે; સરખા, સુંવાળા, મજબૂત અને ગોળ રુદ્રાક્ષોને રેશમી દોરામાં પરોવી ધારણ કરવા જોઈએ. જે રુદ્રાક્ષોના સર્વ અવયવોમાં સોનાની પરીક્ષા કરવાના પથ્થરમાં જેવી સોનેરી રેખા દેખાય છે તેવી એકસરખી અને અતિ વિલક્ષણ સોનેરી રેખા દેખાતી હોય, તે રુદ્રાક્ષને ઉત્તમ જાણવો. શિવપૂજન કરનારાઓએ તે રુદ્રાક્ષ ધારણ કરવા. શિખામાં એક, મસ્તકે ત્રીસ, ગળામાં છત્રીસ, બે બાહુઓ પર સોળ સોળ, કાંડામાં બાર અને ખભા પર પચાસ રુદ્રાક્ષો ધારણ કરવા. તેમ જ એકસો આઠ રુદ્રાક્ષો વડે માળારૂપ જનોઈ કરવી અને તે બે સેરની કે ત્રણ સેરની ગળામાં ધારણ કરવી, કુંડળમાં, મુકુટમાં, કર્ણભૂષણમાં, હારમાં, બાજુબંધમાં તથા કડામાં અને પેટની નળી ઉપર તેમ જ સૂતાં, પીતાં વગેરે સર્વકાળ મનુષ્યે રુદ્રાક્ષ ધારણ કરવા. ત્રણસો રુદ્રાક્ષ ધારણ કરવા તે અધમ છે, પાંચસો ધારણ કરવા તે મધ્યમ કહેવાય છે અને હજાર ધારણ કરવા તે ઉત્તમ કહેવાય છે; આમ તે જુદા જુદા પ્રકારને અનુસરી રુદ્રાક્ષ ધારણ કરવા. મસ્તક પર ઈશાન મંત્રથી, કાનમાં તત્પુરુષમંત્રથી, લલાટ પર અઘોરમંત્રથી, હૃદય પર તે જ મંત્રથી, બે હાથમાં અઘોરમંત્રના બીજથી અને પેટ પર વામદેવમંત્રથી પચાસ રુદ્રાક્ષોથી ગૂંથેલી માળા ધારણ કરવી. એ રીતે (સદ્યોજાત આદિ) પાંચ બ્રહ્મમંત્રોથી અને (શિવપદંગમાં પ્રસિદ્ધ) અંગમંત્રોથી પણ રુદ્રાક્ષ ધારણ કરવા. સર્વ રુદ્રાક્ષોને મૂળમંત્રથી ગૂંથીને ધારણ કરવા. એક મુખવાળો રુદ્રાક્ષ પરમતત્ત્વનો પ્રકાશક છે, માટે તે પરમ તત્ત્વરૂપને ધારણ કરવાથી પરમ તત્ત્વનો પ્રકાશ થાય છે. હે મુનિશ્રેષ્ઠ! બે મુખવાળો રુદ્રાક્ષ અર્ધનારીશ્વરરૂપ હોય છે; માટે તેને ધારણ કરવાથી તેના પર અર્ધનારીશ્વર કાયમ પ્રસન્ન રહે છે. ત્રણ મુખવાળો રુદ્રાક્ષ સાક્ષાત્ અગ્નિરૂપ છે; તે સ્ત્રીહત્યાને ક્ષણવારમાં બાળી નાખે છે. વળી ત્રણ મુખવાળો રુદ્રાક્ષ ત્રણ અગ્નિઓ

* આ અધ્યાયમાં સાડત્રીસ શ્લોકોથી એકમુખવાળા વગેરે રુદ્રાક્ષનું વર્ણન ભક્તિની વૃદ્ધિ માટે કરાશે.

સ્વરૂપ છે તેને ધારણ કરવાથી અગ્નિ કાયમ પ્રસન્ન રહે છે ચાર મુખવાળો રુદ્રાક્ષ બ્રહ્માસ્વરૂપ છે તેને ધારણ કરવાથી મનુષ્ય મોટો શ્રીમંત થાય છે અને મહા ઉત્તમ આરોગ્ય તથા મોટી જ્ઞાનસંપત્તિ પામે છે, વળી શુદ્ધિ માટે પણ મનુષ્યે તેને ધારણ કરવો પાંચ મુખવાળો રુદ્રાક્ષ 'सद्योजात' આદિ પાંચ મંત્રોરૂપ—પાંચ બ્રહ્મસ્વરૂપ છે, તેને માત્ર ધારણ કરતા જ શંકર પ્રસન્ન થાય છે. છ મુખવાળા રુદ્રાક્ષના અધિષ્ઠાતા દેવ કાર્તિકેય છે અને ગણપતિ પણ તેના અધિષ્ઠાયક દેવ છે, એમ વિદ્વાનો કહે છે સાત મુખવાળા રુદ્રાક્ષના અધિષ્ઠાતા દેવતાઓ સાત માતૃકા, સૂર્ય તથા સપ્તર્ષિઓ છે તેને ધારણ કરવાથી મોટી લક્ષ્મી, મહા ઉત્તમ આરોગ્ય તથા મોટી જ્ઞાનસંપત્તિ પ્રાપ્ત થાય છે, માટે મનુષ્યે પવિત્ર થઈને તેને ધારણ કરવો આઠ મુખવાળા રુદ્રાક્ષની આઠ માતૃકાઓ અધિષ્ઠાયક દેવતા છે આઠ વસુઓને તથા ગંગાને પણ પ્રસન્ન કરનારો તે શુભ છે તેને ધારણ કરવાથી એ સત્યવાદીઓ પ્રસન્ન થાય છે. નવ મુખવાળો રુદ્રાક્ષ યમદેવરૂપ કહેવાય છે તેને ધારણ કરવાથી યમદેવનો ભય લગારે રહેતો જ નથી. દશ મુખવાળા રુદ્રાક્ષની અધિષ્ઠાયક દેવતા દશ દિશાઓ કહેવાય છે તેને ધારણ કરવાથી દશે દિશાઓ પ્રસન્ન થાય છે, એમાં સંશય નથી અગિયાર મુખવાળા રુદ્રાક્ષના અધિષ્ઠાયક દેવો રુદ્રો તથા ઇંદ્ર છે અને તે હમેશા સુખ વધારનારો છે બાર મુખવાળો રુદ્રાક્ષ મહાવિષ્ણુસ્વરૂપ છે અને બાર સૂર્યો તેના દેવતાઓ છે, માટે તે પરાયણ થઈ તેને ધારણ કરવો તેર મુખવાળો રુદ્રાક્ષ કામનાઓ તથા સિદ્ધિ આપનાર હોઈ શુભ છે તેને માત્ર ધારણ કરવાથી કામદેવ પ્રસન્ન થાય છે ચૌદ મુખવાળો રુદ્રાક્ષ રુદ્રના નેત્રમાંથી ઉત્પન્ન થયેલો હોઈ સર્વ વ્યાધિઓને હરનારો તથા સર્વ આરોગ્યને આપનારો છે રુદ્રાક્ષ ધારણ કરનારે મદ્ય, માંસ, લસણ, ડુંગળી, સરગવો, ગૂંદા તથા શૂદ્રો ખાવા નહિ ગ્રહણ વખતે વિષુવકાળે, સંક્રાંતિસમયે, અયનકાળે, અમાવાસ્યા, પૂનમ અથવા હરકોઈ પવિત્ર દિવસે રુદ્રાક્ષ ધારણ કરવાથી મનુષ્ય સર્વ પાપોથી છૂટી જાય છે ૧–૪૧

**ग्रहणे विषुवे चैव संक्रमे अयने तथा।**
**दर्शे च पौर्णमासे च पुण्येषु दिवसेष्वपि ॥४१॥**
**रुद्राक्षधारणात् सद्यः सर्वपापैः प्रमुच्यते।**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં એકાદશ સ્કંધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો*

## ભૂતશુદ્ધિપ્રકાર

**श्रीनारायण उवाच**

**भूतशुद्धिप्रकारं च कथयामि महामुने।**
**मूलाधारात् समुत्थाप्य कुण्डलीं परदेवताम् ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા. હે મહામુનિ! હવે ભૂતશુદ્ધિનો પ્રકાર હું કહું છું (પ્રથમ તો શુદ્ધ વસ્ત્ર ધારણ કરી આસન પર બેસી ભસ્મ ધારણ કરવી. પછી રુદ્રાક્ષ ધારણ કરી ભૂતશુદ્ધિ કરવી, જેમ કે) પ્રથમ કુંભકમાં પ્રાણાયામ દ્વારા મૂલાધારમાંથી ઊઠીને કુંડલિનીરૂપ પર દેવતાને સુષુમ્ણાના માર્ગનો આશ્રય કરી બ્રહ્મરંધ્રમાં ગયેલી ચિંતવવી પછી સાધકે હંસમંત્રથી જીવને બ્રહ્મમાં જોડી દઈ પગથી માંડી ગોઠણ સુધીમાં ચાર ખૂણાઓવાળા, (ચાર ખૂણે) ત્રેસઠ અંકોવાળા, લં બીજવાળા અને સોના જેવા રંગવાળા પૃથ્વીમંડળનું ધ્યાન કરવું ગોઠણથી નાભિ સુધીમાં અર્ધચંદ્ર સમાન બે કમળોથી અંકિત, वं બીજથી યુક્ત અને ધોળી કાંતિવાળું જળમંડળ ચિંતવવું નાભિથી હૃદય સુધીમાં ત્રણ ખૂણાઓવાળું, સાથિયા સહિત र બીજથી યુક્ત અને લાલ રંગનું અગ્નિમંડળ ચિંતવવું હૃદયથી ભ્રૂકુટિના મધ્યભાગ સુધી ગોળ, છ બિંદુઓથી ચિહ્નિત यं બીજથી યુક્ત અને ભૂખરા રંગવાળું વાયુમંડળ ચિંતવવું. ભ્રૂકુટિના મધ્યથી બ્રહ્મરંધ્ર સુધી ગોળ, સ્વચ્છ, મનોહર અને हं બીજથી યુક્ત આકાશમંડળનું ચિંતન કરવું એમ (પાંચ) ભૂતોનું ચિંતન કર્યા પછી તે દરેકના (ઉત્તરોત્તર તેના તેના કારણમાં)

* આ અધ્યાયમાં એકવીસ શ્લોકોથી ભૂતશુદ્ધિ કહવાઈ, જેના વિના જપપૂજા વગેરે કર્મમાં અધિકાર થતો નથી

લય કરવો જેમ કે પૃથ્વીનો જળમા, જળનો અગ્નિમા, અગ્નિનો વાયુમા, વાયુનો આકાશમા, આકાશનો અહકારમા, અહકારનો મહત્તત્ત્વમા, મહત્તત્ત્વનો પ્રકૃતિમા અને પ્રકૃતિનો આત્મામા લય કરવો પછી શુદ્ધ જ્ઞાનમય થઈ ડાબી કૂખમા રહેલા, કાળા રગવાળા, અગૂઠા જેવડા માપવાળા, બ્રહ્મહત્યારૂપ મસ્તકવાળા, સોનાની ચોરીરૂપ બાહુવાળા, મદિરા પાનરૂપ હૃદયવાળા, ગુરુતલ્પગમનરૂપ કેડવાળા, તે પાપના સગવાળારૂપ બે પગવાળા, ઉપપાતકોરૂપ મસ્તકવાળા, તરવાર તથા ઢાલને ધારણ કરતા, નીચા મુખવાળા અને અતિદુ સહ પાપરૂપ પુરુષનુ ચિંતન કરવુ પછી વાયુબીજ (यं)નુ સ્મરણ કરતા મનુષ્યે (તે બીજથી ઉત્પન્ન થયેલા વાયુ વડે પૂરક પ્રાણાયામથી) દેહને ભરી દઈ એ પાપપુરુષને સૂકવી નાખવો પછી પોતાના શરીર સહિત એ પાપપુરુષને કુભમા જપેલા અગ્નિબીજ(र)થી બાળી નાખવો (એટલે બાળી નાખ્યાની ભાવના કરવી) પછી વાયુ બીજ વડે તેની ભસ્મને બહાર ઉછાળીને ફેંકી દેવી (આ ક્રિયા રેચક પ્રાણાયામથી કરવી) પછી ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્યે અમૃતબીજ(वं)થી પોતાના દેહથી ઉત્પન્ન થયેલી તે ભસ્મને ભીંજવવી પછી પૃથ્વીના બીજ(ल)થી તે ભસ્મને સોનાના ઇડાની પેઠે ઘટ્ટ કરી, દર્પણ સમાન આકારવાળા વિશુદ્ધ આકાશબીજ(ह)નો જપ કરતા તે મનુષ્યે મસ્તકથી માડી પગ સુધીના અગોની રચના કરવી~ પછી ફરી (જે ક્રમે લય કર્યો હોય તે ક્રમે) ચૈતન્યરૂપ બ્રહ્મમાથી આકાશ વગેરે ભૂતોને ઉત્પન્ન કરવા અને (તે તે ભૂતોને પૂર્વેની પેઠે પોતપોતાના સ્થાનો મા સ્થાપી ('सोऽहं' એ મત્રથી (બ્રહ્મમા એકરૂપ થયેલા) જીવને પોતાના હૃદયકમળમા આણવો પરમાત્માના સગથી અમૃતમય થયેલા એ જીવને આણી હૃદયકમળમા સ્થાપીને મૂલાધારમા રહેલી કુડલિનીનુ સ્મરણ કરવુ (પછી તેમા પ્રાણસ્થાપન કરવુ અને આમ પ્રાણશક્તિનુ ધ્યાન કરવુ) 'લાલ સમુદ્રમા રહેલા વહાણમા શોભી રહેલા, લાલ કમળ પર બેઠેલા, પોતાના હસ્તકમળમા ત્રિશૂલ, શેરડીથી ઉત્પન્ન થયેલુ ધનુષ, રત્નમય પાશ, અકુશ, પાચ બાણો તથા લોહી ભરેલુ ખપ્પર ધારણ કરતા, ત્રણ નેત્રોથી શોભી રહેલા, પુષ્ટ સ્તનવાળા બાલસૂર્ય જેવા રગવાળા અને સર્વોત્કૃષ્ટ આ પ્રાણશક્તિ અમને સુખકારક થાઓ' એમ પરમાત્માસ્વરૂપ પ્રાણશક્તિનુ ધ્યાન કરી સર્વ અધિકારની સિદ્ધિ માટે ભસ્મ ધારણ કરવુ ભસ્મને ધારણ કરવાનો વિસ્તાર અને તેને ધારણ કરવામા મોટુ જે ફળ છે તે હુ કહુ છુ, શ્રુતિઓ તથા સ્મૃતિઓરૂપ પ્રમાણથી કહેલુ ભસ્મધારણ ઉત્તમ છે ૧-૨૧

**विभूतेर्विस्तर वक्ष्ये धारणे च महाफलम् ।**
**श्रुतिस्मृतिप्रमाणोक्त भस्मधारणमुत्तमम् ॥ २१ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## શિરોવ્રત-વિધાન

श्रीनारायण उवाच

**इद शिरोव्रतं चीर्णं विधिवद् यैर्द्विजातिभिः ।**
**तेषामेव परां विद्यां वदेदज्ञाननाशिकाम् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા: જે દ્વિજવર્ણોએ વિધિપ્રમાણે આ (હવે હુ કહુ છુ તે) શિરોવ્રત કર્યું હોય, તેઓને જ અજ્ઞાનનો નાશ કરનારી ઉત્તમ (બ્રહ્મ)-વિદ્યા કહેવી જોઈએ જેઓએ શ્રદ્ધા સાથે વિધિ પ્રમાણે શિરોવ્રત કર્યું ન હોય, તેઓને શ્રૌત કે સ્માર્ત આચાર ઉપકાર કરનાર થતો નથી હે વિદ્વાન। શિરોવ્રત કરવાથી જ બ્રહ્મા વગેરે દેવો દેવતા થયા છે, બીજા કોઈ કારણથી દેવતા થયા નથી શિરોવ્રતનુ અતિ પ્રાચીન માહાત્મ્ય પૂર્વેના વિદ્વાનોએ સ્વીકાર્યું છે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર તથા બીજા સમગ્ર દેવતાઓ પણ શિરોવ્રત કરે છે હે વિદ્વાન નારદ। જેણે વિધિ પ્રમાણે શિરોવ્રત કર્યું હોય છે, તે સર્વ પાપોથી મુક્ત હોય છે, તોપણ સર્વ પાપોથી છૂટી જાય છે અથર્વવેદના શિર(રૂપ ઉપનિષદ)મા

~ આ બધી ક્રિયા મનથી જ કરવાની હોઈ કલ્પનારૂપ જ છે, એટલે તેવી તેવી ભાવના જ કરવાની હોય છે

* આ અધ્યાયમાં તેનાચીત શ્લોકોથી શિરોવ્રતવિધાન બતનર કાળજીથી કહેવાશે.

જે કહેલુ છે, તેનુ નામ જ 'શિરોવ્રત' છે અને એ પુણ્યથી પ્રાપ્ત કરાય છે હે મુનિશ્રેષ્ઠ! જુદી જુદી (વેદ)શાખાઓમા આ વ્રતના જુદા જુદા નામો કહેવાય છે (જેમ કે શિરોવ્રત, પાશુપતવ્રત, શિવવ્રત વગેરે) પણ તે વ્રત તો એક જ છે સર્વ શાખાઓમા 'શિવ' નામની એક જ સત્ય ચિદ્દઘન વસ્તુ કહેવાય છે, તેમ જ તે વિષેનુ જ્ઞાન પણ એક જ છે અને શિરોવ્રત પણ એક જ છે સર્વ વિદ્યાઓમા અધિકારી હોય, છતા શિરોવ્રત વિનાનો મનુષ્ય સર્વ ધર્મોથી રહિત ગણાય છે, એમા સશય નથી આ શિરોવ્રત અવશ્ય કરવા યોગ્ય છે પાપરૂપી વનને બાળનાર હોઈ સર્વ વિદ્યાઓનુ સાધન છે, માટે તે સારી રીતે કરવુ જોઈએ સૂક્ષ્મ અર્થનો પ્રકાશ કરતી અથર્વવેદની સૂક્ષ્મ શ્રુતિએ જેમ કહ્યુ છે, તેમ આ શિરોવ્રત કાયમ પ્રેમથી સારી રીતે કરવુ જોઈએ એ ॐ अग्निरितिभस्म, जलमितिभस्म, स्थलमितिभस्म, वायुरितिभस्म, व्योमेति भस्म, सर्वं ह वा इद भस्म'– એ છ અથર્વવેદમા કહેલા મત્રોથી શુદ્ધ ભસ્મ વડે સર્વાંગે લેપન કરવુ તે શિરોવ્રત કહેવાય છે જ્યા સુધી બ્રહ્મ વિદ્યા પ્રકટે ત્યા સુધી સધ્યાના સમયે આદરપૂર્વક આ શિરોવ્રત કરવુ જોઈએ, કેમ કે શિરોવ્રત કરનારને જ ઉત્તમ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે બાર વર્ષ, એક વર્ષ, અર્ધું વર્ષ, છ મહિના, ત્રણ મહિના અથવા બાર દિવસ સુધીનો સકલ્પ કરીને પણ આ શિરોવ્રત અવશ્ય કરવુ જેણે શિરોવ્રતથી સ્નાન કર્યુ હોય (અર્થાત્ જેણે શિરોવ્રત કર્યુ હોય), તેને જે ગુરુ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ન કરે તેની વિદ્યા નાશ પામે છે અને તે ગુરુ નિર્દય જ કહેવાય છે જેમ શ્રીમાન સર્વેશ્વર (પ્રભુ) કોમળ તથા દયાળુ છે, તેમ વિદ્યાગુરુએ સાક્ષાત્ મુનિરૂપ તથા દયાળુ થવુ જોઈએ જે મનુષ્યોએ હજારો બીજા જન્મોમા ધર્માચરણ કર્યા હોય તેઓને જ શિરોવ્રતમા શ્રદ્ધા થાય છે, બીજાઓને કદી થતી નથી. તેઓને તો અજ્ઞાન થયુ હોવાથી ઊલટો દ્વેષ જ થાય છે, એથી અત્યત દ્વેષવાળાને આત્મજ્ઞાન થતુ જ નથી. હે વિદ્વાન! જેઓએ શિરોવ્રતથી સ્નાન કર્યુ હોય (અર્થાત્ સપૂર્ણ શિરોવ્રત કર્યુ હોય,) તેઓ જ બ્રહ્મવિદ્યાના સાક્ષાત્ ઉપદેશના અધિકારી છે, બીજાઓ નથી જે દ્વિજોએ આદરથી પાશુપત(શિરો)વ્રત આચર્યુ હોય તેઓને જ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો, એવી વેદની આજ્ઞા છે જે (શિરોવ્રતરહિત છે) તે પશુ છે તેણે આ વ્રતથી પશુપણુ ત્યજવુ જોઈએ તે (શિરોવ્રતથી જેણે પશુપણુ ત્યજ્યુ હોય) તે, એ (શિરોવ્રતથી રહિત) પશુઓને મારીને અતિ પાપી થતો નથી, આવો વેદાતનો નિશ્ચય છે જાબાલશ્રુતિ જાણનારાઓ આદરથી કહે છે કે, 'त्र्यम्बकम्०' એ મત્રથી તથા ૐકાર સહિત શિવપચાક્ષર મત્રથી ત્રિપુડ્ર ધારણ કરવુ ગૃહસ્થાશ્રમમા (તથા વાનપ્રસ્થાશ્રમમા) રહેલાએ કાયમ (એ રીતે) ત્રિપુડ્ર ધારણ કરવુ અને સન્યાસીએ 'हस०' મત્ર સહિત ત્રણ ૐકાર વડે કાયમ ત્રિપુડ્ર ધારણ કરવુ, એમ જાબાલશ્રુતિ કહે છે બ્રહ્મચારીએ પણ 'मेधावी०' ઇત્યાદિ મત્રોથી દરરોજ ત્રિપુડ્ર ધારણ કરવુ વિધિ પ્રમાણે (જનોઈ આદિ) સસ્કાર પામેલા બ્રાહ્મણે જલયુક્ત અથવા જળરહિત ભસ્મથી ત્રિપુડ્ર ધારણ કરવુ લલાટમા ત્રણ આડી રેખાઓરૂપ ત્રિપુડ્ર કાયમ ધારણ કરવુ, (કેમ કે તેથી મહાદેવનો સબધ થવાથી તેમના ધર્મમા પણ જોડાણુ રહે છે,) માટે બ્રાહ્મણે હમેશા સારી રીતે ત્રિપુડ્ર કરવારૂપ ધર્મ આચરવો જોઈએ બ્રાહ્મણોમા આદિ બ્રહ્માએ ભસ્મથી ત્રિપુડ્ર ધારણ કરેલુ છે, માટે બ્રાહ્મણે તો કાયમ ત્રિપુડ્ર ધારણ કરવુ વેદસિદ્ધ ભસ્મથી ત્રિપુડ્ર કરવુ અને શરીરે ચોળવુ તેમ જ શિવલિંગનુ પૂજન કરવુ આટલુ તો (કોઈ ઉપરના) મોહથી પણ ન તજવુ હે મહામુનિ! ગૃહસ્થે 'त्र्यम्बक०' એ મત્રથી લલાટ પર, ૐકાર સહિત પચાક્ષર મત્રથી હૃદય પર અને એકલા ૐકારથી બે બાહુઓ પર ત્રિપુડ્ર ધારણ કરવુ તેમ જ સન્યાસીએ પણ ૐકારથી કાયમ ત્રિપુડ્ર ધારણ કરવુ બ્રહ્મચારીએ 'त्रियायुषं०' એ મત્રથી અથવા 'मेधावी०' ઇત્યાદિ મત્રથી અગ્નિહોત્ર સિવાયની ભસ્મ વડે ત્રિપુડ્ર ધારણ કરવુ સેવામા તત્પર રહેતા શૂદ્રે 'शिवाय नमः' એ મત્રથી કાયમ ભક્તિપૂર્વક આખે શરીરે ભસ્મ લગાવવી તથા ત્રિપુડ્ર ધારવુ કરવુ હે ઉત્તમ વ્રતવાળા નારદમુનિ! બીજા કોઈએ

પણ મંત્ર વિના ભક્તિથી શરીરે ભસ્મધારણ તથા (લલાટે) ત્રિપુંડ્ર કરવું જોઈએ ભસ્મથી જ શરીરે વિલેપન તથા આડું ત્રિપુંડ ધારણ કરવું તે ખરી રીતે સર્વ ધર્મથી શ્રેષ્ઠ છે, માટે તે હમેશ કરવું અગ્નિહોત્રની ભસ્મને અથવા (આગળ જતા કહેવાશે તે) વિરજાગ્નિથી ઉત્પન્ન થયેલી ભસ્મને આદરથી લઈ શુદ્ધ પાત્રમા તેને મૂકી, હાથપગ ધોઈ નાખી, બે વાર આચમન કરી, સાવધાન થયેલા મનુષ્યે '**सद्योजात**' આદિ પાચ બ્રહ્મમંત્રો વડે તે ભસ્મ લઈને ધીમે ધીમે ત્રણ પ્રાણાયામ કરી '**ॐ**-'**अग्निरिति भस्म**' ઇત્યાદિ છ મંત્રોથી અથવા '**तेजो भस्म**' એ મંત્ર તેમા ઉમેરતા સાત મંત્રોથી તેને મંતરવી '**ॐ आपो ज्योतिः**' એ મંત્ર બોલી મહાદેવનું ધ્યાન કરી પૂર્વોકત ('**ॐ अग्निरिति भस्म**') વગેરે મંત્રો બોલવા અને (જળયુકત) ધોળી ભસ્મથી પ્રથમ શરીરે વિલેપન કરી પછી કોરી ભસ્મથી લેપન કરવું એમ ભસ્મ લગાવાથી મનુષ્ય પાપરહિત તથા રજોગુણરહિત થાય છે એમા સંશય નથી જગતના નાથ મહાવિષ્ણુનું તથા જલના અધિપતિનું ધ્યાન કર્યા પછી ભસ્મ સાથે જળ મેળવી ફરી '**ॐ अग्निरिति भस्म**' ઈત્યાદિ મંત્રોથી શુદ્ધિ કરી, સાંબ સદાશિવનું ધ્યાન કરી, પ્રથમ લલાટ પર ભસ્મ લગાડીને પછી આખે શરીર લગાડવી બ્રહ્માતી ભાવના કરવાથી બ્રહ્મરૂપ થયેલી ધોળી ભસ્મ વડે પોતાના આશ્રમને યોગ્ય મંત્રોચ્ચારપૂર્વક લલાટ, છાતી તથા ખભા ઉપર ત્રિપુંડ્રો કરવા તેમા વચલી તથા અનામિકા એમ બે આગળીઓ વડે ડાબા ભાગથી માડી જમણા ભાગ સુધી બે આડી રેખાઓ કરવી અને અગૂઠા વડે જમણા ભાગથી માડી ડાબા ભાગ સુધી એક રેખા કરવી એ ત્રિપુંડ્ર હમેશા ત્રણે કાળ ભક્તિથી ધારણ કરવું ૧—૪૩

**मध्यमानामिकाङ्गुष्ठैरनुलोमविलोमत. ।**
**त्रिपुण्ड्रं धारयेन्नित्यं त्रिकालेष्वपि भक्तितः ॥४३॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં એકાદશ સ્કંધ વિષે
અધ્યાય ૯ મો તમામ

# અધ્યાય ૧૦ મો×

## ગૌણ ભસ્મ તથા વિરજાનલ ભસ્મ

श्रीनारायण उवाच

**आग्नेय गौणमज्ञानध्वंसक ज्ञानसाधकम् ।**
**गौणं नानाविधं विद्धि ब्रह्मन् ब्रह्मविदां वर ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા· હે બ્રહ્મવેત્તાઓમા શ્રેષ્ઠ બ્રાહ્મણ નારદ! અગ્નિ સબંધી ગૌણ ભસ્મ પણ અજ્ઞાનનો નાશ કરનાર તથા જ્ઞાનને સિદ્ધ કરનાર છે, તે અનેક પ્રકારની છે, એમ તમારે જાણવું હે મુનિ! અગ્નિહોત્રના અગ્નિથી ઉત્પન્ન થયેલી ભસ્મનું જેવું માહાત્મ્ય છે, તેવું જ વિરજાનલથી ઉત્પન્ન થયેલી ભસ્મનું માહાત્મ્ય હોય છે વિવાહના અગ્નિથી ઉત્પન્ન થયેલ, સમિધના અગ્નિની ઉત્પન્ન થયેલ, રાંધવાના અગ્નિથી ઉત્પન્ન થયેલ અને દાવાનળથી ઉત્પન્ન થયેલ—આ ચાર પ્રકારથી ગૌણ ભસ્મ કહેવાય છે હે મહામુનિ! અગ્નિહોત્રની ભસ્મ તથા વિરજાનલની ભસ્મ ત્રણે વર્ણના સર્વ લોકથી ધારણ કરી શકાય છે, પણ વિવાહના અગ્નિથી ઉત્પન્ન થયેલી ભસ્મ ધારણ કરવાનો અધિકાર ખાસ કરીને ગૃહસ્થોને જ છે બ્રહ્મચારીએ સમિધના અગ્નિથી ઉત્પન્ન થયેલી ભસ્મ ધારણ કરવી અને શૂદ્રોએ વેદ ભણેલા—શ્રોત્રિય બ્રાહ્મણના ઘરમા રાંધવાનો જે અગ્નિ હોય, તેનાથી ઉત્પન્ન થયેલી ભસ્મ ધારણ કરવી ચાર વર્ણોની બહારના બીજા સર્વ લોકોએ દાવાનળથી ઉત્પન્ન થયેલી ભસ્મ ધારણ કરવી (હવે વિરજાનલ ભસ્મ કોને કહેવી, તે સાભળો ) ચિત્રા નક્ષત્રવાળી (ચૈત્રી) પૂનમ એ ભસ્મ ઉત્પન્ન કરવાનો કાળ છે અને પોતે જ્યા રહેતો હોય તે પ્રદેશ અથવા ખેતર, બગીચો, જગલ કે બીજા કોઈ શુભ લક્ષણવાળો ઉત્તમ પ્રદેશ એ ભસ્મને ઉત્પન્ન કરવાનો દેશ કહેવાય છે તેમા પૂનમની પહેલાની તેરશના દિવસે સારી રીતે સ્નાન કરી હોમક્રિયા વગેરે કરીને પોતાના આચાર્યની પૂજા કરી, તેમને પ્રણામ કરીને તેમની આજ્ઞા લેવી પછી ખાસ પૂજા કરી, ધોળા

× આ અધ્યાયમા તેત્રીસ શ્લોકોથી ગૌણ ભસ્મનું વર્ણન કરી વિરજાનલ ભસ્મનું વર્ણન કરાયું.

વસ્ત્રો પહેરી, પોતે શુદ્ધ જનોઈ ધારણ કરવુ, ધોળા પુષ્પોની માળા પહેરવી અને ધોળુ ચદન કરવુ પછી દર્ભના આસન પર પૂર્વ કે ઉત્તર દિશા તરફ મુખ રાખી બેસવુ અને હાથમા દર્ભની મૂઠી લઈ ત્રણ પ્રાણાયામ કરી, દેવ તથા દેવીનુ ધ્યાન કરી તેમને વિજ્ઞપ્તિ કરવાપૂર્વક 'હુ આ વ્રત કરુ છુ' આવા સકલ્પપૂર્વક વ્રતની દીક્ષા લેવી તે જ્યા સુધી શરીર—પડે ત્યા સુધી અથવા બાર વર્ષ સુધી છ વર્ષ સુધી, ત્રણ વર્ષ સુધી, બાર મહિનાઓ સુધી, છ મહિનાઓ સુધી, ત્રણ મહિનાઓ સુધી, એક મહિના સુધી, બાર દિવસો સુધી, છ દિવસો સુધી કે એક દિવસ સુધી પણ વ્રત કરવાનો સકલ્પ કરવો. વળી પૂનમના દિવસની પહેલા તત્ત્વશુદ્ધિના ઉદ્દેશવાળા પુરુષે મૂળમત્રથી તે સમિધો વગેરેથી જ (એક હજાર ને સાઠ આહુતિઓનો) હોમ કરવો અને તે વેળા 'મારા દેહમા રહેલા આ તત્ત્વો શુદ્ધ થાઓ' એમ ચિંતન કર્યા કરવુ પછી પાચ મહાભૂતો, પાચ તન્માત્રાઓ, પાચ કર્મેન્દ્રિયો, પાચ જ્ઞાનેન્દ્રિયો, ત્વચા વગેરે સાત ધાતુઓ, પ્રાણ વગેરે પાચ વાયુઓ મન, બુદ્ધિ, અહકાર, સત્ત્વાદિ ગુણો, પ્રકૃતિ, પુરુષ, રાગ, વિદ્યા, દેવ, કાલ, માયા, શુદ્ધ વિદ્યા, મહેશ્વર સદાશિવ શકિત અને શિવતત્ત્વ આ તત્ત્વો વિદ્વાનોએ અનુક્રમે જે કહ્યા છે, તે દરેકનુ નામ લેતા જઈ, (पृथ्वीतत्त्व मे शुद्ध्यतां ज्योतिरहं विरजा विपाप्मा' ઇત્યાદિ) વિરજ નામના મત્રો વડે હોમ કરવો આમ હોમ કરનારો પુરુષ 'વિરજ' પાપરહિત થાય છે પછી ગાયનુ છાણ લઈ તેનો પિડો કરી પચાક્ષર મત્રથી તેને મત્રીને અગ્નિમા સ્થાપી દઈ તે દિવસે હવિષ્યાન્ન જમવુ પછી ચૌદશની પ્રભાતે (નિત્યકર્મ કર્યા પછી) પૂર્વોક્ત રીતે બધુ કરી એટલે પચાક્ષરમત્રથી તે જ અગ્નિમા હોમ કરી, તે દિવસે નિરાહાર રહી બાકી રહેલો સમય પૂરો કરવો. પછી પૂનમના દિવસે પણ પ્રાતઃકાળે તે પ્રમાણે હોમ સુધીની ક્રિયા કરી રુદ્રસ્વરૂપ અગ્નિનુ વિસર્જન કરી કાળજીથી ભસ્મ લેવી, (પણ તે આ પ્રમાણે લેવી) જટાધારી અથવા મુડનયુક્ત કે શિખારૂપ એક જટાવાળા જ થવુ એમ થઈ સ્નાન કરી, જે લજ્જારહિત હોય, તેણે દિગબર (નગ્ન) થવુ અને લજ્જાવાળાએ એક ભગવુ વસ્ત્ર, મૃગચર્મ, ચીર—વલ્કલ અથવા કોઈ પણ એક જ વસ્ત્ર પહેરી, દડધારી તથા મેખલાધારી થવુ પછી પોતાના બન્ને પગ ધોઈને બે આચમન કરી પેલી વિરજાનલથી ઉત્પન્ન થયેલી ભસ્મ એકઠી કરીને અથર્વવેદમા કહેલા 'ॐ अग्निरिति भस्म' ઇત્યાદિ છ મત્રો વડે અનુક્રમે મસ્તકથી માડી પગ સુધીના સર્વ અગોને માર્જન કરી સ્પર્શ કરવો, પછી એ જ ક્રમથી ૐકાર અથવા પચાક્ષર—શિવમત્રથી સર્વાંગે ભસ્મ લગાવવી અને પછી 'त्रियायुषम्' એ મત્રથી ત્રિપુડ્ર કરવુ એમ શિવભાવને પ્રાપ્ત કરી શિવભાવનુ આચરણ કરવુ અને આ પાશુપતવ્રત (શિરોવ્રત) ત્રણે સધ્યા કાળે કરવુ આ વ્રત ભોગ તથા મોક્ષને આપનાર હોઈ પશુપણુ ત્યજીને લિંગમૂર્તિ મહાદેવ સદાશિવનુ પૂજન કરવુ આ રીતનુ આ ભસ્મસ્નાન મહાપવિત્ર, સર્વ સુખકારક તથા શ્રેષ્ઠ હોઈ આયુષ આપનાર છે; તેમ જ બળ, આરોગ્ય, લક્ષ્મી તથા પુષ્ટિને વધારનાર છે, એટલુ જ નહિ પણ તે રક્ષા માટે, મગલકારી તથા સર્વ સપત્તિઓની સમૃદ્ધિ કરનાર થાય છે જે મનુષ્યો ભસ્મથી લેપેલા (શરીરવાળા) હોય છે, તેઓને મોટી મરકીનો ભય રહેતો નથી આ ભસ્મ શાતિક, પૌષ્ટિક તથા કામદ એમ ત્રણ પ્રકારની હોય છે.

**भस्मदिग्धमनुष्याणां महामारीभयं न च ।**
**शान्तिकं पौष्टिकं भस्म कामदं च त्रिधा भवेत् ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૧ મો*

### ત્રણ પ્રકારની ભસ્મનું માહાત્મ્ય

नारद उवाच

**त्रिविधित्वं कथं चास्य भस्मनः परिकीर्तितम् ।**
**एतत् कथय मे देव महत् कौतूहलं मम ॥ १ ॥**

નારદે પૂછ્યુ. હે દેવ! ભસ્મના ત્રણ પ્રકાર કઈ રીતે કહ્યા છે એ મને કહો તેના સબધમા

* આ અધ્યાયમાં નારાયણનારદના સંવાદરૂપે શ્લોકોથી ત્રણ પ્રકારની ભસ્મ તથા તેનું માહાત્મ્ય કહેવાયું છે.

મને મોટુ આશ્ચર્ય થાય છે

શ્રીનારાયણે કહ્યુ હે દેવર્ષિ! ભસ્મના ત્રણ પ્રકાર હુ કહુ છુ, સાભળો, તે મોટા પાપોનો નાશ કરનાર, મોટી કીર્તિ કરનાર તથા શ્રેષ્ઠ છે ગાયનુ જે છાણ (ગાય છાણ કરતી હોય ત્યારે) યોનિ સાથે સબધવાળુ (બારોબાર) હાથથી જ લઈ લીધુ હોય અને 'सद्योजात' આદિ પાચ બ્રહ્મમત્રો વડે બાળ્યુ હોય, તેની ભસ્મને 'શાતિકૃત' એટલે શાતિ કરનાર કહે છે, તેમ જ ગાયના જે છાણને મનુષ્યો સાવધાન રહી બારોબાર અદ્ધર ઝીલી લે અને પછી ષડગમત્રથી બાળે તેની ભસ્મને 'પૌષ્ટિક' કહે છે હવે 'કામદ' ભસ્મ સાભળો, ગાયના જે છાણને 'ह्रौं' એ પ્રાસાદમત્રથી બાળે તેની ભસ્મ 'કામદ' કહેવાય છે હે દેવર્ષિ! ભસ્મધારણ વ્રતમા તત્પર રહેતા મનુષ્યે પ્રાત કાળમા ઊઠી, પવિત્ર થઈ ગાયોના વાડામા જઈ, ગાયોના સમૂહને નમસ્કાર કરી યોગ્ય વર્ણવાળી ગાયોનુ ઉત્તમ છાણ લેવુ જોઈએ બ્રાહ્મણે ધોળા રગની ગાયનુ, ક્ષત્રિયે લાલ રગની ગાયનુ, વૈશ્યે પીળા રગની ગાયનુ તથા શૂદ્રે કાળા રગની ગાયનુ છાણ લેવુ પૂનમ, અમાસ કે આઠમના દિવસે શુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યે પૂર્વોકત પ્રાસાદમત્રથી ગાયનુ ઉત્તમ છાણ લઈને 'नमः' એ મત્રથી તે છાણનો ગોળો કરવો પછી તેને સૂર્યના કિરણોથી સૂકવવો અને સુકાઈ ગયા પછી ધાન્યના ફોતરા અથવા ભૂસાથી તેને વીટી પૂર્વોકત પ્રાસાદમત્રથી સુદર પવિત્ર પ્રદેશ પર મૂકવો પછી અરણિમાથી ઉત્પન્ન થયેલા અથવા કોઈ શ્રોત્રિય બ્રાહ્મણના ઘરના અગ્નિમા શિવબીજ મત્રથી તે છાણનો ગોળો નાખવો પછી એ અગ્નિના કુડમાથી વિદ્વાન પુરુષે તે ભસ્મ લઈ લેવી અને નવુ કોઈ પાત્ર લઈ પ્રાસાદમત્રથી તેમા નાખવી પછી શુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યે તે ભસ્મ પાત્રમા 'सद्योजात' મત્રથી કેવડો, ગુલાબ, સુગધી વાળો, ચદન તથા કેસર વગેરે જાતજાતના સુગધી દ્રવ્યો નાખવા પ્રથમ જલસ્નાન કર્યા પછી ભસ્મથી સ્નાન કરવુ જે મનુષ્ય જલસ્નાન કરવા અશકત હોય તેણે કેવળ ભસ્મસ્નાન કરવુ હાથપગ ધોઈને 'ईशान. सर्वविद्यानाम्०' એ મત્રથી મસ્તક પર, 'तत्पुरुष०' મત્રથી મુખ પર, 'अघोर०' મત્રથી હૃદય પર અને 'वाम०' મત્રથી નાભિ પર ભસ્મ લગાડીને વિદ્વાન મનુષ્યે 'सद्योजात०' મત્રથી આખે શરીરે ભસ્મધારણ કરવુ પછી પહેલાનુ વસ્ત્ર ઉતારી નાખી બીજુ શુદ્ધ વસ્ત્ર પહેરી લેવુ પછી હાથપગ ધોઈને આચમન કરવુ આખે શરીર ભસ્મ ન લગાવવી હોય તો ત્રિપુડ્ર કરાય છે બપોરના સમય પહેલા જલયુકત ભસ્મથી અને બપોરના સમય પછી જલરહિત ભસ્મથી તર્જની, અનામિકા તથા વચલી એમ ત્રણ આગળીઓ વડે ત્રિપુડ્ર કરવુ મસ્તક, લલાટ, કાન, કઠ, હૃદય તથા બને બાહુ આટલા ત્રિપુડ્ર કરવાના સ્થાન કહેવાય છે પ્રાસાદ-મત્રથી પાચે આગળીઓ વડે મસ્તક પર, 'स्वाहा' મત્રથી ત્રણ આગળીઓ વડે લલાટ પર, 'सद्योजात' મત્રથી, વચલી આગળીઓ વડે જમણા કાન પર, 'वामदेव' મત્રથી વચલી આગળી વડે ડાબા કાન પર, 'अघोर' મત્રથી વચલી આગળી વડે કઠ પર, 'नमः' મત્રથી ત્રણ આગળીઓ વડે હૃદય પર, 'वषट्' મત્રથી ત્રણ આગળીઓ વડે જમણા બાહુ પર, 'हुम्' મત્રથી ત્રણ આગળીઓ વડે ડાબા બાહુ પર અને 'ईशान' મત્રથી વચલી આગળી વડે નાભિ પર ભસ્મ લગાવવી (નાભિ પર ભસ્મ કરવાનો પણ આ એક પક્ષ છે) ત્રિપુડ્રમા જે ત્રણ રેખાઓ કરાય છે, તે અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરરૂપ કહેવાય છે તેમા (નીચેથી) પહેલી રેખા બ્રહ્મારૂપ, બીજી વિષ્ણુરૂપ તથા ઉપરની ત્રીજી મહેશ્વરરૂપ મનાય છે એક આગળીથી જે સ્થળે ભસ્મ કરવાની હોય છે, તે સ્થળે ઈશ્વર દેવતા હોય છે મસ્તક મધ્યે બ્રહ્મા, લલાટમા ઈશ્વર, બે કાનમા અશ્વિનીકુમાર અને ગળામા ગણેશદેવ હોય છે ક્ષત્રિયે, વૈશ્યે તથા શૂદ્રે આખે શરીરે ભસ્મ ન લગાવવી, પણ માત્ર ત્રિપુડ્ર જ કરવુ, તેમા શૂદ્રાદિ સર્વ અત્યજ જાતિઓએ મત્ર વિના જ ત્રિપુડ્ર ધારણ કરવુ તે અત્યજ જાતિના મનુષ્યો પણ મત્ર વિના ત્રિપુડ્ર ધારણ કરી શકે છે ૧–૨૭

क्षत्रियाद्य तथा वैश्यः शूद्राश्चोद्धूलन त्यजेत् ।
सर्वेषामन्त्यजातीनां मन्त्रेण रहितं भवेत् ॥ २७ ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે
અધ્યાય ૧૧ મો તમામ

# અધ્યાય ૧૨ મો*

## બીજા પ્રકારે ભસ્મધારણ

श्रीनारायण उवाच

देवर्षे शृणु तत्सर्वं भस्मोद्धूलनजं फलम्।
सरहस्यविधानं च सर्वकामफलप्रदम्॥ १॥

શ્રીનારાયણ બોલ્યા - હે દેવર્ષિ ! ભસ્મધારણનું જે ફળ છે, તે સર્વ તેના રહસ્યવિધાન સહિત તમે સાભળો; તે સર્વ ઇચ્છિત ફળને આપનાર છે કપિલા ગાયનું સ્વચ્છ છાણ અદ્ધરથી ઝીલી લેવું જોઈએ અને તે પણ ઘણું જ નરમ, ઘણું જ કઠણ, દુર્ગંધી કે વાસી ન હોવું જોઈએ જો તે છાણ જમીન પર પડી ગયું હોય, તો તેના ઉપર—નીચેનો ભાગ કાઢી નાખી ગ્રહણ કરવું પછી તેનો ગોળો કરી મૂળ મંત્રથી મંત્રીને શિવાગ્નિ-વિરજાનલ આદિ અગ્નિમાં નાખવું પછી તેની ભસ્મ લઈ વસ્ત્ર વડે ઢાંકીને ભસ્મ રાખવાના સ્થાન પર મૂકવી અને પછી સારી રીતે બતાવેલા, ઘણા મજબૂત, શુદ્ધ, ધોયેલા અને પ્રોક્ષણ કરેલા શુભ પાત્રમા મંત્ર જાણનારે મંત્રોચ્ચારપૂર્વક તે ભસ્મ નાખવી ભસ્મ રાખવાનું તે પાત્ર સોનાનું, તાંબા વગેરે ધાતુનું, લાકડાનું, માટીનું, કપડાનું અથવા બીજુ કોઈ પણ શુદ્ધ હોવું જોઈએ રેશમી વસ્ત્રમા અથવા અતિશુદ્ધ કોઈ પાત્રમા ધનની પેઠે ભસ્મ રાખવી જોઈએ પોતે જ્યારે બહારગામ જાય, ત્યારે પોતે અથવા પોતાના સેવકે ભસ્મ સાથે લેવી, પણ અયોગ્યના હાથમા અથવા અપવિત્ર સ્થળે ભસ્મ ન મૂકવી નીચ અંગોથી ભસ્મનો સ્પર્શ ન કરવો ભસ્મને જ્યા ત્યા ફેંકવી નહિ કે ઓળંગવી નહિ પાત્રમાથી ભસ્મ લઈને તે મંત્રેલી જ વાપરવી. સ્મૃતિઓમા કહેવો ભસ્મધારણનો આ વિધિ મેં કહ્યો, જેને કરવાથી મનુષ્ય શિવતુલ્ય થાય છે. એમા સંશય નથી. વેદમાર્ગને અનુસરતા શિવભક્તોએ મેળવેલી ભસ્મ પરમ ભક્તિથી શિવ નમીપ લેવી અને પ્રાર્થના કરીને તેનું પૂજન કરવું તાંત્રિક પૂજન કરનારાઓએ તંત્રોક્ત માર્ગે તૈયાર કરેલી ભસ્મ, જે કોઈ સ્થળે આપી હોય, તેને વેદમાર્ગને અનુસરનારાઓએ ન લેવી; પણ શૂદ્રો, કાપાલિકો અથવા બીજા પાખંડીઓએ તે ભસ્મ લેવી. હરકોઈ મનુષ્યે ભક્તિથી ત્રિપુંડ્ર ધારણ કરવું પણ મનથીયે તેનો ત્યાગ ન કરવો; કેમ કે ત્રિપુંડ્ર એ વેદોક્ત છે, તેથી તેનો ત્યાગ કરનાર પાપી થાય છે બ્રાહ્મણે ભક્તિથી મંત્રોચ્ચારપૂર્વક ત્રિપુંડ્ર ધારણ કરવું અને શરીર પર ભસ્મનું લેપન કરવું તેનો ત્યાગ કરનાર પાપી થાય છે જે લોકો ભસ્મનું લેપન તથા ત્રિપુંડ્ર ભક્તિથી ધારણ કરતા નથી, તેઓનો કરોડો જન્મે પણ સંસારથી મોક્ષ થતો નથી હે મુનિશ્રેષ્ઠ! જેણે પૂર્વોક્ત માર્ગે ભસ્મ ધારણ કર્યું નથી, તેનો જન્મ ભૂંડના જન્મની પેઠે તમે નિષ્ફળ જાણો જે મનુષ્યોનું શરીર ત્રિપુંડ્ર વિના રહેતું હોય તે સ્મશાન તુલ્ય છે. ધર્મ કરનારા લોકોએ તેને જોવું પણ યોગ્ય નથી. ભસ્મરહિત લલાટને ધિક્કાર હો! શિવાલયરહિત ગામને ધિક્કાર હો! ઈશ્વરપૂજનરહિત જન્મને ધિક્કાર હો! અને શિવના આશ્રય વિનાની વિદ્યાને ધિક્કાર હો! જેઓ ત્રિપુંડ્રની તથા શિવની નિંદા કરે છે, તેઓને ધિક્કાર હો! જેઓ ભક્તિથી ત્રિપુંડ્ર ધારણ કરે છે, તેઓ શિવને જ ધારણ કરે છે જેમ અગ્નિહોમ વિના બ્રાહ્મણ શોભતો નથી, તેમ બધા સાધનો હોવા છતા ભસ્મરહિત શિવપૂજન શોભતું નથી જેઓ ભસ્મનું લેપન તથા ત્રિપુંડ્ર શ્રદ્ધાથી કરતા નથી, તેઓના પૂર્વે કરેલા સર્વ સત્કર્મ વિપરીત થાય છે, માટે વેદમંત્રપૂર્વક ભસ્મથી ત્રિપુંડ્ર ધારણ કરવું જોઈએ, કેમ કે વેદોક્ત આચારરૂપ તે ત્રિપુંડ્ર ધારણ વિના સ્મૃતિ પ્રમાણે વર્તનારા મનુષ્યનું સર્વ કર્મ અનર્થનું કારણ થાય છે, એટલું જ નહિ, પણ તેનું બધું કરેલું ન કરેલું થાય છે, સાભળેલું ન સાભળેલું થાય છે અને ભણેલું ન ભણેલું થાય છે. જે મનુષ્ય ત્રિપુંડ્ર ધારણ કરતો નથી તેનું વેદાધ્યયન, દાન, યજ્ઞો, તપ, વ્રતો તથા ઉપવાસ વ્યર્થ થાય છે, જે પુરુષ ભસ્મધારણ છોડીને મુક્તિને ઈચ્છે છે, તે ઝેર પીને પોતાનું અમરપણું કરવા ઈચ્છે છે. જગતના સ્રષ્ટાએ સૃષ્ટિ કરવાના બહાને

* આ અધ્યાયમાં સાદ્યોજાતાદિ શ્લોકોથી બીજા પ્રકારે પણ ભસ્મધારણ થઈ શકે છે, તે વિસ્તારથી કહેવાય છે

ત્રિપુડ્રધારણ સૂચવ્યુ છે તેમણે લલાટને આડુ સરજ્યુ છે, ઊભુ કે ગોળ સરજ્યુ નથી (તેનો ઉદ્દેશ આડા લલાટમા ત્રિપુડ્રધારણ બરાબર થઈ શકે તે છે) વળી સર્વ પ્રાણીઓના લલાટમા આડી ત્રણ રેખાઓ દેખાય જ છે, છતા મૂર્ખાઓ ત્રિપુડ્ર ધારણ કરતા નથી આડુ ત્રિપુડ્ર ધારણ કરતા નથી આડા ત્રિપુડ્ર વિના બ્રાહ્મણે જે કઈ ધ્યાન મોક્ષ સાધન, જ્ઞાન કે તપ કર્યુ હોય, તે નથી જ કર્યુ એમ સમજવુ જેમ શૂદ્ર વેદાધ્યયનમા અધિકારી નથી, તેમ બ્રાહ્મણ ત્રિપુડ્ર વિના શિવપૂજનમા અધિકારી નથી પૂર્વ દિશામા મુખ રાખી હાથપગ ધોઈને પૂર્વની પેઠે આચમન કરી પ્રાણાયામ તથા સકલ્પ કરીને ભસ્મસ્નાન કરવુ અગ્નિહોત્રથી ઉત્પન્ન થયેલી શુદ્ધ ભસ્મ લઈ 'ईशान॰'એ મત્રથી પોતાના મસ્તક પર લગાવવી તે પછી ફરી ભસ્મ લઈ 'तत्पुरुष॰' મત્રથી મુખ પર લગાવવી 'अघोर॰' મત્રથી હૃદય પર લગાવવી 'वामदेव॰' મત્રથી ગુહ્ય ભાગ પર લગાવવી 'सद्योजात॰' મત્રથી બે પગ પર લગાવવી, અને 'प्रणव॰' મત્રથી સર્વાંગે ભસ્મ લગાવવી મોટા ઋષિઓએ આને આગ્નેય સ્નાન કહ્યુ છે સમજુ મનુષ્યે સર્વ કર્મોમા શ્રેષ્ઠતા લાવવા આ સ્નાન પ્રથમ કરવુ જોઈએ તે પછી હાથ વગેરે ધોઈને વિધિ પ્રમાણે ઉપસ્પર્શ કરી, લલાટમા હૃદય પર અને ગળા પર આડુ ત્રિપુડ્ર કરવુ 'सद्योजात॰' આદિ પાચ બ્રહ્મમત્રોથી બનાવેલી ભસ્મ વડે ધારણ કરવુ ત્રિપુડ્ર સર્વ કર્મોમા પવિત્ર કરનાર થાય છે શૂદ્રોએ પણ અત્યજોના હાથમા રહેલી ભસ્મ કદી ધારણ ન કરવી અગ્નિ હોત્ર યુકત ભસ્મથી શરીરે વિલેપન કર્યા પછી મનુષ્યે સર્વ કર્મો કરવા જોઈએ, નહિ તો તેના સર્વ કર્મો કદી ફળતા નથી જે મનુષ્ય ત્રિપુડ્ર ધારણ કરતો નથી, તેનુ સત્ય, પવિત્રપણુ, જપ, હોમ, તીર્થ તથા દેવપૂજન વગેરે બધુ વ્યર્થ થાય છે જે શ્રેષ્ઠ બ્રાહ્મણ ત્રિપુડ્ર તથા રુદ્રાક્ષ ધારણ કરે છે તથા પવિત્ર હોય છે, તે રોગ, પાપ, વ્યાધિ, દુષ્કાળ તથા ચોરોનો નાશ કરે છે, એટલુ જ નહિ પણ તે બ્રાહ્મણ જ્યાથી ફરી સસારમા પાછા આવવુ રહેતુ નથી તે પરબ્રહ્મને પામે છે વળી તે બ્રાહ્મણ શ્રાદ્ધમા પકિતને પવિત્ર કરનારો હોઈ બ્રાહ્મણો તથા દેવોને પણ પૂજ્ય છે શ્રાદ્ધ, યજ્ઞ, જપ, હોમ, વૈશ્વદેવ તથા દેવપૂજન વખતે જેણે ત્રિપુડ્ર ધારણ કર્યુ હોય, તે મનુષ્ય પવિત્ર મનવાળો થઈ મૃત્યુને જીતે છે હજી પણ ભસ્મધારણનુ વધારે માહાત્મ્ય હુ તમને કહુ છુ ૧-૪૧

**श्राद्धे यज्ञे जपे होमे वैश्वदेवे सुरार्चने ।**
**धृतत्रिपुण्ड्र पूतात्मा मृत्यु जयति मानव ॥४१॥**
**भस्मधारणमाहात्म्य भूयोऽपि कथयामि ते ।**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૩ મો*

## ભસ્મનો મહિમા

श्रीनारायण उवाच

**महापातकसंघाश्च पातकान्यपराण्यपि ।**
**नश्यन्ति मुनिशार्दूल सत्य सत्य न चान्यथा ॥१**

શ્રીનારાયણ બોલ્યા હે મુનિશ્રેષ્ઠ! માત્ર ભસ્મ ધારણ કરવાથી જ મોટા પાપોના સમૂહો તથા બીજા પાપો પણ નાશ પામે છે, આ વાત ખરેખર સત્ય છે, એમા કઈ અસત્ય નથી જેણે કેવળ ભસ્મધારણ કર્યુ હોય, તેના પુણ્યનુ ફળ તમે સાભળો યતિ ઓને તે જ્ઞાન આપનાર તથા વાનપ્રસ્થને વૈરાગ્ય આપનાર કહેલ છે હે મુનિ! તે ભસ્મધારણ, ગૃહસ્થોને ધર્મમા વૃદ્ધિ કરનાર તથા બ્રહ્મચર્યાશ્રમમા રહેલાઓને સ્વાધ્યાય આપનાર છે શૂદ્રોને તે પુણ્ય આપનાર અને બીજાઓના પાપનો નાશ કરનાર છે વૈદિકી શ્રુતિ ભસ્મના વિલેપનને તથા આડા ત્રિપુડ્રને સર્વ પ્રાણીઓની રક્ષા માટે (ધારણ કરવા) આજ્ઞા કરે છે ભસ્મનુ વિલેપન તથા આડુ ત્રિપુડ્ર સર્વને યજ્ઞરૂપ છે, એમ વેદની આજ્ઞા છે ભસ્મનુ વિલેપન તથા આડુ ત્રિપુડ્ર સર્વના ધર્મ તરીકે વેદની આજ્ઞારૂપ છે ભસ્મના વિલેપનને તથા આડા ત્રિપુડ્રને શિવમાર્ગીઓના ચિહ્ન માટે વેદની શ્રુતિ આજ્ઞા

* આ અધ્યાયમા વાચીપાત્રીસ શ્લોકોથી અત્યત આદર સહિત અને વિસ્તારથી ભસ્મનો મહિમા કહેવાશે.

કરે છે ભસ્મનુ વિલેપન તથા ત્રિપુડ્ર સર્વને વિજ્ઞાન થાય તે માટે વેદની શ્રુતિ આજ્ઞા કરે છે શિવે, વિષ્ણુએ, બ્રહ્માએ, ઇંદ્રે, હિરણ્યગર્ભે, હિરણ્યગર્ભના અવતારોએ તથા વરુણ આદિ દેવતાઓએ ત્રિપુડ્ર તથા વિલેપનરૂપે ભસ્મ ધારણ કરેલ છે ઉમાદેવીએ, લક્ષ્મીએ, સરસ્વતીએ તથા બીજી સર્વ આસ્તિક સ્ત્રીઓએ ત્રિપુડ્ર તથા વિલેપનરૂપે ભસ્મધારણ કરેલ છે યક્ષોએ, રાક્ષસોએ, ગધર્વોએ, સિદ્ધોએ, વિદ્યાધરો વગેરેએ તથા મુનિઓએ ત્રિપુડ્ર તથા વિલેપનરૂપે ભસ્મ ધારણ કરેલ છે બ્રાહ્મણોએ, ક્ષત્રિયોએ, વૈશ્યોએ, શૂદ્રોએ, વર્ણસકરોએ તથા બીજા ભ્રષ્ટ લોકોએ પણ ત્રિપુડ્ર તથા વિલેપનરૂપે ભસ્મધારણ કરેલ છે હે શ્રેષ્ઠ મુનિ! જેઓએ ભસ્મનુ વિલેપન તથા ત્રિપુડ્ર કરેલુ હોય છે, તેઓ જ શિષ્ટ તથા વિદ્વાનો છે, તે સિવાયના શિષ્ટ કે વિદ્વાન ગણાતા નથી પુરુષોને મુક્તિરૂપી સ્ત્રીને વશ કરવાના કામમા શિવલિંગ મણિ જેવુ છે, પચાક્ષરમત્ર મિત્ર જેવો છે અને ભસ્મ વાજીકરણ ઔષધરૂપ છે જ્યા શરીરે ભસ્મધારણ કરનાર મૂર્ખ અથવા પડિત જમે છે, ત્યા પત્ની સહિત શકર જ જમે છે એમ સમજવુ જે મનુષ્ય ભસ્મથી સર્વાંગે લેપાયેલા પુરુષને અનુસરે છે, તે સર્વ પાપોથી યુક્ત હોવા છતા તરત પૂજ્ય થાય છે જે મનુષ્ય ભસ્મથી સર્વાંગે લેપાયેલા પુરુષની પ્રશસા કરે છે, તે સર્વ પાપોથી યુક્ત હોય છતા જલદી પૂજ્ય થાય છે જે મનુષ્યે ત્રિપુડ્ર ધારણ કરનારને ભિક્ષા આપી હોય, તેણે સર્વ શાસ્ત્રોનુ અધ્યયન તથા શ્રવણ કર્યું ગણાય છે અને બધુયે કર્યું મનાય છે જે બ્રાહ્મણે લલાટમા ભસ્મથી ત્રિપુડ્ર કર્યું હોય, તેણે પણ સર્વ શાસ્ત્રોનુ અધ્યયન, શ્રવણ તથા સર્વ કર્મ કરેલા ગણાય છે ભસ્મથી શણગારેલો મનુષ્ય જે દેશમા રહેતો હોય તે દેશ કીકટ હોય, તોપણ કાશીક્ષેત્ર સમાન પવિત્ર મનાય છે માણસ દુરાચારી કે સદાચારી હોય, યોગયુક્ત કે સર્વ લક્ષણોથી રહિત હોય છતા ભસ્મધારણરૂપ મારી આજ્ઞાથી જે યુક્ત હોય તે બ્રહ્મા જેવો મને પૂજ્ય છે જે મનુષ્ય કપટથી પણ ભસ્મધારણરૂપ ઈશ્વરી આજ્ઞાને માને છે, તે જે ગતિને પામે છે, તે ગતિને સેકડો યજ્ઞોથી પણ બીજો પામી શકતો નથી જે મનુષ્ય કોઈની સોબતથી, રમતથી અથવા ભયથી પણ વિધિ પ્રમાણે ભસ્મ ધારણ કરે છે, તે મારા જેવો પૂજ્ય ગણાય છે ભસ્મધારણ શિવને, વિષ્ણુને, બ્રહ્માને, સર્વ દેવોને, પાર્વતીને, લક્ષ્મીને, સરસ્વતીને તૃપ્તિ કરનાર થાય છે દાન, યજ્ઞ, અતિદુર્લભ તપ તથા તીર્થયાત્રાથી જે પુણ્ય મળતુ નથી, તે પુણ્ય ત્રિપુડ્ર ધારણ કરવાથી મેળવાય છે, માટે જ હે નારદ! દાન, યજ્ઞો, ધર્મો, તીર્થયાત્રાઓ, ધ્યાન તથા તપ, ત્રિપુડ્રધારણના સોળમા અશને પણ યોગ્ય નથી જેમ રાજા પોતાનુ ચિહ્ન ધારણ કરનારને પોતાનો માણસ માને છે, તેમ શકર ત્રિપુડ્રના ચિહ્નવાળાને પોતાનો હોય તેવો માને છે દ્વિજ જાતિનો અથવા બીજી કોઈ પણ જાતિનો જે મનુષ્ય શુદ્ધ ચિત્ત વડે ત્રિપુડ્રનુ ચિહ્ન ધારણ કરે છે, તેણે રુદ્રને વશ કર્યા એમ સમજવુ જેણે સર્વ આશ્રમોનો આચાર છોડયો હોય અને સર્વ ક્રિયાઓ ત્યજી હોય, તે પણ એક વાર આડા ત્રિપુડ્રનુ ચિહ્ન ધારણ કરે છે, તો (સર્વ પાપોથી) છૂટી જાય છે હે નારદ! તેના જ્ઞાનની કુળની કે વ્રતની પરીક્ષા ન કરવી, તે તો ત્રિપુડ્રરૂપ ચિહ્નવાળા લલાટથી જ પૂજ્ય છે શિવના મત્રથી શ્રેષ્ઠ કોઈ મત્ર નથી શિવના સમાન અથવા શિવથી શ્રેષ્ઠ બીજુ કઈ જ નથી શિવપૂજનથી શ્રેષ્ઠ બીજુ કોઈ પુણ્ય નથી અને ભસ્મથી શ્રેષ્ઠ કોઈ તીર્થ નથી રુદ્રરૂપ અગ્નિનુ જે ઉત્તમ વીર્ય છે, તે જ ભસ્મ કહેવાય છે તે સર્વ દુખોનો નાશ કરનાર અને સર્વ પાપોથી શુદ્ધ કરનાર છે ભસ્મરૂપી ઈશ્વરી આજ્ઞાને ધારણ કરનારો અત્યજ કે અધમ, મૂર્ખ કે પડિત જે દેશમા કાયમ વસતો હોય, તે દેશમા પાર્વતી સહિત સર્વ ભૂતગણોથી વીંટાયેલા અને સર્વ તીર્થોથી યુક્ત શકર જ હમેશા સમીપ રહે છે '**સદ્યોજાત૦**' આદિ પાચ શિવમત્રોથી પવિત્ર અને શકરના અગના આભૂષણરૂપ આ ભસ્મોના ત્રિપુડ્ર

જો લલાટમા કર્યો હોય, તો તેઓ એ લલાટરૂપ પાટિયા પર દૈવે લખેલા દુષ્ટ અક્ષરોને ભૂસી નાખે છે ૧–૩૫

**एतानि पञ्च शिवमन्त्रपवित्रितानि ।**
**भस्मानि कामदहनाङ्गविभूषितानि ॥**
**त्रैपुण्ड्रकाणि रचितानि ललाटपट्टे ।**
**लुम्पन्ति दैवलिखितानि दुरक्षराणि ॥ ३५ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે
અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો*

## ભસ્મધારણનુ માહાત્મ્ય

શ્રીનારાયણ ઉવાચ

**भस्मदिग्धशरीराय यो ददाति धनं मुदा ।**
**तस्य सर्वाणि पापानि विनश्यन्ति न संशयः ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા જે મનુષ્ય ભસ્મથી લેપેલા શરીરવાળાને હર્ષથી ધન આપે છે, તેના સર્વ પાપો નાશ પામે છે, એમા સશય નથી સર્વ શ્રુતિઓ, સ્મૃતિઓ તથા સમગ્ર પુરાણો ભસ્મનુ માહાત્મ્ય કહે છે, માટે દ્વિજે ભસ્મધારણ કરવુ જોઈએ જે મનુષ્ય ત્રણે સધ્યાસમયે ભસ્મથી ત્રિપુડ્ર કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈ શિવના લોકમા પૂજાય છે જે યોગી ત્રણે સધ્યાસમયે પગના તળિયાથી માડી મસ્તક સુધી સર્વાંગે કાયમ ભસ્મસ્તાન કરે છે, તે જલદી યોગને પામે છે ભસ્મસ્નાનથી પુરુષ કુળનો ઉદ્ધાર કરનાર થાય છે, માટે ભસ્મસ્નાન જલસ્નાન કરતા પણ અસખ્ય ગુણોથી યુક્ત છે સર્વ તીર્થોમા (સ્નાનાદિ કરવાથી) જે પુણ્ય તથા જે ફળ મળે છે, તે સર્વ ફળ ભસ્મ સ્નાનથી મનુષ્ય પામે છે, એમા સશય નથી મહા પાપોથી અથવા ઉપપાતકોથી યુક્ત મનુષ્ય પણ, જેમ અગ્નિ લાકડાને બાળી નાખે તેમ ભસ્મસ્નાનથી સર્વ પાપ બાળી નાખે છે ભસ્મસ્નાનથી પવિત્ર બીજુ કોઈ સ્નાન નથી, એમ પ્રથમ શકરે કહ્યુ છે અને તેમણે પોતે જ પ્રથમ ભસ્મસ્નાન કર્યુ છે ત્યારથી માડી કલ્યાણને ઈચ્છતા બ્રહ્માદિ મુનિઓ સર્વ કર્મોમા યત્નપૂર્વક ભસ્મસ્નાન કરવા લાગ્યા છે, માટે જે મનુષ્ય આ (ભસ્મસ્નાનરૂપ) આગ્નેય-સ્નાનને શિર સ્નાન તરીકે કરે છે, તે આ શરીરથી જ રુદ્રરૂપ છે, એમા સશય નથી જેઓ ભસ્મને ધારણ કરતા મનુષ્યને જોઈ અત્યત પ્રસન્ન થાય છે, તેઓ દેવો, અસુરો તથા મુનીંદ્રો વડે કાયમ પૂજવા યોગ્ય છે, એમા સશય નથી જે પુરુષ ભસ્મથી સર્વાંગે લેપેલા મનુષ્યને જોઈ (તેને માન આપવા) ઊભો થાય છે, તેને જોઈ દેવોનો રાજા પણ દડવત્ પ્રણામ કરે છે હે નારદ મુનિ! જેઓ ભસ્મધારણપૂર્વક (કુલપરપરાથી ચાલતા) અભક્ષ્યને ખાય છે, તેઓ એ ભક્ષ્ય જ ખાય છે, એમા કઈ વિચાર કરવો નહિ જે બ્રહ્મચારી ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ પ્રથમ જલસ્નાન કરી, તે પછી આદરથી ભસ્મ વડે સ્નાન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈ પરમ ગતિને પામે છે સન્યાસીઓ માટે ભસ્મ સ્નાનરૂપ આગ્નેયસ્નાન વધારે ઉત્તમ ગણાય છે જળસ્નાન કરતા ભસ્મસ્નાન શ્રેષ્ઠ છે, કેમ કે ભસ્મ-સ્નાન કરવાથી પ્રકૃતિમાયાનો અવશ્ય નાશ થાય છે, પ્રકૃતિમાયાને આર્દ્ર (ભીની) જ જાણવી અને તેથી તે બધનરૂપ જ છે, એમ વિદ્વાનો કહે છે (માટે ભીની વસ્તુનો તો ભસ્મરૂપ અગ્નિસ્નાનથી જ નાશ થઈ શકે છે) પ્રકૃતિનો ત્યાગ કરવા માટે ભસ્મસ્નાન જ ઈચ્છેલુ છે હે નારદ! ભસ્મસ્નાનથી શ્રેષ્ઠ કઈ પણ ત્રણે જગતમા નથી પૂર્વે દેવોએ રક્ષા માટે, મગલ માટે તથા પવિત્ર થવા માટે ભસ્મને જ (સાધન રૂપે) જોઈને સ્વીકારી છે અને શકરે પણ દેવી પાર્વતીને તે જ પ્રથમ આપેલ છે, માટે જે મનુષ્ય એ ભસ્મસ્નાનરૂપ આગ્નિસ્નાનને શિર સ્નાન તરીકે કાયમ કરે છે, તે સસારરૂપ પાશથી મુક્ત થઈ શિવલોકમા પૂજાય છે તાવ, રાક્ષસો, પિશાચો, પૂતના, કોઢ, ગોળાનો રોગ, સર્વ ભગદર, એશી વાતરોગ, ચોસઠ પિત્તરોગ, હરકોઈ કફરોગ, વાઘનો ભય, ચોરનો ભય અને બીજુ દુષ્ટ ગ્રહો પણ જેમ સિંહથી હાથીઓ નાસી જાય છે, તેમ ભસ્મસ્નાનથી નાશ પામે છે જે મનુષ્ય શુદ્ધ શીતળ જળથી યુક્ત ભસ્મ વડે ત્રિપુડ્ર ધારણ કરે છે, તે પરબ્રહ્મને

* આ અધ્યાયમા સત્તાવન શ્લોકોથી ભસ્મધારણનુ માહાત્મ્ય વિસ્તારથી વર્ણવાશે.

પામે છે, એમા સશય નથી જે કોઈ પણ મનુષ્ય ભસ્મ વડે ત્રિપુડ્ર ધારણ કરે છે, તે પાપોથી મુકત થઈ બ્રહ્મલોકને પામે છે, એમા સશય નથી લલાટમા વિધિ પ્રમાણે ભસ્મધારણ કરવાથી લલાટમા લખાયેલ યમદેવના લેખ અવશ્ય નાશ પામે છે હે નારદ! ગળા ઉપર ભસ્મ ધારણ કરવાથી ગળા વડે કરાયેલ ભોગો વગેરેના પાપોનો નાશ થાય છે અને બાહુઓ પર ભસ્મ ધારણ કરવાથી બાહુઓથી થયેલા પાપનો, છાતી પર ધારણ કરવાથી છાતી વડે તથા મન વડે કરેલા પાપનો, નાભિ પર તથા ગુદા પર ધારણ કરવાથી લિંગ વડે તથા ગુદા વડે કરેલા પાપનો અને બાને પડખા પર ભસ્મ ધારણ કરવાથી પર સ્ત્રીનુ આલિંગન વગેરે પાપો નાશ પામે છે માટે તે ભસ્મધાગણ શ્રેષ્ઠ ગણાય છે સર્વ સ્થળે ત્રિપુડ્રરૂપે કરેલુ ભસ્મધારણ બ્રહ્મા, વિષ્ણુ, મહેશને તથા ત્રણે અગ્નિઓને ધારણ કરવા સમાન છે જેણે ભસ્મ ધારણ કર્યુ છે, તેણે ત્રણે ગુણોને તથા ત્રણે લોકોને ધારણ કર્યા સમજવા ભસ્મથી લેપાયેલો વિદ્વાન દ્વિજ મોટા પાપોથી થયેલા દોષોથી તત્કાળ મુકત થાય છે એમા સશય નથી ભસ્મધારણ ઉપર શ્રદ્ધાવાળા મનુષ્યના સર્વ દોષો ભસ્મરૂપ અગ્નિના સમાગમથી બળી જાય છે ભસ્મસ્નાન વડે શુદ્ધ થયેલા મનવાળો પુરુષ આત્મનિષ્ઠ કહેવાય છે ભસ્મથી લેપેલા સર્વ અગવાળો, ભસ્મના તેજસ્વી ત્રિપુડ્રવાળો અને ભસ્મમા સૂનારો મનુષ્ય ભસ્મનિષ્ઠ કહેવાય છે ભૂતો, પ્રેતો તથા પિશાચો વગેરે અને અત્યત દુ સહ રોગો પણ ભસ્મનિષ્ઠની પાસેથી નાસી જાય છે, એમા સશય નથી ભસ્મ પ્રથમથી જ જ્ઞાનનો પ્રકાશ કરે છે તેથી 'ભાસિત' કહેવાય છે, પાપને ખાઈ જાય છે તેથી 'ભસ્મ' કહેવાય છે, આબાદી અથવા સમૃદ્ધિ કરે છે તેથી 'ભૂતિ' કહેવાય છે અને રક્ષણ કરે છે તેથી 'રક્ષા' કહેવાય છે ત્રિપુડ્રનુ ધારણ જોઈને જ ભૂતો તથા પ્રેતો વગેરે ભયભીત તથા કપિત થઈ તરત નાસી જાય છે, એમા સશય નથી જેમ રુદ્રનુ સ્મરણ કરતા જ પાપ નાશ પામે છે, તેમ ભસ્મ ધારણ કરતા જ પાપ નાશ પામે છે. હજારો અકાર્ય કરીને પણ જે મનુષ્ય ભસ્મસ્નાન કરે છે, તેના સર્વ પાપને, જેમ અગ્નિ તાપથી વનને બાળી નાખે છે, તેમ ભસ્મ બાળી નાખે છે જે કોઈ દ્વિજવર્ણે અતુલ પાપ કરીને પણ મૃત્યુકાળે જો ભસ્મસ્નાન કરે છે, તો તરત પાપોથી છૂટી જાય છે ભસ્મસ્નાનથી શુદ્ધાત્મા થયેલો, ક્રોધને જીતનારો તથા ઇંદ્રિયોને વશ કરનારો મનુષ્ય મારી પાસે આવીને ફરી સસારમા આવતો નથી સોમવતી અમાસના દિવસે ભસ્મથી લેપેલા શરીરવાળો મનુષ્ય શકરના દર્શન કરી સર્વ પાપોથી મુકત થાય છે જે વિદ્વાન દ્વિજ આયુષને, સમૃદ્ધિને અથવા મોક્ષને ઇચ્છતો હોય, તેણે કાયમ ભસ્મધારણ કરવી ત્રિપુડ્રધારણ પરમ પવિત્ર છે તથા બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ છે ત્રિપુડ્રધારણને જોઈને ઘોર રાક્ષસો, પ્રેતો તથા ક્ષુદ્ર જતુઓ નાસી જાય છે, એમા સશય નથી શૌચાદિ કર્મ કરી, નિર્મળ જળમા સ્નાન કરીને, તે પછી પગના તળિયાથી માડી મસ્તક સુધી ભસ્મનુ વિલેપન કરવુ જોઈએ કેવળ જળથી કરેલુ સ્નાન શરીર ઉપરના બહારના મેલને દૂર કરે છે ત્યારે નિર્દોષ ભસ્મસ્નાન તો બહારના તથા અદરના બને મેલનો નાશ કર છે, માટે (માદગી વગેરેના કારણે) જળસ્નાનને છોડીને પણ ભસ્મસ્નાન કરવામા અવશ્ય તત્પર રહેવુ જોઈએ હે નારદમુનિ! (જળસ્નાન વગેરે) કર્યુ હોય, છતા ભસ્મસ્નાન વિના તે ન કરેલુ જ ગણાય છે, માટે જ ભસ્મસ્નાન વેદોકત આગ્નેયસ્નાન કહેવાય છે ભસ્મસ્નાન વડે અદર તથા બહાર શુદ્ધ થયેલો પુરુષ શિવપૂજાનુ ફળ પામે છે. જળથી કરેલુ સ્નાન તો માત્ર બહારના જ મેલનો નાશ કરે છે, ત્યાર તીવ્ર ભસ્મસ્નાન તો પ્રાણીના બહારના તથા અદરના પણ મેલનો નાશ કરે છે. હે નારદમુનિ! કરોડો વાર કાયમ આદરથી જળસ્નાન કરીને પણ મનુષ્ય ભસ્મસ્નાન વિના પવિત્ર અત-કરણવાળો કદી થતો જ નથી ભસ્મસ્નાનનુ જે માહાત્મ્ય છે, તેને ખરેખરુ તો વેદ જ જાણે છે અથવા સર્વ દેવોના ચૂડામણિરૂપ શકર જ જાણે છે જે મનુષ્ય ભસ્મસ્નાન કર્યા વિના વૈદિક કર્મ કરે છે, તે મનુષ્ય એ કર્મના (ફળના) અશના અર્ધા અશને પણ ખરી રીતે પામતો નથી જે મનુષ્ય યત્નથી

વિધિ પ્રમાણે ભસ્મસ્નાન કરે છે, તે જ એક સર્વ કર્મોમા વેદપ્રસિદ્ધ અધિકારી છે વેદોક્ત ભસ્મસ્નાન પાવનમા પણ પાવન છે, માટે જે મનુષ્ય મોહથી ભસ્મસ્નાન કરશે નહિ તે મહાપાપી થશે દ્વિજ વર્ણો અનત જળસ્નાનથી જે પુણ્ય પામે છે, તેથી અનતગણુ પુણ્ય ભસ્મસ્નાનથી પામે છે, માટે ત્રણે કાળ ભસ્મસ્નાન કાળજીથી કરવુ જોઈએ ભસ્મ સ્નાન એ વેદોક્ત છે તેનો ત્યાગ કરનાર પાપી થાય છે મૃગ આદિનો ત્યાગ કર્યા પછી કાળજી રાખી ભસ્મસ્નાન તો કરવુ જોઈએ, નહિ તો મનુષ્યો પવિત્ર થતા નથી જે દ્વિજે વિધિ પ્રમાણે શૌચ કર્યું હોય, તે પણ ભસ્મસ્નાન વિના પવિત્ર અત કરણવાળો થતો નથી અને એને કોઈ પણ કર્મમા અધિકાર નથી અપાનવાયુ નીકળે, બગાસુ આવે, નાક છીંકવુ પડે, છીંક થાય અને બળખો કાઢવો પડે, ત્યારે કાળજી રાખી ભસ્મસ્નાન કરવુ જોઈએ હે મુનિશ્રેષ્ઠ! અહીં તો ભસ્મસ્નાનના માહાત્મ્યનો અમુક એક ભાગ જ વર્ણવ્યો છે, માટે હજી પણ ભસ્મસ્નાનથી થતુ ફળ હુ કહીશ, તેને તમારે સાવધાન મનથી સાભળવુ ૧–૫૭

**पुनश्च संप्रवक्ष्यामि भस्मस्नानोत्थित फलम् ।**
**सावधानेन मनसा श्रोतव्यं मुनिपुगव ॥ ५७ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૧૪ મો સમાપ્ત

## અધ્યાય ૧૫ મો*

### ત્રિપુંડ્ર તથા ઊર્ધ્વપુંડ્રનો મહિમા

**श्रीनारायण उवाच**

**अग्निरित्यादिभिर्मन्त्रैर्भस्म संशोध्य सादरम् ।**
**धारणीय ललाटादौ त्रिपुण्ड्रं केवलं द्विजैः ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા દ્વિજાએ '**ॐ अग्निरिति भस्म**' ઈત્યાદિ મત્રોથી આદરપૂર્વક ભસ્મોને શુદ્ધ કરી લલાટ આદિ ભાગો ઉપર કેવળ ત્રિપુડ્ર ધારણ કરવુ જોઈએ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ બધા 'દ્વિજ' કહેવાય છે, માટે દ્વિજોએ કાયમ કાળજીથી ત્રિપુડ્ર ધારણ કરવુ જોઈએ હે બ્રાહ્મણ નારદ! જેને જનોઈનો સસ્કાર થઈ શકે છે, તે જ 'દ્વિજ' કહેવાય છે અને તે દ્વિજોએ વેદોક્ત ત્રિપુડ્ર ધારણ કરવુ જોઈએ જે દ્વિજ ભસ્મધારણ વિના સત્કર્મ કરે છે, તેણે કરેલુ એ સત્કર્મ લગભગ ન કર્યા જેવુ જ થાય છે ભસ્મધારણ વિના ગાયત્રીનો ઉપદેશ પણ આપી શકાતો નથી, માટે અગ ઉપર ભસ્મધારણ કરીને જ ગાયત્રીનો જપ કરવો જોઈએ હે મુનિશ્રેષ્ઠ ગાયત્રીને બ્રાહ્મણપણાનુ મૂળ જ કહે છે, તે ગાયત્રીનો પણ ભસ્મધારણ ન કર્યું હોય તો કોઈ પણ ઉપદેશ કરતુ નથી હે મુનિ! લલાટ વગેરેમા અગ્નિથી ઉત્પન્ન થયેલી ભસ્મ જ્યા સુધી ધારણ કરી ન હોય ત્યા સુધી ગાયત્રી લેવાનો અધિકાર નથી હે બ્રહ્મન્! ભસ્મરહિત લલાટ બ્રાહ્મણપણાનુ અનુમાન પણ કરાવી શકતુ નથી, માટે જ એ રીતે ભસ્મધારણ કરવામા અત્યત પુણ્યદાયી કારણ મે કહેલુ છે મત્રથી પવિત્ર કરેલી ધોળી ભસ્મ જેના લલાટમા હોય, તે જ બ્રાહ્મણ વિદ્વાન છે, આ ખરેખર હુ સત્ય કહુ છુ હે બ્રાહ્મણ નારદ! જેને ભસ્મનો સઘરો કરવામા મણિનો સઘરો કરવા જેવી જ સ્વાભાવિક પ્રીતિ હોય, તે જ બ્રાહ્મણ છે, આ હુ ખરેખર સત્ય કહુ છુ પણ જેને ભસ્મનો સઘરો કરવામા મણિનો સઘરો કરવા જેવી સ્વાભાવિક પ્રીતિ હોતી નથી, તેને દરેક જન્મમા અવશ્ય ચાડાળ જ જાણવો જેને ત્રિપુડ્ર ધારણ કરવામા અને ભસ્મના વિલેપન વગેરેમા સ્વાભાવિક પ્રીતિ નથી, તેને ચાડાળ સમજવો, આ હુ ખરેખર સત્ય કહુ છુ જેઓ ભસ્મ ધારણ કર્યા વિના ફળ વગેરે ખાય છે, તે બધા ઘોર નરકને પામે છે, એમા સશય, નથી જે મનુષ્ય ભસ્મધારણ વિના શિવપૂજન કરશે તે શિવનો દ્વેષ કરનાર હોઈ દુર્ભાગી થશે અને તે દ્વેષ તેને નરક આપનાર થાય છે ભસ્મધારણરહિત મનુષ્ય સર્વ કર્મોથી બહાર થયેલો ગણાય છે ભસ્મ ધારણ છોડીને મનુષ્ય સુવર્ણતુલા× કરે, તોપણ

* આ અધ્યાયમા એકસો સાડાઅઢાર શ્લોકથી ત્રિપુડ્ર તથા ઊર્ધ્વપુડ્રનો મહિમા કહેવાશે.

× અર્થાત્ પોતે સોનાથી તોળાઈને પોતાની ભારોભાર સોનુ દાનમા આપી દે.

તેના ફળને પામતો નથી, ઊલટો તે પાપી જ થાય છે જેમ જનોઈ વિનાના દ્વિજ લોકો સધ્યા કરી શકે નહીં તેમ ભસ્મરહિત દ્વિજ લોકો સધ્યા કરી શકે નહીં કોઈક સમયે જનોઈ ક્યાક જતી રહી હોય, તેવા દ્વિજો ગાયત્રીનો જપ કે ઉપવાસ વગેરે જનોઈના બદલે અથવા પ્રાયશ્ચિત્તરૂપે કરી શકે છે પણ ભસ્મધારણમા કોઈ કાળે બીજુ તેના બદલે કે પ્રાયશ્ચિત્તરૂપે થઈ શકતુ નથી જો દ્વિજ ભસ્મધારણ વિના સધ્યા કરે છે, તો અવશ્ય તેને દોષ જ લાગે છે, જેમ કે તે સમયે (ભસ્મધારણ ન કર્યુ હોય તો) સધ્યા માટે તે અધિકારી જ નથી જેમ વેદો સાભળવાથી શૂદ્રને દોષ જ લાગે છે, તેમ ભસ્મરહિત દ્વિજવર્ણ જો સધ્યા કરે છે, તો તેને દોષ જ લાગે છે, એમા સદેહ નથી દ્વિજ લોકોએ સાવધાન રહી કાળજીથી શ્રૌતભસ્મ અથવા સ્માર્તભસ્મ મેળવવી જ જોઈએ તે જો ન જ મળી શકે તો લૌકિક ભસ્મ પણ ચાલે (અર્થાત્ અગ્નિહોત્રની ભસ્મ મળે તો ઉત્તમ છે પણ તે જો ન મળે, તો ઘરના લૌકિક અગ્નિની કે હરકોઈ ભસ્મ પણ ચાલે), કારણ કે જેવી તેવી પણ ભસ્મ સદા પવિત્ર છે દ્વિજ લોકોએ સધ્યા આદિ કર્મોમા અવશ્ય ભસ્મ ધારણ કરવી જોઈએ, કેમ કે ભસ્મમા શ્રદ્ધાવાળા મનુષ્ય વિષે પાપો કદી પ્રવેશતા નથી બ્રાહ્મણોએ તો પોતાના જમણા હાથની વચલી ત્રણ આગળીઓ વડે અવશ્ય ભસ્મ ધારણ કરવી જોઈએ કપાળમા છ આગળ લાબુ કે તેથી અધિક લાબુ અથવા બે નેત્ર સુધી તેજસ્વી ત્રિપુડ્ર કરવુ જ જોઈએ આવુ ભસ્મનુ ત્રિપુડ્ર જે મનુષ્ય કરે છે, તે રુદ્રસ્વરૂપ જ છે, એમા સશય નથી (ૐકારમા અ, ઉ તથા મ્—એ ત્રણ અક્ષરો છે, તેમા) અકાર અનામિકા આગળીરૂપ, ઉકાર વચલી આગળી રૂપ અને મકાર તર્જની આગળીરૂપ છે, માટે ત્રિપુડ્ર ૐકારરૂપ છે અને ત્રિગુણાત્મક છે વચની તર્જની તથા અનામિકા આગળીઓથી સીધુ આડુ ત્રિપુડ્ર કરવુ જોઈએ આ વિષયમા આ પુરાતની ઈતિહાસ હુ તમને કહુ છુ કોઈક સમયે દુર્વાસા મુનિ પિતૃ લોકમા ગયા હતા તાપસોના શિરોમણિ તે દુર્વાસા આખા અગે ભસ્મ લીપાયેલા હોઈ રુદ્રાક્ષના શણગારોથી યુક્ત હતા અને 'હે સર્વાત્મા! હે શિવ! હે શકર! હે શ્રીમાતા! હે જગદબ!' એવા નામોનો ઉચ્ચ સ્વરે ઉચ્ચાર કરી રહ્યા હતા (તેમને જોઈ) કવ્યવાટ્ આદિ પિતૃઓએ સામા ઊભા થઈ વદન કરી આસનાદિ સત્કારો અર્પીને તેમનુ ઘણુ જ સન્માન કર્યુ પછી તે વેળા અનેક જાતની કથાઓ વડે તેઓ પરસ્પર વાતચીત કરવા લાગ્યા તે સમયે કુભીપાક નરકમા રહેલા અને 'હાય, મરી ગયા!' એમ પોકારતા પાપીઓનો ઘોર શબ્દ થવા લાગ્યો તેમા કેટલાક કહેતા હતા કે, 'હાય મૂઆ!' બીજા કહેતા હતા કે 'હાય બળી ગયા!' અને કેટલાક આમ રડતા હતા કે, 'અરેરે! અમે ચિરાઈ ગયા, કપાઈ ગયા!' તે કરુણ શબ્દ સાભળી મુનિરાજ દુર્વાસા હૃદયમા દુ ખી થયા અને 'આ કોનો શબ્દ છે?' એમ પિતૃઓના અધિપતિઓને તેમણે પૂછ્યુ ત્યારે તેમણે કહ્યુ કે, 'હે મુનિ! અહીં જ પાસે સયમની નામની બીજી નગરી છે ત્યા પાપીઓ ને તેમના કર્મનુ ફળ આપતા યમરાજ રહે છે હે નિર્દોષ! કાળ જેવા દેખાવના, કાળા રગના અને ભયકર અનેક દૂતો સહિત યમરાજ અહીં જ રહે છે અને તે નગરીના એ સ્વામી છે તે નગરીમા પાપીઓને દુ ખભોગ આપતા અનેક કુડો છે તે બધાયે ઘોર રૂપવાળા દૂતોથી વીંટાયેલા છે તેઓમા છ્યાસી કુડો મુખ્ય છે અને તેમા પણ કુભીપાક નામનો મોટો કુડ સૌથી મુખ્ય છે તેમા રહેલા પાપીઓની વેદનાનુ વર્ણન કરવા સેકડો વર્ષોએ પણ કોઈ સમર્થ થઈ શકે તેમ નથી હે મુનિ! જેઓ શિવનો દ્રોહ કરે છે, દેવીની નિંદા કરે છે અને વિષ્ણુનો દ્રોહ કરે છે, તેઓ એ જ કુડમા પડે છે જેઓ વેદની, સૂર્યની તથા ગણપતિની નિંદા કરે છે અને બ્રાહ્મણનો દ્રોહ કરે છે, તેઓ પણ એ જ કુડમા પડે છે જેઓ ઈચ્છા પ્રમાણે વર્તે છે, તપેલી મુદ્રાના ચિહ્ન ધારણ કરે છે અને ત્રિશૂળ ધારણ કરે છે, તેઓ પણ એ જ કુડમા પડે છે જેઓ માતાની, પિતાની, ગુરુની, વડીલોની, પુરાણોની તથા સ્મૃતિઓની નિંદા કરે છે અને ધર્મને દૂષિત કરે છે, તેઓ એ જ કુડમા પડે છે તે પાપીઓનો

આ મહાઘોર શબ્દ સાભળતા પણ ભયકર લાગે છે, તેને અમે કાયમ સાભળ્યા કરીએ છીએ, જેને સાભળવાથી વૈરાગ્ય થાય છે ’ એવુ તેઓનુ વચન સાભળી મુનિરાજ દુર્વાસા તે નરકને જોવાની ઈચ્છાથી એકદમ ઊભા થઈ ચાલ્યા અને એ કુડની પાસે ગયા હે નારદમુનિ! ત્યા નીચુ મુખ કરી તેમણે જોયુ કે, તે જ ક્ષણે તેમા રહેલા પાપીઓને સ્વર્ગ કરતા અધિક સુખ થયુ કેટલાક હસવા લાગ્યા, કેટલાક ગાવા લાગ્યા અને બીજા નાચવા લાગ્યા સુખમા વૃદ્ધિ થતા તેઓ ખૂબ હર્ષિત થઈ સામસામા રમવા લાગ્યા વળી એ સ્થળે મૃદગ, મુરજ, વીણા, ઢક્કા તથા નગારાના મધુર શબ્દો પચમ સ્વરથી શોભીતા થવા લાગ્યા અને વસતની વેલીઓના પુષ્પોના સુગધી વાયુ વાવા લાગ્યા મુનિ દુર્વાસા તો તે જોઈને ચકિત જ થયા અને યમદૂતો પણ વિસ્મય પામ્યા તેઓએ જ્ઞાની ધર્મરાજને તરત જણાવ્યુ કે, ‘હે મહારાજ! હમણા જ મોટુ એક આશ્ચર્ય બન્યુ છે કે, કુભીપાકમા રહેલા પાપીઓને સ્વર્ગ કરતા પણ અધિક સુખ થયુ છે હે પ્રભો! આ શાથી થયુ તેનુ કારણ અમે જાણી શકતા નથી હે દેવ! અમે બધાય ચકિત થયા છીએ અને તમારી પાસે આવ્યા છીએ ’ દૂતોની તે વાણી સાભળી ધર્મરાજ એકદમ ઊભા થયા અને મોટા પાડા પર બેસી જ્યા તે પાપીઓ હતા ત્યા ગયા (ત્યા જઈને) તેમણે એ વાત દૂત દ્વારા અમરાવતી પહોચાડી એટલે દેવોનો રાજા ઇદ્ર પણ તે સાભળી દેવગણો સાથે ત્યા આવ્યો, તેમ જ બ્રહ્મલોકમાથી બ્રહ્મા વૈકુઠમાથી વિષ્ણુ અને તે તે લોકમાથી દિક્પાલો પણ દેવગણોની સાથે ત્યા આવ્યા તે બધાય કુભીપાકને ચોતરફ વીંટળાઈ વળી ઊભા રહ્યા અને તેમા રહેલા જીવોને સ્વર્ગ કરતા પણ અધિક સુખી જોવા લાગ્યા એ સઘળાયે ચકિત થયા પણ તેનુ કારણ સમજી શક્યા નહિ ‘ઓહો! પાપને ભોગવવા માટે જ આ કુડ બનાવ્યો છે, છતા તેમા જો સુખ થયુ, તો પાપથી ભય શો રહ્યો? પરમેશ્વરે કરેલી વેદમર્યાદા કેમ નાશ પામી? ભગવાને પોતાનો સકલ્પ મિથ્યા કેમ કર્યો? આ તો ઘણુ જ આશ્ચર્ય છે!’ આમ કહેતા તે બધા કુડના કિનારા પર ઊભા રહ્યા, પણ તેનુ કારણ સમજી શક્યા નહિ એ વખતે દેવોની સાથે મત્રણા કરીને વિષ્ણુ કેટલાક દેવગણોની સાથે શકરના ધામમા ગયા ત્યા પાર્વતીની સાથે રહેલા, કરોડો કામદેવ જેવા સુદર, અત્યત રમણીય અગવાળા, લાવણ્યની ખાણરૂપ, અદ્ભુત, કાયમ સોળ વર્ષની ઉંમરના, અનેક જાતના શણગારોથી શણગારેલા, અનેક ગણોથી વીંટાયેલા, શ્રેષ્ઠ શિવાદેવીને લાડ લડાવતા, મસ્તક પર ચદ્રને ધારણ કરતા અને ચારે વેદોથી યુક્ત દેવ શકરના વિષ્ણુએ દર્શન કર્યા ને તેમને નમન કર્યુ પછી તે વિષ્ણુએ પેલુ ચમત્કારી વૃત્તાત ખૂબ સ્પષ્ટ રીતે શકરને જણાવ્યુ અને કહ્યુ કે, ‘હે દેવ! આનુ કારણ અમે કોઈ રીતે સમજી શકતા નથી, માટે હે દેવ! તે કારણ તમે કહો, કેમ કે હે પ્રભો! તમે બધુ જાણો છો ’ વિષ્ણુનુ એ વાક્ય સાભળી પ્રસન્ન થયેલ મુખકમળવાળા શકરે તે સમયે મેઘ જેવી ગભીર વાણીથી આ મધુર વાક્ય કહ્યુ ‘હે વિષ્ણુ! તેનુ કારણ તમે સાભળો, એમા કઈ આશ્ચર્ય જેવુ નથી એ ભસ્મનો જ મહિમા છે ભસ્મથી શુ ન થાય? શિવભક્તોમા માન્ય દુર્વાસા કુભીપાકને જોવા ગયા હોઈ નીચુ મુખ કરી તેમણે નીચે જોવા માડ્યુ, એટલે તે વેળા હે વિષ્ણુ! દૈવયોગે વાયુને લીધે (તેમના કપાળ પરથી) ભસ્મના રજકણ તેમા પડ્યા હતા તેથી આ બધુ બન્યુ છે આ ભસ્મનો મહિમા છે હવે પછી એ કુભીપાક (નરક મટી) પિતૃલોકમા વસનારાઓનુ તીર્થ થશે, એમા સદેહ નથી એમા સ્નાન કરી પ્રાણી સુખી થશે અને ‘પિતૃતીર્થ’ એ નામથી હવે પછી તે પ્રખ્યાત થશે. હે મહાશ્રેષ્ઠ વિષ્ણુ! તે સ્થળે મારુ લિંગ સ્થાપજો અને દેવીની પ્રતિષ્ઠા કરજો પિતૃલોકમા વસનારાઓ ત્યા તેની પૂજા કરશે ત્રણે લોકમા જે તીર્થો છે, તેઓમા એ શ્રેષ્ઠ થશે ત્યા પ્રતિષ્ઠા કરેલા ‘પિત્રીશ્વરી’ દેવીની પૂજા કરવાથી ત્રણે લોકની પૂજા કરેલી ગણાશે ’

શ્રીનારાયણ બોલ્યા શકરદેવનુ એ વચન સાભળી, તે દેવને મસ્તકથી પ્રણામ કરી તેમની સમ્મતિ લઈ વિષ્ણુ દેવોની પાસે ગયા તેમણે શકરે

કહેલુ તે સર્વ કારણ કહ્યુ, ત્યારે દેવો માથા ડોલાવી 'વાહ વાહ' એમ કહેવા લાગ્યા હે શત્રુઓને તપાવ નાર નારદ! વિષ્ણુ તથા બ્રહ્મા વગેરે દેવો ભસ્મના માહાત્મ્યની પ્રશસા કરવા લાગ્યા અને એ તીર્થનો લાભ થવાથી પિતૃઓ સતોષ પામ્યા દેવોએ એ તીર્થના કિનારા ઉપર શિવના લિંગની તથા દેવોની મૂર્તિની વિધિ પ્રમાણે સ્થાપના કરી અને કાયમ તેમની પૂજા કરવા માડી તે કુડમા જે પ્રાણીઓ પાપ ભોગવવા રહ્યા હતા, તેઓ વિમાન પર ચઢી કૈલાસમા ગયા, અને ભદ્રગણ નામે પ્રખ્યાત થઈ આજે પણ ત્યા કૈલાસમા તેઓ રહે છે કુભીપાક નામના નરકકુડને (અસલના મૂળ પ્રદેશથી અત્યત) દૂર પ્રદેશમા ફરી નવો બનાવવામા આવ્યો વળી તે દિવસથી માડી દેવોએ 'કોઈ પણ શિવભકતોએ તે કુભીપાકના માર્ગે ન જવુ' એવો નિષેધ કર્યો, કેમ કે (વળી પણ કોઈ ભસ્મધારી શિવભકત ત્યા જાય, તો ફરી પણ કુભીપાકનો નાશ જ થાય, એવો ભય દેવોને પેસી ગયો છે) હે નારદ! આવુ ભસ્મનુ સર્વ ઉત્તમ માહાત્મ્ય તમને કહ્યુ હે મુનિ! આનાથી વધારે ઉત્તમ બીજુ કઈ પણ નથી હવે હે મુનિશ્રેષ્ઠ! વિષ્ણુસબધી શાસ્ત્રો જોતા જે જુદા અધિકારીઓ જણાયા છે, તેને લીધે ઊર્ધ્વપુડ્રનો વિધિ કહુ છુ ઊર્ધ્વપુડ્રના દિવ્ય પ્રમાણો આગળીઓના ભેદથી જુદા જુદા હોય છે તેઓના વર્ણ, મત્ર, દેવો તથા ફળ હુ કહુ છુ પર્વતોની ટોચ ઉપરની, નદીના કિનારાની, શિવક્ષેત્રની, સમુદ્રના કિનારાની, રાફડાની અથવા તુલસીના મૂળની માટી ઊર્ધ્વપુડ્ર કરવા માટે ખાસ લેવા યોગ્ય કહેલ છે, તે સિવાયની બીજી માટી ન લેવી કાળુ ઊર્ધ્વપુડ્ર શાતિ કરનાર કહેલ છે, લાલ ઊર્ધ્વપુડ્ર વશ કરનાર હોય છે, પીળુ લક્ષ્મી કરનાર થાય છે અને ધોળુ ધર્મ આપનાર કહેવાય છે (ઊર્ધ્વપુડ્ર કરવામા) અગૂઠાને પુષ્ટિ આપનાર કહ્યો છે, વચલી આગળી આયુષ કરનારી થાય છે, અનામિકા અન્ન આપનારી થાય છે અને તર્જની મુકિત આપનારી છે આ જુદી જુદી આગળીઓથી ઊર્ધ્વપુડ્ર કરવુ, પણ નખો વડે સ્પર્શ ન કરવો વાટમા બળતા દીવા જેવી આકૃતિનુ, વાસના પાદડા જેવી આકૃતિનુ, કમળની કળી જેવા આકારનુ માછલા જેવુ, કાચબા જેવા આકારનુ અથવા શખ જેવા આકારનુ ઊર્ધ્વપુડ્ર ખાસ કાળજીથી કરવુ દશ આગળનુ ઊર્ધ્વપુડ્ર ઉત્તમોત્તમ કહેવાય છે, નવ આગળનુ (ઉત્તમમા) મધ્યમ ગણાય છે અને આઠ આગળનુ (ઉત્તમમા) કનિષ્ઠ કહેવાય છે સાત, છ અને પાચ આગળનુ ઊર્ધ્વપુડ્ર ત્રણ પ્રકારનુ મધ્યમ* કહેવાય છે, અને ચાર ત્રણ તથા બે આગળનુ ઊર્ધ્વપુડ્ર ત્રણ પ્રકારનુ× કનિષ્ઠ કહેવાય છે લલાટમા કેશવનુ, પેટમા નારાયણનુ, હૃદયમા માધવનુ, કઠપ્રદેશમા ગોવિંદનુ, પેટના જમણા પડખે વિષ્ણુનુ, જમણી બાજુના બાહુમા મધુસૂદનનુ, જમણા કર્ણપ્રદેશમા ત્રિવિક્રમનુ, ડાબી કૂખમા વામનનુ, ડાબા બાહુમા શ્રીધરનુ, ડાબા કાનમા હૃષીકેશનુ, પીઠમા પદ્મનાભનુ અને ખાધમા દામોદરનુ સ્મરણ કરવુ અને આ બાર નામોનો (અનુક્રમે) ઉચ્ચાર કરતા જઈ તે તે સ્થળે ઊર્ધ્વપુડ્ર કરવા, તેમ જ મસ્તક પર વાસુદેવનુ સ્મરણ કરી ઊર્ધ્વપુડ્ર કરવુ સાયકાળે તથા પ્રાતઃકાળે પૂજાના સમયે તથા હોમના વખતે સાવધાન થઈ પૂર્વોકત નામોનો ઉચ્ચાર કરી તે તે સ્થળે ઊર્ધ્વપુડ્ર ધારણ કરવુ અપવિત્ર કે આચારહીન મનુષ્ય મનથી કઈ પાપ કરે તોપણ મસ્તક પર ઊર્ધ્વપુડ્રથી અકિત થઈને મનુષ્ય કાયમ પવિત્ર જ થાય છે ઊર્ધ્વપુડ્રને ધારણ કરતો મનુષ્ય ચાડાલ હોય તોપણ જે કોઈ સ્થળે મરણ પામે, તે સ્થળે વિમાનમા બેસી મારા લોકમા આવે છે અને ત્યા પૂજાય છે મોટા ભાગ્યશાળી તથા મારા સ્વરૂપને જાણતા નિર્મળ એકાત ભકતો બે રેખાની વચ્ચે જગ્યાવાળા અને વિષ્ણુના ચરણ જેવી આકૃતિવાળા ઊર્ધ્વપુડ્રો કરે છે મારા ચરણમા જ કેવળ પરાયણ રહેતા મારા ઉત્તમ એકાત ભકતો હળદરના

* એટલે સાત આગળનુ મધ્યમમા ઉત્તમ, છ આગળનું મધ્યમમા મધ્યમ અને પાચ આગળનુ મધ્યમમા કનિષ્ઠ સમજવુ

× અર્થાત્ ચાર આગળનુ કનિષ્ઠમા ઉત્તમ, ત્રણ આગળનું કનિષ્ઠમાં મધ્યમ અને બે આગળનુ કનિષ્ઠમાં પણ કનિષ્ઠ સમજવુ

ચૂર્ણથી યુક્ત અને ત્રિશૂળ જેવી આકૃતિવાળા નિર્મળ ઊર્ધ્વપુંડ્રો કરે છે બીજા વિષ્ણુભક્તો છિદ્ર વિનાના અને દીવો, કમળની કળી તથા વાસના પાદડા જેવી આકૃતિવાળા ઊર્ધ્વપુંડ્રો પણ ભક્તિથી કરે છે કેવળ વૈષ્ણવો (ભાગવતો) છિદ્રવિનાના અથવા છિદ્ર રહિત ઊર્ધ્વપુંડ્રો પણ કરે છે છિદ્રરહિત ઊર્ધ્વપુંડ્રો કરવામા તેઓને દોષ લાગતો નથી, પણ મારે શરણે આવેલા એકાતિક તથા પરમ એકાતિક(હાલના માધ્વ તથા રામાનુજ અનુયાયીઓ)ને તો છિદ્ર રહિત ઊર્ધ્વપુંડ્રો કરવામા મોટો દોષ જ લાગે છે જે વૈષ્ણવ હોય તેણે 'केशवाय नम ' ઈત્યાદિ નામોનુ ઉચ્ચારણ કરી મધ્યમા છિદ્રવાળુ અને લાકડી જેવા આકારનુ ઉત્તમ ઊર્ધ્વપુંડ્ર કરવુ જે મનુષ્ય મધ્યમા છિદ્રવાળા નિર્મળ ઊર્ધ્વપુંડ્રો કરે છે, તે સ્થળે મારુ મોટુ મદિર કરે છે એમ સમજવુ વિશાળ અને અતિ મનોહર ઊર્ધ્વપુંડ્રની મધ્યમા લક્ષ્મી સહિત અવિનાશી વિષ્ણુ સ્થિતિ કરીને રમણ કરે છે જે અધમ દ્વિજ મધ્યમા છિદ્ર વિનાનુ ઊર્ધ્વપુંડ્ર કરે છે, તે એ સ્થળે રહેતા વિષ્ણુને તથા લક્ષ્મીને દૂર કરે છે જે મૂઢ બુદ્ધિવાળો મનુષ્ય (મધ્યમા) છિદ્રરહિત ઊર્ધ્વપુંડ્ર કરે છે, તે અનુક્રમે એકવીસ નરકોને પામે છે માટે સીધા ને સ્પષ્ટ કિનારવાળા, વચમા જગ્યા વાળા અને લાકડી, કમળની કળી, દીવો અથવા માછલા જેવી આકૃતિવાળા ઊર્ધ્વપુંડ્રો કરવા જોઈએ હે મહામુનિ! દ્વિજવર્ણે શિખા તથા જનોઈની પેઠે ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવુ જોઈએ તે વિના તેની સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે માટે બુદ્ધિમાન બ્રાહ્મણે સર્વ કાર્યોમા ઊર્ધ્વપુંડ્ર કરવુ જોઈએ (ઉપર્યુક્ત ઊર્ધ્વપુંડ્રના અધિકારીઓ વૈદિક સિવાયના જ છે, માટે) વેદમા શ્રદ્ધાવાળા વૈદિકોએ ત્રિશૂળ જેવુ, ગોળ, ચોખડુ કે અર્ધચદ્ર વગેરે જેવા આકારનુ ઊર્ધ્વપુંડ્ર ધારણ ન કરવુ જન્મથી જે વૈદિક જાતિને પામ્યો હોય અને વેદમાર્ગનો આશ્રય કરતો હોય, તેણે ભ્રમથી પણ લલાટમા ત્રિપુંડ્ર વિના બીજુ (ઊર્ધ્વ વગેરે) કદી ધારણ ન જ કરવુ વિષ્ણુ સબધી શાસ્ત્રો વગેરેમા ખ્યાતિ, પ્રાપ્તિ આદિની સિદ્ધિ માટે દર્શાવેલા બીજા પુંડ્રોને વૈદિક મનુષ્યે ધારણ ન જ કરવા વેદોક્ત આડુ ત્રિપુંડ્ર છોડીને કોઈ પણ રીતે ભ્રમથી પણ બીજુ પુંડ્ર ધારણ ન જ કરવુ જે વૈદિક મનુષ્ય લલાટમા ભસ્મ વડે આડુ ત્રિપુંડ્ર ધારણ કર્યા વિના મોહથી બીજુ પુંડ્ર ધારણ કરે છે, તે નરકવાસી થાય છે કેવળ એક વેદમાર્ગમા જ શ્રદ્ધાવાળો હોય છતા જે મનુષ્ય મોહથી બીજા પુંડ્રથી જો અકિત થાય છે તો નરકમા જ પડે છે, એમા સદેહ નથી વેદમાર્ગનો આશ્રય કરનારે શરીર પર બીજા પુંડ્રનુ ચિહ્ન કરવુ નહિ વેદોક્ત ધર્મમા જ કેવળ એક શ્રદ્ધાવાળાઓનુ તો વેદોક્ત ચિહ્ન ન જ હોવુ જોઈએ જેઓ વૈદિક ધર્મમા શ્રદ્ધા વાળા હોય, તેઓનુ ચિહ્ન અવૈદિક કહેવાય છે જે દેવો વેદમા નિશ્ચય કરેલા છે તેઓનુ ચિહ્ન તો વૈદિક જ હોય છે જે દેવો અવૈદિક તન્ત્રગ્રથોથી જણાયા છે તેઓનુ ચિહ્ન તો અવૈદિક જ હોય છે સસારથી છોડાવનાર સાક્ષાત્ શકર વેદસિદ્ધ મહાન દેવ છે અને તે ભક્તોનો ઉપકાર કરવા વેદોક્ત ચિહ્ન (ત્રિપુંડ્ર)ને જ ધારણ કરે છે, તે જ પ્રમાણે વેદ સિદ્ધ વિષ્ણુનુ ચિહ્ન પણ વૈદિક જ કહેલ છે, બીજુ નથી તેમ જ (રામ કૃષ્ણ વગેરે) જુદા જુદા વિષ્ણુના જે અવતારો થયા છે, તેઓના ચિહ્ન પણ વૈદિક જ છે અને ત્રિપુંડ્ર તથા ભસ્મવિલેપન વગેરે જ વૈદિક ચિહ્ન તરીકે સમજવા ઊર્ધ્વપુંડ્ર વગેરે તો અવૈદિક જ છે આડુ ત્રિપુંડ્ર વગેરે તો અવૈદિક નથી (પણ વૈદિક જ છે), માટે કેવળ એક વેદ માર્ગમા શ્રદ્ધાવાળાઓએ તો વેદોક્ત માર્ગે જ લલાટમા ભસ્મથી આડુ ત્રિપુંડ્ર જ ધારણ કરવુ, પણ જે મનુષ્ય (તાત્રિક માર્ગને અનુસરી) નારાયણદેવને પરમપદ તરીકે શરણે ગયો હોય, તેણે લલાટમા ચદનયુક્ત જળથી ત્રિશૂળ જેવુ ઊર્ધ્વપુંડ્ર હમેશા ધારણ કરવુ ૧-૧૧૮

**यस्तु नारायणं देव प्रपन्न. परम पदम् ।**
**धारयेत् सर्वदा शूल ललाटे गन्धवारिणा ॥११८**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે
અધ્યાય ૧૫ મો સમાપ્ત

# અધ્યાય ૧૬ મો*

## પવિત્ર સંધ્યોપાસન

શ્રીનારાયણ उवाच

**अथातः श्रूयता पुण्यं संध्योपासनमुत्तमम् ।**
**भस्मधारणमाहात्म्य कथितं चैव विस्तरात् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા ભસ્મધારણનુ માહાત્મ્ય વિસ્તારથી કહ્યુ, હવે ઉત્તમ તથા પવિત્ર સધ્યોપાસન વિષે તમે સાભળો હે નિર્દોષ નારદ! (પ્રથમ) પ્રાત સધ્યાનુ વિધાન હુ તમને કહુ છુ (દ્વિજ-લોકો) નક્ષત્રયુક્ત પ્રાત સધ્યા કરે છે, દિવસના મધ્યભાગે સૂર્ય જ્યારે આકાશની મધ્યમા હોય, ત્યારે મધ્યાહ્ન સધ્યા કરે છે અને સૂર્યાસ્ત થઈ રહ્યો હોય, ત્યારે છેલ્લી સાયસધ્યા કરે છે હે દેવર્ષિ ઓમા ઉત્તમ! એમ ત્રણ સધ્યાઓને (દ્વિજો) ઉપાસે છે તેઓના ભેદો પણ હુ કહુ છુ, તમે સાભળો તારાઓ દેખાતા હોય તે વેળા ચાલુ કરેલી પ્રાત સધ્યા ઉત્તમ છે તારાઓ દેખાતા બધ થયા હોય તે વેળા કરાતી પ્રાત સધ્યા મધ્યમ છે અને સૂર્યોદય થઈ ગયો હોય તે વેળા ચાલુ કરેલી પ્રાત સધ્યા અધમ કહેવાય છે આમ ત્રણ પ્રકારથી પ્રાત સધ્યા માની છે તે જ પ્રમાણે સાયસધ્યા પણ ત્રણ પ્રકારે માની છે સૂર્ય સહિત તે ઉત્તમ, સૂર્યાસ્ત પછીની મધ્યમ અને તારાઓ દેખાવા લાગે ત્યારે કરાતી સધ્યા અધમ છે આ લોકમા બ્રાહ્મણ એક વૃક્ષરૂપ છે, તેના મૂળ સધ્યા છે, તેની શાખાઓ વેદ છે અને તેના પાદડા ધર્મકર્મો છે માટે મૂળની કાળજીથી રક્ષા કરવી જો મૂળ કપાઈ જાય, તો શાખા કે વૃક્ષ ટકી શકતા નથી જેણે સધ્યા જાણી નથી અને જેણે સધ્યા ઉપાસી નથી, તે જીવતા શૂદ્ર બને છે અને મૂઆ પછી કૂતરો થાય છે માટે ઉત્તમ સધ્યોપાસન કાયમ કરવુ જોઈએ, કેમ કે તે જો ન કરાય તો બીજા કર્મ વગેરેમા મનુષ્ય અધિકારી થતો નથી સૂર્યના ઉદયથી માડી ત્રણ ઘડી સુધીમા પ્રાત સધ્યા કરી લેવી જોઈએ અને સૂર્યના અસ્તથી માડી ત્રણ ઘડી સુધીમા સાયસધ્યા કરી લેવી જોઈએ એથી વધારે સમય થઈ જાય, તો પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ ઉપર દર્શાવેલો સમય જો વીતી ગયો હોય, તો ત્રણ અર્ઘ્ય આપવા (ઉપરાત પ્રાયશ્ચિત્ત માટે) ચોથો અર્ઘ્ય આપવો જોઈએ, અથવા પ્રથમ એકસો ને આઠ ગાયત્રી જપ્યા પછી સધ્યા કરવી જોઈએ જે કાળે જે કર્મ કરવુ હોય, તે કાળની અધીશ્વરી તે સધ્યાને ઉપાસીને તે કાળનુ કર્મ કરવુ જોઈએ ઘેર સધ્યા કરવી તે સાધારણ કહેવાય છે, ગાયના વાડામા સધ્યા કરવી તે મધ્યમ કહેવાય છે, નદીના તીર પર સધ્યા કરવી તે ઉત્તમ છે અને દેવીના મદિરમા સધ્યા કરવી તે ઉત્તમોત્તમ છે, કારણ કે આ સધ્યા દેવીની ઉપાસનારૂપ છે, માટે દેવીની સમીપમા ત્રણે સધ્યા જો થાય, તો તે અનત ફળ આપવા સમર્થ થાય છે સધ્યાથી બીજુ બ્રાહ્મણોનુ દૈવત નથી વેદમા કહેલી મહાદેવી ગાયત્રીની ઉપાસના બ્રાહ્મણો માટે જેવી નિત્ય છે, તેવી વિષ્ણુની ઉપાસના કે શિવની ઉપાસના નિત્ય નથી, ગાયત્રીની પૂજા સર્વ વેદોના સારરૂપ છે અને તેથી જ બ્રહ્મા વગેરે પણ સધ્યા-સમયે ગાયત્રીનુ ધ્યાન કરે છે અને ગાયત્રીને જપે છે વળી વેદો પણ ગાયત્રીને નિત્ય જપે છે, તેથી ગાયત્રી વેદો વડે પણ ઉપાસના કરવા યોગ્ય કહેવાય છે, માટે બધા દ્વિજ લોકો શાક્ત છે (શક્તિના જ ઉપાસક છે), શૈવ કે વૈષ્ણવ નથી, કેમ કે તેઓ વેદોની માતા અને આદિશક્તિરૂપ ગાયત્રીની ઉપાસના કરે છે (સધ્યાના આરભમા) કેશવાદિ નામોથી આચમન કરી પ્રાણાયામ કરીને સકલ્પ કરવો કેશવ, નારાયણ, માધવ, ગોવિદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ પદ્મ-નાભ, દામોદર, સકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, પુરુષોત્તમ, અધોક્ષજ, નારસિહ અચ્યુત, જનાર્દન, ઉપેન્દ્ર, હરિ અને કૃષ્ણ—આ ચોવીસ નામોમા પૂર્વે ૐકાર મૂકી અતે '**स्वाहा**' લગાડી '**केशवाय स्वाहा**' ઈત્યાદિ બાર નામોથી આચમન કરવુ અને અતે '**नम.**' લગાડી '**सङ्कर्षणाय नम.**' ઈત્યાદિ બાર નામોથી અગોને સ્પર્શ કરવો (જેમ કે,

* આ અધ્યાયમા એકસો છ શ્લોકોથી ઉત્તમ સધ્યોપાસન વર્ણવાયે. જેનાથી દ્વિજ લોકો પર જગદંબા પ્રસન્ન થાય છે

'केशवाय स्वाहा' ઇત્યાદિ ત્રણ નામોથી ત્રણ આચમન કરી 'गोविंदाय नमः, विष्णवे नमः' એમ) બે નામોથી બે હાથ ધોવા, તે પછીના બે નામોથી મુખ ધોવુ, તે પછીના બે નામોથી બે હોઠને માર્જન કરી તે પછીના એક નામ વડે હાથનુ પ્રોક્ષણ કરવુ તે પછીના એક નામ વડે બને પગનુ પ્રોક્ષણ કરી તે પછીના એક નામ વડે મસ્તકનુ પણ પ્રોક્ષણ કરવુ અને તે પછી સકર્ષણ આદિ દેવોના (બાર) નામો વડે બાર અગોનો સ્પર્શ કરવો× વિદ્વાન મનુષ્યે (હમેશા) ડાબા હાથથી જમણા હાથનો સ્પર્શ કરી જમણા હાથે આચમન કરવુ, કેમ કે જ્યા સુધી ડાબા હાથ વડે જમણા હાથને સ્પર્શ કરાતો નથી, ત્યા સુધી (જમણા હાથમા રહેલુ આચમન લેવાનુ) જળ શુદ્ધ થતુ નથી (આચમન કરતી વેળા) ગાયના કાન જેવી આકૃતિવાળો (જમણો) હાથ કરીને તેમા અડદનો એક દાણો ડૂબે તેટલુ જ જળ લઈ તેનુ આચમન કરવુ એથી ઓછુ અથવા વધાર જળપાન કરી દ્વિજવર્ણ મદિરાપાન કરનારો થાય છે (અર્થાત્ મદિરાપાન કર્યા જેવો દોષ તેને લાગે છે) અગૂઠો તથા કનિષ્ઠિકા આગળી છૂટી રાખી હોય અને બીજી આગળીઓ ભેગી કરી હોય એવા જમણા હાથ વડે આચમન કરવુ પછી ૐકારના સ્મરણપૂર્વક શિર સહિત તથા ચોથા પાદ સહિત ગાયત્રીનો જપ કરતા કરતા પ્રાણાયામ કરવો (નાસિકાના) જમણા છિદ્રથી વાયુને બહાર કાઢવો અને ડાબા છિદ્રથી પેટમા પૂરેલા વાયુને બને છિદ્રો બધ કરી રોકવો, તેને પડિતો પ્રાણાયામ કહે છે (પ્રાણાયામ કરતી વેળા) જમણી નાસિકાને અગૂઠાથી દબાવવી, ડાબી નાસિકાને કનિષ્ઠિકા તથા અનામિકાથી દબાવવી અને મધ્યમા તથા તર્જનીને છૂટી રાખવી મનને જેઓએ વશ કર્યું છે એવા યોગીઓ સર્વ શાસ્ત્રોમા રેચક, કુભક તથા પૂરક પ્રાણાયામ કહે છે રેચક વાયુને બહાર કાઢે છે, પૂરક પૂરે છે અને જેનાથી તે વાયુની સમાન સ્થિતિ થાય છે તે કુભક કહેવાય છે પૂરક કરતી વેળા કાળા કમળની પાખડી જેવા કાળા અને નાભિના મધ્યપ્રદેશમા રહેલા ચતુર્ભુજ મહાત્મા વિષ્ણુનુ ચિંતન કરવુ કુભક કરતી વેળા હૃદયરૂપ સ્થાનમા કમળ પર બેઠેલા પ્રજાઓના પતિ, જગતના નાથ અને ચાર મુખવાળા પિતામહ—બ્રહ્માનુ ધ્યાન કરવુ રેચક કરતી વેળા લલાટમા રહેલા, શુદ્ધ સ્ફટિક સમાન નિર્મળ અને પાપનો પાશ કરનારા મહેશ્વર શકરનુ ધ્યાન કરવુ પૂરક કરવાથી વિષ્ણુનુ સાયુજ્ય પ્રાપ્ત થાય છે, કુભક કરવાથી બ્રહ્માની ગતિ પ્રાપ્ત થાય છે અને રેચક કરવાથી ત્રીજા શ્રેષ્ઠ ઈશ્વર શકરને પમાય છે હે દેવર્ષિમા શ્રેષ્ઠ નારદમુનિ! આ પુરાણોક્ત આચમન વગેરે કહ્યુ હવે પાપનો નાશ કરનાર વેદોક્ત આચમન વગેરે તમે સાભળો પ્રથમ પ્રણવનો ઉચ્ચાર કરી 'तत् सवितु' એ ગાયત્રીનો ઉચ્ચાર કરતા પાદના આદિમા ત્રણ વ્યાહૃતિનુ ઉચ્ચારણ કરી આચમન કરવુ, તે વેદોક્ત આચમન કહેવાય છે દરેક વ્યાહૃતિની પૂર્વે પ્રણવને ઉચ્ચારી તે વ્યાહૃતિઓ તથા શિરા સહિત ગાયત્રીનો જપ કરતા જવુ એમ ત્રણ વાર પ્રાણાયામ કરવો (હવે+ લક્ષણ સહિત પ્રાણાયામ કહેવાય છે, જે અનેક જાતના પાપોને દૂર કરનાર તથા મહાપુણ્યને આપનાર છે (મનમા) પ્રણવને ઉચ્ચારતા રહી પાચે આગળીઓથી નાસિકાના અગ્રભાગને દબાવવો આ (પ્રાણાયામની) મુદ્રા વાનપ્રસ્થ તથા ગૃહસ્થના સર્વ પાપોને હરનારી છે અને સન્યાસી તથા બ્રહ્મચારીએ કનિષ્ઠિકા, અનામિકા તથા અગૂઠા વડે નાસિકાના અગ્રભાગને દબાવવો (આવો પણ એક મત છે,) 'आपोहिष्ठा०' આદિ ત્રણ ઋચાઓ વડે દર્ભયુક્ત જળથી ત્રણ વાર પ્રોક્ષણ કરવુ, અથવા એ ત્રણ ઋચાઓના નવ પાદ થાય છે, તેમા એક એક પાદના આદિમા પ્રણવને ઉચ્ચારી નવ પાદથી નવ વાર માર્જન કરવુ એ રીતે માર્જન કરવાથી એક વર્ષનુ પાપ નાશ પામે છે પછી 'सूर्यश्च०'

× જેમ કે પહેલા નામથી મુખનો, બીજા તથા ત્રીજા નામથી બે નાકનો, ચોથા તથા પાચમા નામથી બે ચક્ષુનો, છઠ્ઠા તથા સાતમા નામથી બે કાનનો, આઠમા નામથી નાભિનો, નવમા નામથી હૃદયનો, દશમા નામથી મસ્તકનો અને અગિયારમા તથા બારમા નામથી જમણા તથા ડાબા બાહુના મૂળનો સ્પર્શ કરવો. આ બધી ક્રિયા આચારદિનક ગ્રથમા સ્પષ્ટ છે, તેથી જિજ્ઞાસુએ તે ગ્રથમાથી જોઈ લેવી.

+ આ કૌંસમા આપેલો શ્લોક ક્ષેપક છે

# અધ્યાય ૧૬ મો*

## પવિત્ર સંધ્યોપાસન

શ્રીનારાયણ ઉવાચ

**अथात. श्रूयतां पुण्यं संध्योपासनमुत्तमम्।
भस्मधारणमाहात्म्यं कथितं चैव विस्तरात् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા ભસ્મધારણનુ માહાત્મ્ય વિસ્તારથી કહ્યુ હવે ઉત્તમ તથા પવિત્ર સધ્યોપાસન વિષે તમે સાભળો હે નિર્દોષ નારદ! (પ્રથમ) પ્રાત સધ્યાનુ વિધાન હુ તમને કહુ છુ (દ્વિજ-લોકો) નક્ષત્રયુક્ત પ્રાત સધ્યા કરે છે, દિવસના મધ્યભાગે સૂર્ય જ્યારે આકાશની મધ્યમા હોય, ત્યારે મધ્યાહ્ન સધ્યા કરે છે અને સૂર્યાસ્ત થઈ રહ્યો હોય, ત્યારે છેલ્લી સાયસધ્યા કરે છે હે દેવર્ષિ-ઓમા ઉત્તમ! એમ ત્રણ સધ્યાઓને (દ્વિજો) ઉપાસે છે તેઓના ભેદો પણ હુ કહુ છુ, તમે સાભળો તારાઓ દેખાતા હોય તે વેળા ચાલુ કરેલી પ્રાત સધ્યા ઉત્તમ છે તારાઓ દેખાતા બધ થયા હોય તે વેળા કરાતી પ્રાત.સધ્યા મધ્યમ છે અને સૂર્યોદય થઈ ગયો હોય તે વેળા ચાલુ કરેલી પ્રાત સધ્યા અધમ કહેવાય છે આમ ત્રણ પ્રકારથી પ્રાત સધ્યા માની છે તે જ પ્રમાણે સાયસધ્યા પણ ત્રણ પ્રકારે માની છે સૂર્ય સહિત તે ઉત્તમ, સૂર્યાસ્ત પછીની મધ્યમ અને તારાઓ દેખાવા લાગે ત્યારે કરાતી સધ્યા અધમ છે આ લોકમા બ્રાહ્મણ એક વૃક્ષરૂપ છે, તેના મૂળ સધ્યા છે, તેની શાખાઓ વેદ છે અને તેના પાદડા ધર્મકર્મો છે માટે મૂળની પ્રયત્નથી રક્ષા કરવી જો મૂળ કપાઈ જાય, તો શાખા કે વૃક્ષ ટકી શકતા નથી. જેણે સધ્યા જાણી નથી અને જેણે સધ્યા ઉપાસી નથી, તે જીવતા શૂદ્ર બને છે અને મૂઆ પછી કૂતરો થાય છે માટે ઉત્તમ સધ્યોપાસન કાયમ કરવુ જોઈએ, કેમ કે તે જો ન કરાય તો બીજા કર્મો કરવામા મનુષ્ય અધિકારી થતો નથી સૂર્યના ઉદયથી માડી ત્રણ ઘડી સુધીમા પ્રાત સધ્યા કરી લેવી જોઈએ અને સૂર્યના અસ્તથી માડી ત્રણ ઘડી સુધીમા સાયસધ્યા કરી લેવી જોઈએ એથી વધારે સમય થઈ જાય, તો પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ ઉપર દર્શાવેલો સમય જો વીતી ગયો હોય, તો ત્રણ અર્ઘ્ય આપવા (ઉપરાત પ્રાયશ્ચિત્ત માટે) ચોથો અર્ઘ્ય આપવો જોઈએ, અથવા પ્રથમ એકસો ને આઠ ગાયત્રી જપ્યા પછી સધ્યા કરવી જોઈએ જે કાળે જે કર્મ કરવુ હોય, તે કાળની અધીશ્વરી તે સધ્યાને ઉપાસીને તે કાળનુ કર્મ કરવુ જોઈએ ઘેર સધ્યા કરવી તે સાધારણ કહેવાય છે, ગાયના વાડામા સધ્યા કરવી તે મધ્યમ કહેવાય છે, નદીના તીર પર સધ્યા કરવી તે ઉત્તમ છે અને દેવીના મદિરમા સધ્યા કરવી તે ઉત્તમોત્તમ છે, કારણ કે આ સધ્યા દેવીની ઉપાસનારૂપ છે, માટે દેવીની સમીપમા ત્રણે સધ્યા જો થાય, તો તે અનત ફળ આપવા સમર્થ થાય છે સધ્યાથી બીજુ બ્રાહ્મણોનુ દૈવત નથી વેદમા કહેલી મહાદેવી ગાયત્રીની ઉપાસના બ્રાહ્મણો માટે જેવી નિત્ય છે, તેવી વિષ્ણુની ઉપાસના કે શિવની ઉપાસના નિત્ય નથી, ગાયત્રીની પૂજા સર્વ વેદોના સારરૂપ છે અને તેથી જ બ્રહ્મા વગેરે પણ સધ્યા-સમયે ગાયત્રીનુ ધ્યાન કરે છે અને ગાયત્રીને જપે છે વળી વેદો પણ ગાયત્રીને નિત્ય જપે છે, તેથી ગાયત્રી વેદો વડે પણ ઉપાસના કરવા યોગ્ય કહેવાય છે, માટે બધા દ્વિજ લોકો શાક્ત છે (શક્તિના જ ઉપાસક છે), શૈવ કે વૈષ્ણવ નથી, કેમ કે તેઓ વેદોની માતા અને આદિશક્તિરૂપ ગાયત્રીની ઉપાસના કરે છે (સધ્યાના આરભમા) કેશવાદિ નામોથી આચમન કરી પ્રાણાયામ કરીને સકલ્પ કરવો કેશવ, નારાયણ, માધવ, ગોવિદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ, પદ્મ-નાભ, દામોદર, સકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, પુરુષોત્તમ, અધોક્ષજ, નારસિંહ, અચ્યુત, જનાર્દન, ઉપેન્દ્ર, હરિ અને કૃષ્ણ—આ ચોવીસ નામોમા પૂર્વે ૐકાર મૂકી અતે '**स्वाहा**' લગાડી '**केशवाय स्वाहा**' ઈત્યાદિ બાર નામોથી આચમન કરવુ અને અતે '**नम**' લગાડી '**संकर्षणाय नम**' ઈત્યાદિ બાર નામોથી અગોને સ્પર્શ કરવો (જેમ કે,

* આ અધ્યાયમાં એકસો છ શ્લોકોથી ઉત્તમ સધ્યોપાસન વર્ણવાયું છે, જેનાથી દ્વિજ લોકો પર જગદંબા પ્રસન્ન થાય છે

'केशवाय स्वाहा' ઈત્યાદિ ત્રણ નામોથી ત્રણ આચમન કરી 'गोविंदाय नमः, विष्णवे नम' એમ) બે નામોથી બે હાથ ધોવા, તે પછીના બે નામોથી મુખ ધોવુ, તે પછીના બે નામોથી બે હોઠને માર્જન કરી તે પછીના એક નામ વડે હાથનુ પ્રોક્ષણ કરવુ તે પછીના એક નામ વડે બંને પગનુ પ્રોક્ષણ કરી તે પછીના એક નામ વડે મસ્તકનુ પણ પ્રોક્ષણ કરવુ અને તે પછી સકર્ષણ આદિ દેવોના (બાર) નામો વડે બાર અગોનો સ્પર્શ કરવો× વિદ્વાન મનુષ્યે (હમેશા) ડાબા હાથથી જમણા હાથનો સ્પર્શ કરી જમણા હાથે આચમન કરવુ, કેમ કે જ્યા સુધી ડાબા હાથ વડે જમણા હાથને સ્પર્શ કરાતો નથી ત્યા સુધી (જમણા હાથમા રહેલુ આચમન લેવાનુ) જળ શુદ્ધ થતુ નથી (આચમન કરતી વેળા) ગાયના કાન જેવી આકૃતિવાળો (જમણો) હાથ કરીને તેમા અડદનો એક દાણો ડૂબે તેટલુ જ જળ લઈ તેનુ આચમન કરવુ એથી ઓછુ અથવા વધાર જળપાન કરી દ્વિજવર્ણી મદિરાપાન કરનારો થાય છે (અર્થાત્ મદિરાપાન કર્યા જેવો દોષ તેને લાગે છે) અગૂઠો તથા કનિષ્ઠિકા આગળી છૂટી રાખી હોય અને બીજી આગળીઓ ભેગી કરી હોય એવા જમણા હાથ વડે આચમન કરવુ પછી ૐકારના સ્મરણપૂર્વક શિર સહિત તથા ચોથા પાદ સહિત ગાયત્રીનો જપ કરતા કરતા પ્રાણાયામ કરવો (નાસિકાના) જમણા છિદ્રથી વાયુને બહાર કાઢવો અને ડાબા છિદ્રથી પેટમા પૂરેલા વાયુને બંને છિદ્રો બધ કરી રોકવો, તેને પડિતો પ્રાણાયામ કહે છે (પ્રાણાયામ કરતી વેળા) જમણી નાસિકાને અગૂઠાથી દબાવવી, ડાબી નાસિકાને કનિષ્ઠિકા તથા અનામિકાથી દબાવવી અને મધ્યમા તથા તર્જનીને છૂટી રાખવી મનને જેઓએ વશ કર્યુ છે એવા યોગીઓ સર્વ શાસ્ત્રોમા રેચક, કુભક તથા પૂરક પ્રાણાયામ કહે છે રેચક વાયુને બહાર કાઢે છે, પૂરક પૂરે છે અને જેનાથી તે વાયુની સમાન સ્થિતિ થાય છે તે કુભક કહેવાય છે પૂરક કરતી વેળા કાળા કમળની પાખડી જેવા કાળા અને નાભિના મધ્યપ્રદેશમા રહેલા ચતુર્ભુજ મહાત્મા વિષ્ણુનુ ચિંતન કરવુ કુભક કરતી વેળા હૃદયરૂપ સ્થાનમા કમળ પર બેઠેલા પ્રજાઓના પતિ, જગતના નાથ અને ચાર મુખવાળા પિતામહ—બ્રહ્માનુ ધ્યાન કરવુ રેચક કરતી વેળા લલાટમા રહેલા, શુદ્ધ સ્ફટિક સમાન નિર્મળ અને પાપનો પાશ કરનારા મહેશ્વર શકરનુ ધ્યાન કરવુ પૂરક કરવાથી વિષ્ણુનુ સાયુજ્ય પ્રાપ્ત થાય છે, કુભક કરવાથી બ્રહ્માની ગતિ પ્રાપ્ત થાય છે અને રેચક કરવાથી ત્રીજા શ્રેષ્ઠ ઈશ્વર શકરને પમાય છે હે દેવર્ષિમા શ્રેષ્ઠ નારદમુનિ! આ પુરાણોક્ત આચમન વગેરે કહ્યુ હવે પાપનો નાશ કરનાર વેદોક્ત આચમન વગેરે તમે સાભળો પ્રથમ પ્રણવનો ઉચ્ચાર કરી 'तत् सवितु' એ ગાયત્રીનો ઉચ્ચાર કરતા પાદના આદિમા ત્રણ વ્યાહૃતિનુ ઉચ્ચારણ કરી આચમન કરવુ, તે વેદોક્ત આચમન કહેવાય છે દરેક વ્યાહૃતિની પૂર્વે પ્રણવને ઉચ્ચારી તે વ્યાહૃતિઓ તથા શિરા સહિત ગાયત્રીનો જપ કરતા જવુ એમ ત્રણ વાર પ્રાણાયામ કરવો (હવે+ લક્ષણ સહિત પ્રાણાયામ કહેવાય છે, જે અનેક જાતના પાપોને દૂર કરનાર તથા મહાપુણ્યને આપનાર છે (મનમા) પ્રણવને ઉચ્ચારતા રહી પાચે આગળીઓથી નાસિકાના અગ્રભાગને દબાવવો આ (પ્રાણાયામની) મુદ્રા વાનપ્રસ્થ તથા ગૃહસ્થના સર્વ પાપોને હરનારી છે અને સન્યાસી તથા બ્રહ્મચારીએ કનિષ્ઠિકા, અનામિકા તથા અગૂઠા વડે નાસિકાના અગ્રભાગને દબાવવો (આવો પણ એક મત છે,) 'आपोहिष्ठा०' આદિ ત્રણ ઋચાઓ વડે દર્ભયુક્ત જળથી ત્રણ વાર પ્રોક્ષણ કરવુ, અથવા એ ત્રણ ઋચાઓના નવ પાદ થાય છે, તેમા એક એક પાદના આદિમા પ્રણવને ઉચ્ચારી નવ પાદથી નવ વાર માર્જન કરવુ એ રીતે માર્જન કરવાથી એક વર્ષનુ પાપ નાશ પામે છે પછી 'सूर्यश्च०'

× જેમ કે પહેલા નામથી મુખના, બીજા તથા ત્રીજા નામથી બે નાકનો, ચોથા તથા પાચમા નામથી બે ચક્ષુનો, છઠ્ઠા તથા સાતમા નામથી બે કાનનો, આઠમા નામથી નાભિનો, નવમા નામથી હૃદયનો, દશમા નામથી મસ્તકનો અને અગિયારમા તથા બારમા નામથી જમણા તથા ડાબા બાહુના મૂળનો સ્પર્શ કરવો. આ બધી ક્રિયા આચારાહ્નિક ગ્રથમા સ્પષ્ટ છે, તેથી જિજ્ઞાસુએ તે ગ્રથમાથી જોઈ લેવી.

+ આ કૌંસમા આપેલો શ્લોક ક્ષેપક છે

એ ઋચાથી આચમન કરી જળ પીવું જેથી મનુષ્યના અંતઃકરણ સાથે મિશ્ર થયેલું પાપ નાશ પામે છે અથવા પ્રણવથી, વ્યાહૃતિઓથી, પ્રણવપૂર્વક ગાયત્રીથી અને 'आपोहिष्ठा०' એ સૂક્તથી માર્જન કરવું ગાયના કાન જેવી આકૃતિવાળા કરેલા જમણા હાથમાં જળ લઈ તેને નાસિકાના અગ્રભાગ સુધી લઈ જઈ ડાબી કુક્ષિમાં કાળા રંગના પાપપુરુષનું સ્મરણ કરવું અને 'ऋतं च सत्यं च०' એ ઋચાનું અથવા 'द्रुपदादिव०' એ ઋચાનું ઉચ્ચારણ કરવું અને તે પછી જમણી નાસિકાથી શ્વાસના માર્ગે તે પાપપુરુષને હાથના જળમાં લાવવો તે પછી એ પાણીને જોયા વિના જ ડાબી બાજુ પથ્થર પર નાખી દેવું અને મારું શરીર પાપરહિત થયું છે' એવી ભાવના કરવી પછી ઊભા થઈને બંને પગને સરખા જોડી રાખવા અને જળનો ખોબો ભરી તર્જની તથા અંગૂઠો છૂટા રાખી સૂર્ય સામે જોઈને ગાયત્રી મંત્રથી મંતરેલું જળ સૂર્ય સામે રાખવું હે મુનિશ્રેષ્ઠ! એમ ત્રણ વાર અર્ઘ્ય આપવાની આ વિધિ છે પછી 'असावादित्य०' એ મંત્રથી પ્રદક્ષિણા કરવી બપોરનો વખત હોય, તો એક વાર અર્ઘ્ય આપવો અને બંને સંધ્યાસમયે ત્રણ વાર અર્ઘ્ય આપવો દ્વિજવર્ણે પ્રભાતકાળે લગાર નમીને અર્ઘ્ય આપવો બપોરના વખતે લાકડાની પેઠે ઊભા રહી અર્ઘ્ય આપવો અને સાયંકાળે આસન પર બેઠા બેઠા અર્ઘ્ય આપવો (એ રીતે સૂર્યને અર્ઘ્ય આપવો) તેનું કારણ તમે સાંભળો મહાવીર, કૃતઘ્ની, દારુણ અને ઘોર 'મંદેહ' નામના ત્રીસ કરોડ રાક્ષસો સૂર્યને ખાઈ જવા ઈચ્છે છે, તેથી સર્વ દેવગણો અને તપોધન ઋષિઓ મહાસંધ્યા ઉપાસે છે અને જળના ખોબા સૂર્ય સામે ફેંકે છે, તેથી વજ્રરૂપ થયેલા તે જળ વડે એ દૈત્યો બળી જાય છે આ કારણથી બ્રાહ્મણો હમેશા સંધ્યોપાસન કરે છે સંધ્યાનું ઉપાસન મહા પુણ્ય ઉત્પન્ન કરનાર કહેવાય છે હે નારદ! હવે અર્ઘ્યના અંગભૂત આ મંત્ર કહેવાય છે તે તમે સાંભળો, જેના ઉચ્ચારમાત્રથી આગ નહિ ન સંધ્યા ન્યૂન થાય છે તે 'सोऽहमर्कोऽस्म्यहं ज्योतिरात्मा ज्योतिरहं शिवः। आत्मज्योतिरहं शुक्लः सर्वज्योती रसोऽस्म्यहम्॥ તે હું સૂર્યદેવ છું, હું જ્યોતિરૂપ આત્મા છું, હું જ્યોતિરૂપ શિવ છું, હું ઉજ્જ્વળ હોઈ આત્માની જ્યોતિરૂપ છું અને સર્વ જ્યોતિરૂપ રસ હું છું' હે વર આપનારા દેવિ! હે ગાયત્રી! હે બ્રહ્મસ્વરૂપિણી! જપની ક્રિયાની સિદ્ધિ માટે મારા હૃદયમાં પ્રવેશવા તમે આવો હે દેવિ! તમે ઊઠો તમારે ફરી આવવા માટે જવું, મારા હૃદયમાં પ્રવેશી અર્ઘ્યમાં તમારે જવું (એમ પ્રાર્થના કર્યા પછી) વિદ્વાન મનુષ્યે શુદ્ધ સ્થળે પોતાનું આસન સ્થાપવું. તે પર બેસીને પછી વેદોની માતા ગાયત્રીનો જપ કરવો હે મુનિશ્રેષ્ઠ! અહીં પ્રાતઃસંધ્યાની વિધિમાં પ્રાણાયામ કર્યા પછી ખેચરી મુદ્રા કહી છે હે નારદ! 'ખેચરી' મુદ્રા એ નામનો અર્થ હું કાળજીથી કહું છું, તમે સાંભળો જેનાથી ચિત્ત આકાશમાં ફરે છે, જીવ પણ આકાશમાં જઈ ફર્યા કરે છે અને નજર બે ભ્રમરની વચ્ચે સ્થિર થાય છે તે 'ખેચરી' મુદ્રા કહેવાય છે હે નારદ! ખરેખર, હું સત્ય કહું છું કે, સિદ્ધાસન સમાન કોઈ આસન નથી કુંભક સમાન કોઈ પ્રાણાયામ નથી અને ખેચરી સમાન કોઈ મુદ્રા નથી ઘંટાના નાદની પેઠે પ્રણવના ઉચ્ચારથી યત્નપૂર્વક વાયુને જીતી અહંકાર તથા મમતાથી રહિત થઈ, સ્થિર આસન પર સ્થિર થઈ રહેવું હે નારદમુનિ! હવે સિદ્ધાસનનું લક્ષણ તમે સાંભળો એક પગને લિંગના મૂળમાં રાખવો બીજા પગના મૂળને વૃષણની નીચે રાખવો, હૃદયને સ્થિર રાખવું, શરીરને (લાકડીની પેઠે) સીધું રાખવું, ઠૂંઠાની પેઠે નિશ્ચળ રહેવું, ઇંદ્રિયોને વશ કરવી અને સ્થિર નજરથી ભમરના મધ્યભાગને જોતા રહેવું યોગીઓને અત્યંત સુખ આપનાર સિદ્ધાસન કહેવાય છે (આ સિદ્ધાસનને દૃઢ કરી આ મંત્રથી ગાયત્રીનું આવાહન કરવું) 'હે વરદાન આપનારા દેવિ ગાયત્રિ! તમે વેદતુલ્ય અક્ષરરૂપ છો, માટે પધારો હે વેદોની માતા ગાયત્રિ! મારા આ હૃદયાકાશમાં તમે બિરાજો મેં દિવસે જે પાપ કર્યું તે આપના જપથી દિવસે જ છૂટી જાય છે અને રાત્રે જે પાપ કર્યું હોય તે પણ આપના જપથી રાત્રે જ દૂર થાય છે હે સર્વવર્ણરૂપ મહાદેવી! હે સંધ્યાની વિદ્યારૂપ' હે સરસ્વતિ! હે

અજસ્અમર દેવિ! હે સર્વમા રમનારા! તમને નમસ્કાર હો ' (એમ પ્રાર્થના કર્યા) પછી 'तेजोऽसि' ઈત્યાદિ મત્રથી દેવીનુ આવાહન કરવુ અને 'તમારુ જે મે આરાધન કર્યું તે સર્વ મારુ (કર્મ) પૂર્ણ થાઓ ' (એમ કહી જળ મૂકવુ) પછી ગાયત્રીને થયેલા શાપના છુટકારા માટે બરાબર વિધિ કરવી ગાયત્રીને બ્રહ્માનો, વિશ્વામિત્રનો તથા વસિષ્ઠનો શાપ થયો છે, તેમા બ્રહ્માના સ્મરણથી બ્રહ્માનો, વિશ્વા મિત્રના સ્મરણથી વિશ્વામિત્રનો અને વસિષ્ઠના સ્મરણથી વસિષ્ઠનો શાપ દૂર થાય છે, (પછી ન્યાસ કર્યા પ્રમાણે પરમાત્માનુ સ્મરણ કરવુ) 'હૃદય કમળના મધ્યમા અગૂઠા જેવડા પુરુષરૂપે રહેલા, સત્યસ્વરૂપ, સર્વ જગતસ્વરૂપ નિત્ય, પરમાત્માએ નામવાળા ચૈતન્યસ્વરૂપ એક અને વાણીના અવિષય પરમેશ્વરનુ હુ ધ્યાન કરુ છુ ' હવે સધ્યાના અગ રૂપ ન્યાસની વિધિ હુ કહુ છુ પૂર્વની પેઠે ૐકારને તો પ્રથમ જ ઉચ્ચારી આ મત્ર બોલવા

ॐ भूः पादाभ्यां नमः । ॐ भुवः जानुभ्यां नमः । ॐ स्वः कटिभ्यां नमः । ॐ महः नाभ्यै नमः । ॐ जनः हृदयाय नमः । ॐ तप कण्ठाय नम. । ॐ सत्यं ललाटाय नम. । तत्सवितुरङ्गुष्ठाभ्यां नमः । वरेण्य तर्जनीभ्यां नमः । भर्गो देवस्य मध्यमाभ्यां नमः । धीमहि अनामिकाभ्यां नमः । धियो यो नः कनिष्ठिकाभ्या नमः । प्रचोदयात् करतलकरपृष्ठाभ्या नमः । तत्सवितुर्ब्रह्मात्मने हृदयाय नमः । वरेण्यं विष्ण्वात्मने शिरसे स्वाहा । भर्गो देवस्य रुद्रात्मने शिखायै वषट् । धीमहि शक्त्यात्मने कवचाय हुम् । धियो यो नः कालात्मने नेत्रत्रयाय वौषट् । प्रचोदयात् सर्वात्मने अस्त्राय फट् (એમ અગન્યાસ, અનુષ્ઠાદિ ન્યાસ તથા હૃદયાદિ ન્યાસ કરવા) હે મહામુનિ! હવે અક્ષરન્યાસ હુ કહુ છુ ગાયત્રીના વર્ણોનો ન્યાસ પાપોને હરનાર હોઈ શ્રેષ્ઠ છે પ્રથમ ૐને ઉચ્ચારી વર્ણન્યાસ કરવા કહેલ છે 'तत्' નો પગના બે અગૂઠામા, 'स'નો બે ઘૂટીઓમા, 'वि'નો બે પિંડીઓમા 'तुः'નો બે ઢીંચણોમા, 'व'નો બે સાથળોમા, 'रे'નો ગુદામા, 'ण्यं'નો લિગમા 'भ'નો કેડમા, 'र्गो'નો નાભિમા, 'दे'નો હૃદયમા, 'व'નો જમણા સ્તનમા, 'स्य'નો ડાબા સ્તનમા, 'धी'નો હૃદયમા, 'म'નો કઠપ્રદેશમા, 'हि'નો મુખપ્રદેશમા, 'धि'નો તાળવામા, 'यो'નો ભમ્મરની વચ્ચે, 'यो'નો લલાટમા, 'नः'નો પૂર્વમુખમા, 'प्र'નો દક્ષિણમુખમા, 'चो'નો પશ્ચિમ મુખમા, 'द'નો ઉત્તર મુખમા, 'या'નો મસ્તક ઉપર અને 'त्'નો આખાય શરીરમા ન્યાસ કરવો જપ કરવામા તત્પર રહેતા કેટલાક વિદ્વાનો આ ન્યાસવિધિને ઇચ્છતા નથી (એટલે જો ન કરે તો દોષ નથી અને કરે તો લાભ જ છે એમ માને છે) તે પછી જગતના માતા મહાદેવી ગાયત્રી અબિકાનુ (આમ) ધ્યાન કરવુ 'જાસુદના વિકસિત પુષ્પ જેવી કાંતિવાળા, કુમારી અવસ્થાવાળા, લાલકમળરૂપ આસન પર બેઠેલા, લાલ ચદનનુ લેપન લગાવેલા, લાલ પુષ્પો તથા વસ્ત્રોને ધારણ કરતા, ચાર મુખવાળા, ચાર ભુજાઓવાળા, બે નેત્રોવાળા, સ્રુચ, સ્રુવ, માળા તથા કમડલુને ધારણ કરતા સર્વ શણગારોથી અત્યત પ્રકાશતા, ઋગ્વેદને ભણતા, સર્વ કરતા શ્રેષ્ઠ, આહવનીય અગ્નિની વચ્ચે રહેલા, બ્રહ્મદેવસ્વરૂપ, ચાર વેદોરૂપ ચાર પાદવાળા, આઠ દિશાઓરૂપી આઠ પેટવાળા, વ્યાકરણ, શિક્ષા, કલ્પ, નિરુક્ત, જ્યોતિષ, ઈતિહાસ, પુરાણ તથા ઉપનિષદો— આ સાતરૂપી મસ્તકોવાળા, અગ્નિરૂપ મુખવાળા, રુદ્રરૂપ શિખાવાળા અને વિષ્ણુરૂપ ચિત્તવાળા ગાયત્રીદેવીનુ હુ ધ્યાન કરુ છુ વળી બ્રહ્મા જેનુ કવચ છે અને સાખ્યાયન જેનુ ગોત્ર કહેલુ છે, તે સૂર્યમડળમા રહેલા મહેશ્વરી ગાયત્રીનુ હુ ધ્યાન કરુ છુ ' એમ વેદોની માતા ગાયત્રીનુ વિધિપૂર્વક ધ્યાન કર્યા પછી દેવીને પ્રસન્ન કરનારી આ શુભ મુદ્રાઓ કરવી સમુખ, સપુટ, વિતત, વિસ્તૃત, દ્વિમુખ, ત્રિમુખ, ચતુષ્ક, પચક, ષણ્મુખ, અધોમુખ, વ્યાપકાજલિક, શકટ, યમપાશ, ગ્રથિત, સન્મુખોન્મુખ, વિલબ, મુષ્ટિક, મત્સ્ય, કૂર્મ, વરાહ, સિંહાક્રાત, મહાક્રાત, મુદ્ગર અને પલ્લવ—આ ચોવીસ ગાયત્રીની મુદ્રાઓ છે* તે (જપ વખતે) કરી બતાવવી જોઈએ

* આ મુદ્રાઓના નામો તથા લક્ષણો બ્રહ્મકલ્પ ગ્રથમા જોકે કહેલા છે, તોપણ તે તાંત્રિક ગુરુ પાસે પ્રત્યક્ષ

(નહિ તો જપ નિષ્ફળ થાય છે) તેમા પ્રથમ તો એકવાર સો અક્ષરોવાળી ગાયત્રીનુ સારી બુદ્ધિવાળા મનુષ્યે ઉચ્ચારણ કરવુ 'तत्सवितुर्वरेण्यं०' એ ગાયત્રીના ચોવીસ અક્ષરો કહેલા છે એટલે તે પ્રથમ ઉચ્ચારી, તે પછી जातवेदसे सुनवाम सोमं०' એ મત્ર અને 'त्र्यम्बकं यजामहे०' એ મત્ર ઉચ્ચારવાથી સો અક્ષરોવાળી ગાયત્રી થાય છે આ ગાયત્રી મહાપવિત્ર છે, માટે વિદ્વાનોએ આ શતાક્ષરા ગાયત્રીનો (પ્રથમ) એક વાર જપ કરવો જોઈએ તે પછી 'ॐभूर्भुवः स्वः' એમ ઉચ્ચારીને ચોવીસ અક્ષરો વાળી 'तत्सवितुर्वरेण्यं' એ ગાયત્રીનો જપ કરવો જે ઉત્તમ બ્રાહ્મણ એ રીતે હમેશ ગાયત્રીનો જપ કરે છે, તે સધ્યાનુ સમગ્ર ફળ પામી સુખી થાય છે

**एवं नित्यं जपं कुर्याद् ब्राह्मणो विप्रपुंगवः ।**
**स समग्र फलं प्राप्य सन्ध्यायाः सुखमेधते ॥१०६**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૧૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૭ મો×

### સંધ્યાદિ કૃત્ય

श्रीनारायण उवाच

**भिन्नपादा गायत्री ब्रह्महत्याप्रणाशिनी ।**
**अभिन्नपादा गायत्री ब्रह्महत्यां प्रयच्छति ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા જુદા જુદા પાદો છૂટા પાડીને જપેલી ગાયત્રી બ્રહ્મહત્યાનો નાશ કરે છે અને જુદા જુદા પાદો છૂટા નહિ પાડી એકદમ સળગ જપેલી ગાયત્રી (ઊલટી) બ્રહ્મહત્યાને આપે છે (અર્થાત્ ત્રણ પાદો જુદા જુદા ઉચ્ચારીને જ ગાયત્રી જપવી, પણ સળગ પાદો છૂટા પાડયા વિના ગાયત્રી જપવી નહિ) જે દ્વિજ લોકો પાદોને છૂટા નહિ પાડી ગાયત્રીનો જપ કરે છે, તેઓ (નરકમા) સેકડો-કરોડો કલ્પો સુધી ઊંધા મસ્તકે રહે છે હે ઉત્તમ વ્રતવાળા! પ્રણવથી સપુટ કરેલી ૐકારવાળી તથા છ ૐકારવાળી—એમ વિવિધ ગાયત્રી ધર્મશાસ્ત્રો, પુરાણો, તથા ઈતિહાસોમા મનાય છે પાચ પ્રણવયુક્ત ગાયત્રીનો જપ કરવો, એવી પણ શાસ્ત્રીય આજ્ઞા છે અને જપની સખ્યાના આઠમા ભાગના અતે ચોથા પાદનો પણ જપ કરવો એ રીતે જપ કરનારા દ્વિજને શ્રેષ્ઠ જાણવો અને તે (દેવીના) શ્રેષ્ઠ સાયુજ્યને પામે છે, પણ એથી ઊલટી રીતે જે જપ કરે છે, તેનો એ જપ નિષ્ફળ થાય છે એક ૐકારથી સપુટ કરેલી પાચ ૐકારવાળી અને છ ૐકારવાળી ગાયત્રી ઊર્ધ્વરેતસ —વાનપ્રસ્થો તથા સન્યાસીઓને જપવા યોગ્ય છે મોક્ષની ઈચ્છાવાળા ગૃહસ્થે અથવા બ્રહ્મચારીએ એક ૐકારથી યુક્ત ગાયત્રીનો જપ કરવો '**परोरजसे सावदोम्**' આ ગાયત્રીનો ચોથો પાદ છે જપનુ સાગ ફળ આપનારુ આનુ ધ્યાન હુ કહુ છુ 'સૂર્ય, ચદ્ર તથા અગ્નિના બિબ સહિત પ્રણવમત્ર અને અચિત્ય એવુ હૃદયમાનુ વિકસિત કમળ જેમના આસન તરીકે કલ્પાય છે, તે અચળ, પરમ સૂક્ષ્મ, જ્યોતિર્મય અને આકાશ જેવા સારવાળા આ સચ્ચિદાનદ પરમાત્મા મને આનદરૂપ થાઓ' (આમ ધ્યાન કરી ગાયત્રીના ચોથા ચરણનો જપ કરતી વેળા) ત્રિશૂળ, યોનિ, સુરભિ, અક્ષમાળા, લિંગ, કમળ અને મહામુદ્રા—આ સાત મુદ્રાઓ બતાવવી જે સધ્યા છે, તે જ સચ્ચિદાનદરૂપ ગાયત્રી છે, માટે બ્રાહ્મણે કાયમ ભક્તિથી તેને પૂજવી તથા નમન કરવુ પૂર્વોક્ત ધ્યાનથી ધ્યાયેલા ગાયત્રીરૂપ પરમાત્માની (માનસિક) પાચ ઉપચારો વડે (આ રીતે) પૂજા કરવી '**लं पृथिव्यात्मने गन्धमर्पयामि नमो नमः । हं आकाशात्मने पुष्पमर्पयामि नमो नमः । यं वाय्वात्मने धूपमर्पयामि नमो नमः । रं वह्न्यात्मने दीपमर्पयामि नमो नमः । वं अमृतात्मने नैवेद्यमर्पयामि नमो नमः ।**' એમ કહી (માનસિક) ચદન, પુષ્પ, ધૂપ, દીપ તથા નૈવેદ્યરૂપ પાચ ઉપચારો અર્પણ કરવા અને પછી '**यं रं लं वं हं**' એમ કહી પુષ્પાજલિ અર્પણ કરવી આમ પૂજા કરી છેવટે સમુખ, સપુટ વગેરે પૂર્વોક્ત મુદ્રાઓ બતાવવી પછી મન વડે દેવીનુ ધ્યાન કરવુ અને ધીમે ધીમે ગાયત્રીમત્રનો ઉચ્ચાર

---

મુદ્રાઓ શીખી લેવી તે જ વધારે ઠીક છે એમ ને એમ લખેલુ વાચી જવાથી આ મુદ્રાઓ લક્ષમા આવે તેમ નથી.

× આ અધ્યાયમાં ત્રણેનુકાળથી ૨ શ્લોકોથી ત્રણ ભાન સુધીનું ટૂંકુ સધ્યાદિ કૃત્ય કહેવાય છે

કરવો તે વેળા મસ્તક તથા ડોક કપાવવા નહિ અને દાત ખુલ્લા કરવા નહિ વિધિપૂર્વક એકસો આઠ અથવા અઠ્ઠાવીસ અથવા જો અશકત હોય, તો દશ ગાયત્રીનો પણ જપ કરવો જોઈએ, એથી ઓછો જપ કદી ન કરવો પછી 'उत्तमे शिखरे जाता०' એ અનુવાક—મત્રથી દેવી ગાયત્રીનુ વિસર્જન કરવુ વિદ્વાન મનુષ્યે જળની અદર રહીને ગાયત્રી જપવી નહિ, કારણ કે તે 'અગ્નિમુખી' કહેવાય છે એમ કેટલાક– ઋષિઓ× કહે છે જપના અતે સુરભિ, જ્ઞાન, શૂર્પ, કૂર્મ, યોનિ, કમળ, લિંગ અને નિર્વાણ —એ આઠ મુદ્રાઓ બતાવવી (અને પ્રાર્થના કરવી કે,) 'હે કશ્યપનુ પ્રિય બોલનારા દેવિ! જે કઈ અક્ષર તથા પદથી ભ્રષ્ટ થયુ હોય અને સ્વર તથા વ્યજનથી રહિત થયુ હોય, તે સર્વની ક્ષમા કરજો' હે મહામુનિ નારદ! તે પછી ગાયત્રીનુ તર્પણ કરવુ એ મત્રમા ગાયત્રી છદ, વિશ્વામિત્ર ઋષિ, સવિતા દેવ અને તર્પણમાં વિનિયોગ કહેલ છે (તર્પણના મત્રો આ પ્રમાણે છે)

ॐ भू ऋग्वेदपुरुष तर्पयामि। ॐ भुवः यजुर्वेदपुरुषं तर्पयामि। ॐ स्वः सामवेदपुरुष तर्पयामि। ॐ महः अथर्ववेदपुरुष तर्पयामि। ॐ जनः इतिहासपुराणं तर्पयामि। ॐ तप सर्वागमपुरुष तर्पयामि। ॐ सत्यं सत्य- [illegible] । ॐ [illegible] पुरुषं तर्पयामि। ॐ भू एकपदा गायत्रीं तर्पयामि। ॐ भुव. द्विपदा गायत्रीं तर्पयामि। ॐ स्वः त्रिपदा गायत्रीं तर्पयामि ॐ भूर्भुव स्व चतुष्पदा गायत्रीं तर्पयामि। उपसीं गायत्रीं तर्पयामि। सावित्री गायत्रीं तर्पयामि। वेदाना मातर गायत्रीं तर्पयामि। पृथ्वीं गायत्रीं तर्पयामि। अजा गायत्रीं तर्पयामि। कौशिकीं गायत्रीं तर्पयामि। साकृतिं गायत्रीं तर्पयामि। सार्वजितीं गायत्रीं तर्पयामि।

આ રીતે તર્પણ કર્યા પછી શાતિને માટે 'जातवेदसे सुनुवाम सोम, मानस्तोक०, त्र्यम्बक०' અને तच्छयो० એ મત્રો બોલવા અને 'अतो० देवा०' એ બે મત્રોથી સર્વાગે સ્પર્શ કરવો પછી स्योनापृथिवि० એ મત્રથી પૃથ્વીને પ્રણામ કરવા અને શ્રેષ્ઠ બ્રાહ્મણે વિધિ પ્રમાણે ગોનાદિનો ઉચ્ચાર કરવો આમ પ્રાતઃકાળની સધ્યાનો વિધિ કહ્યો છે (અને તે પછી 'उत्तरे शिखरे जाता.' એ મત્રથી ગાયત્રીનુ વિસર્જન કરવુ) સધ્યાકર્મ સમાપ્ત કર્યા પછી અને પોતે જાતે અગ્નિહોત્ર હોમવુ અને તે પછી સાવધાન થઈ પચાયતનની પૂજા કરવી તેમા શિવાદેવીનુ, શિવનુ ગણપતિનુ સૂર્યનુ તથા વિષ્ણુનુ પુરુષસૂક્તથી, વ્યાહૃતિથી, મૂલમત્રથી અથવા 'श्रीश्चते' એ મત્રથી એકાગ્ર થઈ પૂજન કરવુ તે વેળા દેવીનુ મધ્યમા, વિષ્ણુનુ ઈશાન ખૂણામા, શકરનુ અગ્નિ ખૂણામા, ગણપતિનુ નૈર્ઋત્ય ખૂણામા અને સૂર્યનુ વાયવ્ય ખૂણામા પૂજન કરવુ એ દેવોને બેસાડવાનો ક્રમ પણ એવો જ છે, તેમ જ (પુરુષસૂક્તની) સોળ ઋચાઓથી સોળ ઉપચારો મનુષ્યે અર્પણ કરવા પ્રથમ દેવીનૂ પૂજન કર્યા પછી બીજાઓનુ અનુક્રમે પૂજન કરવુ.

– આ (કેટલાક) શબ્દથી જળની અદર ગાયત્રી જપ ન કરવા વિષેનો આ મત સર્વમાન્ય નથી એમ સૂચવ્યુ છે વિશ્વામિત્રકલ્પનું આવુ વચન છે 'निमज्याप्सु जपन्मास शत मिष्टमवाप्नुयात्। एव शतोत्तर जप्त्वा सहस्र सर्वमाप्नुयात।' જળમા ડૂબકી મારી મહિના સુધી હમેશા સો ગાયત્રી જપે, તો ઇષ્ટ વસ્તુ મેળવે છે અને એ જ પ્રમાણે એક હજાર ને એકસોનો જપ કરી બધુ મેળવે છે વળી 'जानुदघ्ने जले स्थित्वा वीक्ष्य तोयगत रविम्। गायत्रीं प्रजपेद् विद्वान् सर्वपापापनुत्तये।' ઢીંચણ સુધી જળમા ઊભા રહી જળમા રહેલા સૂર્યને જોઈને વિદ્વાન મનુષ્યે સર્વપાપો દૂર કરવા માટ ગાયત્રી જપ કરવો વળી હારીતનુ પણ આ વચન છે કે, 'आर्द्रवासा जले कुर्यात तर्पणाचमन जपम्'—ભીના કપડે જળમા રહ્યા રહ્યા તર્પણ, આચમન તથા જપ કરવા આ વચનો ઉપરથી જણાય છે કે જળમા પણ ગાયત્રીનો જપ કરવા વિષે નિષેધ નથી મૂળમાં જે નિષેધ દર્શાવ્યો છે તેનુ કારણ આ છે કે, કદાચ કોઈ મનુષ્ય આળસ વગેરેના કારણે આસન વગેરેનો ત્યાગ કરી કેવળ જળમા જ રહી કાયમ જપ કરશે તો? માટે તેને અટકાવવા તે વચન કહેલુ છે

× જેમ કે ગોભિલ મુનિ કહે છે कदाचिदपि नो विद्वान् गायत्रीमुदके जपेत्। गायत्र्यग्निमुखी प्रोक्ता तस्मादु त्थाय ता जपेत्॥ વિદ્વાન મનુષ્યે જળમા રહીને કદી ગાયત્રી જપ કરવો નહિ, કેમ કે ગાયત્રી અગ્નિમુખી કહેવાય છે, તેથી જળમાથી બહાર નીકળીને જ તેનો જપ કરવો.

દેવીના પૂજનથી અધિક પુણ્ય બીજા કોઈમા દેખાતુ નથી એટલા જ માટે ત્રણ સધ્યાઓમા ગાયત્રીની ઉપાસના વેદમા કહેલી છે. અક્ષતથી વિષ્ણુની, તુલસીથી ગણેશની, દુર્વાથી દુર્ગાની અને કેવડાથી મહેશ્વરીની પૂજા કરવી નહિ મલ્લિકા તથા જાઈના પુષ્પ, કાટાશેળિયાનુ પુષ્પ, પનસનુ પુષ્પ, કેસૂડા, ખોરસલ્લી, મોગરો, લોધર, કરેણ, શિશપા, અપરાજિતાનુ પુષ્પ, બપોરિયાનુ ફૂલ, અગથિયાનુ ફૂલ, સિધુવાર, ખાખરાનુ ફૂલ, દૂર્વાના અકુર, બિલ્વપત્ર, દર્ભની માજર, શલ્લકી, માધવીનુ ફૂલ, આકડાનુ ફૂલ, મદારનુ ફૂલ, કેવડો, કર્ણીકાર, કદબપુષ્પ, પુન્નાગ, ચપો, જૂઈ અને તગર ઈત્યાદિ પુષ્પો દેવીને પ્રીતિ કરનારા હોય છે ગૂગળનો ધૂપ પણ હોવો જોઈએ અને તલના તેલનો તથા ઘીનો, એમ બે દીવા (ડાબીજમણી બાજુ) હોવા જોઈએ એમ દેવીનુ પૂજન કરી મૂળ મત્રનો જપ કરવો. એ રીતે પૂજા સમાપ્ત કરી વિદ્વાન મનુષ્યે વેદનો અભ્યાસ કરવો અને તે પછી એ ચતુર પુરુષે દિવસના ત્રીજા ભાગમા પોતાની આજીવિકા દ્વારા પોષ્યવર્ગના પોષણ માટે નિયમપૂર્વક ધનસાધન કરવુ ૧-૪૭

**एवं पूजां समाप्यैव वेदाभ्यासं चरेद् बुधः ।**
**ततः स्ववृत्त्या कुर्वीत पोष्यवर्गार्थसाधनम् ॥४७॥**
**तृतीयदिनभागे तु नियमेन विचक्षणः ।**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં એકાદશ સ્કધ વિષે
અધ્યાય ૧૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૮ મો*

### દેવીપૂજાના ખાસ ઉપચારો અને બૃહદ્રથની કથા

नारद उवाच

**पूजाविशेषं श्रीदेव्याः श्रोतुमिच्छामि मानद ।**
**येनाश्रितेन मनुजः कृतकृत्यत्वमाप्नुयात् ॥ १ ॥**

નારદે કહ્યુ- હે માન આપનારા! શ્રીદેવીની પૂજાનો વિસ્તાર સાભળવા હુ ઈચ્છુ છુ, જેનો આશ્રય કરવાથી મનુષ્ય કૃતાર્થપણુ પામે છે.

શ્રીનારાયણ બોલ્યા હે દેવર્ષિ! શ્રીમાતાના પૂજનનો ક્રમ હુ કહુ છુ, સાભળો તે સાક્ષાત્ ભોગો તથા મોક્ષને આપનાર છે અને સઘળી આપત્તિઓને દૂર કરનાર છે. મૌનવ્રત ધારણ કરી, સકલ્પ કરી આચમન લઈને ભૂતશુદ્ધિ વગેરે કરવા અને માતૃકાન્યાસપૂર્વક ષડગન્યાસ કરવા બુદ્ધિમાન મનુષ્યે શખ સ્થાપીને સામાન્ય અર્ધ્ય કરી પૂજાના દ્રવ્યોનુ 'फट्' મત્રના જળથી પ્રોક્ષણ કરવુ પછી (પ્રથમ) ગુરુની આજ્ઞા લઈ પૂજાનો આરભ કરવો પહેલા પીઠપૂજા કરીને પછી દેવીનુ ધ્યાન કરવુ કાયમી ભક્તિ તથા પ્રેમપૂર્વક આસનાદિ ઉપચારો અર્પી પચામૃતરસ વગેરેથી જગદબાને સ્નાન કરાવવુ જે મનુષ્ય ધોળી શેરડીના રસથી ભરેલા સો કળશો વડે મહેશ્વરીને સ્નાન કરાવે છે, તે કદી જન્મ પામતો નથી, તેમ જ જે મનુષ્ય વેદનુ પારાયણ કરી આબાના રસથી જગદબાને સ્નાન કરાવે અથવા શેરડીના રસથી સ્નાન કરાવે, તેના ઘરને લક્ષ્મી તથા સરસ્વતી કાયમ ત્યજતી નથી જે ઉત્તમ મનુષ્ય કુટુબ સાથે વેદનુ પારાયણ કરતો, દ્રાક્ષના રસથી મહેશ્વરી પર અભિષેક કરે, તો એ રસના જેટલા રજકણો છે, તેટલા વર્ષો સુધી દેવીના લોકમા પૂજાય છે વળી વેદનુ પારાયણ કરતો જે મનુષ્ય, કપૂર, અગર કેસર અને કસ્તૂરીથી મિશ્ર કરેલા જળ વડે દેવીને સ્નાન કરાવે તેના સેકડો જન્મોના પાપો ભસ્મ થાય છે જે મનુષ્ય વેદપાઠ કરતો કરતો દૂધના કળશોથી દેવીને સ્નાન કરાવે, તે કલ્પ સુધી ક્ષીરસમુદ્રમા કાયમ વસે છે, જે મનુષ્ય દહી વડે દેવી પર અભિષેક કરે, તે (લોકોકમા) દહીની નદીનો સ્વામી થાય છે જે મનુષ્ય મધથી, ઘીથી કે સાકરથી દેવીને સ્નાન કરાવે તે મધની નદી વગેરેનો સ્વામી થાય છે ભક્તિમા તત્પર જે મનુષ્ય એક હજાર કળશોથી દેવીને સ્નાન કરાવે તે આ લોકમા સુખી થઈ પરલોકમા પણ સુખી થાય છે રેશમી બે વસ્ત્રો દેવીને આપીને વાયુના લોકમા જાય છે અને રત્નોથી બનાવેલા આભૂષણોને આપનારો, ભંડારોનો અધિપતિ થાય છે કસ્તૂરીના તિલકથી શોભીતુ કેસરી ચદન અર્પીને તેમ જ સીમતમા સિંદૂર તથા ચરણમા અળતાની અર્ચા અર્પીને મનુષ્ય ઇદ્રાસન પર બિરાજી દેવોનો

* આ અધ્યાયમાં છંસ્રેતેર શ્લોકોથી પૂજના વિશેષ ઉપચારો તથા એક કથા કહેવાશે.

મોટો સ્વામી થાય છે પૂજાકર્મમા જાતજાતના પુષ્પો (ચડાવવાનુ) સત્પુરુષો કહે છે, તેમાથી જે મળે તે પોતે ચડાવીને મનુષ્ય કૈલાસને પામે છે જે મનુષ્ય અમોઘ બિલ્વપત્રો પરાશક્તિને ચડાવે છે, તેને કદી કોઈ સ્થળે દુ ખ થશે નહિ બિલ્વપત્રમા ત્રણે પાદડા પર રતાજલિથી અત્યત સ્પષ્ટ તથા સુદર ત્રણ માયાબીજ કાળજીથી લખવા અને પછી 'હ્રીં ભુવનેશ્વર્યૈ નમ ' એ મત્ર ઉચ્ચારી એ કોમળ બિલ્વપત્ર પરમ ભક્તિથી દેવીના ચરણકમળમા અર્પણ કરવુ જે મનુષ્ય ભક્તિથી એમ અર્પે છે, તે મનુપણાને પામે છે અને જે મનુષ્ય એવા અતિ નિર્મળ અને કોમળ કરોડ બિલ્વપત્રોથી ભુવનેશ્વરીને પૂજે છે, તે બ્રહ્માડનો અધિપતિ થાય છે, તેમ જ અષ્ટગધથી માયાબીજ લખી તાજા કરોડ મોગરાના પુષ્પોથી ભગવતીને જે પૂજે છે, તે અવશ્ય પ્રજાપતિ પણ પામે છે અષ્ટગધથી માયાબીજ લખેલા મલ્લિક તથા માલતીના કરોડ પુષ્પોથી પૂજા કરવાથી મનુષ્ય બ્રહ્મા થાય છે અને હે મુનિ! તેવા દશ કરોડ પુષ્પો વડે પૂજા કરવાથી મનુષ્ય દેવોમા પણ દુર્લભ વિષ્ણુ પદ પામે છે વિષ્ણુએ પણ પોતાનુ પદ મેળવવા આ વ્રત પૂર્વે કર્યું હતુ એ જ પ્રમાણે સો કરોડ પુષ્પોથી પૂજા કરવાથી માણસ અવશ્ય સૂત્રાત્માપણુ પામે છે પૂર્વે હિરણ્યગર્ભે કાળજીથી સારી રીતે ભક્તિપૂર્વક આ વ્રત કર્યુ હતુ તેના પ્રભાવથી તે હિરણ્યગર્ભપણુ પામ્યા છે જાસુદનુ ફૂલ બપો રિયાનુ ફૂલ અને દાડમના ફૂલનો પણ આ વિધિ (શાસ્ત્રોમા) કહેલો છે એ જ પ્રમાણે બીજા પુષ્પો પણ વિધિપૂર્વક શ્રીદેવીને અર્પણ કરવા તેના પુણ્ય ફળનો અત પણ ઈશ્વર જાણતા નથી જે મનુષ્ય તે તે ઋતુમા થયેલા પુષ્પો વડે એક હજાર નામોથી દેવીને પૂજે અને દરેક વર્ષે સાવધાન થઈ ભક્તિથી એ પ્રમાણે કરે છે, તે મહાપાપો તથા ઉપપાપોથી યુક્ત હોય તોપણ સર્વ પાપોથી છૂટી જાય છે અને હે મુનિ! સાધકોમા શ્રેષ્ઠ તે મનુષ્ય દેહના અતે ઉત્તમ દેવોને પણ દુર્લભ શ્રીદેવીના ચરણકમળને પામે છે, એમા સશય નથી, તેમ જ કપૂર તથા ચદન સહિત કાળુ અગર અને ઘી તથા ગૂગળ સહિત લોબાનનો ધૂપ મહાદેવીને જે અર્પણ કરે અને ધૂપ વડે મદિરને સુવાસિત કરે, તેને તેથી પ્રસન્ન થયેલા દેવેશ્વરી ત્રણે ભુવનો અર્પણ કરે છે જે મનુષ્ય કપૂરના ટુકડાઓથી કાયમ દેવીને દીપક અર્પણ કરે, તે સૂર્યલોકને પામે છે, એમા વિચાર કરવો નહિ દરેક મનુષ્યે સાવધાન થઈ સો અથવા હજારો દીવા દેવીને અર્પણ કરવા અને ચાટવાના, ચૂસવાના તથા પીવાના છ રસોયુક્ત ઉત્તમ પદાર્થોથી દેવીની આગળ પર્વત જેવડી આકૃતિનો નૈવેદ્યનો મોટો ઢગ ધરી દેવો વળી સ્વાદિષ્ટ રસવાળા અનેક જાતના દિવ્ય ફળો અને સોનાના પાત્રમા પીરસેલા અન્ન દેવીને કાયમ અર્પણ કરવા, કેમ કે શ્રીમહાદેવી જો તૃપ્ત થાય છે, તો ત્રણે જગત તૃપ્ત થાય છે, કારણ કે દોરડીમા જણાયેલો સર્પ જેમ દોરડીરૂપ હોય છે, તેમ જગદબામા જણાતુ સર્વ જગત જગદબારૂપ જ છે (એમ નૈવેદ્ય ધર્યા પછી) કપૂર તથા વાળાથી યુક્ત, શીતળ કળશમા રહેલુ, પીવા યોગ્ય અને પવિત્ર ઉત્તમ ગગાજળ દેવીને અર્પણ કરવુ, અને તે પછી કપૂરના ટુકડાઓથી યુક્ત હોઈ એલચી તથા લવગ નાખેલુ અને મુખને સુગધી કરનારુ પાનબીડુ મહાભક્તિપૂર્વક દેવીને અર્પણ કરવુ, જેથી દેવી પ્રસન્ન થાય છે પછી મૃદગ, વીણા, મુરજ, ઢક્કા તથા નગારાના શબ્દોથી, અત્યત મોહક ગાયનોથી, વેદના પારાયણોથી, સ્તોત્રોથી અને પુરાણો વગેરેથી જગદબાને પ્રસન્ન કરવા, તેમ જ છત્ર તથા બે ચામરોને સાવધાન થઈ દેવીને અર્પણ કરવા અને હમેશા રાજોપચારો દેવીને ધરાવવા પછી પ્રદક્ષિણા તથા અનેક નમસ્કાર દેવીને કરવા, તેમ જ વારવાર જગદબાની ક્ષમા માગવી માત્ર એક જ વાર સ્મરણ કર્યુ હોય છે, તોપણ દેવી પ્રસન્ન થાય છે, તો પૂર્વોક્ત ઉપચારોથી પ્રસન્ન થાય, એમા આશ્ચર્ય શુ છે? માતા સ્વભાવથી જ પુત્ર ઉપર અત્યત દયાળુ હોય છે, તો પછી એ પુત્રે જો ભક્તિ કરી હોય, તો વિશેષ દયાળુ થાય, એમા શુ કહેવાનુ હોય? આ વિષે રાજર્ષિ બૃહદ્રથનો સનાતન ઈતિહાસ પ્રીતિકારક તથા ભક્તિદાયક હોવાથી તે હુ કહુ છુ હિમાલયના કોઈ પ્રદેશ પર એક ચક્રવાક પક્ષી હતુ તે અનેક

પ્રદેશોમા ભમતુ હોઈ કોઈ વેળા કાશીનગરી તરફ ગયુ ત્યા પ્રારબ્ધને વશ થઈ અનાથની પેઠે (ધાન્ય) કણના લોભથી ગમ્મતમા (ઊડતુ) તે પક્ષી અન્નપૂર્ણાના ભોગ સ્થાનમા ગયુ ત્યા એ માતાને એક પ્રદક્ષિણા કર્યા પછી મુક્તિને આપનારી તે કાશીપુરીને છોડીને તે પક્ષી આકાશના માર્ગે બીજા પ્રદેશ પર જતુ રહ્યુ પછી અમુક સમયે તે મરણ પામ્યુ અને (સ્વર્ગમા) સોનાની નગરીમા ગયુ અને ત્યા દિવ્ય રૂપ ધારણ કરી યુવાન થઈને સર્વ વિષયોને ભોગવવા લાગ્યુ એમ બે કલ્પો સુધી સુખ ભોગવી ફરી પૃથ્વી પર આવીને તેણે ક્ષત્રિયોના કુળમા સર્વોત્તમ જન્મ પ્રાપ્ત કર્યો તે ' બૃહદ્રથ ' નામે પૃથ્વી પર પ્રખ્યાત થયો અને મોટા યજ્ઞો કરનાર ધાર્મિક, સત્યવાદી, જિતેન્દ્રિય, ત્રણે કાળને જાણનાર, ચક્રવર્તી, સયમી તથા શત્રુઓના નગરને જીતનાર થયો, તેને પૃથ્વી પર દુર્લભ એવુ પૂર્વજન્મનુ સ્મરણ પણ હતુ લોકોના કહેવા પરથી એ સાભળી (કેટલાક) મુનિઓ ત્યા આવ્યા, એટલે રાજાએ તેમનો અતિથિસત્કાર કર્યો તેથી તે મુનિઓ ત્યા આસનો પર બેઠા પછી એ સર્વ મુનિઓએ તેને પૂછ્યુ કે, ' હે રાજા ! અમને આ સશય છે કે તમને કયા પુણ્યના પ્રભાવથી પૂર્વજન્મનુ સ્મરણ છે ? વળી તમને ત્રણે કાળનુ જે જ્ઞાન છે, તે પણ કયા પુણ્યના પ્રભાવથી છે ? તમારુ તે જ્ઞાન જાણવા અમે તમારી પાસે આવ્યા છીએ, માટે નિષ્કપટભાવે જેવુ હોય તેવુ તમે અમને કહો ' હે બ્રાહ્મણ નારદ ! તેઓનુ એ વચન સાભળી પરમ ધાર્મિક તે રાજાએ પોતાના ત્રિકાળજ્ઞાનનુ સમગ્ર કારણ કહેવા માડ્યુ કે, ' હે સર્વે મુનિઓ ! મારા જ્ઞાનનુ કારણ તમે બધા સાભળો પૂર્વજન્મમા હુ ચકવાક પક્ષીની નીચ યોનિમા જન્મ્યો હતો તે વેળા મે અજ્ઞાનતા પણ અન્નપૂર્ણા દેવીની પ્રદક્ષિણા કરી હતી તે પુણ્યના પ્રભાવથી બે કલ્પ સુધી કરી મારો સ્વર્ગમા વાસ થયો હતો વળી હે ઉત્તમ વ્રતવાળા ! આ જન્મમા ત્રિકાળજ્ઞાન પણ તે જ પુણ્યથી મને ફરી થયુ છે જગદબાના સ્મરણનુ ફળ કેટલુ છે, તે કોણ જાણે છે ? તેમનો મહિમા યાદ કરી મારા આનદાશ્રુ પ્રથમ વહ્યા છે પોતાના ઉપાસ્ય અને સર્વેના માતા એ દેવીને જેઓ ભજતા નથી તે કૃતઘ્ની પાપી લોકોના જન્મને ધિક્કાર હો શિવની કે વિષ્ણુની ઉપાસના અવશ્ય નિત્ય કર્તવ્યરૂપ નથી, ત્યારે દેવીની ઉપાસના તો સર્વોત્કૃષ્ટ નિત્ય કર્તવ્યરૂપે વેદે જ આજ્ઞા કરેલી છે. (જેમ કે ' अहरहः सन्ध्यामुपासीत ' દરરોજ સધ્યોપાસન કરવુ જોઈએ એમ નિત્યક્રિયારૂપે દેવીથી ઉપાસના જ વેદે કહી છે,) સશયરહિત સ્થાને મારે વધારે શુ કહેવુ ? (માત્ર આટલુ જ કહેવુ યોગ્ય છે કે ( ભગવતીના ચરણકમળની નિત્ય સેવા કરવી. પૃથ્વીની સપાટી પર આનાથી બીજુ કઈ પણ અધિક ઉત્તમ નથી માટે નિર્ગુણ કે સગુણસ્વરૂપ પરમેશ્વરીનુ જ સેવન કર્યા કરવુ

શ્રીનારાયણ બોલ્યા તે ધાર્મિક રાજર્ષિનુ એ વચન સાભળી પ્રસન્નચિત્ત થયેલા સર્વે મુનિઓ પોતપોતાના સ્થાને ગયા આવા પ્રભાવશાળી તે દેવી છે, તેમની પૂજાનુ ફળ કેટલુ છે, એમ કોઈએ પૂછ્યુ કે કહેવુ ન જોઈએ જેમના જન્મની સફળતા થવાની હોય તેમને જ દેવીના પૂજનાર પર શ્રદ્ધા થાય છે, પણ જેઓનો જન્મ વર્ણસકર હોય, તેઓને શ્રદ્ધા થતી નથી ૧-૭૨

**येषा तु जन्मसाफल्य तेषा श्रद्धा तु जायते ।**
**येषा तु जन्मसाकर्य तेषा श्रद्धा न जायते ॥७२॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમાં અકાદશ સ્કદ વિષે અધ્યાય ૧૮ મો સમાપ્ત

## અધ્યાય ૧૯ મો×

### ટૂકી મધ્યાહ્નસધ્યા

**શ્રીનારાયણ ઉવાચ**

**अथात. श्रूयता ब्रह्मन् सध्यां माध्याह्निकीं शुभाम् ।**
**यदनुष्ठानतोऽपूर्वं जायतेऽत्युत्तमं फलम् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા હે બ્રાહ્મણ નારદ ! હવે પવિત્ર મધ્યાહ્નસધ્યા તમે સાભળો, જેને કરવાથી અતિ ઉત્તમ અપૂર્વ ફળ પ્રાપ્ત થાય છે ' યુવાન, ધોળા રગવાળા, ત્રણ નેત્રોવાળા, વરદાન આપનારા,

× આ અધ્યાયમા ચોવીસ શ્લોકોથી દિવસના ચોથા ભાગે કરવાની મધ્યાહ્નસધ્યા ટૂકમા કહેવાશે.

અક્ષમાળાથી યુક્ત ત્રિશૂળને તથા અભયની મુદ્રાને હાથમાં ધારણ કરતા, બળદ ઉપર બેઠેલા, યજુર્વેદ, ઉચ્ચારતા, રુદ્ર વડે ઉપાસના કરવા યોગ્ય, ગુણોથી યુક્ત, ભુવર્લોકમા રહેલા, સૂર્યના માર્ગમા ફરતા અને માયારૂપ દેવીને હુ નમસ્કાર કરુ છુ, એમા આદિ દેવીનુ ધ્યાન કરી આચમન વગેરે કર્મ પૂર્વની પેઠે કરવુ પછી આ રીતે અર્ધ્યપ્રદાન કરવુ, જળમા પુષ્પો નાખવા, તે ન મળે તો બિલ્વપત્ર નાખવા અને પછી તે જળ ઊંચે સૂર્ય સામે નાખી અર્ધ્ય પ્રદાન કરવુ તે સિવાય બીજુ બધુ જપ વગેરે કૃત્ય પ્રાત સધ્યાની પેઠે કરવુ કેટલાક ઈચ્છે છે કે, મધ્યાહ્ન સમયે '**तत्सवितुः**' એ ગાયત્રીમત્રથી અર્ધ્યપ્રદાન કરવુ, પણ તે કર્મસપ્રદાનથી પરપરાથી થતુ નથી (માટે તે ન કરવુ, કારણ કે પ્રાત સધ્યા તથા સાય સધ્યાસમયે 'મદેહ' નામના રાક્ષસો સૂર્યને ખાઈ જવા ઈચ્છે છે, એટલે તેઓને હાકી કાઢવાનુ સામાન્ય મત્રથી થઈ શકે તેમ ન હોવાથી તે સમયે ગાયત્રી મત્રથી જ અર્ધ્યપ્રદાન કરવુ તે યોગ્ય નથી) મધ્યાહ્ન સમયે તો સૂર્યને પ્રીતિ ઉપજાવવા ખાતર જ અર્ધ્યપ્રદાન કરવાનુ હોય છે, માટે તે વેળા તો '**आकृष्णेन०**' એ મત્રથી (અથવા **हस शुचिषत्०**' એ મત્રથી) અર્ધ્યપ્રદાન કરવાથી જો ચાલી શકે તેમ છે, તો અમોઘ ગાયત્રીમત્રનો અસ્થાને ઉપયોગ કરવો, તે યોગ્ય નથી, તેથી તો ઊલટુ કાર્યની હાનિરૂપ અનર્થ જ થવા સભવ છે, આ કારણ વેદોક્ત છે અને એ કારણે જ બ્રાહ્મણે કાળજીથી સધ્યા કરવી જોઈએ અને તેમા કાયમ પ્રાતસધ્યા તથા સાય સધ્યા એ બે જ સધ્યામા પ્રણવયુક્ત ગાયત્રીમત્રથી જ પુષ્પયુક્ત જળથી અથવા બીલી કે દૂર્વાયુક્ત જળથી અર્ધ્યપ્રદાન કરવુ, પણ મધ્યાહ્નસધ્યામા તો '**आकृष्णेन**' એ મત્રથી જ પુષ્પયુક્ત જળ વડે અર્ધ્ય પ્રદાન કરવુ, આથી જુદી રીતે અર્ધ્યપ્રદાન કરનારો માણસ વેદમાર્ગનો નાશ કરનાર થાય છે અર્ધ્યપ્રદાન કરતી વેળા પુષ્પ ન મળે તો પૂર્વ કહ્યા પ્રમાણે બીલી કે દૂર્વાના પત્ર સહિત જળથી પણ કાળજીથી અર્ધ્યપ્રદાન કરવુ, જેથી અગ સહિત સધ્યાનુ ફળ પ્રાપ્ત થાય છે હે શ્રેષ્ઠ દેવર્ષિ! હવે અહીં (મધ્યાહ્ન-સધ્યાના અગરૂપ (તર્પણ કહુ છુ, તે તમે સાભળો. '**ॐ भुवः पुरुष तर्पयामि नमो नमः । ॐ यजुर्वेदं पुरुषं तर्पयामि नम । ॐ मण्डलं तर्पयामि । ॐ हिरण्यगर्भं तर्पयामि । ॐ अन्तरात्मानं तर्पयामि । ॐ सावित्रीं तर्पयामि । ॐ देवमातरं तर्पयामि । ॐ साकृतिं तर्पयामि । ॐ सन्ध्यां तर्पयामि । ॐ युवतीं तर्पयामि । ॐ रुद्राणीं तर्पयामि । ॐ नीमृर्जां तर्पयामि । ॐ सर्वार्थानां सिद्धिकरीं तर्पयामि । ॐ सर्वमन्त्रार्थसिद्धिदां तर्पयामि । नमो नमः । ॐ भूर्भुवः स्वः पुरुषं तर्पयामि ।**' એમ મધ્યાહ્નતર્પણ કરવુ અને '**उदुत्यं०**' તથા '**चित्रं देवानाम्०**' એ સૂક્તથી સૂર્યોપાસન કરવુ પછી મત્રસાધનમા તત્પર રહેતા પુરુષે જપ કરવો હે નારદ! એ જપનો પ્રકાર હુ કહુ છુ, તમે સાભળો પ્રાત સમયે ઊંચા હાથ રાખી, સાયસમયે નીચા હાથ રાખી અને મધ્યાહ્ન સમયે હૃદય પર હાથ રાખીને જપ કરવો અનામિકા આગળીના છેલ્લા બે વેઢાથી માડી કનિષ્ઠિકા વગેરે આગળીના વેઢે વેઢે જતા તર્જની આગળીના મૂળ સુધી જવુ તે કરમાળા કહેવાય છે જે મનુષ્ય ગાયની હત્યા કરનાર, પિતાનો કે માતાનો નાશ કરનાર, બાળ-હત્યા કરનાર (અથવા ગર્ભહત્યા કરનાર) ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરનાર, બ્રાહ્મણનુ ધન લઈ લેનાર અને બ્રાહ્મણનુ ક્ષેત્ર પડાવી લેનાર હોય અને જે બ્રાહ્મણ થઈ મદિરાપાન કરતો હોય, તે પણ હજારો ગાયત્રીનો જપ કરવાથી પવિત્ર થાય છે માનસિક, વાચિક અથવા વિષયોના તથા ઇંદ્રિયોના સગથી થયેલુ જે કાઈ પાપ ત્રણ જન્મોનુ હોય, તેનો માત્ર એક હજાર ગાયત્રીના જપથી મનુષ્ય નાશ કરે છે જે મનુષ્ય ગાયત્રીને જાણતો નથી તેનો (સર્વ) પરિશ્રમ વ્યર્થ થાય છે, એક બાજુથી ચાર વેદોનો પાઠ કરે અને એક બાજુથી કેવળ એક ગાયત્રીનો જપ કરે, તો તેમા વેદોના પાઠ કરતા ગાયત્રીનો જપ ઉત્તમ ગણાય છે આમ મધ્યાહ્નસધ્યાનો પ્રકાર મે તમને કહ્યો હવે બ્રહ્મયજ્ઞની વિધિનો ક્રમ હુ કહીશ ૧–૨૪

**इति मध्याह्नसंध्यायाः प्रकार. कीर्तितो मया ।**
**अतः परं प्रवक्ष्यामि ब्रह्मयज्ञविधिक्रमम् ॥ २४ ॥**

–ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૧૯ મો સમાપ્ત

# અધ્યાય ૨૦ મો+

## ટૂંકા બ્રહ્મયજ્ઞાદિ

श्रीनारायण उवाच

**त्रिराचम्य द्विज पूर्वं द्विर्मार्जनमथाचरेत् ।**
**उपस्पृशेत् सव्यपाणिं पादौ च प्रोक्षयेत् ततः ॥**

શ્રીનારાયણ બોલ્યા દ્વિજવાણે પ્રથમ ત્રણ વાર આચમન કરી બે વાર માર્જન કરવુ અને પછી ડાબા હાથનો જળથી સ્પર્શ કરવો અને બન્ને પગનુ પ્રોક્ષણ કરવુ, તેમ જ મસ્તક, ચક્ષુ, નાસિકા, કાન, હૃદય અને મસ્તકના આગના ભાગ ઉપર પણ સારી રીતે પ્રોક્ષણ કરવુ પછી દેશકાળ ઉચ્ચારી બ્રહ્મયજ્ઞ કરવો તેમા જમણા હાથમા બે, ડાબા હાથમા ત્રણ, આસન પર એક, જનોઈમા એક, શિખામા એક અને પગના મૂળમા એક—એમ દર્ભો રાખવા અને પછી મોક્ષ માટે તથા સર્વ પાપોનો નાશ કરવા અને સૂત્રમા કહેલા દેવો પ્રસન્ન કરવા હુ બ્રહ્મયજ્ઞ કરુ છુ' આવો સંકલ્પ કરી પ્રથમ વાર ગાયત્રીનો જપ કરવો પછી **अग्निमीळे, यदङ्ग', अग्निर्वै, अथ महाव्रतम्, पन्था एतत्, अथात. संहितायाः, विद्मामघवत्, महाव्रतस्य, इषेत्वोर्ज, अग्न आयाहि, शन्नो देवी, अथ तस्य समाम्नाय , वृद्धिरादैच्, अथ शिक्षा प्रवक्ष्यामि, पञ्चसवत्सर, मयरसप्रजभन, गौर्ग्मा, अथातो धर्मजिज्ञासा, अथातो ब्रह्मजिज्ञासा, तच्छंयो' ब्रह्मणे नम.'** એમ સર્વ વેદાદિ ગ્રંથો આદિ વિભાગો બોલી જવા (પછી જેની જે શાખા હોય તેના ક્રમે એક અધ્યાય, બે અધ્યાય અથવા અડધો અધ્યાય ક્રમમ ભણી જવો, એમ બીજા પુરાણો તથા બીજી સ્મૃતિઓ ઉપરથી અહીં સમજી લેવુ ) પછી દેવોનુ તર્પણ કરવુ અને પછી પ્રદક્ષિણા કરવી પ્રજાપતિ, બ્રહ્મા, વેદ, દેવ, ઋષિઓ, સર્વ છંદો, ૐકાર, વષટ્કાર, વ્યાહૃતિઓ, સાવિત્રી, ગાયત્રી, યજ્ઞો, દ્યાવા પૃથ્વી, અંતરિક્ષ, અહોરાત્ર, સાખ્ય, સિદ્ધિ, સમુદ્રો, નદીઓ, પર્વતો, ક્ષેત્રો, ઔષધિ, વનસ્પતિ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, પક્ષીઓ, ગાયો, સાધ્યો, વિપ્રો, યક્ષો, રાક્ષસો, ભૂતો—આ દેવતાઓનુ તર્પણમા નામોચ્ચારણ કરવુ ( ખરી રીતે પોતપોતાના સૂત્રોમા કહેલા દેવતાઓનુ જ તર્પણ કરવાનુ છે, અહીં તો ઉદાહરણ તરીકે આશ્વલાયન સૂત્રમા કહેલા જ દેવતાઓ દર્શાવ્યા છે ) પછી જનોઈ કંઠય કરી ઋષિઓનુ પણ તર્પણ કરવુ તેમા 'શતર્ચિ, માધ્યમ, ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભરદ્વાજ, વસિષ્ઠ, પ્રગાથ, પાવમાન્ય, ક્ષુદ્રસૂક્ત, મહાસૂક્ત, સનક, સનન્દન, સનાતન, સનત્કુમાર, કપિલ, આસુરિ, વોહલિ અને પચશીર્ષક—એ ઋષિઓ તૃપ્ત થાઓ,' એમ કહી તર્પણ કરવુ પછી જનોઈ અપસવ્ય કરી ઋષિપિતર્પણ કરવુ, જેમ કે '**सुमन्तुजैमिनिवैशम्पायनपैलसूत्रभाष्यभारतमहाभारतधर्माचार्यास्तृप्यन्तु ।**' આ એક મંત્ર ભણી તર્પણ કરવુ અને આ સર્વે ધર્માચાર્યો તૃપ્ત થાઓ એમ કહેવુ, તેમ જ '**जानन्तिबाहविगार्ग्यगौतमशाकल्यबाभ्रव्यमाण्डव्यमाण्डूकेयास्तृप्यन्तु ।** એમ કહી તર્પણ કરવુ પછી 'ગાર્ગી અને વાચક્નવી તૃપ્ત થાઓ, વડવા અને પ્રાતિથેયી તૃપ્ત થાઓ, સુલભા અને મૈત્રેયી તૃપ્ત થાઓ,' એમ કહી તર્પણ કરવુ. તે પછી કહોલ, કૌષીતક, મહાકૌષીતક, ભારદ્વાજ, પૈગ્ય, મહાપૈગ્ય, સુયજ્ઞ, સાખ્યાયન, ઐતરેય, મહૈતરેય, બાષ્કલ, શાકલ, સુજાતવક્ત્ર, ઔદવાહિ, સૌજામિ, શૌનક અને આશ્વલાયન તૃપ્ત થાઓ,' એમ કહી તેઓનુ તર્પણ કરવુ બીજા જે આચાર્યો છે, તે 'બધા તૃપ્તિ પામો અને જે કોઈ અમારા કુળમા જન્મ્યા હોય તથા પુત્રરહિત મરણ પામ્યા હોય તે બધા મે આપેલુ આ વસ્ત્ર નિચોવવાનુ જળ સ્વીકારો,' એમ કહી વસ્ત્ર નિચોવવુ ને તે જળથી તેઓનુ તર્પણ કરવુ હે મહામુનિ નારદ ! આ બ્રહ્મયજ્ઞની વિધિ મે તમને કહી જે કોઈ સાધક આ ઉત્તમ બ્રહ્મયજ્ઞની વિધિ કરે છે, તે સર્વ વેદો તથા વેદોના અંગોના પાઠનુ ફળ પામે છે પછી વૈશ્વદેવ, નિત્યશ્રાદ્ધ તથા અતિથિઓને અન્નદાન હમેશા કરવા પછી ગોગ્રાસ આપી બ્રાહ્મણો સાથે ભોજન કરવુ આ ઉત્તમ કાર્ય દિવસના પાચમા ભાગમા કરવુ દિવસનો છઠ્ઠો તથા સાતમો ભાગ

+ આ અધ્યાયમા નારાયણ નારદને ટૂંકમા બ્રહ્મયજ્ઞાદિ સર્વ કહેવાશે.

તો ઈતિહાસ તથા પુરાણ વગેરેના અભ્યાસમા જ ગાળવો અને આઠમા ભાગમા બ્હારના લૌકિક કાર્ય કર્યા પછી (છેલ્લી) સાયસધ્યા કરવી હે મહામુનિ! હવે સાયકાળની સધ્યા હુ કહુ છુ, જેને કરતા જ મહામાયા પ્રસન્ન થાય છે સ્થિર મનવાળા સાધકે સાયકાળે આચમન તથા પ્રાણાયામ કરી, પદ્માસન વાળીને સ્થિર થવુ શ્રુતિસ્મૃતિ વગેરેના કર્મમા (મત્ર તથા ધ્યાન સાથે) સગર્ભ પ્રાણાયામ કરવો, જે કેવળ ધ્યાનરૂપ જ હોઈ મત્રરહિત હોય છે, તે અગર્ભ પ્રાણાયામ કહેવાય છે ભૂતશુદ્ધિ વગેરે કરીને જ સર્વ કર્મ કરવુ, પણ તે વિના કોઈ પણ કર્મ કરવા કહેલુ નથી સાયકાળે પૂરક, કુભક તથા રેચક પ્રાણાયામથી (ઈષ્ટ) દેવનુ ધ્યાન કરી વિદ્વાન પુરુષે લક્ષ્યપૂર્વક સાયસધ્યાનુ આમ ધ્યાન કરવુ 'વૃદ્ધ હોઈ કાળા અગવાળા, કાળા વસ્ત્રવાળા, શખ ચક્ર, ગદા તથા પદ્મને હાથમા ધારણ કરતા, ગરુડરૂપ વાહનવાળા, અનેક જાતના રત્નોથી શોભતા આભૂષણોવાળા, શબ્દ કરતા ઝાઝર તથા કદોરાવાળા, અમૂલ્ય રત્નોના મુકુટવાળા, ઉજ્જ્વળ હારની પકિતવાળા કુડળોમા જડેલા માણેકની કાતિથી શોભી રહેલા ગાલવાળા, પીતાબરને ધારણ કરતા, સચ્ચિદાનદ સ્વરૂપ, સામ વેદને ઉચ્ચારતા સત્ત્વગુણના માર્ગથી યુક્ત સ્વર્ગ લોકમા રહેલા, સૂર્યના માર્ગે જનારા અને સૂર્યમડળ માથી આવતા સરસ્વતીદેવીનુ હુ આવાહન કરુ છુ' એમ દેવીનુ ધ્યાન કરી સધ્યાનો× સકલ્પ કરવો પછી 'आपोहिष्ठा०' તથા 'अग्निश्च०' એ મત્રથી માર્જન કરી આચમન કરવુ બાકીની બધી વિધિ પહેલાની પેઠે જ કરવી શુદ્ધ મનવાળા સાધકે નારાયણને પ્રસન્ન કરવા ગાયત્રીમત્ર ઉચ્ચારી સૂર્યને અર્ઘ્ય આપવા (તે વેળા) બન્ને પગ સરખા રાખી હાથમા ખોબો ભરી મડળમા રહેલા દેવનુ ધ્યાન કર્યા પછી અનુક્રમે અર્ઘ્ય આપવા જે મૂઢાત્મા દ્વિજ જ્ઞાનશૂન્ય હોઈ સ્મૃતિઓ તથા મત્રોને ઓળગી જળમા જ અર્ઘ્યપ્રદાન કરે છે, તે પ્રાયશ્ચિત્તનો અધિકારી થાય છે પછી 'असावादित्य०' એ મત્રથી સૂર્યોપસ્થાન કરી, દર્ભના આસન પર બેસીને શ્રીદેવીના ધ્યાનપૂર્વક એક હજાર અથવા તેથી અર્ધો ગાયત્રીનો જપ કરવો (પછી જળ અર્પણ કરી) જેમ પ્રાતઃકાળે ગાયત્રીનુ અનુષ્ઠાન વગેરે કૃત્ય કરવા કહેલુ છે, તે જ પ્રમાણે સાયકાળે પણ તે કૃત્ય કરવુ પછી સાયકાળના તર્પણમા અનુક્રમે આ પ્રમાણે ઋષિ—દેવતા વગેરે કહેવા આમા (એટલે સાયસધ્યાના તર્પણમા) 'સરસ્વતીના ઋષિ વસિષ્ઠ કહ્યા છે, વિષ્ણુરૂપ સરસ્વતી દેવતા છે સરસ્વતી છદ છે અને સાયકાળની સધ્યાના તર્પણમા વિનિયોગ છે' એમ કહી '**स्व पुरुष तर्पयामि । सामवेद तर्पयामि । सूर्यमण्डल तर्पयामि । हिरण्यगर्भं तर्पयामि । परमात्मान तर्पयामि । सरस्वतीं तर्पयामि। वेदमातर तर्पयामि। साकृति तर्पयामि। वृद्धा संध्या तर्पयामि। विष्णुरूपिणीं तर्पयामि। उपसीं तर्पयामि। निर्मृजीं तर्पयामि। सर्वसिद्धिना कारिणीं तर्पयामि। सर्वमन्त्राधिपतिका तर्पयामि। भूर्भुव स्व पुरुष तर्पयामि।** એમ સધ્યાનુ વેદોક્ત તર્પણ કરવુ પાપનો નાશ કરનારુ આ સધ્યાનુ વિધાન મે તમને કહ્યુ તે સર્વ દુખોને હરનાર, વ્યાધિઓનો નાશ કરનાર અને મોક્ષને આપનાર છે હે મુનિશ્રેષ્ઠ! સર્વ સદાચારોમા સધ્યાનુ મુખ્યપણુ કહ્યુ છે સધ્યા કરવાથી દેવી ભક્તને સર્વ ઈચ્છિત આપે છે ૧–૫૪

**सर्वदु खहर व्याधिनाशक मोक्षदं तथा ।**
**सदाचारेषु सध्याया प्राधान्य मुनिपुङ्गव ॥५४॥**
**संध्याचरणतो देवी भक्तमीष्ट प्रयच्छति ।**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૨૦ મો સમાપ્ત

× આ સ્થળે ધ્યાન કરી સકલ્પ કરવો, એમ કહ્યુ છે તોપણ 'પાઠક્રમ કરતા અર્થક્રમ બળવાન હોય છે' એ ન્યાયથી પ્રાતઃસધ્યાની પેઠ જ સકલ્પ વગેરે કરી ધ્યાન કરવુ જોઈએ.

# અધ્યાય ૨૧ મો*

## ગાયત્રીપુરશ્ચરણ પ્રકાર

श्रीनारायण उवाच

अथातः श्रूयतां महन् गायत्र्याः पापनाशनम् ।
पुरश्चरणकं पुण्यं यथेष्टफलदायकम् ॥ १ ॥

શ્રીનારાયણ બોલ્યા હે બ્રાહ્મણ નારદ! હવે પાપનો નાશ કરનાર, પવિત્ર અને ઈચ્છિત ફળ આપનાર ગાયત્રીનું પુરશ્ચરણ તમે સાભળો પર્વત ની ટોચ પર, નદીના તીર પર, બીલીના મૂળમા, જળાશય પર, ગાયના વાડામા, દેવાલયમા, પીપળાના વૃક્ષ નીચે, બગીચામા, તુલસીના વનમા, પવિત્ર ક્ષેત્રમા, ગુરૂની સમીપ અથવા જે સ્થળે ચિત્તની એકાગ્રતા થાય તે સ્થળે પુરશ્ચરણ કરનાર મનુષ્ય મન્ત્રસિદ્ધિને પામે છે, એમા સશય નથી હરકોઈ મન્ત્રના પુરશ્ચરણનો આરભ કરવો હોય ત્યારે પ્રથમ ત્રણ વ્યાહૃતિઓ સહિત દશ હજાર ગાયત્રીઓ જપવી જોઈએ વેદમત્રોનુ પુરશ્ચરણ અથવા નૃસિંહ, સૂર્ય કે વરાહ આદિ દેવોનુ તાન્ત્રિક પુરશ્ચરણ હોય, પરતુ ગાયત્રીના જપ વિના તે સર્વ નિષ્ફળ થાય છે સર્વ દ્વિજો શાક્ત કહેવાય છે, શૈવ કે વૈષ્ણવ કહે વાતા નથી કેમ કે તે બધા વેદોની માતા આદિશક્તિ ગાયત્રીની ઉપાસના કરે છે (માટે પોતાની ઈષ્ટ દેવતા ગાયત્રીની કૃપા વિના સર્વનુ સર્વ કર્મ નિષ્ફળ થાય છે) આથી (પ્રથમ દશ હજાર ગાયત્રીથી પુરશ્ચરણ કરવાના) મનને યત્નપૂર્વક શુદ્ધ કરી પુર શ્ચરણ કરવા તત્પર થવુ વળી મનશોધનના પૂર્વે અગાઉ ઉત્તમ આત્મશોધન (એટલે દેહશુદ્ધિ) પણ જરૂરી છે વિદ્વાન મનુષ્યે વેદમા કહેલા માર્ગે આત્મતત્ત્વની શુદ્ધિ માટે ત્રણ લાખ ગાયત્રી અથવા એક લાખ ગાયત્રી અવશ્ય જપવી જોઈએ, (કેમ કે આત્મશુદ્ધિ વિના હરકોઈ કર્મ કરનારની જપ–હોમ વગેરે ક્રિયાઓ નિષ્ફળ જાણવી, એમ વેદોક્ત કારણ છે, તેમ જ તપથી દેહને શુદ્ધ કરવો જોઈએ, પિતૃઓ તથા દેવોને તૃપ્ત કરવા જોઈએ, તપથી મનુષ્ય સ્વર્ગને પામે છે અને તપથી મહાન પદ મેળવે છે ક્ષત્રિયે પોતાના બાહુબળથી, વૈશ્યે ધનથી, શૂદ્રે દ્વિજલોકોની સેવાથી અને ઉત્તમ બ્રાહ્મણે જપ તથા હોમથી આપત્તિને ટાળવી જોઈએ એટલા જ માટે ઉત્તમ બ્રાહ્મણે ખાસ કરી તપ કરવુ જોઈએ શરીરનુ શોષણ કરવુ તેને તપસ્વીઓ ઉત્તમ તપ કહે છે માટે શાસ્ત્રોક્ત વિધિમાર્ગે કૃચ્છ્ર–ચાદ્રાયણ આદિ તપ કરીને (પુરશ્ચરણ કરનારે) દેહશુદ્ધિ કરવી જોઈએ વળી હે નારદ! (પુરશ્ચરણ સમયે ખાવા યોગ્ય અન્ન પણ શુદ્ધ હોવુ જોઈએ માટે) અન્નશુદ્ધિ કરવા હુ કહુ છુ, તમે સાભળો માગ્યા વિના મળેલુ, બજારમા વેચાતા–ખરીદતા પડી ગયેલા દાણા વીણી લાવવા- રૂપી ઉંછ વૃત્તિથી મેળવેલુ, ઉજ્જ્વળ આજીવિકાથી આવેલુ અને ભિક્ષાથી મળેલુ—એ ચારે પ્રકારે મેળવેલુ અન્ન શુદ્ધ છે, એમ વૈદિક તથા તાન્ત્રિક લોકોએ કહ્યુ છે શુદ્ધ ભિક્ષાનુ અન્ન લાવી તેના ચાર ભાગ કરી એક ભાગ બ્રાહ્મણોને, બીજો ભાગ ગાયોને અને ત્રીજો ભાગ અતિથિઓને આપી છેલ્લો ચોથો ભાગ પોતાનો તથા પોતાની સ્ત્રીનો સમજવો જોઈએ જે આશ્રમ માટે જે ગ્રાસવિધિ કહેવાઈ છે, તે પ્રમાણે અનુક્રમે ગ્રાસવિધિ કરીને (એટલે તેટલુ જ અન્ન પાત્રમા લઈ ને અન્નમા) પ્રથમ ગોમૂત્ર નાખ્યા પછી શક્તિ પ્રમાણે અનુક્રમે ગ્રાસની સખ્યા કરવી વાનપ્રસ્થ તથા ગૃહસ્થના ગ્રાસનુ માપ કૂકડાના ઇડા જેવડુ શાસ્ત્રમા કહેલુ છે ગૃહસ્થના આઠ ગ્રાસ અને વાનપ્રસ્થના ચાર ગ્રાસ હોવા જોઈએ બ્રહ્મચારીએ પોતાની ઇચ્છા પ્રમાણે ગ્રાસ કરવા અને તે પણ ગોમૂત્રના વિધિપૂર્વક કરવા છિદ્ર વગરનો હાથ કરી, મનથી ગાયત્રીમન્ત્ર ઉચ્ચારી ગૃહસ્થે નવ વાર, વાનપ્રસ્થે છ વાર અને બ્રહ્મચારીએ ચાર વાર અન્નનુ પ્રોક્ષણ કરવુ જે કોઈ ચોર, ચાડાલ, વૈશ્ય કે ક્ષત્રિય અન્ન આપે તે અધમ વિધિ કહેવાય છે અર્થાત્ તેઓએ આપેલુ અન્ન અધમ ગણાય છે) જે દ્વિજલોકો શૂદ્રોનુ અન્ન ખાય છે શૂદ્રોની સાથે સબધ રાખે છે અને શૂદ્રોની સાથે જમે છે, તેઓ જ્યા સુધી સૂર્ય–ચદ્ર રહે છે, ત્યા સુધી ઘોર નરકને પામ્યા કરે છે ગાયત્રી છદયુક્ત (ગાયત્રી)

* આ અધ્યાયમાં નાઉપયોગી શ્લોકોથી ગાયત્રીનું પુરશ્ચરણ કર્મ સારી રીતે કહેવામા આવશે.

મન્ત્રના જેટલી સખ્યામા અક્ષરો છે, તેટલા લાખ તેનુ (મન્ત્રનુ) પુરશ્ચરણ કરવુ જોઈએ, પણ વિશ્વામિત્રનો આવો મત છે કે, 'ગાયત્રીમન્ત્રના પુરશ્ચરણનુ માપ બત્રીસ લાખનુ છે.' જેમ જીવ વિનાનો દેહ સર્વ કર્મોમા સમર્થ થતો નથી, તેમ પુરશ્ચરણ વિનાનો મન્ત્ર કોઈ પણ કર્મનો સમર્થ કહેવાયો નથી જ્યેષ્ઠ માસ, અષાડ માસ, ભાદ્રપદ માસ, પોષ માસ, અધિક માસ, મગળવાર, શનિવાર, વ્યતીપાત, વૈધૃતિ, આઠમ, નોમ, છઠ, ચોથ, તેરશ, ચૌદશ, અમાસ, પ્રદોષ, રાત્રિ, ભરણીનક્ષત્ર, કૃત્તિકાનક્ષત્ર, આર્દ્રા નક્ષત્ર, આશ્લેષાનક્ષત્ર, જ્યેષ્ઠાનક્ષત્ર, ધનિષ્ઠાનક્ષત્ર, શ્રવણનક્ષત્ર, જન્મનક્ષત્ર, મેષસક્રાતિ, કર્કસક્રાતિ તુલાસક્રાતિ, કુભસક્રાતિ તથા મકરસક્રાતિ આ સર્વનો પુરશ્ચરણકર્મમા ત્યાગ કરવો જોઈએ ચદ્ર તથા તારાથી અનુકૂળ દિવસે ખાસ શુકલપક્ષમા પુરશ્ચરણ કરવુ જોઈએ, જેથી મન્ત્રની સિદ્ધિ થાય છે વિધિ પ્રમાણે સ્વસ્તિવાચન તથા નાદીશ્રાદ્ધ કરવા અને ભોજન તથા વસ્ત્ર વગેરેથી યત્નપૂર્વક બ્રાહ્મણોને તૃપ્ત કરી તેઓની આજ્ઞા લઈ પુરશ્ચરણનો આરભ કરવો જે (મદિર વગેરે) સ્થળે શિવલિગ પશ્ચિમાભિમુખ હોય ત્યા, અથવા હરકોઈ શિવલિંગયુક્ત સ્થાનમા મન્ત્રનો જપ કરવો કાશી, કેદાર, મહાકાલ, નાસિક અને ત્ર્યબક મહાક્ષેત્ર—આ પાચ સ્થાનો પૃથ્વી પર દીપક ગણાય છે, (અર્થાત્ આ પાચ સ્થાનો જલદી મન્ત્રસિદ્ધિ આપનારા છે) તે સિવાય હરકોઈ સ્થાને કૂર્મચક્ર⁻ મન્ત્રસિદ્ધિ આપનાર કહેલ છે આરભના દિવસથી માડી સમાપ્તિના દિવસ સુધીમા કોઈ પણ દિવસે ઓછો—વત્તો જપ કરવો નહિ, કારણ કે મોટા મુનિઓ કાયમ એકસરખો જપ કરે છે પ્રાત કાળથી માડી બપોર સુધી મન્ત્રજપ કરવો તે વખતે મન બીજા વિષયોથી રોકવુ જોઈએ, બાહ્ય—આભ્યતર પવિત્રતા જાળવવી જોઈએ મન્ત્રાધિષ્ઠાતા દેવનુ ધ્યાન કરવુ અને મન્ત્રના અર્થનુ ચિતન કરવુ ગાયત્રી છદયુક્ત (ગાયત્રી) મનના જેટલા અક્ષરો છે, તેટલા લાખનુ પુરશ્ચરણ કરવુ તે પછી

⁻ આ કૂર્મચક્ર શારદાતિલકમા દર્શાવેલ છે

(પુરશ્ચરણની સમાપ્તિ થાય ત્યારે) ઘી સહિત દૂધપાક તલ, બીલીપત્ર, પુષ્પ અને મધુ યુક્ત જળ વડે પુરશ્ચરણના દશાશ પ્રમાણે હોમ કરવો, કેમ કે તેથી મન્ત્ર સિદ્ધ થાય છે ગાયત્રી જ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ આપનાર છે, માટે તેનુ સારી રીતે સેવન કરવુ નિત્ય, નૈમિત્તિક તથા કામ્ય એ ત્રણેની સિદ્ધિ માટે, આ લોકમા કે પરલોકમા ગાયત્રીથી શ્રેષ્ઠ બીજુ કઈ પણ નથી બપોરના સમયે માપસર ભોજન કરનાર, મૌન ધારણ કરનાર, ત્રણ વખત સ્નાન તથા પૂજનમા તત્પર રહેનાર બુદ્ધિમાન મનુષ્ય માનસિક ક્રિયાને બીજા વિષયમા કર્યા સિવાય—સાવધાન મનથી જળમા× ત્રણ લાખ (ગાયત્રીમન્ત્ર) જો જપે છે, તોપણ (બીજા પ્રકારે) ગાયત્રી પુરશ્ચરણ થયુ ગણાય છે આમ પ્રથમ પુરશ્ચરણ કર્યા પછી તે મન્ત્રને શાસ્ત્રોક્ત કર્મો સાથે અથવા સ્વેચ્છાથી ઇચ્છેલા કામ્ય કર્મો સાથે જોડી દેવો અને ઇચ્છેલુ કાર્ય સિદ્ધ ન થાય ત્યા સુધી જપ આદિ કર્યા કરવુ હવે સામાન્ય કામ્યકર્મ આદિમા જે વિધિ કરવાનો હોય છે, તે કહેવાય છે. સૂર્યના ઉદય વખતે સ્નાન કરી દરરોજ એક હજાર મન્ત્ર જપે, તો આયુષ, આરોગ્ય, ઐશ્વર્ય તથા ધનને અવશ્ય પામે છે અને ત્રણ મહિને, છ મહિને અથવા એક વર્ષના અતે (ઇચ્છેલા કાર્યની) સિદ્ધિ પામે છે (પુરશ્ચરણની સમાપ્તિ થાય ત્યારે) ઘી ચોપડેલા એક લાખ કમળોનો અગ્નિમા હોમ કરવાથી સમગ્ર કાર્યસિદ્ધિ થાય છે અને મોક્ષ પણ મળે છે, એમા સશય નથી મન્ત્રસિદ્ધિ થયા વિના જપ કરનાર મનુષ્યની જપ, હોમ વગેરે ક્રિયાઓ તથા સર્વ કામ્યકર્મ નિષ્ફળ થાય છે અને મોક્ષ પણ મળતો નથી મહર્ષિઓનો એવો મત છે કે (જપના અતે) દહીંથી અથવા દૂધથી મિશ્ર કરેલા ઘી વડે પચીસ લાખ આહુતિઓનો હોમ કરવાથી મનુષ્ય પોતાના દેહમા સિદ્ધ થાય છે, મહાશક્તિમાન બને છે અણગ યોગસિદ્ધિથી મનુષ્ય જે ફળ પામે છે, તે ફળ ગાયત્રીમન્ત્રના જપથી પામે છે, એમા વિચારવા જેવુ નથી શક્તિમાન કે અશક્ત

× આ ઉપરથી નક્કી થાય છે કે, જળમા રહીને પણ ગાયત્રીમન્ત્ર જપી શકાય છે

હરકોઈ માણસ નિયમિત આહાર કરે અને ગુરુભક્તિમા કાયમ તત્પર રહી ગાયત્રીનો જપ કર્યા કરે, તો છ મહિને તેને મન્ત્રસિદ્ધિ થાય છે ગાયત્રીનો જપ કરનારે એક દિવસ પચગવ્યનુ પ્રાશન કરવુ, એક દિવસ પવનનો જ આહાર કરવો અને એક દિવસ બ્રાહ્મણનુ અન્ન જમવુ જોઈએ ગગા આદિ તીર્થોમા સ્નાન કરી સો ગાયત્રીનો જળની અદર જપ કરવો સો ગાયત્રીનો જળની બહાર નીકળી જપ કરવો અને પછી તે તીર્થજળ પીને સર્વ પાપોથી છૂટી જાય છે, એટલુ જ નહિ, પણ ચાદ્રાયણ આદિ કષ્ટકારક વ્રતોનુ જે ફળ મળે છે, તે જ ફળ તે પામે છે એ નિશ્ચય છે બ્રાહ્મણે અથવા ક્ષત્રિયે પોતાને ઘેર રહીને પણ તપ કરવુ જોઈએ, તે જ પ્રમાણે ગૃહસ્થે, બ્રહ્મચારી અથવા વાનપ્રસ્થે પણ પોતાના અધિકાર પ્રમાણે તપ કર્યા કરવુ જોઈએ, જેથી યજ્ઞાદિપૂર્વકનુ ફળ પામે છે મોક્ષની ઈચ્છા વાળાઓ શ્રૌતસ્માર્ત આદિ કર્મને (તપશ્ચર્યાના ઉદ્દેશ થી જ) કરે છે, માટે અગ્નિહોત્રી, સદાચારી અને વિદ્વાનો દ્વારા સુરક્ષિત થયેલા મનુષ્યે કાળજીથી તપ કરવુ જ જોઈએ અને ફળ, મૂળ તથા જળ વગેરેનો આહાર કરવો અથવા શુદ્ધ ભિક્ષાન્ન જમવુ અને તે પણ (પોતે જાતે લાવી તેમાથી) આઠ ગ્રાસ જ ખાવા જોઈએ હે દેવર્ષિ ! એમ પુરશ્ચરણ કરી મન્ત્ર સિદ્ધિને પામે છે અને તેના અનુષ્ઠાનથી દારિદ્રય નાશ પામે છે વળી આ વિષય સાભળીને પણ પુણ્યોની મહાન સિદ્ધિ પામે છે ૧-૫૫

**एव पुरश्चरणं कृत्वा मन्त्रसिद्धिमवाप्नुयात् ।**
**देवर्षे यदनुष्ठानाद् दारिद्रयं विलयं व्रजेत् ॥५५॥**
**यच्छ्रुत्वाऽपि च पुण्यानां महतीं सिद्धिमाप्नुयात् ।**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં એકાદશ સ્કંધ વિષે અધ્યાય ૨૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૨ મો×

## વૈશ્વદેવાદિ કર્મ

श्रीनारायण उवाच

**अथातः श्रूयतां ब्रह्मन् वैश्वदेवविधानकम् ।**
**पुरश्चर्याप्रसङ्गेन ममापि स्मृतिमागतम् ॥ १ ॥**

શ્રીનારાયણ બોલ્યા હે બ્રાહ્મણ નારદ ! હવે વૈશ્વદેવનુ વિધાન તમે સાભળો, મને પણ (આ) પુરશ્ચરણના પ્રસગમા તે (કહેવુ) યાદ આવ્યુ છે દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ તથા પાચમો મનુષ્યયજ્ઞ—આ યજ્ઞો દરેક દ્વિજે અવશ્ય કરવા જોઈએ, ચૂલો, ઘટી, સાવરણી, ખાડણી અને પાણિયારુ—આ પાચ સ્થાનો ગૃહસ્થના ઘરમા હિંસા કરનારા ગણાય છે, માટે તેથી થતા પાપની શાતિ સારુ વૈશ્વદેવ કરવો જોઈએ એ વૈશ્વદેવ ચૂલામા, લોઢાના પાનમા, ભૂમિ પર કે માટીના ઠીબડામા ન કરવો, પણ કુડમા કે સ્થડિલ પર કરવો જોઈએ, અગ્નિને હાથથી, સૂપડાથી કે પવિત્ર મૃગચર્મ વગેરેથી ધમવો નહિ, પણ મુખથી જ (ભૂગળી દ્વારા) ધમવો જોઈએ, કારણ કે અગ્નિ મુખથી જ ઉત્પન્ન થાય છે વસ્ત્રથી અગ્નિને ધમે તો રોગ થાય છે, સૂપડાથી ધમે તો ધનનો નાશ થાય છે, હાથ વડે ધમે તો મૃત્યુ પામે છે અને મુખ વડે ધમે તો કર્મની સિદ્ધિ થાય છે ફળ, દૂધ, દહીં, ઘી, મૂળ, શાક અથવા જળ વગેરેથી હોમ કરવો અને જો તે ન મળે તો લાકડા, મૂળ તથા ઘાસ વગેરે હરકોઈ પદાર્થથી હોમ કરવો તેલ તથા ક્ષાર વિના ઘી, દહીં અથવા દૂધપાકથી મિશ્ર કરેલા પદાર્થ વડે હોમ કરવો, પરતુ તે જો ન મળે તો છેવટે જળથી પણ હોમ કરવો જોઈએ સૂકા અથવા વાસી પદાર્થો વડે હોમ કરનારો કોઢિયો થાય છે, એઠા પદાર્થ હોમવાથી શત્રુઓને વશ થનારો થાય છે લૂખા પદાર્થો વડે હોમ કરવાથી દરિદ્રપણુ પામે છે અને ક્ષાર પદાર્થ હોમીને નરકમા જાય છે રાધવાના અગ્નિમાથી તેના ઉત્તર પ્રદેશમા ભસ્મમિશ્ર અગારા બહાર

× આ અધ્યાયમા સાર્વેપિસ્તાળી ૧ શ્લોકોથી વૈશ્વદેવાદિ કર્મનિ બરાબર કહેવાયું.

કાઢી તેમા વિશ્વદેવ હોમવો, પણ ક્ષાર વગેરે પદાર્થો થી મિશ્ર હોમ ન કરવો જે મૂઢબુદ્ધિ દ્વિજ વૈશ્વદેવ કર્યા વિના જમે છે તે મૂઢ હોઈ ઊંધા મસ્તકે કાળસૂત્ર નરકમા જાય છે. શાક, પાન, મૂળ અથવા ફળ જે કઈ પોતાના આહાર માટે તૈયાર કર્યું હોય, તેથી પણ અગ્નિમા હોમ કરવો વૈશ્વદેવ ન કર્યો હોય અને કોઈ બ્રહ્મચારી કે પરમહસ ભિક્ષા માટે આવી ચડે, તો વૈશ્વદેવ માટે જુદુ કાઢી લઈ તેને ભિક્ષા આપીને વિદાય કરવા, કેમ કે વૈશ્વદેવ ન થયાનો દોષ દૂર કરવા ભિક્ષુ સમર્થ છે પણ ભિક્ષુને ભિક્ષા નહિ આપવાથી થયેલો દોષ દૂર કરવા વૈશ્વદેવ સમર્થ નથી. (અર્થાત્ વૈશ્વદેવ ન થયો હોય તોપણ ભિક્ષુને ભિક્ષા તો આપવી જ જોઈએ ) સન્યાસી અને બ્રહ્મચારી બને રાધેલા અન્નના સ્વામી ગણાય છે, છતા તેઓ બનેને અન્ન નહિ આપી જમીને મનુષ્યે ચાદ્રાયણવ્રત (પ્રાયશ્ચિત્તરૂપે) કરવુ જોઈએ હે દેવર્ષિઓમા પૂજાયેલા નારદ! વૈશ્વદેવ કર્યા પછી ગોગ્રાસ આપવો જોઈએ, તેની વિધિ હુ કહુ છુ, સાભળો (ગોગ્રાસ આપતી વેળા આ મત્ર ભણવો જોઈએ)

**सुरभिर्वैष्णवी माता नित्यं विष्णुपदे स्थिता ।**
**गोग्रासं च मया दत्तं सुरभे प्रतिगृह्यताम् ।**

હે સુરભિ! તમે વિષ્ણુના સબધવાળા હોઈ સર્વના માતા છો અને નિત્ય વિષ્ણુના પદમા રહેલા છો, માટે મે આપેલો ગોગ્રાસ તમે સ્વીકારો એ મત્ર ભણી '**गोभ्यो नमः**' એમ કહી પૂજા કરીને ગાયને ગોગ્રાસ આપવો ગોગ્રાસ આપવાથી ગાયોની માતા સુરભિ પ્રસન્ન થાય છે (ગોગ્રાસ આપ્યા પછી) ગાય દોહવાય તેટલા સમય સુધી ઘરના આગણામા (અતિથિની રાહ જોતા) ઊભા રહેવુ જેના ઘેરથી ભાગેલી આશાવાળો અતિથિ પાછો જાય તેને પોતાનુ પાપ આપી તેનુ પુણ્ય લઈને તે જતો રહે છે (માટે અતિથિને નિરાશ જવા દેવો નહિ ) માતા, પિતા, ગુરુ, ભાઈ, પ્રજા, દાસ, આશ્રિત, અભ્યાગત, અતિથિ અને અગ્નિ, આટલા (ગૃહસ્થના) પોષ્ય કહેવાય છે, એમ જાણ્યા છતા જે મનુષ્ય મૂર્ખાઈથી ગૃહસ્થાશ્રમ પાળતો નથી તેને ધર્મદૃષ્ટિએ આ લોક કે પરલોક મળતો નથી ધનવાન દ્વિજવર્ગ સોમયાગ કરવાથી જે ફળ પામે તે જ ફળને દરિદ્ર દ્વિજ સારી રીતે કરેલા પાચ મહાયજ્ઞોથી પામે છે હે મુનિશ્રેષ્ઠ! હવે પ્રાણાગ્નિહોત્ર હુ કહુ છુ, જેને જાણીને મનુષ્ય જન્મ, મૃત્યુ તથા જરા વગેરેથી છૂટી જાય છે બ્રાહ્મણે વિધિ પ્રમાણે ભોજન કરવુ જોઈએ, જેથી ત્રણ ઋણથી છૂટી જાય છે અને એકવીસ પેઢીઓનો ઉદ્ધાર કરે છે, એટલુ જ નહિ, પણ સર્વ યજ્ઞોનુ ફળ તે પામે છે અને સર્વ લોકોમા જઈ શકે છે (પ્રાણાગ્નિહોત્રમા આ પ્રકારની સામગ્રી હોય છે ) હૃદયકમળ અરણિકાષ્ઠ છે, મન અગ્નિ મથવાનો દડ છે, વાયુરૂપી દોરી વડે અગ્નિમથન કરવુ, ચક્ષુને અધ્વર્યુરૂપ સમજવા અને તર્જની, મધ્યમા તથા અગૂઠાથી પ્રાણને આહુતિ આપવી તે પછી મધ્યમા, અનામિકા તથા અગૂઠાથી અપાનને આહુતિ આપવી કનિષ્ઠિકા, અનામિકા તથા અગૂઠાથી વ્યાનને આહુતિ આપવી કનિષ્ઠિકા, તર્જની તથા અગૂઠાથી ઉદાનને આહુતિ આપવી અને સર્વ આગળીઓથી અન્ન લઈ સમાન વાયુને આહુતિ આપવી (આહુતિઓ આપતી વેળા આ પ્રમાણે મત્રો બોલવા '**ॐ प्राणाय स्वाहा । ॐ अपानाय स्वाहा । ॐ व्यानाय स्वाहा । ॐ उदानाय स्वाहा । ॐ समानाय स्वाहा ।** (આ રીતના પ્રાણાગ્નિહોત્રમા) મુખ વિષે આહવનીય હૃદયમા ગાર્હપત્ય, નાભિમા દક્ષિણાગ્નિ, નાભિની નીચે (સ્વાધિષ્ઠાનમા) સભ્યાગ્નિ અને તેની નીચે (મૂલાધારમા) આવસથ્યાગ્નિની ભાવના કરવી તે જ પ્રમાણે વાણીમા હોતાની, પ્રાણમા ઉદ્ગાતાની, ચક્ષુમા અધ્વર્યુની, મનમા બ્રહ્માની, શ્રોત્રમા આગ્નીધ્રની, અહકારમા પશુની, પ્રણવમા દૂધની અને ગૃહસ્થાશ્રમી મનુષ્ય જેને અધીન છે, તે બુદ્ધિમા પત્નીની ભાવના કરવી વળી વક્ષ સ્થળ વેદી તરીકે, રુવાટાને દર્ભ તરીકે અને બને હાથને સ્રુચ તથા સ્રુવ તરીકે માનવા પ્રાણાહુતિમત્રના સુવર્ણ સમાન કાતિવાળા ક્ષુધાગ્નિ ઋષિ છે, આદિત્ય દેવતા છે અને ગાયત્રી છદ કહેવાય છે, માટે ''**ॐ प्राणाय स्वाहा**' એ મત્રના અતે **इदमादित्यदेवाय न मम**' એમ પણ કહેવુ જોઈએ અપાનના મત્રના ગાયના

દૂધ જેવી ધોળી આકૃતિવાળા શ્વેતાગ્નિ ઋષિ છે, સોમ દેવતા છે, ઉષ્ણિહ છંદ છે, માટે 'ॐ अपानाय स्वाहा' એ મંત્રના અંતે 'इदं सोमाय न मम' એમ કહેવું જોઈએ. વ્યાનના મંત્રના કમળ જેવા રંગના હુતાશન ઋષિ કહ્યા છે, અગ્નિ દેવતા છે અને અનુષ્ટુપ છંદ કહેલો છે, માટે 'ॐ व्यानाय स्वाहा' એ મંત્રના અંતે 'इदमग्नये न मम' એમ કહેવું જોઈએ. ઉદાનના મંત્રના ઇંદ્રગોપ (નામના કીડા) જેવા રંગના અગ્નિ ઋષિ છે, વાયુ દેવતા છે અને બૃહતી છંદ છે, માટે 'ॐ उदानाय स्वाहा' એ મંત્રના અંતે 'इदं वायवे न मम' એમ દ્વિજવર્ણે કહેવું જોઈએ. સમાન વાયુના મંત્રના વીજળી સમાન રંગના વિરૂપક ઋષિ છે, પર્જન્ય દેવતા મનાય છે અને પંક્તિ છંદ છે, માટે 'ॐ समानाय स्वाहा' એ મંત્રના અંતે 'इदं पर्जन्याय न मम' એમ કહેવું જોઈએ. પછી છઠ્ઠી આહુતિ આપવી. એ આહુતિના મંત્રના વૈશ્વાનર મહાન અગ્નિ ઋષિ કહ્યા છે, પરમાત્મા દેવતા છે અને ગાયત્રી છંદ છે, માટે એ માટે 'ॐ ब्रह्मणे स्वाहा' એ મંત્રના અંતે 'इदं परमात्मने न मम' એમ કહેવું જોઈએ. આમ આ પ્રાણાગ્નિહોત્ર થયેલું ગણાય છે. એમ જાણીને તથા આનો વિધિ કરીને મનુષ્ય બ્રહ્મરૂપ થાય છે. આ પ્રાણાગ્નિહોત્રની વિદ્યા મેં તમને ટૂંકમાં કહી છે. ૧ ૪૫

इदं न मम चेत्येवं जातं प्राणाग्निहोत्रकम् ।
एतज्ज्ञात्वा विधिं कृत्वा ब्रह्मभूयाय कल्पते ॥४५
प्राणाग्निहोत्रविधियं संक्षेपात् कथिता हि ते ।

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં એકાદશ સ્કંધ વિષે
અધ્યાય ૨૨ મો સમાપ્ત

## અધ્યાય ૨૩ મો+

### ભોજનના અંતનો વિધિ અને તપ્તકૃચ્છ્રાદિ વ્રતો

श्रीनारायण उवाच

अमृतापिधानमित्येवमुच्चार्य साधकोत्तमः ।
उच्छिष्टभागं पात्रान्नं दद्यादन्ते विचक्षण. ॥ १ ॥

શ્રીનારાયણ બોલ્યા (ભોજનના આરંભમાં 'अमृतोपस्तरणमसि' એ મંત્રથી પ્રથમ આચમન કરવું અને) ભોજનના અંતે 'अमृतापिधानमसि' એ મંત્રથી આચમન કરી વિદ્વાન ઉત્તમ સાધકે પાત્રનું અન્ન, એઠું ખાનારાઓને આપવું. (તે અન્ન આપતી વેળા આ મંત્ર બોલવો)

ये के चास्मत्कुले जाता दासदास्योऽन्नकाङ्क्षिणः ।
ते सर्वे तृप्तिमायान्तु मया दत्तेन भूतलम् ।

અમારા કુળમાં થયેલા જે કોઈ દાસદાસીઓ અન્નને ઇચ્છતા હોય તે બધા મેં પૃથ્વી પર આપેલા અન્ન વડે તૃપ્ત થાઓ. (આ મંત્રથી અન્ન આપીને—)

रौरवेऽपुण्यनिलये पद्मार्बुदनिवासिनाम् ।
अर्थिनामुदकं दत्तमक्षय्यमुपतिष्ठतु ॥

પાપ ભોગવનારના સ્થાનરૂપ રૌરવ નરકમાં ત્રીસ હજાર કરોડ તથા સો કરોડ અથવા દશ કરોડ વર્ષો સુધી વસતા અર્થી લોકોને મેં આપેલું આ જળ અક્ષય થઈ પ્રાપ્ત થાઓ (આ મંત્ર બોલી તેના ઉપર જળ નાખવું) પછી ભોજન સમયે હાથમાં ધારણ કરેલી દર્ભની પવિત્રીની ગાંઠ છોડી નાખી તે પવિત્રીને પૃથ્વી પર કરેલા મંડળમાં નાખી દેવી. જે બ્રાહ્મણ તે પવિત્રીને પાત્રમાં નાખે તે તે પંક્તિને અભડાવનાર થાય છે. ભોજન કરી હાથ-મોઢું જેણે સાફ ન કર્યું હોય તેવા એઠા દ્વિજને બીજો કોઈ તેવો જ એઠો મનુષ્ય, શૂદ્ર કે કૂતરો જો સ્પર્શ કરે તો તે દ્વિજ એક રાત્રિ ઉપવાસ કરી બીજે દિવસે પંચગવ્ય પ્રાશન કરીને જ શુદ્ધ થાય છે (અર્થાત્ એઠા માણસે એઠા માણસનો સ્પર્શ ન કરવો) જેના હાથ-મોઢું એઠા ન હોય તેવા કોઈએ, જેના હાથ-મોઢું એઠા હોય તેવા દ્વિજને જો સ્પર્શ કર્યો હોય તો તે સ્પર્શ કરેલા દ્વિજે સ્નાન જ કરી લેવું જોઈએ. એક આહુતિ આપવાથી એક કરોડ યજ્ઞનું ફળ મળે છે અને પાંચ પ્રાણાહુતિઓ આપવાથી પાંચ કરોડ યજ્ઞોનું ફળ મળે છે, એમ પ્રાણાહુતિઓ આપવાનું ફળ અનંત કહેવાયું છે. વળી આ રીતના પ્રાણાગ્નિહોત્રને જે જાણતો હોય તેવાને જે અન્નદાન કરે, તે દાતાને જેટલું પુણ્ય થાય છે, તેટલું જ પુણ્ય અન્નભોજન કરનારને પણ થાય છે, એટલે કે તે બંને દાન દેનાર તથા લેનાર સમાન પુણ્યફળ પામે

+ આ અધ્યાયમાં ત્રેસઠ શ્લોકોથી ભોજનના અંતે જે કૃત્ય કરવાનું હોય છે, તે કહી તપ્તકૃચ્છ્રાદિનું લક્ષણ કહેવાશે.

છે અને સ્વર્ગમા જનારા થાય છે જે બ્રાહ્મણ હાથમા પવિત્રી ધારણ કરીને વિધિપૂર્વક જમે છે, તેને કોળિયે કોળિયે પચગવ્ય પ્રાશન કર્યાનુ ફળ મળે છે નિત્ય ત્રણે કાળ પૂજા, જપ, તર્પણ, હોમ, બ્રાહ્મણભોજન તથા માર્જન એ પાચ પુરશ્ચરણના અગ કહેવાય છે હે મુનિશ્રેષ્ઠ! પુરશ્ચરણ કરતા ધર્મા ત્માએ કાયમ ભોય પર સૂવુ, ક્રોધને જીતવો, ઇંદ્રિયોને વશ રાખવી, હલકુ, મીઠુ, હિતકારી અન્ન જમવુ, વિનયયુક્ત રહેવુ, ચિત્તને શાત રાખવુ, ત્રણે કાળ સ્નાન કરવુ, શુભ ભાષણ કરવુ, સ્ત્રી, શૂદ્ર, પતિત, સસ્કારભ્રષ્ટ, નાસ્તિક, એઠા તથા ચાડાલ સાથે ભાષણ કરવુ નહિ, જપ, હોમ તથા પૂજન આદિ ચાલતા હોય ત્યારે કોઈ સજ્જન મનુષ્ય આવે તેમને નમસ્કાર કરીને પણ બોલવુ નહિ અને મૈથુનની વાતચીત તથા કામી મનુષ્યોનો સબધ પણ છોડવો જોઈએ મન, વચન તથા કર્મથી સર્વ અવસ્થાઓમા, સર્વ કાળે અને સર્વ સ્થળે મૈથુનનો ત્યાગ કરવો, તેને બ્રહ્મચર્ય કહે છે ક્ષત્રિય જાતિનો ગૃહસ્થ ઋતુકાળે તાહેલી પોતાની સ્ત્રી સાથે વિધિપૂર્વક સમાગમ કરે તો તેણે બ્રહ્મચર્ય પાળેલુ જ કહેવાય છે સસ્કાર પામેલી અને સમાન વર્ણની પોતાની સ્ત્રી સાથે ઋતુકાળે રાત્રિના સમયે જ સમાગમ કરવો જોઈએ, તેથી મનુષ્ય બ્રહ્મચર્યનો નાશ કરતો નથી (જન્મથી જ પોતાના પર પ્રાપ્ત થતા,) ત્રણ ઋણને દૂર કર્યા વિના, પુત્રોને ઉત્પન્ન કર્યા વિના, તેમ જ યજ્ઞો કર્યા વિના જે મનુષ્ય મોક્ષને ઇચ્છે છે, તે નરકમા જાય છે અને તેવા મનુષ્યનો જન્મ બકરીના ગળે ઉત્પન્ન થતા આચળની પેઠે કવળ નિષ્ફળ છે, એમ વેદમા કહ્યુ છે માટે હે ઉત્તમ બ્રાહ્મણ! દરેક દ્વિજે ત્રણ ઋણથી મુક્ત થવુ જ જોઈએ, કેમ કે તેઓ દેવોના, ઋષિઓના તથા પિતૃઓના ઋણી છે બ્રહ્મચર્ય પાળી ઋષિઓના ઋણથી, શ્રાદ્ધ, તર્પણ કરી પિતૃઓના ઋણથી અને યજ્ઞો કરી દેવોના ઋણથી મુક્ત થવુ જોઈએ તેમ જ પોતાના આશ્રમમા રહી ધર્માચરણ કરવુ જોઈએ કૃચ્છ્ર—ચાદ્રાયણ આદિ વ્રતો કરનાર વિદ્વાન દ્વિજે દૂધ, ફળ, શાક અથવા હવિષ્યાન્ન જમવુ અથવા ભિક્ષાન્ન જમી જપ કર્યા કરવો લવણ, ક્ષાર, ખાટુ, ગાજર, કાસાના પાત્રમા ભોજન, તાબૂલ, બે વાર ભોજન, દુષ્ટ વસ્ત્ર, માદક પદાર્થ, શ્રુતિસ્મૃતિનો વિરોધ અને રાત્રિમા જપ, આ બધુ છોડવુ જોઈએ જુગાર, સ્ત્રીસેવન, નિદ્રા તથા વાદવિવાદ કરી નકામો વખત ન ગાળવો પણ દેવપૂજન, સ્તોત્રો તથા શાસ્ત્રાવલોકનથી વખત ગાળવો પૃથ્વી પર શયન, બ્રહ્મચર્ય, મૌન વ્રતપાલન, નિત્ય ત્રિકાળસ્નાન, શૂદ્ર કર્મનો ત્યાગ, નિત્યપૂજન, નિત્યદાન, આનદ, સ્તુતિ, કીર્તન, નૈમિત્તિક પૂજન અને ગુરુદેવ પર વિશ્વાસ—આ બાર ધર્મો જપનિષ્ઠ મનુષ્યને ઉત્તમ પ્રકારની સિદ્ધિ આપનારા છે નિત્ય સૂર્યોપસ્થાન કરી સૂર્યની સામે રહી જપ કરવો અથવા દેવીની પ્રતિમા કે અગ્નિની સામે તેમની પૂજા કરીને જપ કરવો, તેમ જ સ્નાન, પૂજા, જપ, ધ્યાન, હોમ તથા તર્પણમા તત્પર રહેવુ અને નિષ્કામ થઈ સર્વ કર્મો પોતાના ઇષ્ટ દેવને અર્પણ કરવા પુરશ્ચરણ કરનાર દ્વિજે ઉપર્યુક્ત નિયમોનુ પાલન કરવુ, પ્રસન્નચિત્ત રહેવુ, જપ—હોમમા પરાયણ રહેવુ, તપ તથા અધ્યયનમા જોડાયેલા રહેવુ અને પ્રાણીઓ પર દયા રાખવી તપ વડે મનુષ્ય સ્વર્ગને પામે છે, તપ વડે મહાન પદ (મોક્ષ)ને મેળવે છે અને તપમા યુક્ત રહેનાર જિતેન્દ્રિય મનુષ્યના કર્મો સિદ્ધ થાય છે વિદ્વેષણ, સહરણ મારણ તથા રોગનાશન આદિ જે જે કામનાઓ માટે જે ઋષિએ દેવોને સ્તવ્યા છે, તે તે પુરશ્ચરણ કરનારાઓની કામનાઓ તે તે પ્રમાણે સિદ્ધ થાય છે તે (શાતિ આદિ) કર્મો તથા તે કર્મોના વિધાનો (હવે પછીના અધ્યાયમા) હુ કહીશ, પરતુ તે કર્મોના આદિમા જો પુરશ્ચરણ કર્યુ હોય તો જ તે કર્મોની સિદ્ધિ થાય છે (ગાયત્રીમત્રના પુરશ્ચરણરૂપ સ્વાધ્યાયના અભ્યાસની શરૂઆતમા દ્વિજે પ્રાજાપત્ય આદિ પ્રાયશ્ચિત્તો) કરવા જોઈએ અને તે પ્રાજાપત્ય આદિ પ્રાયશ્ચિત્તો પણ કેશ, દાઢીમૂછના વાળ તથા નખો ઉતરાવી નાખી, સ્નાન કરી પવિત્ર થઈને, (શાતિ માટે તથા શુદ્ધિ માટે હવે પછી કહેવાતા મત્રો જપી,) પછી કરવા જોઈએ દિવસે તથા રાત્રે પવિત્ર રહી મૌનવ્રત ધરીને રહેવુ,

સત્યવાદી થવુ, પવિત્ર મન્ત્રોનો જપ કરવો અને ૐ કારપૂર્વક વ્યાહૃતિઓ જપી ગાયત્રીનો, 'આપોહિષ્ઠા૦' એ પાપનાશક પવિત્ર સૂક્તનો, પુનતીનો, સ્વસ્તિ મતીનો તથા પવમાની સૂક્તનો જપ કરવો સર્વ કર્મોના આદિ તથા અતમા આ સૂક્તો કહેવા જોઈએ, ૐકારનો, ત્રણ વ્યાહૃતિઓનો તથા ગાયત્રીનો દશ હજાર, એક હજાર, સો અથવા છેવટે દશ સુધી પણ જપ કરવો જોઈએ આચાર્યો, ઋષિઓ, છદો તથા દેવતાઓનુ જળથી તર્પણ કરી વેદધર્મ રહિત સાથે, શૂદ્ર સાથે, નિંદિત લોકો સાથે, રજ સ્વલા સ્ત્રી સાથે, પતિત સાથે, અત્યજો સાથે, દેવ-બ્રાહ્મણોનો દ્વેષ કરનારાઓ સાથે, આચાર્ય તથા ગુરુની નિંદા કરનારાઓ સાથે અને માતાપિતાનો દ્વેષ કરનારાઓ સાથે ભાષણ ન કરવુ તેમ જ કોઈનુ અપમાન ન કરવુ સર્વ કૃચ્છ્ર, પ્રાયશ્ચિત્તોનો આ વિધિ મે અનુક્રમે કહ્યો હવે કૃચ્છ્ર—પ્રાજાપત્યનો, સાતપનનો, પરાકકૃચ્છ્રનો તથા ચાદ્રાયણનો વિધિ કહેવાય છે તપ્તકૃચ્છ્ર કરવાથી પાચ મહાપાપો તથા સર્વ પાપોથી મુક્ત થાય છે અને ક્ષણવારમા સર્વ પાપોને બાળી નાખે છે ત્રણ ચાદ્રાયણોથી પવિત્ર થયેલો મનુષ્ય બ્રહ્મલોકને પામે છે, આઠ ચાદ્રાયણોથી વર આપનારા દેવતાઓને સાક્ષાત્ દેખે છે દશ ચાદ્રાયણો કરવાથી સર્વ વેદોને જાણી સર્વ કામનાઓ મેળવે છે ત્રણ દિવસ બપોરે જમવુ, ત્રણ દિવસ સાયકાળે જમવુ, ત્રણ દિવસ માગ્યા વિના ખાવુ અને છેલ્લા ત્રણ દિવસ જમવુ જ નહિ આ (બાર દિવસનુ) પ્રાજાપત્યવ્રત છે અને દ્વિજે તે કરવુ જોઈએ ગોમૂત્ર, ગાયનુ છાણ, દૂધ, દહીં, ઘી તથા દર્ભનુ જળ—આ એકએક દરરોજ પીવા અને છેલ્લો એક ઉપવાસ કરવો—તે કૃચ્છ્ર સાતપન* નામનુ વ્રત કહેવાય છે ત્રણ દિવસ સુધી પૂર્વની પેઠે એકએક કોળિયો ખાવો અને અને ત્રણ ઉપવાસ કરવા; એ રીતે દ્વિજવર્ણે અતિ કૃચ્છ્ર× વ્રત કરવુ, વળી એ જ પ્રમાણે ત્રણ દિવસોથી યુક્ત મહાસાતપન+ વ્રત કહેવાય છે તપ્તકૃચ્છ્ર નામનુ વ્રત કરનાર બ્રાહ્મણે ત્રણ દિવસ ગરમ પાણી પીને રહેવુ, ત્રણ દિવસ ગરમ દૂધ પીને રહેવુ, ત્રણ દિવસ ગરમ ઘી પીને રહેવુ અને ત્રણ દિવસ ગરમ વાયુનો જ આહાર કરવો, તેમ જ એ બારે દિવસ જિતેન્દ્રિય રહી એક વાર સ્નાન કરવુ નિયમનિષ્ઠ રહી બાર દિવસ સુધી કઈ પણ જમવુ નહિ ને કેવળ જળપાન જ કરવુ, એ પરાકકૃચ્છ્ર નામનુ વ્રત કહેવાય જિતેન્દ્રિય અપ્રમાદી મનુષ્ય માટે આ પ્રાજાપત્યવિધિ કહેવાય છે અને તે સર્વ પાપોને દૂર કરનાર છે નિત્ય ત્રણે કાળ સ્નાન કરી કૃષ્ણપક્ષમા એક એક કોળિયો ઓછો કરતા જવુ શુક્લપક્ષમા વધારતા જવુ અને અમાસના દિવસે બિલકુલ જમવુ નહિ આ ચાદ્રાયણવ્રતની વિધિ કહેલી છે પોતાનુ નિત્ય કૃત્ય જેણે કર્યું હોય, તેવો બ્રાહ્મણ દરરોજ પ્રાતકાળે ચાર કોળિયા ખાય અને ચાર કોળિયા સૂર્યાસ્ત પછી ખાય, એમ એક મહિના સુધી કરે, તો તે શિશુચાદ્રાયણ નામનુ વ્રત કહેવાય છે મનને વશ રાખી દરરોજ બપોરે હવિષ્યાન્નના આઠ આઠ કોળિયા ખાય અને એક મહિના સુધી એમ કરે, તો યતિચાદ્રાયણ નામે વ્રત કર્યું કહેવાય છે આ વ્રતને રુદ્રો, આદિત્યો, વસુઓ, વાયુઓ અને પૃથ્વી સહિત બીજા દેવો પણ કરે છે અને તેથી તે બધા કલ્યાણપાત્ર થાય છે વિધિ પ્રમાણે કરેલુ આ વ્રત ચામડી, લોહી, માસ, હાડકા, મેદ મજ્જા અને વસા—આ એકએક ધાતુને સાત રાત્રિમા પવિત્ર કરે છે એમ સાત રાત્રિઓથી એક ધાતુ શુદ્ધ

* અર્થાત્ પહેલે દિવસે ગોમૂત્ર, બીજે દિવસે છાણ, ત્રીજે દિવસે દૂધ, ચોથે દિવસે દહીં, પાચમે દિવસે ઘી, છઠ્ઠે દિવસે દર્ભનું પાણી અને સાતમે દિવસે ઉપવાસ કરી એકદરે સાત દિવસનું આ વ્રત કરાય છે, અથવા ગોમૂત્ર વગેરે ભેગા કરી એક દિવસે તે જ પીને રહેવુ અને બીજે દિવસે ઉપવાસ કરવો એમ બે દિવસનું પણ આ વ્રત છે

× ખરી રીતે અતિકૃચ્છ્ર વ્રતનો વિધિ આ પ્રમાણે છે પ્રથમ નવ દિવસ એક એક કોળિયો ખાઈને રહવું અને પછી ત્રણ ઉપવાસો કરવા એમ બાર દિવસનુ અતિકૃચ્છ્રવ્રત થાય છે

\+ ત્રણ દિવસ ગોમૂત્ર પીને રહેવું, ત્રણ દિવસ છાણ ખાઈને રહેવું, ત્રણ દિવસ દૂધ પીને રહેવુ, ત્રણ દિવસ દહીં પીને રહેવુ અને ત્રણ દિવસ ઘી પીને રહેવુ, એમ પદર દિવસનું મહાસાતપનવ્રત કહેવાય છે

થાય છે, એમા સશય નથી, માટે આ (પૂર્વોકત) વ્રતોથી નિત્ય પવિત્રાત્મા થઈને જ મનુષ્યે કર્મ કરવુ જોઈએ, કારણ કે એમ શુદ્ધ થયેલા મનુષ્યો ના કર્મો સિદ્ધ થાય જ છે એમા સશય નથી શુદ્ધાત્મા, સત્યવાદી અને જિતેન્દ્રિય મનુષ્ય જે કઈ કર્મ કરે છે, તેથી સર્વ ઇષ્ટ કામનાઓ મેળવે છે, એમા સશય નથી (જો કઈ પણ ન બની શકે તો છેવટે) ત્રણ રાત્રિ ઉપવાસ કરવા અને સર્વ કર્મોથી રહિત થવુ, અથવા ત્રણ દિવસ રાત્રે જ ભોજન કરવુ અને તે પછી કર્મનો આરભ કરવો પુરશ્ચરણના ફળને આપતુ આ વિધાન મે તમને કહ્યુ, હે દેવર્ષિ ! સર્વ કામનાઓ આપનાર અને મહાપાપોનો નાશ કરનાર આ ગાયત્રીનુ પુરશ્ચરણ મે તમને કહ્યુ મત્રનો જપ કરનારે પ્રથમ દેહશુદ્ધિ કરનારુ વ્રત કરવુ જોઈએ અને તે પછી પુરશ્ચરણ શરૂ કરવુ, તેથી સપૂર્ણ ફળ પામે છે આ ગુહ્ય પુરશ્ચરણનુ વિધાન તમને કહ્યુ, આ વિધાન બીજા પાસે કહેવુ નહિ, કેમ કે તે શ્રુતિઓના સારરૂપ છે ૧—૬૩

**इति ते कथितं गुह्यं पुरश्चर्याविधानकम् ।**
**एतत् परस्मै नो वाच्यं श्रुतिसार यत· स्मृतम् ॥**

ઇતિ શ્રીદેવીભાગવત મહાપુરાણમા એકાદશ સ્કધ વિષે અધ્યાય ૨૩ મો સમાપ્ત

## અધ્યાય ૨૪ મો*

### કામ્યકર્મ તથા પ્રાયશ્ચિત્તવિધિ

नारद उवाच

**नारायण महाभाग गायत्र्यास्तु समासत· ।**
**शान्त्यादिकान् प्रयोगांस्तु वदस्व करुणानिधे ॥**

નારદે પૂછ્યુ હે મહાભાગ્યશાળી નારાયણ! હે કરુણાના ભડાર! ગાયત્રીના (પુરશ્ચરણ પછી) શાતિ આદિ પ્રયોગો તમે ટૂકમા કહો

શ્રીનારાયણ બોલ્યા હે બ્રહ્માના પુત્ર નારદ! આ અતિગુપ્ત વસ્તુ તમે પૂછી છે, દુષ્ટ કે ચાડિયા ને આ કહેવા યોગ્ય નથી હવે પ્રથમ શાતિકર્મ કહેવાય છે, હરકોઈ દ્વિજવર્ણ દૂધથી ભીંજવેલા ખીજડીના હોમકાષ્ઠોથી જો હોમ× કરે છે, તો ભૂત, રોગ તથા ગ્રહો વગેરે શાત થાય છે, તેમ જ ભૂતો તથા રોગ વગેરેની શાતિ માટે દ્વિજે પીપળો, ઉબરો, પીપળ તથા વડ એમાના કોઈ પણ વૃક્ષની લીલી સમિધોથી અથવા તે વૃક્ષોના ટુકડાઓથી હોમ કરવો બે હાથમા જળ લઈ તેનાથી સૂર્યનુ તર્પણ કરવુ, (અને તે વેળા ગાયત્રીમત્રના અતે '**सूर्यं तर्पयामि न मम**' એ મત્ર બોલવો) જેથી શાતિ પામે છે, તેમ જ ઢીંચણ સુધી જળમા ઊભા રહી જપ કરીને (મનુષ્ય) સર્વ દોષોને શાત કરે છે ગળા સુધી જળમા ઊભા રહી જપ કરીને પ્રાણાત ભયથી પણ છૂટી જાય છે (માટે) જળમા ડૂબ્યા રહી જપ કરવો તે સર્વ શાતિકર્મોથી અધિક છે સોનાના, રૂપાના, તાબાના, છીરવાળા વૃક્ષના અથવા ફૂટેલુ ન હોય એવા માટીના પાત્રમા પચગવ્યને રાખી, સારી રીતે પ્રજ્વલિત કરેલા અગ્નિમા છીરવાળા વૃક્ષોના લાકડાથી પચગવ્ય સહિત હોમ કરવો અને દરેક આહુતિમા પચગવ્યનો સ્પર્શ કરતા જવુ પછી બાકી રહેલા પચગવ્યને હજાર ગાયત્રીમત્રથી મત્રીને ઉપદ્રવવાળા સ્થળ પર ગાયત્રીમત્રનુ સમરણ કરતા કરતા (એ પચગવ્ય વડે) દર્ભથી પ્રોક્ષણ કરવુ પછી તે પ્રદેશ પર બલિદાન દેવુ અને પરદેવતા—ભગવતીનુ ધ્યાન કરવુ આમ કરવાથી અભિચાર વડે ઉત્પન્ન થયેલી કૃત્યા તથા પાપ નાશ પામે છે વળી એમ કરવાથી દેવ, ભૂત તથા પિશાચ વગેરેને વશ કરે છે અને ઘર, ગામ, નગર તથા આખો દેશ તે તે ઉપદ્રવોથી છૂટી જાય છે જે સ્થળે કોઈ પણ જાતનો ઉપદ્રવ થયો હોય તે સ્થળે સર્વ પ્રકારની શાતિ માટે ચતુરસ્ત્ર મડળ કરી, તેમા અષ્ટગધથી ત્રિશૂલ આલેખીને તેને ગાયત્રીમત્રથી હજારવાર મતરી ભોયમા દાટી દેવુ સોનાના, રૂપાના, તાબાના અથવા માટીના નવા અખડ કળશને સૂત્રથી વીંટી, તેને રેતીના સ્થડિલ પર સ્થાપી ચારે દિશાઓમાથી ઉત્તમ બ્રાહ્મણો દ્વારા તીર્થજળ મગાવી તેના વડે ભરવો, પછી એલચી, ચદન, કપૂર, જાઈ, પાટલા, મલ્લિકા, બિલ્વપત્ર,

* આ અધ્યાયમા સો શ્લોકોથી લોકરક્ષા માટે ટૂકા કામ્યકર્મો તથા પ્રાયશ્ચિત્તનો વિધિ કહવાશે.

× આ અધ્યાયમા જ્યા જ્યા હોમની સખ્યા કહી હોય, ત્યા ત્યા એક હજાર ને આઠની સખ્યા સમજી લેવી.

विष्णुक्रांता, सहदेवी, शाळ, जव, तल, सरसव अने छीरवाळा वृक्षोनी कूपळो ते घडामा नाखवी एम सर्व सामग्री तैयार करी. स्नान करी सावधान थयेला विद्वान ब्राह्मणे सत्यावीस दर्भोथी गूथेलो कूचडो लई एक हजार गायत्रीमत्रथी ते घडाना जळने मतरवु अने ते वेळा वेदने जाणता बीजा ब्राह्मणोए सर्व दिशाओमा सूर्यना मत्रो भणवा पछी भूत वगेरेथी उपद्रव पामेला ए मनुष्य पर ते जळने छाटवु तथा तेनाथी अभिषेक करता करता ते जळ पिवडाववु एम अभिषेक करवाथी भूत, रोग के कोई अभिचारकर्मथी छूटीने ते सुखी थाय छे अने मृत्युना मुखमा गयो होय तोपण तेथी छूटी जाय छे हे नारदमुनि! लाखो काळ जीववा ईच्छता विद्वान राजाए आ प्रयोग अवश्य करावयो जोईए अने ते अभिषेकना समये ऋत्विज ब्राह्मणोने सो गायोनु दान करवु; अथवा जेथी ते ब्राह्मणोने सतोष थाय तेवी दक्षिणा आपवी, अथवा (ब्राह्मणोनी इच्छानुसार न आपी शकाय तो) पोतानी शक्ति प्रमाणे दक्षिणा आपवी द्विजवर्णे शनिवारना दिवसे पीपळाना वृक्षने स्पर्श करी सो वार जप करवो जेथी भूत, रोग के अभिचारथी थयेला मोटा भयथी ते छूटी जाय छे, तेम ज साधेसाधे कापेली गळोनी कातरीओने दूधमा भींजवी ब्राह्मणे होम करवो एम करवाथी मृत्युजय नामनो होम थाय छे, जे सर्व व्याधिओनो नाश करतार छे तावनी शाति माटे दूधमा भींजवेला आबाना पादडाथी होम करवो दूधमा भींजवेली वज वडे होम करवाथी मनुष्यना क्षयरोगनो नाश करे छे, तेम ज दूध, दही तथा घी-ए त्रणनो होम करवाथी क्षयरोग नाश पामे छे होम करी दूधपाक अन्नतु सूर्यने नैवेद्य धरी, क्षयरोगथी पीडायेलाने जो ते खवडावे, तो तेथी पण क्षयरोग मटे छे तेम ज क्षयरोगनी शाति माटे अमासना दिवसे सोमवल्लीनी कातरीओ कापीने दूधमा भींजवी तेनो द्विजवर्णे होम करवो लाखवृक्षना पुष्पोनो होम करवाथी कोढ नाश पामे छे, अघेडाना बीनो होम करवाथी वाईनो रोग नाश पामे छे छीरवाळा वृक्षोनी समिधो होमवाथी उन्माद नाश पामे छे, अने उबरानी समिधो होमवाथी मोटो प्रमेहरोग नाश पामे छे, तेम ज मधथी अथवा शेरडीथी होम करी प्रमेहने शात करे छे अने दूध-दही तथा घीनो होम करवाथी अथवा कपिला गायनु घी होमवाथी मसूरिका नामनो पगनो रोग मटे छे उबरो, वड तथा पीपळा वडे होम करवाथी गाय, हाथी तथा घोडाना रोग मटे छे घरमा जो कीडीओना राफडानो के मधपूडानो उपद्रव थयो होय, तो द्विजवर्णे घीयुक्त खीजडीनी समिधनो सो वार होम करवो अने घीवाळा भातनो सो वार होम करवो पछी होम करता बाकी रहेला भातनु (ज्या उपद्रव थयो होय) त्या बलिदान देवु, जेथी ते द्वारा थयेलो उपद्रव शात थाय छे वीजळीनु पडवु अथवा भूकप वगेरे आकस्मिक उपद्रव थाय त्यारे सात दिवस सुधी जगली नेतरनी समिधनो होम करवो एम करवाथी देश सुखी थाय छे सो वार मत्र जपी मत्रेला ढेफाने जे दिशामा फेके, ते दिशामाथी अग्नि, पवन तथा शत्रुओथी थनारो भय नाश पामे छे बधन पामेलो मनुष्य मनथी ज आ गायत्रीमत्र जप्या करे छे, ते बधनथी छूटी जाय छे जेने भूत, रोग के झेर वगेरेनो उपद्रव थयो होय, तेने दर्भोथी स्पर्श करी गायत्रीनो जप करे तो तेने ते उपद्रवोथी छोडावी शके छे, तेम ज गायत्रीथी मत्रेलु जळ पीने भूत वगेरेथी छूटी जाय छे, तेम ज भूत आदिनी शाति माटे भस्मने गायत्रीमत्रथी सो वार मत्री मस्तक पर धारण करवी वळी ते भस्मने धारण करवाथी मनुष्य सर्व व्याधिओथी छूटी जई सो वर्ष सुधी सुखी रही जीवे छे जे मनुष्य (पूर्वोक्त) शाति करवा (पोते) अशक्त होय, तेणे दक्षिणा आपीने ब्राह्मण पासे शाति करावबी पुष्पोथी होम करीने द्विजवर्ण पुष्टि, सपत्ति तथा लक्ष्मीने पामे छे जे मनुष्यने लक्ष्मीनी इच्छा होय, तेणे लाल कमळोथी होम करवो, अथवा ताजा ने सुदर जाईना पुष्पोथी होम करवो, जेथी ते लक्ष्मीने पामे छे, तेम ज शाळना चोखानो होम करवाथी पुष्कळ लक्ष्मी मेळवे छे बीलीना झाडनी समिधथी अथवा बीलीना टुकडा, पादडा पुष्पो के

ફળનો હોમ કરીને પણ લક્ષ્મીને મેળવે છે, અથવા બીલીના મૂળના ટુકડાઓ વડે હોમ કરવાથી પણ ઉત્તમ લક્ષ્મી મેળવે છે, તેમ જ બીલીના ઝાડની સમિધો વડે તથા દૂધપાક અને ઘી વડે સાત દિવસ સુધી સો સો આહુતિઓ હોમવાથી લક્ષ્મીને મેળવે છે દૂધ, દહીં તથા ઘી સહિત ડાગર વડે હોમ કરે તો કન્યાને મેળવે છે અને એ જ વિધિ વડે કન્યા જો હોમ કરે, તો ઇચ્છિત વરને મેળવે છે સો રાતા કમળોને સાત દિવસ સુધી હોમ કરીને (મનુષ્ય) સોનુ મેળવે છે સૂર્યના બિબમા જળ હોમીને (એટલે સૂર્યનુ જળથી તર્પણ કરીને) જળમા (ગુપ્ત) રહેલુ સોનુ મેળવે છે, તેમ જ અન્ન હોમીને અન્ન પામે છે અને ડાગરનો હોમ કરી તેનો અધિપતિ થાય છે વાછરડાના અડાયા છાણાનો ભૂકો હોમીને પશુને મેળવે છે અને ડાગ, દૂધપાક તથા ઘી વડે હોમ વગેરે કરવાથી પ્રજાની પ્રાપ્તિ થાય છે દૂધપાકરૂપ અન્નનો હોમ કરી સૂર્યને તે ધરાવીને ઋતુકાળે નાહેલી સ્ત્રીને જો ખવડાવે, તો ઉત્તમ પુત્ર પામે છે અગ્રભાગ સહિત લીલી ખાખરાની સમિધથી જો હોમ કરે, તો આયુષ્ય મેળવે છે અને અગ્રભાગ સહિત લીલી તથા દૂધ, દહીં અને ઘીથી ચોપડેલી છીરવાળા વૃક્ષોની સમિધો હોમીને પણ આયુષ મેળવે છે ડાગરની સો આહુતિઓ હોમીને સોનુ તથા આયુષ મેળવે છે સોનેરી (રગના) કમળ હોમીને સો વર્ષનુ આયુષ પામે છે અને દૂર્વા, દૂધ, મધ તથા ઘી વડે સાત દિવસો સુધી સો સો આહુતિઓ હોમીને અકાળ મૃત્યુને દૂર કરે છે, તેમ જ ખીજડીની સમિધ, અન્ન, દૂધ તથા ઘી વડે સાત દિવસ સુધી સો સો આહુતિઓ હોમવાથી અકાળ મૃત્યુને દૂર કરે છે વળી વડની સમિધો હોમ્યા પછી સાત દિવસ સુધી દૂધપાકની સો સો આહુતિઓ હોમે, તોપણ અકાળ મૃત્યુને દૂર કરે છે માત્ર દૂધનો જ આહાર કરી સાત દિવસ સુધી (ગાયત્રીનો) જપ કર્યા કરે, તો મૃત્યુના ઉપર પણ વિજયી થાય છે આહાર છોડી મૌન ધરીને ત્રણ રાત્રિ સુધી જો જપ કરે, તો યમરાજથી છૂટી જાય છે જળની અદર ડૂબ્યા રહી જો જપ કરે તો તરત જ મૃત્યુથી છૂટી જાય છે બીલીના ઝાડનો આશ્રય કરી એક મહિના સુધી જો તપ કરે, તો રાજ્ય પામે છે મૂળ, ફળ તથા પાદડા સહિત બીલીનો હોમ કરી રાજ્ય મેળવે છે એક મહિના સુધી સો સો કમળો હોમી નિષ્કટક રાજ્યને પામે છે અને ડાગર સહિત રાખ હોમીને એક ગામ મેળવે છે પીપળાની સમિધો હોમીને યુદ્ધ વગેરેમા જય પામે છે અને આકડાની સમિધો હોમીને સર્વ સ્થળે વિજયી થાય છે દૂધ સહિત નેતરના પાદડા કે પુષ્પો વડે અથવા દૂધપાકથી સાત દિવસ સુધી હોમ કરી વરસાદને મેળવે છે નાભિ સુધી જળમા સાત દિવસ સુધી જપ કરીને પણ વરસાદને મેળવે છે અને જળમા સો વાર ભસ્મ હોમીને મોટી વૃષ્ટિને પણ અટકાવી શકે છે ખાખરાની સમિધો વડે હોમ કરી બ્રહ્મતેજને પામે છે અને ખાખરાના પુષ્પો વડે હોમ કરી સર્વ ઇચ્છિત મેળવે છે દૂધ હોમીને સ્મરણશકિતને તથા ઘી હોમીને બુદ્ધિને પામે છે બ્રાહ્મીના રસને મત્રી જો પીએ, તો ધારણાશકિતને પામે છે પુષ્પનો હોમ કરે તો સુગધ પામે છે અને તતુઓના હોમથી તે તતુઓ જેવુ વસ્ત્ર મેળવે છે, મધથી મિશ્ર કરેલુ લવણ (મીઠુ) હોમીને ઇચ્છિત મનુષ્યને વશ કરે છે મધમા ઝબોળેલા બીલીના પુષ્પો વડે હોમ કરીને પણ ઇચ્છિત મનુષ્યને વશ કરે છે જળમા ઊભો રહીને મનુષ્ય કાયમ અજલિ વડે પોતાના પર જો અભિષેક કરે, તો બુદ્ધિ, આરોગ્ય, આયુષ તથા ઉત્તમ સ્વાસ્થ્ય મેળવે છે કોઈ બ્રાહ્મણ બીજાને ઉદ્દેશી આ અનુષ્ઠાનો કરે, તો તે પણ પુષ્ટિ પામે છે આયુષને ઇચ્છતો મનુષ્ય પવિત્ર પ્રદેશમા રહી એક મહિના સુધી સુદર વિધિપૂર્વક જપ કરે તો ઉત્તમ આયુષ પામે છે આરોગ્યની ઇચ્છાવાળો દ્વિજ બે મહિના સુધી જપ કરે તો આયુષ તથા આરોગ્ય પામે છે, પણ લક્ષ્મી માટે ત્રણ મહિના સુધી જપ કરવો જોઈએ ચાર મહિના સુધી જપ કરવાથી, આયુષ, લક્ષ્મી, પુત્ર, સ્ત્રી આદિ તથા યશને પામે છે અને પાચ મહિના સુધી જપ કરવાથી પુત્ર, સ્ત્રી, આયુષ, આરોગ્ય, લક્ષ્મી તથા વિદ્યાને મેળવે છે એ જ પ્રમાણે અધિક અધિક મહિનાઓ સુધી

જપ કરવાથી અધિક અધિક કામનાઓ પામે છે જે બ્રાહ્મણ એક પગે નિરાધાર ઊભો રહી, હાથ ઊંચા રાખી એક મહિના સુધી ત્રણસો વાર જપ કરે છે, તે સર્વ કામનાઓને પામે છે અને એ જ પ્રમાણે એક હજાર ને એકસો સુધી જપ કરી સર્વ વસ્તુઓ મેળવે છે પ્રાણ તથા અપાનને રોકી એક મહિના સુધી ત્રણસો (ગાયત્રી)નો જપ કરે, તો જે વસ્તુને ઇચ્છે, તેને પામે છે અને એક હજાર જપ કરવાથી સર્વોત્કૃષ્ટ ઇચ્છિત પામે છે એક પગે ઊભો રહી હાથ ઊંચા રાખી પ્રાણવાયુને રોકી જિતેન્દ્રિય થયેલો મનુષ્ય એક મહિના સુધી સો ગાયત્રીનો જપ કરે તો જે વસ્તુને ઇચ્છે તે વસ્તુને પામે છે, એમ વિશ્વામિત્રે કહ્યુ છે એ જ પ્રમાણે ત્રણસોનો જપ કરી તેથી વિશેષ ફળ પામે છે અને એક હજારનો જપ કરી સર્વ ઇચ્છિત મેળવે છે જળમા ડૂબ્યો રહી એક મહિના સુધી સો ગાયત્રીનો જપ કરે તો ઇચ્છિત વસ્તુને પામે છે એ જ પ્રમાણે ત્રણસોનો જપ કરી તેથી અધિક ફળ મેળવે છે અને એક હજારનો જપ કરી સર્વ વસ્તુ મેળવે છે રાત્રે હવિષ્યાન્ન જમતો જે મનુષ્ય એક પગે નિરાધાર ઊભો રહી, હાથ ઊંચા કરી પ્રાણવાયુને રોકી જપ કરે તો એક વર્ષે ઋષિપણુ પામે છે અને એ રીતે બે વર્ષ સુધી જપ કરે તો અમોઘ વાણી મેળવે છે, ત્રણ વર્ષ સુધી જપ કરે તો ત્રિકાલ દર્શન પામે છે, ચાર વર્ષ સુધી જપ કરે તો ભગવાન સૂર્યદેવ તેની પાસે આવે છે, પાચ વર્ષ સુધી જપ કરે તો અણિમા આદિ સિદ્ધિઓ મેળવે છે છ વર્ષ સુધી જપ કરીને ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરવાપણું પામે છે, સાત વર્ષ સુધી જપ કરીને અમરપણુ પામે છે, નવ વર્ષ સુધી જપ કરીને મનુપણુ પામે છે, દશ વર્ષ સુધી જપ કરીને ઇન્દ્રપણુ પામે છે, અગિયાર વર્ષ સુધી જપ કરીને પ્રજાપતિપણુ પામે છે અને બાર વર્ષ સુધી જપ કરીને બ્રહ્મપણુ મેળવે છે (તમે) નારદ વગેરેએ આ પ્રકારના તપથી જ (સ્વર્ગાદિ) લોકો મેળવેલા છે કેટલાક ઋષિઓ શાક ખાય છે, કેટલાક મૂળ ખાય છે, કેટલાક ફળ ખાય છે, કેટલાક દૂધ પીએ છે, કેટલાક ઘી પીએ છે, કેટલાક સોમરસ પીએ છે, કેટલાક ચરુ ભક્ષણ કરી આજીવિકા કરે છે, કેટલાક પખવાડિયે જમે છે, કેટલાક દિવસે ભિક્ષાન્ન લે છે અને કેટલાક હવિષ્યાન્નનો આહાર કરતા ઉત્તમ તપ કરે છે ગુપ્ત પાપોની શુદ્ધિ માટે દ્વિજવર્ગે ત્રણ હજાર ગાયત્રીનો જપ કરવો જોઈએ ઉત્તમ દ્વિજ એક મહિના સુધી ત્રણ હજાર ગાયત્રીનો જપ કરે તો સોનાની ચોરી કર્યાના પાપથી છૂટીને શુદ્ધ થાય છે મદિરાપાન કરનાર દ્વિજ એક મહિના સુધી ત્રણ હજાર ગાયત્રી જપે તો શુદ્ધિ પામે છે ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારો પાપી એક મહિના સુધી ત્રણ હજાર ગાયત્રી જપે તો પવિત્ર થાય છે, બ્રહ્મહત્યા કરનારો પાપી વનમા ઝૂપડી બાધી એક મહિના સુધી ત્યા રહીને ત્રણ હજાર ગાયત્રી જપે તો પાપથી છૂટે છે એવુ વિશ્વામિત્રનુ વચન છે મહાપાપી સર્વ દ્વિજો બાર દિવસ સુધી જળમા ડૂબ્યા રહી દરરોજ એક હજાર ગાયત્રી જપે તો પાપથી છૂટી જાય છે મહાપાપથી યુક્ત હોય, તોપણ પ્રાણાયામ કરી મૌનવ્રત ધરીને એક મહિના સુધી ત્રણ હજાર ગાયત્રી જપે તો મોટા ભયથી છૂટી જાય છે બ્રહ્મહત્યા કરનાર પણ એક હજાર પ્રાણાયામ કરવાથી શુદ્ધ થાય છે સાવધાન થઈ પ્રાણ તથા અપાનને છ વાર ઊંચો લઈ જવારૂપ જે અભ્યાસ કરે તો તે પણ પ્રાણાયામનો એક ભેદ હોઈ તે સર્વ પાપોનો નાશ કરે છે કોઈ પણ ક્ષત્રિય એક મહિના સુધી એક હજાર ગાયત્રી જપે તો પવિત્રપણુ પામે છે, જેણે ગોહત્યા કરી હોય તે દ્વિજ બાર દિવસ સુધી ત્રણ હજાર ગાયત્રી જપે તો શુદ્ધ થાય છે અગમ્ય સ્ત્રી સાથે મૈથુન કર્યુ હોય ચોરી કે હિંસા કરી હોય અને અભક્ષ્ય ખાધુ હોય, તો દશ હજાર ગાયત્રીનો જપ દ્વિજને શુદ્ધ કરે છે સો પ્રાણાયામ કરી સર્વ પાપોથી છૂટી જવાય છે સર્વ પાપો ભેગા થયા હોય તો તેથી શુદ્ધ થવા માટે વનમા જઈ એક મહિના સુધી હજાર ગાયત્રીનો જપ કરવો ત્રણ હજાર ગાયત્રીનો જપ એક ઉપવાસ સમાન ગણાય છે ચોવીસ હજાર ગાયત્રીનો જપ કૃચ્છ્રવ્રત સમાન ગણાય છે અને ચોસઠ હજાર ગાયત્રીનો જપ ચાન્દ્રા-

યણ સમાન મનાય છે કાયમ બને સધ્યા સમયે પ્રાણાયામ કરી સો ગાયત્રીનો જપ કરે તો સર્વ પાપનો નાશ થાય છે કાયમ જળમા ડૂબ્યા રહી સૂર્યરૂપ દેવીનુ ધ્યાન કરતો માણસ જો સો ગાયત્રીનો જપ કરે તો સર્વ પાપોથી છૂટી જાય છે એ પ્રમાણે શાતિ તથા શુદ્ધિ વગેરેની ક્રિયાઓ તમને સારી રીતે કહી, તે રહસ્ય કરતા પણ અતિરહસ્યરૂપ છે, માટે સદા તમારે ગુપ્ત રાખવી આમ ટૂકમા સદાચારનો સગ્રહ કહ્યો છે, તેનુ વિધિ પ્રમાણે આચરણ કરવાથી મહામાયા દુર્ગાદેવી પ્રસન્ન થાય છે જે મનુષ્ય નૈમિત્તિક, નિત્ય તથા કામ્ય કર્મને વિધિ પ્રમાણે આચરે છે, તે ભોગ તથા મોક્ષરૂપ ફળને પામે છે આચાર એ પ્રથમ ધર્મ છે અને ધર્મના પ્રભુ પરમેશ્વરી છે, એમ સર્વ શાસ્ત્રોમા કહેલુ છે, માટે સદાચારનુ ફળ મોટુ છે હે નારદ! આચારવાળો મનુષ્ય સદા પવિત્ર છે, આચારવાળો કાયમ સુખી છે અને આચારવાળો સદા ધન્ય છે આ વાત ખરેખર સત્ય છે દેવીની પ્રસન્નતાને કરનારુ જે કોઈ સદાચારનુ વિધાન જે મનુષ્ય સાભળે છે, તે પણ મહાસપત્તિ તથા સુખને મેળવે છે સદાચારથી આ લોકનુ તથા પરલોકનુ સુખ સિદ્ધ થાય છે માટે તે જ મે તમને કહ્યુ છે, હવે બીજુ શુ સાભળવા તમે ઇચ્છો છો? ૧—૧૦૦

**सदाचारेण सिद्धयेच्च ऐहिकामुष्मिकं सुखम् ।**
**तदेव ते मया प्रोक्तं किमन्यच्छ्रोतुमिच्छसि ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા એકાદશ સ્કધ વિષે
અધ્યાય ૨૪ મો સમાપ્ત

## अगियारमो स्कंध समाप्त



# श्रीमद् भगवतीभागवत

अथवा

# देवीभागवत

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## वारमो स्कंध

## અધ્યાય ૧ લો.*

ગાયત્રીના ઋષિ–છંદ–દેવતા

नारद उवाच

**सदाचारविधिर्देव भवता वर्णितः प्रभो । तस्याप्यतुलमाहात्म्य सर्वपापविनाशनम् ॥१॥**

નારદે પૂછ્યુ હે દેવ! હે પ્રભો! સદાચારનો વિધિ આપે વર્ણવ્યો અને સર્વ પાપોનો નાશ કરનારુ તેનુ અતુલ માહાત્મ્ય પણ આપે કહ્યુ વળી આપના મુખકમળથી ઝરેલુ દેવીની કથારૂપ અમૃત મે સાભળ્યુ અને ચાદ્રાયણ વગેરે જે વ્રતો આપે કહ્યા તે પણ મે સાભળ્યા, પરતુ તે વ્રતો કરવા અઘરા હોવાથી કોઈથી પણ બની શકે તેવા નથી, એમ અમે માનીએ છીએ, માટે હવે જે પ્રાણીઓથી સુખેથી બની શકે એવુ કઈ સહેલુ હોય અને દેવીની પ્રસન્નતાને ઉત્પન્ન કરનારુ હોઈ સુખપૂર્વક અનુષ્ઠાન સિદ્ધ કરનાર હોય તે કર્મ, હે દેવેશ્વર! સ્વામિન્ તમે કૃપાપૂર્વક કહો સદાચારની વિધિમા ગાયત્રીનો વિધિ જે તમે કહ્યો, (તે પણ મૂઢ મનુષ્યથી થઈ શકે તેવો નથી માટે) તેમા ખાસ મુખ્ય શુ છે? અથવા અધિક પુણ્ય આપનાર શુ છે? (તે પણ કહો) હે મુનિ! ગાયત્રીમા રહેલા ચોવીસ અક્ષરો જે તમે કહ્યા, તેઓના ઋષિઓ ક્યા છે? છદો ક્યા છે? તેમ જ હે પ્રભો! તેઓના દેવતા કોણ કહેવાય છે? એ નક્કી મને કહો. મારા મનમા (તે સબધે) તીવ્ર જિજ્ઞાસા છે

શ્રીનારાયણ બોલ્યા- બીજુ કર્તવ્ય વગેરે કરે અથવા ન કરે, પણ માત્ર ગાયત્રીમા જ જે શ્રદ્ધા રાખે છે, તે દ્વિજ કૃતાર્થ થાય છે હે મુનિ! સધ્યાઓમા જે અર્ધ્ય પ્રદાન કરે અને ત્રણ હજાર

* આ અધ્યાયમા ચાલીસ-ચાલીસ શ્લોકોથી ગાયત્રીના ઋષિ છં. આદિ બરાબર વર્ણવાશે.

ગાયત્રી જપે તે દેવોને પણ પૂજ્ય થાય છે. ન્યાસ કરે અથવા ન કરે, પણ સચ્ચિદાનંદસ્વરૂપ ગાયત્રીનું નિષ્કપટભાવથી ધ્યાન કરી માત્ર તેનો જ જો જપ કર્યા કરે, તોયે બસ છે. એ ગાયત્રીનો એક જ અક્ષર સિદ્ધ થવાથી વિષ્ણુ, શંકર, બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ સાથે ઉત્તમ બ્રાહ્મણ સ્પર્ધા કરે છે. હવે હે બ્રહ્મન્! તે ગાયત્રીના વર્ણ, ઋષિ, છંદો, દેવતાઓ તેમ જ તત્ત્વો વગેરે કહું છું, તમે સાંભળો. વામદેવ, અત્રિ, વસિષ્ઠ, શુક્ર, કણ્વ, પરાશર, મહાતેજસ્વી વિશ્વામિત્ર, કપિલ, મહાન શૌનક, યાજ્ઞવલ્ક્ય, ભરદ્વાજ, જમદગ્નિ, તપોનિધિ ગૌતમ, મુદ્ગલ, વેદવ્યાસ, લોમશ, અગસ્ત્ય, કૌશિક, વત્સ, પુલસ્ત્ય, માંડુક, દુર્વાસા, તપસ્વીઓમાં શ્રેષ્ઠ નારદ અને કશ્યપ—આ ચોવીસ અનુક્રમે ગાયત્રીના ચોવીસ વર્ણોના ઋષિઓ કહ્યા છે. તેમ જ હે મુનિ! ગાયત્રી, ઉષ્ણિહ, અનુષ્ટુપ, બૃહતિ, પંક્તિ, ત્રિષ્ટુપ, જગતી, અતિજગતી, શક્વરી, અતિશક્વરી, ધૃતિ, અતિધૃતિ, વિરાટ, પ્રસ્તાર, પંક્તિ, કૃતિ, પ્રકૃતિ, આકૃતિ, વિકૃતિ, સંકૃતિ, અક્ષરપંક્તિ, ભૂઃ, ભુવ, સ્વ અને જ્યોતિષ્મતી—આ ચોવીસ અનુક્રમે ચોવીસ અક્ષરોના છંદો કહ્યા છે. હે બુદ્ધિમાન! હવે ગાયત્રીના તે જ અક્ષરોના અનુક્રમે દેવતાઓ કહું છું, સાંભળો. ગાયત્રીના પહેલા અક્ષરનો દેવ અગ્નિ, બીજાનો પ્રજાપતિ, ત્રીજાનો સોમ, ચોથાનો ઈશાન, પાંચમાનો સવિતા, છઠ્ઠાનો આદિત્ય, સાતમાનો બૃહસ્પતિ, આઠમાનો મિત્રાવરુણ, નવમાનો ભગદેવ, દશમાનો અર્યમા, અગિયારમાનો ગણેશ, બારમાનો ત્વષ્ટા, તેરમાનો પૂષા, ચૌદમાના ઇંદ્ર તથા અગ્નિ, પંદરમાનો વાયુદેવ, સોળમાનો વામદેવ, સત્તરમાનો મિત્રાવરુણદેવ, અઢારમાના વિશ્વેદેવા, ઓગણીસમાના માતૃગણ, વીસમાના વિષ્ણુ, એકવીસમાના વસુ, બાવીસમાના રુદ્રદેવ, ત્રેવીસમાના કુબેરદેવ અને ચોવીસમા અક્ષરના દેવ અશ્વિનીકુમાર છે. આમ ગાયત્રીના ચોવીસ વર્ણોના દેવોના નામો તમને કહ્યાં. તે પરમશ્રેષ્ઠ હોઈ મહાપાપોથી અત્યંત શુદ્ધ કરનાર છે. હે મુનિ! તેના સાંભળવા માત્રથી અંગ સહિત જપનું ફળ મળે છે. ૧—૨૭

**चतुर्विंशतिवर्णानां देवतानां च संग्रहः ।**
**कथितः परमश्रेष्ठो महापापैकशोधनः ॥ २७ ॥**
**यदाकर्णनमात्रेण साङ्गं जाप्यफलं मुने ।**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દ્વાદશ સ્કંધ વિષે અધ્યાય ૧ લો સમાપ્ત

# અધ્યાય ૨ જો×

## ગાયત્રીના અક્ષરના રંગ તથા મુદ્રાઓ

**श्रीनारायण उवाच**

**वर्णानां शक्तयः काश्च ताः शृणुष्व महामुने ।**
**वामदेवी प्रिया सत्या विश्वा भद्रविलासिनी ॥१॥**

શ્રીનારાયણ બોલ્યા : હે મહામુનિ નારદ! ગાયત્રીના વર્ણોની શક્તિઓ કઈ છે તે હવે સાંભળો. વામદેવી, પ્રિયા, સત્યા, વિશ્વા, ભદ્રવિલાસિની, પ્રભાવતી, જયા, શાંતા, કાંતા, દુર્ગા, સરસ્વતી, વિદ્રુમા, વિશાલેશા, વ્યાપિની, વિમલા, તમોપહારિણી, સૂક્ષ્મા, વિશ્વયોનિ, જયા, વશા, પદ્માલયા, પરાશોભા, ભદ્રા અને ત્રિપદા—આ ચોવીસ ગાયત્રીના વર્ણોની શક્તિઓ કહી છે. હવે ગાયત્રીના અક્ષરોના રંગ હું બરાબર કહું છું. ચંપાના પુષ્પ જેવો, અળસીના પુષ્પ જેવો, પરવાળા જેવો, સ્ફટિકના આકારનો, કમળના પુષ્પ સમાન પ્રભાવવાળો, તરુણ સૂર્ય સરખો, શંખ-મોગરો તથા ચંદ્ર જેવો, પ્રવાલ તથા કમળની પાંખડી જેવો, પોખરાજ મણિ સમાન પ્રભાવાળો, ઇંદ્રનીલમણિ સરખો, મોતી જેવો, કેસર સરખો, આંજણ જેવો, રાતો, વૈડૂર્યમણિ જેવો, મધ સમાન, હળદર જેવો, મોગરો તથા દૂધ સમાન, સૂર્યની કાંતિ સમાન પ્રભાવાળો, પોપટના પૂંછડા જેવો, સો પાંખડીઓવાળા કમળ જેવો, કેવડાના પુષ્પ સરખો, મલ્લિકાના પુષ્પ સમાન અને કરેણ સરખો—આ ચોવીસ ગાયત્રીના અક્ષરોના અનુક્રમે રંગ કહ્યા છે. તેઓ મોટા પાપોથી શુદ્ધ કરનાર છે. હવે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, ગંધ, રસ, રૂપ, શબ્દ, સ્પર્શ, લિંગ, ગુદા, પગ, હાથ, વાણી, પ્રાણ, જિહ્વા, ચક્ષુ

× આ અધ્યાયમાં અઢાર શ્લોકોથી ગાયત્રીના અક્ષરોની શક્તિઓ, રંગ તથા મુદ્રાઓ પ્રાસંગિક કહેવાય છે.

ત્વચા, શ્રોત્ર, પ્રાણ, અપાન, સમાન, અને વ્યાન—આ ચોવીસ ગાયત્રીના અક્ષરોના રગના અનુક્રમે તત્ત્વો કહ્યા છે હવે ગાયત્રીના અક્ષરોની મુદ્રાઓ અનુક્રમે કહુ છુ સુમુખ, સપુટ, વિતત, વિસ્તૃત, દ્વિમુખ, ત્રિમુખ, ચતુર્મુખ, પચમુખ, ષણ્મુખ, અધોમુખ, વ્યાપકાજલિક, શકટ, યમપાશ, ગ્રથિત, સન્મુખોન્મુખ, વિલબ, મુષ્ટિક, મત્સ્ય, કૂર્મ, વરાહ, સિંહાક્રાત, મહાક્રાત, મુદ્‌ગર અને પલ્લવ—આ ચોવીસ ગાયત્રીના ચોવીસ અક્ષરોની મુદ્રાઓ છે અને ત્રિશૂલ, યોનિ, સુરભિ, અક્ષમાલા, લિંગ, કમળ અને મહામુદ્રા—આ સાત ગાયત્રીના ચોથા ચરણની મુદ્રાઓ કહી છે હે મહામુનિ! ગાયત્રીના અક્ષરોની આ મુદ્રાઓ મે તમને કહી, તે મહાપાપનો નાશ કરનારી, કીર્તિ આપનારી તથા કાંતિદાયક છે ૧—૧૮

**इत्येताः कीर्तिता मुद्रा वर्णानां ते महामुने ।**
**महापापक्षयकराः कीर्तिदा कान्तिदा मुने ॥१८॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશસ્કધ વિષે અધ્યાય ૨ જો સમાપ્ત

# અધ્યાય ૩ જો*

## પરમ માંગલિક ગાયત્રીકવચ

नारद उवाच

**स्वामिन् सर्वजगन्नाथ संशयोऽस्ति मम प्रभो ।**
**चतु षष्टिकलाभिज्ञ पातकाद् योगविद्वर ॥ १ ॥**

નારદે પૂછ્યુ હે સર્વ જગતના નાથ! હે પ્રભો! હે સ્વામિન્! હે ચોસઠ કળાઓને જાણનારા! હે યોગવેત્તાઓમા શ્રેષ્ઠ! મને આ એક સશય છે કે, મનુષ્યનો દેહ કયા પુણ્ય દ્વારા પાપકર્મથી છૂટે છે? કેવી રીતે બ્રહ્મરૂપ, દેવતારૂપ અને ખાસ મત્રરૂપ થઈ શકે છે? હે પ્રભો! તે કર્મ, તેના ન્યાસ, ઋષિ, છદ, દેવતા તથા ધ્યાન હુ વિધિપૂર્વક સાભળવા ઇચ્છુ છુ.

શ્રીનારાયણ બોલ્યા. ગાયત્રીનુ અત્યત ગુહ્ય એક કવચ છે, જેનો પાઠ તથા ધારણ કરવાથી મનુષ્ય સર્વ પાપથી છૂટે છે એટલુ જ નહિ, પણ સર્વ કામનાઓ મેળવે છે અને દેવીસ્વરૂપ થાય છે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર એ ગાયત્રીકવચના ઋષિઓ છે. અને હે નારદ! ઋક્, યજુ, સામ તથા અથર્વવેદ તેના છદ છે, બ્રહ્મરૂપ દેવતા છે અને ગાયત્રી શ્રેષ્ઠ કલા છે 'तत्' એ બીજ છે, 'भर्ग' એ પડિતોએ કહેલી શક્તિ છે, 'धिय' એ કીલક કહ્યો છે અને મોક્ષ માટે તેનો વિનિયોગ છે તેના પ્રથમ ચાર અક્ષરોને હૃદય કહ્યુ છે, પછીના ત્રણ અક્ષરોને શિર કહ્યુ છે, પછીના ચાર અક્ષરોને કવચ કહ્યુ છે, પછીના ચાર અક્ષરોને નેત્ર કહ્યુ છે, અને તે પછીના ચાર અક્ષરોને અસ્ત્ર કહેલુ છે હવે સાધકોને ઇચ્છિત આપનાર તેનુ ધ્યાન કહુ છુ 'મોતી, પરવાળા, સોનુ તથા નીલમણિ સમાન ધોળી કાંતિવાળા, દરેક ત્રણ નેત્રોવાળા, પાચ મુખોથી યુક્ત, ચદ્રથી બાધેલા રત્નજડિત મુકુટવાળા, (ચોવીસ) તત્ત્વરૂપ અર્થવાળા, વર્ણોમય અને હાથ વડે વર, અભય, અકુશ, પાશ, ઉજ્જ્વળ ખપ્પર, ધનુષની દોરી, શખ, ચક્ર તથા બે કમળોને ધારણ કરતા ગાયત્રીને હુ ભજુ છુ' (એમ ધ્યાન કર્યા પછી આ કવચ શરૂ કરવુ) 'ગાયત્રી પૂર્વ દિશામા મારી રક્ષા કરો, સાવિત્રી દક્ષિણમા રક્ષા કરો, બ્રહ્મસધ્યા પશ્ચિમમા રક્ષા કરો, સરસ્વતી ઉત્તર દિશામા રક્ષા કરો, જળમા સૂનારા પાર્વતી અગ્નિ ખૂણામા મારી રક્ષા કરો, રાક્ષસોને ભયકર એ દેવી નૈર્ઋત્ય ખૂણામા રક્ષા કરો, પવન સાથે વિલાસ કરનારા દેવી વાયુ ખૂણામા રક્ષા કરો, રુદ્રસ્વરૂપ એ રુદ્રાણી ઇશાન ખૂણામા મારી રક્ષા કરો, ઉપરની દિશામા બ્રહ્માણી મારી રક્ષા કરો, વૈષ્ણવી નીચેની દિશામા મારી રક્ષા કરો અને ભુવનેશ્વરી દશે દિશામા સર્વાંગે મારી રક્ષા કરો. (ગાયત્રી મત્રનુ) **तत्** પદ મારા બે પગની રક્ષા કરો, **सवितु** પદ મારી બે જઘાઓની રક્ષા કરો, **वरेण्यं** પદ મારી કેડના ભાગની રક્ષા કરો, **भर्ग** પદ મારી નાભિની રક્ષા કરો, **देवस्य** પદ મારા હૃદયની રક્ષા કરો, **धीमहि** પદ મારા બે ગાલની રક્ષા કરો, **धियः** પદ મારા બે નેત્રની રક્ષા કરો, **य** પદ મારા લલાટની રક્ષા કરો, **न** પદ મારા મસ્તકની રક્ષા કરો અને

* આ અધ્યાયમાં પચીસ શ્લોકોથી જગન્માતા ગાયત્રીનું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને પરમ મગલકારી કવચ સારી રીતે કહેવાશે.

**प्रचोदयात्** એ પદ મારી શિખાની રક્ષા કરો વળી **तत्** એ પદ મારા મસ્તકની રક્ષા કરો, **स** મારા કપાળની રક્ષા કરો, **वि** મારા બને નેત્રોની રક્ષા કરો, **तु** મારા બે ગાલની રક્ષા કરો, **व** મારા નાકની રક્ષા કરો, **रे** મારા મુખની રક્ષા કરો, **णि** મારા ઉપલા હોઠની રક્ષા કરો, **यं** મારા નીચલા હોઠની રક્ષા કરો, **भ** મારા મુખની રક્ષા કરો, **र्गो** મારી દાઢીની રક્ષા કરો, **दे** મારા કંઠની રક્ષા કરો, **व** મારા ખભાની રક્ષા કરો, **स्य** મારા જમણા હાથની રક્ષા કરો, **धी** મારા ડાબા હાથની રક્ષા કરો, **म** મારા હૃદયની રક્ષા કરો, **हि** મારા પેટની રક્ષા કરો, **धि** મારી નાભિની રક્ષા કરો, **यो** મારી કેડની રક્ષા કરો, **यो** મારા ગુહ્ય ભાગની રક્ષા કરો, **नः** એ પદ મારા બે સાથળોની રક્ષા કરો, **प्र** મારા બને ઢીંચણોની રક્ષા કરો, **चो** મારી બે પિંડીઓની રક્ષા કરો, **द** મારી ઘૂંટીઓની રક્ષા કરો, **या** મારા બને પગની રક્ષા કરો અને **त्** વ્યંજન મારા સર્વ અંગની હમેશ રક્ષા કરો આ દિવ્ય કવચ સેંકડો પીડાઓનો નાશ કરનાર, ચોસઠ કલાઓ તથા વિદ્યાઓ આપનાર અને મોક્ષકારક છે આ કવચનો પાઠ કરવાથી તથા સાંભળવાથી મનુષ્ય સર્વ પાપોથી છૂટી પરબ્રહ્મને પામે છે અને એક હજાર ગાયોનુ દાન કર્યાનુ ફળ મેળવે છે ' ૧-૨૫

**मुच्यते सर्वपापेभ्यः परं ब्रह्माधिगच्छति ।**
**पठनाच्छ्रवणाद्वापि गोसहस्रफलं लभेत् ॥२५॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કંધ વિષે અધ્યાય ૩ જો સમાપ્ત

## અધ્યાય ૪ થો*

### જગદંબા ગાયત્રીનું હૃદય

नारद उवाच

**भगवन् देवदेवेश भूतभव्यजगत्प्रभो ।**
**कवचं च श्रुतं दिव्यं गायत्रीमन्त्रविग्रहम् ॥ १ ॥**

નારદે પૂછ્યુઃ હે ભગવન્! હે દેવોના દેવ! હે ઈશ્વર! હે ભૂત—ભવિષ્ય જગતના પ્રભુ! ગાયત્રીમંત્રરૂપ શરીરવાળુ દિવ્ય કવચ મે સાંભળ્યુ હવે ગાયત્રીનુ શ્રેષ્ઠ હૃદય સાંભળવા હુ ઇચ્છુ છુ, જેને ધારણ કરવાથી ગાયત્રી જપનુ સંપૂર્ણ પુણ્ય મળે છે

શ્રીનારાયણ બોલ્યા હે નારદ! ગાયત્રીદેવીનુ જે હૃદય આથર્વવેદમા સ્પષ્ટ કહેલુ છે, તે જ રહસ્યમા અતિ રહસ્યરૂપ હુ કહુ છુ સાધકે વેદોની માતા, વિરાટસ્વરૂપ મહાદેવી ગાયત્રીનુ ધ્યાન કરી તેમના અંગોરૂપ આ દેવતાઓનુ ધ્યાન કરવુ અને પિંડ—બ્રહ્માંડની એકતાને લીધે પોતાના દેહને પણ ગાયત્રીરૂપ માની તે દેહમા (હવે કહેવાતા) તે દેવતાઓનુ તન્મયપણા માટે સ્થાપન કરવુ 'દેવરૂપ થયા વિના દેવનુ પૂજન કરવુ નહિ' એમ વેદવેત્તાઓ કહે છે, માટે અભેદરૂપ થવા પોતાના દેહમા આ દેવતાઓની ભાવના કરવી જેનાથી તન્મય થવાય છે, તે હવે હુ કહુ છુ આ ગાયત્રીહૃદયનો ઋષિ હુ (નારાયણ) જ કહેવાયો છુ ગાયત્રી છંદ છે અને પરમેશ્વરી ગાયત્રી જ દેવતા છે પૂર્વોક્ત પ્રકારે અનુક્રમે છ અંગો કરવા અને એકાગ્ર ચિત્ત થઈ નિર્જન પ્રદેશમા આસન પર બેસીને ધ્યાન કરવુ પછી મસ્તકમા દ્યોરૂપ દેવની, દંતની પંક્તિમા બે અશ્વિનીકુમારોની, બે હોઠમા બે સંધ્યાઓની, મુખમા અગ્નિની, જીભમા સરસ્વતીની, ડોકમા બૃહસ્પતિની, બે સ્તનમા આઠ વસુઓની, બને બાહુઓમા મરુતની, હૃદયમા પર્જન્યની, પેટમા આકાશની, નાભિમા અંતરિક્ષની, બે કેડમા ઇંદ્ર તથા અગ્નિની, પેડુમા વિજ્ઞાનઘન પ્રજાપતિની, બને સાથળોમા કૈલાસ તથા મલયાચલની, બને ઢીંચણોમા વિશ્વેદેવાઓની, જાંઘમા કૌશિકની, ગુહ્ય ભાગમા અયનની, બને સાથળોમા પિતૃઓની, બને પગમા પૃથ્વીની, આંગળીઓમા વનસ્પતિઓની, રુવાંટામા ઋષિઓની, નખોમા મુહૂર્તોની, હાડકામા ગ્રહોની, લોહી તથા માંસમા ઋતુઓની, આંખના પલકારામા સંવત્સરોની અને દિવસ તથા રાત્રિમા સૂર્ય તથા ચંદ્રની ભાવના કરવી (પછી આમ કહેવુ કે,) 'સર્વશ્રેષ્ઠ, દિવ્ય અને હજાર નેત્રોવાળા ગાયત્રીને હુ શરણે જાઉં છુ ॐ तत् સૂર્યના શ્રેષ્ઠ તેજને નમસ્કાર હો, ॐ तत् પૂર્વદિશામા ઊગેલાને નમસ્કાર હો, तत् પ્રાતઃકાળમા આદિત્યને

* આ અધ્યાયમાં દશ શ્લોકોથી શ્રી જગદંબા ગાયત્રીનું અંગમાં શ્રેષ્ઠ હૃદય જે અથર્વવેદમાં કહેલું છે તે ન્યાસોરૂપે કહેવાશે.

નમસ્કાર હો, तत् પ્રાતઃકાળમા સૂર્યમડળ વિષે પ્રતિષ્ઠાવાળા ગાયત્રીદેવીને નમસ્કાર હો ' આમ પ્રાત કાળે કહે તો રાત્રિમા કરેલુ પાપ નાશ પામે છે, સાયકાળે કહે તો દિવસે કરેલુ પાપ નાશ પામે છે, સાયકાળ તથા પ્રાત.કાળ બને સમયે કહે તો પાપરહિત થાય છે, સર્વ તીર્થોમા નાહેલા ગણાય છે સર્વ દેવોમા પ્રસિદ્ધ થાય છે, ન બોલવા યોગ્ય બોલાયુ હોય તો તે સબધી દોષથી છૂટી જાય છે અભક્ષ્ય ખવાયુ હોય તો તેના દોષથી છૂટી જાય છે, અભોજ્ય જમવાથી જે દોષ લાગ્યો હોય તેથી છૂટે છે નહિ ચૂસવાયોગ્ય ચૂસવાથી જે દોષ લાગ્યો હોય તેથી છૂટી જાય છે, અસાધ્ય સિદ્ધ કરવાથી લાગેલા દોષમાથી છૂટો થાય છે, સેકડો ને હજારો દુષ્ટ પ્રતિગ્રહો કર્યા હોય તેના દોષથી છૂટી જાય છે, પકિતને દૂષિત કરવાથી લાગેલા દોષથી છૂટે છે, અસત્ય બોલવાથી લાગેલા દોષથી છૂટે છે અને અબ્રહ્મચારી બ્રહ્મચારી થાય છે વળી આ ગાયત્રીના હૃદયને ભણવાથી એક હજાર યજ્ઞો કર્યાનુ ફળ મળે છે અને સાઠ લાખ ગાયત્રીનો જપ કર્યાનુ ફળ મળે છે આ હૃદય આઠ બ્રાહ્મણોને જે શીખવે તેને સિદ્ધિ મળે છે જે બ્રાહ્મણ કાયમ પ્રાતકાળે પવિત્ર થઈ આનો પાઠ કરે તે સર્વ પાપોથી છૂટે છે અને બ્રહ્મલોકમા પૂજાય છે, એમ ભગવાન શ્રીનારાયણે કહ્યુ છે ૧-૧૦

ब्रह्मलोके महीयते इत्याह भगवान् श्रीनारायणः ॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કધ વિષે અધ્યાય ૪ થો સમાપ્ત

## અધ્યાય ૫ મો*

### ગાયત્રીનું સ્તોત્ર

नारद उवाच

भक्तानुकम्पिन् सर्वज्ञ हृदय पापनाशनम् ।
गायत्र्याः कथित तस्माद् गायत्र्या स्तोत्रमीरय ॥१

નારદે કહ્યુ હે ભકતો પર દયા કરનારા! હે સર્વ જાણનારા! પાપનો નાશ કરનારુ ગાયત્રીનુ હૃદય તમે કહ્યુ, માટે હવે ગાયત્રીનુ સ્તોત્ર પણ તમે કહો.

શ્રીનારાયણે કહ્યુ હે આદિશક્તિ! હે જગતના માતા! હે ભકતો પર કૃપા કરનારા! હે બધે વ્યાપી રહેલા! હે અનત! હે શ્રીસધ્યારૂપ! તમને નમસ્કાર હો તમે જ સધ્યારૂપ છો, લાલ રગના ગાયત્રી, ધોળા રગના સાવિત્રી અને કાળા રગવાળા સરસ્વતી તમે છો. બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રના તમે પૂજ્ય છો તમને ભગવતીને મનુઓ કાયમ પ્રાતકાળે બાળારૂપે, બપોરે યુવતીસ્વરૂપે અને સાયકાળે વૃદ્ધસ્વરૂપે ચિંતવે છે હસ પર બેસનારા બ્રાહ્મી, ગરુડ પર બેસનારા સરસ્વતી અને પોઠિયારૂપ વાહનવાળા સાવિત્રી તમે છો તપસ્વીઓ ઋગ્વેદનો અભ્યાસ કરતા તમારુ પૃથ્વી પર દર્શન કરે છે યજુર્વેદનો પાઠ કરતા તમે અતરિક્ષમા વિરાજો છો અને સામવેદને ગાતા તમે પૃથ્વી પર સર્વ સ્થળે ભમી રહ્યા છો, છતા રુદ્રલોકમા પણ ગયેલા છો, વિષ્ણુલોકમા વસી રહ્યા છો અને તમે જ બ્રહ્માના લોકમા રહી દેવો પર કૃપા કરી રહ્યા છો તમે સપ્તર્ષિઓને પ્રીતિ ઉપજાવનારા માયાસ્વરૂપ અને પુષ્કળ વરદાન આપનારા છો અને શિવ તથા પાર્વતીના હાથમાથી તથા નેત્રમાથી ઉત્પન્ન થયેલા, આસુ તથા પરસેવાથી ઉદ્ભવેલા અને આનદજનક દશ રૂપવાળા જે દુર્ગા કહેવાય છે, તે પણ તમે જ કહેવાઓ છો જેમ કે, વરેણ્યા, વરદા, વરિષ્ઠા, વરવર્ણિની, ગરિષ્ઠા, વરાર્હા, વરારોહા, નીલગગા, સધ્યા અને સંદા—આ દશ દુર્ગાઓ તમે જ છો; તેમ જ ભોગ તથા મોક્ષ આપનારા પણ તમે જ છો મનુષ્યલોકમા ભાગીરથી અને પાતાળમા ભોગવતી પણ તમે જ છો ત્રણે લોકમા વહેતા અને ત્રણે સ્થાનમા વસતા દેવી તમે જ છો ભૂર્લોકમા રહેનારા અને પૃથ્વીના શોકને હરનારા તમે જ છો ભુવર્લોકમા વાયુશકિત, સ્વર્લોકમા તેજનો ભડાર, મહર્લોકમા મહાસિદ્ધિ, જનલોકમા જનની, તપલોકમા તપસ્વિની, સત્યલોકમા સત્યવાણી, વિષ્ણુલોકમા લક્ષ્મી, બ્રહ્મલોકમા ગાયત્રી અને રુદ્રલોકમા શિવના અર્ધા અગમા વસી રહેલા ગૌરી પણ તમે જ છો અહકાર અને મહત્તત્વની મૂળપ્રકૃતિ તમે જ કહેવાઓ છો અને ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ તથા શબલબ્રહ્મરૂપ પણ

* આ અધ્યાયમા ઓગણત્રીસ શ્લોકોથી ગાયત્રીનુ સ્તોત્ર કહેવાશે, જેની વાટે સિદ્ધિઓ સિદ્ધ થાય છે અને તન્મયપણુ પણ થઈ શકે છે

તમે જ છો વળી તે શબલબ્રહ્મથી પર અને સર્વોત્કૃષ્ટ જે પરાશક્તિ કહેવાય છે, તે પણ તમે જ છો અને ઇચ્છાશક્તિ, ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિરૂપ હોઈ તે ત્રણે શક્તિઓને આપનારા પણ તમે જ છો ગગા, યમુના, વિપાશા, સરસ્વતી, સરયૂ, દેવિકા, સિંધુ, નર્મદા, ઇરાવતી, ગોદાવરી, શતદ્રૂ, કાવેરી, દેવલોકગા, કૌશિકી, ચદ્રભાગા, વિતસ્તા, ગડકી, તાપિની, કરતોયા, ગોમતી અને વેત્રવતી— આ નદીઓરૂપ તમે છો, તેમ જ ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાધારી, હસ્તિજિહ્વા, પૂષા, અપૂષા, અલબુસા, કુહૂ, શખિની અને પ્રાણવાહિની નામની શરીરમા રહેલી નાડીઓરૂપ પણ તમે જ પ્રાચીન પડિતો વડે કહેવાઓ છો હૃદયકમળમા રહેલી પ્રાણ શક્તિ, કઠમા રહેલી સ્વપ્નનાયિકા, તાળવામા રહેલી સદાધારા, ભ્રૂકુટિના મધ્યમા રહેલી બિંદુમાલિની, મૂલાધારમા રહેલી કુડલિની શક્તિ, કેશના મૂળ સુધી વ્યાપી રહેલી વ્યાપિની, જ્ઞાનકળાના મધ્યમા રહેલી પરમાત્મારૂપ શક્તિ અને તે જ જ્ઞાનકળાના અગ્ર ભાગરૂપ બ્રહ્મરધ્રમા રહેલી મનોન્મની શક્તિ પણ તમે જ છો, બીજુ વધારે કહેવાથી શુ? ત્રણે જગતમા જે કઈ છે તે સર્વ હે મહાદેવિ! તમે જ છો હે સધ્યારૂપ! મોક્ષને માટે તમને નમસ્કાર હો ' એમ આ સ્તોત્ર તમને કહ્યુ તે સધ્યાસમયે બહુ પુણ્ય આપનારુ, મહાસિદ્ધિ કરનારુ તથા મહાપાપોને શાત કરનારુ છે જે મનુષ્ય સધ્યાસમયે સાવધાન થઈ આ સ્તોત્રનો પાઠ કરે છે, તે પુત્રરહિત હોય તો પુત્રને પામે અને ધનની ઇચ્છાવાળો હોય તો ધનને પામે છે, એટલુ જ નહિ પણ સર્વ તીર્થો તપ, દાન, યજ્ઞ તથા યોગના ફળને પણ તે પામે છે આ સ્તોત્રનો પાઠ કરવાથી લાબા કાળ સુધી ભોગો ભોગવી અને મોક્ષને પામે છે, તેમ જ તપસ્વીઓએ કરેલા આ સ્તોત્રનો સ્નાનકાળે જે પાઠ કરે છે, તે હરકોઈ જલાશયમા ડૂબકી મારીને સ્નાન કરે, તોપણ ગગા-સ્નાનના ફળને પામે છે, એમા સદેહ નથી હે નારદ! આ વાત ખરેખર સત્ય છે જે મનુષ્ય ભક્તિથી આ સ્તોત્ર સાભળે છે તે પણ પાપથી છૂટી જાય છે, કેમ કે હે નારદ! સધ્યાના ઉદ્દેશથી કરેલુ આ સ્તોત્ર રૂપ વાક્ય અમૃત સમાન કહેવાય છે ૧-૨૯

**शृणुयाद् योऽपि तद्भक्त्या स तु पापात् प्रमुच्यते।**
**पीयूषसदृशं वाक्यं सध्योक्तं नारदेरितम् ॥२९॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કધ વિષે અધ્યાય ૫ મો સમાપ્ત

# અધ્યાય ૬ ઠ્ઠો*

## ગાયત્રીસહસ્રનામ

नारद उवाच

**भगवन् सर्वधर्मज्ञ सर्वशास्त्रविशारद।**
**श्रुतिस्मृतिपुराणानां रहस्य त्वन्मुखाच्छ्रुतम् ॥१॥**

નારદે પૂછ્યુ હે ભગવન્! હે સર્વ ધર્મોને જાણનારા! હે સર્વ શાસ્ત્રોમા કુશળ! સર્વ પાપોને હરનાર, શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણોનુ આ રહસ્ય તમારા મુખથી મે સાભળ્યુ કે જેનાથી (વેદરૂપ) વિદ્યા પ્રચાર પામે છે હવે હે દેવ! બ્રહ્મજ્ઞાન શાથી થાય છે? મોક્ષનુ સાધન શુ છે? બ્રાહ્મણોની (શુભ) ગતિ શાથી થાય છે? કયા સાધનથી મૃત્યુનો નાશ થાય છે અને આ લોકનુ તથા પરલોકનુ ફળ શાથી મળે છે? આ બધુ હે કમળ સમાન નેત્રોવાળા! તમે આરભથી કહેવાને યોગ્ય છો.

શ્રીનારાયણ બોલ્યા હે મહાબુદ્ધિમાન! હે નિર્દોષ! બહુ સારુ, તમે આ ઠીક પૂછ્યુ છે ગાયત્રીના શુભ, દિવ્ય અને સર્વ પાપોનો નાશ કરનારા એક હજાર ને આઠ નામો કાળજીથી હુ કહુ છુ, તમે સાભળો પૂર્વે સૃષ્ટિના આરભમા ભગવાન બ્રહ્માએ જે નામો કહ્યા છે, તે જ હુ તમને કહુ છુ તે એક હજાર ને આઠ નામોના ઋષિ બ્રહ્મા કહેવાય છે, છદ અનુષ્ટુપ છે, ગાયત્રીદેવી દેવતા કહેવાય છે, વ્યજનો બીજ છે અને સ્વરો શક્તિયો કહેવાય છે, એના અગન્યાસ તથા કરન્યાસ માતૃકાના અક્ષરોથી જ કહેવાય છે હવે સાધકોના હિત માટે (ગાયત્રીનુ) ધ્યાન કહુ છુ 'રાતા, ધોળા, પીળા, લીલા તથા

* આ અધ્યાયમા એકલો પાઠ કરનારી મહાદેવી ગાયત્રીનાં હજાર નામો કહેવાયો.

ઉજ્જ્વળ મણિઓના સમૂહોથી યુક્ત ત્રણ નેત્રો વડે શોભતા, લાલ રંગના, લાલ નવી માળાવાળા, કુમારીની ઉંમરના, કમળરૂપ આસનવાળા, હાથમા કુંડી તથા કમળ ધારણ કરતા, કમળ સમાન નેત્રોવાળા, ઉત્તમ માળાને ધારણ કરતા અને હંસ પર બેઠેલા ગાયત્રીને હુ ભજુ છુ ' (એમ ધ્યાન કરી નીચે દર્શાવેલા એક હજાર ને આઠ નામના પાઠ કરવો )* અચિંત્ય લક્ષણોવાળા એટલે નામરૂપરહિત, બ્રહ્માદિના નીયતા, અમૃતના સમુદ્રની મધ્યે રહેલા, બીજાઓ વડે નહિ જિતાયેલા, યુદ્ધમા પરાજય નહિ પામેલા, અણિમાદિ સિદ્ધિઓના આધારરૂપ, સૂર્યના મડળમા રહેલા, વૃદ્ધાવસ્થાથી રહિત, જન્મ રહિત, જેનાથી બીજે કોઈ અધિક નથી, જાતિ આદિ ધર્મોથી રહિત, રુદ્રાક્ષની માળાને ધારણ કરતા, શ્રેષ્ઠ રૂપવાળા, માતૃકારૂપ એટલે મૂળાક્ષર અથવા બારાખડીરૂપ, કામાદિ શત્રુઓનો નાશ કરનારા, આંજણના પર્વત જેવા, અંજનાદિ પર્વતમા વસનારા, દેવીની માતા અદિતિરૂપ, અજપા—ગાયત્રીરૂપ, અવિદ્યારૂપ, કમળ સમાન નેત્રોવાળા, અદર તથા બહાર પણ રહેલા, જીવને ઉપાધિરૂપ અવિદ્યાનો નાશ કરનારા, અતરાત્માઉપ, જન્મરહિત, બ્રહ્માના મુખમા રહેનારા, કમળ સમાન મુખવાળા, ૐકારની અર્ધમાત્રારૂપ, ચારે પુરુષાર્થો આપી જાણનારા, શત્રુમડળનો નાશ કરનારા, અસુરોનો નાશ કરનારા, અમાવાસ્યારૂપ અલક્ષ્મીનો નાશ કરનારા, માતંગીરૂપે પૂજાયેલા, આદિ લક્ષ્મીરૂપ અર્થાત્ સામ્યાવસ્થામા રહેલા, માયાશબલ, બ્રહ્મમૂર્તિરૂપ, આદિ શક્તિ—માયારૂપ, આકારરૂપ, હાસ્યથી પ્રફુલ્લ મુખવાળા, સૂર્યના માર્ગમા ફરતા, સૂર્ય વડે સેવાયેલા, પોતે વ્યાખ્યાન કરનાર આચાર્યરૂપ, જગતને ચલાવનારા, આચારરૂપ, આદિમૂર્તિ બ્રહ્મમા વસતા, અગ્નિદેવની જ્વાળારૂપ, દેવોની નગરીરૂપ, સૌની પહેલાથી જ રહેલા, પૂજ્ય આસન પર બિરાજેલા, મૂલાધારમા વસનારા, સર્વના આધારરૂપ, અહંકારતત્ત્વમા વસનારા, આદ્ય અક્ષરમા જોડાયેલા, અતરાકાશ એટલે દહરાકાશ અથવા હૃદયાકાશરૂપ, સૂર્યમડળમા રહેલા, અદરના અજ્ઞાનરૂપ અધકારનો નાશ કરનારા, લક્ષ્મીરૂપ, ઈચ્છિત વસ્તુ આપનારા, ઈશરૂપ, ઇદીવરજાતિના કમળ સમાન નેત્રોવાળા, પૃથ્વી—વાણી—સુરા તથા જળથી યુક્ત ઇદ્રના પદરૂપ, ઇંદ્રાણીરૂપ, ચદ્રરૂપ, શેલડીના ધનુષવાળા, બાણોને તાકનારા, ઇદ્રનીલમણિ સમાન આકારવાળા, ઈડા તથા પિંગલા નાડીરૂપ, 'ઇંદ્રાક્ષી' નામવાળા ઈશ્વરીઓના પણ દેવી, ત્રણ પ્રકારની તૃષ્ણાઓથી રહિત, ઉમાદેવીરૂપ, ઉષારૂપ, નક્ષત્ર સમાન, કાકડીના ફળ જેવા મુખવાળા, નક્ષત્ર સમાન કાંતિવાળા, નક્ષત્રોથી યુક્ત, નક્ષત્રોને પાળનારા, નક્ષત્રોની મધ્યે રહેલા, ઊંચા પ્રદેશરૂપ, ઊંચા કેશોવાળા, ઊંચી—નીચી ગતિના ભેદવાળા, ઊંચા બાહુવાળાને પ્રિય, સમુદ્રના તરગ જેવી કવિતાનો ગ્રંથ આપનારા, સત્ય તથા પ્રિય વાણીરૂપ, વેદરૂપ, રજસ્વલા અથવા રજોગુણથી યુક્ત, ઋષિઓ તથા દેવોએ નમસ્કાર કરેલા, ઋગ્વેદરૂપ ઋણનો નાશ કરનારા, ઋષિઓના મડળમા ફરનારા, સમૃદ્ધિને આપનારા, સરળ માર્ગે રહેલા, સરળ ધર્મવાળા, વસ્તુ આપનારા, ઋગ્વેદમા વસનારા, સરળ માર્ગરૂપ, નાશ પામેલો ધર્મ ચાલુ કરનારા, લૂતા નામના રોગનો નાશ કરનારા, મત્રને ઉત્પન્ન કરનારા, કરોળિયા વગેરેનુ ઝેર દૂર કરનારા, એક અક્ષરરૂપ, એક માત્રારૂપ, એકરૂપ, કેવળ એકમા સ્થિતિવાળા, ઇદ્ર સાથે સબધવાળા, ઐરાવત હાથી પર બેઠેલા, આ લોકના તથા પરલોકના ફળ આપનારા, ૐકારરૂપ, ઔષધિરૂપ, મણકાઓમા રહેલા દોરાની માફક સર્વની અદર રહેલા, સર્વ જગતમા વસનારા, પૃથ્વી પર પ્રકટેલા, ઔષધોથી યુક્ત, ઉપાસનાનુ ફળ આપનારા, બ્રહ્માડમા રહેલી શક્તિઓના દેવી, વિસર્ગરૂપ, મત્રસ્વરૂપ, કાત્યાયની, કાલરાત્રિ, કામાક્ષી, કામસુદરી, કમલા, કામિની, કાંતા, કામનાઓ આપનારા, મધુર કંઠવાળા, હાથીના ગડસ્થળ સમાન સ્તનવાળા, કરવીરક્ષેત્રમા વસનારા, કલ્યાણરૂપ, કુડળવાળા, કુરુક્ષેત્રમા વસનારા, મોથના ભાન જેવા આકારવાળા, કુમુદિનીરૂપ, ચદ્રવિકાસી

* અહીંથી ગાયત્રીનાં એક હજાર ને આઠ નામો શરૂ થાય છે અહીં તો મૂળમાં રહેલાં નામોનું ભાષાંતર જ આપ્યું છે, જેઓને ગાયત્રીસહસ્ર નામનો પાઠ કરવો હોય તેઓએ તો મૂળ શ્લોકરૂપે જ કરવો જોઈએ.

કમળમા વસનારા, કાલ સમાન જીભવાળા, વિકરાળ મુખવાળા, કાલિકારૂપ, કાળરૂપ, સુદર ગુણોવાળા, કાંતિરૂપ, કળાઓના આધારરૂપ, ચદ્રવિકાસી કમળોથી યુકત, કૌશિકી દેવીરૂપ, કમળ સમાન આકારવાળા, સ્વચ્છદ આચરણનો નાશ કરનારા, કૌમારી, કરુણાયુકત કટાક્ષવાળા, દિશાઓના અતરૂપ, હાથી પર પ્રેમવાળા, કેસરીસિંહરૂપ, વિષ્ણુએ સ્તવેલા, કદબપુષ્પ પર પ્રેમવાળા, યમુનારૂપ, કાલિકારૂપ, કાચીરૂપ, અગસ્ત્ય મુનિએ સ્તવેલા, કામદેવની માતા, યજ્ઞોથી યુકત, ઈચ્છા પ્રમાણે રૂપ ધરતા, કૃપાયુકત કુમારી, અગ્નિહોત્રના કુડમા વસનારા, ભીલડીરૂપ, પોપટના વાહનવાળા, કૈકયદેશમા પ્રકટેલા, કોયલ જેવુ બોલનારા, કેવડાના પુષ્પ પર પ્રીતિવાળા, કમડળુને ધારણ કરતા, કાલીરૂપ, કર્મોનો નાશ કરનારા, હસ જેવી ચાલવાળા, કક્ષા એટલે સમાન ભાવરૂપ કૌતુક—મગળ કરનારા, કસ્તૂરીના તિલકવાળા સુદર, શ્રેષ્ઠ હાથી સમાન ચાલતા, ચદ્ર વિનાની અમાવાસ્યારૂપ, કપૂરનુ લેપન ધારણ કરતા, કૃષ્ણા, કપિલા, ગુફામા વસનારા, કૂટસ્થ પૃથ્વીને ધારણ કરતારા, પેટમા સમગ્ર જગતને ધારણ કરનારા, હાથમા ઢાલ—તલવાર ધારણ કરતા, વામનરૂપ, આકાશમા ફરનારા, પક્ષીરૂપ વાહનવાળા, ખટ્વાગ શસ્ત્રને ધારણ કરનારા, પ્રખ્યાત ગરુડ ઉપર રહેલા, દુષ્ટ લોકોનો નાશ કરનારા, વૃદ્ધાવસ્થાનો નાશ કરનારા, ભેદશાસ્ત્રોનુ વ્યાખ્યાન કરનારા, અર્ધચદ્રરૂપ તિલકવાળા, ગગારૂપ ગણેશ તથા કાર્તિકસ્વામીએ પૂજેલા ગાયત્રી મત્રરૂપ, ગોમતી, ગીતા તથા ગાધારીરૂપ, ગાન કરવામા તત્પર, ગૌતમીરૂપ, ચાલવાના સ્વભાવવાળા, પ્રતિષ્ઠારૂપ, ગધર્વ તથા અપ્સરાઓએ સેવેલા; ગોવિંદના ચરણથી દબાયેલા, ત્રણ ગુણોથી જણાયેલા, ગધર્વી, ગહ્વરી તથા પૃથ્વીરૂપ પર્વતોના ઈશ્વરી, ગહન વિચાર કરનારા, બુદ્ધિમા વસનારા, ગુણવાન, મોટા પાપોનો નાશ કરનારા, મોટા ત્રિગુણાત્મા, ગુહ્યરૂપ, ગુપ્ત રાખવા યોગ્ય, ગુણો આપનારા, પર્વતથી પ્રકટેલા ગુહ્ય માતગીરૂપ, વિષ્ણુને પ્રિય, ગર્વનો નાશ કરનારા, ગાયો આપનારા, ગોકુળમા રહેવા, ગદાને ધારણ કરતા, ગોકર્ણમાં વસવા તત્પર, ગુહ્ય મડળમા વર્તનારા, ગરમી આપનારા, વરસાદ દેનારા, ઘટારૂપ, ઘોર દાનવોનો નાશ કરનારા, સૂર્યના મત્રમય, ઘોરરૂપ, પુષ્કળ સપત્તિ આપનારા, ઘટાના શબ્દ પર પ્રેમવાળા, ઘ્રાણરૂપ, સૂર્યને સતુષ્ટ કરનારા, ઘણા શત્રુઓવાળા, બધે ઘૂમી રહેલા, ઘૃતાચી અપ્સરારૂપ, ઘણા વેગવાળા, ચૈતન્યમય, બોલવાની ક્રિયારૂપ, ચદન વગેરેથી ચર્ચાયેલા, સુદર હસવાવાળા, ચપળ, ચડિકા તથા ચિત્રારૂપ, જાતજાતના પુષ્પોથી શણગારેલા, ચાર ભુજાઓવાળા, સુદર દાતવાળા, ચતુરાઈરૂપ, સારા ચરિત્રને આપનારા, નાટકના અગરૂપ, વસ્ત્રના રગબેરગી છેડાવાળા, ચદ્રમારૂપ, કાનના કુડળવાળા, ચદ્રની પેઠે હર્ષકારક હાસ્યવાળા, સુદર વસ્તુ આપનારા, ચકોરીરૂપ, ચદ્ર કરતા પણ વધારે આનદકારક, ચદ્રિકારૂપ, ચદ્રને ધારણ કરનારા, પાપોને દૂર કરનારા, ચૌરી નામની ઔષધિરૂપ, ઉગ્ર, સુદર વાણી બોલનારા, ચદ્રને મસ્તક પર ધારણ કરતા, ચોરોનો નાશ કરનારા, સુદર ચદન લગાવેલ અગવાળા, મનોહર, ચામરથી વીંઝાયેલા, સુદર મધ્યભાગવાળા, સુદર ચાલવાળા, ચડિલા નામની દેવીરૂપ, ચદ્રરૂપ; સુદર હોમ ઉપર પ્રેમવાળા, સુદર આચારવાળા, સુદર્શન ચક્રને હાથમા ધારણ કરતા. ચદ્રમડળની મધ્યે રહેલા, ચદ્રમડળરૂપ દર્પણવાળા, ચક્રવાક જેવા સ્તનવાળા, ચેષ્ટારૂપ, ચિત્રરૂપ, સુદર વિલાસવાળા, ચૈતન્યસ્વરૂપ, ચદ્રધારી, ચદ્રમાસ્વરૂપ, ચદન પર પ્રીતિવાળા, પ્રેરણા કરનારા, લાબી બુદ્ધિવાળા, ચાતકસ્વરૂપ, જગતની સૃષ્ટિમા ઉત્તમ કારણરૂપ, છત્રને ધરી ચાલતા, છત્રને ધારણ કરનારા, છાયારૂપ, છદરૂપી સરસામાનવાળા, છાયાના સ્વામિની, છિદ્રયુક્ત નખોવાળા, જિતેન્દ્રિય યોગીઓને પ્રાપ્ત થનારા, અનુષ્ટુપ છદવાળા મત્રથી જાણવા યોગ્ય, કપટના ઉપદ્રવોનો નાશ કરનારા, છેદરૂપ, છત્રના ઈશ્વરી, છિન્નમસ્તકાદેવીરૂપ, છરીરૂપ, છેદન પર પ્રીતિવાળા, સર્વના માતા, જન્મરહિત, કર્મોના ફળો આપનારા, જગન્મય, ગગારૂપ, જટાધારી, જીતનારા, ઘડપણ તથા મરણથી રહિત, જબુદ્વીપમા વસનારા, જ્વાળારૂપ, જય પામનારા, જળથી શોભતા, જિતેન્દ્રિય, ક્રોધને જીતનારા, શત્રુઓને જીતનારા, જગતને પ્રિય, સુવર્ણમય,

જિહ્વારૂપ, સીતાદેવીરૂપ, પૃથ્વીરૂપ, ઘડપણરૂપ, સર્વને ઉત્પન્ન કરનારા, જહ્નુના પુત્રી, ત્રણે જગતનુ હિત ઈચ્છનારા, જ્વાલામુખી દેવીરૂપ, જપવાળા, તાવનો નાશ કરનારા, જગતને જીતનારા, જયથી દબાયેલ પુરુષોરૂપ, જ્વાલારૂપ, જાગતા, તાવના અધિષ્ઠાયક દેવતારૂપ, પ્રજ્વલિત, જળ દેનારા, સર્વથી મોટા, ધનુષની દોરીના ટકારથી દિશાઓના અગ્રભાગને ગજાવતા, ભક્ષ્યવાળા, બગાસાવાળા, બગાસારૂપ, માણેકના પ્રકાશિત કુડળો ધારણ કરતા, ઝિંઝિકા પક્ષીરૂપ, 'ઝણ' એવો શબ્દ કરનારા, વાવાઝોડાના પવન સમાન વેગવાળા, ઝલ્લરી નામનુ વાદિત્ર વગાડવામા કુશળ, બળદરૂપ, પોપટ સમાન વેગવાળા, હાથમા ફરસી તથા બાણને ધારણ કરતા, ટાકણુ ધારણ કરતા, ફરસીને ભાગનારા, રુદ્રના ગણોની પેઠે શબ્દ કરનારા, વર્ણન કરવા યોગ્ય, વિશાળ છાતીવાળા, ટકાર શબ્દ કરતા, દેવીઓના સ્વામિની, 'ઠઠ' એવા શબ્દથી ગર્જના કરતા, ડામરીરૂપ, ડાકિની રૂપ, બાળસ્વરૂપ, ડુડુમાર નામના રાક્ષસને જીતનારા, ડામરી તત્રના માર્ગમા રહેલા, ડમડમ કરતા ડમરુના શબ્દવાળા, ડિંડીરવ નામના વાદિત્રને સહન કરનારા, બાળક જેવી સુદર રમત રમવામા તત્પર, ઢુંઢિરાજ નામના વિઘ્નેશ્વરના માતા, હાથમા ઢક્કા વાદિત્રને ધારણ કરતા, ઢિલિ નામના ગણોના સમૂહથી યુક્ત નિત્ય જ્ઞાનવાળા, ઉપમારહિત, ગુણરહિત, નર્મદા નદીરૂપ, ત્રણ ગુણોવાળા, ત્રણ પદવાળા, વીણાના તારરૂપ, તુલસીરૂપ, યુવાન, વૃક્ષરૂપ, વિષ્ણુના પગથી દબાયેલા, બ્રહ્મપદમા જનારા, તરુણ સૂર્ય સમાન તેજસ્વી, તમોગુણી, હિમરૂપ, ભક્તો પર કૃપા કરવા આતુર, ત્રણે કાળના જ્ઞાનથી યુક્ત, પેટ ઉપર ત્રણ કરચલીઓવાળા, ત્રણ નેત્રોવાળા, ત્રણ શક્તિઓવાળા, ત્રણ નગરવાળા, સર્વથી ઊંચા, કિન્નરરૂપ; તિમિંગલને ગળી જનારા, તીવ્ર, ત્રણ પ્રવાહવાળા, તમોગુણીને ખાઈ જનારા, જાતજાતના તાત્રિક મત્રોને જાણતા, પાતળી કેડવાળા, ત્રણે લોકથી યુક્ત, ત્રણ સધ્યારૂપ, ત્રણ સ્તનવાળા, સતોષી, તાવના પ્રતાપવાળા, તાટક નામનો દાગીનો ધારણ કરનાર, હિમ સમાન, હિમાલયમા વસનારા, તતુઓના સમૂહથી યુક્ત, મોતીઓના હાર પર પ્રીતિવાળા, તલના હોમ પર પ્રેમવાળા, તીર્થરૂપ, તમાલના પુષ્પ સમાન આકૃતિવાળા, તારારૂપ, ત્રણ વેદોથી યુક્ત, પાતળા, ત્રિશકુએ સેવેલા, પાતળા પેટવાળા, તલના પુષ્પોના શણગારવાળા, તાટક આભૂષણોથી પ્રિય કરનારા, ત્રણ જટાઓવાળા, તેતરરૂપ, તૃષ્ણારૂપ, ત્રણ પ્રકારવાળા, તરુણ આકૃતિવાળા, તપાવેલા સોના જેવા રગવાળા, તપાવેલા સોનાના આભૂષણોવાળા, મહાદેવ સાથે સબધવાળા, ધર્મ, અર્થ, કામ—એ ત્રિવર્ગરૂપ, ત્રણે કાળનુ જ્ઞાન આપનારા, તૃપ્તિ કરનારા, તૃપ્તિ આપનારા, તૃપ્ત થયેલા, તમોગુણી, તુબુરુ ગધર્વે સ્તવેલા, ગરુડ પર બિરાજેલા, ત્રણ ગુણોયુક્ત આકારવાળા, ત્રણ સ્થાનમા વાકાઈવાળા, પાતળા શરીરવાળા, 'થાત્કારીથાત્' એવો શબ્દ કરતા, ભયથી બચાવનાર શબ્દવાળા, મગળની છેલ્લી ભૂમિરૂપ, મનોરથોને પૂરનારા, ગરીબો ઉપર પ્રેમ રાખતા, દાનવોનો નાશ કરનારા, દુર્ગા, દુર્ગમ, અસુરોનો નાશ કરનારા, દેવોની રીતિરૂપ, દિવસ તથા રાત્રિરૂપ, દ્રૌપદીરૂપ, નોબત જેવા શબ્દવાળા, દેવયાનીરૂપ, મહામુશ્કેલીએ વસાવી શકાતા, દારિદ્રયનો નાશ કરનારા, દિવસરૂપ, દામોદરને પ્રિય, પ્રકાશમાન, દિશાઓરૂપી વસ્ત્રવાળા, દિશાઓને મોહ પમાડનારા, દડકારણ્યમા વસનારા, દડ ધારણ કરનારા, દેવો વડે પૂજાયેલા, દેવોએ વદન કરવા યોગ્ય, સ્વર્ગમા રહેનારા, દ્વેષ કરનારા, દાનવોરૂપ, ગરીબો તથા અનાથોએ સ્તવેલા, દીક્ષારૂપ, દૈવત આદિ સ્વરૂપવાળા, સર્વનુ પોષણ કરનાર, ધનુષને ધારણ કરતા, ગાયનુ રૂપ ધારણ કરતા, ધર્મનુ આચરણ કરતા, પર્વતને ધારણ કરતા, પૃથ્વીના આધારરૂપ, ધન આપનાર, ધાન્ય પૂરનારા, ધર્મશીલ, ધનુર્વેદમા કુશળ, ધીરજરૂપ, ધન્યવાદપાત્ર, પદને ધરનાર, ધર્મરાજને પ્રિય, અવિચળ, ધૂમાવતી તથા ધૂમ્રકેશીરૂપ, ધર્મશાસ્ત્રનો પ્રકાશ કરનારા, આનદ ઉપજાવનાર, નદને પ્રિય, નિદ્રારૂપ, મનુષ્યો વડે સ્તવેલા, નદનવનરૂપ, નર્મદારૂપ, કમલિનીરૂપ, નીલ વાણી, મહાદેવનો આશ્રય કરતા, નાગયાને પ્રિય, નિત્ય, નિર્મળ, નિર્ગુણ, ભડારરૂપ, નિરાધાર, ઉપમારહિત, નિત્યશુદ્ધ નિરજન, નાદ, બિદુ તથા કળાથી

પર, નાદ, બિંદુ તથા કલારૂપ, નૃસિંહથી ઉપાસના કરતા, પર્વતને ધારણ કરનારા, ગજાઓ તથા નાગોએ શણગારેલા, નરકના ક્લેશને દૂર કરનારા, નારાયણના ચરણથી પ્રકટેલા, નિર્દોષ, નિરાકાર, નારદનુ પ્રિય કરનાર, અનેક જ્યોતિષશાસ્ત્રમા કહેલા, ભડાર આપનારા, નિર્મળસ્વરૂપ, નવા સૂત્રને ધારણ કરતા, નીતિરૂપ, ઉપદ્રવોથી રહિત કરનાર, નદના પુત્રી, નવા રત્નોથી યુક્ત, નૈમિષારણ્યમા વસનારા, માખણ પર પ્રેમવાળા, નારીરૂપ, કાળા મેઘ જેવો શબ્દ કરતા, આખતા પલકારાથી યુક્ત, નદીરૂપ, લીલી ડોકવાળા, રાત્રિના ઈશ્વરી, નામાવલિરૂપ, નિશુભનો નાશ કરનારા, નાગલોકમા વસતા, નવા સોના સરખા, નાગલોકના અધિષ્ઠાત્રીદેવી, ઝાંઝરથી યુક્ત પગવાળા, મનુષ્યોના ચિત્તથી હર્ષ પમાડતા, ઊંડા લાલ નેત્રોવાળા, વજ્રના કડાકા જેવો શબ્દ કરતા, નદનવનમા વસનારા, નિર્વ્યૂહ નામના ઘરમા ઉપલા ભાગ પર ફરનારા, પાર્વતીરૂપ, ઘણા જ ઉદાર, પરબ્રહ્મસ્વરૂપ, સર્વથી પર, પાચે કોશથી રહિત, પાચે પાપોનો નાશ કરનારા, પારકા ચિત્તથી ક્રિયાને જાણતા, પચિદ્રા નામના દેવતારૂપ, પ્રપચસ્વરૂપ, પૂર્ણિમારૂપ, શ્રેષ્ઠ શોભાવાળા, પ્રીતિરૂપ, ઉત્કૃષ્ટ તેજનો પ્રકાશ કરનારા, જૂનામા જૂના, પુરુષ સાથે સબધવાળા, પુણ્યરૂપ કમળ સમાન નેત્રોવાળા, પાતાળના તળિયે ડૂબેલા, પ્રમત્ત, પ્રીતિને વધારનારા, પવિત્ર કરનાર, કિરણ સહિત સુદર, પવનનો આહાર કરતા, પ્રજાપતિરૂપ, પરિશ્રમ પામેલા, પર્વત જેવા સ્તનવાળા, કમળ પર પ્રેમવાળા, કમળ પર બિરાજેલા, કમળ જેવા નેત્રોવાળા, કમળમા પ્રકટેલા, કમળના પત્રવાળા, કમળ જેવા પગવાળા, પદ્મિનીરૂપ, પ્રિય બોલનારા, અજ્ઞાનીઓને અજ્ઞાનરૂપ શાપથી છોડાવનારા, પુરને ધરનારા, પુરમા વસતા, પુષ્કલરૂપ, શરીરોમા રહેનારા, પર્વસ્વરૂપ, પારિજાતના પુષ્પ ઉપર પ્રીતિવાળા, પતિવ્રતા, પવિત્ર અગવાળા, પુષ્પ જેવુ હાસ્ય કરતા, પ્રજ્ઞાવતીના પુત્રી, પૌત્રીરૂપ, પુત્રો વડે પૂજ્ય, દૂધથી યુક્ત, પટ્ટિશ તથા પાશને ધારણ કરતા, પક્તિરૂપ, પિતૃલોકને આપનારા, જૂના, પવિત્ર સ્વભાવવાળા, નમેલાની પીડાનો નાશ કરનારા, પ્રદ્યુમ્નના માતા, પુષ્ટ, બ્રહ્માએ સ્વીકારેલ, પુડરીકપુરમા વસતા, કમળ સમાન મુખવાળા, મોટી જાઘવાળા, મોટી ભુજાઓવાળા, મોટા પગવાળા, મોટા પેટવાળા, પરવાળા જેવી શોભાવાળા, પીળા નેત્રોવાળા, પીળા વસ્ત્રોવાળા, અત્યત ચપળ, સર્વને ઉત્પન્ન કરનારા, પુષ્ટિ આપનારા, પવિત્ર, પ્રતિષ્ઠારૂપ, સ્તુતિ કરતી દેવાગનાઓ રૂપ, પાચ રગવાળા, વિસ્તાર પામેલી વાણીરૂપ, પચિકા નામની દેવીરૂપ, પાજરામા રહેલા, મહામાયારૂપ, પરમ જ્યોતિરૂપ, પરમપ્રીતિરૂપ, પરમ ગતિરૂપ, પરમ અવધિરૂપ, પરમ ઈશ્વરી, પવિત્ર કરનાર, અગ્નિ સમાન કાતિવાળા, પવિત્ર મગળરૂપ, માપવા અશક્ય, પુષ્પ સમાન હાસ્યવાળા, મોટા પેટવાળા, પીળા અગવાળા, પીળા વસ્ત્રવાળા, પીળી શય્યાવાળા, પિશાચિની, પીળી ક્રિયાવાળા, પિશાચોનો નાશ કરનારા, લાલ નેત્રોવાળા, સુદર ક્રિયાવાળા, પાચ પ્રકારના ખોરાક પર પ્રેમવાળા, વામમાર્ગીઓને પ્રિય આચારવાળા, પૂતનારૂપ, પ્રાણનો નાશ કરનારા, પુન્નાગના વનની મધ્યે રહેનારા, પવિત્ર તીર્થોએ સેવેલા, પાચ અગોવાળા, પરાશક્તિરૂપ, ખૂબ હર્ષ કરનારા, પુષ્પોના સમૂહમા રહેલા, પોષણ કરનારા, સમગ્ર જગતને પુષ્ટ કરતા, મદિરા પીવા પર પ્રીતિવાળા, પાચ શિખાવાળા, સર્પ ઉપર સૂનારા, પાચ માત્રારૂપ, પૃથ્વીરૂપ, માર્ગમા સુખ આપતા, પુષ્કળ પૂર્ણ કરતારા, પુરાણ, ન્યાસ તથા મીમાસારૂપ, પાટલીના પુષ્પની ગધવાળા, પવિત્ર પ્રજાવાળા, પાર દેનારા, ઉત્તમ માર્ગે રહેલા, કૂપળો જેવી શોભાવાળા, પૂર્ણ આશાવાળા, ૐકારરૂપ, કૂપળ જેવા પેટવાળા, ફળવાળા, ફળ આપનારા, ફલ્ગુ, ફુત્કાર કરનારા, પાટિયા જેવી આકૃતિવાળા, સર્પોના શરીર પર સૂનારા, સર્પોના મડળોથી શોભીતા, બાળકથી પણ બાળક, ઘણાઓએ માનેલા, નવા તડકા સરખા વસ્ત્રોવાળા, બળભદ્રને પ્રિય, વદના કરવા યોગ્ય, ઘોડીરૂપ, બુદ્ધિથી સ્તુતિ કરાયેલા, ભાટ્યારણોના દેવી, કર્મના છિદ્રને જોનારા, કપટનો નાશ કરનારા, બલિદાન પર પ્રેમવાળા, બાધવરૂપ, વેદોએ જણાવેલાં બુદ્ધિરૂપ, બપોરિયાના પુષ્પ પર પ્રેમવાળા, બાલસૂર્યની કાતિ જેવા આકારવાળા, બ્રહ્મા સાથે સબધ-

વાળા, બ્રાહ્મણોના ઈષ્ટદેવીરૂપ, બૃહસ્પતિએ સ્તુતિ કરેલા, તુલસીરૂપ, વૃંદાવનમા વિહાર કરનારા, બગલાઓની પંક્તિના સમૂહવાળા, કર્મોના છિદ્રને ખાઈ જનારા, ગુફામા વસનારા, પુષ્કળ જળવાળા, ઘણા નેત્રોવાળા, ઘણા પગવાળા, કાનના ઘણા શણગાર વાળા, ઘણા બાહુઓવાળા, બીજરૂપ, ઘણા રૂપોવાળા, બિંદુ—નાદકલાથી પર, બિંદુ તથા નાદસ્વરૂપ, ઘોના ચામડાના મોજા હાથમા ધારણ કરતા, બદરિકાશ્રમમા રહેનારા, દેવરૂપ, મોટા ખભાવાળા, સર્વથી મોટા, બાણોને છોડતા, ટોળાના અધ્યક્ષ, ઘણાઓએ સ્તુતિ કરેલા, સ્ત્રીરૂપ, પુષ્કળ પરાક્રમવાળા, બાંધેલા પદ્માસને બેઠેલા, બીલીપત્રની નીચે રહેલા, પીપળામા વસતા, બલિદાનમા રહેલા, માયાના પ્રતિબિંબવાળા, બાલા, હાથમા ધનુષને ધરતા, વડવાનલ જેવા વેગવાળા, બ્રહ્માડની બહાર તથા અદર રહેલા, બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરતા, મહાદેવના પત્ની, ભયકર પદાર્થોથી યુક્ત ભાવવાળા, ભયને દૂર કરનારા, ભદ્રકાળી, સર્પના જેવા નેત્રોવાળા, સરસ્વતીરૂપ, જ્ઞાનીઓ પર પ્રેમવાળા, ભયકર, ભયકર આકારવાળા, સમૃદ્ધિઓ આપનારા, સમૃદ્ધિઓના સમૂહવાળા, ક્રોધવાળા, ભોગમા આસક્ત, કલ્યાણ આપનારા, પુષ્કળ પરાક્રમવાળા, પાચ ભૂતોમા વસનારા, ભૃગુલતા, ભાર્ગવી, બ્રાહ્મણોએ પૂજેલા, ભાગીરથીરૂપ, ભોગવતીરૂપ, ઘરમા રહેલા, વૈદ્યો પર ઉત્તમ માનવાળા, ભોગવાળા, ભાષારૂપ, શકરના પત્ની, પુષ્કળ દક્ષિણાવાળા, શકરસ્વરૂપ, ભયકર વસ્તુઓવાળા, સસારરૂપ બધનથી છોડાવનારા, ભજન કરવા યોગ્ય, પ્રાણીઓનુ રક્ષણ કરનારીએ રાજી કરેલા, ભુવનોના ઈશ્વરી, સર્પોના કકણવાળા, ભયકર રૂપવાળા, ભેરુ ડારૂપ, ભાગ્યશાળી, માતારૂપ, માયારૂપ, મીઠાશવાળા, મીઠી જીભવાળા, મધ ઉપર પ્રેમવાળા, મહાદેવી, મહાભાગ્યશાળી, માલાવાળા, માછલા જેવા નેત્રવાળા, માયાથી પર, મધુમતો તથા મધુમાસારૂપ, મધને ઝરતા, મધુના સબધવાળા, મધુને ઉત્પન્ન કરનારા, મિથિલાપુરમા વસનારા, મધુ—કૈટભનો સહાર કરનારા, પૃથ્વીરૂપ, મેઘની પંક્તિઓથી યુક્ત, મદોદરીરૂપ, મહામાયારૂપ, સીતારૂપ, સુવાળી વસ્તુ પર પ્રેમવાળા, મહાલક્ષ્મી, મહાકાલી, મહાકન્યા, મહેશ્વરી, માહેંદ્રી, મેરુના પુત્રી, મદારના પુષ્પોથી પૂજાયેલા, સુદર ઝાઝરોથી યુક્ત પગવાળા, મોક્ષ આપનારા, સુદર ખોલનાગ, મધુર વસ્તુને ઝરતા, મુદ્રારૂપ, મલયના ચદનથી યુક્ત, મેધારૂપ, મરકત મણિ જેવા કાળા, મગધદેશમા પ્રકટેલા, મેનકાના પુત્રી, મહામારીરૂપ, મહાવીરા, મહાશ્યામારૂપ, મનુ વડે સ્તુતિ કરાયેલા, માતૃકારૂપ (એટલે અક્ષરોસ્વરૂપ), સૂર્ય સમાન પ્રકાશવાળા, વિષ્ણુના ચરણમા ફરનારા, મૂલાધારમા રહેલા, મુગ્ધા, મણિપુરમા વસનારા, મૃગના જેવા નેત્રોવાળા, પાડા પર બેઠેલા, મહિષાસુરનો નાશ કરનારા, યોગમા સ્થિતિ કરતા, યોગ વડે પ્રાપ્ત કરવા યોગ્ય, યોગરૂપ, યૌવન અવસ્થાવાળા, યૌવનરૂપ, યુદ્ધની મધ્યે રહેલા, યમુનારૂપ, યુગોને ધારણ કરનારા, યક્ષિણીરૂપ, યોગ યુક્ત, યક્ષના ગજાન ત્યા પ્રકટેલા, યાત્રારૂપ જવાની રીતિને જાણતા, યદુના વશમા પ્રકટેલા, યકારથી હકાર સુધીના અવધિવાળા, યજુર્વેદના સબધવાળા, યજ્ઞરૂપ, રાત્રિરૂપ, યોગમા આસક્ત, રાક્ષસોને ભયકર, રુકિમણીરૂપ, રમાડનારા, રામા, રેવતીરૂપ, રેણુકારૂપ, રતિરૂપ, રુદ્ર સાથે સબધવાળા, ભયકર, લોકોને પ્રિય આકારવાળા, રામના માતારૂપ, રતિ પર પ્રેમવાળા, રોહિણીરૂપ, રાજ્ય આપનારા, રેવારૂપ, લક્ષ્મીરૂપ, કમળ સમાન નેત્રોવાળા, ચદ્રમારૂપ, રૂપસપન્ન, રત્નના સિંહાસને બિરાજેલા, લાલ પુષ્પ તથા વસ્ત્રને ધારણ કરતા, લાલ ચદનના વિલેપનવાળા, રાજહસ પર બેઠેલા, રભારૂપ, લાલ બલિદાન પર પ્રીતિવાળા, સુદર યુગના આધારરૂપ, સમગ્ર પૃથ્વીને જીતનારા, રુરુમૃગના ચામડાને પહેરતા રથવાળા, રત્નોની માળા રૂપ, રોગોના ઈશ્વરી, રોગોને શાત કરનારા, શબ્દ કરાવનારા, રોમાચને ઉત્પન્ન કરનારા, રામચદ્રના ચરણથી દબાયેલા, રાવણનો નાશ કરનારા, રત્નજડિત વસ્ત્રોથી ઢકાયેલા, રથ પર બેઠેલા, સુવર્ણના આભૂષણોવાળા, લજ્જાના અધિષ્ઠાત્રી દેવી, ચપળ, સુદર ચિહ્નને ધારણ કરતા, લક્ષ્મીરૂપ, લોલાદેવીરૂપ, વિપનો નાશ કરનારા, લોકોથી યુક્ત, લોકોમા પ્રખ્યાત, લજ્જારૂપ, લાબા પેટવાળા, ક્રીડા કરનારા, લલનારૂપ, લોકોને ધારણ કરતા, વરદાન આપનારા, વદન કરા-

યેલા, વિદ્યારૂપ, વિષ્ણુના સબધવાળા, નિર્મળ આકૃતિવાળા, વરાહની શક્તિરૂપ, રજોગુણથી રહિત, વરસનારા, શ્રેષ્ઠ લક્ષ્મીરૂપ, વિલાસવાળા, વનિતારૂપ, આકાશના મધ્યમા રહેલા, કમળના આસને બેઠેલા, વરુણદેવની શક્તિરૂપ, વામમાથી પ્રકટેલા, અગ્નિરૂપ, વિરુદ્ધ રૂપવાળા, વાયુમડળના મધ્યે રહેલા, વિષ્ણુરૂપ, બ્રહ્માને પ્રિય, વિષ્ણુના પત્ની, વિષ્ણુથી યુક્ત, વિશાળ નેત્રોવાળા, ધનને ધારણ કરતા, શકરને પ્રિય, સમયરૂપ, વજ્રધારી, ધનને પૂરનારા, વેદોના અક્ષરોથી વ્યાપ્ત અગવાળા, વાજપેય યજ્ઞના ફળને આપનારા, વસુઓના સબધવાળા વામમાર્ગને પ્રકટ કરનારા, વૈકુઠમા વસનારા, શ્રેષ્ઠ, વ્યાસને પ્રિય, બખ્તરને ધારણ કરતા, વાલ્મીકિએ સેવેલા, શાકભરી, શિવા, શાતા તથા શારદારૂપ, શરણાગતિરૂપ, પાતળા પેટવાળા, શુભ આચારવાળા, શુભાસુરનો નાશ કરનારા, શોભાવાળા, માગલિક આકારવાળા, શકરના અર્ધા શરીરરૂપ, શ્વેત રગવાળા, શુભ આશયવાળા, ઉજ્જ્વળ, મસ્તકનુ સધાન કરનારા, શરાવતી નદીરૂપ, બાણથી આનદ પામનારા, શરદઋતુની જ્યોત્સ્નારૂપ, સુદર મુખવાળા, બાણથી શોભતા, ત્રિશૂલ ધારણ કરતા, શુદ્ધ, ભીલડીરૂપ, પોપટરૂપ વાહનવાળા, લક્ષ્મીથી યુક્ત, વિષ્ણુના આનદરૂપ, માત્ર સાભળતા જ આનદ આપનારા, શકરના પત્ની, રાત્રિમા વદન કરવા યોગ્ય, છ ભાષાવાળા, છ ઋતુઓ પર પ્રીતિવાળા, મૂલાધાર વગેરે છ આધારોમા રહેલા, દેવીઓના સ્વામિની, કાર્તિકસ્વામીનુ પ્રિય કરનારા, છ અગરૂપ, ઉત્તમ બુદ્ધિવાળા, દેવો તથા અસુરો વડે નમસ્કાર કરાયેલા, સરસ્વતીરૂપ, ઉત્તમ આધારરૂપ, સર્વનુ મગળ કરનારા, સામવેદના ગાન પર પ્રીતિવાળા, સૂક્ષ્મરૂપ, સાવિત્રીરૂપ, સામવેદને ઉત્પન્ન કરનારા, સર્વના રહેઠાણરૂપ, સદા આનદરૂપ, સારા સ્તનવાળા, સમુદ્રરૂપ વસ્ત્રવાળા, સર્વ ઐશ્વર્ય પર પ્રેમવાળા, સિદ્ધિરૂપ, સત્પુરુષોના બધુઓ ઉપર પણ દયાવાળા, સમર્ષિઓના મડળમા રહેલા, ચદ્રમડળમા વસનારા, સર્વને જનાવતા, અત્યત દયાળુ, સમાન તથા અધિકથી રહિત, સર્વથી ઊચા, સાગરહિત, સારા ગુણોવાળા, સર્વને ઇચ્છિત આપનારા, મધમાખીરૂપ, સૂર્યના પુત્રી, સુદર કેશવાળા, ચદ્રના સમૂહરૂપ, સુવર્ણ સમાન રગવાળા હરિણીરૂપ, હ્રીંકારસ્વરૂપ, હસરૂપવાહનવાળા, રેશમી વસ્ત્રોથી વીંટાયેલા અગવાળા, ક્ષીરસમુદ્રના પુત્રી, ક્ષમારૂપ, ગાયત્રી, સાવિત્રી, પાર્વતી તથા સરસ્વતીરૂપ, વેદરૂપ ગર્ભવાળા, ઉત્તમ કેડના પાછલા ભાગવાળા, શ્રીગાયત્રી અને પરાબિકારૂપ, હે નારદ! એમ ગાયત્રીના એક હજાર ને આઠ નામો પુણ્ય આપનાર, સર્વ પાપોનો નાશ કરનાર અને મોટી સપત્તિ આપનારા છે આ નામો ગાયત્રીને સતોષ ઉપજાવનારા છે, માટે અષ્ટમીના દિવસે બ્રાહ્મણો સાથે તેનો અવશ્ય પાઠ કરવો જપ, હોમ, પૂજા તથા ધ્યાન કર્યા પછી આ નામનો અવશ્ય પાઠ કરવો આ ગાયત્રીસહસ્રનામ હરકોઈને ખાસ આપવા યોગ્ય નથી, પણ ઉત્તમ ભક્ત તથા ઉત્તમ શિષ્ય જે બ્રાહ્મણ હોય, તેને જ કહેવા યોગ્ય છે જે સાધકો ભ્રષ્ટ હોય, તેવા બાધવોને પણ આ ગાયત્રી સહસ્રનામ બતાવવા નહિ આ ગાયત્રીસહસ્રનામરૂપ શાસ્ત્ર જેના ઘરમા લખેલુ હોય, તેને કોઈનો ભય નથી, તેમ જ લક્ષ્મી ચચળ છે, છતા તેના ઘરમા સ્થિર થઈ રહે છે આ ગાયત્રી સહસ્રનામ ઉત્તમ રહસ્યરૂપ, ગુહ્યથી પણ અત્યત ગુહ્ય, મહાપુણ્ય આપનાર, દરિદ્ર મનુષ્યોને ભડાર આપનાર, મુમુક્ષુઓને મોક્ષદાયી અને કામનાવાળાઓને સર્વ કામનાઓ દેનાર છે આના પાઠથી રોગી રોગથી અને બધાયેલો બધનથી છૂટે છે બ્રહ્મહત્યા, મદિરાપાન, સોનાની ચોરી અને ગુરુપત્ની સાથે વ્યભિચાર વગેરે કરનારા પાપી મનુષ્યો પણ (આનો પાઠ કરવાથી) તે તે પાપથી એક વાર તો છૂટી જ જાય છે તેમ જ આનો પાઠ કરતા જ દુષ્ટ પ્રતિગ્રહથી, અભક્ષ્યને ખાવાથી, પાખડથી તથા અસત્ય વગેરેથી થયેલા પાપથી છૂટી જાય છે, હે બ્રહ્માના પુત્ર! મે કહેલુ આ નિર્મળ રહસ્ય મનુષ્યોને બ્રહ્મસાયુજ્ય આપનાર છે, એમા ખરેખર કઈ જ સશય નથી ૧-૧૬૫

इदं रहस्यममलं मयोक्तं पद्मजोद्भव ।
ब्रह्मसायुज्यदं नृणां सत्यं सत्यं न संशयः ॥१६५॥

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દ્વાદશ સ્કધ વિષે
અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭ મો*

## દીક્ષાવિધિ

नारद उवाच

**श्रुतं सहस्रनामाख्यं श्रीगायत्र्याः फलप्रदम् ।**
**स्तोत्रं महोन्नतिकर महाभाग्यकरं परम् ॥ १ ॥**

નારદે પૂછ્યુ શ્રીગાયત્રીના ફળને આપનાર, મહાઉન્નતિ કરનાર અને મહાભાગ્યકારક શ્રેષ્ઠ 'સહસ્ર નામ' નામનુ સ્તોત્ર મે સાભળ્યુ હવે દીક્ષાનુ ઉત્તમ લક્ષણ સાભળવા હુ ઇચ્છુ છુ કે, જેના વિના બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો કે સ્ત્રીઓને દેવીના મત્રમા અધિકાર સિદ્ધ થતો નથી, માટે હે પ્રભો! તે બધુ સામાન્ય વિધિથી વિસ્તારપૂર્વક કહો

શ્રીનારાયણ બોલ્યા હવે હુ દીક્ષા કહુ છુ, સાભળો જે દીક્ષાથી શુદ્ધ ચિત્તવાળા થયેલા શિષ્યોને દેવ, અગ્નિ તથા ગુરુની પૂજા વગેરેમા અધિકાર પ્રાપ્ત થાય છે જે દિવ્ય જ્ઞાન આપે છે અને પાપનો નાશ કરે છે, તેને જ વેદ તથા તત્રશાસ્ત્રમા કુશળ પુરુષોએ 'દીક્ષા' કહી છે તે દીક્ષા અવશ્ય સ્વીકારવા યોગ્ય છે, કારણ કે તે ઘણા ફળવાળી માની છે આમા ગુરુ તથા શિષ્ય બને શુદ્ધ હોવા જોઈએ ગુરુએ દીક્ષાની વિધિ પ્રમાણે સર્વ પ્રાત કૃત્ય કરી સ્નાન, સધ્યા વગેરે બધુ વિધિ પ્રમાણે કર્યા પછી હાથમા કમડળ લઈ મૌન ધરી, નદીના કિનારાથી ઘેર જવુ ત્યા (સોળ હાથના) યોગમડપમા (એટલે દીક્ષાના સ્થાનમા (ઉત્તમ આસન પર બેસવુ આચ મન તથા પ્રાણાયામ કર્યા પછી અર્ધ્યપાત્રમા જળ લઈ, તમા ચદન—પુષ્પ નાખીને 'फट्' એ અસ્ત્ર મત્રથી સાત વાર અભિમત્રણ કરવુ પછી બુદ્ધિમાન, પુરુષે તે જ મત્ર ઉચ્ચારતા રહી તે જળથી મડપના ચારે દ્વારનુ પ્રોક્ષણ કરવુ અને પછી પૂજા કરવી દ્વારના ઉપલા ઉંબરામા પ્રથમના છેડે ગણેશદેવનુ, મધ્યમા લક્ષ્મીનુ તથા બીજા છેડે સરસ્વતીનુ (**श्रीगणेशाय नम**' ઇત્યાદિ તેના તેના નામમત્રોથી) ચદન તથા પુષ્પો વડે પૂજન કરવુ દ્વારની જમણી શાખામા ગગાનુ પ્રથમ પૂજન કરી તેના ડાબા ભાગમા ગણપતિનુ પૂજન કરવુ, તેમ જ દ્વારની ડાબી શાખામા ક્ષેત્રપાલનુ પ્રથમ પૂજન કરી તેના ડાબા ભાગે યમુનાનુ પૂજન કરવુ નીચલા ઉંબરામા **फट्** મત્રથી અસ્ત્રદેવતાનુ પૂજન કરવુ અને પછી મડપની મધ્યે 'બધુ દૃશ્ય દેવીમય છે' એવી ભાવના કરી, **फट्** મત્રનો જપ કરતા રહી ઊંચે જઈને દિવ્ય તથા અતરિક્ષમા રહેલા વિઘ્નોને દૂર કરવા, તેમ જ ત્રણ વાર પગ પછાડીને પૃથ્વી પર રહેલા વિઘ્નો દૂર કરવા પછી (અદર રહેલા વિઘ્નોને નીકળી જવાનો માર્ગ ત્યજી) દ્વારની ડાબી શાખાનો સ્પર્શ કરી જમણા પગથી મડપમા પ્રવેશ કરવો અદર પ્રવેશ કરી કુભનુ સ્થાપન કરી સામાન્ય અર્ઘ્ય કરીને તે અર્ઘ્યજળથી નૈર્ઋત્ય દિશામા વાસ્તુનાથનુ તથા બ્રહ્માનુ ચદન, પુષ્પ તથા ચોખા વગેરેથી પૂજન કરવુ પછી પચગવ્ય તૈયાર કરવુ અને પછી તે પચગવ્યથી તથા અર્ઘ્યના જળથી ગુરુએ તોરણના સ્તભ સુધી મડપનુ પ્રોક્ષણ કરવુ 'આ સર્વ દેવીમય છે' એવી મનથી ભાવના કરવી અને મૂળમત્રનો ભક્તિપૂર્વક જપ કરતા રહી **फट्** મત્રથી પ્રોક્ષણ કરવુ પછી **फट्** મત્ર ઉચ્ચારી મડપની ભૂમિને હોકવી અને '**हुं**' મત્ર ઉચ્ચારી અભ્યુક્ષણ કરવુ પછી અદરના ભાગને ધૂપથી સુવાસિત કરવો અને (જળ, ચદન, ભસ્મ, દૂર્વાના અકુરો તથા ચોખા –એ) વિકિરોને ચારે બાજુ વેરવા પછી દર્ભની સાવરણીથી તે વિકિરોને વાળી લેવા અને એકઠા કરી ઈશાન ખૂણામા તેનો ઢગલો કરવો પછી હે મુનિ! પુણ્યાહવાચન કરી ગરીબો તથા અનાથોને સતોષવા પછી પોતાના ગુરુને નમસ્કાર કરી કોમળ આસન પર બેસવુ અને પૂર્વ દિશા તરફ મુખ રાખી વિધિ પ્રમાણે જે મત્ર આપવો હોય તેના દેવનુ ધ્યાન કરી પ્રથમ (એકાદશસ્કધમા) કહેલા માર્ગે ભૂતશુદ્ધિ વગેરે કરીને તે આપવાના મત્રના ઋષિ આદિ ન્યાસ કરવા તેમા ઋષિનો મસ્તક પર, છદનો મુખમા, દેવતાનો હૃદયકમળમા, બીજનો ગુહ્ય ભાગમા અને શક્તિનો બને પગમા ન્યાસ કરવો અને પછી ત્રણ તાળીઓ પાડી, ત્રણ

* આ અધ્યાયમા શ્રીનારાયણ મુનિ એકસો પચાવન શ્લોકોથી ટૂકમા દીક્ષાવિધિ કહે છે

પ્રકારના વિઘ્નોને દૂર કરીને ત્રણ ચપટીઓ વગાડી દિગ્બંધ કરવો પછી પ્રાણાયામ કરી મૂલમન્ત્રનુ સ્મરણ કરતા દેહ વિષે આકારાદિ અક્ષરોનો ન્યાસ કરવો તેનો આ પ્રકાર કહેવાય છે, હે મુનિ! 'ॐ अं नमः ॐ आं नमः ॐ इं नमः' ઇત્યાદિ પ્રકારે બોલી મન્ત્રવેત્તા પુરુષે મસ્તક આદિ સર્વ સ્થાનોમા ન્યાસ કરવો અત્યત ઉત્તમ પુરુષે મૂલમન્ત્રના ષડગનો અગૂઠા વગેરે આગળીઓમા તથા હૃદય આદિ અગોમા અનુક્રમે ન્યાસ કરવો **नमः स्वाहा वषट् हुं वौषट्** અને **फट्** એ છ પદો યુક્ત તથા આદિમા ૐકારયુક્ત છ મન્ત્રોથી ષડગ ન્યાસ થાય છે પછી તે તે કલ્પોમા કહેલા સ્થાનો વિષે મૂલમન્ત્રના વર્ણન્યાસ વગેરે કરવા આમ ન્યાસ નો વિધિ કહ્યો છે પછી પોતાના શરીરમા શુભ આસનનુ ચિંતન કરવુ તેમા જમણા ખભા વિષે ધર્મનો ડાબા ખભા વિષે જ્ઞાનનો, ડાબી સાથળમા વૈરાગ્યનો અને જમણી સાથળમા ઐશ્વર્યનો ન્યાસ કરવો, તેમ જ હે મુનિ! મુખપ્રદેશમા અધર્મનુ ધ્યાન કરવુ વળી ડાબે પડખે અજ્ઞાનનુ, નાભિ પ્રદેશમા અવૈરાગ્યનુ તથા જમણા પડખે અનૈશ્વર્યનુ સ્થાપન કરવુ હે મુનિશ્રેષ્ઠ! ધર્મ વગેરે ચારને ઉત્તમ મુનિઓએ (તે આસનના) પાયા કહેલા છે અને અધર્મ વગેરે ચારને (તેના બીજા) અવયવો કહ્યા છે વચ્ચે કોમળ તળાઈવાળા સ્થાનરૂપ હૃદય સ્થાનમા અનતનુ સ્થાપન કરવુ અને તે અનત ઉપર પ્રપચરૂપી નિર્મળ કમળનુ સ્થાપન કરવુ પછી તે કમળમા મન્ત્રવેત્તાએ એકબીજાની ઉપર ઉપર કળાઓ સહિત સૂર્ય, ચદ્ર તથા અગ્નિનુ સ્થાપન કરવુ અને તેમની ભાવના કરવી હવે ટૂકમા તેઓની કળાઓ કહુ છુ, સૂર્યની બાર, ચદ્રની સોળ અને અગ્નિની દસ કળાઓ કહેલી છે માટે તે કળાઓ સહિત તે દેવોનુ સ્મરણ કરવુ પછી તેઓના ઉપર સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણનુ સ્થાપન કરવુ પછી વિદ્વાન મનુષ્યે (તે આસનની ચારે દિશાઓમા) આત્માનુ, અતરાત્માનુ, પરમાત્માનુ તથા જ્ઞાનાત્માનુ સ્થાપન કરવુ, આમ આસનની કલ્પના કરવી પછી સાધકે, '**अमुकासनाय नमः**' એ મન્ત્રથી આસનની પૂજા કરી તેના પર પરાબિકાનુ ધ્યાન કરવુ પછી મન્ત્રવેત્તા પુરુષે કલ્પમા કહેલા વિધિથી આપવા યોગ્ય મન્ત્રના દેવતાનુ માનસિક ઉપચારો વડે વિધિ પ્રમાણે પૂજન કરવુ તે વેળા એ વિદ્વાન પુરુષે કલ્પમા કહેલી આનદકારક મુદ્રાઓ બતાવવી કે, જે મુદ્રાઓ કરવાથી દેવીને આનદ થાય છે પછી પોતાના ડાબા ભાગના આગલા ભાગમા ષટ્કોણની ઉપર મધ્યમા ગોળ અને ચાર ખૂણાઓવાળુ મડળ સારી રીતે આલેખવુ, તેમ જ ષટ્કોણની મધ્યે ત્રિકોણ આલેખી શખમુદ્રા બતાવવી અને છયે ખૂણાઓમા પુષ્પ વગેરેથી છ અગોની પૂજા કરવી હે મુનિશ્રેષ્ઠ! પૂજ્ય તથા પૂજકની વચ્ચે પૂર્વ દિશા કલ્પીને અગ્નિ કોણ વગેરે ખૂણાઓમા છ અગોનુ પૂજન કરવુ પછી શખનુ આધારપત્ર લઈ **फट्** મન્ત્રથી તેનુ પ્રાક્ષણ કરી મડળમા તેનુ સ્થાપન કરવુ, તે સમયે '**मं वह्निमण्डलाय दशकलात्मने अमुकदेव्यर्घ्यपात्रस्थापनाय नमः**' એ મન્ત્ર, શખના આધારસ્થાપનમા વિદ્વાનો એ કહ્યો છે (માટે એ મન્ત્રના ઉચ્ચારપૂર્વક આધાર-સ્થાપન કરી) એ આધારમા પૂર્વ દિશાથી માંડી પ્રદક્ષિણાક્રમે (ત્રિપાદિકામા) વહ્નિમડળયુક્ત દશ વહ્નિકળાઓનુ પૂજન કરવુ પછી મૂલમન્ત્રથી પ્રોક્ષણ કરેલા ઉત્તમ શખને મૂલમન્ત્રનુ સ્મરણ કરતા કરતા તે આધાર પર સ્થાપવો પછી '**अं सूर्यमण्डलाय द्वादशकलात्मने अमुकदेव्यर्घ्यपात्राय नमः**' એ મન્ત્રનો ઉચ્ચાર કરવો અને તે પછી '**शं शङ्खाय नमः**' એમ કહી તે શખનુ પ્રોક્ષણ કરવુ અને તેમા સૂર્યની તાપિની આદિ બાર કલાઓનુ અનુક્રમે પૂજન કરવુ પછી અક્ષરોની પક્તિને અવળી કહીને મૂળ મન્ત્રને પણ અવળો બોલી પાણી વડે શખને ભરવો અને તેમા ચદ્રની કળાઓનુ સ્થાપન કરવુ પછી '**ॐ सोममण्डलाय षोडशकलात्मने अमुकार्घ्यामृताय नमः**' આ મન્ત્રથી અકુશમુદ્રા બતાવતા રહી જળની પૂજા કરવી અને તેમા તીર્થો નુ આવાહન કરી આઠ વાર મન્ત્રનો જપ કરવો પછી જળમા છ અગોનો ન્યાસ કરી '**नमः**' એ મન્ત્રથી જળનુ પૂજન કરવુ પછી આઠ વાર મૂલ મન્ત્રનો જપ કરવો અને મત્સ્યમુદ્રાથી ઢાકણ

કરવુ પછી શખની જમણી દિશાના ભાગમા પ્રોક્ષણી ને સ્થાપવી તેમા થોડુક શખનુ જળ નાખી તેના વડે ચારે તરફ પ્રોક્ષણ કરવુ અને પૂજનના દ્રવ્યને તથા પોતાને શુદ્ધ થયાની ભાવના કરવી તે પછી પોતાની આગળ વેદી પર સર્વતોભદ્રમડળ આલેખીને ત મડળની કળીની વચ્ચે પ્રથમ માળ પૂરવી અને પછી ચોખા પૂરવા પછી દર્ભ પાથરી તે ઉપર જ (સત્યાવીશ દર્ભોથી ગૂથેલો) શાસ્ત્રીય લક્ષણોવાળો દર્ભનો કૂર્ચ સ્થાપવો પછી આધારશકિત થી માડી પીઠ સુધી (તેના તેના મત્રોથી) પૂજા કરવી પછી બરાબર આખો કાટ—ચિરાડ વિનાનો કુભ લઈ ફટ્ મત્રથી મતરેલા જળ વડે તેની અદરના ભાગને ધોઈ નાખવો અને પછી ત્રેવડા લાલ દોરાથી તેને વીંટવો પછી નવરત્નો નાખેલા અને ચદન વગેરે થી પૂજેલા કૂચડા સહિત તે કુભને ગુરુએ પ્રણવમત્ર ઉચ્ચારી પીઠની અદર સ્થાપવો તે વેળા કુભની તથા પીઠની એકતાની ભાવના કરવી અને પછી હે મુનિ! અવળા ક્રમે અક્ષરોની માતૃકાને જપતા અને મૂળમત્ર જપીને તીર્થના જળ વડે દેવતા—બુદ્ધિથી કુભને ભરવો પછી પીપળાના, ફણસના તથા આબાના કોમળ નવપલ્લવોથી કુભના મુખને ઢાકવુ અને તેના ઉપર ફળ તથા અક્ષત સહિત ઢાકવાનુ પાત્ર મૂકી બુદ્ધિમાન પુરુષે બે વસ્ત્રથી વેષ્ટન કરવુ પછી પ્રાણપ્રતિષ્ઠાના મત્રથી પ્રાણનુ સ્થાપન કરવુ અને આવાહન આદિ મુદ્રાઓથી પરાદેવતાને પ્રસન્ન કરવા પછી કલ્પમા કહેલા પ્રકારે તે પરમેશ્વરી નુ ધ્યાન કરવુ અને દેવીની આગળ 'આપ ભલે પધાર્યા, આપ કુશળ છો ને?' એમ સ્વાગત તથા કુશળ પ્રશ્ન ઉચ્ચારવો પછી પાદ્ય, અર્ઘ્ય, આચ મનીય, મધુપર્ક અને અભ્યગ સહિત સ્નાન દેવીને અર્પણ કરવુ, તેમ જ રાતા અને નિર્મળ બે રેશમી વસ્ત્રો આપવા અને પછી જાતજાતના મણિઓના સમૂહોથી વ્યાપ્ત વેશરચનાઓ કરવી પછી હ્રીંકારથી સપુટિત કરેના વર્ણમાતૃકાના દરેક અક્ષર ઉચ્ચારતા રહી દેવીના અગોમા ન્યાસ કરી ચદનાદિથી તે તે સ્થાનોમા પૂજા કરી તેમા હે મુનિ! કપૂર સહિત કાળા મરીનો ગધ, કસ્તૂરી સહિત કેસર, ચદન અને મોગરાના પુષ્પો દેવીને અર્પણ કરવા અગુરુ, ગૂગળ, વાળો, ચદન, સાકર અને મધ—આ વસ્તુઓ એકઠા ધૂપરૂપે દેવીને પ્રિય માનેલી છે પછી સારી બુદ્ધિવાળાએ અનેક દીવા અર્પણ કરી દેવીને નૈવેદ્ય ધરવુ તે વેળા દરેક દ્રવ્ય અર્પણ કરતા કરતા પ્રોક્ષણીપાત્રનુ જળ પણ મૂકયે જવુ, પણ બીજુ જળ મૂકવુ નહિ પછી અગપૂજા અને કલ્પમા કહેલા આવરણોની પૂજા કરવી તે પછી અગો સહિત દેવીનુ પૂજન કરી વૈશ્વદેવ કરવો અને દક્ષિણમા સ્થડિલ કરી તેમા અગ્નિનુ સ્થાપન કરી, તેમા મૂર્તિની અદર રહેલા દવીનુ આવાહન કરી, ક્રમથી પૂજી ૐકાર સહિત વ્યાહૃતિઓ વડે ઘી સહિત દૂધપાકનો પ્રથમ હોમ કરી, આપવા યોગ્ય મૂલમત્રથી પચીસ વાર હોમ કરવો અને તે પછી ફરી ૐકાર સહિત વ્યાહૃતિઓ વડે હોમ કરવો પછી ગધ વગેરેથી પૂજન કરી દેવીને પીઠ પર પધરાવવા અને અગ્નિનુ વિસર્જન કરી હોમ કરતા બાકી રહેલા દૂધપાક વડે ચારે બાજુ દેવીના પાર્ષદોને બલિદાન આપવુ પછી ગધ તથા પુષ્પ આદિ સહિત પાચ ઉપચારો અર્પણ કરી તાબૂલ, છત્ર તથા ચામર દેવીને આપવા પછી હજાર વાર મૂલમત્ર જપવો તે જપ અર્પણ કરી ઈશાન ખૂણામા (સમાર્જન કરી રાખી મૂકેલા સરસવ આદિના ઢગલારૂપ) વિકિર ઉપર ઝારી સ્થાપવી અને તેમા દુર્ગાદેવીનુ આવાહન કરી પૂજન કરવુ, પછી 'રક્ષા કરો, રક્ષા કરો' એમ કહી ઝારીના નાળચામાથી બહાર કાઢેલા જળ વડે ફટ્ એ મત્રનો જપ કરતા પ્રદક્ષિણાની રીતે તે પ્રદેશ પર સિંચન કરવુ પછી ઝારીને તેના સ્થાન પર મૂકી દેવીનુ તથા અસ્ત્ર દેવતા—દુર્ગાનુ પૂજન કરવુ પછી ગુરુએ શિષ્યની સાથે મૌન ધરી ભોજન કરવુ અને તે રાત્રે ત્યા મડપમા જ કાળજીથી નિદ્રા કરવી હે નારદમુનિ! (એમ અધિવાસન કર્યા પછી) કુડનો સસ્કાર કરવો; અથવા (જો કુડ ન હોય તો) સ્થડિલનો સસ્કાર કરવો હવે ટૂકમા તે સસ્કાર કરવાની રીત વિધિ પ્રમાણે હુ કહુ છુ મૂનમત્ર ઉચ્ચારી કુડને જોવો અને તે જ અસ્ત્રમત્ર ફટ્થી કુડનુ પ્રોક્ષણ કરવુ તથા (સમિધ આદિથી) તાડન કરવુ પછી હુ મત્રથી અભ્યુક્ષણ

કરી પૂર્વ તરફ તથા ઉત્તર તરફ અગ્રવાળી ત્રણ ત્રણ રેખાઓ (સમિધ આદિથી) ચારે તરફ આલખવી પછી ૐકારથી અભ્યુક્ષણ કરી આધારશક્તિથી માંડી પીઠમંત્ર સુધી દેવીના પીઠનું કુંડમાં પૂજન કરવું પછી તે પીઠ ઉપર જગતના પરમ કારણરૂપ શિવ-પાર્વતીનું આવાહન કરી, સાવધાન થઈ તે બંનેનું ગંધ વગેરે ઉપચારોથી પૂજન કરવું પછી ઋતુકાળે નાહેલા અને શંકર સાથે જોડાયેલા કામાતુર દેવીનું ધ્યાન કરવું અને કેટલોક કાળ તે બંનેની રતિક્રીડાની ભાવના કરવી પછી મંત્રથી અગ્નિને લઈને આગળ મૂકવો અને રાક્ષસનો અંશ ત્યજીને પૂર્વોક્ત જોવા વગેરેથી તેનો સંસ્કાર કરી ર બીજને ઉચ્ચારી (તેમાં ચૈતન્યની યોજના કરવી તથા) સાત વાર ૐકારથી અભિમંત્રણ કરવું પછી ગુરુએ ધેનુમુદ્રા બતાવવી અને **फट्** એ અસ્ત્રમંત્રથી રક્ષા કરી हुं મંત્રથી તેનું અવગુંઠન કરવું પછી ચંદન આદિથી પૂજેલા તે અગ્નિને કુંડની ઉપર પ્રદક્ષિણાની રીતે ત્રણ વાર ફેરવી ગોઠણભર પૃથ્વી પર બેસીને ૐકારનો જપ કરતા કરતા તે અગ્નિને શિવના વીર્યરૂપ જાણી દેવીની યોનિમાં નાખવો પછી દેવ શંકરને તથા દેવી જગદંબાને આચમન કરાવવું '**चित् पिंगल हन हन दह दह पच पच सर्वज्ञ आज्ञापय स्वाहा**' એ મંત્રથી અગ્નિને પ્રજ્વલિત કરવો અને પછી 'હોમેલું ખાઈ જનાર સુવર્ણ સમાન વર્ણવાળા, નિર્મળ, પ્રદીપ્ત અને સર્વ તરફ મુખવાળા પ્રજ્વલિત અગ્નિને હું વંદન કરું છું આ મંત્રથી પરમ આદરપૂર્વક અગ્નિની સ્તુતિ કરવી તે પછી ઉત્તમ ગુરુએ '**ૐ सहस्रार्चिषे हृदयाय नम स्वस्तिपूर्णाय शिरसे स्वाहा, उत्तिष्ठ, पुरुषाय शिखायै वषट् धूमव्यापिने कवचाय हुं, सप्तजिह्वाय नेत्रत्रयाय वौषट्, धनुर्धराय अस्त्राय फट्**' એ મંત્રથી પૂર્વોક્ત હૃદયાદિ સ્થાનોમાં ન્યાસ કરવો પછી સુવર્ણ સમાન વર્ણવાળા, ત્રણ નેત્રોવાળા, કમળ પર રહેલા તથા વરમુદ્રાશક્તિ-સ્વસ્તિક-અભયમુદ્રાને ધારણ કરતા પરમ મંગલરૂપ અગ્નિનું ધ્યાન કરવું પછી મંત્રવેત્તા ગુરુએ કુંડમાં મેખલા ઉપર ચિંતન કરવું દર્ભોથી પરિસ્તરણ કરવું અને પરિધિઓની રચના કરવી પ્રથમ ત્રિકોણ, તેના ઉપર ષટ્કોણ, તે પછી વૃત્ત, તે પછી અષ્ટપત્ર અને પછી ભૂપૂર -એ રીતે અગ્નિસ્થાપનની પહેલાં જ યંત્ર લખી રાખવો અથવા તે યંત્રની આ સમયે જ ભાવના કરવી પછી હે નારદમુનિ! એ યંત્રની મધ્યે **ૐ वैश्वानरो जातवेदा इहावह लोहिताक्ष सर्वकर्माणि साधय स्वाहा**' આ મંત્રથી અગ્નિનું પૂજન કરવું અને મધ્યમાં તથા છ ખૂણાઓમાં હિરણ્યા, ગગના, રક્તા, કૃષ્ણા, સુપ્રભા બહુરૂપા અને અતિરક્તિતા એ સાત અગ્નિની જિહ્વાઓનું તથા કેસરોમાં અંગોનું પૂજન કરવું તે પછી પત્રોમાં શક્તિ તથા સ્વસ્તિકને ધારણ કરતી અગ્નિની મૂર્તિઓનું પૂજન કરવું, જેમ કે **ૐ अग्नये जातवेदसे नम , ૐ अग्नये सप्तजिह्वाय नम' ૐ अग्नये हव्यवाहनाय नम , ૐ अग्नये अश्वोदरजाय नम ૐ अग्नये वैश्वानराय नम ૐ अग्नये कौमारतेजसे नम, ૐ अग्नये विश्वमुखाय नम, ૐ अग्नये देवमुखाय नम** ઇત્યાદિ પ્રયોગ પૂર્વક અગ્નિની મૂર્તિઓની પૂજા કર્યા પછી ચારે દિશાઓમાં વજ્રાદિ આયુધો સહિત લોકપાલોનું પૂજન કરવું પછી સ્રુચ સ્રુવ તથા ઘીનો સંસ્કાર કરી (ઘીના વાસણમાં ડાબા-જમણા ભાગની કલ્પના કરી) જમણા ઘીના ભાગમાંથી સ્રુવ વડે ઘી લઈને **अग्नये स्वाहा** એ મંત્રથી અગ્નિના જમણા નેત્રમાં હોમ કરવો, ડાબા ભાગમાંથી ઘી લઈને '**सोमाय स्वाहा**' એ મંત્રથી અગ્નિના ડાબા નેત્રમાં હોમ કરવો અને મધ્યમાંથી ઘી લઈને **अग्नी षोमाभ्यां स्वाहा**' એ મંત્રથી મધ્યના નેત્રમાં હોમ કરવો વળી પાછું જમણા ભાગમાંથી ઘી લઈ **अग्नये स्विष्टकृते स्वाहा**' એ મંત્રથી અગ્નિના મુખમાં હોમ કરવો પછી સાધકે ૐકાર સહિત વ્યાહૃતિઓ વડે હોમ કરવો અને તે પછી અગ્નિના મંત્રથી ત્રણ વાર હોમ કરવો તે પછી હે મુનિ! ગર્ભાધાન આદિ સંસ્કારો માટે ૐકારથી જ આઠ આહુતિઓ હોમવી ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, જાતકર્મ, નામકર્મ, ઉપનિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, વ્રતબંધ, મહાનામ્ન્યવ્રત, ઔપનિષદ વ્રત, ગોદાન અને ઉદ્વાહ-આ વેદોક્ત સંસ્કારો

છે, તે પછી શિવ તથા પાર્વતીનુ પૂજન કરી વિસર્જન કરવુ પછી સાધકે અગ્નિને ઉદ્દેશી પાચ સમિધો હોમવી અને આવરણોની એક એક આહુતિ હોમવી હે મુને! સ્રુચમા સ્રુવ વડે ચાર વાર ઘી લઈ તે સ્રુચને એ સ્રુવ વડે જ ઢાકીને પોતાના આસન પર ઊભા રહીને છેડે '**वौषट्** ઉચ્ચારેલા પૂર્વોકત અગ્નિના મન્ત્રથી હોમ કરવો અને પછી ॐ[1] **ॐ स्वाहा,**[2] **ॐ श्रीं स्वाहा,**[3] **ॐ श्रीं ह्रीं स्वाहा,**[4] **ॐ श्रीं ह्रीं क्लीं स्वाहा,**[5] **ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं स्वाहा,**[6] **ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं ग स्वाहा,**[7] **ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं ग गणपतये,**[8] **वर वरद,**[9] **सर्वजन वशम्,**[10] **आनय स्वाहा**'– એ દશ મહાગણેશના મન્ત્રથી આહુતિઓ આપવી પછી જે મન્ત્ર આપવો હોય તે મન્ત્રના દેવતાના (તે તે કલ્પમા કહેલા) પીઠને અગ્નિમા પૂજીને, તે દેવતાનુ અગ્નિમા ધ્યાન કરી અગ્નિ તથા તે દેવતાના મુખથી એકતા પ્રાપ્ત કરવા પોતાની સાથે તે બન્નેની એકતાની ભાવના કરતા કરતા મૂલમન્ત્રથી તે દેવતાઓના મુખમા પચીસ આહુતિઓ હોમવી પછી ઉત્તમ સાધકે અગ્નિ તથા તે દેવતાની સાથે પોતાને એકરૂપ થયાની ભાવના કરવી અને પછી દેવતાઓના પડગને ઉદ્દેશી જુદી જુદી આહુતિઓ હોમવી હે શ્રેષ્ઠમુનિ! તે અગિયાર આહુતિઓ જ હોમવી, એથી અગ્નિ તથા દેવતાનુ નાડીસધાન થાય છે હે મુનિ! તે પછી (આવરણોના) એક એક દેવતાને ઉદ્દેશી ઘી વડે એક એક આહુતિ હોમવી અને તે પછી દેવતાના મૂલમન્ત્ર વડે કલ્પમા કહેલા દ્રવ્યોથી અથવા તલથી એક હજાર ને આઠ આહુતિઓ હોમવી હે મુનિ! એમ હોમ કર્યા પછી દેવીને આવરણોની દેવીઓને તથા અગ્નિ આદિ દેવતાઓને પણ સતુષ્ટ થયેલા માનવા પછી સારી રીતે નાહેલા અને સધ્યાદિ ક્રિયાઓને સારી રીતે કરી બે વસ્ત્રોને ધારણ કરતા, સોનાના શણગારોથી યુક્ત, હાથમા કમડળ ધારણ કરતા એ પવિત્ર શિષ્યને (ગુરુએ) કુડ પાસે લાવવો પછી શિષ્ય—ગુરુઓને, નમામદેવોને તથા કુલદેવને નમસ્કાર કરી ત્યા આસન પર બેસે, એટલે ગુરુએ તે શિષ્ય તરફ કૃપાદૃષ્ટિથી જોવુ, અને તેના ચૈતન્યને પોતાના દેહમા (પોતાના આત્મા વિષે) જોડાયેલુ ધારવુ પછી વિદ્વાન ગુરુએ હોમથી અને દિવ્યદૃષ્ટિ વડે જોવાથી શિષ્યના શરીરમા રહેલા (૭) માર્ગોનુ આ રીતે શોધન કરવુ જેથી શુદ્ધાત્મા થયેલો તે શિષ્ય દેવ આદિના કૃપા માટે યોગ્ય થાય પછી ગુરુએ શિષ્યના શરીરમા (નીચે દશાવેલા) છ માર્ગોનુ ધ્યાન કરવુ, જેમ કે બન્ને પગમા કલામાર્ગનુ, લિંગમા તત્ત્વમાર્ગનુ નાભિમા ભુવનમાર્ગનુ, હૃદયમા વર્ણમાર્ગનુ લલાટમા પદમાર્ગનુ અને મસ્તકમા મન્ત્રમાર્ગનુ ધ્યાન કરવુ (અર્થાત્ તે તે સ્થાનોમા તે તે માર્ગનુ સ્થાપન કરવુ) પછી દર્ભના કૂચડાથી શિષ્યને સ્પર્શ કરતા ગુરુએ ઘી વડે ભીંજવેલા તલથી '**ॐ अस्य शिष्यस्य अनुक्रमध्वान शोधयामि स्वाहा**' એ મન્ત્ર ઉચ્ચારતા રહી દરેક માર્ગને ઉદ્દેશી આઠ વાર હોમ કરવો પછી એ છયે માર્ગોને બ્રહ્મમા લીન થયેલા માનવા પછી ગુરુએ ફરી પાછા સૃષ્ટિમાર્ગથી તેઓને તેમાથી ઉત્પન્ન કરવા અને પોતામા જોડી દીધેલા શિષ્યના ચૈતન્યને પાછુ શિષ્યમા જોડી દેવુ પછી પૂર્ણાહુતિ હોમીને (હોમ માટે અગ્નિમા સ્થાપેલા) દેવતાને (વિસર્જન મન્ત્રથી) કળશમા લાવવા (એટલે કે દેવતાઓને કળશમા ગયેલાની ભાવના કરવી) અને ફરી વાર વ્યાહૃતિઓથી હોમ કરી અગ્નિના અગની એક એક આહુતિ હોમીને ગુરુએ અગ્નિનુ પોતામા વિસર્જન કરવુ પછી શિષ્યના બન્ને નેત્રોને '**वौषट्**' મન્ત્ર ભણી વસ્ત્ર વડે બાધવા અને તે શિષ્યને કુડની પાસેથી કળશની પાસે લઈ જવો પછી ત્યા ગુરુએ શિષ્યના હાથે મુખ્ય દેવીને ઉદ્દેશી પુષ્પાજલિ કરાવવી પછી આખે બાધેલા વસ્ત્રનો પાટા દૂર કરી તેને દર્ભના આસન પર બેસાડવો અને (પ્રથમ) કહેલા માર્ગે તે શિષ્યના દેહમા ભૂતશુદ્ધિ કરવી પછી આપનાના મન્ત્રના કહેલા ન્યાસોને શિષ્યના શરીરમા કરીને તેને બીજા મડળમા બેસાડવો અને કુભ ઉપર રહેલા પલ્લવો તેના મસ્તક પર મૂકવા પછી માતૃકાનો જપ કરવો અને કળશમા રહેલા દેવતારૂપ જળથી શિષ્યને સ્નાન કરાવવુ પછી (ઈશાન ખૂણામા પ્રથમ સ્થાપેલા) વર્ધની કળશના જળનુ રક્ષા માટે તેના પર સિચન કરવુ પછી શિષ્યે ઊભા થઈ બે વસ્ત્રો

પહેરીને ભસ્મનુ લેપન લગાવી ગુરુની સમીપ બેસવુ, પછી કરુણાના ભંડાર ગુરુએ પોતાના હૃદયમાંથી નીકળી શિષ્યના હૃદયમા પ્રવેશેલા શિવાદેવીની ભાવના કરવી અને શિષ્યની તથા દેવીની એકતા થયાની ભાવના કરતા કરતા ચંદન—પુષ્પ વગેરેથી (દેવતા બુદ્ધિપૂર્વક) શિષ્યની પૂજા કરવી પછી પોતાનો હાથ શિષ્યના મસ્તક પર મૂકી ગુરુએ શિષ્યના જમણા કાનમા મહાદેવીના મંત્રનો ત્રણ વાર ઉપદેશ કરવો હે મુનિ! શિષ્ય પણ તે મંત્રનો એકસો આઠ વાર જપ કરવો બાદ પછી દેવતારૂપ તે ગુરુને પૃથ્વી પર દડવત્ પ્રણામ કરવા, ઉપરાંત અન્ય બુદ્ધિયુક્ત થઈ જીવનપર્યંત પોતાનુ સર્વસ્વ તે ગુરુને અર્પણ કરવુ પછી ધન ખર્ચવામા શઠતારહિત થઈને ઋત્વિજોને દક્ષિણા દઈ બ્રાહ્મણો, સુવાસિનીઓ, કુમારીઓ બટુકો તથા દીન, અનાથ વગેરે સર્વેને જમાડવા પછી પોતાનુ કૃતાર્થપણુ સમજી કાયમ તે (ગ્રહણ કરેલા) મંત્રનુ આરાધન કરવુ હે નારદ! આ સર્વોત્તમ દીક્ષાવિધિ મેં તમને આવી રીતે કહ્યો આને સારૂ વિચારી દેવીના ચરણકમળનુ તમે ભજન કરો આ જગતમા (આ સિવાય) બ્રાહ્મણને બીજો કોઈ શ્રેષ્ઠ ધર્મ નથી વૈદિક ગુરુએ પોતપોતાના ગૃહ્યના કહેલા ક્રમથી મંત્રનો ઉપદેશ કરવો અને તાંત્રિક ગુરુએ તંત્રની રીતિ પ્રમાણે મંત્રનો ઉપદેશ કરવો, આ સનાતન મર્યાદા છે વૈદિકોએ વેદમા કહેલા અને તાંત્રિકોએ તંત્રમા કહેલા જ પ્રયોગો કરવા, એથી વિપરીત કદી કરવુ નહિ હે નારદ! તમે મને જે પૂછ્યુ હતુ, તે સર્વે મેં તમને કહ્યુ માટે હવે જગદંબાના ચરણકમળનુ તમે કાયમ ભજન કરો, તેનુ હમેશ આરાધન કરીને જ હુ પરમ શાંતિ પામ્યો છુ

વ્યાસ બોલ્યા + હે રાજા જનમેજય! એમ નારદને સર્વોત્તમ વિષય કહીને મુનિવર્યોના શિરોમણિ ભગવાન નારાયણ સમાધિથી નેત્રો બંધ કરી દેવીના ચરણકમળનુ ધ્યાન કરવા લાગ્યા અને નારદ પણ પોતાના પરમ ગુરુ નારાયણને નમસ્કાર કરી દેવીના દર્શનની ઇચ્છાથી તરત જ તપ કરવા જતા રહ્યા ૧-૧૫૫

**नारदोऽपि ततो नत्वा गुरुं नारायणं परम् ।**
**जगाम सद्यस्तपसे देवीदर्शनलालसः ॥ १५५ ॥**

ઇતિ શ્રીશ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કંધ વિષે અધ્યાય ૭ મો સમાપ્ત

## અધ્યાય ૮ મો*

### કેન ઉપનિષદ્‌ની કથા

जनमेजय उवाच ।

**भगवन् सर्वधर्मज्ञ सर्वशास्त्रवतां वर ।**
**द्विजातीनां तु सर्वेषां शक्त्युपास्तिः श्रुतीरिता ॥१॥**

જનમેજયે પૂછ્યુ હે સર્વ ધર્મોને જાણનારા! હે સર્વ શાસ્ત્રો જાણનારાઓમા શ્રેષ્ઠ ભગવન્! સર્વ દ્વિજાતિઓને શક્તિની ઉપાસના વેદોક્ત છે, અને હે પ્રભો! ત્રણે સંધ્યાસમયે તથા બીજા સમયે પણ પોતાની ઇષ્ટદેવતા ગાયત્રીનુ જ દ્વિજોએ કાયમ સ્મરણ કરવુ, (એમ વેદમા કહેલુ છે અને ગાયત્રી પણ પરાશક્તિનુ જ સ્વરૂપ છે, એ ઠીક છે છતા) દ્વિજલોકો તે પરાશક્તિનો ત્યાગ કરી બીજા દેવતાઓને (પોતાના ઇષ્ટરૂપે) કેમ સ્વીકારે છે? કેટલાક દ્વિજો વિષ્ણુના ભક્તો, કેટલાક ગણપતિના ઉપાસકો, કેટલાક કાપાલિક, કેટલાક ચીન દેશના ધર્મમાર્ગમા આસક્ત કેટલાક વલ્કલ વસ્ત્રો ધારણ કરનારા, કેટલાક દિગંબર, કેટલાક બૌદ્ધ અને કેટલાક ચાર્વાકના મતને અનુસરતા દેખાય છે વળી ઘણા તો લોકમા વેદ ઉપરની શ્રદ્ધાથી રહિત દેખાય છે, તો આમા કારણ શુ છે? હે બ્રહ્મન્! આપ તે કહેવાને યોગ્ય છો (કેવળ મૂર્ખાઓ જ તે તે મતોમા ગયા છે, એમ નથી પણ) અનેક જાતના તર્કો કરવામા કુશળ, બુદ્ધિમાન પંડિતો પણ વેદ ઉપર શ્રદ્ધા વિનાના છે જ આ જગતમા કોઈ પણ પોતાના કલ્યાણને બુદ્ધિપૂર્વક ત્યજવા ઇચ્છે જ નહિ, છતા આમા કારણ શુ છે, તે તમે કહો, તેમ જ હે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ! મણિદ્વીપનો મહિમા આપે પહેલા વર્ણવ્યો છે,

+ અગ્યારમા સ્કંધની મધ્યે નારાયણનો તથા નારદનો સંવાદ જે ચાલતો હતો, તે અહી પૂરો થયો છે, અને જનમેજયનો તથા વ્યાસનો સંવાદ પ્રથમથી જ ચાલુ છે, તે આગળ ચાલે છે

* આ અધ્યાયમા વાચકોને રુચે તેવી કેન ઉપનિષદ્‌ની વિસ્તૃત કથા કહેવાશે.

તો દેવીનુ અતિશય મોટુ એ શ્રેષ્ઠ સ્થાન કેવુ છે, તે પણ શ્રદ્ધાળુ ભકત મને તમે કહો હે નિર્દોષ! પ્રસન્ન થયેલા ગુરુઓ છાની વાત પણ (શિષ્યને) કહે જ છે

સૂત બોલ્યા હે મુનીશ્વરો! રાજા જનમેજયનુ એ વચન સાભળી ભગવાન વ્યાસે અનુક્રમે બધુ કહ્યુ, જે સાભળી દ્વિજવર્ણોને વેદ ઉપર શ્રદ્ધા વધે છે

વ્યાસે કહ્યુ હે રાજન્! તમે હમણા સમયને યોગ્ય ઠીક પૂછ્યુ છે ખરેખર તમે બુદ્ધિમાન છો અને વેદો પર શ્રદ્ધાવાળા જણાઓ છો હે મહારાજા! પૂર્વે મદોદ્ધત દૈત્યોએ દેવોની સાથે સો વર્ષ સુધી મહાવિસ્મયકારક યુદ્ધ કર્યું હતુ હે રાજા! તેઓનુ એ યુદ્ધ અનેક જાતના પ્રહારવાળુ જાતજાતની માયાઓથી અદભુત અને જગતનો નાશ કરનારુ હતુ એ યુદ્ધમા પરાશકિતરૂપી કૃપાથી દેવોએ દૈત્યોને જીત્યા હતા, જેથી તે દૈત્યો પૃથ્વી તથા સ્વર્ગ છોડીને પાતાળમા જતા રહ્યા હતા પછી અત્યત હર્ષ પામેલા દેવો મોહથી અભિમાની બની ચારે બાજુ પરસ્પર પોતાના પરાક્રમનુ વર્ણન કરવા લાગ્યા કે, 'આપણો જય કેમ ન થાય? કેમ કે આપણો મહિમા સર્વોત્કૃષ્ટ છે પામર હોઈ પરાક્રમ વિનાના દૈત્યો આપણી સામે શી વિસાતમા છે? આપણે બધા જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનારા હોઈ યશસ્વી છીએ, આપણી આગળ પામર દૈત્યોની શી ગણતરી છે? આમ પરાશકિતનો પ્રભાવ નહિ જાણી તે દેવો મોહ પામ્યા એટલે હે રાજા! તેઓ પર કૃપા કરવા તે જ સમયે કૃપાપૂર્ણ શ્રીજગદબા યક્ષના રૂપે પ્રકટ થયા કરોડો સૂર્ય સરખુ કરોડો ચદ્ર જેવુ, અત્યત શીતળ, કરોડો વીજળીઓ સમાન કાતિવાળુ, હાથપગ વગેરેથી રહિત, પૂર્વે કદી નહિ જોયેલુ અને પરમ સુદર એ તેજ જોઈ વિસ્મય પામેલા તે દેવો એ સમયે કહેવા લાગ્યા કે, 'આ શુ? આ શુ? આ તે દૈત્યોની ચેષ્ટા છે કે દેવોને વિસ્મય કરતી અતિશય મોટી કોઈ માયા કોઈએ રચી છે?' પછી તે બધા એકઠા મળી તે વેળા ઉત્તમ વિચાર કરવા લાગ્યા કે, 'યક્ષની પાસે જઈ આપણે પૂછવુ જોઈએ કે તુ કોણ છે? પછી તેનુ બળાબળ જાણી ઉપાય કરવો યોગ્ય છે ' પછી દેવોના અધિપતિ ઇદ્રે અગ્નિને બોલાવી તેને કહ્યુ કે, 'હે અગ્નિ! તુ જા, કારણ કે તુ અમારુ ઉત્તમ મુખ છે, માટે તુ જઈને જાણી લે કે, આ યક્ષ કોણ છે?' પોતાના પરાક્રમથી યુકત ઇદ્રનુ તે વચન સાભળી અગ્નિ વેગથી યક્ષની પાસે ગયો, ત્યારે યક્ષે તે અગ્નિને પૂછ્યુ કે, 'તુ કોણ છે, તારામા શુ પરાક્રમ છે, તે સર્વ તુ મારી આગળ કહે ' પછી અગ્નિએ કહ્યુ કે, 'હુ અગ્નિ છુ, કર્મોના ફળો મારાથી ઉત્પન્ન થાય છે અને સર્વ જગતને બાળી નાખવાની શકિત મારામા રહેલી છે ' એમ અગ્નિએ કહ્યુ, ત્યારે પરમ તેજરૂપ એ યક્ષે તેની આગળ તણખલુ મૂક્યુ ને કહ્યુ કે, 'જગતને બાળી નાખવાની તારામા જો શકિત છે તો આને બાળી નાખ.' તે વખતે અગ્નિએ સર્વ બળથી યત્ન કર્યો, પણ એ તણખલાને બાળવા તે સમર્થ ન થયો પછી શરમાઈને તે દેવો પાસે ચાલ્યો ગયો અને દેવોએ પૂછ્યુ ત્યારે તેણે સર્વ વૃત્તાત જણાવ્યુ કે, 'હે દેવો! સર્વના ઈશ્વરપણા સબધી આપણુ અભિમાન વ્યર્થ છે' પછી ઇદ્રે વાયુને બોલાવી આ વચન કહ્યુ કે, 'તારામા સર્વ જગત પરોવાયુ છે, તારી ચેષ્ટાથી બધુ ચેષ્ટાવાળુ છે, તુ સર્વના પ્રાણરૂપ છે અને સર્વની શકિતઓને ધારણ કરે છે, માટે તુ જ જઈને જાણી લે કે, આ યક્ષ કોણ છે? પરમ તેજરૂપ આ યક્ષને જાણવા (તારા વિના) બીજો કોઈ પણ સમર્થ નથી ' ગુણગૌરવથી યુકત ઇદ્રનુ તે વચન સાભળી અભિમાની થયેલો વાયુ તરત જ પેલો યક્ષ જ્યા પ્રકાશી રહ્યો હતો ત્યા ગયો પછી એ યક્ષે વાયુને જોઈ કોમળ વાણીથી તેને કહ્યુ કે, 'તુ કોણ છે, તારામા શી શકિત છે, તે સર્વ તુ મારી આગળ કહે ' પછી યક્ષનુ તે વચન સાભળી વાયુ ગર્વથી બોલ્યો કે, 'હુ વાયુ છુ, હુ અતરિક્ષમા ફરનાર છુ, સર્વને ચલાવવા તથા પકડી રાખવાની મારી શકિત છે, મારી ચેષ્ટાથી સર્વ જગત વ્યાપાર કરી રહ્યુ છે ' વાયુની એ વાણી સાભળી પરમ તેજરૂપ યક્ષે કહ્યુ કે, 'તારી આગળ આ તણખલુ મૂક્યુ છે, તને તારી ઇચ્છા પ્રમાણે તુ ચલાવી દે, નહિ તો ગર્વ છોડી શરમાઈને ઇદ્ર

પાસે ચાલ્યો જા ' યક્ષનું તે વચન સાંભળી સર્વ શક્તિશાળી વાયુએ (તણખલાને ચલાવવા) ઉદ્યોગ કરવા માંડયો પણ તે તણખલું પોતાના સ્થાનેથી ચાલ્યું નહિ, તેથી શરમાઈને ગર્વ ત્યજી દઈ તે વાયુ દેવોની પાસે ગયો અને ગર્વને શાંત કરનારું તે વૃત્તાંત તેણે કહ્યું કે, 'આને જાણવા આપણે સમર્થ નથી આપણે તો ખોટા ગર્વનું અભિમાન કરીએ છીએ પરમ કારણ તેજરૂપ આ યક્ષ અલૌકિક જણાય છે ' પછી સર્વ દેવગણોએ ઇંદ્રને કહ્યું કે, 'તમે દેવોના રાજા છો, માટે તમે જ યક્ષને બરાબર જાણી લ્યો ' પછી ઇંદ્ર મહાગર્વથી યક્ષ સામે ધસી ગયો પરથી પણ પર તે યક્ષરૂપ તેજ સામે ઇંદ્ર દોડી ગયો, પણ તે યક્ષનું રૂપ ઇંદ્રની આગળથી અદૃશ્ય થયું જેથી દેવોનો રાજા ઇંદ્ર પણ શરમાયો અને યક્ષ સાથે વાતચીત પણ ન થઇ શકી, તેથી મનમાં પોતાની હલકાઈ માનવા લાગ્યો કે, 'હવે મારે દેવોની સભામાં જવું યોગ્ય નથી ત્યાં જઈને મારે મારી પોતાની હલકાઈ દેવો સામે કેમ કહેવી? એના કરતાં તો દેહનો ત્યાગ કરવો જ શ્રેષ્ઠ છે, કેમ કે માન એ જ મોટાઓનું ધન છે, માન જો નાશ પામે, તો મરણ સમાન છે, એમાં સંશય નથી ' આવો નિશ્ચય કરી ઇંદ્ર તે જ સમયે ગર્વ છોડીને જેનું એવું ચરિત્ર હતું એવા તે યક્ષને જ શરણે ગયો એટલે તે જ ક્ષણે આકાશવાણી થઈ કે, 'હે ઇંદ્ર! માયાબીજનો તું જપ કર અને સુખી થા ' પછી ઇંદ્રે એક લાખ વર્ષ સુધી નિરાહાર રહી ધ્યાનથી નેત્રો મીંચીને પરથી પર અને પરમશ્રેષ્ઠ એ માયાબીજનો જપ કર્યો ત્યારે અકસ્માત્ ચૈત્ર મહિનાની નોમને દિવસે સૂર્ય જ્યારે મધ્યમાં હતો, ત્યારે (બરાબર બપોરના સમયે) તે જ સ્થળે ફરી એ જ તેજ પ્રકટ થયું એ તેજના મંડળની મધ્યે નવા યૌવનવાળી એક કુમારીને ઇંદ્રે જોઈ એ કુમારી તેજસ્વી, જાસુદના પુષ્પ જેવી કાંતિવાળી, કરોડો બાલસૂર્ય જેવી કાંતિવાળી, બાલ ચંદ્રને મુકુટમાં ધારણ કરતી, વસ્ત્રની અંદર જણાતા સ્તનવાળી, ઉત્તમ ચાર હાથવાળી વર, પાશ, અંકુશ તથા અભયને ધારણ કરતી, સુંદર અંગવાળી, કોમળ શરીરવાળી, મંગળરૂપ, ભક્તોને કલ્પવૃક્ષ સમાન, સર્વની માતા, અનેક શણગારોથી શણગારેલી, ત્રણ નેત્રોવાળી, મલ્લિકાની માળાયુક્ત, કેશપાશથી શોભીતી, ચારે દિશાઓમાં મૂર્તિધારી, ચાર વેદો વડે સ્તુતિ કરાતી, દાંતની છટાથી ચોતરફ પૃથ્વીને માણેક જેવી કરતી, પ્રસન્ન અને પ્રફુલ્લ મુખવાળી, કરોડો કામદેવ જેવી સુંદર, લાલ વસ્ત્રોને ધારણ કરતી, લાલ ચંદનથી ચર્ચેલી, 'ઉમા' નામવાળી, આગળ પ્રકાશતી, હિમાલયની પુત્રી, કલ્યાણરૂપ, નિષ્કપટ, કરુણાની મૂર્તિ અને સર્વ કારણોનું કારણ તેને જોઈને ઇંદ્રનું અંતઃકરણ પ્રેમથી ગળગળું બન્યું, તેના નેત્રો પ્રેમાશ્રુથી ઊભરાઈ જવા લાગ્યા, અને તેણે એ જગદીશ્વરીના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કર્યા પછી ભક્તિથી ડોક નમાવીને ઇંદ્રે પરમ પ્રસન્ન થઈ જાતજાતના સ્તોત્રોથી સ્તુતિ કરીને પૂછ્યું કે, 'હે અતિ કલ્યાણિ! તે યક્ષ કોણ હતો, શા માટે તે પ્રકટ થયો હતો તે સર્વ તમે કહો ' એવું તેનું વચન સાંભળી કરુણાના સમુદ્ર તે દેવીએ કહ્યું કે, 'એ મારું જ રૂપ હતું સર્વ કારણોનું કારણ, માયાના અધિષ્ઠાનરૂપ, સર્વના સાક્ષીરૂપ અને નિર્દોષ એ સ્વરૂપ તે જ બ્રહ્મ છે, સર્વ વેદો જે પદને વર્ણવે છે, સર્વ તપ જેને કહે છે અને જેને ઇચ્છતા બ્રાહ્મણો બ્રહ્મચર્ય પાળે છે, તે (એ બ્રહ્મરૂપ) પદ હું ટૂંકમાં કહું છું ૐ એ એકાક્ષર બ્રહ્મ છે અને તેને જ ૐકારમય કહે છે હે દેવોમાં ઉત્તમ! એ બંને બીજ મારા મુખ્ય મંત્રો છે કારણ કે માયાભાગ અને બ્રહ્મભાગ એમ બે ભાગવાળી માયાશબલ-બ્રહ્મરૂપ હું સમગ્ર જગતને સરજું છું, તેમાં એક ભાગ 'સચ્ચિદાનંદ' નામે કહેવાય છે અને બીજો ભાગ 'માયા' અથવા 'પ્રકૃતિ' એ નામથી કહેવાય છે તે માયા પરાશક્તિરૂપ છે અને તે શક્તિયુક્ત ઈશ્વરી હું છું હે દેવોમાં ઉત્તમ! જેમ ચંદ્રની ચંદ્રિકા તેનાથી જુદી નથી, તેમ સામ્યાવસ્થારૂપ મારી આ માયા મારાથી જુદી નથી ને! જગતનો જ્યારે પ્રલય થાય છે, ત્યારે તે માયા મારાથી જુદા સ્વરૂપે રહેતી જ નથી તે પછી (બાકી રહેલા) પ્રાણીઓના કર્મોના પરિપાકના

વશથી માયાનુ તે જ અપ્રકટરૂપ પ્રકટભાવને પામે છે ત્રણ ગુણોની જે સામ્યાવસ્થા તે જ માયા કહેવાય છે, અને એ સામ્યાવસ્થાથી બહિર્મુખ થયેલી (એટલે વિષમતાને પામેલી) જે માયા તે તમસ્ શબ્દથી કહેવાય છે હે દેવશ્રેષ્ઠ! સૃષ્ટિના આદિમા બહિર્મુખ થયેલ એ તમસના રૂપમાથી સત્ત્વગુણની ઉત્પત્તિ થાય છે અને તે સત્ત્વગુણમાથી તે જ સમયે રજોગુણ ઉત્પન્ન થાય છે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરને ત્રણ ગુણોમય કહ્યા છે તેમા બ્રહ્મા રજોગુણની અધિકતાવાળા, વિષ્ણુ સત્ત્વગુણની અધિકતાવાળા, અને સર્વ કારણરૂપને ધારણ કરનાર રુદ્ર તમોગુણની અધિકતાવાળા છે વળી બ્રહ્મા સ્થૂલ દેહરૂપ, વિષ્ણુ લિંગદેહરૂપ, રુદ્ર કારણદેહરૂપ અને સર્વના અતર્યામી તથા સામ્યાવસ્થારૂપ હુ તે જ તુરીયરૂપ છુ, તેમ જ માયારૂપ ઉપાધિથી રહિત અને રૂપ વિનાનુ જે પરબ્રહ્મ છે, તે મારુ જ સ્વરૂપ છે એ મારુ રૂપ નિર્ગુણ તથા સગુણ એમ બે પ્રકારનુ કહેવાય છે, તેમાથી માયાથી જે રહિત છે તે નિર્ગુણ છે અને માયાથી જે યુક્ત છે તે સગુણ છે તે જ હુ સર્વ જગતને સરજીને તેની અદર પ્રવેશી વેદમા કહેલા પ્રકારે જેનુ જેવુ કર્મ તે પ્રમાણે જીવને પ્રેરણા કરુ છુ જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ માટે હુ જ અનુક્રમે બ્રહ્માને, વિષ્ણુને તથા કારણદેહના અભિમાની રુદ્રને પ્રેરણા કરુ છુ મારા ભયથી પવન વાય છે, મારા ભયથી સૂર્ય ગતિ કર્યા કરે છે અને તે જ પ્રમાણે મારા ભયથી ઈંદ્ર, અગ્નિ તથા મૃત્યુ પોતપોતાના અધિકારમા વર્તે છે આ રીતે હુ જ સર્વોત્તમ કહેવાઉં છુ મારી કૃપાથી તમે સપૂર્ણ જય મેળવ્યો છે અને લાકડાની પૂતળીઓ જેવા તમને હુ જ નચાવ્યા કરુ છુ હુ સ્વતત્ર હોઈ પોતાની ઈચ્છાથી કોઈ વેળા દેવોને અને કોઈ વેળા દૈત્યોને વિજય આપુ છુ, આમ સૌના કર્મોને અનુસરી હુ જ સર્વ કરુ છુ આ રીતે સર્વાત્મારૂપ મને પોતાના ગર્વથી ભૂલી જઈ તમે અહકારથી ઘેરાયેલા મનવાળા થયા હતા અને દુરત મોહને પામ્યા હતા, તેથી તમારા પર કૃપા કરવા મારુ સર્વોત્તમ તેજ તમારા દેહમાથી એકાએક બહાર નીકળ્યુ હતુ, જે યક્ષરૂપે જણાતુ હતુ હવે તમે દેહના ગર્વનો સપૂર્ણ ત્યાગ કરી સચ્ચિદાનદરૂપ મારે જ શરણે આવજો

વ્યાસ બોલ્યા પછી દેવોએ ભક્તિથી સ્તવેલા એ મૂલપ્રકૃતિરૂપ ઈશ્વરી મહાદેવી એમ કહીને તરત જ અદૃશ્ય થયા હતા પછી સર્વ દેવો પોતાનો ગર્વ ત્યજીને શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ એ ભગવતીના ચરણ કમળનુ સારી રીતે આરાધન કરવા લાગ્યા તે બધા કાયમ ત્રણે સધ્યાસમયે ગાયત્રીનો જપ કરવા તત્પર રહી યજ્ઞોના ભાગ વગેરેથી કાયમ દેવીને સેવવા લાગ્યા એમ સત્યયુગમા સર્વ લોકો ગાયત્રીના જપમા તત્પર રહી ૐકાર તથા હ્રીંકારનો પણ જપ કરવામા આસક્ત મનવાળા રહેતા હતા વદમા કોઈ પણ સ્થળે વિષ્ણુની ઉપાસના કે વિષ્ણુની દીક્ષા નિત્ય કર્તવ્યરૂપે કહેલી નથી, તેમ જ શિવની ઉપાસના કે દીક્ષા પણ કાયમ માટે કહેલી નથી, પરતુ સર્વ વેદોએ ગાયત્રીની ઉપાસના જ નિત્યકર્તવ્યરૂપે કહેલી છે, જેના વિના બ્રાહ્મણનો બધી રીતે અધ પતન જ થાય છે દ્વિજવર્ણને ગાયત્રીની ઉપાસનાથી જ કૃતાર્થ-પણુ પ્રાપ્ત થાય છે, બીજા કશાની તેને જરૂર નથી, માત્ર ગાયત્રીજપમા જ આસક્ત રહેતો દ્વિજ મોક્ષ પામે છે બીજુ કરે અથવા ન કરે (માત્ર ગાયત્રી જ જપ્યા કરે એટલુ બસ છે) એમ મનુએ પોતે કહ્યુ છે એ ગાયત્રીને છોડીને વિષ્ણુની ઉપાસનામા તત્પર રહેનારો અથવા શિવની ઉપાસનામા આસક્ત થયેલો બ્રાહ્મણ અવશ્ય નરકમા જાય છે, માટે હે રાજા! સત્યયુગમા બધા ઉત્તમ દ્વિજો ગાયત્રીના જપમા તત્પર અને દેવીના ચરણકમળમા આસક્ત રહેતા હતા ૧-૯૨

**तस्मादाद्ययुगे राजन् गायत्रीजपतत्पराः ।**
**देवीपदाम्बुजरता आसन् सर्वे द्विजोत्तमाः ॥९२॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કધ વિષે
અધ્યાય ૮ મો સમાપ્ત

પાસે ચાલ્યો જ ' યક્ષનુ તે વચન સાભળી સર્વ શક્તિશાળી વાયુએ (તણખલાને ચલાવવા) ઉદ્યોગ કરવા માડયો પણ તે તણખલુ પોતાના સ્થાનેથી ચાલ્યુ નહિ, તેથી શરમાઈને ગર્વ ત્યજી દઈ તે વાયુ દેવોની પાસે ગયા અને ગર્વને શાત કરનારુ તે વૃત્તાત તેણે કહ્યુ કે, 'આને જાણવા આપણે સમર્થ નથી આપણે તો ખોટા ગર્વનુ અભિમાન કરીએ છીએ પરમ દારુણ તેજરૂપ આ યક્ષ અલૌકિક જણાય છે ' પછી સર્વ દેવગણોએ ઇદ્રને કહ્યુ કે, 'તમે દેવોના રાજા છો, માટે તમે જ યક્ષને બરાબર જાણી લ્યો ' પછી ઇદ્ર મહાગર્વથી યક્ષ સામે ધસી ગયો પરથી પણ પર તે યક્ષરૂપ તેજ સામે ઇદ્ર દોડી ગયો, પણ તે યક્ષનુ રૂપ ઇદ્રની આગળથી અદૃશ્ય થયુ જેથી દેવોનો રાજા ઇદ્ર પણ શરમાયો અને યક્ષ સાથે વાતચીત પણ ન થઈ શકી, તેથી મનમા પોતાની હલકાઈ માનવા લાગ્યો કે, 'હવે મારે દેવોની સભામા જવુ યોગ્ય નથી ત્યા જઈને મારે મારી પોતાની હલકાઈ દેવો સામે કેમ કહેવી ? એના કરતા તો દેહનો ત્યાગ કરવો જ શ્રેષ્ઠ છે, કેમ કે માન એ જ મોટાઓનુ ધન છે, માન જો નાશ પામે, તો મરણ સમાન છે, એમા સશય નથી ' આવો નિશ્ચય કરી ઇદ્ર તે જ સમયે ગર્વ છોડીને જેનુ એવુ ચરિત્ર હતુ એવા તે યક્ષને જ શરણે ગયા એટલે તે જ ક્ષણે આકાશવાણી થઈ કે, 'હે ઇદ્ર! માયાબીજનો તુ જપ કર અને સુખી થા ' પછી ઇદ્રે એક લાખ વર્ષ સુધી નિરાહાર રહી ધ્યાનથી નેત્રો મીંચીને પરથી પર અને પરમશ્રેષ્ઠ એ માયાબીજનો જપ કર્યો, ત્યારે અકસ્માત્ ચૈત્ર મહિનાની નોમને દિવસ સૂર્ય જ્યારે મધ્યમા હતો, ત્યારે (બરાબર બપોરના સમયે) તે જ સ્થળે ફરી એ જ તેજ પ્રકટ થયુ એ તેજના મડળની મધ્યે નવા યૌવનવાળી એક કુમારીને ઇદ્રે જોઈ એ કુમારી તેજસ્વી, જાસુદના પુષ્પ જેવી કાતિવાળી, કરોડો બાલસૂર્ય જેવી કાતિવાળી, બાલચદ્રને મુકુટમા ધારણ કરતી, વસ્ત્રની અદર જણાતા સ્તનવાળી, ઉત્તમ ચાર હાથથી વર, પાશ, અકુશ તથા અભયને ધારણ કરતી, સુદર અગવાળી, કોમળ શરીરવાળી, મગળરૂપ, ભક્તોને કલ્પવૃક્ષ સમાન, સર્વની માતા, અનેક શણગારોથી શણગારેલી, ત્રણ નેત્રોવાળી, મલ્લિકાની માળાયુક્ત, કેશપાશથી શોભીતી, ચારે દિશાઓમા મૂર્તિધારી, ચાર વેદો વડે સ્તુતિ કરાતી, દાતની છટાથી ચોતરફ પૃથ્વીને માણેક જેવી કરતી, પ્રસન્ન અને પ્રફુલ્લ મુખવાળી, કરોડો કામદેવ જેવી સુદર, લાલ વસ્ત્રોને ધારણ કરતી, લાલ ચદનથી ચર્ચેલી, 'ઉમા' નામવાળી, આગળ પ્રકાશતી, હિમાલયની પુત્રી, કલ્યાણરૂપ, નિષ્કપટ, કરુણાની મૂર્તિ અને સર્વ કારણોનુ કારણ તેને જોઈને ઇદ્રનુ અતકરણ પ્રેમથી ગળગળુ બન્યુ, તેના નેત્રો પ્રેમાશ્રુથી ઊભરાઈ જવા લાગ્યા અને તેણે એ જગદીશ્વરીના ચરણકમળમા દડવત્ પ્રણામ કર્યા પછી ભક્તિથી ડોક નમાવીને ઇદ્રે પરમ પ્રસન્ન થઈ જાતજાતના સ્તોત્રોથી સ્તુતિ કરીને પૂછ્યુ કે, 'હે અતિ કલ્યાણિ! તે યક્ષ કોણ હતો, શા માટે તે પ્રકટ થયો હતો તે સર્વ તમે કહો ' એવુ તેનુ વચન સાભળી કરુણાના સમુદ્ર તે દેવીએ કહ્યુ કે, 'એ મારુ જ રૂપ હતુ સર્વ કારણોનુ કારણ, માયાના અધિષ્ઠાનરૂપ, સર્વના સાક્ષીરૂપ અને નિર્દોષ એ સ્વરૂપ તે જ બ્રહ્મ છે, સર્વ વેદો જે પદને વર્ણવે છે, સર્વ તપ જેને કહે છે અને જેને ઇચ્છતા બ્રાહ્મણો બ્રહ્મચર્ય પાળે છે, તે (એ બ્રહ્મરૂપ) પદ હુ ટૂકમા કહુ છુ ૐ એ એકાક્ષર બ્રહ્મ છે અને તેને જ ૐકારમય કહે છે હે દેવોમા ઉત્તમ! એ બને બીજ મારા મુખ્ય મત્રો છે કારણ કે માયાભાગ અને બ્રહ્મભાગ એમ બે ભાગવાળી માયાશબલ-બ્રહ્મરૂપ હુ સમગ્ર જગતને સરજુ છુ, તેમા એક ભાગ 'સચ્ચિદાનદ' નામે કહેવાય છે અને બીજો ભાગ 'માયા' અથવા 'પ્રકૃતિ' એ નામથી કહેવાય છે તે માયા પરાશક્તિરૂપ છે અને ને શક્તિયુક્ત ઈશ્વરી હુ છુ હે દેવોમા ઉત્તમ! જેમ ચદ્રની ચદ્રિકા તેનાથી જુદી નથી, તેમ સામ્યાવસ્થારૂપ મારી આ માયા મારાથી જુદી નથી સર્વ જગતનો જ્યારે પ્રલય થાય છે, ત્યારે તે માયા મારાથી જુદા સ્વરૂપે રહેતી જ નથી તે પછી (બાકી રહેલા) પ્રાણીઓના કર્મોના પરિપાકના

વશથી માયાનું તે જ અપ્રકટરૂપ પ્રકટભાવને પામે છે. ત્રણ ગુણોની જે સામ્યાવસ્થા તે જ માયા કહેવાય છે, અને એ સામ્યાવસ્થાથી બહિર્મુખ થયેલી (એટલે વિષમતાને પામેલી) જે માયા તે તમસ્ શબ્દથી કહેવાય છે. હે દેવશ્રેષ્ઠ! સૃષ્ટિના આદિમા બહિર્મુખ થયેલ એ તમસના રૂપમાથી સત્ત્વગુણની ઉત્પત્તિ થાય છે અને તે સત્ત્વગુણમાથી તે જ સમયે રજોગુણ ઉત્પન્ન થાય છે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરને ત્રણ ગુણોમય કહ્યા છે તેમા બ્રહ્મા રજોગુણની અધિકતાવાળા, વિષ્ણુ સત્ત્વગુણની અધિકતાવાળા, અને સર્વ કારણરૂપને ધારણ કરતા રુદ્ર તમોગુણની અધિકતાવાળા છે વળી બ્રહ્મા સ્થૂલદેહરૂપ, વિષ્ણુ લિંગદેહરૂપ, રુદ્ર કારણદેહરૂપ અને સર્વના અતર્યામી તથા સામ્યાવસ્થારૂપ હુ તે જ તુરીયરૂપ છુ; તેમ જ માયારૂપ ઉપાધિથી રહિત અને રૂપ વિનાનુ જે પરબ્રહ્મ છે, તે મારુ જ સ્વરૂપ છે. એ મારુ રૂપ નિર્ગુણ તથા સગુણ એમ બે પ્રકારનુ કહેવાય છે, તેમાથી માયાથી જે રહિત છે તે નિર્ગુણ છે અને માયાથી જે યુક્ત છે તે સગુણ છે. તે જ હુ સર્વ જગતને સરજીને તેની અદર પ્રવેશી વેદમા કહેલા પ્રકારે જેનુ જેવુ કર્મ તે પ્રમાણે જીવને પ્રેરણા કરુ છુ જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ માટે હુ જ અનુક્રમે બ્રહ્માને, વિષ્ણુને તથા કારણદેહના અભિમાની રુદ્રને પ્રેરણા કરુ છુ. મારા ભયથી પવન વાય છે, મારા ભયથી સૂર્ય ગતિ કર્યા કરે છે અને તે જ પ્રમાણે મારા ભયથી ઇદ્ર, અગ્નિ તથા મૃત્યુ પોતપોતાના અધિકારમા વર્તે છે. આ રીતે હુ જ સર્વોત્તમ કહેવાઉં છુ મારી કૃપાથી તમે સપૂર્ણ જય મેળવ્યો છે અને લાકડાની પૂતળીઓ જેવા તમને હુ જ નચાવ્યા કરુ છુ હુ સ્વતત્ર હોઈ પોતાની ઇચ્છાથી કોઈ વેળા દેવોને અને કોઈ વેળા દૈત્યોને વિજય આપુ છુ, આમ સૌના કર્મોને અનુસરી હુ જ સર્વ કરુ છુ આ રીતે સર્વાત્મારૂપ મને પોતાના ગર્વથી ભૂલી જઈ તમે અહકારથી ઘેરાયેલા મનવાળા થયા હતા અને દુરત મોહને પામ્યા હતા, તેથી તમારા પર કૃપા કરવા મારું સર્વોત્તમ તેજ તમારા દેહમાથી એકાએક બહાર નીકળ્યુ હતું, જે યક્ષરૂપે જણાતુ હતુ. હવે તમે દેહના ગર્વનો સપૂર્ણ ત્યાગ કરી સચ્ચિદાનદરૂપ મારે જ શરણે આવજો

વ્યાસ બોલ્યા: પછી દેવોએ ભક્તિથી સ્તવેલાં એ મૂલપ્રકૃતિરૂપ ઈશ્વરી મહાદેવી એમ કહીને તરત જ અદૃશ્ય થયા હતા પછી સર્વ દેવો પોતાનો ગર્વ ત્યજીને શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ એ ભગવતીના ચરણકમળનુ સારી રીતે આરાધન કરવા લાગ્યા તે બધા કાયમ ત્રણે સધ્યાસમયે ગાયત્રીનો જપ કરવા તત્પર રહી યજ્ઞોના ભાગ વગેરેથી કાયમ દેવીને સેવવા લાગ્યા. એમ સત્યયુગમા સર્વ લોકો ગાયત્રીના જપમાં તત્પર રહી ૐકાર તથા હ્રીંકારનો પણ જપ કરવામા આસક્ત મનવાળા રહેતા હતા. વેદમા કોઈ પણ સ્થળે વિષ્ણુની ઉપાસના કે વિષ્ણુની દીક્ષા નિત્ય કર્તવ્યરૂપે કહેલી નથી; તેમ જ શિવની ઉપાસના કે દીક્ષા પણ કાયમ માટે કહેલી નથી, પરતુ સર્વ વેદોએ ગાયત્રીની ઉપાસના જ નિત્યકર્તવ્યરૂપે કહેલી છે, જેના વિના બ્રાહ્મણનો બધી રીતે અધઃપતન જ થાય છે દ્વિજવર્ણને ગાયત્રીની ઉપાસનાથી જ કૃતાર્થપણુ પ્રાપ્ત થાય છે; બીજા કશાની તેને જરૂર નથી, માત્ર ગાયત્રીજપમા જ આસક્ત રહેતો દ્વિજ મોક્ષ પામે છે. બીજુ કરે અથવા ન કરે (માત્ર ગાયત્રી જ જપ્યા કરે એટલુ બસ છે) એમ મનુએ પોતે કહ્યુ છે એ ગાયત્રીને છોડીને વિષ્ણુની ઉપાસનામા તત્પર રહેનારો અથવા શિવની ઉપાસનામા આસક્ત થયેલો બ્રાહ્મણ અવશ્ય નરકમા જાય છે, માટે હે રાજા! સત્યયુગમા બધા ઉત્તમ દ્વિજો ગાયત્રીના જપમા તત્પર અને દેવીના ચરણકમળમા આસક્ત રહેતા હતા ૧-૯૨

**तस्मादाद्ययुगे राजन् गायत्रीजपतत्पराः ।**
**देवीपदाम्बुजरता आसन् सर्वे द्विजोत्तमाः ॥ ९२ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કધ વિષે
અધ્યાય ૮ મો સમાપ્ત

# અધ્યાય ૯ મો*

## બ્રાહ્મણોને ગૌતમનો શાપ

व्यास उवाच

**कदाचिदथ काले तु दशपञ्चसमा विभो।**
**प्राणिना कर्मवशतो न ववर्ष शतक्रतुः॥१॥**

વ્યાસે કહ્યુ હે રાજા! કોઈ એક સમયે પ્રાણીઓના કર્મોને લીધે પંદર વર્ષ સુધી વરસાદ વરસ્યો ન હતો એ અનાવૃષ્ટિને લીધે વિનાશકારક મોટો દુષ્કાળ પડયો હતો, જેથી ઘેર ઘેર મુડદાની ગણતરી કરી શકાતી ન હતી કેટલાક લોકો ભૂખથી પીડાઈ ને ઘોડા તથા ભૂંડોને ખાતા હતા અને કેટલાક તો મનુષ્યોના મુડદા પણ ખાતા હતા બાળકની માતા બાળકને અને પુરુષ સ્ત્રીને ખાવા દોડતો હતો, એમ સર્વ લોકો ભૂખથી પીડાઈને એકબીજાને ખાઈ જવા નીકળી પડયા તે સમયે ઘણા બ્રાહ્મણોએ ઉત્તમ વિચાર કર્યો કે ગૌતમ મુનિ તપોધન છે, તે આપણો ખેદ દૂર કરશે, માટે આપણે બધાયે મળી ગાયત્રીજપમા આસક્ત રહેતા ગૌતમના આશ્રમમા હાલ તરત જ જવુ જોઈએ વળી ત્યા સુકાળ સભળાય છે, તેથી ઘણા પ્રાણીઓ ત્યા ગયા છે, આમ વિચારી અગ્નિહોત્ર, કુટુબ, ગોધન તથા દાસદાસીઓ સાથે બ્રાહ્મણો ગૌતમના આશ્રમમા ગયા કેટલાક પૂર્વ દેશમાથી, કેટલાક દક્ષિણ દેશમાથી, કેટલાક પશ્ચિમ દેશમાથી અને કેટલાક ઉત્તર દેશમાથી એમ જુદી જુદી દિશાઓમાથી બધા ગયા, ત્યારે બ્રાહ્મણોના એ સમાજને જોઈ ગૌતમે તેમને પ્રણામ કર્યા આસન વગેરે માહિત્યોથી તેમાણે બ્રાહ્મણોનો સત્કાર કર્યો અને કુશળ પ્રશ્ન પૂછ્યા પછી આવવાનુ કારણ પૂછ્યુ, ત્યારે અત્યત વિસ્મય પામેલા સર્વ બ્રાહ્મણોએ પણ પોતપોતાનો વૃત્તાત કહ્યો એટલે એ બ્રાહ્મણોને દુખી જોઈ ગૌતમમુનિએ તેઓને અભય આપ્યુ કે, 'આ ઘર તમારુ છે, હુ બધી રીતે તમારો દાસ છુ અને હે બ્રાહ્મણો! હુ તમારો દાસ જો હાજર છુ તો તમને શી ચિંતા છે? તમે બધા તપોધનો આ સમયે અહીં આવ્યા છો, તેથી હુ ધન્યવાદને પાત્ર છુ જેમના માત્ર દર્શનથી પાપ પુણ્યરૂપ બની જાય છે, એ તમે બધા પોતાના ચરણની રજથી આજે મારુ ઘર પવિત્ર કરી રહ્યા છો, તેથી તમારી એ કૃપાને લીધે મારા સિવાય બીજો કોણ ધન્યવાદપાત્ર હોઈ શકે? તમારે બધાએ ગાયત્રીજપમા તત્પર રહી સુખેથી અહીં રહેવુ '

વ્યાસ બોલ્યા · એમ બધાને આશ્વાસન આપી મુનિરાજ ગૌતમે ભક્તિથી ડોક નમાવીને ગાયત્રીની પ્રાર્થના કરી કે, 'હે દેવિ! હે મહાવિદ્યા! હે વેદોની માતા! હે પરથી પણ પર! હે વ્યાહૃતિ આદિ મહામત્રરૂપ! હે ૐકારરૂપ! હે સામ્યાવસ્થારૂપ! હે માતા! હે હ્રીંકારરૂપ! તમને નમસ્કાર હો હે સ્વાહા તથા સ્વધારૂપ! હે સમગ્ર પુરુષાર્થોને આપનારા! હે ભક્તન કલ્પવૃક્ષની વેલડીરૂપ! હે ત્રણ અવસ્થાઓના સાક્ષીરૂપ! હે તુરીય અવસ્થાથી પર સ્વરૂપવાળા! હે સચ્ચિદાનદરૂપ! હે સર્વ વેદાત વડે જાણવા યોગ્ય અને સૂર્યમડળમા વસનારા! તમને હુ નમસ્કાર કરુ છુ પ્રાત કાળે લાલ રગના બાલિકારૂપ, બપોરે શ્રેષ્ઠ યુવતીરૂપ અને સાયકાળે કાળા રગવાળા વૃદ્ધાસ્વરૂપ તમને હુ નિત્ય નમુ છુ હે સર્વ પ્રાણીઓના શરણરૂપ દેવિ! હે પરમેશ્વરિ! ક્ષમા કરો ' એમ સ્તુતિ કરી ત્યારે જગદબાએ પ્રત્યક્ષ દર્શન દીધુ અને તે મુનિને એક પૂર્ણપાત્ર આપ્યુ જેથી બધાનુ પોષણ થઈ શકે તે સમયે અબાએ મુનિને કહ્યુ કે, 'તમે જે જે જોઈતી વસ્તુની ઇચ્છા કરશો, તેને તેને પૂર્ણ કરનાર આ પાત્ર મે તમને આપ્યુ છે' એમ કહી શ્રેષ્ઠ કલારૂપ દેવી ગાયત્રી અદૃશ્ય થયા હે રાજન્! પછી એ પાત્રમાથી છ રસવાળા હોઈ પર્વતા જેવડા જાતજાતના અન્નના ઢગલા, ઘાસ, જાતજાતના આભૂષણો, દિવ્ય રેશમી વસ્ત્રો, યજ્ઞોની સામગ્રીઓ અને જાતજાતના પાત્રો નીકળ્યા, તેમ જ બીજુ જે જે મહાત્મા ગૌતમ મુનિને જોઈતુ હતુ, તે તે બધુ ગાયત્રીના એ પૂર્ણ પાત્રમાથી નીકળ્યુ પછી મુનિરાજ ગૌતમે તે વેળા બધા મુનિઓને બોલાવી આનદથી ધન, ધાન્ય, આભૂષણો

* આ અધ્યાયમાં ગૌતમના શાપથી બ્રાહ્મણો બીજા દેવોના ઉપાસનામાં શ્રદ્ધાળુ થયા છે, એ કથા સો શ્લોકોથી કહેવાશે

તથા વસ્ત્રો આપ્યા, તેમ જ પૂર્ણપાત્રમાથી ગાયો, ભેંસો વગેરે જે પશુઓ નીકળ્યા હતા, તે પણ આપ્યા અને સ્રુચ–સ્રુવ વગેરે જે યજ્ઞસામગ્રી નીકળી હતી, તે પણ આપી પછી ગૌતમમુનિના કહેવાથી તે બધાય એકઠા મળી યજ્ઞો કરવા લાગ્યા, જેથી તે સ્થાન લગભગ સ્વર્ગ જેવુ થઈ ગયુ ત્રણે લોકમા જે કઈ સુદર વસ્તુ દેખાય છે, તે બધી ગાયત્રીએ આપેલા તે પાત્રમાથી ત્યા ઉત્પન્ન થવા લાગી જેથી મુનિની પત્નીઓ આભૂષણો વગેરેથી દેવાગનાઓ સમાન શોભવા લાગી અને મુનિઓ વસ્ત્ર, ચદન તથા આભૂષણોથી દેવો સમાન શોભવા લાગ્યા મુનિના તે આશ્રમમા હમેશા ઉત્સવ થવા લાગ્યો અને રોગાદિનો કે દૈત્યોનો ભય પણ કોઈ પણ સ્થળે લગારે ન રહ્યો મુનિનો તે આશ્રમ ચારે બાજુ સેકડો યોજનનો થઈ ગયો કારણ કે બીજા જે જે પ્રાણીઓ હતા, તેઓ પણ ત્યા એકઠા વસી રહ્યા જિતેન્દ્રિય ગૌતમ પણ તે સર્વેને અભય દાન આપી પોષવા લાગ્યા વિધિપૂર્વક કરેલા અનેક પ્રકારના મહાયજ્ઞોથી દેવતાઓ ખૂબ સતોષ પામ્યા અને ગૌતમમુનિનો યશ ગાવા લાગ્યા મહાયશસ્વી ઈંદ્રે પણ પોતાની સભામા ગૌતમના યશના આ શ્લોક વારવાર ગાવા માડ્યો કે, 'અહો! આ સમયે અત્યત પ્રતિષ્ઠા પામેલા આ ગૌતમમુનિ કલ્પવૃક્ષ જેવા થઈ આપણા મનોરથોને પૂર્ણ કરે છે નહિ તો અતિશય કઠિન આ દુષ્કાળના સમયમા જીવવાની આશા જ જ્યા દુર્લભ છે તો હવિષ તથા વપા તો ક્યા મેળવી શકાય? એમ મુનિરાજ ગૌતમે ગર્વના ગધથી પણ રહિત હોઈ બાર વર્ષો સુધી ઉત્તમ મુનિઓનુ પુત્રની પેઠે પોષણ કર્યુ હતુ મુનિશ્રેષ્ઠ ગૌતમે ગાયત્રીનુ શ્રેષ્ઠ સ્થાન પણ ત્યા કર્યુ હતુ જેમા સર્વ મુનિવરો ત્રણે કાળ ઉત્તમ ભકિતથી પુરશ્ચરણકર્મો કરી જગદબાનુ પૂજન કરતા હતા આજે પણ તે સ્થળે દેવી ગાયત્રી પ્રાતકાળમા બાળારૂપે, બપોરે યુવતીરૂપે અને સાયકાળે વૃદ્ધાસ્વરૂપે દેખાય છે એક સમયે મુનિશ્રેષ્ઠ નારદજી ત્યા આવ્યા પોતાની મહતી નામની વીણાને વગાડતા અને ગાયત્રીના શ્રેષ્ઠ ગુણોને ગાતા તે નારદજી ત્યા પવિત્ર આત્માવાળા મુનિઓની સભામા બેઠા, એટલે ગૌતમાદિ મુનિઓએ શાત મનવાળા તે નારદજીની અતિ ઉત્તમ પૂજા કરી પછી નારદજી ગૌતમના યશની વિવિધ કથાઓ કરવા લાગ્યા કે 'હે બ્રહ્મર્ષિ ગૌતમ! દેવરાજ ઇદ્રે દેવોની સભામા તમારો અનેક પ્રકારનો નિર્મળ યશ ગાયો છે, જે મુનિઓના પોષણથી પ્રકટેલો હોઈ શ્રેષ્ઠ છે ઇદ્રની એ વાણી સાભળી હુ તમને જોવા માટે આવ્યો છુ હે મુનિશ્રેષ્ઠ! જગદબાની કૃપાથી તમે ધન્યવાદપાત્ર છો ' એમ મુનિવર્ય ગૌતમને કહી નારદજી ગાયત્રીના મદિરમા ગયા, અને ત્યા પ્રેમથી પ્રફુલ્લ નેત્રોવાળા થઈ તેમણે જગદબાના દર્શન કર્યા, તેમ જ વિધિ પ્રમાણે દેવીની સ્તુતિ કરી પછી ફરી તે સ્વર્ગમા ગયા તે વખત ગૌતમમુનિએ પોષેલા જે બ્રાહ્મણો ત્યા રહ્યા હતા, તેઓ ગૌતમમુનિનો તે યશ સાભળી અદેખાઈને લીધે ખેદ પામ્યા ને વિચારવા લાગ્યા કે, 'જ્યાર સુકાળનો સમય આવે ત્યારે પાછળથી આ ગૌતમનો યશ લગારે ન રહે, તેમ આપણે કરવુ જોઈએ ' આમ તે બધાએ નક્કી કર્યુ, પછી કેટલાક કાળે પૃથ્વી પર વરસાદ થયો અને હે ઉત્તમ રાજા! સર્વ દેશમા સુકાળ થયો પછી તે સુકાળની વાત સાભળી બધા બ્રાહ્મણોએ ગૌતમ ઉપર ખોટુ આળ મૂકવા તૈયારી કરી + અહો! હે રાજા! તેઓના માતાપિતાને ધન્યવાદ હો કે, જેઓની આવી કૃતઘ્ન સતતિ જન્મી હતી! હે રાજન્! કાળનો મહિમા કોણ કહી શકે તેમ છે? એ દુષ્ટ બ્રાહ્મણોએ ઘરડી હોઈ તરત જ મરી જાય એવી એક ગાય માયાથી ઉત્પન્ન કરી પછી ગૌતમ મુનિનો હોમ કરવાનો સમય થયો ત્યારે એ ગાય અગ્નિશાળામા ગઈ એટલે ગૌતમે, 'હુ હુ' એવા શબ્દથી તેને જેવી અટકાવી કે તે જ ક્ષણે તે મરી ગઈ તે સમયે 'આ દુષ્ટ ગૌતમે ગાયને મારી નાખી' એમ બ્રાહ્મણોએ કોલાહલ કરી મૂક્યો ત્યારે મુનિરાજ ગૌતમ હોમને સમાપ્ત કરી ખૂબ વિસ્મય પામ્યા તેમણે સમાધિથી નેત્રો મીંચીને

+ કૃતઘ્ની બ્રાહ્મણોના માતાપિતાને ઉદ્દેશી વ્યાસનુ આ ખેદદર્શક વાક્ય બહુ વિદાને સૂચવે છે

તેનુ કારણ વિચારી જોયુ, તો આ બધુ બ્રાહ્મણોએ કર્યું છે એમ જાણી લઈ તે જ સમયે, પ્રલયકાળે જેમ રુદ્ર કોપ કરે છે, તેમ વણો ભારે કોપ કર્યો, પછી કોપથી લાલ નેત્રોવાળા તે ગૌતમે સર્વ ઋષિઓને શાપ દીધો કે, 'હે નીચ બ્રાહ્મણો! વેદોની માતા ગાયત્રી વિષે તેમના ધ્યાનમા અને તેમના મત્રજાપમા તમે સપૂર્ણ શ્રદ્ધારહિત થાઓ, તેમ જ ઓ નીચ બ્રાહ્મણો! વેદમા, વેદોક્ત યજ્ઞોમા અને તે સબધી વાતોમા તમે હમેશા શ્રદ્ધા વિનાના થાઓ ઓ નીચ બ્રાહ્મણો! શિવમા, મત્રમા તથા શિવના શાસ્ત્રમા તમે કાયમ શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! મૂલપ્રકૃતિરૂપ શ્રીદેવી વિષે, તેમના ધ્યાનમા અને તેમની કથાઓમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે દુષ્ટ બ્રાહ્મણો! દેવીના મત્રમા, દેવીના સ્થાનમા તથા દેવીના આરાધનકર્મમા તમે કાયમ શ્રદ્ધા વિનાના થાઓ હે દુષ્ટ બ્રાહ્મણો! દેવીના ઉત્સવને જોવાની ઇચ્છામા અને દેવીના નામનુ કીર્તન કરવામા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! દેવીના ભક્તની સમીપ રહેવામા અને દેવીના ભક્તનુ પૂજન કરવામા તમે કાયમ શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! શિવનો ઉત્સવ જોવાની ઇચ્છામા અને શિવભક્તનુ પૂજન કરવામા તમે કાયમ શ્રદ્ધારહિત થાઓ હે અધમ બ્રાહ્મણો! રુદ્રાક્ષ ધારણ કરવામા, બિલ્વપત્રમા તથા શુદ્ધ ભસ્મધારણમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! શ્રૌતસ્માર્ત સદાચારમા તથા જ્ઞાનના માર્ગમા તમે કાયમ શ્રદ્ધા વિનાના થાઓ હે નીચ બ્રાહ્મણો! અદ્વૈત જ્ઞાનની નિષ્ઠામા તથા શમ—દમ આદિ સાધનમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! નિત્યકર્માદિ અનુષ્ઠાનમા તથા અગ્નિહોત્રાદિ સાધનમા તમે કાયમ શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! સ્વાધ્યાયના અધ્યયનમા તથા પ્રવચનમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! ગોદાન આદિ દાનોમા અને પિતૃઓના શ્રાદ્ધોમા તમે કાયમ શ્રદ્ધા વિનાના થાઓ હે નીચ બ્રાહ્મણો! કૃચ્છ્રચાન્દ્રાયણ વ્રતમા તથા પ્રાયશ્ચિત્તમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! તમે શ્રીદેવીથી ભિન્ન, દેવો વિષે શ્રદ્ધા—ભક્તિવાળા તથા શખ—ચક્રાદિના ચિહ્નોવાળા થાઓ હે નીચ બ્રાહ્મણો! તમે કાપાલિક મતમા આસક્ત, બૌદ્ધશાસ્ત્રમા રમનારા અને પાખડઆચારમા તત્પર થાઓ, હે નીચ બ્રાહ્મણો! તમે પિતા, માતા, પુત્ર, ભાઈ, તથા સ્ત્રીને વેચનારા થાઓ હે દુષ્ટ બ્રાહ્મણો! તમે વેદ વેચનારા, તીર્થ વેચનારા તથા ધર્મ વેચનારા થાઓ હે દુષ્ટ બ્રાહ્મણો! તમે પાચરાત્રમા, કામશાસ્ત્રમા, કાપાલિક મતમા તના બૌદ્ધ મતમા શ્રદ્ધાવાળા થાઓ હે નીચ બ્રાહ્મણો! તમે બધા માતા, કન્યા તથા બહેન સાથે વ્યભિચાર કરનારા અને પરસ્ત્રીલપટ થાઓ તમારા વશમા જન્મેલા પુરુષો તથા સ્ત્રીઓ મે આપેલા શાપથી બળી જઈ તમારા સમાન થશે મારે વધારે શુ કહેવુ? મૂલ પ્રકૃતિરૂપ પરમેશ્વરી ગાયત્રી તમારા પર અવશ્ય કોપાયમાન થાઓ, અને અધકૂપ આદિ નરકકુડોમા તમારી સર્વકાળ સ્થિતિ થાઓ.'

વ્યાસ બોલ્યા આવો વાણીરૂપ દડ દઈ જળનુ આચમન કરી ગૌતમ મુનિ પરમ ઉત્સુક થઈ ગાયત્રીના દર્શન માટે ગયા અને ત્યા જઈને તેમણે મહાદેવીને પ્રણામ કર્યા, એટલે પરથી પર તે દેવી પણ બ્રાહ્મણોની દુષ્ટતા જોઈ ચિત્તમા વિસ્મય પામ્યા, જેથી હજી સુધી પણ તેમનુ મુખ હાસ્યયુક્ત દેખાય છે પછી હાસ્યયુક્ત મુખકમળવાળા તે દેવીએ મુનિવર્ય ગૌતમને કહ્યુ કે સર્પને આપેલુ દૂધ ઝેર માટે જ થાય છે હે મહાભાગ! તમે શાન્તિ ધરો. કર્મની ગતિ આવી જ હોય છે' પછી દેવીને પ્રણામ કરી ગૌતમમુનિ પોતાના આશ્રમ તરફ ગયા પછી શાપથી બળી ગયેલા સર્વ બ્રાહ્મણો વેદના સમૂહો ભૂલી ગયા અને ગાયત્રીને પણ વીસરી ગયા, એ આશ્ચર્ય જેવુ થયુ હતુ પછી તે બધા એકઠા મળી પશ્ચાત્તાપથી યુક્ત થઈ પૃથ્વી પર દડવત્ પડીને મુનિવર્ય ગૌતમને પ્રણામ કરવા લાગ્યા અને શરમથી નીચા મુખ રાખી ઊભા રહ્યા ને કઈ પણ વાક્ય બોલી શક્યા નહિ પછી ઘણી વાર સુધી મુનીશ્વર ગૌતમને ચારે બાજુ વીંટળાઈ વળી 'પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ' એમ વારવાર તેઓ પ્રાર્થના કરવા

લાગ્યા એટલે કરુણાથી પૂર્ણ હૃદયવાળા ગૌતમ મુનિએ તેઓને કહ્યુ કે, શ્રીકૃષ્ણાવતાર સુધી કુભી પાક નરકમા તમારી સ્થિતિ રહેશે આ મારુ વાક્ય કદી મિથ્યા નહિ થાય, એમ તમે જાણો પછી કલિયુગમા તમે પૃથ્વી પર જન્મશો અને તે સમયે મારો આ શાપ સત્ય થશે, એમા સશય નથી મારા શાપથી છૂટવા માટે તમને જો ઈચ્છા થાય તો તમારે ગાયત્રીના ચરણકમળનુ કાયમ સેવન કરવુ

વ્યાસ બોલ્યા એમ સર્વને વિદાય કરી, મુનિશ્રેષ્ઠ ગૌતમ 'આવુ મારુ પ્રારબ્ધકર્મ હશે' એમ માની ચિત્તમા શાતિ પામ્યા આ કારણે હે રાજન્! શ્રીકૃષ્ણ સ્વધામમા ગયા પછી જ્યારે કલિયુગ શરૂ થયો, ત્યારે જે બ્રાહ્મણો પૂર્વે ગૌતમના શાપથી બી ગયા હતા, તેઓ કુભીપાકમાથી નીકળ્યા અને પૃથ્વી પર જન્મીને ત્રણે સધ્યાથી રહિત, ગાયત્રીની ભકિત વિનાના, વેદભકિતથી રહિત, પાખડ મતને અનુસરનારા અને અગ્નિહોત્રાદિ સત્કર્મ, સ્વધા તથા સ્વાહાથી ભ્રષ્ટ થયા છે અવ્યકત મૂલપ્રકૃતિને તેઓ કદી જાણતા નથી અને કેટલાક તપ્ત મુદ્રાના ચિહ્નવાળા, કેટલાક સ્વેચ્છાચારમા આસકત, કેટલાક કાપાલિક, કેટલાક કૌલિક, કેટલાક બાદ્ધિ અને કેટલાક જૈન બની ગયા છે તે બધા પડિતો હોવા છતા દુરાચાર ચલાવનાર, પરસ્ત્રીમા લપટ અને દુરાચારમા તત્પર હોઈ ફરી પાછા કર્મોને લીધે કુભીપાકમા જશે માટે હે રાજા! સર્વ પ્રકારે પરમેશ્વરીનુ જ સેવન કરવુ યોગ્ય છે વિષ્ણુની કે શિવની ઉપાસના નિત્ય નથી, પણ શકિતની ઉપાસના જ નિત્ય છે, જેના વિના મનુષ્ય નરકમા પડે છે હે નિર્દોષ રાજા! તમે જે પૂછ્યુ હતુ તે સર્વ મે ટૂકમા કહ્યુ, હવે મણિદ્વીપનુ સુદર વર્ણન તમે સાભળો કે, જે જગતનુ કારણ અને આદિ શ્રીભુવનેશ્વરીનુ શ્રેષ્ઠ સ્થાન છે ૧—૧૧૦

**मत परं मणिद्वीपवर्णनं शृणु सुन्दरम्।**
**यत्परं स्थानमाद्याया भुवनेश्या भवारणे ॥१००॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કધ વિષે અધ્યાય ૯ મો સમાપ્ત

# અધ્યાય ૧૦ મો+

## મણિદ્વીપનું વર્ણન

व्यास उवाच।

**ब्रह्मलोकादूर्ध्वभागे सर्वलोकोऽस्ति य श्रुत।**
**मणिद्वीपः स एवास्ति यत्र देवी विराजते ॥१॥**

વ્યાસ બોલ્યા બ્રહ્મલોકથી ઉપરના ભાગમા જે 'સર્વલોક' પ્રખ્યાત છે, તે જ 'મણિદ્વીપ' છે જ્યા દેવી બિરાજે છે, એ મણિદ્વીપ સર્વલોક કરતા અધિક છે, તેથી 'સર્વલોક' કહેવાય છે, અને સર્વ જગતના આદિમા મૂલપ્રકૃતિરૂપ જગ દબાએ પોતાને રહેવા માટે જ માનસિક ઈચ્છાથી તેને બનાવ્યો છે આ મણિદ્વીપ કૈલાસ કરતા અધિક છે અને વૈકુઠ તથા ગોલોક કરતા પણ અધિક કહે વાય છે ત્રણ લોકમા તેના જેવુ સુદર સ્થાન કોઈ પણ લોકમા નથી હે શ્રેષ્ઠ રાજા! ત્રણે જગતના છત્રરૂપ સસારના તાપનો નાશ કરનાર અને સર્વ બ્રહ્માડોના પ્રતિબિબરૂપ તે જ સ્થાન છે એ મણિ દ્વીપની ચારે બાજુ અનેક યોજન વિસ્તારવાળો અને તેટલો જ ઊંડો અમૃતનો સમુદ્ર છે એ સમુદ્ર વાયુના અથડાવાથી ઊછળતા સેકડો તરગોથી વ્યાપ્ત છે, રત્નોની સ્વચ્છ રેતીથી યુકત છે, માછલા તથા શખોથી વ્યાપ્ત છે, મોજાના સઘર્ષણથી ઉત્પન્ન થતા મોજાના કણોથી શીતળ છે, ભાતભાતની ધજા ઓવાળા અનેક વહાણોના આવવા—જવાથી શોભી રહ્યો છે અને તેના કિનારે કિનારે રત્ન સમાન કાતિ વાળા વૃક્ષો રહેલા છે એ અમૃતના સમુદ્ર પછી લોઢારૂપ ધાતુથી બનાવેલો અને આકાશમા સાત યોજનની ઊંચાઈવાળો મોટો કિલ્લો છે એ કિલ્લામા અનેક શસ્ત્રધારી અને જાતજાતના યુદ્ધમા કુશળ રક્ષકો ચારે બાજુ આનદ કરતા રહે છે એ કિલ્લાને ચાર દરવાજા છે, સેકડો દ્વારપાલોથી તે યુકત છે અને હે રાજા! દેવી પર ભકિતવાળા અનેક ગણોથી તે વીંટાયેલો છે જે દેવતાઓ જગદીશ્વરના દર્શન માટે આવે છે, તેઓના ગણો તથા વાહનો ત્યા રહે છે વળી એ કિલ્લો સેકડો વિમાનોના સઘર્ષણથી

+ આ અધ્યાયમા સાડીસો શ્લોકોથી મણિદ્વીપનું વર્ણન બરાબર કરાશે કે જેથી દેવી પર ભકિત વધે.

તેનુ કારણ વિચારી જોયુ, તો આ બધુ બ્રાહ્મણોએ કર્યુ છે એમ જાણી લઈ તે જ સમયે, પ્રલયકાળે જેમ રુદ્ર કોપ કરે છે, તેમ ઘણો ભારે કોપ કર્યો, પછી કોપથી લાલ નેત્રોવાળા તે ગૌતમે સર્વ ઋષિઓને શાપ દીધો કે, 'હે નીચ બ્રાહ્મણો! વેદોની માતા ગાયત્રી વિષે તેમના ધ્યાનમા અને તેમના મંત્રજાપમા તમે સપૂર્ણ શ્રદ્ધારહિત થાઓ. તેમ જ ઓ નીચ બ્રાહ્મણો! વેદમા, વેદોક્ત યજ્ઞોમા અને તે સબધી વાતોમા તમે હમેશા શ્રદ્ધા વિનાના થાઓ ઓ નીચ બ્રાહ્મણો! શિવમા, મંત્રમા તથા શિવના શાસ્ત્રમા તમે કાયમ શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! મૂલપ્રકૃતિરૂપ શ્રીદેવી વિષે. તેમના ધ્યાનમા અને તેમની કથાઓમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે દુષ્ટ બ્રાહ્મણો! દેવીના મંત્રમા, દેવીના સ્થાનમા તથા દેવીના આરાધનકર્મમા તમે કાયમ શ્રદ્ધા વિનાના થાઓ હે દુષ્ટ બ્રાહ્મણો! દેવીના ઉત્સવને જોવાની ઇચ્છામા અને દેવીના નામનુ કીર્તન કરવામા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! દેવીના ભક્તની સમીપ રહેવામા અને દેવીના ભક્તનુ પૂજન કરવામા તમે કાયમ શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! શિવનો ઉત્સવ જોવાની ઇચ્છામા અને શિવભક્તનુ પૂજન કરવામા તમે કાયમ શ્રદ્ધારહિત થાઓ હે અધમ બ્રાહ્મણો! રુદ્રાક્ષ ધારણ કરવામા, બિલ્વપત્રમા તથા શુદ્ધ ભસ્મધારણમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! શ્રૌતસ્માર્ત સદાચારમા તથા જ્ઞાનના માર્ગમા તમે કાયમ શ્રદ્ધા વિનાના થાઓ હે નીચ બ્રાહ્મણો! અદ્વૈત જ્ઞાનની નિષ્ઠામા તથા શમ—દમ આદિ સાધનમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! નિત્યકર્માદિ અનુષ્ઠાનમા તથા અગ્નિહોત્રાદિ સાધનમા તમે કાયમ શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! સ્વાધ્યાયના અધ્યયનમા તથા પ્રવચનમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! ગોદાન આદિ દાનોમા અને પિતૃઓના શ્રાદ્ધોમા તમે કાયમ શ્રદ્ધા વિનાના થાઓ હે નીચ બ્રાહ્મણો! કૃચ્છ્રચાંદ્રાયણવ્રતમા તથા પ્રાયશ્ચિત્તમા તમે હમેશા શ્રદ્ધારહિત થાઓ હે નીચ બ્રાહ્મણો! તમે શ્રીદેવીથી ભિન્ન, દેવો વિષે શ્રદ્ધા—ભક્તિવાળા તથા શખ—ચક્રાદિના ચિહ્નોવાળા થાઓ હે નીચ બ્રાહ્મણો! તમે કાપાલિક મતમા આસક્ત, બૌદ્ધશાસ્ત્રમા રમનારા અને પાખડઆચારમા તત્પર થાઓ, હે નીચ બ્રાહ્મણો! તમે પિતા, માતા, પુત્ર, ભાઈ, તથા સ્ત્રીને વેચનારા થાઓ હે દુષ્ટ બ્રાહ્મણો! તમે વેદ વેચનારા, તીર્થ વેચનારા તથા ધર્મ વેચનારા થાઓ હે દુષ્ટ બ્રાહ્મણો! તમે પાચરાત્રમા, કામશાસ્ત્રમા, કાપાલિક મતમા તથા બૌદ્ધ મતમા શ્રદ્ધાવાળા થાઓ. હે નીચ બ્રાહ્મણો! તમે બધા માતા, કન્યા તથા બહેન સાથે વ્યભિચાર કરનારા અને પરસ્ત્રીલપટ થાઓ. તમારા વશમા જન્મેલા પુરુષો તથા સ્ત્રીઓ મે આપેલા શાપથી બળી જઈ તમારા સમાન થશે. મારે વધારે શુ કહેવુ? મૂળ પ્રકૃતિરૂપ પરમેશ્વરી ગાયત્રી તમારા પર અવશ્ય કોપાયમાન થાઓ, અને અંધકૂપ આદિ નરકકુડોમા તમારી સર્વકાળ સ્થિતિ થાઓ.'

વ્યાસ બોલ્યા આવો વાણીરૂપ દડ દઈ જળનુ આચમન કરી, ગૌતમ મુનિ પરમ ઉત્સુક થઈ ગાયત્રીના દર્શન માટે ગયા અને ત્યા જઈને તેમણે મહાદેવીને પ્રણામ કર્યા, એટલે પરથી પર તે દેવી પણ બ્રાહ્મણોની દુષ્ટતા જોઈ ચિત્તમા વિસ્મય પામ્યા, જેથી હજી સુધી પણ તેમનુ મુખ હાસ્યયુક્ત દેખાય છે પછી હાસ્યયુક્ત મુખકમળવાળા તે દેવીએ મુનિવર્ય ગૌતમને કહ્યુ કે, સર્પને આપેલુ દૂધ ઝેર માટે જ થાય છે હે મહાભાગ! તમે શાન્તિ ધરો કર્મની ગતિ આવી જ હોય છે.' પછી દેવીને પ્રણામ કરી ગૌતમમુનિ પોતાના આશ્રમ તરફ ગયા પછી શાપથી બળી ગયેલા સર્વ બ્રાહ્મણો વેદના સમૂહો ભૂલી ગયા અને ગાયત્રીને પણ વીસરી ગયા, એ આશ્ચર્ય જેવુ થયુ હતુ પછી તે બધા એકઠા મળી પશ્ચાત્તાપથી યુક્ત થઈ પૃથ્વી પર દડવત્ પડીને મુનિવર્ય ગૌતમને પ્રણામ કરવા લાગ્યા અને શરમથી નીચા મુખ રાખી ઊભા રહ્યા ને કઈ પણ વાક્ય બોલી શક્યા નહિ પછી ઘણી વાર સુધી મુનીશ્વર ગૌતમને ચારે બાજુ વીંટળાઈ વળી 'પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ' એમ વારવાર તેઓ પ્રાર્થના કરવા

લાગ્યા એટલે કરુણાથી પૂર્ણ હૃદયવાળા ગૌતમ મુનિએ તેઓને કહ્યુ કે, શ્રીકૃષ્ણાવતાર સુધી કુભી પાક નરકમા તમારી સ્થિતિ રહેશે આ મારુ વાકય કદી મિથ્યા નહિ થાય, એમ તમે જાણો પછી કલિયુગમા તમે પૃથ્વી પર જન્મશો અને તે સમયે મારો આ શાપ સત્ય થશે, એમા સશય નથી મારા શાપથી છૂટવા માટે તમને જો ઈચ્છા થાય તો તમારે ગાયત્રીના ચરણકમળનુ કાયમ સેવન કરવુ

વ્યાસ બોલ્યા એમ સર્વને વિદાય કરી, મુનિશ્રેષ્ઠ ગૌતમ 'આવુ મારુ પ્રારબ્ધકર્મ હશે' એમ માની ચિત્તમા શાતિ પામ્યા આ કારણે હે રાજન્! શ્રીકૃષ્ણ સ્વધામમા ગયા પછી જ્યારે કલિયુગ શરૂ થયો, ત્યારે જે બ્રાહ્મણો પૂર્વે ગૌતમના શાપથી બળી ગયા હતા, તેઓ કુભીપાકમાથી નીકળ્યા અને પૃથ્વી પર જન્મીને ત્રણે સધ્યાથી રહિત, ગાયત્રીની ભકિત વિનાના, વેદભકિતથી રહિત, પાખડ મતને અનુસરનારા અને અગ્નિહોત્રાદિ સત્કર્મ, સ્વધા તથા સ્વાહાથી ભ્રષ્ટ થયા છે અવ્યક્ત મૂલપ્રકૃતિને તેઓ કદી જાણતા નથી અને કેટલાક તપ્ત મુદ્રાના ચિહ્નવાળા, કેટલાક સ્વેચ્છાચારમા આસકત, કેટલાક કાપાલિક, કેટલાક કૌલિક, કેટલાક બૌદ્ધ અને કેટલાક જૈન બની ગયા છે તે બધા પડિતો હોવા છતા દુરાચાર, ચલાવનાર, પરસ્ત્રીમા લપટ અને દુરાચારમા તત્પર હોઈ ફરી પાછા કર્મોને લીધે કુભીપાકમા જશે માટે હે રાજા! સર્વ પ્રકારે પરમેશ્વરીનુ જ સેવન કરવુ યોગ્ય છે, વિષ્ણુની કે શિવની ઉપાસના નિત્ય નથી, પણ શકિતની ઉપાસના જ નિત્ય છે, જેના વિના મનુષ્ય નરકમા પડે છે હે નિર્દોષ રાજા! તમે જે પૂછ્યુ હતુ તે સર્વ મે ટૂકમા કહ્યુ, હવે મણિદ્વીપનુ સુદર વર્ણન તમે સાભળો કે, જે જગતનુ કારણ અને આદિ શ્રીભુવનેશ્વરીનુ શ્રેષ્ઠ સ્થાન છે ૧—૧૧૦

**अत. पर मणिद्वीपवर्णनं शृणु सुन्दरम् ।**
**यत्परं स्थानमाद्याया भुवनेश्या भवारणे ॥१००॥**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કધ વિષે અધ્યાય ૯ મો સમાપ્ત

# અધ્યાય ૧૦ મો+

## મણિદ્વીપનું વર્ણન

व्यास उवाच ।

**ब्रह्मलोकादूर्ध्वभागे सर्वलोकोऽस्ति य' श्रुतः ।**
**मणिद्वीपः स एवास्ति यत्र देवी विराजते ॥ १ ॥**

વ્યાસ બોલ્યા બ્રહ્મલોકથી ઉપરના ભાગમા જે 'સર્વલોક' પ્રખ્યાત છે, તે જ 'મણિદ્વીપ' છે જ્યા દેવી બિરાજે છે, એ મણિદ્વીપ સર્વલોક કરતા અધિક છે, તેથી 'સર્વલોક' કહેવાય છે, અને સર્વ જગતના આદિમા મૂલપ્રકૃતિરૂપ જગદબાએ પોતાને રહેવા માટે જ માનસિક ઈચ્છાથી તેને બનાવ્યો છે આ મણિદ્વીપ કૈલાસ કરતા અધિક છે અને વૈકુઠ તથા ગોલોક કરતા પણ અધિક કહેવાય છે ત્રણ લોકમા તેના જેવુ સુદર સ્થાન કોઈ પણ લોકમા નથી હે શ્રેષ્ઠ રાજા! ત્રણે જગતના છત્રરૂપ સસારના તાપનો નાશ કરનાર અને સર્વ બ્રહ્માડોના પ્રતિબિબરૂપ તે જ સ્થાન છે એ મણિદ્વીપની ચારે બાજુ અનેક યોજન વિસ્તારવાળો અને તેટલો જ ઊંડો અમૃતનો સમુદ્ર છે એ સમુદ્ર વાયુના અથડાવાથી ઊછળતા સેકડો તરગોથી વ્યાપ્ત છે, રત્નોની સ્વચ્છ રેતીથી યુક્ત છે, માછલા તથા શખોથી વ્યાપ્ત છે, મોજાના સઘર્ષણથી ઉત્પન્ન થતા મોજાના કણોથી શીતળ છે, ભાતભાતની ધજાઓવાળા અનેક વહાણોના આવવા—જવાથી શોભી રહ્યો છે અને તેના કિનારે કિનારે રત્ન સમાન કાતિવાળા વૃક્ષો રહેલા છે એ અમૃતના સમુદ્ર પછી લોઢારૂપ ધાતુથી બનાવેલો અને આકાશમા સાત યોજનની ઊંચાઈવાળો મોટો કિલ્લો છે એ કિલ્લામા અનેક શસ્ત્રધારી અને જાતજાતના યુદ્ધમા કુશળ રક્ષકો ચારે બાજુ આનદ કરતા રહે છે એ કિલ્લાને ચાર દરવાજા છે, સેકડો દ્વારપાલોથી તે યુક્ત છે અને હે રાજા! દેવી પર ભકિતવાળા અનેક ગણોથી તે વીંટાયેલો છે જે દેવતાઓ જગદીશ્વરના દર્શન માટે આવે છે, તેઓના ગણો તથા વાહનો ત્યા રહે છે વળી એ કિલ્લો સેકડો વિમાનોના સઘર્ષણથી

+ આ અધ્યાયમા સાઠેક શ્લોકોથી મણિદ્વીપનું વર્ણન બરાબર કરાશે કે જેથી દેવી પર ભકિત વધે.

થતા ઘટાઓના શબ્દથી ગાજી રહ્યો છે અને ઘોડાઓના હણહણાટ તથા ખરીઓના આઘાતથી તેણે દિશાઓના મોઢા બ્હેરા કરી દીધા છે હે રાજા! હાથમા છડીધારી અને કિલકિલાટ શબ્દ કરતા દેવીના પાર્ષદોએ (છડીઓથી) મારેલા દેવસઘોના સેવકો ત્યા શોભી રહ્યા છે જાતજાતના અવાજથી અતિ વ્યાપ્ત તે કિલ્લામા ઘોઘાટ થતો હોઈ કોઈ પણ સ્થળે કોઈનો શબ્દ કોઈ સાભળી શકતુ નથી વળી ત્યા પગલે પગલે મીઠા જળથી ભરેલા સરોવરો છે અને હે રાજા! રત્ન જેવા વૃક્ષોથી શોભતી અનેક વાડીઓ છે એ કિલ્લા પછી કાસાની ધાતુથી બનાવેલો બીજો મોટો કિલ્લો છે, જેની ટોચ આકાશને અડે છે એ કિલ્લો પહેલા કિલ્લા કરતા તેજમા સોગણો અધિક છે વળી તે દરવાજાઓ તથા બારણાથી યુક્ત અને ઘણા વૃક્ષોથી વ્યાપ્ત છે વૃક્ષોની જેટલી જાતિઓ છે તે બધુ ત્યા છે એ વૃક્ષો કાયમ પુષ્પોવાળા, સદાકાળ ફળોથી વ્યાપ્ત, નવી કૂપળોવાળા અને ઉત્તમ સુગધથી વ્યાપ્ત છે પનસ, ખેરસલ્લી, લોધર, કરેણુ, સીસમ, દેવદાર, કાચનાર, આબા, સુમેરુ લિકુચ, હિગુલ, એલચી, લવિગ, કાયફળ, પાટલા, મુચુકુદ, ફલિની, જઘનેફલા, તાલ, તમાલ, સાલ, કકોલ, નાગભદ્રક, પુન્નાગ, પુલુ, સાલ્વક, કપૂર, અશ્વકર્ણ, હસ્તિકર્ણ, તાલપર્ણ, દાડિમ, ગણિકા, બપોરિયા, લીબુ કુરટક, ચાપેય, કનકવૃક્ષ કાળા અગરના વૃક્ષો, ચદનના વૃક્ષો, ખજૂર, જાઈ, તાલપર્ણી, શેલડી, છીરવાળા વૃક્ષો, ખેરના વૃક્ષો, આખલી, ભિલામા, રુચક, કટાઅશેરિયા, બીલીનાં વૃક્ષો, તુલસીના વનો તથા મલ્લિકાના વનો વગેરે વૃક્ષોની જાતિઓના વનો ત્યા રહેલા છે અને હે રાજા! તે ઉપવનો સેકડો વાવોથી યુક્ત છે ત્યાના બધા ઉત્તમ વૃક્ષો કોયલોના શબ્દોથી વ્યાપ્ત, ગુજારવ કરતા ભમરાઓથી શોભતા, ગુદરને ઝરતા અને શીતળ છાયાવાળા છે વળી તે જાતજાતની ઋતુઓમા થતા હોઈ અનેક પક્ષીઓથી વ્યાપ્ત રહે છે અને અનેક જાતના રસને વહેતી નદીઓથી અત્યત શોભી રહ્યા છે પારવા, પોપટ, મેના તથા હંસોની પાખોથી ઉત્પન્ન થતા વાયુ વડે જેમા વૃક્ષો હાલી રહ્યા છે એવુ તે ઉત્તમ વન સુગધને લાવતા પવનથી ભરપૂર છે, આમતેમ દોડતા હરિણીઓના ટોળાથી યુક્ત છે અને નૃત્ય કરતા મયૂરોના સમૂહની સુખદાયક કેકાવાણીથી ગાજી રહ્યુ છે વળી તે દિવ્ય વન ચારે બાજુ મકરદ રસને ઝરી રહ્યુ છે એ કાસાના કિલ્લા પછી (ત્રીજો) તાબાનો કિલ્લો કહેવાય છે તે સમચોરસ આકારવાળો અને સાત યોજન ઊંચો છે હે રાજા! એ બે કિલ્લાની વચ્ચે કલ્પવૃક્ષની વાડી કહેવાય છે, જેના વૃક્ષોના પુષ્પો સોનેરી કાતિવાળા છે અને પાદડા પણ સોનેરી હોઈ તેઓના ફળના બિયા રત્ન જેવા હોય છે એ વાડીની સુગધ ચારે બાજુ દશ યોજન સુધી ફેલાય છે હે રાજન્! વસતઋતુ વડે રાતદિવસ એ વન રક્ષાયેલુ છે, તે વસત પુષ્પના સિહાસન પર ત્યા બેસી રહે છે, પુષ્પોના છત્રથી શોભે છે, પુષ્પોના શણગારોથી શણગારેલા હોય છે અને પુષ્પોના આસવથી મદમત્ત રહે છે ચૈત્રલક્ષ્મી તથા વૈશાખલક્ષ્મી એ બને તેની માનીતી સ્ત્રીઓ છે એ બેય સ્ત્રીઓ પ્રફુલ્લ મુખવાળી હોઈ પુષ્પોના ગુચ્છારૂપ દડાઓથી રમ્યા કરે છે વળી તે દિવ્ય વન અત્યત સુન્દર છે, ચારે બાજુ પુષ્પરસને ઝરી રહ્યુ છે, પુષ્પોની સુગધવાળા વાયુથી દશ યોજન સુધીની વ્યાપ્ત છે, ગાવામા તત્પર અને સ્ત્રીઓ સહિત દિવ્ય ગધર્વો વડે શોભીતુ જે મદોન્મત્ત કોયલના શબ્દોથી ગાજી રહ્યુ છે વસતની લક્ષ્મીથી યુક્ત છે અને કામી લોકોના કામને વધારનાર છે એ તાબાના કિલ્લા પછી (ચોથો) સીસાનો કિલ્લો કહેવાય છે તેની ઊંચાઈ પણ સાત યોજન કહી છે હે રાજા! તે બને કિલ્લાઓની વચ્ચે સતાનકવૃક્ષોની વાડી છે તેના પુષ્પોની સુગધ ચારે બાજુ દશ યોજન સુધી ફલાય છે કાયમ પ્રફુલ્લ રહેતા તેના પુષ્પો સોના જેવા છે અને તેના ફળો અમૃત જેવા રસથી યુક્ત હોઈ મધુર છે હે ઉત્તમ રાજા! તે વાડીનો નાયક ગ્રીષ્મઋતુ છે જ્યેષ્ઠલક્ષ્મી તથા આષાઢલક્ષ્મી આ બે તેની માનીતી સ્ત્રીઓ છે તાપથી ત્રાસેલા લોકો ત્યાના વૃક્ષોના મૂળમા બેઠા હોય છે એ કિલ્લો અનેક સિદ્ધો તથા અનેક દેવોથી વીંટાયેલો રહે છે ચદનના રસથી ચર્ચેલા પુષ્પોની

માળાઓથી શણગારેલા, હસ્તકમળમા પખાઓને ધારણ કરતા અને વહેતા શીતળ જળને સેવતા સ્ત્રીઓના ટોળાથી તે કિલ્લો શોભી રહ્યો છે એ સીસાના કિલ્લા પછી (પાચમો) સુદર પિત્તળનો કિલ્લો છે હે રાજા! તે કિલ્લો સાત યોજન ઊંચો છે તે બને કિલ્લાઓ વચ્ચે હરિચદનના વૃક્ષોની વાડી છે એ બેય કિલ્લાનો સ્વામી વર્ષાઋતુ છે તે મેઘરૂપી વાહનવાળો, વીજળીરૂપી પીળા નેત્રોવાળો, મેઘરૂપી બખ્તરવાળો, વજ્ર જેવા કડાઓથી ગાજી રહેલો, ઇંદ્રધનુષ ધારણ કરતો અને હજારો જળધારાઓને છોડતો હોઈ ગણોથી વીંટાયેલો રહે છ શ્રાવણલક્ષ્મી, ભાદ્રપદલક્ષ્મી, સ્વરસ્યા, રસ્યમાલિની અમ્બા, દુલા, નિરત્ની, અભ્રમતી, મેઘદતિકા, વર્ષયતી, ચિપુણિકા અને વારિધારા આ બાર વર્ષાઋતુની માનીતી મદોન્મત્ત શક્તિઓ છે એ વાડીમા બધા વૃક્ષો નવી કૂપળોવાળા અને નવીન લતાઓથી વીંટાયેલા છે ત્યાના ઘાસ પણ લીલા જ રહે છે, જેનાથી સઘળી ભૂમિ છવાયેલી છે વળી ત્યા નદીઓ તથા નદોના પ્રવાહો વેગથી વહ્યા કરે છે અને સરોવરના પાણી રાગી લોકોના ચિત્ત જેવા મેલા છે દેવીનુ કામ કરતા દેવો તથા સિદ્ધો ત્યા રહે છે અને જેઓએ વાવ, કૂવા તથા તળાવો દેવી માટે અર્પણ કરેલા હોય એવા ગણો પણ વિલાસો તથા સ્ત્રીઓ સાથે ત્યા વસે છે એ પિત્તળના કિલ્લા પછી (છઠ્ઠો) સાત યોજન ઊંચો પચલોહનો કિલ્લો છે ત્યા પણ એ બને કિલ્લાઓ વચ્ચે મદારવૃક્ષોની વાડી છે તે વાડી અનેક પુષ્પોવાળી વેલડીઓથી વ્યાપ્ત હોઈ અનેક જાતની કૂપળોથી શોભીતી છે એ સ્થળે તેનો રખેવાળ નિર્દોષ શરદઋતુ કહેવાય છે આશ્વિનલક્ષ્મી તથા કાર્તિકલક્ષ્મી એ બે તેની માનીતી સ્ત્રીઓ છે ત્યા અનેક સિદ્ધ લોકો સ્ત્રીઓ તથા પરિવાર સાથ વસે છે એ પચલોહના કિલ્લા પછી (સાતમો) સાત યોજન ઊંચો અને મોટા શિખરોથી દીપતો રૂપાનો કિલ્લો છે એ બે કિલ્લાની વચ્ચે પારિજાતવૃક્ષોની વાડી છે તે પુષ્પોના ગુચ્છાઓથી યુક્ત છે તેના પુષ્પો ચારે બાજુ દશ યોજન સુધી સુગધ ફેલાવે છે અને દેવીનુ કામ કરનારા સર્વ ગણોને આનદ ઉપજાવે છે ત્યા મહાઉજ્જ્વળ હેમંતઋતુ સ્વામી કહેવાય છે તે પોતાના ગણો તથા આયુધો સહિત હોઈ સર્વ રાગી લોકોને રાજી કરે છે માર્ગશીર્ષલક્ષ્મી તથા પૌષલક્ષ્મી આ બે તેની માનીતી સ્ત્રીઓ છે ત્યા દેવીના વ્રત કરતા સિદ્ધ લોકો રહે છે એ રૂપાના કિલ્લાથી આગળ (આઠમો) સાત યોજન ઊંચો સોનાનો કિલ્લો કહેવાય છે તે તપેલા સોનાથી બનેલો છે એ બને કિલ્લાઓની વચ્ચે પુષ્પપલ્લવથી શોભીતી કદબવૃક્ષોની વાડી છે તેમા કદબની, મદિરાની હજારો ધારાઓ વહ્યા કરે છ, જેને ઇચ્છાનુસાર પીવાથી આત્માનદ અનુભવાય છે ત્યા મોટા ઉદયવાળો શિશિરઋતુ સ્વામી કહેવાય છે માઘલક્ષ્મી તથા ફાલ્ગુનલક્ષ્મી—એ બે તેની માનીતી સ્ત્રીઓ છે એ બનની સાથે શિશિરઋતુ અનેક પ્રકારના વિલાસો કરતો અનેક ગણોથી વીંટાઈ રહે છે જેઓ દેવીની પ્રીતિ માટે ગોદાન—ભૂદાન ઇત્યાદિ દાન કરનારા હોય છે, તે મોટા સિદ્ધ લોકો અનેક પ્રકારના ભોગોથી યુક્ત જન્મેલા હોઈ ઘણા આનદી રહીને સ્ત્રીઓ તથા પરિવારો સાથે ત્યા વસે છે સોનાના કિલ્લાથી આગળ સાત યોજન લાબો અને કેસર જેવા લાલ રગનો (નવમો) પોખરાજનો કિલ્લો છે ત્યાની ભૂમિ, વનો તથા ઉપવનો પોખરાજના જ છે અને રત્ન જેવા વૃક્ષોના ક્યારાઓ પણ પોખરાજના જ કહેવાય છે મણિદ્વીપમા જે કિલ્લો જે રત્નનો છે, તે જ રત્નના વૃક્ષો, વનભૂમિ તથા પક્ષીઓ છે જળ પણ તે જ રત્નના રગનુ છે અને મડપો, મડપના સ્તભો, સરોવરો તથા કમળો પણ તે જ રત્ન જેવા છે જવો છે તેવુ જ તે કિલ્લામાનુ બધુય છે હે રાજા! રત્નોના કિલ્લા વગેરેમા પદ્ધતિ જ એવી કહી છે અને પહેલાના કિલ્લા કરતા તે પછીનો કિલ્લો તેજમા લાખગણો અધિક છે એ પોખરાજના કિલ્લામા દરેક બ્રહ્માડમા રહેતા દિક્પાલોના સમષ્ટિરૂપ દિક્પાલો ચળકતા ઉત્તમ આયુધોને ધારણ કરે છે એ કિલ્લાની પૂર્વ દિશામાં ઊંચા શિખરોવાળી તથા અનેક પ્રકારના ઉપવનોથી યુક્ત અમરાવતી નગરી છે, ત્યા ઇંદ્ર શોભી રહ્યો છે સ્વર્ગમા જેટલી શોભા છે, તેથી હજારગણી અધિક

તે સમષ્ટિ—ઇંદ્રની નગરીની શાભા છે એ સ્થળે ઐરાવત પર બેઠેલો, હાથમા વજ્ર ધારણ કરતો અને દેવોની સેનાથી વીંટાયેલો પ્રતાપી ઇંદ્ર શાભી રહ્યા છે તેમ જ દેવાગનાઓના સમૂહોથી વીંટાયેલી ઇંદ્રાણી પણ ત્યા બિરાજે છે વળી હે રાજા! એ કિલ્લાના અગ્નિ ખૂણામા વ્યષ્ટિ—અગ્નિની નગરી જેવી સમષ્ટિ—અગ્નિની નગરી છે ત્યા સ્વાહા તથા સ્વધાથી યુક્ત અગ્નિ પોતાના વાહનો તથા અલકારો સહિત હોઈ પોતાના દેવગણોથી વીંટાઈને બિરાજે છે હે રાજન્! દક્ષિણ દિશામા યમની નગરી છે તેમા દડને ધારણ કરતા ચિત્રગુપ્ત વગેરે પોતાના યોદ્ધાઓથી વીંટાયેલો અને પોતાની શક્તિ સહિત સૂર્યપુત્ર મહાન યમદેવ રહે છે નૈઋત્યી દિશામા રાક્ષસી—રાક્ષસોથી વીંટાયેલો, ખડ્ગને ધારણ કરતો અને પોતાની શક્તિ સહિત, નિઋતી શોભી રહ્યો છે પશ્ચિમ દિશામા વરુણની નગરી છે તેમા પાશને ધારણ કરતો પ્રતાપી, મોટા માછલા પર બેઠેલો, વારુણી મદિરાના કફવાળો પોતાની શક્તિ સહિત, પોતાના જળજતુઓના ગણોથી યુક્ત અને પોતાની પત્ની સાથે મૈથુનસુખમા આસક્ત વરુણ રાજા રહે છે વાયવ્ય ખૂણામા વાયુનો લોક છે તેમા વાયુની સાધના કરતા યોગીઓથી વીંટાયેલો, હાથમા ધ્વજ ધારણ કરતો, વિશાળ નેત્રોવાળો, મૃગરૂપ વાહન પર બેઠેલો, મુરુદ્ગણોથી વીંટાયેલો અને પોતાની શક્તિ સહિત વાયુદેવ રહે છે હે રાજા! ઉત્તર દિશામા મોટો યક્ષલોક છે તેમા વૃદ્ધિ-ઋદ્ધિ આદિ શક્તિઓ તથા નવ નિધિઓથી યુક્ત, મોટા પેટવાળો અને ધનનો અધિપતિ કુબેર રહે છે તે કુબેર મણિભદ્ર, પૂર્ણભદ્ર, મણિમાન, મણિકધર, મણિભૂપ, મણિસ્રગ્વી, અને મણિકાર્મુકધર ઈત્યાદિ સેનાપતિઓ સહિત હોઈ પોતાની શક્તિઓ સાથે રહે છે ઈશાન ખૂણામા ઘણો જ મોટો અને અમૂલ્ય રત્નોથી વ્યાપ્ત રુદ્રલોક કહેવાય છે, જ્યા રુદ્રદેવ અધિષ્ઠાતા છે તે ક્રોધી, તેજસ્વી, નેત્રવાળા, પીઠ પર મોટા ભાથા બાધતા અને ડાબા હાથમા ધનુષ શોભે છે તેમની પાસે દોરી પર ચડાવેલ ધનુષ ધારણ કરેલા અને તેમના પોતાના જેવા અસખ્ય રુદ્રોથી વીંટાયેલો રહે છે તેઓ ત્રિશૂળરૂપી ઉત્તમ આયુધવાળા, વિકૃત મુખવાળા, ભયકર મોઢાવાળા, મુખમાથી અગ્નિને બહાર કાઢતા, દશ હાથવાળા, કેટલાક સો હાથવાળા, હજારો હાથવાળા, દશ પગવાળા, દશ ડોકોવાળા, ત્રણ નેત્રોવાળા ને ઉગ્ર મૂર્તિધારી છે વળી અતરિક્ષમા તથા પૃથ્વી પર ફરતા જે જે રુદ્રો રુદ્રાધ્યાયમા કહ્યા છે, તે બધાથી તે વીંટાયેલા છે, તેમ જ કરોડો રુદ્રાણીઓથી યુક્ત ભદ્રકાલી વગેરે માતાઓ સહિત, અનેક જાતની શક્તિઓવાળી ડામરી આદિ દેવીના ગણોથી વીંટાયેલી, વીરભદ્ર આદિથી યુક્ત, મુડમાળાને ધારણ કરતા, નાગોના કકણવાળા, ડોકમા નાગોને ધારણ કરતા, વાઘનુ ચામડુ પહેરેલા, હાથીના ચામડારૂપી ઉત્તરીય વસ્ત્ર ધારણ કરતા, ચિતાની ભસ્મથી ખરડાયેલા અગવાળા અને પ્રમથ આદિ ગણોથી વીંટાયેલા તે મહેશ્વરે અવાજ કરતા ડમરુના નાદથી દિશાઓના મુખ બહેરા કરી મૂકયા છે અને અટ્ટહાસ્ય તથા ખભા ઠોકવાના અવાજોથી આકાશતલને ખળભળાવી મૂક્યુ છે. વળી તે ભૂતોના સઘથી ઘેરાયેલા અને ભૂતોની સાથે જ વસતા હાઈ ઈશાન જ છે ૧-૧૦૦

**अट्टहासास्फोटशब्दैः सत्रासितनभस्तलः ।**
**भूतसघसमाविष्टो भूतावासो महेश्वरः ॥ १०० ॥**
**ईशानदिक्पतिः सोऽय नाम्ना चेशान एव च ।**

ઈતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કધ વિષે અધ્યાય ૧૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૧ મો*

### માણેકના કિલ્લા વગેરેનુ વર્ણન

**व्यास उवाच ।**

**पुष्परागमयादग्रे कुङ्कुमारुणविग्रहः ।**
**पद्मरागमयः सालो मध्ये भूश्चैव तादृशी ॥ १ ॥**

વ્યાસ બોલ્યા એ પોખરાજના કિલ્લા પછી કેસર જેવા લાલ રગનો (દશમો) પદ્મરાગ મણિ—માણેકનો કિલ્લો છે તેની વચ્ચેની ભૂમિ પણ તેવી માણેકની જ છે હે રાજા! એ કિલ્લો દશ યોજન

* આ અધ્યાયમા એકસો ને દશ શ્લોકોથી પદ્મરાગ મણિ વગેરેથી બનાવેલા ચિંતામણિ ગૃહ સુધીના કિલ્લાઓનું વર્ણન કર્યું છે.

ઊંચો અને દરવાજા તથા દ્વારોથી યુકત છે તેની અંદર માણેકના જ થાંભલાઓવાળા સેંકડો મંડપો છે તેની મધ્યભૂમિમાં અનેક આયુધોને ધરતી, વીર અને રત્નોના શણગારોથી શણગારેલી ચોસઠ કલાઓ રહે છે એ દરેક કલાઓના પણ જુદા જુદા લોક ત્યાં છે અને તે તે લોકની તે સ્વામિનીઓ છે તેઓ એ કિલ્લાની વચ્ચેના ઘરને ચોતરફથી વીંટાઈ વળીને સદા રહે છે તે પોતે પણ પોતપોતાના લોકવાસીઓથી સેવાયેલી હોઈ પોતપોતાના વાહનો તથા હથિયારોથી યુકત રહે છે હે જનમેજય! તે કલાઓના નામો હું કહું છું, સાંભળો પિંગલાક્ષી, વિશાલાક્ષી, સમૃદ્ધિ, વૃદ્ધિ, શ્રદ્ધા, સ્વાહા, સ્વધા, અભિખ્યા, માયા, સંજ્ઞા, વસુંધરા, ત્રિલોકીધાત્રી, સાવિત્રી, ગાયત્રી, ત્રિદશેશ્વરી, સુરૂપા, બહુરૂપા, સ્કંદમાતા, અચ્યુતપ્રિયા, વિમલા, અમલા, અરુણી, આરુણી, પ્રકૃતિ, વિકૃતિ, સૃષ્ટિ, સ્થિતિ, સંહૃતિ, સંધ્યા, માતા, સતી, હંસી, મર્દિકા, વજ્રિકા, દેવમાતા, ભગવતી, દેવકી, કમલાસના, ત્રિમુખી, સપ્તમુખી, અન્યા, સુરાસુરવિમર્દિની, લંબોષ્ઠી, ઊર્ધ્વકેશી, બહુશીર્ષા, વૃકોદરી, રથરેખા, શશીરેખા, ગગનવેગા, પવનવેગા, ભુવનપાલા, મદનાતુરા, અનંગા, અનંગમથના, અનંગમેખલા, અનંગકુસુમા, વિશ્વરૂપા, સુરાદકા, ક્ષયકરી, અક્ષોભ્યા, સત્યવાદિની, શુચિવ્રતા, ઉદારા અને વાગીશી—આ ચોસઠ કળાઓ કહેવાય છે આ બધા કળાઓ તેજસ્વી જીભયુકત મુખવાળી હોઈ મુખમાંથી ઉગ્ર અગ્નિને બહાર કાઢયા કરે છે અને ક્રોધથી લાલ નેત્રવાળી હોઈ આવી વાણી બોલ્યા કરે છે કે 'અમે સઘળું પાણી પી જઈએ, અગ્નિનો સંહાર કરીએ, પવનને થંભાવી દઈએ અને આખા જગતને હમણાં ખાઈ જઈએ (એવી રીતે) વળી તે બધી ધનુષ-બાણને ધારણ કરે છે, યુદ્ધ માટે સદા ઉત્સુક જ રહે છે, દાઢો કચકચાવી દિશાઓના મોઢા બહેરા કરી મૂકે છે, પિંગળા અને ઊંચા કેશવાળી છે ત દરેકની પાસે સો સો અક્ષૌહિણી સેનાઓ કહવાય છે હે શ્રેષ્ઠ રાજા! તે અક્ષૌહિણી સેનાઓ પણ એવી છે કે, તેમાની એક એક સેના બ્રહ્માંડોનો નાશ કરી નાખવા સમર્થ છે (એ એક એક સેના જો એવું સામર્થ્ય ધરાવે છે તો) એ સઘળી સેના આ જગતમાં શું ન કરે, તે કહેવું પણ અશકય છે હે રાજા! તે કિલ્લામાં બધી યુદ્ધસામગ્રી પણ છે રથો, ઘોડા, હાથીઓ, શસ્ત્રો તથા પાર્ષદોની ત્યાં ગણતરી જ થઈ શકતી નથી એ માણેકના કિલ્લા પછી ગોમેદમણિથી બનાવેલો (અગિયારમો) મોટો કિલ્લો છે તે દશ યોજન ઊંચો છે પ્રફુલ્લ જાસુદના પુષ્પ જેવી કાંતિવાળો છે, તેની અંદરની ભૂમિ પણ તેવી જ છે અને તેની અંદરના વસનારાઓના ઘરો, પક્ષીઓ, શ્રેષ્ઠ થાંભલા, વૃક્ષો, વાવડીઓ અને સરોવરો પણ ગોમેદમણિના જ બનેલા હોઈ કેસર જેવા લાલ રંગના છે તેની વચ્ચે રહેતી બત્રીસ શકિતઓ મહાદેવીઓ કહેવાય છે હે રાજા! તેઓ અનેક જાતના શસ્ત્રોને ધારણ કરે છે ગોમેદમણિથી શણગારેલી હોઈ દરેક જુદા જુદા લોકમાં રહે છે, ગોમેદકિલ્લાની વચ્ચે રહેલા ચિંતામણિગૃહને ચારે બાજુથી વીંટાઈ વળી શસ્ત્રોથી સજ્જ છે અને પિશાચો જેવા મુખવાળી છે વળી તે શકિતઓ સ્વર્ગલોકમાં વસનારાઓ વડે પણ કાયમ પૂજાય છે હાથમાં ચક્ર ધારણ કરે છે, ક્રોધથી લાલ નેત્રોવાળી છે, અને નિરંતર 'ચીરી નાખો, રાંધી નાખો, કાપો, બાળો' એવી વાણી બોલ્યા કરે છે અને યુદ્ધ માટે આતુર હૃદયવાળી છે એ એક એક મહાશકિત પાસે દશ દશ અક્ષૌહિણી સેના રહેલી છે હે રાજા! એ સેનામાં જે એક એક શકિત રહી છે, તે એક એક લાખ બ્રહ્માંડોનો નાશ કરનારી છે તેવી શકિતઓવાળી એ મહાસેનાનું વર્ણન કેવી રીતે થઈ શકે એ કિલ્લામાં રથોની તથા વાહનોની ગણતરી જ નથી અને ત્યાં દેવીની સર્વ જાતની યુદ્ધસામગ્રી શોભી રહી છે હવે પાપોના નાશ કરનારા તે શકિતઓના નામો હું કહું છું વિદ્યા, હ્રી, પુષ્ટિ, પ્રજ્ઞા, સિનીવાલી, કુહૂ, રુદ્રા, વીર્યા, પ્રભા, નંદા, પોષિણી, ઋદ્ધિદા, શુભા, કાલરાત્રિ, મહારાત્રી, ભદ્રકાલી, કપર્દિની, વિકૃતિ, દંડિની, મુંડિની, સેન્દુખંડા, શિખંડિની—નિશુંભશુંભમથિની, મહિષાસુરમર્દિની, ઇંદ્રાણી, રુદ્રાણી, રાક્ષસ-ધ્વંશરીરિણી, નારી, નારાયણી, ત્રિશૂલિની, પાલિની,

અમ્બિકા અને હ્લાદિની—આ નામની તે શક્તિઓ કહેલી છે એ દેવીઓ જો કોપાયમાન થાય તો બ્રહ્માંડનો નાશ જ થઈ જાય એ શક્તિઓનો પરાજય કદી કોઈ સ્થળે થતો નથી ગોમેદના એ કિલ્લા પછી હીરારૂપ મણિઓથી બનેલો (બારમો) કિલ્લો છે. તે દશ યોજન ઊંચો, દરવાજા તથા દ્વારોવાળો, કમાડ તથા સાંકળોથી બાંધેલો અને નવા વૃક્ષોથી શોભીતો છે એ કિલ્લાની મધ્યભૂમિ, ઘરો, ગલીઓ, શેરીઓ, મોટા માર્ગો, આંગણા વૃક્ષોના ક્યારા, વૃક્ષો, સારંગ પક્ષીઓ, લાંબી વાવો, નાની વાવડીઓ, તળાવો તથા કૂવા વગેરે બધુ હીરામય કહેવાય છે. ત્યા ભુવનેશ્વરીની દાસીઓ વસે છે તેઓ દરેક લાખો દાસીઓથી સેવાયેલી અને મદગર્વિત છે. તેમાની કેટલીક પંખાઓને ધારણ કરે છે, કેટલીક હસ્તકમળમા અનેક જાતના પીણાના પાત્રો ધારણ કરે છે અને કેટલીક અત્યત ગર્વવાળી તાબૂલના પાત્રો ધારણ કરે છે વળી કેટલીક છત્રને, કેટલીક ચામરોને, કેટલીક અનેક પ્રકારના વસ્ત્રોને, કેટલીક હસ્તકમળમા પુષ્પને, કેટલીક હાથમા જાતજાતની આરસીઓને, કેટલીક કેસરના વિલેપનને, કેટલીક કાજળને અને બીજી કેટલીક સિંદૂરના પાત્ર ધારણ કરે છે વળી કેટલીક ભગવતી ભુવનેશ્વરીના લલાટમા ચિત્રના શણગાર કરે છે, કેટલીક ભગવતીની પગચંપી કરવા તત્પર રહે છે, કેટલીક શણગાર કરે છે, બીજી કેટલીક આભૂષણોને ધરી રાખે છે અને કેટલીક પુષ્પોના શણગારો કરે છે એવી બીજી પણ અનેક જાતના વિલાસોમા ચતુર ઘણી દાસીઓ છે એ બધી દાસીઓ પોતાના વસ્ત્રોને મજબૂત બાંધી રાખનારી તથા યુવાન છે શ્રીભુવનેશ્વરીની કૃપાના લેશથી તેઓ ત્રણે જગતને તુચ્છ માને છે. શૃંગારના મદથી ગર્વિત એ દેવીઓ દેવી ભુવનેશ્વરીની દૂતીઓ કહેવાય છે હે ઉત્તમ રાજા! તેઓના નામો હુ કહુ છુ, તમે સાભળો. પહેલી અનગરૂપા, બીજી અનગમદના, ત્રીજી સુંદરી મદનાતુરા, ચોથી ભુવનવેગા, પાંચમી ભુવનપાલિકા, છઠ્ઠી સર્વશિશિરા, સાતમી અનગવેદના અને આઠમી અનગમેખલા છે આ બધી વીજળી જેવા અજવાળી, અવાજ કરતા કંદોરાઓવાળી, પગમા અવાજ કરતા ઝાંઝરોવાળી, બહાર ને અંદર આમતેમ દોડતી, વીજળીઓ સરખી, સર્વ કાર્યોમા કુશળ અને હાથમા છડીઓ ધારણ કરે છે. આ આઠેના ઘરો કિલ્લાની બહાર ચોતરફ આઠ દિશાઓમા છે ત ઘરો અનેક જાતના વાહનો તથા હથિયારોથી શોભે છે. એ હીરાના કિલ્લાથી આગળ વૈડૂર્યમણિઓથી બનાવેલો (તેરમો) કિલ્લો છે તે દશ યોજન ઊંચો અને દરવાજા તથા દ્વારોથી શોભાતો છે. ત્યાની બધી ભૂમિ વૈડૂર્યમણિની જ છે. તેમ જ અનેક જાતના ઘરો, શેરીઓ, પોળો અને મોટા સર્વ માર્ગો પણ વૈડૂર્યમણિના જ બનેલા છે વાવ, કૂવા, તળાવા, નદીઓના કિનારા અને સઘળી રેતી પણ વૈડૂર્યમણિઓની જ હોય છે હે ઉત્તમ રાજા! ત્યા આઠે દિશાઓમા બ્રાહ્મી આદિ માતાઓનુ મંડળ પોતાના ગણોથી વીંટાઈને શોભે છે એ માતાઓ દરેક બ્રહ્માંડની (વ્યષ્ટિ) માતાઓની સમષ્ટિ માતાઓ કહેવાય છે બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઇંદ્રાણી અને ચામુંડા આ સાત અને આઠમા મહાલક્ષ્મી એ નામે તે માતાઓ કહેવાય છે તેઓ બ્રહ્મા, રુદ્ર આદિ દેવોના જેવા આકારવાળી, જગતનુ કલ્યાણ કરનારી અને પોતપોતાની સેનાઓથી વીંટાયેલી કહેવાય છે. હે રાજા! એ કિલ્લાના ચારે દ્વારોમા મહેશ્વરી—ભુવનેશ્વરીના વાહનો શણગારો સાથે કાયમ તૈયાર રહે છે કરોડા હાથીઓ, કરોડો ઘોડા, કરોડો પાલખીઓ અને હંસો, સિંહો, ગરુડો, મયૂરો તથા બળદોથી જોડેલા કરોડો રથ તૈયાર જ રહે છે હે રાજા! તે રથો આસપાસના રક્ષકોથી યુક્ત હોઈ ધજાઓ વડે આકાશનો સ્પર્શ કરે છે, તેમ જ અનેક પ્રકારના ચિહ્નોવાળા, જાતજાતના વાદિત્રોથી યુક્ત અને મોટી ધજાઓવાળા કરોડો વિમાનો પણ ત્યા છે એ વૈડૂર્યમણિના કિલ્લા પછી આગળ (ચૌદમો) ઇંદ્રનીલમણિનો બનેલો કિલ્લો છે તે દશ યોજન ઊંચો છે. તેની અંદરની ભૂમિ, શેરીઓ, મોટા માર્ગો, ઘરો, વાવ, કૂવા અને તળાવો—એ સઘળા ઇંદ્રનીલમણિના બનેલા છે. તે કિલ્લામા એક કમળ છે તે ઘણા યોજન વિસ્તારવાળુ, સોળ આરાવાળુ અને બીજા સુદર્શન

ચક્ર જેવું શોભી રહ્યું છે તે કમળમાં સોળ શક્તિઓનાં+ જાતજાતનાં સ્થાનો છે તે બધાં રાચ—રચી લાથી યુક્ત અને સમૃદ્ધિવાળાં છે હે ઉત્તમ રાજા! એ શક્તિઓનાં નામો હું કહું છું, સાભળો કરાલી, વિકરાલી, ઉમા, સરસ્વતી, શ્રી, દુર્ગા, ઉષા, લક્ષ્મી, શ્રુતિ, સ્મૃતિ, ધૃતિ, શ્રદ્ધા, મેધા, મતિ, કાંતિ અને આર્યા—આ સોળ શક્તિઓનાં નામો છે તે કાળા મેઘ જેવી કાળી, હસ્તકમળમાં તલવાર ધારણ કરતી હોઈ એકસરખી ઢાલ ધારણ કરતી અને યુદ્ધ માટે તત્પર મનવાળી છે આ બધી દેવીઓ જગદીશ્વરી દેવીની સેનાપતિઓ છે અને દરેક બ્રહ્માંડમાં રહેલી શક્તિઓની સ્વામિનીઓ કહેવાય છે વળી તેઓ બ્રહ્માંડોને ખળભળાવનારી, ભુવનેશ્વરીની શક્તિથી વધેલી, અનેક પ્રકારના રથો પર બેઠેલી અને જુદી જુદી શક્તિઓથી યુક્ત છે એમના પરાક્રમનું વર્ણન કરવા શેષનાગ પણ સમર્થ નથી, એ ઇન્દ્રનીલ મણિના મોટા કિલ્લા પછી આગળ ઘણો જ મોટો (પદરમો) મોતીઓનો કિલ્લો કહેલો છે ત દશ યોજન ઊંચો છે તેની અંદરની ભૂમિ મોતીની જ બનેલી છે તેની વચ્ચે આઠ પાખડીઓવાળું એક કમળ છે એ પણ મોતીઓના સમૂહથી વ્યાપ્ત, વિશાળ અને કેસરાઓ સહિત છે તેમાં ભુવનેશ્વરી દેવી સમાન આકારવાળી, એ દેવીનાં જ આયુધો (પાશ, અંકુશ, વર તથા અભય) ધારણ કરતી, આઠ મંત્રીઓરૂપ, જગતની ખબરોને જણાવતી, દેવી સમાન ભોગોવાળી, સર્વના અભિપ્રાયને જાણતી, પંડિત, સર્વ કાર્યોમાં કુશળ, સ્વામીનું કાર્ય કરવા તત્પર, દેવીના અભિપ્રાયને જાણતી, ચતુર, અતિ સુંદર અને અનેક શક્તિઓથી યુક્ત છે તેઓ દરેક બ્રહ્માંડમાં વર્તતા પ્રાણીઓના સમાચાર જ્ઞાનશક્તિથી કહી શકે છે હે ઉત્તમ રાજા! તેઓનાં નામો હું કહું છું, તમે મારી પાસેથી સાભળો અનંગકુસુમા, અનંગકુસુમાતુરા, અનંગમદના, અનંગમદનાતુરા, ભુવનપાલા, ગગનવેગા, શશિરેખા અને ગગનરેખા આ આઠ તેઓનાં નામો છે. એ દેવીઓ પાશ, અંકુશ, વર તથા અભયને ધારણ કરે છે, લાલ શરીરવાળી છે અને દરેક ક્ષણે જગતની વાતો (ભગવતીને) જણાવ્યા કરે છે એ મોતીના કિલ્લાથી આગળના ભાગમાં (સોળમો) મોટો મરકતમણિનો કિલ્લો છે તે ઉત્તમ કિલ્લો દશ યોજન ઊંચો કહ્યો છે અને અનેક જાતના સૌભાગ્યથી તથા જાતજાતના ભોગોથી યુક્ત છે તેની અંદરની ભૂમિ તેવી જ (એટલે મરકતમણિની જ) કહી છે તેના ઘરો પણ તેવા જ (મરકતમણિનાં) છે એ કિલ્લામાં મોટો વિસ્તારવાળો એક ષટ્કોણ છે તેના ખૂણાઓમાં રહેલા દેવતાઓ તમે સાભળો પૂર્વના ખૂણામાં ચાર મુખવાળા અને કુંડિકા, અક્ષમાલા, અભય તથા દંડરૂપ આયુધને ધારણ કરતા શ્રેષ્ઠ બ્રહ્મા ગાયત્રી સહિત રમે છે. તે જ આયુધને ધારણ કરતાં શ્રેષ્ઠ દેવતા ગાયત્રીદેવી, મૂર્તિમાન સર્વ વેદો, વિવિધ શાસ્ત્રો, સ્મૃતિઓ અને મૂર્તિમાન પુરાણો પણ ત્યાં રહે છે વળી બ્રહ્માના જે અવતારો, ગાયત્રીના અવતારો તથા વ્યાહૃતિઓના અવતારો છે, તેઓ પણ કાયમ ત્યાં જ રહે છે નૈઋત્ય ખૂણામાં શંખ, ચક્ર, ગદા તથા પદ્મને ધારણ કરતા સાવિત્રી અને તેવા જ વિષ્ણુ રહે છે મત્સ્ય—કૂર્મ વગેરે વિષ્ણુના જે સમગ્ર અવતારો છે અને સાવિત્રીના જે અવતારો છે તે બધા પણ ત્યાં જ રહે છે. વાયુ ખૂણામાં ફરશી, અક્ષમાલા, અભય તથા વરને ધારણ કરતા મહારુદ્ર રહે છે અને તેવાં જ સરસ્વતી પણ રહે છે દક્ષિણામૂર્તિ વગેરે જે જે રુદ્રના અવતારો છે અને જે જે ગૌરીના અવતારો છે, તેઓ પણ ત્યાં જ વસે છે વળી ચોસઠ આગમો અને બીજા પણ જે આગમો કહેવાય છે તે બધા મૂર્તિમાન સ્વરૂપે ત્યાં જ રહે છે અગ્નિ ખૂણામાં પોતાના બન્ને હાથમાં રત્નના કળશને તથા મણિઓના કરંડિયાને ધારણ કરતા ધનદાયક કુબેર કે જે અનેક વીથીઓથી યુક્ત મહાલક્ષ્મી સહિત અને દેવીના ખજાનાના અધિપતિ છે, તે પોતાના ગણોથી વીંટાઈને ત્યાં રહે છે. પશ્ચિમના ખૂણામાં રતિ સહિત કામદેવ કાયમ પાશ, અંકુશ, ધનુષ તથા બાણને ધારણ કરતા બિરાજે છે વળી ત્યાં સર્વ શૃંગારો

+ આ સોળ શક્તિઓ ભુવનેશ્વરીના કહેલા મંત્રથી પૂજામાં શારદાતિલક આદિ ગ્રંથમાં સ્પષ્ટ કહી છે

મૂર્તિમાન થઈ કાયમ તેની પાસે જ વસે છે ઈશાન ખૂણામા વિઘ્નેશ્વર ગણેશદેવ કાયમ પુષ્ટિ સહિત રહે છે તે વીર વિઘ્નહર્તા, પાશ તથા અંકુશને ધારણ કરતા બિરાજે છે હે ઉત્તમ રાજા! ગણેશની જે જે વિભૂતિઓ છે, તે બધી મોટા ઐશ્વર્ય સહિત ત્યા વસે છે (ષટ્કોણમા રહેલા) આ બ્રહ્માદિ દેવો જે કહ્યા તે દરેક બ્રહ્માડમા રહેલા વ્યષ્ટિ બ્રહ્માદિના સમષ્ટિ સ્વરૂપો છે અને તેઓ જગદીશ્વરી ની સેવા કર્યા કરે છે મરકતમણિના એ મોટા કિલ્લાની પછી આગળ (સત્તરમો) પરવાળાનો કિલ્લો છે તે સો યોજન ઊંચો અને કેસર જેવા લાલ રગનો છે ને કિલ્લાની અદરની ભૂમિ તેવી જ (પરવાળાની જ) કહેલી છે અને ઘરો પણ તેવા જ છે તેની વચ્ચે પાચ ભૂતોના સ્વામિની પાચ દેવીઓ વસે છે તેમાના પહેલા હૃલ્લેખા, બીજા ગગના, ત્રીજા રક્તા, ચોથા કરાલિકા અને પાચમા મહાચ્છુષ્મા-એ નામના છે તેઓ પાચ ભૂતો જેવા પ્રભાવશાળી હોઈ પાશ, અંકુશ, વર તથા અભયને ધારણ કરે છે અમાપ અલકારોવાળા હોઈ દેવી સમાન વેશવાળા અને નવા યૌવનથી ગર્વિત છે એ પરવાળાના કિલ્લાથી આગળ (અઢારમો) નવ રત્નોથી બનાવેલો કિલ્લો છે હે રાજા! તે મહાન કિલ્લો અનેક યોજનના વિસ્તારવાળા છે તેમા પૂર્વામ્નાય, પશ્ચિમામ્નાય, દક્ષિણામ્નાય, ઉત્તરામ્નાય તથા ઊર્ધ્વામ્નાયની દેવીઓના અનેક ઘરો છે તે બધા નવ રત્નોમય છે અને ત્યાના તળાવો તથા સરોવરો પણ તેવા જ રત્નોના છે હે રાજા! પાશાંકુશેશ્વરી વગેરે જે શ્રી ભુવનેશ્વરીના અવતારો છે અને મહાવિદ્યાઓના જે ભેદો છે, તે બધા જ ત્યા વસે છે કરોડો સૂર્ય સમાન કાંતિવાળી સર્વ દેવીઓ પોતાની આવરણ દેવીઓ સાથે અને પોતાના ભૂષણો તથા વાહનો સહિત ત્યા જ બિરાજે છે સાત કરોડ મહામંત્રોની દેવતાઓ પણ ત્યા જ રહે છે એ નવ રત્નોના કિલ્લાથી આગળ મોટુ ચિતામણિગૃહ છે. ત્યાની સર્વ વસ્તુ ચિંતામણિરત્નની બનેલી છે તે ગૃહના હજારો સ્તભો, સૂર્ય સમાન, ચદ્ર સમાન અને વીજળી સમાન કાંતિવાળા પથ્થરોથી બનાવેલા છે, જેઓની કાંતિથી (આખ અંજાઈ જતા) અંદરની કોઈ પણ વસ્તુ જોઈ શકાતી નથી ૧—૧૧૦

**विद्युत्प्रभोपलैः स्तंभाः कल्पितास्तु सहस्रशः ।**
**येषां प्रभाभिरन्तःस्थं वस्तु किंचिन्न दृश्यते ॥११०॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમા દ્વાદશ સ્કધ વિષે અધ્યાય ૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૨ મો+

## ચિંતામણિગૃહનું વર્ણન અને દેવીનું ધ્યાન

व्यास उवाच ।

**तदेव देवीसदनं मध्यभागे विराजते ।**
**सहस्रस्तम्भसंयुक्ताश्चत्वारस्तेषु मण्डपाः ॥ १ ॥**

વ્યાસ બોલ્યા (બધા ષોડશદલ, અષ્ટદલ તથા ષટ્કોણની વચ્ચે જે ચિંતામણિગૃહ બિંદુસ્થાને છે,) તે જ મૂલ પ્રકૃતિરૂપે ભુવનેશ્વરી દેવીનુ સ્થાન છે. તેમા હજારો સ્તભોવાળા ચાર મડપો છે એક શૃંગારમડપ, બીજો મુક્તિમડપ, ત્રીજો જ્ઞાનમડપ અને ચોથો એકાતમડપ કહેવાય છે તે ઉત્તમ મડપો અનેક પ્રકારના ચદરવાઓથી યુક્ત, અનેક જાતનાં ધૂપોથી સુવાસિત અને કાંતિથી કરોડો સૂર્ય સમાન પ્રકાશી રહ્યા છે એ મડપોની ચારે બાજુ પહેલી કેસરની વાડી, બીજી જૂઈની વાડી અને ત્રીજી મોગરાની વાડી છે હે રાજા! વાડીઓમા અસંખ્ય કસ્તૂરીમૃગોથી કસ્તૂરીથી ભરેલા હોઈ કસ્તૂરીને ઝરી રહ્યા છે એ ચારે મડપોની બાને બાજુ મહાપદ્મ નામની પણ વાડી છે, જે રત્નોના પગથિયાઓથી બનાવેલી, અમૃતના રસથી ભરેલી, ગુંજારવ કરતા મદોન્મત્ત ભમરાઓથી યુક્ત, હંસો તથા બતક-પક્ષીઓથી વ્યાપ્ત અને સુગધથી ભરપૂર થયેલા દિશાઓના કિનારાવાળી છે એ વાડીઓની સુગધથી મણિદ્વીપ સુવાસિત રહે છે પહેલા શૃંગારમડપમા દેવીઓ વિવિધ સ્વરોથી ગાય છે, ઉત્તમ દેવો સભાસદ તરીકે હોય છે અને સૌની વચ્ચે શ્રીજગદબા બિરાજે છે હે રાજા! મુક્તિમડપના મધ્યમા તો ભગવતી પોતાના ભક્તોને નિરતર (સસારબધનથી) મુક્ત

+ આ અધ્યાયમા તેંતેર શ્લોકોથી ચિતામણિગૃહનુ વર્ણન અને દેવીનુ ધ્યાન સારી રીતે કહેવાશે.

કરે છે અને બીજા જ્ઞાનમંડપમાં જ્ઞાનોપદેશ કરે છે ચોથા એકાંતમંડપમાં જગદંબા પોતાની મંત્રિણી દેવીઓની સાથે કાયમ જગતની રક્ષાનો વિચાર કર્યા કરે છે હે રાજન્! ચિંતામણિગૃહમાં શક્તિના દસ તત્ત્વોરૂપ પગથિયાંવાળો એક પલંગ શોભે છે એ પલંગના ચાર પાયાઓરૂપે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર તથા ઈશ્વર કહેવાય છે અને વચ્ચેના પાટિયારૂપે સદાશિવ છે તે પલંગ ઉપર ભુવનેશ્વર નામના મહાન દેવ બિરાજે છે સૃષ્ટિના આરંભમાં પોતાની ક્રીડા માટે ભગવતી જે બે રૂપોવાળા થયા હતા, તેમાંના જમણા અર્ધભાગરૂપ એ મહેશ્વર છે એ સર્વેશ્વર મહાદેવ કામદેવના ગર્વનો નાશ કરવા માટે ઉદય પામતા કરોડો કામદેવ જેવા સુંદર છે, પાંચ મુખવાળા છે, ત્રણ નેત્રોવાળા છે, મણિઓના શણગારોથી શણગારેલા છે, પોતાના હાથમાં હરિણ, અભય, પરશુ તથા વરને ધારણ કરે છે સોળ વર્ષના જણાતા છે, કરોડો સૂર્ય સરખા પ્રકાશે છે, કરોડો ચંદ્ર જેવા અતિશીતળ છે, શુદ્ધ સ્ફટિક સમાન છે અને શીતળ કાંતિવાળા છે એ મહાદેવના ડાબા ખોળામાં શ્રી-ભુવનેશ્વરી દેવી બેઠેલા છે આ ભગવતી નવા રત્નો-ના સમૂહથી જડેલા કંદોરાથી શોભી રહ્યા છે એમના બાજુબંધરૂપ શણગારો તપેલા સોનાથી જડેલા વૈડૂર્યમણિના છે તેમનું મુખકમળ છલકતી શોભાવાળા ચક્રાકાર કુંડળોથી સુંદર છે લલાટની કાંતિના વૈભવથી તેમણે અર્ધચંદ્રને જીતી લીધો છે પાકા બિલોડાની કાંતિનો તિરસ્કાર કરતા હોઠ વડે તે શોભી રહ્યા છે તેમનું મુખ કેસરના તથા કસ્તૂરીના તિલકથી શોભી રહ્યું છે તેમના દિવ્ય ચૂડામણિમાં ચંદ્ર તથા સૂર્ય અત્યંત પ્રકાશે છે ઉદય પામતા શુક્રગ્રહ સમાન સ્વચ્છ નાકના આકારથી તે દીપી રહ્યા છે, ગળાના અનેક જાતના શણગારમાં લટકાવેલ ઉજ્જ્વળ મોતીઓના ઝુમખાથી તે શોભી રહ્યા છે. તેમના સ્તન ચંદન, કપૂર તથા કેસરના વિલેપનથી શણગારેલા છે તરેહતરેહના વિવિધ અલકાને તેમણે ધારણ કર્યા છે તેમનો ડોક શંખના જેવી છે દાડમની કળી જેવી દાંતની પંક્તિથી તે શોભી રહ્યા છે. અમૂલ્ય રત્નોથી જડેલા મુકુટ વડે તેમનું મસ્તક શોભે છે. તેમનું મુખકમળ મદોન્મત્ત ભમરાઓ-વાળી, માળાઓથી શોભતા કેશોથી યુક્ત છે, તેમનું મુખ કલંકની કઠોરતાથી રહિત શરદઋતુના ચંદ્ર જેવું છે ગંગાના જળમાં પડતી ભમરીઓ સમાન શોભાવાળી નાભિથી તે શોભી રહ્યા છે માણિક્યના ટુકડાઓથી જડેલી વીંટીઓ વડે તેમની આંગળીઓ શોભી રહી છે કમળની પાંખડી જેવા આકારવાળાં ત્રણ નેત્રો વડે તે સુંદર લાગે છે તેમની કાંતિ સરાણ પર ઘસીને ઉજ્જ્વળ કરેલા પદ્મરાગમણિ જેવી ઉજ્જ્વળ છે, રત્નોની ઘૂઘરીઓવાળા રત્નોના કડાથી તે શોભી રહ્યા છે તેમણે ધારણ કરેલી મણિ તથા મોતીઓની સેરોમાં રહેલી ચકતાની પંક્તિ અત્યંત શોભી રહી છે તેમના હાથ રત્ન જેવી આંગળી-ઓથી ફેલાયેલી કાંતિના સમૂહ વડે દીપી રહ્યા છે. ચોળીની અંદર જડેલા અપાર અનેક જાતના રત્નોની પંક્તિની કાંતિને તે ફેલાવી રહ્યા છે જૂઈના પુષ્પોથી સુગંધી કેશપાશમાં ગૂંથેલી જૂઈની માળામાં રહેલી ભમરાઓની પંક્તિથી તે યુક્ત છે ગોળ, મજબૂત ને ઊંચા સ્તનના ભાર વડે જાણે તે થાકી જતા હોય તેવા જણાય છે મંગળમૂર્તિ છે, તેમના ચારે હાથ વર, પાશ, અંકુશ તથા અભય વડે શોભે છે. સર્વ શૃંગારવાળા વેશથી તે યુક્ત છે, તેમના શરીર-રૂપી વેલો અત્યંત કોમળ છે, સૌંદર્યની ધારાનું તો તે સર્વસ્વ છે, નિષ્કપટ કરુણાથી તે ભરપૂર છે પોતાના ભાષણની મીઠાશથી તેમણે વીણાનો પણ તિરસ્કાર કર્યો છે કરોડો સૂર્યચંદ્રની મતિને તે ધારણ કરે છે અનેક સખીઓ, દાસીઓ, દેવાંગનાઓ તથા સર્વ દેવતાઓ તેમની ચારે બાજુએ વીંટાઈ વળ્યા છે. ઇચ્છાશક્તિ, જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિથી તે યુક્ત છે લજ્જા, તુષ્ટિ, પુષ્ટિ, કીર્તિ, કાંતિ, ક્ષમા, દયા, બુદ્ધિ, મેધા, સ્મૃતિ તથા લક્ષ્મી એ દેવાંગનાઓ મૂર્તિમાન થઈ તેમની પાસે રહે છે અને જયા, વિજયા, અજિતા અપરાજિતા. નિત્યા, વિલાસિની, દોગ્ધ્રી, અઘોરા ને મંગલા આ નવ પીઠશક્તિઓ એ જગદંબાને સેવ્યા કરે છે એમની પાસે શંખ તથા પદ્મ નામના બે નિધિ રહે છે અને એ નિધિ-ઓમાંથી નીકળેલી, નવા રત્નોને વહેતી, સોનું ઝરતી

અને સાત ધાતુને વહેતી સર્વ નદીઓ અમૃતના સમુદ્રને છેડે જઈ મળે છે. એ ભુવનેશ્વરી દેવી મહાદેવના ડાબા ખોળામા બિરાજે છે અને તેમના સંગને લીધે જ મહેશ્વરનું સર્વેશ્વરપણું છે, બીજા કોઈ પ્રકારે નથી હે રાજા! આ ચિંતામણિગૃહનું માપ તમે સાભળો મહાપુરુષો તે ગૃહને હજાર યોજન વિસ્તારવાળુ કહે છે તેની આસપાસ પૂર્વે પૂર્વના કરતા બેગણા વિસ્તારવાળા મોટા કિલ્લાઓ કહેવાય છે. એ મણિદ્વીપ અતરિક્ષમા નિરાધાર (અદ્ધર) શોભી રહ્યો છે પ્રલયકાળે તથા સૃષ્ટિકાળે કાર્યને વશ થઈ એ મણિદ્વીપનો વસ્ત્રની પેઠે સકોચ તથા વિકાસ કાયમ થયા કરે છે જ્યા તેજોમય દેવી ભુવનેશ્વરી બિરાજે છે, તે ચિંતામણિગૃહને સર્વ કિલ્લાઓની કાંતિના શ્રેષ્ઠ અવધિરૂપ કહેલ છે હે રાજા! દરેક બ્રહ્માડમા વર્તતા દેવો, નાગો, મનુષ્યો તથા જે જે બીજાઓ શ્રીદેવીના ઉપાસકો છે, તે બધા એ મણિદ્વીપમા જ જાય છે જેઓ દેવીના પૂજનમા તત્પર હોઈ દેવીના ક્ષેત્રોમા પ્રાણો ત્યજે છે, તે બધા એ મણિદ્વીપમા જ જાય છે કે જ્યા દેવીના મોટા ઉત્સવો થઈ રહ્યા છે ઘીની, દૂધની, દહીંની, મધની અમૃતની, દ્રાક્ષના રસની, જાબુના રસની, આબાના રસની તથા શેરડીના રસની હજારો નદીઓ ત્યા વહે છે ત્યાના વૃક્ષો મનધાર્યાં ફળ આપે છે, વાવો અને કૂવા મનગમતા પીણા આપે છે, ત્યા કોઈ જાતની ખામી નથી, રોગ, પળિયા કે વૃદ્ધાવસ્થા ત્યા કદી નથી; ચિંતા, મત્સર, કામ, ક્રોધ વગેરે કઈ પણ નથી, સર્વ લોકો યુવાન હોઈ હજારો સૂર્ય સમાન તેજસ્વી છે અને સ્ત્રીઓ સહિત કાયમ શ્રી ભુવનેશ્વરી દેવીને ભજ્યા કરે છે તેમાના કેટલાક સાલોક્યમુક્તિને, કેટલાક સામીપ્યમુક્તિને, કેટલાક સારૂપ્યમુક્તિને તથા કેટલાક સાર્ષ્ટિ મુક્તિને પામેલા હોય છે. મણિદ્વીપમા જે જે દેવતાઓ વસે છે, તે તે બધા દરેક બ્રહ્માડમા વસતા દેવોના સમષ્ટિસ્વરૂપો છે અને તેઓ ત્યા રહી શ્રીજગદીશ્વરીને સેવ્યા કરે છે સાત કરોડ મહામત્રો મૂર્તિમાન થઈ એ ભગવતીને ઉપાસે છે, તેમ જ સમગ્ર મહાવિદ્યાઓ પણ ગુણોની સામ્યાવસ્થારૂપ, મગળમય અને કારણબ્રહ્મસ્વરૂપ હોઈ માયામિશ્ર સ્વરૂપવાળા તે મહાદેવીને ઉપાસે છે. હે રાજન્! આમ અતિશય મોટા મણિદ્વીપનુ મેં તમારી પાસે વર્ણન કર્યું. સૂર્ય, ચદ્ર, કરોડો વીજળીઓ તથા અગ્નિ એ મણિદ્વીપની કાંતિના કરોડમા ભાગની પણ સમાન નથી એ મણિદ્વીપની કોઈ સ્થળે વિદ્રુમમણિ જેવો, કોઈ સ્થળે મરકત મણિની કાંતિ જેવો, કોઈ સ્થળે વીજળી તથ સૂર્ય સમાન કાંતિવાળો, કોઈ સ્થળે બપોરના સૂર્ય જેવો, કોઈ સ્થળે કરોડો વીજળીઓની મોટી ધારાઓ જેવી ઉત્તમ પ્રભા વડે વ્યાપ્ત અને કોઈ સ્થળે સિંદૂર, ઇન્દ્રનીલ તથા માણિક્ય સમાન કાંતિવાળો છે, તેની દિશાએના કિનારા ઉત્તમ હીરાઓની કાંતિથી ઝળહળી રહ્યા છે, કોઈ સ્થળે કાંતિ વડે તે દાવાનળ સમાન, કોઈ સ્થળે તપેલા સોના જેવો, કોઈ સ્થળે ચન્દ્રકાંતમણિ જેવો અને કોઈ સ્થળે સૂર્યકાંતમણિ જેવો; રત્નોના શિખરોથી તે યુક્ત છે, રત્નોના કિલ્લા તથા દરવાજાઓવાળો છે અને રત્નોના પાદડા, ફળ તથા વૃક્ષોથી તે શોભી રહ્યો છે નાચતા મોરપક્ષીઓના ટોળા વડે તથા હોલા—કબૂતરપક્ષીઓના શબ્દો વડે તે શોભે છે અને કોયલોના મનોહર શબ્દોથી તથા પોપટોનાં ભાષણોથી શોભે છે અતિ સુદર હોઈ આનદદાયક જળવાળા લાખો સરોવરોથી તે વીંટાયેલો છે. એ સરોવરની વચ્ચે પ્રકાશતા પ્રફુલ્લ રત્નમય કમળોને લીધે ચારે બાજુ સો યોજન સુધી સુગધ વડે સુવાસિત છે ધીમા વાયુ સાથે જોડાયલા ચચળ વૃક્ષોથી તે વ્યાપ્ત છે ચિંતામણિ રત્નોના સમૂહોની કાંતિ વડે આકાશને તેણે વ્યાપ્ત કર્યું છે અને રત્નોની કાંતિ વડે ચારે બાજુ દિશાઓના કિનારાઓને તેણે ઝળહળાવી મૂક્યા છે હે રાજન્! વૃક્ષોના સમૂહના અત્યત સુગધી પવનથી તે ઘણો જ ભરપૂર છે, ધૂપની સુગધથી મહેકી રહ્યો છે, મણિરૂપ હજારો દીવાઓથી તે પ્રકાશમાન છે, મણિઓના ઉત્તમ છિદ્રોની અંદર ઝગકતી કાંતિ વડે દિશાઓની ભુલામણી તે ઉત્પન્ન કરે છે અને અદરના ભાગમાં આરસીઓથી યુક્ત છે. હે રાજા! સમગ્ર ઐશ્વર્ય, સમસ્ત શૃંગાર, સંપૂર્ણ સર્વજ્ઞપણું, સમગ્ર તેજ, સર્વ પરાક્રમ,

સર્વોત્તમ ગુણો અને સંપૂર્ણ દયા એમની તો એ સ્થળે ખૂબ પૂર્ણતા જ છે. રાજાના આનંદથી માંડી બ્રહ્મલોક સુધીની ભૂમિઓમાં જે આનંદો છે, તે બધા ત્યાં જ સમાઈ જાય છે. હે રાજા! ઘણા જ મોટા એ મણિદ્વીપનું એવું વર્ણન તમારી આગળ મેં કર્યું. મહાદેવીનું તે શ્રેષ્ઠ સ્થાન સર્વ લોકો કરતાં ઉત્તમોત્તમ છે. એનું સ્મરણ કરતાં તરત જ સર્વ પાપ નાશ પામે છે, અને પ્રાણ જવાના સંધિકાળે તો એનું સ્મરણ કરી હરકોઈ પ્રાણી તે મણિદ્વીપમાં જ જાય છે. જે મનુષ્ય સાવધાન થઈ આ પાંચ અધ્યાયનો કાયમ પાઠ કરે છે, તેને ભૂત—પ્રેત—પિશાચ વગેરેની પીડા કદી થતી નથી (અને જે સ્થળે આનો પાઠ થાય છે, તે સ્થળે પણ ભૂતાદિ રહેતાં નથી.) નવું ઘર બનાવવું હોય ત્યારે અને નવા નગના વાસ્તુયાગમા પણ આ પાંચ અધ્યાયનો પાઠ કાળજીથી કરવો જોઈએ, જેથી કલ્યાણ થાય છે.

**नवीनगृहनिर्माणे वास्तुयागे तथैव च।**
**पठितव्यं प्रयत्नेन कल्याणं तेन जायते ॥ ७३ ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દ્વાદશ સ્કંધ વિષે અધ્યાય ૧૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૩ મો*

## જનમેજયે દેવીનો યજ્ઞ કર્યો

व्यास उवाच।

**इति ते कथितं भूप यद् यत् पृष्टं त्वयाऽनघ।**
**नारायणेन यत् प्रोक्तं नारदाय महात्मने ॥ १ ॥**

વ્યાસ બોલ્યા: હે નિર્દોષ રાજા! તમે જે જે પૂછ્યું હતું, તે તે એ પ્રમાણે મેં તમને કહ્યું છે. મહાત્મા નારદને શ્રીનારાયણે જે કહ્યું હતું, તે જ મેં તમને કહ્યું છે. મહાદેવીનું અતિ અદ્ભુત આ પુરાણ સાંભળી મનુષ્ય કૃતાર્થ થાય છે અને દેવીને અત્યંત પ્રિય થાય છે. હે રાજન્! તમે પણ પોતાના પિતાનો ઉદ્ધાર કરવા દેવીનો યજ્ઞ કરો કારણ કે હે રાજેન્દ્ર! પિતાની દુર્ગતિ જાણી તમે ખેદ પામ્યા છો. માટે જન્મની સફળતા આપનારો અને સર્વ કરતાં ઉત્તમોત્તમ મહાદેવીનો મંત્ર શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તમે સ્વીકારો.

સૂત બોલ્યા: તે સાંભળી રાજાઓમાં સિંહ સમાન જનમેજય રાજાએ મુનીશ્વર વ્યાસની પ્રાર્થના કરીને તેમની પાસેથી જ 'દેવીપ્રણવ' નામનો (માયાબીજરૂપ) મહામંત્ર દીક્ષાવિધિના વિધાનપૂર્વક ગ્રહણ કર્યો. પછી જ્યારે નવરાત્ર આવ્યાં, ત્યારે રાજાઓમાં શ્રેષ્ઠ જનમેજયે ધૌમ્ય વગેરે ઋષિઓને બોલાવી તરત જ ધનના ખર્ચમાં લોભ કર્યા વિના દેવીનો યજ્ઞ કર્યો. (અર્થાત્ કોટિ હોમાત્મક દેવીયજ્ઞ કર્યો.) પછી શ્રી જગદંબાની પ્રીતિ માટે શ્રીદેવીની આગળ (તેમના મંદિરમાં અથવા મંડપસ્થળે સ્થાપેલી શ્રીદેવીની મૂર્તિ સમક્ષ) દેવીભાગવત નામના આ અતિ ઉત્તમ પુરાણનો બ્રાહ્મણો પાસે પાઠ કરાવ્યો. પછી અસંખ્ય બ્રાહ્મણોને સુવાસિની સ્ત્રીઓને, કુમારિકાઓને, બટુકોને, દીનજનોને તથા અનાથોને જમાડયાં ને દ્રવ્યોનાં દાનથી સર્વને સંતોષી યજ્ઞ સમાપ્ત કરી તે રાજા પોતાના સભાસ્થાનમાં બેઠો. તેટલામાં જ 'મહતી' નામની વીણાને વગાડતા અને પ્રજ્વલિત અગ્નિની શિખા જેના તેજસ્વી નારદમુનિ આકાશમાંથી (ત્યાં) ઊતર્યા. તે નારદમુનિને જોઈ ઉતાવળથી ઊભા થઈ રાજાએ આસન આપવું વગેરે સત્કારોથી તેમની પૂજા કરી અને કુશળ પ્રશ્ન પૂછી તેમને આવવાનું કારણ પૂછ્યું.

જનમેજય રાજાએ પૂછ્યું: હે સત્પુરુષ! ક્યા સ્થળેથી તમારું આવવું થયું છે? કહો, હું તમારું શું કાર્ય કરું? તમારા આવવાના કારણે હું સનાથ તથા કૃતાર્થ થયો છું.

સૂત બોલ્યા: રાજાનું તે વચન સાંભળી મુનિશ્રેષ્ઠ નારદજી આમ બોલ્યા.

નારદે કહ્યું: હે રાજાઓમાં ઉત્તમ! દેવલોકમાં આજે મેં આશ્ચર્ય જોયું; તેને જણાવવા અત્યંત વિસ્મિત થઈ હું તમારી પાસે આવ્યો છું. તમારા પિતા પોતાનાં દુષ્ટ કર્મથી દુર્ગતિને પામ્યા હતા. પણ તે જ દિવ્ય શરીરધારી થઈ હમણાં જ દેવોના દેવો વડે ચારે બાજુ સારી રીતે સ્તુતિ કરાતા હોઈ ઉત્તમ વિમાનમાં બેસી મણિદ્વીપમાં ગયા છે. ખરેખર,

* આ અધ્યાયમાં સાડત્રીસ શ્લોકો વડે જનમેજયે દેવીનો યજ્ઞ કર્યો, એ કથા વર્ણવાઈ.

આ દેવીભાગવતના શ્રવણના અને દેવીયજ્ઞના ફળથી તમારા પિતા ઉત્તમ ગતિને પામ્યા છે+ તમે ધન્ય છો કૃતાર્થ છો અને તમારું જીવન સફળ થયું છે હે કુલભૂષણ! તમે પોતાના પિતાનો નરકમાંથી ઉદ્ધાર કર્યો છે, તેથી આજે તમારી વિશાળ કીર્તિ દેવલોકમાં ગવાઈ રહી છે

સૂત બોલ્યા નારદે કહેલું તે વચન સાંભળી પ્રેમથી ગળગળા થયેલા અંતઃકરણવાળો જનમેજય રાજા અદ્ભુત કર્મવાળા વ્યાસના ચરણકમળમાં નમી પડ્યો (ને આમ બોલ્યા )

જનમેજયે કહ્યું. હે મહામુનિ! હે દેવ! તમારી કૃપાથી હું કૃતાર્થ થયો છું કેવળ નમસ્કાર વિના તમે કરેલા ઉપકારનો બદલો મારાથી શી રીતે વાળી શકાય તેમ છે? હે મુનિ! હમેશાં આ રીતે જ તમારે મારા પર કૃપા કર્યા કરવી

સૂત બોલ્યા રાજાનું તે વચન સાંભળી આશી વીદોથી અભિનંદન આપીને તે ભગવાન વ્યાસે આ મધુર વચન કહ્યું

વ્યાસ બોલ્યા હે રાજન્! બધું છોડીને તમે દેવીના ચરણકમળનું ભજન કરો કાયમ સાવધાન રહી દેવીભાગવતનો જ તમે પાઠ કરો અને હમેશાં આળસરહિત થઈ ભક્તિપૂર્વક કાયમ દેવીયજ્ઞ કર્યા કરો તેથી અનાયાસે તમે સંસારબંધનથી છૂટી જશો વિષ્ણુપુરાણ, શિવપુરાણ વગેરે બીજાં પુરાણો જોકે છે, પણ તેઓ આ દેવીભાગવતના સોળમા ભાગને પણ યોગ્ય નથી, કેમ કે આ પુરાણ સર્વ વેદોના સારરૂપ છે હે ઉત્તમ રાજા! જેમાં મૂલપ્રકૃતિનું જ વર્ણન છે, તે આ પુરાણ સમાન બીજું પુરાણ કેમ હોઈ શકે? હે જનમેજય! જેનો પાઠ કરવાથી વેદતુલ્ય પુણ્ય મળે છે, તેનો જ ઉત્તમ પંડિતોએ કાળજીથી પાઠ કરવો જોઈએ

સૂત બોલ્યા રાજાઓમાં શ્રેષ્ઠ જનમેજયને એમ કહી મુનિરાજ વેદવ્યાસ ગયા અને પછી ધૌમ્ય વગેરે પવિત્ર મુનિઓ પણ પોતપોતાના સ્થાને ગયા તે બધા દેવીભાગવતની જ ઉત્તમ પ્રશંસા કરવા લાગ્યા અને પછી રાજા જનમેજય પણ સંતુષ્ટચિત્ત થઈ કાયમ દેવીભાગવતનો જ પાઠ કર્યા કરી પૃથ્વી પર રાજ્ય કરવા લાગ્યો ૧ ૩૦

**राजा शशास धरणीं ततः संतुष्टमानसः ।**
**देवीभागवतं चैव पठन् शृण्वन्निरन्तरम् ॥ ३० ॥**

ઇતિ શ્રીદેવીભાગવતમહાપુરાણમાં દ્વાદશ સ્કંધ વિષે અધ્યાય ૧૩ મો સમાપ્ત

## અધ્યાય ૧૪ મો+

### દેવીભાગવતનું ફલદર્શન

व्यास उवाच ।

**सार्धश्लोकात्मकं यत्तु देवीवक्त्राब्जनिर्गतम् ।**
**श्रीमद्भागवतं नाम वेदसिद्धान्तबोधकम् ॥ १ ॥**

સૂત બોલ્યા દેવીના મુખકમળથી નીકળેલું અને વેદના સિદ્ધાંતને જણાવતું જે અર્ધશ્લોકાત્મક શ્રીમદ્ભાગવત વડના પાંદડા પર સૂતેલા વિષ્ણુને (દેવીએ જ) ઉપદેશ્યું હતું, તેનો જ બ્રહ્મદેવે પહેલાં સો કરોડ શ્લોકોથી મોટો વિસ્તાર કર્યો હતો પછી વેદવ્યાસે શુકદેવજી માટે (તે જ બ્રહ્મદેવકૃત વિશાળ) ભાગવતનો સાર એકઠો કરી બાર સ્કંધોવાળું અને અઢાર હજાર શ્લોકોવાળું આ દેવીભાગવત નામનું પુરાણ પૂર્વે રચ્યું છે મોટા વિસ્તારવાળું તેલું બ્રહ્મદેવકૃત ભાગવતપુરાણ પણ હજી દેવલોકમાં હયાત જ છે આ પુરાણ સમાન પુણ્યદાયક, પવિત્ર અને પાપનો નાશ કરનાર બીજું કોઈ પણ પુરાણ નથી આનો પાઠ કે શ્રવણ કરવાથી મનુષ્ય પદે પદે અશ્વમેધયજ્ઞનું ફળ પામે છે પ્રથમ આ દેવીભાગવતને પોતાના હાથે લખી અથવા બીજા કોઈ લેખક પાસે લખાવી તે જ પુસ્તક પુરાણ વાંચનાર વ્યાસને આપી તેમને વ્યાસબુદ્ધિથી વસ્ત્રાલંકાર વગેરે પૂજી સન્માન કરીને તેમના જ મુખથી આ ભાગવતપુરાણ ઉપવાસી રહીને સાંભળવું પછી ભાદરવા મહિનાની પૂનમના દિવસે સમાપ્તિ કરી સોનાના સિંહ સહિત એ દેવીભાગવતનું પુસ્તક (કથા કાર) પૌરાણિકને

+ વિષ્ણુભાગવતનું શ્રવણ કરવાથી પરીક્ષિતનો ઉદ્ધાર થયો એમ વિષ્ણુભાગવતમાં જે કહ્યું છે, તે બીજા કલ્પને અનુસરીને સમજવું

+ આ અધ્યાયમાં એકત્રીસ શ્લોકોથી વ્યાસના ગયા પછી સમગ્ર પુરાણના ફલદર્શનપૂર્વક ઉપસંહાર કહેવાય

આપવું, પછી તેમને દક્ષિણા આપવી; તેમ જ વાછરડા સહિત શણગારેલી અને સોનાની માળા પહેરાવેલી દૂઝણી કપિલા ગાય આપવી. અને દેવીભાગવતમા જેટલા અધ્યાયો છે, તેટલા (૩૧૮) બ્રાહ્મણોને જમાડવા અને તેટલી જ સુવાસિની સ્ત્રીઓને કુમારીઓને તથા બટુકોને દૂધપાકના ભોજનથી જમાડવા. પછી દેવીની બુદ્ધિથી તેઓની ચંદન, માળા, તથા પુષ્પો વગેરેથી વસ્ત્રાલંકાર વગેરેથી પૂજા કરવી આ પુરાણનુ દાન કરવાથી મનુષ્ય પૃથ્વીના દાનનુ ફળ પામે છે અને આ લોકમા સુખી થઈ અંતે દેવીના નગરમા જાય છે જે મનુષ્ય ઉત્તમ દેવીભાગવતનુ કાયમ ભક્તિથી શ્રવણ કરે છે, તેને કદી કોઈ પણ સ્થળે કંઈ દુર્લભ રહેતુ નથી. પુત્ર વિનાનો પુત્ર પામે, ધનાર્થી ધન પામે અને વિદ્યાર્થી વિદ્યા મળશે. તેમ જ કીર્તિ વડે ભૂમંડળને શોભાવનાર થાય છે, જે સ્ત્રી વાંઝણી હોય, એક જ વાર પ્રસવી હોય અને તેના છોકરા જન્મીને મરી જતા હોય, તેવી હરકોઈ સ્ત્રી આ દેવીભાગવતના શ્રવણથી તે તે દોષોને દૂર કરે છે, એમા સશય નથી જે ઘરમા આ દેવીભાગવતનુ ઉત્તમ પુસ્તક કાયમ પૂજાયેલુ રહે છે, તે ઘરને લક્ષ્મી તથા સરસ્વતી છોડતા નથી; એટલુ જ નહિ, પણ વેતાલ, ડાકિની તથા રાક્ષસો વગેરે ત્યા જોઈ પણ શકતા નથી જે મનુષ્યને તાવ આવ્યો હોય, તે સ્પર્શ કરી સાવધાન થઈ આ પુરાણનો જો પાઠ કરે તો તેના શરીરમાથી અથવા વીસ કે ચાળીસ યોજન પ્રદેશમાથી દાહ સાથે તાવ નાશ પામે છે અને સો વાર આ પુરાણનો પાઠ કરવાથી ક્ષયરોગ પણ નાશ પામે છે જે મનુષ્ય કાયમ સધ્યાકાળે સધ્યા કરી સાવધાન થઈને આ પુરાણના એક એક અધ્યાયનો પાઠ કરે છે, તે મનુષ્ય જ્ઞાની થાય છે હે મુનિ! કરવા યોગ્ય કે ન કરવા યોગ્ય કાર્યોના પ્રસગે (નવમા સ્કધના કહેલા પ્રકારે) શકુનો જોવા તેનો પ્રકાર પ્રથમ (તે સ્થળે) મે કહ્યો છે. જે મનુષ્ય શરદ્‌ઋતુના નવરાત્રમા અતિશય ભક્તિપૂર્વક કાયમ આનો પાઠ કરે છે તેને શ્રીઅબિકાદેવી સતુષ્ટ થઈ ઈચ્છાથી અધિક ફળ આપે છે. અષાઢ, આશ્વિન, માઘ તથા ચૈત્ર મહિનાના શુક્લપક્ષમા નવરાત્રમાં વૈષ્ણવોને લક્ષ્મીને પ્રસન્ન કરવા, શૈવોએ પાર્વતીએ પ્રસન્ન કરવા, ગણપતિના ઉપાસકોએ સિદ્ધિ—બુદ્ધિને પ્રસન્ન કરવા, સૂર્યભક્તોએ છાયાદેવીને પ્રસન્ન કરવા સારુ અને વૈદિક લોકોએ પોતાની ઈષ્ટદેવી ગાયત્રીને પ્રસન્ન કરવા કાયમ કાળજીથી આ ભાગવતનો નિત્ય પાઠ કરવો. હરકોઈ સપ્રદાયના મનુષ્યે કાળજીથી આનો પાઠ કરવો; કેમ કે આ દેવીભાગવતના સબધી કોઈનો પણ વિરોધી નથી; કારણ કે સર્વ લોકોની કાયમી ઉપાસના શક્તિયુક્ત જ હોય છે; માટે એ શક્તિને પ્રસન્ન કરવા દ્વિજ લોકોએ આ દેવીભાગવતનો પાઠ હમેશા કરવો જોઈએ. હવે વધારે કહેવાથી શુ? તત્ત્વદષ્ટિએ જે સાર છે, તે જ હુ કહું છુ. હે ઉત્તમ બ્રાહ્મણો! આ પવિત્ર પુરાણ વેદોના સારરૂપ છે અને પાઠમા તથા શ્રવણમા વેદપાઠ તુલ્ય છે. સત્, ચિત્ તથા આનદરૂપ ગાયત્રીએ પ્રતિપાદન કરેલાં અને હ્રીંકારમય એવા તે દેવીને હુ નમસ્કાર કરું છું, જેથી એ દેવી અમારી બુદ્ધિને સન્માર્ગે પ્રેરે છે

એમ સૂતપુરાણીનુ તે વચન સાભળી નૈમિષારણ્યમાં વસતા તપસ્વીઓ, પુરાણવેત્તાઓમા ઉત્તમ એ સૂતની અતિ ઉચ્ચ પ્રકારે પૂજા કરવા લાગ્યા તે બધા આ પુરાણના પ્રભાવથી પ્રસન્નચિત્ત થયા, દેવીના ચરણકમળને પૂજનારા થયા અને પરમ શાતિ પામ્યા. વળી તેઓ વારવાર સૂતની ક્ષમા માગી ફરી ફરી તેમને નમસ્કાર કરીને કહેવા લાગ્યા કે, 'હે તાત! અમને સસારસમુદ્રથી તારનાર વહાણરૂપ તમે જ છો ' પછી શ્રીજગદબાના ચરણકમળમા ભમરા જેવા તે સૂતપુરાણી, શૌનકાદિ મુનિવરોની આગળ સમગ્ર શાસ્ત્રોના રહસ્યરૂપ આ દેવીપુરાણને એમ સમજાવીને પછી તે નમ્ર મુનિસઘને આશીર્વાદોથી વધાવીને ત્યાથી નીકળી ગયા.

**इति स मुनिवराणामग्रतः श्रावयित्वा ।**
**सकलनिगमगुह्यं दौर्गमेतत् पुराणम् ॥**
**नतमथ मुनिसंघं वर्धयित्वाऽऽशिषाम्वा ।**
**चरणकमलभृङ्गो निर्जगामाथ सूतः ॥ ३१ ॥**

અધ્યાય ૧૪ મો સમાપ્ત

# बारमो स्कंध समाप्त

# ઘરમાં વસાવવા લાયક ઉપયોગી પુસ્તકો

## પુરાણો

| | |
|---|---|
| સ્કંદમહાપુરાણ ભા. ૧—સરળ ભાષાંતર | ૧૫—૦૦ |
| સ્કંદમહાપુરાણ ભા. ૨ „ „ | ૨૦—૦૦ |
| કૂર્મમહાપુરાણ ... „ „ | ૧૨—૦૦ |
| લિંગમહાપુરાણ ... „ „ | ૧૨—૫૦ |
| વિષ્ણુપુરાણ ... „ „ | ૧૦—૦૦ |
| વાયુપુરાણ ... „ „ | ૧૨—૫૦ |
| બ્રહ્માંડમહાપુરાણ ... „ „ | ૧૨—૦૦ |
| બ્રહ્મવૈવર્તપુરાણ (બે ભાગમાં) „ | ૨૪—૦૦ |
| શ્રીમદ્ ભાગવત (બે ભાગમાં) „ | ૨૦—૦૦ |

## રામાયણ—મહાભારત

| | |
|---|---|
| તુલસીકૃત રામાયણ (બે ભાગમાં) ... | ૨૪—૦૦ |
| મહાભારત—શાંતિપર્વ ... ... | ૧૫—૦૦ |
| મહાભારતસાર—સારરૂપ અઢાર પર્વો ... | ૭—૫૦ |

## ઉપનિષદો

| | |
|---|---|
| કઠોપનિષદ—મન્ત્ર, અન્વય અને અર્થ શાંકરભાષ્ય સહિત ... | ૧—૫૦ |
| મુંડકોપનિષદ—શાંકરભાષ્ય સહિત ... | ૨—૫૦ |
| તૈત્તિરીય ઉપનિષદ „ „ ... | ૧—૫૦ |
| ઐતરેય ઉપનિષદ „ „ ... | ૦—૭૫ |
| છાંદોગ્ય ઉપનિષદ „ „ ... | ૭—૫૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ (બે ગ્રંથોમાં) | ૧૨—૦૦ |
| ઈશ ને કેન ઉપનિષદ „ „ ... | ૧—૫૦ |

## વેદાંત—તત્ત્વજ્ઞાન

| | |
|---|---|
| પાતંજલ યોગસૂત્ર—ભાવાર્થ-વિવેચન સાથે | ૩—૫૦ |
| વિચારસાગર—વેદાંતનો મહાન ગ્રંથ ... | ૬—૦૦ |
| વેદાંતસિદ્ધાંતમુક્તાવલી—સરળ ભાષાંતર સાથે | ૨—૦૦ |
| પંચીકરણ—અધ્યાત્મવિદ્યાનો ગ્રંથ | ૨—૦૦ |
| દૃગ્—દૃશ્યવિવેક— ... | ૦—૨૫ |
| વેદાંતશબ્દકોશ—૬૩૨ અઘરા શબ્દો અર્થ સાથે | ૦—૭૫ |
| યોગાભ્યાસ અને આસનવિધિ | ૧—૨૫ |
| આત્મરામાયણ—વેદાંતી રામાયણ ... | ૨—૦૦ |
| જ્ઞાનવાણી—મનનીય લેખો ... | ૨—૦૦ |
| જ્ઞાનલહરી—સ્વામી માધવતીર્થકૃત ... | ૦—૭૫ |
| ભાલવિલાસ—સંસ્કૃતિનાં રહસ્યો ... | ૩—૦૦ |
| ત્રિપુરારહસ્ય—જ્ઞાનખંડ— મૂળ સંસ્કૃત પરથી અનુવાદિત ... | ૧—૫૦ |
| જીવનમુક્તિવિવેક—સ્વામી વિદ્યારણ્ય કૃત | ૧—૫૦ |
| લઘુયોગવાસિષ્ઠસાર—મૂળ શ્લોકો સમજૂતી સાથે | ૧—૦૦ |
| જ્ઞાનનાં ઝરણાં—જિજ્ઞાસુને લખેલા પત્રો | ૦—૭૫ |
| જ્ઞાન અને કર્મ (સ્વામી માધવતીર્થ) | ૦—૪૦ |
| હઠયોગપ્રદીપિકા—સરળ ભાષાંતર ... | ૨—૫૦ |

## શ્રીમત્ શંકરાચાર્યનાં પુસ્તકો

| | |
|---|---|
| ઉપદેશસાહસ્રી—મૂળ સાથે સરળ ભાષાંતર | ૪—૦૦ |
| મણિરત્નમાળા—મૂળ શ્લોકો ભાષાંતર સહિત | ૧—૫૦ |
| સ્તોત્રસંગ્રહ—૪૧ સ્તોત્રો મૂળ સાથે ભાષાંતર | ૩—૦૦ |
| સૌંદર્યલહરી—સરળ અનુવાદ સાથે ... | ૦—૭૫ |
| વિવેકચૂડામણિ—જ્ઞાનપ્રાપ્તિનું નિરૂપણ | ૩—૦૦ |
| પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્તઆનંદલહરી | ૦—૨૫ |
| પ્રબોધસુધાકર અને તત્ત્વબોધ—સરળ અનુવાદ | ૦—૫૦ |
| મોહમુદ્ગર અને બીજાં દશ રત્નો ... | ૧—૫૦ |
| હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા—બને સ્તોત્રોનો મૂળ સાથે સરળ અનુવાદ | ૦—૩૦ |
| શતશ્લોકી—મૂળ સાથે સરળ ભાષાંતર ... | ૧—૨૫ |

## ગીતા—વિષયક

| | |
|---|---|
| શ્રીમદ્ ભગવદ્ગીતા—ગુજરાતી લિપિ | ૧—૦૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા—સંસ્કૃત શ્લોકો | ૧—૦૦ |
| ગીતા એક્સપ્લેઈન્ડ બાય જ્ઞાનેશ્વર—અંગ્રેજીમાં | ૮—૦૦ |
| „ „ „ પાકું પૂઠું | ૧૦—૦૦ |
| ઈન્ટ્રોડક્શન ટુ ગીતા એક્સપ્લેઈન્ડ ... | ૦—૬૦ |
| અવધૂતગીતા—મૂળ સાથે સરળ ભાષાંતર | ૨—૫૦ |
| અષ્ટાવક્રગીતા—મૂળ સાથે ભાષાંતર ... | ૧—૨૫ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા—મોટા અક્ષરમાં | ૩—૦૦ |

## આરોગ્ય અને વૈદક

| | |
|---|---|
| સુશ્રુત આયુર્વેદ—બે ગ્રંથોમાં ... | ૨૪—૦૦ |
| કાશ્યપસંહિતા—ભાષાંતર વિવરણ સાથે ... | ૨૦—૦૦ |
| ચરકસંહિતા ભા. ૧ લો (શ્લોક સૂત્રસ્થાન) | ૨૦—૦૦ |
| ચરકસંહિતા ભાગ ૨ જો—નિદાન, વિમાન, શારીર અને ઇન્દ્રિયસ્થાન | ૨૦—૦૦ |
| ચરકસંહિતા ભાગ ૩ જો—ચિકિત્સિતસ્થાન અ. ૧ થી ૧૫ ... | ૧૫—૦૦ |

ચરકસંહિતા ભાગ ૪ થો—ચિકિત્સિતસ્થાન
અ. ૧૬ થી ૩૦ ... ૧૫—૦૦
ચરકસંહિતા ભાગ ૫ મો—કલ્પ અને
સિદ્ધિસ્થાન ૧૫—૦૦
ભાવપ્રકાશ (બે ભાગમાં)
ભાગ ૧ લો પૂર્વખંડ ... ૧૫—૦૦
ભાગ ૨ જો મધ્યમ અને ઉત્તરખંડ ૨૦—૦૦
યોગરત્નાકર (બે ગ્રંથોમાં) પૂર્વાર્ધ ... ૧૦—૦૦
" " ઉત્તરાર્ધ ... ૧૦—૦૦
અષ્ટાંગહૃદય—વાગ્ભટ—સરળ ભાષાંતર ૨૦—૦૦
હારીતસંહિતા—મહર્ષિ આત્રેય રચિત ૮—૦૦
માધવનિદાન (રોગવિનિશ્ચય) ૨૫—૦૦
શાર્ઙ્ગધરસંહિતા—મૂળ સાથે ભાષાંતર ૧૦—૦૦
આયુર્વેદનો ઇતિહાસ—પં. હેમરાજ શર્મા ૫—૦૦
રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ ૧ લો ૧૫—૦૦
" " (દ્વિતીયખંડ) ૧૨—૦૦
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન—મહાત્મા ગાંધીજી ૧—૨૫
રસાયન (ધાતુ, ઉપધાતુ રસ, વગેરેનો ઉપયોગ) ૨—૦૦
ઘરઘરનો વૈદ્ય—વૈદકીય ઉપચારો ... ૩—૦૦
આપણો આહાર—આહાર વિષે માહિતી ૨—૫૦
ચિકિત્સાંજન—આયુર્વેદિક સરળ ઉપાયો ૧—૦૦
બોપદેવશતક—બોપદેવ કૃત ... ૧—૨૫
વૈદ્યજીવન—કવિ લોલિમ્બરાજ કૃત ... ૧—૨૫
વૈદક ટુચકા સંગ્રહ— ... ૬—૦૦
અકસ્માતના તાત્કાલિક ઉપાયો—
પ્રાથમિક સારવાર ... ૨—૨૫
બરામપટ્ટા—ઘરગથ્થુ ઉપાયો ... ૧—૨૫
જીવનચર્યા—વિજયશંકર ધ. મુનશી ... ૦—૫૦
વૃક્ષાયુર્વેદ—વૃક્ષઉછેરની માહિતી ... ૦—૭૫
ચિકિત્સાકલિકા—મૂળ શ્લોકોનું ભાષાંતર ૨—૦૦
આયુર્વેદ અને ભારત—આયુર્વેદ સંબંધી
અભિપ્રાયો ... ... ૦—૨૫
માંદાનો આહારવિહાર-દર્દીઓ માટે ઉપયોગી ૧—૦૦
માંદગીમાં ઉપવાસ—વિજયશંકર ધ. મુનશી— ૦—૫૦
જ્ઞાનૌષધમંજરી—૭૮ ... ૨૫
સદાચાર અને આરોગ્ય—૧ ...

ખોરાકમાં ઝેર—(ખોરાકમાં થતી ભેળસેળ) ૦—૫૦
ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ... ૧—૦૦
હરડે (અને તેનો ઉપયોગ)— ... ૧—૨૫
દાંતનું જતન—ઉપચારો અને સંભાળ ... ૧—૦૦
કવાથ ઔષધિ—સો કવાથ અને કાઢા ૧—૫૦
પ્રકીર્ણ ઔષધિ—સો ઔષધોની બનાવટ
અને ઉપયોગ ... ૧—૦૦
આયુર્વેદમાં નસ્યચિકિત્સા—શાસ્ત્રીય માહિતી ૧—૦૦

## નીતિ અને સદાચાર

હિંદુધર્મની બાળપોથી—આનંદશંકર ધ્રુવ ૦—૭૫
નીતિસમુચ્ચય—નીતિના પ્રાચીન શ્લોકોનો સંગ્રહ ૦—૭૫
વૈરાગ્યશતક—ભર્તૃહરિકૃત, મૂળ સાથે ભાષાંતર ૦—૫૦
નીતિશતક—ભર્તૃહરિકૃત, મૂળ સાથે ભાષાંતર ૦—૫૦
વિજ્ઞાનશતક—ભર્તૃહરિકૃત, મૂળ સાથે ભાષાંતર ૦—૬૦
નારદનાં ભક્તિસૂત્રો—મૂળ સૂત્રો—પદચ્છેદ
અર્થ અને નોંધ સહિત ... ૦—૮૦
શાંડિલ્યભક્તિસૂત્ર—ભક્તિસૂત્રો અર્થ અને
ટિપ્પણ સાથે ... ... ... ૧—૦૦
સત્સંગમાળા—આધ્યાત્મિક માર્ગદર્શન ... ૦—૭૫
સુભાષિત રત્નમાળા—પસંદ કરેલા ૩૦
શ્લોકોનો સંગ્રહ ... ૧—૦૦
વિદુરનીતિ—ધૃતરાષ્ટ્રને વિદુરનો ઉપદેશ ૨—૨૫
આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર—ધર્મ
અને નીતિવિષયક શ્લોકો ... ૨—૦૦
ચારુચર્યા—નીતિ તથા ઉપદેશના સો શ્લોકો ૦—૨૫
યક્ષ અને યુધિષ્ઠિર—બોધક પ્રશ્નોત્તરી ૦—૬૦
હિંદુધર્મ—(એક પુસ્તકરૂપે) ... ૨—૫૦

## દૃષ્ટાંતકથાઓ

શ્રી સુબોધકથાસાગર—જીવન ઉપયોગી
૩૮૨ દૃષ્ટાંતો ... ... ... ૪—૫૦
ધર્મકથાઓ—૨૩ ધર્મકથાઓ ... ૧—૫૦
સંતની વાતો—રસપ્રદ વાર્તાલાપ ... ૪—૦૦
દૃષ્ટાંતશતક—બોધક સો દૃષ્ટાંતો ... ૧—૫૦
મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો—સંત-
પુરુષોના જીવનના ૧૧૪ પ્રસંગો ... ૧—૫૦
બોધચરિતા—બાપાલાલ ગ. ઠાકર ૩—૦૦